# ઉપોદ્‌ઘાત

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની સ્થાપનાને સાઠ વર્ષ પૂરાં થયાના સન ૧૯૦૮ ના વર્ષમાં ઉજવાએલા હીરક મહોત્સવના અતિ આનંદદાયક પ્રસંગ નિમિત્તે સાહિત્યને લગતાં જે ખાસ કાર્યો કરવાની યોજના કરવામાં આવી છે તે અન્વયે નીચે પ્રમાણે પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છેઃ–

૧. સાઠ વર્ષના ગુજરાતી સાહિત્યનું અવલોકન. ૦–૧૨–૦.
૨. ગુજરાતી ભાષાનો કોશ. ( સ્વર વિભાગ ). ૦—૮—૦.

અમદાવાદ
તા. ૨૧—૧૨—૧૧.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.
અમદાવાદ.

ભરામણ; અમુઝણ; આકુળવ્યાકુળતા; મનમાંનો ગભરાટ. ૨ કટાળો; નિર્વેદ: કાયર થઇ જવું તે. ૩ ગભરાટથી થતું દુઃખ; બેચહેની; રૂંધામણ.

**અકળાવવું**, સ. ક્રિ. પ્રે. ગભરાવવું; કાયર કરવું; પીડાવવું.

**અકળાવું**, અ. ક્રિ. દુઃખ અથવા મુશકેલીમાંથી છૂટવાની ગડભાંગ થવી તે; ગભરાવું; મુંઝવાવું, અમુઝાવું. ૨ કંટાળવું; કાયર થઇ જવું. ૩ દુઃખી થવું; પીડાવું.

**અકળિત**, વિ. (सं. अ+कल्=જાણવું.) કળ્યામાં ન આવે એવું; નહિ કળાએલું; નહિ જણાએલું; નહિ ધારેલું એવું. 'રાય ભીમકનીરે કુમારી, એણે અકળિત વાત વિચારી' પ્રેમાનંદ. ૨ જેનું કળતર (અડસટો) ન કર્યું હોય એવું. (અનાજ–ઉભો પાક વગેરે.)

**અકંચન**, (અકઞ્ચન) વિ. (सं. अ+कञ्चन ઉ.) ગરીબ; દીન; નાદાર; કંગાલ.

**અકંપિત**, (અકમ્પિત.)વિ. (सं. अ+कम्प=ધ્રૂજવું. ઉ.) નહિ કંપેલું; અડગ; દૃઢ; નિશ્ચલ.

**અકાજ**, વિ. (सं. अकार्य ઉ.) નહિ કામનું; નકામું; નિરર્થક.

**અકાબર**, વિ. (આ. अकाबिर ઉ.) મહાન્, મોટું; ઓહ્દાવાળું; પદવીધર; પ્રતિષ્ઠિત.

**અકામ**, વિ. (सं.) નિષ્કામ; કામનારહિત.

**અકામી**, વિ. (सं.) કામ વગરનું; જેને કામના નથી એવું. ૨ રતિ લોલુપતા રહિત; સંયમી; જિતેન્દ્રિય; શાંત વૃત્તિવાળું.

**અકાય**, વિ. (सं.) કાયા રહિત; જેને દેહ નથી એવું. (પરમાત્મા. કામ.)

**અકાર**, પુ. (सं. अ+कृ=કરવું.) 'અ' એવો જે ઉચ્ચાર તે; 'અ' અક્ષર; આદિ અક્ષર. 'અક્ષર માંહી અકાર જે કહ્યો, તે હું જાણી મહંતે ગ્રહ્યો.' ન.ગી.૧૧૩. ૨ અ. अ=નહિ+कार्य. (ઉ.) અકારણ; વગરકારણે; અમસ્તું; નિષ્કારણ. "થાય અકાર અપાર વિનાશજ." વલ્લભ.

**અકારજ**, અ. (सं. अ+कार्य ઉ.) વગર કામે; ફોગટ; મિથ્યા; વ્યર્થ; નકામ; (તમે જે મહેનત કરી તે અકારજ ગઈ.)

**અકારણ**, અ. (सं. अ+कारण.) વગર કારણે; નિષ્પ્રયોજન; ફોગટ; અમસ્તું.

**અકારત**, અ. (सं. अ+कृत्य. ઉ.) વ્યર્થ; ફોગટ; અકારજ; નકામું. અકારત જવું= નકામું પડવું; કોઇપણ કાર્યમાં નહિ આવવું; નિરર્થક જવું.

**અકારાંત**, (અકારાન્ત) વિ. (सं. अकार+अन्त.) જેને અંતે 'અ' હોય એવું; અંતે અકારવાળું.

**અકારૂં**, વિ. અપ્રિય; અણગમતું; અળખામણું; નહિ ગોઠતું; નકામા જેવું. "કંઇ કોટિ વેળ સુને કનડતો એ અકારો થઇ પડયો." કુ.મા.

**અકાર્ય**, વિ. (सं. अ=નહિ+कार्य=કરવા જેવું.) નહિ કરવા જેવું તે; કુકર્મ; કરવાને યોગ્ય નહિ એવું; અકૃત્ય. "અકાર્ય કાર્યના કર્તા, એ સર્વે મૂર્ખ જાણવા." વિ. ની.

**અકાલ**, પુ. (सं. अ=નહિ+काल=સમય.) યોગ્ય સમય નહિ તે; કવખત; કવેળા; કમોસમ; કદહાડો. ૨ વિ. કવખતનું. (અકાલમૃત્યુ.) કમોસમનું. (અકાલવૃષ્ટિ.)

**અકાલિક**, વિ. (सं.) અમુક બનાવ અથવા અમુક વસ્તુ બનવાને માટે જે સ્વાભાવિક સમય હોય તે સમયની આગળ પાછળનું; કવખતનું; કમોસમનું.

**અકાલીન**, વિ. (सं.) કવખતનું; કમોસમનું; અકાલે ઉત્પન્ન થએલું હોય એવું; સમય વગરનું; યથાર્થકાળનું નહિ એવું.

**અકાળ**, જુઓ અકાલ.

**અકાળજ**, વિ. (सं. अकाल+ज=જન્મેલું. ઉ.) અકાળે ઉત્પન્ન થએલું; કદહાડે આવી ચઢેલું.

**અકિંચન**, (અકિઞ્ચન.) વિ. (सं. अ+किञ्चन.) જેની પાસે કંઈપણ ન હોય એવું; ગરીબ; કંગાલ.

**અકિંચિત્કર**, (અકિઞ્ચિત્કર.) વિ. (सं. अकिञ्चित्+कृ=કરવું. ઉ.) કંઈપણ ન કરી

તર્ક એવું; નિર્માલ્ય. ૨ નિર્દોષ.

**અકીક**, પુ. (આ.) એક જાતનો રંગીન ઝળકતો ને લીસો પત્થર; કાચમણિ; ખોટો હીરો; સ્ફટિકની એક જાત.

**અકીકીઓ**, પુ. અકીકની વસ્તુઓ બનાવનારો; અકીકને ઘસી ઉતારી તેના જુદા જુદા ઘાટ બનાવવાનું કામ કરનાર.

**અકીર્ત્તિ**, સ્ત્રી. (સં.) કીર્ત્તિ નહિ તે; અપજશ; બદબોઈ; નિંદા; ખોટું-ભુંડું બોલાવું તે; બટ્ટો; કલંક; અપવાદ.

**અકીર્ત્તિકર**, વિ. (સં.+कृ=કરવું.) અકીર્ત્તિ કરાવે એવું; અપજશકારક; નિંદા થાય એવું; બદબોઈ કરાવનારું.

**અકુટિલ**, વિ. (સં. अ=નહિ+कुटिल.) જેનામાં કુટિલતા ન હોય એવું; સરલ; સીધું; નિખાલસ. Sincire. "એની રચના આડંબર વગરની અને અકુટિલ છે." અમરુ પ્રસ્તા.

**અકુલીન**, વિ. (સં.) નીચા કુળનું; કુળમાં ઉત્પન્ન થએલું નહોય એવું; અકુલવાન; કુળહીન.

**અકુલીનતા**, સ્ત્રી. અકુળવાનપણું; કુલીનતા નહિ તે; હલકાઈ; અધમતા.

**અકુલીનપણું**, ન. જુઓ અકુલીનતા.

**અકુશળ**, વિ. (સં. अ=નહિ+कुशल=હોશિઆર.)નહિ હોશિઆર; આવડવગરનું;જેનામાં કુશળતા ન હોય એવું; અણકસબી, ઓથડ.

**અકુશળતા**, સ્ત્રી. (સં.) નહિ હોશિઆરી તે; અનાવડ.

**અકુંઠિત**, (અકુણ્ઠિત) (સં.) બુઠ્ઠું નહિ તે; જ્યાં નાંખે ત્યાં પાર જતું રહે એવું, અટકે નહિ એવું; તીક્ષ્ણ, અપ્રતિહત.

**અકૃત**, વિ. (સં.) નહિ કરેલું; ખોટું કરેલું; નહિ કરવા જેવું. ૨ ન. ખરાબ-નઠારૂં કામ; અયોગ્ય કાર્ય; પાપ.

**અકૃતજ્ઞ**, વિ. (સં.) કરેલા કામને નહિ જાણનાર; અવગુણીઉં; કૃતઘ્ની; બેવફા.

**અકૃતજ્ઞતા**, સ્ત્રી. (સં.) કરેલા ઉપકારને નહિ જાણવાપણું; કૃતઘ્નતા; હરામીપણું, બેવફાઇ.

**અકૃતાર્થ**, વિ. (સં. अकृत+अर्थ) જેણે પોતાનો અર્થ સિદ્ધ કરેલો નથી એવું;કમનસીબ

**અકૃત્ય**, વિ. (સં.) નહિ કરવા જેવું; ન કરવાનું. ૨ ન. ખરાબ કામ; પાપ.

**અકૃત્રિમ**, વિ. (સં. अ=નહિ+कृत्रिम=બનાવટી.) બનાવટી નહિ એવું; સ્વાભાવિક; નૈસર્ગિક; કુદરતી, અસલ; સાચું; ખરેખરૂં.

**અકૃપા**, સ્ત્રી. (સં.) ગેરમહેરબાની; ઇતરાજી; અવકૃપા.

**અકૃપાળુ**, વિ. (સં.) કૃપાળુ નહિ તે; ગેરમહેરબાન; કૃપારહિત

**અકેક-કું**, વિ. (સં.) એકેએક; દરેક; પ્રત્યેક, 'આ શતકની અકેકી શ્લોક કળામાં રેલાઇ જાય છે.' અમરુ. પ્ર.

**અકોટ**, ન. (સં.) સોપારીનું ઝાડ. ૨ સોપારી; એક ફળ.

**અકોટી**, (અકોંટી) સ્ત્રી. સ્ત્રીઓને કાને પહેરવાનું સોપારીના ઘાટનું એક ઘરેણું;લોળીઉ.

**અકૌટિલ્ય**, ન. (સં.) અકુટિલતા; સરલતા-સરલપણું; સીધાપણું; નિખાલસપણું, પ્રમાણિકપણું.

**અકૌશલ્ય**, ન (સં.) અકુશળતા; અનાવડપણું; બેખબરદારી; ઓથડપણું.

**અક્કડ**, વિ. (दे. इक्कड. ઉં.) નહિ વળી જાય એવું; ટટાર, કડક. ૨ તોરી; ગર્વી; અનમ્ર. અક્કડ ને અક્કડ રહેવું=રોફમાં કે ટાપટીપમાં-રહેવું તે. મમાભિમાનમાં રહેવું તે.

**અક્કડબાજ**, પુ. (+फा. बाकतन्=રાખવું. ઉ. बाज.) અકડાઈવાળો; તોરમા રહેનારો; ફાંકડો; વરણાગીઓ; બાંકો.

**અક્કરચક્કર**, અ. નહિ ધારેલું; એકાએક; કોઈ બાબતનું ઓચીંતું એકદમ આવી પડવું તે.

**અક્કરમી**, વિ. અકર્મી; ઠોઠ. અક્કરમી નિશાળીઆને, વતરણાં ઘણાં=આવડ નહિ ને ઠાઠ ઘણો તે

**અક્કલ**, સ્ત્રી. (फा.) બુદ્ધિ; મતિ; ધી; સમજ; સમજણ. ૨ ડહાપણ; શાણપણ.

અક્કલનો આગળો=દહોડ ડાહ્યો, અર્થાત્ મૂર્ખ. અક્કલનો આંધળો=મૂર્ખ; અણસમજું. અક્કલનો ઉધારો=અક્કલ વગરનું, જેનામાં અક્કલ હોય નહિ તે, મૂર્ખ. અક્કલના કાંકરા કરવા=બેવકુફ્ફ બનવું. અક્કલ ગૂમ થઇ જવી=છક થઇ જવું; સામાના બુદ્ધિ-કૌશલ્યથી આશ્ચર્યચકિત થવું. અક્કલ ઘરેણે મૂકવી=પારકી અક્કલે ચાલવું. અક્કલનો દુશ્મન=અક્કલનો શત્રુ=મૂર્ખ. અક્કલનો બારદાન=મૂર્ખ; જેનામાં બુદ્ધિ ન હોય એવું. અક્કલનો સમુદર=મહુ અ-લવાળો અર્થાત્ મૂર્ખ. અક્કલ બહેર મારી જવી=બુદ્ધિ નહિ ચાલવી; વિશ્વામથી અંધ થઈ કામ કરવું તે. અક્કલ મારી જવી=બુદ્ધિનો સદુપયોગ નહિ થવો. અક્કલ અંધારે વેચાઇ છે=ઇશ્વિરે ગમે તેમ બુદ્ધિ વહેંચી છે. અક્કલ બડી કે ભેસ=સ્થૂલતા (શરીર) ઉપર અક્કલનો આધાર નથી.

**અક્કલગરો**, (અક્કલકરો.) પુ. (फा.) મોંઢામાં રવરવાટ કરે એવું એક જાતની વનસ્પતિનું મૂળીઉં.

**અક્કલમંદ**, વિ. (फा.) બુદ્ધિશાળી, મતિમાન, હોશિયાર; ડાહ્યું; શાણું. ૨ અક્કલવાળી હાલત, બુદ્ધિમત્તા.

**અક્કલવંત-વાન**, વિ. બુદ્ધિશાળી, અક્કલવાળું, હોશિયાર, ખબરદાર.

**અક્કલહોશિઆરી**, સ્ત્રી. (फा.) બુદ્ધિ કૌશલ્ય, સમજણ અને ખબરદારીવાળી જે અવસ્થા તે. આ બે શબ્દો એકત્ર અથવા સંબંધી અર્થમાં વપરાય છે. દસ્તાવેજની ભાષાના પારિભાષિક શબ્દ તરીકે આ શબ્દનો ખતપત્તરમાં ઉપયોગ થાય છે અને તેનો એવો અર્થ થાય છે કે, દસ્તાવેજ કરનારે તે, તેની બુદ્ધિપૂર્વક પાકી સમજણથી (બેસમજમાં-અજ્ઞાનતામાં નહિ) અને મગજની સારી હાલતમાં (ઘેનમાં કે ઘેલછામાં નહિ) કરી આપ્યો છે; ફરેબ દઈને, અંધારામાં રાખીને કે વસ્તુસ્થિતિની બરોબર સમજણ ન હોય તેવી રીતે કે ઘેનમાં અથવા ઘેલછામાં જેમ તેમ સમજાવી પટાવી છેતરીને કરેલો નથી

**અકે્ક-ક્કું**, વિ. (सं. एक+एक ઉ.) એકએક; પ્રત્યેક; દરેક. ૨ એક પછી એક; વારાફરતી, એક પછી એક એમ, અનુક્રમ ગંધ. એક અને એકનો સંધિ થતાં વચલા અક્ષર ઉપર ભાર આવી પહેલો દીર્ઘાક્ષર હ્રસ્વ થઈ જાય છે છતાં કોઈ 'એકેક-કું' એમ પણ લખે છે.

**અક્ટોબર**, પુ. (अं. October) ખ્રિસ્તી વર્ષનો દસમો મહીનો. એના-દિવસ-તારીખો એકત્રીસ છે. 'અક્ટોબરમાં આવશે જળ વરસ્યાનું જોર.' ક. દ. ડા. અક્ટોબર આપણા આસોમાં આવે છે.

**અક્રમ**, પુ. (सं. अ+क्रम=એક પછી એક આવે એવી જે ગોઠવણ તે.) ક્રમ નહિ તે; એક પછી એક વસ્તુઓ આવે એવી ગોઠવણ ન કરેલી હોય તે. ૨ વિ. ક્રમ રહિત; ક્રમ વગરનું; મટરપટર; છુટ્ટછુટ્ટ; ક્રમવાર નહિ એવું.

**અક્રૂર**, વિ૦ (सं.) ક્રૂર નહિ એવું; માયાળુ; દયાળુ; સૌમ્ય ૨ પુ. શ્રીકૃષ્ણનો કાકો અને ભક્ત. 'તે ટાણે તો જાગીઆ અક્રૂર, જાણે ભાઈ ગયો ભોરગે' વાં. આ. પ્રે. ૪૮.

**અક્રોધ**, પુ. (सं.) ક્રોધ નહિ તે, જેને ક્રોધ ન હોય તે. ૨ વિ. ક્રોધ રહિત.

**અક્રોધી**, વિ. (सं) ક્રોધ ન હોય તેવું, વગર ક્રોધનું, શાંત, સુશીલ

**અક્ષ**, પુ. (सं.) જેની ચારે બાજુએ કોઈ જાતનાં ચિહ્ન કરેલાં હોય એવા લાકડાના, હાથીદાંતના અથવા ધાતુના લંબચોરસ પાસલા તે રમવાના-નાંખવાના પાસા. ૨ મણકો; પેર. ૩ ધરી, આંસ. ૪ ધરી-મધ્યરેખા-વિષુવવૃત્તની બન્ને બાજુનું માપ કરવાને પાડેલા જે આંકાઓ તે.

**અક્ષણિક**, વિ. (सं.) તુરત નાશ થઈ જાય નહિ એવું, કાયમનું, ચાલુ રહે તેવું; હંમેશનું, સ્થિર; નિશ્ચલ.

**અક્ષત**, પુ. (सं.) વગર ભાંગેલા જે અણીશુદ્ધ અનાજના દાણા તે; કંકુવાળા કરેલા ચોખા, જવ, ડાંગેર. ચોખા અને ધાણી અક્ષત તરીકે વપરાય છે. મંગળ પ્રસંગે દેવ અને મોટા

માણસને વધાવી લેવામાં કે ચાંલ્લા ઉપર ચોડવામાં અક્ષતનો ઉપયોગ થાય છે. અક્ષત વાળવાં-(દાણા ઢ ારવા)=માણસની પ્રકૃતિ બગડતાં તેને રોગ કે ભૂત-વળગાટ -શું થયું છે, તે જાણવાને થોડુક અનાજ, મીઠું અને માટી વગેરે તેને માથેથી સાતવાર ઉતારવાની જે ક્રિયા કરવામાં આવે છે તે. આજારીને માથેથી ઉતારેલું આ અર્થ અક્ષત કહેવાય છે. આ અક્ષત બ્રાહ્મણને બેતાવવામાં આવે છે, જે તેમાંના થોડા થોડા દાણા લઇ પોતાની તત્રપાટી ઉપર નાંખી રોગ કે વળગાટ જે હોય તે કહે છે. જેમ સારૂં ખોટું ભવિષ્ય જોવરાવાય છે તેમ આજારીને શું થયુ છે તે આમ અક્ષતની મારફતે જોવરાવવાનો વહેમ લોકોમા ચાલે છે.

**અક્ષત**, વિ. (સં.) નહિ ભાગેલુ, આખુ, અખોવન, અખડ. ૨ નુકસાન વગરનું; સલામત.

**અક્ષય**, વિ. ( સં. अ+क्षि=क्षय्=ઘસાવું -નાશ પામવું. ઉ. ), નાશ પામે નહિ એવું; અવિનાશી; હંમેશનું, ઘસાઇને ક્ષીણ ન થઈ જાય એવુ; ખૂટે નહિ એવું. અખુટ.

**અક્ષયતૃતીયા**, (સં.) અખાત્રીજ; વૈશાખ સુદ ત્રીજ. મુએલાને નામે બ્રાહ્મણોને પાણીથી ભરેલા માટલાં, વીંઝણા દક્ષણા વગેરે આપવાનો દિવસ.

**અક્ષયનવમી**, સ્ત્રી. (સં.)અખેનોમ, કાર્તિક સુદ નોમ. સ્ત્રીઓનું સૌભાગ્યવ્રત. સૌભાગ્યવતી સ્ત્રીઓ તે દહાડે ભાગેલી વસ્તુઓ ખાતી નથી.

**અક્ષયપાત્ર**, ન. (સં.) જેમાંની વસ્તુઓ કદી ખૂટેજ નહિ એવું વાસણ.

**અક્ષમ**, વિ.(સં.)જેનામાં ક્ષમા ગુણ ન હોય એવું, ક્ષમારહિત. ૨ અસમર્થ; અસહનશીલ.

**અક્ષમાળા**, સ્ત્રી. (સં.) રુદ્રાક્ષની માળા; બેરખો. ૨ વશિષ્ઠઋષિનાં પત્ની અરુન્ધતી.

**અક્ષયધામ**, ન. (સં.) નાશ ન પામે એવું જે સ્થાન તે; વૈકુંઠ; પરમપદ. ૨ મોક્ષ, નિર્વાણ.

**અક્ષયપદ**, ન. (સં.) કદી નાશ ન પામે એવું સ્થાન; ૨ મોક્ષ; મુક્તિ; નિર્વાણ.

**અક્ષયવાણી**, સ્ત્રી. (સં.) નહિ બંધ પડે એવી જે વાણી તે; જેની વાણીનો પ્રવાહ કદી તૂટે નહિ એવી જે સરસ્વતી તે. [અક્ષય્ય.

**અક્ષયી**, વિ (સં.) નાશ પામે નહિ તેવું;

**અક્ષય્ય**, વિ. ( સં. ) ખૂટે કિંવા ઓછું થાય નહિ એવું, કદી પણ ઘટે નહિ એવું, નાશ પામે નહિ એવું; હમેશનું; અખુટ.

**અક્ષર**, પુ. (સં.) કદી પણ જેનું સ્વરૂપાંતર થતું નથી એવું બ્રહ્મ, ઇશ્વર, શિવ.(**अश्-सर**=વ્યાપવું. ઉ.) અમુક ઉચ્ચારનું અમુક લેખનાત્મક જે ચિહ્ન તે, દસ્કતઃ હરફ. ૨ વાણી; વચન, બોલ. 'અક્ષર એક વધો નહિ' પ્રા. કા. ૩ લખાણ, લેખ, દસ્તાવેજ; ખત. (એ અક્ષર પાડી આપે તો પછી બીજા પૈસા અપાય.) ૪ કર્મનો લેખ; વિધિએ લખેલો લલાટ લેખ. 'ભમ્મે અક્ષર નાંખ્યા ભુશી' શિવાનંદ. અક્ષર ઉતારવા=મહેણુ ટાળવું; માથેથી ભાર ઉતારવો. અક્ષર પાડવા=લખાણ કરી આપવું; લખવુ ૨ કોતરણી અથવા ગૂથણીમા અક્ષર કાઢવા. અક્ષર વાળવા=મરોડદાર અક્ષર થાય એમ કરવું તે, હાથ ઠગવવો.

**અક્ષર**, વિ. (સં. अ+क्षर्=ખરવુ.ઉ.) ખરે નહિ એવું, કદી પણ ઓછુ વત્તું થાય નહિ એવું; નાશ પામે નહિ એવું; અજર અમર ૨ આઘુંપાછુ થાય નહિ એવું; અચળ, દઢ.

**અક્ષરગણિત**, ન. ( સં. अक्षर+गण्= ગણવું. ઉ. ) આંકડા નહિ પરતુ અક્ષરો વર્ણ માંડીને ગણતરી-હિસાબ કરવાને લગતું જે શાસ્ત્ર તે, બીજગણિત.

**અક્ષરછંદ**, પુ. (સં.) અક્ષરમેળ વૃત્ત,રાગ; જે વૃત્તમાં અક્ષરોનુ પ્રમાણ રાખવામાં આવતું હોય તે.

**અક્ષરન્યાસ**, (અક્ષરવિન્યાસ.) પુ. (સં.) અક્ષર અને અક્ષરોને લગતી બાબતનો જે વિચાર -વિષય તે.

**અક્ષરપદ્ધતિ,** સ્ત્રી. (સં.) અક્ષરો લખવાની જે રીત, લઢણ તે; વર્ણપદ્ધતિ; લખવાની જે રચના તે.

**અક્ષરબ્રહ્મ,** ન. (સં.) ત્રિકાલાબાધ જે પરમ તત્વ–સચ્ચિદાનંદ સ્વરૂપ તે.

**અક્ષરમાળા,** સ્ત્રી. (સં.) અક્ષરોનો જે સમૂહ તે; મૂળાક્ષરો; વર્ણમાળા.

**અક્ષરવિદ્યા,** સ્ત્રી. (સં.) અક્ષરો સંબંધીનું જે જ્ઞાન તે; અક્ષરશાસ્ત્ર. ૨ બ્રહ્મવિદ્યા.

**અક્ષરવિન્યાસ,** પુ. (સં.) શુદ્ધ લખવાની જે રીત તે; જોડણી; કેમ લખવું તેની જે પદ્ધતિ તે. ૨ મરોડથી ઓળબંધ સીધું લખવું તે.

**અક્ષરશઃ,** અ. (સં.) એક પણ અક્ષર રહી જાય નહિ તેમ; એક અક્ષર પણ ન છોડતાં; અક્ષરેઅક્ષર; સઘળુંજ.

**અક્ષરશત્રુ,** પુ. (સં.) અક્ષરનો જે દુશ્મન તે; અભણ; મૂર્ખ; જેને લખતાં આવડતું ન હોય તે. અક્ષરશૂન્ય=અક્ષર નહિ જાણનાર, અભણ.

**અક્ષરાતીત,** વિ. (સં. અક્ષર+અતીત.) અક્ષરથી વર્ણવાય નહિ તેવું; અક્ષરોમાં ન મુકાય તેવું; વાણીથી વર્ણવી શકાય નહિ તેવું. ૨ ન. બ્રહ્મ; પરમાત્મા. ક્ષર, અક્ષર, અને અક્ષરાતીત, એ ત્રણ વેદાંતમાં સર્વ ભૂત, કૂટસ્થ અને બ્રહ્મને માટે વપરાતા શબ્દો છે.

**અક્ષરી,** વિ. ( અક્ષર=વર્ણ+ઇ=વાળું. ) અક્ષરવાળું, અક્ષરનું. :–પંચાક્ષરી મંત્ર. બાર+અક્ષરી=બારાક્ષરી.

**અક્ષવિત્,** પુ. (अक्ष=પાસા+विद्=જાણવું.) પાસાની રમત રમી જાણનારો; જુગારી; દ્યૂત રમવામાં હોશિઆર હોય તે.

**અક્ષવિદ્યા,** સ્ત્રી. (अक्ष=પાસો+विद्या=શાસ્ત્ર.) પાસા નાંખવાથી વિદ્યા; દ્યૂતવિદ્યા; જુગાર કળા. 'તારો મિત્ર થશે તે રાજા, અક્ષવિદ્યા જાણીશ તુંય' પ્રા ૧૧–૧૧૨.

**અક્ષવૃત્ત,** ન. (સં.) પૃથ્વીની સપાટી ઉપર મધ્ય ભાગથી પૂર્વ પશ્ચિમ કલ્પનાએ દોરેલી જે લીટીઓ તે.

**અક્ષાંશ,** પુ. ( સં. अक्ष+अंश. ઉ. ) પૃથ્વીના ગોળાની બરોબર વચ્ચેથી પૂર્વ પશ્ચિમ જે લીટી કલ્પેલી છે તેને વિષુવવૃત્ત કહે છે અને તે વિષુવવૃત્તથી ઉત્તરે કે દક્ષિણે સરખે અંતરે જે લીટીઓ દોરેલી હોય તે અક્ષાંશ અથવા અક્ષાંશવૃત્ત કહેવાય છે; એક લીટી ધ્રુવબિંદુથી બીજા ધ્રુવબિંદુ સુધી દોરી તેના જે ભાગ કરવામાં આવે છે તે દરેકને અક્ષાંશ કહે છે. વિષુવવૃત્તની ઉત્તરના ૯૦ અને દક્ષિણ તરફના ૯૦ મળીને ૧૮૦ અક્ષાંશ થાય છે: રેખાંશથી ઉલટા અંશો–વિભાગો તે અક્ષાંશ. વાં.મા.પ. ૬૮.

**અક્ષાંશવૃત્ત,** ન (સં.) વિષુવવૃત્તથી દક્ષિણે અને ઉત્તરે પૂર્વથી પશ્ચિમ ગી જે આડી લીટીઓ દોરેલી હોય છે તે.

**અક્ષિ,** સ્ત્રી. (સં. अक्षि. ઉ.) વસ્તુઓને જોનારી જે ઇંદ્રિય તે; આંખ; નયન; નેણ; લોચન. બહુવ્રીહિ અને અવ્યયી સમાસમાં અક્ષિનું અક્ષ થઇ જાય છે.:–સમક્ષ; પરોક્ષ

**અક્ષુબ્ધ,** વિ. ( સં.) નહિ ક્ષોભ પામેલું; અક્ષુભિત: નહિ ઉશકેરાએલું; નહિ હલાવાએલું; નહિ ડહોળેલું; શાંત–composed.

**અક્ષોભ,** વિ. (સં.) ક્ષોભ વગરનું; ક્ષોભ રહિત; શાંત; નિરુપદ્રવ.

**અક્ષોભનીય,** વિ. ( સં.) ક્ષોભ કરવાને યોગ્ય નહિ એવું; અક્ષોભ્ય

**અક્ષૌહિણી,** (અક્ષોણી.) સ્ત્રી. (સં. अक्ष=રથ+ऊह=સમુદાય.) લશ્કરનો એક મોટો ભાગ, જેમાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા અને ૧૦૯૩૫૦ પાયદળ એટલું હોય તે. 'ત્રેવીસ અક્ષૌહિણી સહિત, ભાગ્યો હું (એ આગળ) સત્તરવાર.' પ્રા. ૧૧–૫૬.

**અખજ,** વિ. (સં. अ+खाद्य ઉ.) નહિ ખાવા યોગ્ય; ખાવાને યોગ્ય નહિ એવું. ૨ ન. ( ખાવાને યોગ્ય નહિ એવું, અર્થાત્ ) માંસ. 'ભાત ભાતનાં ભોજન તજીને, થયો અખજનો યારી.' ભોજો. પ્રા. કા. ૫–૨૧૦.

**અખડ**, વિ. (અ+ખડ=ખેડ.) નહિ ખેડાતું-વપરાતું તે; અવાવરૂં; અવ્વડ. ૨ ખડ રહિત; શુષ્ક; (લા.) વાંઝીઉં.:—અખડ જમીન=જેમાં ઘાસ પણ ઊગતું ન હોય એવું. (જમીન.)

**અખડદહાડા**, પુ. બ.વ. કામકાજ વગરના દહાડા; ઉનાળાના ઉદ્યમ વગરના જે દહાડા તે. (અ+ખેડ=ખેડવા વગેરે ખેતીનું કામકાજ નહિ એવા ઉનાળાના દિવસો.' ખેતીવાડીને લગતું કામકાજ નહિ હોવાથી ખેડુતોને ઉદ્યમ વગરના જે દહાડા તે.)

**અખડબખડ**, વિ. (પ્રા. खरडिअं ઉ.) સરખું નહિ એવું, ઉંચુંનીચું; ખાડા ટેકરા(ખૈયા)વાળું; ટિંબા ટેકરાવાળું.

**અખડંબખડં**, જુઓ અખડબખડ.

**અખડાઈપડવું**, અ. ક્રિ. કોઇ વસ્તુ અટેવાળે આવ્યાથી-ઠેસ વાગવાથી પડી જવું અથડાવું-અફળાઈ પડવું. 'અખડાઇ પડે છે રે સુંદરી, ચરણે વેલા વીંટાય.' નળાખ્યાન.

**અખડાબખડી**, વિ. સરખું-સપાટ નહિ એવું; નીચુંઉંચું; ટિંબાટેકરાવાળું. 'અખડા બખડી ઊંટડીઆ, તે લાડુઓની પાળ, રૂપાળા રણછોડજી તે રોટલા ને દાળ.' કહેતી.

**અખડાવું**, અ.ક્રિ. અફળાઇ-અથડાઈ પડવું; ઠેસો વાગવાથી અથવા કોઈ વસ્તુ અટેવાળીએ આવવાથી લંગડાવું; ડગુમગુ ચલાવું.

**અખતરૂં**, વિ. નઠારૂં; ખરાબ.

**અખતરો**, પુ. (આ. इख्तिं+आर=શોધ. ઉ.) અમુક સાધનથી કોઈ ક્રિયા કરી જોવી તે; પ્રયોગ; નવું જાણવાને કે નવી બાબત શોધી કાઢવાને જે કંઇક કરી જોવું તે; અજમાયેશ.

**અખત્તર**, વિ. મેલું; ગંદું, નઠારૂં. ૨ હદ ઉપરાંત ગએલું; બહુજ.

**અખત્તરડાહ્યું**, વિ. દહોડ ડાહ્યું; જોઇએ તેથી વધારે ડહાપણ કરનારૂં; બહુ ચાપલુસી કરનાર; ચાવળું.

**અખત્યાર**, પુ. (આ.) અમુક કામ કરવાની જે સત્તા તે; અધિકાર. ૨ હક; તાબો; ભોગવટો. ૩ બળ; જોર; તાકાદ. અખત્યાર લેવો=અમુક જગાનો હવાલો-તાબો-અધિકાર સંભાળી લેવો તે; ઓધ્ધે ચઢવું. અખત્યાર લઇ લેવો=સત્તા લઈ લેવી.

**અખત્યારપત્ર**, ન. અધિકાર પત્ર; સત્તાને લગતો જે લેખ તે; સનંદ; અમુક કામ કરવાની સત્તા છે એવું બતાવનારો દસ્તાવેજ તે.

**અખત્યારી**, સ્ત્રી. (આ.) અમુક કામ કરવાને મળેલી જે સત્તા તે; અધિકાર. ૨ અધિકારીપણું; ધણીપણું. આપઅખત્યારી=પોતાની માલકી; પોતાની મરજી પ્રમાણે કાર્ય કરવાનો જે અધિકાર તે.

**અખબાર**, પુ. (આ. खबरनुं બ. વ.) વર્તમાન પત્ર; છાપું; ખબર પત્ર; સમાચાર પત્ર. '××જાહેર ખબરો અખબારોમાં ઓછી છપાતી નથી.' અમરૂ. પ્ર.

**અખબારનવીશ**, (નવેશ.) પુ. (આ. अखबार=ખબરો + फा. नविस्तन् લખનાર. ઉ.) ખબરો લખનારો; ખબરપત્રી. ૨ વર્તમાનપત્રનો અધિપતિ; સમાચાર લખનાર.

**અખમ**, વિ. (सं. अ+क्षम ઉ दे. अखम.) નહિ ખમી શકે એવું; અસમર્થ; અશક્ત; નિર્બળ; નાજુક; તકલેદી.

**અખર**, સ્ત્રી. પડતર જમીન; ચરો; અણખેડ જમીન. ૨ વિ. અસહ્ય; ન સહન થાય એવું. 'અખરનખર પાતે, પૃષ્ટ જો આ દબાવ્યું.' પ્રેમાનંદ.

**અખરામણ**, ન. દૂધ જમાવવાની ખટાશ; મોરવણ; મેળવણ; અગ્રેકરણ; આખરણ.

**અખરોટ**, ન. (सं. अक्षोट. ઉ.) પહાડી પ્રદેશમાં થતું એક જાતનું ઝાડ. ૨ એક ફળ; (સુકો મેવો) અખોડ.

**અખંડ**, વિ. (सं अ+खण्ड-કકડો.) જેનો ખંડ-કકડો થએલો ન હોય એવું; આખુ; અણોવન; નહિ તુટેલું; સળંગ. 'રશિઆના ઝારનું રાજ્ય એશિઆના પૂર્વકિનારાથી યુરોપના પશ્ચિમ કિનારા લગી અખંડ પ્રસરેલું છે.' વાં. ૭-૭૪.

**અખંડતા**, સ્ત્રી. (સં.) આખાપણું,સંપૂર્ણતા; અખંડપણું.

**અખંડનીય**, વિ. નહિ ભાગવાજેવું ખંડન કરવાને યોગ્ય નહિ તે

**અખંડનીયતા**, સ્ત્રી. (સં.) નહિ ભાગવા કરવા યોગ્યપણું

**અખંડપણું**, ન અખંડતા ભાગ અથવા કકડા થએલા ન હોય એવી જે સ્થિતિ તે. (ગ્રેટ બ્રિટન ચીનનું અખંડપણું જાળવી રાખવાને બહુ યત્ન કરે છે.)

**અખંડસૌભાગ્ય**, ન (સ +સુ-સારૂં +ભગ=નસીબ) ચાલુ જે સારૂં નસીબ તે, નહિ તૂટેલું એવું જે પતિનું સુખ તે,(સ્ત્રીને),હેવાતન.

**અખંડસૌભાગ્યવતી**,વિ (સં.)નહિ તૂટેલ પતિના સુખવાળી, સોવાસણ, સુહાગણ, અખંડ હેવાતનવાળી, જેનો વિવાહિત પતિ જીવતો હોય એવી (સ્ત્રી) બ્રાહ્મણો અને વડીલો પરણેલી સ્ત્રીઓને 'અખંડ સૌભાગ્યવતી રહે' એવી આશીષ આપે છે, અને સ્નેહી સગા તથા લોકો પણ સોવાસણ સ્ત્રીના નામને આ વિશેષણથીજ અલંકૃત કરે છે

**અખંડાનંદ**, પુ. (સં અખણ્ડ+આનન્દ) હમેશનો જે આનંદ તે, પરમાનંદ, મોક્ષ. ૨ સન્યાસીઓને ધારણ કરવાનું એક નામ.

**અખંડિત**,વિ.(સં.)નહિ ભાગેલું,નહિ કકડા થએલું, આખું, સંપૂર્ણ, જેમ હોય તેમ રહેલું

**અખંતર**, ન. ભૂતપ્રેત 'કોઇ કહે અખંતર વળગ્યું, કોઇ કહે આવ્યો દાળરે.' પ્રા કા ૨ વિ મેલું ગંદુ, મલિન.

**અખાજ**, વિ. (સં. અખાદ્ય) નહિ ખાવા જેવું, ખાવાને યોગ્ય નહિ તે ૨ જેને ખાવાની મના હોય તેવું (માંસાદિ)

**અખાડ**, પુ. (સ આષાઢ. ઉ.) અશાડ મહીનો; કાર્તિકી વર્ષનો નવમો અને ચૈત્રી વરનો ચોથો મહીનો

**અખાડા**, પુ બ વ ધ્યાન આપવું નહિ તે, ઉડાવવું તે, કાન તળે કાઢી નાખવું તે. અખાડ કરવા=ઉડાવવું, ધ્યાનમાં નહિ લેવું; કાન તળે કાઢી નાંખવું, નહિ લેખવવું.

**અખાડો**,પુ (સં. અક્ષ+વાટ ઉ.) રમવાની જગા, મલકુસ્તી કરવાને બનાવેલી જગા, વ્યાયામશાળા, કસરતશાળા. ૨ બાવા-સાધુઓનો આશ્રમ. ૩ વ્યસનીઓને વ્યસન કરવાને એકઠા થવાની જગા

**અખાત**, પુ. (સં. અ=નહિ+ખાત=ખોદેલુ. ઉ) કોઇએ ખોદેલો નહિ પરંતુ એની મેળેજ બનેલો મોટો અને લાંબો ખાડો તે, જમીનની અંદર ગએલો જે દરીઆનો ફાંટો તે. - ખંભાતનો અખાત, કચ્છનો અખાત ૨ એની મેળેજ જમીન ખણાઇ જઈ થએલું મોટું અને લાંબું જે તળાવ તે, ધરો, ખોખ

**અખાત્રીજ**, સ્ત્રી. (સ. અક્ષયતૃતીયા) વૈશાખ સુદ જે ત્રીજ તે. ચોમાસાની અને ખેતીના કામકાજની શરૂઆત આ ત્રીજ પછી થાય છે. અખાત્રીજ પછી દરીઓ તોફાની થતો હોવાથી વહાણો ચલાવવાનું બંધ કરવામા આવે છે. વિજયાદશમી પછી પરદેશ ખેડવાને નીકળી પડેલા લોકો અખાત્રીજ પછી સ્વદેશ તરફ જાય છે 'અખાત્રીજના વાયદા વીતીઆ નણદલ નાવ્યા તમારા વીર' ગીત

**અખાદ્ય**, વિ. (સં. અખાદ્ય=નહિ ખાવા યોગ્ય) ખાવાને યોગ્ય નહિ તેવું, અખાજ

**અખિલ**, વિ (સં.)બધુંજ, આખું,તમામ, સઘળું, સમસ્ત; સંપૂર્ણ. 'અખિલ વિશ્વમાં શાંતિકારક' પ્રા મા. 'જે થકી અખિલ આનંદ પામે.' નૃ. મે.

**અખુટ**, વિ. (અ=નહિ+ખૂટવું=ઓછું થવું. ઉ.) ખૂટે નહિ એવું, ઘટે-ઓછું થાય નહિ એવું અનંત, અપાર, બેશુમાર 'ઇશ્વર અખુટ દોલત એને આપજો.' ક. દ. ડા.

**અખોડ**, ન. એક જાતનું ફળ, તૈલી મીંજવાળો એક સુકો મેવો અને તેનું જે ઝાડ તે. ૨ વિ. ખોડ વગરનું; નિર્દોષ, ખામી રહિત.

**અખોવન**, વિ. આખું; નહિ ભાગેલું; અખંડિત; અણીશુદ્ધ; જેવું અને તેવું જ રહેલું. ૨ જેનું એકે સંતાન મરી ગયું ન હોય એવી જે સૌભાગ્યવતી તે.

**અખ્ખઈ**, (અક્ખઈ) વિ. (સં. અક્ષયી. ઉ.) કદી પણ નાશ પામે નહિ એવું; અક્ષયી; આબાદ; સલામત; હંમેશનું. (ડોસીઓનો એક આશીર્વાદાત્મક ઉદ્‌ગાર.)

**અખ્યાણું**, ન. હરેક શુભ કારજને આરંભે જોશી, ગોર; મહેતાજી, માળી, ઢોલી, હજામ અને ખાસ કરીને કુંભારને આપવામાં આવતી બક્ષીસ. અખ્યાણામાં ઘણું કરીને અનાજ, નાળિએર, સોપારી, કંકુ, વસ્ત્ર, ગોળધાણા, અને રૂપાનાણું હોય છે.

**અખ્યાત**, વિ. (સં.) નહિ પ્રસિદ્ધ; નહિ જાણીતું; અપ્રતિષ્ઠિત.

**અખ્યાતિ**, સ્ત્રી. (સં.) અકીર્તિ; અપ્રસિદ્ધિ; અપજશ; ખોટું કહેવાવું તે; ગીબત; નિંદા.

**અખ્યાતું**. વિ. (સં. અ=નહિ ક્ષત=ખંડિત.) આરોગ્ય; અક્ષત; સુખી; અખંડિત; વગર ઘવાએલું; 'અખ્યાતું રહેજે, વરકન્યાનું જોડું, અખ્યાતું રહેજે.'

**અગ**, પુ. (સં. અ+ગમ્=જવું. ઉ.) ગમન-ગતિ ન કરી શકે એવું જે કંઈ તે; નગ. ૨ ઝાડ. ૩ પર્વત. ૪ સાતની સંખ્યાનો સંકેત. (સંસ્કૃત સાહિત્યમાં મુખ્ય સાત પર્વતો કહેલા છે તેમાંનો એક.)

**અગજ**, વિ. (સં.) પહાડમાં થએલું; પહાડી. અગજા=દેવી પાર્વતી. ૨ વનસ્પતિ.

**અગડ**, વિ. ગડી જાય નહિ એવું; ડગમગે નહિ એવું; નિશ્ચલ; દૃઢ. ૨ પુષ્ટ; ભરેલું; મસ્ત. (અગડબંબ.) ૩ ના. સાઠમારીનું મેદાન; અખાડો.

**અગડધૂત**, પુ. લઠ્ઠપઠ્ઠ બાવો; મસ્ત તપસ્વી; અવધૂત. ૨ વિ. ખૂબ મોટા પેટવાળું; જેણે પુષ્કળ ખાધું હોય અને જે સ્થૂલ શરીરનું હોય તે.

**અગડબંબ**, વિ. (સં.+વિમ્બ. ઉ.) ગોળમટોળ; હૃષ્ટપુષ્ટ; જાડું; સ્થૂલ. (શરીરે જાડું અને વિચારે-બુદ્ધિએ પણ બુઠું એવું માણસ.) ૨ ના. એક જાતના અવધૂત.

**અગડંબગડમ**, અ. જેમતેમ; ખરૂંખોટું; આમતેમ; સટરપટર; અસ્પષ્ટ; અવિવિક્ત. ૨ ગોળો પિંડાળો વાળ્યો હોય તેમ; ઉલટુંસુલટું જેમ ફાવ્યું તેમ.

**અગઢ**, વિ. ગઢ વગરનું; જે ગામ, શહેર કે રાજ્યને કિલ્લો ન હોય તે; કિલ્લેબંધી રહિત.

**અગણનીય**, વિ. (સં.) નહિ ગણી શકાય એવું; અનંત; અગણ્ય. ૨ નહિ ધ્યાનમાં લેવા જેવું; ઉપેક્ષા કરવા યોગ્ય.

**અગણિત**, વિ. (સં. અ+ગણ્=ગણવું. ઉ.) અસંખ્ય. બેશુમાર; જેની સંખ્યાનું નક્કી નથી અથવા નક્કી કરી શકાતું નથી એવું; અનંત. 'ગુણ અગણિત છે ગાયમાં' ક. દ. ડા.

**અગણું**, વિ. ત્રીજું. 'અગણું તે મંગળ વરતીઉં.' ગીત.

**અગણોતરો**, (અગન્યોતરો) પુ. સંવત ૧૮૬૯ની સાલમાં પડેલો મોટો દુકાળ. સંખ્યા વાચક વિશેષણ ઉપરથી થએલું નામ.:-સુડતાળો; છપ્પનીઓ. વાં. મા. ૭-૪૫.

**અગત**, વિ. (સં. અ+ગત=નહિ ગએલું) જીવતું; હયાત. ૨ જરૂર; ઓપટી. જુઓ અગત્ય.

**અગતસર**, અ. જુઓ અગત્યસર.

**અગતિ**, સ્ત્રી. (સં. અ=નહિ+ગતિ=મુક્તિ.) ગતિ નહિ મળવી તે; અધમ સ્થિતિમાં જવું તે; ભૂત પ્રેતમાં અવતાર થવો તે; નરકમાં પડવું તે; અવગતિ.

**અગતીઓ**, પુ. લીલો ચળકતો ને ઊડતો એક જીવડો. છોકરા તેનો ઘુંઘું શબ્દ સાંભળવા પગે દોરો બાંધી ઉડાડે છે; ભીંગારો.

**અગત્ય**, સ્ત્રી. જરૂર આવશ્યકતા; જરૂરિયાત; ગરજ. ૨ વજન; બારબોજ; લેખું; ગણના; પ્રયોજન; તમા. અગત્યસર=જરૂરને લીધે; કામ માટે.

**અગત્યનું**, વિ. જેના વગર ચાલે નહિ એવું; જરૂરનું; કામનું; આવશ્યક.

**અગથીઓ**, પુ. એક જાતનું ઝાડ એનાં ફૂલો શ્રાદ્ધ સામગ્રીમાં આવે છે અને એની શીંગનું અથાણું અને શાક પણ થાય છે.

**અગદ**, ન. (સં.) ઔષધ; ઓસડ; દવા.

**અગદી**, અ. (મ.) છેકજ; બીલકુલ; તમામ; સાવ; નરદમ; નર્યું. (મરાઠી શબ્દ છે. વડોદરા અને મુંબાઈમાં ગુજરાતીઓ ક્વચિત વાપરે છે.)

**અગન**, સ્ત્રી. (સં. અગ્નિ. ઉ.) ગરમીની જે અસર તે; બળતરા; લહાય; આગ; ઝાળ. અગન ઉઠવી=બળતરા બળવી. ૨ દ્વેષ આવવો; રીસ-ક્રોધ. ચઢવો. 'ઉઠી અગન તે વાત સુણીને, પુત્રી પરણી ક્યાં કાન ન ગુણીને.' પ્રા. કા.

**અગનગાડી**, સ્ત્રી. આગથી-વરાળથી ચાલનારી ગાડી; આગગાડી; રેલવે. 'ગાડી આવી ગુજરાત અગનકેરી ગાડીરે આવી.' ગરબી.

**અગમ**, (સં. +ગમ્=જાણવું) ન જાણવામાં આવે એવું; ભવિષ્યમાં આવનારૂં; થવાનું જવાય નહિ તેવું; દેખાય નહિ તેવું. આવતા વખતનું; ભવિષ્યકાળનું; ભાવિસંબંધી જે હોનાર તે. અગમ વિચારવું=ભવિષ્ય કહેવું; સાવચેતી રાખવી.

**અગમચેતી**, સ્ત્રી. આગળથી જાણીને ભવિષ્ય કહેવું તે; થનાર બનાવનો વિચાર કહેવો તે; નજર પહોચાડી આવું પરિણામ આવશે એમ વિચારી લેવું તે. (સં. આગામિન્=ભવિષ્યનું+ ચિત્તિ=વિચાર) હવે પછી શું થશે તેની ચેતવણી લેવી તે. અગમચેતી વાપરવી=આગળથી ઉપાય લેવા તે; હોનાર વસ્તુ વિષે આગળથી સમજવાની શક્તિ; અગમબુદ્ધિ.

**અગમદોરો**, પુ. (અગમ-આગળનો+ દોરો=બંધ) ઘોડાનો આગલો દોરો. સવારીના ઘોડાને હાંસડીને ઠેકાણે બનાતની એસેરી ચીપનો જે શણગાર કરવામાં આવે છે તે.

**અગમનિગમ**, ન. ભૂત ભવિષ્ય-થવાનું અને થએલું તે. સંસ્કૃતમાં વેદને તથા રસ્તાને નિગમ કહે છે, પણ અહીં નિગમ તેના ખરા અર્થમાં નથી. જેમ પાણીબાણી તેમ અગમનિગમ એમ આંચણી રૂપે રહીને અગમ ભવિષ્યમાં અને નિગમ ભૂતકાળમાં વપરાય છે. (આગમ-આરંભ, ઉત્પત્તિ અને નિર્ગમ પરિણામ ઉ.) આરંભ અને અંતનું તે.

**અગમનીય**, વિ. (સં.) નહિ જવા યોગ્ય ૨ નહિ સંગ કરવા યોગ્ય. જુઓ અગમ્ય.

**અગમપચ્છમ**, વિ. આગળનું તેમજ પાછળનું; આગળ પાછળ.

**અગમપંથ**, પુ. (સં. અગમ્ય+પંથ) નહિ જવા યોગ્ય માર્ગ. ન જઈ શકાય તેવો પંથ. ૨ સ્વર્ગ અથવા મોક્ષનો ન જાણી કે વિચારી શકાય એવો માર્ગ

**અગમબુદ્ધિ**, સ્ત્રી. (સં.) આગળથી બુદ્ધિ ચલાવી લેવી તે; બનાવ બનતા પહેલાં સમજી જવાની મતિ; દૂરદર્શીપણું. 'અગમબુદ્ધિ વાણીઓ અને પચ્છમ બુદ્ધિ બ્રહ્મ, તરત બુદ્ધિ તરકડો તે ગોદો મારે ગબ્બ.' વાણીઓ આગળથી બુદ્ધિ પહોચાડીને કાર્ય કરે છે, બ્રાહ્મણ કાર્ય થઈ ગયા પછી વિમાસણ કરે છે અને તરકડો પ્રસંગ આવતાંને વાર તરતજ બુદ્ધિ પહોચાડી કાર્ય કરી દે છે.

**અગમબુદ્ધિઉં**, વિ. હોનાર વસ્તુનો આગળથી વિચાર કરી રાખનારૂં; આગળથી બુદ્ધિ પહોંચાડનારૂં.

**અગમભાખી**, વિ. (અગમ+સં. ભાષ્= કહેવું.) આગળથી ભવિષ્ય ભાખનાર; ભવિષ્યમાં શું થશે તે કહેનાર.

**અગમવાણી**, સ્ત્રી. ભવિષ્ય કહેવું તે; આગાહી કરવી તે; ભવિષ્યવાણી. ૨ ન સમજી શકાય તેવી વાણી; વિચિત્ર-ચમત્કારવાળી વાણી. ૩ વેદવાણી; વૈદિકવાણી.

**અગમો**, પુ. નહિ ગમવું તે; કંટાળો આવવો તે; મનને ચેન નહિ પડવું તે; અણગમો. (એકને એક ઠેકાણે રહેવું ગમવું નહિ તે.) ૨ અભાવ; અપ્રીતિ; વિરાગ; નિર્વેદ. (ગામડામાં બે દિવસ રહ્યો એટલામાં તો મને અગમો થયો.)

**અગમ્ય**, વિ (સં. અ=નહિ+ગમ્=જવું.) જવાને યોગ્ય નહિ તેવું; ગહન; ન સમજાય એવું; નહિ જવાને યોગ્ય; જેનો સંગ યોગ્ય ગણાય નહિ તેવું. ૨ ન સમજાય તેવું; દુર્વિજ્ઞેય.

**અગમ્યતા**, સ્ત્રી. (સં.) ગમ્યપણું નહિ તે; જવાજેવું નહિ તે. ૨ ગહનતા; દુર્વિજ્ઞેયતા.

**અગમ્યાગમન**, ન. (સં અગમ્યા+ગમન=જવું તે.) નહિ સોબત કરવા જેવીની સોબત કરવી તે. માતા, ગુરુપત્ની અને વડીલ વર્ગની કે બીજી જેને શાસ્ત્રે નહિ સોબત કરવા જેવી કહેલી હોય તેવી સ્ત્રીની સોબતને મોડું પાપ કહેલું છે. મોટાં પાપમાંનું આ એક બહુજ મોટું પાપ છે.

**અગર**, ન. (સં. અગુરુ. ઉ.) એક જાતનું હલકું અને સુગંધીવાળું લાકડું. સુખડ–ચંદનની માફક તે સુગંધી દ્રવ્ય તરીકે વાપરવામાં આવે છે. 'અગર ચંદનનારે ઓરડા, રૂપે જડીઆં કમાડરે' પ્રા. કા. 'કહીં તો લ્હેવાયું, અગર બળતો લપ્પટ કહીં' અમર. ૨ સોયનું નાકું.

**અગર**, (અગર) પુ. મીઠું પકવવાની જે ખારાટવાળી જમીન તે; દરીઆ કાંઠાની ખારી જમીન; જે ઠેકાણે મીઠું પકવવાનું કામ કરવામાં આવતું હોય તે જગા; મીઠાની ખાણ; મીઠાખળી. ૨ અત્યંત ખારૂં તે. (ખારૂં ખારૂં અગર.)

**અગર**, અ. અથવા; વા; કે; કિંવા.

**અગરચે**, અ. (ફા.) જોકે, જોપણ, જો.

**અગરજો**, અ. (ફા) પણ જો; નહિ તો; અથવા તો.

**અગરજો**, પુ. અગરમાંથી બનાવેલો એક સુગંધીદાર પદાર્થ; અગર.

**અગરબત્તી**, સ્ત્રી. (સં. અગુરુ=સુગંધી દ્રવ્ય+વર્તી=વાટ) અગર અને બીજાં સુગંધીદાર દ્રવ્યોમાંથી બનાવેલી બત્તી–વાટ; સુગંધીદાર વસાણાનો લેપ કરીને ધૂપને અર્થે સળગાવવાને તૈયાર કરેલી જે સળી તે.

**અગરાજ**, પુ. (સં.) પર્વતોનો રાજા; હિમાલય.

**અગરાડા**, પુ. જાર બાજરીના લીલા સાંઠા; તાજો લીલો પાનકવાળો સાંઠો.

**અગરી**, વિ. (અગર+ઈ. વાળી.) અગરવાળી;ખારાટવાળી.(જમીન.)૨ અગરીઆની સ્ત્રી.

**અગરીઅણ**, (એણ) સ્ત્રી. અગરીઆની સ્ત્રી.

**અગરીઓ**, પુ. મીઠું પકવનાર; અગરવાળો; અગર રાખનાર; ખાણ હોય તો ખોદીને નહિ તો ખારા કુવા અથવા સમુદ્રનું પાણી ક્યારડાઓમાં ભરી સૂર્યને તડકે તેને સુકાવા દઈ મીઠું બનાવનાર. 'ખારા પાણીમાંથી અગરીઆ લોકો મીઠું બનાવે છે.' વાં. મા. ૪–૬.

**અગરૂ**, ન. (સં.) હલકું સુગંધીદાર લાકડું; ચંદન; એક જાતની સુખડ.

**અગર્વ**, વિ (સં. અ=નહિ+ગર્વ=અભિમાન.) નિરભિમાન; ગર્વ વગરનું; ભોળું; અભિમાની નહિ એવું; સાદું.

**અગર્હિત** વિ. (સં. અ=નહિ+ગર્હિત=નિંદાએલું) નહિ નિંદાએલું; સારૂં; ઉત્તમ; જેની નિંદા ન થાય એવું; અનિન્દ્ય.

**અગલ**, સ્ત્રી ગીલીદંડા કે લખોટીએ રમવાને જમીનમાં જે છાછરો નાનો ખાડો કરવામાં આવે છે તે; બદી; ગબી.

**અગવડ**, સ્ત્રી. સહેલાઇથી–સુગમપણે કાર્ય નહિ થઇ શકવા જેવી જે સ્થિતિ તે; સગવડથી ઉલટી સ્થિતિ તે; અડચણ; મુસીબત; મુશ્કેલી; આપદા; અસુગમતા. ૨ એક ઠેકાણે ઘણાંનું ન માવું તે; સંકડામણ; સંકોચ.

**અગવાડું**, ન. આગળના ભાગનું હોય તે; આગલું. ૨ વિ. આગળના ભાગનું; મોખરાનું. (પછવાડું–થી ઉલટું.)

**અગવાડો**, પુ. (સં અગ્ર+વાટ. ઉ.) ઘરની આગળનો ભાગ; આંગણું; આગલો વાડો. ૨ કાંચળીનો (અંગરખાનો) જે આગળનો ભાગ તે.

**અગવો**, પુ. (સં. अग्रगः પ્રા. अग्गो. ઇ.) આગળ ચાલનારો; અગ્રેસર; આગેવાન. ૨ ભોમીઓ; વળાવો; વરતણીઓ. (જેનો અગવો આંધળો તેનું લશ્કર કુવામાં).

**અગહન**, વિ. (સં.) નહિ ગહન તે; ખુલ્લું; મોકળું; સરલ; સીધું. ૨ આછું; ઘટ્ટ નહિ એવું.

**અગળ**, વિ. (અ+ગળવું. ઉ.) ન ગળે એવું; ગળી જાય નહિ એવું; કડક; ગાંગડું. ૨ અદ્રાવ્ય. ૩ નહિ ગળેલું: અણગળ.

**અગાઈ**, સ્ત્રી. (આગાહી) ભવિષ્યવાણી; આવચેતી; ચેતવણી.

**અગાઉ**, અ. આગળ; પૂર્વે: પહેલાં: આગલા વખતમાં; અમલ.

**અગાઉથી**, અ. મુકરર વખતની પહેલાં; આગમચથી; આગળથી; અગાડીથી; પહેલેથી.

**અગાડી-પછાડી**, સ્ત્રી. ઘોડાના આગલા અને પાછલા જે બંધ તે. ગળાની રાશ તે અગાડી અને પાછલા પગોની રાશો તે પછાડી.

**અગાડી-પછાડી**, અ. આગળ અને પાછળ; સામે અને પૂંઠે; ચારે તરફ; બેઉ બાજુએ; આસપાસનું. (અગાડીપછાડીનો વિચાર કરીને ચાલવું તે સારૂં છે.)

**અગાત**, અ. (સં. इ=જવું. ઉ.) ગત કાળનું; આગળના વખતમાં થઈ ગએલું; પૂર્વ કાળનું; પુરાણું; આદિ.

**અગાધ**, વિ. (સં. अ+गाध=છીછરૂં.) નહિ છીછરૂં; ઘણું ઊંડું; અમાપ; અથાગ. અગાધ ઊંડું=અહુજ ઊંડું; જેનો થાગ લાગે નહિ એવું–અત્યંત ઊંડું. અગાધ બુદ્ધિ=જેનું માપ ન કરી શકાય એવી અપરંપાર બુદ્ધિ તે. અગાધ-જળ, જેનું તળીઉં ન જોઈ–માપી શકાય અને જેનો વિસ્તાર કે ગહનતા ન સમજી શકાય એવું બેશુમાર પાણી.

**અગાર**, ન. (સં. आगार=ઘર.) ઘર; રહેવાનું સ્થાન; મુકામ; મકાન. ૨ ઓરડો; ઘરનો અમુક ભાગ તે

**અગાશી**, સ્ત્રી. (સં. आकाशिका. ઉ) મકાનના ઉપલા ભાગમાં કરેલી આકાશ લગી ખુલ્લી જે ઉઘાડી જગા તે; ધાબું; ગચ્છી.

**અકાશીઆ**, વિ. (આકાશીઉ.) આકાશના–વરસાદનાજ પાણી ઉપર આધાર રાખનારા; (ક્યારડા, જમીન.) જેને કુવાનું કે નહેરનું પાણી મળે એમ ન હોય અને જેનું વાવેતર એકલા આકાશમાંથી પડનારા પાણી ઉપર આધાર રાખતું હોય એવી જમીન અથવા ખેતર આકાશીઉં કહેવાય છે.

**અગાસું**, વિ. જેની ઉપર કશું ઢાંકણ, છાપરૂં કે ચંદરવા જેવું ન હોય તે; ખુલ્લું; ઉઘાડું. 'અગાસે ભોજન નવ કરીએ; બે જણ બેસી ભેળાંજી.' **વીરવિજય**.

**અગાહ**, વિ. (સં. अ+ग्राह्य. ઉ.) નહિ પકડાય–લેવાય એવું.

**અગાહી**, (આગાહી.) સ્ત્રી. (ફા. આગાહ્=જાણવું. ઉ) બનનાર વસ્તુ કે વાતને આગળથી જાણવી–જણાવવી કે કહેવી તે; ભવિષ્ય ભાખવું તે; આગળથી કહેવું તે; ચેતવણી. ૨ અનુમાનથી પરિણામની કલ્પના કરીને કહેવું તે.

**અગિઆર**, વિ. દસ ને એક તે; એકાદશ; ૧૧.

**અગિઆરસું**, ન. (સં. एकादशाह.) મરણ પછીનો અગીઆરમો દિવસ. અગિઆરસું સરાવવું=અગિઆરમાને દિવસે કરવામાં આવતી શ્રાદ્ધ ક્રિયા તે. આને કાયટું સરાવવું પણ કહે છે.

**અગિઆરસ**, સ્ત્રી. (સં. एकादशी.) હિંદુ મહીનાના બેઉ પક્ષની અગિઆરશી તિથિ તે; મહીનાનો અગિયારમો દિવસ. દરેક પક્ષની અગિઆરશી તિથિએ કરવામાં આવતું એક અનશન વ્રત. અગિઆરસ ઉજવવી=અગિઆરસના વ્રતનું ઉદ્યાપન કરવું તે; ઘણાંક વર્ષ અગિઆરસ કર્યા પછી તે વ્રત નિમિત્તે અમુક ક્રિયાઓ અને પુણ્ય દાનો કરી તેનો ઉત્સર્ગ કરવો તે.

**અગિઆરસીઓ**, વિ. નિયમિત અગિઆરસ કરનારો. ૨ અગિઆરસ ઉપર અમુક દેવનાં દર્શન કરવાના નિયમવાળો. ૩ અગિઆરસવાળો; જેણે અગિયારસ કરેલી હોય એવો.

**અગિઆરા**, પુ. બ. વ. અગિઆરથી વીસ લગીના આંકના જે ઘડીઆ-પાડા-તે. 'અગિઆરા ગણવા=નાસી જવું; છપાછૂપ સટકી જવું; રસ્તો માપવો; પોબારા ગણવા; પલાયન કરવું; વટાણા વાવી જવા; છ-પાંચ ગણી જવા. દોષનો જવાબ આપવા ન રહેતાં સટકી જવું; બહાનું અથવા યુક્તિ કરીને છૂપી રીતે નાસી જવું તે.

**અગિઆરી**, સ્ત્રી. (સં. अग्नि+आगार. ઉ.) પારસીઓ જે મકાનમાં તેમનો પવિત્ર અગ્નિ રાખે છે તે; અગ્નિશાળા. 'ઉદવાડામાં પારસીઓની મોટી અગિઆરી છે' વાં. મા. ૬-૫૭. ૨ અગિઆરથી વીસ લગીના એકસરખી સંખ્યાએ ગુણાતા આંકના જે ઘડીઆ તે.

**અગુણી**, વિ. (સં. अ+गुण+इन् ई.) નહિ ગુણવાળું; નિર્ગુણી; મૂર્ખ. ૨ ગુણ-પાડ નહિ માને એવું; કરેલા ઉપકારને નહિ જાણનાર; અનુપકારી.

**અગુપ્ત**, વિ. (સં.) ગુપ્ત નહિ તે; નહિ છાનું; જાહેર; ખુલ્લું; પ્રકટ.

**અગુવો**, ( સં. अग्रगः ઉ.) આગળ ચાલનારો; માર્ગ દેખાડવાને મોખરે ચાલનાર; ભોમીઓ; વળાવો; વરતણીઓ. ૨ મુખી; નાયક; આગેવાન.

**અગૂઢ**, વિ. (સં.) ગૂઢ નહિ તે; ઢાંકેલું છુપાવેલું કે ઊંડું નહિ એવું; ખુલ્લું; ઉઘાડું.

**અગોચર**, વિ. ( સં. अ+गो=ઇંદ્રિયો+चर्=જવું. ) ઇંદ્રિયોથી પરોવી વળાય નહિ એવું; ઇંદ્રિયોને ગમ્ય ન હોય એવું; ન દેખાય ને સમજાય એવું; અદૃશ્ય; અલક્ષ્ય. અગોચર વાણી=ઇંદ્રિયોથી ન સમજાય તેવી જે વાણી=બોલી તે; દેવવાણી આકાશવાણી.

**અગોપનીય**, વિ. ( સં. ) છુપાવવાને યોગ્ય નહિ એવું; અગોપ્ય.

**અગોપ્ય**, વિ. (સં.) અગોપનીય

**અગ્નિ**, પુ (સં. अग्=ઉંચે જવું. ઉ.) જેમાંથી પ્રકાશ અને ગરમી નીકળે છે એવો એક પદાર્થ; દેવતા; અનલ; વહ્નિ; પાવક; આતમ. ૨ પ્રકાશ અને ઉષ્ણતાનો અધિષ્ઠાતા દેવ. ૩ પાંચ મહા તત્વોમાંનું એક જે તેજ તત્વ કહેવાય છે તે. ૪ જઠરાગ્નિ, મનુષ્ય અથવા પ્રાણીઓ જે ખોરાક લે છે તેને પચાવનારૂં તત્વ. ( એનો અગ્નિ મંદ છે. ) ૫ અગ્નિકોણનો દેવ. ૬ જુસ્સો; આવેશ. ( કામાગ્નિ, ક્રોધાગ્નિ. ) અગ્નિ ઊઠવો=લાય બળવી; રીસ ચઢવી; બળતરા થવી. અગ્નિ ચરવો-( પીવો )=અગ્નિતપ્ય લેવું અગ્નિની આરપાર નીકળી જવું. અગ્નિને ઉધેઇ ન લાગે=જે ખરેખરૂં શુદ્ધ છે તેને કશો ડાઘ-ડૂઘ લાગતો નથી. 'અગ્નિને ઉધેઈ ન લાગે, મહામણિને મેલ જોને.' પ્રા. કા. અગ્નિ આગળ ઘી=દારૂ ને દેવતા; આથી જે વસ્તુને જેની અસર અવશ્ય થાય એવું હોય તે બે વસ્તુઓ સાથે રાખવી નહિ એવો અર્થ બતાવાય છે. અગ્નિ ઓલવવો=શાંત પાડવું; શમાવવું; ઠંડું કરવું.

**અગ્નિકાષ્ઠ**, ન. (સં.) અગુરૂ; અગર. ૨ બાળવાનાં લાકડાં. ૩ જે લાકડાંમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે તે લાકડાં-અરણીનાં લાકડાં. અગ્નિકાષ્ઠ ભક્ષણ કરવાં=પોતાની મેળે બળી મરવું; અગ્નિદિવ્ય લેવું. ( કેસરીઆં કરી રજપુતો રણમાં પડયા અને રજપુતાણીઓએ અગ્નિકાષ્ઠ ભક્ષણ કર્યાં. )

**અગ્નિક્રીડા**, સ્ત્રી. (સ.) આતસબાજી; દારૂખાનું. ૨ અગ્નિના સાથે જે રમતો કરવામાં આવે છે તે.:-ધખધખતા અંગારા ઉપર ચાલવું; બળતા કાકડા ચૂસવા; અત્યંત ગરમ થવાને લીધે જેમાંથી ફૂલ ઊડતાં હોય એવી લોઢાની સાંકળો દઝાડી તે.

**અગ્નિકુંડ**, પુ. (સં.) અગ્નિ રાખવાને જમીનમાં ખોદેલો જે ખાડો તે; જમીન ખોદી

તથા ઈંટાથી ચણીને બનાવેલો જે ચોરસ ખાડો તે; વેદી.

**અગ્નિકુમાર**, પુ. (સં.) જઠરાગ્નિ પ્રદિપ્ત કરનારૂં એક રસાયણ; પાચક ઔષધ; અગ્નિકુમારરસ.

**અગ્નિકોણ**, પુ. (સં.) પૂર્વ અને દક્ષિણ દિશાઓ વચ્ચેનો જે ખૂણો તે. અગ્નિ જેની દેવતા છે એવો દક્ષિણ પૂર્વ દિશાઓ વચ્ચેનો પ્રદેશ.

**અગ્નિખૂણો**, પુ. પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો ખૂણો; અગ્નિકોણ.

**અગ્નિગર્ભ**, વિ. (સં.) જેની અંદર અગ્નિ ગર્ભરૂપે રહેલો હોય એવું; જેના મથન-ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાય છે એવું; (લાકડું વગેરે.) ૨ ના. અરણી; સમડી; (અરણી અથવા સમડીનું જે લાકડું તે.) ૩ ચકમક; સૂર્યકાન્ત.

**અગ્નિગૃહ**, ન. (સં. अग्नि+गृह.) અગ્નિ રાખવાનું સ્થાન; અગ્નિશાળા.

**અગ્નિજવાળા**, સ્ત્રી. (સં. अग्नि+ज्वाला) અગ્નિની જાળ; ભડકો; શિખા; ભભુકો; દેવતા ભડભડ બળતાં જે જાળ નીકળે તે.

**અગ્નિત્રય**, પુ. (સં.) ત્રણ અગ્નિનો જે સમુદાય તે. ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય નામના જે ત્રણ શ્રૌત અગ્નિઓ છે તે.

**અગ્નિદગ્ધ**, વિ. (સં.) અગ્નિએ બાળેલું; બળેલું; દાઝેલું.

**અગ્નિધમની**, સ્ત્રી. (અગ્નિ+ધમની=ધમવું=ફૂંકવું.) અગ્નિને ધમવાનું જે ભુંગળું તે; ભુંગળી.

**અગ્નિદાહ**, પુ. (સં.) શબને અગ્નિએ બાળી નાંખવું તે; અગ્નિસંસ્કાર; બાળીને મુડદાને ઠેકાણે પાડી દેવું તે.

**અગ્નિદિવ્ય**, ન. (સં.) સત્ય જોવાને અગ્નિનો સંબંધ કરવો તે. (આગળના સમામાં ચોર, જુઠા અને ગુન્હેગારોને તપાસવા માટે અગ્નિથી તેમના સત્યની પરીક્ષા કરવામાં આવતી હતી. ઉકળતા પાણી કે તેલમાંથી વીંટી કઢાવવી, તપેલા લોખંડનો ગોળો ઉપડાવવો, તપાવેલા સ્થંભને કે સાંકળને સ્પર્શ કરાવવો, દેવતા પકડાવવો, અંગારાની ચેહની આરપાર જવાને કહેવું વગેરે સત્ય જોવાની રીતિઓ હતી અને તેને અગ્નિદિવ્ય કહેતા.)

**અગ્નિદેવ**, પુ. (સં.) અગ્નિ નામનો તેજનો જે દેવ તે. ૨ મોટો અગ્નિ.

**અગ્નિનૌકા**, સ્ત્રી. (સં.) ઝટ સળગી ઊઠે એવા પદાર્થ ભરેલા હોય, અને દુશ્મનનાં વહાણને ભેરવીને સળગાવી મૂકવાને આંકડીઓ હોય એવું વહાણ. વાં. મા. ૪-૫૪. Torpido.

**અગ્નિપુરાણ**, ન. (સં.) અગ્નિ દેવનાં માહાત્મ્ય વર્ણવનારૂં અઢાર પુરાણોમાંનું એક પુરાણ. અગ્નિએ વસિષ્ઠ ઋષિને સંભળાવેલું જે માહાત્મ્ય તે.

**અગ્નિપ્રદ**, વિ. (સં. अग्नि+प्र+दा=દેવું. ઉ.) અગ્નિ ઉત્પન્ન કરે એવું; જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં; (ઔષધ) ભૂખ લગાડનારૂં.

**અગ્નિપરીક્ષા**, જુઓ અગ્નિદિવ્ય.

**અગ્નિપ્રસ્તર**, પુ. (સં.) અગ્નિ ઉત્પન્ન કરનારો પથરો; ચકમક; સૂર્યકાન્ત.

**અગ્નિબાણ**, ન. (સં.) અગ્નિ જેમાંથી ઉત્પન્ન થાય એવું અથવા અગ્નિ વરસાવતું જે તીર તે; ઉખાડીઉં; હવાઈ. ૨ દારૂગોળાનાં બનાવેલાં જે હથિઆર તે; દારૂગોળો; જેને છોડતાં અગ્નિ ઉત્પન્ન થાય એવાં જે લડાઈનાં અસ્ત્રો તે.

**અગ્નિમણિ**, પુ. (સં.) જે પારદર્શક કાચ કે પથરમાંથી સૂર્યનાં કિરણો એકત્ર થઈ નીચે પડતાં અગ્નિ ઉત્પન્ન કરે છે તે કાચ અથવા પથર તે; સૂર્યકાંત; આગીઓ કાચ.

**અગ્નિમાંદ્ય**, ન. (સં. अग्नि+मंद. ઉ.) અગ્નિ-જઠરાગ્નિનું મંદપણું; ભૂખ નહિ લાગવી તે. ભૂખ નહિ લાગવાનો, ખોરાક નહિ પચવાનો અને અરુચિ ઉત્પન્ન કરનારો જે રોગ તે.

**અગ્નિમુખ**, ન. (સં. अग्नि+मुख. ઉ.) અગ્નિ જેમનું મુખ છે તે; દેવતા; દેવો. (અગ્નિમાં હોમેલું દેવોને પહોંચે છે તેથી.)

**અગ્નિરથ**, પુ. (સં.) અગ્નિના બળથી ચાલતું યાન; યંત્ર; આગગાડી; રેલવે; મોટાર.

**અગ્નિશાળા**, જુઓ અગ્નિગૃહ.

**અગ્નિશિખા**, સ્ત્રી. (સં.) અગ્નિની જે જ્વાળા તે; ઝાળ. 'કાષ્ટ માંહેથી કાઢીએ જેમ, અગ્નિશિખા પેરે.' પ્રા કા. ૧૧-૪૪.

**અગ્નિષ્ટોમ**, પુ. (સં.) જ્યોતિષ્ટોમ નામના યજ્ઞના પહેલા ભાગનું નામ; એક જાતનો યજ્ઞ.

**અગ્નિસંસ્કાર**, પુ. (સં.) અગ્નિદાહ; શબને અગ્નિથી બાળવારૂપ જે છેલ્લી ક્રિયા કરવી તે; અંત્યેષ્ટિ સંસ્કાર; અમુક ક્રિયા કરી મુડદાની દહનક્રિયા કરવી તે.

**અગ્નિસખ**, પુ. (સં.) અગ્નિનો મિત્ર; વાયુ; પવન.

**અગ્નિહોત્ર**, પુ. (સં. अग्नि+हु=હોમવું. ઉ.) પરણેલા બ્રાહ્મણે વિવાહના સાક્ષિભૂત અગ્નિને પોતાના ઘરમાં નિરંતર જાગતો રાખી પત્ની સહવર્તમાન નિત્ય તેમાં હોમ કર્યા કરવા રૂપી જે ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણનું મુખ્ય કર્મ તે; બ્રાહ્મણે અગ્નિમાં હંમેશ હોમ કરવાનું કર્મ કરવું તે.

**અગ્નિહોત્રી**, પુ. (સં.) વિવાહાગ્નિને સદા સર્વદા બળતો રાખી નિરંતર તેમાં હોમ કરનાર ગૃહસ્થાશ્રમી જે બ્રાહ્મણ તે. બ્રાહ્મણને માટે ધર્મશાસ્ત્રોમાં એમ કહેલું છે કે, બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી વિવાહ કરવો અને જે અગ્નિ આગળ વિવાહ થયો હોય તે અગ્નિને પતિપત્નીએ પોતાના ઘરમાં એક અગ્નિશાળામાં રાખી નિરંતર તેનું પૂજન અને હોમ કરવો ...યા એજ અગ્નિએ છેવટ બળવું. ગૃહસ્થા...ભીએ અગ્નિહોત્ર લેવોજ જોઇએ અને જેણે ...ગ્નિહોત્ર લીધેલો હોય તેણે હંમેશ ગૃહસ્થા...મી એટલે પરણેલી જીંદગી રાખવીજ જોઇએ.

**અગ્ન્યસ્ત્ર**, ન. (સં. अग्नि+अस्त्र.) જેનું બળ અગ્નિ છે એવાં ફેંકવાનાં જે હથિઆરો તે; દારૂગોળો; તોપો બંદુકો અને ઉબાડીઆં-હવાઇઓ વગેરે જે હથિઆરો તે.

**અગ્ર**, ન. (સં.) અણીઉ;ટોચ; કોઈ ચીજનો જે છેલ્લો પાતળો ને નાનો તીણો ભાગ તે; છેડો. ૨ નાનો ને અણીદાર કકડો; કરચ.

**અગ્ર**, વિ. (સં.) મુખ્ય; પહેલું; આગલું; મોખરાનું. ૨ ઉત્તમ; સઉથી સરસ; શ્રેષ્ટ. ૩ અધિક; વધારે.

**અગ્રગણ્ય**, વિ. (સં. अग्र+गण्=ગણવું. ઉ.) પહેલા નંબરનું; ગણતરી કરતાં જેને અગ્રે -પહેલું ગણવું પડે એવું; આગેવાન; અગ્રેસર; મુખ્ય.

**અગ્રગણ્યતા**, સ્ત્રી. (સં.) ગણતરી કરવામાં જે પહેલાપણું તે; અગ્રગણ્યનાપણું; પ્રતિષ્ઠા. Right of precedence. (તમે ગમે તેમ બોલશો તોપણ કૃષ્ણની અગ્રગણ્યતા ઓછી થવાની-મટવાની નથી.)

**અગ્રગામી**, વિ. (સં. अग्र+गामिन्. ઉ) આગળ-મોખરે ગમન કરનાર; આગળ ચાલનાર; આગેવાન; અગ્રેસર.

**અગ્રજ**, વિ. (સં. अग्र+ज=જન્મેલું.) પહેલાં જન્મેલું; જેનો જન્મ પહેલાં થયો હોય એવું; મોટું.

**અગ્રજન્મા**, પુ. (સં.) બ્રહ્મા; પ્રજાપતિ; આદિ દેવ.

**અગ્રજા**, સ્ત્રી. (સં.) પહેલાં જન્મેલી; મોટી બેન.

**અગ્રજાતિ**, સ્ત્રી. (સં.) મુખ્ય જાતિ: બ્રાહ્મણ.

**અગ્રણી**, પુ. (સં.) આગળ થનારો; આગેવાન; નાયક; સરદાર. 'લોકપાળમાં અગ્રણી, વરુણ એવું નામ.' પ્રા. ૧૧-પાનુ ૮૦.

**અગ્રધાન્ય**, ન. (સં.) પહેલાં પકેલું ધાન્ય: મુખ્ય અનાજ; પહેલો પાક; ચોમાસાનો પાક. (ચોમાસુ બેસતાં વાવેલાં ઘણાંક ધાન્યોમાંનાં

મકાઈ અને શાલી-ડાંગર સામો વગેરે પહેલાં થાય છે તેથી તે અગ્રધાન્ય કહેવાય છે.)

અગ્રંથિક, વિ. (સં.) ગાંઠ વિનાનું; આત્મજ્ઞ; જેના મનમાં કશો વસવસો રહેલો ન હોય એવું.

અગ્રપૂજા, સ્ત્રી. (સં.) પહેલી-મુખ્ય પૂજા તે; પ્રથમ પૂજન.

અગ્રભાગ, પુ. (સં.) પહેલો ભાગ; મુખ્ય ભાગ, મોટો ભાગ. ૨ આરંભ, શરૂઆત; આગલો-મોખરાનો ભાગ તે ૩ શિખર.

અગ્રવાદી, વિ. (સં.) પહેલો વાદ ચલાવનાર, તકરાર ઉપાડનાર ૨ બોલવાની શરૂઆત કરનાર; મુખ્યવાદી.

અગ્રેહ, વિ. (સં.) ઘર વગરનું. ૨ નહિ પરણેલું, સાથી વગરનું, સંન્યાસી, બ્રહ્મચારી.

અગ્રહણીય, વિ. (સં.) નહિ ગ્રહણ કરવા યોગ્ય, લેવાને યોગ્ય નહિ એવું.

અગ્રહાર, ન. (સં.) બ્રાહ્મણને દાન તરીકે આપેલું જે ગામ અથવા જમીન (ખેતર) તે

અગ્રહાયણ, પુ. (સં.) માર્ગશિર્ષ મહિનો, મૃગશિર્ષ નક્ષત્ર જેમાં આવતું હોય તે મહીનો.

અગ્રાહ્ય, વિ. (સં.) નહિ લેવા યોગ્ય, લેવાને લાયક નહિ તે

અગ્રાહ્યતા, સ્ત્રી. (સં.) નહિ લેવાયોગ્યપણું. ગ્રાહ્યતા નહિ તે.

અગ્રિમ, વિ. (સં.) આગળનું, મોખરાનું; આગલું.

અગ્રે, અ આગળ, મોખરે. ૨ છેડે; અંતે, ટોકે, ટોંચે.

અગ્રેસર, વિ (સં. અગ્ર+સૃ-સર્=જવું ઉ.) આગળ જનાર, આગેવાન, મુખી; મોખરે રહેનાર; નાયક.

અઘ, ન. (સં.) પાપ, પાતક; નઠારૂં કર્મ તે. ૨ મલિનતા; માલિન્ય; દોષ

અઘઓક, સ્ત્રી. (અઘવું ઉ અર અને ઓકવું,ઉ ઓક.) અઘવું અને ઓકવું તે, ઝાડા ઉલટી. ૨ ઝાડા ઉલટીના જે મરડ તે. 'અઘઓકતણા અંબાર કર્યા' પ્રીતમ. ૩ મૂર્છા; ઝાડા ઉલટીનું દરદ; કોલેરા; મહામારી.

અઘઓઘ, પુ. (સં. અઘ+ઓઘ=ઢગલો.) પાપનો ઢગલો; પાપરાશિ; ઘણાં પાપનો જે સમૂહ તે.

અઘટના, સ્ત્રી. (સં. ઘટના=ગોઠવણ.) અયુક્ત રચના; સારી ગોઠવણ નહિ તે.

અઘટતું, વિ. (અ-નહિ+ઘટતું-યુક્ત.) અયુક્ત; અયોગ્ય; બરાબર નહિ તે. શોભે નહિ તેવું; અઘટિત.

અઘટમાન, વિ. ન બની શકે તેવું: અશક્ય, ન બનાવી શકાય તેવું.

અઘટિત, વિ. (સં.) ઘટિત નહિ તે; ન ઘટતું હોય તેવું; અણુગતું; નહિ શોભતું; અયોગ્ય; ગેરવાજબી. ૨ નાલાયક; અવિચારી; ન બને તેવું.

અઘટિત ઘટના, સ્ત્રી. (સં.) ન બની શકે એવી જે બનાવટ તે. ન ઘડી શકાય એવી જે ઘટના તે. વેદાંતમાં માયાને માટે વપરાય છે. માયા ન બની શકે એવી બનાવટો કરવાને શક્તિમાન છે

અઘડ, વિ. નહિ ઘડાએલું; અણઘડ, અનુભવ રહિત. 'ગુરુવચનને પાળે સંત: અઘડ ઘણેરા કાઢે દંત.' અખો.

અઘણ, ન. અઘવું તે; મલોત્સર્ગ થવો તે. ૨ અપઠાર.

અઘણખાડ, પુ. અઘવા જવાની જે નીચાણ જમીન તે; મલોત્સર્ગ કરવાની ખાણ.

અઘણસી, વિ. વારવાર અઘવા જનાર; અતિસાર-ઝાડાના દરદવાળું (માણસ); જેને અઘવાની હાજત થયા કરતી હોય એવું.

અઘન, વિ. ઘન વગરનું, ખુલ્લું; ઉઘાડું; નિરભ્ર. ૨ ઘન નહિ તે; પોલું; પોકળ.

અઘનાશક, વિ. (સં. અઘ=પાપ+નાશક. ઉ) પાપનો નાશ કરનાર. પાપને ધોઈ નાંખનાર, પાપને દૂર કરનાર

**અઘનાશન**, પુ. પાપનો નાશ કરનાર; પરમેશ્વર.

**અઘમર્ષણ**, ન. (સં. अघ+मर्षण=સહન કરવું તે) પાપનાશન; સર્વ પાપનો નાશ કરનારા મંત્રનો જે જપ કરવો તે. ૨ સંધ્યામાં એક નાકમાંથી જળ લઈ બીજે નાકેથી કાઢી નાંખવું તે; નોળી કર્મ કરવું તે. ૩ પાપનો નાશ થાય અથવા પાપ સહન થાય એવો મંત્ર અને તેને લગતી જે ક્રિયા તે.

**અઘરણી**, સ્ત્રી. પહેલવહેલો ગર્ભ રહેવો તે; પહેલી ગર્ભાવસ્થા; સીમંત. ૨ પહેલા ગર્ભાધાન નિમિત્તે સાતમે અથવા એકીને મહિને કરવામાં આવતી એક ક્રિયા તે; સીમંત; ગર્ભાધાન નામના સંસ્કારને લગતી ક્રિયા; સીમંતોન્નયન. અઘરણી આવવી=પહેલીવાર સ્ત્રીનું સગર્ભા થવું તે. અઘરણી કરવી=અઘરણીની ક્રિયા કરવી. બાપનું બારમું અને સ્ત્રીની અઘરણી ફરી ફરીને આવતાં નથી=જીંદગીમાં એક જ વાર આવે એવા પ્રસંગો માટે આમ કહેવાય છે.

**અઘરણીઆત**, વિ. જેને અઘરણી આવેલી હોય તે; ઘેણુ; પહેલી જ વાર સગર્ભા થયેલી (સ્ત્રી).

**અઘરાળો**, પુ. જુઓ ઓઘરાળો.

**અઘરૂં**, વિ. (સં. अ=નહિ+ग्राह्य=લેવાય તેવું.) ન લેવાય-ગ્રહણ થાય તેવું; કઠિન; મુશ્કેલ; ન બની શકે તેવું; ન કરી શકાય તેવું. અઘરૂં પડવું=કઠણ લાગવું. અઘરા સમ ખાવા =ન બની શકે તેવું કરવાનું પણ લેવું તે. :- (અમુક માણસનું મુખ જોયા પછી જ હું તો અન્નજળ લઇશ.) ન પળે-મહા કષ્ટે પળી શકે તેવું પણ લેવું તે.

**અઘર્મ**, વિ. ( સં. घर्म-તાપ. ) તાપ વગરનું; ઉતાપા રહિત; ઠંડું; ગરમ નહિ તેવું; ઓછી ગરમીવાળું.

**અઘવવું**, ક્રિ. સ. અઘવાની ફરજ પાડવી. ૨ જોરજુલમથી નાંણું કે અમુક વસ્તુ કઢાવવી. ૩ હેરાન કરવું; થકવી નાંખવું.

**અઘવાટ**, સ્ત્રી. પાપનો માર્ગ; નઠારો-અઘવાનો રસ્તો; અપકાર. 'એવું કરવું શિવને ન ઘટે, જીવ જાય અઘવાટે.' દયારામ.

**અઘવાડ**, સ્ત્રી. ગંદવાડ; મલિનતા; ઠેક ઠેકાણે ગંદકી કરવી તે.

**અઘવાન**, વિ. પાપી; પાપવાળો; જેણે પાપ કરેલાં હોય તેવું.

**અઘવું**, અ. ક્રિ. પેટમાંનો કચરો શરીરની પાછલી વાટે બહાર કાઢવો; ઝાડે જવું; ઝાડે ફરવું; વાડામાં જવું; દિશાએ જવું; જંગલ જવું; ખરચુ જવું; બહાર જવું; ફળશીએ જવું, પાદર જવું. મળોત્સર્ગ કરવો.

**અઘહારી**, વિ. (સં. अघ+हृ=હરવું ઉ) પાપને હરી લેનાર; પાપનો નાશ કરનાર. (પરમેશ્વર)

**અઘાટ**, વિ. (અ=નહિ+ઘાટ=પાર.) જેને પાર નથી એવું; અપાર; અનંત; અનહદ. 'સખિ મારા કાપ્યા છે કર્મના કાટ, મારી સુરતી પહોંચી છે અઘાટ.' ભોજો. પ્રા. કા. પ. ૬૨. ૨ ધણીપણાના હક સાથે; કુલ તમામ હક સાથે, બીનસરતે (Unconditional.) 'મેં તો આખું ખેતર તને અઘાટ વેચ્યું, એટલે તેમાંથી જે કંઈ નીકળે તે મારૂં નહિ પણ તારૂંજ કહેવાય.' વાં મા. ૩ ૧૯. કોઈ વસ્તુનું વેચાણ કરતાં તેના ધણીપણાનો તમામ હક આપી દેવામાં આવ્યો છે એમ જણાવવાને ખતપત્તરમાં આ શબ્દ વપરાય છે. ૩ પુ. શિલાલેખ. દાન અથવા બક્ષીસમાં અપાએલી જમીનનો, એક પથ્થર ઉપર લેખ કરી, તેના આકાશ પાતાળ સુધી તમામ હક સૂર્ય અને ચંદ્ર તપે ત્યાં સુધી ભોગવટે અપાએલા છે એવું બતાવવા તેની ઉપર સૂર્ય ચંદ્ર પાડી જમીનમાં ઘાલવામાં આવતો ખાંભી, દેવસ્થાનની અને વેચાણ જમીનને માટે એવા જે પથ્થરો જમીનમાં ઘાલવામાં આવતા તે 'અઘાટ' કહેવાતા અને તે જમીનો વંશપરંપરા અઘાટ પ્રમાણે બદલાતાં રાજ્યો તરફથી ચલા-

વવામાં આવતી. માફીમાં, બક્ષીસમાં, દાનમાં અને દેવસ્થાનમાં ચાલતી આવી જમીનો 'અઘાટ' લેખ ઉપરથી 'અઘાટીઆ' કહેવાય છે.

**અઘાટીઉં**, વિ. અઘાટ અપાએલું; માફીનું; ઈનામી; દાન કે દેવસ્થાન ખાતે ગએલું; તમામ હક સાથે વેચાએલું. (ખેતર-જમીન.) ૨ સમજાવી પટાવી તમામ હક લઇ લેવાની જેની વૃત્તિ હોય એવું; ધૂર્ત; ઠગણું. ગામડાના વાણીઆ, જેઓ અજ્ઞાન ખેડુતોને સમજાવી પટાવી અથવા ચાપ દઈ તેમનાં ખેતર ઘર ઇત્યાદિ અઘાટ લઈ લેતા હોવાથી તેમને આ વિશેષણ લગાડવામાં આવે છે.

**અઘાડવું**, સ. ક્રિ. પ્રે. અઘવા બેસાડવું; અઘવા લઇ જવું; અઘે એમ કરવું. ૨ કઢાવવું; બહાર કાઢવાની-તજી દેવાની ફરજ પાડવી.

**અઘાડો**, પુ. જુઓ અઘેડો.

**અઘાણ**, ન. અઘવું તે; અઘણ. ૨ ઝાડો; મળ; નરક. વિ. ગંદકી રહિત. ૩ ઘાણ-બદબો-વાસ વગરનું.

**અઘાણું**, વિ. અઘવાની હાજતવાળું; મળોત્સર્ગ કરવાની અસર જેને થયેલી હોય તેવું; હાજતવાળું.

**અઘાત**, વિ. (સં. અ=નહિ+ઘાત=હાનિ) જેમાં ઘાત ન હોય તેવું; કશી ઘાત થાય નહિ એવી રીતે કાર્ય કરવું તે; મુશ્કેલ; વસમું. 'છાંછળમાં છળની નહિ વાત, આ તો રમવી વાત અઘાત.' અખો.

**અઘામણ**, સ્ત્રી. વારંવાર અઘવાનું થાય તે; ઝાડા થયા કરે તે; અતિસાર. છેરાટું; વારંવાર છેરાય તે. (ઢોરને.) ૨ રોજનું થઇ પડેલું જે મહેનતનું કામ તે; દુઃખ; પીડા; દુઃખાતિશય.

**અઘાસું**, વિ. મુશ્કેલ; આકરું; સખત.

**અઘાર**, (હગાર.) પંખી અને જીવડાંનો જે મળ તે; હગાર; છેર.

**અઘારો**, પુ. ભંજવાડો; ગંદવાડ.

**અઘાવવું**, સ. ક્રિ. અઘે એમ કરવું; તજી દેવરાવવું; ઉસારાવવું. ૨ દુઃખ દેવું; અત્યંત મહેનત આપવી; અઘી જાય એમ સતાવવું. ૩ પાછું કઢાવવું; ઓકાવવું.

**અઘીજવું**, સ. ક્રિ. અઘવાની ક્રિયા ઉપર અંકુશ ન રહેતાં મળોત્સર્ગ થઈ જવો. ૨ બી જવું; થરથરી જવું; ભયભીત થવું. ૩ કબુલ કરી દેવું; ભયથી વાત કહી દેવી.

**અઘૃણ**, વિ. (સં.) દયા વગરનું; નિર્દય; ઘાતકી.

**અઘેડો**, પુ જુઓ અંઘેડો.

**અઘોક**, સ્ત્રી. જુઓ અઘઓક.

**અઘોર**, વિ. ( સં. બહુવ્રીહિની રીતે. જેના જેવું ઘોર બીજું નહિ એવું ઘોર.) અતિ ઘોર; બહુજ ભયંકર; ઘણુંજ બિહામણું. 'એમાં મોટાં અઘોર રાનો છે.' વાં. મા. ૬-૭૩. ૨ અવિવેકી; દુષ્ટ; ઘાતકી. ૩ ભાન સાન રહિત; બેભાન; જડ. મરના પહેલાં બે દિવસ તો એ અઘોર રહ્યો. ૪ ન. પાપ. વિ. પાપી. ન. નરક. 'અંતે નર અઘોરે પડે.' ભો. પ્રા. કા. ૫. ૮. ૫ મહા મુશ્કેલ; બહુજ કઠણ; સખત. ' કરે અઘોર તપનું કાજ. ' નાકર. પ્રા. ૧૧-૧૩૬. અઘોરપંથ=મેલી સાધનાઓ કરનારા અને મલિન આચાર તથા ભયંકર ક્રિયાઓ કરનારા બાવાઓનો એક મત. અઘોર મંત્ર=મેલી સાધના કરવાનો જે મંત્ર તે. બંગાળી અને બીજી ભાષાઓમાં ન અ તત્પુરુષ સમાસની રીતે નહિ ઘોર એવો અર્થ પણ થાય છે. :-દેવીઅઘોરકામિની. અઘોર=સૌમ્ય; પ્રિય-દર્શન; Not terrible.

**અઘોરી**, વિ. એદી; ગંદું; ખરાબ; આળસુ; ઘણું જમનાર; ઊંઘણસી. 'અણઘડ અઘોરી જનમનો.' ૨ અઘોર કર્મ કરનાર.

**અઘોરી**, પુ. અતિ ભયંકર કામ કરનાર અથવા અઘોર મંત્રને સાધનાર બાવાઓની એક જાત તે.

**અઘોષ**, પુ. (સં. ઘુષ્=મોટેથી બોલવું.) ઉંડા ઉચ્ચારવાળા નહિ એવા અક્ષરો. ૨ વિ. અવાજ વગરનું; શાંત; ગડબડાટ વગરનું. અઘોષવ્યંજન.

**અચક**, સ્ત્રી. (અચકવું. ઉ.) કોઇ પણ વસ્તુની ગતિને અટકાવવાને તેની સામે મૂકવાની જે આડ તે; ઠેસ; ઠેસી; અટકણ; આડ; આગળી; ખોભણ; ખાંચો; ખીલી.

**અચકડું**, ન. (સં. + ચક્ તૃપ્ત થવું.) પૂર્વે અનુભવેલાં સુખ યાદ આવવાથી થતી જે દુઃખની લાગણી તે; દુમો; દુઃખની લાગણીથી ડચકાં આવવાં તે.

**અચકમચક**, અ. ઓચીંતું; એકદમ; એકાએક; અચાનુચ. ( દુઃખ કે મરણ જેવા ભયંકર બનાવનું એકાએક બની આવવું તે.)

**અચકવું**, (અચકાવું.) અ. ક્રિ. (સં. આ+ચક્=હઠાવવું અથવા આ+કૃષ્=ખેંચવું.) કોઇ પણ ક્રિયા કરતાં એકદમ બંધ પડવું; અટકવું; ખમચાવું.

**અચકામણ**, સ્ત્રી. કોઇ પણ કાર્ય કરતાં અચકવું પડે એવી જે મુશકેલી તે; નડતર; હરકત; અંતરાય; ગુંચવણ; ગળે કાચકી. ૨ અચકવું પડે એવું જે કારણ તે.

**અચકારો**, પુ. ગતિનો એકદમ અટકાવ થવાથી લાગતો હેલો; ધક્કો; હડસેલો; આચકો.

**અચકાવનાર**, વિ. અટકાવનાર; રોકનાર; ખાળનાર.

**અચકાવવું**, સ. ક્રિ. અટકાવવું; ખાળવું; રોકવું.

**અચકોમચકો**, પુ. આંચકો અને મચકો-લહેકો કરવો તે; અચક અને મચક; અંગભંગ અને મુખ મરડવું તે; અંગચેષ્ટા; હાવભાવ; ચાળા; અભિનય. (અંગને તેમજ બોલવા ચાલવા કે ગીત ગાવામાં થતી ક્રિયાને આચકો ખવરાવી મચકો લેવો તે.) 'આચકો મચકો કારેલી.' છો.ગીત.

**અચતુર**, વિ. (સં.) ઝટ ચેતી-સમજી જાય નહિ તેવું; ચતુર નહિ તે; બોઘડ; જડ; અણસમજાું.

**અચપચું**, વિ. ( સં. અર્દ્ધ-અદ-અચ+પચ્=પચવું.) અરધું પચેલું એવું; અદકચરૂં; અપરિપકવ; કાચું પાકું. ૨ છેક ઘટ નહિ તેમ છેક પાણી જેવું પણ નહિ તેવું; ગદગદું; ઠરેલું નહિ તેવું; ઢીલું.

**અચાનુચ**, અ. ઓચીંતું; એકાએક; અચાનક; એકદમ. (પારસીઓમાં આ શબ્દનો બહુ ઉપયોગ થાય છે.:-કાવસ અચાનુચ ગૂમ થઈ ગીઓ.)

**અચર**, વિ. (સં. અ=નહિ+ચર્=ચાલવું.) ચાલે-ખસે નહિ તેવું; સ્થિર; હાલેચાલે નહિ તેવું.

**અચરકો**, પુ. આચકો; ધક્કો; અચકારો; હેલો. અચરકો લાગવો=ધક્કો પહોચવો; નુકસાન થવું.

**અચરજ**, ન. ( સં. આશ્ચર્ય=વિસ્મય ) આશ્ચર્ય; નવાઈ; વિસ્મય; કૌતુક; અજાયબી. નવાઈની ચીજ અથવા વાત. આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું જે કંઈ તે. 'અચરજ મોટું માખની આંખે, ડોળા પચીસ હજાર.' છોટમ.

**અચરત**, ન. આશ્ચર્ય; વિસ્મય; તાજુબી. અચરત થવું-પામવું=અચંબો પામવો; તાજુબ થવું. 'પ્રતિહાર અચરત પામીઓ, દેખી લહર લંગૂર; રહે રહે ઉભો વાનરા, સામદ બોલ્યો શૂર.' અ. વિ.

**અચરતી**, સ્ત્રી. અચંબો; આશ્ચર્યતા; નવાઈ; અજાયબી; વિસ્મયતા.

**અચરપચર**, અ. ગમે તેમ; પચે કે ન પચે તેમ; રહીરહીને; એક વસ્તુ પૂરી થઇ ન હોય ત્યાર પહેલાં બીજી વસ્તુ ખાવી તે. (અચરપચર ખાવું.)

**અચરેઅચરેરામ**, પુ. પોપટને બોલતાં-ઉચ્ચાર કરતાં શીખવવાની એક રીત; પોપટને પહેલવહેલાં બોલાવવાનો એક ઉચ્ચાર.

**અચલ,** (અચળ.) વિ. (સં. अ=નહિ+चल्=ચાલવું) ચાલે-ખસે નહિ તેવું; સ્થિર; સ્થાયી; જડ. ૨ પુ. પર્વત.:-હિમાચલ.

**અચલપદ,** ન. (સં.) ન ચળે એવું જે પદ તે; પરમપદ; સ્થિરપદ; મુક્તિ; મોક્ષ.

**અચલિત,** વિ. (સં.) નહિ ચળેલું; દૃઢ; સ્થિર.

**અચવ્યું,** વિ. (સં. अ=નહિ+चर्व्=ચાવવું) નહિ ચાવેલું એવું; નહિ ચાખેલું એવું. નહિ ચવેલું-કહેલું એવું. 'ચવ્યું ચવે તે શાનો કવિ?' અખો. ૨ અલૌકિક. 'વણ રસના અચવ્યો રસ ચાખ.' અખો. (આ શબ્દ અખાનો ખાસ શબ્દ છે)

**અચળપતિ,** પુ. (સં. अचल=પર્વત+पति=સ્વામી) પર્વતોનો પતિ; હિમાચળ.

**અચળા,** સ્ત્રી. (સં.) પૃથ્વી; ધરા; ધરિણી

**અચંચળ-લ.** વિ (સં. अ=નહિ+चंचल=ચપળ.) ચંચળ નહિ તે; જડ; દૃઢ; ખસે કે ડગમગે નહિ તેવું.

**અચંડ,** વિ. (સં. अ=નહિ+चण्ड=ઉગ્ર.) ઉગ્ર-ગરમ નહિ તેવું; શાંત; ટંકું; સૌમ્ય.

**અચંબો-ચુંબો,** પુ. (સં. आश्चर्य=વિસ્મય+भू=થવું.) અતિ આશ્ચર્ય પમાડે એવો અસંભવિત બનાવ; તાજુબી; આશ્ચર્યચકિતપણું; વિસ્મયતા; અદ્‌ભૂતતા. અસંભવિત અસાધારણ બનાવ બનવાથી મનુષ્યના મનમાં મોટા આશ્ચર્યની જે લાગણી-અસર થાય છે તે. અચંબા ભરેલું=અચંબો થાય તેવું; જેનાથી આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવુ. અચંબો લાગવો=નવાઇ લાગવી.

**અચાનક,** અ. ઓચીંતું;એકાએક;એકદમ; અચણુચ; અકસ્માત. વિ. અ+ચાનક=કાળજી. કાળજી વગરનું; જેની ચેતવણી મળી ન હોય તેવું. (એકાએક.)

**અચાર,** ન. અથાણું, કેરી, ગુંદાં, મરચાં, લીંબુ વગેરેને મસાલો ભરી ન બગડી જાય તેમ આથી રાખવાં તે. (સુરત તરફના પારસીઓ આ શબ્દ વાપરે છે.)

**અચાલ,** સ્ત્રી. (સં. अ+चल्=ચાલવું) ન ચાલે એવું જે તે; અગત્ય; જરૂર; ઓપરી. (હું એને અચાલે કહું છું) ૨ અડચણ; અટકાવ.

**અચિકિત્સનીય,** વિ. (સં. अ+चिकित्सनीय.) कित्=જાણવું-પારખવું.ઉ.)ચિકિત્સા કરવા યોગ્ય નહિ એવું; અસાધ્ય રોગવાળું; બહુજ માંદુ; ૨ પરખાય નહિ-સમજાય નહિ એવું; ન જણાય એવું.

**અચિત્ત,** વિ. (સં.) નહિ ચિત્તવાળું; ધ્યાન નહિ રાખનાર.

**અચિર,** વિ. (સં. अ=નહિ चिर=લાંબું) લાંબા વખતનું નહિ તેવું; થોડા કાળનું; તાજું; ક્ષણભંગુર. ૨ અ. ઉતાવળે; તુરત જ; શીઘ્ર; જલદી; ઝટ.

**અચિરદ્યુતિ,** સ્ત્રી. (સં. अचिर=ટુંક+द्युति=તેજ-પ્રકાશ.) ટુંકા થોડાજ વખતના તેજવાળી-વીજળી; ઝબુકો કરી તરત જતું રહે એવું જે તેજ તે.

**અચિંતનીય,** વિ. (સં.) ન ચિંતવી શકાય એવું; કલ્પનામાં કે વિચારમાં પણ આવી નહિ શકે એવું; અચિન્ત્ય.

**અચિંતિત,** વિ. (સં.) નહિ ચિંતવેલું; ઓચીંતું; નહિ ધારેલુ એવું; અણધાર્યું.

**અચિંત્ય,** વિ. (સં. अ=નહિ चित्=વિચારવું चिन्त्=મનન કરવું.) વિચાર-ચિન્તન ન કરી શકાય તેવું; અચિંતનીય; અતર્ક્ય, અકળ. 'અચિન્ત્ય વસ્તુ ચિન્તવી.'

**અચીંતું,** (અચિંતું) અ. આગળથી નહિ ધારેલું હોય તેમ; એકાએક, અચાનક; ઓચીંતું.

**અચૂક,** વિ. (સં. अ+च्यु=પડવું.) ચૂક વગર; જરૂર; અવશ્ય;આબાદ; રામબાણ. ૨ અ. ખચીત; ભૂલી ન જતાં-વગર ભૂલવે; જેમાં ચૂક ન પડે તેમ. (એ નો અચૂક આવશેજ.)

**અચૂકપણું,** ન. ચૂક-ભૂલ નહિ થવાપણું; ખચીતપણું; નિશ્ચયતા

**અચૂકબાણ,** ન. જે બાણ ખાલી ન જાય તે; રામબાણ, જ્યાં નિશાન માંડયું હોય

ત્યાં અવશ્ય વાગે એવું જે બાણ તે. ૨ વિ. જેનો બાણ કદી ખાલી જ ન જાય એવું. :– 'અચૂક બાણ ચૌહાણ.' પ્રા. સા.

**અચેત**, વિ. (सं. अ=નહિ चेतन=જ્ઞાન) જેને ચેતન-સંજ્ઞા રહેલી ન હોય તેવું; જ્ઞાન વગરનું; નિઃસંજ્ઞ; બેભાન; શબ જેવું; જીવ વગરનું.

**અચેતન**, વિ. (सं.) ચૈતન્યરહિત; જીવ વગરનું; શબરૂપ; જડ. ૨ મૂર્છિત; બેભાન.

**અચેતના-તનતા**, સ્ત્રી. (सं.) સંજ્ઞા રહિત પણું; અચંચળતા; બેભાન અવસ્થા; જડતા; ચેતનપણું નહિ તે.

**અચેષ્ટ**, વિ. (सं.) ચેષ્ટા વગરનું; હાલે ચાલે કે બોલે નહિ તેવું; જડ; ચેતન રહિત.

**અચો**, પુ. (सं. आ+चर=જવું.) જડ વસ્તુઓનો જમાવ થવો તે; ભરાવો; કચરાનો જે જમાવ તે.

**અચોપચો**, પુ. એકઠા થએલા કચરાનો જે બદબદો તે; કચરાનો ભરાવો અને સડો તે; ગંદવાડ; અસ્વચ્છતા.

**અચ્છત**, (અછત.) અ. એકાએક; ઓ-ચીંતું; જોતજોતામાં. (એ દાગીનો તો અચ્છત ઊડી ગયો.) ૨ છત નહિ તે; ખૂટકો; ઓછ; નહિ હોવાપણું તે. ૩ ઉઘાડું; જાહેર; ખુલ્લું.

**અચ્છા**, (અચ્છું) અ. (हिं.) બહુ સારૂં; વારૂં; ઠીક.

**અચ્છિદ્ર**, વિ (सं. अ=નહિ छिद्र=કાણું) કાણા વગરનું; આખું; ભોક રહિત; સંગીન; ઘટ.

**અચ્છી**, અ. કૃત્રિમ છીંકવું તે. (વહેમી માણસને અપશુકનની શંકા કરાવવી તે.)

**અચ્છું**, વિ. સારૂં; મજેનું; અફલાતુન. ૨ (सं. अच्छ.) સુંદર; સ્વચ્છ; શોભિતું. ૩ અ. બહુ સારૂં; વારૂં, ઠીક.

**અચ્છેદ્ય**, વિ. (सं) નહિ છેદાય તેવું; છેદ-વાને યોગ્ય નહિ એવું; કપાય નહિ એવું; અછેદ.

**અચ્છેર**, ન. અડધો શેર; અડધા શેરનું માપ. જુઓ અચ્છેરી.

**અચ્છેરી**, સ્ત્રી. (અચ્છેરો.) અચ્છેરનું જે કાટલું માપ તે; અચ્છેરનું વજન; અડધા શેરનું વજન અથવા માપ થાય એવું કાટલું કે કુલડી તે.

**અચ્છેરીઉં**, વિ. અચ્છેર માય-સમાય તેવું; જેનું વજન અથવા માપ અચ્છેર હોય તેવું (વાસણ)

**અચ્યુત**, વિ. (सं.) નહિ નાશ પામે એવું; ન પડે એવું; પુ. વિષ્ણુ.

**અચ્યુતાનંદ**, પુ. (सं. अच्युत+आनंद.) અચ્યુતનો જે આનંદ તે; બ્રહ્માનંદ; આત્માનંદ.

**અછક**, અ. જોતજોતામાં; પ્રત્યક્ષ થયું ન થયું ને ગૂમ થઈ જવું તે. ૨ નિઃશંક; વગર શકે. (અછક એજ ઉડાવી ગયો.)

**અછકલું**, જુઓ આછુંકલું; છલકું.

**અછત**, સ્ત્રી. (सं. अ=નહિ+सत्=હોવા-પણું.) નહિ હોવાપણું તે; છત નહિ તે; થોડું હોવું તે; તંગી; તાણ; સંકોચ; ભીડ; કમીપણું. (છતથી છકી ન જવું ને અછતથી ડરી ન જવું.)

**અછતું**, વિ. (सं. अ=નહિ+सत्=પ્રકટ, ખુલ્લું.) છતું નહિ તેવું; ગુપ્ત.

**અછત્ર**, વિ. (सं. अ=નહિ+छद्=ઢાંકવું.) છત્ર રહિત; ઢાંકણ વગરનું; ઉઘાડું; ખુલ્લું. ૨ જેને માથે વડીલ ન હોય એવું; ન માબાપું; અનાથ (વિધવા વગેરે.) ૩ છત્ર ચામર રહિત: (રાજા) પદભ્રષ્ટ-રાજભ્રષ્ટ.

**અછબડા**, પુ. બ. વ. એક જાતનો રોગ; એક જાતનો તાવ, કે જેમાં શરીર ઉપર આછી મોટી નાની ફોલ્લીઓ થઈ આવે છે તે, Chicken pox.

**અછરતું**, વિ. ઉપર અડકેલું; ઊણું; ઓછું; કમ. ૨ છરકાઇ જવું.

**અછવાવું**, અ. ક્રિ. (सं. आ=આસપાસ +छद्=છાવું.) વણછાથી કરમાઇ જવું; ઓછું ઉતરવું; થોડું થવું. તડકો નહિ મળવાથી, ઝાડની કે બીજા કશાની છાયા પડવાથી છોડ, વેલા ઇત્યાદિક વનસ્પતિનો જોઈએ તેવો વિકાશ નહિ થવો તે. 'ફૂલ-ગચકાં અછવાઈ ગયાં.' નર્મ.

અછાડ, પુ. જુઓ ઓછાડ.

**અછાડપછાડ**, સ્ત્રી. અહીં તહીં ફેંકવું પછાડવું તે; આફળાઆફળી; ભાંગફોડ. ૨ ધાંધલ; ધમાલ; પ્રવૃત્તિની અતિશયતા દેખાડવી તે.

**અછાનું**, વિ. (सं. अ=નહિ+छद्=ઢાંકવું.) ઢાંકેલું નહિ તે; ઉઘાડું; ખુલ્લું; જાહેર; ચાસન.

**અછાવવું**, સ. ક્રિ. (सं. अच्छ=સ્વચ્છ.) નવું વાસણ વાપરવા કાઢવું.

**અછાળવું**, સ. ક્રિ. વાસણ ઉંચું નીચું કરી તેમાંની વસ્તુ તળે ઉપર થાય તેમ કરવું; ઉછાળવું; ઉથલાવવું; તળે ઉપર કરવું. (શાક-અથાણું અછાળવું. નર્મ)

**અછિન્ન**, (અચ્છિન્ન) વિ. (सं.) છેદાએલું કે કપાએલું નહિ તે; નહિ છેદાએલું. ૨ અ. સનત; ચાલુ; અખંડિત.

**અછિન્નધારા**, સ્ત્રી. (सं.) ચાલુ ને ચાલુ ધારા હોય તે; વગર અટકે કે વગર તરે ગળ્યા કરવું તે; ચાલુ વહ્યા કરે તે. ૨ મહાદેવ ઉપર જળનો ચાલુ અભિષેક કરવાનું નીચેથી ઝીણા કાણાવાળું જે પાત્ર તે; જળાધારી.

**અછેદ**, વિ. ( सं. +छिद्=કાપવું. ઉ. ) જેને છેદ પડેલો ન હોય એવું; છેદ વગરનું; છેદ રહિત; આખું; કાણા-કાપા વગરનું.

**અછોઅછો કરવું**, સ. ક્રિ. ઘણાં વાનાં કરવાં; ઉમળકાથી આદરસત્કાર કરવો; લાડ લડાવવાં; મોંએ ગડાવવું; બહુજ સારી મરજાદ કરવી.

**અછોઅછો વાનાં**, ન. બ. વ. ઘણું ઘણું લાડ કરવું તે; જે જોઈએ (જે માગે) તે સર્વ ઉમળકા ભેર આપવું તે.

**અછોછાંયડા**, પુ. બ. વ. બહુ લાડથી પ્રતિપાલન કરવું તે; છાતી ઉપરનું છાતી ઉપર રાખવું તે; કોઈ જાતનો ઉત્તાપ ન થાય અને સારૂં સારૂં લાગે એમ લાડમાં રાખવું તે.

**અછોડો**, પુ. (सं. अ=નહિ+सृज=છોડવું) બળદ કે ઘોડાને નહિ છુટી જાય તેમ હાથમાં રાખવાને બાંધેલો દોર; રાશ. (બળદની નાથે બાંધી તેને હાંકવાને હાથમાં રાખવાનો દોર.) 'ફરતા ફરતા હીંડે ઘોડલા, હેમતણા અછોડા.' પ્રેમાનંદ. ૨ છેડો; ઘડિઆળને ખીસામાં રાખતાં તે પડી જાય નહિ તેટલા માટે તેને બાંધવામાં આવતો ધાતુનો કે સુતર-રેશમ વગેરેનો ગુંથેલો દોરો. ૩ સોના રૂપાની ગળે પહેરવાની એકાવળી; માંદળી. અછોડાવા=અછોડા જેટલું જે છેડું તે.

**અજ**, પુ. (सं. अ=નહિ+ज=જન્મેલ.) નહિ જન્મેલું તે; પરમેશ્વર; બ્રહ્મા. ૨ રઘુરાજાનો પુત્ર-દશરથનો પિતા. ૩ ચંદ્ર. ૪ કામદેવ.

**અજગર**, પુ. (सं. अज+गल=ગળવું ઉ.) બહુ મોટા કદના સાપની એક જાત; મોટા-બકરાને ગળી જાય એવો સાપ; ધામણું. (અજગર બહુજ આળસુ, અકરાંતીઓ અને ધીમો હોવાથી આળસુ, અકરાંતીઆ અને ધીરા માણસને તેની ઉપમા અપાય છે.) 'અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ.' તુલસી. અજગરવૃત્તિ=દૈવ ઉપર આધાર રાખીને પડી રહેવું તે. 'અજ ગર પડયો છે રે વાટમાં, વિકાગી સુખ ભાગ.' પ્રે. આળસુ થઈ દૈવ ઉપર બધો આધાર રાખી જડ માફક પડયા રહેવું તે; યોગીઓની એક વૃત્તિ.

**અજગંધા**, (ગંધિની) સ્ત્રી. (सं.) એક જાતની ઔષધિ, મરકાશીંગ.

**અજટા**, સ્ત્રી. (सं. अ+जटा=ફેલાવો.) જેનો ફેલાવ નથી-ડાલ નથી એવી એક વનસ્પતિ; ભોંયઆંબલી.

**અજતરફ-ફે**, અ. (फा. अज-થી तर्फ=બાજુ) તરફથી; આ તરફથી. (મોટા દરજ્જાનો અમલદાર ઉતરતા દરજ્જાના નોકરને લખતાં 'અજ તરફ, અજ તરફે' એમ લખે છે.)

**અજન્મ**, વિ. ( सं. अ=નહિ जन्म=અવતાર) જેને જન્મ નથી તે; ઈશ્વર.

**અજન્મા**, સ્ત્રી. (सं.) માયા. ૨ સીતા.

**અજપાજપ**, પુ. (सं. अजपा+जप.) શ્વાસ પ્રશ્વાસે મૌન રહી હંસમંત્રનું મનમાં ને મનમાં ઉચ્ચારણ કર્યા કરવું તે; કોઈ સાંભળે નહિ તેની રીતે તંત્રવિધિ પ્રમાણે હંસમંત્ર જપવો તે. (શ્વાસ લેતાં અને મૂકતાં **सोऽहं सोऽहं** કરવું તે.)

**અજબ**, વિ. (आ. अज्जब=વિસ્મયકારક) આશ્ચર્યકારક; વિસ્મયભરેલું; અજાયબ; વિચિત્ર; ચમત્કારી; અદ્‌ભૂત; અલૌકિક. 'અજબ સલુણી ગોરી રાધે પ્યારી.' પ્રા. કા. અજબ થવું=આશ્ચર્ય-નવાઈ પામવી; ચકિત થવું. અજબ તમાસો=નવાઇનો વિચિત્ર ખેલ. અજબ તરેહનું=વિલક્ષણ; અલૌકિક.

**અજમાયેશ**, (અજમાશ) સ્ત્રી. (फा. अजमुदन्=યત્ન કરવો. ઉ.) અજમાવી જોવું તે; અનુભવ લેવો તે; તપાસ; પ્રયોગ. ૨ ખાતરી કરવી તે; નાણી જોવું તે. ૩ અટકળ કાઢવી તે; આશરો; શુમાર; અંદાજ.

**અજમાયેશદાર**, વિ. (फा.) અજમાયેશ કરનાર; અટકળ કરનાર; અનુભવી.

**અજમાવવું**, સ. ક્રિ. તપાસી જોવું; પ્રયોગ કરી જોવો. ૨ અનુભવ મેળવવો; ખાતરી કરી લેવી. ૩ પ્રમાણ જોવું; અડસટ્ટો-શુમાર કાઢવો તે.

**અજમાવું**, અ. ક્રિ. કરી જોવું; ખાતરી કરવી; અનુભવ લેવો. ૨ પ્રમાણ કાઢવું; અટકળવું.

**અજમીઢ**, પુ. (सं.) પ્રાચીન ભારતના એક પ્રાંતનું નામ; અજમેરની આસપાસનો જે પ્રદેશ તે.

**અજમુદો**, (મુદો) પુ. (फा.) અજમાયેશ; ખાતરી કરી લેવી તે; વાપરી જોવું તે.

**અજમો**, પુ. એક જાતનાં તીખાં અને વાસવાળાં બીઆં. (અજમો મસાલામાં અને ઓસડમાં વપરાય છે.) અજમાનાં ફૂલ=અજમામાંથી બનાવેલી એક તીખી અને વાયુ હઠાવનારી દવા.

**અજમોદ**, સ્ત્રી. (सं. अजमोदा) એક જાતની ઔષધિ; અજમાની જાતનાં બી. (આ બી અજમાથી મોટાં ને ગોળ હોય છે. તેમાં તીખાશ ઓછી હોય છે. તેની ત્રણ જાત છે; છુવારી અથવા દીવેચી અજમોદ, કમાણી અજમોદ અને સાદી અજમોદ.)

**અજયા**, સ્ત્રી.(सं.) જિતાય નહિ એવી સ્ત્રી; માયા; દેવી. ૨ એક જાતની વનસ્પતિ.

**અજય્ય**, વિ. (सं.) નહિ જિતાય એવું; મુશકેલીએ જિતી શકાય એવું; ન હરાવાય એવું; બહુજ બળવાન. 'અજય્ય દેવથી મોટા, શત્રુઓ છે પરાક્રમી.' સ. લો.

**અજર**, વિ. (सं.) ન જરી જાય એવું; ઘસાઈ-વપરાઈને ક્ષીણ ન થાય એવું; જેને જરા-ઘરડપણ આવતું નથી એવું. ૨ (अ+जरा=ઘરડપણ.) પુ. દેવ; દેવલોક.

**અજર**, સ્ત્રી. (आ. अज्झर.) આનાકાની; વાર; વિલંબ; રામાટામા; બહાનાં બતાવ્યા કરવાં તે; કોઇ કોઇ મસે કંઇ કાર્ય કરવામાં વાર લગાડવી તે.

**અજરઅમર**, વિ. (सं. अ=નહિ जृ=વૃદ્ધ થવું+अ+मृ=મરવું.) જે જીર્ણ થતું નથી અને જે મરતું પણ નથી એવું; ઘસાય કે નાશ પામે નહિ એવું.

**અજરામર**, વિ. (सं. अजर+अमर.) જીર્ણ ન થાય અને નાશ પામે નહિ એવું; જેને જરા કે મરણ નથી એવું; અવિનાશી; અક્ષય્ય.

**અજરાલ**, વિ. ઘણું મોટું; વિશાળ. (સામાન્ય રીતે-સ્વાભાવિક કદ અથવા માપ કે આકાર કરતાં વધારે મોટું કિંવા વિશાળ હોય તે) ભયંકર લાગે એવું મોટું.

**અજલ**, સ્ત્રી. (आ.) આખર; અંત; મોત; કમોત;કજા. અજલમંજલ=છેવટની ક્રિયા; પાયદસ્ત. ૨ (सं) અજલ(ળ) વિ. જળરહિત; પાણી ન હોય એવું જે શુષ્ક તે; નિર્જળ.

**અજવાળવું**, સ. ક્રિ. (सं. उत्+ज्वल्=ઝળાંઝળાં થવું.) ઘસીને ઉજળું કરવું; ઉટકવું; માંજવું; ૨ ઝળાંઝળાં થાય એમ કરવું; અજવાળું કરવું-દીવો કરવો. (દીવડીઆ અજવાળોરે.) ૩ શોભાવવું; આબરૂ વધારવી. ( કેઇ વહુએ ઓરડીઆ અજવાળ્યારે.)૪(લા.)બગાડવું; ખરાબ કરવું; ઉંધું ખણવું; અકીર્તિ કરવી. ( એમણે શું અજવાળ્યું ? )

**અજવાળી**, વિ. અજવાળાવાળી; ચંદનીવાળી; જેમાં ચાંદરણું પડતું હોય તેવી (રાત્રી).

**અજવાળીઉં**, ન. સુદ-શુકલપક્ષ; જેમાં પ્રતિ દિવસ ચંદ્રની કળાઓ વધતી જાય છે તે પખવાડીઉં; જેમાં પ્રતિ દિવસ રાત્રિના પહેલા ભાગમાં ચંદ્રનું અજવાળું હોય તે પખવાડીઉં; શુક્લ પક્ષના દિવસો. ૨ ઘરમાં અજવાળું આવે તે માટે છાપરામાં રાખેલું જે બાખું તે; મધરીઉં; છાપરાજાળી; જાળીઉં; વિ. અજવાળું આપનારૂં.

**અજવાળું**, ન. (सं. उज्ज्वल=ઉજળું.) સૂર્ય, ચંદ્ર, અગ્નિ કે પ્રકાશવાળી કોઇ પણ વસ્તુથી જે પ્રભા-ઉજેશ પડે છે તે; પ્રકાશ; ઉજાસ; તેજ; અંધારૂં નહિ તે. ૨ શોભા. અજવાળું કરવું=(લા.)અકીર્ત્તિ કરવી;ઉંધું ખણવું. અજવાળું નાંખવું =કોઇ વસ્તુ કે વાત જાણમાં આવે તેમ કરવું. અજવાળું પડવું=અમુક વસ્તુ કે વાત ખુલ્લી થવી; બરોબર જણાવી. અજવાળું પાડવું=અમુક વસ્તુ કે વાતને જાહેરમાં આણવી; ભ્રાંતિ દૂર કરવી. અજવાળામાં આવવું=જાહેર થવું; પ્રસિદ્ધ થવું. અજવાળામાં મૂકવું=જાહેર કરવું. અજવાળું જોવું=જન્મ થવો; બહાર આવવું; જાહેરમાં પડવું.

**અજશ**, પુ. (સં.) અપજશ; અકીર્તિ; અખ્યાતિ; નિંદા.

**અજસ્ર**, અ (सं.) વારંવાર; હંમેશ; સદૈવ; કાયમ; નિત્ય વિ. વિચ્છેદ રહિત.

**અજહલ્લક્ષણા**, સ્ત્રી. (सं. अजहत्+लक्षणा.) પ્રકટ અર્થની સાથે તેના સંબંધી બીજા અર્થનો ધ્વનિ કરાય તે; મુખ્ય અર્થ મૂકી જેમાં લક્ષ અર્થ કરવો પડે તે લક્ષણા:-ધોળીઆએ રંગ રાખ્યો=ધોળીઆ બળદે. અજહત્સ્વાર્થા.

**અજંપ**, પુ. (અ=નહિ+જંપ=શાંતિ, નિરાંત.) અશાંતિ; બેચેનપણું; અસ્વસ્થતા;વ્યગ્રતા; ઉતાપો.

**અજંપો**, પુ. ઊંઘ નહિ આવવી ને ભયપ્રદ વિચારોથી ઉન્નિદ્ર રહેવું તે; શાંત ધાડી ઊંઘ નહિ આવવી તે.

**અજા**, સ્ત્રી. (સં.) માયા; કુદરત. 'ભક્તને ન દમે અજા તે સમજવું કારણ એહ.' દયારામ. ૨ બકરી. અજાગલસ્તન=બકરીના ગળા આગળના જે નકામા આંચળ તે. ( આ આંચળ કંઈ કામના હોતા નથી, તેથી નકામા-નિર્માલ્ય અને પોતાને તથા પારકાને નિરુપયોગી અને બોજારૂપ માણસને તેની ઉપમા આપવામાં આવે છે.-બકરીના ગળાના આંચળની માફક તેનો જન્મ નિરર્થક છે. )

**અજાએબ**, વિ. અજબ જેવું;આશ્ચર્યકારક.

**અજાગત**, વિ. (સં.) શસ્ત્ર લાગવાથી કે પાણીમાં ડુબવાથી થએલું; અચાનક અને અકાલે થએલું (મોત.)

**અજાચક**, વિ. ( सं. अ+याचक ઉ० ) નહિ માગનાર; નહિ જાચક તે; નહિ જાચનાર. અજાચકવૃત્તિ=માગીને ગુજરાન નહિ કરવું તે; જાત મહેનતથી આજીવિકા ચલાવનાર; જેમાં જાચવાનું ન હોય એવી જે વૃત્તિ તે.

**અજાણ**, વિ. નહિ જાણીતું તે; અણવાકેફગાર; અણસમજું; અજાણ્યું ૨ અજ્ઞાન; જેને કંઈ ખબર ન હોય તે; મૂર્ખ.

**અજાણતાં**, (અજાણે) અ. ન જાણતાં; બે સમજથી; નહિ વાકેફગારી હોવાને લીધે; નાસમજથી; અજાણપણે.

**અજાણ્યું**, વિ. (सं. अ+ज्ञा=જાણવું ઉ.) નહિ જાણવામાં આવેલું; જેની માહીતી ન

હોય એવું; નહિ જાણેલું; અજાણમાં રહેલું. (સ્થળ, વસ્તુ, વિચાર વગેરે.) ૨ જાણ વગરનું; જેને માહીતી ન હોય એવું; ન જાણતું હોય એવું; અજાણ; નહિ અનુભવી જેને વીત્યું ન હોય તે. 'રામબાણ વાગ્યાં હોય તે જાણે; અજાણ્યાં તો અંદેસા આણે, રામબાણ૰'

**અજાતશત્રુ**, પુ. (સં. अजात=નહિ જન્મેલ=शत्रु=દુશ્મન) જેને કોઇ શત્રુ નથી તે; (સર્વને પ્રિય હોય તે.) યુધિષ્ઠિર. જેને કોઇ શત્રુજ ઉત્પન્ન થએલો ન હોય એવો સર્વને પ્રિય અને મિત્ર જેવો જે માણસ તે.

**અજિત**, વિ. (સં) (अ=નહિ जित= જિતાએલું.) બીજાથી નહિ જિતાએલું; અ-પરાજિત; કોઇથી જિતાય નહિ એવું.

**અજિન**, ન. (સં.) હરણનું ચામડું; મૃગચર્મ; આળું.

**અજીઠવાડ**, પુ. અજીઠાં વાસણ, જમવામાં વપરાએલાં પાત્રો અને જમણનો જે કંઇ કચરો પૂંજો વધઘટ વગેરે પડેલુ હોય તે. ૨ ગદકી; ભેંજવાડ; મેલવાડ.

**અજીઠું**, ન. (સં. जुष्ट=જમતાં વધેલુ.) જમવાના ભાણામાં વધેલું હોય તે; ભાણાની આસપાસ વેરાયું હોય તે અને જમતાં-મૂકતાં -વપરાતાં પડયું રહ્યું હોય તે. ૨ વિ. એવું ધાન જ્યાં પડયું હોય તે (જગા.) ૩ પાણીથી રાંધેલું ધાન.

**અજીર**, સ્ત્રી. પરસાળ; માંડવી; ઘરનો મધ્ય ભાગ. 'નંદનિલય આનંદથી આવી, ઉભા અજીરમોઝાર.' રેવાશંકર.

**અજીરણ**, ન. (સં. अ+जीर्ण=પચેલું) પચેલું નહિ તે; ખાધેલું ન પચવું તે; અપચો; બદહજમી.

**અજીર્ણ**, વિ. (સં. अ=નહિ जीर्ण=જુનું) જુનું નહિ તે; ફાટેલુ કે ઘસાઇ ગએલું નહિ તેવું.

**અજીર્ણાંશ**, પુ. (સં. अजीर्ण+अंश= કંઇક ભાગ) થોડું અજીરણ; સહેજ અપચો.

**અજુગતું**, વિ. (સં. अयुक्त) યોગ્ય નહિ તેવું; અઘટિત; અયોગ્ય; અણઘટતું; નાલાયક; નહિ શોભે તેવું.

**અજોગ**, પુ. (સં. अ+योग) યોગ સારો ન હોય તે; કસમો: યોગ્ય સમય નહિ તે. પંચાંગાંતર્ગત-યોગોમાંનો સારો-શુભ યોગ ન હોય તે.

**અજજમ**, જુઓ આજમ.

**અજજુ-જયું**, ન. 'ઇ' સ્વરનું વ્યંજનને લગાડવામાં આવતું ચિહ્ન. (હ્રસ્વ ઇનું િ અને દીર્ઘ ઈ નું ી આમ.)

**અજ્ઞ**, વિ. (સં. अ નહિ ज्ञा=જાણવું =अज्ञ.) નહિ જાણનાર; બુદ્ધિહીન; અણ-સમજુ; અજાણ; અબૂઝ; મૂર્ખ.

**અજ્ઞાત**, વિ. (સં.) જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી તે; નહિ જાણીતું; જાણવામાં આવેલું નહિ એવું; અજાણ્યું.

**અજ્ઞાતયૌવના**, સ્ત્રી. (સં.) કામોત્પત્તિ દ્વારા પોતાના અંગમાં યૌવન આવ્યું છે એવો અનુભવ જેને થયો નથી એવી અવસ્થાની નાયિકા; હલેતી જુવાન સ્ત્રી; જેને પોતાની ફરેલી-તારુ-ણ્યને પ્રાપ્ત થએલી અવસ્થાનું જ્ઞાન નથી થયું એવી મુગ્ધા; જુવાન-તેર ચૌદ વર્ષની સ્ત્રી.

**અજ્ઞાતવાસ**, પુ. (સં) અમુક, અમુક ઠેકાણે રહેલું છે એવું બીજા કોઈને માલમ પડે નહિ તેમ તેણે જે વાસ કરવો તે; છુપું રહેવું તે. '-'પાંડવો એક વર્ષ વિરાટને ત્યાં અજ્ઞાતવાસમાં રહ્યા.'

**અજ્ઞાન**, ન. (સં. अ+ज्ञान=જ્ઞાનાભાવ) જ્ઞાન નહિ તે: અજાણપણું; મૌર્ખ્ય ૨ પદાર્થનું મિથ્યા જ્ઞાન તે; અવિદ્યા. ૩ વિ. જેનું બાલ્ય જઈ પ્રૌઢાવસ્થા આવી નથી એવું; બેસમજ; અણસમજું.

**અજ્ઞાનભાવ**, પુ (સં) અજ્ઞાનપણું; મિથ્યા જ્ઞાનનો જે ભાવ તે.

**અજ્ઞાની**, ત્રિ (સં.) નહિ જે જ્ઞાની તે; અજ્ઞાનવાળું; જ્ઞાનવગરનું; બેસમજ; અજ્ઞ; મૂર્ખ.

**અજ્ઞેય**, વિ. (સં.) ન સમજાય તેવું; અકળ; ગહન; જ્ઞાનાતીત.

**અટક**, સ્રી. (સં. अट्=ભમવું. ઉ.) ગતિને અટકાવ કરનારી જે ચીજ તે; અટકણ; ઠેસ. ૨ અટકવાનું જે કંઈ કારણ હોય તે; નડતર; ઉપરોધ; પ્રત્યવાય; હરકત; વાંધો ૩ વહેમ; ખતરો.:-'જિસકે મનમેં અટક હૈ, સોહી અટક રહે.' નર્મ. ૪ અમુક ગુણકર્મ ઉપરથી કુટુંબ કે વંશનું જે ઉપનામ પડેલું હોય તે; અવટંક; ઓખર. ૫ સિંધુ નદી.

**અટકચાળું**, ન. કોઈ માણસ ચીડાય કે રીસે ભરાય તેમ કરવું તે; અડપલું; ચાંદવું; છેડતી; સળી અથવા આંગળી કરવી તે.

**અટકચાળું**, વિ. અડપલું કરનારૂં; ચાંદવું; જ્યાં ત્યાં અડંક્યા કરે એવું; તોફાની; ઉપદ્રવી. (વગર કારણે કોઈ વસ્તુને અડકનારૂં અને વગર કારણે કોઇ માણસને ચીડવનારૂં કે રીસે ભરાવનારૂં જે કોઇ તે. વાંદરાં બહુ અટકચાળાં હોય છે.)

**અટકડી**, સ્રી. શરીરની અંદરના વાયુનું થોડી થોડી વારે ડચ દઇને મોંઢેથી બહાર નીકળવું તે; વાયણી; હેડકી.

**અટકણ**, ન. ગતિને અટકાવનારૂં જે કંઇ હોય તે; આડી; ઠેસ; આગળી; ટેકી; ચાંપ. ૨ અડચણ; ઉપરોધ; પ્રતિબંધ; નિરોધ; વાંધો; હરકત.

**અટકણ**, વિ. અટકી જાય એવું; ચાલતાં ચાલતાં એકદમ ખંચાઇને ઉભું રહેનારૂં; અટકણું.:-અટકણ ટટ્ટુ.

**અટકણટટ્ટુ**, ન. ચાલતાં ચાલતાં એકદમ ઉભું રહી જાય એવું જે ટટ્ટુ તે. ૨ વિ. કાર્ય પૂર્ણ થવાનો જેની ઉપર આધાર રખાય નહિ એવું; અધવચ અટકી જાય એવું; પાર ન ઉતારે એવું.

**અટકણીઉં**, જુઓ અટકણ.

**અટકવું**, અ.ક્રિ. ગતિ કે પ્રવૃત્તિનું બંધ પડવું; ઉભું રહેવું; થોભવું; ખંચાવું; અચકાવું. ૨ રાહ જોતા રહેવું; ખોટી થવું; રોકાવું. ૩ જઈ ચોટવું; લાગવું. :-'પટક માયા પરી અટક ચરણે હરી.' ન્. મે.

**અટકળ**, સ્રી. (સં. उत्+कल्=કળવું.ઉ.) કંઇક આધાર ઉપરથી કળવું તે; આશરો કાઢવો તે; અનુમાન કરવું તે; અંદાજ કાઢવો તે; અનુમાન; શુમાર; આસરો; અડસટ્ટો. ૨ યુક્તિ; કુંચી;ખ્યાલ;કળ. ૩ મહાવરો; અભ્યાસ; કોઈ પણ વસ્તુનું પ્રમાણ હાથે ચઢી ગએલું હોય તે. ૪ તર્ક; પહો; કલ્પના. અટકળ કરવી= અમુક બીજરૂપ આધાર ઉપરથી શું પરિણામ આવશે તેનો તર્ક કરવો તે.

**અટકળબાજ**, વિ. અટકળ કરનાર; અનુમાન બાંધનાર; તર્ક કરનાર; અટકળ કરવામાં અતિ ચાલાક હોય તે; કલ્પક.

**અટકળવું**, અ. ક્રિ. અનુમાન કરવું; અડસટ્ટવું; શુમાર કાઢવો. ૨ તર્ક કરવો; કલ્પવું; ધારવું; આસરે માનવું. પાક અટકળવો=કેટલો પાક ઉતરશે તેનો અંદાજ કાઢવો ત; કળવું; કળતર કરવું. 'નગર બહાર શ્રીકૃષ્ણ નીકળીયા જેટલે, કાળયવને મનમાં અટકળીયા તેટલે.' કૃષ્ણચરિત્ર.

**અટકામણ**, ન. અટકવું પડે તે; અટકવાની જરૂર પડે એવું જે કંઈ તે. ૨ અટકવાનું કારણ; હરકત; અડચણ. ૩ મુશકેલી; મુંજવણ; વિઘ્ન.

**અટકામણી**, સ્રી. અટકવું પડે એવી જે સ્થિતિ તે; મુશકેલી; અડચણ; હરકત; ગજે કાયકી. ૨ ઓપડી; અગત્ય; જરૂર. ૩ અટકાવવાનું જે મૂલ્ય તે.

**અટકાર**, પુ. જુઓ ઓડકાર.

**અટકાવ**, પુ. (અટકાવવું. ઉ) અટકાવવું તે; રોકવું તે; રોધન; પ્રતિબંધ; અવરોધ; વારણ; બાધ. 'પુનર્લગ્નનો જ્યાં અટકાવ.' ક. દ. ડા. ૨ અંતરાય; નડતર; અડચણ; વિઘ્ન. ૩ રજ; દસ્તાન. અટકાવ આવવો=સ્રીને રજ પ્રાપ્તિ થવી તે; વેગળાં બેસવું; અભડાવું. અટકાવ કરવો=રોકવું; પાળવું; અમુક કાર્ય કરતાં

કોઈને અટકાવવું તે. અટકાવ પાળવો=રજ જણાય ત્યારથી ચાર દિવસ અળગાં રહેવું તે. (સ્ત્રીએ.) અટકાવ થવો=બંધ પડવું; અવરોધ થવો; હરકત આવવી.

**અટકાવવું,** સ. ક્રિ. અટકે એમ કરવું; ગતિને રોકવી; ખાળવું; રોકવું; બંધ પાડવું; રોકાણ કરવું. ૨ વાસવું; બંધ કરવું; ટાંકવું.

**અટકાવું,** (અડકાવું.) અ. ક્રિ. સ્ત્રીને રજ આવવું; ઋતુ પ્રાપ્ત થવો; અળગું બેસવું; અભડાવું. ૨ રોકાવું; થોભવું.

**અટકીપડવું,** ક્રિ. અમુક કામકાજ કરતાં એકદમ રોકાઇ જવું; બંધ પડવું; અચકી જવું. ૨ ખોટી થવું. ૩ ગતિ–પ્રવૃત્તિનું જે બંધ થવું તે. ૪ કામકાજ કરવાને અશક્ત થઈ જવું; નિર્બળ થઈ જવું. (હવે ડોસા તો અટકી પડ્યા છે)

**અટકીમટકી,** સ્ત્રી. છોકરીઓની એક રમત.

**અટકીરહેવું,** ક્રિ. અમુક વગર ખોટી રહેવું; અમુક વગર નહિ ચાલવું તે.

**અટકો,** પુ. એક જાતનો હલકો સિક્કો; કાવડીઉં; પૈસો. અટકાનો થોડો=નજીવું; નમાલું; તુચ્છ.

**અટકોમટકો,** પુ. અંગભંગ કરીને ચાલવાની એક તરેહ; ચાલવાની અને અંગ મરોડવાની એક ટાપટીપીઆ રીત; ચાળોચસકો; લટકોમટકો; લટક; ગમતછટા. 'અટકો મટકો તારે ઝાઝો, મુખે ખરે છે ફૂલ, એક કંથ જો તારે હોય તો મારૂં માથું ડૂલ.' લોકગીત.

**અટણ,** ન. ( સં. अट्=ફરવું. ) ભમવું; રખડવું; ફર્યા કરવું તે; ભ્રમણ. ૨ મુસાફરી; પ્રવાસ.:–દેશાટણ.

**અટણી,** સ્ત્રી. (સં.) ધનુષ્યનો દોરી ચઢાવવાનો જે કાપો તે. ૨ કામઠાનો ફરો; તડી.

**અટન,** ન. (સં.) ભ્રમણ; ફરવું તે; ફેરણી. :–ભિક્ષાટન. ૨ મુસાફરી; પ્રવાસ.

**અટની,** વિ. (સં. अट्+ई વાળું.) ફરનાર; મુસાફરી કરનાર.:–દેશાટની લોકો.

**અટપટું,** વિ. ગુંચવણવાળું; ન સમજાય એવું; સરળ નહિ તે; વાંકુ; કપરૂં.:–'ધારે અંતર કોડ જે અટપટા.' અમરૂશતક. 'ઓધવજી છે પ્રીતલડીની રીત અતિ અટપટી.' ઝટ સમજી જવાય નહિ એવું.:–'સમજી ન જાયે એવી માયા અટપટી.' અખેગીતા. ક. ૩. ૨ આડા અવળા પટ–આંટાવાળું. 'હાંરે અટપટી પાઘ, કેસરીઆ વાઘા; કાને કુંડળ શોભેરે.' મીરાંબાઈ.

**અટપવું,** જુઓ આટોપવું.

**અટલ,** (અટ્ટલ) વિ. અત્યંત હોશિયાર; પાકો; પ્રવીણ; ૨ અત્યંત; બહુજ અઠંગ.:–અટલ જુગારી.

**અટવાણ,** ન. પગનું ગુંચાઈ જવું; દોરી કે ઝાળમાં ફસાઇ પડવું.

**અટવામણ,** ન. ( અટવીવું. ઉ. ) અટવાઇ જવાય એવું જે તે; મુશકેલી; ગુંચવણ; ગભરામણ.

**અટવાવું,** અ. ક્રિ. ઘુંટાઇને એકરસ થઇ જવું; મળી–ભળી જવું; વટાવું. ૨ મનમાં ને મનમાં મુંઝાવું; અકળાવું; ગભરાવું; પીડાવું; રીબાવું. ૩ ગુંચવાવું; સૂઝ નહિ પડવી. ૪ કાયર થવું; થાકી જવું; અટાઈ જવું. 'વખાણ સાંભળીને સબળ રુધિર અટવાયું પળપળ.' પ્રેમાનંદ.

**અટવી,** સ્ત્રી. (સં.) વન; અરણ્ય; જંગલ.:–વિંધ્યાટવી; ભવાટવી.

**અટવું,** અ. ક્રિ. (સં. अट्=ફરવું.) ભમવું; ફરવું; ભટકવું. 'રવિમંડળ પ્રભુ અટે.' શામળ. 'અટતાં અટની અપારરે.' પ્રેમાનંદ.

**અટળ,** વિ. (અ=નહિ ટળ=ટળવું ) ન ટળી શકે એવું; છૂટા ન પડાય–દૂર ન કરી શકાય તેવું; અનિવાર્ય. 'અહીં ખેંચે આશા અટળ દૃઢ કર્ત્તવ્યની મુને' કુ. માળા.

**અટંગ,** વિ. પાંગળું; પગ વગરનું; લંગડું. ૨ અ. તદ્દન; સાવ; જુઓ અઠંગ.

**અટાઉ,** સ્ત્રી. કમાઈ. 'અટાઉનો માલ બટાઉમાં જાય.' એક વેપારી કહેવતમાંજ આ શબ્દ વપરાય છે

**અટાટ**, વિ. નકામું; ખાલી; અમસ્તું; અયોગ્ય; મિથ્યા; વ્યર્થ; ૨ અ. ગેરવાજબી રીતે; ખોટી રીતે; તદ્દન અન્યાયે.

**અટાપટા**, પુ. બ. વ. લાંબા પહોળા અને આડાઅવળા જે લીટા તે; રંગબેરંગીપણું; રંગબેરંગી જે આડા ને ઉભા પટાઓ તે.

**અટામણ**, ન. કણક આડણી કે વેલણને ચોંટી ન જાય અને સારી રીતે વણી શકાય તે સારૂ આડણી ઉપર તેમજ કણકના લુઆ ઉપર ચોખાનો કે બીજા ધાન્યનો જે કોરો લોટ–આટો વાપરવામાં આવે છે તે; ૨ ઢીલી ચીકણી વસ્તુનો સહેલથી ઉપયોગ થાય તે, માટે વપરાતી બીજી વસ્તુ; (લા.) નકામ જવું. (રોટલી કરતાં વપરાતું અટામણ ખરી રીતે નકામું જાય છે તેથી; બીજું બધુ જે કંઈ આપ્યું મૂક્યું તે તો અટામણમાં ગયું અને આ આપ્યું તે ખરૂં.) ૩ મોટી વસ્તુની તૈયારી કરતાં જે સામાન્ય ખરચ થાય તે. (એટલું તો અટામણમાં જશે, અર્થાત્ એટલું તો તૈયારી કરવામાં જ ખપી જશે.) અટામણ લઇ–મેળવીને બોલવું=વધારીને વાત કરવી; ચોપીને બોલવું.

**અટાર** , સ્ત્રી; ધૂળ; રજ; રેણું; ધૂળેરૂં; (કાઠિઆવાડ)

**અટારી**, સ્ત્રી. (સં. अट्टारिका.) છજું; ઝરૂખું; ગોખ; ડાખલી. (મકાનની ભીંત કે મર્યાદાની બહાર કાઢેલી જે રાવટી કે છજું તે.)

**અટારૂં**–વિ. મસ્તીખોર; ચાંદવું. અડપલું; તોફાની.

**અટારો**–પુ. ઉચાળો; સરસામાન; ખટલો, ઘરમાંનું સાજું તેમજ ભાગ્યું તૂટ્યું રાચરછીલું ને સરસામાન તે. (ઘણું ખરૂં જુનો ભાગેલો તટેલો ઘરગતુ સામાન)

**અટાવું**, અ. ક્રિ. ધુંધાવું; બળી જવું; કચરાઇ જવું; સુઝાવું; ભૂકો થઇ બળી જવું; લોચા જેવું થઇ જવું; રંધાવું. ૨ વગર કારણે વટાવું; ગુલના ન થાય તેવી રીતે વપરાવું; નકામા વપરાવું; પીડાવું.

**અટિંબર**, પુ. (સં. आ+स्तंभ्= ઉભા રહેવું. ઉ.) એકઠું થવું તે; ઢગલો; રાશિ; ટિંબો થવો તે.

**અટી**, વિ. (સં. अट्–ફરવું) રખડનાર; ફરનાર; ભ્રમણ કરનાર. (કેટલાક બાવા, સાધુ કે ઋષિઓ રાત્રિ દિવસ ફરફર કર્યા કરવાનું વ્રત રાખે છે તે.) 'અટી થક્યા, થંભ્યાં જળ, સવન વહ્નિ પ્રશમિયા.' બુ. પ્ર.

**અટીસોમટીસો**, છોકરીઓની એક રમત; અટકીમટકી.

**અટુંક**, વિ. (અ=નહિ ટુંક–ટેક.) શરમ વગરનું; જેને કહ્યાથી કે ઠપકાથી પણ કઇ અસર થતી ન હોય તેવું; બેશરમ; નિર્લજ્જ; ટેક વગરનું.

**અટેરવું**, સ. ક્રિ. કાતેલા સૂતરની આંટીઓ બનાવવી; ઓવાળવું; આંગળીના ટેરવા ઉપર ચઢાવી વિંટાળવું; આંગળીના ટેરવાથી હલાવવું. ૨ આંગળી કરીને બતાવવું.

**અટોપવું**, જુઓ આટોપવું.

**અટ્ટલ**, ચયાગ; જુઓ અટલ.

**અટ્ટહાસ**, ન. (अट्ट=મોટું+हास्=હસવું.) ખડખડાટ હસવું તે; મોટેથી મોં ઉઘાડી દાંત દેખાય તેમ હસવું તે; શંકરનું હસવું તે. ૨ અભિમાન–તોર–કે મશ્કરીમાં મોટેથી હસવું તે. :–'એવું સાંભળીને અટ્ટહાસ્યે હસ્યો રાવણ રાય.' ગિરધર.

**અટ્ટા**, પુ. (સં.) મોટું આગલું બારણું; દ્વાર; દરવાજો; ડહેલી; દેવડી. ૨ મોટી ને પહોળી મોંખરાની મોડવી; ઓસરી. અટ્ટા બંધ કરવા=બોલવું બંધ કરવું; મદ કરી નાંખવું; હરાવવું; મુખ બંધ કરી નાંખવું.

**અટ્ઠ**, વિ. જુઓ આઠ.

**અટ્ઠાઈ**, (અટ્ઠ–આઠ.) સ્ત્રી. જૈનોમાં આઠ દિવસના ઉપવાસ કરવાનું જે એક વ્રત છે તે.

**અટ્ઠાણું**, વિ. (સં. अष्टनवति.) નેઉ ને આઠની સંખ્યા; ૯૮; સોમાં બે કમ.

**અઠ્ઠાવન**, વિ. ( સં. અષ્ટપંચાશત. ) પચાસ ને આઠની સંખ્યા; ૫૮; સાઠમાં બે કમ.

**અઠ્ઠાવીસ**, વિ. ( સં. અષ્ટવિંશતિ. ) વીસ ને આઠની સંખ્યા; ૨૮; ત્રીસમાં બે કમ તે.

**અઠ્ઠાસી**, (છઠયાશી.) વિ. (સં.) એંશીને આઠની સંખ્યા; ૮૮; નેઉમાં બે કમ. અઠ્ઠાસીઓ=સંવત ૧૮૮૮ નો ભયંકર દુકાળ. એ દુકાળમાં વસ્તુ માત્રની એટલી બધી તંગી થઈ હતી કે લોકો બહુજ કંજુસાઇથી બધી વસ્તુ વાપરતા. કંજુસપણું બતાવવાને લોકોમાં કહેવત ચાલી હતી કે, 'એને ત્યાં તો અઠ્ઠાસીઓ પડ્યો છે. અર્થાત્ તે કંઈ ખરચનો કે વાપરતો નથી.

**અઠ્ઠાસીઆં**, (અઠયાશિયાં.) ન. બ. વ. સ્ત્રીઓને પગે પહેરવાનું રૂપાનું એક ઘરેણું; કલ્લાં; તોડા. (બે પગને લીધે આ બહુવચને વપરાય છે.) જેને ટાંકીને ટાટ કરેલાં ન હોય તેવાં સાંકળાં. (અઠ્ઠાસીઆં ભીડાઈને રહેતાં નથી પણ ઢળતાં ખુલ્લાં રહે છે.)

**અઠ્ઠે**, અ. (સં. અત્ર ઉ.) અહીંઆં; આ ઠેકાણેજ; અહીં. અઠ્ઠે દ્વારકાં=પોતાને જવાને સ્થાને નહિ જતાં જે સ્થાને પડાવ કર્યો હોય ત્યાંજ ન ચિંતપણે પડી રહેવું તે. (આજ અમારૂં ઇચ્છિત સ્થાન છે એમ બતાવવાને આ શબ્દનો ઉપયોગ થાય છે. ચોટડું, જ્યાં ને ત્યાં ન ચિંત પણે પડી રહેવાના ન ચિંતીઆ સ્વભાવવાળા માણસને ઉદ્દેશીને આ શબ્દ વપરાય છે.)

**અઠ્ઠો**, પુ. આઠની સંખ્યા બતાવનારો પાસો. ૨ બાજીના એકેકા પટને છેડે ત્રણ ત્રણ ખાનાં હોય છે તેમાંનું એકેકું જે વચલું પટ તે. ૩ ગંજીફા તથા બીજી કોઈ રમતની આઠની સંખ્યા બતાવનારી વસ્તુ. ( પાસો, પાનું. ગંજીફાનો-પાનાનો અઠ્ઠો.) ૪ વિ. ઢોંગી; પક્કો; લટ્ટ; કોઇનો ગાંજ્યો જાય નહિ તેવો આકરો; કડક; ઉડાવનારો; કોઇને ગણુગારે નહિ તેવો; ઠાએલ; ધૂર્ત; પહોંચેલો (માણસ.)

**અઠ્ઠોતેર**, જુઓ છઇંતેર; ૭૮.

**અઠવાડીઉં**, ન. (સં. અષ્ટ+વાર=આઠ વાર-દિવસ ઉપરથી) સાત દિવસ અને સાત રાતનો જે કાળ તે; અમુક એકવારથી શરૂ થઇ તેનાથી આઠમો વાર આવે ત્યાં સુધીનો જે વખત તે. સોમવારથી રવિવાર લગીના વખતને એક અઠવાડીઉં કહે છે.

**અઠવાડીક**, વિ. (સં. અષ્ટવારિક. ઉ.) અઠવાડીએ અઠવાડીએ પ્રકટ થતું હોય તેવું; અઠવાડીઆનું; સાપ્તાહિક.

**અઠવાડું**, ન. ( સં. વૃત્ ફેરવવું. ઉ. ) દોરડાને વળ દેવાનું લાકડાનું જે ઓજાર તે; આઠણું. ૨ ચકરડી; ફરકી; ફરકડી.

**અઠીંગણ**, ન. અઠીંગવાની જે વસ્તુ તે; ગાદીઓ; લાકડું વગેરે; ટેકો આશ્રય 'આઢેલ-વાની કોઇ પણ વસ્તુ.

**અઠીંગવું**, સ. ક્રિ. શરીરને આરામ મળે તેમ ટેકો લઇને બેસવું, ઉભા રહેવું કે સવું તે; આઢેલવું; આધાર લેવો; ટેકો લેવો.

**અડ**, સ્ત્રી. આડાઈ; આગ્રહ; હઠ; જીદ; (તે પોતાની અડ મૂકતો નથી.) ૨ આંટ; કસ. ૩ અ. પાસે; નજીક.

**અડક**, સ્ત્રી. અટક; ઉપનામ; અવટંક.

**અડકણ**, ન. ( અડવું=ઉભા રહી જવું. ) ચાંપ; ઠેસ. ૨ વિ. અડકી પડે એવું; ચાલતાં ચાલતાં એકદમ ઉભું રહી જાય એવું (પ્રાણી.)

**અડકથા**, જુઓ આડકથા; ઉપકથા.

**અડકવું**, અ ક્રિ. કોઇ પણ વસ્તુને સ્પર્શ કરવો ને; અડવું; સંબંધમાં જવું તે; સ્પર્શ થવો; મેળાપ થવો; એક બીજાને સ્પર્શ સંબંધ મેળાપ થાય તેમ કરવું તે. (અમુક વસ્તુને સ્પર્શ કરવાને તેની વચ્ચેનું અંતર ભરવું તે.) ૨ હાથમાં લેવું-છેડવું. ૩ મારવું. (એને કોણ અ-ડકનાર છે!)

**અડકાડવું**, સ. ક્રિ. અડકે તેમ કરવું; સ્પર્શ કરવો; લગાડવું. અડકે-સ્પર્શ થાય તેમ મૂકવું; લંબાવવું. (લા ) મારવું. (રાજાના કુંવ-

રને આંગળી અડકાડવી તે સહેલ નથી.) બંધ કરવું; વાસવું; ઢાંકવું; દેવું.

**અડકામણ**, ન. અટકાવ; અડકાવ; રજ; આર્તવ. ૨ સાંકળ; ઉલાળો; કડી.

**અડકાવ**, પુ. સ્ત્રીને ઋતુ આવવો તે; અટકાવ; રજ; આર્તવ.

**અડકાવું**, અ. ક્રિ. બંધ થવું; બંધ કરવું; દેવાવું. (બારણું) ૨ અડકવાથી અશુદ્ધ થવું. (ડાઘુને) ૩ સ્ત્રીઓને અડકાવ આવવો તે; અભડાવું.

**અડકોદડકો**, પુ. છોકરાંની એક રમત. પોંચા ઉભા રહે તેમ જમીન ઉપર આંગળીઓ ટેકવી, છોકરાં તેની ઉપર ટકોર મારતાં મારતાં અડકોદડકો દહીં દડુકો વગેરે બોલી પોંચાને ચપટ બેસારે છે પછી એજ રીતે બોલતાં છેલ્લે છતા કરાવે છે અને રમે છે. જુઓ દેશી રમતો.

**અડખેપડખે**, અ. આસપાસ; આગળ પાછળ; પડોશમાં; નજીકમાં;-આસપાસ ફરતી કોઈ જગા કે દિશામાં. અડખેપડખે જોવું કે તપાસવું=પોતાની આગળ પાછળની વસ્તુ સ્થિતિથી વાકેફગાર રહેવું; સાવધાન રહેવું.

**અડગ**, વિ. ડગે નહિ એવું; દ્દઢ; સ્થિર; મક્કમ. ૨ નિર્ભય; હીંમતવાન; બહાદુર.

**અડકી**, સ્ત્રી. હેડકી; ઓડકાર; ડકાર.

**અડચણ**, સ્ત્રી. હરકત; નડતર; રોકાણ. જે વસ્તુ કે બનાવની વચમાં કંઈક વ્યવધાન આવી તે ચાલતું બંધ પડી જાય તે. ૨ ગભરાટ; સંકટ; આપદા. ૩ વાંધો. ૪ અડકાવ. અડચણ આવવી=વેગળાં બેસવું; અડકાવ આવવો.

**અડછતું**, વિ. અરધ સત્તાવાર; અડધુંપડધું જણાએલું હોય તેવું.

**અડણ**, ન અટકાવ થાય એવી જે વસ્તુ તે; અટકાવે કે અડકાવ પડે એવું જે કંઈ હોય તે. ૨ વિ. અટકી પડનારૂં. ૩ આંપ; ઉલાળો; ડેમ. ૪ ન. ગાય ભેંસના દૂધ ભરાયલા આંચળવાળો જે મોટો અવયવ તે; બાઉલું; આંઓલું.

**અડતલું**, વિ. આડે આવી રહેલું હોય તે; ઓઠું; ઓથું; વચમાં રહેલું (જે કંઈ હોય તે.) ૨ શરણું.

**અડતલું**, ન. આનાકાની; ગાંગાંતલીઆં ગાંગાંતલાં; ફાંફાં. ૨ આસરો; ઓથ; ઓઠું;આડ. ૩ ખૂણો; સિદા માર્ગમાં કોઈ અણચિંતવ્યા ભયમાંથી બચવાને આશ્રય લેવાને ઉભું રહેવાય કે પેસી જવાય એવું જે સ્થાન તે.

**અડતસો**, પુ. આસરો; ઓથ. ૨ શુમાર; અટકળ.

**અડતાળીસ**, વિ. ચાલીસ ને આઠની સંખ્યા; ૪૮; પચાસમાં બે કમ.

**અડતાળો**, પુ. સંવત ૧૮૪૮ માં પડેલો મોટો દુકાળ. ૨ ગોળના જોખની એક રીતનું નામ. (ગોળ અને બીજી કેટલીક વસ્તુઓ ૪૦ શેરે મણ નહિ પરંતુ ૪૨-૪૫ અને ૪૮ શેરે મણ પ્રમાણે ગણાય છે અને તે જાતના તોલ-બેતાળો, પીસ્તાળો અને અડતાળો કહેવાય છે. જુઓ દે. હિ.)

**અડત્રીસ** વિ. ત્રીસ ને આઠની સંખ્યા; ૩૮; ચાળીશમાં બે કમ.

**અડથલ**, વિ. કામ કરવાથી હઠે નહિ તેવું; જબરૂં. ૨ કદાવર; લઠ્ઠ; ઘડાએલું; ટીચાએલું.

**અડથલો**, પુ. મોટી અડચણ; રોકાણ. ૨ ભીંત; ખૂણો; ઝાડ કે બીજી કોઈ વસ્તુની જે આડ તે; ઓઠું.

**અડદ**, પુ. (પ્રા. उड्डिद्दो=અડદ.) એક જાતનું કઠોળ; દ્વિદલ ધાન્ય; મગ કરતાં જરા મોટા અને કાળા દાણાંનું તેને મળતું કઠોળ. એની દાળ ચીકણી થાય છે. તેનાં વડાં પાપડ વગેરે થાય છે. અડદ મગ ભરડવા=ગમે તેમ અવિચાર્યું બોલવું. અડદ છાંટવા=ભૂતપ્રેત કાઢી મૂકવાં; કાળું મોં કરવું; અદીઠ કરવું; બીવડાવવું. અડદ દેખાડવા=નસાડી મૂકવાની પેરવી

કરવી. (તૈલંગણ જાતના ભિક્ષુક બ્રાહ્મણો કોઈ ઘર આગળ જાય અને જો તેમને અડદ દેખાડવામાં આવે તો તેઓ ત્યાંથી નાશી જાય છે. આ ઉપરથી કોઇને નસાડી મૂકવું હોય તો 'અડદ દેખાડવા' એમ કહેવાય છે.)

**અડદાળું**, વિ. અડદનું;જેમાં અડદનો ઉપયોગ કરાએલો હોય તેવું; (વસાણું–પાક–વગેરે.)

**અડદાળો**, પુ. છુંદાયાથી નરમ થઇ મળી જવું તે. ભેચો; ધાણ; ૨ ખૂબ માર પડવાથી હાડકાંપાંસળાં નરમ થઈ જવાં તે; શક્તિ ઉપરાંત કામ કરવાથી થાકી જવું તે; સંપૂર્ણ કચરાઇ જવું તે.

**અડદીઆલાડુ**, ન.અડદનાલોટમાં વસાણાં મેળવીને બનાવેલા જે લાડુ તે; અડદનો પાક.

**અડદીઉં**, ન. અડદના લોટ સાથે વસાણાં મેળવી શિઆળામાં ખાવા માટે કરવામાં આવતું જે વસાણું તે. ૨ અડદનું ખીરૂં.

**અડદીઉં**, વિ. અડદનું; તેના જેવું; સછિદ્ર અડદના લોટના રંગ જેવું. :-અડદીઓ પત્થર= ભુંખરા રંગનો જે પત્થર તે.

**અડધ**, વિ. (સં. अर्द्ध=અડધું-ઉપરથી.) અડધું;અરધું. 'અડધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું પટકૂલ-ભૂલી ભમે છે રે ભામિની.' પ્રેમાનંદ.

**અડધી**, સ્ત્રી. તાંબાનો એક નાનો ચલણી સિક્કો; પૈ. (એક આનાનો બારમો અને એક પૈસાનો ત્રીજો ભાગ) પૈને ઠેકાણે 'અડધી' એમ મુંબઇમાંજ બોલાય છે.

**અડધીઉં**, ન. કોઇ પણ મોટી વસ્તુનો અડધો ભાગ તે. (નોટનું અડધીઉં, શેર-હુંડીનું અડધીઉં.) ૨ બહુ મોટું નહિ તેમ બહુ નાનું પણ નહિ એવું એક કે બે માણસથી ઉચકી શકાય એવું તાંબા પિત્તળ કે લોખંડનું પવાલું; પાલી. ૩ મોટી પટીની ચૂડીથી અડધી પટીની નાની અને હંમેશ પહેરવાની જે ચૂડી તે.

**અડધું**, વિ. (સં.अर्द्ध=અડધું) એકના બે ભાગ કર્યા હોય તેમાંનો જે અકેક ભાગ તે; એકના બે સરખા ભાગમાંનું પ્રત્યેક; જે બે ભાગોને એકઠા કરવાથી એક પૂર્ણ થતું હોય તે ભાગોમાંનો પ્રત્યેક; અડધે મૂકવું=અધવચ તજી દેવું. અડધાઅડધા થઇ જવું=ઉમળકાથી ગાંડા ઘેલા થઈ જવું. અડધે સુકને કામ કરવું= કહેતાં વાંત, તુરત કામ કરવું. અડધું મૂકી આખાને ન ધાવું=જે મળ્યું હોય તેમાં સંતોષ લેવો. અડધું થઇ જવું=સુકાઇ જવું;શરીર ઓસરી જવું; દુર્બળ થઇ જવું.

• **અડધુંપડધું**, વિ. અડધું અથવા તેથી કંઇક ઓછુંવત્તું; લગભગ અડધું.

**અડધો**, પુ. રૂપીઆથી અડધી કીંમતનો રૂપાનો ચલણી સિક્કો;આઠ આનાનો રૂપાનોસિક્કો.

**અડધોઅડધ**, વિ. બરાબર-અડધું; એકના બે સમાન-સરખેસરખા ભાગ પાડેલા હોય તેવું; જરાય ઓછુંવત્તું નહિ પરંતુ બરોબર અડધું તે.

• **અડનું**, વિ. પાસેનું;બહુજ નજીકનું; સગું. જરૂરનું; અડીઓપડીનું. અડનુંસગું=બહુ નજીકનું સગું.

**અડપ**, સ્ત્રી. નિશ્ચય; ઠરાવ; પક્કો વિચાર. ઝાલું હાથ નિર્વાણ ઝડપથી, અહીં આવ્યો છું એજ અડપથી. રેવાશંકર. ૨ ખંત; ઉદ્યોગ; આગ્રહ; હીંમત; ધૈર્ય.

**અડપઝડપ**, સ્ત્રી. તાત્કાલિક ચોટ; નિશ્ચયાત્મક હઠો.

**અડપલું**, ન. અટકચાળું; ચાંદવું; છેડતી. ૨ વિ. અટકચાળું;છેડતી કરનારૂં. અડપલું કરવું= છેડતી કરવી; ચીડવવું; ચાંદવું કરવું. ૩ ઉત્સાહી; ચાલાક; ટીંખળી, ઉછાંછળું; ઉપદ્રવી.

**અડપવું**, અ. ક્રિ. વળગ્યા રહેવું; મચ્યા રહેવું; લાગું પડવું; હઠયી અડયા રહેવું.

**અડફટ**, (ફાટ) સ્ત્રી. (સં. आस्फालन) ધક્કો; ઝપટ; ઠેંટ; આચકો; અથડામણ. બે જણ એક બીજાની આડે ઉતરતાં તેમના છેડાઓ અથડાય તે અડફટ. બરોબર સન્મુખ અથડાવું તે નહિ પરંતુ એકનો ડાબો - તો બીજાનો જમણો ભાગ અથડાવો તે; એકના

જવાના વેગનો બીજાને સહેજસાજ ધક્કો કે આંચકો લાગવો તે. અડફટમાં આવવું=અણધાર્યો ધક્કો લાગી જવો. અસર થઇ જવી તે. (ભૂતપ્રેત કે ઉતારની સહેજસાજ અસર થવી તે.) અડફટ લાગવી=ધક્કો લાગવો; ભૂતાદિની સહેજ અસરમાં આવવું તે. (તમાચો; લપડાક; આઘાત.)

**અડફાઉ**, વિ. ફાલતું; અલફાઉ: ઉપરનું; ઉપલક; યથાક્રમની બહારનું. ૨ નકામું.

**અડબડીઉં**, ન. લથડીઉં; ગડબડીઉં;ગોથું; ચકરી આવીને પડવું તે. અડબડીઉં આવવું=ચકરી આવવી. અડબડીઉં ખાવું=ભૂલ ખાવી; ધક્કો પહોચવો.

**અડબંગ**, વિ મૂર્ખ; અડાણી; હઠીલું; કહીએ કંઈ અને કરે કંઈ તેવું; ઢંગધડા વગરનું; તરેહવાર; કંઇ પણ વિચાર વગરનું; ભય ફીકર કે વિચાર રાખ્યા વગર કામ કરે એવું; સાહસિક.

**અડબોથ**, સ્ત્રી. (અડં=ચપટ-સામું=મૂટ (બોથ) કાનની નીચલી અણી.) કાન ઉપરની થાપટ; તમાચો; લપડાક; ધોલ. અડબોથનો ઉધારો શો=પ્રસગે જે કાર્ય કરવાનું હોય તે તેજ પ્રસગે કરવું. ૨ તૈયાર હોય તો આપીજ દેવું; પ્રસંગે જે યોગ્ય હોય તે કાર્ય કરવુંજ કરવું. નહિ સમજણું; બુદ્ધિ વગરનું; બોથડ.

**અડવડવું**, અ. ક્રિ.(આડ-અડવળવું=ફરવું -ચાલવું ઉપરથી=અડવડવું.) રખડવું; ગમે ત્યાં આડાઅવળા ફર્યા કરવું;ભટકવું. ૨ ગોથું ખાવું; લપડીઉં ખાવું.

**અડવાણું**, વિ. પગરખાં રહિત; ઉઘાડું; ખુલ્લું. 'જેણે સૂર્યનાં કિરણ પણ નહિ જોએલાં એવાં મહારાણી દ્રૌપદી અડવાણે પગે પતિની પાછળ વનવાસ ગયાં.' સ. લો. (અડવાણું એટલે ખુલ્લા પગવાળું; પગરખાં વગરનું અને અડવું એટલે શણગાર વગરનું. હાથ, કાન કે કંઠને અડવાણો ન કહેવાય તેમ પગ અડવો-જોડા વગરનો એમ પણ ન કહેવાય અડવાણું એટલે જોડા વગરનું અને અડવું એટલે અલંકાર વગરનું.)

**અડવાળવું**, સ. ક્રિ. મેળવવું; ઘુંટવું; ભેળવવું; એકત્ર કરવું; મિશ્ર કરી દેવું; ડહોળી નાંખવું. ૨ ફીંદવું; ચુંથી નાંખવું; બગાડવું; મલિન કરવું.

**અડવું**, વિ. શણગાર રહિત; ઉઘાડું;વગરનું; નકરૂં. (કલ્લાં વગર પગ અડવા, વાળી વગર નાક અડવું અને કંઠી વગર ડોક અડવી.)

**અડવું**, અ. ક્રિ. અડકવું; સ્પર્શ કરવો.- 'મને અડશો માં, આઘા રો' અલબેલા છેલા અડશો માં' દયારામ. ૨ મંડયા રહેવું; લાગું પડવું; ચાલુને ચાલુ એક ને એક કામ પાછળ મચ્યા રહેવું તે. ૩ સ્પર્શ કરીને રહેવું. ૪ અટકવું; ઉભા રહી જવું; ખંચાવું. 'પાન સડે ઘોડો અડે, વિદ્યા અવિચળ જાય, તવે ગેડી લગ ગઈ, કહો ચેલા ક્યમ થાય?' કોયડા.

**અડવો**, પુ. વાણીઓ; (ભવાઇમાં) ૨ વિ. બોડો; ખાલી; નકરો; શણગાર વગરનો; અલંકાર રહિત; શોભા રહિત. (અડવો કાન સારો લાગતો નથી.)

**અડસટ્ટો**, પુ. શુમાર; આસરો; અંટકળથી ગણવું તે; અંદાજ. અડસટ્ટો કાઢવો=અંદાજ કાઢવો; શુમાર લેવો-કરવો તે; આસરે કીંમત આંકવી તે.

**અડસેટ**, (અડસઠ.) વિ. (સં. अष्ट=આઠ षष्टि=સાઠ) સાઠ ને આઠની સંખ્યા; ૬૮; સીત્તેરમાં બે કમ. અડસેટ તીર્થ કરવાં=આર્યાવર્તમાં જે ૬૮ તીર્થનાં સ્થાન છે તેની યાત્રા કરવી તે. 'માબાપની પ્રદક્ષિણા કરી, તેને અડસેટ તીર્થ ફળ્યાં.'

**અડસર**, સ્ત્રી. (આડું-લંબાઇની સમાંતર+સં-सृ=જવું) લંબાઇની સમાંતર આડું મૂકવામાં આવતું લાકડું; પાટડી. ૨ ઘરની પહોળાઇ જેટલો પરસાળથી નાનો જે ખંડ તે. લંબાઇની સમાંતરે નીકળતી જે પહોળાઈ તે. ૩ આડી; આડ; મોભ.

**અડંગો**, પુ. કામ થયા વગર ઉઠવુંજ નહિ એવો આગ્રહ લઈ બેસવું તે; ધામો. ૨ કુસ્તીમાં એક તરેહનો પટાનો દાવ. અડંગો નાંખવો=ધામો નાંખવો; કૃતનિશ્ચય થઈ અમુક કાર્ય કરાવી લેવાને બેસવું તે; કૃત નિશ્ચય થઇ બેસવું તે. ૨ લાંઘવા બેસવું તે.

**અડંબી**, સ્ત્રી. મગરૂરી; અભિમાન–ગર્વ; દિમાક; તોર. 'આવડી શી અડંબી રે, રંક ઉપર રાજ્ય કરો.' દયારામ.

**અડા**, સ્ત્રી. (અડવું=સ્પર્શ કરવો–ટેકવવું.) ટેકો; આશ્રય; મદદ; સહાય. (એ તો અડાય દેતી નથી)

**અડાઅડી**, સ્ત્રી. ( અડવું=સ્પર્શ કરવો ) એક બીજાને અડકવું તે; અડકાઅડકી; આભડછેટની પરંપરા ચલાવવી તે. ૨ સ્પર્દ્ધા કરવી; સમાનતા કરવી. ૩ જોડાજોડ; એક બીજાને અડકીને બેસવું કે રહેવું તે. ૪ અણીનો–ઓપટીનો વખત (એને અડાઅડીનો વખત છે.)

**અડાઉ**, વિ. (અડ–આડે માર્ગે–ઉ=ઊગેલું) વગર વાવે આડે માર્ગે ગમે તેમ ઊગેલું એવું; વગર વાવ્યે ઊગેલું. (નમાર ઈત્યાદિ.)

**અડાઠવું**, સ. ક્રિ. અડકાડવું; લગાડવું; સ્પર્શ કરવો; ઉમેરવું; નાંખવું; હડસેલવું. ૨ દપકો દેવો; ધમકાવવું; દમ દેવો.

**અડાણી**, વિ. ( अ=નહિ+दक्ष=ડાહ્યું. ) નહિ ડાહ્યું તે; અણસમજું; અજ્ઞાની; જંગલી. ( फा. અ+દાહન=ડાહ્યું. ) અસભ્ય; અનાડી; બેવકુફ; ઠોઠ; બોલવેચાલવે જંગલી હોય તે.

**અડાણીઉં**, વિ. ધરાણીઉં; ગીરો મૂકેલું; ગીરવી (ખેતર.)

**અડાણો**, પુ. એક રાગનું નામ; એક તરેહનો ગાવાનો રાગ.

**અડાબીડ**, વિ. ( સં आ=અતિ–भी ભય લાગવો ) ભય ઉપજાવે એવું મોટું ને ભયંકર; જબરૂં; મજબુત; અજરાલ. ૨ જેમાં ખોડખાંપણ નીકળે નહિ એવું; અકોડાબંધ; ચોકસ.

**અડામી**, સ્ત્રી. ભીંતની સાથે જડાએલી ફડેતાળ. ભીંત કોચીને ચોર ઘરમાં આવે નહિ તે માટે ભીંતની બરોબર જે પાટીઆં જડવામાં આવે છે તે; પાટીઆની આડ–વધારાની ભીંત.

**અડાયાં**, ન. રસ્તામાં, સીમમાં કે જંગલમા પડીને સુકાઇ ગએલા ગાય ભેંસના જે પોદળા તે. (થાપેલાં નહિ પણ એની મેળેજ જમીન ઉપર પડેલાં છાણનાં પોચકાં સુકાઇ જઇને બનેલાં છાણાં. આ શબ્દ બહુવચનેજ વપરાય છે.' અડાયું એમ એકવચને કવચિતજ બોલાય છે. હોમની કેટલીક ક્રિયાઓમાં છાણાં નહિ પણ અડાયાં વપરાય છે.)

**અડાર**, વિ. ( સં. अष्टादश. ઉ. ) દશને આઠ; વીસમાં બે કમ; જુઓ અઢાર.

**અડાલી**, સ્ત્રી. લાકડાની થાળી–કથરોટ. ( ગામડાના લોક અડાલીને થાળી કે કથરોટ તરીકે રોજ વાપરે છે, જ્યારે શહેરના લોકો અથાણાં ફીણવા જેવા કામને માટે તેનો કવચિત ઉપયોગ કરે છે. )

**અડાવવું**, સ. ક્રિ. અતિશય ખાવું; ચાંપીને જમવું. (એણે ચાર લાડુ અડાવ્યા) ૨ ભળતું ઓઢવી દેવું; ખોટું ઘુસાડી દેવું. (તેણે કંઇનું કંઈ અડાવ્યું ) ૩ નીડરપણે (ખોટું) કહેવું. (તેણે જુઠું અડાવ્યું) ૪ દમ ભરાવવો; ધમકાવવું. (તેણે તેને ખૂબ અડાવ્યો) ૫ ઝટ દઇને ઠોકી દેવું. (તેણે એ લાકડી અડાવી દીધી) ૬ સંગ કરવો. ૭ કોઇ રીતે કોઇ માણસને કોઇ ઠેકાણે દાખલ કરી દેવો. ૮ ન કહેવાની વાત કહી દેવી.

**અડાસીઆં**, ન. બ. વ. સ્ત્રીઓનું એક જાતનુ ઘરેણું.

**અડાસે**, અ. નજીક; પાસે; લગોલગ. ૨ પડછાયે; ઓળે. 'કોટી પ્રકારે હું નહિ આવું, એવા પુરુષની અડાસે રે. દયારામ.

**અડાળપડાળ**, ન. છાપરાના મોભની બન્ને બાજુના જે ભાગો તે; છાપરાના જે બે

ઢાળ તે. (છાપરાનો આગલો ભાગ તે અડાળ અને પાછલો ભાગ તે પડાળ;પણ અડાળ એકલો વપરાતો નથી, પડાળ એકલો વપરાય છે.)

**અડાળી,** સ્ત્રી. પછીતને ઠેકાણે માત્ર એકજ ભીંત કરીને બનાવેલી જે છાપરી તે; ઘરના આગલા ભાગમાં એક ભીંત અને ઓટલા ઉ-પર છાપરૂ નાંખીને બનાવેલી જે છુટી ઓસરી તે. (મકાનના આગલા ભાગની ઓસરી તે અ-ડાળી અને પાછલા ભાગની તે પડાળી કહેવાય છે.)

**અડી,** સ્ત્રી. જેની અંદર ખોદીને ભાત-તરેહ પાડેલી હોય એવું સોનીનું એક ઓજાર; એડી. ૨ (હડી) દોડ; ઉતાવળે દોડી જવું તે; ગબડી.

**અઢી,** વિ. (અડવું ઉ.) અડીપડાય એવી (વેળા, વખત); બહુજ અગત્યની; જરૂરની; અણીની જે વેળા તે.:-અડીઓપટી. ૨ (અઢી.) બે ને અડધું તે; ૨॥; જુઓ અઢી.

**અડીઅડી,** સ્ત્રી. છોકરાંની એક રમત; કાકડકુબો. (સોરઠ.)

**અડીઅલ,** વિ. (અડવું=અડકવું.ઉ.) અડી જાય એવું; હઠીલું; નઠોર. ૨ છાતીવાળું; બેધડક કામ કરે એવું; ભયવગરનું; નીડર; છાતીખડું. ૩ હોશિઆર; બાહોશ; ખડતલ. ૪ ધુસણીઉં; માથામાર્ડુ.

**અડીઉં,** ન. જુઓ અડી; એડી; બીબું.

**અડીઉંદડીઉં,** ન. છોકરાંની એક રમત; દડીનો ઘોડો.

**અડીએલ,** (અડિયેલ.) જુઓ અડીઅલ. (અડિયલ.)

**અડીઓપટી,** (અડીઑપટી.) સ્ત્રી. અટકી પડાય એવી અગત્ય; અણીનો વખત; ખરેખરી જરૂરિઆત; (પાડોસી તો એવાં જોઇએ કે જે અડીઓપટીએ કામ આવે.)

**અડીજડીને,** અ. મંડયા રહીને.

**અડીજવું,** અ. ક્રિ. દાખલ થઈ જવું; ગોઠવાઇ જવું; ઘુસીજવું ૨ અટકીપડવું:-ઘોડો અડી ગયો.

**અદીટ,** વિ. (અ=નહિ+દીઠું)દીઠું ન દેખાય તેવું; નિર્મૂળ; જેનું નામ નિશાને ન રહે એવું:- એનું અદીટ જાય. ૨ (અ+દીઠ.) નહિ દેખાય એવું કરવું તે.:-એનું અદીઠ કર=એને જે જોઇતું હોય તે આપીને દૂર કર.

**અડીદડી,** સ્ત્રી છોકરાંની દડીની એક રમત.

**અડીપડવું,** અ. ક્રિ. અટકીપડવું; રહી જવું. ૨ ઘુસી જવું; જાણી જોઇને દાખલ થઇ જવું; માથાં મારીને પેસી જવું ૩ લડી પડવું; બથંબથા થઇ જવું; અથડાઇ પડવું. (આ ક્રિયાપદ કઇક દોડગાઇના ભાવમા વપરાય છે.)

**અડીવેળા,** સ્ત્રી. અણીનો વખત; કટા-કટીનો કાળ; અમુક વગર અટકી પડાય એવી અણીનો જે વખત તે. ૨ ખરેખરી જરૂરિ-આતનો વખત; અંત સમય. 'અડીવેળાએ આવજો, મને શ્યામસુંદર થજો સહાય.' પ્રા કા.

**અઢીશેરી,** સ્ત્રી અઢી શેરનું જે માપ કે વજન તે.

**અડુકદડુક,** વિ. એક વાર આમ અને એક વાર તેમ થવું તે; આમ તેમ ગબડવું કે ફરવું તે; ફૂદવું; ઉછળવું; ઝોલાં ખાવું; આમ તેમ ફરવું; રીખવું.

**અડુકદડુકીઉં,** વિ. અહીંથી તહીં અને તહીંથી અહીં દોડનારૂં; મહાલનારૂં; ગડબડીઉં. અહીંનું અને તહીંનું એમ બન્ને ઠેકાણાનું (બેઉ પક્ષમાં જતું આવતું) હોય તેવું. અડુકદડુકીઓ બીરૂ=એક વાર આ પક્ષમાં અને બીજી વાર સામા પક્ષમાં, જ્યાં જ્યાં જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે ત્યાં ત્યાં જઈ કાર્ય કરનાર જે વધારાનો બીરૂ તે; અવેજી.

**અડુડાટ,** પુ. દોડવાળો જે ધસારો તે. હડીબંધ ધસારો; ધમારો બતાવનારો અવાજ તે; આંધળીઆં કરીને ધસી જવું તે. 'અડુડાટ કરતું આવ્યું મોટું ધાડું વાનરકેરૂં.' રામાયણ. અડુડુડ=ધસારો કે પ્રપાત સૂચવનારૂં એક કૃત્રિમ ઉચ્ચારણ તે.

**અડુસી,** સ્ત્રી. જુઓ અરડુસી.

**અડેખડે,** અ. રડયુંખડયું; ક્વચિત; કદાપિ; કોઇ વાર.

**અડો,** (હડો.) પુ. ગાડાનો આગલો ધુંસરી જેની સાથે બાંધવામાં આવે છે તે ભાગ; એ પૈડાં ઉપર ગાડું સમાંતર ઉભું રહી શકતું નથી તેથી તેની ઉધ્ધોના આગલા અંતની નીચે જે પાયા જેવું રાખવામાં આવે છે તે.

**અડોઅડ,** અ. એકબીજાને અડકી રહ્યું હોય તેમ; એક બીજાને અડેલું હોય તેવું; લગોલગ; નજીક; પાસે; જોડાજોડ; સજ્જડ. 'અડોઅડ કપોળ અડી રહેલ.' ઉ. રા. ચ.

**અડોલ,** વિ. (सं. अ=નહિ+दुल्=ડુલવું.) ન હાલે એવું; અચળ; અટળ; સ્થિર.

**અડોલી,** સ્ત્રી. દોર, રાશ, નેતરું વગેરે હાથમાંથી ખસી ન જાય તે માટે તેને છેડે જે નાનો લાકડાનો કકડો—મોઈ બાંધવામાં આવે છે તે; માંકડી; ગીલોડી.

**અડોસપડોસ,** પુ. (सं. आवासप्रतिवास. ઉ.) ઘરની આસપાસનો જે સંબંધ તે; ઘરની સામે અને આજુબાજુએ જે વસવાટ હોય તે.

**અડોસીપડોસી,** (આડોસીપાડોસી.) ન. (सं. आ=નજીક અને **वासी**=રહેનાર प्रति=સામે ને **वासी**=રહેનાર.) પોતાના ઘરની આસપાસ અને સામે જે લોક રહેતા હોય તે; પોતાની નજીક રહેનારા અથવા મહોલ્લાના જે લોકો તે. 'અડોસીપડોસી રે મસે મહેણાં મારે.' દયારામ.

**અડોળ,** વિ. (અ=નહિ+ડોળ=ઘાટ, આકાર. ઉ.) ડોળ વગરનું; બેડોળ; ઘાટ વગરનું; વરવું; કદરૂપું; બદસુરત.

**અડોળકાટલું,** ન. કંઈપણ ઘાટ કે આકાર વગરનો પહાણાનો જે કકડો તે; ઈંટાળો; નકામો પથરો. ૨ વિ. કશા પણ કામમાં ન આવે એવું; નકામું; વ્યર્થ; કામ વગરનું. જેની ઉપરની આકૃતિ કે ઘાટ ઘસાઈ ગએલાં હોય એવું; નમાલું; નિરૂપયોગી. : આ અડોળકાટલા જેવા પૈસા કયાંથી લાવ્યો.

**અડયું,** વિ. અડકયું; અટકયું; કર્યા વિના ચાલે નહિ તેવું; જરૂરનું. :-તારા વિના અડયું રહેવાનું નથી.

**અડ્ડા,** ન. મધુરાંના ચોખાઓનાં ઘર.

**અડચુંખડચું,** અ. કવચિત; કદાપિ; કોઇક સમયે. ૨ વિ. પડી ગએલું; ભાગ્યુંતૂટયું; ખૂણે ખોચરે કયાંહી પડી રહેલું હોય એવું.

**અઢવણુ,** વિ. પગે ઉઘાડું; જુઓ અડવાણું.

**અઢણ,** વિ. બહુ; સારો; આબાદ; સંપૂર્ણ. 'અઢણપૂરે' અને 'અંઢણતારો' એમ કહેવાય છે.

**અઢળ,** વિ. ઢળી જાય નહિ એવું; ખસી પડે નહિ એવું; અચળ; નિત્ય; સ્થાયી.

**અઢળક,** વિ. પુષ્કળ; બહુ; અત્યંત; અઢળક ધન=પુષ્કળ ધન. 'મારો વ્હાલો અઢળક ઢળીઆ રાજ, સમ ખાશ શામળીઓ.' ગોવિંદ.

**અઢાર,** વિ. (सं.) દસ ને આઠની સંખ્યા તે; ૧૮; વીસમાં બે કમ તે. અઢાર ભાર વનસ્પતિ=દરેક જાતની વનસ્પતિ. (સંસ્કૃત સાહિત્યમાં ૧૮ ની સંખ્યા બહુ ઠેકાણે છે. મહાભારતનાં ૧૮ પર્વ; મહાભારતમાં ૧૮ અક્ષૌહિણી સેના; ૧૮ દિવસ સુધી યુદ્ધ ચાલ્યું, ગીતાના ૧૮ અધ્યાય; ૧૮ પુરાણો, ૧૮ સ્મૃતિઓ. હિંદુઓની ૧૮ નાતો.) ઊંટનાં અઢારે વાંકાં=દરેક બાબતમાં વાંકું અને ઉલટું બોલનાર. ૨ દોષથી ભરપૂર. 'બીજાનું તો એક વાંકું આપનાં અઢાર છે.' ક. દ. ડા.

**અઢાવવું,** સ. ક્રિ. ઢોરોને ચરવા મોકલવાં; અડાવવું.

**અઢી,** જુઓ અડી; ૨ા.

**અઢેલવું,** અ. ક્રિ. (सं. आ=અતિ (प्रा.) डियली=આઢેલવાનું કપડું.) અઢીંગવું; આધાર લેવો; આઢેલવું; ટેકાઇને ઉભા રહેવું કે બેસવું તે.

**અણ,** અ. (सं. अ-अन्=નકારવાચક ઉપસર્ગ.) નહિ; અભાવ; નિષેધ અને નકાર બતાવનારો શબ્દની પૂર્વે આવનારો ઉપસર્ગ. :-અણબનાવ; અણમોલ, વગેરે.

**અણઅધિકાર,** પુ. (સં.) નહિ અધિકાર તે.

**અણઅધિકારી,** પુ.(સં.अनधिकारिन्) નહિ અધિકારી તે. ૨ જેને સત્તા આપેલી ન હોય તે. ૩ અમુક કાર્ય કરવાની જેનામાં યોગ્યતા ન હોય તે; નાલાયક.

**અણઆવડ,** સ્ત્રી. નહિ આવડવાપણું તે; બનાવવા કે કાર્ય કરવાની આવડ જેનામાં હોય નહિ તે; અકુશળતા. ૨.વિ. કારીગરી નહિ જાણનાર.

**અણઊણ,** વિ. ( અણ+ઊણ=ઓછું. ) ઓછું નહિ એવું; ટાંકોટાંક ભરેલું; પૂર્ણ; ઊણું નહિ થએલું એવું. 'તે ક્ષુધા થકી શષ્ક થયા, ટળી ગઈ અણઊણજી.' પ્રેમાનંદ.

**અણઋણી**-વિ. (સં. अनृणी=ઉપરથી) ઋણ-દેવા વગરનું; બીન દેવાદાર; જેને માથે દેવું નથી એવું. જે ઋણ મુક્ત હોય તે. 'કીધી અવની અણઋણી' શામળ.

**અણકમાઉ,** વિ. હીનકમાઉ; બેકાર; નવરૂં; બીનરોજગાર; ધંધાવગરનું; નિરુદ્યમી.

**અણકસબી,** (અણકિસબી.) વિ. (અણ=નહિ+કસબી=કારીગરીવાળું)કસબ નહિ જાણનાર; કળા જાણ નહિ એવું; યુક્તિ કે આવડ વગરનું.

**અણકહ્યાગરૂં,** વિ. કહ્યામાં ન હોય એવું; હઠીલું; અડીઅલ.

**અણકી,** જુઓ-અણચી.

**અણકૂટ,** (કોટ) પુ. (સં अन्न=અનાજ कोष्ट=કોઠાર) દેવની આગળ નૈવેદ્ય માટે રાંધેલા અન્નનો જે ઢગલો કરવામાં આવે છે તે; મહા પ્રસાદી. નવા વર્ષને દિવસે અથવા કોઇ વ્રતાદિના ઉદ્યાપનને પ્રસંગે કે કોઇ બીજી વખતે દેવની આગળ જે મહાપ્રસાદ ધરવામાં આવે છે તે.

**અણખલ,** સ્ત્રી. મનમાં કંઈ કંઈ ખુંચ્યા કરવું તે; કંઇ કંઇ કાળજી થયા કરે તે. ૨ અપ્રીતિ; કંટાળો; નડતર; આડખીલી.

**અણખૂટ,** વિ. ખૂટે નહિ એવું; અક્ષય; અનંત; અપાર; પુષ્કળ; બેશુમાર. 'અખુટ નીર નવાણે આવિયાં' પ્રા. કા.

**અણખૂટયું,** વિ. નહિ ખૂટેલું; અખુટ; અપાર.

**અણગણ,** વિ.(સં. अ=નહિ+गण्=ગણવું) અગણિત;ઘણા; અસંખ્ય. 'અણગણ મદનતણા શરથી જયમ રક્ષા સારૂ તમારી.' ગીતગોવિંદ.

**અણગમતું,** વિ. નહિ ગમતું તે; નાપસંદ; નહિ ગોઠે કે નહિ રૂચે એવું (માણસ). 'અણગમતો આંગણીએ આણો.' શિવવિવાહ.

**અણગમવું,** ક્રિ.(અણ=નહિ=ગમવું=ગોઠવું, રુચવું.) નહિ ગમવું તે; ચેન નહિ પડવું તે; નહિ ગોઠવું.

**અણગમો,** પુ. નહિ ગમવું તે; નહિ ગોઠવું; ચેન નહિ પડવું તે; મનને ગોઠતું આવે નહિ અને ગમે નહિ તે; મન ખિન્ન રહે અને ચેન પડે નહિ તે. અણગમો થવો=મનને નહિ ગોઠવું તે. પ્રિયજનના વિયોગથી,સ્થાનના બદલાવાથી, દુર્દિનથી કે બીજા કોઈ કારણથી આનંદ મળે નહિ એવી જે મનની સ્થિતિ તે.

**અણગળ,** વિ.(સં. અણ=નહિ+ગળ=ગળેલું.) ગાળેલું નહિ તે; ગાળ્યા વગરનું. (પાણી દૂધ વગેરે.)

**અણગાર,** વિ. (સં. अ=અણ=अगार ઘર. ) ઘર વગરનું, રખડતું. ૨ પુ. સાધુ; યતિ. 'ધન્યધન્ય ધની અણગાર.' જૈન સાહિત્ય. ૩ શણગાર; નિયમ.

**અણગોક,** (ખ) ન. સ્ત્રીઓનું એક વ્રત; કાર્તિક, શ્રાવણ કે ભાદરવા મહીનામાં અમુક અમુક દિવસોએ સ્ત્રીઓ તુલસી આગળ કે દેવસ્થાનમાં એકઠી થઈ કોરૂં ખાઇને રહે છે તે વ્રત. કેટલીક સ્ત્રીઓ પાંચ કે સાત સાત દિવસ સુધી અણગોક વ્રત કરે છે.

**અણગોખ્યું,** વિ. નહિ ગોખેલું તે; વગર ગોખવે આવડયું હોય એવું.

આગલનું કામ ગણાતું. એને માટે ગમે તેટલી જરૂર છતાં એક માણસને રજા અપાતી અને એને માટે અપ્રિય અળખામણા માણસને પણ બોલાવવું પડતું.)

**અણધાર્યું,** વિ. (સં.અ=નહિ+ધૃ=ધારવું.) નહિ ધારેલું; એકાએક બનેલું. 'ધારેલું તે એળે જાય; ને અણધાર્યું તે આગળ થાય.' પ્રા. કા.

**અણનામી,** વિ. નનામી; નામ વગરનું; અજાણ્યું. ૨ અપ્રસિદ્ધ. ૩ નામ જેને નથી એવું; બ્રહ્મ. 'અણનામીનાં નામજ બહુ.' અખો. ૪ ઠાઠડી; કર્કટી.

**અણપ્રીછ્યું,** વિ. નહિ પ્રીછેલું; નહિ જાણેલું; અજાણ; અજ્ઞાન; મૂર્ખ. 'પશુયકી અણપ્રીછ્યો રે, મારે માથે નાથ રે.' ભાલણ

**અણફેડ,** વિ. નહિ ફેડેલું; ફેડ્યા વગરનું; અખંડ; ભાગેલું નહિ એવું.

**અણબનાવ,** પુ. બનાવ નહિ તે;મસલાહસંપ નહિ તે; દીલ જુદાં હોય તે. ૨ કજીઓ;વાંધો; વિરોધ. અણબનાવ થવો=નહિ ગોઠતું આવવું; બને નહિ એવું જે તે.

**અણબુધ,** વિ. અજ્ઞાન; નાદાન; બીનવાકેફ; બાળકબુદ્ધિનું; અજાણ. 'એમ વિલપે રાણી, રાય બેશુદ્ધ રે, પાસે બાળક ઉભો અણબુધ રે.' પ્રેમાનંદ.

**અણબોટ,** વિ. (સં. અ=નહિ+મૃજ્=જમવું=મુક્ત.) બોટ્યા વગરનું; જેમાંથી જરા પણ બોટાયું ન હોય તેવું.

**અણબોલાવ્યું,** વિ. નહિ બોલાવેલું; બોલાવ્યા વગરનું; અનામંત્રિત. 'અણબોલાવ્યું બોલે તે તો તરણાને તોલે રાજ.' સ્ત્રીગીત. ૨ વગર છેડ્યું; નહિ વતાવ્યું. 'તમે અણબોલાવ્યા જાઓ રાજ, કાના કહેવું પડશે.' ગોવિંદ.

**અણબોલ્યું,** વિ. (સં. અ+બ્રુ=બોલવું ઉ.) નહિ બોલવું તે; બોલવું નહિ તે; ચૂપ રહેવું તે; મુંગું; મૌન. 'અખો જે જે કરવા ગયો, પણ ત્યાંએ અણબોલ્યો ના રહ્યો.'

**અણભોમીઉં,** વિ. નહિ ભોમીઉં; બીનમાહીતગાર; અજાણ્યું; અમુક સ્થાનથી નજાણીતું નહિ તે.

**અણમનું,** વિ.નહિ મનવાળું; મન વગરનું; દીલગીર; ઉદાસ; ખિન્ન; મન-પ્રીત-પ્રેમ-અનુરાગ વગરનું. 'આનંદ પામ્યા સૂર્યવંશી, જે પૂર્વજ હંસધ્વજતણા, જે પિતૃ પારથ વીરના, તે થયા રૂપે અણમના.' પ્રેમાનંદ. નારાજ; નાખુશ. 'વહુવર શાણેને અણમનાં રે.' ગીત.

**અણમાનીતું,** વિ. નહિ માનીતું; અળખામણું. (માનીતી અને અણમાનીતી રાણીઓ.)

**અણમાપ,** વિ. નહિ માપેલું; માપ થાય નહિ એવું; અમાપ; અનંત; અપરિમિત.

**અણમાહીતગાર,** વિ. (ફા.) માહીતી વગરનું; અજાણ્યું; જાણીતું નહિ તેવું; અજ્ઞાન.

**અણમાહીતી,** સ્ત્રી. માહીતી નહિ તે; અજ્ઞાનતા; નહિ જાણવાપણું; અજાણપણું.

**અણમિલ,** વિ (સં. અ=નહિ મિલ્ મળવું) ન મળે એવું; પ્રાપ્ત થાય નહિ તેવું; કીંમતી.

**અણમૂલ,** (મોલ) વિ. (સં. નહિ+મૂલ્ય કીંમત) જેનું મૂલ થાય નહિ એવું; મોઘું; કીંમતી.

**અણરાગ,** પુ. (સં) રાગ નહિ તે; ઐક્ય નહિ તે; મેળાપ-બનાવ ન હોય એવી જે સ્થિતિ તે; અબનાવ. ૨ અપ્રીતિ.

**અણરૂપ,** વિ. રૂપ નહિ તે; જેને કશું રૂપ કે આકાર નથી એવું-બ્રહ્મ.

**અણલિંગ,** (સં. અ=નહિ લિંગ=ચિહ્ન) લિંગ રહિત; અતનુ, શરીર વગરનું; વિદેહ; દેહ રહિત. 'એ આશ્ચર્ય ગુરનું ઘણું, જે અણરૂપી ને અણલિંગ.' અખો.

**અણલિંગી,** વિ. વિદેહી. 'વણ ખાધે હાય થાય ચીકણો, તેવો ભેદ અણલિંગીતણો.' અખો. જેને લિંગ-શરીર નથી તે.

**અણવટ,** પુ. બાળક છોકરાંને અને સ્ત્રીઓને પગે ને અંગુઠે પહેરવાનું ઘુઘરીઓવાળું રૂપાનું એક ઘરેણું. 'અણવટ પગે વિંછવા કટિ મેખલા શણગાર.' પ્રેમાનંદ.

**અણુવર**, પુ. વર અથવા કન્યાની સાથે રહેનાર. (વરની સાથે રહેલો તેનો નાનો ભાઈ કે મિત્ર તે પુ૦અણુવર, અને કન્યા સાસરે જતાં તેની સાથે રહેલી તેની નાની બેન કે સાહેલી તે સ્ત્રી. અણુવર. અણુવરી પણ કહેવાય છે.)

**અણુવરી**, સ્ત્રી. કન્યાની સાથે જનારી તેની નાની બેન કે બેનપણી. 'સાઠલાખ સરદાર પ્રેમદા પ્રીતે પરણી, અણુવરી એંશી લાખ વિવિધ રૂપાળી વરણી.' શામળ. (અણુવરી એમ બોલાતું નથી. અણુવર શબ્દનું ઉભયલિંગી અણુવરીઉં એમ બોલાય છે.)

**અણુવરીઉં**, ન. વર કન્યાની સાથે રહેનારૂં (છોકરૂં); અણુવર તરીકે વર કે કન્યાની સાથે જનાર. 'ઉદ્ધવજી અણુવરીઉં થઈ પુંઠે ગયારે, રસિઓજી રીઝયા જોઈ રૂપનું ધામ.' દયારામ.

**અણુવાકેફ**, વિ. અજાણ; જેને માહીતી ન હોય તેવું; અણુજાણ્યું; અપરિચિત; નહિ ભોમીઉ.

**અણુવાકેફગાર**, વિ. અજાણ્યું; જાણીતું નહિ તે; અજાણ; અજ્ઞાની.

**અણુવાકેફગારી**, સ્ત્રી. ગેરમાહીતી; નહિ જાણવાપણું; અપ્રવીણતા; અજાણપણું; જેને વાકેફગારી ન હોય તે.

**અણુવિચાર્યું**, વિ. વિચાર કરેલો હોય નહિ તેવું; સાહસિક; ઉતાવળીઉં; આફેલ; વિચાર વગરનું.

**અણુવિશ્વાસ**, પુ. (સં. અ=નહિ વિશ્વાસ=ભરોસો.) વિશ્વાસ નહિ તે; ભરોસો નહિ તે; ખાતરી નહિ તે; અવિશ્વાસ; દગદગો; શંકા.

**અણુવીંધ્યું**, વિ. (સં. અ=નહિ+વ્યધ્=વીંધવું.) નહિ વીંધેલું; વીંધ રહિત. ૨ નહિ પળોટાએલું; ઘડાએલું–કસાએલું નહિ તે; અજાણ્યું; શિખાઉ. ૩ નવું કોરૂં; નહિ વપરાએલું.

**અણુસખડી**, સ્ત્રી. એઠું નહિ તે; ફરાળ; કાચું કોરૂં; પાણીથી રાંધેલી રસોઇ સિવાય બીજા જે કોઈ પણ ખાવાના પદાર્થો તે. (રાંધેલા નહિ પણ ઘીમાં તળેલા અથવા તળીને બનાવેલા અનુણા ખાવાના પદાર્થો.)

**અણુસણ**, ન. (સં. અન્=નહિ + અશન=ખાવું=અનશન.) અનશન; ઉપવાસ કરવા તે; વિ. ઉપવાસ કરવાનું જે વ્રત તે. (જૈન.)

**અણુસમજ**, સ્ત્રી. (અ=નહિ+સમ્ ઉપસર્ગ જ્ઞા=જાણવું) સમજ નહિ તે.

**અણુસમજણું**, વિ. નહિ સમજણું; અક્કલ વગરનું; બાળક જેવું; અણુસમજુ.

**અણુસમજુ**, વિ. અજ્ઞાની; અણુસમજણું; નાદાન; મૂર્ખ; બેવકુફ.

**અણુસરજ્યું**, વિ. (સં. અ=નહિ+સૃ=સરજવું.) નહિ સરજાએલું; નહિ પેદા થએલું; ઉત્પન્ન થએલું નહિ એવું. ૨ અણધાર્યું. (અણુ સરજી પીડા)

**અણુસારો**, પુ. (ફા. ઇશારહ=ઇસારત.) જરાક આંખ ફેરવી કોઇને કંઈ સમજાવવું–ચેતાવવું તે; સાન; ઇસારો; સંકેતથી જણાવવું તે; આંખથી અમુક વાત જણાવવી તે.

**અણુહુતું**, વિ. (સં. અન્+ભુ–ભવ્=થવું–હોવું. ઉ.) ન હોય એવું; અણછતું. 'સંત સારૂ શિર્ષ ન કાપ્યુ રે, અણહુતું આણીને આપ્યું રે.' ભોજાભગત.

**અણાવવું**, સ. ક્રિ. મગાવવું; કોઇની પાસે લવરાવવું; (આણવુંનું પ્રેરક.)

**અણિમા**, સ્ત્રી. (સં.) યોગશાસ્ત્રની આઠ સિદ્ધિઓમાંની એક સિદ્ધિનું નામ; સૂક્ષ્મ સ્વરૂપ લેવાની જે શક્તિ તે. (અણિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, મહિમા, ઇશિત્વ, વશિત્વ અને કામાવસાયિતા. એ આઠ સિદ્ધિઓ છે.)

**અણી**, સ્ત્રી. (સં.) લાંબી વસ્તુનો ઝીણો ને ભોકાય તેવો બનાવેલો જે અગ્ર ભાગ તે; ગોળ ધારવાળો છેડો; આર. ૨ સંકટ, કે મુશ્કેલીનો જે સંધિ તે; તંગી; બારીક વખત (અણીનો ચૂક્યો સો વર્ષ જીવે.) ૩ ટોચ; શિખર; શૃંગ; અગ્ર. ૪ કિનારી; અવધિ; અંત. (તે મરવાની અણી ઉપર છે.) અણી ચૂકવી=બારીક વખતને સંભાળી લેવો તે. અણી સાચવવી=મુશ્કેલીને વખતે મદદ કરવી.

**અણીઆળું**, વિ. અણી કાઢેલી હોય એવું; અણીદાર; જેના છેડાને ભોંકાય તેવો તીક્ષ્ણ કરેલો હોય તે.

**અણીદરો**, પુ. છોકરાંની એક રમત.

**અણીદાર**, વિ. અણીવાળું; જેનો અગ્ર ભાગ ગોળ ને તીક્ષ્ણ બનાવેલો હોય તેવું.

**અણીવાળું**, વિ. અણીદાર; તીક્ષ્ણ અગ્રવાળું; જેનો છેડો ગોળ ધારવાળો કરેલો હોય તે.

**અણીશુદ્ધ**, વિ. જેની અણી-કોર પણ ખંડિત થઈ ન હોય તેવું; અખોવન; અખંડ; આખું. (અણીશુદ્ધ ચોખા.) ૨ સલામત; આરોગ્ય; કંઈ પણ ઇજા થઇ ન હોય તેવું.

**અણીસુ**, ન. એક જાતનું ખી; વસાણું.

**અણુ**, પુ. (સં.) રજ; કણ; કરગસ; જેનો ભાગ ન થઈ શકે એવું ઝીણામાં ઝીણું જે કંઇ તે; અતિ સૂક્ષ્મ; અતિ અલ્પ કણી. ૨ એક જાતનું ધાન્ય; કાંગ.

**અણુઅણુ**, વિ. અડવાણું; ઉઘાડું. 'અણુઅણુ પગે વન વિચરીએ, કારણ એ મુજ હાખનીએ.' ભાલણ.

**અણુકણ**, ન. (સં.) અણુથી પણ નાનું તે; રજકણથી પણ નાનામાં નાનો ભાગ તે; ઝીણામાં ઝીણો પરમાણુ.

**અણુદિન**, અ. (સં. अनुदिन=નિત્ય.) નિત્ય; હમેશ; રોજને રોજ; પ્રતિદિવસ.

**અણુતા**, સ્ત્રી. (સં.) અણુપણું; રજકણપણું; અતિ સૂક્ષ્મતા.

**અણુમાત્ર**, અ. (સં.) જરાક; કિંચિત્. વિ. ૨ થોડું; અણુ જેટલું જ. ૩ ક્ષણ; પળ.

**અણુરેણુ**, સ્ત્રી. (સં.) અત્યંત ઝીણાં જે રજકણો તે.

**અણુસમૂહ**, પુ. (સં.) અણુઓનો જે સમૂહ -જથો તે; અણુ જથો; પરમાણુઓનો જથો.

**અણુજો**, જુઓ અણોજો.

**અણોજો**, પુ. કારીગર લોકો જે પાખી પાળે છે તે; પાખીનો દિવસ; કામકાજે નહિ જવાનો-રજાનો દિવસ.

**અણોદરી**, સ્ત્રી. દિવસ પર દિવસ ઓછું ઓછું ખાવાનું જે એક વ્રત તે. (જૈન.) ૨ વિ. અનુદરી=નાના-નાજુક પેટવાળી.

**અત**, અ. (સં. अतस्) એ માટે; તેથી; તે કારણથી; એથી; આથી કરીને. ૨ આ ઠેકાણેથી; આ જગાએથી. ૩ આ વખતથી; આજથી; હવેથી; ૪ હવે પછી.

**અતઃપર**, અ. (સં. अतः+पर=બીજું-અન્ય.) હવે પછી; આયંદે; અત્યાર પછી.

**અતએવ**, અ. (સં. अतः+एव=ફક્ત) એટલા માટે; એજ કારણે; તેથી; એને લીધે.

**અતંગ**, વિ. (અ=નહિ+તંગ=ઘોડાની છાતીનો પટો.) તંગ રહિત; તંગ વગર; તંગ બાંધ્યા વગરઃ-અતંગ ઘોડો સવારીમાં લેવો નહિ. ૨ (તંગ=ટાટ.) ઢીલું; પોચું; નરમ.

**અતટ**, વિ. (સં. अ=નહિ+तट=કિનારો) કિનારા વગરનું; તટ વગરનું; જેને ઘાટ બાંધેલો ન હોય એવું; ખુલ્લું; પ્રતિબંધ-આડ પાળ વગરનું; સપાટ. (પૃથ્વીનો સપાટ પાણી પ્રસરી ફેલાઈ જાય તેવો જે પ્રદેશ તે.)

**અતડાઈ**, સ્ત્રી. (इत्वरत्व=જુદાઈ ઉ. અથવા आ=तुड्+તોડવું. ઉ.) જુદાઇ; અતડાપણું; અલગ રહેવું તે. ૨ તોર; મગરૂબી. ૩ આડાઇ.

**અતડાપણું**, ન. ભેળાતા નહિ રહેવું તે; જુદા રહેવાપણું; અલગપણું; અળગું રહેવાપણું; જુદાઈ; અયુક્તતા.

**અતડું**, વિ. કોઇની સાથે ભેળાય નહિ એવું; અલગ રહેનારૂં; જુદું ને જુદું રહે એવું (માણસ.) ૨ યુક્ત ન લાગે એવું; શોભતું દેખાય નહિ તેવું; નહિ ખલતું. (આ ચૂડી તો બહુ અતડી લાગે છે) તોછડું; ઠિઠરેલું; વરવું.

**અતથ્ય**, વિ. (સં. अ=નહિ+तथ्य=સાચું) જુઠું; અસત્ય; અહિત. ૨ નહિ રચતું; નહિ ગમતું; નાપસંદ.

**અતમમતમ**, ન. છોકરાંની એક રમત

**અતનુ**, પુ. ( સં. अ=નહિ+तनु શરીર.) કામદેવ; 'મદાલસા મન મમ અતિશે, તેના તનમાં અતનુ પેઠો.' ૨ વિ. ખડબચડું; જાડું; ઘટ. 'અતનુર્ણુ વસ્ત્રને, સેવી સદા હિમકાળ નિર્ગમે.' ઋતુવર્ણન.

**અતંત્ર**, વિ. ( સં. अ+तन्त्र=યુક્તિ. ) યોજના વગરનું; તંત્ર ન હોય તેવું; યુક્તિ કે યોજના ન હોય એવું; બેકાયદે; અનિયમિત; વ્યવસ્થિત નહિ તે.

**અતંદ્રિત**, વિ. (સં. अ+तंद्रित=આળસું) આળસ વગરનું; સાવધાન; જાગ્રત; તંદ્રા રહિત.

**અતપ**, વિ. ( સં. अ+तप=તાપ. ) તાપ વગરનું;જ્યાંતાપપડતો ન હોય તેવું;ન તપેએવું.

**અતમા**, વિ. દરકાર વગરનું; દરકાર રાખે નહિ એવું; જરૂર ન ધરાવે તેવું; પરવા વગરનું;બેતમા.

**અતમી**, વિ. તમા રહિત;બેદરકાર;ગરજ વિનાનું. ૨ બડાઇખોર; દાંભિક; શેખીખોર.

**અતરંગ**, વિ.જેમાં તરંગ મોજા ન આવતા હોય એવું; સ્થિર: તરંગ રહિત. ૨ અ. અદ્ધર. ૩ ઈલાયદું; અલગું; જુદુંજ.

**અતરડી**, સ્ત્રી. કાનસ; રેતડી. (લા.) વિ. છોલી નાંખનારી; ઘસાતું બોલનારી; આકરી. (એની જીભ તો અતરડી જેવી છે.)

**અતરડો**, પુ. ધાતુઓની વસ્તુઓ ઘસવાનું ખરા લોઢાનું બનાવેલું કણુડીદાર ઓજાર; મોટી કાનસ; રેતરડી.

**અતરાપતરી**, અ. ઓચીંતું; એકાએક; એકદમ; અકસ્માત.

**અતરાપી**, વિ. (સં. अत्र=અહીં+अपि વળી-બીજું) કોઈએક; ઘરનું નહિ તે; પરાયું; બહારનું; અજાણ્યું; ત્રાહિત.

**અતરે**, અ. ( સં. अत्र=અહીં ) અહીં; અહીંઆં; આ સ્થળે; આ ઠેકાણે.

**અતર્કિત**, વિ. (સં अ+तर्कित.) નહિ તર્ક કરાએલું; અણધાર્યું; અકલ્પિત ૨ અકસ્માત; ઓચીંતું.

**અતર્ક્ય**, વિ. (સં.अ+तर्क्य=તર્ક કરવા યોગ્ય.) તર્ક ન થઈ શકે એવું; જેનો તર્ક કરાય નહિ એવું. તર્ક કરવાને યોગ્ય નહિ તેવું. ૨ અણધાર્યું; ઓચીંતું.

**અતલ**, વિ. ( સં. अ+तल=તળીઉં ) જુઓ અતળ.

**અતલગ**, વિ. નજીક; પાસે; નજીકનું; પાસેનું. ( બહુજ પાસેનુ સગું-ઓળખીતું કે સંબંધી હોય તે.) .

**અતલસ**, સ્ત્રી. ( આ. अत्लस्=હીરાગળ. ) એક જાતનું રેશમી કાપડ. આતસ જેવા લાલ રંગનું હીરાગળ કાપડ. 'અતલસ અને મૂલદાર મશરૂ માલ બેશ ગંગાવજો.' ક. દ. ડા.

• **અતલસ્પર્શી**, વિ. ( સં. अतल+स्पर्श् અડવું.) જેના તળીઆને સ્પર્શ થઇ શકે નહિ એવું; જેનો પાર પમાય નહિ તેવું; જેનું માપ થાય નહિ એવું. ૨ ઉપરચોટીઉં; ઉપલક.

**અતવસ**, ન. એક જાતનું પહાડી ઝાડ.

**અતસી**, સ્ત્રી. અળસી; અળસીનાં બી. ૨ શણનો છોડ. જેને આતરીઆ રંગનાં ફૂલ થાય છે એવું ઝાડ. ૩ સીમળો. જેની અલસી કુસુમ સરખી કાંતિ છે. દયારામ.

**અતળ**, ન. (સં.अतल) સાત પાતાળમાંનું એક. ૧ અતલ, ૨ વિતળ, ૩ સુતળ, ૪ મહાતળ, ૫ રસાતળ, ૬ તળાતળ અને ૭ પાતાળ. ૨ વિ. ઉંડું; તળીઆ વગરનું.

**અતળી**, વિ. (સં.अ=નહિ+तुल=તોળવું) ન તોળાય કે ન માપ થાય એવું; અમાપ; અતુલ:-અતળીબાણુ.

**અતળીબળ**, વિ. (સં.) જેની તુલના થાય નહિ એવા અત્યંત બળવાળું; બહુ જોરાવર; ૨ બહુ મોટું; ભારે; ભયંકર. 'અતળીબળ અંગદ અધિક, પલક એકમાં પહોંચ્યો ત્યાં.' શામળ.

**અતળીબાણુ**, વિ. બહુજ મોટું; વિશાળ; ૨ ભય ઉપજાવે એવું મોટું; બિહામણું.

**અતાઈ**, પુ. વિ. (આ. અતા=બક્ષીસ+આઈ વાળો.) બાહોશ ગવૈઓ; બહુ સરસ ગાનાર બજાવનાર; વગર ઉસ્તાદે ગાવા શીખેલો હોય એવો ગવૈઓ. ( વગર ગુરુએ પોતાની મેળે ગાતાં બજાવતાં શીખેલો માણસ.)

**અતાગ**, વિ. જેનો પાર નહોય તેવું; જેનો અંત ન આવે એવું. ૨ છૂટકારો થાય નહિ તેવું. જેને તળીએ જઇ માટી લઇ અવાય નહિ એવું જે ઉંડાણ તે.

**અતાર**, પુ. (આ.) અત્તર; વાનો વગેરે સુગંધી વેચનારો.

**અતાર**, વિ. (સ.અ+તાર=તંતુ) તાંતણો-તાર ન હોય તેવું; જેમાંથી તંતુ નીકળે નહિ તેવું; ૨ અત્યાર.

**અતિ**, વિ. ( સં. અત્=જવું. ઉપરથી ) ઘણું; વધારે; વિશેષ; બહુ. ૨ અ. જોઇએ તેથી વધારે; બેહદ; હદબહાર. ૩ અત્યંત ખરાબ, ખોટું; હદ બહાર ગએલું. અતિકવિ.

**અતિઉષ્ણ**, વિ. (સં. અતિ+ઉષ્ણ=ગરમ.) ઘણું ઉનું; બહુજગરમ; ઉકળતું.

**અતિકસ**, વિ. બહુ જ કસાએલું; ઘડાએલું. ૨ ના. ચાબુકને ન માને એવો ઘોડો.

**અતિકાય**, વિ. (સં. અતિ+કાય=શરીર) મોટા અને ભારે શરીરવાળું; જબરજસ્ત; સ્થૂલ; જાડું; ભારે ને મોટું.( માણસ પશુ વગેરે.)

**અતિકાલ**, અ.(સં.) બહુ કાળ થઈજવો તે; ઘણું મોડું; નક્કી કરેલા કાળ પછીનો જે વખત તે; ઉસીર; અસુરૂં.

**અતિકાળ**, પુ. ઘણું મોડું થઇ જવું તે; વહી ગએલો વખત.

**અતિકૃશ**, વિ. (સં. અતિ+કૃશ્=સુકાવું) બહુજ દુબળું; સુકાઇ ગએલું; સોસાઇ-સોરાઇ ગએલું; દુર્બળ; ક્ષીણ; સૂકલું; તરવાઇ ગએલું.

**અતિકેસર**, પુ. (સં.) એક જાતનું ઝાડ; કુંજક. (એનાં મૂળ નિરોગહારક ગણાય છે.)

**અતિક્રમ**, (સં.અતિ+ક્રમ્=જવું.)ઉલ્લંઘન; મર્યાદા-હદ બહાર જવું તે; હદ કુદાવી જવી તે; માર્ગની પેલીપાર જતા રહેવું તે. ૨ હલો;ધસારો.

**અતિક્રમણ**, ન. (સં.) ઉલ્લંઘી જવું તે; આગળ નીકળી જવું તે; કૂદી જવું તે. ૨ હલો; હુમલો; ધસારો; ચઢાઈ.

**અતિક્રાંત**, વિ. (સં.) હદ બહાર ગએલું; હદ ઓલંગી ગએલું; આગળ વધી ગએલું; મર્યાદાની બહાર નીકળેલું; ભરચક.

**અતિગંડ**, ન. (સં. અતિ+गण्ड=ખુંધ.) સત્તાવીસ યોગોમાંનો છઠ્ઠો યોગ.

**અતિગંધ**, પુ. (સં. अति+गन्ध=વાસ-સુગંધી.) જેમાં ઉગ્ર કે બહુજ સુગંધી હોય તેવું પુષ્પ; ચંપક; ચંપો; ચંપાનાં ફૂલ. ૨ ગંધક. ૩ વિ. બહુજ વાસવાળું.

**અતિગ્રહ**, વિ. (સં. अति+ग्रह्=જ્ઞાન.) અત્યંત દુર્બોધ. ૨ બહુ સારૂં જ્ઞાન હોવું તે.

**અતિઘણું**, વિ ( સં. अति+गण्=ગણવું ) બહુજ;પુષ્કળ; અસંત;બહુ વધારે; પાર વિનાનું.

**અતિચર**, ન. (સં.) એક; જાતનું ઝાડ; સ્થલપદ્મ; ગુલાબ.

**અતિજગતિ**, સ્ત્રી. (સં) તેર તેર અક્ષરના અક્ષરમેળ છંદોની જે આવેલી માળા તે: તેર અક્ષરનાં વૃત્તનો જે વર્ગ તે.

**અતિત**, પુ. ( સં. अतिथि. ઉ. ) સાધુ; વેરાગી બાવો. ૨ અતિથિ; યાત્રાળુ; પ્રવાસી.

**અતિથિ**, (સં. अत्=ફરવું. ઉ. अतिथि) ફરતાં ફરતાં આવી ચઢેલો ભિક્ષુ; અભ્યાગત; આગંતુક; પરોણો; આવતો જતો સાધુ; યાત્રાળુ; વટેમાર્ગુ. ( આગળ કદી નહિ આવેલો હોય એવો જે પરોણો તે.)

**અતિથિપૂજન**, ન. (સં.) અતિથિનો જે સત્કાર તે; અભ્યાગતને જે આવકાર આપવો તે; પરોણાચાકરી; પરોણાગત.

**અતિથિસત્કાર**, પુ. (સં.) ઘર આગળ

આવેલા અતિથિ-અભ્યાગતને જે આદર આપવો તે; પરોણાગત; ઘેર આવેલા પરોણાને માન આપવું તે; તેની બરદાસ કરવી તે.

**અતિદયાળુ**, વિ. (સં) બહુજ દયાવાળું; ઘણું માયાળુ; અનુકંપાવાળું; (કોઇનું જરા પણ દુઃખ જોઇને ગદ્‌ગદ્ થઇ જાય એવું.)

**અતિદેશ**, પુ. (સં.) એકના ધર્મનું બીજામાં આરોપણ કરવું તે; એક વસ્તુનો અર્થ તાણીતુણીને બીજી વસ્તુને લાગુ પાડવો તે. (શાસ્ત્રોમાં પાંચ જાતના અતિદેશ છે.)

**અતિપાત**, પુ, (સં) છેક હલકા પડી જવું તે; સ્થાન, વર્ગ કે પંક્તિમાંથી પડી જવું તે; નિયત મર્યાદાના ભંગથી દૂર થઇ જવું તે; નીચા થઇ જવું; નાશ થવો તે. ૨ અતિક્રમ; ઉલ્લંઘન; હદ ઓળંગી જવી તે. ૩ અન્યાય; ઉત્પાત.

**અતિપાતક**, ન. (સં) મોટું પાપ; બહુજ ખરાબ દુષ્કૃત્ય; નઠારામાં નઠારૂં પાપ. (નવ જાતનાં પાપ છે, તેમાંનું મોટામાં મોટું અને ભારે પાપ તે.)

**અતિપાતકી**, વિ. (સં) અતિ+પાતક ઇ=વાળો) જેણે બહુ પાપ કરેલાં હોય એવું; મોટું પાપ કરનાર; મહાપાપી; બહુજ પાપ કર્મ કરનાર હોય તે.

**અતિપ્રિય**, વિ. (સં. અતિ+પ્રિય=વહાલું) જેની ઉપર અતિ સ્નેહ હોય તેવું. ૨ ભાવતું; ગમતું; પસંદપડતું.

**અતિબળ**, વિ. (સં.અતિ બલ=જોર) અતિ બળવાન; મોટું; બહુજ જોરાવર; અત્યંત બળવાળું.

**અતિબળા**, સ્રી (સં.) એક જાતની વનસ્પતિ; ઔષધિ; નાગબલા; ગંગેટી; પ્રગેહણી.

**અતિમુક્ત**, (ક્તા) સ્ત્રી. (સં) એક જાતનો વેલો; લતા; આંબે ચઢનારી એક ફૂલવેલ; મધુમાધવી નામની વેલ.

**અતિરથ**, પુ (સં.) મોટા રથમાં બેસીને યુદ્ધ કરનાર યોદ્ધો; મોટો શરીર; પરાક્રમી લડવૈયો.

**અતિરથી**, વિ. (સં.) મોટી લશ્કરી ટુકડીનો નાયક; મોટો યોદ્ધો; મોટા રથમાં બેસીને યુદ્ધ કરનાર; (મહારથી-થી એક પદવી ઉતરતો રથી તે.)

**અતિરિક્ત**, વિ. (સં.) ઘણું; બહુજ; અધિક. ૨ શૂન્ય; ખાલી; ઠાલું; રહિત; વગરનું. ૩ શ્રેષ્ઠ.

**અતિરિક્તતા**, સ્રી. (સં) અતિશય; આધિક્ય. Excess. (કોઇ પણ બાબતમાં હદપાર જતા રહેવું તે.)

**અતિરેક**, વિ. (સં) બહુ; ઘણું; પુષ્કળ, અત્યંત; અતિઘણું.

**અતિરોમશ**, વિ. (સં.) બહુવાળવાળું; જેના શરીર ઉપર બહુ મુવાળા હોય તે.

**અતિલાડ**, ન. બહુજ લાડ લડાવવાં તે; અત્યંત લડાવવું તે; મોંઢે ચઢાવવું તે.

**અતિલોભ**, પુ. (સં. અતિ+લુભ્=લોભ કરવો.) બહુજ લોભ કરવો તે. 'અતિ લોભ પાપનું મૂળ.'

**અતિવાત**, વિ. (સં.) બહુ પવનવાળું; પવનના પુષ્કળ આગવાળું હોય તે. ૨ જેની પ્રકૃતિ બહુજ વાયુવાળી હોય તે.

**અતિવાદ**, પુ. (સં.) બહુ બોલવું તે; બકવાદ; બડબડાટ કર્યા કરવો તે. લાંબું અને સાર વગરનું બોલબોલ કરવું તે. ૨ વિ. બહુ બોલું; વાચાળ.

**અતિવાદી**, વિ. (સં.) બહુ બોલું; બડબડ કરનાર; વાચાળ; વાતોડું. ૨ તકરારી; માથાકૂટીઉ.

**અતિવિખ**, ન. એક જાતની ઔષધિ. (કૃમિ-કરમીઆને મારી નાંખનારી એક જાતની વનસ્પતિ.)

**અતિવૃષ્ટિ**, સ્રી. (સં.) અત્યંત વરસાદ થવો તે; અતિવર્ષણ; (વરસાદના બહુ વરસવાથી થતી એક પીડા-ઇતિ.)

**અતિવ્યાપ્તિ**, સ્રી. (સં) વધારે બહોળા અર્થમાં જતું રહે એવું જે લક્ષણ તે; જેનું લક્ષ

ન હોય તેમાં લક્ષણનું જતું રહેવું તે.:-જેને શીંગડાં હોય તે ગાય. ગાયનું લક્ષણ શીંગડાંવાળી એમ કરવાથી તે ગાયમાંજ ન રહ્યું પરંતુ જેનું લક્ષ ન હતું એવી બકરી અને ભેંસ વગેરેમાં પણ જતું રહ્યું, માટે અતિવ્યાપ્તિ.

**અતિશય**, વિ. (સં. અતિ+શી=વધી જવું ઉપરથી શય.) ઘણુંજ; પુષ્કળ; બહુજ વધારે. ૨ પુ. બહુતા; પુષ્કળપણું.

**અતિશયોક્તિ**, સ્રી. (સં.) હોય તેના કરતાં અતિશય વધારીને જે કહેવું તે; બહુજ વધારીને વર્ણવવું તે; મરચું મીઠું ભભરાવવું તે. ૨ એક પ્રકારનો અલંકાર.

**અતિશાણું**, વિ. (મ.) (અતિ=ઘણું મ., શાણું=ડાહ્યું.)-બહુ ડાહ્યું; દહોડડાહ્યું; ચાંપલું.

**અતિશે**, વિ. અતિશય; બહુજ. 'અતિશે કરતો અડપમાં જે બેસે જે કામ.' ક. દ. ડા.

**અતિશૂદ્ર**, પુ. (સં.) શૂદ્રથી પણ જે ઉતરતી જાત તે; ભંગી; ચમાર; શ્વપચ વગેરે.

**અતિશ્રમ**, પુ. (સં) બહુ મહેનત; બહુ કામ કરવું તે; ખંતથી કાર્ય કરવું તે.

**અતિસાર**, પુ.(સં.)અતિ=બહુજ+સૃ-સર્ સરવું.)બહુજ ઝાડા થયા કરે એવો રોગ; અત્યંત સાર-ગળતર થયા કરે તે; મરડો; સંગ્રહણી; સંઘરણી; ઝાડાનું જે દરદ તે.

**અતિસારઘ્ન**, વિ. (સં.):અતિસારનો નાશ કરનારૂં; ઝાડાનો નાશ કરે એવી જે વસ્તુઓ તે.

**અતિસ્તુતિ**, સ્રી. (સં) અત્યંત વખાણ કરવાં તે; ખુશામત.

**અતિસ્નેહ**, પુ. (મ.) ઘણો સ્નેહ; બહુ માયા હોય તે.

**અતિસ્વાર્થ**, પુ. (સં.) બહુ સ્વાર્થ; એકલપેટાપણું.

**અતિસ્વાર્થી**, વિ. (સં) અત્યંત સ્વાર્થ વૃત્તિવાળું; બહુજ એકલપેટું.

**અતિહાસ્ય**, વિ. બહુજ હસનારૂં; મશ્કરૂં. ૨ ના. બહુ હસવું તે;જોરથી હસવું તે; અટ્ટહાસ્ય.

**અતીક્ષ્ણ**, વિ. (સં. અ=નહિ+તીક્ષ્ણ ધારવાળું) તીક્ષ્ણ નહિ તે; બુઠ્ઠું; ધારવગરનું. ૨ તીખા સ્વભાવનું નહિ તે; સૌમ્ય.

**અતીત**, વિ. (સં અતિ+ઇત=ગએલું ઇ=જવું ઉપરથી.) વીતિ ગએલું; પસાર થઇ ગએલું. ૨ જુદું પડી ગએલું; છુટું થઇ ગએલું. વિદ્યાતીત; મોહાતીત કાલાતીત. ક્રમમાંથી નીકળી ગએલું. 'ગુણથી અતીત પંથ એકલો ફરે.' જીવરામભટ.

**અતીત**, પુ. (સં. અતિથિ ઉ.) ખાખી સાધુ; વિભૂતિ ચોળનારા બાવાઓની એક જાત. જુઓ અતિત.

**અતાતાણી**, સ્રી. વેરાગણ; બાવી; અતીતની સ્રી.

**અતીન્દ્રિય**, વિ. (સં. અતિ+ઇન્દ્રિય ઇંદ્રિયો.) ઇંદ્રિયોથી સમજાય નહિ એવું; ઇંદ્રિયોની સમજની પણ પેલી પારનું; ઇંદ્રિયને અગોચર; ઇંદ્રિયાગ્રાહ્ય.

**અતીવ**,(સં.અતિ+ઇવ.)અતિશય;બહુજ; ઘણું; અત્યંત 'હિંસા કરી છે અતીવ.' ગિરધર.

**અતીશે**, જુઓ અતિશય; ઘણું.

**અતુલ**, વિ. (સં) જેની તુલના ન થાય એવું; અમાપ; અતોલ; ઘણુંજ; અતિશય.

**અતુલિત**, જુઓ ઉપલો શબ્દ.

**અતુલ્ય**, વિ. (સં. અ=નહિ+તુલ્=તોળવું) જેનું તોલ થાય નહિ એવું; અમાપ; અનુપમ; અસાધારણ; જેની બરોબરી થાય નહિ એવું; તુલના રહિત.

**અતૂટ**, વિ. (સં. અ+ત્રુટ=તુટવું.) તુટેલું નહિ એવું; આખું; સળંગ; અખંડિત; તુટે નહિ એવું; મજબૂત; ચીવટ.

**અતૃપ્ત**, વિ. (સં. અ=નહિ+તૃપ્ત=ધરાએલું; અસંતુષ્ટ; જેનું મન ધરાયું નથી એવું.

**અતૃપ્તિ**, (સં. અ=નહિ+તૃપ્તિ=ધરાવાપણું.) નહિ ધરાવું તે; અસંતોષ; નહિ તૃપ્તિ તે.

**અતોલ,** વિ. ( સં. અ+તુલ્=તોળવું. ) જેનું તોલ ન થાય એવું; તોળી શકાય નહિ એટલું; અમાપ; અતિશય.

**અત્તર,** (સં. अत्र=અહીં ઉપરથી.) અહીં; અહીંઆં; આ ઠેકાણે. 'અત્તર મતુ'અહીં મતુ કરવું. અહીં સાખ કરવી વિગેરે. આ શબ્દ ખત પત્તરમાં વપરાય છે.

**અત્તર,** ન. (આ. ઇત્ર=સુગંધી. ઉ.) ફૂલ અને વાસવાળાં બીજાં દ્રવ્યોમાંથી કાઢેલું જે સુગંધીદાર સત્વ તે.

**અત્તરઘડી,** અ. હમણાંને હમણાંજ; આઘડી; હાલનેહાલ; આક્ષણેજ; તાબડતોબ.

**અત્તરદાની,** સ્ત્રી. ( આ. ) અત્તર રાખવાનું પાત્ર; અત્તરની શીશી; અત્તરીઉં.

**અત્તરસાહેત,** ( સ્યાત.) અ. આ ઘડીએ; આ પળેજ; હમણાંજ; આ ક્ષણેજ.

**અત્તરી,** વિ. ( અત્તર+ઈ=વાળો. ) અત્તરવાળો; અત્તર વેચનારો; અત્તરવાળું.

**અત્તરીઉં,** ન. અત્તરદાની, અત્તર રાખવાનું પાત્ર.

**અત્તરીઓ,** પુ. અત્તર વગેરે સુગંધી તેલો અને દ્રવ્યો વેચનારો તે; અત્તર બનાવનારો; અત્તરવાળો.

**અત્તારી,** જુઓ અત્તરીઓ.

**અત્યગ્નિષ્ટોમ,** પુ. (સં. अति+अग्निष्टोम. ) મોટો યજ્ઞ; એક પ્રકારનો મોટો યાગ.

**અત્યંત,** વિ. ( સં. अति+अन्त=છેડો.) ઘણુંજ; બહુ; જેનો અંત છેડો ન હોય તેવું; અપાર.

**અત્યંતાભાવ,** પુ.(સં.अत्यंत+अभाव.) અત્યંત જે અભાવ તે. બીલકુલ અભાવ.(ન્યાય શાસ્ત્રમાં અભાવના જે ચાર ભેદ છે તેમાંનો એકભેદ. )

**અત્યય,** પુ. ( સં. अति+अय्=જવું. ) વિનાશ; નાશ; મૃત્યુ; અતિક્રમ; દુરાચાર.

**અત્યલ્પ,** વિ. (સં. अति+अल्प=થોડું.) બહુજ થોડું; જરાક; દાગારેક.

**અત્યાગ્રહ,** પુ. ( સં. अति+आग्रह ) બહુજ આગ્રહ રાખવો તે; અમુક કાર્ય કે વાતને બહુજ પકડી રાખવી તે; હઠ; જક.

**અત્યાગ્રહી.** વિ. (સં.) અતિશે આગ્રહ કરનાર; હઠીલું. પોતાના વિચારને વળગી રહેનાર; ન માને તેવું; જક્કી.

**અત્યાચાર,** પુ. ( સં अति+आचार=રીત. आ+चर्=ચાલવું. ) રીતભાત રિવાજથી ઉલટું ચાલવું તે; આચારને ઉલ્લંઘી જવો તે; રૂઢિભંગ અડપલું. ૨ મારફાડ.

**અત્યાચારી,** વિ.(સં.) અત્યાચાર કરનાર; અડપલું કરનાર; ગુનો કરનાર; મારફાડીઓ.

**અત્યાજ્ય,** (સં. अ=નહિ+त्याज्य=તજવા યોગ્ય) તજવાને યોગ્ય નહિ એવું; નહિ તજવા લાયક.

**અત્યોર,** અ. (સં. अत्राद्य. ઉ.) ચાલતો ચાલુ વખત તે; વર્તમાન સમય; જે વખતે વાત કરતા હોઇએ તે સમય.

**અત્યારપહેલું,** વિ. વર્તમાન સમયની પૂર્વે; જે વખતે વાત કરતા હોઇએ તેની પહેલાંનું; ક્યારનુંય.

**અત્યારપછી,** અ. હવે પછી; આજ પછી; હમણાંકેડે; આજકેડે; વર્તમાન સમય વીતી ગયા પછી.

**અત્યારલગી,** હમણાં સુધી; આઘડી સુધી.

**અત્યારસુધી,** હમણાં સુધી; આજ સુધી, વર્તમાનલગી.

**અત્યારે,** અ. હમણાં; આ વખતે; આ ઘડીએ; આ વેળાએ; અધુના; હાલ.

**અત્યાસક્તિ,** સ્ત્રી. ( સં. अति+आसक्ति=લાગ્યા રહેવાપણું. आ+सञ्ज्=જવું-વળગવું. ) અત્યંત લાગ્યા રહેવું તે, બહુ પ્રીતિ રાખ્યા કરવી તે; લંપટતા.

**અત્યુક્તિ,** સ્ત્રી. (સં.) વધારીને કહેવું બોલવું તે; અતિશયોક્તિ; સહરાગત.

**અત્યુત્કટ,** વિ. (સં. अति+उत्कट=ઉગ્ર.) બહુ ઉગ્ર; તેજસ્વી; ગરમ; તાજરમાન.

**અથર્વેદી**, પુ. (સં.) અથર્વવેદ ભણેલો; જુઓ અથર્વવેદી.

**અથર્વવેદી**, વિ. ( સં. अथर्व+विद् જાણવું-वेदिन्=જાણનારો ) અથર્વવેદ જાણનારો; અથર્વવેદ ભણનારો; જે અથર્વવેદનું કર્મ કરતો કરાવતો હોય તે. ૨ માથાફોડીઓ; હઠ. ૩ ખળ; લુચ્ચો; નાસ્તિક.

**અથવા**, અ. (સં) કિંવા; વા; કે; યા. ( બેમાંથી એક એવો અર્થ દેખાડનારો અવ્યય.)

**અથવાર**, (હથવાર) વિ, ( હથવાર=હાથ +વાર=વાળી. ) એકજ હાથનું જેને ઓળખાણ-પરિચય હોય એવું; અમુક એકજ માણુસના હાથને ટેવાએલું હોય તે. (આ ભેંસ તો એને અથવાર થએલી છે, અર્થાત્ એના વગર બીજાને દોહવા દેતી કે અડવા દેતી નથી.)

**અથવાણું**, અ. ક્રિ. આથો આવવો; મીઠું ચઢવું; મસાલો ચઢવો; અથાયાની યોગ્યતાએ પહોચવું; ખમીર ચઢવું.

**અથાક**, વિ. ( સં. अ=નહિ स्थग्=ઢાંકવું વા अगाध. અથવા अ=નહિ અને (પ્રા.) थज्जो=ઉંડું ઉપરથી. ) તળીઉ માલમ પડે નહિ એવું; બહુજ ઉંડું; અમાપ; પારવિનાનું; જેનો થાગ લાગે નહિ એવું.

**અથાગ**, વિ. બહુજ; અત્યંત; પુષ્કળ; પારવિનાનું.

**અથાણું**, ન. મમાલામાં આથી રાખેલાં જે ફળ તે; ( મીઠું મસાલો ચઢાવીને બગડી જાય નહિ તેમ રાખેલાં કેરી, લીંબુ, ફળ અને કંદ વગેરે તે. ) આથણું; આચાર. અથાણું ખાટા, ખારા, તીખા અને ગળ્યા સ્વાદથી જમણમાં લહેજત આપે છે. અથાણાના સાત પ્રકાર છેઃ-૧ મેથીઆં ( કેરી, ગુંદાં, મરચાં ) ૨ ગોળીઆં ગોળચાં ( કેરી, આદું, બોર, મરચાં ) ૩ બોળ (કેરી, આદુ હળદર, લીંબુ, કેરાં વગેરે ) ૪ રાઇતું ( રાઈ ચઢાવેલું ) ૫ છુંદીઆ (છુંદાનો ભાગ મોટો હોય તેવા મસાલાવાળું ) ૬ હીંગીઉ ( જેમાં હીંગ વધારે હોય તેવું ) ૭ બફાણું ( બાફેલું. ) (લા.) રાખી મૂકવું; સંભાળી રાખવું. 'અથાણું બગડ્યું તેનું વરસ બગડ્યું.' જવલ્લે મળતા પ્રસંગને તે ન બગડે તેમ સાચવી લેવો તે. (કારણકે તે વારંવાર મળતો નથી તેથી લાંબો વખત તેને માટે પસ્તાવું પડે છે.)

**અથાવવું**, સ. ક્રિ. બીજાની પાસે આથો આવે તેમ કરાવવું; આથાણું નંખાવવું. ૨ અમુઝાવવું; અકળાવવું; સડાવવું.

**અથાવું**, અ. ક્રિ. અથાવાની સ્થિતિએ પહોંચવું; અથાણાને લાયક થવું; મીઠું મસાલો ચઢવો. ખમીર આવવું. ૨ અમુઝાવું; અકળાવું; પાકીજવું. ૩ એકાકાર થઇ જવું; સોબતીના ગુણવાળા થઈ જવું.

**અથેતિ**, વિ. જુઓ અથ ઇતિ.

**અથોટી**, ( હથોટી ) સ્ત્રી ( સં. हस्त હાથ वृत्=ફેરવવું ઉપરથી वृत्ति=हस्तवृत्ति= હાથ ચાળવણી. ) હાથેવતે કામ કરવાની રીત; હાથમાં કસબ રમી રહેવો તે; ટેવ પડવાથી કામ કરવાની જે આવડત આવી જવી તે; કામ કરવાની રૂઢિ; ઢબછબ; છટા; ટેવ. ૨ શેલડીના ઉકળતા રસમાં આદાના કકડાના જે હારડા પાએલા હોય તે.

**અથોડી**, (હથોડી) સ્ત્રી. સોની અને લુહારનું ધાતુ ટીપવાનું એક ઓજાર; અથોડાથી નાના કદની ટીપણી; નાનો અથોડો.

**અથોડો**, ( હથોડો. ) પુ. લાકડાના હાથાનું લોખંડનું ટીપવાના ઉપયોગમાં આવતું સોની ને લુહારનું એક ઓજાર; એરણ ઉપર મૂકેલી ધાતુને ટીપવાનું હથિઆર; ઠોકવાનું ટીપવાનું અને ભાગવા વગેરેનું કામ કરવાનું ઓજાર.

**અદ**, અ. (સં. अर्द्ध ઉ) અડધા અથવા નીમે ભાગ બતાવનારો ગુજરાતી ઉપસર્ગઃ- અદશેર; અદપાંસળી; અદગાઉ; અદમુંઓ; અદવશો. (અદવશાનું માણુસ ને લાખવશાનાં લુગડાં.)

**અદક**, ( સં. अधिक ) અધિક; વધારે.

**અદ્દમણીઓ**, જુઓ અધમણીઓ.

**અદ્દમાસ**, જુઓ અજમાસ.

**અદ્દમુંઉં**, વિ. અડધું મરેલા જેવું; લગભગ અડધું મરી ગયું હોય એવું.

**અદંભ**, વિ. (સં. अ=નહિ+दम्भ=ડોળ.) ડોળવગરનું; જેને દંભ ન હોય તેવું; સાદું; સરલ.

**અદય**, ( સં. अ=નહિ+दया=અનુકંપા ) દયા રહિત; નિર્દય; ક્રૂર.

**અદરસ**, પુ. ( स. आर्दक=આદુ+रस=પાણી ) આદાનો જે રસ તે: આદુને કચરીને નીચોવી કાઢેલું પાણી; આદાનો રસ.

**અદરાવવું**, સ. ક્રિ. સગાઇ કરવી; લગ્ન કરવાને માટે ગોઠવણ કરવી; વિવાહ કરવા; વેશવાળ કરવું.(પારસીઓમાં આ શબ્દ વપરાય છે)

**અદરાવું**, અ. ક્રિ. લગ્ન કરવાને કબુલ થવું; વિવાહમાં જોડાવું; પરણવાને બંધાવું.

**અદર્શી**, વિ. ( સં. अ=નહિ+दृग्=જોવું) નહિ દેખાતું; નહિ જણાતું એવું; ન દેખાય તેવું.

**અદર્શન**, ન (સં)દર્શનનો જે અભાવ તે; નજર બહાર જવું તે; લોપ. 'એમ કહીને થઈ અદર્શન'. પ્રેમાનંદ.

**અદલ**, વિ. ( આ. अद्ल् બરોબર. ) બરોબર; યથાર્થ; ખુલ્લા; અપક્ષપાત; ખરેખરૂં; બન્ને બાજુ બરોબર હોય તેવું; વાજબી; સત્ય.

**અદલઇનસાફ**, પુ. ( આ. अद्ल्+इनसाफ=नसक् વચમાં અટકવું અર્ધુંઅર્ધું કરવું) આ ઉપરથી (ઇનસાફ) બે સરખા ભાગ થાય છે અર્થાત્ બેઉ પક્ષને સંતોષ મળે છે માટે અદલઇનસાફ.) ખરેખરો ન્યાય; અપક્ષપાત ઇનસાફ કરવો તે. બેઉ બાજુ તરફ સમાનતા રાખીને ન્યાય કરવો તે. "ધણી અદલ ઇનસાફ તોળશે." રા. મ. સંવાદ.

**અદલધાન્ય**, ન, (સં.) જેમાં દલ-પડ ફાડ ન હોય એવું જે અનાજ તે; ઘઉં; બાજરી; ડાંગર વગેરે (ઉમીમાં થતું ધાન્ય.)

**અદલનોઘંટ**, પુ. (આ. फा.) અદલ ઇનસાફ મેળવવા ઇચ્છનારાઓને બોલાવવા માટે રાખેલી ચેતવણી; આમંત્રણની ઘંટડી. ( અકબર પાદશાહે પોતાના મહેલના ઝરૂખા નીચે એક ઘંટ બાંધ્યો હતો અને લોકોમાં એવું જાહેર કર્યું હતું કે, જેને બરોબર ઇનસાફ ન મળ્યો હોય તેણે આ ઘંટ વગાડી પાદશાહની હજુરમાં (અપીલ) ફરીને અરજ કરવી. જેમને ફરિઆદ કરવાની હોય તેઓ એ ઘટની દોરી ખેંચતા એટલે પાદશાહ તેમને પોતાની પાસે બોલાવી તેમની ફરિઆદ સાંભળી યોગ્ય ન્યાય આપતો.)

**અદલબદલ**, અ. (આ. अद्ल्=બરોબર बद्ल्=બદલવું.) સરખે સરખાનો ફેરફાર કરવો તે; એક આપીને બીજું તેવુંજ-તેને લાયક બદલો ગણાય એવું લેવું તે; સાટું; માટાસાટ કરવું તે; એક આપીને બીજું લેવું તે; અદલોબદલો.

**અદલાબદલી**, સ્રી. (આ.) એક વસ્તુ આપીને બીજી વસ્તુ લેવાની જે ફેરફારી તે; આપણું બીજાને આપવું અને બીજાનું આપણે લેવું તે; ફેરફાર; આમનસામન બદલવું તે.

**અદલોબદલો**, પુ. (આ) અદલબદલ કરવાનો પ્રકાર; જે કંઇ અદલબદલ કર્યું હોય તે; ફેરફાર; ઉલટસુલટ. વિનિમય. અર્થશાસ્ત્ર પ્રમાણે એક જણસ આપી બીજી લેવી તેને અદલો બદલો અથવા વિનિમય કહે છે. ઉ. ૧૦.

**અદવાલી**, સ્રી. ( સં. अर्द्ध+वाली.) અડધા વાલના વજનનું કાટલું; અડધા વાલનું જે વજન તે.

**અદસસતું**, (સં. अर्द्ध+श्वस् શ્વાસ લેવો. શ્વસિત. ) અડધોપડધો શ્વાસ લેતું હોય તેવું: અદમુંઉં; મરણોન્મુખ. ૨ અડધુંપડધું; થોડું કર્યું ન કર્યું હોય એવું; અપૂર્ણ; પુરેપુરૂં થયું ન હોય તેવી સ્થિતિવાળું; અદકચરૂં; અડધું સસી ગએલું; અદપસું.

**અદલ**, વિ. ( સં. अ+दल=પાન )પાન રહિત; પાંદડાં વગરનું.( દલ=ભરાવો-જાડાઇ.) ૨ જેને દળ ન હોય એવું; જાડાઇ-પુષ્ટતા વગરનું. ( અદલ દોરી અથાણામાં કામની નહિ.)

**અદૃષ્ટવશાત,** (સં.)ભાગ્યસંજોગે;દૈવયોગે.

**અદૃષ્ટવાદ,** પુ. (સં.) અદૃષ્ટ-ભાવિને માનનારાઓનો જે વાદ તે; નસીબને માનનારાઓનો જે સિદ્ધાંત તે.

**અદૃષ્ટવાદી,** વિ. (સં.) અદૃષ્ટવાદને માનનારો; નસીબ ઉપર આધાર રાખનારો.

**અદૃષ્ટવાન,** વિ. (સં. अदृष्टवान्) ભાગ્યવાળો; નસીબદાર; ભાગ્યશાળી.

**અદૃષ્ટવિદ્યા,** સ્ત્રી. (સં.) ભાવિવિદ્યા; જ્યોતિષ; નસીબ જોવાની રીત અથવા કળા; જાદુ; ઇલ્મ.

**અદેખાઈ,** સ્ત્રી. નહિ દેખી ખમાતું તે; બીજાની સારી સ્થિતિ જોઈને દ્વેષની જે લાગણી થાય તે; દ્વેષ; ઇર્ષ્યા; મત્સર; ઝેર. 'ત્યારે પુષ્કરને થઈ અદેખાઇ.' પ્રેમાનંદ.

**અદેખું,** વિ. બીજાની સારી સ્થિતિ જોઈ કિંવા સાંભળીને બળે તેવું; બીજાનું સારૂં થતું ન દેખી શકે એવું; ઇર્ષાળુ; ઝેરીલું; દ્વેષી. કોઈની ચડતી જોઈને બળનારૂં; ખારીલું.

**અદેય,** વિ. (સં. अ=નહિ+दा=આપવું.) નહિ આપવા લાયક; આપવાને યોગ્ય નહિ તે.

**અદો,** (સં. उत्+इ=જવું. उदय ) માતાના મંદિરમાં હાથેળીઓ અફાળી ગોટે ઘોટે માતાની જે જય બોલાવવામાં આવે છે તે; જયઘોષ; આનંદનો ઉદ્ગાર.

**અદોભવાની,** અ. (સં. उदय+भवानी દેવી) દેવીનો જય; માતાની જે. ( બહુચરાજીની ચાચર આગળ તેની જયનો જે પોકાર કરવામાં આવે છે તે. ) 'અદો ભવાનીમા કર્યાં કરવું'=ખાવાનું આપનારની કીર્તિ કરીને ફરતા ફરવું તે.

**અદોષ,** વિ. ( સં. अ+दोष. ઉ. ) દોષ રહિત, ખામી રહિત; બેગુના; દોષનો અભાવ તે.

**અદોષિત,** વિ. (સં.) દોષ વગરનું; જેને કશો દોષ લાગેલો ન હોય એવું; બીનગુનેગાર.

**અદ્ધર,** વિ ( સં. अ=નહિ+धृ=ધારણ કરવું) જેને ધરણ ન હોય એવું; ટેકા વગરનું; આધાર વગરનું; જેને કશો ટેકો ન હોય તેવું. ૨ ઉચું; ટટાર; કડક.

**અદ્ધરપદ્ધર,** અ. ટેકાવગર; જેને કશાનો આધાર ન હોય એમ; સાવઅદ્ધર.

**અદ્ધલ,** જુઓ અદ્દલ.

**અદ્‌ભુત,** વિ. (સં.) આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું; નિત્ય જોવા સાંભળવામાં આવતું ન હોય એવું;અપૂર્વ;વિસ્મયકારક;અલૌકિક;ચમત્કારિક.

**અદ્‌ભુત,** ન. (સં.) આશ્ચર્ય; નવાઇ; ચિત્ર; ચમત્કાર; વિસ્મય-'અદ્‌ભુત એક હતું તેટલે.' શામળ.

**અદ્‌ભુતરસ,** પુ. (સં.) કાવ્યશાસ્ત્રમાં કહેલા નવ રસમાંનો એક રસ. એનો સ્થાયીભાવ વિસ્મય છે.

**અદ્‌ભુતતા,** સ્ત્રી. (સં.) અપૂર્વતા; અલૌકિકતા; નવાઇ; આશ્ચર્ય.

**અદ્ય,** અ. (સં.) આજ; હમણાં; અત્યારે.

**અદ્યતન,** પુ. (સં.) ચાલતો કાળ; વર્તમાનકાળ. ૨ વિ. આજનું; આજ હોનાર; આજ સંબંધી.

**અદ્યપ્રભૃતિ,** અ. (સં.) આજ પછી; આજથી માંડીને; આજથી; આજથી લઈને.

**અદ્યાપિ,** અ. (સં.) આજસુધી, હજીલગી; હમણાંલગણ; હજુપણ.

**અદ્યાપિપર્યંત,** અ. (સં.) આજલગી; અત્યારસુધી; આજની ઘડી સુધી; હજીલગી.

**અદ્રક,** ન. ( સં. अद्रक=આદુ. ) આદુ; લીલી તાજી સુંઠ.

**અદ્રકરસ,** પુ. (સં. अद्रक=આદુ+रस.) આદાનો રસ; આદાને કચરી નીચોવીને કાઢેલું જે પાણી તે.

**અદ્રવ્ય,** ન. (સં.) દ્રવ્યનો જે અભાવ તે; વસ્તુતાએ નહિ એવું તે; દ્રવ્યનો અભાવ.

**અદ્રાવ્ય,** ( સં. अ=નહિ+द्राव=द्रु=ગળવું. ) ન ગળાય એવું; જેનો રસ થાય નહિ એવું; કઠણ; સખત; ઘન; નક્કર; જડ.

**અદ્રિ**, પુ. (સં.) પર્વત; ગિરિ; પહાડ.

**અદ્રિજ**, વિ. (સં.) પર્વતમાં થએલું હોય તે; પર્વતમાંથી ઉત્પન્ન થનારી જે વસ્તુઓ તે. ૨ ગેરૂ; શિલાજીત.

**અદ્રિજા**, સ્ત્રી. ( સં. अद्रि=પર્વત+जन् જન્મવું ) પર્વતની પુત્રી પાર્વતી; ઉમા; ગિરિજા.

**અદ્રિપતિ**, પુ. (સં) પર્વતોનો પતિ; હિમાલય પર્વત; હિમવાન; ગિરિરાજ.

**અદ્રિરાજ**, પુ. (સં.) પર્વતોનો રાજા; હિમાલય.

**અદ્રિસાર**, પુ. (સં.) લોઢું; લોખંડ. ૨ શિલારસ.

**અદ્રિસુતા**, સ્ત્રી. (સં.) પાર્વતી; ઉમા; ગિરિજા; દુર્ગાદેવી.

**અદ્રોહ**, ( સં. अ+द्रुह्=દ્રોહ દેવો. ) દ્રોહનો અભાવ તે; દ્રોહ નહિ તે; જેણે વિશ્વાસ રાખ્યો હોય તેના તે વિશ્વાસનો ભંગ નહિ કરવો તે; છેહ નહિ દેવો તે.

**અદ્રોહી**, વિ. ( સં. अ=નહિ+द्रोह=છેહ ई=વાળું. ) દ્રોહ નહિ કરનાર; વિશ્વાસ ભંગ કરે નહિ એવું; ભરોસાવાળું; દ્રોહ=છેહ દે નહિ એવું; એકખાં; વિશ્વાસવાળું; નીમકહલાલ; નિષ્ઠાવાળું; ભક્તિવાળું.

**અદ્વય**, વિ. (સં. अ=નહિ + द्वि ઉપરથી द्वय=બેનો. ) જેને બીજાપણું નથી એવું; જીવ અને આત્માની એકતા લેનાર અથવા માનનાર. ૨ એકલું; જેવું બીજું નથી તે, જેની જોડ ન હોય એવું.

**અદ્વયવાદી**, વિ. (સં.) વેદાંતી; જીવેશ્વરની એકતાનો વાદ કરનારો; અમુક એકજ દેવને માનનાર.

**અદ્ધાતદ્ધા**, અ. ( સં. यद्धातद्धा. ઉ. ) જેમ ફાવે તેમ; એલફેલ; આમતેમ; અથી વાર વગર. ૨ વિ. ખોટુંખરૂં; કુડું; કંઇ પણ ઠેકાણા વગરનું –અદ્ધાતદ્ધા બોલવું તેમાં શું ?

**અદ્વિતીય**, વિ. (સં. अ=નહિ+द्वितीय બીજું.) જેના જેવું બીજું કંઈ ન હોય તેવું; માત્ર એકજ; અનુપમ; જેવું બીજું નથી એવું; જેની સમાન બીજું હોયજ નહિ એવું.

**અદ્વેષ**, પુ. ( (સં. अ=નહિ+द्वेष=ઇર્ષા.) દ્વેષ નહિ તે; દ્વેષનો અભાવ તે. ૨ વિ. દ્વેષ વિનાનું; દ્વેષ રહિત.

**અદ્વૈત**, ન. (સં. अ=નહિ द्वि=બે ઉપરથી द्वैत=બેપણું) બેપણું નહિ તે; જેમાં જુદાપણું બીજાપણું ન હોય એવું જે તે. જેવું બીજું નથી એવું; એકજ. (જીવ અને શિવ બેઉને માનવાં તે દ્વૈત. જીવ અને શિવ બેઉ એકજ છે એમ માનવું તે અદ્વૈત.)

**અદ્વૈતપંથ**, પુ. (સં.) અભેદમાર્ગ; જીવ ઇશ્વર અને જડ ચૈતન્ય જુદાં નથી પણ એકજ છે એવા અભિપ્રાયનો જે પંથ-માર્ગ તે.

**અદ્વૈતભાવ**, પુ. ( સં. अद्वैत+भू ઉપરથી भाव. ) બીજાપણાનો અભાવ અને એકત્વપણું તે; ભેદબુદ્ધિ નહિ તે; બીજાપણારહિત એવો જે ભાવ તે.

**અદ્વૈતમત**, પુ. (સં.) જીવ અને ઇશ્વર જુદા નહિ પરંતુ એકજ છે એવો જે મત તે; અભેદમત; જેમાં એકજ વસ્તુ છે બીજું કંઈ છેજ નહિ એમ માનવામાં આવે છે તે મત.

**અદ્વૈતવન**, ન. (સં.) પુરાણોમાં કલ્પેલું એક વન કે જ્યાં બધાં પ્રાણીઓ અદ્વૈતભાવથી જુદાપણાના વિચાર વગર એકતાથી હળીમળીને રહે છે; જ્યાં પ્રાણીઓ હળીમળીને રહે તેવું સ્થળ. વનવાસ ગએલા પાંડવો કેટલોક સમય અદ્વૈતવનમાં રહ્યા હતા.

**અદ્વૈતવાદ**, પુ. (સં.) અદ્વૈતમતનો જે વિવાદ તે; અદ્વૈત સિદ્ધાંતને લગતો જે વાદ તે.

**અદ્વૈતવાદી**, વિ. (સં.) અદ્વૈતમતનો પક્ષ કરનારો; વેદાંતી; બ્રહ્મ વગર બીજું કંઈ છેજ નહિ એવું કહેનાર.

**અદ્વૈતસુખ**, ન. (સં.) જેના જેવું બીજું સુખ નથી એવું જે પરમ સુખ તે.

**અદ્વૈતાનંદ**, પુ. ( સં. अद्वैत+आनन्द) જેમાં બીજાપણું નથી એવો જે પરમાનંદ તે.

**અધ**, અ. ( **सं. अर्द्ध.** ઉ. ) અડધાપણું દેખાડનારો ગુજરાતી ઉપસર્ગ:–અધમણ; અધરાત; અધવારલું. ઇ.

**અધ**, વિ. ( **सं. अर्द्ध.** ઉ. ) અડધું; એકના બે સરખા ભાગોમાંના દરેક જેટલું. ( વજન, માપ, વિસ્તાર વગેરે પરિમાણમાં. )

**અધકચરૂં**, વિ. અડધું કચરેલું; અર્દ્ધ ભાગેલું; ખોખરૂં કરેલું; જરાક દબાવ્યાથી રસ કે પાણી નીકળે એમ છુદેલું. **૨** પુરૂં સેકાએલું, ચઢેલું કે સીઝેલું નહિ એવું; અડધા અડધા કકડા થાય ત્યાં લગી ખાંડેલું કે ભાગેલું હોય એવું. **૩** ભલીવાર વગરનું; થોડુંઘણું.

**અધકું**, વિ. ( **सं. अधिक**=ઘણું. ) વધારે; ઘણું; પુષ્કળ; બહુ; અધિક; વિશેષ.

**અધકોશ**, પુ. (**सं. अर्द्ध+कोश**=કોશ.) અડધો કોશ; અદગાઉ.

**અધખાધું**, વિ. અડધું ખવાઇ ગએલું. **૨** ભેગવાળી ધાતુ:–'અધખાઇ રૂપુ'

**અધખોખરૂં**, વિ. અડધું ખોખરા જેવું; અડધું ફૂટેલું–ભાગેલું. ( ખોખરૂં=આખા પાત્રનો જેવો પૂર્ણ રણકાકાર અવાજ થાય છે તેવા પૂર્ણ અવાજવાળું નહિ પરંતુ ફુટેલા કે નંદાએલાના જેવા અપૂર્વ રણકાવાળા અવાજનું તે ખોખરૂં. સાવ ભાગેલાનો જેવો અવાજ થાય તેવા ખુલ્લા અવાજનું નહિ તે અધખોખરૂં. )

**અધખોલું**, વિ. અડધું ખુલ્લું; અદઉઘાડું; બરોબર બંધ કરેલું નહિ એવું; અડધું ખુલ્લું રહેલું હોય તેવું.

**અધગજ**, વિ. અડધાગજ જેટલું; માપમાં અડધા ગજ હોય એટલું; અડધા ગજનું.

**અધગજી**, વિ. જેનો પનો અડધા ગજનો હોય એવું. ( કપડું થાન વગેરે. )

**અધગાઉ**, વિ. અડધો ગાઉ

**અધગારીઉ**, ન. અડધી માટી અને અડધું છાણ હોય એનો જે લેપ તે; (ગારમાટીનો.) લીંપણના પોપડાનો જે લેપ તે; ભોંયરસો

**અધરેકું**, ( અધટેકું. ) વિ. ડગુમગું થતું; બરોબર બેઠેલું નહિ પણ અડધુપડધું બેઠું હોય એવું; પડી જાય એવું; ટેકો આધાર ન હોય તેવું; નિરાધાર.

**અધણીઆતું**, વિ. (અધણી+આતું–વાળું) ધણીપણા વગરનું; જેની ઉપર ધણી ન હોય તેવું; નાદાર; નિરાશ્રિત; અનાથ; 'જેનું કોઇ માલીક ન હોય એવું.

**અધતસુ**, વિ. અડધોતસુ.

**અધધધ**, અ. આશ્ચર્ય; અચંબો અને બહુપણું દર્શાવનારો ઉદ્દગાર; અધુધુધું.

**અધુધુધુ**, અ. જુઓ ઉપલો શબ્દ.

**અધન**, વિ. (**सं. अ**=નહિ+**धन**=પૈસો) નિર્ધન; પૈસા વગરનું; ગરીબ; કંગાલ.

**અધના**, સ્ત્રી. (**सं.**) ધનવગરની (સ્ત્રી.)

**અધની**, વિ. (**सं.**) ધનવાળું નહિ તે; ગરીબ. 'અધનીને મળે નાહ, માનની કે મોંઘા મુલે. ( વલ્લભ )

**અધન્ય**, વિ. (**सं.**) જેને ધન્ય નથી તે; નિર્ભાગી; અભાગીઉં. **૨** તુચ્છ; હલકુ.

**અધપચ્યું**, વિ. (**सं. अर्द्ध पच**=પચવું) અડધું પોચું. **૨** અડધું પચેલું.

**અધપાલી**, સ્ત્રી. અડધી પાલી. **૨** વિ. અડધી પાલી જેટલું. (પાલી=લગભગ ચાર શેરના ભરતનું માપ. અધપાલી=બશેર. )

**અધબળ્યુ**, વિ. ( **अर्द्ध**+બળવું ) અડધું બળેલું. **૨** કંકાસીઉં; બળિએલ; **૩** દાઝારેલું; અદેખું, ઈર્ષાથી સુકાઈ ગએલું; ક્ષીણ.

**અધમ**, વિ. (**सं.**) નીચ, હલકું; તુચ્છ; ખરાબ; નઠારૂં. **૨** ધિક્કારવા યોગ્ય, કુત્સિત.

**અધમણીઓ**, (ણો) સ્ત્રી. પુ. અધમણનું જે વજન તે. અધમણનું કાટલું. વિ. અધમણ વજનનો, અધમણનો.

**અધમણીઉં**, વિ. અધમણ સમાય તેટલું; જેમાં અડધોમણ માય એવું ( પાત્ર–વાસણ. ) જેનું અડધોમણ વજન હોય તેનું.

**અધમતા**, સ્ત્રી. (સં.) નીચતા; હલકાઈ; હલકાપણું; નીચપણું; બુરાઈ; અધમપણું.

**અધમાંગ**, ન. (સં.) અધમ ગણેલું જે અંગ તે. કમ્મરની નીચેનો શરીરનો જે ભાગ તે. ૨ પગ.

**અધમાધમ**, (સં.) અધમમાં અધમ એવું; મહાપાપી; નીચમાં નીચ; હલકામાં હલકું.

**અધમુંઉં**, વિ. મરણતોલ; થોડીવારમાં મરી જાય એવું; અધમરતું થઈ ગયું હોય તેવું; કામકાજથી કંટાળી થાકી ગએલું.

**અધમોદ્ધાર**, પુ. (સં. अधम+उद्धार=ઉદ્ધાર.) નીચનો જે ઉદ્ધાર થવો તે; પાપીનો પણ ઉદ્ધાર કરનારો જે ઈશ્વર તે.

**અધમોદ્ધારણ**, ન. (સં. अधम=उद्धरण=તારણ) પાપીનું તારણ તે.

**અધર**, પુ. (સં) નીચલો હોઠ; હોઠ.

**અધર**, (અદ્ધર) વિ. અ. (સં. उत् ઉપર धृ=ધારણકરવું) અદ્ધર; કોઈપણ તરફથી આધાર કે ટેકો મળેલો ન હોય એવું; ટંગાએલું; અાતરંગ; નિરાધાર; લટકતું. 'અદ્ધર ઉડાવવું'=કોઈ જાણે નહિ તેમ ચોરી લેવું અથવા ઠેકાણે કરી દેવું. (૨) ભમાવવું; ફૂલાવવું; સીધો જવાબ નહિ આપવો. 'અદ્ધરને અદ્ધર ચાલવું–રહેવું'= ગર્વમાં અને ફુંપદમાં રહેવું. 'અહંકાર કરતા અધિક, કરતા ઉન્મત્ત ખંત, અદ્ધરને અદ્ધર, તપસ્યાદિક તજંત. મો. દા.' 'અદ્ધરને અદ્ધર રાખવું'= કામથી કે આળસથી ત્રાસ આપવો; હાજરાહજુર રાખ્યા કરવું. ૨ લાડ લડાવવાં; બહુ ચાંપથી સેવા ચાકરી કરવી. 'અદ્ધર માથું રાખવું'= કોઈને ગણકારવું નહિ. 'અદ્ધર લટકવું'=સ્વમાંથીજ આશાનો ભંગ થવો. સ્થિર રહેવું. ઙ્વ અદ્ધર રહેવો=

ઉકળતા પાણીમાં દાળ ચોખા વગેરે ઓરવામાં આવે છે તે.

**અધરતું**, વિ. અધવચ બંધ પડેલું; રઝળતું.

**અધરદલ**, ન. (સં. अधर+दल=પાન.) નીચલો હોઠ; હોઠરૂપી જે દલ પાન તે.

**અધરધરણહાર**, પુ. (अधर=અનાશ્રય+धरणहार=ધારણ કરનાર.) જેને ધરનાર કોઈ ન હોય તેને ધરનાર; પરમેશ્વર. નોંધારાનો આધાર-ઈશ્વર.

**અધરપલ્લવ**, પુ. (સં. अधर+पल्लव કુંપળ) કુંપળના જેવો નીચલો હોઠ, કુંપળના જેવો લાલ અધર તે; અધરરૂપી જે પલ્લવ તે.

**અધરપાન**, (સં. अधर+पा=પીવું ઉ. पान) ચુંબન; બચ્ચી; બોકી. (નીચલા હોઠ દ્વારા પ્રેમરસ પીવો તે.)

**અધરપુટ**, પુ. (સં.) હોઠની જોડ, બે હોઠ. મુખની ફાડ અને તેનું આચ્છાદન જે બે હોઠની જોડ તે.

**અધરવટ**, અ. (अद्धर=અંતરીઆળ वाट=માર્ગ) અંતરીઆળ, અંતરીક્ષમાં અાડધે.

**અધરસુધા**, (સં. अधर+सुधा=અમૃત.) અધરામૃત.

**અધરસુધાધર**, પુ. (સં.) અધરામૃતને લેનાર; આશક.

**અધરાત**, સ્ત્રી. (સં. अर्द्ध+रात्रि=રાત.) મધ્યરાત્રિ; મધરાત; અર્ધરાત. અધરાત મધરાત ગમે તે વખતે; અણીને વખતે. 'એ તો અધરાત મધરાતે કામ આવે એવો છે.'

**અધરામૃત**, ન. (સં.) અધરમાંથી ઝરતું પ્રેમરૂપી જે અમૃત તે; ચુંબનરસ.

**અધરાયુ**, વિ. અસંતુષ્ટ; લોભી.

**અધરી**, વિ. (સં.) [illegible]

ધર્મનો અભાવ તે; ધર્મ નહિ તે; દુરાચાર; અનીતિ. ૨ શ્રુતિ સ્મૃતિમાં કરેલી આજ્ઞાઓથી વિરુદ્ધ ચાલવું તે. અધર્મ બોલવું=જુઠું બોલવું. અધર્મે ચાલવું=ખોટે માર્ગે જવું. અધર્મ વર્તવો=દુરાચાર ફેલાવો. અધર્મનું લેવું=ખોટી રીતે લેવું. પચાવી લેવું. 'અધર્મ થવો=ખોટું થવું; રૂઢિથી વિરુદ્ધ થવું.

**અધર્માચરણ**, ન. ( अधर्म+आचरण ચાલવું તે) ધર્મને અનુસરતું આચરણ નહિ તે; અધર્મ વર્તન; ધર્મ પ્રમાણે નહિ ચાલવું તે.

**અધર્માચાર**, પુ. ( સં. अधर्म+आचार વર્તન.) ધર્મ યુક્ત વર્તન નહિ તે; બદચાલ; ધર્મ પ્રમાણે આચાર ન હોય તે; અધર્મવાળું જે આચરણ-વર્તન તે. ધર્મને અનુસરતો આચાર નહિ તે.

**અધર્માચારી**, વિ. ( સં. अधर्म+आचार-इ=વાળો. ) અધર્મે ચાલનારો; પાપી; દુરાચારી.

**અધર્માત્મા**, પુ. (સં. अधर्म+आत्मा) અધર્મવાળો જે આત્મા તે; દુષ્ટાત્મા.

**અધર્મિષ્ઠ**, વિ. (સં.) અધર્મ જેને બહુજ પ્રિય હોય એવું; દુરાચારી; અધર્મી; દુષ્ટ.

**અધર્મી**, વિ. (સં. अ+धर्म+इ=વાળો ) ધર્મવાળો નહિ તે; અધર્મ કરનાર; દુષ્ટ;ખરાબ; પાપી.

**અધર્મ્ય**, વિ. (સં. अ+धर्म्य=યથાધર્મ.) ધર્મને અનુસરતું ન હોય તેવું; યોગ્ય ધર્મવાળું નહિ તે; ધર્મના હિતનું નહિ તે.

**અધલું**, વિ. અડધું. 'અધલી પહેરી કંચુકી ને અવળાં પહેર્યાં ચીર.' પ્રા. કા.

**અધવચ**, અ. ( अर्द्ध+वच्चे=મધ્યે. ) બરોબર અડધે ભાગે-માર્ગે ગએલું હોય તેમ. અડધેથી;મધ્યેથી; મધ્યે; અડધે; અંતરીઆળ. (જ્યાંથી બન્ને બાજુએ સરખું અંતર રહે તે ઠેકાણેથી) વચ્ચોવચ. ૨ પુરું થના પહેલાં. અધવચ મૂકવું=અધુરૂં છોડી દેવું; પાર નહિ પહોંચાડવું.

**અધવચરૂં**, વિ. અધવચનું; અડધેનું; વચમાંનું; વચ્ચેથી છોડી દીધેલું. ૨ અધવચ આવી અટકેલું; અંતરીઆળ રહેલું. ૩ ધડમાથા વગરનું; ચોકસ ઠરડેકાણા વગરનું.

**અધવચાળ**, અ. અધવચ; અંતરીઆળ; અધવચરૂં.

**અધવધરૂં**, વિ. (સં. अर्द्ध+वृद्ध=વધેલું) અડધું વધેલું-ખીલેલું; બરોબર પ્રૌઢ થએલું નહિ એવું; ઓછી.સમજવાળું; અડધું ડાહ્યું; દહોડડાહ્યું; અધવચરૂં; વચગાળેનું. 'મૌન ગ્રહી બહેતોછ ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં.' નૃસિંહ.

**અધવાયો**, ( સં. अध्व=માર્ગ+वह=વહેવું-લઈજવું. ) વેપારી માલને આમથી તેમ લઇ જવાને માટે ભાડે ગાડાં ફેરવનારો. ૨ ઢોરોનો વેપાર કરનારો.

**અધવાર**, પુ. અડધો વાર; (માપ.) ૨ અડધીવાર; અડધો અડધ કરીને આપવું તે.

**અધવારવું**, અ. ક્રિ. પુરૂં હોય તેમાંથી થોડુંક કાઢી લેવું; કંઇક ઓછું કરવું. ૨ અર્ધ ઉપર વીતિ જવું; અડધું થઇ જવું. વૈશાખ મહીનો અધવાર્યો. બીજામાં અડધોઅડધ ખાલી કરવું તે.

**અધવારીઉં**, ન. જે કામ અડધો અડધ કરેલું હોય તે; હાંગરની કેડ. ૨ વિ. અર્ધોઅર્ધ કરેલું હોય એવું. ૩ બે જગાએ રહેલું તે;અધવારૂં.

**અધવારું**, ન. અડધો અડધ વહેંચાએલું હોય તે; અડધો એક ગામ અને અડધો બીજે ગામ એમ બે ઠેકાણે જે વાસ રાખ્યો હોય તે. (મુખ્ય ઘેરથી જ્યાં જઇને કામ પ્રસંગે રહેવાય તથા કામકાજ કરાય એવો જે બીજો વાસ રાખ્યો હોય તે.) અધવારૂં કરવું=બીજે ગામ કે બીજે ઘેર અડધો વાસ રાખવો. ૨ અડધે ભાગે ભાગીઓ રાખવો.

**અધવાવર્યું**, વિ. અડધું વાપરેલું; વપરાએલું; અડધું ખરચ્યું હોય-વાપર્યું તેમ તેનું.

**અધશેર,** પુ. અડધો શેર; વીસ તોલા ભાર; અડધા શેર વજનનું કાટલું; અડધા શેરના વજનનું કે માપનું જે કંઈ હોય તે. વિ. અડધો શેર; અચ્છેર.

**અધસસતું,** (મરતું) વિ. (સં. अर्द्ध+स्खलित=શ્વાસ લેતું) મરણતોલ થયું હોય તેવું; અદમુંઉં.

**અધસૂકું,** વિ. (સં. अर्द्ध+शुष्क=સૂકું) બરોબર સૂકાએલું નહિ તેવું; અડધું સૂકું અને આધું લીલું હોય તેવું; અધકચરૂં.

**અધઃકાય,** સ્ત્રી. (સં) શરીરનો નીચલો ભાગ; નાભીની નીચેનો ભાગ.

**અધઃપતન,** ન. (સં. अधः+पतन=પડવું તે) નીચે પડવું તે; નીચે પડવાપણું; હલકા થવાપણું; નરકમાં પડવું તે.

**અધઃપાત,** પુ. (સં. अधः+पत्=પડવું ઉપરથી પાત નીચે પડવું તે) ઉતરી જવું તે; હલકા થઈ જવું તે; પડતી. ૨ અધોગતિ; સ્વર્ગમાંથી નરકમાં અથવા પૃથ્વી ઉપર આવવું–જન્મ થવો તે.

**અધઃશય્યા,** સ્ત્રી. (સં. अधः+शी–शय=સૂવું ઉપરથી शय्या) જમીન ઉપર સૂવું તે; નીચે સૂવું તે; નીચે જે પથારી હોય તે.

**અધાક,** વિ. ધાક વગરનું; ડાકવગરનું; જેને કોઈની બીક ન હોય એવું; સ્વતંત્ર; નિર્મર્યાદ.

**અધાધંધ,** સ્ત્રી. અંધારૂં; અંધાપો; અજ્ઞાન; અંધાધુંધી. 'એ અધાધંધ ત્યારે ટળે જ્યારે ગુરૂગમ્ય હોયે ખરી.' અખો.

**અધાધુંધ,** સ્ત્રી. અંધાધુંધી; અજ્ઞાન; અંધારૂં. ૨ ગડબડાટ; અસ્તોવ્યસ્તતા; જ્યાં કોઈનું કહ્યું ચાલે નહિ અને જ્યાં કોઈનું કંઈ સંભળાય નહિ એવી જે બેતાલ હાલત તે; અવ્યવસ્થા; ગેરબંદોબસ્ત.

**અધાધુમ,** વિ. નધાધુમ; નદારાજ; માત, તમામ; સંપૂર્ણ; પુરેપુરૂં; નદન ખોટેખોટું. (નધાધુમ-પણ કહેવાય છે.)

**અધાર્મિક,** વિ. (સં. अ+धार्मिक=ધર્મવાળુ) ધર્મ વિનાનું; અન્યાયી; ધર્મની લાગણી રહિત; અધર્મી.

**અધાર્મિકતા,** સ્ત્રી. (સં.) ધાર્મિકતા નહિ તે; ધર્મની લાગણી નહિ તે; અધર્મપણું.

**અધાર્મિકપણું,** ન. (સં.) ધર્મ ઉપર આસ્થા નહિ તે; અધાર્મિકતા.

**અધાંધ,** વિ. (સં. अर्द्ध+अन्ध ઉ.) અર્દ્ધ આંધળું; દેખે ન દેખે એવું; રતાંધળું.

**અધિ,** અ. (ઉપસર્ગ.) ઉપર, નીચે, પાસે, હદ બહાર, આગળ, વચમાં, વધારે વગેરે અર્થ દેખાડનારો સંસ્કૃત ઉપસર્ગ.

**અધિક,** વિ. (સં.) વધારે; વધતું; વિશેષ. ૨ ઉપરાંત; વળી બીજું. ન્યૂનાધિક=ઓછુંવત્તું.

**અધિકતા,** સ્ત્રી. (સં.) અતિશયતા; બહુપણું; અધિકપણું. ૨ ઉત્કર્ષ; ઐશ્વર્ય; ગૌરવ.

**અધિકતિથિ,** સ્ત્રી. (સં.) વધારાની જે તિથિ તે; (જે તિથિ સૂર્યોદય પહેલાં બેઠેલી હોય અથવા સૂર્યોદય સાથે બેસતી હોય અને બીજે સૂર્યોદય થતા સુધી ચાલતી હોય અથવા બીજે સૂર્યોદય થયા પછી પુરી થતી હોય તે તિથિ) જેમાં બે સૂર્યોદય થતા હોય તે તિથિ.

**અધિકપણું,** ન. (સં.) અધિકતા; બહુપણું; આધિક્ય.

**અધિકમહીનો,** પુ. (સં.) પુરૂષોત્તમ મહીનો; મળ માસ; સંક્રાંતિ રહિત મહીનો. (ચંદ્રની ગતિને આધારે થતી કાળગણનાને સૂર્યની ગતિથી થતી કાળગણના સાથે મેળવી લેવાને ૩૨ મહીના ૧૬ દિવસ અને ૪ ઘડીને અંતરે એક અધિક મહીનો લાવવો પડે છે. જે ચાલુ મહીનામાં અધિક મહીનો બેસતો હોય તે મહીનાનું જે નામ હોય તેજ નામ તેને આપવામાં આવે છે. એકજ નામના બે મહીનાઓમાં પહેલો મહીનોજ અધિક ગણાયછે)

**અધિકમાસ,** પુ. (સં.) પુરૂષોત્તમ મહીનો; મળ માસ.

**અધિકરણ**, ન. (સં. અધિ+કૃ=કરવું ઉપરથી કરણ) જે ઠેકાણે-જેની અંદર એકાદ પદાર્થ રહે અથવા અમુક ક્રિયા થાય તે. ૨ વ્યાકરણમાં સમાસસ્થળ બતાવનારો સાતમી વિભક્તિનો જે અર્થ તે; કર્તૃકર્મક્રિયાશ્રયકારક. ૩ આધાર; આશ્રય. ૪ હક; અધિકાર. ૫ પ્રકરણ; વિભાગ; ભાગ; પરિચ્છેદ. (વિષય, સંશય, પૂર્વપક્ષ, ઉત્તર અને નિર્ણય, એ પાંચ અધિકરણો શાસ્ત્રમાં કહ્યાં છે.)

**અધિકરણમંડપ**, પુ. (સં.) જ્યાં શાસ્ત્ર રીતે કોઇ બાબતનું વિવેચન કરવામાં આવતું હોય તે સ્થાન; ન્યાયમંદિર.

**અધિકાઈ**, સ્ત્રી. અધિકતા; બીજાથી ચઢી જવું તે; મોટાઇ.

**અધિકાધિક**, વિ. (સં.) ઘણુંઘણું; વધારે વધારે; મસ; પુષ્કળ; વિશેષ. વધારેમાં વધારે.

**અધિકાર**, પુ. (સં. અધિ+કૃનો કાર) રાજકીય કે બીજી તરેહની જે કોઈસત્તા તે; હોદ્દો; પદવી. ૨ હક; સત્તા. ૩ યોગ્યતા; લાયકી. ૪ શાસન; અમલ; હુકમત. ૫ પ્રકરણ; પરિચ્છેદ; ભાગ.

**અધિકારિતા**, સ્ત્રી. (સં.) અધિકારીપણું. ૨ યોગ્યતા; લાયકી.

**અધિકારી**, વિ. (સં) અધિકારવાળું; હકદાર; સાધન ચતુષ્ટયસંપન્ન (વેદાંત જાણવાને). યોગ્ય; લાયક. ૨ સત્તાવાન.

**અધિકારી**, પુ. (સં.) અધિકાર જેને અપાએલો હોય તે; અમલદાર; કારભારી. ૨ સ્વામી; પ્રભુ; ધણી; માલીક.

**અધિકારીપણું**, ન. કારભારીપણું; અમુક અધિકાર ભોગવવાપણું; અધિકારીત્વ; અધિકારીની જે સત્તા તે; અમુક હોદ્દાની રીતે વર્તવાપણું તે.

**અધિકાંક**, પુ. (સં. અધિક+અંક=આંકડો.) વધારાનો આંકડો. (ગણિતમાં.)

**અધિકાંગ**, ન. (સં. અધિક+અંગ-અવયવ.) વધારાનો અવયવ; (છઠ્ઠી આંગળી વગેરે.) ૨ કવચ; બખતર ઉપર બાંધવામાં આવતો પટો.

**અધિકું**, વિ. (સં. અધિક ઉ.) વધારે; ઘણું; બહુજ; પુષ્કળ. (કવિતામાં.)

**અધિકૃત**, વિ. (સં.) જેને અધિકાર આપવામાં આવ્યો હોય તેવું; અધિકારવાળું. ૨ ના. અધ્યક્ષ; આયવ્યય જોનાર. (Auditor ઓડીટર.)

**અધિકોત્તર**, વિ. (સં. અધિક+ઉત્તર) શીરસ્તાથી વધારે; ઘણું; વિશેષ. ૨ અલૌકિક. વિલક્ષણ. ૩ પુ. જોઇએ તેથી વધારે બોલી નાંખવું તે; સામું બોલવું તે; વધારે બોલવું. અસાધારણ જે ગુણાદિક તે.

**અધિગત**, વિ. (સં. અધિ + ગમ્=જાણવું ઉપરથી.) જાણી લીધેલું; જાણેલું; સમજેલું. ૨ પ્રાપ્ત કરેલું; મેળવેલું.

**અધિગમ**, પુ. (સં.) પ્રાપ્તિ; મેળવવું તે. ૨ રક્ષણ; સ્વીકાર.

**અધિગમ્ય**, વિ. (સં.) જાણવા યોગ્ય; પ્રાપ્ત કરવા જેવું.

**અધિદેવ**, પુ. (સં. અધિ=ઉપર+દેવ.) અમુક વસ્તુ કિંવા સ્થળનો જે દેવ તે. ઉપરિ દેવ;ઇષ્ટદેવ. :-ઇંદ્રિયોના દેવ. આંખનો અધિદેવ સૂર્ય; રસના ઇંદ્રિયનો અધિદેવ વરુણ ઇત્યાદિ.

**અધિદેવતા**, સ્ત્રી. (સં. અધિ+દેવતા=શક્તિ.) અમુક સ્થળ કે વસ્તુની જે ખાસ ઉપરી દેવતા-શક્તિ તે; અધિદેવી. (અમુક ગામ કે શહેર અથવા ખેતરપાદરની જે ખાસ દેવશક્તિ, તે ત્યાંની અધિદેવતા કહેવાય છે.) 'અધિદેવી મુજને હે રાજન! જાણ અહીં આવેલી.' રઘુવંશ. સર્ગ ૧૬-૫.

**અધિદૈવત**, ન. (સં.) મુખ્યબળ; પ્રધાનશક્તિ; અમુક સ્થળના અધિદેવનું જે માહાત્મ્ય તે; દેવતાપણું.

**અધિદૈવિક**, વિ. જુઓ આ

**અધિપ**, પુ. (સં. અધિ+પા=પાળવું. ઉ.) પાલક; રક્ષક; રાજા; મુખી; માલીક; ધણી. : લંકાધિપ=લંકાનો રાજા.

**આધિપતિ**, પુ. (સં.) રાજા; ઉપરી; મુખી; :–રાજ્યાધિપતિ=રાજા. દેશાધિપતિ=સુબો; અને ગ્રામાધિપતિ મુખી. માલીક; સ્વામી. ૨ નિયમિત રીતે પ્રગટ થતું દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક કે ત્રૈમાસિક વર્તમાનપત્ર કે ચોપાનીઉ જે હોય તેનો ચલાવનાર; લખનાર; માલીક.

**અધિપતિપણું**, ન. રાજાપણું; ઉપરીપણું; માલીકપણું; લેખકપણું.

**અધિપપણું**, ન. ઉપરીપણું; માલીકપણું; ધણીપણું.

**અધિભૌતિક**, જુઓ આધિભૌતિક.

**અધિમાંસ**, પુ. (સં.) વધારાનું માંસ; શરીર ઉપર જણાઈ આવે એવો એક જાતનો રોગ. ૨ દાંતનો રોગ.

**અધિમાસ**, પુ. (સં.)જુઓ અધિકમાસ.

**અધિયારી**, સ્ત્રી. વેટ. (કાઠિઆવાડ.)

**અધિયારું**, ન. જનાવર ભાગે બંધાવવું તે. જેણે ધાવણ છોડેલું છે એવું વાછડું કે પાડું અથવા ગાભણી ગાય કે ભેંસ અમુક વખત સુધી પાળવા અને સાચવવા આપવી તે.

**અધિયો**, પુ. બુદ્ધિહીણ; ઢોઢ; ઢો; મૂર્ખ.

**અધિયોગ**, પુ. (સં.)જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે એક યોગ; યોગ ઉપર યોગનું આવવું તે.

**અધિરાજ**, પુ. (સં. અધિ+રાજ્=દીપવું, શોભવું.) ચક્રવર્તિ રાજા; રાજાધિરાજ; મોટો રાજા; પાદશાહ; શહેનશાહ.

**અધિરાજ્ય**, ન. (સં.) મહારાજ્ય; સામ્રાજ્ય; પાદશાહી; શહેનશાહત.

**અધિરૂઢ**, વિ. (સં. અધિ+રુહ્=ચડવું ઉપરથી રૂઢ) ઉપર ચડી બેઠેલું; ચડેલું; સવારી કરેલું; આરૂઢ; પલાણ કરેલું.

**અધિરોહણ**, ન. (સં.) ઉપર ચડવું તે; આગળ વધવું તે; સવારી.

**અધિવાસ**, પુ. (સં. અધિ+વસ્=રહેવું) ઘણા માણસોનું સાથે મળીને એક સ્થળે રહેવું તે; મોટો વાસ; મોટી છાવણી; પડાવ. ૨ પહેરવાનાં વસ્ત્રની ઉપર ઓઢવાનું–નાંખવાનું જે વસ્ત્ર તે.

**અધિવાસન**, ન. (સં.) દેવની પ્રતિષ્ઠા કરવી તે; માનથી બોલાવીને બેસારવું તે. ૨ સમિધાદિ સામગ્રીને મંત્રજળથી પવિત્ર કરવી તે; અભિસિંચન. ૩ શરીરે સુગંધી ચોળી વસ્ત્ર પહેરવાં તે; સુગંધીદાર કરવું તે.

**અધિવાસર**, પુ. (સં. અધિ+વાસર=દિવસ) ઉત્તમ દિવસ; ટાણું; અવસર; ઉત્સવ; તહેવાર.

**અધિષ્ઠાતા**, પુ. (સં. અધિ+સ્થા=ઉભા રહેવું ઉ.) મુખ્યકરીને સ્થાપેલું હોય તે; (દેવ, રાજા, કારભારી વગેરે.) આગેવાન; સ્થાપનકર્તા; નિયામક; પ્રમુખ.

**અધિષ્ઠાત્રી**, સ્ત્રી. (સં.)અધિદેવતા; અધિદેવી; મુખ્ય દેવી. અમુક સ્થળ અથવા વસ્તુની જે ઉપરી દેવશક્તિ તે; અધિરાણી; સ્ત્રીપ્રમુખ; સ્ત્રીનિયામક; કારભારણ.

**અધિષ્ઠાન**, ન. (સં.) રહેવું તે; રહેવા–હોવાનું ઠેકાણું. ૨ ઉપરીપણું; સત્તા. ૩ પ્રભાવ. ૪ મુખ્ય સ્થાન. જે અધિકરણ ભૂત પદાર્થ ઉપર જે પરાર્થવિષયક ભ્રમ થયો હોય તે મૂળ વસ્તુ. ( દોરડી જોઇ એનો ભ્રમ થયો કે તે સર્પ છે તો ત્યાં ભ્રમવિષયક સર્પનું અધિષ્ઠાન તે દોરડી જાણવી.)

**અધિષ્ઠિત**, વિ. (સં.અધિ+સ્થા–તિષ્ઠ્=ઉભા રહેવું) મુખ્ય સ્થાપેલું; ઉપરી થઇ રહેલું; વસેલું; રહેલું; મોખરે બેસાડેલું; સ્થાપન કરેલું; અમુક સ્થળ કે વસ્તુ ઉપર નીમેલું.

**અધિશ્રી**, વિ. ( સં. અધિ=ઘણું+શ્રી=લક્ષ્મી–શોભા ) અત્યંત શોભાવાળું; બહુ સંપત્તિવાળું.

**અધીત**, વિ. (સં. અધિ=ઉપર ઇ=જવું) વાંચેલું; ભણેલું; અભ્યાસ કરેલું; જાણેલું.

**અધીન**, વિ. (સં.) આધીન; આશ્રિત; તાબેદાર; આધાર રાખનારૂં.

**અધીનતા**, સ્ત્રી. (સં.) આધીનતા; તાબેદારી; પરવશતા; પરતંત્રતા; અધીનપણું.

**અધીર**, વિ. (સં. અ=નહિ+ધૃ=ધારણ કરવું) ધીરજ વગરનું; આકળું; ઉતાવળું; વિશ્વાસ ન કરે તેવું; જેને પતીજ પડતી ન હોય તે. ૨ અવિચારી; મૂર્ખ; ચંચળ; કાતર.

**અધીર**, સ્ત્રી. (સં.) અણપતીજ; અણવિશ્વાસ; ઉતાવળ; અકળામણ.

**અધીરજ**, સ્ત્રી. (સં.) ધીરજ નહિ તે; ઉતાવળ; આતુરતા; અધૈર્ય; અધીરાઇ; ઔત્સુક્ય.

**અધીરજતા**, સ્ત્રી. (સં.) ધીરજ નહિ રાખવાપણું; અધીરતા; ઉતાવળાપણું; અધીરાઈ; ઔત્સુક્ય.

**અધીરતા**, સ્ત્રી. (સં.) અધીરાઈ, અધીરપણું; ધીરજ નહિ રાખવાપણું; અવિશ્વાસ; અણપતીજ.

**અધીરપ**, સ્ત્રી. (સં.) અધીરાઇ, અધીરજ; આતુરતા; ઉતાવળીઆપણું; અવિશ્વાસ; શંકા.

**અધીરા**, સ્ત્રી. (સં.) બહુજ અધીરજવાળી સ્ત્રી; કાવ્યશાસ્ત્ર પ્રમાણે એક નાયિકા. (અધીરાના બે પ્રકાર છે. મધ્યાધીરા અને પ્રૌઢાધીરા. કડવું વચન બોલીને પોતાનો કોપ દેખાડે તે મધ્યાધીરા અને તિરસ્કાર કરી તાડન કરવાને તત્પર થાય તે પ્રૌઢાધીરા. રસમંજરી.)

**અધીરાઈ**, સ્ત્રી. ધીરજ નહિ રહેવી તે; અધીરતા; આતુરતા; ઉતાવળ; ઉત્કંઠા. ૨ પરિણામને માટે શંકા રહેવી તે; અવિશ્વાસ; શંકા; શક.

**અધીરાપણું**, ન. ધીરજ નહિ રાખવાપણું તે; અવિશ્વાસ.

**અધીરૂં**, વિ. ધીરજ વગરનું; અધીર; આતુર; આકળું; ઉતાવળીઉ. :–'અધીરી એવી હું, તરત મળવાને મન કરૂં.' ૨ ધીરજ ન રાખે એવું; વિશ્વાસ વગરનું: કશા ઉપર ભરોસો મૂકે નહિ એવું.

**અધીશ**, પુ. (સં. અધિ+ઈશ ઉ.) ઉપરી; મુખ્ય ઉપરી; રાજા; રાજાધિરાજ. ૨ મહાદેવ; પરમેશ્વર.

**અધીશ્વર**, પુ. (સં. અધિ+ઈશ્વર=પ્રભુ) મોટા ઈશ્વર; મહાદેવ. ૨ મહાન રાજા; પાદશાહ; શહેનશાહ.

**અધુકડું**, વિ. જુઓ અદુગડું.

**અધુધુ**, અ. પુષ્કળતા, અતિશયતા વગેરે બતાવનારો ઉદ્ગાર; ઘણું, બહુ એમ દર્શાવવાનો એક બોલ.

**અધુના**, અ. (સં.) હમણાં; આ સમયે; હાલ; આજ; અત્યારે.

**અધુરૂં**, વિ. પુરૂં નહિ થએલું એવું જે તે; અપૂર્ણ; પૂર્ણ થતાં બાકી રહેલું; ઓછું; કમ. અધુરા પુરા કરવા=આયુષ્યના જે દિવસો અધુરા હોય તે પુરા કરવાને માટે જ જીવવું; પીડાવું, પિલાવું. અધુરો ઘડો છલકાય=અપૂર્ણ–અજ્ઞાની હોય તે ઉછળ્યા કરે.

**અધુરેજવું**, અ. ક્રિ. પુરા નવ મહીનાની મુદત થતા પહેલાં ગર્ભનું જે નિર્ગમન થવું તે; ગર્ભ પડવો; કસુવાવડ થવી. ૨ ભાગી પડવું; અમુક કાર્ય તેની યથાર્થ સમાપ્તિ પૂર્વે બગડી જવું; રહોળાઇ જવું. ૨ પાર નહિ ઉતરવું; અડધેથી તૂટી પડવું.

**અધૃતિ**, સ્ત્રી. (સં.) અધીરપણું; સબુરી નહિ તે.

**અધેડ**, વિ. ઉમરની બાબતમાં આધેડ; ત્રીસ વર્ષની ઉપરનું; આધેડ; અધોડ; પ્રૌઢ; પરિપક્વ વયનું.

**અધેય**, વિ. (સં.) નહિ ધારણ કરવા યોગ્ય; આરાધવાને યોગ્ય નહિ તે.

**અધેલી**, સ્ત્રી. અડધો રૂપીઓ; આઠ આનાની કીંમતનો રૂપાનો સિક્કો.

**અધેલો**, પુ. અડધો પૈસો; અડધો ત્રાંબીઓ; અડધા પૈસાની કીંમતનો તાંબાનો સિક્કો.

**અધૈર્ય**, ન. (સં.) ધૈર્ય–ધીરજ નહિ તે; ઉતાવળ; અસ્થિરતા; નાહીંમતપણું.

**અધૈર્યવાન**, જુઓ અધીર.

**અધો**, વિ. (સં. અધઃ ઉ.) નીચું; નમતું. ૨ હલકું; ઉતરતું. (ઉદરમાં અધો મસ્તકે જ્યાં રહ્યા હતા. ભાલણ.)

**અધોગતિ**, સ્ત્રી. (સં. અધઃ+ગતિ.) મરણ પછી નરકવાસ થવો તે; ભૂતયોનિમાં પડવું તે. ૨ પડતી હાલત. ૩ અવનતિ; પડતી; દુર્ગતિ.

**અધોર**, જુઓ આધેડ.

**અધોટી**, સ્ત્રી. શેરડીનો ઉકાળાને ઉતારેલો પણ ઠરેલો નહિ એવો જે રસ તે; ગોળની સ્થિતિએ પહોચેલો રસ.

**અધોટીઉં**, ન. શેરડીના રસથી ભરેલી કોઠીમાંથી જે અડધો રસ કાઢી લેવામાં આવે છે તે ક્રિયા.

**અધોડ**,(ટ) વિ. આધેડ; પ્રૌઢ; ઉતરતી જુવાનીમાં આવેલું માણસ.

**અધોડું**, ન. મુંએલું ઢોર ચમાર લઈ જાય તેના બદલામાં તે તેના માલીકને જે ચામડું આપે છે તે.

**અધોતું**, વિ. ધોયું ન ધોયું હોય તેવું; નહિ ધોએલું; જેની ખેળ ઉતરેલી નથી એવું; (વસ્ત્ર.) પહેરેલું ખરૂં પણ ધોએલું નહિ એવું. ૨ જીર્ણ થઇ ગએલું વસ્ત્ર.

**અધોદ્વાર**, ન. (સં. અધઃ+દ્વાર=બારણું) નીચેનો દરવાજો; અપદ્વાર.

**અધોદૃષ્ટિ**, સ્ત્રી. (સં. અધઃ+દૃષ્ટિ=નજર) નીચે જોવું તે; નીચી નજર. (સમાધિ સમયે નાકના ટેરવા ઉપર નીચી નજર રાખ્યા કરવી તે.) નીચું જોવું તે.

**અધોધ**, વિ. નીચેનીચે; તળે ને તળે; ઉંડુંઉંડું. ૨ ઉતરતુંઉતરતું.

**અધોબિંદુ**, ન. (સં. અધઃ+બિન્દુ=ટપકું) આપણા માથાની સીધી લીટીએ આવતું નીચલે ભાગે પડતું જે બિંદુ તે; પગની નીચેનું બિંદુ તે. (એનાથી ઉલટું તે શિરોબિંદુ.)

**અધોમુખ**, ન. (સં.) નીચું મોં; નમાવેલું જે મસ્તક તે; નીચી નમાવેલી ગરદનવાળું; ડોક નમાવી નીચું જોઇ રહેવું તે.

**અધોમુખ**, વિ. (સં.) લાજથી નીચું મુખ કરેલું હોય એવું; નીચે જોતું; મુખ નીચું કરેલું હોય તેવું.

**અધોલોક**, પુ. (સં.) નાગલોક; પાતાળમાં રહેનારા લોકો. ૨ હલકા ઉતરતી પંક્તિના લોકો.

**અધોવાયો**, (વંઓ) પુ. ઢોરને વેચવા લેવાનો ધંધો કરનારો. ૨ ભાડે ગાડાં ભેરવનારો.

**અધોવાયુ**, પુ. (સં.) પાછલી વાટેથી નીકળતો પવન; વા છૂટવો તે; પાદવું તે; અપાન.

**અધોળ**, વિ. શેરના સોળમા ભાગ જેટલું. ના. શેરનો જે સોળમો ભાગ તે; અઢી રૂપીઆભાર.

**અધોળી**, સ્ત્રી. અધોળ વજનનું કાટલું; અધોળ માય એટલું પાત્ર; ફુલડી.

**અધ્દર**, વિ. જેને કશાનો આધાર ન હોય એવું; આધાર રહિત; અતરંગ; લટકતું. ૨ અનમ; કડક; અક્કડ; ટાટ.

**અધ્યક્ષ**, પુ. (સં. અધિ+અક્ષ=ધરી.) ઉપરીપણું કરનાર; પ્રમુખ; ઉપરી; નિયામક. અમુક અમુક સંસ્થાઓનો જે ઉપરી કાર્ય ચલાવનારો હોય તે. :—ન્યાયાધ્યક્ષ; ધર્માધ્યક્ષ વગેરે.

**અધ્યક્ષર**, પુ. (સં. અધિ + અક્ષર.) ઓંકાર; પ્રણવ; મુખ્ય અક્ષર; ઉત્તર અક્ષર. ૐ.

**અધ્યયન**, ન. (સં. અધિ+ઇ=જવુંઉપરથી અયન.) ભણવું તે; પાઠ કરવો તે; ગોખવું તે. અભ્યાસ; શિક્ષણ.

**અધ્યસ્ત**, વિ. (સં.)અધ્યાસેલું;આરોપિત; અમુક વસ્તુમાં અમુક વસ્તુનો જે અધ્યાસ કરેલો હોય તે.

**અધ્યા**, પુ. (સં. અધ્યાય ઉ.) અધ્યાય. 'અધ્યા અષ્ટતણી દઢ દોરી, સદ્ વૈરાગ્ય વિચાર.' રત્નેશ્વર.

**અધ્યાત્મ**, ન. (સં. અધિ-ઉપર+આત્મન્ =આત્મા.) આત્માની જ્ઞાનશક્તિ અથવા તેનું જે સાધન તે; બ્રહ્મજ્ઞાન સંબંધી જે કંઇ હોય તે; આત્મા સંબંધી જે વિચારો અને ક્રિયાઓ વગેરે તે.

**અધ્યાત્મયોગ**, પુ. (સં.) મનને વિષય-માંથી વાળીને પરમાત્મામાં યોજવાની જે ક્રિયા તે.

**અધ્યાત્મશાસ્ત્ર**, ન. (સં.) આત્મજ્ઞાનનું જે શાસ્ત્ર-વિદ્યા તે. બ્રહ્મજ્ઞાનનું સારી ઉહા-પોહપૂર્વક લખાએલું જે લખાણ તે.

**અધ્યાત્મિક**, વિ. (સં.) આત્મવિષયક; અધ્યાત્મ સંબંધી; પરમાત્મા સંબંધી; પાર-લૌકિક; પારમાર્થિક.

**અધ્યાપક**, પુ. (સં.) ગુરુ; ભણાવનારો; વેદ વગેરેનું અધ્યયન કરાવનારો; મહેતાજી; શિક્ષક.

**અધ્યાપન**, ન. (સં.) ભણાવવું તે; શી-ખવવું તે; શિક્ષણ આપવું તે; શિક્ષા.

**અધ્યાય**, પુ. (સં.) ગ્રન્થનો એક ભાગ; પ્રકરણ; પર્વ; સર્ગ; બાબ; વિભાગ.

**અધ્યારૂ**, પુ. (સં. અધ્વર્યુ ઉ.) યજ્ઞમાં વરાએલો મુખ્ય બ્રાહ્મણ; ઋત્વિજ; યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ; ગોર. ૨ પારસીઓનો ગોર; મોબેદ. ૩ નોતરીઓ; નાતનું કામકાજ કર-નાર. ૪ ગુરુ; શિક્ષક; પંડિત; મહેતાજી. 'અધ્યારૂ વળતું બોલીઆ તને વારૂં રે.' પ્રહ્લાદ આખ્યાન. 'પુત્રને ભણાવા કાજે ઘેર તેડયો અધ્યારૂ.'

**અધ્યારૂઢ**, વિ. (સં.) ઉપર ચઢેલું; સવાર થએલું; ચઢી બેઠેલું.

**અધ્યારોપ**, પુ. (સં. અધિ+આરોપ= ચઢાવવું.) એક વસ્તુના ગુણનો બીજી વસ્તુમાં આરોપ કરવો તે; અધ્યાસ; ભ્રમ; અસત્યારોપ. 'જુગત ભલી સમજવા મંન, એજ અખા અધ્યારોપ અન્ય.' ૨ વૃથા ભાસવું તે; નિમિત્ત; આવરણ. ૩ જુઠું આળ.

**અધ્યારોપણ**, ન. (સં.) એક વસ્તુના ગુણનું બીજી વસ્તુમાં આરોપણ કરવું તે; એક વસ્તુને બીજી વસ્તુમાં આરોપી દેવી કિંવા ઉપમા આપવી તે.

**અધ્યારોહણ**, ન. (સં.) ચઢાણ; ઉપર જવું-ચઢવું તે; ઉંચે ચઢવું તે. ૨ સવારી કરવી તે. ૩ ઉન્નતિ; ચઢતી; બઢતી; ઉદય.

**અધ્યાસ**, પુ. (સં. અધિ+અસ્=ફેંકવું ઉ.) મિથ્યાભાસ; ભ્રમ. (અન્યમાં અન્ય ધર્મનું આરોપણ તે અધ્યાસ.) 'અખા ચાલ્યો મત માયાતણો, દ્વૈત અધ્યાસ સહુને છે ઘણો.' ૨ સંબંધભાવરહિત ઉંડો વિચાર તે. ૩ નિરંતર જે એકજ લક્ષ રહ્યા કરે તે.

**અધ્યાહર**, પુ. (સં. અધિ+આ+હૃ= હરવું. ઉ.) ઉપરથી લેવું તે; વાક્યાર્થ બેસાડવાને લેવો પડતો જે ઉપલક શબ્દ તે; અધ્યાહાર.

**અધ્યાહાર્ય**, વિ. (સં.) ઉપરથી લેવા જેવું; જે કંઇ ઉપરથી સમજી લેવા જેવું હોય તે.

**અધ્યેતવ્ય**, વિ. (સં.) અધ્યયન કરવા યોગ્ય; ભણવા લાયક.

**અધ્યો**, જુઓ અધ્યાય.

**અધ્રકણ**, ન. મેળવણ; આખરણ.

**અધ્રણ**, ન. આધણ; દાળ, ચોખા રાંધ-વાને માટે ઉકાળેલું પાણી.

**અધ્રકવું**, સ. ક્રિ. આખરવું; મેળવવું.

**અધ્રકાવવું**, સ. ક્રિ. અખરાવવું; મેળવાવવું.

**અધ્રુવ**, વિ. (સં. અ+ધ્રુવ=દૃઢ-સ્થિર.) અનિશ્ચિત; અસ્થિર; અદૃઢ; ચંચળ; કાયમનું ન હોય તેવું.

**અધ્રુવતા**, સ્ત્રી. (સં.) અસ્થિરતા; ડગુમગું-પણું; સ્થિરતા-દૃઢતા ન હોય તે.

**અધ્વગ**, પુ. (સં.) પાંથ; મુસાફર. ૨ પ્ર-વાસી; વટેમાર્ગુ.

**અધ્વર**, પુ. (સં.) યજ્ઞ; યાગ. ૨ આકાશ.

**અધ્વર્યુ**, પુ. (સં.) યજ્ઞમાં વરાએલો યજુ-વેદ જાણનારો જે ઋત્વિજ બ્રાહ્મણ તે.

**અધ્વા**, પુ. (સં.) માર્ગ; પંથ; રસ્તો; વાટ.

**અધ્વાંત**, વિ. (સં. अ+ध्वान्त=અંધારૂં) અંધારૂં નહિ એવું. ૨ ના. અજ્ઞાનાભાવ; તેજ; પ્રકાશ.

**અન**, (ન) અ. (સં.) નહિ, વિના, વગર, અભાવ, નિષેધ કિંવા અલ્પતા ખતાવનારો ઉપસર્ગ.

**અનકૂટ**, જુઓ અન્નકૂટ.

**અનક્ષર**, વિ. (સં. अन्+अक्षर=વર્ણ) અક્ષરશૂન્ય; મૂર્ખ; અભણ.

**અનગળ**, જુઓ અનર્ગળ, અણગળ.

**અનગાર**, પુ. (સં. अन्+अगार=ઘર) ઘર વગરનો હોય તે; સાધુ; મુનિ; જતિ. :-'ધન્ય ધન્ય ધનો અનગાર.' જૈ. સા.

**અનગ્નિ**, વિ. (સં. अन्+अग्नि=અગ્નિ.) શ્રૌતસ્માર્ત્ત કર્મહીન; જેણે અગ્નિહોત્ર લીધો ન હોય તે.

**અનઘ**, વિ. (સં. अन्+अघ=પાપ) નિષ્પાપ; પાપ રહિત; દોષ વગરનું; પાપ નહિ હોય એવું. સ્વચ્છ; મેલ વગરનું.

**અનઘડ**, વિ. નહિ ઘડાએલું; અનનુભવી; નવું. જુઓ અણઘડ.

**અનત**, વિ. (સં.) નહિ નમેલું; જેણે કોઇને નમણું આપ્યું હોય નહિ એવું. અજીત; નહિ જીતાએલું.

**અનથ**, વિ. નાથ વગરનું; નહિ પળોટાએલું;નિરંકુશ ૨ વાળીરહિત; નાસાભૂષણવગરનું. :-'અનથ મારૂં નાક ન સોહાય.' સ્ત્રીગીત.

**અનદ્યતન**, વિ. ( સં. अन्+अद्यतन. ) અવર્તમાન. ૨ ના. અનિયમિત વર્તમાનકાળ; આજનો-ચાલતો કાળ નહિ તે.

**અનધિકારી**, વિ. (સં.) નહિ અધિકારી તે; જેનો અધિકાર પ્રાપ્ત થએલો ન હોય તે.

**અનધ્યાય**, પુ. ( સં. अन्+अध्याय-अध्ययन-અભ્યાસ.) વેદનું અધ્યયન બંધ રાખવું તે; વેદાધ્યયન બંધ રાખવાનો દિવસ; રજાનો અથવા જે દિવસે અભ્યાસ નહિ કરવાનો હોય તે દિવસ.

**અનનાસ**, ન. ખાટા અને મધુરા સ્વાદવાળું તથા ઉત્તેજક વાસનું એક જાતનું ફળ; લીલો મેવો.

**અનનુકૂળ**, વિ. ( સં. अन्+अनुकूल=ફાવતું) અનુકૂલ નહિ એવું; પ્રતિકૂલ; ન ફાવતું; નહિ રુચતું; ગોઠતું આવે નહિ એવું.

**અનંક**, વિ. (સં. अन्+अंक=આંકડો.) આંકડા વગરનું; સંખ્યા વગરનું; પુષ્કળ; ઘણું.

**અનંગ**, પુ. (સં. अन्+अंग.) કામદેવ; સ્મર; મદન. ૨ વિ. જેને અંગ ન હોય તે.

**અનંગરંગ**, પુ. કામવૃત્તિ; કામનો જે ઉત્સાહ તે. ૨ રતિશાસ્ત્ર; કામશાસ્ત્ર.

**અનંગવાન**, પુ. (સં.) અંગવાળું નહિ તે. કામદેવ; મદન.

**અનંગશત્રુ**, પુ. (સં.) શિવ; મહાદેવ; શંકર.

**અનંગળ**, વિ. (અનર્ગળ ઉપરથી)અપાર; અત્યંત. :-'આ ખેપે તો હું ઘણું કમાયો, ભર્યો અનંગળ માલ.' રાંવોભગત.

**અનંત**, પુ. (સં.) વિષ્ણુ; રુદ્ર; બ્રહ્મ. ૨ એક નાગ. ૩ આકાશ. ૪ શ્રાવકોનો ચૌદમો તિર્થંકર.

**અનંત**, વિ. (સં. अन्+अन्त=છેડો)જેનો અંત નથી એવું; અપાર; અંતરહિત-ઘણુંજ.

**અનંતકોટી**, વિ. (સં. ઘણું; જેની સંખ્યાની ગણતરી થાય નહિ એવું; અસંખ્ય; બેશુમાર; અસંત.

**અનંતચતુર્દશી**-અનંતચતુર્દશી, સ્ત્રી. (સં.) ભાદરવા સુદ ચૌદશ; અનંત-શેષશાયી વિષ્ણુ ભગવાનનું એક વ્રત.

**અનંતતા**, સ્ત્રી. (સં.) અનંતપણું; અનાદ્યન્તતા; નિત્યતા; જેનો અંત ન હોય તે.

**અનંતદોરો**, પુ. (સં.) ભાદરવા સુદ ચૌદશને દિવસે કરવામાં આવતા અનંત વ્રતને ઉદ્દેશીને ચૌદ ગાંઠિવાળો જે દોરો જમણી કોણીની ઉપર બાંધવામાં આવે છે તે.

**અનંતપાર**, વિ. (સં.) પાર વિનાનું; અ-માપ; જેનો પારજ પમાય નહિ એવું; ઘણું. ૨ બહુ દૂર; અગાધ; અપાર.

**અનંતમૂળ**, ન. (સં.) એક જાતની ઔષધિ; ઉપલસરી.

**અનંતર**, વિ. (સં. अन्+अंतर=છેટું.) નહિ છેટું તે; અંતર ન હોય એવું; અંતર વિનાનું; પાસેનું.

**અનંતર**, અ. પછી; ત્યારપછી; બાદ.

**અનંતરાય**, વિ. (સં. अन्+અંતરાય.) નિર્ભેદ; અંતરાય વગરનું; ખુલ્લું; જાહેર; નહિ વાંધાવાળું; જેમાં કંઈ પડદો, વાંધો કે હરકત-હેલા ન હોય એવું.

**અનંતરાશિ**, સ્ત્રી. (સં.) જેમાં ઘણાં પદ (સંખ્યાઓ) હોય તે; ઘણી સંખ્યાઓ-વાળા ગણિત-હિસાબ-ની એક રીત તે.:- ત્રિરાશિ; પંચરાશિ ને અનંતરાશિ.

**અનંતવિજય**, પુ.(સં.) યુધિષ્ઠિર રાજાના શંખનું નામ. (મોટા લડવૈયાઓ પૂર્વે પોત-પોતાની પાસે અક્કેક શંખ રાખતા હતા અને લડાઇનો આરંભ કરતા પહેલાં પોતાના લશ્કરને શૂર ચઢાવવા તેમજ સામા સૈન્યને લડાઇની તૈયારી સૂચવવાને તે વગાડતા.)

**અનંતવ્રત**, ન. (સં.) ભાદરવા સુદ ચૌ-દશને દિવસે કરવામાં આવતું એક વ્રત.

**અનંતશક્તિ**, વિ. (સં.) જેની શક્તિ અનંત હોય એવું. (પરમેશ્વર.)

**અનંતશ્રેણિ-શ્રેઢી**, સ્ત્રી. (સં.) જેમાં એક પછી એક ચઢતી ઉતરતી ઘણી સંખ્યા એની હારો આવતી હોય એવી હિસાબ ગણ-વાની એક રીત; અનંતરાશિ.

**અનંતા**, સ્ત્રી. (સં.) ગળો. ૨ પાર્વતી.

**અનન્ય**, વિ. (સં. अन्=નહિ+अन्य= બીજું.) જેનું બીજું ન હોય એવું; જેના જેવું બીજું નહિ એવું; અપૂર્વ; એકજ; અદ્વય;પરમ. 'તમે રામને પરમ પ્રિય છો, મારુતિ ભક્ત અનન્યજી.' ગિરધર.

**અનન્યગતિ**, સ્ત્રી. (સં.) એકજ ઉપાય માર્ગ કે પરિણામ હોય તે; બીજો ઉપાય-રસ્તોજ ન હોય પણ માત્ર એકજ ઉપાય કે માર્ગ હોય તે. (મુક્તિનો અંતિમ માર્ગ.)

**અનન્યપ્રેમ**, પુ. (સં.) ઘણો સ્નેહ; જેના જેવો બીજો પ્રેમ નહિ તે. (એ તો મારી ઉપર અનન્ય પ્રેમ રાખે છે.)

**અનન્યભક્તિ**, સ્ત્રી. (સં.) જેના જેવી ભક્તિ બીજા કોઇપર ન હોય એવી જે ભક્તિ તે.

**અનન્યભાવ**, પુ. (સં.) એકની ઉપરજ જે ભાવ હોય તે, ખરેખરો ભાવ તે; જેના જેવો બીજો ભાવ નહિ તે.

**અનન્યતા**, સ્ત્રી. (સં. अन्+अन्यता.) બીજાપણું નહિ તે; અદ્વયતા; એકજપણું; જેમાં બીજાપણું હોયજ નહિ એવું પરમ ઐક્ય.:- 'અહનિશ પળ નવ ચળે, અનન્યતા તો એહ.' પ્રીતમ.

**અનન્વય**, પુ. (સં.) જેમાં ઉપમેય અને ઉપમાન હોય એવો એક અર્થાલંકાર.:- રામ રાવણનું યુદ્ધ તે રામ રાવણનુંજ યુદ્ધ. ૨ વિ. અન્વય રહિત; જેનો શબ્દાનુક્રમ કરેલો ન હોય એવું.

**અનન્વિત**, (સં.) જેનો અન્વય બરોબર થઇ શકે નહિ એવું; (ભાષણ ગ્રંથ ઇત્યાદિ.) અગંભદ્ર.

**અનપત્ય**, વિ. (સં.अन्+अपत्य=સંતાન) છોકરાં વગરનું; વાંઝીઉં; બીનફરજંદ.

**અનપરાધી**, વિ. (સં. अन्+अपराधी= ગુનેગાર) અપરાધી નહિ તે; બેગુના; નિર્દોષ; નિરપરાધી.

**અનપેક્ષ**, વિ. (સં. अन्+अपेक्षा.) અ-પેક્ષા રહિત; જેને કંઇ લાલમાજ હોય નહિ એવું; બેદરકાર; નિરપેક્ષ; બેતમા.

**અનપેક્ષા**, સ્ત્રી. (સં. अन्+अपेक्षा= ઇચ્છા.) અપેક્ષા નહિ તે; ઇચ્છા નહિ તે. ૨ બેદરકારી; બેપરવા.

**અનપેક્ષિત**, વિ. (સં.) ઇચ્છા કરી ન હોય તેવું; અણમાગ્યું; અનાયાસે આવી મળેલું.

**અનભિજ્ઞ**, (સં. अन्+अभि+ज्ञा=જાણવું. ઉ.) અજાણ; પ્રવીણ-નિપુણ નહિ તે; અકુશળ; અણઘડ; બેખબર.

**અનભે**, વિ. નિર્ભય.:–મનોરથ પુરો મુરારી, નારી નાચત કુદત નાગી; અનભે થઇ ભય ગયો ભાગી. પ્રો.ભક્ત.

**અનભ્યસ્ત**, વિ. (સં.) નહિ અભ્યાસેલું; જેનો અભ્યાસ કર્યો ન હોય એવું; નહિ મહાવરાનું; જેનો મહાવરો ન કરેલો હોય એવું.

**અનભ્યાસ**, પુ. (अन्+अभ्यास) નહિ મહાવરો તે; અભ્યાસ ન હોય તે; નહિ ટેવ પડેલી તે.

**અનમ**, પુ. બ્રહ્મ; પરમેશ્વર.

**અનમઠયું**, વિ. નહિ ગોઠતું; અપ્રિય.

**અનમનું**, વિ. જુઓ અણમનું. (મન વગરનું; ઉદાસ.)

**અનમાનીતું**, વિ. જુઓ અણમાનીતું. (અળખામણું.)

**અનમી**, વિ. કોઇને નમે નાહ એવું; અજિત; જેણે કોઇને નતિ આપી હોય નહિ એવું.:–અનમી અહંકારી મોરો, રાવણ લંકા મહીપતિ.' શામળ.

**અનમોલ**, જુઓ અણમોલ.

**અનંબ**, વિ. (સં. अन्+अम्बा. ઉ.) માતા વગરનું; નમાયું.

**અનંભ**, વિ. (સં. अन्+अंभ=જળ) પાણી વગરનું; જ્યાં પાણી મળવાના સાંસા હોય તેવું. (મરૂદેશ.)

**અનમ્ર**, વિ. (સં. अ=નહિ+नम्र=નરમ.) નરમ નહિ તે; આકરૂં; આકળું; ઉગ્ર; ગિરજી; ઉદ્ધત; અક્કડ અને અક્કડ રહેતું હોય એવું.

**-અનય**, ના. (સં.) નીતિ નહિ તે; અનીતિ. ૨ આફત; દુઃખ; દુર્ભાગ્ય.

**અનય**, વિ. (સં) નીતિરહિત; અવિવેકી.

**અનર્ગળ**, વિ. અનર્ગળ:–'અપુત્રવંત અનર્ગળ ધંન, જશવંત જાણીતો જંન.' શામળ.

**અનર્ગળ**, વિ. (સં. अन्+अर्गल=આગળો.) બંધ ન પડે તેવું; અટકે નહિ તેવું; અપાર; પુષ્કળ; પાર વિનાનું;

**અનર્ઘ્ય**, વિ. (સં. अन्+अर्घ्य=અર્ઘને યોગ્ય) અર્ઘ આપવાને યોગ્ય નહિ એવું.

**અનર્થ**, પુ. (સં. अन्+ अर्थ. ઉ.) નહિ અર્થ તે; ખોટો–ઉલટો અર્થ કરવો તે. (તેણે અર્થનો અનર્થ કર્યો.) ૨ ખોટું કામ કરવું તે; ખોટું; ભુંડું; પાપ; અયોગ્ય કામ. (આ તો બહુ અનર્થ થાય છે.) ૩ જુલમ; આફત; અત્યાચાર. (રાજા અનર્થ કરે છે.) ૪ નાશ; હાનિ; દુઃખ; ગેરલાભ; ગજબ; બહુજ બુરૂં.

**અનર્થક**, વિ. (સં.) અર્થ વગરનું; નકામું; નિરર્થક; જેમાં કંઈ સંબંધ ન હોય એવું. ૨ હાનિકારક; જેમાંથી ખોટું થાય એવું; અનર્થને ઉત્પન્ન કરનારૂં.

**અનલ**, પુ. (સં.) અગ્નિ; દેવતા; તેજ. ૨ જુસ્સો. ૩ એક કલ્પેલું પક્ષી. (એમ કહેવાય છે કે 'અનલ' નામનું એક પંખી થાય છે તે જમીન ઉપર કદી ઉતરતુંજ નથી.) જેમ અનલ અવનિ પર નાવે, અખા ભૂસર તે ભૂમાં શમે.'

**અનલસ**, વિ. (સં. अन्+अलस=આળસ.) આળસ રહિત; સ્ફૂર્તિવાળું; જેને આળસ ન હોય તે; તેજ; ચાલાક.

**અનવટ**, ન. (અણવટ) સ્ત્રીઓને પગે પહેરવાનું રૂપાનું એક ઘરેણું; જુઓ અણવટ.

**અનવદ્ય**, વિ. (સં.) દોષ વગરનું; ખોડ વિનાનું; અનિંદિત; સુંદર; રૂપાળું.

**અનવસર**, પુ. (સં. अन्+अवसर=સમય) સમય નહિ તે; કવખત; અટાણું; અપ્રસંગ; નહિ અવસર તે.

**અનવસ્થા**, (સં.) નહિ અવસ્થા તે; મનની એક ડગમગતી હાલત; અશાંતિ..

**અનશન** ન. ( સં. अन्+अशन=ખાવું ) નહિ ખાવું તે; ઉપવાસ કરવો તે; ભૂખ્યા રહેવું-લાંઘણો કરવી તે.

**અનશનવ્રત,** ન. ( સં. अन्+अशन ખાવું+व्रत ) ઉપવાસ કરવાનું જે વ્રત તે.

**અનસુખડી,** જુઓ અણસુખડી; અણુસખડી.

**અનસૂયા,** સ્ત્રી. (સં.) કર્દમ મુનિની કન્યા અને અત્રિ ઋષિની પત્ની.

**અનશ્વર,** વિ. (સં.) સ્થાયી; નિત્ય; નશ્વર નહિ તે;

**અનહદ,** વિ. જેને હદ ન હોય એવું; હદરહિત; અનંત; ઘણું; અપાર.

**અનહદ,** પુ. શ્વાસોચ્છ્વાસ ચાલવાને લીધે થતો શરીરમાંનો જે ચાલુ આંતરધ્વનિ તે; શ્વાસની ચઢ ઉતરમાં सोऽहंसोऽहम् એવો જે ચાલુ રવકાર થયા કરે છે તે.:–'અજપાજપો ને અનહદ સુણો, બાકી પોપલાં વ્યર્થ.' પ્રા. કા.

**અનહદનાદ,** પુ. શ્વાસોચ્છ્વાસની લે મૂકને લીધે અંતરમાં જે ધ્વનિ રણક્યા કરે છે તે. (યોગીઓ આ ધ્વનિને અનહદનાદ કહે છે.) અનહદ–નોબત નાદ.

**અનહિત,** ન. , અણહિત; અકલ્યાણ; નરસું; માઠું; ગેરલાભ.(अन्+अहित=અનહિત) અહિત નહિ તે. ( એવો અર્થ પણ થાય. ) હિત નહિ તે; ગેરલાભ.

**અનાક,** વિ. (સં.) નાક વગરનું; નિર્લજ્જ; બેશરમ. ૨ સ્વર્ગથી ઉતરતો લોક.

**અનાગત,** વિ. (સં.) નહિ આવેલું; પુર્વે આવેલ નહિ એવું; ભવિષ્યમાં આવનારો કાળ–પ્રસંગ વગેરે હોય તે; ભવિષ્યમાં થનારું.

**અનાગતવિધાતા,** પુ. (સં.) ભવિષ્યમાં આવી પડનાર સંકટને માટે આગળથી વિચાર કરી તેનો પ્રતિકાર યોજી રાખવાના સ્વભાવવાળું માણસ; પાણી પહેલી પાળ બાંધનાર; ચેતીને ચાલનારો; સાવધ પુરૂષ.

**અનાચાર,** પુ. ( સં. अन्+आचार. ) સારો આચાર નહિ તે; સારી રીતભાતથી નહિ ચાલવું તે; ગેરરીત; કુચાલ; દુરાચરણ; અસદ્વર્તન. ૨ ભ્રષ્ટવેડો; આભડછેટ; સ્પર્શાસ્પર્શ વિચાર મૂકી દઈ ગમે તેમ વર્તવું તે.

**અનાચારી,** વિ. અનાચારવાળું; અનાચારે ચાલનારૂં; દુરાચારી; વ્યભિચારી. (આચાર પ્રમાણે નહિ પરંતુ મનમાં આવે તે પ્રમાણે આચરણ કરનાર.)

**અનાજ,** ન. કેટલીક જાતનાં કરસણ–છોડવાનાં બી કે જે પશુ પંખી અને માણસના ખાવામાં આવે છે તે; દાણા; કણ; ધાન્ય; અન્ન.

**અનાડ,** પુ. નુકસાન; ઉપદ્રવ; હાનિ; ખરાબી; નાશ.

**અનાડી,** વિ. જંગલી; મૂર્ખ; ગમાર; જડ; નહિ માને એવું; સમજે નહિ એવું; જક્કી; અડાણી.

**અનાડીવેડા,** પુ. અનાડીપણું કરવું તે; અનાડી માણસની માફક કર્યા કરવું–વર્તવું તે. (આ શબ્દ બહુવચનેજ વપરાય છે.)

**અનાડીપણું,** ન. સમજાવ્યાથી પણ નહિ સમજવું તે; જક્કીપણું; હઠીલાઈ; દુરાગ્રહ.

**અનાત્મજ્ઞ,** વિ. ( સં. अन्+आत्मज्ञ. ) પોતાને નહિ જાણનાર; આત્મજ્ઞ નહિ તે; પોતાના સ્વરૂપથી અજાણ્યું.

**અનાત્મા,** પુ. ( સં. अन्+आत्मा ) આત્માનો અભાવ તે; આત્મારહિત; પોતાના સ્વરૂપને નહિ ઓળખનારૂં અજ્ઞાની માણસ–જીવ.

**અનાથ,** વિ. (સં.) નાથ વગરનું; જેને નાથ–રક્ષક ન હોય એવું; ગરીબ; દીન; નિરાધાર; લાચાર. (જેને માથે ધણી માલીક અથવા સંભાળ લેનાર ન હોય તે.) ૨ દરિદ્રતા; દૈન્ય. 'ઘરમાં અનાથ વ્યાપી સર્વત્ર, લેઈ આવી તે તુલસીનું પત્ર.' પ્રેમાનંદ.

**અનાથપણું,** ન. દૈન્ય; ગરીબાઈ.

**અનાથાલય,** ન. (સં. अनाथ+आलय= રહેઠાણ.) અનાથ–નિરાધાર માણસોને રહેવાનું સ્થાન તે; અનાથાશ્રમ.

**અનાથાશ્રમ**, પુ. (सं. अनाथ+आश्रम) અનાથોને રહેવાનું જે સ્થાન તે; અનાથાલય. (જેમનું રક્ષણ કરનાર કોઇ ન હોય એવાં બાળકો વગેરેને રહેવાનું, ખાવાનું અને આજીવિકા ઉપજાવવાને યોગ્ય શિક્ષણ લેવાનું જે ધર્માદા-સ્થાન તે.)

**અનાથ્યું**, વિ. નહિ નાથેલું; નિરકુશ; ઉચ્છૃંખળ.:-અનાથ્યું આખલું ને હોળાયેલી નાર.' કહેવત.

**અનાદર**, પુ. (सं. अन्+आदर.) આદર ન કરવો તે; તિરસ્કાર; અવજ્ઞા; પરિભવ; અ-પમાન. ૨ અભાવ; અપ્રીતિ.

**અનાદિ**, વિ. (सं. अन्+आदि) જેનું આદિ કારણ નથી એવું; આદિ રહિત; જેનો આરંભ કે ઉત્પત્તિ ન હોય એવું; સ્વયંભૂ.

**અનાદિસિદ્ધ**, વિ. (सं.) ક્યારથી અને ક્યાંથી આરભ છે તે ન સમજાય એવું; ઘણા કાળથી જે સિદ્ધજ હોય એવું.' ૨ અનાદિથી જે સિદ્ધજ છે તે; પરમેશ્વર.

**અનાદ્યન્ત** વિ. (सं. अन्+आदि+अन्त) જેનો આરંભ અને અંત નથી એવું; શરૂઆત અને પરિણામ ન હોય એવું. ૨ જેને આદિ ને અંત નથી તે; પરમેશ્વર; બ્રહ્મ.

**અનાદ્યન્તતત્વ**, ન. (सं) આરંભ કે અંત ન હોવાપણું.

**અનાધાર**, વિ. (सं. अन्+आधार=ટેકો) આધાર રહિત; ટેકા વગરનું; નિરાધાર; આશ્રય વગરનું. ૨ ગરીબ; દીન; અનાથ; અનાશ્રિત.

**અનાધ્યાય**, ન. (सं.) અધ્યયન નહિ તે; જે દિવસે વેદાધ્યયન બધ રહેતું હોય તે દિવસ.

**અનામ**, વિ. (सं.) નામ રહિત; નામ વગરનું; નનામું. ૨ બહુજ સારૂં; અતિ ઉત્તમ; મઝેનું.

**અનામ**, પુ. (सं.) જેને નામ (લિંગ-ચિહ્ન) નથી તે; પરમેશ્વર.

**અનામત**, વિ. (આ.) જેમનું તેમ રાખી મૂકવું તે; ઉપયોગ ન કરતાં જેમ હોય તેમને તેમ સાચવી રાખવું તે; જેમનું તેમ રાખેલું. ૨ સલામત. ૩ ના. થાપણ.

**અનામત-મૂકવું**, સંભાળી રાખવાને સોંપવું; વ્યાજે અથવા વગર વ્યાજે થાપણ તરીકે મેલવું.

**અનામત-રાખવું**, એમનું એમ રહેવા દેવું; જેમ હોય તેમનું તેમ રાખી-સંભાળી મૂકવું. ૨ વ્યાજે રાખવું; થાપણ તરીકે રાખવું.

**અનામતી**, વિ. અનામત આપેલું અથવા લીધેલું તે; જેમનું તેમ રાખેલું. ૨ આંટમાંનું; ગીરો.

**અનામય**, વિ. (सं. अन्=आमय.) આમય રહિત; તંદુરસ્ત; આરોગ્ય.

**અનામિક**, વિ. (सं.) નામ દેવાને યોગ્ય નહિ તે; નનામું. ૨ ના. અતિ શૂદ્ર; ઢેડ; ભંગી વગેરે. ' મહેતા નરસિંહે હરિની મહેર, કર્યો ઓચ્છવ અનામિક ઘેર.' દયારામ.

**અનામિકા**, સ્ત્રી. (सं.) અંગુઠાથી ગણતાં જે ચોથી આંગળી તે;ટચલીની જોડેની આંગળી.

**અનામિષ**, વિ. (सं. अन्+आमिष.) માંસ રહિત; માંસ વગરનું; દુર્બળ. ૨ લાભ રહિત; જેમાં કંઈ ફાયદો ન હોય એવું.

**અનામી**, પુ. (सं.) (જેને નામ નથી એવું) પરમેશ્વર; પરબ્રહ્મ.

**અનાયક**, વિ. (सं. अ+नायक=નેતા) જેને નેતા-ચલાવનારો કે નિયમમાં રાખનારો નથી તે. (રાજ્ય, ગૃહવ્યવહાર વગેરે)

**અનાયાસ**, પુ. (सं. अन्+आयास.) નહિ આયાસ તે; આયાસાભાવ; અક્લેશ; જેમાં મહેનત ન હોય તે. ૨ આરામ; કરાર; સ્વાસ્થ્ય. ૩ વિ. વગર મહેનતનું; શ્રમરહિત; સહેજ; સહેલું; સુગમ.

**અનાયાસે**, અ. વગર મહેનતે;વિના શ્રમે; સહજજ; સહેલથી; મહેનત કર્યા કે લીધા વગરજ થઇ આવેલું હોય તેમ.

**અનાર**, ન. (फा.) દાડમ. ૨ આતસબાજીમાં બનાવવામાં આવતી દાડમના ઘાટની દારૂની કોઠી; હવાઇ.

**અનારકળી**, સ્ત્રી. દાડમની કળી. 'અનાર કળી શા દંત રૂપાળા, પીપળ પલ્લવ જેવા ઓઠ.' પ્રા. કા.

**અનારત**, વિ. (सं.) નિરંતર; સતત; હંમેશ; નિત્ય; કાયમ.

**અનારોગ્ય**, ન. ( सं. अन्+आरोग्य= તંદુરસ્તી) મંદવાડ; આરોગ્યાભાવ; નાદુરસ્તી; તંદુરસ્તી સારી ન હોય એવી સ્થિતિ.

**અનાર્ય**, પુ. ( सं. अन्+आर्य ) આર્ય નહિ તે. (અસલના સુધરેલા આર્ય લોકોમાંનો નહિ તે.) દસ્યુ; ભિન્ન; યવન; મ્લેચ્છ.

**અનાર્યતા**, સ્ત્રી. ( सं. अन्+आर्यत्ता= આર્યપણું) આર્યપણું નહિ તે; આર્ય-સુધરેલાના જેવી વૃત્તિ નહિ તે; દુષ્ટતા; જંગલીપણું; ક્રૂરતા. ૨ મનુષ્યને ન ઘટે એવી જે રીતભાત તે; અસલના આર્ય લોકોની જે રીતભાત અને ચાલચલકત હતી તેથી ઉલટું તે.

**અનાર્યા**, સ્ત્રી. ( सं. अन्+आर्या=આર્ય સ્ત્રી) આર્ય સ્ત્રી નહિ તે; યવની; ભીલડી; દુષ્ટ સ્ત્રી; પાપીસ્ત્રી.

**અનાલસ્ય**, વિ. (सं. अन्+आलस्य= આળસ) આળસરહિત; સ્ફૂર્તિવાળું; ચાલાક; જાગ્રત.

**અનાલાપ**, પુ. (सं. अन्+आलाप= સ્વર ) સ્વરસંધાનનો અભાવ તે; મૌન; સૂર બરોબર ન હોય તે.

**અનાવૃત્ત**, વિ. (सं. अन्+आ+वृ=ઢાંકવું) નહિ ઢાંકેલું; ખુલ્લું; ઉઘાડું. ૨ અરક્ષિત; નિરાધાર; અનાશ્રિત. ૩ નહિ છાએલું; જેને ઢાંકણ કે છાપરૂં કરેલું ન હોય એવું.

**અનાવૃષ્ટિ**, સ્ત્રી. (सं. अन्+आ=વધારે +वृष्=વરસવું) ઘણો વરસાદ નહિ તે;ખરડીઉં; ટીપણી; સુકવર્ણું; અવર્ષણ. ૨ દુકાળ; કોળ; જોઇતા વરસાદનો જે અભાવ તે.

**અનાશ્રમી**, વિ. (सं. अन्+आश्रम+इन् વાળું. ) આશ્રમ વગરનું; મનુષ્ય જીવનના બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એવા જે ચાર આશ્રમો ધર્મશાસ્ત્રોમાં કહેલા છે તેમાંના એકકે આશ્રમનું નહિ એવું.

**અનાશ્રય**, વિ. (सं. अन्+आश्रय=આસરો.) આસરા વગરનું; નિરાધાર; નિરાશ્રય.

**અનાશ્રિત**, વિ. (सं ) જેને આશ્રય ન મળ્યો હોય એવું; આશ્રય વગરનું, નિરાધાર.

**અનાસર**, ન. (અા. ઉન્સીર=તત્વનું બહુવચન.) આરબોના શાસ્ત્રનાં ચાર મુખ્ય તત્વ. (આતસ, પાણી, પવન અને પૃથ્વી.)

**અનાસ્થા**, સ્ત્રી. (सं. अन्+आस्था=વિશ્વાસ-શ્રદ્ધા.) આસ્થા નહિ તે; ભરોસો નહિ તે; બેદતબાર.

**અનાહત**, વિ. (सं. अन्+आ+हन्= હણવું.) નહિ મારેલું; નહિ ભોગવેલું; ઉપયોગમાં નહિ લીધેલું. ૨ વગર તાડને થતો અવાજ. અનાહત ધ્વનિ જે શ્વાસોચ્છ્વાસથી દેહમાં ગણગણાટ થાય છે તે.

**અનાહાર**, પુ. (सं. अन्+आहार=ખોરાક ) ઉપવાસ; અનશનતા; ખાવું નહિ તે; ભૂખ્યા રહેવું તે.

**અનાહૂત**, ( सं. अन्+आहूत=બોલાવેલું.) નહિ બોલાવેલું; અણતેડયું. ૨ જુઓ. 'આવું અનાહૂત શા માટે બોલો છો.'

**અનિધા**, સ્ત્રી. (फा.) નિધા નહિ તે; મહેરબાનીની નજર નહિ તે; અવકૃપા. ૨ વિ. ધ્યાન વગરનું; લક્ષ્યરહિત.

**અનિચ્છ**, વિ. (सं-अन्+इच्छा=ઇચ્છા) જેને ઇચ્છા નથી તે; નિસ્પૃહ; બેપરવા; ઇચ્છા વગરનું; નિરિચ્છ.

**અનિચ્છપ્રારબ્ધ**, ન. (सं.) ઇચ્છા ન હોય તેમ છતાં પ્રારબ્ધ હોય તે. ( ઇચ્છા ન હોય પરંતુ પ્રારબ્ધના બળાથી વસ્તુ મળી આવે એવું જે ભાગ્ય તે.) દૈવેચ્છાથી અમુક વસ્તુ મળી આવવી તે. ( પ્રારબ્ધ બે પ્રકારનાં છે.

જેમાંનું એક સ્વેચ્છા પ્રારબ્ધ અને બીજું પરેચ્છા પ્રારબ્ધ. )

**અનિચ્છા**, સ્ત્રી. ( સં. अन्+इच्छा. ) ઇચ્છા નહિ તે; ઇચ્છાવગરનું; મનવગરનું. ૨ જેને ઇચ્છા ન હોય તે.

**અનિચ્છિત**, વિ. (સં. अन्+इष्=ઇચ્છવું. ઉ.) ઇચ્છેલું નહિ એવું; જેને માટે ઇચ્છા કરી ન હોય એવું; નહિ ધારેલું.

**અનિત્ય**, વિ. ( સં. अ+नित्य=હમેશ.) નિત્ય નહિ એવું; ક્ષણિક; અલ્પકાળનું; મિથ્યા, અસત્ય; જુઠું. ૨ નાશવંત; હમેશ ચાલુ નહિ રહે એવું; શાશ્વત નહિ તે; અશાશ્વત.

**અનિત્યતા**, સ્ત્રી. (સં. अ+नित्यता. ) અનિત્યપણું; અસત્યતા; ક્ષણિકતા; ક્ષણભંગુરતા.

**અનિદ્ર**, વિ. (સં) ઉંઘવગરનું; આળસ રહિત; જાગ્રત; તેજ; ઉદ્યમી.

**અનિન્દિત**, વિ. (સં.) નહિ નિંદાએલું એવું; વખાણાએલું; સારૂં; સુન્દર; રૂપાળું.

**અનિન્ધ**, વિ. (સં.) નિંદવા યોગ્ય નહિ એવું; નિર્દોષ; નિષ્કલંક; સારૂ; સુંદર.

**અનિપુણ**, વિ. (સં.) નિપુણ નહિ તેવું; અકુશળ; અપ્રવીણ; અણઘડ; માહીતીવગરનું; અજ્ઞાન.

**અનિમિષ-મેષ**, વિ. (સં.) સ્પંદ રહિત; ઉઘડે કે મીચાય નહિ એવું; ઉઘાડી અને ઉઘાડી રહેનારી જે આંખની સ્થિતિ તે. ૨ જેમની આંખો પલકારા મારતી નથી-તે અર્થાત્ દેવો. ( એમ કહેવાય છે કે દેવલોકની આંખો પલકારા મારતી નથી અને તેમના દેહની છાયા પડતી નથી. ) ( માછલાની આંખોને પાંપણ નહિ હોવાથી તે પણ ઉઘાડીજ રહે છે અને અનિમિષ આંખ કહેવાય છે. ) ના. દેવ. ૨ મત્સ્ય.

**અનિભૃત** વિ. (સં.) ચંચળ; ચાલાક; ચતુર.

**અનિયત**, (સં. अ=नि+यम् રોકવું ઉ.) અવ્યવસ્થિત; ઠરેલું નહિ એવું; ચંચળ; અસ્થિર. ૨ નિયમ વગરનું. ૩ અનિત્ય.

**અનિયમ**, પુ. (સં.) નિયમ નહિ તે; જ્યાં કશો નિયમ-ધારો ન હોય તે; સઉસઉની ઇચ્છા પ્રમાણે થતું હોય એવું જે તે; અવ્યવસ્થા. ૨ વગર નિયમે ચાલતું હોય તેવું.

**અનિયમિત**, વિ. (સં.) નિયમ પ્રમાણે નહિ એવું; અવ્યવસ્થિત; ગડબડસડબડીઉં; નિયમને અનુસરીને નહિ પરંતુ નિયમથી વિરૂદ્ધ રીતે ગમે તેમ ચાલતું હોય તેવું; નિયમિત નહિ તે.

**અનિયમિતપણું**, ન. નિયમિતપણું નહિ તે; અવ્યવસ્થિતપણું; ગડબડસડબડપણું; નિયમિતતા નહિ તે; અનિયતપણું. ૨ ગડબડ; ગેરરીત; નિયમસરરીતે કામ નહિ કરવાપણું તે.

**અનિયમિતપવન**, પુ. (સં.) વગર નિયમે વહાતો જે પવન તે; નિયમિત નહિ એવો જે પવન તે.

**અનિરુદ્ધ**, પુ. શ્રીકૃષ્ણનો પૌત્ર;ઓખાનો પતિ અને બાણાસુરનો જમાઈ.

**અનિર્ણીત**, વિ. (સં.) જેનો નિર્ણય કરાએલો નથી એવું; નક્કી કરેલું નહિ એવું; અનિરાકૃત. ૨ અપૂર્ણ; જેનો નક્કી ઠરાવ કે નક્કી તોડ થએલો ન હોય એવું (કામકાજ.)

**અનિર્વચનીય**, વિ. (સં. अ+निः+वच्=બોલવું ઉ.) બોલી કે વર્ણવી શકાય નહિ એવું; વચનથી કહી શકાય નહિ તેવું; જેનું નિર્વચન થઇ શકતું નથી એવું. (સુખ,ગુણ દોષ ઇત્યાદિ.)

**અનિર્વાચ્ય**, વિ. (સં.) અનિર્વચનીય; નહિ બોલવા યોગ્ય, નહિ વર્ણવી શકાય તેવું; કહી શકાય નહિ તેવું; અવર્ણ્ય; અકથનીય.

**અનિર્વાહ**, પુ. (સં. अ+निर्+वह्=વહેવું) નિર્વાહનો અભાવ તે; નિર્વાહ ન થાય તે; દૈન્ય; ગરીબાઈ. ૨ વિ. લઈ ચલાવાય નહિ એવું; જેનો નિર્વાહ થઈ શકે નહિ એવું.

**અનિલ**, પુ. (સં.) પવન; વાયુ; વા.

**અનિલલહેર,** સ્ત્રી. પવનની લહેકી તે; પવનનો તરંગ-પવનનું ફરૈકું-ફરકલું.

**અનિવાર,** વિ. (સં. અ+નિર્+વૃ=ઢાંકવું.) દૂર કરી કિંવા ટાળી શકાય નહિ એવું; જેનું વારણ થઇ શકે નહિ એવું. ૨ અતિશય; ઘણુંજ; અપાર; અનંત. અનિવાર્ય-ન ટળે એવું; ટાળી શકાય નહિ એવું; બહુજ જરૂરનું; અતિ અગત્યનું.

**અનિવાર્ય,** વિ. (સં.) ન ટાળી શકાય એવું; ન દૂર કરી શકાય તેવું; બહુજ જરૂરનું; અગત્યનું; જેનું વારણ કરી શકાય નહિ એવું; જેનું નિવારણ કરવું શક્ય ન હોય એવું.

**અનિવૃત્ત,** વિ. (સં.) નિવૃત્ત નહિ તે; નહિ નિવૃત્ત થએલું; છૂટું થએલું નહિ એવું; નહિ ત્યાગેલું. ૨ ચાલુ રહેલું.

**અનિશ્ચિત,** વિ. (સં. અ+નિ+ચિ=વીણવું) નહિ નક્કી કરેલું; ઠરાવ ઉપર નહિ ગએલું; નિશ્ચય વગરનું; અદબદ; મોઘમ; એમનું એમ હોય એવું; નિવેડા ઉપર નહિ ગએલું એવું.

**અનિશ્ચિતતા,** સ્ત્રી. (સં.) અદબદતા; નહિ નક્કીપણું તે; અનિશ્ચિતપણું.

**અનિશ્ચિતપણું,** ન. (સં.) અનિશ્ચિતતા, અદબદપણું; નક્કી નહિ કરવાપણું; ઢચુપચુપણું. ૨ આનાકાની. ૩ શંકા; સંદેહ; ડામાડોળપણું.

**અનિષ્ટ,** વિ. (સં. અન્+ઇષ્ટ=પ્રિય) ઇષ્ટ નહિ તે; અપ્રિય. ૨ દુર્ભાગ્ય; અકલ્યાણ; અલાભ; હાનિ; નુકસાન. ૩ અપરાધ; ખોટું થવું તે. ૪ દુઃખ; પીડા.

**અનીક,** ન (સં.) સૈન્ય; ફોજ; લશ્કર. ૨ લશ્કરની એક ટુકડી; સૈન્યનો એક ભાગ. ૩ પલટણ. ૪ મોંડાનો આગલો ભાગ. ૫ યુદ્ધ.

**અનીઠ,** વિ. (અ=નહિ+નીઠ=નીઠવું) નીઠે નહિ એવું, ઘટે કે ઓછું થાય નહિ એવું; અપાર. 'મોંડે કૂવ ને પાછળ અદીઠ, ખાયે ખરૂં ને રહે અનીઠ' અખો.

**અનીત,** વિ. અનિત્ય; ક્ષણિક. ૨ અનીતિ. ૩ નહિ આણેલું-લાવેલું તે; નહિ દોરી લાવેલું એવું.

**અનીતિ,** સ્ત્રી. (સં.) નીતિ નહિ તે; દુરાચાર; દુર્ગુણ; અવિવેક. ૨ અન્યાય વર્તન; અકર્મ. ૩ વ્યભિચાર; પાપ; દુષ્ટતા. અનીતિ કરવી=ખરાબ કામ કરવું; વ્યભિચાર કરવો; અન્યાયે ચાલવું.

**અનીતિભર્યું,** વિ. અનીતિવાળું; અનીતિથી ભરેલું હોય એવું; ખોટું; અન્યાયી. ૨ વ્યભિચારી; અપ્રમાણિક.

**અનીતિમાન,** વિ. (સં.) અનીતિવાળો; નીતિવાળો નહિ એવો; અયોગ્ય રીતે વર્તનારો. ૨ વ્યભિચારી. ૩ ખોટે માર્ગે જનારો.

**અનીશ્વર,** પુ. (સં. અન્+ઈશ્વર=પરમેશ્વર.) પરમેશ્વર નહિ તે. ૨ જગતકર્તા કોઇ પણ ન હોવો તે. ૩ વિ. ઇશ્વરની હયાતિને નહિ માનનાર; ઇશ્વર જેવું કંઇ છેજ નહિ એવું માનનાર.

**અનીશ્વરવાદ,** પુ. (સં.) જગતમાં ઇશ્વર છેજ નહિ એવું કહેવું અને એ વાતને લગતો સંવાદ કરવો તે; 'ઇશ્વર નથી' એમ કહેવું તે; નાસ્તિક મત.

**અનીશ્વરવાદી,** વિ. (સં.) 'ઇશ્વર નથી' એવો વાદ ચલાવનાર; અનીશ્વરતાને માનનારો (માણસ.) નાસ્તિક; ચાર્વાક.

**અનીસું,** ન. એક જાતનાં અજમાને મળતાં બી. એમાંથી એક જાતનું તેલ પણ નીકળે છે.

**અનુ,** અ. (સં. ઉપ.) પછી; પછવાડે. ૨ સાથે. ૩ તેમજ; સરખું. ૪ નીચું; હલકું; ઉતરતું. ૫ ભાગમાં. ૬ દરેક. ૭ પાસે. ૮ નિયમસર એવા અર્થો બતાવવા શબ્દની આગળ જોડાતો શબ્દ.

**અનુકંપ,** પુ. (સં.) ધ્રુજારો; કંપારો; કંપ; કંઈ વાત સાંભળીને તેના ભયથી જે ધ્રુજારી આવે તે.

**અનુકંપા**, સ્ત્રી. (સં. अनु+कम्प्=ધ્રૂજવું) દયા; કૃપા; કરુણા. ૨ અનુગ્રહ. :-'તે સાંભળીને જનકરાય બોલ્યા, અનુકંપાએ આમછ.' પ્રેમાનંદ.

**અનુકંપ્ય**, વિ. (સં.) દયા કરવા યોગ્ય; કરુણા ઉપજે એવું; કરુણા કરવા જોગ.

**અનુકરણ**, ન. (સં. अनु+कृ=કરવું ઉપરથી करण) એકના જેવું બીજાને કરવું તે; ઉતારવું તે; નકલ કરવી તે; નકલ.

**અનુકરણજોગ**, (યોગ્ય) વિ. (સં.) અનુકરણ-નકલ કરવાને લાયક હોય એવું; દાખલો લેવા જોગ; અનુકરણને યુક્ત.

**અનુકરણપાત્ર**, વિ. (સં.) અનુકરણ કરવાને યોગ્ય; નકલ કરવા જોગ; અનુકરણને યોગ્ય; દાખલો લેવા જેવું.

**અનુકરણીય**, વિ. (સં.) અનુકરણ કરવાને યોગ્ય; અનુકરણ કરવા જેવું.

**અનુકાંક્ષા**, સ્ત્રી. (સં. अनु+कांक्ष्=ઇચ્છવું.) ઇચ્છા; આશા; અભિલાષ; ચાહના; વાંચ્છા. ૨ ઉમેદ; મુરાદ; ૩ મરજી-ભાવના.

**અનુકાર**, પુ. (સં.) નકલ કરવી તે; અનુક્રિયા. ૨ ઉકાર રહિત.

**અનુકૂલ**, વિ. (સં.) પસંદ પડતું; રુચતું. ૨ મળતું આવવું તે; સરખું હોવું તે. ૩ સ્થિતિ અને સમય પ્રમાણે બંધબેસતું આવવું તે; ગમતું.

**અનુકૂલપતિ-નાયક**, પુ. (સં). બધી રીતે યોગ્ય હોય એવો જે સ્વામિ તે; કાવ્યશાસ્ત્ર પ્રમાણે નાયિકાને બધી રીતે પસંદ પડતો વર.

**અનુકૂલતા**, સ્ત્રી. (સં.) અનુકૂળપણું; સવળતા; મગદૂર. :-' એને નશીબની અનુકૂળતા છે.' (પસંદ પડતી રીતે અથવા મનગમતી રીતે વસ્તુ થઇ શકે એવી જે સવળતા તે.)

**અનુક્ત**, વિ. (સં. अन्+उक्त=કહેલું.) કહેલું નહિ એવું. ૨ અયોગ્ય; અઘટિત; નાલાયક. ૩ વિલક્ષણ; અગાધારણ; અલૌકિક.

**અનુક્રમ**, પુ. (સં. अनु=પાછળ+क्रम=જવું.) એક પછી એક એમ આવનારો જે પૂર્વાપરી ભાવ કિંવા સંબંધ તે. પરંપરા; શ્રેણિ; હાર; આવલી; ધારા કે સંકલના તે. ૨ પદ્ધતિ; ગોઠવણ. ૩ અનુક્રમ નામનો અલંકાર. ૪ વ્યવસ્થા; નિયમ; બંદોબસ્ત. ૫ રિવાજ; આચાર. ૬ કાયદો; ધારો.

**અનુક્રમણિકા**, સ્ત્રી. (સં.) સાંકળીઉં; અનુક્રમવાર ગોઠવેલી વસ્તુની આવલી તે. અમુક ગ્રંથમાં અમુક વસ્તુ અમુક અમુક પાને કે ઠેકાણે છે એમ બતાવવાની જે ગોઠવણ તે. સૂચિપત્ર.

**અનુક્ષણ**, અ. (સં.) ક્ષણેક્ષણ; પળેપળ; વારંવાર.

**અનુખળ-ળો**, પુ. (સં.) (उलूखल्=ખાંયણીઓ.) ખાંયણીઓ; ખાંડણીઓ; (ભોંયમાં દાટેલો નહિ પરંતુ મોટા અને ભારે લાકડામાંથી ઓતરી કાઢેલો હોય તે. જશોદાએ કૃષ્ણની મસ્તાઇથી કંટાળી એકવાર તેને અનુખળે-ઉલૂખળે બાંધ્યો હતો.)

**અનુખું**, વિ. અસલ પોતાનું હોય તેનાથી જુદું; નોખું.

**અનુગ**, પુ. (સં.) ચાકર; નોકર; સેવક; (અનુગમન કરનારો પાછળ પાછળ હીંડનારો ચાકર તે.)

**અનુગમન**, ન. (સં. अनु+गमन=જવું) પાછળ જવું તે; પોતાના સ્વામીની પાછળ બળી મરવું; સતી થવું તે. (ક્ષત્રિયાદિકની સ્ત્રીઓ પોતાના સ્વામીની પાદુકા અથવા બીજી કોઈ વસ્તુને લઈ જુદી ચિતામાં બળી મરે છે તે 'અનુગમન' કહેવાય છે અને જે સ્ત્રીઓ પતિનું મસ્તક પોતાના ખોળામાં લઇ એક જ ચિતામાં પતિની સાથે બળી મરે છે તે 'સહગમન' કહેવાય છે.)

**અનુગામી**, વિ. (સં.) પાછળ રહેનાર: પાછળ પાછળ ચાલનારો; ૨ અમુક માણસની પ્રમાણે કાર્ય કરનારો; ૩ અમુક માણસની ઇચ્છા પ્રમાણે વર્તનાર. ૪ આશ્રિત; અનુસરનાર.

**અનુગ્ર**, વિ. ( સં. अन्+उग्र=આકરૂં. ) ઉગ્ર-આકરૂં નહિ તે; ગરમ નહિ તે;શાંત; ઠંડા મિજાજનું; સૌમ્ય.

**અનુગ્રહ**, પુ. (સં. अनु+ग्रह्=પકડવું.) દેવ, ગુરુ અથવા મોટા માણસે કોઇની ઉપર પ્રસન્ન થઈ તેને પોતાનું કરવું તે; દયા કરવી તે; મહેરબાન થવું તે. સ્વીકાર; કૃપા; હાથ ઝાલવો તે. ૨ વરદાન આપવું; અભય કરવું તે. ૩ સહાય થવું તે. ૪ સાથે હોવું-રહેવું તે. ૫ માફ કરવું તે. '-મેં શાપ તમારો શીપ ચઢાવ્યો, અનુગ્રહ કેમ થાયજી.' ઓખા. હ.

**અનુગ્રહકરવો**, પ્રસન્ન-મહેરબાન થવું. ૨ શાપને વાળી લેવો; દયા કરવી. ૩ કંઇક લાભ થાય તેવી રીતે કરવું. ૪ હાથ પકડવો.

**અનુગ્રહી**, વિ (સં.) મહેરબાન; જેનો અનુગ્રહ થયો હોય તે;અનુગ્રહને પામ્યું હોય તે.

**અનુગ્રાહક**, વિ. (સં.) અનુગ્રહ કરનાર; મહેરબાન થનાર.

**અનુગ્રાહ્ય**, વિ. (સં.) અનુગ્રહ કરવાને યોગ્ય; દયા કરવા જોગ; મહેરબાનીની જેને જરૂર હોય એવું. ૨ ઉદ્ધરણની અગત્યવાળું; હાથ પકડવા યોગ્ય.

**અનુચર**, પુ. (સં. अनु+चर्=ચાલવું.) પાછળ ચાલનાર, નોકર; સેવક; દાસ; ચાકર; ૨ સાથે ફરનારો; સહચર-મિત્ર.

**અનુચરી**, સ્ત્રી. (સં.) દાસી; ચાકરડી. ૨ સખી; સૈયર;સાહેલી સાથે અને સાથે ફરનાર અને તહેનાતમાં રહેનાર સખી અથવા દાસી તે.

**અનુચારક**, પુ. (સં.) સેવક; નોકર; દાસ. ૨ તહેનાતમાં રહેનારો હજુરીઓ.

**અનુચિત**, વિ. (સં. अन्+उचित=યોગ્ય.) યોગ્ય નહિ તે; અઘટિત; અયોગ્ય.

**અનુચિન્તન**, ન. (સં. अनु+चिन्त्=વિચારવું.) વારંવાર ચિન્તન કર્યા કરવું તે; રટન; એકની એક વાત કિંવા વસ્તુ ઉપર ફરી ફરીને વિચાર કર્યા કરવો તે. મનન.

**અનુછ**, ન. સીતાફળ.

**અનુછડી**, સ્ત્રી. (દે.) સીતાફળી; એક નાતનું ઝાડ કે જેની ઉપર સીતાફળ થાય છે તે.

**અનુજ**, પુ. ( સં. अनु=પાછળ+जन्=જન્મવું. ) પાછળથી જન્મેલો નાનો ભાઈ.

**અનુજા**, સ્ત્રી. (સં.) પાછળથી-(પોતાના જન્મ પછી ) જન્મેલી તે; નાની બેન.

**અનુજીવી**, વિ. ( સં. अनुजीविन् ) ચાકર; સેવક. ૨ આશ્રિત. ૩ અર્થી. ૪ અનુચર; કોઇને આશ્રયે રહીને જીવનાર તે. ( દાસ જનો-આશ્રિતો વગેરે. ) પોષ્યવર્ગ.

**અનુજ્ઞા**, સ્ત્રી. (સં.) પરવાનગી; રજા; અનુમતિ. ૨ આજ્ઞા; હુકમ. ૩ એક જાતનો અર્થાલંકાર :- 'પ્રભુ દુઃખમાં નાંખ કે તારૂં સ્મરણ થાય.' એવો દોષ માગવો કે જેમાંથી સારૂં થાય.

**અનુજ્ઞાત**, વિ.(સં.)પરવાનગી અપાએલું; હુકમ કરાએલું; રજા પામેલું.

**અનુતાપ**, પુ. ( સં. अनु+तप्=તપવું ઉપરથી. ) પશ્ચાતાપ; પસ્તાવો; જીવ બળ્યા કરવો તે. અમુક કાર્ય કર્યા પછી તેને માટે જે સંતાપ થવો તે; શોક; ખેદ; દીલગીરી; શોચ.

**અનુત્તમ**; વિ. (સં) સઉથી સરસ; શ્રેષ્ઠ. ૨ નહિ ઉત્તમ; અધમ.

**અનુત્તર**, વિ. (સં. अन्+उत्तर=જવાબ.) નિરુત્તર. ૨ જવાબ આપી શકાય નહિ એવું. ૩ જેના જેવું બીજું હોય નહિ એવું-સુંદર; શ્રેષ્ઠ.

**અનુત્પત્તિ**, સ્ત્રી. ( સં. अन्+उत्पत्ति ) ઉત્પત્તિ ન હોવી તે; ઉત્પત્તિ થાય નહિ તે.

**અનુત્સાહ**, પુ ( સં. अन्+उत्साह=ઉમંગ-હોંસ.) ઉત્સાહ નહિ તે; હોંસરહિતપણું; નાઉમેદી.

**અનુત્સાહી**, વિ. (સં.) ઉત્સાહ વગરનું; હોંસીલું નહિ એવું; જેને ઉમંગ થતો નથી-આવતો નથી એવું; નિરુત્સાહી.

**અનુદક**, વિ. ( સં. अन्+उदक=પાણી.) પાણી વગરનું; નિર્જળ. ૨ જેને કોઇ આંજલી આપનાર ન હોય એવું.

**અનુપયુક્ત**, વિ. (સં. अनु+उपयुक्त.) ઉપયુક્ત નહિ તે; નહિ બંધબેસતું; નકામું; બીનજરૂરનું.

**અનુપયોગી**, (સં. अनु+उपयोगी.) નહિ ઉપયોગી; વ્યર્થ; નકામું; અમથું; નિષ્પ્રયોજન; નિરર્થક.

**અનુપલબ્ધિ**, સ્ત્રી. (સં.अनु+उपलब्धि.) ઇંદ્રિયોથી નહિ સમજાવું તે; નહિ સમજ પડવું તે; મગજમાં (કલ્પનામાં-ધારણામાં) નહિ આવી જવું તે.

**અનુપસ્થિત**, વિ. (સં.अनु+उपस्थित.) ઉપસ્થિત ના હોય તે; નહિ ઉપસ્થિત; તૈયાર ન હોય તે; તરત (બોલી) બતાવાય એવું નહિ તે; નહિ મોંડે તે.

**અનુપળ**, ન. (સં. अनु+पल.) એક પળનો જે સાઠમો ભાગ તે; વિપળ. ૨ વારંવાર; પળેપળ; પ્રત્યેક પળે.

**અનુપાન**, ન. (સં. अनु+पा=પીવું.) ઔષધને અંગે જે કંઈ પીવાનું (લેવાનું) હોય તે. (ઔષધની સાથે પહેલાં કે પછી તેના ગુણમાં વૃદ્ધિ કરે એવું બીજું જે કંઇ દ્રવ્ય લેવા આપવામાં આવે છે તે અનુપાન.)

**અનુપાય**, વિ. (સં.) જેનો ઉપાય ન હોય એવું; ઉપાયરહિત.

**અનુપૂર્તિ**, સ્ત્રી. (સં.) પુરવણી; ઉમેરો; ટાપસી; ટેકો; ઉશકેરણી. ૨ હુંકારો. ૩ વધારી આપવું તે; મંદારણી.

**અનુપૂર્વ**, વિ. (સં.) એક એકની પછી આવતું; આગલાની માફક બનતું હોય એવું; અનુક્રમવાળું.

**અનુપ્રવેશ**, પુ. (સં. अनु+प्र+विश्.) દાખલ થવું.) એકપછી એક ક્રમાનુસાર પ્રવેશ કરવો તે; એકએકની પાછળ પ્રવેશ કરવો તે.

**અનુપ્રાસ**, પુ. (સં. अनु+प्र+अस्=ફેંકવું) એકસરખા વર્ણોની જે આવૃત્તિ તે; શબ્દાલંકાર. (અનુપ્રાસ પાંચ પ્રકારના છે. છેકાનુપ્રાસ, વૃત્યનુપ્રાસ, શ્રુત્યનુપ્રાસ, અંત્યાનુપ્રાસ, લાટાનુપ્રાસ. સ્વરની આવૃત્તિ તે ઝડ, વર્ણાવૃત્તિ તે વર્ણસામ્ય અને શબ્દાવૃત્તિ તે ઝમક.)

**અનુબંધ**, પુ. (સં. अनु+बन्ध ઉ.) એક બીજાની સાથે બંધાએલું હોય તે; એકબીજાથી જુદું પડી શકે નહિ એવા સંબંધવાળું તે; સંબંધ; બંધન; જોડાણ. ૨ વિષય, પ્રયોજન, અધિકારી અને સંબંધ એ ચારનો જે સમૂહ તે. (વેદાંતમાં.)

**અનુભવ**, પુ. (સં. अनु+भू=થવું. ઉ.) કાર્ય કરવાથી, જોવાથી, અભ્યાસથી, અવલોકનથી અથવા પરિચય પડવાથી જે પોતાને સ્વતઃ જ્ઞાન થયું હોય તે; વીતક; કહેલો-સાંભળેલો નહિ પરંતુ પોતાની જાતને થએલો જે ઉદ્બોધ તે; ઉપલંભ. ૨ અભ્યાસ; મહાવરો; ટેવ. ૩ ઉપભોગ. ૪ પ્રયોગ; અજમામ.

**અનુભવવું**, સ. ક્રિ. અનુભવ લેવો; કામ કરી જોવું; ભોગવવું; મહન કરવું; અજમામ લેવી; પોતાની જાતે જ્ઞાન મેળવવું; વેઠવું.

**અનુભવસિદ્ધ**, વિ. અનુભવથી પુરવાર થએલું; પોતાને જેની સ્વતઃ ખાતરી થએલી હોય એવું.

**અનુભવી**, વિ. જેને અનુભવ થએલો હોય એવું; અનુભવવાળું; ઘડાએલું; પાવરધું; જાણીતું થએલું. ૨ ડાહ્યું; જ્ઞાની; સમજું. ૩ નિષ્ણાત; કુશળ; ભોમીઉ.

**અનુભાવ**, પુ. (સં.) પ્રભાવ; મોટપ; મોટપણું; મહત્ત્વ. ૨ સત્તા, વિદ્યા કે પદવીથી પ્રાપ્ત થએલો જે અધિકાર તે. ૩ મુખ, નેત્ર, રોમાંચ વગેરેથી જણાતો જે રસનો આવિર્ભાવ તે; રસસૂચન.

**અનુભૂત**, વિ. (સં.) જેનો અનુભવ થયો હોય તે; જણાએલું; સમજાએલું; ઉપભોગ કરેલું; વીતેલું.

**અનુમત**, ન. (સં.) એકના મત સાથે બીજાનું મળતું આવેલું જે મત તે; કબુલ-મંજુર રાખવું તે. 'મંજોભ બધે વન લેખામાં

અનુવર્તન. ૨ વડીલોના ધંધામાં ને ધંધામાં આજીવિકા કર્યા કરવી તે.

**અનુશય,** પુ. (સં. અનુ+શી. ઉ.) અતિ દ્વેષ; લાંબું વેર. ૨ અનુતાપ; પસ્તાવો.

**અનુશાસન,** ન. (સં. અનુ+શાસ્ ઉ) અમલ કરવો તે; રાજ્ય ચલાવવું તે. ૨ આદેશ; આજ્ઞા. ૩ ઉપદેશ.

**અનુશીલન,** ન. (સં. અનુ+શીલન=અભ્યાસ) પુનઃ પુનઃ કર્યા કરવું તે; ફરીફરીને સેવા-ભક્તિ કર્યા કરવી તે; એકની એક વસ્તુનો ફરીફરીને અભ્યાસ કર્યા કરવો તે.

**અનુશોચન,** ન. (સં. અનુ+શુચ=શોક કરવો.) વારંવાર શોક કર્યા કરવો તે; શોક; ખરખરો. ૨ અનુતાપ, પશ્ચાતાપ.

**અનુષંગ,** પુ. (સં.) કરુણા; દયા. ૨ ભાવના; ઇચ્છા.

**અનુષંગી,** વિ. (સં.) સંબંધી; જોડાએલું; વળગેલું; વળગીને રહેતું હોય એવું. (આ દરેક શબ્દનો અનુષંગી છે.)

**અનુષ્ટુપ,** પુ. (સં.) આઠ આઠ અક્ષરનાં ચાર ચરણવાળો એક છંદ. (અનુષ્ટુપના દરેક ચરણમાં આઠ અક્ષર આવે છે તેમાં પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો ગુરુ હોવો જોઇએ. વળી પહેલા અને ત્રીજા ચરણના છેલ્લા ત્રણ અક્ષર ગુરુ અર્થાત્ મગણ અને બીજા તથા ચોથા ચરણના છેલ્લા ત્રણ અક્ષરમાં રગણ આવવો જોઇએ.)

**અનુષ્ઠાન,** ન. (સં. અનુ+સ્થા=ઉભા રહેવું ઉપરથી.) બેસીને બેસી રહી અમુક જાતની પૂજા-મંત્રના જાપ કે પ્રાર્થના કર્યા કરવી તે; અમુક કાર્ય સિદ્ધ કરવાને અમુક નિયમે સાધના કરવી તે; કાર્યકરણ; અનુશીલન; મહાવરો; અભ્યાસ; ચાલુને ચાલુ કર્યા કરવું તે.

**અનુષ્ણ,** (સં. અન્+ઉષ્ણ.) નહિ ઉનું, ટાઢું. ૨ ના. કમળ.

**અનુસંધાન** ન. (સં. અનુ+સમ્+ધૃ=ધારણ કરવું.) સાંધણ; સંબંધ; સંબંધપૂર્વક રચના. ૨ ધ્યાન; લક્ષ. (અમુક વસ્તુ જે અધુરી હોય કિંવા ન હોય તોપણ તેને લગતી બીજી બાબત તેને જોડવી-લગાડવી, બરોબર બેસતી આવે એમ કરવું તે.) લગાડવું જોડી દેવું તે; મેળવવું તે.

**અનુસરણ,** ન. (સં. અનુ+સૃ=સરવું.) અનુસરવું તે; પાછળ જવું તે; અનુસાર; અનુયાન.

**અનુસરવું,** સ. ક્રિ. પાછળ જવું; અમુકની માફક કરવું; વર્તવું.

**અનુસાર,** પુ. (સં.) અનુસરણ; અનુક્રમ. (પૂર્વજન્મ કર્મ અનુસાર, ઉત્તમ-મધ્યમ ભોગ સંસાર. અખો.)

**અનુસારી,** વિ. (સં.) અનુસરનાર; પાછળ જનાર; અનુયાયી.

**અનુસ્વાર,** પુ. (સં.) નાકદ્વારા થતો ઉચ્ચાર જે અક્ષરની ઉપર મીંડું મૂકીને બતાવવામાં આવે છે તે, અક્ષર ઉપર જે બિંદુ (મીંડું) મૂકવામાં આવે છે તે. (કેટલાક અનુનાસિક અક્ષરોના ઉચ્ચાર પણ અનુસ્વારથી બતાવાય છે.-દન્ત=દંત.)

**અનુહત,** વિ. (સં.) અટકે નહિ એવું; અનહદ; અખંડ; સળંગ.

**અનૂચ્ચ,** વિ. (સં.) ઉચ્ચ નહિ તે; નીચું; હલકું; નીચા કુળનું.

**અનૂઠું,** વિ. નવુંજ, અપૂર્વ.

**અનૂઢ,** વિ. (સં. અન્+ઊઢ=પરણેલું.) અવિવાહિત; નહિ પરણેલું; કુંવારું; છડું.

**અનૂઢા,** સ્ત્રી. (સં.) કુમારિકા; કન્યા; અવિવાહિતા.

**અનૂપ,** વિ. (સં.) જળપ્રાય; ભેજવાળું; જેમાં પાણી ઘણું હોય એવું. અનૂપદેશ=ભેજવાળો દેશ.

**અનૂરી,** સ્ત્રી. સીતાફળી.

**અનૂરૂ,** ન. ગીતાફળ. ૨ સૂર્યનો સારથિ; અરુણ.

પુણ્ય ને રાંધનારીને ધુમાડો=વસ્તુત: વસ્તુ જેની હોય તેને તેનો લાભ બીજાને તો ખાલી શ્રમ. અન્ન આહારે અને ઘી વ્યવહારે=ઘટતું હોય તેમ કાર્ય કરવું. અન્ન પારકું છે કઇ પેટ પારકું છે? =મફતનું હોય તોપણ ગજા પ્રમાણેજ ખવાય. અન્ન તેવો ઓડકાર=જેવું કાર્ય તેવું ફળ.

**અન્નકૂટ** (કોટ) જુઓ અનકૂટ.

**અન્નછત્ર,** ન. (સં. अन्न+सत्र ઉ.) વિદ્યાર્થીઓ, સંન્યાસીઓ, અપંગો, ગરીબો અને વટેમાર્ગુઓને ખાવાનું આપવાનું જે સ્થાન તે; સદાવ્રતશાળા; ધર્મશાળા.

**અન્નજળ,** ન. (સં. अन्न+जल.) દાણો પાણી; અન્નપાણી; અન્નોદક. ૨ નસીબ, ભાગ્ય; રજક. 'હવે તો જ્યાં અન્નજળ હશે ત્યાં જઇશું.' ગુ. જુ. વાર્તાઓ.

**અન્નદાતા,** પુ. (સં. अन्न+दातृ=આપનાર) અન્ન આપનાર; સ્વામી; શેઠ; ગુજરાનનાં સાધન મેળવી આપનાર; આશ્રય આપનાર; મદદગાર; પોષક; મુરબ્બી.

**અન્નદાન,** ન. (સં. अन्न+दा=આપવું ઉ.) અન્નનું દાન કરવું તે; ગરીબ, અપંગ અને નિરાધાર માણસોને ધન નહિ પરંતુ ખાવાને રાંધેલું કે વગર રાંધેલું અન્ન આપવું તે.

**અન્નદેવ,** પુ. (સં.) અન્નનો જે દેવ તે; અન્ન પોતેજ. (અન્ન એક અતિ ઉપયોગી વસ્તુ છે તેથી તેમજ તેમાં જીવન ચલાવવાની મોટી શક્તિ રહેલી છે તેથી તેને સાદું 'અન્ન' એમ નહિ પરંતુ માનાર્થે 'અન્નદેવ' કહેવામાં આવે છે.)

**અન્નદેવતા,** સ્ત્રી. (સં.) અન્નની અધિદેવતા; અન્નપૂર્ણા.

**અન્નપાણી,** ન. અન્નજળ; ખાવાપીવાનું; અન્નોદક. ૨ નસીબ; ભાગ્ય; સંચિત; નિર્માણ. અન્નપાણીના ઉધારા=અતિ દૈન્ય ૩ જોઇએ તેટલું ખાવાપીવાનું ન મળવું તે; કોરહ.

**અન્નપૂર્ણા,** સ્ત્રી. (સં. अन्न + पूर्णा=ભરનારી.) અન્ન પુરું પાડનારી દેવી; અન્ન ઓછું થાય નહિ અને તેની જોઇએ તેટલી ભરપૂરતા રહે એવું કરનારી એક દેવશક્તિ. (મોટાં જમણની રસોઇ આગળ કેટલાક શ્રદ્ધાળુઓ તે ખૂટે નહિ તે માટે 'અન્નપૂર્ણા' નો પાઠ કરાવે છે.)

**અન્નપ્રાશન,** ન (સં. अन्न+प्राशन.) બોટણુ; નાનાં છોકરાંને છટ્ઠે અથવા આઠમે મહીને પહેલવહેલું અન્ન ખવરાવવાનો જે સંસ્કાર તે. (ધર્મશાસ્ત્રો પ્રમાણે આર્યદ્વિજના છોકરાંને જે સોળ સંસ્કાર કરવાના કહ્યા છે તેમાં 'અન્નપ્રાશન' એ પણ એક સંસ્કાર છે.)

**અન્નમય,** વિ. (સં.) અન્નનું; અન્નથી બનેલું-ભરપુર; અન્ન એજ જેનું મૂળ અને આધાર હોય એવું. (શરીર.) ધાનીઉં.

**અન્નમયકોશ,** પુ. (સં. अन्नमय=માત્ર અન્નજ બીજું ન હોય તેવું+कोश=ભંડાર.) માત્ર અન્નથીજ બનેલો જે કોશ તે; સ્થૂલ દેહ; શરીર. (પચીકરણ કરનારાઓના મત પ્રમાણે આનંદમય, વિજ્ઞાનમય, મનોમય પ્રાણમય અને અન્નમય-કોશોથી શરીર બનેલું છે.)

**અન્નરસ,** પુ. (સં. अन्न+रस.) મોંઢામાં ચવાઇ તથા હોજરીમા અટવાઇ અન્નનો લા[illegible] જેવો જે પ્રવાહી [illegible] તે; [illegible] અન્નનું સત.

**અન્નવસ્ત્ર,** ન. (સં.) ખાવાનું તથા પહેરવાનું તે; અન્ન અને વસ્ત્ર તે; ભરણપોષણ ખોરાકીપોષાકી.

**અન્નવિકાર,** પુ. (સં. अन्न+विकार=બગાડ) અપચો; મુર્છા; પેટમાં ગએલું અન્ન નહિ પચતાં તેનો વિકાર થવો તે. ૨ ખાવાથી (અપચાથી) ઉત્પન્ન થએલો રોગ=માંદગી-એ-ગોની તે.

**અન્નાચ્છાદન,** ન. (સં.) રહેવા ખાવાનું જે સાધન તે; અન્ન અને ઘરનું જે સાધન તે.

**અન્નાશય,** પુ. (સં. अन्न+आशय=આધાર.) પેટ; ઉદર; જઠર; હોજરી. (જ્યાં અન્ન એકઠું થઈ પચે છે તે સ્થાન.)

**અન્નોદક**, ન. (સં. અન્ન+ઉદક ઉપરથી) અન્નજળ; ખાવું પીવું. 'અન્નોદક નિદ્રા નહિ, બેસવું ન સ્વપ્ન.' પ્રે. નળા. ૨ સંચિત; નિર્મિત; ભાગ્ય. 'અન્નોદક હશે ત્યાંસુધી રહીશું.' અન્નોદક ઉઠવાં=અન્ન પાણી નહિ લેવાવું; ભૂખથી મરી જવું; મરણનું ચિહ્ન જણાવું. ૨ અમુક સ્થળમાં રહેવાનો કાળ પુરો થવો; અમુક સ્થળ જ્યાં ગુજારો ચાલતો હોય ત્યાંથી ગુજારો બંધ થવાનાં ચિહ્ન જણાવાં.

**અન્ય**, વિ. (સં.) બીજું; અવર. ૨ જુદું; ભિન્ન; પર.

**અન્યગામી**, વિ. (સં.) બીજે ઠેકાણે જનાર; વ્યભિચારી. 'મૃધુપનું તર્જન અન્યગામી જાણી.' ક. વ.

**અન્યત્ર**, અ. અહીં તહીં; બીજે ઠેકાણે; અહીં કે બીજે કહીં. ૨ સિવાય; નહિતર.

**અન્યથા**, અ. (સં.) બીજી રીતે; જુદે પ્રકારે. ૨ આડું; ઉલટું; વિપરિત; ખોટું.

**અન્યભૃત**,(તા) પુ. સ્ત્રી. (સં. અન્ય=ભૃત=પાળેલું.) કોયલ; કોકિલા. (કોકિલા પોતાનાં ઇંડાં કાગડીના માળામાં મૂકી આવે છે. કાગડી તેને સેવે છે અને બચ્ચાંને ચેણુ પણ ખવરાવે છે. જ્યારે બચ્ચાં બોલે છે ત્યારે તે પોતાનાં નથી એમ જાણી તેમને કાઢી મૂકે છે માટે કોકિલા અન્યભૃત,' પરભૃત કહેવાય છે.)

**અન્યા**, પુ. અન્યાય; ગેરવાજબીપણું. ૨ સ્ત્રી. પરસ્ત્રી; બીજાની સ્ત્રી. (કાવ્યશાસ્ત્રમાં સ્ત્રીઓના ત્રણ ભેદ છે. સ્વીયા, અન્યા અને સામાન્યા.)

**અન્યાય**, પુ. (સં. અ+ન્યાય=ઇનસાફ) ન્યાય નહિ તે; ગેરઇનસાફ; અનીતિ; અધર્મ; દોષ; પાપ; વાંક; ગુનો; ગેરવાજબીપણું; ચાલુ રીતરિવાજ અને સત્યથી ઉલટું તે.

**અન્યાયી**, વિ. (સં.) અન્યાય કરનાર; અન્યાયે વર્તનાર; અપ્રમાણિક; અધાર્મિક; અયોગ્ય કર્મનો કરનાર.

**અન્યારી**, સ્ત્રી. બાળવાનાં લાકડાંની હેલ; લાકડાંની ગાડી.

**અન્યેપન્યે**, અ. એક અથવા બીજી રીતે; ગમે તે કોઇ પ્રકારે.

**અન્યોક્તિ**, સ્ત્રી. (સં. અન્ય+ઉક્તિ=કહેતી.) અન્યને ઉદ્દેશીને અમુકને કહેવું તે; અન્યને લઇ બોલવું અને અમુકને લાગુ પાડવું એવું જે વાણીનું ચાતુર્ય તે. ૨ હોય તેથી જુદું બોલવું તે. (સ્તુતિના શબ્દોમાં નિંદા અને નિંદાના શબ્દોમાં સ્તુતિ જેવી જે બોધક કહેતી કહેવી તે.)

**અન્યોન્ય**, વિ. (સં. અન્ય:+અન્ય.) પરસ્પર; એકમેક; ઇતરેતર; અરસપરસ. ૨ એક બીજાની શોભામાં કે દોષમાં પુરતી કરી આપે એવા અર્થનો એક અલંકાર. (સરોવરથી કમળ અને કમળથી સરોવર શોભે છે.)

**અન્યોન્યાધ્યાસ**, પુ. (સં) એક બીજાના ગુણનો એક બીજામાં આરોપ કરવો તે; એક બીજાના ગુણનો એક બીજામાં જે અધ્યાસ-ભ્રમ થવો તે.

**અન્વય**, પુ. (સં. અનુ+ઇ=જવું. ઉ.) એક પછી એકનો જે સંબંધ તે; કર્તા, કર્મ, વિશેષણ અને ક્રિયાપદનો જે સંબંધ બતાવવો તે. ૨ પ્રતિજ્ઞા અને અનુમાનનો જે નિયમસર સંબંધ તે. ૩ વંશ; કુળ; સંતતિ ૪ ધારણ; આશય; હેતુ. ૫ ભાવાર્થ; અર્થ; અભિપ્રાય; વૃત્તિ. અન્વય કરવો=અર્થ બેસાડવાને વ્યાકરણના નિયમ પ્રમાણે વાક્ય ગોઠવવું તે.

**અન્વયી**, વિ. (સં.) સંબંધ બતાવનાર; સંબંધ બેસાડનાર. ૨ વંશવાળું; વંશનું.

**અન્વાસન**, (સં. અનુ+આસ્=બેસવું ઉપરથી આસન.) ઉપાસના; પાસે બેસીને સેવા કરવી તે. ૨ પરતાવો; શોક કરવો; અનુશોચન; દીલગીરી બતાવવી તે. ૨ વિદ્યાર્થીઓનું સ્થાન.

**અન્વીક્ષણ**, ન. (સં અનુ+ઈક્ષણ=તપાસવું.) સમાલોચના; નિરીક્ષણ; અવલોકન કરવું તે

**અન્વેષ**, પુ. ( સં. અનુ+ઇષ્=) ખોળવું તે; શોધ. ૨ અનુસંધાન; સંબંધ.

**અન્વેષણ**, ન. (સં.) શોધન; તપાસ; ચોકશી; પડપૂછ. ૨ જિજ્ઞાસા. ૩ અનુસંધાન.

**અપ**, અ. (સં.) નીચે દૂર જુદું અને અનાદર વગેરે અર્થ દેખાડનારો ઉપસર્ગ.:-અપજશ; અપશબ્દ. ૨ વિ. હલકું; અધમ.

**અપઈ**, વિ. જાણીતું; સમજાય તેવું.

**અપકર્મ**, વિ. (સં.) નઠારૂં કામ; પાપકર્મ; અયોગ્ય કામ.

**અપકર્ષ**, પુ. ( સં. અપ+કર્ષ્=ખેંચવું. ) પાછા પડવું તે; અવનતિ; પડતી; ઘટ; ઓછપ.

**અપકાય**, ન. (સં. અપ+કાય=જળજંતુ.) પાણીમાંના જીવ; પોરા.

**અપકાર**, ( સં. અપ+કૃ=કરવું. ઉ. ) ગુણ ઉપર અવગુણ કરવો તે; જેણે સારૂં કર્યું હોય તેનુંજ બુરું કરવું તે; નુકસાન; હાનિ; દ્રોહ; અનુપકાર.

**અપકારક**, વિ. (સં.) અપકાર કરનાર; દ્રોહી; બુરું કરનાર; ગુણ ઉપર અવગુણ કરનાર.

**અપકીર્ત્તિ**, સ્ત્રી. ( સં. અપ+કીર્ત્તિ. ) અપયશ; અકીર્ત્તિ; બેઆબરૂ; બદનામી.

**અપકૃત્ય**, ન. (સં.) ખોટું કામ; નુકસાન; બુરું.

**અપકૃષ્ટ**, વિ. (સં.) પાછું પડેલું; ઉતરી ગએલું; અધમ; નિકૃષ્ટ; અશેષ; કુત્સિત. ૨ પાપ.

**અપક્વ**, વિ. (સં.) નહિ પાકેલું; કાચું.

**અપક્વતા**, સ્ત્રી. (સં.) કાચાપણું; કચાશ.

**અપક્ષ**, વિ. (સં.) પાંખ વગરનું; જેને કોઇનો પક્ષ ન હોય તેવું; સહાય વગરનું; એકલવાયું.

**અપક્ષપાત**, પુ. (સં.) પક્ષપાત નહિ તે; અપક્ષપણું; સમભાવ; નિષ્પક્ષપાત.

**અપગા**, સ્ત્રી. (સં.) નદી; સરિતા. (આ શબ્દ છેકે કોશમાં છે. ) સુર+અપગા=સુરાપગા=દેવનદી. ' રૂપાળી કન્યા રમતી હતી ત્યે, સુરાપગા સૈકતને તટે.'

**અપઘાત**, પુ. (સં.) અકાળમૃત્યુ; કમોત; કજા; ખરાબ રીતે ઘાત થવો તે; નહિ મરણે મરણ થવું તે; અકસ્માતથી જે અકાળ મરણ થાય તે.

**અપચાર**, પુ. ( સં. અપ+ચર્=ચાલવું. ઉ. ) અયોગ્ય રીતે ચાલવું તે; આડે રસ્તે-દુરાચારે વર્તવું તે; અહિત આચરણ. ખાવાપીવામાં પથ્ય ન પાળવું તે.

**અપચિહ્ન**, ન. (સં.) નઠારાં ચિહ્ન; અપલક્ષણ. ૨ મરણનાં ચિહ્ન; ચેવટનાં ચિહ્ન; ખોડનાં નિશાન.

**અપચો**, પુ. ( સં. અ+પચ્=પચવું. ) અજીરણ; ખાધેલું પચી ગયું ન હોય એવી જે સ્થિતિ તે. ૨ પેટમાં ભાર હોવો તે; ખાધેલો અને પેટમાં ગએલો ખોરાક નહિ પચી જતાં એમને એમ રહ્યો હોય અને તેને લીધે જે રોગ ઉત્પન્ન થયો હોય તે.

**અપચ્છાય**, ( સં. અપ+છાયા=જેની છાયા-ઓળો જતો રહેલો હોય એવું.) પુ. દેવ; ઉપદેવ વગેરે. ૨ વિ. નઠારી છાયાવાળું=ભૂત પ્રેત વગેરે.

**અપછરા**, જુઓ અપ્સરા.

**અપજય**, પુ. (સં.) જય નહિ તે; પરાજય; પરાભવ; હાર.

**અપજશ**, પુ. ( સં. અપ+યશ ) અકીર્તિ. અપયશ. જશ ન મળવો તે. બેઆબરૂ થવી તે

**અપજશીઉં**, વિ. અપજશ આપનાર; જેમાંથી જશ મળે એમ ન હોય એવું નઠારૂં. (અપજશ તેમજ કામ.)

**અપટુ**, વિ. ( સં. અ+પટુ=ચતુર. ) અચતુર; સમજણવગરનું; અજાણ્યું; કાચું.

**અપર**, અ. ... ; ... ; ... ; નિરંતર; ... ૨ ના. ... ; ...

**અપર**, ... ; ... ; ... ... ... ... .

**અપટુ**, વિ. (સં.) પટુ–ચતુર–હોશિઆર નહિ તે; અકુશળ-ચંચળ નહિ તે; સમજ વગરનું. ૨ સહેલું નહિ તે; પટુતા રહિત.

**અપટુતા**, સ્ત્રી. (સં.) પટુતા–ચતુરાઇ–ચંચળાઈ નહિ તે; મુશકેલી; કઠિનતા. ૨ અનાવડ; બોથડપણું.

**અપઢ**, વિ. (સં.) અભણ; નહિ ભણેલું; મૂર્ખ; લખતાં વાંચતાં ન આવડતું હોય તે.

**અપત**, વિ. બહુજ નાનું; કંઇ પણ સમજે નહિ એવું. :–અપતબાળક.

**અપતિવ્રતા**, સ્ત્રી. (સં) પતિવ્રતા નહિ તે; પતિની સેવા નહિ કરનારી સ્ત્રી; નઠારી સ્ત્રી. ૨ વ્યભિચારિણી; પુંશ્ચલી.

**અપતીજ**, સ્ત્રી. ( સં. અ+પ્રતીતિ. ) અવિશ્વાસ; ખાતરી નહિ તે; અધીરાઈ.

**અપત્ય**, ન. ( સં. અ=નહિ પત્=પડવું. ઉ. ) છોકરૂં; સંતાન; બાળક; સંતતિ.

**અપથ**, પુ. ( સં. અ+પથ=માર્ગ. ) કુમાર્ગ; નઠારો રસ્તો; અનીતિનો માર્ગ.

**અપથગામી**, વિ. (સં.) કુમાર્ગે જનાર; કુમાર્ગી. અનીતિને રસ્તે જનાર. ૨ અન્યાયી; અયોગ્ય કર્મ કરનાર

**અપથ્ય**, વિ. (સં.) પથ્ય નહિ તે; ગમતું નહિ તે; હિતકર નહિ તે; મનગમતું નહિ તે; અવગુણ કરે એવું હોય તે; અહિત; રોગ ઉત્પન્ન કરે એવું, અથવા જે રોગ થએલો હોય તેને વધારે એવું.

**અપદાર્થ**, પુ (સં. અ=નહિ પદ=શબ્દ અર્થ=અર્થ.) જેનો કંઈ અર્થ ન હોય એવું, વસ્તુતાએ કંઈ ન હોવું તે; અભાવ ( ન્યાય શાસ્ત્રમાં.) ન્યાયનો ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ વિશેષ, ૬ સમવાય અને ૭ અભાવ, એ સાત પદાર્થમાં નહિ એવું.

**અપદેશ**, પુ. ( સં. અપ=નીચે દિશ્=જેવું ઉપરથી દેશ. ) બહાનું; મિષ; નિમિત્ત; છળ; વેશ બદલીને ગુપ્ત રહેવું તે. ૨ યુક્તિ. ૩ ખરાબ દેશ.

**અપધ્વંસ**, પુ. (સં.) ઉતરી પડવું તે; નાશ; પાત; અધોગતિ.

**અપદ્વાર**, ન. (સં.) પાછલું બારણું; ગુપ્ત દ્વાર. ૨ મળનો ઉત્સર્ગ કરવાનું જે દ્વાર તે; ગાંડ.

**અપભ્રંશ**, (સં. અપ+ભ્રંશ્. ઉ. ) પડી ગએલી–અશુદ્ધ થઈ ગએલી ભાષા; બાળભાષા–પ્રાકૃત ભાષા. ૨ અશુદ્ધ શબ્દ અથવા ભાષા તે.

**અપભ્રષ્ટ**, વિ. (સં.) પડેલું; વિકૃત થએલું 'અપભ્રષ્ટ શબ્દ=વિકૃત શબ્દ. મૂળ શબ્દમાંથી રૂપાંતર પામીને થએલો શબ્દ.

**અપમાન**, ન. ( અપ=નીચે+મન્=વિચારવું, ઉપરથી માન. ) માન નહિ તે; અનાદર; અપ્રતિષ્ઠા; અવજ્ઞા; પરિહાર; તિરસ્કાર; ધિક્કાર. અપમાન કરવું=માન નહિ આપવું; તિરસ્કાર કરવો. અપમાન લગાડવું=અમુક વસ્તુ કિંવા વાતને હીણું લાગે એમ કરવું.

**અપમાર્ગ**, પુ. (સં. અપ+મૃજ્ ઉ.) સાફ કરવું તે; માંજવું તે; માર્જન. (અપ માર્ગ. ઉ) અધમ માર્ગ; અવળો રસ્તો; કુમાર્ગ.

**અપમૃત્યુ**, ન. ( સં. અપ=નઠારૂં મૃત્યુ=મરણ. ) અકાળ મરણ; કમોત; અકસ્માતથી થએલું મરણ. ( બુડી જવાથી, પડી જવાથી, હથિઆરનો જખમ થવાથી અથવા બીજી ખરાબ રીતે જે મરણ થયું હોય તે. )

'' **અપયશ**, પુ. (સં.) અપકીર્તિ; અપજશ; ફજેતી; નામોશી; ખોટું બોલાવું તે.

'' **અપર**, વિ. (સં) ભિન્ન; બીજું. ૨ પાછલું; પાછલો ભાગ:–'અપરરાત્ર'=પાછલી રાત. 'પૂર્વાપર' આગલું પાછલું. ૩ પછીનું. ૪ ઓરમાન–મા:–' અપર કહે અભાગણી કેરા, સુખ ઇચ્છો તો વન જાઓ વીરા.' ધ્રુવાખ્યાન

**અપરઉદર**, ન. (સં.અપર=બીજીનું ઉદર=પેટ, ગર્ભસ્થાન. ) ઓરમાન'' માતાનું જે પેટ તે; ઓરમાયું; ગાવડાં.–' લોક' કથન માચાં કે, અપર ઉદરમાં ન હોય નેહ કશો, જો હોય માડીજાયો 'બંધુ તો તે રહે ન આમ' ઉભો.'

**અપરંચ**, વિ. ( સં. अपरञ्च–બીજું–વિશેષ. ) બીજું એ કે; વળી કે, પણ, વિશેષ એ છે કે (કાગળ પત્તરમાં) 'અપરંચ એજ લખ્યા કારણ છે, સહુ ગુણ નિધિમાં સુણ્યા હરિરે.' રૂક્મિણી વિવાહ.

**અપરત્ર**, અ. (સં.) બીજે કોઇ ઠેકાણે; અન્યત્ર.

**અપરપાઠ**, પુ. ( સં. अपर=પાઠ=અભ્યાસ. ) અધ્યયન ઉપરાંતનું જે વાચન તે.

**અપરમા**, સ્ત્રી. ( સ. अपर=બીજી+माता–મા) ઓરમાન મા; શાવકી મા. 'પ્રથમ પ્રણામ અપર માને, જેણે ભેટાડ્યા શ્રીપત્ય.' સુવાખ્યાન.

**અપરંપાર**, વિ. પાર વિનાનું; અપાર; બહુજ; અનંત; પુષ્કળ; બેહદ; જેનો પાર પમાય નહિ–જેનો છેડો આવે નહિ એવું.

**અપરરાત્ર**, સ્ત્રી. (સં.) પાછલી રાત; મળસકું; મોટું પરોઢીઉં.

**અપરસ્વસ્તિક**, પુ. (સં.) દિગંતમાંની લીટીનું પશ્ચિમ તરફનું જે બિંદુ તે.

**અપરાજિત**, વિ. (સં. अ+परा+जि=જીતવું.) નહિ હારેલું; નહિ જીતાએલું; પરાભવ પામ્યું ન હોય એવું; અજિત. ૨ વિષ્ણુ. ૩ શિવ. ૪ એક ઋષિનું નામ.

**અપરાજિતા**, સ્ત્રી. (સં.) એક દેવી; જેને કોઇ જીત્યું ન હોય એવી દેવશક્તિ

**અપરાધ**, પુ. (સં. अप+राध् ઉ.) આજ્ઞાનો ભંગ કરવો તે; ઉલ્લંઘન. ૨ દોષ; વાંક. ૩ ગુનો; પાપ; તકસીર.

**અપરાધણ**, સ્ત્રી. અપરાધ કરનારી; તકસીરવાર; ગુનેગાર; પાપિણી. 'હું અપરાધણ હરખે હણાઇ.' પ્રેમાનંદ.

**અપરાધી**, વિ. (સં.) ગુનેગાર; તકસીરવાર; સજાવાર. ૨ દોષી; વાંકમાં આવેલું. ૩ પાપી.

**અપરાધીનતા**, સ્ત્રી. (સં. अ+पराधीनता ઉ) પરાધીનતા નહિ એવી જે સ્થિતિ તે; અપરવશતા; સ્વાધીનતા. ૨ ( अपर+अधीनता ઉ.) બીજાને વશ–તાબેદાર રહેવાપણું; પરાધીનતા.

**અપરાહ્ન**, પુ. (સં. अपर=પાછલો + अहन्=દિવસ.) પાછલો પહોર; સાંજનો વખત; દિવસનો પાછલો ભાગ; ત્રીજા પહોરનો જે વખત તે.

**અપરિગ્રહ**, પુ. (સં.) પરિગ્રહ ન હોય તે; સંન્યાસી; પરિવ્રાજક. ૨ કોઇની પાસેથી દાનમાં કંઇ નહિ લેવું તે; દાનત્યાગ.

**અપરિચિત**, વિ. (સં.) નહિ પરિચિત તે; અજાણ્યું; પરિચયવાળું નહિ તે.

**અપરિચ્છિન્ન**, વિ. (સં.) જેના ભાગ પડેલા ન હોય એવું; ઇયત્તા રહિત; પરિચ્છિન્ન નહિ તે.

**અપરિમિત**, વિ. (સં.) નહિ પરિમિત; અમાપ; બેહદ.

**અપરીક્ષિત**, વિ. (સં. अ+परि+ईक्ष्=જોવું.) નહિ પારખેલું; જેની પરીક્ષા કરેલી ન હોય એવું.

**અપરોક્ષ**, વિ.(સં.) આંખથી દૂર નહિ તેવું; પ્રત્યક્ષ; સન્મુખ; સામું; હાજર; આંખ આગળ.

**અપર્યાપ્ત**, વિ. (સં. अ=નહિ परि+आप्=એકઠું કરવું.) અસીમ; અત્યંત; ઘણુંજ; બેશુમાર.

**અપલક્ષણ**, ન. ( સં. अप+लक्षण. ) સારૂં લક્ષણ નહિ તે; દુર્ગુણ; ચાંદવું; દોષ; ગેરરીત; કલક્ષણ.

**અપલક્ષણું**, વિ. અપલક્ષણવાળું; અટકચાળું; ચાંદવું; દુર્ગુણી. ૨ અશુભસૂચક ચિહ્નવાળું; એબવાળું. (અપલક્ષણું ઘોડું.)

**અપલ્યા**, સ્ત્રી. (સં. अ+पल=માંસ. ઉ.) દુબળી અશક્ત નિર્માલ્ય સ્ત્રી. ૨ ગંદી ફુવડ.

**અપવર્ગ**, પુ. (સં. अप+वृज्=જવું. ઉ.) અંત આવી જવો તે; પુરૂં થઇ જવું; સમાપ્તિ. ૨ મુક્તિ; મોક્ષ. 'કર્મતણું ફળ છે જે સ્વર્ગ, ફરીએ નવ દે અપવર્ગ.' ૧

**અપવાદ**, પુ. (સં. अप+वद्=બોલવું ઉ.) મોટા આક્ષેપનું ખંડન કરી નાંખવું તે; રદીઓ; જવાબ; પરિવાદ; તોડ. ૨ આળ ચટાવવું તે; દોષારોપ. ૩ નિંદા; અપકીર્તિ કરવી તે; અપમાન; બદનામી.

**અપવાદી**, વિ. ખોટી રીતે વાદ ચલાવનાર. ૨ અસત્યવાદી; જુઠું; વિતંડવાદી.

**અપવાસ**, પુ. જુઓ ઉપવાસ.

**અપવાસણ**, જુઓ ઉપવાસણ.

**અપવાસી**, જુઓ ઉપવાસી.

**અપવિત્ર**, વિ. (સં. अ+पवित्र पू=પવિત્ર કરવું.) પવિત્રતારહિત; અશુદ્ધ; નાપાક. ૨ મલિન; દૂષિત.

**અપવિત્રતા**, સ્ત્રી. (સં.) અશુદ્ધિ; અસ્વચ્છતા; પવિત્રપણું નહિ તે.

**અપવિત્રાઈ**, સ્ત્રી. અશુદ્ધાઇ; અશુચિતા; અસ્વચ્છતા; મલિનતા.

**અપવિત્રપણું**, જુઓ અપવિત્રતા.

**અપવિધ્ય**, પુ. (સં.) ધર્મશાસ્ત્રોમાં જે બાર જાતના પુત્રો કહેલા છે તેમાંનો એક; કોઇએ તજી દીધેલો અને કોઇએ ઉછેરેલો જે છોકરો તે.

**અપવ્યય**, પુ. (સં. अप+व्यय=ખરચ.) અયોગ્ય ખરચ; ગેરવાજબી ખરચ; ખોટી રીતે ખરચ કરી નાંખવું તે; ગેરવાપર.

**અપશબ્દ**, પુ. (સં. अप+शब्द=શબ્દ.) અશાસ્ત્રીય શબ્દ; અપભ્રંશ. ૨ ગાળ; અઘટિત શબ્દ; ભુંડાબોલું; નિંદા વચન; મહેણાં મારવાં તે. :—પ્રતિ ઉત્તર દે ન કેશવ, અપશબ્દો શિશુપાળ બો વદે, જ્યમ જંબુકને ન દે પણ, મૃગરાજ ઘનને જવાબ દે.' સ્વ. વત્સલ. અપશબ્દ બોલવો=ગાળ ભાંડવી, ભુંડું બોલવું.

**અપશુકન**, પુ. (ફા. શગુન=એક પંખી. આ પંખીનું સામે આવવું સારું ગણાય છે તે ઉપરથી=શુકન શબ્દ થએલો છે.) અશુભ ચિહ્ન તે; વિપરીત નિમિત્ત તે. અપશુકન કરવા= શુભ કામ કરવા જનારને અશુભ ચિહ્ન દેખાડવાં તે. અપશુકન થવા=ખોટાં ચિહ્ન જણાવાં. ખોડી બિલાડી અપશુકનમાંથી ન જાય=ભુંડું ભુંડાનો ભાવ ભજવેજ.

**અપશુકનિઆળ**, વિ. અશુભ ચિહ્નવાળું; જેનાથી અશુભ જણાએલું હોય અથવા જેનાથી અશુભ થતું હોય એવાં અપશુકની ચિહ્નથી અંકિત; અમંગળ; અભદ્ર; અશુભ.

**અપસવ્ય**, વિ. (સં.) જમણું. ૨ ઉલટું; વિપરીત; પ્રતિકૂલ. અપસવ્ય કરવું=શ્રાદ્ધ વગેરે કેટલીક ક્રિયાઓ કરતાં અપસવ્ય કરવું એટલે ડાબે ખભે જે જનોઇ હોય તે જમણે ખભે ફેરવવી. સવ્ય-અપસવ્ય કરી નાંખવું=ઉલટું-સુલટું કરી નાંખવું; ઉંધુંછતું કરી નાંખવું.

**અપસ્માર**, પુ. (સં.) વાયુનો એક રોગ; મૃગી; તાણનો રોગ; વાઈ; ફેફરું; 'હિસ્ટીરિઆ.'

**અપહરણ**, ન. (સં. अप+हृ=हर्=લઇ જવું.) નસાડી જવું તે; ચોરી જવું તે. (અણસમજું માણસને ફોસલાવી અથવા લલચાવી નસાડી લઇ જવું તે.) કાઢી લઇ જવું તે.

**અપહાર**, પુ. અપહરણ; છીનવી લેવું તે; ઉડાવી જવું તે; ખરચ કરી નાંખવું તે; અપચય.

**અપહ્નુતિ**, સ્ત્રી. (સં. अप+ह्नु=છુપાવવું.) જાણીતું હોય તે છુપાવી રાખવું તે; અપલાપ; જાણેલું છુપાવવું તે. ૨ આ નામનો એક અર્થાલંકાર. જેમાં એક વાત છુપાવી અને બીજીનો ધ્વનિ કરાય તે. પ્રકૃતનો નિષેધ કરી અન્યનું સાધન કરવું તેનું નામ અપહ્નુતિ અલંકાર. 'તમે જેને ચંદ્ર કહો છો તે તો ચંદ્ર નહિ પરંતુ વ્યોમગંગાનું કમળ છે.' નિષેધ કરવો તે; જાણવામાં છતાં છુપાવવું તે; ચૂકવણી; ઉડામણી.

**અપંગ**, વિ. એક અથવા વધારે અંગોની જેને ખોડ હોય તેવું. (પગની ખોડવાળું તે 'લુલું' અપંગ. કાનની ખોડવાળું તે બહેરું, આંધળું, મુંગું વગેરે.) ખોડીલું-ખોડવાળું; હીનાંગ.

**અપંચીકૃત**, વિ. (સં.) પંચીકૃત નહિ તે; પંચમહાભૂતમાં વહેંચી નાંખેલું નહિ એવું; પંચતત્વવાળું; સ્થૂલ. (શરીરાદિ.)

**અપંડિત**, વિ. (સં.) 'પંડિત' નહિ તે; નહિ ભણેલો; અવિદ્વાન; મૂર્ખ; અભણ

**અપંડિતતા**, સ્ત્રી. (સં.) પંડિતપણું નહિ તે; અકુશળતા; અનાવડ.

**અપંથ**, પુ. (સં.) કુમાર્ગ; અવળો રસ્તો. ૨ અનીતિ.

**અપાકરણ**, ન. (સં. अप+कृ=કરવું. ઉ) દૂર કરવું તે; નિરાકરણ; ખસેડવું તે; વેગળું કરવું તે; નાંખી દેવું તે. દેવું અદા કરી દેવું તે; ઋણ ઉતારવું તે.

**અપાટવ**, (સં.) અકૌશલ્ય; અકુશળતા; કાર્ય કરવાની ઝડપ–ચતુરાઈ નહિ તે; અચંચળાઈ; જડતા; અનાવડ.

**અપાતકી**, (સં. अ=નહિ पातकी=પાપી.) પાતકી નહિ તે; જેણે પાતક કર્યું ન હોય એવું; નિર્દોષ.

**અપાત્ર**, વિ. (સં.) પાત્ર નહિ તે; કુપાત્ર; અસત્પાત્ર; ગુણહીન; જેનામાં પાત્રતા–યોગ્યતા ન હોય એવું.

**અપાદાન**, (સં. अप+आ+दा=આપવું) પાંચમી વિભક્તિનું કારક. (વ્યાકરણ.) ઓછુંવત્તું બતાવનારો પચમી વિભક્તિનો જે અર્થ તે.

**અપાન**, (સં. अप+अन्=શ્વાસ લેવો.) શરીરના નીચલા ભાગમાં રહેલો વાયુ; પાદ. શરીરમાં પાંચ જાતના વાયુઓ છે તેમાંનો અધઃસંચારી વાયુ. (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાનમાંનો મળાશય તરફનો વાયુ)

**અપાપ**, વિ (સં.) નિષ્પાપ; પાપ રહિત.

**અપામાર્ગ**, પુ. (સં.) અંઘેડો; એક જાતનું ઝાડ; વનસ્પતિ.

**અપાય**, પુ. (સં. अप+इ=જવું. ઉ.) જતું રહેવું તે; અપગમન; અદૃશ્ય થવું તે; અક્ષેપ. ૨ છૂટું પડવું તે; વિજોગ; વિશ્લેષ. ૩ દુઃખ, પીડા; સંતાપ. ૪ ગેરલાભ; હાનિ; નાશ. ૫ અનિષ્ટના કારણરૂપ જે સંબંધ તે; ઉપાયથી ઉલટું તે.

**અપાયી**, વિ. (સં.) અપાય કરનાર; અપાયવાળું.

**અપાર**, વિ. (સં. अ+पृ=ભરવું. ઉ.) જેનો પાર–છેડો ન હોય તેવું; પાર વિનાનું; અત્યંત; ઘણું.

**અપારદર્શક**, વિ. (અ+પારદર્શક.) જેમાંથી આરપાર દેખાય નહિ એવું; નહિ પારદર્શક તે; જેમાં થઈને દૃષ્ટિ જઈ શકે નહિ એવું; મલિન; અસ્વચ્છ; આંધળું. :– આંધળાકાચ=અપારદર્શક કાચ.

**અપાવવું**, સ. ક્રિ પ્રે. આપે એમ કરવું, દેવરાવવું.

**અપાશરો**, (ભરો) પુ. (સં. उपाश्रय ઉપરથી) જૈનોનું એક ધાર્મિક સ્થાન; ગોરજીઓને રહેવાનો જે આશ્રમ તે. અપાશરે દીવો=અશક્ય અને અસંભવિત ભાવ દેખાડવાને આમ કહેવાય છે. (દીવામાં પડીને જીવજંતુ મરે અને અહિંસા પરમો ધર્મ એ પ્રધાનસિદ્ધાંતના ધર્માલયમાં તેમ થાય તે યુક્ત ન કહેવાય તેથી અપાશરામાં કદી પણ દીવો કરવામાં આવતો નથી તે પરથી આ કહેવત ચાલેલી છે.)

**અપાંગ**, ન. (સં.) આંખનો ખૂણો; નેત્ર પ્રાંત. ૨ તિલક; ટીલું. 'કમળ કુસુમ ચઢાવ્યું, અપાંગ મૃગમય કરાવ્યું કેસરનું.' પ્રેમાનંદ.

**અપાંગનેત્ર**, ન. (સં.) અણીઆળી–લાંબી રૂપાળી આંખો.

**અપાંગદર્શન**, ન (સં.) કટાક્ષ; તિર્ષ્ણું જોવું તે; આંખના એક ખૂણા તરફથી જોવું તે.

**અપિ**, અ. (સં.) પણ; અને; વળી.

**અપિ ચ**, અ. (સં.) વળી પણ; વળી; એમજ.

**અપીલ**, સ્ત્રી. (અં. Appeal.) નીચલી અદાલતના ચુકાદા ઉપર ફરીને વિચાર

ઉપલી અદાલતને જે અરજ કરવી તે; અરજ. ૨ ખરેખરી બાબત રજુ કરી યોગ્ય લાગે તેમ કરવાની લોકોને જે વિનંતી કરવી તે.

**અપીલકોર્ટ,** સ્ત્રી. (અં. Appeal Court) વડી અદાલત; અપીલ સાંભળનારી અદાલત.

**અપુચ્છ,** વિ. (સં. અ=નહિ+પુચ્છ=પુછડું.) પુછડું ન હોય તેવું; બાંડું; પુચ્છરહિત.

**અપુત્ર,** વિ. (સં. અ=નહિ+પુત્ર=છોકરો) પુત્ર વગરનું; વાંઝીઉં; જેને છોકરો ન હોય તે.

**અપુષ્પ,** વિ. (સં.) જેને ફૂલ થતાં નથી એવી; (વનસ્પતિ.) ફૂલ રહિત; વગર ફૂલનું.

**અપૂજ્ય,** વિ. (સં.) પૂજવાને યોગ્ય નહિ તે; નહિ પૂજવા યોગ્ય.

**અપૂપ,** ન. (સં.) પુરી; ગોટલી; માલ પુઓ. 'વહી જાતું વેગળી અપૂપમાં.' પ્રા. કા.

**અપૂર્ણ,** વિ. (સં.) પૂર્ણ નહિ તે; અધુરૂં; ઓછું; કમ.

**અપૂર્ણકાળ,** પુ. (સં) પૂર્ણકાળ નહિ તે; (વ્યાકરણમાં) અધુરો કાળ દેખાડવાની જે રીત તે. અપૂર્ણ ભૂતકાળ વગેરે.

**અપૂર્ણતા,** સ્ત્રી. (સં) પૂર્ણતા નહિ તે; અધુરાપણું; ઓછપ; ન્યૂનતા; ખૂટ.

**અપૂર્ણબીજ,** ન. (સં.) અક્ષરગણિતમાના અપૂર્ણ રકમ બતાવનારા જે અક્ષરો તે.

**અપૂર્ણાંક,** પુ. (સં.) અપૂર્ણ અંકથી હિસાબ ગણવાની ગણિતશાસ્ત્રની એક રીત તે. ૨ પૂર્ણ અંક-આંકડો નહિ તે; આખા આંકડાના જે નાના વિધ ભાગો તે-૧/૨, ૧/૩, ૧/૪, ૧/૫ વગેરે. (એ અને તેની ઉપરના ભાગને દશાંશ કહે છે.)

**અપૂર્વ,** વિ. (સં. અ+પૂર્વ.) આગળ-પૂર્વે નહિ બનેલું એવું; પૂર્વે કદી નહિ જાણ્યએલું; અવનવું; અસાધારણ; નવું. ૨ ચમત્કારી; અદ્ભુત.

**અપૂર્વતા,** સ્ત્રી. નવીનતા; નવાઈ; અદ્ભુતતા; અવનવાપણું. ૨ વિચિત્રતા.

**અપૂશ,** સ્ત્રી. થકવી નાંખવું તે; પાણી ઉતરાવવું તે; દૂશ.

**અપોશાન,** ન. (સં.) ભોજનને આરંભે અને અંતે જે આચમન કરવું તે. (નર્મ.)

**અપેક્ષા,** સ્ત્રી. (સં. અપ+ઈક્ષ્=જેવું.૯.) આશા રાખવી તે; ઇચ્છા રાખવી તે; રાહ જેવી તે; આશા; ઉમેદ. ૨ ગરજ; પરવા; અગત્ય.

**અપેક્ષિત,** વિ. (સં.) અપેક્ષાવાળું; ઇચ્છા રાખતું હોય એવું. ૨ જરૂરવાળું; ગરજાઉ.

**અપેક્ષ્ય,** વિ. (સં.) અપેક્ષા કરવાને યોગ્ય; ઇચ્છવા યોગ્ય.

**અપેખ,** વિ. ન દેખાય એવું; અજાણ્યું.

**અપ્પટ,** (અપટ) અ. નિત્ય; રોજને રોજ; પ્રતિદિવસ; હંમેશ. ૨ ક્રમઆફત; બેનફ્રેફ. (નર્મ.)

**અપ્પાસં,** પુ. ઉપવાસ, ભૂખ્યા રહેવું તે; 'અપ્પાસીને ઘેર ઢોકળાં.'

**અપ્રકટ,** વિ. (અ=નહિ પ્ર+કટ=આજ્ઞુ.) પ્રકટ નહિ તે; ખુલ્લું-જાહેર નહિ તે; ગુપ્ત; છુપું; છાનું; અવ્યક્ત.

**અપ્રકૃત,** વિ. (સં.) ચાલુ બાબત સાથે જેને સંબંધ ન હોય એવું; અપ્રાસંગિક; ચાલતા વિષયને જેની સાથે કંઇ લાગતું વળગતું ન હોય એવું; અડફાઉ

**અપ્રગલ્ભ,** વિ. (સં.) નહિ પ્રગલ્ભ; નમ્ર; શરમાળ; હલેતું. ૨ અપાવરધું.

**અપ્રજ,** વિ. (સં). પ્રજા વગરનું; વાંઝીઉં.

**અપ્રણીત,** વિ. (સં) નહિ પ્રણીત તે; જેને સંસ્કારો કરવામાં ન આવ્યા હોય એવું.

**અપ્રતિકૂલ,** વિ. (સં.) પ્રતિકૂલ નહિ તે; અનુકૂલ; પસંદ પડતું; ગમતું; ગોઠતું.

**અપ્રતિભટ,** પુ. (સં.) જેના જેવો બીજો ભટ ન હોય એવો જે ભટ-યોદ્ધો તે; અજિતયોદ્ધો.

**અપ્રતિમ,** વિ. (સં. અ નહિ પ્રતિ+મા=માપવું. ઉ) નિરૂપમ; અનુપમ; અપૂર્વ. (જેના જેવું બીજું હોય નહિ એવું.) સર્વોત્તમ.

**અપ્રતિષેધ**, પુ. (સં.) પ્રતિષેધ નહિ તે; જેનો અટકાવ કરેલો ન હોય એવું તે.

**અપ્રતિષ્ઠા**, સ્ત્રી. (સં. अ+प्रति+स्था=ઉભા રહેવું.) પ્રતિષ્ઠા નહિ તે; અપમાન; બેઆબરૂ; ફજેતી; નામોસી.

**અપ્રતિહત**, વિ. (સં.) નહિ પ્રતિહત–અટકાવેલું તે; ન અટકાવી અથવા સામેથી હણી શકાય એવું; વગર અટકાવે ચાલુ રહેલું.

**અપ્રતીતિ**, સ્ત્રી. (સં. अ+प्रतीति=ભરોસો.) અણુપતીજ; ખાતરી નહિ તે; અવિશ્વાસ.

**અપ્રતીજ** }
**અપ્રતીત** } અણુપતીજ.

**અપ્રત્યક્ષ**, વિ. (સં.) પ્રત્યક્ષ નહિ તે; ઈંદ્રિયોથી જણાય નહિ એવું; ગેરહાજર.

**અપ્રત્યય**, પુ. (સં) અવિશ્વાસ; સંશય; વહેમ.

**અપ્રધાન**, વિ. (સં. अ+प्र+धा=મૂકવું प्रधान=મુખ્ય.) મુખ્ય નહિ તે; ગૌણ; બહુ જરૂરનું નહિ એવું.

**અપ્રમાણ**, વિ. (સં. अ+प्र+मा=માપવું. ઉ.) પ્રમાણરહિત; અમાપ; અતોલ. ૨ પુરાવા વગરનું; જેને સાબીતી ન હોય એવું; અસત્ય; ખોટું. ૩ આધારરહિત; ટેકા વગરનું; ધર્મશાસ્ત્રથી જે પુરવાર ન થતું હોય તે; મુદ્દા વગરનું; જેને માટે કંઇ દાખલાદલીલો મળતી ન હોય તે; અમાન્ય; મિથ્યા.

**અપ્રમાણિક**, (અપ્રામાણિક) વિ. (સં.) નહિ પ્રમાણવાળું; પ્રમાણિક નહિ તે; જેની ઉપર વિશ્વાસ રખાય નહિ એવું; દગલબાજ; બેઈમાન; લુચ્ચું; દગાખોર, બેવચની; જેની સાખ ન હોય એવું.

**અપ્રમાણિકતા**, સ્ત્રી. બેઇમાની; લુચ્ચાઈ; કહેવું–દેખાડવું કંઇ અને કરવું કંઇ તે; જુઠ; દગલબાજી; કુટિલતા; દગાઇ.

**અપ્રમાણિકપણું**, ન. બેઇમાની; અપ્રામાણિકતા.

**અપ્રમાદ**, પુ. (સં.) પ્રમાદ નહિ તે; પ્રમાદનો જે અભાવ તે. વિ. જેનામાં પ્રમાદ ન હોય એવું; આળસરહિત; ભૂલચૂક કરે નહિ એવું; તેજ; જાગ્રત. ૨ આળસાઇ કે લાસરીઆપણું નહિ તે.

**અપ્રમિત**, વિ. (સં. अ+प्रमित=માપેલું) અમાપ; અથાગ; ઘણું; બેહદ. ૨ સાબીત નહિ થએલું તે.

**અપ્રમેય**, વિ. (સં.) જેનું પ્રમાકરણ થાય નહિ એવું; મપાય નહિ એવું; અમાપ; ઘણું; વધારે; અપાર.

**અપ્રયોજક**, વિ. (સં.) પ્રયોજક નહિ તે; નકામું; નિષ્ફળ. ૨ કોઈ યોજનામાં કામ નહિ આવે એવું.

**અપ્રવાસી**, વિ. (સં.) પ્રવાસી–વટેમાર્ગુ નહિ તે; પ્રવાસે નહિ જનાર.

**અપ્રવાહી**, વિ. (સં.) પ્રવાહી નહિ તે; રેલાઇ જાય એવું ન હોય તે; ઘટ્ટ; ઘાડું; જાડું; કઠણ.

**અપ્રવૃત્ત**, વિ. (સં.) પ્રવૃત્ત થએલું નહિ તે; સુસ્ત; આળસુ. ૨ નિવૃત્ત.

**અપ્રશસ્ત**, વિ. (સં. अ+प्र+शंस्=વખાણવું.) નહિ વખાણાએલું; નિંદ્ય; પ્રશસ્ત નહિ તે. ૨ વિસ્તારરહિત; વ્યવહારમાં ચાલેલું નહિ એવું; નહિ ગણતરીમાં ગણાએલું; વખાણવા લાયક નહિ તે.

**અપ્રસન્ન**, વિ. (સં.) નહિ પ્રસન્ન; નાખુશ ખુશાલીમાં નહિ હોવું તે; દીલગીર, ગમગીન; ખિન્ન. ૨ પ્રતિકૂળ; વિપરીત.

**અપ્રસન્નતા**, સ્ત્રી. (સં.) નાખુશી; અવકૃપા; ઇતરાજી; ગુસ્સો; અપ્રિયતા; ગેરમહેરબાની; નાપસંદગી.

**અપ્રસાદ**, પુ. (સં. अ=નહિ+प्र+सद्=બેસવું) પ્રસાદ નહિ તે; નાખુશી; અપ્રસન્નતા.

**અપ્રસિદ્ધ**, વિ. (સં.) પ્રસિદ્ધ નહિ તે; અજાણ્યું; જેની ઝાઝી પ્રસિદ્ધિ થએલી ન હોય એવું.

**અપ્રસ્તુત**, વિ. (સં. અ=નહિ+પ્રસ્તુત ઉ.) પ્રસ્તુત નહિ તે; ચાલુ પ્રસંગનું નહિ એવું; અપ્રાસંગિક; અનિષ્પન્ન; કાર્ય સાધવામાં તરતના ઉપયોગનું નહિ એવું; આડકાઉ.

**અપ્રસ્તુતપ્રશંસા**, સ્ત્રી. (સં.) કાવ્યશાસ્ત્રનો એક અર્થાલંકાર.

**અપ્રાકૃત**, વિ. (સં.) પ્રાકૃત નહિ તે; અલૌકિક; અસાધારણ; વિલક્ષણ; સામાન્ય નહિ એવું; 'છે નિત્ય લીલા અપ્રાકૃત, આનંદમય શ્રુતિ ગાવે.' દયારામ.

**અપ્રાપ્ત**, વિ. (સં. અ=નહિ+પ્ર+આપ્=મેળવવું.) નહિ મળેલું; નહિ પ્રાપ્ત થએલું.

**અપ્રાપ્તકાળ**, પુ. (સં.) પ્રાપ્તકાળ નહિ તે; કમોસમ; કવખત. વિ. મોસમ પહેલાનું (અમુક વસ્તુ પાકવાને માટે જે કાળ ઠરેલો હોય તેની પહેલાં જે કામ કરવું તે અપ્રાપ્તકાળ કહેવાય છે.) વહેલું; યથાર્થ કાળનું નહિ તે.

**અપ્રાપ્તિ**, સ્ત્રી. (સં.) અલાભ; ન આવી મળવું તે; ન મળવું તે; નુકસાન; ગેરલાભ; કંઇ પ્રાપ્ત ન થવું તે.

**અપ્રામાણિક**, વિ. જુઓ અપ્રમાણિક.

**અપ્રાપ્તયૌવન**, વિ. (સં.) નથી પ્રાપ્ત થએલું યૌવન જેને તે; સગીર.

**અપ્રાપ્તવ્યવહાર**, વિ. (સં.) જેને વ્યવહાર સોંપવાનો સમય પ્રાપ્ત થયો ન હોય એવું; સગીર; નાની ઉમરનું.

**અપ્રાસંગિક**, વિ. (સં.) વગર પ્રસંગનું; અકાલિક; કવખતનું; અપ્રાસ્તાવિક. ૨ બીન જરૂરનું; નકામું. ૩ ન લાગુ પડતું હોય એવું; બેતાલ.

**અપ્રિય**, વિ. (સં. અ=નહિ+પ્રી=પ્રસન્ન કરવું.) પ્રિય નહિ તે; અણખામણું; અણગમતું; અરુચિકર; પ્રતિકૂળ; નાપસંદ.

**અપ્રિયતા**, સ્ત્રી. (સં.) નહિ પ્રિય લાગવું તે; પ્રિયતા-વાલપણું નહિ તે; અભાવ; અણખામણાપણું.

**અપ્રીતિ**, સ્ત્રી. (સં.) પ્રીતિ નહિ તે; અભાવ; કંટાળો; નિઃસ્નેહ.

**અપ્રેમી**, વિ. (સં.) પ્રેમ વગરનું; પ્રેમી નહિ તે; નિર્દય.

**અપ્સરા**, સ્ત્રી. (સં. અપ્=જળ-તેમાંથી સૃ=સર્=સરવું નીકળવું=ઉપરથી અપ્સરા. દેવોએ અને દૈત્યોએ મળીને સમુદ્ર મંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી જે ચૌદ રત્ન નીકળ્યાં હતાં તેમાં આ જાતની સ્ત્રીઓ પણ હતી) સ્વર્ગની ગાનારીઓ; ઇન્દ્રની સભામાં અને દેવોની આગળ નૃત્ય ગાયન કરનારી અતિ રૂપાળી સ્ત્રીઓનો એક વર્ગ. મેનકા, રંભા, ઉર્વશી, તિલોત્તમા વગેરે.

**અફ્ગાન**, પુ. (ફા.) અફ્ગાનિસ્તાનનો વતની; કાબુલી.

**અફ્ગાની**, વિ. અફ્ગાનિસ્તાનનું; અફ્ગાનિસ્તાનને લગતું. ૨ અફ્ગાનિસ્તાનમાં બોલાતી ભાષા.

**અફર**, વિ. નહિ ફરે એવું; ફરે નહિ તે; મુકરર; ખચીત; જડ; અચળ.

**અફરાતફરી**, (ડી) સ્ત્રી. (ઇફ્રાત+તફ્રીત ખેંચી લેવું.) અહીંનું તહીં ને તહીંનું અહીં એમ જે કંઈ થયું હોય તે; ફેરબદલી; જેમ તેમ મનસ્વી રીતે ખેંચાતાણી લેવું તે.

**અફલાતુન**, વિ. (અ. ગ્રીસના મહાન તત્વવેત્તા પ્લેટોના નામ ઉપરથી થએલું વિશેષણ.) સરસ; સર્વોત્તમ.

**અફલિત**, વિ. (સં.) નહિ ફળેલું; નિષ્ફળ; નકામું ગએલું; જેનું કંઇ ફળ ન થયું હોય તેનું; વ્યર્થ ગએલું.

**અફવા**, સ્ત્રી. (અ. ફવહ્=ઉ.=અફ્વાહ્.) ઉડતી ખબર; લોકમાં એકાએક ચાલેલી વાત; ગપ; ખોટીગૂમ.

**અફસોસ**, પુ. (અ. અફ્સોસ્ ઉ.) શોક; હાય; દીલગીરી; પસ્તાવો. ૩ અ. અરે.

**અફસોસી**, સ્ત્રી. (ફા.) દીલગીરી; પશ્ચાત્તાપ કરવો તે; પરિતાપ કરવો તે; શોક.

**અફળ**, વિ. ( सं. अ=નહિ फल=ફળ.) નિરર્થક જવું તે; કંઈ પણ ફળ ન થવું તે; નિષ્ફળ; વ્યર્થ; ફોગટ; નકામું. 'યાજો દુષ્ટના અફળ ઉદ્યોગ–જીવો વિક્ટોરિયા.' ક. દ. ડા.

**અફળા**, સ્ત્રી. (सं.) જેને ફળ થતાં ન હોય એવી વનસ્પતિ; કુંવાર.

**અફળાટ**, પુ. ( सं. आ=અતિ અને स्फाल्=અથડાવું. ) અફાળવું તે; અફળાવાથી જે અવાજ થાય છે તે.

**અફળાટવું**, સ. ક્રિ. એક વસ્તુ બીજી વસ્તુ સાથે અથડાય તેમ કરવું તે. પછાડવું; ફેંકવું; નાંખવું. ૨ ઠોકવું.

**અફળાવવું**, સ. ક્રિ. પછાડવું; અથડાવવું; અવાજ થાય તેમ જોરથી ફેંકવું; નાંખવું.

**અફળાવું**, અ. ક્રિ. અવાજ થાય તેવી રીતે જોરથી અથડાવું; પછડાવું; ભટકાવું. ૨ બોલાચાલી થવી; લડી પડવું.

**અફાળાવવું**, સ. ક્રિ. પ્રે. પછાડાવવું; અથડાવરાવવું.

**અફાળફૂટ**, (ગ્રીક) સ્ત્રી. અફાળવું તે; માથાફોડ.

**અફાળવું**, સ. ક્રિ. અવાજ થાય તેવી રીતે પછાડવું અથવા ફેંકી દેવું; એક વસ્તુને બીજી વસ્તુની સાથે જોરથી અથડાવવી; પછાડવું; (અથડાય–પછડાય તેમ કોઇ વસ્તુને ફેંકી દેવી તે.)

**અફીણ**, ન. ( આ. આફ્અન=અફીણ.) ખસખસના લીલાં દોડવાંમાંથી નીકળતો કાળો અને તેલીઓ રસ. (ખસખસનાં લીલાં દોડવાંને સાંજને વખતે છરીથી કાપ મૂકે છે એટલે થતે તેમાંથી રસ ઝરીઝરીને કાપની કોરે થીજી જાય છે. બીજે દિવસે થીજી ગએલો રસ છરીથી ઉખાડી લઇ અળસીના તેલમાં બોળી સૂકવવાથી અફીણ થાય છે. અફીણ ઝેરી અને કડવું દ્રવ્ય છે. અમુક માત્રાથી વિશેષ ખવાય તો મરણ થાય છે. દવામાં તેનો ઘણો ઉપયોગ થાય છે.) અફીણ ખાવું=આપઘાત કરવો.

**અફીણી**, વિ. અફીણના બંધાણવાળું; અફીણનું વ્યસની. ૨ (લા.) સુસ્ત; આળસુ; એદી.

**અફીણીઓ**, પુ. અફીણનો જે વ્યસની હોય તે; અફીણ ખાનાર.

**અફીમ**, જુઓ અફીણ.

**અબખોરો**, પુ. (આ. આબ્સો+રહ્.ઉ.) પડઘીવાળું પહોળા મોંનું પાણી પીવાનું પાત્ર; ટોયલી; આપખોરી.

**અબગરવું**, સ. ક્રિ. ફાયદો કરવો; લાભ કરવો; ઉપકાર કરવો.

**અબગાર**, ન. ખાતી વખતે જે ઘી પીરસવામાં આવે તે. (કાઠિઆવાડ.)

**અબઘડી**, અ. હમણાંને હમણાંજ; હાલ ને હાલ; અત્તરઘડી; આ પળેજ; તાબડતોબ.

**અબજ**, ( सं. अब्ज. ) સો કરોડ જેટલી સંખ્યા તે.

**અબદાગીરી**, સ્ત્રી. ( આ. આફ્તાબ્+ગીરી. ઉ. ) રાજા અને મોટા માણસોને માથે જે સુંદર કીંમતી છત્ર ધરવામાં આવે છે તે; છત્ર.

**અબધૂત**, પુ. ( सं. अव+धू ખંખેરી નાંખવું. ) વૈરાગી; બાવો; સાધુ. ૨ પોતાના સ્વચ્છંદમાં નિમગ્ન રહેતાર; મસ્ત.

**અબદ્ધ**, વિ. ( सं. अ=નહિ बन्ध्=બાંધવું=बद्ध=બાંધેલું. ) બાંધેલું નહિ તે; છૂટું; સ્વતંત્ર; નિરંકુશ; તૂટક; સંબંધ રહિત; ઢગધડા વગરનું.

**અબનાલ**, સ્ત્રી. ( ફા. અબનાલ્. ઉ. ) તરવારની મુંઠ આગળ અને મેનની અણી આગળ સોના રૂપાની જે મિનાકારી ખોલી હોય છે તે.

**અબંભ**, ન ગડબડ; ધીંગાણું.

**અબનુસપાન**, ન. (તેલંગુ.) ટીમરૂ; ટીમરવો. ( એનાં ફળ થાય છે તે મીઠાં હોઇ ખાવાના ઉપયોગમાં આવે છે. અબનુસ દવામાં ગ્રાહી, વાતલ, અને પ્રમેહ મટાડનાર છે. એનું લાકડું પણ ઉપયોગમાં આવે છે )

**અબરખ**, (સં. अभ्रक.) જમીનમાંથી નીકળતી ચળકતી પતરીદાર ને પારદર્શક એક જાતની ધાતુ. (અબરખ ધોળું, કાળું, પીળું અને લીલું એમ ચાર જાતનું મળી આવે છે. કાળું દવામાં વપરાય છે, અને ધોળું જુદા જુદા ઉદ્યોગોમાં ખપે છે. પચમહાલમાં તેની ખાણોછે.)

**અબરૂ**, સ્ત્રી. (ફા. અબ્રુ=ભમર.) ભ્રુ; ભમર.

**અબલક**, (ખ.) વિ. (આ. અબ્લક= ચિત્રવિચિત્ર.) ચિત્રવિચિત્ર; કાબરચીતરૂં. (પશુ કે પંખીના શરીર ઉપર જે એક બે કે વધારે રંગનાં ધાબાં હોય છે તે.)

**અબલકી**, (ખી.) વિ. કાબરચીતરૂં; પચરંગી; બે ત્રણ રંગ જેમાં એકઠા થએલા હોય તેવું. 'અબલખી ઘોડો'=પચરંગી ઘોડો. 'કયા બાઇ ચઢેરે અમવારી, અબલખી ઘોડા સાઉઆ.' ઓગીત.

**અબળ**, વિ. (સં) બળ રહિત, જેનામાં જોર ન હોય તેવું; નિર્બળ; દુર્બળ, નબળું; કમજોર.

**અબળા**, સ્ત્રી. (સં) જેનામાં બળ ન હોય તે સ્ત્રી, નારી 'હું અબળાની મોટી મિરાંત બાઇ; શામનો શરણું મારૂં સાચુ રે.' મીરાં

**અબાધ**, વિ. (સં.) બાધ રહિત, જેમાં કશી હરકત આવે તેમ ન હોય એવું; નિર્દોષ.

**અબાધક**, વિ. (સં.) બાધ કરે એવું ન હોય તે; બાધ રહિત.

**અબાધિત**, વિ. (સં.) અડચણ વગરનું; બાધરહિત; કશા પણ વાંધા વગરનું; વગર બાધનું. ૨ દોષ વગરનું; જેને માટે કંઇ અડચણ, અટકાવ, કે હાનિ ન હોય એવું. (કોઇ પણ ઠેકાણે અને કોઇ પણ સમયે જેને કદી પણ કશાથી બાધ આવે નહિ એવાં જે સામર્થ્ય, કલ્પના અને બુદ્ધિ ઇત્યાદિ તે; શાસ્ત્રાદિકનો જેને બાધ આવનો ન હોય એવા કર્મ વગેરે.)

**અબાધવ**, વિ. (સં.) જેને કુટુંબીઓ ન હોય તેવું; એકલવાયું; અસહાય; નિરાધાર; અનાથ.

**અબાબ**, પુ. રીતરિવાજ; કરકરિઆવર.

**અબારૂ**, વિ. જેમાં વહાર ફરિઆદ ન હોય તેવું; અવ્યવસ્થિત; અંધાધુધ.

**અબાશી**, જુઓ અબ્બાશાઈ.

**અબી**, અ. (સં. अपि ઉપરથી.) હમણાં; હાલ.

**અબીર**, (લ.) ન. (આ. અબીરૂ=સુગંધ.) એક તરેહનો ખુશબોદાર ઝાંખો કાળો અથવા સફેત બભરો ભૂકો તે. (અબીલ ગુલાલ એ બે શબ્દો સાથેજ વપરાય છે. અબીર ધોળો અને ગુલાલ લાલ ભૂકો હોય છે. પૂજા, પાત્રી અને બીજાં ક્રિયમાણોમાં તે બહુ વપરાય છે.)

**અબુધ**, વિ. (સં.) મૂર્ખ; મૂઢ; અણસમજું. ૨ જેને સમજાવવા છતાં પણ સમજ ન આવે એવું; દાધારંગું; કમઅક્કલ.

**અબુલોઢબુસો**, પુ. પાણીમાં તરતાં તરતાં રમવાની છોકરાંની એક રમત. (એક છોકરો હાથમાં એકાદ પત્થર લઇ બીજાઓને બતાવી તે પાણીમાં નાંખે છે અને બીજાઓ તે લેવા જાય છે. જેને હાથ તે આવે તે ફરીને પાછો છોકરાઓને દેખાડી નાંખે છે અને પાછા સૌ તે લેવાને માટે હોંસાતુંશી કરે છે.)

**અબુવો**, પુ. (આમલો, આબુવો) એક જાતની ફ્રાફડાશીંગ. (આનું શાક અને અથાણું થાય છે.)

**અબુજ**, વિ. (સં. बुध=જાણવું. ઉ.) અણસમજું; મૂર્ખ; અક્કલ વગરનું; બેવકુફ; મૂઢ.

**અબૂજ**, વિ. જેને સૂજ ન હોય તે; અગુણજ્ઞ.

**અબે**, અ. અરે; ઓ. (તિરસ્કારથી કોઇને હુંકારો કરવો તે.)

**અબેતબે**, વિ. જેમાં 'અબેતબે' બોલાય છે એવી; 'અબેતબે' વાળી (ભાષા.) 'હિંદી.'

(સિપાઇઓની ભાષા.) 'અબેતબીના આના સોળ, × × × સુંસાં આના ચાર.' એક પ્રા. દુહો.

અબોખા, પુ. કન્યાવાળા વરવાળાને ત્યાં લગ્નને દિવસે મોણીઆ (નાનાં ઢાચકાં) માં પહેલાં પાણી લઇ જઇ વરને નવરાવ્યા પછી બીજીવાર ખાજું અને ખાંડ વરને ખવરાવવાને લઇ જાય છે તે. ૨ અબોખા-અભાવા-(આ શબ્દ બહુવચનેજ વપરાય છે.) અમુક વસ્તુ જોવી પણ ન ગમે તે અબોખા; અરુચિ થવી તે.

અબોટ, પુ. છાણમાટીથી રસોઇની અને જ્યાં રસોઇ જમવામાં આવી હોય તે જગા લીંપવી તે. ૨ જમવાને સારૂ નાહ્યા પછી વગર નાહેલાને કે સતર વગેરેને ન અટકાય એવી જે સ્થિતિ તે. ૩ નાહ્યા વગર જ્યાં જવાય કે અડકાય નહિ એવું સ્થળ. ૪ પાતળું પાતળું લીંપવું તે; કોઇ પણ રીતે અપવિત્ર થએલી જમીનનો તેટલોજ ભાગ લીંપી નાંખવો તે.

અબોખેપડવું, સ. ક્રિ. અભાવ થવો; અરુચિ થવી; કોઇ વસ્તુ ખાવાની ભાવના જતી રહેવી તે; મનથી ઉતરી જવું; અપ્રિય થઇ પડવું; ન ભાવવું.

અબોટીઉં, ન. જમતી વખત પહેરવાનું જે રેશમી વસ્ત્ર તે. 'બેઠી પંગત પાટલે, ધરી અબોટીઆં અંગ;' ક. દ. ડા.

અબોલ, વિ. નહિ બોલવું તે; ચૂપ રહેવું; નહિ બોલતું. ૨ બેભાન; સંજ્ઞારહિત; જેનાથી બોલાતું ન હોય એવું.

અબોલા, પુ. નહિ બોલવું તે; રીસાઇને માન ધરવું તે; જેના ઉપર રીસ હોય તેની સાથે ભાષણ ન કરવું તે; રૂસણું. 'અબોલા બોલને રાખે, ઘુંઘટડા ખોલને રાખે' લો. ગીત. (રીસ અથવા દ્વેષથી કે બીજા કોઇ કારણથી અમુક અમુકની સાથે નહિ બોલવું તે.)

અબોલ્યું, વિ. નહિ બોલેલું; નહિ બોલવા બરોબર કરવું તે; બોલીને ફરી જવું; બોલ્યું=બોલેલાને અબોલ્યું=નહિ બોલાયાબરોબર કરવું તે.

અબ્જ, ન. (સં.) કમળ. ૨ સો કરોડ જેટલી જે સંખ્યા-રકમ તે.

અબ્દ, ન. (સં.) વાદળું; વરસાદ. ૨ વર્ષ; સાલ. ૩ નાગરમોથ.

અબ્દસાર, પુ. (સં.) કપુર.

અબ્દુર્ગ, પુ. (સં.) ચારે તરફ પાણી ભરેલું હોય એવો કિલ્લો.

અબ્ધિ, પુ. (સં.) સમુદ્ર; સાગર; દરીઆ. 'બાળબંધુ સહાયે તે, રીંછ વાનરના બળે, અબ્ધિ ઉલ્લંઘીને જાવું, કેવો વ્યત્યક છે અરે !' સી. હ.

અબ્ધિજા, સ્ત્રી. (સં.) સમુદ્રમાંથી ઉત્પન્ન થએલી-લક્ષ્મી; વિષ્ણુ ભગવાનની પત્ની.

અબ્બા, સ્ત્રી. (સં. अम्बा=માતા.) મા; બા. ૨ ઘરડી ડોસી; ઘરડી ચાકરડી.

અબ્બાશાઈ, વિ. જાબુડીઆ; જાબુની અંદરના રંગ જેવું જે રંગિત તે.

અભક, જુઓ હબક.

અભક્ત, વિ. (સં.) જેનામાં ભક્તિભાવ ન હોય તે; ભક્તિરહિત; અમુકને ભજવું જોઇએ તેમ છતાં તેને નહિ ભજનાર તે; બેઇમાન; બેવફા; વિરોધી. ૨ નહિ વહેંચેલું; નહિ જુદું પડેલું. જુઓ 'અવિભક્ત.'

અભક્તિ, સ્ત્રી. (સં.) ભક્તિ નહિ તે; ભક્તિનો જે અભાવ તે.

અભક્તિમાન, વિ. ભક્તિમાન નહિ તે; નહિ ભક્તિવાળું.

અભક્ષ, વિ. (સં.) ખાવાને યોગ્ય નહિ તે; નહિ ખાવા જેવું; અભક્ષ્ય.

અભક્ષ્ય, વિ. (સં.) નહિ ખાવા યોગ્ય; ભક્ષણ કરવાને યોગ્ય નહિ તે. ૨ 'ન ખાવું' એવી જેને માટે મના કરેલી હોય તે. (ધર્મશાસ્ત્રકારોએ અમુક અનાજ પ્રાણી વગેરે ભક્ષ્ય અને અમુક અભક્ષ્ય એમ ઠરાવેલું છે તેયા

હિંદુઓમાં ભક્ષ્યાભક્ષ્ય વિચાર આવે છે. આ ભક્ષ્યાભક્ષ્યનું અપભ્રંશ અભક્ષાભક્ષ કહેવાય છે પણ તે ખોટું છે.)

**અભડછેટ**, જુઓ આભડછેટ.

**અભડખોળો**, જુઓ આભડખોળો.

**અભડવા જવું**, અ. ક્રિ. અભડાવા જવું; જ્યાં મરણ થયું હોય ત્યાં-શબને બાળવા જવાને પુરૂષે અને રોવા કૂટવાને વાસ્તે સ્ત્રીઓએ -જવું તે.

**અભડાએલું**, વિ. જેને અડાતું ન હોય તેને અડેલું; અપવિત્ર વસ્તુને અડકેલું. ૨ મરણ સંબંધથી અપવિત્ર વસ્તુના સ્પર્શથી અને અડકાવ (સ્ત્રી હોય તો) આવવાથી અપવિત્ર થએલું. ૩ અપવિત્ર; અશુચિ.

**અભડાવવું**, સ. ક્રિ. પ્રે. અભડાય તેમ કરવું; અપવિત્ર કરવું; અપવિત્ર માણસે પવિત્ર માણસને અડવું. (જે વાત સાંભળવા જાણવાથી પણ અભડાવાનું હોય તે સંભળાવીને અભડાવવું તે.)

**અભડાવું**, અ. ક્રિ. સ્નાન કરીને શુદ્ધ થવું પડે એવી સ્થિતિમાં જવું-મુકાવું તે; અપવિત્ર થવું; નાહવું પડે એવા થવું. ૨ સ્ત્રીઓને ઋતુ-અડકાવ આવવો તે; અડકાવું; રજસ્વલા થવું.

**અભણ**, વિ. નહિ ભણેલું; જેને વાંચતાં લખતાં આવડતું ન હોય તે; અક્ષરશૂન્ય.

**અભદ્ર**, વિ. (સં.) અશુભ; અમંગળ; અકલ્યાણ. ૨ ખોટું; ખરાબ; નઠારૂં.

**અભય**, પુ. (સં.) ભય નહિ તે; ભયનો અભાવ તે. ૨ ભય રાખવાનું કારણ ન રહે એમ કરવું તે; રક્ષણ; શરણ; આશ્રય; જીવતદાન.

**અભય**, વિ. (સં.) ભય વગરનું; નિડર; ભય ન હોય એવું; ભયરહિત; નિર્ભય. અભયદંડ=જે દંડ કામમાં રાખતાં કશો ભય રહે નહિ તે દંડ-નિર્ભયત્વ આપનારો દંડ.

**અભયંકર**, વિ. ભયંકર નહિ તે, બીઆમણું નહિ એવું; સૌમ્ય; રંજિઆમણું; બીક ન લાગે એવું.

**અભયડિંડિમ**, ન. (સં.) સુલેહનો ઢંઢેરો; અરાજકતાનો બંદોબસ્ત કર્યા પછી અથવા રાજા બદલાયા પછી થાળી પીટાવીને પ્રજાને જે નિર્ભયત્વ જાહેર કરવું તે.

**અભયદંડ**, પુ. (સં.) જેનાથી ભય રહે નહિ એવો જે દંડ તે. પંચદંડમાંનો એક દંડ.

**અભયદાન**, ન. (સં.) 'ભય નહિ થાય' એવું જે વચન આપવું તે; સલામતી બક્ષવી તે; પકડાએલા દુશ્મનોને નહિ મારી નાંખવાનું વચન આપવું તે.

**અભયપત્ર**, પુ. (સં.) સલામતીને માટે દસ્તાવેજ કરી આપવો તે; પોતાની તરફથી અમુક માણસ કે વસ્તુને કશી હાનિ પહોંચશે નહિ એવું લખી આપવું તે.

**અભયપદ**, ન. (સં.) ભય ન હોય એવું જે સ્થાન તે; મુક્તિ; મોક્ષ.

**અભયા**, સ્ત્રી. (સં.) હરડે. ૨ એક દેવીનું નામ.

**અભયી**, વિ. (સં.) જેને અભય વચન મળેલું હોય તે; ભય વગરનું; નિડર; ડરે નહિ એવું; હિંમતવાળું; નિર્ભયી.

**અભર**, વિ. નિર્ભર; ખાલી. ૨ ગરીબ; દીન.

**અભરખો**, પુ. અભિલાષ; ભાવ; હોંસ; ઉમળકો; મનોભાવ.

**અભરાઈ**, સ્ત્રી. (સં. आम+राजी=હાર ઉ.) જમીનથી ઉંચે અને માળની છતની નીચે ભીંતની સાથે સરસામાન મૂકવાને જે પાટીઉં જડવામાં આવે છે તે; છાજલી. ૨ એક જાતનો અરબ્બી સોનાનો સિક્કો.

**અભરાભરણ**, પુ. (અભર=ગરીબ+આભરણ=ભરનાર-પોષક.) ગરીબને પાળનાર; ગરીબનું પુરૂં કરનાર; પરમેશ્વર.

**અભરામ**, વિ. (સં. अभ्रम ઉ.) જેમાં કંઈ ભ્રમ ન હોય એવું; નક્કી, ખચીત; નિર્ભ્રમ; ભ્રમમાં લખી આપ્યું કર્યું હોય તેવું નહિ તે

(ખતપત્તરમાં 'અભરામ કુલ ન દાવા–અભરામ નદાવા' એમ જે લખાય છે તેનો એવો અર્થ છે કે, ભ્રમવાળી સ્થિતિમાં નહિ પરંતુ સારી અક્કલ-હોશિઆરીમાં તે લખત કરી આપેલું છે એટલે તે 'નદાવા' (ન દેયં) ફરીને આપવા કે દાવો કરવાને યોગ્ય નથી.)

**અભરામનદાવા**, વિ. જેને માટે ફરીને કોઈ પણ રીતે હક ઇલાકો કે દાવો લાગુ કરાય નહિ એવું.

**અભરામી**, વિ; અભ્રમવાળું: જેમાં કશો ભ્રમ રહેલો ન હોય એવું; ભ્રમમાં નહિ પરંતુ સંપૂર્ણ અક્કલ હોશિઆરીમાં કરેલું હોય એવું.

**અભરેભરવું**, સ. ક્રિ. ન ભરાય તેવું હોય તે પણ ભરવું તે; પુષ્કળ આપવું તે; સમૃદ્ધિવાળું કરી નાંખવું. ૨ અનાથનું રક્ષણ કરવું. 'ગોંસાઈ થાઓ ગિરિમાં જાઓ, ત્યાં મનોરથ અભરેભરો.' પ્રેમાનંદ. (ઇશ્વિર તમારૂ અભરેભરો.)

**અભલેખ**, પુ. (અભિલાપ) અભિલાષ; ઉમેદ; હોંસ. 'એક અભિલેખ ઉપર આશ પુરો.' શુકદેવઆખ્યાન.

**અભર્તૃકા**, સ્ત્રી. (સં.) જેને ભર્તા–સ્વામી નથી તે; વિધવા;

**અભવ**, પુ. (સં.) મોક્ષ; સદ્‌ગતિ; ઉપપત્તિનો અભાવ તે; વિનાશ.

**અભવ્ય**, વિ. (સં.)ભવ્ય નહિ તે; કનિષ્ટ.

**અભંગ**, પુ. (મ) મરાઠી સાહિત્યમાંના એક રાગનું નામ.

**અભંગ**, વિ. (સં.) નહિ ભાગેલું; આખું; અખંડ.

**અભાખી**, (પી) વિ. (સં.) નહિ બોલનાર; મૌનવ્રતવાળું. 'એ તો અભાષી તપ કરે છે.'

**અભાગણી**, વિ. (સ્ત્રી.) જેનું ભાગ્ય સારૂં ન હોય એવી સ્ત્રી; હીણભાગણી; ભાગ્યહીણી; અકરમણ; કમનસીબ.

**અભાગી**, વિ. (સં.) સારા ભાગ્યવાળું નહિ તે; નિર્ભાગી; દુર્ભાગી.

**અભાગીઉં**, વિ. નિર્ભાગીઉં; દુર્ભાગીઉં; જેનું ભાગ્ય સારૂં ન હોય તે. ૨ દુઃખી; દીન; ગરીબ.

**અભાગ્ય**, ન. (સં.) નિર્ભાગ્ય; દુર્ભાગ્ય; હીનભાગ્ય.

**અભાવ**, પુ. (સં.) નહિ હોવું તે; નાસ્તિત્વ; ન હોવાપણું. ૨ ભાવ જતો રહેવો તે; અપ્રીતિ; અળખામણાપણું, અણગમો. ૩ અરુચિ; ખાવાની ભાવના નહિ થવી તે.

**અભાવા**, પુ. ખવાય નહિ તેમ છતાં પણ વિવિધ વસ્તુઓ ખાવાની જે ભાવનાઓ થવી તે; ભાવનાઓ; અભરખા; ખાવા પીવા ઓઢવા વગેરેના ભાવ થવા તે; દોહદ. 'અભાવા થાય ખવાતું ન ખાતી; ઉડી ગૈ લાલી પાણ્ડુર મુખ થાતાં, ભાગી ત્રિવલી જાવ ભરાતાં.' કા. પી.

**અભાવું**, (અભાવવું.) નહિ ભાવવું તે,

**અભાવો**, પુ. જુઓ અભાવા.

**અભાષણ**, ન. (સં. અ=નહિ+માષ્=બોલવું ઉ.) નહિ ભાષણ કરવું તે; મૌન; ચુપકીદી; અબોલા.

**અભાંસ**, જુઓ આભાસ.

**અભિ**, અ. પ્રતિ; સામું; તરફ; ચારે બાજુનું; સરખુ; સાથે, જુદું; પાસે; આગળ; નજીક; વગેરે અર્થ બતાવનારો ઉપસર્ગ.

**અભિકાંક્ષા**, સ્ત્રી. (સં. અમિ+કાંક્ષ્=ઇચ્છવું.) ઇચ્છા; અભિલાષા; મનોભાવ. ૨ લોભ.

**અભિક્રમ**, પુ. (સં. અમિ+ક્રમ્=જવું.) આરંભ; શરૂઆત કરવી તે. ૨ સ્વારી; શત્રુ સામે જવું તે.

**અભિક્રોશ**, પુ. (સં.) પશ્ચાતાપ;પરિતાપ; રડવું તે; શોક કરવો તે. ૨ સંતાપ; કલ્પાંત; પસ્તાવો.

**અભિગમન**, ન. (સં. અમિ+ગમ્=જવું) પાછળ જવું તે; આગળ વધવું તે; પાસે જવું–સામે જવું તે.

**અભિગ્રસ્ત**, વિ. (સં. અમિ+ગ્રસ્=ગળવું–પકડવું.) અભિયુક્ત; ઘેરાએલું; પકડાએલું; સપડાએલું.

**અભિમર્દ,** પુ. (સં.) હુમલો; ચઢાઇ, સ્વારી. ૨ ગૌરવ; મહત્તા. ૩ યુદ્ધથી પકડાએલું તે; ખાન.

**અભિચર,** પુ. (સં.) દાસ; સેવક; નોકર.

**અભિચાર,** પુ (સં. अभि+चर्=ચાલવું) હિંસાકર્મ; મારણપ્રયોગ. (તંત્ર પ્રમાણે ૭ જાતના અભિચાર છે. મારણ, મોહન, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને વશીકરણ )

**અભિજન,** ન. (સં.अभि+जन्=જન્મવું) પોતાનું માણસ; સંબંધીજન. ૨ વતન; જન્મભૂમિ. ૩ વંશ; કુળ.

**અભિજાત,** વિ. (સં. अभि+जन्=જન્મવું) સારી જાતનું; ઉંચા કુળનું, કુલીન; ખાનદાન; કુળવાન. ૨ શ્રેષ્ઠ, સુંદર, ઉંચું.

**અભિજિત,** ન. (સં.) જ્યોતિષ પ્રમાણે એકવીસમા નક્ષત્રનો ચોથો અને બાવીસમાનો પંદરમો ભાગ એકત્ર થતાં જે કાળ બને છે તે. ( એને જો જુદું નક્ષત્ર ગણે તો, તે ૨૮ મું નક્ષત્ર થાય ) ૨ દિવસનું આઠમું મુહૂર્ત.

**અભિજ્ઞ,** વિ. (સં. अभि+ज्ञा=જાણવું.) ઘણું જાણનારો; જાણકાર, પ્રવીણ; નિપુણ; કળાકુશળ; હોશિઆર; કાબેલ. ૨ જેણે ઘણું વાંચેલું અને જોએલું જાણેલું હોય તે.

**અભિજ્ઞાન,** ન. (સં.) પ્રતિજ્ઞાન; સ્મૃતિ; 'તે આ જ છે' એવું જે જ્ઞાન તે. ઓળખ. ૨ ચિહ્ન; લક્ષણ.

**અભિધા,** સ્ત્રી. (સં.) નામ; ન્યાયમતમાં એક શબ્દશક્તિ.

**અભિધાન,** ન. (સં.) નામ; અમુક વસ્તુને ઓળખવા માટે તેને માટે જે સંજ્ઞા કરી હોય તે; ઉપનામ; અટક; ઓખર, અપટંક.

**અભિનંદન,** ન. (સં अभि+नंद्. ઉ.) આનંદ દેખાડવો તે; ખુશાલી બતાવવી તે; ધન્યવાદ, મુબારકબાદી આપવી તે; સાબાશી આપવી તે.

**અભિનય,** પુ अभि+नी. ઉ.) મનનો ભાવ પ્રકટ કરવાનો જે અંગ મરોડ વગેરે તે; અંગ ચેષ્ટાઓ; અંગચાળો, લટકો; લહેકો; નખરાં વગેરે તે. ૨ નાગરિક છટા; સભ્યતા; વિવેક; વિનય; નમ્રતા; સૌજન્ય.

**અભિનવ,** વિ. (સં.) નવું; નવીન; તાજું; તરતનું; નૂતન. 'જુગલ બાળ બે સાથે પ્રસવ્યાં, પુત્ર પુત્રી રૂપે અભિનવાં.' પ્રેમાનંદ.

**અભિનિવિષ્ટ,** વિ (સં.) લાગેલું; વળગેલું; મચેલું. ( નિશ્ચયપૂર્વક કાર્ય સાધવા પાછળ લાગેલું.) ૨ આગ્રહી; હઠીલું; નિશ્ચયવાળું.

**અભિનિવેશ,** પુ. (સં.अभि+नि+विश्. ઉ.) અંદર ઉંડા દાખલ થઇ જવું તે, દૃઢ નિશ્ચય; મન લાગી જવું તે. ૨ આગ્રહ; પક્કો નિશ્ચય તે; હઠ. (કોઈ પણ વાતની રટ લાગી રહેવી તે.) ૩ અંતપાત; નિબંધ.

**અભિનીત,** વિ. (સં.) જેનો અભિનય કરેલો હોય એવું; ભજવાએલું; સંસ્કાર કરેલું; ૨ ખેંચી આણેલું.

**અભિનેતવ્ય,** વિ. (સં.) ભજવવા યોગ્ય; રંગભૂમિ ઉપર લાવવાને યોગ્ય, અનુકરણ કરવા યોગ્ય.

**અભિનેય,** વિ. (સં.) ભજવવા યોગ્ય; રંગભૂમિ ઉપર લઈ જવાને યોગ્ય.

**અભિન્ન,** વિ. (સં.) જુદું નહિ તે; એકઠું; ભેદ રહિત; એકરૂપ, ભિન્નતા રહિત; સજ્જડ; જેમાં ભિન્નત્વ ન હોય એવું.

**અભિન્નતા,** સ્ત્રી. જેમાં ભિન્નત્વ ન હોય તે; એકાકારતા; એકતા; નહિ ભિન્નત્વ તે; ભિન્નપણું નહિ તે.

**અભિપ્રાય,** પુ. (સં. अभि+प्र+इ. ઉ.) કોઈ પણ બાબત, તેની બધી બાજુઓ જોઈ વિચારીને થએલો નિશ્ચય તે; મંતવ્ય; વિચાર; મત. ૨ મતલબ; ધારણા; હેતુ; ભાવ; મનસુબો; ઈરાદો. ૩ સલાહ.

**અભિપ્રોક્ષણ,** ન (સં. अभि+प्र+उक्ष्= છાંટવું ) સિંચન; છાંટવું તે; છાંટ; છંટકાવ. ૨ મંત્ર ભણતાં ભણતાં કિંવા આશીર્વાદ દેતાં યજમાનને દર્ભવડે જળ છાંટવું તે. ૩ કાચ

વસ્તુને પવિત્ર કરવાને તેની ઉપર જળ છાંટવું-રેડવું તે.

**અભિભવ,** પુ. (સં. અભિ+ભૂ=ભવ્=થવું) પરિભવ; હાર; અનાદર. ૨ તિરસ્કાર; ઉપહાસ્ય.

**અભિભૂત,** વિ. (સં.) હારેલું; પરાજય પામેલું; ગુંચવણમાં પડી ગએલું; વ્યાકુળ. પીડિત.

**અભિમત,** વિ. (સં.) માનેલું; સ્વીકારેલું; કબુલ કરેલું; જેને માટે સંમતિ બતાવી હોય તે.

**અભિમંત્ર,** પુ. (સં.) મસલત ચલાવવી તે; વિચાર કરવો તે. ૨ મંત્ર ભણીને પવિત્ર કરવું તે.

**અભિમંત્રણ,** ન. (સં.) સાથે બેસીને વિચાર કરવો તે; મસલત ચલાવવી તે. ૨ સામે બોલાવવું; સરતે બોલાવવું તે; ચેલેંજ Challenge. ૩ મંત્ર ભણીને સંસ્કાર કરવો તે.

**અભિમાન,** ન. (સં. અભિ+મન્ ઉ.) પોતાની મોટાઇનું જે હુંપણું તે; ગર્વ; અહંકાર; ગુમાન; છાક; મગરૂબી. ૨ મમતા. ૩ પ્રણય.

**અભિમાની,** વિ. (સં.) અભિમાનવાળું; ગર્વી; અહંકારી; મગરૂર. ૨ ઉન્મત્ત; તોરી; છકેલું.

**અભિમુખ,** વિ. (સં.) સામું; સન્મુખ. ૨ તરફ; પ્રતિ. 'સ્વદેશાભિમુખ.'

**અભિયુક્ત,** વિ. (સં.અભિ+યુજ્=જોડવું) જોડાએલું; પરાક્રાંત. ૨ શત્રુથી ઘેરાએલું; સામે યોજેલું; સામે લગાડેલું. ૩ પ્રતિવાદી.

**અભિયોગ,** પુ. (સં. અભિ+યુજ્=જોડવું) સામી યોજના કરવી તે; હુમલો; યુદ્ધને માટે બોલાવવું તે. ૨ પ્રત્યુપાય; ઉદ્યોગ; પેરવી; વેતરણ.

**અભિરામ,** વિ. (સં. અભિ+રમ્=રમવું.) મનોહર; સુંદર; ગુલજાર; આનંદ પમાડે એવું; મનોરંજક. 'સ્વર્ગલોકથી વ્યાસ પધાર્યા, એવામાં અભિરામ.' રત્નેશ્વર.

**અભિરુચિ,** સ્ત્રી. (સં. અભિ+રુચ=રોચ્=પસંદ પડવું.) ભાવ; ભાવના; મન; ઇચ્છા; મનગમતાપણું. ૨ કોડ. ૩ ખુશી. ૪ પ્યાર; પ્રેમ; વહાલ; પ્રીતિ.

**અભિરૂપ;** વિ. (સં.) અનુરૂપ; સારૂં; રૂપાળું; મળતેમળતું આવતું હોય તેવું; બેસતે બેસતું; સમરૂપ.

**અભિલષિત,** વિ. (સં.) ઇચ્છેલું; ધારેલું; ચાહેલું; અભિલાષવાળું.

**અભિલાખ,** જુઓ અભિલાષ.

**અભિલાખી,** જુઓ અભિલાષી.

**અભિલાષ,** પુ. (સં. અભિ+લષ્=ઇચ્છવું.) અંતઃકરણની ખરી ઇચ્છા તે; ઇચ્છા; મનોરથ; કામના; આશા; ઉમેદ; રુચિ; ભાવના. ૨ તૃષ્ણા; લોભ. ૩ હોંસ; ઉત્સાહ.

**અભિલાષી,** વિ. (સં.) અભિલાષવાળું; ઉમેદવાળું; ઇચ્છાવાળું. ૨ હોંસીલું; કોડીલું; આતુર. ૩ ઉત્સાહી.

**અભિવચન,** ન. (સં.) સામું વચન આપવું તે; કોલ; પ્રતિવચન; પ્રતિજ્ઞા; પણ; કબુલાત.

**અભિવંદન,** ન. (સં. અભિ+વન્દ્=વંદવું.) નમવું; પ્રણામ કરવા તે; પ્રણિપત; નમસ્કાર; નમન; ૨ આસકા.

**અભિવંદના,**-સ્ત્રી. (સં.) દેવ, ગુરુ કે વડીલ જનની સ્તુતિ કરી પગે લાગવું તે; સ્તુતિ; પ્રાર્થના; વંદના.

**અભિવાદ,** પુ. (સં.) વંદના; પ્રણામ; નમસ્કાર. ૨ સામું બોલવું તે; આરોપ. ૩ સામો વાદવિવાદ ચલાવવો તે.

**અભિવાદન,** ન. (સં. અભિ+વદ્=બોલવું ઉ.) નામ દઇને નમસ્કાર કરવા તે; પ્રણામ કરવા તે. પગેપરણું; પગેલાગણું. 'પુત્ર પેદપંકજ રજ કરો, અભિવાદન અગણિત.' દયારામ.

**અભિવાદ્ય,** વિ. (સં. અભિ+વન્દ્=નમવું.) નમસ્કાર પ્રણામ કરવાને યોગ્ય; વંદનીય; પૂજ્ય; નમવા યોગ્ય.

**અભિવૃદ્ધિ,** સ્ત્રી. (સં.) ઉત્તરોત્તર વૃદ્ધિ થવી તે; ચડતી; ઉન્નતિ; આબાદી; ઉત્કર્ષ; અભ્યુદય.

**અભ્યાસી**, વિ. (સં.) અભ્યાસવાળું; વિદ્યાર્થી; અભ્યાસ કરનાર. ૨ મહેનતું; ઉદ્યોગી; ઉદ્યમી; ખંતીલું. ૩ ટેવ-મહાવરાવાળું.

**અભ્યુત્થાન**, ન. (સં. अभि+उत्+स्था= ઉભા થવું.) પરોણાને આદરમાન આપવાને આસન ઉપરથી ઉઠી ઉભા થવું તે. ૨ કોઈ પણ કાર્યને માટે કોઇની સામે કિંવા કોઇની સ્પર્દ્ધા કરવા ઉઠવું તે.

**અભ્યુદય**, પુ. (સં. अभि+उदय=ચઢતી) ચઢતી; ઉદય થવો તે; વૃદ્ધિ; ભાગ્યનો ઉદય થવો તે; સારો વખત; સારૂં થવું તે; આબાદાની. ૨ શ્રેય; કલ્યાણ; શુભ.

**અભ્યુક્ષણ**, ન. (સં. अभि+उक्षण= છાંટવું.) પ્રોક્ષણ; સિંચન; છાંટવું તે; ધોવું તે. 'ધોઈ હાથ પગ સાવધપણેજી, અભ્યુક્ષણ કરવું યત્ન ઘણેજી.' પ્રેમાનંદ.

**અભ્ર**, ન. (સં.) વાદળું; મેઘ. 'વારક પ્રેરક નહિ અભ્રને' અખો. ૨ આકાશ. ૩ અબરખ.

**અભ્રક**, જુઓ અબરખ.

**અભ્રચના**, સ્ત્રી. અપ્રીતિ; કંટાળો; ઉપેક્ષા; નિર્ભત્સના; બેદરકારી.

**અભ્રમાતંગ**, પુ. (સં. अभ्र+मातंग= હાથી.) વાદળરૂપી હાથી; ઇન્દ્રનો હાથી; ઐરાવત. (મેઘદૂતમાં નવા ચઢી આવેલા મેઘને હાથી સાથે સરખાવ્યો છે.) કાળા ને પાણી ભરેલા વાદળનો જે મોટા ગાભો તે.

**અભ્રરંગી**, વિ. (સં. अभ्र+रंग+ई=વાળું) અભ્ર-આકાશના જેવા રંગવાળું; આસમાની; વાદળના રંગનું; વાદળી; ધુમાડીઆ રંગનું.

**અમ**, (હમ.) સ. (સં) અમો; અમારે. (હું નું બહુ વચન.) 'અમ ઘેર કન્યા કુંવારડી.' સ્ત્રીગીત.

**અમકડું**, વિ. (સં. अमुक. ઉ) અમુક; ફલાણું

**અમથું**, વિ. (સં. मिथ्या ઉ.) સહેજ, નકામું; ફોગટ; નિરર્થક. ૨ મફત.

**અમદાબાદી**, વિ. અમદાવાદનું; અમદાવાદને લગતું; અમદાવાદનું વતની; અમદાવાદમાં બનેલું વગેરે:-અમદાવાદી અતલસ.

**અમનચમન**, ન. (આ. અમન્=હંમેશનું+ચમન=ફૂલવાડી.) મોજમજા; ચેનબાજી. (મનગમતી રીતે આનંદમાં રહેવું તે.)

**અમર**, વિ. (સં. अ=નહિ-मृ=મરવું ઉ.) જેને મરણભાવ નથી એવું; મરે નહિ એવું; ચિરંજીવી. ૨ નિત્ય; સ્થાયી.

**અમર**, પુ. (સં.) જેને જરા મરણ નથી તે; દેવ; દેવતા; સુર. (અંબર) ૨ એક જાતનું સુગંધી દ્રવ્ય. 'અમર રોરત, અમર ઢોરત, ધોરત ધુધરી ધારી.' ગિરધર.

**અમરકીર્ત્તિ**, સ્ત્રી. (સં.) નાશ ન પામે એવી જે નામના તે; અવિચળ યશ.

**અમરદારુ**, ન. (સં.) દેવદાર; દેવદારનું ઝાડ.

**અમરત**, ન. (સં. अमृत ઉ.) અમૃત; સુધા. ૨ વિ. મીઠું.

**અમરતા**, સ્ત્રી. (સં.) અમરપણું; નહિ મરવાપણું; ચિરંજીવીપણું.

**અમરત્વ**, ન. (સં.) અમરપણું; અમરતા. ૨ દેવપણું.

**અમરપટો**, પુ. (સં. अमर+पत्र ઉ.) અમરતાનો જે પટો-ખાતરીપત્ર તે; અમર રહેવાની ખાતરી તે:-આ જગતમાં કોઇ અમરપટો લઇને આવ્યું નથી.

**અમરપણું**, ન. અમરતા; નહિ મરવાપણું. ૨ દેવપણું.

**અમરપતિ**, પુ. (સં.) દેવોનો રાજા ઇન્દ્ર.

**અમરફળ**, ન. (સં.) જે ફળ ખાવાથી મરણ થાય નહિ તે ફળ; અમરતા આપનારૂં ફળ. 'અમરફળ આવ્યું આ, શું તેનું તો કરવું રે, અમરફળ આવ્યું આ.' ભર્તૃહરિ ના.

**અમરલોક**, પુ. (સં.) દેવલોક. ૨ સ્વર્ગ.

**અમરલોકતા**, સ્ત્રી. (સં.) દેવલોકપણું. ૨ સ્વર્ગલોકનું જે સુખ તે.

**અમરવેલ,** (લી) સ્ત્રી. (સં.) હંમેશ લીલી રહેનારી ને વધનારી એક વેલ. 'જેમ અમરવેલી વધે બહુ બહુ, તેમ વધજો એનો પરિવાર, જીવો વિશ્વેરીઆ.' ક. દ. ડા.

**અમરસરિત,** સ્ત્રી. (સં.) આકાશગંગા; વ્યોમગંગા; સ્વર્ગંગા. 'પદથી ભ્રષ્ટ થએલા, અમર સરિતમાં વિહરતી અમરીના, મુખરિત નૂપુર શું ઉતરે, મંડપપર એ ચકોર લવલીના.' સી. હ.

**અમરા,** સ્ત્રી. (સં.) ગળો; ગ્રો. ૨ ડુંટીનો નાળ.

**અમરાઈ,** સ્ત્રી. (સં. આમ્ર+રાજી અથવા આમ્ર+આવલી ઉપરથી અમરાઈ.) જ્યાં આંબાઓની હારો ને હારો હોય એવી જગા; આંબાવાડીઉં. (અમદાવાદની નજીક આંબાઓથી ભરપુર પ્રદેશમાં વસેલું એક નાનું ગામ, જેને 'અમરાઈવાડી' કહેવામાં આવે છે. અમરાઈ વાડીનાં રાહઓર બહુજ વખણાય છે.)

**અમરાંગના,** સ્ત્રી. (સં. અમર+અંગના= સ્ત્રી.) દેવી; દેવસ્ત્રી; અમરી. ૨ અપ્સરા.

**અમરાપુરી,** સ્ત્રી. (સં.) દેવનગરી; ઇન્દ્ર ની રાજધાની; અમરાવતી

**અમરાવતી,** સ્ત્રી. (સં.) ઇન્દ્રનું રાજધાની નગર; સ્વર્ગની રાજધાની; દેવનગરી; 'કાશી જેવાં માધનીઆં કરાવું, પડિનોવું અહીં પૂર વસાવું; કહો તો અમરાવતી ઉતરાવું, કુંવર ચાલો ઘેર મામી મનાવે.' ગીત

**અમરી,** સ્ત્રી. (સં.) દેવાંગના; દેવસ્ત્રી; દેવલોકની સ્ત્રીઓ; જેને જરા મરણ નથી એવી સ્ત્રી; દેવી.

**અમરીચમરી,** સ્ત્રી. સ્ત્રીઓને માથે ઘાલવાનું રૂપાનું ઘરેણું; માથે ઘાલવાનો સોના રૂપાનો ગૂંથ અને તેને વળગાડેલી ચમરના આકારની જે ફૂમતીઓ તે-ચમરી. :-'પુછડું' ક્યાંથી વળગીઉં, મારા કુંવર કોડીલા, એરે પુછડાને ચાક જોઇશે, ચમરી જોઇશે, ગોરખુપાને દોરડી, મારા કુંવર કોડીલા. ગીત.

**અમર્ત્ય,** વિ. (સં.) અમર; મરણ ધર્મ-રહિત. ૨ ના. દેવતા; દેવ.

**અમર્યાદ,** વિ. (સં. અ=નહિ મર્યાદા= હદ.) હદ બહાર ગએલું; બેઅદબ; તોછડું; અસભ્ય; નિર્લજ્જ.

**અમર્યાદા,** સ્ત્રી. (સં.) મર્યાદા નહિ તે; નિર્લજ્જતા; બેઅદબી.

**અમર્ષ,** પુ. (સં. અ=નહિ, મૃષ્=સહન કરવું ઉ. મર્ષ=સહનશીલતા.) ક્રોધ; અસહિષ્ણુતા; રીસ. કાવ્યશાસ્ત્ર પ્રમાણે તેતરીસ વ્યભિચારી ભાવોમાનો એક ભાવ.

**અમર્ષી,** વિ. (સં.) ઇર્ષી; અસહનશીલ; અદેખું; ઝેરીલું; દ્વેષી.

**અમલ,** પુ. (આ.) સત્તા; હુકમ; અખત્યાર; અધિકાર; દાબ. ૨ રાજ્ય; વહીવટ; કારકિર્દી. ૩ શુમાર, આસરો. :-ચારનો અમલ થયો એટલે અમે જાગ્યા ૪ કેફ; કેફીવસ્તુ; અફીણ. :-'અમલ ખાઓ ઉઘમાતીઆ, અમલ શરમાં શર, અમલ ઝાઝો પીજીએ, નરપતિ જેમાં નૂર.' અમલ કરવો=કેફ કરવો; સત્તા ભોગવવી. અમલમાં મૂકવું=વહીવટમાં ઉતારવું; ચાલુ કરવું; કરવા માંડવુ.

**અમલજોરી,** સ્ત્રી. અમલનું બળ ચલાવવું તે; સત્તા વાપરવી તે. ૨ અમલના જોરનું જે અભિમાન તે; અધિકારનો રોફ; જોહુકમી.

**અમલદાર,** પુ. (ફા.) અમલવાળો; સત્તાવાળો; અધિકારી; અમલ ચલાવનાર.

**અમલદારી,** સ્ત્રી. (ફા.) અમલદારપણું; અમલદાર તરીકે કામ કરવું તે; અમલદારની સત્તા અથવા અધિકારનો જે ભોગવટો તે

**અમલપાણી,** કેફ કરવો તે; અફીણ વ્યસન તે, અફીણનો કસુંબો કાઢી તે પીવો તે.

**અમલી,** વિ. કેફ કરનાર; બંધાણી; વ્યસની. ૨ સુસ્ત; એદી.

**અમલો,** પુ. (આ.) મકાનનું મેડાબંધી જે બાંધકામ તે; ઇમારતનું બાંધકામ; મેડાબંધી; મજલો. ૨ અમલદારને બેસવાની જગા.

**અમસ્તુ'**, જુઓ અમથું.

**અમળ**, વિ. (સં.) નિર્મળ; વિમળ; સ્વચ્છ. ૨ નિષ્કલંક:–'અમળકમળ સમ લોચન, દુઃખ મોચન એ' ગી. ગોવિંદ.

**અમળતા**, સ્ત્રી. (સં.) નિર્મળતા; સ્વચ્છતા; ચોક્ખાઇ.

**અમળતીઉં'**, વિ. મળતીઉં નહિ તે; સામા પક્ષનું; નહિ મળતું રહે એવું; અતડું; અલગ રહેવાના સ્વભાવવાળું; ૨ શરમાળ.

**અમળાટ**, જુઓ અંબળાટ.

**અમળાવવું'**, જુઓ અંબળાવવું.

**અમળાવું'**, જુઓ અંબળાવું.

**અમંગળ**, વિ. (સં.) નહિ મંગળ તે; અશુભ; ખરાબ; નહિ આનંદકારક. ૨ અપવિત્ર.

**અમાત્ય**, પુ. (સં.) રાજાનો મિત્ર–સાથી; મંત્રી; પ્રધાન; દિવાન; કારભારી.

**અમાનત**, જુઓ અનામત.

**અમાનતદારી**, સ્ત્રી. પાલકપણું; વડીલતા; વાલીપણું. ૨ પ્રમાણિકતા.

**અમાનિતા**, સ્ત્રી. (સં.) માનીપણું નહિ તે; ગર્વરહિતપણું.

**અમાનિત્વ**, ન. (સં.) માનીપણું નહિ તે; નિર્માનિત્વ; નમ્રતા.

**અમાની**, વિ. (સં.) માની નહિ તે; ગર્વી નહિ તે; નિર્માની.

**અમાનીતું'**, વિ. નહિ માનીતું; અળખામણું; અણગમતું.

**અમાનુષી**, વિ. (સં.) માનુષી નહિ તે; મનુષ્યના જેવું નહિ તે; દૈવી; દેવતાઈ; અલૌકિક. ૨ મનુષ્યના જેવું નહિ તે; જંગલી; રાક્ષસી; ઘાતકી; ક્રૂર.

**અમાન્ય**, વિ. (સં.) નહિ માન્ય; અમાનનીય; અસ્વીકાર્ય; નાકબુલ.

**અમાન્યતા**, સ્ત્રી. નહિ માન્ય થવું તે; અસ્વીકાર; નહિ કબુલ રખાવું તે.

**અમાપ**, વિ. (સં. અ+મા=માપવું. ઉ.) માપ વગરનું; માપરહિત; અપાર; નિઃસીમ:–'અમાપી બો પડી તારે, જ્યાં જવાય ત્યાં જાવું. પ્રા. કા.

**અમાપ્ય**, વિ. (સં.) મપાય નહિ એવું; અતુલ; અપાર.

**અમાયા**, સ્ત્રી. (સં.) માયાનો જે અભાવ તે; નહિ માયા.

**અમારૂં**, (હમારૂં) (સં અસ્મદ્ ઉ.) જે માણસ બોલતું હોય તેનું પોતાનું; મારૂંનું બહુવચન.

**અમાલુ'**, વિ. માલ વગરનું; નિર્માલ્ય.

**અમાવાસ્યા**, સ્ત્રી. (સં. અમા=સાથે+ વસ્=રહેવું. ઉ.) જે દિવસે ચંદ્ર ખીલકુલ દેખાતો નથી તે દિવસ; વદ પક્ષનો છેલ્લો અને શુકલપક્ષની આગલો દિવસ તે; અમામ.

**અમાસ**, સ્ત્રી. (સં.) વદ પક્ષનો છેલ્લો અને સુદ પક્ષનો આગલો દિવસ. જે દિવસે ચંદ્ર ખીલકુલ દેખાતો નથી તે દિવસ. (સૂર્ય અને પૃથ્વીની વચ્ચે સમાન્તરે સીધી લીટીમાં જે દિવસે ચંદ્ર આવે છે તે દિવસે ચંદ્રની આખી કાળી બાજુ પૃથ્વી તરફ હોય છે તેથી તે દેખાતો નથી.) સોમવતી અમાસને શુક્રવાર= અર્થાત્ એકકે દિવસ નહિ. (ન બને એવું બતાવવાને આ રૂઢિપ્રયોગ વપરાય છે.)

**અમિત**, વિ. (સં. અ=નહિ મિત=માપેલું.) નહિ માપેલું; અમાપ. 'અંગ અંગ પ્રતિ અમિત માધુરી; શું વર્ણું શણગાર.' દયારામ.

**અમિત્ર**, પુ. (સં.) શત્રુ; દુશ્મન. ૨ વિપક્ષ; પ્રતિકૂલ.

**અમિત્રતા**, સ્ત્રી. (સં.) દુશ્મનાઇ; વેર; શત્રુતા.

**અમિષ**, ન. મિષ નહિ તે; અનિમિત્ત. ૨ વિ. જેમાં કંઇ નિમિત્ત ન હોય તેવું; બહાના વગરનું; મિષરહિત.

**અમી**, (સં. અમૃત ઉ.) અમૃત; સુધા. ૨ મિઠાશ; સ્વારસ્ય. ૩ દયાળુતા. ૪ મુખની જે લાળ તે.

**અમીન**, પુ. (આ. અમન્ ઉ. અમીન. વિશ્વાસુ.) મધ્યસ્થ; તિરાહિત; પંચનો જે મુખ્ય માણસ તે; લવાદ.

**અમીનજર**, સ્ત્રી. મીઠી નજર; માયાળુ નજર; નિધા; મહેરબાની.

**અમીનાત**, સ્ત્રી. અમીનપણું; અમીનપણું કરવાનું સાલીઆણું.

**અમીનિધિ**, પુ. અમૃતનો રાશિ; અમરતનો દરીઓ. ૨ ચંદ્રમા; શશી; સુધાંશુ.

**અમીની**, સ્ત્રી. (આ.) અમીનાત; અમીનપણું. ૨ અમીનપણાના બદલામાં જે કંઇ મળતું હોય તે.

**અમીર**, પુ. (આ.) સરદાર; ઉમરાવ.

**અમીરવ**, પુ. મધુર અવાજ; અમૃત જેવો મીઠો ને આનંદકારક જે અવાજ તે.

**અમીરાઈ**, સ્ત્રી. અમીરપણું; અમીર તરીકે જે કામકાજ કરવું તે; અમીરની સત્તા ભોગવવી તે.

**અમીરાત**, સ્ત્રી. અમીરની જે સત્તા તે; અમીરનો અધિકાર. ૨ અમીરપણું. ૩ અમીરપણા માટે મળતું જે સાલીઆણું તે.

**અમીરી**, સ્ત્રી. અમીરાઇ; અમીરપણું. ૨ અમીરના જેવું; ઉમદા. :—અમીરી ખવાસ.

**અમુક**, વિ. (સં. अदस्=તે, પેલું, ઉપરથી) વિશેષ નામને ઠેકાણે આવનારો શબ્દ; ફલાણું; ચોક્કસ—મનુષ્ય વસ્તુ વગેરે જે બતાવવાનું કે સૂચવવાનું હોય તે. નામથી કે સાનથી સ્પષ્ટ બતાવાતું જે કોઇ સવિશેષ એક કે બહુ તે.

**અમુકતમુક**, વિ. ફલાણું ઢીંકડું.

**અમુક્ત**, વિ. (સં.) મુક્ત નહિ તે; બંધાએલું; બદ્ધ.

**અમુંઝણ**, સ્ત્રી. (સં. आ+मुह्=મુંઝાવું.) કંઈ સૂઝે નહિ અને અકળાવાય એવી જે સ્થિતિ તે; મુંઝવણ; અકળામણ; ગભરાટ. ૨ આતુરતા; અતિ ઉત્સુકતા. ૩ શ્વાસની મુશ્કેલીથી થતી જે ગભરામણ તે; છૂટથી શ્વાસની લેમૂક નહિ થવી તે. :—એને છાતીની અમુંઝણ છે.

**અમુંઝાવવું**, સ. ક્રિ. પ્રે. ગભરાવવું; સતાવવું; ગુંચવવું; અકળાવવું.

**અમુંઝાવું**, અ. ક્રિ. મુંઝાવું; ગભરાવું; ગુંગળાવું; મનમાં ને મનમાં સીદાવું.

**અમૂર્ત્ત**, વિ. (સં.) મૂર્તિરહિત. ૨ આકાશ; કાલ; આત્મા વગેરે.

**અમૂલખ**, વિ. (સં. अमूल्य ઉ.) અમૂલ્ય; કીંમતી. ૨ જેની કીંમત ન થાય એવું; સર્વોત્તમ. 'અમુલખ બે છે તમ કને, જળમાં નીપજે જેહ, એ બે કીજે એકઠાં, નામ અમારૂં એહ' શામળ.

**અમૂલિક**, વિ. કીંમતી; ભારે; મોંઘું. 'લીધો અતિશે અમૂલિક સાજ.' મુક્તાનંદ.

**અમૂલ્ય**, વિ. (સં. अ+मूल्य=કીંમત.) જેની કીંમત ન થાય એવું; બહુજ કીંમતી.

**અમૃત**, વિ. (સં.) મરે નહિ એવું; અમર.

**અમૃત**, ન. (સં.) જે પીવાથી મરાય નહિ એવો એક અદ્દભુત રસ; સુધા; પીયૂષ; અમ્રત. ૨ ઘરડપણ આવતું અટકાવે, આયુષ્યને વધારે અને મરેલાને પણ સજીવન કરે એવી એક ઔષધિ તે. ૩ દેવ; આત્મા. અમૃત ચોઘડીઉં=શુભ સમય; બહુ સારી પળ; લાગ. અમૃતજડી=જેનાથી મરણ ન થાય એવી વનસ્પતિનું મૂળ. 'અમૃતજડીના જોરથી, નોળ નાગને મારે.' દયારામ. અમૃતપાક=એક જાતની મિઠાઇ. (મશ્કરીમાં) માર. અમૃતસિદ્ધિયોગ=પંચાંગ પ્રમાણે ગણાતો એક શુભ યોગ.

**અમૃતઝરો**, પુ. અમૃતનો જે ઝરો તે.

**અમૃતતા**, સ્ત્રી. (સં.) અમરતા; અમરપણું; મોક્ષ; મુક્તિ; અમૃતપણું.

**અમૃતધારા**, સ્ત્રી. (સં.) અમૃતની જે ધારા—ધાર તે; અમરતનો રેલો. અમૃતની ધારા જેવું મીઠું—મધુરૂં હોય તે.

**અમૃતલતા,** (અમૃતલતિકા) સ્ત્રી. (સં.) અમરવેલ.

**અમૃતમય,** વિ. અમૃતથી ભરપૂર: અમૃતના જેવુંજ; અમૃતપૂર્ણ.

**અમૃતસાર,** પુ. (સં.) ઘી; ઘૃત.

**અમૃતા,** સ્ત્રી. (સં.) ગળો. ૨ હરડે. ૩ અતિવિષની કળી.

**અમે,** સ. (સં. अस्मद् ઉ.) હું નું બહુ વચન; અમ.

**અમેરિકન,** વિ. (અં.) અમેરિકાનું; અમેરિકા સંબંધી.

**અમો,** સ. અમે.

**અમોઘ,** વિ. (સં. अ=नहि+मोघ= નિષ્ફળ.) નિષ્ફળ જાય નહિ એવું, સફળ; રામબાણ. ઇષ્ટ ફળ આપનાર; અવંધ્ય; અવિફલ.

**અમોલખ,** જુઓ અમૂલ્ય.

**અમ્મર,** જુઓ-અમર, તેમજ અ ળરં.

**અમ્મા,** સ્ત્રી. (સં. अंबा. ઉ.) માતા; મા; બા. ૨ ધાવ; ઉછેરનારી.

**અમ્રત,** ન. જુઓ અમૃત.

**અમ્લ,** વિ. (સં.) ખાટું; ખટાશવાળું; ખાટા રસનું.

**અમ્લકેસર,** ન. (સં) બીજોરૂં.

**અમ્લતા,** સ્ત્રી. (સં) ખટાશ; ખાટાપણું.

**અમ્લપિત્ત,** ન. (સં.) ખાટું પિત્ત. ૨ ઉદરનો એક રોગ; પિત્તનો રોગ; (જેમાં ખાટા ઓડકાર આવે છે તે.)

**અમ્લસાર,** પુ. (સં.) લીંબુનો ખાર; લીંબોઇ. ૨ હડતાળ.

**અમ્લાન,** વિ. (સં.) નહિ કરમાએલું; પ્રફુલ્લ; તેજસ્વી. 'હરિશ્ચંદ્ર કહે અહો બલાનરે, છો અમ્લાન તન રૂપી મહા ધનરે.' પ્રેમાનંદ.

**અય,** ન. (સં. अय=લોઢું.) લોખંડ. 'પ્રબળ જ્વલિત અય પૂતળી' જશવિજય. ૨ પાસા. ૩ અ. અરે; અહો; હે.

**અયણી,** સ્ત્રી. (અરણી) એક જાતનું ઝાડ. (આનાં સૂકાં લાકડાંને ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે. એની ડાળીઓ વાંસની માફક સહેજ પોલી હોય છે.)

**અયત્ન,** વિ. (સં.) યત્નનો અભાવ તે; અનાયાસ; યત્ન કર્યા વગર બનેલું.

**અયથાર્થ,** વિ. (સં.) નહિ યથાર્થ તે; બરોબર નહિ તે; જેવું જોઇએ તેવું નહિ તે.

**અયન,** ન. (સં. इ=જવું ઉપરથી.) સૂર્યનો તેના માર્ગ વર્તુલનો જે છમાસિક ભાગ તે; અડધો ચકરાવો તે. સૂર્યનો એક તરફનો જે ફેરાવ તે. (બાર મહીનામાં સૂર્ય બાર રાશિઓમાંથી પસાર થાય છે તેમાં મકર, કુંભ, મીન, મેષ, વરખ અને મિથુન એનું એક ષટ્ક અને કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક ને ધન એ રાશિઓનું બીજું ષટ્ક. એ બે રાશિષટ્કમાંથી સૂર્યનું જે ગમન તે-એકેકું અયન. છ માસ સુધી સૂર્ય દક્ષિણ તરફની રાશિઓમાંથી પસાર થાય છે અને છ માસ સુધી ઉત્તર તરફની રાશિઓમાંથી પસાર થાય છે. એ બે અયન દક્ષિણાયન અને ઉત્તરાયનને નામે પંચાંગમાં પ્રસિદ્ધ છે, અને એ બે અયનથી તેનો એક આખો ચકરાવો પુરો થાય છે.)

**અયનમાસ,** પુ. (સં.) જેમાં અયન બદલાય તે મહીનો; જેમાં સંક્રાંતિ આવતી હોય તે માસ.

**અયનવૃત્ત,** ન. (સં.) સૂર્યના વાર્ષિક માર્ગના બે વિભાગ દર્શાવનારી જે રેખા તે.

**અયનાંશ,** પુ. (સં.) દક્ષિણાયન અને ઉત્તરાયનમાં તે બેઉ અયન વચ્ચેનું છેટું બતાવવાને પાડેલા જે વિભાગો તે.

**અયસ્કાંત,** પુ. (સં.) લોઢાને આકર્ષણ કરવાના ગુણ વાળો પત્થર; લોહચુંબક.

**અયાચક,** પુ. (સં.) ભિક્ષા માગવી એ જેની વૃત્તિ ન હોય તે; નહિ યાચના કરનાર.

**અયાચક,** વિ. (સં.) નહિ યાચના કરવી તે; જેમાં યાચના કરવાની ન હોય તે (વૃત્તિ.)

**અયાચકવૃત્તિ**, સ્ત્રી. (સં.) વગર યાચનાએ ગુજરાન ચલાવવું તે; જેમાં યાચના કરવામાં આવતી નથી એવી જે ગુજરાન ચલાવવાની રીત તે.

**અયાળ**, સ્ત્રી. (યાલ=કેશાળી) ઘોડાની, સિંહની અને બીજા નર પશુઓની ગરદન ઉપર જે વાળ હોય છે તે; કેશવાળી.

**અયિ**, અ. (સં.) અરે! હે. 'અયિ! શંભુ ચૂડામણિ પ્રભો! તમને પથ નિવેદવો કશો?'

**અયુક્ત**, વિ. (સં. અ=નહિ+યુજ્=જોડાવું.) જોડાએલું નહિ તે; છુટું પડેલું; અણઘટતું; નાલાયક. અનુચિત; અયોગ્ય. યુક્તિ વગરતું; અજુગતું.

**અયુકતતા**, સ્ત્રી. (સં.) અણઘટતાપણું; યુક્તતા નહિ તે; અનુચિતપણું; અયોગ્યતા.

**અયુત**, વિ. (સં) દશ હજારની જે સંખ્યા તે. 'પ્રહર દ્વયમાં સંહારતો, અયુત એક સેના મારતો.' પ્રા. કા.

**અયે**, અ. (સં.) અરે! હે; ઓ; અહો.

**અયોગોલક**, પુ. (સં.) લોઢાનો ગોળો.

**અયોગ્ય**, વિ. (સં.) યોગ્ય નહિ તે; અઘટતું; નાલાયક; અપાત્ર; અયુક્ત. અનુચિત; ખોટું; ભૂલ ભરેલું; અઘટિત; અજુકતું; ગેરવાજબી.

**અયોગ્યતા**, સ્ત્રી. (સં.) નહિ યોગ્યતા તે; લાયકાત નહિ તે; અઘટિતપણું; નાલાયકપણું; અનૌચિત્ય.

**અયોનિજા**, સ્ત્રી. (સં.) સીતા. ૨ લક્ષ્મી.

**અયોનિસંભવ**, વિ. (સં.) ગર્ભસ્થાનમાં ઉત્પન્ન થએલું નહિ એવું; નહિ જન્મેલું; (બ્રહ્મા પખી વગેરે.) શુક્રશોણિતથી નહિ પરતુ એમને એમ ઉત્પન્ન થએલુ તે, ઇશ્વિરના માનસપુત્રો વગેરે.

**અર**, વિ. (સં. અરમ્=જલદી) ઝટ; તરત. 'સુખ વાણુ ર્યા અર ખીણુ ર્યા.' પ્રેમાનંદ. ૨ અથવા.

**અરક**, જુઓ અર્ક.

**અરકચો**, જુઓ અરગજો.

**અરકાડવું**, સ. ક્રિ. અડકાડવું; લગાડવું; અડાડવું; સ્પર્શ કરવો.

**અરક્ષિત**, વિ. (સં.) જેનું રક્ષણ કરેલું ન હોય એવું; રક્ષણરહિત; જેની સંભાળ લેવામાં ન આવતી હોય એવું. ૨ ખુલ્લું; ઉઘાડું; નહિ ઢાંકેલું.

**અરગજો**, પુ. ઘણી જાતનાં સુગંધી દ્રવ્યો એકઠાં કરીને બનાવેલો પીળા રંગનો એક સુગંધીદાર ભૂકો.

**અરઘ**, જુઓ અર્ઘ.

**અરઘવું**, સ. ક્રિ. પૂજવું; અર્ઘ આપવો; પગ પખાળી આદરમાન આપવું તે.

**અરઘીઉં**, ન. જે પાત્રવડે અર્ઘ આપવામાં આવે છે તે; દેવાર્ચનનાં પાત્રોમાં અંજલી-છિંપોલીના ઘાટનું જે નાનું પાત્ર હોય છે તે.

**અરચવું**, સ. ક્રિ. (સં. અર્ચ્=પૂજવું.) પૂજા કરવી; અર્ચન કરવું; સુગધી લેપ કે તિલક વગેરે કરવું તે.

**અરચા**, (અર્ચા.) સ્ત્રી. કપાળમાં જે ચંદન કેસર વગેરેનો લેપ કરવામાં આવે છે તે; પિઅળ; આડ; આરકા.

**અરચાવું**, સ. ક્રિ. પૂજાવું; બીજાને હાથે અરચા થવી તે.

**અરજ**, સ્ત્રી. (આ. અર્ઝ=[illegible]) કોઇ પણ કામને માટે પોતાનાથી મોટાને નમનતાઇ ભરેલી રીતે પોતાની હકીકત જણાવી પોતાની ઇચ્છા પ્રમાણે કરવાની જે વિનતી કરવી તે; વિનતી; પ્રાર્થના. ૨ ફરિઆદ. ૩ અભાવા. (ગર્ભવતીને જે મન થાય છે તે; અરજ થાય છે એમ કહેવાય છે.) દોહદ.

**અરજદાર**, વિ. અરજ કરનાર; જેણે પ્રથમ અરજ કરી હોય તે, માગણી કરનાર.

**અરજી**, સ્ત્રી. જેમાં અરજ લખી હોય તે કાગળ; અરજની વિગતવાર હકીકતવાળો

જે લેખ તે. ૨ અરજને લગતી હકીકત જેમાં હોય એવો લેખ કે ભાષણ. :-'અરજી અબળાની અબળાની.'

**અરજોળ**, અ. રખડતું; લબડતું; અધવચ.

**અરજોળો**, પુ. ઓળંબો; કડીઆનું ભીંતની ઉંચાઇએ જતી સપાટી સીધી લીટીમાં છે કે નહિ તે જોવાનું યંત્ર.

**અરજોળે**, અ. અદ્ધર લડકતું હોય તેમ; અનિશ્ચિત; અચોક્કસ.

**અરડાવું**, અ. ક્રિ. આરડવું; રેંકવું. ૨ પિલાવું; દુ:ખી થવું.

**અરડુસી**, સ્ત્રી. (म अरलसा.) એક જાતની વનસ્પતિ. (એનાં પાન છાતીના અને ફેફસાંના સોજા ઉપર સેક કરવાના કામમાં આવે છે.)

**અરડુસો**, પુ એક જાતનું મોટું ઝાડ. (અરડુસાનું લાકડું પોચું અને હલકું હોવાથી તેનાં રમકડાં અને બીજી ઘણી સુશોભિત વસ્તુઓ ખરાદીઓ ઉતારીને બનાવે છે.)

**અરણ**, સ્ત્રી. જુઓ એરણ.

**અરણવ**, પુ. (સં. अर्णव=સમુદ્ર.) દરીઓ; સમુદ્ર; સાગર.

**અરણી**, સ્ત્રી. એક જાતનું ઝાડ.

**અરણ્ય**, ન. (સં.) વન; જંગલ; વગડો. :-દંડકારણ્ય.

**અરણ્યરુદિત**, ન. (સં.) નિરર્થક બખાળા કરવા તે; જેની કોઇ દાદ લેતું નથી અથવા જેને સાંભળવાની કોઇ દરકાર કરતું નથી એવું બોલવું તે.

**અરણ્યવાસ**, પુ. (સં.) વનવાસ, અરણ્યમાં જઈ રહેવું તે; ત્રિવાસન.

**અરણ્યવાસી**, વિ. (સં.) વનવાસી; અરણ્યમાં રહેનાર. ૨ જંગલી.

**અરતિ**, સ્ત્રી. (સં) અપ્રીતિ; અભાવ; નાખુશી.

**અરથ**, જુઓ અર્થ.

**અરથાારત**, જુઓ અર્થાત.

**અરથી**, વિ. (સં. अर्थिन् ઉ.) અર્થવાળું; ગરજાઉ જેને અર્થ હોય એવું. ૨ રથ વગરનું; રથમાંથી ઉતરેલું; રથારૂઢ નહિ તે. 'અરથી એ હમણાંજ હણાશે, થઈ રહ્યું રથી થયો તો.' ભારત.

**અરથે**, જુઓ અર્થે.

**અરદાસ**, સ્ત્રી. અરજ પ્રાર્થના.

**અરદિબેહસ્ત**, પુ. (ઝંદ.) અગ્નિ; દેવતા. ૨ પારસી વર્ષનો ત્રીજો મહીનો.

**અરધ**, વિ. અડધ; અડધું.

**અરધાંગ**, ન. સ્ત્રી. અર્ધાંગના; પુરૂષનું જે અડધું અંગ તે; સ્ત્રી; પત્ની. 'અમર આહીર અરધાંગ ગોપાંગના.' ન. મે.

**અરધી**, (અડધી) સ્ત્રી પાઇ; એક પૈસાની ત્રીજા ભાગ જેટલી ને આનાની બારમા ભાગ જેટલી કીંમતનો એક બહુજ નાનો ચલણી સિક્કો. (મુંબાઇમાંજ બહુધા આ શબ્દ બોલાયછે.)

**અરધીઉં**, ન. કોઇ પણ વસ્તુનો જે અડધો ભાગ તે; મોટી વસ્તુનો જે નાનો ભાગ તે. ૨ વિ. નાનું; અડધુ; અડધા ભાગ જેટલું. અડધુ તે. (પાણીનું અરધીઉ, હુંડીનું અરધીઉ)

**અરધું**, વિ. (સં.) અડધું; એકના બે સરખા ભાગમાંનું દરેક.

**અરધુંપરધું**, વિ. અડધું કિંવા તેથી ઓછું હોય એવું; અરધાને આસરેનું.

**અરપણ**, જુઓ અર્પણ.

**અરપવું**, સ. ક્રિ અર્પણ કરવું; આપવુંતે.

**અરપાવું**, મ. ક્રિ. અપાતું; અર્પણ થવું તે. 'આ મિષ કે અન્નમાંય, જમવા કર્યું હોય કાંઈ, તે મધ્યે વિધિ પુરસ્સર, નવ અરપાયું હોય પર.' પ્રેમાનંદ.

**અરફટ**,-(ફાટ) સ્ત્રી. એક વસ્તુનો બીજી વસ્તુને વેગથી પમાર થતાં જે ધક્કો-આંચકો લાગવો તે.

**અરબ**, જુઓ આરબ.

**અરબી**, વિ. અરબસ્તાન સંબંધી; આરબોનું; અરબસ્તાન અથવા ત્યાંના લોકોને લગતું. :-અરબી ઘોડા; અરબી ભાષા.

**અરબીસમુદ્ર**, પુ. અરબસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે આવેલો જે સમુદ્ર તે.

**અરબ્બી**, સ્ત્રી. એક જાતનું કંદ; અળોખડું; અળવીની જાતનો કંદ. ૨ વિ. અરબસ્તાનને લગતું; આરબનું.

**અરભક**, ન. (सं. अर्भक.) છોકરૂં; બાળક; બચ્ચું.

**અરમાન**, સ્ત્રી. ઇચ્છા; ઉમેદ; હોંસ; આશા. વિ. ઓરમાન-શાવકું.

**અરમારી**, સ્ત્રી. (પોર્તુ.) ભીંતમાંનું કબાટ; દોલાબ; તાકું;હાટીઉં. ૨ નૌકા; દરિઆઈ કાફલો.

**અરર**, અ. (सं. अरे.) દુઃખનો ઉદ્ગાર; બીક ગુસ્સો અથવા શોકને લીધે એકાએક નીકળતો શબ્દ.

**અરલ**, વિ. નીરોગી; તંદુરસ્ત. ૨ ઢાંગું; જાડું. ૩ મૂર્ખ.

**અરવલી**, પુ. (सं. अर्बुदावली ઉ.) આબુ પર્વત; આબુ પર્વતની જે હાર તે.

**અરવિંદ**, ન. (सं.) કાળું કમળ. (કામદેવનાં પાંચ બાણમાં અરવિંદનું પણ એક બાણ છે.)

**અરવિંદિની**, સ્ત્રી. (सं.) કમલિની; કમળોનો સમૂહ.

**અરસ**, વિ. જેમાં રસ ન હોય એવું; રસ વગરનું; મોળું; ફીકું. [દર્પણ.

**અરસદરસ**, પુ. મુખ જોવાનો આયનો;

**અરસપરસ**, વિ. અન્યોન્ય; પરસ્પર; એકબીજામાં; આપસઆપસમાં. ૨ સામસામું; સાટોસાટ; સામસામી.

**અરસિક**, વિ. (सं.) રસિક નહિ તે; જેને રસ ઉત્પન્ન થતો ન હોય એવું; રસનું નહિ જાણનાર; નીરસ; અસાર; નિઃસત્વ.

**અરસિકતા**, સ્ત્રી. (सं.) રસિકતા નહિ તે; અરસજ્ઞતા.

**અરસો**, પુ. (આ. અર્સ. ઉ.) કાળ; મુદ્દત; સમય; અવકાશ; વચમાંનું છેટું; અંતર; દરમિઆન. ૨ જોગવાઇ; ટાણું; અવસર.

**અરાખડું**, ન. બે પદાર્થો એક બીજાની સાથે દબાણમાં આવ્યાથી તેમની સપાટી ઉપર એક બીજાના આકારની જે રેખાકૃતિ પડી રહે છે તે; સળ; ભાત; ચિહ્ન; નિશાની; રેખાકૃતિ; ઢોળ; છાપ. (ખનીજ કોલસાનાં ચોસલાં ઉપર પાંદડાંનાં અરાખડાં પડેલાં દેખાય છે. ચિત્ર ઉતારી લેવાને તેની ઉપર પાતળો કે તેલીઓ કાગળ મૂકીને છોકરાં જે રેખાકૃતિ દોરે છે તે પણ અરાખડું કહેવાય છે.)

**અરાગ**, પુ. (सं.) રાગ નહિ તે; અપ્રીતિ; અણબનાવ; નહિ મેળ તે. ૨ સામી પ્રીત; ટંટો.

**અરાજક**, વિ. રાજા વગરનું; રાજા કે રાજ્યશાસનનો અભાવ તે; રાજાના રાજ્યરહિત; જ્યાં અથવા જેમાં રાજા કે રાજ્ય જેવું ન હોય તે; અવ્યવસ્થિત; બંદોબસ્ત વગરનું; નિયંત્રણારહિત; અંધાધુંધ.

**અરાજ્ય**, વિ. (सं.) રાજ્યરહિત; જ્યાં રાજ્યશાસન ન હોય તે; જ્યાં રાજ્યસત્તા રહેલી ન હોય તેવું; અંધાધુંધ.

**અરાડ**, વિ. જુઓ અઢાર (૧૮.) ૨ કોઇ પણ જાતની રાડ-ફરિઆદ વગરનું; શાંત; સુલેહભર્યું; નિરુપદ્રવ.

**અરાડવું**, જુઓ અડાડવું.

**અરાડાવું**, સ. ક્રિ. અરકાડરાવવું. ૨ બરાડા પાડવા દેવા; આરડવા દેવું. ૩ દમ બિડાવવો.

**અરાઢ**, વિ. (सं.) દશ ને 'આઠની' જે સંખ્યા તે; (૧૮). ૨ બીનતકરાર; નિરુપદ્રવ.

**અરાબો**, પુ. (ફા.) કુટુંબપરિવાર; ખટલો (સ્ત્રી, છોકરાં, ચાકરનફર અને માલમિલકત વગેરેનો આમાં સમાવેશ થાય છે.)

**અરામ**, વિ. (અ+રામ=દોકડા.) જેની ઉપર રામ-દોકડા ચડતા ન હોય એવું; બીન વ્યાજું; વ્યાજ વગરનું. :—અરામ દેવું.

**અરિ**, પુ. (સં.) દુશ્મન; શત્રુ; રિપુ; વેરી. ૨ હરીફ.

**અરિદમન**, પુ. (સં.) શત્રુને દમનાર; દુશ્મનને પીડા કરનાર. ૨ પરાક્રમી; શૂરવીર; બળવાન. ૩ શત્રુને પીડવો તે; સતવણી.

**અરિપણું**, ન. (સં.) દુશ્મનાવટ; શત્રુતા.

**અરિષ્ટ**, વિ. (સં.) અશુભ; અમંગળ; ખોટું. ૨ ન. સંકટ; ઉત્પાત; દુઃખ. ૩ મરણ ચિહ્ન. ૪ મદ્ય; આસવ.:—દ્રાક્ષારિષ્ટ.

**અરિહંત**, પુ. (સં.)સર્પ. ૨ એક જૈનાચાર્ય. વિ. શત્રુને હણનાર.

**અરિહા**, વિ. શત્રુને મારનાર; દુશ્મનને હણનાર. ૨ પુ. સૂર્ય. 'નભ ઉતારૂં ધારૂં અરિહા, લઉ ગ્રંહી વિષ્ણુ પુરા.' પ્રેમાનંદ.

**અરિંદમ**, વિ. (સં.) અરિને દમનાર; જયવંત; વિજયી. ૨ પુ. જેણે શત્રુઓનું દમન કરેલું હોય એવો વિજેતા.

**અરીઠા**, પુ. બ. વ. (સં. अरिष्टक ઉ.) બોર જેવાં એક જાતનાં ફળ. (અરીઠું બોર જેવું હોય છે અને તેને ભાગતાં અંદરથી કાળો ગોળ લીસો ઠીલો નીકળે છે. ઠીલા ઉપરની છાલને પાણીમાં પલાળીને મસળતાં ફીણ થાય છે. રેશમી વસ્ત્ર અને વાળ ધોવામાં લોકો તેનો ઉપયોગ કરે છે.)

**અરીઠી**, સ્રી. જેને અરીઠાં નામનાં ફળ થાય છે તે ઝાડ.

**અરીઠું**, જુઓ અરીઠા.

**અરીઠો**, પુ. અરીઠાનું ઝાડ. ૨ તેનું ફળ.

**અરીષ્યા**, સ્રી. (સં. ईर्ष्या ઉ.) ઇર્ષ્યા; અદેખાઇ; ખાર.

**અરીસો**, પુ. (ફા.) મોં જોવાનો તખતો; મોટી આરસી; આયનો.

**અરૂ**, અ. ઓરૂ; પાસે; નજીક. ૨ આમ; આ તરફ.

**અરુચતું**, વિ. (સં.) નહિ ગમતું; અણગમતું; નાપસંદ. ૨ નહિ ગોઠતું; નહિ ભાવતું.

**અરુચિ**, સ્રી. (સં. અ=નહિ+रुच्=પસંદ પડવું.) નહિ રુચિ તે; અભાવ; અપ્રીતિ. ૨ અન્ન ઉપર ભાવ ન થવો તે; ખાવાની ઇચ્છા નહિ હોવી તે.

**અરુચિકર**, વિ. (સં.) રુચિકર નહિ તે; રુચિ ઉત્પન્ન કરે એવું નહિ તે; અભાવ ઉપજાવે કરે એવું; અરુચિ કરાવે એવું; અપ્રિય.

**અરુચિર**, વિ. (સં.) રુચિર નહિ તે; અસુંદર; નહિ શોભતું; નહિ રૂપાળું.

**અરુણ**, વિ. (સં.) ફીકુંલાલ; પિંગળું; કપિલ; ઇષદ્રક્ત.

**અરુણ**, પુ. (સં.) પ્રભાત; પ્રાતઃકાળ; ભોર; બામદાદ. ૨ સૂર્યનો સારથિ.

**અરુણતા**, સ્રી. (સં.) લાલાશ; પિંગળતા; રતાશ.

**અરુણા**, સ્રી. (સં.) મજીઠ. ૨ ચણોઠી. ૩ નસોતર.

**અરુણાચળ**, પુ. (સં. अरुण+अचल.) જેની ઉપર અરુણનો ઉદય થાય છે તે પૂર્વ દિશામાંનો એક કલ્પિત પર્વત; ઉદયાચળ.

**અરુણિમા**, સ્રી. (સં.) અરુણની જે લાલાશ તે; રતાશ; રાતાપણું; લાલી; અરુણપ્રભા.

**અરુણું**, વિ. (સં.) લાલ; રાતું. ૨ સુંદર.

**અરુણોદય**, (સં. अरुण+उदय ઉ.) અરુણનો જે ઉદય તે; સૂર્યનો ઉદય થતા પહેલાં પૂર્વ દિશામાં જે રાતો અને તેજસ્વી પ્રકાશ પ્રકટી નીકળે છે તે. ૨ પ્રાતઃકાળ; પ્રભાત.

**અરુન્ધતી**, સ્રી. (સં.) સપ્તર્ષિના સાત તારાઓની પાસેનો એક તેજસ્વી તારો તે; ચાંદરણીનું ઝુમખું. ૨ વસિષ્ઠ ઋષિનાં પત્ની.

**અરૂપરૂ**, અ. આસપાસ; આમતેમ, અહીંતહીં; આગળપાછળ. 'સંતાઇ રહેલા હરિ નવ ભાળે, અરૂપરૂ જોતી નાર.' પ્રા. કા.

**અરૂભરૂ**, અ. સમક્ષ; સામે; હાજરીમાં. (એની અરૂભરૂ મેં એને જે કહેવાનું હતું તે કહ્યું.)

**અરૂપ**, વિ. (સં.) જેને રૂપ નથી એવું; રૂપ અને આકાર વિનાનું; ઇશ્વરનું અવર્ણ્ય સ્વરૂપ. 'અરૂપ નામ તારાની, રૂપરેખા શી દોરવી, ને જ્યાં ઠામ નથી ઠાલું, ત્યાં છબી ક્યાં ઉતારવી?'

**અરૂપી**, વિ. (સં.) જેને રૂપ નથી એવું; (ઇશ્વર) નિરાકાર.

**અરે**, સ્ત્રી. ચીવટ; કાળજી; ફીકર; હાય. (ધરમાં ઢળે બગડે તેની વહુને ક્યારે અરે છે.) ૨ દુઃખનો પોકાર; હાય. 'ગરિબની અરે, ઉરમાં ધરો.'

**અરે**, અ. (સં.) ઉતરતા દરજ્જાના માણસને સંબોધવાનો ઉદ્દગાર; ઓ; હે; રે. 'અરે ક્રિશે દયા ધરો પીડા કરો ન પ્રાણીને' ક.દ.ડા.

**અરેકાર**, પુ. (સં) 'અરે' એવો જે ઉચ્ચાર–ઉદ્દગાર તે; દુઃખનો પોકાર; હાય; નિઃશ્વાસોદ્દગાર.

**અરેરે**, અ. શોક અથવા ભયને લીધે થતો ઉદ્દગાર; અમુક ભૂલ થઇ ગયા પછી તેના પશ્ચાતાપમાં ઓચીંતો નીકળતો જે ઉદ્દગાર તે; અરરર; ઓઇઓઇ; હાયહાય. ૨ હલકા માણસને બોલાવવાનું સંબોધન.

**અરેવાળું**, વિ. જેને અરે હોય એવું; કોઇની દયા ખાનારૂં. ૨ કાળજીવાળું.

**અરોગ**, પુ. રોગ નહિ તે; રોગાભાવ. ૨ વિ. તદુરસ્ત; આરોગ્ય; રોગ રહિત.

**અરોગિતા**, સ્ત્રી. (સં.) તંદુરસ્તી; આરોગ્ય; નીરોગતા.

**અરોગી**, વિ. જેને કઇ રોગ ન હોય એવું; નીરોગી, તદુરસ્ત.

**અરોચક**, વિ (સં. અ=નહિ રુચ્=રુચવું.) નહિ રુચતું; ના પસંદ; અણગમતું; નહિ ભાવતું. ૨ અરુચિનો રોગ.

**અરોડ**, ન. આગલા વર્ષનો કપાસનો છોડ ફરીને પાલેવાઇ તેની ઉપર થએલો કપાસ.

**અરોડો**, પુ. આગલા વર્ષના કપાસના છોડ ઉપર થએલો નવો કપાસ.

**અર્ક**, પુ. (સં.) સૂર્ય; સૂરજ. ૨ આકડો.

**અર્ક**, પુ. (આ. અરક) કોઇ પણ દ્રવ્યમાંથી ગરમીની મારફતે યત્રથી કાઢેલું જે પ્રવાહી સત્વ તે, તેજાબ; કસ; તત્ત્વ.

**અર્કવિવાહ**, પુ. (સં.) ત્રીજી વાર પરણતાં પહેલાં અરિષ્ટ નિવારણાર્થે પુરૂષને આકડીની સાથે જે લગ્ન કરાવવામાં આવે છે તે.

**અર્ગલ**, પુ. (સં.) બારણાં બીડવાનો જે આગળો તે; ઉલાળો; ભુંગળ. (અર્ગલા. સ્ત્રી. આગળી.)

**અર્ઘ**, ન. (સં.) અંજલીમાં અથવા પાત્રમાં પાણી લઇ વિધિપૂર્વક દેવ અથવા પૂજ્યને સમર્પણ કરવાની જે એક રીત તે; આદરસત્કાર કરવાની એક માનભરી રૂઢિ. (ચોખા, દુર્વા, પુષ્પ, પાણી અને સુગંધી દ્રવ્ય વગેરે અર્ઘમાં વપરાય છે.)

**અર્ઘપાદ્ય**, ન. (સં.) હાથમાં અર્ઘ આપી પાદપૂજન કરી ચંદન પુષ્પ વગેરે અર્પણ કરવાં તે; મોટા માણસને અથવા દેવને આદરસત્કાર આપવાની એક માનભરી રીત.:–'અર્ઘપાદ્યથી પૂજા કરી, નારદ સામે ઉભા હરી.'

**અર્ઘપ્રદાન**, ન. (સં.) અંજલીમાં જળ લઇ દેવાદિને વિધિપૂર્વક અર્પણ કરવું તે.

**અર્ઘ્ય**, વિ. (સં.) અર્ઘ આપવાને યોગ્ય; પૂજ્ય; પૂજનને યોગ્ય; પૂજનીય; આદરણીય.

**અર્ચક**, વિ. (સં.) અર્ચા–પૂજા કરનાર; સેવક; ભક્ત.

**અર્ચન**, ન. (સં.) દેવ અથવા પૂજ્યજનને અર્ચવું તે; ચંદન પુષ્પ વગેરે અર્પણ કરવાં તે; સેવા; પૂજા, પૂજન.

**અર્ચનભક્તિ**, સ્ત્રી. (સં.) ભક્તિના નવ પ્રકાર છે તેમાંનો એક પ્રકાર; સેવા.

**અર્ચના**, સ્ત્રી. (સં.) અર્ચનક્રિયા; પૂજા; સેવા.

**અર્ચનીય**, વિ. (સં) અર્ચવાને યોગ્ય; પૂજ્ય; માન આપવા યોગ્ય.

અર્ચા, સ્રી. (સં. અર્ચ્=પૂજવું.) ચંદન અને ફૂલ વગેરેથી પૂજા કરવી તે; પૂજા; સેવા. ૨ આંખે કપાળે ચંદન લગાડવું તે; આડ; પિએળ.

અર્ચાશુદ્ધિ, સ્રી. (સં.) અપવિત્ર મૂર્તિને હોમાદિક ક્રિયા કરી ફરીને અર્ચ્ય બનાવવાની જે ક્રિયા તે.

અર્ચિ (ચી.) સ્રી. (સં.) જ્યોત; જ્વાળા; ભડકો; આંચ.

અર્ચિત, વિ. (સં.) અર્ચાએલું; અર્ચા કરેલું; પૂજિત.

અર્ચ્ય, વિ. (સં.) અર્ચવાને યોગ્ય; પૂજનીય; માનને યોગ્ય.

અર્જ, સ્રી. (ફા.) અરજ, વિનતી.

અર્જન, ન. (સં. અર્જ્=રળવું,પેદા કરવું.) રળતર; કમાઇ. ૨ લાભ; નફો; પ્રાપ્તિ; ગળતર.

અર્જુની, સ્રી. (સં.) ઉષા. ૨ એક વેલી; વનસ્પતિ.

અર્ઝાં, વિ. (ફા.) પુષ્કળ મળતું હોય તેવું; સસ્તું; સોંઘું; રેલછેલ.

અર્ણવ, પુ. (સં.) સમુદ્ર; સાગર; દરીઓ. (બીજા શબ્દો સાથે જોડાઇને પણ વપરાય છે. :-સંસારાર્ણવ; દુ ખાર્ણવ.)

અર્થ, પુ. (સં.) સમજણ; માયનો; ખુલાસો; ભાવ; અભિપ્રાય. ૨ ધારણા; ઉદ્દેશ; હેતુ; મતલબ; ઇરાદો. ૩ દ્રવ્ય; ધન; પૈસો; દોલત. ૪ વિષય; વસ્તુ. ૫ સાર; ફળ; તાત્પર્ય. ૬ જરૂર. -'દુશ્મનનો શો અર્થ, ક્રોધ હોયે જો તનમાં.' પ્રા. કા. (મનુષ્યજીવન માટે ચાર મોટા પુરુષાર્થ કહેલા છે. :-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.)

અર્થગાંભીર્ય, ન. (સં.) જેમાં અર્થની ગંભીરતા હોય તે; અર્થનું ગંભીરપણું તે.

અર્થગૌરવ, ન. (સં.) અર્થનું મોટાપણું તે; શબ્દાર્થની જેમાં ખુબી હોય તે; અર્થમહત્તા.

અર્થચિત્ર, ન. (સં.) અર્થ ચમત્કૃતિ; કાવ્યમાં નાના પ્રકારના અર્થની જે ખુબીઓ તે. (કવિતામાં એ જાતનાં ચિત્ર-ચમત્કારો અથવા ખુબીઓ આણવામાં આવે છે. ૧ શબ્દ-અક્ષર ચિત્ર-જેને સામાન્ય રીતે પ્રબંધ કહેવામાં આવે છે તે અને યમક વગેરે; તથા ૨ અર્થચિત્ર. શબ્દાલંકાર અને અર્થાલંકાર તે.)

અર્થતઃ, અ. (સં.) અર્થ પ્રમાણે; એ રીતે; મતલબ એમ કે, ૨ ખરેખર; અલબત; બેશક.

અર્થદાસ, પુ. (સં.) અર્થનો જે દાસ-સેવક હોય તે; પૈસાનો પૂજારી; અર્થ ઉપર લક્ષ રાખનાર.

અર્થપ્રકરણ, ન. (સં.) અર્થ સંબંધીની જે બાબત તે; અર્થશાસ્ત્ર; કરકસર અને નાણાની ચાળવણીનો જે વિષય તે.

અર્થપ્રાપ્તિ, સ્રી. (સં.)અર્થ પ્રાપ્ત થવો તે; ધન મળવું તે. ૨ કમાઈ; લાભ; નફો; ફાયદો

અર્થબુદ્ધિ, સ્રી (સં.) બીજા ઉપર નહિ પરંતુ એકલા અર્થ ઉપરજ લક્ષ રહેવું તે; કમાવાની-ધન પ્રાપ્ત કરવાની અથવા પોતાનો લાભ સાધી લેવાની જે વૃત્તિ તે.

અર્થવાદ, પુ. (સં.) ધન અને લાભ સંબંધીનોજ વિચાર તે; જેમાં અર્થ વિષયક ચર્ચા હોય તે.

અર્થવિજ્ઞાન, ન. (સં.) અર્થ સંબંધી જે ઉંડું જ્ઞાન તે; અર્થશાસ્ત્ર. ૨ બુદ્ધિના આઠ પ્રકારોમાંનો એક પ્રકાર.

અર્થવૃદ્ધિ, સ્રી. (સં.) અર્થ-પૈસો વધારવો તે, પૈસો એકઠો થવો તે.

અર્થવ્યય, પુ. (સં.) અર્થનો વ્યય કરવો તે; ખરચ કરવું તે; ધનનો યોગ્ય રીતે વિનિમય કરવો તે.

અર્થશાસ્ત્ર, ન. (સં.) પોતાની અથવા દેશની દોલત ઉભી કરવા અથવા વધારવા સંબંધી જે વિમર્ષ તે; સંપત્તિ સંબંધી વિચારતું જે શાસ્ત્ર તે; સંપત્તિ વિષયક વિચાર તે.

**અર્થશાસ્ત્રી**, પુ. (સં.) અર્થશાસ્ત્ર જાણનાર; અર્થશાસ્ત્રનો જ્ઞાતા; અર્થશાસ્ત્રનો અભ્યાસી અને તે શીખવનાર.

**અર્થસંગ્રહ**, પુ. (સં.) ધન સંઘરવું તે; મુંડી બાંધવી તે. ૨ અર્થનો જે સંગ્રહ હોય તે; ભંડાર; ખજાનો; કોશ; નિધિ.

**અર્થસિદ્ધિ**, સ્ત્રી. (સં.) ધારેલી મતલબ પાર પડવી તે; અર્થ-લાભ સાધવો તે.

**અર્થાત્**, અ. (સં) એ કારણસર; એટલે કે; તાત્પર્ય; વસ્તુત; વાસ્તવિક રીતે.

**અર્થાંતરોપન્યાસ**, પુ. (સં. अर्थ+अंतर +उपन्यास.) પ્રકૃત અર્થને ટેકો આપવા અથવા દૃઢ કરવા અપ્રકૃત અર્થને વચમાં આણવો તે. 'આપ મન ઉપર લેશો તો કાર્ય થશેજ કારણ કે મહાપુરુષોને શું અશક્ય છે?'

**અર્થાલંકાર**, પુ. (સં.) અર્થચમત્કૃતિ; કાવ્યની અંદર અર્થવડે કરીને જે રસ આણવામાં આવે છે તે; અર્થચિત્ર.

**અર્થી**, વિ. (સં.) અર્થવાળું; જેને અર્થની ઇચ્છા હોય તે; મતલબી; ગરજાઉ. ૨ યાચક; માગનાર, માગણ.

**અર્થે**, અ. વાસ્તે; કાજે; સારૂ; માટે. (ચોથી વિભક્તિનો પ્રત્યય.)

**અર્દ્ધ**, (અર્ધ) વિ. (સં.) આખાના બે સરખા ભાગમાંનું એક તે; અડધું.

**અર્દ્ધગોળ**, (અર્ધગોળ) વિ. અડધું જે ગોળ હોય તે; અડધુ ગોળ; અડધા ભાગનું ગોળ. ૨ ગોળાનું જે અડધીઉં તે.

**અર્દ્ધચંદ્ર**, પુ. (સં.) અડધો ચંદ્રમા; ચંદના આખા બિંબનો જે અડધો ભાગ તે. ૨ ગડગડીઉ નાળિએર.--એને તો શેઠને ત્યાંથી અર્દ્ધચંદ્ર મળ્યો, (મરાઠી.)

**અર્દ્ધચંદ્રાકાર**, પુ. (સં.) અર્દ્ધચંદ્રના જેવો જે આકાર તે.

**અર્ધનારીનટેશ્વર**, પુ. (સં.)અર્દ્ધાંગે જેણે પાર્વતીને ધારણ કરેલાં છે એવા મહાદેવજી; અર્ધનારીશ્વર.

**અર્ધનિશા**, સ્ત્રી.(સં.) અર્દ્ધરાત્ર; મધરાત.

**અર્ધરાત્ર**, સ્ત્રી. (સં) મધરાત; અડધી રાત; રાત્રિનો જે મધ્ય કાળ તે.

**અર્ધવર્તુલ**, ન. (સં.) અડધો પરિઘ; અર્ધ ગોળ; અડધું કુંડાળું.

**અર્ધવિરામ**, પુ. (સં.) લખાણની અંદર વાક્યને અડધે ભાગે જરા વિરામ લેવાનું જે ચિહ્ન કરવામાં-મૂકવામાં આવે છે તે; અટક; ચિહ્ન.

**અર્ધાંગ**, ન. (સં. अर्द्ध+अंग.) અંગનો જે અડધો ભાગ તે; અડધું અંગ. ૨ સ્ત્રી-(અર્દ્ધાંગના.) ૩ મિત્ર. ૪ જેમાં અડધું અંગ રહી જાય છે એવો એક રોગ; પક્ષાઘાત.

**અર્ધાંગના**, સ્ત્રી. (સં. अर्ध+अंगना= સ્ત્રી.) પરણેલી સ્ત્રી; પત્ની.

**અર્ધાંગવાયુ**, પુ. (સં.) અડધે અંગે થતો વાયુનો એક રોગ; પક્ષાઘાત; લકવો.

**અર્ધું**, જુઓ અર્દ્ધ; અડધું.

**અર્ધોદયપર્વ**, ન. (સં.) પોષ અથવા મહા મહીનાની અમાસે આવતા એક યોગનું વ્રત. (પોશ અથવા માઘ માસની અમાસે શ્રવણ નક્ષત્ર રવિવાર અને વ્યતીપાત હોય તો અર્દ્ધોદય પર્વનો યોગ બને છે.)

**અર્પણ**, ન. (સં. अर्पु=આપવું.) આપી દેવું તે; દાન; ભેટ; બક્ષીસ આપવી તે; ભોગ આપવો તે.

**અર્પણપત્ર**, ન. (સં.) બક્ષીસપત્ર; આપી દેવાનો જે લેખ તે; અર્પણપત્રિકા.

**અર્પણપત્રિકા**, સ્ત્રી. (સં.) અર્પણપત્ર; સમર્પણને લગતી જે પત્રિકા તે; ગ્રંથ વગેરે વસ્તુ અમુક મોટા માણસને અર્પણ કરવી તે.

**અર્પવું**, સ. ક્રિ. (સં. अर्पु=આપવું.) આપી દેવું; ભેટ કરવી; ભોગ આપવો; અર્પણ કરવું.

**અર્પિત**, વિ. (સં. अर्पु=આપવું) આપેલું; અર્પેલું; અર્પણ કરેલું; આરોપિત.

**અર્બુદ**, વિ. દશ કરોડની સંખ્યા.

**અર્બુદયાત્રા**, સ્ત્રી. (સં.) આબુ પર્વતની જે યાત્રા તે.

**અર્બુદાદેવી**, સ્ત્રી. (સં.) આબુ પર્વતનાં અધિષ્ઠાત્રી દેવી તે; અંબાદેવી; અંબાજી.

**અર્ભક**, ન. (સં.) બાળક; બચ્ચું; છોકરું.

**અર્ભકી**, સ્ત્રી. (સં.) બાળકી; નાની છોકરી; કન્યા; પુત્રી; દીકરી.

**અર્વાચીન**, વિ. (સં.) હાલના વખતનું; હમણાંનું; તાજું; નવું. (પ્રાચીનથી ઉલટું.)

**અર્શ**, પુ. (સં.) હરસ; મસા; મળદ્વારથી રુધિર પડવાનો એક જાતનો રોગ.

**અર્હત**, પુ. (સં.) જૈનમતવાદી પરમ સાધુ; મોક્ષ પામેલો જીવ.

**અલક**, પુ. (સં.) કપાળ ઉપરના જે વાંકડીઆ વાળ તે; 'દિશાને લલાટે વક્ર અલક સમાન શોભે.' કાદ. કુટિલકુંતલ; ચોટલો; કેશપાશ; અંબોડો-'અલકથી ગર્યા સાંહિ મંદાર પુષ્પે.' મેઘદૂત. બી. બો.

**અલકનંદા**, સ્ત્રી. (સં.) ગંગા; ભાગીરથી. (ટિબેટમાં ગંગાને અલકનંદા કહે છે.)

**અલકા**, સ્ત્રી. (સં.) યક્ષ અને કિન્નર વગેરે અર્દ્ધ દેવોની એક નગરી; કુબેરની રાજધાની.

**અલકાધિપ**, પુ. (સં.) કુબેર; ધનાધિપતિ.

**અલકાપુરી**, સ્ત્રી. (સં.) અલકા; યક્ષપુરી.

**અલકાબ**, પુ. (આ. લકબનું બહુવચન=અલકાબ.) જુઓ ઇલકાબ.

**અલકાવળી**, સ્ત્રી. (સં. અલક+આવલી. ઉ.) કપાળ ઉપરના વાંકડીઆ વાળની જે હાર તે; વેણુ; ગૂંથેલી લટોનો જે સમૂહ તે.

**અલક્ત**, પુ. (સં.) પીપર અને બીજા ઝાડનો એક જાતનો ગુંદર; લાખ; લાખમાંથી બનાવેલો એક જાતનો લાલાશ પડતો રંગ; અળતો.

**અલક્તક**, પુ. (સં.) લાક્ષારસ; લાખમાંથી બનાવેલો એક જાતનો લાલ રંગ; અળતો. (સંસ્કૃત સાહિત્ય ઉપરથી જણાય છે કે સ્ત્રીઓ તેમના પગની પાનીઓ અલક્તકથી રંગતી.)

**અલક્ષ**, ન. (સં.) નહિ લક્ષ-ધ્યાન તે; બેદરકારી; અનવધાન.

**અલક્ષિત**, વિ. (સં.) નહિ લક્ષમાં રહેલું; અજાણમાં ગએલું; ધ્યાન બહાર. ૨ નહિ આંકેલું; જેની ઉપર ચિહ્ન ન કરાએલું હોય એવું.

**અલક્ષ્મી**, સ્ત્રી. (સં.) નહિ લક્ષ્મી તે; લક્ષ્મીનો જે અભાવ તે; અળછ. ૨ દૈન્ય; ગરીબી; કંગાલિઅત.

**અલક્ષ્ય**, વિ. (સં.) નહિ લક્ષ્ય તે; ન જોઈ કે સમજી શકાય તેવું; લક્ષ કરી શકાય નહિ એવું; અગોચર. ૨ બ્રહ્મ.

**અલખ**, પુ. (સં. अलक्ष्य. ઉ.) બ્રહ્મ પરમાત્મા; શિવ. (ખાખી બાવાઓ ભિક્ષા માગતાં જે શબ્દનું ઉચ્ચારણ કરે છે તે. 'અલખ જગાવું તેરી નગરીમાં.' પ્રા. કા.

**અલખત**, સ્ત્રી. દોલત; સમૃદ્ધિ; માલ મિલકત; ધન. 'અલખત અઢળક જ્યાં ભરી ટાંકોટાંક છે ભંડારજી, ત્યાં રે વિધિના વૈચિત્ર્યથી, નથી કોઈ ખાનારજી. દુઃખ.' મ. લો.

**અલખનિરંજન**, પુ. (સં.) માયાથી પર એવો જે પરમાત્મા તે; બ્રહ્મ; માયાના આવરણ રહિત; નિર્ગુણ બ્રહ્મ.

**અલગ**, વિ. (સં. अ+लग्=જોડાવું. ઉ.) નહિ લાગતું તે; જુદું; ઇલાયદું; ભિન્ન; ન્યારું છે; દૂર.

**અલગત**, (અળગત) વિ. (આ. અલ્ગત=ટુંકાણમાં.) સાધારણ; મહેજ; સામાન્ય; ઉદાહરણ જેવું. (આ તો એક અળગતની વાત છે.) ૨ પાસેનું; નજીકનું; આમ. ૩ અગત્ય; જરૂર.

**અલગાર**, સ્ત્રી. (સં. आवली ઉ. અથવા આ. અલ્ગાર=ટુકડીઓને ટુકડીઓ ઉ.) હારની હાર; ઓળની ઓળ; હારાદોર; Train. (કીડીઓની અલગાર ચાલે છે.) ૨ પુ. વખો; મોભો. ૩ વૈભવ.

**અલગું**, વિ. જુદું; ભિન્ન; પૃથક્. ૨ દૂર; વેગળું; આઘું.

**અલગોજા**, ન. (આ.) સરણાઇના જેવું મોંઢેથી વગાડવાનું એક જાતનું વાજું.

**અલંકરણ**, ન. (સં.) શોભાવવું તે; શણુગારવું તે. શોભા; શણગાર; ભૂષણ; અલંકાર.

**અલંકાર**, પુ. (સં.) કોઇ પણ વસ્તુને શોભા આપનારી બીજી કોઇ એક વસ્તુ તે; ભૂષણ; મંડન; ઘરેણું. ૨ શોભા; શોભાનું જે કારણ તે. ૩ ચમત્કૃતિ; કાવ્યની જે શોભા તે. (કાવ્યશાસ્ત્રમાં શબ્દાલંકાર=શબ્દચમત્કૃતિ અને અર્થાલંકાર-અર્થચમત્કૃતિ એમ બે જાતના વાણીના અલંકાર કહ્યા છે.)

**અલંકારશાસ્ત્ર**, ન. (સં.) વાણીના અલંકારો સંબંધી જેમાં વિચાર કરેલો હોય તે; સાહિત્યશાસ્ત્ર; કાવ્યશાસ્ત્ર. (જેમાં વાણીના ગુણ દોષનું વિવેચન કરેલું હોય તે.)

**અલંકારી**, વિ. (સં.) અલંકારવાળું; જેમાં અલંકાર હોય એવું. ૨ અલંકાર સંબંધી જ્ઞાન ધરાવનાર.

**અલંકૃત**, (સં.) શણુગારેલું; ભૂષિત; અલંકારવાળું; શોભાવેલું; અલંકારોથી શણુગારેલું-સુશોભિત કરેલું હોય એવું.

**અલચ્છ**, સ્ત્રી. ( સં. અલક્ષ્મી. ઉ. ) અળછ; દૈન્ય; ગરીબાઇ; નિર્ધનતા; દરિદ્રતા.

**અલચ્છ**, અ. (સં. અલક્ષ્ય) ધ્યાન બહાર; લક્ષમાં ન હોય તેમ; અલક્ષ્ય.

**અલડ**, જુઓ અધડ; અરહડ.

**અલપતું**, વિ. આલાપતું; આલાપ કરતું. ૨ અલોપતું; નહિ છુપાવતું. ૩ ખુલ્લું; ઉઘાડું.

**અલપવું**, સ. ક્રિ. આલાપવું; ગાવું; રાગ કાઢવો. ૨ અલોપ થવું; દૃષ્ટિની બહાર જવું; અદશ્ય થઇ જવું.

**અલપાવું**, ક્રિ. રાગ નીકળવો; ગવાવું. ૨ સંતાવું; અલોપ થવું; ઓડે ભરાઇ જવું.

**અલફાઉં**, જુઓ અડફાઉ.

**અલબત**, (અલબત્તાં) અ. (આ. અલબૂત=ખચીત.) નક્કી; બેશક; ખચીત; ખરેખર; એમજ. ૨ હાસ્તો.

**અલબેલડું**, વિ. જુઓ અલબેલું. (કવિતામાં વપરાય છે.)

**અલબેલું**, વિ. ( અણુ+બેલ+ઉ=જેની બેલ-જોડ ન હોય એવું.) જેની બેલ ન હોય એવું ઉત્તમ; અદ્વિતીય; ફાંકડું; અસંત રૂપાળું; દેખાવડું; મનોહર. (અલબેલડું=રૂપાળું. અલબેલડી=સ્ત્રી. અલબેલડો=પુરૂષ. એજ પ્રમાણે અલબેલી અને અલબેલડો=સુંદર સ્ત્રી અને સુંદર પુરૂષને માટે વપરાય છે.)

**અલભ્ય**, વિ. (સં. અ+લભ્) ન મળે એવું; અપ્રાપ્ય. ૨ જેની છત હોય નહિ તે; મુશકેલીએ મળે એવું.

**અલભ્યલાભ**, પુ. (સં.) ન મળી શકે એવા લાભનું જે મળવું તે; નહિ મળે એવો લાભ.

**અલમસ્ત**, વિ. (આ. અલ્+ફા. મસ્ત=ગુલતાન) જોરાવર; મલના જેવો. ૨ જોસમાં આવેલું; ઉશ્કેરાએલું; મદમાતું. ૩ ખાઇ પી બેશીકર રહી તાજું થએલું; પુષ્ટ; જાડું.

**અલમ્**, અ. (સં.) બસ.

**અલર્ક**, પુ. (સં.) હડકાયો કુતરો. ૨ એક રાજાનું નામ. 'એવો ગુણિએલ જોઇને રાય, અલર્ક નામ ધર્યું ઋષિરાય.' પ્રા. કા.

**અલવણ**, વિ. મીઠા વગરનું; જેમાં મીઠું ન હોય તે; મોળું.

**અલવાન**, ન. (આ. લવન=રંગનું બહુવચન) કોર વગરની સાલ, કાંબળ.

**અલસ**, વિ. (સં.) ધીરૂં; સુસ્ત; અળસાએલું હોય એવું; થાકેલું; ઊંઘે ભરેલું હોય એવું; મંદ.

**અલસગમન**, ન. (સં.) ધીરી અને સુસ્ત ચાલ તે; આળસવાળું મંદગમન તે; પરાણે ચાલવું પડતું હોય તેમ ચાલવું તે.

**અલસાવું**, અ. ક્રિ. (સં. अ=નહિ ને લસ્=ઇચ્છા કરવી. ઉ.) આળસાવું; મંદ પડી જવું; થાકી જવું. ૨ ઘેનાઇ જવું; નિદ્રાળુ થવું. 'અખિયાં અલસાની પિયા સેજ ચલોની.' ગાન.

**અલંગ**, અ. ન લાગે વળગે એમ; છેટે; દૂર. ૨ ના. બાજુ; હાર.

**અલંધ્ય**, વિ. (સં.) નહિ ઓળંગાય એવું; ઉલ્લંઘવાને યોગ્ય નહિ એવું; તોડાય-ભગાય-કૂદી જવાય નહિ એવું. 'અલધ્ય ગુરુ આના ગણો, જો હોય શ્રેયની આશ.'

**અલંબુદ્ધિ**, સ્ત્રી. (સં.) સંતોષવૃત્તિ; થોડું ઘણું જે મળ્યું તે બહુ છે, એમ માની સંતુષ્ટ રહેવાની જે તોષ બુદ્ધિ તે; અલોભબુદ્ધિ.

**અલા**, સ્ત્રી. (આ. આલા=લક્ષ્મી) લક્ષ્મી; સમૃદ્ધિ. ૨ સુભાગ્ય. (અલા ગઇ ને બલા વળગી.)

**અલાઈ**, વિ. અશક્ત; લાચાર; અનાથ; નબળું; બિચારૂં; સાલસ. ૨ અલાઇ-હી.

**અલાઉ**, વિ. જુદું; નિરાળું; ઇલાયદું. ૨ અજાણ્યું.

**અલાકો**, પુ. (આ. ઇલાકહ્. ઉ.) જુઓ ઇલાકો.

**અલાણવું**, અ. ક્રિ. ઊંટનું ધાંધરડવું; બરાડવું. 'અલાણ્યુ ત્યારે પલાણ્યું' ઊંટ પલાણતી વેળાએ ધાંધરડે છે તે ઉપરથી, બીજી પણ એની કહેવત ચાલે છે કે, 'ઊંટને ધાંધરડતું પલાણવું.'

**અલાત-ચક્ર**, ન. (સં. अलात=ખોયણું+ चक्र=કુંડાળું.) ખોયણાનું જે ચક્ર તે. એક છેડેથી સળગેલા ખોયણાને બીજે છેડેથી પકડીને હવામાં ગોળ ફેરવતાં અગ્નિનાં જે ગોળ કુંડાળાં થતાં દેખાય છે તે.

**અલાહ**, વિ. (આ. અલાહ્=ઉનરતું.) ગરીબ; દીન; નિર્ધન.

**અલાપ**, પુ. (સ. आ=વધારે+लप्=બોલવું.) રાગરાગણીનું સ્વરૂપ દેખાડવાને અર્થે વગરનું 'આ-આ-તન-ન-ન વગેરે ગળામાંથી ગાવું તે; સ્તુતિગાન.

**અલાપચારી**, સ્ત્રી. (સં. अलोप+ચાતુરી. ઉ.) અલાપરૂપ જે ક્રિયા તે; સળી કરવી તે. અટકચાળું કરવું તે.

**અલાપવું**, સ. ક્રિ. (સં.) અલાપ કરવો, ગાવું; રાગ કાઢવો. 'ક્યાં પખીડાં સુસ્વરને અલાપે, ત્યાં કોણ તે ઉપર મોહચિ લક્ષ આપે.' કુંજવિહાર.

**અલાબલા**, સ્ત્રી: પંચાતી; પીડા; ઉપાધિ. (એક મોટી પીડા અને તેને લગતી બીજી ઉપાધિઓ તે બધું.) ૨ ભૂત પ્રેત; ઝોડઝપટ. (વહેમ અને તેને લગતી બીજી ઉપાધિઓ તે બધું.)

**અલાબુ**, (બૂ) ન. તુંબડું. 'ગાંધારિકા અલાબૂ નામે, એવાં અનેક પ્રમાણ.' પ્રેમાનંદ.

**અલાભ**, પુ. (સં.) નહિ લાભ તે; ગેરલાભ; ખોટ; નુકસાન; હાનિ

**અલાયત**, ન. (આ. અલાયત્=ચિહ્ન.) નિશાન; ચિહ્ન.

**અલાયચી**, જુઓ ઇલાયચી. ૨ ડાંગરની એક જાત.

**અલાયચો**, પુ. ડાંગરની એક જાત. (એના ચોખા અલાયચીથી સહેજ જાડા હોય છે.)

**અલાયદું**, જુઓ ઇલાયદું.

**અલાયો**, પુ. ઓળાઓ; ઓળીઓ.

**અલાયો**, વિ. આંકેલો; ઠરાવેલો.

**અલાવડાખોર**, વિ. અલાવડાં કરનાર; ધાપલાં કરનાર; સામા માણસને સારૂં લાગે એવી એની તેના વખાણની મોટાઇની વગેરે વાતો કરનાર; મીઠ્ઠું.

**અલાવડું**, ન. સામાને સારૂં લાગે એમ કરવું (બોલવું) તે; ધાપલું; મીઠડું. ૨ સાચું જૂઠું; ચાડીચુગલી.

**અલાવડું**, વિ. અલાવડું કરનાર; સારૂં સારૂં મીઠ્ઠું બોલી બોલીને સામાને ધાપલાં કરનાર; ખુશામતખોર; મીઠ્ઠું. ૨ સાચાંજૂઠાંઉ;

ચાડીચુગલી કરનાર. (પોતાને જાણે લાગતું હોય કે દુઃખ થતું હોય એવો દેખાવ કરીને કોઈની નિંદા અને કોઈની સ્તુતિ કરનાર.)

**અલાવવું**, જુઓ હલાવવું, તેમજ અપાવવું.

**અલાવો**, પુ. (આ. અલાવા=કિનારીએ.) મહોરમના દિવસમાં એક ખાડામાં દેવતા સળગાવી તેની આસપાસ મુસલમાનો નાચે છે તે.

**અલાહિદું**, વિ. (આ. અલાહિદા=જુદું.) જુદું; નોખું; અલગ. જુઓ ઇલાયદું.

**અલિ**, પુ. (સં.) એક જાતની કાળી મોટી માખ; મધમાખ. ૨ ભમરી.

**અલિકુલ**, ન. મધમાખીઓનું ટોળું; ભમરીઓનું ટોળું.

**અલિંગી**, વિ. (સં.) જેને કશું ચિહ્ન નથી એવું; વિદેહી. ૨ જીવન મુક્ત.

**અલિજહાં**, વિ. (આ. આલી=ઉંચી ફા. જાહ્=પદવી.) ભભકાદાર; ઘણું મહાન; ભવ્ય, વિશાળ; બહુ મોટી પદવીવાળું; વૈભવ સંપન્ન.

**અલિજાહાં**, વિ. (આ.) મોટા ઓહ્દાવાળું; મોટા વૈભવવાળું; મહાન.

**અલિંદ**, પુ. (સં.) આંગણું; બારણાની બહુ નજીકની છુટી જગા.

**અલિપ્ત**, વિ. (સં. અ=નહિ ને લિપ્=લીપવું.) નહિ લેપાએલું, અસંગી, નહિ ભળેલું; નહિ મંડાવાએલું.

**અલી**, સ્ત્રી. (સં.) સખી; સાહેલી; સૈયર; બેનપણી. (સ્ત્રીઓ એક બીજીને બોલાવતા અલી (બેન' એમ કહીને સંબોધન કરે છે; વળી પુરૂષો પોતાની સ્ત્રીને અલી (સખી) એમ કહીને બોલાવે છે)

**અલીક**, વિ. (સં.) અપ્રિય; અણખામણું. ૨ ખોટું; કૃત્રિમ. ૩ અસત્ય; મિથ્યા.

**અલુખડું**, ન. અણોખડુ.

**અલુણાં**, ન. બ. વ. લુણ વગરનું ભોજન કરવાનું વ્રત. (કેટલાક દિવસો સુધી મીઠાવગરનું ભોજન કરવાનો નિયમ લેવો તે. ચૈત્ર મહીનામાં ઓખા નિમિત્ત સ્ત્રીઓ અલુણાં કરે છે.)

**અલેક**, વિ. સુકાનને સીધું રાખવું તે.

**અલેકગીરનારી**, પુ. ખાખીબાવો: ભિખારી. ૨ નિર્ધન; ખાખી બંગાળી.

**અલેખ**, વિ. લેખ રહિત; નહિ લખેલું.

**અલેખું**, વિ. ગણતરી વગરનું; શુમાર કે હિસાબ વગરનું; લેખા વગરનું.

**અલેખેલ**, અ. આ ફેરે.

**અલેચો**, પુ. એક જાતનું રેશમી કપડું.

**અલેટવું**, આલેટવું; લેટવું; આળોટવું.

**અલેઠવું**, આઢેલવું; આરામ લેવો; શરીર ટેકવીને સૂવું અથવા ઉભા રહેવું તે.

**અલેણું**, ન. નહિ લેણું તે; માગવું નહિ હોવું તે; નહિ મળતાપણું; અણબનાવ. (આપણા લોકમાં એવી માન્યતા છે કે, મનુષ્ય લેણું આપવા જન્મે છે અને જેને ઘણાં ઉપર લેણું હોય તેને લોકોની સાથે સુખદ સંબંધ રહે છે, લેણું ન હોય તેની સાથે સારો સંબંધ રહેતો નથી. તેથી જેની સાથે સારો સંબંધ ન હોય તેની સાથે લેણું નથી એમ કહેવાય છે.)

**અલેતું**, વિ. હલેતું; અણસમજું. દુનીઆંદારીથી બીનમાહીતગાર.

**અલેપ**, પુ. લેપ નહિ તે. વિ. લેપ વગરનું.

**અલેલ**, વિ. (આ. અલેલ્ અધારૂં.) હિસાબ-નિયમ વગરનું. ૨ અધેર. (કારખાનું) ઉપરટપકે; અદ્ધર.

**અલેલટપ્પુ**, વિ. અટકળથી ફેંકનાર; આસરાથી કહેનાર; ઉપવધીક. ૨ રમડદગડીઉ.

**અલેશાંબલેશાં**, ન. ઓવારણાં; વારણાં.

**અલોક**, વિ. (સં.) ન જોવાય એવું; જોઇ શકાય નહિ તેવું; અતિ તેજસ્વી. ૨ જોવાને યોગ્ય નહિ એવું; અદ્ભુત; અલૌકિક. " રૂપ થાય લેજમાંય, વાણીઆ અલોક છે." વલ્લભ.

**અલોપ** પુ (સં. અ+લોપ. ભ. મી.) સાવ લોપ થઇ જવો તે; બીલકુલ નહિ દેખાવું તે; ગેબ થઇ જવું તે.

**અલૌકિક**, વિ. ( सं. अ=નહિ लोक्= જેવું. ઉ. ) લોકવ્યવહારમાં ન હોય એવું; અસાધારણ; અજાયબ જેવું; અદ્દભુત; અમાનુષિક; લોકાતીત. ૨ સુંદર; મનોહર; અત્યંત રૂપાળું.

**અલ્પ**, વિ. (सं.) થોડું; જરા; લગાર. ૨ નાનું; લઘુ.

**અલ્પજ્ઞ**, વિ. (सं.) થોડું જાણનાર; ઓછું ભણેલો; મૂર્ખ.

**અલ્પજ્ઞાન**, ન. (सं. ज्ञा=જાણવું. ઉ.) થોડું જ્ઞાન તે; ટુંક સમજ; ઓછી બુદ્ધિ; કમઅક્કલ.

**અલ્પજ્ઞાની**, વિ. (सं. अल्प+ज्ञा=જાણવું. ઉ.) ઓછી સમજનું; કમઅકલી; થોડા જ્ઞાનવાળું.

**અલ્પપ્રમાણ**, ન. થોડું માપ તે. વિ. નાનું; માપમાં અલ્પ હોય એવું; જરા; કિંચિત્.

**અલ્પપ્રાણ**, પુ. (सं. अल्प=થોડું+प्राण=વાયુ.) જેનો ઉચ્ચાર કરતાં ઓછો શ્વાસ જોઇએ એવા જે અક્ષરો તે. क અલ્પપ્રાણ અને ख મહાપ્રાણ.

**અલ્પબુદ્ધિ**, સ્ત્રી. (सं) થોડી સમજ; ઓછી મતિ; કમઅક્કલ.

**અલ્પભાષ-ષી**, વિ. (सं. अल्प+भाष्=બોલવું ) મિતભાષ-ષી-ઓછું બોલનાર; થોડ બોલું.

**અલ્પમતિ**, સ્ત્રી. (सं.) કમઅક્કલ; થોડી સમજ તે. ૨ લાંબી બુદ્ધિ પહોંચે નહિ એવું; અલ્પજ્ઞ.

**અલ્પવિરામ**, ન. (सं.) વાંચતાં વાંચતાં થોડીવાર અટકવાનું જે ચિહ્ન હોય છે તે. કામા. Cama.

**અલ્પાયુ**, વિ. (सं. अल्प+आयुस्=આવરદા ) ટુંકી જીંદગીનું; થોડા આવરદાવાળું.

**અલ્પાયુષ્ય**, ન (सं. अल्प+आयुस्.) ટુંકું આયુષ્ય તે. ૨ વિ ટુંકા આવરદાનું.

**અલ્પાવું**, અ. ક્રિ. ઓછું થવું; ઘટવું; શોષાવું; ક્ષીણ થવું. ' અર્ક મહા તેજે અલ્પાય, ઈશ્વિરતા ત્યાં ફીટી જાય. ' અખો.

**અલ્પાશન**, ન. (सं. अल्प+अशन=ખાવું.) થોડું ખાવું તે; ઓછો ખોરાક લેવો તે.

**અલ્પાહાર**, પુ. (सं. अल्प+आहार=ખાવું.) થોડું ખાવું તે. થોડો આહાર હોય તે.

**અલ્પાહારી**, વિ. થોડુંખાનાર; મિતાહારી.

**અલ્યા**, અ. સમવયના અથવા બોલનારથી નાના કે ઉતરતા દરજ્જાના પુરૂષને સંબોધવાનો ઉદ્દગાર; હે; અરે.

**અલ્લકદલ્લક**, વિ. નિરાધાર. ( બાળકને અલકદલક ઉચું રાખવું ) ૨ સ્ત્રી. બાળકોની એક જાતની રમત. ( બે ચાર જણના હાથ ભોંયપર મુકાવી તેની ઉપર એક સમજુ છોકરો અથવા કોઈ મોટું પોતાની આંગળી અડકાડતું જાય ને આ પ્રમાણે બોલતું જાય 'અલકદલક ઝાંઝરઝલક, ઝાંઝરતે ઘેર આનપાન, પૂતળીએ જમાડી જાન, એક બડુવો ભૂખ્યો થાળી લેઇને ઉઠયો ' વગેરે બોલે છે એટલે છોકરાં ભોંય સાથે હાથ પછાડે છે.)

**અલ્લા**, પુ. (આ.) પરમેશ્વર; મોટો ઇશ્વર; પરબ્રહ્મ. 'અલ્લા એક બદામ'=ભિખારીની દશામાં આવી ગએલું; 'મીયાં ચોરે મુંઠે અને અલ્લા ચોરે ઉંટે'=મનુષ્ય થોડું લે છે પરંતુ ઇશ્વિર તો સખત બદલો લે છે. 'ઘડીના સો ને ઘંટાનો એક.' 'અલ્લાને બનાયા જોડા, એક અંધા એક ખોડા' ઇશ્વિર સૌ યોગ્યજ કરે છે, જેને જેવું જોઇએ તેને તેવુંજ આપે છે. 'અલ્લા યાર હૈ તો બેડા પાર હૈ.' ઇશ્વરની સહાય હોય તો વહાણ તુરત પાર ઉતરી જાય છે, ઇશ્વર સહાય હોય તો તુરત કાર્ય થાય છે. (બેડો=માલ ભરવાનું વહાણ, બતેલો.)

**અલ્લાઈ**, (હી) વિ. અલ્લા સંબંધી; ઇશ્વિરી. ૨ શીલસ; નિષ્પાપ. ૩ નિરુપદ્રવી; પ્રમાણિકપણે ચાલનારૂં; ભોળું. 'અલ્લાઈ-હી અથવા અલ્લે કારખાનું=ઇશ્વર ઉપરની આસ્થાને આધારે

ચાલતું કામકાજ. (લા.) ધીરૂં અને વગર નિયમે પરંતુ પ્રમાણિકપણે ચાલતો વહીવટ. અલ્લે કાર-ભાર=જેમાં કોઇ કોઇને કોઇ કઇ પૂછેજ નહિ એવું; સતોસત.

**અલ્લાચોટી,** સ્ત્રી. વાળ ઉતરાવવાની બાધા હોય અને પછી વાળ ઉતારવાની જરૂર પડે ત્યારે છોકરાંના માથાના પાછલા ભાગમાં તે મુસલમાન નથી એવું જણાવવાને અને હજી બાધા ઉતરાવવાની બાકી છે એવું દેખાડવાને જે વાળનો નાનો ગુચ્છ રાખવામાં આવે છે તે.

**અલ્લાયો,** પુ. ઓળાયો. મોટી રકમથી નાની રકમની આણુપાણુ જુદી દેખાડવાને કરવામાં આવતું ) આવું ચિહ્ન.:-પા)=

**અલ્લે,** જુઓ અલ્લાઇ-હી.

**અલ્લેક,** અ. બાબાબાવાઓનો ભીખ માગવાનો પોકાર. ૨ પુ. બાબાબાવો. (છોકરાંને બીવરાવવાને 'અલ્લેક આવ્યો' એમ કહેવાયછે.)

**અલ્હડ,** વિ. દુનીઆંદારીના અનુભવ વગરનું; અણુપળોટ; બાઘડ; અણુસમજુ. ૨ ઉદ્ધત; ઉચ્છૃંખળ.

**અલ્હેતુ,** વિ. અજ્ઞાન; અણુસમજુ; દુનીઆંદારીથી બેખબર; કમઅક્કલ.

**અવ,** અ. ઓછું, નઠારૂં, ઉલટું, હલકું, અવળું, નીચું અને નિશ્ચય, અનાદર, પરિભવ તથા વ્યાપકતા વગેરે અર્થ દેખાડનારો, શબ્દ અને ધાતુની પૂર્વે આવનારો સંસ્કૃત ઉપસર્ગ.

**અવકળા,** સ્ત્રી. (સં.) ઉલટી કળા જણાવી તે; અવચિહ્ન. ૨ પડતી. ૩ નુકસાન; ગેરલાભ. (આ દવાથી કઇ અનકળા નહિ થાય.)

**અવકાત,** સ્ત્રી. (આ.) ઇલાજ, સાધનબળ; જોર. (પૈસાનું તેમજ શરીરનું. નર્મ.)

**અવકાર,** જુઓ આવકાર.

**અવકાશ,** પુ (સં.) બે વસ્તુ વચ્ચેનું જે અંતર તે; માગ; છેડું. (એ ઠાટમાનો અવકાશ વધતો જાય છે.) ૨ ફુરસદ; નવરાશ. (તમને મળવાનો મને અવકાશ નથી.) ૩ વાંચતાં લખતાં અટકવાની જે ટાંપ તે; વિરામ ચિહ્ન.

**અવકાળી,** (અવકાલિક) વિ. કવખતનું; કમોસમનું; અકાલીન; અકાળનું.

**અવકૃપા,** સ્ત્રી. (સં.) ગેરમહેરબાની; ઇતરાજી; કરડી નજર. 'શ્રમો મિથ્યા જાશે, પ્રભુ કદી કરે જો અવકૃપા.' પ્રા. કા.

**અવક્રિયા,** સ્ત્રી. (સં.) ઉલટી-વિપરીત ક્રિયા થવી તે; ગેરલાભ; નુકસાન; હાનિ. ૨ વિકાર; બગાડ; અવગુણ. ૩ જેમ કરવું જોઇએ તેમ નહિ થવું તે; અપપ્રયોગ થવો તે. ૪ ધાર્યું હોય તેથી ઉલટું થવું તે; ખોટું-વિપરીત પરિણામ આવવું તે. (સડો; દોષ.)

**અવગડ,** સ્ત્રી. (અગવડ) સુગમ નહિ પડવું તે; નહિ બેસતું આવવું-રુચવું તે; મુશ્કેલી; અડચણ; મુસીબત; હરકત.

**અવગડતા,** સ્ત્રી. મુશ્કેલી; સુગમતા નહિ તે; સોઈ નહિ તે; પીડા; હરકત; પ્રંચાતી; સગવડ નહિ થવી તે.

**અવગણ,** જુઓ અવગુણ.

**અવગણના,** સ્ત્રી. (સં. અવ+ગણ્=ગણવું ઉ.) તુચ્છ ગણવું તે; લેખવવું નહિ તે; અનાદર કરવો તે; અપમાન; તિરસ્કાર. ૨ કુત્સિત ગણના તે; નિંદા. ૩ ઉપેક્ષા.

**અવગણવું,** સ. ક્રિ. તુચ્છ ગણવું; ઉપેક્ષા કરવી; નહિ લેખવવું; અનાદર કરવો. 'આંખ ફાટી રક્તવર્ણુ થઈ, ક્રોધે ધ્રૂજતું ગાત્ર, તેં અલ્યા મને અવગણ્યો, થયો મોરો પુરાણી પાત્ર.' પ્રે.

**અવગત,** વિ. (સં. અવ+ગમ્=જાણવું ઉ.) જાણેલું, જેનું જ્ઞાન મેળવ્યું હોય તે. ૨ અવગતીઉ થએલું; સદ્‌ગતિને નહિ પ્રાપ્ત થએલું.

**અવગતિ,** સ્ત્રી. (સં. અવ+ગતિ. ઉ.) અસદ્‌ગતિ તે; અધમગતિએ જવું તે; ભૂતપ્રેતમાં કે નરકમાં જઈ પડવું તે. ૨ પડતી.

**અવગતીઉં,** ન. જેની અવગતિ થઈ હોય તે; અસદ્‌ગતિને પામેલું; ભૂત પ્રેતાદિની સ્થિતિને પ્રાપ્ત થએલું હોય તે

**અવગાહ**, પુ. (સં.) સ્નાન; નાહવું; અઘોળ. ૨ અંદર પેસવું તે; પ્રવેશ કરવો તે. 'મહાભારત મોરો નિધિ, હરિ કૃપાએ અવગાહ.' પ્રા. કા. ૩ ડૂબકી.

**અવગાહવું**, અ. ક્રિ. પાણીમાં ઉતરીને નાહવું; પાણીમાં પડી તેમાં આમતેમ ઘૂમવું. ૨ ડૂબકી મારવી; ઝબકોળો ખાવો. ૩ ડહોળી નાંખવું; ખુંદી નાંખવું.

**અવગુણ**, પુ. (સં.) ગુણથી ઉલટું તે; દોષ; અપલક્ષણ; કુટેવ. ૨ ગેરલાભ; નુકસાન; હરકત; હાનિ; ખોટ; ટોટો.

**અવગુણકારક**, વિ. (સં.) અવગુણ કરે એવું; ગેરલાભ કરનારૂં.

**અવગુણકારી**, વિ. (સં.) અવગુણ કરે એવું; ગેરલાભ કરનારૂં. (નઠારા માણસની સોબત અને લેભાગુ વૈદની દવા બહુ અવગુણકારી થાય છે.) ૨ અપકારી.

**અવગુણી**, વિ. અવગુણવાળું; સારા ગુણનું નહિ તે; દુર્ગુણી; અપલક્ષણું; અનીતિમાન. ૨ નુકસાનકારક; અવગુણ કરે એવું. ૩ કૃતઘ્ની; અપકારી.

**અવગુણીઉં**, વિ. અવગુણી; નઠારા ગુણનું; અનીતિમાન; દુર્ગુણી; દુરાચારી. ૨ ગુણને નહિ જાણનારૂં; ગુણ ઉપર અવગુણ કરે એવું; કૃતઘ્ની. 'અવગુણીઆને ગુણ કરે, તે આટાલુંણમાં જાય.'

**અવગ્રહ**, પુ. (સં.) અનાવૃષ્ટિ. ૨ નિગ્રહ. ૩ પ્રતિબંધ; નડતર. ૪ સ્વભાવ.

**અવઘડ**, વિ. અણઘડ; અનનુભવી; નહિ પળોટાએલું. ૨ મુશ્કેલ; અઘરૂં; કઠિન; વિકટ; અસુગમ.

**અવઘાત**, પુ. (સં. અવ+હન્=મારવું ઉ.) મારી નાંખવું તે; ડોકવું; છડવું તે. ૨ આઘાત.

**અવઘોષણા**, સ્ત્રી. (સં. અવ+ઘોષ્=અવાજ કરવો.) દાંડી પિટાવવી તે; સાદ પાડવનો તે; ઢંઢેરો; જાહેરાત.

**અવચળ**, જુઓ અવિચળ.

**અવચ્છિન્ન**, ન. (સં.) અશુભસૂચક નિમિત્તનું જે જણાવું તે; કુચિહ્ન. (મરણના કે પડતીનાં નિશાન.) ૨ અપશુકન.

**અવચ્છિન્ન**, વિ. (સં.) છુટું પડી ગએલું; જેમાં ફરક પડી ગયો હોય એવું; ભિન્ન થઈ ગએલું. ૨ મર્યાદિત; અમુક અંશવાળા સ્વરૂપને પામેલું. (જળાશયમાં પ્રતિબિંબિત જે મહાકાશ તે અવચ્છિન્ન આકાશ; અવચ્છિન્ન ચૈતન્ય તે બુદ્ધિ.)

**અવચ્છેદ**, પુ. (સં.) જુદાપણું; જ્યાંથી જુદાપણું દેખાતું હોય તે; ફરક; તફાવત; પરિચ્છેદ; એક દેશ. ૨ સીમા.

**અવજશ**, પુ. (સં.) અપયશ; અકીર્તિ; સારૂં નહિ કહેવાવું તે; ખુરૂં બોલાવું તે.

**અવજોગ**, પુ. (સં. અવ+યોગ.) સુયોગ નહિ તે; પંચાંગ પ્રમાણે શુભ સમય-સુ સંધિ નહિ તે; અમંગળ-અશુભ વખત તે. (પંચાંગમાં કેટલાંક ગ્રહ નક્ષત્રો વગેરેના ગમનાગમન અને સંધિકાળને અશુભ ગણી અવયોગ કહેલા છે અને તેમાં શુભ કાર્યનો નિષેધ કરેલો છે.)

**અવજ્ઞા**, સ્ત્રી. (સં.) યોગ્યતા પ્રમાણે માન ન આપવું તે; અપમાન; અનાદર; બેઅદબી; અવગણના કરવી તે. ૨ માનભંગ; આજ્ઞાભંગ.

**અવટાવું**, (અટવાવું.) અ. ક્રિ. ગુંચવાવું; કાયર થવું; થાકી જવું. ૨ ભેળાઈ જવું; એકાકાર થઈ જવું. ૩ ચૂંથાવું; ચૂંક આવવી.

**અવડ**, (અવ્વડ-હવડ.) વિ. નહિ વપરાતું; વગર વાપરે પડી રહેલું હોય એવું. (અવડ ઘર, અવડ કુવો.)

**અવઢ**, જુઓ ઉપલો શબ્દ.

**અવણ**, વિ. (સં. અવર્ણ ઉપરથી) નીચ; હલકી જાતમાં જનમેલું હોય તેવું; હલકટ. (કાઠિઆવાડ) શુદ્ર, અનાર્ય.

**અવતંસ**, પુ. ન. (સં.) કાનનું ઘરેણું; કર્ણપૂર; કર્ણાભૂષણ; (એરિંગ.) ૨ અલંકાર; શિરોમણિ.

**અવતરણ**, ન. (સં.) નીચે ઉતારવું તે; હેઠે ઉતારવું તે; અવતાર; જન્મ. ૨ ઉતાર; ઢોળાવનો જે ઉતરતો ઢાળ તે. ૩ ઉતારો; વાક્ય કે વાતનો દાખલો ટાંકવો તે; ટાંચણ.

**અવતરવું**, અ. ક્રિ. (સં. અવ+તૄ=જન્મવું. ઉ.) જન્મવું. 'ભોટીલાં આંધળા અવતરે છે', હો. વા. માળા. ૨ જમીન ઉપર ઉતરવું; નીચે ઉતરવું.

**અવતાર**, પુ. ( સં. અવ+તૃ=ઉતરવું. ) આવિર્ભાવ; જન્મ; ઉત્પતિ; ઉતરવું તે; દેહ ધારણ કરવો તે. ( મનુષ્ય અથવા પ્રાણીના દેહમાં ઇશ્વરનું અવતરવું તે. ) ૨ એક રૂપ બદલી બીજે રૂપ આકારમાં જવું તે; સ્વરૂપાંતર થવું તે. ૩ જીવન. 'નહારા પતિએ એનો આખો અવતાર બગાડયો.' જન્મ; જીદગી. 'અવતાર અફળ તારો ગયો, વેર વાળ્યું ન ન વેઠમાં.' શામળ. પ્રસ્તાવના; ઉપક્રમણિકા.

**અવતારિક**, વિ. અવતાર સંબંધી; અવતારોને લગતું.' એવાં ચોવીસ અવતારિક નામ, સુણજો રાજારે.' દિવાળીબાઇ. 'અવતારિક ચિત્રો.' અવતારોને લગતાં ચિત્રો.

**અવતારી**, વિ. (સં.) જેમાં કંઇક ( દૈવત) અવતરેલું હોય એવું; જેનામાં કંઇક ઉતરેલું હોય એવું; અંશીજન; અસાધારણ. 'એવા અવતારી જનમે' પ્રા. કા. અવતારી ગંજીફો= જેમાં અવતારનાં ચિત્રો પાડેલાં હોય એવો ગંજીફો.

**અવદશા**, સ્ત્રી. (સં.) પડતી; દુર્દશા; વિપત્તિ; દુઃખ; આફત.

**અવદાત**, વિ. (સં. અવ+દૈ=શુદ્ધ કરવું.) શુદ્ધ; સ્પષ્ટ; ખુલ્લું. 'મન વિચારે જે આવડો, અધિકાર અકસ્માત, શાથકી પામ્યો હશે, હેતુ નવ જડયો અવદાત.' દયારામ. ૨ ધોળું; નિર્મળ-સ્વચ્છ; સુંદર.

**અવદાન**, ન. (સં. અવ+દા=આપવું. ઉ.) અપદાન; ( અન્નની આહુતિઓ દેવતાને જે આપાય છે તે ) ગળવું; ગેર કરી જવું તે.'

**અવદાહ**, પુ. (સં. અવ+દાહ=બળવું.) વિધિ પ્રમાણે અગ્નિસંસ્કાર કર્યા વગર શબને બાળવું તે; વગર ક્રિયાએ બળ્યું ન બળ્યું કરવું તે.

**અવદીચ**, પુ. (સં. ઉદ્+અઞ્ચ્=જવું. ઉદીચ=ઉત્તર-તે તરફનું ઔદીચ્ય.) ગુજરાતના બ્રાહ્મણોની એક મોટી જાતિ.

**અવધ**, સ્ત્રી. ( સં. અવધિ-ઉ. ) છેડો; સીમા; હદ; છેવટ; આખર. 'સૌ અવધે આવી મળે.' ૨ સમાપ્તિ; અંત. ૩ વેળા; મુદત. 'અમે અવધે ફરી વહેલા આવશું, ત્યારે લેશું તમારી સંભાળ.' ક. દ. ડા.

**અવધપુરી**, સ્ત્રી. (સં.) અયોધ્યા.

**અવધાન**, ન. ( સં. અવ+ધા=મૂકવું ) લક્ષ; ધ્યાન; એકાગ્રતા. ૨ સાવધાની; ચોકસાઇ. ૩ મનોયોગ; સમાધિ. ૪ કાળજી; સંભાળ. ૫ ધારણા; વલણ.

**અવધારણ**, ન. (સં) વિચાર કરીને મનથી જે કંઇ નક્કી કર્યું હોય તે; નિશ્ચય; ઠરાવ ખચીત અથવા ખરેખરૂં નક્કી કરવું તે ૨ અવધાન.

**અવધારણા**, સ્ત્રી. (સં.) નિશ્ચય; ઠરાવ; મનસુબો. ૨ ખોજ; તપાસ.

**અવધારવું**, સ. ક્રિ. (સં. અવ+ધૃ=ધારણ કરવું.) નક્કી કરવું; ઠરાવવું. ૨ ધ્યાનમાં લેવું, દૃઢ રીતે મન ઉપર લેવું; ઠસાવવું; લક્ષમાં લઇ લેવું.

**અવધિ**, પુ. સ્ત્રી. (સં.) સીમા; મર્યાદા; હદ; છેડો; છેવટ; સમાપ્તિ; આખર. 'ઉદાર અવધિ, સદ્‌ગુણ સાગર ઘણું છો ગંભીર.' દયાગમ. ૨ વેળા; મુદત; દરમિઆન. 'તે સર્વ સુણી સો વર્ષ રહ્યો હું, કાંઇ ન અવધિ ધારો ન્યૂન.' પ્રેમાનંદ. ૩ ટોચ; શિખર. 'એ તો અવધિએ પહોચ્યો.' ૪ પરાકાષ્ટા; હદથી જ્યાદે 'બાઇ તેં તો અવધિ કરી.' ૫ ધોરણ. ૬ આરંભ અથવા અંત. ૭ અ. સુધી; લગી; લગણ. 'વસંતાવધિ' વસંત પૂરો થતા લગી. અવધિ કરનો=શરાતનો=હદ બાંધરી 'અવધિ કરેલી'=

**અવગાહ**, પુ. (સં.) સ્નાન; નાહવું; અઘોળ. ૨ અંદર પેસવું તે; પ્રવેશ કરવો તે. 'મહાભારત મોટો નિધિ, હરિ કૃપાએ અવગાહ.' પ્રા. કા. ૩ ડૂબકી.

**અવગાહવું**, અ. ક્રિ. પાણીમાં ઉતરીને નાહવું; પાણીમાં પડી તેમાં આમતેમ ઘૂમવું. ૨ ડૂબકી મારવી; ઝબકોળો ખાવો. ૩ ડહોળી નાંખવું; ખુંદી નાંખવું.

**અવગુણ**, પુ. (સં.) ગુણથી ઉલટું તે; દોષ; અપલક્ષણ; કુટેવ. ૨ ગેરલાભ; નુકસાન; હરકત; હાનિ; ખોટ; ટોટો.

**અવગુણકારક**, વિ. (સં.) અવગુણ કરે એવું; ગેરલાભ કરનારૂં.

**અવગુણકારી**, વિ. (સં.) અવગુણ કરે એવું; ગેરલાભ કરનારૂં. (નઠારા માણસની સોબત અને લેભાગુ વૈદની દવા બહુ અવગુણકારી થાય છે.) ૨ અપકારી.

**અવગુણી**, વિ. અવગુણવાળું; સારા ગુણનું નહિ તે; દુર્ગુણી; અપલક્ષણું; અનીતિમાન. ૨ નુકસાનકારક; અવગુણ કરે એવું. ૩ કૃતઘ્ની; અપકારી.

**અવગુણીઉં**, વિ. અવગુણી; નઠારા ગુણનું; અનીતિમાન; દુર્ગુણી; દુરાચારી. ૨ ગુણને નહિ જાણનારૂં; ગુણ ઉપર અવગુણ કરે એવું; કૃતઘ્ની. 'અવગુણીઆને ગુણ કરે, તે આટાલુણમાં જાય.'

**અવગ્રહ**, પુ. (સં.) અનાવૃષ્ટિ. ૨ નિગ્રહ. ૩ પ્રતિબંધ; નડતર. ૪ સ્વભાવ.

**અવઘડ**, વિ. અણઘડ; અનનુભવી; નહિ પળોટાએલું. ૨ મુશકેલ; અઘરૂં; કઠિન; વિકટ; અસુગમ.

**અવઘાત**, પુ. (સં. अव+हन्=મારવું ઉ.) મારી નાંખવું તે; ઠોકવું; છડવું તે. ૨ આઘાત.

**અવઘોષણા**, સ્ત્રી. (સં. अव+घोष्= અવાજ કરવો.) ડાંડી પિટાવવી તે, સાદ પડાવવો તે, ઢંઢેરો; જાહેરાત.

**અવચળ**, જુઓ અવિચળ.

**અવચિહ્ન**, ન. (સં.) અશુભસૂચક નિમિત્તનું જે જણાવું તે; કુચિહ્ન. (મરણનાં કે પડતીનાં નિશાન.) ૨ અપશુકન.

**અવચ્છિન્ન**, વિ. (સં.) છુટું પડી ગએલું; જેમાં ફરક પડી ગયો હોય એવું; છિન્ન થઈ ગએલું. ૨ મર્યાદિત; અમુક અંશવાળા સ્વરૂપને પામેલું. (જળાશયમાં પ્રતિબિંબિત જે મહાકાશ તે અવચ્છિન્ન આકાશ; અવચ્છિન્ન ચૈતન્ય તે બુદ્ધિ.)

**અવચ્છેદ**, પુ. (સં.) જુદાપણું; જ્યાંથી જુદાપણું દેખાતું હોય તે; ફરક; તફાવત; પરિચ્છેદ; એક દેશ. ૨ સીમા.

**અવજશ**, પુ. (સં.) અપયશ; અકીર્તિ; સારૂં નહિ કહેવાવું તે; બુરૂં બોલાવું તે.

**અવજોગ**, પુ. (સં. अव+योग.) સુયોગ નહિ તે; પંચાંગ પ્રમાણે શુભ સમય-સુ સંધિ નહિ તે; અમંગળ-અશુભ વખત તે. (પંચાંગમાં કેટલાંક ગ્રહ નક્ષત્રો વગેરેના ગમનાગમન અને સંધિકાળને અશુભ ગણી અવયોગ કહેલા છે અને તેમાં શુભ કાર્યનો નિષેધ કરેલો છે.)

**અવજ્ઞા**, સ્ત્રી. (સં.) યોગ્યતા પ્રમાણે માન ન આપવું તે; અપમાન; અનાદર; બેઅદબી; અવગણના કરવી તે. ૨ માનભંગ; આજ્ઞાભંગ.

**અવટાવું**, (અટવાવું.) અ. ક્રિ. ગુંચવાવું; કાયર થવું; થાકી જવું. ૨ ભેળાઈ જવું; એકાકાર થઇ જવું. ૩ ચૂંથાવું; ચૂંક આવવી.

**અવડ**, (અવ્વડ-હવડ.) વિ. નહિ વપરાતું; વગર વાપરે પડી રહેલું હોય એવું. ('અવડ ઘર, અવડ કુવો.)

**અવઢ**, જુઓ ઉપલો શબ્દ.

**અવણ**, વિ. (સં. अवर्ण ઉપરથી) નીચ; હલકી જાતમાં જનમેલું હોય તેવું; હલકટ. (કાઠિઆવાડ) શુદ્ર, અનાર્ય.

**અવતંસ**, પુ. ન. (સં.) કાનનું ઘરેણું; કર્ણપૂર; કર્ણાભૂષણ; (એરિંગ.) ૨ અલંકાર; શિરોમણિ.

**અવતરણ**, ન. (સં.) નીચે ઉતારવું તે; હેઠે ઉતારવું તે; અવતાર; જન્મ. ૨ ઉતાર; ઢોળાવનો જે ઉતરતો ઢાળ તે. ૩ ઉતારો; વાક્ય કે વાતનો દાખલો ટાંકવો તે; ટાંચણ.

**અવતરવું**, અ. ક્રિ. (સં. अव+तॄ=જન્મવું. ઉ.) જન્મવું.' ભોટીલાં આંધળા અવતરે છે' હો. વા. માળા. ૨ જમીન ઉપર ઉતરવું; નીચે ઉતરવું.

**અવતાર**, પુ. (સં. अव+तॄ=ઉતરવું.) આવિર્ભાવ; જન્મ; ઉત્પત્તિ; ઉતરવું તે; દેહ ધારણ કરવો તે. (મનુષ્ય અથવા પ્રાણીના દેહમાં ઇશ્વરનું અવતરવું તે.) ૨ એક રૂપ બદલી બીજા રૂપ આકારમાં જવું તે; સ્વરૂપાંતર થવું તે. ૩ જીવન. 'નઠારા પતિએ એનો આખો અવતાર બગાડ્યો.' જન્મ; જીંદગી. 'અવતાર અફળ તારો ગયો, વેર વાળ્યું ન ન વેઠમાં.' શામળ. પ્રસ્તાવના; ઉપક્રમણિકા.

**અવતારિક**, વિ. અવતાર સંબંધી; અવતારોને લગતું.' એવાં ચોવીસ અવતારિક નામ, સુણજો રાજારે.' દિવાળીબાઇ. 'અવતારિક ચિત્રો.' અવતારોને લગતાં ચિત્રો.

**અવતારી**, વિ. (સં.) જેમાં કંઇક (દૈવત) અવતરેલું હોય એવું; જેનામાં કંઇક ઉતરેલું હોય એવું; અંશીજન; અસાધારણ. 'એવા અવતારી જનમે' પ્રા. કા. અવતારી ગંજીફો= જેમાં અવતારનાં ચિત્રો પાડેલાં હોય એવો ગંજીફો.

**અવદશા**, સ્ત્રી. (સં.) પડતી; દુર્દશા; વિપત્તિ; દુઃખ; આફત.

**અવદાત**, વિ. (સં. अव+दै=શુદ્ધ કરવું.) શુદ્ધ; સ્પષ્ટ; ખુલ્લું. 'મન વિચારે જે આવડો, અધિકાર અકસ્માત, શાથકી પામ્યો હશે, હેતુ તવ જડ્યો અવદાત.' દયારામ. ૨ ધોળું; નિર્મળ-સ્વચ્છ; સુંદર.

**અવદાન**, ન. (સં. अव+दा=આપવું. ઉ.) અપદાન; (અન્નની આહુતિઓ દેવતાને જે અપાય છે તે) ગાંઠવું; ગેડ કરી જવું તે.'

**અવદાહ**, પુ. (સં. अव+दाह=બાળવું.) વિધિ પ્રમાણે અગ્નિસંસ્કાર કર્યા વગર શબને બાળવું તે; વગર ક્રિયાએ બળ્યું ન બળ્યું કરવું તે.

**અવદીચ**, પુ. (સં. उद्+अञ्च्=જવું. उदीच=ઉત્તર-તે તરફનું औदीच्य.) ગુજરાતના બ્રાહ્મણોની એક મોટી જાતિ.

**અવધ**, સ્ત્રી. (સં. अवधि-ઉ.) છેડો; સીમા; હદ; છેવટ; આખર. 'સૌ અવધે આવી મળે.' ૨ સમાપ્તિ; અંત. ૩ વેળા; મુદત. 'અમે અવધે ફરી વહેલા આવશું, ત્યારે લેશું તમારી ગંભાળ.' ક. દ. ડા.

**અવધપુરી**, સ્ત્રી. (સં.) અયોધ્યા.

**અવધાન**, ન. (સં. अव+धा=મૂકવું) લક્ષ; ધ્યાન; એકાગ્રતા. ૨ સાવધાની; ચોકસાઇ. ૩ મનોયોગ; સમાધિ. ૪ કાળજી; સંભાળ. ૫ ધારણા; વલણ.

**અવધારણ**, ન. (સં.) વિચાર કરીને મનથી જે કંઇ નક્કી કર્યું હોય તે; નિશ્ચય; ઠરાવ ખચીત અથવા ખરેખરૂં નક્કી કરવું તે. ૨ અવધાન.

**અવધારણા**, સ્ત્રી. (સં.) નિશ્ચય; ઠરાવ; મનસુબો. ૨ ખોજ; તપાસ.

**અવધારવું**, સ. ક્રિ. (સં. अव+धृ=ધારણ કરવું.) નક્કી કરવું; ઠરાવવું. ૨ ધ્યાનમાં લેવું; દૃઢ રીતે મન ઉપર લેવું; ઠસાવવું; લક્ષમાં લઇ લેવું.

**અવધિ**, પુ. સ્ત્રી. (સં.) સીમા; મર્યાદા, હદ; છેડો; છેવટ; સમાપ્તિ; આખર. 'ઉદાર અવધિ, સદ્‌ગુણ સાગર ઘણું છો ગંભીર.' દયાગમ. ૨ વેળા; મુદત; દરમિઆન. 'તે સર્વ સુણી સો વર્ષ રહ્યો હું, કાંઇ ન અવધિ ધારો ન્યૂન.' પ્રેમાનંદ. ૩ ટોચ; શિખર. 'એ તો અવધિએ પહોંચ્યો.' ૪ પરાકાષ્ઠા; હદથી જ્યાદે. 'ભાઇ તેં તો અવધિ કરી.' ૫ ધોરણ. ૬ આરંભ અથવા અંત. ૭ અ. સુધી; લગી; લગણ. 'વસંતાવધિ' વસંત પૂરો થતા લગી. અવધિ કરનો=ઠશેતવેો=હદ ઓંધરી. 'અવધિ કરી'=

હદથી જ્યાદે કરવું. 'અવધિએ પહોચવું'=છેડે હદે જઇ પહોચવું. 'અવધિએ મરવું'=યથાકાળે મરવું.

**અવધૂત,** જુઓ અબધૂત.

**અવધ્ય,** વિ. (સં. અ=નહિ+વધ્=મારવું ઉ.) મારવાને યોગ્ય નહિ એવું; વધેરવા-ભોગ આપવાને યોગ્ય નહિ તે.

**અવનવું,** વિ. (સં. અવ+નવીન.) નવું; નવીન. ૨ અજાયબ જેવું; અલૌકિક. ઓચીંતું કંઇ નવું થઇ આવવું તે; નહિ ધારેલી રીતે કોઇ નવા બનાવનું બની જવું તે.

**અવનિ,** (ની) (સં. અવનિ-ની.) પૃથ્વી; ભૂ; ધરા. ૨ ભોંય; જમીન. 'પોઢવા અવનિ ઓઢવા આભ છે, ત્યાગી એવા વસે જેની તીરે.' પ્રા. કા. ૨ સંસારપ્રપંચ. 'અવનિકારણ શ્રીઅવિનાશ, મહારૂપ તે કુણ કળે.' ભાલણ. ૩ અવતાર; જન્મ. (અવનિચક્ર=ઘટમાળ.)

**અવનિતળ,** ન. (સં. અવનિ+તલ ઉ.) પૃથ્વીની સપાટી; ભૂતળ. 'અવનિતળમાં એવો મેં તો, કોઇ દીઠો નહિ વીર.' પ્રા. કા.

**અવનિપતિ,** પુ. (સં. અવનિ+પતિ=સ્વામી-રાજા.) પૃથ્વીપતિ; પૃથ્વીનો રાજા; મહારાજા; ચક્રવર્તિરાજા.

**અવનીપાળ,** પુ. (સં. અવની+પાલ=પાળનાર.) પૃથ્વીપાળ-રાજા; મહારાજા.

**અવનીશ,** પુ. (સં. અવનિ+ઈશ=ઈશ્વર.) પૃથ્વીશ, પૃથ્વીનો ઈશ્વર-રાજા; મહારાજા.

**અવંતિ,** સ્ત્રી. (સં.) માળવાની રાજધાની; ઉજ્જયિની; ઉજ્જન. (હિંદુઓની સાત પવિત્ર નગરીઓમાંની એક. ઉજ્જનમાં 'મહાકાળ' મહાદેવનું જ્યોતિર્લિંગ છે.)

**અવબોધ,** પુ (સં. અવ+બુધ્=જાણવું ઉ.) જ્ઞાન; જાણ; પ્રબોધ. ૨ જાગવું તે.

**અવભૃથ,** પુ. (સં. અવ+ભૃ=ભરવું ઉ.) દિક્ષાંતયજ્ઞ; યજ્ઞની જે પૂર્ણાહુતિ તે. (યજ્ઞની પૂર્ણાહુતિને સમયે યજમાનને જે સ્નાન કરાવવામાં આવે છે તે 'અવભૃથ સ્નાન' કહેવાય છે.)

**અવમાન,** ન. (સં.) અપમાન; અનાદર; તિરસ્કાર; અવમતિ; માન નહિ આપવું તે.

**અવમાનવું,** સ. ક્રિ. માન નહિ આપવું; અવગણના કરવી; તુચ્છકારી કાઢવું; તિરસ્કાર કરવો; અવજ્ઞા કરવી.

**અવયવ,** પુ. (સં.) આખી વસ્તુનો અમુક વિભાગ તે; અંશ; ભાગ; અંગ. ૨ ઉપકરણ. ૩ મૂળતત્વ. ૪ ધાતુ.

**અવયવી,** વિ. (સં.) અવયવવાળું; શરીરી; જેને અંગ છે એવું; અંશી.

**અવયોગ,** પુ. (સં.) કજોગ; અવજોગ; ખરાબ સમય; અશુભ-અમંગળ યોગ.

**અવર,** વિ. (સં. અપર=બીજું ઉ.) બીજું; અન્ય. ૨ કનિષ્ઠ; અધમ; છેલ્લું. ૩ પુ. (અં. Hour અવર) કલાક; અઢી ઘડીનો સમય.

**અવરજવર,** સ્ત્રી. (આવવું ઉ. અવર અને જવું ઉ. જવર.) આવજા; હરફર; હીલચાલ; જવું આવવું થયા કરવું તે. (મોટે રસ્તે લોકોની બહુ અવરજવર હોય છે.)

**અવરણ,** વિ. (સં. અ+વર્ણ ઉ.) હલકી જાતનું; અવર્ણ; શૂદ્ર. 'સેવો વરણ અવરણ, સેવજો ભિક્ષા ભોગી.' શામળ.

**અવરથા,** અ. વિ. (સં. વૃથા=ફોગટ. આમાં અ નિરર્થક છે.) ફોગટ; વૃથા. ૨ નકામું; નિરર્થક.

**અવરાઈ,** જુઓ અભરાઈ.

**અવરાવું,** અ. ક્રિ. ઢંકાવું; છવાવું. 'વિષય વૃત્તિને આંતરે, અવરાયો અનિત્ય.' પ્રીતમદાસ. ૨ આવરણમાં જવું. 'જદુપતિ હરિને જાણ્યા નહિ, આવરણમાં અવરાય રે.' લોજાભગત.

**અવરોધ,** પુ. (સં. અવ+રુધ્=રોકવું) અટકાવ; નડતર; પ્રતિબંધ; બાધ; રોકાણ. ૨ અંતઃપુર; જનાનખાનું.

**અવરોધક,** વિ. (સં.) અવરોધ કરનાર; અટકાવે એવું; બાધક.

**અવરોધન,** ન. (સં.) અવરોધ કરવો તે; રોકવું તે; ખાળવું તે; હરકત; પ્રત્યવાય.

**અવરોહ**, પુ. (સં. अव+रुह्=ઊગવું ઉ.) નીચે ઉતરવું; ચઢવું ને ઉતરવું તે; ઢાળ; ઢોળાવ. ૨ ફણગો; મૂલાંકુર; વડવાઇ. ૩ સ્વર્ગ. ૪ ગળો.

**અવરોહણ**, ન. (સં.) અવતરવું; ઉતરવું તે; ઢોળાવ; ઉતરાણ. ૨ પલાણ.

**અવરોહી**, વિ. (સં.) ઉતરતું; નીચે જતું; હલકીહલકનું. (સર-રાગ વગેરે.) ૨ જેને ઝટ મૂળ ફૂટતાં હોય એવું; મળાંકુરવાળું; વડવાઇની ખાસિઅતનું; ઝટ અંકુર લે એવું; ફૂટી નીકળનારૂં.

**અવર્ગ**, પુ. (સં.) 'અ' ને લગતા અક્ષરોનો જે વર્ગ તે. (અ જેમાં મુખ્ય હોય એવા અક્ષરોનો વર્ગ તે) ૨ વર્ગનો અભાવ તે.

**અવર્ગી**, વિ. (સં.) અવર્ગનું. ૨ વર્ગનું નહિ તે.

**અવર્ણ**, વિ. (સં.) વર્ણરહિત; વર્ણ વગરનું; સંકર; કજાત; જે વર્ણ બહાર હોય તે. ૨ 'અ' આદિ જે અક્ષરો તે; સ્વર. ૩ અપવાદ.

**અવર્ણ્ય**, વિ. (સં.) વર્ણી શકાય નહિ એવું; વર્ણનને યોગ્ય ન હોય એવું; અકથનીય.

**અવર્ય**, વિ. (સં.) વર્ય નહિ તે; હલકું; નીચું; ઉતરતું; કનિષ્ઠ.

**અવલ**, વિ. (ફા.) પહેલું; મુખ્ય; સરસ; તોફ. અવલ આખર=પહેલું-આરંભનું અને છેલ્લું-અંતનું:-અવલસરવાળુ. અવલકારકુન= પહેલો કારકુન તે. (તાલુકાના મામલતદારના હાથ નીચેનો જે પહેલો કારકુન તે.) અવલ અરજી=પહેલી-દાવા અરજી તે.

**અવલઆખર**, અ. અથેતિ; પહેલું ને છેલ્લું; આદ્યંત; એક છેડેથી બીજા છેડા સુધી.

**અવલક્ષણ**, ન. (સં.) અપલક્ષણ.

**અવલથી**, અ. પહેલેથી; આગળથી.

**અવલમંજલ**, સ્ત્રી. (ફા. અવલ=મંજલ= મુસાફરી.) પાયદસ્ત; દફનક્રિયા; મડદાને કબરસ્તાનમાં ઠેકાણે પાડવું તે.

**અવલંબ**, પુ. (સં.) આશ્રય; આસરો; આધાર.

**અવલંબન**, ન. (સં. अव-लंब्=લટકવું. ઉ) આશ્રય; આધાર; ઓથ. ૨ ટેકો. (કોઇ પણ જાતનો પાત ન થાય તે માટે આધાર લેવાનું કોઇ પણ સાધન તે.) ૩ શરણ.

**અવલસાલ**, સ્ત્રી. ઐમતું વર્ષ; પહેલું વર્ષ. અમુક સંવત કે આયુષ્યનું જે પહેલું વર્ષ તે; આગલું વર્ષ.

**અવલસિલક**, સ્ત્રી. આરંભની જે મુંડી રકમ તે; પ્રથમાવશેષ.

**અવલેપ**, પુ. (સં. अव+लिप्=લીંપવું ઉ) ખરડ; લેપ; (પ્લાસ્ટર.) ૨ અહંકાર

**અવલેહ**, પુ. (સં. अव+लिह्=ચાટવું) ચાટણું; ચાટો. (ભભરૂં પણ નહિ તેમ પ્રવાહી પણ નહિ એવું જે ખાદ્ય, ઔષધ વગેરે હોય તે.) લેહ્ય ઔષધ. (ઔષધિનો કવાથ કરી પાકની રીતે ઘટ બનાવી ચાટવાને યોગ્ય કરેલું ઔષધ.

**અવલોકન**, ન. (સં. अव+लुक्=लोक्= જોવું. ઉ.) જોવું તે; દર્શન. ૨ તપાસવું; પરીક્ષા કરવી તે.

**અવલોકનકાર**, પુ. (સં अवलोकन+ कृ=કરવું ઉ.) અવલોકન કરનાર; તપાસ-પરીક્ષા કરનાર; અમુક વસ્તુને (ગ્રંથને) જોઇ તપાસી જનાર તથા તેની ઉપર પોતાના વિચાર દર્શાવનાર.

**અવલોકનશક્તિ**, સ્ત્રી. (સં.) અવલોકન કરવાનું જે સામર્થ્ય તે; લખાણની પરીક્ષા કરવાની જે બુદ્ધિમત્તા તે.

**અવલોકવું**, સ. ક્રિ. (સં. अव+लोक. ઉ.) જોવું; નજર નાંખવી; ધારીને જોવું. 'આકાશભણી અવલોકીઉં, ક્રોધ કરી મુનિજન.' પ્રેમાનંદ. ૨ તપાસવું; ચોકસી કરવી ૩ ગુણદોષનું વિવેચન કરવું; પરીક્ષા કરવી. (ગ્રંથ-લખાણની.)

**અવશ**, વિ. (સં.) વશ નહિ તે; જે તાબે ન હોય તે. (પોતાને વશ નહિ તે) પરાધીન; અસ્વતંત્ર. 'લઘુ વયે કરી બાળક તું થયો,

અવશ ઇંદ્રિય મહા દુઃખમાં રહ્યો.' રત્નો. ૨ (બીજાને વશ નહિ તે.) આપ અખત્યાર; સ્વતંત્ર.

**અવશુકન**, જુઓ અપશુકન.

**અવશિષ્ટ**, વિ. (સં. અવ+શિષ્=રહેવું. ઉ.) વધેલું બચેલું; રહેલું; છાંડેલું; શેષ, બાકી રહેલું.

**અવશેષ**, વિ. (સં) બાકી; શેષ. 'હવે અવશેષ આ ત્રણ દેહ દેખો, તેનો વ્યય કરો મહારાજ.' પ્રેમાનંદ.

**અવશ્ય**, વિ. વશ થાય નહિ એવું; હઠીલું; ઉચ્છૃંખલ. ૨ અ. જરૂર; ખચીત; નિશ્ચે; નક્કી; ખરેખર; અલબત.

**અવશ્યમેવ**, અ. જરૂરજ; નક્કી; ખચીત; નિઃસંદેહ.

**અવસર**, પુ. (સં. અવ+સૃ=સરવું ઉ.) પ્રસંગ; વખત; તક; યોગ; જોગવાઈ; ટાણું; લાગ. 'ચેતી લે ચેત્યાનો અવસર ફરી ફરી ક્યાં મળશે, જોબન જાતાં વાર ન લાગે, જરા આવીને અડશે.' દ્વારકો. ટાણું; પ્રસ્તુત (સારૂ ટાણું.) 'પહેરાવો મઉ નાત નાગરી, આવો અવસર નહિ આવે ફરી.' પ્રેમાનંદ. (શુભ તેમજ અશુભ ટાણું. 'લગ્ન અવસર' 'મરણ અવસર.')

**અવસાત**, અ. હમણાં; આ ટાણે; હાલ. ૨ ઓચીંતું; એકદમ.

**અવસાન**, ન. (સં.) મોત; મરણનો સમય; અંત; આખર. ૨ અટકવાનું ઠેકાણું; યતિ; વિરામ. ૩ હદ; સીમા; મર્યાદા. ૪ બંધ પડવું તે.

**અવસાય**, પુ. સમાપ્તિ; છેડો; અંત. ૨ નિશ્ચય. ૩ શેષભાગ.

**અવસ્તા**, સ્ત્રી. (ફા) પારસી લોકોનું અસલ ધર્મપુસ્તક. ૨ હાલત; સ્થિતિ.

**અવસ્થા**, સ્ત્રી (સં. અવ+સ્થા=ઉભા રહેવું.) હાલત; હાલ; દશા; સ્થિતિ. ૨ આયુષ્યના અમુક અમુક મુદતના જે ભાગ તે. (કૌમાર અવસ્થા-યૌવન-અવસ્થા અને જરા અવસ્થા વગેરે.) ૩ ઘરડપણ; જરા. (પુત્રધન ન હોય તો અવસ્થામાં શું કરીએ ?)

**અવસ્થાન**, ન. (સં.) રહેઠાણ; મુકામ.

**અવસ્થાંતર**, ન. (સં. અવસ્થા+અંતર.) અવસ્થાનું બદલાવું તે; સ્થિતિનો ફેરફાર થવો તે; વિકૃતિ; રૂપાંતર

**અવહાર**, પુ. (સં.) લડાઇમાંથી થોડી વિશ્રાંતિ લેવી તે. ૨ સંધિનો સમય.

**અવહાસ**, ન. (સં. અવ+હસ્ હસવું ઉ.) ઉપહાસ; મજાક; મશ્કરી; ઠઠ્ઠો.

**અવહિત્થ**, ન. (સં.) ખોટો દેખાવ; ઢોંગ. ૨ વ્યભિચારી ભાવોમાંનો એક ભાવ. (મનમાં કંઇ હોય અને મુખે કંઇક દેખાડવું તે)

**અવળચંડું**, ન. અવળું-અપ્રિય કરવું તે; અટકચાળું; ચાંદવું; અડપલું; છેડતી; અવળું થાય એવું કરવું તે. ૨ અવળું-ખોટું થાય એવું જે કામ તે; સળી કરવી તે.

**અવળચંડું**, વિ. કહેવાથી અવળું ચાલનાર; અટકચાળું; ચાંદવું; છેડતી કરનારૂં. ૨ અવળું ખરાબ; ખોટું; ઉલટું; વિરુદ્ધ.

**અવળચવળ**, વિ. અવળુંસવળું; આડું અવળું; ખરૂં ખોટું. ૨ અ. જેમ ગમે તેમ; ફાવ્યું તેમ; ઉલટસુલટ.

**અવળપંચક**, ન. સારૂ કરવા જતાં ખોટું થઇ જવું તે; ઉલટું થઇ જવું તે; ઉંધું ખણાઇ જવું તે; વિપરીત થવું તે. 'ના સ્વામિનાથ ! એમ ઉતાવળ કરશો નહિ, આપણી કાણુ જાણ્યા વગર આવી જાતની તપાસથી વખતે અવળપંચક થઇ પડે માટે વખત આવે થઈ રહેશે.' હ. હા.

**અવળવાણી**, સ્ત્રી. અવળું બોલવું તે. ૨ અવળું બોલે ને સવળું થાય એવી વાણી તે. ૩ કવરથી વાણી, અશુભ વાણી; અપશુકનીઆ વાણી. ૪ પ્રસંગથી ઉલટું બોલવું તે.

**અવળાઈ,** સ્ત્રી. કોઇ કહે તેનાથી અવળું કરવાની જે ટેવ-સ્વભાવ તે; ઑંડાઇ; આડાપણું; ઉલટુંજ કરવાનો જે સ્વભાવ તે. ૨ જીદીપણું; હઠીલાઇ. ૩ વિપરીત બુદ્ધિ તે.

**અવળું,** વિ. ઉલટું; વિરુદ્ધ; ઉંધું; વાંકું; પ્રતિકૂલ. (સવળું, તેથી વિરુદ્ધ ઉલટું તે અવળું.) ૨ આડું; સન્મુખ નહિ એવું. 'તેણે નીર ન માતું ભાળી અવળું.' અમર. અવળી કલ્પના=કલ્પના જેની થવી જોઇએ તેવી નહિ, પરંતુ વિરુદ્ધ કલ્પના તે. અવળું કરવું=બગાડવું; નુકસાન કરવું. અવળું મોં કરવું=રિસાવું, કમન બતાવવું. આડુંઅવળું=આમતેમ; આસપાસ. (આડુંઅવળું જોઇને ચાલીએ.) અવળા પાટા બાંધવા=ઉલટે રસ્તે ચઢાવવું. અવળા પાસા પડવા=ધાર્યા પ્રમાણે ન થવું; ઉલટું થવું તે. ( અવળા પાસા પડયા તો તેનાં ફળ પણ ભોગવવાં. નર્મગદ્ય.) અવળો દાવ=ઉલટું થવું. ' આજ વેળા એની છે જે કરે તે થાય, દિવસ વાંકો આપણો પડયા અવળા દાવ.' પ્રેમાનંદ. અવળે હાથે પૂજેલું=કાર્ય કરેલું પણ કમને કરેલું તેથી ફળ ન મળ્યું એમ; પાપ કરેલાં. અવળી પાઘડી બાંધવી=ફરી જવું; દેવાળું કાઢવું. અવળે પાને ચુનો દેવરાવવો=ઉલટું કાર્ય કરાવવું અને પછી તેનો દોષ કાઢવો; સંતાપવું તે.

**અવળાસવળી,** અ. ઉલટસુલટ; આમતેમ; ઉંધુંચત્તું. ૨ આમતેમ કરી નાંખવું તે; ઉથલપાથલ; તળેઉપર.

**અવળો,** સ્ત્રી. ઘણાં વસાણાં સાથે ખાંડીને બનાવેલો સુવાવડીનો કવાથ; એક જાતનું મિશ્ર ઔષધ; બતરીસું.

**અવાઈ,** સ્ત્રી. ઉડતી ખબર; ગુમાટો; ગપ; અફવા; ખોટી ખબર.

**અવાક્,** વિ. (વાક=ચિકાશ, મેળ.) જેમાં વાક ન હોય તે; વાક વગરનું (લોટ, આટો.) ચિકાશ. એક બીજાની સાથે વળગી ચિકટાઇ રહેવાના ગુણ વગરનું.

**અવાચક,** વિ. ( સં. અ+વચ્=બોલવું ઉ. ) બોલી શકે નહિ એવું; મુંગું; (જેની જીભ ટુંકી હોય તે.) ૨ બેભાન; સંજ્ઞા રહિત; મરવા પડેલું. ૩ અજ્ઞાન; બાળક; પશુ જેવું. ( વાણીથી જે પોતાનું સુખ દુઃખ ન જણાવી શકે તે.)

**અવાચી,** સ્ત્રી. હેડકી; ડચકું; આળસને લીધે અથવા શ્વાસ પૂરતો નહિ મળવાને લીધે મુખ પહોળું કરીને જે શ્વાસ લેવામાં આવે છે તે; ડચકારી; વાધણી. (મરણનું ક્યાં લેવા જવું પડે એવું છે, જગુશેઠને ગાદી ઉપર પડચે પડચે અવાચી આવી ને રામ રમી ગયા.)

**અવાચ્ય,** વિ. (સં.) નહિ બોલવા યોગ્ય; કહેવાય નહિ એવું; અકથ્ય.

**અવાજ,** પુ. ફા. આવાઝ=શબ્દ.) ધ્વનિ; શબ્દ, જે કંઇ સંભળાય તે. (આકાશ હવામાં થએલો ક્ષોભ હવાના તરંગોની મારફતે કાનના ઢોળ ઉપર અથડાઇ જે ધ્વન્યાત્મક જ્ઞાન ઉત્પન્ન કરે છે તે )

**અવાજદાર,** વિ. (ફા. આવાજ+દાર=વાળું ) જેમાંથી અથવા જેનાથી અવાજ થાય એવું. ' આ રૂપીઓ અવાજદાર છે.' રણકાવાળું; શબ્દ-ધ્વનિ કરે એવું; વાગતું.

**અવાજબી,** વિ. (ફા.) વાજબી નહિ તે; ગેરવાજબી; અઘટિત.

**અવાજા,** પુ અવાજ થવા તે; બહાર; ભડાકા. (નર્મ)

**અવાજી,** વિ. (ફા.) અવાજવાળું; જેમાથી અવાજ નીકળે એવું:-એ અવાજી ફટાકડા. ૨ વાગતું; ખડખડતું.-અવાજી ઘરેણું.

**અવાજો,** પુ. (ફા.) અવાજ; ધ્વનિ; શબ્દ

**અવાટ**, સ્ત્રી. કુમાર્ગ; ખરાબ રસ્તો. ૨ અનીતિ; અસદ્‌વર્તન.

**અવાટ**, વિ. વાટરહિત; જેમાં વાટ પડેલી ન હોય એવું; માર્ગ વગરનું; અણખેડ; અવ્વડ.

**અવાડું**, ન. બોલું; આં; અડણ. (આંચળની ઉપરનો દૂધ દૂઝનારો જે મોટો માંસપિંડ તે.)

**અવાડો**, પુ. ઢોરોને પાણી પાવા માટે કુવાના કાંઠા ઉપર બનાવેલો ચુનાગચ્છીનો હોજ; હોજ. (ભરૂચ તરફ અશિષ્ટ શબ્દ ગણાય છે) હવાડો.

**અવાઢ**, વિ. (અ+વાઢ=વાઢવું ઉ. કાપવાની શક્તિ, કાપ) કાપવાની શક્તિ રહિત; બુઠ્ઠું; ધાર વગરનું; જેની કર્તન શક્તિ સારી ન હોય એવું. ૨ નહિ વાઢ તે; શેરડીના વાવેતરરહિત. (વાઢ=શેરડીની ખેતીવાળું જે ખેતર તે.)

**અવાણ**, સ્ત્રી. ચાલવાની રીત; ચાલ. (પશુની.) ૨ ગુણ.

**અવાણવું**, સ. ક્રિ. ચાલ જોવી; નાંણી જોવું; તપાસ કરી જોવી. (બળદને અવાણવો=ચલાવી જોવા.)

**અવાંતર**, વિ. (સં. अव+अंतर.) અંદરનું; વચગાળેનું; મોંહેલું. ૨-ની અંદર આવી જતું;-માં સમાએલું; પેટાનું. ૩ હવે પછીના વિષય સાથે જે સંબંધ તે. આડકતરૂં; બીજી રીતનું; ગૌણ.

**અવાર**; વિ. (સં. अ+निवार्य. ઉ.) નહિ વારી શકાય એવું; ન દૂર કરી શકાય એવું; અનિવાર્ય. ૨ આકરો.

**અવારણીય**, વિ. (સં.) વારી શકાય નહિ એવું; અનિવાર્ય; અવાર; (જેનું વારણ થઈ શકે એમ ન હોય એવું.) ૨ નહિ અટકાવાય-ખળાય એવું.

**અવારનવાર**, અ. વારાફરતી; કોઈકોઈ વાર. ૨ વખતોવખત; કદીકદી; રહીરહીને-થોડેથોડે વખતે; ક્વચિતક્વચિત; ફરતાફરતી.

**અવારિત**, વિ. (સં.) નહિ વારેલું; જેનું વારણ કરાયું ન હોય એવું; નહિ અટકાવેલું. (વારવું=અમુક કામ નહિ કરવાનું કહેવું; મના કરવી. ઉ)

**અવારો**, જુઓ ઓવારો.

**અવાવરૂ**, વિ. (સં. अ+वापृ ઉ.) નહિ વવરાતું; વાપરમાં ન હોય એવું; પડી રહેલું; અવ્વડ.

**અવાસ**, પુ. (સં. आ+वस=વસવું. ઉ) ઘર; મકાન; મહેલ; રહેઠાણ; રહેવાની જગા. 'શકે અવાસ અડકે વ્યોમ' પ્રેમાનંદ. 'અવાસ બળી ગયા ને કોયલા રહી ગયા.' સારૂં હતું તે જતું રહ્યું ને નઠારૂં રહી ગયું.

**અવાસ્તવ**, વિ. (સં.) વાસ્તવિક નહિ એવું; અસત્ય; મિથ્યા; ખોટું; વૃથા. ૨ અયોગ્ય; ગેરવાજબી

**અવાસ્તવિક**, વિ. (સં.) નહિ યથાર્થ તે; નહિ વાસ્તવિક; અસત્ય; ખોટું; મિથ્યા; અવાસ્તવ; જુઠું.

**અવાળુ**, પુ. (પ્રા. अवालुओ. ઉ.) મોં અને ગળામાં રહેલો લાળ ઉત્પન્ન કરનારો માંસ પિંડ. કંઠનળીની આસપાસની ગાંઠો. ૨ દાંતના પારા. Gums. (આ શબ્દ બહુવચનેજ વપરાય છે.)

**અવિકળ**, વ. (સં.) વિકળ-ગાભરૂં થઈ ગએલું નહિ તે; વિકળ નહિ થએલું; સુકળ; આકુળ થએલું નહિ એવું.

**અવિકાર**, પુ. (સં) નહિં બગાડ; જેમાં વિકાર ન હોય તે; વિકારાભાવ.

**અવિકાર**, વિ. (સં.) વિકાર રહિત; જેમાં વિકાર થનો ન હોય એવું; જેમાં વિકાર થયો

કે થતો ન હોય એવું. ૨ નુકસાન-હાનિ કરે નહિ એવું. (ઔષધ.)

**અવિકારી**, વિ. (સં.) વિકારી-વિકાર-વાળું નહિ તે; વિકાર વગરનું; કોઈ પણ જાતના વિકાર વગર જે એકને એક જ સ્વરૂપે હંમેશ રહેતું હોય તે. (બ્રહ્મ.) ૨ જેમાં કંઇ ફેરફાર થતા ન હોય એવું. (વિકારી અને અવિકારી વિશેષણો, ધાતુઓ વગેરે.) અવિકૃત.

**અવિકૃત**, વિ. (સં.) નહિ વિકૃત તે; નહિ વિકૃતિ પામેલું એવું· નહિ બગડી ગએલું; જેનો આકાર, ધાટ, સ્વાદ કે ગુણ બગડી ગયાં ન હોય એવું.

**અવિકૃતિ**, સ્ત્રી. વિકૃતિ નહિ હોય તે; વિકૃતિ રહિતપણું; સુઘટમતા. વિ જેમાં વિકૃતિ થઈ ન હોય એવું; નહિ વિકૃતિ પામેલું.

**અવિક્રીત**, વિ. (સં.) નહિ વિક્રીત-વેચેલું તે; જેને વેચવામાં આવેલું ન હોય એવું; નહિ વેચાએલું.

**અવિગત**, વિ. (સં. अ=નહિ गम्=જવું. ઉ. ગત વિગત=ગએલું.) નહિ ગએલું; નહિ છુટું પડેલું; સંયુક્ત; અટકાવેલું; રોકેલું ૨ નિત્ય 'અવિગત શ્રી વિનાશીની, રહી અગોચર વાત.' ગોપાળ.

**અવિગતા**, સ્ત્રી. (સં.) અજાણી; અજ્ઞાતયૌવના. 'પાદાંગુષ્ઠે ખણે છે અવનિ અવિગતા, નાયિકા લાજ કાજે.' પ્રેમાનંદ.

**અવિગ્રહ**, પુ. (સં. विग्रह=આકાર, સ્વરૂપ અથવા શરીર. ઉ.) જેને વિગ્રહ નથી તે; નિરાકાર; અશરીર. ૨ વિ. શાંત; સુલેહવાળું.

**અવિગ્રહવાન**, વિ. (સં.) વિગ્રહવાન-શરીરવાળું નહિ તે; અશરીરી. ૨ નિરુપદ્રવ; સુલેહવાળું.

**અવિચળ**, વિ. (સં. अ+वि+चल्=ચળવું. ઉ.) ચળે નહિ એવું; દૃઢ; સ્થિર; અચળ. ૨ ખસે કે ડગમગે નહિ એવું; સજ્જડ. ૩ રહે એવું; કાયમ

**અવિચળતા**, સ્ત્રી. (સં.) સ્થિરતા; નહિ ચળવાપણું તે; દૃઢતા; અચળતા; નહિ ખસવાપણું તે; મક્કમતા.

**અવિચાર**, પુ. (સં. अ નહિ वि+चर्=ચાલવું. ઉ.) અન્યાય; વિચાર નહિ તે; અવિવેક; કર્ત્તવ્યાકર્ત્તવ્ય વિચારનો જે અભાવ તે; વિચાર-વિવેક રાહિત્ય.

**અવિચારી**, વિ. (સં.) વિચાર વગરનું; અણસમજુ; મૂર્ખ; પ્રમાદી; અવિવેકી; ઉદ્ધત; સાહસિક.

**અવિચારીપણું**, ન. વિચાર કરીને કામ કરવાપણું નહિ તે; બેવકૂફાઈ; ઉદ્ધતપણું; મૂર્ખતા. ૨ સાહસિકતા.

**અવિચ્છિન્ન**, વિ. (સં. अ+वि+छिद्=છેદવું ) વિચ્છિન્ન-છુટું છુટું થઈ ગએલું-નહિ તે; અખંડ; આખું અતૂટક. ૨ ચાલું; વિચ્છિન્ન નહિ એવું; અસ્ખલિત.

**અવિચ્છિન્નતા**, સ્ત્રી. (સં.) વિચ્છિન્નપણું નહિ તે; અખંડપણું; એકત્વતા. ૨ અતૂટ; ચાલુ ને ચાલુ રહેવાપણું; વિચ્છિન્નતાને પામતું ન હોય તે; પૂર્ણતા; સંપૂર્ણતા.

**અવિચ્છિન્નધારા**, સ્ત્રી. ચાલુ-વગર તૂટવે પાણીનો જે દરોડો થયા કરવો તે; ચાલુને ચાલુ ધાર પડ્યા કરવી તે. ૨ અભિષેક; ધારાવાડી.

**અવિજ્ઞેય**, વિ. (સં. अ=નહિ वि+ज्ञा=જાણવું. ઉ. ) સારી રીતે જાણી શકાય નહિ એવું; નહિ જાણી શકાય એવું દુર્જ્ઞેય; અજ્ઞેય; ન સમજાય એવું 'જાણે છે જીવ મારો આ, અવિજ્ઞેય વિષાદથી.' ક્ષુ.

**અવિદ્યમાન**, વિ. (સં. अ+विद्=હોવું. ઉ.) નહિ વિદ્યમાન તે; અવર્ત્તમાન; અપ્રત્યક્ષ;

નહિ હયાત; ચાલુ કાળમાં ન હોય તે (નહિ જીવતું; મરી ગએલું.) ૨ સત્તા રહિત. ૩ ના. અભાવ.

**અવિદ્યા**, સ્ત્રી. (સં.) મિથ્યાજ્ઞાન; અજ્ઞાન; માયા (વેદાંતમાં); અયથાર્થ બુદ્ધિ 'આ હું અને આ બધું મારૂં' એવી જે અહંતા તે. અજ્ઞાનતા; હું ને મારાપણાનો અધ્યાસ.

**અવિદ્વાન**, વિ. (સં.) નહિ વિદ્વાન તે; જેનામાં વિદ્વત્તા ન હોય તે; મૂર્ખ; અભણ; બેવકુફ.

**અવિધ**, વિ. (સં. અ+વિધ્=વિંધવું. ઉ.) નહિ વિંધેલું; વિંધાએલું ન હોય એવું; વેહ રહિત. (મોતી વગેરે.) ૨ નહિ પળોટાએલું; અજાણ. ૩ જેના કાન વિંધેલા ન હોય તે; આર્યેતર નજ્ઞ. (કાન વિંધાવવા એ આર્ય-હિંદુ પ્રજાનું એક શારીર ચિહ્ન છે. જેના કાન વિંધેલા ન હોય તે આર્ય કહેવાય-ગણાય નહિ.' :-સુનત એ ઈસ્લામીઓનું શારીરિક ચિહ્ન છે તેમ અસલના વારામાં કાનનો વેહ હિંદુ આર્યોનું ચિહ્ન ગણાતો એમ પરદેશીઓએ લખેલા ઈતિહાસ ઉપરથી જણાય છે તેમ આપણામાં પણ અવશ્ય કાન વિંધાવવા એવો રિવાજ હતો ને હજી છે.)

**અવિધવા**, સ્ત્રી. (સં.) વિધવા નહિ તે; સૌભાગ્યવતી જેનો પતિ વિદ્યમાન હોય એવી સ્ત્રી; સૌભાગ્યવતી.

**અવિધવાનવમી**, (નોંમ) સ્ત્રી. પતિને મૂકીને મરી ગએલી સૌભાગ્યવતી સ્ત્રીઓનું શ્રાદ્ધ કરવાનો ભાદરવા વદ નવમીનો જે દિવસ તે; ડોશીઓની નોંમ.

**અવિધાર**, અ. નક્કી; ખચીત; જરૂર. 'એવો આવી ઉભો તે વાર, આપણે દ્વારે અવિધાર.' પ્રેમાનંદ.

**અવિધારવું**, સ ક્રિ. જાણવું; સમજવું; અવશ્ય માનવું; ખાતરીથી માનવું. 'હું વચન સુણી અવિધારૂં, બાઈ મોટું છે ભાગ્ય તમારૂં.' વિષ્ણુદાસ.

**અવિદ્ધયોનિ**, સ્ત્રી. (સં.) જેને પતિનો સંગ થએલો ન હોય એવી સ્ત્રી-કન્યા; પરણેલી પણ સ્વામી સાથે નહિ રહેલી વિધવા. (આ શબ્દ બાળવિધવાને માટે વપરાય છે.)

**અવિનય**, પુ. (સં.) વિનયનો અભાવ તે; નહિ વિનય તે; ઉદ્ધતાઇ; અસભ્યતા; બેઅદબી. ૨ અપમાન; ગુનો; દોષ.

**અવિનયી**, વિ. (સં.) જેનામાં વિનય ન હોય તે; વિનય વગરનું; અસભ્ય; બેઅદબ; અક્કડ; ઉદ્ધત.

**અવિનાશ**, વિ. (સં.) વિનાશ રહિત; જેનો નાશ થતો નથી એવું; અમર; અક્ષય; અક્ષર; નિત્ય ૨ પુ વિનાશનો જે અભાવ તે નહિ નાશ તે. ૩ જેનો વિનાશ નથી એવો જે ઈશ્વર તે.

**અવિનાશી**, વિ. (સં.) વિનાશી-વિનાશવાળું નહિ તે; અમર; અક્ષય; સદાય રહે એવું; નાશ પામે નહિ એવું (વનસ્પતિ વગેરે.) ૨ ના. જેનો નાશ નથી તે; બ્રહ્મ; પરમાત્મા; પરમેશ્વર. 'અવિનાશી આવોરે જમવા કૃષ્ણસુંદરિ'

**અવિનાશીપણું**, ન. વિનાશીપણું નહિ તે; સદા જીવંત રહેવાપણું; અમરતા; નિત્યતા; અક્ષરતા. ૨ ઈશ્વરતા.

**અવિનીત**, વિ. (સં. અ+ની=દોરવું ઉ.) અનમ્ર; અવિવેકી; ઉદ્ધત; અક્કડ. ૨ જંગલી; વગડાઉ; નહિ હળેલું.

**અવિપક્ષ**, વિ. (સં.) વિપક્ષરહિત; સામા પક્ષ વગરનું. ૨ જેને કોઈથી વિપક્ષ ન હોય તે; શત્રુ-સામાવાળીઆ વગરનું; શત્રુ કે સામેવાળાઓ ન હોય એવું.

**અવિપાક**, પુ. (સં.) જેમાં ખાધેલું પચે

નહિ એવો એક જાતનો ઉદર રોગ. ૨ સારો પાક નહિ તે.

**અવિભક્ત,** વિ. (સં.) વિભક્ત નહિ એવું; નહિ વહેંચાએલું, જેના ભાગ પડેલાં નથી એવું; મજીઆરૂં.

**અવિભાજ્ય,** વિ. (સં. अ નહિ वि+भज्= ભાગવું. ઉ. विभाज्य=ભાગ પાડવા યોગ્ય.) ભાગ પાડવાને યોગ્ય નહિ એવું; જેના ભાગ ન થઇ શકે એવું; ન ભાગી શકાય તેવું.

**અવિભેદ,** વિ. (સં.) વિભેદ-ભેદ વગરનું; વગર ભેદનું; નહિ જુદું; એકાકાર; એકત્ર; આખુ; અખંડ. ૨ જેમાં કશો મતભેદ ન હોય એવું

**અવિમલ,** વિ. (સં. વિમલ-ચોક્ખું નહિ તે; મેલું; અસ્વચ્છ; નિર્મળ નહિ એવું. 'અવિમલ જલ થાય અંગ રાગે, જલપુર મંજિર મેખલા ન વાગે.' ઋ. વ.

**અવિરત,** અ. (સં.) વગર અટકે; ચાલુ ને ચાલું; હંમેશ; સતત; વગર વિશ્રામ લીધે; નિરંતર.

**અવિરલ,** વિ. (સં.) ઘાડ; આછું નહિ એવું; પુષ્કળ; ભરચક; ભરપૂર; વિરલ નહિ એવુ. 'પ્રભુ અવિરલ વાણી આપો.' શુકદેવ આખ્યાન. ઘાડું; સજ્જડ સજ્જડ હોય તેવું; 'અવિરલ પ્રવાહ ચાલ્યો જાય' અખો. ઘન; દાટ. 'અવિરલ દલવાળી ડાળીઓના; વિપુલ પરસ્પર બંધને સુહાતા.' ઋ. વ.

**અવિરુદ્ધ,** વિ. વિરુદ્ધ નહિ તે: અનુકૂલ; મળતું: ઉલટું-સામું નહિ એવું.

**અવિરોધ,** પુ. (સં.) વિરોધ નહિ તે; વિરોધાભાવ; મેળ; સંપ; અનુકૂળતા; મૈત્રી. ૨ વિ. વિરોધ રહિત.

**અવિરોધી,** વિ. (સં.)નહિ વિરોધી; દ્વેષી-દુસ્મન નહિ તે; સંપાલું; જેમાં વિરોધ ન હોય તેવું. 'પ્રત્યવાય ભયથી રાખસો રોધીજી; બીજો' કર્માદિકનો અવિરોધી-મારા વ્હાલાજી.' પ્રે.

**અવિવક્ષિત,** વિ. (સં.) નહિ વિવક્ષિત; ખાસુંખા બોલવજ છે એવો વિચાર ન હોય એવુ; બીનજરૂરનું.

**અવિવાહિત,** વિ. (સં. अ=નહિ वि+वह् =લઇ જવું ઉ.) કુવારૂં; જેનો વિવાહ કરેલો ન હોય તેવું; નહિ પરણેલું.

**અવિવેક,** પુ. (સં. अ=નહિ वि+विज्= પારખવું ઉપરથી.) વિવેક નહિ તે; અસભ્યતા: બેઅદબી; અવિચાર; વિવેકશૂન્યતા. ૨ અપમાન ભરેલી જે વર્તણુંક તે; દોષ; ઔદ્ધત્ય.

**અવિવેકતા,** સ્ત્રી. (સં.) વિવેકશૂન્યતા, અવિવેકીપણું; સારાસાર વિચારરાહિત્ય.

**અવિવેકી,** વિ. (સં.) વિવેકી નહિ એવું; અસભ્ય; બેઅદબ; અવિચારી; જેનામાં વિવેક ન હોય એવું.

**અવિશ્રાંત,** વિ. (સં.) ચાલું ને ચાલું: સતત; વિસામો લીધા વગર ચાલુ રહેવું તે; નહિ થાકવું તે.

**અવિશ્વસનીય,** વિ. (સં.) વિશ્વાસ કરવાને યોગ્ય નહિ એવું: અભરોસાદાર. ખાતરી લાયક ન હ તેવું.

**અવિશ્વાસ,** પુ. (સં.) અણભરોસો; વિશ્વાસ નહિ તે. ૨ ખાતરી ન થવી તે.

**અવિશ્વાસી,** (સુ)-વિ. (સં.) ભરોસા વગરનું; બેઈમાન; જેની ઉપર વિશ્વાસ રખાય નહિ એવું. ૨ નાસ્તિક, અધર્મી.

**અવિશ્વાસુ,** વિ. (સં.) વિશ્વાસવાળું નહિ તે; જેની ઉપર વિશ્વાસ રહે નહિ એવું. ૨ વિશ્વાસ ન રાખે એવું; અધીરીઉં.

**અવિષય,** પુ. (સં.) નહિ વિષય તે; વિરાગ; વિષયરાહિત્ય. ૨ અમુક બાબતનો જે

દેશ (વાતાવરણ) નહિ તે. ૩ પર વિષય; વિપર્યાંતર; અક્રમ

**અવિહિત**, વિ. (સં.) વિહિત નહિ તે; જે કરવાનું શાસ્ત્રમાં કહેલું ન હોય તે, જે કર્મ કરવાની શાસ્ત્રકારોએ આજ્ઞા કરેલી ન હોય તે. (અવિહિત કર્મ.)

**અવૃષ્ટિ**, સ્ત્રી. (સં.) વૃષ્ટિનો અભાવ તે; વૃષ્ટિ નહિ થવી તે; દુકાળ; અવર્ષણ.

**અવે**, અ. હવે; અત્યારે; હમણાં.

**અવેક**, પુ. (અવિવેક ઉ.) અવિવેક; ગેરવર્તણૂંક. 'કામનીમાં શું કામ આજથી, આ અવેક તે શા.' દયારામ.

**અવેજ**, પુ. (અા. ઇવિજ=બદલો.) નાણું; સિલક; મિલકત; કીંમતી માલ. પુંજી. ૨ નાણા માટે માલ આપવો લેવો તે; બદલો. ૩ નકો. સુંડી; સિક્કા અથવા સોનું રૂપુ કિંવા કીંમતી માલનો જે જથો હોય તે.

**અવેજી**, પુ. પ્રતિનિધિ; અમુકને બદલે રાખવામાં આવેલો બીજો હંગામી નોકર (માણસ.) એક માણસ કોઇ કામે ગયો હોય ને દરમિઆન તે પોતાનું કામ કરવાને બદલે જે માણસ મૂકી જાય તે.

**અવેર**, પુ વિવેકથી ઉપયોગ કરવો તે; સંભાળપૂર્વક અમુક વસ્તુની ઉપર માણસની દેખરેખ રહે તે. ૨ દાબ, સત્તા, કાબુમા રાખવું તે ૩ કરકસર કરવી તે; સંભાળથી ગ્ય રીતે ખર્ચવું તે. ૪ સમેટી લેવું; સાંબરી લેવુ. 'ચાર ચોકડી ઇકોતેર, તોરા ઇન્દ્ર કરે અવેર' ભોજાભક્ત. ૫ અસુર; મોડું થવું તે. (કચ્છ.)

**અવેરવું**, સ ક્રિ. સંભાળવું: સાચવવું. ૨ગુણ દોષ ન જોતાં સમજાવી પટાવીને ઉછેરવું; પાળવું, મોકું કરવું; ધીરજથી ચલાવવું. ૩ કરકસરથી ઘર ચલાવવું; કરકસર કરવી.

**અવેરે**, અ. કવખતે; વખત બેવખત.

૨ હલેતું. 'દીન થઈ વિલપે તોયે, ન તજાય અવેરૂં.' પ્રે.

**અવેવ**, પુ. (સં. અવયવ ઉ.) અવયવ. 'સિદ્ધિ બુદ્ધિ નાયક, ઉત્તમ સર્વ અવેવ.' રેવાશંકર કવિ. 'વેલ જાણે હેમની, અવેવ ફલેફુલી.' પ્રેમાનંદ. ૨ વ્યવસ્થા. 'ઘર બારીએ પૂજી દેવજી, કરી પિતૃભૂતાદિનો અવેવજી.' પ્રેમાનંદ. 'થાક્યા અવેવ દિસે દેહના રે, એકલા, સાથે શે નથી સેના.' પ્રેમાનંદ.

**અવેળા**, સ્ત્રી. (સં.) સ્ત્રી. કવેળા; વખત બેવખત; પાછલો પહોર; અપરાહ્ન.

**અવેળી**, સ્ત્રી. મેંદાનો શિરો.(જૈન.) ઘઉંના લોટને કપડાવતી ચાળી ઘીમાં ફેકી સાકરના પાણી સાથે જે લેહ બનાવવામાં આવે છે તે.

**અવ્યક્ત**, વિ. (સં.અ=નાહ+વ્યક્ત=સ્પષ્ટ) નહિ વ્યક્ત તે; ગુપ્ત; અદશ્ય ના. આત્મા. બ્રહ્મ. ૨ માયા. (બીજગણિત પ૦) ૩ સંખ્યા; પ૦. ૪ ધ્વનિ; અવાજ. (સાંખ્ય પ્ર૦) ૫ પ્રકૃતિ; કુદરત. વિ. અસ્પષ્ટ, અગોચર; અગમ્ય; અપ્રકટ; ખુલ્લું-ઉઘાડું નહિ એવું. 'કહિત શબ્દ મન આનંદ પામી, અવ્યક્ત મરાળ મન હિસે.' પ્રેમાનંદ.

**અવ્યગ્ર**, વિ (સં.) વ્યગ્ર નહિ તે; સ્વસ્થ; નહિ ગભરાએલું; શાંત.

**અવ્યય**, પુ. (સં.) જેને લિંગ, વિભક્તિ કે વચન લાગતા નથી અને જે સદા એક રૂપેજ રહે છે તે શબ્દ.:-ઉપર, પણ અહો. અવ્યયના ચાર ભેદ છે ૧ શબ્દયોગી, ૨ ઉભયાન્વયી, ૩ ક્રિયાવિશેષણ અને ૪ કેવળપ્રયોગી. વિ. (સં. અ=નહિ+વ્યય=ઓછું થવું તે-ખરચ) જેનો વ્યય થનો નથી એવુ; નહિ ઓછું થનાર; આદિ ને અંત રહિત; વિકાર વગરનું ૨ અવિનાશી; નિત્ય, શાશ્વત; અમર. ૩ પરમાત્મા; બ્રહ્મ.

**અવ્યયીભાવ,** પુ. (સં.) સંસ્કૃત વ્યાકરણમાં જે સમાસપદ્ધતિ છે તેમાંનો એક જાતનો સમાસ. છઠ્ઠી વિભક્તિવાળા નામની પછી અવ્યય આવી વિભક્તિ સાથે ઉડી જઈ નામ અને અવ્યય જોડાઇ જાય છે તે; સમાસભેદ-'ભોજનઉપર પાણી પીવું નહિ' અહીં ભોજનનીઉપર ને ઠેકાણે ભોજન ઉપર થયું તે.

**અવ્યવસાયી,** વિ. (સં.) નહિ વ્યવસાયી તે; વ્યવસાય રહિત; જેને લાંબું કામકાજ કરવાનું ન હોય તે; નવરૂં.

**અવ્યવસ્થા,** સ્ત્રી. (સં.) વ્યવસ્થા નહિ તે; ગેરબંદોબસ્ત; બેતાલી; ગડમડ. ૨ વ્યવસ્થા વગરની જે હાલત તે.

**અવ્યવસ્થિત,** વિ. વ્યવસ્થાવગરનું; ગોટાળીઉં; ગોઠવણવગરનું; કોઇ જાતના નિયમ વગરનું; વગર ઠેકાણાનું. ૨ ચંચળ.

**અવ્યવસ્થિતપણું,** ન. વ્યવસ્થા નહિ રાખવાપણું; જ્યાં વ્યવસ્થા ન હોય એવી હાલતવાળું; ગડબડસડબડ; ગોટાળો; અવ્યવસ્થાવાળી જે સ્થિતિ તે.

**અવ્યવહાર્ય,** વિ. (સં.) વ્યવહાર કરવાને યોગ્ય નહિ એવું; જેની સાથે વ્યવહાર થઇ શકે નહિ એવું.

**અવ્યાકૃત,** વિ. (સં. अ+वि+आ+कृ=કરવું. ઉ.)નામરૂપે કરીને વ્યાકાર નહિ પામેલું; નહિ પ્રકટ થએલું; બીજરૂપ જગતના કારણરૂપ (વેદાંત) પ્રધાન (સાંખ્ય.)

**અવ્યાપ્તિ,** સ્ત્રી. (સં.) સર્વત્ર લાગુ ન પડે એવો અમુક વસ્તુના લક્ષણનો જે દોષ તે; અપ્રાપ્તિ.

**અવ્રણ,** ન. (સં.) વ્રણ નહિ તે; વ્રણરાહિત્ય. ૨ વિ. વ્રણવગરનું; ગડગુમડ કિંવા ફોલ્લી કે ચીરા ઘસારા વગરનું. (શરીર, ત્વચા.)

**અવ્હેરાટ,** પુ. ગભરાટ; વ્યાકુળતા; ગુચવણ; સંભ્રમ. ૨ લજ્જા; શરમ.

**અવ્હેરૂં,** વિ. બહાવરૂં, ગભરાએલું; વ્યાકુળ.

**અવ્હે,** (હવાઈ.) એક જાતની આતસબાજી. દારૂની એક એવી કોઠી અથવા ભુંગળી બનાવવામાં આવે છે કે જેનો પલીતો સળગાવતાંને વાર તે સીધી ઉંચી આકાશમાં ચઢી જાય છે અને કેટલેક ઉંચે ગયા પછી ફૂટી તેમાંથી વિવિધ રંગના આતસના તણખા નીકળે છે.

**અશક,** પુ. (ફા. ઇશ્ક.) ઇશ્ક; પ્યારઃ અશકનો માર્યો ગાજરાં ખાય, અશકનો માર્યો ઠીકરામાં ખાય=પ્યારને લીધે માણસ પડી જાય છે તોપણ સમજતું નથી. ૨ નિ:શંક. ૩ અ. અચૂક; વગર શકે; જરૂર; ખચીત.

**અશકર,** અ. (ફા. આશકાર=દર્શાવવું.) ચોકખું; સ્પષ્ટ; ખુલ્લું; ખુલી રીતે; પ્રત્યક્ષ. ૨ આખરે; છેવટે. (અશકર ગયા વગર છૂટકો નથી.)

**અશકુન,** જુઓ અપશુકન.

**અશકત,** વિ. (अ=નહિ शक्=શકવું., અસમર્થ; શક્તિ વગરનું; નબળું; કમજોર; નિર્બળ. ૨ નાલાયક, દમ વિનાનું. ૩ માંદું; દુર્બળ, નરમ.

**અશક્તતા,** સ્ત્રી. (સં.) નબળાઈ; શક્તિ નહિ હોવી તે; અશક્તિ. ૨ નાલાયકી; નહિ કરી શકવાપણું.

**અશક્તિ,** સ્ત્રી. (સં.) શક્તિ નહિ તે; નબળાઇ; કમજોરી; નિર્બળતા. ૨ ગજુ નહિ તે; અસમર્થ.

**અશક્તિમાન,** વિ. (સં.) શક્તિમાન નહિ એવું; અશક્ત; અસમર્થ; દુર્બળ; નિર્બળ; કમ તાકાદવાળું; શક્તિવાળું નહિ તે

**અશક્ય**, વિ. (સં.) ન બની શકે એવું; શક્ય નહિ તે; અસંભવિત; કોઈ પણ પ્રકારે બને નહિ એવું.

**અશક્યતા**, સ્ત્રી. (સં.) નહિ બની શકવાપણું; અશક્યપણું; અસંભવિતતા; શક્તિ નહિ હોવાપણું.

**અશગ**, વિ. (સં. અ=નહિ શિખા=ટોચ.) ટોચ-શિખર વગરનું; જેને શગ ન હોય તેવું. જ્વાળા રહિત; થેથરડી ન થઇ હોય તેવું.

**અશંક**, વિ. (સં.) નિઃશંક; જેમાં શંકાનો અવકાશ ન હોય તેવું; વગર શંકનું; શંકવાળું નહિ એવું.

**અશંક્ય**, વિ. (સં.) શંકા કરવા યોગ્ય નહિ એવું, નહિ શંકા કરવા જેવું; નિઃશંક્ય.

**અશડ**, (હ) વિ. શડ વગરનું; જેને શડ ન હોય તેવું.

**અશન**, ન. (સં. અશ્=ખાવું.) ખાણું જમણ; ભોજન; ખોરાક. 'એક વેળા અશન મારે, જોગીજન જ્યારે કહે.' રત્નેશ્વર. ૨ અન્ન.

**અશનિ**, સ્ત્રી. (સં.) વીજળી. ૨ વજ્ર. ૩ કરા પડવા તે.

**અશયન**, ન. (સં.) શયન નહિ તે; ઉજાગરો.

**અશરણ**, વિ. (સં.) નિરાધાર; આશ્રય વગરનું; જેને કોઇનું શરણ ન હોય એવું.

**અશરણશરણ**, વિ. (સં.) અશરણને શરણ આપનાર; જેને શરણ-આશ્રય ન હોય તેને શરણ-આશ્રય આપનાર; પરમેશ્વર.

**અશરફી**, સ્ત્રી. (ફા. અશરે=દશ. ઉ.) મહોર; પંદર રૂપીઆની કીંમતનો સોનાનો સિક્કો.

**અશરાફ**, વિ. (આ. શરીફ=કુમરોવ, તેનું બહુવચન.) ભલું; ભોળું; ખાલસ; પ્રમાણિક. ૨ ઇમાનદાર. ૩ ખાનદાન; કુલીન.

**અશરાફી**, સ્ત્રી. (આ.) ભલમનસાઈ; સભ્યતા; સાલસાઇ; સુજનતા. ૨ ઇમાનદારી. ૩ સુવ્યવહારતા.

**અશરાન**, વિ. (આ) વીસ. (અરબસ્તાની શક સંવતને માટે આ શબ્દ વપરાય છે.)

**અશરીર**, વિ. (સં.) શરીર વગરનું; જેને શરીર ન હોય એવું; (કામદેવ, મદન.) અવિગ્રહ.

**અશર્મ**, વિ. (ફા.) નિર્લજ્જ; બેશરમ; ધીટ ૨ દુઃખી. 'નિંદ્યો નરની માંય, ધનલોભી ધની જે, નરકે માંહી પડ્યો તેહ, સદા જે અશર્મ છે.' વલ્લભ.

**અશાઢ**, જુઓ આષાઢ.

**અશાઢી**, જુઓ આષાઢી.

**અશાત**, સ્ત્રી. (અ=નહિ શમ્=શાંત થવું. ઉ.) દુઃખ; પીડા; અશાંતિ. ૨ ઉદ્વેગ. 'આયે ભાઇ ને ભોજાઇ મળીઆં, મળ્યાં માત ને તાતરે, દમયંતીને નાથ વિજોગે અંતરમાંહી અશાતરે.' પ્રેમાનંદ.

**અશાતના**, સ્ત્રી દુઃખ; લાગણી દુખાવી તે. ૨ અપવિત્રતા; અભડાવવું-અપવિત્ર કરવું તે. (જૈનમાં.)

**અશાતા**, સ્ત્રી. (સં.) નિવૃત્તિ-સુખ નહિ તે; અસુખ; અક્ષેમ; ઉતાપો; મનમાં ટાઢક નહિ તે; ચિંતા; ફીકર.

**અશાંત**, વિ. (સં.) શાંત નહિ તે; ગડબડીઉં; તોફાની; કોલાહલવાળું.

**અશાંતતા**, સ્ત્રી. (સં.) અશાંતિ; શાંતપણું નહિ તે; ગડમડ; તોફાન; બખેડો; અજંપો; ધમાલ; બૂમરાણ.

**અશાંતિ**, સ્ત્રી. (સં.) અસ્વાસ્થ્ય; શાંતિ નહિ તે; ઝમેલો; બંડ; અજંપો; ડામાડોળપણું; ચિત્તવિક્ષેપ; ક્ષોભ.

**અશાંતિકર**, વિ. (સં.) અશાંતિ કરે એવું; તોફાન ઉભું કરે એવું.

**અશાંતિકારક**, વિ. (સં.) તોફાન કરાવે એવું; અશાંતિ ઉભી કરે એવું; સુલેહનો ભંગ કરાવે એવું. (જેથી મનની, લોકની કે રાજ્યની શાંતિમાં ખલેલ થાય એવું.)

**અશાશ્વત**, વિ. (સં.) અનિત્ય; શાશ્વત-હંમેશનું નહિ એવું; અસ્થિર; ચંચળ; અસ્થાયી ૨ ક્ષણભંગુર. ૩ નક્કી-કાયમનું નહિ તે.

**અશાશ્વતતા**, સ્ત્રી. (સં.) શાશ્વતતા નહિ તે; અનિત્યતા; અસ્થિરતા; કાયમપણું નહિ તે;

**અશાશ્વતપણું**, ન. અનિત્યપણું; હંમેશનું ન હોવાપણું.

**અશાસ્ત્ર**, ન. (સં. અ=નહિ, શાસ્=શાસન કરવું, અમલ કરવો-નિયમમાં રાખવું.) જે શાસ્ત્ર નથી તે; નિયમ-રૂઢિ-ધોરણસર ન હોય તે; શાસન કરનારૂં જે શાસ્ત્ર તેનાથી વિરુદ્ધ તે.

**અશાસ્ત્રીય**, વિ. (સં.) શાસ્ત્રને લગતું નહિ એવું; શાસ્ત્રીય=શાસ્ત્રનું નહિ તે; શાસ્ત્રની રીતને અનુસરતું નહિ એવું; જેને શાસ્ત્ર સંબંધ ન હોય એવું.

**અશિક્ષિત**, વિ. (સં. અ=નહિ શિ = શીખવવું ઉ.) અભણ; નહિ શીખેલું; નહિ કેળવાએલું; અણઘડ.

**અશિર**, પુ. (સં.) રાક્ષસ. ૨ અગ્નિ. ૩ પવન.

**અશિવ**, વિ. (સં.) અશુભ; અમંગળ. ૨ અયોગ્ય; અનુચિત. 'તેથી વધો અશિવ જે તવ હું પ્રિયે મેં.' ઉ. રા. ચ.

**અશીલ**, વિ. શીલ વગરનું; અસદ્વર્તન વાળું; ખરાબ વર્તણુકનું. ૨ નીચ; હલકું; અકુલીન. ૩ ગરીબ; શાંત; શરમાળ; ભલું; સારૂં.

**અશુચિ**, વિ. (સં.) અશુદ્ધ; અપવિત્ર; મલિન; સ્વચ્છ નહિ તે; ખરાબ; ગંદુ.

**અશુદ્ધ**, વિ. (સં.) અપવિત્ર; અશુચિ; મલિન; અસ્વચ્છ. ૨ ખોટું; ભૂલચૂકવાળું; દોષવાળું. ૩ જુઠું; નાપાક.

**અશુદ્ધતા**, સ્ત્રી. (સં.) અપવિત્રતા; મલિનતા; અશુદ્ધિ. ૨ ભૂલચૂક; ખોડખાપણ; અસત્યતા; દોષ. ૩ અસ્પષ્ટતા; ચોક્ખાઇ નહિ તે.

**અશુદ્ધિ**, સ્ત્રી. (સં.) શુદ્ધિ નહિ તે; અપવિત્રતા; ૨ ભૂલચૂક; ખોટ. ૩ ચોખવટ નહિ તે. અસ્વચ્છતા.

**અશુભ**, ન. (સં.) અ+શુભ્=સુંદર-મંગળ.) અભદ્ર-અકલ્યાણ; ભુંડું; નઠારૂં. ૨ મરણને લગતું જે કંઈ ક્રિયા કર્મ વગેરે હોય તે.

**અશૂર**, (સં.) શૂર નહિ તે; કાયર.

**અશેષ**, વિ (સં. અ+શિષ્=બાકી રહેવું.) શેષ રહિત; સઘળું; સમસ્ત; સંપૂર્ણ; (કંઈ પણ બાકી રહે નહિ એવું) તમામ.

**અશેળીઓ**, પુ. જુઓ અસાળીઓ.

**અશો**, વિ. (ફા) પવિત્ર.

**અશોઈ**, સ્ત્રી. (ફા) પવિત્રતા. Holiness.

**અશોક**, પુ. (સં) શોક નહિ તે; સુખ; ખુશાલી; આનંદ. 'સારે તે ઇચ્છિત પામે લોક, વસે સ્વર્ગે જઇને અશોક.' પ્રેમાનંદ. ૨ આસોપાલવનું ઝાડ. ૩ વિ. શોક ટળીને આનંદ થાય એવું.

**અશોચ્ય**, વિ. (સં. અ+શુચ્=શોક કરવો ઉ. શોચ્ય) શોક કરવાને યોગ્ય નહિ એવું; નહિ શોક કરવા લાયક. 'વીરપુત્રતણી માતા, મા કરે શોચ તું અરે, અશોચ્ય વીર છે એ. તો. ઉત્યો વીરસ્વયંવરે.' સી. ઠ.

**અશૌચ**, ન. (સં. અ+શુચિ ઉ. શૌચ.) અપવિત્રતા; અશુદ્ધિ. ૨ સૂતક; આશૌચ.

**અશૌર્ય**, ન. (સં. અ=નહિ+શૌર્ય=બળ) શૌર્ય નહિ તે; અશૂરપણું; કાયરતા.

**અશ્કર**, જુઓ અશકર

**અશ્મ**, પુ. (સં.) પથ્થર; પહાણો. ૨ વિ. પથ્થરનું.

**અશ્મરી**, સ્ત્રી. (સં.) પથરી; મૂત્રાશયમાં થતો પથરીનો એક જાતનો રોગ.

**અશ્રદ્ધા**, સ્ત્રી. (સં.) શ્રદ્ધારહિતપણું; અનાસ્થા; નાસ્તિકતા.

**અશ્રદ્ધાળુ**, વિ. (સં.) શ્રદ્ધા વગરનું; જેને શ્રદ્ધા ન હોય એવું; નાસ્તિક.

**અશ્રદ્ધાળુતા**, સ્ત્રી. (સં.) શ્રદ્ધા ન હોવાપણું; અનાસ્થા; નાસ્તિકપણું.

**અશ્રવણીય**, વિ. (સં.) નહિ સાંભળવા યોગ્ય; સાંભળવાને યોગ્ય નહિ તે.

**અશ્રાંત**, વિ. (સં. અ=નહિ શ્રમ્=મહેનત લેવી–થાકી જવું. ઉ. શ્રાંત.) નહિ થાકેલું; થાકેલું નહિ એવું. ૨ અ. વગર થાકે; ( ચાલુ ને ચાલુ પડયા વગર કામ કરવું તે. )

**અશ્રાવ્ય**, (સં. અ=નહિ શ્રુ=સાંભળવું ઉ. શ્રાવ્ય=સાંભળવા યોગ્ય.) નહિ સાંભળવા યોગ્ય.

**અશ્રુ**, ન. (સં.) શોક અથવા હર્ષના આવેશથી આંખમાંથી પાણી નીકળવું તે; આંસું.

**અશ્રુત**, વિ. (સં. અ=નહિ શ્રુ=સાંભળવું ઉ. શ્રુત=સાંભળેલું ) નહિ સાંભળેલું; વેદ નહિ ભણેલું; અશ્રુતપૂર્વ=આગળ કદી પણ નહિ સાંભળ્યું હોય એવું. ૨ જેણે સાંભળેલું હોય નહિ તે; સંભળાએલું નહિ તેવું.

**અશ્રુધાર**, (ધારા) સ્ત્રી. (સં. અશ્રુ+ધારા=ધાર) આંસુની ધારા ચાલવી તે; આંખમાંથી પાણી ટપકવું તે.

**અશ્રુપાત**, પુ. (સં.) અશ્રુ+પત્=પડવું ઉ. પાત ) આંસુ પડવાં તે; રોવું તે; આંખમાંથી આંસુ નીકળી જવાં તે.

**અશ્લાઘ્ય**, વિ. (સં.) શ્લાઘ્ય નહિ તે; તારીફ કરવા લાયક નહિ એવું; નહિ વખાણવા લાયક.

**અશ્લીલ**, વિ. (સં.) અશિષ્ટ; ગ્રામ્ય; શરમ આવે એવું; ભુંડું; અસભ્ય; ( જે બોલતાં કે સાંભળતાં શરમ આવે તે. ) ૨ ગાળ; ભુંડું; ભુંડાળું.

**અશ્લીલતા**, સ્ત્રી. (સં.) ગ્રામ્યતા; નિર્લજ્જપણું.

**અશ્લીલપણું**, ન. બેશરમપણું; ભુંડાળું; નાદારપણું; અપશબ્દાદિક બોલવાપણું; ગ્રામ્યતા.

**અશ્લેષા**, સ્ત્રી. (સં.) સતાવીશ નક્ષત્રોમાંનું નવમું નક્ષત્ર. પાંચ તારાનો એક સમુદાય તે.

**અશ્વ**, પુ. (સં.) ઘોડો; હય; તુરંગમ; તોખાર. ૨ પુરુષની એક જાત.

**અશ્વગતિ**, સ્ત્રી. (સં. અશ્વ+ગતિ=ચાલ.) ઘોડાની ચાલ. ૨ ઘોડાની ચાલના જેવા દાળનો એક રાગ.

**અશ્વગંધા**, સ્ત્રી. (સં.) એક જાતની વનસ્પતિ; આસંધ.

**અશ્વગ્રીવ**, પુ. (સં. અશ્વ+ગ્રીવ=ગળું–ગરદન.) ઘોડાના જેવી ગરદનવાળો એક રાક્ષસ; હયગ્રીવ. ૨ વિષ્ણુ ભગવાનનો એક અવતાર.

**અશ્વતર**, ન. (સં.) ખચ્ચર; રોઝ.

**અશ્વતરી**, સ્ત્રી. (સં.) ખચ્ચરી; રોઝડી.

**અશ્વત્થ**, પુ. (સં.) પીપળો. ' એક કહે સખી એ અશ્વત્થ છે કે લાલ, પૂજ્યપણાના ગુમાન મહી મસ્ત છે રે લોલ. ' દયારામ.

**અશ્વત્થામા**, પુ. (સં.) કૌરવ પાંડવોના ગુરુ દ્રોણાચાર્ય અને કૃપીનો પુત્ર. ( એ ચિરંજીવી કહેવાય છે. )

**અશ્વદંષ્ટ્રા**, સ્ત્રી. (સં.) ગોખરૂં.

**અશ્વધાટી**, સ્ત્રી (સં.) સત્તાવીશ અક્ષરનું એક વૃત્ત. (એમાં, ત, ભ, ય, જ, સ, ર, ન, ત, મ, એ નવ ગણ આવે છે. )

**અશ્વપાળ**, પુ. (સં. અશ્વ+પાલ=પાલન કરનાર.) ઘોડાઓનું પાલન કરનાર; રાવત; ખાસદાર; ઘોડાવાળો.

**અશ્વમંત્ર**, પુ. (સં.) જે મંત્રથી ઘોડાઓ વશ થાય અને પવનની માફક ઉડે તે.

**અશ્વમેધ**, પુ. (સં. અશ્વ+મેધ=યજ્ઞ) ઘોડાનો યજ્ઞ. ( ચક્રવર્તિ રાજાઓ ઘણું કરી આ યજ્ઞ કરતા હતા. )

**અશ્વમેધી**, વિ. (સં.) અશ્વમેધ કરનાર; અશ્વમેધ યજ્ઞ સંબંધી.

**અશ્વમેવ**, અ. (સં. અવશ્યમ્+એવ=નક્કી) જરૂર; નક્કી; નિશ્ચે; ખચિત.

**અશ્વવાર**, પુ. (સં.) ઘોડેસવાર; અસવાર.

**અશ્વવિદ્યા**, સ્ત્રી. (સં.) ઘોડાઓને પરખવાની, તેમજ કેળવવાની અને તેમને ચલાવવાની વિદ્યા તે.

**અશ્વવૈદ્ય**, પુ. (સં.) ઘોડાનું વૈદું કરનાર; પશુવૈદ્ય.

**અશ્વશાળા**, સ્ત્રી. (સં.) ઘોડા રાખવાની તથા તેમને કેળવવાની જે જગા તે; ઘોડાર; તબેલો.

**અશ્વારૂઢ**, વિ. ( સં. અશ્વ+આરુઢ= ચઢેલું.) ઘોડે ચઢેલું; અસવાર.

**અશ્વારોહ**, (સં. અશ્વ=ઘોડો આ+રુહ્= ચઢવું-ઉ. આરોહ) ઘોડે ચઢવું તે; અસવારી કરવી તે; ઘોડેસવારી; ઘોડેસવાર.

**અશ્વિન**, પુ. (સં.) આસો મહીનો; વિક્રમ સંવત્સરનો છેલ્લો મહીનો.

**અશ્વિની**, સ્ત્રી. (સં.) સતાવીશ નક્ષત્રોમાંનું પહેલું નક્ષત્ર. ૨ ઘોડી. ૩ સૂર્યની સ્ત્રી-ત્વષ્ટાની પુત્રી.

**અશ્વનિકુમાર**, પુ. (સં.) એક અપ્સરા જેણે ઘોડીનું રૂપ લીધું હતું તેને પેટ જોડકે જનમેલા બે ઘણાજ રૂપાળા દેવો. (એ દેવોના વૈદ્ય ગણાય છે.) બહુજ રૂપાળો પુરુષ. ૩ કુશળવૈદ્ય.

**અષાડ-ઢ**, ( આષાઢ )-જુઓ આષાઢ.

**અષ્ટ**, વિ. (સં.) આઠ; ૮

**અષ્ટક**, ન. (સં.) આઠનો જે સમુદાય તે. મિત્ર અષ્ટક=આઠ મિત્રોના મંડળનું નામ. (૨) આઠ આઠ શ્લોક અથવા કડીઓ કે ટુકરાઓનો જે સમૂહ તે; પ્રકરણ. (ઋગ્વેદમાં અને સ્તોત્રોમાં ઘણાં અષ્ટકો હોય છે.)

**અષ્ટકા**, ન. (સં.) શ્રાદ્ધનો એક પ્રકાર; પોષ; માઘ; અને ફાગણ વદ ૭-૮-૯ એ ત્રણ દિવસનું જે ક્રિયમાણ તે.

**અષ્ટકોણ**, પુ. (સં.) આઠ ખુણાઓ તે. ૨ વિ. જેને આઠ ખુણા હોય એવું. 'અષ્ટકોણ મંડળ' ( હવન અને બીજી ક્રિયાઓ વખતે અષ્ટકોણ મંડળ પૂરવામાં આવે છે.)

**અષ્ટગંધ**, સ્ત્રી. (સં.) આઠ જાતનાં સુગંધી દ્રવ્યોનું જે ચૂર્ણ તે. ૨ જુદી જુદી આઠ જાતની સુગંધીવાળી જે વનસ્પતિઓ તે.

**અષ્ટદિક્પાળ**, પુ. (સં.) આઠ દિશાઓના જે આઠ દેવતાઓ તે; ( ૧ પૂર્વનો ઇન્દ્ર, ૨ અગ્નિકોણનો અગ્નિ, ૩ દક્ષિણનો યમ, ૪ નૈઋત્યનો નિઋતિ, ૫ પશ્ચિમનો વરુણ, ૬ વાયવ્યનો વાયુ, ૭ ઉત્તરનો કુબેર, અને ૮ ઇશાનનો શિવ, એ પ્રમાણે આઠ છે. )

**અષ્ટધાતુ**, સ્ત્રી. (સં.) આઠ જાતની ધાતુઓ તે. (૧ સોનું, ૨ રૂપું, ૩ તાંબું, ૪ સીસું, ૫ કથીર, ૬ જસત, ૭ પારો અને ૮ લોઢું.)

**અષ્ટનાયિકા**, સ્ત્રી. (સં.) કાવ્યશાસ્ત્રમાં આઠ નાયિકાઓ કહી છે તે. (૧ સ્વાધીનપતિકા, ૨ ખંડિતા, ૩ અભિસારિકા, ૪ કલહાંતરિતા, ૫ વિપ્રલબ્ધા, ૬ પ્રોષિતભર્તૃકા, ૭ વાસકસજ્જા અને ૮ વિરહોત્કંઠા. )

**અષ્ટપદી**, સ્ત્રી. (સં.) જેમાં આઠ પદ હોય એવું ગાયન. ( જયદેવ કવિકૃત 'ગીત ગોવિંદ' નામનું કાવ્ય, આ જાતના રાગવાળું હોવાથી અષ્ટપદી કહેવાય છે.)

**અષ્ટપ્રધાન**, પુ. (સં.) પ્રધાનચક્ર; પ્રધાન મંડળ. (રાજાઓ રાજ્યકારભાર કરવાને આઠ પ્રધાનોનું એક પ્રધાનમંડળ બનાવતા. ૧ પ્રધાન, ૨ મંત્રી, ૩ સચીવ, ૪ અમાત્ય, ૫ ધર્માધ્યક્ષ, ૬ ન્યાયશાસ્ત્રી, ૭ વૈદ્ય અને ૮ સેનાપતિ.)

**અષ્ટભાવ**, પુ. (સં.) કાવ્યશાસ્ત્રમાં કહેવા જે આઠ ભાવ તે. (૧ સ્તંભ, ૨ સ્વેદ, ૩ સ્વર ભંગ, ૪ રોમાંચ, ૫ કંપ, ૬ વૈવર્ણ્ય, ૭ અશ્રુપાત અને ૮ પ્રલય.)

**અષ્ટમ**, ના. (જૈન.) ત્રણ ઉપવાસનું એક વ્રત. ૨ વિ. આઠમું.

**અષ્ટમંગળું**, ન. આઠ મંગળફેરા ફરવા તે; (લા.) પુનર્લગ્ન.

**અસંખ્યાત**, વિ. (સં.) અસંખ્ય; સંખ્યા વગરનું અપરિમિત; અનંત; અપાર.

**અસંગ**, વિ. (સં.) સંગ રહિત; જેણે સર્વ સંગનો ત્યાગ કરેલો હોય એવું. ૨ સંગમાં નહિ એવું; અળગું; અલગ રહેલું.

**અસંગત**, વિ. (સં.) સંબંધ વગરનું; પૂર્વાપર જેની સંગતિ મળતી આવતી ન હોય એવું; અયુક્ત; નહિ મળતું. ૨ જેને સંગત-સોબત નથી તે.

**અસંગતિ**, સ્ત્રી. (સં.) જેમાં સંગતિ હોય નહિ એવું તે; અસંગત; અસંબંધ પૂર્વાપર જે મળતું આવતું ન હોય તે. ૨ એક જાતનો કાવ્ય-અલંકાર.

**અસંગમ**, પુ. (સં.) નહિ સંગમ તે; જુદાપણું; નહિ મેળાપ. મળવાનો અભાવ તે.

**અસંગી**, વિ. (સં.) સંગી નહિ તે; જેણે સંગનો ત્યાગ કર્યો હોય તે; ત્યાગી. ૨ નહિ સંગવાળું; જુદું; અતડું.

**અસચ્છાસ્ત્ર**, ન. (સં.) નાસ્તિક મતનું શાસ્ત્ર; વેદવિરુદ્ધ જે શાસ્ત્ર તે.

**અસજ**, વિ. સજ નહિ તે; નહિ તૈયાર; સજ થએલું નહિ એવું. ૨ ન ચાલી શકે એવું; કસોજ.

**અસજ્જન**, પુ. (સં.) દુર્જન; અસાધુ; અસભ્ય. ૨ વિ. નઠારું; દુષ્ટ; જેનામાં સજ્જનતા ન હોય એવું.

**અસજ્જનતા**, સ્ત્રી. (સં.) સજ્જનતા નહિ તે; અસજ્જનપણું; દુર્જનતા.

**અસજ્જનપણું**, ન. સજ્જનતા નહિ તે; અસજ્જનતા.

**અસંજ્ઞ**, વિ. (સં.) સંજ્ઞા રહિત; અજ્ઞાન; અણસમજું. ૨ મુડદાલ; મૃતપ્રાય; બહેરમારી ગએલું. ૩ જેને કંઈ સંજ્ઞા ન હોય એવું; નામ વગરનું. ૪ સંજ્ઞા-નિશાની-ઇશારતમાં ન સમજી જાય એવું; જડ; મૂઢ; મૂર્ખ ૫ ભાન વગરનું; બેભાન.

**અસંજ્ઞા**, વિ (સં.) સંજ્ઞા રહિત; સંજ્ઞા નહિ તે.

**અસતર**, જુઓ અસ્તર.

**અસતરી**, સ્ત્રી. (સ્ત્રીનું અપભ્રંશરૂપ.) સ્ત્રી. ૨ ઈસ્ત્રી; કપડાને સફાઇદાર બનાવવાનું ધોબીનું એક ઓજાર.

**અસતી**, સ્ત્રી. (સં.) કુલટા; નઠારી સ્ત્રી; સતી નહિ તે; સ્વૈરિણી.

**અસતુલ**,(વ) ન. ખેતરની ચાર દિશાઓની જે બાજુની હદ તે.

**અસત**, વિ. (સં.) જુઠું; ખોટું. ૨ અધર્મી; અન્યાયી; ખરાબ; સત્ નહિ તે. ૩ અફળ; મિથ્યા; ફોગટ; અવિદ્યમાન; અસાધુ; મૂર્ખ. ૪ બ્રહ્મભિન્નવસ્તુ. (વેદાંત પ્રમાણે.)

**અસત્કાર**, પુ. (સં.) સત્કાર નહિ કરવો તે; માન નહિ આપવું તે; અનાદર; અપમાન.

**અસત્તા**, સ્ત્રી (સં.) સત્તાનો જે અભાવ તે; સત્તા નહિ હોવાપણું; અશક્તિ; નિર્બળતા.

**અસત્પથ**, પુ. (સં.) નઠારો-ખોટો માર્ગ આડો રસ્તો; અધર્મનો માર્ગ. અસત્પથગામી= ઉલટ-અનીતિને માર્ગે ચાલનાર.

**અસત્ય**, ન. (સં.) સત્ય નહિ તે; સત્યનો જે અભાવ તે; જુઠ.

**અસત્યતા**, સ્ત્રી. સત્યતા નહિ તે; જુઠ; અનૃતતા; અસત્યપણું.

**અસત્યપણું**, ન. જુઠાણું; અસત્યતા; અનૃત.

**અસત્યવાદી**, (સં. અસત્ય=જુઠું, વદ્= બોલવું ઉ. વાદી) જુઠું બોલનાર; ખોટું બોલનાર; જુઠું.

**અસદાચાર**, પુ. (સં.) દુરાચાર; ખરાબ વર્તણુક; સારી ચાલ નહિ તે; ગેરવર્તણુક.

**અસદાચારી**, વિ. (સં. અ+સત્+આચાર+ઈ વાળું.) સારા આચારવાળું નહિ તે; દુરાચારી.

**અસદૃશ**; વિ. (સં.) નહિ સદૃશ તે;. અસમ; બરોબર મળતું આવે નહિ એવું; અસમાન.

**અસદ્‌ગતિ**, સ્ત્રી. (સં.) દુર્ગતિ; સદ્‌ગતિ નહિ તે; ખરાબ ફળને પ્રાપ્ત થવું તે; મરણ પછી ભૂત પ્રેતાદિકપણાને પામવું તે.

**અસદ્‌ભાવ**, પુ. (સં.) સદ્‌ભાવ નહિ તે; અણગમો; અપ્રિયતા; નિઃસ્નેહાળતા; સારો ભાવ નહિ તે.

**અસંત**, પુ. (સં.) અસાધુ; અસજ્જન. ૨ વિ. અધર્મી; નઠારૂં; દુર્જન.

**અસંતાપ**, પુ. (સં.) સંતાપનો જે અભાવ તે; બેફીકર.

**અસંતુષ્ટ**, વિ. (સં.) સંતુષ્ટ નહિ તે; જેને સંતોષ ન હોય એવું; નાખુશ; તૃપ્તિરહિત; ધૃતરાજ.

**અસંતોષ**, પુ. (સં.) સંતોષ નહિ તે; સંતોષાભાવ; અતૃપ્તિ; લોભ.

**અસંતોષી**, વિ. (સં.) સંતોષ વગરનું; જેને સંતોષ ન હોય એવું; લોભી.

**અસન્માન**, ન. (સં.) અપમાન; અનાદર; માનહાનિ.

**અસપિંડ**, પુ. (સં.) સપિંડ નહિ તે; સાત પેઢી ઉપરાંતનો પુરૂષ. ૨ વિ. સપિંડ ન હોય એવું; પરગોત્રનું; અથવા સાત પેઢી ઉપરાંતનું; જેને પિંડદાન કરવાનો હક પહોંચતો ન હોય એવું.

**અસબાબ**, પુ. (આ.) સામાન; જંગમ મિલકત. ૨ સાહિત્ય; સામગ્રી (લડાઇની) સરસામાન; સાધન; રાચરચીલું.

**અસભ્ય**, વિ. (સં.) અવિવેકી; ખળ; સભામાં શોભે નહિ એવું; તોછડું; ઉદ્ધત; વિવેકવગરનું.

**અસભ્યતા**, સ્ત્રી. સભ્યપણું નહિ તે; અવિવેક.

**અસભ્યપણું**, ન. અસભ્યતા.

**અસમ**, વિ. સમ નહિ તે; વિષમ; અસમાન; સરખું નહિ તે; વિષમ; અનનુરૂપ.

**અસમગ્ર**, વિ. (સં.) સમગ્ર ન હોય તે; અસંપૂર્ણ; અધુરૂં; પુરેપુરૂં નહિ એવું.

**અસમજ**, સ્ત્રી. સમજ નહિ તે; નાદાનિઅત; નહિ સમજવાપણું. બાળકબુદ્ધિ; અજ્ઞાન. ૨ મૂર્ખાઈ; નાદાની; અજ્ઞાનતા.

**અસમજણ**, સ્ત્રી. સમજણ નહિ તે; નાદાનિઅત; બાળકબુદ્ધિ; અજ્ઞાન; ગેરસમજ.

**અસમજણું**, વિ. સમજણવાળું નહિ તે; મૂર્ખ; નાદાન; બાળકબુદ્ધિનું. બરોબર સમજે નહિ એવું.

**અસમજુત**, સ્ત્રી. સમજુત નહિ તે; અણબનાવ; કુસંપ; લડાઈ; મતફેર; સમજફેર.

**અસમજુતી**, સ્ત્રી. સમજફેર; મતફેરપણું; સમજુતી નહિ તે; ગેરસમજુતી.

**અસમતા**, સ્ત્રી. (સં.) સમતા નહિ તે; અસમાનતા; નહિ સરખાપણું; વિષમતા.

**અસમર્થ**, વિ. (સં.) નહિ સમર્થ તે; અશક્ત; નિર્બળ; દુર્બળ; દીન; ગરીબ. ૨ જેનામાં શક્તિ ન હોય તે.

**અસમાતું**, વિ. ન સમાય એવું; ન માય તેવું; છલકાતું. ૨ ન સમાય-હળીમળીને રહી શકે નહિ એવું; અટકચાળું; તોફાની; ચંચળ.

**અસમાપ્ત**, વિ. (સં.) સમાપ્ત નહિ તે; અધુરૂં, અપૂર્ણ; પૂરૂં થયું ન હોય એવું.

**અસમાન**, ન. (ફા. આસ=ઘંટી+માન્=જેવું=આસમાન આકાશ.) આકાશ. જુઓ આસમાન. વિ. (સં. અ નહિ+સમાન=સરખું.) અસમ; નહિ સરખું; અતુલ્ય; બરોબરીનું નહિ એવું. અપૂર્વ; અલૌકિક.

**અસમાનતા**, સ્ત્રી. (સં.) સમાનપણું નહિ તે; નહિ સરખાપણું.

**અસમાની**, વિ. આસમાની; ભુરૂં; આકાશના જેવા રંગનું.

**અસમાનીસુલતાની**, સ્ત્રી. (ફા. આસમાન=આકાશ+સુલતાન=રાજા.) દૈવકૃત અથવા રાજકૃત જે આફત તે; અનિવાર્ય આપત્તિ; આકસ્મિક વિપત્તિ. ( ભાગ્યથી કે રાજા તરફથી જે કંઇ ઓચીંતું દુઃખ આવી પડે તે. )

**અસમાવર્ત્ત**, પુ. ( સં. अ+सम्+आ+वृत्=વળવું. ઉ.) નહિ પાછો ફરેલો-બ્રહ્મચારી; ગુરુને ત્યાં અભ્યાસ કરવાને રહેલા દ્વિજને અભ્યાસ પૂરો થયા પછી સમાવર્તન નામનો સંસ્કાર કરી બીજા-ગૃહસ્થાશ્રમમાં આવવું પડે છે. જેણે એ સંસ્કાર કર્યો ન હોય એવો અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમમાંજ રહેલો હોય તે.

**અસમાહિત**, વિ. (સં) સમાહિત નહિ તે; ચિત્તની એકાગ્રતા ન હોય એવું; ધ્યાન રહિત; સમાધિરહિત.

**અસર**, સ્ત્રી. ( આ. અસર. ) લાગણી. ૨ ગુણ ૩ સારૂં માઠું પરિણામ થવું તે; ફળ. ૪ પાસ; પાસ બેસવો તે; મનમાં વાત ઉતારવી તે. ૫ હાંમલ. ૬ કાર્ય.

**અસરકારક**, વિ. અસર કરે એવું; રામબાણ; આબાદ; સચોટ ૨ ગુણકારક. ૩ પ્રબળ.

**અસરાર**, ન. (આ. સિર્ર=છાનુંનું બ. વ.) ખાનગી વાતચિત; ગોઠ.

**અસલ**, વિ. (આ. અસ્લ=જડ, મૂળ ઉ) પહેલું; મૂળ-મૂળનું; પ્રથમનું; આગળનું; અવ્વલ. ૨ જુનું. ૩ ખરૂં; સાચું. ૪ ઉંચા કુળનું; ખુનિઆત. ૫ સારૂં; ઉત્તમ. (અસલ માલ છે.)

**અસલી**, વિ. જુનું; આગળના વખતનું; પ્રથમનું; મૂળનું; પુરાતની; પુરાણું.

**અસવર્ણ**, વિ. (સં.) સવર્ણ નહિ તે; વિજાતીય; એક જાતનું નહિ એવું.

**અસવાર**, પુ ઘોડેસવાર; પ્રાણીની પીઠ ઉપર બેઠેલું જે માણસ તે. ૨ પ્રાણીની પીઠ ઉપર અથવા વાહનમાં બેસવું તે; સવારી કરવી તે. (તે અસવાર થયો ને ગાડી ચાલી)

**અસવારી**, સ્ત્રી. પ્રાણીની પીઠ ઉપર કે વાહનમાં બેસવું તે; આરોહણ. ૨ બેસનાર; ઉતારૂ. (ટપ્પામાં ત્રણ અસવારી લઈ જવા દે છે અને બળદના ગાડામાં પાંચ અસવારી લેવાનો હુકમ છે) ૩ રસાલો. ૪ ગાડી ઘોડા અને નોકરચાકર સાથે ફરવું તે. ૫ ચઢાઇ; હુમલો.

**અસહાય**, વિ. (સં.) સહાય રહિત; જેને કોઈની સહાય ન હોય એવું; નિરાધાર; અનાશ્રય.

**અસહિષ્ણુ**, વિ. (સં.) સહન કરી શકે નહિ એવું; અક્ષમ; સહન કરવાને શક્ત નહિ તે; નાજુક.

**અસહ્ય**, વિ. (સં. अ=નહિ+सह्=સહેવું ઉ.) સહન થાય નહિ એવું; અક્ષમ. 'અસહ્ય આસ્ફાલનથી પયોદના, કહીં કહીં ખંડિત રોયથી થતા.' ક. વ.

**અસંપૂર્ણ**, વિ. (સં.) સંપૂર્ણ નહિ તે; અધુરૂં; અપૂર્ણ; ઊણું.

**અસંપૂર્ણતા**, સ્ત્રી. (સં.) સંપૂર્ણતા નહિ તે; અધુરાપણું; ઊણપ.

**અસંબદ્ધ**, વિ. (સં.) જેનો પૂર્વાપર સંબંધ બેસતો ન હોય એવું; તૂટક; છુટું; સંબંધ રહિત.

**અસંબંધ**, વિ. સંબંધ વગરનું; તૂટક; છિન્નભિન્ન; જેનો સંબંધ મળતો ન આવતો હોય એવું.

**અસંભવ**, પુ. (સં.) ન બનવું તે; અશક્યતા; થવાનો જે જોગ નહિ તે. ૨ મળતા નહિ આવવું તે; અભાવ.

**અસંભવિત**, વિ. (સં.) જેનો સંભવ ન હોય એવું; ન માની શકાય તેવું; સંભવિત ન ગણાય એવું; અશક્ય; ન બને એવું.

**અસંભાવના**, સ્ત્રી. (સં.) અશક્યતા; ઉલટી ભાવના; મળતું-બેસતું ન આવવું તે; અઘટિતપણું; ન બનવું તે. (શબ્દાદિ પ્રમાણોએ જાણેલો અર્થ તેજ વિષયને લગતાં બીજાં કોઈ કારણોને લીધે અસંભવિત લાગે એવી જે બુદ્ધિ તે.)

**અસંભાવિત**, વિ. (સં.) નહિ સંભાવિત; દુર્જન; દુષ્ટ; જેની સાખ-આબરૂ સારી ન હોય એવું; અપ્રતિષ્ઠિત.

**અસંભાવ્ય**, વિ. (સં.) અશક્ય; ન બને તેવું; ધારી શકાય નહિ એવું. 'આમ થશે કે તેમ થશે' એવી સંભાવના કરવાને યોગ્ય નહિ એવું.

**અસંભૂત**, વિ. (સં.) કદાપિ નહિ થએલું એવું.

**અસંભ્રમ**, પુ. (સં) સંભ્રમ નહિ તે; ગભરાટ રહિત.

**અસમંજસ**, વિ. (મ.) અણસમજું; અવિચારી; સમજણવાળું નહિ તે. ૨ મળતું ન હોવું તે; અપ્રતિતપણું. (આમાએ આ (મરાઠી) શબ્દ વાપર્યો છે પરતુ અર્થમાં કંઇક ફેર છે.)

**અસંમત**, વિ. (સં) નહિ સંમત; નાકબુલ; અમાન્ય.

**અસંયુકત**, વિ. (સં) નહિ જોડાએલું; જુદું; છુટું.

**અસંયોગ**, પુ. (સં) સંયોગ નહિ તે; વિયોગ; જુદાપણું; નહિ મેળાપ ૨ કુસંપ.

**અસંશય**, પુ (સં.) નિઃસંશય; સંદેહ રહિત; નિઃશંક.

**અસંસર્ગ**, પુ. સંસર્ગ નહિ તે; સંબંધ વગરનું; નહિ ભેળાવું તે. સંસર્ગ રહિત.

**અસંસ્કૃત**, વિ. (સં.) જેને સંસ્કાર કરેલા ન હોય એવું; અશુદ્ધ. ન સંસ્કૃત નહિ તે; પ્રાકૃત.

**અસંસ્કૃતજ્ઞ**, વિ. (સં) સંસ્કૃત નહિ જાણનાર; સંસ્કૃતથી અજાણ.

**અસાક્ષાત**, વિ. (સં.) નહિ સાક્ષાત; અપ્રત્યક્ષ; ખરેખરૂં નહિ તે.

**અસાખ**, વિ. સાખ વગરનું; સાખરહિત; બેઆબરુ થએલું. (જેની સાખ સારી ન હોય એવું) અપ્રતિષ્ઠિત.

**અસાચ**, વિ. સાચું નહિ તે; અસત્ય; જુઠું; અસત્ય.

**અસાધ્વી**, સ્ત્રી. (સં.) અસતી; જેનામાં સાધુતા ન હોય એવી સ્ત્રી.

**અસાધારણ**, વિ. (સં.) સાધારણ નહિ તે; અલૌકિક; અદ્‌ભુત; (જવલ્લેજ મળે એવું.)

**અસાધુ**, વિ (સં.) સાધુ નહિ તે; દુષ્ટ; અધર્મી; પાપી.

**અસાધ્ય**, વિ. (સં.) ન સાધી શકાય એવું; દુષ્પ્રાપ્ય; ઉપાય થઈ શકે નહિ એવું; મેળવી કે વશ કરી શકાય નહિ એવું.

**અસામણ**, જુઓ ઓસામણ.

**અસામાન્ય**, વિ. (સં.) અસાધારણ; સામાન્ય નહિ તે; અનુપમ.

**અસામ્ય**, ન. (સં.) સામ્ય નહિ તે, નહિ મળતાપણું.

**અસાર**, પુ. (સં.) સાર નહિ તે; નિઃસાર ૨ વિ. સાર વગરનું; ખોટું; નિર્માલ્ય; નિષ્ફળ; નકામું; નિરર્થક; જેમાં કંઈ તત્વાંશ ન હોય એવું.

**અસારતા**, સ્ત્રી. સારપણું નહિ તે; નિઃસારતા; સાર નહિ હોવાપણું; નિરર્થકતા.

**અસારો**, પુ. વળ દીધેલો રેશમનો તાર. અસારા વાટવા=રેશમના તારને વળ દઇ તેની ઉપર ગડી ગાંઠ કે ઘુમ ન રહે તે માટે તેને લોખંડના શળીઆની સાથે ઘસી સ્વચ્છ-મુલાયમ બનાવવો તે.

**અસાવધ**, વિ. (સં.) ગાફેલ; બેફીકર; કાળજી વગરનું; બેદરકાર; સાવધ નહિ તે.

**અસાવધાન**, વિ. (સં.) સાવધાન નહિ તે; અસાવધ; કાળજી વગરનું.

**અસાવધાની**, સ્ત્રી. નહિ સાવધાની તે; ગફલતી; બેકાળજી.

**અસાવરી**, (આસાવરી) સ્ત્રી. એક રાગિણી. શ્રીરાગને કલ્પેલી સ્ત્રી રાગિણીઓમાંની એક-આ રાગિણી સવારે દશ વાગે ગાવામાં આવે છે.

**અસાવવું**, જુઓ ઓસાવવું.

**અસાહાય્ય**, વિ. (સં.) સહાય વગરનું; જેને કોઇ સહાય ન હોય એવું; અનાથ; એકલવાયું. ૨ નિરાધાર.

**અસાહ્ય**, જુઓ અસહાય.

**અસાળીઓ**, પુ. સરશવની જાતનાં લાલ અને સહેજ ચપટાં લાંબાં બી. સુવાના જેવા તેના છોડ થાય છે. (અસાળીઓ ગીકણો, ગરમ અને સુંવાળો હોવાથી દવાના કામમાં આવે છે.)

**અસાંપ્રત**, વિ. (સં.) સાંપ્રત નહિ તે.

**અસાંસતું**, વિ. (સં. અ+શ્વસ્=શ્વાસ

લેવો. ) ઉતાવળું; ઉતાવળીઉં; અશાંત; ચંચળ; ગાભરૂં.

**અસિ**, પુ. (सं.) તરવાર; ખડ્ગ; શમશેર; ખાંડું.

**અસિત**, વિ. (सं. अ+सित=ધોળું.) ધોળું નહિ તે; કાળું. 'ચંદ્રમાં ચિત્ર અસિત ગિરધર, પ્રભુ માનું કથન કિશોર.'

**અસિતા**, સ્ત્રી. (सं.) ગળી. ૨ કાળા કેશવાળી સ્ત્રી. ૩ નાગણ. ૪ એક અપ્સરા.

**અસિદ્ધ**, વિ. (सं.) નહિ સિદ્ધ તે; કાચું; અધુરૂં; અપૂર્ણ; નક્કી થએલું નહિ એવું.

**અસિધારા**, સ્ત્રી. (सं.) તરવારની ધાર. અસિધારાએ રહેવું, ચાલવું=બહુ સંભાળથી કામ કરવું તે. અસિધારા વ્રત=જેમાં જરાપણ ચૂક થતાં તરવારની ધારની માફક કપાઇ જવાય—નાશ થાય એવું જોખમ હોય તે વ્રત.

**અસિપત્ર**, ન. (सं असि=તલવાર અને पत्र=પાનું.) તરવારના જેવાં વાંકાં અને તીણાં જેને પાન હોય છે એવી વનસ્પતિ. ૨ તલવારનું પાનું; મ્યાન. ૩ શેરડી (કારણકે તેની પાનડો તલવારના જેવી હોય છે.) અસિપત્રનું વન=જ્યાં તરવારનાં પાનાં જેવાં પાંદડાંની વનસ્પતિ હોય એવું વન; જ્યાં તરવારનાં પાનાં પાથરેલાં હોય એવો પ્રદેશ. (યમલોકમાંનું એક વન—નરક.)

**અસિલતા**, સ્ત્રી. તરવારનું પાનું.

**અસીકરમ**, (અસિકર્મ.) ન. (सं. असि=તરવાર+कर्म) તરવાર ચલાવવાનું કામ તે; ક્ષત્રિયધર્મ; વીરકર્મ; તરવારનું જે કર્મ તે

**અસીમ**, વિ. (सं) જેની સીમા ન હોય એવું; નિઃસીમ; બેહદ; અપાર; વિશાળ.

**અસીલ**, વિ. (આ અસલ. ઉ) વકીલને પોતાનો કેસ સોંપનાર; કુલ; વકીલનો ગ્રાહક. ૨ વિ. સાલસ; ભલું; કુલીન; ખાનદાન. ૩ નબળું; ગરીબ; શરમાળ; હરી જાય એવું.

**અસીગું**, ન. ઓશીકું; તકીઓ; ઉપધાન.

**અસુ**, પુ. (सं.) પ્રાણ; શ્વાસ; દમ. ૨ જીંદગી. ૩ શરીરનાં પાંચ તત્વો. 'અસુ નિઃસત્વે થું હરણ શશઆદિ સઉ વને.' પ્રે.

**અસુ**, (ઇસુ) વિ. (सं. ईदृश. ઉ.) આવું (કવિતામાં)

**અસુખ**, ન. (सं.) સુખાભાવ; સુખ નહિ તે; અનારોગ્ય; તંદુરસ્તીનું સુખ નહિ તે; દુઃખ; બેચેની; અસ્વાસ્થ્ય.

**અસુખાકારી**, સ્ત્રી. સુખાકારી નહિ તે; અનારોગ્યપણું; મંદવાડ; આજાર.

**અસુખી**, વિ. (सं.) સુખી નહિ તે; દુઃખી. ૨ માંદું. ૩ નિર્ધન.

**અસુગમ**, વિ. (सं.) સુગમ નહિ તે; અસરલ; કઠિન; મુશ્કેલ.

**અસુંદર**, વિ. (सं.) નહિ સુંદર તે; કુબડું; કરૂપ; અરમણીય.

**અસુંદરો**, પુ. એક જાતનું ઝાડ. (મહારાષ્ટ્રમાં એનાં ઝાડ થાય છે.) 'અજાસ અંજીર અખોડ અસુંદરા છે, પુંગી પનાસ તરુ સદ પીપળા છે.' કાવ્ય. કૌ.

**અસુર**, પુ. (सं.) સુર નહિ તે; રાક્ષસ; દૈત્ય; દાનવ.

**અસુર**, વિ. મોડું; વિલંબવાળું. 'અસુર સવારો.' ન્રુ મે.

**અસુરી**, વિ. (सं.) આસુરી; રાક્ષસી.

**અસુરું**, વિ. (सं. अ+सूर्य. प्रा. स्सूर+उ=વાળું.) સૂરજ વગરનું; અંધારૂં; આઝણું; મોડું; સૂર્ય અસ્ત થઇ ગયો હોય એવું; બહુ વાર થઇ જતી તે.

**અસુલભ**, વિ. (सं.) સુલભ નહિ તે; દુર્લભ; ઝટ ન મળે એવું; કઠણ; મુશ્કેલ.

**અસુહૃદ**, પુ (सं.) શત્રુ; દુશ્મન; મિત્ર નહિ તે.

**અસૂક્ષ્મ**, (सं.) સૂક્ષ્મ નહિ તે; જાડું; સ્થૂલ; ઠાંગું ૨ મોટું; ભારે; (ઝીણું નહિ તે.)

**અસૂમ**, વિ. સૂમ નહિ તે; ઉદાર; અકૃપણ.

**અસૂયા**, સ્ત્રી: (सं.) અદેખાઈ; ઈર્ષા; (પરોત્નતિની અસહનશીલતા) 'અહિંસા, મત્ય,

પવિત્રતા, નવ ધરવી અસુયારે.' પ્રેમાનંદ. મત્સરને લીધે બીજાના ગુણ ઉપર જે દોષબુદ્ધિ થવી તે.

**અસેમસે,** અ. કોઇને કોઇ મિષ લઇને; હસતાં હસતાં; કોઇ કોઇ કારણે; કોઇ વાતથી.

**અસો,** ક્રિ. થાઓ; હોવા દો; થવા દો. પુ. મસ; મસો. (શરીર પરનો.)

**અસેવ્ય,** વિ. (સં.) નહિ સેવવાલાયક; સેવા કરવાને યોગ્ય નહિ તે.

**અસો,** (શો.) પવિત્ર,શુભ,મંગળ (પારસી)

**અસોઈ,** (શોઈ) વિ. (ફા.) પવિત્ર;પુણ્ય; શુભ; મંગળ. ૨ દેવતાઇ; દૈવી; અલૌકિક.

**અસૌમ્ય,** વિ. (સં.) સૌમ્ય નહિ તે; ઉગ્ર; ચંડ; ઉદ્ધત. ૨ બીઆમણું; ભયંકર.

**અસ્ખલિત,** વિ. (સં. અ+સ્ખલ્=ખરવું, અટકવું. સ્ખલિત=ખરેલું) વગર ખરેલું; વગર અટકેલું. ૨ અગળ; નિશ્ચલ; દૃઢ; ન ખળે એવું.

**અસ્ત,** (સં.) સૂર્ય, ચંદ્ર, તારા અને ગ્રહોનું આથમવું તે; કેટલોક વખત તેમનું આકાશમાં નહિ દેખાવું તે. (શુક્રનો અસ્ત) ૨ નાશ. ૩ ઢંકાઇ જવું તે; અંધારામાં પડી જવું તે. અસ્તકાળ—અસ્તસમય=પડતીનો વખત. 'રાવણ વિક્રમ રવિના,અસ્તસમયને સમીપ સૂચવેછે.' સી.

**અસ્તંગત,** વિ. (સં.) જતું રહેલું; આથમી ગએલું; ઝાંખું પડી ગએલું; અસ્ત પામેલું; આથમેલું.

**અસ્તમાન,** વિ. (સં.) જુઓ અસ્તંગત.

**અસ્તબ્ધ,** વિ. (સં. અ=નહિ સ્તમ્=અડકવું ઉ.) નહિ અડકેલું; નહિ જડાઇ ગએલું; નહિ સજ્જડ થઇ ગએલું; ચંચળ; ચલ; હાલતું. ૨ નહિ ચકિત થએલું; નહિ આશ્ચર્ય પામેલું; અજડ.

**અસ્તમાન,** વિ. (સં.) આથમેલું; અસ્ત પામેલું.

**અસ્તર,** ન. (સં. આસ્તરણ ઉ.) પડ; સારા કપડાની અંદર સાધારણ કપડાનું જે પડ નંખાય છે તે. (અંદરની બાજુ જેથી ઢંકાય જેથી જાડી કરાય અથવા જેથી રંગાય તે.) ડગલા ટોપીનું અસ્તર, પક્ષીના માળાનું અસ્તર વગેરે.

**અસ્તરી,** સ્ત્રી. ઇસ્ત્રી.

**અસ્તરીઉં,** ન.(અ. સ્ટરલિંગ—sterling ઉપરથી.) એક જાતનો સોનાનો ચલણી સિક્કો; મહોર.

**અસ્તરો,** પુ. (ફા. ઉસ્તરહદન=મુંડવું સાફ કરવું ઉ) હજામનું મુંડવાનું ઓજાર; મજેઓ; છરા; છૂરા; અસ્ત્રો.

**અસ્તાઈ,** સ્ત્રી. ટેક; ઢાળ; રાગ. (કોઇ પણ પદનો રાગ બતાવનારો જે ઢાળ તે)

**અસ્તાચળ,** પુ. (સં. અસ્ત+અ+ચલ્=હાલવું. ઉ. અચલ.) જ્યાં સૂર્યાદિ ગ્રહો અસ્ત પામે છે ત્યાં કલ્પાએલો એક પર્વત; પશ્ચિમ ક્ષિતિજમાં કલ્પાએલો પર્વત; જે પર્વતની પેલી પાસ જવાથી સૂર્યાદિ અસ્ત પામ્યા કહેવાય છે તે.

**અસ્તિ,** ક્રિ. (સં.) ત્રી. પુ. એ. વ છે. હસ્તિ=(પારસીલેખમાં) ના. હયાતી; વિદ્યમાનતા.

**અસ્તિત્વ,** ન. (સં.) હોવાપણું; હયાતી; વિદ્યમાનતા; છે એવી જે હાલત તે.

**અસ્તુ,** અ. (સં.) ભલે. ૨ હો; બનો; થાઓ; આમીન. આશીર્વાદની સૂચના કરનારો ઉદ્ગાર. 'અસ્તુઅસ્તુ કહીને શિવે વર આપ્યો, તેને પોતાનો સુત કરી થાપ્યો.' પ્રેમાનંદ.

**અસ્તેય,** ન. (સં.) ચોરી નહિ કરવી તે; ચોરીનો અભાવ તે; નહિ ચોરી કરવાપણું; ચોટ્ટાપણું નહિ તે.

**અસ્તોવ્યસ્ત,** વિ. વેરણખેરણ; વેરાએલું; અવ્યસ્થિત. એક વસ્તુ અહીં તો બીજી પણે એમ બધી વસ્તુઓ આમતેમ વેરાઈ ગએલી હોય તેવી સ્થિતિવાળું; ફીંદી નાખેલું; ચુંથાઈ ગએલું; ગડબડસડબડ થઇ ગએલું; આમતેમ પડેલું; અંધેર, ઉલટસુલટ; ઉધુંછતું; આડુંઅવળું; ઉથલપાથલ.

**અસ્ત્ર,** ન. (સં. અસ=ફેંકવું ઉ.) દૂર ફેંકવાનું હથિઆર; નાંખી શકાય એવું આયુધ.

( બાણુ, તીર, શર. એમ કહેવાય છે કે મંત્ર ભણીને અમુક અમુક નામનાં અસ્ત્ર ફેંકવામાં –મૂકવામાં આવતાં અને તે દુશ્મનની ઉપર જેવી જાતનાં હોય તેવી અસર ઉત્પન્ન કરતાં:– વરણાસ્ત્રથી વરસાદ પડતો, સર્પાસ્ત્રથી શત્રુઓ સાપના ભયમાં પડતા વગેરે. )

**અસ્ત્રશસ્ત્ર**, ન. (સં.) દૂર ફેંકવાનાં અને હાથમાં રાખીને ઉપયોગમાં લેવાનાં લડાઈનાં હથિઆરો. (આ શબ્દ બહુ વચનેજ વપરાય છે.)

**અસ્ત્રી**, ઇસ્ત્રી; અસ્તરી. ૨ સ્ત્રી. ( અશિક્ષિત લોક સ્ત્રી શબ્દનો ઉચ્ચાર કરતાં 'અ' નો નિરર્થક ઉપયોગ કરે છે. )

**અસ્ત્રો**, પુ. છરા; સઈઓ; છોર.

**અસ્થાન**, ન. (સં.) નહિ સ્થાન તે; કુસ્થાન. વિ. સ્થાન વગરનું.

**અસ્થાયી**, વિ. (સં.) સ્થાયી નહિ તે; અનિત્ય; અસ્થિર; હંમેશનું નહિ એવું; ક્ષણભંગુર; કાયમનું નહિ એવું.

**અસ્થિ**, ન. (સં.) હાડ; હાડકું.

**અસ્થિપંજર**, ન. (સં.) હાડપિંજર; હાડકાંનો માળો.

**અસ્થિર**, વિ. (સં.) સ્થિર નહિ તે; ડગમગતું; હાલણુદોલણુ; ચંચળ; દૃઢ નહિ તે. ૨ અનિયમિત; અવ્યવસ્થિત; હાલતું.

**અસ્થિરતા**, સ્ત્રી. (સં.) સ્થિરતા નહિ તે; ડગુમગુપણું; અસ્થૈર્ય; અદૃઢતા; ચંચળપણું.

**અસ્થિરપણુ**, ન. સ્થિરપણું નહિ તે; અસ્થાયીપણું; ચંચળતા; ડગુમગુપણું.

**અસ્થિસંચય**, પુ. (સં.) હાડકાંનો જે ઢગલો તે; શબ બળી ગયા પછી રાખમાં જે હાડકાંના કકડા અવશેષ રહી ગયા હોય તેને એકઠા કરી એક ઠેકાણે દાટવા તે; અસ્થિ ટગ.

**અસ્થિસમર્પણ**, ન. (સં.) હાડકાં આપી દેવાં તે; શબનાં બળતાં અવશેષ રહેલાં હાડકાંને ગંગાદિ પવિત્ર સ્થળમાં નાખી દેવાં તે.

**અસ્થિસિંચન**, ન. (સં.) હાડકાંને છાંટવાં તે; ચિતા ટાઢી પાડવી તે.

**અસ્નાત**, વિ. (સં.) નહિ નાહેલું; અપવિત્ર; અશુદ્ધ; અશુચિ.

**અસ્નાન**, ન. (સં.) સ્નાનનો અભાવ તે; નહિ નાહવું તે. ૨ વિ. જેનું સ્નાન ન આવતું હોય એવું; દૂરનું; પરગોત્રી.

**અસ્નિગ્ધ**, વિ. (સં.) નહિ સ્નિગ્ધ તે; સ્નેહ કે ચિકાશ રહિત. ૨ કુમળું નહિ તે; કઠોર; નહિ સુંવાળું. ૩ અમી વગરનું; કરડું.

**અસ્પર્શ**, વિ. (સં.) સ્પર્શ થાય નહિ એવું; નહિ અડકવા લાયક. ૨ કોરૂં; અનામત; નહિ અડકેલું; જેને સ્પર્શ થએલો ન હોય એવું.

**અસ્પષ્ટ**, વિ (સં.) સ્પષ્ટ નહિ તે; અસ્ફુટ; અવ્યક્ત; નહિ ખુલ્લું; બરાબર સમજાય નહિ એવું; ઝાંખું.

**અસ્પષ્ટતા**, સ્ત્રી. (સં.) સ્પષ્ટતા નહિ તે; નહિ ખુલ્લાપણું; અશુદ્ધતા; ગડબડ; ગુંચવણ; ચોખવટ રહિત; ઝાંખ.

**અસ્પૃહણીય**, વિ. (અ=નહિ–સ્પૃહ્= ચાહવું ઉ. સ્પૃહણીય.) નહિ ચાહવા યોગ્ય; નહિ ઇચ્છવા યોગ્ય; અરમણીય; આંખને ચાહના નહિ કરાવે એવું; બેડોળ; કદરૂપું.

**અસ્પૃહ**, વિ. (સં.) સ્પૃહા વગરનું; બેદરકાર; કાળજી વગરનું; જેને દરકાર–ગરજ– ન હોય એવું; નિરિચ્છ; ઇચ્છારહિત.

**અસ્ફુટ**, વિ. (સં) અસ્પષ્ટ,–અવ્યક્ત; નહિ ખુલ્લું; ચોકખું નહિ તેવું; ગડબડીઉ. ૨ તોતળું.

**અસ્ફુટતા**, સ્ત્રી. (સં.) અસ્પષ્ટતા; અવ્યક્તતા; ચોકખું, સ્પષ્ટ કે ખુલ્લું નહિ તે; અશુદ્ધતા, ગડબડ.

**અસ્માન**, ન. આશમાન; આકાશ.

**અસ્માનીસુલતાની**, જુઓ આસમાની સુલતાની.

**અસ્ર**, ન. (સં.) લોહી; રુધિર. ૨ આંસુ. ૩ ખુણો.

**અસ્ત્ર**, ન. (સં.) અશ્રુ; આંસું.

હીંઆંથી લાગી, કપટ રૂપ સુવર્ણું મૃગને, નઠારા પાપીએ, છળવિધિ કર્યો રાક્ષસ જને ' મ. ન. ઉ. રા. ચ.

**અહીંતહીં**, અ. આમનેમ; અહીંઆં અને ત્યાં; આ ઠેકાણે અને બીજે ઠેકાણે; જ્યાં ને ત્યાં ગમે ત્યાં. ' અહીંતહીં હું તો ભુલીભમતી, મોહન સુખડું જોવાને. ' પ્રા. કા.

**અહીંથી**, અ. આ ઠેકાણેથી.

**અહીર**, પુ. આહીર; ભરવાડ. ૨ વિ. માલ વગરનું; નિર્માલ્ય; અશર.

**અહુણાં**, અ. ( સં. अधुना પ્રા. अहुणा ઉ. ) હમણાં; હાલ.

**અહેડી**, પુ શિકારી, આખેટી. ' કેડે પડ્યો કાળ અહેડી તારે, તને નડ્યો કામની હેમ ભારે. ' રતનેશ્વર.

**અહેતુક**, વિ. (સં.) હેતુ વિનાનું; જેમાં કંઈ હેતુ ન હોય એવું; ઉપપત્તિ રહિત.

**અહો**, અ આશ્ચર્ય, અને ઉત્સાહનો ઉદ્‌ગાર. ( માન આપતાં, આશ્ચર્ય બતાવતાં, વખાણ કરતાં અને તાજુબી દેખાડતાં 'અહો' એવો ઉચ્ચાર કરવામાં આવે છે. ) ' અહો ! આ લંકા આ, ચિરપરિચિતા રમ્ય નગરી.' સી. હ.

**અહોનિશ**, અ. અહર્નિશ; આખો દહાડો ને રાત; હમેશ; રાતદહાડો. ૨ વારંવાર.

**અહોરાત્ર**, અ. આખો દહાડો ને આખી રાત; રાતદિવસ. ૨ આખી રાત. ૩ હમેશ; નિત્ય. ૪ વારંવાર.

**અહોહો**, અ આશ્ચર્ય અને ઉત્સાહ બતાવનારો ઉદ્‌ગાર.

**અહ્રીક**, વિ. (સં.) નિર્લજ્જ; બેશરમ; નિર્મર્યાદ.

**અળઈ**, સ્ત્રી. જુઓ અગાઇ. (ડુંગરી પ્રદેશમાં થતું એક જાતનું ઝાડ. 'ઓગી' એવું પણ તેનું નામ છે.)

**અળખામણું**, વિ. (સં. अ+लक्ष+मान ઉ.) જેની ઉપર લક્ષ ન હોય એવું; અણગમતું; નાપસંદ; અપ્રિય. જેના પરથી પ્રીતિ ઉઠી ગઇ હોય તે.

**અળગું**, વિ. જુદું; છેટું; દૂર; આઘું; નિરાળું; અતડું; દૂર રહેનારૂં. અળગું બેસવું= અભડાવું; અટકાવ આવવો.

**અળછ**, સ્ત્રી. અલક્ષ્મી; નિર્ધનતા; દારિદ્ર્ય ૨ કચરોપુંજો.

**અળતી**, સ્ત્રી. પરોણાને બીજે છેડે જે ચપટું ફળું હોય છે તે.

**અળતો**, પુ. (સં. अलक्तक ઉ.) લાખમાંથી બનાવેલો એક જાતનો લાલ રંગ. (શાહીમાં તેનો ઉપયોગ થાય છે. મેંદીની માફક સ્ત્રીઓ તેમના પગની લાલાઇ દેખાડવાને પાનીએ અને પાગલીએ લગાડે છે. કાવ્યોમાં વારંવાર અળતો લગાડવાની બાબત આવે છે )

**અળદાવું**, અ ક્રિ થાકી જવું; ગજા ઉપરાંત કામ કરવાથી નરમ થઈ જવું; પિલાવું. શક્તિ ઉપરાંત કામ કરતાં થાકેલી હાલતમાં હોવું તે.

**અળપ**, વિ. વાતોડું;વાતો કરનારૂં; લપલપ બોલ્યા કરતું હોય તેવું. ૨ ચાંદવું; અટકચાળું.

**અળંબો-બ્બો**, પુ. (સં. भूछत्र) બિલાડીનો ટોપ; કુતરાનો કાન; અળંબા; ભૂછત્ર. Mushroom. (ચોમાસામાં જમીન, લાકડું કે બીજી કોઇ વસ્તુને સડો લાગતાં તેની ઉપર એક જાતની ફૂગ જેવી જે વનસ્પતિ થાય છે તે. તેની જુદી જુદી ઘણી જાતો થાય છે. સુડા, ચીતળા, ગવતા, કુળા, કુરડી, તેલંગી, બેય ફોડ, અને મોંગાળા. એક જાત ઝેરી થાય છે અને બીજી સારી હોય છે. કેટલાક લોક સારી જાતને ખાય છે.)

**અળવી**, સ્ત્રી. એક જાતનું કંદમૂળ. (એનાં પાન ભજીઆંમાં અને ગાંઠો શાકમાં વપરાય છે.) જુઓ અળું.

**અળવીતરૂં**, વિ. અટકચાળું; ચાંદવું; અડપલું.

**અળસાવું**, ક્રિ. ઉ. આળસી જવું; અટકી જવું. બંધ પાડવું. 'ગુણ ને અવગુણ અંગથી અળસાવ્યા, મારે વહાલે મને સમજાવી મર્મ.' ભોજાભગત. ૨ ઊંઘ આવવી.

**અળસી**, સ્ત્રી. (સં. अतसी ઉ.) એક જાતનાં તેલી બીજ. (અળસીનું બી ચપટું, લીસું અને રાતું કે કાળું હોય છે. તેમાંથી તેલ નીકળે છે. અળસીની પોટીસ થાય છે. વળી તેના છોડની છાલનું શણ બને છે.)

**અળસીઉં**, ન. ચોમાસામાં ભીની અને પોચી જમીનમાં સુતળી જેવા જાડા અને બિલસ બિલસના-(વ્હેંત વ્હેંત) જે તંતુ જેવા જંતુઓ થાય છે તે. (એક મોટી વસ્તુ આગળ તેનાજ જેવી પણ બીજી નાની વસ્તુને તુચ્છકારના અર્થમાં બતાવતાં એમ કહેવાય છે કે 'ક્યાં અજગર ક્યાં અળસીઉં?')

**અળાઈ**, સ્ત્રી. તાપને લીધે વાળનાં છિદ્રો આગળ જે ઝીણી ઝીણી ફોલ્લીઓ થઇ આવે છે તે. (એમાં પરસેવાનું પાણી હોય છે.)

**અળાયો**, પુ અળાગો; ઓળાયો. ૨ ઉંચી બંધાતી જતી ભીંતની ઉભણી બરોબર સીધી છે કે નહિ તે જોવાનું કડીઆઓ જે દોરીનું ઓજાર વાપરે છે તે; ઓળંબો.

**અળાવો**, પુ. ગાળો; ફાંસો. ૨ ઉપકાર. 'અળાવા તળે આવવું'=ઉપકારમાં જવું; આભારી કે ઓશિઆળા થવું.

**અળુ**, ન. (સં. अलुकम् (મ) अळु ઉ.) અળવી; એક જાતનું નાના નાના ગાંઠીઆનું કંદમૂળ. (અળુનાં બટાકા જેવડાં કંદ ભોંયમાં થાય છે અને બહાર ફાફડા જેવાં મોટાં પાન ફૂટી નીકળે છે. અળુના ગાંઠીઆ અંદરથી ધોળા અને ચીકણા હોય છે. આ કંદમૂળની ઘણી જાતો થાય છે.)

**અળુનાં પાન-પાંદડાં**, ન. અળવીનાં પાન. એક હાથના વ્યાસનાં અથવા તેથી સહેજ નાનાં મોટાં આ પાન (પાંદડાં-પાતરાં) થાય છે અને પાતરાં અથવા પત્તરવેલીઆંને નામે તે ઓળખાય છે. તેનાં ભજીઆં બનાવવામાં આવે છે.

**અળુખડાં**, જુઓ અળોખડાં.

**અળોખડા**, ન. બ. વ. એક જાતનું કંદ; બટાકા; અરબ્બી. ૨ અળવીની ગાંઠો.

**અં**, અ. એમકે; વાસ્તો; ઠીક.

**અંઃ**, અ. દુઃખ અને તિરસ્કારમાં થતો ઉદ્‌ગાર. ૨ 'એમાં શું!' એમ દર્શાવવાનો ઉદ્‌ગાર.

**અંઈ**, અ. અહીં; અત્રે; અહીંઆં.

**અંઉ**, અ. એમકે. (કરડાગીમાં)

**અંક**, પુ. (સં.) કોઈ પણ જાતનો અર્થ બતાવનારૂં ચિહ્‌ન નિશાન કે આંકો તે. ૨ ગણિતના અક્ષરનું સંખ્યાદર્શક ચિહ્‌ન તે.:- ૧-૨-૯ વગેરે; આંકડો. ૩ ભાગ; ભાગઃ- નાટકનો અંક. ૪ ખોળો. ૫ બાથ; આલિંગન. 'મ્હાના કરતાં તે ભરી અંક.' દયારામ. અંક કરવું=સાબીત કરવું; ખાતરી કરવી.

**અંકગણિત**, ન. (સં. अंक+गण्=ગણવું. ઉ.) આંકડાઓથી ગણતરી કરવાનું જે શાસ્ત્ર તે; ગણતરી કેમ કરવી તે જેમાં નિયમિત રીતે દર્શાવેલું હોય તે.

**અંકલિપિ**, સ્ત્રી. (સં.) આંકડા લખવાની રીત. ૨ એકડએક; આંક; પડીઆ. ૩ આંકની ચોપડી. (અક્ષરો આડી લીટીએ ડાબેથી જમણી તરફ જતી ઓળે લખાય છે, જ્યારે આંક ઉભી લીટીએ ઉપરથી નીચે ઉતરતી ઓળે લખાય છે. લખવાની આ રીતે બે લિપિઓ છે. એક વર્ણલિપિ અને બીજી અંકલિપિ. અંકલિપિ એ ચિનાઈ લિપિ જેવી છે.)

**અંકાઈ**, સ્ત્રી. (સં. अंक्=નિશાન કરવું. ઉ.) અંકામણ; અંકામણી. ૨ લીટીઓ દોરામણી. ૩ લીટીઓ દોરવાની રીત; પદ્ધતિ આંકણી.

**અંકામણ**, ન. (સં.) અંકાઈ; આંકવાની જે કીંમત તે.

**અંકામણી**, સ્ત્રી. (સં.) અંકાઈ; આંકવાનું મહેનતાણું. ૨ આંકવાની રચના; આંકણી.

**અંકાવતાર**, પુ. (સં અંક+અવ+તૄ. ઉ.) નાટકના આગલા પાછલા અંકોને જોડનારો જે ભાગ તે; અવતરણિકા; વિષ્કંભક; પ્રસ્તાવના.

**અંકાવવું**, સ. ક્રિ. સોના રૂપાની શુદ્ધાશુદ્ધતા જોવરાવવી તે; ગુણદોષ જોવરાવવા; કસાવવું; કસોટી કરાવવી. ૨ કીંમત કરાવવી; મૂલ્યનો આંક પડાવવો. ૩ લીટીઓ દોરાવવી.

**અંકાવું**, અ. ક્રિ. (સં.) અંકવાળા-ચિહ્નવાળા થવું; દોરાવું. અમુક વિદ્યા કે કર્મથી ઓળખાવું-પ્રસિદ્ધ થવું. ૨ કસાવું; તપાસ થવી; પરીક્ષા થવી. ૩ મૂલ્ય થવું; કીંમત થવી.

**અંકિત**, વિ. (સં.) અંકવાળું; છાપ-ચિહ્નવાળું; ઓળખાએલું; પ્રસિદ્ધ થએલું.:-નામાંકિત. ૨ અધીન; તાબેદાર:-આજ્ઞાંકિત. ૩ આંકેલું.

**અંકી**, વિ. (સં.) અંકવાળું; ભાગ-વિભાગવાળું. :-પંચાંકી નાટક.

**અંકુર**, પુ. (સં.) નવુંજ ફૂટી નીકળતું જે અણું તે; ઉદ્‌ભેદ; પ્રરોહ; ફણુગો. ૨ બીજ; મૂળ. ૩ હેતુ; મર્મ. ૪ ઘા કે વ્રણમાં નવું માંસ આવવા માંડવું તે; રૂઝ. ૫ ઉત્સાહ; ઉમળકો; હોંસ; પ્રોત્સાહન. ૬ રોમ; રૂંવું.

**અંકુરિત**, વિ. (સં.) અંકુરવાળું; ફૂટેલું; જેને ફણુગા ફૂટ્યા હોય એવું.

**અંકુશ**, ન. (સં.) હાથીને હાંકવાની લોઢાની પરોણી; આંકડ. ૨ મત્તામાં-કબ્જામાં રાખવું તે; દાબ; હાક; ધાક; બીક; ભય.

**અંકે**, અ. આંકડામાં લખેલી સંખ્યા અક્ષરમાં લખવી તે.:-૧૦૦નું અંકે સો. અંકે કરવું=નક્કી કરવું; વધઘટ ન થાય તેમ કરવું. ૨ ખાતરી કરવી.

**અંકોડાબંધ**, વિ. સાંકળના અંકોડા જેમ એક બીજામાં બરોબર બેસતા કરેલા હોય છે તેમ બરોબર બેસતું હોય એવું; કડીબંધ; હારોહાર. ૨ એક પછી એક સંબંધ બેસતો આવે એવું; કાટિબંધ.(લખાણ ભાષણ વગેરે.) ૩ સુન્દર; પાકું.

**અંકોડી**, સ્ત્રી. નાનો અંકોડો; આંકડી. કડી. ૨ જેને છેડે અંકોડો બેસાડેલો હોય એવી લાંબી લાકડી. (ઝાડ ઉપરથી ફળ તોડી લેવાની.) ૩ ગળ. (માછલાં પકડવાની)

**અંકોડો**, પુ. એકડાની પેઠે બેઉ છેડેથી વાંકો વાળેલો ધાતુનો સળીઓ; કડી; મોટી આંકડી. ૨ પકડ; સાણસી; ચિપીઓ. 'અંકોડે હરી વસ્ત્ર.' અમર. શ.

**અંકોર**, જુઓ અંકુર.

**અંકોલ**, ન. (સં.) એક જાતનું ઝાડ; એનાં ફળને અંકોલાં કહે છે.

**અંકોશ**, જુઓ અંકુશ.

**અંગ**, ન. (સં.) શરીર; દેહ; કાયા; તન. ૨ આખા શરીરનો અમુક એક ભાગ તે; અવયવ; (માથું હાથ પગ અને પૂછડી વગરનો શરીરનો જે વચલો ભાગ તે.) ૩ સંબંધ; નિસ્બત. ૪ અંશ; ભાગ. ૫ બાજુ; દિશા. ૬ વિ. પોતાને લગતું. અંગ ઉપર આપવું=માણસની જાત ઉપર ધીરવું. અંગભરાવું=તાવ આવવો. અંગ ભાગવું=બહુ મહેનત લેવી. અંગ વળવું=શરીર સુધરવું. અંગ ચોરવું=કામમાં અખીલાઇ કરવી; ખુલ્લે મને નહિ વર્તવું. અંગ વધારવું=બેફીકર રહી માતેલા થવું.

**અંગઉદ્ધાર**, પુ. (સં.) અંગનો ઉદ્ધાર કરવો તે; તીર્થાદિક પવિત્ર જગાઓમાં ફરી તથા સ્નાન કરી કરીને અંગ (શરીર) પ્રાપ્ત ન થાય એમ કરવું તે; ગોક્ષે જવું તે.

**અંગઉધાર**, વિ. પોતાની જાતઉપર લેવું તે; જેની જામીનગીરી અંગ હોય એવું; બ્યાજું.

**અંગઉમંગ**, પુ. (સં.) અંગનો-પોતાનો જે ઉમંગ તે; મનની ઉલટ; હોંસ.

**અંગકંપ**, પુ. (સં. અંગ+कंप्=ધ્રૂજવું) શરીરમાં થથરાટ થવો તે; બી જવું તે; થરથરી જવું તે; ધ્રૂજારો.

**અંગકાઠી**, સ્ત્રી. (સં.)શરીરનું વાન-બાંધો; શરીરની જે ઉંચાઇનાળી સોટા જેવી આકૃતિ તે.

**અંગચપળતા,** સ્ત્રી. (સં.) પોતાની જાતની જે ચંચળાઈ તે; જાત હોંશિઆરી

**અંગજ,** પુ. (સં.) પુત્ર: છોકરો; દીકરો.

**અંગજા,** સ્ત્રી. (સં.) પુત્રી: છોકરી; દીકરી.

**અંગજ્ઞાન,** ન. (સં.) શરીર સંબંધી સ્વાભાવિક જ્ઞાન; પ્રેરણા. પોતાના રક્ષણ પોષણ માટે અંગમાં-પોતાનામાંજ રહેલું જે જ્ઞાન તે, સ્વાભાવિક જ્ઞાન. ૨ સ્પર્શ જ્ઞાન.

**અંગણ,** જુઓ આંગણું.

**અંગદ,** પુ. (સં.) બાજુબંધ; પહોંચી. ૨ કિષ્કિંધાના વાનર રાજા વાલિનો પુત્ર અને સુગ્રીવનો ભતરીજો.

**અંગદવિષ્ટિ,** સ્ત્રી. (સં.) સમાધાનીને માટે અંગદે રાવણ આગળ કરેલી જે વાતચિત તે; અંગદે કરેલી વકીલાત; અંગદનું દૌત્યકર્મ.

**અંગદાશિષ્ટાઈ,** સ્ત્રી. (સં.) અંગદે રાવણની સભામાં જઇ વાપરેલી એલચીપણાને છાજતી જે ચતુરાઇ તે; દૂતચાતુર્ય; દૌત્ય. ૨ શિષ્ટજનતા; વિવેક.

**અંગના,** સ્ત્રી (સં.) સ્ત્રી: જુવાન અને રૂપાળી સ્ત્રી. ૨ પોતાની સ્ત્રી; વહુ; બૈરી.

**અંગનું,** વિ. પોતાનું; પોતાના પૂર્ણ વિશ્વાસનું; લગતું; ખાસ; અંતરનું.

**અંગબળ,** ન. (સં.) શરીરનું બળ; જાતબળ; કૌવત.

**અંગભંગ,** પુ. (સં.) અંગનું ભાગી જવું તે; અંગનું ખંડિત થવું તે; એકાદ અવયવનો નાશ ૨ અંગ મરોડ; (નાચમા અવયવોને લટકપૂર્વક નીચા ઉંચા કરવા હલાવવા પ્રસારવા વગેરે તે) લટક; ગાત્રસંકોચ.

**અંગમર્દન,** ન. (સં.) શરીરનું ચોળાવું તે. ૨ ચપી.

**અંગમહેનત,** સ્ત્રી. જાતમહેનત: શારીરિક પરિશ્રમ.

**અંગરક્ષક,** પુ. (સં.) અંગનું રક્ષણ કરનાર તે; હજુરીઓ.

**અંગરક્ષા,** સ્ત્રી. (સં.) અંગનું જે રક્ષણ તે; શરીર સંભાળ. ૨ રાખડી.

**અંગરખું,**(ખો) ન. પુ. (સં. અંગ+રક્ષ્=રક્ષણ કરવું ઉ) ગળાથી ઘુંટણ સધીનું શરીર પહેરવાનું જે સીવેલું વસ્ત્ર તે; ડગલો. (સુરતમાં અંગરખો કહેવાય છે. બાળકના આ વસ્ત્રને અંગરખી કહે છે.)

**અંગરંગ,** પુ. (સં.) અંગનો જે રંગ-વર્ણ તે. (ગોરા કાળાપણું) ૨ અંગનો (અંતરનો) ઉમળકો; આનંદ; ઉમંગ; હોંસ. ૩ કાંતિ; ચેહરો.

**અંગરાગ,** પુ. (સં.) શરીરે ચંદનાદિનો લેપ કરવો તે; વિલેપન; લેપ.

**અંગરોગ,** પુ. (સં) અંગનો રોગ શારીરિક વ્યાધિ.

**અંગરોગી,** વિ. શરીરનો રોગી:શારીરિક રોગવાળો. ૨ જન્મનો જે રોગી હોય તે.

**અંગવસ્ર,** ન (સં.) ઓઢવાનું વસ્ત્ર ઉપરણો: પિછોડી; ખેસ. ૨ સુતી વખતે ઓઢવાનું વસ્ત્ર. ૩ રાખેલી સ્ત્રી. (મરાઠી)

**અંગાઉ,** વિ. અંગસંબંધી; ખાસ પોતાનું; ખાનગી; આગવું. અંગાઉ કરજ=પોતાની જાત ઉપર કરેલું જે કરજ તે અંગાઉ ખરચ=ખીસા ખરચ. જેમાં બીજાને લાગતું વળગતું ન હોય એવું ખરચ.

**અંગાખરૂં,** ન. અંગારા ઉપર ખરૂં કરેલું હોય તે; ખાખરો; ભાખરી.

**અંગાર,** પુ. (સં.)અગ્નિ; દેવતા. ૨ જીવતો -બળતો કોયલો; ખોટારો ૩ લાય; બળતરા.

**અંગારવું,** સ. ક્રિ. અંગારાવાળું કરવું; પવિત્ર કરવું; શુદ્ધ કરવું. (અપવિત્ર થએલા પાત્રને તેમાં અંગારા નાંખીને પવિત્ર કરવામાં આવે છે તે. પાત્રને અંગારા ઉપર મૂકીને નહિ.) ૨ સળગાવવું; ચેતાવવું.

**અંગારી,** સ્ત્રી. નાનો અંગારો; ચીનગારી; અંગારાની કણી. ૨ સગડી; ભઠ્ઠી.

**અંગારીઉં,** વિ. અંગારા જેવું; બળી ગએલું; અંગારાવાળું.

**અંગારીઉં**, ન. અંગારા જેવું થઇ ગએલું હોય તે; બળીને ખાખ જેવું થઇ ગએલું તે; આંજીઉં. ( જારીઉં અને જારનો દાણો કોઇવાર એવો થઇ જાય છે કે જેને ભાગતાં અંદરથી કાળી રાખ અને ધુમાડો જ નીકળે. આવાં જારીઆં કે જાર હોય તે અંગારીઉં કહેવાય છે.)

**અંગારો**, પુ. (सं. अंगार. ઉ) છવતો-બળતો કોયલો; લાળો; ખોટારો. ૨ કપૂત. (અંગારા જેવો કાળો–કુકર્મી અને દાહક.) ૩ કજળી ગએલો–ધુમાસમય થઇ ગએલો જુવાર-નો દાણો ૪ બળતરા થવી તે; લાગણી થવી તે. કુળમાં અંગારો ઊઠચો=કુળમાં કપૂત નીવડ્યો સો મણ જારમાં અંગારો=ઘણા સારામાં એક નઠારો હોય તે. અંગારા ઉઠવા=બળતરા થવી.

**અંગી**, સ્ત્રી. અંગરખી; બાળકનું ઝભલું. ૨ વિ. પોતાનું; સંબંધી; લાગતું. અંગી પહેરી અજબ અનુપમ નિરખી શોભારે.' બ્રહ્માનંદ

**અંગીઉં**, ન. બાળકને પહેરવાનું બાંય વગરનું કુડતું; કબજો.

**અંગીઓ**, પુ. બાંય વગરનો સ્ત્રીઓનો કબજો; પેટી.

**અંગીકાર**, પુ. (सं.) પોતાનું કરવું તે; પોતાનું છે એમ માની ગ્રહણ કરવું તે; સ્વીકાર; કબુલ કરવું તે; માન્ય રાખવું તે.

**અંગીકૃત**, વિ. (सं.) સ્વીકારેલું; કબુલ કરેલું; માની લીધેલું.

**અંગીઠી**, સ્ત્રી. સોનીની શઘડી; પાંખ પાડવા જમીનને જરા ખોદીને અગ્નિ સળગાવ-વામાં આવે છે તે જગા. ૨ લાય; અગ્નિ; ઝાળ. 'ઓખા ભર રે નિદ્રામાંથી જાગી, અંગેઅંગ અંગીઠી લાગી.' ઓખાહરણ.

**અંગીઠું**, જુઓ અંગીઠો.

**અંગીભૂત**, વિ. (सं.) અમુકમાંનું; અમુક ને લગતા માણસોમાંનું, અંગનું; અમુકને લગતું.

**અંચુ**, જુઓ અંગકધાર.

**અંગુચો**, (છો પુ અંગ લુછવાનો કડકો; રૂમાલ; ટુવાલ. ૨ પંચીઉં; જાડું ધોતીઉં.

**અંગુઠાદાવ**, પુ કુસ્તીનો એક દાવ.

**અંગુઠી**, સ્ત્રી. વીંટી; છલ્લો. ૨ સોય ન વાગે તે માટે વચલી આંગળીએ પહેરવાની ધાતુ કે હાથીદાંતની ખોલી. ૩ આંગળીના રક્ષણ માટે પહેરવામાં આવતી વસ્તુ; અંગુલીત્રાણ.

**અંગુઠીઆં**, ન. પગને અંગુઠે પહેરવાના વીંટલા; અંગુઠાનું જે ઘરેણું તે.

**અંગુઠો**, પુ. (सं. अङ्गुष्ठ) હાથ પગનાં પાંચ પાંચ આંગળામાંનું પહેલું જાડું ને ચપટું જે આંગળું તે; અંગુષ્ઠ. અંગુઠે કમાડ ઠેલવું= છુપી રીતે કામ કરવું; પોતે અળગા રહી બી-જાની પાસે કાર્ય કરાવવું. અંગુઠા પકડવા= વાંકા વળી હાથથી પગના અંગુઠા પકડવા તે. ( વિદ્યાર્થીઓને કરવામાં આવતી એક શિક્ષા.) શીખામણ લેવી; નશીઅત લેવી. અંગુઠો બ-તાવવો=ઠેંગો દેખાડવો. નાસીપાસ થએલાને ચીડવવું. ૨ કામ દેવાનું કહેવું. અંગુઠાનો રા-વણ કરવો=રજનું ગજ કરવું; નજીવી વાતને સામાના ગેરલાભમાં વધારી મૂકવી. કાગનો વાઘ બનાવવો. ( એમ કહેવાય છે કે કૈકેયીએ સી-તાને રાવણ કેવો છે એમ પૂછતાં સીતાએ માત્ર તેનો અંગુઠોજ જોએલો છે એમ કહ્યું તે ઉપરથી કૈકેયીએ તે ચીતરવા જણાવ્યું. સીતાએ અંગુઠો કાઢ્યો તે ઉપરથી કૈકેયીએ રાવણ ચીતરી કાઢી રામ સીતા વચ્ચે ભેદ પડાવ્યો તે ઉપરથી આ ઉખાણો ચાલ્યો.)

**અંગુલ**, જુઓ આંગલી.

**અંગુલી**, સ્ત્રી. (सं.) આંગળી; આંગળું.

**અંગુષ્ઠ**, પુ. (सं.) હાથપગની જે મોટી આંગળી તે: અંગુઠો.

**અંગેઠી**, સ્ત્રી. દેવતાની શઘડી; સોનીની શઘડી. ૨ આગ; લાય.

**અંગેઅંગ**, અ. અંગેઅંગે; રૂંવેરૂંવે; નખ શિખ; શરીરમાં સર્વત્ર.' મને અંગેઅંગ લાગી લાય, કાળજ કોઇ કાપે છે.' દયારામ. 'અંગે-અંગ મનોહર સુંદર સોળનો શણગાર.'શામળકૃત

**અંગોઠી**, જુઓ અંગીઠી.

**અંધામ,** (મો) પુ. (ફા.) કામધંધાની ધમાધમ; ગરબડ. ૨ બળવો; હુલ્લડ; તોફાન વગેરેના સંયોગ હોય તે; મસ્તી; તોફાનનો વખત.

**અંઘેડા,** એ જાતનું ઝાડ: વનસ્પતિ; અંઘેડી.

**અંઘોળ,** ન. અંગ ઉપર પાણી નાંખી તેને સ્વચ્છ કરવું તે; સ્નાન; નાહવું તે.

**અંઘોળણી,** સ્ત્રી. નાની ઉનામણી ૨ અંઘોળ કરવાની ઓરડી. ૩ નાની તાંબાકુંડી. ૪ ઉલેચણી. ૫ વરકન્યાને સ્નાન કરાવતાં ગાવાનું ગીત. ૬ વરને સ્નાન કરાવનારી સ્ત્રી.

**અંઘોળવું,** અ. ક્રિ. નાહવું સ્નાન કરવું; ૨ તરબોળ કરી નાંખવું:–' આડી અવળી થાય માત દૂધે અંઘોળે.

**અંઘોળીઉં,** ન. પાણી ઉનું કરવાનું ભાંડ; ઉનામણું. ૨ નાહવા બેસવાનું પાટલા જેવું લાકડું. નાહવાનું પોતીઉં વગેરે. ૩ વિ. અઘોળ કરી ને થાય તેવું. અઘોળને લગતું.

**અંઘોળીઓ,** પુ. ઉનામણો; પાણી ગરમ કરવાનું પાત્ર. ૨ સ્નાન કરાવનારો સેવક.

**અંઘ્રિ,** પુ. (સં.) પગ. (શબ્દને છેડે જોડાય છે, જેમકે છ પગવાળો–ષડઘ્રિ ) ભમરો.

**અંચ,** જુઓ આંચ. 'સ્વલ્પ માત્ર જ્યાં નથી પ્રપંચ, ત્યાં તેને કેમ લાગે અંચ.' અખો.

**અંચલ,** પુ. (સં. अञ्च्=જવું) પાલવ; પદર; પલ્લો; છેડો.

**અંચળ,** પુ. છેડો; પાલવ.

**અંચળવો,** પુ. (સં. अञ्चल ઉ) અંચળો; લંગોટી મારવાનો કપડાનો કકડો; ખભે રાખવાનો કાપલો; રૂમાલ; ટુવાલ. ૨ તેલમાં દોરડી બોળી સળગાવી દેવી તે. :–અંચળવો ઉતારવો. (આંખમાં લાગેલ ઝોકો.)

**અંચળો,** પુ. (સં. अंचल ઉ.) લંગોટી મારવાનો અથવા ખભે નાખવાનો કપડાનો નાનો કકડો; રૂમાલ.

**અંચિત,** વિ. (સં. अर्च्=પૂજવું )અર્ચિત; પૂજેલું; જેને અર્ચન કર્યું હોય તે.

**અંજન,** ન. ( સં. अंज्=લગાડવું ઉ.') આંજવાનું ચૂર્ણ અથવા ઢીલું જે ઔષધ તે; મેશ; સુરમો; કાજળ; આંજવાનું જે કઇ હોય તે.

**અંજનશલાકા,** સ્ત્રી. (સં.) અંજન આંજવાની ધાતુની અથવા હાથીદાંતની સળી. ૨ કામણગારી; મોહ લગાડનારી. ૩ જેનાથી જ્ઞાન ઉત્પન્ન થાય એવી વસ્તુ.

**અંજની,** સ્ત્રી. (સં.) કેસરી વાનરની સ્ત્રી; હનુમાનની માતા.

**અંજનીપુત્ર,** પુ (સં.) હનૂમાન; રામનો મુખ્ય ભક્ત અને સુગ્રીવની વાનર સેનાના આગેવાન નાયકોમાંનો એક.

**અંજળ,** જુઓ અન્નજળ.

**અંજલિ,** સ્ત્રી. (સં.) હાથેળીમાંનો ખાડો અને તેમાં માય એટલું જે પાણી તે; પોશ; ચાંગળું. ૨ એ હાથના પંજા જોડવાથી બનતો જે ખાડો તે; ખોબો. ૩ થોડુંક પાણી માય એવું જે પાત્ર તે. હાથેળીમાં કે પાત્રમાં થોડું પાણી લઇ તે અર્પવું અથવા પી જવું તે. 'લીધું ચરણામૃત અંજલિ ભરી, ષોડશોપચારે પૂજા કરી.' પ્રેમાનંદ. અંજલિઆપવી=અર્ઘ આપવો. ૨ શ્રાદ્ધ સરાવવું.

**અંજાણ્યું,** વિ. જુઓ અજાણ્યું.

**અંજાવવું,** સ. ક્રિ. બીજાની પાસે અંજન કરાવવું. ૨ ઝાંખું પાડવું; આંજી નાંખવું; ભડકે પાડવી; મોહિત કરવું.

**અંજાવું,** અ. ક્રિ. (સં. अंज्=આંજવું) ચોપડાએલું થવું. ૨ સામાના કરતાં રૂપગુણમાં કમી ઉતર્યાથી એકાએક શરમિન્દા થવું; છેતરાવું; ઠગાવું; દબાઈ જવું; ઝાંખા પડી જવું. :–(હું એના તેજથી અંજાઇશ નહિ.) ચકિત થવું; લેવાઇ જવું.

**અંજીર,** ન. (સં.) એક જાતનું ફળ; મેવો. (અંજીર સૂકાં તેમજ લીલાં મેવા તરીકે વપરાય છે. એ ફળ ઉમરડાંના જેવાં હોય છે.)

**અંજીરી,** સ્ત્રી. અંજીરનું ઝાડ.

ન જતા શ્વાસ નળીમાં જઈ નાકવાટે આવી જવો તે. 'અંતરશ જવું'=અન્નનળમાં નહિ પરંતુ શ્વાસનલિકામાં ખોરાક કે પાણીનું જતું રહેવું તે. ૨ આ પ્રમાણે થવાથી થતી વ્યથા તે.

**અંતરસાક્ષી**, પુ. (સં.) અંતર એજ સાક્ષી તે; મનોમન સાક્ષી; અંતઃકરણને જે પ્રત્યક્ષ જણાતું હોય તે. (મન જે માનતું હોય તે.)

**અંતરસ્થ**, વિ. (સં. अन्तर्+स्था= ઉભા રહેવું.) અંદર રહેલું તે; અંદરનું માંહેલું.

**અંતરંગ**, વિ. (સં.) પોતાનું; આત્મીય; નજીકનું સગું. ૨ બહુ સંબંધ અને માયાવાળું (મિત્ર સગુ ઓળખીતું) અંતરનું. જેની સાથે મન મળી ગયું હોય એવું. અત્યંત પ્રિય અત લગનું. ૩ વ્યાકરણમાંની એક પરિભાષા. ૪ લટકતું; જુદનું; વાખાતું. ૫ દૃઢ નહિ એવું; અસ્થિર; ચંચળ.

**અંતરાઈ**, સ્ત્રી. જુદાઈ; ભિન્નભાવપણું; ભેદ. ૨ અંતરાય; છેટું.

**અંતરાઈ જવું**, અ. ક્રિ. નાસી–છટકી જવાનો માર્ગ ન હોય એવી સ્થિતિ થવી તે; ઘેરાઈ જવું.

**અંતરાત્મા**, પુ. (સં. अन्तर्+आत्म = માયાન્વિત ઇશ્વર–માયોપાધિત બ્રહ્મ.) દેહમાં રહેલો આત્મા; જીવાત્મા

**અંતરામણ**, સ્ત્રી. અંતરાએલી હાલત તે; અડચણ; હરકત; રોકાણ; બાધ; દખલ; વિઘ્ન; પ્રતિબંધ. ૨ મુશ્કેલી. સંકડામણ.

**અંતરાય**, પુ. (સં.) વાંધો; હરકત; નડતર; અટકાવ. ૨ જુદાઈ; ભિન્નત્વ. ૩ અવિશ્વાસ. ૪ ભેદ; તફાવત. ૫ આંતરો; છેટું, અવકાશ. અંતરાય રાખવો=તફાવત રાખવો. અવકાશ છેટું રાખવું:–'બ્રાહ્મણઅને બીજાઓની પંક્તિ વચ્ચે અંતરાય રાખજો.' આડ.

**અંતરાયી**, વિ. આડે આવતું; હરકત–અડચણકરનાર; બાધકારક; વાંધાપડતું. 'મને પરણી મનની રુચે, અંતરાયી દેવ થયા વચ્ચે.' નળાખ્યાન.

**અંતરાવવું**, સ. ક્રિ. રોકાવવું; અટકાવવું; ખળાવવું; ઘેરાવવું.

**અંતરાવું**, અ. ક્રિ. નાસી કે છટકી જવાય નહિ તેમ બંધાઇ જવું; ઘેરાઇ જવું; રોકાઇ જવું; સપડાઇ જવું.

**અંતરાળ**, પુ. વચમાંની જગા; ગાળો; બે વસ્તુની વચમાંનું જે છેટું તે; વચગાળો; આંતરો; અવકાશ. ૨ જુદાઇ; ભિન્નભાવ; ભેદ.

**અંતરિક્ષ**, ના. (સં.) આકાશ; ગગન; વ્યોમ. અ. ઉંચે; અદ્ધર: આધારરહિત હોય તેમ.

**અંતરિન્દ્રિય**, સ્ત્રી. (સં अन्तर्+इन्द्रिय) અંતઃકરણ; શરીરની અંદરની જે ઇન્દ્રિય તે; મન; ચિત્ત.

**અંતરીઆળ**, અ. વચમાં; અડધે રસ્તે; અધવચ; વચગાળે. (આમે નહિ અને તેમે નહિ એવી વચમાંની જગાએ.)

**અંતરો**, પુ. અંતરપટ; આંતરો; આડ. ૨ ભાગ મૂકવો તે; છેટું રાખવું તે. ૩ ભેદ; ભિન્નભાવ; જુદાઇ.

**અંતર્ગત**, વિ. (સં.) અંદર ગએલું; હૃદયમાંનું; અંદર રહેલું; મનનું; પોતાનું–પ્રિય. 'અંતર્ગત વિના એહ, પ્રેમની વાત કોણ થકી કહું.' દયા.

**અંતર્ગૃહ**, ન. (સં. अन्तर्+गृह=ઓરડો) અંદરનો જે ઓરડો તે; અંતઃપુર; સ્ત્રીઓને બેસવા ઊઠવાનો જે ખંડ તે; પરસાળ.

**અંતર્ગોળ**, વિ. સપાટીની અંદર ગોળાકાર ખાડો પડતો હોય એવું; આંતરગોળ. (કેટલાંક દર્શનયંત્રોના કાચ અંતર્ગોળ હોય છે અને કેટલાંકના બાલગોળ–સપાટી ઉપર ઉપસેલા ગોળાકારવાળા હોય છે.)

**અંતર્ચક્ષુ**, ન. (સં.) પ્રજ્ઞા ચક્ષુ; અંતઃકરણને જોઈ શકે એવાં જે ચક્ષુ તે.

**અંતર્જામી**, જુઓ અંતર્યામી.

**અંતર્જ્ઞાન**, ન. (સં. अन्तर्+ज्ञा=જાણવું.) અંદરનું જ્ઞાન–સમજણ તે; સ્વાભાવિક જે જ્ઞાન તે; પોતાની જાત સમજદારી તે.

**અંતર્જ્ઞાની**, વિ.(સં.અન્તર્+જ્ઞા=જાણવું.) અંદરના-આત્માના જ્ઞાનવાળું; હૃદયના ઉકેલવાળું; જેના અંતઃકરણમાં જ્ઞાન થયું હોય એવું.

**અંતર્દશા**, સ્ત્રી. (સં.) અંદરની હાલત; મનુષ્યના મનની કે ઘરની અંદરની જે સ્થિતિ તે. ૨ જ્યોતિષ પ્રમાણે અમુક ગ્રહની મહાદશામાં આવતી બીજા ગ્રહોની ટુંકી વચગાળાની જે દશાઓ તે.

**અંતર્દાહ**, પુ. (સં. અન્તર્+દહ્=બળવું ઉ.) અંદરનો જે દાહ તે; કોઠાની ગરમી.(શરીરની અંદરના કોઈ પણ ભાગમાં બળતરા થવી તે.) ૨ બળાપો; ચરચરાટ; પરિતાપ; પીડા.

**અંતર્દૃષ્ટિ**, સ્ત્રી. (સં.) અંતરની જે દૃષ્ટિ તે; મનની સમજ; હૃદયથી સમજાવું તે. ૨ ઉંડી નજર.

**અંતર્દ્વાર**, ન. (સં.) અંદરનું બારણું; છુપું બારણું; ગર્ભદ્વાર. (ઘર અથવા મહેલના પાછલા ભાગમાંનું બારણું તે.)

**અંતર્ધાન**, ન. (સં. અન્તર્+ધૃ=ધારણ કરવું, ઉ.) બીજું કોઈ દેખે નહિ એમ પોતાને અદૃશ્ય રાખવું તે; અદૃશ્ય રહેવું-થવું તે. અલોપ થઈ જવું; કોઈ દેખે નહિ તેમ થઈ જવું; ઉડી જવું કે અદ્ધર હવામાં ન દેખાવાય તેમ થઈ જવું તે. 'એવું કહીને અંતર્ધાન થઈ ગયા હરિરે શોલ.' દયારામ. ૨ નાશ; હતું નહતું થવું તે.

**અંતર્ધ્યાન**, ન.(સં.) (અન્તર્+ધ્યૈ=ધ્યાન કરવું ઉપરથી) અંતરમાં ધ્યાન ધરવું-કરવું તે. ૨ હૃદયકમળમાં ચિદાત્માને ધ્યાવો તે; સમાધિ.

**અંતર્બાહ્ય**, અ (સં. અન્તર્ અને બહિર્=બહાર.) અંદર અને બહાર હોય તેમ; અંદરનું તેમજ બહારનું; મહી ને બહાર.

**અંતર્ભાવ**, પુ. (સં. અન્તર્+ભૂ=થવું ઉપરથી.) અંદરનો જે ભાવ-પ્રીતિ-ઉમળકો-તે; મનોભાવ; અભિપ્રાય; અંદરનો ઉંડો જે ચાહ હોય તે. ૨ અંદર સમાવેશ થવો તે:- ઘોડાનો પશુ વર્ગમાં અંતર્ભાવ થાય છે.

**અંતર્ભૂત**, વિ. (સં.) મધ્યે રહેલું; અંદરથી ઉત્પન્ન થએલું. 'અંતર્ભૂતને પ્રેરે માય; સંકલ્પ વિકલ્પ મન કરતું જાય.' (નર્મ.)

**અંતર્ભેદ**, પુ. (સં. અન્તર્+ભેદ. ઉ.) અંતઃકરણનો જે મર્મ તે; હૃદયની છુપી વાત; મનનો વિચાર; મર્મ; રહસ્ય; ખાનગી-છુપો વિચાર. ૨ અંતરની જે જુદાઈ તે; ભિન્નતા.

**અંતર્ભેદી**, વિ. (સં.) અંતર ચીરી નાંખે એવું. ૨ અંતરનું ખાનગી રહસ્ય જાણી લેનાર; મન સમજી જનાર; અંતરનો ભેદ જાણી જાય એવું.

**અંતર્ભેદું**, વિ. (સં.) અંતરનું જાણકાર; ખાનગી વિચારનું જણનાર. ૨ અંદરની ખાંચખુંચ અને પ્રપંચને જાણનાર. ૩ દ્રોહી.

**અંતર્યામી**, પુ. (સં. અન્તર્+યમ્=યોજવું.) અંદરથી ઇંદ્રિયોને તેમ તેમના કાર્યમાં યોજનાર; આત્મા; પરબ્રહ્મ. 'અંતર્યામીનું નથી અજાણ્યું, જેમ મલાય તેમ મહાલોજી.' પ્રા.કા.

**અંતર્લાપિકા**, સ્ત્રી. (સં. અન્તર્+લપ્=કહેવું-બોલવું.) પદની અંદર રહેલો શબ્દ બોલ કે વાક્ય તે. કવિતામાં અમુક પદ્ધતિ પ્રમાણે એવી રીતે અક્ષરને ગોઠવવા કે તેને લઇને એકઠા કરીએ તો અમુક નામ, શબ્દ કે વાક્ય બને. કવિતા કે લખાણમાંની આ જાતની જે ગોઠવણ-રચના તે. (અંદર ને અંદર જે અક્ષરો ઓતપ્રોત આણ્યા હોય તે અંતર્લાપિકા અને લીટી કે ચરણમાં ખુલ્લા જે અક્ષરો ગોઠવ્યા હોય તે બહિર્લાપિકા કહેવાય છે.)

**અંતર્વર્ત્તિ**; (ર્તી) વિ. (સં. અંતર+વૃત્=વર્તૢ=હોવું ઉ.) અંદર રહેલું; અંતરમાં પ્રવર્તી રહેલું તે; અંદર ને અંદર જે વ્યાપ્ત હોય તે.

**અંતર્વર્ધિષ્ણુ**, વિ. (સં.)પોતાની અંદરથી નવો ઉદ્દ્ભવ કરવાની જેનામાં શક્તિ હોય એવું;

એકલિંગી. (વનસ્પતિશાસ્ત્ર પ્રમાણે જે ઝાડોનો ઉદ્ભવ બીજથી નહિ પરંતુ પોતાના થડની ગાંઠમાંથીજ થતો હોય તે. શેરડી, વડ વગેરે. શેરડી તેના ગાંઠામાંની આંખમાંથી ઊગે છે અને વડ વગેરે તેના ડાળાની ગાંઠમાંથી નવા અંકુર નાંખે છે.)

**અંતર્વાણી**, સ્ત્રી. (સં.)અંતરની જે વાણી તે; હૃદયમાંથી જે ઉદ્ગાર નીકળે તે.

**અંતર્વૃત્તિ**, સ્ત્રી. (સં.) અંતર્ભાવ: અંતરની-મનની ઇચ્છા તે: અંતઃકરણનું વલણ; હૃદયભાવના.

**અંતર્વેદ**, પુ. (સં.) ઉપવેદ. (જ્યોતિષ, વૈદક અને વિદ્યાની બીજી કેટલીક શાખાઓને અંતર્વેદ કહે છે.)

**અંતર્વેદી**, સ્ત્રી. (સં.) ગંગા અને યમુનાની વચલો જે પ્રદેશ તે; દુઆબ. ૨ કુંડની અંદરનો નાનો કુંડ.

**અંતર્વેધ**, પુ. (अन्तर+वेध) અંતરને ભેદી નાંખવું તે; હૃદય વીંધી નાંખવું તે. ૨ શિલ્પશાસ્ત્રના નિયમ પ્રમાણે ઘરની બાંધણીમાંનો એક દોષ. (બે બારણાં સામસામે આવ્યાં હોય ત્યારે એઉનાં મધ્યબિંદુ સરખાં હોવા છતાં બહારના બારણા કરતાં અંદરના બારણાની પહોળાઈ ઓછી રાખવી જોઈએ તેમ ન થયું હોય અને સાખે સાખો સમાન્તરે આવતી હોય તો તે અંતર્વેધ નામનો દોષ કહેવાય છે.)

**અંતર્વૈર**, ન. (સં.) અંતરનું-ઊંડું વેર તે; દાઝવેર; કિન્નો.

**અંતર્વૈરી**, વિ. (સં.) અંતઃકરણમાં વેર રાખનાર. હૃદયમાં કિન્નો રાખનાર; દાઝવેરી.

**અંતવંત**, વિ. (સં. अन्त+वत्=વાળું.) અંતવાળું; જેનો નાશ થવાનો છે એવું; જેને અંત છે એવું; નાશવંત.

**અંતવેળા**, સ્ત્રી. (સં. अन्त+वेला=વખત.) છેવટની ઘડી; અંતસમય; મરણવેળા. ૨ અટકી બેસવાનો વખત; અણીનો વખત.

**અંતર્હિત**, વિ. (સં.) અંતર્ધાન થએલું; અલોપ થઈ ગએલું; ન દેખાય તેમ છુપું રહેલું; ઉડી ગએલું.

**અંતશય્યા**, સ્ત્રી. (સં.) છેલ્લી પથારી; મરણપથારી; ચેહ; ચિતા.

**અંતસકરણ**, ન જુઓ અંતઃકરણ.

**અંતસ્થ**, વિ. (સં. अन्त+स्था=ઉભા રહેવું.) અંતમાં રહેલું; છેલ્લું; છેવટનું; અંતે આવી રહેલું એવું; છેડા ઉપર રહેલું તે. ૨ ગુપ્ત; છાનું; ખાનગી. ૩ ય, વ, ર, લ, અક્ષરો. (કારણ કે તે અર્ધસ્વર અને અર્ધા વ્યંજન જેવા છે.)

**અંતાક્ષર**, પુ. (સં. अन्त+अक्षर) છેલ્લો અક્ષર; વાક્ય કિંવા શબ્દને છેડે આવેલો અક્ષર તે; ૨ (યવરલ) એ અક્ષરો.

**અંતિક**, અ. (સં.) પાસે. ૨ પુ. પાસે રહેનાર હજુરીઓ; ખવાસ; બાળસેવક; ૨ પ્રાણરક્ષક.

**અંતિક**, અ. છેલ્લું; છેવટનું. ૨ વિ. પાછળનું.

**અંતિમ**, વિ. છેલ્લું; અંતે આવેલું; સમાપ્તિ નજીકનું; અંતનું.

**અંતીઉં**, વિ. અંતે આવેલું; અત્યંત મીડાએલું; હડકાયું; બહુજ આકુળવ્યાકુળ થએલું. ૨ ગભરાએલું; (અત્યંત લોભથી જ્યાં ને ત્યાં વળખાં મારતું હોય એવું.)

**અંતીપંતી**, સ્ત્રી. છોકરાંની એક જાતની રમત.

**અંતે**, અ. (સં.) છેલ્લે; છેડે; પરિણામે; સમાપ્તિએ; છેવટે; આખરે; છેલ્લી ઘડીએ. 'અંતે સંતોને તેડાવેરે, હરિભજન કરવાને.' મીરાં.

**અંત્ય**, વિ. (સં.) અંતનું; છેલ્લું; છેવટનું; છેડાનું. ૨ અતિ હલકું; ઉતરતું; છેક છેલ્લામાં છેલ્લું. ૩ સ્ત્રી. એક સંખ્યાનું નામ. (એક કરોડને દસ કરોડે ગુણવાથી જે રકમ થાય તે. એકડો અને પંદર મીંડાંવાળી સંખ્યા.)

**અંત્યકર્મ**, ન. (સં.) છેલ્લી ક્રિયા; દહન ક્રિયા; ઔર્ધ્વદેહિક જે જે ક્રિયાઓ તે.

**અંત્યક્રિયા**, સ્ત્રી. (સં.) જુઓ ઉપલો શબ્દ.

**અંત્યજ**, પુ. (સં. अन्त्य+जा ઉ.) છેલ્લે જનમેલો તે; અતિશૂદ્ર; ઢેડ; ચમાર; ભંગીઆ વગેરે જાતિના જે લોકો તે.

**અંત્યજાતિ**, સ્ત્રી. (સં.) છેલ્લી જાતિ; છેલ્લી વર્ણ તે. (ઢેડ, ચમાર વગેરેની જે જાતિ તે.) હલકી વર્ણના લોકો.

**અંત્યાક્ષર**, પુ. (સં.) છેલ્લો વર્ણ; શબ્દ કિંવા વાક્યની છેલ્લે જે અક્ષર આવતો હોય તે.

**અંત્યાવસ્થા**, સ્ત્રી. (સં. अन्त्य+अवस्था.) છેલ્લી અવસ્થા તે; છેવટની જે હાલત તે; જીંદગીનો જે છેલ્લો ભાગ તે; આખર અવસ્થા.

**અંત્યાશ્રમ**, પુ. (સં. अन्त्य=છેવટનું+आ+श्रम्=વિરામ લેવો. તે ઉપરથી आश्रम=અવસ્થા.) છેવટની અવસ્થા તે; છેલ્લો આશ્રમ; સંન્યાસાશ્રમ.

**અંત્યાશ્રમી**, વિ. (સં. अन्त्य+आश्रम+इ=વાળું.) છેલ્લા આશ્રમમાં રહેલું; સંન્યાસાશ્રમનું; પરમહંસપણાને પામેલું. ૨ ના. સંન્યાસી; પરમહંસ.

**અંત્યું**, (અંતીઉં) વિ. જીવ ઉપર આવેલું; મરવાને તૈયાર થએલું; મરણીઉં; પ્રાણને માટે બેદરકાર. ' અન્નવસ્ત્રની આશાથી, ધાયો ફરે છે અંત્યો. ' રામકૃષ્ણ.

**અંત્યેષ્ટિ**, સ્ત્રી. ( સં. अन्त्य इष् यज् બલિ આપવો તે ઉપરથી इष्टि=યાગ. ) મરણ પાછળ કરવામાં આવતી ક્રિયાઓ; પ્રેતકર્મ; ઉત્તરક્રિયા. ( અગ્નિસંસ્કારથી માંડીને કરવામાં આવતી બારમા સુધીની બધી ક્રિયાઓ તે. )

**અંત્ર**, ન. આંતરડું; નાડી; શરીરની અંદરની જે નળીઓ તે.

**અંત્રજાળ**, સ્ત્રી. આંતરડાંની જાળ તે; આંતરડાંની ગુંચવણવાળી જે હાલત તે; આંતરડાંનો સમુદાય. (શરીરમાં પથરાએલાં આંતરડાંની જે રચના તે; નાભી આગળ એકઠાં થએલાં ઘણાં આંતરડાંની ગુંથણી તે.) 'રામબાણે ઉદરમાં કરી, અંત્રજાળ છેદંન. ' ગિરધર.

**અંત્રસ**, ( અંત્રાસે. ) જુઓ અંતરસ.

**અંત્રો**, ( અંતરો-આંતરો. ) પુ. અંતરો; આંતરો. ૨ આડ; આડી. ૩ ભિન્નભાવ; ભેદ; જુદાઈ. ૪ માગ; છેટું; અંતર રાખવું તે; અવકાશ; અંતરાય; અંતરાળ.

**અંત્રો**, પુ. (સં) ગાયન અથવા ગીતમાં શરૂઆતમાં ગાવાનો જે ભાગ તે સિવાયનો બીજો ભાગ તે. ( ગાયનમાં 'મોરો, અસ્તાઇ ને અંત્રો' એવા ભાગ હોય છે. ખ્યાલ, ટપ્પા, દાદરા, અને ઠુમરીમાં અસ્તાઈ અને 'અંત્રા હોય છે જ્યારે પદ તથા ગરબી વગેરેમાં અસ્તાઈ, ટેક અને ઘણાક અંત્રા હોય છે. )

• **અંદર**, અ. માં; મહી; વચમાં; માં આવેલું. 'દસ ગાઉની અંદર છે.'

**અંદરખાને**, અ. છુપી રીતે; છાનુંમાનું. ૨ ગુપ્ત રહીને; પડદા પાછળ. ૩ માં-બહુજ ઉંડાણમાં; ખાનગીમાં; પોતપોતામાં.

**અંદાજ**, (જો) પુ. (ફા. અંદાઝ) શુમાર; અડસટો; આસરો. ૨ હદ; મર્યાદા; પ્રમાણ. ૩ માપ; પરિમાણ.

**અંદુક**, સ્ત્રી. હાથીને પગે બાંધવાની સાંકળ.

**અંદેશો**, પુ. (ફા. અંદીશહ=ભય) સંદેહ; શક; ચિંતા; ફીકર; શંકા; અણપતીજ; વહેમ.

**અંદોલન**, ન. જુઓ આંદોલન.

**અંદોળવું**, સ. ક્રિ. હીંચકો નાંખવો; હિંદોળવું; ઝુલાવવું.

**અંધ**, વિ. (સં.) આંધળું; નહિ દેખતું. ૨ અજ્ઞાની; હૈયાફૂટું. ૩ વિવેક શૂન્ય.

**અંધક**, વિ. ઝાંખું; ઝળઝળું; આછું અજવાળું હોય તેવું. ૨ ફીકું. ૩ અંધક નામનો એક દૈત્ય.

**અંધકાર**, પુ. (સં.) અંધારૂં; તિમિર; તમ. (પ્રકાશનો અભાવ તે.) ૨ અજ્ઞાન. ૩ કાળપ; શ્યામતા. ૪ છાનું રાખવું તે; પડદો.

**અંધકૂપ**, પુ. (સં.) બહુજ ઉંડો-પાણી પણ દેખાય નહિ એવો કુવો; પુરાઈ ગએલો અને ઘાસ ઊગવાથી ન દેખાય એવો થઈ ગએલો કુવો; છુપો કુવો.

**અંધતા**, સ્ત્રી. (સં.) આંધળાપણું; અંધાપો; અંધત્વ. ૨ અજ્ઞાનતા.

**અંધતામિસ્ર**, ન. (સં.) યમલોકમાંનું એક નરક; રૌરવ.

**અંધત્વ**, ન. (સં.) આંધળાપણું; અંધાપો. ૨ અજ્ઞાન; અવિચાર.

**અંધપરંપરા**, સ્ત્રી. (સં.) આંધળાઓ જેમ એક બીજાની હારેહાર ચાલ્યા જાય છે તેમ જોયા (વિચાર્યા) વગર જેમ ચાલતું હોય તેમને તેમ ચાલવું તે; આંધળાઓની હાર તે.

**અંધરાવું**, અ. ક્રિ. અંધારૂં થાય તેમ વરસાદનું ચડવું; ઘેરાવું; ઘોરંભાવું. (આકાશનું વાદળાંથી છવાવું.)

**અંધાધુંધ**, (દ) વિ. આંધળું ને ધુંધળું-જેમાં કંઈ સ્પષ્ટ જણાય નહિ એવું. ગેરબંદોબસ્ત વાળું; અવ્યવસ્થિત; ઢંગ ધડા વગરનું; નિયમ કે કાયદા વગર જેમ તેમ ચાલતું હોય તેવું; જેમાં કોઈની વહાર ફરિઆદ સંભળાતી ન હોય તેવું.

**અંધાધુંધી**, (દી.) સ્ત્રી. અરાજકતા; અવ્યવસ્થા; ગેરબંદોબસ્ત; અંધેર. ૨ આંધી.

**અંધાપો**, પુ. આંખે દેખાય નહિ એવી જે સ્થિતિ તે; અંધત્વ; આંધળાપણું.

**અંધાર**, વિ. જેનાથી અંધકાર જેવું થાય તેવું; અંધારાવાળું; જેથી કંઈ સૂઝે નહિ એવું. ૨ મોહિની રૂપ; મુગ્ધ બનાવી દે એવું.:-'અંધારપછેડી ઓઢાડવી.' જુઓ અંધકાર.

**અંધારઘોટ**, પુ. વરસાદ ચડવાથી થઈ રહેલું જે અંધારૂં તે; ઘોરંભો; દુર્દિન; ચાલુને ચાલુ વરસાદનો ઘોરંભો રહ્યા કરવો તે; (દિશાઓમાંથી આવતા અજવાળાને બંધ કરવાને જેમ ક્ષિતિજમાં કોટ કરી લીધો હોય તેમ વાદળાંનું ઘેરાવું તે.) ઘણુંજ અંધારૂં હોય તે; અંધારઘોર.

**અંધારકોટડી**, સ્ત્રી. જેમાં અંધારૂં હોય એવી ઓરડી; કેદીઓને અંધારામાં કેદ રાખવાને ભોંયરામાં બનાવેલી અજવાળા વગરની જે ઓરડીઓ તે; કારાગ્રહ; તુરંગ; કેદખાનું.

**અંધારપટો**, પુ. દેખાય નહિ તે માટે આંખોની આડે બાંધવાનો જે પટો તે; અંધારી. ૨ આંખે પાટા બાંધી રમવાની છોકરાંની એક રમત.

**અંધારપિછોડી**, સ્ત્રી. ઓઢવાનું એવું ચમત્કારી કપડું કે જેથી તે ઓઢનારને સામું માણસ દેખી શકે નહિ; બીજું કોઇ દેખી શકે નહિ એવું ઓઢવાનું વસ્ત્ર. :-'અંધારપછેડી ઓઢી વિક્રમ, નીકળ્યો ચર્ચા જોવાને.' શામળ. ૨ જે ઓઢવાથી ઓઢનારને ઓઢાડનાર સિવાય બીજું સૂઝે જ નહિ તે; અંધારી; મોહિની. અંધારપિછોડો ઓઢાડવો=ઉલટા પાટા બાંધવા; અવળે માર્ગે-કંઇ સૂઝે નહિ એવે રસ્તે ચડાવવું.

**અંધારવું**, અ. ક્રિ. અંધકાર થાય એવું થવું; વાદળાંથી આકાશનું ઘેરાવું; છવાવું; ચડવું; ઘેરાવું; ઘોરંભાવું.:-વરસાદ અંધાર્યો છે.

**અંધારાં**, ન. આંખ-દષ્ટિમાં કુંડાળાં વળી નહિ દેખાય એવું થવું તે; તમ્મર; ફેર; ચક્કર. (ક્રોધથી કમકમાટથી કે નબળાઈથી ઝીણા જ્ઞાનતંતુઓ ઉશકેરાઇ જઈ આંખે દેખાયા ન દેખાયા જેવું થવું તે; મૂર્છા. આ શબ્દ બહુવચનેજ વપરાય છે.)

**અંધારી**, વિ. અંધારાવાળી; વદ પક્ષની; અજવાળારહિત. ૨ આંધળી.

**અંધારી**, સ્ત્રી. જેનાથી અંધારૂં કરાય તે વસ્તુ; દૃષ્ટિનું રોધન કરનારી વસ્તુ; ડાબડીઆળી. (ઘોડા બળદ તેમજ ચિત્તા આદિ પ્રાણીઓની આંખોએ બાંધવામાં આવતી આંખઢાંકણીઓ.) ૨ સોનીઓનું એક ઓજાર. ૩ ભૂરકી; મોહિની; (માણસ અમુક એક જ જણને દેખે, તેનાજ ફંદમાં ફસ્યું રહે એવું જે કંઇ તે.) અંધારી નાંખવી=બીજાને નહિ પણ માત્ર પોતાને જ જુએ એમ કરવું (મંત્રતંત્ર, ગુણ, ઉપકાર કે કોઇ એવી જ બીજી રીતે માણસને આંજી નાંખવું, ઘેલું લગાડવું–મોહી નાંખવું.)

**અંધારીઉં**, ન. જે પક્ષમાં ચંદ્રમા પ્રતિદિવસ મોડોમોડો ઊગતો અને કળાએ ઘટતો જાય છે તે પખવાડીઉં; વદ; કૃષ્ણપક્ષ. ૨ જેનાથી અંધારૂં થાય તે.

**અંધારીઉં–અજવાળીઉં**, ન. છોકરાંની એક જાતની રમત; તલકછાંયડો.

**અંધારૂં**, ન. (સં. અંધકાર. ઉ.) પ્રકાશનો અભાવ તે; તિમિર; તમ; અજવાળું નહિ તે; કાળપ; ઝાંખપ. ૨ અજ્ઞાન. ૩ અંધેર; ગેરબંદોબસ્ત જેમાં કશી સૂઝ પડે નહિ તેવી સ્થિતિ. અંધારે કુટાવું=માહીતી વગર અથડાવું તે; વગર સમજે મહેનત કરવી તે; વસ્તુસ્થિતિને બરાબર જાણ્યા વગર લડી મરવું તે. સો મણ તેલે અંધારૂં=સાધન હોવા છતાં પણ કાર્ય ન થવું તે; ગેરબંદોબસ્ત. અંધારે અક્કલ વહેંચાઈ છે=પાત્રાપાત્ર જોયા વગર થએલું કામ તે; અયોગ્યને મોટું સ્થાન મળેલું હોય તે સંબંધે આ રૂઢિપ્રયોગ વપરાય છે. અંધારે પણ ગોળ તો ગળ્યોજ લાગે–ખરૂં હોય તે તો કોઇ પણ સ્થળે ખરૂંજ છે અંધારે કંઇ કોળીઓ કાનમાં જાય ?=અજ્ઞાની પણ સ્વાર્થ તો સમજેજ.

**અંધારૂંઘોર**, ન. સાવ અંધારૂં; બહુ જ અંધારૂં હોય તે. ૨ બીલકુલ વ્યવસ્થા ન હોય તે; છેક ગેરબંદોબસ્ત.:–'દીવા નથી દરબારમાં, છે અંધારૂંઘોર.' (ઘોરઅંધારૂં.)

**અંધી**, (આંધી) સ્ત્રી. અંધારી; આંધળી. ૨ અંધારૂં થઇ જાય એવું પવનનું તોફાન. (ધૂળથી વાતાવરણનું એવું મેલું થઇ જવું કે જેથી અંધારૂં થઇ રહે.) ધુળેટું; પવનથી ધૂળ ઉડવી તે.

**અંધું**, વિ. આંધળું. 'અંધો થઇને ધંધે ધાયો વેડ ઉપાડી ભાર વહ્યો.' ક. દ. ડા. ૨ અજ્ઞાની.

**અંધેમૂલ**, વિ. હૈયાફૂટ; કમઅક્કલ; મૂર્ખ; આંધળા જેવું જ અજ્ઞાન.

**અંધેર**, ન. અંધારૂં ૨ ગેરબંદોબસ્ત; અરાજ.

**અંધેર**, વિ. અંધારાવાળું. ૨ જ્યાં કશો બંદોબસ્ત હોય નહિ એવું; અરાજક; અવ્યવસ્થિત; જ્યાં કશો નિયમ કે ધારો ન હોય એવું; સતોસત.

**અંધેરી**, સ્ત્રી. (અંધેર ઉ.) અંધારાવાળી. ૨ જેમાં અવ્યવસ્થા અને ગેરબંદોબસ્ત હોય એવી સ્થિતિવાળી; જ્યાં સારાસાર વિચારનો કંઇ વિવેક જ થતો ન હોય એવી (નગરી.)

**અંધો**, (અંધ.) આંધળો. ૨ માત્ર એક લક્ષવાળો. ૩ મુગ્ધ; મોહી ગએલો; આંધળોભીંત.

**અંધ્યારૂં**, (અધ્યારૂ.) પુ. (સં. અધ્વર્યુ ઉ) ગોર; પુરોહિત. ૨ (પારસીઓનો) મોબેદ; ધર્મની ક્રિયા કરાવનાર. ૩ ગુરુ; મહેતાજી.

**અંબ**, ન. (સં. अम्बु=પાણી.) પાણી; જળઃ–'કદંબનું અંબ ગયું, શિર લાગે શળથી.' વલભ. ૨ મા; બા; દેવી.

**અંબટ**, વિ. (મ. आंबट=ખાટું.) ખાટું; ખટાશવાળું.

**અંબર**, ન. (સં.) આકાશ; ગગન; વ્યોમ. ૨ કસબી બુટ્ટાદાર રેશમનું બહુજ મુલાયમ વસ્ત્ર; વસન; કપડું. ૩ એક જાતનું સુગંધીદાર દ્રવ્ય.

**અંધકાર**, પુ. (સં.) અંધારું; તિમિર; તમ. (પ્રકાશનો અભાવ તે.) ૨ અજ્ઞાન. ૩ કાળપ; શ્યામતા. ૪ છાનું રાખવું તે; પડદો.

**અંધકૂપ**, પુ. (સં.) બહુજ ઉંડો-પાણી પણ દેખાય નહિ એવો કુવો; પુરાઈ ગએલો અને ઘાસ ઊગવાથી ન દેખાય એવો થઈ ગએલો કુવો; છુપો કુવો.

**અંધતા**, સ્રી. (સં.) આંધળાપણું; અંધાપો; અંધત્વ. ૨ અજ્ઞાનતા.

**અંધતામિસ્ર**, ન. (સં.) યમલોકમાંનું એક નરક; રૌરવ.

**અંધત્વ**, ન. (સં.) આંધળાપણું; અંધાપો. ૨ અજ્ઞાન; અવિચાર.

**અંધપરંપરા**, સ્રી. (સં.) આંધળાઓ જેમ એક બીજાની હારેહાર ચાલ્યા જાય છે તેમ જોયા (વિચાર્યા) વગર જેમ ચાલતું હોય તેમ ને તેમ ચાલવું તે; આંધળાઓની હાર તે.

**અંધરાવું**, અ. ક્રિ. અંધારૂં થાય તેમ વરસાદનું ચઢવું; ઘેરાવું; ઘોરંભાવું. (આકાશનું વાદળાંથી છવાવું.)

**અંધાધુંધ**, (દ) વિ. આંધળું ને ધુંધળું-જેમાં કંઈ સ્પષ્ટ જણાય નહિ એવું. ગેરબંદોબસ્ત વાળું; અવ્યવસ્થિત; ઢંગ ધડા વગરનું; નિયમ કે કાયદા વગર જેમ તેમ ચાલતું હોય તેવું; જેમાં કોઈની વહાર ફરિઆદ સંભળાતી ન હોય તેવું.

**અંધાધુંધી**, (દી.) સ્રી. અરાજકતા; અ-વ્યવસ્થા; ગેરબંદોબસ્ત; અંધેર. ૨ આંધી.

**અંધાપો**, પુ. આંખે દેખાય નહિ એવી જે સ્થિતિ તે; અંધત્વ; આંધળાપણું.

**અંધાર**, વિ. જેનાથી અંધકાર જેવું થાય તેવું; અંધારાવાળું; જેથી કંઈ સુઝે નહિ એવું. ૨ મોહિની રૂપ; મુગ્ધ બનાવી દે એવું.:-'અંધારપછેડી ઓઢાડવી.' જુઓ અંધકાર.

**અંધારકોટ**, પુ. વરસાદ ચઢવાથી થઈ રહેલું જે અંધારૂં તે; ઘોરંભો; દુર્દિન; ચાલુને ચાલુ વરસાદનો ઘોરંભો રહ્યા કરવો તે; (દિ-શાઓમાંથી આવતા અજવાળાને બંધ કરવાને જેમ ક્ષિતિજમાં કોટ કરી લીધો હોય તેમ વાદળાંનું ઘેરાવું તે.) ઘણુંજ અંધારૂં હોય તે; અંધારઘોર.

**અંધારકોટડી**, સ્રી. જેમાં અંધારૂં હોય એવી ઓરડી; કેદીઓને અંધારામાં કેદ રાખ-વાને ભોંયરામાં બનાવેલી અજવાળા વગરની જે ઓરડીઓ તે; કારાગ્રહ; તુરંગ; કેદખાનું.

**અંધારપટો**, પુ. દેખાય નહિ તે માટે આંખોની આડે બાંધવાનો જે પટો તે; અંધારી. ૨ આંખે પાટા બાંધી રમવાની છોકરાંની એક રમત.

**અંધારપિછોડી**, સ્રી. ઓઢવાનું એવું ચમત્કારી કપડું કે જેથી તે ઓઢનારને સામું માણસ દેખી શકે નહિ; બીજું કોઇ દેખી શકે નહિ એવું ઓઢવાનું વસ્ત્ર. :-'અંધારપછેડી ઓઢી વિક્રમ, નીકળ્યો ચર્યા જોવાને.' શામળ. ૨ જે ઓઢવાથી ઓઢનારને ઓઢાડનાર સિવાય બીજું સૂઝે જ નહિ તે; અંધારી; મોહિની. અંધાર-પિછોડો ઓઢાડવો=ઉલટા પાટા બાંધવા; અવળે માર્ગે-કંઇ સૂઝે નહિ એવે રસ્તે ચઢાવવું.

**અંધારવું**, અ. ક્રિ. અંધકાર થાય એવું થવું; વાદળાંથી આકાશનું ઘેરાવું; છવાવું; ચઢવું; ઘેરાવું; ઘોરંભાવું.:-વરસાદ અંધાર્યો છે.

**અંધારાં**, ન. આંખ-દષ્ટિમાં કુંડાળાં વળી નહિ દેખાય એવું થવું તે; તમ્મર; ફેર; ચક્કર. (ક્રોધથી ક્રમક્રમાટથી કે નબળાઈથી ઝીણા જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઇ જઈ આંખે દેખાયા ન દેખાયા જેવું થવું તે; મૂર્છા. આ શબ્દ બહુ-વચને જ વપરાય છે.)

**અંધારી**, વિ. અંધારાવાળી; વદ પક્ષની; અજવાળારહિત. ૨ આંધળી.

**અંધારી**, સ્ત્રી. જેનાથી અંધારૂં કરાય તે વસ્તુ; દૃષ્ટિનું રોધન કરનારી વસ્તુ; ડાબ-ડીઆળી. ( ઘોડા બળદ તેમજ ચિત્તા આદિ પ્રાણીઓની આંખોએ બાંધવામાં આવતી આંખઢાંકણીઓ.) ૨ સોનીઓનું એક ઓજાર. ૩ ભૂરકી; મોહિની; (માણસ અમુક એક જ જણને દેખે, તેનાજ ફંદમાં ફસ્યું રહે એવું જે કંઇ તે.) અંધારી નાંખવી=બીજાને નહિ પણ માત્ર પોતાને જ જુએ એમ કરવું (મંત્રતંત્ર, ગુણ, ઉપકાર કે કોઇ એવી જ બીજી રીતે માણસને આંજી નાંખવું, ઘેલું લગાડવું-મોહી નાંખવું.)

**અંધારીઉં**, ન. જે પક્ષમાં ચંદ્રમા પ્રતિદિવસ મોડોમોડો ઊગતો અને કળાએ ઘટતો જાય છે તે પખવાડીઉં; વદ; કૃષ્ણપક્ષ. ૨ જેનાથી અંધારૂં થાય તે.

**અંધારીઉં-અજવાળીઉં**, ન. છોકરાંની એક જાતની રમત; તલકછાંયડો.

**અંધારૂં**, ન. (સં. અંધકાર. ઉ.) પ્રકાશનો અભાવ તે; તિમિર; તમ; અજવાળું નહિ તે; કાળપ; ઝાંખપ. ૨ અજ્ઞાન. ૩ અંધેર; ગેરબંદોબસ્ત જેમાં કશી સૂઝ પડે નહિ તેની સ્થિતિ. અંધારે કુટાવું=માહીતી વગર અથડાવું તે; વગર સમજે મહેનત કરવી તે; વસ્તુસ્થિતિને બરોબર જાણ્યા વગર લડી મરવું તે. સો મણ તેલે અંધારૂં=સાધન હોવા છતાં પણ કાર્ય ન થવું તે; ગેરબંદોબસ્ત. અંધારે અક્કલ વહેંચાઈ છે=પાત્રાપાત્ર જોયા વગર થએલું કામ તે; અયોગ્યને મોટું સ્થાન મળેલું હોય તે સંબંધે આ રૂઢિપ્રયોગ વપરાય છે. અંધારે પણ ગોળ તો ગળ્યોજ લાગે-ખરૂં હોય તે તો કોઇ પણ સ્થળે ખરૂંજ છે અંધારે કંઇ કોળીઓ કાનમાં જાય ?=અજ્ઞાની પણ સ્વાર્થ તો સમજેજ.

**અંધારૂંઘોર**, ન. સાવ અંધારૂં; બહુ જ અંધારૂં હોય તે. ૨ બીલકુલ વ્યવસ્થા ન હોય તે; છેક ગેરબંદોબસ્ત.:-'દીવા નથી દરબારમાં, છે અંધારૂંઘોર.' (ઘોરઅંધારૂં.)

**અંધી**, (આંધી) સ્ત્રી. અંધારી; આંધળી. ૨ અંધારૂં થઇ જાય એવું પવનનું તોફાન. (ધૂળથી વાતાવરણનું એવું મેલું થઇ જવું કે જેથી અંધારૂં થઇ રહે.) ધુળેટું; પવનથી ધૂળ ઉડવી તે.

**અંધું**, વિ. આંધળું. 'અંધો થઇને ધંધે ધાયો વેઠ ઉપાડી ભાર વહ્યો.' ક. દ. ડા. ૨ અજ્ઞાની.

**અંધેમૂલ**, વિ. હૈયાફૂટ; કમઅક્કલ; મૂર્ખ; આંધળા જેવું જ અજ્ઞાન.

**અંધેર**, ન. અંધારૂં ૨ ગેરબંદોબસ્ત; અરાજ.

**અંધેર**, વિ. અંધારાવાળું. ૨ જ્યાં કશો બંદોબસ્ત હોય નહિ એવું; અરાજક; અવ્યવસ્થિત; જ્યાં કશો નિયમ કે ધારો ન હોય એવું; સતોસત.

**અંધેરી**, સ્ત્રી. (અંધેર ઉ.) અંધારાવાળી. ૨ જેમાં અવ્યવસ્થા અને ગેરબંદોબસ્ત હોય એવી સ્થિતિવાળી; જ્યાં સારાસાર વિચારનો કંઇ વિવેક જ થતો ન હોય એવી (નગરી.)

**અંધો**, (અંધ.) આંધળો. ૨ માત્ર એક લક્ષવાળો. ૩ મુગ્ધ; મોહી ગએલો; આંધળોભીંત.

**અંધ્યારૂ**, (અધ્યારૂ.) પુ. (સં. અધ્વર્યુ ઉ.) ગોર; પુરોહિત. ૨ (પારસીઓનો) મોબેદ; ધર્મની ક્રિયા કરાવનાર. ૩ ગુરૂ; મહેતાજી.

**અંબ**, ન. (સં. અમ્બુ=પાણી.) પાણી; જળ:-'કદંબનું અંબ ગયું, શિર લાગે શૂળથી.' વલ્લભ. ૨ મા; બા; દેવી.

**અંબટ**, વિ. (મ. આંબટ=ખાટું.) ખાટું; ખટાશવાળું.

**અંબર**, ન. (સં.) આકાશ; ગગન; વ્યોમ. ૨ કસબી બુટ્ટાદાર રેશમનું બહુજ મુલાયમ વસ્ત્ર; વસન; કપડું. ૩ એક જાતનું સુગંધીદાર દ્રવ્ય.

**અંબરીષ,** પુ. (सं. अंब्=જવું+अरिष्.) એ નામનો એક ભક્ત રાજા.

**અંબષ્ઠ,** પુ. (सं.) બ્રાહ્મણથી વાણીઅણને પેટ થએલો પુત્ર. ૨ એ નામનો એક દેશ. ૩ માવત.

**અંબળાવવું,** સ. ક્રિ. કોઈ આંબળે એમ કરવું; વળ દેવરાવવો. ૨ ગોળાવવું.

**અંબળાવું,** અ. ક્રિ. વળ ખાવો; ગોળ ફરવું. ૨ પેટમાં વાયુનું ઘોળાવું; આંતરડાંએ ગૂંછળાં ખાવાં; ચૂંકાવું; આંતડાંમાં પીડા થવી. ૩ પોતાને રૂચતું નહિ થવાથી રીસમાં રહેવું; કમને-આનાકાનીએ કાર્ય કરવું; ચડભડવું; દસમોડાવું.

**અંબા,** સ્ત્રી. (सं.) મા; માતા. ૨ દેવી; શક્તિ. ૩ અંબાજી (આબુ ઉપર જે દેવીનું ધામ છે તે અંબિકા દેવી.) 'અંબા જોયાની છે આડીરે, અંબાય મોરી માડી.'

**અંબાજી,** સ્ત્રી. (सं.) અંબાભવાની; આબુમાં જે અંબાદેવીનું ધામ છે તેની અધિષ્ઠાત્રી દેવી. (ગુજરાતમાં આ માતાનું માહાત્મ્ય બહુ મોટું છે.)

**અંબાડી,** સ્ત્રી. (આ. આમારી. ઉ.) હાથી ઉપર બેસવા માટે બનાવેલી સુંદર બેઠક; પાલખી જેવી બેઠક; હોદ્દો. અંબાડીએ બેસી છાણાં વીણાય નહિ=જેવા સ્થાન ઉપર હોઇએ તેવું કાર્ય થાય.

**અંબાડીઉં,** ન. છાણાંનો ઢગલો; મોઢવું.

**અંબાડાં,** ન. બ. વ. એક જાતનાં ખાટાં ફળ.

**અંબાડો,** પુ. (वं.) ભીંડીની જાતનો એક છોડ અને ભીંડીના જેવાં રેષાદાર તેનાં જે છોટાં તે; શણ. (બંગાળમાં અંબાડાની ખેતી થાય છે અને તેના રેષા તૈયાર કરવાની મોટી મોટી અંબાડા મીલો છે.)

**અંબાર,** પુ. ઢગ; ઢગલો. 'અધ્ય ઓકતણો અંબાર કર્યો.' પ્રા. કા. (રૂપરૂપની અંબાર.)

**અંબાલિકા,** સ્ત્રી. (सं.) પાંડુ રાજાની માતા; પાંડવોની દાદી.

**અંબાલિકેય,** પુ. (सं.) પાંડુ રાજા; કુંતીના પતિ.

**અંબાવવું,** સ. ક્રિ. પ્રે. ખટાય તેમ કરવું; ખટવવું.

**અંબાવું,** અ. ક્રિ. ખટાશની અસર થવી; ખટાશ ચઢવી; ખટાવું; ખટાઈ જવું. (હાડકાં, દાંત અને ધાતુ ઉપર ખટાશની અસર થવી તે. (ચુડો જેમ સારો અંબાય તેમ સારો રંગ ચઢે. અંબાવીને લોટા માંજે તો ઉઘડે.) ૨ બહુ ઉપયોગ થવો; ઢીલા પડી જવું; ઓચાઈ જવું. (જમીજમીને દાંત અંબાઈ ગયા.)

**અંબિકા,** સ્ત્રી. (सं.) અંબા માતા; દેવી. ૨ ધૃતરાષ્ટ્ર રાજાની મા.

**અંબિકેય,** પુ. (सं.) ગણપતિ. ૨ ધૃતરાષ્ટ્ર.

**અંબુ,** ન. (सं.) જળ; પાણી.

**અંબુજ,** ન. (सं. अंबु+जा=જનમવું. થવું.) કમળ; પોયણું. ૨ પાણીમાં થતી વનસ્પતિ અને મચ્છ વગેરે.

**અંબુદ,** પુ. (सं. अंबु+दा=આપવું.) પાણીનો આપનાર; મેઘ; વરસાદ.

**અંબુધર,** પુ. (सं. अंबु+धृ=ધારણ કરવું. ઉ.) જળને ધારણ કરનાર; મેઘ; વરસાદ.

**અંબુધિ,** પુ. (सं.) સમુદ્ર; સાગર; દરીઓ.

**અંબુનિધિ,** પુ. (सं. अंबु+निधि=ભંડાર.) જળનો ભંડાર; સમુદ્ર; સાગર; દરીઓ.

**અંબુરુહ,** ન. (सं.) કમળ; પાણીમાં ઉત્પન્ન થએલું હોય તે.

**અંબુવાહ,** પુ. (सं. अंबु+वह्=વહેવું. અંબુને વહેનારો તે.) મેઘ; વરસાદ; જલદ.

**અંબેમાતકી જે,** અ. દેવીભક્તોનો માતાના મંદિરમાં જતાં આવતાં કરવાનો જયઘોષ.

**અંબોડી,** સ્ત્રી. નાનો અંબોડો; શિખા; ચોટલીની જે નાની ગાંઠ તે.

**અંબોડો**, પુ. (ब्रामोडो=શિખર,ટોચ) સ્ત્રીઓના માથાના વાળ ગૂંથીને વાળવામાં આવતી જે ગાંઠ તે; વેણીગુંફ; કેશપાશ; ચોટલો. અંબોડો વાળવો=વાળ હોળીને બાંધવા તે.

**અંબોરડો**, પુ. અંબોડો; ચોટલો; વેણી. 'નાગફેણુ અંબોરડો.' શામળ.

**અંબોળવું**, અ. ક્રિ. ખાટું બનાવવું. ૨ ઉમેરવું; વધારવું. ૩ આંબોળીઆ જેવું કરવું.

**અંબોળીઉં**, જુઓ આંબોળીઉં.

**અંભ**, ન. (સં.) પાણી; જળ.

**અંભોજ**, ન. (સં.) કમળ; પોયણું.

**અંભોજિની**, સ્ત્રી. (સં.) કમલિની; પોયણી.

**અંભોધર**, પુ. (સં.) મેઘ; વરસાદ. ૨ વાદળાં.

**અંભોધિ**, પુ. (સં.) સમુદ્ર; સાગર; દરીઓ

**અંભોનિધિ**, પુ. (સં.) સમુદ્ર; સાગર; દરીઓ.

**અંભોરુહ**, ન. (સં.) કમળ; પોયણું.

**અંભાં**, અ. ગાય વાછડાંનું જે બોલવું તે.

**અંશ**, પુ. (સં.) ભાગ; લવ; લેશ; હિસ્સો. ૨ કળા; અસર; લેગ. (આ શબ્દ બીજાની સાથે જોડાએલો વપરાય છે. ―જળાંશ, અક્ષાંશ, રેખાંશ વગેરે) આખા ગોળનો ૩૬૦ મો ભાગ તે. ૩ અપૂર્ણાંકમાં લીટી ઉપરનો જે આંક તે. રાશિચક્રનો ૨૦ મો ભાગ તે.

**અંશક**, વિ. ભાગ પડાવનાર; ભાગીઓ, વારસ.

**અંશાવતાર**, પુ. (સં.) અંશ-ઇશ્વરની કળાવાળો જે અવતાર તે; જેમાં ઇશ્વરાંશ હોય એવો જે અવતાર તે.

**અંશી**, વિ. (સં.) અંશવાળું; જેમાં અમુકનો કંઇક અંશ હોય એવું. ૨ ભાગીઉં.

**અંશુ**, ન (સં.) કિરણ; કર. :―હિમાંશુ.

**અંશુમાન**, પુ. (સં.) સૂર્ય. સૂરજ.

**અંશુમાલી**, પુ. (સં.) સૂર્ય; કિરણની માળાવાળો.

**અંહ**, અ. કરડાગીનો, ક્રોધનો, અને ખુમારીનો ઉદ્ગાર. ૨ વારસ્તો.

**આ,** પુ૦ [ સં૦ आ ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો બીજો કંઠસ્થાની દીર્ઘ સ્વરવર્ણ-અક્ષર; પહેલો દીર્ઘ સ્વર. ('અ'નું દીર્ઘ રૂપ.) ૨ અલ્પતા, વિસ્તાર, પામેપણું, મર્યાદા વગેરે દેખાડનારો ઉપસર્ગ. (અવ્યય.)–આરક્ત=ઓછું-જરા લાલ; આબાલવૃદ્ધ=નાનાં મોટાં સર્વ; આદ્વીપાંતર=દ્વીપો પર્યંત (પૃથિવી.) ગત્યર્થવાળા ધાતુઓની આગળ આવતાં 'આ' મૂળથી ઉલટો અર્થ બતાવે છે. –ગમ્=જવું તેનુ આગમ્=આવવું. ક્રોધ, તિરસ્કાર, અનુકંપા અને દુઃખમાં પણ 'આ' એવો ઉદ્‌ગાર થાય છે. – આ પાપ! સૂર મેળવવાને ગવૈયા ઉથલાવી ઉથલાવીને 'આ-આ' એમ ઉચ્ચાર કરે છે. ગળું દેખાડવા અને ગળામાં ઔષધ લગાડાવવાને મુખ પહોળું કરી 'આ' એવું ઉચ્ચારણ કરવામાં આવે છે.

**આં,** સ૦ [ સ૦ अयम् ઉ૦ ] અમુક જગા, વસ્તુ અને કાળ દેખાડનારો જે શબ્દ તે; 'પેલા'થી ઉલટું તે. ૨ વિ૦ પાસેનું; નજીકનું; કોઈ પણ નહિ પરંતુ અમુક એક જ.

**આઈ,** સ્ત્રી૦ [ સ૦ आर्या ઉ૦ મ૦ आई= મા, બા. ] માતા, મા; બા, જનની. ૨ દેવી. 'બેડો બાઈ બૂડતો તારો રે, અંબે આઈ પાર ઉતારો રે.' ૩ વિ૦ આ. 'એવી ગતિછે આઈ સેવકની.' પ્રા. કા. ૧૧-૧૨૭. પારસીઓ પણ 'આ' ને બદલે આઈ બોલે છે. ૪ નામકરણ પ્રત્યય:–મોટું ઉપરથી મોટાઈ; શેઠ=શેઠાઈ.

**આઈજી,** સ્ત્રી૦ [ સ૦ आर्या ] સાસુ; બાઈજી. (વહુએ સાસુને માટે વાપરવાનો માનભર્યો શબ્દ.) 'આગળ આઈજી એમ કહેતાં જે વહુને આપીશ સાકર,રે,:હવે તે બાઈજી એમ શું બોલો, થઉ તો ઘરની ચાકર રે.' બાળગીત.

**આઈતવાર,** પુ૦ [ સં૦ आदित्य=રવિ +वार=દિવસ ઉ૦ ] આદીતવાર, રવિવાર

**આઈતું,** વિ૦ તૈયાર, તૈયાર થએલું. ૨ વગર મહેનતે મળેલું; મફત.

**આઈન,** પુ૦ [ ફા૦ ] કાયદો; ધારો; કાનુન; રિવાજ, રસ્મ. ૨ આદર્શ; દર્પણ. ૩ સુંદર; સુશોભિત –આઈનમહલ.

**આઈનઅકબરી,** સ્ત્રી૦ [ ફા૦ આઈનિ -ઈ-અકબરી] અકબર પાદશાહના ધારા અને નિયમો વગેરેનો રાજનીતિને લગતો અબુલ ફઝલનો બનાવેલો ગ્રંથ. વા. મા. ૬.

**આઈસ,** પુ૦ [અં૦ Ice] બરફ; હિમ; ચખ; અતિશય ઠંડકથી અથવા કૃત્રિમ રીતે બંધાએલું પાણી. બરફ બનાવવા માટે પાણીને 'ઈથર'થી બાધવા-ટાઢું કરવામાં આવે છે.

**આઈસક્રીમ,** ન૦ [અં૦ Ice cream] બરફથી ઠારેલા દૂધનો અથવા મેવાના રસનો એક ખાવા લાયક પદાર્થ. એમાં સાકર એલચી તેજાનો વગેરે નાખવામાં આવે છે. સને ૧૬૬૭ માં ઈંગ્લંડમાં બીજા ચાર્લ્સ રાજાના વખતમાં તે જાહેર જાફતમાં વપરાયું હતુ. સ્પેન અને ફ્રાંસમાં પાચમી સદીમા અને ઈંગ્લંડમાં સાતમી સદીમા તે દાખલ થયું હતું.

**આઉ,** (હાઉ) પુ૦ કરડે એવો જીવડો. જુઓ 'અઉ'. ૨ વિશેષણ કરનારો પ્રત્યય:–ચડાઉ; ઉડાઉ, વગડાઉ.

**આએપત,** (આયપત) સ્ત્રી૦ [ સ૦ आय=ઉત્પન્ન. ] પેદાશ; કમાઈ; આવક. 'સિદ્ધાં કુત્તાં ને બામણાં, સાંઢાં ને સુતારાં, આએપત થોડી ને લડે ઘણાં તે છૂટાં સુનારાં.' આએપત વેરો Income tax ઇનકમટેક્ષ આવક ઉપરનો કર.

**આક,** પુ૦ આકડો. 'આક ધંતુરો શિવજી વિજયાના ભોગી.' પ્રા. કા

**આકએકલી,** ( આકડેડી ) સ્ત્રી૦ એક જાતની રમત; 'એણુગેણુ' ને મળતી દ્વારકાં તરફ રમાતી એક રમત.

**આકડી,** સ્ત્રી૦ આકડાની એક જાત. આકડા કરતાં એનો છોડ કંઈક નાજુક અને નાનો હોય છે આકડીની બે જાતો છે. એક ધોળી અને બીજી કાળી. આકડી પરણાવવી=ત્રીજી-વારનું લગ્ન કરનારાઓને પ્રથમ આકડીની સાથે લગ્ન કરાવવાનો હિંદુઓમાં રિવાજ છે. એમ કહેવાય છે કે, ત્રીજી સ્ત્રીથી શ્રેય થતો નથી પરંતુ ચોથીથી શ્રેય થાય છે. 'ચોથી ચોક પૂરે' તેથી ત્રીજું લગ્ન આકડી સાથેનું અને ચોથું પેલી ત્રીજીવારની કન્યા સાથેનું ગણાવાને આ લગ્નવિધિ કરાવવામાં આવે છે.

**આકડીઉં,** ન૦ આકડાનું રૂ; તૂર. ૨ આકડાનું દૂધ એકઠું કરવાનું શીંગડું. ૩ વિ૦ આકડાનું, આકડાને લગતું; આકડા ઉપરથી જેનું નામ પડ્યું હોય એવું.

**આકડો,** પુ૦ [ સં૦ अर्क.] એક જાતનો મોટાં પહોળાં પાનનો છોડવો. એનાં પાન ડાળી ને ફૂલ તોડતાં દૂધ નીકળે છે. તેને લંબગોળ ફળ થાય છે અને તે ફાટતાં તેમાંથી બીની સાથે લાગેલું રૂ હવામાં ઊડે છે. એને તૂર કહેવામાં આવે છે. આકડાનાં ફૂલ મહાદેવ હનુમાન અને ગણપતને ચઢે છે. આકડા વાવવા=ઠેકઠેકાણે વેર કરવું. આકડાના તૂરની માફક ઊડી જવું=કશા લેખામાં નહિ ગણાતાં નાશ પામવું. 'આકડાના તૂરની માફક ઊડી જશો જ્યારે મારા ધનુષનાં બાણ છૂટે.' શામળ. અં. વિ.

**આકર,** પુ૦ [ સં૦ ] ખાડો; ખાણ; રત્નાદિનું ઉત્પત્તિ સ્થાન-ખાણ. ૨ જથો; સમુદાય; સમૂહ. :-સુધાકર=સુધાનો સમૂહ તે=ચંદ્ર.

**આકરજ,** ન૦ [ સં૦ ] ખનીજ; ખાણમાંથી નીકળેલું તે.

**આકરણ,** ન૦ [ સં૦ ] બૂમ પાડવી; ધાંટો પાડીને બોલાવવું તે.

**આકરસવું,** સ૦ ક્રિ૦ [ સં૦ आ+कर्ष् =ખેંચવું ઉ૦ ] ખેંચવું; તાણવું. ૨ મોહ પમાડવો; લલચાવવું; મન હરણ કરવું. ૩ સંકોચવું.

**આકરસાવું,** સ૦ ક્રિ૦ ખેંચાવું; તણાવુ. ૨ મોહિત થવું. ૩ સંકોચાવું.

**આકરૂં,** વિ૦ ગરમ સ્વભાવનું; આકળું; ખામોશ ન ખાઇ જાય તેવું; મિજાજી. ૨ ઉતાવળું; અધીરૂં. ૩ મોંઘું; જેનો ભાવ ચઢી ગએલો હોય એવું. ૪ બરડ; તીવ્ર; કઠણ; સખત; બેગવાળુ.:-આકરો રૂપીઓ. 'આકરૂં પડવું= ભારે પડવું; કઠણ પડવું; નહિ પાલવવું. આકરો ભાવ=મોંઘો ભાવ; ચઢેલો ભાવ; વધુ કીમ્મત પડવી તે. 'આકરી બાધા=સખત બાધા.

**આકર્ણ,** અ૦ કાનસુધી; કાન પર્યંત.

**આકર્ષ,** પુ૦ ખેંચ; તાણ; આકર્ષણ. ૨ જુગટું; જુગાર. ૩ ધનુષ્યનો અભ્યાસ કરવો તે. ૪ કસોટી.

**આકર્ષક,** વિ૦ [સં૦] ખેંચાણકારક; તાણનારૂં. ૨ મોહક; લોભાવે તેવું; ધ્યાન ખેંચે તેવું.

**આકર્ષણ,** ન૦ [ સં૦ आ+कर्ष्=ખેંચવું સંકોચાવું. ઉ૦ ] ખેંચાવું તે; ખેંચાણ; તાણ. ૨ સંકોચ; સંકોચાવું તે. ૩ ખેંચવાની જે શક્તિ તે; ખેંચવાનો જે ધર્મ તે. ૪ મોહક ગુણ; વશીકરણ. ૫ દરેક વસ્તુમાં ખેંચવાનો તથા ખેંચાવાનો જે ધર્મ રહેલો છે તે. આના પાંચ ભેદ નીચે પ્રમાણે છે:-૧ ગુરુત્વાકર્ષણ-જે ધર્મથી સર્વ વસ્તુ પૃથ્વી ઉપર પડે છે તે. ૨ સ્નેહાકર્ષણ-જે ધર્મથી પદાર્થોનાં પરમાણુઓ એક બીજાને ખેંચી રાખે છે તે. ૩ રસાયનાકર્ષણ-જે ધર્મથી જુદી જુદી જાતની વસ્તુઓ એકત્ર કરતાં એક જુદીજ જાતનો નવો પદાર્થ બને છે તે. ૪ લોહચુંબનાકર્ષણ-જે ધર્મથી લોહચુંબક લોઢાને

પોતાની તરફ ખેંચે છે તે. પૃ. વેદ્યુતાકર્ષણ—જે ધર્મથી પદાર્થોમાં વીજળી ઉત્પન્ન થાય છે તે, અથવા વીજળીના જે ધર્મથી વસ્તુમાં આચકા ઉત્પન્ન થાય છે તે.

**આકર્ષણશક્તિ,** સ્ત્રી૦ [ સં૦ ] ખેંચવાની જે શકિત તે; કોઈ પણ વસ્તુને પોતાની પાસે ખેંચી લેવાનું કોઈ પણ વસ્તુનું જે બળ તે.

**આકર્ષણી,** સ્ત્રી૦ [ સં૦ ] આંકોડી; વાંસી. ઝાડ ઉપરથી ફળ ફૂલ ઉતારવાને બનાવેલી છેડે આંકડીવાળી લાકડી તે; આંકડી.

**આકર્ષવું,** સ૦ ક્રિ૦ આકર્ષણ કરવું; ખેંચવું; તાણવું. ૨ લલચાવવું, ચાહના—મોહ ઉપજાવવો.

**આકર્ષાવું,** સ૦ ક્રિ૦ તણાવું; ખેંચાવું; લલચાવું.

**આકર્ષિત,** વિ૦ [ સં૦ ] ખેંચેલું; તાણેલું. ૨ સંકોચાએલું. ૩ લલચાએલું; મોહ પામેલું.

**આકલન,** ન૦ [ સ૦ आ+कल्=બાંધવું-જાણવું. ] આકાંક્ષા; ઇચ્છા કરવી તે ૨ જાણવું તે; સમજી-કળી જવું તે.

**આકલનશક્તિ,** સ્ત્રી૦ (સ૦) કોઈ પણ વસ્તુને બાંધવાની, જમાવવાની કે ઘટ કરવાની જે શક્તિ તે; સંઘટ્ટન શક્તિ

**આકલિત,** વિ૦ ( નહિ કલિત તે અકલિત તેથી ઉલટું તે. ) જણાએલું; કળવામાં આવેલું; સમજાએલું. ૨ રૂંધાએલું, કેદ થએલું. ૩ અંદર આવી ગએલું, સમાએલું.

**આકલ્પ,** અ૦ એક કલ્પ સુધી; ચાર યુગ મળીને એક કલ્પ થાય છે તે આખા કલ્પ લગી.

**આકષ,** પુ૦ [ સં૦ ] કસોટી; નિકષ

**આકસબાકસ,** ન૦ આ તે; જે તે; ગમે તે; પરચૂરણ. તે આકસબાકસ ખાધા કરે છે. આકસબાકસ=કાચું કોરૂં; જે ને તે વારંવાર જેમ ગમ્યું તેમ ખાવું તે.

**આકસ્મિક;** વિ૦ [ સ૦ ] અચાનક; એકાએક. ૨ ઓચીંતું; અકસ્માતને લીધે બનેલું હોય એવું; અણધાર્યું.

**આકળવિકળ,** વિ૦ [ સ૦ आकुल व्याकुल-ઉ૦ ] આકળું; ગુસ્સાથી તપી ગએલું. ૨ બાવરૂં; ગભરાએલું. ૩ તલપાપડ થઈ રહેલું; રાતુંપીળું; ઉતાવળું.

**આકળાશ,** સ્ત્રી૦ આકળાપણું, ગરમ થઈજવાપણું; ગરમ સ્વભાવપણું. ૨ ગભટરા; ઉતાવળાપણું; ૩ અધીરાઈ.

**આકળું,** વિ૦ ગરમ—તાતા સ્વભાવનું; ગુસ્સે થઇ જાય એવું. ૨ અધીરૂં, ઉતાવળું ૩ ગભરાએલું

**આકંઠ,** (આકણ્ઠ) વિ૦ [ સં૦ ] ગળા સુધી; કંઠ લગી. ૨ સંપૂર્ણ; ભરચક ભરાઇ જવું તે.

**આકંપિત,** ( આકમ્પિત ) વિ૦ [ સં૦] કાંપતું; ધ્રુજતું; જરા જરા ધ્રુજેલું; હાલતું.

**આકાડોડી,** ( આકાદોડી ) સ્ત્રી૦ આકડાનું જે ડુંડું તે; આકડાનું ફળ; આકડીઈ.

**આકાર,** પુ૦ [સ૦ आ+कृ=કરવું ઉ૦] અમુક મર્યાદાથી બનેલું જે સ્વરૂપ તે, આકૃતિ; ઘાટ; રૂપ ૨ વર્તુલાદિ આકૃતિ; (ભૂમિતિમાં) ડોળ; રેખાસ્વરૂપ. ૩ શુમાર; અડસટ્ટો; આશરો. ૪ લક્ષણ; નિશાની. ૫ જમાબંધીનો જે દર તે. વીઘોટી.

**આકારણી,** સ્ત્રી૦ [ સ૦ ] જમીન અથવા વસ્તુની જે કીંમત કરવી અથવા દર ઠરાવવો તે; આંકણી; મોજણી; સર્વે; જમાબંધી. ૨ આંક પાડવાનું જે વતરણું તે.

**આકારવું,** સ૦ ક્રિ૦ [ સ૦ आ+कृ=કરવું

એક જાતની દવા. ભાંગનુ ઘી કાઢી તેમાં બીજી ઔષધિઓ મેળવી બનાવેલી એક કેફી અને વાજીકરણ કરનારી દવા-ઔષધિ.

**આકુળ**, વિ० ( સ० आकुल ઉ० ) ગભરાએલુ, બહાવરું, ગાભરૂ. ૨ આતુર, ઉત્સુક. ૩ પીડિત, તપી ગએલુ.

**આકુલાં**, ન० આકડાના ફળ, ડોડવા.

**આકુળવ્યાકુળ**, વિ० [સ०] ખુબ ગભ ગએલ, આકળવિકળ થઈ ગએલુ

**આકૂત**, ન० ( સ० आकूत=અભિપ્રાય ) અભિપ્રાય, આશય, ઇચ્છા ૨ ખબર, સમાચાર. 'કુંદનપુર આવીઆરે, ઋષિ સખી ને બે સુત, દીઠા દોણલારે, ભીમકે જાણ્યુ આકૂત' પ્રેમાનંદ• (વિ. સ્થૂલ, અતિશય જાડુ (માણસ)

**આકૃતિ**, સ્ત્રી० ( સ० आ+कृ=કરવુ ઉ० ) આકાર, ઘાટ, ડોળ, શીકલ ૨. મૂર્તિ, ચહેરો. ૩ અમુક જાતનો જે રેખાકાર તે (ભૂમિતિમા )

**આકૃષ્ટ**, વિ० (સં० ) ખેચેલ, તાણેલ, આકર્ષિત

**આકેબત**, સ્ત્રી० [ અ० ] અંત, છેડો, આખેરી ૨ ભાવિ, ભવિષ્યકાળ

**આક્ટ**, ( એક્ટ ) પુ० [ અ० Act ] કાયદો, ધારો; નિયમ.

**આક્ટિંગ**, વિ० [ અ० Acting. એક્ટિંગ० ] અવેજી, થોડો વખત કોઇને ઠેકાણે બીજુ કામ કરનાર, કામ ચલાઉ

**આક્રંદ**, ન० [ સ० आ+क्रन्द=રોવુ ઉ० ] વિલાપ, વિલપન, પરિદેવન; રડારડ, રોવુ તે. ૨ ઘણા જોરથી બૂમ પાડીને રડવુ તે. કલ્પાંત, કકલાણ,

**આક્રમ**, પુ० [ સ० ] પરાક્રમ, ઉત્કર્ષ ૨ ચઢવું ૩ પગરણ ૪ આગ્રહ. ૫ વ્યાપ્તિ ૬ ધોરણસર ચાલવાનો જે માર્ગ તે.

**આક્રમણ**, ન० (સ० ) ચઢાઈ: સ્વારી, હુમલો, ચઢવુ તે; ઉપર થઈ જવું તે. ૨ પરાક્રમ; ઉત્કર્ષ.

**આક્રાંત**, વિ० (સ० ) આક્રમણ કરાએલુ, અધિક્રાન્ત. ૨ ઘેરેલુ, ઘેરાયલુ ૩ દગાએલુ, હારેલું, પરાજીત, વશ કરાએલુ

**આક્રોશ**, પુ० (સ० ) આક્ષેપ, અભિષંગ, શાપ ૨ નિંદા, ગાળ, અપશબ્દ ૩ ઠપકો

**આક્ષિપ્ત** વિ० સ० आ+क्षिप=નાખવુ ઉ० ) નાખેલુ, ફેંકેલુ, અડચણ કરેલુ, દસ્તબરેલ, વાંધાવાળું, તકરારી ૨ ફેંકેલુ, ખેંચેલુ

**આક્ષેપ** પુ० ( સ० ) મર્મમાં ગ્હેવું તે, અભ્યાસ મહાવરો, મહેનત, ચાનક, ખેપ ૨ ખેંચવુ તે ૩ વાંધો, હરકત, અપવાદ નાખવો તે, હુમલ્લો કરવો તે

**આક્ષેપક**, પુ० (સ०) આક્ષેપ કરનાર ૨ મર્મો ગ્હેનાર, હુમલ્લો કરનાર, અપવાદ દેનાર, નિંદક

**આક્સિજન** પુ० ( અ० Oxygen ઓક્ષિજન ) પ્રાણવાયુ, જેનાવડે પ્રાણીઓ જીવે છે તે ગંધ વગરની હવા વાતાવરણમા ⅕ ભાગ ઓક્ષિજન હોય છે.

**આખડવું**, અ० ક્રિ० ઠોકર ખાવી, ઠેસ વાગવી, પડી જવુ "આખડી પડતા ઊઠી ઊઠી, વારે વારે ધાશુ" પ્રેમાનંદ ૨ ઠોકર ખાતા ને લગડાતા હિંડવુ ૩ અથડાઈ પડવુ. "ધાતા કસ પડયો આખડી" કૃષ્ણચરિત્ર ૪ (સુરત તરફ) અહીંથી તહીં તહીંથી અહીં એમ આવવુ જવુ, ફર્યા કરવુ, ૫ ભમવુ, ભટકવુ, રખડવું

**આખડીઉ**, ન० ઠોકર ખાઇને પડી જવુ તે, કેફ અથવા મદમા ચાલતા ચાલતા જમીનની અસમાનતાને લીધે કે પોતાના કપડામાં

ભરાયાથી વણા વલ્લા પગ પડતાં જે પડું પડું થતા ચાલવું તે.

**આખડી**, સ્ત્રી૰ આડી; બાધા કોઈ પણ ફળની પ્રાપ્તિને સારૂ દેવ પિતૃ વગેરેના બંધનમાં રહેવું તે. માનતા. (બાધાનું બંધન સાદું–સહેલું હોય છે અને આખડીનું બંધન સખત હોય છે. 'માતા તારાં દર્શન કરતા સુધી હાથને આંટી નાંખીને–અર્થાત્ ઢીંચણ તળે હાથ રાખીને ખાઇશ' એ આખડી કહેવાય છે.)

**આખડીપડવું**, અ૰ ક્રિ૰ ઠોકર ખાઇને પડવું. "અખડાઈ પડે છે રે સુંદરી, ચરણે વેલા વિંટાય ભૂલી ભમે છે રે ભામિની." નળાખ્યાન. ૨ ધંધામા નુકસાન પામી પાછા પડવું.

**આખર**, સ્ત્રી૰ (આ. આખિર્=અંત) છેડો; અંત; સમાપ્તિ. ૨ મરણું સમય. અ. છેલ્લે; છેવટે; અંતે; આખર સરવાળે; છેલ્લીવારે.

**આખરમોસમ**, સ્ત્રી૰ મોસમનો પાછલો ભાગ. ૨ આખર સાલ.

**આખરવું**, સ૰ ક્રિ૰ મેળવવું; અગ્રકવું.

**આખરસાલ**, સ્ત્રી૰ સાલની આખર; વર્ષનો છેલ્લો ભાગ અથવા છેલ્લો વખત. ૨ મરણનો વખત.

**આખરે**, અ૰ અંતે; છેવટે. ૨ નહિ ચાલે; જરૂર પડવે; નિરુપાગે; રાહ જોઇ જોઇને થાકી ગયા પછી.

**આખલીઉં**. ન૰ નાનો આખલો; નાનું બળદીઉં; પોઠીઉં.

**આખલો**, પુ૰ (સં૰ અ=નહિ ક્ષત=કપાએલો ઉ૰) સાંડ; ગોધો. જેને ખાસી ન કર્યો હોય એવો માતેલો વાછરડો–બળદ. આખલો બહુ માતેલો અને મોટી ખુંધવાળો હોય છે. "રાતા માતા આખલા, રાખી શીંગડાં સીધાં, આગળ માગ સુકાવતા, પદ પોલીસ્ર લીધાં" બાળ ગરબાવળી. આખલા ઉધામી=આખલાની પેઠે મસ્તાઈ કરવી તે.

**આખવું**, સ૰ ક્રિ૰ (આખ્યાન કરવું ઉ૰) કહેવું; બોલાવું. (ચારણોની બાષામાં આ ક્રિયાપદ વપરાય છે.)

**આખવો**, પુ૰ રૂપીઓ૰ (સુરત જીલ્લાના ચોધરા લોકો બોલે છે.)

**આખળીઓ**, પુ૰ આડણી; જેની ઉપર રોટલી વણવામાં આવે છે તે ગોળ અને સહેજ ઉંચો લાકડાનો કકડો.

**આખળી**, સ્ત્રી૰ પથ્થર ઘડવાની કોઢ; પત્થર ઠીક કરવાનું કારખાનું. (કાઠિઆવાડ)

**આખા**, પુ૰ અક્ષત; નહિ ભાંગેલા દાણા. શુકનના અને શુભ પ્રસંગના કામમાં વપરાતા દાણા ૨ અક્ષત ઉતારવા તે.

**આખાખાઉં**, વિ૰ લોભીઓ; એકદમ ઘણું ખાવાની લાલચ રાખનાર; વધારે મેળવવાની ઈચ્છા રાખનારો. ૨ આળસુ; વસ્તુને ભાગવાનો પણ શ્રમ લેવો ન પડે તો સારૂં એટલી બધી આળસ રાખનાર.

**આખાખાચો**, ઉપલો શબ્દ જુઓ.

**આખાડ**, પુ૰ (સ૰ અષાઢ) અસાડ મહિનો.

**આખાડભૂતિ**, પુ૰ ધર્મઢોંગી; ધુતારો. (સંન્યાસીને ઠગવા માટે કોઈ ઠગે આસાડી પૂર્ણિમાને દિવસે આતુર સંન્યાસ લઇ ઠગાઈ કરેલી તે ઉપરથી.) ધર્મનો ખોટો ઢોંગ કરી જગતને ધુતી ખાનાર.

**આખાડો**, પુ૰ (પ્રા૰ आक्खायम् ઉ૰) મોટો ખાડો. (હાથીને પકડવા મોટા ખાડા કરવામાં આવે છે તે.) ૨ અખાડો. ૩ વિ. અસાડ મહિનાનો, આસાડી. "તોગે પિકડો નાવીઓ, આવ્યો આખાડો મેહ" પ્રા કા.

**આખી,** સ્ત્રી૦ અક્ષત ઉતારવા તે, દાણા વાળવા તે.

**આખીઉં,** ન૦ ચામડાની પખાલનું ઉપલું મોઢીઉં. (પખાલમાં આખીઆ સુધી પાંણી ભર્યું છે. કાઠિઆવાડ.)

**આખું,** વિ૰ (સં૦ ક્ષણ=મારવું—क्षत अक्षत—प्रा० अक्खयम् ઉપરથી=આખું.) ભાગેલું, કાપેલું, તોડેલું નહિ એવું; સળંગ; અખોવન: સઘળું; સર્વ; પૂર્ણ; પુરૂં; કુલ; તમામ; જેને ક્ષત થએલો નથી એવું. " આખા ગામનું ઉતાર " કુલ ગામમાં નઠારામાં નઠારૂં.

આખા હાડકાનું=અનુદ્યોગી; આળસું.

આખી અણીએ=વગર હરકતે; કંઇ પણ અલવલ આવ્યા વગર; ઉતરી જવું તે.

આખો દહાડો નાગો ફરે ને નહાતી વેળાએ પડદો ધરે=મોટી અને અગત્યની બાબતને લેખવે નહિ અને નાની તથા નજીવી બાબત ઉપર બહુ ધ્યાન આપે એવું અવિવેકી

આખો લાડવો ખાવો=એકદમ પુષ્કળની ઇચ્છા કરવી તે. આ ખું કોળું શાકમાં જાય?= સ્પષ્ટ ખુલ્લી બાબત ભૂલાય નહિજ. તરણાનો મેરુ થાય? આખી રાત દળીને કુલડીમાં વાળ્યું= પહાડ ખોદી ઉંદર કાઢવા જેવું, " આખી રાત રોઈ ત્યારે એક ડોશી ખોઇ=નકામા મોટું આડંબર કરવું. ઢમઢોલ માંહી પોલના જેવું.

**આખું,** પુ૦ (સં૦) ઉંદર, મૂષક.

**આખુનજી,** આખુંજી પુ૦ (આ૦ આખુન=મહેતાજી.) મહેતાજી; ગુરુ; શિક્ષક; ઉસ્તાદ, શીખવનાર. આખુનજી લકડી તોડશો? તો કહે વો કાફરકા કામ, અને આખુનજી ખીચડી ખાશો? તો કહે કે બિસ્મીલ્લા. કામ કરવું નહિ અને ખાવાને તૈયાર.

**આખુકણી,** સ્ત્રી૦ ઉંદરીઉ, ઉંદરકણી

**આખુંપાખું,** વિ૦ આખું ને આંખું હોય તેવું. (પાખુ એ આખાનું નિરર્થક ઉચ્ચારણ વર્તન છે.) અદકચરૂં.

**આખુંભાગ્યું,** વિ૦ અધકચરૂં; નહિ ભગાએલું, ઘણામાંથી કોઇ કોઇ આખું હોય અને કોઇ કોઇ ભાગેલું હોય એવું.

**આખેટ,** પુ૦ (સં૦) શિકાર; મૃગયા. 'ચઢેલો આખેટે વનચર અને પંખિયોને, નસાડી મારી, ઉજાડ કરતો કાનનોને.' ખુ. પ્ર.

**આખેટક,** પુ૦ (સં૦) શિકારી; મૃગયા કરનાર; ૨ પારધી; વ્યાધ ૩ કૂતરો.

**આખેર.** સ્ત્રી૦ આખર; છેલ્લું. અ૦ છેવટ; અંતે.

**આખેપ,** પુ૦ મહાવરો; ટેવ (એને આરીણનો આખેપ પડ્યો છે સોરઠ.) ૨ મફર. 'આ ખેપે હું તો ઘણું કમાઓ, લાવ્યો અનર્ગળ માલ" પ્રા. કા

**આખોઘડી,** વિ૦ વારવાર; ફરી ફરીને; બહુવાર.

**આખ્યા,** સ્ત્રી૦ (સં૦) પ્રસિદ્ધ; ખ્યાતિ; નામના. ૨ ગુણકર્મ ઉપરથી પડેલું જે નામ સંજ્ઞા, અથવા અટક તે. અવટંક; આંબર. ૩ ૩ લોકવાયકા; ભુમારો; અફવા.

**આખ્યાત,** ત્રિ૦ (સં૦) કહેલું; કથિત ૨ જે પ્રત્યયથી ક્રિયાપદનાં રૂપ બને છે તે.

**આખ્યાન,** ન૦ (સં૦ आ+ख्या=કહેવું ઉ૦) કથા; કથાનક; કથન; વખાણ; વર્ણન; ચરિત્ર; બ્યાન. કોઇના ગુણનું; વર્તનનું કે ચરિત્રનું કથન કરવું તે. "આખ્યાન કહું નળરાયનું, તમે સાંભળો ભૂપાળ" પ્રા. કા. હેવાલ, ઇતિહાસ.

**આખ્યાયક,** પુ૦ [સં૦] કહેનાર; બોલનાર. ૨ દૂત; કાસદ. ૩ વ્યાસ; સૂતપુરાણી; આખ્યાન કરનાર.

**આખ્યાયિકા,** સ્ત્રી૦ [સં૦] કથા; વાર્તા, કહેણી. ૨ કવિતાનો એક રાગ. ૩ વંશાવલી વર્ણન.

**આગ,** સ્ત્રી. [ સં० अग्नि ઉ०] અગ્નિ; આતસ; દેવતા. ૨ મકાન વગેરેમાં અગ્નિ સળગી ઉઠી તેનું બળવું તે; લાય. ૩ ગરમી. ૪ બળતરા. ૫ આવેશ; જુસ્સો. ૬ ક્રોધ; દ્વેષ; અદેખાઇ; અત્યંત રીસ ચઢવી તે; ગુસ્સો લાગવો. ૭ આંચ; તાપ. ૮ રોશની; તેજસ્વિતા. આગ ઉઠવી=આગ ફાટી નીકળવી. ૨ દાઝયા જેવી બળતરા થવી. ૩ ક્રોધ કે રીસ ચઢવી; દ્વેષ થઇ આવવો. ૪ પાણી ફરવું; વ્યર્થ જવું.:–એના ભણતરમાં આગ ઉઠી આગ ફાકવી=ક્રોધ કરવો અને સામાને ક્રોધ કરાવવો. ૨ દ્વેષથી બળી જવું. આગ બળવી=બળતરા થવી; લાય ઉઠવી. ૨ દેવતા સળગવો. આગ મૂકવી=અગ્નિ સંસ્કાર કરવો. ૨ નિરપેક્ષતા બતાવવી. ૩ ઉપેક્ષા કરી ધિક્કારી કાઢવું. આગ લગાડવી=બાળવું; બાળી મૂકવું. ૨ કજીઓ કરાવવો. આગ લાગવી=લાય થવી. ૨ દ્વેષ, અદેખાઈ આવવી. ૩ ક્રોધ-રીસ ચઢવી. અણીની વેળા આવવી; છેલ્લી ઘડી–જેનો સત્વર પ્રતિકાર ન થઇ શકે એવું બનવું તે.:–આગ લાગે ત્યારે કુવો ખોદાવે આગ તે કયમ ઓલવાયેરે ' જે. ૪ એકદમ કોઈ ભાવનું ચઢી જવું, કિંવા એકદમ ઉતરી જવું તે.:–ભાવમાં તો હમણાં આગ લાગી છે. આગ વરસવી=સખત તડકો પડવો.:–બપોર થતા થતામાં તો ઘરની બહાર આગ વરસી રહે છે. ૨ ક્રોધથી આખો લાલઘૂમ થઈ જવી.—એની આંખોમાંથી તો જાણે આગ વરસી રહી છે. ૩ અદેખાઇ આવવી:–શોકયનો છોકરો જોઇ એના અંતરમાં તો આગ વરસે છે. આગ લાગે ત્યારે કુવો ખોદાવવો=વખત થઈ ગયા પછી કાર્ય કરવું તે; આગળથી નહિ ચેતવું તે; અસાવધાની.

**આગ,** પુ० [ સ. आगमन ઉ० ] આવવું તે; આગમન. ( હમણાં ફરીનો આગ નથી.) ૨ માર્ગ; આવરો; આવવા જવાનો વહેવાર–વહીવટ; મારો. ( આ ઘરનો આગ પેલી બાજુએ છે. જ્યાં પાણીનો આગ હોય ત્યાં પથર નાંખો. )

**આગઈ,** અ० આગળ; પાસે.

**આગગાડી,** સ્ત્રી. આગથી પાણીની વરાળ થઈ તેને જોરે ચાલતી જે ગાડી તે; Railway રેલવે; અગનગાડી; અગ્નિરથ; રેલગાડી.

**આગત,** વિ० [સ० आ+गम्=જવુ. ઉ०] આવેલું. ૨ મેળવેલું. ૩ જાણેલું.

**આગતસ્વાગત,** ન. [ સ. ] ઘેર આવતા પરોણાને સામા જઈ આવકાર આપવો અને ઘરમાં તેડી લાવી તેની સારી રીતે બરદાસ કરવી તે;–પરોણાચાકરી; અતિથિસત્કાર.

**આગતાસ્વાગતા,** સ્ત્રી. ( સ. ) પરોણાચાકરી; અતિથિસત્કાર; પોતાને ઘેર આવેલા માણસને માનભરી રીતે બોલાવી, બેસારી, ભોજનાદિથી તેની વિવેકસર સરભરા કરવી તે; આદરમાન આપવું તે; સન્માન આપવું તે.

**આગદાન,** ન. [ આગ +ફા. दान ] દેવતાનું જે વાસણ તે; આગીઉં. ૨ ( સ. दान=પુણ્ય ઉ० ) કોઇને પણ પુણ્યાર્થે અગ્નિસંસ્કાર કરવો તે; અગ્નિસંસ્કાર કરાવવાને દાન આપવું તે.

**આગંતુક,** વિ० [ સ० आ+ गम् ઉ० ] આવેલું; આવી ચઢેલ, હંમેશનું નહિ પરંતુ બની આવેલું; આવવું જવું હોય એવું. ૨ ના. આવી ચઢેલું માણસ; અતિથિ; મુસાફર; વટેમાર્ગુ.

**આગન્યા,** સ્ત્રી. જુઓ આજ્ઞા.

**આગબોટ,** સ્ત્રી० [ આગ = અગ્નિ + અ. Boat બોટ=હોડી. ] અગ્નિનૌકા; વરાળને જોરે ચાલનારૂં વહાણ. Steemer સ્ટીમર.

**આગમ,** પુ० [ સં० ] શાસ્ત્ર. ૨ સાંગવેદ. ૩ ધર્મશાસ્ત્રો; સ્મૃતિઓ. ૪ મંત્રશાસ્ત્ર. ૫ આરંભ; આદિઅવસ્થા. ૬ આવવું તે. ૭ ખત; દસ્તાવેજ; પુરાવામાં મુકાય એવો લેખ.

**આગમચ-જ,** અ. આગળથી; પહેલેથી; અગાઉથી; પહેલાં; પૂર્વે; આગળ. 'શાંતિસઘ સિધાવી આગમચથી ઊડી ગયું ઉર આ ' અ. શ.

**આગમણુ**, સ્ત્રી. ચૂલાની બેળ; ચૂલાનો આગલો ભાગ. ૨ જુઓ આંગમણુ; આય; શક્તિ; તાકાત.

**આગમન**, ન૰ [સં૰] આવવું તે; આવી પહોચવું; આવવું; પધારવું. (ગમનથી ઉલટું.)

**આગમનિગમ**, ન૰ [સં૰] શાસ્ત્રો; વેદ; ધર્મશાસ્ત્રો વગેરે ધર્મસાહિત્ય. "વળી તે આગમનિગમ જાણેરે, તિર્યકયોનિમાં જ્ઞાન કયાંથી આણેરે." પ્રેમાનંદ.

**આગમનિર્ગમ**, પુ૰ [સં૰] આરંભ અને અંત; શરૂઆત અને છેડો; કાર્ય અને કારણ. ૨ આવવું અને જવું તે; આયતીકાશ.

**આગમરહિત**, વિ૰ લેખવિનાનું; દસ્તાવેજ વગરનું ૨ જેને શાસ્ત્ર નથી એવું.

**આગમવું**, અ૰ ક્રિ૰ મરણીઆ થવું; મોટું સાહસ ખેડવું; શિરસટ્ટે કામ કરવું; આદરવું.

**આગમાપાયી**, વિ૰ [સં૰] આવે ને જાય એવું; ઉત્પન્ન થાય ને નાશ પામે એવું; 'તેવડે ચાલે આ સંસાર, આગમાપાયી તે નિરધાર.' અખો.

**આગમાળું**, ન૰ દાળ અને ભાત; દાળભાતનું જે ભોજન તે.

**આગમું**, જુઓ આગવું.

**આગરણુ**, સ્ત્રી૰ કહેડ; લોઢું તપાવવાની જમીનથી કંઈક ઉંચી બનાવેલી લુહારની જે ચૂલ તે. ૨ ખલાસણ; કાઠિઆવાડના હિંદુ ખારવાઓની જાતની જે સ્ત્રી તે.

**આગરવું**, સ૰ ક્રિ૰ સમાન અંતરે દોરીઓ પાથરવી, ચારના બારાના બંધ બાંધવા; પટા અથવા આંટાઓ નાંખવા.

**આગરું**, ન૰ મુખમાંથી દુર્ગંધ નીકળ્યા કરવી તે; મુખપાક; હોજરી અન્નનળ અને મુખમાંથી સડેલા ખોરાકની ગંધ નીકળ્યા કરે એવો એક રોગ.

**આગરો**, પુ૰ નાણાંની તંગીનો વખત.

**આગલું**, વિ. [સં૰ अग्रतः ઉ૰] પહેલાંનું; અગાઉ બનેલું. ૨ મુખ્ય; બહાર પડતું; મોખરાનું.

**આગવું**, વિ૰ [સં૰ अंग. ઉ૰] જેમાં બીજાનો ભાગ ન હોય એવું; પોતાનું; ખાસ; દલાયદું. આગવું ડહાપણ=માત્ર પોતાની મતિએજ ચાલવું તે.

**આગવો**, પુ૰ [સં૰ अग्रग ઉ૰ પ્રા૰ अग्गड. શુ૰ આગુવો; આગવો અને અગાઉ પણ થાય.] આગેવાન; નેતા. ૨ માર્ગ બતાવનારો; ભોમીઓ; આગળ ચાલનાર.

**આગસ્ટ**, પુ. [અં. August] ઈસ્વીસનના ખ્રિસ્તી વર્ષનો આઠમો મહીનો.

**આગળ**, અ૰ ગએલા વખતમાં; અગાઉ; અસલ; પૂર્વે; પહેલાં. ૨ પહેલેથી. ૩ પાસે; કને; નજીક. ૪ સન્મુખ; સામે. (તુલનાત્મક) "વિદ્યા આગળ લાછ હીંડે છે આઘું ઓઢી." શામળ. ૫ પ્રથમ; બહાર; મુખી દાખલ. આગળ આવવું=બહાર પડવું, પ્રસિદ્ધ થવું. આગળ દોડવું =બહાર ધશી જવું, ઉછળી પગ ભાગવો, સાહસ કરવું. આગળ જવું=ચઢિઆતા થવું; વધી જવું; ગજા ઉપરાંત કાર્ય કરવું. આગળ થવું=મૂકીને જવું; મરી જવું; આગેવાની લેવી. આગળ પડવું=પહેલ કરવી; બહાર આવવું; પ્રસિદ્ધ થવું. આગળ રહેવું=અગાડી; સન્મુખ; સામે. ૨ પૂર્વે; આગળ; અસલ; પહેલાં; અગાઉ. ૩ પાસે; નજીક; કને; સમીપ. ૪ (ગત્યર્થે) પૂરે ભાગે; અગાડી વધેલું હોય તેમ; વધ્યું હોય એવી હાલતમાં; (તે મારાથી બે ધોરણ આગળ છે.) બહાર; જાહેરમાં. (તે હમણાં ઠીક આગળ પડે છે.) આગળ આવવું. બહાર પડવું; પ્રસિદ્ધ થવું. આગળ દોડવું=ગજા ઉપરાંત કામ કરવું; હદ ઓળંગી

જવી; સાહસ કરવું. આગળ જવું-વધી જવું; ચઢિઆતા થવું. આગળ થવું-મૂકીને જવું; પહેલા મરવું. (અરેરે દીકરો તો ડોસીની આગળ થયો.) ૨ આગેવાની લેવી; નાયક થવું.

**આગળપાછળ,** અ૦ આગળ અને પછવાડે; સામે અને પુંઠે; ચારે બાજુએ; આજુ બાજુએ; ફરતું; આસપાસ. ૨ ગયા અને આવતા કાળ પ્રમાણે. ૩ લાગતુંવળગતું હોય તે પ્રમાણે.

**આગળી,** સ્ત્રી૦ લાકડાના જે નાના કકડાથી બારણું ઉઘાડવાસ થાય છે તે; ઉલાળી. ૨ મલમ ચોપડેલી, જે કપડાની કાપલી ગુમડા ઉપર મૂકવામાં આવે છે તે; પટી.

**આગળીઓ,** પુ૦ ઉલાળો; આગળો.

**આગળું,** વિ૦ ચઢિઆતું. શ્રેષ્ઠ; સર્વોપરિ; સરસ.-રૂપવતી ગુણ આગળી, રામા રત્નની ખાણ. શામળ.

**આગળો,** પુ૦ આગળીઓ; ઉલાળો; લાકડાના જે કડકાથી બારણું ઉઘાડવાસ કરી શકાય છે તે.

**આગા,** પુ૦ [ फा. આગા=ગૃહસ્થ. ] ગૃહસ્થ; શેઠ; સાહેબ. ૨ હિંદુસ્તાનમાં રહેતા અને વેપારને માટે આવતા જતા ઈરાની મુસલમાનો અને મોગલોને ' આગા ' એ નામથી બોલાવવામાં આવે છે.

**આગાખાન,** પુ૦ મુસલમાની ધર્મના એક સંપ્રદાયનો જે આચાર્ય તે. કચ્છ, કાઠિઆવાડ અને મુંબઈના ખોજા મેમણ આદિ નામે ઓળખાતા મુસલમાનોના ધર્મગુરુ.

**આગાખાની,** સ્ત્રી૦ જામદાની; એક જાતનું ફૂલેવાર મુલાયમ ઝીણું સુતરાઉ કપડું.

**આગામિક,** વિ૦ જે ( માણસ ) આવવાનું હોય તે; આવનાર.

**આગામી,** વિ૦ [ स० ] આવતું; હવે પછી આવનારૂં, ૨ થનારૂં; ભવિષ્યમાં આવનાર.

**આગાર,** પુ૦ [ स० ] મહેલ; મકાન; ઘર. ૨ રહેવાની જગા; રહેઠાણ; નિવાસસ્થાન. ૩ છુટ; મોકળાપણું. (જૈનોમાં)

**આગાહી,** સ્ત્રી૦ [ फा० ] ભવિષ્યવાણી; ભાવિ પરિણામનું આગળથી અનુમાન કરી કહેવું તે. ૨ ધારણા; તર્ક; અનુમાન.

**આગીઉં,** ન૦ આગ રાખવાનું વાસણ; અંગીઠી; આગદાન. વિ ગરમ, ગરમ મિજાજનું; આકરૂં; જલદ; કરડું; તામસી; તીખું.

**આગીઆખડક,** પુ૦ બળતા પહાડ; જ્વાળામુખી પર્વતો; જ્વાળામુખી પર્વતના જે ખડકો ફૂટી ફાટી જઇ જ્વાળાઓનું વમન કરતા હોય તે.

**આગીઓ,** પુ૦ ખદ્યોત; આગીઓ કીડો; ચોમાસાના દિવસોમાં થતા ઊડતા કીડાઓ. એ કીડાઓ અંધારામાં જ્યારે ઊડતા હોય ત્યારે પાંખની ઉઘાડવાસ થતા તેમના પાસામાંથી લીલો પ્રકાશ દેખાય છે. ૨ જેનો સ્પર્શ થતાં આગ બળે એવો એક જાતનો છોડ. ૩ જેનાથી આગ પ્રકટે એવો એક વીર-વૈતાલ; આગીઓ વૈતાલ એમ કહે છે. ૪ એક જાતની બહુજ ધોળી જાર. ૫ જારને થતો એક જાતનો રોગ કે જેથી કણસલામાંના દાણા બળી જાય છે અને જ્યારે તેને ખંખેરવામાં આવે છે ત્યારે તેમાંથી બળેલી રાખના જેવા ધુમાડા નીકળે છે.

**આગીદુગી,** સ્ત્રી૦ [ म. ] ખોડખાપણ; છિદ્ર; ભૂલચૂક.

**આગુવો,** પુ૦ આગેવાન; અગ્રેસર. ૨ રસ્તો દેખાડનાર; ભોમીઓ; વળાવો; પગી.

**આગે,** અ૦ અગાઉ; અસલના વખતમાં. ૨ પાસે. ૩ મળે તો, પહેલાં તો. ' આગે સવાયાનું ગોરસ, તારે પૈસો જોઈએરે, વેપાર દીઠો આ વજનો શું મૂળમાંથીએ ખોઇએરે. ' પ્રે.

**આગેતરૂં,** વિ૦ આગળ-પહેલાં વાવેલું; પહેલા વરસાદેજ જેનું વાવેતર કરવામાં આવ્યું હોય એવું; આગલું; આગળનું.

**આગેવાન,** વિ૦ આગળ પડનાર; મુખ્ય; અગ્રેસર; ઉપરી. ૨ સરદાર.

**આગેવાની,** સ્ત્રી૦ આગળ પડવું તે; સરદારી; ઉપરીપણું; મુખ્યપણું.

**આગોતર,** વિ૦ [ સં. અગ્રતર ઉ૦ ] પહેલાનું; પ્રથમ; પહેલવહેલું; શરૂઆતનું; આગળનું. આગેતર; આગેતરૂં પણ બોલાય છે. આગોતરૂં વાવેતર=પહેલવહેલાં વાવેલું તે.

**આગોપીછો,** પુ૦ અંગરખાનો આગલો તથા પાછલો ભાગ.

**આગ્નેય,** વિ૦ [ સં૦ ] અગ્નિકોણ સંબંધી; અગ્નિનું.

**આગ્નેયાસ્ત્ર,** ન૦ [ સં૦ ] અગ્નિવડે જેનો ઉપયોગ થાય છે એવાં હથિઆરો; દારૂગોળો; બંદુકો તોપો વગેરે જે દારૂગોળાથી ચાલતાં હોય તે અસ્ત્રો-હથિઆરો

**આગ્રહ,** પુ૦ [ સં૦ ] મનમાં આવ્યું તે કરવુંજ કરવું એવી જે વૃત્તિ તે; હઠ. ૨ અતિશય કાલાવાલા કરવા તે. ૩ અવશ્યતા; જરૂર; અગત્ય. ૪ કૃપા; મહેરબાની. આગ્રહ કરવો=આજીજી કરવી; ખહોશ કરવી. જક-હઠ કરવી. આગ્રહ ધરવો=ભમત કરવો; હઠ લેવી.

**આગ્રહી,** વિ૦ આગ્રહવાળું; આગ્રહ કરનારૂં. જીદ્દી; હઠીલું; જક્કી. ૨ ગમતી; અડીઅલ.

**આઘડું,** વિ૦ આઘું; દૂર; છેટે. ૨ ભલે-છાને, એવી તિરસ્કારવાળી ઉપેક્ષા બતાવતાં વપરાય છે.

**આઘાડો,** પુ૦ જુઓ અંઘેડો.

**આઘાત,** પુ૦ [સં૦ આ+हन्=હણવું. ઉ૦] શબ્દ થાય એમ અફળાવું અથવા ઠોકાવું ફટકો; ઝપાટો. ૨ એક વસ્તુનો બીજી વસ્તુ સાથે અવાજપૂર્વક અથડાટ થવો તે; અથડાટ. ૩ વધ. ૪ પ્રહાર; ઝટકો.

**આઘું,** વિ૦ [ સં૦ અ+ग्राह्य=લેવાય તેવું ઉ૦ ] ન લેવાય એવું; દૂર; છેટે હોય તેવું. માપથી અને કાળથી જે દૂર હોય એવું; પાસે નહિ તેવું. આઘું ઓઢવું=લાજ કાઢવી. આઘું કરવું=વાંસવું; તજીદેવું; ડાબું કરવું. આઘા જઈને પાછા પડવું=બહુ મહેનત કરીને થાકી જવું-એક દિવસ બહુ કામ કરીએ ને તેથી તબીયત બગડે તેથી દશ દિવસ કામ ન થાય, એવી જે અવિવેકી મહેનત તે. આઘું પાછું કરવું=સંતાડવું, છુપાવવું; સંકોરવું. લાંચ રૂશવત ખાવી, અપ્રામાણિક રીતે વર્તવું; ચાડી ચુગલી કરવી. આઘુંપાછું જોવું=ચારે તરફનો વિચાર કરીને વર્તવું. દીર્ઘદૃષ્ટિ કરવી. આઘુંપાછુ થવું=સંતાવું; ખશી જવું; ચોરાઈ જવું; અવળું કે અપ્રામાણિક કામ થવું તે. આઘુંપાછું કહેવું=ખોટું ખરૂં સમજાવવું. આઘું રહેવું=સંબંધ નહિ રાખવો, દૂર રહેવું; આઘું બેસવું=સ્ત્રીએ રજસ્વલા થવું. ૨ ધંધામાંથી નીકળી જવું.

**આઘુડો,** પુ૦ છોકરાઓની એક જાતની રમત.

**આઘૂર્ણ,** વિ૦ [ સં૦ ] ફરતું; ભમતું; ધ્રૂજતું; ભમરી-ચકરડી ખાતું હોય એવું; વીંઝાતું.

**આઘૂર્ણમાન,** વિ૦ [ સં. ] ધ્રૂજાવાએલું; ચક્કરચક્કર ફરતું; હાલતું; ભમાવી નાંખેલું; મુંઝાઇ ગએલું.

**આઘે,** અ૦ દૂર; છેટે; વેગળે.

**આઘેરૂં,** વિ૦ આઘું; દૂરનું. (કવિતામાં)

**આચકવું,** સ૦ ક્રિ૦ [ સં૦ आ+कृष्=ખેંચવું. ઉ૦ ] આચકો મારીને લઇ લેવું; ખેંચવું; ..ચી લેવું; ખુંચી લેવું. ૨ માથે લેવું; વહોરી લેવું.

**આચકી,** સ્ત્રી૰ તાણુ આવવી તે; તણાઈ જવું તે; તાણુ; ખેંચ; ફેફરું; વાઈઆવવી તે; ધનુર્વાની જે તાણુ તે; અથવા હિસ્ટીરિઆની જે તાણુ તે. ( માથું, ગળું અને મોઢું ઉંચકાઇ જાય એવી રીતે શરીરનું ખેંચાવું અને મુશ્કેલીથી શ્વાસલેવાવો તે. ) ૨ હલકો-ધીરો ધક્કો તે.

**આચકીલેવું,** સ૰ ક્રિ૰ બળથી કે છળથી પડાવી લેવું; ધક્કો મારીને લઈ લેવું; ખેંચી કે ખુંચી લેવું; છીનવી લેવું; ઉચાપત કરવું.

**આચકો,** પુ૰ કોઈ જાતના બળનો ધક્કો લાગવાથી અથવા પોતાના ગતિમાન બળને અટકાવવાથી અંબળાઈ પડવા જેવું થવુ તે; ધક્કો લાગવાથી, અકળાવાથી અથવા ગતિ રોકાવાથી જે અસર થાય છે તે; ધક્કો; હડસેલો; હડફટ. ૨ પાછા પડવું તે; સંકોચ થવો; ખમચાવું તે. ૩ ખોટ; નુકસાન ગોદો. ૪ હબક; ધ્રાસકો. ૫ હેલો; ઝોક; જોલો. આચકો આવવો=ગોદો લાગવો; નુકસાન આવવું. આંચકો ખાવો-ખમચાવું; અટકવું; અમુક કાર્ય કરતાં સંકોચાવું; પાછાપડવું.

**આચમન,** ન૰ [ સં૰ आ+चम्=પીવું ઉ૰ ] જમણી હાથેળીમાં થોડું પાણી લઈ પી જવું તે; ચાંગળું. આચમન મૂકવું=જળ લેવું; નિયમ કરવો. ૨ દાનમાં આપી દેવું. ૩ છોડી કે તજી દેવુ.

**આચમની,** સ્ત્રી૰ થોડું પાણી રહે એવી ચમચી; પુંજાપાત્રી કરતાં આચમન લેવાને માટે વપરાતું ધાતુનું નાની કડછી જેવું જે પાત્ર તે.

**આચરકુચર,** ( આચલકુચલ ) વિ૰ અમુક જ નહિ પરંતુ થોડુ આ, થોડું પેલું એવું જે પરચૂરણ તે; ( ખાવાનું, સરસામાન વગેરે.) કાચુંકોરું; પરચૂરણ; પ્રકીર્ણ; જુદું જુદું જે કંઈ તે; આ તે પેલુ વગેરે તે. ( ઘરમાં જે કંઈ આચલકુચલ હતું તે ખાઈ લીધું અને જે એમો થઈ શકયો તે આચરકુચર સરસામાનલઇ રતેવાઇ ત્યાંથી ચાલી નીકળ્યા. )

**આચરણ,** ન૰ [ સં૰ आ+चर्=ચાલવું. ઉ૰ ] આચરવાની જે રીતતે; વર્તણુંક; વર્તન; ચાલ; રીતભાત. ૨ ચરિત્ર; લક્ષણ; ચાલચલકત; ૩ વ્યવહાર; રીત.

**આચરવું,** સ૰ ક્રિ૰ [ સં૰ आ+चर=જવું ઉ૰ ] વર્તવું; અમુક નિયમ-રીત ધોરણ પ્રમાણે ચાલવું તે નિશ્ચયપૂર્વક કરવું તે; પાળવું; ૭ નિયમિત રીતે અમુક અમુક બાબતોમાં કાર્ય કર્યે જવું; કરવું; રાખવું.

**આચાર,** પુ૰ [ સં૰ ] અમુક રીતે ચાલવાની જે રૂઢિ તે; રીતભાત; વર્તન; વ્યવહાર; વહીવટ. ધર્મશાસ્ત્રોમાં કહેલા નિયમો પ્રમાણે ચાલવું તે, 'પવિત્ર જે પાળે આચાર, હરિજન તેજ તરે સંસાર' પ્રે. વિદ્વાન ડાહ્યા માણસોએ વર્તનને માટે ઠરાવેલા જે નિયમો તે; શિષ્ટ સંપ્રદાય. 'આચાર કરવો' યથાસ્થિત નહિ પરંતુ રૂઢિનો ભંગ ન થાય માટે કામ ચલાઉ કંઈક થોડું કરવુ તે; નામ માત્ર કરવું તે. 'દુર્મળની દીકરી રાંકડી, આચાર કરી બાપો રાખડી.' પ્રેમાનંદ.

**આચારજ,** પુ૰ [ સં૰ आचार्य. ] આચાર્ય. 'આચારજ તારો ઠોઠ, અવિદ્યા અર્પિતને' વલ્લભ. ૨ કાપડીઆ બ્રાહ્મણની નાત.

**આચારજી,** પુ૰ [ સં૰ ] માનવતો આચાર્ય; વડો આદિ આચાર્ય; વડો ધર્મોપદેશક; વડો શિક્ષક; મોટો મહેતાજી; ગુરુ. ૩ યજ્ઞ હોમ હવનના કામમાં જે મુખ્ય બ્રાહ્મણ હોય તે; કર્તા કારવતા.

**આચારભ્રષ્ટ,** વિ૰ [ સં૰ भ्रंश्-પડવું.भ्रष्ट =પડેલું. ] આચારથી ભ્રષ્ટ થએલું; ધર્મ, નીતિ અને વ્યવહાર વગેરે શિષ્ટ સંપ્રદાયની જે નિયમિત રીતભાત હોય તેની વિરુદ્ધ વર્તનાર, તેમાંથી નીકળી ગએલું; પતિત થએલું. 'નારો

રાય ગમે ત્યાં જાય, આચારભ્રષ્ટ તે તો અન્યાય'. ૩. આચરણની જે રૂઢિ હોય તેમાંથી પડી ગએલ.

**આચારવિચાર**, પુ૦ [ સં૦ आ+चर् અને वि+चर्=ચાલવું. ઉ૦] શરીરથી-દેહથી જે આચરણ-ક્રિયા કરવી તે આચાર અને મનથી જે આચરણ-વર્તન કરવું તે વિચાર; દેહથી અને મનથી, જાહેર તેમજ ખાનગી રીતે શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યું હોય તે પ્રમાણે વર્તવું તે; રીતભાત; વિવેક; રીતરિવાજ, રૂઢિ; વર્તન; શરીરથી અને મનથી વ્યવહરવાની જે શિષ્ટ પરંપરા તે. આચારવિચાર રાખવો=રીતસર વર્તવું; ભ્રષ્ટવેડા ન કરવો; ધર્મવિરુદ્ધ ન વર્તવું; વિવેક રાખવો તે.

**આચારી**, વિ૦ [સં૦ आचार+ई=વાળું.] આચારવાળું આચાર પાળનારૂ; યથાચારે ચાલનાર

**આચાર્ય**, પુ૦ [ સં૦ आ+चर्. ઉ૦ ] ધર્મ-સંપ્રદાય પ્રવર્તક; અમુક મત ચલાવનાર. ૨ વેદ-ધર્મશાસ્ત્ર વગેરે ભણાવનાર; મંત્રનો ઉપદેશ કરનાર; સંસ્કાર કરનાર. ૩ શિક્ષક; મહેતાજી; ગુરુ. ૪ કર્મને કરાવનાર; ગોર; પુરોહિત. ૫ વિદ્વાન, બોધ કરનાર; અમુક શાસ્ત્ર કે મતને ખાસ અભ્યાસી હોય તે, વડો ધર્મગુરુ.

**આચ્છાદન**, ન૦ [ સં૦ आ+छद्=ઢાંકવું.] ઢાંકવાનું જે કંઇ હોય તે; ઢાંકણ; ચંદરવો; છાજ; છાપરૂં; ચાદર; પટ; વસ્ત્ર વગેરે. ૨ સંતાડવું તે.

**આચ્છાદિત**, વિ૦ [ સં૦] ઢંકાએલું; છવાએલું; આચ્છાદન કરેલું હોય એવું.

**આછ**, સ્રી૦ છાશનું પાણી; પરાછ. ૨ ખોટ; ઘટ; વિરલતા; ઓછારણું. ( અરેરે શું કરીએ, ઘરમાં માણસોની આછ પડી ગઈ. ) આછાપણું.

**આછકલાઈ**, સ્રી૦ [છક=છલકાઇ જવું.] પોતાની મોટાઇ સાહ્યબી વગેરે બતાવવું અથવા કહેવું તે; ફૂલણજીપણું કરવું તે; પૈસાથી, સત્તાથી કે મનથી હું આવો તેવો છું એમ બતાવવું તે; છલકાઈ જવું તે; હલકાઈ; છાછરાપણું; અવિવેક; ન છાજવું; અઘટિતપણે વર્તવું તે.

**આછકલાપણું**, ન૦ આછકલાઈ; હલકાઈ; ન શોભે તેવી રીતે પોતાની મોટાઇનો દેખાવ કરવાપણું તે.

**આછકલાવેડા**, પુ. આછકલાઈ જણાય એમ કર્યા કરવું તે; આછકલાં વર્તનો. ( આ શબ્દ બહુ વચનેજ વપરાય છે. )

**આછકલું**, વિ૦ છાછરામનનું; ફૂલણજી; પોતાની મોટાઈ દેખાડવાની વૃત્તિવાળું. પૈસો સત્તા મોટાઈ વગેરેને જીરવી શકે નહિ એવું; અવિવેકી; વિચારશૂન્ય; નાદાન.

**આછટવું**, સ૦ ક્રિ૦ આસટવું; પછાડવું; મારવું; અફાળવું. ૨ ખંખેરવું; ઝાટકવું.

**આછણલુછણ**, ન૦ ટાપટીપ; ઠીકઠાક કરવી તે.

**આછર**, પુ૦ પહેરવેશ; પોશાક. ' ભાઇએ તો આજ આછર બદલ્યો છે.' નવલરામ. ૨ પાથરણું; આસન.

**આછરવું**, અ૦ ક્રિ૦ ઓસરવું; પાછા હઠી જવું. ૨ પાથરવું. ' ભરતીનાં પાણી આછરી ગયાં હતાં ' ગુ. જુ. વા. ૩ નરમ પડવું. ( બળીઆ જરાક આછર્યા છે.)

**આછીગરૂં**, વિ. ('આછી' શહેર ઉપરથી) મલાકામાં આવેલા ' આછી ' શહેરનું. આછીગરાં સોપારી. આછી નગરનાં અથવા ત્યાંથી આવેલાં જે સોપારી તે.

**આછું**, વિ૦ [ સ૦ अच्छ=ચોકૂખું ઉ૦] ભરેલું નહિ એવું; છૂટું છૂટું. ( આછા આછા બળીઆ છે.) ૨ ઝાંખું. ' તેમાં થકી ચળાઈ ચાંદની આછી પ્રકાશે. ' કુ. મા. ૩ થોડું થોડુ. 'આછા ઘુંઘટ વહુને વ્હાલેરા લાગ્યા.' સ્રીગીત. ૪ પાતળું; સુલાયમ; ઝીણું-' મારા આછા સાળું ફાટ્યા લાલ, અચકોમચકો કારેલી ' ૫ સં-

કોચાવું તે.–"થોડે જઇ વળ્યો રાય પાછો, થયો તનમનમાંહિ આછો.' ભાલણ. આછુંપાતળું=થોડું; કંઇક; થોડુંઘણું લાંબે વખતે મળે અને તે પણ વળી ઘણું નહિ એવું તે. (થોડુંઘણું) ફૂલ નહિ તો ફૂલની પાંખડી; ગજાસરનું.

**આછુબદામી,** વિ૦ ખુલ્લું બદામી; બદામના રંગનું પણ જરાક વધારે ખુલ્લું હોય તેવું. (ઘેરા બદામી રંગનું નહિ એવું.)

**આછુભુરૂં,** વિ૦ સહેજ ભુરૂં, ભુરાશ પડતું હોય તેવું; (સાવ ભુરૂ નહિ એવું.)

**આછેરૂં,** વિ૦ આછું. (કવિતામાં.)

**આછોતરૂં,** વિ૦ ઘણુંજ આછું હોય એવું.

**આજ,** અ૦ [સ૦ अद्य ઉ. प्रा. अज्ज =આજ,] જે દિવસને વિષે બોલવા કે લખવામાં આવતું હોય તેજ દિવસ તે. આજને= જે દિવસ કે વખત ચાલતો હોય તેને તે વખતે-દિવસે. આજકાલ=થોડા વખતમા. આજકાલનું=થોડાજ વખત ઉપરનું–અર્વાચીન. આજકાલ કરવી=વાયદા કરવા; ઉડાવવું. આજની ઘડી=આ પ્રસંગ–અવસર. 'આજની ઘડી=તો રળીઆમણી' આજ કોઇની તો કાલ આપણી અને 'આજ તારે તો કાલ મારે'=વાર ફરતી. સુખ દુ:ખ ચાલુ રહેતાં નથી ફર્યાજ કરે છે એમ. આજની ઘડીને કાલનો દહાડો=ગયું તે ગયું આવવાનુંજ નહિ.

**આજકાલ,** અ૦ હમણાં; વર્તમાનકાળમાં, હાલ. ૨ થોડાજ વખતમાં, આજ અથવા કાલ એટલામાં. આજકાલનો જોગી ને ઘુંટણ સામી જટા=વસ્તુ નાની અને ડોળદમામ બહુ તે.

**આજકાલનું,** વિ૦ થોડાજ વખત ઉપરનું; નવુંજ થએલું; અર્વાચીન; ૨ નાનું. ૩ હલેતું; અણુમમજુ. (આજકાલની વહુ તે જાણે ઘરની શેઠાણી.)

**આજન્મ,** અ૦ [સ. આ=આરંભથી जनू =જન્મવું ઉપરથી जन्म.] જન્મથી માંડીને; જન્મથીજ; જન્મથી તે મરણ સુધી; જન્મ પર્યંત. (ભીષ્મપિતા તો આજન્મ બ્રહ્મચારીજ રહ્યા હતા.)

**આજન્માંત,** અ૦ જન્મથી માંડીને મરણ સુધી; જીંદગીભર; આખા જીવનપર્યંત.

**આજપછી,** અ૦ અત:પર, હવે પછી. 'સ્યામરંગ સંગે ન જાવું મારે આજપછી શ્યામરંગ સંગે ન જાવું.' દયારામ.

**આજપર્યંત,** અ૦ આજ લગી; આજ સુધી.

**આજમ,** વિ૦ [આ૦ આઝમ] માનવંતું; મોટું; સરકારી કામદાર કે મોટા માણસના નામની આગળ માનને ખાતર આ શબ્દ લગાડાય છે. (આજમ તાલુકા સ્કૂલ માસ્તર.)

**આજલગી,** અ૦ આજપર્યંત; આજસુધી.

**આજસુધી,** અ૦ આજલગી; આજ પર્યંત; અત્યાર સુધી; આજ લગણ.

**આજાદ,** વિ૦ [फा. आज़ाद] છૂટું; ફરાગત; મોકળું; બંધનરહિત.

**આજાનબાહુ,** જુઓ આજાનુબાહુ.

**આજાનુ,** વિ૦ જાનુલગીનું; ઢીંચણસુધીનું.

**આજાનુબાહુ,** વિ૦ [સં૦ आ+जानु=ઢીંચણ લગી] જેના હાથ લાંબા હોય એવું; નીચા લાંબા હાથનું. (સીધા ઉભા રહેતાં જેના હાથ ઢીંચણે અડે એટલા લાંબા હોય તે; (હિંદુ રીતે ભાગ્યશાળી ગણાય છે) યુધિષ્ઠિર.'

**આજાર,** પુ૦ [फा. आज़ार=રોગ.] રોગ; વિકાર; દરદ; મંદવાડ. ૨ ઉપદ્રવ; મરજ (હમણાં બળીઆનો આજાર ચાલે છે.)

**આજારી.** વિ૦ [फा.] માંદું; બિમાર; રોગી; દરદી. ૨ અનુરાગ પીડિત. ૩ દુ:ખી.

**આજીજી,** સ્ત્રી૦ [आ. आजिज़=નિરાધાર.]

કાલાવાલા; અનુનય; પ્રાર્થના; કાકલુદી; વિનંતિ; બહુજ નમ્રપણે અરજ કરવી તે; કરગરવું તે.

**આજીવિકા,** સ્ત્રી૦ ( સં. ) ભરણપોષણ થાય એવી જે વૃત્તિ તે; ( કામ ધંધો યોજગાર નોકરી વગેરે ) ગુજરાન; ભરણપોષણ; નિર્વાહનાં જે સાધનો તે.

**આજુક,** વિ૦ આજનું.

**આજુબાજુ,** અ૦ આસપાસ; ચોફેર; ચારે તરફ.

**આજુબાજુએ,** અ. ચારે તરફ; ચોફેર; આસપાસ સઘળે. ૨ કોરે; છેટે, દૂર, આમતેમ. આજુબાજુએ ખશી જવું=આમતેમ જતા રહેવું; કોરાણે થઈ જવું. આજુબાજુએ જોઇને કામ કરવું=પોતાની બધી તરફની સ્થિતિનો વિચાર કરીને વર્તવું.

**આજે,** અ૦ [ સ. અદ્ય. ઉ. ] આજ; ચાલતે સમયે; હમણાં; જે કાળ ચાલતો હોય તેમાં.

**આજો,** પુ૦ [ સ૦ આર્ય, ઉ૦ ] વડુવો; માનો બાપ; દાદો.

**આજોકાજો,** પુ૦ એક જાતની ઔષધિ; દવા; ઓસડ.

**આજોપડવો,** પુ૦ [ સ૦ ] માના બાપનું શ્રાદ્ધ કરવાનો આસો સુદ એકમનો દિવસ.

**આજ્ઞા,** સ્ત્રી. [ સં૦આ+જ્ઞા=જાણવું. ઉ૦ ] આદેશ; ફરમાશ; હુકમ; ફરમાન; છુટી; પરવાનગી. આજ્ઞા આપવી=છુટી કરવી; રજા આપવી. આજ્ઞા માગવી–લેવી–રજા લેવી; પારવાનગી માગવી; બહાર જવાની–ઉઠવાની રજા લેવી. આજ્ઞા કરવી=હુકમ કરવો; ફરમાવવું. આજ્ઞા પાળવી–માનવી=તાબે રહેવું; હુકમ માનવો.

**આજ્ઞાકારી,** વિ૦ તાબેદાર; આજ્ઞાંકિત.

**આજ્ઞાંકિત,** વિ૦ [ સં૦ આ+અંકિત. ] આજ્ઞાથી અંકિત થએલ; આજ્ઞાને આધીન; આજ્ઞા માનનારૂં.

**આજ્ઞાધારક,** વિ૦ [ સ૦ આ+ધૃ=ધારણ કરવું. ઉ૦ ] આજ્ઞાને ધારણ કરનાર; તાબેદાર; ( સેવક; નોકર ) હુકમ ઉઠાવનાર. ૨ આજ્ઞા માને એવું; વશ વર્તતું રહે તેવું.

**આજ્ઞાનુયાયી,** વિ૦ [ સં૦ आज्ञा+अनु+या પાછળ જવું. ] આજ્ઞા પ્રમાણે કરનાર; જેવી આજ્ઞા હોય તેજ પ્રમાણે ચાલનાર; આજ્ઞાને બરોબર અનુસરનાર.

**આજ્ઞાનુસારી,** વિ૦ [ સં૦ आज्ञा+अनु+सृ=પાછળ જવું. ] આજ્ઞા પ્રમાણે વર્તનાર; આજ્ઞાને અનુસરનાર; આજ્ઞાનુયાયી; જેવી આજ્ઞા હોય તેજ પ્રમાણે કરનાર–વર્તનાર. 'આજ્ઞાનુસારી એહને વરદાન છે મુનિઓતણું.' યુ. ૫.

**આજ્ઞાપક,** વિ૦ [ સ. ] આજ્ઞા આપનાર; હુકમ કરનાર.

**આજ્ઞાપત્ર,** ન૦ [ સં૦ ] પરવાનો; સનંદ; લેખિત હુકમ; પરવાનગીનો દસ્તાવેજ; ફરમાન પત્ર; રાજાનો લેખી હુકમ; રજાચિઠ્ઠી;

**આજ્ઞાપન,** પુ૦ [સં૦ ] હુકમ; ફરમાન; વર્ધી.

**આજ્ઞાપાલક,** વિ૦ [ સ૦ ] આજ્ઞા પાળનાર; જેવી આજ્ઞા હોય તેજ પ્રમાણે વર્તનાર; આજ્ઞાધારક; તાબેદાર.

**આજ્ઞાભંગ,** પુ૦ [ સં૦ ] આજ્ઞા ભાગવી તે; નહિ માનવું તે; હુકમ તોડવો તે; નાફરમાની.

**આજ્ઞાવર્તી,** વિ૦ [ સં૦ ] આજ્ઞા પ્રમાણે વર્તનાર; આજ્ઞાનુસારી.

**આજ્ય,** ન૦ [ સ૦ ] ઘી; ઘૂપ. 'જેમ ગોરસમાંથી આજ્ય કાઢે' અખે. ગી. કડવું. ૨૨

**આઝા,** સ્ત્રી. ઇજા; હરકત; નુકસાન.

**આઝો,** પુ. વિશ્વાસ; શ્રદ્ધા; આકીન; ઇતબાર. ૩ દમ; હામ; હીંમત.

**આટ,** સ્ત્રી. છાણાંની તેની ઉપર ચડાવવાનું પાત્ર પડી ન જાય એવી જે ગોઠવણ તે;આરો; ઉબાળો.

**આટપવું,** સ. ક્રિ. સંકેલવું; પતાવવું; માંડી વાળવું; પૂરૂં કરવું. ૨ એકઠું કરી લેવું; સમેટી લેવું; સમાપ્ત કરવું.

**આટલામાં,** અ. [સ. एतत्-एतावत् ઉપરથી.] વિસ્તાર જ્યાં મુદત લાંબું ટુંકું થોડું ઘણું વગેરે રીતે હદ દર્શાવનારો અવ્યય.

**આટલું,** વિ૦ અમુક પરિમાણ, અમુક સંખ્યા કે અમુક મર્યાદાના જેટલું.

**આટલુંબધું,** વિ. હદ ઉપરાંત વધારે; ઘણું; બસ.

**આટવું,** અ ક્રિ. કઠણ પદાર્થનું આટા જેવું થઈ પાણીની સાથે ભળી જવું તે;ભળવું; ભળવું; મળી જવું; એકરસ થવું; (દાળ આટવી.) કચરીને, છુંદીને અથવા વાટીને એકરસ કરવું તે.

**આટાપાણી,** (આટોપાણી.) ન૦ આજીવિકા; આજીવિકાનાં સાધન; ખોરાક; રોજી; કમાણી. ૨ નસીબ; ભાગ્ય; દાણોપાણી. (દેશમાંથી આટાપાણી પુગં થયાં એટલે નીકળ્યા છીએ ને હવે જ્યાં આટોપાણી મળશે ત્યાં રહીશું.)

**આટાલૂણ,** ન. ધૂળપાણી; નકામા જવું તે; (આટામાં લૂણ પડતાં તે અભડાઇને ઉચ્ચ વર્ણના લોકોને નકામો થઇ પડે છે તેથી.) 'અવગુણીઆને ગુણ કરે, તે આટાલૂણમાં જાય.' લોગા.

**આટાપાટા,** પુ. એક જાતની રમત; ખારો પાટ. ૨ ચીંથરાં.

**આટાર,** સ્ત્રી. રેતી; વેળુ. (કચ્છ.)

**આટીઉ,** ન. લોટીઉં; ઘંટીમાંથી લોટ વાળી લેવાનો લુગડાનો કકડો.

**આટીઆંપાટીઆં,** ન. આટીઆં-હાટીઆં. રપિલું ઢાંકવાનાં હાટીઆં અને પાટીઆં પાટલા તથા રસોઈને લગતી બીજી વસ્તુઓ ધોઈ સાફ કરી નાંખી ભોજન વ્યાપારની સર્વ સમાપ્તિ કરી નાંખવી તે. 'આટીઆંપાટીઆં કરવાં'=ખાવું, વધેલું હોય તે ઢાંકી દેવું અને રસોડાં વાસણાં વગેરે સાફસુફ કરીને પરવારવું તે.) આટીઆંપાટીઆં કરી રહ્યાં ત્યારે બાઇએ ડોકું કાઢયું.) ૨ વડોદરા તરફ રમાતી એક રમત.

**આટો,** પુ અનાજને દળવાથી જે ભૂકો થાય છે તે; ચૂર્ણ; લોટ. ૨ ભેચો; છુંદો; ધાણ. આટો વાપરવો=જમણ કરવું. આટોપાણી= ખોરાક; આજીવિકા. ૨ ભાવિ, નસીબ. આટાલૂણ=નકામું; વ્યર્થ જવું તે. આટા ઉડવા=ધુમાડા નીકળી જવા; ખરાબ થવું; પાયમાલ થવું. 'મોચી કહે જો અમે કોપ્યા તો, ઉડશે એમના આટા' વે. ચરિત્ર. 'આટોકાઢવો=કામ કરાવી કરાવીને થકવી નાંખવું. આટોકૂટો કરવો=ઠેકાણે કરવું; પુરૂં કરવું; સંહાર થવો. આટો નીકળીજવો=ઘાણ વળી જવો. ૨ થાકી ત્રાસી જવું; અત્યંત મહેનત પડવી. 'હતભાગી નિજ શેઠ સમીપે ખૂબ તરીકાં તાણે; કામ કરી આટો નીકળે, પણ જગદીશ ન જાણે.' ધીરોભક્ત.

**આટોપ,** પુ. (સ૦) આડંબર; ભભકો; શેખી. ૨ દમામ.

**આટોપવું,** સ. ક્રિ. પસરેલી વસ્તુને એકઠી કરવી; સંકેલવું. ૨ બંધ કરવું-પાડવું. ૩ પુરૂં કરવું; પતાવવું; માંડી વાળવું.

**આઠ,** વિ. (સં. अष्ट ક.) ચાર ને ચાર; ૮. આઠવાર ને નવ તહેવાર=મોજમઝા;રમતગમ્મત અને ખાતાપીતામાં જ આનંદ માનનારાઓને માટે આ કહેવત કહેવાય છે. ૨ મળ ઉપરાંત કામ કરનાર; ન ટોલ ત્યાંથી લાંબું કરનાર. આઠેઅંગે=સંપુર્ણ પુરેપૂરૂં, તદ્દન; સર્વાંગે. (એ કામ કરવાની મને તો આઠે અંગે ખુશી છે.) આઠેઆઠ ઉમેદ=ખપી રીને ગણ અને ઉત્સાહી. આઠે પહોર અને બત્રીસે ઘડી=હંમેશ; નિરંતર, સદાય. 'પામર નરન રીસે

પ્રીતિ, નીતિ નહિ હરિના નામમાં, પહોર આઠે ને બત્રીસે ઘડી, કલ્પનાના કામમાં' શે. ભક્ત.

આઠઆની, વિ. અડધેઅડધ; અડધું.

આઠડો, પુ. આઠનો જે આંકડો તે; આઠ એમ દેખાડનારૂં જે ચિહ્‌ન તે; આઠનો અક્ષર.

આઠણું, ન. ભીંડીનાં છેટાંને વળ દેવાનું એક લાકડાનું ઓજાર.

આઠમ, સ્ત્રી. ( સં. अष्टमी ઉ. ) પખવાડી-આની આઠમી તિથિ.

આઠમું, વિ. ( સં. अष्टम् ઉ. ) આઠમા નંબરનું; આઠની સંખ્યા દેખાડનારૂં.

આઠસેં, ( સો. ) આઠવાર સો સો હોય એવી રકમ; ૮૦૦.

આઠી, સ્ત્રી. છોકરાંની એક રમત; આઠ ટુકા અથવા ખાંગડા-કોડાનું જે ઝુમખું તે. આઠ સેરનું ઝુમખા જેવું અંબોડામાં ઘાલવાનું સ્ત્રી-ઓનું એક ઘરેણું.

આઠીઉં, વિ. લુચ્ચું; ઠગ; છેકતરાય નહિ એવું; પક્કું; પહોંચેલું; કાબેલ; હોશિઆર.

આઠું, ન. અર્ધું; આઠમો ઘડીઓ અ-થવા પાડો. ( આંકમાં. )

આઠેઅંગે, અ. સર્વ રીતે; આઠે અંગથી; અંતઃકરણથી; સંપૂર્ણ રીતે.

આઠેઆઠે, અ. આઠમે આઠમે; આઠ; આઠ અને આઠ, એમ આઠઆઠને ક્રકડે; વિ-રામે.' આઠે આઠે પડતાં પાડે; વળી થોડો વિ-શ્રામ કેરો.' ક. દ. ડા.

આઠેક, વિ. આઠની લગભગ; આઠ લગી; આઠ સુધી; આસરે આઠ.

આઠેજામ, અ. આખો દહાડો રાત; ૨ રોજ; બારે માસ; હંમેશ.

આઠેપહોર, અ. ( સં. अष्ट+प्रहर ઉ૦ ) હંમેશ; રાત દિવસ; આખો દહાડો રાત; સદાય.

આઠેમ, ( આઠમ ) સ્ત્રી. પખવાડીઆની આઠમી તિથિ.

આઠો, પુ. સંવત્સરનું દરેક આઠમું વર્ષ તે.

આઠોઠ, સ્ત્રી. ઉભા છોડનાં કણસલાં ખ-ખેરીને એકઠી કરેલી જુવાર.

આઠોઢય, વિ. વ્યાપક; ઓતપ્રોત ભરેલું. 'જેમ જાર છોડ સહિત પાનોઠ; તેમ એક બ્રહ્મ સઘળે આઠોઢય.'

આડ, સ્ત્રી. બે વસ્તુને જુદી પાડનારી જે વસ્તુ કે નિશાની તે; વચમાં આડું પડી અટ-કાવવું તે; પ્રતિબંધ; હરકત; અટકાવ; અડ-ચણ; વાંધો; રોકણ. ૨ વચમાં પડી રક્ષણ કરવું તે; ઓથ; સહાય; સંભાળ. ૩ હઠ; આ-ડાઈ; જીદ; દુરાગ્રહ. ૪ આડું તિલક કરવું તે; પિયળ; કપાળમાં ચોડવાની લંબગોળ તારા પટી તે.

આડકતરાનું, વિ. તદન આડું નહિ પ-રંતુ વાંકુ થયું જતું હોય તેવું. ૨ પરોક્ષ; બીજી રીતે.

આડકતરૂં, વિ. ( સં. कृत्=કાતરવું ઉ૦ ) આડું કાપવું તે; વાંકુ; ઉલટું જવું તે; આડું થઈને જવું.

આડકથા, સ્ત્રી. એક મુખ્ય કથા ચાલતી હોય તેમાં દષ્ટાંત તરીકે જે બીજી કથા આવે તે.

આડકાઠ, ન. ગમે તે કોઇ જાતનું લા-કડું; સાગ નહિ પરંતુ બીજું જે લાકડું તે.

આડખરચ, ન. નિત્યના ચાલુ ખરચની ઉપરાંત બીજું જે કંઈ ખરચ આવી પડે તે.

આડખીલ, ( લી ) સ્ત્રી. હરકત; અડચ-ણ. ૨ આગળી.

આડગીરો, ના. જેને ત્યાં જે વસ્તુ ગીરો હોય તેણે તે વસ્તુને કોઇ બીજાને ત્યાં ગીરો મૂકવી તે.

આડઘરેણે, અ. જુઓ આડગીરો.

આડઘોડો, પુ. નાની જાતનો ઘોડો; ટટ્ટુ; ૨ રોઝ; વનાશ્વ.

આડણી, સ્ત્રી. રોટલી વણવાની જે ત્રિ-પાઇ તે; આડણીઓ.

આડત, સ્ત્રી. જ્યાં ધણી ન હોય ત્યાં ધણીની વતીનું જે કામકાજ ચાલે તે; દલાલી અથવા લેવડદેવડના વહેવારે ધંધો કરવાનું વેપા-રીનું જે કામકાજ તે.

**આડતાળો,** પુ. હિસાબ કરી જવાબ આ-વે ત્યારે તેના જે આંકડા મેળવવા તે. ૨ અડતાળીસો તોલ.

**આડતીઓ,** પુ. વેપારીનીવતી કામ કરનાર; આડત ચલાવનારો; પ્રતિનિધિ; મુનિમ. Agent.

**આડતીસ,** (ત્રીશ) વિ. ત્રીસને આઠ; ચાળીસમાં બે કમ; ૩૮.

**આડત્રાંસું,** વિ. આંડું અને ત્રાંસું હોય એવું; ઉભું કાપવાનું હોય અને આડું કપાઈ જાય તે; આડુઅવળું; સીધું પણ સમાનસીધાપણામાંથી બહાર ગએલું.

**આડદાવો,** પુ. સામોદાવો; ઉલટો દાવો; એક દાવો મંડાયો હોય તેની સામે બીજો દાવો કરવો તે.

**આડપડદો,** પુ. બેની વચમાંઆડું કપડું રાખવું તે; પટંતર; અંતરપટ. ૨ વિનય; લાજ; શરમ; મર્યાદા.

**આડપાસું,** અ. એક બાજુએ; બાજુ ઉપર. ચત્તું નહિ તેમ ઉંધું પણ નહિ એવું; પાસા ભેર. ૨ સિધે રસ્તે નહિ પરંતુ તેની બાજુએ

**આડફટ,** સ્ત્રી. હડસેલો; ધક્કો. ૨ સહેજ હડસેલો વાગવો તે.

**આડફેટું,** વિ. કુરસ્તે; માર્ગની બહાર; અવળું; ઉંધે રસ્તે; રસ્તાથી દુર બાજુએ. 'આડફેરો ગયો ચાલી, સીધો માર્ગ મૂકી કરી.' વ.

**આડબંધ,** પુ. લાકડાનો કંદોરો; બાવા લોકો માલકાંકણી કે બીજા કોઇ વેલાનો જે કટિબંધ પહેરે છે તે.

**આડભીંત,** સ્ત્રી. કોઇ કારણસર કરેલી વચમાંની ભીંત; મોટાં મકાઝાદાર ઘરોમાં મોટા બારણાની સામે જે ભીંત ભરેલી હોય છે તે (આ ભીંતને લીધે ઘરમાં પેસતા માણસની નજર એકદમ ચોકમાં પડતી નથી.)

**આડભીંતીઉં,** ન ભીંતની જોડે ભીંત ભરીને બનાવેલું પડભીંતીઉં; કોઠાર; ભંડાર. (પડીત અથવા કરાની જોઇજ ન પરખાઇ આવે તેમ એક આડભીંત ભરી લઈ ખજાનો રાખવાને કરેલું સ્થાન.)

**આડંબર,** વિ. આડંબરવાળો; ઢોંગી; બનાવટી મોટાઇ દેખાડનાર; ડોળી.

**આડંબરી,** ન. (સં.) કૃત્રિમ દેખાવ કરવો તે; ડોળ; ખોટો દેખાવ; ફુલ; દમામ; દિમાક. ૨ અહંકાર; ગર્વ.-મનની શુદ્ધિ જ્યારે થાયે, ત્યારે મતિ આડંબર ચૂકેજી. પ્રેમાનંદ. ૩ ફેલાઇ-છવાઇને ભરાઈ રહેવું તે; વિસ્તાર; ડુંગરાટ; ખટાટોપ; ઘેરાવો; ફુલાવો.

**આડર,** પુ (અ. Order) હુકમ; વર્ધી. ૨ પરવાનગી; રજા. ૩ મનંદ; પરવાનો. ૪ વ્યવસ્થા; ગોઠવણ; રચના. નિયમમાં ને સભ્યતામાં વ્યવસ્થિત રીતે રહેવું બેસવું કે વર્તવું તે; મર્યાદા; રીતભાત; આચાર.

**આડરસ્તો,** પુ. વચમાં થઇને જવાનો માર્ગ; રાજમાર્ગ નહિ પરંતુ ગલીકુંચીનો રસ્તો તે; ઉમાર્ગ.

**આડલું,** જુઓ આરડવું.

**આડસર,** સ્ત્રી. પાણી અટકાવવાની જે ભીંત તે; પાળ; પાળીઓ; બાંધ. ૨ મોભ; આડી પાટડી; અડસર.

**આડસાલે,** અ એકાંતર સાલે; એક મૂકીને બીજી સાલે.

**આડસોડીઉં,** ન. છાતીની આડે જે ઓઢવું તે; શરીર ઉપર કપડું ઓઢવાની એક રીત તે; એક ખભો ઢકાય અને એક ઉઘાડો રહે તેમ જે ઓઢવું તે. ૨ આડસોડીએ ઓઢવાનું જે કપડું તે; ગોદડાની રજાઈની કે માલની સાથે અંદરના ભાગમાં રાખીને ઓઢવાનું જે કપડું તે; પિછોડી; ચાદર.

**આડા,** પુ. આગ્રહ; હઠ; આડાઈ.-'રીમતને રહ્યા ઘોડા દહાડા, કુંવરબાઇ લે છે આડા' પ્રેમાનંદ.

**આડાઅવળા,** જુઓ આડુંઅવળું.

**આડાઇ,** સ્ત્રી. આડું પડવાની-દરકાર લેવાની-હઠ કરવાની જે ટેવ તે; હઠ; જીદ; જક.

૨ વાંકાપણું. ૩ વિરૂદ્ધતા.

**આડાખીલી**, સ્ત્રી. નડતર; હરકત; અડચણ; ફાંસ.

**આડાબોલું**, વિ. વાંકાબોલું; વિરુદ્ધ બોલનાર; પ્રતિકૂલ બોલનાર; ઉલટું બોલનાર.

**આડામોઇ**, વિ. હઠીલું; આગ્રહી; જીદ્દી; જક્કી.

**આડી**, સ્ત્રી. આડે મૂકવાની જે વસ્તુ તે. (કમાડ ખાટલા વગેરેની વચમાંનું જે આડું લાકડું તે.) ૨ હદ; સીમા. ૩ કુસ્તીમાંનો એક દાવ. ૪ આખડી; બાધા.–અંબા જોયાની છે આડી રે, અંબાય મોરી ગાડી. સ્ત્રીગીત. ૫ હઠ; જક.

**આડીઆકરસણ**, ન એક જાતની વનસ્પતિ; હાડીઆકરસણ.

**આડીઆણ**, સ્ત્રી. કોઇ બાબતમાં અટકાવ કરવા જે સમ દેવામાં આવે છે તે: શપથ; પ્રતિજ્ઞા; કસમ. કોઈ પણ બાબતમાં આથી આગળ ન જવું એવી જે સોગનપૂર્વક આજ્ઞા કરવામાં આવે છે તે. 'આડીઆણો દીધી છે અમને રઘુપતિગમ હદમાં રહેજોરે.' ક. દ. ડા.

**આડાઉં**, ન. લાકડાંને આડાં વહેરવાનું કરવત; પતરૂં. (આ કરવત સીધું તેમ અર્ધ ચંદ્રાકાર એમ બે તરેહનું હોય છે. એનાથી લાકડાને ઉભું નહિ પણ આડું વહેરાય છે માટે આડીઉં.)

**આડીટર**, પુ (અં. Auditor) હિસાબ તપાસનાર; નામું જોનાર. ૨ સાંભળનાર શ્રોતા.

**આડીતર**, સ્ત્રી. બે ગામ વચ્ચે આવેલો ખાડી પાર ઉતરવાને હોડીમાં બેસવું તે.

**આડીભાષા**, સ્ત્રી. ઉલટીવાણી; આડુંજ બોલવું તે. ૨ અટપટી ભાષા.

**આડીલીટી**, સ્ત્રી. ઉભી નહિ એવી જે લીટી તે: પહોળાઈની બે મર્યાદાઓને જોડનારી જે લીટી તે

**આડીવાટ**, સ્ત્રી. આડો રસ્તો; ન જવાય તેવો માર્ગ. ૨ વચલો માર્ગ; ખેતર–વાવેતર વગેરેની વચમાં થઇને જતો જે માર્ગ તે. આડી વાટની ધૂળ=કંઈ નહિ. (કારણ કે આડી વાટે ધૂળ લગભગ નહિ જેવીજ હોય છે માટે.)

**આડીવાડી**, સ્ત્રી. વંશપરિવાર; કુટુંબકબિલો; વસ્તાર.

**આડું**, વિ. જેના એક છેડા નીચે પૃથ્વી અને બીજા છેડા ઉપર આકાશ નથી એવું; ઉભું નહિ તે; જેના છેડા અને લાંબું પાસુ જમીનને લાગેલાં હોય એવું; ૨ સીધું નહિ તેવું; વાંકુ વળેલું. ૩ વચમાં પડેલું આવેલું હોય તેવું. "આડી રાત તેની શી વાત હો રમતાં રઢ લાગી રાણીને." પ્રા. કા. ૪ હઠીલું; જક્કી. ૫ વાંધા પાડીઉ. આડી જીભ ઘાલવી=કોઇ કંઈ શુભ કાર્ય કરતું હોય તેને વારવું તે. આડેહાથે=ખોટે માર્ગે, અપ્રમાણિક રીતે. આડો અવળો હાથ મારવો=આમ તેમથી ચોરી છુપીને માર્ગે–લાંચ રૂશવતથી ખીસું ભરવું તે. આડાઆંક વાળવો=હદવાળવી, તોબા કરાવવી, ગજબ કરવો. 'ભભૂત ચોળીને શિવજી, વાજ્યો આડાઆંકરે, એવાં એવાં લક્ષણે પાણી ન પાઉં કાંકરે. નૃસિંહ. આડી દોટ ખાવું=અપ્રમાણિક રીતે ધમધોકાર ઘર ભર્યે જવું તે.

**આડું**, ન. જે કંઈ વચમાં પડેલું હોય તે; નહિ ગમતું જે હોય તે. રીસ ચઢે એવું જે કામ તે. ૨ ગાડાનું આડું; ગાડાને પાંજરી રહે તે માટે જે લાકડાના ઉભા ટેકા હોય છે તે; વાંકું પડવું તે; ખોટું લાગવું તે.

**આડુઅવળુ**, વિ. આડું અને ઉંધું–અવળું. ૨ ઉંધુંચતું; ખડ્ડેખોડું; ગડબડીઉં. ૩ ખોટું; જુઠું, ૪ ચારે તરફ; બધે ઠેકાણે. ૫ ઉભું ને આડુ આમને તેમ બધી રીતે, 'એના બોલ મને આડા ને અવળા સાલે છે.'

**આડુઉભું**, વિ. લંબાઇએ અને પહોળાઇએ હોય તેવું; લંબાઈના બે છેડાની વચ્ચે દોરાએલું તેમજ પનાના બે છેડાની વચ્ચે દોરાએલું જે કંઈ હોય–પટા લીટા વગેરે તે.

**આડુંતેડું,** ત્રિ. વાંકુંચુંકું; આમતેમ; આડું અવળું; ઉલટુંસુલટું; ગમેતેમ; યોગ્યાયોગ્ય.

**આડુંફાટવું,** અ. ક્રિ. વસમાંથી એકાએક આડું જવું; અમુક બાબત અમુક રીતે થતી હોય તેથી આડેજ માર્ગે ઉતરી પડે તેવું થવું તે. ૨ ઓચીંતા ફરી જવું.

**આડે,** અ વચમાં; મધ્યે; રોકાણ થાય તેમ; સામે; વિરૂદ્ધમાં; વાંકેઃ–આડે લાકડે આડો વેહ.

**આડેઆવવું,** અ. ક્રિ. નડવું; હરકત કરવી. ૨ સંકટમાં સહાય થવું; મદદે જવું; વહારે ધાવું; બચાવવું. ૩ વચમાં પડવું; ચાલતી બાબત અટકાવવી.

**આડેદહાડે,** અ. અમુક દિવસ સિવાયના બીજા કોઇ દિવસે; અનિશ્ચિત ગમે તે દિવસ હોય તેમ. ૨ સપરમા વિવાહ વગેરે મંગળ પ્રસંગના નહિ એવા દહાડાએ. 'આડેદહાડે જોર ન ફાવ્યું, આજ હોળીનું ટાણું, ઘણા દિવસની દાઝો વહાલમ, આજ ઉકેલશો જાણું.' દયારામ.

**આડો,** પુ. હદ; જીદ; રાડો.—'હરજીએ માંડ્યો આડો' દયારામ.

**આડોઆંક,** પુ. હદ બતાવનારો શબ્દ; સીમા; અવધિ; તોબા. 'આતુર જન તો ઘણાય દીઠા, પણ તમથી આડોઆંકજી.' દયારામ.

**આડોખોબો,** પુ. અડધો ખોબો; પોશ.

**આડોદહાડો,** પુ. અમુક અવસર કે તહેવારનો નહિ એવો જે દહાડો તે; સાદો–સાધારણ ચાલુ વખત તે. (અમુક વાર તહેવારનો નહિ.)

**આડોલેવો,** અ. ક્રિ. જીદ કરવી; આગ્રહ ધરવો; હઠ લેવી; આડાઈ કરવી. ૨ રૂપર્ણું લેવું.

**આડોશપાડોશ,** વિ. આસપાસનું; આગળ પાછળનું; ઘરના અડખાપડખાનું.

**આડોશીપાડોશી,** (સી.) વિ. (ના.) આસપાસ રહેનારાં; ઘરને અડખેપડખે રહેનારાઓ તે. 'આડોશીપાડોશીરે, મશે મહેણાં મારે.' દયારામ.

**આઢ,** પુ. (सं आढक. ઉ૦) ઢગ; ઢગલો; રાશિ. ૨ પુંજી.

**આઢક,** ન. એક માપ. ૨ સ્ત્રી. તુવેર.

**આઢવું,** અ. ક્રિ. ( सं आ+रोहू=જવું. ઉ૦ ). ઢોરોએ ચરવા જવું; રખડવું; ભટકવું; રઝળવા જવું. (સેલાણી ક્યાં આઢી ગયા છે?)

**આઢીઓ,** પુ. ( सं. आढ ઉ૦ ). રૂની વખાર રાખનારો વેપારી. ૨ આઢવવા જનાર; ગોવાળીઓ.

**આઢ્ય,** વિ. ( सं.) પૂર્ણ; ભરેલું; ભરપુર. (વિદ્યા, ગુણ, ધન વગેરેથી) વિદ્યાઢ્ય, ગુણાઢ્ય, ધનાઢ્ય.

**આણ,** સ્ત્રી. (सं. आज्ञा ઉ૦) આજ્ઞા; હુકમ. ૨ ઢંઢેરો. ૩ કોઇનો સંદેહ દૂર કરવા અથવા કોઈની પાસે ધાર્યું કામ કરાવવા ઈશ્વર શિક્ષાનો અથવા પ્રિય જનના નાશનો ભય દેખાડી પોતાની તરફનો એક નિશ્ચય જાહેર કરવો તે; સમ; સોગન; શપથ; પ્રતિજ્ઞા; કસમ. (આણને લગતી પ્રતિજ્ઞામાં ઈશ્વર દેવ કે રાજાને વચમાં આણવામાં આવે છે માટે આણ કહેવાય છે):–કાલે સવારે નગરના દરવાજા જો ન ઉઘડાવી નાંખું તો મને ઇશ્વરની આણ છે. ૪ ( सं. अन्य ઉ૦ ) બીજુંઃ–એ વિષ્ણુપર્વનાદિન આણજી, જેની વેદપુરાણે વખાણજી. પ્રેમાનંદ.

**આણદાણ,** સ્ત્રી. સત્તા; અધિકાર; કર વસુલ કરવાની જે સત્તા તે. ૨ અમલ; હુકમ.

**આણદેવી,** આજ્ઞા કરવી. ૨ શપથ દેવા; સોગન આપવા; પ્રતિજ્ઞા લેવરાવવી.

**આણપાણ,** પુ. આના; આનાપાણના જે હિસાબ તે.

**આણફરવી,** દુવાઈ ફરવી; ઢંઢેરો પિટાવો. અમુક રાજા ગાદીએ બેઠો છે માટે તેની આજ્ઞામાં અમલમાં–સત્તામાં રહેવું એવું રૈયતને જાહેર કરવું તે.

**આણવર્તાવવી,** આણ ફેરવવી; ઢંઢેરો પિટાવવો; જાહેર કરવું.–'નગરપડો વગડાવીઓ,

વર્તાવી છે આણ, જે નહિ આવે રણવિષે,તેના લઈશું પ્રાણ.' શામળ.

**આણુંદ,** પુ. જુઓ આનંદ.

**આણંદકંકણ,** ન. અનંતદોરો; અનંત ચતુર્દશીને દિવસે એક વ્રત લઇને જે દોરો બાંધવામાં આવે છે તે.

**આણંદી,** વિ. (સં. आनन्द ઉ૦) આનંદી.

**આણંદદોરો,** પુ. જુઓ અનંતદોરો.

**આણવું,** સ ક્રિ. (સ. આ+ની=લાવવું. આણવું) દૂરથી પાસે આવે તેમ કરવું; લાવવું:-રળીઆમણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો, ધરી યાદ અમદાવાદથી એકાદી વસ્તુ આણજો. ક દ. હ. (આણવુંમાં જાતે જઇને લઈ આવવાનો અર્થ રહેલો છે.) 'માગી માગીને શુંરે માગ્યું, માગી દમયંતી નારી, દેવકન્યા આણી આપુ તો, કવણુ ભીમકકુમારી.' નળા. 'ઓખા તને પડયો એ હેવા, સખી આણ્યાના ઉપાય કેવા, તને પરણ્યાતણું મન થાય, નથી આણ્યાનો એકકે ઉપાય.' પ્રેમાનંદ. મેળવવું; પ્રાપ્ત કરવું; થવું; ઉત્પન્ન થવું; સંગ કરવો.

**આણાઆણ,** સ્ત્રી. લાવજા કરવી ને સધળેથી એકઠુ કરવું તે.

**આણી,** વિ.: [ સ. एवम्. ઉ૦ ] આ. આ રીતે; આ પ્રમાણે; આમ; 'આણીપેરે તે ઝાઝા દિન ગયા વહી, ને પરણવાજોગ પુત્રી થઈ.' સીમંતિનીઆખ્યાન.

**આણીઆણી,** સ. આ, આ:-'આણી આણી આંખડીરે.' પ્રેમાનંદ.

**આણીકોર,** અ. આબાજુ; આ કિનારે; આ તરફ; આણીગમ; આ પાસે; આ દિશાભણી:-આણી કોરે ગંગા ને પેલી કોરે જમનાં.

**આણીગમ,** અ. આ તરફ; આણીકોર.

**આણીતરફ,** અ. આ બાજુ; આણીગમ; આ તરફ.

**આણીતીર,** અ. આ બાજુ; આ તરફ; આ કિનારે,

**આણીપાસ,** અ. આ બાજુ; આ ગમ; આ તરફ. ૨ અહીં.

**આણીભગ,** અ. આ તરફ; આણી બાજુએ.

**આણું,** ન. (સં. आमंत्रण ઉ૦ ) તેડું; વહુને આણવી-ઘેર તેડી લાવવી તે; ઉંમર લાયક થએલી સ્ત્રીનું સાસરે રહેવા જવું તે. 'કુંવરબાઇ પછે મોટી થઈ, આણું આવ્યું ને સાસરે ગઈ. પ્રે. કન્યાને સાસરે મોકલતાં કરવાની જે રીતભાત તે; કરીઆવર. (આ શબ્દ બહુવચને પણ વપરાય છે.) આણાં મોકલજો મોરાગ. સ્ત્રી ગીત. છઆયણાનું આણું=પહેલીજવાર છોકરૂં લઇ સ્ત્રીનું સાસરે જવું તે; છલાણું:-'આજે વહાણે સુપન મહીં જાણે, તેથ્યાં વહુવર છલાણાને આંગે. આણા સુખડી આપવી=વળાવવું; રજા આપવી.' ત્રિલોચના ત્યાં તાતનેરે માત જણાવી વાત. આપો આણા સુખડી, હરખિત તેતો થાત." શીલરાસ.

**આણોતાણો,** પુ. વાણોતાણો; સાળમાંના જે ઉભા અને આડા તાતણા તે. [વાડ.

**આતંક,** પુ (સં.) રોગ; વ્યાધિ. ૨ ગંદ.

**આતંકનિગ્રહ,** વિ. (સં. आतंक=રોગ नि+ग्रह्=પકડવું. ઉ૦) રોગને અટકાવનાર; રોગનો નાશ કરનાર.

**આતતાયી,** વિ. (સં.) મહા અપરાધી; ગુનેગાર; ઘોર કર્મ કરનાર. (૧ આગ લગાડનાર. ૨ ઝેરદેનાર, ૩ હથિઆરવાળો, ૪ ધાડપાડુ, ૫ ખેતર લઇ લેનાર અને ૬ સ્ત્રી હરણ કરનાર, એ ૭ આતતાયી કહેવાય છે.)

**આતપ,** પુ. (સં. आ+तप=તાપ) તડકો; તાપ; ગરમી. ૨ પ્રકાશ; અજવાળું.

**આતપત્ર,** ન. (સં.) છત્રી; છત્તર; આફતાબગીરી.

**આતમ,** (સં. आत्मा ઉપરથી.) આત્મા; ચૈતન્ય. ૨ જીવ. ૩ અંતઃકરણ.

**આતર્પણ,** ન. (સ. आ+तृप्=તૃપ્ત કરવું. ઉ૦) ખુશ કરવું; પ્રસન્ન કરવું; તૃપ્ત કરવું. ૨

ધરાય-સંતુષ્ટ થાય તેમ કરવું. ૩ ઉત્સવને દિવસે લીંપવું તે.

**આતવાર,** પુ. (सं. आदित्यवार ઉ૦) આદિતવાર; રવિવાર. 'આતવારે પરણ્યો ને મંગળવારે રાંડ્યો'=એક દિવસ આમ કરે અને બીજે દિવસે તેમ કરે એવા અનિશ્ચિત વિચારનું જે માણસ હોય તેને માટે આ કહેવત છે.

**આતસ,** પુ. (ફા.) અગ્નિ; દેવતા; આગ ૨ અગન; લાય; બળતરા. ૩ ક્રોધ; ગુસ્સો.

**આતસબ્બહેરામ,** ન. (ફા. આતસ+બહેરામ=પેગંબર.) પારસીઓના પવિત્ર અગ્નિનું ગૃહ; અગ્ન્યાગાર.

**આતસબાજી,** સ્ત્રી. (ફા.) ફોડવાના દારૂની વિવિધ ગતે ફૂટે એવી જે બનાવટો તે; દારૂખાનું; આગખેલ.

**આતસી,** વિ. (ફા.) આતસવાળું; ગરમ; બાળેતેવું. ૨ જલદ, તીખું; ગરમસ્વભાવનું; ક્રોધી.

**આતાજી,** પુ. દાદો; નાનો; મનો બાપ. -'આતાજી તમે ઘેર પધારો વેગે, ત્યા તમે ધાઈજી; દ્વારામતીએ લઈ આવો, વિવાહતણી સજાઈજી' ભાલણ

**આતાપ,** પુ તડકો; તાપ. ૨ ઘામ; બફારો -'આ તાપથી વ્યાકુળ પક્ષિવર્ગ; તથાતુર ચાતક ને મયૂર.' ન્ર. વ.

**આતિથ્ય,** ન. (સં.) અતિથિની જે સેવા ચાકરી સન્માન વગેરે કરવું તે; પરોણાગત; આદરસત્કાર; આગતાસ્વાગતા.

**'આતીપોતી,** સ્ત્રી. પુંજી; મુડી; થાપણ. થોડી પુંજી હોય અને ઘણી બતાવે ત્યારે કહેવાય છે કે-આતીપોતી અને ધર્મ લંગોટી.

**આતુર,** વિ. (સં.) અધીરૂં; ઉતાવળું; ઉત્સુક; તત્પર થઇ રહેલું. ૨ જોસમાં આવેલું; આકળું. ૩ માંદું; અસ્વસ્થ. ૪ હોસીલું; આશાભર્યું; ઉમેદવાળું.

**આતુરતા,** સ્ત્રી. (સં.) ઔત્સુક્ય; હોંસ. ૨ ઉતાવળ; ગાભરાપણું. ૩ અતિશય ઇચ્છા તે. ૪ તૈયારી; આતુરપણું.

**આતુરપણું,** ન. જુઓ આતુરતા.

**આતુરસંન્યાસ,** પુ. (સં.) મરતી વખતે જે સંન્યાસ લેવામાં આવે છે તે; એકદમ જે સંન્યાસ લેવામાં આવે તે.

**આતુરી,** સ્ત્રી. (સં.) આતુરતા. ૨ વિ. અધીરી; ઉત્સુક; ઉતાવળી.

**આતો,** વિ. (ના.) આત્મા જેવો વહાલો; લાડકો; અતિપ્રિય. (લાડમાં પુત્રને આતો ! એવું સંબોધન થાય છે.) 'આતા, ઉછેરજો હો, પીપી છાશડી, આતા કહીને માતા ભાળો, ટાળો દુર્મતિ તંત્ર. પ્રેમાનંદ. ૨ મોટો છોકરો'-પાંચ પાંડવ તમે ભાઇ જેવા, તેવો છઠ્ઠોમારો આતોજી.

**આત્મ,** વિ. (સં. आत्मन्=આત્મા) પોતાનું; સ્વીય; જાતે અને જાતને લગતું; નિજ. (ના.) ૨ આત્મા; જીવ. (સમાસ થતાં આત્માનો છેલ્લો આ-અ થઈ જાય છે.)

**આત્મક,** વિ. (સં.) અમુક વસ્તુપણું તે, તે વસ્તુનો આત્મા. (એ ઉપરથી એ) વસ્તુતા તે નાપણું તે; તેનાવાળું; તે વસ્તુતાવાળું-ત્રિગુણાત્મક=ત્રણ ગુણ વસ્તુતાએ જેમાં રહેલા હોય એવું.

**આત્મગતિ,** સ્ત્રી. મનુષ્યના મરણ પછી આત્માની જે ગતિ થતી હોય તે; આત્માગતિ; પોતાની જે ગતિ તે; સ્વગતિ; શક્તિ તે.

**આત્મઘાત,** સ્ત્રી. (સ आत्म+हन्=મારવું ઉ.) પોતાને હાથે પોતાનો જીવ કાઢી નાંખવો તે; આત્મહત્યા; આપઘાત; પ્રાણત્યાગ.

**આત્મઘાતક,** વિ. પોતાનો આત્મા કાઢી નાખનાર; આપઘાત કરનાર; હત્યારો; આત્મઘાત કરનાર; પોતે પોતાને હણનાર.

**આત્મઘાતકી,** વિ પોતાને-આત્માને હણનાર; આત્મઘાત કરનાર; પોતાના આત્માનો ઘાત કરનાર.

**આત્મઘાતી,** વિ. (સં.) આપઘાતી; પોતે પોતાને હણનાર; આત્મઘાતક.

**આત્મઘોષ**, પુ. (સં.) કાગડો; વાયસ; હાડીઓ.

**આત્મજ**, પુ. ( સં. आत्मा+जन्=જન્મવું. ઉ.) આત્મામાંથી ઉત્પન્ન થએલો તે; પુત્ર; છોકરો. ૨ કામદેવ; પોતેજ પોતાની મેળે ઉત્પન્ન થએલ તે.

**આત્મજન**, ન. (સં.) પોતાનું માણુસ; પોતાની સાથે સંબંધ ધરાવનાર માણુસો; નજીકનાં સગાં; અંગત માણુસો. ૨ હજુરીઆં; પોતાની આસપાસ રહેનારાં પોતાનાં જે પરિજન તે. ૩ પ્રિયજન; સ્વજન.

**આત્મજા**, સ્ત્રી. (સં.) પુત્રી; છોકરી; દીકરી; કન્યા:-જનકાત્મજા=જનક રાજાની પુત્રી સીતા. ૨ બુદ્ધિ.

**આત્મજ્ઞાન**, ન. (સં. आत्मा+ज्ञा=જાણવું ઉ૦) આત્મા સંબંધી જે જ્ઞાન તે; તત્વજ્ઞાન; અધ્યાત્મજ્ઞાન; પોતે પોતાને જાણવાનું જે જ્ઞાન તે; બ્રહ્મજ્ઞાન.

**આત્મજ્ઞાની**, વિ. (સં.) આત્મજ્ઞાનવાળું; જેને આત્માનું જ્ઞાનથયું હોય એવું; બ્રહ્મજ્ઞાની.

**આત્મતત્વ**, ન. (સં.) આત્માનું જે તત્વ તે; આત્મરૂપ પરમપદાર્થ.-'જેણે આત્મતત્વ ચિંધ્યો નહિ.' પ્રા કા.

**આત્મતત્વવિદ્યા**, સ્ત્રી. (સં.) આત્મા એ શું તત્વ છે તત્સંબંધી જે જ્ઞાન તે; બ્રહ્મજ્ઞાન; બ્રહ્મવિદ્યા; તત્વવિદ્યા; વેદાંત.

**આત્મતા**, સ્ત્રી. (સં.) સ્વરૂપતા; પોતાપણું.

**આત્મતુષ્ટિ**, સ્ત્રી. (સં.) આત્મસંતોષ; પોતે પોતાની મેળે સંતુષ્ટ થવું તે.

**આત્મત્યાગ**, પુ. (સં) આત્માનો ત્યાગ કરવો તે; આપઘાત; આત્માને છોડી દેવો તે.

**આત્મત્યાગી**, વિ. (સં) આત્માનો ત્યાગ કરનાર; આપઘાતી.

**આત્મદર્શન**, ન. (સં.) આત્માનું દર્શન કરવું તે; આત્માનું પ્રત્યક્ષ થવું તે; આત્મ સાક્ષાત્કાર; બ્રહ્મસાક્ષાત્કાર થવો તે.

**આત્મદર્શી**, વિ. (સં) બ્રહ્મજિજ્ઞાસુ; મુમુક્ષુ; આત્માને જોનાર:-'આત્મદર્શી એ કેમ રે, તેહ જણાવું તેમરે' પ્રા. કા.

**આત્મદાન**, ન. ( સં. ) પરોપકારને અર્થે પોતાના આત્માનું પણ દાન કરી દેવું તે.

**આત્મદ્રોહ**, પુ. ( સં. ) પોતે પોતાને છેહ દેવો તે; પોતે પોતાને પણ દ્રોહ દેવો તે.

**આત્મદ્રોહી**, વિ. ( સં. ) પોતાને દ્રોહ દેનાર; પોતાનો ઘાતક; પોતાનો નાશ કરનાર.

**આત્મધન**, ન. ( સં.) આત્મા એજ જેનું ધન છે એવો માણુસ; પોતાના આત્માનેજ સર્વસ્વ માનનાર. ૨ પુત્ર.

**આત્મનિંદા**, સ્ત્રી. ( સં. ) પોતેજ પોતાની નિંદા કરવી તે; પોતાનું ખોટું બોલવું તે; પોતાને વખોડવું તે.

**આત્મનિવેદન**, ન. ( સં. ) પોતાનું ઇશ્વરને નિવેદન કરવું તે; પોતે અને પોતાનું સર્વ ઇશ્વરને અર્પણ કરવા જેવી જે અપૂર્વ ભક્તિ કરવી તે; આત્મામાં તલ્લીન થઇ રહેવું તે.

**આત્મનિવેદી**, વિ. ( સં ) જેણે આત્માનું આત્માને નિવેદન કરેલું હોય એવું; સ્થૂલ દેહાત્મક અભિમાનનો જેણે પરિત્યાગ કરેલો હોય એવો પોતામાંજ નિમગ્ન તે. ૨ પોતાને હાથે રાંધીને જમનાર. 'ભૂપ બાહુકનો છે ભેદીરે, આ ભિયા છે આત્મનિવેદીરે.' નળાખ્યાન.

**આત્મનિષ્ટ**, વિ. (સં.) आत्मा + निष्ट ભક્તિભાવ શ્રદ્ધા) આત્મામાં તલ્લીન; બ્રહ્મનિષ્ટ; પોતામાં મગ્ન; મુમુક્ષુ; આત્મામાંજ નિષ્ઠાવાળું તે.

**આત્મનેપદ**, (સં.) ન. સંસ્કૃત ધાતુના બે પ્રકાર છે તેમાંનો એક.

**આત્મનેપદી**, વિ. ( સં. ) આત્મનેપદનું આત્મનેપદને લગતું. (ધાતુઓ.)

**આત્મપ્રતીતિ**, સ્ત્રી. ( સં. ) પોતાના આત્માની જે ખાતરી તે; આત્મપતીજ; આત્મા ઉપરજ જેને વિશ્વાસ છે તે; આત્મનિષ્ઠા; આત્મવિશ્વાસ. ૨ જેને આત્માનો સાક્ષાત્કાર થએલો હોય તે; પોતાની ઉપર વિશ્વાસ અને પોતાની ઉપર બધો આધાર રાખનાર.

**આત્મબળ,** ન. (સં) પોતાનું જે સ્વતંત્ર બળ તે; સ્વબળ; માનસિકબળ; હૃદયબળ; સ્વશક્તિ.

**આત્મબંધુ,** પુ. (સં) આત્માના જે બંધુઓ તે. (સગા. મિત્રો મામા, માસીના પુત્રો તથા સાળા વગેરે.) ૨ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં જેઓ સહાય કરનાર હોય તે.

**આત્મબુદ્ધિ,** સ્ત્રી. (સં.) 'મારૂં પોતાનું' એવી જે બુદ્ધિ તે; મારાપણું; પોતાપણું. ૨ એકલપેટાઈ; સ્વાર્થમતિ.

**આત્મબોધ,** પુ. (સં.આત્મ+બુધ્=બોધ=જાણવું.) આત્માનો જે બોધ તે; આત્મજ્ઞાન; સ્વરૂપજ્ઞાન; બ્રહ્મબોધ.

**આત્મભાવ,** પુ. (સં) આત્માનો જે ભાવ તે; હુંપદ; ગર્વ; અભિમાન. ૨ પોતાના રક્ષણ તથા ઔનત્યની જે ઇચ્છા તે.

**આત્મભૂત,** પુ. (સં.) આત્માથી થએલું તે; પુત્ર; સંતાન. ૨ કામદેવ; મદન.

**આત્મરક્ષા,** સ્ત્રી. (સં.) પોતાનું જે રક્ષણ કરવું તે; આત્માને હરેક રીતે સાચવવો તે; પોતાની જાતનું રક્ષણ; સ્વરક્ષણ.

**આત્મરામ,** પુ. (સં.) આત્મા એજ રામ એમ જેણે માનેલું છે એવો યોગી. ૨ નિરંતર આત્મા આત્મા ને આત્મામાંજ રમણ કરનાર તે.

**આત્મવત્,** વિ. (સં.) આત્મા જેવું; પોતાના જેવું; દરેક પ્રાણીને પોતાના આત્મા સમાન માનવું તે.

**આત્મવિચાર,** પુ. (સં.) આત્માનો જે વિચાર તે; આત્મા શું છે તત્સંબંધી જે વિચાર તે; બ્રહ્મવિચાર.

**આત્મવિદ્યા,** સ્ત્રી. (સં.) પોતેપોતાને જાણવાની જે વિદ્યા તે; બ્રહ્મવિદ્યા; આત્મજ્ઞાન; વેદાંત.

**આત્મવિસર્જન,** ન. (સં.) આત્માનો ત્યાગ કરવો તે; હું કંઈજ નથી એમ માનવું અથવા અહંતા તજી દેવી તે; સ્વાર્થનો ત્યાગ કરવો તે.

**આત્મવેગી,** વિ. આત્માના જેવા વેગવાળું; પોતાની મેળે હાલતું ચાલતું.

**આત્મવેત્તા,** પુ. (સં. આત્મા+વિદ્=જાણવું. ઉ.) આત્માને જાણનાર; બ્રહ્મવેત્તા; પોતાને ઓળખનાર; જ્ઞાની; મુમુક્ષુ; આત્મજ્ઞાની.

**આત્મશક્તિ,** સ્ત્રી. (સં.) પોતાની જે શક્તિ તે; આત્મબળ; સ્વબળ.

**આત્મશુદ્ધિ,** સ્ત્રી. (સં.) આત્માને શુદ્ધ કરવો તે; કર્મ ઉપાસના અને ભક્તિ વગેરેથી મન શુદ્ધ કરવું તે; પોતાની પવિત્રતા તે; પોતાના મનની જે શુદ્ધિ તે.

**આત્મશ્લાઘા,** સ્ત્રી. (સં.) પોતે પોતાનાં જે વખાણ કરવાં તે; સ્વપ્રશંસા; આત્માભિમાન; ફૂલ હાંકવી તે; આપબડાઈ.

**આત્મશ્લાઘી,** વિ. (સં.) પોતાનાં વખાણ કરનાર; પોતાની ફૂલ હાંકનાર; બડાઇખોર. આત્મશ્લાઘી પરશ્લાઘી,થવું નિશ્ચય સ્વોદયે. વિ.નીતિ.

**આત્મસંયમ,** પુ. (સં) આત્માને વશ રાખવો તે; ઇંદ્રિયનિગ્રહ; આત્માને જિતી લેવો તે.

**આત્મસંયમન,** ન. (સં.) સંતોષ; આત્માને વશમાં રાખવો તે; ઇંદ્રિયનિગ્રહ; મનમારણ.

**આત્મસંતોષ,** પુ. (સં;) આત્મતુષ્ટિ; પોતે પોતાથી સંતુષ્ટ રહેવું તે.

**આત્મસમર્પણ,** ન. (સં.) આત્મનિવેદન; આત્માને અર્થે આત્માને અર્પણ કરવો તે.

**આત્મસંરક્ષણ,** ન. (સં.) સ્વરક્ષણ; પોતાનું રક્ષણ કરવુ તે; પોતાનો બચાવ કરવો તે.

**આત્મસાધન,** ન. (સં. આત્મા+સાધ્=પુરૂં કરવું ઉ૦) આત્માને પરમાત્માને પ્રાપ્ત થવાના જે ઉપાય તે; નિઃશ્રેયસનાં સાધન; કર્મ, ઉપાસના, ભક્તિ, અને જ્ઞાન વગેરે આત્મસાધન કહેવાય છે. ૨ પુણ્યદાન.

**આત્મસુખ,** (સં.) સ્વસુખ; આત્માનું જે પરમ સુખ તે.

**આત્મસ્તુતિ,** સ્ત્રી. (સ.) आत्मा+स्तु=વખાણ કરવાં ઉ૦ ) પોતે પોતાનાં વખાણ કરવાં તે; આપબડાઇ; આત્મશ્લાઘા.

**આત્મહત્યા,** સ્ત્રી. (સ.) આપઘાત; આત્મઘાત. (आत्मा+हन्=મારી નાંખવું. ઉ૦ हत्या.)

**આત્મહત્યારૂં,** વિ. પોતે પોતાનો ઘાત કરનાર; આપઘાતીઉં. ૨ દુષ્ટ; પાપી.

**આત્મહા,** પુ. (સ. हन्=હરવું. ઉ૦) આપઘાતક; આપઘાત કરનાર; પોતે પોતાનો નાશ કરનાર.

**આત્મહિત,** ન. (સં.) આત્માનું પોતાનું જે હિત નિઃશ્રેયસ તે; સ્વહિત; પોતાનું સારૂં કરવું તે; સ્વાર્થ.

**આત્મા,** પુ. ( સ. आत्मन्=આત્મા.) બ્રહ્મ; પરમાત્મા; જીવાત્મા; પ્રાણ; ચૈતન્ય; જ્ઞાન. (પ્રાણી માત્રમાં જે ચૈતન્ય રહેલું છે તે. સ્વભાવ; પ્રકૃતિ; અંતઃકરણ; ૬ બુદ્ધિ;

**આત્માનંદ,** પુ. (સ.) આત્મચિંતનથી જે આનંદ ઉત્પન્ન થાય છે તે; પરમાનંદ; બ્રહ્માનંદ; પૂર્ણાનંદ.

**આત્માનાત્મવિવેક,** પુ (સં.) દેહાદિકમાં રહેલો શુદ્ધ નિર્વિષય જે જ્ઞાનાંશ છે તેજ હું છું અને દેહથી માંડીને બીજું બધુ જે કંઇ છે તે અનાત્મ છે એવો જે વિવેક કરવો તે; આત્માના જ્ઞાનની જે ખોજ તે; આત્મા શું અને અનાત્મા શું તેનો વિચાર પુરઃસર નિર્ણય કરવો તે.

**આત્માનાત્મવિચાર,** પુ. (સં.) આ ખરેખરો 'આત્મા' છે અને આ બધું દૃશ્યમાન જગત અનાત્મા છે એવો જે વિચાર તે; તત્વવિચાર; સત્યાસત્ય, નિત્યાનિત્ય શું તત્સંબંધી જે વિચાર તે.

**આત્માનુભવ,** પુ. (સ. आत्मा+अनुभव.) આત્માનો જે અનુભવ તે; આત્મસાક્ષાત્કાર.

**આત્મારામ,** પુ. ( સ. आत्मा+आराम=વિરામ ) આત્મા; પરમાત્મા. ૨ જીવનમુક્ત યોગી; આત્મામાંજ વિરામ, આશ્રમ અને આનંદ લેનાર તે; પોતામાં આનંદમગ્ન રહેવું તે.

**આત્માર્પણ,** ન. ( સં. आत्मा+अर्प्=આપવું. ઉ. ) આત્મા અર્પણ કરી દેવો તે; આત્મવિસર્જન. ( અહીં આત્મા એટલે પોતાપણું મમાભિમાન એવો અર્થ છે અને આત્માર્પણ એટલે મમાભિમાન—હુંપણું આત્મામાં બ્રહ્મમાં અર્પણ કરી દેવું તે. )

**આત્માવલોકન,** ન. (સં.+अव+लोक्=જોવું. ઉ. ) શુદ્ધ અવિષય આત્માનું જે અવલોકન તે; આત્મદર્શન; બ્રહ્મસાક્ષાત્કાર.

**આત્મિક,** ( આત્મીય. ) વિ. (સં.) આત્માસંબંધી; આત્માનું; મનનું. ૨ પોતાનું; નિજ; પરાયું નહિ તે. ૩ અતલગતું; નજીકનું; પોતાનું ખાસ તે.

**આત્મીય,** વિ. (સં.) આત્માનું. ૨ પોતાનું; અંગત; ખાસ.

**આત્મોદય,** પુ. (સ आत्मा+उदय.) પોતાની ચઢતી કરવી તે; પોતાનું કલ્યાણ કરવું તે; આત્માનો જે ઉદય તે; સ્વોત્કર્ષ.

**આત્મોદ્ભવ,** વિ. ( સં उद्+भू=ઉત્પન્ન થવું. ) આત્મામાંથી ઉત્પન્ન થએલું; પોતાનું. ૨ પુ. કામદેવ. ૩ પુત્ર. ૪ સંકલ્પ વગેરે.

**આત્મોદ્ભવા,** સ્ત્રી. (સં.) પુત્રી. ૨ બુદ્ધિ.

**આત્યંતિક,** વિ. (સ.) છેક છેલ્લું; આખરનું; અંતનું; છેવટનું. ૨ તમામ; બધુંજ; સાવ. ૩ આખું; સળંગ.

**આત્યંતિકપ્રલય,** પુ. (સં.) છેક છેલ્લો જે પ્રલય તે; પુરેપુરો જે પ્રલય—નાશ થવો તે; મર્વાભાવ.

**આત્યંતિકી,** વિ. (સં.) છેલ્લામાં છેલ્લું; છેવટનું; અંતનું.

**આથ,** સ્ત્રી. ( સં. अर्थ=પૈસો. ઉ. ) પુંજી; મુડી; થાપણ; ધન; દોલત. 'અખા કામ છે સમજ્યા સાથ, પણ કૃપા રૂપિણી જોઇએ આથ.'

**આથડ**, સ્રી. અથડામણી; રખડપટી; આમથી તેમ અને તેમથી આમ આથડવું તે.

**આથડવું**, અ. ક્રિ. (સં. अट्=ફરવું. ઉ૦) ફાંફાં મારતા ફરવું; રખડવું; ભટકવું; રઝળવું; આમ તેમ ફરફર કરવું તે.

**આથડીઆં**, ન. બ. વ. ફાંફાં; અથડાયા કરવું તે; ભટકાં. ૨ અડબડીઆં; ગોથાં; લથડીઆં.

**આથણું**, ન. અથાણું. ૨ આથવાની જે ક્રિયા (રીત) તે. (એનું આથણું સારૂં નથી.)

**આથમણ**, સ્રી. (સં. अस्तमित ઉ૦) સૂર્ય, ચંદ્ર ગ્રહો વગેરે જે દિશામાં આથમે છે તે દિશા; પશ્ચિમદિશા.

-**અથમણી**, વિ. (સં. अस्त. ઉ.) જે તરફ સૂર્ય ચંદ્રાદિક ગ્રહો આથમે છે તે; પશ્ચિમ; પશ્ચિમ તરફની.

**આથમણું**, વિ. પશ્ચિમ તરફનું; આથમણી દિશાનું.

**આથમતું**, વિ. આથમતું હોય તેવું; અસ્ત પામતું; ઉતરતું; પડતું.

**આથમવું**, અ. ક્રિ. અસ્ત પામવું; ક્ષિતિજમાં અદૃશ્ય થવું; દૃષ્ટિ બહાર જવું. ૨ ઉતરવું; ઓછું થવું; નાશ પામવું.

**આથર**, પુ. (સં. आस्तरण.) ઘાસનો થર; કોઇ પણ વસ્તુની નીચે પાથરવાનું જે જાડું આસ્તરણ તે; દળી; ગોદ; પછેડી; ચાદર; પાથરણું.

**આથરણ** ન. (સં. आस्तरण.) પથારી ઉપર પાથરવાની ચાદર; ઓછાડ. ૨ પથારી. બિસ્તરો.

**આથરવું**, સ. ક્રિ. (સં. आस्तृ=પાથરવું.) પાથરવું; બિછાવવું; ઢાંકવું; છાવું. 'ઉપર ગલીચા બહુ આથર્યા રે; તમે સુણો સુજન.' દિવાળીબાઇ. ૨ ગોઠવવું; ગોઠવુંકરવું; ગંઢ બનાવવી.

**આથર્વણ**, પુ. (સં.) અથર્વવેદ જાણનારો બ્રાહ્મણ; અથર્વવેદનો બ્રાહ્મણ.

**આથવું**, સ. ક્રિ. અથાય તેમ કરવું; મસાલો ચઢે તેમ કરવું. (કેરી લીંબુ વગેરે ફળોને મસાલો ભરી મસાલાથી રચીપચી જાય અને બગડે નહિ તેમ રાખી મૂકવાની જે ક્રિયા કરવી તે.) ૨ ખમીર ચઢાવવું; આથો આવે તેમ કરવું; ખટાશ આવે તેમ કરવું ૩ સુઝવી ગુગળાવી નાંખવું; રગડવું.

**આથાપોથી**, વિ. (સં.अर्थ=પૈસો+पुष्=પોષવું.) પૈસેટકે અને પોષણે ભરપૂર; (આથ-પુંછી) આથી=પુંજીવાળી અને પોથી=લુગડાંલત્તે પોષાએલી એવી; લુગડાંલત્તાં અને (પોષણ) પૈસાટકો લઇને આવેલી અથવા તે વાળી:– આથીપોથી બઇ એની દીકરી, આ શી કરો રંજાડજો.' સ્રીગીત.

**આદ**, વિ. (સં. आदि ઉ૦) પહેલાં; પૂર્વે; પહેલેથી; અસલનું; મૂળનું.

**આથો**, પુ. (પ્રા. आसव.) અથાવું તે; અનાજ અને વસાણાંને પાણીમાં પલાળી રાખતાં તેમાં ખટાશ ઉત્પન્ન થઇ ફીણ આવ્યા જેવી સ્થિતિ થાય છે તે; ખમીર ચઢવું તે; ઉભરણ–ખટાશનો જોસ આવવો તે. આથો નાંખવો=લોટને પાણીમાં અડવાળી તેમાં ખટાશનો જોસ આવવા રાખી મૂકવો તે.–જલેબીનો આથો. આથો આવવો=ખમીર ચઢવું; ખટાશવાળો જોસ આવવો. ૨ અથાઇ જવું તે; મીઠું ચઢી જવું તે.

**આદ્યઅંત**, અ. પહેલેથી તે છેક છેલ્લા સુધી; આદ્યંત

**આદત**, સ્રી. (અ.) ટેવ; અભ્યાસ; મહાવરો. ૨ સ્વભાવ; ખાસીઅત. ૩ તબીઅત; પ્રકૃતિ.

**આદમ**, પુ. (અ.) યાહુદીઓ વગેરેનાં ધર્મ પુસ્તકોમાં જણાવ્યા પ્રમાણે આ દુનીઆમાં જે સહુથી પહેલો પુરુષ ઉત્પન્ન થયો તે આદિ પુરુષ; ૨૯ માણસ. ૨ માણસજાત; માણસ.

**આદમજાત**, સ્રી. (અ.) માણસ જાત; મનુષ્ય; માનવ.

**આદમજીનોકોરડો,** પુ. છોકરાંની એક રમત; દો ગોટીલો.

**આદમિઅત,** સ્ત્રી. (આ) માણુસાઇ; મનુષ્યત્વ; ઇનસાનિઅત; માણુસપણું. ૨ સુજનતા; ભલમનસાઈ; અશરાફી; ખુનિઆતી. ૩ સભ્યતા; વિવેક.

**આદમી,** પુ. (ફા.) બુદ્ધિ અને વાણી વડે કરીને બીજાં પ્રાણીથી જાુદું પડતું જે એ પગુ પ્રાણી તે, માણુસ; મનુષ્ય; જન. ૨ પુરુષ; નર.

**આદર,** પુ. (સં. आङ्+दृ=માન આપવું. ઉ.) સારી વસ્તુના સંબધની જે ભાવના તે; સન્માન; માન, આબરૂ; ઇજત. ૨ આરંભ. ૩ તેડવા બોલાવવા કે સ્વીકાર કરવાની જે સારી રીત તે; વિવેક. ૪ ભાવના; ભાવ; પ્રીતિ; પ્રેમ. 'નાથે બોલાવી કરી આદર, શામાની પહોંચી સાદર. પ્રેમાનંદ.

**આદરણી,** સ્ત્રી. આદરની નિશાની; આદરનો સ્વીકાર. વાગ્દાન થયા પછી વરની તરફથી કન્યાને જે લુગડાં ઘરેણાં આપવામાં આવે છે તે; વપરાતઃ-(આદરણી ચઢાવવી.)

**આદરણીય,** વિ. (સ.) માન આપવા યોગ્ય; આદરને યોગ્ય; સન્માનનીય. ૨ ઇચ્છવા યોગ્ય.

**આદરબુદ્ધિ,** સ્ત્રી. સન્માન આપવાની જે વૃત્તિ તે; વિવેક બુદ્ધિ; આતિથ્ય બુદ્ધિ. ૨ ભાવ.

**આદરભાવ,** પુ. (સ.) સન્માન આપવાની જે લાગણી તે; પ્રેમભાવ; સન્માનપ્રીતિ; વિવેક; સ્વીકાર; માનની જે ભાવના તે.

**આદરમાન,** ન. (સ.) આદરસત્કાર; આવકાર; આતિથ્ય; પ્રેમ ભરેલી રીતે સરભરા કરવી તે.

**આદરવું,** સ. ક્રિ. શરૂ કરવું; આરંભ કરવો.–'આદર્યું અધુરૂં રહે ને હરિ કરે સો હોય.' ૨ માન આવકાર આપવો. ૩ માથે લેવું; નિશ્ચય કરવો. 'એણે તો મરણુ આદર્યું છે.' ૪ સ્વીકારવું; પત કરવું.

**આદરસત્કાર,** પુ. (સં.) આદરપૂર્વક સત્કાર કરવો તે; આતિથ્ય; પરોણાગત; આગતાસ્વાગતા.

**આદરવું,** અ. ક્રિ. આરંભાવું; પ્રારંભ થવો; શરૂઆત કરવા માંડવી.

**આદર્શ,** પુ. (સં.) દર્પણ; આરસું; તકતો; આરસો. ૨ નમૂનો. ૩ ટીકા; ભાષ્ય; વિવેચન.

**આદવેર,** ન. (સં. आदि+वैर ઉ૦) આદવેર; પહેલેથીજ સ્વાભાવિક રીતેજ જે વેર હોય તે. (અસતી અને સતીનું વેર) પાકી દુશ્મનાવટ; ખરેખરૂં વેર. ૨ મૂળથી જે અણબનાવ જેવું હોય તે; અદાવત; દ્વેષભાવ.

**આદાન,** ન. (સ.) લેવું તે; ગ્રહણ કરવુ તે. ૨ પકડવું તે. ૩ રોગ પારખવો તે; પરખ; નિદાન.

**આદાનપ્રદાન,** ન. (સં.) આપવું અને લેવું તે; લેણદેણ; લેવું આપવું; આપલે.

**આદાપાક,** પુ. (આદુ+સં पच्=રાંધવું ઉ૦ પાક) આદાનો જે મુરબ્બો તે; આદુનો જેમાં વિશેષ ભાગ હોય એવો પાક. ૨ માર. આદાપાક ખાવો ખવરાવવો=માર ખાવો ખવરાવવો તે. આદાપાક આપવો=માર મારવો.

**આદાબ,** પુ. (આ.) સભ્યતા; વિવેક; અદબ. ૨ સૌજન્ય.

**આદામુળી,** સ્ત્રી. આદાનાં નાનાં ને કુમળાં મૂળ તે; આદાની ઝીણીઝીણી ચીરીઓ.

**આદાય,** પુ. (સં.) લાભ; નફો. ૨ પેદાશ; આયપત; ઉપજ. ૩ વધારો.

**આદાશીશી,** સ્ત્રી. સં. अर्ध+शिर्ष=મસ્તક ઉ૦) અડધું માથું દુખવાનો જે રોગ તે; કપાળની એક બાજુમાં દુખવું તે. ( આ દુખારો સવારથી બપોર થતા સુધીજ થાય છે. )

**આદિ,** પુ. (સં.) મૂળ; બીજ; મૂળતત્વ. ૨ કારણ; ઉત્પત્તિનું મૂળ; આરંભ; શરૂઆત. પ્રથમ. ૩ સમૂહનું જે પહેલું હોય તે. ૪ બ્રહ્મ; બ્રાહ્મણ. 'આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રૂપ'. ધ્રુવા.

**આદિ**, વિ. (સં.) પહેલું; આરંભનું; પૂર્વનું; અસલ. ૨ મુખ્ય; અમુક જેમાં મુખ્ય છે એવું. ૩ અ. વગેરે. દૂધસાકરાદિ.

**આદિઅંત**, પુ. (સં.) આરંભ અને સમાપ્તિ. ૨ પહેલું ને છેલ્લું; પહેલેથી છેવટ સુધી. 'આદિઅંત હાજર રહેજો.'

**આદિક**, વિ. (સં.) અમુક અમુક; જેને તે; એ અને બીજા; વળી; વગેરે.—દેવાદિક=દેવો અને બીજાઓ.

**આદિકવિ**, પુ. (સં.) બ્રહ્મા; વાલ્મીકિ પહેલો કવિ. (ગુજરાતી ભાષાનો આદિકવિ. નૃસિંહ મહેતો.)

**આદિકારણ**, ન. (સં.) અસલ મૂળ કારણ; મૂળબીજ. ૨ પરમેશ્વર. (સાંખ્ય પ્રમાણે) પુરૂષ અને પ્રકૃતિ. ૩ અમુકનું પહેલું; ઉત્પત્તિનું જે મુખ્ય કારણ હોય તે.

**આદિકાવ્ય**, ન. (સં.) પહેલું કાવ્ય; રામાયણ (સંસ્કૃતમાં.)

**આદિગ્રંથ**, પુ. (સં.) પહેલું પુસ્તક; વેદ. ૨ સીખ લોકોનું ધર્મ પુસ્તક; ગ્રંથસાહેબ

**આદિત**, જુઓ આદિત્ય.

**આદિતવાર**, જુઓ આદિત્યવાર; રવિવાર.

**આદિતાલ**, પુ. (સં.) ગાવામાં સૂરને બળ આપવાનો જે પહેલો તાળ તે.

**આદિત્ય**, પુ. (સં. અદિતિ=દેવમાતા ઉ.) કાશ્યપથી અદિતિને થએલા બાર પુત્રો તે; સૂર્ય; રવિ. ૨ બારની સંખ્યાનો સંકેત.

**આદિત્યવાર**, પુ. (સં.) આતવાર; રવિવાર.

**આદિદેવ**, પુ. (સં. પહેલો દેવ; નારાયણ; બ્રહ્મ.

**આદિદૈત્ય**, પુ. (સં.) પહેલો રાક્ષસ; હિરણ્યકશિપુ.

**આદિનાથ**, પુ. પહેલા જૈનાચાર્ય.

**આદિનારાયણ**, પુ. (સં. આદિ=પહેલાં નાર=જળ અયન=સ્થળ.) જળમાં શેષનાગ ઉપર પોઢેલા જે વિષ્ણુ ભગવાન તે.

**આદિપદ**, ન. (સં.) પહેલું પદ; ગણિતમાં અને બીજી દરેક બાબતમાં જે પહેલો અને અગત્યનો હોદ્દો સ્થાન વગેરે હોય તે.

**આદિપુરુષ**, (સં.) પરબ્રહ્મ; પરમેશ્વર.

**આદિમ**, વિ. (સં.) પહેલું; પ્રારંભનું.

**આદિમાયા**, સ્ત્રી. (સં.) બ્રહ્મની જે શક્તિથી આ સઘળો પ્રપંચ રચાયો છે તે; અપૂર્વશક્તિ; પ્રકૃતિ. ૨ દેવી.

**આદિલઈને**, અ. અમુકને પ્રથમ ગણીને બીજાઓ પણ ગણાય તેમ.

**આદિવર્ણ**, પુ. (સં.) પહેલો વર્ણ; બ્રાહ્મણ:—'બહુ બુદ્ધિમાન કુળવાન કરી, મંત્રી આદિ વર્ણનો, પણ તેય પાર પામે નહિ, નૃપના અંતઃકરણનો.' પંચોપાખ્યાન.

**આદિશક્તિ**, સ્ત્રી. (સં.) પહેલું જે બળ તે. આદ્યશક્તિ; દેવી; પાર્વતી. ૨ માયા.

**આદીશ્વર**, પુ. (સં.) જૈન ધર્મના પહેલા ઈશ્વર અને આચાર્ય.

**આદુ**, ન. (સં. આર્દ્રક.) એક વનસ્પતિના મૂળની ગાંઠો; લીલી સૂંઠ (આદુ એક વનસ્પતિનું મૂળીઉં હોય તેમાં તિખાશનો ગુણ રહેલો છે. જે મૂળીઆં લીલાં હોય ત્યારે આદુ કહેવાય છે તેજ સુકાતાં સૂંઠ કહેવાય છે.) આદુની સૂંઠ થઇ જવી=બહુ ઉતરી જવું; સૂકાઇ જવું. આદુ ખાઇને મંડવું=કમ્મર બાંધીને વગર થાકે કામ કર્યે જવું; પાછળ પુંઠે લાગવું.

**આદે**, વિ. વગેરે; ઇત્યાદિ. અ. તોબા. 'બાઇ એનાથી તો આદે.'

**આદેશ**, પુ. (સં.) હુકમ; ફરમાન; આજ્ઞા. ૨ શુભાશુભ રૂપ થવું તે. ૩ ફેરફાર; એકને ઠેકાણે બીજાનું આવવું તે. (વ્યાકરણમાં.)

**આદેશક**, પુ. (સં.) આજ્ઞા કરનાર; હુકમ કરનાર; સુબો. ૨ સેન ક્ષિપનિ. ૩ વિ. દમદબાવાળું; સદે પડે એવું; જાજરમાન.

**આદો**, અ. (સં.) પહેલાં; પૂર્વે.

**આદ્ય**. વિ. (સં.) પહેલાંનું; ૨ મુ

**આદ્યશક્તિ,** સ્ત્રી. સર્વની પહેલાંની પ્રારંભની જે શક્તિ તે; પ્રકૃતિ; માયા. ૨ માત-દેવી

**આદ્યંક,** પુ. (સં.) પહેલો આંક. ૨ ત્રિરાશિનું પહેલું પદ.

**આદ્યંત,** અ. પહેલેથી છેલ્લા સુધી; આદિથી તે અંત લગી; અથેતિ. ૨ ના. આરંભ ને અંત.

**આધ,** વિ. (સં. अर्द्ध=અડધું.) અડધું; અર્દ્ધ.

**આધણ,** ન. (આદ્રણ.) અનાજ બાફવાને ઉનું મૂકેલું જે પાણી તે; આધરણ.

**આધરણ,** ન. આધણ; આદ્રણ; અનાજને બાફવા માટે જે પાણીને ગરમ કરવામાં આવે છે તે. ૨ (સં. આ=ધૃ=ધારણ કરવું.) સારી રીતે ધારણ કરવું તે; ધારણ કરનાર; આધાર રાખવો તે.

**આધાન,** ન. (સં. આ+ધા=મૂકવું.) કોઈ પણ વસ્તુનું કોઇ ઠેકાણે મૂકાવું-સ્થપાવું તે; ધારણ:-ગર્ભાધાન. ૨ અગ્નિહોત્રમાં પ્રથમ કરવાનું જે કર્મ તે; બે લાકડાંને મથી અગ્નિ ઉત્પન્ન કરવાનું જે કર્મ તે.

**આધાપલીઠું,** વિ. દાધારેંગું; જેની ઉપર કંઈ આધાર રખાય નહિ એવું; અડધું ઘેલા જેવું.

**આધાર,** પુ. (સં આ+ધૃ=ધારણ કરવું.) જેને લીધે કોઇ પણ વસ્તુને કોઇ પણ સ્થિતિમાં ધારણ કરી રખાય તે; કારણરૂપ સહાયતા; ટેકો; આસરો; મદદ. ૨ સાબીતી; પુરાવો; પ્રમાણ; સત્તા. ૩ સાતમી વિભક્તિનો જેથી અર્થ બતાવાય તે. (વ્યાકરણમાં) ૪ બાંધ; પાણી રોકવાની મોટી પાળ.

**આધારી,** વિ. આધારવાળું; ટેકાવાળું; જેને આધાર હોય તે.

**આધિ,** પુ. (સં. આ+ध्यै=વિચાર કરવો.) મનની પીડા; ચિંતા; દુઃખ; ભય; શોક. મનના ધર્મોથી ઉત્પન્ન થતી જે પીડા તે.

**આધિક,** પુ. ભૂત-પ્રેત કાઢનારો જે જુવો તે.

**આધિક્ય,** ન. અધિકપણું; બહુપણું; અતિશયતા. ૨ ઉમેરણ; વધારો.

**આધિદૈવિક,** વિ. (સં.) અધિદેવોને લગતું; (આંખ કાન વગેરે ઇંદ્રિયોના અધિદેવો ગણાય છે તેઓ સંબંધી.) ૨ ઇંદ્રિયોથી થએલું. (સુખદુઃખ) ૩ ભૂતપ્રેત પિશાચ સંબંધી. (જે કંઈ પીડા જેવું હોય તે.)

**આધિપત્ય,** ન. (સં.) અધિપતિપણું; ધણીપણું; (પટલાઇ; શેઠાઇ વગેરે.) સ્વામિત્વ; પ્રભુત્વ; ઐશ્વર્ય.

**આધિભૌતિક,** વિ. (સં.) અધિભૂત-પંચ મહાભૂતોથી અર્થાત્ મનુષ્ય, પશુ, પંખી અને સ્થાવરાદિકથી ઉત્પન્ન થએલું હોય એવું; (સુખ દુઃખ વગેરે.) શારીરિક પીડા, ઉપાધિ વગેરે.

**આધિવ્યાધિ,** પુ. (સં. आधि=માનસિક પીડા અને वि+आधि=व्याधि=શારીરિક પીડા.) મન અને શરીરની જે પીડાઓ તે; માનસિક અને કાયિક પીડા તે.

**આધીન,** (સં. अधीन.) તાબેદાર; તાબે. (અધીન ઉપરથી ખોટી રીતે આધીન એમ લખાય છે.)

**આધીનપણું,** ન. તાબેદારી; અધીનતા; પરતંત્રતા; વશ રહેવાપણું.

**આધુનિક,** વિ. (સં. अधुना=હમણાં.) હમણાંનું; આ કાળનું; નવું; અર્વાચીન; થોડા વખત ઉપરનું.

**આધું,** જુઓ અડધું.

**આધેબંધાવવું,** સ. ક્રિ. જ્યારે વેચાય ત્યારે કીંમતનો અડધો ભાગ આપવો એવી બોલીએ ઢોરને ઉછેરવા અથવા સાચવવા આપવું.

**આધેડ,** વિ. પ્રૌઢ વયનું; જુવાની જઈ ઘરડપણની શરૂઆત થવાની હોય એટલી ઉમરનું. ૨ સમજું; ડાહ્યું; ઠરેલ.

**આધ્યાત્મિક,** વિ. (સં) આત્મા સંબંધી, આત્માને લઇને થએલું. (દુઃખો ત્રણ જાતનાં છે. આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનાં છે. શરીરને લગતાં વાતપિત્તજન્ય અને મનને લગતાં કામ

ક્રોધાદિ જન્ય. (સાંખ્ય તત્ત્વકૌમુદી) ૨ આત્મતત્ત્વ વિષયક:—આધ્યાત્મિક જ્ઞાન=આત્મ તત્ત્વને લગતું જે વેદાંત જ્ઞાન તે; આધ્યાત્મિક વિદ્યા=આત્મતત્ત્વ વિષયક જે વિદ્યા તે.

**આધ્રકણુ**, ન. જુઓ આખરણુ.

**આધ્રકવું**, જુઓ મેળવવું.

**આન**, વિ. ( સં. अन्य=બીજું. ઉ૦) અન્ય; બીજું. 'માન મૂકી પ્રીતમ કાન, દે રસદાન, અધરપાન; ભાગ્યવનકો આન, તું સમાન, સુતા ભાન.' દયારામ.

**આનક**, પુ. (સં.) ઢોલ; પટહ; મૃદંગ; નગારૂં.

**આનન**, ન. (સં.) મોં; મુખ; વદન.

**આનંદ**, પુ. (સં આ+નન્દ્=ખુશી થવું.) દુ:ખ શોકાદિથી રહિત મનની જે પ્રસન્ન સ્થિતિ તે; હર્ષ; હરખ; મોદ; ખુશી. ( આનંદના પાંચ પ્રકાર છે.:—વિષયાનંદ; વિદ્યાનંદ, યોગાનંદ અને બ્રહ્માનંદ. )

**આનંદકંદ**, ન. (સં. आनन्द+कन्द=મૂળ.) આનંદનું મૂળ. ૨ બ્રહ્મ; ઈશ્વર.

**આનંદકારી**, વિ. ( સં. आनंद+कृ=કરવું ઉ૦ ) આનંદ કરનારૂં; આનંદ-ખુશી ઉપજાવનારૂં; આનંદ ઉપજાવે એવું.

**આનંદઘન**, વિ. આનંદથી ભરપૂર; આનંદપૂર્ણ. ૨ બ્રહ્મ; પરમાત્મા; ઈશ્વર.

**આનંદભૈરવી**, સ્ત્રી. (સં.) એક રાગિણી.

**આનંદમય**, વિ. (સં.) આનંદથી ભરપૂર; આનંદ આનંદથી ભરેલું.

**આનંદમયકોશ**, પુ. (સં.) સત્કર્મથી ઉત્પન્ન થતા સંતોષ અને આનંદને અનુભવનારૂં શરીરમાંનું જે સવિશેષ તત્ત્વરૂપ તે.

**આનંદવું**, અ. ક્રિ. ખુશી થવું; આનંદ પામવો; હરખાવું.

**આનંદવૃત્તિ**, સ્ત્રી. (સં. आनन्द+वृत=હોવું. ઉ૦ वृत्ति.) ખુશી ખુશાલીમાં રહેવાનો જે સ્વભાવ તે; હમેશ આનંદમાં રહેવું તે.

**આનંદા**, ન. ( સં. आनंद+अश्रु. ) હરખનાં જે આંસુઓ તે; હર્ષાશ્રુ; આનંદથી આંખોમાં જે અમી ઉત્પન્ન થાય છે તે.

**આનંદિત**, વિ. આનંદ પામેલું; ખુશ; હર્ષિત.

**આનંદી**, વિ. (સં.) આનંદવાળું; હર્ષયુક્ત; ખુશમિજાજી; સુખી; મોજી. ૨ આનંદ કરનાર અને કરાવનાર.

**આનન્દોરો**, પુ. જુઓ અનંત દોરો.

**આનાકાની**, સ્ત્રી. હાના; કોઈ કામ કરવાનો ઠરાવ નહિ કરતાં ઠસુપસુ કર્યા કરવું તે. ૨ બહાનું; મસ.

**આનિયાં**, ન. કોટની કાંઠલીમાં પગલાને બદલે જે પુતળીઆં હોય છે તે.

**આની**, સ્ત્રી. રૂપીઆનો સોળમો ભાગ તે; એક આનાનો સિક્કો. ગણવામાં અથવા માપમાં એક આખી સંખ્યા અથવા વસ્તુનો જે સોળમો ભાગ તે.

**આનો**, પુ. રૂપીઆનો સોળમો ભાગ તે; ચાર પૈસાની જે રકમ તે; બાર પાઈ તે. ૨ કોઈ પણ પૂર્ણાંકનો સોળમો ભાગ તે. ( વડા ગુમાસ્તાને એક આનો ભાગ આપે છે. )

**આન્દોલન**, ન. (સં.) આમ તેમ ઝુલવું તે; ઝોલાં ખાવાં તે; ડોલવું. હીંચવું તે; હીંચકા ખાવા તે; હાલવા કરવું તે; ધ્રૂજ. ૨ હિલચાલ; ડોળાડોળ; હોહા.

**આપ**, સ. (સં. आत्मन्=આત્મા ઉ૦ પ્રા. अप्पा ઉ. ગુ. आप.) પોતે; ખુદ; જાતે. 'બીજા સર્વ પેસે પછી આપ પેસે, બીજા સર્વ બેસે પછી આપ બેસે.' ક. દ. ડા. ૨ (માનાર્થે.) તમે. ૩ પોતાપણું; અહંતા. 'સમજુને કોઈનાં અવગુણ ન દેખવા, આત્મા ઓળખો આપ ખોવું.' ભોજાભગત. આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય=પોતાની જાત વગર બીજાથી કામ ન થાય. આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ=બીજાથી નહિ પરંતુ પોતાના જાતબળે કાર્ય

થઇ શકે છે. આપ મુઆ પછી ડુબ ગઇ દુની-આ=પોતે પોતાનું કર્યું બીજાની દરકાર ન કરવી. આપ સુખી તો જગ સુખી=પોતાના પ્રમાણે જ બધું લાગે. આપ ભલા તો જગ ભલા=આપણે જેમ વર્તિએ તેમ દુનીઆં આપણી સાથે વર્તંશે. આપ પેર દીકરી તે પર પેર ગદ્દ=સમ દૃષ્ટિ રાખવી. આપ આપકી સમાલીઓ મેં મોરી ઢોલતા હું=સહુએ પોત પોતાનું સંભાળવું. આપ પ્રતાપ કંઇ જગ પ્રતાપ=પોતાની ઇંદ્રિઓને જીતવાથી સર્વને પ્રતાપ છે. આપથી ઉતરતી સગા બાપની=દરેક માણસ હંમેશ પોતાની-જાતને બચાવે છે, બાપને કે છોકરાને પણ ગણતું નથી. આપવીતી સહુ જાણે પરવીતી કોઇ ના જાણે=સહુ પોત પોતાનું દુઃખ રડે પારકાનું દુઃખ કોઇને ધ્યાનમાં આવતું નથી.

આપ, ન. (સં. અપ્=જળ.) પાણી; જળ; સલિલ; અંબુ.

આપ, વિ. પોતાનું; પોતીકું; સંબંધી; ખુદનું:—આપ મતલબી; આપખુદી.

આપઅખત્યાર, વિ. જેની ઉપર બીજા કોઇનો અખત્યાર ન હોય એવું; પોતેજ પોતાની મરજી પ્રમાણે કરવાને સ્વતંત્ર.

આપઅખત્યારી,—સ્રી. સ્વસત્તા; સ્વતંત્રતા; પોતાનોજ અખત્યાર હોય તે; આપ અખત્યારપણું.

આપઆપણું, (સં) પોત=પોતાનું; પોતાનું 'ભીલ આપ આપણી વિષે રહેવુંરે લોલ.' દયારામ.

આપઆપમાં, અ. પોતપોતામાં; અંદર અંદરમાં; માંહોમાંહે.

આપકરમી, વિ. પોતાના કર્મને લીધે જ રળનાર; સ્વપરાક્રમી; બીજાને લીધે નહિ પરંતુ પોતાના ભાગ્યને લીધે જ ભાગ્યશાળી હોય તે. (આપકરમીં અને બાપકરમીં, એમ કન્યાઓને માટે કહેવાય છે.)

આપખુદી, સ્રી. (ફા. ખુદ=પોતે. ઉ.) પોતાની મરજી પ્રમાણે જ ચાલવું અને પોતાની મનાથી બીજાને પણ પોતાની મરજી પ્રમાણે ચલાવવું તે; સ્વેચ્છાચાર.

આપખુશી, સ્રી. પોતાની ઇચ્છા; પોતાની મરજી; પોતાની પ્રસન્નતા; મરજીખુશી. આપ ખુશીથી=પોતાની પ્રસન્નથી; સ્વેચ્છાપૂર્વક; સ્વતંત્રપણે; મનગમતી રીતે.

આપગા, સ્રી (સં.) નદી; સરિતા.

આપઘાત, સ્રી. (સં.) પોતે પોતાનો પ્રાણ કાઢી નાંખવો તે; પોતે જ પોતાનો નાશ કરવો તે; આત્મઘાત.

આપઘાતીઉં, વિ. આપઘાત કરે એવું. ૨ જેણે આપઘાતનો યત્ન કરેલો હોય એવું. ૩ અતિ સાહસિક; બહુ જ આકરું; અવિચારી; પોતેપોતાના અર્થનો કે પ્રાણનો નાશ કરે એવા વિચારવાળું.

આપણ, ન. (સં.) હાટું; બજાર, વેપારનું સ્થાન. "રચી આપણને અવારિ જનમના હોયે ન ગ્લાકર" મૃ. ના.

આપણા સ. ( સં. आत्मा ઉ० प्रा० अप्पा તેની ઉ० ગુ० આપણ.) આપણે પોતે. પહેલા પુરૂષનું બહુવચન. ૨ પોતે અને પોતાને લગતા બીજાઓ તે. ૩ તમારા (માનાર્થે.) આપણું ઘર ગાડીથી દેખાય=પોતાનું સુખ દુઃખ લાભાલાભ મનુષ્યને સહજ જણાય, પારકાં જણાય નહિ.

આપણે, સ. હું અને તમે; પોતે અને પોતાના લાગતા વળગતાઓ તે. ( પહેલો પુરૂષ બહુવચન. ) આપણે જાશું ત્યારે જો ઇશું. હું ને તમે બેઉ જઇશું. × × આપણે કારભાર કરો ત્યારે સરત રાખજો. સ. ચંદ્ર.

આપત, સ્રી. ( સં. આ+પત્=પડવું. ઉ. ) આપત્તિ; વિપત્તિ. ૨ દુઃખ; પીડા. ૩ મુશ્કેલી. ૪ આપતન; કમાઇ. આપત હોય થોડી, તો રાખીએ ગાય કે ઘોડી. ઓછી કમાઈ હોય તો એવું કામ કરીએ કે જેમાંથી લાભ મળે.

**આપત્કાળ**, પુ. (સં.) આપત્તિને સમય; અણી-સંકટ-દુઃખને વખત; ગુંચવણને વખત.

**આપત્તિ**, સ્ત્રી. (સં.) વિપત્તિ. ૨ દુઃખ. ૩ મુશકેલી; અન્ન ન પાકવું, ધરતીકંપ થવો, આગ લાગવી, રોગ થવો વગેરેથી અતિશે દુઃખદ હાલત થવી તે; મોટું દુઃખ; જબરું સંકટ; આફત; કોપ.

**આપત્ય**, ન. (સં. અપત્ય=છોકરૂં.) છોકરૂં, સંતાન. 'આપત્ય કો આપે નહિ, જે પોતાનું સંતાન, આપત્ય શે નવ લાવીઆં, હું ફુલાવત ઉછરંગ.' પ્રેમાનંદ.

**આપદા**, સ્ત્રી. (સં.) આપત્તિ. ૨ દુઃખ. ૩ મુશકેલી.

**આપદૃષ્ટિ**, સ્ત્રી. (સં.) સ્વાર્થબુદ્ધિ; પોતાના શ્રેયનીજ વૃત્તિ તે; સ્વાર્થ ઉપર જ લક્ષ આપવું તે; સ્વાર્થ પરાયણતા.

**આપદ્ધર્મ**, પુ. (સં.) આપત્તિના કાળનાં જે કર્તવ્ય તે; આપત્તિ પડવાને લીધે ન આચરવા જેવાં કર્મ પણ આચરવાં પડે તે.

**આપનાર**, વિ. આપતું હોય તે; જેણે આપેલું હોય તે; આપવા રૂપી ક્રિયા કરનાર; દેનાર.

**આપન્ન**, વિ. (સં) પ્રાપ્ત થએલું; ઘેરાએલું; પકડાએલું. ૨ જેને માથે મોટું સંકટ આવી પડ્યું હોય તે.

**આપન્નસત્વા**, સ્ત્રી. (સં.) ગર્ભવતી; જેણે ગર્ભ ધારણ કરેલો હોય એવી સ્ત્રી; એ-જીવસોતી; ભારેવાઈ.

**આપન્યા**, સ્ત્રી. (સં. આપત્+જ્ઞાન. ઉ૦) પોતાની સ્થિતિનું જે જ્ઞાન તે; ઘડાએલાપણું. ૨ સંતોષ; તૃપ્તિ. ૩ ચિત્તનું જે સમાધાન તે.

**આપબળ**, ન. (સં. આત્મબલ. ઉ૦) પોતાનું જે જોર તે, છાતીની હીંમત; સ્વશક્તિ.

**આપબુદ્ધિ**, સ્ત્રી. (સં.) આપઅક્કલ; સ્વમતિ; પોતાની જ સમજ તે; (હુંપણું થવું તે) કોઈએ બતાવેલી કે આપેલી નહિ પરંતુ પોતાનામાં જ ઉત્પન્ન થએલી એવી જે બુદ્ધિ તે. ૨ સ્વાર્થબુદ્ધિ.

**આપમતલબી**, વિ. પોતાનો ફાયદો જોનેજ કાર્ય કરનાર, સ્વાર્થ પરાયણ, સ્વાર્થી.

**આપમતીઉં**, વિ. (સં.) પોતાનું જ ખરૂં એવા વિચારથી વર્તનારૂં; મમતીલું, દુરાગ્રહી. ૨ બીજાને પત ન કરતાં પોતાના ધાર્યા પ્રમાણે જ કરનારૂં; પોતાનો કક્કો ખરો કરવાના આગ્રહવાળું; હઠીલું, જીદ્દી; મતીલું.

**આપમુખત્યાર**, વિ. પોતાની મરજી પ્રમાણે કરવાને સત્તાવાળું; કોઈને તાબે નહિ તે; પોતાની જ ઇચ્છાએ વર્તનાર; સ્વતંત્ર. ૨ જેની ઉપર કોઈનો દાબ કે દેખરેખ ન હોય તેવું.

**આપમુખત્યારી**, સ્ત્રી. પોતાની મરજીમાં આવે તેમ કરવાની પોતાની જે સ્વતંત્ર સત્તા તે, સ્વાધિકાર.

**આપલે**, સ્ત્રી. આપવું અને લેવું તે, ધીરધાર; લેણદેણ. આપ લેનો વહેવાર=આપવું તેમજ લેવું એવો જે વહેવાર તે.

**આપવખાણ**, ન. પોતેજ પોતાના ગુણ ગાવા તે; શ્લાઘા, સ્વવર્ણન. ૨ પતરાજી, ગરૂરી. ૩ ફુલ; બડાઇ.

**આપવડાઈ**, સ્ત્રી. પોતાની ખોટી મોટાઈ; ફુલ; પતરાજી.

**આપવું**, સ. ક્રિ. (સં. ઋ=જવુંનું પ્રેરક-અર્થ=આપવું. ઉ૦) કાંઈ પણ રીતે પોતાનું કંઇ પણ પોતાથીજ બીજાને જાય-મળે તેમ કરવું તે; અર્પવું; દેવું. ( લેવાથી ઉલટી ક્રિયા તે. ) આપીએ તેવું પામીએ=જેવું કર્મ તેવું ફળ મળે. આપીને માગે તેની અક્કલ જાય આઘે=સ્વાર્થ સુધી જ સારાપણું પછી નહિ. આપવાનાં કાટલાં જુદાં ને લેવાનાં જુદાં=કહેવું એક અને કરવું બીજું તે. આપે તેને રામ=મરણીઆ થઈને કામ કરવું તે. આપે તેને દીકરા અને ન આપે તો મૂગાગાય લે=આપ લેમાં અવિવેક રાખવો તે. આપી વીસ-

નું=નુકસાનગુણ ન જોતાં ઉદારતાથી આપવું. આપવું મૂકવું=દાન અથવા કર હરિઆઈ તરીકે આપવું તે. 'આપ્યું મૂક્યું મેં પદોમ્યું, ક્ષ્યા-ને વજાવેરે.' સ્રીગીત.

આપસઆપસમાં, અ. પોતપોતામાં; આપઆપમાં; અરસપરસ; અંદરઅંદર.

આપસમાન, વિ. પોતાના જેવું.'આપ સ-માન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ.' કહેવત.

આપસ્વાર્થ, પુ. (સં.) પોતાનો જે અર્થ તે સ્વાર્થ; એકલપેટાપણું; આત્મહિત.

આપસ્વાર્થી, વિ. (સં.) પોતાનાજ સ્વા-ર્થવાળું; પોતાનો જ સ્વાર્થ જોનાર; આપ મત-લબી; એકલપેટું; સ્વાર્થનિષ્ઠ; સ્વાર્થી.

આપા, પુ. ( મ. અપ્પા=ભાઈ.) બાપ; બાપસાહેબ; (માન ભરી રીતે બોલાવવામાં:-વિનાયકરાવ આપા. )

આપાપર, અ. પોતે અને બીજું; પો-તાનું અને પારકું; મારૂંતારૂં.

આપુ, ન. આપ; પોતાપણું. 'અણછતું-આપુ માનીને, દુઃખ પામે અપાર.' પ્રીતમ. હુંપણું; મારાપણું. 'જેને આપુ ઉઠ્યું છે, તેને પ્રભુ પાસે છે બે.' પ્રા. કા. ૫ પાનું ૭૦.

આપુશાહ, પુ. સાહુકાર; દેવું પતાવી આપનાર.

આપૃચ્છા, સ્રી. (સં.) વાતચિત; ખબર પૂછવી તે. ૨ પરવાનગી; રજા લેવી તે. ૩ પડપૂછ.

આપેક્ષા, સ્રી. (સં. अपेक्षा.) ઇચ્છા; વાં-છના; આશા; ઉમેદ. ૨ ગરજ; મતલબ; જરૂરિઆત.

આપો, પુ.બાપો; બાપ; પિતા.(ભરવાડમાં.)

આપોઆપ, અ. પોતાની મેળે; સ્વા-ભાવિક રીતે જ. કુદરતની રીતે. 'ભાવણીઆ આપોઆપ ઊગી નીકળે છે એને કોઈ વાવતું કે પાણી પાઇ ઉછેરતું નથી.'

આપોઆપ, (સં.) પોતે જ; જાતે; ખુદ. 'આપોઆપ લક્ષ્મીતણો અવતાર; બધી વાત મિથ્યા ન થાયે લગાર.' ભૂષણ 'છો તું જે આપોઆપ, તે તો પોપટનોજ પ્રતાપ.' શામળ.

આપોપું, ન. પોતાપણું; આપપણું. ૨ ટેક; પણ. ૩ વતન; પોત.

આપોપું, અ. એનીમેળે; પોતાની મેળે જ; સ્વાભાવિક રીતે જ.

આપોશણ, (અપોશન.) ન. જમતા પ-હેલાં પાણીનું જે આચમન કરવામાં આવે છે તે.

આપ્ત, વિ. (સં.) પ્રાપ્ત કરેલું; મેળવેલું. ૨ વિશ્વાસમાં લીધેલું; પોતાનું માનેલું; સ્વીય; આત્મીય; અંગત; પોતાનું.

આપ્તજન, ન. બ. વ. (સં.) પોતાનાં મા-ણસો; વિશ્વાસુ માણસો; પોતાનાં અંગત માણસો.

આપ્તવર્ગ, પુ. (સં.) પોતાનું જે મંડળ-વર્ગ તે; પોતાના વિશ્વાસવાળું જે મંડળ તે; પોતાનું-અંગત મંડળ. (મિત્રો, સ્નેહીઓ આદિ જેમને પોતાના માન્યા હોય તેવા માણસોનું જે મંડળ તે.)

આપ્તિ, સ્રી. (સં.) જટા.

આપ્તિ, સ્રી. (સં.) લાભ; પ્રાપ્તિ; મળવું-પ્રાપ્ત થવું તે. ૨ સંબંધ; જોડાણ.

આફણી, સ્રી. આપત્તિ. ૨ દેણ.

આફણીએ; અ. પોતાની મેળે; એની મેળે; સહજ; આપે. 'જાણપણું મેલીને જાણ, આફણીએ રહેશે નિર્વાણ.' અખો. 'શિવ કહે તારી ધર્મધ્વજા, આફણીએ ભાગી પડશે, ત્યારે તું એમ જાણજે, રિપુ આવી ગડગડશે.' પ્રેમા. ૨ નકામું જવું:—સીતા વિષે હય નિશ્ચય અને અશ્વમેધ આફણીએ ગયો.' અશ્વમેધ ૩ ઓચીંતું-એકદમ-સ્વાભાવિક રીતે જ. 'આ-ફણીએ આવી રહેશે ઉગો, વહેલોએ સર્વથી પહેલો ' પ્રે. નં.

આફત, સ્રી. ( આ. આફત તેમજ સં. आपद् ઉપરથી.) આપત્તિ; વિપત્તિ; પીડા; મુશ્કે-લી; ઈનિ.આફત આવવી=મુશકેલી-પીડાઆવવી.

૨ આરોપ આવવો. ૩ વચમાંથી વાંધો ઉભો થવો આફત ખમવી=સહન કરવું. ૨જોખમ ખેડવું.. આફત ટાળવી=આવેલી મુશકેલીને દૂર કરવી. ૨ કોઇને સંકટમાંથી છોડવવું. ( આફતો બે જાતની છે. આસમાની અને સુલતાની. ધરતીકંપ, આગ, રેલ રોગચાળો વગેરે આસમાની આફતો કહેવાય છે અને લડાઇ, જુલમ વગેરે સુલતાની આફતો કહેવાય છે. )

**આફતાબ,** પુ. ( ફા. આફતાબ્ ઉ૦ ) -સૂર્ય; સૂરજ; રવિ. ૨ તાપ; તડકો. ૩ તેજ; પ્રકાશ.

**આફતાબગીરી,** સ્ત્રી. (ફા.) છત્રી; છત્ર.

**આફ્યડું,** (રદુ) અ. અમથું. ૨ એની મેળે; પોતાની મેળે; આફુરૂં. (આફરણીએ જુઓ.)

**આફરવું,** અ. ક્રિ. પેટ ચઢવું; પવનથી પેટનું ફૂલવું તે; આફરો ચઢવો.

**આફરીજવું,** અ. ક્રિ. રોગથી ફૂલી જવું; આફરો ચઢવો; આફરવું.

**આફરીન,** સ્ત્રી. ( ફા આફરિન્ ઉ. ) વખાણ; સાબાશી. ૨ અ. ધન્યધન્ય; સાબાશ; ઠીક કર્યું. ૩ વારી જવું; કુરબાન થવું તે.

**આફરૂં,** ન. પવનનું ઉપર ચઢવું તે; જેથી આફરો થાય તે; ફુગાવું; ફૂલવું; ચઢવું.

**આફરો,** પુ. પવનથી પેટનું ઢમઢોલ થઇ જવું તે; બંધકોશથી અથવા અપચાથી પેટમાંના વાયુનું ફૂલાઇને ઉંચે ચઢવું તે; એક જાતનો ઉદર રોગ. ૨ કોઈ પણ બાબતના અતિશયથી ઢમઢોલ થઇ જવું તે; મીશો ચઢવો.

**આફલાતુન,** વિ. ( પ્લેટો નામના નામાંકિત જ્ઞાની ઉપરથી ) સઉથી સરસ; ઉત્તમોત્તમ.

**આફળવું,** અ. ક્રિ. અથડાવું; પટકાવું. ૨ વાગવું; પછડાવું. ૩ નિષ્ફળ જવું; નકામ પડવું.

**આફા,** અ. આણીમેર; આગમ; આણી તરફ. ('આપા'=આ પાસ એમ પણ બોલાય છે.)

**આફિડેવિટ,** સ્ત્રી. (અં. Affidavit) સરકારમાં સોગન ઉપર પ્રતિજ્ઞા કરવી તે; ઈકરાર; કબુલાત; સોગન ઉપર જે સાચી વિગત જણાવવી તે.

**આફિસ,** સ્ત્રી. (અં. Office ઑફિસ.) કામ કરવાનું ઠેકાણું; કચેરી; અદાલત; કાર્યાલય. ૨ પેઢી; દુકાન. ૩ કામ; અધિકાર; દરજ્જો.

**આફુસ,** ના. ( પોર્ટુગીઝ. ઑલફેન્સો ઉપરથી. ) આંબાની એક જાત. ( પોર્ટુગાલનો ઑલફેન્સો નામનો વહાણવટી અમેરિકા તરફથી-( બ્રાઝીલમાંથી ) જે આંબાની કલમ હિંદુસ્તાનમાં લાવ્યો હતો તે જાતના કલમી આંબાઓ અને તેની કેરીઓ. તેના નામ ઉપરથી ' ઑલફેન્સો ' કહેવાઇ અને તેનું અપભ્રષ્ટ રૂપ આફુસ થયું. )

**આફુરૂં,** અ. એનીમેળે; પોતાની મેળે; સ્વાભાવિક રીતે જ. ' હું સમાણી જાય સાસરે, તેના જોને જોગ, તેનીપેરે મારે થાશે ત્યારે આફુરો જાશે રોગ. ' પ્રેમાનંદ.

**આફોડું,** અ. આફુરૂં; આપોઆપ; વગર મહેનતે.

**આફ્રિકન,** વિ. ( અં. ) આફ્રિકાનું; આફ્રિકાને લગતું; ત્યાં થએલું; નીપજેલું અથવા ત્યાંનું રહેનાર.

**આફ્રિકા,** પુ. ( અં. ) એક મોટો ખંડ; હિંદી મહાસાગર અને આટલાંટિક મહાસાગરને જુદા પાડનારો એક મોટો ભૂમિભાગ; એશિયા અને યુરોપની દક્ષિણે આવેલો એક ખંડ.

**આફ્રિડી,** વિ. ( અ. ) હિંદની ઉત્તર પશ્ચિમ સરહદ તરફ રહેતા પઠાણ જાતના કાબુલીઓમાંનો એક તાયફો; સરહદ ઉપર રહેનાર લોકનો એ નામનો એક સમૂહ.

**આબ,** ન. (ફા. આબ=પાણી. સં. અપ્=પાણી ઉ. ) પાણી; જળ. ૨ પાણીથી સિંચાતો દેશ-પંજાબ=પાંચ નદીઓના પાણીથી સિંચાતો દેશ. દોઆબ=બે પાણી-નદીઓ વચ્ચે આવેલો પ્રદેશ. ૩ તેજ; કાંતિ; ચળકાટ; પ્રકાશ; નૂર. ( હીરામોતી માટે વપરાય છે. આ-

બદાર હીરો; આબદાર મોતી. ૪ ધાર; તિખાશ, (તરવાર હથિઆર વગેરે મારે.) ૫ મૂલ; માલ; ઇમ. 'દીધો મરણે જવાબ, ફરીને લેઉં તારૂં આબ.' વલ્લભ.

**આબકદુબક**, પુ. ગીલીદંડાની રમતનો એક દાવ.

**આબકારી**, વિ. (ફા. આબ=જળ કાર=કરનાર. ઉ૦) દારૂ ગાળવાના કામને લગતું દારૂ ગાળવા ઉપર કેરી ચીજો ઉપર સરકાર તરફથી લેવાતો કર. ૨ ભિસ્તીનું કામ.

**આબખોરી**, સ્ત્રી. (આ. આબ=પાણી ખુર્દન=પીવું ઉ૦ ખોર.) પાણી પીવાનું પહોળાં મોંનું નાનું પાત્ર; ટોયલી.

**આબખોરો**, પુ. (ફા.) પાણી પીવાનો નાનો લોટો; ટોયલી; પહોળા મોંની અને નકસીદાર જે લોટી તે.

**આબદા**, સ્ત્રી. જુઓ આપદા.

**આબદાગીરી**, સ્ત્રી. મોટું અને સુંદર છત્ર; સુંદર છત્રી. (રાજાઓ અને ગુરૂઓને માથે ધરાતું જે મૂલ્યવાન છત્ર તે.)

**આબદાર**, વિ. (ફા.) પાણીદાર, તેજસ્વી. ૨ મૂલ્યવાન.

**આબદ્ધ**, વિ. (સ.) બાંધેલું; સીકડેલું; જોરથી બાંધેલું. ૨ સજ્જડ.

**આબંધ**, પુ. (સં.) દૃઢબંધન; પ્રેમ.

**આબરૂ**, સ્ત્રી. (ફા. આબ=તેજ+રૂ=ચહેરો. ઉ૦) લોકમાં સારાપણા માટે પડેલી જે છાપ તે; પ્રતિષ્ઠા; માન; નેકનામી. ૨ પ્રમાણિક બ્યવહાર માટે પડેલી જે સાખ તે; ઈજત. ૩ લોકમાં મોટાઈને લીધે થએલી જે પ્રસિદ્ધિ તે, વાહવાહ; સાબાશી; તારીફ; કીર્ત્તિ. આબરૂ ઉપર જવું=પ્રતિષ્ઠા ભંગ કરવા તૈયાર થવું; છિદ્ર ઉઘાડવાં. ૨ આબરૂ ઉપર હાથ નાંખવો=આબરૂ લેવી-લુંટવી. ૩ આબરૂના કાંકરા કરવા=અપકીર્ત્તિ કરવી.

**આબરૂદાર**, વિ. (ફા.) આબરૂવાળું; પ્રતિષ્ઠિત; નામાંકિત. ૨ સાખ; સાહુકારીવાળું; નાણાવટી.

**આબરૂપત્ર**, ન. (ફા.) માનપત્ર; પ્રતિષ્ઠાપત્ર.

**આબાદ**, વિ. (ફા.) ભરેલું; વસેલું; બહોળા વેપાર કારખાનાવાળું-શહેર વગેરે. ૨ ખેડાએલું; ફળવંત-જમીન વગેરે. ૩ સુખી-જે જે જોઇએ તેથી ભરપૂર-લોક વગેરે. ૪ જયવંત; ફતેહ મળી હોય એવું-કામકાજ ધંધો વગેરે. ૫ સલામત, નુકસાન ન થાય કે ન થએલું હોય તેવું—જાન માલ વગેરે. ૬ ખુશનુમા, ઝાડપાનથી ભરેલું-વાડી વગેરે. ૭ અતિશયતા-સંપૂર્ણ-પાક વગેરે. ૮ ચૂક રહિત; તાકયા પ્રમાણે; બરાબર-નિશાન તાર વગેરે. ૯ કાયમ; હંમેશ; સ્થિર; નિત્ય. 'દોલત આબાદ રહો.'

**આબાદાની**, સ્ત્રી. (ફા.) આબાદપણું તે; આબાદ એવી જે હાલત તે; ચઢતી દશા; ઉત્કર્ષ; સંપૂર્ણતા; પ્રચૂરતા.

**આબાદી**, સ્ત્રી. (ફા) આબાદાની.

**આબાળવૃદ્ધ**, અ. બાળકથી માંડીને ઘરડાં સુધી.

**આબુ**, પુ. (સં. અર્બુદ ઉ.) ગુજરાતની ઉત્તરે આવેલો મોટો પર્વત; રજપુતસ્તાનમાં તેના ડુંગરોની હારો ચારે તરફ ફેલાએલી છે.

**આબુવો**, પુ. એક જાતનો વેલો. ૨ એ વેલાને થતાં જાડી ને પહોળી વાલોળ જેવાં શાકનાં ફળ. (અંબુવો, આબુઓ-પણ કહેવાય છે.)

**આબેહુબ**, વિ. (ફા. આબ+હૂ=પેલું. ઉ૦) અસલ હોય તેવુંજ; અસલની ખરી નકલ. 'જાણે તેજ આબેહુબ ચિતાર.' નર્મદ.

**આબોહવા**, સ્ત્રી. (ફા. આબ+હવા=પવન.) ભેજવાળી હવા; પાણી અને હવા; હવા પાણી. ૨ દેશપ્રકૃતિ. ૩ ટાઢી; શૈત્ય, મનુષ્યને અનુકૂલ અને આરોગ્યને સુધારનારી જે હવા તે.

**આભ**, ન. આકાશ; ગગન. આભના તારા ઉતારવા=ગજબ કરવો, અશકયને શકય

કરવા જેટલો પરિશ્રમ લેવો. આભના તારા દેખાડવા=બહુ પરિશ્રમ આપવો; થીતાડવું. આભની સાથે બાથ ભીડવી=શક્તિ ઉપરાંત કામ કરવા જવું, મોટાની સાથે લડવું તે. પાર ન પડે એવા ખ્યાલ કરવા. 'કો તણો મોકલ્યો અહીં આવીઓ, આભ બાથો ભરે બાંયમાહે.' શામળ. ૨ વાદળ; મેઘ; વરસાદ. 'આભ ગાભને રોતાં બાળ.' આભ ફાટે ત્યાં થીગડું ન દેવાય=ન વાળી લેવાય ન ઉપાય થઇ શકે એવું કામ. આભઉડળમાં લેવું=મોટી બાથ ભરવી 'અગદ કહે કે જો કહો તો, આભ ઉડળમાં લેઉં' શામળ. આભને જમીન એક થવી=બહુ મોટો બનાવ બનવો. આભ જમીનનો ફેર-અંતર=એક બીજાથી બહુ જ ભિન્ન-જુદુ તે. આભ તૂટી પડવું=મોટી આફત આવી પડવી, મહા દુઃખદાયક બનાવ બનવો. ખાતી પીતી ખાંતે ખેલતી, કશી ન સમજું વાતજી, ઓચીંતું આભ તૂટી પડયુ, અતિશય થયો ઉત્પાતજી.' વેનચરિત્ર. આભ ફાટવું=ઘણી વસ્તુ આવવી. બહુપણું દેખાડનારી કહેવત છે. આભના તારા ઉખાડવા=બહુ જોર કરવું તે. 'જાણે પૃથ્વીનું પડ ઉંધુ પાડુ, કાં તો આભના તારા ઉખાડું.' ક. દ. ડા.

**આભડછેટ**, સ્ત્રી. જેને ન અડકવું જોઇએ તેને અડકવાથી જે અશુદ્ધ થવું-અભડાવું તે, અમુક અમુકને અડક્યાનો દોષ છે એવો વહેવારમાં ચાલતો જે ધર્મ તેનો ભંગ કરીને ચાલવું તે. 'આભડછેટ અંત્યજનીજાણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી.' અખો. ૩ જેથી અભડાવાય તે, અપવિત્રતા. અટકાવવાળી તેમજ પ્રસૂતાનું અડવું તે. ૪ રજ; ન અડાય એવી વસ્તુ તે.

**આભડવું**, અ. ક્રિ. અભડાવું; અડવું; અડીને અપવિત્ર થવું. આભડ્યું અભડાવે અને વટલ્યું વટલાવે=માણસ જેવું હોય તેવું બીજાને કરવા મથે.

**આભડવાજવું**, અ. ક્રિ. મુઆ માણસને બાળવા રોવા કૂટવા જવું તે; સ્મશાનમાં જવું; કાધુમાં જવું.

**આભરણ**, ન. (સં. आभरण) અલંકાર, ભૂષણ. ૨ વસ્ત્ર ઘરેણાં. ૩ શોભા, શણગાર. 'આસન આભરણ તકીઆ દેખી, કુંવર ઘસતો હસ્ત.' પ્રેમાનંદ.

**આભલું**, ન. આભ, આકાશ; વાદળ; ૨ આટલું. ૩ વાદળનો એક ગાભો તે.

**આભા**, સ્ત્રી. (સં. આ=પુષ્કળ. મા=ચળકવું, પ્રકાશવું.) કાંતિ, તેજ, પ્રકાશ ૨ સુંદરતા, ભભક.

**આભાર**, પુ. (સં. आ+भृ=ધારણ કરવું) બીજાએ આપણું સારૂં કર્યું તે રૂપી તેની કૃપાનો જે આપણા ઉપર ભાર તે; પાડ; ઉપકાર. ૨ ઓશિઆળ; એહસાન. આભારમાનવો=ઉપકાર માનવો, વિવેક કરવો. આભાર કરવો=કોઇનું સારૂં થાય એમ કરી તેને ઓશીંગણું કરવો તે.

**આભારદર્શક**, વિ. (સં.) આભાર બતાવનારૂં, ઉપકાર દેખાડનારૂં. (ભાષણ વગેરે.)

**આભારસૂચક**, વિ. (સં) આભાર થયો એમ દેખાડનારૂં.

**આભારી**, વિ. (સં. आ+भृ=ધારણ કરવું, ઉ૦ आभार+इन्=વાળું) જેની ઉપર ઉપકાર થએલા હોય તે. ૨ કરેલા ઉપકારને સમજનારૂં; ઉપકૃત, કૃતજ્ઞી. ૩ ઓશિઆળું.

**આભાલાડુ**, મોટી વાત; મોટી આશા; મોટો લાભ કલ્પવો તે ૨ કાલ્પનિક મોટાઈ. (ઝાંઝવાના જળ જેવો અર્થ બતાવે છે. એ આભાલાડુ દેખે છે પણ પરિણામે કંઈ મળવાનું નથી=અર્થાત્ એ મોટી મોટી આશાઓ રાખે છે પણ તે વ્યર્થ છે)

**આભાવ**, પુ (સં.) વહેમ; સંદેહ; શંકા, શક ૨ વિતર્ક, કલ્પના, ભ્રમ.

**આભાસ**, પુ. (સં आ+भास्=દેખાવું.) એ વસ્તુનું સરખું દેખાવું તે, કલ્પના; ચિત્તમાં

ઝાંખું જણાતું તે; ખઈ દેખાય તેવું કારણ; ઝાંખો જૂજ પ્રકાશ. ઝાંખો આકાર; ડોળ; દેખાવ. ' પ્રતિજ્ઞા મહાન કીધ, સાખ કૃષ્ણતણી દીધ, તુળસી ઉપાડી લીધ. વંદુ શું આભાસ એ ? ' વલ્લભ.

**આભીયા,** આ ભાઈ, આ માણસ. ' હરિ ગોપીને દેખાડે રામ, ધડો ફૂટયો તે આ બીયાનું કામ. ' પ્રેમાનંદ.

**આભીર,** પુ. (સં.) ગોવાળાઓ; આહીર; ગ્વાલ; ગોપ. ૨ ભરવાડ; રબારી.

**આભીરી,** સ્ત્રી. આહિરણી; ભરવાડણ; રબારણ; ગોવાલણી.

**આભું,** વિ. ચકિત; દીંગ; વિસ્મય પામેલું; બહાવરું; ગભરાએલું; ચોંકેલું. ભડકેલું; વિસ્મયથી સ્તબ્ધ થઈ ગએલું. " આભો થએલો આ ઉભો, રાખો, અહી કર રાસડી." બુદ્ધિ. પ્ર.

**આભૂષણ,** ન. ( સં. आ+भूष्=શણગારવું. ઉ૦ ) અલંકાર; ઘરેણું; શૃંગાર; શોભા.

**આભોક,** પુ. (સં.) વાળી લેવું તે; માંડવાળ; ૨ કબજો; ભોગવટો.

**આભોગ,** પુ. ( સ आ+भुज्=ભોગવવું તે. ) માણવું તે; ભોગવવું તે, સંગ; ઉપભોગ. ૨ ધ્રુપદ રાગના ત્રણ ભાગમાંનો ત્રીજો ભાગ. ( આભોગમાં બે ભાગ હોય છે. ) ૩ સાપની ફેંણ.

**આભ્યંતર,** વિ. ( સં. अभि+अन्तर=મા. ) અંદરના ભાગોમાંનું; અંદરનું; મહિલું. ૨ ખાનગી અંતઃકરણનું; દીલનું. ન. ૩ અંદરનો ઓરડો; ગભાર.

**આમ,** વિ. ( આ. આમ=સાધારણ. ) સાધારણ; સાર્વજનિક; ન. સાધારણ લોકો તે. દિવાને આમ=સાધારણ લોકને બરાવાનું-સાર્વજનિક-દિવાનખાનું. આમની સભા=સાધારણ+સામાન્ય+લોક નિયુક્ત સભાસદોની જે સભા તે.

**આમ,** પુ. ( સં. आम=કાચો મળ; પેટ- આંતરડાંમાંનો અપરિપકવ કચરો.' જળસ. ૨ અતિસાર જેવો રોગ; મરડો. વિ. કાચું; અપકવ.

**આમ,** અ. ( સ. अदस्=આ. ઉપરથી. ) આ પ્રમાણે; આ રીતે. ૨ આ તરફ; આણીગમ. ૩ અહીંઆં; આ ઠેકાણે. ૪ અમુક એક બાજુ; તરફ. ' આમનો સુરજ આમ ઊગે પણ, બંદા સત્ય ન ચૂકે. " લોગીત.

**આમચું,** ન. આંબોળાઉં; કાચી કેરીનાં સુકવેલાં ચિરીઆં. શાક દાળમાં ખટાશ તરીકે નાખવાને રાખી મૂકવામાં આવે છે તે. ૨ કોઈ પણ ખાટા ફળનું સુકવેલું છોડું; કોકમ.

**આમચૂર,** ન. ( સ. आम्रचूर्ण ઉ૦ ) કેરીનો ચૂરો જે અથાણા તરીકે રાખેલો હોય તે; છુંદો.

**આમછુંદો,** પુ. કેરીનો તાજો લીલો છુંદો; ચૂર. કેરીને છોલી છીણીને પાતળી કાતળીઓ કરવામાં આવે છે તે. ( છુંદો તાજો મસાલો નાંખીને ખવાય છે અને અથાણા તરીકે પણ વપરાય છે.)

**આમજ,** અ. એમજ; એજ રીતે; નકી એજ પ્રમાણે.

**આમટ,** વિ. ખાટું; ખટાશવાળું; જેમાં ખટાશ હોય એવું.

**આમટી,** સ્ત્રી. આંબલીના પાણીની કઢી. ૨ ખાટી દાળ. ( દખણીઓની. )

**આમણ,** ન. જેમાં આમ રહે છે તે આંતરડું; પેઢુમાંનાં આંતરડાં; આમળ. ૨ પેગચાકને લગતો એક ભાગ.

**આમણદુમણું,** વિ. મોટા ઉપકારમાં ગએલું; આભારથી નમી ગએલું; ઉપકાર તળે આવેલું. સામાના ઉદાર ઉપકારથી ગદ્ગદ થઈ ગએલું.

**આમણસામણ,** અ. એક બીજાને; અન્યોન્ય; અરસપરસ; પરસ્પર; સામસામાં; સાટાસાટી.

**આમણસારોગંધક;** પુ. એક જાતને ગંધક; આમનું સારણ કરનારો જે ગંધક તે; ચોકખો ગંધક.

**આમતેમ,** અ. અહીંતહીં; આ તરફ પેલી તરફ; જ્યાં ત્યાં; અમુક રીતે નહિ પરંતુ ગમે તે રીતે.

**આમદ,** સ્ત્રી. આવક; આંય; પેદાશ; કમાઇ. ૨ આગમન; આવ; આવવું તે; આવવા માંડવું તે. ( કેરીની ઝાઝી આમદ નથી. )

**આમદાની,** ( આવદાની. ) સ્ત્રી. ( ફા. આમદન=આવવું તે. ) આવક; પેદાશ; કમાઇ. ૨ આવવું તે; આગ. ૩ આબાદી; વિભૂતિ.

**આમનસામન,** અ. જુઓ આમણુસામણુ; સામસામું; આપસઆપસમાં.

**આમંત્રણ,** ન. ( સં. આ+મંત્ર્=વિચાર કરવો—તેડવું. ) નિમંત્રણ; તેડું; નોતરૂં; ઇજન. ૨ બોલાવવું તે. ૩ આણું; તેડુ.

**આમંત્રવું,** સ. ક્રિ. (સં.) નિમંત્રણ કરવું; બોલાવવું; નોતરવું; તેડવું.

**આમન્યા,** મર્યાદા; માન; મલાજો; લાજ; શરમ પાળવી તે. ૨ વિવેક; વિનય રાખવો તે. ૩ આજ્ઞા.

**આમય,** પુ. (સં.) રોગ; વ્યાધિ; આમને લગતો વ્યાધિ.

**આમરણાંત,** અ. (સં.) મરણ થતા લગી; આખો જન્મારો; જન્મથી તે મરણ લગી.

**આમરસ,** પુ. (સં) આંબાનો રસ; કેરીનો રસ.

**આમસીઆ,** વિ. કેરીના રસ જેવા રંગનું.

**આમલસારોગંધક,** પુ. એક જાતનો શુદ્ધ કરેલો જે ગંધક તે.

**આમલી,** ( સં. આમ્લિકા. ) આંબલી; આમલી. એ નામનું એક ઝાડ અને તેનાં ફળ. ( આમલીનું ઝાડ ઘણું મોટું અને ઘટાદાર થાય છે. એને અશાડ મહીનામાં મહોર આવી ફળ થાય છે તે શિશિર ઋતુમાં પાકે છે. એ ફળ આંબલી કહેવાય છે. તે ખાટાં અને સહેજ ગળપણવાળાં હોય છે. દાળ શાક વગેરે ખોરાકમાં તેનું પાણી કરી ખટાશ માટે નંખાય છે. એ ફળનાં બીયાં કચુકા કે ચિચૂડા કહેવાય છે. )

**આમવાયુ,** પુ. (સં.) અપચાને લીધે થતો સાંધાના દુખાવાનો રોગ; વા. Chronic Rheumatism—ક્રોનિક રૂમેટીઝમ.

**આમસરા,** સ્ત્રી. મહોલ્લો; પોળ—શેરીની વચ્ચેની જમીન. ( પોળના રહેવાસીઓને ફરવા હરવા અને વાપરવા તેમજ જવા આવવા માટે રસ્તા તરીકે છુટી રાખેલી મહોલ્લાઓમાંની જે જમીન તે. )

**આમળ,** ન. આંતરડાંના છેક છેલ્લા છેડાનું અપદ્વારની બહાર નીકળવું તે; આમણુ; આંબેલ. ૨ જનન નાળનું બહાર ધસી આવવું તે.

**આમળવું,** સ. ક્રિ. વણવું; વળદેવો; જોરથી વાંકુ વાળવું. ૨ મચરડવું; આંબળવું. ૩ ચોળવું; મસળવું.

**આમળીઉં,** ( આંબળીઉં ) ન. બે અથવા ત્રણ તારનું વળ દીધેલું કડું. ( રૂપાના તારનાં વળ દીધેલાં આંમળીઆં છોકરાં પગે પહેરે છે અને સોનાની વળ દીધેલાં અથવા વળ દીધા હોય તેવા આંકા પાડેલાં આંબળીઆં સ્ત્રીઓ હાથે પહેરે છે. )

**આમળું,** ન. (આંબળું.) જુઓ આમળાં.

**આમળો,** પુ. (આંબળો.) વળ; વળવાળો આંટો; નિશાન; ચિહ્ન. ૨ ગાંઠ; અદેખાઇ; દ્વેષ; અભિમાન; ટેક; અહંકાર. મરડાટ; તણુંઠો. મનનો આમળો=મનમાંનો અહંકાર;—ઝેર. આમળો રાખવો=દ્વેષ રાખવો; અભિમાન રાખવું. દોરડી બળે પણ આમળો ન મૂકે=માણસ મરી જાય—પાયમાલ થાય પણ પોતાનો ટેક ન મૂકે તે.

**આમાતિસાર,** પુ. (સં. આમ+અતિસાર.) મરડો; આમ થવા તે; ગ્રહિણી; ( ચૂંકાઈને વારંવાર જાજરૂના ઝાડા થવા તે. )

**આમાત્ય,** પુ. (સં.) દિવાન; વજીર; પ્રધાન; કારભારી.

**આમાજ,** ન. ( સં. આમ=કાચું અન્ન,

લાભ; પ્રાપ્તિ; કમાઇ; આવદાની; આયપત. ' અષ્ટ આય કળાએ આરાધી, જે શિલ્પશાસ્ત્રમાં સાધી. ' ગિરધર. ૨ નાજર. ( જનાનખાનાનો. )

**આયખું**, ન. આયુષ્ય; આવરદા. ૨ છેડો. ' રોગનું આવે આયખું ત્યારે. વૈદ્ય વિશ્વંભર નાથ. '

**આયડું**, ન. ઢોરોનું ચરવા જવું તે; આરડી (હારડી) જવું તે. ૨ પુ. ગોવાળીઓ; ગોવાળ.

**આયતન**, ન. (સં. आ+यत्=આધાર શોધવો. ) ચૈત્ય, દેવસ્થાન. ૨ આશ્રમ; સ્થાન, ઠેકાણું. ભોગાયતન=શરીર. (ભોગનું જે સ્થાન તે. ) મૂલાયતન=વતન; જન્મભૂમિ.

**આયતું**, વિ. ( સં. यत्=યત્ન કરવો અયત્નતઃ ) વગર મહેનતે મળેલું; મફત; તૈયાર. આયતા પર રાયતું =તૈયાર મળેલું હોય તેને ઉરાડી મૂકવું; તૈયાર ઉપર તાગડધિન્નાં કરવાં.

**આયદો**, પું એક ભાગીદારે બીજા ભાગીદારને આપવા ઠરાવેલો જે ભાગ-હિસ્સો તે.

**આયના**, સ્રી. (સં. आज्ञा. ઉ૦) આજ્ઞા; માઝા. ૨ માન; અદબ; વિવેક.

**આયનો**, પું. ( ફા. આઇન=દર્પણ. ) આરસો; તખતો; મોઢું ચાટલું; દર્પણ.

**આયંદે**, અ. ( ફા. આમદન=આવવું ) હવે પછી; આજ પછી; અતઃપર. ૨ આખરે; આખર સરવાળે, પરિણામે.

**આયપત**, સ્રી. ( સ. आय. ઉ૦ ) આવક; કમાઇ; આવદાની; પેદાશ. નવનું આયપત ને તેરનો વરો=આવક થોડીને વરો ઘણો. આયપત થોડી ને વિખવાદ ઘણો=આવક થોડી અને અદેખાઈ બહુ તે.

**આયપતવેરો**, પુ આવક ઉપરનો કર. Income Tax.

**આયા**, સ્રી. બાળક છોકરાંને ધવરાવવા અને ઉછેરવા માટે રાખવામાં આવતી જે પગારદાર સ્રી તે; બાળ પરિચારિકા, ધાવ.

કાચું અનાજ. ૨ બ્રાહ્મણોને આપવાનું વગર રાંધેલું જે અન્ન તે.

**આમિષ**, ન. (સ.) માંસ. ' પરમ હવિષ્ય માનીઉં ગેંડાતણું આમિષ ધાર.' પ્રેમાનંદ ૨ ગ્રાસ. ૩ લાંચ. ૪ લોભ. આમિખ=માંસ– ' આમિખ આરોગ્યું અતિ ઘણું, પાપણીએ પોષ્યું પેટ. ' શામળ.

**આમીન**, અ. અસ્તુ; ઇતિશમ્, શ્રીરસ્તુ. ગ્રંથને અંતે લખાતો આશીર્વાદાત્મક શબ્દ.

**આમુષ્મિક**, વિ. (સં) પરલોક સંબંધી; આલોકને લગતું નહિ એવું.

**આમે**, અ. કોઇ પણ રીતે; આ રીતે પણ; આમ–એ.

**આમેજ**, વિ. (ફા.) સામેલ; ભળવેલું; સાથે રહે તેમ કરેલું. આમેજકરવું=સાથે મેળવી દેવું; એકઠુંકરવું;–માં સમાવેશ કરવો. (બેરાંને મર્દની મિજલસમાં આમેજ કરવાં.નર્મ.)

**આમોદ**, પુ. (સ.) સુગંધ; સુવાસ. 'પુષ્પોથી આમોદવતાં કાનનવાળી, સર્વને હો સુખુ! શરદ આ સુખવાળી. ' ઋ. વ. ૨ હર્ષ; ખુશી. ' એ આમોદ હશે કેવો જાણે સો મહામતિ. ' વલ્લભ.

**આમ્નાય**, પું. (સ.) વેદ; શ્રુતિ; આગમ, નિગમ. ૨ સંપ્રદાય, ઉપદેશ; મત. ૩ રૂઢિ; રીતભાત, ચાલ; રિવાજ.

**આમ્ર**, પુ. (સ.) આંબો; રસાલ; મધુદૂત, સહકાર. ' સભામધ્યે આણી એને, વિષઆમ્રને વેડીઆ. ' વલ્લભ.

**આમ્રમંજરી**, સ્રી. (સ.) આંબાની ફૂલવાળી—મહોરાએલી ડાળી. આને કામદેવના ધનુષ્યના શરની ઉપમા આપેલી છે.

**આમ્લ**, વિ. ખાટું; ખટાશ પડતું.

**આય**, સ્રી. શક્તિ; સામર્થ્ય, બળ, કૌવત. આય તેની વાગ=જેનામાં શક્તિ તે જીતે.

**આય**, ( સ. आ+ई=જવું ઉ૦ ) આવક,

**આયાત**, સ્ત્રી. (સં. આ=નજીક યા=જવું આવવું.) માલનું આવવું તે; પરદેશી વસ્તુનું બંદરમાં ઉતરવું તે; આવ; આવવું તે; આગ. Import. આયાતનિકાશ=આવે તે અને જાય તે. ૨ વિ. આવેલું.

**આયાન**, ન. ( સં. ) આગમન ; ક્ષય જવું તે.

**આયામ**, પુ. ( સં. ) દીર્ઘતા ; લંબાઇ.

**આયાસ**, પુ. ( સં. आ+यस=મહેનત કરવી. ઉ૦ ) મહેનત; શ્રમ; યત્ન; તસ્દી; વૈતરૂં. ' અજગર વનવાસી ઈશ વિશ્વાસ રાખે, ઉદરભરણ સાટે તેજ આયાસ પાખે. ' રત્નેશ્વર. ૨ મુસીબત; દુ:ખ; કષ્ટ. ૩ થાક; ખેદ ત્રાસ.

**આયાસી**, વિ. ( સં. ) મહેનતું; ઉદ્યોગી. ૨ દુ સહદ; કપરૂં. ૩ થાકેલું; બેજાર થએલું; ખિન્ન.

**આયુ**, ન. ( સં. ) જન્મથી મરણ સુધીનો જે વખત તે; જીવનકાળ; આવરદા; આયુષ્ય. ' લંકાનો અભિમાની ને રાજા રાત્રિચરોતણો, મારા આયુતણી માથે, સીતાનેય હરી ગયો. ' ૠ.

**આયુધ**, ન. ( સં. आ+युध्=લડવું. ) હથિઆર; અસ્ત્રશસ્ત્ર. ૨ યુદ્ધ સાહિત્ય. છત્રીસ જાતનાં આયુધ છે: ચક્ર, ત્રિશૂળ, ધનુષ્ય, બાણ, વજ્ર, કૈવાણ, તુફંગ, ( હાલની બંદૂક ) કોકબાણ ફરશી, કટાર, છરા, બરછી, ઢાલ, તરવાર, ગદા, સાંગ, તોમર, પાશ, ભુશંડી, બાંટ, ખંજર, જંબુર, લટ્ટ, જંત્ર, અંકુશ, ભાલો, હળ, મુશળ, ખાંડું, બરબડ, જંજાળ, જરહ, ગુપ્તી, ગુરંજ, પટા, પિસ્તોલ.) આયુધ બાંધવાં=લડવાને તૈયાર થવું. 'આયુધ છોડવાં' વાનપ્રસ્થ થવું; નાસીપાસ થવું.

**આયુરારોગ્ય**, ન. ( સં. आयुः અને आरोग्य. ) આયુષ્ય અને આરોગ્ય; તંદુરસ્તી ને આવરદા બેઉ. ( આશીશમાં. )

**આયુર્વેદ**, પુ. (સં.) આરોગ્યનું વૈદક શાસ્ત્ર

**આયુર્વૈદિક** વિ. ( સં. ) આયુર્વેદને લગતું; આયુર્વેદ સંબંધી; આયુર્વેદનું.

**આયુશ**, ન ( સં. ) આયુ; આવરદા.

**આયુષ્માન**, વિ. ( સં. ) આયુષ્યવાળું; ઘણું જીવનારૂં. ( આશીર્વાદમાં ) આયુષ્માન ઘણું જીવો. ( સંબોધનમાં ) આયુષ્માન! ( હે આયુષ્યવાળા ! )

**આયુષ્ય**, ન. ( સં. ) આયુ: આવરદા.

**આયુષ્યદોરી**, સ્ત્રી. ( સં. ) જીવનદોરી; આયુષ્યનો તંતુ; જેની ઉપર આયુષ્યનો આધાર હોય તે ( જીંદગી. )

**આયુષ્યમર્યાદા**, સ્ત્રી ( સં. ) આયુષ્યની હદ; જીવનની મુદત.

**આર**, સ્ત્રી (સં. आ+ऋ=જવું.) અણી; અણીવાળો લોખંડનો કકડો: સોય; લોઢાની રેખ. ( પરોણાની આર; ભમરડાની આર. ) અંકુશ

**આર**, પુ. પાણીનો વોહ. તાણ; ખેંચ. ૨ ખેળ; કાંજી ( કપડાંને અક્કડ બનાવવા જે વપરાય છે તે. ૩ આહાર; ખાધ.

**આરક્ત**, વિ ( સં. आ=સહેજ रक्त=લાલ ) સહેજ રાતું; લાલાશ પડતું; લાલ; રાતું.

**આરક્તપણું**, ન. રતાશ; લાલાશ; લાલપણું.

**આરગણું**-ન. મોચીનું એક ઓજાર; આર.

**આરગન**, ન. (અં. Organ ઓરગન.) યુરોપ તરફનું એક જાતનું વાજું; કુંચી આપવાથી નાના પ્રકારના રાગથી વાગતી પેટી.

**આરચા**, સ્ત્રી. ( સં. अर्च्=પૂજવું ઉ૦ अर्चा. ) પૂજા; પૂજન. ૨ આડ; પિઅળ; ચંદન કેસર વગેરેનો કપાળમાં જે લેપ કરવામાં આવે છે તે.

**આરજા**, સ્ત્રી. ( સં. आर्या. ઉ૦ ) સન્નારી. સંસારનો ત્યાગ કરી વિરાગી થએલી જૈન સાધ્વી; ગરણીજી. 'વૈરાગણી ને

જોગણીઓએ જાદુ; શેવડીઓ ને આરજા, એ મેં માથાકૂટ ' શામળ.

**આરજુ**, સ્ત્રી. ( ફા. આર્ઝ=આશા. ઉ૦) આશા; ઇચ્છા; મરજી; ઉમેદ. ૨ અધીરાઈ; આતુરતા. ૩ કાળજી; ચિંતા.

**આરજુમંદ**, વિ. ( ફા. ) આશાવાળું; ઉમેદવાળું. ૨ આતુર. ૩ કાળજીવાળું.

**આરડવું**, અ. ક્રિ. ( સં. આ+રટ્=ગાજુ. ( મ ) आरडणें ઉ૦ ) ગળામાંથી ખેંચીને અવાજ કાઢવો; રેંકવું; ઘાંઘરડવું. ૩ મોટા અને બેસરો અવાજ કરવો

**આરણકારણ**, ન. બહાનું; મિષ; નિમિત્ત ૨ હવુંપચુ; અચોકસ. ' હેવાતન તો આરણકારણ, પણ રડાપો તો રોકડો રતો ? '

**આરણી**, સ્ત્રી. ( मार. ओढणी અને प्रा. ओहदणी ઉ૦ ) આડણી; ત્રિપાઇ.

**આરણીઓ**, પુ. આડણી; ત્રિપાઇ.

**આરત**, સ્ત્રી, હોંસ; ઇચ્છા. ૨ ઓરીઓ; કોડ. વિ. પીડિત. ૨ જરૂરનું; ન ચાલે એવું. ' હિમાચળ આવી મળ્યો, આરત કરતો નાદ.' પ્રેમાનંદ.

**આરતી**, સ્ત્રી. ( સં. आर्त्तिः પીડા ) દુઃખ; પીડા; સંકટ. ૨ પૂજાની સમાપ્તિ પછી કપુરનો દીવો દેવની સામે રાખી ઉતારવો તે. ૩ જેમાં કપુરનો કકડો સળગાવવામાં આવે છે તે પાત્ર. ૪ આરતી ઉતારતાં જે ગાયન ગાવામાં આવે છે તે. આરતી ઉતારવી=વખાણનાં ગીત ગાવાં; સારૂ લગાડવું. આરતીલેવી=દેવની ઉપર ઉતારેલા કપુરના દીવાને વાંદવું—તેનાં ઓવારણાં લેવાં. ' આરતી ઉતારૂં ને મંગળ ગાઉં, દેવને ધરાવું તો હું શું ખાઉં ? '

**આરતીઉં**, વિ. દુઃખી; પીડિત. ૨ ગરજાઉં; કારજું. 'આરતીઉં ને આંધળું બરાબર.' ૨ આરતીનું જે પાત્ર તે.

**આરથી**, પુ. કુંભસ્થળનો નીચલો ભાગ. ૨ રક્ષણ.

**આરપાર**, અ. આ પારથી પેલાપાર સુધી; ઠેઠ; સળંગ; એક છેડેથી બીજા છેડા લગી. ૨ એક પારથી બીજે પાર જવું રહેવું તે; —માં થઇને જવું તે.

**આરબ**, પુ. ( આ. અરબ. ) અરબસ્તાનનો વતની. આરબની ચોકી=બહુ સખત દેખરેખ. ( સાસુજી આવ્યાં ત્યારની આરબની ચોકી બેઠી છે એટલે કયાંઇ ઉંબરા બહાર પગ મુકાતો નથી. )

**આરબી**, વિ. અરબસ્તાનનું; તેને લગતું. —આરબી ઘોડા; આરબી બાવા.

**આરબ્ધ**, ન. કર્મનો એક પ્રકાર; જેનું તરત જ ફળ મળે એવું કર્મ. ૨ વિ આરંભેલું; શરૂ કરેલું. ' આરબ્ધ ઉત્તમ જનો કદિએ ન છોડે. ' સુભાષિત.

**આરબ્બી**, જુઓ—આરબી.

**આરભટી**, સ્ત્રી. જેમાં રૌદ્ર, ભય અને બીભત્સ રસ આવ્યા હોય એવી બોલાએલી કે લખાએલી વાણી. ( કાવ્યશાસ્ત્ર પ્રમાણે કૈશિકી, ભારતી, આરભટી અને સાત્વકી, એમ ચાર વૃત્તિઓ છે )

**આરબી**, વિ. સરસ; ઉત્તમ.

**આરંભ**, પુ. ( સ. आ+रम्=રમવું. ઉ૦) શરૂઆત; પહેલ; પ્રારંભ. ૨ મંગળ કરવું તે; ઉપક્રમ. ૩ મૂળ; આદિપણું. ' આરંભ આલિ અહીંથી કરવો ઘટે છે. ' શિ. બા. ના.

**આરંભવું**, સ. ક્રિ. શરૂ કરવું; માંડવું; આરંભ કરવો. ' આરંભે શક્ય જાણીને, આરંભેલું ન છોડતા; ઉતારે પાર આદર્યું તે; તેજ પંડિત જાણવા. ' સુભાષિત.

**આરંભશૂર**, વિ. શરૂ કરતાં મોટી તૈયારી બતાનાર; પ્રારંભે ઉત્સાહવાળું અને પછી નરમ પડી જાય એવું.

**આરંભાવવું**, સ. ક્રિ. પ્રે. આરંભ કરાવવો; શરૂ કરાવવું.

**આરવા**, પુ ( આ. રૂહ=મન તેનું બ. વ. આરવાહ. ) અંતઃકરણ; મન.

**આરવે**, પુ. ધણું જમ્યા પછી જે અકળામણ થાય છે તે.

**આરસપહાણ**, પુ. ( સં आदर्श पाषाण. ઉ. ) આયના જેવો જે પત્થર તે; લીસો, ચળકતો અને સુંદર પત્થર; સંગેમરમર. ( આરસપહાણ બહુધા ધોળો હોય છે. આબુમાં તે પુષ્કળ મળે છે. )

**આરસબંધી**, સ્ત્રી. આરસ જડેલા હોય એવી જમીન તે; આરસની જે ફરસબંધી તે.

**આરસી**, સ્ત્રી. ( સં. आदर्श ઉ० प्रा. आयरीसो. ) દર્પણ; ચાટલું; આયનો; ખાપ; મુખ જોવાનો કાચ. માંકડાને હાથ આરસી=આણુકલાઈ બતાવવાને આમ કહેવાય છે.

**આરસીગરા**, પુ. ( ફા. આરસી+ગર=બનાવનાર. ) આરસીઓ બનાવનાર.

**આરસીછલ્લો**, પુ. જેમાં મુખ જોવાની ખાપ જડેલી હોય એવી ડાબા હાથને અંગુઠે પહેરવાની વીંટી; આરસી છાપાં

**આરસીછાપાં**, તાછમારેલાં વીંટી વીંટલાઓ વગેરે તે.

**આરસો**, પુ. તખતો; અરીસો; આયનો; દર્પણ ૨ કાચ ઉપર ચીતરેલું ચિત્ર; છબી.

**આરાધક**, વિ. ( સ. आ+राध्=પ્રસન્ન કરવું. ઉ० ) આરાધના કરનાર; ભકત; પુજારી.

**આરાધન**, ન. ( સ. ) આરાધવું તે; ઉપાસના કરવી તે; સેવા; પૂજા. ૨ ભક્તિ.

**આરાધના**, સ્ત્રી. ( સ. ) આરાધવાની જે ક્રિયા તે; પ્રસન્ન કરવાને માટે ઇષ્ટ દેવને જેમ પ્રિય લાગે તેમ કર્યા કરવું તે. ૨ ભક્તિ.

**આરાધવું**, સ. ક્રિ. ( સં आराध्=ખુશ કરવું. ઉ० ) દેવ અથવા મનુષ્યને તે પ્રસન્ન થાય તેમ કરવું તે; આરાધના કરવી; સ્તુતિ-સેવા-પૂજા કરવી; ભક્તિ કરવી; ભજવું. 'આરાધ્યા વિધિએ ન ઇશ્વર કદી-સંસારથી છૂટવા'.

**આરાધિકા**, સ્ત્રી. આરાધન કરનાર સ્ત્રી· ભક્તાણી, સેવિકા.

**આરાધ્ય**, વિ. ( સ. ) આરાધવાને યોગ્ય; પૂજ્ય; સેવા કરવાને લાયક.

**આરામ**, પુ. ( સં. आ+रम्=રમવું ઉ०) વિશ્રામ; વિસામો; થાક લેવો ખાવો તે; નિરાતે બેસવું તે; આસાએશ. ૨ શાંતિ; દુઃખ મુક્તિ; ફેર પડવો તે. ૩ બાગ; બગીચો; ઉપવન. આરામ લેવો=વિશ્રાંતિ લેવી; થાક ઉતારવો; શાંત નિદ્રા લેવી તે. ૨. ફુરસદ.

**આરામખુરશી**, સ્ત્રી. ( અં. Arm chair, Easy chair ઉપરથી ) ફરાગતપણે સૂઇ કે વિશ્રાંતિ લેઈ શકાય એવી જે ખુરશી તે.

**આરામગાહ**, સ્ત્રી. પરમ આરામ-વિશ્રાંતિ; હંમેશ માટે આરામ લેવા જવું તે. સ્વર્ગે જવું તે. ' આરામગાહે સુતેલા શૂરવીરો માટે અયોગ્ય વચન ન બોલ. '

**આરામિક**, પુ માળી; બાગ સાચવનાર.

**આરારૂટ**, ન. ( અ. Arrowroot એરોરૂટ. ) એ જાતનું કંદ; તેને સૂકવી ખાંડીને બનાવેલો જે ભૂકો તે.

**આરાવલ્લા**, પુ. પૂર્વજના દિવસ; સરાધીઆંના દિવસો.

**આરાસુરી**, સ્ત્રી. આબુના એક ભાગ-શિખરનું નામ આરાસુર છે ત્યાં વસનારી દેવી તે; અંબામાતા; અંબાજી; અંબા ભવાની. ' જે કોઇ આરાસુરી માતને આરાધશેરે. ' પ્રા. કા

**આરાસ્તગી**, સ્ત્રી. ( ફા. આરાસ્તન=શોભાવવું ) શોભાની તૈયારી તે; શણગાર; તજવીજ; યોજના; વ્યવસ્થા; બંદોબસ્ત; સારી વ્યવસ્થા કરીને તત્પર થઇ રહેવું તે.

**આરાસ્તે**, વિ. ( ફા. ) તૈયાર કરેલું; શણગારેલું; ગોઠવેલું; વ્યવસ્થિત.

**આરી**, સ્ત્રી. કરવતી; વહેરવાનું નાનું ઓજાર. ૨ ભોક પાડવાનું મોચીનું ઓજાર.

**આરીઉં**, ન. શરદઋતુમાં થતું એક વેલ ફળ; ચીભડું. આરીઆંતુરીઆં=શાકનાં ફળ. ૨ વિ. તુચ્છ; હલકાં.

**આરીકારી,** સ્ત્રી. ચતુરાઈ; ચપળતા. ૨ ઉતાવળ; હાવભાવ. 'તારી આરીકારી અહીં નહિ ચાલે, ચાલ્યો જા સામી વાટે.' પ્રા. કા.

**આરીસો,** પુ. અરીસો; આયનો; તખતો.

**આરૂઢ,** વિ. ( સં. आ+रुह्=ચઢવું. ઉ૦) ચઢેલું; બેઠેલું; ' ગરુડારૂઢ ' ગરુડ ઉપર આરૂઢ-થએલા બેઠેલા વિષ્ણુ.

**આરેઆવવું,** કિનારે આવી પહોંચવું. ૨ અમુક કાર્ય પૂરૂં થવા આવવું; પરિપૂર્ણતાની લગોલગ આવવું. આરે આવેલું વહાણ બૂડયું=લગભગ તૈયાર થઇ જવા આવેલું કામ બગડયું. ૩ ભેંસ-ગાય વગેરે ચોપગી માદાઓ આર્તવે આવવી=ગર્ભાધાન સમયને પ્રાપ્ત થવી; પશુ માદાઓને ગર્ભ ધારણ કરવાના ચિહ્ન દેખાવાં તે.

**આરેડું,** વિ. ( સં. आ=બહુ જ रुद्=રોવું. ઉ૦ आरुदित ઉ.) બહુ જ રોનારૂં; સહેજ સહેજમાં રો રો કરે એવું. ( બાળક. )

**આરેતારે,** અ. પાકવા આવેલું હોય એમ. ( આરેતારે આવેલી બાજી બગાડી. )

**આરો,** પુ. ( સં. आ+ऋ=જવું. ઉ૦ आर=છેડો-અંત.) કિનારો; ઓવારો; તીર-ઘાટ; તટ. ( દશાશ્વમેધનો આરો ) ૨ છેડો; અંત; નિકાલ. ( તમારા વાતોનો આરો આવશે કે નહિ ? ) ૩ પૈડાના નાભીથી તેના પરિઘ લગીના ઉભા લાકડાના જે કકડા તે; આરા. ૪ છાણાંનો ઉખળો. ૫ માર્ગ. ( ઉગરવાનો એકે આરો નથી. )

**આરોગ,** ન. જુઓ આરોગ્ય.

**આરોગવું,** સ. ક્રિ. જમવું; ખાવું. (સાધારણ માણસને માટે ખાવું, મોટા માણસને માટે જમવું અને દેવને માટે આરોગવું, અનુક્રમે એક એકથી વધુ વિવેક ભર્યા શબ્દો ગણાય છે. ) ' રૂડી આરોગો રમ રોટલીર, હાજર મારા ડીક.' પ્રા. કા. થાળ. ૨ ( તિરસ્કાર-અભાવ-રીસમાં ) ઠાંસીને ખાવું; કોઈને મુકીને ખાવું.

**આરોગ્ય,** ન. ( સં ) તંદુરસ્તી; સુખાકારી; રોગ વગરની સ્થિતિ તે; અનામય. હાલત ( શરીર અને મનની જે સારી સુખરૂપ હાલત તે. )

**આરોગ્યતા,** સ્ત્રી. સુખાકારી. જુઓ આરોગ્ય.

**આરોગ્યરક્ષક,** વિ. આરોગ્યનું રક્ષણ કરે એવું; તંદુરસ્તી સાચવનારૂં.

**આરોગ્યરક્ષણ,** ન. તંદુરસ્તીની સાચવણી તે; આરોગ્ય જાળવવું તે.

**આરોગ્યવિદ્યા,** સ્ત્રી. ( સં. ) આરોગ્ય સબંધી જે જ્ઞાન તે; તંદુરસ્તીને લગતા નિયમોનું જે શાસ્ત્ર તે.

**આરોગ્યશાળા,** સ્ત્રી. ( સં. ) આરોગ્ય ઠેકાણે લાવવાના અને તેને સ્થિર રાખવાના ઉપાયો જ્યાં થતા હોય એવું જે સ્થાન તે; આરોગ્યાલય. Hospital હોસ્પિતાલ.

**આરોગ્યાલય,** ન. (સં.) આરોગ્યશાળા.

**આરોતારો,** પુ. એક જાતનું ઘાસ. ( આ ઘાસની ટોપલીઓ ગૂંથાય છે. )

**આરોપ.** પુ. ( સં आ+रुह्=ચઢવું.-ઉ૦ ) ચઢાવવું-મૂકવું તે. જેનામાં જે ન હોય તેનામાં તે છે એમ કહેવું તે. ( સર્પ નથી એવી દોરીને ' સર્પ છે ' એમ કહેવુ તે. ) ૨ આળ; તહોમત; ગુનો; દોષ. ૩ ઠપકો દેવો તે.

**આરોપણ,** ન. ( સં. ) આરોપવું તે; ચઢાવી દેવું તે. ૨ ઉભું કરવું તે ( ધ્વજારોપણ ) ૩ પહેરાવવું તે. (હાર-માળા આરોપણ)

**આરોપવું,** સ. ક્રિ. ચઢાવવું. ' મુજ માંહે આરોપી મન, મુને પામશો હે રાજંન ' ગિરધર. ૨ પહેરાવવું:—'જાનકીએ વરમાળ આરોપી, રાઘવકેરા કંઠે ' પ્રા. કા. ૩ જેનામાં જે ગુણ ધર્મ ન હોય તેનામાં તે ગુણ ધર્મ વગેરે લગાડવુ તે. વસ્તુ જાણવા સાધન કાજ, આરોપી બોલ્યા કવિરાજ. ' અખો

**આરોપાવવું,** સ. ક્રિ. પ્રે. ચઢાવરાવવું; પહેરાવવું.

**આરોપી**, વિ. ( સં. ) આરોપવાળું; તહોમતદાર; જેની ઉપર આરોપ આવ્યો હોય તે; ગુનેગાર.

**આરોહ**, પુ ( સં ) ચઢવું; ચઢવું તે. ૨ ચઢાવ. ૩ રાગ ખેંચવો તે.

**આરોહણ**, ન. (સં. આ+रुह्=ચઢવું. ઉ૦) ચઢવું તે ( સ્વર્ગારોહણ ) ૨ ઉપર બેસવું તે ( રાજ્યારોહણ ) ૩ સવારી કરવી તે. (અશ્વારોહણ ) ૪ ઉન્નતિ. ૫ ચઢાવ; પગથી.

**આરોહવું**, અ. ક્રિ. ચઢવું. ૨ સવાર થવું; બેસવું.

**આર્જવ**, ન. ( સં. ऋजु=સરલ. ઉ૦ ) સરલતા; સીધાપણું. ૨ કાલાવાલા; વિનવણી. ૩ ખુશામત; હાજી હા કરવું તે

**આર્ત્ત**, વિ ( સં. ) પીડિત; વ્યાકુળ. ૨ ગભરાએલ, ગદ્‌ગદ્ થઇ ગએલું.

**આર્ત્તવ**, ન. ( સં. ) રજ; સ્ત્રી બીજ. ૨ વિ ઋતુ સંબંધી.

**આર્ત્તિ**, સ્ત્રી ( સં. ) દુઃખ; પીડા. ૨ વિપત્તિ.

**આર્ત્તિહર**, વિ. ( સં ) દુઃખફેડનાર; પીડા હરનાર

**આર્ત્તિહારક**, વિ. ( સં. ) પીડાહારક; દુઃખ ટાળનાર.

**આર્દ્ર**, વિ. ( સં. ) ભીનું; ભેજવાળું; પાણીના અંશવાળું; લીલું, ૨ ઢીલું; નરમ; પલળેલું. ૩ મૃદુ; કોમળ.

**આર્દ્રક**, ન. ( સં. ) આદુ; સૂંઠના મૂળના લીલા ગાંઠીઆ.

**આર્દ્રતા**, સ્ત્રી. ( સં. ) ભિનાશ. ૨ કોમળતા. ૩ અનુકંપા. ૪ ઢીલાપણું, નરમાશ.

**આર્દ્રા**, સ્ત્રી. ( સં. ) સત્તાવીશ નક્ષત્રમાંનું એક નક્ષત્ર.

**આર્ય**, પુ. ( સં. ) અસલના સુધરેલા લોકો. ઉંચા કુળનો સુધરેલ ભણેલો ડાહ્યો માણસ. ૨ વિ. ઉંચા કુળનું; ખાનદાન

**આર્યત્વ**; ન. ( સં. ) આર્યપણું; આર્યતા; કુલીનતા; ખાનદાની.

**આર્યધર્મ**, પુ. ( સં. ) અસલેના સુધરેલા લોકો જેઓ આર્ય એવા માનવંતા નામથી ઓળખાતા અને હજી ઓળખાય છે તેમનો જે ધર્મ તે. બ્રાહ્મણ ધર્મ; હિંદુઓનો ધર્મ.

**આર્યપુત્ર**, પુ. ( સં. ) પતિ; સ્વામી. ( આર્ય સ્ત્રીઓ પોતાના પતિ સાથે વાત કરતાં તેમજ બીજાની સાથે વાત કરતાં પોતાના પતિનું નામ નહિ લેતાં આ શબ્દથી બોલતી. નાટકોમાં અને વાતચિત વગેરેમાં સ્ત્રીઓ પતિને માટે આ શબ્દ વાપરતી. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં જેમ ' સાસુજાયા ' શબ્દ વપરાય છે તેમ સંસ્કૃત સાહિત્યમાં આ શબ્દ વપરાએલો છે. ) ' વિસ્મયથી જેની સામે સર્વે જોઈ રહ્યા છે એવા આર્યપુત્ર ચીતરેલા છે." ઉ. રા.

**આર્યભાષા**, સ્ત્રી. ( સં. ) આર્ય લોકોની જે ભાષા તે; સંસ્કૃત સંસ્કૃતમાંથી નીકળેલી પ્રાકૃત વગેરે ભાષાઓ

**આર્યસમાજ**, પુ. ( સં. ) વેદને જ મુખ્ય ગણી તે પ્રમાણે વર્તવું એવા અભિપ્રાયવાળું બ્રહ્મીભૂત સ્વામીશ્રી દયાનંદે સ્થાપેલું ધર્મમંડળ.

**આર્યા**, સ્ત્રી. કુલીન સ્ત્રી; શેઠાણી; બાઇસ્ત્રી. ૨ સાસુ ' ક્યાં છે તમારી આર્યા ! ' મૃચ્છકટિક.

**આર્યાગીતિ**, સ્ત્રી. ( સં. ) એક જાતનું વૃત્ત; રાગ. ( આર્યાના કેટલાક સમવિષમ ભેદ છે, જેમાં કેટલાકમાં માત્રાઓ અને કેટલાકમાં માત્રાઓ અને ગણ બેઉ હોય છે. દખ્ખણમાં ' આર્યા ' અને ગુજરાતમાં ગીતિ બહુ પ્રચલિત છે. આર્યાગીતિનું માપઃ—દ્વાદશ પહેલે ત્રીજે, બીજે ચોથે અઢાર માત્રાની, ગુર્વાન્ત ગણોએ ગીતિ,વિશાળ પદની સમાનતાવાળી'.ન્ય.વ.

**આર્યાવર્ત**, પુ. ( સં. आर्य+आ+वृत्= ફરવું ઉ૦ આવર્ત ઘેરેલું, કુંડાળું. ) આર્ય લોકો-

એ રોકેલો જે દેશ તે; ઉત્તર હિંદુસ્થાન. ગંગા અને જમનાં નદીઓની ઉપરનો અને સિંધુની આણી તરફનો બધો પ્રદેશ જે આર્ય લોકોએ પહેલાં રોકેલો હતો તે; ભરતખંડ; હિંદુસ્થાન.

**આલ**, ન. એક જાતનું ઝાડ. ૨ હડતાલ. ૩ ટેવ; આદત.

**આલક્ષિત**, વિ. ચિહ્નથી દેખાડેલું; રેખાવાળું; દેખાતું; જણાતું.

**આલખીપાલખી**, સ્ત્રી. હાલારમાં છોકરાંની એક રમત.

**આલણ**, ન. એક જાતનો લેહ્ય ખોરાક; ઘેંશ; ડબું.

**આલપાકો**, પુ. ( અ Alpaca ) એક જાતનું ઊનનું કપડું. આલપાકા નામનાં બકરાની જાતનાં પ્રાણીઓના વાળ અથવા ઊનમાંથી બનાવેલું કપડું

**ઓહપાલ**, સ્ત્રી. ચાકરી; સેવા. ૨ છોકરાંની માવજત. છોકરૂં અથવા માંદું માણસ જે કંઇ માગે તે આપી તેને ખુશખુશાલ રાખવું તે; ૩ સંભાળ; તજવીજ; સુરભરા; સારવાર.

**આલબેલ**, સ્ત્રી. ( અં. All well નું અપભ્રંશ રૂપ. ) ચોકીદારો અને સંત્રીઓ પોતાને સોંપાએલું રક્ષણનું કામ ' બરાબર છે ' એવા અર્થની રાતને વખતે કલાકે કલાકે જે બૂમ પાડે છે તે. ( ખાસ કરીને ખજાના ઉપરના પહેરેગીરોએ બધુ સિલસિલાબંધ છે એમ જાહેર કર્યા કરવું એવો નિયમ છે તે ઉપરથી. )

**આલમ**, સ્ત્રી. ( આ. આલમ ઉ૦ ) દુનીઆં; જગત. ૨ લોક; માણસ જાત.

**આલમદુનીઆં**, સ્ત્રી. ( આ. ) બધું જગત; વિશ્વ; પૃથ્વી, માણુસ જાત ૨ તમામ દેશ.

**આલંબ**, પુ. ( સં. आ+लम्ब्=ટંગાવું. ) આધાર; ટેકો; આશ્રય. ૨ ધારણ; પકડવાનું જે કંઈ હોય તે.

**આલંબન**, ન. (સ.) આશ્રય; સહાય ટેકો. ( કાવ્ય. ) રસ ઉત્પન્ન કરનારી મૂલ વસ્તુ. ( આલંબન અને વિભાવ. )

**આલંબવું**, અ. ક્રિ. પકડવું; આશ્રય માટે આધાર લેવો. ૨ પહોંચવું. ૩ ટંગાવું; ટેકો લેવો.

**આલય**, ન. ( સં. आ+ली=જવું. ઉ૦ ) ઘર; રહેવાની જગા; સ્થાન. 'એવું આલય અવલબવું, મહારાયજીરે, પછે ભોજન કરવું મહાન્ત રૂડા રાયજી. પ્રેમાનંદ

**આલવાલ**, પુ. ( સ. ) ક્યારો. " તેહ તરુની સ્કંધ દ્વાદશ, સુગમ નામની ડાળ, ભક્તિ લક્ષણ જેહ તરુને, આલવાલ વિશાળ. " રત્નેશ્વર.

**આલવું**, જુઓ આપવું.

**આલસ્ય**, ન. ( સ. अ+लस्=યત્ન કરવો. ઉ૦ ) આળસ; મંદતા.

**આલાપ**, પુ. (સં. आ+लप्=બોલવું ઉ૦) રાગ બેસાડવાને અર્થ વગરનો જે આ–આ–કરીને રાગ કાઢવો તે. ૨ વાતચિત ૩ સ્તુતિનું ગાન ૪ બકવાદ; મિથ્યા ભાષણ. ૫ દોષ; આક્ષેપ; આરોપ.

**આલાપવું**, સ. ક્રિ. રાગ કાઢવો; ગાવું 'લઈ ત.ળ આલાપ્યો મલ્હાર, મેઘ વરસીઓ મુશળધાર. ' પ્રા. કા.

**આલામત**, સ્ત્રી. (આ.) નિશાની; ચિહ્ન.

**આલાલીલું**, વિ. (આણુ=તાજુ+લીલું=ભીનું. નહિ સુકાએલું ) લીલુસ.કુ; સહેજ સાજ સુકાયું ન સુકાયું હોય તેવું. આલાલીલું વસ્ત્ર. આલાલીલા વાંસ.

**આલિંગન**, ન. ( સં. आ+लिंग्=જવું. ) કોટી; ભેટ; ભેટવું; બાથમાં લેવું તે; બાથ; સાંઇકું ( નૃસિંહ. )

**આલિંગવું**, સ. ક્રિ. ભેટવું; કોટી કરવી; બાથ ભરવી; છાતી સરસું ચાંપવું.

**આલી**, સ્ત્રી. ( સં. ) સાહેલી; સૈયર; સખી; બેનપણી.

આલીગારૂં, વિ. અટક્યાળું. " આલીગારો કરતો હીંડે આળ જો. " ભાલણ

આલીજાહ, ( જહાં ) વિ ( ફા. આલી જાહ=ભવ્ય. ) ઘણું મોટું; ભભકાદાર; ભવ્ય. ઠાઠમાઠવાળું; બડેજાઓ.

આલુ, ન. ખોટો આરોપ; અપવાદ. ૨ એક જાતનું સૂકા મેવામાંનું ખાવાનું ફળ

આલુબુખાર, ન. (ફા.) તુર્કસ્તાનમાંથી–બોખારા તરફથી આવતાં એક જાતનાં સૂકાં ફળો.

આલુંચન, ન. યતિ આરજા વગેરેના માથાના કેશ ચૂંટી નાખવા તે.

આલે, વિ. ( सं. आर=નજીક. ઉ૦ ) નજીકનું. ૨ વધારે પ્રિય ૩ સારૂ, શ્રેષ્ઠ. ' એ મને તારાથી આલે છે. '

આલેખ, પુ. ( સ. ) લખાણ; ખતપત્તર. ૨ લખી આપેલુ તે. ૩ પરો; સનંદ; દાનપત્ર. ૪ ચિત્ર; સિક્કો મુદ્રા

આલેખન, ન. ( सं. ) લખાણ કરવું તે; સનંદ પરો કરવો તે. લખાણ; લખવું તે. ૨ ચિત્ર; ચીતરવું તે. ૩ રૂપરેખા કરવી તે. ૪ ખોતરવું; ખેડવું; ઉખાડવું તે. ( ' આલેખન દ્રવ્ય ) કોતરવુ તે.

આલેખની, ( આલેખિની ) સ્ત્રી. (સ.) કલમ, ૨ ચીતરવાની પીછી. ૩ લખવાની મ રળતા ભરેલી પદ્ધતિ. ૩ ટાંકણુ

આલેખવું, સ. ક્રિ. ( स. आ+लिख्= લખવું. ઉ૦ ) લખવું. ૨ ચીતરવું. ૩ ખેતરવું. ૪ ગણગારવું.

આલેખ્ય, વિ. ( सं. ) આલેખવા ગોગ્ય.

આલેપ, પુ. ( सं. आ+लिप्=લીપવું. ) લેપ કરવો તે; અર્ચા; આડ; ચોપડવું તે. કોઈ પણ વસ્તુનો તેને ભિંજાવી જાડોજાડો લેપ કરવો તે. કેંટવાળો; ૨ ચોઢવું તે.

આલોક, પુ. ( सं आ+लोक्=જોવું. ઉ૦) દેખાવ; દર્શન; ચિતાર. " આલોક શ્રીનગર ગ્રહના કેતુકેરો વિલોક. " અ. દૂત.

આલોકન, ન. ( सं. ) જોવું તે; ધ્યાન રીને કોઇ દેખાવ જોવો તે. ૨ તપાસવું તે. ૩ દેખરેખ રાખવી તે.

આલોકવું, સ ક્રિ. જોવું; તપાસવું.

આલોચ, ( सं. आ+लोच=જોવું, વિચારવું. ) જોવું; વિચારવું તે. ૨ દેખાવ; દર્શન. ૩ વિવેચન; વિચાર: " આલોચ કરતો તે સમે, પરઠયો ત્યાં લંકાપતિ " શામળ.

આલોચન, ન. જોવું તે, વિચારવું તે. દેખાવ. ૨ વિવેચન. ૩ માની દેવું; કબુલ કરવું. " રાજા પ્રધાનને લઈ ડિંડણ ગામે ગયો અને દત્તગુરૂ આગળ પૂર્વે કરેલાં સર્વ પાપોનું આલોચન કર્યું. ' કુમારપાળ પ્રબંધ.

આલોચવું, સ. ક્રિ. વિચારવું; કલ્પનાથી શોધી કાઢવું; ધ્યાનમાં ઉતારી મનન કરવું. ઉંડુરે હૃદયમાં આલોચજો. " લીલાવતી.

આલોપાલો, પુ. ઝાડનાં નાનાં મોટાં પાન મૂળ વગેરે જે વનસ્પતિ તે; વનસ્પતિ. ૨ સાદો ખોરાક; શાક ભાજીનો ખોરાક તે.

આલોયણ ન. ( प्रा. जैन. ) આલોચન; કબુલાત; પાપ કર્મો માની દેવાં તે. Confession (કનફેશન.) જૈન ધર્મમાં એક એવો રિવાજ છે કે, યતિઓ અને સાધુ વગેરે જનોએ નિત્ય કિંવા જ્યારે પણ પ્રસંગ મળે ત્યારે ગુરુની આગળ પોતાનાં કર્મ કબુલ કરી માફી માગવી. આ રિવાજનું નામ ' આલોયણ ' કહેવાય છે ખ્રિસ્તીઓમાં પણ કબુલાતથી પાપનું પ્રાયશ્ચિત કરી નાંખવાનો રિવાજ છે અને તેને Confession કહે છે. )

આવ, સ્રી. ( सं. गा=આવવું. ઉ૦ ) આવવું તે; આવક. આગ; છત આયાત.

આવક, સ્રી. આવ; આવવું તે, ૨ ઉત્પન્ન; પેદાશ; આવદાની. ૩ રોજગાર; કમાઈ.

આવકચિઠ્ઠી, સ્રી. આવનારા માલની જે ચિઠ્ઠી તે; ભરતીઉં. ૨ રસીદ; પાવતી.

આવકજાવક, સ્રી. આવવું જવુ તે; આવવાની અને જવાની જે ક્રિયાઓ તે. ૨ આવતાં અને જતાં નાણાંની જે નોંધ તે;

વતા અને જતા કાગળપત્તરની જે નોધ અથવા નકલોનો સંગ્રહ તે. 'આવકજાવકનો ચોપડો.' 'આવકજાવકની ફાઇલ.'

**આવકાર**, પુ. (સ.) આવનારને 'આવો' એમ કહીને જે માન આપવું તે; સન્માન કરવું તે; આદરસત્કાર કરવો તે.

**આવકાશ**, પુ. (અવકાશ.) નવરાશ; ફુરસદ ૨અંતર; છેટું; બે વસ્તુ વચ્ચેનું જે પોલાણ તે

**આવગું**, જુઓ 'ઓગલું.' (આ શબ્દ કાઠિઆવાડમાં વપરાય છે)

**આવચીબાવચી** સ્ત્રી. એક જાતની વનસ્પતિ અને તેના બી. (આ બીને તુંક મરીઆં પણ કહે છે તુલસીના વર્ગની આ વનસ્પતિ છે. એના બી બહુજ ઠંડાં હોવાથી ગરમીના દરદો ઉપર વપરાય છે.)

**આવજા**, સ્ત્રી (આવજાવ.) આવવુ અને જવું તે; આવવા જવાની જે ક્રિયાઓ થવી તે; અવરજવર. ૨ આયાત નિકાશ.

**આવટવુ'**, અ. ક્રિ (સ. आ+वृत्=વળવું. ઉ૦) નીવડવું, થવુ, નીપજવુ; ઉદ્દભવવુ. ૨ ફેરવવું.

**આવડ**, સ્ત્રી. આવડવુ તે; આવડત; અ-વડવાપણું. (સુતાર તો સારો છે પણ કઇ આવડ નથી.) ૨ જ્ઞાન. ૩ યુક્તિ, કળા.

**આવડત**, સ્ત્રી. આવડ; આવડવુ તે ૨ કળા; કિસબ. ૩ ચતુરાઇ, ચાલાકી; હિકમત. ૪ જ્ઞાન; સમજણ

**આવડજેવડ**, સ્ત્રી. કામ કરવાની રીત અને કરકસર કરવી તે. (આર્થિક સ્થિતિ ઉપર લક્ષ રાખીને વ્યવહાર ચલાવવાની જે રીત તે.)

**આવડવુ'**, અ. ક્રિ. (સં. आवृत=ફેરવવું. प्रा. आवडिर्अ.) કોઈ પણ કાર્ય, કેમ કરાય છે તે બરોબર જાણવું તે; કાર્યની કરામત જાણવી તે; જાણવું; સમજવુ અને કરી જાણવુ તે; કરતાં ફાવવુ. આવડે નહિ પેંશ ને રાંધવા પેશ જેટલું આવડે એટલું જ ડહાપણ કરવું. આવડે એટલું બોલીએ નહિ અને ભાવે તેટલું ખાઇએ નહિ દરેક વસ્તુ કે વાત વિવેકસર કરવી જોઇએ. (આનો કર્તા-જેને આવડતું હોય તે ચોથી વિ.માં મુકાય છે.)

**આવડું'**, વિ. (સ. एतावत् ઉ૦) આટલું; અમુકના જેવડુ તે; અમુક માપે લાંબું પહોળું ઉંચુ નીચુ હોય તેવું.

**આવતું'**, ત્રિ. હવે પછી થવાનું; હવે પછીનું; ભવિષ્યનું. ૨ શરૂ થતું "આવતી વહુ અને બેસતા રાજાનો ભાર તો પડયો તો પડયો નહિ તો થઈ રહ્યુ." 'આવતી ધાડે કંઇ વિષ ખવાય?' ભય આવવાનો હોય તેથી શુ હીંમત હરાય?

**આવદાની** સ્ત્રી. (આમદાની) આવક, પેદાશ; કમાઇ, ઉપજ.

**આવનજાવન**, જુઓ આવજા. ૨ જનમવુ અને મરવું તે. 'આવનજાવન કોઇ નવ જાણે, એવો ખેલ બનાવ્યો' ભજનાવલી.

**આવરકૂટો**, પુ (સં. आयुष्य+कुट्=ટીચાઈ જવુ-ખુટું થવુ.) અડદાળો; ભાગી તૂટી જવુ તે. ૨ આવરદાનો અંત; છેડો; મોત આવવુ તે.

**આવરણ**, ન (સ.) ઢાકણ; આચ્છાદન; આડ. "ગહનગતિ સંસારની છે, માયાનું આવરણ.' પ્રેમાનંદ. ૨ ઢાલ. ૩ અજ્ઞાનનું પડ; પડદો

**આવરદા**, પુ. (સ. आयुष्य+दा=આપવું. ઉ૦) આયુષ્ય; જન્મથી મરણ સુધીનો જે કાળ તે; જીવનસમય. 'સખી આ આવે, આવરદા તો બહુ લાંબી છે.' તપત્યાખ્યાન આવરદાનો બળીઓ લાંબા આયુષ્યવાળો.

**આવરવું'**, અ. ક્રિ. (સ. आ+वृत्=છાવું.) વ્યાપવું; ફેલાવુ; ઘેરી લેવું; છાઇ જવું. 'અગમ અગોચર સઉને હરિ, બહ્માં કીટ માયા આવરી' અખો 'દીપ જ્યોતિની પેરે બુઝાતાં, આવરી રહેશે અંધારું' છોટમ.

**આવરેજ,** પુ. ( અં. Average. એ-વરેજ. ) સરાસરી; પ્રમાણુ; આસરો; અંદાજ. ૨ ફાળો; ભાગે પડતું જે આવતું હોય તે.

**આવરો,** પુ. (ફા. આવર્દંત=લાવવુ. ઉ૦) રોજમેળ ઉપરથી કાઢેલી ખાતાવાર આવકજા-વકની નોંધો; નોંધોને લગતો ચોપડો. ૨ ભરભડાટ; ખાવાની ભાવના તે.

**આવર્ત્ત,** ન. ( સ. आ+वृत्=ફરવું. ) કુંડાળું; ચકરાવો; ચકરી; ભમરી. ૨ ગોળ ફરવું તે; આંટો.

**આવર્ત્તન,** ન. ( સ. ) ફરવું તે; ચક-રાવો. ૨ વારંવાર ફરવું ફેરવવું તે; એકની એક વસ્તુને ઉથલાવ્યા કરવી તે; ફેરફરી. ( પારાયણ. )

**આવર્ત્તવુ,** અ. ક્રિ. ફરી વળવું; ઢાંકવું; ઘેરી લેવું. સ. ક્રિ. બાથમાં લેવું; ભેટવું; આ-લિંગન કરવું —" રતિ રણ ધીર ધુરંધર રામા, પિઉઉર આવરતી રસધામા." ગી. ગોવિંદ.

**આવર્ત્તાંક,** પુ. ( સ आवर्त्त+अंक. ) વા-રંવાર આવતો આંકડો. (એકનો એક અંક વાર-વાર આવે છે ત્યારે તેને આવર્ત્તાંક કહે છે. )

**આવેલ,** ન. તાજુ પીંજેલું રૂ; " પોલ રૂ઼ેરાં પાથર્યાં, આવલમાં ભારી એહ, ખમા ખમા સહુકો કહે, નારી સાથે નેહ " શામળ.

**આવલી,** સ્ત્રી. ( સ. ) પંક્તિ, હાર; ઓળ; લીટી; શ્રેણી.

**આવલાં,** ન. કોસ અને તેને લગતો પાણી ખેંચવાનો ચામડાનો સરસામાન

**આવવું,** અ. ક્રિ. ( સ. आ+या=આ-વવું. ઉ૦ ) બોલનારની તરફ કોઇ ગતિવાળી વસ્તુ કે પ્રાણીનું જવું તે. ( બોલનારના સ્થાન પ્રતિ જે ગમન તે) ભેગા થવુ, મળવું; પાછા ફરવું, ફરીને જવું, એકઠા થવું તે. ૨ ફૂટવુ. 'આ ઝાડને પાન આવ્યાં ' ૩ જણાવું; લા-ગવું; અસર થવી. ' એને તાવ આવ્યો ને પેલાને ગુસ્સો આવ્યો. ' ૪ દુ.ખવાળું રે થવું. ' આંખો આવવી. ' બીજાં ક્રિયા-પદને સહાય કરવાને જ્યારે આ ક્રિયાપદ તેની સાથે જોડાય છે ત્યારે તેનોજ અર્થ બતાવે છે. ' એ તો ખાતો આવ્યો છે. ' ખાધાજ કરે છે ' આવી બનવું ' મોત આવવું, ભુંડુંથવું. ' એનું તે સાથે એના ધંધાનું આવી બન્યુ છે.' ' આવી મળવુ ' સહાયક-સમાન' થવું 'નવી વહુ કાલે આવી મળશે અને સંસારે હતો એવો થઇ રહેશે. ' બધ બેસતું થવું. ' જુઓ આ ટોપી તમને આવે છે ?' યદૃચ્છાએ પ્રાપ્ત થવુ. ' જે આવી મળશે તે ખાઇશુ.' 'આંખો આવવી ' ચાબરાક થવુ, સામા થવુ '' આવી જવું' અભિમાનપૂર્વક આમન્ત્રણ કરવુ. Challenge. ' આવજો ' અનુજ્ઞા આપવી, અ-ર્થાત્ જાઓ. આવવુ અને પધારવું એ બે ધાતુઓ આજ્ઞાર્થમાં ઉલટા અર્થમાં વપરાય છે. ' પધારજો ' અર્થાત્=જાઓ.

**આવશ્ય,** સ્ત્રી. જુઓ અવસ્ય.

**આવશ્યક,** વિ. ( સ. ) જરૂરનું; અ-ગત્યનું.

**આવશ્યકતા,** સ્ત્રી. જરૂર, અગત્ય; ખપ.

**આવસથ,** ન. (સ. आ+वस्=રહેવું. ઉ૦) ઘર; નિવાસ સ્થાન, આલય. ૨ ધર્મશાળા; ઉ-તારો; મુકામ. ૨ અગ્નિહોત્ર શાળા

**આવસથ્ય,** પુ. ( સ. ) અગ્નિહોત્રનો અગ્નિ; દંપતીએ રાખેલો અગ્નિ, ગૃહઅગ્નિ.

**આવહ,** વિ. ( સ. आ+वह्=વહેવું. ) લઈ જવું; વહન કરવું તે. 'દુ:ખાવહ' દુ:ખથી વહન થાય એવું

**આવહનપત્ર,** ન બોલાવવાનું આજ્ઞા-પત્ર, સમન્સ.

**આવળ,** સ્ત્રી. જેની સોટીઓનાં દાતણ કરવામાં આવે છે તે વનસ્પતિ; એક જાતનું નાનું ઝાંખરુ. એનાં પાન સોનામુખી જેવા થાય છે

**આવળીઓ,** પુ. ઓરીઓ,

" એને દીકરી જણ્ય"

સ્રીગીત ૨ એક જાતનું ઝાડ. (આવળથી મોટું અને બાવળથી નાનું.)

**આવાગમન,** ન. આવવું; પધારવું; આવવું તે. ૨ જન્માંતર.

**આવાર,** અ. આ વખતે; આ ઘડી આ પળે; હમણાં.

**આવાસ,** પુ. ( સં. आ+वस्=રહેવું. ) રહેવું તે મુકામ નિવાસ. ૨ ઘર; મંદિર.

**આવાહન,** ન. ( સ. आ+वह्=લઇ જવું.) આમંત્રણ; બોલાવવું. તે ૨ મંત્રથી દેવાદિનું મૂર્તિ મંડળ ઇત્યાદિમાં આવવું તે.

**આવિર્ભાવ,** પુ. ( સ. ) સ્પષ્ટ દેખાય તેમ થવું તે; ઉત્પન્ન થવું; ફૂટી નીકળવું તે; પ્રાદુર્ભાવ; પ્રાકટ્ય; પ્રકાશ.

**આવિર્ભૂત,** વિ. ( સં. ) પ્રાદુર્ભૂત; પ્રગટ; દેખાઇ આવવું; છતું; ખુલ્લું.

**આવિષ્કરણ,** ન. ( સ. आविस्+कृ= કરવું. करण. ) ખુલ્લા થવુ; પ્રાગટ્ય; પ્રકાશ. ખુલ્લાપણું; પ્રકટપણું; બહાર નીકળી આવવાપણું

**આવિષ્કૃત,** વિ. ( સં. ) પ્રકટિત; પ્રકાશિત; દેખાડેલુંબતાવી આપેલું; ખુલ્લું કરાએલું–થએલું.

**આવિષ્ટ,** વિ. ( સ. आ+विश्=પેશવું. ઉ૦ ) પેઠેલું; દાખલ થએલું વળગેલું–જેમકે= 'ભૂતાવિષ્ટ' જેનામાં ભૂત પેઠેલું હોય એવું.

**આવું,** વિ. ( સ. एतावत् ઉ૦ ) આ પ્રમાણેનું; આ પ્રકારનું; આ નમુનાનું; અમુકના જેવું.

**આવૃત્ત,** વિ. ( સં. ) ઘેરાએલું; ઢાંકેલું; છવાએલું; આચ્છાદિત. ઘેરાઇ ગએલું; ભરાઇ ગએલું.

**આવૃત્તિ,** સ્રી. ( સ. ) ફરી વળવું તે, બીજીવાર થવું તે. એકની એક વસ્તુ–વિચાર–વાત વગેરેની ફરી ફરીને એની એજ ક્રિયા થયા કરવી તે.

**આવેગ,** પુ. ( સ. आ=ઘણું+विज् જુદા થવું. ઉ૦ वेग. ) બળ; જોર; ઉશ્કેરણી. ૨ જુસ્સો આવવો; ઉભરો ચઢવો. ૩ ક્રોધ; ગુસ્સો.

**આવેશ,** પુ. ( સ. आ+विश्=પેસવું. ઉ૦ ) જુસ્સો; ઉભરો. ૨ ઉમળકો; ૩ ક્રોધ; કોપ. ૪ વેળ; લહેર.

**આવેશી,** વિ. આવેશવાળું; આતુર. ૨ ક્રોધી; ગુસ્સાખોર. આવેશ–લહેર આવે તે તરફ ઘસડાઇ જાય એવું.

**આવેષ્ટિત,** વિ. (સં.) વીંટાએલું, ઘેરાએલું.

**આશ,** સ્રી. ( સં. आशा. ઉ૦ ) આશા; ઇચ્છા; કામના; ભાવ. 'હતી આવ્યાની આશ; ખાસ દીપોત્સવી પરેરે' સ્વદેશ–વ.

**આશક** પુ. (આ. आशिक़्=પ્રેમી.) પ્રેમી, કોઈ ઉપર આસક્ત થએલ; અનુરાગી. 'આશક ન જાણે જાતકજાત; ભૂખ્યો ન જાણે લુખો ભાત.' અનુરાગી આંધળો થાય છે.

**આશકમાશુક** (આશુકમાશુક) ન. બ. વ. ( फा. माशूक़्=પ્રેમવાળી સ્રી. ) અનુરાગી સ્રીપુરૂષ; જારજારિણી; જે સ્રીપુરૂષને અન્યોન્ય પ્રેમ થયો હોય તે. 'નથી ઉચરી વાત આશકમાશુકની' ક. દ. ડા.

**આશકા** સ્રી. દેવને ઉતારેલી આરતીનો અને પુષ્પ વગેરેનો પૂજ્યભાવે સ્પર્શ કરીને પોતાની આંખોએ તે હાથનો સ્પર્શ કરવો તે.

**આશકાર** વિ. (ફા.) સ્પષ્ટ; ખુલ્લું; જાહેર; ઉઘાડું.

**આશકારા** વિ. ( ફા. ) જગજાહેર; ખ્યાત, ખુલ્લું; પ્રકટ.

**આશકી,** સ્રી. યારી; પ્રેમ; પ્રીતિ; રતિ; અનુરાગ.

**આશંક,** પુ. આંચકો; આશકા; ખટકો ૨. ઓછું આણવું તે; લજવાવું કે શરમાવું તે "નવ આણુશો મનમાં આશંક, તમ આવે પામ્યા લખ ટંક." મોમિર.

**આશંકા**, સ્ત્રી. ( सं. आ+शंक्=વહેમ પડવો. ) શંકા; વહેમ; શક પડવો તે.

**આશંકિત** વિ. (सं) 'શંકાવાળું'; વહેમ પડેલું; શક પડતું.

**આશના**, સ્ત્રી. (ફા. ) સખી; સહેલી; માશુક.

**આશનાઇ**, સ્ત્રી. અનુરાગ; પ્રીતિ; યારી.

**આશય** પુ. (सं. आ+शी=પડવું. ) હેતુ; ઉદ્દેશ. અભિપ્રાય; મનસુબો.

**આશરવાદ**, જુઓ આશીર્વાદ.

**આશરાગતીઉં**, ન. આશ્રયે આવીને રહેલું; અનુજીવી; શરણાગતીઉં.

**આશરાપડતું**, વિ. અટકળ પડતું; આશરે આટલું છે એમ ધારેલું એવું.

**આશરે**, અ. પ્રમાણે; લગભગ; શુમારે.

**આશરો**, પુ. ( सं आश्रय ઉ. ) આશ્રય. ૨ શુમાર; અડસટ્ટો.

**આશરવું**, ક્રિ. આશ્રય લઇને કરવું તે; આશ્રય લેવો તે. " પ્રસ્તાવના થઇ રહ્યા પછી કોઇ ઋતુને આશરી ( આશ્રયી ) ને નદીએ ગાવું તે. પ્રા. કા.

**આશા**, સ્ત્રી. (सं.) ઇચ્છા; કાંક્ષા; ઉમેદ. 'અમુક આમ થાય તો સારૂં' એવી જે મનની ધારણા તે; વાચ્છા. 'આશા કરવી' ઇચ્છવું. 'આશા આપવી' સહાય કરવાનું કહેવું. 'આશાભર્યું' જેને ઘણી ઇચ્છા પુરી કરવાની રહેલી છે એવું જુવાન. 'આશાભરી ગરીબડી હરિણાક્ષી કેરું ઝાઝું, મનોહરવળી કરૂણા ભરેલું " માલતીમાધવ. ધન મેળવવાની જે સહુથી મોટી ઇચ્છા તે " આશાએ ધરણી ખણી ધનતણી ગાળીગિરી ધાતુઓ" નીતિશતક.

**આશાઢ**, જુઓ આષાઢ.

**આશાપુરી**, સ્ત્રી. આશા પુરનારી દેવી.

**આશાબંધ**, પુ. ( सं ) આશાનું જે બંધન તે; આશાદોરી; આશાતંતુ.

**આશાબંધી**, વિ. આશાના બંધનવાળી; સગર્ભા સ્ત્રી; ગર્ભિણી.

**આશાભંગ**, પુ. આશા તૂટી જવી તે; નિરાશ થવું તે. 'આમ કરીશ' એવું કહ્યા પછી છૂટી પડવું તે.

**આશાયુક્ત**, વિ. (सं) આશાવાળું; આશાભર્યું.

**આશાવંત**, વિ. ( सं ) આશાભર્યું; આશાવાળું.

**આશાવરી**, પુ. એક રાગનું નામ; ગાવાની એક ઢબનું નામ.

**આશાવાળુ**, વિ. આશાવંત; આશાયુક્ત.

**આશિષ**, સ્ત્રી. ( सं आ+शास्=ઇચ્છવું. ઉ.) આશા ફલિત થાય એવું જે સંતોષ વચન તે. તુષ્ટિવચન. 'આશિષ આપવી-દેવી' કલ્યાણ થજો એમ કહેવું તે. "દેછે આશિષ દલપતરામ જીવો વિકટોરીઆ."

**આશી**, સ્ત્રી. ( सं आ+शॄ=મારી નાખવું. ઉ० ) સર્પની દાઢ; મહાકારી જીવલેણ ઝેર. ૨ એક જાતની ઔષધિ.

**આશીર્વચન** ન. (सं) આશીર્વાદ; આશીશ.

**આશીર્વાદ**, પુ. ( सं ) આશીશ; આશીર્વચન.

**આશીનીશી**, અ. સંતોષપૂર્વક; મનમાનતી રીતે.

**આશીર્વાદાત્મક**, વિ. જેમાં આશીર્વાદ હોય એવું; આશીશવાળું; આશીર્વાદ યુક્ત.

**આશીર્વાદાર્થે**, આશીર્વાદને માટે; આશીશ દેવાને; આશીર્વાદના કારણે.

**આશુ**, વિ. ઉતાવળું; ત્વરિત, શીઘ્ર.

**આશુચ**, ન. ( सं. अ=નહિ+शुचि=શુદ્ધ ) અપવિત્રત સુતકવાળું; અશુદ્ધ; અસ્વચ્છ.

**આશુતોષ**, પુ. ( सं आशु=જલદીતોષ=તુષ્ટિ આનંદ આપનાર ) મહાદેવ; શંકર; શિવ.

**આસામ**, પુ. બંગાળની પૂર્વે અને મણિપૂરની ઉત્તરે આવેલા બ્રહ્મપુત્રાની ખીણમાંનો રસાળ પ્રદેશ.

**આસામી**, ( આશામી. ) પુ. ( ફા. ) સખસ; અમુક માણસ. ૨ દેણદાર. ૩ પૈસાદાર; ધનવાન. ૪ પુરુષ; માણસ (સામાન્ય.)

**આસામીવાર**, અ. દરેક આસામીનું; તેને લગતું હોય તેમ; આસામી–માણસ દીઠ.

**આસાર**, પુ. ( સં. ) ફાળકો, ( રેસમ–સુતરનો. ) ઝપાટો; ઝાપટું; ધારાસાર–જલાસાર.

**આસીડ**, પુ. ( અ Acid ઍસીડ) તેજાબ. ૨ વિ આંબટ ખાટું; આમ્લ.

**આસીરિઅન**,વિ. આસિરિયાનું; તેનેલગતું. ૨ આસીરિઆનું રહેવાસી; વતની.

**આસીસ્ટંટ**, પુ. (અં. ) મદદનીસ; સહાયક. ૨ વિ. મદદ કરનાર, સહાય આપનાર.

**આસુર**, વિ. (સં અ નહિ સુર=દેવ. ) અસુરનું; અસુર સંબંધી. ૨ જંગલી; મનુષ્યને નહિ શોભે એવું. (કાર્ય, વર્તન, વગેરે.)

**આસુરવિવાહ**, પુ. (સં.) જંગલી વિવાહ. ધર્મ શાસ્ત્રકારોએ આઠ જાતના વિવાહ કહેલા છે તેમાંનો એક વિવાહ. એમાં બળાત્કારે કન્યાને ઉપાડી જવામાં આવે છે. )

**આસુરી**, વિ. (સં.) અસુર સંબંધી; રાક્ષસી; તામસી; ક્રોધી; જલદ; આકરું; કરડું; વઢાડકાપની એક ચિકિત્સા. આસુરી ઉપાય=ઊંટવૈદુ.

**આસેધ**, પુ. (સં.) કેદ; પ્રતિબંધ; અટકાવ.

**આસો**, પુ. (સં આશ્વિન ઉ. ) વિક્રમ સંવત્સરના વરસનો છેલ્લો મહીનો.

**આસોંદ**, સ્રી. એક જાતની ઔષધિ; અશ્વગંધા; આસંધ.

**આસોદરો**, પુ. (સં. અશ્મતક ઉ. ) આસત્રો; આસિંદ્રો.

**આસોપાલવ**, પુ. (સં અશોક. ઉ.) આંબાના જેવું મોટું આબાને મળતું ઝાડ; અશોક. એનાં પાન આંબા જેવાં પણ કરચલી વાળાં હોય છે, અને લોકો તેનાં તોરણ બનાવરાવે છે. આસોપાલવની છાયા બહુ સારી હોય છે.

**આસ્કંદ** પુ. (સં.) એકજાતનો કંદ. ૨ તિરસ્કાર. ૩ હલ્લો; ધસારો.

**આસ્ટ્રેલીઅન**, વિ. આસ્ટ્રેલીઆનું; આસ્ટ્રેલીઆને લગતું.

**આસ્ટ્રેલીઆ**, પુ. હિંદુસ્તાન અને ચીનની દક્ષિણે આવેલો એક મોટો બેટ–ખંડ. એ પાંચમો ખંડ ગણાય છે. તેમાં બ્રિટિશ પ્રજાનું રાજ્ય છે. 'સીડની' અને 'મેલબોર્ન' તેનાં બે મુખ્ય મથકો છે.

**આસ્તર**, ન. (સં) ઢાંકણ; ઓછાડ; પાથરણું.

**આસ્તરણ**, ન. ( સં आ+स्तृ પાથરવું. ) પાથરણું; બિછાનું. ૨ ઢાંકણ; ચાદર; પિછોડી. ૪ ઓઢો.

**આસ્તા**, જુઓ આસ્થા.

**આસ્થા**, સ્રી. (સં. आ+स्था ઉભારહેવું) શ્રદ્ધા; ભાવ; વિશ્વાસ. ૨ પ્રેમથી વળગી રહેવું તે; આસક્તિ. ૩ આસ્થાપન કરી રાખેલું તે; મુડી; પુંજી. એની પાસે કંઇ આસ્થા છે ?.

**આસ્થાવાળું**, વિ. જેને આસ્થા હોયતે; શ્રદ્ધાવાળું; ભાવવાળું.

**આસ્તિક**, વિ. (સં. अस्=હોઉ.) જગતનો નિયંતા ઇશ્વર છે એમ માનનાર; પરમેશ્વરને માનનાર.

**આસ્તિકતા**, સ્રી. આસ્તિકપણું; આસ્તિક્ય.

**આસ્તિકપણું**, ન. આસ્તિક્ય.

**આસ્તિક્ય**, ન. (સં.) આસ્તિકપણું; ભાવ; શ્રદ્ધા.

**આસ્તે**, (ફા. આહેસ્તે ઉ.) હળવે; ધીમે; ધીરજથી; ઘણી દોડથી નહિ તેમ.

**આસ્થિક**, વિ. (સં.) આસ્થાવાળું; ભાવિક.

**આસ્પદ**, ન. ( સં. ) જગા; ઠેકાણું. ૨ પદવી; ઓધ્ધો. વિ. ઉપજાવનાર. (સમાસમાં) લજ્જાસ્પદ, હાસ્યાસ્પદ.

**આસ્ફાલન**, ન. (સં. आस्फाल् હાલવું )

અથડામણ; આંચકો લાગવો પછડાવું તે. અફળાટ; અફળાવું તે.

**આસ્ફાટન**, ન. (સં) આસ્ફટ ફૂટવું ભાગી જવું તે; મોટા ધડાકા સાથે ફુટી જવું તે. ૨ ભડાકો; ભભુકો; ધડાકા સમેત ફૂટવું તે. ૩ પ્રગટ કરવું; જાહેર કરવું; ખુલ્લુ કરવું તે. થાબડવું; ઉપણવું. ૪ ફેડવું તે.

**આસ્ય**, ન ( સં. ) મુખ; મોં; ચેહરો.

**આસ્વાદ**, પુ. ( સં. આ+સ્વાદ્=ચાખવું. ઉ૦ ) ચાખવું; રસ લેવો તે; રુચિ; સ્વાદ. રસનો અનુભવ લેવો તે. ' કાવ્યામૃત-આસ્વાદ. ૨ ( ખાધાનો ) ગળકો.

**આસ્વાદક**, વિ. ( સં. ) રસ લેનાર; ચાખનાર; સવાદીઉં. ૨ રસાનુભવ કરનાર.

**આહુન**, સ્ત્રી. એક જાતની ઔષધિ.

**આહર**, અ. આખરે; છેલ્લે; છેવટે.

**આહવ**, ન. (સં.) રણક્ષેત્ર; લડાઈનું મેદાન.

**આહવનીય**, વિ. (સં.) હોમવાને યોગ્ય; ૨ હોમનો અગ્નિ.

**આહા**, અ. આશ્ચર્ય; દુઃખ વગેરે દેખાડનારો ઉદ્ગાર.

**આહાર**, પુ. ( સં. આ+હ્ર્=લઈ જવું. ઉ.) ભોજન; જે ખાવાનું હોય તે; ભક્ષણ. ૨ ખોરાકનો અમુક જથો તે; ખાવાનું માપ.

**આહારવિહાર**, પુ. (સં.) ખાવું પીવું હરવું ફરવું વગેરે તે; ચર્યા; ખાવાપીવા અને રહેવાની જે પદ્ધતિ તે.

**આહારી**, (સં.) અહાર રાખનાર; ફલાહારી=ફલનો આહાર કરનાર. ૨ અકરાંતીઉં; બહુખાનાર.

**આહાર્ય**, વિ. (સં.) આહારને યોગ્ય; ખાવા લાયક

**આહાહા**, અ. હર્ષ અને શોકની લાગણી સાથે વિસ્મય દેખાડનારો ઉદ્ગાર.

**આહીર**, પુ. (સં. આભીર ઉ૦) ભરવાડ; ગોવાળીઆની એક જાત; ગોપ; રબારી.

**આહીરડી**, સ્ત્રી. ભરવાડણ; ગોવાલણી; રબારણ; ગોપી.

**આહુતિ** સ્ત્રી. (સં. આ+હુ=હોમવું. ઉ૦ અગ્નિમાં હોમવાની જે વસ્તુ બલિ તે સમિધ વગેરે હોમવું તે. આહુતિ આપવી=ભોગ આપવો.

**આહેડી**, પુ. ( સં આખેટ=શિકાર) ઉ.) શિકારી; મૃગયાકરનાર; પારધી. ૨ ભીલડી; પારધીની સ્ત્રી "માખી મધનો સંચય કરે, પણ આહેડી લુંટી જાય."

**આહેરડી**, સ્ત્રી. આહેડી; ભિલ્લની સ્ત્રી; ૨ આહીરડી; ભરવાડણ.

**આહોડ**, સ્ત્રી (કાઠિઆવાડમાં) તરત ખેડેલી જમીન;નવીજ વાવેતરમાં આણેલી જમીન.

**આહ્નિક** ન. (સં. અહન્= દિવસ ઉ૦) નિત્ય કર્મ; ધર્મ સંબંધીનું નિત્યનું જે સંધ્યા પૂજા પાઠ વંદન વગેરે તે.

**આહ્લાદ**, પુ. (સં. આ+હ્લદ=ખુશી થવું.) આનંદ; મોજમજા; રાજીરાજી થવું તે. ૨ હરખનો શબ્દ; કલ્લોલ.

**આહ્લાદક**, વિ. આનંદકારક; રમણીય; મનને હસાવે તેવું.

**આહ્લાદિત** વિ. (સં.) આનંદિત; ખુશ રાજી; આહ્લાદ પામેલું; આનંદ ઉત્પન્ન થએલો હોય એવું.

**આળ**, ન. (સં. આ=ચર્ણ ને લગ્=લગાડવું. ઉ૦ પ્રા. અલગ્ગ.) મિથ્યાપવાદ; ખોટો આરોપ. અધર્મ આળ ચડાવીઆં, જે ઓછું આપે અન્ન

પેટ ભરી જમીઆં નહિ, વરતુ એટ દન. પ્રેમાનંદ. ૨ તોહમત; બટ્ટો; દોષ. 'જેણે ચઢાવ્યાં આળ, બાળ રમતા રોવરાવ્યાં, સ્ત્રીવધ, ગોવધ, બ્રહ્મહત્યાદિક પાપ કરાવ્યાં.' શામળ. ૩ નિમિત્ત; બહાનું; ઓઠું. અખા અજાણ્યા બોલે આળ. વિ. વાળું, ભરેલું —લોહી આળ.

**આળપંપાળ**, ન. ભૂત પ્રેતાદિ. ૨ આશ્વાસન. ૩ વિ મિથ્યા; ફોગટ, કાલુ ઘેલું; ઘેલઘેલું; તું તો બોલે છે આળપંપાળ, હું તો છું પાંડવોનો કાળ. ભા ઉ. ૨ ગલ્લાતલ્લાં અસ્પષ્ટ; પટામણીઉં 'ઓખા બોલે છે આળપંપાળ, આવે તો ઓળખું તત્કાળ' ઓખાહરણ.

**આળસ**, સ્ત્રી. ( સં. आलस्य. ) ઉદ્યોગ કરવાનું મન ન થવું તે; મંદસ્થિતિ; સુસ્તી. આળસ ખાવી=બગાસાં ખાવાં; સુસ્તી દેખાડવી. આળસ મોડવી=શરીરનું ભારેપણું દૂર કરવાને હાથ લાંબા કરી શરીર મરોડવું, "આંગણીએ ઉભા આળસ શીદ મોડો." દયારામ.

**આળસવું**, અ. ક્રિ. આળસી જવું; મંદ પડી જવું. ૨ અટકવું; જતું રહેવું; મટી જવું:—' આળપપાળ જેને આળ, સમદૃષ્ટિ સમજ તે સમું.' અખો.

**આળશીજવું**, અમુક કામનો ઉદ્યોગ કર્યા પછી રહેવા દેવું; મંદ પાડી નાંખવું; અટકવું, આળસાવું

**આળસાઇ**, સ્ત્રી. મંદતા; આળસુપણું.

**આળસાવું**, અ. ક્રિ. આળસી જવું; મંદ પડી જવું. ૨ ધીરૂ પડી દેવું:, મુલતવી, ગપવું.

**આળસુ**, વિ. આળસવાળું, આળસથી ભરેલું, મંદ. ૨ ધીરૂં; ધીમું, અનુદ્યોગી; સુસ્ત. "આળસુ એદી ને અકલના આંધળા, આ સમે ખૂબ ઊપ્રે " ક. દ. ડા.

**આળસુપણું**, ન. આળસાઈ; મંદતા.

**આળાલુંબો**, પુ. સંસારની આશા તૃષ્ણા; લાલસા; લાલચ.

**આળી**, સ્ત્રી. સોનીની અંગીઠી મૂકવાની માતાના ગોખલીવાળી ઓટલી.

**આળીગાળું**, વિ. અટકચાળું; ચાંદવું. " વારેરે જશોદા મૈયા કાનને, આળીગાળો આળ કરે છે. ' પ્રા. કા.

**આળીઓ**, પુ. કુવાના પડખામાં પડેલી બખોલ; ખાડો.

**આળું**, વિ. ( સં. आर्द्र=ભીનું. ઉ० ) ભીનું, લીલું:—' આળુ ચામડું. ' ૨ ગદ્દગદ થઇ ગએલું; જરા અડકવાથી પણ દુ:ખ થાય એવું થઇ ગએલું. ૩ વાળું—હૈયાળું, સુખાળું. ' આળુ ઓઢવું=બદનામી લેવી, ફજેત થવું. ( અસલ જ્યારે બે ગામના સીમાડાની હદ નક્કી કરવાની હોય ત્યારે ગામના એકાદ માણસને આળુ ઓઢાડતા અને પછી તે જ્યાં સુધી જાય ત્યાં સુધી તે ગામની હદ ગણાતી. આથી ગામને ફાયદો થતો પણ આળુ ઓઢનાર વગોવાતો તે ઉપરથી આ કહેવત નીકળેલી છે. )

**આળે**, આલય ( કવિતામાં. )

**આળોટણ**, ન. આળોટવું તે; લોટણ. આળોટવાની તલપ તે. (ગધેડાં, ઘોડાં વગેરે કેટલાંક જનાવર આળોટીને થાક ઉતારી નાંખે છે.

**આળોટવું**, અ. ક્રિ. લોટવું; ગડબડીઆં ખાવાં; પથારીમાં સુતે સુતે આમ લોટવું; લોચવું, પાસાં ફેરવ્યા કરવાં. ' આળોટી અવની પડે, વળી બેઠો થાય. ' પ્રેમાનંદ. આળોટી ઊઠવું=દુ:ખ સહન કરી લેવું; મંદવાડ આવી પછી સાજા થઇ ઊઠવું.

**આળોવણ**, ન. (જૈન.) પાપના પ્રક્ષાલન માટે કરવાનું એક વ્રત; ક્ષમાવ્રત.

**આં,** અ. (હાં) ઓ, વારૂ પછી. હુંકારનો ઉદ્‍ગાર. ૨ ભલે; ઠીક; હા. ૩ ઉત્તેજક ઉદ્‍ગાર.

**આંઇ,** અ. અહીં; આ ઠેકાણે; અહીંઆં.

**આંઉ,** અ. બસ; વારૂ; ઠીક; હા. ૨ એમકે.

**આંઉસ,** પુ. (અં.) અઢી તોલા જેટલું એક અંગ્રેજી વજન તે. (પાઉંડનો બારમો ભાગ (દવા ને સોનારૂપાના વજનમાં ,સોળમો ભાગ (.ગાંધિઆટમાં)

**આંક,** પુ. (સ અંક્=ચિહ્‍ન કરવું ઉ.) સંખ્યાની નિશાની; આંકડો. ૨ સંખ્યાના એક બીજાના ગુણાકાર જેવા જે ઘડીઆ તે. ૩ ભાવ; મૂલ; સંખ્યા. ૪ હદ; સીમા; મર્યાદા. ૫ મૂલ; કીંમત. ૬ નિશાની; ચિહ્‍ન; આંકો; નામ પાડવું તે. ૮ અડસટ્ટો; અંદાજ. ૯ ધરી; આંસ. આંક પાડવો=કીંમત મૂકવી; નિશાન કરવું.

**આંકચાળણી,** સ્ત્રી. જે થાળીને ચાળવાના ઉપયોગમાં લેવાને છિદ્ર પાડેલાં હોય તે. ૨ આંક ચાળવવાની જે રીત તે; લખોટા; અંકગણિત.

**આંકડી,** સ્ત્રી. એક છેડેથી અથવા બેઉ છેડેથી વાળેલો ધાતુનો સળીઓ; કડી; સાંકળ; અંકોડી; ગળ. ૨ આતરડાંમાં વાયુને લીધે થતી પીડા; ચૂંક, અબળાટ; પીડ. ૩ તાણ; ખેંચ; તાણુનો રોગ. ૪ અણગમો; નહિ રૂચવું તે. (એને જે આંકડી આવતી હોય તે કહો એટલે ઉપાય થાય.)

**આંકડો,** પુ. (સ.) સંખ્યાવાચક જે ચિહ્‍ન તેઃ-૧-૨-૩. ૨ કીંમત માંડવી-મૂકવી તે. ૩ લેણદેણ સબંધી ગણીને તૈયાર કરેલો હિસાબ; Bill બીલ. ૪ છેડેથી વાળેલું જે કંઈ હોય તે; જેમાં કઈ ભેરવી શકાય એવી વક્રાકૃતિ. (વીંછીના પુંછડાનો, દુલ ચોકડાનો અને મુછનો આંકડો.) ૫ તોર; ગર્વ; અકડાઈ. "સંસારમાં અનેક તરેહના વા વાયાથી તેનો આંકડો નરમ થયો હતો." હરગોવિંદદાસ. ૬ લખતાં વાંચતાં આવડવુ તે. (એ કંઇ બે આંકડા જાણે છે કે રામરામ) ૭ ડખ; ચટકો. (આંકડો મારે છે.)

**આંકણ,** સ્ત્રી. આકવાની જે રીત તે. ૨ ખળીમાંનું સારૂં સારૂં અનાજ એક કોરે કરવુ તે.

**આંકણી,** સ્ત્રી. લીટીઓ દોરવાની નિશાની કરવાની લાકડાની ગોળ અને સીધી નાની લાકડી, અથવા ધાતુની લાંબી ને ચપટી પટી; રેખાટણી. ૨ આંકવાની જે રીત તે. (એની આંકણી સારી નથી.) ૩ આખ્યાનનું કડવુ. (યતિઓની કવિતામાં.) ૪ જમાબંધી; અમુક કર લેવાનું ઠરાવવું તે. ૫ કસોટી; કસ કાઢવાની રીત.

**આંકણું,** ન. આંકવાનુ હથિઆર; ઓઝાર; ટાંકણું.

**આંકવું,** સ. ક્રિ. લીટીઓ દોરવી; લીટા પાડવા; નિશાની અથવા ચિહ્‍ન કરવુ. ૨ કીંમત કરવી; મૂલ ઠરાવવું. ૩ અટકળવુ; કળતર કરવું. ૪ કસ કાઢવો; તપાસીને જે ખરૂં લાગે તે આસરા પડતી રીતે કહેવું.

**આંકો,** પુ. (સ. અંક ઉ.) અંક; ચિહ્‍ન; નિશાની; લીટો; સળ, વળ. ૨ હદ; છેડો; મર્યાદા; પાર. ૩ ધોરણ; નિયમ; ઓછુંવત્તું ન થાય એમ ઠરાવવું તે. (બારેવાટ વાપરતાં તો તરશો નહિ કંઇકિ આંકો બાંધો કે તરાય.)

**આંકોશીઆં,** ન. પાંસળાં; છાતીનાં હાડકાં. "પાણી કાઢતાં તો આંકોશીઆં ઉંચા આવ્યાં."

**આંખ,** સ્ત્રી. (સ અક્ષિ ઉ૦) જોવાની જે ઇંદ્રિય તે; નેન; નેત્ર; નયન; ચક્ષુ; લોચન. ૨ જોવાની શક્તિ; દૃષ્ટિ; નજર. ૩ નિઘા; પ્રેમ દૃષ્ટિ. ૪ દેખરેખ; તપાસ. ૫ વેહ; છિદ્ર; કાણું ૬ ઉદ્‍ભેદાંકુર; ઉત્પાદક ગાંઠ. (શેરડીની આંખ) આંખ ઉઘાડવી=ચેતવવું; સાવધાન થવુ; અનુભવ મળ્યાથી જાગ્રત થવું; ખરી હકીકત જાણવામાં આવવી; સમજ પડવીઃ અક્કલ સ.

જવી. આંખ ઉઘાડીને જોવું=બુદ્ધિ પુરઃસર વિચાર કરવો; તપાસ ચલાવવી. આંખ ઉંચી કરવી=ચઢી આવવું; હુમલ્લો કરવો; સામા થવુ. ( તારી સામે આંખ ઉંચી કરે એવો કોઈ નથી. ) શુ. જુ. વા. આંખ ઉઘાડી સ્વાસ્થ્ય બતાવવું. (છોકરૂં આંખે ઉંચી કરતું નથી.) આંખે અંધારાં આવવાં=બહુ ઉંચે કે બહુ ઉંડાણમાં જોવાથી દૃષ્ટિ વિભ્રમ થવો; તેજથી ઝંખાઇ જવુ. આંખે અંધારી બાંધવી=ભોળવી નાંખવું; વશ કરી લેવુ. આંખમાં આંગળીઓ ઘાલવી=છેતરવું; સામો માણસ દેખે તેમ તેને ધુતી ખાવો. આખમાં કમળો હોવો=અદેખાઈ થવી તે; પોતાના જેવું બીજાને આનવું તે. આંખ કાઢવી=ધમકાવવું; બીવરાવવુ. આખ ખેંચવી=પરાણે વાંચવું. આતુરતા રાખવી; રાહ જોવી. આંખમાં ખૂચવુ=અદેખાઇ આવવી; કોઈ કઇ લઈ કહી ગયો હોય તે ખટકયા કરવું. આંખે ચઢવું=ધ્યાન ખેંચવું; પહેલા પકડાવું; અદેખાઈના કારણરૂપ થવું. આંખમાં ચકલાં રમવાં=ચંચળતા જણાઈ આવવી. આંખ ચોરવી=કોઈ ન દેખે તેમ કર્ય કરવું; ઉપેક્ષા કરવી. આંખ ચોળવી–ચોળાવવી=રોઇને રહેવું; હાથ ઘસવા ઘસાવવા; જખ મારવી મરાવવી. આંખ ઠરવી=સંતોપ–તૃપ્તિ થવી; સ્નેહીને જોઇ નિરાંત વળવી. આંખ દબાવી ( આંખ મીચાવી ) મરણ થવું. આંખ દેખાડવી=બીવડાવવું. ધાક બતાવવી. આંખમાં ધૂળ નાંખવા=ચાસન છેતરવું; ભૂલ ખવરાવવી. આંખ નીકળી પડવી=નહિ દેખી ખમાવું=' સહીયર સંભાળી ચમન કરે ને નીકળી પડે મારી આંખો રે.' રા. ચંદ્ર. આંખને ગમે તે મોને ભાવે=ગુણજ નહિ પરંતુ દેખાવ પણ હોવોજ જોઇએ. આંખનો પાટો=અતિ અપ્રિય. આંખની કીકી=અત્યંત પ્રિય "× × સમને ઝીણી બેન કેવાં વ્હાલાંરે, જાણે મારી આંખની કીકીરે." સ્ત્રી ગીત. આંખ ફરકવી=શુભાશુભ ચિહ્ન જણાવુ. ( પુરૂષને જમણી અને સ્ત્રીને ડાબી આંખ કે અંગનું ફરકવું શુભ સૂચક ગણાય છે. ) આંખ ફરવી=ક્રોધે ભરાવું; શૂર ચઢવું; મરવાને આંખનું તરડાવું તે. આખ ફોડવી=બહુ શ્રમ લીધેલો હોય એમ દેખાડવું. ( અમેય કાવ્યમાં આંખો ફોડી છે.) તિરસ્કારથી 'લે જો'નો અર્થ બતાવે છે. આંખ ભરવી=આંસુ ઢાળવાં; રોવું; દીલગીર થવું. ટીકીટીકીને જોવું ને મોહ ઉત્પન્ન કરવો. ( આંખ ભરો મા અલબેલી) આંખ મારવી=કટાક્ષ કરવાં. (ઇસ્કમાં) આંખમાં મીઠુ પડવું=અદેખાઇનો કીડો હાલી ઊઠવો, આંધળા થજો એવો શાપ. ( અદેખાંની આંખોમાં મીઠાં પડજો.) આંખ મળવી=ઉંઘ આવવી. ૨ સ્નેહ થવો. આંખ મેળાવવી=પ્રત્યક્ષ મળવું જાતે મળવું. પ્રસંગ પાડવો. ' એકવાર મેળાવું આંખોરે લલચાવીને ઘેર લાવુ.' ક. દ.ડા. આંખમાં તતડીઆ પડવા=બહુજ દ્વેષ ઈર્ષ્યા થવી. આંખ મીચાવી–મરણ થવુ. આંખ મીચીને કામ કરવું=કઇ પણ જોયા વિચાર્યા વગર સાહસ કરવુ. આંખ આડા કાન કરવા=સાંભળ્યું ન સાંભળ્યું, જોયું ન જોયું કરવુ; થવા દેવું. આંખમાં શનિશ્ચર હોવો–દ્વેષને ઝેર હોવું. આંખો ઓચીએ જવી=ઉદ્ધત મગરૂર થઇ જવુ. આંખ એકઠી થવી=મીટ મંડાવી; દૃષ્ટિ મળવી; પ્રીત થવી. આંખ ફાટવી–એકદમ જુસ્સો આવવો. ફાટી આંખે ફરવુ=મદોન્મત્ત થઇ જવુ; છકી જવુ. ( ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા, તેનું માટીમાં દાટીએ મુખ ) ક. દ.ડા.

**આંખચાંદલો,** પુ. રૂડે અવસરે સ્ત્રીઓને કપાળે અને ગાલે સુંદરનાં અથવા બીજા કોઈ ચીકણા પદાર્થનાં ચિત્રો પાડી તેની ઉપર ટીપકી કટોરી વગેરે જે ચોઢવામાં આવે છે તે.

**આંખડલી,** સ્ત્રી. આંખ. ( કવિતામાં ) 'આ શો આંખલડીનો ચાળો રે.'

**આંખડી,** સ્ત્રી. આંખ. ( કવિતામાં ) 'સાંભરો તમેને મારી આંખડી ભરાય.' ડા.

**આંખનીઆડ,** સ્ત્રી. ગિલ્લી દડાની ર-મતમાંનો એક દાવ. આંખ ઉપર ગિલ્લી-મોઇને આડી મૂકી દડાવતે ઉડાવી દેવી તે.

**આંખફુટામણી,** સ્ત્રી. એક જાતની વેલી અને તેના ફળ. (એમ કહેવામાં આવે છે કે, એ વેલ અથવા તેના ફૂલનો સ્પર્શ જો આં-ખને થયો હોય તો આંખ ફુટી જાય.)

**આંખામચકારો,** પુ. આંખનો સ્પંદ; આંખ ઉઘડે અને બંધ થાય એટલો જે વખત તે. આંખથી કોઇને કંઈ સંજ્ઞા કરવી તે.

**આંખામચામણા,** સ્ત્રી. એક જાતની છોકરાંની રમત. ૨ આંખ આડા કાન કરવા તે. ૩ ઈસારત કરવી તે. (જાણી જોઇને-જાણી બૂઝીને કરવા દેવું તે)

**આંખીઆં,** ન. મૂર્ચ્છા; બેશુદ્ધિ. ૨ એક ટસે કોઇના સામું જોઈ રહ્યાથી આખોમાં જે ઝળઝળીઆં ભરાઈ આવે છે તે; ઝળઝળીઆં; આંખમાં પાણી ભરાઇ આવવાં તે.

**આંગ,** ન. ( સ. अग ઉ૦ ) અગ, દેહ; શરીર, બદન. આંગ પર આપવુ=સાનમાં કઇ રાખ્યા વગર રોકડ નાંણું ધીરવું. આંગપર આવવુ=શરીર પર ધસારો-હુનલો કરવો. આંગ ધોવું ( પારસીઓમાં ) નાહવુ ( લાક્ષણિક ) ઋણમુક્ત થવું.

**આંગડ,** સ્ત્રી. દાગીના. નગદી; રૂપીઆ વગેરે જોખમ જે વિશ્વાસુ નોકરને અગે બ-ધાવી બીજે ઠેકાણે મોકલ્યું હોય તે.

**આંગડી,** સ્ત્રી. નાનાં છોકરાંની અંગર-ખી; ઝભલું.

**આંગડીઓ,** પુ. કીંમતી અવેજ લઈ જનારો હથિઆરબંધ માણસ; આંગડ લઈ જનાર; જોખમ લઇ જનાર. ( રજપૂત, કણબી અને ભિલ વગેરે આંગડ લઈ જવાનુ કામ ગુજરાતમાં કરતા.) વિ. ૨ વિશ્વાસુ-જેને જર જોખમ સોપાય તેવો નોકર

**આંગણું,** ન. ( સ अगण ઉ૦ ) જુઓ આંગણું.

**આંગણું,** ન. (સ. अंगण. ઉ.) ઘરના બા-રણા આગળની ખુલ્લી જગા, આંગણ; અંગણું.

**આંગણલું,** ( સ. ) જુઓ આંગણું. ( ક-વિતામાં વપરાય છે. )

**આંગણીઉં,** ન. ( સ. ) ઘરના બારણા બહારની જે છૂટી જગા તે. "આગણી-એ ઉભાં આળસ શીદ મોડો, રાતલડી૦" દયારામ.

**આંગમણ,** સ્ત્રી. શક્તિ; બળ, કૌવત; જોર. ૨ ચૂલાની બહારનો દેવતા ઓલવવાનો જે ભાગ તે, ચૂલા આગળની નાની ઓટલી.

**આંગમવું,** ક્રિ. વહોરી લેવુ; આદરવું; મા-થે લેવુ.

**આંગલુ,** ન. નાના બાળકનુ ઝભલું.

**આંગળ,** ન. ( સ. अगुली ઉ૦ ) આગળી ૨ આંગળીના જેટલું જે માપ તે; મુંઠનો ચોથો ભાગ. ૩ વેપારીઓમાં દશની સંખ્યા બતાવ-વાની એક સંજ્ઞા. આંગળવા=આંગળ માપનું; આંગળી જેટલું. (જાડુ; પાતળું કે લાબું.)

**આંગળતોડો,** પુ. પાણીમા રહેનારો એક જાતનો જીવડો.

**આંગળી,** સ્ત્રી. ( સ. अंगुली ઉ૦ ) હાથ પગના પંજાના હાથેળી પાટલી સિવાયના જે પાચ છૂટા છૂટા અવયવો તેમાંનો એક એક અવયવ તે; આંગળુ. ( ચાર આગળીં અને એક અંગુઠો. એ પાંચે અવયવો માધારણ રીતે આં-ગળીઓ કહેવાય છે. ગુજરાતી ભાષામા પાંચ આંગળીઓમાંની ત્રણનાં જુદાં નામ છે. ) અં-ગુઠો, વચલી આંગળી અને ટચલી આંગળી. ( સંસ્કૃતમાં અંગુષ્ટ, તર્જની, મધ્યમા, અના-મિકા અને કનિષ્ઠિકા એમ પાંચેનાં જુદાં જુદાં નામ છે.) આંગળી કરવી=લડાઇ કરાવવી; નિંદા કરવી; ફજેતી ઉડાવવી; ચાંદવું કરવું.

**આંગળીઆટ,** વિ.નાતરાની સ્ત્રી તેના આ-

ગલા ધણીથી થએલાં જે છોકરાંને નવે ઘેર આંગળીએ વળગાડીને લેતી આવી હોય તે.

**આંગળું**, ન. આંગળી.

**આંગિરસ**, પુ. ( સં. ) અંગિરસનો પુત્ર; એક ઋષિ.

**આંગી**, સ્ત્રી. જાડા કાગળ ઉપર રંગ રંગનાં ધાતુના પાનાં લગાડીને ચોખુણુ ગોખલાઓ જેવો જે ઘાટ કરેલો હોય તે; બહુચરાજી અને અંબાજી માતાના ગોખની આકૃતિઓ તે. ( આંગીઓ બજારમાં વેચાતી મળે છે અને માતાના ભક્તો તે માતાને ગોખ ચઢાવવાની બાધાઓ રાખે છે. ) ૨ કોરી ચોખાનીનું ઓંટયા વગરનું જે વસ્ત્ર મોસાળથી આવે છે અને જે વરને પહેરાવવામાં આવે છે તે.

**આંઘોળ**, ન. અંઘોળ; સ્નાન; નાહવું તે.

**આંચ**, સ્ત્રી. ( સં. अग्नि ઉ० ) સળગતા દેવતામાંનો સખત ગરમીવાળો જે ભાગ તે; અગ્નિનો ભભુકો; સખત તાપ. ૨ ગરમી આપવી તે; ઉનું કરવું. ૩ ધમકી આપવી તે; દમ બીડાવવો; ધમકી. " બહાર રાખ્યા બીજા લોકને ઘરમાં ગયા જણ પાંચ, તેડી એકાંતે તારુણી, અદકી દીધી આંચ. " **શામળ.** હરકત; ભય; બીક; " સાચને શી આંચ છે!" ૬ ભભકો; દમામ.

**આંચકી**, સ્ત્રી. શરીર અને નાડીઓનું ખેંચાવું તે; તાણ; ખેંચ; આંકડી. ૨ હેડકી.

**આંચકીઆવવી**, તણાઈ જવું; ખેંચાઈ જવું; તાણ આવવી. ૨ હરકત આવવી; ધોકો લાગવો. ( એને કંઈ આંચકી આવી નથી. )

**આંચકીખાવી**, કોઈ બાબત કરતાં અટકવું; ખમચાવું; શરમાવું; પાછા પડવું.

**આંચકો**, ( આચકો. ) ( મ: आचक्का. ) ગતિના રોકાવાથી અથવા પાછળ ખેંચાવાથી જે ગુલાંટવાળો ધક્કો લાગે છે તે; ધક્કો; હેલો; હડસેલો: આચકો; ( ખેંચાવાથી સ્થૈર્યનું ડગમગવું તે. ) ૨ અટકવું તે; કોઈ પણ કાર્ય કરતાં ખમચાવું તે; શરમાવું–લાજ આવવી તે. ( એને એવું કહેતાં કંઈ આંચકો લાગ્યો નહિ. ) ૩ ખોટ; નુકસાન.

**આંચણુ**, જુઓ આંચળ.

**આંચણી**, ( લી. ) વાતચિત્તમાં વારંવાર એકાદ નિરર્થક શબ્દને બોલ્યા કરવાની જે ટેવ તે. ( ભાઇને કહ્યું ત્યાં ગયા એટલામાં 'ભાઇને કહ્યું કે વાઘ આવ્યો, 'ભાઇને કહ્યું' શું કરવું તે સુઝયું જ નહિ. ) ૨ ( ગાયનમાં ) અસ્તાઈ; ટેક; મોરો.

**આંચળ**, ન. ( સ. अंचल=છેડો, અંતભાગ, પાલવ. ) માદા જે અવયવ વડે પોતાનાં બચ્ચાંને ધવરાવે છે તે અવયવ; થાન; સ્તન. આંચળ ઝરવો=આંચળમાંથી દૂધનું ટપકી જવું (બકરીના આંચળ ઝરી જતા હોવાથી તેનો અંત બાંધી રાખવામાં આવે છે.) આંચળ આવવો=આંચળમાં એક જાતનો રોગ થવો. આંચળ સડો=દુઝણાં ગાય બેંસને વાંસે લાકડી વાગવાથી દૂધની સેઢમાં સહેજ રુધિર નીકળે એવો જે રોગ થાય છે તે; આંચળનું સડવું. આંગળ ઉડી જવો=આંચળમાંથી દૂધ આવતું બંધ થવું.

**આંચળવાળું**, વિ. જેને આંચળ હોય એવું; પ્રાણી શાસ્ત્રના પંડિતોએ પ્રાણીઓના જે વર્ગ પાડયા છે તેમાંનો એક વર્ગ. Mammalia મેમલીયા ( આંચળવાળા પ્રાણીઓ ) આ વર્ગનાં પ્રાણી બચ્ચાંને જન્મ આપે છે. આંચળવાળાં પ્રાણીને કાન અને બચ્ચાંને ધવરાવવાના અવયવ હોય છે. ( ઇંડાં મુકનારાં પ્રાણીને કાન અને આંચળ હોતા નથી. )

**આંછ**, સ્ત્રી. ( આંખની ) છારી; ઝાંખ. ( ઓછપ ઉપરથી. ) ઓછું સુઝવું તે.

**આંજણ**, ન. ( સં. अंजन ઉ० ) આંજવાનું તે; અંજન; કાજળ; સુરમો; દવા વગેરે જે કંઈ આંખમાં આંજવાનું હોય તે. ૨ છેતરી પીડી; ભોળવી દેવું તે; ભુરકી નાંખવું તે.

**આંજણી**, સ્ત્રી. આંખની પાંપણ ઉપર

ની ફોલી; પાંપણની કિનારી ઉપરનો લાંબો લાલ સોજો—એક જાતનું દરદ.

**આંજનેય**, પુ. (સ.) હનૂમાનજી; અંજનીનો પુત્ર.

**આંજવું**, સ. ક્રિ. (अञ्ज=લગાડવુ.) અંજન કરવુ. ૨ છેતરવું; ધૂતવું; ઠગી લેવુ; ઠગવું. ૩ ભોળવી નાંખવું; ભુરકી નાખવું. ૪ પોતાના તેજથી સામાને ઝાંખું પાડવું; છક કરી નાંખવું; પોતાને સ્વાધીન કરી લેવું. ૫ ભૂલ થાપ દેવી; ઉઠાડવું. ૬ નજર ચુકાવવી. આંજી નાખવુ=છક કરી નાંખવું, હોશિઆરીથી, કામથી વાણીથી અથવા કોઈ પણ બીજા કાર્યથી સામા માણમની ઉપર છાપ પાડી દેવી તે. આંજ્યું ખમે પણ દેખ્યું ન ખમે=છેતરીને લઈ જાય તે સહેવાય પણ દાનમાં અપાય નહિ. કાળી ચૌદશનાં આંજ્યાં તે કોઈથી ન જાય ગાંજ્યાં=જેઓ એકવાર છેતરાય છે તેઓ ફરી છેતરાતાં નથી.

**આંજીઉં**, ન. જુવારના દોડામાં થતો એક જાતનો રોગ; આંજીઉં થવાથી દોડામાં દાણા થતાં જ બળી જાય છે. આને અંગારો પણ કહે છે.

**આંટ**, (સ. આ+વર્ત્ત=ફરવુ ઉ૦) ગાંઠ; ગડી; ગૂંચ. ૨ સાખ; શાહુકારી; આબરૂ; વટ. ૩ ટેવ; હયોટી; આદત; બખ. ૪ યુક્તિ; ઝીણવટ. ૫ પદ્ધતિ; રીત. ૬ કલમ પકડવાનો ત્રણ આંગળીઓનો જે ભાગ તે. ૭ ચપળતા; હોશિઆરી.

**આંટણ**, ન. (સ. આ+વૃત=ફરવું. ઉ.) ચામડી ઉપર કોઈ વસ્તુનો વધારે ઘસારો પડવાથી ઘસારાવાળી જગાએ જે કઠણુ લાખું પડી જવું તે; ક્ષત; ગુંજ. (જોડાનાં પગે આંટણ પડે છે.)

**આંટવું**, સ. ક્રિ. ધારવું; તાકવું; નિશાન માંડવું ૨ અ. ક્રિ. ટપી પડવું; શ્રેષ્ઠ થવું હોવું. 'એતો તને આંટી નાંખે એવા છે.'

**આંટી**, સ્રી. ગૂંચ; વળની ગાંઠ; દોરી દોરડાંનું જે ગૂંચવાઈ જવું તે. ૨ ગડી, ગડ. ૩ સુતરનો ઘણા તંતુઓનો બનાવેલો સમૂહ; ફાળકો કે તે ઉપરનું સુતર. ૪ વાંધો; કિન્નો; દ્વેષ; વેર વાળવાની કે કટુ વચનની લાગણીની જે અસર હોય તે; અદાવત; મનમાં પડેલી ગાંઠ. ૫ યુક્તિ; પ્રપંચ; છળની બાજી. "આંટીને ઘૂંટી તો હરજી ન જાણીએ." આંટી લગાવવી=ગૂંચ નાંખવી; યુક્તિમાં લેવું. મનમાં આંટી રાખવી=અદાવત રાખવી. આંટીમાં લેવું=પ્રપંચમાં–કાવાદાવામાં સપડાવવું. ૬ ફાંસો; પેચ. ૭ કાયદો; ગૂચવણુની બાબત.

**આંટીઘુંટી**, સ્રી. પેચ; બાજી, ગૂંચવણ. ૨ મુશ્કેલી; સકંચો; પ્રપંચ; કુડકપટ. 'આંટી ઘુંટીનો વખત' મુશ્કેલીનો વખત.

**આંટીફાંટી**, સ્રી. છોકરાંની એક રમત. ૨ આટીખાંટી.

**આંટેટપ્પો**, પુ. રમતમાં અગત્યનો દાવ.

**આંટો**, પુ. (સ आवर्त्त ઉ.) ફેર; ચકરાવો; પેચ; વળ. ૨ વેર; કિન્નો; અદાવત. ૩ ફરી આવવું તે; અમુક પ્રદેશનો ચકરાવો લઈ આવવો તે; ફેરો.

**આંટેફેરો**, પુ. ચકરાવો મારી આવવો તે; જઈ આવવુ તે; જતા આવતા રહેવુ તે.

**આંટોફેરોખાવો**, જતા આવતા રહેવું; બતાવ્યું કામકાજ કરતા રહેવું. ૨ જવા આવવાનું જે પરચુરણ કામકાજ કરવું તે.

**આંટોમારવો**, ચક્કર લઈ આવવું; સહેજ જઈ આવવું; મળવા જવું; બાતમી મેળવવા જવું.

**આંડ**, પુ. (સ. अण्ड ઉ૦) વૃષણ; ગોળી.

**આંણવું**, જુઓ આણવું.

**આંણું** ન. જુઓ આણું.

**આંતર**, વિ. (સં. अन्तर् ઉ૦) અંદરનું; માંહેલું.

**આંતરરાગ**, પુ. ( सं. आन्तर+राग=प्रेम.) અંતરનો પ્રેમ, મનનો ઉમળકો; ભાવ.

**આંરતડી**, સ્રી. નાનું આંતરડું; નાડી.

**આંતરડી**, સ્રી–અંતઃકરણની લાગણીવાળી નાડી. ૨ અંતઃકરણ; દીલ; હૈયું; કાળજું. આંતરડી ઠારવી=સંતોષ આપવો. આંતરડી બાળવી=કકળાવવું; રિબાવવું; પીડાવવું. ખુલ્લી રીતે નહિ પરંતુ આડકતરી રીતે સતાવવું

**આંતરડું**, ન. ( स. अन्त्र ઉ० ) પેટમાંનું અન્નરસને પચાવી મળને બહાર કાઢનારૂ નળના જેવું મોટું નાડીનું ભુંગળુ. ( આંતરડું જાડું પાતળું અને ગુંછળાંવાળું હોવાથી એક છતાં ઘણાં હોય એવું લાગે છે તેથી તે હમેશ બહુવચને વપરાય છે. ) આંતરડાં ઉંચા આવવાં=ઘણી મહેનત પડવી. આંતરડાંની દાઝ–અંતઃકરણની ઉંડી દાઝ તે આંતરડાની સગાઈ=સહોદરતા; એક ગર્ભમાં ઉછર્યાની જે સગાઈ તે.

**આંતરવું**, સ. ક્રિ. પડદો ભરવો, અંતર કરવો; બેની વચમાં કંઇક નાંખીને બેને જુદાં પાડવાં. ૨ ઘેરી લેવું, રોકવું. ' એમ સમજ્યે ગુણ ગાવા આંતર્યો. ' મા. પુરાણ. હદ બાંધી લેવી. ૩ અટકાવવું. ગમનમાં કોઈ જાતનો અંતરાય નાખીને રોકવું. ૪ નિરુપાય બનાવવું.

**આંતરસેવો**, પુ. ( અંદરનું સીવણ તે. ) સીવાઇએ તૈયાર થએલા કપડાને બરોબર બેસતું કરવાને અંદરથી જે દોરો ભરવામાં આવે છે તે, અંદરનું વધારાનું જે સીવણ તે.

**આંતરી**, સ્રી. ખેસ; દુવાલ વગેરે કપડાંના છેડાએ જે છૂટા તાંતણા હોય તેને વણીને બનાવેલી ઝૂલ; કોર; છેડો; પાલવ. ૨ બે ધોતીઆની વચ્ચે તેમને છૂટાં પાડવાને માટે આડા વણાટ વગર રાખેલી જે જગા તે. ૩ ગરમ કપડાંમાં પડતી જીવાત.

**આંતરે**, અ. એક મૂકીને બીજું એમ, વચમાં કંઇક રાખીને; એક એક દિવસને આંતરે=ગાળે; ત્રીજે ત્રીજે દહાડે.

**આંતરો**, પુ. પડદો; અંતરપટ; બેની વચમાં રાખેલી ભરેલી મૂકેલી જે કંઈ વસ્તુ હોય તે. ૨ જુદુ પાડવાની નિશાની; રેખા, વગેરે. ૩ ભેદ, જુદાઈ. ૪ છેટું; અંતર, " રિણ ધવલ અને જગદેવની વચમા બે વર્ષનો આંતરો હતો. " રત્નમાળ. ૫ ફરક; ગાળો; અવકાશ. ૬ ધ્રુપદનો ટેક.

**આંદોલન**, ન. (स.) આમ તેમ હાલવું તે, દોલાયમાન થવુ તે, ઝૂલન, હિંદોળાવુ તે ૨ હોહા કરી લોકમાં ઉશ્કેરણી ચલાવવી તે, હલાવી નાંખવુ તે, હિલચાલ કરી લોકોના મન ચલિત કરવાં તે ધ્રૂજારો, ખળભળાટ. ૩ અનુસંધાન, આલોચન.

**આંતો**, પુ. બે દોરને સાથે વણેલા હોય તેમાં જ્યારે ત્રીજો દોર સાથે વણવાનો હોય ત્યારે પહેલા દોરને ઉકેળવો પડે છે અને તેના ઉકલતા જતા આંતરામા ત્રીજો દોર બેસતો આવી વળખાતો જાય છે, આ કામને ' ત્રણ તેરે ભાંગવું ' એમ કહે છે આમાંનો પહેલો દોર જે બે તતુઓ–દોરનો વણેલો હોય છે તેને ' આંતો ' કહેવામાં આવે છે.

**આંધળીઉં**, ન. આંધળા જેવા થઇને કાર્ય કરવું તે, આંખો મીચીને પડવું તે; સાહસ. ( આ શબ્દ ઘણું ખરૂ બહુવચને વપરાય છે. આંધળીઆં કરવાં. )

**આંધળીખિસકોલી**, સ્રી. એક જાતની રમત; દહીંનો ઘાડો.

**આંધળી ચાકરણ**, સ્રી. બે મુખનો સાપ આ સાપ આંધળો હોય છે પણ એક મોં તરફ ચાલે છે.

**આંધળીપીંપળી**, સ્ત્રી. છોકરાંની એક રમત.

**આંધળું**, વિ. (સં. अन्ध ઉ૦) નહિ દેખતું; જેનાથી આંખે દેખાતું ન હોય એવું; અંધ. ૨ અજ્ઞાન; અભણ. આંધળીને પાથરતાં વહાણું વહાય=અજાણ્યા માણસથી ઝટ લઇને કામ ઉકલે નહિ. આંધળી ભેંસે ઓઢવું દીઠું=લાંબી નજર ન હોય તેને ભોગ જોગે એકાદ વસ્તુ હાથ આવી તો તેનો જ ઉપયોગ કરે. આંધળા ચોરે ચાંદરણું દીઠું=ખોટે ખોટું; ગપે ગપ. આંધળામાં કાણો રાજીઓ=ઉજડ ગામમાં એરંડો પ્રધાન. આંધળો દળે કે ગાય=જેને લાંબી સૂઝ ન હોય તે એકજ કામ કરે. આંધળાના હાથમાં આરસી=જેને જેનો ઉપયોગ નથી તેને તે વસ્તુ નકામી છે. આંધળાની ગાય ને અલ્લાનાં રખોપાં=નિર્બળ ને ઇશ્વરનો આશ્રય. આંધળા પાટા બાંધના=ભરમાવવું; ભોળવી નાંખવું. આંધળાની આંખ=અત્યંત અગત્યની વસ્તુ. આંધળાને સૂઝે એવું=બહુ જ સ્પષ્ટ, ખુલ્લું ને ચોકખું. આંધળીઆં કરવાં=યા હોમ કરીને કૂદી પડવું તે. આંધળું ભીંત=વિચાર રહિત, એક જ વસ્તુ કે વાતને દેખતું. 'આંધળાં ભીંત કરી નાખ્યાં આહીરડે, હાંરે સખી ઝાઝું કહેતાં લજવાઇએ. ગોવાળીએ ઘેલા રે કીધા.' પ્ર. ચિંતામણી. આંધળો ધંધો=નફો ટોટો સમજાય નહિ તેવું કામ. આંધળું ગુંમટું=મોં કે છિદ્ર વગરનું ગડ.

**આંધળોપાટો**, પું૦ છોકરાંની એક રમત. 'આંધળો ભોટવો.' ૨ નજરબંધી.

**આંધી**, સ્ત્રી. વંટોળીઓ, વાવાઝોડું. "ત્રાહ ત્રાહ થયું ખિજપૂર મધ્યે, આંધી ધૂળ-કોટ ચારે પાસ." પ્રેમાનંદ.

**આંકૂ**, જુઓ હાંફ.

**આંબ**, પું. આમ; અમ. ૨ આંબો.

**આંબ**, વિ. ખાટું; ખટાશદાર.

**આંબફળ**, ન. કેરી; આંબાનું ફળ.

**આંબરસ**, પું. આંબાની કેરીનો રસ તે.

**આંબલી**, સ્ત્રી. (સં. आम्लिका. ઉ.) આમલી; આંબલી. એક જાતનું ઝાડ અને તેનાં ફળ. આંબલી પીંપળી રમાડવી=ભમાવવું, ગૂંચવણમાં નાંખવું. ભૂલું ભમાવવું. આંબલીનો બંધ=આંબલીની અંતર છાલ બહુ ચીકણી અને તૂટે નહિ એવી હોવાથી તેનો બંધ બહુ મજબુત બંધાય છે એનો લાક્ષણિક અર્થ—કંજુસ એવો થાય છે. આંબલીના પાનમાં સુઇજા=રહેવા દે, કાણું કર; ચાલ્યો જા.

**આંબલીઓ**, પું. (આંબાનું લલિતરૂપ) આંબો. "આવી રૂડી આંબલીઆ ડાળ, સરોવરીઆ પાળ, મૂકીને કોયલ ક્યાં ગયાં રે." સ. ચં.

**આંબવું**, અ. ક્રિ. (અંબાવું જુઓ.) તરફ—ભણી જવું, પહોંચવું; અડવું. ૨ અંબાવું. ૩ હાથ લાંબો કરવો; વિસ્તારવું. સ. ક્રિ. અડકવું.

**આંબળસારો**, વિ. શુદ્ધ, નિર્મળ—ગંધક.

**આંબળું**, ન. (સં. आमलक.) એક જાતનું ખાટું ફળ, આમળું; આંબળું.

**આંબા**, પું. (સં. आम्र ઉ.) આંબાઓ; આંબાનાં ઝાડો. ૨ કેરીઓ.

**આંબાગાળો**, પું. કેરીગાળો; જે વખતે કેરીઓ પાકે છે અને લોકો આંબા—કેરીઓના રસનાં જમણ કરે છે તે વખત;

**આંબામોર**, પું આંબાને વસંત ઋતુમાં જે ફૂલ આવે છે તે; આંબાનાં ફૂલ. (એમાં મીઠી સુવાસ હોય છે.) ૨ ડાંગરની એક ઉત્તમ જાત. (આંબા મોરના ચોખા આંબાના મોર જેવી વાસવાળા અને મીઠા હોય છે.)

**આંબારોટલી**, સ્ત્રી. રસરોટલી; રસ અને રોટલીનું જમણ.

**આંબાવાડી,** સ્ત્રી. અમરાઈ; આંબાઓનું વન તે.

**આંબાવાડીઉં,** ન. આંબાઓનો બાગ; અમરાઇ; આંબાવાડી.

**આંબાસાખ,** સ્ત્રી. આંબાની ડાળી ઉપરજ ગળવા માંડેલી અને તેમ થવાથી એની મેળેજ ખરી પડેલી જે કેરી તે. (જ્યારે આંબા ઉપરથી આવી ગળવા માંડેલી કેરીઓ–સાખો પડવા માંડે છે ત્યારે એમ જણાય છે કે તે આંબા ઉપરનાં ફળો પાક નાંખવાની સ્થિતિએ પહોંચ્યાં છે. સાખ પડ્યા પછીજ આંબા વેડાય છે.)

**આંબાહળદર,** ( સ. आम्रहरिद्रा ઉ० ) એક જાતનો પીળા રંગનો કંદ; હળદરથી કંઇક મોટા ગાંઠીઆવાળો અને આંબાના જેવી વાસવાળો કંદ. ( આંબાહળદર ઔષધિમાં સૂકી અને લીલી વપરાય છે. લીલી આંબાહળદરની ચીરીઓનું અથાણું વગેરે થાયછે)

**આંબેલ,** ન. આમળ. ૨ શ્રાવકોનું એક વખત જમવાનું વ્રત.

**આંબો,** પુ. ( સં. आम्र ઉ० પ્રા. अंबो. ) એક જાતનું ઝાડ. ( આંબાનું ઝાડ મોટું થાય છે. પાંચ સાત વર્ષે તે ફળવા માંડે છે. વસંત ઋતુ બેસતાં તેને ફૂલ આવે છે તેને મહોર કહે છે. તેનાં ફળ કેરી કહેવાય છે. વૈશાખ જેઠમાં કેરીઓ પાકે છે. આંબાનાં લાકડાં ઇમારત બાંધવાના કામમાં આવે છે. તેની પીઢો અને પાટીઆં થાય છે. ) આંબો મોરવો=આંબાને ફૂલ આવવા, ( આ વખતે નવાં પાંદડાંથી અને ઝીણાં ફૂલથી આંબાની શોભા અત્યંત ખીલી રહે છે) આંબા ખોદી નાંખવા=થાય તે કરી લેવું; નુકસાન થાય તો ફરજે એવા અર્થમાં બોલાય છે. આંબો લેવો=ફરતો ભમરડો ઝીલી લેવો તે. આંબાની ડાળી ને રાંધનારી નાઠી=સોંધુ તે મોંઘુજ. આંબે મોર, કલાવે લેખું અને જતે દહાડે કંઇ ના દેખું=આડંબર પ્રમાણે ફળ ન મળે એવા અર્થમાં વપરાય છે.

**આંબોઈ,** સ્ત્રી. દુંટીની નીચે રહેલી રગોની ગાંઠ; પેચોટી. આબોઇ ખસવી=આંબોઇના ખસવાથી ચૂંક આવી ઝાડા થાય છે. આંબોઇ કરાવવી-પેટને ચોળાવી અંત્ર ગાંઠને દુંટીની નીચે લાવવી તે. આંબોઇ મરવી=એમ કહેવાય છે કે માણસ મરતા પહેલાં થોડીવારે આંબોઇ મરી જાય છે અને તે દર્દીને પેટમાં થતા ઝીણા દુઃખથી, આંકડીથી, ઝીણી ચૂકથી અને તેના મુખ ઉપર દેખાતી પીડાની લાગણીથી જણાઇ આવે છે.

**આંબોસાં** ન, સૂકાં આલુ; સૂકી દ્રાક્ષ.

**આંબોળીઉં,** ન. કાચી કેરીની સૂકવી રાખેલી ચીરી. કેરીના સૂકવેલા ખાટા કકડા. એ દાળશાકમા ખટાશ માટે નખાય છે. (બહુ વચને આંબોળીઆં.)

**આંભોઈ,** જુઓ આંબોઇ.

**આંમલી,** સ્ત્રી. જુઓ આંબલી.

**આંમળું,** ન ( સ. आमलक ઉ- ) આંબળું જુઓ.

**આંય,** અ. અહીં; અહીંઆં; આ ઠેકાણે.

**આંયકણે,** અ. આ ઠેકાણે; અહીંકને.

**આંસ,** ન. ( સ. अंश. ઉ. ) પરિધ વચ્ચેથી પસાર થતી જે લીટી તે. ૨ ધરી; જેની ઉપર ને જેને આધારે ચક્ર ફરે છે તે.

**આંસુ,** ન. ( સં. अश्रु. ઉ. ) શોક હર્ષની લાગણી થતાં જે પાણી આવે છે તે; અશ્રુ; આંખનું પાણી ઝળઝળીઆં.

**આંસુડાં,** ન. બ. વ. આંસુ; અશ્રુ.

**આંહાતુશ,** સ્ત્રી. કરવું કે ન કરવું એવી જે ગડબાંગ થવી તે; હાના; આનાકાની.

**ઈ**, સ્ત્રી. ( સં. इ. ) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો ત્રીજો તાળુસ્થાની હ્રસ્વ સ્વર વર્ણ-અક્ષર. ૨ નારીજાતિનો પ્રત્યય. :-દેવ દેવી; તલ, તલી. ૩ કરનાર અને વાળું અર્થ બતાવનારો પ્રત્યય (નામનું વિશેષણ કરનાર) :- કપટનું કપટી; ગુણનું ગુણી. ૪ પણું અર્થ બતાવનારો પ્રત્યય (વિશેષણનું નામ કરનાર):- લાલનું લાલી; ગરમનું ગરમી ૫ અનુકંપા, વિસ્મય, ક્રોધ, દયા, દુઃખ ને દાઝ દેખાડનારો ચીતકાર.

**ઈ**, વિ. (સં. इदम् ઉ.) આ; એ. :-ઇ વાત કરનો જ નહિ. (કાઠિઆવાડ તરફ અને કવિતામાં વપરાય છે.)

**ઇઓળ**, સ્ત્રી. લાંબો પાતળો ને લીસો એક જાતનો જીવડો; કીડો. (ઇયળ, એળ અને યેળ એમ પણ લખાય છે.)

**ઇકડ**, સ્ત્રી. શણુ અથવા તુવેરની જાતનો એક જંગલી છોડ. (ગામડામાં ઇકડના દંડુકાનાં છોકરાં મેરમેરાયાં કરે છે. ઇકેડ અને ઇક્કડ એમ પણ લખાય છે.)

**ઇકન્યુમન**, ન. (અં. Ichneumon) મગરનાં ઇડાંને તેમજ ઇંડામાંથી તરતજ નીકળેલાં નાનાં બચ્ચાંને શોધી શોધીને ખાઈ જનારૂં નોળીઆની જાતનું એક ઇજીપ્સિઅન પ્રાણી. હો. વા. પ.

**ઇકબાલ**, ન. (આ કબૂલ=તે આગળ આવ્યો. ઉ. ઇક્બાલ=ભાગ્ય) નસીબ;સદ્ભાગ્ય; આબાદાની; કિસ્મત.

**ઇકરાર**, પુ. (આ. કરૂર=તેણે આરામ કર્યો. ઉ. ઇકાર.) જેવું હોય તેવું ખરેખરૂં કહેવું તે; કરાર કરવો; હા પાડવી; જેવી રીતે બન્યું હોય તેવુંજ બરાબર કહેવું ને કબુલ કરવું તે; માનવું તે. ૨ પ્રતિજ્ઞા-સોગન ઉપર કબુલ કરેલો અથવા લખાવેલો જે મજકુર તે; જુબાની; કબુલાત.

**ઈકરારનામું**, ન. (આ.) પ્રતિજ્ઞા-સોગન ઉપર જે મજકુર લખાવેલો હોય તે; કરારનામું; કબુલાતનામું. (જેમાં ખરી બનેલી બાબત જેવી ને તેવી જ કબુલ કરીને લખાવી હોય એવો લેખ તે.)

**ઈકાર**, પુ. (સં. इ+कृ=કરવું. ઉ. कार.) ઇ અક્ષર તે; ઇ વાચક જે ઉચ્ચાર તે.

**ઇકારાંત**, વિ. (સં. इकार+अंत.) જેને છેડે ઇકાર હોય એવું. (શબ્દાદિ)

**ઇકેડ**, સ્ત્રી. જુઓ ઇકડ.

**ઇકોતરી**, સ્ત્રી. મેળ આંકમાંના એક આંકનું નામ.

**ઇકોતરો**, પુ.ગયા સૈકાના ઇકોતેરમા વર્ષમાં પડેલો જે દુકાળ તે. (સંવત ૧૮૭૧ની સાલનો નામ તરીકે બોલાય છે.:-અગન્યોતરો; છપ્પનીઓ વગેરે.)

**ઈકોતેર**, વિ. સિત્તેર ને એક; ૭૧.

**ઈક્કડ**, વિ. જેનામાં દયા-અનુકંપાનો અંશ ન હોય એવું; લાગણી રહિત; નિર્દય. ( કઠણ હૈયાનું.)

**ઈક્કડ**, (ઇકેડ) સ્ત્રી. ( સં. इकट इत्कट ઉ.) શણની જાતનો એક જંગલી રોપો. (જુઓ ઇકડ)

**ઇક્વિટિ**, સ્ત્રી. (અં. Equity) નૈસર્ગિક ન્યાય; ખરેખરો જે ઇનસાફ આપવો તે; બેઉ પક્ષનું સાંભળી જે પ્રમાણે વાજબી હોય તે પ્રમાણે કરવું તે; ન્યાય.

**ઇક્ષુ**, સ્ત્રી. (સં.) શેરડી; ઉસ. (શેલડી.)

**ઈક્ષુકાં**, (ઇક્ષુકાણ્ડ.) પુ. (સં. इक्षु+काण्ड=ભાગ-પેરાઇ.) શેરડીનો સાંઠો; શેરડીના સાંઠાની બે ગાંઠો વચ્ચેનો જે ભાગ તે.

**ઇક્ષુદંડ**, પુ. (સં.) શેરડીનો જે લાકડી જેવો સીધો સાંઠો તે, શેરડીની જે પેરાઇઓ તે.

**ઇક્ષુરસ**, પુ. (સં.) શેરડીને પીલીને તેમાંથી કાઢેલો જે રસ તે, શેરડીનું પાણી.

**ઇખતલાત**, પુ. (આ. એખતલાત. ઉ.) એકઠું કરવું તે. ૨ મિત્રતા; સંબંધ. ૩ બે જણની વચ્ચે જે સારો સંબંધ હોય તે. (એખતલાત.)

**ઇખતલાફ**, પુ. (આ. એખતલાફ. ઉ.) વિરૂદ્ધતા; ભિન્નાભિપ્રાય ધરાવવો તે. ૨ ભિન્નપણું; જુલાઈ. ૩ દ્વેષ; ઈર્ષ્યા; દુશ્મનાવટ.

**ઇખતેઆર**, પુ.(આ.) ઇખ્તિયાર; અખતીઆર-અખત્યાર.

**ઇખલાક**, પુ. (ફા.) ગુણ; સારો સ્વભાવ તે. (એખલાક.)

**ઇખલાસ**, (એખલાસ.) પુ. (આ.) અતિશય મેળાપ; ઘણી દોસ્તી; પરમમિત્રતા; ઘરોબો; ખરેખરો જે સ્નેહ સંબંધ તે.

**ઇખ્તિયાર**, (અખત્યાર.) પુ. (આ. ખયર=જે પસંદ કર્યું હોય તે.) સત્તા; અધિકાર; હક; અખત્યાર; ઇખ્તેયાર.

**ઇખ્તેસાર**, પુ. (આ. ખમર્=એકદમ ટૂંકું થવું.) ટુંકું કરવું તે; સંક્ષેપ; સારાંશ; મતલબ; હકીકત; ટુંકો સાર; મુખ્તેસર હેવાલ.

**ઇખ્લાસ**, પુ. (આ. ખલસ=ચોક્ખું હતું. ઉ.) મિત્રતા; પ્યાર. ૨ અતિશય મેળાપ; ઘણીજ પ્રીતિવાળો સંબંધ. ૩ ખરો-નિખાલસ સ્નેહ. (ઇખલાસ, એખલાસ.)

**ઇગલીઢીગલી**, સોરઠ અને હાલરનાં છોકરાંની એક રમત.

**ઇચકબાંઠી**, સ્ત્રી. છોકરાંની એક રમત.

**ઇચવું**, સ. ક્રિ. (સં. ઈ=ખાવું તેમ જ નાંખવું. ઉ.) ખૂબ ખાવું; (ખાખા કરવું.) અકરાંતીઆ થઇને ખાવું તે. ૨ નાંખવું; ફેંકવું. (લખોટીઓની રમતમાં બદી-ગબીની અંદર પહેલવહેલી જઇ પડે એમ લખોટી નાંખવી તે; રમતની શરૂઆત કરવી તે. 'કોણ પહેલો ઇચે છે=કોણ પહેલાં લખોટી નાંખી રમત શરૂ કરે છે?) ૩ ઝોકાવવું; હોમી દેવું; કોઇને હાનિ-નુકસાન થાય એવા કામમાં ઉતારવું તે. 'આ સોદામાં એને ઇચી દો; ખમતી આસામી છે.' ૪ હીંચવું. (ગ્રામ્ય.)

**ઇચ્છક**, વિ. (સં. इष्-इच्छ्=ઇચ્છવું.ઉ.) ઇચ્છનાર.:-શુભેચ્છક=સારૂં ઇચ્છનાર.

**ઇચ્છનધારા**, સ્ત્રી. (સં. अविच्छिन्न=અણુટ-સતત-धारा=ધાર. ઉ. અપભ્રંશ.) અતુટ ધારા તે. ચાલુ ને ચાલુ ધારા પડતી રહે એવું શંકરને અભિષેક કરવાને બનાવવામાં આવેલું એક પાત્ર; અભિષેકપાત્ર; અભિષેક.

**ઇચ્છવું**, સ. ક્રિ. (સં. इच्छ्=ઇચ્છવું.) ઇચ્છા કરવી; ચાહવું. ૨ આશા રાખવી; ઉમેદ બાંધવી; વાંચ્છા કરવી. ૩ માગવું. 'ઇન્દ્રને જે ઇચ્છતી નથી તે, તુજને ક્યાંથી પરણે?' નળાખ્યાન. ગમવું; પસંદ પડવું.

**ઇચ્છા**, સ્ત્રી. (સં. इच्छ्=ઇચ્છવું. ઉ.) કંઇ મેળવવા કે ભોગવવાની જે ભાવના તે. કોઇપણ વસ્તુ મેળવવા ભોગવવાનો મનુષ્યના મનમાં જે ભાવ થઇ આવે છે તે; કામના; કાંક્ષા; વાસના; વાંચ્છા; મરજી; ખુશી; રૂચિ; શોખ; ચાહના. ૨ અભિલાષ; ભાવ; ઉમેદ; સ્પૃહા. ૩ આશા; મુરાદ. ઇચ્છા કરવી=આશા રાખવી. ઇચ્છા પૂરી પાડવી=સંતોખવું. ઇચ્છામાં આવે તેમ કરવું=મન ચાહાય તેમ વર્તવું.

**ઇચ્છાચાર**, પુ. (સં. इच्छा+आचार=વર્તન.) ઇચ્છા પ્રમાણે વર્તવું તે; પોતાની મરજીમાં આવે તે પ્રમાણે ચાલવું તે.

**ઇચ્છાચારી**, વિ. મરજી પ્રમાણે વર્તનારૂં મનગમતી રીતે ચાલનાર; મરજી મુજબ કરનાર; પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર; સ્વછંદી.

**ઇચ્છાનુસાર**, અ. મરજી મુજબ; પોતાની ઇચ્છા પ્રમાણે કરવું તે.

**ઇચ્છાન્વિત**, વિ. ઇચ્છાવાળું; જેને ઇચ્છા છે એવું. ૨ આશાભર્યું; વાસનાવાળું.

**ઇચ્છાપુરતું**, વિ. ઇચ્છામાં આવે તેટલું; મનને ગમે તેટલું; જોઇએ તેટલું; રુચિ પ્રમાણેનું. ૨ પુષ્કળ.

**ઇચ્છાપુરઃસર**, અ. (સં.) ઇચ્છાથી; ઇચ્છા સાથે; ઇચ્છા હોય તેમ.

**ઇચ્છાપૂર્વક**, અ. (સં.) ઇચ્છાસહિત; હોંસભેર; આગળથી ઇચ્છા કરેલી હોય તે પ્રમાણે; જેમ રૂચે-ગોઠે તે પ્રમાણે.

**ઇચ્છાફળ**, ન. (સં.) ઇચ્છેલું જે ફળ તે; ઇચ્છવા પ્રમાણે થવું મળવું તે. ૨ ત્રિરાશિમાં આપેલી ત્રણ સંખ્યા ઉપરથી જે ઇચ્છિત ચોથી સંખ્યા કાઢવામાં આવે છે તે.

**ઇચ્છાબળ**, ન. (સં) ઇચ્છાશક્તિ; મનુષ્યના મનમાં જે ઇચ્છા થાય તેનું જે બળ તે; ઇચ્છા પાર પાડવાનો જે ઉદ્યમ તે. 'ઇચ્છાબળ બહુ મોટું છે તે પત્થરમાંથી પણ માર્ગ કરે છે.'

**ઇચ્છાભોજન**, ન. (સં.) જમનારની ઇચ્છામાં આવે-મરજી હોય તે પ્રમાણેનું તેને જે ભોજન-રસોઈ જમાડવી તે; મરજીનું જમણ; જે ખાવાની ઇચ્છા હોય તે ખવરાવવું તે; ગમતું અને ભાવતું ભોજન.

**ઇચ્છાવર**, પુ. (સં.) ઇચ્છા પ્રમાણે ચૂંટી કાઢેલો-પસંદ કરેલો જે વર તે. (કન્યાએ.) (પૂર્વે કન્યાઓને ઇચ્છાવર વરવાની છૂટ હતી, અર્થાત્ માબાપ કે વડીલો નહિ પરંતુ કન્યા પોતેજ પોતાની ઇચ્છામાં આવે એવો વર પસંદ કરી તેને પરણતી હતી. કન્યાએ પસંદ કરેલો વર 'ઇચ્છાવર' કહેવાતો. કન્યા જ્યારે ઇચ્છાવરને વરવા ઇચ્છતી હોય ત્યારે પૂર્વે તેનાં માબાપ 'સ્વયંવર' નામનો મેળાવડો કરતાં.)

**ઇચ્છાશક્તિ**, સ્ત્રી. ભાવના-કામનાનું જે બળ તે; હૃદયબળ; સંકલ્પબળ; મનોબળ.

**ઇચ્છાંક**, પુ. (સં. इच्छा+अंक ઉ.) ઇચ્છેલો જે આંકડો તે; જે આંકડાની મારફતે જવાબ કઢાય છે તે. (ત્રિરાશિમાંનો ત્રીજો આંક તે.

**ઇચ્છિત**, વિ. (સં.) ઇચ્છેલું; જેની કામના થઈ હોય તે; ધારેલું. 'ઇચ્છિત વર વરવાને કાજે, સાવિત્રી વન સંચરીઆં.' પ્રા.કા.

**ઇચ્છુ**, વિ. ઇચ્છાવાળું; ઇચ્છનાર; આકાંક્ષા રાખનાર; અભિલાષી. આ શબ્દ બીજા શબ્દની આગળ જોડાય છે.:-હિતેચ્છુ; મોક્ષેચ્છુ.

**ઇચ્છેલું**, વિ. (સં.) જેની આકાંક્ષા કરેલી હોય એવું; ઇચ્છિત; ધારેલું; કામના કરેલું.

**ઇંછવું**, જુઓ ઇચ્છવું.

**ઇજત**, સ્ત્રી. (આ. ઇજ્જત=આબરૂ ઉ.) આબરૂ; માન; પ્રતિષ્ઠા; મોટાઈ; વટો; મોભો; કીર્તિ. ૨ નામ; ખ્યાતિ; નામના ઇજતના કાંકરા થવા=આબરૂ ગુમાવવી; ફજેતી થવી. ઇજત લેવી=આબરૂ લેવી; સાખ જતી રહે તેમ કરવું; ૨ બળાત્કાર કરવો. ઇજત આપવી=કોઇને માન-આબરૂ મળે એમ કરવું. ૨ માન આપવું; મોભો વધારવો. ઇજત જવી=આબરૂ ઓછી થવી; માનભંગ થવું.

**ઇજતઆસાર**, વિ. (આ. ઇજ્જત-અસરનું બહુવચન. માનવાચક શબ્દ.) આબરૂદાર; પ્રતિષ્ઠિત. (આબરૂદાર માણસને માનમાં સંબોધીને લખવાનો શબ્દ. સાધારણ માણસને પણ લખાય છે.)

**ઇજતદાર**, વિ. (આ. ઇજ્જત+(ફા.)દાર=વાળું.) આબરૂવાળું; નામીચું; સંભાવિત; પ્રતિષ્ઠિત.

**ઇજન**, ન. (આ. ઇજ્ન=આમંત્રણ.) આમંત્રણ; નોંતરૂં; જમવા-મળવા વગેરેનું જે તેડું તે.

**ઇજનકરવું**, સ. ક્રિ. આમંત્રણ કરવું; નોંતરૂં દેવું. ૨ માનભેર બોલાવવું; તેડાવવું.

**ઇજલાસ**, સ્ત્રી. (આ. જલસ=તે બેઠો. ઉ.) એકઠા થવું તે; બેઠક.

**ઇજલાસનિશાન**, (આ) સભાસદ. સામંત અને નવાબોને પત્ર લખતાં માનાર્થે ઇજલાસનિશાન એમ લખાય છે.

**ઇજા**, સ્ત્રી. (આ. ઇજા=પીડા; દુઃખ) હરકત; હાનિ. ૨ દુઃખ; પીડા; વેદના; શારીરિક વેદના; શરીરને કંઇ લાગવું, વાગવું વગેરે તે. ૪ જુલમ; સીતમ; ક્રૂરતા કરવી તે. ઇજા થવી=વાગવું દુઃખ થવું; જુલમ ગુજરવો. ઇજા દેવી=જુલમ કરવો; દુઃખ દેવું.

ઇજાફત, સ્ત્રી. ( આ. જાફ=તેણે ઉમેર્યું. ઉ.) વધારો; ઉમેરો. ૨ સમાસ, બે શબ્દને જોડવા તે. ૩ છઠ્ઠી વિભક્તિ. ઇજાફત ગામ=ઇનામમાં અપાએલું ગામ; વતન. ઇજાફતખાતું=નજરાણાં અને ભેટ સોગાતને લગતું ખાતું.

ઇજાર, સ્ત્રી. (ફા.) પગની ઘુંટીથી તે કમ્મર સુધી આવી રહે એવું સુતર કે રેશમનું જે પહેરવાનું સીવેલું વસ્ત્ર તે; સુરવાળ; પાયજામો; ચોરણો; લેંઘો.

ઇજારદાર, પુ. ( આ. અજર=નુકસાન ભરવું. ઉ. ઇજારા તેને (ફા.) દાર પ્રત્યય લાગતાં–ઇજારાદાર તેનું ઇજારદાર) જેણે ઇજારો રાખેલો હોય તે; ઇજારે રાખનાર; કંટ્રાક્ટર. વિ. ઇજારાવાળું; ઇજારેદાર; પટે રાખનાર; મકતેદાર; સનંદી.

ઇજારદારી, સ્ત્રી. (આ.) ઇજારદારનો જે ધંધો–કામ–વૃત્તિ તે. ૨ ઇજારદારપણું; ઇજારે આપેલું હોય તે.

ઇજારબંધ, પુ. ચોરણાનું નાડું; કમ્મરપટો.

ઇજારવું, અ. ક્રિ. ( આ. ઇજા=હાનિ, પીડા, દુઃખ. ઉ.) દીલગીર થવું; દુઃખ કરવું; સંતાપ કરવો. ૨ સળગાવવું; અર્પણ કરવું.

ઇજારે, અ. ઇજારાથી; કંટ્રાકટથી; ઉધડ રીતે; ઇજારો જેમ અપાતો લેવાતો હોય તેમ. ઇજારો જેમ અપાએલો લેવાએલો હોય તેમ.

ઇજારેદાર, જુઓ ઇજારદાર.

ઇજારેરાખવું, સ. ક્રિ. અમુક રીતની શરતોએ અમુક અમુક વખતે આટઆટલી રકમ આપવી એવો ઠરાવ કરીને કોઈ કામ–જમીન માથે લેવી તે; કંટ્રાકટ રાખવો; ઉધડ લેવું. ૨ એક હાથ કરી લેવું; સાર્વજનિક નહિ રહેવા દેવું. (છાપવા છપાવવાનું તો તમે જ ઇજારે રાખ્યું હશે નહિ વારુ!)

ઇજારો, (આ. અજર=નુકસાન ભરી દીધું) કોઈ જમીન અથવા હક પૈસા આપી અમુક મુદત સુધી ભોગવવાનો જે કરાર કરવો કરાવવો તે. પૈસા આપી કોઈ સ્થાવર મીલકત અથવા હકનો અમુક મુદત સુધીનો ભોગવટો લેવો તે.

ઇજ્જત, જુઓ ઇજ્જત.

ઇઝહાર, ક્રિ. જાહેર કરવું.

ઇઝરાવવું, સ. ક્રિ. પ્રે. દીલમાં બળ્યા કરે–સોસાયા કરે એમ કરવું તે. (માબાપથી છૂટું પાડી શા માટે આ છોકરાને ઇઝરાવો છો!)

ઇઝરાવું, અ. ક્રિ. મનમાં બળ્યા કરવું; મનમાં ને મનમાં સોસાયા–રીસાયા કરવું તે; મુંઝાવું. અમુક કાર્ય કરવાને કે અમુક માણસને મળવાને કે અમુક ઠેકાણે જવાને પ્રતિબંધ હોવાથી તત્સંબંધી લાગણીને દુઃખે દુઃખી થવું તે.

ઇટાલિઅન, વિ. (અં. Italian) ઇટાલીનું; ઇટાલીનું વતની; ઇટાલીને લગતું. (ત્યાંની વસ્તુઓ, બનાવટો, ભાષા અને માણસો વગેરે.)

ઇટાલિક, વિ. (અં.) વાંકું; ધ્યાન ખેંચે એવું. (છાપવાના અંગ્રેજી અક્ષરોમાં જે વાંકા ધ્યાન ખેંચાય એવા અક્ષર આવે છે તે.)

ઇટ્ટી, સ્ત્રી. દોસ્તી તોડવી તે; ઉચું મન કરવું; કટ્ટી. ઇટ્ટી કરવી–મંડાએલી રમતમાંથી છૂટા પડવું.

ઇઠ્ઠોતેર, વિ. સિત્તેર અને આઠ; ૭૮.

ઇઠ્ઠયાસી, વિ. (અઠ્ઠયાશી.) એંસીને આઠ; ૮૮.

ઇડરીઓગઢ, પુ. ઉંચા પહાડ ઉપરનો ઇડરનો જે ગઢ તે; ઇડરનો સહેલથી ન જીતી શકાય એવો જે કિલ્લો તે. ૨ વિ. મુશ્કેલ (કામ); ઘણુંજ શ્રમ સાધ્ય કામ હોય તે.

ઇડા, સ્ત્રી (સં.) યૌગિક શારીરાનુસાર અપાનદ્વારથી તે માથા લગી પવનને જા આવ કરવાની જે એક નાડી તે. (ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ મોટી નાડીઓ દ્વારા શરીરમાં પવન ફરતો માનવામાં આવે છે. જમણા નાકમાંથી નીકળતો વાયુ ઇડાનો, ડાબામાંથી

નીકળતો પિંગલાનો અને બન્નેમાંથી સમાન જયે નીકળતો હોય તે સુષુમ્ણાનો કહેવાય છે.)

**ઇડીપીડી,** સ્ત્રી. (સં. ईति=આફ્ત पीडा=દુઃખ. ઉ.) નજર ન લાગે તે માટે લગ્ન પ્રસંગે વધૂવરને પોંખતાં ભીની રાખોડીની અથવા ગોળની ગોળીઓ તેમને માથે ઉતારીને ફેંકી દેવામાં આવે છે તે. 'ઇડલીપીડલી નાંખી ઉતારીરે, ફેરવી છે શીષ ઉપર જળઝારીરે.' કાલિદાસ. 'ઇડીપીડી સરીઓ સંપુટ વાલુ ઝડાકે.' પ્રેમાનંદ.

**ઇણું,** વિ. (સં. हीन. ઉ.) નહાનું; છુંદું; ખુરૂં. (હીણું એમ બોલાય છે. અભણ દખણીઓ જેમ 'વિ' માંનો 'વ' મંદ બોલે છે તેમ અભણ લોકો 'હી' માંનો હ બહુજ આછો બોલે છે.)

**ઇત,** અહીંઆં; આ જગાએ; આણી તરફ; આગળ.

**ઇતબાર,** પુ. (આ. અબર=વિશ્રામ રાખ્યો. ઉ. ઇઅતિબાર.) ભરોસો; પતીજ; વિશ્વાસ; આકીન; શ્રદ્ધા; ખાતરી. ઇતબાર રાખવો=વિશ્વાસ રાખવો; ઇતબાર કરવો=વિશ્વાસ મૂકવો; ખાતરી રાખવી. 'બરદાસ્ત કે' એવી થશે, ઇતબારમાં હું એ રહ્યો.' ક. કેકારવ.

**ઇતબારી,** વિ. (આ. ઇઅતિબારઈ=વિશ્વાસુ.) ઇતબારવાળું; વિશ્વાસુ; ભરોસાદાર; ખાતરીનું. ૨ પ્રમાણિક; સાચું; ઇમાની; જેની ઉપર ઇતબાર રાખી શકાય તેવું. ૩ ઇતબારપણું.

**ઇતમામ,** પુ. (આ. તમ્મ=તે આખું હતું. ઉ. ઇતમામ.) મનુષ્યની યોગ્યતા પ્રમાણે તેના અંગનું જે બધું તે; (ભાણુમ, ઘોડાં મરમામાન વગેરે.) રસાલો; ખટલો; સવારીનો જે સાજ તે; અસબાબ; સરસરજામ. ૨ વિ. સંપૂર્ણ; પુરેપુરૂં.

**ઇતર,** વિ. (સં. इतर ઉ.) બીજું; અન્ય. ૨ જુદું; દૂરનું. ૩ નાહિન. 'ઇતર જનકો આવી ચડશે.' પ્રા. કા.

**ઇતરડી,** સ્ત્રી. ઢોરના શરીર ઉપર થતો એક જંતુ. ૨ કાનસ; અતરડી.

**ઇતરત,** અ. (સં.) બીજેથી; કોઇ બીજે ઠેકાણેથી; અલગ રીતે.

**ઇતરાઇ,** સ્ત્રી. ચાલુ રીતરિવાજથી વધારે પડતું કરવું તે; મોટાઇનો દેખાવ; આછુકલાઇ. 'જાણી જાણી તારી ગૃહસ્થાઇ, ફોગટ ફૂલી ન કર ઇતરાઇ.'

**ઇતરાજ,** વિ. (આ. અરજ=વચ્ચે પડયો. ઉ.) ગુસ્સે થએલું; નારાજ; નાખુશ; ક્રોધે ભરાએલું; ગેરમહેરબાન.

**ઇતરાજકરવું,** ક્રિ. નાખુશ કરવું; ગુસ્સે કરવું. ઇતરાજ થવું=નાખુશ થવું; ગુસ્સે થવું.

**ઇતરાજી,** સ્ત્રી. (આ. અરજ=વચ્ચે પડયો. ઉ.) નાખુશી; અવકૃપા; ગુસ્સો; કરડી નજર; અપ્રીતિ; અભાવ.

**ઇતરાવું,** અ. ક્રિ. ફૂસ દેખાડવી; દેખાડો કરવો; મોટાઇ-બડેજાઓપણું બતાવવું.

**ઇતરેતર,** વિ. (સં.) એક બીજાનું; અન્યોન્યનું; પરસ્પરનું. ૨ અ. પરસ્પર; અન્યોન્ય.

**ઇતલાખ,** વિ. (અ. ઇયતલાખ. ઉ.) જુદું; છુટું. (આ શબ્દ ફોજના સિપાઇઓને લાગે છેઃ-ઇતલાખ સિપાઇ અને સરંજામ સિપાઇ.) ઇતલાખ સિપાઇઓને સરદારો મોટે પગારે પોતાની પાસે રાખે છે. સરંજામ સિપાઇઓ તેમને ઉવાઇ તરીકે મળેલી જમીનની પેદાશમાંથી ગુજરાન ચલાવે છે.

**ઇતસ્તત,** (સં.) અહીં તહીં; આમતેમ; જેમતેમ.

**ઇતિ,** અ. (સં. इदम्=આ. ઉપરથી.) આ પ્રમાણે પુરૂં થયું, છેડો આવ્યો, એવું બતાવનારો જે શબ્દ તે; સમાપ્તિ સૂચક શબ્દ; ઇતિશ્રી થવું; સમાપ્ત થવું.

**ઇતિકર્ત્તવ્ય,** અ. (સં.) એજ કરવા જેવું તે; કર્તવ્ય કર્યું એમ.

**ઇતિકર્ત્તવ્યતા,** સ્ત્રી. કોઇ પણ કાર્યમાં જે કંઇ કરવા યોગ્ય હોય તે કર્યું એવું બતાવનારો

શબ્દ. (That which is proper to be done in any given case.) ઇતિકાર્યતા; કામ; એજ કામ.

**ઇતિફાક,** પુ. (આ.) કોઈ વસ્તુનું બનવું તે; બનાવ; સંયોગ. (સંજોગ.)

**ઇતિમાદ,** પુ. (આ. અયદ=થાંભલો. ઉ.) વિશ્વાસ; ખાતરી; ભરોસો.

**ઇતિવૃત્ત,** ન. (સં.) **इति**=આવું+**वृत्त**) જેવી રીતે બન્યું હોય તેવી ને તેની જે હકીકત તે; યથા વૃત્તાંત; ઇતિહાસ.

**ઇતિશ્રી,** સ્ત્રી. (સં. **इति+श्री**. ઉ) સમાપ્તિસૂચક લેખ; લખાણને અંતે લખાતો જે નાનો સમાપ્તિનો લેખ તે.

**ઇતિહાસ,** પુ. (સં. **इति**=આ પ્રમાણે **ह**=ખરેખર+**अस्** ઉ. **आस**=હતું તે) ગતકાળમાં ખરેખર આ પ્રમાણે બન્યું હતું એમ દેખાડનારૂં જે લખાણ–કથન વગેરે તે; રાજ્ય, દેશ, પ્રજા, અમુક એકાદ વ્યક્તિ કે વસ્તુને લગતી ધોરણસર કાળાનુક્રમે નોંધાએલી જે હકીકત તે; તવારીખ; હકીકત; બ્યાન; કથા; બખર; વૃત્તાંત; વિગત.

**ઇતિહાસકાર,** વિ. (સં. **इतिहास+कृ**=કરવું. ઉ. **कार**.) ઇતિહાસ કરનાર; ઇતિહાસ બનાવનાર કિંવા લખનાર. ૨ પુ. ઇતિહાસનો જે કર્તા હોય તે.

**ઇતિહાસરૂપ,** વિ. (સં.) ઇતિહાસના આકારમાં હોય તેવું: ઇતિહાસ જેવું; ખરો બનેલો બનાવ હોય તેવું.

**ઇતિહાસિક,** જુઓ ઐતિહાસિક.

**ઇતિફાક,** પુ. (આ. વફક=નસીબથી થયું. ઉ.) જોગ; સંયોગ; સંપ.

**ઇતું,** વિ. એવું; જેવું; આવું વિચિત્ર. 'એક જનાવર ઇતું તે પુંછડે પાણી પીતું.'

**ઇત્થંભૂત,** વિ. (સં. **इत्थम्**=એ પ્રકારે **भू**=થવું. ઉ.) એ પ્રમાણે થએલું એવું; આ પ્રમાણે થએલું–બનેલું તે.

**ઇત્યર્થ,** પુ. (સં. **इति**=આ પ્રમાણેનો **अर्थ**=અર્થ.) એ પ્રમાણેનો જે અર્થ તે; મતલબ; સાર; હેતુ.

**ઇત્યલમ્,** અ. (સં. **इति+अलम्**=બસ.) બહુ થયું; બસ છે; આટલું પૂરતું છે.

**ઇત્યાદિ,** (સં. **इति+आदि**. ઉ.) આ પ્રમાણે બીજાં પણ; વગેરે; એ અને આદિ લઇને.

**ઇત્યાદિક,** વિ એ પ્રમાણે બીજાં પણ જે કોઈ હોય તે; વગેરે વગેરે.

**ઇથર,** પુ. (અં.) અતિ સૂક્ષ્મ હવા વિશેષ.

**ઇદડાં,** ન. ઢોકળાં; એક જાતનો ખાવાનો પદાર્થ.

**ઇદમ્,** સ. (સં. **इदम्**=આ.) આ; એ.

**ઇદમતૃતીયમ્,** ન. ધતિંગ; એકાદ બે બનાવ બનેલા હોય તેવામાં ન ધારેલો એવો કોઈ નવોજ બનાવ બની આવે તે. અમુક કાર્ય કરવા જતાં તેમાંથી અવનવો કોઈ વિપરીત બનાવ બની આવે તે; નવું કંઈ નીકળી આવે તે.

**ઇદર,** અ. (સં. **इतः** ઉ. હિં. **उदर**=**इधरः**) અહીંઆં; આ ઠેકાણે; આણી તરફ.

**ઇનકાર,** (ઇન્‌કાર) પુ. (આ. નકાર=ના પાડી. ઉ.) નકાર; ના પાડવી તે; ના; નિષેધ. ઇનકાર કરવો=નકાર વાસવો. ઇનકાર જવું=ના કબુલ કરવું; છૂટી પડવું; નામુકર જવું.

**ઇનકારિઅત,** સ્ત્રી. (આ.) નામુકર જવું તે; નકાર; ના પાડવી તે; નિષેધ.

**ઇનશાલ્લાતાલા,** (આ.) જેમ બુલંદ ખુદાની મરજી હોય તેમ; ઇશ્વરેચ્છા.

**ઇનસાન,** (ઇન્સાન.) આ. ઉનસ=પ્રેમ કરવો. ઉ.) માણસ; આદમી; મનુષ્ય જાત. (ઉન્સ=પ્રેમ કરવો ઉપરથી જો ઇન્સાન શબ્દ બને તો એવો અર્થ થાય કે મનુષ્યો પ્રેમ કરી જાણે છે માટે પ્રેમ કરનારૂં તે માણસ; અને નિસ્યાન=ભૂલી જવું ઉપરથી ઇનસાન શબ્દ બને તો એવો અર્થ થાય કે ભૂલકણું તે મનુષ્ય.)

**ઇનસાફ્**, પુ. (આ. નસફ્=તે વચમાં અટક્યો. ઉ.) બે અથવા વધારે માણસની જુદી જુદી હકીકત સાંભળી લઇ જે સત્ય હોય તે કહેવું તે; ન્યાય; સત્ય શોધન. (વગર પક્ષપાતે ધીરજ અને ઉત્સાહથી વસ્તુને મનપર લઈ જેમ યોગ્ય લાગે તેમ કરવું તે.) ૨ આદર આપવો.:- 'પરોણાઓએ ખાણાને સારો ઇનિસાફ આપ્યો.'

**ઇનસાફદાર**, પુ. (આ.) ઇનસાફવાળો-ઇનસાફ આપનાર-ન્યાયાધીશ; જડજ.

**ઇનસાફી**, વિ. ઇનસાફવાળું; જેમાં સારો ઇનસાફ હોય એવું; ન્યાયી. (અંગ્રેજોના જેવું ઇનસાફી રાજ્ય હિંદમાં કોઇ થયું નથી.)

**ઇનસાફી**, સ્ત્રી. ઇનસાફ કરવાની જે રીત તે; ન્યાયરીત; ઇનસાફ આપવાનું જે ધોરણ તે. ૨ કચેરી; અદાલત.

**ઇનામ**, ન. (આ. નઅમ=મન રાજી કરે એવું.) ખુશી થઇને કોઈને કંઇ આપવું તે. ખુશીથી આપી દીધેલી જે વસ્તુ તે; બક્ષીસ; પારિતોષિક. ૨ શાબાશી; સારા કામનો કે કોઈને રાજી કરવાનો જે બદલો તે. (ગરાસ, ભેટ, બક્ષીસ, જમીન, ઘર, માલ વગેરે. નર્મ.)

**ઇનામઇજાફત**, ન. અપાઇ ગએલા ઇનામમાં વધારો કરી આપવો તે.

**ઇનામચિઠ્ઠી**, સ્ત્રી. ઇનામની જે સનદ તે.

**ઇનામચોથાઇ**, સ્ત્રી. ઇનામ તરીકે ચાલતી જમીનના ઉત્પન્નમાંથી જે ચોથો ભાગ સરકાર લે તે.

**ઇનામદાર**, પુ. (આ. ઇન્આમ+દાર.) જેને ઇનામ મળેલું હોય તે; ઇનામનો ભોગવટો કરનાર; દુમાલા જમીન ભોગવનાર; ઇનામવાળો.

**ઇનામદારી**, સ્ત્રી. ઇનામદારપણું; ઇનામદારનો જે ઓદ્દો, હક કે પદવી તે.

**ઇનામપટો**, પુ. (ફા.) ઇનામી વસ્તુનો ભોગવટા બદલ આપેલો જે પટો તે; લખત; સનદ.

**ઇનામપત્ર**, ન. ઇનામને લગતું જે લખાણ તે; બક્ષીસનામું; સનદ.

**ઇનામફેજાબી**, સ્ત્રી. ઇનામી જમીન ઉપર સરકારમાં જે ભરવાનું ઠરાવેલું હોય તે; ઇનામસલામી.

**ઇનામી**, વિ ઇનામ તરીકે અપાએલું તે; ઇનામનું; ઇનામ દાખલ ચાલતું; (ઇનામી ગામ.) (સાત જાતની ઇનામી જમીન ચાલે છે. રાજકીય, જાતઇનામ, દેવસ્થાન, વતનઇનામ, પરગણા વતનદારી, સરકાર ઉપયોગી, અને ગામ નોકરિઆટ.)

**ઇનાયત**, સ્ત્રી. (આ. અના=ઇરાદો કર્યો. ઉ. ઇનાયત=મહેરબાની.) મહેરબાની; કૃપા. ૨ માયા; પ્રીતિ અથવા પ્રસન્નતાની નિશાની તરીકે જે કંઈ બક્ષીસ કરેલું હોય તે; અર્પણ. આપવું-બક્ષીસ કરવું તે.

**ઇફ્ફા**, અ. (ઇ=આસપાસ=બાજુ.) આ બાજુ; આણી તરફ; આણીમેર. 'આંબા ઇફ્ફાના અમૃત જેવા, એમ કહે દેશાઈ.' નવલરામ. ૨ અહીં; અહીંઆં.

**ઇબલીસ**, વિ. નઠારો-કજીઆખોર (નિશાળીઓ.)

**ઇબાદત**, સ્ત્રી. (આ. અબદ્ ઉ.) સ્તુતિ; પ્રાર્થના; પૂજા; ભજન; ભક્તિ; બંદગી.

**ઇબારત**, સ્ત્રી. (આ. અબર. ઉ.) લખવાબોલવાની જે ઢબ તે; શૈલી; રચના; રીતિ.

**ઇભ**, પુ. (સં. इभ. ઉ.) હાથી; નાનો હાથી; હાથીનું બચ્ચું.

**ઇમ**, અ. એમ; આવું. 'પ્રથમથી હરિ! જો ઇમ જાણતો, ધન સહુ તમ ચરણમાં સમર્પતો.' રતનેશ્વર.

**ઇમલો**, જુઓ અમલો; મજલો.

**ઇમાન**, ન. (આ. અમન=નિર્ભય થયો ઉ.) અંતઃકરણથી સત્યનિષ્ઠા રાખવી તે; ... વિશ્વાસ; આસ્થા. ૨ ધર્મ; દીન. ૩ પ્રમાણિકપણું; નેકી.

**ઇમાનઇતબાર,** પુ. (આ.)સન્નિષ્ઠા; સાચો વિશ્વાસ; પ્રમાણિકપણાનો ભરોસો.

**ઇમાનદાર,** વિ. ઇમાનથી વહેવાર ચલાવનાર; પ્રમાણિક; વિશ્વાસુ; નેક; નિષ્કપટી; ઇમાનવાળો.

**ઇમાનદારી,** સ્ત્રી. સન્નિષ્ઠા; પ્રમાણિકતા; સાચવટ; નીમકહલાલી.

**ઇમાની,** વિ. ઇમાનવાળું; ઇમાન ઉપર રહેનાર; સાચું; સન્નિષ્ઠ; વિશ્વાસુ; પ્રમાણિક; નેક; ન્યાયી.

**ઇમાની,** સ્ત્રી. સાચવટ; સત્યતા; પ્રમાણિકતા; નિષ્ઠા.

**ઇમામ,** પુ. (આ. ઇમામ. ઉ.) ધાર્મિક કામોનો આગેવાન; કાજી; મુલ્લાં.

**ઇમામહુસેન,** પુ. (આ.) હજરત મહંમદ સાહેબના દૌહિત્ર. મુસલમાનોમાં બાર ઇમામ ગણાય છે તેમાંના આ ત્રીજા ઇમામ હતા. (કરબલાના રણમાં એ શહીદ થયા હતા.)

**ઇમાનદાંડગો,** પુ. ધર્મનું બહાનું લઈ લુચ્ચાઇ કરનાર. ૨ ધર્મની દરકાર નહિ રાખતાં પાપકર્મ કરનાર; ઢોંગી; ધર્મનું ડોળ કરનાર.

**ઇમારત,** સ્ત્રી. (આ. અમર તે વસ્યો. ઉ.) મકાન; ઘર; હવેલી; કિલ્લો. રહેવાને માટે બાંધેલું જે કંઇ બાંધકામ તે. ૨ યુક્તિ; તદબીર. ઇમારત બાંધવી=થોડા ઉપરથી ઘણું કરવું; બનાવટ કરવી; કાગનો વાઘ કરવો.

**ઇમારતી,** વિ. ઇમારતના કામમાં આવે એવું. (લાકડું.) ૨ ઇમારતને લગતું.

**ઇમ્તિહાન,** (આ. મહન=તેણે તપાસ્યું. ઉ.) પરીક્ષા; તપાસ.

**ઇયત,** વિ. જેટલું; એટલું; અમુક માપનું.

**ઇયળ,** સ્ત્રી. લીલી વનસ્પતિ ઉપર અને અનાજમાં થતો એક જાતનો લીસો ને લાંબો જીવડો; કીડો.

**ઇયા,** અ. યા; અથવા.

ઇયાદ=યાદ.

**ઇયો,** (ઇઓ) સ. (એનું બહુવચન એઓ. કાઠિઆવાડ-કવિતામાં વપરાતું રૂપ.) 'સાંભળ્યાં ઉદ્ધવ કેરાં વચનજી, તેથી ઇયોનું ન માન્યું મનજી.' દયારામ.

**ઇરશા,** સ્ત્રી. (સં. ईर्ष्या. ઉ.) ઇર્ષા; અદેખાઇ; મત્સર.

**ઇરાક,** પુ. (આ.) દરીઆકાંઠાનો મુલક. (જીહુર અને યુફ્રેટીસ નદીઓના કિનારા પરનો મુલક.)

**ઇરાદો,** પુ. (આ. રઉદ=બાંધ્યું, સંબંધ કર્યો ઉ.) મનની ધારણા; મનસુબો; ઉદ્દેશ; આશય; હેતુ; વિચાર

**ઇરાની,** વિ. (ફા.) ઈરાનનું; ઈરાન સંબંધી; ઈરાનમાં રહેનાર.

**ઇલકાબ,** પુ. (આ. લકબ=તેણે ખિતાબ આપ્યો. તેનું બહુવચન=અલ્કાબ.) નામને લગાડવામાં આવતો ગુણવાચક માનનો શબ્દ; ખિતાબ; માન ભરેલી પદવી. :-અમીર-ઉલ્-મુલ્ક, રાવબહાદૂર, કે. સી આઈ. સર-નાઇટ. ઈત્યાદિ.

**ઇલમ,** (ઇલ્મ) પુ. (આ. ઇલ્મ=વિદ્યા.) હરકોઈ વિદ્યા; શાસ્ત્ર; કળા. ૨ મેલી વિદ્યા; જાદુ. ૩ ઉપાય; તજવીજ.

**ઇલમબાજ,** વિ. ઇલમવાળું; ઇલમ જાણનાર; ઇલમી.

**ઇલમી,** (ઇલ્મી.) વિ. (ફા.) ઇલમ જાણનાર; કાબેલ, હોંશિઆર. ૨ જુવો:૩ કળાવાન; વિદ્યાનસંપન્ન.

**ઈલા,** સ્ત્રી. (સં इल=જવું. ઉ.) પૃથ્વી; ધરા; વસુન્ધરા. ૨ ગાય. ૩ વાણી.

**ઇલા,** અ. (આ. ઇલાહી=હે મારા ઇશ્વર; ઉ.) હે પ્રભુ, અરે ઇશ્વર, એવો ઉદ્ગાર કરવો તે. ઇલા ઇલા પોકારવી=અરે ઇશ્વર અરે ઇશ્વર! એમ પોકારાવવું; જુલમ કરવો તે; ત્રાહિત્રાહિ.

**ઇલાકેદાર,** વિ. (ફા.) પ્રાંતિક; પરગણાનું; તાબાનું; જેની ઉપર હક-સત્તા ચાલતી હોય એવું. ઇલાકેદાર સરકાર.

**ઇલાકો,** પુ. (આ. અલક=વળગવું. ઉ. ઇક્ષાકા.) પ્રાંત; ઘણા જીલ્લાઓનો બનેલો પ્રાંત; મુલક; સુબો. મોટા રાજ્યના સારી રીતે અમલ ચલાવવાને પાડેલા જે ભાગો તેમાંનો એક એક–દરેક.

**ઇલાખો,** પુ. (આ. અલક=વળગવું. ઉ. અલાખો.) સંબંધ; લાગતું વળગતું. ૨ દાવો; ધણીપણું; હક. (દસ્તાવેજોમાં આ શબ્દ વપરાય છે. (વેચાણ સામે તેના વાલી વારસનો કંઈ હક ઇલાખો પહોંચે નહિ.)

**ઇલાજ,** પુ. (આ. અલજ=જીતવું. ઉ.) જેથી કંઈ કામ પાર પડે તે રીત; ઉપાય; તજવીજ; યુક્તિ. ૨ ઓસડ; દવા; ઉપચાર; તદબીર: સાધન.

**ઇલાજી,** વિ. ઇલાજવાળું, ઇલાજ જાણનાર; ઉપાય કરનાર. ૨ વૈદ્ય; હકીમ.

**ઇલાયચી,** સ્ત્રી એલચી.

**ઇલાયચો,** પુ. એક જાતની ડાંગર; ચોખા. ૨ એક જાતનું કપડું.

**ઇલાયદું,** (અલાયદું) વિ. જુદું; અલગ; ભિન્ન; પૃથક્. ૨ એકજ જણનું ખાસ; બધાથી જુદું હોય એવું.

**ઇલાવૃત,** ન. (સં.) પ્રાચીન આર્ય ભુગોળ પ્રમાણે એક મોટો ખંડ.

**ઇલાહી,** વિ. (આ.) પૂજ્ય; વંદનીય; માનને યોગ્ય.

**ઇલ્લી,** સ્ત્રી. છોકરાંની એક રમત. (ડભોઇ તરફ રમાય છે.)

**ઇલેક્ટ્રીક ટેલિગ્રાફ,** પુ. (અં. Electric Telegraph) વીજળીની મારફને સંદેશા મોકલવાનું યંત્ર: તાર.

**ઇલેક્ટ્રિસીટિ,** સ્ત્રી. (અં. Electricity) વીજળી; વિદ્યુત્શક્તિ. ૨ વીજળીની શક્તિ અને તેનાં કાર્યો વગેરેને લગતું જે વિજ્ઞાન તે.

**ઇલેક્ટ્રોપ્લેટીંગ,** ન. (અં. Electro-plating) વિદ્યુત્શક્તિની મદદથી છાપવાને યોગ્ય ચિત્રોની તખતીઓ બનાવવી

**ઇલ્તિમાસ,** સ્ત્રી. (આ. લમસ=અરજ કરી. ઉ.) અરજ; વિનતી.

**ઇવ,** સ્ત્રી. (હિબ્રુ–પ્રમાણે જન્મ આપનારી.) આદિ સ્ત્રી; આદિ માતા. ખ્રિસ્તી ધર્મના મત પ્રમાણે 'ઇદન' ના બાગમાં ઇશ્વરે તેને 'આદમ' સાથે મેળવી હતી તેમને અમુક ફળ ખાવાની ના પાડવામાં આવી હતી તેમ છતાં ઇવે તે ખાધું એટલે આદમને પણ ખાવાની લાલચ થઈ. ઇશ્વરે ગુસ્સે થઇ તેમને છુટાં પાડયાં પરંતુ કેટલેક વર્ષે આરારાત'ના પહાડ ઉપર તેઓ ભેગાં થયાં અને પ્રજોત્પત્તિ કરી.

**ઇવ,** અ. (સં.) એજ પ્રમાણે; જેમ; જેવું; સરખું. 'તજી ત્રાસ રહિત પ્રયાસ, ભવજલ વત્મળ પદ ઇવ ને તરે.' ગિરધર.

**ઇવનિંગપાર્ટી,** સ્ત્રી. (અં. Evening Party.) સાંજની–રાતના વખતની જે જાફત તે; સાંજનો મેળાવડો; સંધ્યાકાળની મીજબાની.

**ઇશક,** પુ. (આ. ઇશ્ક=ચાહવું ઉ.) કોઈ વસ્તુ ઉપર હદથી વધારે પ્રીતિ તે; પ્યાર. ૨ સ્ત્રી પુરૂષનો જે પ્રેમ તે.

**ઇશકબાજ,** વિ. ઇશકમાં ખેલનાર; પ્રેમમાં મશગૂલ; કામચાચાર; રતિલોલુપ.

**ઇશકબાજી,** સ્ત્રી. (ઇશ્કબાજી) કામમગ્નતા; પ્રેમાસક્તિ, પ્રણયમયતા; રતિલીનતા.

**ઇશકી,** વિ. (ઇશ્કી.) શોખી; કોડીલું ૨ સાંદર્યભોગી; છેલ; ફક્કડ. ૩ પ્રેમી; આસક્તિવાળું; કામઘેલું.

**ઇશતેહાર,** (આ. શહર=જાહેર કર્યું. ઉ. ઇસ્તિહાર.) જાહેરનામું; સર્વે લોકને જાણ થાય તેવી રીતે પ્રસિદ્ધ કરવું તે.

**ઇશારત,** (ઇસારત) સ્ત્રી. (આ. શઅર= આગળ મૂકયું. ઉ.) અંગના ચલનવલનથી બીજા માણસને અમુક કાર્ય કરવાને ચેતવવું તે. સાન; અણસારો; સંકેત. ૨ ચિહ્ન; નિશાની, મંત્રા; ગુપ્ત સૂચના. ઇશારત વિદ્યા=કરપલ્લવી; સાનમાં અને હાથના ચાળામાં સામા માણસને વિચારો જણાવવાની રીત.

**ઇશારો**, પુ. (ઇસારો.) સાન; આણસારો; સંકેત. ૨ ટુંકાણમાં જણાવવું તે; સૂચના. 'ખલ નારીનાં ચરિત્ર, જુઓ મન એક ધરે છે, નજર ઇશારે અન્ય સાથ સંકેત કરે છે.' મૃચ્છકટિક.

**ઇશ્યુ**, (અં. Issue) ઉદ્ભવ; ફણગો; પરિણામ; બહાર નીકળવું તે. ૨ મુદ્દો; તકરાર ચલાવવાનાં કારણો. ૩ સંતાન; પ્રજા.

**ઇષુ**, પુ. (સં.) બાણ; શર; તીર.

**ઇષ્ટ**, વિ. (સ. इष्=ઇચ્છવું ઉ.) ઇચ્છેલું; ધારેલું; વાંચ્છિત; પ્રિય; વહાલું; અનુકૂળ; મનગમતું; માન્ય; રૂચતું. ઇષ્ટમિત્ર; અભીષ્ટ=કલ્યાણ.

**ઇષ્ટદેવ**, પુ. (સં.) મનગમતો પ્રિય દેવ; જેની ઉપર આસ્થા બેઠી હોય તે દેવ. ૨ કુળદેવ. (અમુક માણસને અમુક દેવ ઉપર બહુ પ્રેમ અને શ્રદ્ધા હોય તે તેનો ઇષ્ટદેવ કહેવાય છે.)

**ઇષ્ટમિત્ર**, પુ. (સં.) ઘણો પ્રિય મિત્ર; અંતરનો દોસ્તદાર.

**ઇષ્ટા**, સ્ત્રી. પ્રિય સ્ત્રી. ૨ ખીજડાનું ઝાડ.

**ઇષ્ટાપત્તિ**, સ્ત્રી. (સં. इष्ट+आपत्ति.) ઇચ્છેલું પ્રાપ્ત થવું તે.

**ઇષ્ટિ**, સ્ત્રી.(સં.) યજ્ઞમાં બલિદાન આપવાના એક રીત; યજ્ઞનો પ્રકાર; એક જાતનો યાગ. ૨ અભિલાષ.

**ઇસકામત**, સ્ત્રી. (આ. કઅમ=ઉભો રહ્યો ઉ. ઇસ્તિકામત.) પુંજી; મીલકત.

**ઇસતેલાહ**, (ઇસ્તિલાહ) (સલહ=મળતું આવ્યું. ઉ. ઇસ્તિલાહ.) રૂઢિ પ્રમાણે બોલવું તે; વિવેક; સભ્યતા.

**ઇસબગોળ**, (ઇસબગોલ.) (ફા. અસ્પગૂલ અસ્પ=ઘોડો અને ગૂલ=કાન. ઉ.) ઊંટીઉ જીરૂં. (એનો ઘાટ ઘોડાના કાન જેવો છે તે ઉપરથી.)

**ઇસમ**, પુ (આ ઇશ્મ=નામ. ઉ.) માણસ; વ્યક્તિ; સખસ. (ઇસમમાં સ્ત્રીપુરુષ બન્નેનો સમાવેશ થાય છે.)

**ઇસમવાર**, અ. માણસદીઠ; નામવાર; એકએકને.

**ઇસવી**, વિ. ઇસુ સબંધી; ઇસુનો સંવત્સર. (ઇસુ ચાર વરસનો હતો ત્યારથી એનો સંવત્સર ગણાય છે.)

**ઇસાપેગંબર**, પુ. (યાહુદીની ભાષાના યશુઅ ઉ. અરબીમાં ઇસા થયું.) આ એક મોટો પેગંબર હતો ને તેની માનું નામ બીબી મરિયમ હતું.

**ઇસાઇ**, વિ. ઇસાપેગંબરના ધર્મનું; ઇસાનું, ઇસાને લગતું. ઇસાઇ ધર્મ; ઇસાઇ કાયદા.'

**ઇસારત**, જુઓ ઇશારત.

**ઇસારો**, જુઓ ઇશારો.

**ઇસી**, વિ. એવી; આવી.

**ઇસો**, વિ. આવો; આના જેવો. (હિં.) આવું; આના સરખું. 'ઇસોરાજ પ્રીથીરાજ.' પૃ. રાસો.

**ઇસ્કરૂ**, (સ્ક્રૂ) પુ. (અં. Screw) પેચ; ગોળ આંટીઓવાળો ખીલો. ૨ ચાંપ; દાબ. 'ઇસ્કરૂ ફેરવવો'=વળ ચઢાવવો; ઉશ્કેરવું. ૨ વિચાર ફેરવવા; ગતિ બદલાવવી. 'ઇસ્કરૂ દાબવો= સળીસંચો કરવો; પોતે છુપા રહી બીજાની મારફતે કામ કઢાવવું–ઉશ્કેરાવવું તે.

**ઇસ્કામત**, સ્ત્રી. (આ) પુંજી; દોલત; માલમતા. 'હારૂં તો ઇસ્કામત દેઉ.' શામળ.

**ઇસ્કોતરો**, પુ. (મૂળ ફ્રેંચ ઉ. અં. Escritoire) ખાનાંખાનાંવાળી લખવાની પેટી; જેમાં લખવાનો સરસામાન અને પૈસા વગેરે રાખવાની ગોઠવણ હોય એવી ખાનાંવાળી પેટી; ઇસ્કોતરી.

**ઇસ્કોલ**, (સ્કૂલ) સ્ત્રી. (અં. School.) નિશાળ.

**ઇસ્કૂ**, જુઓ ઇસ્કરૂ.

**ઇસ્ટર**, વિ. ના. એપ્રિલ માસમાં આવતા ખ્રિસ્તીઓના તહેવાર; ગુડ ફ્રાઇડેના તહેવારો.

**ઇસ્ટાકડી**, સ્ત્રી. (અં. Stop=બંધ કરવું. ઉ.) બારણાં બંધ કરવાની કડી; સાંકળ; ચાંપ; ઉલાળી.

**ઇસ્ટેટ**, સ્ત્રી. (અં. Estate.) સ્થાવર મીલકત; ઘર જમીન વગેરે. ૨ વતન; જાગીર.

વર્ણું થાય; તેવા મૂર્ખ એક પંથી, ઇતેખાબ ભૂતમાં'. વલ્લભ.

**ઇંતિજાર,** વિ. (આ.) કોઇ વાત જાણવાને ઉતાવળું થઇ રહેલું હોય એવું; આતુર; અધીર; આરઝુવાળું; ઇંતેજાર; હોંશીલું.

**ઇંતિજારી,** સ્રી. (આ.) આતુરતા; ઇંતેજારી.

**ઇંતિજામ,** પુ. (આ. નઝમ=બરાબર રાખવું. ઉ. ઇન્તિઝામ.) બંદોબસ્ત; વ્યવસ્થા; ગોઠવણ.

**ઇંતેજારી,** સ્રી. (આ.) આતુરતા; ઔત્સુક્ય; અધીરાઇ; તાલાવેલી.

**ઇંદરજવ,** પુ. કડુ નામના ઝાડનાં ચકલાની જીભના જેવાં કડવાં ને તેલી બીઆં. (આ શબ્દની વ્યુત્પત્તિ ઇન્દ્રયવ ઉપરથી કરવામાં આવે છે તે બનાવટી છે. આન્દ્ર+વસ ઉપરથી ઇંદરજવ શબ્દ થએલો જણાય છે.)

**ઇંદિરા,** સ્રી. (સં. इन्द्=બહુ મોટા થવું. ઉ. इन्दिरा.) લક્ષ્મી; શ્રી; ઐશ્વર્યની દેવી.

**ઇંદિરાવર,** પુ. (સં. इन्दिरा+वर=સ્વામી. ઉ. વિષ્ણુ; નારાયણ. 'તે જગતગુરુ ઇંદિરાવર, એવું ના કરે કોઇ પૂજન.' ગિરધર.

**ઇંદીવર,** ન. (સં. इन्दीवर. ઉ.) કાળું કમળ; સહેજ કાળું એટલે કે ભુરા રંગનું જે કમળ તે.

**ઇંદુ,** પુ. (સં. इन्द्=ભીના થવું. ઉ.) ચંદ્રમા; ચાંદો; શશી. 'ઇંદુ આદિત્ય વરીઆ બે ઝાલે, અટકી રતા છે ગોરે ગાલે.' પ્રેમાનંદ. 'તો ઇંદુ કિરણે હસતિ રજની ભોળો ભલા' અમર. ૨ એકની સંજ્ઞા.

**ઇંદુકલા,** સ્રી. (સં.) ચંદ્રકળા; પુરા અર્દ્ધ ચંદ્રનો સોળમો ભાગ તે.

**ઇંદુકાંતા,** સ્રી. (સં.) રાત; રાત્રિ. ૨ રોહિણી નક્ષત્ર. ૩ હજારર.

**ઇંદુમંડળ,** ન. (સં.) ચંદ્રમંડળ; ચંદ્રમા અને તેને લગતા તારાઓનો જે સમૂહ તે.

**ઇંદુમુખી,** વિ. (સં. इन्दु=ચંદ્રના જે મુખ=મોં इ=વાળી.) ચંદ્રના જેવા સુંદર મુખવાળી જે સ્રી તે; ચંદ્રમુખી; શશિવદની.

**ઇંદુમૌલી,** પુ. (સં.) મહાદેવ; શંકર; શંભુ; શિવ.

**ઇંદુવલ્લી,** સ્રી. (સં.) સોમવલ્લી.

**ઇંદુવ્રત,** ન. (સં.) ચાંદ્રાયણ; એક પ્રકારનું ચંદ્રનું વ્રત.

**ઇંદુશેખર,** પુ. (સં.) મહાદેવ; શંકર; શિવ.

**ઇંદ્ર,** પુ. (સં. इन्द्=અતિ મોટા થવું. ઉ. इन्द्र=બહુજ મોટો.) દેવોનો રાજા; સ્વર્ગનો અધિપતિ. ૨ રાજા; સર્વોત્તમ એવી જે વ્યક્તિ તે. ::-મૃગેન્દ્ર=મૃગમાં ઇન્દ્ર જેવો જે મૃગ તે.

**ઇંદ્રગોપ,** પુ. (સં.) વરસાદ થયા પછી જે રાતા રંગનાં સુંદર જીવડાં થાય છે તે; ગોકળગાય; પરમેશ્વરની ગાય. 'બરાઇ જેની બુદ્ધિ ઇન્દ્રગોપે; લીલાં લીલાં જ્યાં તરુઝંદ શોભે.' ન્હા.

**ઇંદ્રચાપ,** ન. (સં. इन्द्र+चाप=ધનુષ્ય.) મેઘ ધનુષ્ય; મચ્છ. (તડકો હોય અને વરસાદ વરસે તો સૂર્ય જે દિશામાં હોય તેની સામેની દિશામાં સાત કુદરતી રંગનું બહુજ મોટું જે અર્દ્ધ વર્તુલ આકાશમાં દેખાય છે તે. (આને સાધારણ લોકો 'મચ્છ તણાયો.' એમ કરીને કહે છે.)

**ઇંદ્રજાલિક,** વિ. (સં.) ભ્રાંતિ કરાવનારૂં; માયિક, નજરબંધી કરી હોય એવું. ૨ ખરૂં નહિ તે; બનાવટી; ભૂલભૂલવણી ભરેલું; ચમત્કારિક. ૩ પ્રાપંચિક; કપટી.

**ઇંદ્રજાળ,** સ્રી. (સં.) ન હોય એવું દેખાય અને હોય તેવું ન દેખાય એવો ભ્રમ કરાવનારી જે મંત્રવિદ્યા તે; જાદુ; માયા; છળવિદ્યા, નજરબંધી. ૨ હાથચાલાકી; ચમત્કારી-મોહક દેખાવ તે. ૩ કાવતરૂં; કપટજાળ.

**ઇંદ્રધનુષ્ય,** ન. (સં.) મેઘધનુષ્ય; ઇંદ્રચાપ; મચ્છ. 'ઇંદ્રધનુ આ દેખ્યું ગગનપટે રવિગાદ.' કુ. ના.

ઇંજનેર, પુ. (અં. Engineer એન્જીનિયર ઉ.) સંચા નકશા યંત્રો અને હિસાબની જેને માહીતી હોય તે; શિલ્પશાસ્ત્રી.

ઇંજનેરખાતું, ન. (અં. Engineering Department. એનજીનિયરીંગ-ડિપાર્ટમેંટ. ઉ.) નહેરો, ગટર, પૂલ, રસ્તાઓ, મકાનો વગેરે બાંધકામોને લગતાં માપ, હિસાબ, નકશા, અડસટ્ટા વગેરે કામો કરનારૂં જે ખાતું તે; શિલ્પકળાનાં કામકાજને લગતું જે ખાતું તે.

ઇંજનેરી, વિ. (અં. Engineering એનજીનિયરીંગ. ઉ.) યાંત્રિક; (મકાનો બાંધવાનાં કામકાજ, અને નહેરો તળાવો વગેરે બાંધવાનાં કામકાજ અને તેને લગતા હિસાબો, અડસટ્ટાઓ, નકશાઓ વગેરેને લગતું.) શિલ્પી. ઇંજનેરી કામ=ઇંજનેરને લગતું અથવા એનજીનિયરીંગ ખાતાને લગતું જે કામકાજ તે.

ઇંજવું, સ. ક્રિ. અર્પણ કરવું; આપીદેવું. ૨ સંસ્કારવું; (અગિઆરીમાં) અગ્નિ સંસ્થાપન કરવો તે (પારસીઓમાં). ૩ અભિષેક કરવો. ૪ પ્રસન્ન કરવું. ૫ પોકળ પૂરવું; ઉજવું; આંજવું તે.

ઇંજાવવું, સ. ક્રિ. પ્રે. અર્પણ કરાવવું; સંસ્કાર કરાવવો; પ્રતિષ્ઠ કરવી; ઉજાવવું; ખુશી કરવું વગેરે. (જુઓ ઉપલો ધાતુ.)

ઈંટ, સ્ત્રી. (સં. इष्टिका. ઉ.) માટીનું લંબચોરસ પકવેલું ચોસલું; ઇટડી. 'પત્થર કરતાં ઈંટ કુંળી' સમાન હોય એવા બે માણસોની કડકાઇ અને નમ્રતા બતાવવાને આ રૂઢિપ્રયોગ વપરાય છે. 'ઈંટ પલળે કંઇ પત્થર પલળે?' નમ્ર હોય તેને અસર થાય કઠણ હૃદયના માણસને અસર થાય નહિ.

ઇંટબંધી, વિ. ઇંટથી બાંધેલું; ઇંટોનું; ટેલ; માટીનું બાંધકામ. પિંડીઆ અને ઇંટોનું ાંધકામ ઇટબંધી કે ઇંટેલ કહેવાય છે. 'ગામ નું પણ ઇટબંધી ઘર તો ઘણાં છે.'

ઇંટવાડો, પુ. ઈંટો પકવવાની ભટ્ઠી. (કાચી ટો અને બળતણને એકઠાં ગોઠવીને કરેલા ગલાને સળગાવી મૂકવામાં આવે છે. બધું બળતણ સળગી રહેતાં ઇંટો પાકી જાય છે. એ પાકેલી ઇંટાનો જે ઢગલો તે ઇંટવાડો કહેવાય છે.)

ઇંટાળો, પુ. ઇંટનો કકડો; રોડું. ૨ ગારમાંથી ઇંટનાં ચોસલાં બનાવવાનું ઓઝાર. 'ઇંટાળાના દેવને ખાસડાની પૂજા' 'ઇંટાળાના દેવને કપાસીઆની આંખો' જે જેવું હોય તેને તેવું-તેને યોગ્ય આપવું જોઇએ.

ઇંટેરી, વિ. ઇંટોથી બાંધેલું; ઇંટબંધી; ઇંટેલ.

ઇંટેલ, વિ. ઇંટેરી; ઇંટોથી બાંધેલું.

ઇંટોરેઇંટો, સ્ત્રી. એક જાતના છોકરાંની રમત. (આ રમત કડી પ્રાંતમાં રમાય છે.)

ઇંડાદાવ, પુ. છોકરાંની એક જાતની રમત. (આ રમત, પંચમહાલ, છોટાઉદેપુર, અને નવસારી પ્રાંતમાં રમાય છે.)

ઇંડાળ, સ્ત્રી. (સં. अण्ड+आवलि. अण्डावलि. ઉ.) ઇંડાં લઇને જનારી કીડીઓની હાર; ઇંડાંવાળી કીડીઓની ઓળ. ૨ છોકરાંની ધાડ-ભુંજરવાડ. (તિરસ્કારમાં.)

ઇંડિઅન, વિ. (અં. Indian) હિંદુસ્થાનનું; હિંદ સંબંધી. ૨ હિંદુસ્તાનનો વતની.

ઇંડીઆ, પુ. (અં. India) હિંદુસ્થાન; ભરતખંડ.

ઇંડું, ન. (સં. अण्ड=ઇંડું.) પંખી અને બીજાં કેટલાંક પ્રાણીઓની માદા અર્ધપક્વ ગર્ભવાળો જે લંબગોળ પદાર્થ જણે છે તે; એડું; એ લંબગોળ પદાર્થને અંડ અથવા ઇંડું કહેવામાં આવે છે અને તેમાંથી પછી પરિપક્વાવસ્થાને પામતાં બચ્ચું બહાર નીકળે છે. અંડ=ગર્ભનો પરપોટો.

ઇંઢોણી, સ્ત્રી. ઉઢાણી; ઉઢરણી.

ઈંતેખાબ, (ઇંતેખાબ.) પુ. (આ. નખબ-ચૂંટવું. ઉ. ઇનતિખાબ.) ટુંકામાં જે મતલબ હોય તે; તાત્પર્ય; સાર; સારાંશ; મતલબ. ૨ વિગતવાર હેવાલ; વર્ણન; બ્યાન. ૩ ખરી નકલ. 'ગાડું માર્ગમાં એક જાય, ન આડું અ-

વળું થાય; તેવા મૂર્ખ એક પંથી, ઇંતેખાબ ભૂતમાં' વલ્લભ.

**ઇંતિજાર,** વિ. (આ.) કોઇ વાત જાણવાને ઉતાવળું થઇ રહેલું હોય એવું; આતુર; અધીર; આરજુંવાળું; ઇંતેજાર; હોંસીલું.

**ઇંતિજારી,** સ્ત્રી. (આ.) આતુરતા; ઇંતેજારી.

**ઇંતિજામ,** પુ. (આ. નઝમ=બરાબર રાખવું. ઉ. ઇન્તિજામ.) બંદોબસ્ત; વ્યવસ્થા; ગોઠવણ.

**ઇંતેજારી,** સ્ત્રી. (આ.) આતુરતા; ઔત્સુક્ય; અધીરાઇ; તાલાવેલી.

**ઇંદરજવ,** પુ. કડુ નામના ઝાડનાં ચકલાની જીભના જેવાં કડવાં ને તેલી બીઆં. (આ શબ્દની વ્યુત્પત્તિ ઇન્દ્રયવ ઉપરથી કરવામાં આવે છે તે બનાવટી છે. गन्ध+वस ઉપરથી ઇંદરજવ શબ્દ થએલો જણાય છે.)

**ઇંદિરા,** સ્ત્રી. (સં. इन्द्र=બહુ મોટા થવું. ઉ. इन्दिरा.) લક્ષ્મી; શ્રી; ઐશ્વર્યની દેવી.

**ઇંદિરાવર,** પુ. (સં. इन्दिरा+वर=સ્વામી. ઉ. વિષ્ણુ; નારાયણ. 'તે જગતગુરુ ઇંદિરાવર, એનું ના કરે કોણ પૂજન.' ગિરધર.

**ઇંદીવર,** ન. (સં. इन्दीवर. ઉ.) કાળું કમળ; સહેજ કાળુ એટલે કે ભુરા રંગનું જે કમળ તે.

**ઇંદુ,** પુ. (સં. इन्दु=ભીના થવું. ઉ.) ચંદ્રમા; ચાંદો; શશી. 'ઇંદુ આદિત્ય વસીઆ બે ગાલે, અટકી રહ્યા છે ગોરે ગાલે.' પ્રેમાનંદ. 'તો ઇંદુ કિરણે હસંતિ રજની જોજો ભલા' અમર. ૨ એકની સંજ્ઞા.

**ઇંદુકલા,** સ્ત્રી. (સં.) ચંદ્રકળા; પુરા અર્દ્ધ ચંદ્રનો સોળમો ભાગ તે.

**ઇંદુકાંતા,** સ્ત્રી. (સં.) રાત; રાત્રિ. ૨ રોહિણી નક્ષત્ર. ૩ હળદર.

**ઇંદુમંડળ,** ન. (સં.) ચંદ્રમંડળ; ચંદ્રમા અને તેને લગતા તારાઓનો જે સમૂહ તે.

**ઇંદુમુખી,** વિ. (સં. इन्दु=ચંદ્રના જેવા मुख=મોં इ=વાળી.) ચંદ્રના જેવા સુંદર મુખવાળી જે સ્ત્રી તે; ચંદ્રમુખી; શશિવદની.

**ઇંદુમૌલી,** પુ. (સં.) મહાદેવ; શંકર; શંભુ; શિવ.

**ઇંદુવલ્લી,** સ્ત્રી. (સં.) સોમવલ્લી.

**ઇંદુવ્રત,** ન. (સં.) ચાંદ્રાયણ; એક પ્રકારનું ચંદ્રનું વ્રત.

**ઇંદુશેખર,** પુ. (સં.) મહાદેવ; શંકર; શિવ.

**ઇંદ્ર,** પુ. (સં. इन्द्र=અતિ મોટા થવું. ઉ. इन्द्र=બહુજ મોટા.) દેવોનો રાજા; સ્વર્ગનો અધિપતિ. ૨ રાજા; સર્વોત્તમ એવી જે વ્યક્તિ તે. -મૃગેન્દ્ર=મૃગમાં ઇન્દ્ર જેવો જે મૃગ તે.

**ઇંદ્રગોપ,** પુ. (સં.) વરસાદ થયા પછી જે રાતા રંગનાં સુંદર જીવડાં થાય છે તે; ગોકળગાય; પરમેશ્વરની ગાય. 'ભરાઇ જેની ભુમિ ઇન્દ્રગોપે; લીલાં લીલાં જ્યાં તરુવૃંદ શોભે.' મ્હ.

**ઇંદ્રચાપ,** ન. (સં. इन्द्र+चाप=ધનુષ્ય.) મેઘ ધનુષ્ય; મચ્છ. (તડકો હોય અને વરસાદ વરસે તો સૂર્ય જે દિશામાં હોય તેની સામેની દિશામાં સાત કુદરતી રંગનું બહુજ મોટું જે અર્દ્ધ વર્તુલ આકાશમાં દેખાય છે તે. (આને સાધારણ લોકો 'મચ્છ તણાયો.' એમ કરીને કહે છે.)

**ઇંદ્રજાલિક,** વિ. (સં.) ભ્રાંતિ કરાવનારું; માયિક, નજરબંધી કરી હોય એવું. ૨ ખરૂં નહિ તે; બનાવટી; ભૂલભૂલવણી ભરેલું; ચમત્કારિક. ૩ પ્રાપંચિક; કપટી.

**ઇંદ્રજાળ,** સ્ત્રી. (સં.) ન હોય એવું દેખાય અને હોય તેવું ન દેખાય એવો ભ્રમ કરાવનારી જે મંત્રવિદ્યા તે; જાદુ; માયા; છળજાળ, નજરબંધી. ૨ હાથચાલાકી; ચમત્કારી-મોહક દેખાવ તે. ૩ કાવતરૂં; કપટજાળ.

**ઇન્દ્રધનુષ્ય,** ન. (સં.) મેઘધનુષ્ય; ઇન્દ્રચાપ; મચ્છ. 'ઇંદ્રિધનુ આ લેખ્યું ગગનપટે રવિરાય.' કુ. મા.

**ઇંદ્રનીલ**, વિ. (સં.) કાળું; આસમાની રંગનું. ૨ ના. નીલમ; પાનું; શનિ.

**ઇંદ્રપુરી**, સ્ત્રી. (સં.) ઇંદ્રની રાજધાની; અમરાવતી. અતિ સુંદર બાંધણીનું તેમજ ઉત્તમ પ્રકારની ગોઠવણવાળું શહેર; મકાન; મંડપ વગેરે જે કંઈ હોય તે; સુંદર રચનાવાળું બાંધકામ તે.

**ઇંદ્રલોક**, પુ. (સં.) સ્વર્ગ; ઇંદ્ર આદિ દેવતાઓનો જે પ્રદેશ તે.

**ઇંદ્રવજ્ર**, પુ. (સં.) અગિઆર અક્ષરનો એક ગણમેળ છંદ. બે 'ત' ગણ એક 'જ'ગણ અને છેલ્લે બે ગુરૂવાળું વૃત્ત "જો ઇન્દ્રવજ્રા પદ મેળવાયે' આ પ્રમાણે ચારે સરખાં પદ વાળો છંદ.

**ઇંદ્રવંશા**, પુ. (સં.) બાર અક્ષરનો છંદ. (બે 'ત' ગણ એક 'જ' ગણ અને છેલ્લો 'ર' ગણ એ એનું માપ છે. 'વંશસ્થ' માં ને આમાં માત્ર એટલોજ ફેર છે કે વંશસ્થનો પહેલો અક્ષર લઘુ હોય છે. 'વાદ્શાસ્ત્ર છે કારણ વાદ જેમનું' આ ઇંદ્રવંશાનું પદ છે આવાં ચાર પદનો એક છંદ થાય છે.)

**ઇંદ્રવાયણું**, (ઇંદ્રવારણું.) ન. બહારથી સફાઇદાર, ગોળ અને સુવર્ણના જેવા સુંદર પીળા રંગનું નારંગી જેવું ફળ. (આ ફળ એક વેલાનું ફળ છે અને બહારથી અતિ સુંદર હોવા છતા અંદરથી એવું કડવું હોય છે કે કોઇ તેને ચાખી શકતું નથી તેથી ઉપરની સફાઈ, શોભા અને ટાપટીપવાળાને એની ઉપમા અપાય છે. બહારથી સ્વચ્છ, નમ્ર અને સારા દેખાતા પણ અંદરથી કપટી માણસને 'એ તો ઇંદ્રવાયણા જેવો છે' એમ કહે છે.

**ઇંદ્રાણી**, સ્ત્રી. (સં.) ઇંદ્રની સ્ત્રી; શચી; પૈલોમી. ૨ મોટી ઈલાયચી ૩ અતિ સુંદર અને પુષ્કળ વૈભવ સંપન્ન સ્ત્રી.

**ઇંદ્રાયુધ**, ન. (સં.) ઇન્દ્રનું જે હથિઆર તે; વજ્ર.

**ઇંદ્રાસન**, ન. (સં. इन्द्र+आस्=બેસવું. ઉ. आसन) ઇન્દ્રનું સ્થાન; ગાદી; સિંહાસન. ૨ ઇન્દ્રનુ રાજ્ય. ઇન્દ્રાસન જાણે એને તો એક હાથજ આવ્યું છે=મોટા સુખમાં અભિમાની થઇ જવું તે.

**ઇંદ્રિય**, (સં.) જેની મારફતે શબ્દસ્પર્શાદિનું જ્ઞાન થાયછે તે; વિષયગ્રાહક અવયવ. (ઇંદ્રિયોના બે પ્રકાર છે. ૧ કર્મેંદ્રિયો–કામ કરનારી અને ૨ જ્ઞાનેંદ્રિયો=જ્ઞાન આપનારી. કર્મેંદ્રિયો–૧ વાક (મુખ) ૨ હસ્ત (હાથ) ૩ પાય (પગ) ૪ પાયુરિંદ્રિય (અપદ્વાર) અને ૫ ઉપસ્થેંદ્રિય. પાંચ જ્ઞાનેંદ્રિયોમાં ૧ ત્વચા, ૨ ચક્ષુ ૩ શ્રોત્ર, ૪ રસ (જીભ) ૫ ઘ્રાણ (નાક)નો સમાવેશ થાય છે.)

**ઇંદ્રિયગમ્ય**, વિ. (સં.) ઇંદ્રિયોથી જણાય એવું; ઇંદ્રિયગોચર.

**ઇંદ્રિયગોચર**, વિ. (સં.) ઇંદ્રિયથી જણાય –સમજાય, કે દેખાય એવું; ઇંદ્રિયગમ્ય; ખુલ્લું; દેખાતું.

**ઇંદ્રિયગ્રામ**, પુ. (સં.) ઇંદ્રિયોનો જે સમુદાય તે.

**ઇંદ્રિયજન્ય**, વિ. (સં. इन्द्रिय+जन्य्) ઇંદ્રિયથી ઉત્પન્ન થએલું; ઇંદ્રિયનું.

**ઇંદ્રિયજિત**, વિ. (સં. इन्द्रिय+जि= જીતવું–ઉ.) ઇંદ્રિયોને જીતેલ. [illegible]

**ઇંદ્રિયબોધ**, પુ. (સં. इन्द्रिय+बुध्=જાણવું. ઉ. બોધ=જ્ઞાન.) ઇંદ્રિયોની મારફતે થતું જે જ્ઞાન તે.

**ઇંદ્રિયસંયમ**, પુ. (સં. इंद्रिय+सं+यम्=દાબમાં રાખવું. संयम=દાબ.) ઇંદ્રિયોને દાબમાં રાખવી તે; ઇંદ્રિયોને કબજે રાખવી તે; ઇંદ્રિયો ઉપરનો જે કાબુ તે.

**ઇંદ્રિયાતીત**, વિ. (સં. इंद्रिय+अति+इ=જવું. ઉ. इत=ગએલું.) ઇંદ્રિયોથી ન પહોંચી શકાય એવું; ઇંદ્રિયોને નહિ જણાય એવું.(બ્રહ્મ.)

**ઇંદ્રી**, સ્ત્રી. ઇંદ્રિય. ૨ જનનેંદ્રિય. 'ઇન્દ્રી કોઇ અપવાદ કરે નહિ તેને કહીએ વૈષ્ણવ.' નૃસિંહ મહેતો.

**ઇંદ્રીજુલાપ**, પુ. બહુ મૂત્ર થાય એમ કરવું તે; મૂત્રલ ઔષધ.

**ઇંધણ**, ન. (સં. इन्ध्=બાળવું. ઉ.) એંધણાં; બાળવાનાં લાકડાં.

**ઇંધણઘોરી**, વિ. (સં. इंधन=પ્રા. इंधणं બાળવાનાં લાકડાં અને धृ=ધારણ કરવું. ઉ. धोरी=ધરનાર-વહેનાર=(લાક્ષણિક)બળદીઓ; મૂર્ખ; ભાર વહેનાર; લાકડાંના ભારા વહે એવું. ૨ હીણકમાઉ.

**ઇંધણું**, ન. બાળવાનું લાકડું.

**ઇંધન**, ન. (સં. इन्ध्=બાળવું. ઉ.) બાળવાનાં લાકડાં; એંધણાં; કાઠી. 'આ તન કુંડ રચી મહી ઇંધન અરિયતણાં ધીર ધ્યાન ધરું છું.' બા.

# ઈ

**ઈ**, સ્ત્રી. (સં. ई.) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો ચોથો તાળુસ્થાની દીર્ઘ સ્વર વર્ણ-અક્ષર. ૨ લક્ષ્મી. સંપત્તિ.

**ઇ**, અ. ગુસ્સાનો અને તિરસ્કારનો ચીત્કાર.

**ઈકાર**, પુ (સં. ई+कृ=કરવું. ઉ.) ઈ એવા અક્ષરનો જે ઉચ્ચાર તે.

**ઈક્ષક**, વિ. (સં. ईक्ष्=જોવું. ઉ.) જોનાર; અવલોકનાર; તપાસી જોનાર. ૨ ચોકસી કરનાર. પરિ+ (ઉપસર્ગ) ની સાથે-ઈક્ષક જોડાતાં પરીક્ષક=પરીક્ષા લેનાર; બધી બાજુએથી તપાસી જનાર. પ્ર+ઈક્ષક=પ્રેક્ષક=જોનાર; તમાસગીર.

**ઈક્ષણ**, ન. (સં. ईक्ष्=જોવું. ઉ.) જોવું તે: દર્શન: દૃષ્ટિ; અવલોકન. ૨ નેત્ર; ચક્ષુ: આંખ. ૩ દેખાવ: તમાશો. ૪ તપાસ કરવી તે: નિરીક્ષણ; ચોકસી.

**ઈક્ષિત**, વિ, (સં.) જોએલું: દીઠેલું: અવલોકેલું; નજરતળે કાઢેલું. ૨ અનુભવેલું. ૩ તપાસેલું.

**ઈડા**, સ્ત્રી. (સં.) સ્તુતિ: પ્રાર્થના.

**ઈતિ**, સ્ત્રી. (સં.) આપત્તિ; સંકટ; આફત; ઉપદ્રવ; દૈવકોપ. (દુકાળ, તીડ પડવાં, પાક નાશ પામવો, રોગચાળો થવો વગેરે છ જાતના રાજદૈવિક ઉપદ્રવો કહેવાય છે.)

**ઈદ**, સ્ત્રી. (ફા.) મુસલમાનોનો એક મોટો તહેવાર. (દરેક વર્ષમાં પાંચ ઈદો આવે છે, તેમાંની રમજાન ઈદ અને બકરી ઈદ મોટી ગણાય છે.)

**ઈદશ**, (ઈદૃશ) વિ. (સં. ईदृश् ઉ.) આવું; આના જેવું; આ પ્રકારનું; આના સરખું.

**ઈનમીન**, વિ. (સં. માત્ર=માપનું ઉ. મિત) પરિમિત; થોડું. (થોડી સંખ્યા બતાવવા આ પ્રમાણે રૂઢિપ્રયોગ વપરાય છે:—જનમાં કેટલાં માણસ છે? જ્યાં ત્યાં તો 'ઈનમીન ને સાડે તીન.' અર્થાત્ જૂજ માણસો છે.)

**ઈપ્સા**, સ્ત્રી. ( સં. इप्=ઇચ્છવું. ઉ. ) ખાએશ; ઇચ્છા: વાંચ્છના; ભાવના. ૨ આશા; અભિલાષ; લાલચ; ઉત્કંઠા.

**ઈપ્સિત**, વિ. ( સં. इप्=ઇચ્છવું. ઉ. ) ઇચ્છેલું; અભિલષિત; વાંચ્છેલું. ૨ મેળવેલું; પ્રાપ્ત કરેલું. ૩ મનગમતું; ભાવતું; જેની ખાએશ હોય એવું

**ઈપ્સુ**, વિ. (સં.) ઇચ્છાવાળું; ઉત્કંઠા-ઉમેદવાળું.

**ઈર્ષા**, સ્ત્રી. (સં.) બીજાનું સારૂં નહિ દેખી ખમાવુ તે; પારકાના અભ્યુદયની જે અસહિષ્ણુતા તે; મત્સર; અદેખાઈ; રીસ; અક્ષાંતિ. ૨ બીજાથી સરસ-ચઢિઆતા થવાની જે લાગણી તે; ઉન્નતિકારક અભિમાન.

**ઈર્ષાખોર**, વિ. અદેખું; ઝેરીલું; ઈર્ષાવાળું.

**ઈર્ષી**, વિ. (સં.) ઈર્ષાવાળું; અદેખું; પારકાનું સારૂં જોઈ શકે નહિ એવું.

**ઈર્ષ્યા**, જુઓ ઈર્ષા.

**ઈર્ષ્યાળું**, વિ. (સં.) અદેખું; ઝેરીલું; કોઇનું સારૂં જોઇને પોતાને એવું નહિ એવો બળાપો કરનાર

**ઈશ**, પુ. (સં.) મહાદેવ; શિવ; શંકર. ૨ સ્વામિ; ધણી. (જગદીશ.) ૩ ઉપરી.(કપીશ.) ૪ રાજા. (દેવેશ; લંકેશ.)

**ઈશાન**, સ્ત્રી. (સં. ईश=શિવ. ઉત્તર પૂર્વ વચ્ચેની દિશાના અધિદેવ શંકર હોવાથી ऐशानी.) ઉત્તર પૂર્વ વચ્ચેની જે દિશા તે. ૨ મહાદેવ; શંકર; શિવ. 'ઈશાન બ્રહ્મા ધ્યાન ધરે, જેને શેષ ભજે નિરવાણ'. ગિરધર.

**ઈશાનકોણ**, સ્ત્રી. (સં.) ઉત્તર પૂર્વ વચ્ચેની જે દિશા તે; ઈશાનખુણો.

**ઈશાનખુણો**, પુ. ઉત્તર પૂર્વ દિશાઓ વચ્ચેનો જે ખુણો તે.

**ઈશાની**, વિ. (સં. ऐशानी. ઉ.) ઈશાન ભણીની, ઈશાન તરફની.:-'ઈશાની વીજળી.' ૨ દુર્ગા; પાર્વતી; દેવી.

**ઈશ્વર**, પુ. (સં. ईश्=સત્તા ચલાવવી,અને वर=ઉત્તમ. ઉ.) જગતમાં જે સર્વોપરિ કર્તૃત્વ સ્વતઃસિદ્ધ સત્વ છે તે; પરમેશ્વર. ૨ મહાદેવ; શિવ. ૩ સ્વામિ; શેઠ; ધણી. (પ્રાણેશ્વર.) ૪ રાજા. (જનેશ્વર.) ઈશ્વર ઉપર ચિઠ્ઠી=ઈશ્વરાધાર; દૈવાધીનતા. ઈશ્વર માથે રાખવો=ઈશ્વરથી ડરીને, ઈશ્વરને જવાબ આપવો પડશે એમ જાણીને પ્રમાણિકપણે ચાલવું તે. ઈશ્વરને વચમાં રાખીને=પ્રતિજ્ઞા ઉપર; ઈશ્વરને જવાબ દેવાનો છે એમ સમજીને; પ્રભુ સાખે. ઈશ્વરના ઘરનું=ઈશ્વરી; ભોળું; નિખાલસ; કુડ કપટ વગરનું (માણસ.) ઈશ્વરને ખોળે=નિર્ભય; નિડરતા; પરમ શરણ તે. ઈશ્વરદત્ત=જન્મથી મળેલું; કુદરતી. ઈશ્વર પ્રીત્યર્થે=પરમેશ્વરની રીઝને માટે; નિષ્કામ-ઈશ્વરાર્પણ કર્મ કરવાં તે; નિઃસ્વાર્થ. ઈશ્વરના ઘરના ખેલ=ઈશ્વરના બનાવો; કુદરતી બનાવો છે એવા અર્થમાં-'ઈશ્વરના ઘરના ખેલ, પુરૂષ શું કરશેરે, પ્રભુ પૂરશે જેવું તેલ, તેવા દીપ બળશેરે.' દયારામ.

**ઈશ્વરઈચ્છા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરની મરજી; સારૂં ખોટું જે થયું કે થાય તે 'ઈશ્વરઈચ્છા' એમ જાણી સહન કરવું અને મન વાળવું તે.

**ઈશ્વરકરુણા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરની દયા.

**ઈશ્વરકર્તૃત્વ**, ન. (સં.) ઈશ્વરનું જે કર્તાપણું તે.

**ઈશ્વરકૃપા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરની મહેરબાની તે.

**ઈશ્વરતા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરપણું; પ્રભુતા; મોટાઈ; શ્રેષ્ઠતા; સ્વામિપણું; સર્વોપરિતા.

**ઈશ્વરનોલાલ**, પુ. ઈશ્વરે જેને ઉદારતા આપેલી હોય તે; પરોપકારી; પરમેશ્વરનો ભક્ત; દયાળુ. (મનુષ્યો ઉપર ઉપકાર કરવામાં પોતાનો ધર્મ સમજનાર.)

**ઈશ્વરપ્રેરણા**, સ્ત્રી. (સં.) પરમેશ્વર તરફનું જે સૂચન તે; આંતરજ્ઞાન; સ્વાભાવિક-સંસ્કારક જ્ઞાન.

**ઈશ્વરસ્તુતિ**, સ્ત્રી. (સં.) પ્રભુ પ્રાર્થના; પરમેશ્વરના ગુણ ગાવા તે.

**ઈશ્વરી**, સ્ત્રી. (સં.) આદિમાયા: દેવી; શક્તિ; માતા. ૨ વિ. ઈશ્વર સંબંધી; ઈશ્વરનું.

**ઈશ્વરીપુરૂષ**, પુ. (સં.) ઈશ્વરના અંશ-વાળો જે પુરૂષ તે. ૨ ભોળો; નિખાલસ–ખુલ્લા હૃદયનો માણસ તે.

**ઈશ્વરીમાયા**, સ્ત્રી. (સં.) જગતની વિચિત્ર રચના તે; કુદરત.

**ઈશ્વરેચ્છા**, સ્ત્રી. (સં.) ઈશ્વરની જે ઇચ્છા તે; પ્રભુને જે ગમે તે ખરૂં એવી જે શ્રદ્ધા તે.

**ઈષણા**, સ્ત્રી. (સ. ईष्=ઇચ્છવું. ઉ.) ઇચ્છા; આશા; કામના; વાંચ્છા. ૨ ભાવ.

**ઈષત્**, વિ. (સં.) અલ્પ: થોડું; સહેજ; જરાક: કિંચિત. (ઈષદ્રક્ત.)

**ઈષ્મ**, પુ. (સં.) વસંત; વસંત ઋતુ.

**ઈસ**, સ્ત્રી. ખાટલાનાં તેની લંબાઈના જે બે લાકડાં તે; પહોળાઈના જે લાકડાં તે ઉપળાં કહેવાય છે. ખાટલાને ચાર પૈયા હોય છે. પૈયામાં બે ઉપળાં નાંખવાથી પહોળાઈ બને છે અને તે પછી પૈયામાં ઇસો બેસારતાં ખાટલાની લંબાઈ થાય છે, એ જે બે ઉભાં લાંબાં લાકડાં તે ઇસો કહેવાય છે તેમાંની એક એક-હરેક.

**ઈસેસ**, પુ. શાલેડા નામના ઝાડનો સુંદર ગુગળની માફક તે ધૂપના કામમાં આવે છે તેમજ દવા તરીકે વપરાય છે. સેરી લોબાન.

**ઈહા**, સ્ત્રી. (સં. ईह्=ઇચ્છવું. ઉ.) ઇચ્છા; વાંચ્છા; અભિલાષ. ૨ આશા; ઉમેદ. ૩ ઉદ્યમ; ધંધો.

**ઈહામૃગ**, પુ. (સં.) નાટકનો એક ભેદ; પ્રકાર. ૨ મૃગ જેવી અલભ્ય નાયિકાને ઇચ્છનારો નાયક.

## ઉ.

**ઉ**, ન. (સં. उ.) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો પાંચમો ઓષ્ઠસ્થાની હ્રસ્વ સ્વર વર્ણ–અક્ષર. ૨ કંટાળો દર્શાવનારો તથા તિરસ્કારમાં પણ બોલાપણાનું કે રોવાનું અનુકરણ દર્શાવનારો ઉદ્ગાર.

**ઉકટો**, પુ. (સં. अंज्=આંજવું ઉ) દુખવા આવેલી આંખનું લોહી તોડી નાંખવાને તેની આસપાસ ચોપડવાનો એક જાતનો લેપ: ખરડ.

**ઉકડો**, પુ. (પ્રા. उक्काडा- ઉ.) વરસોંદ: ઉચકો. વરસે કે અમુક મુદતે એકદાં નાણાં આપવાનું ઠરાવી નિત્યના વસ્તુ લેવાની જે રીત તે.

**ઉકરડી**, સ્ત્રી. (સં. उत्कर. ઉ.) કચરા પૂંજાની જે ઢગલી તે; નાનો ઉકરડો. ૨ મલિન જગામાં રહેતી એક મલિન દેવતા. લગ્નાદિના અવસરમાં ઘરથી ચોટેક છેટે આ દેવતાનું સ્થાપન ઉત્થાપન વગેરે કરવામાં આવે છે, તથા તેને 'ઉકરડી નોંતરવી અને ઊકાડવી' કહે છે. કવીશ્વર દલપતરામ કહે છે કે વિવાહ જેવા પ્રસંગમાં કચરો પૂંજો નાંખવાને એક સ્થાન નક્કી કરવામાં આવે છે કે જેથી પડી આખડી વસ્તુ તેમાં જાય તોપણ આખરે જડે. દ. કા. ભા. ૨.

**ઉકરડો**, પુ. (સં. उत्कर प्रा. उक्केरो. =ઉકરડો.) છાણ કચરા પૂંજો વગેરે નાંખવાથી થએલો જે ઢગલો તે; કચરાનો ઢગ. ૨ ગંદુસ્થાન. ઉકરડો કરવા=કામકાજને અવધ્ય દેવાને આળસથી વધવા દેવું તે. એકજ ઠેકાણે કોઇ વસ્તુ વારંવાર નાખ્યા કરવી તે.

**ઉકલવું**, અ. ક્રિ. (સં. उत्+कल्=ગણવું.) વચાવું: બેસવું. 'દિગ્ય પુરાના લેખમાંનું સદ્ભિ ઉકલવા.' ક. ભાગ. ૨ ખુલ્લું થવું; ખુલ્લું થવું; ગૂંચ નીકળવી. ૩. વક્ર પડવી; નીકળું: ખૂટવું–'કામ ઉકલવું.' ૪ એક પછી એક આગળ આગળ નજર પહોંચવી: આર-

ડવું. 'એને તો બધા ધંધા ઉકલે છે.' ૫ વળ નીકળવો.

**ઉકથ**, ન. (સં.) સાધન. ૨ દેહ; શરીર.

**ઉકળવું**, અ. ક્રિ. (સં. उत्+कथ्=ઉકળવું. ઉ.) પ્રવાહી-પાણી-તેલ વગેરેનું ગરમીથી ઉછળવું; ખળખળવું; ગરમીથી ઉભરાવું. 'ઉકળે છે ઉનામણો જે તે પાસે જાય.' ૨ ગુસ્સે થવું; ગુસ્સે થઇને જોરથી બોલવું. ૩ બનવું; થવું; સારૂં કરવું; કલ્યાણ કરવું

**ઉકળાટ**, પુ. ગરમીને લીધે થતી જે અકળામણ તે; ધામ; બફારો; ફ્ફારો. ૨ ગુસ્સાથી જે કલેશ-કંકાસ કે ચિંતા વગેરે ઉત્તાપ થાય તે; ઉતાપો. ૩ ક્રોધ; ગુસ્સો. ૪ ચિંતા; ફીકર; સંતાપ.

**ઉકળાવવું**, સ. ક્રિ. પ્રે. ઉકળે એમ કરાવવું.

**ઉકાળ**, પુ. ( સુકાળ ઉપરથી. ) સારા પાકનો સમય; આબાદાની; ચડતી.

**ઉકાળવું**, સ. ક્રિ. ઉકળે એમ કરવું. ('ઉકળવું'ના જેવા જ બીજા અર્થો થાય છે.)

**ઉકાળાવવું**, સ. ક્રિ. ઉકળે એમ કરાવવું.

**ઉકાળો**, પુ. (સં.) વનસ્પતિ દ્રવ્યોનો કવાથ; કાવો. ૨ ઉકળાટ; ધામ; બફારો. ૩ ક્રોધ કે ગુસ્સાથી જીવને જે ધમધમાટ થાય તે. ચિંતાથી કે કલેશથી લોહીનું તપી જવું તે; લોહીઉકાળો કઢાપો. ૪ સોના રૂપાને ધોવા અને હાથીદાંત વગેરેને ખટવવા માટે ખાટા દ્રવ્યોનો જે કવાથ કરવામાં આવે છે તે.

**ઉકાંચળી**, વિ. સ્ત્રી. ( સં. उत्कंचुका. ઉ.) કાંચળીરહિત; જેણે કાંચળી પહેરી ન હોય એવી સ્ત્રી. 'ઉકાંચળી ગોપી વન ચાલી.' પ્રા. કા.

**ઉકાંટો**, પુ. (સં उत्+कंटक=રોમાંચ.) ઉછાળો; બકારી; ઓકારી. 'ઓસડ જોઇને મને ઉકાંટો આવે છે.' ૨ અભાવ; અપ્રીતિની લાગણી. ( કાઠે) બાંધેલો અથવા જે કિનારો વપરાતા ન હોય તે.

**ઉકેલ**, પુ. (સં. उत्+कल. ઉ.) નજર પહોંચવાપણું; સૂઝ; સમજ; આવડ; નિકાલ; ફડચો.

**ઉકેલવું**, સ. ક્રિ. (સં. उत्+कील्=બેસાડવું. ઉ.) વાંચવું. 'હવે તમને અક્ષર ઉકેલતાં તો આવડયા' હોય. વાં. ૨ બાંધેલી, કે ગૂંથેલી વસ્તુને છુટી કરવી-'ખાટલાની પાટી ઉકેલવી.' 'ઘર ઉકેલવું.' ૩ સહેલાઇથી કર્યે જવું, એક પછી એક પૂરૂં કરતા જવું. ગૂંચ કાઢવી; તારે તાર જુદા પાડવાઃ-'આ આંટી ઉકેલો સુતરની, ઉકેલે તે મારી બેનપણી.' ૪ પૂરૂં કરવું; નિકાલ લાવવો. 'ચાલો રસોઇનું કામ ઉકેલી લ્યો.' ૫ પીંજણ કર્યા કરવું. (એની એ વાત શું ઉકેલો છો ?) ૬ ઉઘાડવું; ખોલવું; ઉંડા ઉતરવું; તપાસવું; અંદર જોવું. ૭ સમજવું; અર્થ કહેવો; ખરો જવાબ આપવોઃ- 'આ કોયડો ઉકેલો ?' ૮ ખુલાસો કરવો; કપકાના અર્થમાં કહેવું. 'ઘણા દિવસની આંટીઘૂંટી, આજ ઉકેલો જાણું.' દયારામ. ૯ વળ કાઢવો. 'દોરડું ઉકેલવું.'

**ઉકેલાવું**, (સં.उत्कीलितं प्रा. उक्कीलिउं ઉ.) જુઓ ઉકલવું.

**ઉકેલી નાંખવું**, સ. ક્રિ. છોડી નાંખવું; છુટું કરવું. 'ખાટલો ઉકેલી નાંખવો, ઘર ઉકેલી નાંખવું.' ૨ પૂરૂં કરી નાંખવું; નિકાલ લાવવો. 'આટલું કામ હવે ઉકેલી નાંખો.' ૩ વળ ઉતારવો.

**ઉક્ત**, વિ. (સં. वच=બોલવું. ઉ. કહેલું) કથિત; બોલેલું; આગળ જણાવેલું; ભાષિત.

**ઉક્તિ**, સ્ત્રી. (સં. वच्=બોલવું. ઉ.) વચન; કથન; ભાષણ; બોલી; બોલ. ૨ એક ઉપર બોલાતું હોય પણ બીજાને લાગુ પડતું હોય એવું જે સયુક્તિક વચન તે. ૩ સાંથે આપેલી જમીન.

**ઉખડ**, (ઊખર) વિ. (સં. ऊपर ઉ.) ખારાટવાળી જમીન; જુઓ ઊપર.

**ઉખડવું**, અ. ક્રિ. (સં. उत्+खन्=ખોદવું. ઉ. प्रा. उक्खोडियम् = ખોદેલું.) છુટું પડી જવું; નહિ ચોટી રહેવું; કોઈ પણ એક વસ્તુની સાથે લગાડેલી કે ચોટા-

ડેલી કે બીજી કોઈ રીતે (મૂળ વસ્તુની સાથે) વળગી રહે એમ કરેલી વસ્તુનું એની મેળે જ છુટા પડી જવું તે. ૨ જડમૂળથી નીકળી જવું; નાશ પામવું; નિર્વંશ જવો. (એનું ઘર ઉખડી ગયું.) ૩ વહી જવું; વંઠી જવું; છકી-બગડી જવું. (એ છોકરો ઉખડી ગયો.)

**ઉખડામણ,** ન. (સં.) ઉખાડવાનું જે મહેનતાણું તે; ખોદામણ.

**ઉખડી,** (ઊખરી.) વિ. (સં.) ખારાટની ખારાપાટની (જમીન.)

**ઉખડેલું,** વિ. ખોદાએલું; છુટું પડેલું; નહિ ચોટેલું; ખોતરાઈ ગએલું. ૨ વંઠેલું;-છકેલું; નિર્લજ્જ થઈ ગએલું.

**ઉખદ,** સ્ત્રી. નવાઈ; આશ્ચર્ય; વિસ્મય.

**ઉખર,** (ઊખર.) વિ. (સં. ऊपर. ઉ.) ક્ષારવાળું; લુણાળું; જેમાં ખારાટ હોય એવું. (જમીન-ખેતર.) ૨ પડતર; ઉજડ; અણખેડ; ખરાબાની (જમીન.) 'વાળ્યા પાછા નવ વળ્યા ઉખરના ખેડીઆ.' વલ્લભ.

**ઉખળ,** પુ. (સં. उलूखल=ખાંયણીઓ ઉ.) ખાંડણીઓ; ખાંયણીઓ. 'લીધું દામણું પોતે હાથ, ઉખળ શું બાંધ્યું.' પ્રા. કા. ૨ પહેલવહેલી જમીન ખેડવી તે. ૩ નાનું સુથળ; સાંબેલું. ૪ ચોકીઆ ગાડાના બે આગળના બળદોનું ધુંસરૂં.

**ઉખળી,** સ્ત્રી. (સં.) લાકડાંની ઉભી ખાંયણી. 'જશોદાજીએ પ્રભુને પછી તાણી બાંધ્યા ઉખળી.' પ્રા. કા.

**ઉખળું,** ન. સાંબેલું; નાનું સુથળુ. ૨ ખાંયણી. ૨ વિ. ઉલેર; જેની વધ વધારે હોય એવું; વયે નાનું છતાં પ્રમાણે વધારે ઉચું વધેલું.

**ઉખળો,** પુ. (સં.) ખાંડણીઓ ૨ વિ. ઉલેર છોકરો; વયના પ્રમાણમાં બહુ જ ઉંચો વધી ગએલો.

**ઉખાણું,** (ઉખાણો.) ન. (સં. उप+आख्यान. ઉ.) લોકમાં ચાલતી નાની પણ જાહેર વાત; કથન; કહેવત; કહેતી; લોકોક્તિ. ૨ સમસ્યા; કોયડો. :-'ઢમ ઢોલ માંહે પોલ, ઉપર છત્તર છાયા, મારૂં ઉખાણું જે કહે, તેને આપું સોનાના પાયા.' કોઈ મોટો બનાવ બન્યા ઉપરથી લોકમાં ચાલુ થએલી નાની ઉપકથા; દૃષ્ટાંતની વાત.

**ઉખાડ,** પુ. (સં. उत्खात=ઉખાડેલું ઉ.) ઉખાડેલું જે કંઇ હોય તે; ઉખડી ગએલું તે; પોપડો; ઉખડી ગએલી માટી વગેરે. ૨ ખાડો; કોતર; ખાડ.

**ઉખાડવું,** સ. ક્રિ. ઉખડે એમ કરવું તે. ૨ ઉખાડી નાંખવું; જડમૂળ કાઢી નાંખવું.

**ઉખાણો,** પુ. (સં. उप+आख्यान. ઉ. प्रा. उखाणो.) કોઇ બાબત ઉપર તેના ટેકામાં કહેવાતું જે ઉપાખ્યાન તે; દૃષ્ટાંત; ઉદાહરણ; દાખલાની વાત. દાખલો લેવા જેવી વાતનું જે લૌકિક કથન તે; કહેતી; કહેવતઃ સર્વ સામાન્ય નીતિવચન; પ્રમાણવાત. ૨ કહો છો-કહેવાય છે તેમ. 'બાપાના ઉખાણા આપણે ક્યાં લેવું છે.' ૩ (સં. उद्+खन्=ખોદવું. ઉ.) ચોટેલી વસ્તુને ઉખાડવાનું જે ઓજાર તે; તાવેથો.

**ઉખેડ,** પુ. ઉખાડ; ઉખેડવું તે. ૨ વિ. નહિ ખેડેલુ; અણખેડ; ખેડવાને લાયક નહિ એવું; ઉજડ; વેરાન; ખેડી શકાય નહિ એવું.

**ઉખેડવું,** સ. ક્રિ. (સં. उत्+खन्=ખોદવું. ઉ.) ઉખડે એમ કરવું; ઉખાડવું; ઉપાડવું; ચોંટેલું ન રહે તેમ કરવું. ૨ પાયમાલ કરવું; નાશ કરવો; નિર્મૂળ કાઢી નાંખવું.

**ઉખેળવું,** જુઓ ઉકેલવું.

**ઉખેડાવવું,** સ. ક્રિ. ઉખડાવવું.

**ઉગમ,** પુ. (સં. उद्गम. ઉ.) મૂળ; ઉત્પત્તિસ્થાન; ઉદ્ભવ; બીજ; જ્યાંથી પ્રથમ ઉત્પત્તિ થતી હોય તે સ્થાન. આરંભ; જન્મ; શરૂઆત. ૨ ઉદય.

**ઉગમણ,** જુઓ ઉગમણું.

**ઉગમણી,** વિ. જુઓ ઉગમણું.

**ઉગમણું**, વિ. પૂર્વ તરફનું; પૂર્વનું; ગ્રહોનો ઉદય થાય છે તે બાજુનું.

**ઉગર**, સ્ત્રી. (ઉગરવું ઉ.) બચત; બચાવ; ઉગરવું તે; ખરચ થતાં જે વધવું તે. જુઓ ઉગારો.

**ઉગરવું**, અ. ક્રિ. (सं. उद्+गॄ-गिर्= ગળતાં (ખાતાં) પડી જવું-રહી જવું. ઉ.) બચી જવું; ગળી જતાં, નાશ પામતાં બચી જવું; બચવું; રહી જવું. ૨ જીવવું; હયાત રહેવું. (મરતાં મરતાં ઉગર્યો.) ૩ વધવું; અવશેષ રહેવું; બાકી નીકળવું. (પાંચ રૂપીઆમાં શું ઉગર્યું ?) 'શેષ ભાગ ચૈતન્ય ઉગરે.' અખો.

**ઉગવું**, (ઊગવું.) અ. ક્રિ. (सं.उद्+गम् उद्गत'નું प्रा. उग्गऊ ઉ.) ફૂટી નીકળવું; અનાજ અને વનસ્પતિ વગેરેનું તેમના બીજમાંથી બહાર નીકળવું. ૨ ઉદય થવો; દેખાવું; પ્રકાશ થવો. ૩ ઉદ્‌ભવવું; ઉત્પન્ન થવું. 'મારે ઉર ઊગી કળી કુચતણી.' અમર. ૪ સફળ થવું; કલ્યાણ થવું. (એનો પૈસો ઉગી નીકળ્યો.) ૫ પેદા થવું.

**ઉગાડવું**, સ. ક્રિ. ઊગે એમ કરવું; ઉગવવું.

**ઉગામવું**, સ. ક્રિ. (सं.उद्+गम्=સામે જવું ઉ.) સામે ધરવું; વાગે તેમ કરવું; મારવા સારૂ ઉંચકવું; ઉપાડવું. (હાથ ઉગામવો.)

**ઉગાર**, પુ. (સં. ઉગરવું. ઉ. ) બચાવ; બચત; પડી રહેલો જે શેષ ભાગ તે; ખપતાં બાકી રહેલું તે. ૨ ફાયદો; લાભ; ઉગારો.

**ઉગારવું**, સ. ક્રિ. (सं.) વધારવું; વાપરતાં વાપરતાં કંઇક બચાવી રાખવું; બાકી રાખવું અવશેષ રાખવું; બચે તેમ કરવું. ૨ બચાવવું; મરણ (દુઃખ)માંથી બચાવી લેવું; રક્ષણ કરવું. 'પ્રભુ મારો આવશે વહારે રે, ઓર્યામાંથી ઉગારવાને રે.'

**ઉગારાવવું**, સ. ક્રિ પ્રે. ઉગરે તેમ કરાવવું.

**ઉગારેપડવું**, અ. ક્રિ. બચવું;' વધવું; રહેવું; અવશેષ રહેવું; જમે રહેવું.

**ઉગારો**, પુ. બચાવ; બચત; બાકી રહેલું ય તે. ૨ વધારો; લાભ; ફાયદો.

**ઉગાવરાવવું**, સ. ક્રિ. દ્વિ પ્રે. કોઈની પાસે ઉગે તેમ કરાવવું.

**ઉગ્ર**, (सं.) કરડું; આકરૂં; જલદ; ગરમ. ૨ તામસી; ક્રોધી. ૩ ક્રૂર; ભયંકર; બીક લાગે એવું. ૪ જબ્બર; મોટું.

**ઉગ્રતા**, સ્ત્રી. (सं.) ઉગ્રપણું; કરડાશ; ઉત્કટતા.

**ઉગ્રગંધા**, સ્ત્રી. (सं.) હીંગ. ૨ એક જાતની બહુ વાસવાળી વનસ્પતિ.

**ઉઘડવું**, અ. ક્રિ. (सं. उद्+घट्=ખુલવું) ખુલવું; ઉઘાડું થવું. ૨ વેરાઈ જવું; ઉતરી જવું. :-(વરસાદ ઉઘડી ગયો) ૩ પ્રકટ થવું; સ્પષ્ટ દેખાવું :-(હવે રંગ ઉઘડ્યો ) ૪ ખીલવું-પ્રફુલ્લ થવું. :-(સવારે કમળ ઉઘડે છે ને પોયણી બીડાય છે-ફૂલ ઉઘડે છે.) ૫ કલ્યાણ થવું; સારૂં થવું; અર્થ સરવો. (એમાં મારૂં શું ઉઘડ્યું ?) ૬ સમજ પડવી-જ્ઞાન થવું. (હવે એની આંખો ઉઘડી.) 'કાન-આંખ ઉઘડવાં'=સમજ પડવી; ખરી વાતનું જ્ઞાન થવું. 'મોં ઉઘડવું'= નિર્ભય થઇ બોલવા માંડવું-સામા થવું. ૨ રુચિ થવી; ખાવાનું ભાવવા માંડવું. 'નસીબ-ભાગ્ય ઉઘડવું'=ધન, વૈભવ, પદવી વગેરે ઐશ્વર્ય મળવાં.

**ઉઘડું**, (ઉઘાડું.) વિ. ઉઘાડું; ખુલ્લું. 'મોંઘમ રાખે રે, મોટપ ઘણી, ઉઘડું પાડ્યે ઓછ જણાય.' દયારામ.

**ઉઘરાણી**, સ્ત્રી. (सं. उद्+ग्रह्=પાછું લેવું.) ધીરેલાં કે બીજી રીતે લેણાં નાણાંની માગણી કરવી તે, લેણું એકઠું કરવાનું જે કામ તે. કોઈ પણ કામ જે બીજાની પાસેથી લેવાનું હોય તેને માટે માગણી કરવી તે. 'ઉઘરાણી પાઘરાણી'=લેણું વસુલ કરવાનું કામકાજ

**ઉઘરાણું**, ન. ઘણા માણસો પાસેથી ઉઘરાવીને એકઠું કરવું તે; ટીપ; યાદી; લખણી; ફંડ.

**ઉઘરાત**, સ્ત્રી. ઉઘરાવવાની જે ક્રિયા તે; વસુલાત; કર; સાંથ; મહેસુલ. ( કર અથવા ભાડા તરીકે જે કંઈ ઉઘરાવવાનું હોય તે.)

**ઉઘરાતદાર,** પુ. ઉઘરાવનાર; તહેસીલદાર; મહેસુલી-વસુલાતી અમલદાર; સરકારી કર-લેણું એકઠું કરનાર; કામદાર.

**ઉઘરાવવું,** ગ. ક્રિ. (સં. उद्+ग्रह्=લેવું.) જુદે જુદે ઠેકાણેથી વસુલ કરી એકઠું કરવું; એકઠું કરવું; ભેગું કરવું. ૨ માગી માગીને એકઠું કરવું. 'લોટ ઉઘરાવવો.'

**ઉઘરાળો,** જુઓ ઓઘરાળો.

**ઉઘલતું,** વિ. છલકાઇ જતું; ઉપર થઇને નીકળી જતું; છલકાતું: બહાર નીકળી પડતું; ઉભરાતું. ૨ પરણવાને ઘોડે ચઢતું; વૈવાહિક આનંદથી ઉભરાતું.

**ઉઘલવું,** અ. ક્રિ. છલકાવું; છલકાઈ જવું; ઉભરાઇ જવું. ૨ પરણવાને માટે ઘોડે ચઢવું.

**ઉઘલાવવું,** સ. ક્રિ. છલકાવવું. ૨ ઘોડે ચઢાવવું; પરણાવવું. (છોકરાને ઉઘલાવજો એટલે ખબર પડશે.)

**ઉઘલાવો,** પુ. ઉછાળો; ઉલાળો; ઉમળકાનો કે આનંદનો જે ઉભરો તે. ૨ પરણવા જતા વરને મોટા સરઘસની સાથે ઘોડે ચઢાવવાનો સમારંભ તે; વરનું ઘોડે ચઢી પરણવા જવાને ઉપડવું તે. (વર ઉઘલાવો.)

**ઉઘાડ,** પુ. (સં. उद्+घट्=ઉઘડવું. ઉ.) ઉઘડી જવું તે; ખુલ્લું થવું તે. (વરસાદે ઉઘાડ આપ્યો) ખુલા-તડકાવાળા જે દિવસો તે. (હમણાં તો ઉઘાડના દિવસો ચાલે છે) ખુલ્લું હોવાપણું; નિખાલસપણું. (એના હૃદયનો ઉઘાડ નથી ?) ૨ ઉદય; લાભ; ફાયદો. (એમાં તારો શો ઉઘાડ થયો)

**ઉઘાડબારું,** ન. ખુલો માર્ગ; નાઠાબારી; નાસી છૂટવાનો રસ્તો.

**ઉઘાડબારૂં,** વિ. ખુલ્લું; વગર ઢાંકેલું; ઢાંકણ બારણાં કે આચ્છાદન રહિત; ઉઘાડું.

**ઉઘાડવું,** સ. ક્રિ. (સં. उद्+घट्) ખુલ્લું કરવું; ઉઘડે એમ કરવું; ખોલવું. ૨ જાહેરમાં આણવું; પ્રસિદ્ધ કરવું. ૩ કલ્યાણ કરવું; સારૂં કરવું. (એનો કાંઠો એનું કંઈ ઉઘાડે એવો નથી.) ૪ સમજાવવું; સમજ પાડવી; ખરી વાત જણાવવી. આબરૂ ઉઘાડવી=ફજેત કરવું.

**ઉઘાડું,** વિ. ખુલ્લું; પ્રકટ; ચાસન. ૨ નાગું, નહિ ઢાંકેલું. અરક્ષિત; જેનું રક્ષણ કરેલું ન હોય એવું. ઉઘાડું કરવું=ફજેત કરવું; છાનું હોય તે કહી દેવું; ખુલ્લું કરી દેવું. 'ઉઘાડું કહેવું' વગર શરમે ખરૂં કહેવું. ઉઘાડું માથું= વગર સાનનું; ખુલ્લું; ચોકખું; બેશરમું. ઉઘાડું બોલવું=ભુંડું-અસભ્ય બોલવું; ઉઘાડો હાથ; ખુલ્લી સહાયતા. ઉઘાડે બરડે=વગર સાને. ઉઘાડું થવું સાધન વગરના થઇ જવું.

**ઉઘાડેચોક,** જુઓ ઉઘાડેછોગે.

**ઉઘાડેછોગે,** અ. ખુલ્લી રીતે; પ્રકટપણે; જાહેરમાં.

**ઉચક,** વિ. (સં. उच्च. ઉ.) ઉધડું; એમને એમ; ઉધડ; સામટું. (ભાવતાલ ઠરાવ્યા માપ્યા કે તોળ્યા વગર એમને એમ જે કંઈ લેવુંદેવું તે.)

**ઉચકવું,** જુઓ ઉંચકવું.

**ઉચકામણ,** (ઉંચકામણ.) ન. ઉચકાવવાને માટે જે દામ આપવા ઠરાવ્યા હોય તે; ઉચકવાનું મહેનતાણું.

**ઉચકાવવું,** (ઉંચકાવવું.) સ. ક્રિ. પ્રે. ઉપડાવવું; લેવરાવવું. ૨ ઉચકવામાં મદદ કરવી.

**ઉચકીલેવું,** (ઉંચકી લેવું.) સ. ક્રિ. ઉપાડી લેવું; ઊઠાવવું. ૨ મદદ કરવી; અનુમોદન આપવું; અમુક વાતને પોતાની કરી લઈ ચર્ચવી. જુઓ ઉંચકવું.

**ઉચકી,** સ્ત્રી. વાધણી; હેડકી.

**ઉચકું,** વિ. ઉછીનું; ઉછીનું લેવું તે. ૨ નાદાર; દેવાળીઉં; લઇને આપે નહિ એવું.

**ઉચકો,** પુ. એકંદરે જે કંઈ સામટું-એક ફેરે આપી દેવું તે. બદલો; (ઉચકો આપવો.) સેવાના બદલામાં કે માલની કીંમતમાં અમુક એક બાંધી રકમ ઠરાવી એ:દમ આપી દેવી તે

**ઉચક્ષો**, પુ. (સં. उच्चचक्षुस् ઉ.) ઉંચા જોયો; ફાટેલો; છકી ગએ માણસ.

**ઉચણવું**, સ. ક્રિ. ( સં. उद्+चि=છુટું કરીને ગોઠવવું.) છુટું છુટું કરીને રીતસર ગોઠવવું. (રેશમના તારને) રેશમ કાઢવું; ગૂંચવાએલી ફાળકીઓને પરતીઓ ઉપર ચઢાવવી.

**ઉચરવું**, સ. ક્રિ. ઉચ્ચાર કરવો; ગળામાંથી અવાજ કરવો; બોલવું.

**ઉચલબાંગડી**, સ્ત્રી. ટાંગાટોળી; પગ હાથ પકડી લટકતું ઉપાડી લેવું તે.

**ઉચલવું**, સ. ક્રિ. (સં. उद्+चल्=ખસવું.) ઉપાડવું; ઉંચકવું. ૨ વાસ બદલવો; ઉચાળો લઇને જતા રહેવું. 'ઉચલશે સઉ લોક, નગર થાશે નિરજન બધું.' પ્રા. કા 'બીજા દેવતા દ્વાદશ પાળીઆજો, તજી ભુવનને શીઘ્ર ઉચલીઆજો.' કાલિદાસ.

**ઉચલાઉચલ**, (લી) સ્ત્રી. ઉંચકાઉચકી; હાથોહાથ વસ્તુ ઉપાડી લેવી તે. ૨ દોડાદોડી; ખળભળાટ; અશાંતતા; હાલકહુલક.

**ઉચલાવવું**, સ. ક્રિ.પ્રે. ઉચલે એમ કરવું-કરાવવું તે; ઉચાળા ભરાવવા.

**ઉચવવું**, અ. ક્રિ. આપવું; ધીરવું. (વેપારીનો પારિભાષિક શબ્દ.) 'એને દશ રૂપીઆ ઉચવો.'

**ઉચવું**, (ઊચી જવું) અ. ક્રિ. દૂધ ઉડી જવું; દૂધ નહિ આવવું. ગાયો ભેંસોનું દૂધ દેતાં બંધ થવું. (આ ભેસ હમણાં ઊચી ગઇ છે.) ૨ મળતું હોય તે બંધ થવું. (હમણાં તો આવક ઊચી ગઇ છે.)

**ઉચાટ**, પુ. 'સં. उद्+चित्त=ઉંચુ' ચિત્ત તે.) ઉંચું ચિત્ત રહ્યા કરવું તે; ચિંતા; ફીકર; અમુક વાત કિંવા વસ્તુ આમ થશે કે નહિ ? એવી જે ચિંતા થવી તે. ૨ અધીર; ગભરાટ; અકળામણ; શોચ.

**ઉચાટીઉં**, વિ. ઉચાટ કરનારૂં; આતુર; વ્યાકુળ; અધીરૂં; ઉતાવળીઉં; ઉત્કંઠિત. જેને ઉચાટ કરવાની ટેવ હોય તે.

**ઉચાપત**, સ્ત્રી. (સં. उद्+चि. ઉ.) પારકી માલ મીલકત કે નાણાંમાંથી થોડું ઘણું જે ઓળવી લીધેલું હોય તે. ૨ વિ. ઉપાડીને ઉંચું મૂકેલું; ઉઠાવી લીધેલું.

**ઉચારવું**, (ઉચ્ચારવું.) સ. ક્રિ. બોલવું; વદવું; અવાજ કરવો.

**ઉચાળવું**, સ. ક્રિ. (સં. उद्+चल्. ઉ) છોડાવવું; તજાવવું; ખાલી કરાવવું. 'ઉચાળશે મહાજન તમ રાજ, જો લેશો લોકોની લાજ.' પ્રા. કા.

**ઉચાળો**, પુ. ઘરવાખરો: ઘરને લગતો સરસામાન તે. 'ઉચાળો ભરવો'=સરસામાન લઇને જવું 'ખું'બાણુ વર્ત્યું સ્વર્ગ માંહે, અમર ભરે ઉચાળા, નાના બાળક ખાંધે લૈને, દેવો નાસે પાળા.' વામનકથા.

**ઉચિત**, વિ. (સં.) યોગ્ય; ઘટિત; યથાયોગ્ય; બરોબર.

**ઉચીજવું**, અ. ક્રિ. (સં. उच्च=ઉંચે યા=જવું-ચઢી જવું.) દૂધ ઉડી જવું; ઉંચે ચઢી જવું; નહિ આવવું તે; ગાયો ભેંસોનું દૂધ દેતાં બંધ થવું તે.

**ઉચેડવું**, (ઉછેડવું) સ. ક્રિ. (સં. उत्+छिद्=કાપવું.) ઉખાડવું; ઝાડની છાલ ચીરવી; ઉઝરડવું તે; છાલને કાઢી નાંખવી તે.

**ઉચેલ**, (ઉલેચ.) પુ. (સં. उत्+अंचल=છેડો.) પાલવ; ઉપલો પાલવ. ૨ કંઠીનો છેડો; મોંડીઉ. 'ઉચેલ બાંધ્યા છે રે મલમલના.' થાળ.

**ઉચેલવું**, સ. ક્રિ. (ગ્રામ્ય.) ઉલેચવું; ગટર ખાળ વગેરનું પાણી અને કાદવ વગેરે ઉલેચી કાઢવાં તે; થોડે થોડે કાઢી નાંખવું તે.

**ઉચ્ચ**, વિ. (સં.) ઉંચું; મોટું; પ્રૌઢ. ૨ ઉત્તમ; શ્રેષ્ઠ; સારૂં; ચઢિઆતું.

**ઉચ્ચક**, જુઓ ઉચક-ઉચકો.

**ઉચ્ચતા**, સ્ત્રી. (સં.) ઉંચાપણું; મોટાઇ; પ્રૌઢતા; ઉત્તમતા; શ્રેષ્ઠતા: ઉમદાપણું

**ઉચ્ચાટ**, જુઓ ઉચાટ.

**ઉચ્ચાટન**, ન. ( સં. उत्+चट्=મારવું. ) મનુષ્યની ઉપર દુઃખ નાંખવાનો એક અભિચાર. તંત્રવિદ્યા પ્રમાણે ૧ મારણ ૨ જારણ અને ૩ ઉચ્ચાટન.

**ઉચ્ચાર**, પુ. (સં.) અવાજ કરવો તે; બોલવું તે. ૨ બોલવાની ઢબ; અવાજ; બોલી; ઉદ્ગાર. ૩ મળ.

**ઉચ્ચારણ**, ન. (સં.) કથન; બોલવું તે; મુખથી અવાજ કાઢીને બોલવું તે; ધાંટાનું નીકળવું તે. ૨ જે કંઈ ઉચ્ચારેલું હોય તે; વચન; વેણ; કથન. ૩ બોલવાની રીત; ઢબછબ.

**ઉચ્ચાલન**, ન. ( સં. उत्+चल्=જવું. ઉ.) ઉચું કરવું તે. યુક્તિથી ઉચું થાય તેમ કરવું તે; ઉપડ. ૨ કંપ; ધ્રુજારો.

**ઉચ્ચારવું**, સ. ક્રિ. ( સં. उत्+चर्= બોલવું.) ઉચ્ચાર કરવો; બોલવું; વદવું; મુખમાંથી અવાજ કાઢવો તે.

**ઉચ્ચિષ્ટ**, (ઉચ્છિષ્ટ) વિ. (સં. शिष्= બાકી રહેલું. ઉ. शिष्ट=બાકી રહેલું. उत्+शिष्ट=છાંડેલું.) છાંડેલું; અવશેષ રહેલું; જમતાં વધેલું. ૨ એંટાએલું; અશુદ્ધ–નહિ ભોજન કરવાને યોગ્ય થઈ ગએલું; અએલું. ૩ ના. છાંડણ.

**ઉચ્ચૈઃશ્રવા**, પુ. દેવતાઇ ઘોડો; સર્વોત્તમ અશ્વ. (દેવોએ અને દૈત્યોએ મળીને સમુદ્રમંથન કરતાં જે ચૌદ રત્ન નીકળ્યાં તેમાંનું એક રત્ન તે આ ઘોડો પણ હતો.)

**ઉચ્છાણ**, ન. (કચ્છ.) ઓઢણ; ઓઢણું; ઓઢવાનુ કપડું.

**ઉચ્છૃંકલ**, (ઉચ્છૃંખળ) જુઓ ઉચ્છૃંખળ.

**ઉચ્છિન્ન**, વિ. (સં. उत्+छिन्=તોડવું. ઉ ) ઉખાડેલું; તોડી નાંખેલું; નિર્મૂળ કરેલું; નીકળી ગએલું.

**ઉચ્છિલીંધ્ર**, ન. (સં. उत्+शिलीन्ध्र= હલકી જાતની વનસ્પતિ.) બિલાડીનો ટોપ; કુતરાનો કાન. 'મશરૂમ' Mushroom. (વરસાદ આવ્યા પછી પૃથ્વી ઉપર ઉચ્છિલીન્ધ્રો ઊગે તો તે વર્ષમાં જમીન સારો પાક આપે એમ મનાય છે તેથી તેનું ઊગવું સુચિહ્ન ગણાય છે.) ટોપ; છત્રર.

**ઉચ્છિષ્ટ**, વિ. ( સં. उत्+शिष्ट=છાંડેલું. शिष्=બચવું. ઉ.) છાંડેલું; જમતાં જમતાં બચેલું; અવશેષ રહેલું. ૨ કોઇની ઉપરથી લીધેલું; ઉતારેલું. (લખાણ )

**ઉચ્છૃંખળ**, વિ. (સં. उत्=બહારને शृंखला =સાંકળ. બંધનમાંથી–મર્યાદામાંથી નાકળી ગએલું.) ઉદ્ધત; નિર્બંધ; ફરંદું; રખડેલ; લગામ વગરનું; નિર્લજ્જ; બેશરમ; ચસ્કેલું.

**ઉચ્છૃંખળતા**, સ્ત્રી. (સં. उत्+शृंखला= उच्छृंखल. ઉ.) ઉદ્ધતાઇ; બેશરમાઇ; વંઠેલ વેડા કરવા તે; રીત–મર્યાદાની બહાર જઇ વર્તવું તે. ૨ સાહસ.

**ઉચ્છેદ**, પુ. (સં. उत्+छिद्=કાપવું. ઉ.) નાશ; સમૂળ નાશ તે; નિકંદન નીકળી જવું તે; થડમૂળથી કપાઇ જવું તે; જડમૂળથી ઉખાડી નાંખવું તે.

**ઉચ્છેદક**, વિ. (સં. उत्+छिद् ઉ.) નાશ કરનાર; જડમૂળથી ઉખાડી નાંખે એવું; વિનાશક; ઉખાડી નાંખનારૂં; નાશકારક.

**ઉચ્છેદન**, ન. (સં. उत्+छिद् ઉ.) નાશ; કાપ; સમુળગો નાશ થવો તે; જડમૂળમાંથી ઉખડી જવું તે.

**ઉચ્છેદવું**, સ. ક્રિ. ( સં. उत्+छिद्= જડમૂળથી કાપી નાંખવું.) જડમૂળથી કાપી નાંખવું; સમૂળ નાશ કરવો; નામ નિશાન ન રહે એમ કરી નાંખવું; લય કરવો.

**ઉચ્છેદીઉં**, ન. (સં) ઉચ્છેદીઆનું જે કંઇ માલ મીલકત વગેરે હોય તે; નિર્વંશ માણસની મીલકત. વિ. જેના વાલી વારસનો સમૂળ નાશ થએલો હોય એવું (ધન, ઘરબાર–મીલકત વગેરે તે.) નધારણીઉં; અધણિઆતું. 'ઉછેદીઉં ધન ખ્યાતારાનું, જરૂર ઉછેદીઉં થાય.' જુ. કે.

**ઉચ્છોષણ,** ન. (સં. उत्+शुष्=સૂકાવું. ઉ.) સૂકાવું તે; શોષણ થઇ જવું તે; ખેંચાઇ જવું તે. ૨ સૂકવી નાંખનારૂં; ખેંચી લેનાર; શોષણ કરનાર.

**ઉચ્છ્વાસ,** પુ. (સં. उत्+श्वस्=શ્વાસ લેવો ઉ.) શ્વાસ લેવો મૂકવો તે; શ્વાસ; શ્વાસનું ચાલવું તે. દમ; શ્વાસોચ્છ્વાસ. ૨ આશા; ઇચ્છા; ધારણા. ૩ પ્રકરણ; કાંડ; વિભાગ (જેમકે પુસ્તકમાં-પહેલો ઉચ્છ્વાસ બીજો ઉચ્છ્વાસ વગેરે.)

**ઉછંગ,** પુ. (સં. उत्संग. ઉ.) ખોળો; અંક; ગોદ. 'ઉછંગે બેસવા કીધાં મન, જે જે વૈકુંઠરાય.'

**ઉછંગી,** વિ. ઉછંગનું; ખોળાનું; અંકનું; ઉછંગ સંબંધી.

**ઉછરંગ,** પુ. (સં. उत्साह અને राग ઉ.) ઉત્સવનો આનંદ; ઉમંગ; મોટા આનંદ; ખુશાલી; હરખનો ઉછાળો. 'હવે હરખ્યા શ્રી હરિતે, અંગે વ્યાપ્યો ઉછરંગ' દેવીદાસ.

**ઉછરંગી,** વિ. ઉછરંગનું; ઉછરંગવાળું. આનંદ પામવો તે; ઉમંગ; હર્ષઘેલું. 'જાન અતિ ઉછરંગી' દેવીદાસ.

**ઉછરભાવ,** પુ. ઉછરવાનો જે સારો ગુણ તે; વૃદ્ધિભાવ; ઉછરવાપણું; ઉછરવાનું જે ઉત્કટ બળ તે. 'આ છોકરાનો ઉછરભાવ સારો છે.' ઉછરવારૂપી જે સ્વાભાવિક ધર્મ તે; વાઢ.

**ઉછરવું,** અ. ક્રિ. (સં. उत्+श्वि=વધવું ચઢવું. ઉ.) પ્રાણીના શરીરનો રોગથી નાશ નહિ થતાં જે કંઈ પોષણ મળી આવે તે લઇને વધવું; મોટા થવું. ૨ ઊગવું; વધવું ૩ નીકળી આવવું; ઉત્પન્ન થવું-નીકળવું-નીપજવું ઉપજવું. 'તજવીજ રાખવી અને સંભાળ લેવી એ આપણું કામ છે બાકી ઉછરવું ન ઉછરવું એતો આપણા મનુષ્યના) હાથમાં નથી.' ઉ-'છરી આવવું'=મોટાં થઇ જવું. ૪ મોટાં થવું. ૫ કુદરતી રીતે ઉગવું અને મોટા થવું તે.

**ઉછરેલું,** વિ. મોટું થયેલું. (છોકરાં સાધારણ રીતે જ અમુક ઉંમર થતા સુધીમાં બહુ મરે છે તેથી ત્રણ ચાર વર્ષ થઈ જાય અને તે જીવે ત્યારે તેને ઉછર્યું કહેવામાં આવે છે.) 'ઉછર્યુંપાછર્યું'-મોટું થએલું-બાળમરણના ભયમાંથી મુક્ત થએલું એવું. (બચ્ચું, બાળક.) 'ઉછરેલ પાછરેલ'=મોટું થએલું.

**ઉછળવું,** અ. ક્રિ. (સં. उत्+शल्=ઉછળવું.) જોરથી ઉચું થવું; સામે કૂદવું; ઠેકડો મારવો; ઉંચે ધસવું; ફેંકાવું. 'ઉછળે ઉદધિમાં તુરંગો' કું૦જ. ૨ ઉછાળા મારવા. 'સાગર ઉછળે રે, દેખી નિજ દૃષ્ટે સુત જેમ. નળાખ્યાન. ૩ છોળો આવતી હોય તેમ થવું; ફૂદકાભેર ચાલવું. 'લોહી ઉછળતું ચાલે છે.' ૪ કૂદવું; છલંગ મારવી-'વાઘ અને સાપ ઉછળીને બાઝે છે.' ૫ જોરથી-ચાંટા કાઢીને બોલવું લઢવું-'એતો આજ બહુ ઉછળ્યો.' 'ઉછળી પગ ભાગવા; ગુડા ભાગવા.' જાતે સાહસ કરીને ખમવું; જાણી જોઇને આપત્તિ વહોરી લેવી. 'ઉછળી ભાગવું'=ઉદ્ધતાઇ કરવી; વગર વિચાર્યું સાહસ કરવું; ઉતાવળા પડી વિચાર કર્યા વગર કામ કરી પોતે જ તેના ભોગ પડવું તેઃ-'લાકડું વળેજ ભાગે-ફાટે-×× એકદમ ઉછળી ભાગવા જઇએ તો હાંસી થાય અને આપણા રાજ્યને બટ્ટો લાગે.' ગુ. જુ વાર્તાઓ ૬ ઉંચું ચઢવું; ઉભરાવું; ખદખદ થવું; 'પાણી ઉછળે ત્યારે દાળ ઓરવી જોઇએ.' ૭ ચાલવું; પ્રવર્તવું; ચાલવા માંડવું. 'દારૂગોળો ખૂટી ગયાં એટલે લઢાઇમાં તલવાર અને બરછીઓ ઉછળવા લાગી.' ૮ વધી જવું; મોંઘું થઇ જવું. 'જોતજોતામાં અનાજના ભાવ ઉછળી ગયા અને ગરીબોને વિટંબણા પડવા માંડી.' ૯ ખરચવું-વાપરવું:- 'વરો કરવો તે નાણાં ઉછાળવાનું કામ છે.'

**ઉછળામણી,** સ્ત્રી. ઉછાળીને વેચાણ વગેરે કરવાની રીત; સ્પર્દ્ધાથી વેચાવવું તે; લીલામ; હરાજી. ૨ ઉછાળી નાંખવું તે; પૈસા વેરી નાંખવા તે. ૩ સ્પર્દ્ધા; હરીફાઇ. ઉછામણી; ઉછાળણી.

**ઉછાળણી,** જુઓ ઉપરનો શબ્દ.

**ઉછાળનાર,** વિ. હરાજી કરનાર; સ્પર્દ્ધા કરાવનાર.

**ઉછાંછળું,** વિ. (સં. उच्छृंखल. ઉ.) ઉદ્ધત; અવિચારી. ૨ છાછરા પેટનું; લાજમર્યાદા વગર જેમ મનમાં આવે તેમ કરી દે એવું. ૩ સાહસિક; કોઈની શરમ રાખ્યા વગર વર્તે એવું; 'કીયા ભાઇની ગોરી ઉછાંછળીરે, આવી હીચકે.'

**ઉછાળવું,** સ. ક્રિ. ઉંચે ફેંકવું; હવામાં અદ્ધર અને અદ્ધર રહ્યા કરે એમ કરવું. ૨ ઉપરનું તળે અને તળેનું ઉપર થાય તેમ કરવું. 'શાક ઉછાળવું.' ૩ ઉડાવી દેવું; ફેંકાફેંક કરવી. પાઘડી ઉછાળવી=બજાર વચ્ચે બનાવવું; ફજેત કરવું. ૪ લાંચ-રૂશવત. 'રતોવાઇ નાણું ઉછાળો તો સવારે ભાઇ ઘેર આવે.' ૫ ખરચવું; વાવરવું.

**ઉછાળાવું,** ક્રિ. પ્રે. ઉછાળે એમ કરાવવું તે.

**ઉછાળીઆં,** ન. ઉછળી રહે એમ કરવું તે. ૨ બરબાદ કરવું:-'એતો એના બાપનાં નાંણાંનાં ઉછાળઆં કરી ચૂક્યો.'

**ઉછાળીઓદાવ,** પુ. ગીલીદંડાની રમતમાં લેવામાં આવતો એક પ્રકારનો દાવ. (વારો.)

**ઉછાળો,** પુ. (સં. उत् शल्=ઉછળવું. ઉ.) કૂદકો; હુલાળો; ઠેકડો; છલંગ. ૨ આવેશ; ઢુમરલો. ૩ ઉબકો; બકારી. 'ઉછાળો આવવો' =ઉલટી થવા માંડવી; ઉબકો આવવો; બકારી થવી. 'ઉછાળો મારવો'=રોગનું ફરીને પ્રકટ થવું.

**ઉછીતું,** વિ. (સં. उत्+श्रि ઉ. उच्छित= ઉભું કરેલું.) ટુંક વાયદે મેળવેલું; તરતજ આપી દેવાનું કહીને કઢાવેલું. (વગર વ્યાજાઉ) 'ઉછીતાની મા મોઇ' ઉછીતું (વારવાર) લેવું પડે એવું કંઈ સુધરે વળે નહિ; દૈન્યને દૈન્યજ.

**ઉછીનું,** જુઓ ઉછીતું.

**ઉછેદવું,** જુઓ ઉચ્છેદવું.

**ઉછેદીઉં,** જુઓ ઉચ્છેદીઉં.

**ઉછેદીઓ,** પુ. જેનું કોઈ વાલી વારસ ન હોય તે; જેની પાછળ વંશનુ ઉચ્છેદન થવાનું હોય તેવો માણસ. ૨ એક સાધારણ ગાળ. (બૈરાંની.)

**ઉછેર,** પુ. ઉછેરણ; મોટા કરવાપણું. ૨ વિ ઉછેરેલું-મોટું કરાએલું એવું. 'આ છોકરો તો મારા હાથનો ઉછેર છે.' આ છોકરો મેં પોતે સંભાળ લઇને મોટો કરેલો છે-અથવા-મારા હાથથી પોષણ પામી મોટો થએલો અને મારા જ હાથ તળે રહી ચારિત્ર્ય શીખેલો છે.

**ઉછેરવું,** સ. ક્રિ. (સં. उत्+श्रि=વધવું-ચઢવું. ઉ.) મોટું કરવું; ઉછરે એમ કરવું; સંવર્દ્ધન કરવું. (ખવરાવી પીવરાવી, સંભાળ રાખી તથા શિક્ષણ આપી પ્રાણી કે વનસ્પતિને પોષવી તે.) 'ઉછેરિયાં પાદપને મહા શ્રમે, ક્ષણે ક્ષણે વારિ સિંચી સિંચી તમે.' શુ. પ્ર. સી. ૨ કેળવવું.

**ઉછેરાવનાર,** ન. ઉછરાવનાર.

**ઉછેરાવવું,** સ. ક્રિ. પ્રે. મોટું કરાવવું; ઉછરાવવું.

**ઉછેરાવું,** અ. ક્રિ. એની મેળે મોટું થવું.

**ઉજડ,** વિ. (સં. उत्+जल=ઉડી ગએલા જળવાળું-લ ને ડ સંસ્કૃતમાં સરખા ગણાય છે=उज्जड=જળરહિત.) નિર્જળ; નિર્જન; શૂન્ય; જ્યાં પાણી. વનસ્પતિ કે પ્રાણીઓ કશુંએ ન હોય એવું; વેરાન જેવું. (ખાસ કરીને ઝાડપાન વગરનું તે વેરાન અને જીવંત પ્રાણી વગરનું તે ઉજડ કહેવાય છે.) મનુષ્ય પ્રાણીની વસ્તી વગરનું તે ઉજડ='ઉજડાં ખેડાં ફરી વસે, નિર્ધનીઆં ધન હોય, ગયાં ન જોબન સાંપડે, મુઆં ન જીવે કોય.' 'ઉજડ ખંખ'= સાવ નિર્જન નિર્જળ હોય એવું; વસ્તી વગરનું ને સુકું; પાધર મેદાન. ૨ રેતીનું રણ હોય તેવું. 'ઉજડ થવું'=મનુષ્યો-પ્રાણીઓના મરી જવાથી કે નાસી જવાથી વસ્તી વગરનું થવું તે; ખેદાનમેદાન થઈ જવું તે. :-'કોઈના ઘર ઉપર બેસીને, ઘૂડ કે ચીબડી બોલે, શાંતિ અમે

નહિ કરાવીએ તો ઉજડ વન તોલે.' વેનચરિત્ર. 'ઉજડ ગામમાં એરંડો પરધાન'=જ્યાં સારા મોટા માણસો ન હોય ત્યાં નિર્ગુણ મૂર્ખ માણસો પણ પૂજાય છે. 'આંધળામાં કાણો રાજીઓ.'

**ઉજડનોમ,** સ્ત્રી. આષાઢ સુદ નોમ; ભડળી નોમ. (કન્યા મોટી થઈ ગઈ હોય અને તે વર્ષમાં બીજો લાગ ન હોય તો આ દિવસે લગ્ન કરી દેવાય છે. છેલ્લામાં છેલ્લું આ લગન ગણાય છે.)

**ઉજડું,** ન. (ઉજાળું-ળું. ઝળઝળું; ઝાંખું અજવાળું. ૨ પ્રભાત.

**ઉજમ,** પુ. (સં. उत्+यम्=વધવું-ચઢવું. उद्यम. ઉ.) હોંસભર્યો ઉદ્યમ. ૨ હર્ષ; આનંદ; ઉમંગ. ૩ મનની ખુશાલીથી ભરપુર જે હાલત તે; ઉલટ; ઉત્કંઠા.

**ઉજમણી,** (ઉજામણી) સ્ત્રી. (સં. उत्+जम्=જમવું. ઉ.) ઉજાણી; જાફત; મીજબાની. ૨ વ્રતાદિને ઉઝવવાની જે ક્રિયા તે.

**ઉજમણું,** ન. વ્રતનું ઉદ્યાપન કરવું તે; ઉજવણું.

**ઉજમાવું,** અ. ક્રિ. હરખે ભરાવું; અમુક કાર્ય કરવાને આનંદથી તત્પર થઈ જવું તે; આનંદભેર તૈયાર થઇ જવું તે; ક્યારે ને અમુક આમ થાય એવી હોંસથી તેમાં પ્રવર્તવાની જે આતુરતા થવી તે. 'જોજો આ પદ્મપરાગ લેવા, ખટ્પદ કેવો ઉજમાઈ રહ્યો છે.' પ્રેમાનંદ.

**ઉજમાળું,** વિ. ઉદ્યમી; હોંસથી પોતાનું કામ ઝડપથી કરીને પરવારી લેનાર ૨ ઉજમવાળું; હોંસીલું; ઉમંગી. અમુક કાર્ય કરવામાં જેને આનંદ ઉત્પન્ન થતો હોય એવું. ૩ સારું; ઉત્તમ.

**ઉજરડું,** ન. (સં. उत्+ज्वल्=બળવું-પ્રકાશવું. ઉ.) અજવાળું;ભરભાંખળું;અરુણોદય.

**ઉજવણી,** સ્ત્રી. વ્રત ઉદ્યાપનની ક્રિયા; કોઈ પણ વાત કે વસ્તુને યથાયોગ્ય રીતે પાર ઉતારવાનો જે કાર્યક્રમ તે.

**ઉજવણું,** ન. જુઓ ઉજમણું.

**ઉજવવું,** જુઓ ઉઝવવું.

**ઉજવું,** સ. ક્રિ. દોડવું (કાઠિઆવાડમાં.) ૨ ઉજવું.

**ઉજળાઈ,** સ્ત્રી. ઉજળી હાલત; સ્વચ્છતા; ઉજ્વળતા. ૨ મોટા-સારાપણું ખાનદાની.

**ઉજળાટ,** પુ. ચકચકાટ; ચળકાટ; તેજસ્વિતા; ભાસ્વરતા. ૨ સારા-પૈસેટકે સુખીપણું.

**ઉજળામણ,** સ્ત્રી. ઉજ્વલતા; ચળકાટ; તેજસ્વિતા; ઉજેશ. ૨ ઝલે; ભભકો. ૩ સ્વચ્છતા; સફાઇ. ૪ મોટાઈ; પૈસેટકે સુખીપણાનો દેખાવ.

**ઉજળાશ,** સ્ત્રી. ઉજળાપણું; ચળકાટ; ભભકો; તેજ; દેદિપ્યમાનપણું.

**ઉજળું,** વિ. (સં. उत्+ज्वल्=ચળકવું, પ્રકાશવું. उज्वल. ઉ.) સફેદ; ધોળું. 'અંગે ઉજળા થયા છે કેશ, ઘડપણ કોણે મોકલ્યું.' ૨ ચળકતું; ચકચકતું; તેજસ્વી. ૩ ખૂબ સાફ કરેલું; સ્વચ્છ; નિર્મળ. ૪ રીતભાતે સુઘડ; ખરચખૂટણ કરવે સારું-બહાર પડતું. 'ઉજળું તેટલું દૂધ ન હોય' એવી કહેવત છે. ૬ ટાપટીપીઉ. ૭ સુખી; ગૃહસ્થ; પૈસાવાળું; ધનવાન. 'ઉજળો દિન દેખી સૌ જાણે ન્યાલ થયો આ ટાણે, કાલ દિવસ કેવો દેખાશે એ તો ઇશ્વર જાણે.' વેનચરિત્ર. 'ઉજળે લુગડે રહેવું=નિષ્કલંક રહેવું

**ઉજાગર,** વિ. (ઉજળું-કરવું. ઉ.) ચકચકિત; ઉજ્વળ; ઉજળું કરનાર; અજવાળનાર. ૨ સુંદર. 'જય જય સુખસાગર, અતિ ઉજાગર' ગિરધર.

**ઉજાગરો,** પુ. (સં. उत्+जागृ=જાગવું. ઉ.) જાગવું તે; જાગરણ; ઊંઘવું નહિ પણ જાગ્યાં કરવું તે; ઊંઘ વિનાની હાલત તે. આખી રાતનો ઉજાગરો. ૨ ચિંતા; ફીકર. ૩ ભય; બીક; ધાસ્તી.

**ઉજાડ,** સ્ત્રી. ઉજડપણું; પાયમાલી; નાશ.

**ઉજાડણુ,** વિ. ઉજડ કરનાર; નાશ કરનાર; પાયમાલી કરે એવું; ખરાબ; નઠારાં પગલાંનું; અપશુકનીઉં. 'મોસાળ ઉજાડણુ કૃષ્ણ, તેં કેમ ઘરમાં ઘાલ્યો.' પ્રેમાનંદ.

**ઉજાડવું,** સ. ક્રિ. ઉજડ કરવું; રમણભમણ કરી નાંખવું; પાયમાલ કરવું. 'ઉજાડયાં વન ઉપવન; લંકા બાળી ઉલ્લંઘીઓ ઉદધિ.' 'ઉજાડવા લાગ્યા નગર.' ગિરધર.

**ઉજાણી,** સ્ત્રી. કોઈ ખુશાલીને પ્રસંગે કોઇ સુંદર-રમણીય ઠેકાણે ઇષ્ટમિત્રોને ઇચ્છાભોજન આપવાનો મેળાવડો કરવો તે; જાફત; મીજબાની; મિત્રો ને સ્નેહીઓએ એકઠા થઈ ખાઇ પી ગમત કરવી તે. 'સૌ અલીઓ હળીમળી આવો આજ, આપણ કરીએ ઉજાણી.' બાળગરબાવળી.

**ઉજાર,** વિ. ઉજળું; સારૂં; ઉત્તમ સુંદર; ઉજારૂં. ન. અજવાળું.

**ઉજારો,** પુ. (કચ્છી.) અજવાળું.

**ઉજાવું,** અ. ક્રિ. હરખાવું; આનંદાતુર થવું; હોંસીલા બનવું; ઉમંગમાં આવવું; કોઈ કાર્ય કરવાને અતિ આનંદભેર ઉતાવળીઆ થઈ જવું. 'પંથ વળ્યા વેદવ્યાસજી, અતિ ઉજાતા ભરીઆ શ્વાસેજી.' ભાલણ. 'ઉજાતાં મારગ ધસે, કૈં ધડ વિનાનાં શિર.' લલ્લુરામ.

**ઉજાળવું,** સ. ક્રિ. (સં. उत्+ज्वल्=બળવું ઉ.) અજવાળવું; અજવાળું કરવું; શોભાવવું; દિપાવવું. ૨ તારવું; પ્રતિષ્ઠા વધારવી. 'કેઈ વહુએ ઓરડીઆ ઉજાળ્યા રે.' સ્રીગીત. ૩ કલ્યાણ કરવું; સારૂં કરવું. 'વહુએ આવીને શું ઉજાળ્યું ?' ૪ ઝઘઝઘાટ કરવું; ચકચકિત કરવું.

**ઉજાશ,** પુ. થોડું થોડું અજવાળું; ઝાંખો પ્રકાશ; આભાસ; તેજ; ચળકાટ. રોશની.

**ઉજેશ,** પુ. ઝાંખો પ્રકાશ; કંઇક અજવાળું; તેજપ્રસાર; અરુણપ્રકાશ. 'ઉદો અરથાં થાય જુઓ ઉજેશ, આવે તમારો પિતર પ્રદેશ.'

**ઉજેશકાર,** પુ. અજવાળાપણું; પ્રકાશમાનતા; ભાસ્વરતા; તેજ; ચકચકાટ. વિ. ઉજેશ થઈ રહે એવું; દેદિપ્યમાન; ઝળાંઝળાં થઇ રહેલું.

**ઉજ્જન,** ન સ્ત્રી. (સં उज्जयिनी. ઉ.) માળવામાં સિપ્રા નદીના કિનારા ઉપર આવેલું એક અતિ જુનું હિંદનું રાજનગર. ભર્તૃહરિ વિક્રમ વગેરે પ્રતાપી રાજાઓ તેમાં થઈ ગયા છે. શંકરનાં બાર જ્યોતિર્લિંગમાંનું એક ત્યાં હોવાથી મહાકાલેશ્વર મહાદેવનું મોટું માહાત્મ્ય ગણાય છે. ઉજ્જયન, ઉજ્જયિની.

**ઉજ્વળ,** વિ. ( સં. उत्+ज्वल्=બળવું. ઉ.) ઉજળું; પ્રકાશિત; તેજસ્વી. ૨ પૈસેટકે સુખી. ૩ ખાનદાન; કુળવાન; ગુણવાન; પ્રતિષ્ઠાવાળું.

**ઉજ્વળતા,** સ્ત્રી. (સં.) ઉજળાપણું; ઝઘઝઘાટ; ઉજાશ. ૨ સારાપણું; ગૃહસ્થપણું. ૩ ભભકાદારપણું; સદ્‌ગૃહસ્થપણું; અને બીજી રીતે પ્રતિષ્ઠા વગેરે હોય તે; મોટાપણું.

**ઉજ્વળાછંદ,** પુ. બાર અક્ષરનો ગણમેળ એક છંદ. એનું માપ આ પ્રમાણે છે. ૨ નગણ, ૧ ભગણ, અને ૧ રગણ, તેમાં સાતમે અક્ષરે યતિ છેઃ-'નગર નગરનાં જન આવિયાં.'

**ઉઝત,** જુઓ ઉહ્ઝત, હુજ્જત.

**ઉઝતી,** વિ. ઉહ્ઝતી; તકરારી; જીદ્દી; આગ્રહી; ખેંચતાણ કરે એવું. (કંઇક ઉદ્ધત હોય એવું.)

**ઉઝરડવું,** સ. ક્રિ. નખ અથવા ધારવાળા હથિઆરથી ઘસરડીને ઉખાડવું; ઉતરડવું; નખથી ત્વચા કે છાલને કાઢી નાંખવાં તે.

**ઉઝરડાવું,** અ. ક્રિ. છોલાવું; સેરાવું.

**ઉઝરડો,** પુ. ઉઝેડો; શરીર ઉપર નખ કાંટા વગેરે જોરથી ઘસાવાને લીધે જે લીસોટા પડે તે. 'અંગે ઉઝરડા ઘણાx ભુલી ભમે છેx' નળાખ્યાન. ૨ નખોરીઉં; કાપો; ઘસારો.

**ઉઝવનાર,** વિ. ઉજવવાની ક્રિયા કરનાર; ઉદ્યાપન કરનાર.

**ઉઝવવું,** સ. ક્રિ. (સં. ऊर्जन ઉ.) વિધિસર પૂરૂં કરવું તે; વ્રત અથવા અમુક નિયમ

જે લીધેલો હોય તેને તેના શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સમાપ્ત કરવો તે. 'વ્રત ઉઝવવું, અગિઆરસ ઉઝવવી વગેરે.' ૨ મૂકી-છોડી દેવું; ઉચું મૂકવું; ત્યાગ કરવો. ૩ મરી ગએલા માણુસની પાછળ સારી રીતે ખરચ કરીને ક્રિયા વગેરે કરવાં તે.

**ઉઝેડવું**, સ. ક્રિ. નખ દઇને ઉખાડવું; વલુરવું; જોરથી ખણવું; ધારવાળા હથિઆરથી ઘસરડીને ઉખાડી લેવું; સોરી નાંખવું; વતરડી નાંખવું; ખંજવાળવું.

**ઉઝેડો**, જુઓ ઉઝરડો.

**ઉઝ્ઝત**, સ્ત્રી. (આ. હુઝ્ઝત–ઉદ્ધતાઈ. ઉ.) જોરથી સામી તકરાર કરવી તે; પોતાના મત પ્રમાણે કરવાનો આગ્રહ ધરવો તે; મમત; આગ્રહ; ઓહોશ.

**ઉટકવું**, (ઉડકવું.) સ. ક્રિ. ( સં उद्+ तप्=અથવા उद् टंक. ઉ.) સાફ કરવું: માંજવું; સાજવું; અજવાળવું. (વાસણ.)

**ઉટ**, ન. (સં.) ઘાસ; પાંદડાં વગેરે.

**ઉટકાઈ**, સ્ત્રી. મંજામણ; ઉટકવાની મજુરી; મહેનત.

**ઉટકામણ**, ન. ( સં. उत् टंक्=ટાંકવું. उट्टंकन. ઉ.) ઉટકાવવાની જે મજુરી તે; ઉટકામણી; ઉડકામણ; મંજામણ. ૨ ઉડકવાની વસ્તુ-(માટી, રાખ વગેરે.)

**ઉટંગ**, ન. (સં. उत्+तरग=લહેર. ઉ.) કલ્પના; કયાસ; બુટ્ટો. ૨ અટકળ; અનુમાન: આડસટ્ટો; આસરો. ૩ કોઈ પણ જાતના આધાર વગર માન તર્ક બાંધીને કરેલું અનુમાન. ૪ ગપ; અફવા; ઉરાડેલી વાત.

**ઉટંગી**, વિ. ઉટંગ કરનાર; ઉટંગવાળું. ૨ આસરા પાડતું બોલનાર; ગપ્પી.

**ઉટજ**, ન. (સં.) ઝુંપડું; પર્ણશાળા. 'ઉટજ જાંગણુ વાસ યદિ એ, નથી હા ! હંત નથી નથી અહીં.' બુ. પ્ર.

**ઉટણું**, ન. (ઉપટણું.) શરીરે ચોળવાની ખુશબોદાર ચીજોની જે મેળવણી તે; ઉટપણું.

**ઉટવણું**, (પાર્ફુ.) જુઓ ઉટપણું.

**ઉટવાવું**, અ. ક્રિ. ચોળવું; મદ ન થવું; ચોપડાવું. 'વિવિધ સુગંધ કર્યા ઉટવાણો'

**ઉટાંકવું**, સ. ક્રિ. ( ટાંક=પૈસો-અસલી ટંક જેવો બારે સિક્કો.) ટાંકવડે જોખવું; તોળવું. (ઝાલાવાડ.) વર્ણન કરવું.

**ઉટાંકો**, પુ. (સં. उत्तरंग ઉ.) આસરો બાંધવો તે; અંદાજ; અડસટ્ટો.

**ઉટાંગ**, ન. ( સં. उत्तरंग. ઉ. ) તુરંગ; તાર્કિક વાત; આધાર વગરની વાત; ધડમૂળ વગરની ગપ. ૨ કલ્પના; અટકળ; શુમાર.

**ઉટાંટીઓ**, પુ. મોટી ઉધરસ; નાનાં છોકરાંને આ રોગ ઉડતા રોગની માફક લાગુ પડે છે. ઉટાંટીઆની ઉધરસનો ચઢાવો એવો હોય છે કે નાના બાળકની પાંસળીઓ ઉચકાઈ જાય છે, આંખો તરી જાય છે. બાળકોમાં આ જીવલેણ રોગ ગણાય છે. Hooping caugh 'હૂપિંગ કફ.'

**ઉટોકૂટો**, પુ કુચકા; ઝડકામણ; ઝાડકણ; અનાજને ખાંડ્યા પછી બાકી રહેલાં ફોતરાં વગેરે નકામી વસ્તુઓ તે; અનાજને કૂટયા-છડયા પછી રહેલો જે કચરો તે.

**ઉઠ**, વિ. સાડાત્રણ. 'સુભદ્રાને હૈડે હરખ ન માય, ખોળે ઉઠ વરસનો તંત રે.' પ્રેમાનંદ.

**ઉઠંગવું**, જુઓ અઢીંગવું.

**ઉઠતાંબેસતાં**, અ. વારેઘડીએ; ક્ષણેક્ષણ; વારંવાર.

**ઉઠબેઠ**, સ્ત્રી. વારેવારે ઉઠવું અને વારેવારે બેસવું તે. ૨ અજંપો; અકળામણની હિલચાલ; પ્રસૂતિની ગભરામણ. (Labour.) ૩ સન્નિપાત. ૪ વિદ્યાર્થીઓને શિક્ષા કરવાની એક રીત. ૫ તાલીમમાં જોર કરવાની એક રીત.

**ઉઠબેશ**, (ઉઠબેસ.) જુઓ ઉપલો શબ્દ.

**ઉઠમણું**, ન. (સં. उत्+स्था=ઉભા થવું. उत्थान. ઉભા થવું. ઉ.) બેસણું જે દિવસે માણુસ મરી ગયું હોય તે દિવસે ઘરના માણ

સોનું અને બીજા બહારના બેસવા આવેલા માણસોનું શોક નિમિત્ત જે છેલ્લું મળવું થાય તે; અને તેમના ઉઠી ગયા પછી જે પથરણું ઉઠાવી નાંખવું તે; પાથરણું.

**ઉઠવણું**, જુઓ ઉઠમણું.

**ઉઠવું**, અ. ક્રિ (સં. ઉદ્+સ્થા ઉપરથી ઉત્થાન.) પગ ઉપર ભાર દઈ અધુરૂં અથવા પુરૂં ઉભું થવું તે; સુતેલાએ બેઠા થવું અથવા તો ઉભા થવું અને બેઠેલાએ ઉભા થવું તે. ૨ જાગવું; શુદ્ધિમાં આવવું; સાવધ થવું. ૩ નીકળવું; પેદા થવું ૪ કોઈ પણ કામ કરવાની તૈયારી કરવી. ૫ કામ બંધ કરવું. 'કચેરી ઉઠી'. ૬ એકાએક થઈ આવવું. ૭ નીવડવું. ૮ ખશી જવું; ઉતરી જવું. 'મન ઉઠયું છે.' આકૃતિ પડવી. 'બીબું ઉઠયું.' ૯ મરણથી બચવું. 'તે મરતાં મરતાં ઉઠયો.' ૧૦ પડતી દશા આવવી. 'તેનો દી ઉઠયો છે.' ૧૧ છોડી દેવું 'નિશાળેથી ઉઠી ગયો.' ૧૨ વહી જવું; બગડી જવું. ૧૩ ખીલવું, 'રંગ ઉઠયો છે.' ઉઠી જવું=પાયમાલ થઈ જવું. વરા કરીને ઉઠી ગયું નથી.' (પાયમાલી-નાશ.) 'ઓચીંતા ઉડીને જાવું રે.' ધીરોભક્ત. 'ઉઠી ગયા એવા કૈ વાર, એ જીવ જોને.'

**ઉઠવેઠ**, સ્રી. ઉઠવા ઉઠાડવા ને બેસવા બેસાડવાની જે મહેનત તે. ૨ સંભાળ લેતાં જે દુઃખ પડે તે.

**ઉઠાં**, ન. સાડાત્રણના એકથી સો સુધીના ગુણાકારનો જે આંક તે; ઉઠાંના ઘડીઆ-પાડા તે.

**ઉઠાઉ**, વિ ઉઠાવી લઈ જનાર; છુપી રીતે ઉઠાવી લે એવું; ઉપાડી જાય તેવું.

**ઉઠાઉગીર**, વિ. ઉઠાવવાવાળું; ખરેખરૂં ગંઠીછોડ; ધુતારૂં; ઠગું; ચોર. ૨ ઉઠાવી જવાને માટે જાણીતું થએલું. 'એ તો ખરો ઉઠાઉગીર છે સંભાળજે.'

**ઉઠાડવું**, સ. ક્રિ. ઉઠે તેમ કરવું. ૨ જાગ્રત કરવું; જગાડવું. ૩ ખીજાવવું; ઉંડવું; સંતાપવું. ૪ કાઢી મૂકવું. ૫ છોડાવવું ઉઠાડી મૂકવું=કાઢી મૂકવું.

**ઉઠાંતરી**, (ઉઠાંત્રી). સ્રી. ઉઠવું તે. ૨ બીજે મુકામે જવાને ઉપડવું તે. ૩ જે જગા હોય તેનો ત્યાગ કરવો તે. ૪ અ. (તિરસ્કાર-કંટાળાથી) ટળે, જતો રહે તો સારૂં એમ.

**ઉઠામણું**, જુઓ ઉઠમણું.

**ઉઠાવ**, પુ. ઉંચકાઈ જવું તે; ખપ; ઉપાડ; માગણી; વાપર. ૨ નુકસાન કરવાની મતલબથી તૈયારી કરવી-ઉભા થવું તે; ચડાવ; ચઢાઈ. ૩ વધવાપણું તે; કદ. 'મેડાનો ઉઠાવ પંદર ફીટનો છે.' ૪ ચઢાવો. ૫ ફૂગવું; ફૂલવું; ઉપસવું. ૬ બનાવટ; કલ્પના; ઉભું કરેલું તે, 'આ તમારા મનનો ઉઠાવ છે.' ૭ ભભક; ઉઘડવું તે. ૮ દેખાવ; ઉઠી-ઉપડી આવવું તે. 'આ છબીનો ઉઠાવ સારો છે પણ અક્ષરનો ઉઠાવ બરોબર નથી.'

**ઉઠાવણી**, સ્રી. ઉશ્કેરણી. ૨ ચઢાઈ; ઉઠાવવું તે.

**ઉઠાવણું**, જુઓ ઉઠમણું.

**ઉઠાવદાર**, વિ. ભભકાબંધ; અસરકારક. ૨ ઉઠાવો કરનાર; કલ્પનાઓ ચલાવનાર.

**ઉઠાવવું**, સ. ક્રિ. નીચે હોય તે ઉપર આવે તેમ કરવું; ઉંચકવું; ઉપાડવું. આસરો-ટેકો આપવો-ઉઠાવી લેવું. ૨ ચોરવું; નજર ચુકાવીને ઉપાડી લેવું. ૩ (પુષ્કળ) જમવું; ખાવું. ૪ ચલાવવું; ઉભુ કરવું; પ્રવર્તાવવું. 'એણે ધુમ ઉઠાવી.' ૫ જગાડવું. ૬ કરવું; માન્ય કરવું; બજાવવું. (નોકરી ઉઠાવવી; તાબેદારી ઉઠાવવી; હુકમ ઉઠાવવો.) ૭ માથે લઇ લેવું-ઉપાડી લેવું. 'નવી વહુએ એટલામાં ઘર ને કામકાજ સૌ ઉઠાવી લીધું.'

**ઉઠાવો**, પુ. કલ્પના; મનની બનાવટો; તરંગ; ખ્યાલ. (બહુવચનમાંજ બહુધા વપરાય છે.) બનાવટ; જોડી કાઢેલી-કલ્પનાથી બનાવેલી વાત.

**ઉડકવું**, સ. ક્રિ. માંજવું; અજવાળવું (વાસણ.) જુઓ ઉટકવું.

**ઉડકાવવું**, સ. ક્રિ. પ્રે. માજે તેમ કરાવવું; અજવાળાવવું.

**ઉડગણ**, પુ. (સં. उडु=તારા+गण=સમૂહ ઉ.) તારાઓનો સમૂહ; નક્ષત્રગણ; તારા; ચાંદરણીઓ. ૨ પરિવાર; મંડળ.

**ઉડણ**, વિ. (સં. उड्डयन=ઉડેલું. ઉ.) હવામાં અદ્ધર ગતિ કરનારૂં; ઉડે તેવું; ઉડવાની શક્તિ–કરામતવાળું.

**ઉડણઘો**, સ્ત્રી. કાચંડાના વર્ગનું (મગર જેવું) એક નાનું જંગલી પ્રાણી. (એને પગે કરચલી હોય છે તે તે જ્યારે કૂદે છે ત્યારે પહોળી થાય છે અને તે કૂદી શકે તેના કરતાં સહેજ વધારે અંતર પેલી પાંખ જેવી કરચલીને લીધે તે કાપી શકે છે તેથી તેને ઉડણઘો કે ચંદનઘો કહે છે.)

**ઉડણઘોડો**, પુ. હવામાં અદ્ધર ઉડે એવો જે ઘોડો તે; બહુજ ચપળ અને ઝડપથી ચાલનારો ઘોડો. ૨ મંત્રતંત્રના બળથી બેસનારની ઇચ્છા પ્રમાણે આકાશમાં ગતિ કરનારો તાંત્રિક ઘોડો. ઉડણપાવડી; પવનપાવડી.

**ઉડણદંડ**, પુ. પોતે ઉડનારો તેમજ જેણે પોતાનો આશ્રય લીધો હોય તેને ઉડાવી લઇ જવાની શક્તિવાળો એક જાતનો તાંત્રિક દંડ. (શામળની પંચદંડની વાર્તાઓમાં એક વાત ઉડણદંડની પણ છે.)

**ઉડણદાવ**, પુ. અદ્ધરથી લેવાય એવો દાવ. રમતમાં રસ લાવવા તથા તેને આગળ ચાલતી રાખવાને કરેલો વિકલ્પ અપવાદ તે.

**ઉડણશેહ**, (સહે) જુઓ ઉડાનશેહ.

**ઉડતાળીસ**, વિ. ચાળીસ ને આઠ; ૪૮. ઉડતાળીસમું; ક્રમે અડતાળીસ ઉપરનું.

**ઉડતું**, વિ. ઉડે તેવું; હવામાં અદ્ધર રહેનારૂં. ૨ આધાર વગરનું; ખોટું; લોકમાં સંભળાતું; બોલાતું. ૩ અસ્થિર; ચલિત; ફેરબદલ થાય તેવું. ૪ હવામાં–આકાશમાર્ગે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઉડી જવાની શક્તિ ધરાવતું. ૫ બહુજ ચાબરાક; ચતુર; બહુજ તેજ ગ્રહણ શક્તિવાળું. (ખરાબ અર્થમાં) 'એ તો ઉડતાં ચકલાં પાડે એવું માણસ છે.'

**ઉડદ**, પુ. અડદ; અડદીઆ; એક જાતનું મગથી જરાક મોટા દાણાનું તેનાજ જેવું પણ જરા વધારે કાળું ચીકણું કઠોળ.

**ઉડબંગ**, વિ. (हिं.) કહીએ કંઇ અને કરે કંઇ એવું; ઉડેલ; ચસકેલા મનનું; મનસ્વી; ઢંગ વગરનું. ૨ પોતાનાજ વિચારમાં લીન; હઠીલું; પોતાનું ધાર્યું કરવાના તાનવાળું.

**ઉડમુડ**, વિ. આઘુંપાછું નહિ જોતાં ઉંધું ઘાલીને પોતાનું કામજ કર્યે જાય એવું; એક ઇંદ્રિયના જ્ઞાનવાળું; સારાસાર વિચાર વગર કર્યે જાય એવું. 'એ તો ઉડમુડ ચાલ્યો ગયો.' છાનુંમાનું; એકાએક.

**ઉડવું**, અ. ક્રિ (સં. उद्+डी=ઉડવું.) પાંખની અથવા પાંખના જેવી જ પવન ઉપર રાખી શકે એવી કોઈ યુક્તિથી હવામાં અદ્ધર રહી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું. ૨ હલકી વસ્તુનું હવામાં ઉપડી તણાવું; ચગચગવું. ૩ કોઈ પણ રીતે અદ્ધર રહી હવામાં છેટું કાપવું તે. ૪ જોરથી ચાલવું; દોડવું. ૫ ઉછળવું; ઉડી પડવું. ૬ નાસી જવું; પોબારા ગણવા; એકાએક જતા રહેવું. ૭ માથે આવેલી વાત ખોટી ઠરવી. ૮ ફૂલથી કે શરથી કામ કરવું. ૯ કૂદવું; ચઢવું; ધસારો કરવો. ૧૦ ફીકું પડવું. જતા રહેવું. (સાળુનો રંગ ઉડી ગયો.) ૧૧ વપરાઈ–ખપી જવું. (બધી ખાંડ ઉડી ગઈ) 'ઉડતીઅલ્યા'= ઉપકારના બદલામાં અપકાર થવો. 'ત્રાહ ત્રાહ સઉ કરે તથાપિ; કોણ સાંભળે દાદ, ઉડતીઅલ્યા થાય અરેરે, કરે કદી ફરિઆદ.' પાણીપત.

**ઉડાઉ**, વિ. (સં. उड्डान=ઉડેલું. ઉ.) ખરચાળ; ખરાબ માર્ગે ધન ઉડાડી દેનાર. ૨ ખુલ્લા હાથનું; ઉડાવી દે એવું

ઉડાઉડ, સ્ત્રી. મારામારી; સહેજસાજમાં ચોરી-ઠોંગાઇ થાય એવી જે હાલત તે; દોડા દોડ; ઘણીજ ઉતાવળ. ૨ અવ્યવસ્થા; ઓટીગપાદશાહી; બેરઅંદોબસ્ત. 'અષાડ ઉતર્યો ને વરસાદ થયો નથી તેથી હવે ઉડ ઉડ થશે.'

ઉડાઉડી, સ્ત્રી. અંધાધુંધી; અવ્યવસ્થા.

ઉડાઉપણું, ન. ઉડાવી દેવાપણું; ખરચાળપણું; અવિવેકે ખરચ કરી નાંખવાનો જે સ્વભાવ તે.

ઉડાડવું, જુઓ ઉડાવવું.

ઉડાણ, ન. (સં.) ઉડવાની રીત; ઉડવું તે. ૨ *ઉડતું હોય એવી ઝડપે ચાલનાર (ઘોડો.)*

ઉડાન, ન. (સં. उड्डयन. ઉ.) ઉડવાની રીત; ઉડવું તે. ૨ વિ. ઝડપી; ઉતાવળીઉં; પવનવેગી.:-ઘોડો.

ઉડાનઘોડો, પુ. ઉડતો હોય એમ ઉતાવળો ચાલનાર જે ઘોડો તે; પવનવેગી ઘોડો. વિ. ઉતાવળે હીંડનાર; ઝડપી.

ઉડાનસહે, સ્ત્રી. શેતરંજની રમતમાં પાદશાહને રોકવાનો મહે આપવાનો જે એક દાવ તે; વચમાંનું પોતાનું એક મહોરૂં ઉડાવી પોતાના બીજા મહોરાથી સામાવાળાના પાદશાહને મહે આપવી તે.

ઉડાવરાવવું, સ. ક્રિ. પ્રે. ઉડાવે એમ કરાવરાવવું તે.

ઉડાવવું, (ઉડાડવું.) સ. ક્રિ. ઉડે તેમ કરવું. ૨ ખરૂં ન કહેતાં આમતેમ વાત કહીને બનાવવું. ૩ વાપરી-ખરચી નાંખવું ૪ સારી પેઠે ખાવું; ભોગવવું. ૫ ચલાવવું; ચમાવવું. ૬ મશ્કરી કરવી. 'જાઓ જાઓ એ તો ઉડાવે છે.' ૭ ફેલાવવું-પ્રસારવું. 'વાત ઉડાવવી.'

ઉડુ, પુ. (સં.) નક્ષત્ર; તારા; ગ્રહ

ઉડુપતિ, પુ. (સં.) ચંદ્રમા; ચંદ્ર; ચાંદો.

ઉડુરાજ, પુ. (સં.) ઉડુ ગણોનો સ્વામી; રાજા તે; ઇંદુ; શશાંક; સુધાકર; ચંદ્ર.

ઉડલ, વિ. જેના વિચાર વારંવાર ફર્યા કરતા હોય એવું. ૨ ગંધવાસિત્તિનું; દારકું. ૩ નઠારૂં; ઢોર પણ ન ખાય તેવું બગડી ગએલું (ઘાસ.)

ઉડેલું, વિ ફાટેલું; અસ્થિર મનનું. ૨ ઉંચે ચઢેલું.

ઉઢણ, ન. માથા ઉપર ભાર લેતાં ભાર તેમજ તે ભાર જેમાં ભરેલો હોય તે પાત્રની કઠણાશ માથાને લાગે નહિ ને માટે લુગડાને જરા વળ દઈ ગોળ વીંટાળી માથાની ઉપર અને ભારની નીચે મૂકવામાં આવે છે તે. ભાર લેતા પહેલાં માથા ઉપર મૂકવાનો લુગડાનો કિંવા બીજી કોઈ પોચી ચીજનો જે વીંટલો બનાવવામાં આવે છે તે.

ઉઢરણી, સ્ત્રી. નાનું ગૂંથેલું ઉઢણું તે; ઉદરણી.

ઉઢરણું, ન. ઉઢણું; ઉઢાણું; ઉઢેડું.

ઉઢાણ, ન. ઉઢરણું.

ઉઢાણી, સ્ત્રી. ઉઢરણી; ઉઢેણી; ધામ અથવા લુગડાનો ભાર લેતા પહેલાં માથે મૂકવાનો વીંટલો.

ઉઢાણું, ન. ઉઢરણું; ઉઢાણ.

ઉઢણી, સ્ત્રી. ઉઢરણી.

ઉઢેણું, ન. ઉઢાણું; ઉઢણું; ઉઢરણું.

ઉણપ, સ્ત્રી. (સં. ऊन=ઓછું. ઉ.) ઓછાપણું; ખૂટ; ખોટ; બાકી; ઓછપ; ઘટ. 'ગઇ અનુપમા, ગાદી આવ્યો વિરાસન વાસને, ઉણપ વિધિએ ગીતાકેરે પુરી દરશે તણા, કુવિધ કઠિના છાતી મારી ક્રિયા રહી તોય ના !'

ઉણમ, સ્ત્રી. ઓછાપણું; ઘટ; ઉણપ.

ઉણાપણું, ન. ઉણપ; ઉણાશ; ઉનાશ; ઓછાપણું.

ઉણારા, સ્ત્રી. ઉણપ; ઉણાશ.

ઉણુ, સ્ત્રી. ઉણપ; ઓછપ; ઘટ; ઓછું તે.

ઉણું, ન. (સં. ऊन=ઓછું ઉ.) ઓછું. ૨ વાંધો; વાદ; સંતોષ થાય તેમ નહિ રચાયેલું જે ઓછું આવ્યું હોય કે ખોટું લાગ્યું હોય, રીસ ચઢી હોય તે. વિ. પૂરું નહિ [illegible] એવું; અપૂર્ણ; ઊન.

**ઉતકંટો**, પુ. (સં. ઉત્કંટક.) ઉભા કાંટાવાળો એક જાતનો છોડ કાંટાસળીઓ.

**ઉતગ**, વિ. (સં. ઉત્+તંગ=ઉંચુ. ઉ.) ઉંચુ; ઉભું; ઉભેડું; આકાશ તરફ ચઢતું ઉંચુ; આકાશમાં હોય તેવું.

**ઉતડવું**, સ. ક્રિ. (સં. उद्+तड्=મારવું, ચીરવું ક. કિંવા उद्+तृ=લઇ લેવું, ખેંચીલેવું) આમતેમ ફાટી કે ચીરાઇ જાય તેમ જોરથી ઉખાડી-ખેંચી તોડી લેવું; ઉતરડવું. (ચામડી ઉતરડવી.) ૨ ઉકેલવું. (સીવણ ઉતડવું.)

**ઉતપત**, વિ. (સં. उद्+पत्=બહાર આવવું. જનમવું.ઉ.) જનમેલું, પેદા થએલું. 'ઉભિયા અંગ ઉતપત હવે તે ગણુ નાયક ગણુપલ.' પ્રા કા.

**ઉતપતવું**, અ. ક્રિ. (સં. उद्+पत्=બહાર જવું.: બહાર નીકળી પડવું; જવું. 'આગ્ના માગી ઉતપલા, વિદુર મન ઉમંગી રે.' પ્રા. કા

**ઉતરચઢ**, સ્ત્રી. વારંવાર ચઢવું ઉતરવું તે. એકવાર ઉતરવું બીજીવાર ચઢવું ત્રીજીવાર વળી ઉતરવું અને વળી પાછું ચઢવું એવું જે કંઇ હોય તે. (રસ્તો) 'અંબાજી જતાં બધો રસ્તો ઉતરચઢનોજ છે.' જાડું પાતળું; ભારે હલકું; ગરમનરમ.

**ઉતરડ**, સ્ત્રી. (ઉતરતી ઉતરતી=નાની નાની થતી જતી અને ચઢતી તે) એક પછી એક, એકબીજાથી નાનાં નાનાં વાસણુની જે ઉભી ગોઠવણ તે-ઉતરડ; થેથરડી. 'વાસણુની એક ઉતરડ કરી, ઉપર રાતું વસ્ત્ર ઓરાડું, ઉભાં છો વહુ એમ કહી હું મુજ મનને રમાડું.' ક. દ. ડા.

**ઉતરડવું**, સ. ક્રિ. (સં. उद्+तृ=લેઇ લેવું ખેંચી લેવં.) ખેંચી-ઉખાડી-ઉકેલી લેવું તે. તોડી-ચીરી નાંખવું. (ચામડી ઉતરડી નાંખવી.) છાલ કે ચામડી કાઢી લેવી. ૨ ઉકલવું; ઉખેડવું. (સીવણ ઉતરડી નાંખવું.)

**ઉતરડાવવું**, સ. ક્રિ. પ્રે. ઉતરડે એમ કરાવવું; ખેંચી નંખાવવું; ઉકેલાવવું.

**ઉતરડવું**, અ. ક્રિ. એની મેળે ઉતરડાય તે. (ઝાંખરાથી કે હથિઆરની અણીના ઘસારા વગેરેથી) ચીરાવું; ફાટવું. ૨ ઉકલી જવું.

**ઉતરડીઉં**, ન. ઉતરડ કરવાનું જે વાસણુ કે બીજું કંઈ હોય તે. ૨ ખુઝાડું. વિ. ઉતરડ સંબંધીનું.

**ઉતરડીનાંખવું**, સ. ક્રિ. તોડી-ચીરી નાંખવું. ૨ ઉ..ી નાંખવું; છાલ કાઢવી; સોરી નાંખવું

**ઉતરણુ**, (ઉતરાણુ.) ન. સ્ત્રી. ઉતર; ઉતાર; ઉતરતો જે ઢોળાવવાળો માર્ગ તે; ઉતરવાનું જે તે. (ચઢણુથી ઉલટું.) ઉતરતા ઢાળવાળું જે હોય તે. ઢોળાવ. ૨ પાર; ઉતાર. (નદીનું) ઉતરી શકાય એટલું જે પાણી હોય તે. ૩ એક જાતનો વેલો. (આ વેલો જો ઝાડને ડાબી તરફથી વીંટાતો ચઢે છે તો એક વર્ષ ટકેછવે છે અને જમણી તરફથી ચઢે છે તો વર્ષો સુધી ટકે છે.)

**ઉતરતી**, વિ. પડતી; નઠારી; ઘસાતી (દશા.) ૨ નબળી હાલત. ૩ મૂળ સંખ્યાનાં ઓછી થતી એવી. ૪ ઘરડપણુવાળી (ઉમ્મર.)

**ઉતરતીભાંજણી**, સ્ત્રી. ભારે કીંમતની સંખ્યાને ઓછી કીંમતની સંખ્યાનું રૂપ આપવાની જે રીત તે. (રૂપીઆની પાઇઓ કરવી તે ઉતરતી ભાંજણી કહેવાય અને પાઇઓના રૂપીઆ કરવા તે ચઢતી ભાંજણી કહેવાય)

**ઉતરતીશ્રેઢી**, સ્ત્રી. જે હારમાં એક પછી એક ઉતરતી સંખ્યાની રકમો મૂકાય છે તે. (ગણિતની એક રીત.)

**ઉતરતું**, વિ. ઘટતું; ઓછું થતું='ઉતરતું પૂર' 'ઉતરતો ભાવ' ૨ નીચાણુ તરફ જતું; નીચું નીચું થતું='ઉતરતો ઢોળાવ.' ૩ અસ્ત તરફ-પરિણામ તરફ જતું='ઉતરતો સૂર્ય- દિવસ ઉતરતી વય.' ૪ હલકું; નરસું; નઠારૂં. 'ઉતરતી જાતનું તો અમારે કશું જોઇએજ નહિ' (માલ, જાત, ગુણ.) ચઢતું નહિ એવું.

**ઉતરવું**, અ. ક્રિ. (સં. ઉદ્+તૄ=બહાર-પાર જવું. ઉ.) ઉપર થઇને જવું; પાર જવું. 'નદી ઉતરી.' ૨ ઉપરથી નીચે જવું; ઉંચેથા નીચે ઉતરવું. ૩ ઘટવું-ઓછું કે કમી થવું. 'માલના ભાવે ઉતર્યા અને દલાલનાં માને ઉતર્યાં.' ૪ મુકામ કરવો; પડાવ નાંખવો. 'પછી એક ઝાડ તળે જઇ ઉતર્યા.' ૫ અમર-આવેશ; બરાવો-ગુણ વગેરેનું કમી થઇ જવું-જતાં રહેવું. 'સાપ વિંછીનું ઝેર, ક્રોધ, તાવ અને દારૂ તેમજ હિરણ્યગર્ભની ગોળીનો ગુણ ઉતરી ગયાં' ૬ બરાબર થવું. 'શેરની ત્રણ ફેરી ઉતરી' ૭ ઉત્પન્ન થવું; પેદા થવું; મળવું. 'વાડીમાંથી રોજ બે ટોપલા ફૂલ ઉતરે છે. આ આંબેથી કેટલી કેરીઓ ઉતરે છે?' ૮ સમજાવું; પસંદ પડવું; ધ્યાનમાં આવવું. 'આ વાત એને ગળે ઉતરી છે.' ૯ ઘડાઇ-સરાઇ આવવું. 'આ ચુડા અને મ્હોરાં કેવાં ઉતર્યાં છે? (ઘાટમાં) ૧૦ ચીતરવું-આબેહૂબ નકલ થવી. 'વિક્રમનું ચરિત્ર વાંચીને તેની છબી ઉતારે એવો ચિતારો ક્યાં છે! પેરોગ્રાફીથી તો મઝેના છબીઓ ઉતરે છે' ૧૧ બગડી જવું. 'કેરીઓ ઉતરી ગઈ.' ૧૨ અપ્રિય થઇ જવું. 'એ મારે મનથી ઉતરી ગયો.' ૧૩ કાઢી નાંખવું. 'લુગડાં ઉતારવાં; વાળ ઉતરવા.' ૧૪ ખરી જવું; શૂન્ય થઇ જવું. 'માથેથી વાળ ઉતરી ગયા અને મોંની ઝળકી ઉતરી ગઇ.' ૧૫ તૈયાર થવું. 'આ સાળે બે મગીયાં ઉતર્યાં છે. અડધી પુરી ઉતરી છે અને અડધોઅડધ બાકી છે.'

**ઉતરાણ**, સ્ત્રી. (સં. ઉત્તર+અયન. ઉ.) ઉત્તરાયણ; મકરસંક્રાંતિ; સૂર્યનું ઉત્તર તરફના રાશિચક્રમાં જવું. ૨ મકરસંક્રાંતિને દિવસે પાળવામાં આવતો તહેવાર. ૩ ન. ઉતાર, ઉતરડ.

**ઉતરાતું**, વિ. (સં. ઉત્તરતઃ ઉ.) ઉત્તર તરફનું; ઉત્તર દિશાનું; ઉત્તર બાજુનું હોય તેવું.

**ઉતરાવરાવવું**, સ.ક્રિ. ઉતારે એમ કરાવવું.

**ઉતરાવવું**, સ. ક્રિ. ઉતરે એમ કરાવવું. ૨ નીચે અણાવવું; પડાવવું. ૩ ચીતરાવવું. ૪ ખરાદી પાસે ગોળ ઘાટ કરાવવો. ૫ ધાર કઢાવવી. ૬ નકલ કરાવવી; લખાવવું. ૭ કઢાવવું; મુકાવવું. ૮ ઘટાડવું; ઓછું કરાવવું. ૯ મનમાં ઠસાવવું. (ગળે ઉતરાવ્યું.) 'પાણી ઉતરાવવું'=ઘણો શ્રમ આપવા; પજવવું; રગડવું. ૨ હઠ લઇ સામાને આજીજી કરાવવી.

**ઉતરાવું**, ક્રિ. ઉતરે એમ કરવું. જુઓ ઉતરવું અને ઉતરાવવું.

**ઉતરી**, સ્ત્રી. ગળામાં પહેરવાની સોનાની સાંકળી-કડી.

**ઉતરીઆવવું**, ક્રિ. પરંપરાએ પેદા થવું; નીકળી આવવું; જન્મવું. 'ક્ષય તો એની ઓધે ઉતરી આવે છે.'

**ઉતરીજવું**, ક્રિ. બગડી-ખરાબ થઇ જવું; સ્વાદરહિત થવું. 'કેરી ઉતરી ગઇ.' ૨ ખસી જવું-સ્થાનભ્રષ્ટ થવું. 'એનો હાથ ઉતરી ગયો.' કોઇ રીતે બગાડી જવું. 'વાત કરતાં કરતાં તો ને ઉતરી ગયો.' ૩ ફીકું પડી જવું. 'મોં ઉતરી ગયું.'

**ઉતરીપડવું**, અ. ક્રિ. કોઇ ઉપર ગુસ્સે થવું; હઠ મૂકીને બોલવું; તપી જવું. ૨ ઓઠે પાટલે બેસવું-હલકાઇ કરવી.

**ઉતરેડ**, જુઓ ઉતરડ.

**ઉતરેલું**, વિ. નીચે આવેલું ૨ ઓળંગી ગએલું; પાર પડેલું. ૩ સ્થાનભ્રષ્ટ થએલું. વાનપ્રસ્થ થએલું. ૪ ખરાબ થએલું. ૫ અપ્રિય થએલું ૬ તૈયાર થએલું (જુઓ ઉતરવું.)

**ઉતવું**, અ. ક્રિ. પાણી કે હવા લાગવાથી વાંકુચુકું થઇ જવું. ઉનીજવું. 'વરસાદ અથવા હવા પાણીમાં આમાના પાટીઆ ઉની જાય છે પણ સાગનું લાકડું કદી ઉની જતું નથી.'

**ઉતળું**, વિ. (સં. ઉત્=ઉંચું+તલ=તળીઉં.) ઉંચા-ઉંડા નહિ એવા તળીઆવાળું;

છાછરૂં; છાલકું. 'ગામ વચ્ચે કુવો હોય તેને કોઇ ઉંડો પણ કહે અને કોઇ ઉનળો પણ કહે.'

**ઉતાપ**, પુ. (सं. उत्ताप. ઉ.) તાપ; તડકો; ધામ; બફારો. ૨ ચિંતા; ફીકર; કાળજી. ૩ સંતાપ; પીડા. ૪ કઢાપો; બળાપો.

**ઉતાપો**, પુ. (सं. उत्ताप. ઉ.) ધામ; બફારો; તાપ. ૨ ચિંતા; ફીકર. ૩ સંતાપ; પીડા. ૪ કઢાપો.

**ઉતાર**, પુ. (सं. उद्+तॄ. ઉ.) પાણીનું ઉતરી જવું તે; (નદીમાં) ઉતરી શકાય એટલું પાણી હોવું તે. ઓટ; પગે ચાલતા ઉતરી શકાય એટલું જે પાણી તે. 'નદીએ ઉતાર છે.' ૨ પ્રતિક્રિયા; ઉલટી અસર કરવાનો જે ગુણ તે. 'ઝેર-ઓસડ વગેરેની અસરનો ઉતાર.' ૩ માથેથી ઉતારેલું તે-(ભૂતપ્રેતની અસર કાઢવાને માટે અમુક ભોજ્યપદાર્થો અથવા બીજી વસ્તુઓ જે દરદીને માથેથી ઉતારવામાં આવેલી હોય તે.) ૪ પાર ઉતારવાનું જે ભાડું તે. ૫ દરદ વગેરેનો જોશ ઓછો થવા માંડવો તે. ૬ નપાટ; હલકટમાં હલકટ; જેનું કોઇ નામ ન દે એવું-ખરાબ-હોય તે. 'કચરાની તોલડી લશણનો વઘાર, ફૂલચંદનો બેટો આખા ગામનો ઉતાર.' ગીત.

**ઉતારણ**, ન. ઉતારવું તે. ૨ ઉતારવાની મજુરી. વિ. ઉતારનાર; ઉતારે એવું. 'ભવજળ પાર ઉતારણ શંકર.' પ્રા. કા.

**ઉતારત**, વિ. (सं.) ઉદાહરણનું; દાખલા તરીકે; અળગતનું. 'ઉતારત વાત-અલગતની વાત કહી, મેં તો જાણી જોઇને કંઇ કહ્યું નથી.'

**ઉતારવું**, સ. ક્રિ. પાર લઇ જવું. ૨ નીચે આણવું. ૩ નકલ કરવી; જેવું હોય તેવું ને તેવું લખવું અથવા બનાવવું. ૪ સિંઘાડા ઉપર ચઢાવી લાકડાં કે હાથીદાંતનો ખરાદથી ઘાટ કાઢવો તે. 'ચુડો-રમકડાં ઉતારવાં.' ૫ કાઢવું-મુંડાવવું. ૬ માથે ફેરવી લઇ લેવું. ૭ નીચે મૂકવું. 'માથેથી બેહું તો ઉતારો.' ૮ ઓછું કરવું; ઘટાડવું. 'એના મદ ઉતાર્યો.' ૯ અસર-આવેશ કમી કરવો-મટાડવો. 'સાપ ઉતાર્યો-તેની સાથે તાવ ઉતાર્યો.' ૧૦ અમુક આપે લાવવું-બનાવવું. 'મણની દશેરીએ બાસુદી અને સાતશેરીકો માવો ઉતારવો.'

**ઉતારાવવું**, સ. ક્રિ. પ્રે. ઉતારે એમ કરાવવું.

**ઉતારીપાડવું**, સ. ક્રિ. કોઇનું બોલવું તોડી પાડવું. ૨ કોઇનુ ગરાગ ખોલી તેનું માન-વજન ઘટાડી દેવું; હલકું પાડવું; શરમીંદુ બનાવી દેવું; ખીજવવું. ૩ પાધરી ઉતારવી.

**ઉતારીલેવું**, સ. ક્રિ. ઉપરથી લઇ લેવું; જોરથી લઈ લેવું; કાઢી લેવું. 'બલીની સાસુએ બધા દાગીના ઉતારી લીધા.' ૨ લૂંટી લેવું. 'ચોરે બધાં લુગડાં ઘરેણાં ઉતારી લીધાં.' ૩ પૂરૂં કરી લેવું. 'હું આરતી ઉતારી લેઉં એટલે તમે શયન કરાવજો.' ૪ ચુંટી-વીંણી લેવું. 'આ મોઘરાનાં ફૂલ કોણે ઉતારી લીધાં?'

**ઉતારૂ**, વિ. ઉતરવાને બેઠેલું તે; ઉતરનારૂં; એક ઠેકાણેથી બીજે ઠેકાણે જનારૂં; મુસાફર; પ્રવાસી, આવનાર જનાર; ગાડીમાં કે વહાણ-આગબોટમાં મુસાફરી કરનાર; બેસનાર.

**ઉતારેલું**, વિ. નીચે આણેલું; પાર લઇ જવાએલું; અમુક ઘાટ કરાએલું; નીચે મૂકેલું.

**ઉતારો**, પુ. મુકામ; પડાવ; વાસ. જે ઠેકાણે ઉતરવામાં આવ્યું હોય તે. ૨ એક ઉપરથી બીજું કરાવવું તે; નકલ; પ્રતિકૃતિ. ૩ કોઈ પણ ઠેકાણે થોડા દિવસ મુકામ કરવો તે.

**ઉતાવળ**, સ્ત્રી. (सं. उत्ताल=મૃદંગ ઉપરનો જે ચાલુ ને ચાલુ ઠોક તે.) ત્વરા; ઝટ કરવું તે; ઝટપટ; વખત ન લાગે એમ કામ કરવાની જે રીત તે. ઉતાવળ કરવી=ઝટપટ કરવું તે; વખત ન જાય તેમ કરવું તે; ત્વરાથી કાર્ય લેવું તે.

**ઉતાવળીઉં**, વિ. ઉતાવળે કામ કરનારૂં; ઉતાવળ કરાવનારૂં; ઝટઝટ-ત્વરાથી કાર્ય કરનારૂં તેમજ કરાવનારૂં. કોઈપણ કામમાં નકામો

વખત ન જવા દે એવું; ત્વરાવાળું. ૨ આતુર; ગાભરૂં; બહાવરૂં.

**ઉતાવળું**, વિ. ઉતાવળવાળું; અધીર; આતુર; ઉતાવળા સ્વભાવનું; ત્વરાવાળું. 'ઉતાવળા સો બહાવરા ને ધીરા સો ગંભીર.' ઉતાવળ કરે એવું. ૨ ચટપટીઉં; ત્વરાવાળું. 'ઉતાવળા ચાલવું.' વહેલુંવહેલું. 'તમે બહુ ઉતાવળા આવ્યા.'

**ઉતેડવું**, જુઓ ઉતરડવું.

**ઉતેડવું**, જુઓ ઉતરડવું.

**ઉત્**, અ. (સં.) ઉપસર્ગ–ઉંચું; ઉપર; બહાર એ અર્થ બતાવે છે. જુઓ ઉદ્.

**ઉત્કટ**, વિ. (સં. उद् (ગત)+कट=આવરણ) તીવ્ર; ઉગ્ર; મત્ત. ૨ વિષમ. ૩ પ્રબળ; જલદ.

**ઉત્કંઠા**, સ્ત્રી. (સં उत्कंठा.) અતિશય જે ઇચ્છા તે; આતુરતા; અધીરાઈ; ઇષ્ટ લાભમાં વાર થાય તે ન સહેવાપણું; એકપગે થઇ રહેવું તે. ૨ અભિલાષા.

**ઉત્કંઠિત**, વિ. (સં.) ઉંચા કંઠવાળું; એક પગે થઈ રહેલું એવું; અતિ આતુર; અતિશય ઇચ્છાવાળું; હોંસભર્યું; ઉત્સુક; ઉન્મન.

**ઉત્કંઠિતા**, સ્ત્રી. (સં.) ઉત્કંઠાવાળી સ્ત્રી; પતિને માટે અત્યંત આતુર એવી નાયિકા. અધીરી; (ઉંચી ડોકે પતિની વાટ જોઇ રહેલી એવી સ્ત્રી) પતિને મળવાને ઉત્સુક થએલી સ્ત્રી.

**ઉત્કંપ**, પુ. (સં. उत्+कम्प.) ધ્રુજારી; કંપારો; ઉતાવળ; દોડધામની ધ્રુજારી.

**ઉત્કર્ષ**, પુ. (સં. उत्+कर्ष) અતિશય. ૨ વૃદ્ધિ; અભિવૃદ્ધિ; ઉદય; ચઢતી; બઢતી; આબાદી; ઉંચી સ્થિતિ; શ્રેષ્ઠતા. (નર્મ)

**ઉત્કર્ષક**, વિ. (સં.) ઉત્કર્ષ કરે એવું; ઉત્કર્ષકારક ઉદય–અભિવૃદ્ધિ–શ્રેયકારક–કરનાર

**ઉત્કલ**, પુ. (સં.) એક દેશ. હાલનો ઓઢીઆ.

**ઉત્કા**, સ્ત્રી (સં.) ઉન્મના, ઉંચા મનવાળી, ઉત્કંઠિતા નાયિકા.

**ઉત્કૃષ્ટ**, વિ. (સં.) ઉત્તમ; શ્રેષ્ઠ; સારૂં; સુંદર; સરસ; ચઢિઆતું.

**ઉત્ક્રમ**, પુ. (સં.) ઉલટો ક્રમ તે; ઉપર જવું; કૂદી જવું તે; ઉલટરીત; વ્યતિક્રમ, નિયમનું જે ઉલ્લંઘન તે.

**ઉત્ક્રમણ**, ન. (સં.) અપસરણ; અતિક્રમણ; ઉલ્લંઘન.

**ઉત્ક્રાંત**, વિ. (સં. उद्+क्रम्=જવું. ઉ.) ઉપર થઇને ગએલું; ઓલંગી ગએલું; વિકલિત.

**ઉત્ક્રાંતિ**, સ્ત્રી. પ્રકટીકરણ; વિકાશ; વિસ્તાર; ખીલવણી.

**ઉત્ક્ષેપણ**, (સં. उद्+क्षिप्=નાંખવું. ઉ.) નાંખવું તે; ફેંકવું તે; ઉખાડી નાંખવું તે. ૨ ઉપણવું તે; ઉખેપણ. ૩ મોટો વિંઝણો.

**ઉત્ખાત**, વિ. (સં. उत्+खन्=ખોદવું. ઉ.) ખોદેલું; ઉન્મૂલિત; ઉખાડેલું; ઉથાપેલું. ૨ વિદારિત.

**ઉત્તમ**, વિ. (સં.) સઉથી ચઢિઆતું; સરસ; શ્રેષ્ઠ.

**ઉત્તમગતિ**, સ્ત્રી. (સં) મુઆ પછી જે સારી ગતિએ જવું તે; સદ્ગતિ; મુક્તિ.

**ઉત્તમતા**, સ્ત્રી. (સં.) સઉથી સારાપણું; શ્રેષ્ઠતા; ઉચ્ચતા.

**ઉત્તમપદ**, (સં.) શ્રેષ્ઠ સ્થાન; મોટું અને સરસ પદ. ૨ સ્વર્ગ. ૩ મોક્ષ; મુક્તિ.

**ઉત્તમપુરુષ**, પુ. (સં.) પુરૂષોમાં સારામાં સારો પુરૂષ તે; ૨ (વ્યાકરણમાં) પહેલો પુરૂષ. સર્વ નામના હું, તું ને તે, એ ત્રણ પુરૂષોમાંનો 'હું' શબ્દથી સમજાતો જે પુરૂષ તે.

**ઉત્તમશ્લોક**, વિ. (સં. उत्तम+श्लोक= કીર્તિ.) સારામાં સારી ખ્યાતિવાળું; વખાણવા લાયક. (મનુષ્ય.) પુણ્યશ્લોક; સુવિખ્યાત.

**ઉત્તમા**, સ્ત્રી. (સં. उत्+तम–સ્ત્રી– उत्तमा.) બહુજ સારી જે સ્ત્રી તે; વરસ્ત્રી; કાવ્ય શાસ્ત્રમાં વર્ણવેલી નાયિકાઓમાંની જે સરસ નાયિકા તે. (રસમંજરીકાર એનું લક્ષણ એવું આપે છે કે, તે પ્રતિકૂલ પતિ તરફ પણ

હિતકારિણી રહે છે અને તેની તમામ ચેષ્ટાઓ ઉત્તમ હોય છે )

**ઉત્તમાંગ**, ન. (સં. उत्तम+अंग. ઉ.) ઉત્તમ અંગ તે; મસ્તક; માથું. ૨ મુખ.

**ઉત્તમોત્તમ**, વિ (સં.) ઘણુંજ ઉત્તમ; ઉત્તમમાં ઉત્તમ હોય એવું; સરસમાં સરસ.

**ઉત્તર**, સ્ત્રી. (સં. उत्तरा. ઉ.) સૂર્યની સામે મુખ કરીને ઉભા રહેતાં ડાબા હાથ તરફ જે બાજુ રહે છે તે: ઉત્તર દિશા; દક્ષિણની બરોબર સામેની દિશા તે.

**ઉત્તર**, પુ. ન. (સં.) કોઈ કંઈ પૂછે તેને સામું જે કંઈ કહેવામાં આવે તે; જવાબ; પ્રતિવાક્ય; પ્રતિવચન. ૨ પોતાનો બચાવ કરતાં પુરાવીમાં જે કંઈ કહેવું તે. ૩ શબ્દ; વચન; વાક્ય, બોલ. 'મોંડામાંથી ઉત્તરજ કાઢતી નથી.' ૪ (ગણિતશ્રેઢીમાં) બે સંખ્યાનું વચમાંનું જે અંતર તે.

**ઉત્તર**, પુ. વિરાટ રાજાનો પુત્ર. પાંડવો અજ્ઞાતવાસ રહ્યા હતા તેવામાં કૌરવોએ વિરાટની ગાયો વાળી હતી. ઉત્તર ગાયો પાછી લાવવાને ગયો ત્યારે અર્જુને તેને નામે પરાક્રમ કરી ગાયો છોડાવી હતી.

**ઉત્તર**, વિ. (સં.) આગલું; બાકીનું.:– ઉત્તરાર્દ્ધ; ઉત્તરાધિકારી.

**ઉત્તરઅક્ષાંશ**, પુ. (સં. उत्तर+अक्ष+अंश. ઉ.) વિષુવવૃત્તની ઉપરના જે અક્ષાંશ તે; પૃથ્વીના ગોળાની મધ્ય રેખા ઉપરના જે વિભાગો તે.

**ઉત્તરકથા**, સ્ત્રી. (સં.) કથાનો જે પાછલો ભાગ તે; ઉપસંહાર; છેલ્લી વાર્તા.

**ઉત્તરકાળ**, પુ. (સં.) આવતો વખત. ૨ જીંદગીનો પાછલો ભાગ; ઘરડપણ; પાછલા દહાડા.

**ઉત્તરકુરુ**, પુ. (સં.) જંબુદ્વીપમાંનો એક દેશ.

**ઉત્તરકોશલ**, પુ (સં.) અયોધ્યાની આસપાસનો અને તેની ઉત્તરનો જે દેશ તે.

**ઉત્તરક્રિયા**, સ્ત્રી. (સં.) મરણ પછી મરી ગએલાની જે શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરવામાં આવે છે તે: અંતિમ ક્રિયા.

**ઉત્તરદિશા**, સ્ત્રી. (સં.) ઉત્તર; દક્ષિણની સામેની દિશા.

**ઉત્તરધ્રુવ**, પુ. સં.) પૃથ્વીના આંસનો ઉત્તર તરફનો જે છેડો તે. ૨ પૃથ્વીની ઉત્તર દિશાએ આકાશમાં સ્થિર જેવો દેખાતો જે તારો તે.

**ઉત્તરધ્રુવપ્રદેશ**, પુ. (સં.) પૃથ્વીની ધરીના ઉત્તર તરફના છેક છેવટ અંતની નજીકનો જે પ્રદેશ તે. (ઉત્તર ધ્રુવ તરફનો દરીઓ અત્યંત ઠંડીને લીધે ઠરી ગએલો રહે છે તેમ જમીન પણ બરફથી ઢંકાએલી રહે છે. ઉત્તરધ્રુવ પ્રદેશમાં જવાને યુરોપ અને અમેરિકાના સાહસિકો બસેં વર્ષથી યત્ન કરે છે. ૧૯૦૮ માં ડૉ. કુક અને કર્નલ પીયરી પહેલવહેલા ત્યાં જઈ આવ્યા કહેવાય છે.)

**ઉત્તરપક્ષ**, પુ. (સં.) પૂછાએલા પ્રશ્નોના જવાબ આપનારી અથવા રજુ થએલા મુદ્દાઓના રદીઆ આપનારી જે બાજુ તે; બચાવપક્ષ; પ્રતિવાદીનો જે પક્ષ તે: ઉત્તર કે નિર્ણય આપનારનો પક્ષ. ૨ જવાબ; મંડાએલા મુદ્દાઓ તોડી સિદ્ધાંત કરવો તે.

**ઉત્તરપદ**, ન. (સં.) પાછલું ચરણ તે; કવિતાના ચરણનો, વાક્યનો કે સમાસાંતપદના શબ્દોમાંનો જે છેલ્લો–પાછલો ભાગ તે.

**ઉત્તરપૂજા**, સ્ત્રી. (સં.) દેવ વગેરેનું વિસર્જન કરતી વેળાએ જે છેલ્લી પૂજા કરવામાં આવે છે તે

**ઉત્તરભાગ**, પુ. (સં.) પાછળનો–છેવટનો જે ભાગ તે; અવશેષ રહેલો જે ભાગ તે.

**ઉત્તરમીમાંસા**, સ્ત્રી. (સં.) મીમાંસા શાસ્ત્રનો પાછલો જે વેદાંતનો ભાગ તે. (મીમાંસા શાસ્ત્રના બે ભાગ છે. પૂર્વમીમાંસા તે જૈમિનિએ બનાવેલ છે અને એમાં ક્રિયા કર્મની

નિઃશ્રેયસ બતાવ્યું છે અને ઉત્તરમીમાંસા—તે વ્યાસજીએ રચેલાં બ્રહ્મસૂત્ર કહેવાય છે. એમાં જ્ઞાનથી બ્રહ્મૈક્ય બતાવ્યું છે.)

**ઉત્તરરાગિણી**, સ્ત્રી. (સં.) પાછલી રાતે ગાવાનું જે ગાયન તે.

**ઉત્તરરાત્ર**, સ્ત્રી. (સં.)મધરાતથી તે વહાણું વહાય ત્યાં સુધીનો જે વખત તે; પાછલી રાત.

**ઉત્તરરામચરિત**, ન. (સં.) કવિવર ભવભૂતિ પ્રણીત એક કરુણારસ પ્રાધાન્ય સંસ્કૃત નાટક (એમાં રામના ઉત્તરચરિત્રની વાત છે. એ કવિએ મહાવીર ચરિત્ર નામના નાટકમાં પૂર્વ રામ ચરિત્રને વસ્તુ તરીકે લીધું છે.)

**ઉત્તરવય**, સ્ત્રી. (સં.) વૃદ્ધાવસ્થા; ઘરડપણ; ઉત્તરાવસ્થા.

**ઉત્તરવયસ્ક**, વિ. (સં.) ઘરડું; વૃદ્ધ.

**ઉત્તરવ્યવસ્થાપત્ર**, ન. (સં.) મરણ પછી પોતાની મીલકતની વ્યવસ્થા કરવા સબંધીનું જે લખાણ તે. (Will) વીલ; વસિઅત નામું; મૃત્યુપત્ર.

**ઉત્તરસાધન**, ન. (સં.) પાછળથી કામ આવે એવું જે સાધન તે.

**ઉત્તરા**, સ્ત્રી. (સં.) વિરાટ—રાજાની પુત્રી; અભિમન્યુની સ્ત્રી. ૨ એ નામનું નક્ષત્રોમાં બારમું નક્ષત્ર. ૩ ઉત્તર દિશા.

**ઉત્તરાફાલ્ગુની**, સ્ત્રી. (સં.) સત્તાવીસ નક્ષત્રોમાંનું બારમું નક્ષત્ર તે.

**ઉત્તરાધિકાર**, પુ. (સં. उत्तर+अधि+कृ =કરવું. ઉ.) પાછળથી મળનારો જે હક તે; ક્રમાનુસારે ભવિષ્યમાં જે અધિકાર, હક વારસો પદવી વગેરે મળવાનું હોય તે; ભવિષ્યત અધિકાર.

**ઉત્તરાધિકારી**, પુ. (સં.) અમુકની પછીનો જે અધિકારી તે; વારસ.

**ઉત્તરાભાદ્રપદા**, સ્ત્રી. (સં.) છવ્વીસમું નક્ષત્ર.

**ઉત્તરાભિમુખ**, અ. (સં.) ઉત્તર તરફને [illegible] ૨ વિ. [illegible] તરફ જેનું બારણું પડતું હોય એવું. (ઉત્તરાભિમુખનાં ઘર વીસ વસાનાં કહેવાય છે.)

**ઉત્તરાયણ**, ન. (સં. उत्तर+अयन ઉ.) બાર રાશિઓમાંના ઉત્તર તરફના રાશિચક્રમાં સૂર્યનું જવું તે. ૨ મકરસંક્રાંતિ. ૩ વાયુનું ઉત્તર તરફ વહાવા માંડવું તે.

**ઉત્તરાર્દ્ધ**, ન. (સં. उत्तर+अर्द्ध ઉ.) કોઈ પણ વસ્તુ (ગ્રંથાદિ) ના બે ભાગમાંનો છેલ્લો અથવા પાછલો ભાગ તે. ૨ પૃથ્વીનો ઉત્તર દિશા તરફનો જે અર્દ્ધ ભાગ તે. પાછલું અર્ધું તે; (શ્લોકનો આગલો ભાગ તે પૂર્વાર્દ્ધ અને પાછલો ભાગ તે ઉત્તરાર્દ્ધ કહેવાય છે.)

**ઉત્તરાલંકાર**, પુ. (સં.) પ્રશ્નના ઉત્તરમાં પોતાની તરફનું કંઈક વધારે કહેવું થાય તે; ભાષાનો એક અલંકાર.

**ઉત્તરાષાઢા**, સ્ત્રી. (સં.) એક નક્ષત્ર. (એકવીસમું.)

**ઉત્તરીય**, ન (સં.) પહેરેલા વસ્ત્ર ઉપર ઓઢવાનું સ્ત્રીઓનું જે ઉપવસ્ત્ર તે; અંગવસ્ત્ર; શેલું; ઉપરણી (ઓઢણી) 'ઉત્તરીય ફાડી ચીંદરડી બાંધી તો નવસેં નવ્વાણું પૂર્યાં' પ્રા. કા.

**ઉત્તરોત્તર**, (સં.) ક્રમાનુસાર: એક એકની પછી આવતું; એક એક પછીનું, એક પછી એક; વધતાં વધતાં; આગળ આગળ; અનુક્રમે; જેમ જેમ વધે તેમ તેમ; રફતે રફતે.

**ઉત્તાન**, વિ. (સં. उद्+तन्=ખેંચવું. ઉ.) આકાશ તરફ મોં રહે એમ સૂવું તે; જમીનને બરડો લાગી રહે એમ સૂતેલું; ચતું.

**ઉત્તાનપાદ**, પુ. (સં.) સ્વાયંભૂમનુનો પૌત્ર; ધ્રુવજીનો બાપ. 'બ્રહ્માના સ્વાયંભૂતન × × × ઉત્તાનપાદ, જે જે તેકુંરાય.' ધ્રુવાખ્યાન.

**ઉત્તીર્ણ**, વિ. (સં. उत्+तॄ=તરવું.) તરી પાર ઉતરેલું; પસાર થઈ ગએલું; પાસ; પસારઃ પાર પડેલું.

**ઉત્તુંગ**, વિ. (સં. उत्=અસંગ तुंग=ઉંચુ—બારે. ઉ.) ઉચ્ચ; ઉંચું; ભારે; પૃથુ; બરાઉ; [illegible]

**ઉચ્ચગતા,** સ્ત્રી. (સં.) ઉચ્ચતા; ભરાઉપણું; ઉચ્ચાપણું.

**ઉત્તેજક,** વિ. (સં.) ઉત્તેજનકારક; ઉત્તેજન મળે એવું. ૨ ઉત્સાહ હોંસ ઉત્પન્ન કરે એવું. ૩ જલદ; ઉદ્દીપક.

**ઉત્તેજન,** ન. (સં. उद्+तज् ઉ.) કાર્યાદિક કરવામાં મન જે તેજી-જાગ્રતિ લે તે; ઉત્સાહ; હોંસ. ૨ ઉશ્કેરણી; પુષ્ટિ.

**ઉત્તેજવું,** સ. ક્રિ. ઉત્તેજન આપવું; ઉશ્કેરવું; મન કરાવવું ચઢાવવું; હીંમત આપવી; બહુલાવવું; ફૂલાવવું.

**ઉત્તેજિત,** વિ. ઉત્તેજન અપાએલું; ઉત્સાહિત; ઉશ્કેરેલું; ચઢાવેલું. ૨ ટેકો કે આશ્રય આપેલું.

**ઉત્થાન,** ન. (સં. उद्+स्था=ઉભા થવું. ઉ.) ઉભા થવું તે; ઉઠવાનો જે વ્યાપાર તે. ૨ ઉઠાવ. ૩ ઉદ્યોગ. ૪ ઉત્સાહ. ૫ ટેકો; મદદ. ૬ કારણ.

**ઉત્થાપક,** વિ. (સં. उद्+स्था. ઉ.) ઉથલાવી નાંખનાર; ઉખાડનાર. ૨ ઉત્થાપન કરનાર; ઉભું કરનાર.

**ઉત્થાપન,** ન. (સં. उद्+स्था. ઉ.) ઉભું કરવું તે; ઊઠાડવું તે; ઉખાડી નાંખવું તે; ખોદી કાઢી નાંખવું તે. વિસર્જન. ૨ સૂઈ ઊઠવું. જાગ્રત થવું તે. (શયન અને ઉત્થાપનનાં દર્શન.)

**ઉત્થાપવું,** સ. ક્રિ. (સં. उद्+स्था.) ઊઠાડવું; જાગ્રત કરવું; જગાડવું. ૨ સ્થાપ્યું ન સ્થાપ્યું કરવું; ઉખાડવું; ઉલટાવી કે ફેરવી નાંખવું. (વહુનું કર્યું સાસુ ઉત્થાપે અને સાસુનું કર્યું વહુ ઉત્થાપે ત્યાં કેવી રીતે ઘર ચાલે)

**ઉત્પત્તિ,** સ્ત્રી. (સં. उत्+पत्. ઉ.) ઉત્પન્ન થવું તે; પેદા થવું-નીકળવું તે; ઉદ્ભવ; સંભવ; જન્મ; પ્રભવ. ૨ બહાર આવવું તે; ઊગવું તે; આવિર્ભાવ; પેદાશ.

**ઉત્પત્તિશાસ્ત્ર,** ન. (સં.) ઉત્પત્તિ કેમ ને કેવી રીતે થાય છે તે અને તેને લગતું જે વિજ્ઞાન તે; ભૂતોદ્ભવવિદ્યા.

**ઉત્પત્તિસ્થાન,** ન. (સં.) ઉત્પન્ન થવાનું જે ઠેકાણું તે; જન્મસ્થાન તે; વતન; સ્વદેશ. ૨ પેદાશનું ઠેકાણું; વસ્તુની- જ્યાંથી ઉત્પત્તિ થતી હોય તે જગા.

**ઉત્પન્ન,** વિ. (સં उद्+पद्.) ઊગેલું; જનમેલું; પેદા થએલું; નીપજેલું. ૨ ન. પેદાશ; ઉપજ; નફો; ફાયદો. ૩ નીપજ; પાક; મહેસુલ. ૪ આવક; કમાઈ; રળતર.

**ઉત્પન્નભક્ષી,** વિ. (સં.) ઉત્પન્ન થતું હોય તેટલું ખાઇને રહેનાર; નિત્યની પેદાશ જેટલાજ ખરચવાળું; રળે ને ખાય એવી સ્થિતિનું; ગરીબ.

**ઉત્પન્નવિનાશી,** વિ. (સં. उत्पन्न+विनाश+ई.) ઉત્પન્ન થતાંવાંતજ નાશ પામનારૂં; પેદા થાય અને તરત નાશ પામે એવું; ઉત્પત્તિ જેટલીજ જેને હયાતી હોય એવું; ક્ષણભંગુર.

**ઉત્પલ,** ન. (સં. उत्पल. ઉ) કમળ; પદ્મ. 'અંગે ઉત્પલ તુલ્ય રંગરસિયા આનંદ વર્ષાવતા.' ગીતગોવિંદ.

**ઉત્પલાક્ષી,** સ્ત્રી. (સં. उत्पल+अक्ष=આંખો-ई=વાળું.) કમળના જેવી આંખોવાળી જે સ્ત્રી તે; કમલાક્ષી.

**ઉત્પાત,** પુ. (સં. उद्+पत्=પડવું. ઉ.) ઓચીંતું આવી પડનાર જે દુઃખ તે; સંકટ; પીડા; દુઃખ; આપત્તિ; ઉપદ્રવ; ઈતિ. ૨ તોફાન; બંડ. ૩ ધાંધલ. ૪ અમંગળ; અભદ્ર.

**ઉત્પાતીઉં,** વિ. ઉત્પાત કરે એવું તોફાની; ધાંધલીઉં. ૨ મસ્તીખોર. ૩ અપશુકનઆળ. ૪ જંપીને બેસે નહિ એવું.

**ઉત્પાદક,** વિ. (સં.) ઉત્પાદન કરનાર; પેદા કરનાર; નિર્માતા; ઉપજાવનાર. ૨ ઈશ્વર; સરજનહાર.

**ઉત્પાદન,** ન. (સં. उद्+पत्=ઉત્પન્ન થવું ઉ.) ઉત્પન્ન કરવાનો જે વ્યાપાર તે; પેદાશ; ઉત્પત્તિ. ૨ ફળ.

**ઉત્પીડન,** ન. (સં. उद्+पीड्=પીડવું.ઉ.) એક બીજાને સામસામી પીડા કરવા તે; સ્પર્દ્ધા; હરિફાઈ; ગડસાચંડસી. ( એક બીજાની ઉપર

આક્રમણ કરવું; એક બીજાને દાબી દેવાનો યત્ન કરવો તે.

ઉત્પ્રેક્ષા, સ્ત્રી. (સં. उद्+प्र+ईक्ष्=જોવું. ઉ.) એકબીજાને મળતી આવે એવી વસ્તુઓ ઉપર તર્ક કરવો તે; સરખામણી; નિદર્શકતર્ક-ઉપમા; એકાદ કારણ બતાવી સંભાવના કરી હોય તે પણ ઉત્પ્રેક્ષા કહેવાય.

ઉત્પ્રેક્ષિત, વિ. (સં. उद्+प्र+ईक्ष्=જોવું. ઉ.) ઉત્પ્રેક્ષા કરી હોય એવું; ઉત્પ્રેક્ષા કરાએલું;

ઉત્સંગ, પુ. (સં.) ખોળો; અંક; ઉછંગ; ગોદ. ૨ તળેટી; કટણ; પાર્શ્વ ભાગ. (પર્વતનો ઉત્સંગ.)

ઉત્સર્ગ, પુ. ન. (સં. उद्+सृज्) તજી દેવું તે; ત્યાગ; દાન; છોડી દેવું; મૂકી દેવું તે. ૨ આપી દેવું-અર્પણ કરવું તે; અર્પણ; નિવેદન; સમર્પણ.

ઉત્સર્જન, ન. (સં.) ત્યાગ; સમર્પણ; દાન. ૨ છ માસે કરવામાં આવતી એક વૈદિક ક્રિયા.

ઉત્સવ, પુ. (સં.) ગાઈ બજાવીને મોજ કરવી તે; આનંદનો મેળાવડો; માંગલિક ધામધુમ; ઓચ્છવ.

ઉત્સારક, વિ. (સં. उद्+सृ=દૂર કરવું. ઉ.) ખસેડનાર; દૂર કરનાર. ૨ પુ. દ્વારપાળ; ચોકીદાર.

ઉત્સાહ, પુ. (સં. उद्+सह्=યત્ન કરવો. ઉ.) કોઈ કામ કરવાનો જે ઉમળકો તે; ઉત્કંઠા; હોંસ; ઉમંગ. ૨ આનંદ; હર્ષ; ઓચ્છવ; ઉલટ; ઉલ્લાસ; ખુશી. વીરરસનો એક સ્થાયી ભાવ.

ઉત્સાહભંગ, પુ. (સં.) મનોભંગ; મનનું પડી જવું તે. નાહીંમત થવું તે; નાઉમેદી. ઉલ્લાસ ન રહેવો તે; નાસીપાસી.

ઉત્સાહવંત-વાળું, વિ. હોંમવાળું; હોંસીલું; ઉમંગી. અમુક કામ કરવાનો જેના મનમાં ઉત્સાહ હોય એવું.

ઉત્સાહી, વિ. ઉત્સાહવાળું; હોંસી; ઉમંગી.

ઉત્સુક, વિ. (સં. उत्-उद्योगं-सौति. ઉ.) અધીરું; ઉતાવળું; આતુર; ઉત્કંઠિત; ઇચ્છાવાળું. ૨ હોંસીલું; ઉમંગી; તલસતું.

ઉત્સુકતા, સ્ત્રી. સં.) આતુરતા; અધીરાઈ; ઉત્કંઠા; હોંસ; ઉમંગ.

ઉથમીજીરૂં, ન. એક જાતની ઔષધિ; જીરાની એક જાત.

ઉથલપાથલ, સ્ત્રી. (સં. परिवर्तन ઉ. प्रा. हे. उत्थल्लणम् ઉ.) તળે ઉપર થઈ જવું તે; ફેરફારી; ગડબડ; અરાજકતા; પરિવર્તન.

ઉથલવું, અ. ક્રિ. (સં. उद्+स्थल्=થળવું-ફરવું. ઉ.) ઉથલી પડવું; ગડી જવું; ઉધું પડવું; ગુલાંટ ખાઈ નીચે પડવું; પાછું પડવું.

ઉથલાવવું, સ. ક્રિ. ફેરવવું; એક બાજુ ઉપરથી બીજી બાજુ ઉપર નાંખવું; ઉથલે એમ કરવું. ૨ બદલવું, ફેરવી નાંખવું. સ્થાન ઉપરથી ઉલટાવી નાંખવું.

ઉથલીપડવું, અ. ક્રિ. સ્થાન ઉપરથી ગુલાંટ ખાઇ પડી જવું. સ્થિર ન રહેતાં ગબડી જવું; ઉથલાઇ જવું.

ઉથલો, પુ. આગલી કડી (પદ)ના અક્ષરોથી અને શબ્દોથી બીજા રાગમાં આરંભ કે ઉપસંહારની જે કડી તે. ૨ ફેર પડયા પછી ફરીને મંદવાડ થઇ આવવો તે. ૩ સામો જવાબ આપવો તે; ચટકો લાગે એવું સામું કહેવું તે. ૪ ઉથલાવીને જવાબ દેવો તે; ફરીને એવુંએ થવું તે.

ઉથાપ, સ્ત્રી. ઉથાપવું તે; ઉથલો; સામી થાપ મારવી તે.

ઉથાપન, ન. (સં.) જુઓ ઉત્થાપન.

ઉથાપવું, સ. ક્રિ. ઉલટાવી નાંખવું. ૨ ન માનવું; અનાદર કરવો. ૩ સામા થવું.

ઉથામવું, સ. ક્રિ. કોઇ પણ વસ્તુને ઉપાડી ઉપાડીને આમ તેમ ફેરવવી; ઉથલાવવી; ઉપાડયા કરવું; ઉથકવું. ૨ મિથ્યા મહેનત કરવી; ફેરવવાનો શ્રમ લેવો. ૩ આમતેમ ફેરવી ફેરવીને જોવું; તપાસવું.

**ઉથામાવવું**, સ. ક્રિ. પ્રે. ઉથામે એમ કરાવવું.

**ઉથેવો**, પુ. ( મા. થેંવ=ટપકું-બિંદુ ) ઘરના છાપરામાંનું કાણું; ઝાઝખાઈ.

**ઉથો**, પુ. કહેવાણ સળો; સડો. ઉથો કુથો=નાની મોટી કચુંબર. જેમાં નાનું અને નમાલું ઘણું કરવાનું હોય એવું કામ.

**ઉદ્**, અ. સંસ્કૃત ભાષાના વીસ મુખ્ય ઉપસર્ગોમાંનો એક ઉપસર્ગ. ઉપર, બહાર, જુદું, નઠારૂં વગેરે અર્થમાં તે નામ, વિશેષણ અને ધાતુ વગેરેની આગળ આવે છે.

**ઉદ**, ન. (સં. उदक ઉ.) ઉદક; પાણી; જળ; નીર. 'ઉદ ઉદધિ સ્પર્શ ન ધાર યમુના, વસે યમુના નીર.' દયારામ.

**ઉદક**, ન. (સં.) પાણી; જળ; અંબુ; નીર.

**ઉદકોદર**, ન. (સં. उदक+उदर=પેટ ઉ.) પાણીથી ભરાઇ ગએલું જે પેટ તે; જળોદર; પેટમાં પાણી ભરાઈ રહેવાનો એક જાતનો રોગ.

**ઉદગ્ર**, વિ. (સં. उद्+अग्र=અણી.) ઉંચી અણીવાળું; ઉભી અણી હોય એવું. ૨ ઉંચું; ઉભેડું. ૩ આગળ વધેલું; વૃદ્ધ; ઘરડું.

**ઉદધિ**, પુ. (સં.) દરીઓ; સમુદ્ર; મહાસાગર.

**ઉદપાન**, ન. (સં.) પાણી પીવાનું જે સ્થાન તે; હવાડો; ઢોરને પાણી પીવાનો જે હોજ તે. ૨ પરબ.

**ઉદબત્તી**, સ્ત્રી. અગરબત્તી; ધૂપસળી.

**ઉદબુદો**, પુ. (સં. उद्बुद्बुद्=પરપોટો.) પાણીનો પરપોટો; બુદબુદ; પરપોટો. (કહેવાણથી પાણીની નીચેથી ખરાબ હવા ઉપર આવતા પાણીની સપાટી ઉપર પાણીના જે ગોળ પોકળ આકાર થાય છે તે.

**ઉદંબર**, પુ. (સં. उदुम्बर. ઉ.) ઉંબરો; ઉમરડાનું ઝાડ; જંગલી અંજીરી. ૨ એક જાતના બ્રાહ્મણ. જુઓ ઉદુંબર.

**ઉદરંભરિ**, વિ. (સ. उदरं અને भृ= ભરવું. ઉ.) પેટભરૂં; પોતાનું જ પેટ ભરનાર; સ્વાર્થી. એકલું ખાધાનુંજ જેને જ્ઞાન હોય એવું; અકરાંતીઉં.

**ઉદય**, પુ. સં. उद्+इ=જવું. ઉ.) ઊગવું તે; ઉંચે ચઢવું તે; સૂર્ય ચંદ્રાદિ ગ્રહોનું ઊગવું; ક્ષિતિજની સપાટી ઉપર દેખાવું તે. ૨ શ્રેય; કલ્યાણ; ભરતી; ચઢતી. ૩ આવિર્ભાવ; ઉદ્ભવ; જન્મ. ઉદય કરવો=ચઢાવવું; કલ્યાણ કરવું, ભરતી કરવી. ઉદય થવો=આબાદ હાલતે જવું. શ્રેય થવો.

**ઉદયકાળ**, પુ. (સં.) ચઢતીનો સમય; શ્રેય થવાનો વખત. ૨ આબાદીનો વખત. ૩ ઊગવાનો-ઉત્પન્ન થવાનો વખત.

**ઉદયગિરિ**, પુ (સં. उदय+गिरि=પર્વત.) જ્યાંથી ઉદય થાય છે તે પર્વત, અથવા ઉચ્ચ ભૂમિ; સૂર્ય ચંદ્રાદિ ગ્રહોનો ઉદય જેની પેલી તરફ થાય છે એવો પૂર્વ દિશામાં આવેલો કલ્પિત પર્વત.

**ઉદયન**, પુ. પાંડવ વંશનો એક રાજા. સિદ્ધરાજનો મુખ્ય પ્રધાન.

**ઉદયાચલ**, પુ. (સં. उदय અને अ= નહિ+चल्=હાલવું ઉ) ઉદયગિરિ; પૂર્વ દિશામાં કલ્પાએલો એક પર્વત.

**ઉદયાસ્ત**, પુ. (સં. उदय+अस्त. ઉ.) ઉદય અને અસ્ત થવો તે; ચઢતીપડતી; વધઘટ; ચઢઉતર; અસ્તોદય.

**ઉદર**, ન. (સં.) પેટ; હોજરી. ૨ જઠરાશય. ૩ ગર્ભાશય. ૪ ઉત્પત્તિસ્થાન; મૂળ. ૫ મધ્ય ભાગ. ૬ પોલાણ ૭ આજીવિકા; ગુજરાન. 'ભીમ ઉદરને કારણે, રહ્યો રસોડા માંય' પ્રા. કા. ઉદરે આવવું=ગર્ભે આવવું; અવતાર લેવો. (જૈન.)

**ઉદરગ્રંથી**, સ્ત્રી. (સં.) ગુલ્મરોગ; પેટમાં ગાંઠ થાય એવો એક જાતનો રોગ.

**ઉદરણી**, સ્ત્રી. ભારેવાઈ; અધરણિઆત; સગર્ભા સ્ત્રી; બેજીવસોતી

**ઉદરત્રાણ**, ન. (સં. उदर+त्रा=રક્ષણ કરવું.) પેટરક્ષક; કમ્મરબંધ; કમ્મરપટો; પેટનું રક્ષણ કરે એવું કવચ.

**ઉદરનિર્વાહ**, પુ. (सं. उदर અને निः+ वह्=ગુજારો કરવો. ઉ.) ઉદરનો નિર્વાહ કરવો તે; ભરણપોષણ; ગુજરાન; આજીવિકા.

**ઉદરપોષણ**, ન. (सं. उदर+पुष्=પોષણ કરવું. ઉ.) ભરણપોષણ; ઉદરનિર્વાહ; આજીવિકા; ગુજરાન.

**ઉદવસ્ત**, વિ. ઉજડ; પાયમાલ. 'અયોધ્યા સુધી ઉદવસ્ત કરૂં એટલી હામ સુને.' શામળ.

**ઉદવાડા**, ન. સુરત જીલ્લામાંનું એક ગામ કે જ્યાં પારસીઓનું સૌથી મોટું આતસબહેરામ છે અને જેમાં ઈરાનથી લાવેલા અગ્નિનું સ્થાપન કરેલું છે.

**ઉદાત્ત**, વિ. (सं. उद्+आ+दा. ઉ.) આપવે લેવે ઉદાર મનનું; દાનસાગરસંપન્ન; સખી ખવાસનું; મોકળા મનવાળું; નિખાલસ. ૨ ઉંચો સ્વર કાઢવો તે; ઉચ્ચસ્વર.

**ઉદાન**, પુ. (सं.) શરીરમાં જે પાંચ જાતના વાયુઓ છે તેમાનો એક. (આ વાયુ કંઠ આગળ ઉત્પન્ન થઈ મસ્તક ઉપર ચઢે છે.)

**ઉદાર**, વિ. (सं. उद्+ऋ=ઉંચે જવું. ઉ.) ઉંચા સરલ અને દાનસાગશીલ સ્વભાવનું; પ્રાણીમાત્ર પ્રતિ હિત બુદ્ધિ-વૃત્તિવાળું; દાતા; પરોપકારી; સખી; સરલ; નિખાલસ; ખુલ્લા મનનું.

**ઉદારતા**, સ્રી. (सं.) ઔદાર્ય; ઉદારપણું; ઉદારવૃત્તિ; ઉદારશીલતા.

**ઉદારત્વ**, ન. (सं.) ઉદારપણું; ઉદારતા.

**ઉદારધી**, વિ. (सं.) ઉદાર બુદ્ધિવાળું; જેની દાનસાગશીલ બુદ્ધિ હોય તે; છૂટછાટથી કે માફ કરવાની વૃત્તિથી વર્તનાર તે.

**ઉદાહ્ય**, ન. ખટાટોપ; ખાલી ભભકો; ગોટાઇનો મિથ્યા દિમાક.

**ઉદાવર્ત**, પુ. (सं. उत् आ वर्त्=ફરવું. ઉ) ગોળાનો રોગ; મળ, મૂત્ર અને વાયુ રોકાઇ જાય એવો રોગ; ગુદગ્રહ.

**ઉદાસ**, વિ. (सं. उद्+अस्=હોવું ઉ.) ગમગીન; શોકાતુર; ખિન્ન; દીલગીર. ૨ નાખુશ; શોકાર્ત; દુઃખી. ૩ ત્યાગી; વિષય તરફ અપ્રીતિવાળું.

**ઉદાસી**, સ્રી. દીલગીરી; અફસોસ; શોકઃ ઉદાસ રહેવાનું જે કારણ તે. ૨ નાનકનો એક ધર્મ પંથ; અથવા તે પથનો માણસ-સાધુ તે.

**ઉદાસીન**, વિ. (सं. उद्+अस्. ઉ.) હર્ષ શોક, શત્રુ મિત્ર અને સુખ દુઃખની લાગણીઓ જેણે છોડી દીધી હોય એવું; વિતરાગ; વૈરાગી. ૨ ના. એક ધર્મ પંથ.

**ઉદાસીનતા**, સ્રી. (सं.) ઉદાસીનપણું.

**ઉદાસીનપણું**, ન. (सं.) ઉદાસીનતા.

**ઉદાહરણ**, ન. (सं. उद्+आ+हृ=હરવું. ઉ.) દષ્ટાંત; પ્રમાણ; દાખલો; અવતરણ; સાબીતી; પુરાવો; નમુનો; કિત્તો. ઉદાહરણ આપવું= દષ્ટાંત આપવું. ઉદાહરણ લેવું=દાખલો લેવો; શિક્ષા લેવી; શીખવું. ૨ દષ્ટાંત લેવું.

**ઉદિત**, વિ. (सं. उद्+इ=જવું ઉ.) ઊગેલું; ઉદય પામેલું. ૨ ખીલેલું; ફૂલેલું. ૩ જાગ્રત થએલું; વસ્તુસ્થિતિના ભાનવાળું. ૪ બોલેલું.

**ઉદીચી**, સ્રી. (सं. उद्+अंच=જવું. ઉ.) ઉત્તર દિશા; ઉત્તર.

**ઉદુંબર**, (सं.) ઉંમરો; જંગલી અંજીરનું ઝાડ. ૨ નપુસક. ૩ એંશી રતિનું એક વજન. ૪ બ્રાહ્મણોની એક જાત.

**ઉદે**, પુ. (सं. उदय. ઉ.) ઉદય; ઊગવું તે. 'અરુણ ઉદે હુઓ.' નૃસિંહ મહેતો.

**ઉદેતી**, વિ. (सं. उदय. ઉ) જે તિથિમાં સૂર્યનો ઉદય થતો હોય તે તિથિ; ઉદયવાળી.

**ઉદો**, વિ. કાળાશ પડતો; ખુલ્લો આસમાની (રંગ.)

**ઉદો-ઉદો**, અ. (सं. उदय=શ્રેય-કલ્યાણ ઉ.) જયજય; ઉદય, ઉદય હો! 'ઉદો ઉદો મા જગદંબે!'

**ઉદ્‌ગત**, વિ. (सं. उद्+गम्. ઉદ્‌ગમ) ઉપર ગએલું; ઉદિત; બહાર નીકળેલું; ઊગેલું. ૨ ઉંચું.

**ઉર્ધ્વગતિ**, સ્ત્રી. (સં.) ઉદ્ગમન; ઉંચે ચઢવું તે; ઉર્ધ્વગતિ. ૨ ઉદય. ૩ ઉત્પત્તિ.

**ઉદ્ગમ**, પુ. (સં. उद्+गम्=ઊગવું.) ઊગવું તે; ઉદય. ૨ ઉઘડવું-ખીલવું તે; ફાલ આવવો. (કુસુમોદ્ગમ) ૩ પેદા થવું; જનમવું તે; ઉત્પત્તિ; આવિર્ભાવ. ૪ પ્રયાન; બહાર જવું તે.

**ઉદ્ગાતા**, પુ. (સં.) સામવેદ જાણનારો બ્રાહ્મણ; સામ પ્રપાઠક; સામનાં ગાન કરનાર. ૨ યજ્ઞમાં સામવેદનો આચાર્ય.

**ઉદ્ગાર**, પુ. (સં. उद्+गॄ=ગરવું. ઉ.) બહાર ફેંકાવું તે; અવાજનું બહાર નીકળવું તે; ઉચ્ચાર; શબ્દ; બોલ. ૨ ઉદ્વમન; (કંઠમાં થઇને) બહાર ગરવું તે.

**ઉદ્ગીત**, વિ. (સં.) ઉંચેથી ગાએલું;મોટેથી બોલેલું. ૨ ઉંચે સ્વરે ગાએલું (સામગાન.)

**ઉદ્ગીથ**, પુ. (સં.) સામવેદનો પ્રણવ; સામ ઓંકાર.

**ઉદ્ઘાટ**, પુ. (સં. उद्+घट्ट्=ઉઘડવું, ખુલ્લું કરવું. ઉ.) ખુલાસો; ખુલ્લું કરવું તે. ૨ ચોક.

**ઉદ્ઘાટન**, ન. (સં. उद्+घट्ट. ઉ.) ખુલ્લું કરવું તે; ખુલાસો કરવો તે. ૨ રેંટ; ઘડી યંત્ર ૩ ચોક. ૪ ઉઘાડવાનું ઓજાર-કુંચી; ચાવી.

**ઉદ્ઘાત**, પુ. (સં. उद्+हन्=મારવું. ઉ.) આરંભ; શરૂઆત. ૨ પુસ્તકમાં ભાગ પાડવો તે. ૩ મુદ્ગર. ૪ વિ. ઉંચું-ઉત્તુંગ.

**ઉદ્ઘોષ**, પુ. (સં. उद्+घोष्=ગર્જવું. અવાજ કરવો. ઉ.) મોટો ઉંચો અવાજ; ઘાંટો; પોકાર; ઘોંઘાટ; સોરબકોર. ૨ ઢંઢેરો.

**ઉદ્ઘોષણા**, સ્ત્રી. (સં.) બૂમ; પોકાર; સાદ; ચીચિઆરી. ૨ લોકો જાણે તેમ મોટેથી જાહેર કરવું તે; ઢંઢેરો.

**ઉદ્દામ**, વિ. (સં. उत्+दाम=બંધન.) બંધન રહિત; નિર્બંધ; ઉચ્છૃંખળ; ૨ આકરું; ઉગ્ર; ગરમ; સ્વચ્છંદી.

**ઉદ્દામપક્ષ**, પુ. (સં.) આકળા-આગળ પડતા વિચાર ધરાવનારો જે એક રાજદ્વારી પક્ષ તે.

**ઉદ્દાલ**, પુ. (સં.) રાતા પઉં. ૨ કોદરા; એક જાતનું જંગલી ધાન્ય, હલકી જાતનું ખડધાન્ય; વનકોદા.

**ઉદ્દાલક**, પુ. (સં.) અરુણી ઋષિનો પુત્ર; ધૌમ્યનો શિષ્ય અને મોટો આત્મજ્ઞાની ઋષિ. એને નચિકેતા નામે વિરાગી પુત્ર હતો અને ઉદ્દાલકે તેને વેદાંતનો બોધ કર્યો હતો.

**ઉદ્દિષ્ટ**, વિ. (સં. उद्+दिश्=દેખાડવું-બતાવવું. ઉ.) બતાવેલું; ધારેલું. ૨ ઇચ્છેલું; ઉદ્દેશાએલું. ન. બતાવેલું રૂપ. ૨ (પિંગળ પ્ર. કેટલામો પ્રસ્તાર છે તે કહેવાની રીત.)

**ઉદ્દીપન**, ન. (સં. उद्+दीप्=પ્રકાશવું. ઉ.) પુષ્કળ દીપવું-પ્રકાશવું તે; ખૂબ દીપવું તે; પ્રકાશન; ખીલવું-વૃદ્ધિંગત થવું તે. ૨ પ્રજ્વલન-માન. ૪ તેજી બનાવનાર; ઉત્તેજનાર; કાવ્ય-શાસ્ત્રમાં એક વિભાવ.

**ઉદ્દેશ**, પુ. (સં. उद्+दिश्. ઉ.) મુખ્ય ધારણા; અસલ મતલબ; અનુસંધાન; અન્વેષણ; હેતુ; મૂળ; જે લક્ષ્ય તે; કારણ; અભિપ્રાય; ઈરાદો; આશય. ૨ દેખડાવવું તે. ૩ દૃષ્ટાંત. ૪ પ્રદેશ.

**ઉદ્દેશક**, વિ. (સં.) ઉદ્દેશ સંબંધી; મતલબનું. ૨ ઉદ્દેશને દર્શાવનારૂં.

**ઉદ્દેશ્ય**, વિ. (સં.) ઉદ્દેશનીય; ઈરાદો કરવા યોગ્ય હોય એવું; ઉદ્દેશેલું હોય એવું. ૨ ધારેલું; વિચારેલું; જેમાં કંઈ હેતુ રાખેલો હોય એવું; હેતુ મતલબવાળું. (વ્યાકરણમાં) વાક્યની હેતુ વાળી વસ્તુ; પ્રયોજન.

**ઉદ્ધત**, વિ. (સં. उद्+हन्=મારવું. ઉ. हत.) અવિનીત; જંગલી; ઉન્મત્ત થઈ વર્તનાર; અસભ્ય; ઉચ્છૃંખલ; બેઅદબ; જોઇએ તેથી વધારે છૂટ લઇને કામ કરનાર. ૨ જંગલી; ઉછાંછળું. ૩ ઘોર.

**ઉદ્ધતપણું**, ન. ઉદ્ધતાઈ; ઉચ્છૃંખલપણું; કોઇને નહિ બદતાં મનસ્વીપણે વર્તવાનો જે સ્વભાવ તે; અવિનય; અસભ્યતા; તોછડાઈ.

**ઉદ્ધતવેડા,** પુ. ઉદ્ધતના જેવાં વર્તન કરવાં તે; ઉદ્ધતની માફક કરવું તે. (આ શબ્દ બહુવચનેજ રહે છે.)

**ઉદ્ધતાઈ,** સ્ત્રી. ઉદ્ધતપણું; ઉચ્છૃંખળતા; ઉદ્ધત વર્તણુંક-ચાલ તે.

**ઉદ્ધરણ,** ન. (સં.) उद्+हृ-हर्=ઉંચકી લેવું-ઉપાડી લેવું. ઉ.) ઉદ્ધાર; ઉંચકી લેવું; ઉપાડી લેવું તે; બહાર કાઢવું; છોડવવું તે; વિમોચન. ૨ મુક્તિ; મોક્ષ; છૂટકારો. ૩ નિરાકરણ.

**ઉદ્ધરવું,** સ. ક્રિ. (સં. उद्+धृ=ઉંચકાવું-બહાર નીકળી આવવું.) બહાર-ઉપર આવવું; છૂટવું; ઉંચકાઇ ઉપર જવું. ૨ અ. ક્રિ. મુક્તિ મળવી; તરી પાર ઉતરવું.

**ઉદ્ધવ,** પુ. શ્રીકૃષ્ણનો પરમ મિત્ર, વૃષ્ણીઓનો માનિતો મંત્રી અને યાદવોમાંનો એક અગ્રેસર. ગોકુળ છોડયા પછી નંદ યશોદા અને ગોપીઓને શાંત કરવા શ્રીકૃષ્ણે એને ત્યાં મોકલ્યો હતો. દ્વારિકામાં પણ એ એમની પાસે મિત્ર તરીકે રહેતો.

**ઉદ્ધાર,** પુ. (સં. उद्+धृ=ઉપર ધરી રાખવું. ઉ.) મોચન; મુક્તિ·મોક્ષ; ત્રાણ; છૂટકારો.

**ઉદ્ધારક,** વિ. (સં.) ઉદ્ધાર કરનાર; ઉદ્ધાર કરે એવું; છૂટકારો અપાવનારૂં.

**ઉદ્ધારકારક,** વિ. (સં. उद्धार-कृ=કરવું. ઉ.) ઉદ્ધાર કરાવે એવું; જેનાથી ઉદ્ધાર થાય એવું.

**ઉદ્ધારણ,** ન. (સં.) ઉદ્ધાર. ૨ ઉદ્ધારક; છૂટું કરવું તે; ઉત્તોલન.

**ઉદ્ધારણહાર,** જુઓ ઉદ્ધારક.

**ઉદ્ધારનાર,** વિ. (સં.) ઉદ્ધાર કરનાર; છૂટકારો અપાવનાર. ૨ કલ્યાણ કરનાર; ઉગારનાર; સારૂં કરનાર. ૩ તારનાર.

**ઉદ્ધારવું,** સ. ક્રિ. (સં. उद्+धृ=ઉંચે ધરી રાખવું. ઉ.) ઉંચું કરવું; છોડવવું; બહાર કાઢવું; તારવું; ઉદ્ધાર કરવો. ૨ બચાવવું; ઉગારવું. ૩ સારી સ્થિતિમા લઈ જવું.

**ઉદ્ધ્વસ્ત,** વિ. (સં. उद्+ध्वंस्=નાશ કરવો. ઉ.) ઉજડ; ખેદાનમેદાન થએલું; પાયમાલ થએલું.

**ઉદ્‌ભટ,** પુ. (સં. उद्+भट्. ઉ) મોટો યોદ્ધો. ૨ વિ. મુખ્ય; આગેવાન. ૩ મહાત્મા; મહાશય.

**ઉદ્‌ભવ,** પુ. (સં. उद्+भू=ઉત્પન્ન થવું. ઉ.) જન્મ; ઉત્પત્તિ; પેદાશ. ૨ બહાર નીકળવું તે. ૩ ખુલ્લું થવું; જાહેર પડવું તે.

**ઉદ્‌ભાવિત,** વિ. (સં.) ઉત્પન્ન કરાએલું; ઉદ્‌ભાવેલું; પેદા કરેલું. ૨ કાલ્પનિક; ઉપજાવી કાઢેલું; બનાવટી.

**ઉદ્‌ભિજ્જ,** વિ. (સં. उद्+भिद्=ફૂટી નીકળવું. અને जन्=જનમવું. ઉ.) ફૂટી નીકળનાર; ઊગનાર; તરુગુલ્માદિ-વનસ્પતિ. જમીન તથા બીજાને ભેદીને ઊગેલું તે.

**ઉદ્‌ભિજ્જવિદ્યા,** સ્ત્રી. (સં.) વનસ્પતિશાસ્ત્ર; ભૂમિમાંથી તેને ફોડી-ભેદીને બહાર નીકળી આવનાર વસ્તુની સમજ તે; વનસ્પતિશાસ્ત્ર સંબંધી જે વિજ્ઞાન તે.

**ઉદ્યમ,** પુ. (સં. उद्+यम्=ઉપાડી લેવું-યત્ન કરવો.) કોઈ પણ કામમાં લાગવું તે; ઉદ્યોગ; કામ; ધંધો; રોજગાર. ૨ મહેનત; યત્ન; તજવીજ. ૩ વૃત્તિ. ઉદ્યમ વગર ભાગ્ય લુલું=ભાગ્ય ગમે તેટલું હોય તોપણ ઉદ્યમ કર્યા વગર કઈ મળતું નથી.

**ઉદ્યમવંત,** વિ. (સં.) ઉદ્યમવાળું; ઉદ્યમી; ઉદ્યોગી; કામધંધાવાળું. ૨ મહેનતું; યત્નવાન્.

**ઉદ્યમી,** વિ. (સં.) ઉદ્યમવાળું; ઉદ્યોગી. ૨ મહેનતું.

**ઉદ્યાન,** ન. (સં. उद्+या+अन. ઉ.) ફૂલઝાડ ને લતાઓ વગેરેવાળું વન; બાગ; વાડી; બગીચો.

**ઉદ્યાપન,** ન. (સં. उद्+प्रे. याप्=મોકલવું. ઉ.) કોઇ પણ ધર્મ કર્મની સમાપ્તિ કરવી તે; વ્રત, બાધા, બંધન ઇત્યાદિનું વિધિપુરઃસર વિસર્જન કરવું તે.

**ઉદ્યુક્ત**, વિ. (સં. उद्+युज्=તૈયાર થવું.) ઉદ્યોગમાં લાગેલું હોય એવું; કોઇ પણ કાર્ય કરવાને તૈયાર થએલું હોય એવું; ઉદ્યમયુક્ત.

**ઉદ્યોગ**, પુ. (સં. उद्+युज्=મંડવું. ઉ.) કામ પાછળ મંડવું તે; ઉદ્યમ; ધંધો, રોજગાર. ૨ કામ. ૩ મહેનત; યત્ન કરવો તે. ૪ શિલ્પાદિક કળાઓને લગતું જે કામકાજ તે.

**ઉદ્યોગશાળા**, સ્ત્રી. (સં.) જ્યાં ઉદ્યોગો શીખવાડવામાં આવતા હોય તે ઠેકાણું; ધંધાનું શિક્ષણ આપનારી જે શાળા તે; કળાભવન.

**ઉદ્યોગી**, વિ. (સં.) ઉદ્યમી; હંમેશ ઉદ્યોગ કરનાર; ધ્યાન રાખીને કામ કર્યે જનાર. ૨ મહેનતુ; ધંધાદારી; નવરૂં બેસી રહે નહિ એવું.

**ઉદ્યોજક**, વિ. (સં.) પ્રયોજક; સારી યોજના કરનાર.

**ઉદ્યોત**, પુ. (સં. उद्+द्युत्=પ્રકાશવું–ઝળકવું. ઉ.) પ્રકાશ; અજવાળું; તેજ; જ્યોતિ. ૨ આલોક. 'એ શો ઉદ્યોત વાળનાર છે?'= તેનાથી શું અજવાળું થવાનું છે? ૩ પ્રકરણ.

**ઉદ્વર્તન**, ન. (સં. उद्+वृत्=ઉછળવું. ઉ.) ઉછાળો; કૂદકો. ૨ (શરીરે ચોળવાનું તેલ–લેપ આદિ–) વિલેપન. ૩ ગેરવર્તણુંક; સારી રીતે નહિ ચાલવું તે.

**ઉદ્વહ**, પુ. (સં. उद्+वह्=લઈ જવું. ઉ.) વિવાહ. ૨ આકાશમાંના સાત વાયુઓમાંનો એક. ૩ પુત્ર.

**ઉદ્વાહ**, પુ. (સં. उद्+वह्=લઇજવું. ઉ.) લઇ જવું તે; વિવાહ; પરણવું તે.

**ઉદ્વાહન**, ન. (સં.) વિવાહ; લગ્ન; પરણવું તે. ૨ વિવાહની જે ક્રિયા વગેરે તે.

**ઉદ્વાહની**, સ્ત્રી. (સં) કોડી; વરાટક. (કાડીઓ.)

**ઉદ્વિગ્ન**, વિ. (સં. उद्+विज्=ડરીજવું–બીવું. ઉ.) બીધેલું; ચિંતાતુર; ઉંચા મનવાળું; ખિન્ન; ઉદ્વેગયુક્ત.

**ઉદ્વેગ**, પુ. (સં. उद्+विज्=ભય લાગવો બીવું.) ઉદ્‌ભ્રમ; ભય; શોક; ચિંતાને લીધે મનમાં થતી જે અકળામણ તે. ૨ ચિંતા; ફીકર; કાળજી. ૩ શોક; વ્યાકુળતા.

**ઉધ**, સ્ત્રી. (સં. वह् નું ऊढ. ઉ.) પૈડાંની ધરી અને ધુંસરા વચ્ચેનાં જે બે લાંબાં લાકડાં તે; ઉધીઉ; ચાક અને ધુરાને જોડનારો જે દંડ તે; માનદંડ.

**ઉધઇ**, સ્ત્રી. સળો કરનારી એક જાતની ધોળા કાડીઓ; ઉધેઈ.

**ઉધડ**, વિ. (સં. उद्धृत. ઉ.) ભાવતાલ કે માપ વજન કર્યા વગર એમને એમ જે લેવું આપવું તે; ઉચક; સામટું; એમને એમ એકદમ ઉપાડી લેવાએલું; જથાબંધ. ઉધડ ભાવ= વગર માપ વજન કર્યે જે કંઈ એક ઉચક રકમ આપવી લેવી તે. ઉધડમાપ કરવું=ઉપરચોટીઉ –આશરે પડતું–અધ્ધર કામ કરવું તે. ઉધડ જમાબંધી=મહેસુલી ઇજારો.

**ઉધડકવું**, અ. ક્રિ. (ઉર+ધડકવું=ધબધબ થવું.) છાતીનું ધબધબ થવું; ભય તથા શ્રમ વગેરેને લીધે હૃદયનું જોરથી ચાલવું; ધ્રૂજવું; ઝબકવું; ચોંકવું. 'અશુદ્ધે ઉધડકે નહિ, પાડે વાઘ બરાડ.' ગર્જના–હોકારો કરી ઉભા થવું. 'ઉધડકી ઉઠીઓ વૈકુંઠપતિ.' પ્રેમાનંદ.

**ઉધડીઉં**, વિ. ઉધડ કામ કરનાર. ૨ ઉધડ અપાએલું (કામ.) કાળજી વગરનું; ઉપર ચોટીઉં. ૨ ભાડાનું; દામ આપીને કરાવેલું; ભાડુતી.

**ઉધડું**, વિ. ઉધડ; સામટું; જથાબંધ; ભાવતાલ કરાવ્યા વગર ઉચક અપાએલું લેવાએલું.

**ઉધડુંલેવું**, સ. ક્રિ. ઉચક લેવું; ભાવ કે વજન કર્યા વગર આખો જથો અમુક એક રકમથી લેવો તે. ૨ ધડધડાવી નાંખવું; સામાનું કંઈ સાંભળ્યા વગરજ તેને સખત ઠપકો આપવો; ધમકાવવું; અદ્ધર ઉચકવું. 'લાડકોરનું હૈયું ભરાઈ આવવાથી તે કાંઇ બોલી શકી નહિ પણ આડોશીપાડોશીએ ધનલક્ષ્મીને ઉધડી લીધી.' બેબહેનો.

**ઉધમાત**, પુ. (સં. उन्माद. ઉ.) તોફાન; મસ્તી; ગડબડ; ધિંગાણું કરવું તે.

**ઉધરકવું**, ક્રિ. ઊંઘમાં બડબડવું; લવવું; ઉધડકવું. 'ઉધર કે ઉદરસે દેવગતિ તારીઆ.' વલ્લભ.

**ઉધરતું**, વિ. ઉધાર થતું જવું તે: ઉધાર લેવાતી વસ્તુ નામે ચઢ્યા કરવી તે. ૨ ઉછરતું; મોટું થતું. (પારસીઓમાં.)

**ઉધરવું**, અ. ક્રિ. ( સં. उद्+धृ. ઉ. ) અદ્ધર રહેવું; નામે ચઢવું–લખાવું; ભવિષ્યમાં આપવાનું રહેવું. (જે પેઢીનો ચોપડો હોય તે પેઢીમાંથી ખરચ માર્ગે અથવા કોઇને આપવા તરીકે જે નાણાં બહાર જાય તે ઉધારબાજુ કહેવાય અને તે બાજુએ જે લખાય તે ઉધરવું.) ૨ ઉછરવું; મોટા થવું.

**ઉધરસ**, સ્રી. (સં. उद्+घ्रस्=વીણી નાંખવું. ફેંકી દેવું. ઉ.) ગળાની નળીઓમાં ભરાએલા શ્લેષ્મને બહાર કાઢી નાંખવાને હાંસવું તે; હાંસો; કફ; ખોખલું. (ખુંખારીને શ્લેષ્મ કાઢવાથી.) ઉદરસ ખાવી=હાંસવું: ખુંખારવું: નળીમાંનો સળવળાટ દૂર કરવાનો યત્ન કરવો તે.

**ઉધરાવવું**, સ. ક્રિ. પ્રે. નામે લખાવવું: ખાતે મંડાવવું; ઉધારે એમ કરાવવું.

**ઉધરાવો**, (ઉધડાવો) પુ. એકાદ કાર્ય જે માથે લીધું હોય તે અથવા નિર્વિઘ્ન પૂરૂં થઈ જાય ત્યાંલગી મનમાં જે ઉચાટ રહે તે; અમુક જે અવશ્ય કરવાનુંજ હોય તે થતા સુધી રહેતી ફીકર તે. અરવારસ્ય.

**ઉધળવું**, અ. ક્રિ. (સં. उद्+द्वल्=ખેડવું–જવું. ઉ.) નાશી જવું; છટકી જવું. ૨ ગાળો ભાંડવી. ઉધળી જવું=નીકળી જવું.

**ઉધાન**, ન. (સં. उद्+धा. ઉ.) ઉંચે ચડવું તે; જોરથી ઉપડીને ઉંચે જવું તે. (શ્વાસ પાણી વગેરેનું.) ૨ શ્વાસ; દમ. ૩ ઉધરસ અને ઉટાંટીઆની કફ ચડવી તે. ૪ મોટી ભરતી; મોટી ભરતીને. પાણીનો જે ચઢાવ તે. (મોટી ભરતીનું પાણી તે ઉધાનનાં પાણી અને નાની ભરતીનું પાણી તે ખોટનાં પાણી કહેવાય છે. ૭. ચો.)

**ઉધાનપડી**, સ્રી. ઉધાનને બેસાડનારી ઓષધોની પડીકી. ૨ તેરની સંખ્યાનો સંકેત.

**ઉધાનપાયું**, વિ. ત્રણ પાયાનું; અડપાંસણું; ઓછી અક્કલનું; વલવલતું.

**ઉધામો**, પુ. (સં. उद्+धृ.) ઉભા થવા જેવો જે યત્ન તે; કોઈ પણ કાર્ય કરવાને મનને ઉશ્કેરવું તે; પ્રયાસ; પ્રયત્ન. ઉધામો કરવો=ઉધામા કરવા=પોતાના સત્ત્વ પૂરતો યત્ન કરવો; વારંવાર યત્ન કર્યા કરવો. એકવાર યત્ન કરવા છતાં પણ કાર્ય ન થાય તેમ છતાં તે કરવાને ફરીને યત્ન કરવો તે.

**ઉધાએલું**, વિ. ઉધાઇથી ખરાબ થએલું; જેને ઉધેઇએ ખણી ખાધું હોય એવું; કીડવાણું; સડી ગએલું.

**ઉધાર**, વિ. (સં. उद्+धृ.) અદ્ધર રાખવું તે; જેની પતાવટ–ચૂકવણી કરી ન હોય એવું. ૨ ઉછીનું આપેલું; જમે નહિ થએલું; પતીજ ઉપરનું; ઉધાર લેવું=પોતાની સાખ ઉપર–નાણાં આપ્યા વગર લેવું તે. 'ઉધાર આપવું'=ધીરવું; ઉધાર આપ અને નમતું જોખ=ધર્મની ગાયના દાંત જોવા.

**ઉધારપાસું**, ન. ઉધારે આપેલું લખવાની હિસાબી ચોપડામાંની જે બાજુ તે. ( આય વ્યે કરવાના વહેવારના લખાણમાં 'જમે' અને 'ઉધાર' એવા સામસામી બે બાબ પાડવામાં આવે છે. ચોપડાનો જે ધણી હોય તેને ત્યાં આવતું બધુંજ જમે બાજુએ અને જતું બધુંય ઉધાર પાસે લખાય છે.) ૨ ખરચ અને ધીરેલું જે કંઈ હોય તે; પાછી મળે એવી અને પાછી ન મળે એવી (ખરચાએલી) રકમ પેઢીમાંથી બહાર ગએલી સંખ્યા બતાવનારી બાજુ.

**ઉધારવું**, સ. ક્રિ. ઉધાર બાજુએ લખવું; નામે–ખાતે ચઢાવવું; આપેલી વસ્તુ કે રોકડને બદલે કંઈની ઉપર કોઈ રીતે મેળવી લેવી ઉમને તેના નામ ઉપર ઉધાર બાજુએ લખવી.

**ઉધારીઓ**, વિ. ઉધારે લેનાર; રોકડાં નાણાં નહિ આપનાર. ૨ ઉધારનું; ઉધાર આપવાનું. 'ઉધારીઓ ધંધો તે દેવાળાની નિશાની.'

**ઉધારો**, પુ. ( સં. उद्+धृ. ) આપવાનું ભવિષ્ય ઉપર રાખવું તે; બાકી રહેવા દેવું તે. ૨ વાયદો; વાર; વિલંબ. ૩ સાંસા; ખોટ. (અન્ન પાણીના ઉધારા.)

**ઉધીઓ**, (ઉધિયો.) પુ. જુઓ ઉધ; ઉધ્યો.

**ઉધેઈ**, સ્ત્રી. ( સં. उद्+धृ=ઉપર ખેંચી કાઢવું. ) કાગળ, કપડાં લાકડાંમાં જે ધોળું લીસું જીવડું થાય છે તે; એક જાતની ધોળી કીડીઓ. ઉધેઇ અંદરનો ભાગ ખોતરી ખાઈ માટી જેવો મળ ઉપર કાઢે છે.

**ઉધોરછંદ**, પુ. ચૌદ માત્રાનો છેલ્લે ગુરૂ અને લઘુ અક્ષર આવે એવો એક રાગ; છંદ.

**ઉધ્ધડજોશી**, વિ. ઠેકાણા વગરનો; જેમ તેમ પોતાનું ગાડું ગબડાવ્યે જાય એવો.

**ઉન**, સ્ત્રી. (સં. ऊर्ण. ઉ.) ઘેટાના નિમાળા. જુઓ ઊન.

**ઉનઇ**, વિ. ઓગણીસ; વીસમાં એક કમ.

**ઉનડ**, વિ. રખડતું; રઝળતું. ૨ આળસું; કામચોર; આખાં હાડકાંનું. ૩ લુચ્ચું.

**ઉનમ**, સ્ત્રી. (સં. ऊन=ઓછું. ઉ.) ઓછ; ઉણપ; ન્યૂનતા. ૨ હિણપત; લાંચ્છન.

**ઉનવા**, પુ. મુતરતાં લાય બળે એવો એક જાતનો મૂત્રરોગ.

**ઉનવાવું**, સ ક્રિ. મનમાં બળ્યાં કરવું; અંદરની પીડાથી કણકણવું.

**ઉનાબદાણા**, એક જાતની ઔષધિ.

**ઉનામણીઉં**, ન. પાણી ઉનું મૂકવાનું વાસણ. (માટીનું.)

**ઉનામણીઓ**, પુ. પાણી ઉનું કરવાનો દેગડો. (ધાતુનો.)

**ઉનામણું**, ન. પાણી ગરમ કરવાને માટે વપરાતું નાનું ધાતુનું અથવા માટીનું પાત્ર; દેગડી; હાંડી. 'ઉકળે છે ઉનામણું જે તે પાસે જાય; ચૂકે જરાએ ચોટ તો જીવનું જોખમ થાય.' ક. દ. ડા.

**ઉનામણો**, જુઓ ઉનામણીઓ.

**ઊનાવું**, જુઓ ધ્રઝરાવું.

**ઉનાળો**, પુ. (સં. उष्णकाल. ઉ.) ગરમીની મોસમ; ગરમ ઋતુ; ગ્રીષ્મકાળ; નિદાઘ. 'ઉનાળે ઉના વા વહાય, નદી સરોવર જળ સુકાય.' ક. દ. ડા. (શાસ્ત્રીય રીતે વર્ષમાં બબ્બે રાશિઓની એક એક એવી ૭ ઋતુઓ આવે છે. ૧ વસંત, ૨ ગ્રીષ્મ, ૩ વર્ષા, ૪ શરદ, ૫ હેમંત અને ૬ શિશિર. જોડની બે ઋતુઓ એક બીજાને ઘણીજ મળતી હોવાથી બબ્બેને કકડે ત્રણ ઋતુઓ અથવા મોસમો ગણાય છે. ૧ ઉનાળો, ૨ ચોમાસું અને ૩ શિઆળો. ફાગણથી જેઠ ઉનાળો, અસાડથી આસો ચોમાસું અને કાર્તિકથી મહા શિઆળો.)

**ઉનેવાળ**, પુ. બ્રાહ્મણોની એક જાત; મૂળ ઉનાના રહેવાસી જે બ્રાહ્મણો તે.

**ઉન્નત**, વિ. (સં. उद्+नम्=ઉંચું થવું; ઊગવું. ઉ.) સીધું; ઉભું; ઉંચું; ઉચ્ચ; પ્રૌઢ. ૨ ટટાર; જરા પણ નમેલું નહિ એવું; ઉભેડું.

**ઉન્નતિ**, સ્ત્રી. (સં. उद्+नम्. ઉ.) અભિવૃદ્ધિ; આબાદી; ચઢતી; ઉદય. ૨ મોટાઈ; મહત્તા.

**ઉન્નતિકારક**, વિ. (સં.) ઉન્નતિ કરે એવું; જેનાથી ઉન્નતિ થાય એવું.

**ઉન્મત્ત**, વિ. (સં. उद्+मद्.) ગાંડું; ઘેલું; ભાન વગરનું. ૨ કેફ કરવાથી ભાન ભૂલી ગએલું હોય એવું; કેફી; છાકટું; વ્યસની; અમલી. ૩ તાતા મિજાજનું; કોઇને પત કરે નહિ એવું. ૪ અવિનયી; અહંકારી; મગરૂર. ૫ ઉદ્ધત.

**ઉન્મત્તવાયુ**, પુ. (સં.) મનુષ્યને ગાંડું કરી નાખે એવો એક જાતનો વાતરોગ; મોહ; ઘેલછા; ચિત્તભ્રમવાયુ.

**ઉન્મત્તાઈ**, સ્ત્રી. ઉન્મત્તપણું; ઘેલછા. ૨ કોઇને નહિ લેખવવાપણું; ઉદ્ધતાઈ; છકેલપણું. ૩ મદ, છાક; મગરૂરી.

**ઉન્મન**, ન. નહિ મન તે; અભાવ; અપ્રીતિ; પ્રતિકૂળતા.

**ઉન્મનું**, વિ. (ઉન્મન, ઉન્મનો, ઉન્મની.) ઉંચા મનવાળું; અપ્રસન્ન; ખિન્ન; દીલગીર.

**ઉન્મની**, સ્ત્રી. (સં.) માયાથી મુક્ત થઈ બ્રહ્મમાં સમાઈ રહેવું તે; ચિત્તની એક અવસ્થા; મન વગરની યોગીની બ્રહ્મ પરાયણ થઈ ગએલી અવસ્થા. યોગની પાંચ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરિયા અને ઉન્મની, અવસ્થાઓમાંની છેલ્લી અવસ્થા તે.

**ઉન્માર્ગ**, પુ. (સં. ઉત્=ઉલટું+मार्ग=રસ્તો. ઉ.) ઉલટો–અવળો રસ્તો; કુમાર્ગ; અનીતિનો માર્ગ.

**ઉન્માદ**, પુ. (સં. ઉદ્+મદ્. ઉ.) ઘેલછા; ચિત્તભ્રમ; ગાંડછા. ૨ તોર; મદ; મમત; અહંકાર; ગર્વ; અભિમાન. ૩ મૃગી; ઘેલછા ઉત્પન્ન કરનારો એક રોગ; વાઈ; ફેફરાનો રોગ; એક પ્રકારનો સન્નિપાત.

**ઉન્મીલન**, ન. (સં. ઉદ્+मील्=આંખ ઉઘાડવી. ઉ) આંખો ઉઘાડવી તે; આંખ ઉઘાડવી તે; આંખોનું ઉઘડવું તે; જાગ્રત થવું તે. ૨ ખીલવું; ફૂલવું; મુક્ત થવું. (ગ્રહણ.)

**ઉન્મીલિત**, વિ. (સં. ઉદ્+मील्=ઉઘડવું. ઉ.) ઉઘડેલું; ઉઘડેલી આંખવાળું. ૨ ખીલેલું; વિકસિત; પ્રફુલ્લ; ખુલ્લું થએલું.

**ઉન્મુખ**, વિ. (સં. ઉદ્+मुख. ઉ.) ઉલટું; વિરુદ્ધ; પ્રતિકૂળ. ૨ ઇતરાજ; અપ્રસન્ન. ૩ આતુર; ઉત્સુક. ૪ તત્પર; તૈયાર; અણી ઉપરનું.:–મરણોન્મુખ.

**ઉન્મૂલન**, ન. (સં. ઉદ્+मूल्=ઉખાડી નાંખવું.) મૂળમાંથી ઉખાડી નાંખવું તે; મૂળ ખોદી નાંખવાં.

**ઉન્મેય**, વિ. (સં. ઉદ્+मा=તોળવું.) તોળવા–માપવાને યોગ્ય; વજન કરવા લાયક.

**ઉન્મેષ**, પુ. (સં. ઉદ્+मिष्. ઉ.) આંખની જે ઉઘાડવાસ તે; સ્પંદ; પલકારો.

**ઉપ**, અ. (સં.) પાસે; ઉપર; ઓછું; વગેરે અર્થ બતાવનારો સંસ્કૃત ઉપસર્ગ.

**ઉપઆનો**, પુ. એક આનાનો સોળમો ભાગ; પોણી પાઈ; (દેશી હિસાબમાં.)

**ઉપકંઠ**, પુ. (સં.) ગામ અથવા શહેરની નજીકનો જે ભાગ તે; પરવાડ. ૨ ગળસ્થળ; ગળું; અને ખભાની નજીકનો ભાગ. 'નખના ડંખની પંક્તિ ઉંડેરી ટંકિત છે ઉપકંઠે.' ગો. ગો. ૩ પર્વતના પગ આગળનો જે પ્રદેશ તે; તળેટી.

**ઉપકરણ**, ન. (સં. उप+कृ=કરવું.) કોઈ પણ કાર્ય કરવામાં જોઇતાં જે સાધન તે; સામગ્રી; સંભાર; સાહિત્ય; હથિઆર; શસ્ત્ર; ઓજાર.

**ઉપકરવું**, ક્રિ. ઉપકાર કરવો; દયાનું કાર્ય કરવું. 'બહુ ઉપકરીએ હોકે, પ્રભુને પેરપેર' જસવિજય.

**ઉપકળા**, સ્ત્રી. (સં.) મુખ્ય કળાથી ઉતરતી જે કળા હોય તે; નાની કળા.

**ઉપકાર**, પુ. (સં. उप+कृ. ઉ.) બદલાની ઇચ્છા વગર કોઇનું પણ કંઈ કાર્ય કરી આપવું તે; ભલું કરવું તે; કલ્યાણ; પાડ.

**ઉપકારક**, વિ. (સં.) ઉપકાર કરે અથવા કરી આપે એવું; ઉપકાર રૂપ થઈ પડે એવું; કલ્યાણકારક. ૨ ઉપકાર કરનાર; ઉપકારી.

**ઉપકારી**, વિ. (સં.) ઉપકાર કરે એવું. ૨ ઉપકાર કરનાર; જેમાં કોઇની પર ઉપકાર થયો હોય એવું. ૩ ઉપકારક; ઉપકારવાળું.

**ઉપકાર્ય**, વિ. ઉપકાર કરવા યોગ્ય, ઉપકારને લાયક. ૨ ઉપકાર કરવા જેવું.

**ઉપકૃત**, વિ. (સં.) આભારી; ઓશીંગણ; ઉપકારી.

**ઉપકૃતિ**, સ્ત્રી. (સં.) ઉપકાર; ગુણ; પાડ. ૨ કલ્યાણ કરવા જેવી જે કૃતિ તે.

**ઉપક્રમ**, પુ. (સં. उप+क्रम्=ચાલવું. ઉ.) મંડાણ; આરંભ; શરૂઆત. ૨ [illegible]

**ઉપક્રમણિકા**, સ્ત્રી. (સં.) ગ્રંથનો જે મુખબંધ તે; પ્રસ્તાવના. ૨ વિષયોની જે વિગત તે.

**ઉપક્રમણીય,** વિ. (સં.) ઉપક્રમ કરવા યોગ્ય; આરંભ કરવા લાયક.

**ઉપક્રોશ,** પુ. (સં.) નિંદા. ૨ ઠપકો.

**ઉપગતિ,** સ્ત્રી. (સં) પાસે જઇ પહોચવું તે; નજીક જવું તે. ૨ ઉતરતી ગતિ થવી તે.

**ઉપગમન,** ન. (સં. ઉપ+ગમ્=જવું. ઉ.) પાસે જવું તે; મળવું તે. ૨ જ્ઞાન. ૩ સ્વીકાર.

**ઉપગીતિ,** સ્ત્રી. (સં.) આર્યા અને ગીતિને મળતો તેવોજ એક છંદ-રાગ તે; ઉતરતી ગીતિ તે.

**ઉપગુરુ,** પુ. (સં.) વડા મહેતાજીના હાથ નીચેનો જે શિક્ષક તે; ઉપશિક્ષક.

**ઉપગ્રહ,** પુ. (સં.) મુખ્ય ગ્રહથી ઉતરતો ગ્રહ તે; ચંદ્ર; તારા વગેરે. (સૂર્યમંડળમાં સૂર્યની આસપાસ ફરનારા જે મુખ્ય ગ્રહો છે તે ગ્રહો અને તેમની આસપાસ ફરનારા જે ચંદ્રો છે તે ઉપગ્રહો કહેવાય છે.)

**ઉપંગ,** ન. (સં.) એક જાતનું વાદ્ય; એક વાજું.

**ઉપચક્ર,** ન. (સં.) નાનું ચાક અથવા ઉતરતું પૈડું.

**ઉપચક્ષુ,** ન. (સં.) ચશ્માં; ઉપનેત્ર.

**ઉપચય,** પુ. (સં.ઉપ+ચિ=ચૂંટવું) વધારો; વૃદ્ધિ; ઉન્નતિ; ઉચાઇ; લાભ. ૨ ઢગલો. ૩ લગ્ન કુંડળીમાંનાં ૩, ૬, ૧૦ અને ૧૧ માં સ્થાનો.

**ઉપચરણ,** ન. (સં.) વધારાનું પદ; ઉતરતું ગૌણપદ. ૨ ગૌણ આચરણ. 'શિષ્યની સેવા ગુરુ કરે, સાધુ અસાધુનું ઉપચરણ.' સુદામાચરિત.

**ઉપચાર,** પુ. (સં.) સારૂં કરવાને માટે જે ઉપાયો વગેરે કરવું તે; સારવાર; માવજત; ચાકરી; ઓસડવેસડ કરવાં તે. ૨ ઉપાય; તજવીજ; ક્રિયા. ૩ સંસ્કાર; માર્જન. ૪ સાધન; સામગ્રી 'ધૌમ્ય કહે તે મેળવજો સઉ, યજ્ઞ તણો ઉપચાર.' ૫ મેળવણ ઉપમા પદ. 'રામભક્ત' એજ ઉપચાર સારો શોભે છે.' (વિવેક.)

**ઉપચારક,** પુ. (સં.) ચિકિત્સક; ઉપચાર કરનાર; સારવાર કરનાર; સેવા કરનાર. ૨ સેવક; દાસ.

**ઉપચારિકા,** સ્ત્રી. (સં.) સેવિકા; દાસી; સારવાર કરનારી સ્ત્રી.

**ઉપછટ,** સ્ત્રી. (ઉપછત.) પુષ્કળ સાધનો હોવાં તે; કોઇપણ જાતની છત-સાધન હોવાં તે.

**ઉપજ,** સ્ત્રી. (સં. ઉદ્+પદ્=ઊગવું) ઉત્પન્ન થવું તે; પેદાશ; આવક. ૨ જન્મ; મૂળ; ઉત્પત્તિ; આવક; નફો; લાભ; ઉત્પન્ન; નીપજ; પાક; ફળ.

**ઉપજનીપજ,** સ્ત્રી. (સં. ઉત્પન્ન અને નિષ્પન્ન. ઉ.) ઊગવું અને વધવું તે; પેદા થવું ને રહેવું તે; આવક; ઉત્પન્ન. (ઉત્પત્તિ થાય અને વળી ઉત્પત્તિમાંથી પાછો નિષ્પત્તિ રૂપી લાભ થાય તે તે બધાનો વધઘટ, લાભ ખાધ વગેરે જતાં જે ચોખ્ખો નફો રહે તે.)

**ઉપજવું,** અ. ક્રિ. (સં. ઉપ+જન્. ઉ) ઉત્પન્ન થવું; મળવું; ફળ પ્રાપ્તિ થવી. 'ખેતરમાંથી કંઈ ઉપજતું નથી.' ૨ બળ ચાલવું; આજ્ઞા મનાવી; કર્યું થવું. 'ઘરમાં એનું કંઈ ઉપજતું નથી.' ૩ થવું; નીકળવું; નીવડવું. 'એકે છોકરો સારો ઉપજ્યો નહિ.'

**ઉપજવેરો,** પુ. ઉપજ ઉપર જે કર લેવામાં આવતો હોય તે; આયપત વેરો.

**ઉપજાતિ,** પુ. (સં.) અગિઆર અક્ષરનો ગણમેળ એક છંદ; ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રા એ બે છંદના મિશ્રણથી થએલો છંદ.

**ઉપજાવવું,** સ. ક્રિ. (સં.) ઉત્પન્ન કરવું; મેળવવું; પેદા કરવું. ૨ કલ્પવું; ઉભું કરવું; બનાવવું.

**ઉપજીવક** વિ. (સં.) કોઇની પાછળ જેની આજીવિકા ચાલતી હોય તેવું; આશ્રિત; અનુજીવી; સેવક; ચાકર; દાસ.

**ઉપજીવન,** ન. (સં.) ગુજરાન; આજીવિકા. (કોઈને આધારે ગુજરાન ચલાવવું તે.)

**ઉપજિહ્વા,** સ્ત્રી. (સં.) નાની જીભ; પડ જીભ. (જીભના મૂળ આગળ જે નાની જીભ જેવું પડ હોય છે તે.)

ઉપજીવિકા, સ્રી. (સં.) કોઇ ઉપર આધાર રાખતી જે વૃત્તિ તે; આજીવિકા; જીવિકા; વૃત્તિ; જીવનનો જે ઉપાય તે.

ઉપજીવી, વિ. (સં.) જુઓ ઉપજીવક.

ઉપજ્ઞા, સ્રી. (સં) ઉપદેશ વગર પ્રાપ્ત થએલું જે જ્ઞાન તે; પ્રેરણાનું જ્ઞાન.

ઉપજ્ઞાન, ન. (સં.) ગૌણજ્ઞાન; મુખ્ય જ્ઞાનથી ઉતરતું જે જ્ઞાન તે. ૨ સંસારજ્ઞાન.

ઉપટણું, ન. નહાતા પહેલાં શરીરે ચોળવાનું એક જાતનું સુગંધી દ્રવ્ય; પીઠી.

ઉપટવું, અ. ક્રિ. (સં. ઉત્+પદ્=ઉડી જવું.) ઉખળી જવું; ઊડી જવું; ફીકું થઈ જવું; ઉતરી જવું. (રંગની ધમક જતી રહેવી.) 'આ ઘરચોળાનો રંગ ઉપટી ગયો.'

ઉપટામણી, સ્રી. વરઘોડાના માંડવાને દિવસે સુરતના નાગરોમાં કન્યાનાં સગાંનો જે સંબંધપટ પહેરામણી પહેરવા આવેલા વહેવાઇની આગળ વાંચવામાં આવે છે તે. (નર્મ.)

ઉપટો, પુ. જુઓ ઉકરો.

ઉપડવું, અ. ક્રિ. (સં. ઉત્+પત્ ઉ.) બહાર નીકળવું; ઉંચકાવું; ફૂટવું; ઉપસવું; ઉંચું થવું. ૨ આગળ વધવું; ચાલવા માંડવું; ગતિમાં આવવું. 'ગાડી ઉપડી.' ૩ પાયમાલ થઇ જવું; સત્યાનાશ જવું. 'એક છોકરાની પાછળ પાંચ ઘર ઉપડી ગયાં.' હાથ ઉપડવો=મારવું. પગ ઉપડવા=ઉતાવળા ચાલવું. ઉપડી જવું=ચાલી જવું; મરી જવું.

ઉપડાઇ, સ્રી. ઉપડામણ; ઉપડામણી.

ઉપડામણ, ન. ઉપાડવાની જે મજુરી તે; ઉપડાઇ; ઉપડામણી.

ઉપડામણી, સ્રી. ઉપડામણ; ઉપડાઇ.

ઉપડાવનાર, વિ. ઉપડાવી લઈ જનાર, ઉંચકાવનાર. ૨ ઉપાડવાની ફરજ પાડનાર.

ઉપડાવવું, સ. ક્રિ. પ્રે. ઉપાડે તેમ કરાવવું; ઉંચકાવવું; ઉતાવરાવવું.

ઉપડેલું, વિ. (સં. ઉત્પતિત. ઉ.) ઉંચું થએલું; આયતિમાં આવેલું.

ઉપણનાર, વિ. ઉપણવાની ક્રિયા કરનાર; અનાજને ચોખ્ખું કરવાને પવનમાં ઉડાવનાર; ઝાટકનાર.

ઉપણવું, સ. ક્રિ. (સં. ઉદ્+પૂ=ચોખ્ખુ કરવું. ઉ.) અનાજને કણસલાંના છોડામાંથી જુદું પાડવાને પવનની સામી ફુંકે ઉડાડવું; પવન નાંખીને ચોખ્ખું કરવું; ઝાટકવું; સાફ કરવું.

ઉપણાવવું, સ. ક્રિ. પ્રે. ઉપણે એમ કરાવવું; ઉપણવામાં મદદ કરવી.

ઉપણીઆં, ન. ઉપણવાનાં જે સાધન તે; ૨ ઉપણવાના ટોપલા સૂપડાં વગેરે.

ઉપતર, પુ. (સં. ઉપ=બીજું+તટ્=કિનારો.) ઓછા વાપરવાળો જે કિનારો તે; કિનારા નજીકની જે જગા તે; બારું.

ઉપતાપ, પુ. (સં. ઉપ + તપ્=તપવું. ઉત્તાપ. ઉ.) ઉતાપો; સંતાપ; દુઃખ; પીડા; ખેદ; ક્લેશ.

ઉપદંશ, પુ. (સં. ઉપ+દંશ્=કરડવું. ઉ.) કરડવું તે; ડંખ; દંસ. ૨ ચાંદીનો રોગ; ટાંકી.

ઉપદાન, ન. (સં. ઉપ+દા=આપવું. ઉ.) મોટા દાનની પાછળ જે કંઇ થોડું દાન આપવું તે. ૨ લાંચ રૂશ્વત. ૩ નજરાણું; ભેટ સોગાત.

ઉપદિષ્ટ, વિ. (સં. ઉપ+દિશ્=ઉપદેશ કરવો. ઉ.) ઉપદેશેલું; જેને ઉપદેશ થએલો હોય એવું. ૨ જેને આજ્ઞા થએલી છે એવું.

ઉપદેવતા, સ્રી. (સં) નાના દેવ; ઉતરતા દેવ. યક્ષ; વિદ્યાધર; ગંધર્વ-અપ્સરાઓ વગેરે ઉપદેવતા ગણાય છે. (દેવના જેવાં તે ઉપદેવતા.)

ઉપદેશ, પુ. (સં. ઉપ+દિશ્=શીખવવું. ઉ.) બોધ; શિક્ષણ; સમજણ; શિખામણ; હિતવાદ; શિક્ષા; જ્ઞાન. ૨ સલાહ; મસલત. ૩ મેનસ્પૃી; આજ્ઞા; હુકમ. મંત્ર આપવો તે; દીક્ષા.

ઉપદેશક, પુ. (સં.) ઉપદેશ કરનાર; ગુરુ.

**ઉપદેષ્ટા**, પુ. (સં.) ઉપદેશકર્ત્તા; ગુરુ; આચાર્ય.

**ઉપદેશકારક**, વિ. (સં. उपदेश+कृ= કરવું. ઉ.) ઉપદેશ કરે એવું; જેમાંથી ઉપદેશ મળે એવું; ઉપદેશ કરનારૂં.

**ઉપદેશવું**, ક્રિ. ઉપદેશ કરવો; બોધ આપવો; કંઈ કામ કરવાની સલાહ આપવી; પ્રેરવું; ગોન્વું; ચેતવણી આપવી; શિખામણ દેવી; આજ્ઞા કરવી.

**ઉપદ્રવ**, પુ. (સં. उप+द्रु=પીડવું. ઉ.) બીજાને જેથી પીડા, દુઃખ, મુસીબત થાય તે; પીડા; દુઃખ; ઇજા. ૨ સંતાપ; ઉપાધિ; ત્રાસ. ૩ આપદા; જંજાળ; ઉત્પાત.

**ઉપધર્મ**, પુ. (સં.) ઉતરતો-ગૌણધર્મ તે; ૨ પાખંડ.

**ઉપદ્રવકારક**, વિ. (સં. उपद्रव+कृ= કરવું. ઉ. कारक.) ઉપદ્રવ કરે એવું; જેમાંથી ઉપદ્રવ થાય એવું.

**ઉપદ્રવી**, વિ. (સં. उपद्रव+इ=વાળું.) ઉપદ્રવવાળું; ઉપદ્રવ કરે એવું; પીડાકારક.

**ઉપદ્વીપ**, પુ. (સં.) નાનો બેટ. ૨ બેટ નહિ પરંતુ બેટને મળતો આવતો હોય એવો પાણીમાંનો જે ભૂભાગ તે.

**ઉપધાતુ**, સ્ત્રી. (સં. धातुसदृशो धातुः) ઉતરતી ધાતુ; ગૌણ ધાતુ; હલકી ધાતુ; ધાતુના જેવી જે ધાતુ તે ઉપધાતુ. (જે દ્રવ્યે ખુલ્લું ધાતુનું સ્વરૂપ ન લીધું હોય એવું અપરિપક્વ મૃન્મય દ્રવ્ય.) ૨ મિશ્ર ધાતુ. જેમકે પીતળ, કાંસુ વગેરે. મુખ્ય આઠ ધાતુઓ છે તેને મળતી બીજી ગૌણ સાત ઉપધાતુઓ કહેવાય છે. ૧ માક્ષિક, ૨ તુત્થક, ૩ અભ્રક, ૪ નીલાંજન, ૫ મનઃશિલ, ૬ હડતાળ અને ૭ રસાંજન.

**ઉપધાન**, ન. (સં. उप+धा=મૂકવું. ઉ.) ઓશીકું; તકીઓ.

**ઉપધાન્ય**, ન. (સં.) ખડધાન્ય; હલકી જાતનું અનાજ. (કાંગ, બંટી, સાગો વગેરે.)

**ઉપધારણા**, સ્ત્રી ( સં. उप+धृ=ધરવું. ઉ ) ચિત્તને એકજ વિષય ઉપર સ્થિર કરવાનો એક યૌગિક પ્રકાર.

**ઉપનયન**, ન. (સં. उप+नी=લઈ જવું. ઉ.) દ્વિજોના સોળ સંસ્કારમાંનો એક સંસ્કાર; જનોઇ દેવું તે; ઉપવીત સંસ્કાર; બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યના છોકરાઓને પોત પોતાના વેદાનુસાર અભ્યાસ કરવાને ગુરુને ઘેર મોકલતા પહેલાં તેને માટે તેઓ અધિકારી થાય એવા હેતુથી જે સંસ્કાર કરવામાં આવે છે તે. ૨ જનોઇ; ઉપવીત. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને યજ્ઞસૂત્ર ધારણાદિ રૂપ જે મુખ્ય સંસ્કાર તે; બટૂકરણ.

**ઉપનામ**, ન. (સં.) નાનું-ટુંકું નામ તે; અટક; અવટંક; ઓખર; આડનામ; ૨ લાડકું નામ.

**ઉપનાયક**, પુ. (સં.) વાર્ત્તા નાટક વગેરેમાં જે બીજું પાત્ર હોય છે તે. ( જેમ માલતી માધવમાં 'મકરંદ'.) ૨ ઉપપતિ.

**ઉપનિષત્**, ન. ( સં. उप+निषद्= બેસવું. ઉ.) વેદોને લગતાં તેના પાછલા ભાગનાં બ્રહ્મવિદ્યાની ચર્ચાઓથી ભરેલાં જુદાં જુદાં કેટલાંક પુસ્તક, પ્રકરણો, વિભાગો વગેરે છે તે. ઉપનિષદો લગભગ ૧૦૮ ઉપરાંત છે. વેદાંતશાસ્ત્ર; બ્રહ્મવિદ્યા.

**ઉપનેત્ર**, (સં.) ચશ્માં; ઉપચક્ષુ; આંખને મદદ કરનારા કાચને ધાતુના ચોકડામાં ગોઠવી નાકની ઉપર આંખની સામે કાનને આધારે રહે એવી રીતે બનાવેલી એક બનાવટ તે.

**ઉપન્યાસ**, પુ. (સં. उप+नि+अस्=મૂકવું. ઉ.) આપવું તે; બહાર પાડવું; જાહેર કરવું તે. ૨ બ્યાન; પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; ઉપક્રમ; વિચાર; આખ્યાન; કથાનક; વાદમુખ; વિચાર.

**ઉપનવું**, અ. ક્રિ. ઉત્પન્ન થવું; જન્મવું; અવતરવું; ઉપજવું. 'અસુર તણે કુળ ઉપન્યો તને વારૂં રે.' પ્રહ્લાદ.

**ઉપપતિ**, પુ. (સં.) દિયર; દેવર; દીઅર. ૨ યાર; આશક; જાર.

**ઉપપત્તિ,** સ્ત્રી. (उप+पद्=જાણવું. ઉ.) અમુક વસ્તુ પુરવાર કરવાને જે પ્રમાણો વગેરે આપવાં તે; સંગતિ મેળવવી તે. ૨ હેતુ. ૩ ઉપાય; સાધન; ઇલાજ. ૪ સિદ્ધિ; પ્રાપ્તિ; યુક્તિ. ૨ પુરાવો; પ્રમાણ.

**ઉપપત્ની,** સ્ત્રી. (સં.) રાખ. ૨ દાસી.

**ઉપપદ,** ન. (સં.) સરખું પણ કંઈક ઉતરતું પદ તે. ૨ એક પદની નજીકનું જે બીજું નાનું પદ તે. (રાજા-ઉપરાજા.) સમાસનું પહેલું પદ તે. (પ્રાદિ.) ૩ અવટંક; ઓળખ.

**ઉપપન્ન,** વિ. (સં.) સિદ્ધ; સાબીત-પુરવાર થએલું; ફલિત; નક્કી થએલું.

**ઉપપાતક,** ન. (સં.) ઉતરતું-હલકું પાપ.

**ઉપપાદન,** ન. (સં. उद्+पद्. ઉ.) જે ઉત્પન્ન કરાએલું હોય તે. ૨ ખાતરી કરી આપવી તે. ૩ સંપાદન; સંગ્રહ.

**ઉપપુર,** ન. (સં.) પરૂં; નગરની નજીક જે વાસ હોય તે; શાખાનગર.

**ઉપપુરાણ,** ન. (સં.) મહાપુરાણોથી ઉતરતાં જે નાનાં નાનાં પુરાણ તે. જેમકે-ગરૂડપુરાણ. નાનું પુરાણ.

**ઉપપ્રદાન,** ન. (સં.) ભેટ; નજરાણો. ૨ વધારામાં આપવું તે; લાંચ; ઉતકોચ.

**ઉપપ્લવ,** પુ. (સં. उप+प्लु=બોળી નાંખવું, હુમલો કરવો.) ઉપદ્રવ; ઉત્પાત; આફત; પાયમાલી. ૨ જુલમ; પીડા. ૩ આક્રમણ; ઘેરો; હુમલો. ૪ ગ્રહણ થવું તે; મોટો ઉત્પાત; વિપ્લવ.

**ઉપપ્લવકારક,** વિ. ઉપપ્લવ કરે એવું; નાશકારક; બોળી નાંખે-બુડાડી દે એવું; પાયમાલી કરે એવું.

**ઉપપ્લવી,** વિ (સં.) ઉપદ્રવવાળું; નાશકારક; મોટો ઉત્પાત કરે એવું.

**ઉપભોક્તા,** પુ. (સં. उप+भुज्=ભોગવવું. ઉ.) ભોક્તા; ભોગવટો કરનાર; ભોગવનાર; માલીક; ધણી; સ્વામી. ૨ વારસ.

**ઉપભોગ,** પુ. (સં. उप+भुज=ભોગવવું. ઉ.) ભોગવટો; ભોગવવું તે. ૨ અનુભવ; માણવું તે. ૩ સુખ લેવું તે, મઝા કરવી તે.

**ઉપમર્દ,** પુ. (સં. उप+मृद्=મારી નાંખવું. ઉ.) નાશ; વિનાશ; ક્ષય; ઘાણ.

**ઉપમર્દક,** વિ. નાશ કરનાર; વિનાશક.

**ઉપમા,** સ્ત્રી. (સં. उप+मा=સરખાવવું. ઉ) સરખામણી. ૨ મળતાપણું. એક વસ્તુને બીજી વસ્તુની સાથે સરખાવવી તે. ૨ બે વસ્તુનું એક બીજાને મળતાપણું બતાવવું તે; સાદૃશ્ય; દૃષ્ટાંત; નિદર્શન; ઉત્પ્રેક્ષા. ઉપમા આપવી=સરખામણી કરવી. ઉપમા કરવી=વધારવી; સ્તુતિ કરવી. ઉપમા લેવી=માન લેવું. ૨ દાખલો લેવો.

**ઉપમાતા,** સ્ત્રી. (સં.) ધાવ; ધવરાવનારી તે; ધાત્રી. ૨ ઓરમાન મા; શાવકી મા.

**ઉપમાન,** ન. (સં. उप+मा=સરખાવવું. ઉ.) જેની સાથે ઉપમા કરવાની હોય તે. જેમ કે 'તેનું મુખ ચંદ્ર જેવું છે' એમાં ચંદ્ર એ ઉપમાન છે. સરખાવવા યોગ્ય; મુકાબલો કરવા લાયક જે કંઈ હોય તે.

**ઉપમિતિ,** સ્ત્રી. (સં. उप+मा=સરખાવવું. ઉ.) સરખામણી; ઉપમા.

**ઉપમેય,** વિ. સં.) ઉપમાને યોગ્ય; સરખાવવા લાયક. 'મુખચંદ્ર' એમાં મુખ ઉપમેય અને ચંદ્ર ઉપમાન કહેવાય છે.

**ઉપયુક્ત,** વિ. ( સં. उप+युज्=જોડવું. ઉ.) બરોબર જોડાએલું; યોગ્ય; ઉચિત. ૨ કામનું; ઉપયોગી. ૩ બંધબેસ્તું આવે એવું; વખતસર કામમાં આવે એવું.

**ઉપયોગ,** પુ. (સં. उप+युज्=જોડવું. ઉ.) કોઇ પણ વસ્તુને પોતાના કામમાં લેવી તે; કોઇ વસ્તુનું કામમાં આવવું તે. ૨ કામ; વાપર; ખપ. ૩ જરૂરિયાત. 'ઉપયોગમાં આણવું'= નિરર્થક ન જવા દેતાં કામમાં લેવાય એવું કરવું તે. ૨ લાભકારક થઇ પડે એમ કરવું તે.

**ઉપયોગિતા,** સ્ત્રી. (સં.) પ્રયોજન; આનુકૂલ્ય; ઉપયોગપણું. ૨ જરૂર; અગત્ય; ફલસાધનતા.

**ઉપયોગી**, વિ. (સં.) ઉપયોગનું; કામનું. ૨ અગત્યનું; જરૂરનું. ૩ લાભકારક; ફાયદો કરે એવું; હિતકર.

**ઉપર**, અ. પર; ઉંચે. 'ઘર ઉપર કોણ એ ?' ૨ પેલી પાસ; વધારે. 'સો ઉપર દસ.' ૩ પછી. 'નક્કી થયા ઉપર વિચાર.' ૪ આગળ. 'તે તેની ઉપર છે.' ૫ ઉપરાણું, મદદ. 'મારૂં ઉપર કોણ કરે, એને વશ મર્વે સાથ.' ભાલણ. 'ઉપર આભ નીચે ધરતી'=નિરાધાર; નિરાશ્રિત. 'ઉપર કરવું'=ચઢાવવું. 'તું વૈષ્ણવનું ઉપર કરીશ તો સંસાર સાગર તરીશ.' હારમાળા. 'ઉપર થઇને કરવું'=કોઇએ ના કહ્યું હોય તેમ છતાં તેની અવગણના કરીને કાર્ય કરવું તે; પોતાને જોખમે કરવું તે. 'ઉપર નીચે થવું'=આતુર-અધીરા થઇ જવું. 'ગામની ગરીબ સ્ત્રીઓ પ્રધાનપત્નીની ખાતર કરવાને ઉપર નીચે થઈ રહી.' સરસ્વ. ૨ આકળા થવું. 'ઉપર પગ મૂકવો'=ન લેખવવું, આજ્ઞાને ગણકારવી નહિ તે. 'એવું કેવું અગત્યનું કામ છે કે હજુરશ્રીના હુકમ ઉપર પગ મૂકવો.' મુદ્રા. રા. 'ઉપર રહીને'=જાતે ઉભા રહીને, પોતાની દેખરેખતળે. 'ઉપર હાથ રાખવો'=નતિ ન આપવી; ચઢિઆતા રહેવું; સત્તા ચલાવવી. 'એ તો પોતાનો હાથ ઉપર રાખવાની મહેનત કરે છે.' ૨ 'જાજરમાન સાસુઓ વહુઓ ઉપર હાથ રાખ્યા વગર રહેતી નથી.' 'ઉપરનું ઉપર રાખવું'=નીચું પડવા ન દેવું તે. ૨ પોતાનો કક્કો ખરો કર્યા કરવો તે. ૩ માનભંગ થવા ન દેવું તે.

**ઉપરઉપરથી**, અ. ઉપરચોટીઉં. ૨ સહેજ; થોડું; જરા; કિંચિત્; સહેજસાજ. 'ઉપરઉપરથી વાંચી જાઓ.' 'ઉપરઉપરથી ઝાપટી નાંખો.'

**ઉપરક્ષક**, પુ. (સં. उप+रक्ष्=રક્ષણ કરવું ઉ.) હજુરીઓ; મુખ્ય રક્ષકના હાથ નીચેનો સિપાઈ.

**ઉપરચોટીઉં**, વિ. ઉપરઉપરથી જણાય કે થાય તેટલું; ઉપલકીઉં; જેવુંતેવું; થોડું; જરા; અસપૂર્ણ.

**ઉપરછલ્લું**, વિ. ઉપરચોટીઉં; થોડુંઘણું; સહેજસાજ; ઉપરનું; આછુંપાતળું.

**ઉપરટપકે**, અ. ઉપરઉપરથી. ૨ અદ્ધર-અમુક નિશાન કરી અદ્ધર રાખેલું તે; અટકળે; આશરે. ચોપડામાં રીતસર નહિ લખતાં એકાદ ઠેકાણે યાદી કરીને જે કંઈ આપ લે કરવામાં આવે તે.

**ઉપરણી**, સ્ત્રી. (સં. प्र+आ+वृ=ઢાંકવું. ઉ. प्रावरण. અથવા उत्तरीय ઉ.) ઓઢણી; ઉપર ઓઢવાનું જે વસ્ત્ર તે; સ્ત્રીઓનું ઉત્તરીય વસ્ત્ર-અંબર તે. 'માડી ! મેં તો હરખે ઉપરણી ઓઢી, મારે અખંડ વરની જોડી રે, મેં ખડ્ડ સારૂં કીધું.' પ્રા. કા.

**ઉપરણું**, ન. ખેસ; ચલોટો; પિછોડી; અંગવસ્ત્ર; ખભે નાંખવાનું પુરૂષનું કપડું.

**ઉપરણો**, પુ. જુઓ ઉપરો શબ્દ.

**ઉપરતિ**, સ્ત્રી. (સં. उप+रम्=બંધ પડવું. ઉ.) વિરતિ; વિરામ; વૈરાગ્ય. ૨ શાંતિ; શાંત પડવું તે; અટકવું; બંધ પડવું તે. ૩ નિવારણ; નિર્વેદ; કંટાળો. (કાં.)

**ઉપરદળ**, ન. (સં. उप=ઉપરનો दल=ભાગ. ઉ.) અમલો; જમીન ઉપર કરેલું બાંધકામ. ૨ પરથાર.

**ઉપરવટ**, વિ. (સં. उपरि=ઉપર वत्=જેવું.) ઉત્તમ; ચઢિઆતું. ૨ અ. ઉપર થઇને; ન ગણકારતાં. 'તારે મારી ઉપરવટ થઇને કામ કરવું નહિ.' ઉલટું; વિરૂદ્ધ; મરજી ઉપરાંત; અવજ્ઞા કરીને; ના કહ્યા છતાં પણ; ઉલ્લંઘન કરીને. ૩ પોતાને બીજા કરતાં વધારે ડહાપા માનવું તે.

**ઉપરવટણો**, પુ. ખલ ઉપરનો પત્થર તે; બત્તો; વટવો; વાટવાનો પત્થર.

**ઉપરવાડ**, સ્ત્રી. ઘર; ફળીઉં અથવા ગામની નજીકનો જે ભાગ તે; ઉપકંઠ; ઉપતટ. (ઉપ-પરવાડ. ઉપ=નાની-નજીકની અને પરવાડ =(પરિવાટ્) નજીકની પોળ-વાસ-ફળીઉં.)ઘરની -પોળની કે શહેરની જે હદ ભીંત-કોટ હોય

તેની નજીકનો ભાગ–કંપાઉન્ડની બહારનો ભાગ. 'ઉપરવાડે સૈયર કરે છે સાદજો.' દયારામ. 'ઉપરવાડે ઉભો રહીને, મોરલી ધમકે મીઠી.' પ્રહ્લાનંદ.

**ઉપરવાડીઓ,** પુ. ઉપરવાડે રહેનારો; ગામમાં નહિ પરંતુ પરામાં–બહારના વાસમાં રહેનારો; આશ્રિત. (અમુક ગામનું ખેતર હોય અને તે તે ગામનો નહિ પરંતુ બીજા ગામનો ખેડુત ખેડતો હોય તે ઉપરવાડીઓ કહેવાય છે.) વસાવેલા; મજુરી અથવા શુદ્રનું કામ કરવાને ગામની નજીક વસાવેલા જે આશ્રિત લોકો તે; ઉપરવાડીઆ; વસાવેલા.

**ઉપરવાડે,** ઉપરવાડે થઈને લેવું આપવું; વાતચિત કરવી અથવા બોલવુંચાલવું તે; પાછલે બારણે; પછવાડેથી; કંપાઉન્ડ–ઘર ગામની જે હદની વાડ કે ભીંત હોય તેની ઉપર થઈને કાર્ય કરવું તે. 'ઉપરવાડે આપલે કરવી તે સારી નહિ.'

**ઉપરવાસ,** પુ. (સં. उपरि=ઉપર वस् =રહેવું. ઉ.) ઉપર રહેવું તે; મેડે–માળ ઉપર રહેવાનું રાખવું તે. 'નાનાં નાનાં જગધાંવાળા કુટુંબને ઉપરવાસ શા કામનો?'

**ઉપરવાસીઓ,** પુ. (સં. उप=નજીકનો वस्=રહેવું. ઉ. वास=વસવાટ રહેનાર તે.) ગામની બહાર જે વસવાટ હોય તે; ઉપવાસ અને ત્યાં જે રહેતો હોય તે. ઉપરવાસીઓ. (રૂઢાર્થ.) અંસજ; ભંગી; ચાંડાળ; શુદ્ર; બહારવસો; ઝાડુ કહાડનાર.

**ઉપરવાસો,** જુઓ ઉપરવાસ.

**ઉપરાપરી,** અ. (સં. उपरि+उपरि ઉ.) વારંવાર; એક પછી એક; લાગલાગટ; એકની ઉપર બીજું બીજાની ઉપર ત્રીજું ત્રીજાની ઉપર ચોથું એવી જે થયેડી તે; ઉપરાછાપરી.

**ઉપરાછાપરી,** (ઉપરાચાપરી) અ. એક એકની ઉપર; એક પછી એક. (ખડકવું, નાંખવું, ગોઠવવું) તે; એક પછી બીજું–બીજા પછી ત્રીજું એવી જે પરંપરા તે.

**ઉપરાંટુ,** (ઉફરાંટું.) વિ. બાજુું; આડફેટું. ૨ બાજુ પાર્શ્વ તરફ વીઝવું તે. 'નાંખે પાટું પગ ઉપરાટે.' પ્રેમાનંદ. ૩ ઉભું; ઉભેડું; ઉભા ઢોળાવનું.

**ઉપરાજવું,** અ. ક્રિ. પેદા કરવું; ઉત્પન્ન કરવું.

**ઉપરાણું,** ન. બેની લડાઇમાં એકનો પક્ષ લઈ તેની સહાયમાં રહેવું તે; પક્ષ; કુમક; સહાય; ઉપરાળું.

**ઉપરાંત,** અ. (સં. उपरि+अंत. ઉ.) વધારેમાં વધારે હોય તેમ: વધારે; વિશેષત: ૨ સિવાય; વળી બીજું. ૩ પછી; પછવાડેથી; ઉપરથી.

**ઉપરામ,** પુ. (સં. उप+रम्=અટકવું.) નિવૃત્તિ; અવરતિ; વિરામ. ૨ અટકવું; બંધ પડવું તે. 'તે માયા પામશે ઉપરામ, જીવ ચંચળતા પામે તે ઠામ.' રત્નો. ૩ સંન્યાસ. ૪ શાંત પડી જવું તે; મોક્ષ; મુક્તિ; મૃત્યુ. આરામ; ઉપરતિ; ઉપરમ.

**ઉપરામણી,** સ્ત્રી. બે વસ્તુની કીંમતમાંનો જે તફાવત તે; વધારો.

**ઉપરાવવું,** (ઉપડાવવું.) સ. ક્રિ. ઉપડાવવું; લેવરાવવું; ઉંચકાવવું; ઉપાડીને કાઢી નંખાવવું.

**ઉપરાળું,** ન. પક્ષ; સહાય; મદદ; કુમક; ઉપરાણું.

**ઉપરી,** વિ. ઉપરનું; હરકોઈ કામ ઉપર જે નિયુક્ત થએલું હોય તે; તપાસ રાખનાર; વડું; નિરીક્ષણ કરનાર; ચોકસી રાખનાર; ઉપરથી જોનાર; મુખી; મુકાદમ; અધિકારી.

**ઉપરીપણું,** ન. વડાપણું; વડપણ; ઉપરીપદ; ઉપર દેખરેખ રાખવાપણું; ઘણા માણસોની ઉપર અથવા મોટા કામ કે ખાતા ઉપર તેના ઉપરી થઈને અમલ ચલાવવાપણું તે; ઉપરી તરીકેની જે સત્તા તે.

**ઉપરૂ,** (ઉફરૂ) વિ. પાસાભેર ઉભું; ઉપાડી નાંખવું તે; જુઓ ઉફરૂં.

**ઉપસાટ,** પુ. ઉપસણુ. ૨ સોજો. ૩ વધારો: ફુલાવો.

**ઉપસાવવું,** સ. ક્રિ. ઉપસે એમ કરવું; ફૂલાવવું; ઉપાડાવવું; ફુગાવવું.

**ઉપસાવું,** અ. ક્રિ. ઉપસવું; ફૂલવું. (એની મેળે કુદરતી રીતે ઉપસણુ થવું તે.) સુજવું.

**ઉપસ્કર,** પુ. (સં. उप+कृ=કરવું. ઉ.) સામગ્રી; સાહિત્ય. મુખ્ય વસ્તુને લગતી જે બીજી વસ્તુઓ તે: સંભાર. ૨ ઘટખટલો.

**ઉપસ્રી,** સ્રી. પરણેલી નહિ પણ રાખેલી હોય તે સ્રી.

**ઉપસ્થ,** ન. (સં.) સ્રી પુરૂષની ઓળખ જેનાથી થાય છે તે ચિન્હ; ગુહ્યેન્દ્રિય.

**ઉપસ્થાન,** ન. (સં. उप+स्था=પાસે ઉભા રહેવું. ઉ.) હાથ ઉંચા રાખી મંત્ર ભણતા દેવની સન્મુખ ઉભા રહેવું તે. ૨ દેવસન્મુખ ઉભા રહી ઉંચા હાથ કરીને સ્તુતિ કરવી તે.

**ઉપસ્થિત,** વિ. (સં.) આવેલું; નજીક ઉભેલું: પ્રાપ્ત થએલું; આવી પડેલું. ૨ પાઠે-મોંડે હોય તેવું; તૈયાર અને તૈયાર હોય તેવું.

**ઉપહસનીય,** વિ. (સં.) હસવા જેવું; મશ્કરી થાય તેવું

**ઉપહાર,** પુ. (સં.) उप+हृ=અર્પવું. ઉ.) પૂજાનો સરસામાન. 'લઇ પૂજાનો ઉપહારરે' સુદામા. ૨ બક્ષીસ; ભેટ; દાન. ૩ કીંમત; લવાજમ. 'આ માસિકનો ઉપહાર બે રૂપીઆ છે.'

**ઉપહાસ,** ન. (સં. उप+हस्=હસવું, મશ્કરી થવી. ઉ.) મશ્કરી; પરિહાસ; ચેષ્ટા કરવી તે. ૨ મશ્કરીમાં ઉડાવવું તે. ૩ ટોળ; મજાક.

**ઉપહાસ્ય,** ન. જુઓ ઉપહાસ; હસી કાઢવા જેવું.

**ઉપણું,** ન. ખાટલાની લંબચોરસતામાં પહોળાઇ રાખનારૂં જે લાકડું તે; લંબાઇએ રહેનારાં લાકડાં ઇસો કહેવાય છે અને પહોળાઇએ રહેનારાં લાકડાં ઉપળાં કહેવાય છે. માથું અને પગ જેની ઉપર રહે છે તે બે લાકડાંમાંનું એક.

**ઉપાક્રમ,** ન. (સં. उप+आ+कृ=કરવું. ઉ.) ઉપાકરણ; વેદાભ્યાસનો આરંભ કરતા પહેલાં કરાતી એક ક્રિયા. ૨ જનોઈ પહેર્યા પછી કરવાનું એક કર્મ.

**ઉપાખ્યાન,** ન. (સં. उप+आ+ख्या=કહેવું. ઉ) કથાનક; આખ્યાન; કથા; નાની વાર્તા. ૨ લોકમાં ચાલતી વાર્તા; દંતકથા. ૩ આડકથા; કહાણી. ૪ મહેણું.

**ઉપાંગ,** ન. (સં. उप+अंग.) ઉતરતું જે અંગ તે; અપ્રધાન ભાગ; વધારો; પરિશિષ્ટ; પુરવણી. 'ઉપવેદ' (ધર્મશાસ્ત્ર, ન્યાય મીમાંસા પુરાણ વગેરે વેદનાં ઉપાંગ કહેવાય છે.) ૨ તિલક; ટીલું; ત્રિપુંડ્ર.

**ઉપાંગલાલત,** ન. (સં.) એક જાતનું વ્રત.

**ઉપાડ,** પુ. ખપ; ખપત; ઉઠાવ. ૨ ચઢતી; તેજી; વધારો. ૩ ઉપસાટ; સોજો; સુજન. ૪ ઝનુન; ઉન્માદ; આવેશ. ૫ શરૂઆત; 'વાતનો ઉપાડ' કોશીશ; યત્ન; મહેનત; પ્રયાસ. ૬ નાણાં ઉપાડવાં તે. ૭ વાપર; ઉપયોગ. ૮ ઘરાકી; માગણી.

**ઉપાડવું,** સ. ક્રિ. (સં. उद्+पद्=ઉંચે જવું. ઉ.) ઉંચકવું; ઉઠાવવું. ૨ મૂળમાંથી ઉખેડવું. ૩ ખસેડવું; લઈ જવું. ૪ માથે લેવું; વહોરી લેવું. ૫ નાણાં મૂકેલાં હોય ત્યાંથી લેવાં તે; ૬ માથે લઈ લેવું. ૭ ચલાવવું; ગતિમાં મૂકવું; શરૂ કરવું; માંડવું. 'વાત ઉપાડવી.'

**ઉપાડીજવું,** ક્રિ. લઈ જવું; ઉચકી જવું. ૨ ખેંચી લઈ જવું; ઉઠાવી જવું. ૩ ચોરી જવું. ૪ ચલાવી લઈ જવું.

**ઉપારો,** પુ. ઉપડી શકે એટલો ઘાસ-કાંટા વગેરેનો જે ભારો તે; 'તે પાંચ ઉપારા કાંટા લાવ્યો.'

**ઉપાદાન,** (સં.) અંગીકાર; સ્વીકાર; પાસેનું કારણ; હેતુ.

**ઉપાધિ,** સ્રી. (સં.) પીડા; દુઃખ; સંકટ; આપદા. ૨ જંજાળ; પંચાત; ચિંતા; પડપૂછ. ૩ શુદ્ધ સ્વરૂપને બીજો સંબંધ લગાડવો તે: ઉપનામ; પદવી; અવટંક વગેરે. ખિતાબ; ઇલકાબ.

**ઉપાધ્યાય**, પુ. (સં.) વેદ ભણાવનારો જે ગુરુ તે; પુરોહિત; ઉપાધ્યો; ગોર. ૨ અધ્યાપક; મહેતાજી. 'ઘરનાં છૈયાં ઘંટી ચાટે, ઉપાધ્યાયને આટો'=પોતાને માટે ન હોય ત્યાં બીજાને શું આપવું. 'અજાણ્યો ઉપાધ્યો બમણું ઘી હોમે'=અજાણ્યાને સોંપેલું કામ સામું વધારે બગડે.

**ઉપાધ્યો**, જુઓ ઉપાધ્યાય.

**ઉપાન**, (ઉપાનહ.) ન (સં. उप+आ+नह् ઉ.) જોડો; પગરખાં; ખાસડાં. 'ઉપાન રેણુએ વ્યોમ છાયું, જોજન કોટાકોટ.' પ્રેમાનંદ.

**ઉપાંત**, અ. (સં. उप=પાસેનું અને અંત=છેડો. પાસેનો છેડો તે.) નિકટ; પાસે; સમીપ.

**ઉપાંત્ય**, વિ. (સં. उप+अन्त्य. ઉ.) છેલ્લાની પહેલાંનું; છેલ્લા અક્ષરની પૂર્વેનો જે અક્ષર તે ઉપાંત્યાક્ષર. (વ્યાકરણમાં.)

**ઉપાય**, પુ. (સં.) દુઃખમાંથી છુટવાને જે કંઈ કરવું તે; સુખ થાય એવી જે ક્રિયા તે; યત્ન કરવો તે; ઇલાજ; યુક્તિ; હીકમત. ૨ સાધન; રસ્તો. ૩ ચિકિત્સા; ઉપચાર; પ્રયોગ. (સામ, દામ, ભેદ અને દંડ, એ ચાર ઉપાય કહેવાય છે.)

**ઉપારંભ**, પુ. (સં.उप+आरंभ=શરૂઆત.) આરંભ; શરૂઆત. ૨ આરંભની પહેલાંનું જે કાર્ય તે.

**ઉપાર્જન**, ન. (સં. उप+अर्ज्=રળવું. ઉ.) કમાઇ. ૨ રળતર; લાભ; નફો; પ્રાપ્તિ; પેદા કરવું તે. ૩ સંગ્રહ; સંચય.

**ઉપાર્જના**, સ્ત્રી. (સં.) કમાઇને માટે જે સેવા કરવી તે; ચાકરી; નોકરી. ૨ કાલાવાલા; આજીજી; ખુશામત. ૩ કમાઇ; રળતર; પેદાશ.

**ઉપાર્જિત**, વિ. (સં. उप+अर्ज्=રળવું. કૃ.) રળેલું; કમાએલું; પ્રાપ્ત કરેલું; ઉપજાવેલું. 'વડીલોપાર્જિત ધન.'

**ઉપાલંભ**, ન. (સં. उप+आ+लभ्. ઉ.) સામાને શિખામણરૂપે કે બીજી રીતે કંઈ કહેવું તે; ઠપકો; ટાણો; મહેણું.

**ઉપાવવું**, સ. ક્રિ. ઉપજાવવું; પેદા કરવું; ઉત્પન્ન કરવું.

**ઉપાવું**, સ. ક્રિ. ઉપજાવવું; બનાવવું; પેદા કરવું. 'યવન ઉપાયા આઈ, ભક્ષી ગયા ભક્તને.' વલ્લભ.

**ઉપાશણ**, ન. ઉપાસન; ઉત્તેજન; સ્મરણ કરાવવું તે. 'ઉપાશણ કરવું'=ભૂલાઇ જવાએલા અથવા શાંત પડેલા કામને કે કોઈ બાબતને પાછી ચાલુ કરવાની સળી કરવી તે; ઉશ્કેરણી કરવી તે; ઉપક્રમ કરવો કરાવવો તે.

**ઉપાશ્રય**, પુ. (સં. उप+आश्रय. ઉ.) અપાસરો; થોડોક આરામ લેવાનું સ્થાન. ૨ આસરો; આશ્રય; સ્થાન.

**ઉપાશ્રિત**, વિ. (સં.) આશ્રિત; આશ્રયે રહેલું હોય એવું; અવલંબી; આશ્રયાગત; આશ્રય લેનાર.

**ઉપાસક**, વિ. (સં.) ઉપાસના કરનાર: ભક્તિ, સ્તુતિ, સેવા વગેરે કરનાર; સાધના કરનાર. ૨ ના. પુ. ભક્ત; સાધક.

**ઉપાસંગ**, પુ. (સં. उप+आ+संज्=એકઠું કરવું. ઉ.) ભાથો; તીર રાખવાનું મોટું મેણુ તે; ભારો.

**ઉપાસન**, ન. (સં. उप+आस्=બેસવું. ઉ.) ઉપાસના કરવી તે; સેવા; ભક્તિ કરવી તે; સાધના કરવી તે. ૨ સળી કરવી તે; કોઇ વસ્તુ સંભારી અથવા તો ઉશ્કેરી કરાવવાની સૂચના કરવી તે; શરૂઆત કરાવવી; કાર્ય કરવાને જાગ્રતિ કરાવવી તે. ૩ તીર ફેંકવાનો જે અભ્યાસ કરવા માંડવો તે.

**ઉપાસના**, સ્ત્રી. (સં. उप+आस्=બેસવું. ઉ.) કોઈ દેવનુ ને પ્રસન્ન થાય ત્યાં લગી ભક્તિ સેવન ઇત્યાદિ કરવું તે; પૂજન; ભક્તિ; પૂજા; આરાધના. ૨ ઉપાસનાના ત્રણ પ્રકાર છે. ૧ આત્મોપાસના, ૨ કર્મોપાસના અને ૩ જ્ઞાનોપાસના. વેદ પ્રતિપાદ ધર્મનાં કર્મ, ઉપાસના ને જ્ઞાન, એવાં ત્રણ અંગ છે તેમાંનું જે બીજું અંગ તે.

**ઉભયતાં**, વિ. બન્ને બાજુ; બેઉ તરફ.

**ઉભયથા**, અ. બેઉ રીતે; બે માર્ગે.

**ઉભયપક્ષ**, પુ. (સં.) બેઉ પક્ષ; બન્ને બાજુવાળાઓ.

**ઉભયલોક**, પુ. (સં.) આલોક અને પરલોક બેઉ લોક તે.

**ઉભયવિધ**, વિ. (સં.) બેઉ પ્રકાર; બેઉ રીતનું. (અકર્મક અને સકર્મક બેઉમાં ચાલતો ધાતુ હોય તે ઉભયવિધ કહેવાય છે.) ૨ બે બોલું; આમને તેમ બોલનાર. ૩ ઢોંગી; દભી; કપટી.

**ઉભયાન્વી**, વિ. (સં.) બેઉ-પક્ષ-પદનો અન્વય કરનાર; બે પદ અથવા બે વાક્યને જોડનારૂ. (અવ્યય.) ને, અને, વળી.

**ઉભયાન્વિત**, વિ. (સં.) બે તરફથી જોડાએલું; સધાએલું.

**ઉભયાર્થ**, વિ. (સં. ઉભય+અર્થ. ૬) બે અર્થવાળું; જેમાંથી આમ પણ અર્થ નીકળે અને તેમ પણ અર્થ નીકળે એવું; અસ્પષ્ટ; અવ્યક્ત; દ્વીઅર્થી. ૨ બેઉ રીતે કામ લાગે એવું. 'દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી.'

**ઉભયાલંકાર**, પુ. (સં.) જેમાં શબ્દાલંકાર તેમજ અર્થાલંકાર બેઉ આવતા હોય એવો જે અલંકાર તે.

**ઉભરણ**, ન. ઉભરાવું તે; ઉભરો આવવો તે. ૨ જોસ ચઢવો તે. ૩ આધો આવવો તે.

**ઉભરણી**, જુઓ ઉભણી.

**ઉભરામણ**, ન. ઉભરણ; ઉભરો. ૨ ઉભરાઈને જે બહાર નીકળી ગયુ હોય તે.

**ઉભરાવું**, અ. ક્રિ. ઉભરાઇ જવું; જોસ ચઢી આવવો; ગરમીના જોરથી ઉકળતા પ્રવાહીનુ ઉછળીને બહાર નીકળવું તે. ૨ ઉકળવું. ૩ ન માવું; ન સમાવું-અદરથી જયાબધ બહાર આવ્યા કરવું 'દર તો કીડીઓથી ઉભરાઇ જાય છે.'

**ઉભરો**, પુ. ઉભરણ; ઉભરાવું તે. ૨ જોમ; જુસ્સો; ઉછાળો; ઉમંગ 'ઉભરો આવવો'=ઉભરાવા માંડવું તે. ૨ લાગણી થઇ આવવી; મન ઉશ્કેરાઇ જવું. 'ઉભરો બેસવો'=ઉભરાતુ બંધ પડવું. ૨ શાંત થવું; મન ઠંડુ પડવું. 'ઉભરો કાઢવો'=મનમાં જે આનંદ ક્રોધ ઈર્ષા વગેરેની લાગણીનો જોસ હોય તે બહાર કાઢવો તે; જેટલું કહેવાનું લડવાનું હોય તે કહેવું લડવું તે.

**ઉભવું**, અ. ક્રિ. બે પગ ઉપર ટટાર ઉચા થવું તે; ઉભા રહેવું. (કાઠિઆવાડમાં ઉભવું ક્રિયાપદ વપરાય છે. ગુજરાતમાં ઉભા-રહેવું એવું દ્વિપદી ક્રિયાપદ વપરાય છે.)

**ઉભળવું**, અ. ક્રિ. ફરીને-વળી પાછું થવું; અંદરથી પાછું બહાર આવવું; નીકળી આવવું; ઉબળવું.

**ઉભળાવવું**, સ. ક્રિ. પ્રે. ઉભળે એમ કરવું.

**ઉભાંઉભાં**, અ. તુરતાતુરત; તરતને તરતજ; એકદમ; તાકીદે; તેજ ઘડીએ. 'હું ધારીશ ત્યારે ઉભાંઉભાં નાણાં લઈ લઈશ.'

**ઉભાઉભ**, અ. તૈયારને તૈયાર રહેવું તે; હજુરમાં હાજરને હાજર રહ્યા કરવું તે; ખડે પગે રહેવું તે; તત્પરને તત્પર; અવિશ્રાંત; વગર અટકવે કે વગર વિશ્રાંતિએ હાજરને હાજર રહેવું તે. ૨ ઉભાંઉભાં; ઝટપટ.

**ઉભાર**, પુ. ખોટું ભારેપણું તે; ઉપર ઉપરનું મોટાપણું તે; બહારનો દમામ તે. ૨ ઢોંગ; ખાલી દમામ; ખોટું મોટાપણું; ખાલી ભારેપણું દેખાવું તે. '૨ ઘાસનું વજન થોડું પણ ઉભાર ઘણો.'

**ઉભારહેવું**, અ. ક્રિ. પગ ઉપર ટટાર થવું અને ટટારના ટટાર રહ્યા કરવું તે; ઉભવું. જુઓ ઉભું.

**ઉભારીઓ**, સ્ત્રી. (બહુવચનમાંજ બોલાય છે) લાખ ભર્યા વગરની પોલી ઘુઘરીઓ.

**ઉભાળ**, વિ. ઉભેડું; ઉચું હોય તેવું. ૨ ઢાળ પડતું; ઢાળવાળું. 'ઉભાળ જમીન અને ઢલાળ ખેતરો.' (પર્વત કે ટેકરાના ઢાળવાળા ભાગની જમીન અથવા ખેતરો. ઉભાળ જમીન

ઉપર પડતું વરસાદનું પાણી ઢોળાવને લીધે નીચે જતું રહે છે, એટલે જમીનમાં પચતું નથી તેથી એ જમીન સુપીક ગણાતી નથી )

**ઉભીરાસ**, સ્ત્રી. ખેતરમાંનો કણસલાંસોતો જે પાક વગર વઢેલો રાખેલો હોય તે.

**ઉભુ'**, જુઓ ઉચુ'.

**ઉભુ'રહેવુ'**, જુઓ ઊભુ'.

**ઉભેડુ'**, વિ. ઉભુ' હોય એવું; બહુ ઢાળ પડતું નહિ એવું. 'આ સીડી બહુ ઉભેડી છે.'

**ઉભેતાં**, જુઓ ઉભયતાં.

**ઉભેળવુ'**, ક્રિ. ઉબેળવું; ખેતરમાં એકવાર એક અનાજ ઓર્યું હોય તેમ છતાં કોઇ કારણે તેને ફરીને ખેડી બીજું-બીજીવાર અનાજ ઓરવું તે. ૨ કરડ કરવી. ૩ વણેલું ઉકેલવું. ૪ દબાઇ ગએલી વાતને તાજી કરવી–ચર્ચવી તે. ૫ ભેળવવું-પાકથી તૈયાર થએલા ખેતરને ઢોરો પાસે ખવરાવી મૂકવું તે.

**ઉભેળો**, પુ. કરડ; અડધી ખંડાએલી ડાંગર.

**ઉમ'ગ**, પુ. (સં.) આનંદ; હર્ષ; ખુશી. 'ઉપજ્યો અંગ ઉમંગ અથાગ–જીવો વિક્ટોરિઆ.' ક દ. ડા. ૨ હોંસ; ઉલટ. ૩ ઇચ્છા.

**ઉમ'ગવુ'**, અ. ક્રિ. આનંદવું; ખુશી થવું. ૨ ઉત્પન્ન થવું. 'આનંદ ઉમંગ્યો રે, પ્રસર્યો સુખરસ રોમેરોમ.' પ્રેમા.

**ઉમ'ગી**, વિ. ઉમંગવાળું; હોંસી; આનંદી; હોંસીલું.

**ઉમટવુ'**, અ. ક્રિ. ફળવું; ઉતરવું. 'માવઠે મેહ વરસે ગડગડે, ફળ ન ઉમટે ને લાભા પડે.' અખો.

**ઉમડધુમડ**, અ. ઘુમટ જેવું છવાઇ રહેલું. 'ઉમડધુમડ ઘન છાયો ચો દિશ' પ્રા. કા.

**ઉમડીઉ'**, જુઓ ઉગડીઉ.

**ઉમણુ**, વિ. ભૂલ વગરનું; અદોષ; સુંદર.

**ઉમદુ'**, વિ ઉત્તમ; શ્રેષ્ઠ; સરસમાં સરસ; ધજ; તોફ.

**ઉમયા**, જુઓ ઉમા.

**ઉમર**, સ્ત્રી. વય. ૨ ઉબરો-ઉદુમ્બર. ૩ ઉંબરો. 'ઉમર તો કુંમર થયા, પાધર થયા પરદેશ.' હો. વાં. 'ઉમર ઓળંગી અંદર આવ,' એ બે જણને ઘરમાં લાવ.' શામળ.

**ઉમરખ**, (અભરખ–અભિલાષ.) હોંસ; અભિલાષ; ખુશી.

**ઉમરડાં**, ન. ઉંબરાનાં જે ફળ થાય છે તે.

**ઉમરડો**, પુ. ઉંબર-ઉદુમ્બરનું વૃક્ષ.

**ઉમરાવ**, પુ. (આ. ઉમરા–અ. ઉ.) અમીર' શ્રીમંત; મોટા લોક; સરદાર.

**ઉમરાવજાદો**, પુ. (આ. ઉમરા–અ+જાદ્= જન્મેલું. ઉ.) ઉમરાવનો છોકરો; અમીરજાદો; મોટો માણસ; શ્રીમંતનો કુંવર. 'પેલા વેવાઇને ઘેર હાલ પડે, હુલકાર પડે, કોઇ ઉમરાવજાદો આવ્યો રે.' સ્ત્રીગીત. ઉમરાવજાદી=અમીરપુત્રી, ઉમરાવની દીકરી.

**ઉમરો**, પુ. ઉમરડો; ઉદુંબર; ઉબરાનું ઝાડ; જંગલી અંજીરી; ઉંબરો.

**ઉમલવુ'**, અ. ક્રિ. (સં. उद्+मील= મળવું. ઉ.) ઉઘડવું; ખીલવું; ઢોરને વિયાવાનો વખત થવો. ૩ ભૂકો થવો; (કળીચૂનાનું) પીગળવું.

**ઉમલેટીઆ**, પુ. ચીમટીઓ, ચુંટીઓ; ગીલી કરવી તે.

**ઉમસ**, સ્ત્રી. મૂર્છા; વાઇ; ફેફરૂં. (સોરઠ.)

**ઉમળકો**, પુ. પ્રેમનો ઉભરો; મનમાંથી હેતનો ઉછાળો આવવો તે; વહાલ આવવું; હેતનો આવેશ.

**ઉમા**, સ્ત્રી. હિમવાન-હિમાલય અને મેનાની પુત્રી; શિવની પત્ની; દેવી; જગદંબા; પાર્વતી; મહાદેવી. ૨ કીર્તિ. ૩ કાંતિ.

**ઉમાડ**, પુ. (સં. उल्मुक=બળતું લાકડું.) ઉબાડીઉં; બળતું લાકડું; અગ્નિકાઇ. 'આવ્યો શર કરનો સુસવાડ, જાણે પ્રલયાગ્નિ કેરા ઉમાડ.' ગિરધર.

**ઉમાડીઉ'**, ન. બળતું લાકડું; ખોયણું.

**ઉલટ,** સ્ત્રી. ઔત્સુક્ય; હોંસ. ૨ ઉમેદ; આશા. ૩ ઉમંગ, મનનો હોંસભર્યો ભાવાવેશ. 'એમ કહી રાય નીસર્યો, ઉલટ અંગ ન માય.' પ્રા. કા. ૨ ઉલટાવું તે; પાછા ફરવું તે.

**ઉલટપાલટ,** જુઓ ઉલટપુલટ.

**ઉલટપુલટ,** વિ. અવળાસવળી; આમતેમ; આ બાજુ અને પેલી બાજુ; હેરફેર; ઉલટું સુલટું. ૨ ઉંધુંચતું; આડુંઅવળું; તળેઉપર; સવ્યાપસવ્ય.

**ઉલટભેર,** વિ. ઉલટભરેલું; હોંસી; અ. ઉલટથી; હોંસથી.

**ઉલટવું,** અ. ક્રિ. ઉલટથી કરવું; ઉલટ -હોંસ-ભેર-જોસમાં ધસવું-ધશી જવું તે. ૨ સામા થવું; તૂટી પડવું; મારવા મંડવું. 'બધા સિપાઇઓ નિશાનવાળા હાથી ઉપર ઉલટી પડ્યા.' ૩ મંડી પડવું; ટોળાંને ટોળાંબંધ ધશી જવું. 'જાણે કટકદળ ઉલટયાં, જાણે આવ્યો રેવાજનો સંઘ ભલે ભલે.' સ્ત્રીગી.ર.

**ઉલટસવાલ,** પુ. સામો સવાલ; પ્રતિપ્રશ્ન; એકવાર જે કહેવાયું પૂછાયું હોય તેનાથી ઉલટી તરેહના જે સવાલો પૂછવા તે. 'ઉલટપાલટ તપાસ'=સામાના વકીલની તપાસણી.

**ઉલટસુલટ,** વિ.અવળાસવળી;ઉલટપાલટ.

**ઉલટાવવું,** સ. ક્રિ. ઉલટાવી નાંખવું; ફેરવવું; ઉથલાવવું; ફેરવી નાંખવું; પાસું બદલી નાંખવું; જેમ હોય તેથી ઉલટું કરી નાંખવું તે. 'એણે બધી બાજુ ઉલટાવી નાંખી.' ૨ ઉલટ એમ કરવું; સામે ધસાડવું; ધસારો કરાવવો.

**ઉલટી,** સ્ત્રી. વમન; ઓકાવું તે; ઓક; બકારી; ઉબકો થવો તે; નંખાવું તે; ખાધેલું કોઈ કારણે મુખદ્વારા બહાર નીકળી જવું તે.

**ઉલટું,** વિ. અવળું; ઉંધું. ૨ વિરુદ્ધ; આડું. ૩ જુદું; ખોટું; અસત્ય. ૪ સામું-'ઉલટો ચોર કોટવાળને દંડે.' પાછું; વિપરીત. ૫ સામા પક્ષનું; બીજી તરફનું.

**ઉલફત,** સ્ત્રી. (આ.) મોહબત; દોસ્તી; પ્યાર; ઇખલાસ.

**ઉલવું,** અ. ક્રિ. કમી થવું; ખૂટી જવું; પૂરૂં થઈ જવું; મોસમ થઈ જવાથી બંધ પડવું. 'કેરી ઉલી ગઇ.' ઉલી જવું; કમી થઈ જવું. 'રાણો ઉલી ઉલી જાય, કેરીઓ કોહી કોહી જાય-મારી હમુને મોકલો.' બાળગીત. ૨ ઉલળી જવું=નમી પડવું.

**ઉલસવું,** અ. ક્રિ. (સં. उत्+लस्=આનંદવું, રમવું. ઉ.) ઉલ્લાસમાં આવવું; હરખાવું; આનંદ પામવો. ૨ ખીલવું; પ્રફુલ્લ થવું. ૩ લહેરે ચઢવું; આનંદમાં ઝુલવું ને ફૂલવું. ૪ ઉલ્લાસથી ઉભરાવું. 'અખા ગ્નાતા દેખે અસ, અદ્દભુત કારણ જ્યાં ઉલસ્યું.' ૫ મઝા કરવી; સ્ફુરવું. ૬ પ્રકાશવું; વધવું; પ્રકટ થવું.

**ઉલળવું,** અ. ક્રિ. એક બાજુએ નમી જવું; લળી પડવું; લચી જવું. ૨ સમતોલપણું નહિ રહેવાથી એકાદ બાજુએ ઉથલાઈ પડવું; ઉથલવું; ઉલટાઈ જવું તે. ૩ ઉછળવું; કૂદકો મારવો. 'સાહેબનો કુતરો ઉલળીને કરડ્યો.' ૪ હોંસભેર ધસવું; હરખમાં ઉંચા ઉંચા થઈ રહેવું. 'એટલી બધી ઉલળી રહેતી તે પડી.' ૫ જતું રહેવું; નાશ પામવું. 'વેલવૃક્ષ રહી ઝુલી રે, જુમનામાં, મારે જોવાનું સુખ ગયું ઉલળી રે.' દયારામ.

**ઉલાંચો,** પુ. આચકો; ધક્કો; હેલો.

**ઉલાંટ,** સ્ત્રી. ઉંધું વળી જવું તે; ઉલટાઈ જવું તે.

**ઉલાંટગુલાંટ,** સ્ત્રી. ઉલટું પાસું-ઉંધું પાસું ફેરવી દેવું તે; માથું જમીન ઉપર રાખી પગ ઉંચા કરી ઉલટાઈ જવું તે. ૨ ઉલટી ગોથ મારવી તે; વિરુદ્ધ બાજુએ ફરી જવું તે.

**ઉલાળુ,** વિ. ઉલળી જતું હોય એવું; એક તરફના વધારે વજનથી નમી પડતું હોય એવું.

**ઉલાળો,** પુ. વલાયો; અલ્પવિરામ. આણુ પાણની રકમો લખતાં રૂપીઆની રકમ લખ્યા પછી ) આવી 'સાતડા જેવી જે વાંકી આડી લીટી કરવામાં આવે છે તે.

**ઉલાળ**, વિ. ઉલળતું; ઉલળી જતું હોય એવું: એક તરફના વધુ વજનથી નમી પડતું હોય તેવું.

**ઉલાળવું**, સ. ક્રિ. ઉલળે એમ કરવું; એક તરફ વધારે વજન મૂકી નમાવી પાડવું તે; એકાદ બાજુએ લળી-ઢળી-નમી જાય એમ કરવું તે. ૨ બંધ કરવું; કાઢી નાંખવું. 'એણે તો દુકાન ઉલાળી દીધી.'

**ઉલાળાકૂંચી**, સ્ત્રી. બારણાનો ઉલાળો ઉઘાડવાને બનાવેલી વાંકી લોખંડની સળી તે. જે વાંકા સળીઆથી બારણાનો ઉલાળો ઉઘાડાય છે તે.

**ઉલાળીઓ**, પુ. ઉલાળો. ૨ સ્ત્રીઓનું એક જાતનું ઘરેણું. ૩ કાઢી નાંખવું તે; સમાપ્તિ; માંડીવાળવું; પુરૂં કરી નાંખવું તે. 'બાઇને વેપાર ખેડવા મોકલ્યા ત્યારે પેઢીઓથી ચાલતી પેઢીનો પણ ઉલાળીઓ કરી આવ્યા.'

**ઉલાળો**, પુ. બારણાં બંધ રાખવાનો જે અટકણીઓ તે; આડખીલી; આડી; અટકણીઓ; આગળો. ૨ વલણ; ઉથલો. ૩ ઉકાંટો; ઉછાળો; વમનનો અંદરથી આવનારો આવેશ.

**ઉલૂક**, પુ. (સં.) ઘુવડ; ઘૂડ. રાત્રિને વખતે ચારો કરવા બહાર નીકળનારૂં અને દિવસે ઝાડની અંધારી બખોલોમા ભરાઇ રહેનારૂં એક રાત્રીચર પંખી.

**ઉલેચ**, પુ. ધોળા ઝીણા લુગડાનો કકડો; રૂમાલ; ટાઢોડીઉં. ઉનાળાને દહાડે ત્રાંબા પિત્તળના લોટામાંનું પાણી ટાઢું-ઠરૂં રહેવા સારૂ તેને ગળે જે ભીનો ઝીણા મલમલનો કકડો વીંટાળવામાં આવે છે તે. 'શીતળ સુગંધી રે, કળશ ભર્યા જળના, ઉલેચ બાંધ્યા છે રે, ઉપર મલમલના.' થાળ.

**ઉલેચણી-ણો**, સ્ત્રી. પુ. પાણી ઉલેચવાનુ જે પાત્ર તે; ગોળીમાંથી જે પાત્રવડે પાણી લેવામાં આવે છે તે.

**ઉલેચવું**, સ. ક્રિ. છાછરૂં પાણી છાછરા પાત્રથી-છાલીઆથી અથવા ચાંગળાથી બહાર કાઢી નાંખવું તે; થોડે થોડે પાણી ઉસરડી બહાર ફેંકી દેવું; ઓછુ કરવું.

**ઉલેચો**, પુ. ચંદરવો; છત.

**ઉલેર**, વિ. ઉંચું વધવાના વલણવાળું; ઉચ્ચોટવાળું; ઉંચું. 'હું જાણું ખાય કુલેર, ઉલેર થવાને.' પ્રા. કા.

**ઉલ્કા**, સ્ત્રી. (સં.) ઉભાડ; ઉંબાડીઉં; સળગતું-બળબળતું ઘાસ લાકડાં વગેરે જે હોય તે. આકાશમાંથી અગ્નિ વર્સવો તે. ૨ આકાશ અગ્નિ; ખરતા તારાનો કે જ્વાળામુખીમાંથી ઉડેલો જે અગ્નિ તે.

**ઉલ્કાપાત**, પુ. આકાશમાંથી બળતા પથરા-અગ્નિ પડવો તે; વીજળીનો કે ખરતા તારાઓના ઘર્ષણથી સળગી ઉડેલા તેના પાષાણમય કકડાઓનો જે પ્રપાત તે. ૨ મોટો ઉત્પાત; મહા અનર્થ.

**ઉલ્કામુખ**, ન. (સં.) જ્વાળામુખી પર્વતનું જેમાંથી બળતા પત્થરો બહાર ઉડતા હોય એવું મુખ. ૨ ઓયણાનો જે બળનો છેડો હોય તે.

**ઉલ્લંઘન**, ન. (સં. उत्+लंघ=ઓલંગવું. ઉ.) ઓલંગવું તે; કૂદી જવું તે; ઉપર થઈને જવું તે. ૨ અનાદર કરવો તે; આનક્રમ. ૩ વિરૂદ્ધ જવું તે; ન માનવું તે. ૪ અપરાધ; દોષ.

**ઉલ્લેર**, જુઓ ઉલેર.

**ઉલ્લાણ**, વિ. ઉલળી જાય એવું: નમેલું: વચેલું. ૨ ના. ગાડાં ઉલળી જાય એવો જે ઢોળાવ તે.

**ઉલ્લાવનાર**, ના. લાડ લડાવનાર; ખુશી ખુશાલીમાં રાખનાર: જેમ ગમે તેમ મોજ કરાવનાર; કલાવી ફુલાવી ફુલાવીને આનંદમાં રાખનાર. ૨ ઝુલાવનાર; ખુશ કરનાર.

**ઉલ્લાવવું**, સ. ક્રિ. ફુલાવવું; આનંદમાં મોજમઝામાં લાડકોડમાં રમનગમતમાં રાખવું તે; લાડ લડાવવાં. ૨ હાથમાં રાખીને ઝુલાવવું: ખુશ રાખવું; કલાવવું.

**ઉલ્લાસવું**, અ. ક્રિ. હરખાવું; ખુશી થવું. ૨ પ્રકાશવું. ૩ પ્રફુલ્લ થવું; ખીલવું; ઉલ્લાસ પામવો.

**ઉલ્લાસી**, વિ. (સં.) ઉલ્લાસવાળું; આનંદી; રાડીલું; હરખાએલું; હરખવાળું. ૨ ખીલેલું; પ્રફુલ્લ.

**ઉલ્લાળ**, વિ. ઉલળી જાય એવું; ઉલવેલું; નમી પડેલું હોય એવું; નમી જાય તેવું.

**ઉલ્લીજવું**, અ.ક્રિ. બંધ પડવું; ખૂટી જવું; પુરૂ થઇ રહેવું.

**ઉલ્લુ**, વિ મૂર્ખ; ગમાર; બેવકુફ; બુદ્ધિહીણ. ૨ ગાંડા જેવું; અણુસમજું; જેમ ભમાવે તેમ ભમી જાય એવું.

**ઉલ્લેખ**, પુ. લેખ; લખાણ. ૨ વર્ણન; વિવેચન. ૩ લખત; લખેલું તે. ૪ એક જાતનો અલંકાર. ૫ પ્રમાણ; પ્રસંગ; નિયમ.

**ઉલ્લેખવું**, સ. ક્રિ. લખવું. ૨ કોતરવું. ૩ લખાણ કરવું. ૪ દસ્તાવેજ કે ખતપત્તર કરવું.

**ઉલ્હાવવું**, સ. ક્રિ. ખુશીમાં રાખવું; લડાવવું. ૨ ઝુલાવવું; મોજ કરાવવી.

**ઉવટ**, સ્ત્રી. આપદા; દુ:ખ; પીડા. ૨ હેરાનગતિ; અડચણ; મુશકેલી.

**ઉવટણ**, ન. (સં. ઉત્+વર્ત્=ફેરવવું. ઉ.) શરીરે ચોળવાનો સુગંધી પદાર્થ. ૨ સુગંધી પદાર્થ શરીરે ચોળવો તે. 'વિવિધ સુગંધ કરૂ ઉવટણો' સુરદાસ. ૩ ઉટકવાના કામમાં આવતી વસ્તુઓ. ઉકટણ; ઉટકવાના કામનું તે.

**ઉવટણો**, જુઓ ઉપરવટણો; બત્તો; નિશા ઉપરનો પતરર. શરીરે ચોળવા-મર્દવાનો સુગંધી પદાર્થ. ૩ ઉટકવાના કામમાં આવતી વસ્તુઓ.

**ઉવાટ**, સ્ત્રી. કુમાર્ગ; કુવાટ; રસ્તો મૂકીને રસ્તા વગરની જમીનમાં થઈ જવું તે. 'ઉવાટે ટિંબા ટેકરા, ભયાનક ખોય.' નળાખ્યાન.

**ઉવારો**, પુ. ઓવારો; કિનારો; બાંધેલો ઘાટ; આરો.

**ઉવેખ**, પુ. ઉપેક્ષા; અનાદર. 'પાંચે ને ઉપમાનો લેખ, વેદાંતે કર્યો તેમ ઉવેખ.' અખો.

**ઉવેખનાર**, વિ. ઉપેક્ષા કરનાર; લક્ષ નહિ આપનાર; આંખ આડા કાન કરી જનાર.

**ઉવેખવું**, સ. ક્રિ. (સં. ઉત્+દ્વિષ=ધિક્કારવું-ઉપેક્ષા કરવી.) ઉપેક્ષા કરવી; દરકાર રાખવી નહિ તે. 'અમે તે વારૂં વર કર્યા, બાઇ કુળકુટુંબ ઉવેખીરે' સ્ત્રીગીત. ૨ ઉપાડવું; ઉખેડવું. ૩ હલકું ગણવું; તુચ્છકારવું. 'પ્રભુને ભજે પણ પતિને ઉવેખે, તે નારીનો જન્મ જાએ અલેખે.' ૪ સાંખવું; ખમવું. 'કાલાવાલા કોડ કરાવે, ઉવેખી કેમ જાયે.' ૫ લોપવું; નહિ ગણકારવું; ઉલ્લંઘવું. 'વજન ઉવેખે તાતનું, ધિક્ક પડયો અવતાર'.

**ઉવેખાવવું**, સ. ક્રિ. પ્રે. ઉવેખે એમ કરવું.

**ઉશના**, પુ. સ્વાયંભૂમન્વંતરમાં ભૃગુનો પુત્ર, મોટા આદિ કવિ; એને કાવ્ય પણ કહેતા; તે પ્રિયવ્રત રાજાની ઉર્જસ્વતી કન્યા સાથે પરણ્યા હતા; વૈવસ્વતમન્વન્તરમાં પણ શુક્ર નામે દૈત્યગુરુ મોટા કવિ થયા હતા, ને તેમને પણ કાવ્ય કે ઉશના કહેતા. ૨ એક યદુવંશીય રાજા.

**ઉશાપ**, પુ. અનુગ્રહ કરવો તે; શાપને બદલવો તે.

**ઉશીઉં**, ન. દાતરડું.

**ઉશીકું**, ન. ઉપધાન; ઓસીકું; માથા તળે રાખવાનો નાનો પાતળો તકીઓ.

**ઉશીનર**, પુ. એક પૌરાણિક રાજા; શિબિ રાજાનો પિતા.

**ઉશીર**, પુ. (સં.) વીરણના વાળા; એક જાતનું સુગંધીદાર ઘાસ.

**ઉશેટવું**, સ. ક્રિ. ફેંકવું; નાંખવું. 'હેતરીને ન ઉશેટીએ એ બહુચરી' વલ્લભભટ્ટ.

**ઉશેટાવવું**, સ. ક્રિ. પ્રે. ઉશેટ એમ કરાવવું તે.

**ઉશ્કેરણી**, સ્ત્રી. મનુષ્ય કે પ્રાણી ઉશ્કેરાય એવી જે શીખવણી કરવી તે; કોઈની સામે થવાને અથવા કોઈ બાબતમાં ક્રોધ ઉપજ

થાય એવી જે શીખવણી તે; ઉત્તેજન ચઢાવવું; સામે થવાને તત્પર કરવું તે; પ્રેરણા.

**ઉશ્કેરનાર,** વિ. ઉશ્કેરાય એમ કરનાર; ચઢાવનાર; શીખવનાર; ઉત્તેજન આપનાર; સામે થવાની સલાહ આપનાર; પ્રેરક.

**ઉશ્કેરવું,** (ક્રુશ્=કુતરાને પ્રેરવાનો એક ચીત્કાર-તેની ઉપરથી-ઉસ્કારવું ને તેનું ઉશ્કેરવું.) સ. ક્રિ. કોઈ માણસ કે કોઇ વાત કે વસ્તુની સામે માણસને ચઢાવવું તે; ઉત્તેજન આપવું તે; શીખવણી કરવી તે; સળી કરવી; શબ્દથી, સમજાવટથી કે ચીત્કારથી એક જણને બીજાની સામે ચઢાવવું તે. ૨ પ્રેરવું; જગાડવું; અમુક વિચારોની સામે વિરુદ્ધ વિચારો આપી મનુષ્યની લાગણીને સામા બાજુના મત સામે ચઢાવી મૂકવી તે; પ્રેરવું.

**ઉશ્કેરાવવું,** સ. ક્રિ. પ્રે. ઉશ્કેરાય તેમ કરવું તે.

**ઉષવદાત્ત,** પુ. ગુજરાતના નહપાન રાજાનો જમાઈ. ઉષવદાત્તે ગુજરાત તેમજ હિંદુસ્તાનના ઘણાક ભાગોમાં મોટાં મોટાં પુણ્ય કર્મો કરી પહેલા શતકમાં પોતાનું નામ ધર્માત્મા તરીકે ગજાવી મૂક્યું હતું. બુદ્ધ ધર્મવાળાઓને તેણે નાસિક અને કારલીમાં ગુફાઓ બંધાવી આપી હતી જેમાં એના પુણ્યકર્મની વિગતો આપેલી છે. આબુમાં, પુષ્કરણીમાં, નાસિકમાં બીજે સ્થળે તેણે મોટામોટાં દાન કર્યાં હતાં, તે બહુ મોટો દાનવીર હતો.

**ઉશ્વાસ,** પુ. (સં.) ઉચો-ઉંચો શ્વાસ તે; શ્વાસ; દમ લેવો તે; ઉચ્છ્વાસ.

**ઉષઃકાળ,** પુ. (સં. ઉષ્=પ્રકાશવું, બળવું, તેજસ્વી થવું. ઉ.) પ્રભાતનો સમય; ઉષાકાળ; પરોઢ; અરુણોદયનો સમય.

**ઉષા,** સ્ત્રી. (સં.) પ્રભાત; પરોઢ; મળસકું; જે વખતે તારાઓ ક્ષીણ થાય છે અને અરુણનો પ્રકાશ થવા માંડે છે તે કાળ. ૨ ખારી જમીન; ઉખર ભોંય. ૩ ત્રણ સંધ્યાકાળ તે. ૪ ઓખા; બાણાસુરની પુત્રી ઉષાને પાર્વતીએ ઉત્પન્ન કરી બાણને પુત્રી તરીકે આપી હતી. ઉષાના વરથી પોતાનો પરાજય હોવાને લીધે બાણે તેને પહેરામાં રાખી હતી. ઉષાની સખી ચિત્રલેખાએ તેમ છતાં આકાશમાર્ગે કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધને લાવી તેમને પરણાવ્યા હતાં. કૃષ્ણ બાણાસુર લડ્યે તેથી યુદ્ધ થતાં બાણ હાર્યો હતો. કવિ પ્રેમાનંદે આ આખ્યાન ઉપરથી 'ઓખાહરણ' બનાવેલું છે.

**ઉષ્ટ્ર,** ન. (સં.) ઊંટ.

**ઉષ્ટ્રિકા,** સ્ત્રી. (સં.) ઊંટની માદા; ઊંટડી.

**ઉષ્ણ,** વિ. (સં.) ઉનું; ગરમ; તપેલું; તાપ-ગરમીવાળું.

**ઉષ્ણકટિબંધ,** પુ. (સં. उष्ण-कटिबन्ध. ઉ.) વિષુવવૃત્તથી ૨૩ા અંશ ઉપર અને ૨૩ા અંશ નીચેનો જે પ્રદેશ તે; સૂર્યનું ક્રમણ-એ અયનો દરમિઆન વિષુવવૃત્તની ઉત્તર દક્ષિણના આ ઉષ્ણ કટિબંધને નામે ઓળખાતા પ્રદેશ લગીજ થાય છે. આ કટિબંધમાં જેટલો તાપ પડે છે તેટલો પૃથ્વીના બીજા ભાગોમાં પડતોનથી.

**ઉષ્ણતા,** સ્ત્રી. (સં.) ગરમી; તાપ; ધામ. ૨ અગન; બળતરા; તપારો; તપારો.

**ઉષ્ણતાનયન,** ન. (સં. उष्णता+आ+नी=લઇ જવું. ઉ.) ગરમીને લઇ જનાર; એક બાજુએથી ગરમીને બીજી બાજુએ લઈ જનાર. ૨ ગરમીને લાવવાની-વહેવાની જે ક્રિયા તે.

**ઉષ્ણતામાપક,** વિ. (સં.) ઉષ્ણતા કેટલી છે તેનું માપ-પ્રમાણ કરનાર; ગરમી માપનારું.

**ઉષ્ણતાવાહક,** વિ. (સં. उष्णता+वह्=લઈ જવું-વહેવું. ઉ.) ગરમીને લઇ જનારું; ગરમીને એક તરફથી બીજી તરફ વહી લઇ જનારું તે.

**ઉષ્ણમાનયંત્ર,** ન. ગરમી માપનારું યંત્ર.

**ઉષ્ણાળું,** વિ. ગરમીવાળું; ગરમ; ઉનાશવાળું.

**ઉષ્ણાંશુ,** પુ. (સં. उष्ण+अंशु=કિરણ. ઉ.) સૂર્ય. જેનાં ગરમ કિરણો છે એવું જે તે; સૂરજ; રવિ.

**ઉષ્ણોદક**, ન. (સં. उष्ण+उदक=પાણી.) ગરમ પાણી તે; ઉનું પાણી.

**ઉસ**, પુ. જમીન અને પાણીના ખારાપણાનેલીધે શિઆળામાં નદી અથવા જળાશયોના કિનારા ઉપર જમીન ઉપર પાતળો ખાર જામી આવે છે તે; એ ક્ષારની ઝીણીઝીણી કપોટીઓ જમીન ઉપર બંધાય છે. લોકો તેને લુગડાં ધોવામાં તથા બીજી રીતે લુગડાં સાફ કરવામાં વાપરે છે. ૨ સેલડી.

**ઉસટ**, વિ. ઉગંજ; સટ (સેટ) નું નહિ એવું. (આ ઉસેટ-ઉસટ બાડકો છે.) સટના એક બીજામાં બરોબર બેસતા આવે એવા ઘણાક વાડકાઓનો જે ગંજ-સેટ કરવામાં આવે છે તેમાંનું નહિ એવું.

**ઉસપવું**, સ. ક્રિ. હોડીમાંથી પાણી ઉલેચવું. ૨ ખાલી કરવું. ૩ મ્યાત કાઢવું.

**ઉસરડવું**, સ. ક્રિ. ભેગું કરવું; સાંભરવું; એકઠું કરવું. ૨ એકઠું કરી-ઉસરડી કાઢી નાંખવું. ૩ ઉલેચવું. ૪ કાઢી-વાળી ઝાડી નાંખવું તે.

**ઉસરડાવવું**, સ. ક્રિ. પ્રે. ઉસરડે એમ કરાવવું; ભેગું કરાવવું; એકઠું કરાવવું. ૨ ઉલેચાવવું. ૩ વાળી ઝાડી નખાવવું.

**ઉસરણ**, ન. ઓછું થવું તે; કમી થવું તે. ૨ ઉતાર; ઘટાડો. ૩ ઉમેરણ. 'ઉસરણ કર્મ; હરિમારગમાં જાણે શ્રમ.' અખો.

**ઉસર-પાટો**, પુ. પાયમાલી; નાશ; બરાબર કરી નાંખવું તે; ઉસારપાટો વાળવો-પાયમાલી કરવી.

**ઉસરી-એડ**, પુ. ભાહુતી એડું; ઉપર વાડીઓ.

**ઉસવણું**, ન. (ઉસ=ક્ષાર-જુદી જુદી જાતનાં ઉસના પાણીનો ઉકાળો તે) ખારવાળું પાણી; ધોવાના અને રંગવાના કામમાં જે ઉકાળા કરવામાં આવે છે તેનું પાણી તે.

**ઉસરવું**, અ. ક્રિ. નાશ થવો; પાયમાલી થવી. ૨ ઉતરવું; ઓછું થવું. ૩ ઘટી જવું; કમી થવું. 'ગુણવાદી ગુણને કહે હરી. તે માયા રચિત જાય ઉસરી.' ૪ ટળવું; જતા રહેવું. 'ઉસર્યું'-મુંઉ; ટળવું. 'ઉસર્યો બહુ નઠારો છે.'

**ઉસારવું**, સ. ક્રિ. ઉપાડવું; ઘસીને ઉપાડી લેવું. 'ચંદન ઉસારવું.'

**ઉસેડવું**, સ. ક્રિ. જુઓ ઉસરડવું.

**ઉસેવણ**, ન. ધોવા અથવા રંગવાના ઉકાળાઓનું પાણી.

**ઉસેવવું**, અ. ક્રિ. સુતર અથવા રેશમની ઉપર રંગ ચઢાવતા પહેલાં તેને અમુક જાતના ઉકાળાઓમાં બોળી રાખવાની જે ક્રિયા કરવામાં આવે છે તે; રંગ ચઢાવવાને યોગ્ય બનાવવાની ક્રિયા કરવી તે. ૨ બાફ આપવો; ધોવું.

**ઉસ્તવાર**, વિ. (ફા.) જોરાવર; મજબુત. ૨ વાદમાં ફરે નહિ એવું; દૃઢ. ૩ છાતીવાળું.

**ઉસ્તવારી**, સ્ત્રી. (ફા.) મજબુતી; કૌવત. ૨ દૃઢતા.

**ઉસ્તાદ**, (ફા.) મહેતાજી; શીખવનાર; ગુરુ. વિ. ૨ કાબેલ; પહોચેલું; નિપુણ; પક્કું; ખંધું; ગાંજ્યું જાય નહિ એવું.

**ઉસ્તાદી**, સ્ત્રી. મહેતાગરી. ૨ કાબેલિઅત; નિપુણતા; કુશળતા. ૩ પકાઈ; ખંધાઈ; બાહોશી. ૪ યુક્તિ; દાવપેચ ચલાવવાપણું તે. 'હું તારી ઉસ્તાદી જાણુંછું માટે બહુ છકાપંચા કરવા જતો નહિ.'

**ઉહ**, અ હુંપણાનો એક ઉદ્‌ગાર. ૨ ચેષ્ટા; ઉપેક્ષા અને ગર્વ દર્શાવનારો ધ્વનિ.

**ઉહકારો**, પુ. દીર્ઘનિશ્વાસ; નિસાસો. ૨ હાયહાય; અરેરે. ૩ હા કહેવી તે. ૪ વાતમાં પોતાનું ધ્યાન છે એમ બતાવવાનો અવ્યક્ત ઉચ્ચાર તે. ૫ સ્વાભિમાન; પોતાપણાના ગર્વનો એક ઉદ્‌ગાર. ૬ અનાદર-તુચ્છકારનો એક ઉદ્‌ગાર.

**ઉંહુ**, અ. ના; નહિ; ના ના. ૨ ના. નહિ માનવાનો નહિ કબુલ કરવાનો જે ગળામાંથી ધ્વનિ કાઢવો તે.

**ઉળુખળો**, પુ. (સં. उलूखल. ઉ.) ખાંણીઓ: ખાંડણીઓ.

**ઉંખ**, સ્રી. (સં. उक्षण्यति. ઉ.) ઇચ્છા; હોંસ; મરજી.

**ઉંગણ**, ન. (સં. अंजन. ઉ.) અંજન. ૨ લોખંડની ધરી ઉપર ફરતા ચાકમાંથી અગ્નિ ઉત્પન્ન ન થાય અને ફરવામાં સહેલાઈ રહે તે માટે જે તેલ આંજવામાં આવે છે તે; ઉંજવું તે..

**ઉંચકવું**, સ. ક્રિ. નીચેથી ઉંચુ કરવું; ઉપાડવું; ઊઠાવવું.

**ઉંચકામણુ-ણી**, ન. સ્રી. ઉંચકવાની મજુરી; ઉચકાઈ; હેલ; મજુરી.

**ઉંચકામણી**, સ્રી. ઉંચકામણુ; ઉપડામણી.

**ઉંચકીજવું**, ઉપાડીને લઇ જવું; છુપી રીતે અથવા સરજોરીથી લઇ જવું તે.

**ઉંજણ**, ન. ( સં. अञ्ज्=આંજવું. ઉ. ) ઉંજવું તે; ઉંજવાનાં સાધન-વસ્તુઓ. તેલ, દીવેલ ને ચીકણો પદાર્થ. ૨ ઉંજણી નાંખવી તે; સંવાહન. ૩ ઉંજણીની વસ્તુ.

**ઉંજણી**, સ્રી. (સં.) ઉંજવું તે; ઉંજવાની રીત; મંત્ર ભણીને કપડાના કે પીછીના છેડાથી રોગ કે ભૂત જે હોય તેને ઉતારવું તે.

**ઉંજવું**, સ. ક્રિ. ( સં. अञ्ज्=આંજવું-ચોપડવું. ઉ.) તેલ આંજવું; ચીકણી વસ્તુ ચોપડવી. ( પૈડામાં તેલ ઉંજવું. ) ૨ મંત્ર ભણી પીછી કે કપડાના છેડાથી વા નાખવો-ઉપર હેઠળ ઝાપટવું; મંત્ર ભણી દરદ ઉપર લોઢું ફેરવવુ (ધાવરૂ ઉંજવું.)

**ઉંજાવવું**, સં. ક્રિ. પ્રે. કોઇની પાસે ઉંજવાની ક્રિયા કરાવવી; મંત્રાવવું; ઉંજે એમ કરાવવું. ૨ ,ચીકટ ચોપડાવવું.

**ઉંટાંટીઓ**, પુ. છોકરાંને થતો મોટી ઉધરસનો એક ચપી કિંવા ઉડતો રોગ. Hooping Cough.

**ઉંડળ**, સ્રી. (સં. उड्डीन=હવામાં ચકરાવો મારવો તે.) એક હાથના અર્દ્ધ ચકરાવામા જેટલું માય તે. (ઘાસની ઉંડળ ભરની.) એક હાથની બાથ તે. (બે હાથનું જે વર્તુલ તે. 'જેને ચાલે ધરતી ધ્રૂજે, આભ ઉંડળમાં ભરતા, જેની ફૂંકે પર્વત ફાટે, તે નર દીઠા મરતા.' પ્રીતમ.

**ઉંડળગુંડળ**, ન. ગોળોપિંડાળો. ૨ ગમે તેમ સમજ્યું ન સમજ્યું બોલવું તે.:-'એમ ઉંડળગુંડળ શું બોલે છે?' ૩ પેટમાં ગોળા વળવા, ચૂંક આવવી. વિ. ઉધુંચતું; ઉલટુંસુલટું; ગડબડીઉં.

**ઉંડાઇ**, સ્રી. ઉંડાણ; ઉંડાપણું; ઉંડી.

**ઉંડાણ**, ન. ઉંડું તે; ઉંડાપણું; ઉંડાઈ.

**ઉંડું**, વિ. અમુક સપાટીથી જે નીચું-ઉતરતું તે; અમુક મુખબંધથી અંદર લાંબે-આઘું હોય તે; સપાટીથી નીચે ઉતરતું. :-'કુવો ઉંડો છે અને તેમાં પાણી પણ ઉંડું છે.' મુખબંધથી અંદર લાંબે-આઘે જતું.:-'તમારૂં ઘર તો પોળમાં બહુ ઉંડું છે.' ૨ લાંબું; આઘું; ઘણુંજ અંદર. 'ઉંડું રે હૃદયમાં આલોચજો.' કેશવ. ૩ અગાધ; ગંભીર; ગહન; ભેદવાળું; ન પાર પમાય તેવું. 'એ તો બહુ ઉંડું માણસ છે.' ૪ ઘાડું; ઘટ; ભરચક. 'ઉંડું જંગલ.' ૫ ન સમજાય તેવું. 'આ તો બહુ ઉંડી વાત છે.' ઉંડા ઉતરવું-વિષયની અંદર અંદર વિચાર કરતા જવું તે; અંદર જવું; ઉંડો વિચાર કરવો; સારનુ શોધન કરતા જવું. ૨ જોખમમાં જવું.:-'એ ધંધામાં ઉંડા ઉતરવાની જરૂર નથી.' ઉંડાં મૂળ નાંખવાં'=દૃઢ-ન ખમાય તેવા મજબુત થવું; સ્થિર-કાયમના ચોંટી જવું તે.

**ઉંણુ**, અ. ઓણુ; આ વર્ષે.

**ઉંદર**, પુ. (સં. उन्दरु. ઉ )ઘરમાં, કોઠારમાં રહેતું એક નાનું ચારપગું પ્રાણી; આખુ; મૂષક.

**ઉંદરકણી**, સ્રી. ઉંદર પકડવાનું પાંજરૂં; ઉંદરવાઈ; ઉંદરીઉં.

**ઉંદરકણીઉં**, ન. ઉંદરીઉં; ઉંદરવાઇ.

**ઉંદરકરણી**, સ્રી. (સં.) ઉંદરના કાન જેવાં પાંદડાંવાળી એક વનસ્પતિ.

**ઉંદરડી**, સ્રી. ઉંદરની માદા. ૨ ઉંદરની એક નાના કદની જાત.

**ઉંદરડો,** પુ. મોટા ઉંદર; નર ઉંદર

**ઉંદરવાઈ,** સ્ત્રી. ઉંદર પકડવાનું પાંજરૂં.

**ઉંદરી,** સ્ત્રી. માથામાં થતો દાદર-લુખસ જેવો એક રોગ.

**ઉંદરીઉં,** ન. ઉંદરવાઇ. ૨ ઉંદરનું દર.

**ઉંધખોદીઉં,** વિ. ઊંધુ-અવળું કામ કરનાર; અક્કરમી.

**ઉંધણુ',** અ. ક્રિ. ઉપણવું; પવનથી અનાજ ઉરાડી સારૂ કરવું તે.

**ઉંધણીઆં,** (ઉંવણીઆં.) ન. ઉંદણીઆં; ઉટરણાં.

**ઉંધાંધળુ',** વિ. ઝાંખું; નિસ્તેજ. 'દિવસ ઉધાંધળો છે.' ૨ ટુંકી નજરનું; આંધામીચું; સુંખળું."૩ મૂર્ખ; બેવકુફ. (ઝાલાવાડ.) ૪ ઉડાઉ. (વિરમગામ તરફ.)

**ઉંધોઉં,** (ઉધિયું.) ન. પાપડી વગેરે શીંગને માટલામાં ઘાલી તેનું મોં બંધ કરી ચારે પાસ દેવતા સળગાવી બાફવી તે; એવી રીતે જે બાફેલું તે; ઉધિયું; ઉબડીઉ.

**ઉંધીપુતળીનુ',** વિ. સુંખળુ આંધામીચું; જેની કીકીમાં સામી વસ્તુનું ઉધું પ્રતિબિંબ પડતું હોય એવું.

**ઉંપરો,** પુ. ઉપળું; ખાટલાનું ઓસિકા તરફનું જે ઉપળું તે.

**ઉંફ,** સ્ત્રી. જુઓ હૂંફ.

**ઉંબર,** પુ. (સં. उदुम्बर ઉ.) ઉબરાનું ઝાડ; જંગલી અંજીરનું ઝાડ. (સં. देहली.) ઉમરો-બારણાની બે સાખો વચ્ચેનું જમીનની સાથે બેસાડેલું જે લાકડું તે; બારસાકનો તળપટ. ૨ આંગણું.

**ઉંબરી,** સ્ત્રી. ઉમરાનું જે નાનું ઝાડ તે. ૨ નાનો ઉંબરો. ૩ બારસાકમાંનું મોટા ઉંબરાથી નાનું એક લાકડું; નાની-પડ ઉંબરી તે.

**ઉંબરૂં,** ન. ઉમરડું; જંગલી અંજીર; ઉમરડાનું ફળ; આ ફળ બરોબર અંજીરને મળતુંજ હોય છે. તે સહેજ નાનું અને સ્વાદમાં અંજીરથી ઉતરતું-મોળું હોય છે ધુલર; ધુલરડું.

**ઉંબરો,** પુ. જુઓ ઉબર; ઉમરડો; ધુલરડો.

**ઉંબાડીઉં,** ન. બળતું લાકડું; ખોયણું; ઉમાડું-ડો.

**ઉંબી,** સ્ત્રી. ઘઉં જવ-વગેરે ધાન્યના દાણા જેની અંદર થાય છે તે કણસલું. 'ઉંબીમાં તો ઉપજે; ઘઉં; ડાંગર જવ હોય.' ક. દ. ડા.

**ઉંમર,** સ્ત્રી. (આ. उम्र ઉ.) વય; આયુષ્ય. જન્મથી મરણ લગીનો જે સમય તે; ઉંમરે પહોચવું=સંસાર ચલાવવાને યોગ્ય વયના થવું. ૨ ઘરડા થવું; ઉમરમાં આવવું=સમજમાં આવવું; સંસાર માંડવાની ઉમ્મરના થવું તે.

**ઉંમરદરાજ,** વિ. (આ. ને दराज. फा ઉ.) ચિરંજીવી.

**ઉંરૂં,** ન. કોસ ખેંચનારા બળદોને ઉતરવાનો ઢાળ પડતો જે ખાડો તે.

**ઉંહ,** અ. દુઃખનો; અભિમાનનો એક ઉદ્ગાર.

**ઉંહકારો,** પુ. ઉંહ ઉંહ એમ થવું તે; દુઃખનો તેમજ સ્વમાનનો ઉદ્ગાર. ૨ ફૂલ.

**ઉંહું,** અ. નહિ માનવું તે; જક; છંદ-

**ઊ,** પુ. (सं. ऊ.) ગુજરાતી મૂળાક્ષરો-માંનો છઠ્ઠો અક્ષર અને ઓષ્ઠસ્થાની ત્રીજો દીર્ઘ સ્વર વર્ણ-અક્ષર.

**ઊખર,** વિ. (ऊपर ઉ.) ખારી; ખાર-વાળી; જેમા ખાર હોવાથી વવેતર થતું ન હોય એવી (જમીન.) 'વળ્યા નવ વાળ્યા પાછા, ઊખરના ખેડીઆ.' વલ્લભ.

**ઊઘલવું,** અ. ક્રિ. (सं. उद्+लग्न=દીપવું-હરખાવું. ઉ.) હસતા હરખાતા અને શોભતા બહાર નીકળવું તે; ઘોડે ચઢી પરણવા જવું તે. ૨ ઉલ્લાસભેર નીકળવું. ૩ છલકાવું; ઉપર થઈને નીકળી જવું.

**ઊઘલાવવું,** સ. ક્રિ. પ્રે. ઊઘલે એમ કરવું. ૨ પરણાવવું.

**ઊઘલાવો,** પુ. વરને પરણાવવા માટે ઘોડે બેસાડી-ધામધુમ સાથે કન્યાને ઘેર લઈ જવા નીકળવું તે; વરને ઊઘલાવવો તે; પરણનારને ધામધુમથી ઘોડે ચઢાવવો તે. (વરઊઘલાવો.)

**ઊચીજવું,** દૂધ આવતું બંધ થવું; દૂધ દેતાં અટકવું; દૂધનું ઊડી જવું.

**ઊઠ,** વિ. સાડાત્રણ.

**ઊઠવું,** જુઓ ઉઠવું.

**ઊઠવેઠ,** સ્ત્રી. માથાકુટ; પંચાતી; મહેનત: પરિશ્રમ. ૨ ચાકરી; સેવા; સારવાર.

**ઊઠાં,** ન. બ. વ. એકથી સો સુધીના સાડાત્રણના ગુણાકારના જે ઘડીઆ તે.

**ઊઠાડવું,** સ. ક્રિ. ઉઠે એમ કરવું. ૨ જાગ્રત કરવું.

**ઊડણ,** વિ. (सं.) ઉડતું; ઉડે એવું. ૨ ઉછળનારું; કૂદનારું. ૩ આકાશમાં-હવામાં ચાલનાર. 'ઊડન ઘોડો, ઊડન પાવડી' ૪ જેની વડે ઉડાય એવું. 'ઊડણ દંડ.'

**ઊડણઘો,** સ્ત્રી.ગરોળી કે કાચિંડાની જાતનું પ્રાણી; ચંદનઘો; ઘોઘરો.

**ઊડણરોગ,** પુ. ઊડતો લાગે એવો રોગ.

**ઊડતારોગ,** પુ. એક ઉપરથી ઉડીને બીજાને થાય એવો વ્યાધિ; ખસ, બળીઆ, કેટલીક જાતના તાવ વગેરે.

**ઊડવું,** જુઓ ઉડવું.

**ઊઢ,** વિ. (सं.) પરણેલું.

**ઊઢા,** સ્ત્રી. (सं.) પરણેલી; 'નવોઢા' નવી પરણેલી.

**ઊણનાર,** વિ. ઊણવાનું કામ કરનાર. ઊણારો; તુનારો; તુનવાનું કામ કરનાર.

**ઊણપ,** સ્ત્રી. ઓછ; ઘટ; કમીના.

**ઊણપણ,** ન. ઓછાપણું;કમપણું; ઘટપણું.

**ઊણમ,** સ્ત્રી. ઉણપ; ઓછાપણું; ઘટ; ઓછ.

**ઊણવું,** સ. ક્રિ. (ऊन=ઓછ-પૂરવી તે ઊણવું.) વણાટમાંના જે વાણા તાણા તૂટી ગયા હોય કિંવા વણતાં રહી ગયા હોય તેને લીધે વણાટમાંનો થોડો ભાગ વાણા તાણા વગર ખાલી રહ્યો હોય તે તંતુઓને મેળવી પુરો કરવો-વણાટના જેવોજ કરી નાંખવો તે; તુનવું.

**ઊણારો,** સ્ત્રી. ઓછ; ઘટ; કમીના.

**ઊન,** વિ. (सं. ऊन,) ઓછું; કમતી; ન્યૂન. ૨ અધુરૂં.

**ઊન,** સ્ત્રી. (सं.) બકરાં ઘેટાં વગેરે પ્રાણીઓના શરીર ઉપરના વાળ; રૂંવાં તે.

**ઊરૂ,** સ્ત્રી. (सं.) સાથળ; જાંઘ; જાનુ.

**ઊરૂસ્તંભ,** પુ. (सं.) એક જાતનો વાયુનો રોગ; જાંઘોનું રહી જવું તે.

**ઊર્ણ,** ન. (सं.) તંતુ; જાળ.

**ઊર્ણનાભ,** પુ. (सं.) કરોળીઓ. 'ઊર્ણનાભ જેમ ઊર્ણ મૂકે, ગ્રહે તે પાછી વાળી જાએ.' અખો.

**ઊર્ણાયુ,** પુ. (सं.) કરોળીઓ. 'પડેલ ઊર્ણાયુની જાળની પરે, તુષારનાસીકર મોતિ શા દિસે.' ન્હ. વ.

**ઊર્દ્ધ,** જુઓ ઊર્ધ્વ.

**ઊર્ધ્વ,** અ. (सं.) ઉંચે; ઉપર; ગગન તરફ.

**ઊર્ધ્વપુંડ્ર**, ન (સં.) ઊભું તિલક; ઊભું ટીલું.

**ઊર્મિ**, સ્ત્રી. (સં.) તરંગ; મોજો; લહરી; લહેર; લોઢ. ૨ એકાએક ઇચ્છા થઈ આવે તે; ઉમળકો; ઇચ્છા.

**ઊહાપોહ**, પુ (સં.) સામસામે પડપૂછ ચલાવવી તે: વાદવિવાદ કરવો તે; તકરાર; વાદ

**ઊંઘ**, સ્ત્રી (સં સ્વપ્=સુવું-ઊંઘવું. ઉ. પ્રા. સુણ્હઇ તેનુ દે. ઉઘઇ.) કામકાજથી થાકી જઇ બહારનો બધો વ્યવસાય મૂકી આંખો મીચીને પ્રાણીમાત્ર જે આરામ લે છે તે; નિદ્રા. ૨ અજ્ઞાન. ૩ અંધારૂં. ૪ અજાણપણું. ૫ આળસ. ૬ જંપ. ઊંઘમાં ઊંઘવું=આળસ કર્યા કરવું. ૨ અજાણ રહ્યા કરવું. ઊંઘમાં જવું= અજાણમાં જવું. ગફલત થવી. ૨ નકામ-નિરર્થક જવું. ઊંઘ ન જુએ સાથરો અને ભૂખ ન જુએ ભાખરો=અગત્યને વખતે સારૂં ખોટું જોવાતું નથી. ઊંઘ વેચીને ઉજાગરો=હાથે કરીને કોણ પંચાતીમાં પડે. સુખ ગુમાવી કોણ દુઃખ વહોરી લે ? ઊંઘતાનો પાડો ને જાગતાની પાડી=સાવધાનીનાં ફળ સારાં.

**ઊંઘણરોગ**, પુ. ક્રસ્ત્રીસનની વીસમી સીદી બેઠા પછી જાણમાં આવેલો આફ્રિકામાં થતો એક જીવલેણ રોગ. આ રોગમાં માણસને બીજું કંઈજ થતું નથી પણ કારમી ઊંઘ આવે છે અને કેટલાક દિવસ સુધી ઊંઘમાં ને ઊંઘમાં પડી રહ્યા પછી મરણ થાય છે. યુગંડા અને તેની આસપાસના ભાગોમાં એક જાતની માખો થાય છે તે આ રોગ ફેલાવે છે. આ મરજ મરકીના જેવો છે અને જ્યાં તેનો પ્રચાર થાય છે ત્યાં ઘણાં મરણ નીપજે છે.

**ઊંઘણસી**, વિ. બહુ ઊંઘનાર; સહેજ સહેજમાં ઊંઘી જાય અને કેમે કર્યું જાગ્રત ન થાય એવું; ઊંઘાળવું. ૨ સુસ્ત; આળસું; એદી.

**ઊંઘવું**; અ. ક્રિ. નિદ્રા કરવી; ઊંઘ લેવી ૨ આળસમાં પડી રહેવું; અજાણમાં-અજ્ઞાનમાં રહ્યા કરવું.

**ઊંઘાડવું**, સ. ક્રિ. પ્રે. ઊંઘે એમ કરવું; જંપાડવું; નિદ્રા કરાવવી. ૨ પડતું મૂકવું; છોડી દેવરાવવું; શાંત પાડી દેવું. (એ વાત હમણાં ઊંઘાડી ઘો અને જે કર્ત્તવ્ય છે તે કરો.)

**ઊંઘાળવું**, વિ. ઊંઘવાળું; ઊંઘણસી; સહેજ સહેજમાં ઊંઘી જાય એવું; બહુ ઊંઘનાર.

**ઊંઘેટું**, વિ. ઊંઘવાળું; ઊંઘે ભરાએલું

**ઊણું**, વિ. (સં. ઊન=ઓછું.) ઓછું; કમ; પુરૂં નહિ તેવું; ભરેલું નહિ એવું; કમતી; અધુરૂં; ન્યૂન. ૨ બાકી. 'ઊણું પડવું'=ઓછું પડવું અને તેથી રીસાવું; ઉન્મન થવું તે.-'વહેવાઇને શું ઊણું પડયું છે?' ઓછુ મળવાથી રીસ ચઢી છે.

**ઊંટ**, ન. (સં. ઉષ્ટ્ર. ઉ.) ઊચું ને ચોપગું એક ભારબન્દારી પ્રાણી; રેતીમાં મુસાફરી કરવામાં તે બહુ ઉપયોગી પ્રાણી છે.

**ઊંટકડો-ટો**, પુ. એક જાતની વનસ્પતિ; ઔષધિ.

**ઊંટડી**, સ્ત્રી. ઊંટની માદા; સાંઢણી. ૨ સોનીનું એક ઓજાર.

**ઊંટડો**, પુ. નર ઊંટ. ૨ હડો. ૩ કેન-માલ ઉપાડવાનો યંત્ર. ૪ ઉચો માણસ. ૫ ટેકો; કોઇ પણ ઉંચો ને લાંબો થાંભલો તે.

**ઊંટવૈદ**, પુ. લેભાગું વૈદ્ય.

**ઊંટવૈદું**, ન. રાક્ષસી દવા-ચિકિત્સા કરવી તે.

**ઊંટીઉંજીરૂં**, ન. ઓથમી જીરૂં; એક જાતનાં બી.

**ઊંટીઓ**, વિ. ઉંટ જેવો ઉંચો તે. 'ઉંટીઓ વાઘ.' ૨ મૂર્ખ; સુસ્ત માણસ. 'ઉઠી ન શકે રે એક ઉંટીઓ, બહુ બોલાવ્યા બાજંદજી, તેને રે દેખી ત્રાસ ઉપન્યો, લીધા ફકીરી છોડા ફંદજી.' નિષ્કુલાનંદ.

**ઊંહ**, અ. દુઃખ; ગર્વ અને અહંકારનો એક ઉદ્‌ગાર.

**ઊંહું**, અ. નકારસૂચક ઉદ્‌ગાર. ૨ ના. અભિમાન; મમત્વ. ૩ હઠીલાઇ; આડાઇ.

**ઋ,** (સં. ऋ.) ગુજરાતી ભાષાના મૂળાક્ષરો-માંનો સાતમો મૂર્દ્ધસ્થાની હ્રસ્વસ્વરવર્ણ-અક્ષર.

**ઋક્,** સ્ત્રી. (સં.) વેદ; ઋગ્વેદ. ૨ વેદ મંત્ર; ઋચા.

**ઋકાર,** પુ. (સં.) ઋ અક્ષર અથવા ઋ એવો જે ઉચ્ચાર તે.

**ઋક્ષ,** પુ. (સં.) રીંછ. ૨ નક્ષત્ર; તારો.

**ઋક્ષરાજ,** પુ. (સં.) રીંછોનો રાજા; જાંબવાન. ૨ નક્ષત્રો-તારાઓનો રાજા; ચંદ્ર.

**ઋખી,** જુઓ ઋષિ.

**ઋગ્વેદ,** પુ. (સં.) આર્યોના ચાર વેદો માંનો પહેલો વેદ; ઋક્.

**ઋગ્વેદસંહિતા,** સ્ત્રી. (સં.) ઋગ્વેદનો એકલોજ મંત્ર ભાગ-મૂળ માત્ર તે; (ભાષ્ય વગેરે સાથે નહિ) ઋક્ મંત્રોની મંડળાત્મક જે રચના તે.

**ઋગ્વેદી,** વિ. (સં.) ઋગ્વેદ ભણેલ; ઋગ્વેદનો અભ્યાસી, ઋગ્વેદને જાણનાર. (બ્રાહ્મણ) ૨ જેને ઋગ્વેદની રીતિએ જાતકર્માદિ સંસ્કાર કરવામાં આવતા હોય તે.

**ઋચા,** સ્ત્રી. (સં. ऋच. ઉ.) ઋગ્વેદના મંત્રની કડી; પદ; ત્રણ કડીનો મંત્ર તે. 'ત્રિમધ્વાદિ ઋચા ભણતોરે, ત્રિસુપર્ણને શુભ ગણતોરે.' પ્રેમાનંદ.

**ઋજુ,** વિ. (સં.) સરલ; સીધું; વાંકું નહિ એવું; સરખું. ૨ અનુકૂળ; હલકું; નરમ.

**ઋજુતા,** સ્ત્રી (સં.) સરલતા; સીધાપણું. ૨ અનુકૂળતા; નરમાશ.

**ઋણ,** ન. (સં.) દેવું; કરજ; દેણ. ૨ બંધન. ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે, આર્ય ત્રણ ઋણવાળોજ જન્મે છે. ૧ દેવઋણ, ૨ ઋષિઋણ અને ૩ પિતૃઋણ. કેટલાક અતિથિઋણ, મનુષ્યઋણ અને ભૂતઋણ એમ ત્રણ ઉપઋણ પણ ગણાવે છે ૩ બાદ કરવાનો જે આંકડો હોય તે અને બાદનું-ચિહ્ન એ પણ ઋણ કહેવાય છે.

**ઋણમુક્ત,** વિ. (સં.) દેવાથી મોકળું; કરજથી છૂટું થએલું

**ઋણમુક્તિ,** સ્ત્રી. (સં.) કરજપતાવટ; દેવામાંથી છૂટું થવું તે.

**ઋણાનુબંધ,** પુ. (સં ऋण+अनुबन्ध. ઉ.) કરજનું બંધન; લેણદેણનો જે સંબંધ તે; લેણાદેણી.

**ઋણી,** વિ. (સં.) દેવાદાર; કરજવાળું; કરજી; દેણદાર. 'અતિ ઋણીઆને ઋણ નહિ અને અતિ દુઃખીઆને દુઃખ નહિ.'

**ઋત,** ન. (સં.) સત્ય; સાચું. ૨ પાણી.

**ઋતુ,** પુ (સં.) કાળ વિશેષ; અમુક એક જાતનો જે કાળ ભેદ તે; મોસમ.:-શિઆળો વસંત વગેરે. ૨ સ્ત્રીઓ તેમજ પ્રાણીની માદાઓને આવતો આધાનકાળ તે; રજપ્રાપ્ત થવું તે.

**ઋતુકાળ,** પુ. (સં.) આધાનકાળ; પ્રજોત્પત્તિનો કાળ.

**ઋતુદર્શન,** ન. (સં. ऋतु=રજ दृश्= દેખાવ. ઉ.) રજનું દેખાવું-તે; અડકાવ આવવો તે. (ઘણું કરીને પહેલીવાર.)

**ઋતુપ્રાપ્તિ,** સ્ત્રી. (સં.) ઋતુ-રજ-પ્રાપ્ત થવું તે; અડકાવ આવવો તે; (સ્ત્રીએ) અળગું બેસવું તે.

**ઋતુભેદ,** પુ. ઋતુઓમાં થતા જે ફેરફારો તે; મોસમની જે ફેરફારી તે.

**ઋતુમતી,** વિ. (સં.) રજસ્વલા; અડકાએલી સ્ત્રી; જેને ઋતુ આવેલો હોય એવી, (સ્ત્રી.)

**ઋતુરાજ,** પુ. (સં.) ઋતુઓનો રાજા; વસંતઋતુ.

**ઋતુવર્ણન,** ન. (સં.) ઋતુઓનું જેમાં વર્ણન હોય એવું લખાણ કે કવિતાનું પુસ્તક તે.

**ઋતુશાંતિ,** સ્ત્રી. (સં.) ધર્મશાસ્ત્ર પ્રમાણે સ્ત્રીને પહેલો અડકાવ આવ્યા પછી તન્નિમિત્ત જે ક્રિયા કરવામાં આવે છે તે.

ઋતુસંહાર, ન. ઋતુવર્ણન. જેમાં છએ ઋતુનું વર્ણન હોય એવું કાવ્ય. ( મહાકવિ કાલિદાસે 'ઋતુસંહાર' નામનું જે ખંડ કાવ્ય બનાવેલું છે તે. )

ઋતુસ્નાતા, સ્ત્રી. ત્રણ રાત્રિનો ઋતુકાળ પુરો થવાથી નાહેલી સ્ત્રી.

ઋતે, અ. (સં.) વિના; વગર. ૨ ખાલી.

ઋત્વિજ, પુ. (સં. ઋત્વિજ્ ઉ.) પુરોહિત; આચાર્ય; ગોર; ઉપાધ્યાય.

ઋદ્ધિ, સ્ત્રી. (સં.) સિદ્ધિ. ૨ લક્ષ્મી; ધન; સમૃદ્ધિ. ૩ આબાદી; વિભૂતિ; ઉત્કર્ષ. ઋદ્ધિસિદ્ધિ=આબાદી; સંપત્તિ; સુખ; વૈભવ. (ઋનો રિ એવો ઉચ્ચાર થતો હોવાથી આ શબ્દ રિદ્ધિસિદ્ધિ—એમ પણ બોલાય છે.)

ઋષભ, પુ. (સં.) વૃષ; ગોધો. ૨ એક ઋષિ. ૩ આદિજિન. વિ. અતિ ઉત્તમ; શ્રેષ્ઠ:— 'પુરુષર્ષભ'=પુરુષોમાં શ્રેષ્ઠ. ઉત્કૃષ્ટ. ૪ 'સારીગમપધની' એ સાત સૂરમાંનો બીજો સૂર.

ઋષિ, પુ. (સં.) જ્ઞાનથી અને સંસારથી પારંગત; શાસ્ત્રકૃત આચાર્ય; મુનિ; તપસ્વી; સત્યવાદી; યતિ. ( વેદના મંત્ર બનાવનારાઓ અસલ ઋષિઓ કહેવાતા.

ઋષિકુમાર, પુ. (સં.) ઋષિનો પુત્ર તે; મુનિપુત્ર.

ઋષિકુળ, ન. ઋષિઓનો જે સમુદાય તે. ૨ જેમાં ઋષિવિદ્યા—અતિ ઉત્તમ જ્ઞાન આપવામાં આવતું એવી એક પ્રાચીનકાળની જ્ઞાન—વિદ્યાસંસ્થા.

ઋષિપંચમી, સ્ત્રી. (સં.) ભાદરવા સુદ પાંચમ; સામાપાંચમ.

ઋષિપત્ની, સ્ત્રી. (સં.) ઋષિની સ્ત્રી તે; મુનિની સ્ત્રી; આચાર્યની સ્ત્રી.

## એ.

એ, પુ. (સં. ए.) ગુજરાતી ભાષાના સ્વરાક્ષરોમાંનો કંઠતાળુસ્થાની આઠમો દીર્ઘ સ્વરવર્ણ—અક્ષર.

એ, અ. અરે; ઓ; હે.

એ, સ. (સં. इदम् આ. ઉ.) આ. ૨ તે. ૩ પેલું. ૪ (બોલનાર દંપતીમાંનું) એક. (હિંદુ સ્ત્રી પોતાના પતિનું અને પતિ સ્ત્રીનું નામ દેતાં નથી, તેથી 'એ' શબ્દ વાપરે છે.)

એઉ, સ. ( માનાર્થે બહુવચનમાં 'એ' ને કેટલાક એઉ કહે છે.) ૨ પેલા.

એઓ, સ. ( એનું બહુવચન. ) તેઓ. ૨ પેલા.

એક, વિ. (સં.) ગણવામાં જે પહેલું તે; પહેલો અંક. ૧. ૨ મુખ્ય; જેનું બીજું નથી તે. ૩ અમુક; ચોક્કસ; કોઈ પણ એક. ૪ સરખું; મળતું; ભેદરહિત; ભિન્ન નહિ એવું. 'તમે અમે એક છીએ' ૫ આસરે; લગભગ; સુમારે.

એકએક, વિ. દરએક; જુદાં જુદાં ગણતાં એક એક પછી એક.

એકક—એક, પુ. એકથી દસ સુધીની સંખ્યાને એકે ગણતાં જે ગુણાકારો આવે તે બતાવનારા આંકમાંના ઘડીઆ તે. આંકનો પહેલો પાડો.

એકકું, વિ. એક એક હોય એવું. ૨ એક પછી એક; એક એકજ; બે નહિ.

એકકોરે, અ. એક બાજુએ; એકગમ; એક તરફ.

એકચક્રવે, અ. એકજ ચક્રમાં—એકજ રાજાના હાથમાં બધી સત્તા હોય તેમ.

એકચિત્ત, ન. (સં.) ધ્યાન; લક્ષ; અવ્યગ્રતા; એકતારતા. વિ. જેનું મન એકજ બાબતમાં લાગેલું હોય એવું; તલ્લીન.

એકછત્રે, (સં. एक=શાસન=અમલ. ઉ.) એક ચક્રે ઘણા મોટા પ્રદેશ ઉપર એકજ

જણનું રાજ્ય હોય તેમ; એકજ રાજાના અમલ તળે.

એકજ, વિ. માત્ર એક; કેવળ એક.

એકજણ, ન. (સં. एक जन=માણસ. ઉ.) એક માણસ; અમુક એક જણ. ઘણામાંનું ગમે તે કોઈ એક.

એકજથે, અ. (સં. एक+यूथ=ટોળું. ઉ.) એક સાથે; એક ઠેકાણે; એકઠું જ; સાથે; સામટું; બધું સાથે; બધુંય; આખું.

એકઠું, (એકઠ્ઠું.) વિ. (સં. एक+स्था= ઉભું રહેલું. ઉ.) એકત્ર કરેલું; ભેગું; ભેળું; જુદે જુદે ઠેકાણેથી આણીને એક ઠેકાણે ભેગુ કરેલું હોય એવું; સંમિશ્ર; એકઠું કરવુ=ભેગું કરવું. ૨ સંપ-મેળ કરાવવો; જોડી ભેળી દેવું; એકઠું થવું=મળીજવું; એક થવું. ૨ ભેળા થવું; ભરાવું. 'એકઠું મળવું'=ભેગા થવું; સંપ કરવો.

અકડેએક, પુ. એકથી તે સો લગી બોલવા લખવાનો એક આંક. ૨ એક સંજ્ઞા-ચિહ્નન; એકડેએકથી=પહેલેથી; આરંભથી; અથથી.

એકડો, પુ. એકનો જે આંક-ચિહ્નન-અક્ષર તે; આંકડો; એકડો કરવો=સહી કરવી; અમુક બાબત પોતાને સંમત છે એમ કબુલ કરવું; કબુલાત આપવી. ૨ નક્કી કર્યાની નિ-શાની કરવી; એકડો લેવો=કબુલાત લેવી; સહી લેવી; એકડો કાઢી નાખવો=તુચ્છકારી નાંખવું; કશા લેખામાં નહિ ગણવું. એકડા વિનાનાં મીંડાં= નાયક વગરનું બધું નકામું, મુખ્ય વસ્તુ વગરનું બધું કશા કામનું નહિ.

એકતરફી, વિ. બન્ને બાજુ બરોબર જોયા વગરનું, એક પક્ષનું; (ઇન્સાફમાં.) એકપક્ષી; એક બાજુનું.

એકતા, સ્રી. (સં. એકપણું; ઐક્ય.

એકતારૂં, વિ. એકતાર વાળું; જેને એક તાર હોય એવું. 'અંગરખું એકતારૂંરે; બનાવ્યું બહુ જુગત કરી.' રણછોડ. સળંગ એક તારનું.

એકતારો, પુ. જેને (વગાડવાનો) એકજ તાર હોય એવું વાજીંત્ર; તંબુરો.

એકતાલ, પુ. (સં.) જેમાં એકજ તાલ આવે એવો રાગ. ૨ ગાયનમાં તાલ લેવાનો એક ભેદ; ૩ ઐક્ય.

એકતાળીસ, વિ. (સં.)ચાળીસને એક;૪૧.

એકતાળો, પુ. જેમાં મણના એકતાળીસ શેર થાય એવો જોખ. ૨ કોઇ પણ સૈકાની ૪૧ મી સાલે પડેલો જે દુકાળ તે.

એકત્ર, વિ. (સં. एक+त्र.) મળેલું; એકઠું; ભેગું; મિશ્ર. ૨ મેળવેલું; ભેગું કરેલું. ૩ પંત્યાળામાં હોય એવું; સરખું.

એકત્રતા, સ્રી. એકત્રપણું; એકતા; એકઠા થવાપણું; મેળ; સંપ; મેળાપ; એકઠાપણું;જુ-દાપણુ નહિ એવી જે હાલત તે.

એકત્રીસ, વિ. ત્રીસને એક.

એકત્વ, ન. (સં.) એકપણું; એકતા; એકજ. ૨ સંપ; જુદાઇ નહિ તે. ૩ મગતાપણું; મેળ; જેમાં જુદાપણું ન હોય એવી જે સ્થિતિ તે.

એકથંભું, વિ. એક થાંભલાવાળું; એક થાંભલા ઉપર બાંધેલું હોય એવું.

એકદંડીઉં, વિ. (સં. एक+दण्ड=લાકડી -સ્તંભ.) એક થાંભલાવાળું; જેને એકજ સ્તંભ હોય એવું. એકદંડીઓ મહેલ પખીને દાણા નાંખવાની પરવડીઓ એક થાંભલા ઉપર બાંધેલી હોય છે-એવીજ રીતે મોટા એક થાં-ભલા ઉપર મેડી કરી તેમાં અસલના રાજાઓ અમાનિતી રાણીઓ-અને કુંવારી કન્યાઓને પહેરામાં રાખતા. ૨ નાભીથી તે. નાક સુધી-દંડ જેવી સીધી લીટીએ ચાલતો શ્વાસ; છેલ્લો-મરણ થતા પહેલાંનો જે શ્વાસ તે-એકદંડીઓ શ્વાસ.

એકદંડ, પુ. (સં.) એક આધાર; આશ્રય; મદદ; એક તરફની-થોડીઘણી મદદ-આધાર.

એકદંત, પુ. (સં.) ગણપતિ; ગણેશ ૨ એક દાંતવાળો હાથી. 'એક દંતને મહાન ઉ-ન્મત્ત, જઈ વિદાર્યું વૃત્ત.' પ્રેમાનંદ.

**એકદમ**, અ. (ફા. એક+દમ=શ્વાસ-આરામ-વગર શ્વાસ લીધે-એકજદમે. ઉ.) તાબડતોબ; લાગલાગટ; એકીવારે; સામટું; તાકીદથી; જુસ્સાભેર.

**એકદળ**, વિ. (સં. एक+दल=પાંદડું.) એક પાંદડીનું; એક પાંખડીનું. ૨ દાળ વગરનું. જેને પડ કે દ્વૈત ન હોય એવું. (અનાજ-ફૂલ વગેરે.)

**એકદળીઆં**, વિ. એકજ દળવાળાં; દ્વિદળ નહિ એવાં. (ધાન્ય. જેમકે ઘઉ, બાજરી.) ૨ એકજ પાંદડાવાળાં. (ઝાડ પાન-વનસ્પતિ વગેરે.)

**એકદા**, અ. (સં.) એક વખત; એક વાર; એક સમયે. ૨ કદાપિ. ૩ પૂર્વે; અસલના વારામાં.

**એકદાણીઉં**, ન. એક સરખા દાણાવાળું એક જાતનું ઘરેણું; મંગળસૂત્ર; સૌભાગ્યવતીએ અવશ્ય પહેરી રાખવાનું કોટનું એકસેરૂં ઘરેણું.

**એકદીલ**, એકમન; જુદાઇ નહિ તે.

**એકદીલી**, સ્રી. સંપ; મેળ; મનની એકતા તે.

**એકદૃષ્ટિ**, સ્રી. (સં. एक=મળતું-સમ+दृष्टि=નજર-આશય.) એકજ હેતુતા; એકાશયતા; જેમનો સરખો હેતુ-આશય હોય તે; એકનજર. ૨ કાણું.

**એકદેશ**, પું. (સં.) એકજ હેતુ એકજ આશય હોય તે. ૨ એક તરફીપણું. ૩ આખી વસ્તુનો અમુક જે એક ભાગ તે.

**એકદેશી**, વિ. (સં.) એકજ દેશનું. ૨ એક બાજુનું; એકાદ પક્ષનું હોય એવું; સમગ્ર નહિ પરંતુ ઘણાંમાંના એકાદ દૃષ્ટિબિંદુવાળું. (ભાષણ, લખાણ) ૩ અધુરૂં; એકજ વાત જાણનાર; એકતરફી.

**એકધા**, અ. (સં.) એકપ્રકારે; એકજ રીતે.

**એકધારી**, વિ. (સં. एक+धारा=અણી-ધાર.) સરખી ધાર હોય એવું; (તલવાર.) એક તરફની ધારવાળું. ૨ વહેંચાતી; સરખી; સમાન.

**એકધારૂં**, વિ. (સં) સરખું; સમાન; એકસરખાપણાવાળું; કોઈ પણ જાતના ફેરફાર વગરનું; એકસરખું.

**એકનજર**, સ્રી. સરખી નજર; એક દૃષ્ટિ; એક વિચાર. ૨ એક હેતુ એક આશય હોય તે. ૩ નજર મેળાપ; દૃષ્ટિનું મળવું થાય તે.

**એકનસાઉં**, વિ. હઠીલું; આગ્રહી; જે વસ્તુ કે વાત મન પર લીધી તે મૂકેજ નહિ એવું; જીદ્દી.

**એકનિષ્ઠ**, વિ. (સં. एक+निष्ठा. ઉ.) એકજ નિષ્ઠાવાળું; દૃઢ; ૨ વિશ્વાસુ; એક ઉપરજ ભક્તિ શ્રદ્ધા વગેરે દૃઢતા રાખનારૂં; પ્રમાણિક.

**એકનિષ્ઠા**, સ્રી. (સં. एक+नि+स्था=દૃઢ રહેવું. ઉ.) એકનીજ ઉપર જે વિશ્વાસ તે; અડગશ્રદ્ધા; દૃઢ વિશ્વાસ; પ્રમાણિકતા.

**એકનુંએક**, વિ. તેનું તેજ; એકજ; બીજું નહિ એવું.

**એકંદર**, વિ. બધું મળીને જે એક થએલું હોય તે; કુલ; જેની અંદર સઘળું આવી ગએલું હોય એવું.

**એકપક્ષી**, વિ. (સં. एक+पक्ष=બાજું. ई=વાળું.) એક બાજુનું; એક તરફી.

**એકપણું**, ન. એકતા; ઐક્ય. ૨ સરખાપણું; સમાનતા.

**એકબારગી**, અ. એક રીતે; એકલેખે: એક પાસથી જોતાં. ૨ એકવાર: એક વખત.

**એકભાવું**, વિ. એકજ ભાવનું; સરખી કીમતનું.

**એકભુક્તવ્રત**, ન. એકજવાર ખાવાનું એક વ્રત.

**એકમ**, સ્રી. પડવો; પખવાડીઆનો જે પહેલો દિવસ તે. ૨ એક. ૩ પહેલું.

**એકમગ**, અ. એક બાજુ; એક તરફ; બાજુએ; કોરે.

**એકમજલી**, વિ. એક મજલાનું; એક-માળીઉં; જેને એકજ માળ કે એકજ મેડો હોય એવું.

**એકમત**, વિ. (સં.) એક વિચાર; એક દીલ.

**એકમતીઉં**, વિ. એક અમુક મતને પકડી રહેનારૂં; હઠીલું; જીદ્દી; આગ્રહી.

**એકમન**, વિ. (સં.) એક દીલ; એક ચિત્ત; જુદા મનવાળું નહિ એવું; સંપીલું; સંપ-મેળવાળું.

**એકમાત્રા**, સ્ત્રી. (સં.) એક પાણુ ૨ અ. થોડુંક; જરા.

**એકમાર્ગી**, વિ. (સં.) એકજ માર્ગનું; સીધે રસ્તે જનારૂં; આડીઅવળી-પ્રાપંચિક બાબનો તરફ લક્ષ નહિ આપતાં અમુક એકજ રીતે વર્તનારૂં.

**એકમેક**, અ. એકબીજાને; પરસ્પર; અરસપરસ; અન્યોન્ય. વિ. એકની અંદર બીજું ભળી-સમાઇ ગયું હોય એવું; એકતાર; એકરસ. 'એકમેકતા'=એકપણું; અભેદ.

**એકમેર**, અ. એક તરફ; કોરે; બાજુએ; એક પડખે.

**એકરંગી**, વિ. એક રંગનું; જુદા જુદા નહિ પરંતુ અમુક એકજ રંગ હોય એવું. ૨ એક જાતના સ્વભાવનું; એકતાલી. ૩ એકજ જાતના રંગ-વિચાર તરંગવાળું.

**એકરસ**, વિ. (સં) જુદાપણું ટળી જઈ એકપણું થઈ રહ્યું હોય એવું; અટવાઈ-મળી ગએલું; જેમાં કુચા પાણી જુદાં ન રહ્યાં હોય એવું. (દાળ અથવા બીજા જે કોઈ લેહ્ય પદાર્થ હોય તે.) ૨ બરોબર મળી-ગળી ગએલું હોય એવું. ૩ ગુલતાન; એકતાર; સમરસતાને પામી ગએલું.

**એકરાર**, જુઓ ઇકરાર.

**એકરાસ**, સ્ત્રી. એક બીજાને મળતાપણું હોય તે; સનગુણતા; એક બીજાના ગુનને જે ગોઠતું આવવું તે; સંપ.

**એકરૂપ**, વિ. એક સરખું હોય તેવું; એક રસ; એક મન; એકજ હોય એવું.

**એકલ**, વિ. એકલું. 'એકલ ઊડી જાય.' ક. દ. ડા.

**એકલક્ષી**, વિ. એકજ લક્ષવાળું; જેનું એકજ તરફ ધ્યાન હોય એવું- એકહેતુક.

**એકલડું**, વિ. એકલું; સાથ વગરનું; (કવિતામાં.)

**એકલડોકલ**, વિ. એકલુંઅટુલું; એકલું; સોબત-સંગાથ વગરનું; છડું. 'મેવાસમાં એકલડોકલથી મુસાફરી થઈ શકતી નથી'

**એકલપેટું**, વિ. એક-માત્ર પોતાનુંજ પેટ ભરવાનું સમજતું હોય એવું; સ્વાર્થી; આપમતલબી.

**એલમલ**, વિ. એકલડોકલ; કવચિત કોઈક. 'એકલમલ અણુલિ ગીઓ ચિત અચાનક પામી ચોજ.' અખો. એકલું; વિરલ; કોઇકજ; જવલ્લે મળી આવે એવું; ન્યારૂં. ૩ એકકો. ૪ એકમાર્ગી. 'નહિ પાપી ને નહિ પુણ્યવંત, એકલમલ તે સાચા સંત.'

**એકલવાઇ**, સ્ત્રી. સોનીનું એક ઓજાર.

**એકલવાયું**, વિ. એકલું; જેને બીજું કોઇ સહાયમાં ન હોય તેવું. ૩ સ્ત્રી પુત્ર પરિવાર વગરનુ.

**એકલું**, વિ. બીજું કોઇ સાથમાં ન હોય તેવું; સાથી વગરનું. ૨ માત્ર પોતેજ; છડું; પંડે; ફક્ત; માત્ર; કેવળ; અલગ.

**એકવખત**, અ. એકવાર; એક સમય; એકદા.

**એકવગું**, વિ. એમદમ; એકીવારે-ફેરે; મામકું; સાવે લાગું. ૨ એકજથે; એકબાજુએ; એક વર્ગે; ક્રમે. 'આ બધું એકવગું ગોઠવો.'

**એકવચની**, વિ. એકવચનવાળું; જે એક વાર બોલે તે પ્રમાણેજ કરે-બોલ્યું પળે એવું; પ્રમાણિક; સસનાદી; બોલ્યા પ્રમાણે કરનાર.

**એકવડીઉં**, વિ. નાજુક બાંધાનું; સુકુમાર; પાતળું; નબળું.

એકવડું, વિ. પાતળું; દમ વગરનું; નાજુક બાંધાનું (શરીર). ૨ ઉપરાઉપરી પડો ન વાળ્યાં હોય એવું; એક પડવાળું; મજબુત; દૃઢ નહિ એવું.

એકવર્ણસમીકરણ, ના. બીજ ગણિતના જે સમીકરણમાં માત્ર એકજ અવ્યક્ત પદ હોય તે.

એકવાર, એક વખત; એકદા.

એકવારીઉં, વિ. એકવખતનું; એકવારનું. ના. એકવાર ખંડાએલી ડાંગર; ટેક.

એકવિચાર, પુ. (સં.) મળતા આવવું તે; ફરે નહિ એવો જે વિચાર તે; ઘણા જનનો વિચાર જુદો ન પડતાં મળતો આવવો તે.

એકવીસ, વિ. વીસ ને એક–૨૧.

એકસટ, ના. એક આણો જયો તે. વિ. એકજયાનું.

એકસંપ, પુ. (સં.) એક બીજાની સાથે મળી જવું તે; એકમેકતા કરવી તે; જુદાપણું નહિ પરંતુ સઉએ એક બીજાને મળતા થઈ એકત્ર થઈ જવું તે.

એકસંપી, સ્ત્રી. એકસંપપણું; અવિભેદ–અભિન્નતા; જુદાઈ નહિ તે; એકમેકતા; મેળ. ૨ હડતાળ પાડવાને એકમતના થઈ જવું તે.

એકસાન, વિ. એકરૂપ.

એકસેટ, (હ) વિ. સાઠ ને એક; ૬૧.

એકસેરૂં, વિ. એક સેરનું; એક સેરવાળું; એક આવલીનું. (ઠી–હાર વગેરે.) જેમકે એક સેરો નવસેરો હાર.

એકસો, વિ. સો; સોની ગણતરી કરતાં જે પહેલા સો તે; ૧૦૦.

એકહથ્થું, વિ. એકજ જણના હાથથી થએલું; એકજ જણના હાથમાં હોય એવું.

એકાએક, ઓચીંતું; એકદમ; અણધાર્યું; અકસ્માત.

એકાકાર, વિ. (સં. एक+आकार.) એક સરખા આકારનું; એકસરખું; સેળભેળ; એક બીજામાં ભળી ગએલું; એકતાર. ૨ ના. સમ આકાર થઈ જવું તે; એક બીજાનું જુદાપણું ન પરખાય એવી સ્થિતિએ પહોંચી જવું તે: સામ્ય.

એકાકારતા, (એકાકારપણું) એકજ આકાર હોય એવા હોવાપણું; સમતા; જુદાપણું નહિ એવી જે સંનિશ્રતા તે.

એકાકી, વિ. (સં.) એકલું; સાથ વગરનું. 'એકાકી રે, નિર્ભય થઈ વિચરે વનમાં.' બ્રહ્માનંદ ૨ ઓચીંતું; એકદમ. 'રોકયો એકાકી કરી, વડી પૂરે ચડયા પંચ અબ્ધિ.' પ્રેમાનંદ. ૩ અસહાય; નિરાધાર.

એકાક્ષરી, વિ. (સં.) જેમાં એકજ અક્ષર હોય એવું. (શબ્દ, કોશ, મંત્ર, વગેરે):–'એકાક્ષરી કોશ.' એકાક્ષરી મંત્ર તે ૐકાર; પ્રણવ.

એકાગ્ર, વિ. (સં. एक+अग्र=અણી, બિંદુ ઉ.) એક વસ્તુ ઉપર લાગેલું; એકતાર; એક ધ્યાન; એક લક્ષ. જેને એકજ અગ્ર છે એવું; અર્થાત્ અમુક એકજ બિંદુ ઉપર ચોંટેલી દૃષ્ટિ અને મનવાળું; તલ્લીન.

એકાગ્રતા, સ્ત્રી. (સં.) તલ્લીનતા; એકતારતા: એકધ્યાનપણું.

એકાંક, વિ. (સં.) એક અંકવાળું.

એકાંગ, વિ. (સં) હીનઅંગ; અપંગ.

એકાચાર, પુ. (સં. एक+आ–चर्= ચાલવું–વર્તવું. ઉ.) એકસરખી જે રીતભાત તે; સમવર્તન; એકાકારતા. ૨ વિ. એકસરખી રીતભાતનું; સમ ધર્મ–આચાર વગેરેવાળું.

એકાદ, વિ. (સં. एक+आदि=અથવા, પહેલું. ઉ.) એકાદું; એકજ; વિરલ. ૨ કવચિત કોઇએક. 'એકાદ બે'=એક અથવા બહુ તો બે જણ.

એકાદશ, વિ. (સં. एक અને दस=દશ.) અગિઆર; દસને એક; ૧૧.

એકાદશા, ન. (સં. एक+दश+अह्= एकादशाह्=અગિઆરમો દિવસ.) અગિઆરમું;

અગિઆરમો દિવસ તે. (મુએલા માણસના.) 'એકાદશાનું શ્રાદ્ધ કોણે સગર્યું રે.' પ્રા. કા.

**એકાદશી**, સ્ત્રી. (સં.) અગિઆરસ: પખવાડીઆની અગિઆરમી તિથિ-જે દિવસે ઉપવાસનું વ્રત કરવામાં આવે છે તે.

**એકાદું**, વિ. કોઈ એક; એક અથવા બે. ૨ ક્વચિત એક. (ભાગ્યે એક હોય એવા અર્થમાં.)

**એકાનએક**, અ. ઓચીંતું; એકદમ; તાબડતોબ

**એકાવન**, વિ. પચાસ ને એક; ૫૧; એકાવનમું; પચાસમા નંબરનું.

**એકાવળહાર**, પુ. (સં. एक+आवलि=હાર=સેર.) એક સેરની માળા; કંઠી; છડો; અછોડો. (હીરા મોતીનો) જે એકસેરો હાર તે.

**એકાવળી**, સ્ત્રી. (સં. एक+आवलि=સેર.) એક સેરની કંઠી. ૨ એક અર્થાલંકાર.

**એકાશી**, વિ. (સં. एकाशीति ઉ.) એંશી ને એક; ૮૧. ૨ ઘણુંય; અનેક. 'એક તો શું પણ એકાશી તૈયાર છે.' આશીર્વાદમાં પણ 'ઘણા, અનેક' એ અર્થમાં વપરાય છે. 'તારા એકના એકાશી થજો.'

**એકાસુધ**, અ. એકેએક; દરેક; બધું; સઘળુંજ.

**એકી**, સ્ત્રી. (સં. एक. ઉ.) એકપણું; ઐક્ય; સંપ. 'ધનવડે ધર્મ થાય, કુડાં કર્મ નાશી જાય; એકી એ એની ગણાય.' વલ્લભ. ૨ જે સંખ્યાને બેએ ભાગતાં બાકી કંઈ પણ વધે તે. ૩ પિશાબ કરવા જવાનો સંકેત; એક આંગળી બતાવવી તે.

**એકીકરણ**, ન. (સં. कृ=કરવું ઉ. करण એક કરવું તે; સંમેલન કરવું તે; મેળવવું તે.

**એકીબેકી**, સ્ત્રી. મુઠીમાં રાખેલી વસ્તુની સંખ્યા એકીની છે કે બેકીની છે, તે અટકળથી કહેવાની એક રમત. (છોકરાં સાધારણ રીતે અમસ્થાં અમસ્થાં આ રમત રમે છે, જ્યારે નવા પરણેલા જોડાને-વધૂવરને તો આ રમત એક ક્રિયા તરીકે ફરજીઆત રમાડવામાં આવે છે.)

**એકીવારે**, અ. સાથે; લાગું; એકદમ; એકજથે; સામટું; એકે ફેરે: એકી વખતે. 'એકીવારે હણી નાંખ, દયા પ્રભુ શીદ અદાપે છે.'

**એકાએક**, વિ. એક એક એમ ગણતાં જેટલાં હોય તેટલાં બધાંય; સઘળાં. ૨ અ. દરેક; પ્રત્યેક; એકે બાકી ન રહે તેમ.

**એકૈક**, અ. એક પછી એક એમ. ૨ વિ. એકએક; એકેએક: દરેક. ૩ છૂટું; અલગ.

**એકેંદ્રિય**, વિ. (સં. एक+इन्द्रिय=જ્ઞાનશક્તિ) એક ઇંદ્રિયવાળું.

**એકૈક**, અ. એક પછી એક; વારાફરતી. ૨ પ્રત્યેક; દરેક. ૩ એકએક. 'ભોજ રાજા તો એકૈક શ્લોકના લાખ લાખ રૂપીઆ આપતા હતા.'

**એકો**, પુ. એકને એક, બેને બેએ ત્રણને ત્રણે એમ ગુણવાથી જે ગુણકારો આવે તેના ઘડીઆ-પાડા તે: એકો અને વડો એકો. ૨ એક પણ;એકએક:-'એ ગીતા એકો અધ્યાયજ, અથવા એકો શ્લોક, અથવા એકો અક્ષર ભાખે, શ્રવણ કરે કો લોક.' દયારામ.

**એકોદર**, વિ. (સં. एक+उदर=પેટ-કૂખ-ગર્ભાશય. ઉ.) એકપેટનાં; એક માતાનાં (છોકરાં.) ભાંડું; ભાઈભાંડું; એક કૂખનાં; માના જણ્યાં. 'એ બે તો માના જણ્યા ભાઈ થાય.'

**એક્કો**, વિ. ઘણામાં અમુક એકજ હોય એવું; સર્વોપરિ; ઉત્તમ; શ્રેષ્ઠ; સઉથી સરસ; બહુજ કુશળ. 'ગીરધર ભણવામાં એક્કો છે' ૨ એકજ; કેવળ; એક એજ. 'જે પીતાં ઓછો રહે, એક્કો અભિલાખ, ફીકા બીજા લાગશે રસ લાખો લાખ.' ૩ રમવાનાં પાનામાંનું એકનં સંજ્ઞાનું જે પાનું તે. ૪ એક બળદ જોડાતો હોય એવી જે ગાડી તે; ડમણી; ડમણીઉં. ૫ ઐક્ય; એકસંપી; એકમત થવું તે. 'હજામોએ એક્કો કર્યો કે બ્રાહ્મણને મુંડવોજ નહિ.'

એખરો, પુ. એક જાતનું વનસ્પતિ ઔષધ. ૨ ખગાબ; કચરાપુંજ જેવો જે માલ તે.

એજંટ, પુ. (અં. Agent.) આડતીઓ; પ્રતિનિધિ. ૨ મુનિમ. અમુકનીવતી કામ કરનાર તે.

એજ્યુકેશનલ, વિ. (અં. Educational.) કેળવણીને લગતું; કેળવણી સંબંધીનું.

એટલામાં, અ. એ વખત-દરમિઆનમાં; થોડા વખતમાં; તરતજ. (વસ્તુ અને વખત વગેરેની સ્વલ્પતા બતાવવી તે.)

એટલામાટે, અ. ઉપર કહ્યું તે પ્રમાણે હકીકત છે વાસ્તે; તે ઉપરથી.

એટલું, વિ. (સં. एतावत् ઉ.) આટલું; થોડુંક; જરાક. આ જે થોડું છે તેટલું; અમુક પરિમાણનું; અમુક દર્શાવેલા માપ જેટલું; તેટલું.

એટલે, અ. ફલાણાનો અર્થ 'આ છે' એમ જણાવનારો જે શબ્દ તે; બીજી રીતે. ૨ એ ઉપરથી; એટલા માટે; એ વાસ્તે; એ કારણ છે માટે. ૩ પછી ત્યારે.

એઠ, સ્ત્રી. એઠવાડ; કચરો; નાપાક વસ્તુ. વિ. ખરાબ; મેલું; તુચ્છ; નિંદ્ય; નહિ બોલાવા-નહિ સંવ્યવહાર કરવા જેવું. ૨ છેડામણ; ગંડાંત. ૩ પીડા; પંચાતી; કંટાળો આપે એવું માણસ.

એઠવાડ, પુ. (સં. उच्छिष्ट. ઉ.) અજીઠવાડ; એઠવાડો; એઠું હોય એવું જે તે; ખાવા પીવાથી જે ગંદવાડ થયો હોય તે. ૨ ગંદવાડ; કચરોપુંજો; અસ્વચ્છતા; મલિનતા. ૩ રાંધેલું અન્ન. 'અમે તો બહારનો એઠવાડ ઘરમાં ઘાલતાંજ નથી!'=ભાણું રાખતાં નથી. વિ. તુચ્છ.

એઠું, ન. (સં. उच्छिष्ट. ઉ.) ખાડવું; ગંડાંત; જમતાં વધેલું અન્ન. ૨ રાંધેલું અન્ન. વિ. જેને રાંધેલું-છાંડેલું અન્ન લાગ્યું હોય એવું; અપવિત્ર; અસ્વચ્છ; ગંદું.

એઠુંજુઠું, ન. અપવિત્ર અને ગંદુ થએલું હોય એવું જે તે; પવિત્ર; પવિત્રપણાનો જે આચારવિચાર તે. ૨ છાંડવું. થોડુંક રાંધેલું અને થોડુંક ધારેલું એવું જે કાઢવા જેવું અન્ન તે. 'ગૃહસ્થોને એઠુંજુઠું ગરીબ જીવે છે.' વિ. એઠું; અસ્વચ્છ; અપવિત્ર; ગંદુ; મેલું.

એડવવું, સ. ક્રિ. અડાવી-અડી દેવું; લગાડવું; પુસાડવું; ઘાલી દેવું; સામેલ કરવું; જોડવું; લાગુ પાડવું.

એડી, સ્ત્રી. બીજું; જેની ઉપર અક્ષર, આકૃતિ-ભાત વગેરે કોરેલાં હોય એવું સોનીનું એક ઓજાર. ૨ બુટનો પાની આગળનો ભાગ તેમજ તે ઠેકાણે ઘોડેસવારીમાં રાખવામાં આવતી ઘોડાને મારવાની આર. ૩ પાનીની અણી.

એડીટર, પુ. (અં. Editor) વર્તમાનપત્ર કે માસિકપત્રનો ચલાવનાર-નાયક પત્રકાર; તંત્રી; મંત્રી. ૨ કોઇનાં પુસ્તક શુદ્ધ કરી સારી રીતે છપાવીને પ્રકટ કરનાર; આવૃત્તિકાર; પ્રકાશક.

એડીદાર, વિ. એડીવાળું; બૂટનો પાની આગળનો જે ભાગ તે વાળું.

એઢી, સ્ત્રી. પરંપરા; ઉતરતી પેઢીનો જે ક્રમ તે. 'જેવી પિતાથી સાતમી પેઢીજી, માતાથી પાંચમી એઢીજી.' પ્રેમાનંદ

એણ, ન. (સં. एण.) એક જાતનાં હરણ. આ જાતનાં હરણની આંખો બહુજ સુંદર-ચંચળ અને મનોહર હોય છે. (કાવ્યોમાં આંખના ઉપમેય તરીકે એણ આંખનો બહુ ઉપયોગ કરેલો છે. એનું માંસ પણ વખણાય છે. શ્રાદ્ધમાં એનો ખાસ ઉપયોગ કરાતો. 'એણ હરણના માંસે જો કદી, થાય પિતાનું શ્રાદ્ધ.' મા. પુરાણ)

એતદ્દેશી, વિ. (સં. एतत्+देश-ई ઉ.) આ દેશને લગતું; આ દેશ સંબંધી.

એથી, અ. એને લીધે; એ કારણે; તેથી.

એદી, વિ. (આ. અદી=બે હાથના અડબ) આળસુ; સુસ્ત; મંદ; પ્રમાદી. ૨ ધાડું; ધીમું. ૩ વ્યસની. ૪ ગંદુ-મલિન. ૫ નિરુદ્યમી. 'આળસુ એદી તે અડકના આંધળા આ સમે ખૂબ ઊઘે.' ક. દ. ડા.

**એદીખાતું**, ન. આળસુ અને ગંદી હાલત તે; જ્યાં કચરો પુંજો પડયો હોય અને ચોકખું ન દેખાતું હોય એવું જે સ્થાન તે; આળસુનું સ્થળ.

**એધાણ-ણી**, સ્ત્રી. (सं. अपि=આસપાસ અને ધા-નિશાન કરવું-ધરવું. ઉ.) નિશાની; ચિહ્ન. 'જેહ સમારે તુજને તેને સમારે જેહ એથી મેલ ઉચેરડો એધાણી.' ૨ ઓળખ. ૩ દાખલો. ૪ યાદ. 'એધાણી આપવી'=નિશાન બતાવવું. ભૂલી ન જવાય તે માટે જે વિશેષતા બતાવવી તે; ચિહ્ન બતાવવું' દાખલો આપવો.

**એન**, સ્ત્રી. (આ. એન=વટ.) આબરૂ; અણીનો વખત; ટાંકણું. ૨ નાક; શોભા. ૩ સાખ; વટ. ૪ ટેક. 'એન જવી'=આબરૂ જવી; અપમાન થવું; શાખ જવી. 'એન લેવી'=આબરૂ લેવી; નાક લેવું; હલકુ પાડવું. 'એન સાચવવી'=અણીનો વખત સંભાળી લેવો; સાખ ન જવા દેવી તે. ૨ ટેક રાખવો.

**એન**, એક જાતનું લાકડું.

**એન**, વિ. નક્કી; ખરૂં; આબાદ. 'કોકિલા સુહાવી શ્યેનીથી એન.' પ્રેમાનંદ. ૨ સુંદર. ૩ જમીનનુંજ ખાસ.

**એનઉપજ**, સ્ત્રી. જમીનના પાકની જે ઉપજ તેજ; મહેસુલ.

**એનકરજ**, ન મુદ્દલ કરજ; અસલ દેવું.

**એનખરચ**, ન. જમીન પાછળ થએલું ખરચ તે; ખાસ ખરચ. (પરચૂરણ નહિ.)

**એનચોમાસું**, ન. જામેલું ચોમાસું: ભર ચોમાસું.

**એનજમા**, સ્ત્રી. મહેસુલની જે વસુલાત તે; જમીનના કરમાંથી જે ઉપજ આવી હોય તે.

**એનજમીન**, સ્ત્રી. કિત્તામાં જે બતાવવામાં આવી હોય તેજ જમીન; વાવેતરવાળી જમીન (પડતર નહિ.)

**એનજુવાની**, સ્ત્રી. સારી-ખેચ જુવાની; ભરયૌવન.

**એનવાવેતર**, ન. ઝાડપાનનું નહિ પરંતુ કરસણ-અન્ન ઉત્પન્ન થાય એવું જે વાવેતર તે.

**એનધેન**, સ્ત્રી. છોકરાંની એક રમત.

**એપ્રિલ**, પુ. (અ. April.) ખ્રીસ્તી સંવત્સરનો ચોથો મહીનો.

**એબ**, સ્ત્રી. (આ. એબ=ખોડ.) ખોડ; ખામી; કસર; ખાંપણ; છિદ્ર; લાંચ્છન; આળ; કલંક.

**એબદાર**, વિ. (આ.) દોષવાળું; ખોડખાંપણવાળું; એબિઅલ; લાંચ્છનવાળું.

**એબિઅલ**, વિ. લાંચ્છનવાળું; દોષપાત્ર; દુર્ગુણી; ખોડવાળું; કઢંગી ખાંપણવાળું. ૨ અશુભકારક; અમંગળકારક.

**એમ**, અ. (सं. एवम् ઉ.) એ રીતે; એ પ્રમાણે.

**એમાન**, ન. (सं. आमान्न=કાચું અન્ન) મરતા મનુષ્ય પાસે કાચા અન્નનું જે દાન અપાવવું તે.

**એકાંત**, સ્ત્રી (सं. एक+अंत=એક છેડે) જ્યાં કોઈની અવરજવર ન હોય એવી જગા; ખાનગી જગા; નિરાંતનું ઠેકાણું; જ્યાં કોઇ આવતું જતું ન હોય અથવા જ્યાં કોઈ હોય એવો ઘરનો એકાદ ભાગ તે. ૨ એક બે જણની જે ખાનગી બેઠક તે.

**એકાંતરાં**, ન. (सं. एक+अंतर=છેટું.) એક એક દિવસને અંતરે ભોજન કરવું તે; એક જાતનું વ્રત; એકાંતરૂં ભોજન-એક મૂકીને બીજે ટક ભોજન કરવું તે.

**એકાંતરીઓ**, વિ. એક એક દિવસને અંતરે આવતો હોય તેવો (તાવ-રોગનો ભેદ વગેરે.) એકાંતરો.

**એકાંતરે**, અ. એક એક દિવસને અંતરે; એક એક દિવસ મૂકીને જે કંઈ કાર્ય કરવું તે.

**એકાંતવાસ**, પુ. (सं. एकांत+वस=વસવું. ઉ. વાસ=રહેવું તે.) એકાંતમાં રહેવું તે; છુપા રહેવું તે; જંજાળથી દૂર એકલા-છુપા રહેવું તે. ૨ કોઈને ખબર પડે નહિ એવી રીતે

છુપા રહેવું તે='પાંડવોનો વિરાટ નગરમાં એકાંતવાસ હતો તેવામાં કૌરવોએ વિરાટનું ગોધન વાળ્યું.'

**એકાંતવાસી,** વિ. એકાંતમાં રહેનાર; છુપા વાસમાં રહેનાર; ગુપ્ત વાસ કરનાર; છુપું રહેલું; મનુષ્યો અને જંગલોથી દૂર ખસી ગએલું.

**એરગેરીઆ-જમીન,** સ્ત્રી. (સં. ગૈર=બીજું=ઉ એરગેરી+જમીન=ભૂમિ.) સરકાર માલીકીની નહિ એવી જે જમીન તે; બારખલી જમીનનો એક ભેદ; ઇનામી; માલકી જમીન.

**એરણ,** સ્ત્રી. લુહાર અને સોનીઓ, સોખંડના ચોરસ કે લંબ ચોરસ ગચીઆ ઉપર ધાતુને ઘડે છે તે નક્કર લોઢાનું ગચીઉં. 'એરણની ચોરી ને સોયનો દાન'=વગવસીલાવાળી શિક્ષા; ગેરઇન્સાફ; અયોગ્ય ન્યાય.

**એરંડમૂળ,** ન. (સં.) એરંડાનાં મૂળ તે; એરંડાનાં મૂળ કવાથ અને બીજી ઔષધિમાં વપરાય છે.

**એરંડી,** સ્ત્રી. એરંડાનું નાનું રૂપ તે; નાનો છોડ. ૨ એરંડાનાં જે ફળ-બીજ તે; દિવેલી.

**એરંડીઉં,** ન. એરંડાનું જે તેલ તે; દીવેલ; એરંડાનાં બી-એરંડીઓને પીલીને કાઢવામાં આવેલું તેલ તે.

**એરંડો,** પુ. (સં. एरण्ड=એરંડાનો છોડ.) એક તેલોત્પાદક છોડવો; ગુજરાતમાં બધે ઠેકાણે એનું વાવેતર અને પાક થાય છે. એરંડાના બે પ્રકાર છે. એક વર્ષાયુનો અને બીજો આઠ દશ વર્ષના આયુષ્યવાળો. 'એરંડો ઉગે ત્યાંથી પોલો'=જન્મથીજ દોષવાળું હોય તે દોષવાળુંજ રહે. 'ઉજડ ગામમાં એરડો પરધાન:'=જ્યાં રાજા ન હોય ત્યાં મૂર્ખ રાજા થાય.

**એરા,** સ્ત્રી. પકડ; ચાંપ (પકડવાપણું તે; જેમકે સાંણુસીની એરા સારી નથી-પકડવાની શક્તિ.) ૨ કબજો.

**એરૂ,** ન. સાપ; સાપના જેવું ઝેરી જંતુ. 'એરૂઝાંઝર'=સાપ અથવા સાપના જેવાં ઝેરી બીજાં ઓશીઆળામાં રહેનારાં જંતુઓ વગેરે તે

**એરો,** પુ. ઢોરોને પાણી પીવા માટે બનાવેલો કુંડ; હવાડો; ઢોરને પાણી પીવાને બનાવેલો હોજ. ૨ આવજન; અવરજવર.

**એરોખરો,** પુ. સોના રૂપાનો જે બંગાર તે.

**એલકાબ,** પુ. ખિતાબ. જુઓ ઇલકાબ.

**એલચી,** સ્ત્રી. (સં. एला.) ઇલાયચી; એક સુગંધીદાર વનસ્પતિ-લતાનાં બી.

**એલચીદાણો,** પુ. જેમાં ઇલાયચીના નાના ને કાળા દાણા ગોઠવાએલા હોય છે એવો પાતળો પોપટો તે.

**એલફેલ,** વિ. (આ. ફિઅલ્=કામ ઉ.) ગમેતેમ; વગર વિચારનું; અસભ્ય; અશ્લીલ; ભાંડ જેવું; નિર્લજ્જ.

**એલફેલ,** ન. અમળગ ચેનચાળા કરવા તે; નખરાં; ચેષ્ટા; ચાળા.

**એલાલતા,** સ્ત્રી. (સં.) ઇલાયચીની વેલ. 'બેઠી અલાલતાને.'

**એલીવાર,** અ. એણુ; હાણ; આ સાલ; વર્તમાને; આ વર્ષે; આ વખત.

**એલો,** પુ. આંચકો; ધક્કો. (ગાડા ગાડીનું ઉંચું નીચું થવાથી તેમાં બેઠેલા માણસને જે સહેજ આંચકો લાગે છે તે.)

**એલોએટો,** પુ. છોકરાઓની એક રમત. (ભાવનગર તરફ.)

**એવ,** અ. નિશ્ચય; નક્કી. 'પ્રથમ ધર્મજ્ઞાન પામ્યા મુનિ એવ' પ્રેમાનંદ.

**એવડું,** વિ. (સં. एतावत् ક) એના (દેખાડેલી વસ્તુના) જેવડું; એવું; એટલું નાનું મોટું-જાડું પાતળું એમ. (અમુક નમુના તરીકે બતાવેલી વસ્તુના પ્રમાણનું.) ૨ એટલું; એટલું બધું; બહુજ. 'એવડાં બધાં ડહાપણ ના થઇએ.'

**એવણ,** સ એ; તે.

**એવા,** (હેવા) પુ. ટેવ; અભ્યાસ; મહાવરો. 'જેની તને પડચો એ એવા, લાવ્યાના ઉપાય કેના.' ઓખાહરણ.

**એવાતણ,** (હેવાતણ.) ન. સ્ત્રીની પરણેલી

હાલત; સૌભાગ્ય; સોવાશણપણું. 'અખંડ તપજો તારૂં એવાતણ, તન થજો શ્રા સાત.' શશિકળા.

**એવામાં**, અ. એટલામાં; એ દરમિઆન; તરતજ પછી.

**એવું**, વિ. એ રીતનું; એ પ્રકારનું. ૨ એના જેવું; સરખું. (અમુક દેખાડેલી વસ્તુના જેવું હોય તેવું.)

**એશ**, સ્ત્રી. (આ. એશ.) મોજમજા; રંગબાજી; ચમનબાજી.

**એશઆરામ**, પુ. (આ.) મોજમજા; ભોગવિલાસ; તાગડધિન્ના કરવાં તે; સુખભોગ ભોગવીને બેશી રહેવું તે; ખુશી ખુશાલીમાં કાળ ગાળવો તે.

**એશિયા**, પુ. પૃથ્વીના પૂર્વ ગોળાર્દ્ધમાંનો એક મોટો ખંડ.

**એશિયાટીક**, વિ. એશિયાને લગતું; એશિયાનું રહેવાસી; વતની.

**એસણું**, ન. સોનીની નાની સધડી.

**એસતેકબાલ**, પુ. ન. (આ. ઇસ્તિકબાલ્ ઉ.) સામૈયે જવું તે; પરોણાને આદરસતકારભેર તેડી લાવવા; સામા જવું તે.

**એલળવું**, અ. ક્રિ. વાતાવરણમાં ભીનાશ આવતાં ક્ષારવાળી વસ્તુએનું ભીનાં થવું તે; ઓગળવું; પાણી થવા-ભીંજાવા માડવું તે. 'ચોમાસામાં મીઠું એલળી જાય છે.' (જે જમીનમાં ક્ષાર હોય છે તે જમીન પણ વાતાવરણમાં ભીનાશ આવતાં ભેજવાળી થાય છે) પાણી થવું તે.

**એસ્કવાયર**, પુ (અં Esquire.) એક માનવંતો ખિતાબ; મોટા માણસના નામની સાથે જોડવાનો એક માનવંત ઇલકાબ.

**એસ્ટીમેટ**, ન. (અં. Estimate.) અટકળ; અંજમાશ; અડસટ્ટો. ૨ ગણતરી; શુમાર. ૩ કીંમત; આંકણી.

**એહ**, સ. એ; તે. (કવિતામાં વપરાય છે.)

**એહમક**, વિ. (આ. અહ્મક્.) બેવકૂફ; મૂર્ખ; મંદ; અક્કલ વગરનું; ઠોઠ.

**એહરવું**, સ. ક્રિ. (સં. અપ+સૃ=પાછ હઠવું, પાછા જવું, ખસવું.) ઉતરવું; ઓસરવું; પાછા હઠી જવું.

**એહવાલ**, પુ. (આ. અહવાલ્ ઉ.) હકીકત; વર્ણન; બ્યાન; વિગત. ૨ હાલત; અવસ્થા; સ્થિતિ. ૩ કથા; આખ્યાન.

**એહસાન**, ન. (આ. ઇહ્સાન.) ઉપકાર; આભાર. ૨ મહેરબાની; કૃપા.

**એહસાનમંદ**, વિ. આભારી; ઉપકારી; ઉપકૃત.

**એળ**, સ્ત્રી. ઇયળ; નાનું; સુતરના કકડા જેવું એક જંતુ.

**એળચી**, સ્ત્રી. (સં. एला. ઉ.) ઇલાયચી; સુગંધીદાર એક જાતનો તેજાનો. (મુખવાસમાં એનો પુષ્કળ ઉપયોગ થાય છે.)

**એળવવું**, સ. ક્રિ. એકમેકને બને-ફાવતું આવે, ગોઠે તેમ કરવું તે; સ્નેહ કરાવવો; સહવાસ કરાવવો. ૨ ટેવ પાડવી; કેળવવું. (કુદરતી વેરભાવવાળાં બે પ્રાણીઓને એકબાજાનો એવો સહવાસ કરાવવો કે જેથી તેઓ હળીમળીને રહે.)

**એળવણી**, સ્ત્રી. ભાળવણી; સુંપરત; સોંપવું તે.

**એળીઓ**, પુ. (સં. एलय. ઉ.) કુંવાર નામની વનસ્પતિનો સકવેલો રસ; એક ગરમ, કડવું ઓસડ. એ બે જાતનો છે. ૧ સાદો એળીઓ અને બીજો સીકોતરો કે કાચ એળીઓ.

**એળે**, અ. ફોગટ; નકામ; નકામું; વૃથા; વ્યર્થ. 'જણે ન દીધાં દાન તેનો એળે ગયો અવતાર.' પ્રા. કા. ૨ સહેજમાં; થોડે શ્રમે; ઝટ. 'એવું અહખહ એળે જડયું.' અખો.

**એં**, અ. હાં પછી; ન સંભળાયું હોય—સમજાયું ન હોય તે ફરીને સાંભળવા માટે કરવામાં આવતો અવાજ. ૨ ધમકી આપવાનો-ભય દેખાડવાનો એક હુંકારવ. ૩ અતિ આશ્ચર્ય-ખેદ બતાવનારો ઉદ્ગાર.

**ઍંચમઍંચા,** સ્ત્રી. ખેંચાખેંચી; તાણાતાણ. ૨ નાંખાનાંખ; ફેંકાફેંકી (લખોટીઓની.) ૩ ડોલંડોલા; ઢોંસાતુરસી.

**ઍંચવું,** સ. ક્રિ. નાંખવું; ફેંકવું (લખોટીઓનું) ૨ ખેંચવું; તાણવું (કનકવો-પતંગનું.) ૩ હચિકા ખાવા; હીંચવું.

**ઍંચાતાણું,** વિ. આંખ વાંકી ને ત્રાંસી કરીને જોનારૂં; ત્રાંસી નજરવાળું.

**ઍંટ,** સ્ત્રી. આંટ; ટેક; સાખ; વટ. ૨ શાહુકારી. ૩ મમત; આગ્રહ; જીદ.

**ઍંટાળ,** વિ. હઠીલું; મમતી; દુરાગ્રહી; જીદ્દી. ૨ ઠેરાવાળું.

**ઍંટી,** વિ. ઍંટવાળું; ટેકી. ૨ મમતીલું; જીદ્દી.

**ઍંશી,** વિ. (સં.) આઠ ને દસની સંખ્યા; ૮૦.

**ઐ,** સ્ત્રી. [ સં. ऐ. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો નવમો કંઠ અને તાળુસ્થાની દીર્ઘસ્વર વર્ણ-અક્ષર. ૨ ઓ; પણે.

**ઐઆમ,** પુ. [ આ. યોમ=દિવસનું બહુ વચન ] વખત; ટાંકણું; સંધિ. ૨ હવા; મોસમ.

**ઐકાંતિક,** વિ. [ સં. ] એકાંતનું; સંપૂર્ણ એકાંતવાળું; માત્ર પોતાનેજ લગતું; જ્યાં કોઈ આવતું જતું ન હોય એવું.

**ઐકાર,** પુ. [ સં. ] 'ઐ' અક્ષર અને 'ઐ' એવો જે ઉચ્ચાર તે.

**ઐકારાંત,** વિ. [ સં ऐकार+अन्त. ઉ૦] જેને અંતે 'ઐ'કાર આવેલો હોય એવું (શબ્દ)

**ઐક્ય,** ન. [ સ. ] એકપણું; એકતા; એકત્વ ૨ સંપ; ઘણાઓએ એક વિચારના થવું તે; એક સંપ કરવો તે.

**ઐચ્છિક,** વિ. [ સ ] ઇચ્છાનું; આપખુશીનું; મરજીમાં આવતું.

**ઐડ,** વિ. આડું; કોઇનું પણ કહ્યું માને નહિ એવું; જક્કી; જીદ્દી.

**ઐતરેય,** વિ. [ સ. ] ઇતર નામના વૈદિક ઋષિનું; તેમના સંબંધી; તેમણે બનાવેલું. ૨ ઋગ્વેદનો એક ભાગ; એ નામનું એક ઉપનિષત્.

**ઐતિહાસિક,** વિ. [ સ. इति+ह+अस= હોવું ઉ૦ ] ઇતિહાસને લગતું; ઇતિહાસ સંબંધી.

**ઐંદ્રજાલિક,** વિ [ સં.] માયાવી; માયિક; જાદુઈ. ૨. નજરબંધી કરનાર; ચમત્કારી ખેલ કરનાર; માયા કરનાર.

**ઐંદ્રિયક,** વિ. [ સ. ] ઇંદ્રિયોથી જેનું ગ્રહણ થઇ શકે એવું; ઇંદ્રિયગ્રાહ્ય; પ્રત્યક્ષ.

**ઐંદ્રી,** સ્ત્રી. [ સ. ] ઇંદ્રાણી; શચી. ૨ પૂર્વ દિશા.

**ઐયો,** વિ. આ; પેલું, વગેરે. "ઐયો વહાલો, બૈયો વહાલો ત્યારે ધાડે કોને ઘાલો." આ નહિ અને તેય નહિ ત્યારે કોણ? અર્થાત્ જાતના માણસ વગર કોણ કામ કરે?

**ઐરાવણ,** પુ. [ સં ] ઐરાવત હાથી.

**ઐરાવત,** [ સં ] ઇન્દ્રનો મોટો ને ધોળો હાથી. દેવોએ સમુદ્ર મંથન કર્યું ત્યારે જે ચૌદ રત્નો નીકળ્યાં હતાં તેમાં ઐરાવત હાથી પણ એક હતો. રત્નો વહેંચી લેતાં ઐરાવત ઇન્દ્રને આપવામાં આવ્યો હતો. ૨ ઇન્દ્રધનુષ્ય.

**ઐશાની,** વિ. [ સં. ] ઇશાનનુ, ઇશાન સંબંધી; ઇશાને રોકેલી ( દિશા ) 'ઝીણી ને ઐશાની, ચપળ ચપળા મંદ ચમકે.' ઐશાની વીજળી=વરસાદનું અચૂક ચિહ્ન ગણાય છે.

**ઐશ્વર્ય,** [ સ. ] વિભૂતિ; સંપત્તિ; આબાદી ૨ પ્રભુત્વ; ઇશ્વરપણું; મોટાઇ; સાહ્યબી; સુખ વૈભવ.

**ઐશ્વર્યશાળી,** વિ. [ સ ] ઐશ્વર્યવાળું; સાહ્યબીવાળું; ધન, સુખ, વૈભવ અને મોટાઇવાળું.

**ઐહિક,** વિ. [ સ. ] આ કાળનું; આ દુનીઆંનું; અહીંનું. ૨ સાંસારિક; આલોક સંબંધી.

**ઐહામુષ્મિક,** વિ. [ સ. ] આલોક અને પરલોક સંબંધી; સાંસારિક અને પારલૌકિક; અહીંનું અને તહીંનું.

## ઓ.

**ઓ,** પુ. [ સં. ओ. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો દશમો કંઠોષ્ઠી દીર્ઘસ્વર વર્ણ-અક્ષર. ૨ અ. અરે; હે. (સંબોધનમાં.) પણે; પેલીબાજુ. ૩ સ. આ; પેલું; તે; એ. ( કાઠિઆવાડ. )

**ઓ,** અ. અરેરે; ઓરે; ( અફસોસમાં. )

હાં; હા; કેમ. (કોઇ બોલાવે તેના જવાબમાં.)

**ઓઇઆં**, ( લોઇવાં ) અ. ઓડકાર આ વતાં થતો જે ઉદ્દગાર તે; પેટ ભરાવાનો સંતોષજનક ઉદ્દગાર. ઓઇઆં કરવું=ખાઇ જવું; ગળી જવું; ગટ કરી જવું; ઉચાપત કરવું. ૨ પચાવી પડવું; લઇ લેવું; પોતાનું કરી નાંખવું; તાબે લઇ લેવું; કબજે કરી દેવું.

**ઓક**, ન. [ સ. ઓકસ્=ઘર ઉ૦ ] ઘર; વતન; રહેઠાણ. ' સ્તુતિ કરી અધિપતિ કુટુંબ લઇ ચાલ્યો પોતાને ઓક. ' દયાનમ. ૨ ( ઑક) સ્ત્રી. ઉલટી; વમન; બકારી; ઓકાવું તે. ' અપ ઓકતણા અંબાર કર્યા. ' ૩ પું. યુરોપમાં કેટલા દેશોમાં થતું એક જાતનું મોટું ઝાડ.

**ઓકવું**, સ. ક્રિ. ખાધેલું પાછું કાઢવું; ઉલટી–વમન કરવું. ૨ લીધેલું પાછું આપવું. ઓકીકાઢવું–નાંખવું=ઉલટી કરવી; વમન કરવું. ૨ પાછું આપી દેવું. ૩ જે કંઇ સાંભળ્યું હોય તે કહી દેવું; બોલી દેવું. ઓકયા ધાન જેવું થવું–લાગવું=અપ્રિય–કંટાળા ભરેલું. જેવુ પણ ન ગમે એવું થઇ જવું; અણગમતું; તુચ્છ લાગવું.

**ઓકળી**, સ્ત્રી. [ સં. उत्कलिका ઉ૦ ] ચઢ ઉતર તરંગ જેવી લીંપણની જે ભાત તે; પાંસળીઓના જેવી ભાત તે; એક જાતની લીંપણની તરેહ; લહેર; લહેરીઆં.

**ઓકાર**, પુ. [ સ. ] ' ઓ ' અક્ષર અને ' ઓ ' એવો જે ઉચ્ચાર તે.

**ઓકારાંત**, વિ. [ સ. ઓકાર+अन्त ઉ. ] જેને છેડે ઓકાર હોય એવું. ( શબ્દ–નામ વગેરે. )

**ઓકારી**, સ્ત્રી. ઓકવાનું થવું તે; વમન; ઉલટી; બકારી. ૨ વમનનો જે ઉછાળો તે.

**ઓકારો**, પુ. ઉલાળો; બકારી. ૨ વમન કરતાં થતો જે અવાજ તે.

**ઓકાવવું**, સ. ક્રિ. પ્રે. ઓકે એમ કરવું; કઢાવવું; પાછું અપાવવું. ૨ કહેવરાવવું; બોલી દે એમ કરવું.

**ઓકાવું**, ક્રિ. ઉલટી થવી; વમન થવું; ખાધેલું મુખમાંથી પાછું નીકળવું.

**ઓક્સફર્ડ**, ન. [ અં.] ઇંગ્લાંડનું વિદ્યાપીઠ તરીકે પ્રખ્યાત થએલું એક મોટું શહેર. ' ઓક્સફર્ડ યુનિવરસીટી ' ઇંગ્લાંડમાં આ યુનિવરસીટી–( વિદ્યાપીઠ ) બહુ જુની અને પ્રખ્યાત છે.

**ઓકિસજન**, પુ. [ અં ] પ્રાણવાયુ; જેનાથી પ્રાણીમાત્રનું જીવન પોષાયછે તે વાયુ.

**ઓખંડ**, ન. ઓષધ; દવા.

**ઓખણવું**, અ. ક્રિ. [ સ. उत्+खन्=ખોદવું. ઉ૦ ] ખોતરવું; પીંડવું; હેરાન કરવું; પજવવું. ૨ ગીબત કરવી; દોષ કે ખોડો કાઢવી–જાહેર કરવી; વગોવવું. પત્તર ઓખણવી=હેરાન કર્યા કરવું; પજવણી. પેઢી ઓખણવી=માણસ અને તેના વંશને તેઓમાંના દોષ જાહેર કરી વગોવવાં તે.

**ઓખણાવવું**, ક્રિ. ઓખણાય એમ કરવું; ખણી–ખોતરી નાખવું; પજવવું.

**ઓખદ**, ન. જુઓ ઓસડ.

**ઓખદીઆં**, ન. જુઓ ઓષધ; દવાઓ.

**ઓખર**, ન. [ સ. ऊषर=ખારવાળી જમીન. ઉ૦ ] જેનાથી જમીન ઉષેરાવાળી થઇ બગડે છે તે મળ મૂત્રાદિક; નરક; ગંદવાડ.

**ઓખરવું**, અ. ક્રિ. ઓખર કરવું; મળ વગેરે કચરો ખાવો. ( ગાય ઓખરે છે–ઓખર કરે છે. )

**ઓખવાડો**, પુ. ઉકરડો; ગંદવાડ; કચરા પૂંજાનો ઢગલો તે; અસ્વચ્છતા.

**ઓખરી**, વિ. ઓખર કરનારું (ઢોર.) જેને ઓખર કરવાની ટેવ પડી હોય એવું.

**ઓખા**, સ્ત્રી. [ સં. उषा. ઉ० ] બાણાસુરની પુત્રી, અનિરુદ્ધની સ્ત્રી. 'ઓખાહરણ' કવિ પ્રેમાનંદનું ઓખા આખ્યાનનો વિષય લઈ બનાવેલું એક નાનું કાવ્ય.

**ઓખામંડળ**, ન. સોરઠનો એક પ્રાંત; સોરઠ પ્રાંતમાંનો એક ભાગ.

**ઓખાવું**, સ. ક્રિ. છોલવું; ઉખેડવું. ૨ એકઠું કરવું; ભેગું કરવું.

**ઓખાંગવું**, અ. ક્રિ. આખલાનું આંચકો ખાઇ-કરાંજીને ખુંખારવું, બરાડવું.

**ઓખાણું**, ન. [ સં उपाख्यान ઉ० ] ઉખાણું; ઉખાણો; કહેવત; કહેતી; ૨ સમસ્યા; કોયડો.

**ઓખાત**, સ્ત્રી. (આ) ગજુ; વક્કર; વજન; મગદુર; તાકાદ. (એની શી ઓખાત છે કે સામું બોલે ?) ૨ વિસાત; કાયનાત; માલ; મામલત; (એમાં શી ઓખાત છે ખુબીથી લઈ જાઓ.)

**ઓખાદ**, સ્ત્રી. જુઓ ઓખાત.

**ઓખી**, સ્ત્રી. [ઓખા ઉપરથી ઓખામંડળનું.] જુનાગઢ અને જામનગર તરફ ચાલતો ઓખ મંડળનો એક અસલી સિક્કો. (બાબાશાહી, શકકાદીની માફક ઓખાઇ; ઓખી.)

**ઓગટ** (ઑગાર) ન. [સં अव+गल्=ગરવું ઉ०] ઢોરને ખાતાં રહેલું જે ઘાસ તે; ઢોરનું છાંડયું ઘાસ.

**ઓગઠ**, ન ઢોરને ખાતાં વધેલું જે ઘાસ તે.

**ઓગણચાળીસ**, વિ, [ સ एकोन चत्वारिंशत्. ઉ०] ચાળીસમાં એક કમ; ત્રીસને નવ, ૩૯.

**ઓગણત્રીસ**, વિ. [સં. एकोनत्रिंशत्. ઉ०] ત્રીસમાં એક ઓછું; વીસને નવ, ૨૯.

**ઓગણપચાસ**, વિ. [ સ एकोन पंचाशत् ઉ०] પચાસમાં એક કમ; ચાળીસને નવ, ૪૯

**ઓગણપડાયો**, પુ. ઓમ, પ્રણવ.

**ઓગણસાઠ**, વિ. [ સં. एकोन+ षष्ठि ] સાઠમાં એક ઓછો; પચાસને નવ, ૫૯.

**ઓગણા**, પુ. [ સ उद्+गल्=ગરવું ઉ.] શેકાતાં દળાતાં રહી ગએલા જે દાણા તે; ગાંગડું; ડોળ. ( દાણાની ધાણી શેકતાં જે દાણા વગર ફૂટયા અને વગર ફૂલ્યા રહી ગયા હોય તે. ( આ શબ્દ બહુવચને વપરાય છે. )

**ઓગણીઆં**, ન. (બ. વ.) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું.

**ઓગણીસ**, ( સં एकोन+विंशति ઉ०] વીસમાં એક કમ; દસને નવ, ૧૯.ઓગણીસા=ઓગણીસનો પાડો ઘડીઓ.

**ઓગરાળો**, જુઓ ઓઘરાળો.

**ઓગલો**, પુ. રાંધવાના પાત્રમાંનું (હાંડીમાંનું) એક તરફ નહિ ચઢેલું એવું જે અનાજ તે.

**ઓગસ્ટ**, પુ. [અં.] ખ્રિસ્તી વર્ષનો આઠમો મહીનો; એ શ્રાવણની લગભગ આવે છે.

**ઓગળવું**, અ. ક્રિ. [ સ. गृ=ગરવું ઉ० પ્રા. ओग्गालइ ઉ०] પ્રવાહી થવું; પીગળવું; ઢીલું નરમ થવું. ૨ ગળી જવું; ગળવું; સુકાવું સોસાઇજવું. ૩ દયા આવવી; અસર થવી. 'તેણે ઘણીએ આજીજી કરી પણ તે જરાએ ઓગળ્યો નહિ.'

**ઓગળાવવું**, સ. ક્રિ. પ્રે. ઓગળે એમ કરાવવું; ગળાવવું પીગળાવવું.

**ઓગાર**, પુ. ઢોરોને ખાતાં ગમાણમાં પડી રહેલું ઘાસ.

**ઓગાન** પુ મોજું તરંગ; છોળ; લહરી.

**ઓગાળ** પુ. [સં. उद्x गल्=ગરવુ ઉ०] અમુક વસ્તુને ચાવવાથી તે વસ્તુ અને લાળનો જે એક રસ થાય છે તે; એ રસનું મુખમાંથી ટપકી જવું તે. (પાનનો ઓગાળ)

"ઓગાળ લીધે તમે હરિ મુગટ પામો, અલ્યા એ તો જુઠો છે દાવ ધાદામોરે.' વીરજી. ૨ એકવાર પેટમાં ઉતારેલા ખોરાક (ઘાસ) ને ફરી મોઢામાં લાવી ઢોરો જે ધીરે ધીરે ચાવે છે–વાગોળે છે તે વખતે તેમના મોઢામાં થી જે ફીણ અને ચર્વણ રસ વગેરે બહાર નીકળી પડે છે તે. ૩ ઓગટ, ઓગાટ, ખાતાં વધેલું ઘાસ.

ઓગાળવું, સ. ક્રિ. પ્રવાહી થાય તેમ કરવું; ગાળવું; એકરસ થાય એમ કરવું. ૨ દયા–અસર ઉપન્નવવી.

ઓગાળાવવું, સ. ક્રિ. પ્રે. ઓગાળે એમ કરાવવું.

ઓઘ, પુ. ઢગલો; રાશિ; જથો. ૨ પાણીનો વેગ; પ્રવાહ; રેલો. ૩ પુષ્કળતાનો જોસ; ધોધમારપણું.

ઓઘડ, વિ. [અણઘડ ઉ૦] અણઘડ જેવું; અસર વગરનું; જેને સુખ દુઃખ, ભય વગેરેનું ભાન ન હોય એવું; ઉદાસીન; (ઓઘડનાથ.) લાગણી વગરનું.

ઓઘરાળું, વિ. ઓઘરાળાવાળું; ગંદું; અસ્વચ્છ. કોઇ પ્રવાહીના રેલા ઉતારીને જેના ચહેરા ઉપર ડાઘ પડેલા હોય એવું.

ઓઘરાળો, પુ (સ. અવ+ઘૃ=સીંચવું ઉ૦] દૂધપાક વગેરે પ્રવાહી નરમ પદાર્થ પીરસવાની પહોળાના મોંની અને ટુંકા દાંડાની કડછી; ડુયો ૨ ઓગાળના રેલાનો ડાઘ.

ઓઘરી, સ્ત્રી. કપડાને છેડે છુટા રહેલા જે તાંતણા તે; આંતરી; સૂત.

ઓઘલો, પુ. [ ઓઘ ઉ૦] ગંજ; ઢગ; ઢગલો; લણેલા અથવા વગર લણેલા અનાજના છોડને કાપી તથા પુળા બાંધીને બનાવેલો જે ઢગલો તે; ઓઘો; ઘાસની ગંજી.

ઓઘવતી, સ્ત્રી. કુરુક્ષેત્રમાંની એક નદી. એની નજીક ભારતીય મહા યુદ્ધ થયું હતું એમ કહેવાય છે.

ઓઘાવું, ક્રિ. ગભરાવું; મુઝાવું. ૨ પીડાવું; દુઃખી થવું. ૨ દુડાંવાળા ઘાસને ઓઘલા તરીકે સીંચવું; ગોઠવવું; ખડકવું. 'ઓઘલો ઓઘવો= ઓઘલો કરવો.

ઓઘાસ, જુઓ ઓઆડ.

ઓઘો, પુ. (સં.) ઓઘલો; ગંજી. ૨ ઉનના દોરાની જતીની ઝાટકણી. ૩ ગોરો પિંગળો; દોળ્યા વગરના એમને એમ જગજગતા રાખેલા વાળનો જે જથો તે. ઓઘોબાળવો=વગર સમજે કોઇ વાત જાહેર કરી દેવી; ભેદ ભાગવો; ઓઘાળું ઉધાડું પાડવું. ઓઘા ભેગી ઉડળ=મોટાની સાથે નાનું; મે ટામાં નાનું ખેંચાઇ જાય (એવા અર્થ-માં); હાથી સાથે અંકુશ.

ઓઘોરાઘો, પુ. એક જાતની છોકરાઓની રમત.

ઓં, પુ. [સં. ओम्] આદિ વૈદિક પવિત્ર શબ્દનો ઉચ્ચાર. અ ઉ મ–નો એકત્ર ઉચ્ચાર. બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર વાચક ઉચ્ચાર. પ્રણવ; વેદમંત્ર.

ઓંકાર, પુ. [ સં. ] 'ઓં' એવો અક્ષર અને તેનો ઉચ્ચાર તે; પ્રણવ; સહુથી આદિ શબ્દ; વૈદિક મંત્ર.

ઓંકારેશ્વર, પુ.(સં) નર્મદાના મૂળ આગળ આવેલું એક મહાદેવનું ધામ. એમાં પહેલું જ્યોતિર્લિંગ છે. ઓંકારેશ્વરની સામે બીજે કિનારે અમરેશ્વરનું ધામ છે.

ઓચંબો, પુ. જુઓ અચંબો.

ઓચર, ( વાઉચર ) ન. [અં. Voucher. ] જેનાથી કંઇ સાબીત થાય એવું લખાણ; પાવતી, પ્રમાણપત્ર; દસ્તાવેજ.

ઓચરવું, ક્રિ. [સં. उत्+चर्=બોલવું. ઉ૦] ઉચ્ચરવું; બોલવું; અવાજ કાઢવો; વદવું;

કહેવું. 'નારદ ઋષિ તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ.' પ્રા. કા. ૨ અવાજ કરવો.

**ઓચરીઆં,** જુઓ ઓચર. ( અંગ્રેજી વાઉચરનું બહુવચન. )

**ઓચિંતું,** ( ઓચીંતું. ) [ સં. અ+ચિત્=નહિ-જાણવું-ઉ૦ ] અણચિંત્યું; અચાનક; એકાએક; અણધાર્યું.

**ઓચ્છવ,** પુ. [ સં. उत्सव ઉ૦ ] મોટી ખુશાલી; આનંદ-મંગળનો દિવસ; સારૂં ટાણું; ઉજવણી; ઉત્સવ. ૨ છણછણાટ; રોકકળ; કલહ ઓચ્છવ કરવો=ગાઈ બજાવી આનંદ કરવો. ૩ કોઇ દેવ નિમિત્તેભજન કીર્તન વગેરે કરવું તે. ૪ કલહ-કંકાસ કરવો.

**ઓછ,** સ્ત્રી. ( ઓછું, ઉપરથી. ) કમીપણું; ઘટ; ખૂટ; ઉણપ; ઓછાપણું; કસર; ઊણ. ' મોસમ રાખે રે, મોટમ ધણી, ઉઘડું પાડે ઓછ જણાય.' દયારામ.

**ઓછંગ,** પુ. [ સ. उत्संग ખોળો. ] ખોળો; ગોદ; અંક.' ઓછંગ બેસવા ઘુજી ગયા.'

**ઓછપ,** સ્ત્રી ( ઓછું, ઉ૦ ) ઓછાપણું; કમપણું; ઘટ; ઓછ; ઊણપ. 'છે ઓછપ એક્કેકી ઉભયમાં, ટળે કારજ થાયે.' દયારામ.

**ઓછાડ,** પુ. [ સં. આ+छद्=ઢાંકવું. ઉ. ] ઢાંકવા-પાથરવાનું જે વસ્ત્ર તે; ચાદર; ગલેફ. ' ઘણાં નવરંગી રેશમી ગાદલાં, વળી અતલસના ઓછાડ. ' કાલિદાસ. ૨ ઢાકણું; આચ્છાદન; પિછોડી; ઉપરથી ઓઢવા ઓઢાડવાનું વસ્ત્ર; ઓઢો.

**ઓછાડવું,** સ. ક્રિ. [ સ. આ+छद्=ઢાંકવું; ઉ૦ ] ઢાંકવું; ઓઢાડવું; ઉપર નાંખવું-પાથરવુ. ૨ છાવું; છાંયડો થાય એમ કરવું.

**ઓછાપણું,** ન. જુઓ ઓછ; ઓછપ.

**ઓછાયો,** પુ. [ સ. अपच्छाया ઉ૦ ] છાંયડો; છાયા; ઓળો; પડછાયો; વળગાડ. ૨ આચકો; શરમ આવવી તે; લાજ; છોભ.

**ઓછાવું,** અ. ક્રિ. ઓછું થવું; હલકું થવું. ૨ સંકોચાવું શરમાવું; લજવાવું. ' નારી ઓછાયે ઘા ન રૂઝાયે. ' પંચવર્તમાન.

**ઓછાશ,** સ્ત્રી. જુઓ ઓછ-ઓછપ.

**ઓછીઆં,** ન. લાડ; અછો અછો વાનાં કરવાં તે.

**ઓછીઓ,** પુ. ઓછાયો. ૨ સંભાળ. ૩ અછો છાંયડા કરવા તે.

**ઓછું,** વિ. અમુક પ્રમાણની બરોબર નહિ તે; થોડું; કમ; ઊણું; વધારે નહિ તે. ૨ હલકું. ૩ બાકી; અધુરૂં; ઉતરતું. ઓછું આવવું=પોતાને અપમાન થયું માની અથવા પોતાને યોગ્ય મળ્યું નથી એમ માની ગળગળાં થઇ જવું; દુઃખી-દીલગીર થવું. ' ઓછું ન આણેરે, મારાં માતાજીરે.' હારમાળા. ' વળતા બોલ્યા સારંગપાણ, રાય રખે મન ઓછું આણ.' સુરેખાહરણ. ઓછું થવું=પચાત મટી; કાશ ગઈ. ઓછું પડવું=દુઃખ લાગવું; રિસાવું. ઓછું પાત્ર=હલકા કુળનું, ઉતરતી યોગ્યતાનું. 'ઓછું પાત્ર ને અદકું ભણ્યો; વઢકણી વહુએ દીકરો જણ્યો. ' અખો.

**ઓજ,** ન. ( સં ओजस्=તેજ, બળ. ) ચૈતન્ય. ' એકલમલ અણલિંગી ઓજ, ચિદ અચાનક પામી ખોજ ' અખો. શક્તિ; પ્રભાવ; પરાક્રમ, ' જાદવ, સંજય ને કાંપોજ, કુરૂ દિશનું અદકું ઓજ. ' ગિરધર

**ઓજાર,** ન. ( આ. વિજર=હથિઆરનું બ. વ. અદ્જાર ઉ. ) ખેતીવાડી, બાંધકામ અને બીજી કારીગીરી કરવાનાં જે સાધન-હથિઆર તે; વતરણું; રાછ ( હથિઆર ઓજારને માટે વાપરી શકાય પણ ઓજાર બધે ઠેકાણે હથિઆરને માટે વાપરી શકાય નહિ.), બચાવનાં-લડાઇનાં સાધન તે હથિઆર અને

અમુક કાર્ય કરવાનાં સાધન તે ઓજાર.

**ઓજો**, પુ. માટીના ઘાટ બનાવનાર; કુંભાર; પ્રજાપતિ.

**ઓજી**, સ્ત્રી. કુંભારણ.

**ઓઝટ**, સ્ત્રી. [ સ. अर्घ+पार्श्व=ઝપટાવું. ઉ૦ ] ઝપટમાં આવી જવું તે; અડફેટ. (ભૂત પ્રેતની અડફેટમાં–ઝડપમાં આવી જવું ) ૨ પડછાયો; અસર. ( ધક્કો લાગવો તે ).

**ઓઝડવા**, પુ. ઝપટનો પવન-( ભૂતાદિ હવામાં જતાં હોય તેની ગતિ–અડપટવાળો વા લાગવો તે. ભૂત પ્રેતની અસર થવી તે. ) ભૂતના જેવી અસર થવી તે.

**ઓઝણું**, ન. [ સ. ओजस्=તેજ. ઉ૦ ] પહેરામણી; કન્યાને આપવામાં આવેલું (ધન, દાસીઓ–જવાહીર વગેરે ) જે કંઈ હોય તે; દાયજો; સ્ત્રીધન; કરિઆવર; પિતા તરફથી કન્યાને મળેલી ભેટો–બક્ષીસો વગેરે તે.

**ઓઝપવું**, અ. ક્રિ. શરમાવું; લજવાવું. ' જીવરાજ કહે હું ઓઝપું છું લઇ જતાં, નિર્વિકારને લઇ વિકાર મૂકતાં.'

**ઓઝબ**, પુ. ભૂત પ્રેતનો જે ભય તે; બીક.

**ઓઝમ**, પુ. વણછો; છાયો, ઓળો. ( નાના છોડવા કે કરસણ ઉપર મોટા ઝાડનો જે છાયો પડે તે. )

**ઓઝંપો**, પુ. આંચકાવું તે; શરમ લાગવી તે; મલાજો. ૨ અજંપો.

**ઓઝરી**, જુઓ હોજરી.

**ઓઝરીઉં**, ન. એક જાતનું રેશમી કપડું.

**ઓઝરું**, ન. પેટ; અન્નાશય; ઉદર. જુઓ હોજરી.

**ઓઝલ**, સ્ત્રી. સ્ત્રીઓની મર્યાદા સચવાય તે માટે રાખવામાં આવતો જે અંતરાય તે; જનાનો; જનાનખાનું; અંતઃપુર; અવરોધ. સ્ત્રીઓને બેસવા ઊઠવાનું જે જાહેર અવરજવરથી અલગ સ્થળ તે. ' ઓઝલ પડદો ' સ્ત્રી પુરુષની બેઠક જુદી પાડનારો જે પડદો તે; મર્યાદાનો અંતરપટ; મર્યાદાપટ; જનાનો. ઓઝલ પાળનાર=અંતઃપુરમાં રહેનાર; પર પુરુષને મોં નહિ બતાવનાર. ઓઝલમાં રહેવું એકાંત–મર્યાદાવાળા ભાગમા રહેવું; પર પુરુષની દૃષ્ટિએ ન પડાય એમ રહેવું તે; લાજ મર્યાદ અને મલાજામાં રહેવું તે.

**ઓઝા**, ના. એક અટક; ઉપનામ. ' ગંગાઓઝા.' ૨ ' ઓઝો ' કુંભાર એનું બહુવચન. કુંભારની નાત જાત.

**ઓઝાડ**, પુ. છાયો; છાંયડો

**ઓઝો**, પુ. ( સ. अववाह ઉ૦ ) બોજો; ભાર; માથે ઉપાડવા જેવું જે વજન તે. ૨ કુંભાર.

**ઓટ**, પુ. ( સ. अपवृत्तम् પ્રા. उयट्टम. ) ઓછું વરસવું તે;) દરીઆના ભરતીએ ચઢેલા પાણીનું ઉતરી જવું તે. Ebb (ભરતી ઓટ) ૨ પડદો; અંતરાય. ' બીજા મારગ કોટાકોટ, રહે આવર્યા ગુણને ઓટ. ' અખો. ૩ પડતી હાલત; ઉતરતાં પાણી; ક્ષય

**ઓટકાર**, જુઓ ઓડકાર.

**ઓટણ**, ન. ઓટવાની જે ક્રિયા તે; જે કંઇ ઓટવાનુ હોય તે; ઓટવું તે; ઓટણી; બખીઆ.

**ઓટણી**, સ્ત્રી. ઓટવાની રીત; ઓટવાની ઢબ-પદ્ધતિ. ( ગંગાની ઓટણી સારી નથી. ) ૨ ઓટણ; બખીઆ. ૩ ઓટવાની મજુરી.

**ઓટલી**, સ્ત્રી. નાનો ઓટલો.

**ઓટલો**, પુ. ( સ. आस्थल ઉ૦ ) મકાનના આગલા બારસાકની આગળ કાઢેલો જે ચોતરો તે.

ઓટલે બેસવું=ઘરબાર ગુમાવવાં; કંગાલ થઇ જવું. ૨ નિર્લજ્જ થવું. ઓટલા ભાગવા=નિંદા અને ખોટી વાતો કરી-કાન ભંભેરી કોઇનું ઘર ભગાવવું; દંપતીમાં કલહ કરાવવો. ' ચાર મળે ચોટલા તો બલબલા ભાગે ઓટલા. ' ઓટલો ઘસી નાંખવો=ખૂબ ખુશામત કરવી; બારણું તોડી પાડવું. ઓટલો બેસવો=નુકસાન થવું; નસંતાન જવું; ઓટલો વળવો=ખુઈ થવું ' તે તો જાણ્યો છે અમર ચૂડો ને ચોટલો રે; પણ એક દિન વેરાગણ થાઇશ, વળશે ઓટલો રે. ' બોધચિંતામણિ.

**ઓટનાર**, વિ. ઓટવાનું કામ કરનાર; જે કોઇ ઓટતું હોય તે.

**ઓટવું**, સ. ક્રિ ( સં. આ+વૃત્=ફેરવવું. ઉ૦ ) કપડાની કિનારી અંદર વાળીને સીવવું તે; બખીઆ દેવા; આંટી દઇને સીવવું તે. ૨ મેળ ખવરાવવો; એકત્ર થાય-એકમેક થઈ જાય એમ કરવું. ( ઉકાળી, ઘસી કે હલાવીને કોઇ વસ્તુને પાણીમાં ભેળવી દેવી તે. )

**ઓટાઇ**, સ્ત્રી. ઓટણી. ૨ ઓટામણ; ઓટામણી.

**ઓટામણ**, ન. ઓટાઈ, ઓટામણી.

**ઓટામણી**, સ્ત્રી. ઓટવાની મજુરી; ઓટામણ.

**ઓટાવવું**, સ. ક્રિ. પ્રે. ઓટે એમ કરાવવું; બખીઆ દેવરાવવા. ૨ ચૂર્ણ-આટો અથવા બીજી કોઈ વસ્તુને પાણીની સાથે એકત્ર કરાવવી.

**ઓટી**, સ્ત્રી. ( સ. આ+વૃત્ ઉ૦ પ્રા. ઉયટ્ટી ઉ૦ ) ધજાર અથવા પોતીઆની કમ્મર આગળની બાજુનું જે પડ-વળ-તે. ઓટીમાં ઘાલવું=કંમરે પહેરેલા વસ્ત્રના પડમાં ઘાલવું. ૨ કબજે લઇ લેવું; તાબે કરવું. ઓટીમાંનો હારે ને મુઠીમાંનો જીતે; તરત આપી દેનાર ફાવે અને અજર કરનારો હારે.

**ઓટીવાર**, વિ. બડબડીઉં; બહુબોલું; વાતોડું; વાચાળ.

**ઓટો**, પુ. ઓટલો.

**ઓઠ**, પુ. ( સં. ओष्ठ. ) મોંઢાની ફાડને ઢાંકનાર ઉપર નીચેની ચામડીની જે બે જાડી પટીઓ તે; ઓષ્ઠ. ઓઠ બહાર તે કોટ બહાર=મોંઢામાંથી નીકળ્યું તે જાહેર થાય જ. ઓછા બોલાં થવું. ઓઠ ઉઘાડવા=બોલવા માંડવું, સામું બોલવા માંડવું. ઓઠ કરડવા=પસ્તાવો કરવો, હબક-ક્રોધ-આશ્ચર્ય દેખાડવું. ઓઠ પીસવા=ક્રોધ કરવો; ગુસ્સો દેખાડવો.

**ઓઠંગવું**, જુઓ અઢીંગવું

**ઓડંગીઉ**, જુઓ અઢીંગણ.

**ઓડવવું**, સ. ક્રિ. ( સં अव+स्था=મૂકવું. ઉ૦ ) અડાવી દેવું; ગોઠવી દેવું. ૨ બદલે મૂકવું; કોઇ જાણે નહિ તેમ એડવી દેવું. ૩ ચાંપીને ખાવું. (એણે તો ચાર લાડુ ઓડવ્યા.)

**ઓડવાવું**, અ. ક્રિ. અડી જવું; ઘુસી જવું; દાખલ થવું.

**ઓડવનાર**, વિ. અડાવી દેનારઃ ઘૂસાડનાર.

**ઓઢીંગણ**, ન. ઓઢીંગવાની વસ્તુ; જેની ઉપર ઓઢીંગાય તે; તકીઓ; ટેકો.

**ઓડું**, ન. ( સં. अव+स्तृ=ઢાંકવું. ઉ૦ અથારો. ) કોઇ આંતરાને લીધે જ્યાં સહેજ અંધારૂં અને એકાંત જેવું રહેતું હોય તેવી જગા; ઓડાવાળું-જેની આગળ આંતરો હોય એવું તે. ઉડાણ; છાનું રહેવાય એવી પડદા-અંતરાયવાળી જગા. ૨ છાયા; પડછાયો; ઓળો. ૩ દાખો; ઝબકો. ૪ બહાનું; મિષ; મસ; જુઠું કારણ. ૫ નમુનો; બીબું. ૬ મૂર્ખ; તામસું દરજ્જે ચઢાવેલું માણસ; પૂતળું. ૭ ગમે નહિ તેવું તે; ધાખા જેવું તે. ૮ અંધારૂં; ઓળો; ખુણો-એકાંત જગા. અડતલો; આશ્રય, ' કર્મમાં હોય કોઠો તો શાનાં મળે ઓઠાં ! ' વિ. ભોઠું ( નર્મ. ) બાજુ; કોર.

અમુક કાર્ય કરવાનાં સાધન તે ઓજાર.

**ઓજો**, પુ. માટીના ઘાટ બનાવનાર; કુંભાર; પ્રેજાપતિ.

**ઓજી**, સ્ત્રી. કુંભારણ.

**ઓઝટ**, સ્ત્રી. [ સં. अर्धपार्श्व=ઝપટાવું. ઉ૦ ] ઝપટમાં આવી જવું તે; અડફેટ. (ભૂત પ્રેતની અડફેટમાં-ઝડપમાં આવી જવું ) ૨ પડછાયો; અસર. ( ધક્કો લાગવો તે ).

**ઓઝડવા**, પુ. ઝપટનો પવન-( ભૂતાદિ હવામાં જતાં હોય તેની ગતિ-અડપ્ટવાળો વા લાગવો તે. ભૂત પ્રેતની અસર થવી તે. ) ભૂતના જેવી અસર-થવી તે.

**ઓઝણું**, ન. [ સ. ओजस्=તેજ. ઉ૦ ] પહેરામણી; કન્યાને આપવામાં આવેલું (ધન, દાસીઓ-જવાહીર વગેરે ) જે કંઈ હોય તે; દાયજો; સ્ત્રીધન; કરિઆવર; પિતા તરફથી કન્યાને મળેલી ભેટો-બક્ષીસો વગેરે તે.

**ઓઝપવું**, અ. ક્રિ. શરમાવું; લજવાવું. ' જીવરાજ કહે હું ઓઝપું છું લઇ જતાં, નિર્વિકારને લઇ વિકાર મૂકતાં. '

**ઓઝબ**, પુ. ભૂત પ્રેતનો જે ભય તે; બીક.

**ઓઝમ**, પુ. વણછો; છાયો, ઓળો. ( નાના છોડવા કે કરસણ ઉપર મોટા ઝાડનો જે છાયો પડે તે. )

**ઓઝંપો**, પુ. આચકાવું તે; શરમ લાગવી તે; મલાજો. ૨ અજંપો.

**ઓઝરી**, જુઓ હોજરી.

**ઓઝરીઉં**, ન. એક જાતનું રેશમી કપડું.

**ઓઝરું**, ન. પેટ; અન્નાશય; ઉદર. જુઓ હોજરી.

**ઓઝલ**, સ્ત્રી. સ્ત્રીઓની મર્યાદા સચવાય તે માટે રાખવામાં આવતો જે અંતરાય તે; જનાનો; જનાનખાનું; અંતઃપુર; અવરોધ. સ્ત્રીઓને બેસવા ઊઠવાનું જે બાહેર અવરજવરથી અલગ સ્થળ તે. ' ઓઝલ પડદો ' સ્ત્રી પુરુષની બેઠક જુદી પાડનારો જે પડદો તે; મર્યાદાનો અંતરપટ; મર્યાદાપટ; જનાનો. ઓઝલ પાળનાર=અંતઃપુરમાં રહેનાર; પર પુરુષને મોં નહિ બતાવનાર. ઓઝલમાં રહેવું એકાંત-મર્યાદાવાળા ભાગમાં રહેવું; પર પુરુષની દૃષ્ટિએ ન પડાય એમ રહેવું તે; લાજ મર્યાદ અને મલાજામાં રહેવું તે.

**ઓઝા**, ના. એક અટક; ઉપનામ. ' ગંગાઓઝા. ' ૨ ' ઓઝો ' કુંભાર એનું બહુવચન. કુંભારની નાત જાત.

**ઓઝાડ**, પુ. છાયો; છાંયડો

**ઓઝો**, પુ. ( સ. अपवाह ઉ૦ ) બોજો; ભાર; માથે ઉપાડવા જેવું જે વજન તે. ૨ કુંભાર.

**ઓટ**, પુ. ( સ. अपवृष्टम् પ્રા. उयदम. ) ઓછું વરસવું તે;) દરીઆના ભરતીએ ચઢેલા પાણીનું ઉતરી જવું તે. Ebb .ભરતી ઓટ) ૨ પડદો; અંતરાય. ' બીજા મારગ કોટાકોટ, રહે આવર્યા ગુણને ઓટ. ' અખો. ૩ પડતી હાલત; ઉતરતાં પાણી; ક્ષય.

**ઓટકાર**, જુઓ ઓડકાર.

**ઓટણ**, ન. ઓટવાની જે ક્રિયા તે, જે કંઈ ઓટવાનું હોય તે; ઓટવું તે; ઓટણી; બખીઆ.

**ઓટણી**, સ્ત્રી. ઓટવાની રીત; ઓટવાની ઢબ-પદ્ધતિ. ( ડગલાની ઓટણી સારી નથી. ) ૨ ઓટણ; બખીઆ. ૩ ઓટવાની મજુરી.

**ઓટલી**, સ્ત્રી. નાનો ઓટલો.

**ઓટલો**, પુ. ( સ. आस्थल ઉ૦ ) મકાનના આગલા બારસાકની આગળ કાઢેલો જે ચોતરો તે.

ઓટલે બેસવું=ઘરબાર ગુમાવવાં; કંગાલ થઇ જવું. ૨ નિર્લજ્જ થવું. ઓટલા ભાગવા=નિંદા અને ખોટી વાતો કરી-કાન ભંભેરી કોઇનું ઘર ભગાવવું; દંપતીમાં કલહ કરાવવો. 'ચાર મૂળે ચોટલા તો ભલભલા ભાગે ઓટલા.' ઓટલો ઘસી નાંખવો=ખૂબ ખુશામત કરવી; બારણું તોડી પાડવું. ઓટલો બેસવો=નુકસાન થવું; નસંતાન જવું; ઓટલો વળવો=ખુરૂ થવું. 'તેં તો જાણ્યો છે અમર ચૂડો ને ચોટલો રે; પણ એક દિન વેરાગણ થાઇશ, વળશે ઓટલો રે.' બોધચિંતામણિ.

**ઓટનાર**, વિ. ઓટવાનું કામ કરનાર; જે કોઇ ઓટતું હોય તે.

**ઓટવું**, સ. ક્રિ. ( સં. આ+વૃત્=ફેરવવું. ઉ૦ ) કપડાની કિનારી અંદર વાળીને સીવવું તે; બખીઆ દેવા; આંટી દઇને સીવવું તે. ૨ મેળ ખવરાવવો; એકત્ર થાય-એકમેક થઈ જાય એમ કરવું. ( ઉકાળી, ઘસી કે હલાવીને કોઇ વસ્તુને પાણીમાં મેળવી દેવી તે. )

**ઓટાઇ**, સ્ત્રી. ઓટણી. ૨ ઓટામણ; ઓટામણી.

**ઓટામણ**, ન. ઓટાઈ; ઓટામણી.

**ઓટામણી**, સ્ત્રી. ઓટવાની મજૂરી; ઓટામણ.

**ઓટાવવું**, સ. ક્રિ. પ્રે. ઓટે એમ કરાવવું; બખીઆ દેવરાવવા. ૨ ચૂર્ણ-આટો અથવા બીજી કોઈ વસ્તુને પાણીની સાથે એકત્ર કરાવવી.

**ઓટી**, સ્ત્રી. ( સં. આ+વૃ ઉ૦ પ્રા. ઉવરી ઉ૦ ) ધજાર અથવા ધોતીઆની કમ્મરે આગળની બાજુનું જે પડ-વળ-તે. ઓટીમાં ઘાલવું=કમ્મરે પહેરેલા વસ્ત્રના પડમાં ઘાલવું. ૨ કબજે લઇ લેવું; તાબે કરવું. ઓટીમાંનો હારે ને મુઠીમાંનો જીતે; તરત આપી દેનાર હાવે અને અજર કરનારો હારે.

**ઓટીવાર**, વિ. બડબડીઉ; બહુબોલું; વાતોડું; વાચાળ.

**ઓટો**, પુ. ઓટલો.

**ઓઠ**, પુ. ( સં. ઓષ્ઠ. ) મોઢાની ફાડને ઢાંકનાર ઉપર નીચેની ચામડીની જે બે જાડી પટીઓ તે; ઓઇ. ઓઠ બહાર તે કોટ બહાર=મોઢામાંથી નીકળ્યું તે જાહેર થાય જ. ઓછા બોલાં થવું. ઓઠ ઉઘાડવા=બોલવા માંડવું, સામું બોલવા માંડવું. ઓઠ ફરકવા=પસ્તાવો કરવો, હબક-ક્રોધ-આશ્ચર્ય દેખાડવું. ઓઠ પીસવા=ક્રોધ કરવો; ગુસ્સો દેખાડવો.

**ઓઠંગવું**, જુઓ અઠીંગવું.

**ઓઠંગીઉં**, જુઓ અઠીંગણ.

**ઓઠવવું**, સ. ક્રિ. ( સં અવ+સ્થા=મૂકવું. ઉ૦ ) અડાવી દેવું; ગોઠવી દેવું. ૨ બદલે મૂકવું; કોઇ જાણે નહિ તેમ એઠપી દેવું. ૩ ચાંપીને ખાવું. (એણે તો ચાર લાડુ ઓઠવ્યા.)

**ઓઠવાવું**, અ. ક્રિ. અડી જવું; ઘૂસી જવું; દાખલ થવું.

**ઓઠવનાર**, વિ. અડાવી દેનાર; ઘૂસાડનાર.

**ઓઠીંગણ**, ન. ઓઠીંગવાની વસ્તુ; જેની ઉપર ઓઠીંગાય તે; તકીઓ; ટેકો.

**ઓઠું**, ન. ( સં. અવ+સ્તૃ=ઢાંકવું. ઉ૦ અત્થારો. ) કોઇ આંતરાને લીધે જ્યાં સહેજ અંધારૂં અને એકાંત જેવું રહેતું હોય તેવી જગા; ઓઠાવાળું-જેની આગળ આંતરો હોય એવું તે. ઉંડાણ; છાનું રહેવાય એવી પડદા-અંતરાયવાળી જગા. ૨ છાયા; પડછાયો; ઓળો. ૩ ડાઘો; ઝબકો. ૪ બહાનું; મિષ; મસ; જુઠું કારણ. ૫ નમુનો; ખીરું. ૬ મૂર્ખ; તામસ ફરજ્જે સુઠાવેલું માણસ; પુતળું. ૭ ગમે નહિ તેવું તે; ધાબા જેવું તે. ૮ અંધારૂં; ઓળો; ખુણો-એકાંત જગા. અડતલો; આશ્રય. 'કમ્મરમાં હોય કાઠાં તો ચાનાં મળે ઓઠાં!' વિ. ઓઠું ( નર્મ. ) બાજું; કોર.

**ઓડ**, સ્ત્રી. ( सं. वह् નું ऊढ=આ+ऊढ= આઢ=નીચે, લઇ જવાનું. ઉ. ) નવાણુ ખોદનાર અને માટીનાં ઘર બાંધનારની એક જાત; ( મારવાડના ) વડારી લોક. ' તેડાવો દૂધમલ ભાણેજ કે ઓડને લખી કાગળ મોકલો રે.' ૨ પવન અટકાવવાનો પડદો. ૩ ઓચી-ગરદન આગળનો ભાગ. ( ઑડય. ) વિ. ( ફા. ઓર=તરેહવાર. ) વિચિત્ર; અજાયબી ભરેલું; કંઇનું કઇ; તરેહવાર, ' કોઈવાર ઓડનું ચોડ થઇ જાય છે.' કાંટાવાળા.

**ઓડકાર**, પુ. ( सं. उद्गार ઉ. ) મોં વાટે અવાજ સાથે વાયુનું બહાર નીકળવું તે; પેટ ભરાયાની-ધરાયાની નિશાની, ડકાર. 'ઓઈઆ' એમ થવું તે. જેવું અન્ન તેવો ઓડકાર=જેવુ વાવ્યુ હોય તેવું ફળ, જેવું કરીએ તેવું પામીએ.

**ઓડણ**, સ્ત્રી. ઓડની સ્ત્રી ' જસમા ઓડણ,ણી.'

**ઓડવું**, સ. ક્રિ. ધારણ કરવુ; ધરવું, ' અમૃતફળ કે સંજીવન મણિ, હરી ઓડે છે હસ્તજી. ' સુદામાચરિત્ર. ૨ રજુ કરવુ, સન્મુખ ધરવું.' કેટલીએક પોતાનાં બાળક મહેતા આગળ ઓડેછે ' મામેરૂં. 'પછે મેતાજી વિદાય માગે બોલે બેઉ કર ઓડીજી. ' મોસાળું. ૩ ખાળવુ; રોકવું, અટકાવવું. ૪ કપડાથી શરીર ઢાંકવું; આચ્છાદન લેવું; જુઓ-ઓઢવું.

**ઓડામણ**, વિ. સહાયક; દાતાર, મદદ આપે એવું. ' માન માગે મોટમ કરે, મીર સમો મહિમાય, હાથ ઓડામણ હળપતિ સૌ દાતામાંહે સમાય.' શામળ.

**ઓડાવું**, અ. ક્રિ. ખેંચાવું; ઇચ્છવું; ચાહવું.

**ઓડો**, પુ. પશુઓને ઓઢાડવાનુ વસ્ત્ર; ઓઢો. ૨ કર ઉઘરાવવાને રસ્તા ઉપર રાખવામાં આવેલું જે થાણું તે; ચોકી. ૩ ફરસાણ અને ઝાડને બાળી મૂકે એવો દક્ષિણનો પવન ( કાઠિઆવાડ. )

**ઓડું**, ( ઑડું. ) વિ. ઓઠે ધરવાને કામ આવે એવું; નમાલું; માત્ર દેખાવતું; અણસમજું; જેને કંઇ ગતાગમ ન હોય એવું. ૨ ના. અવેજી; પુતળું. ૩ ચાડીઓ.

**ઓડ**, ( ઑડય. ) સ્ત્રી. ગરદન; શરીર અને માથા વચ્ચેનો એક અવયવ; ડોક; કાંધ.

**ઓઢ**, સ્ત્રી. વલણ; વૃત્તિ, શીલ. Tendency.

**ઓઢણ**, ન. ( ઓઢવું ઉ૦ ) ઓઢવાનું જે વસ્ત્ર તે; ઓઢણી. ' અમારે ઓઢણ ધાંગી ધાબળી.'

**ઓઢણી**, સ્ત્રી. છોકરીઓને ઓઢવાનું વસ્ત્ર; ઉપરણી; શરીરના ઉપલા અર્ધા ભાગને ઢાંકે એવું સ્ત્રીઓ અને છોકરીઓનું સાલ્લાથી ટુંકું વસ્ત્ર.

**ઓઢણું**, ન. ઓઢવાનું વસ્ત્ર; સ્ત્રીઓ અને છોકરીઓને માથે નાંખવાનું વસ્ત્ર; ઉત્તરીય; ઓઢણ; ઓઢણી. ' ઉગમણી દિસના વાવલીઆ વહાયા, માથેથી ઓઢણાં ફરૂકયાં, હોજી જી. ' ગુ. જુ. વા.

**ઓઢવું**, સ. ક્રિ. ( सं. उत्तरीय-ઉપર ઓઢવાનું વસ્ત્ર. ઉ. અથવા वह्=ऊढ=પહેરેલું. ઉ૦ અથવા प्रा. उड्ढियय ઉપરથી. ) માથું ઢાંકવું; માથું અને શરીર ઢંકાય તેમ કરવું. ૨ જોખમ લેવું; માથે લેવું; વહોરવું. માથે ઓઢવું=મલાજો રાખવો; લાજ કાઢવી; અદબભેર રહેવું. ૨ જોખમ લઈ લેવું; દેવાળું કાઢવું.

**ઓઢાડ**, પુ. ઓઢો. ૨ ઓછાડ; ઢાંકણ.

**ઓઢાડવું**, સ. ક્રિ. પ્રે. ઓઢે એમ કરવું. ૨ જોખમ નાંખવું. ૩ રડે-પાયમાલ થાય તેમ કરવું ( ચાદર ઓઢાડવી ) દેવાળું કઢાવવું; રડે એમ કરવું; નુકસાનમાં ઉતારવું. ૪ વળ- ડીગા દેવું; ખઝાડવું.

**ઓઢો,** પુ. ઓઢણું; ઓઢાડ; ઓડો; ઓઢવા-ઓઢાડવાનું જે વસ્ત્ર તે. ૨ ઢાંકણું; આચ્છાદન; પરિસ્તોમ.

**ઓણ,** ( ઑણ. ) અ. ( સં. અધુના. ઉ૦ ) ચાલું સાલમાં; ચાલુ વર્ષે, ૨ વર્તમાન કાળમાં. ' એવા વેદાધ્યયની ન નિરખ્યાં ઓણ રે; વાદી થાતાં જીતે નવ કોણ રે ' પ્રેમાનંદ.

**ઓણુકું,** ( ઑણુકુ. ) વિ. આ સાલનું; ચાલુ વર્ષનું; હાલનું; વર્તમાન સમયનું.

**ઓણ્ણી,** સ્રી. જુઓ ઓઢણી.

**ઓતણી,** સ્રી. ધાતુ ગાળી તેનો ઘાટ ઢારવાની જે ક્રિયા તે. ૨ ધાતુ ગાળવાનું અથવા ગાળેલી ધાતુનો રસ જેમાં ઢારવામાં આવે છે તે પાત્ર. ધાતુના રસનાં બીબાં પાડવાની રીત, કળા તે. (એની ઓતણી સારી નથી.) ૩ ધાતુ ગાળવાની ભઠ્ઠી. ૫ ભરતકામ.

**ઓતપ્રોત,** વિ. ( સ. આ+વે=વણવું. ઉ૦ ઓત=વણેલું+પ્ર+ऊत આગળ વણેલું. ) વસ્ત્રના વાણાતાણાની માફક સર્વ ઠેકાણે વ્યાપી રહેલું; સર્વત્ર ભરેલું; સભર ભર્યું. ' બીએ બીબું ભરાતું જાય, ચૌદ લોકની નીપજ થાય, થાય ભાત પણ સામરથ પોત, એમ અખા જાણ ઓતપ્રોત. ' એક બીજામાં પરોવાએલું; એક બીજાની સાથે વણાઇ ગએલું: ' દેહમાં આત્મા આત્મામાં દેહ, ઓતપ્રોત ઈમ જાણે જેહ. '

**ઓતમ,** જુઓ ઉત્તમ.

**ઓતરંગ,** પુ. ( સ. उत्=ઉંચું+अग=ભાગ. ઉ. ) બારસાખના ચોકઠાનું જે ઉપલું લાકડું તે; સોબાગવટાંની જોડે જે આડું લાકડું હોય છે તે.

**ઓતરાતું,** વિ. ઉત્તર તરફનું; ઉત્તરનું.

**ઓતવું,** સ. ક્રિ. ધાતુને ઓગાળી અમુક આકારમાં ઢારવી તે; ધાતુના રસનો ઘાટ કરવો તે; ઓટવું; ધાતુનું ભરતર કામ કરવું.

**ઓતળવું,** સ. ક્રિ. ભૂલી જવું; વીસરવું. ૨ ગૂમ થવું

**ઓતાડું,** ( ઑતાડું ) વિ. ( સ. उत् અને આડું. ) રાજમાર્ગથી-જાહેર રસ્તાથી આડી બાજુનું; આડફેટું; અપરિચિત. ( નિત્ય પરિચયના લત્તાઓ અને માર્ગોથી ઉલટું; અપરિચિત લત્તા અને રસ્તાઓ તરફ આવેલું હોય એવું. )

**ઓતાર,** પુ. ( સ. अवतार. ઉ૦ ) ઉતાર, ૨ થરથરાટ; ધ્રૂજ; કંપ. ( અમુક દેવનું કોઈ મનુષ્યના શરીરમાં આવવું તે, અથવા તે આવ્યા જેવી લાગણીથી મનુષ્યને ધ્રૂજારો છૂટવો તે. )

**ઓતારી,** પુ.: ઓતવાનું-બીબાથી ઘાટ પાડવાનું કામ કરનાર; કંસારો; લુહાર.

**ઓતીઆરી,** પુ. મઠ અથવા આશ્રમનો ઉપરી; મહંત.

**ઓત્તર,** જુઓ ઉત્તર ( ગ્રામ્ય. )

**ઓત્તારી,** અ. ઓહો! વાહ રે, ( આશ્ચર્ય, આનંદ, ધન્યવાદ-છોકરાંને કલાવતાં ઉત્તેજન આપવાનો ઉદ્ગાર. ) .

**ઓત્તે,** અ. પણે; બીજે ઠેકાણે.

**ઓથ,** સ્રી. આસરો; શરણ. ૨ મદદ; સહાય. " મારે ઓથ નથી કોઈ બીજી, અવસર ચૂકશો મા. " દયારામ. ( જેનું ઓઠું લેવાય એવું હોય તે. )

**ઓથમીજીરૂં,** ન. ઇસબગોલ; ઊટીંગ જીરૂં;-એક જાતની ઔષધિ.

**ઓથરવું,** અ. ક્રિ. ભયંકર સ્વપ્ન આવવું; સ્વપ્નમાં આવી પડેલી આફતથી દબાઈ, મુંગળાઇ-ગભરાઇ જવું.

**ઓથાર,** પુ. ( સ. आक्रान्त=प्रा. ओत्थारियो ઉ૦ ) સ્વપ્નમાં પડેલી આફતથી ગભરાઈ જવું તે. ' અલિ ! આવડી ઓખા-ગં

કાંપી, શકે ઓથારે તુજને ચાંપી. ' પ્રેમાનંદ. ભયંકર સ્વપ્નને લીધે ઉંઘમાંથી રોઇ કે ગભરાઈને જાગી ઊઠવું તે. Nightmare (એમ કહેવાય છે કે, ઊંઘતાં છાતી ઉપર ભાર આવવાથી નઠારૂં સ્વપ્ન આવે છે. )

**ઓથું**, જુઓ ઓઠું.

**ઓથો**, પુ. ( ઓથ. ઉ૦ ) આશ્રય; શરણ; સહાય; ટેકો; ૨ છાયો.

**ઓદન**, પુ. (સ.) રાંધેલા ચોખા; ભાત; ૨. ' તે મધ્યે પુર્યો પ્રેમથી, પરમ ઓદન ાટ, ગર્ભે ચઢ ત્રિચિન રચ્યુ, ગિરિઓદન ાટ ' દ્વારકો.

**ઓદર**, જુઓ ઉદર.

**ઓદારવું**, સ. ક્રિ. ( સ. અવ+દ=દાર=ચીરવું. ઉ૦ ) વિદારવું; ચીરવું; ફાડવું. ૨ ખેડવું; જમીનમાં ચાસ પાડવા.

**ઓદીચ**, ના. બ્રાહ્મણોની એક જાત.

**ઓદ્ધાવાળુ**, વિ. ( ફા. ) જેને ઓદ્ધો હોય તેવું.

**ઓદ્ધેદાર**, ના. જેને ઓદ્ધો હોય તે; અમલદાર; અધિકારી.

**ઓદ્ધેદારી**, સ્ત્રી. ( ફા. ) ઓદ્ધેદારપણું; અમલદારી.

**ઓદ્ધો**, પુ. (સ. ઉપપદ: =પદવી. ઉ૦) અધિકાર; પદવી; દરજ્જો; ૨ અંબાડી, હાથી અને ઘોડા વગેરે ઉપરથી પડી જવાય નહિ તે માટે તેમની પીઠ ઉપર મૂકવાને બનાવેલી કઠેરાવાળી બેઠક.

**ઓધ**, સ્ત્રી. વંશ; કુળ; કુટુંબ પરંપરા. ૨ વારસો. ઓધે ઉતરવું=છોકરાં અને તેનાં છોકરાંમાં પરંપરાએ ચાલ્યુ જવું. ( બાપ-માબાપના ગુણ રોગ વગેરેનુ છોકરાંમાં ઉતરવું તે. )

**ઓધરવું**, જુઓ ઉદ્ધરવું. ૨ (પારસી.) ઉધરવું.

**ઓધવારો**, પુ. કુટુંબ; વંશ; ઓલાદ; કુટુમ્બ પરંપરા; વંશવેલો.

**ઓધવું**, અ. ક્રિ. ગમવું; ગોઠવું; મન મળવું.

**ઓધાન**, ન. [ સં. આ+ધૃ=ધરવું. ઉ૦ ] ગર્ભે રહેવો તે; દહાડા ચડવા તે.

**ઓધાર**, જુઓ ઉદ્ધાર.

**ઓધારવું**, જુઓ ઉદ્ધારવું.

**ઓધીઓ**, પુ. (સ. અવધિ. ઉ૦ ) લાગ; તાકડો; વખત.

**ઓધેલેવું**, સ. ક્રિ. ખભે લેવું; ખાંધ આપવી; મદદ કરવી; ટેકો દેવો.

**ઓનાળવું**, સ. ક્રિ. દાણાને પાણીમાં તરતા રાખીને ધોવા; તારવવું.

**ઓપ**, પુ. ( સ. અપ=પાણી ઉ૦ પ્રા. ઓપ્પા=માર્જનમ્. ધોવું. ) ઝળકાટ; ચકચકાટ; ઝગક; ઝળકી; ઝલેહ. ૨ સફાઇ; શોભા.

**ઓપટી**, સ્ત્રી. ( સ. આપત્તિ. ઉ૦ ) જરૂર; અગત્ય. ૨ અણીનો વખત; મુશ્કેલી. ૩ અડકાવ; ઋતુનો સમય. ઓપટી આવવી=અડકાવ આવવો. ૨ જરૂર પડવી. ઓપટીનો વખત=જરૂરનો-અણીનો વખત. મુશ્કેલીનો વખત. ઓપટી સાચવવી=અણીને વખતે મદદ કરવી. ઓપટીનો માણુસ=ખરે વખતે, અણીને સમયે કામ આવે એવો માણુસ; કામનો માણુસ.

**ઓપણી**, સ્ત્રી. ઓપ ચઢાવવાની રીત; ઓપવાની કળા; ૨ ઓપ ચઢાવવાનુ ઓજાર.

**ઓપતું**, વિ. શોભતું; ભભકાદાર લાગતું; ઝગઝગાટ; ઝાકઝમાળ. 'ત્યાં ઓપતી ને શોભતી સુન્દર દૃષ્ટિએ વાડી પડી. ' લલિતાદુઃખદર્શક.

**ઓપદાર**, વિ. ઝલેદાર; ચકચકાટ; ઝળકીવાળું.

**ઓપવાણું**, વિ. ઓપદાર; ઝલેદાર; ઝગઝગાટ.

**ઓપવું**, સ. ક્રિ. માંજી અથવા ઘસીને તેજદાર બનાવવું; ચકચકાટ કરવું. ૨ અ. ક્રિ. શોભવું; ખલવું.

**ઓપાવવું**, સ. ક્રિ. પ્રે. ઓપે એમ કરાવવુ. ૨ શોભાવવું.

**ઓફિસ**, સ્ત્રી. ( અ. Office. ) કચેરી; અદાલત; કામ કાજ કરવાનું ઠેકાણું; કાર્યાલય. ૨ કામગીરી; જે કંઇ કામ કરવાનું હોય તે. ૩ ઓદ્ધો; પદવી.

**ઓબલો**, પુ. ગુચ્છો; ચોબીઓ, મૂછના છેડાનો જે ભરાવ તે. 'ધન ઓબલો એક તારી મૂછનો, નાખ્યા મૂછ પર હાથ' નરભેરામ.

**ઓબળાહું**, ન. બગાસું, અવાચી, આળસથી મુખ વિકાસીને શ્વાસ લેવો મૂકવો તે.

**ઓબાળ-ળો**, જુઓ ઉબાળો.

**ઓભા**, સ્ત્રી. પીડા; આપદા; મુશકેલી; પંચાતી. જેમાંથી છુટાય નહિ એવી જે પીડા તે. ૨ સાલ; ફાસ. ૩ તગી; તાણ. ૪ ઉપાધિ. 'એક દિવસની શોભાને જન્માગની ઓભા.'

**ઓભામણ-ણી**, સ્ત્રી. પચાતી; ખટપટ; તોડ આવે નહિ અને વારંવાર મુંઝાવું પડે એવી જે મનની હાલત તે. ઉપાધિકારક પીડા; હેરાનગતી; મુંઝવણ; મુશકેલી; આપદા.

**ઓભાવવું**, સ. ક્રિ. પ્રે. ઓભાય એમ કરવું.

**ઓભાવું**, અ. ક્રિ. સંકટ અથવા મુશકેલીમાંથી છૂટવાને આમતેમ વળખાં મારવાં; સલવાવું; અમુઝાવું; ગોથાં ખાવાં; સીદાવું; પીડાવું. ( પોતે જાતે માથે વહોરી લીધેલી પીડાથી છૂટવાને ફાંફાં મારવાં તે. ગર્ભથી મુક્ત થવા ગર્ભિણીનું જે મથન, તે જાતની જે વ્યથા તે. )

**ઓમ**, પુ. [ સ. ૐ. ] વેદનો પહેલો અને પવિત્ર ઉચ્ચાર તે; પ્રણવ. ( એ અ-ઉ અને મ નો બનેલો છે. એમાં ત્રણ દેવની ઉત્પન્ન કરનારી, પાલન કરનારી અને સંહાર કરનારી શક્તિઓ રહેલી છે. પ્રત્યેક મંત્રની પહેલાં તેનો ઉચ્ચાર કરવાની રૂઢિ છે. )

**ઓય**, અ. આશ્ચર્ય અને શોક બતાવવાનો ઉદ્‌ગાર; ( વાહ રે ! અને ખમ્મા એવા અર્થમાં પરિહાસમાં વપરાય છે. )

**ઓયઓયરે**, અ. દુઃખ અને ઉંડી પીડાનો જે પોકાર તે; હાય હાય રે; અરરર. વીંધાતાં, વાગતાં ઘા થતાં કે બહુ જ મોટી આપત્તિ આવી પડતાં અંતરના દુઃખથી ઓચીંતો જ મનુષ્યથી થઇ જતો એક ઉચ્ચાર. )

**ઓયણું**, ( ઓરણું. ) ન. ઓરવા જેટલું તે; ચાગળું, મુઠી, પસલી-પોશ ભરાય તેટલું તે; ( ઘંટીમાં ) એક વાર ઓરાય એટલું હોય તે. ૨ ઓરવું તે; જે કંઇ ઓરવાનું હોય તે. ( અનાજ. ) ખાવાનું; ખોરાક; ચર્વણ. ( એને તો ઓયણું મળ્યું એટલે બસ. ) ૩ છોકરીઓને માથે ઓઢવાનું કપડું. ( ઓઢણું )

**ઓર**, સ્ત્રી દેખાદેખી; ચડસાચડસી; સ્પર્ધા; હરિફાઇ. ( તેની ઓર ક્યાં કરે છે, તે તો પૈસાદાર છે. નર્મ. ) ૨ ( ઑર. ) ગર્ભરક્ષક જે આવરણ તે; જરાયુ. ૩ તરફ; બાજુ. ૪ કેરીને પાકમાં નાંખવી તે.

**ઓર**, ( ઑર. ) વિ. બીજું; અન્ય. ૨ વળી. ૩ સામું. ( આડું અવળું બોલતાં વસો ઓર મસ્કરી થાય. નર્મ. ) ૪ જુદું; વિચિત્ર; તરેહવાર. (એનો સ્વભાવ વળી ઑર છે.)

**ઓરડી**, ( ઓયડી. ) સ્ત્રી. નાનો ઓરડો; ખોલી; કોટડી; રહેવાની નાની જગા; ઘર; મકાન.

**ઓરડો**, પુ. ઘરમાંનો ઉંડાણ બંધિઆર ખંડ. ૨ મકાનનો કોઇ પણ વિભાગ-ખંડ તે.

૩ જનાનો; અંતઃપુર. ૪ ભંડાર; સંપત્તિ; ગજ્જુ; શાક્ત. ( ઓરડા સાસું જોઇ રહેવાથી કલ્યાણ નથી ઓરડાને પૂછીને ખર્ચ કરવું. ) ઓરડો કરવો=ઉમરે આવેલાં વરવહુને સાથે રાખવાં. ઓરડે અજવાળું=પૈસો ટકો હોવો તે ૨ સંતતિ હોવી તે. ( શ્રીમંતોને ઓરડે અજવાળાં છે. નર્મગદ્ય. ) ઓરડે બેસવું=વિધવા થવુ; ખુણે પેસવું. સાસુ ઓરડે બેઠાં એટલે આખા ઘરનું કામ ઉછરતી વહુને માથે પડ્યું. સરસ્વતી ચંદ્ર. ઓરડો દેવાવો=નસંતાન જવું; નિર્વંશ થવો.

**ઓરણી**, સ્ત્રી. ખેતરમા અનાજ બી નાંખવાં-પેરવું તે; ઓરવાને લગતી જે ક્રેયા તે; અનાજની પેરણી. ૨ જેમાં મુઠીઓ ભરી ભરીને બી નાંખવામાં આવે છે તે ચા-રળ ઉપરનું ,ચાડું. ચાસની અંદર જે દરેડો કરવો તે; અનાજના દાણાઓની ધાર કરવી તે. ૪ ખાખા કરવું તે; ખાવાનું 'આ છોકરો તો આખો દહાડો ઓરણી ચલાવે છે.' ૫ ઓઢણી.

**ઓરણું**, ન. છોકરીઓને માથે ઓઢવાનું વસ્ત્ર; ઓઢણું. ૨ જે કંઇ ઓરવાનું હોય તે. ( અનાજ બી. ) ૩ ખોરાક; ખાવાનું. ( એને કંઈ ઓરણું મળ્યું નથી તેમાં રૂવે છે. ) ૪ પ્રેરણી; ચાડું. ૫ ઓરવાનું-પેરવાનું જે કામ તે.

**ઓરત**, સ્ત્રી. [ આ. અવરત. ઉ૦ ] સ્ત્રી; માયડી. ૨ વહુ; પત્ની; ધણીઆણી. ઓરત જાત=સ્ત્રીજાત; નારીજાત.

**ઓરતો**, પુ. [ સં. आरक्त=प्रा. आरत्तो= અનુરક્તિ=ભાવ. ] ભાવ; હોંસ; લાવો; ૨ અ-મુક કામ કરવાની જે ઉમેદ તે; ઓરીઓ; અભિલાષ. ઓરતો રહી જવો=મનની ઇ-ચ્છાઓ મનમાં જ રહી જવી; જે કામ કરવાની હોંસ હોય તે ન થવું.

**ઓરમાઇ**, વિ. [ સં. અપર માતા નું-આઇ ઉ૦ ] બીજી-અપર માતાનું; જુદી માતાનું; શાવકું; ઓરમાન.

**ઓરમાન**, વિ. ઓરમાઇ; સાવકાં; જુદી જુદી માતાઓનાં ( જે સંતાનો તે. )

**ઓરમાયું**, ( ઑરમાયું. ) વિ. ( સં. ) અપરમાતાવાળું; જેને શાવકી મા હોય તે. ( જુદી જુદી માતાઓનાં સંતાનો વાળું-ઘર અથવા કુટુંબ તે. ઘર બાગ્યું તે તો મંડાશે પણ ઓરમાયું થશે. )

**ઓરસું**, ન. ત્રણધારી લાપસી; જાડા લોટનો મેવો નાંખીને બનાવેલો કંસાર; જમણ-ની એક મિષ્ટાન્ની. " ઓરસું લહેંચી, રાયણ રાતી રસ ભરીરે, પીરસે સાકર ઘૃતમાંહે ઘોળી. "

**ઓરવણી**, સ્ત્રી. ભીનાં વસ્ત્ર સુકવવાને બાંધેલી જે દોરી અથવા વાંસ તે; વળગણી. ૨ ભીનાં વસ્ત્ર સુકવવાનું જે કામ તે.

**ઓરવવું**, ( ઑરવવું. ) સ. ક્રિ. છૂટું છૂટું કરીને સુકવવું ( વસ્ત્ર વગેરે. ) ૨ પાણીથી કરમોવવું; ભીંજવવું.

**ઓરવું**, સ. ક્રિ. -માં નાંખવું; દરેડો ક-રવો; ધારા પાડવી. જમીનમાં બી પેરવાં. ( ખેતરમાં બાજરી ઓરી ) અનાજને રંધાવા મૂકવું; આધણ-ઉના પાણીમાં નાંખવું:-(દાળ-ખીચડી ઓરવી. ) મોંમાં નાંખવું; ખાવું:-(આ છોકરૂં તો જે દેખે છે તે મોંમાં ઓરે છે. )

**ઓરવો**, પુ. બંદરમાં વહાણો લંગરવાની જે જગા તે; જ્યાં વહાણો ઉભાં રાખવામાં આવતાં હોય તે કિનારો; ગોદી.

**ઓરસ**, પુ. ( ફા. ) મુસલમાનોનો મેળો; મુસલમાન ધર્મને લગતાં સ્થળની વાર્ષિક યાદ-નો કિંવા મુસલમાની તહેવારના ઉત્સવનો જે ઉજમાળો મેળાવડો તે; બાફ્રત-ઉજાણી અને મોજમજાને લગતો મેળાવડો.

**ઓરસડી**, સ્ત્રી. નાનો ઓરસીઓ. (ઓ-રસડી ઘડી લાવરે આરસપહાણની રે. )

**ઓરસીઓ**, પુ. ચંદન ઘસાય એવો પત્થરનો ગોળ ને બરસટ આડણીઓ; સુખડ અને ઔષધિ વગેરે પાણી સાથે ઘસવાનો પત્થરનો જે ગોળ કકડો તે. ઓરસીઆ જેવું સાફ=સીધું તવા જેવું. ( લા. ) આગળ પાછળ કઇ વાડીવસ્તાર ન હોય એવું. ઓરસીઆ જેવું કપાળ=શૂન્ય બરસટ કપાળ; દુર્ભાગ્ય. જેના મોં ઉપર તેજ ન હોય એવું.

**ઓરંગો**, પુ. કુસ્તીનો એક દાવ. ૨ તરંગ; બુટ્ટો.

**ઓરાઢવું**-(ઓરાડવું) સ. ક્રિ.. ઉપર નાંખવું; ઢાંકવું બઝાડવું; માથે નાખી દેવું; ભેરવી દેવું. સાલ ઓરાઢવી=બક્ષીસઆપવી; પોતાના રાજ્યમાં સારી જગા આપવી; ઇનામ સાબાશી આપવી. વારસ કરવો.

**ઓરીઓ**, (ઑરીઓ) પુ. અભિલાષ; લહાવો; હોંસ. ૨ આશા. ઉમેદ. ૩ કાંઠા ઉપરનો કુવો. ઓરીયોવીતવો=ભાવના પૂરી થવી,. ભાવનાના ભોગથી સંતોષ થવો. ઉમેદબર આવવી. 'હસતાં મારે લાતો ભાઈ જો, હોય પ્રિયાની પ્રીતો; મેં મારે મન એમ જાણ્યું જે, આજે ઓરાઓ વીતો. વૈનચરિત.

**ઓરી**, સ્ત્રી. એકજાતનો ઉડતો તાવ. એમાં શરીર ઉપર ઝીણીઝીણી ફોલીઓ થઇ આવેછે; નાના સૈયડ; ગોવરૂં. Measles

**ઓરૂ**, (ઑરૂ.) અ. પાસે; નજીક; થડમાં. 'ઓરા આવની સલૂણા હરી શામળા જો.' દયારામ

**ઓરે**, અ. અરે; અરેરે; (એવો જે દુખોદ્ગાર તે.)

**ઓલ**, સ્ત્રી. નાગરનો વર માથે જે પટકો બાંધે છે તે; ઉલ.

**ઓલતો**, પુ. [ સ. अलक्तक. ઉ. ] અળતો. 'માન મુકાવ્યું છે પાય પડી તેતી ઓળતાના દાઘ ભાલે લાગીઆ, હોજીગજ, આવો ની:' દયારામ.

**ઓલાં**, ન. કરા; હિમ. ( આકાશમાંથી બંધાઈ ગએલા પાણીના જે કાંકરા વરસે છે તે. )

**ઓલા**, પુ. આળું ચામડું; લીલી તવચા; ખાલ.

**ઓલાણ**, ન. ઉરૂ; કોસ ખેંચતા બળદોને ઉતરવાને બનાવેલો જે ઢાળબંધ ખાડો તે. ૨ ઓલાઈ જવું તે; સળગતું બંધ પડવું તે; અગ્નિનું ઠરી જવું તે.

**ઓલાદ**, ( ઑલાદ ) સ્ત્રી. ( ફા. ) વંશ; કુળ. ૨ વંશાવલી; જન્મ અથવા કુટુંબ પરંપરા. વર્ગ; વર્ણ; જાત.

**ઓલાહો**, પુ. છાયાવાળી જગા; મંડપ; માંડવો.

**ઓલીઉં**, (ઑલીઉ) વિ. ભોળીઉં; ભોળું; જેને રાગદ્વેષ ન હોય એવું. બહુ ઉંડી સમજ શક્તિવાળું નહિ તે; નહિ પહોચેલું. ૨ ઉદાર; ખુલ્લા મનનું; નિખાલસ.

**ઓલુદોલું** ( ઑલુદોલું ) વિ. ઓલીઉ અને દોલતવાળું; ભોળું અને ઉદાર; ખુલ્લે નિખાલસ અને છૂટે હાથે વર્તે એવું. ભોળું; નિષ્કપટી. ( આગળ પાછળનો વિચાર કર્યાવગર ભોળેભાવે આપે વાવરે એવું. )

**ઓલ્યું**, સ. પેલું; તે. ( કાઠિઆવાડ. )

**ઓવરણ**, ન. વળગણી; કપડાં નાખવાની કિંવા સુકવવાની જે દોરી કિંવા વાંસ તે.

**ઓવારણાં**, ન. દુઃખડાં લેવાં; કલ્યાણ ઇચ્છવું; ઉપરથી ઉતારી-વાળી લેવું તે; માન; વિનય અને સ્નેહ દેખાડવાનો એક ચાલ. ઓવારણાં લેવાં=પોતાના પ્રિયજનને કંઈ અનિષ્ટ ન થાય અને કોઈની દુષ્ટ નજર પડી હોય તો તે પણ ઉતરી જાય, એવી સમજથી તેના માથા ઉપરથી હાથ ઉતારી પોતાને લમણે

તેના ટચાકા ફોડવા તે. માતા બાળકોનાં અને સેવકજન પોતાના સેવ્ય રાજકુંવરો કે કુંવરીઓનાં ઓવારણાં લેવાનો ચાલ પહેલાં હતો.

**ઓવારવું**, ( ઑવારવું. ) સ. ક્રિ. ઉતારવું; વાળવું; ઓવારણાં લેવાં. 'ઓવારી નાંખું અમૃત, આનંદ અપવર્ગ.' દયારામ. ૨ ચાક ઉપરના સુતરને ફાળકા ઉપર ઉતારવું. ૩ અર્પવું; અર્પણ કરવું; બલિદાન આપવું.

**ઓવારો**, ( ઑવારો. ) પુ. કિનારો; ઘાટ; નવાણમાં નહાવા અને પાણી ભરવા માટે બાંધેલો જે કિનારો તે.

**ઓવાળવું**, સ. ક્રિ. જુઓ ઓવારવું.

**ઓવી**, સ્રી. ( મ. ) એક જાતનો મરાઠી રાગ; પદબંધ. ( મરાઠીમાં ઓવી બદ્ધ ઘણાંક કાવ્ય છે. આ પદબંધ દુહાને મળતો છે. )

**ઓવે**, જુઓ હોવે.

**ઓશ**, સ્રી. [ उरस=છાતી; ઉ૦ ] છાતી. ઓશલો કૂટવો=છાતી કૂટવી. ૨ ભૂંડું ઇચ્છવું; મુવો જાણીને રોવું કૂટવું.

**ઓશંક**, ( કા ) જુઓ આશંકા; ક્ષોભ.

**ઓશંકવું**, સ. ક્રિ. [ સં. आ+शम् .ઉ૦ અથવા अव+सद्=કરમાવું ઉ૦ ] શરમાવું; લાજવાવું; ૨ ઝંખાવું; પાછા પડવું; ઓઠાવું; છપાવું. ઓશંકાવું; નહિ યુક્ત લાગવું.

**ઓશંકાવું**, (ઑશંકાવું.) અ. ક્રિ. (સં.) શરમાવું; લજવાવું. ૨ સંકોચાવું; પગ નહિ ઉપડવો; પાછા પડવું. ૩ ભય લાગવો.

**ઓશલો**, પુ. છાતી કૂટવી તે. ( ઓશલો કૂટવો. ) ૨ રોટલો—રસોઈ કરી આપવી તે. ( એને કોણ ઓશલો કરી આપનાર છે? )

**ઓશિઆળ**, સ્રી. [સ. अवस ઉ૦ અથવા આશ્રય. ) આશ્રયને લીધે વશ રહીને વર્તવાપણું; ગરજ; આધીનતા;

**ઓશિઆળું**, વિ. ઓશિંગણું; આશ્રયવશ; આભારી; આશ્રિત; ૨ દબાએલું; તાબેદાર; ઉપકારમાં ગએલું. ૩ શરમીંદું; ઝાંખું; ભોઠું, પશ્ચાતાપ કરતું. 'ઓશિઆળાં તું રોઇને કરેછે.'

**ઓશિંગણ**, વિ. ઉપકૃત, આભારી; ઋણી; દેણદાર, 'શરીર આપીને થાઉં ઓશિંકલ.'

**ઓશીજાળું**, વિ. અવડ. અસ્વચ્છ; અવ્યવસ્થિત; છુવજંતુ ભરાઇ રહે એવું. છુવજંતુ ભરાઈ રહે એવી જગા.

**ઓષ્ઠ**, પુ. [ સ. ] ઓઠ; અધર.

**ઓષ્ઠ્ય**, વિ. [ સ. ] ઓષ્ઠસ્થાની; ઓઠ સંબંધી; ઓઠથી જેનો ઉચ્ચાર થતો હોય એવું ( અક્ષરો. )

**ઓસ**, પુ. ઝાકળ; ઠાર; ધુમ્મસ; તુષાર. 'જેવું એ મોતી ઓસનું, તેવો સકળ સંસાર. અખો. ૨ ઝાંઝવાં; મૃગજળ 'ઓસ જોઇને હરણ દોડે પણ પાણી નવ પાવે.' પ્રા. કા.

**ઓસડ**, ન. [ સ. औषध. ઉ૦ ] ઔષધ; દવા. ૨ ઉપાય; ઈલાજ. (દુઃખનું ઓસડ દહાડા) ઇલાજ. ઓસડ કરવું= દવા કરવી, માંદા માણસને દવા આપવી લેવરાવી; મરે તેમ કરવું. ૨ કાસલ કાઢવું; હરકત કરે તે માટે ઉડાવી દેવું; મારી નાંખવું. ' × × તેમ કરવામાં ભૂપસિંહ પ્રતિકૂળતા બતાવે તો તેનું પણ ઓસડ કરવું ' સરસ્વતીચંદ્ર. ઓસડવેસડ=દવાદારૂ.

**ઓસડીઆં**, ન. દવાઓ; ઔષધિઓ. ૨ જુદી જુદી જાતની જે વનસ્પતિની દવાઓ તે.

**ઓસણી**, સ્રી. ઓસવવાનું કામ અને ક્રિયા તે. ૨ ઉસવણું; રંગનો ઉકાળો.

**ઓસરવું**, અ. ક્રિ [ સ. अपसृ=પાછા હઠવું. ઉ૦] પાછા હઠવું; સંકોચાવું 'એમ કહી ગયો સ્પર્શ કરવા, ત્યારે અબળા લાગી ઓસરવા.' નળાખ્યાન ૨ ઓછું થવું; ઘટવું;

ઉતરવુ. (નદીનાં પાણી ઓસરી ગયાં.) ૩ શરમાવું; લજવાવું; આશંકાવુ. 'અપ્સરાથી કાં ઓસરો ઋષિરાયજી' પ્રા. કા. ૪ દુર્બળ થઇ જવું; સુકાવું; સોસાઇ જવું. (ભાઇનું શરીર બહુ ઓસરી ગયું.)

**ઓસરી**, (ઑશરી.) સ્ત્રી. [ સ. उप+सृ=સરવું. ઉ૦] ઘરના આગલા ભાગમાં ઉપરથી છાપરાવાળી પણ ખુલીને છૂટી જગા તે; માંડવી; અડાળી.

**ઓસવવું**, સ. ક્રિ. (સ. उष्णी कृ. ઉ૦) ઉકાળીને નિતારી લેવું; ઓસાય એમ કરવું; નિગાળવુ; ઓસાવવું

**ઓસવાવુ**ં, અ. ક્રિ. સંકોચાવું; ઓસાવું; દુર્બળ થવું. ૨ ચઢવું; બફાઇ જવુ; રંધાઇ જવુ. 'આ તો પત્થરના ચોખા છે એ ઝટ ઓસવાશે નહિ.' ૩ ઘટવું; ઓછું થવું; બેસી જવું. (ભાજી ઓસવાઇને બેસી ગઈ) ૪ શરમાવુ; લજવાવું.

**ઓસવાળ**, ના. શ્રાવક વાણીઆઓની એક જાત.

**ઓસવું**, અ. ક્રિ. વરાળનું ઓસ થઈ પાણીમાં પરિણામ પામવુ. ૨ નીગળવું; ગળવુ; ટપકવું; ઝરવું; ઝમવું.

**ઓસાણ**, ન. [ સં. अव+सृ ઉડી જવા દેવુ ઉ૦] હીંમત; હામ. ધૈર્ય. ૨ હોંસ. ૩ નિશાન. 'ચૂક્યાં સુભટના ઓસાણ, અભિમન્યુ આવ્યો રે.' પ્રેમાનંદ.

**ઓસામણ**, ન. અનાજ ચઢી ગયા પછી વધારાનું જે પાણી કાઢી લીધું હોય તે; ભાત ચઢયા પછી કાઢી નાંખેલું પાણી. ૨ દાળ ચઢી ગયા પછી તેમાંનું વધારાનુ પાણી નિતારી લઇ તેમાં મસાલો નાંખી બનાવેલુ પેય; દાળનું પાણી.

**ઓસાર**, પુ. [ સ. आ+सृ=ઓસારવું ઉ૦ ] ભીંતની પહોળાઇ; જાડાઇ. ૨ મદદ; આશ્રય; સહાય; નિકુળ સહદેવ સામા આવ્યા તેમાં સુભદ્રા નારજી, મારા પુત્રને કો છે નહિ, તમારી ઓસારજી. પ્રેમાનંદ. ઓટ; ઉતરી જવું તે; પાછા હઠી જવું તે.

**ઓસારવું**, સ. ક્રિ. પાણીના અનાજ ચઢાવ્યા પછી વધારાનુ જે પાણી કાઢી નાખવું તે; નિગાળવુ; ગાળવું; કાઢી નાંખવુ. ૨ રધાવું; રાંધવુ. સેવ ઓસાવવી.

**ઓસીકું**, ન. (સં. उत्+शीर्षम ઉ૦ પ્રા. ऊ सीस.) સુતાં માથું ઉંચું રાખવાનો જે તકીઓ તે; ઉપધાન. ૨ સુતા માથું રાખવાની બાજુ તે; માથા ભણીની દિશા; જગા; બાજુ. (ખાટલા પલંગની ઓસીકાની બાજુ.

**ઓસીસડુ**, જુઓ ઓસીકું

**ઓહીઓ**, પુ. [સ. अव+हन=મારવું. ઉ૦] હાતરડુ.

**ઓહો**, અ. આશ્ચર્ય, આનંદ, અને ચકિતપણાનો ઉદ્‌ગાર; અહો; ઓહોહો! ૨ એમાં શું; શું થઈ ગયું, એવા અર્થમાં વપરાય છે. 'ઓહો, માં કાઢવું' એ શી વીસાતમાં છે એમ ગણી તુચ્છકારી કાઢવું; ઉપેક્ષા કરવી; નખાલું ગણી અવગણના કરવી.

**ઓહોહો**, અ. મોટા અચંબો; બહુજ આશ્ચર્ય અને ઘણોજ આનંદ બતાવનારો ઉદ્‌ગાર; અધધધ.

**ઓળ**, સ્ત્રી. [ સ. आवली. ઉ૦ ] હાર; પંક્તિ.; લીટી. ૨ શ્રેણી; વર્ગ; રાહ. માણસ કેરી ઓળમાંથી ટળી ગઇ જો. દયારામ ૩ ભાઠું; નદી અથવા દરીઆના કિનારા ઉપર એકઠો થએલો કાદવ રેતીનો બેટ.

**ઓળખ**, સ્ત્રી. [સ. अव+लक्ष. ]ઓળખવાનું ચિહ્‌ન નિશાન કે યાદ; ઓળખાણ; અનુસ્મૃતિ. ૨ અટક; ઓખર ૩ જેના વડે અમુક 'આમ જે.' એવું સમજાય તે; સબંધ. 'ઓળખ આપવી અમુક અમુકજ છે એવી ખાતરી જામીનગીરી આપવી તે. 'ઓળખ મામલી' ખાતરી જામીનગીરી માગવી.

**ઓળખપાળખ**, સ્ત્રી. ઓળખાણુ પાળખાણુ. ૨ તરી જામીનગીરી.

**ઓળખવું**, સ. ક્રિ. [સં. अव+लक्ष અથવા अव+लोक ઉ૦ ] અમુક અમુકજ છે એમ ખાતરીથી જાણવું સમજવું તે; જાણવું; પિછાણવું. ૨ પારખવું; પરખી કાઢવું. ૩ ફરક કાઢવો ભિન્ન પાડી દેખાડવું; નોખું કરવું.

**ઓળખાણ**, સ્ત્રી. ન. પિછાન, ઓળખ; સબંધ, જાણુવાપણું, માહીતગારી ૨ પારખ; જાણ; સમજ; અમુક અમુકજ છે એમ સમજવું તે. ૩ પરિચય; સંબંધ; જાણીતા કરવું તે. ૪ ખાતરી, જામીનગીરી; જામીન.

**ઓળખાવવું**, સ. ક્રિ. પ્રે. ઓળખે એમ કરાવવું; જાણીતું કરવું; સંબધ સમજાવવો. ૨ પરખાવવું, ખાતરી કરાવવી.

**ઓળખાવું**, અ. ક્રિ જાણીતા થવું સારે ખોટે ગુણ કર્મે લોકોમાં જાણીતા થવું તે. ૨ નામ કાઢવું તે. ૨ નામ કાઢવું; કીર્તિપામવી; પ્રસિદ્ધ થવું. ૩ ઓળખાણ પડવું; અમુક અમુક જ છે એવું સમજાવું ખાતરી થવી તે.

**ઓળખીતું**, વિ. ઓળખાણવાળું; જેની સાથે ઓળખાણ હોય તે; જાણીતું. ઓળખીતો સિપાઈ હેડમાં ઘાલે=ઓળખાણવાળો હોય તે વળી વધારે રગડે.

**ઓળગ**, સ્ત્રી. ફેરા આંટા ખાવા તે. ઇન્દ્રાદિક ઓળગે, ઈશિમાવે શિર્ષ, રેવાશંકર. દેવને સંતોખવા તેને પારે જઇ આવવું તે. ૨ દુવા; આશીષ.

**ઓગળવું**, અ. ક્રિ. ઓળગ કરવી તે; ફેરા આંટા ખાવા તે.

**ઓળગાણી**, સ્ત્રી. ચંડાળણી; ચંડાળી; ભંગડી; ઓળગાણાની સ્ત્રી.

**ઓળગાણો**, પુ. અતિ શૂદ્રની એક જાત. તેમાંનો જે નર તે; ચંડાળ; ભંગી; ભગીઓ.

**ઓળંગવું**, સ. ક્રિ. [ સં. उत्+लंघ्=ઉપર થઈને જવું. ઉ૦ ] ઓળંગવું; ઉલંઘવું; પેલે પાર જવું; ઉતરવું; પાર જવું. ૨ કૂદી જવું, ઉછળીને–તરાપ મારીને કોઈ પણ વસ્તુની ઉપર થઇ જતા રહેવું તે. ' ઉબર ઓળંગી ઘરમાં લાવ. ' શામળ. ૩ તોડવું; ભાગવું; અનગણુના કરવી; લોપવું. ૪ પસાર કરી જવું; વટાવી જવું.

**ઓળંગાવવું**, સ. ક્રિ. પ્રે. ઓળંગે એમ કરવું. કૂદાવવું. તોડાવવું; ઓલંગાવવું.

**ઓળંબો-(બો)** પુ. ચણેલી ભીંત જમીનથી મથાળા લગી સીધી છે કે નહિ તે જોવાનું કડીઆનું એક ઓજાર. ( ઇચ દોઢ ઇંચના લાકડાની વચમાં કાણું પાડી તેને છેડે ભાર બાંધેલો હોય એવી દોરીનું આ ઓજાર બનાવેલું હોય છે. )

**ઓળંભો**, ( ઓળંબો. ) પુ. [ સં. उपालम्भ. ઉ૦ ] હાથ હીંદોળી ફૈડકા મારી પહોળું થઇ મગરૂરીમાં ચાલવું તે. ' મોંઘા ઉપર ગોરસ લોયું; ઓળંભા લેતી ચાલી જો.' દયારામ ૨ ઠપકો; ફરિયાદ; રાવ. ' નથી મેં ઘોડા ચૂટીઆ, નથી ભાગ્યા ભંડાર, નથી લેખ રાણકદેવને, કયમ ઓળંભા દે ખેંગાર. ' રાસમાળા. ' ગાયું ચારીને જીવીએ, આપણ નહી રાજા; લાકડા નવ લાવીએ, ઘેર ઓળંભા ઝાઝા. ' પ્રેમાનંદ. ' ઓળભા એના દાડી આવે, મને સાંભળી આવે લાજજો ' ભાલણ. ૩ પડછાયો, ઓળો, આભાસ. ' એને ભૂતનો ઓળંભો લાગ્યો. '

**ઓળવવું**, સ. ક્રિ. છુપાવી–ગુમાઇ ગયું એમ ઠરાવી પોતાનાં ઉપયોગમાં લેવું તે; ઉડાવવું; ખાઇ જવું; ઉચાપત કરવું. ૨ ખોઈ નાંખવું; ગુમાવવું. ૩ છુપાવવું; સંતાડવું. ' હવે પ્રગટગા પાસે ભૂપ, એ રહ્યાતા ઓળવી રૂપ પ્રા. કા.

**ઓળાવવું**, સ. ક્રિ. છુપાવું; સંતાઈ રહેવું; સંતાવું; ઓડે ભરાઈ રહેવું; ઓકામાં ગૂમ થઈ જવું. 'જેને આપ વિચારી હું વારૂં રે, ભોળા મન કયમ ભૂલે; તારે ઓડે હરિ ઓળયારે, ફૂલશુઝ શું ફૂલે.' નિરાંતભક્ત.

**ઓળવું**, સ. ક્રિ. ( દે. ઓહ્લ કેશગુમ્ફને. દે. ના. ) કાંસકીવતે વાળને ઓળાંસી છૂટાછૂટા કરવા; કેશ સમારવા.

**ઓળવો**, પુ. [ સ. आलय ઉ૦ ] ઘર; મકાન.

**ઓળાઓળ**, અ. હારબંધ; હારોહાર; પાંટોપાટ. ૨ એક પછી એક ઓળબંધ ચાલવું તેમ; એક સરખું-સીધી લીટીમાં ઉભા રહેવું તે.

**ઓગાણી**, સ્ત્રી. કાંસકી; કંગનવો; કગની.

**ઓળાયો**, ( ઓળેઓ. ) અમુક હદ દેખાડનારી વાંકી લીટી; વક્ર ચિહ્ન તે.)

**ઓળા**, પુ. લીલા ચણાના પોપટા; લીલા ચણાના છોડવાઓની જુડીઓ. ૨ ચણાના પોપટા આવેલા છોડને તાપણીમાં ધરી તેનો જે પુંખ પાડવામાં આવે છે તે; અર્દ્ધ સેકાએલા ચઢેલા લીલા ચણા અને તેના પોપટા તે.

**ઓળામણાં**, ન. ઓવારણાં. ૨ વળામણાં; મનમનવણાં.

**ઓળાંસવું**, સ. ક્રિ. હાથમાં તેલ કે ચોપડ લઇ જરા ભાર દઈ શરીરે લગાડવું તે; તળાંસવું; મર્દન કરવું; માલેસ કરવું; ચોળવું ૨ ખુશામત કરવી; સારૂ લાગે અને પ્રિય થવાય તેમ કરવું; હાજી હા કર્યા કરવું.

**ઓળીઆ**, પુ. વાલ; ઝાલર.

**ઓળીઆપટી**, સ્ત્રી. દાંટા ઉપર વિંટાળવામાં આવતી પટી; કપડું.

**ઓળીઉં**, ન. [ સ. आवली. ઉ૦ ] ભુંગળીઉં; લાંબા કાગળને ગોળ વિંટાળેલો હોય તે; જેને આવલીઓ હોય તે. ૩ ટીપણું; પંચાંગ.

**ઓળેઢાળે**, અ. ઢગલાઢોળ; સૂપડે ને ટોપલે; જેમ ફાવે તેમ; ( ખૂબ-બહોળે હાથે વાપરવું ઉડાડવું તે. )

**ઓળો**, પુ [ સ. पाल्हातप=પ્રા. ઓઆવલા. ઉ૦ ] છાયા; છાંયડો; પડછાયો. ૨ આશ્રય. ૩ રક્ષણ; ઓર; શરણ. ઓળો પડવો=છાયાની ખરાબ અસર થવી; પડછાયો પડવો. ઓળો તજવો=છાંયડે પણ ન જવું; છાંયડે પણ ન ઉભા રહેવું.

## ઔ.

**ઔ**. પુ. [ સ. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો કંઠૌષ્ઠસ્થાની અગિઆરમો દીર્ઘ-સ્વર વર્ણ-અક્ષર. ૨ ન. જીવજંતું; જીવડું. (નાનાં છોકરાં જંતુને માટે બોલે છે) ૩ બાઉલું; ઊધસ; પશુઓના આંચળ અને તેને લગતો જેમાં દૂધ રહે છે તે માંસમય અવયવ. ૪ સ્ત્રી. ૫ સ્વી.

**ઔકાર**, પુ. [ સ. ] ઔ એવો જે અક્ષર અને ઉચ્ચાર તે.

**ઔચિત્ય**, ન. [ સં. ] ઉચિતતા; ઉચિતપણું; ઉપયુક્તતા; યોગ્યત્વ; ઘટિતપણું. ૨ વિવેક; વિચાર.

**ઔજસ**, ન. [ સ. ] બળ; તેજ; જાજરમાનપણું.

**ઔજ્વલ્ય**, ન. [ સ. ] ઉજ્વલતા; ઉજળાપણું, તેજસ્વિતા. ૨ અજવાળું; પ્રકાશ.

**ઔઠ**, વિ. સાડા ત્રણ. ' ઔઠ હાથમાં સઉ કો રમે, જાગ જોગ એટલામાં ભમે. ' અખો.

**ઔત્સુક્ય**, ન. [સં.] ઉત્સુકતા; ઉત્સાહ; ઉત્સુકપણું; ઉત્કંઠા. ૨ આતુરતા તાલાવેલી.

**ઔદરિક**, વિ. [ સ ] ઉદર સંબંધી; પેટને લગતું. ૨ પેટ ભરું; બુભુક્ષિત; અકરાંતીઉં.

**ઔદાર્ય**, ન. [ સ. ] ઉદારતા; ઉદારપણું.

**ઐદાસીન્ય**, ન [ સ. ] ઉદાસીનપણુ, બેપરવા, બેતમાપણુ

**ઐદાસ્ય**, ન [ સ ] ઉદાસીનતા. ૨ બેપરવાઇ, અરતિ, તમા નહિ તે

**ઐદુંબર**, પુ [ સ. ] બ્રાહ્મણની એક એક જાત ૨ વિ ઉદુબરનું, ઉંબરાનું

**ઔરસ**, વિ. [ સ. ઉરસ્ ઉપરથી. ] પોતાનુ, પોતાની જાત–પડનુ; પરણેલી સ્ત્રીથી ઉત્પન્ન થએલું (સતાન)–ઔરસ પુત્ર. પોતાનો અને તે પણ પરણેલી સ્ત્રીથી ઉત્પન્ન થએલો છોકરો તે

**ઔર્ણ**, વિ [ સ ઊર્ણા–ઊન. ઉ૦ ] ઊનનું, ઊનમાથી બનાવેલું, ઊન સબધી ઔર્ણ વસ્ત્ર=ઊનના કપડા

**ઔર્ધ્વદેહિક**, વિ [ સ ઊર્ધ્વ+દેહ+ઇક ઉ૦ ] મુએલાની પાછળ કરવામાં આવતી છેલ્લી ક્રિયાઓને લગતું; ઉત્તર ક્રિયાનુ, પ્રેત સસ્કાર સબધી

**ઔલુ**, ન ,બાઉલ, ઔ, ઊંધમ્, અડણ

**ઔશીર**, ન [ સ ] પખાની અથવા ચમરીની દાડી ૨ એક જાતનું લેપન, ઉશીરનો લેપ.

**ઔષધ**, ન [સ] ઓસડ, દવા ૨ સૂઠ

**ઔષધશાળા**, સ્ત્રી [ સ. ] રોગીઓને દવા આપવાનું અને સારવાર કરવાનું ઠેકાણુ, મોટુ દવાખાનુ, હોસ્પિતાલ. ' આદરવી વટી ઔષધશાળા, દુ ખ તજે જન જાત દુખાળા ' ક. દ ડા

**ઔષધાલય** ન [ સ. ઔષધ+આલય=સ્થાન–મકાન. ઉ૦ ] દવાખાનું, ઓસડ આપવાનું ઠેકાણુ.

**ઔષધિ**, સ્ત્રી [સ.] દવા, ઓસડ. ૨ વનસ્પતિ, ઓસડ તરીકે વપરાતી તીરપતવ જડીબુટ્ટી

**ઔષધોપચાર**, પુ. [ઔષધ+ઉપચાર=સારવાર=ઉપાય કરવો તે] ઓસડથી ઉપાય કરવો તે, ચિકિત્સા કરવી તે, ઓસડ કરવુ તે

**ઔષ્ટ** વિ. [સ] ઓટનુ, ઓટ સબધી, ઓટને લગતુ.

**ઔષ્ઠ્ય**. વિ [સ] ઓઠથી બોલાતુ, ઓઠને લગતું ૨ ઓઠથી જેનો ઉચ્ચાર થતો હોય એવા (અક્ષરો) ઉ, પ, ફ, બ, ભ, મ

**ઔષ્મ્ય**, ન (સ) ગરમી, ઉષ્ણતા ૨ ઉષ્મ વાયુની મદદથી ઉચ્ચરાતા શ, ષ, સ અને હ અક્ષરો

**ઔંસ**, (આઉંસ) પુ [ અં. Ounce ] એક અંગ્રેજી વજન, અધોળ; અઢી તોલા બારનું વજન

# ગુજરાતી ભાષાનો કોશ.

## વ્યંજન વિભાગ.



### ક.

**ક**, પું૦ [ સં. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાનો બારમો અને વ્યંજનોમાનો પહેલો કંઠસ્થાની હ્રસ્વ વ્યંજન વર્ણ, અક્ષર. ૨ વિષ્ણુ. ૩ અગ્નિ. ૪ સૂર્ય. (એકાક્ષરી કોશ પ્રમાણે સંસ્કૃતમાં આવા ઘણા અર્થ થાય છે, પરંતુ ગુજરાતીમાં તે પ્રચલિત નથી.)

[સં. કુ નો અપભ્રંશ.] આ૦ શબ્દની આગળ આવતાં નઠારું, ખરાબ, અયોગ્ય, કુત્સિત વગેરે અર્થ બતાવે છે.–કપૂત, કજાત, કજોડુ; વગેરે. પ્ર૦ શબ્દની પાછળ આવતાં નાનું, કનિષ્ઠ, લાડકું, સરખું અને કરનાર, એવો અર્થ બતાવે છે.–બાળક, દડક, પુત્રક, ઘોટક, અને પાલક. વળી કેટલેક ઠેકાણે [સં. स्वार्थे क्न्] તે જે શબ્દને લાગે છે તેના પોતાનાજ અર્થની મર્યાદા–હદ બતાવે છે.–જરાક, થોડુક. તદ્ધિત તરીકે વિશેષણ અને નામ પણ કરે છે –તૂટેલુનુ તૂટક, છૂટક; અને અટક, વગેરે.

**કઈ**, જુઓ કયી. (સ્રી૦)

**કઈક**, વિ૦ (કંઇ, કોઈએક.) કોઇ એક, કેટલાક, ઘણાએક. ઉ૦ કઈકના વિવાહના ઉત્સવના દિવસ ગયા. ક. દ. ડા.

**ક-ઋતુ**, સ્રી૦ (ક-ર્તુ) [ સં. કુ+ऋतु. ] કમોસમ, ખરાબઋતુ. ૨ અસાધારણ કાળ, જેવો જોઇએ એવો કાળ નહિ તે, અસ્વાભાવિક કાળ.

**કકડતું**, જુઓ કડકડતુ.

**કકડધજ**, વિ૦ [ સં. कक् કડક+ध्वज ] અક્કડ ઊભું રહે એવું, નરમ નહિ પડેલું, ટટાર, અશિથિલ, અનમ્ર, હોશિઆર.–એંશી વર્ષ થયાં પણ ડોસો તો હજી કકડધજ છે.

**કકડવું**, જુઓ કડકડવુ

**કકડાટ**, જુઓ કડકડાટ.

**કકડાવવું**, જુઓ કડકડાવવું.

**કકડી**, સ્રી૦ નાનો કકડો, કટકી, કરચ. કકડીક=કકડી જેટલુજ, બહુજ થોડુ.

**કકડીને**, અ૦ કડકડ થઈ ને, ખૂબ જોસમાં, બહુ જોરથી.–કકડીને ભૂખ લાગવી, કકડીને પડવું.

**કકડો**, પુ૦ [સં. कड्=કકડા કરવા.]આખાનો એકાદ ભાગ, ખંડ, કટકો, તુકડો, કરચ.–સોપારીનો કકડો. રૂ૦ પ્ર૦ ૧ કકડેબચકે=થોડેથોડે. ૨ કકડેકકડે, તુકડેતુકડે, થોડેથોડે. રફતેરફતે, ધીરે ધીરે, હફતાથી. ૨ કકડેકકડો=લગારેલગાર, તમામ, બધુજ. ૩ કકડોક=માત્ર કકડા જેટલુજ. ૪ કકડોકોર=કકડાની પણ એક કોર જેટલુ, કકડાથી પણ ઓછું. કકડો તેમજ ભુકો. થોડું ઘણું:–જે કંઈ કકડોકોર પરમેશ્વર આપે તેમાં સંતુષ્ટ રહેવું. ક્રિ૦ પ્ર૦ કકડેકકડા થઈજવુ=ભાગીને ભુકો થઇ જવું, કકડાના પણ કકડા થઈ જવા. કકડેકકડે આપવુ=થોડેથોડે–રહીરહીને–ભાગ કરીકરીને આપવું, હફતાથી આપવુ.

**કકણવું**, જુઓ કણકણવુ

**કકણાટ**, જુઓ કણકણાટ.

**કકણાટો**, પુ૦ કણકણાટ, કણકણો. ૨ કપ. ૩ કંટાળો.

**કકણાવવું**, જુઓ કણકણાવવુ.

**કકણો**, જુઓ કકણાટો.

**કકરાવવુ**, જુઓ કરકરાવવુ.

**કકરું**, જુઓ કરકરું.

**કકળવું**, ક્રિ૦ અ૦(कक्लवुं.)કળકળાટ કરવો.

**કકળાટ**, જુઓ કળકળાટ.

**કકળાણ**, ન૦ [ સં. कल्कल. ] શોક સંતાપ

ને દુઃખની હાયપીટનો ઘોંઘાટ, આક્રંદ, કલ્પાંત. ૨ બૂમરાણ, ગરબડ.

**કકળાવવું,** જુઓ કળકળાવવું.

**કકાટીઓ,** પું૦ જેની સાથે પોલાદ અફાળવાથી દેવતાના તણખા ઝરે તે પત્થર, ચકમકનો પત્થર, ચમકપહાણ.

**કકાર,** પુ૦ [ સ. क+कृ. ] 'ક' એવો ઉચ્ચાર –અક્ષર તે. કકારાદિ='ક' જેમાં આદિ છે એવું. કકારાંત='ક' અંતે હોય એવું. (શબ્દ, પદ, વગેરે.)

**કકુભ,** સ્ત્રી૦ [ સ. ] તંબુરા કે વીણાનું તુંબું, તુમડાનું પોલું કોટલું. ૨ એક જાતની રાગિણી.

**કક્કો,** પું૦ કોઈપણ ભાષાની વર્ણમાળાના અક્ષરો, વર્ણામ્નાય. ૨ કકાર, 'ક' તે. ૩ મૂળતત્ત્વ, શરૂઆતનું થોડું આવશ્યક જ્ઞાન.:–તું ખગોળનો કક્કોય જાણે છે ? ક્રિ૦ પ્ર૦ ૧ કક્કેથી માંડવું=પહેલેથી શરૂ કરવું. ૨ કક્કો કાઢવો–કાઢી જાણવો=લખતાં વાચતાં આવડવું. ઉ૦ કક્કોરે કાઢી જાણે નહિ કેદી, કાપે મારાં કાળજડાં ભેદી. કજોડાનું ગીત. ૩ કક્કો ઘૂંટવો=લખતાં શીખવું. અક્ષર સુધારવાને કોતરેલા અંગર લખેલા અક્ષરમાં લેખણ ફેરવ્યા કરવી. ૪ કક્કો ખરો કરવો=પોતાનું કથન મનાવવા–કબુલ કરાવવાનો આગ્રહ રાખવો, હઠ–આગ્રહ કર્યા કરવો. ( પોતાના કથનને વળગી રહેવું અને તેને સાચુ ઠરાવવાને મથવું. ) ૫ કક્કો ભણવો=બોધ લેવો, શિખામણ લેવી. કહે૦ ૧ કક્કાને ફૂટી મારે એવું= નિરક્ષર. ૨ કક્કા કેરું નામે ન જાણે, ને હું મોટા પંડિત=મૂળતત્ત્વનુંએ જ્ઞાન હોય નહિ અને પુરું જાણવાનું ડોળ કરવું તે.

**કક્ષ,** સ્ત્રી૦ [ સ. कक्षा. ] કાખ, બગલ. ૨ કંદોરો. ૩ બાજુ, તરફ.

**કક્ષા,** સ્ત્રી૦ [ સ. ] ગ્રહોને ફરવાનો આકાશ પર કલ્પેલો માર્ગ, રેખા. ૨ કાખ, બગલ. કક્ષાંશ= સૂર્યાદિ ગ્રહોના માર્ગ ઉપર અંતર દેખાડવાને માપસર કલ્પેલા વિભાગ.

**કક્ષાપટ,** ન૦ [ સ. ] લંગોટ, લંગોટી વાળવાનો લુગડાનો કડકો.

**કખ,** સ્ત્રી૦ [ સં. कक्षा. ] બગલમાં થતો ઝીણી ઝીણી ફોલ્લીઓનો એક રોગ. ૨ તરખલું, તરણું.

**ક-ખડ-માકડી,** સ્ત્રી૦ જંગલી ઘાસ ઉપર થતું લાંબા પગનું એક ઘાસીઆ જીવડું.

**કખાય,** પું૦ [ સ. कषाय. ] ઉકાળો, કાઢો, ક્વાથ. ૨ ભગવો રંગ, ગેરનો રંગ. વિ૦ તુરું, કસાણું. ૨ ભગવું, રાતા પિળાશ પડતા રંગનું:– કખાય વસ્ત્ર=ભગવું લુગડું.

**કગરવું,** જુઓ કરગરવું.

**કગરસ,** સ્ત્રી૦ ધાતુની છોલ, તાબાની રજ, તાંબાપિત્તળનાં વાસણને અથવા સોના રૂપાના દાગીનાને છોલતાં પડેલી પતરીઓ જેવી ઝીણી રજ.

**કગરાવવું,** જુઓ કરગરાવવું.

**કગ્ગ,** અ૦ કંઈપણ, કશુંએ. ૨ કદી, કદીએ, કદાપિએ. ઉ૦ 'કરતા હોય સો કીજીએ ઓર ન કીજે કગ્ગ, મુઠી રહી ગઈ શેવાળમાં ને ઉંચા થઈ ગયા પગ.'

**કઘા,** પું૦ [ સ. कु+घात. ] નઠારો ઘા, ન રૂઝે એવો ઘા. ૨ ઘાને યોગ્ય સ્થાન નહિ એવે ઠેકાણે થયેલો ઘા. ૩ કવેળાનો ઘા. ૪ અંતરાય, અડચણ.

**કચ,** પું૦ [ સ. ] માથાના વાળ, કેશ, ચોટલો. ઉ૦ કેસરી તિલક કપાળ, અસિત કચ. ગિરધર. ૨ પાછળ કચલટ લટકતીરે. ભાલણ. ૨ દેવોના ગુરુ બૃહસ્પતિનો પુત્ર.

**કચ,** સ્ત્રી૦ ( કચ્ય. ) [ સ. कच्=બોલવું. ] બકબકાટ, ટીટિઆરો, ટકટક. ૨ તકરાર, કજીઓ. કહે૦ કચનું મોં કાળું=તકરાર કરવી તે સારું નહિ. ૩ હઠ, જીદ.

**કચકચ,** સ્ત્રી૦ બોલબોલ કરવું તે, કટકટ, ખડખડાટ. ૨ તકરાર, પંચાત. ૩ અ૦ કચકચ એવો અવાજ થાય એમ.

**કચકચવું,** ક્રિ૦ અ૦ [ સ. कच्=બોલવું.] બોલ બોલ કરવું, કચકચ કરવી. 'કચકચ' એવો અવાજ થવો.

**કચકચાટ,** પુ૦ કચકચવું તે, કચકચ કર્યા કરવી તે, બડબડાટ, લવારો.

**કચકચાટ,** અ૦ કચકચ થાય એમ તાણીને. વિ૦ સજ્જડ, ખેંચીને બાંધેલું.

**કચકચાવવું,** ક્રિ૦ સ૦ કચકચ થાય એમ કરવું, કચકચે એમ કરવું. ૨ જોરથી ખેંચીને બાંધવું, દબાવવું.:-દાંત કચકચાવવા. ૩ હલાવવું. ૪ હેરાન થાય એમ કરવું.

**કચકચીઉં,** વિ૦ કચકચ કર્યા કરે એવું, માથાઝીકીઉં, તકરારી, ગણગણતું બોલબોલ કરે એવું. ૨ હઠીલું, જીદ્દી.

**કચકડું,** ન૦ [ स. कच्छप. ] કાચબાની પીઠનું ભીંગડું, કાચબાના કોટલા ઉપરની કઠણ ચામડીનું પડ-કપોટું. એની વીંટીઓ, કાંસકા, રમકડાં વગેરે થાય છે.

**કચડકચડ,** અ૦ (અનુ૦) કાંકરા પીલાતાં કે કચરાતાં તેમજ ચાવતાં અથવા ભારને લીધે નમતા લાકડામાંથી નીકળતો એવો અવાજ. ક્રિ૦ પ્ર૦ કચડકચડ થવું=કચડકચડ એવો અવાજ નીકળવો.

**કચડવું,** જુઓ કચરવું.

**કચડાકચડી,** જુઓ કચરાકચરી.

**કચડાટ,** પું૦ ભચરડાટ,ભીડ. જુઓ કચરડાટ.

**કચડાવું,** જુઓ કચરાવું.

**કચડો,** વિ૦ સુકુમાર, કુમળો. (કચ્છ.)

**કચપચ,** સ્ત્રી૦ બે અથવા વધારે બોલનારની વચ્ચે સામસામે થતી બોલચાલ. (ચકલીનાં બચ્ચાંની કચપચ.) ૨ તકરાર, ખટપટ, લુચાં. ૩ કલબલ, ધીરો ઘોંઘાટ.

**કચપચીઉં,** વિ૦ કચપચ કરનાર, તકરારી, ટકટકીઉં, ચીકણું. ૨ બોલકણું, ધીરે ધીરે વાત કર્યા કરનાર.

**કચરડવું,** ક્રિ૦સ૦ કચરડ એવો અવાજ થાય એમ કરવું,જોરથી દાબવું, પીસવું.:-દાંત કચરડવા.

**કચરડાટ,** પું૦ કચર એવો અવાજ થવો તે, કચરડ એમ થવું તે.

**કચરપચર,** વિ૦ કચરાયેલું પણ પચેલું નહિ એવું, અપરિપક્વ. અ૦ ઉપરાઉપરી, રહી રહીને. ક્રિ૦ પ્ર૦ ૧ કચરપચર ખાવું=પહેલીવારનો ખોરાક પચી ગયો હોય નહિ તે પહેલાં બીજીવાર ને ત્રીજીવાર એમ ખાખા કરવું, ચાવવું ચાવ્યા કરવું. ૨ કચરપચર ઝાડો થવો=રહીરહીને અપરિપક્વ મળ આવ્યા કરવો.

**કચરવું,** ક્રિ૦ સ૦(કચડવું.)[सं. कृष्=તાણવું.] છુટું પડી જાય નહિ એમ ભાંગવું, ખાંડવું, વાટવું, છુંદવું, જોરથી દાબવું, ચગદવું.

**કચરાકચર,** સ્ત્રી૦ માણસો એક બીજાને કચરી નાખતાં હોય એવી જે તેમની હાલત તે, ભીડાભીડ, ભચરડાભચરડ.

**કચરાકચરી,** સ્ત્રી૦ કચરાકચર થાય એવી હાલત, ભચરડાભચરડી, ભીડાભીડ, ભીડ.

**કચરાપટી,** સ્ત્રી૦ ગંદકીની રેલછેલ, મેલવાડ. ૨ પું૦ કચરો કાઢનારો માણસ, ઝાડુંવાળો. ૩ સ્ત્રી૦ કચરો પુંજો કાઢનારી સંસ્થા-મ્યુનિસિપાલીટી. વિ૦ કચરા જેવું, ગંદું, તુચ્છ, હલકું.:-એ તો કચરાપટી ખાતું છે.

**કચરાવવું,** ક્રિ૦ પ્રે૦ કચરે એમ કરાવવું, ચગદાવવું. ૨ મરાવવું, નરમ કરાવવું.

**કચરાવું,** ક્રિ૦ અ૦ દબાવું, ચગદાવું. ૨ છુંદાવું, ખડાવું, લંગાવું.

**કચરીઉં,** ન૦ અધપચાર કચરેલું હોય તે, અડધા પીલાયેલા તલનો તેલ ભર્યો લોંદા જેવો પદાર્થ. ૨ કેરીનો આંથેલો છુંદો. વિ૦ કચરાયેલું.

**કચરી-ઘાલવું,** ક્રિ૦ સ૦ દાબી-મારી ઝૂડીને નરમ કરી નાખવું, જોરથી વશ કરવું, મત્સર ઉતારી નાખવો. ૨ કેદ કરવું.

**કચરી-નાખવું,** ક્રિ૦ સ૦ ચગદી નાખવું, નરમ પાડી દેવું, ફરીને ઉઠું થાય નહિ એમ કરવું, રગડવું.

**કચરી-મારવું,** ક્રિ૦ સ૦ હેરાન કરવું, પીસવું, સામાને માથે બોજો પડે એમ કરવું, રગડવું.

**કચરો,** પું૦ [ सं. कचर=ગંદું. ] ધૂળ, રજ, તરણાં, તરખલાં, પાંદડાં, કાગળના કકડા વગેરે ગંદું દેખાય એવું જે કંઈ તે, કસ્તર, પુંજો. ૨ કોઈ પણ વસ્તુમાંનું વીણી કાઢવા-નાખી દેવા જેવું જે કંઈ તે, વીણામણ. ૩ કાદવ, કીચડ. ૪ ચણતરને માટે અથવા કોઈ ઘાટ બનાવવાને

માટે પલાળેલી માટીનો ગારો અથવા ગારાની માટી.:–કચરાની ભીંતિ અને કચરાનાં વાસણ, રમકડાં. ૫ ખરાબમાં ખરાબ હોય તે, ઉતાર.:–એ તો રાંડ આખા ગામનો કચરો છે. ક્રિ૦ પ્ર૦ કચરો કાઢવો=વાળવું, ઝાડવું, સાફ કરવું. ખરાબ હોય તે દૂર કરવું. ઘણા વખતથી કંટાળો આપે અને ખરાબ લાગે એવું થઈ ગયેલું હોય તેનો નિકાલ કરવો. કહે૦ કચરેકચરો વધે=કચરો હોય ત્યાં બીજો કચરો આવી આવીને પડે અને એ રીતે તેનો સ્વાભાવિક વધારો થાય તે. ૨ કચરો વાળતાં જન્મારો ગયો ને ભાભાજી! ઉકરડો કયો= હંમેશના કામકાજમાં–જાણીતી બાબતમાં પૂછનાર માટે વપરાય છે. ૩ કચરાની ટોપલીને સ્વાધીન કરવું–માં નાખી દેવું=રદ કરવું, તુચ્છ ગણી કાઢી નાખવું. (અગ્રેજી ઉપરથી.).

**કચવાટ**, પું૦ ધાર્યું નહિ થવાથી અથવા નહિ ગમતું થવાથી મનનું કચવાવું તે, અસંતોષ, અપ્રસન્નતા. ૨ કચવાવાનું કારણ, ફરિયાદ. ૩ અણબનાવ, ગુંચારો, ગભરાટ, જીવ ઘોળાવો તે.

**કચવાણ**, ન૦ ગુંથાઇ–બગડી જવું તે, ભેળસેળ, ખરાબી. ૨ ગભરાટ, ઇજા, મુસીબત. ૩ મનની ધારણાને ધક્કો લાગવો તે, મન દુખાવું તે, દુભણ, મુઝવણ. ૪ વચમાં ઘૂસવું–પડવું તે, અણબોલાવ્યાં બોલવું તે.

**કચવાવવું**, ક્રિ૦ પ્રે૦ કચવાય એમ કરવું, દીલ દુખવવું.

**કચવાવું**, ક્રિ૦ અ૦ ઇચ્છા–ભાવના હોય તે પ્રમાણે નહિ થવાથી મન દુખાવું, દીલગીર થવું, નારાજ થવું, કચવાટ થવો, દુભાવું, ધુંવાવું.

**કચવું**, વિ૦ સફાઇ વગરનું, ભેળસેળવાળું. ઉ૦ વાલ બહુ કચવા છે. આડુંઅવળું અને કંઈ ભેળી નાખેલું હોય એવું ગંદું. ઉ૦ તેણે સાથીઆમાં કચવું કચવું કરી મૂક્યું છે. નર્મ.

**કચાકચ**, અ૦ કચકચ–કપાય તેમ, ધચધચ, કચોકચ.

**કચાટ**, પું૦ કચવાટ, દુભણ. ૨ કચકચ. ૩ જીદ. વિ૦ હઠીલું, જીદ્દી.

**કચાટીઉં**, વિ૦ (કચવાટીઉં) કચવાટવાળું. ૨ કચકચ કરનાર. ૩ જીદ્દી.

**કચારો**, પું. નઠારું–ભયંકર સ્વપ્ન, ઓથાર.

**કચાલ**, સ્ત્રી૦ બદચાલ, નઠારી રીતભાત, કટેવ, ગેરવર્તણુંક.

**કચાલે**, અ૦ ન છૂટકે, નિરુપાયે, અડચણને લીધે.:–હું તો કચાલે એને બોલાવું છું.

**કચાશ**, સ્ત્રી૦ (કચાસ.) કાચાપણું, અપરિપક્વતા, ૨ કસર, કોતાઈ, ન્યૂનતા, કમીના, બાકી.:–એણે મહેનત કરવામાં કચાશ રાખી નથી.

**કચિઆણ**, ન૦ ભીડ, ગરદી.

**કચિ-આરું**, વિ૦ કાચું અને અપરિપૂર્ણ રહેલું હોય એવું, અસંપૂર્ણ, નાનમ પડતું.:–કાચું ને કચિઆરું મૂકી ગયા, એમ બોલાય છે.

**કચિત્રું**, વિ૦ આડુંઅવળું થઇ ગયેલું, ગુંથાઇ ગયેલું, ભેળસેળ. ૨ ગંદું, અશોભન.

**કચીઉં**, વિ૦ કચકચ કરનાર, કચકચ કરે એવું, તકરારી, માથાઝીકીઉં. ૨ હઠીલું, જીદ્દી. ન૦ કાચકું.

**કચુકો**, પું૦ આંબલીનો ઠળીઓ, ચિચુકો. કહે૦ કચુકા પીલે તેલ ના નીકળે=જેમાં જે ન હોય તેમાંથી તે મેળવવાની મહેનત કરવી તે ફોગટ.

**કચુડ-કચુડ**, અ૦ હીંચકાના ઝુલવાથી થતો એવી તરેહનો અવાજ, ભારને લીધે નમવાથી અને હાલતાં ઘસાવાથી નીકળતો કે ચાવતાં થતો એવો અવાજ. ક્રિ૦પ્ર૦ કચુડકચુડ થવું=હીંચકાનું બોલવું.:–ગભારમાં કાન માંડીને સાંભળો તો કચુડકચુડ થતું સંભળાય છે.

**કચુમલ**, જુઓ કસુંબર.

**કચુડો**, પું૦ (કચુડકચુડ થાય તે ઉપરથી.) હીંચકો, ઝુલો.

**કચુરો**, પું૦ એક જાતની ઝેરી વનસ્પતિ, ઝેરકચોળું.

**કચુંદવું**, ક્રિ૦ સ૦ પાણીમાં ગુંથવું, ડહોળવું, હલાવવું. ૨ કસણવું, ગુંદવું.

**કચુંદી-નાખવું**, ક્રિ૦ સ૦ ડહોળી–ગુંથી નાખવું, બગાડવું.

**કચુંબર,** સ્ત્રી૦ પાતળી નાની અને ઝીણી ચીરીઓ વા કકડીઓ, છુંદો, ઝીણાઝીણા કકડા-કાતળીઓ. (આદુ, લીલી હળદર, ગરમર વગેરેની મીઠું ચઢાવેલી કાતળીઓનું કાચું ને તાજું અથાણું.) ૨ સેળભેળ, બગાડ, છિન્નભિન્નતા.:- એણે તો બધી કચુંબર કરી મૂકી, મતલબ કે બધું બગાડી નાખ્યું.

**કચેરી,** સ્ત્રી૦ [હિં.] રાજકાજ કરનાર અમલદારને બેસવાની જગા, કામ કરવાનું ઠેકાણું, કાર્યાલય. ૨ ઘરમાંનો બેઠક ઉઠકનો ખંડ, દિવાનખાનું. ક્રિ૦ પ્ર૦ કચેરીએ ચઢવું=ફરિયાદ કરવી, દાવો માંડવો, સરકાર દરબારમાં જઇ દાદ માગવી. કહે૦ કચેરીમાં કચરો=જ્યાં અમલ ચાલતો હોય સાંજ અંધારુ.

**કચોરી,** સ્ત્રી૦ મસાલાદાર દાળ કે ચોળીની કચુંબરનું પૂરણ ભરી તળી કાઢેલી પૂરી, ખારી ઘારી.

**કચોલડું,** ન૦ જુઓ કચોલું. (કવિતામાં વપરાય છે.) ઉ૦ સોના તે કેરાં કચોલડાં, રતન કાંસકડી છે હાથ રે. સ્ત્રીગીત.

**કચોલું,** ન૦ બેઠકવાળી નકસીદાર નાની પવાલી, ચલાણું, તેલ-ધૂપેલ કાઢવાનું નાનું સુંદર પ્યાલું. ૨ કંકાવટી, કંકુ પલાળવાની પ્યાલી. ઉ૦ પધારો મુનિ કચોલે કુમકુમ ભરીને, વસુદેવ કેરે ભુવનજી. દયારામ.

**કચ્ચર,** અ૦ ખૂબ કચરાઇને ચગદાઇ ગયેલું હોય તેમ, ચપટ. ક્રિ૦ પ્ર૦ કચ્ચર થવું=કચરાઇને ચપટ થઇ જવું. ઉ૦ રુધિર ચાલ્યું મુખથી, કચ્ચર થયો નિર્વાણ. ગિરધર.

**કચ્ચરઘાણ,** પું૦ (કચરઘાણ) કચરાઇને થયેલો નાશ, વિનાશ, ભુક્કો, પાયમાલી. (ચગદાઇને કે બીજી રીતે સાવ નાશ થઇ જવો કે ભાંગીને ભુક્કો થઇ જવું તે.) ક્રિ૦ પ્ર૦ કચ્ચરઘાણ થઇ જવું=કચરાઇને સાવ નાશ થઇ જવો, ધુંદાઇ જવું.

**કચ્ચા,** વિ૦ [હિં.] કાચું, અકુશળ. ઉ૦ સુરતનગા એ તનુજ । વિશેષે નાગર બચ્ચા, તમે લઠમાં નહિ કચ્ચા. નર્મ. ૨ પાકું-ઉંચટનું નહિ એવું.:-કચ્ચા બાર, એમ કહેવાય છે.

**કચ્ચાઈ,** સ્ત્રી૦ કાચાપણું, કચાશ. ૨ અકુશળતા, પક્વાઈથી ઉલટું તે.

**કચ્ચાંબચ્ચાં,** ન૦ (બ. વ.) બચ્ચાંકચ્ચાં, નાનાં છૈયાં, જણ્યાં.

**કચ્ચું,** ન૦ કાચલીનું કઠણ સુંવાળા ટોટલાવાળું બી, કાચકું. વિ૦ [હિં.] કાચું, અપરિપક્વ, અનુભવ વગરનું.

**કચ્છ,** પું૦ [સં.] કમ્મરે પહેરેલા કપડાની પાટલીને નાભી આગળથી લઈ બે પગ વચ્ચે થઈ પાછળ ખોસવી તે, અથવા એ રીતે પહેરવાની રીત તે, એ પ્રમાણે કસવાનું જે વસ્ત્ર અથવા વસ્ત્રની પાટલી તે, કાછડી. કાછડો, કછોટો, કાછોટો, કાછો, લંગોટ. ૨ કિનારા અથવા સરહદ ઉપરનો નીચલો પ્રદેશ. સિંધ અને કાઠિઆવાડ વચ્ચે આવેલો એક નાનો પ્રાંત. ૩ કાચબો.

**કચ્છપ,** પું૦ [સં.] કાચબો. ૨ અર્ક કાઢવાનું એક યંત્ર. (કાચબા જેવી આકૃતિનું હોવાથી.)

**કચ્છપી,** સ્ત્રી૦ [સં.] કાચબી, કાચબાની માદા.

**કચ્છાવતાર,** પું૦ [સં.] ઇશ્વરના દશ અવતારોમાંનો એક અવતાર. (દેવ અને દાનવોએ મળીને જ્યારે સમુદ્ર વલોવ્યો ત્યારે રવૈ દંડ પીઠ ઉપર ધરવાને ભગવાને લીધેલો અવતાર.)

**કચ્છી,** વિ૦ કચ્છનું, કચ્છમાં રહેનાર અને કચ્છમાં બનેલું હોય એવું. ઉ૦ ઘોડા તો કચ્છી ભલા, પ્રેમ પમાડે ઉર. ક. દ. ડા.

**કચ્છો,** પું૦ [સં. कच्छ.] કાછડો મારવાનું કપડું, કચ્છ બીડવાનો કપડાનો કટકો, લંગોટ. ૨ કાછોટો, કાછડી.

**કછવું,** ક્રિ૦ સ૦ કછોટો મારવો-બીડવો, કાછડી વાળવી.

**કછોટી,** સ્ત્રી૦ [સં. कच्छ.] લંગોટી, કચ્છના કપડાની પટી-પાટલી. ૨ કચ્છમાં આવતો અવયવ, ઉપસ્થ અને તેને લગતું અંગરું.

**કછોટીબંધ,** વિ૦ કાછડી વાળનાર. (મોટે

ભાગે પુરુષો ધોતર પહેરી કાછડી વાળે છે સ્ત્રીઓ વાળતી નથી, તેથી કાછડી વાળનાર અર્થાત્ પુરુષ, એજ પ્રમાણે પુરુષો જનોઇ પહેરે છે અને સ્ત્રીઓ પહેરતી નથી, એટલે એકલા પુરુષો, સ્ત્રીઓ નહિ એવું બતાવવાને કછોટીબંધ, જનોઇબંધ એમ નોતરાં દેતાં કહેવાય છે.) ૨ કછોટી બાંધી રાખનાર, જેની કછોટી છુટી ન હોય એવું, બ્રહ્મચારી.

**કછોટો,** પુ૦ [ સ. कच्छ. ] કાછડો, કચ્છ. ૨ કચ્છમાં આવી જતો શરીરનો જે ભાગ તે.

**કછોરું,** ન૦ નઠારુ ખરાબ છોકરું, કુસંતાન. કહે૦ છોરું કછોરુ થાય પણ માબાપ કમાબાપ ન થાય=છોકર કદાપિ પોતાની ફરજ અને સ્નેહ તજી દે પણ માબાપ એવાં થતાં નથી.

**કંજલ,** સ્ત્રી૦ સોકટાંની રમતની એક રીત. ૨ કરામત, તદબીર, યુક્તિ. ( કાઠિ. )

**કજલી,** સ્ત્રી૦ [ સ. कज्जली. ] એકઠા કરેલા ગંધક પારાનું મિશ્રણ. ક્રિ૦ પ્ર૦ કજલી કરવી=ગંધક અને પારાને ઘૂંટીઘૂંટીને એકતાર કરી નાખવા. આ મિશ્રણ કાળુ થાય છે.

**કજલો,** પુ૦ એક જાતનું પંખી, કપિંજલ.

**કજળવું,** ક્રિ૦ અ૦ ઝાંખા–ઠંડા પડી જવું. ( દેવતાનું ) છારી–રાખથી ઢંકાવું, બળીને ઠરી જવું. ( કજળાઈ જવું વા કાજળવું પણ કહેવાય છે.) ૨ સોકટાં–બાજીની રમતમાં માચાના નક્કી કરેલા ઘરમાં પહેલવહેલું સોકટીઓનું જુગ બંધાવું.

**કજળાઇ-જવું,** ક્રિ૦ અ૦ બળીબળીને ઉપરઉપરની સપાટીના તેજનુ ઝાંખા પડી જવું, ભસ્માવશેષ થઇ જવુ, બળી રહીને ઠરી જવુ.

**કજા,** સ્ત્રી૦ [ અ. क़ज़ा. ] સર્જિત, આફત, હાણુ, માઠું. ઉ૦ પ્રજા કેરી કજા ભાળો, સજા થઇ માને સર્વ. વલ્લભ. ૨ મોત, મૃત્યુ.

**કજા,** સ્ત્રી૦ [ સ. कला. ] હીકમત, યુક્તિ, તદબીર, કળા.

**ક-જાત,** વિ૦ [ સ. कुजात. ] કુત્સિત જાતનું, નીચ કુળમનું, નઠારા–હીણા ગુણનું. ૨ નીચ, ખરાબ. ૩ અવિવેકી, ઉદ્ધત,

**કજારજા,** સ્ત્રી૦ [ ફા. ] રાજકર્દવક, હાણુઆફત. ૨૦ પ્ર૦ કજારજાએ=હાણુઆફતે, મરણ અથવા તેવીજ રાજકર્દવક આપત્તિ આવી પડે તે વખતે.:–કજારજાએ પાળવું.

**કજીઆ-ખોર,** વિ૦ [ અ. कज़ीय+फ़ा. खुर्दन, खोर. ] કજીઓ કર્યા કરવાનો જેનો સ્વભાવ હોય એવુ, ટંટાખોર, લડકણું, તકરારી, તોફાની. ૨ કલેશી, કંકાસીઉં.

**કજીઆ-દલાલ,** પું૦ કજીઓ કરનારાઓની વચ્ચે પડીને કામ કરનાર. ૨ કજીઓ–મુકરદમો–દાવો–લડનારા લોકોને કેમ દાવો લડવો તેની ગોઠવણ કરી આપીને દલાલી ખાવાનો ધધો કરનાર, મુકરદમો લડવાની ગોઠવણ કરી આપનાર.

**કજીઆ-દલાલ,** વિ૦ બે જણની વચ્ચે કજીઓ કરાવનાર કોઈ ત્રીજો, લઢાવી મારનાર.

**કજીઆ–રજીઆ,** પું૦ ( બ. વ. ) કલેશ કંકાસ, લઢાઇટંટો.:–આ બહુ કજીઆરજીઆ કર્યા કરે છે.

**કજીઓ,** પું૦ [ અ. क़ज़ीय. ] પરસ્પર વિરુદ્ધ મતવાળા બે પક્ષ વચ્ચેની તકરાર તે, રાઢ, મારામારી, લઢાઇ. ૨ કંકાસ, કલેશ. ૩ ઈનસાફ કરવાની બાબત. ક્રિ૦ પ્ર૦ ૧ કજીઓ કરવો=બોલાબોલ–તકરાર કરવી, લઢવું. ૨ કજીઓ માંડવો =દાવો કરવો. કહે૦ કજીઆનું મોં કાળું=કજીઆમાંથી નઠારું પરિણામજ આવે. ૨ કજીઓ વેચાતો લેવો=લઢાઇ વહોરવી. ૩ કજીઆ કંકાસથી ગોળાનું પાણી સૂકાય નાસે=કજીઆમાંથી બુરંજ થાય.

**ક-જોડ,** સ્ત્રી૦ બેમાંનું એક, કે જે રૂપ રંગ કદ (વય–સ્વભાવ) વગેરેમાં પહેલાના જેવું નહિ તે, જોડીનું નહિ એવું જે તે.

**ક-જોડ,** વિ૦ એકબીજાની સમાન નહિ એવું, રૂપમાં રંગમાં અને ઘાટ–કદમાં એકબીજાની જોડ જેવું ન હોય એવું, અસમ, નહિ સરખું.

**કજોડું,** ન૦ વય અને કદમાં નાનો વર અને મોટી વહુ અથવા એથી ઉલટું એવું જે સ્ત્રીપુરુષનું

જોડું તે, ઢીણવરું. ૨ બધીરીતે એકબીજાને મળતી ન હોય એવી બે વસ્તુઓનું જોડું તે.

**કજ્જલ**, ન૦ [ स. ] અગ્નિની જ્વાળા અથવા દીવાની જોત મારફતે નીકળતી કાળી રજ, કાજળ, મેંશ, મશી. ૨ અંજન.

**કજ્જલી**, જુઓ કજલી.

**કટ**, સ્ત્રી૦ [સ.] કમ્મર, કેડ, કટિ. ૨ ચટાઇ, ઘાસની સાદડી. ૩ મહેનત, મજુરી. ૪ એકસપી.:-છોકરાંએ કટ કરી=એકસપી તોડી. ૫ કકણુ, કડું.

**કટ**, અ૦ એવો અવાજ. ક્રિ૦ પ્ર૦ કટકટ થવું=કટકટ એવી જાતનો અવાજ નીકળ્યા કરવો. :-ઘડિઆળ કટકટ થાય છે.

**કટક**, ન૦ [ सं. ] લશ્કર, ફોજ, સૈન્ય. કટકદળ=મોટી ફોજ. ઉ૦ કોઇ કહે કટકદળ ઉલટર્યાં, કોઇ કહે આવ્યો રેવાજીનો સધ, ભલે ભલે. ગીત. ૨ ચઢાઇ, હુમલો. ૩ લશ્કરી છાવણી. ૪ કડુ, કકણ. ૫ કોટલું, ખોખું. કહે૦ ૧ કીડી ઉપર કટક=નાની નિર્જીવ વસ્તુ કે વાતમાં બહુ મોટું-ભારે કામ કરતાં આમ કહેવાય છે. ૨ કટકની હાંલ્રી કટકમાં ફોડવી=બહાર જે કર્યું હોય તે ત્યાંનું ત્યાં રહેવા દેવું-ઘેર લાવવું નહિ. ( જ્યાં જે કરતા હોઇએ તે ત્યાંજ રહેવા દેવું. )

**કટ-કટ**, સ્ત્રી૦ (કટ, અવાજ ઉપરથી અનુ૦) કટકટ કરવું તે, ટકટક, ટોકણી. ૨ કજીઓ, ટંટો. ક્રિ૦ પ્ર૦ કટકટ કરવી=ઠપકાના-ટોકવાના અર્થમાં બોલબોલ કરવુ, બડબડવુ, ટકટક કરવી.

**કટકટવું**, ક્રિ૦ અ૦ કટકટ એવો અવાજ થવો, ખડખડવું. ૨ જોરથી-કટકટ એવો અવાજ નીકળે એમ ચાલવુ. ઉ૦ ગડગડી નોબત ઘન ગરજે શું, કટકટ કરીને સેન ચાલ્યું રીઝે. પ્રેમાનંદ. ૩ કટકટ કર્યા કરવી=ટકટક કરવી.

**કટકટીઆપણું**, ન૦ કટકટ કરવાનો સ્વભાવ તે, કટકટ કરવાપણું, ટકટક કરવાની ટેવ-આદત હોવી તે.

**કટકટીઉં**, વિ૦ કટકટ કરનાર, ટકટકીઉં, તકરારી, કચકચીઉં, ખોતરણાં કાઢીને ટોકટોક કરે એવું.

**કટકણું**, વિ૦ કટ-દઇને ભાંગી જાય એવું, જલદી ભાંગી જાય એવુ, બટકણુ, બરડ.

**કટકીઉં**, વિ૦ બટકણુ, ભાંગી જાય એવુ, બરડ.

**કટકીઉં**, ન૦ છાપરી, ૨ માળ. (નર્મ.)

**કટકું**, ન૦ નાનો કકડો. ઉ૦ 'કટકું રોટલો દે મેરી મૈયા.'

**કટકો**, પુ૦ [સ. कट्=કકડો કરવો.] આખાનો એકાદ ભાગ તે, કકડો, કડકો, ખંડ, ભાગ. બહુજ થોડું-અતિઅલ્પ, જરાક, નામ માત્ર એવો અર્થ બતાવવામાં વપરાય છે.:-કટકો રોટલોય ના આપ્યો. ( આખો નહિ તો ખેર. ) કટકોય કાગળ ના લખ્યો. (લંબાણુ નહિ તો ખેર-બે અક્ષર.) ઉ૦ કઠણુ થયારે માધવ મથુરાં જઇ, કાગળ ન લખીએ કટકોરે. મીરાં.

**કટકોલ**, સ્ત્રી૦ પીચદાની.

**કટર**, સ્ત્રી૦ તાડ અથવા ખજુરાંના ઝાડને વચ્ચેથી ઉભુ વહેરી તેની અંદરનો પોચો ગર કાઢી નાખીને બનાવેલી હોડી.

**કટલું**, ન૦ [ स. कुटीर. ] કરાંઠી-ઘાસ કે છાજનું નાનુ ઝુંપડું. ૨ ઝુપડાનું-ઝાંપાનું કરાંઠી કે ખપરડાનું કમાડ, ઢાંકણુ. વિ૦ કેટલું. ( ગ્રા. )

**કટલું**, જુઓ કડલું.

**કટાકટ**, સ્ત્રી૦ હરિફાઈ, કસાકસ, દુશ્મનાઈ. ૨ તકરાર, લડાઈ, મારામાર.

**કટાકટી**, સ્ત્રી૦ ઘણીજ દુશ્મનાઈ, સજ્જડ. ૨ મારામારી, ઝપાઝપી. ૩ કસાકસી. ક્રિ૦ પ્ર૦ કટાકટી કરવી=સામસામે દ્વેષથી હરિફાઈ કરવી. તડને ફડ કરી દઈ ઝઘડો કરવો, ચઢાઉપણાથી બોલાબોલ કરવી.

**કટાક્ષ**, ન૦ [ स. ] પ્રેમ ભરી વાંકી નજરે જોવું તે, ભાવ કે સંકેત દર્શક છુપી સાન કરવી તે, નેનઅદા. ૨ કરડી નજર, કરડાગી કરવી તે.:-એ તો તમારી ઉપર કટાક્ષમાં બોલે છે. ( આંખની મારફતે પ્રેમની ગુસ્સાની કે સંકેતાદિકની ઇચ્છા દેખાડવી તે.)

**કટાટ**, વિ૦ તકરારી, કજીઆખોર. (સોરઠ.)

**કટાણું,** વિ૦ ધાતુના કાટને લીધે બેસ્વાદ થયેલું, કાટવાળું, કટાયેલું. ૨ કંટાળાભરેલું, ખિન્ન, ખાટું. ૩ ન૦ ક-વેળા. ક્રિ૦ પ્ર૦ માં કટાણું કરવું=નાપસંદગી દર્શાવવી, અરુચિ દેખાડવી. ઉ૦ મોઢું કટાણું કરીને મૃગનેણી ચાલી. ભા. ના.

**કટામણું,** વિ૦ કટાવાની અથવા કટાવવાની ખાસિઅતવાળું, વસ્તુને કાટ ચઢાવે એવું, ઝટ કાટ ઉત્પન્ન કરે એવું. ૨ કટાઇ જાય એવું, ખાટું. ૩ ખિન્ન, અપ્રસન્ન.

**કટાર,** સ્ત્રી૦ [સ. કટ્ટાર.] બે બાજુએ ધાર, છેડે અણી અને પકડવાની મજબુત અને સુંદર મુઠવાળું ભાલાના પાના જેવું નાનું હથિઆર, કટારી, સાંધો જમૈયો. ૨ લીટીઓની-લખાણની હારનો એક ભાગ, કૉલમ. (અં૦):-લોકોપયોગી લખાણો માટે અમારા પત્રની કટારો ખુલ્લી છે. ૩ કટાક્ષ.

**કટારડી,** સ્ત્રી૦ નાની કટાર. (કટારનું નાજુકતા-લઘુતાદર્શક રૂપ. આ શબ્દ કવિતામાં વપરાય છે.) નેન કટારડી=આંખનું ઘાયલ કરે એવું જોવું તે. ઉ૦ નવ આવે સમોવડ આંખને, કંઈ કટારડી સારી છે, તે તો હરિં હાણે તારી આંખ, મળવાને મારણ હારી છે. દયારામ.

**કટારી,** સ્ત્રી૦ કટાર. ૨ કટાક્ષ, રૂ૦ પ્ર૦ નેન કટારી=આંખરૂપી કટાર.

**કટાવ,** પું૦ એક જાતનો પદબંધ, રાગ. ૨ કટિબંધ.

**કટાવવું,** ક્રિ૦ પ્રે૦ કપાવવું, વઢાવવું. ઉ૦ નારી જાત કજાત, કૈંકનાં શીર કટાવે. શામળ. ૨ કાટે ચઢે એમ કરવું.

**કટાવું,** ક્રિ૦ અ૦ કાટ ચઢવો, કાટવાળું થવું. (ધાતુની ઉપર ક્ષાર, ખટાશ અથવા હવાથી કાટ આવવો તે.) ૨ કટાણું થવું. (ખાટા પદાર્થનું કાટને લીધે બેસ્વાદ થવું) ૩ ખિન્ન-નાખુશ -થવું. ૪ કપાવું, વઢાવું, છેદાવું.

**કટાસણું,** ન૦ [ સં. કટ=ઘાસની સાદડી+ આસન. ] ઘાસનું-દર્ભનું આસનીઉં.

**કટાહ,** પું૦ [સં.] કાચબાની પીઠના હાડકાનું કોટલું, અથવા તેના જેવા ઘુંમટદાર ઘાટનું જે કંઇ તે. ૨ સ્ત્રી૦ પેણું, તાવડી.

**કટિ,** (કટી.) સ્ત્રી૦ [સં.] થાપાની ઉપરનો અને પાંસળાંની નીચેનો શરીરનો વચલો ભાગ, કમ્મર, કેડ.

**કટિત્રાણ,** ન૦ [સં.] કમ્મરનું રક્ષણ થાય એવું જે કંઈ તે, કમરબંધ, કમરપટો.

**કટિબંધ,** પુ૦ [સં.] કમરપટો, કંદોરો. ૨ કટાવ. ૩ ગોળા ઉપરની મંડળાકાર રેખાઓની વચ્ચેનો જે ગોળ પટાદાર ભાગ તે.:-શીત કટિબંધ, ઉષ્ણ કટિબંધ. ( પૃથ્વીના ગોળા ઉપર ગોળ લીટીઓથી ગોળપટે પાડેલા જે ભાગો તે.)

**કટિમેખલા,** સ્ત્રી૦ [સં.] કમરપટો, કંદોરો. સ્ત્રીઓની કમ્મરનું ઘરેણું, રશના, કાંચી, સેર.

**કટિશૂળ,** ન૦ [સં.] કમ્મરનો વાનો સણકો એક જાતનો કમ્મરમાં થતો રોગ.

**કટિસૂત્ર,** ન૦ [સં.] કંદોરો, કમ્મરે બાંધવાનો દોરો.

**કટિસ્નાન,** ન૦ [સં.] કમ્મર અને તેની નીચેના ભાગનું જે સ્નાન-ધોવું તે, અર્ધસ્નાન, (શરીરના નીચલા ભાગે નાહવું તે.)

**કટુ,** વિ૦ [સં.] કડવાશવાળું, કડવા સ્વાદનું, કડવું. ૨ નહિ રુચે એવું, અપ્રિય, ખોટું લાગે એવું.:-કટુ વચન=કડવું વેણ. ૩ તીખું.:-કટુત્રય =સૂંઠ, મરી અને પીંપર.

**કટુક,** વિ૦ સહેજ કડવું, કંઈક કમ કડવાશવાળુ, કડવા જેવું. ૨ સહેજ તીખુ.

**કટુતા,** સ્ત્રી૦ [ સં. ] કડવાશ, કડવાટ. ૨ તિખાશ. ૩ ઝેર, ખાર, નઠારાપણું.

**કટુતાઇ,** સ્ત્રી૦ કડવાશ, કડવાપણું. ૨ ખાર.

**કટુપત્ર,** ન૦ [સં.] પિતપાપડો.

**કટુફળ,** ન૦ [સં.] કડવું ફળ, ઇંદરવાયણું. ૨ ઝેરી નાળિએર. ૩ કાચકું.

**કટેરો,** પું૦ કઠેડો, ગોખ, કોર, કિનાર.

**કટોરી,** સ્ત્રી૦ [ સં. કટોરા. ] પડઘીવાળી છીછરી વાડકી, પ્યાલી, જામ, ચલાણું. ૨ સોના રૂપાના કે ધાતુના પાતળા પતરાની બનાવેલી

તુએરની દાળના છોડા જેવી ટીકડી, ટીકી. ૩ સ્ત્રીઓના કાપડામાં કસબી લુગડાના કકડાથી બનાવેલો ઘાટ, ખોલ, તાલું.

**કટોરો**, પું૦ [ સ. कटोरा. ] પડઘીવાળું ને પહોળા મોંનું એક પાત્ર, વાડકો, પ્યાલો, જામ.

**કટ્ટી**, સ્ત્રી૦ મિત્રતા–સાથીપણું કાઢી–તોડી નાખવું તે, મિત્રભેદ, છુટી, સંબંધ ભંગ. ક્રિ૦ પ્ર૦ કટ્ટી કરવી=મિત્ર–સાથી સંબંધ કાઢી નાખવો, છુટા પડી જવું. ( કટ્ટા, એમ પણ બોલાય છે. આ શબ્દ નાનાં છોકરાંમાં વપરાય છે, ને તેઓ પોતાના ટોળામાંથી જેને બાતલ કરે છે તેની સાથે કટ્ટા–કે–કટ્ટી કરી, એમ કહે છે. )

**કટ્ટું**, વિ૦ ઘણુંજ આકરું, પક્કું, પૂરેપૂરું, કારી.:–કટ્ટો દુશ્મન. ૨ ખારીલું, સખત. ઉ૦ આ દેશના લોક × × દુશ્મન તરફ કટ્ટા હોય છે. પાંચમી. પા. ૬૪.

**કઠ**, સ્ત્રી૦ [ સ. कट=સાદડી. ] સાદડાં–બાવલાં અથવા કોઇ જાતની છોલની ગૂંથેલી ગુણ. ૨ ઉકળાટ, ઘામ, કઠારો.:–આજે કઠ વધારે છે એટલે વરસાદ થશે. ૩ અંદરથી ભારે લાગવું દુખવું અથવા કઠવું તે, આંતર પીડ. ૪ એક ઋષિ. ૫ એ નામનું ઉપનિષદ્.:–કઠોપનિષદ્.

**કઠણ**, વિ૦ (સં. कठिन.) ભાંગાય, કપાય કે ઝટ ભગાય નહિ એવું, સખત જમીન, લાકડું પત્થર વગેરે.) ખૂંચે એવું, નરમ–પોચું નહિ એવું. કઠણ પથારી. ૨ સમજાય–કરાય નહિ એવું, અઘરું. ગ્રંથ, કામ વગેરે. ૩ ઉપાય ચાલે નહિ એવું, મુશકેલ, અશક્ય.:–તે બચવો કઠણ છે. ૪ અસર થાય નહિ એવું, નિર્દય. કઠણ છાતીનું. ૫ દુઃખ લાગે એવું, કડવું:–કઠણ વચન. ૬ અણીનું, બારીક. કઠણ વખત. ૭ આકરું, કપરું:–કઠણ સાસરી. ૮ મજબુત, સંગીન. ક્રિ૦ પ્ર૦ ૧ કઠણ કરવું=અસર થાય નહિ એવું કરવું, સખત બનાવવું.:–મન–છાતી કઠણ કરીને રહેવાનું છે. ૨ કઠણ થવું=નિર્દય–નિઘૃણ થવું, કંઇ અસર રાખવી નહિ. ઉ૦ કઠણ થયા રે માધવ! મથુરાં જઇ. મીરાં. ૩૦ પ્ર૦ કઠણ–કાળ–દહાડા=દુઃખે કરીને કઢાય એવો વખત. કઠણ વેળા.

**કઠણાઇ**, સ્ત્રી૦ સખતાઇ. ૨ સગીનપણું. ૩ મુશકેલી. ૪ નિર્દયતા. ૫ આકરાપણું. ૬ મજબુતાઈ.

**કઠણાશ**, સ્ત્રી૦ કઠણપણું, કઠણાઇ.

**કઠરાઇ**, સ્ત્રી૦ [ સં. कठर=કઠણ. ] અકળામણ, મુંઝવણ, અમુંઝણ.

**કઠલો**, પું૦ જુદી જુદી ઘણીક જાતની વસ્તુઓનો સમુદાય, ઘરવાખરો.

**કઠવું**, ક્રિ૦ અ૦ [સં. कठ्=દુઃખમાં રહેવું.] અંદરથી દુઃખી થવું, બેચેની રહેવી, પેટમાંનો ભાર નડવો–અમુંઝણ થવી.:–એના પેટમાં ગર્ભ કઠે છે. ૨ ગરમી પડવી, ઘામ–ઉકળાટ, કઠારો લાગવો:–વરસાદ કઠે છે. ૩ કઠણ લાગવું, ખૂંચવું. :–જમીનપર સૂવું કઠે છે.

**કઠવો**, પું૦ તેલ ઘી વગેરે ભરવાનો માટીનો ઘડો, ગાડવો. વિ૦ ડંખે એવો, નડનાર (જોડો.)

**કઠામ**, ન૦ [ સં. कु+स्थान. ] ખરાબ સ્થાન, નહિ સારી જગા, અપવિત્ર–અસ્વચ્છ જગા, સારું ઠેકાણું નહિ તે, ઉ૦ ઠામકઠામ ગયો પડી, ક. દ. ડા. ૨ શરીરનો દેખાડાય નહિ એવો ભાગ, કઠેકાણું. કહે૦ કઠામ ગુમડું ને સસરો વૈદ.=સહેલો ને સાધ્ય ઉપાય હોય પણ તે કરાય નહિ એવી મુશકેલીના અર્થમાં આ કહેવત વપરાય છે.

**કઠારો**, પુ૦ [ સં. कठ्=દુખવું. ] અંદરથી અકળામણ આવવા જેવું દુઃખ થવું તે, કઠવું તે; અત્યંત ગરમી લાગવી તે, બફારો થવો તે, ઉકળાટ, ઘામ. :–કઠારો થાય એટલે જાણવું કે વરસાદ થશે.

**કઠિઆરણ**, સ્ત્રી૦ (કઠિયારેણ) [સ. काष्ठिक =લાકડાં કાપીને વેચનાર.] કઠિઆરાની સ્ત્રી. ૨ લાકડાં કાપીને વેચવાનો ધંધો કરનારી સ્ત્રી.

**કઠિઆરી**, સ્ત્રી૦ લાકડાં વેચવાનો ધંધો કરનારી સ્ત્રી. કઠિઆરાની સ્ત્રી. ૨ કઠિઆરાપણું, કઠિઆરાની વૃત્તિ.

**કઠિઆરો**, પું૦ [સં. काष्ठिक.] બાળવાનાં

લાકડાં કાપવા તથા વેચવાનો ધંધો કરનાર, કાડી વેચનારો, લાકડાં વેચનાર.

**કઠિન,** વિ૦ [સં.] કઠણ, સખત, મજબુત.

**કઠિનતા,** સ્ત્રી૦ [સં.] કઠણપણું, કાઠિન્ય, કઠણાશ.

**કઠીઓ,** પું૦ એક જાતનો જુનો સિક્કો.

**કઠેકાણું,** ન૦ ખરાબ જગા, કુસ્થાન, અયોગ્ય સ્થાન, ૨ ગુપ્ત સ્થાન, ઢાંકી રાખવા જેવો શરીરનો નાજુક-સુંવાળો ભાગ.

**કઠેડો,** પું૦ (કઠેરો) ઉંચી કિનાર ઉપરથી પડી ન જવાય તે માટે કરેલી આડ, કઠેરો, હૈયારખી, પાળ. ૨ ગોખ, ઝરૂખો. ૩ ખટારો.

**કઠેરો,** પું૦ કઠેડો, હૈયારખી, ઘોરો. ઉ૦ બની એઠકો ને કઠેરા અગાસી. ક. દ. ડા.

**કઠોડી,** સ્ત્રી૦ નાનું કઠોડું.

**કઠોડું,** ન૦ મસાલો ભરવાનું એક અથવા વધારે ખાનાંનું લાકડાનું ચોકઠું, લાકડાની ખાનાં અને ઢાંકણવાળી નાની પેટી.

**કઠોડો,** પું૦ વહાણનો પાછલો ભાગ. ૨ કઠેરો, ગોખ.

**કઠોદર,** ન૦ [સં. कष्ठ+उदर.] એક જાતનો પેટનો રોગ, પેટનો કઠતી ગાંઠનો એક રોગ. (જળોદર જેવો એક ઉદરરોગ.)

**કઠોર,** વિ૦ [સં.] બહુજ કઠણ હોય એવું, ઘણું સખત, કડક; જરાય અસર ન થાય એવું, નિર્દય. ૨ કર્કશ, કડવું લાગે એવું. :-કઠોર ભાષણ.

**કઠોરતા,** સ્ત્રી૦ કઠોરપણું, કઠિનતા (મનની) નિર્દયતા.

**કઠોરપણું,** ન૦ કઠોરતા.

**કઠોરાઈ,** સ્ત્રી૦ કઠોરતા.

**કઠોળ,** ન૦ જેની બે ફાડ થતી હોય એવું અનાજ, દ્વિદલ ધાન્ય, જેની દાળ થાય છે તે જાતનો દાણો. (મગ, મઠ, તુએર, ચણા, વાલ વગેરે.)

**કડ,** સ્ત્રી૦ કમ્મર, કેડ. ૨ એકવાર ખાડેલી ડાંગર, કરડ. (કેડ) ૩ ગણીને અપાતી વસ્તુઉપર મે કડે ભૂલચૂક બદલ જે વધારો અપાય છે તે.

**કડ,** અ૦ એવો એક અવાજ. ક્રિ૦ પ્ર૦ કડકડ થવું=કડકડવું.

**કડક,** વિ૦ [સં. कडु.] આકરું, ગરમ, તાતું, સખત. કડકડ થાય એવું. ૨ કઠણ, બરડ, બટકણું. (વસ્તુ) ૩ કાચું, અપરિપક્વ. (ભાત કડક છે) ૪ કોરું, ખાલી, નિર્ધન. (કડકઅંગાળી.) ભૂખ્યું, ઉપવાસી.

**કડક,** સ્ત્રી૦ કાનનું ઘરેણું, કડી, વાળી. ૨ તખતી (લાકડાની બારીની.)

**કડકડ,** અ૦ (અનુ૦)એવો અવાજ. ૨ કટકટ, કડકડાટ, સડસડાટ. :-નાનો છોકરો કાગળ તો કેવો કડકડ વાંચી ગયો. ક્રિ૦ પ્ર૦ કડકડ થવું=કડકડવું.

**કડકડતું,** વિ૦ (કકડતું) કડકડ એવો અવાજ થાય એમ ઘણુંજ તપી ગયેલું, ઉકળતું, તાતું, અત્યંત ગરમ. (તેલ ઘી વગેરે) ૨ ખડખડતું, ઇસ્ત્રીવાળું (અંગરખું) ૩ આકરું, ધ્રૂજાવે એવું, સખત. (કડકડતી ટાઢ.)

**કડકડવું,** ક્રિ૦ અ૦ (કકડવું) કડકડ એવો અવાજ થવો, (અત્યંત ગરમ થવાથી, ધ્રૂજારાથી અને ટાઢ વગેરેની અસરથી.) ઉકળવું, અત્યંત ગરમ થવું. ૨ ધ્રૂજવું, હાલવું. ૩ ખડખડવું. ૪ સંકોચાઇ જવું.

**કડકડાટ,** પું૦ (કકડાટ) કડકડવું તે, કડકડ એવો અવાજ.

**કડકડાટ,** અ૦ વગર આચકે, અટકયા વગર, સપાટાબંધ, એક સરખી રીતે. :-તેણે કડકડાટ વાંચ્યું. નર્મ. સડસડાટ, સપાટાબંધ. ઉ૦ કડકડાટ કોટી જોધ ચાલ્યા. પ્રેમાનંદ.

**કડકડાટી,** સ્ત્રી૦ કડકડ એમ થઈ રહેવું તે, કડકડાટની કળેલી.

**કડકડાવવું,** ક્રિ૦ સ૦ કડકડ એવો અવાજ થાય એમ કરવું, ઉકાળવું, ખૂબ ઉનું કરવું. ૨ ધ્રૂજાવવું, ખડખડાવવું, પીસવું, કચરડવું. :-દાંત કડકડાવવા.

**કડકડિત,** વિ૦ તાતું, અતિ ગરમ, કડક. ૨ સપાટાબંધ ઇસ્ત્રી કરેલું.

**કડકડીને,** અ૦ ઘણાજ જોસમાં, ધસારાબંધ, સપાટાબંધ. ૨ કડકડ થઇને.

**કડકણું**, વિ૰ કરડકણુ, કરડે એવું, કરડવાની આદત પડેલી હોય એવુ.

**કડક-બગાળી**, વિ૰ ભપકામાં રહેનાર-પણ ખાલી ખીસાનું, ખાલી દમામ-ભપકાવાળું, કોરકું, ધનહીન, આડંબરી.

**કડકા**, પુ૰ (બ. વ.) પાણી ઉકળતાં કડકડ થઇને જોસના જે ઉછાળા આવે છે તે, કાકડા.

**કડકી**, સ્ત્રી૰ નાનો કડકો, કરચ, રેખ.

**કડકીઉં**, ન૰ પુરુષને કાને પહેરવાનો મોતી-નો મોટો વાળો. કડકીઆં=આખા કાનની આગળ પાછળ આવી રહે અને આગલી તરફ મોતી રહે એવી મોટી વાળી.

**કડકો**, પુ૰ આખી વસ્તુમાથી જુદો પડેલો એકાદ ભાગ, ખડ, કકડો, તૂકડો. ૨ બચકું, કવલ, કોળીઓ. કહે૰ કડકે કડકે બિસ્મિલ્લા=છોકરે છોકરે અધરણી. વિ૰ ખાલી ભપકાવાળો, કોરકો. રૂ૦ પ્ર૰ કડકો કોર=કડકો અને ભુકો, ગોર. થોડુંઘણું, સહેજસાજ.

**કડકોચલી**, સ્ત્રી૰ ચામડીનું વળીઉં, કર-ચોલી, કરચલી.

**કડખા**, સ્ત્રી૰ એક રાગિણી.

**કડચ**, સ્ત્રી૰ કરચ, કડકી, કકડી.

**કડચલી**, સ્ત્રી૰ કરચલી, કરચોલી, વળીઉં.

**કડચલો**, પુ૰ દરીઆમાં-પાણીમાં થતુ ઘણા પગવાળુ કાચબાના જેવું એક નાનું પ્રાણી.

**કડછી**, સ્ત્રી૰ [સ. कवी.] પ્રવાહી ખોરાકને હલાવવાનું અને પીરસવાનું નાની વાડકી જેવા ચાડાનું ને લાંબા હાથાનું એક વાસણ, નાનો કડછો.

**કડછો**, પુ૰ [दे. कच्छ-कडुच्छओ.] મોટી કડછી.

**કડ-ડડ**, અ૰ ઝાડ-ઘર વગેરેના પડવાથી થતો કડ-ડડ એવો અવાજ, કડકડ એમ થવું તે. (અનુ૰) ૨ ઉપરાઉપરી ગર્જનાઓ થવી તે.

**કડણ**, સ્ત્રી૰ કઢણ, ખડકની કોર. ૨ ટેવ, આદત. ૩ પાણીના કોસની લાકડા-લોઢાની ગોળ કાબી.

**કડ-તલ**, સ્ત્રી૰ કરતાલ. ૨ કુથલી.

**કડદો**, પુ૰ [स. कट+दाय=ભાગ.] ભાગ કાઢવો-ઓછુ કરવુ તે, ઘટાડો, કાટલ, ઘટ આપવી તે. ક્રિ૦ પ્ર૰ કડદો આપવો=ઘટાડો આપવો, ઓછુ કાપીને આપવુ. કડદો ઉતારવો =મેલ કાઢી નાખવો. (કાઠિ.) કડદો કરવો= કાટલ કાઢવું. ૩ ભેળ.

**કડપ**, પુ૰ (કરપ) [अ. करव्=દાબ.] કરબ, હાક; વજન, ભારબોજ.

**કડપલું**, ન૰ કઠોળ કે કપાસના કરસણ-કરાંઠી વગેરેના છોડને કાપી કાપીને ખેતરમાં થોડે થોડે છેટે ઢગલા કરવા તે. ૨ ચોંટેલાં ભાત-ખીચડીની કપોટી, પોપડો, દાઝ.

**કડબ**, ન૰ [दे. कडप्पो.] જાર બાજરીના સુકા સાંઠા, ઢોરનો ચારો, સુકું ઘાસ. (-સુકા રાડાના પુળા.) ૨ કરપ, હાક.

**કડલી**, સ્ત્રી૰ નાના છોકરાંના હાથનું પા-તળુ ને ગોળ ઘરેણુ, કલ્લી.

**કડવાટ**, પુ૰ [सं. कटु+वृत्ति.] કડવો સ્વાદ તે, કડવાપણું, કડવાશ, કટુતા. ૨ મનની જે અ-પ્રિય લાગણી તે, દ્વેષ, ખાર, અંટસ.

**કડવાટવું**, ના૰ ધા૰ કડવાટવાળુ કરવું, કડવુ થાય એમ કરવું, કડવું ઓસડ આપવું. ઉ૰ બાળકને તો કડવાટતાં રહેવું. નર્મ.

**કડવાશ**, સ્ત્રી૰ (કડવાસ) કંઇક કડવો સ્વાદ તે, કડવાપણુ, કટુતા.

**કડવી**, સ્ત્રી૰ એક જાતની કડવી વેલ, ગળો. ૨ ખાદી.

**કડવું**, ન૰ [स. कट.] એકજ રાગના કાવ્યની કેટલીક કડીઓનો સમુચ્ચય, કવિતાનું એક નાનું પ્રકરણ.

**કડવું**, વિ૰ [स कटु.] કરિઆતાના અથવા એળીઆના જેવા સ્વાદનું, કટુ સ્વાદવાળું. ૨ પસદ પડે નહિ એવુ, અપ્રિય. રૂ૦ પ્ર૰ કડવું ઝેર=અત્યંત કડવું. કડવી જીભ=અપ્રિય વાણી બોલવાની ટેવ તે, મુખની-જીભની મિઠાશ નહિ તે. કડવું ઓસડ=હિતકર પરંતુ કડવું-અપ્રિય લાગે એવું જે તે. કડવી આંખ=ખારીલી-

દ્વેષ ભરી નજર. કહે૦ કડવાનાં કડવાં ને મીઠાનાં મીઠાં=નઠારામાંથી નઠારું અને સારામાંથી સારું થાય એમ. કડવે લીમડે કડવો વાસ=વસ્તુ જેવી હોય તેવીજ તેની અસર. કડવું ઓસડ મા પાય=જેને હૈડે હિત હોય તેજ દુઃખ લગાડે. કડવા ઝાડને બહુ ફળ=નઠારી વસ્તુનો વિસ્તાર બહુ. કડવા લીમડાની મીઠી છાય=પ્રિયજનનું વચન અપ્રિય હોય તોપણ તેની અસર તો સારીજ. ઉ૦ "કડવા હોયે લીમડા મીઠી જેની છાય, બંધુ હોય અબોલડા તોય પોતાની બાંય."

કડવુ', ક્રિ૦ જુઓ કરડવું.

કડવો, જુઓ કરડવો-કૈડવો.

કડસલો, પું૦ મોટી ભીંતને લગતી નાની ભીંત ચણીને બનાવેલું ભંડારીઉં, પડભીંતીઉં.

કડા, સ્ત્રી૦ (પું૦)એક જાતની ડાંગર:-કડાના ચોખા. જુઓ કડો.

કડાઈ, સ્ત્રી૦ [ સં. कटाह. ] શેકવા તળવાના કામનું એક તરેહનું રસોઈનું વાસણ, પેણી, તાવડી. ( કડા અને કઢાઈ એમ પણ બોલાય છે.) ક્રિ૦ પ્ર૦ કડાઈ ચઢાવવી=સારું મિષ્ટ ભોજન બનાવવું:-શોકમાં તો ચુલે કડાઈ ચઢાવાયજ નહિ, સારું ભોજન બનાવાયજ નહિ.

કડાક, અ૦ ( કડ અથવા કટ, ઉપરથી. ) એવો એક અવાજ. ૨ ઉપરાઉપરી-એવો અવાજ થાય તેમ. ઉ૦ કડાક કડાક કડાકા થાશે. પ્રેમાનંદ.

કડાકડ, અ૦ કડકડ એમ ઉપરાઉપરી અવાજ થતા હોય તેમ. ૨ સ્ત્રી૦ સામસામે કડકડ થાય એમ કરવું-થવું તે, મારામાર, લડાલડ, કડાકડી.

કડાકડી, સ્ત્રી૦ સામસામે કડાકડ થતી હોય એવી જે હાલત તે, સામસામી, ધડાધડી, પડાપડી, ધમાધમી, લડાલડી. ૨ સરસાસરસી, હરિફાઈ, દુશ્મનાઈ. ૩ નકોરડો ઉપવાસ, લાંઘણ. રૂ૦ પ્ર૦ કડાકડીનો વખત=અણીનો વખત.

કડાકુટ, સ્ત્રી૦ બહુ માથાફોડ કરવી પડે એવું કામ તે, બહુ માથાફોડની મહેનત તે, ( નાની મોટી ઘણી મહેનતનું કામ, તેમજ નાનાં મોટાં ઘણાં કામવાળી મહેનત. ) આયાસ, પીડા, પંચાતી.

કડાકુટીઉં, વિ૦ કડાકુટ કરવી પડે એવું, કડાકુટવાળું. (કામ.) કડાકુટ કરાવે એવું, માથાફોડીઉં (માણસ.)

કડાકુટો, પું૦ કડાકુટ થાય એવું જે તે, કડાકુટ. માથાફોડ.

કડાકો, પું૦ [ સં. कड्=ભાગવું. અનુ૦ ] કડ-એવો અવાજ થવો તે, એકાએક મોટો અવાજ થવો તે. ( નાનો અને ધીરો આંગળીનો, અને મોટો તથા ભારે વરસાદનો કડાકો.) ક્રિ૦ પ્ર૦ કડાકા ફોડવા=અંગને અથવા આંગળાંને મરોડી-વાળીને 'કટ' એવો અવાજ થાય એમ કરવું. ( એથી અકડાઇ અને થાક ઉતરે છે. ) કડાકા થવા=જોરથી ગર્જનાઓ થવી, મોટા અવાજ થવા. જરાય ખાધું પીધું ન હોય એવી જે હાલત તે, લાંઘણ, લાંઘો, ઉપવાસ. ૧ કડાકા કરવા=લાંઘણો કરવી. ૨ કડાકા થવા=ઉપવાસ પડવા. (ખાવાનું નહિ મળવાથી.) કહે૦ જંગલમાં મંગળ અને વસ્તીમાં કડાકા=જ્યાં જેમ ન થવું જોઇએ ત્યાં તેમ થવું તે.

કડાઝુડ, અ૦ [સં. कट=અતિશય+युध्=લઢવું] ખૂબ બાઝેલું હોય તેમ, બાટાચૂર, લાગટ. વિ૦ સેળભેળ થઈ ગયું હોય એમ બાઝેલું, સખત, તુમુલ, ધમપોકાર.

કડાબીડ, અ૦ અડાબીડ, ધમપોકારે, જોસમાં; સપાટાબંધ. સજ્જડ, મજબુત.

કડાબીન, સ્ત્રી૦ [ અં. Carbine. ] ઘોડેસવારની નાની અને ટુંકી બંદુક.

કડાયું, ન૦ [ સં. कटाह. ] કઢવાનું-ઉકાળવાનું વાસણ, પેણો, કઢાઈ.

કડાર, વિ૦ [ સં. ] માંજરું. ૨ અહંકારી, અભિમાની.

કડાસન, ન૦ [ સં. कट+आसन. ] દર્ભની સળીઓથી બનાવેલું બેસણું, દર્ભનું આસનીઉં, ઘાસની ચટાઈ.

કડી, સ્ત્રી૦ [ સં. कटक=કડું. ] ધાતુના સળીઆનો ગોળ અથવા વાંકો વાળેલો આકાર, નાનું કડું. ૨ અંકોડી, આંકડી, સાંકળ, ૩ બેડી,

જંજીર, હેડ. ૪ કવિતાનું પદ, ચરણ, ટૂક. ૫ આવલી, ઓળ, પંક્તિ, હાર. રૂ૦ પ્ર૦ ૧ કડીતોડ =કડી તોડી નાખે એવું મજબુત, અંકોડાબંધ. ૨ કડીબંધ=યથાનુક્રમ હોય એવું, એક પછી એક કડીઓને અનુક્રમે ગોઠવાએલું હોય એવું.

**કડી-અણુ,** સ્ત્રી૦ (કડિયેણુ) કડીઆની સ્ત્રી, કડીઆને નામે ઓળખાતી નાત-જાતની સ્ત્રી.

**કડીઆ-કામ,** ન૦ કડીઆએ કરવા જેવું-ચણવાનું છોવાનું વગેરે જે કામ તે. ક્રિ૦ પ્ર૦ કડીઆકામે જવું=કડીઆનું કામ કરવા અથવા કડીઆ સાથે તેને લગતી મજુરીનું કામ કરવા જવું.

**કડીઆ-કોટ,** પું૦ મોઇદંડાની રમતનો એક પ્રકાર.

**કડીઓ,** પું૦ [ દે. कड्डओ. ] ઇંટ માટી અને છોથી ચણવાનું અને છોવા વગેરેનું કામ કરનારો માણસ. ૨ ચણવા ને છોવાનું કામ કરનારા માણસોનો એક વર્ગ-નાત, અને તેનો માણસ, 'કડીઆ'ને નામે ઓળખાતી નાતનો માણસ. કહે૦ કડીઆની જાત ઉંદર જેવી ખણીખણીને કાઢે.

**કડુ,** ન૦ [ સં. कटुकी. ] ઇંદરજવના ઝાડની સુકી ડાંખળીઓ, એક જાતની કડવી વનસ્પતિ-ઔષધ. ૨ વિ૦ કડવું.

**કડુચું,** વિ૦ [ સં. कटुक. ] સહેજ કડવું, વા-કડવું. ૨ કસાણું, બેસ્વાદ, દાઝવાથી અથવા ધૂણી લાગવાથી બગડેલા સ્વાદનું.

**કડુખલો,** પું૦ [ સ. कट+खल=બાજુ. ] નાની સાંકડી અને બાજુની જગા, ખુણો, કોલો.

**કડું,** ન૦ [ સં. कटक. ] ધાતુના સળીઆને અથવા તેવીજ બીજી કોઇ વસ્તુને ગોળ વાળીને બનાવેલો વર્તુલ આકાર, મોટી કડી. :-હીંચકાનાં-કુંડીનાં કડાં. ૨ હાથને કાંડે ને કોણી ઉપર ઘરેણા તરીકે પહેરવાનો સોના વા રૂપાનો ગોળ ઘાટ, વલય, કંકણ.

**કડે,** અ૦ [ સં. कट. ] પાસે, કને, જોડે.

**કડેડાટ,** અ૦ કડકડાટ, વગર અટકવે, બેધડક. :-આ છોકરો કેવો કડેડાટ જવાબ આપે છે.

**કડેધડે,** અ૦ ધમધોકારે, ખૂબ સારી રીતે, ધીકતી રીતે, ખબરદારી સાથે. :-એ તો કડેધડે પોતાનું કામ ચલાવે છે.

**કડો,** પું૦ [ સં. कुटज. ] ડુંગરી ભાગમાં થતું એક ઝાડ, ઇંદરજવનું ઝાડ, મોટી સાદડી.

**કડોળ,** વિ૦ બેડોળ, બદસુરત, ખરાબ ડોળનું, ઘાટ વગરનું, કદરૂપું.

**કડોકરૂ,** પું૦ દેવતા પાડવાનું ચકમક અને મુંજની રસીવાળું એક ઓજાર.

**કઢણ,** સ્ત્રી૦ [ સં. कट. ] ઉભા ઢોળાવવાળા ખડકની ધાર, પર્વતમાંની પથરની ઉભીને સીધી કોરણ. ૨ [ સં. कठिन. ] ચઢવાને અત્યંત કઠણ પડે એવો ઉભો અને સીધો ઢોળાવ. ૩ ચામડાના કોસનું લાકડાનું ચક્ર. ૪ અંકોડી, છેડે અંકોડો હોય એવી લાકડી, વાંસી. ( સુરત જીલ્લો.) ૫ ન૦ ( કઢવું=ઉકાળવું. ) કઢતી દાળમાંથી કાઢી લીધેલા પાણીમાં મસાલો નાખીને બનાવેલું પેય-પીણું, દાળનું (કઢેલું) પાણી. ૬ વિ૦ કઢાપો કરવાનો જેનો સ્વભાવ હોય એવું (માણસ.)

**કઢવું,** ક્રિ૦ સ૦ [ સં. क्वथ्. ] ખૂબ ઉકાળવું, ઉકળી ઉકળીને ગાઢું થાય એમ કરવું. :-દૂધ કઢવું-કઢેલું દૂધ. કઢિએલ=કઢેલું. ૨ કઢાપો કરવો =ગુસ્સાથી લોહીને તપાવી નાખવું.

**કઢંગ,** પું૦ કુચાલ, ગેરવર્તણુંક.

**કઢંગું,** વિ૦ ઢંગ વગરનું, વિલક્ષણ. ૨ આડું-અવળું, કોઇપણ રીતે નિયમસર નહિ એવું, તરેહવાર; બેડોળ, બદસુરત.

**કઢા,** સ્ત્રી૦ કઢાઇ, મોટો પેણો.

**કઢાઈ,** સ્ત્રી૦ [ સં. कटाह. ] ગોળ છાછર પણ સહેજ ઉંડું તળવા-રાંધવાનું વાસણ, પેણી, તાવડી. ક્રિ૦ પ્ર૦ કઢાઇ ચઢાવવી=મોજમજાનું ભોજન કરવું. હિંદુ કુટુંબોમાં જ્યારે શોક હોય ત્યારે એમ કહેવાય છે કે-કઢાઇ ચઢાવાય એવું નથી.

**કઢાપો,** પું૦ ગુસ્સો આણી લોહી તપાવવું તે, મનસ્તાપ, શોક, દીલગીરી, કલેશ. ૨ ધામ, બફારો, ઉત્તાપો. ૩ કઢી. ( કઢવું તે. )

**કદામ,** ન૦ ઘોડા અને બળદ પલોટવાનું વગર પૈડાંનું જમીનને ઘસરડાતું તણાય એવું

લાકડાનું ત્રિકાણાકાર ચાકઠું.

કઢાયું, ન૦ મોટી કઢાઈ, પેણો, તાવડો.

કઢારું, ન૦ કોઢીઉં, ઢોર બાંધવાનું નાનું ઘર.

કઢારો, પું૦ ભાવ ઠરાવીને નહિ પરંતુ ઉચક વસ્તુ લેવીદેવી તે, ઉધડ ઇજારો.

કઢાવવું, ક્રિ૦ પ્રે૦ ઉકાળે એમ કરાવવું, ઉકળાવવું. ૨ કઢાપો કરાવવો, ચીડવવું, સંતાપવું. ૩ કાઢે, એમ કરાવવું, કાઢવા લાગવું, ખેંચાવવું. ૪ રજા અપાવવી, કાઢી મુકાવવું. :–ચાકરને ઘરમાંથી કઢાવ્યો ત્યારે જંપ્યા.

કઢાળ, વિ૦ ખરાબ–વિષમ ઢાળવાળું, જેનો ઢાળ બરોબર ઉતર્યો ન હોય એવું. :-કઢાળ છાપરું એટલે પાણી શી રીતે જાય.

કઢી, સ્ત્રી૦ [ સં. क्वथ्–क्वथिका. ] બાજરી કે ચણાનો થોડો લોટ અને મસાલો ભેળવી કઢેલી છાશ, સુકા–કોરા અને ઘટ ખોરાકની સાથે લેવાનું પેય.

કઢેલું, ન૦ જુઓ કલેડું.

કઢો, પું૦ કઢાપો, કલેશ. ૨ ક્વાથ, ઉકાળો.

કણ, પું૦ [ સં. कण. ] અનાજ, દાણો, ધાન્ય, બી. ૨ કરચ, કકડી, રજ, પરમાણુ. ૩ ટપકું, ટીપું. ૪ આંટણ, ખૂંચ, વળ, સળ. ઉ૦ ભુજ પાશે ભીડતાં કંકણ કણ ગડીઆરે. દયારામ. ૫ કાંગરો, શિખર. ૬ ભાત, તરેહ. ૭ બ્રાહ્મણ–અભ્યાગતને જે ભિક્ષાન્ન આપવું તે. કહે૦ કણનું મણ=થોડામાંથી ઘણું મળવું તે. કીડીને કણ અને હાથીને મણ=જેને જેટલું જોઈએ તેને તેટલું મળવું તે.

કણક, સ્ત્રી૦ [ સં. कणिक. ] બ્રાહ્મણ અને ભિખારીને જે અન્ન અપાય છે તે; ભિક્ષા તરીકે આપવાનું–આપેલું અન્ન. ક્રિ૦ પ્ર૦ કણક કરાવવી=ભિખારીને અન્ન આપવું, ભિક્ષા આપવી. ૨ કણક કાઢવી=ભિખારીને આપવાનું અન્ન જુદું કાઢવું, ભિખારીનો ભાગ કાઢવો. ૨ પાણી અથવા પ્રવાહીમાં બાંધેલો લોટ, કણેક. કણક ટૂંપવી=આટાને પાણી અથવા પ્રવાહીમાં બાંધી ખૂબ કણસવો, ગૂંદવો, લોટ કેળવવો. કહે૦ કણક અને કણબી કસપર્યાં ગુણ દે=આ બેને ગૂંદવાથી ફાયદો થાય છે. ૨ કણકમાં પાણી પડયું તે પડયું=થયું તે થયું, નહિ થયું થવાનું નહિજ. ( હિંદુ લગ્ન સંબંધે આ કહેવત કહેવાય છે, કારણ કે, તે થયા પછી કદી રદ થઈ શકતાં નથી. ) ૩ અનાજ; ભિક્ષાન્ન, પંચરાઉ અન્ન, ઘઉં, બાજરી અને બીજાં જે અનાજમાં ભેળ હોય એવું અનાજ. :–કણકના રોટલા ખાધા હોય તે ઘઉંની રોટલીમાં શું સમજે ?

કણકણ, સ્ત્રી૦ [સં. कण्=રોવું.] કણકણવું તે, કણકણાટ. (અ૦ અનુ૦)એવો થતો અવાજ. દુઃખ અથવા અસંતોષને લીધે ગળામાંથી જે અસ્પષ્ટ બોલવા અથવા રોવા જેવો અવાજ નીકળે છે તે.

કણકણવું, ક્રિ૦ અ૦ [ સં. कण्. ] દુઃખ અથવા અસંતોષને લીધે ગળામાંથી અસ્પષ્ટ વાણી–રુદન–જેવો અવાજ કાઢવો, ગણગણવું, બબડવું, ઝીણું ઝીણું રોવું, દુઃખ અથવા અસંતોષ બતાવવો.

કણકણા, સ્ત્રી૦ (પું૦) ભય, શોક, અને રોગની વિક્રિયાથી રોમાંચ સાથે શરીરનું ઝણઝણવું તે, કંપારીઓ આવવી તે, ધ્રૂજારી, કમકમાટી. ૨ કંટાળો.

કણકણાટ, પું૦ કણકણવું તે, કણકણ એવો અવાજ. ૨ કંટાળો, કમકમાટ, કંપારો, ધ્રૂજારો.

કણકણાવવું, ક્રિ૦પ્રે૦ કણકણે એમ કરાવવું, સતવવું.

કણકણી, સ્ત્રી૦ કંપારી, ધ્રૂજારી. ૨ કંટાળાની લાગણી.

કણકણો, પું૦ શરીરમાં થએલી રોગ, શોક, ભય વગેરેની વિક્રિયાનો ઝણઝણાટ, ધ્રૂજારો, કંપ, થરથરાટ. :–ટાઢીઆ તાવનો કણકણો.

કણકી, સ્ત્રી૦ ડાંગર ખાંડતાં ભાંગી ગએલા ચોખાનો જે ભુકો તે, ચોખાનો ભંગાર, ચોખાની ભાગેલી કકડીઓ. ક્રિ૦ પ્ર૦ કણકી તડબડાવવી=કણકીની ઘેંશ–ભરડકું કરવું.

કણઝ, સ્ત્રી૦ મળોત્સર્ગને માટે આંતરડાંને જોર આવવું તે, કરાંઝ, ઉએેલો.

**કણઝી,** સ્ત્રી૦ [ सं. करज. ] એક જાતનું ઝાડ. આને લંબગોળ પાન અને બદામના આકારનાં 'કણઝાં નામનાં તેલી બીઆં થાય છે. આ ઝાડ સારું ઘટાદાર થાય છે.

**કણઝીઉં,** ન૦ કણઝીનાં બીઆંનું તેલ. આ તેલ કડવું હોય છે. તે દીવે બાળવાના અને દવાના કામમાં આવ છે. કીડ–જીવાત મારવામાં તે બહુ ઉપયોગી થઈ પડે છે.

**કણદાર,** વિ૦ દાણાદાર, કાંગરીવાળું.

**કણદીઓ,** પું૦ સ્ત્રીઓને હાથે પહેરવાનું કાંગરી કાંગરીવાળું એક જાતનું ઘરેણું.

**કણપીઠ,** સ્ત્રી૦ (ન૦) જે ઠેકાણે અનાજ વેચાતું હોય તે જગા, દાણાબજાર.

**કણબણ,** સ્ત્રી૦ (કણબેણ) કણબીની સ્ત્રી. ૨ કણબીને નામે ઓળખાતી નાતની સ્ત્રી.

**કણબી,** પું૦ [ सं. कलम ઉપરથી कलमी= ચોખાવાળો. અથવા कुटुंबिन्=કુટુંબવાળો. ] કણ–દાણાનો બી તરીકે ઉપયોગ કરનાર માણસ, ખેતી કરનાર માણસ, ખેડુત. ૨ ખેતી કરનારા માણસોની એક નાત, પાટીદાર. ૩ તાબેદાર, વસાવેલો, સેવક, નોકર, ગુલામ, જેમ કહે તેમ કરે એવો વૃત્તિવશ માણસ. :–અમે કંઈ તમારા કણબી નથી. ખેતી કરનાર આ વર્ગ બહુ મોટો છે અને ચાર વર્ણ પ્રમાણે તેઓ શૂદ્ર નહિ પણ વૈશ્ય વર્ણના છે. ખેતી અને પશુપાલન એ તેમનો મુખ્ય ધંધો છે. કહે૦ કણબીની મત ફૂલે ને ભણે ભણેને ભૂલે. ૨ કણબી કાર્તકે ડહાપો. ૩ કણબીનું મોં કહેવાડે ચીરેલું. ૪ "કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહિ; પણ ખાટલે મોટી ખોડ કે ઉંહુનું ઓસડ નહિ." ૫ કણબીનો કુઓ, એક મુઓ ને બીજો ઉભો. ૬ કણબી બગડ્યા કેડવે ને મણિધર બગડ્યા પેડવે. (કણબીના ત્રણ ભાગ છે. ૧ લેઉઆ, ૨ કેડવા (કડવા) અને ૩ આંજણા.)

**કણમણવું,** ક્રિ૦ અ૦ નાખુશ થવું, કણ્ કણવું, બડબડવું, અસંતોષ બતાવવો.

**કણમણાટ,** પું૦ કણકણાટ, બડબડાટ, નાખુશી, અસંતોષ.

**કણવટ,** ન૦ [ सं. कण+वृत्ति–તેનું અન્ન. ] ભિક્ષાનું પંચરાઉ અન્ન, માગીને આણેલું જુદી જુદી જાતનું સેળભેળ થઈ ગએલું અનાજ, કણુક, ઉંછવૃત્તિએ એકઠું કરેલું અન્ન, કણુક, કણુકી.

**કણવટીઉં,** ન૦ કણેકણે કરીને એકઠું કરેલું અન્ન, કણવટ.

**કણવતીઉં,** વિ૦ કણવૃત્તિથી–ઉંછવૃત્તિએ જીવનાર, માગીખાનાર, ભિક્ષુક, (બ્રાહ્મણ.) ઉ૦ જુઓ તમાસા તાતજી! મારા સમ ચાઓ મતીઆ, એ કૃપ, દ્રોણ અને અશ્વત્થામા, શું વઢશે કણવતીઆ. પ્રેમાનંદ.

**કણવીર,** ન૦ [ सं. कर्णिकार. ] કરેણ,એક જાતનું ફૂલઝાડ.

**કણવું,** ક્રિ૦ અ૦ [ सं. कण्=અવ્યક્ત અવાજ કરવો. ] દુઃખના જોરને લીધે ઉંઉં થવું, ગળામાંથી અવ્યક્ત અવાજ નીકળવો. ઉ૦ કીકાએ કાલ આખી રાત કણ્યા કીધું. નર્મ. ૨ દાણેદાણે વીણવું, ચૂણવું, ચુંટવું, ઉપાડી લેવું. ક્રિ૦ સ૦ વીણી ખાવું. :–આ પરવડી ઉપર ઘણાં પંખીઓ દાણા કણે છે.

**કણસ,** ન૦ [ सं. कणिश. ] અનાજના સાંઠા અથવા ઘાસ ઉપરનો કણ ભરેલો ડોડો, ડુંડું, કણસલું, જેમાં કણ ભરાય છે તે–અનાજના છોડનો એક ભાગ.

**કણસલું,** ન૦ અનાજનું ડુંડું, જારીઉં, ઉંબી, બાજરીઉં વગેરે, ઉ૦ × × જાર કણસલે જોય, ઉંબીમાં તો ઉપજે ઘઉં ડાંગર જવ હોય. ક. દ. ડા.

**કણસાઈ,** પું૦ [ सं. कण+मदन. ] કણ–કળીદાર ચણાના લાડુનો એક પ્રકાર, બુંદી–કળીના લાડુ, મોતીચૂર. ચણાના લોટને ઝારામાંથી પડે એવો ઢીલો રાખી ટપકાવી તળી કાઢેલી આખી બુંદીનો ચાસણી નાંખીને વાળેલો લાડુ.

**કણુસ,** ન૦ [ सं. कणिश. ] કણસલું, અનાજનું ડુંડું.

**કણ્ઝા,** પું૦ (કણ્ઝનું બ. વ.) ચાપોલીઆં.

સાપનાં નાનાં નાનાં બચ્ચાં. ૨ એકાડા, મૈણુકા, ગાંઠા. :-કરોડના કણા.

**કણાદ**, પું૦ [સ.] વૈશેષિક ન્યાય બનાવનાર એક મોટા ઋષિ. ૨ સોની, હેમકૂટ.

**કણાયતું**, વિ૦ [ સં. कण+आयत. ] મહેનતાણામાં કણ–અનાજ લેનાર, કામના બદલામાં જેને પેટીઉ મળતું હોય તે.

**કણિક**, પું૦ [ સ. ] કણસું, ઠુંડું, કણસલું. ૨ ઝીણો દાણો. ૩ કણક. ૪ ભિક્ષુક.

**કણિકા**, સ્ત્રી૦ [ સ. ] છેક ઝીણો કણ, અણુ, બારીક કરચ, ઝીણામાં ઝીણો દાણો. ૨ આંટણુ.

**કણી**, સ્ત્રી૦ [ સં. ] બહુજ બારીક કણ, રેખ, ઝીણી કકડી–કરચ. :–હીરાકણી. ૨ તેલ ઘીમાં કંઈ તળ્યા પછી તળીએ જે ઝીણી ભુકી પડી રહે છે તે, રવી. ૩ કાંટા વાગવાથી અથવા ઘસારો લાગવાથી ચામડી કઠણ થઇ તેમાં જે ગરગોલી બાઝે છે તે, આંટણુ, કપાસી.

**કણીઉં**, વિ૦ કણચણનારું, કણભોજી. ૨ કણવાળું, કાંકરીવાળું, જેમાં ઝીણી રજ હોય એવું. ( અનાજ. ) ૩ ન૦ ગાદલું, ગોદડું.

**કણીઓ**, પું૦ કણ–દાણા વેચવાનો ધધો કરનારો માણસ, ફડીઓ. કહે૦ ૧ કણીઆના શાપથી કંઈ વરસાદ અટકે ? ૨ કણીઓ સદાય રણીઓ, ક્વચિતજ કાંકણીઓ. ( કાંકણીઓ= કડાંવાળો અર્થાત્ ધનાઢય. )

**કણુ**, ન૦ નાનો કણ, અણુ, ઝીણી રેખ. ૨ આંટણુ.

**કણેક**, સ્ત્રી૦ જુએ કણક. ૨ ભિખારીને જે અન્ન અપાય છે તે. ક્રિ૦ પ્ર૦ કણેક–કરાવવી=ભિક્ષા આપવી.

**કણેતું**, ન૦ કણાયતું, અન્નવેતન. ૨ પેટીઉ.

**કણેર**, પું૦ [ સ. कर्णिकार. ] કરેણો, એક જાતનું ફૂલઝાડ.

**કણો**, પું૦ [સ. फण ] થોડા દિવસનું જન્મેલું વેંત દાઢ વેંત લાંબુ અને પાતળું સાપોલીઉં, સાપનું બચ્ચું, નાનો સાપ. ૨ ફેંટો, મોળીઉં. માથે બાંધવાનું. )

**કણોઝી**, સ્ત્રી૦ (ન૦) કાંદાનાં–ડુંગળીનાં બી.

**કણોતું**, જુએ કણેતું.

**કત**, સ્ત્રી૦ [ અ. कत्त. ] કલમને જે ત્રાંસો કાપ મુકાય છે તે, કલમનો કાપ. :–કતમારવી.નર્મ.

**કતક**, ન૦ [ સં. ] એક જાતનું ઝાડ અને તેનું ફળ, નિર્મળી. એમ કહેવાય છે કે, કતકનો ભુકો પાણીમાં નાખતાંજ કચરો વગેરે તળીએ બેસી જઈ તે ચોખ્ખું થઈ જાય છે. પાણી સ્વચ્છ થતું હોવાથી આને નિર્મળી અથવા જળપ્રસાદન પણ કહે છે.

**કતકું**, ન૦ ખલબત્તાના આકારનો પણ તેનાથી સહેજ લાંબો લાકડાનો જાડો કકડો, ડંગોરો, ધોયકણું, ઠુંકું બુધું. ઉ૦ શિવજી જાવા સજ થયા, સાથે નંદી ભંગી, વિભૂતિ, ગોળા, કુંડી, કતકાં, સામાન લીધાં સંગી. હરગોવન.

**કતરણી**, સ્ત્રી૦ [ સં. कर्तनी. ] ધાતુનાં પતરાં કાપવાની મોટી કાતર.

**કતરછોડ**, વિ૦ વળગ્યું છૂટે નહિ એવું, સમજાવ્યું સમજે નહિ અને પોતાના મંતવ્યને જ વળગી રહે એવું, હઠીલું, જીદ્દી. ૨ કંટાળો આપે એવું.

**કતરવેધીઉં**, વિ૦ વગીઉ, પોતાનાંને પહેલું અને સારું તથા બીજાને પછી અને રહ્યું સહ્યું આપનાર.

**કતબા**, પું૦ [અ.] લવાદનામું, પંચાતનામું.

**કતરાતું**, વિ૦ કાતરતું જતું, ક્તરાય એમ આડું જતું હોય એવું, તિર્યક્. :–ઉ૦ ઝેલમની જમણી બાજુ વર્ષોવર્ષ કતરાતી રહેવાથી આખું શહેર નાશ પામ્યું.

**કતરાવું**, ક્રિ૦ અ૦ [સં. कर्त.] કોઈ કાતરતું હોય એમ થવું, કપાવું, કપાઈને જુદું પડવું. ૨ આડું જવું, રોષથી વિરુદ્ધ ચાલવું.

**કતરાંશ**, પું૦ વિરુદ્ધતા, વાંકાપણું, આડા જવું તે.

**કતલ**, સ્ત્રી૦ [અ. कत्ल.] સારાસાર વિચાર કર્યા વગર નિર્દય રીતે કાપી નાખવું તે, કાપાકાપી, ખુનરેજી, મોટા પ્રાણીવધ, સંહાર કરવો તે,

નિહનન. ૩૦ પ્ર૦ કતલની રાત=કટાકટીનો અથવા અત્યંત કામની ધમાલનો વખત, મહા દુઃખની ઘડી. ૨ કતલે-આમ=રૈયતને કતલ કરવી તે, પ્રજાનો અપરાધ જોયા જાણ્યા કે તપાસ્યા વગર તરવાર ચલાવવી તે.

**કતલની-રાત,** સ્ત્રી૦ ( પદ. ) તાબુત કાઢવાની આગલી રાત, કે જે રાતે તૈયાર કરેલાં તાબુતને ફેરવતાં ફેરવતા શોક કરવામાં આવે છે. અલીના હસન ને હુસેન નામે બે દીકરાઓ કતલ થઇ ગયા હતા, તેમની વરસીની રાત.

**કતાર,** સ્ત્રી૦ [अ. क़िताल.] કતલ, કાપાકાપી. ૨ [अ. क़िताऱ्.] જોડાજોડ-ચાલુ ને ચાલુ હોવુ તે, પરંપરા, ઓળ, પંક્તિ, હાર :-હારકતાર.

**કંતાળ,** વિ૦ [ स. कुन्+ताल. ] બેતાલ, તાળની બરોબર રાહે ન હોય તેવું. -૨ સ્ત્રી૦ ગડારોળ, કલેશ, અફસોસ. ઉ૦ પ્રાણ ગયા પછી પળ ન રખાયે, ફોગટ કરે કતાળ. મનોહરસ્વામી.

**કતોદય,** પુ૦ [ स. कृत+उदय. ] કરેલા કર્મના ફળનો ઉદય, કિસમત, નસીબ.

**કતોદીઓ,** પું૦ લુટારો. ( ઝાલાવાડમાં વપરાય છે. )

**કત્તા,** સ્ત્રી૦ [ स. कपर्दिका. प्रा कंत्ता. ] ઠીકરાનો ઘસીને કરેલો ગોળ કકડો, કુકો.

**કત્તો,** પુ૦ [अ. क़तअ.] જાડા અક્ષર આવે એવા કાપની કલમ, કિત્તો.

**કથક,** વિ૦ [स.] કથા કહેનાર, પુરાણી, વાત કહેનાર. ૨ જાહેર ભાષણ કરનાર. ૩ હાવભાવ કરી દેખાડીને નાચનાર અને ગાનાર, ગાનતાન કરનાર, નાટકી. ૪ ન૦ કહેવત, કહાણી.

**કથણી,** સ્ત્રી૦ [स. कथ्=કહેવું.] કથા કહેવાની-વાત કરવાની-જે પદ્ધતિ કે ઢાટી તે, કહેણી, કથની.

**કથન,** ન૦ [स.] કથા કે વાત કહેવી-કથવી તે. ૨ કહેવું,બોલ,વચન. ઉ૦ કથન ન ધરતો કાન. પ્રા. કા. ૩ વિવેચન, નિરૂપણ, વ્યાખ્યાન. ૪ કહેણી, કહેવત.

**કથનાવળી,** સ્ત્રી૦ [ सं. कथन+आवली. ] કથનોની જે માળા તે, કહેવત સંગ્રહ. ૨ કહાણી કિસ્સાની વાર્તાઓનો સંગ્રહ.

**કથની,** સ્ત્રી૦ [ स. कथ्.] કથવુ તે, બોલવું તે, કથા કહેવી તે. ઉ૦ સ્યામ સેવીએ રે, ગોવિંદ ગાઇએ રે, કોરી કથનીએ શુ થાય. દયારામ. ૨ કથા વાર્તા વગેરે કહેવાની ઢાટી. ૩ કુથલી, નિંદા.

**કથનીય,** વિ૦ [स.] કથવા-કહેવાને યોગ્ય, કહેવા જેવું.

**કથનાર,** વિ૦ કહેનાર, કથા કે વાત કહી જણાવનાર.

**કથરોટ,** સ્ત્રી૦ [स. काष्ठिका]લાકડાનુ અથવા ધાતુનું ઉંચા કાનાવાળું ગોળ અને છાજરું વાસણ, મોટા થાળો, ઉંચા કાનાનું ટાટ. કહે૦ મન ચંગા તો કથરોટમાં ગંગા=મન જો શુદ્ધ હોય તો પછી ઘરનું પાણીએ ગંગાજળ જેવું જાણવુ.

**કથવું,** ક્રિ૦ સં૦ [ स. कथ्=કહેવુ. ] કહેવું, કથા કે વાત કહેવી, વદવું, ભાષણ કરવુ. ઉ૦ 'કથ્યું કથે તે શાનો કવિ.' વળી.-ગણપતિ ગુણ વર્ણીને કયુ છું, વર્ણન હું અતિશે પવિત્રકારી. પ્રેમાનંદ. ૨ વિવેચન કરવું, ટીકા કરવી.

**કુ-થળવું,** ક્રિ૦ સ૦ [ स. कु+स्था=ઉભા રહેવુ.] ફરીને સુધરે નહિ-ઠેકાણે આવે નહિ, એવી રીત વસ્તુનુ બગડવુ, ગુંધાઈ જવું,ખરાબ થઈ જવું. .-પ્રકૃતિ કથળી. કામ કથળ્યું, વગેરે. ૨ સ્થાનભ્રષ્ટ થવુ, ઉતરી જવું. ( સાંધાના હાડકાનું. )

**કથા,** સ્ત્રી૦ [ स. ] ઇશ્વરના અવતાર સબંધી, પ્રાચીન રાજવરો સંબધી અને ગુણ-તથા ચારિત્ર્યનાં દૃષ્ટાંતોવાળી જે હકીકત ને,વાર્તા, વાત, કહાણી. ઉ૦ કથા સુણી સુણી ફૂટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન. અખો. ઐતિહાસિક અથવા કલ્પિત વૃત્તાંત, વર્ણન, બયાન, વિવેચન, હકીકત, બીના, હેવાલ કહે૦ ૧ કથાઓ તો વૃથા ને ગીતા એ તો ઉતા=વાર્તાઓથી કંઇ મોક્ષ મળે નહિ, એ તો જ્ઞાનથીજ મોક્ષ મળે. ૨ કથા ત્યાં વાર્તા=ઇશ્વરના ગુણાનુવાદ સાથે વાર્તા પણ જોઇએ.

**કથાનક,** ન૦ [ સં. ] મોટી કથામાંનું એકાદ આખ્યાન, કથાનો ભાગ. ૨ નાની-ટુંકી વાર્તા, આડકથા-ખ્યાત, કહાણી, કિસ્સો.

**કુ-થાનક,** ન૦ [ સં. કુ+સ્થાનક. ] પોતાનું-અથવા પોતાને યોગ્ય નહિ એવું જે સ્થાન તે, કઠામ, નહિ લાયક જગા:-કુ-થાનક પડેલા રત્નની કીમત ક્યાંથી થાય?

**કથા-નાયક,** પુ૦ [ સં. ] કથા, ચરિત્ર, કે વાર્તાનું જે મુખ્ય પાત્ર હોય તે, કથાનો મુખ્ય અને આગળ પડતો પુરુષ,જેને લઇને કથાનો મોટો ભાગ રોકાએલો હોય તે પાત્ર. :- રામાયણનો કથાનાયક તે રામ.

**કથાનુસંધાન,** ન૦ [ સં. ] કથાનો પ્રવાહ તૂટી ન જાય એવો જે તેનો ચાલુ સંબંધ તે, કથા કે વાર્તાનાં જુદાં જુદાં અંગને છૂટાં નહિ પડી જવા દેતાં તેમનો જે પરસ્પર એકસરખો સંબંધ રાખવો તે, વાર્તાઓનું એક બીજી સાથેનું જોડાણ, ૨ મોટી કથા-વાર્તામાંની દૃષ્ટાંતની જે આડકથા તે.

**કથા-પીઠ,** ન૦ [ સં. ] કથાનો જે પહેલો પ્રસ્તાવ-આમુખ તે, અવતરણિકા, પ્રસ્તાવના.

**કથા-પ્રબંધ,** પુ૦ [ સં. ] કથા-વાર્તાનું જે બંધારણ-સવિધાન તે, કથાની રચના.

**કથા-પ્રસંગ,** પું૦ [ સં. ] કથા-વાર્તાને માટે પ્રાપ્ત થએલો અનુકૂળ યોગ-સમય તે, દૃષ્ટાંત તરીકે કથા કહેવાને મળેલો જે તાલ-અવસર તે.

**કથા-ભટ,** પું૦ [સં.] કથાવૃત્તિવાળો બ્રાહ્મણ, પુરાણી, વ્યાસ. ગાગર બજાવીને પ્રાકૃત-લોકભાષામાં કથા કરનાર, કથા એજ જેની આજીવિકા હોય એવો બ્રાહ્મણ.

**કથા-મુખ,** ન૦ [ સં. ] કથાની શરૂઆતનું જે પ્રસ્તાવના રૂપ લખાણ તે, કથાની શરૂઆતનું વાર્તાનું ભાન કરાવનારું લખાણ, અવતરણિકા, ઉપોદ્‌ઘાત, પૂર્વપીઠિકા, પ્રસ્તાવ.

**કથામૃત,** [સં. કથા+અમૃત.] કથાની આનંદદાયક લહેજત-રસ તે, કથા રૂપી અમૃત, વાર્તારસ.

**કથાયોગ,** પું૦ [ સં. ] કથાને માટે પ્રાપ્ત થએલો સંધિ, કથાનો જે પ્રસંગ તે.

**કથારંભ,** પું૦ [ સં. ] કથાની શરૂઆત, કથાનું ચાલુ થવું તે, કથામંડાણ.

**કથા-શરીર,** ન૦ [ સં. ] કથાની જે બનાવટ-રચના તે, કથાગોળ, કથાનો મુખ્ય-અગત્યનો ભાગ તે.

**કથાળવું,** ક્રિ૦ સ૦ કથળે એમ કરવું, બગાડવું, ખરાબ કરવું, ચૂંથી નાખવું.

**કથાંતર,** ન૦ [સં.] મૂળ કથાથી અંતર પાડી દેવું-મુખ્ય વાર્તા મૂકીને વેગળા જતું રહેવું તે, આડ-દૃષ્ટાંતની કથાઓથી લંબાવી મુખ્ય કથા વીસરાઈ જાય એમ કરવું તે. ૨ કહેવાનું હોય તે નહિ ને ન કહેવાનું હોય તે કહેવું તે.

**કથિત,** વિ૦ [સં.] કહેલું, ભાખેલું, વર્ણવેલું.

**કથિત-પાઠ,** પું૦ [સં.] વસ્તુ પ્રત્યક્ષ રાખી મોઢેથી તેને લગતી હકીકતનો દાખલા દલીલો સાથે બોધ કરવાની જે શિક્ષણ પદ્ધતિ તે. (Object lesson) વાચનદ્વારા નહિ પણ વસ્તુ દેખાડી મોઢેથી શિક્ષણ આપવું તે.

**કથીર,** ન૦ [ મ. कथील. ] કલાઈ અને સીસાના ભેળસેળવાળી એક જાતની હલકી ધાતુ. તુચ્છ વસ્તુ, હલકી ચીજ. (આ ધાતુ બહુ ઉતરતા પ્રકારની ઝટ પીગળી જાય ને કાળી પડી જાય એવી હલકી કીમતની હોય છે. સોનું જેમ ધાતુઓમાં ઉંચામાં ઉંચું ગણાય છે, તેમ કથીર ધાતુઓમાં હલકામાં હલકી ધાતુ ગણાય છે. ) ઉ૦ 'સોનું જાણી સંગ કર્યો, પણ કરમે નીકળ્યું કથીર' ૨ [ સં. कुत्सित. ] વિ૦ હલકું, નઠારું, માલવગરનું, તુચ્છ.

**કથીરી,** સ્ત્રી૦ પશુઓના વાળમાં પડતું એક જાતનું સ્વેદજ જીવડું. ( જૂ વગેરેના વર્ગનું.) નાનો કથીરો.

**કથીરો,** પું૦ મોટી કથીરી તે, આ જીવડું એરંડીના બી જેવું થાય છે અને ઢોરના વાળમાં તથા કાન આગળ જોવામાં આવે છે.

**કથેલું,** વિ૦ કહેલું, કથિત.

**કથોલ**, જુઓ કથોલું.

**કુન્થોલું**, વિ૦ [ सं. कुत्स्थल. ] કુસ્થળ ઉપરનું, અગવડ ભરેલું, કમોખું, યુક્ત સ્થાન ઉપરનું નહિ એવું, લાગ વગરનું.

**કથ્ય**, વિ૦ [ सं. ] કથવાને યોગ્ય, કહેવા જેવું.

**કદ**, ન૦ [ अ. क़द्=કૂદ. ] લંબાઈ, પહોળાઈ, ઉંચાઈ અને જાડાઈ વગેરેથી જે ઘેરાવ બનતો હોય તે, આકારમાન, વિશાળતા, વિસ્તાર. જગાનું રોકાણ કરનારું જે સ્વરૂપ–આકૃતિ તે. ૨ ઉંચાઈ, ઉન્નતપણું. ૩ મોટાઈ, માન, ભારબોજ, વજન, માપ. ૪ કોર વગરનો ટુકડો, સાદું રેશમી પોત. :–સુરતમાં કદ બહુ સારાં થાય છે–મળે છે. ક્રિ૦=પ્ર૦ કદ ખસી જવું=મોટાઇમાં ન્યૂનતા આવવી. ૨ કદ ઘટી જવું=વજનમાં ઓછપ આવવી, મહત્તા જતી રહેવી. ૩ કદ ઓછું થવું= વજન–માન–ઘટવું.

**કદખલાઈ**, સ્ત્રી૦ લુચ્ચાઈ, બખીલાઈ, શઠતા.

**કદખલીઉં**, વિ૦ લુચ્ચું, ધૂર્ત, બખીલ, શઠ.

**કદખોળ**, સ્ત્રી૦ બદખોઈ, ગીબત, નિંદા. ૨ વિ૦ નિંદક.

**કદડો**, પું૦ કંદોરો, કમ્મરનો સુતર કે રેશમનો દોરો.

**કદન**, ન૦ [सं.] કતલ, હિંસા, નાશ, વધ. ઉ૦ મદન કદન તારું, શંભુથી જે થયું છે, વદન નવ વદે કો, કષ્ટ જાણે ગયું છે. પ્રેમાનંદ. ૨ પાપ.

**કદમ**, ન૦ [ अ. क़दम. ] બે પગલાંની વચમાંનું જે અંતર તે, પગલું, ડગ. ૨ પગલું ભરવાની–ચાલવાની જે રીત–લઢણ તે, ચાલ, હીંડણ. ક્રિ૦ પ્ર૦ કદમ-વા=પગલાને અંતરે, આસરે અઢી ફૂટને છેટે. ૩ કદંબ. ઉ૦ મારો વહાલો ચઢ્યો કદમને ડાળ, કે વાયે વાંસલડી. ગ્ર૦ કા. (અશિક્ષિત લોકસમાજમાં 'કદમ' બોલાય છે.)

**કદમ-નિવાજ**, વિ૦ [ अ. क़दम. फ़ा. निवाज. ] મહેરબાન, કૃપાળુ. (જેને પગલે પગલે કૃપા ને દયા રહેલી હોય એવું.)

**કદમ-બાજ**, વિ૦ મોટાં અને લાંબાં પગલાંવાળું, ઉતાવળે હીંડનાર.

**કદમ-બોસ**, વિ૦ [ अ. क़दम. फ़ा. बोसीदन=ચુંબન કરવું. ] પગને ચુંબન કરનાર, ખેસી, માનીતો સેવક.

**કદમ-બોસી**, સ્ત્રી૦ [ फ़ा. ] મોટા માણસને માન આપતાં તેને પગે ચુંબન કરવું તે, પાદચુંબન. ( રાજા, બાપ, ગુરુ અને વડીલ વગેરે મોટાં માણસને માન આપતાં તેમના પગને ચુંબન કરવું, એ બહુ મોટા માનની અને વહાલની નિશાની ગણાય છે, )

**કદમી**, વિ૦ [फ़ा.] આગલા જમાનાનું, અસલી, પ્રાચીન, જુનું. ૨ પારસીઓમાંના બે વિભાગોમાંનો એક.:–એક કદમી અને બીજો શહેનશાહી. ગરીબો જે પહેલા આવ્યા તે કદમી કહેવાયા અને રાજવંશીઓ જે પછી આવ્યા, તે શહેનશાહી કહેવાયા, એમ કહેવાય છે.

**કદર**, સ્ત્રી૦ [अ. क़दर.] ગુણ રસ ખૂબી અને કામ વગેરે કેવાં થાય છે તે સમજીને કીંમત કરવી તે, બૂજ, પિછાન, તુલના. ૨ દયા, દિલસોઝી. ક્રિ૦ પ્ર૦ કદર કરવી=લાયકાત જોઇ બદલો આપવો, યોગ્યતાનો સ્વીકાર કરવો. કદર જાણવી અને કદર બૂજવી, પણ એજ અર્થમાં વપરાય છે.

**કદરજ**, વિ૦ [सं. कदर्य.] કંજુસ, કૃપણ. ઉ૦ સહજે દુર્લભ જ્ઞાન કદરજને મળ્યું, ગોપી સહજ પ્રેમ, મન હરિમાં ગળ્યું. દયારામ.

**કદરદાન**, વિ૦ [अ. क़दर. फ़ा. दानिस्तन =જાણવું.] બૂજ જાણે એવું, કામની પિછાન કરે એવું, ખૂબી સમજનાર. ૨ કામની કીંમત કરી તેના પ્રમાણમાં બદલો આપે એવું, ગુણજ્ઞ.

**કદરવું**, ક્રિ૦ અ૦ કદર કરવી. ૨ મુઝાવું, હેરાવું.

**કદરી**, વિ૦ [ सं. कदर्य. ] કંજુસ, કૃપણ, બખીલ.

**કદરૂપું**, વિ૦ [ सं. कु ને ઠેકાણે વપરાતો कद्=ખરાબ એવું દેખાડનારો અવ્યય + रूप.] નહિ રૂપાળું, વરવું, બદસુરત.

**કુ-દવા**, સ્ત્રી૦ [फा. दुआ.] અંત:કરણથી બુરું ઇચ્છવું તે, શાપ, હાય. (ગ્રા૦)

**કદવાન**, વિ૦ મોટી-ભવ્ય આકૃતિવાળું, સ્થૂલ, ઉંચુ જાડું અને દેખાવે દમામદાર હોય એવું, (માણસ.)

**કદશના**, સ્ત્રી૦ [ स. कद्+अशना. ] કોઇ શું કરે છે અને શુ નહિ? તે સબધી કઇ ધ્યાન જ રાખવું-આપવું નહિ તે, ચટ, દરકાર, કાળજી. :-હું તો એની કદશનાજ કરતો નથી. (ગ્રા૦)

**કુ-દહાડો**, પુ૦ કમોસમ, જે ઋતુમાં જેમ હોવું જોઇએ તેમ ન હોતાં બીજી ઋતુના જેવુ હોય તે, કવખત. કહે૦ કુ-દહાડે કંકોડાં=જે ન હોવુ જોઇએ તે હોવાનું કોઇ જણાવે-અથવા નજરે પડે ત્યારે વિસ્મયથી આ કહેવત કહેવાય છે. ૨ દુ:ખનો સમય, સંકટનો-હાડમારીનો વખત, દુ:ખે કરીને પસાર કરી શકાય એવો કાળ.

**કદળી**, સ્ત્રી૦ [स. कदली.] પોચી અને ભરપૂર પાણીવાળી જમીનમાં થતો એક જાતનો રોપો, કેળ, જેને કેળાં થાય છે તે. કેળ એકજ વાર ફળે છે. એને બી નથી હોતું પણ તેના મૂળમાંથી બીજા ફણગા ફૂટી નીકળી નવા છોડ-રોપા ઉત્પન્ન થાય છે. ફળ્યા પછી તે એની મેળેજ સુકાઈ જાય છે અને તેની આસપાસ જે નવા પીલા ફૂટેલા હોય તે વધીને બીજી કેળો થાય છે. આનાં પાન લાંબાં અને પહોળાં થાય છે. લીલાં હોય ત્યારે તે જમવાની પતરાળી તરીકે વપરાય છે. એના રેસાનાં દોરડાં વગેરે થાય છે. કેળો ઘણી જાતની થાય છે.

**કદળી-નાળ**, પુ૦ કેળના થડની અંદરનો જે સુવાળો અને નાજુક દાડાકાર તે, કેળની અંદરનો થડ રૂપી ગેરો.

**કદળી-પુષ્પ**, ન૦ કેળનું રાતા કાળા રંગનું કમળના ડોડા જેવું ફૂલ. ( મુંબઈ-દક્ષ્ખણમાં આનું શાક કરે છે. )

**કદળીવન**, ન૦ કેળોનુ વન-વાડી, જ્યાં ઘણી કેળો હોય તે જગા.

**કદળી-સ્તંભ**, પું૦ [ स. कदली+स्तंभ. ] કેળનો થાંભલો, કેળનું થડ. (ઉત્સવ અને શુભ અવસરમાં આખીને આખી કેળો રોપી મંડપ કરવાનો રિવાજ છે. આ નાના મંડપમાં થડ થાંભલા રૂપ અને પાંદડાં ઉપરના ઢાંકણ-છાપરા રૂપ બને છે. લિલાશને લીધે તે બહુ રમણીય લાગે છે. )

**કદંબ**, ન૦ [स.] એક જાતનું મોટુ ફૂલ-ઝાડ. એમ કહેવાય છે કે-ચોમાસાની શરૂઆતમા મેઘગર્જન થતાંજ એના ફૂલની કળીઓ ફૂટે છે. સંસ્કૃત સાહિત્યમાં કદંબના પુષ્પનાં ઘણાં વર્ણનોછે.

**કદા**, અ૦ [स.] ક્યારે, કયી વખતે, કોઇ વાર, કોઈ સમયે, કદાચ, કદાચિત્. ઉ૦ વળી સહેજ વાતમાં શાપ દે, ને કલંક વાત કહે કદા. શામળ.

**કદાગરો**, પું૦ અટસ, અદાવત, વેર. ૨ કજીઓ.

**કદાચ**, અ૦ [ स. कदाचित. ] કોઇકવાર કદાપિ, વખતે. :-કદાચ હુંએ ભૂલતો હોઉં.

**કદાચિત** , અ૦ [स.] કોઈ વખતે, કદાચ, કદાપિ. ૨ જો, એમ બને-હોય તો.

**કદાચિદપિ**, અ૦ [सं.] કદી પણ-કોઇ વાર પણ, વખતેજ, આકસ્મિક રીતે.

**કદાપિ**, અ૦ [स.] કોઇ વાર, કદાચ, વખતે.

**કદાવર**, વિ૦ [अ. कद्. फा. आवर्दन.] ઉંચા જાડા અને ભવ્ય દેખાવવાળું, જાજરમાન, પ્રૌઢ, મોટું.

**કદી**, અ૦ [ स. कदापि. ] કોઇ દહાડો, કોઇકવાર. :-તમે વળી કદી આવો ત્યારે મળજો. ૨ કોઇ દિવસ પણ, (નહિ):-હું ત્યાં કદી ગયો નથી.

**કદીક**, અ૦ કોઇકવારજ, કવચિત્, જવલ્લે.

**કદીમદી**, અ૦ કોઇકોઇ વાર, ( હમેશ નહિ ) કવચિત્.

**કદીમ**, વિ૦[अ.] જુના જમાનાનું, પુરાણુ, અસલી, પુરાતન.

**કુ-દૃષ્ટિ**, સ્ત્રી૦ [ सं. कु-दृष्टि. ] ખરાબ-સ્વાર્થવાળી નજર, બદનજર. ( સ્ત્રી ધન વગેરે તરફ સ્વાર્થ વા ભોગ બુદ્ધિએ જોવું તે.) ૨ ગેર-મહેરબાની, અવકૃપા.

કદુ, ન૦ ડુકો, ગોળ, જાડો ને મજબુત લાકડાનો કકડો, (લસોટવા-ખાંડવા, ઘૂંટવાના કામનો) બત્તો, ઉપરવટણો. ૨ ખુસલું, પાયો, નાનું ધોયકણું. ૩ [फा. कदु.] કહોળું. :-દૂધમાં કદ્દુ ઓરવું=ફાંસ મારવી. ૪ પુરષનો ગુપ્ત અવયવ.

કુ-ધાન, ન૦ [स. कु-कुत्सित-धान्य.] હલકી જાતનું અનાજ, ખરાબ ધાન. (કોદરા, બંટી, કાંગ વગેરે જેવું.) ૨ બગડી ગએલું ધાન, (રાંધેલું અનાજ.) ખડધાન, કસ-સત્ત્વ વગરનું અનાજ. કહે૦ કધાનને કેળવીને ખાવું=હલકી જાતની વસ્તુ હોય તેને પણ સારી રીતે કેળવીને વાપરી-ઉપયોગમાં લીધી હોય તો ઠીક લાગે. આ કહેવત જેનાથી છુટાય નહિ એવા નઠારા માણસના સબંધમાં લાગુ પાડવામાં આવે છે.

કુ-ધોણુ,(કધોણી) વિ૦ નિયમિત નહિ ધોવાથી એટલું બધું મેલું થયેલું કે પછી ખૂબ ધોવાથી પણ સાફ ન થાય તેવું.

કુ-ધોતું, વિ૦ જેમ ધોવું જોઇએ તેમ નહિ ધોવાથી એવું મેલું થયેલું કે પછી ખૂબ ધોતાં પણ સાફ ન થાય એવું. (કપડું.)

કુ-ધોવણ, વિ૦ કુ-ધોતું.

કનક, ન૦ [स.] સોનું, સુવર્ણ, હેમ. ૨ ધન, દોલત. ૩ ધતુરો. કહે૦ ક્યાં કનક અને ક્યાં કથીર=ક્યાં હીરો ને ક્યાં પથરો. કનક ને કામિની=આ બે મોહની વસ્તુઓ છે એવા અર્થમાં.

કનક-ફૂલ, ન૦ કાનનું સોનાનું ઘરેણું, કાનનાં ફૂલ. ૨ ધતુરાનું ફૂલ.

કનકવી, સ્ત્રી૦ નાનો કનકવો, પતંગડી.

કનકવો, પુ૦ પાતળા અને હલકા કાગળના ચોરસ કકડાને એક ખુણાથી બીજા ખુણા સુધી કચડો ચોંટાડી તેની સામેના બે ખુણાઓથી એક કમાનદાર કામડું લગાડીને બનાવેલો હવામાં ઉડે એવો આકાર, પતંગ, ગુડ્ડી.

કનકુડો, પુ૦ જુઓ કનકવો.

કનજર, સ્ત્રી૦ કુદૃષ્ટિ.

કનડગત, સ્ત્રી૦ હરકત, રંજાડ. ૨ દુઃખ, પીડા, સંકટ.

કનડવું, ક્રિ૦ સ૦ હેરાન કરવું, હરકત કર્યા કરવી, દુઃખ દેવું, પીડવું, માથાકોડ કરાવવી, સંતાપવું.

કનડાટ, પું૦ રંજાડ, પજવણી, કનડવું તે, દુઃખ. ૨ હરકત, કનડગત.

કનફૂલ, ન૦ સ્ત્રીઓના કાનનું ઘરેણું, કર્ણ-પૂર, એરિંગ. (આ)

કનવાર, સ્ત્રી૦ [म. कनवार.] ખણખોજ, પંચાત, લક્ષ, ધ્યાન, કાળજી. ૨ દરકાર.

કનસ્તર, જુઓ કનાસ્તર.

કનાત, સ્ત્રી૦ [अ. क़नात.] જાડા બેવડા કપડાનો વાંસની સાથે સીવીને બનાવેલો પડદો, તંબુની કપડાની ભીંત, કપડાની બનાવેલી આડ.

કનાસ્તર, ન૦ વાંસ અથવા એક જાતના ઘાસની ચીપોની ગુંણ (ખાંડ ભરવાની ગુણ). ૨ ચિનાઇ લોખંડનો ડાબડો. ૩ પડો, સીકી. (પડીઆ વગેરેની.)

કનિષ્ઠ, વિ૦ [स.] નાનું, હલકું, ઉતરતું. વય ઉમ્મરમાં સૌથી નાનું, ગુણ કર્મમાં ઉતરતું, જાતિ ઇત્યાદિમાં હલકું. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એમ મુકાબલો કરતાં અને ચડઉતર ગણના કરતાં બોલાય છે.

કનિષ્ઠ-પક્ષ, પુ૦ [स.] નાનો-ઉતરતો પક્ષ તે, હલકી રીત. ૨ છેલ્લી પાયરી. :-કનિષ્ઠ પક્ષે ઉતરી પડવું નહિ.

કનિષ્ઠિકા, સ્ત્રી૦ [स.] સૌથી નાની-ટચલી આંગળી. ૨ વિ૦ નાનકડી, નાની. (બેન.)

કની, અ૦ [सं. किम्न. प्रा. किण्णो.] કે નહિ. પ્રશ્નાર્થમાં વપરાય છે. -તમે જશો કની?

કનીનિકા, સ્ત્રી૦ [सं.] આંખની અંદરના મોટા કાળા ગોળાની વચ્ચેનું જે ઝીણું દર્પણ બિંદુ તે, કીકી, આંખની પુતળી.

કને, અ૦ નજીક, પાસે, સોડે. ૨ તાબે, કબજે. :-મિલકત કોની કને છે?

કનેરી, સ્ત્રી૦ માદા માણસને માટે ચોખાને રોકી વાટીને બનાવેલું જે પેય તે, કાંજી. ૨ કિનારી, કોર, કોરણ, ધાર, પાળી. ૩ કાંસરી.

( સોના રૂપાની. ) ૪ ખારીપૂરી. ઉ૦ 'ભાવતાં ભોજન કોઇ જમે ને, કોઈ કનેરી ખારી, કોઇ ધરે જરિઆન હીરાગળ, કોઈક કંથા ધારી.' કેશવરામ. ૫ એક જાતનું નાનું પખી.

**કનૈયો**, પું૦ [ स. कमर्नीय. प्रा. कम्मणिओ= રૂપાળો. ] રૂપાળો, સુંદર, રગીલો–છેલ જુવાન. ૨ નાનો, રૂપાળો–રગીલો, દિકેર. આ શબ્દ બાળમુકુંદ શ્રીકૃષ્ણને નામે રૂઢ થએલો છે. ઉ૦ 'કનૈયાને સમજાવી લાવ અહીં, સાહેલડી બીજે ન જાય કહીં, કનૈયાને.'

**કનોચાં**, ન૦ (બ.વ.) કાનની લાળીનો નીચલો ભાગ, બૂટ (કાનની).

**કન્નાં**, ન૦ કનકવા અથવા પતંગની કમાન, ઢઢ્ઢાના સાંધા આગળથી પતગ સમતોલ રહે એમ દોરી બાંધીને જે ગાંઠ દેવામાં આવે છે તે, પતંગના ચારે ખુણાને સમતોલ રાખે એવી રીતે તેને જે દોરી બાંધવી તે, કર્ણુરેખા.

**કન્ની**, સ્ત્રી૦ કન્નાં, કન્ની બાંધવા છતાં પતંગ સમતોલ રહેતી ન હોય તો તેને નીચલે ખુણે જે પુછડી–ચીંદરડી બાંધવામાં આવે છે તે. ૨ જેને કન્નાં હોય તે, પતગ, નાનો કનકવો.

**કન્યકા**, સ્ત્રી૦ [ स. ] નાની અને કુવારી છોકરી, કન્યા કરતાં સહેજ નાની ઉમ્મરની છોકરી, કુમારિકા, લાડી, લાડકી.

**કન્યા**, સ્ત્રી૦ [ स. ] કુંવારી છોકરી, કુમારિકા. ૨ પુત્રી, દીકરી. ૩ બાર રાશિમાંની છઠ્ઠી રાશિ. (જ્યો૦) ૪ દેવી દુર્ગા, પાર્વતી. ૫ મોટી ઇલાયચી. ૬ કન્નાં, પતગને જે દોરી બાંધવામાં આવે છે તે.

**કન્યા-કલંક**, ન૦ [ स. ] કુમારિકા દોષ, કુંવારી અવસ્થામાં લાગેલું લાંછન.

**કન્યા-કાળ**, પુ૦ [ सं. ] કુમારિકાને પરણાવી દેવાનો જે સમય તે, કન્યા મટીને સ્ત્રીત્વ આવવાનો જે કાળ તે. ઉ૦ કન્યાકાળ કુંવરીજીને આવ્યો. દયારામ, રૂક્મિણી વિવાહ.

**કન્યાગ્રહણ**, ન૦ [ सं. ] કન્યાનું ગ્રહણ કરવું તે, લગ્ન.

**કન્યાગત**, વિ૦ [ स. ] કન્યાને ભાગે ગએલું, કન્યાને દાનમાં અપાએલું. (સ્ત્રીધન.) ૨ કન્યારાશિમાં ગએલ (ગ્રહ.)

**કન્યાચુડી**, સ્ત્રી૦ કન્યાદાન આપતી વખતે કન્યાને પહેરાવવાની જે ચુડી તે, મંગળચુડી, પરણતી કન્યાને પહેરાવવાની ચુડી.

**કન્યાદાન**, ન૦ [ स. ] વિવાહ વિધિએ કુંવારી છોકરીને યોગ્ય વરને કંઈ પણ બદલો લીધા વગર આપવી તે, છોકરીને લગ્ન કરી આપવી તે, કન્યાને પરણાવવી તે. ( ધન જમીન, ગાય વગેરે મફત આપવાં તે, જેમ દાન ગણાય છે તેમ કન્યાને પરણાવવી તે પણ એક દાન ગણાય છે. )

**કન્યાદોષ**, પુ૦ [ सं. ] કન્યાના કુળ અથવા શરીર સંબંધી જે કંઇ ખોડખાંપણ હોય તે.

**કન્યાધન**, ન૦ [ सं. ] કન્યા રૂપી જે ધન તે. ઉ૦ આખેર કન્યાધન પારકું છે. ઝવેરીલાલ–શાકુંતલ. ૨ પલ્લું, કન્યાને આપેલું ધન તે.

**કન્યાપતિ**, પું૦ [ स. ] કન્યાનો વર, જમાઈ.

**કન્યાપુત્ર**, પું૦ [ स. ] વિધિપુર:સર પરણ્યા પહેલાં કન્યાને થએલો જે છોકરો તે, કાનીન. ( જેમ–કુંતાનો કર્ણ. ) ૨ દોહિત્ર, ભાણેજ.

**કન્યારત્ન**, ન૦ [ स. ] કન્યારૂપી જે રત્ન તે.

**કન્યારાશિ**, સ્ત્રી૦ [स.] બાર રાશિઓમાંની એક 'કન્યા' નામે રાશિ તે.

**કન્યારાશી**, પુ૦ બાયલો, જનાની, સ્ત્રીના જેવા ચાળા અને ચહેરાવાળો પુરુષ. (વ્યં.)

**કન્યાવિક્રય**, પુ૦ [ स. ] બદલો લઇને કન્યા આપવી–પરણાવવી તે, કન્યાના બદલામાં વરની પાસેથી બદલો લેવો તે.

**કન્યાશાળા**, સ્ત્રી૦ [ सं. ] છોકરાઓ માટેની ખાસ નિશાળ હોય તે, જેમાં એકલી કન્યાઓનેજ ભણાવવામાં આવતી હોય એવી નિશાળ.

**કન્યાહરણ**, ન૦ [ स. ] બળાત્કારે કન્યાને હરી જવી–ઉચકી લઇ જવી તે. કન્યાને હરી જઇ તેની સાથે લગ્ન કરવું તે

**કન્યાળું,** ન૦ નદી અથવા તળાવના સુકા પાત્રમાં ખોદેલો કાચો કુવો, વરીડો. ઉ૦ નદી નાળાં કન્યાળાં, ઢીંક્વામાંથી પાણી લે.' કાંટાવાળા. ૨ વિ૦ કન્યાવાળું.

**કપ,** પું૦ ચકમક અને લોઢાને અફાળીને તેમાંથી પડતો તણખો ઝીલવાનું જે સુતર કે મુજનું દોરડું તે, જામગરી, કફ. ૨ [અં. cup] પ્યાલો.

**કપચી,** સ્ત્રી૦ સડક બનાવવાનો પત્થરનો ભુકો, કાંકરો, કાંકરેટ. (અં.)રસ્તો પૂરવાની પૂરણી.

**કપટ,** ન૦ [સં.] કહેવું એક અને કરવું બીજું, એવો જે અયથાર્થ વ્યવહાર તે, લુચ્ચાઇ, ઠગાઇ, છળ, પ્રતારણા, પ્રપંચ, તરકટ. ૨ ઢોંગ. ક્રિ૦ પ્ર૦ કપટ કરવું=છેતરવું, છળ-પ્રપંચ કરવો. કહે૦ કપટ ત્યાં ચપટ=છળનું પરિણામ નાશ.

**કપટકળા,** સ્ત્રી૦ [સ. कपट+कला.] કપટ કરવાની આવડત, છળકૌશલ્ય.

**કપટકોટ,** પું૦ ખોટો-ઢોંગનો પડદો, છળ, બનાવટ. ઉ૦ વેશ્યા કેરાં વચનનો, જેહ કરે વિશ્વાસ, કપટકોટ માની ખરો, જાયે તેની પાસ. રત્નેશ્વર.

**કપટનિંદા,** સ્ત્રી૦ [સં.]કોઇને છેતરવાને કોઇની ખોટી નિંદા કરવી તે, દેખાડવાને માટે જ માત્ર ખોટું બોલવું તે.

**કપટબાજ,** વિ૦ કપટ કરનાર, કપટ કરે એવા સ્વભાવનુ, કપટી.

**કપટબાજી,** સ્ત્રી૦ ઠગ-દગલબાજી, ધૂર્તતા, કપટકળા.

**કપટભાવ,** પુ૦ [સ.]ખોટો-બનાવટી-દેખાડવાનો જે ભાવ-પ્રેમ તે, કપટ કરવાનો વિચાર, ઉપરથી પ્રેમ દેખાડી અંદરથી છેહ દેવાની જે ભાવના તે.

**કપટરૂપ,** વિ૦ બનાવટી, કૃત્રિમ, છેતરવાને બનાવેલું. ઉ૦ અહીંઆંથી લાવી, કપટરૂપ સુવર્ણ મૃગને, નઠારા પાપીએ, છળવિધિ કર્યો રાક્ષસજને. મ. ન. ઉત્તરરામચરિત.

**કપટવિદ્યા,** સ્ત્રી૦ [સં.] કપટ કેમ કરવું તેની જે આવડત તે, છળવિદ્યા.

**કપટવેશ,** પું૦ [સં.] કૃત્રિમ રૂપ ધારણ કરવું તે, ઢોંગ, બનાવટી રૂપ લેવું-આપવું તે, છળવેશ.

**કપટી,** વિ૦ કપટ કરવું એવો જેનો સ્વભાવ હોય એવું, કપટથી ભરેલુ, પ્રપંચી, ઢોંગી, દગલબાજ, ઠગારું, કાવાબાજ.

**કપઠાર-ળ,** જુઓ કમઠાળ, ચીતાળ.

**કપડ-છાણ,** વિ૦ કપડામાં સીવી લઇ છાણ માટીથી લીપેલું, કપડું વિંટાળી છાણમાટી ચોપડેલું. ઉ૦ કિમીઆગરે પૈસાને વનસ્પતિના રસમાં બોળી તથા કપડછાણ કરી ભઠ્ઠીમાં મૂક્યો. ૨ કપડાથી છણેલું-ચાળેલુ.

**કપડું,** ન૦ [સ. कर्पट.] રૂ, રેશમ, ઊન અથવા શણ વગેરેના તંતુઓને વણીને બનાવેલો પહેરવા ઓઢવા ઢાકવા અથવા પાથરવાના કામમાં આવે એવો ઘાટ, પટ, લુગડુ, વસ્ત્ર, વસન, ચીર. ૨ (બ. વ. કપડાં.) પોષાક :-કપડાંથી માણસ પોષાય અને આદર પામે. કહે૦ ઉજળે કપડે ડાઘ લાગે=સારું હોય તેનેજ લાંછન લાગે (આબરૂ હોય તેને બીવાનું.)

**કપતાન,** પુ૦ (કપ્તાન.) [અં. captain.] વહાણ કે આગબોટ ઉપરના ખલાસીઓનો ઉપરી, ટંડેલ. ૨ લશ્કરની પલટણનો ઉપરી, સરદાર, નાયક. ૩ આગેવાન, મુકાદમ.

**કપરું,** વિ૦ [प्रा. कप्परो.]કોઇથી ગાંજ્યું જાય નહિ અને પોતાના હાથ નીચેનાને સેહમાં-ધાકમાં રાખે એવું,આકરં, જલદ, ઉગ્ર સ્વભાવનુ, કાએલ. ઉ૦ કન્યાબાઈ કપરાં થઇએ તો રહીએ. સ્ત્રીગીત. (માણસ) ૨ અઘરુ, મુશ્કેલ, કઠણ. (કામ)

**કપરોડ,** સ્ત્રી૦ ખાડાની અથવા કુવાની અંદરનું આડું પોલાણ, બખોલ, આડખાડ.

**કપર્દિકા,** સ્ત્રી૦ [સં.] કોડી, છેક હલકી કીમ્મતનો સિક્કો, દમડી :-એ કંજુસ એક કપર્દિકા, પણ છોડે એવો નથી. (આગળ અને અદ્યાપિ પણ કેટલેક ઠેકાણે કોડીઓ, સિક્કા તરીકે વપરાય છે.)

**કપાઈ-મરવું,** ક્રિ૦ અ૦ કપાઇને મરી જવું. ૨ લડાઇમાં માર્યા જવું. ૩ માંહોમાંહે ટંટો કરીને પાયમાલ થઇ જવું, અંદર અંદરમાં લડી મરવું. ૪ એક બીજાની અદેખાઇ કર્યા કરવી.

**કપાટ,** ન૦ [ સ. ] ઉઘાડવા અને દેવાનું પાટીઉં, કમાડ, બારણું. ૨ કબાટ.

**કપાણ,** ન૦ તડકાની ઝાળ, લૂ

**કુ-પાતર,** વિ૦ [ સ. कुपात्र.] યોગ્ય પાત્ર નહિ એવું, ખરાબ, નઠારું, હીણું. ૨ લડકણું, લાઠ. (માણસ)

**કપાલ,** ન૦ [સ.] કટાઇ કે પેણીજેવું માથાનું ઉપલું હાડકું, ખોપરી. ૨ ઠીબ, શકોરું.

**કપાલી,** વિ૦ [ સ. ] ખોપરીઓની માળા પહેરનાર, પોતાની પાસે માથાના હાડકાની ખોપરી રાખનાર. ૨ પું૦ શિવ, શંકર. ૩ અઘોરી બાવાઓનો એક વર્ગ.

**કપાવવું,** ક્રિ૦ પ્રે૦ કપાય એમ કરાવવું, વઢાવવું, છેદાવવું, કાપી નંખાવવું. ૨ જુદું પડાવવું, બાતલ કરવું, બાદ કરવું,–માંથી કાઢી લેવરાવવું. :–નોતરું કપાવવું, પગાર કપાવવો, વગેરે.

**કપાવું,** ક્રિ૦ કોઇ કાપતું હોય તેવું થવું, છેદાવું, વઢાવું. ઓછું–બાદ થવું. ૩ અંદરઅંદર અદેખાઇથી કજીઓ કરવો, મારામારી કરવી.:– ભાઇઓ ભાઇઓ શાને માટે કપાય છે?

**કપાસ,** પું૦ [ સ. कार्पास. ] જેને રૂ થાય છે તે છોડ, એક વનસ્પતિ. ૨ બી સાથેનું જે રૂ તે. ૩ રૂનું જે બી તે, કપાસીઓ.

**કપાસી,** સ્ત્રી૦ ચામડીમાં પડેલી ઘા રૂઝાયા પછીની જે ગાંઠ તે, કણી, આંટણ, ક્ષત.

**કપાસીઆ,** પું૦ ( બ. વ. ) રૂનાં બીઆં, કપાસ. ૨ રૂના કોકડા જેવા ખોપરીની અંદરના તંતુઓના લોચા. ૩ વિ૦ જ્યાં કપાસનો પાક થતો હોય એવું ગામ–ખેતર વગેરે. :–ભરૂચ જીલ્લામાં કપાસીઆ ગામો–ખેતરો ઘણાં છે. કહે૦ ૧. કપાસીરે કપાસી, વેપાર કરજે તપાસી, નહિ તો થૈશ, રહેશે ઉપ્પાસી. અર્થાત્ કપાસનો વેપાર પોતાનું ગજું જોઇને કરવો. ૨ કપાસીએ કંઇ કોડી ફાટે નહિ=ઉંને પાણીએ ઘર ન બળે, એવા અર્થમાં–કપાસ સંગીન નહિ હોવાથી તે એટલા બધા ઠંસાય નહિ કે કોડી ફાટે.

**કપાળ,** ન૦ [ સ. कपाल. ] ભ્રમરોની ઉપરનો અને માથાના વાળની નીચેનો ચહેરાનો સપાટ ભાગ, ભાલ, લલાટ. ૨ ખોપરી, તુમડી, ખપ્પર, ઠીબ, કલેડું. ૩ ભાગ્ય, નસીબ. :–ઢાંક્યા કપાળની કોને ખબર છે. ૪ મસ્તક, મગજ. :–કપાળે કપાળે જુદી મતિ. ૫ કંઇ નહિ, ધૂળ. :–એ શું જાણવાનો છે–કપાળ ! ક્રિ૦પ્ર૦ કપાળ કૂટવું=શોક દુઃખ કે ક્રોધના આવેશમાં કપાળને બીજી વસ્તુ સાથે અફાળવું વા બીજી વસ્તુ કપાળમાં મારવી. માથાકુટ કરવી, મહેનત લેવી. પશ્ચાત્તાપ કરવો. કપાળ ફૂટવું=હંમેશને માટે દુર્ભાગ્ય પ્રાપ્ત થવું, મોટું દુઃખ આવી પડવું. કપાળમાં ચાંલ્લો કરવો=કંઇ નહિ આપવું. ( તિરસ્કારમાં. ) કપાળે ચોંટવું=ન છુટાય એવો સબંધ થવો, પાલે પડવું, છેડે બંધાવું. કપાળે રેલા ઉતરવા=મહેનત પડવી. કપાળે લખેલું=નિર્મિત, કપાળે ચોડેલું. કપાળે હાથ દેવો=ભાગ્ય પ્રમાણે થયું, એમ માનીને મન વાળવું, કોઇને નહિ પરંતુ પોતાના ભાગ્યને દોષ દઇને મૌન રહેવું, ભાગ્યને દોષ દેવો. ઉ૦ ધાઇને વસ્ત્રનો નાખ્યો પાશ, કલિ તે લઈ ઉડયો આકાશ, એક વસ્ત્ર પંખી ગયો લેઇ, નળ બેઠો કપાળે હાથ દેઇ. પ્રેમાનંદ. કપાળે લખાવી લાવવું=સુભાગ્ય લઈ આવવું. ( જન્મતું. ) રૂ૦ પ્ર૦ કપાળમાં ડામ=તિરસ્કારમાં કંઈ પણ નહિ આપતાં આમ કહેવાય છે. કપાળે કાજળ=કાળાટીલી, બેઆબરૂ, અપયશ થવો તે. ઉ૦ કરે કદાપો બહુ સર્વ કાળમાં, તેને સદા કાજળ છે કપાળમાં. ક. દ. ડા. મોટું કપાળ=સુભાગ્ય. કપાળે તેજ=સુભાગ્યસૂચક ઝળકી. કહે૦ કપાળ ફૂટે નસીબ ના ઉઘડે=કપાળ કૂટવાથી કંઇ ભાગ્ય ઉઘડતું નથી. કપાળનું ટીલું પુઠે ન થાય=જે જ્યાં થતું હોય ત્યાંજ તે થાય. કપાળ પ્રમાણે ટીલું=જેવા દેવ તેવી પૂજા. કોડીઆ જેટલું કપાળ=ઓછું–હીણભાગ્ય. કપાળે કપાળે જુદી

મતિ=માણસે માણસે જુદા જુદા અભિપ્રાય હોય, એવા અર્થમાં આ કહેવત કહેવાય છે.

**કપાળ-કુટ,** સ્ત્રી૦ માથાફોડ, મગજમારી, માથું દુ:ખે એવી જે મગજને લગતી અટપટી મહેનત તે. ૨ એક અને એકજ તરેહની મહેનત–મગજની મહેનત.

**કપાળકુટીઉં,** વિ૦ કપાળ કુટાવે એવું, ટકટક કરે અને કરાવે એવું. ૨ માથું દુ:ખી જાય એવી મહેનતવાળુ.

**કપિ,** પુ૦ [ સં. ] વાનર, મર્કટ, વાંદરું.

**કપિતાન,** વિ૦ વાંદરા જેવું, તોફાની, સેતાન. ( છોકરું. )

**કપિધ્વજ,** વિ૦ [ સં. ] જેની ધ્વજામાં કપિ–વાનરનું ચિહ્ન હોય એવું. ના૦ અર્જુન.

**કપિમુખ,** વિ૦ સં. ] કપિના જેવા મોંનું, વાનરમુખું.

**કપિલ,** વિ૦ [સ.] ભુંખરું, પીળા–બદામી રંગનું. પું૦ સાંખ્યશાસ્ત્રના કર્ત્તા–એક ઋષિ. સગર રાજાના યજ્ઞનો ઘોડો ઇંદ્રે છુપાવ્યો હતો. તેને શોધવા ગએલા સગરના સાઠ હજાર છોકરાઓએ તપ કરતા કપિલને ઘોડો છુપાવનાર માન્યા તેથી કપિલે તેમને બાળીને ભસ્મ કરી નાખ્યા હતા.

**કપિલા,** સ્ત્રી૦ [ સ. ] તદન બદામી રંગની–અથવા તદન એક રંગની ગાય. ૨ દક્ષ પ્રજાપતિની એક કન્યા ૩ એક જાતની વનસ્પતિ–ઔષધિ. કહે૦ કપિલા છઠ બાર વરસે એકવાર આવે=સારો પ્રસંગ લાબે વખતે આવે છે.

**કપિલા-ષષ્ઠી,** સ્ત્રી૦ [ સ. ] ભાદરવો મહીનો, વદપક્ષ, છઠનો દહાડો, હસ્તનક્ષત્ર, વ્યતીપાત અને મંગળવાર, એ છ વાનાંના યોગવાળો જે દિવસ તે. આવો યોગ લગભગ બાર વરસે આવે છે અને તે પુણ્યતિથિ તરીકે ગણાય છે. એ દિવસે કપિલા ગાયનું બ્રાહ્મણને દાન આપવાનો મોટો મહિમા છે.

**કપિંજલ,** ન૦ [ સં. ] એક જાતનું પંખી, તેતર.

**કપીલો,** પું૦ એક જાતની વનસ્પતિ.

**કપુર,** ન૦ [સ. कर्पूर.] એક જાતના ઝાડનો ધોળો, કડવો, જ્વાળાગ્રાહી અને અત્યંત સુગંધીદાર ગુંદર, રસ. ચીન જાપાન અને ફારમોસા તરફ કપુરનાં પુષ્કળ ઝાડ થાય છે. સુગંધીદાર દ્રવ્ય તરીકે અને દવા તરીકે કપુરનો બહુ ઉપયોગ થાય છે. કહે૦ કપુરનું વૈતરું=મોટો લાભ ન હોય તોપણ સુગંધનો તો લાભજ,–અર્થાત્ ઉજળી મહેનત. કપુરના કોગળા કરવા=સુખ વૈભવમાં રહેવું, મોજમાં વસવું. કપુરથી કંઈ દાંત ન પડે =સારાથી નઠારી–હાનિકારક ઈજા નજ થાય, એવા અર્થમાં આ કહેવત વપરાય છે.

**કપુર-કાચલી,** સ્ત્રી૦ એક જાતનું સુગંધીદાર દ્રવ્ય. આ એક જાતની વનસ્પતિના મૂળના ધોળા ગોળ અને ટીકડીઓ જેવા કકડા આવે છે અને તે સુખડ સાથે ચદનમાં વપરાય છે.

**કપુર-ચીની,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ. ૨ ચિનાઈ સાકર.

**કપુરતેલ,** ન૦ કપુરનું તેલ.

**કપુરી,** વિ૦ કપુરના જેવું, સફેદ. (નાગર વેલનાં કપુરના જેવાં ધોળાં પાન)

**કપુરીઆં,** ન૦ ( બ. વ. ) નાગરવેલનાં કપુરના જેવાં ધોળાં પાનની એક જાત. ૨ કાચી કેરીનાં લાંબાં અને મસાલો ચઢાવેલાં ચીરીઆં, કાચી કેરીનું તાજું અથાણું.

**કપુરીઓ,** પુ૦ પુરુષ ચિહ્નનો અવયવ.

**કપૂત,** પુ૦ [ સ. कु+पुत्र. ] કુળ–કુટુંબને લાંછન લગાડે એવો છોકરો, નઠારો છોકરો.

**કપેચુ,** વિ૦ અટપટું, કઠણ, મુશ્કેલ. ઉ૦ કામ કપેચુ આવે ત્યારે, ધીરા થાવું જાણીએ. દયારામ.

**કપેચાં,** ન૦ (બ. વ.) કપોચા. એક જાતનું વસાણુ.

**કપોટી,** સ્ત્રી૦ પાતળું અને ફૂલીને ઉચું થએલું પડ. :–રોટલાની કપોટી. ૨ છાલ, છોતરું.

**કપોઢું,** ન૦ જાડું-ઉપસી ઉચુ થએલુ પડ, પોપડો, પોઢું, ભીંગડું. ૨ છોડું, છાલ.

**કપોત**, પું० [સં.] કબુતરની જાતનું પરંતુ તેનાથી સહેજ નાનું અને આવાસ સહવાસી નહિ એવું એક જાતનું પંખી, હોલો. ઉ० કુત્સિત કાગ કપોતની વાણી, કહે સઘળા કવિઓ અવખાણી. ક. દ. ડા.

**કપોતક**, પું० [સં.] નાનો હોલો. ૨ સુરમો.

**કપોતરું**, ન० [સં. कु-पोत.] નકામી છાલ, છોડું, ભીંગડું. ૨ ગાબચું. ૩ કાગળીઉં.

**કપોતી**, સ્ત્રી० [સં.] હોલી. ઉ० કપોતી કહે છે રે, નાથ મારું કહ્યું કરો, પ્રા. કા. 'કપોતિની' એમ પણ વપરાય છે. (કપોત, કપોતીના પર્યાય કબુતર અને કબુતરી અપાય છે, પરંતુ આ જુદીજ જાત છે. કપોત=હોલો. આ પંખી કબુતરથી સહેજ નાનું અને જંગલી છે. કબુતર મનુષ્યના (ઘરો) સહવાસમાં રહે છે, જંગલમાં ક્વચિતજ રહેતું હશે, જ્યારે હોલો જંગલમાં રહે છે અને મનુષ્યનો સહવાસી નથી. કુતરાં અને શિઆળવાંની માફક આમાં તફાવત છે.)

**કપોળ**, પું० [સં. कपोल.] ગાલ. ઉ० અરોઅડ કપોળ અડી રહેલ. ઉ. રા. ચ. ૨ ગંડ. ૩ વાણીઆની એક જાત. કાઠિઆવાડ મુંબઈમાં કપોળ વાણીઆની મોટી વસ્તી છે.

**કપોળ-કલ્પિત**, વિ० મન કલ્પિત, બનાવટી, કૃત્રિમ, મનથી ગોઠવેલું, મનના તરંગ પ્રમાણે બનાવેલું–ઉભું કરેલું, જેને પ્રમાણ ન હોય એવું.

**કપ્પડ**, ન० કપડું, વસ્ત્ર.

**કપ્પર**, વિ० કપરું, વસમું, આકરું. ઉ० ગુલાબની સાસુ બહુ કપ્પર છે. ૨ ના. નદીના કિનારાની ભેખડ.

**કપ્પા**, પું० (બ. વ.) છાલ સાદડાંને ગૂંથીને બનાવેલા કોથળા, થેલા, ગુણા. (ખજુર–ખાંડ વગેરે ભરવાના.) ૨ કુલ્લાં.

**કપ્પી**, સ્ત્રી० [સં. कूपी.] શીશી, કુલ્લી. ૨ ગરગડી, ગરેડી. ૩ ડાગળી, પટી, થીગડી.

**કપ્પો**, પું० [સં. कूप.] શીસો, કુંપો. ૨ સહેલથી ભાર ઉંચકાય એવી જે યાંત્રિક બનાવટ તે.

**કફ**, પું० [સં.] શરીરમાંના ત્રણ રસમનિા એક રસ–ધાતુ, શ્લેષ્મ. ૨ છાતી અને ગળાને રુંધી નાખનારો જાડો અને ચીકણો એક જળવિકારી શ્લેષ્મ રોગ. બલગમ, ગળફો. ૩ કફ–બલગમને ગળા અને ફેફસામાંથી બહાર કાઢવાની ઠાંસ, ઉધરસ. ૪ ચકમકના તણખા ઝીલવાની સુતર અથવા મુંજની જામગરી, ગુલ, કપ.

**કફ-જ્વર**, પું० [સં.] કફ દોષને લીધે ઉત્પન્ન થએલો તાવ.

**કફન**, ન० [અ.] શબને ઢોકવાનું લુગડું, શબનું ઢાંકણ. ૨ શબ મૂકવાની પેટી. કહે० કફનફાડુ ગયો ને મેખમારૂ આવ્યો–એક એકથી વધારે નઠારું', એવા અર્થમાં વપરાય છે.

**કફની**, સ્ત્રી० [અ.] ગળાથી ઘૂંટણ લગીનું ટુંકી બાંયનું સાદું પહેરણ. (સાધુ–જોગીનું.) ક્રિ० પ્ર० કફની પહેરવી=સાધુ વેરાગી થઈ જવું.

**કફેલાત**, સ્ત્રી० ભીતે ચુનાનો થર–લેપ લગાડવો તે, છો, ચુનાનો ગિલાવો. ૨ મરામત.

**કફો**, વિ० [અ.] નાખુશ, ઈતરાજ.

**કફાત**, સ્ત્રી० [અ. कफारत.] નુકસાન, હાનિ, ગેરલાભ. ૨ ટોટો.

**કફોડું**, વિ० [સં. कु+स्फुट.] રીતસર–અર્થાત્ જેમ હોવું જોઈએ તેમ ન હોય એવું, કઢંગું, અઘરું, મુશકેલ, કઠણ. ૨ કલાણ.

**કફોદર**, ન० [સં.] કફદોષને લીધે થતો પેટનો એક રોગ.

**કબજ**, વિ० [અ. कब्ज.] તાબામાં હોય એવું, સ્વાધીન, બંધાએલું, રોકાએલું, નહિ છૂટતું:–પેટ કબજ છે. ક્રિ०પ્ર० કબંજ–કરવું=તાબે રાખવું, પોતાને સ્વાધીન રાખવું, પકડવું અને પછી નહિ ખસવા દેવું, રોકવું, અટકાવવું, બંધનમાં રાખવું. કહે० કબજ રાજા તો મુલક ટેટે=રાજાને હાથમાં લઈ લીધો એટલે થયું, પ્રજા થોડો ખળભળાટ કરીને બેસી રહે.

**કબજાગીરો**, વિ० હવાલા સાથે ધરેણે–આપેલું હોય એવું, કોઈ વસ્તુનો સામા માણસને કબજો આપી ઉછીનાં નાણાં લેવાનું સાટું–કરાર કરેલો હોય તે, *એવી જાતનું લખત કે જેમાં વસ્તુ

ગીરો મૂકેલી સામાને હવાલે કરેલી હોય.

**કબજાન**, કબજો, હવાલો.

**કબજિઆત**, સ્ત્રી૦ કબજે હોય તેવી હાલત, રોકાણ, બંધન, અટકાવ. ૨ મળાવરોધ, બંધકોશ.

**કબજે-કરવું.** ક્રિ૦ સ૦ તાબામાં લેવું, ખસી કે નાસી જાય નહિ તેમ બંધનમાં રાખવું, દાબમાં-હાકમાં રાખવું.

**કબજે-દાર**, વિ૦ જેની પાસે-કબજે-હવાલો હોય તે, ભોક્તા.

**કબજે-રાખવું**, ક્રિ૦ સ૦ તાબે-વશ રાખવું, પોતાને વશ રહે એમ કરવું, ખસી કે નાસી જાય નહિ તેમ અટકાવી રાખવું, હુકમમાં રહે એમ કરવું.

**કબજો**, પું૦ [ અ. ] કોઈ પણ વસ્તુનું કોઈની પણ સ્વાધીનતામાં હોવું તે, તાબામાં ભોગવટામાં કે અમલ-અખત્યારીમાં હોવું તે. પકડી કે ઘેરીને સત્તામાં રાખવું તે, કબજે-તાબે હોવાપણું, હવાલો, તાબો. ૨ બાંય વગરનું બદન, કુડતું. ક્રિ૦ પ્ર૦ કબજો કરવો=કબજામાં રહે એમ કરવું, તાબે-સ્વાધીન-રાખવું. અટકાવ મૂકવો, ખસી કે નાસી જાય નહિ એવો બંદોબસ્ત રાખવો. સત્તામાં લઈ લેવું. કબજો લેવો=હવાલો લેવો, આપ અખત્યારી પ્રાપ્ત કરવી, હવાલો મેળવવો. કબજો આપવો-છોડવો=હવાલો આપવો, સ્વાધીનતા હોય તે મૂકી દેવી, સોંપી દેવું. કબજો ભોગવટો=કબજો અને ભોગવટો બેઉ હોવાં તે. કબજો હોય અને ભોગવટો ન હોય અથવા ભોગવટો હોય અને કબજો ન હોય એવું નહિ, પરંતુ કબજો અને ભોગવટો બેઉ હોય એવું તે.

**કબડાવું**, ક્રિ૦ અ૦ કથળવું, બગડવું, સુધરતાં સુધરતાં એકદમ બગડી જવું. ( શરીરનું. )

**કબર**, સ્ત્રી૦ [ અ. कब्र. ] મુડદું દાટીને પછી તેની આગળ પાછળ અને ઉપર કરેલું જે ચણતર કામ તે, ઘોર, હજીરો. ( હિંદુ મુડદાને દાટી તેની આગળપાછળ અને ઉપર ચણતર કામ કરેલું હોય તો તે પાળીઓ, સમાધ કે દેરડી કહેવાય છે. )

**કબર-સ્તાન**, ન૦ [ અ.+फा. स्तान. ] જ્યાં મુડદાં દટાતાં હોય તે જગા, જ્યાં કબરો હોય અને મુસલમાનોનાં મુડદાં દાટવામાં આવતાં હોય તે જમીનનો ભાગ, સ્મશાન. ક્રિ૦ પ્ર૦ કબર ખોદવી=પોતાનો નાશ થાય એમ કરવું. કહે૦ મુઆ પહેલાં કબર=અમંગળ આગળથી નહિ કરવું, એવા અર્થમાં વપરાય છે. ( મુઆ પહેલાં પોક-ની માફક. )

**કબરી**, સ્ત્રી૦ [ स. ] ચોટલો, વેણી.

**કબંધ**, ન૦ [ सं. ] માથા વગરનું શરીર, ધડ. ઉ૦ તે દેખી ભૂપતિ ભય પામ્યો, પડયાં દીઠાં કબંધ. પ્રેમાનંદ. ૨ રાહુ. ૩ પું૦ એક રાક્ષસ. ( રામાયણ પ્રમાણે એક દેવ ઈંદ્રના શાપથી માથા વગરનો રાક્ષસ થઇ પૃથ્વી ઉપર પડયો હતો. તે જનસ્થાનમાં રહેતો હતો. સીતાની શોધ કરતા રામે તેને માર્યો ત્યારે ફરીને તે દેવરૂપને પામ્યો અને રામને સુગ્રીવની મિત્રતા કરવાની ભલામણ કરી અંતર્ધાન થઇ ગયો. )

**કબાજી**, સ્ત્રી૦ [ सं. कु.+अ. बाख्तन् ] કાર્યનું બગડી જવું તે, સારું કરવા જતાં ખોટું થાય એવું થઈ જવું તે, ખેલનું બગડી જવું, ખોટું-ગેરલાભ થાય એમ સુથાઈ જવું તે:-આતો કબાજી થઈ=અર્થાત્ ખેલ બગડી ગયો-સામો ગેરલાભ થાય એવું થયું. ૨ મૂર્ખાઈ. ક્રિ૦ પ્ર૦ કબાજી-કરવી=વસ્તુસ્થિતિને ઉલટાવી નાખે એવું ખોટું-મૂર્ખાઈનું કામ કરવું. કબાજી સૂઝવી=જેમાંથી ગેરલાભ-હાનિ થાય એવું સૂઝવું. કબાજીનું=ખોટું, ગેરલાભ કરે એવું:-કબાજીનું કામ કરવું=ખોટું ગેરલાભ થાય એવું-અયોગ્ય કામ કરવું.

**કબાટ**, ન૦ [ स. कपाट. अ. cup-board. ] કપડાં, પુસ્તક વગેરે મૂકવાને માટે બનાવેલી લાકડાની ઉભા ઘાટની-હાટડા જેવી પેટી, કપાટ. ( આ શબ્દ અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં દાખલ થયેલો છે. )

**કબાડ**, વિ૦ [ सं. कु+वृत्त. ] ખરાબ, તરેહવાર, સુવૃત્ત નહિ તે-દુર્વૃત્ત. ( રીતભાતમાં

અને આકૃતિ-રૂપાદિકમાં સારું નહિ એવું-માણસ) નહિ ઘાટીલું-ઘાટ-ડોળ વગરનું, ( લાકડું, વસ્તુ વગેરે. ) નઠારું. (કામ.) ૨ પું૰ ભાર, (ઘાસનો) ગંજી. ૩ ઇમારતી લાકડું.

**કબાડકઠ,** સ્ત્રી૰ [ सं. कु+वृत्त+कष्ट. ] અનાવડની મહેનત, વૈતરું, ગદ્ધાવૈતરું, વગર સમજે મહેનત કરવી તે.

**કબાડી,** સ્ત્રી૰ નઠારી રીતભાતે ચાલવું તે, કુવૃત્તતા.:-આવી કબાડી ન કરતો. કબાડપણું, ગેરવર્તણુંક. ૨ પુ૰ કઠિઆરો, ઇમારતી લાકડાં વેચવાનો ધંધો કરનાર. ૩ વિ૰ કબાડાં કરનાર, ખરાબ રીતભાત રાખનાર, કુભાંડી. ઉ૰ મદનવર્માં તમે જઇને કહો કે તમે તો કબાડી રાજા છો. કુમારપાળ પ્રબંધ.

**કબાડીઉં,** વિ૰ કબાડી કરનાર, કુભાંડી, તરકટી.

**કબાડું,** ન૰ [ सं. कु+वृत्त. ] સારું ન કહેવાય એવું જે કંઇ કામકાજ કે વર્તન તે, દુર્વૃત્ત, દુષ્કર્મ. ૨ અનીતિનું કામ, વ્યભિચાર. ક્રિ૦ પ્ર૰ કબાડું કરવું=નઠારું-દુષ્કર્મ કરવું, વાત બગડી જાય એવું કામ કરવું, અનીતિનું કામ કરવું.

**કબાબ,** જુઓ કવાબ.

**કબાબચીની,** સ્ત્રી૰ [ फा. ] એક જાતની વનસ્પતિનાં બી, એક કાષ્ઠ ઔષધિ.

**કબાલો,** પું૰ [ अ. कबालह. ] અમુક વસ્તુ આપવા લેવાનો કરાર, સાટું, સાટાખત, કરારપત્ર, સોદાની સરત-કબુલાતનું જે લખત તે.

**કબી,** (કભી.) અ૰ [फा.] કદી, કોઇવાર.

**કબીર,** પુ૰ [ अ. कबीर. ] પંજાબ તરફનો એક મોટો આત્મજ્ઞાની અને સુધારક કવિ. હિંદુમુસલમાનના એકીકરણના તત્ત્વવાળો પંથ સ્થાપનાર સાધુ. એની નીતિની ચાબખા રૂપ કવિતાઓ બધે પ્રસિદ્ધ છે. કબીર વડ=નર્મદાના તીર ઉપરનો એક બહુ મોટો અને જોવાજોગ વડ. ( કબીરે ત્યાં બેસી લોકોને ઉપદેશ કર્યો હતો તે ઉપરથી એ કબીરવડ કહેવાય છે. કવિ નર્મદાશંકરે તેનું કાવ્યમાં વર્ણન કરેલું છે અને ગુજરાતનાં જોવાજોગ સ્થાનો અને અદ્ભુત વસ્તુઓમાં તેની ગણના છે.)

**કબીરપંથ,** પું૰ ઈશ્વર એકજ છે અને કર્માન્તરના આચારવિચાર ખોટા અને બહારના દેખાડા છે, એવો અદ્વૈતને અનુસરતો કવિ કબીરે ચલાવેલો ધર્મ માર્ગ.

**કબીરપંથી,** વિ૰ કબીરના મતને માનનાર, કબીરના પંથનો અનુયાયી.

**કબીરો,** પુ૰ કબીરપંથીઓનું પહોળા મોંનું ભિક્ષાપાત્ર, કટોરો, પહોળા મોંનું શકોરું.

**કબીલદાર,** વિ૰ [ अ. कबीलह+फा. दार. ] કબીલાવાળો, ગૃહસ્થ, કુટુંબી, પરણેલો અને છૈયાંછોકરાંવાળો (પુરુષ).

**કબીલો,** પું૰ [ अ. कबीलह. ] બૈરાં છૈયાંછોકરાં વગેરેનો (ગૃહસ્થનો) જે સમૂહ-સાથ તે, પરિવાર, કુટુંબ. ૨ પરણેલા-ગૃહસ્થ પુરુષને સ્ત્રી, સંતાન અને સંસારના ચરિતને લગતું જે બધું-જરૂરનું હોય તે. 'કુટુંબ કબીલો' એમ કહેવાય છે.

**કબુ,** અ૰ [ फा. ] કદી, કદાપિ, કોઇવાર.

**કબુતર,** ન૰ એક જાતનું પંખી, પારાવત. આ પંખી ઘણી જાતનાં-રાખોડીઆ ધોળાં ને કાબરા રંગનાં થાય છે. માણસો તેને પાળે છે. ઝડપથી લાંબે સુધી ઊડનારાં કબુતર 'કાસદીઆં કબુતર' કહેવાય છે. ટપાલ અને તારનું સાધન ન હતું ત્યારે કાગળ મોકલવામાં તેમનો ઉપયોગ થતો. રૂ૦ પ્ર૰ કબુતરખાનું=મેલી ગંદી અને ગડબડાટવાળી જગા. ૨ કબુતરોને રાખવાનું ખાનાં ખાનાંવાળું લાકડાનું ઘર અથવા પાંજરું.

**કબુતરી,** સ્ત્રી૰ કબુતરની માદા. ૨ કબુતરની માફક શરીરને વાળીને ગોળ દડા જેવું કરી નાખનારી નટડી.

**કબ્બુદ્ધિ,** જુઓ કુબુદ્ધિ.

**કબુદ્ધિઉં,** વિ૰ અવળી મતિનું, કુબુદ્ધિવાળું.

**કબુલ,** વિ૰ [ अं. कबूल. ] ખાતરીથી હા કહેલી હોય એવું, નક્કી માનેલું, મંજુર, માન્ય, સ્વીકૃત. ક્રિ૦ પ્ર૰ કબુલ કરવું=માન્ય રાખવું,

માનવું, સ્વીકારવું, મંજુર રાખવું. ૨ હા પાડવી.

**કબુલણી,** કબુલાત.

**કબુલત,** કબુલાત.

**કબુલવું,** ક્રિ૦ સ૦ કબુલાત આપવી, માન્ય રાખવું, વચન આપવું, હા પાડવી, માનવું. ૨ કોઈની તરફથી માથે લેવું, માન્ય રાખવું, ખાતરી આપવી.

**કબુલાત,** સ્ત્રી૦ [ अ. कबूल. ] ખાતરીથી કહેવું અથવા લખી આપવું તે, કબુલ કરવું-રાખવું તે, ઈકરાર, કરાર, કોલ, સ્વીકાર, નક્કી હા. ક્રિ૦ પ્ર૦ કબુલાત આપવી=ખાતરી આપવી, અમુક પ્રમાણે કરીશ એવો કોલ આપવો. કબુલાત કરવી=મંજુર રાખવું, પોતે અમુક વાત અચૂક કરશેજ, એમ જણાવવું, સ્વીકાર કરવો, માનવુ. કબુલાત લેવી=ખાતરી કરી લેવી, કબુલ કરાવી લેવું. કબુલાત માગવી=ખાતરી માગવી.

**કબુલાતનામું,** ન૦ કબુલ છે, એવું મોઢેથી અથવા લખાણથી નક્કી કરી લેવું તે, કરારનામું, સ્વીકારપત્ર.

**કબુલાવવું,** ક્રિ૦ સ૦ કબુલ કરાવવું, કબુલ કરે એમ કરવું, મનાવવુ. ૨ પોતે નહિ તો પોતાનો જામીન આમ કરશે, એવું સામાને ખાતરીથી કહેવરાવવું, આંટ આપવી, ખાતરી અપાવવી.

**કબેલું,** ન૦ [ सं. कपाल. म. कौल. ] કચરાની પાકી ઠાડી અથવા માટલાની મોટી જાડી ને એડાળ ઠીબ, જાડું ને તરેહવાર-ઘાટ વગરનું ઠીકરું. ૨ જાડું પહોળું ને મોટું નળીઉં. (મોભારો ઢાંકવાનું) મોભારીઉં. વ્યં૦ જાડું મોટું અને તરેહવાર, રાભાથાણા જેવું (માણસ.)

**ક-બોલ,** પુ૦ કુવચન, ગાળ. ઉ૦ ગરજ ઓડાવે હાથ, ગરજ કબોલજ સાંખે. શામળ. ૨ મહેણું, ટાણો.

**કભા,** પું૦ [ अ. केबा. ] વરને પહેરવાનો જરિએલ જામો, વાઘો.

**કભાય,** પું૦ [ अ. केबा. ] જામો, વાઘો. ઉ૦ કભાય કોને પામરી પટકા, નામ ન જાયે ગણીઆંજી. પ્રેમાનંદ. સરપાવ આપ્યા ભાટને, ધન અશ્વ કનક કભાય. વીરજી. ૨ ઓઢો. ૩ બાંય. ઉ૦ મોટી કભાય કરો બેસતી, ઘટે ત્યાં ઘો દોરો. પ્રેમાનંદ. કેસરી વાઘો પહેરણે, શોભતી જોડ કભાય. સ્ત્રીગીત.

**ક-ભારજા,** સ્ત્રી૦ [स. कु+भार्या.] કુલક્ષણી અને કંકાસ કર્યા કરે એવી, ભરણપોષણને યોગ્ય નહિ એવી-નઠારી સ્ત્રી, કુસ્ત્રી.

**ક-ભાવ,** પું૦ [स. कु+भाव.] ભાવનો અભાવ તે, નહિ ભાવ તે, કમન, અપ્રીતિ, કંટાળો, તિરસ્કાર, ધિક્કાર. ઉ૦ ભાવે કભાવે ગોવિંદ ભજીઆ, આપે ફળ અણમોલ. પ્રા. કા.

**કભી,** અ૦ કદી, કદાપિ.

**કમ,** વિ૦ [ फा. ઉપસર્ગ. ] ઓછું, થોડું, અલ્પ:-બારમાં પાંચ મિનિટ કમ. જોઇએ તેથી કમ આપ્યું. ૨ હીણું, ખરાબ:-કમનસીબ.

**કમ-અક્કલ,** વિ૦ [फा.] ઓછી બુદ્ધિનું, અણસમજુ, મૂર્ખ.

**કમ-આવડ,** સ્ત્રી૦ ઓછી આવડત તે, અકુશળતા.

**કમ-કદર,** વિ૦ [फा. कम અને अ. कदर.] કોઈના કામની જેને ઓછી કીમ્મત હોય તે, જેનામાં-સામાના કામની પિછાન ન હોય એવું, અગુણજ્ઞ, કદર વગરનું.

**કમકમવું,** ક્રિ૦ અ૦ (ના. કમકમાટ, કમકમી.) ભય ત્રાસ શોક અથવા રોગની અસરથી થરથરવું, ધ્રૂજવું, રોમાંચ અનુભવવો. ૨ ડરવું, બીવું, ત્રાસવું, કંટાળો ખાવો. [स. कम्प्.] કંપવું.

**કમકમાટ,** પુ૦ [स. कम्प.] કમકમવું તે, થરથરાટ, કંપ, ધ્રૂજારો. ૨ ત્રાસ, કંટાળો, રોમાંચ.

**કમકમાટી,** સ્ત્રી૦ કમકમાની જે અસર તે, ધ્રૂજારી, કંપારી. ૨ સગ.

**કમકમી,** સ્ત્રી૦ કંપારી, ધ્રૂજારી, સગ.

**કમ-કૌવત,** વિ૦ ઓછું કૌવત હોય એવું, કૌવત વગરનું, અશક્ત, નબળું, દુર્બળ, શક્તિહીન.

**કમ-કૌવતી,** સ્ત્રી૦ અશક્તિ, નબળાઈ, બળહીનતા.

**કમ-ખરચાળ,** વિ૦ ઓછા ખરચવાળું, મિતવ્યયી.

**કમખો,** પું૦ [ फा. कमूखाव. ] સ્ત્રીઓનું શરીરે ( છાતીએ ) પહેરવાનું બંધબેસતું સીવેલું વસ્ત્ર, કંચુકી, કાંચળી, ચોળી. ઉ૦ ×× કમખો કરાવો-હો, રમતાં રઢ લાગી રાણીને. આ. કા.

**કમખોરાક,** પું૦ ઓછો ખોરાક હોવો તે.

**કમખોરાકી,** સ્ત્રી૦ પૂરતો ખોરાક નહિ હોવો-મળવો તે, તંગી, તાણ.

**કમચી,** સ્ત્રી૦ [ तु. कमचीं=ચાબુકની દોરી] કોરડો, સાટ; ચાબુક.

**કમજબાન,** સ્ત્રી૦ [ फा. कम+जवान. ] ભુંડી બોલી, અપશબ્દ, ગાળ. ૨ વિ૦ બોલતાં જેની જીભ અટકતી હોય એવું, તોતળું, થોડબોલું, મિતભાષી. ૩ ભુંડાબોલું.

**કમજરે,** અ૦ [फा. कम+मुजरा.] બરબાદ, એળે, નિરર્થક. ક્રિ૦ પ્ર૦ કમજરે જવું=એળે જવું, કંઈપણ ફળ નહિ થવું, નકામું જવું.

**કમજાત,** વિ૦ [ फा. कम जाद्. ] હલકામાં જન્મેલું, હલકી નીચ જાતિનું, અકુલીન, વર્ણસંકર; અધમ, હરામી.

**કમજાદે,** અ૦ કમીજાસ્તી, ઓછુંવત્તું.

**કમજુસ્ત,** વિ૦ [ फा. कम. अ. जुस्= ઉકળવું. ] જેનામાં જુસ્સો ન હોય એવું, નિર્બળ, અશક્ત. ૨ કાયર, હીચકારું.

**કમજોર,** વિ૦ નબળું, કમતાકાત, અશક્ત.

**કમજોરી,** સ્ત્રી૦ નબળાઈ, અશક્તિ.

**કમઠ,** પું૦ [ स. ] કાચબો, કચ્છપ. ઉ૦ કમઠ રૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન કાઢયાં સમુદ્ર મોઝાર. પ્રેમાનંદ. ૨ વાંસ.

**કમઠાણ,** ન૦ ઝટ વ્યવસ્થા ન થઈ શકે એવો મોટો ખટલો, રસાલો. ૨ વાખરો. મુલકગીરીએ નીકળતા અમલદારના કામકાજને લગતો તથા તેના ઉતારા અને ભોજન વગેરેની ગોઠવણને લગતો-તંબુઓ, વાહનો, નોકરચાકરો અને બીજાં સાધનોનો જે મોટો જથો તે.

**કમઠાયો,** પું૦ સુતારના અથવા કડીઆના કામથી સારી રીતે માહીતગાર હોય એવો માણસ, શિલ્પી, મિસ્ત્રી, ગજ્જર-રસોઇઓ.

**કમઠી,** સ્ત્રી૦ [सं.] કાચબી.

**કમણવું,** અ૦ ક્રિ૦ [सं. कु+मन्.] મનથી અપ્રસન્નતા બતાવવી, કચવાવું, અસંતોષ બતાવવો, કણકણવું.

**કમતર,** વિ૦ [फा.] કમતી, ઓછું, નબળું. આ શબ્દ 'કમ' ફારસી અને તર સંસ્કૃત તુલનાત્મક પ્રત્યયથી બનેલો સંકર છે. ક્રિ૦ પ્ર૦ કમતર કરવું=ઓછું કરવું, કાપવું, ઘટાડી નાખવું.

**કમતરીન,** વિ૦ બહુજ કમ-ઓછું, બહુ નરમ. ૨ ગરીબ, રાંક. ૩ તુચ્છ.

**કમતાકાત,** વિ૦ [फा.] જેનામાં ઓછી શક્તિ હોય એવું, નબળું, શક્તિહીન, અશક્ત.

**કમતાકાતી,** સ્ત્રી૦ [फा.] અશક્તિ, નબળાઈ.

**કમતી,** વિ૦ [ फा. ] ઓછું, થોડું, અસંપૂર્ણ.

**ક-મન,** ન૦ [सं. कु+मनस्.] મન નહિ તે, નાખુશી, અનિચ્છા, અભાવ, અપ્રીતિ, નામરજી. વિ૦ કમનનું=નહિ ગમતું, મન વગરનું.

**કમ-નસીબ,** ન૦ [ फा. ] ઓછું ભાગ્ય, દુર્ભાગ્ય. વિ૦ નિર્ભાગી, ઓછા ભાગ્યનું, અકર્મી.

**કમ-નસીબી,** સ્ત્રી૦ [ फा. ] દુર્ભાગ્યતા, દુર્દૈવતા.

**કમનીય,** વિ૦ [सं.] ચહાવા-ઇચ્છવાયોગ્ય. ૨ સુંદર, મજેનું, રૂપાળું, મોહક. ઉ૦ લાવ લાવ આ મોતીના કાપ, તરલ તનમનીઆં રે, તારે કમનીય કાને પહેરાવું, લોલક લટકણીઆં રે.

**કમનીયતા,** સ્ત્રી૦ [सं.] સુંદરતા, મનોહરતા, રમણીયતા.

**કમ-પાક,** પું૦ [फा.] ઓછો પાક ઉતરવો-થવો તે, ઓછી ઉતર. વિ૦ ઓછા પાકવાળુ (વરસ.)

**કમપેશ,** વિ૦ [फा.] ઓછુંવત્તું.

**કમબખત,** વિ. [ फा. ] લુચ્ચું, ધૂર્ત, ઠગ, ઠાંગું, દુષ્ટ, નઠારું. ૨ દુર્ભાગી, કમનસીબ, ભાગ્યહીન.

**કમબખતી,** સ્ત્રી૦ [ફા.] દુર્દૈવ, દુર્દશા, વિપત્તિ, આપદા, દુઃખ, પીડા, ભોગ. ૨ ધૂર્તતા, ખંધાઈ, ઠગવિદ્યા. :–અહીં તારી કમબખતી નહિ ચાલે

**કમરકસ,** વિ૦ [ફા૦] કંમર કસનાર, જોરનું કામ કરનાર, શૂર.

**કમરખ,** ન૦ એક જાતનું ઝાડ અને તેનું ફળ. આ ફળ નાનું અને ખટમધુરું હોય છે. ઉ૦ કમરખ, જાંબુ, બોર, તાલ, તમાલ ને સમડી. પ્રેમાનંદ.

**કમરપટી,** સ્ત્રી૦ કંમરે બાંધવાની પાટી, સાટ. ૨ કોઇ પણ ચીજનો વચલો લાંબોને લાંબો ચીચરવટો.

**કમરપટો,** પું૦ કંમરે બાંધવાનો કપડાનો કિંવા ચામડાનો લાંબો અને પાતળો પટકો, સાટ, કમરબંધ, પટો, કંદોરો, સેર, મેખલા, રશના. ૨ કોઇ પણ ગોળ અથવા લંબાકૃતિની વચ્ચેનો પટી જેવો ભાગ.

**કમરબંધ,** પું૦ કમરપટો, કંદોરો. ૨ વિ૦ સજ્જ, તૈયાર, સાવધાન, તત્પર. :–રજપુતો હંમેશ કમરબંધ રહેતા.

**કમરીક,** ન૦ કપડાની એક જાત, એક જાતનું કપડું.

**કમલજા,** સ્ત્રી૦ [સ.] કમળમાંથી ઉત્પન્ન થએલી–લક્ષ્મી, રમા, કમળા.

**કમલા,** સ્ત્રી૦ [સં] લક્ષ્મી, રમા. ૨ સુંદર સુભાગી સ્ત્રી.

**કમલાકર,** ન૦ [સં.] કમળોનો સમુદાય. ૨ જેમાં ઘણાં કમળો થતાં હોય એવું તળાવ–સરોવર.

**કમલાપતિ,** પું૦ [સ.] લક્ષ્મીપતિ, વિષ્ણુ.

**કમલિની,** સ્ત્રી૦ [સં.] ઉંડા પાણીમાં ઉગતી અને પાણીની સપાટી ઉપર પથરાઈ શરદ ઋતુમાં સુંદર ફૂલથી ફૂલતી એક જાતની જળવેલ, જેને કમળ નામે ફૂલ થાય છે તે વેલ. આ વેલના મુખ્ય બે ભેદ છે. એક વેલનાં ફૂલ દિવસે સૂર્યને જોઈ ખીલે છે અને સૂર્ય આથમતાં બીડાઈ જાય છે, બીજી વેલનાં ફૂલ રાતે ચંદ્રમાને જોઈ ખીલે છે અને દહાડે બીડાઈ જાય છે; પહેલી કમલિની અને બીજી પોયણી કહેવાય છે.

**કમલોદ્ભવ,** પું૦ [સં] કમળમાંથી ઉત્પન્ન થએલા–બ્રહ્મા, પ્રજાપતિ.

**કમવવું,** ક્રિ૦ સ૦ ચામડાને સારું અને સુંવાળું થાય તેમ કરવું, પકવવું, સુધારવું, કેળવવુ.

**કમ-સમજ,** સ્ત્રી૦ ઓછી અક્કલ. વિ૦ ઓછી સમજનું, નાદાન.

**કમળ,** ન૦ [સ. कमल.] પાણીમાં થતી એક ફૂલવેલનું સૂર્યવિકાસી ફૂલ, પદ્મ, અંબુજ.

**કમળકાકડી,** સ્ત્રી૦ કાળા કઠણ પડનું એરંડીના જેવડું નાનું લબગોળ ધોળી મીજવાળું બી–ફળ. કમળના ડોડામાંનું બી.

**કમળ-કોશ,** પું૦ [સં.] કમળની નહિ ફૂલેલી કળી, કમળફૂલનો ડોડો.

**કમળતંતુ,** પું૦ [સ.] કમળફૂલની અંદરના રેસા–તાંતણા.

**કમળનાળ,** સ્ત્રી૦ [સ. कमल नाल.] કમળની લાંબી, સીધી ને અંદરથી પોલી દાંડી, દંડ, ડાંખળી.

**કમળ-પૂજા,** સ્ત્રી૦ [સ.] કોઇ દેવનું કમળો ચઢાવીને પૂજન કરવુ તે. ૨ મસ્તક કાપીને દેવને ચઢાવવું તે. ક્રિ૦ પ્ર૦ કમળપૂજા કરવી=દેવને પ્રસન્ન કરવાને મસ્તક કાપીને અર્પણ કરવું, પોતાનું માથું પોતાને હાથે કાપીને દેવને ચઢાવવું. :–તે કમળપૂજા કરવા તૈયાર થયો; અર્થાત્ પોતે પોતાને હાથે પોતાનું માથું કાપીને દેવને પ્રસન્ન કરવાને તૈયાર થયો.

**કમળભૂ,** વિ૦ કમળમાંથી ઉત્પન્ન થએલું. ના. બ્રહ્મા. ઉ૦ કમળભૂ તનયા સતી, સરસ્વતીને લાગું પાય. ગિરધર.

**કમળ-મુખી,** વિ૦ (સ્ત્રી૦) કમળના જેવા મુખવાળી, કમળવદના.

**કમળ-મુદ્રા,** સ્ત્રી૦ [સ.] દેવવંદન કરવામાં કમળના આકારે હાથના આંગળાને વાળવાં–

જોડવાં તે, કમળના જેવો આંગળાંનો આકાર કરવો તે.

**કમળ-લોચની,** વિ૦ (સ્ત્રી૦) કમળના જેવાં લોચનવાળી, કમળનયની (સ્ત્રી.)

**કમળ-વદના,** વિ૦ (સ્ત્રી૦) કમળના જેવા મુખવાળી, કમળમુખી.

**કમળાસન,** પુ૦ [ સં. कमल+आसन ] કમળ જેવું આસન છે એવા બ્રહ્મા.

**કમળી,** સ્ત્રી૦ પિત્તાશયના વિકારથી શરીર ઉપર પિળાશ આણનારો એક રોગ, કમળો.

**કમળો,** પુ૦ લોહીમાં અને શરીર ઉપર પિળાશ જણાય એવો પિત્તના વિકારથી ઉત્પન્ન થનો એક જાતનો રોગ. આ રોગની અસર આંખના ડોળા ઉપરથી ઝટ જણાઈ આવે છે. કહે૦ કમળાવાળો બધુંય પીળું દેખે=જેને જેવી અસર થઈ હોય તેને બધુંય તેના જેવું જણાય. ૨ એની આંખમાં કમળો છે=એને અમુક જાતની નઠારી અસર છે; આંખમાં વિકાર-દ્વેષ છે.

**કમંડળ,** ન૦ [સં. कमंडलु.] કડવા નાળિએરના અંડાકૃતિ ખોખાનું લબડતું હાથમાં ઝલાય એવું સન્યાસીનું પાણીપાત્ર. ૨ જેમાંથી સારી રીતે ધારે પાડી શકાય એવું અને અર્ધવર્તુલાકૃતિ ઝાલવાના દાંડાવાળું કમંડલુને ઘાટે બનાવેલું એક ધાતુપાત્ર. આ વાસણ પ્રવાહી રસોઈ-દાળ, દૂધપાક વગેરે પીરસવાના કામમાં વપરાય છે.

**કમંડળુ,** ન૦ [ સં. कमंडलु. ] કડવા નાળિએરના ખોખાનું સંન્યાસીનું પાણીપાત્ર, કમંડળ.

**કમાઈ,** સ્ત્રી૦ કમાવું તે, કમાવાનું તે, કમાણી, રળાઈ, ઉત્પન્ન. ૨ લાભ, નફો, ફાયદો. કહે૦ ૧ કમાઈ કોડીની ને ખરચ લાખોનું=અર્થાત્ દેવાળાની નિશાની. ૨ કમાઈના કોયળા ને દીવાસળીના ટોપલા=જેમ વધારે કમાઈ તેમ તેનો વધારે ધુમાડો. ૩ પૈની કમાઈ નહિ અને ઘડીની નવરાઈ નહિ=અર્થાત્ ખાલી ધામધુમ, વૃથા-ખોટી માથાફોડ કરવી તે.

**કમાઉ,** વિ૦ કમાનાર, કમાઈ કરનાર, પેદાગરુ, રળનાર. કહે૦ ૧ કમાઉ દીકરો વહાલો લાગે=જેમાંથી લાભ હોય તે પ્રિય લાગે. ૨ કમાઉ દીકરો દેશાવર ફરે અને હીણુ કમાઉ તે મોજો કરે.=અર્થાત્ જેને કમાવાની ખંત છે તે સુખાર્થી હોતું નથી અને જેને પારકા પેટ ઉપર જીવન ગાળવું છે તેને હંમેશ તાનબાજી સૂઝે છે.

**કમાચણ,** સ્ત્રી૦ [ સં. कामचारी ] હલકો ધંધો-અનીતિએ ચાલનારી સ્ત્રી, સ્વૈરિણી, વેશ્યા.

**કમાડ,** ન૦ [ સં. कपाट. ] કોઈ દ્વાર-ખુલ્લી વસ્તુને બંધ કરવાનું લાકડા કે બીજા કશાનું ઢાંકણ, બારણું, ઢાંકણું. કહે૦ ૧ પગે કમાડ વાસવાં=છુપા ગોળા ગડબડાવવા, જાહેરમાં નહિ આવતાં અંદર ખાનેથી કાર્ય કરવું. ૨ કમાડ કરતાં ઉલાળો ભારે=બાર હાથનું ચીભડું ને સોળ હાથનું બી.

**કમાડુ,** ન૦ ક્યારાઓમાં પાણી વાળવાનું કામ. ક્રિ૦પ્ર૦ કમાડુ કરવું=ક્યારાઓમાં વારા ફરતી પાણી વાળવું.

**કમાણી,** સ્ત્રી૦ કમાઈ, રળતર. ૨ નફો, લાભ, ફાયદો. ૩ સંચય, સંગ્રહ. ઉ૦ પુણ્ય પાપની શી રે કમાણી કીધી તેં જઈ મર્ત્યલોક. પ્રા. કા.

**કમાન,** સ્ત્રી૦ [ फा. ] વાંસનું નહિ પણ બીજી કોઇ વધારે સ્થિતિસ્થાપક ચીજનું-તીર ચડાવીને ખેંચતાં અર્ધ ગોળાકાર થઇ જાય તો પણ ભાંગી જાય નહિ એવું ને સુંદર બનાવટનું કામઠું, ધનુષ્ય. ૨ ચણતરમાંનો અથવા લાકડાનો બનાવેલો જે ખેંચેલા ધનુષ્યના જેવો અર્ધગોળાકાર તે, મહેરાબ. [ अं. Arch ] આર્ક. ૩ મેઘધનુષ્ય, મચ્છ. ૪ કળ. ૫ ઘડિઆળ, ગાડી, કોચ વગેરેમાં જે સ્થિતિસ્થાપક પોલાદનું ગુંછળું રાખવામાં આવે છે તે. :-ઘડિઆળની-ગાડીની કમાન. ( સ્થિતિસ્થાપક તીખા લોઢાનો વીંટલો. )

**કમાનદાર,** વિ૦ કમાનવાળું, મહેરાબદાર, ખેંચેલા ધનુષ્યના જેવા અર્ધગોળાકારવાળું.

**કમાલ,** વિ૦ [ अ. कमाल ] સંપૂર્ણ, પુરેપુરું, આખું, ભરપુર. ૨ સારું સુંદર, ઉત્કૃષ્ટ-

૨૦પ્ર૦ કમાલએબ=પુરેપુરી મોટામાં મોટી ખોડ. કમાલ આકાર=જમીન ઉપર, અંકાએલો પુરેપુરો ધારો. કમાલદર=પુરેપુરો દર, સંપૂર્ણ આકાર (જમીનનો.) ગુજરાતીમાં જેમ 'સર્વગુણસંપન્ન' પદ વ્યંગાર્થે ખરાબમાં ખરાબ એવા અર્થમાં વપરાય છે, તેમ આ શબ્દ પણ ખરાબ-મોટી ખોડવાળું એવા અર્થમાં વપરાય છે. કહે૦ કમાલપુત્ર કોઇનો નહિ=નઠારો છોકરો કોઇનો-પોતાનાંનો પણ નહિ, એમ જાણવું.

**કમાવવું**, ક્રિ૦ પ્રે૦ (કમાવરાવવું.) રળાવવું, કોઈ કમાય તેમ કરવું. ૨ ક્રિ૦ સ૦ પકવવું, સુંવાળું અને સારું કરવું (ચામડાને.) કમાવેલું-પકવેલું, કેળવેલું (ચામડું.)

**કમાવું**, ક્રિ૦ સ૦ કંઈક નવું-વધારા તરીકે પ્રાપ્ત કરવું. મેળવવું, પેદા કરવું, રળવું. ૨ ઉદ્યમ કરવો, લાભ થાય એવું કામ કરવું. ૩ સંગ્રહ કરવો, સંચવું. કહે૦ કમાવે ટોપીવાળા અને ઉડાવે ધોતીવાળા.

**કમાળીઓ**, પું૦ પુરુષત્વરહિત માણસ, નપુંસક, હીજડો, ફાતડો, વ્યંઢળ. બહુચરાજી માતાને પોતાનું જીવન અર્પી સ્ત્રીનો પોષાક પહેરીને ફરનાર પુરુષત્વહીન થઇ ગએલો પુરુષ. ૨ પુરુષના જેવી-ઉંચી અને સ્ત્રીને યોગ્ય સુકુમારતા કે સુંદરતારહિત સ્ત્રી.

**કમિટી**, સ્ત્રી૦ [अ. Committee.] ઘણા માણસોએ મળીને જે થોડા માણસની સભાને અમુક કામ કરવાની સત્તા આપી હોય તે સભા, વિશેષ મંડળી, કામદાર સમૂહ. સ્ટેંડિંગ કમિટી=જાયુની વિશેષ સભા-મંડળી, પંચ.

**કમિશન**, ન૦ [अ. Commission.] સોંપરત, ભાળવણી, પ્રતિનિધાન. ૨ અખત્યારનામું, સનંદ. ૩ અખત્યાર, અધિકાર. ૪ જે પુરુષોને કોઇ અમુક કામને વાસ્તે અખત્યાર આપ્યો હોય તે પુરુષો સમસ્ત, અધિકૃત પુરુષો; કોર્ટમાં ન આવી શકે એવા માણસની જુબાની લેવાની જે અમુક માણસ કે માણસોને અપાએલી સત્તા તે. ૫ કોઈ મોટા અપરાધ કે અગત્યના પ્રશ્નની તપાસ કરવાને નિમાએલી અધિકૃત મંડળી. ૬ હકસાઈ, આડત, દસ્તુરી, વળતર.

**કમિશનર**, પું૦ [अ. Commissioner.] જેને કોઈ કામ કરવાની સત્તા હોય તે, અધિકારી પુરુષ, મુખત્યાર, મુનીમ, અમીન, મોટા સરકારી ખાતાનો ઉપરી અધિકારી. :-રેવન્યુ કમિશનર, આબકારી કમિશનર, પોલિસ કમિશનર, મુંબઇનો મ્યુનિસિપલ કમિશનર, વગેરે.

**કમી**, વિ૦ [फ़ा.] કમ, ઓછું, કમતી, થોડું. ૨ ઊણું, અધુરું, બાકી.

**કમી-જાસ્તી**, અ૦ [फ़ा.] ઓછુંવત્તું, થોડુંઘણું, કમજાદે. ૨ ના૦ વધઘટ, ઓછું કેટલું અને વત્તું કેટલું તે બાબતની તપસીલ-હિસાબની વધઘટની વિગત તે.:-કમી જાસ્તી પડે-ઉતરે તો વળતી ટપાલે જણાવજો. નર્મ.

**કમીટ-કરવું**, ક્રિ૦ સ૦ [अं. Commit] હવાલે કરવું, બીજા ન્યાયાધીશ તરફ ઇનસાફ માટે મોકલવું. :-માજીસ્ટ્રેટ સાહેબે તેનો કેસ સેશન્સ કમીટ કર્યો, હવે જે થાય તે ખરું.

**કમીન**, વિ૦ [फ़ा.] મેલા મનનું, કપટી, પાજી.

**કમીના**, સ્ત્રી૦ [फ़ा.] કમીપણું, ઓછાપણું, ઊણપ, તાણ. :-એને શી કમીના છે?

**કમીનો**, વિ૦ (ના૦) કંગાલ, ગરીબ, દીન.

**કમુરત**, ન૦ [सं. कुमुहूर्त.] સારો સમય નહિ તે, અમંગળ કાળ.

**કમુરતાં**, ન૦ (બ.વ.) જેમાં મંગળ-શુભ કાર્ય કરવાનાં મુહૂર્ત આવતાં ન હોય એવો કેટલાક દિવસો લગીનો જે કાળ તે.:-કમુરતાં ઉતર્યા પછી લગનગાળો ચાલશે.

**ક-મોત**, ન૦ [सं. कुमृत्यु.] કુદરતી રીતે નહિ થએલું એવું જે મોત-મરણ તે, અસ્વાભાવિક મરણ. (આપઘાત અકસ્માત કે વાધ વગેરેથી અકાળે કે કોકાળે મરણ થાય તે.):-એ તો ક-મોતે મરી ગયો.

**ક-મોતીઉં**, વિ૦ કમોતે મરી ગએલું, ક-મોતે માર્યું જાય એવું, મરજીવું, સાહસિક.

**કમોદ,** સ્ત્રી૦ એક જાતની સુગંધીદાર ચોખાની ડાંગેર. ડાંગેર અને કમોદની ઘણી જાતો છે. સુખવેલ, પંખાળી, ત્રણ પાંખડી વગેરે. ઉ૦ કમોદનો કીધો'તો ભાત, દાળતણી હતી સુંદર જાત. ક. દ. ડા.

**કમોદડો,** પું૦ કમોદથી ઉતરતી જાતની ડાંગેર.

**કમોદીઆ,** વિ૦ જેમાં કમોદ પાકતી હોય એવી–જમીન યા ક્યારડાં.

**ક-મોસમ,** સ્ત્રી૦ [स. कु+अ. मौसिम.] કોઇ પાક અથવા વસ્તુને માટે નક્કી થએલો–મનાતો ગ્ય કાળ નહિ તે, ક-રત, ક-દહાડો.

**કમ્મર,** સ્ત્રી૦ [फा.] પેટ અને કરોડની નીચેનો તેમજ બે પગના થાપાઓની ઉપરનો શરીરનો જે વચલો ભાગ તે, કટી, કેડ, કમર. ક્રિ૦ પ્ર૦ કમ્મર તોડવી=બહુ મહેનત લેવી. કમ્મર બાંધવી=તૈયાર થઇ જવું, જોરનું–હીંમતનું કામ કરવાને તત્પર થવું. (અક્ષર ઉપરનો ભાર બદલાતાં સમાસમાં કેટલેક ઠેકાણે અનુનાસિક મ ઊડી જાય છે.)

**કયડો,** પું૦ પતંગના ચોરસ કાગળને સામસામે ખુણે આવી રહે તેવી રીતે ચોંટાડેલી વાંસની સળી. ૨ સોના રૂપાનો બે ત્રણ આંબળાનો વીંટલો, વીંટી, જોડવું. ૩ સુવાવડીને પાવાનો એક જાતનો ક્વાથ. [स. कषाय.] કાઢો.

**કયું,** સ૦ [सं. किम्.] કોણ, શું. ન૦ કયું, પું૦ કયો અને સ્ત્રી૦ કયી.

**કર,** પું૦ [स.] હાથ, હસ્ત. ૨ સૂંઢ. (હાથીની) ૩ કિરણ, રશ્મિ. ૪ વેરો, લાગો, છાપો, દાણ, જકાત. ૫ બેની સંજ્ઞા. ૬ કરનાર, એવો અર્થ બતાવનારો પ્રત્યય, જેમકે–સુખકર, દુઃખકર. ૭ દાપું, બ્રાહ્મણ ભાટનો કર. ક્રિ૦ પ્ર૦ કર નાખવો=વેરો નાખવો. કર ઘાલવો=દાપું બેસાડવું. કહે૦ કરનો નાખનાર જાય પરંતુ કર ન જાય=પેઠેલું લાકડું નીકળે નહિ. [म.] રહેનાર–વસનાર એવો અર્થ પણ થાય છે. :–પુણેકર, ચાણેકર, અર્થાત્ પુનાનો, થાણુનો રહેનાર.

**કરકટી,** સ્ત્રી૦ શબ ઉંચકી લઈ જવાની ખાટલી, ઠાઠડી, નનામી, જનાજો.

**ક ક્ડ,** અ૦ એવો થતો અવાજ.

**ક ક્ડતું,** વિ૦ કડકડ થતું, ઉકળતું.

**ક કડવું,** ક્રિ૦ અ૦ 'કડકડ' એમ બોલવું, ભાગતું હોય એમ થવું, નમવું. ૨ અત્યંત ઉનું થઈ ઉકળવું.

**કરકડાટ,** પુ૦ એવો એક જાતનો અવાજ. ૨ અ૦ એકદમ, સડસડાટ, સપાટાબધ.

**કરકઠોળ,** ન૦ પરચૂરણ જે કંઈ જુદી જુદી જાતનું કઠોળ વગેરે તે.

**કરકર,** સ્ત્રી૦ [स. कर्त्तन.] ઝીણી કાંકરી, કરગર. ૨ અદેખાઇ, ઈર્ષ્યા. ૩ અ૦ કોઇ વસ્તુ કપાતાં થતાં એવો અવાજ. :–ઉંદર આખી રાત કરકર કર્યા કરે છે, કોણ જાણે શુંએ કાપતા કે કરડતા હશે?

**કર-કરિઆવર,** પું૦ કન્યાને પરણાવતાં અને પરણાવ્યા પછી તેને અને તેના વરને રીત મુજબ જે કંઇ વસ્ત્ર ખાવાનું અને રોકડ વગેરે આપવું પડે છે તે, પહેરામણી, રીતઃ–પાટીદારો અને અનાવલાઓ છોકરીના કરકરિઆવર કરવામાંજ કરજદાર થઇ જાય છે.

**કરકરું,** વિ૦ [सं. कर्कर.] છેક મેંદા જેવું લીસું નહિ એવું, ઝીણી ઝીણી કાંકરી જેવું લાગતું હોય તેવું (લોટ વગેરે.) જાડું, ખડબચડુ. ૨ તીવ્ર, ચંચળ, ચાલાક, આકરા સ્વભાવનું (માણસ–છોકરું.)

**કર-કલશ,** પું૦ [सं.] ખોબો, અંજલી.

**કરકસર,** સ્ત્રી૦ [सं. कर+कृष्.] હાથ ખેંચીને વાવરવું તે, સંભાળીને જરૂર જેટલુંજ ખરચ કરવું તે, કોસર, ત્રેવડ, મિતવ્યય.

**કરકસરીઉં,** વિ૦ કરકસરથી ખરચ કરવાનો જેનો સ્વભાવ હોય એવું, ત્રેવડીઉં, કરકસરવાળુ–કરનારું.

**કરકાટક,** ન૦ વર્તુલ કાઢવાનું જોશીઓનું ઓજાર.

**કરકાંટીઉં,** વિ૦ સુકાએલા શરીરનું, છેક પાતળું, સુકલકડી.

**કરકોચલી,** સ્ત્રી૦ કરચોલી, વલી, કરચલી.

**કરકોલવું,** ક્રિ૦ સ૦ ધીમે ધીમે ખોતરી ખાવું, ખણવું, કોરીખાવું.

**કરકોસર,** સ્ત્રી૦ કરકસર, ત્રેવડ, મિતવ્યય.

**કર-કોરા,** પુ૦ હાથજોડીને બનાવેલીઅંજલી, કરપુટ, સંપુટ.

**કરખ,** ન૦ [ स. कृष्. ] તાણ, મુશ્કેલી. ૨ દુઃખ, શોક. ઉ૦ કરખે હરખે અનુભવ કશા, આકાશ ઉદરમા વરતે દશે દિશા, જ્યારે જેનું રાજજ જાણુ, ત્યારે માનવી તેની આણ. અખો.

**કરગર,** સ્ત્રી૦ કરકર, ઝીણી કાંકરી, રજ. ૨ અદેખાઇ, દ્વેષ, ઝેર.

**કરગરવું,** ક્રિ૦ અ૦ ઘણીજ ગરીબાઇથી રડવા જેવું મોં કરી કાલાવાલા કરવા, આજીજી કરવી. ૨ દયા માગવી, માફી ઇચ્છવી. ૩ અત્યંત દૈન્યપૂર્વક યાચવું—માગવું.

**કરગરાટ,** પુ૦ કરગરવું તે, કાલાવાલા.

**કરગસ,** સ્ત્રી૦ રજ, કરગર, કસ્તર.

**કર-ગ્રહ,** પું૦[ स ] કન્યાનો હાથ પકડવો તે, પાણિગ્રહણ, લગ્ન. ૨ આશ્રય આપવો તે, હાથ પકડવો તે.

**કરગ્રાહી,** વિ૦ હાથ ઝાલનાર, પતિ, પરણ્યો.

**કરચ,** સ્ત્રી૦ [ स. कर्त्त. ] છેકજ નાની અને પાતળી કકડી, નાનો કકડો, કોર, રેખ.

**કરચલી,** સ્ત્રી૦ કોઇ સુંવાળી સાફ સપાટી વાળી વસ્તુ ઉપર વળું પડવું તે, કરચોલી, વળીઉં, આંકો, આંસ. ૨ કરચલાની માદા.

**કરચલું,** ન૦ પાણીમાં થતું એક બહુપગુ જળચર, કરચલો.

**કરચાવવું,** ક્રિ૦સ૦ ખીજવવું ચીઢવવું. નર્મ. ૨ ઉપર ઉપરથી કાપી નંખાવવું, કરચા રહે એમ કપાવવું.

**કરચો,** પું૦ ઉપરથી કપાવા છતાં સપાટી ઉપર થોડો બાકી રહી ગએલો પ્રરોહ, ખુંપરો, ગરજો. :—અનાડી હજામે કરચા રાખ્યા. નર્મ. સપાટી ઉપર ખીલાની માફક રહેલો ઉભો ખુંટો. ૨ મૂર્ખ, બેવકુફ, અભણ ગામડીઓ માણસ, ખેડુત. લા૦ કણબી. :—કરચા બિચારા નાગરિક રીતભાતમાં શું સમજે.

**કરચોલી,** સ્ત્રી૦ કરચલી, વળીઉં, વલી.

**કરજ,** ન૦ [ फा. क़र्ज़. ] કોઈ પાસેથી વ્યાજે લીધેલું નાણું, દેવુ, દેણુ, ઋણ, માગતું. કહે૦ કરજ અને કન્યા કરગરે મળે નહિ=કરગરવાથી નહિ પરંતુ સાખથીજ કન્યા અને કરજ તો મળે.

**કરજદાર,** વિ૦ [ फा. ] દેવાદાર, કરજી, ઋણી, દેણદાર.

**કરજાઉ,** વિ૦ જેને માથે કરજ હોય એવું, કરજદાર, દેવાદાર. ૨ કરજે લીધેલું, વ્યાજુ.— કરજાઉ નાણાં.

**કરજાળી,** સ્ત્રી૦ કાજળ પાડવાનું કોડીઉં. ૨ કોડીઆની ઢાંકણી, ચીમની, ધૂમાડીઉં.

**કરજી,** વિ૦ કરજદાર, ઋણી, દેવાદાર.

**કરડ,** સ્ત્રી૦ ( કૈડ. ) એકવાર ખાંડેલી ડાંગેર, એકવારીઉં. ૨ ચુલાની બળેલી માટી. ૩ ડંખ.

**કરડકણાપણું,** ન૦ કરડવાની જે ટેવ તે. ૨ કરડતું હોય એમ કરવાની—ઘૂરકવાની આદત.

**કરડકણું,** વિ૦ કરડવાની ટેવવાળુ, જેને કરડવાની આદત હોય એવું, કરડે એવું. ઉ૦ કરડકણો કુતરો હરડકવા હાલ્યો. અખો. કહે૦ કાણું ઘોડું ને કરડકણું.

**કરડ-પાંચમ,** સ્ત્રી૦ શ્રાવણ સુદ પાંચમનો દિવસ, કે, જે દિવસે સ્ત્રીઓ 'કરડની ખીચડી ખાઈ ને એક વ્રત કરે છે.

**કરડવું,** ક્રિ૦ સ૦ [ स. कर्त्त. ] દાંત વતે કાપવું, બચકું ભરવું, દાતથી કાતરવું, બટકુ દેવું, ડસવું. ૨ ડંખ, આંકરો બોકવો, ડંખવું. ૩ ખૂંચવું.—આ બનાત કરડે છે.

**કરડાગી,** સ્ત્રી૦ મર્મવચન, વિપરીત અર્થમાં કંઈ કહેવું તે, સામા માણસને લાગી આવે એવી રીતે મહેણાનું વચન ઉલટા અર્થમાં કહેવું તે, વક્રોક્તિ, વ્યાજસ્તુતિ, વ્યંગ્યોક્તિ, અવળી બોલી મારવી તે. ઉ૦ લક્ષ્મીને સાવિત્રી સરખી, કરે મારી કરડાગી. પ્રેમાનંદ. ૨ ધમકાઈ, અકડાઇ, ઉંચા

અક્કડબાજી. ઉ૦ કરડાગીમાં વાંકા હીંડે, ઉંચી આંખે કાનો. પ્રા. કા.

**કરડાવવું,** ક્રિ૰પ્રે૦ બીજાને કરડે એમ કરવું, કરડવાને ઉશ્કેરવું, ડસાવવું, ડંખાવવું, બચકું ભરાવવું.

**કરડી-નજર,** સ્ત્રી૦ (કરડું ઉપરથી.) જેમાં ક્ષમાનો લેશ ન હોય એવી જે નજર તે, સામો માણસ બીતો રહે એવી તેની તરફની જે વૃત્તિ તે, અવકૃપા, ગેરમહેરબાની, ખફા. ૨ આકરી–સખત નજર લાગવી તે, આંખ બેસવી તે. (બૈરાંમાં એક એવી વહેમી માન્યતા છે કે, એક માણસનું બીજા માણસ તરફ સ્નેહ અથવા દ્વેષથી એવું જોવું થાય છે કે, જેની તેને માઠી અસર થાય છે. આને 'નજર લાગવી' કહે છે. આવી સખત નજરને 'કરડી નજર' કહેવામાં આવે છે.)

**કરડું,** વિ૦ [ સં. कषाय. ] સહેજ કડવું, બેસ્વાદ, કષાય.:–નવા ટાંકાનું પાણી કરડું લાગે છે. ૨ [ સં. क्रूर. પ્રા. कुरडो. ] ક્રૂર, નિર્દય. ઉ૦ કઠિન કરાળ કાળ છે કરડો, માન સર્વનું મોડે. છોટમ. ૩ [ સં कड्. ] (આકરું, સખત, કડક. ૪ સ્ત્રીઓના કાનનું એક ઘરેણું, ઠુલેર.

**કરડો,** પુ૦ [ સં. कटक. ] સોનારૂપાનો આંગળીએ પહેરવાનો આંબળાવાળો વીંટલો. ૨ સોનીનું એક ઓજાર.

**કરણ,** ન૦ [ સં. ] જેનાથી અમુક ક્રિયા થાય તે, કારણ, હેતુ, નિમિત્ત, સબબ. ૨ સાધન, ત્રીજી વિભક્તિનો જે અર્થ તે, જ્ઞાનનું સાધન, ઇંદ્રિય. ૩ કાળનો અમુક ભાગ તે, કાળના અવધિનો ભેદ. . પંચાંગમાં જે કરણ આવે છે તે. ) ૪ કરવું તે, કર્મ. ૫ કરવું તે એવું દેખાડનારો એક પ્રત્યય.:–એકીકરણ=એકઠું-એકત્ર કરવું તે. શુદ્ધિકરણ=શુદ્ધ કરવું તે. (સંસ્કૃતમા બીજા ઘણા અર્થ છે, પરંતુ ગુજરાતીમાં તે પ્રચલિત નથી.)

**કરણાટ,** ન૦ કાનના ધાટનું એક વાજું, તતુડું, રણશીંગું. ઉ૦ ભોર દુંદુભિ શંખતણા ચાર, કરણાટે રણકાર. પ્રા. કા.

**કરણી,** સ્ત્રી૦ કામ, ક્રિયા, કર્તુક, વર્તણૂક, આચરણ, રીતભાત.:–જેવી કરણી તેવી પાર ઉતરણી. ૨ ગુણ, યોગ્યતા, લાયકી. ઉ૦ ધન્ય ધન્ય માયાસુર કરણી, શારદા શેષ ન શકે વર્ણી. ગિરધર. ૩ જાદું. ૪ કડીઆનું એક ઓજાર, થાપી. ૫ જેનું નિઃશેષ મૂળ ન નીકળી શકે એવી રકમ. કહે૦ જેવી કરણી તેવી પાર ઉતરણી=જેવું કર્મ તેવુંજ તેનું ફળ.

**કરણીય,** [ સં. ] કરવા યોગ્ય, અવશ્ય કરવા જેવું, જે કર્યા વગર ચાલે તેમજ ન હોય એવું.

**કરત,** સ્ત્રી૦ [ સં. कु+ऋतु. ] કમોસમ, નઠારી ઋતુ.

**કરતલ,** પું૦ [ સં. ] હાથના આંગળાંવાળા પંજાનું તળું, હાથેળી.

**કરતલ-ભિક્ષા,** સ્ત્રી૦ [ સં. ] હાથનાં તળાંમાં-ખોબામાં માય તેટલીજ ભિક્ષા લેવી, વધારે નહિ, એવું જે એક વ્રત તે, હાથમાં માય એટલુંજ લેવું તે.

**કરતલી,** સ્ત્રી૦ કરતલ, હાથેળી. ઉ૦ વિદ્રુમ રંગ જેવી કરતલી રાતી, જાણે પ્રકટ થયો સૂર પ્રભાતી. સીતા સ્વયંવર.

**કરતાલ,** ન૦ [ સં. ] હાથવતે તાલ આપવી તે, ગાયનમાં તાલ આપવાને માટે વગાડવાનું એક વાદ્ય, કાંસીઆં, મંજીરાં, ઝાંઝ, ઝબલીકાં.

**કરતુ,** ન૦ [ સ. कृ. કરવું. ] કર્મ. ઉ૦ નડે ક્રિયા જનમનાં કરતુ, મારું એકે ન કારજ સરતું. પ્રા. કા. ૨ કમોસમ.

**કરતુક,** ન૦ કર્મ, કામ, ૨ વર્તણૂક, આચરણ. (નઠારાં કામને માટે આ શબ્દ વપરાય છે, સારાને માટે નહિ.):–એનાં કરતુક એને નડયાં.

**કરન્યાસ,** પું૦ [ સં. ] સંધ્યાપૂજા કરતાં હાથનાં આંગળાં અને બીજા અવયવો ઇત્યાદિ ભાગો મંત્ર ભણીભણીને અમુક દેવને સોંપવા તે, મંત્ર ભણીભણીને કરાદિના વિભાગો ઉપર જુદા જુદા દેવનું સ્થાપન કરવું તે. (કરન્યાસ, હૃદયાદિન્યાસ એમ કહેવાય છે.)

**કરપ,** પુ૦ દાબ, અંકુશ, ધાક, હાક, કરડાપણું.–પડ્યાનો કરપ ભારે હતો તેથી તે વખણાતો. બે બેનો. હાકોટો, રુઆબ. ૨ ભાર, બોજ, વજન.

**કરપટું,** ન૦ કરપટીનું ફળ. આ ફળ ધોળા ત્રણ ખુણીઆ ચપટા ને ગોળ થાય છે. તે અથાણાના કામમા આવે છે.

**કર-પટુતા,** સ્ત્રી૦ [ स ] હસ્તલાઘવ, હાથચાલાકી.

**કરપલું,** ન૦ કર–હાથ રૂપી જે પ'લુ તે, બે હાથમા રહે એટલુ જે તે, ઉંડળ

**કરપલ્લવ,** પુ૦ [ स. ] હાથનો જે પલ્લવિત ભાગ તે, પંજો, પાચો. ૨ હાથ રૂપી જે પલ્લવ તે, કરકિસલય.

**કરપલ્લવી,** સ્ત્રી૦ [ स ] હાથ અને હાથના આગળા વગેરે આમતેમ હલાવીને સામાને સમજાવવાની જે રીત તે, હાથના ચાળાથી વિચાર જણાવવાની વિદ્યા. બહેરા મુગાને સમજાવવાની રીત. ( નેત્રપલ્લવી–કરપલ્લવી વગેરે, અણુસારે વિચાર જણાવવાની જે રીતો તે )

**કરપાવું,** ક્રિ૦ અ૦ [ स. कृप्. ] પોતાની મેળે છૂટું પડી જવુ, ખરી પડવુ, થોડે થોડે કપાઈ જવુ, કપાવુ, બટકાવુ, તૂટી જવુ. –જરીના છેડા જુના થતા થતા કરપાઇ ગયા. કોરેથી ખરી–કપાઈ જવુ. આ બધા જીર્ણ કાગળો કરપાઈ ગયા.

**કર-પીડન,** ન૦ [ स. ] હાથેવાળો, પાણિ-ગ્રહણ, લગ્ન, વિવાહ, પરણેતર.

**કરપીણ,** વિ૦ [ स कृपण ] કૃપણ, કંજુસ. ૨ કમકમાટ ઉત્પન્ન કરે એવું, ક્રૂર, નિર્દય – કરપીણ ખૂન, માણસ, કામ. ( વર્તમાનપત્રોમા વારવાર વપરાય છે. )

**કરપુટ,** પુ૦ [ स. ] બે હાથના પંજાઓ એકઠા કરવાથી બનતો જે પડીઆ જેવો ભાગ તે, પસલી, ખોબો.

**કરપો,** પુ૦ પખીઓને ઉડાડવા માટે ખેતર વચ્ચે બાધેલો માળો

**કરબ,** ન૦ સુકુ ઘાસ, રાડા, પુળા.

**કરબડી,** સ્ત્રી૦ ચકલા, કબુતર અને ખીસકોલી, વગેરે પ્રાણીઓને ચણ નાખવાનુભીતિ કે બારીએ લટકાવવામા આવતું દાણા પડયા રહે એવુ શીંકુ, ભીંત ઉપરની પરવડી

**કરબાલ,** પુ૦ નખ. ૨ તરવાર.

**કરબોરું,** ન૦ કલમો કરવાના કામમા આવતુ એક જાતનુ જાડુ રાડુ, બરુની જાતનો એક સાઠો

**કરભ,** પુ૦ [ स. ] નાનો–જુવાન–હાથી. ૨ કોણીથી કાંડા લગીના ચુડા ઉતાર હાથનો જે ભાગ ( દડ ) તે.

**કરભાગ,** પુ૦ [ स ] રૈયત પાસેથી રાજા જે કર તરીકે ઉપજનો અમુક ભાગ લે છે તે, ચોથ, ખડણી.

**કરભી,** સ્ત્રી૦ હાથણી. ૨ ઊંટડી, સાંઢણી.

**કરભીર,** પુ૦ સિંહ, વનરાજ, કેસરી.

**કરભૂષણ,** ન૦ [ स. कर+भूषण. ] હાથનુ ઘરેણુ, કકણ, બાજુબધ ઈત્યાદિ. ૨ દાન. ૩ પતિ.

**કરભોરૂ,** સ્ત્રી૦ [ स. करभ+उरू. ] હાથીની સૂઢના જેવી ઊરૂવાળી સ્ત્રી.

**કરમ,** ન૦ [ स क्रम. ] કર્મ, કામ. ૨ નસીબ, ભાગ્ય, ઉ૦ જનમ આપે જનેતા પણ કરમ ન આપે કોય. પ્રા કા. ૩ કપાળ. ૪ ઘાતકી–નિંદ્ય કર્મ તે. –અરેરે ! શુ કરમ કરે છે. નર્મ. ૫ બે કદમની રસ્તો માપવાની લાકડી. ૬ [ स. कृमि. ] પેટમા જે લાબા અને ધોળા જીવ થાય છે તે, કરમીઆ

**કરમકથા,** સ્ત્રી૦ વીતક વાત, દુ ખ પડ્યુ હોય તેનો હેવાલ કરમકહાણી.

**કરમ-કુટ,** સ્ત્રી૦ ખોટી માથાફોડ, નકામો પચાત, ૨ વિતડા, અસારવિવાદ ૩ નિત્ય નિત્ય એકની એક ગામતનુ પિંજણ કરવુ તે.

**કરમજ,** જુઓ કિરમજ.

**કરમણુવું,** ક્રિ૦ અ૦ [ स. कु+मन. ] કચવાવુ, કણમણવુ. અસતોષથી અથવા નહિ ગમતાપણાથી ગણગણવુ ઉ૦ કરમણ્તી ગોવા કામિની શામળભટ.

**કરમણૂંક,** સ્ત્રી૦ [ મ. कर्मणूंक. ] જેમાંથી સુખ ઉપજે એવો વ્યવસાય. ઉદ્યોગ થતો જાય સુખે ઉત્પન્ન થતું જાય અને કાલાતિક્રમ પણ થયે જાય એવો જે વ્યવસાય-વ્યાપાર તે.

**કરમદી,** સ્ત્રી૦ એક જાતનું ફળઝાડ.

**કરમદું,** ન૦ કરમદીનું ફળ. આ ફળ નાનું અને ખાટું થાય છે. પાકતાં જાંબુડીઆ રંગનું થાય છે. આની બે જાત છે. એક સફેદ અને બીજી લીલી. કેટલાક લોક આનું અથાણું કરે છે.

**કરમબખસેશ,** સ્ત્રી૦ [ फा. ] ભાગ્યશાળીપણું. ૨ સખાવત, ઉદારતા. ૩ રહેમિઅત, ક્ષમા.

**કરવરું,** વિ૦ આઠ. આનીથી પણ ઓછા પાકવાળું. :-કરવરું વરસ. નર્મ.

· **કરમવેરો,** પું૦ માથાવેરો, માણસ દીઠ લેવામાં આવતો કર, જજીઓ. ૨ નસીબમાં લખાએલી વેઠ.

**કરમાણી-અજમો,** પુ૦ એક જાતનું કડવું વસાણું.

**કરમળો,** પું૦ ઘીગોળમાં ચોળેલો બાજરીનો લોટ, કુલેર. ૨ કરમો, દહીંભાત. ઉ૦ કુર ને કરમળો શે ન શિરાવતો. નૃસિંહ.

**કરમાધરમી,** અ૦ જેવાં કર્મ અને જેવો ધર્મ હોય તે પ્રમાણે, કર્મ અને ધર્મને અનુસાર.

**કરમાવવું,** ક્રિ૦ પ્રે૦ કરમાય તેમ કરવું, કરમાવવું, એમ કરવું કે જેથી કરમાય.

**કરમાવું,** ક્રિ૦ અ૦ [ સં. क्लम. ] વિલાવું, તાજગી ઉતરી જવી, વિલીન થવું. ૨ બિડાવું, બંધ થવું. ૩ ઉતરી જવું, નરમ પડવું, ઢીલા થવું, શિથિલ થવું. ૪ સુકાવું, ઓસરી જવું.

**કર-માળા,** સ્ત્રી૦ [ સં. कर+माला. ] જપમાળા, માળા, બેરખો, તસબી. ૨ કરને-હાથની આંગળીઓને માળા બનાવવી તે, વેઢા ગણીને જપ કરવો તે.

**કરમી,** [ સં. कर्म+ई. ] કર્મવાળો, ભાગ્યશાળી, નસીબદાર, ધનાઢ્ય, પૈસાદાર, તાલેવંત. ધની. ઉ૦ ન ગમ્યો કરમી કોઈ, ગમ્યો નહિ આમદ થશે. શામળ.

**કરમીઓ,** પું૦ [સં. कृमि.]-ઝીણા તેમજ જાડા તંતુ જેવો પેટમાં થતો એક જાતનો જંતુ. કરમ, કૃમરમ.

**કરમો,** પું૦ દહીં જીરૂં અને મીઠું નાખેલા ભાતનું માતાને ધરવાનું નૈવેદ્ય.

**કરમોડ,** પું૦ કરમોડાવું તે, લચક, મોચ, મરોડાઈ જવું તે. ક્રિ૦પ્ર૦ કરમોડખાવી=લચકાવવું, કરમોડાઈ જવું.

**કરમોડવું,** ક્રિ૦ સ૦ કરમોડાય-લચકાય તેમ કરવું, અવયવ મોચ ખાય તેમ કરવું, આંબળી નાખવું. ૨ મસળવું, મોવું, ભેગું કરવું, ચોળવું.

**કરમોડાવું,** ક્રિ૦અ૦ મરડાવું, લચકાવું, વાંકું વળી જવું, સ્થાનાંતર થવું.

**કરમોડીઓ,** પુ૦ પશુઓને થતો એક રોગ.

**કરમોવવું,** ક્રિ૦ સ૦ ભભરી-ચૂર્ણ જેવી વસ્તુને થોડામાં થોડા પ્રવાહીથી ચોળી ચોળીને ( તેનાથી ) ભીની કરવી, મોવું, પ્રવાહીના પટ વાળું કરવું. ૨ ચોળવું, બંધાય તેમ કરવું, સહેજ સાજ ભીંજવવું, જોરથી-પરાણે ભીંજવવું.

**કરમોવું,** ક્રિ૦ સ૦ અસંપૂર્ણ પ્રવાહીથી ચૂર્ણ જેવી વસ્તુને (લોટને) જોરથી ચોળીને ભીંજવવો, હાથથી મોવું. ઉ૦ દાળ ચોળા ને ચણાનીરે, ઘીમાં કરમોવીને. પ્રે. સ્વામી.

**કરવડો,** પું૦ તાંબા પિત્તળનો ટુંકા નાળચા વાળો લોટો, ટુંકા નાળચાવાળું ટોચકું, વાઢી, ઝારી.

**કરવત,** ન૦ [ સં. कर+पत्र. ] લાકડાને ઉભું વહેરવાનું સુતારનું દાંતા દાંતાવાળું એક ઓજાર. (લાકડાને આડું વહેરવાનું ઓજાર આડીઉં કહેવાય છે.) ક્રિ૦પ્ર૦ કરવત મુકાવવું-ઇચ્છિત વસ્તુ પામવાને કોઈ તીર્થ-પવિત્ર સ્થાનમાં (કાશીમાં) કરવતે વહેરાઈ મરણ પામવું. (આગલા વહેમી જમાનામાં કાશીમાં કેટલાક ક્રૂર લોકો કરવત મૂકવાનો ધંધો ચલાવતા. તે પછી એક મોક્ષકૂપ થયો હતો જેમાં ધારવાળુ આડું કરવત મૂકેલું હતું. ઇચ્છિત મેળવવાની કામનામાં ઘેલો થઇ ગએલો માણસ એ

પગ પહોળા રાખી ઉપરથી તેની ઉપર પડતો એટલે તેના શરીરનાં એ ફાડીઓમાં થઇ કુવામાં પડતાં.) કહે૦ કાશીનું કરવત આડુંએ વહેરે ને અવળુંએ વહેરે=અર્થાત્ જેમ કરીએ તેમ વાંધો અને વાંધો આવે.

**કરવતી,** સ્ત્રી૦ નાનું કરવત, આરી. ૨. સોનીનું એક ઓજાર. ૩. એક જાતની ઘોડાગાડી.

**કરવતીઓ,** પું૦ વહેરણીઓ, કરવતથી કામ કરનાર. વિ૦ કરવતવાળો, વહેરનાર.

**કરવતી-કોર,** સ્ત્રી૦ કરવતના જેવાં દાંતા દાંતાવાળી કોર તે, શિંગોડા કોર, કાંગરીદાર કોર અથવા છેડો તે.

**કરવતી-દાવ,** પું૦ કુસ્તીનો એક દાવ, પેચ.

**કરવરું,** વિ૦ [ अ. केहर. ] ખરડીઉં, ઓછા પાકવાળું ( વર્ષ. )

**કરવલા,** પું૦ [ म. ] સાળો, ૨ જેઠ, અથવા દિએર.

**કરવલી,** સ્ત્રી૦ [ म. ] સાળી. ૨ જેઠાણી, અથવા દેરાણી.

**કરવાલ,** સ્ત્રી૦ [ सं करवालिका. ] તરવાર, ખડ્ગ. ઉ૦ ઉંચાં આયુધ કરી રખવાળ, સંનાહ પહેર્યા કર કરવાલ. ભાલણ.

**કરવીર,** પું૦ [ स. ] એક જાતનું ફૂલઝાડ, કરેણ. ૨ કરેણનું ફૂલ.

**કરવું,** ક્રિ૦ સ૦ [ स. कृ. ] હરેક વસ્તુ-વિચારીને ધારેલી હાલતપર લાવવા સારું તે ઉપર મહેનત લેવી, પ્રવૃત્તિ ચલાવવી, ધારેલું કામ પાર પાડવું, પૂર્ણ હાલતમાં લાવવું, બજાવવું. ૨ નવું ઉપજાવવું, બનાવવું. ૩ વ્રત દાખલ ગણવું, આચરવું. ૪ ઘડવું. ૫ રાંધવું. ૬ બાંધવું. પાળવું. આ ક્રિયાપદ જુદા જુદા શબ્દો સાથે જોડાઈ જુદા જુદા અનેક અર્થમાં પ્રવર્તે છે. :-મન કરવું, ભોજન કરવું, પત કરવું, હિત કરવું અને શયન કરવું, વગેરે. રૂ૦ પ્ર૦ અછોઅછો કરવું= ઘણી બરદાસ કરવી, લડાવવું. કરી લેવું=પોતાનું હોય એમ કરવું, વશ કરી લેવું, આમ બનાવવું, વગેરે. કહે૦ કરીએ તેવું પામીએ=જેવાં કર્મ તેવું ફળ. કરતા હો તે કરો ને છાશની દોહણી ભરો= કરવાનું હોય તેજ કરવું અને બીજામાં માથુ મારવું નહિ, એવા અર્થમાં વપરાય છે.

**કરવું-કારવવું,** ક્રિ૦ અ૦ શું કરવું શુ ન કરવું અને આખી ક્રિયાને કેવી વ્યવસ્થાથી પાર ઉતારવી તે લક્ષમાં રાખીને કામ કરવું, વ્યવસ્થા કરવી, કારભાર કરવો. ૨ કરવા ન કરવાનું નક્કી કરીને વર્તવું. ૩ આપવું મેલવું. કરવું અને કરાવવું. રૂ૦ પ્ર૦ કરતાકારવતા=ફૂલ મુખત્યાર, પોતાની મુનસફી પ્રમાણે વ્યવસ્થા કરનાર, કર્યું કારવ્યું=કરેલું ને કરાવેલું અર્થાત્-દીકરી દીકરાને માટે જે શ્રમ લીધો હોય જે ખરચ્યુ વાવર્યું હોય તથા બીજું જે કંઈ કરાવ્યું હોય તે સર્વ.

**કરશણ,** ન૦ [ सं. कर्षण. ] મોલ, વાવેતર, અનાજના છોડવા, ઊગેલું અનાજ:-ઓણ કરશણ સારું છે. નર્મ. ૨ ખેતી. ૩ કણસલું. ડુંડું.

**કરશણી,** પું૦ [ स. कर्षक. ] ખેડુત, ખેડનાર; કર્ષક. ઉ૦ પંડિત તે તો વિદ્યા કરશણી, સંત તે તો છે ફળના ધણી. અખો.

**કરસલી,** સ્ત્રી૦ [ सं. कलश. ] નાનો લોટો, ટોયલી, નાનું પાણીપાત્ર.

**કરસંપુટ,** ન૦ [ स. कर+संपुट. ] હાથના પંજાને છીપને આકારે કોચલા જેવો કરી બીજા હાથના પંજાને તેવોજ કરી તેની ઉપર ઢાંકવાથી કમળના ડોડા કે કેળના ફૂલ જેવો જે આકાર થાય છે તે, જોડેલા હાથ, નમન-વંદન કરવા બે હાથ જોડવા તે. ઉ૦ કરસંપુટ કરી ઉભી નારી, કેમ થયા ઉદાસ. ચકરાવો.

**કરસફ,** પું૦ [ अ. ] શાહીના ખડીઆમાં ઘાલવાનો રેશમ કે વાળનો ડુચો, ચીંથરાં, ધાગા.

**કરજ,** ન૦ [ सं. ] એક જાતનું નાનું ઝાડ.

**કરંજો,** પું૦ [ फा. ] ફુવારો, ફુવારાવાળી જાહેર જગા. ( કારંજ. )

**કરંડક,** પું૦ [ स. ] કરંડીઓ, ધાતુ અથવા વાસનો ડબો, પેટી, ટોપલી જેવો ઢાંકણવાળો એક આકાર-ઘાટ તે.

**કરંડીઓ**, પુંο [ સં. करंडक. ] ઘાસ અથવા વાંસની ચીપોને ગૂંથીને બનાવેલી પેટી, કંડીઓ.

**કરંડો**, પુંο કરંડીઓ, કંડીઓ.

**કરા**, પુંο [ સ. करका. ] હિમકણ, બરફનાં ઢેફાં, બરફના બોર સોપારી કે તેથી મોટા જે કકડા તે, પયોઘન, બરફના કાંકરા. ક્રિο પ્રο કરા પડવા=બરફના ગાગડાનો વરસાદ વરસવો.

**કરાઈ**, પુο વહેરણીઓ, કરવતીઓ, વહેરવાનો ધંધો કરનાર. ૨ કોશ, પરાઇ, પરાર, નરાજ.

**કરાખી**, સ્ત્રીο [ સ. कक्षा. ] શરીરે પહેરવાના સીવેલા કપડામાં બગલ આગળ જે ત્રિકોણકાર કકડો આવે છે તે.

• **કરાડ**, સ્ત્રીο [ સં. कराल. ] ખડક, ઉંડા ખાડા ઉપરની પત્થરની ઉભી કોરણ. ૨ ઉતરતા ઢોળાવની પર્વત ફાટીને બનેલી ખો, ફાટ, મોટા ચીરા, પર્વતની કઢંગી ધાર. ૩ ઉંચું શિખર, ટેકરી, પર્વતનો એક તરફ ઉંડાણ અને બીજી તરફ ચઢતા ઢોળાવવાળો જે ભાગ તે, ભેખડ. ૪ કિનારો, કોતરની જે ઉભી બાજુ તે.

**કરાડી**, સ્ત્રીο પર્વતમાં પત્થર ફાટવાથી પડેલી સાંકડી અને ઉંડી ફાટ, ચીર, ખો. ૨ નદીમાં જ્યાં બહુ પાણી રહેતું હોય તેવી જગા, ધરો. ૩ સોનીનું એક ઓજાર.

**કરંડીઓ**, જુઓ કરાળીઓ.

**કરાડો**, પુο ખડક, કરાડ. ૨. ભેખડ, ઉંચો કિનારો, કોઇ ઉંડી ફાટ, ચીરો અથવા નદી નેળની ઉભી બાજુ. ૨ વહેરવાનું લાકડું, જેની ઉપર આડું નાખેલું હોય છે તે આડ.

**કરાણી**, પુંο વહાણના માલીક તરફથી વહાણમાં તપાસ રાખવાને નિમાએલો માણસ, વહાણનો કારકુન, અથવા ભંડારી. આ માણસ વહાણની દરેક સફર દરમિઆન તેમાં રહે છે.

**કરામણ**, નο [ સં. कृ.] કરવાનું જે મહેનતાણું તે. ૨ કરવાપણું, કરવાની ખુબી, કરવાની જે ચતુરાઈ તે, બનામણ. ૩ યુક્તિ કૌશલ્ય. ૪ બુદ્ધિ. ૫ ચાતુર્ય. ૬ કળા. ૭ મોહિની, જાદું.

**કરામણી**, સ્ત્રીο જુઓ કરામણ, બનામણી.

**કરામત**, સ્ત્રીο [ અο करमात. ] હીકમત, કળા, યુક્તિ, તદબીર. ૨ કળા, હુનર, કિસબ. ૩ બનાવટ. ૪ ચતુરાઈ, ખુબી, તાલમેલ. ૫ જાદુઈ તદબીર, ચમત્કાર, અદ્‌ભુત રચના.

**કરામતી**, વિο કરામતવાળું, ચતુર, કરામત કરી જાણનાર, કળાકુશળ, કિસબી. ૩ પ્રપંચી, ઐન્દ્રજાલિક.

**કરાર**, પુંο [ અ. ] સાટું, સરત, ઠરાવ, કબાલો, બોલી. ૨ કબુલાત, અમુક આમ કરે તો તમુક તેમ કરવું, એવો જે આમનસામન ઠરાવ કરવો તે. ૩ આરામ, ચહેન, રોગથી છૂટા થવું તે. ૪ નિરાંત, નચિંતતા, કશી ફિકરચિંતારહિતપણું. ઉο તરુણી ત્રાસે તડફડે, કરાર થાશે કાલ, વિઘ્ન ટળ્યું વનિતાતણું, અમને વધાઈ આલ. શામળ. ક્રિο પ્રο કરાર કરવો=સાટું કરવું. કરાર થવો=સાજું થવું, આરામ થવો, વ્યાધિ મુક્ત થવું. નિરામય બનવું, શાતા વળવી, સાજા થવું, ભય મુક્ત થવું. કરારે=કશા પણ ભય વગર, ખુલ્લે મને, બીનડરવે, નહિ શરમાતાં:–કરારેજા, કરારે-ખા, કરારેપૂછ.

**કરાર-દાદ**, સ્ત્રીο સુલેહની અરજ, શાંતિ થાય એમ કરવાની વિનંતી કરવી તે. ૨ નચિંતતાને માટે માગણી કરવી તે.

**કરાર-નામું**, નο [ अ. फा. नामह्. ] સાટા ખત, સરતવાળું લખત; લખત. ૨ સંધિપત્ર, લખત. ૩ ઠરાવપત્ર.

**કરાર-પત્ર**, નο કરારનામું, સાટાપત્ર, લખત, ખત. ૨ ઠરાવપત્ર.

**કરારવું**, ક્રિο સο [ અ. ] કરાર કરવો. સાટું કરવું, સરત કરવી, ઠરાવ કરવો. ઉο મેં તો વચને કીધેલ છે વાત, કરારેલ કોલરે. ભોજોભગત.

**કરાલ**, વિο [ સ. ] ભયંકર, બિઆમણું:–કરાલ કાળ. ૨ ઉગ્ર, તીવ્ર, ઉο સુણી રગેરગ પ્રસરી ગઈ, કર્ણને ઝાળ કરાલ. પ્રેમાનંદ. ૩ ઉંચું, ઉο ભાલચંદ્ર કરાલ શોભિત, શિર મુગટ ઝગકાર. સીતાસ્વયંવર.

**કરાલિની,** સ્ત્રી૦ [ સં. ] જેનો દેખાવ ભયંકર હોય એવી સ્ત્રી. ૨ એક ભયંકર બિહામણી પૌરાણિક દેવી.

**કરાવવું,** ક્રિ૦ પ્રે૦ કરે એમ કરવું, બીજાની પાસેથી કામ લેવું. ૨ બનાવરાવવું ઉ૦ હજામત કરાવવી. ૩ વવરાવવું –આ સાલ ખેતરમા ચણા કરાવ્યા છે. (કરવુ ની માફક કરાવવુ પણ નામ વિશેષણ અને બીજા શબ્દોની સાથે જોડાઈ વિવિધ અર્થમા પ્રવર્તે છે.) નામ કરાવવુ, ડાળુ કરાવવુ, કરેલુંકરાવવું, વગેરે.

**કરાવી-લેવું,** ક્રિ૦ બનાવરાવવુ –તમે તમારુ કામ કરાવી લ્યો, બજાવરાવવુ, અમલ ચલાવવો, જુલમ કરવો.–સાસુથી દમણા બનશે એટલુ કરાવી લેશે. સમજાવી પટાવીને કામ કાઢી લેવુ, ભૂલ થાપ આપીને કાર્ય કાઢી લેવુ. –અમે એની પાસે ઘરનુ ખત કરાવી લીધુ.

**કરાવું,** ક્રિ૦ થવુ, બનવુ, ઉપજવુ.

**કરાળ,** વિ૦ [ સં. कराल. ] ભયંકર. બિહામણુ ૨ મોટુ, પ્રચંડ. ૩ કસ્તૂરી મૃગ. ૪ સ્ત્રી૦ કાળી તુળસી.

**કરાળીઓ,** પુ૦ [ સં. कुलाल. ] માટીના વાસણ વેચનાર, કુંભારે બનાવેલા માટીના જુદા જુદા ઘાટ–હુક્કા અને રમકડા વગેરે વેચનાર.

**કરાંજ,** સ્ત્રી૦ ઉમેલો, મળ બહાર કાઢવાને અંતરડાંમા આવતી જોરદાર આંકડી, આત્રબેણુ, આતરડાનો જોરદાર સંકોચ.

**કરાંજવું,** ક્રિ૦ અ૦ મળોત્સર્ગ માટે જોર કરવુ, ખેંચીને કે ક્રોધ કરી જોરથી બોલવુ

**કરાંઠી,** સ્ત્રી૦ તુવર, કપાસ વગેરેની સુકી ડાખળીઓ, સોટીઓ, સુકાઈ ગએલા છોડવા

**કરાંઠું ઠાં,** ન૦ તુવર વગેરેનુ સુકુ ડાળખુ ( મોટી જેતુ. )

**કરાંશી,** સ્ત્રી૦ સુતારનુ એક હથિઆર.

**કરિણી,** સ્ત્રી૦ [ સં. ] હાથણી, હસ્તિની, હાથીની માદા.

**કરી,** પુ૦ [ સં. करिन्. ] હાથી, હસ્તી, ગજ.

**કરી,** સ્ત્રી૦ ( કચરી. ) પથ્ય, પરહેજી, ૨ અણોજો. ક્રિ૦ પ્ર૦ કરી પાળવી=ચર્યામા રહેવુ. વૈદે જેમ કહ્યુ હોય તેમ ખાનપાન રાખવુ. ૨ અણોજો રાખવો, છૂટી પાળવી, કામકાજ બંધ રાખવુ.

**કરિઆણું,** ન૦ (બ. વ.) વસાણુ, ગરમ, તીખા, કડુ કષાય વગેરે વિવિધ જાતના વનસ્પતિ દ્રવ્યો તે. ૨ ગાંધિઆણુ.

**કરિઆતું,** ન૦એક જાતની કડવી વનસ્પતિ. આના નાના છોડ થાય છે અને તે સુકવેલા મૂળ સળીઓ અને પાંદડા સહિત ગાંધીને ત્યા વેચાય છે. આ વનસ્પતિ કડવી હોવાથી તેનુ ચૂર્ણ. અથવા કસાય કરીને દવા તરીકે વપરાય છે.

**કરિઆવર,** પુ૦ રીત, છોકરીને પરણાવ્યા પછી જે કંઈ આપવુ મેલવુ પડે તે. 'કરકરિઆવર' એમ બોલાય છે.

**કરીને,** અ૦ થી, વડી, લીધે. ૨ વડે. ૩ ધારીને, વિચારીને, અનુમાનીને.

**કરીમ,** વિ૦ [અ.] મહેરબાન, કૃપાળુ, દયાળુ, ઉદાર, સખી, દાતાર.

**કરીર,** પુ૦ [ સં ] ડાખળી ડાખળીવાળા પણ પાન વગરની એક વનસ્પતિ, જેને કેરા થાય છે તે, કેરડો.

**કરુણ,** વિ૦ [ સં. ] દયા–કરુણા કરવાને યોગ્ય, દયાભરેલુ, દયા ઉપજાવે એવુ. ૨ દયાળુ, દયાવાળુ. ૩ દીન, ગરીબ, કમાલ.

**કરુણા,** સ્ત્રી૦ [ સં. ] મનને ગદ્ગદ કરી નાખે એવી જે લાગણી તે, પરદુખ જોવાથી ઉત્પન્ન થતી વૃત્તિ, દયા, ઘૃણા, કૃપા, અનુકંપા, કારુણ્ય, અનુક્રોશ. ક્રિ૦ પ્ર૦ કરુણા કરવી=દયા કરવી.

**કરુણાકર,** વિ૦ [સં करुणाकर.] કરુણાના ભંડાર, કરુણાનિધિ. ૨ કરુણા કરનાર. (પરમેશ્વર)

**કરુણાગમ,** વિ૦ [સં] કરુણા જેના મુખ્ય હોય એવુ. કરુણાથી ભરપૂર, દયાળુ

**કરુણાનિધિ,** પુ૦ [ સં. करुणानिधि. ] કરુણાનો ભંડાર, કરુણાસિંધુ. (પરમેશ્વર)

**કરુણાપાત્ર**, વિ૦ [સં.] દયાને યોગ્ય, કરુણાને લાયક હોય એવું, અનુકંપનીય.

**કરુણામય**, વિ૦ [સં.] કરુણાયુક્ત, દયાથી ભરપુર, દયાળુ.

**કરુણારસ**, પું૦ [સં.] જેથી દયાની લાગણી ઉત્પન્ન થાય તે, દયાવૃત્તિ, કરુણાભાવ, કારુણ્ય. (કરણુ-રસ.) શૃંગારાદિ આઠ રસમાંનો ત્રીજો રસ. ઇષ્ટનો નાશ અને અનિષ્ટની પ્રાપ્તિમાં જે ભાવ ઉત્પન્ન થાય છે તે.

**કરુણાર્દ્ર**, [સં.] દયાથી ગદ્ગદ્ થઈ ગએલું; કરુણાથી ભીનું.

**કરુણાવતી**, વિ૦ [સં.] કરુણાવાળી, દયાવાળી. (સ્ત્રી.)

**કરુણાવંત**, વિ૦ [સં.] દયાવંત, દયાળુ, મહેરબાન.

**કરુણાસાગર**, પું૦ [સં.] કરુણાસિંધુ (પરમેશ્વર.)

**કરુણાસિંધુ**, પું૦ [સં.] કરુણાસાગર, દયાનો ભંડાર.

**કરુણાળુ**, વિ૦ [સં.] દયાળુ, કૃપાવંત. ઉ૦ કરુણાળુ કરુણા કરો ધણી. ક. દ. ડા. ૨ કરુણાવાળું.

**કરૂપ**, વિ૦ [સં. કુ+રૂપ.] બદસુરત, કદરૂપું, બેડોળ, વરવું.

**કરૂપું**, વિ૦ નહિ રૂપાળું, રૂપવગરનું, બદસુરત, વરવું.

**કરવરું**, અ૦ બકબક, હાયહાય, અભાવ અથવા તિરસ્કારથી ફટફટ કરવું તે:–લોકો મને કરવરું કરી મૂકે.

**કરેડું**, ન૦ ખરૈંડું ઢોરની માદાઓ વિઆયા પછી તરતનું દૂધ. આ દૂધ ચીકણું ને જાડું હોય છે. ૨ ઘીમાંની બાશ.

**કરેઠી**, સ્ત્રી૦ તુવર કપાસની સુકી સોટીઓ, કરાંઠી.

**કરેડું**, ન૦ ખોટું પડ્યું તે, વાંકું, આડું, સુએ કરેડું, અથવા ખરેડું.

**કરેડું**, વિ૦ [સં. कषाय.] કષાય, બદસ્વાદ, ખરાબ લાગે એવું, આકરું (ચુનાની વાસ અને અસસ્વાળું.)

**કરેટો**, પું૦ રેંટીઆનો ઉભો થાંભલો.

**કરેણ**, ન૦ કરવીર, એક જાતનું ફૂલઝાડ. ૨ એક જાતનાં ફૂલ.

**કરેણાં**, ન૦ (બ. વ.) કરેણાનાં ફૂલ તે.

**કરેણુ**, સ્ત્રી૦ [સં.] હાથણી, હસ્તિની.

**કરેણો**, પું૦ [સં. कर्णिकार.] કરવીર નામનું–ફૂલઝાડ, કર્ણિકાર.

**કરેપ**, પું૦ એક જાતનું ચિનાઇ વણાટનું રેશમી કપડું, જેનો વણાટ હીરાકણીની ભાતનો હોય તે કપડું.

**કરેળી**, (કરેલી.) સ્ત્રી૦ [સં. कराल.] મોટથી રોકકલાણુ કરવું તે, અતિ દુઃખ, શોક કે ભયથી ત્રાસી મોટથી ચીચિઆરીઓ પાડીને રડારોળ કરવી તે. કીકિઆરી. ૨ ક્રોધ, ત્રાસદાયક ઝૂમ. ઉ૦ તું સરખો જોદ્ધો થશે રોગીઓ, દેખી મને ચઢે છે કરેળીજી. પ્રેમાનંદ.

**કરૈયાં**, ન૦ (બ. વ.) કરાનું શિખરબંધી ચણતર, મોભારાની બન્ને બાજુએ છાપરાના પડાળને માટે ઢાળ પડતું ચણતર ચણવામા આવે છે તે.

**કરો**, પું૦ [સં. कर.] મકાન અથવા ઘર–ઈમારતની બાજુની દિવાલ. કહે૦ પડે કરો તો ઉતરે બરો=ઘરનાં બીજાં બધાં સમારકામ કરતા કરાનું સમારકામ બહુ ખરચાળ થઇ પડે છે તે ઉપરથી, આ કહેવત કહેવાય છે.

**કરોચ**, પું૦ [સં. क्रौंच.] હંસ. ૨ બગલું. ૩ ક્ષેત્રપંખી, તિતર. ઉ૦ કરોચ જવલા ચરી ગયાંજી. જૈ. સા.

**કરોટી**, સ્ત્રી૦ [સં.] ખોપરી, માથાનું હાડકું, તુમડું.

**કરોઠ**, સ્ત્રી૦ શરીરની બાજુ, પાનું, પાર્શ્વ.

**કરોઠી**, સ્ત્રી૦ બાજુ, પાર્શ્વભાગ. ૨ બાધા, નિયમ, વ્રત, ફરજિઆત કરવાનું મન. ઉ૦ કાર્તકી કેરી કરોઠીરે, અંબા આવ્યાની મોડી. જ્ઞેગીત.

**કરોડું**, ન૦ આડું, રીત, રિવાજ, નિયમ. --માતા વાવવાનું એના કુટુંબમા કરોડું છે. [ स. कृच्छ्र ઉપરથી. ]

**કરોડ**, સ્ત્રી૦ [ स कोटि. ] સો લાખ જેટલી સખ્યા. ૧૦૦૦૦૦૦૦. ૨ વાંસો, બરડો. ૩ મણકા મણકા જેવા પાંસળીઓની ગોઠવાળા હાડકાના ઘણાક વિભાગોથી બનેલું ડોકથી અપદ્વાર લગીનું બરડાનું ઉભુ હાડકુ.

**કરોડ-પતિ**, પુ૦ કરોડની સંખ્યાએ ગણાતી લક્ષ્મીનો માલીક, જેની પાસે કરોડ સિક્કા-રૂપીઆ હોય એવો ધનાઢ્ય.

**કરોડ-રજ્જુ**, સ્ત્રી૦ [ स. क्रोड+रज्जु. ] કરોડના મણકાની વચ્ચેના પોલાણમાંની તેમને સકલિત રાખનારી જાડી નાડી, કરોડના મણકાઓને સંકલિત રાખનારું બધન, કરોડ રૂપી સાકળ, કરોડનુ બધન.

**કરોડાધિપતિ**, જુઓ કરોડપતિ.

**કરોયલ**, સ્ત્રી૦ કોયલ, કોકિલા.

**કરોળીઓ**, પુ૦ મુખની લાળના તંતુઓની જાળ બાધનાર અને ક્વચિત ધોળા કાગળના જેવા ભીંતે ઘર કરનાર એક છપગું જીવડું-પ્રાણી, ઊર્ણનાભ. ૨ ચહેરા અને શરીર ઉપરની પાતળી ત્વચા ઉતરી જઈ પડતો ડાઘ, ( આ એક જાતનો રોગ કહેવાય છે. )

**કર્ક**, પુ૦ [ सं. ] કરચલો, કાચબાના જેવું જળચર, ખેકડો. ૨ કાચમાના આકારનુ તારાનુ ઝુમખું, કર્કરાશિ. ૩ ઘોડો. ૪ કાંટો.

**કર્કટ**, પુ૦ [स.] કરચલો. ૨ એક રાશિનું નામ, રાશિમડળમાંનું એક ઝુમખું. ૩ બીલી.

**કર્કટી**, સ્ત્રી૦ કરચલી, ખેકડી. ૨ હાઠડી, નનામી. ૩ કાકડી.

**કર્કર**, વિ૦ [ स. ] આકરું, ખડબચડું, 'કરકર' થાય એવુ.

**કર્કવૃત્ત**, [ स. ] કર્કરાશિના મંડળનો માર્ગ, કર્કરાશિનું વર્તુલ, સૂર્ય બારે રાશિઓનાં વર્તુલમા ફરે છે. કર્કને ફરવાની મર્યાદા.

**કર્કશ**, વિ૦ [ स. ] આકરું, કઠોર, સખત, કઠણ. ૨ કડવાબોલુ. ૩ ચીઢીઉં. ૪ નિર્દય, સખત મનનું.

**કર્કશા**, વિ૦ ( સ્ત્રી૦ ) ખરાબ, લઢકણી ને નઠોર સ્ત્રી. ૨ કડવા બોલી, ટંટાખોર (સ્ત્રી.)

**કર્કન્ધુ**, ન૦ [ स. ] એક જાતનું શાક ફળ. ( વનકારેલાં અથવા કંકોડાં. )

**કર્કાર્ક**, પુ૦ [ स. ] કર્કરાશિનો સૂર્ય. જ્યારે સૂર્ય કર્કવૃત્તમાથી પસાર થતો હોય ત્યારે તે કર્કાર્ક કહેવાય છે.

**કર્કોટક**, પુ૦ [ सं. ] નાગની એક જાત, કોડીઆ, કાબરા સાપ તે. ૨ ( પૌરાણિક. ) નાગ લોકમાંના આઠ મુખ્ય નાગોમાંનો એક મોટો નાગ. ( નળાખ્યાન. )

**કર્ણ**, પુ૦ [ स. ] સાંભળવાની ઇંદ્રિય, કાન, શ્રવણ, શ્રોત્ર. ૨ કાટખુણ ત્રિકોણની સામ-સામેની બે બાજુના ખુણા વચ્ચેની લીટી. ૩ સુકાન. ( વ્હાણનુ. ) ૪ કુતીને કૌમારાવસ્થામાં થએલો પુત્ર. આને એક દાસીએ ઉછેર્યો હતો. એ અર્જુનના જેવો બળીઓ અને બાણાવળી હતો. કૌરવપાંડવ વચ્ચે થએલા મહાભારતના યુદ્ધમાં તે દુર્યોધનના સેનાપતિ તરીકે પાંડવોની સામે લઢયો હતો. તે એક મોટો દાનવીર ગણાય છે. ઉ૦ કર્ણ સમો દાનેશરી. શામળ.

**કર્ણકઠોર**, વિ૦ [ स. ] કાનને સાંભળતાં સખત લાગે એવુ, અપ્રિય, કાનમા અથડાય એવુ, આકરું.

**કર્ણચ્છેદ**, પુ૦ [ स. ] કાન વિધવા તે, કાનનો વિધ. ૨ કાન કાપવા તે.

**કર્ણધાર**, વિ૦[स. कर्ण-धृ ] વહાણનો સુકાન ધરનાર, મુખ્ય વહાણવટી, વહાણને ચલાવનાર.

**કર્ણપિશાચ**, પુ૦ [ स. ] એક જાતનું-કલ્પિત ભૂત. એમ કહેવાય છે કે જેણે આ પિશાચ સાધ્યો હોય તેને તે ગામગપાટા કાનમાં કહી જાય છે. ૨ અફવા, ગપાટો, લોકવાયકા. ૩ કહેતા કહેતી સાભળવાથી થએલી અસર--ભભેરણી.

**કર્ણફૂલ**, ન૦ સ્ત્રીઓને કાને પહેરવાનું એક ઘરેણુ.

**કર્ણરેખા**, સ્ત્રી૦ કાટખુણાની ઉપરની લીટી, મુખ્ય લીટી.

**કર્ણલીટી**, સ્ત્રી૦ કર્ણરેખા.

**કર્ણવેધ**, પું૦ કાન વિંધવા તે. ૨ કાનમાં પાડેલું છિદ્ર.

**કર્ણશૂળ**, ન૦ [ સ. कर्णशूल. ] કાનનું શળ, તેમાં સણકા મારે એવો એક રોગ. ૨ કાનને પીડાકારક લાગતુ તે, નહિ સાંભળવુ ગમે એવું જે તે.:–ગરીબની વાત તો ધનાઢ્યને કર્ણશૂળ જેવી લાગે છે.

**કર્ણાકર્ણિ**, અ૦ કાનોકાન, ( એક જણ બીજાને કહે બીજો ત્રીજાને કહે અને ત્રીજો ચોથાને કહે, એમ વાતનુ જે કાનોકાન જવુ તે ) કહેતાકહેતી.

**કર્ણાટ**, ન૦ કાનના આકારનું એક વાજીત્ર. ( સ્રુણશિંગું, તતુડું. )

**કર્ણાટકી**, વિ૦ કર્ણાટકનું, કર્ણાટકમાં બનેલું–થએલું. ૨ સ્ત્રી૦ કર્ણાટક દેશની સ્ત્રી. (પૃથુરાજની એક રાખ–ગણિકા. )

**કર્ણિકા**, સ્ત્રી૦ [ સ. ] કળી, મીજ, ડોડો. ૨ હાથીની સૂંઢની અણી. ૩ વચલી આંગળી. ૪ લેખણ, કલમ.

**કર્ણિકાર**, પુ૦ [ સ ]. કરેણ, કરેણો.

**કર્ણેંદ્રિય**, સ્ત્રી૦ [ સ. ] કાનરૂપી ઇંદ્રિય, સાંભળવાનો અવયવ. કાન, શ્રવણ, શ્રોત્ર.

**કર્તરિપ્રયોગ**, પુ૦ [ સ. ] જે પ્રયોગ કરતાં કર્તાનાં લિંગવચનનો સંબંધ ક્રિયાપદ સાથે રહેતો હોય તે. આ ત્રણ છે. ૧ અકર્મકકર્તરિ:–જમુ સમજી ઓઓ. ૨ સકર્મકકર્તરિ:–ગંગા ખોરાક ખાતી નથી. અને ૩ ભાવકર્તરિ:–પેટમાં દુઃખે છે.

**કર્તવ્ય**, ન૦ [ સ. ] કર્મ, કામ. ૨ ધર્મ, ફરજ. ૩ વર્તન, વર્તણુક, આચાર. ૪ વિ૦ કરવા ગોગ્ય, કરવા જેવું, કરણીય, અવશ્ય કરવાલાયક.

**કર્તવ્યતા**, સ્ત્રી૦ કરવાપણું, ધર્મ, ફરજ.

**કર્તવ્યપણું**, ન૦ કરવાપણું, કર્તવ્યતા, ફરજ.

**કર્તવ્યપરાયણ**, વિ૦ [ સં. ] પોતાની ફરજને વળગી રહેનાર, કર્તવ્યાસક્ત, કર્તવ્યનિષ્ટ, ચુસ્ત.

**કર્તવ્યપરાયણતા**, સ્ત્રી૦ [ સં. ] કર્તવ્યનિષ્ટતા, કર્તવ્યાસક્તિ, પોતાની ફરજ–ધર્મ–અથવા પોતાને જે કંઈ કરવા યોગ્ય હોય તેને ચીવટથી વળગી રહેવાપણું.

**કર્તા**, [ સં. ] કરનાર, બનાવનાર. :–હિતકર્તા; ગ્રંથકર્તા. ૨ પું૦ સ્વામી, માલીક, ધણી. ૩ આદિપુરુષ,સ્થાપક. ૪ ક્રિયાનાયક. ૫ પરમેશ્વર.

**કર્તાર**, પુ૦ કર્તા, કરનાર, બનાવનાર, ઉત્પન્ન કર્તા, સરજનાર. ( પરમેશ્વર. )

**કર્તાહર્તા**, પુ૦ કરી–ઉત્પન્ન કરી જાણે તેમજ હરી જાણે એવો જે તે. ( પરમેશ્વર. ) કરતાહરતા દીનદયાળ. પ્રા. કા. ૨ કરવા ન કરવાનું જેની મુનસફી ઉપર હોય તે. ૩ કારભારી.

**કર્તૃત્વ**, [ સં. ] કરવાપણું. ૨ કર્તાપણું, ઉપજાવવા, બનાવવા, સરજવાપણું તે, ગુંજાશ.

**કર્તૃવાચ્ય**, વિ૦ [ સં. ] કર્તા પ્રમાણે જેને જાતિવચન લાગતાં હોય એવું (ક્રિયાપદ. વાક્ય.)

**કર્તૃત્વશક્તિ**, સ્ત્રી૦ [ સં. ] ઉત્પાદક બળ, બનાવવા, સરજવા, પેદા કરવાની જે શક્તિ તે, ગુંજાશ, દૈવત.

**કર્તૂક**, ન૦ કર્મ, કામ, દુષ્કૃત્ય, ૨ પ્રપંચ, ખટપટ, કાવતરું. ૩ પાપ, નઠારાં કામ, દુરિત.

**કર્દમ**, પુ૦ [ સં. ] કાદવ, કીચડ, ગારો, પંક. ૨ એક ઋષિ તેમજ એક પ્રજાપતિનુ નામ. ઉ૦ ધપે ગયો દિવસ રાત્રિ વિષે ન સૂતો, પાછો ફરી કરમ કર્દમમાંહી ખુંતેયો. રત્નેશ્વર.

**કર્પટ**, ન૦ [ સં. ] કાપલો, કકડો, ચીંથર, ગાભો. ૨ કપડું, લુગડું, વસ્ત્ર.

**કર્પર**, ન૦ [ સં. ] ઠીકરું, કબેલું, ઠીબ. ૨ ભાગેલું માટીનું વાસણ, ભાંડ, બરણી. ૩ માથાના હાડકાની ખોપરી.

**કર્પરી**, સ્ત્રી૦ ઠીકરી, કલેડી. ૨ ખાપરીઉ ( એક દવા. )

**કર્પાસ**, પુ૦ [ સં. ] કપાસ, રૂ. ૨ રૂના છોડ, વેણુ.

**કર્પૂર**, ન૦ [ સં. ] કપુર, મસાલાના ટાપુઓ અને ચીન જાપાન તરફ થતા એક ઝાડનો ધોળો, સુગંધીદાર, જ્વાળાગ્રાહી રસ, ગુંદર, નિર્યાસ.

**કર્પૂરગૌર**, વિ૦ [ સં. ] કપુરના જેવું ગોરું, શ્વેતવર્ણું, ધવલ, ઉજળું. ૨ શિવ, શંકર, મહાદેવ.

**કર્બુર**, વિ૦ [ સં. ] કાબરચીતરું, એક બે રંગના મિશ્રણવાળું, બહુરંગી. ૨ ખાખી રંગનું, કપોતના જેવા રંગનું.

**કર્મ**, ન૦ [ સં. ] ક્રિયા, વ્યાપાર. ૨ કામ, કાર્ય. ૩ પ્રવૃત્તિ, ધંધો, રોજગાર, વ્યવસાય. ૪ ધર્મનાં ક્રિયમાણો(યજ્ઞાદિ) ૫ દૈવ, ભાવિ, નસીબ, પ્રારબ્ધ. ૬ સંસ્કાર, સંસ્કરણ. ૭ વર્તણુક, ચાલ, આચાર. ૮ પાપ, નઠારાં કામ. ઉ૦ ધર્મગુરુ થઈ કર્મ બાંધે તે, શેનારે હોય દયાળુ, બુદ્ધિ કહે છે એવો ન લોકો! ધર્મ ઠગો કરે કાળું રે. નર્મકવિતા. (વ્યા.) જેની ઉપર ક્રિયા થતી હોય તે, ક્રિયા વ્યાપ્ય તે કર્મ, કર્તાએ જે કરાતું હોય તે કહે૦ કર્મ કઠણ ને કાયા કુમળી. કર્મ કઠિઆરાનું ને દેહ રાજાનો. કર્મ કરે તે કોઇ ના કરે. કર્મનાં કોઠાં તો કોનાં જોવાં ઓઠાં. કર્મ ધર્મમાં કોઇનો ભાગ નથી. કર્મ વિનાની ખેતી કરે તો બળદ મરે કે સુકવણું પડે. કર્મ વિનાના કરશણીઆ ને જાને કોની જાઉં; કર્મમાં નહિ એરંડીઉં તો ઘી ક્યાંથી ખાઉં. વગેરે.

**કર્મક**, વિ૦ [ સં. ] કર્મ કરનાર, બજાવનાર. ૨ જેમાં કર્મ હોય એવું, (ક્રિયાપદસકર્મક)

**કર્મકર**, વિ૦ કામ કરનાર. ૨ પુ૦ મજુર, વૈતનિક, ભૃતક.

**કર્મકાર**, પુ૦ લુહાર. ૨ બળદીઓ. ૩ બેગાર.

**કર્મકાંડ**, પુ૦ [સં.] ધર્મક્રિયા પ્રકરણ, ક્રિયાવિધિનો ભાગ, ક્રિયમાણાદિક. (વેદમાં ચાર વર્ણની પ્રજાને અવશ્ય કરવાનાં જે કાર્યો નિત્ય કરવાનું કહ્યું છે તે.)

**કર્મકુટ**, સ્ત્રી૦ હમેશની કંટાળા રૂપ થઈ પડેલી જે એકની એક બાબત તે. માથાઝીંક, માથાફોડ, પંચાત.

**કર્મગતિ**, સ્ત્રી૦ [ સં. ] સંચિતોનું પરિણામી ફળ તે, પૂર્વનાં કર્મનું ફલિત થવું તે, કર્મના યોગનું આવી પડવું તે, નસીબ, ભાગ્ય. ઉ૦ સકળ છત્રપતિ વશ કર્યા, હત્યો જરાસંધરાય, નર ફીટી નારી થયો, કર્મગતિ કહેવાય. લજ્જારામ.

**કર્મ-ચંડાળ**, પુ૦ [સં.] કર્મથી જે ચંડાળ જેવો હોય તે, દુષ્ટ, ખરાબ માણસ, અધર્મી, દુરાચારી.

**કર્મજ**, વિ૦ [ સં. ] કર્મથી ઉત્પન્ન થએલું, કર્મજન્ય.

**કર્મઠ**, વિ૦ [સં.] કર્મકાંડી, વેદવિહિત કર્મસંધ્યા વૈશ્વદેવ યજ્ઞ અગ્નિહોત્ર વગેરે કરનાર, કર્મકુશળ, કર્મશૂર, કર્મરત, કર્મનિષ્ઠ. ઉ૦ મેં કર્મઠ સંગ બહુ કર્યા, સંન્યાસી જોગી અત્ય. દયારામ.

**કર્મણિદ્વિતીયા**, સ્ત્રી૦ [ સં. ] કર્મ અર્થે જે બીજી વિભક્તિનો પ્રયોગ થાય છે તે, (કર્મણિદ્વિતીયા એમ પણ કહેવાય છે.

**કર્મણિપ્રયોગ**, પુ૦ [ સં. ] કર્મ પ્રમાણે જેમાં ક્રિયાપદ જાતિવચન લેતું હોય એવો જે પ્રયોગ તે. (સહભેદ.)

**કર્મણિવાચ્ય**, વિ૦ [ સં. ] કર્મ પ્રમાણે જાતિવચન લેનારું (ક્રિયાપદ) સહભેદનું.

**કર્મનિષ્ઠ**, વિ૦ [સં.] કર્મ ઉપર આસ્થાવાળું, કર્મરત, કર્મ કરવામાં ચુસ્ત રહેનાર.

**કર્મનિષ્ઠા**, સ્ત્રી૦ [સં.] કર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા હોવી તે. નસીબ ઉપરનો જે વિશ્વાસ-આસ્થા તે.

**કર્મન્યાસ**, પુ૦ [સં.] ઈશ્વર પ્રીત્યર્થે કર્મનો જે ઉત્સર્ગ કરવો તે. કર્મ કરવા પણ તે ઈશ્વરને અર્પણ કરી દેવા તે.

**કર્મપાશ**, પુ૦ [સં] કર્મબંધન, કર્મનીજાળ.

**કર્મબંધ**, પુ૦ [સં.] કર્મબંધન, કર્મની બેડી, કર્મપાશ.

**કર્મફળ**, ન૦ [ સં. ] કર્મનો જે પરિપાક તે, કામનું જે કંઈ પરિણામ તે, કર્મવિપાક.

**કર્મભૂમિ**, સ્ત્રી૦ [ સં. ] આર્યાવર્ત નામનો દેશ, ભરતખંડ.

**કર્મભ્રષ્ટ**, વિ૦ [ સં. ] કર્મચ્યુત. કર્તવ્ય કર્મોથી વિમુખ થઈ ગએલું, કર્મમાંથી નીકળી ગએલું-પડેલું.

**કર્મમાર્ગ**, પું૦ [સં.] કર્મકાંડ, નિઃશ્રેયસના જ્ઞાન અને ભક્તિ વગેરે જે માર્ગો છે તેમાંનો એક, જેમાં કર્મ કરવાથી નિઃશ્રેયસ્ પ્રાપ્ત થાય છે એવું મંતવ્ય.

**કર્મયોગ**, પું૦ [સં.] કર્માનુષ્ઠાન કરવાં તે, કર્મ સાધવાં તે. ૨ બનાવ, ભાવિજોગ.

**કર્મરી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ, વંશલોચન.

**કર્મરેખા**, સ્ત્રી૦ [સં.] કર્મગતિ, કર્મનો જે આલેખ તે. ૨ શુભાશુભ ભાવિસૂચક હસ્ત પાદાદિમાંનો જે એક અમુક આંકો લીટી તે.

**કર્મવાદ**, પું૦ [ સં. ] કર્મને લગતો જે ઝઘડો તે. ૨ પ્રારબ્ધવાદ, દૈવવાદ.

**કર્મવાદી**, વિ૦ [સં.] કર્મને માનનાર. ૨ નસીબ ઉપર આધાર રાખનાર, દૈવવાદી.

**કર્મવિપાક**, પું૦ [સં.] કર્મનું જે શુભાશુભ સુખદુઃખાત્મક પરિણામ પાકવું તે, કર્મગતિ, કર્મનું ફળ. ૨ કેવાં કેવાં કર્મે કેવા કેવા જન્મ થાય છે, તે બતાવનારું એક પુસ્તક.

**કર્મસંજોગ**, પું૦ [સં.] નસીબનો તાકડો, અમુક સમયે અમુક કર્મનો જે પરિપાક ઘડાઈ આવવો તે, ઇતફાક-બનાવ.

**કર્મસંન્યાસ**, પું૦ [સં.] કર્મનો ત્યાગ તે.

**કર્મસંન્યાસી**, પું૦ [સં.] પરમહંસ, જેણે કર્મનો વિધિ પુરઃસર પરિત્યાગ કરેલો હોય એવો સંન્યાસી.

**કર્મસંગ**, પું૦ [સં.] કર્મ સાથે સંબંધ થવો તે, કર્મના ફળની આશા રાખવી તે.

**કર્મસાક્ષી**, વિ૦ [સં.] કર્મને જોનાર, શુભાશુભ કર્મના પરિપાકનો જેણે અનુભવ લીધેલો હોય એવું. નવ કર્મસાક્ષી છે:-પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ; એ પાંચ ભૂતો તથા સૂર્ય, મંગળ, યમ અને કાળ.

**કર્મસાધન**, ન૦ [ સં. ] કર્માનુષ્ઠાન, જેથી કર્મસિદ્ધ થાય તે.

**કર્મસિદ્ધિ**, સ્ત્રી૦ [ સં. ] કર્મ ફળવાં-સિદ્ધ થવાં તે, કર્મનું ફળ પ્રાપ્ત થવું તે.

**કર્મસ્થાન**, ન૦ [ સં. ] કર્મ કરવાનું જે ઠેકાણું તે, કાર્યાલય. ૨ દેહ, શરીર. ૩ સંસાર, જગત. ૪ જ્યોતિષમાં લગ્નથી દશમું સ્થાન.

**કર્મહીણ**, વિ૦ [ સં कर्महीन. ] કર્મભ્રષ્ટ, કર્મરહિત. ૨ બેનસીબ, હીણભાગી, અભાગી, કમનસીબ.

**કર્મહીણું**, વિ૦ નિર્ભાગી, અભાગીઉં, કમનસીબ.

**કર્માતીત**, વિ૦ [સં. कर्म+अतीत.] કર્મથી પર, કર્મથી પણ ન પહોંચી વળાય એવું, કર્મના બળને પણ ઉલંઘી ગએલું.

**કર્માધર્મી**, અ૦ કર્મ અને ધર્મને અનુસરતી રીતે, કર્મ અને ધર્માનુસાર.

**કર્માધીન**, વિ૦ [ સં. ] કર્મવશ, કર્મને આધારે હોય એવું. યાનસીબ, દૈવાધીન.

**કર્માનુસાર**, અ૦ [સં. कर्म+अनु+सृ=સરવું.] કર્મ પ્રમાણે, જેમ ભાવિ હોય તેમ. ૨ જેવાં કર્મ કરેલાં હોય તે પ્રમાણે.

**કર્માનુસારી**, વિ૦ [ સં. ] કર્મને અનુસરતું:-બુદ્ધિ કર્માનુસારી.

**કર્માંતર**, ન૦ [ સં. ] કર્મ, કર્મનો વિધિ, સંસ્કારાદિ ક્રિયા. વૈદિક કિંવા પૌરાણિક રીતે વ્રત-ઉદ્યાપન, હોમ હવન, અને લગ્નાદિ સંસ્કારોમાં જે ક્રિયાઓ કરાવવામાં આવે છે તે. ૨ ક્રિયાની અંદર જે વિરામ લેવાય છે તે.

**કર્મિષ્ઠ**, વિ૦ કર્મરત, કર્માસક્ત. કર્મ કરવા ઉપર જેને પ્રીતિ હોય એવું, કર્મઠ. ૨ હોશિઆર, કામ કરવામાં કુશળ.

**કર્મી**, વિ૦ [ સં. ] કર્મવાળો, જેનાં સુકૃત ફળ્યાં હોય એવો, ધની, ધનાઢ્ય. સુખી વૈભવી. ઉ૦ ન ગમ્યો કર્મી કોઇ. શામળ. ૨ ઉદ્યોગી

કહે૦ કર્મીનો મંદવાડ અને અકર્મીનું છિનાળું, કદી છાનાંજ રહે નહિ. કર્મી ખાય ને રૂપવંતી રવે.

કર્મેંદ્રિય, સ્ત્રી૦ [ સં. कर्म+इन्द्रिय. ] કર્મ-કાર્ય કરનારા જે અવયવો-ઇંદ્રિયો તે. ઇંદ્રિયો અગિઆર છે. પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન. વાક્, પાણિ, પાદ, પાયુ અને ઉપસ્થ, એ પાંચ કર્મેંદ્રિયો કહેવાય છે.

કર્ષ, પું૦ [ સ. ] એક પ્રાચીન વજન. જોખવામાં અને ભરવામાં બેઉમાં કર્ષ વપરાય છે પરંતુ તેનું પ્રમાણ જુદું જુદુ છે. સોનીનો કર્ષ લગભગ હાલના તોલા વજનનો ગણાય છે.

કર્ષક, પું૦ [ સ. कृष्=ખેડવુ. ] ખેડુત, કણબી, જમીન ખેડનાર, વાવનાર, કૃષિકાર.

કર્ષણ, ન૦ [ સં. ] ખેડવું તે, ખેતી, ખેડ. ૨ ખેંચ, તાણ, ખેંચવું તે. ૩ તુલ, વાવેલું અને ઊગેલું અનાજ, કરશણ.

કલ, સ્ત્રી૦ [ સ. ] પક્ષી અથવા ભ્રમરનું ઝીણુ અને મધુરું ગુંજન, હંસનાં બચ્ચાંનો ગણગણાટ, કલકલ, કલરવ.

કલઈ, જુઓ કલાઈ.

કલકલ, સ્ત્રી૦ [સં.] ગુંજ, ગુંજારવ, ગણગણાટ. ૨ સંપૂર્ણ ખીલી રહેવું તે, કલાંકલાં-કલકલાં,કળાએ કળાએ-સોળે કળાએ-સંપૂર્ણતાએ ખીલી રહેવું તે. ઉ૦ 'કલકલ ખીલી રહેલ જ્યાં જવાસા.' ૩ કળકળાટ, ઘોંઘાટ.

કલકલવું, જુઓ કળકળવું.

કલકલાટ, પું૦ [ સં. कलकल. અનુ૦ ] ઘોંઘાટ, સોરબકોર, કલાબકોર.

કલકલાણ, ન૦ કલકલાટ, ઘોઘાટ. ૨ રડારોળ. ૩ કંકાસ-મારામારી અને રડાપીટ થઈ રહેલી તે.

કલકી, જુઓ કલ્કિ.

કુ-લક્ષણ, ન૦ [સં. कु+लक्षण.] અપલક્ષણ, કુચાલ, ખરાબ ચાલ, દુરાચાર, કટેવ. ૨ ખરાબ ચિહ્ન દુશ્ચિહ્ન.

કુ-લક્ષણું, વિ૦ નઠારા લક્ષણવાળું, અપલક્ષણું, દુરાચારી. ૨ અભાગીઉં, નિર્ભાગી. ૩ જેનામાં સારાં લક્ષણ ન હોય એવું.

કલખાપરી, સ્ત્રી૦ [ સ. कल+खर्पर. ] યુક્તિથી પકવેલી એક જાતની પોચી માટી, ઠીકરી. આ માટી દવાના કામમાં આવે છે.

કલગી, સ્ત્રી૦ [ फा. ] જરીના રેસાઓનુ છોગું, મંજરી, માથે પહેરવાના મુગટ ઉપર ખોસવાનો એક શણગાર. ઉ૦ રવિકિરણવડે રહી ઝળકી, કેવી શિરપર શોભે છે કલગી. તુર્ક ટોપીની કલગી, મારી કંચુકી માટે લાવો. પાણિપત. ૨ ફૂલનો ગોટો. ૩ દેવીગીતની એક તરેહ.

કલગીદાર, વિ૦ કલગીવાળું, છોગાળુ, જેની ઉપર તોરો હોય એવું.

કલગેર, ( કલગર. ) સ્ત્રી૦ ઉંચા રેશમનું અને મોંઘી કીંમતનું સ્ત્રીઓને પહેરવાનું એક કપડું-લુગડું, ઘરચોળું, આંટ, બાંધણીની સાડી.

કલત્ર, ન૦ [ સં. ] સ્ત્રી, પત્ની, વહુ.

કલદાર, વિ૦ કળાવાળું, કળાથી બનાવેલું. ૨ બ્રિટિશ રાજ્યનો સિક્કો, રૂપીઓ. (ગાયકવાડી અને સક્કાઈ સિક્કાઓ કરતાં બ્રિટિશ સિક્કો બહુ સારી કળાથી બનાવેલો હોવાને લીધે ગુજરાતમાં ઘણે ઠેકાણે કલદાર એવા નામથી ઓળખાય છે.)

કલણ, ન૦ કળી અથવા ખુંપી જવાય એવું જે પોચું કીચડ-ગારાથી ભરપુર હોય તે.

કલતર, ન૦ કલણ, કળી જવાય એવુ જે તે. ૨ અજમાશ, આસરે-અડસટે આટલું હશે એવું અનુમાન કરવું તે, પાકનો અડસટો કાઢવો તે. ૩ કોસ ફેરવવાનાં સાધન. ૪ કળતર, પીડા.

કલથી, સ્ત્રી૦ [ સં. कुलित्थ.] એક જાતનું દ્વિદલ ધાન્ય, હલકામાં હલકું કઠોળ.

કલના, સ્ત્રી૦ [ स. कल्=જાણવું. ] અટકળ, શુમાર, અડસટો. ૨ તુલના, વિધાન.

કલપ, [ અ. ] વાળ કાળા કરવાનો એક જાતનો રંગ, ખરક, કલફ, ...

**કલપવું,** ક્રિ૦ સ૦ સારવું, ઉત્સર્ગ કરવો. :–એનો પાડીઓ કલપ્યો. મુઆ પાછળ અમુક ક્રિયા કરીને દાન આપવું. ૨ ક્રિ૦ અ૦ ઝૂરવું, દુઃખથી–શોકથી પિલાવું. :–નાનાં છોકરાંનો જીવ કલપાય એવું કરશો નહિ. પુવાવું. ૩ રડવું, કંકાસ કરવો.

**કલફ,** પુ૦ [સં. कल्क.] વાળને રંગ આપવાનો એક જાતનો ખરડ.

**કલબલ,** સ્ત્રી૦ બોલ બોલ કરવું તે, અનેક અવાજોનો સેળભેળ એકત્રિત ઘોંઘાટ, કલકલાણ. ૨ લપલપાટ, ન સમજાય તેવુ ઉતાવળુ ઉતાવળું તરેહવાર બોલવું તે.

**કલબલાટ,** પું૦ સોરબકોર, ઘોંઘાટ, ગડબડાટ. ૨ જુદી જુદી જાતના અવાજોવાળો જે ઘોંઘાટ તે. :–આ છોકરાં કેટલો કલબલાટ કરે છે.

**કલમ,** સ્ત્રી૦ [ सं. कलमः अ. कल्म. ] લેખણ, લેખિની. ૨ ભાષા, બોલી. :–તે પાંચ કલમ જાણે છે. ૩ ચીતરવાની અથવા આલેખવાની ઢબ, કળા, પિંછી. :–રવિવર્માની કલમ આગળ જેપુરના ચિતારા કંઇ નથી. ૪ પર્વ, કાંડ, ખંડ.:–કાયદાની ૫ મી. કલમ. (૨)અમુક લખાણમાંની જુદી જુદી સરતોમાંની અકેકેક. :–લખતની ૫ કલમ એણે તોડી છે. ૫ ઝાડના ડાળને કલમની માફક ત્રાંસું કાપી જુદું ઉગાડવું –ઉછેરવું તે. કલમી આંબા. ક્રિ૦ પ્ર૦ કલમ કપાવી=બરતરફ થવું, ગુન્હામાં આવ્યાથી નોકરી ઉપરથી ગડગડીઉં મળવું. :–એની કલમ કપાઇ ગઇ, તેને અપરાધી ઠરાવી ફરીને નોકરીએ ચટાવવામાં ન આવે એવી રીતે કાઢી મૂક્યો. કહે૦ કલમ કડછી ને બરછી=મુસદ્દી લખાણ લખવાની આવડ, રસોઇની આવડત અને યુદ્ધ કળા અથવા સિપાઇગીરીની આવડત તે. કલમ, કડછી ને બરછી તો નાગરની.

**કલમ-કશ,** વિ૦ [अ. कल्म. फा. कशीदन्.] સારી રીતે કલમ ચલાવી જાણનાર, છટાદાર લખાણ કરનાર, લખાણમાં પાછો પડે નહિ એવો મુસદ્દી, લખાણ કરવામાં પાવરધો.

**કલમ-કસાઈ,** પું૦ [ फा. ] વાણીથી નહિ પરંતુ કલમથી–લખાણથી કસાઇના જેવું ક્રૂર કર્મ કરનારો, લખાણ મારફતે બહુ સખત શિક્ષા કરનારો.

**કલમ તરાશ,** વિ૦(ના૦) [फा. तराशीदन्.] કલમ ઘડનાર, મરોડદાર અક્ષર આવે એવો ત્રાંસો કલમકાપ મૂકી જાણનાર. ૨ કલમ ઘડવાની છરી, ચાકુ. ચપ્પુ.

**કલમ-દાન,** ન૦ [फा. दान्=સ્થાન, જગા.] વાંસની, ધાતુની અથવા લાકડાની કલમો વગેરે રાખવાની ભુંગળી અથવા પેટી, કલમનું ઘર.

**કલમબંદી,** સ્ત્રી૦ [फा.] કલમવાર લખાણનો જે જથ્થો તે, અમુક અમુક મુદ્દાઓ સર કરેલું લખાણ, કલમવારી લખાણ. ૨ કલમવારી કબુલાત, કોલકરાર, સરત. ૩ સરકાર અને જમીનદારની વચ્ચે થએલી કબુલાત; ગામ અથવા જમીનની કલમવાર તપસીલનું જે પત્રક તે. (મહેસુલ વસ્તી, ઈત્યાદિ. સંબંધી.) ૪ સરકારના જપતીદારે દેણદારની મીલકતની તપસીલ લઈ યાદી કરવી તે.

**કલમબંદી-વેરો,** પુ૦ ખેડુતો પાસેથી એક સરખી રીતે જે કર લેવાતો હોય તે.

**કલમી,** સ્ત્રી૦ વહાણની ડોલ–કાઠી, નાનો શઢ. ૨ વિ૦ કલમ કરીને ઉગાડેલુ, ( ઝાડ–વનસ્પતિ–ફૂલઝાડ. ) :–કલમી આંબો.

**કલમો,** પુ૦ (કલમા.) [अ. कलम्=બોલવું.] કુરાનની કડી, સૂક્ત, ખંડ, ટૂંક. ૨ વચન, ઉપદેશ વચન. ૩ ફરમાન, આજ્ઞા, આદેશ. ક્રિ૦ પ્ર૦ કલમા પઢવા=મુસલમાનો ધર્મ સ્વીકારવો, તે ધર્મની દીક્ષા લેવી.

**કલરવ,** પુ૦ [सं] પંખીઓનો જે મધુર રાગધ્વનિ તે, હમોનો કલકલાટ.

**કલવાર,** સ્ત્રી૦ દુધીઆ સોપારી, ચેગ સોપારી.

**કલવું,** ન૦ [ सं. कवल. ] કન્યા તરફની સ્ત્રીઓનું વરને મંગળ કવલ–મીઠાં કોળીઓ ભરાવવા જવું તે. જુઓ કલવો. ૨ કળવું.

**કલવો**, પું૦ [ સં૦ कवल. ] પરણવા જતા વરને કન્યાના બાપને ત્યાંથી પહેલું વહેલું જે ખાવાનું મોકલવામાં આવે છે તે, મંગળ કવલ.

**કલશ**, જુઓ કળશ.

**કલહ**, પું૦ [ સં. ] બે જણે સામસામી તકરાર કરવી તે, વિવાદ. બોલાબોલી, ઝઘડો. ૨ વિગ્રહ, યુદ્ધ, લડાઈ, કંકાસ, કજીઓ. ઉ૦ નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગે જ્યાં બેઠા'તા દેવ. નળાખ્યાન.

**કલહપ્રિય**, પું૦ [ સં. ] નારદ, જ્યાં ત્યાં સાચાં જુઠાં કરી લડાઈ કરાવનાર.

**કલહંસ**, પું૦ [ સં. ] નાનો-બાળ હંસ. અસ્પષ્ટ કાલું બોલતું હંસનું બચ્ચું.

**કલહાંતરિતા**, સ્ત્રી૦ [સં.] વાદવિવાદ કરી-બોલાબોલી કરી પતિ ઉપર રિસાએલી નાયિકા, રૂસણું લઈ બેઠેલી સ્ત્રી. કાવ્ય શાસ્ત્ર પ્રમાણે પતિનો અનાદર કરી રિસાઇને પછી પરિતાપ-શોક પામેલી નાયિકા.

**કલંક**, ન૦ [સં.] લાંછન, બટ્ટો. ડાઘ, ખોડ, દોષ. અપવાદ, આળ.

**કલંકી**, વિ૦ કલંકવાળું, અપવાદવાળું, જેને લાંછન લાગેલું હોય એવું. ૨ પું૦ કલંકવાળો-ચંદ્રમા.

**કલંઠ**, જુઓ કલાંઠ.

**કલંદર**, પું૦ [સં.] માંકડાં રીંછ ને સાપ વગેરે પ્રાણીઓને કેળવી તેમના ખેલ લોકોને બતાવી આજીવિકા કરનાર મિશ્ર જાતિનો માણસ, મદારી, વાદી, પારધી.

**કલંધર**, પું૦ ( વિ૦ ) [ સં. कलंकधर. ] કલંકને ધારણ કરનાર ( ચંદ્ર ). ૨ જેને લાજ શરમ ન હોય એવો ઉચ્છૃંખલ માણસ.

**કલા**, સ્ત્રી૦ [સં.] અંશ માત્ર ચંદ્રનો સોળમો ભાગ, નાનો ભાગ. ૨ કાળમાન. ૩ શરીરનો અંશવિશેષ, શ્રીરજ. ૪ શારીરિક મહેનતને ચંચળાઇથી થતું યુક્તિદાર કામ, હુનર, કસબ. જુઓ કળા.

**કલાઈ**, સ્ત્રી૦ ધોળી અને ઝટ ઓગળી જાય એવી એક હલકી ધાતુ, બંગ. ખાટા પદાર્થો કટાય નહિ તે માટે તાંબા પિત્તળનાં અને લોઢાનાં વાસણને જે ધાતુ લગાડવામાં આવે છે તે. ક્રિ૦ પ્ર૦ કલાઈ કરાવવી=માથું મુંડાવવું (લાક્ષણિકાર્થ).

**કલાઈગરો**, પું૦ કલાઈ કરનારો, વાસણો ઉપર કલાઈ દેવાનો ધંધો કરનારો.

**કલાઇસિપેતો**, પું૦ કલાઈ બાળીને કરેલી ધોળી રાખ. આ વસ્તુ ધારાં અને ચાંદાં ઉપર લગાડવાની દવા તરીકે વપરાય છે.

**કલાક**, પું૦ [ અં. O'clock. ] અઢી ઘડી જેટલો કાળ તે, તાસ, ઘંટા, અવર.

**કલાકેલિ**, સ્ત્રી૦ [સં]યુક્તિવાળી રમત, જેમાં કંઇ કલા જેવું હોય એવી મોજ, રમત ગમત.

**કલાગુ**, વિ૦ [ કુ+લાગ. ] લાગ વગરનું, કથોલું, અડવાનો-ઉભા રહેવાનો કે કાર્ય કરવાનો લાગ ન હોય એવું.

**કલાદ**, પું૦ [સં.] સોની, હેમકૂટ.

**કલાધર**, પું૦ [સં. कला+धृ=ધરવું.] કળાઓને ધારણ કરનાર-ચંદ્રમા.

**કલાનિધિ**, પું૦ [સં.] ચંદ્ર, ચંદ્રમા.

**કલાપ**, પું૦ [સં.] સમૂહ, જથો, જુડો, કલો. ૨ મોરનાં પીંછાંનો જથો. ૩ ઘરેણું, ભૂષણ. :-મુક્તાકલાપ. ( કાપ-મોતીના કાપ. ) ઘર, મ્યાન, તૃણ. :-ખડ્ગકલાપ.

**કલાપી**, પું૦ [ સં. ] કલાપવાળો-મોર, મયૂર. ઉ૦ કલાપીનાં વૃંદથકી ભરેલા, કેકા સ્વરે ગર્જિત થૈ રહેલા.

**કલાપીટ**, સ્ત્રી૦ કકલાણ કરવું અને સાથે પીટવું-કૂટાકૂટ કરવી તે, રડારોળ, રો-કકલાણ, રોકૂટ. ૨ ધોંધાટ, સોરબકોર, ધાંધલ.

**કલાફૂલ**, ન૦ સ્ત્રીઓના કાનનું એક સુંદર ઘરેણું, ઉ૦ કાને કલાફૂલ સોહાનાં મા.

**કલાબૂત**, ( કલાબતૂ. ) પું૦ [ फा. कलाबतून्=સોનાનો તાર. ] કસબ, રેશમના દોરા સાથે વળેલો સોના રૂપાનો તાર.

**કલાબો**, પું૦ આંબનો કાપ.

**કલામ,** સ્ત્રી૦ [ અ. ] ભાષા, બોલી. ૨ લખાણ, વાક્યરચના. ૩ ફકરો, પદ, વિભાગ, પરિચ્છેદ.

**કલાર,** ન૦ એક જાતની વનસ્પતિ, કંકોલી એને લાલ ફૂલ થાય છે, તે શિવને ચઢે છે.

**કલારસ,** પું૦ કળા ઉપરનો ભાવ-પ્રેમ તે. જુક્તિદાર હુન્નર, રમત ગમત વગેરે ખૂબીઓનો આસ્વાદ. ઉ૦ મિથુની માયા રચી આ મેદિનીરે, અરે ભાઇ કોટી કલારસ દાનરે, મૂળદાસ.

**કલાલ,** પું૦ [ સ. कल्या=મદિરા અને पाल= રાખનાર. ] દારૂ બનાવી વેચનાર, દારૂ ગાળનાર, દારૂ ગાળવાની ભઠ્ઠી રાખનાર, ને વેચનાર. ઉ૦ પીએજ શુદ્ધ દૂધ જઈ કલાલની દુકાનમાં, જણાય વાત છેક ને મનાય મદ્યપાનમાં. ક. દ. ડા.

**કલાલખાનું,** ન૦ પીઠું, દારૂ વેચવાનું ઠેકાણું, દારૂની દુકાન. ૨ વ્યસનીઓને ભેગા થવાની જગા. ૩ ધીંગાણું, તોફાન, મસ્તી કરવી તે.

**કલાલણ,** સ્ત્રી૦ કલાલની સ્ત્રી, કલાલ જાતિની સ્ત્રી.

**કલાલી,** સ્ત્રી૦ દારૂ ગાળવા વેચવાનો ધંધો, કલાલપણું.

**કલાવતી,** વિ૦ [સં.] કળાવાળી, કાંતિવાળી, શોભાવાળી સ્ત્રી. ૨ જેને કળાઓ આવડતી હોય તે (સ્ત્રી.) ૩ નૃત્યાદિ કળા જાણનારી. ૪ તુંબરુગંધર્વની વીણા.

**કલાવંતી,** સ્ત્રી૦ નર્તકી, નાચનારી, નાચ અને ગાન કરનારી, કળા-હુન્નરવાળી સ્ત્રી.

**કલાવવું,** ક્રિ૦ સ૦ [ સં. कल्-कलय= ચઢાવવું. ] ચઢાવવું, પટાવવું, વખાણ કરીને બોલાવવું, આગળ ચલાવરાવવું, યુક્તિથી કઢાવવું, પોતે કંઈ સમજતા ન હોઈએ અને સામાની હોંશિઆરી ઉપર જાણે ફીદાફીદા થઈ ગયા હોઇએ એવા ડોળથી સામાનાં વખાણ કરી-ચઢાવીને તેની પાસે બોલાવરાવવું. ૨ લડાવવું, ફોસલાવવું, હલાવવું. ઉ૦ કલાવી પૂછ્યું કામિની, કહ્યાં નારીએ કહેણ, રાજા ગાંડો પડદે રહ્યો, સુણી વનિતાનાં વેણ. શામળ.

**કલાસ,** જુઓ કલાસ.

**કલિ,** પું૦ [ સં. ] પાસો-જુવારું, જૂઠ, ખોટારું, નઠારું. ૨ કલહ, કંકાસ, કલેશ, કજીઓ, લડાઈ. ૩ જગતના આયુષ્યનો ચોથો અને છેલ્લો ભાગ, એક યુગ. કલ્પ નામના કાળ પરિમાણનો એક ભાગ-યુગ. યુગ ચાર છે તેમાંનો છેલ્લો જૂઠ-જુગારાનો કાળ. ૪ પાપબુદ્ધિ.

**કલિઆર,** ( કાલિઆર. ) હરણના ટોળાનો વડો નર. એને શિંગડાં અને શરીરે કાળાં ધાબાં હોય છે.

**કલિકા,** સ્ત્રી૦ [ સં. ] ફૂલવાની તૈયારી ઉપર આવેલું પણ નહિ ઉઘડેલું ફૂલ, કોરક, કળી.

**કલિત,** વિ૦ [ સં. कल्=જાણવું. ] જાણેલું, જાણવામાં આવેલું.

**કલિયુગ,** પું૦ [ સં. ] કાળપરિમાણના ચાર યુગમાંનો છેલ્લો યુગ. મહા ભારત અને મનુસ્મૃતિ પ્રમાણે ૧૦૦૦-૧૨૦૦ વર્ષનો આ યુગ ગણાય છે, પરંતુ પૌરાણિક રીતે ૧૨૦૦×૩૬૦ =૪૩૨૦૦૦ વર્ષનો કલિયુગ હાલ ગણાય છે.

**કલિંગડું,** ( કાલિંગડું, ) ખડબુચ, તડબુચ. આરીઆં અને ટટીની જાતનું ઉપરથી લીલું અને અંદરથી લાલ મિષ્ટ પાણીથી ભરપૂર ગરવાળું એક વેલાનું મોટું ફળ.

**કલિંગ-દેશ,** પું૦ [સ] દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલો એક દેશ. પૂર્વે એ એક મોટું રાજ્ય હતું. ઉ૦ અંગ બંગ ને કલિંગકેરા, આવ્યા રાજકુમાર. પ્રા. ક.

**કલિંદકન્યા,** સ્ત્રી૦ [ સં. ] યમુના નદીનું એક નામ, કાલિંદી, જમના નદી.

**કલિમલ,** પુ૦ [ સં. ] કલિયુગની જે ખરાબ અસર તે, પાપ વૃત્તિરૂપી મલિનતા. ઉ૦ કલ્યાણોનો ખજાનો કલિમલ હરતા. પ્રા. કા. ૨ અપરાધ, પાપ, અસદ્ વાસના.

**કલુષ,** ન૦ [ સં. ] મલિનતા, અપવિત્રતા. ૨ પાપ. વિ૦ મેલું, ગંદું. ૨ પાપી.

**કલુષિત,** વિ૦ [ સં. ] મલિન, અપવિત્ર.

૨ પાપી, ૩ મેલું, ગંદું, ડહોળાએલું. ૪ કચવાએલું, રિસાએલું, વંકાએલું.

**કલુષી**, વિ૦ પાપી. જુઓ કલુષિત. સ્ત્રી૦ ભેંસ, મહિષી.

**કલેક્ટર**, પું૦ [ અં. Colletor ] જિલ્લાનો મહેસુલી અમલદાર. એકઠું કરનાર, વસુલાતી કામદાર.

**કલેજું**, ન૦ કાળજું, હૃદય. ૨ મન, અંતઃકરણ.

**કલેડી**, સ્ત્રી૦ (કલેઢી) નાનું કલેડું, રોટલા કરવાની માટીની નાની તવી. ૨ ઠીબ. ૩ જોટડી.

**કલેડું**, ન૦ [ प्रा. काहल्ली. दे. काहिल्लिया. ] માટીના વાસણની કે ઘડાની ઠીબ, માટીનું કપાળ, માટીનો તવો, લોઢી. કહે૦ કલેડા વગર શું શ્રાદ્ધ રહેશે=અમુક વસ્તુ નહિ હોય તો શું અમુક કામ અટકી પડશે ? કદી નહિ. ૨ સાસુ ભાગે તે કલેઢાં અને વહુ ભાગે તે ઠીકરાં=મોટું માણસ કરે તે સઉ સારું અને નાનું માણસ કરે તે બધું ખોટુંજ, એવા અર્થમાં આ કહેવત ચાલે છે.

**કલેવર**, ન૦ [ स. ] શરીર, દેહ. ૨ હાડપિંજર, ખોખું, ખોળીઉં.

**કલેશ**, જુઓ ક્લેશ.

**કલૈ**, જુઓ કલાઈ.

**કલૈગરો**, પું૦ વાસણોને કલાઈ કરનારો.

**કલૈ સપેતો**, પુ૦ કલાઇને બાળીને બનાવેલી ખાખ, જશતના જેવું એક જાતનું ધોરાં ચાંદાં ઉપર લગાડવાનું ધાતુનું ચૂર્ણ.

**કલોડું**, ન૦ કરોડું, રાડું, સાંઠો.

**કલોડી**, સ્ત્રી૦ વાછડી, રેલી, નાની ગાય.

**કલ્ક**, પું૦ [ स. ] પાપ. ૨ દંભ, આડંબર, ઢોંગ. ૩ કાનનો મેલ. ૪ પાણી તેલ કે ઘીમાં વાટીને લોંદા જેવો તેમજ ચટાય તેવો બનાવેલો પદાર્થ, ચટણી, લોંદો. ૫ પંક, કાદવ, કીચડ.

**કલ્કિ**, પુ૦ [स.] વિષ્ણુનો દશમો અવતાર, કલિયુગમાં થનારો વિષ્ણુ ભગવાનનો દશમો અવતાર.

**કલ્પ**, પું૦ [ सं. ] જગતની ઉત્પત્તિથી માંડીને તેનો નાશ થાય ત્યાં લગીનો જે કાળ તે. સો યુગનો એક કલ્પ. બ્રહ્માનો એક દિવસ તે કલ્પ કહેવાય છે. ૨ યોગ, રૂઢિ, રીતભાત. ૩ શાસન, અમલ, સત્તા. ૪ વેદનાં જે ૭ અંગ ગણાય છે તેમાંનું એક. ૫ ધર્મકાર્યનો વિધિ,નિગમ.

**કલ્પક**, વિ૦ [सं.] કલ્પના કરનાર, શોધક, અનુમાન-તર્ક બાંધનાર. પું૦ વિધિ, આચાર.

**કલ્પતરુ**, ન૦ [ सं. ] જે જોઈએ તે આપનારું એક કાલ્પનિક દેવવૃક્ષ. કલ્પતરુઓ-પારિભદ્ર, મંદાર, પારિજાતક, સંતાન અને હરિચંદન--નામે પાંચ છે. ૨ જેમાંથી મનોવાંછિત મળે તેવી કોઇ પણ વસ્તુ, માણસ વગેરેઃ-અમારા મહારાજા તો માગણોના કલ્પતરુ છે. જ્યાં આપે છે યુવતિજનને ઇચ્છયું કલ્પવૃક્ષ. મેઘદૂત.

**કલ્પદ્રુમ**, જુઓ કલ્પતરુ.

**કલ્પના**, સ્ત્રી૦ [ सं. ] અનુમિતિ, રચના. ૨ તર્ક, બુ । તુરંગ, કોઈ પણ જાતની મનમાં રચાઈ આવતી ગોઠવણ, તર્ક-વિચાર, વાત, કવિતા વગેરે. ૩ અનુમાન, અટકળ, પોદ્ બાધવો તે. ૪ યુક્તિ, કળા. ૫ મનમાંથી જે નવો જુદો ઉઠાવવો અથવા રચના કરવી તે.

**કલ્પના-બળ**, ન૦ [ स. ] નવી બનાવટ કરવાનું સામર્થ્ય, કલ્પવાનું જોર, કલ્પના શક્તિ.

**કલ્પનાશકિત**, સ્ત્રી૦ [ सं. ] કલ્પના કરવાનું બળ, તર્કશક્તિ.

**કલ્પનાસૃષ્ટિ**, સ્ત્રી૦ [स.] કલ્પનાથી મનમાં જે કંઈ ઉત્પન્ન કર્યું હોય તે, મનની બનાવટ, તર્કથી ઉત્પન્ન કરેલી બાબત, તર્ક-તરંગના ઘોડા દોડાવવા તે.

**કલ્પનીય**, વિ૦ [सं.] કલ્પના કરવા જેવું, અનુમાનને યોગ્ય મનમાં આવે એવું.

**કલ્પલતા**, સ્ત્રી૦ [ स. कल्पलतिका. ] મનોવાંછિત પુરું પાડનારી સ્વર્ગની એક લતા, વેલી, કલ્પતરુ.

**કલ્પવું**, ક્રિ૦ સ૦ [ सं. कॢप्. ] મનમાં

વિચારથી રચવું, તરંગ ઉઠાવવો, તર્ક કરવો, નવી રચના ઉભી કરવી. ૨ અનુમાનવું, અટકળ બાંધવી. ૩ માનવું, પોહ બાંધીને અમુક આમજ હશે, એવો તર્ક કરવો. અવનવો બુટ્ટો ઉઠાવવો.

કલ્પવૃક્ષ, જુઓ કલ્પતરુ.

કલ્પસૂત્ર, ન૦ [ સં. ] ક્રિયા પદ્ધતિ શાસ્ત્ર, જેમાં યજ્ઞની ક્રિયાઓ કેમ કરવી તેના નિયમો આપેલા હોય એવો ગ્રંથ, કર્મકાંડને લગતા નિયમોનું શાસ્ત્ર.

કલ્પાવવું, ક્રિ૦ પ્રે૦ ટળવળાવવું, જીવ કચવાવરાવવો, કાળજું બાળવું, કળકળાવવું. ૨ દુઃખી કરવું, શોક કરાવવો, રોવરાવવું, પુંવાવવું, અંતર દાઝે એમ કરવું. ૩ સરાવવું, ઉત્સર્ગ કરાવવો.:-પાટીઓ કલ્પાવવો.

કલ્પાંત, પું૦ [ સં. ] કલ્પનો-સો યુગનો છેડો, મહા પ્રલયનો કાળ. ૨ ન૦ અત્યંત રોવું કળકળવું તે, અતિશય રોઈ ને શોક કરવો તે. ઉ૦ કરી કલ્પાંત ઘરયા પછી હાથ, બળવા માંડ્યું તેની સાથ. શામળ.

કલ્પિત, વિ૦ [સં.] કલ્પેલું, કૃત્રિમ, બનાવટી, અટકળેલું.

કલ્પેલું, વિ૦ કલ્પિત.

કલ્મષ, ન૦ [સં.] પાપ, દુરિત. ૨ કાળપ, કાળાટીલી, લાંછન, ડાઘ. ૩ દોષ, અપરાધ, ગુહ્નો. ૪ મલિનતા, મેલ.

કલ્મે-શરીફ, ન૦ કુરાન, ઇસ્લામીઓનું ધર્મ પુસ્તક.

કલ્યાણ, ન૦ [સં.] શ્રેય, હિત, ભૂતિ, ચઢતી, આબાદી. ૨ સારું, શુભ, મંગળ, ભલું, ક્ષેમ, કુશળ ૩ એક સંગીત રાગ--( કલ્યાણ રાગ.) િવ૦ સારું, શુભ, ભલું. રુ૦ પ્ર૦ કલ્યાણમસ્તુ=સારું થાઓ. ક્ષત્રિય વૈસ્યાદિ બ્રાહ્મણને નમસ્કાર કરે ત્યારે બ્રાહ્મણો તેમને આ પ્રમાણે આશીર્વાદ આપે છે.

કલ્યાણ-કરવું, ક્રિ૦ સ૦ સારું કરવું, શુભ કરવું. ૨ ઉદ્ધાર કરવો, તારવું. :-ઇશ્વર તમારું કલ્યાણ કરજો. ક્રિ૦ પ્ર૦ કલ્યાણ-ઇચ્છવું=સારું ચહાવું. કલ્યાણ ચહાવું=શુભ ઇચ્છવું.

કલ્યાણકર્તા, વિ૦ [ સં. ] શ્રેય કરનાર, સારું કરનાર. ૨ તારણ કરનાર, ઉદ્ધારનાર, પરમેશ્વર.

કલ્યાણકારી, વિ૦ શુભકારી, મંગળકારી, સારું-શ્રેય કરે એવું. ૨ તારણ-ઉદ્ધારણ કરે એવું. ઉ૦ લીધું નામ ન કોઈવાર હરિનું કલ્યાણકારી મુખે.

કલ્યાણી, સ્ત્રી૦ [સં.] કલ્યાણવતી, કલ્યાણ કરનારી, મંગળમૂર્તિ, સૌભાગ્ય સુંદરી, શુભકારિણી. ઉ૦ પીઠી ચોળે પંચકલ્યાણી. સ્ત્રીગીત. રુ૦ પ્ર૦ બાઇકલ્યાણી=સ્ત્રી વશ, સ્ત્રી જેમ કહે તેમ કરનાર-નબળો, બાયલો, નરમ, માલ વગરનો માણસ. ક્રિ૦ પ્ર૦ બાઇ કલ્યાણી કરવું =આજીજી કરવી, ખુશામત કરવી, હાએ હા અને જીજીબ્બે-કર્યા કરવું. ૨ ભીખ માગવી, કાલાવાલા કરીને, મલાવડાં કરીને :-બાઇ તો મોટાં કલ્યાણકારી છે, એવાં ખુશામતનાં વચન બોલી બોલીને માગવું તે. બાઇકલ્યાણીપણું= હલકાઇ, દૈન્ય દેખાડવું તે.

કલ્લાઇ, ( કલ્લી-કલ્લે ) સ્ત્રી૦ પાટલી, કપડાની ગડી એક ઉપર એક ગડી કરવી તે.

કલ્લી, સ્ત્રી૦ ( કલ્લાઇ.) હાથને કાંડે પહેરવાનું પાતળું સોના રૂપાનું કડું, ૨ આંગળીઓ અને અંગુઠાવતે કપડાંની કરેલી ગેડ, ગડી, પાટલી. કલ્લી-કરવી=કપડાની પડપર પડ ગડી કરવી.

કલ્લું, ન૦ [ સં. कटक. ] સ્ત્રીઓને પગે પહેરવાનું રૂપાનું નક્કર કિંવા પોલું કડું, કલ્લાં. સુરત તરફ એક પગે કલ્લું પહેરવાનો ચાલ છે, ગુજરાતમાં બેઉ પગે બે કલ્લાં પહેરવામાં આવે છે.

કલ્લો, પું૦ [સં.-कवल=ગ્રાસ.] આંગળીઓ અને અંગુઠાવતે પકડી શકાય એટલો ઘાસ-કરસણનો જથો. ગ્રાસ, કોળો, કોળીઓ. ઉ૦ હરણાંઓ મુખમાંથી, નાખી દે, જોય દર્ભના કલ્લા, મોર તજે છે નૃત્યો, વાગ્યા જેને વિજોગના ભાલા, જુડી-ડો, ભરાવ. :-એની મુંછનો કલ્લો

કેવો છે? ક્રિ૦ પ્ર૦ કલો વાળવો-કેવો=બાળકનો જન્મ થયા પછી ઓર ચઢી જાય નહિ તે માટે આંગળીઓ અને અંગુઠાવતે શિથિલ થયેલા પેટનો જોરથી કલો કરવો.

**કલ્લોલ,** સ્ત્રી૦ [સં-कल=અનુ૦] આનંદથી ઉભરાવું તે, ખુશખુશાલીમાં ચેનબાજીમાં રહેવું તે, પ્રસન્નતામાં હસવું ખેલવું રહેવું તે. :-છોકરાં કલ્લોલ કરે છે. ૨ મોટો તરંગ, લહેર, મોજું.

**કવ,** અ૦ કદા, ક્યારે, કે દહાડે. :-પીઉડો કવ આવશે રે. પ્રા. કા.

**કવખત,** પું૦ ક-વેળા, કુ-સમય, વખત બે વખત. ૨ કાર્યને યોગ્ય સમય નહિ તે, આસપાસના સંજોગોને લઈ અનુકૂળ ન ગણાય એવો વખત. :-ત્રીજે પહોરે-દવા ખાવી, સંન્યાસીએ ભિક્ષા કરવા જવું અને દેવાળું કાઢ્યા પછી ઘેર બેઠેલા શેઠને ઘેર સખાવતની અરજ કરવા જવું. એ બધા કવખત કહેવાય.

**કુ-વગું,** વિ૦ વગ વગરનું, સારી વગ ન હોય એવું. ૨ કલાગું, કથોલું, નહિ સગવડ પડતું.

**કવચ,** ન૦ [સં.] અસ્ત્રશસ્ત્રથી શરીરનું રક્ષણ કરનારું જે અભેદ્ય પહેરણ તે, બખતર, ચિલખત, તનુત્રાણ. ૨ મુઠચોટ ન લાગે તે માટે મંત્રોથી શરીરનું રક્ષણ કરવું તે. (નારાયણ કવચ, શિવકવચ, કહેવાય છે. તાવીજ રાખવાં બાંધવાંતે.)

**ક-વચન,** ન૦ [સં. कु+वचन.] કુ-વેણ, કુ-બોલ, નઠારું અશ્લીલ બોલવું તે. ૨ ન કહેવાય તેવાં વેણ કહેવાં તે, મહેણું મારવું તે, ૩ ગાળ, અપશબ્દ.

**કવચું-ચાં,** ન૦ કૌચનાં બી, કૌચાં,'કૌચ' નામની વેલ વાડોમાં એની મેળેજ ઊગી નીકળે છે. એને આંબલીના જેવા કાતરા થાય છે અને તેની ઉપર મખમલના જેવી પુંજ-રુંવાટી હોય છે. આ કાતરાની રુંવાટી શરીરને લાગી હોય તો અત્યંત ખણુજ આવે છે. કાતરા સુકાઈ જતાં એની મેળેજ ફાટે છે અને તેમાંથી એરડીને મળતાં બીઆં નીકળે છે. તે કવચુ કવચાં, કે કૌચાં કહેવાય છે. દેશી દવાઓમાં તે પૌષ્ટિક અને વાજીકર ગણાય છે.

**કવછટ,** સ્ત્રી૦ મહેનત, શ્રમ, વૈતરું. ૨ ઋતુકાળ.

**કવડી,** સ્ત્રી૦ કોડી, છીપોલીના કરતાં નાની પણ કઠણ દરિઆઇ ખડકો ઉપર થતાં જળચર જંતુઓની છીપો. આ કોડીઓ પૂર્વે હલકા સિક્કા તરીકે ચલણમાં ચાલતી. ઉ૦ કવડી કવડી માયા જોડી, લાખ કરોડો લાખ્યા. કબીર. ૨ મોઇદંડાની રમત.

**કવણ,** સ્ત્રી૦ [સં. कः-किम्.] કોણ, ઉ૦ कवण खटकावे कमाड, मढी छे राणकदेवनी. રા'ખેંગાર. કિયું, શું. ઉ૦ કવણ તે કાલો હતો, કવણ સ્વરૂપા કામ, કવણ સાથે સ્નેહ કર્યો, કવણ દેશ કોણ નામ? શામળ.

**કવન,** ન૦ [સં. कव्=કહેવું.] કવવું, કવિતા કરવી તે, કવિતા, કાવ્ય, પદ રચના, વર્ણન કરવું તે.

**કવની,** પું૦ કવિ. વર્ણન કરનાર. ૨ ભાટ, માગધ. ૩ કહેવાની પ્રાટી. ૪ કહેતી.

**કવર,** ન૦ [અં. Cover.] પરબીડીઉં. ૨ ઢાંકણ, આચ્છાદન, ઓછાડ. ૩ પાઠક. ૪ મીઠું, લવણ.

**કવરક,** પું૦ [સં.] કેદી, બંદીવાન.

**ક-વરધું,** વિ૦ [સં. कु+वृद्ध=કાઢેલું.] ગેરવાજબી, ગેરડહાપણનું, ખોટું, અયોગ્ય, કઠોર, સખત, કડવું; ન ઘટે=ન શોભે એવું, બહુજ ખરાબ. ઉ૦ કોણે વચન કહ્યું રે કવરધું. પ્રેમાનંદ.

**કવરાવવું,** ક્રિ૦ પ્રે૦ કવિતા કરાવવી, વખાણ, વર્ણન કરાવવું. ૨ કાયર કરવું, હેરાન કરવું, સતાવવું.

**કવરી,** સ્ત્રી૦ સ્ત્રીઓના ચોટલાની લટ, કેશપાશ.

**ક-વર્ગ,** પું૦ [સં.] 'ક' સ્થાનના જે પાંચ અક્ષરો તે, ક ખ ગ ઘ ઙ. (વ્યાકરણમાં).

**કવર્ણ,** સ્ત્રી૦ [સં.कु+वर्ण=જાતિ.] કુજાતિ,

હલકી જાત-વર્ણ, અકુલીન અને વર્ણમાં નહિ એવા લોકો તે. ઉ૦ ગરજ ગણી કે સાકર થકી, કુવર્ણને કાકા કહે. શામળ. ૨ વ્યંજન અક્ષરો-માંના ક્ ખ્ ગ્ ઘ્ ઙ્ એ પાંચ અક્ષર.

કવલ, પું૦ [સં.] એકવાર મોં ભરાય એ-ટલો જથો. કોળીઓ, ગ્રાસ.

કવલાં, ન૦ (બ. વ.) [મ. કૉલ.] ન-ળીઆં, નળીઆંની હારો. ૨ મોભારીઆં.

કવવું, ક્રિ૦ સ૦ [સં. કવ્.] વર્ણવવુ, બ્યાન કરવું, કવિતા કરવી, પદ્ય રચના કરવી. ઉ૦ કવ્યું કવે તે શાનો કવિ ? અખો.

કુ-વશ, વિ૦ [સં. કુ+વશ.] પરાધીન, તાબેદાર, પરસ્વાધીન, આપ અખત્યારનું નહિ એવું, પરવશ. ૨ સ્ત્રી૦ ઓપડી, જરૂર, અગત્ય, અડચણ.

કુ-વા, પું૦ [કુ+વાયુ.] વહાણ હંકારવાને અનુકૂલ પવન નહિ તે, પ્રતિકૂળ પવન. (વહાણ-વટીઓ અનુકૂલ પવનને 'સવા' અને પ્રતિકૂળ પવનને 'કવા' કહે.છે, તે ઉપરથી આ શબ્દ સાહિત્યમાં આવેલો છે. કાર્યને અનુકૂળ પવન તે 'સવા' જેમકે-વહાયો વાયુ સવાય, વાયે વેળુ પરજળે. રા'ખેંગાર.) ૨ પ્રતિકૂલતા. ૩ અહિત. ૪ દોષ, ઘાણ, બગાડ. :-એના શરીર-માં કવા પેઠો છે. ૫ અનનુકૂળ વાતાવરણ, બેતાલતા. એકલો જીતીને આવે નહિ સવા કવા ને. વલ્લભ.

કુ-વાટ, [સં. કુ+વર્ત્મ.] નઠારો રસ્તો, કુમાર્ગ, ૨ વિપરિત રીતભાત, અનીતિનો માર્ગ, ગેરવર્તણુક.:-કવાટે જઈએ તો લોક ગમેતેમ કહે.

કુ-વાણું, [સં. કુ+વાનું-વસ્તુ-ચીજ.] જેમાં કંઈક નઠારી વસ્તુ હોય એવું, ખરાબ ખોટું કહેવા જેવું. ૨ લાંછન, ખોડ ખાંપણ, કલંક.:-આ કન્યામાં કંઈ કવાણું નથી.

કવાબ, પું૦ [ફા.] ધુરેલા માંસની એક બનાવટ-વાની.

કવાયત, સ્ત્રી૦ [અ. કવાએત.] સૈનિક શિક્ષણ, યુદ્ધને લગતા નિયમોનું શિક્ષણ, યુદ્ધ કળા, રણ ચાતુર્ય. ૨ યુક્તિ, તરતીબ.

કવાયતી, વિ૦ [અ.] કવાયત પામેલું, લડાયક કેળવણીવાળું, રણચતુર. :-અંગ્રેજો પાસે થોડું પણ કવાયતી લશ્કર હતું તેથી તેઓ જીત્યા. કેળવાએલું, સુશિક્ષિત. :-સરકસમાં કવાયતી પ્રાણીઓ સારા ખેલ કરે છે.

કુ-વાયુ, ન૦ [સં. કુ+વાયુ.] કવા, વહાણને પ્રતિકૂલ પવન, વિષમ વાયુ, અનનુકૂલ વાયુ. (સવાયુથી ઉલટું) કુ-વખત. વિ૦ પ્રતિકૂળ, વિરુદ્ધ, ઉલટું. ઉ૦ જેવું કવાયુ વાદળું તેવું મિથ્યા શરીર. જીવરામ ભટ્ટ. કહે૦ સવાયે હીરા, તે કવાયે કાંકરા.

કવારી, સ્ત્રી૦ અપકીર્તિ, બેઆબરૂ.

કવાલ, [અ. કવ્વ=ગાવું.] રાગ તાણીને ગાનાર, ગવૈયો. ૨ તાણીને ગાવાનો એક રાગ, ખ્યાલ. (ટપ્પો.)

કવાલી, વિ૦ ખ્યાલટપ્પાનું, તાણીને ગાવાનું. (ગાન.)

કવાવું, ક્રિ૦ અ૦ ગવાવું, વર્ણવાવું, કવિતા કરાવી. ૨ વગોવાવું, નિંદાવું, ખરાબ બોલાવું. ઉ૦ કોને કહીએ રે કવાઈ દૂખ. ગિરધર. ૩ બગડી જવું, લથડવું, કથળી જવું. ઉ૦ વાત કવાઇ ગઇ' બગડી ગઇ-લથડી ગઈ. ૪ ઉગી જવું, દૂધ બંધ થવું.:-ભેંસ કવાઇ.'

કુ-વાસ, પું૦ [સં. કુ+વાસ.] કુ-સ્થાન, કઠામ. ૨ નઠારી વાસ, બો, ગંધ. ૩ જવ મધ અને મીઠાની મેળવણીનું પેય. રૂશિઆના ગામ-ડીઆ લોકો આ પેય વાપરે છે. રૂશિઅનોની કઢી. વાં. મા. ૬-૧૯૦.

કવિ, પું૦ [સં.] કવિતા કરનાર, કાવ્ય બનાવનાર, પદ્ય રચના કરનાર, શાયર. ૨ પંડિત, વિદ્વાન. ૩ વૈદ્ય. (બં.) વિ૦ ડાહ્યું, શાણું. કહે૦ જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ. ઉ૦ કવિ ચિતારા પારધી, વળી વિશેષે ભાટ, ગાધી નરક સિધારીઆ, કવિ કવે એ ઘાટ. લોકગીત.

**કવિજન**, ન૦ (બ. વ.) [ સં. ] કવિઓ, શાયરો. ઉ૦ કવિજન કાવ્ય કરી મરે, રસ ચાખે ગાનાર. ક. દ. ડા.

**કવિત**, ન૦ એક રાગ–છંદનું નામ. મનહરછંદ. એનાં આઠ ચરણ થાય છે, તેમાંના ૧–૩–૫–૭ માં સોળ સોળ અક્ષરો અને ૨–૪–૬–૮ માં પંદર પંદર અક્ષરો આવે છે. ભાટ લોકનાં કવનો બહુ મોટે ભાગે 'કવિત' માં લખાએલાં છે.

**કવિતા**, સ્ત્રી૦ [ સં. ] કવિનું જે કથન–કવન–તે. કવિતા, કાવ્ય, પદબંધ. અમુક નિયમાનુસાર ગોઠવાએલી ગવાય એવી વર્ણનાત્મક વાણી, અલૌકિક વાણીની રચના. ઉ૦ કરું કવિતા મનને કોડ, નથી કરતો કવિજન શું હોડ.'

**કવિતાઈ**, સ્ત્રી૦ કવિતા કરવાપણું, કવિપણું. વિ૦ કવિ સંબંધી, કવિતા સંબંધી. :–તમારા કવિતાઇ વિચારોનું અહીં કામ નથી.

**કવિતા-શક્તિ**, સ્ત્રી૦ [સં.] કવિતા બનાવવાનું સામર્થ્ય, કવિતા બળ, કવિતા બનાવવાનો જે જુસ્સો તે.

**કવિત્વ**, [સં.] કવિપણું. ૨ કવિતા કરવાપણું, કવિતા બનાવવાની શક્તિ.

**કુ-વિદ્યા**, સ્ત્રી૦ [ સં. कु+विद्या. ] જ્ઞાનનો દુરુપયોગ, નઠારી વિદ્યા, લુચ્ચાઇ, ઠગાઇ, કપટ તંત્ર, છળવિદ્યા. ૨ તંત્રવિદ્યા, ભૂતપિશાચ ને ઉપાસવાનો માર્ગ, મંત્રવિદ્યા, મેલીવિદ્યા, મુંઠમાર વગેરે.

**કવિરાજ**, પું૦ [ સં. कवि+राजन्. ] સારો કવિ, કવિઓમાં રાજા જેવો ગણાય એવો કવિ, ઉત્તમ કવિ.

**કવિવર**, પુ૦ [ સં. कवि+वर. ] કવિઓમાં જે સારો કવિ તે, સારો કવિ, ઉત્તમ કવિ.

**કવીંદ્ર**, પું૦ [ સ. कवि+इन्द्र. ] કવિઓમાં ઇન્દ્ર જેવો કવિ તે, સર્વોત્તમ કવિ.

**કવીશ્વર**, પું૦ [સં. कवि+ईश्वर.] કવિઓમાં ઈશ્વર–સૌાપરી એવો જે કવિ તે, ઉત્તમ કવિ.

**કુ-વેણ**, ન૦ નઠારું વચન, અપશબ્દ, ગાળ.

**કુ વેળા**, સ્ત્રી૦ કવખત, યોગ્ય–અનુકૂળ વખત નહિ તે. ૨ કુ-રત, કુ-મોસમ. ૩ અશુભ સમય, અમંગળ સમય.

**કવ્ય**, ન૦ [સં.] પિતૃઓને આપવાનું અન્ન, પૂર્વજો, પિતૃઓ નિમિત્ત જે પિંડ, શ્રાદ્ધ અને બ્રહ્મભોજન વગેરે કરવામાં આવે છે તે. દેવતાઓને આપવાનું તે હવ્ય અને પિતૃઓને આપવાનું તે કવ્ય કહેવાય છે.

**કશ**, સ્ત્રી૦ [સં. ] કોસનું દોરડું, વરત. ૨ હળની કોશ.

**કશટો**, જુઓ કષ્ટ.

**કશણું**, ન૦ કણસું, ડુંડું ( અનાજનું. )

**કશલી**, સ્ત્રી૦ [ સ. कलश. ] નાનો લોટો, કળશીઓ, લોટી, કરસલી.

**કશાલો**, પું૦ અચો, કડાકુટો.

**કશું**, વિ૦ [ સ. कथन. ] કોઈ, કંઈ, કંઈપણ. :–કશું ન જાણું કવિના મહી. ૨ ક્યાંથી, શું, શાનું. :–કુબુદ્ધિ જેને મન વસી, લાજ મર્યાદા તેને કશી. શામળ. ૩ કેવું, કયી જાતનું. [ સં. किम्+दृश. ]

**કુ-શોભા**, સ્ત્રી૦ નહિ શોભા તે, ખોટી શોભા.

**કુ-શોભિતું**, વિ૦ નહિ શોભતું, નહિ છાજતું, અણઘટતું.

**કશ્મલ**, ન૦ [સં.] પાપ, દુઃખ. ૨ મોહ, ગાંડું, ઘેલું. ઉ૦ ક્યાંથી કશ્મલ લાગ્યું આ, કુ-વેળાએ તને અહીં. ગીતા.

**કશ્ચિત**, અ૦ [ સં. ] કોઇએક, કશ્ચન.

**કશ્યપ**, પું૦ [સં.] કાચબો. ૨ એક ઋષિ. બ્રહ્માના પુત્ર મરીચિનો પુત્ર, દિતિ અને અદિતિનો પતિ તથા દેવ અને દાનવો એઉનો પિતા. દક્ષ પ્રજાપતિની દિતિ અને બીજી બાર કન્યાઓ એ પરણ્યા હતા. તે એક મોટા પ્રજાપતિ ગણાય છે. મનુષ્યો, સર્પો, અને પંખીઓ વગેરે તેમનાથી ઉત્પન્ન થયાં હતાં.

**કષાય**, પુ૦ [ સં. ] વનસ્પતિ દ્રવ્યોનો

ઉકાળો, કાઢો, કવાથ. ૨ ગેરૂ જેવો રાતો-ભગવો રંગ. ૩ પાપ. ઉ૦ જે ઇંદ્રિયે કષાય કર્યું તેથી કામ ત્યાં તેનું સર્યું. અખો. ૪ કડુચો સ્વાદ. ૫ તરંગ. વિ૦ રંગેલું, ભગવું. ૬ મેલું, મલિન.

**કષાયિત,** વિ૦ [સં] રંગેલું, રંગવાળું થએલું. ૨ કસાણું. જેના સ્વાદમાં કટાણાપણું આવ્યું હોય એવું, કટાણું. ૩ મેલું થએલું, મલિન. ૪ રિસાએલું, દુભાએલું.

**કષ્ટ,** ન૦ [ સં. ] દુઃખ, પીડા. ૨ સંકટ, મુશકેલી. ૩ શ્રમ, મહેનત. ક્રિ૦ અ૦ કષ્ટ થવું–પડવું=દુઃખ–મુશકેલી થવી–પડવી. કષ્ટ ખમવું–વેઠવું=દુઃખ–મુશકેલી સહન કરવી. કષ્ટ દેવું=દુઃખ–પીડા આપવી, સંતાપવું. કષ્ટ કરવું=ઉપવાસ–વ્રત–તપ વગેરેથી શરીરે દુઃખ સહન કરવું. ૨ રોવું-કંકાસ કરવો. ૩ સંકોચથી મહા કષ્ટે રહેવું, જીવને જાતને કષ્ટી નાખવાં. ૨૦ પ્ર૦ કાયાકષ્ટ=દેહનું દુઃખ, શરીરને કષ્ટ થાય એમ કરવું તે. કષ્ટસાધ્ય=દુઃખે કરીને પ્રાપ્ત થાય એવું.

**કષ્ટ-કારક,** વિ૦ [ સં. ] કષ્ટ આપે એવું, દુઃખ–પીડાકારક, કષ્ટ કરાવે એવું. ૨ મુશકેલ, કઠિન, દુઃખસાધ્ય, મહેનત આપે એવું.

**કષ્ટકાળ,** પું૦ [ સં. ] પીડાનો સમય, આપત્તિકાળ, દુઃખના દહાડા. ૨ મુશકેલીનો વખત.

**કષ્ટદાયક,** વિ૦ [ સં. ] દુઃખ દેનારું, પીડા આપનારું, મહેનત આપે એવું.

**કષ્ટનષ્ટાષ્ટક,** ન૦ [ સં. ] કષ્ટ+નષ્ટ+અષ્ટક. કષ્ટને નષ્ટ કરનારું અષ્ટક–આઠ શ્લોક કે કડીઓનું સ્તોત્ર, સ્તવન તે.

**કષ્ટાવું,** ક્રિ૦ અ૦ ( ના. ધા. ) પ્રસવ થવા પીડાવું, ( સ્ત્રીનું ) જનન પીડ થવી. :–ને બહુ કષ્ટાય છે. કષ્ટ પામવું=સાધારણ અર્થમાં અને કષ્ટાવું=વિશેષ અર્થમાં (ખાસ કરીને જનન પીડ માટે ) વપરાય છે.

**કષ્ટિત,** વિ૦ [સં.] દુઃખી, પીડિત. ૨ જેમાં મુશકેલી પડી હોય એવું, શ્રમથી પ્રાપ્ત થએલું.

**કષ્ટી,** સ્ત્રી૦ પીડા, આપદા, મુશકેલી, તસદી. ૨ કષ્ટકારકતા. ૩ વિ૦ દુઃખી, પીડિત. ૪ જાતે દુઃખ વેઠનાર, વ્રત ઉપવાસ અને તપ વગેરેથી દેહને દુઃખ આપનાર–દુઃખી.

**કસ,** પું૦ [ સં. कष. ] કસોટી ઉપરથી નક્કી કરેલું સોના રૂપાનું સરસ નરસપણું તે. કસોટી, પરીક્ષણ. ૨ [ સં. कषाय. ] સાર, તત્ત્વ, સત્વ. ૩ જોર, બળ. ૪ ફાયદો, લાભ, માલ. ૫ પહેરવાના અથવા બીજા કપડાના બે સામ સામેના છેડા બાંધવાની કપડાની બનાવેલી કે ગુંથેલી નાની દોરડી, કોસ. ( અંગરખા કાંચળી વગેરેનો બંધ, કેસ. )

**કસકસતું,** વિ૦ [ સં. कृष्. ] ખેંચાતું, તણાતું, ભીડાતું, તસતસતું, બેસતું, તંગ, સજ્જડ, ઉ૦ કસકસતો કમખો પિળી પટોળી. પ્રા. કા. ૨ પરાણે બરાબર થતું, કાંટાકાંટ, નહિ નમતું, કંઇક કમ–ઓછું રહેતું હોય એવું.

**કસકસવું,** ક્રિ૦ અ૦ [ સં. कृष्. ] તણાવું, ખેંચાવું, સજ્જડ થવું. ૨ પરાણે બરોબર માપસર થવું. :–તું શું જોખે છે, જોને દાંડી કેવી કસકસે છે.

**કસકસાવવું,** ક્રિ૦ પ્રે૦ કસકસ થાય એમ કરવું, તાણવું, ખેંચવું, જોરથી બાંધવું. :–કસકસાવીને બાંધજે. ૨ પરાણે બરાબર થાય એમ કરવું. ૩ તાવવું, પરીક્ષા કરી જોવી.

**કસકસીને,** અ૦ ( કસીકસીને. ) ખેંચીને, તાણીને, જોર કરીને. ૨ તાવીને પરીક્ષા કરીને. ૩ પરાણે બરાબર થાય એવી રીતે.

**કસટીઓ,** પું૦ એક ગણું આપી સવાગણું લેવાનું સાટું કરીને ધંધો કરનાર, એકના સવાયાં કરનાર, સવાઇનો ધંધો કરનાર.

**કસડો,** પું૦ કંદોરો, કમ્મરબંધ.

**કસણ,** ન૦ [ સં. कर्षणम्. ] ખેંચાવું તે, કસોટી. ઉ૦ કસણ કસ્યા વિનારે, ક્યાંથી રૂપ પ્રકાશે. પ્રેમાનંદ.

**કસણવું,** ક્રિ૦ સ૦ [ સં. कृष्. ] જોરથી મસળવું, ભાર દઇને ગદડવું, ગૂંદવું, કેળવવું. :–કણક કસણવી. ૨ ભેગું કરવું, ચોળવું. :–દાળભાત કસણવાં.

**કસણાએલું**, વિ૦ ચોળાએલું, ગૂંદાએલું, કેળવાએલું, મિશ્ર થએલું, કસણ્યું હોય એવું.

**કસણાવવું**, ક્રિ૦ સ૦ ચોળાવવું, ગૂંદાવવું, કેળવાવવું.

**કસણી**, સ્ત્રી૦ [ સં. कृष्. ] કસોટી, દુઃખ, આપત્તિ, કષ્ટાઈ, પીડા. ઉ૦ આવી કસણી ન દેજો કોઈનેરે, સ્વામી એ માગું વરદાન. ભોજો ભગત. ૨ વાંસળી, પૈસા ભરવાની લાંબી કોથળી.

**કસણું**, જુઓ કણસલું.

**કસતું**, વિ૦ પરાણે બરોબર થતું, તણાતું, ખેંચાતું. ૨ ઓછું, ન્યૂન કમ રહેતું. :-મપારો કસતું તોળે છે.

**કસદ**, સ્ત્રી૦ [ अ. ] ધારણા, હેતુ, આશય, ઇચ્છા, મનોભિપ્રાય, મકસદ, મતલબ.

**કસદાર**, વિ૦ કસવાળું, સત્ત્વવાળું, જેમાં કસ હોય એવું. ૨ ચીકણું. ૩ રસાળ, ફળદ્રુપ. ૪ ચંચળ, તેજસ્વી. ૫ ધનવાન, પૈસાવાળું, ચીકટ, વાકવાળું, લુખું નહિ એવું. સારી સ્થિતિનું.

**કસવાળું**, વિ૦ જુઓ કસદાર.

**કસબ**, પું૦ [अ.] રેશમના તાંતણા સાથે વણેલા સોનારૂપાના તાર તે. ૨ ધંધો, રોજગાર, ઉદ્યમ. ૩ હુન્નર, કળા, યુક્તિ. અમુક કામની આવડત, કારીગરી. લુચ્ચાઈ, ઠગબાજી. નઠારું –અનીતિનું કામ.

**કસબ-ચોર**, પું૦ ધંધામાં ઠગાઈ કરનાર, પોતાની આવડત છુપી રાખનાર, પોતાની આવડથી બીજો જાણે નહિ તેમ પોતાનો લાભ કરનાર, પોતાની આવડનો પુરેપુરો ઉપયોગ નહિ કરનાર. ૨ પોતાની આવડ બીજાને નહિ દેખાડનાર, તે છુપી રાખનાર.

**કસબ-ચોરી**, સ્ત્રી૦ પોતાના ધંધાની આવડતથી બીજાને ખબર પડે નહિ તેમ પોતાનો લાભ કાઢી લેવાની કળા. કસબચોરપણું.

**કસબણ**, સ્ત્રી૦ અનીતિને માર્ગે આજીવિકા કરનારી સ્ત્રી, વેશ્યા, પાતર. ૨ કસબી સ્ત્રી, કસબ જાણનારી સ્ત્રી, કસબેણ, આવડવાળી સ્ત્રી.

**કસબાતણ**, સ્ત્રી૦ કસ્બાતીની સ્ત્રી. ૨ પાતર, વેશ્યા.

**કસબાતી**, પુ૦ [फा.] કસ્બાનો માલીક, જુઓ કસ્બાતી.

**કસબી**, વિ૦ હુન્નરકળા જાણનાર, હુનરી, કળાકુશળ, હોશિઆર, આવડવાળું. ૨ કસબનું, જરીનું, જેમાં કસબ વપરાએલો હોય એવું. (લુગડું.) :-કસબી સાડીઓ–રેજા.

**કસબો**, પું. [ अ. ] કસ્બાતીનું ગામ, જુઓ કસ્બો.

**કસમ**, પું૦ [ अ. कसम. ] સમ, સોગન, શપથ.

**ક-સમજ**, સ્ત્રી૦ કમ-સમજણ તે, ખોટી સમજ, અણસમજુપણું, બાળકબુદ્ધિ, ગેરસમજ, બેઅકલપણું.

**કસમનામું**, ન૦ [फा.] સોગનનામું, સોગન ઉપર લખાવેલું લખાણ.

**ક-સમો**, પું૦ [ सं. कु+समय. ] ક-વખત, ક-વેળા, નઠારો સમો, યોગ્ય વખત નહિ તે.

**કસમોડા**, પુ૦ (બ. વ.) આળસથી, અંદરના દુઃખથી, અથવા કોઈ રોગના પૂર્વ દેખાવના ચિહ્નથી અંગ મરોડવાના ઉઠાંટા આવવા તે, મરોડ થયા કરવી તે, આંકડાં આવવાં તે, કંપારા, કણકણા, આળસનાં આંકડાં, દુઃખમુક્ત થવાને વારંવાર અંગ મરોડવું–કસમોડવું તે. ૨ વેણો આવવી તે. :-જણવાના કસમોડા. તાવના કસમોડા.

**કસમોડાવું**, ક્રિ૦ અ૦ કસમોડા આવવા, આંકડાં આવવા, અંગ તણાવું, અમળાવું. ૨ વચકાવું, વંકાવું.

**કસર**, સ્ત્રી૦ [ अ. ] કચાશ, કમીના, અપૂર્ણતા, બાકી. ઉ૦ કંઇ કસર કરોતો રે, કે મારા સમ તમને. ચાળ. ૨ ઘટ, ખૂટ, ખોટ. ૩ ખામી, ખોડ, એબ, દોષ. ૪ કંજુસાઇ, કૃપણતા, સંભાળીને–ધ્યાન રાખીને વિવેકથી વાપરવું તે. ૫ નુકસાન. ૬ ગુનો, વાંક, ભૂલ, ચૂક. ક્રિ૦ પ્ર૦ કસર કરવી=હાથ ખેંચીને–સંભાળીને

વાપરવું. કસર આપવી-દેવી=ઘટનો બદલો આપવો દેવો. કસર રાખવી=જેવું જોઇએ તેવું સંપૂર્ણ કામ ન કરવું, કંઇક ન્યૂનતા રાખવી. કસર રહેવી=અપૂર્ણ રહેવું, સહેજ કચાશનો અંશ રહી જવો. (રોગમાં.)

**કસરત,** સ્ત્રી૦ [અ.] શરીર કસવાની ક્રિયા, શરીરને જુદી જુદી રીતે આયાસ આપવાની જે રીત તે, વ્યાયામ, તાલીમ. (ચાલવું, કૂદવું, અંગ વાળવાં, દંડ પીલવા, કુસ્તી કરવી, વગેરે શરીર કસવાની જે રીતો તે કસરત.) ૨ અભ્યાસ, મહાવરો. ૩ શારીરિક ચલનવલનના ખેલ.

**કસરત-બાજ,** વિ૦ કસરતી, કસરત કરનાર, નિયમિત રીતે શરીરને કસાતું રાખનાર.

**કસરત-શાળા,** સ્ત્રી૦ કસરત કરવાનું ઠેકાણું, અખાડો, વ્યાયામશાળા, કુસ્તી વગેરે અંગમહેનતની રમતો કરવાની જગા.

**કસરતી,** વિ૦ કસરતબાજ, વ્યાયામી, તાલીમ પામેલ, કેળવાએલું, કસાએલું. :–કસરતી જુવાન=જેણે કસરતથી અંગને વ્યાયામી રાખેલું હોય એવો જુવાન–તરુણ.

**કસરીઉં,** વિ૦ કસર કરનાર, કંજુસ, કૃપણ. બખીલ, થોડું થોડું-સંભાળી સંભાળીને વાવરનાર, કોસરીઉ.

**કસલી,** જુઓ કશલી, ટોયલી.

**કસવાટ,** ન૦ ઘાંણીની અંદરનું આંટાવાળું ચોકઠું. (જેની અંદર લાટ ફરે છે તે.)

**કસવાડો,** પું૦ હળના જુદા જુદા ભાગોમાનો એક ભાગ, ફાચર, તુગાની નીચેની ખીલી, મેખ.

**કસવાણ,** ન૦ શરીરની અનારોગ્ય સ્થિતિ, મંદવાડ, બેચેની.

**કસવું,** ક્રિ૦ સ૦ [સં. कष्.] તપાસી જોવું, કસોટી કરી જોવી, કસ કાઢી જોવો, બારીક તપાસ કરવી, પરીક્ષા કરવી.:–સોનું કસવું, ઘસી જોવું. ૨ ખેંચવું, તાણવું, સખત બાંધવું. ૩ રગડવું, ઘસવું. ૪ ખેડવું. ૫ મહેનત આપવી, કચ કચાવવું. ૬ દાબવું, પીલવું, ખૂબ હેરાન કરવું. ૭ અજમાવવું. ૮ ક્રિ૦ અ૦ ઘટવું, ઓછું રહેવું.:–ઘી કસે છે. ક્રિ૦ પ્ર૦ શરીર કસવું=શરીરને મહેનત આપવી, ખડતલ બનવું, મહેનતુ થવું. ૩૦ પ્ર૦ કસીને કામ લેવું=સખતાઈથી–ચાંપીને કામ લેવું. કસીને કામ પાડવું=અનુભવ લીધા–પરીક્ષા કર્યા પછી કામ પાડવું. કમ્મર કસવી=તૈયાર થવું. જોરનું શૌર્યનું કામ કરવા તત્પર થવું. કહે૦ સોનું જોઇએ કસી ને માણસ જોઇએ વસી=કસવાથી સોનાની અને સાથે રહેવાથી માણસની પરીક્ષા કરવી.

**કસાઈ,** પું૦ [અ.] પશુઓ મારી તેનું માંસ વેચવાનો ધંધો કરનાર, ખાટકી. ૨ ખુની માણસ, ગળકટો. વિ૦ ક્રૂર, નિર્દય, ઘાતકી, હિંસક, ખુની. કહે૦ કસાઇને ઘેર કલ્લોલ ને ધર્મી વગાડે ઢોલ=પાપી મોજ કરે છે અને ધર્મી રખડી પડે છે. ૨ કસાઇને ઘેર કુશળ ને ધર્મીને ઘેર ધાડ=કસાઈનું સારું થાય છે ને ધર્મીનું બુરું થાય છે. કસાઇને ઘેરથી ગાય છોડાવવી, કસાઇવાડેથી ગાય છોડાવવી. કસાઈવાડે જવું અને હાડકાંની આભડછેટ કેમ પાલવે?

**કસાઈવાડો,** પું૦ કસાઇ મહોલ્લો, ખાટકી વાડો, તેઓને રહેવાનું સ્થાન. ૨ ગંદું-ઘીંઘાટીઉ સ્થાન પાપી–નઠારી જગા. કહે૦ કસાઈવાડેથી ગાય છોડાવવી=મહા દુઃખમાંથી માણસને છોડવવું, જુલમમાંથી બચાવવું.

**કસાકસ,** જુઓ કસાકસી.

**કસાકસી,** સ્ત્રી૦ ખેંચાખેંચી, તાણાતાણ, હરિફાઈ, સ્પર્દ્ધા, સરસાઈ કરવા માટે જોરદાર મહેનત કરવી તે. ચડસાચડસી, ચઢાચઢી, બરાબરી, હોંસાતુંસી.

**કસાણું,** વિ૦ [સં. कषाय.] ધાતુનો કાટ લાગવાથી બેસ્વાદ બનેલુ, બેસ્વાદ, કષાય, ખરાબ લાગે એવું.

**કસાતું,** વિ૦ કસતું, ખેંચાતું, ઓછુ, ઉતર્યું જતું, ઘટતુ, કમ. :–આ મપારો તો હંમેશ કસાતુ તોળે છે.

**કસાર,** પું૦ [સં. कण+सार.] (કંસાર.) જુઓ કંસાર.

**કસારી,** ( કંસારી. ) સ્ત્રી૦ કસારાની સ્ત્રી. ૨ એક જાતનું જીવડું.

**કસારો,** ( કંસારો. ) પું૦ ધાતુનાં વાસણ ઘડનાર અને તે વેચનાર. ૨ ધાતુના ઘાટ ઘડનારી અને તેનો ધંધો કરનારી નાતનો એકાદ પુરુષ.

**કસાવવું,** ક્રિ૦ સ૦ કસોટી કરાવવી, કસ કઢાવવો, પરખાવવું, તપાસાવવું, પરીક્ષા કરાવવી. કસાય એમ કરાવવુ. (સોના રૂપાનો કસ કઢાવવો.)

**કસાવું,** ક્રિ૦ અ૦ કસાએલા થવું, પળોટાવું, ખેતાઈ તણાઇને મજબુત થવું. દુઃખ-મહેનત-કામ વગેરેનો અનુભવ મેળવવો.

**કસાંજળ,** ન૦ [ सं. कांस्य+अंजन. ] કાંસાના પાત્રમાં ઘૂંટીને બનાવેલું એક જાતનું આંખોનું ઘરગતુ દેશી-ઔષધ, કાંસામાં બનાવેલું અંજન.

**કસીદો,** પું૦ [ अ. कशीदन=ખેંચવું. ] ( કશીદો. ) જરીનું ભરતકામ, રેશમ સાથે વણેલા સોના રૂપાના તારનું ભરત તે, ચીકનનું ભરતકામ, કારચોબ. ૨ ઇંટ અથવા નળીઆને બહુ તાપ લાગી જતાં તેમાંની રેતી ઓગળી જઇ જે કાચ જેવા રસના ગઠ્ઠા બને છે તે, કીટો. છાંગળ.

**ક-સુઝ,** સ્ત્રી૦ ખોટી અથવા ઓછી સુઝ તે, ઝાંઝી સૂઝ નહિ પડવી તે, અનાવડ. ૨ ખોટી સમજણ. ઓછું સૂઝવું તે.

**ક-સુતર,** વિ૦ [ सं. कु+सुतर. ] નહિ સહેલું, મુશકેલ, અઘરું, કઠણ, વસમું. ૨ બગડેલુ ખરાબ થએલું, હંમેશની માફક-રાહે-ચાલી શકે નહિ તેવું થઈ ગએલું. ૩ સુતર=સીધું નહિ એવું, આડું, વાંકું, ઉલટું. :-આ છોકરો બહુ કસુતર છે. રેંટીઓ કસુતર થઈ ગયો.

**કસુતરું,** વિ૦ કસુતર, અઘરું મુશકેલ, કઠણ, અસરલ. સડસડાટ ચાલી શકે નહિ એવું.

**કસુર,** સ્ત્રી૦ [ अ. ] ચૂક, ભૂલ, ખામી, ખોડ. ૨ તકસીર, ગુનો, વાંક. ક્રિ૦ પ્ર૦ કસુર કરવી=ભૂલ કરવી, ખામી લાવવી, વાંકમાં આવવું. કસુર કાઢવી=દોષ-ખોડ કાઢવી. ગુનો પકડવો.

**ક-સુવાવડ,** સ્ત્રી૦ [ सं. कु+सु=ગળવું. ] ગર્ભનું તેના નિયત કાળ પહેલાં સવી જવું તે, કાચા ગર્ભનું ગળવું-પડવું તે, ગર્ભસ્રાવ થવો તે. ૨ અધુરે માસે ગર્ભ ગળવાથી નુકસાન થવું તે. કવેળાની સુવાવડ.

**કસુંબલ,** વિ૦ ( કસુંબેલ. ) કસુંબાના રંગનું, લાલ, રાતું, કસુંબી.

**કસુંબી,** સ્ત્રી૦[ सं. कुसुम. ]જેનાં ફૂલમાંથી રાતો રંગ નીકળે છે એવી એક જાતની વનસ્પતિ, તેના છોડ અને ફૂલ. :-ચરોતરમાં લોક કુસુંબીની ખેતી કરે છે. ૨ વિ૦ કુસુંબી(બા)ના રંગનું, કસુંબેલ, લાલ, રાતું. :-કસુંબી પાઘડી.

**કસુંબો,** પું૦ કસુંબીનો છોડ. ૨ કસુંબીનાં સુકાં ફૂલ. ૩ આ ફૂલના નિગાળનો જે લાલ રંગ તે. :-દયારામ કવિની પાઘડીને પાંચ પાંચ રૂપીઆનો કસુંબો ચઢતો. ૩ કસુંબી રંગનું સ્ત્રીઓને પહેરવાનું લુગડું, સાળુ, કાચા રંગનું વસ્ત્ર. ૪ પાણીમાં ઘોળેલું અફીણ, અફીણને પાણીમાં ઘૂંટીને બનાવેલો ગાઢો રસ. ક્રિ૦ પ્ર૦ કસુંબો પીવો=સુલેહ કરવી, ટંટો કુસંપ અબોલા હોય તે ટાળવા. સંપવું, ફરીને મિત્રતા કરવી-સંબંધ બાધવો.

**કસોજ,** વિ૦ ( કુ+સજ્જ. ) કસુતર, બગડેલું, ખરાબ થએલું. :-રેંટીઓ કસોજ થઈ ગયો છે. સુસજ્જથી ઉલટું.

**કસોજું,** વિ૦ નહિ સોજું, જેમાં કસ્તર કાંકરી વગેરે હોય એવું, ચોખ્ખું નહિ એવું, અસ્વચ્છ, અશુદ્ધ. ( પારસીઓ શુદ્ધ સારાને માટે સોજું શબ્દ વાપરે છે. ) ૨ કડવું, આકરું, ખરાબ. :-તારી જીભ બહુ કસોજી છે.

**કસોજણ,** ન૦ ઝટકામણ, કચરો, કસ્તર.

**કસોટી,** સ્ત્રી૦ પરીક્ષા, તપાસ, અનુભવ. ૨ સોનાનો કસ જોવાની પથરી. ૩ કસ કાઢવાની રીત, સોનાને ઘસીને જોવાની રીત, પરખ. ક્રિ૦ પ્ર૦ કસોટી કરવી=તપાસી જોવું, અનુભવ લેવો.

કસોટીમાં લેવું=કસીને–સખતાઈથી કામ લેવું. ૨ પરીક્ષામાં આણવું.

**કસ્તર**, ન૦ તરખલાં, ખડ વગેરેની કકડી, રજ, કચરો, મલિનતા, ગંદવાડ, રજકણ. ૨ કંસારા સાંધવાના વાસણને જે લેપ કરે છે તે.

**કસ્તી**, સ્ત્રી૦ [ फा. ] પારસીઓમાં દીન (ધર્મ)ના ફરમાન મુજબ ઊનની ઝીણા વણાટની દોરી જેવી જે પટી સ્ત્રી પુરુષો ત્રણ આંટા દઈને કમ્મરે રાખે છે તે, પારસીઓનું જનોઈ. હિંદુઓમાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જેમ ડાબે ખભે જનોઈ રાખે છે, તેમ પારસી સ્ત્રી પુરુષો કમ્મરે કસ્તી રાખે છે. ક્રિ૦ પ્ર૦ કસ્તી કરવી=અપવિત્ર થવાય એવું કાર્ય કર્યા પછી હાથ મોંઢું ધોઇ કસ્તીને છોડી ધર્મનાં અમુક વચનો ભણી ફરીને કમ્મરે બાધવી.

**કસ્તૂરિકા**, સ્ત્રી૦ [ स. ] કસ્તૂરી.

**કસ્તૂરી**, સ્ત્રી૦ [ सं. ] હિમાલયના ભૂતાન–ટીબેટ અને તેની આસપાસના પ્રદેશમાં થતા એક જાતના નરમૃગ–હરણની દુંટીમાંથી મળતું અત્યંત સુગંધીદાર કાળા ભુરા રંગનું એક દ્રવ્ય, મૃગમદ. જે મૃગની દુંટીમાથી કસ્તૂરી નીકળે છે તે મૃગ ત્રણ ફૂટ લાંબા થાય છે. જુવાન મૃગની કસ્તૂરી બહુ સારી અને ખુશબોદાર હોય છે. ઘરડા મૃગની કસ્તૂરીનો વાસ બહુજ ઉગ્ર હોય છે. કસ્તૂરીની વાસ વાસ વર્ષ સુધી જતી નથી. આ દ્રવ્ય ગુણમાં અતિ ગરમ ગણાય છે. તે ઔષધ તરીકે અને કપાળે બિંદી કરવામાં કે ચંદનમાં નાખવાના દ્રવ્ય તરીકે વપરાય છે. તે બહુ મોંઘી મળે છે, તેમ છતાં ભેળસેળ વગરની ભાગ્યેજ મળે છે. કાળી ઉત્તમ, ભુંખરી મધ્યમ અને પીળી સાધારણ ગણાય છે.

**કસ્તૂરી-મૃગ**, પુ૦ [ सं. ] જેની દુંટી (તુંડિ)માંથી કસ્તૂરી નીકળે છે તે હિમાલયમાં થતો એક જાતનો મૃગ.

**કસ્તૂરીઓ–આંટ**, પું૦ કસ્તૂરીના જેવી–વાસવાળી એક જાતની વનસ્પતિ.

**કસ્બાતણ**, સ્ત્રી૦ કસ્બાતીની સ્ત્રી. ૨ નઠારી, અનીતિ કરનારી સ્ત્રી.

**કસ્બાતી**, પું૦ કસ્બાનો ધણી, ગામધણી, તાલુકદાર, ગરાસીઓ, રાજ્ય તરફનો ગરાસ ખાનાર ( મુસલમાન. )

**કસ્બો**, પુ૦ [ अ. क़स्बह् ] શહેરથી નાનું અને ગામડાથી મોટું વસ્તીસ્થાન, મોટું ગામ. (જે ગામમાં મુસલમાન સિપાઈઓની વસ્તી હોય અને માલીક પણ મુસલમાન હોય તે ગામ.) ૨ તાલુકો. કહે૦ કસ્બે તુર્ક ન છેડીએ, ઉનાળે અગાર; વગડે જાટ ન છેડીએ, અને બાજારે બકાલ.=અર્થાત્ જ્યાં જેનું જોર હોય ત્યાં તેને છેડવો નહિ.

**કહ્લાર**, ન૦ [ सं. ] એક જાતનું ધોળું કમળ. આ કમળને લોકો ખાય છે. ૨ એક જાતનું ફૂલઝાડ અને તેનું ફૂલ.

**કહાડવું**, જુઓ કાઢવું.

**કહાણી**, સ્ત્રી૦ [ [ सं. कथ्. ] દનકથા જનવાર્તા. કથા, લોકમાં બહુ જાણીતી થએલી વાત. :–કહાણીકિસ્સા. ૨ અદ્ભુત વાત, ચમત્કારિક તેમજ વીતેલાં દુઃખ–સંકટના હેવાલથી ભરપુર વાર્તા ૩ કહેણી, કહેવત, કહેતી. ૪ લોકાપવાદ, લાંછન. :–કાળ ગયો ને કહાણી રહી.

**કહાર**, પુ૦ ડોળી, પાલખી વગેરે ઉપાડનાર, ભોઈ.

**કહાવવું**, ક્રિ૦ પ્રે૦ કહેવરાવવું, સંદેશો મોકલવો. ઉ૦ કરોડ સંદેશ કહાવ્યા, કાગળ એક લાખ લખાવ્યા. ક. દ. ડા. ૨ હુકમ કરાવવો, કોઇ સાથે કહેવરાવવું, આજ્ઞા–ફરમાન મોકલવું.

**કહી-બતાવવું**, ક્રિ૦ પ્રે૦ કહી દેખાડવું. મહેણું મારવું, ટોણો મારવો, કાર્ય કર્યા પછી સામાને પોતે કરેલા કાર્ય અથવા ઉપકાર માટે સાભિમાનથી કહેવું.

**કહીં**, અ૦ [ सं. कस्मिन् ] ક્યાંક, કોઇ ઠેકાણે, ક્યાંહી. ઉ૦ કહી બીડી કરી લીક, કપૂર કેરા પટ કહીં, કહીં તો લોવાયું, અગર, અજીતો લપ્પટ કહીં. અમરુ.

**કહીંકહીં,** અ० કોઈ કોઈ ઠેકાણે, ક્યાંક ક્યાંક, કોઇ કોઇ સ્થળે-જગાએ. ઉ० કહીં કહીં ગઈ પાકી, દેશમાં શાલી સાલ.

**કહેણ,** ન० [ સં. कथन. ] સંદેશો, કહેવરાવવું તે, કહાવી મોકલાવેલું જે વચન તે. ૨ હુકમ, આજ્ઞા, આદેશ, ફરમાન. ૩ વેણ, વચન, બોલ, બોલવું તે. ઉ० કટુ ન કહીએ કહેણ. પ્રા. કા. ૪ તેડું-નોતરું, આમંત્રણ.

**કહેણી,** સ્ત્રી० કહાણી, કહેવત, કહેતી. ૨ કથા પદ્ધતિ, કહેવાની રીત, પ્રણાલી. ૩ વાર્તા, કથા. ઉ० શેઠાણી પગ ખેંચી રહી, ને શુકે પછી એક કહેણી કહી. શામળ. ૪ લોકાપવાદ, દોષ, બદનામી.

**કહેતી,** સ્ત્રી० કહેવું તે, કહેવત, કહાણી, કહેણી. ૨ વાર્તા, કથા. ૩ લોકાપવાદ, બદનામી.

**કહેવત,** સ્ત્રી० કહેતી, કહાણી, કહેણી, ઉક્તિ, લોકોક્તિ, લોકમાં ચાલતું ઐતિહાસિક નૈતિક સત્ય, નીતિવચન, ઉખાણો. ઉ० કહેવત છે કે ભૂષણ, વીસ વસાનાં શરીર શોભાવે, પણ આનાં અંગો તો, ભૂષણને પણ વિશેષ દિપાવે. પાર્વતીપરિણય. ૨ ઉદાહરણ, દૃષ્ટાંત. કોયડો, સમસ્યા. ૩ બદનામી, કલંક, આળ, લોકાપવાદ.

**કહેવત-સંગ્રહ,** પું० [સં. कथ् અને संग्रह.] લોકોક્તિ સમુદાય, ઉખાણાઓનો એકઠો કરેલો જથો.

**કહેવરામણ,** સ્ત્રી० (ન०) પાછળથી ઠપકાને રૂપે કહેવું પડે એવું જે કંઈ તે, દોષ, ખોડખાંપણ, ઊનના, બખીલાઈ. :-હું એવું કામ કરીશ કે જેમાં કશી કહેવરામણ આવે નહિ.

**કહેવરાવવું,** ક્રિ० પ્રે० કોઇ બીજા માણસની પાસે જણાવરાવવું, ફરમાન મોકલાવવું, હુકમ કરાવવો, સંદેશો મોકલાવવો, જે કંઈ વક્તવ્ય હોય તે બીજા માણસ પાસે સામાને જણાવરાવવું.

**કહેવાનું,** વિ० કહેવાયોગ્ય, જણાવવાનું, નિવેદનીય, કથનીય. ઉ० એવું શું છે સુનતુ ! કહેવાનું જે કથાય ના તુજથી.

**કહેવાવું,** ક્રિ० અ० બોલાવું, લોકમાં વદાવું. ૨ નામ પડવું, લખાવુ, પ્રસિદ્ધ થવું, જાહેર થવું. ૩ લોકાપવાદ આવવો, ખોટું બોલાવું.

**કહેવું,** ક્રિ० સ० [સં. कथ् ] એક માણસે બીજા માણસ પ્રતિ બોલવું, જણાવવું, કથવું.(એક માણસે બીજા માણસને પોતાના વિચાર-બોલી -સંભળાવવા.) ૨ ઉચ્ચારથી અથવા લખાણથી જણાવવું. :-મલ્લિનાથ શું કહે છે ? ૩ ભણાવવું, સમજાવવુ. ૪ શિખામણ દેવી, હિત બતાવવું. ૫ ઠપકો દેવો. ૬ આજ્ઞા કરવી. :-હું કહું છું કે જા. ૭ જમવા તેડવું. :-તેને જમવાનું કહો. કહેવું કંઈ અને કરવું કંઈ=કહેવું જુદું અને કરવું જુદું. કહેવા કરવામાં ફેર છે=કહેવુ તેમ કરવું તે મુશકેલ છે. કહેવા કરતાં કરવુ ભલું=કહ્યા કરતાં કરવું તે સારું. કહેવુ થોડું કરવું ઘણું= કહ્યા કરતાં વધારે કરી દેખાડવું, કહેવું સહેલું છે પણ કરવું સહેલું નથી=પારકે ભાણે મોટો લાડવો. કહે ઘણું કે સહે ઘણું=બડફાટ કર્યા કરતાં સહેવું તે વધારે સારું છે. કહે લુંડી નવાબ તો કહે નવાબ=જેવો હુકમ તેમ કરવું-હાજીહા કરવું. કહેતા બી દિવાના ને સુણતા બી દિવાના. અર્થાત્ બેઉ સરખા.

**કહો,** પુ० ( કો, કોહ, કોહો. ) ચામડી ઉપર જે ગડગુમડનો લોહીવિકાર અથવા માંસપાક થાય છે તે, ગડગુમડ, સડો, કોઇ પણ વસ્તુનું સડીને બગડવું તે, બગાડ, વિકાર.

**કહોઈ-જવું,** ક્રિ० અ० બગડી જવું, સડી જવું, વિકૃતિ થવી, બોદાઇ-ખવાઇ જવું.

**કહોડ,** સ્ત્રી० ( કોઢ, કોહોડ, કોહ્ડ.) કારીગરને કામ કરવા બેસવાની જગા. :-લુહારની કહોડ, કાર્યાલય. ૨ ઢોર બાંધવાની જગા, ગમાણ.

**કહોડીઉં,** ન० ઢોર બાંધવાની જગા, કહોડ, ગૌશાળા.

**કહોવણ,** ન० કહોવું તે, કહોવાપણું, કહોએલું તે, કહોઇ ગએલું હોય તે, સડો, બગાડ, વિકાર.

કહોવરામણ, ન૦ કહોયા કરતું એવું જે તે, સડવું તે. ૨ કહોઇ ગએલું હોય એવું જે કંઇ તે, સડો. ગંદકી, ગંદવાડ.

કહોવાણ, ન૦ સડો, બગાડ, વિકાર, બદબો. ૨ કહોવાની જે ક્રિયા તે, કહોવાટ. ૩ કહોતું અને કહોઇ ગએલું હોય એવુ જે બધું તે.

કહોવું, ક્રિ૦ અ૦ [ક્ષી-ક્ષય્ પ્રા. કુહિઅમ્ =કોહવું.] સેંદ્રિયદ્રવ્યોમાં વિકૃતિ થવી, દ્રવ્યોનો પરિપાક થવો, બગડવું, સડવું, ખરાબ થઇ જવુ, બદબદવું, ખોદાવું (લાકડાનું) વિક્રિયા થવી. કહે૦ કહોયું ત્યાંથી કાપી નાખવું=વધારે બગડે નહિ તેમ કરવુ.

કહ્યાગરું, વિ૦ કહ્યું માનનારું, કહેવા પ્રમાણે કરનારું, વિનીત, આજ્ઞાંકિત, તાબેદાર, વચનાનુસારી, અદબવાળું, હુકમ ઉઠાવનાર.

કહ્યું, વિ૦ (ભૂ. કૃ.) કહેલું, કહેવામાં આવેલું. ૨ કહેવું. ૩ ન૦ વચન, શિખામણ, ઉપદેશ. ક્રિ૦ પ્ર૦ કહ્યું કરવું=અમુક માણસ કહે તેમ કરવું, માનવું. ૨૦ પ્ર૦ કહ્યું કરવું=અક્કલમાં ઉતારવું, નહિ માનવામાં આવવું, અતિશયતા અને અચંબો ઉપજવો. :-એની શોધની બાબતથી મન કહ્યું કરતું નથી. ૨ મારી અક્કલ કહ્યું કરતી નથી. ૩ હવે આગળ જવાને તો પગ કહ્યું કરતા નથી. કહે૦ મારી અક્કલ કહ્યું કરતી નથી=મને ગમ પડતી નથી, અચંબો લાગે છે. (ગોઠતું કે ગમતું નથી, મન ખુશ થતું નથી, સહન થતું નથી, ધીરજ ધરાતી નથી, એવા એવા અર્થ પણ સંબંધને લઇને થાય છે. :-મારી છાતી કહ્યું કરતી નથી.)

કળ, સ્ત્રી૦ [સં. कल्=જાણવું.] જ્ઞાન, સમજણ, ઉકેલ, આવડ, ગમ. :-એને કશી કળ નથી. એને એ કામની કળ સારી છે. ૨ નિરાત, શાતા, ટાઢક. :-છોકરી પરણાવીશ ત્યારે મને કળ વળશે. ૩ મૂર્છા, તંમર, ભમરી, ઘૂમરી, દુઃખની ઝણઝણી. :-પડ્યો તો પડ્યો પણ કેટલીએ સારવાર કરી ત્યારે એને કળ વળી. ક્રિ૦ પ્ર૦ કળ ચઢવી=અતિ દુઃખ ને શોક વગેરેથી સંજ્ઞા જવી, આકુળવ્યાકુળ થઇ જવું. કળ વળવી=સંજ્ઞા આવવી, શાંત પડવું, સ્વાસ્થ્ય પ્રાપ્ત થવું.

કળ, સ્ત્રી૦ [સં. कला.] કળા, હુન્નર. ૨ યુક્તિ, ઉપાય, છુટાબારી. ૩ તાળું. આંકડી, ચાંપ. ૪ યંત્ર, કરામત, સંચો. ૫ કુંચી, ચાવી. ક્રિ૦ પ્ર૦ કળ ઉઘાડવી=ચાંપ અને તાળું વગેરે ખોલી દેવાં. કળ દાબવી=યંત્ર ફરે તેમ કરવું, ફેરવવું, પ્રવૃત્ત થાય એમ કરવું. કળ દેવી=ચઢાવવું. કુંચી આપવી. કળ મરડવી=બીજી બાજુએ ફરે એમ કરવુ, બીજે રસ્તે ચઢાવવું, ઉશ્કેરવું. કળ બતાવવી=ઉઘાડે છુટકું કરાય એવી યુક્તિ બતાવવી. માર્ગ બતાવવો, સઝ પાડવી, શીખવવું. કહે૦ કળથી થાય તે બળથી ન થાય=યુક્તિથી કાર્યસિદ્ધિ થાય છે, બળથી નહિ.

કળ, સ્ત્રી૦ જેમાં પ્રાણી ગળી-ખુંપી જાય એવી જે પોચી ગારાવાળી જગા તે, ગારો, કાદવ, તરીની પોચી જમીન.

કળકળ, સ્ત્રી૦ કળકળાટ, કળકળ્યા કરવું તે, ટીટિઆરો. ૨ માથાઝીક, પંચાતી. ૩ [સં. कलकल.] પંખીનાં બચ્ચાનો ઝીણો અને ધીમું ચાલુ અવાજ.

કળકળવું, ક્રિ૦ અ૦ [સં. कलकल.] ઝીણો અવાજ કરવો, બોલવું, ગણગણવું. :-પંખીનાં બચ્ચાં કળકળે છે. ૨ ઉનું થવાથી બોલવું, ખળખળવું. :-પાણી કળકળે છે. ૩ ટીટિઆરો કરવો, કોઇના દોષ માટે બડબડવું. :=કામ કરો ના કરો પણ સાસુ તો કળકળવાનાંજ. ૪ કંટાળવું, ચણચણવું. મનમાં દાઝવું. બધા નોકરો ઉપરી સામે કળકળે છે. ૫ શોક-કલેશ કરવો.

કળકળાટ, પું૦ [સં. कल्.] કળકળ એવા ઝીણા અવાજનું થવું તે, ગેરબકાર, બૂમરાણ. ૨ ટીકટીક કરવું તે, ટીટિઆરો, બડબડાટ. (માણસની પાછળ બોલવું તે.) ૩ રોવું અને શોક-દુઃખ કરવું તે, કલેશ, કંકાસ. ક્રિ૦ પ્ર૦ કળકળાટ કાઢવો=જે શોક સંતાપ કે હંમેશની

ફરિયાદ હોય તે દૂર કરવી, પતાવવું, સંપવું. કહે૦ કાળીચૌદશનો કળકળાટ=કાળીચૌદશે બધો શોક સંતાપ કાઢી નાખી આનંદની શરૂઆત કરવી. ( સારાં સારાં ભોજન કરવાં અને ખાવાં. તળેલું ખાવાનું કરવું. )

**કળકળાટ**, ન૦ રડારોળ, હાયપીટ, કલ્પાંત. ૨ સોરબકોર, ઘોંઘાટ.

**કળકળાવવું**, ક્રિ૦ પ્રે૦ કળકળે એમ કરવું.

**કળજુગ**, પું૦ [ સં. कलियुग. ] ચાર યુગમાંનો છેલ્લો યુગ, કલિયુગ. અસત્કાલ, નઠારો વખત, અધર્મનો સમય. આ યુગનું પ્રમાણ ૪,૩૨૦૦૦ વર્ષનું ગણાય છે. કળજુગ ઉતર્યા પછી પાછો સતજુગ ચાલશે. ૨ નઠારો માણસ, દુર્ગુણી કે અધર્મી માણસ. ક્રિ૦ પ્ર૦ કળજુગ આવવો=અસત્કર્મોની પ્રવૃત્તિ થવી, નઠારો-અધર્મી અસત્યનો કાળ આવવો. કળજુગ ભરાવો=મનુષ્યના મનમાં અસદ્વિચારો ઉત્પન્ન થવા; અસત્ ઇચ્છાઓ થવી. કહે૦ કળજુગનો પોરો=અસત્કાળનો જમાનો. હડહડતો કળજુગ=ખરાબમાં ખરાબ-મહા અધર્મી માણસ. ૨ ખરેખરો અસત્કાળ, અજુગતા બનાવ બને એવો સમય. :-બાર વર્ષની કન્યાને માતા થયેલી જોઇ કોણ નહિ કહે કે આ તો હડહડતો કળજુગજ ચાલ્યો.

**કળછા**, સ્ત્રી૦ [ સં. क्लेश. ] અણબનાવ, કલહ, ૨ તકરાર, કજીઓ, ટંટો.

**કળણ**, ન૦ [ સં. कल्=ગળવું. ] કળી જવાય એવું કાદવથી ભરેલું સ્થાન, નદી અથવા તો જળાશયોના કેટલાક કિનારા એવા નરમ માટી વાળા હોય છે કે જેમાં ઉતરતાં માણસ કે પ્રાણી અંદર ગળી-ઉતરી જાય. આવા ભાગોને કળણ કહેવામાં આવે છે, ઉતરી જવાય એવું જે તે. ૨ જ્ઞાન, સમજણ, જાણવાપણું.

**કળણા**, સ્ત્રી૦ [ સં. कलना.] જાણ, માહીતી, સમજ. ઉ૦ કળણા રહિત કોઈ નિબંધ. અખો.

**કળતર**, ન૦ શરીરની અંદર થતી પીડા, દુઃખવું તે, પીડા, દુઃખ, દુઃખાવો. (અતિ ઠંડીને લીધે માંસની પેશીઓમાં જે દુઃખ થાય છે તે કળતર કહેવાય છે. વાયુ, શરદી અથવા અતિ મહેનતને લીધે માંસના લોચાઓમાં થતી પીડા.) ૨ અટકળ, અંદાજ અડસટ્ટો, શુમાર. આગળ પાકનું કળતર કરી તે પ્રમાણે મહેસુલ લેવાતી. ૩ કલણ. ૪ પાણીના કોસને લગતાં ઓજારો અને સાધનો તે. (વર્ત વગેરે.)

**કળતાણું**, ન૦ કળતર કરવાનું જે લવાજમ તે, કળતરનું મહેનતાણું. (આગળ આર્ય રાજાઓ અને ક્ષત્રિયો પાકનો અડસટ્ટો કરાવી અમુક ઉતર થશે એવું નક્કી કરી તેના છઠ્ઠા ભાગ જેટલો ભાગ-મહેસુલ તરીકે લેતા તે. સરકારના અમલદારો અને ખેડુત ખેતરોમાં જઇ ઉભા પાકના-તે આટલો ઉતરશે એવા અડસટ્ટા કરાવતા તે. આમ કરનારને જે મહેનતાણું મળતુ તે કળતાણું કહેવાતું.)

**કળથી**, સ્ત્રી૦ હલકી જાતનું એક કઠોળ.

**કળપવું**, ક્રિ૦ સ૦ [ સં. क्लृप्. ] મુએલા માણસને માટે કોઇ વસ્તુનો દાન તરીકે ઉત્સર્ગ કરવો. :-પાટીઓ કળપવો, સંકલ્પ કરી બ્રાહ્મણને દાન આપવું. ૨ ખેતરમાં રાંપડી ફેરવવી. ૩ ક્રિ૦ અ૦ ખપવું, ઉપયોગમાં આવવું. ઉ૦ મારે કંદમૂળ કળવતાં નથીરે. જૈન કાવ્ય. ૪ ઝૂરવું, તલસવું.

**કળપાવવું**, ક્રિ૦ પ્રે૦ કળપે એમ કરવું. ૨ તલસાવવું. :-છોકરાંનો જીવ કળપાવવો નહિ.

**કળપી**, સ્ત્રી૦ ખેતરમાંથી ઝુંપરા, ખડ અને નકામું ઘાસ વગેરે કાઢી નાખવાનું ઓજાર, રાંપડી, દંતાળી, દાંતાળો, કોટિરા, આકર્ષિણી, દારિણી.

**કળબ**, સ્ત્રી૦ રાંપડી, મોટી રાંપડી, કળપી. દંતાળી, દાંતાળો.

**કળબણ**, સ્ત્રી૦ ( કળબેણ. ) કળબી જાતિની સ્ત્રી. ૨ કણબીની સ્ત્રી. કળબી, જુઓ કણબી.

**કળબવું**, ક્રિ૦ સ૦ રાંપડી ફેરવવી, ખેતરોમાં અનાજ વાવ્યા પછી અનાજના તુલના ઘાસની બહાર જે નકામું ઘાસ ઉગ્યું હોય તેને કાઢી નાખવાને મોટી ખરપડી જેવું ઓજાર

**કંઈનહિ,** અ૦ જરાએ નહિ, થોડુંકે નહિ, લગારે નહિ, જરા જેટલું પણ નહિ. ૨ ફીકર નહિ, અગત્ય જેવું નથી, હશે, હોય. ( ઉપેક્ષા બતાવે છે. )

**કંઈપણ,** અ૦ જરાક, લગારેક. જોઈએ, –નહિજ ચાલે, એવો અર્થ બતાવે છે. ૨ કશુ પણ, નામે. :–કંઈ પણ બોલશો નહિ.

**કંઈ-બી,** અ૦ કંઈપણ, લગારે, જરાએ. ક્યાંહીપણ.

**કંક,** પું૦ [ સં. ] એક જાતનુ પખી, બગલુ. પંખીનાં પીછાં લગાડેલા તીર, પુંખલાં. ૨ નામધારી બ્રાહ્મણ. વિરાટના દરબારમાં રહેતાં યુધિષ્ઠિરે ધારણ કરેલું નામ. ઉ૦ દેનાર દ્વિજને સુવર્ણમણિના, આ કંક થઈ રક રા. ભારતીભૂષણ.

**કંકણ,** ન૦ [ સં. ] રંગિત કાચનું સ્ત્રીઓને હાથે પહેરવાનું ગોળ કડું, બંગડી, વલય, કટક, સોનાની અથવા બીજી ધાતુની સ્ત્રીઓને કાંડે પહેરવાની બંગડી, કડું. ઉ૦ લાવો લાવો કંકણ મારું લાવો, કાના ! અમથી ન વેળા વીતાવો. ૨૦ અ૦ કકણદોરા=વૈવાહિક વિધિનાં મીંઢળ ને સૂત્ર, જે વરકન્યાને કાંડે બાંધવામાં આવે છે તે, મીંઢળ દોરો. લગ્ન થઈ રહ્યા પછી કંકણદોરા છોડવાની એક છેવટની ક્રિયા, જે ગોત્રજ આગળ કરવામાં આવે છે તે.

**કંકણાકાર,** વિ૦ [ સં. कङ्कण+आकार. ] કંકણના જેવા આકારનુ, કડા, બંગડી જેવું વચમાંથી પોલું ગોળ. :–આ પૂર્ણિમાનું ગ્રહણ તો બરોબર કંકણાકાર છે. વર્તુલાકાર.

**કંકણાકૃતિ,** સ્ત્રી૦ [ સં. कङ्कण+आकृति. ] કંકણના જેવી જે આકૃતિ તે, કડા અથવા બંગડીના જેવો વચ્ચે પોલો ગોળ આકાર, વર્તુલ, વલય–કટકના જેવો ઘાટ તે.

**કંકણી,** સ્ત્રી૦ [ સ. किंकिणी. ] કાંગરા કાંગરાવાળી સોનાની બંગડી, સ્ત્રીઓને કાંડે પહેરવાનું એક ઘરેણું, કાંકણી, કિંકિણી. ૨ ઘુઘરીઓ વાળો કંદોરો, રશના, કાંચી. ૩ કંપારી, કમકમી, થરથરાટ. ઉ૦ તેને પગથી તે માથા સુધી કંકણી ચઢી આવી. અંધેરીનગરી.

**કંકર,** પું૦ [ સં. कङ्कर. ] પત્થર અથવા ઈંટ વગેરેનો નાનો અને ગોળ પણ અમુક ખાસ ઘાટ વગરનો કકડો, કાંકરો, ઉ૦ નર્મદામાં કંકર એટલા શંકર. ૨ કણ, દાણો.

**કંકરીઆં,** સ્ત્રી૦ (બ. વ.) કાંકરી. ૨ કાંકરીઓની એક રમત. ઉ૦ કંકરીઆં છોકરીઆં ખેલે, સેતરંજ ખેલે કાજી, ગંજીફા તો સબ કોઈ ખેલે, ચોપટ ખેલે પાજી. ( કાઠિઆવાડી રીતે બ. વ. કંકરીઉં ( ગાય–ગાયું, ની માફક. )

**કંકાયુ,** [ સં. ] એક જાતનો પાણીનો સાપ. (કંક=બગલું. બગલાની દયા ઉપર જેના આયુષ્યનો આધાર હોય એવો માછલાના જેવો પાણીનો સાપ.)

**કંકાલ,** સ્ત્રી૦ એક જાતની કાંટા કાંટાવાળી વનસ્પતિ, કાંકોલ.

**કંકાલી,** સ્ત્રી૦ કાંટાવાળી વનસ્પતિ, કાંકોલ. ૨ કપાલી, શિવ.

**કંકાવટી,** સ્ત્રી૦ [ સ. कुंकुम–वट. ] કંકુ રાખવાની લાકડાની કે ધાતુની નીચે બેસણીવાળી ગોળ પ્યાલી, કંકુ પલાળી રાખવાનું પાત્ર. ઉ૦ હું તો અંબિકા પૂજવાને નીસરીરે લોલ, કંકુ કંકાવટી ને અક્ષત વીસરીરે લોલ. સ્ત્રીગીત. ૨ કપાળ. ( વક્રોક્તિમાં ) ચલમ.

**કંકાસ,** પું૦ [ फा. कंगाश. ] કોઈની સાથે લડવું અને પછી છાતી કુટીને કલ્પાંત કરી મૂકવું તે, કલેશ, કજીઓ, તકરાર, બોલાબોલી, ખટપટ, વઢવાડ, લડાઈ. કહે૦ કંકાસે તો ગોળીનું પાણીએ નાસે=કલેશથી સમુળગો નાશ થાય. કંકાસનું મોં કાળું=ગમેતેમ કરીને કંકાસ કાઢવો. ( આપણું નીચુ પડે તોપણ. )

**કંકાસણી,** વિ૦ કંકાસ કર્યા કરનારી (સ્ત્રી) કલહપ્રિય, કલેશી, કજીઆખોર (સ્ત્રી.)

**કંકાસીઅણ,** સ્ત્રી૦ કંકાસણી, પોતાની મેળે કોઈ રીતે કજીઓ શોધી કાઢીને કંકાસ કર્યા-

કરે એવી સ્ત્રી, જેને કલેશ કરવાની ટેવજ પડી ગએલી હોય એવી સ્ત્રી.

**કંકાસીઉં**, વિ૦ કલેશી, કજીઆખોર, તકરારી. ૨ રોતડું, કોઈ પણ રીતે મિથ્યા કલેશ કરીને રો રો કરે એવું.

**કંકુ**, ન૦ [ સં. કુઙ્કુમ. ] ચાંલ્લા-તિલક કરવાનું એક જાતનુ રાતુ ચૂર્ણ, લાલ ભુકો. (હળદર અને ખારાની મેળવણીથી કંકુ બને છે.) મગળમય ગણાતું ચૂર્ણ. (તે કોરું તેમજ પાણીમાં પલાળી ચાંલ્લા-પિએળ વગેરે કરવાના કામમાં આવેછે.) ક્રિ૦ પ્ર૦ કંકુના કરવા=આનંદ મંગળ કરવાં, ફતેહ કરવી, મંગળ કાર્યનાં પગરણ કરવા માંડવાં. કંકુ છાંટવું=શુભ છે એવું દેખાડવું, મગળમય કરવુ. ઉ૦ કંકુ છાંટી કંકોતરી મોકલી. કંકુના કોગળા કરવા=મોજમજા-સુખ વૈભવ અને સૌભાગ્યાનંદ વગેરે ભોગવવાં, તાગડધિન્નાં કરવાં. રૂ૦ પ્ર૦ કંકુનાં પગલાં=શુભ-સુભાગ્ય-ઉન્નતિનાં ચિહ્ન તે, જેનાથી શુભ થયું હોય તે. :-ઉમા તો મારી કંકુનાં પગલાંની છે, એના પછી મેનાક થયો. કંકુનાં પગલાં કરવાં-આનંદ ફેલાવવો, ખુશીભેર જવું અને સામાને ખુશી કરવું. ઉ૦ કુમકુમને પગલે, પધારો પ્રભુ કુમકુમને પગલે. નૃસિંહ. કહે૦ કંકુવાળે હાથે=સૌભાગ્યભેર, મંગળમય,સારી રીતે. કંકુને પગલે=માનભેર. કંકુનો ચાલો=સારું, શુભ, માન, વિજય, વખાણ, ફતેહની પ્રાપ્તિ.

**કંકુડો**, પું૦ કનકવો, પતંગ. ૨ બગલો.

**કંકુપડો**, પું૦ [સં કુઙ્કુમ+પટલ] કંકુનું પડીકું, કંકુનો પડીઓ, જેમાં કંકુ ભરેલુ હોય એવી કાગળ, પાંદડા વગેરેની નાડાછડી બાંધેલી પોટલી. કંકુનો પડો, એ કન્યાની ઉપર મોકલવાનું એક શુભ સૂચક મંગળમય પારિતોષિક ગણાય છે. ઉ૦ કંકુનો પડો ને નાડાછડી લઈ વહેલા આવજોરે. સ્રીગીત.

**કંકોડી**, સ્ત્રી૦ એક જાતની વેલ, જેને કંકોડાં થાય છે તે. ૨ એક જાતની વનસ્પતિ-ઔષધનું ચૂર્ણ. શીત આવ્યાં હોય ત્યારે ગરમી ઉત્પન્ન કરવાને જે એક જાતનું વનસ્પતિ ચૂર્ણ ચોળવામાં આવે છે તે. ઉ૦ કાચલીમાં કંકોડી ને વાડકામાં પાણી, નાનેરા વરને નવરાવા બેઠી-તો સમડી લઈ ગઈ તાણી. લોકગીત.

**કંકોડું**, ન૦ કંકોડીનું ફળ, એક જાતનું કાંટા કાંટાવાળુ લંબગોળ અને નાનું શાકફળ.

**કંકોતરી**, સ્ત્રી૦ [ સં. કુંકુમપત્રી. કુઙ્કુમપત્રિકા ] મંગળપત્રિકા, વિવાહ, અને બીજા શુભ અવસરોની જેની ઉપર કંકુ છાંટેલું હોય એવી આમંત્રણપત્રિકા. ઉ૦ કંકુ છાંટી કંકોતરી મોકલી. સ્રીગીત.

**કંકોલ**, પું૦ એક જાતની વનસ્પતિનાં બી, ચિનીકબાલા.

**કંગણ**, જુઓ કંકણ.

**કંગણી**, જુઓ કંગની.

**કંગન**, ન૦ [હિં.] કંકણ, વલય, કટક.

**કંગનવા**, પું૦ [હિં. સં. કઙ્કતિકા] કાસકો, દાંતીઓ, કાંસકી, ઉ૦ કંગનવા મોરા કરસે, સરેક ગયેરે.

**કંગની**, સ્રી૦ [ હિં. ] કાંસકી, ઓળણી, નાની કાંસકી.

**કંગાલિઅત**, સ્ત્રી૦ દૈન્ય, ગરીબી, નિર્ધનતા, નિર્માલ્યતા, દારિદ્ર. ૨ હાલહવાલી, બિસ્માર હાલત, ખરાબમાં ખરાબ સ્થિતિ.

**કંગાલ**, વિ૦ [ફા. કંગાલ.] અત્યંત ગરીબ, દીન, અનાથ, નિરાધાર. ૨ દરિદ્રી, નિર્માલ્ય, માલ વગરનું, તુચ્છ, સત્વહીન. ૩ રસકસરહિત.

**કંગુરો**, પુ૦ [ફા] કાંગરો, દાંતો, નાનો તીણો શિખાત ભાગ, અણી, ટોચ, શિખર, ધાર, કિનારી. ૨ કાંકરો, કકર.

**કંચન**, ન૦ [સં. કાઞ્ચન.] શુદ્ધ સોનું, હેમ. ઉ૦ કચન સરખી કાયા તારી, બળીને થાશે ખાખ. ૨ ધન, દોલત, પૈસો. રૂ૦ પ્ર૦ કંચન જેવુ=નિર્મળ, સ્વચ્છ. :-પાણી તો કેવું મજેનું કચન જેવુ છે ૨ શુદ્ધ, પવિત્ર, જેમાં વગર ભેળ ન હોય એવુ, નિર્દોષ. :-એનું કુળ કંચન જેવું છે. કહે૦ ક્યાં કંચન અને ક્યાં કથીર. ૨ કંચન છે પણ પડ્યું કથીરને હાથ

**કંચની**, સ્ત્રી૦ ગાઈ બજાવીને આજીવિકા કરનારી સ્ત્રી, રામજની, કળાવંતણી; ગણિકા.

**કંચવો**, પું૦ [સં. કંચુક.] કમખો, ચોળી, કાંચળી, કાપડું, ઉ૦ કેસર બીનો કંચવો, કંકાવળ હાર. નૃસિંહ.

**કંચાવું**, ક્રિ૦ અ૦ રગડાવું, ખમવું, હેરાન થવું, સહન કરવું, પીડાવું. કહે૦ કંચાયા સારા પણ વંચાયા ખોટા=હેરાન થવું–મુંગે મોઢે સહન કરવું તે સારું, પણ ફજેત થવું તે ખોટું.

**કંચુક**, પું૦ [સં.] કમખો, કાંચળી, ચોળી, ૨ સાપે ઉતારી નાખેલી ત્વચા, સાપની ત્વચાની ખોળ. ૩ બખતર.

**કંચુકી**, સ્ત્રી૦ [સં.] કાંચળી, ચોળી, કમખો. ઉ૦ તુર્ક ટોપીની કલગી મારી કંચુકી માટે લાવો. પાણીપત. ૨ પું૦ અંતઃપુરરક્ષક, જનાનખાનાનો ચોપદાર, ખોજો.

**કંચુલિકા**, સ્ત્રી૦ [સં.] કંચુકી, ચોળી, કમખો, કાંચળી.

*ચોણુ, ન૦ એક જાતની સુગંધીદાર વનસ્પતિ.

**કંજન**, ન૦ [સં.] એક જાતનું પંખી. ૨ કામદેવ. ઉ૦ કંચન ગંજન જાણું અમોલા. વલ્લભ.

**કંજર**, પું૦ [સં.] બ્રહ્મા, દેવ. ૨ હાથી. ૩ ન૦ ઉદર, પેટ.

**કંજરી**, સ્ત્રી૦ એક જાતનું ઝાડ, તેમજ પંખી. ૨ ઝાંઝ, ખેજરી.

**કંજુસ**, વિ૦ કૃપણ, સૂમ, જેના હાથથી વાપરી શકાય નહિ એવું, બખીલ.

**કંજુસાઇ**, સ્ત્રી૦ કૃપણતા, સૂમપણું, બખીલાઈ, કરકસર.

**કંઝરી**, સ્ત્રી૦ એક જાતનું પંખી, જળપંખી.

**કંટક**, પું૦ [સં.] કાંટો, અણીદાર શંકુ, ખીલો. ૨ નડતર, ખટકે એવું તે, ફાંસ, હરકત. ૩ શત્રુ, દુશ્મન. ૪ આંકડો. (માછલાં પકડવાની) બડિશ, ગળ. ૫ રોમાંચ, રુંવાં ઉભાં થાય તે, ઉભા થએલા શરીર ઉપરના વાળ. ૬ આડખીલી, ખલેલ, ડખલ.

**કંટકિત**, વિ૦ [સં.] કાંટાવાળું. ૨ મુશ્કેલ, વિષમ, હરકતવાળું. ૩ રોમાંચિત, રુંવાં ઉભાં થયાં હોય એવું, હર્ષ શોક અજાયબી અને ભયથી ઉભા થઈ ગએલા વાળવાળું હોય એવું.

**કંટકી**, વિ૦ કાંટાવાળું, અસુગમ, વિષમ, અડચણવાળું.

**કંટલ**, વિ૦ કાંટાવાળું, કંટાળી, જેને કાંટા થતા હોય એવું. (ઝાડ.) પું૦ બાવળીઓ.

**કંટવાડ**, સ્ત્રી૦ કાંટાવાડ, કાંટાની વાડ.

**કટારીઉં**, ન૦ શબ ઉપરનું કપડું, કાંટીઉં, ખાંપણનું લુગડું, કાંટા અથવા ઝરડાં ઉપર ભરવી દીધેલું શબ ઉપરનું વસ્ત્ર. ઉ૦ પ્રથમ કંટારીઉં પહેરીને ચાલીઆ, મરી મઝ્યા તેને કોણ મારે. ભોજો.

**કંટાળવું**, ક્રિ૦ અ૦ પોતાને અપ્રિય વાત–વસ્તુ–કે કામકાજથી અકળાઈ જવું, ત્રાસવું, અકળાવું, અમુંઝાવું, ખિન્ન રહેવું. હારી જવું, થાકી જવું, કાયર થઈ જવું, ખેદ થવો, થાકવું, હલાક થવું.

**કંટાળી**, વિ૦ કાંટાવાળી, જેને કાંટા થતા હોય એવી (વનસ્પતિ ઝાડી વગેરે.) ૨ સ્ત્રી૦ કાંટાકાંટાવાળી એક વનસ્પતિ, હાથેળીઆ થોર. ઉ૦ કંટાળી ને થોર, બાવળીઆ બિહામણા. પ્રેમાનંદ.

**કંટાળું**, વિ૦ કાંટાવાળું, જેને કાંટા થતા હોય એવું.

**કંટાળો**, પું૦ અકળામણ, કાયર થઈ જવું તે, નહિ રુચતિ વસ્તુ–વાત–કે કામકાજથી મનમાં જે અરુચિ કે અણગમો ઉત્પન્ન થાય છે તે, ત્રાસ, અરુચિ, ચીદ, તિરસ્કાર, ધિક્કાર, અણગમો, થાક, હલાકી, સૂગ, અપ્રીતિ.

**કંટી**, સ્ત્રી૦ અનાજનું ઠુંઠું, ડાંડો, ઢમી, કણસલું, લોળીઉ. ૨ તાજી લીલી ડાંગેર. :–કંટીના પોંખા.

**કંટીઉં**, ન૦ લોળીઉં, ડાંડો, ઠુંઠું.

**કંટીઆ,** પું૦ (બ. વ.) લાંઘા, લાંઘણ, ઉપવાસ, જમી આવ્યા પછી બીજે દિવસે જે લાંઘો ખેંચવો તે.

**કંટીવાળો,** જુઓ કંટેવાળો.

**કંઢું,** ન૦ ખરેંઢું, ગાય ભેંશનું વીઆયા પછીના એક બે દિવસનું જાડું ચીકણું દૂધ. ૨ વિ૦ આકરું, કડક, ઉગ્ર. ઉ૦ ખાંડાં ખડખડે વાંકડા વીર કંટા. ગિરધર.

**કંટેવાળો,** પું૦ [સં. કઠન્વૃ.] દેવતા ઉપર મૂકવાના રાંધવાના વાસણને આંચ લાગે એવી બહારની બાજુએ માટી અથવા રાખનો ખરડ કરવો તે. મશ્કરી-તુચ્છાર્થે કપાળે ભસ્મ લગાડવી અથવા તિલક કરવું તે.

**કંટેસરી,** સ્ત્રી૦ કંઠી, કંઠે પહેરવાની સેર, એકાવળી હાર. ૨ કાંટાસળીઓ.

**કંટોડીઉં,** ન૦ હગણખાઈ, કચરો પુંજો નાખવાનો ખાડો, ઉકરડાનો ખાડો.

**કંટોલી,** સ્ત્રી૦ જેને કંટોળાં થાય છે તે વેલી.

**કંટોલું,** ન૦ [સં. કર્કન્ધુ.] કંકોડું, એક જાતનું શાકફળ. આ ફળના વેલા પહેલાજ વરસાદે પાલોવે છે અને તેના લંબગોળ ફળની સપાટી ઉપર લીલા લીલા કાંટા-રુંવાં થાય છે.

**કંઠ,** પું૦ [સં.] ધડ અને માથાની વચ્ચેનો પાતળો અને ગોળ શરીરનો એક ભાગ, ગળું, કોટ, ડોક. ૨ મોઢાની બારી, તેની તળેટી અને તેની આસપાસનો નળાકાર ભાગ, ઘાંટી, હરડીઓ. ૩ જેમાંથી અવાજ નીકળે છે તે અંદરનો ભાગ અથવા અવયવ. ૪ સાદ, રાગ, ઘાંટો, શબ્દ, ધ્વનિ, અવાજ, સૂર. :-એનો કંઠ સારો છે. ૫ કિનારો, કાંઠો, તીર. ૬ કાંઠલો, ઘડા-લોટા વગેરેના મોં આગળનો ગોળ અને પાતળો ભાગ. કહે૦ કંઠે કાંટા પડવા=કંઠ સુકાઈ જવો, કંઠ બેસી જવો, પાણી નહિ મળવાથી અથવા અવાજ કાઢીને ગાવા કે રોવાથી અવાજ ખોખરો થઈ જવો, અને ગળામાં દુઃખ થવું. ઉ૦ કંઠે તે કાંટા પડ્યા. પ્રેમાનંદ. કંઠે કરવું=મોઢે કરવું, મુખપાઠ કરવું, પાકે કરવું. કંઠે પ્રાણ આવવો=બહુ મુશ્કેલ પડવું, જ્યારે ન ચાલે ત્યારેજ કાર્ય કરવું. એતો કંઠેપ્રાણ આવે ત્યારેજ ખરચે તેવો છે. મરવા જેવું થવું, મરવા જેવું લાગવું :-પૈસો કાઢતાં એને તો કંઠેપ્રાણ આવે છે. મુશ્કેલીમાં આવવું. મરણાંત ભય લાગવો. :-મહા આપત્તિમાં પડવું. વાઘને જોતાંજ એને તો કંઠેપ્રાણ આવી ગયા. હલક, ઘાંટી, સ્વર, ઘાંટો. ક્રિ૦ પ્ર૦ કંઠ ખુલવો= ઘુંટાઇને સૂર નીકળવો, બહુ સારો સ્વર નીકળવો. કંઠે શોષ પડવો=તરસ લાગવી. કંઠ ભરાવો= કોઈ જાતના જુસ્સાથી બોલતાં ગદ્ગદ્ થઈ જવું, નહિ બોલી શકાવું.

**કંઠનીલક,** પું૦ [સં.] મસાલ, મોટો દીવો.

**કંઠપાશ,** પુ૦ [સં.] ગળે ફાંસો, ગળાનો પટ્ટો, ગળે વીંટાય એવું વસ્ત્ર કે દોરડું વગેરે જે કંઇ હોય તે. ૨ કોટી કરવી તે.

**કંઠમણિ,** પું૦ [સં.] કંઠી-હારમાંનો મોટો હીરો. ૨ અત્યંત પ્રિયજન. ૩ હરડીઓ.

**કંઠમાધુર્ય,** ન૦ [સં.] અવાજ-સૂરની મધુરતા તે, સ્વરની મિઠાશ.

**કંઠમાળ,** સ્ત્રી૦ ગળાની આસપાસ જેમ માળા હોય તેમ ગડગુમડ થઇ આવે એવો એક જાતનો ભયંકર રોગ.

**કંઠસૂત્ર,** ન૦ [સં.] કંઠી, ગળાનું ઘરેણું. ૨ (સ્ત્રીઓના કંઠનું ઘરેણું.) દાણીઉં, મંગળ: સુતર, છાંટીઉં. પું૦ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય જેને કોસ્તન (જનોઈ) હોય તે.

**કંઠસ્થ,** વિ૦ [સં.] મોઢે, મુખપાઠ હોય એવું, કંઠાગ્ર.

**કંઠસ્થાની,** વિ૦ [સં.] જેનું ઉચ્ચાર સ્થાન કંઠ હોય એવું, કંઠમાંથી બોલાતું. (અક્ષર, વર્ણ.) જેમકે :-અ, ક્, ખ્, ગ્, ઘ્, ઙ્. અને હ.

**કંઠસ્નાન,** ન૦ [સં.] કંઠની નીચેના ભાગથી નહાવું તે. ૨ શિરચ્છેદ, ગળું કાપી નાખવું તે.

**કંઠામ,** અ૦ [સં. કણ્ઠ+અમે.] કંઠે, મોઢે, પાકે.

**કંઠાભરણ,** ન૦ [સં. કઠ+આભરણ.] ગળાનું ડોકનું ઘરેણું, કંઠનું ભૂષણ, હાર, છડો,

કંઠો. ઉ૦ કંઠાભરણુ. હીરે જડેલાં, ઝાલઝુમણાં તાંત. રણઉઠાઉઝદિવાન.

**કંઠાલ**, ન૦ [ સં. ] સૂરણ. ૨ લડાઈ, યુદ્ધ. ૩ કતલ.

**કંઠાર**, પું૦ દરીઆ કિનારો.

**કંઠાવરોધ**, પુ૦ [ સં. ] ગળું બંધ થઇ જવું તે, રૂંધામણુ, શ્વાસ ગુંગળાવો તે, કંઠ રૂંધાઇ જવો તે.

**કંઠાવરોધી**, વિ૦ કંઠને સજ્જડ કરી નાખે એવું, ગુંગળાવી નાખનારં.

**કંઠાળ**, સ્ત્રી૦ ઘોડા અથવા ગધેડા ઉપર માલ લાદવાની ગુણુ, ડગલું, કોથળો, વાસણુ ભરવાનો કરંડીઓ. ૨ કમઠાળ, ચિતાળ, કાચર.

**કંઠી**, સ્ત્રી૦ કંઠનું ઘરેણું, હાર, માળા. ૨ કાંઠલો, ગળાની આસપાસની કિનારી :–કંઠીદાર અંગરખો. ક્રિ૦ પ્ર૦ કંઠી બાધવી=પોતાના મતનું કરી લેવું. શિષ્ય કરવો. કંઠીબંધા=શિષ્યો, સેવકો, અમુક મતની જેમણે કંઠી બાધેલી હોય તે. વૈષ્ણવો. 'કંઠી બંધા વાણીઆ' વૈષ્ણવ વાણીઆ. ( જૈન નહિ. ) સમાસના ઉત્તરપદ તરીકે આવતાં કંઠવાળી, અવાજ–રાગવાળી. :–કિન્નરકંઠી, કોકિલકંઠી.

**કંઠીઉં**, વિ૦ ગળું પકડે એવું, ગળે ઉતરતાં વસમું લાગે એવું, કઠણુ, રૂક્ષ, લુખું. :–કંઠીઆલાડુ.

**કંઠો**, પુ૦ હાર, માળા, મોટા મોટા મણકાનું કંઠાભરણુ, હીરા અથવા મોટાં મોતીનો હાર.

**કંઠ્ય**, વિ૦ [ સ. ] કંઠને લગતું, કંઠ સંબંધી, કંઠનું. કંઠમાંથી જેનો ઉચ્ચાર થતો હોય એવું. :–'ક' કંઠ્ય છે.

**કંડ**, પું૦ [ સં. कुंड. ] કુંડ, ખાડો, ચોરસ કે બીજી કોઇ આકૃતિથી બાધેલો કે ખણીને બનાવેલો ખાડો. ૨ કુવો ચણવાની વાંકી ઈંટ: કંડેલ કુવો છે કે ઈંટ(ટાલ)નો ?

**કંડીઓ**, પું૦ [ સં: करण्डक. ] વાંસ અથવા નેતર કે ઘાસનો બનાવેલો ઢાંકણાવાળો દાબડો, કરંડીઓ. ૨ વર્તુલના ભાગ હોય એવી ઈંટોએ બાંધેલો (કુવો.)

**કંડીલ**, ન૦ [ आ. कंदील. ] ફાનસ, જેમાં દીવો કરવામાં આવે છે એવો કાચનો પ્યાલો, હાંડી, વગેરે.

**કંડીલીઉં**, ન૦ દીવાદાંડી, દીવાને પવન લાગે નહિ તેમ રાખવાને બનાવેલું માટીનું એકજ તરફ ખુલ્લું ફાનસ જેવું ભાંડ.

**કંડી**, પુ૦ વાદી, સાપ પાળનાર.

**કંડૂ**, સ્ત્રી૦ [ સં. ] ખણુજ, ચેળ, ખંજવાળ, ધદર, ફીડ.

**કંડૂયન**, ન૦ ખણુજ, ખંજવાળ. ૨ ખંજવાળવું–ખણુવું તે.

**કંત**, પુ૦ [ સં. कान्त. ] કંથ, પતિ, સ્વામી. છબીલો, મનગમતો, રઢિઆળો, વલ્લભ.

**કંતરાણુ**, ન૦ [ फा. कंतान. ] શણુ અથવા જૂટનું કપડું, શણીઉં. કેનવાસ.

**કંતરેહ**, પું૦ અણુબનાવ, બેબનાવ, કુસંપ.

**કંતાઈ**, સ્ત્રી૦ કંતામણુ, કાંતવાનું લવાજમ તે; કાંતવાનું મહેનતાણું. ૨ કાંતવાપણું, કાંતવાની પદ્ધતિ, રીત, ટબ, આવડ.

**કંતાઈ–ગએલું**, કૃ૦ વિ૦ કંતાએલું, દુર્બળ, બેહાલ થઈ ગએલું, સુકાઈ ગએલું, ધોવાએલું, ખેંચાઈ તણાઈ ગએલું; જર્જરિત.

**કંતાઈ–જવું**, ક્રિ૦ અ૦ દુર્બળ થઈ જવું, ફીકર ચિંતાથી નબળા પડી જવું, કોઈ રોગથી ધોવાઈ જવુ. હાલહવાલ થઈ જવું, કામકાજથી અથવા બીજી રીતે ઘસાઈ–તૂટી જવું.ખેંચાઇ જવું.

**કંતાએલું**, વિ૦ કાંતવામાં આવેલું ૨ બળહીણુ થઈ ગએલું, તૂટી કે ઘસાઈ ગએલું.

**કંતાણુ**, ન૦ શણીઉં, કંતરાણુ. ભીંડીના જેવી વનસ્પતિના રેસામાંથી બનાવેલું કપડું. બ્રાહ્મણો આ જાતના કપડાને પવિત્ર ગણી સોળે વાપરે છે.

**કંતાન**, ન૦ [फा.] શણુ, શણીઉં, ૨ ચીનનું એક મોટું બંદર.

**કંતામણુ**, ન૦ કંતાઈ, કાંતવાનું મહેનતાણું.

કંતાવવું, ક્રિ૦ પ્રે૦ (કાંતવું.) તાર-તંતુ કઢાવવો, કાતે એમ કરાવવું. ૨, શણ, રેશમ કે ઊન, જેના તાર નીકળી શકે તે વસ્તુમાંથી તાર કઢાવવા.

કંતાવું, ક્રિ૦ અ૦ ૧, ઊન વગેરેના વળ ચઢી તાર નીકળવા, તાગડો થવો, લાંબા તંતુના રૂપમાં વણાવું. ૨ મોરાઈ-સુકાઈ જવું, તૂટીને ઘસાઇને છિન્નભિન્ન થઈ જવું, હાલ હવાલ થઈ જવું. ૩. હેરાન થવું, પીડાવું.

કંથ, પુ૦ [સં.] વર, નાથ, કાંત, પતિ, સ્વામી. ૨ પ્રિય, પીઉ, વલ્લભ. કહે૦ રસ્તો જોઇને ચાલીએ અને કંથ જોઇને મહાલીએ=ગજા પ્રમાણે કરીએ, જેમ ઘટતું હોય તેમ કરીએ.

કંથડો, પુ૦ પતિ, પીઉ. (વહાલ પ્રીતિ ભર્યો શબ્દ.) ઉ૦ કંથડો કુંથડો કુંજર ચઢયો, કનક કડા દો હત્થ, માર્ગ્યાં મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ્ઠ. જુ. ગુ.

કંથવો, પું૦ [સં. कथावाहक] સાધુ, બાવો, વેરાગી. ૨ દીનજન, કંથાધારી-અત્યંત ગરીબ-નિર્ધન માણસ. ઉ૦ દીન દુર્બળ હું કંથવો, કરી કૃપા પ્રભુ સામું જુઓ. હરિદાસ. ૩ ચોમાસામાં થતું એક તંતુ જેવુ પાતળુ જીવડું.

કંથા, સ્ત્રી૦ [સં.] જીર્ણ-ફાટયું તૂટયું વસ્ત્ર, જીર્ણ થએલો ઓઢવા પાથરવાનો ધાગો. ઉ૦ અમારે ઓઢણુ કંથા ગોદડી, ફાટેલી અને મેલી ધાબળી. ૨ કંથનું સંબોધન. (મરાઠીની માફક આકારાંત.) ઉ૦ કંથા ! ન કરીશ કાસદું, તેથી ભુંડા ભાગ.

કંથાર, જુઓ કથેર.

કંથારાં, (બ. વ.) કંથેરનાં બી.

કંથારી, સ્ત્રી૦ [સં.] કથેર, તીક્ષ્ણ કાંટાવાળો એક જંગલી છોડ-ઝાડવું.

કંથાળ, સ્ત્રી૦ ગધેડા, ઘોડાં અને પોઠી ઉપર માલ લાદવાની બે બાજુએ ખોલવાળી ગુણ. લગડું, ઝોળી, ખડીઓ.

કંથેર, સ્ત્રી૦ કાંટાવાળી ગીચ ડાળીઓવાળું એક જંગલી ઝાડવું. આનાં બહુ ઘટ જાળાં ઘટાઓ અને ગુફાઓ બને છે. બહુ સારી જાતનું મધ કથેરના જાળામાં થાય છે. કહે૦ કથેરમાં કોઈ હાથ ઘાલે નહિ=વસમાને કોઈ છેડે નહિ.

કંદ, (કન્દ) ન૦ [સં.] જેમાં ખાવા જેવો ગર હોય એવું મુળીઉં, અથવા મૂળની સાથે થતી ગરવાળી ગાઠ. (શકરીઆં, સૂરણ, રતાળુ, ગાજર, મુળાનાં ચડ અને બટાકા વગેરે કંદ કહેવાય છે.) ૨ સમાસના ઉત્તર પદ તરીકે=મૂળ કારણ, સ્થાન, એવો અર્થ થાય છે:--આનંદકંદ, સુખકંદ.

કંદરા, સ્ત્રી૦ [સં.] ગુફા, ખો, બખોલ. ઉ૦ ત્યાંથી ચમકયા સહુ ભય પામીને, પેઠા કંદરામાં અંતરજામીરે. દયારામ.

કંદર્પ, પુ૦ [સં.] કામદેવ, મદન, સ્મર, અનંગ.

કંદીલ, જુઓ કંડીલ.

કંદુક, પું૦ [સં.] દડો, દડી, ચુંથરાનો અથવા ચામડાનો ગોળ દડુલો, ગોઝો, લાડુ. ઉ૦ કંદુકકેલિ કરતા મોરાર.

કંદોઈ, પુ૦ મિઠાઇ બનાવનાર, તથા વેચનાર, હલવાઈ. ૨ મિઠાઇ તથા પકવાન બનાવનાર તેમજ વેચનાર એક જાત, નાત, તેનો માણસ, સુખડીઓ. કહે૦ કંદોઇની છોડી ખાજાંની ભુકી દેખી રહી છે=ગરીબનું દુઃખ ગૃહસ્થથી સમજાતું નથી.

કંદોરાબંધ, વિ૦ કંદોરો બાંધનાર, પહેરનાર (પુરુષ-સ્ત્રી નહિ.) કંદોરાબંધ નોતરાં=પુરુષોને નોતરાં (સ્ત્રીઓને નહિ.) ૨ કમ્મર કમ્મરપુર ઉચાઇએ ખાંચો પાડી ઉપર ઉપર જતા પાતળી-ઓસારમાં ઘટતી એવી દિવાલની જે બાંધણી તે.

કંદોરી, સ્ત્રી૦ કમ્મરની દોરી, નાનો કંદોરો, સેર, રશના, કાંચી. ૨ ચિહ્ન, આંકો, રેખા, લીટી. ૩ મજલા મજલાની ઉંચાઇએ દિવાલની ઊભી સપાટીની બહાર ઈંટની જે ધાર કાઢવામાં આવે છે તે, ભીંતની કિનારી.

**કંદોરો**, પુંં કમ્મરનો દોરો, કમરબંધ, કમરપટો. કમ્મરે પહેરવાનું સોના રૂપાનું ઘરેણું, સેર, રસના, કાંચી. ૨ આંકો, લીટો, ચિહ્ન. ૩ ભીંતની બહાર નીકળતી ધાર, કિનાર, કિનારી.

**કંદર્પ**, કંદર્પ-ઉ૦ કાળજ કોરાણાં કંદર્પના શર વાગીઆરે. દયારામ.

**કંધ**, સ્ત્રી૦ [ સં. स्कंध. ] કાંધ, સ્કંધ, ખાંધ, બળદની ખોચી. ૨ નાગરમોથ.

**કંધરા**, સ્ત્રી૦ ડોક, ખોચી, ખાંધ, ગ્રીવા, ગળું.

**કંધોયો**, પુ૦ કંદોઇ, સુખડીઓ. (કચ્છ)

**કંધોલ**, સ્ત્રી૦ [ સં. स्कंध. ] ગરદન, ખાંધ, ખભો. કહે૦ છોકરું કંધોલે અને આખા ગામમાં શોધ્યું

**કંપ**, પુંં૦ [સં.] ધ્રુજારો, થરથરાટ, કંપારો, હાલવું તે. (સમાસના ઉત્તર પદ તરીકે આવે છે.) ભૂકંપ, ધરતીકંપ.

**કંપન**, ન૦ [સં.] ધ્રૂજવું તે, ચલન, કંપ, ધ્રુજારો, થરથરાટ. વિ૦ ધ્રુજાવનાર, ડગમગાવનાર :-અરિકંપન.

**કંપની**, (કુંપની) સ્ત્રી૦ [અં.Company] ટોળી, મંડળી, સમાજ, સભા, લોકસમૂહ. ૨ પેઢી, ભાગીદારો મેળવીને વેપાર-ઉદ્યોગ વગેરે મોટાં કાર્ય કરવાને બાંધેલું મંડળ. ૪ રાજ્ય કરનારી મંડળી. (૧૮૫૮ પહેલાં હિંદનો રાજ્યકારભાર ઇસ્ટ ઇંડિઆ કંપની કરતી હતી, તેથી રાજ્ય ચલાવનારી સંસ્થાને લોકો 'કંપની' કે 'કંપની સરકાર' કહેતા.) ઉ૦ રુડું કંપનીકેરું રાજ્ય પ્રજાને પ્યારું રે. ક૦ દ૦ ડા. ૫ ગોષ્ઠત, સંગ, સહવાસ સંગત. (ઇંગ્રેજી અર્થમાં.)

**કંપની-સરકાર**, સ્ત્રી૦ રાજ અમલ ચલાવનારી ૧૮૫૮ પહેલાંની ઇંગ્રેજી મંડળી-ઇસ્ટ ઇંડિઆ કંપની. East India company (સને ૧૮૫૮ પહેલાં આ કંપની હિંદનો રાજ્યકારભાર ચલાવતી હતી.)

**કંપવા**, પુંં૦ શરીર અથવા શરીરનો અમુક ભાગ-ખાસ કરીને માથું કંપ્યા કરે એવો એક જાતનો વાયુનો રોગ, કંપવાયુ, ધ્રુજારીનો રોગ, લકવો, અર્ધાંગવાયુ.

**કંપવાયુ**, જુઓ કંપવા.

**કંપવું**, ક્રિ૦ અ૦ [સં.] ધ્રૂજવું, કાંપવું, થરથરવું, હાલવું, ચળવું. ૨ બીવું, ડરવું, ભય પામવો.

**કંપાઉંડ**, વિ૦ [ અં. Compound. ] મિશ્ર, ઘણાંવાનાનું બનેલું, પરચૂરણ, સંયુક્ત ભેગું થએલું હોય એવું. ૨ ન૦ ઘર કે મકાનની આસપાસ જાળી વાડ, કે વંડો કરીને આંતરી લીધેલી છુટી જગા, ચોકઠું, ચોગાન.

**કંપાણ**, ન૦ કાંટો, ભારે ને મોટી વસ્તુ જોખવાનો લોઢાનો કાંટો, તુલા, જોખ.

**કંપાણી**, વિ૦ કંપાણ વાળો, લોઢાની તુલા રાખી જોખવાનો ધંધો કરનાર, તોલાટ. ૨ પુંં૦ તોળવા જોખવાનો ધંધો કરનાર વણિકોની એક અટક, જાત. -મપારા, કાંટાવાળા, ચોકસી-મારફ.

**કંપાયમાન**, વિ૦ [ સ. ] ધ્રૂજતું, થરથર થતું, કંપતું, હાલતું, કંપિત, અસ્થિર, ચલિત, ચલાયમાન.

**કંપારી**, સ્ત્રી૦ ધ્રુજારી, થરેરાટી, કંપ, થરેરી ૨ અપ્રીતિ, અભાવ, જુગુપ્સા, ચીતરી ચડવી તે, કમકમાટી.

**કંપારો**, પુંં૦ ધ્રુજારો, થરેરાટ, કંપ, કણુકણી. ૨ તિરસ્કાર, ધિક્કાર, અભાવ-થઇ આવવો તે, ચીતળી ચડવી તે.

**કંપાવવું**, ક્રિ૦ પ્રે૦ (કાંપવું.) ધ્રુજાવવું, હલાવવું, કંપે એમ કરવું, ચળાવવું, ડગમગાવવું. ૨ બીવરાવવું, ડરાવવું.

**કંપાસ**, પુંં૦ [ અં. Compass. ] કાંટો, તુલા. ૨ હોકાયંત્ર, મત્સ્યયંત્ર, દિગ્નિર્ણય કરવાનું યંત્ર. ૩ વર્તુળ દોરવાનું યંત્ર, કર્કટ, કૈવાર. ૪ ગણતરી, માપ વગેરે લેવાનું કાંટાવાળું એક યંત્ર.

**કંપિત**, વિ૦ ધ્રૂજાવેલુ, કંપાયમાન, હાલતું, કાંપતુ. ૨ ધ્રૂજતું, હાલતમાં હોય એવું.

**કંપુ**, ન૦ [ અં. Encampment. ] ફોજની ટુકડી. ટોળું અથવા જૂથ. ૨ છાવણી, પડાવ, મુકામ, ડેરા તાણવા તે.

**કંબલ**, સ્ત્રી૦ [ સં. ] કાંબળી, કામળી. ૨ ગોદડી, ગાય બળદની ગરદન નીચે જે જાડી ચામડી લટકતી છે તે.

**કંબા**, સ્ત્રી૦ [ સં. कम्बी. ] વાંસની ચીપ, સુતાર લોકો વાંસની ચીપનો જે ગજ રાખે છે તે.

**કંબુ**, ન૦ શંખની બંગડી. ૨ પું૦ શંખ. ૩ દશ લાખની સંખ્યા. ઉ૦ બે કંબુ બાવન નિશાચર પાળનારી, તારા સમા ત્રિભુવનેશ્વર બંધુવાળી. બુ. પ્ર.

**કંબુકંઠી**, સ્ત્રી૦ [સ.] શંખના જેવા રૂપાળા કંઠવાળી, શંખ જેવું જેનું ગળું હોય એવી સ્ત્રી. શંખને ત્રણ આવલી હોય છે, તેવી કંઠ ઉપર ત્વચાની સુંદર આવલીવાળી.

**કંબુગ્રીવા**, સ્ત્રી૦ શંખના જેવા ગળાવાળી.

**કંબુજ**, પું૦ શંખ.

**કંબૂ**, વિ૦ ચોરટું, ચોર સ્વભાવનું.

**કંબોઈ**, સ્ત્રી૦ એક જાતનું ઝાડવું, એની ડાળીઓ સીધી ને સોટી જેવી થાય છે, અને દાતણ તરીકે તેમજ ટોપલી બનાવવામાં વપરાય છે.

**કંસ**, પું૦ ઉગ્રસેનનો પુત્ર, મથુરાનો રાજા, અને શ્રીકૃષ્ણનો મામો.

**કંસાર**, પું૦ લાપસી, બાટ, ઘઉંના લોટને (જાડા ને ઝીણા બેઉ) ગોળના પાણીમાં બાફીને બનાવેલો ખાવાનો પદાર્થ.

**કંસારી**, સ્ત્રી૦ કંસારાની સ્ત્રી. ૨ એક જાતનું જીવડું.

**કંસારો**, પું૦ ધાતુના ઘાટ ઘડવાનો ને વાસણ બનાવવાનો તેમજ વેચવાનો ધંધો કરનારો માણસ, અને તે જાતનો પ્રત્યેક પુરુષ.

**કંહી**, અ૦ કયાં, કહીં, કોએ ઠેકાણે.

**કા**, વિ૦ [સં.] કુત્સિત, નઠારું, તુચ્છ, ૨૦ પ્ર૦ કા-ગતિ, શી મગદૂર, ગજુ. એવા અર્થમાં. કા-કથા, શી વાત, મારું શું પૂછવું, કયાંથી આપણો ભાવ પુછાય ? એવા અર્થમાં વપરાય છે.

**કાઈ**, સ્ત્રી૦ [ સં. काय. ] શરીર, દેહ. ૨ કાટ, આવરણ. અહંતા. ઉ૦ કામ, ક્રોધ, મદ મોહમાં મોહ્યો, ચઢીરે કર્મકેરી કાઈ. ભોજો. વિ૦ કાયર.

**કાઈ-જવું**, ક્રિ૦ અ૦ કાયર થઇ જવું, કંટાળવું, હેરાન થવું. ખીદીખીદી થઈ જવું. કાઇગએલું=કંટાળી ગએલું.

**કાઉકાઉ**, અ૦ (અનુ.) કાગડાની વાણી જેવું ઉચ્ચારણ. ખરાબ કામ કરનાર પ્રતિ લોકોનો જે તિરસ્કાર ભર્યો કલબલાટ થવો તે, ફટફટ થવું તે, ઠપકાના અને તિરસ્કારના કે શિખામણના બોલથી માણસને ગાભરું કરી નાખવું તે. વિરુદ્ધતાનો સોરબકોર, ઘોંઘાટ. ૨-લોક તો કાઉકાઉ કરી રહ્યા હતા.

**કાઉસગ**, ન૦ [સં. कायोत्सर्ग.] કાય-દેહનો ઉત્સર્ગ તે, એવી જાતની સમાધિ કે જેમાં દેહસંબંધ પણ ભૂલી જવાય. જૈનનો એક સમાધિ યોગ. ઉ૦ કાઉસગ ધ્યાને રહનેમી રહીઆ, રાજુલ નિહાળી ચિતડું ચળીયું, દેવરિયા મુનિવર. ( કાઉસ્સગ. )

**કાક**, પું૦ [સં.] કાગડો, વાયસ. ૨ [Cock] પ્રવાહી પદાર્થ બહાર કાઢવાની નળી ઉપરની ચાંપ, ચકલી, કોક.

**કાકચાં**, જુઓ કાચકાં.

**કાકચી**,-જુઓ કાચકી.

**કાકડ**, ન૦ [ સં. कर्कट. ] કાકડી, ચીભડું. ૨ એક જાતનાં કાકડી જેવાં ફળ. (અથાણાના કામમાં આવે છે.)

**કાકડ-કુંસો**, પું૦ છોકરાઓની એક રમતનું નામ.

**કાકડાશીંગ**, સ્ત્રી૦ એક જાતની ઓષધિ, વનસ્પતિ.

**કાકડી**, સ્ત્રી૦ [ સં. कर्कटी. ] નાનાં અને કુમળાં આરિયાંની એક જાત, ખીરું, ચીભડું. ૨ ચિંથરાની-કપડાની વળ દઈને કે ગુંદાળીને બનાવેલી જાડી દિવેટ.

**કાકડીઉં**, ન૦ એક જાતનું રેશમ.

**કાકડો**, પું૦ [ सं. कार्पट. ] મોટી કાકડી, ચીંથરાનો વળ દાધેલો કિંવા ગોળ વિટાળીને બનાવેલો જાડો અને દિવેટથી લાંબો વાટો. ૨ મોંની બારીમાં લબડતો એક અવયવ હોય છે તે, ગળાની બારીની આસપાસનો કાકડા જેવો અવયવ. ચોરીઆ. ૩ કાચું નાળિએર. ક્રિ૦ પ્ર૦ કાકડા કરાવવા=મોની બારી આગળના માસના લોચાઓને દબાવરાવવા. કાકડા મળી જવા=ચોરીઆ આવી જવા, મોની બારી આગળના માંસના લોચાઓ સૂજવા. કાકડા કાઢવા=બળતા કાકડાને મોંમાં ઘાલવા અને કાઢવા. કાકડા ઉતારવા=જેને ભૂત વળગ્યું હોય તેના માથા ઉપર બળતા કાકડા ફેરવવા.

**કાકતાલીય**, વિ૦ [ सं. ] અણધાર્યું, ઓચિંતું, કાગડો તાડ ઉપર બેસતા અણધાર્યુંજ તે વખતે તેનું ડાળ ટૂટી પડે, તેમ એક બનાવ બનતાં તેના કંઇ પણ પ્રયત્ન વગરજ તરત બીજા બનાવનું બનવું તે, સસ્કૃતમા ‘ કાકતાલીય ન્યાય કહેવાય છે. ’ ‘તાડનું પડવુ ને ડોસીનું મરવું ’ એમ પણ કહેવાય છે. કાકતાલીય ન્યાય=અણધાર્યું કાર્ય કરતાં બીજું અણધાર્યુંજ કાર્ય બની જાય, એવા બનાવને કાકતાલીય ન્યાય કહેવામાં આવે છે.

**કાકદૃષ્ટિ**, સ્રી૦ [ सं. ] કાગડાના જેવી નજર તે, દોષ-છિદ્રશોધક દૃષ્ટિ, ચંચળ તેમજ સ્વાર્થ જોનારી નજર તે. ઉ૦ કાકદૃષ્ટિ કરી કામ સેવે. ભોજો. નઠારી ને પાપી નજર.

**કાકધ્વજ**, પું૦ [ सं. ] વડવાનળ, સમુદ્રમાંની ગરમી.

**કાકનાસા**, સ્રી૦ નસોતર, એક ઓષધિ. કાગડાના નાક જેવી શીંગોવાળી વનસ્પતિ.

**કાકપક્ષ**, ન૦ [ सं. ] કાનછેરીઆં, કાન ઉપરના વાળના ગુચ્છા. ઉ૦ જેનાં કાકપક્ષ વારંવાર ઉડ્યા કરતાં હતાં એવો એક છોકરો તે ચડાળ કન્યાની પાછળ ઉભો હતો. કાદમ્બરી. મણિજડિત મુગટ બિરાજે, કાકપક્ષ શોભાય; ત્રિપુંડ્ર તાણ્યું વિશાળ ભાલે, સુરગણ્યુકેરા રાય. નાકર.

**કાકપત્ર**, ન૦ [ सं. ] કાગડાના પગના આકારની નિશાની તે, હંસપદ.

**કાકપદ**, ન૦ [ सं. ] કાગડાના પગના જેવી નિશાની, હંસપદ.

**કાકબ**, પું૦ મહુડાંનો જાડો ને કાળો રસો, મહુડાંનો ગોળ, ( આ ગોળ તમાકુમાં ભેગી ગડાકુ બનાવવામાં આવે છે. )

**કાકમ**, પું૦ સહેજ કાચો પાતળો શેરડીનો ગોળ

**કાકર**, પું૦ [ सं. ककर. ] તીણો દાણો, દાતો (કરવતનો) ૨ ચામડીમાં પડેલો ચીરો, ત્વચાનો ખુંપરો. ૩ કાંટો. ૪ કાંકરો. ૫ ઠળિયો.

**કાકરડી**, સ્રી૦ ઝીણાઝીણા ઘણા દાંતાઓની ધાર. ઉ૦ કાકરડી દંતુડી કેરી, કરર કપડાં કાપે.

**કાકરણી**, સ્રી૦ રેતરડી, કાનસ, અતરડી.

**કાકરવું**, ક્રિ૦ સ૦ કરવતના કાકરને તીણા બનાવવા. ૨ ચઢાવવું, ઉશ્કેરવું, ઉત્તેજન આપવું, હુલકાવવું, સામે થવાને ઉશ્કેરવું, આવેશ ચઢે એમ ઉશ્કેરવું, કસ ચઢાવવો, મમતનો વળ ચઢાવવો. ૩ કાપી કાપીને, ખોતરી ખોતરીને કે કકડા પાડી પાડીને ધીરે ધીરે લઈલેવું.

**કાકરી**, સ્રી૦ [ सं. किंकरी. ] કાંકરી, નાનો કાંકરો. જુઓ કાંકરી. કહે૦ કાકરીઆળો=મશ્કરીમાં કાંકરી ફેંકવી, અડપલુ, ચાંહલું કરી સામુ જોવરાવવુ, સામાને પોતાની સામે જોવા કે થવાની ફરજ પડે તેમ કરવુ તે. ૨ ધીરેથી કંઈક આઘું પાછુ કરવું. (બાજીમાં કાંકરી-સોગટીને પોતાના લાભની બાજુએ ઠેસવી દેવી, ચાળવવી કે ચલાવવી તે.

**કાકરીઆ કુંભાર**, પું૦ જેને માથે મજેની કલગી હોય એવું કાગડા જેવડું પણ રગબેરંગી વાડામાં ફરનારું એક પંખી.

**કાકરીઉં**, વિ૦ કાકરીવાળું. જેમાથી મરડ નીકળતો હોય એવું, જેમાંથી કાંકરી કાંકરા વગેરે નીકળતાં હોય એવું ખેતર, ખાણ, વગેરે, મરડવાળી જમીન. ( અમદાવાદના એક જોવા યોગ્ય જુના તળાવનું નામ. )

**કાકલી**, વિ૦ કોમળ, મૃદુ. ૨ દયામણું, કરણા ઉપજાવે એવું.

**કાકલીઆ**, પું૦ સૈયડ, શીતળા, બળીઆ-કાકા, એક અત્યંત ચેપી તાવનો મરજ. જુઓ કાકાબળીઆ.

**કાકલુદી**, સ્ત્રી૦ આજીજી, કાલાવાલા.

**કાકલુદીવેડા**, પુ૦ આજીજી કરવાની ટેવ તે, કાલાવાલા કરવા તે.

**કાકવંઝા**, સ્ત્રી૦ જેને એકજ છોકરું થયું હોય ( તે પછી થયું ન હોય ) એવી સ્ત્રી. ૨ એકજવાર ફળનાર વનસ્પતિ, કેળ, કદળી. ઉ૦ દમયંતીની દેખી જંઘા, કેળ રહી આપે કાકવંઝા.

**કાકવી**, સ્ત્રી૦ ગોળની રસી.

**કાકા**, પુ૦ જુઓ કાકો. બાપની સમાન ઉમરના કોઈ પણ વૃદ્ધ માણસને બોલાવવાનું માનાર્થ સંબોધન. કાગડાની વાણીનું અનુકરણાત્મક રૂપ. રૂ૦ પ્ર૦ કાકા કહીને=જખ મારીને, હારી અને થાકીને.

**કાકાકાઆ**, પુ૦ [ મલાય ભાષામાં 'કાકાટૌઆ' શબ્દ છે, તે ઉપરથી. ] માથે કલગીવાળો રંગે ધોળો અથવા કાબરચીતરો અને પોપટના કરતાં ઘણો મોટો એક જાતનો પોપટ. મસાલાના ટાપુઓ અને આફ્રિકાના પૂર્વ કાંઠાનાં જંગલોમાં આ પખી થાય છે. જંગલનાં પ્રાણીઓની બોલીઓનું તે બહુજ સારું અનુકરણ કરે છે. અને કેટલીક વાર તો જંગલમાં તે બીજાં પ્રાણીઓને તેમના જેવા અવાજ કાઢી ભ્રમમાં નાખી દે છે. લોકો આ પંખીને પાળે છે. તે માણસની ભાષા શીખી તે પ્રમાણે બોલે છે.

**કાકાજી**, પુ૦ વહુવરનો કાકો, સસરાનો ભાઈ. ( પારસીઓ માનાર્થે બાપના ભાઈને પણ કાકાજી કહે છે. )

**કાકાપુરી**, અ૦ ( વિ૦ ) તકલેદી, માલ વગરનું, નકામ, નિરર્થક, ન ચાલી શકે એવું. ના૦ ગખતુ છોકરું, ગુલામ.

**કાકાબળીઆ**, પુ૦ સૈયડ, શીતળા, એક જાતનો ચેપી અને ઉતા તાવનોરોગ. એકાદદિવસ સખત તાવ આવ્યા પછી દરદીના આખા શરીર ઉપર રાતા દાણા ફૂટી નીકળે છે. આઠ દિવસમાં તે ભરાઇને કરમાઈ જાય છે. તાવ ઓછોવત્તો ચાલુ રહે છે. આઠ દિવસ પછી મટવા માંડેછે.

**કાકાબાસી**, ખોડવાળું અને ઉંચી જાતના પાણી વગરનું હલકું મોતી, અંદર આગ્રાસ તરફનું મોતી.

**કાકિની**, સ્ત્રી૦ [ સ. ] કોડી, છોપોલી. જેને ઘુઘરીઓ બાંધેલી હોય એવી કંકણી.

**કાકી**, સ્ત્રી૦ કાકાની સ્ત્રી. મોટી ઉમરની માંની સમવયની સ્ત્રીને બોલાવવાનો માનભર્યો શબ્દ.

**કાકીજી**, સ્ત્રી૦ વરના ( વહુના ) કાકાની સ્ત્રી, કાકીસાસુ.

**કાકીસાસુ**, સ્ત્રી૦ કાકીજી, કાકા સસરાની સ્ત્રી.

**કાકુ**, પુ૦ કીકા, ગગો, છોકરો, પુત્ર. ૨ છોકરાને બોલાવવાનુ એક લાડકું નામ (કચ્છી.)

**કાકો**, પું૦ બાપનો ભાઇ. ૨ બાપ તરફનો પુરુષ સગો, વહાલેસરી, ( વ્યંગમાં ) કટ્ટો દુશ્મન, વેરી, વહાલ વગરનું જે કોઇ તે. ઉ૦ જો જંગલમાં જઈશ તો ત્યાં તારો કાકો ફાડી ખાશે. કહે૦ કાકા મામા કહેવાના ને ગાંઠે હોય તો ખાવાના. કાકા માંડ્યા ત્યારે ફોઈ રાંડ્યા. કાકા લગી કુટુંબ અને મામા લગી મોસાળ. કાકા રાશી અને પાખંડી માસી.

**કાકોલ**, પુ૦ [ સ. ] સર્પ, સાપ. ઉ૦ ત્યાં જીવજંતુ વૃશ્ચિક કાકોલ આદે દીવા રાતજી. પ્રેમાનંદ.

**કાકોસસરો**, પુ૦ સસરાનો ભાઇ, કાકાજી.

**કાખ**, સ્ત્રી૦ [ સં. कक्षा. ] ખભાની નીચેનો હાથના મૂળનો ભાગ, બગલ. ક્રિ૦ પ્ર૦ કાખમાં રાખવુ=સંભાળવું, પોતાના આશ્રયમાં રાખવુ, પોતાને વશ રાખવું, નહિ લેખવવુ.

**કાખમલાઈ**, સ્ત્રી૦ બગલમાં થતું ગુમડું, બગલનો પાક.

**કાખબિલાડી**, સ્ત્રી૦ બામલી, કાખબલાઇ.

**કાખલી,** સ્ત્રી૦ બગલ (તુચ્છકારમાં.) ક્રિ૦ પ્ર૦ કાખલી કૂટવી=સામા માણસની હાર જોઈ તેની મશ્કરી કરીને હસવું, હરખાવું, રાજી થવું, ખુશ થવું. ૨ અતિ હરખથી નાચવું, કૂદવું, કક્ષાસ્ફોટન—બગલો વગાડવી. ઉ૦ શૂરા શત્રુ રિબાતા દુઃખીઓ, જોઈ શૂરાજનને લાગે, કાયર જન કાખલીઓ કૂટે, મરીજજો એમ માગે. ન્હડિરાજ.

**કાખાઈ,** સ્ત્રી૦ કાંસકી. (ગ્રા.)

**કાખી,** સ્ત્રી૦ અંગરખા—કાપડાની બગલની કળી.

**કાખું,** ન૦ કાખનો વાળ (તુચ્છકારમાં.), બગલનો મુવાળો.

**કાખોલાઈ,** સ્ત્રી૦ બગલમાં થતો પાકનો રોગ, બગલની ગાંઠ.

**કાગ,** પું૦ [સં. काक.] કાગડો, વાયસ. કહે૦ કાગનું પીંછઃ—વધારેલી, મરચું મીઠું ભભરાવેલી વાત. ઉ૦ કોઇક રાણી કહે કારમું, ખોટી એ છે વાત; કાગનું પીંછ થયું હશે, જુદી કિંકરની જાત. માંધાતાખ્યાન. આનાથી ઉલટું થોડાનું ઘણું કહેવાવું તેઃ—'કાગનો વાઘ.' અંગદનો રાવણ.

**કાગજ,** પું૦ [ફા.] તાર, તાવ, નહિ લખેલો અને નહિ છાપેલો કાગળ. ૨ પત્ર, પત્રિકા.

**કાગઝ,** પું૦ કાગજ, કાગળ.

**કાગડાકામઠી,** સ્ત્રી૦ છતરાજી, નાખુશી, નાપસંદગી, ખેદીલી. ૨ અન્યોન્યમાં વિશ્વાસ ન હોય એવી જે સ્થિતિ તે.

**કાગડા-કેરી,** સ્ત્રી૦ આકડાનાં ડોડવાં.

**કાગડા-ટોપી,** સ્ત્રી૦ કાગડાની પુંછડીની માફક જેની ઉપર પીછાં હોય એવી ટોપી, પીછાંવાળી ટોપી, કાગડાની પુંછડી જેવાં પાછળ ફૂમતાંવાળી ટોપી.

**કાગડાસાણસી,** સ્ત્રી૦ કાગડાની ચાંચ જેવી સોની કે લુહારની સાણસી, ધાતુ ગાળવાની કુલડીને પકડવાની સાણસી.

**કાગડી,** સ્ત્રી૦ કાગડાની માદા.

**કાગડીઆ,** પું૦ પતંગ, કનકુડો.

**કાગડો,** પું૦ [સં. काक.] કાક, વાયસ, કાળા રંગનું એક પંખી. કહે૦ કાગડાની કોટે કોતરી=તરત વાત જાહેર કરે એવું, ગામવાતોડું. કાગડાની કોટે દહિંથરું. કાગડાની કોટે રતન—કાગડાનું હસવું ને દેડકાના પ્રાણ જાય. કાગડાને શાપે ઢોર ન મરે. કાગડાને સોળે દહાડા શ્રાદ્ધ. કાશીમાંય કાગડા તો કાળા. કાગડો કામણીને ન ધીરે. કાગડા ઉડવા=નસંતાન જવું, નિર્વંશ જવો. કાગડાનું બેસવું ને તાડનું પડવું. ઉ૦ જે ઘેર નોબત વાગતી, રુડા છત્રીસ રાગજી, ખંડેર થઇ તે ખાલી પડ્યાં, કાળા ઉડે છે કાગજી. કાગડાનું ઉડી બેસવું-બોલવું=પરદેશ ગયેલું માણસ ઘેર આવશે એવી માન્યતાવાળું શુભચિહ્ન, સારા શકુન. શેરીમાં રોયા શ્વાન, કાગડી કળકળવા લાગી. અંગદ. વિ૦ ચતુર, કાબેલ, પેચમાં આવે નહિ એવું (માણસ.) અક્કેખું, ચેતી જાય એવું. કાગડાની નજરે જોવું=ચાલાક રહેવું, ભયને માટે સાવધાન રહેવું, ચેતતા રહેવું. કાગડાની કોટે રતન=અપાત્રે દાન. સારાને નઠારે પાલે પાડવું તે. કાગડો દહિંથરું લઇ ગયો=છેતરી—ઠગી જવું, સારી વસ્તુ નઠારાને હાથ જવી. કાગડો કોયલને હસે=પોતાની પુંઠ કોઇ ન દેખે, આત્મદોષ કોઇ જોઇ શકતું નથી અને બીજાને હસવા જાય છે. રૂ૦ પ્ર૦ કાગને ડોળે રાહ જોવી=બહુજ અધીર મને પ્રતિક્ષા કરવી. બહુજ આતુરતાથી વાટ જોવી, આંખનાં તોરણ બાંધવાં.

**કાગડોળ,** વિ૦ બદસીકલ, કદરૂપું, વરવું.

**કાગડોળીઉં,** ન૦ એક જાતની રેચક વનસ્પતિ. ૨ વિ૦ કાગડાના જેવા ડોળાવાળું, એકાક્ષી, કાણું.

**કાગદ,** પું૦ કાગળ, કાગજ.

**કાગદી,** પું૦ [ફા.] કાગળ બનાવનાર તેમજ કાગળ વેચનાર, કાગળનો ધંધો કરનાર. ૨ વિ૦ નાજુક, તકલાદી, કાગળનું હોય એવું, કાવણું. :—કાગદીએલચી, કાગદીલીંબું. ઉ૦ કાગદી જુવાન.

**કાગમાળો,** પું૦ કાગડાનો માળો. કાગમાળ=ખાખાવીખી, માલ વગરનું, નિર્માલ્ય.

૨ કામચલાઉ, અચિરસ્થાયી.

**કાગસું,** ( કાગવું. ) ન૦ અઢા આગળનું લાકડું, આડી. ઉ૦ અર્જુન લાજે ઓસરે પણ, હું નમાવ્યો નહિ નમું, એમ કહીને દ્રોણુ રચતું, બાણે કાઢયું કાગસું. પ્રેમાનંદ.

**કાગવંધ્યા,** સ્ત્રી૦ જેને એકજ છોકરું થયું હોય એવી સ્ત્રી.

**કાગવાસ,** સ્ત્રી૦ કાકબલિ, કાગડાઓને નખવાનું અન્ન. ૨ [ કાગ+વાસવું=બોલવું. ] કાગડા બોલાવવાને કાગડાની માફક બોલવું તે. ક્રિ૦ પ્ર૦ કાગવાસ નાખવી=કાગડાને છાપરા ઉપર બલિ આપવો તે. ( પિતૃઓના શ્રાદ્ધને દિવસે જે વાયસાન્ન કાઢયું હોય તે કાગડાને બોલાવી ખવડાવવું તે. )

**કાગવિદ્યા,** સ્ત્રી૦ [ સં. काक+विद्या. ] પશુ પંખીની ભાષા સમજવાપણું તે. કાગડાની ભાષા જાણવી તે, પંખીઓની બોલી ઉપરથી ભવિષ્ય સમજવાની વિદ્યા. ( એમ કહેવાય છે, તેમ એવું મનાય છે કે કેટલાંક પંખીઓને ભવિષ્યમાં બનવાના બનાવ પ્રેરણાથી સમજાય છે, અને તે તેઓ પોતાની વાણીમાં બોલે છે. પંખીની બોલી જાણનારાઓ કાકવિદ્યાજ્ઞ કહેવાય છે. )

**કાગળ,** પું૦ [ फा. ] જેની ઉપર લખાય વા ચીતરાય એવું પાતળું ને સફાઇદાર પત્તું, તાવ, તાર, કાગજ, પત્ર, ખત. ૨ ક્ષેમ-કુશળ અને બીજી ખબરઅંતર લખેલું પત્તું, પત્ર, સંદેશપત્ર, સમાચારપત્ર, ખત, ચિઠ્ઠી, પત્રિકા. ઉ૦ કઠણ ચયારે માધવ મથુરાં જઇ, કાગળ ન લખીએ કડોકારે. દયારામ. ક્રિ૦ પ્ર૦ કાગળે ચટવું=મરણ પામવું, અંતરિઆળ મરી જવું.:-હવે તો કાગળે ચઢીને આવશે=મરણ સમાચારજ આવશે. ૨ પ્રસિદ્ધ થવું, ગવાવું, જાહેરમાં આવવું. રૂ૦ પ્ર૦ કાગળની કોથળી=બહુજ નાજુક વસ્તુ, કાગળની કોથળી જેવું, અર્થાત્ બહુજ નાજુક, કાણું થઇ જાય એવું.

**કાગળપત્તર,** પું૦ વહેવારોપયોગી લખાણ, સામસામે લખેલા અને આવેલા કાગળો વગેરે તે, લેખ, ખત, દસ્તાવેજ.

**કાગળીઆં,** ન૦ ( બ. વ. ) કામકાજનાં અગત્યનાં ખત, દસ્તાવેજો વગેરે. ૨ લોન, હુંડી પત્રી, શેર, જેનાં નાણાં થાય એવા દસ્તાવેજો.

**કાગળીઓ,** પું૦ કાસદ, કાગળ લઇજનારો.

**કાગારોળ,** પું૦ સોરબકોર, ધાંટાઘાંટ ઘોંઘાટ. ૨ રડારોળ, હાયપીટ, વિલપન, રો કકળાણ થઇ રહેલું તે.

**કાચ,** પું૦ [ स. ] રેતીને ઓગાળીને બનાવેલો ચળકતો અને લીસો પદાર્થ. બહુ સારો અને શુદ્ધ કાચ ' બિલોર ' કહેવાય છે. ૨ દર્પણ, આરસો. ૩ પાસાદાર ચકચકતી વસ્તુ, અત્યંત બરડ અને સહેજ ભાગી જાય એવો પદાર્થ. રૂ૦ પ્ર૦ કાચનો કુંપો=કાચની શીશી, ૨ ઝટ દઇને ભાગી તૂટી કે ફૂટી જાય એવું જે તે. ઉ૦ જવાનીના જોરમાં માતો, હીંડે છે રંગમાં ચતો, કાયા તારી કાચનો કુંપો, હીંડે ત્યારે દેશનો સુબો. દયારામ. પરપોટા જેમ પાણીનો, કાચ કળશવત્ કાય, વાર ન લાગે વણસતાં, જે જાયું તે જાય. કાવ્યકૌસ્તુભ. ક્રિ૦ પ્ર૦ કાચના ઘરમાં રહીને પથ્થર મારવા=પગ ઉપર કુહાડો મારવો, અથવા પોતાનેજ હાનિ પહોંચે એવું કામ કરવું. કાચ ફાકવો=મરણ થાય એમ કરવું, આત્મઘાત કરવાને કાચની ભુકી ખાવી.

**કાચ-એળીઓ,** પું૦ શુદ્ધ કરેલો એળીઓ, કાચના જેવો સ્વચ્છ એળીઓ. ( આ એળીઓ આફ્રિકા તરફથી આવે છે.)

**કાચકી,** સ્ત્રી૦ એક જાતની કાંટાવાળી જેને કાચકાં થાય છે તે વનસ્પતિ. ૨ ગળાની બારી આગળ થતો એક રોગ. અન્ન જળ આદિ ગળામાં થઇને ઉતરી શકે નહિ, એવો કંઠમાં થતો એક રોગ. ૩ મોટી મુશ્કેલી, સંકડામણ, આમ કે તેમ કરવું ફાવે નહિ એવી ગુંચવણી.

**કાચકું,** ન૦ સોપારી જેવડું ભુરા અને લીસા કોટલાવું કાચકીનું બી. આને છોકરાઓ

લખોટીને ઠેકાણે રમતમાં વાપરે છે. આનો ગર્ભ પેટના (કરમીઆના) દરદ ઉપર વપરાય છે. કેટલાક કાચકો અને કેટલાક કાકચું પણ કહે છે.

**કાચબી,** સ્ત્રી૦ [સં. कच्छपी.] કાચબાની માદા. ૨ ગળાની બારીના સોજાનો રોગ, કાચકી.

**કાચબો,** પું૦ [સં. कच्छपः] કચ્છપ; કૂર્મ, પાણીમાં થતું ગોળ-લંબગોળ અને અત્યંત કઠણ ઉપસેલી પીઠવાળું એક જળચર. કાચબાનું કોટલું બહુજ કઠણ હોય છે અને તે તેમાં પોતાના અવયવો ખેંચી લેઈ શકે છે.

**કાચરકુચર,** (કાચલકુચલ) અ૦ આકસ-બાકસ, પરચૂરણ, પંચરાઉ, ભાગ્યું તૂટ્યું, નકામું. (પરચૂરણ સરસામાન.)

**કાચરી,** સ્ત્રી૦ ફળની બે કે વધારે ચી-રીઓ-કરી એમની એમ અથવા મીઠામાં આ-થીને સુકવેલી કકડીઓ, શાકની સુકવણી.

**કાચ-લવણ,** ન૦ [સં.] કાચ બનાવવાની રેતી ઓગાળવાનો ખાર, બંગડીખાર.

**કાચલી,** સ્ત્રી૦ નાળિએરનું ભાગેલુ કોટલુ, કોઈપણ ફળનું વાડકી જેવું કોટલું. ૨ વાડકી જેવો કોપરાનો અર્ધો ગોળો. ૩ શાકની સુક-વણી. ૪ ભિક્ષાપાત્ર; માગી ખાવાનું નાનું કચરા અથવા કોટલાનું પાત્ર, ૫ કડવા નાળિએરનું કોટલું. કાચલીનો ચુવો=નાળિએરના કોટલાને બાળતાં તેની ધુણીમાંથી બનેલું પ્રવાહી. એ દાદર અને ત્વચાના રોગો ઉપર વપરાય છે.

**કાચલું,** ન૦ ગર, મીંજ અથવા કોપરું કાઢી લીધા પછી રહેલુ ફળનું અર્ધગોળ કઠણ છોડું, વાડકી જેવું છોડું-છોતરું, ઠીકરું, ઠીબ, કપાળ. (ગોળ અથવા લંબગોળ વસ્તુના ઢાંકણ રૂપ કઠણ કોટલાનો કકડો.) કાચલાં, કોટલાના અર્ધગોળ કકડા.

**કાચંડી,** સ્ત્રી૦ કાંકીડા-કાચંડાની માદા. નાનો કાચંડો.

**કાચંડો,** પું૦ કાંકીડો, સરડો, કાચિંડો.

**કાચિંડો,** પું૦ જુઓ કાચંડો.

**કાચી-કેદ,** સ્ત્રી૦ નહિ પાકી છેવટની એવી કેદ. નજર કેદ, જાપતામાં રાખવું તે, રખેવાળી, બંધી, પહેરામાં રાખવું તે.

**કાચી-જપતી,** સ્ત્રી૦ પાકી જપતી કરતા પહેલાં માલને કબજે રાખવો તે.

**કાચી-જમાબંદી,** સ્ત્રી૦ [ફા.] અડસટ્ટેથી-છેવટની નહિ નક્કી કરેલી એવી જે જમાબંદી તે, મહેસુલને માટે જે ઉપરટપકેથી અડસટ્ટો કરેલો હોય તે. (જમા=મહેસુલ, વસુલ. જમીન, ગામ અથવા તાલુકા ઉપર જે રકમ લેવાનું સર-કારે ઠરાવેલુ હોય તે, સરકારમાં જમે કરાવવાનું જે નક્કી કરેલું અમુક ભાગ જેટલું ઉત્પન્ન તે. જમાબંદી=જમીન કે ગામને તપાસી તેની ઉપર સરકારને જે જમે ભરવાનો આંકડો ઠરાવવો તે, જમે લેવાનો અમુક જે આંકડો નક્કી કરવાનું કામ તે જમાબંદી.)

**કાચી નોંધ,** સ્ત્રી૦ ખરડો, ઉપરટપકે લખી રાખેલું, પાકું નહિ કરેલું એવું જે સંક્ષિપ્ત લખાણ તે.

**કાચી-બુટ્ટી,** સ્ત્રી૦ [સં. वटा=ગોળી.અસર કરે એવી-રામબાણ ગોળી નહિ તે. કાચી=અ-સર કરે નહિ એવી.] અણસમજુ, બોથડ, ભોળું. (આ શબ્દ વ્યંગમાં વપરાય છે અને તેનો મૂળ અર્થ ઔષધને ઉદ્દેશીને છે પણ મનુષ્યને ઉદ્દેશી એવા અર્થમાં વપરાય છે કે, અમુક જણ કંઈ કાચી-બુટ્ટી નથી, અર્થાત્ નિર્માલ્ય કે નિઃસત્વ નથી.)

**કાચી-બુદ્ધિ,** સ્ત્રી૦ નહિ પાકી સમજ તે, નાદાની, છોકરવાદી, અપરિપક્વ સમજણ, છોકરમત.

**કાચી-મુદત,** સ્ત્રી૦ નક્કી નહિ કરેલી મુદત, અદ્ધદ્ધ રાખેલી મુદત.

**કાચું,** વિ૦ પાકું નહિ તેવું, અપક્વ, અ-પરિપક્વ, લીલું, કઠ્ઠક, જેવી જોઈએ તેવી પક્વ-પુખ્ત હાલતે નહિ પહોચેલું, અપૂર્ણ પુરું નહિ થએલું એવું. અદ્ધદ્ધ, ઉપરચોટીઉં, ઉડી જાય એવું, અદ્દલ, હમ્મેશનું નહિ એવું. નાનું, નાદાન

વગર આવડતું, અનનુભવી.:–કાચી વય. કઠણ. :– કાચી કેરી. પોચુઃ–કાચુ'બાંધકામ, કોમળમત. નહિ રંધાએલું, નહિ ચઢેલું:–કાચુંઅન્ન, નહિ શુદ્ધ કરેલું :–કાચી ધાતુ. ક્રિ૦ પ્ર૦ કાચું કાપવું= યોગ્ય સમય થતા પહેલાં ખરી વાત જાહેર કરી દેવી, ક્યાળવું, બગાડવું, ફેડી નાખવું. ૨ ભૂલ કરવી, કવખતે વાત કરી દેવી. રૂ૦ પ્ર૦ કાચો કબીલો=બચરવાડ સંસાર, નાનાં નાનાં છોકરાંવાળું કુટુંબ. કાચે તાંતણે બંધાવું=ન્યાય નીતિ– અને સત્યને તાબે રહી વર્તવું, વશ વર્તવું. ઉ૦ તમે વેચો ત્યાં વેચાઉં, કાચે તાંતણે બાંધ્યો જાઉં. કાણુલીલા. કાચા કાનનું=જે સાંભળે તે માને અને તે પ્રમાણે કરે એવું, જેનું તેનું સાંભળવુ અને તે સાચું છે કે ખોટું, તે ઉપર વિચાર કર્યા વગર સાંભળ્યા પ્રમાણે માની લેનાર, ભોળું, શ્રદ્ધા કે વિશ્વાસવાળું. કાચુંસોનું=બહુજ ઉત્તમ, ખરેખરું કીમતી. ૨ ફળફુલ, રસાળ.' કહે૦ કાચે ઘડે પાણી ભરવું=મિથ્યા પ્રયત્ન કરવો. ૨ લાકડાની તરવારે મહીનો ખાવો. કાચુકચિઆરં= બહુજ કાચું હોય એવું, નાનાં નાનાં બાળકજ જેમાં હોય એવું.

કાચુંકુંવારૂં–વિ૦ ઉમરે નાનું અને વળી અવિવાહિત, પ્રથમાશ્રમી, નાનું. ૨ જગધવાડ, બચરવાડ, નાનાં બાળકોવાળું (કુટુંબ) :–એ તો બિચારો કાચુંકુંવારું મૂકીને ચાલ્યો ગયો.

કાચું-કોરૂં–વિ૦ કાચું–નહિરાંધેલું શેકેલું કોરું અને લુખું એવું, યથાર્થ ભોજન નહિ પણ ધાણીચણા, મિઠાઇ વગેરે પરચૂરણ ખાવાનું તે.

કાચું-દવાયું, વિ૦ [સં. दग्ध.] કાચું અને ઝાળ લાગી હોય એવું, ધૂળધાણી, બળ્યુંજળ્યું, ચટેલું નહિ, કાચું પણ નહિ તેમ બળી ગએલું નહિ એવું, અર્ધપકવ.

કાચું-પાકું, વિ૦ કંઇક કાચું કંઇક પાકું એવું, અડધું ચઢ્યું ન ચઢ્યું હોય એવું.

કાચું-પોચું,–વિ૦ કોમળ, નબળું, ભોળું, અકુશળ, પાકું પણ નહિ અને પહોંચેલું પણ નહિ એવું.

કાછ, પું૦ [સં. कच्छ.] કાછડો, કચ્છ, કાછોટો.

કાછઈ, સ્ત્રી૦ ભાઠું, નદીના પુલિનની જમીન.

કાછડી, સ્ત્રી૦ [સં. कच्छ.] ધોતિયા અથવા સાડીનો બે પગ વચ્ચેથી લેઇ પાછળ ખોસવાનો છેડો. ક્રિ૦ પ્ર૦ કાછડી છુટીજવી=ભય લાગવો, ડરી જવું. ૨ હિમ્મત જતી રહેવી, બીવું. રૂ૦ પ્ર૦ કાછડીછુટેલો=લફંગો, વ્યભિચારી, લુચ્ચો.

કાછડો, પું૦ [સં. कच्छ.] ધોતિયા અથવા સાડી સાલાની આગલી પાટલીને બે પગ વચ્ચેથી લેઈ ખેંચીને પાછળ ખોસવી તે. કચ્છ મારવો કે ભીડવો કહેવાય છે.

કાછર, ન૦ એક જાતનું લુખું ઘાસ.

કાછિઅણ, સ્ત્રી૦ કાછિયાની અથવા કાછિયા કોમની સ્ત્રી.

કાછિયો, પુ૦ શાક વેચવાનો ધંધો કરનાર, ભાજીપાલો વેચવાનો ધંધો કરનારાઓની નાતનો એકાદો પુરુષ.

કાછો, પુ૦ [સં कच्छ.] કમ્મર અને બે પગ વચ્ચે થઈ તાણીને બાંધવાનો પટો, કચ્છ.

કાછોટી, સ્ત્રી૦ દુંટીની નીચેનો કચ્છથી જેને ભીડી લેવામાં આવે છે તે ભાગ, નાભી અને તેની નીચેનાં આંતરડાંનો જથો. ૩ વૃષણ સુધીનાં આંતરડાંનો જથો, જુઓ કછોટી.

કાછોટો, જુઓ કાછડો.

કાજ, અ૦ માટે, સારું, વાસ્તે, ચોથી વિભક્તિના અર્થનો પ્રત્યય. 'કોનેકાજ, તમારે કાજ.' કાજે, સારે, અર્થે=છોકરાંને કાજ બધી મહેનત છે. ન૦ [સં. कार्य.] કાર્ય, કામ. ઉ૦ પૃથ્વીતણું મારે નહિ કાજ, એથી નરક પડે સહી રાજ.

કાજકાર, વિ૦ [સં. कार्यकर्त्ता.] કામ કરનાર, કામગરો, કામ કરે એવો, કાબેલ, બુદ્ધિશાળી, લાયક. ઉ૦ કાજકારથી ન થયું કાજ, એ ધણી સુજને આવે લાજ. દયારામ.

**કાજગરું**, વિ૦ નવલોહીઉ, નાદાન, તરણ, જુવાન. ૨ બહુજ વહાલું, અતિપ્રિય, રૂપ અને તારુણ્યને લીધે વહાલું લાગે એવું. ૩ લાડકું, માનીતું, લાડકવાયું. ૪ સુકુમાર, નાજુક, કોમળ.

**કાજળ**, ન૦ [ सं. कज्जल. ] મેશ, દીવા ઉપર જે ધુમાડીની કાળી રજ થાય છે તે, દીપકીટ, કાળું અંજન, મશી. કાજળની કોટડી=મેશનું ઘર, લાંછન=ડાઘ પડે એવું ઠેકાણું. ઉ૦ કાજળની કોટડીમાં કેવુંએ જતન કરો, તોય ડાઘ કાજળનો પડશેજ પડશે.

**કાજળવું**, ક્રિ૦ અ૦ કજળી જવું, રાખથી છવાતાં છવાતાં ઓલવાઇ જવું, ઠરી જવું, મેશ પડી જવી.

**કાજળી**, સ્ત્રી૦ છારી, મેશ, મશી, કાજળ. ૨ રાખનું પડ, રાખ અથવા બીજી કોઇ વસ્તુ જે પાતળી હોય તે, બળી બળીને પડ બંધાઇ જવું તે. ૩ ફળફળાદિ બગડી જતાં તેમાંથી ધુણી નીકળે એવી જે ફૂગ કોહાણ થઇ આવે છે તે. ૪ સ્ત્રીઓનું એક વ્રત. ( જેમાં રાત્રીએ જાગરણ કરવામાં આવે છે.)

**કાજા**, [स. कार्य.] કાર્યપદ્ધતિ, કામકાજ કરવાની રીત. ૨ કામ, કાજ, કાર્ય, કૃત્ય. ઉ૦ નવા રાજા ને નવી પ્રજા રે, નવી થઇ માઝાકાજા રે. પ્રેમાનંદ.

**કાજાગરું**, વિ૦ કામગરું, લાભકારક. ઉ૦ અર્થ પરપંચમાં કાજાગરી વાત, નીપજ ન હોય તેથી સાક્ષાત. અખો.

**કાજી**, પું૦ [ આ. કાઝી. ] કજીઓ ચૂકવનાર, કુરાન પ્રમાણે ઇનસાફ કરનારો અમલદાર, ધર્મશાસ્ત્રી, મુસલમાન ન્યાયાધીશ. ૨ વિદ્વાન, પંડિત. રૂ૦ પ્ર૦ કાજીનીકુતરી=અમલદાર અથવા મોટાની નાની તુચ્છ વસ્તુ પણ મોટી. ક્રિ૦ પ્ર૦ કાજી વિના હલાલ ન થાય=તીર્થેજ મુંડાવ. કહે૦ કાજી તો કહેનેકા કરનેકા નહિ=પારકે ભાણે મોટો લાડવો.

**કાજીજી**, જુઓ કાજી.

**કાજુ**, પુ૦ એક જાતનું તેલી ફળ. કાજુ ધોળા મીઠા અને તેલીઆ મીંજના થાય છે. વિ૦ સારું, રુડું, ખાસું, ઠીક. (કાઠિઆવાડ.)

**કાજે**, અ૦ માટે, સારું, વાસ્તે, અર્થે.

**કાજો**, પું૦ કચરો, પુંજો, કસ્તર, વાસીદું.

**કાઝુગી**, સ્ત્રી૦ લગામ, રેન.

**કાટ**, પું૦ ધાતુઓનો વિકાર, મેલ, કપાય. ૨ ઈમારતી લાકડાં, ઈમારતનું નવું જુનું લકડ, લાકડાનો જથો તે. ૩ નાશ, ઘાણ.ઉ૦ માંધાતાને મારો આપણ, પછી કાટો સેનાનો કાટ.

**કાટકો**, પું૦ મોટો અવાજ, ભારે ગર્જના.

**કાટકોણ**, ( કાટખુણો. ) એક આડી સીધી લીટીને બીજી બરોબર ઉભી સીધી લીટીથી કાપતાં જે નેઉ અંશનો ખુણો થાય છે તે, કાટખુણો, કાટખુણો બરોબર છે કે નહિ તે તપાસવાનું કડિયા સુતારનું એક ઓજાર.

**કાટખુણ**, પું૦ ચોરસ આકૃતિના જે ચાર ખુણા એકબીજાને મળતા નેઉ અંશના હોય તે કાટકોણ.

**કાટખુણ ચોખુણ**, પું૦ ચારે સરખા ખુણાવાળો જે ચોરસ ખંડ તે.

**કાટખુણત્રિકોણ**, પુ૦ ત્રણ ખુણાવાળી આકૃતિમાંનો એક કાટખુણો હોય તે.

**કાટ-પીટિયો**, પું૦ [ सं. काष्ठ+पीट. ] ઈમારતી લાકડાં વેચનાર, કાઇ વેચનાર, લાકડાંનો ધંધો કરનાર.

**કાટરડો**, પું૦ પ્રવાહી વસ્તુનો મેલ, કચરો, ગારો. ૨ કટાઇને અથવા બીજી રીતે બગડીને ખરાબ થઇ ગએલો માલ, ખરાબ મેલી અને કચરાવાળી વસ્તુ.

**કાટલાં**, ન૦ ( કાટલું. બ. વ. કાટલાં. ) અમુક અમુક વજનનાં જે જોખ તે, વજન. કાટલાંદાસ=કાટલું-ઓછું કરનાર.

**કાટલિયો**, જુઓ કાપટીઓ.

**કાટલું**, ન૦ જોખ, વજન, અમુક આમક

ભારના વજનનાં લોઢાનાં, ધાતુનાં અથવા પત્થરનાં વજન. ૨ ઘડી-ટીપી નાખવું તે. ૩ કાશ, બલા, પાપ. ૪ મારી નાખવું, ફાંસ કાઢી નાખવી તે, સદંતર પાયમાલ કરવું તે. ૨૦ પ્ર૦ છાપેલું કાટલું=સારે કે ખોટે નામે પ્રસિદ્ધ થએલું. ક્રિ૦ પ્ર૦ કાટલું કરવું=નુકસાન-હાનિ કરવી. ૨ જીવથી મારી નાખવું.

**કાટવું**, ક્રિ૦ સ૦ [સં. कर्त.] કાપવું, વાઢવું, છેદવું. ૨ કાતરવું, વેતરવું. ૩ કરડવું, બચકું ભરવું.

**કાટાકાટ**, સ્ત્રી૦ [સં. कर्त्.] ઉપરાઉપરી એક પછી એક કપાવું તે, કાપાકાપ, કતલ. ૨ અંટસ, અદાવત.

**કાટેરો**, પું૦ કાટરડો, કચરો, પ્રવાહી નીતરીને નીચે ઠરેલો મેલ.

**કાટ્ટી**, પું૦ કાયટિયો, અગિયારમું સરાવનાર.

**કાઠ**, પું૦ કાઠડો. ૨ કાઠી, લાકડાં. ૩ કાટ (ઇમારતી લાકડાં.) વિ૦ ધૂર્ત, પહોંચેલો, ઠગાય નહિ એવો, ઉસ્તાદ:-એ તો બડો કાઠછે.

**કાઠડી**, સ્ત્રી૦ ઘોડા અથવા બીજાં જનાવરની પીઠ ઉપર બેસનાર પડી ન જાય તે માટે રાખવામાં આવતી લાકડાની બેસણી, કાઠડું.

**કાઠડું**, જુઓ કાઠડો.

**કાઠડો**, પું૦ [સં. काष्ठ.] ઊંટ અને ઘોડા ઉપરથી પડી જવાય નહિ તે માટે બનાવેલું કઠેરાવાળું લાકડાનું બેસણું. ઉ૦ ઊંટે કર્યા ટેકા ત્યારે માણસે કર્યા કાઠડા=આડે લાકડે આડો વેહ, આપણે જેવું કરીએ તેવું સામો માણસ પણ કરે.

**કાઠલો**, પું૦ કન્યાને આપવાનું ઘરેણું, વસંત, રીતનું ઘરેણું.

**કાઠા-ઘઉં**, પું૦ [સં. कठिन+गोधूम.] કઠણ-લાલ ઘઉંની એક જાત. ભાલમાં આ ઘઉં ઘણા થાય છે.

**કાઠા-ડસી**, સ્ત્રી૦ (કાઠડાની ડળી તે.) કાઠડા ઉપર નાંખવાની ગોદડી, અથવા કાઠડો ખુંચે નહિ તે માટે કાઠડો મૂકતા પહેલાં જનાવરની પીઠ ઉપર નાખવાની જાડી ડળી.

**કાઠાળું**, વિ૦ કાઠાવાળું, લાંબા, પહોળા અને ઉંચા બાંધાના બંધારણવાળું (માણસ.) બાંધાવાળું.

**કાઠિઆવાડ**, ન૦ કચ્છનું રણ, અરબી સમુદ્ર અને ખંભાતના અખાતની વચ્ચે આવેલો દ્વીપકલ્પ-સોરઠ પ્રાંત.

**કાઠિઆવાડી**, વિ૦ કાઠિઆવાડનું, કાઠિઆવાડ સંબંધી. કાઠી.

**કાઠિન્ય**, ન૦ [સં.] કઠણાઈ, કઠિનતા. જનસ્થાને જ્યારે વિજન વગડે આર્ય રખડયા, રડયા ત્યારે સર્વે દૃશદપણ કાઠિન્ય તજીને. ઉ. રા. ચ.

**કાઠી**, પુ૦ કાઠિઆવાડના અસલ વતની ઓની એક જાત. ૨ વિ. કાઠિઆવાડી. ૩ સ્ત્રી [સં. काष्ट.] બાવળનાં લાકડાં, સર્પણ, બળતણ. કહે૦ આંબાની કાઠી ને રાંધનારી નાઠી. ૪ જમીનનું એક ભરેત-૩૫ મુંઠી-૧૬ા ફીટનું માપ. ૫ લાકડી, વાંસ, સ્તંભ=ચાવટા કાઠી. ૬ કલેવર, અંગ બંધારણ-હાડપિંજર.

**કાઠીઓ**, પુ૦ ગાડાનું ખોખું.

**કાઠું**, ન૦ શરીર બંધારણ. ખોખું, પિંજર, બાંધો, કલેવર. શરીર, દેહ. ૨ ચાળણા, હવાલાનું લાકડાનું ખોખું. ૩ ઢોલનો લાકડાનો નળો ૪ ખોગીર, કાઠડો. વિ૦ હીણું, ખરાબ, નઠારું. ૨ કડક, કઠણ, આકરું, મિજાજી, આડાપાડું. ૩ કંજુસ, કૃપણ. ૪ ઉતરતું; સારા પાકવાળું નહિ એવું:-આવતું વર્ષ જરા કાઠું છે.

**કાઢવું**, ક્રિ૦ સ૦ [સં. कृष्=ખેંચવું.] ખેંચવું, નિકાળવું, બહાર લાવવું. (પાણી કાઢવું. કોઠીમાથી દાણા કાઢવા.) ૨ ખસેડવું, દૂર કરવું. (એને ઘરમાંથી કાઢો.) ૩ લખવું, આકૃતિ પાડવી, રેખા કરવી, ચીતરવું. (તે સારા અક્ષર કાઢે છે, તે પહેલા સિદ્ધાંતની આકૃતિ કાઢે છે, તેમ ચિત્રાએ સારાં કાઢે છે.) ૪ નિચોવી લેવું, ઘુંટવું, ગાળવું. (દૂધ કાઢવું. રસ કાઢવો, રંગ કાઢવો.) ૫ કાતવું. (તાર કાઢવો, સુતર કાટવું.)

૬ વણવું (સાળોથી તે મજેની સાડીઓ કાઢે છે.) ૭ પ્રસિદ્ધ થવું. (એણે તો નામ કાઢ્યું.) ૮ અંદાજ ઉપજાવવો. (ભાવ કાઢવો.) ૯ ઉપાડવું, છણવું, છેડવું. (વાત કાઢવી.) ૧૦ સાધવું, સાધી લેવું (એણે લાભ કાઢી લીધો.) ૧૧ નિર્ગમવું, વીતવવું, લંબાવવું, વિલંબ કરવો. (દહાડા કાઢવા) ૧૨ ઉપજાવવું, બનાવવું, ઉત્પન્ન કરવું. (તેણે રમત કાઢી અને તેણે યુક્તિ કાઢી.) ૧૩ સહેવું, લેવું. (તે કેમ જીન્દગી કાઢે?) ૧૪ ગણવું. (વ્યાજ કાઢવું.) ૧૫ નસાડી જવું, ફોસલાવી લઈ જવું, છુપી રીતે લઈ જવું (તે લોકોનાં છોકરાં કાઢી જાય છે.) ૧૬ સ્થાપવું. (તેણે મોટી પેઢીઓ ને કારખાનાં કાઢ્યાં છે.) ૧૭ ગળામાંથી બોલવું, ધારો પાડવો, મોટેથી બોલવું. (જરા સાદ કાઢો તો સંભળાય.) આ ઉપરાંત જુદા જુદા શબ્દો અને જુદાં જુદાં ક્રિયાપદોની સાથે જોડાતાં 'કાઢવું' ધાતુ વિવિધાર્થમાં પ્રવર્તે છે. જેમકે–બળીઆ કાઢવા, રસ્તો કાઢવો, દાંત કાઢવા, મૂળ કાઢવું. વગેરે.

**કાઢી–નાખવું**, ક્રિ૰ સ૰ બહાર આણી ફેંકી દેવું. રદબાતલ કરવું, અયોગ્ય ઠરાવવું, નાપસંદ કરવું. ઉખાડી–ઉખાડીને નકામું વાપરવું, ખરચી નાખવું:–તે ઘણો પૈસો કાઢી નાખે છે. નકામું ગણીને નાખી દેવું, ઉડાવી દેવું.

**કાઢી–મૂકવું**, ક્રિ૰ સ૰ રજા આપવી, નહિ રાખવું. ૨ ઉતારવું. (પાઘડી કાઢી મૂકવી.) હાંકી કાઢવું, દૂર કરવું. ૩ તૈયાર કરી રાખવું, શોધી મૂકવું. (હું એ ચોપડી કાઢી મૂકીશ.)

**કાઢો**, પુ૰ [સં. क्काथ.] ઉકાળો, ક્વાથ, કષાય, જુદી જુદી વનસ્પતિઓને ઉકાળીને બનાવેલું પાણી.

**કાણ**, સ્ત્રી૰ માણસના મરણ પછી રોવું, કૂટવું અને શોક કરવો તે, રોવું ને શોક દેખાડવો તે. ક્રિ૰ પ્ર૰ કાણે જવું=રોવા કૂટવા જવું. કાણ માંડવી=સ્નેહી સગાં ને નાતીલાંને એકઠાં કરી શોક કરવો. ૨ મરણ સિવાય બીજો પણ ખેદનો જે કોઈ બનાવ હોય તે. (એના ઉડાઉપણાને લીધે આ કાણ મંડાઇ, દેવાળું કાઢવું પડ્યું ને ખેદ થયો)

**કાણ–મોકાણ**, સ્ત્રી૰ જેને ત્યાં મરણ થયું હોય તેને ત્યાંજ રડારોળ થાય તે. કાણ અને તેના સ્નેહીને ઘેર–અંગતના સગાને ત્યાંની રડારોળ, મોકાણ, (બેઉ શબ્દ ઘણાખરા સાથે સાથે એકાર્થે વપરાય છે.)

**કાણિઅત**, વિ૰ કાણ કરનાર, શોક દર્શાવનાર.

**કાણિઆં**, વિ૰ (બ. વ.) કાણે આવેલાં, શોક કરનારાં.

**કાણું**, ન૰ શાર, વેહ, છિદ્ર, પોલ, બાકું, ગાબડું, દર. ૨ દ્વાર, બારણું, કોઇપણ સપાટીની આરપાર જવા આવવાનું રંધ્ર. બખારું, ફાટ, મોં, નાકું, રસ્તો, રાહ. વિ૰ છિદ્રવાળું, રંધ્રવાળું, જેમાંથી કંઇપણ બહાર જાય એવું, જેમાથી પ્રવાહી વહી જાય એવું પોલું. ૨ જેમાં ભેદ, ચાડીચૂગલી કુસંપ હોય એવું (ઘર કે કુટુંબ.) અમારું ઘર કાણું છે એટલે કંઇ વાત વિચાર થાય તેમ નથી. એક આંખવાળું, જેની એક આંખ ફૂટી ગએલી હોય એવું.

**કાણેક**, કોઈ એક.

**કાત**, ન૰ પેડું, પેટની નીચેનો ભાગ. ૨ આય, તાકાદ, સત્તા, કૌવત.

**કાતડી**, સ્ત્રી૰ ચામડી, ત્વચા.

**કાતણી**, સ્ત્રી૰ કાંતવાની કારીગરી, કાતવાની ખુબી, આવડ.

**કાતર**, સ્ત્રી૰ [સં. कर्त्तनी.] લુગડાં, વાળ, કાગળ વગેરે કાપવાનું બે પાંખીઆંવાળું ઓજાર, કાપ, કાપણી, કાતરડી. ૨ કાતરની માફક કાપી નાખે એવી ધારવાળી ઢીકરી. ૩ કતરાતું, વાંકું વાંકું ફરતા–જવું તે. ક્રિ૰ પ્ર૰ કાતર–ફેરવવી–મૂકવી=કાપી નાખવું, ખરાબ કરવું, છિન્ન ભિન્ન કરી નાખવુ. ૨ રદ બાતલ કરવુ. ૩ નુકસાન હાનિ કરવી, જાન કરવું. ૩ કમી કરવું, ઓછું કરવું. ૪ દગો દેવો, વિશ્વાસઘાત કરવો. ૫ ઉડ ખણવું.

**કાતર**, વિ૦ [ સં. ] બીકણ, કાયર, ભીરુ. ૨ અધીર, ડરકણ, નાહિમ્મત. ૩ દુઃખી.

**કાતરણી**, સ્ત્રી૦ કાતરડી, કાપ, ધાતુનાં પતરાં કાપવાની મોટી કાતર. ૨ કાપણી. ૩ કાપવાની રીત.

**કાતરતા**, સ્ત્રી૦ [ સં. ] બીકણપણું, ભીરુતા, કાયરતા. ૨ બાયલા–હિચકારાપણું.

**કાતરવું**, ક્રિ૦ સ૦ કાતરથી કાપવું, વેતરવું, ઉપર ઉપરથી કાપવું. ૨ કમી કરવું, ઓછું કરવું, થોડું થોડું કાપી લેવું. ૩ ઓતરવું, ખણવું. ૪ કરડીને ખાવું. ૫ વિચાર કરીને વર્તવું, સાવધાનીથી–ધ્યાનપૂર્વક કાર્ય કરવું. ૬ બગાડવું, ઘસાતું બોલવું.

**કાતરા**, પું૦ (બ. વ.) વાંકી ને ચપટી શીંગો. (આમલીના કાતરા કૌંચના કાતરા.) ૨ અર્ધ વર્તુલાકાર કકડા. ૩ કાપા, આંકા, લિસોટા, ચીરા, વાઢીઆ. ( જીભ અને હાથ પગ ઉપર પડે છે તે ચીરા. ) ૪ ઉગતા અનાજનાં અંકુરો ખાઈ જનારાં એક જાતનાં જીવડાં. ૫ ફૂટતાં ગોળાકાર ફરે એવી આતસબાજી.

**કાતરી**, સ્ત્રી૦ પાતળા ગોળ પીતા, કકડા, છોલ, કાતરેલા કકડા. (સોપારી–કેળાંની કાતરી.)

**કાતરીઉં**, ન૦ ઘરનો છેક ઉપરનો છાપરાની લગોલગનો થોડી ઉંચાઇનો મેડો. ૨ અર્ધ વર્તુલાકાર ચપટું અને છોલીને બેઉ બાજુ ધાર કાઢેલું લાકડાનું હથિઆર. ૩ ( પારસી ગુજરાતીમાં) ભેજું, મગજ. ૪ સુડીઓની વચ્ચે પહેરવાનું ગોળ ચીપ જેવું કિનારીવાળું કંકણ. ૫ કટાક્ષ, ક્રોધભરી કરડી આંખે જોવું તે.

**કાતરી-ખાવું**, ખોતરીને ખાવું, કરડીને ખાવું, કાતરના જેવા દાંતવતે ઝીણી ઝીણી કરચો કરવી તે. ૨ કાપી નાંખવું, કાંણા પાડવાં, થોડે થોડે ખાઇ જવું.

**કાતરેલું**, વિ૦ કાણાં પાડેલું, કરડેલું, કાપેલું. વેતરેલ.

**કાતરો**, આંબલીનું વાંકું ફળ, બીજી પણ કોઇ વનસ્પતિ–વેલીઓનાં અર્ધ ગોળાકાર ફળ.

**કાતળી**, સ્ત્રી૦ કાતરી, લંબગોળ–પાતળો કકડો, ચીર, ચીરી. ૨ પેરાઇ, વાંસ અથવા શેલડીના બે ગાંઠાની વચ્ચેનો ભાગ.

**કાતળ**, સ્ત્રી૦ અફવા, ખોટી ખબર, ગપ.

**કાતળું**, ન૦ જાડું ગાબચું, જાડી ઢંગધડા વગર ઉખાડેલી છોલ,-જાડી ચીરી. ૨ મોટા ચીરી જેવો બેડોળ કકડો, પીતો.

**કાતી**, સ્ત્રી૦ કાપવાનો દાંત, રાક્ષસી. (સુવરની કાતી.) કાપવાનું તીણું ને આકરું હથિઆર, કોયતો, વાંકું ને અંદરની બાજુએ ધારવાળું હથિઆર, વાંસી. ૨ ભુંડું વધ કરવાનું કાતું, મોટી છરી. ૩ કોઈનું ખરાબ ઇચ્છનારી આંતરવૃત્તિ, દુષ્ટ વૃત્તિ, કર્તન વૃત્તિ. પેટમાં જબરી કાતી, મીઠું મીઠું મુખે વદે, સંપની જો કથા કાને, આવે તો તે નહિ સહે. કેશવકૃતિ.

**કાતું**, ન૦ કાપવાનું હથિઆર, જોરથી ઘા કરીને કાપવાની છરી, છરા જેવું બહુ સારી ધારવાળું નહિ એવું હથિઆર, વધ કરવાનો છરો. ૨ કોયતો, કાતી, દાંતી. ૩ ધાર વગરની છરી.

**કાત્યાયન**, પું૦ એક વૈદિક–પૌરાણિક ઋષિ, વરરુચિ, એક મોટો વૈયાકરણી. ધર્મશાસ્ત્ર બનાવનાર એક ઋષિ.

**કાત્યાયની**, સ્ત્રી૦ દેવી–દુર્ગા. કાત્યાયની વ્રત=દેવીનું એક વ્રત. ૨ યાજ્ઞવલ્ક્યની સંસાર વ્યવહાર કુશળ સ્ત્રી. ૩ આધેડ ઉમરની ભગવાં વસ્ત્ર પહેરનારી વિધવા.

**કાથ**, ન૦ સત્વ, નૂર, પાણી. ૨ કૌવત, દૈવત. :–આ લુગડામાં હવે કશો કાથ નથી.

**કથા–કમલા**, પું૦ ( બ. વ. ) કુથલી, સાચાં જુઠાં, બૈરાંની આમથી તેમ અને તેમથી આમ ખરી ખોટી વાત કરી નકામી ભાંજગડ ઉભી કરવાની રીત. ટંટા, તકરાર.

**કાથા–ગોળી**, સ્ત્રી૦ મસાલા નાખીને બનાવેલી કાથાની ગોળીઓ. (પાનમાં ખાવાની)

**કાથાદોરી**, સ્ત્રી૦ નાળિયેરનાં છોડાં કચરીને બનાવેલી દોરી–રસી, કાથી, કાથો.

**કાથી,** સ્ત્રી૦ નાળિયેરનાં છોડાંની દોરી, કાથો.

**કાથીઉં,** વિ૦ કાથાનું, કાથાના રંગનું, રાતા ભગવા રંગનું.

**કાથો,** પું૦ ખેરની છાલને પલાળી તેના પાણીને સૂકવીને કે ઉકાળીને કાઢેલું સત્વ. એ ઠંડો અને ઘા રૂઝવનારો છે તથા પાનમાં ખાવાના કામમાં આવે છે. ૨ નાળિયેરના છોડાંના રેસા, રેસાને વળ દઇ બનાવેલી દોરી.

**કાદવ,** પુ૦ [ સં. कर्दम. ] કીચડ, ગારો, પાણીને લીધે માટી ધૂળ વગેરે પલળીને બનેલો ચીકણો ગારો, પંક, ખાધો. કાદવ ફેંકવો=અપજશનું કામ કરવું. કાદવ ખુંદવો=વગર લાભનો વેપાર કરવો, વ્યર્થ કડાકુટ.

**કાદવકીચડ,** પું૦ પંક, કચરોપુંજો, ગારો.

**કાદંબરી,** સ્ત્રી૦ [ સં. ] કોકિલા, કોયલ. ૨ મેના. ૩ મહાકવિ બાણભટ્ટે બનાવેલી એક અત્યુત્તમ સંસ્કૃત વાર્તા. (મરાઠીમાં નવલકથા.)

**કાદમ્બિની,** સ્ત્રી૦ [સં.] મેઘમાળા, ઘનઘટા.

**કાન,** પું૦ [સં. कर्ण.] આંચળવાળાં પ્રાણીના માથાની બે બાજુએ પાન, પાનની ટીશી અથવા બીજા કોઈ આકારનો બહાર પડતો કુર્ચા અને ચોમડીવાળો જે પોકળ અવયવ હોય છે તે, કર્ણ, શ્રવણ, શ્રોત્ર. સાંભળવાની ઇંદ્રિય, શ્રવણેંદ્રિય, જેનાવડે પ્રાણીઓથી અવાજ સંભળાય છે તે ઇંદ્રિય. ૨ નાકું, કાણું, છિદ્ર. (બંદુકનો કાન.) લક્ષ, ધ્યાન. એ કયારે કાન રાખે છે. સુકાન (વહાણનું.) ૬ અણી, ટોચ. ક્રિ૦ પ્ર૦ કાન ઉઘાડવા-ખોલવા=ખરી વાત સમજાવવી. કાન તળે કાઢી નાંખવું=નહિ ગણકારવું, ધ્યાનમાં નહિ લેવું, ઉપેક્ષા કરવી. ઉ૦ માને છે કે નહિ હે મઢ, કાન તળે કાઢે ગતિ મૂઢ. માંધાતાખ્યાન. કાનપર હાથ મૂકવા, કાને હાથ દેવા=તટસ્થ રહેવું, પોતાને કંઇ લાગતું વળગતું નથી, વા પોતે કંઈ કરી શકે એમ નથી, એવું જણાવવું, અજાણપણું બતાવવું. કાન ફૂંકવા=ઉપદેશ કરવો, મંત્ર આપવો. ૨ ભંભેરવું, ઉશ્કેરવું, ચઢાવવું. કાનમાં ફુંક મારવી=ચેતાવી દેવું. કાન ભરવા=ભંભેરવું, ભમાવવું. ૨ ઉશ્કેરવું, સાચું ખોટું સમજાવી દેવું. કાન પકડવો=ઝાલવો=કબૂલ કરવું, માનવું. કાડે ઝાલવો. કાન પકડાવવો-ઝલાવવો=ભૂલ દેખાડવી, કબૂલ કરાવવું. કાન ચીમટવા-મરડવા, આમળવા=ઠપકો દેવો, શિક્ષા કરવી, સુધારવું, ભૂલ પકડી-ખરી વાત કબૂલ કરાવરાવીને ઠપકો દેવો, કાન કાપવા=સરસ થવું, ટપી જવું. ૨ ઠગવું, છેતરવું. કાનદેવા-માંડવા-ઉભા કરવા=સુણવું, ધ્યાનથી સાંભળવું, વાત કરનાર જાણે નહિ તેમ સાંભળી લેવું. કાન ફડફડાવવા=જાગ્રત થવું, તત્પર થવું, આળસ કાઢી નાંખી કાર્ય કરવાને તત્પર થવું. કાને આવવું, પડવું=સાંભળવું, જાણવામાં આવવું. કાન કરડવા=છાની છાની વાતો કરવી, એકબીજાના કાનમાં છુપી વાત કરવી, સંતલસ કરવી, ઘુસઘુસ કરવું. ઉ૦ જુઓ કાન ઘણા કરડાય, પરસ્પર પાસે, જુઓ હાથ ઘણા ચંપાય, પરસ્પર હાસે. નર્મ કાવ્ય. રૂ૦ પ્ર૦ કાન ઘણા=પોતે આપ અકલથી નહિ પરંતુ જે કોઇ કહે તેનું સાંભળીને કામ કરવું તે, એકને સાંભળી આમ ને બીજાને સાંભળી તેમ કરવું. ‘ સાન નહિ કાન ઘણા તો, માન ઘટે સૌ સટમાં, ધ્યાન નહિ ને કામ ઘણાં તો જાન પડે ખટપટમાં. નર્મકાવ્ય. કાન ઘરાણે મૂકવા=જાણી જોઇને વાત ન સાંભળવી, બહેરા થવું, સાંભળવામાં બેદરકાર રહેવું. કાનમાં અમૃતનાં ટીપાં પડવાં=અત્યંત પ્રિય શબ્દ સાંભળવામાં આવવા. ઉ૦ કુમાર લક્ષ્મણનો પુત્ર આશા કરે છે એ શબ્દો તો મારા કાનમાં જાણે અમૃતનાં ટીપાં પડે છે. કાને ધરવું=લક્ષમાં લેવું. સાંભળવું. કાનમાં ઝેર રેડવું=કોઇને કોઇની ઉપર દ્વેષ કરાવવો, કોઈની સામે કોઇના મનમાં વેર-અપ્રીતિ ઉપજાવવી, બુરું બોલવું. કાને નાખવું=જણાવવું, મનુષ્ય લક્ષમાં લે કિંવા ન લે તેની દરકાર નહિ રાખતાં જણાવવું. ૨ યાદ આપવું'

ગ્ય સમયે જણાવવું, કહેવું. કાનમાંથી કીડા ખરવા=અતુ નઠારી અશ્લીલ ભાષા સાંભળવામાં આવવી, ન સાંભળવા જેવું સંભળાવું. 'ઇજારદારો પાટીદારોની આ દીકરીઓને ચોરે બોલાવે અને કાનમાંથી કીડા ખરે એવી ગાળો ભાંડે. ગુ૦ જુ૦ વાર્તાઓ. કાનની બૂટ પકડવી=શિક્ષા લેવી, બોધ લેવો, કબૂલ કરવું. કાનનું કાચું=ભોળું, જેમ સાંભળે તેમ કરી દે તેવું. ૨ બહેરું. ઉ૦ ભોળો ભીમ કાનનો કાચો, માથાનો ફરેલ ને થશે હતો. નર્મગદ્ય.

**કાનકોચીઓ**, પું૦ કાન વિંધનારો.

**કાન-ખજુરો**, પું૦ એકાદ બિલસ્ત લાંબો ચપટો અને ઘણા પગવાળો એક જીવડો, કાનવિંછુડો.

**કાન-ચીમડીઉં**, ન૦ એક રાત્રિચર પંખી, ચાંમાચીડીઉં, વાગલું-વાગોલ.

**કાન ચિમોરી**, સ્ત્રી૦ વાગોલ.

**કાન-છેરીઆં**, ન૦ (બ. વ.) કાકપક્ષ, કાન ઉપરના વાળના ગુચ્છા. ઉ૦ કલગી ઉડે ને વળી ફરફર થાયે, કાનકુંવરનાં કાનછેરીઆં, રાધા માધવ બેલડી બાઝી, ફરે ફુંદડી ને લે લેરીઆં.

**કાન ટોપી**, સ્ત્રી૦ કાન ઢંકાય એવી ટોપી.

**કાનડી**, સ્ત્રી૦ દક્ષિણ હિંદુસ્તાનના કાનડામાં બોલાતી એક ભાષા.

**કાનડો**, પું૦ એક રાગ.

**કાન-ઢાંકણી**, સ્ત્રી૦ કાનટોપી.

**કાનન**, ન૦ [સં.] વન, અરણ્ય, ઉ૦ હરિત કાનનમાં મૃગ ચાવડો, વિહરતાં. ઈ.

**કાન-પટી**, સ્ત્રી૦ બૂટ, કાનનો નીચલો અવયવ. એની અંદર હાડકું હોતું નથી.

**કાન-પટો**, પું૦ કાને બાંધવાનો પટો, કાન ઢંકાય તેવી રીતે માથે વિંટાળવાનો ફટકો.

**કાન-ફટો**, પું૦ કાનને વચમાંથી વિંધી તેમાં મોટું કુંડળ પહેરનારી સાધુ-બાવાઓની એક જાત, ગોરખપંથના વેરાગીઓ.

**કાન-ફુસીઉં**, વિ૦ ચાડીઉ, ચૂગલીખોર, નિંદક. ૨ કાન ભરનારું, ભંભેરનારું.

**કાન-મૂળીઉં**, ન૦ કાનના મૂળમાં થતો એક ગ્રંથી રોગ. કાનના નીચલા અવયવમાં થતી ગાંઠ.

**કાનસ**, સ્ત્રી૦ અતરડો, અતરડી, રેતડી, લોઢાને અથવા બીજી ધાતુને ઘસવાનું ખરા લોઢાનું રેતીઆ કાગળ જેવું લુહાર કંસારા અને સોની વગેરેનું એક ઓજાર.

**કાનશિયાળી**, સ્ત્રી૦ કાનખજુરા કરતાં નાનું એક જાતનું જંતુ.

**કાનસીઆં**, પું૦ (બ. વ.) કાકપક્ષ, કાન ઉપરના વાળના ગુચ્છા. ઉ૦ દીકરીઓના દામ, હૃદયે લાગ્યા રસિયા, કરે કારમાં કામ, કેશ ધરે કાનસીઆં. કૃષ્ણારામ.

**કાનીન**, પું૦ [સં.] કુંવારીનો છોકરો, કન્યાપુત્ર. જેમકે વ્યાસ, કર્ણ વગેરે.

**કાની**, અ૦ (કાણી) પેઠે, માફક, પ્રમાણે. :—ગાંડાની કાની શું કરે છે?

**કાનું**, ન૦ એક જાતનું વાસણ.

**કાનુડો**, પું૦ શ્રીકૃષ્ણ, કાન, નંદ યશોદાનો બાળકપુત્ર.

**કાનુન**, પું૦ [અ.] કાયદો, ધારો, નિયમ. ૨ વ્યવહાર, ચાલ, રિવાજ, પ્રથા, રૂઢિ.

**કાનેકાન**, અ૦ પરંપરા, એક કાનથી બીજે, બીજેથી ત્રીજે એમ, કાનોકાન.

**કાનો**, પું૦ દીર્ઘ 'અ' (આ) નું ચિહ્ન, અક્ષરની આગળ મૂકવામાં આવતી પાઇ (ા).

**કાનોમાત્રા**, સ્ત્રી૦ કાનો અને માત્રા=ઓકારનું ચિહ્ન. (ો).

**કાપ**, પું૦ વાઢ, કાપો, કાપવું તે, છેદ, આંકો, ઘા, ઝટકો, ચીરો. ૨ વેતરવું તે, વેતરવાની રીત. ૩ ઘાટ, આકાર, ડોળ. ૪ કાપલી, કકડો, ચીર, જામ. ૫ સ્ત્રીઓના કાનનું એક ઘરાણું. ઉ૦ લાલ લાલ આ મોતીના કાપ,.. તનમનીઆરે, તારે કમર્નીય કાને પહેરવું

લટકણીઆરે. ૬ લીટા, આંકા, રેખા. ક્રિ૦ પ્ર૦ કાપ કાઢવા=વેતરવું. કાપ મૂકવો=છેદવું, વાઢી નાખવું. ૨ રદ કરવું.

**કાપકુપ,** સ્ત્રી૦ થોડુંઘણું આમતેમ કાપવું તે, ઠેકઠેકાણે કપાવું-કતરાવું તે. ૨ કાપાકાપ, છેદંછેદા, ઘટાડો, ઘટ, કસર કરવી તે, ઓછું કરવું તે. ક્રિ૦ પ્ર૦ ઓછું કરવું, આમતેમ કરીને ઘટાડવું, ભાજણી કરવી.

**કાપટ્ય,** ન૦ [ सं. ] કપટ, કપટતા, છળ, શઠતા, શાઠ્ય, કપટનો જે ભાવ તે.

**કાપડ,** ન૦ [ सं. कर्पटः ] કપડું, લુગડું, વસ્ત્ર, રૂને કાંતી વણીને બનાવેલું પટ, કપડાનો થોક.

**કાપડી,** પું૦ [ सं. कापालिक. ] સાધુ સંન્યાસી. ૨ એક માગણ જાત, શરવણ, તરગાળા વગેરે. ૩ માગણ. ઉ૦ કૂડથી કાપડી વેશ ધર્યો, મધુકરી માગવા આવીઓ, શામળ. કાપડું પહેરનાર, કાપડું પહેરી ભવાઇ ખેલ વગેરે કરનાર, સ્ત્રી વેષ લેનાર. (નાટકમાં.) સ્ત્રી૦ નાનું કાપડું, છોકરીનું, કાપડા જેવું શરીરે પહેરવાનું નાનું ટુંકું વસ્ત્ર.

**કાપડીઓ,** પું૦ કપડાં વેચનાર, કાપડ વેચવાનો ધંધો કરનાર, લુગડાંનો વેપારી.

**કાપડું,** ન૦ કાંચળી, ચોળી, સ્ત્રીઓને છાતીએ પહેરવાનું શીવેલું બરડે કસવાળું વસ્ત્ર.

**કાપણી,** સ્ત્રી૦ કાપવું તે, કાપવાની રીત, કાપવાની ઢબ. ૨ પાકેલા અનાજને કાપવું તે, પાક ઢાળવો તે, કાપી લેવું તે. ૩ ધાતુનાં પતરાં કાપવાની કાતર.

**કાપલાકુપલી,** સ્ત્રી૦ કકડાકકડી, કાતરથી કે હથિઆરથી કપડા વગેરેના જે નાના મોટા કકડા પડેલા હોય તે, લુગડાના મોટા નાના કકડા, કુચાકુચી.

**કાપલી,** સ્ત્રી૦ ચિંદરડી, ચીર, કાગળ કે કપડાનો નાનો કકડો, કકડી.

**કાપલો.** પું૦ કાગળ કે કપડાનો કકડો, મોટું ચિંદરડું, ધાગો, ડુચો, છાગલો.

**કાપવું,** ક્રિ૦ સ૦ [ सं. कर्तृ=कर्तन=प्रा. कप्पन=કાપવું. ] હથિયારવડે છુટું પાડવું, ચીરવું, વાઢવું, ભેદવું. ૨ ઘટાડવું, ઓછું કરવું, બાદ કરવું. ૩ બાતલ કરવું. જુદું પાડવું. ૪ વટાવવું, છુટું પાડવું. :-રસ્તો કાપવો. ક્રિ૦ પ્ર૦ નોતરું કાપવું=જ્ઞાતિબહાર કરવું, નહિ નોતરવું.

**કાપાકાપ,** સ્ત્રી૦ પરસ્પર બે સેનાઓમાં કતલ ચાલવી તે, આમનસામન કાપવું તે, વાઢાવાઢ, કતલ, છેદંછેદા, ખુનરેજી, મારામાર, કાપાકાપી, અન્યોન્યમાં ઉચ્છેદક વૃત્તિ હોવી તે.

**કાપાકાપી,** સ્ત્રી૦ કતલ, ખુનરેજી. ૨ મારામારી, લડાલડ. ૩ દ્વેષ, અદાવત, કાપાકાપ.

**કાપાકુપ,** સ્ત્રી૦ કાપાકાપ. ૨ વધઘટ, છાંટ, ઓછું કરવું તે.

**કાપાકુપી,** સ્ત્રી૦ ઘટ, ઘટાડવું તે.

**કાપાલિક,** પું૦ [सं.] માથાની ખોપરીઓ રાખનારા શિવના ઉપાસક એક જાતના સાધુ, અઘોરી.

**કાપાલી,** પું૦ કપાળ ધારણ કરનાર શંકર, શિવ.

**કાપુસ,** ન૦ [म.] રૂ, કપાસ.

**કાપો,** પું૦ કાપ, ચીરો, વહેળિયો, આંકો, લીટા, લિસોટો, શળ.

**કાફર,** વિ૦ [આ.] નાસ્તિક, મુસલમાની ધર્મને નહિ માનનાર. લુચ્ચું, ઢોંગી, ખોટું, હરામખોર, માથાનું ફરેલ. ૨ અધર્મી, ધર્મ વગરનું, જંગલી. ૨ પું૦ આફ્રિકાના ધર્મરહિત જંગલી લોક.

**કાફરી-(કાફિરી.)** પું૦ [આ.] આબિસિનીઅન, હબસી, સીધી. ૨ આફ્રિકાનો રહેવાસી.

**કાફલો,** પું૦ [આ.] સંઘ, ટોળું, સમૂહ, સમુદાય. ૨ લશ્કરના સિપાઇઓનો સમૂહ, ટૂકડી, પલટણ. ૩ દરિઆઇ લશ્કરનો કાફલો. લડાયક વહાણોનો સમુદાય.

**કાબર-(કાબર)** સ્ત્રી૦ મેનાના જેવડું ને તેને મળતું કાળા ભુખરા પણ ચાંચ અને ગળા આગળથી પીળા રંગનું એક પંખી.

**કાબરચીતરું**, વિ૦ [ सं. कर्बुर. ] બહુરંગી, એક અથવા એક બેથી વધારે રંગોવાળું, ચિત્ર વિચિત્ર, શબલ, જુદા જુદા રંગનાં ધાબાંવાળું, તરેહવાર રંગનું.

**કાબરી**, સ્ત્રી૦ કસુબીનાં બીઆં. ૨ ધોળા અને કાળા રંગની તલી. ૩ ઝીણાં ને રંગ બેરંગી તેલી બીઆં. કાબરીનું તેલ=કસુંબીનું તેલ.

**કાબરીઉં**,–જુઓ કાબરચીતરું.

**કાબરું**, વિ૦ [ सं कर्बुर.] રંગ બેરંગી, તરેહ વાર રંગનાં ધાબાંવાળું, કાબરચીતરું, ચિત્રવિચિત્ર.

**કાબસ**, પું૦ તેલનો કચરો.

**કાબા**, પુ૦ (બ.વ.) [ अ. कर्बरर=वाध. ] સોરઠ–કચ્છ તરફ વસતા ચોર અને ચાંચિઆઓ-ની એક જાત. ચોર, ચાંચિઆ,લુંટારા,જમીનઉપર તેમજ સમુદ્ર ઉપર લુંટફાટનો ધંધો લઇ બેઠેલી એક જંગલી જાત. ઉ૦ समय सदा बलवान है नहि पुरुष बलवान, काबे अर्जुन लुटियो, एही धनुष ऐही बान.

**કાબુ**, ન૦ [ આ. ] અંકુશ, દાબ, ધાક. ૨ અખત્યાર, સત્તા, હુકમ. ૩ કબજો તાબો. ૪ વજન, ભાર, બોજ.

**કાબુદાર**, વિ૦ [ આ. ] વજનદાર, ભાર બોજવાળું. ૨ સત્તા ધરાવનાર ૩ કબજો રાખે એવું.

**કાબુલ**, ન૦ [આ.] અફઘાનીસ્તાનનો એક પ્રાંત. અફઘાનીસ્તાનનું પાટનગર.

**કાબુલી**, વિ૦ [ अ. ] કાબુલનું. કાબુલનો રહેવાસી, પઠાણોની એક જાત.

**કાબેલ**, વિ૦ [ अ. काबिल. ] પહોચેલું, મુસદ્દી, હોશિઆર, પાવરધું, પક્કું. ૨ પ્રવીણ, જાણીતું, કોઇનું ગાંજ્યું જાય નહિ એવું, ખેપું.

**કાબેલિયત**, સ્ત્રી૦ [ अ. ] કૌશલ્ય, હોશિ-આરી, બાહોશપણું, નિપુણતા, ખબરદારી, મુસદ્દી-પણું, પકાઈ. ૨ ચતુરાઈ, ચાલાકી, પહોંચેલાપણું, ખપાઈ.

**કાભા**,–જુઓ કભારજા.

**કામ**, ન૦ [ स. कृ=કરવું ઉ૦ कर्म. ] કાજ, કર્મ, કાર્યકૃતિ, કૃત્ય. જે કંઈ કરવું અથવા કરેલું હોય તે. ૨ વ્યવસાય, વ્યાપાર, ધંધો, રોજગાર, કરવાપણું. સંબંધ પ્રકરણ, બાબત, વિષય, વસ્તુ અગત્ય, જરૂર ઉપયોગ. ફરજ, ધર્મ. ઇચ્છા, અર્થ, મતલબ. ( માટે ) ઉ૦ કહો કયારે આવશે ગોકુળ ગામજી, માતપિતાને મળવા કૃષ્ણરામજી ૬. ક્રિ૦ પ્ર૦ કામ આવવું=ઉપયોગી થવું. ૨ મરી–ખપી જવું. કામ કરવું=બજાવવું. ૨ અર્થ સારવો. કામ જોવું=કૃતિથી મનુષ્યની પરીક્ષા કરવી. ૨ તપાસવું. કામ થવું=અર્થ સરવો. કાર્ય બનવું. કામ પડવું=જરૂર પડવી. ૨ પરિચયમાં આવવું. કામ પાડવું=અનુભવ લેવો, કામ નિમિત્તે મળવું. સંબંધમાં આવવું. કામ મળવું=ધંધો રોજગાર પ્રાપ્ત થવો. કામ લેવું =કામ કરાવવું. કામ સરવું=અર્થ ફળવો. કામ સોંપવું=કામ ભળાવવું, વિશ્વાસ કરવો. કામ ચ-લાવવું=ફરિઆદ સાંભળવી, ગુનાની તપાસ કરવી. ૨ નિભાવવું. ઉ૦ જે મળે તેનાથી કામ ચલાવી લ્યો. કામ કાઢી લેવું=અર્થ સાધી લેવો. કામ સંભાળવું=ફરજ બજાવવી, ધ્યાનથી કાર્ય કરવું.

**કામ**, પું૦ [ सं. कम्=काम. ] ઇચ્છા, અભિલાષ, ભાવ, ભાવના, પ્રીતિ. પ્યાર. ૨ કામદેવ, મદન, મન્મથ, અનંગ, સ્મર, રતિપતિ. ૩ આનંદ. ૪ હિત. ૫ અનુમતિ. ૬ મનોરથ. ૭ વિષય-વાસના.

**કામકાજ**, ન૦ નાનું મોટું કોઈ પણ કામ, ધંધો, રોજગાર, વેપાર, વ્યવસાય.

**કામકેલિ**, સ્ત્રી૦ [ सं. ] રતિરમત.

**કામક્રીડા**, સ્ત્રી૦ [ सं. ] રતિક્રીડન, સ્ત્રી પુરૂષનું કામ પ્રસંગથી રમવું તે.

**કામગરું**, વિ૦ કામવાળું, કામમાં મચ્યું રહેનાર, કામાળું.

**કામગીરી**, સ્ત્રી૦ ફરજ, ધર્મ, ૨ નોકરી ચાકરી, અમુક પદવી જગાને અંગે જે કંઈ કામ કરવાનું હોય તે. ૩ સત્તા, અધિકાર.

**કામચલાઉ**, વિ૦ સાધારણ રીતે કામ ચ-

**કામાર્થું**, વિ૰ કામકાજ કર્યા કરનાર, જેને ઘણું કામ હોય તે, ઉદ્યોગી.

**કામાવેશ**, પું૰ [સં. काम+आवेश.] કામનો જુસ્સો. વિષયાભિલાષની તલબ.

**કામાસન**, ન૰ [સં.] કામ દબાય એવું જે આસન=બેસવાની રીત તે.

**કામાસ્ત્ર**, ન૰ [સં. काम+अस्त्र.] કામનું ફેંકવાનું હથિઆર, બાણ.

**કામાંધ**, વિ૰ [સ. काम+अंध.] કામથી આંધળું, કામ વ્યાપવાથી સારાસાર વિચાર ગુમાવી બેઠેલ, કામમુગ્ધ. કામના વેગથી કર્તવ્ય શૂન્ય.

**કામિની**, સ્ત્રી૰ [સં.] સ્ત્રી, સુંદર સ્ત્રી, પ્રેમાળ સ્ત્રી, કામી સ્ત્રી. કામની. ઉ૰ × × સાડી રુડી સદનમાં, કામિની ન હોય તો કહો તેને શા કામની. ક. દ. ડા.

**કામી**, વિ૰ જેને કામની બહુ જ ઇચ્છા રહેતી હોય એવું, કામની ઉગ્ર ઇચ્છાવાળું, ઇશકના જોસ્સાવાળું, અતિ વિષયાભિલાષી.

**કામું**, ન૰ કામ, કાર્ય. ૨ વ્યાપાર, ક્રિયા. ઉ૰'સેવકને સંમાન કરીને સોપો કામું કૃષ્ણારામ. કામું કામાને શીખવે=કામ જ કામ કરનારને કામ કરતાં શીખવે છે, અર્થાત્ અનુભવથી જ માણસને આવડે છે.

**કામુક**, વિ૰ [સં.] ઇચ્છા રાખનાર, કામ ભાવનાવાળું. ૨ કામી, વિષયી, લંપટ, અભીક.

**કામુકા**, સ્ત્રી૰ [સ.] વિષયી સ્ત્રી, જેનામાં બહુ કામ હોય એવી સ્ત્રી, કામવતી. રસિકો, વિલાસિની.

**કામેચ્છુ**, વિ૰ [સ.] કામની ઇચ્છાવાળું, કામી.

**કામેટી**, સ્ત્રી૰ [અં૰ Committee.] તપાસ કરનારી મંડળી. ૨ પરીક્ષા, તપાસ.

**કામેશ્વર**, પું૰ [સં.] શિવ, શંકર, મહાદેવ.

**કામેશ્વરી**, સ્ત્રી૰ [સં.] પાર્વતી, દુર્ગા. દેવી. (શંકરે કામને બાળી મૂક્યો હતો તે જ્યારે શંકર પાર્વતીનો વિવાહ થયો ત્યારે તેને ફરીને જીવતો કર્યો તેથી પાર્વતી કામેશ્વરી કહેવાય છે.)

**કામો**, પું૰ કામ, મોટું કામ, પરાક્રમ, શુરાતનવાળું કામ. (કાઠિઆવાડ.)

**કામોદય**, પું૰ [સં.] કામનો ઉદય થવો તે, જુવાની, તારુણ્ય આવવું તે. ૨ કામ ઉત્પન્ન થવો તે.

**કામોરો**, પું૰ કામદાર (હાલાર.)

**કામ્ય**, વિ૰ [સં.] ઇચ્છાવાળું, જેમાં લાભની ઇચ્છા હોય એવું, બદલાની ઇચ્છાવાળું. સ્વર્ગાદિકની ઇચ્છા માટે જે દાન અપાય તે કામ્યદાન કહેવાય છે. ૨ કર્તવ્ય કર્મ. ૩ સુંદર, રૂપાળું, કમનીય.

**કામ્યકર્મ**, ન૰ [સં૰] ફળની ઇચ્છાવાળાં કર્મો તે.

**કામ્યતા**, સ્ત્રી૰ [સં.] સુંદરતા, મનોહરતા.

**કામ્યશ્રાદ્ધ**, [સં.] જેમાં અમુક ઇચ્છાફળ રહેલું હોય એવું જે શ્રાદ્ધ તે.

**કાય**, સ્ત્રી૰ કાયા, શરીર, કલેવર.

**કાયકષ્ટ**, ન૰ દેહનું દુઃખ, શરીરની પીડા. ૨ દેહને તપ વ્રત વગેરેથી દમવો તે. ૩ શારીરિક શ્રમ, મહેનત, આયાસ.

**કાયચિકિત્સા**, સ્ત્રી૰ શરીરની તપાસ કરવી તે, શરીરના રોગ મટાડવાની જે પરીક્ષાને સારવાર તે.

**કાયટીઓ**, પું૰ અગિઆરમું સરાવનારો બ્રાહ્મણ.

**કાયટું**, ન૰ [સં. कायट=અગિઆરમાનું શ્રાદ્ધ.] અગિઆરમાનું શ્રાદ્ધ. (બારમાનો પિંડ વહેરાય ત્યાં લગી મરનારનાં સગાંને સૂતક રહે છે તેથી શુદ્ધ બ્રાહ્મણો તેમનું અન્ન ખાતા નથી, તેમ ક્રિયા પણ કરાવતા નથી. એ ક્રિયા નિમિત્તે જે શ્રાદ્ધ, અન્નદાન બલિ વગેરે તે કાયટું.) ૨ અગિઆરમાની શ્રાદ્ધ બ્રહ્મભોજન ઇત્યાદિ ક્રિયાઓ તે. ઉ૰ ' કંથનું કરવા કાયટું, આપ્યા પાનાં ઝેર. શામળ.

**કાયદાસર**, વિ० કાયદા પ્રમાણે હોય તેવું, કાયદાને અનુસરતું.

**કાયદેસર**, અ० કાયદાની રીતે, કાયદા પ્રમાણે.

**કાયદો**, પું० કોઇપણ જાતનો વ્યવહાર સારી રીતે ચલાવવાને માટે કરેલા નિયમો તે, ધારો, કાનુન, શાસ્ત્ર, આજ્ઞા, હુકમ. ૨ ઘોડાના ચોકડા સાથે સંબંધ-રાખતી દોરી, જે તેનું મોં ઉંચું રહેવા માટે ડોકની હાંસડીના આંકડામાં ભરવવામાં આવે છે તે.

**કાયનાત**, સ્ત્રી० [અ.] શક્તિ, બળ, સત્તા, વિસાત, માલ. સત્ત્વ, હીર, નૂર.

**કાયફળ**, ન० સોપારી જેવડું ઔષધિના કામમાં આવતું એક ફળ.

**કાયફળી**, સ્ત્રી० કાયફળનું ઝાડ.

**કાયમ**, વિ० [અા.] હમેશનું, નિત્ય, સ્થિર, હમેશ રહે–ચાલે–તેવું, ટકી રહે એવું, બહાલ, ખસે-ફરે નહિ એવું, મંજુર, મુકરર. ક્રિ० પ્ર० કાયમ=કરવું=બહાલ કરવું, નક્કી કરવું, મુકરર કરવું. કાયમ રાખવું=જેમ હોય તેમનું તેમ રાખવું, જેવું રજુ કર્યું હોય તેવુંને તેવુંજ મંજુર રાખવું. ૨ રહેવા દેવું, ફેરવવું નહિ તે.

**કાયમ-ખરડો**, પું० જેમાં ખેતરનું નામ, માપ, દર, ઝાડ, ખેડુતનું નામ વગેરે તપસીલ લખેલી હોય તેવી તલાટીની એક નોંધપોથી, કાયમની વિગતવાળું લખાણ.

**કાયમદાયમ**, વિ० હમેશનું, નિત્યનું.

**કાયર**, વિ० [अ. कायल. (स. कातर.)] થાકી અથવા કંટાળી ગએલું, હેરાન. કામથી, શ્રમથી કે ખટપટથી હારી જાય, ત્રાસ પામે એવું. ૨ નાહિમ્મત, હીચકારું, ડરકણ, અથર. ઉ० શૂર હોય તે રણે ચઢે ને નહિ કાયરનું કામ. ક્રિ० પ્ર० કાયરકરવું=હેરાન કરવું, કંટાળો આપવો, થકવવું, મહેનત આપવી. ચીડવવું.

**કાયરતા**, સ્ત્રી० હીચકારાપણું, અક્ષમતા, નિર્બળતા, કાયરપણું.

**કાયરપણું**, ન० હીચકારાપણું. જુઓ ઉપલો શબ્દ.

**કાયરું**, જુઓ કાયર.

**કાય-રોગ**, પું० દેહરોગ, શારીરિક વ્યાધિ. ઉ० પરનારી પ્યાળી સમી, કાયરોગ કરનાર. શામળ.

**કાયલી**, વિ० રોગથી કાયર થઇ ગએલું, માંદું, આજારી, બિમાર, સહેજસાજ માંદું અને નિર્બળ થઈ ગએલું હોય એવું, અનારોગ્ય.

**કાયસ્થ**, પું० હિંદુઓની એક જાતિ, નાત. ૨ લહીઆનું, કારકુનીનું કામ કરનારી એક નાત.

**કાયા**, સ્ત્રી० [સં.] શરીર, દેહ, તન. ઉ० કુંભ કાચો કાયા જાવરી, જોઇને કરજે જતંન. ૨ જનનેંદ્રિય. ક્રિ० પ્ર०-રાખવી=શરીર સંભાળવું, કામકાજ અને મહેનત કરતાં શરીરને સંભાળવું. કહે० માયાને ભય છે કંઇ કાયાને ભય છે=ધનદોલતને ચોરનો કે બીજો ભય રહે છે, કાયા-નકરા શરીરને કંઇપણ ભય નથી, અર્થાત્ દેહ નિર્ભય છે, માત્ર તેને માયા લાગેલી હોય તો તે હરાઇ જવાનો ભય રહે છે.

**કાયાકષ્ટ**, ન० [સં.] દેહકષ્ટ, શરીરને કષ્ટવું તે.

**કાયાકષ્ટી**, સ્ત્રી० શરીરને કષ્ટ આપવું તે, વ્રત, તપ, ઇત્યાદિક. ૨ પીડા.

**કાયાકુટી**, સ્ત્રી० એક જાતની વનસ્પતિ. કાયાકુટીનું તેલ=શરીરમાં થતા કળતર ઉપર ચોળવાનું કાયાકુટીમાંથી બનાવેલું તેલ.

**કાયિક**, વિ० [સં.] શારીરિક, શરીર સંબંધી, દૈહિક. કાયિક, વાચિક અને માનસિક એમ બોલાય છે.

**કાર**, અ० કર્તૃત્વ વાચક પ્રત્યયઃ-ચિત્રકાર, ગ્રંથકાર. ૨ અક્ષર ઉચ્ચાર વાચક પ્રત્યયઃ-કકાર, મકાર, શકાર. ૩ 'પણું' દેખાડનાર પ્રત્યયઃ- અહંકાર, અંધકાર, રણકાર. ૪ પું० ઉદમ, ઉદ્યોગ, ધંધોઃ-ઉ० વહેવાર નહિ તો શો વેપાર, ને કમાઇ નહિ તો શાનો કાર. શામળ. ૫ સાખ,

આદ, આબરૂ:-ઉ૦ આવતાં રખે વાર લગાડો, પટશે વેપારીમાં કાર. શામળ. ૪ માન, પ્રતિષ્ઠા, આબરૂ:-ઉ૦ કારં તકરાર કરી યુદ્ધમાં મેળવો, મેળવો ભૂમિમાં ભવ્ય સાચી. કાવ્યકૌસ્તુભ. ૫ ભાર, બોજ, વજન:-ઉ૦ એનો કાર પડવાનો નથી. ૬ નિશ્ચય. ૭ યત્ન. ૮ ક્રિયા. ૯ સંબંધ. ૧૦ ફેરફાર. ૧૧ ભોઇ, પાલખી ઉંચકનાર.

**કારક,** પું૦ [ सं. ] ક્રિયા પ્રયોજક. (વ્યાકરણમાં.) વિભક્તિઓના જુદા જુદા અર્થ બતાવનાર. (છઠ્ઠી સિવાય બીજી બધી વિભક્તિઓના અર્થ તે બતાવે છે):-કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ દર્શક પ્રત્યય. ૨ કરનાર:-સુખકારક, ગુણકારક.

**કારકિર્દી,** સ્ત્રી૦ [ फा. कार+करदेगी. ] જ્યાં સુધી જેનો કારભાર ચાલુ હોય ત્યાં સુધીનો તેનો જેટલો કાર્ય કરનાર તરીકેનો વખત તે, અમલ, કારભારનો કાળ, કારભારીપણું, અમલનો વખત. ૨ અમલ દરમિયાન ચલાવેલું જે કામકાજ તે, વહીવટ.

**કારકુન,** પું૦ [ फा. कार+कर्दन. ] લખવાનું કામકાજ કરનારો નોકર, દફતર-હિસાબ અને કાગળપત્તર લખવા વાંચવાનું કામ કરનાર, મહેતો, ગુમાસ્તો.

**કારકુની,** સ્ત્રી૦ [ फा. ] કારકુનપણું, મહેતાગીરી, ગુમાસ્તી, કારકુનનું, લખવાનું તથા હિસાબ વગેરેનું કામકાજ કરવું તે. ૨ લહીઆપણું, લેખન ચતુરાઇ. ૩ લુચ્ચાઇ, પક્કાઇ, દાવપેચ રમવાની જે આવડત તે.

**કારખત,** સ્ત્રી૦ મહેનત, તસ્દી, શ્રમ.

**કારખાનું,** ન૦ [ फा. કારખાને. ] જેમાં મોટું હુન્નરકળાનું કામકાજ ચાલતું હોય તે જગા, મકાન. (ગોદી, ટંકશાળ, મીલ વગેરે.) ૨ કોઇપણ મોટા હુન્નરી કામકાજનું ખાતું. ઘણા માણસોથી ચલાવવામાં આવતું મોટું કામ. મોટા પાયાપર કોઇપણ વસ્તુ કરવા-બનાવવાનું ખાતું. સુતરનું કારખાનું; કાગળ બનાવવાનું કારખાનું. અમુક કામકાજ કરવાનું ખાતું અથવા ઠેકાણું.

**કારગત,** સ્ત્રી૦ કામ, અર્થ. ૨ ચલણ. ૩ શક્તિ. કૈવત. ૪ અસર. (અસરકારક થવાપણું. કામમાં આવવાપણું.)

**કારચણી,** (કારચોબી.) સ્ત્રી૦ રેશમ ઉપરનું જરીનું ભરત, સોનેરી રૂપેરી ભરતકામ. સુખડ ઉપર કરેલી કોતરણી.

**કારજકારી,** વિ૦ [ सं. कार्य+कार. ] કાર્ય કરનાર, કામ કરી આપનાર. ૨ ગુણકારી, ઉપકાર કરનાર, પરોપકારી.

**કારડો,** પું૦ [ सं. केदार ] પાણી ભરાઇ રહે એવું ખેતર, ક્યારડો. ૨ કરવડો:-કરમાં આપ્યો કારડો.

**કારણ,** ન૦ [ सं. ] જેથી કાર્યની ઉત્પત્તિ, કામની પ્રવૃત્તિ થાય તે અસલ વાત, વસ્તુ વિશેષ હેતુ, બીજ, મૂલ. ૨ આધાર, પાયો; ઉદ્દેશ, અર્થ, મતલબ. ૩ અગત્ય, ગરજ, જરૂર. (કોઇપણ વસ્તુનું મૂળ તે તેનું કારણ કહેવાય છે. વિચારકોએ કારણના ત્રણ ભાગ પાડેલા છે: ૧ સમવાયી કારણ. ૨ અસમવાયી કારણ અને નિમિત્ત કારણ. ૪ સબબ. ઉ૦ રાજ્ય સુનું દેખી નળનું. નારદજી એમ પુછે, પટરાણી દીસતી નથી તે, કહોને કારણ શું છે. ૫ ભૂતપ્રેત, મુંઠ, વશીકરણ ઇત્યાદિ તાંત્રિક વ્યથા. અ૦ કેમકે, એટલા વાસ્તે, અર્થે, લીધે, માટે.

**કારણ-અવતાર,** પું૦ [ सं. ] અમુક કાર્ય કરવાને ઇશ્વર જે અવતાર લે છે તે.

**કારણકે,** અ૦ કેમકે, કાંજે, તેથી, વાસ્તે.

**કારણતા,** સ્ત્રી૦ [ सं. ] કારણપણું, હેતુતા, મૂળપણું, બીજપણું.

**કારણદેહ,** પુ૦ [ सं. ] કર્મક્ષયને કારણે બંધાએલો જે સ્થૂલપિંડ કાયા તે. હું સ્થૂલદેહથી ભિન્ન છું, એવું જાણવા છતાં પણ પોતે કોણ છે તે ભૂલી ગએલો અવિદ્યાવેષ્ટિતજીવ. ૨ માયિક સ્વરૂપ.

**કારણભૂત,** વિ૦ [ सं. ] કારણરૂપ થઇ પડવું તે, કારણરૂપ, પ્રયોજક, સહકારી, સાધનભૂત. સાધક, કારક.

કારણવાદી, વિ૰ [ સં. ] કારણને લઈ વાદ કરનાર, મૂળ વસ્તુ ઉપર તકરાર ચલાવનાર, પૂર્વપક્ષી, ફરિઆદી, વાદી.

કારણ શરીર, ન૰ [ સં. ] કારણવાળો જીવ, (આ શરીર મારું છે અને હું આ શરીરરૂપ છું, એમ માનનારો માયા—અજ્ઞાનથી વીંટાએલો જીવ.) લિંગદેહ, સૂક્ષ્મ શરીર. ૨ અમુક કાર્યને માટેજ જેણે શરીર ધારણ કરેલું હોય એવો આત્મા, માયાવી દેહ.

કારણ-સર, અ૰ મતલબસર, સબબે, કામને માટે-અર્થે, લીધે, મતલબે, જરૂરસર.

કારણી, વિ૰ [ સં. कारिणी. ] કરનારી, બનાવનારી, યોજનારી. ઉ૰ કલ્પના માત્રની કારણી. નિષ્કુલાનંદ.

કારણોત્તર, પું૰ [ સં. कारण+उत्तर. ] કારણનો જે ઉત્તર તે, પ્રત્યુત્તર, જવાબ.

કારતક, પું૰ [ સં. कार्त्तिक. ] વિક્રમ સંવતનો પહેલો મહીનો. જુઓ કાર્તિક. કારતક સ્નાન=આસો સુદિ ૧૧ થી તે કારતક સુદિ ૧૧ સુધી સવારના પહોરમાં કૃત્તિકા નક્ષત્ર અસ્ત થાય તેની પહેલાં નદીમાં કે જળાશયમાં સ્નાન કરવાનું એક વ્રત.

કારતકી, વિ૰ કારતક સંબંધી, કારતકને લગતું, કારતકનું. કારતકી પુનમ=કાર્તિક મહીનાની પૂર્ણિમા.

કારતુસ, પું૰ [અં. cartridge] કલાઇ, ચામડું અથવા કાગળની દારૂ ભરેલી કોથળી, દારૂની ટોટી. (વારંવાર બંદુકની નળીમાં દારૂ ભરવો, કુચા નાખવા અને ગોળી મૂકવી તે લડાઇના વખતમાં પાલવે નહિ માટે જોઇતો દારૂ અને ગોળી વગેરે સાથે તૈયાર કરેલો ફટાકડો, ટોટો, ટોટી.

કારદાન, ન૰ [ फा. કાર+દાસ્તન્. ] હીકમત, યુક્તિ, તદબીર. ૨ યોજના, કળા, રચના. ઉ૰ એસા અચ્છા એસા બુરા, ક્યા કરના કારદાન. નિરાંતભક્ત.

કારભાર, પું૰ [ फा. ] વ્યવસ્થાનું કામ, વહીવટ, અમલ, કારકિર્દી. એકાદ મોટા કામની વ્યવસ્થા કરવાનો જે વ્યવસાય તે, ખટપટી—જંજાળી કામ, રાજકારભાર, લગનનો કારભાર.

કારભારણ, સ્ત્રી૰ કારભાર કરનારી સ્ત્રી. કારભારીની સ્ત્રી.

કારભારું, ન૰ કારભારીનું કામ તે, કારભાર કરવો તે, કારભારીની જે દરમિયાનગીરી તે, કારકિર્દી, અમલ બજવણી.

કારમું, વિ૰ [સં. कारण+रूप.] જેનું સત્વરૂપ સમજાતું ન હોય એવું, રૂપ ગુણથી ચમત્કારિક, અદ્‌ભુત, અજબ, નવાઈ જેવું. [कामरूप] અચંબો ઉપજાવે એવું, સુંદર, રૂપાળું, લોકોત્તર, દૈવી. ૨ ભય ઉપજાવે એવું, ભયંકર, બિહામણું :-કારમો ઘા.

કારમોક, અ૰ અચાનક, એકદમ.

કાર-વહેવાર, પું૰ [ कार्य+व्यवहार. ] કામ કાજ તેમ જ રીતભાત. (જેનાં કામ તેમ જ જેનો વહેવાર સારાં હોય તેનો 'કારવહેવાર' સારો કહેવાય, ને નઠારાં હોય તેનો 'કારવહેવાર' નઠારો કહેવાય.) આબરૂ, પ્રતિષ્ઠા.

કારવ, પું૰ [ સં. ] કાગડો, વાયસ, કાગ.

કારવા, પુ૰ [ સં. कार्य+व्यवहार. ] પ્રતિષ્ઠા છાપ, સાખ.

કારવી, સ્ત્રી૰ [ સં. ] કાગડી. ૨ અશ્વગંધા. ૩ મેથી.

કારવો, પું૰ [ સ. कहार. ] એક તરેહનો ફેરબો, ફેરબાનો નાચ, ફેરબા વખતે ગાવાનો રાગ.

કારસાજી, સ્ત્રી૰ [ સં. कार+साज. ] મુડી, અવેજ, અનામત. પંત્યાળામાં અણીના વખત માટે જે અનામત રકમ જુદી રાખવામાં આવે છે તે.

કારસી, સ્ત્રી૰ મોટો જોખ, મોટો કાંટો, કંપાણ. કપાસ લાકડાં વગેરે જોખવાનું લોઢાનું વજન, કરસુ.

કારસીઓ, પું૰ હિંચકાની સાંકળ ભરવાનો પાટડીએ મારેલો આંકડો, કડું.

**કારસો,** પું૰ પેત, પ્રબંધ. ૨ યુક્તિ, તદબીર. ૩ ઉઠાવ, મનસુબો.

**કારસ્તાન,** ન૰ [ फा. कार+दस्तान्. ] એવું તોફાન-ધાંધલ, કે જેનો કર્તા જાહેર થએલો હોય નહિ. બીજાઓને ચઢાવી ફુલાવીને ઉભો કરેલો પ્રપંચ, ફંદ, તોફાન, મસ્તી, લુચ્ચાઇનું કામ, તરકટ.

**કારસ્તાની,** વિ૰ કારસ્તાન કરનાર, પ્રપંચી, તરકટી. ૨ તોફાની.

**કારંજ,** પું૰ ફુવારો, ફુવારાવાળો બાગ.

**કારંજો,** પું૰ [फा.] જુઓ ફુવારો, કારંજ.

**કારંડવ,** ન૰ [ सं. ] એક જાતનું જળચર પંખી, બતક.

**કારંડવ્યૂહ,** પું૰ [ सं. ] બુદ્ધધર્મનો સાધુ. ૨ કારંડવના આકારની-ઘાટની સૈન્ય રચના.

**કારા-ખડીઓ,** પું૰ અશુભ ખબર લઇ જનાર, કાળોતરીઓ. ૨ સ્ત્રી૰ કરાખીઓ, સીવેલાં કાપડામાં જે કાપલી બગલમાં આવે છે તે.

**કારાગાર,** ન૰ [ सं. कारा+आगार. ] બંદીખાનું, કેદખાનું, તુરંગ, બધનગૃહ.

**કારાગૃહ,** ન૰ [ सं. ] બંદીખાનું, તુરંગ, કેદખાનું.

**કારાપારા,** પું૰ (બ. વ.) ધારીને-બુદ્ધિ પુરઃસર કોઇના કામમાં દોષ કાઢવો તે, ખોટું બોલવું, વાંધા કાઢવા તે. ૨ ચુંથાચુંથ, સાચાં-જુઠાં, ચુંથણાં.

**કારિકા,** સ્ત્રી૰ [सं.] જેમાં સમજણ આપી ખુલાસો કર્યો હોય એવું ગદ્ય કે પદ્યમય ટીકાનું લખાણ, ટીકા, વિવરણ. ૨ ટુંકામાં બહુ અર્થ દેખાનારું લખાણ.

**કારિપેરી,** સ્ત્રી૰ બેબોલી, બોલવું કંઈ અને કરવું કંઈ એવી જે વર્તણુક તે.

**કારી,** વિ૰ [ सं. कृ. કરવું ઉપરથી. ] કરનારું, કરે એવું, આવો અર્થદર્શક પ્રત્યય. :-ગુણકારી, અવગુણકારી. [फा.] ઉંડું, જબરું, પ્રાણઘાતક. :-કારી જખમ ૨ જુવાન, અગત્યનું હોય એવું. :-કારીનું મરણ. ( ત્રાસદાયક, દારુણ. )

**કારીગર,** પું૰ [ फा. ] શિલ્પ કામ કરનાર, કારીગરીનો ધંધો કરનાર. ૨ હુન્નરી, કળાવાન, કસબી. કર્મકાર, શિલ્પી, શિલ્પકાર. સારું ઝીણું અને નાજુક કળાઓનું કામ કરનાર, લુહાર, સુતાર, હજામ વગેરે.

**કારીગરી,** સ્ત્રી૰ કારીગરનું જે કામ તે, કળાનું-નાજુક ને સુંદર કામ તે, કરામત, કળા, કસબ, ચતુરાઇ, ઉસ્તાદી. હુન્નરી હેરત ઉપજાવે એવું હીકમતથી કરેલું કામ તે.

**કારીપારી,** સ્ત્રી૰ વાંધા વચકા પાડવા, સારું ખોટું કહીને દોષ કાઢવા કે સાચાં જુઠાં કરી લડાઇ કરાવવી વગેરે દુર્વર્તન તે.

**કારુ,** ન૰ ભટકતી અને હલકી કારીગરીનાં કામ ઉપર આજીવિકા ચલાવનારી એક જાત. :-નારુકારુ એમ કહેવાય છે.

**કારુણિક,** વિ૰ [ सं. ] દયાળુ, કરુણાવાળું. ૨ કરુણા ભરેલું, જેમાંથી કરુણા ઉત્પન્ન થાય એવું, ઓતપ્રોત કરુણાથી ભરેલું. ૩ દયાજનક.

**કારુણિકતા,** સ્ત્રી૰ [ सं. ] કરુણા, દયા.

**કારુણ્ય,** ન૰ [ सं. ] કરુણાનો જે ભાવ તે, કરુણા, દયા. કોઇને દુઃખી જોઈ કિંવા સાંભળીને મનમાં દયાભરી માયાળુ લાગણીની જે અસર ઉત્પન્ન થાય છે તે.

**કારે,** જુઓ ક્યારે.

**કારેલી,** સ્ત્રી૰ જેને કારેલાં થાય છે તે વેલ, એક જાતનો શાકનો વેલો.

**કારેલું,** ન૰ (બ. વ. વપરાય છે. :-કારેલાં) એક જાતનું કડવાટવાળું શાકનું ફળ. ૨ લિંગ, તુચ્છવસ્તુ. ( તિરસ્કારમાં. )

**કારોબાર,** જુઓ કારભાર.

**કારોબારી-મંડળ-ળી,** સ્ત્રી૰ વ્યવસ્થાપક સભા. ૨ અમલ ચલાવનારા મંત્રીઓની ટોળી.

**કાર્ડ,** ન૰ [ अं. Card. ] પત્તું, પાન, પત્ર. ૨ જાડા કાગળનો કકડો. ૩ ૨ પિંજવાનું યંત્ર.

**કાર્ડર,** પું૰ ૨ પિંજનાર, પિંજારો. ૨ પત્તાં ખેલનાર.

**કાર્તવીર્ય,** પું○ [ સં. ] સહસ્રાર્જુન, ભૃગુની કામધેનુનું હરણ કરવાથી પરશુરામને હાથે માર્યો ગએલો એક શિવભક્ત રાજા.

**કાર્તાંતિક,** પું○ [ સં. ] જોશી, જ્યોતિષ્યનો ધંધો કરનાર, જ્યોતિષી.

**કાર્ત્તિક,** પું○ [સં.] કૃતિકા નક્ષત્રયુક્ત પૂર્ણિમા જેમાં હોય તે મહીનો, વિક્રમ સંવતનો પહેલો માસ.

**કાર્ત્તિકેય,** પું○ [ સં. ] શિવ પાર્વતીનો પુત્ર, ષડાનન, કાર્ત્તિકસ્વામી. કાર્ત્તિકેય, એ મહા બલવાન અને સદા બ્રહ્મચારી હતા તેથી લડાઇના દેવ ગણાય છે.

**કાર્પટ,** ન○ [સં.] કબાટ. ૨ કાપલો, જિર્ણ વસ્ત્ર. વિ○ કંગાલ, દીન, ગરીબ.

**કાર્પટિક,** પું○ [ સં. ] સાધુ, યાત્રાળુ, તીર્થ વાસી. કંગાલ, ચિંથરે હાલ.

**કાર્પણ્ય,** ન○ [સં.] કૃપણતા,દૈન્ય, કંગાલપણું.

**કાર્પાસ,** પું○ [ સં. ] કપાસ, રૂ. ૨ રૂનું વસ્ત્ર.

**કાર્પાસી,** સ્રી○ [ સં. ] કપાસ. ૨ કપાસનો છોડ.

**કાર્બન,** પું○ [અં.] શુદ્ધ કોયલો, રસાયન શાસ્ત્ર પ્રમાણે બળી બળીને રહેલું તત્ત્વ, મેશ. ( હીરામાં શુદ્ધ કાર્બન હોય છે. )

**કાર્બોનિક,** વિ○ [અં.] કાર્બનનું, :-કાર્બોનિક એસીડ.

**કાર્મુક,** ન○ [ સં. ] ધનુષ્ય, ચાપ, કોદંડ. ૨ વાંસ, વંશ, સરકટ, કીચક.

**કાર્ય,** ન○ [ સં. ] જે કંઇ કરવા જેવું તે, કામ, જે અવશ્ય કરવાનું હોય તે. કાજ, વ્યાપાર. કરણીય કર્તવ્ય. હેતુ, પ્રયોજન (ન્યાયમાં) ઉદ્દેશ, નિમિત્ત.

**કાર્ય-કારણ,** ન○ [ સં. ] કાર્યનું જે મૂળ તે, અમુક ક્રિયાનું જે ઉદ્દેશ તત્ત્વ તે. ૨ નૈમિત્તિક હેતુ, આશય.

**કાર્યકુશળ,** વિ○ [ સં. ] કાર્ય કરવામાં હોશિઆર, કારીગર, કામનો જાણ; માહીતગાર; કર્મઠ. કાર્યનિપુણ

**કાર્યક્રમ,** પું○ [ સં. ] કાર્ય કરવાની જે અનુક્રમવાર ગોઠવણ તે, એક પછી એક કામ કરવાની રચના, યાદી.

**કાર્યભાર,** પું○ કારભાર, વહીવટ, વ્યવસ્થા, કારોબાર, અમલ ચલાવવો તે, અમુક કાર્યને વ્યવસ્થિત રીતે ચલાવવું તે.

**કાર્યશક્તિ,** સ્રી○ [ સં. ] કામ કરવાની શક્તિ, કાર્યબળ, સામર્થ્ય.

**કાર્ય-સાધક,** વિ○ [ સં. ] કામ કરી લેનાર.

**કાર્યસિદ્ધિ,** સ્રી○ [ સં. ] કાર્યસફળતા, ધારેલા કામનું સફળ થવું તે, વિજય, ફતેહ.

**કાલ,** પું○ [ સ. ] સમય, વખત, વેળા. ૨ મૃત્યુ, નાશ, અંત, છેડો. ૩ મોસમ, ઋતુ.

**કાલ-(લ્ય),** સ્રી○ જે દિવસે વાત કરતા હોઇએ તેની પહેલાંનો અથવા પછીનો દિવસ તે. :-આવતી કાલ, ગઇ કાલ. ૨ હમણાં, થોડા વખત ઉપર, અચિર. ઉ○ કાલે સવારે પરણાવી લાવી, નહોતું જાણ્યું તું ઉકીશ આવી. ભા. ના.

**કાલકલાઇ,** સ્રી○ નાનપણુ, બચપણુ, બાલ્ય શૈશવ, કિશોરાવસ્થા.

**કાલકૂટ,** ન○ [ સં. ] સ્થાવર વિષનો એક ભેદ, ખનીજ ઝેર. કારસ્કર નામના વૃક્ષના ગુંદરનું ઝેર. અફીણ ઉ○ કાલકૂટ ત્રણ શેર, ઉપર એક મોટા બકર. પ્ર. રા. બહુજ કારી ઝેર, હલાહલ.

**કાલ-ક્રમણ,** ન○ [ સં. ] વખત કાઢવો તે, કાળને વીતવવો તે, ૨ સબાટ.

**કાલ-ખંડ** પું○ [ સં. ] યકૃત, જમણા પાસામાં રહેલો એક માંસલ અવયવ.

**કાલ-ચક્ર,** ન○ [ સં. ] કાળરૂપી ચક્ર તે, મોટી આફત.

**કાલજ્ઞ,** વિ○ [સં.] કાળને જાણનાર, જોશી. ૨ વખત જોઇ વિચારીને કામ કરનાર.

**કાલ-ધર્મ,** પુ○ [સં.] મૃત્યુ, અવસાન, અંત. ૨ સમય પ્રમાણે થવું તે, સમય સ્વભાવ. ૩ ઋતુ, મોસમ.

**કાલનેમિ-(મી),** પું○ [ સં. ] હિરણ્યક-

શિપુનો પુત્ર. એક મોટા દેસ રાજા. રાવણનો મામો.

**કાલબુટ,** ન૦ જોડાની અંદર ઠોકવાનું જોડાના અથવા પગના આકારનું જોડાના નમુનાનું લાકડું, સાંચો, ઘાટ, બીબું. ૩ મૂળ, પાયો, ઓઠું.

**કાલવવું,** ક્રિ૦ સ૦ [ સં. कल् ] પ્રવાહી સ્નિગ્ધ દ્રાવણમાં બીજા કોઈ પણ ચૂર્ણદ્રવ્યને ઘુંટીને મેળવી દેવું, ભેળવવું, ઘુંટવું, એકતાર. કરી નાખવું.

**કાલાગુરુ,** ન૦ [સં.] કાળું અગર, કૃષ્ણાગુરુ.

**કાલાગ્નિ,** પું૦ [ સં. ] કાળનો જે મહાઅગ્નિ તે, પ્રલયાગ્નિ, નાશકારક-સંહારક અગ્નિ, યુગાગ્નિ.

**કાલાવાલા,** પું૦ ( બ. વ. ) આજીજી કરવી તે, વિનવણી, પ્રાર્થના, કરગરવું તે, બહુજ દૈન્ય દેખાડી અરજ ગુજારવી તે, આગ્રહપૂર્વક અતિ નમ્રપણે પ્રાર્થના કર્યા કરવી તે. ઉ૦ કરું ક્યારની હું કાલાવાલા, ઊઠો ઊઠો હવે મારા વ્હાલા.

**કાલાષ્ટમી,** સ્ત્રી૦ [ સં. काल+अष्टमी. ] વદિ આઠમ, કાળી રાતની કૃષ્ણપક્ષની આઠમ.

**કાલાં,** ન૦ ( બ. વ. ) કપાસનાં ડોડવાં, સુકાઇ જવાથી ફાટી ગએલા કપાસનાં જીંડવાં. ત્રણ અથવા તેથી વધારે ફાડિયાંનું કપાસનું એક જીંડવું બને છે અને જ્યારે તે પરિપકવ થાય છે ત્યારે રૂના સુકાવાથી જેમ ફૂલ ખીલે તેમ તે ફાટીને રૂના ગુચ્છા બહાર નીકળે છે. આ ખીલીને ફાટેલાં જીંડવાંને કાલાં કહેવામાં આવે છે. એમાંથી કપાસ સાથે રૂ નીકળે છે.

**કાલિક,** વિ૦ [સં.] સમય સંબંધી, વખતને લગતું, મોસમનું, યથાકાળ, વારનું, વેળાનું.

**કાલિકા,** સ્ત્રી૦ [ સ. ] મેઘ ઘટા. ૨ દુર્ગાદેવી, અંબિકા.

**કાલિદાસ,** પું૦ [ સં. ] સંસ્કૃત સાહિત્યનો બહુ જાણીતો એક મહા કવિ, રઘુકાર. ૧ ઋતુ સંહાર, ( ખંડકાવ્ય. ) ૨ રઘુવંશ. ૩ કુમારસંભવ (મહાકાવ્યો). ૪ મેઘદૂત. (ખંડકાવ્ય). ૫ શાકુંતલ. ૬ માલવિકાગ્નિ મિત્ર. ૭ વિક્રમોર્વશીય (નાટકો) વગેરેનો કર્તા.

**કાલિમા,** સ્ત્રી૦ [ સં. ] કાળાપણું, કાળાશ, કાળપ. ૨ અંધારું. ૩ લાંછન, કાળાટીલી. ૪ છાયા, ઝાંખ.

**કાલિંગડું,** તડબુચ, ખડબુચ.

**કાલિંગડો,** પું૦ એક જાતનો રાગ.

**કાલિંગી,** સ્ત્રી૦ [સં.] એક વેલ. ૨ મોટી કાકડી. વિ૦ કલિંગ દેશનું.

**કાલિંદી,** સ્ત્રી૦ [સં.] યમુના, જમના નદી.

**કાલીન,** વિ૦ [ સં. ] કાળનું, સમયનું.

**કાલીયક,** ન૦ [સં.] કાળી સુખડ, સીસમ. ૨ એક નાગ, નાગની એક જાત.

**કાલુ,** ન૦ કપાસનું ડીંડવું, છોડવું, કપાસની બી અને રૂવાળી કેરી. ( આ શબ્દ બહુ વચને વપરાય છે. કાલાં. )

**કાલું,** વિ૦ [ સં. कल=તોતળું. ] તોતળું, અસ્પષ્ટ, ધીરું, મધુરું અને ભાગ્યુંતૂટ્યું. ઉ૦ ચોટેથી ચિત્તમાં હરખાતો ચાલ્યો ચાલ્યો આવે, બાળક કાલું કાલું બોલી, બાપા કહી બોલાવે. ક૦ દ. ડા. ૨ અણુસમજુ ગાંડું, ઘેલું, સ્વાર્થમુગ્ધ, બાલીશ. ક્રિ૦ પ્ર૦ કાલાં કાઢવાં=બાળકની માફક લાડવું, અણુસમજુ હોય તેમ લાડવું, અરાવડાં કરવાં, લાડવું. ઘેલાં કાઢવાં, બાળકવેડા કરવા. ૩૦ પ્ર૦ કાલુઘેલું=આલિશ, અસ્પષ્ટ અને વળી બુદ્ધિ વગરનું હોય તેવું, ગાંડુંઘેલું. :—કાલાની કચ અને બહેરાનો ઝઘડો '=જેનો પારજ ન આવે એવું.

**કાલુ-માછલી,** સ્ત્રી૦ (Oyster) છીપમાં રહેનારી એક દરિઆઈ માછલી. આ માછલીના શરીરમાંથી એક જાતની રસી નીકળી છીપમાં તેનાં ટીપાં બાઝે છે અને એ ટીપાં જ્યારે ઠરી દાણો બંધાય ત્યારે મોતી કહેવાય છે. મોતી બનાવનારી માછલી. (કાલુ=દરિઆઈ ખડક. તેને વળગીને રહેનારી માછલી તે કાલુ માછલી.)

**કાલેરો,** પું૦ એક જાતનો ગાવાનો રાગ, કાલિંગડો રાગ.

**કાલ્પનિક**, વિ૦ [સં. कल्प्=ધારવું.] કલ્પેલું, કલ્પિત, ધારેલું, અનુમાનેલું, ઉદ્ભાવેલું, બનાવટી, કલ્પનાથી ઉત્પન્ન કરેલ, તર્કથી ઉપજાવી કાઢેલું. કૃત્રિમ, અસત્ય, ઐન્દ્રજાલિક. શોધક, કલ્પના કરનાર.

**કાવડ**, સ્ત્રી૦ ખાંધે બોજો ઉપાડવાને બનાવેલી તુલા. (વામ દોઢ વામની સ્થિતિસ્થાપક વાંસની લાકડીને બેઉ છેડે તાજવાં જેવાં સિંકા બાંધી તેમાં જે બોજો ભરવો કે મૂકવો હોય તે મૂકી વચ્ચેથી લાકડીને ખાંધે લેવામાં આવે છે. પાણીની ગાગરો વહેનારા, વાદીઓ, કેટલાક યાત્રાળુઓ અને બાવાઓ કાવડો રાખે છે.) પિતૃભક્ત શ્રવણે તેનાં આંધળાં માબાપને આવી કાવડમાં ઉચકી સર્વ તીર્થોની યાત્રા કરાવી હતી.

**કાવડીઓ**, પું૦ કાવડ ઉચકીને ફરનારો, કાવડ રાખી તેમાં ભાર વહેનારો. ૨ કાવડમાં દેવ રાખી ફરનારા બાવાઓની એક જાત. ૩ કાવડથી પાણી ભરવાનો ધંધો કરનારો.

**કાવડું**, વિ૦ ધૂર્ત, ઠગારું, ખળ, શઠ. ન૦ કાવડનું લાકડું, પણછ વગરનું કામઠું, ધનુષ્યનો છોલીને સ્થિતિસ્થાપક બનાવેલો વાંસ, કામઠું.

**કાવતરાખોર**, વિ૦ કાવતરું કરનાર, કપટી, પ્રપંચી, તરકટી, કાવતરાબાજ પણ કહેવાય છે. કાવતરાં કરવાનો જેનો સ્વભાવ હોય એવું.

**કાવતરું**, ન૦ કારસ્તાન, છળ, કપટ, પ્રપંચ, છુપી ગોઠવણ કરવી તે, દગો, હીકમત, તરકટ, ઠગાઇ, ઠગબાજી, ફરેબ. દગોફટકો.

**કાવરી**, સ્ત્રી૦ કાચની બંગડી.

**કાવરું**, વિ૦ (કાયર) ગભરુ, ભયભીત, ચોંકેલું, આકુળવ્યાકુળ, ગભરાએલું, બીનેલું, બાવરું, બહેબાકળું, આવરુંબાવરું, હાંફળુંફાંફળું.

**કાવલું**, વિ૦ નાજુક, કુમળું. ૨ તકલેદી, રૂપાળું,-શોભીતું, પણ એવું જાવળું કે સહેજ ભાગી ફીટી જાય એવું. કકરું, ભાગી જાય એવું, ભળકાદાર, જાવળું.

**કાવળ**, ન૦ કપટ, છળ, પ્રપંચ. ૨ કૂડ.

**કાવળી**, સ્ત્રી૦ મેલનું આચ્છાદન, ફુગ, પાણી અથવા બીજા કોઇ પદાર્થ ઉપર તેના જ વિકારનું જે પાતળું પડ બંધાય છે તે. ૨ બંગડી.

**કાવરા**, અ૦ કશું પણ નહિ, લગારે નહિ. (કોઇને કંઇ મળ્યું ! (ઉત્તર) કાવરા-કંઇ પણ નહિ.) ૨ પોકળ, ખાલી-આકાશ. (કોઈપણ વસ્તુ ઉપર.) ૩ પાધર, ખાલીખમ, તળીઆઝાટક.

**કાવાં**, ન૦ (બ. વ.) છાપરા ઉપર નળિયાંની જે અકેકી ઓળ તે.

**કાવાદાની**, સ્ત્રી૦ [અ. કહ્વા=કોફી+દાન =પાત્ર.] ચા, કોફી-બુન વગેરેનો કાવો કરવાનું વાસણ, કિટલી, ચા-દાની.

**કાવેરી**, સ્ત્રી૦ દક્ષિણ હિંદુસ્તાનની એક મોટી નદી.

**કાવો**, પુ૦ કાઢો, ઉકાળો. ૨ બુનદાણાનો કાઢો, ચા. ૩ ઘોડાને ગોળ ચક્રમાં ફેરવવો તે, ઘોડાને કેળવવો, પલોટવો તે, ભ્રમણ. ઉ૦ કેટલાક ઘોડા કાવો ફર્યા કરતા હતા. કરણઘેલો. ૪ છળ, થાપ, પ્રપંચ, કાવાદાવા.

**કાવોદાવો**-(કાવાદાવા) પુ૦ (બ. વ.) પ્રપંચ, છળ, કારસ્તાન, ભ્રમ ઉપજાવવો-ભૂલ થાપ આપવી, આમતેમ સમજાવી છળ કરવું તે, દગો. ૨ નિમકહરામી, લુચ્ચાઇ. ૩ સ્વાર્થની બાજી ખેલવી તે, ઉધાંધતાં કરવાં તે. યુક્તિપ્રયુક્તિઓ ચલાવવી તે.

**કાવ્ય**, ન૦ [સં.] પિંગળ અને સાહિત્ય શાસ્ત્રને અનુસરતી રીતે બનાવેલું જે પદ્ય તે, કવિતા, રસિક પદબંધ, કવિતામાં મૂકેલી ઉત્કૃષ્ટ રસ, ભાવ, અલંકાર વગેરે ગુણોથી યુક્ત વાણી. ઉ૦ કાવ્ય કળા કવિ પાસ કરાવો, ધીર જુગેજુગ નામ ધરાવો. ક. દ. ડા. (સંસ્કૃતમાં કુમારસંભવ, રઘુવંશ, કિરાતાર્જુનીય, શિશુપાલવધ અને નૈષધ, એ પાંચ મુખ્ય કાવ્ય કહેવાય છે. કવિની કૃતિ તે કાવ્ય.)

**કાવ્ય-કળા,** સ્ત્રી૦ કવિતા કરવી તે, કવિતા કરવા-બનાવવાની કળા-યુક્તિ અથવા આવડ તે. ૨ કવિતામાં ચિત્રપ્રબંધ આદિક જે તરેહવાર રચના કરવી તે.

**કાવ્ય-ચોરી,** સ્ત્રી૦ બીજાના લખાણમાંથી અર્થ, ભાવ, શબ્દ, પદ વગેરે ચોરી પોતાને નામે ચઢાવી દેવું તે, નકલમચી, ઉતારો કરી લેવો તે.

**કાવ્યરચના,** સ્ત્રી૦ [ સં. ] કવિતા કરવી તે, કવિતાની જે બનાવટ તે, પદબંધ, કવિતા બનાવવી તે.

**કાવ્યરસિક,** વિ૦ [ સં. ] સહૃદય, કવિતાનો રસ વગેરે જાણનાર, કવિતાનું શોખીન.

**કાવ્યરૂપ,** વિ૦ કવિતામય, કાવ્યના જેવું, પદ્યરૂપ.

**કાવ્યવિદ્યા,** સ્ત્રી૦ [ સં. ] કવિતા બનાવવાની જે આવડ તે, સાહિત્યવિદ્યા, કવિતાકળા, કાવ્ય સંબંધી જે જ્ઞાન તે.

**કાવ્યશક્તિ,** સ્ત્રી૦ [સં.] કવિતા બનાવવાનું બળ પદબંધ કરવાની શક્તિ.

**કાવ્યશાસ્ત્ર,** ન૦ [ સં. ] જેમાં કાવ્યના ગુણદોષનું નિરૂપણ કરેલું હોય તે. (કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ, અલંકારચંદ્રિકા, રસમંજરી ઇત્યાદિ ગ્રંથો.) જેમાં કવિતા, તેના રસ, અલંકાર, ગુણ, દોષ વગેરેની મીમાંસા કરેલી હોય તે ગ્રંથ.

**કાશ,** પુ૦ [ સં. કુશ. ] એક જાતનું પાતળી સળીઓનું ઘાસ. ( કાશના પાતળા સાંઠા બરડ પણ ગળ્યા અને રસવાળા હોય છે. કાશને કેળવતાં શેલડી થએલી કહેવાય છે. ) ઉ૦ નાગ અમરાવતીનો વાસ, અમર ઈક્ષુ ને નળ તે તો કાશ. નળાખ્યાન.

**કાશ,** સ્ત્રી૦ પીડા, આડાખીલી, નડતર, કંટાળી તિરસ્કારથી પતાવવું તે. ૨ કંટક, આડ. ક્રિ૦ પ્ર૦ કાશ કાઢવી=પીડા પતાવવી, કંટક કાઢી નાખવો.

**કાશલ,** ન૦ [ સં. કશ્મલ=પાપ. ] પાપ, પીડા, ફાંસ, સાલ, નડતર, આડખીલી, ક્રિ૦ પ્ર૦ કાશલ કાઢવું=હમેશને માટે દૂર કરવું, મારી નંખાવવું.

**કાશંડી,** સ્ત્રી૦ અમુક ઘાટનું પાણીપાત્ર, લોટો, કળશીઓ. ( બનારસ-નાસીકની બનાવટનો પહધીવાળો બેઠા ઘાટનો લોટો. ) કાસન્ડી=મોટા પેટાનો પહધીવાળો લોટો.

**કાશ્મીર,** પુ૦ [ સં. ] પંજાબની ઉત્તરે આવેલો એક નાનો અને રમણીય પહાડી પ્રદેશ, એની ઉત્તરે તાર્તરી, પૂર્વે ટિબેટ, દક્ષિણે પંજાબ અને પશ્ચિમે અફઘાનીસ્તાન આવેલાં છે. ઉ૦ કાશ્મીરકેરી બતકો ફરતી, જળ ઉપરતા મચ્છર ચરતી. ગિરધર.

**કાશ્મીરી,** સ્ત્રી૦ એક જાતનું ઉનનું કપડું. ૨ વિ૦ કાશ્મીરનું, ( કાશ્મીરી સાલો. )

**કાશ્યપ,** પુ૦ [ સં. ) એક વૈદિક ઋષિ, વિભાંડક, કણાદ. ૨ એ ઋષિથી ચાલેલું ગોત્ર.

**કાશ્યપી,** સ્ત્રી૦ [સં.] પૃથિવી, ધરા. ૨ પ્રજા.

**કાષાય,** વિ૦ [સં.] રંગીત, રંગવાળું. ૨ ભગવું, લુંખરું. ૩ કટાણું, કાટવાળું, બેસ્વાદ, કસાણું.

**કાષ્ટ,** ન૦ [ સં. ] લાકડું, કાઠી. ૨ વનસ્પતિ, ( કાષ્ટૌષધિ. ) ૩ બળતણ, ઇંધણાં, કાઠ, કાટ. લકડ,

**કાષ્ટઘંટા,** સ્ત્રી૦ લાકડાની ઘંટડી, ( પશુઓને ગળે ઘંટાને સ્થાને બાંધવામાં આવતું લાકડું ) ડહેરો, આડી. ( બે અઢી હાથ લાંબા લાકડાને ( આડાને ) આગલા બે પગની વચ્ચે ઘસડાતું રહે તેમ દોરડાથી ઢોરને ગળે બાંધવામાં આવે છે. આથી ઢોર સુખે ચાલી કે દોડી શકતું નથી. એવી કહેવત ચાલે છે કે 'કાષ્ટઘંટા વિટંબના' શોભાને ઠેકાણે ઓભા.

**કાષ્ટમય,** વિ૦ સાવ લાકડાનું, લાકડાં લાકડાંથી ભરપુર. ૨ લાકડાં જેવું. (લા) સુકું, પાતળું, સોસાઇ ગએલું. ૩ કઠણ, મજબુત. ૪ નિર્દય, અસર રહિત.

**કાષ્ટમૌન**, ન૦ [સં.] સાવ મુંગા રહેવું તે, જેમ લાકડું બોલતું નથી તેમ બીલકુલ બોલવું નહિ તે. ગમે તેમ થાય તોપણ કશું બોલવું જ નહિ એવું બોલવાનું જે દઢ વ્રત તે. ઉ૦ કાષ્ટમૌન ધરીને બેઠા, ભીષ્માદિક ભડવીર.

**કાષ્ટવત્**, વિ૦ [સં.] લાકડા જેવું, કાષ્ટ સરખું.

**કાષ્ઠા**, સ્ત્રી૦ [સં.] દિશા. ૨ સ્થિતિ. સીમા, મર્યાદા, હદ. પરાકાષ્ઠા=અતિશયતાની હદ, આડોઆંક, છેલ્લામાં છેલ્લી સ્થિતિ અથવા સીમા.

**કાષ્ઠૌષધિ**, સ્ત્રી૦ [સં. काष्ठ+औषधि.] વનસ્પતિની દવા, પ્રાણિજ કે ખનીજ દ્રવ્યનું નહિ પરંતુ માત્ર વનસ્પતિમાંથી બનાવેલું ઓસડ.

**કાસ**, પું૦ [સં.] ઉધરસનો રોગ, ખાંસી, ઠાસો, ક્ષવથું.

**કાસકંદ**, ન૦ તાર્તરીમાનું એક શહેર. ૨ કાસ રોગ ઉપર ઔષધ તરીકે વપરાતું એક જાતનું મૂળીઉં.

**કાસટું**, જુઓ કાયટું.

**કાસદ**, પું૦ [અ.] સંદેશવાહક, કાગળ પત્તર અને સાંઈસંદેશા લાવનાર લઈ જનાર, ખેપીઓ, દૂત, હલકારો. દેશપરદેશમાં કાગળો પહોંચાડવાનું કામ કરનાર.

**કાસદીઉં**, ન૦ કાસદુ, કાસદનું કામ. વિ૦ કાસદ તરીકે કામ કરનાર, કાસદનું કામ તે. :-કાસદીઆ કબુતર.

**કાસદું**, ન૦ કાસદનું કામ, કાગળ સંદેશા વગેરે લઈ જવા લાવવાનું કામ, કાગળપત્તર પહોંચાડવાનું કામ. ઉ૦ કંથા ન કરીશ કાસદું, તેથી જુડો ભાર, સૌથી ભુંડું જાચવુ, સમને કહેવો દાતાર.

**કાસની**, સ્ત્રી૦ એક વનસ્પતિ-ઓષધિ.

**કાસર**, પું૦ [સં.] પાડો.

**કાસરી**, સ્ત્રી૦ [સં.] ભેંસ, ઢોણુ.

**કાસવાસ**, પું૦ દમ, શ્વાસ, શ્વાસનળીઓનો એક રોગ.

**કાસલ**, જુઓ કાશલ.

**કાસંદી**, કાશિંડી. સ્ત્રી૦ પડઘીવાળો લોટો. જુઓ કાશંડી.

**કાસંદ્રો**, પું૦ એક જાતનો છોડ, કાસંદરો.

**કાસાર**, ન૦ [સં.] તળાવ, સરોવર.

**કાસીઉં**, ન૦ [સં.काश.] એક જાતનું ઘાસ.

**કાસીન્દારીઓ**, પું૦ એક જાતનું સુતરાઉ કાપડ.

**કાસુંદરો**, પું૦ એક જાતનો વનસ્પતિ છોડવો.

**કાહળ**, ન૦ [સં.] એક જાતનું વાછંત્ર, શીંગી, શીંગડી. ૨ રણશીંગું, તતુડું. (બાવા અને અતીતો તેમની જમાતની આગળ જે રણશીંગુ વગાડે છે તે.)

**કાહિલી**, વિ૦ [ફા.] કાયલી, માંદું, આજારી. ૨ ત્વચાગરમી, ચામડીની બળતરા, તાવ અથવા અતિ ઉષ્ણ ઓષધિના સેવનથી જે ગરમી થાય છે તેની પીડા.

**કાળ**, પું૦ [સં. काल.] જારી રહેવું, ચાલ્યાજ કરવુ તે. સમય, વખત, વેળા. (વ્યાકરણ પ્ર૦) ભૂતકાળ (ગયો સમય) વર્તમાનકાળ (ચાલતોકાળ) ભવિષ્યકાળ (આવતો સમય.) ૨ મૃત્યુ, નાશ ૩ યમ અથવા યમનો જે દૂત તે. (જેથી મરણ થાય એવું કંઈ પણ.) વરસાદ ન વરસવાથી જે સ્થિતિ થાય છે તે, દુકાળ, કાળ. ૫ દુર્દશા, આફત. ૭ સંહારકશક્તિ, શિવ, શકર. ક્રિ૦ પ્ર૦ કાળ અલ્પવો=ક્રોધ ચઢવો, મરણીઆ થવુ. અંત આવવો. કાળ ચઢવો=ગુસ્સે થવું, ક્રોધ આવવો, કંટાળી ખીજવાઇને અમુક-ખોટુ કામ કરવા તત્પર થવુ. કાળ સમાવવો=ક્રોધ મારવો, ગુસ્સો દાબી રાખવો. કાળ થવો=મરણ થવું, અંત આવવો. કાળ પડવો=દુકાળ પડવો. ૨ કોઇપણ વસ્તુ દુર્મિળ થવી. રૂ૦ પ્ર૦ કન્યાકાળ=કુમારિકાને પરણાવવાનો જે સમય તે, પરણાવવા યોગ્ય ઉંમર. ઉ૦ કન્યાકાળ આવ્યો કુવરીને, માતાપિતા બહુએ વિચારીઉરે. રૂક્મિણીવિવાહ. કાળ ખૂટવો=આયુષ્ય આવી રહેવું. કાળનું મોં

બાળવું=ક્રોધ ન કરવો (ક્રોધ ગમે તેવો હોય તો પણ નઠારાંજ પરિણામ આવે છે તેથી.) ૨ દુકાળ કે તંગી સારાં નહિ. (અમુકને ગમે તેવાં લાભદાયક હોય તોપણ દુકાળ કે તંગી પરિણામે કોઇને સારાં નહિ તેથી.) કાળ શોકને ખાય=દુઃખનું ઓસડ દહાડા. કહે૦ કાળ જાય ને કહાણી રહે=વિચારીને સારું કામજ કરવું, કારણ કે કાળ તો ચાલ્યો જાય છે પણ કૃત્ય જતું નથી. કાળ પડે ત્યારે કોદરા મોંઘા=જ્યારે વસ્તુની તંગી હોય ત્યારે: માલ વગરની વસ્તુ પણ મોંઘી થઇ પડે છે.

**કાળક**, જુઓ કાળપ. ૨ કલંક.

**કાળ-કરાળ**, વિ૦ [સં.] કાળના જેવું ભયંકર. પું૦ ભયંકરકાળ-મૃત્યુ. ઉ૦ કાળકરાળ રહ્યો મુખ ફાડી. ઉંદર ઉપર જેમ બિલાડી. કેશવકૃતિ.

**કાળકા**, સ્ત્રી૦ [સં. कालिका.] એક દેવી, કાળી, કાળશક્તિ. (ગુજરાતમાં પાવાગઢ ઉપર જે દેવી છે તે મોટી કાળકામાતા કહેવાય છે અને ગુજરાતના લોકો ત્યાં યાત્રાએ જાય છે.) ઉ૦ કાળી તે કાળકા કાગળ મોકલેરે. સ્ત્રીગીત.

**કાળકૂટ**, ન૦ [સં.] કારીઝેર હળાહળ. ૨ અફીણ, ૩ વછનાગ.

**કાળક્રમણ**, ન૦ [સં.] સમય વીતવવો—ગુજારવો અને વખત કાઢવો તે.

**કાળક્ષેપ**, પું૦ [સં काल+क्षि=क्षय् ઓછું થવું.] નિરર્થક કાળ ગાળવો તે, વિલંબ, વાર, અસુરું કરવું તે, રામાઢામા કરવા તે.

**કાળગતિ**, સ્ત્રી૦ [સં.] દૈવ, ભાવી, કર્મવિપાક, સમયનું બદલાઇ જવું તે. ઉ૦ સકળ છત્રપતિ વશ કર્યા, ઇત્યો જરાસંધ રાય, નર ફીટી નારી થયો, કાળગતિ કહેવાય. લલ્લુરામ.

**કાળચક્ર**, ન૦ [સં.] કાળનું ફરવું તે, સમયનું વહી ચાલવું તે. ૨ ફેરફાર, કાળના વહન સામે જે સારી માઠી સ્થિતિ થાય તે. ૩ નાશ, (એને માથે કાળચક્ર ફરે છે.) આફત.

**કાળચંદ્ર**, પું૦ [સં.] જ્યોતિષ પ્રમાણે જે રાશિનો ચંદ્ર નુકસાન કરતા ગણાતો હોય તે રાશિનો ચંદ્ર, ઘાતચંદ્ર.

**કાળચોઘડીઉં**, ન૦ નાશકારક પળ. એકેક વારનું એકેકા વારને નામે ઓળખાતું એકેકું ચોઘડીઉં અને એક દિવસમાં એક પછી એક આઠ ચોઘડીઆં આવે છે. નિત્ય આવતાં સાવે વારનાં ચોઘડીઆંમાંનું શનિવારનું ચોઘડીઉં કાળ ચોઘડીઉં કહેવાય છે.

**કાળજ**, ન૦ કાળજું, છાતી, હૃદય. ઉ૦ કાળજ કોરાણાં કંદર્પના શર વાગીઆરે. દયારામ.

**કાળજડું**, ન૦ કાળજું, કાળજ (કવિતામાં) કાળજડાં કોર્યા ને ભીતર ભેદીઆં. પ્રા. કા. કાળજડાની કોર હું તમને વિંઝણલે વા ઢોળું રાજ. સત્યભામાનું રૂસણું.

**કાળજી**, સ્ત્રી૦ કોઈપણ વાતની તેનું શું થશે, કેમ થશે, કેવું પરિણામ આવશે એવા એવા વિચાર થઇ આવી જે એક જાતની લાગણી થવી તે; ફીકર, ચિંતા, ધંખના. ૨ ધાસ્તી, ભય, બીક. ૩ સંભાળ, ખબરદારી, હોંશિઆરી, સાવચેતી. ૪ ચાનક, અંત. ૫ ધ્યાન, લક્ષ.

**કાળજીભું**, વિ૦ અશુભ બોલું, જેના મુખમાંથી અમંગળવાણી નીકળતી હોય અને તે પ્રમાણે અમંગળ થતું હોય એવું (માણસ.)

**કાળજું**, ન. [સં. कालयं] જમણા પાસામાં રહેલો એક મોટો માંસલ અવયવ, એ પિત્ત ઉત્પન્ન કરે છે અને રુધિરને શોધે છે. પિત્તાશય, યકૃત, ૨ શરીરમાંનો તે ભાગ-અવયવ કે જ્યાં પ્રેમ, ભય, શોક વગેરે સંબંધીની લાગણીઓ થાય છે. (અંગ્રેજી મત પ્રમાણે Heart રક્તાશય.) ૩ મન, અંતઃકરણ, આંતરડી. ક્રિ૦ પ્ર૦ કાળજું ઠંડું થવું=સંતોષ મળવો, ઇચ્છિત ફળવું. કાળજું બળવું=દીલગીર થવું, શોક થવો. કાળજું ખસી જવું-ફટકી જવું=ઘેલા થવું, મુગ્ધ બનવું, ચમક થવી, હર્ષઘેલા થવું. રુ૦ પ્ર૦ કાળજાનું તરવું=સાવધ-

હર્ષ શોકમાં સમતાવાળું. કાળજાની કોર=અત્યંત પ્રિય, પ્રાણ જેવું વહાલું. કાળજું કોરાવું-કાળું પડવું=અંતરની લાગણી થવી. હૃદય વિંધાઇ જવું. કાળજા વિનાનું=બોથડ, નિર્લજ્જ, ધૃષ્ટ, નીડર. ૨ સાહસિક. કાળજાનો ડાઘ-ડંખ=અંતરમાં ઉંડી લાગણી થએલી હોય દુઃખ થયું હોય તે, કિન્નો, દ્વેષ, ઝેર. કાળજે કોરી રાખવું=કોઇ દિવસ ભુલાય નહિ એવું, નિત્ય ડંખ્યા કરે-સાલે એવું. કાળજું કાચું રહેવું=મરણે પણ ટળવળવુ તે, ચિંતા, દ્વેષ, વેર, પ્રેમની એવી લાગણી રહેવી કે જે મરણે પણ મટે નહિ. કાળજાનું કાચું=બીકણ, ડરકું, ભીરુ. ૨ અણસમજુ. ૩ પોચું, દયાળુ, કરુણા, રોઈ જાય એવું. કાળજું ઠેકાણે રાખવું=હરખ શોકમાં લેવાઈ જવું નહિ, ધીરજ હિમ્મત રાખવી, આતુર ન થઈ જવું. કાળજું ધડકવું=ડરવું, હિમ્મત જતી રહેવી. કાળજે હાથ રાખવો=ધીરજ રાખવી, ગડગડી ન જવું તે. સબુરી પકડવી. મનને વશ રાખવું. કાળજું ફટકી જવું=ગાંડા થઇ જવું, આકુળવ્યાકુળ થઇ જવું, ભય હર્ષ ઈર્ષ્યાદિથી ત્રાસી હારી જવું તે. કાળજું ફટકી જવું=ત્રાસી જવું, ડરી જવું, મરણપ્રાય થઇ જવું. ૨ ચકિત થઇ જવું, દુઃખથી વ્યાકુળ થઇ જવું. કાળજું ફૂટી જવું=મૂર્ખ બનવું, અણસમજ બતાવવી. કાળજું બળવું=ચિંતા થવી, ફીકર થવી, જીવ બળવો.

**કાળજ્વર**, પું૦ [ સં. ] મરતા પહેલાં જે તાવ આવે છે તે, ૨ અતિ ભયંકર તાવ.

**કાળજ્ઞાન**, ન૦ [સં.] સમય જાણવો તે. ૨ ઋતુના ભેદ જાણવા તે.

**કાળનિદ્રા**, સ્ત્રી૦ [સં.] મરણ, કાળ-મરણના જેવી ઉંઘ તે, અઘોરનિદ્રા, ગાઢનિદ્રા.

**કાળપ**, સ્ત્રી૦ કાળાશ, કાળાપણું. ઉ૦ કાળપ લગાડી મુખ, પડ જઈ કૂપમાં. પ્રા. કા.

**કાળપરત્વે**, અ૦ સમય પ્રમાણે, વખતને સંધે, સમયને લઇને, વખત જોતાં.

**કાળપુંછી**, વિ૦ જેના પુછડામાં અશુભ ચિહ્ન હોય એવી, જેના પુછડામાં બધાજ કાળા વાળ હોય એવી (ભેંસ.)

**કાળપ્રસંગ**, પું૦ [ સં. ] નાશનો સંધિ, સંહારસમય, મરણવેળા, મોટી હાનિનો વખત.

**કાળપાશ**, પું૦ [ સં. ] યમનો પાશ, યમબંધન, મોત, મરણ, યમદંડ.

**કાળભૈરવ**, પું૦ [સં.] શિવ, મહાદેવ, શંકર.

**કાળમીંઢ**, પું૦ એક જાતનો અત્યંત કઠણ કાળો પથર. વિ૦ અતિ કઠણ હૃદયનો માણસ.

**કાળમૂર્તિ** પું૦ [સં.] કાળના જેવી ભયંકર આકૃતિવાળો પુરુષ.

**કાળમાન**, ન૦ [સં.] વખતનું માપ, સમયનું પ્રમાણ. પળ, ઘડી, પહોર, દિવસ, રાત, અઠવાડીઉં, પખવાડીઉં અને વર્ષ એ કાળમાનનાં ભાગો છે.

**કાળમાપક**, વિ૦ [ સં. ] કાળનું માપ થાય એવુ (યંત્ર.) સમયનું પરિમાણ જેનાથી જણાય તે (ઘટિકાયંત્ર, ઘડિઆળ.)

**કાળમુખું**, વિ૦ જેના મુખમાંથી અમંગળ વાણી નીકળતી અને ફળતી હોય તેવું, કાળજીભુ. ૨ જેનું મુખ કાળ જેવું નઠારું હોય તે, જેનું મુખ જોવાથી અમંગળ થતું હોય તેવું ૩ લાંછનવાળું, જેને માથે આળ આવેલું હોય એવું.

**કાળયવન**, પું૦ [ સં. ] એક યવન રાજા. કંસ અને જરાસંધનો મિત્ર. શ્રીકૃષ્ણની સામે તેણે બાથ બાંડી હતી.

**કાળયાતના**, સ્ત્રી૦ [ સં. ] જમરાજા તરફથી થતી દુઃખદાયક શિક્ષા.

**કાળયુક્ત**, પુ૦ [ સં. ] સંવત્સરનાં જે સાઠ નામ છે તેમાનું એક નામ, અથવા એ નામનો સંવત્સર.

**કાળયોગ**, પું૦ [ સં. ] સંજોગ, સંધિ, કાળનું આવી પડવું, બની આવવું તે.

**કાળરાત્રિ**, સ્ત્રી૦ [સં.] વદિ પક્ષની આઠમની રાત, અંધારી રાત. ૨ સિત્તોતેર સિત્તોતેર વર્ષે આવતી આસો સુદિ (અથવા શ્રાવણ વદિ)

આઠમની રાત. ૩ કલ્પાંતની છેલ્લી રાત. ૪ કાળીચૌદશની રાત.

**કાળવેલીઓ,** પું૦ છોકરાં ચોરી જનારો, ધુતારો બાવો. ૨ ભુરકી નાખનારો, જાદુગારો.

**કાળવેળા,** સ્ત્રી૦ કુવેળા, નઠારો વખત. ૨ સમીસાંજ, સંધ્યાકાળ.

**કાઃસવૃદ્ધિ,** સ્ત્રી૦ [ સં. ] માસિક વ્યાજ.

**કાળસ્વરૂપ,** ન૦ [સં.] કાળના જેવું ભયંકર રૂપ. વિ૦ કાળ જેવું, ભયંકર.

**કાળા,** પુ૦ (બ વ) નઠારા લેખ, દુર્ભાગ્ય, પાપાક્ષર. (એવા તે કોના કર્મના કાળા હશે કે આવું કામ કરે.)

**કાળાટ,** પુ૦ કાળાપણું, કાળાશ, કાળપ. (ગોરાટનું ઉલટું)

**કાળા-તલ,** પું૦ નાનાં, ચપટાં અને કાળા રંગનાં તેલી બી, તલ ત્રણ જાતના થાય છે, કાળા, ધોળા અને કાબરા. ૨ ચામડી ઉપર નાના કાળા મસા થાય છે તે, ચામડી ઉપરના કાળા નાના ડાઘ. ક્રિ૦ પ્ર૦ કાળા તલ ચોરવા=ખરાબ કાર્ય કરવું, જેનું નઠારું ફળ મળે એવું કૃત્ય કરવું, ઉ૦ કા તો કાળા તલ ચોરીઆ, કાં તો દુભ્યાં તપસીનાં મનજી. વેનચરિત્ર.

**કાળાશ,** સ્ત્રી૦ કાળાપણું, કાળપ, કાળાટ. ઉ૦ તે કારણ કાળાશથી ભદ્ર દિસે ભયંકાર. ક. દ. ડા. ૨ કાળાશ, સહેજ કાળાપણું, કાળાપણાનો લેશ.

**કાળાં,** ન૦ (બ. વ. વિશેષણ નામ તરીકે.) કાળા રંગનાં મરી, સઢોલાં મરી. છોડાં કાઢી નાખેલાં હોય તે ધોળાં મરી કહેવાય છે. ૨ નઠારાં કર્મ, કુકૃત્ય.:-કાળાધોળાં કરવાં=તરકટ કરવું, પાપ કરવું. એણે તો કેટલાંય કાળાધોળાં કરેલાં છે.

**કાળાંજન,** ( કાળું-કાળા રંગનું અંજન. ) આંખે આંજવાનું કાળું અંજન, સુરમો, કાજળ.

**કાળાંતરે,** અ૦ [ સં. काल+अंतर. ] કોઈ વાર, ઘણે વખતે, કાળનું અંતર-ફેરફાર થઇ ગયા પછી, કો-કાળે, કેટલાક કાળ પછી, વખત જતો રહ્યા પછી.

**કાળાં-મરી,** ન૦ ( બ. વ. ) કાળા રંગનાં મરીઆં, ( મરીનો વેલો થાય છે અને તેને તુવેરના દાણાથી કંઇક નાનાં ફળ થાય છે, આ ફળ સુકાઇ જતાં તેનું ઉપલું છોડું કાળું અને કરચલીવાળું થઇ જાય છે. એ કાળું અને કરચલીવાળું છોડું કાઢી નાખ્યું હોય તો તે ધોળાં મરી કહેવાય છે. )

**કાળી,** સ્ત્રી૦ [ सं. काली-कालिका. ] એક દેવી, કાળકા, કાળી માતા. ( ગુજરાતમાં પાવાગઢ ઉપરનાં એક દેવી-કાળકા માતા. ) ઉ૦ કાળી તે કાળકા કાગળ મોકલે રે, પ્રા. કા.

**કાળીઉં,** ન૦ કાળી કંઠી, કીડીઆંની કંઠી. ૨ અફીણ. વિ૦ કાળું, કાળા રંગનું (કાળીઉંકુતરું)

**કાળીઓ-સરસ,** પું૦ એક જાતનું મોટું ઝાડ. આ ઝાડને મોટી ફાફડા જેવી ધોળી શીંગો થાય છે.

**કાળી-કંઠી,** સ્ત્રી૦ કીડીઆસેર, કીડીઆંની કંઠી, કાળીઉં, દાણીઉં, મંગળસુતર.

**કાળી-ગાંઠી,** સ્ત્રી૦ સ્ત્રીઓના ગળામાં પહેરાતુ સોનાના મણકા અને સેરોવાળું એક ઘરેણું. ( સોનાને તારે જેમાં કીડીઆં અથવા કાળા મણકા પરોવેલા હોય તે. )

**કાળી-ચૌદશ,** સ્ત્રી૦ આસો વદિ ચૌદશ, મોહરાત્રિ, નરક ચતુર્દશી, દિવાળીની આગલી રાત.

**કાળીજીરી,** સ્ત્રી૦ એક જાતનાં કાળાં ઝીણાં અને કડવાં બી. ( તાવ ઉપર અને કૃમિ ઉપર વપરાય છે. )

**કાળી-ટીલી,** ( કાળાટીલી. ) સ્ત્રી૦ બદનામી, લાંછન, દોષ, અપવાદ, કલંક,

**કાળી-દરાખ,** સ્ત્રી૦ કાળા રંગની અને બીઆંવાળી દ્રાક્ષ. (ગોરાડું વગર ઠળીઆની દ્રાક્ષ તે ખીસમીસ. )

**કાળી-દરાજ,** સ્ત્રી૦ [સં. कृष्ण+दद्रु] જેનાથી ખણુજ આવે અને ચામડીની સપાટી કાળી થઇ જાય એવો ચામડી ઉપર થતો એક રોગ.

**કાળી-નાગ,** પું૦ કાળોનાગ, કાળા રંગનો સાપ. એક નામ. ( યમુનાના એક ધરામાં

રહેનારો નાગ-જેને શ્રીકૃષ્ણે પકડીને નાથ્યો હતો તે.)

**કાળી-પરજ**, સ્ત્રી૰ કાળા રંગના અનાર્ય લોકોની એક જાત, સુરત જીલ્લામાં માંડવી, છોટાનાગપુર અને નાંદોદ તરફ આવા લોકોની વસ્તી છે, સુરત જીલ્લામાં તેમને (દુબળા લોક) એમ પણ કહેવામાં આવે છે.

**કાળી-મુશળી**, સ્ત્રી૰ એક જાતની કાળા રંગની ઓષધિ.

**કાળી-રાત**, સ્ત્રી૰ કાળી ચૌદશ. ૨ અંધારી રાત. ૩ વદિ પક્ષની આઠમની રાત.

**કાળી-રોટી**, સ્ત્રી૰ માલપુવા. (સાધુલોકો માલપુડા-પુવાને કાળીરોટી કહે છે.) ઉ૰ ઠાકોરજીના થાળને બહાને, કોડે કરે કાળીરોટી. પ્રા. કા.

**કાળું**, વિ૰ [સં. काल=કાળું] આકાશના અંધારાના જેવું, કૃષ્ણ, શ્યામ. શ્યામળું. ૨ નઠારું, દુષ્ટ, અસત્, અશુભ, પાપી. ક્રિ૰ પ્ર૰ કાળું કરવું=ખસવું, મોં ન દેખાડાય તેમ કરવું, દૂર જવું :-જાઓ મારી પાસેથી, તું કાળું કર ઘાં થકી. નર્મ. રૂ૰ પ્ર૰ કાળીનાગણ=બહુજ ઉગ્ર ઝેરવાળી, કરડ્યા વગર રહે નહિ અને ડસી તો જીવ લે એવી બહુજ ઝેરીલી. (સાપણ-સ્ત્રી.) ઉ૰ હું કાળી નાગણ થઈ ડસું ગણિકાને. લીલાવતી. કાળું મોં કરવું=શરમાવું, લજવાવું, દુષ્કર્મ કરવું.

**કાળુ-ખેરો**, પું૰ એક જાતની વનસ્પતિ.

**કાળુ-પાણી**, ન૰ સમુદ્ર, દરીઓ. ૨ સમુદ્ર, દરીઆનું પાણી. ક્રિ૰ પ્ર૰ કાળાપાણીએ જવું=સમુદ્રપાર જવું, વિદેશ જવું. ૨ કાળાપાણી ઉપર થઈને દૂર જવું-દેશનિકાલે જવું. સમુદ્રપાર થવું. કાળાંપાણી ઓળંગવાં=સફર કરવી. સમુદ્ર ઉપર મુસાફરી કરવી, દરીઆ પારના દેશોમાં જવું.

**કાળો-કહેર**, પું૰ ત્રાસદાયક બનાવ, ભારે જુલમ, અતિ ભયંકર બનાવ બનવો તે, મહા ભયંકર અને ત્રાસદાયક બનાવ, સંહાર, નાશ. ઉ૰ કાળો કહેર થયો તે કળિ કાળમાં જે, સુરત શહેર બળ્યું તે અગની ઝાળમાં જે.

**કાળો-કોપ**, પું૰ ગજબ, અત્યંત ખરાબમાં ખરાબ બનાવ, કાળો કહેર. ૨ દૈવકોપ, જુલમ, સીતમ. ૩ ભયંકર અને ત્રાસદાયક નાશ.

**કાળો-ચોર**, પું૰ અંધારી રાતે ચોરી કરનાર, અંધારામાં ચોરીનું કામ કરનાર. ખરેખરો-પ્રસિદ્ધ ચોર, જાહેરમાં ચોર તરીકે જણાએલો હોય તે. લુચ્ચો, ઠગ, પાકો તસ્કર.

**કાળોતરી**, સ્ત્રી૰ ચિઠ્ઠી, જેમાં મરણની ખબર લખેલી હોય એવો કાગળ, કાળોતરીઓ=અશુભ-અમંગળ સમાચાર કહેનાર-લઈ જનાર જે માણસ તે. ૨ ખેપીઓ.

**કાળો-નાગ**, પું૰ મહા ઝેરી સાપ, તરત મરણ થાય એવા આકરા ઝેરવાળો સાપ. ૨ કામ.

**કાળોવાળો**, પું૰ એક જાતનાં કાળાં મૂળીઆં (એક ઓષધિ.)

**કાળો-સાલેમ**, પું૰ એક જાતની પૌષ્ટિક ઓષધિ.

**કાળો-સોમલ**, પું૰ એક જાતનું ખનીજ ઝેર, સોમલ. (સોમલ ધોળો, લાલ (મનશીલ) અને કાળો એમ ત્રણ જાતનો થાય છે.)

**કાં**, અ૰ [સં. किम्.] કોઈ સાથે વાત કરવાની શરૂઆત કરવાનો આરંભક ઉદ્ગાર, કેમ. :-કાં ભાઈ! શીદ જશો? (પાદપૂરક અવ્યય.) ૨ શા સારુ, શા માટે, કેમ. ઉ૰ તે તો તું તૈયાર કરે, કાં કરી આપે કોય? ક. દ. ડા. (किम्-कद्, कद ने का.)

**કાંઈ**, સ૰ [સં. किम्. किंचित्.] કંઈ, કાંક. વિ૰ બરોબર નહિ જોએલું, જાણેલું કે સાંભળેલું એવું જે તે. :-તમારા મનમાં કાંઈ છે? બીજું કંઈ, થોડું. :-રૂપીઆ નહિ તોપણ કાંઈ આપો: કાંઈ ખાવાનું તો આપો. રૂ૰ પ્ર૰ કાંઈનું કાંઈ થઈ જવું=શું ધાર્યું હોય ને શુંનું શું થઈ જવું, એવા અર્થમાં વપરાય છે. ઉલટસુલટ થઈ જવું.

**કાંઈ-એક**, જુઓ કાંઈક.

**કાંઇક,** વિ૦ (સ.) કંઇક, થોડુંઘણું, એકાદ. ઉ૦ જરૂર છે જીવન આ જવાનું, કરો કરો કાંઇક કામ સારું. ક. દ. ડા.

**કાંઇકાંઇ,** સ૦ બરોબર સમજાય નહિ એવું જે કંઇ તે, કંઇ કંઇ, કશું કશું. ઉ૦ માત તમારો લાડકવાયો, મુજને કાંઇ કાંઇ કહે છે રે. ૪. જોતાં કાળજામાં કાંઇ કાંઇ થાય છે ઉરે, વાંકુ મા જોશો વરણાગીઆ. દયા. વિ૦ જરા, લગાર, થોડુંથોડું.

**કાંઉં,** અ૦ [ સં. किम्-काहु-काउ. ] શા માટે, શા સારું, કેમ. ઉ૦ કાંઉં કે ગરછ મોર, ગોખે ગહુઆને ચઢી. રાણકદેવી.

**કાંક,** સ૦ વિ૦ કાંઇએક કંઇક.

**કાંકડ,** ન૦ એક જાતનું ફળ.

**કાંકડું,** ન૦ [સં. कंक.] એક બહુ જ ભુખાળવું પંખી. ૨ કાંગડું, ગાંગડું.

**કાંકણ,** ન૦ કંકણ, દેશી ભુરા કાચનું જાડું હાથનું કડું, વલય.

**કાંકણ-દોરા,** પું૦ (બ. વ.) કાંકણ અને દોરો તે, વૈવાહિક વિધિ દરમિઆન મંગળઅર્પણ તરીકે કન્યાને પહેરાવેલાં કાંકણ અને વરને હાથે બાંધેલો મીંઢળ દોરો તે, અથવા વરકન્યા બેઉને હાથે બાંધેલાં રક્ષાસૂત્ર, વલયાદિક વિવાહદીક્ષાનાં ચિહ્ન. વૈવાહિક વિધિ પુરો થતાં ગણપતિ આગળ આ છોડી નાખવામાં આવે છે. કાંકણદોરા છુટવા=વૈવાહિક સમારંભ અને વિધિ પુરો થવો, રક્ષામંગળ ઉતરવાં.

**કાંકણી,** સ્ત્રી૦ [સં. कङ्कण-कांकण ને कांकणी.] કંકણી, સ્ત્રીઓને હાથે પહેરવાનું કાંગરીદાર એક ઘરેણું, કાંગરાવાળું વલય. [સં. कंकर કંકર કંકર જેવી ભાતનું વલય.]

**કાંકરી,** સ્ત્રી૦ [સં. कक्कर.] નાનો કાંકરો, કંકર, મરડીઓ, ઝીણો કણ, પત્થરનો નાનો દાણો, રજ, અણુ. ક્રિ૦ પ્ર૦ કાંકરી મારવી=ખરે વખતે કામ કરવું, તાલ-બરોબર અવસરે સામાને ફટકો મારી પોતે જીતીજવું તે. સેહ દેવી, ખાપ મારવી. કહે૦ કાંકરી ઘડો ફોડે=કળમાહાત્મ્ય મોટું છે એવા અર્થમાં વપરાય છે. વખતે નાની વસ્તુથી પણ મોટું કામ થઈ જાય. :-જાપાન જીત્યું એ તો, ખરેખર કાંકરીએ (રૂશિઆ) ઘડો ફોડી નાખ્યો. કાંકરીએ રમવું=કાંકરીઓની બાજી રમવી, કાંકરીની રમતે રમવું.

**કાંકરી-ચાળો,** પું૦ છેડતી, લડાઈ થાય એમ કરવું તે, અડપલું, અટકચાળું, ચાંદવું. કાંકરીચાળો કરવો=સામાને ઉશ્કેરણી થાય એવું કરવું, કાંકરીઓ (સોકટાં) ફેરવી નાખવાં, યુક્તિ કરવી, હાથ ચાલાકી ચલાવવી.

**કાંકરી-દાવ,** પું૦ છોકરાઓની એક રમત, સોકટાંને ઠેકાણે કાંકરીઓ મૂકીને રમાતી એક રમત.

**કાંકરેટ,** સ્ત્રી૦ (ન૦) [અં. Concrete] ચુનો, કાંકરા, મરડ વગેરેની જમાવટ, થાપ, છો, પુંઠું, થર, રગડ. ક્રિ૦ પ્ર૦ કાંકરેટ કરવી=ઇંટો, પત્થર કે કાંકરા સાથે ચુનો નાખી તેને જોરથી ફૂટી બેસાડવું, થર કરવો, ચુનાગચ્ચી કરવી.

**કાંકરો,** પું૦ [સં. कंकर.] પત્થર, ઇંટ અથવા સખત માટી વગેરે વસ્તુઓનો નાનો ગોળ કકડો, ગાંગડો, ગઢ્ઢો, ઢેફું, રગડ, પત્થર, ઇંટાળો. ૨ ફાંસ, અડચણ, આડ, પ્રત્યવાય, કંટક, નડતર. ૩ શંકા, વહેમ, ખટકો, શક. ૪ ખાલ, પાંપણમાં અંદરની બાજુએ થતા લોહીના નાના નાના ગઠ્ઠાનો એક રોગ. ક્રિ૦ પ્ર૦ કાંકરો કાઢી નાખવો=નહિ ગણકારવું-લેખવવું. કંઇ હિસાબમાં નહિ ગણવું, રદ કરવું, નિરુપયોગી ગણી કાઢવું, વિશ્વાસ ઉઠાડી લેવો, નિર્માલ્ય ગણવું. આબરૂના કાંકરા કરવા=સાખ ગુમાવવી, ફજેત થવું. મન ભંગ થવું, વક્કર ઘટાડવો, આબરૂ તુટી જાય એવું કામ કરવું, નઠારું, અયોગ્ય કામ કરવું. કાનમાં કાંકરા ઘાલવા=સાંભળ્યું ન સાંભળ્યું કરવું, જાણે સાંભળતાજ ન હોઇએ તેમ દુર્લક્ષ દાખવવું, બહેરા થવું, ન સાંભળવા જેવું સાંભળી રહેવું, મૌન રહેવું, ઉપેક્ષા કરવી. કાંકરેકાંકરે પાળ બંધાય=થોડે થોડે મોટું કામ થાય, ટીપે ટીપે સરોવર ભરાય, પાઈપાઈએ પૈસો

થાય. ૫ પેન, પથરપેન. (ભાવનગર) કાંકરા પડવા=પંચાઈટાળી થવી, જાહેરમાં ફટફટ થવું, ફિટકાર થવો, લોકોથી તિરસ્કાર થવો. ૨ આંખમાં ખીલ પડી જવા, ખટકો થવો.

**કાંકળ**, જુઓ કાંક્રોલ.

**કાંકીડો**, પું૦ જુઓ કાચિંડો.

**કાં કે**, અ૦ કેમકે, કારણકે. ૨ રીસે, ક્રોધે. :–કાં કે ચઢવું અથવા ચઢાવવું. કમકમી આવે, રુંવાં ઉભાં થાય એવા ક્રોધમાં આવી જવું. સુરત તરફ વપરાય છે.

**કાંક્રોલ**, સ્ત્રી૦ કાંટાવાળું એક જંગલી ઝાડવું, એની ડાળીઓનાં જાળાં બંધાય છે અને કાચકીના જેવાં એને ફૂલ થાય છે.

**કાંક્ષા**, સ્ત્રી૦ [સં.] ઈચ્છા, મન, ભાવના. આશા, વૃત્તિ, સ્પૃહા.

**કાંગ**, સ્ત્રી૦ [સં. कङ्गु.] એક જાતનું સામાની જાતનું હલકું પીળું ધાન્ય. ઉ૦ કાંગની રાબ પીને ઉછર્યો. ગ્રા. કા.

**કાંગડ**, ન૦ વણકરનું એક ઓજાર, કાંઠલો, સાળનો એક અવયવ.

**કાંગડુ**, ન૦ કાંગડ, ગાંગડુ, ડોળ. અનાજમાંનો જે દાણો પાણીથી પલળતો કે ઉકાળવાથી બફાતો નથી તે.

**કાંગણીઉં**, ન૦ એક જાતનું લુગડું,

**કાંગરવું**, ક્રિ૦ અ૦ ગુસ્સે થવું, રીસે ભરાવું. (ઝાલાવાડ.)

**કાંગરાદાર**, વિ૦ કાંગરાવાળું, જેના શિખરની સપાટી ઉપર કાંગરા કાઢેલા–પાડેલા હોય એવું.

**કાંગરાવાળું**, વિ૦ કાંગરાદાર, જેની કોરે શંકુ જેવી કરવતના દાંતા જેવી ચઢ ઉતર કાંગરી પાડેલી હોય એવું.

**કાંગરી**, સ્ત્રી૦ કરવતના દાંતા જેવી શંકુ આકૃતિઓની હાર તે, શંકુ આકૃતિની અણીદાર ભાત. લહેર, દાણા, દાંતાવાળી તરેહ. ૨ કોર, ધાર, કિનાર.

**કાંગરુ**, જુઓ કાંગારુ,

**કાંગરો**, પું૦ [ फा. कंगुरा.] મોગરો, દાંતો, શંકુ આકૃતિનું શિખર. ત્રિકોણાકાર દાંતા દાંતાવાળી સપાટીમાંનો જે એકેક દાંતો તે, કંગુરો, શૃંગ, શિખા, કોટની ઉપરની સપાટીએ ચણતરની જે શંકવાકાર લહેર કાઢેલી હોય તે. ૨ કોટની એક તરેહ. કાંગરા કૂદવા=હદ બહાર જતા રહેવું.

**કાંગલું**, વિ૦ ( કંગાલ. ) નિર્માલ્ય, માલ વગરનું, ગરીબ, દીન, નિર્બળ, હોશરહિત, નાદાર, માંદા જેવું. ૨ લાડકું, ખીકણુ, નાહિમ્મત, નાજુક. માંઇકાંગલું=રોતડું, માના ખોળાને શરણે જઈ ભરાય એવું, દુર્બળ. ૩ અસહનશીલ, આત્મબળ વગરનું, કાયર, કાંગું.

**કાંગવો**, પું૦ કાંગમાંથી બનાવેલો ખાવા જેવો પદાર્થ, કાંગનો લાડવો, રોટલો વગેરે.

**કાંગસી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ. આને જાડાં ગોળ કાંગરાવાળાં ફૂલ થાય છે અને તેના દરેક કાંગરામાં એકેકું બી થાય છે, કાંસકી.

**કાંગાઈ**, સ્ત્રી૦ કાંગાપણું, કાયરપણું, રોતડાપણું. નાજુકાઈ, નબળાઈ. અસહિષ્ણુતા, જરા જરામાં દીન થઈ જવું અને પોતાનું દુઃખ રડયા કરવું તે, દૈન્ય, ગરીબાઇ.

**કાંગારુ**, ન૦ [ અં. Kangaroo ] આસ્ટ્રેલિયાનું ઉંદરના આકારનું પણ કદમાં મોટા બકરા કે ઘેટા જેવડું એક ચોપગું જનાવર. આ પ્રાણીના આગલા પગ બહુજ ટુંકા હોય છે. તે ચેકડા મારતું ચાલે છે. કાંગારુ–માદાના પેટ ઉપર ત્વચાની કોથળી હોય છે તેમાં તે પોતાનાં બચ્ચાં રાખે છે.

**કાંગાવેડા**, પું૦ ( બ. વ. ) કાંગાઇ, કાંગાપણું, કાંગાની માફક કરવુ તે, નિર્મળ, ગરીબ, અસહાય અને દીન હોઇએ એમ વર્તવું તે,

**કાંગું**, વિ૦ રાંક, દીન, કાંગલું, કાવલું, કાયર, દુર્બળ, નિર્માલ્ય, ચાવડીઉ, જરા જરામાં રોઈ કંટાળી જાય એવું, અસહનશીલ, રોતડું. લાડકુ, ખીકણુ, નાહિમ્મત, બાયલુ, નાજુક.

રોગી કે નિર્બળ નહિ પરંતુ સ્વભાવથી ગરીબ. અસહનશીલ હોય એવું માણસ કાંચું કહેવાયછે.

**કાંચન**, ન૦ [ સં. काञ्चन. ] સોનું, સુવર્ણ, હેમ, બહુજ શુદ્ધ કરેલું ઉત્તમ સોનું. ૨ ધન, પૈસો, લક્ષ્મી, દોલત, દ્રવ્ય.

**કાંચનાર**, ન૦ [સં] એક જાતનું ફૂલ, અને ઝાડ. વિ૦ છેતરનાર, ખરાબ કર્મ કરનાર.

**કાંચલડી**, સ્ત્રી૦ કાંચળી. ઉ૦ કાંચલડી શિવડાવો હો, રમતાં રઢ લાગી રાણીને. કા.દો.

**કાંચવું**, ક્રિ૦ સ૦ હલાવવું, ખરાબ કરવું, શુદ્ધ હોય તેને અશુદ્ધ કરવું, ડખોળવું, ડોળવું. ૨ ભોળવવું, ઠગવું, છેતરવું, લાગુ ને લાગુ રહી અર્થ કાઢી લેવો, આણવું.

**કાંચળી**, સ્ત્રી૦ [ સં. कंचुकी. ] સ્ત્રીઓનું છાતી ઢંકાય એમ પહેરવાનું શીવેલું કપડું, કાપડું, ચોળી, કમખો. ૨ ખોલ, જીર્ણ ચામડીનું પડ. જેમકે સાપની કાંચળી. ક્રિ૦ પ્ર૦ કાંચળી પહેરવી=પુરુષપણું તજી સ્ત્રીપણું ધારણ કરવું, બાયલા બનવું. સ્ત્રી જેવી નિર્બળતા અને નાહિમ્મત બતાવવી. ૨ ભવાઈમાં ઉતરવું, સ્ત્રીનો વેશ લેવો. કાંચળી ઉતારવી=શરીર ઉપરની જીર્ણ ત્વચાનો ત્યાગ કરવો. ( સાપ વર્ષે વર્ષે તેના શરીર ઉપરની જીર્ણ ચામડીની ખોલ ઉતારી નાખે છે. સાપની કાંચળીમાં આંખ ઉપરની ચામડી સાથે બધી આબાદ ખોલ હોય છે. )

**કાંચળિયા-પંથ**, પુ૦ અજ્ઞાન લોકોમાં ચાલતો ધર્મ ઘેલાઇનો એક દ્વેષ વિદ્વેષક માર્ગ. આ પંથનાં સ્ત્રી પુરુષો તેમના તહેવારને દિવસે આચાર્યને ત્યાં એકઠાં થઇ ઉજાણી જમે છે. જમતા પહેલાં ઉતારી નાખેલી કાંચળીઓ આચાર્ય એક ગોળામાં સેળભેળ કરી નાખી જમી ઉઠતા પુરુષોને તેમાંની અકેકેક વહેંચી આપેછે. જે સ્ત્રીની કાંચળી જે પુરુષને મળે તે તેની સાથે ચાલે છે. એમ કહેવાય છે કે તેઓ મા દીકરી કે બેનનો પણ ભેદ રાખતા નથી.

**કાંચી**, સ્ત્રી૦ [ સં. काञ्ची. ] ગોખડા, રસના, સ્ત્રીઓને કમ્મરે પહેરવાનું ઘરેણું, સાંકળી, કમરપટો, કંદોરો, સેર. ૨ એ નામની એક પારાણિક નગરી. ( પૌરાણિક કાળમાં ભરતખંડમાં સાત નગરીઓ બહુ મોટી અને પ્રસિદ્ધ હતી. ૧ અયોધ્યા, ૨ મથુરા, ૩ માયા ગયા (કપિલવસ્તુ.) ૪ કાશી, ૫ અવંતિકા (ઉજ્જન.) ૬ દ્વારકા અને ૭ કાંચી.

**કાંજી**, સ્ત્રી૦ રાબડી, રાબ, કનેરી. સાબુચોખા અથવા ચોખા, દૂધ, પાણી અને ખાંડને ઉકાળી બનાવવામાં આવતું આજારી માણસને આપવાનું પેય. ૨ ખેળ, આર, કપડાં અને સુતરને ચીવટ બનાવવા તથા સફાઇ અને કકરાટ આણવા-પાવામાં આવતું એક ચીકણું પેજ, ઓસામણ. ૩ લાહી. ૪ અ૦ કેમ, કેમ જોઇશે? (કાં અને જી) કેટલાક લોકમાં પીરસતાં બોલાતો એક સંબોધક ઉદ્‌ગાર. :–કાં જી લાડુ.

**કાં-જે**, અ૦ કાંકે, કેમ કે, કારણકે.

**કાંટલી**, સ્ત્રી૦ [ સં. कंठाली, ] સ્ત્રીઓના ગળાનું એક ઘરેણું, કંઠાભરણ, મહોર, અને પુતળીઆંનો હાર.

**કાંટલો**, જુઓ કાંઠલો.

**કાંટારખું**, ન૦ [ સં. कंटक અને रक्ष्. ] કાંટાઓથી પગનું રક્ષણ કરનારું, પગરખું, ખાસડું. ૨ વિ૦ ખડતલ, નિડર, દુર્દમ, મુશ્કેલીઓથી ન ડરે એવું, રીઢું.

**કાંટા-સળીઓ**, પું૦ એક જાતની વનસ્પતિ. આ નાની બોરડી જેવી વનસ્પતિ દવાના કામમાં આવે છે. એના ફૂલમાંથી જે રેસા નીકળે છે તે સળી જેવા હોય છે તેથી તેને કાંટાસળીઓ કહેવામાં આવે છે.

**કાંટાળું**, વિ૦ કાંટાવાળું, જેને કાંટા હોય એવું. ૨ જ્યાં કાંટા વેરાએલા હોય એવું. (ક્ષેત્ર માર્ગ વગેરે.) ૩ મુશ્કેલીઓવાળું, જેમાં ઘણી અડચણો હોય એવું (કામ.) મુશ્કેલ, હરકતવાળું નહિ સહેલું, અસુલભ, દુર્ઘટ.

**કાંટીઓ**, પુ૦ વાડો, સંડાસ, જાજરૂ, પાયખાનું.

**કાંટીઉં**, વિ૦ સ્મશાનમાં મડદાઉપરથી ઉતારી કાંટાવાળાં ઝાડવાં ઉપર નાખી દીધેલું (લુગડું) મડદા ઉપર ઘાલવાનું લુગડું. ૨ કાંટીઓ, નરકખાણું.

**કાંઠું**, ન૦ કઠોળનાં પાદડાં, ડાંખળાં અને શિંગોનો સુકો ભુકો, ગોતર, મગ મઠ વગેરેનું પાંદડિયું. ૨ નાકું, ઓરીઉ પરોવવાનું બાકું, છિદ્ર. દાગીનામાં ચુની જડવાનો ખાડો, ઘર.

**કાંટો**, પુ૦ [સં. कटक] વનસ્પતિનો સીધો અથવા વાંકો અણીદાર અવયવ, રેસો, અંકુર, શળ, ફણગો. ૨ છાલ અથવા ચામડી ઉપરનો અણીદાર અંકુર, વાળ, રુંવાં વગેરે. ૩ ધાતુ કે લાકડાનો અણીદાર સળીઓ, સોયો, સોય, (ઘડિયાળનો, હોકાયંત્રનો કાંટો.) ૪ સ્ત્રીઓને નાકે પહેરવાનું સોનામાં નંગજડિત ઘરેણું, નાસાભૂષણ, ચુંક, ચુની. ૫ જેની અંદર સમતોલતા બતાવનારી સોય, કાંટો-રાખવામાં આવેલો હોય એવું તોલ કરવાનું ધાતુનું યંત્ર, તુલાયંત્ર, કંપાણ. ૬ વાંકો અને અણીદાર અંકોડો, મંકોડો. ૭ અણી, કોઈપણ વસ્તુનો અણીદાર છેડો, ભાગ, દાંતો. ૮ વાંકી અણીદાર પકડ, આંકડી (છરી કાંટો.) ૯ એડી, શંકુ, અંકુશ. ૧૦ ખીલો, કીલ, ભોકાણ. ૧૧ વાગે એવું ચામડીમાં ભરાઈ-પેશી જાય એવું વાંકું હાડકું. ૧૨ ઘોડાના તંગનો ખીલો, ચોકડાનો દાંતો. ૧૩ ગળ. ૧૪ અટકણ, ઠેસ, ઠેશી. ૧૫ કોઈપણ બાબતમાં હરકત કરતા, દુ:ખદાયક, કે સાલે એવું નડતર. ૧૬ ડંખ, દંશ. ૧૭ ઉંડી ને સાલે એવી પીડા, મુશકેલી. ૧૮ વહેમ, શંકા. ૧૯ રીસ, કિન્નો. ઉ૦ કાંટો મનનો કાઢી નાખજો, તમે તમારી ભલાઈ રાખજો. પ્રેમાનંદ. ૨૦ પાણી, નૂર, તેજ, (કાંટાદાર માણસ.) ૨૧ ટેક, મમત, અભિમાન. ૨૨ જુસ્સો, ૨૩ અહંમમાભિમાનની ઉગ્રતા. ક્રિ૦ પ્ર૦ કાંટો કાઢવો=પીડા પતાવવી, હરકત હોય તે દૂર કરવી. કાસલ કાઢવું, નડતર મટાડવી, કાંટો મારવો=ફાંસ મારવી, અડચણ કરવી, આડે આવવું, વાંધો કાઢવો. ૨ ડંખ દેવો. કાંટો વાગવો=શળ ભોકાવી. ૨ અંતરમાં સાલે એવુ થવુ. (પ્રેમનો કાંટો વાગ્યો છે.) કાંટા પડવા=શોપ પડવો, ગળું કે સુંવાળું અંગ ખરસટ થઈ જવું. ઉ૦ કંકે તો કાંટા પડયા. નળાખ્યાન. કાંટા વાવવા=વેર કરવું, દુશ્મનાવટ ઉભી કરવી. કાંટા વેરવા=વેર કરવું. ૨ પોતાનો માર્ગ મુશ્કેલ થાય એવી રીતે વર્તવું.

**કાંઠલો**, સ્ત્રી૦ નાનો કાંઠલો.

**કાંઠલી**, પુ૦ [સં. कंठ] કંઠ-ગળાની આસપાસનો વર્તુલાકાર ભાગ. ગળાને બેસતો અંગરખાનો ગોળ કાપ, ઘડાના મોંની સાથે તેની આસપાસના ભાગવાળી હીબ. ૨ ગળાની આસપાસનો ગોળ આંકો. ઉ૦ કોટે કાળો કાંઠલો. ક. દ. ડા. ૩ સાળનું કવડું. વાણાનો તાર તાણાના તારમાં નાખવાનું મોઈ જેવું ઓજાર. ૪ હાંસડી, એક જાતનું કંઠાભરણ. ૫ વસંત, પરણતા પહેલાં વરની તરફથી કન્યાને જે ઘરેણું આપવામાં આવે છે તે. ૬ કિનારો, તીર, ઓવારો, (કુવાને કાંઠલે) ઘાટ.

**કાંઠો**, પું૦ [ सं. कठ. ] દરીઆ, તળાવ, નદી વગેરેના પાણીનો જ્યાં અટકાવ-અંત આવતો હોય તે ભાગ, કિનારો, તીર, તટ, ઓવારો, ઘાટ. ૨ ઘડા અથવા ગાગરના મોં આગળનો ભાગ, કાનો, કાંઠલો. ૩ કુવાની ભોંયની સપાટી ઉપરનો ગોળ ફરતો ભાગ. ( કુવાને કાંઠે ઉભી રહી. ) ૪ અંત, છેડો, અંતભાગ, (એના દુ:ખનો કાંઠો નથી.) ૫ હાંસડી, કાંઠલો, ગળાની આસપાસનો ગોળાકાર ભાગ. ચકરડું, વર્તુલ. (કોસનો-ચોરણાનો કાંઠો. ગોળ કમાન, ઘર. ૬ ગળું, કંઠ.

કાંડ, પું૦ [ स.काण्ड. ] ભાગ, પ્રકરણ, વિભાગ. ૨ કાતળી, બે ગાંઠાની વચલો ભાગ, પેર.

કાંડવું, ક્રિ૦ સ૦ સતાવવું, દુ:ખ દેવું.

કાંડાબળીઉં, વિ૦ જેના કાંડામાં ઘણું જોર હોય એવું, મજબુત પંજાવાળું, જેના હા-

થના પોંચાની આગળનો ભાગ બહુજ બળવાળો હોય એવું (માણસ.)

**કાંડા-વછોડ**, સ્ત્રી૦ ખાલી છીકર, ખોટી હોંસાતુંસી, મિથ્યાબળવ્યય, ૨ ચડસાચડસી, બલાભિમાનની રમત. કાંડા બળની અજમાશ લેવાની મરદાનગીની રમત.

**કાંડી**, [સં. काण्ड] પંજાની ઉપરનો કાંડાનો નાજુક ભાગ—અવયવ, કાંડું. ૨ સળી, દીવાસળી. દીવાસળીની પેટી. ૩ વિ૦ બળવાન કાંડાવાળું, કાંડાનું બળીઉં.

**કાંડીઉં**, ન૦ સ્ત્રીઓને કાંડે પહેરવાનું એક ઘરેણું, વલય, કડું.

**કાંડું**, ન૦ [સં. काण्ड] હાથના કોણી નીચેના હાથનો છેડો અને પંજાની ઉપરનો સંધિ ભાગ. ક્રિ૦ પ્ર૦ કાંડું ઝાલવું=આશ્રય આપવો, સહાય કરવી. ૨ આજન્મ નિભાવી લેવાનું માથે લેવું, મુદ્દામાલ સાથે પકડવું, કામ કરતાં પકડવું. કાંડું છોડવું=હાથ મુકાવવો, બળના ગર્વ માટે લડવું. કાંડું કાપી આપવું=હસ્તાક્ષર આપવા, સહી કરી આપવી, કાંડું કાપી લેવું—સહી લઇ લેવી, લખત કરાવી લેવું.

**કાંણ**, જુઓ કાણ.

**કાંણાં-કોઠી**, સ્ત્રી૦ બાળકને રમાડવાની એક રીત. બાળકને રમાડવા માટે પીઠ બઝાડી ફરવું અને કંઇ કંઇ બોલવું. ગોળમાટલું કરવું, એમ પણ કહેવાય છે.

**કાંણું**, ન૦ કોઇપણ સપાટી ઉપરનો ખાડો. દર, પોલ, કુવો. ૨ કોઇપણ સપાટીની આરપાર પડેલો ભોક, ખાડો, કુવો, શાર. ૩ છિદ્ર, વેહ, બાકું, નાકું, સુરાખ. ૪ ગાબડું, બગદાળું, બાકોરું. દોષ, ખોડ. ૫ દ્વાર, બારણું.

**કાંણું**, વિ૦ કાણાવાળું આરપાર દેખાય પ્રવાહી જાય એવું, (કાંણો પડો, કાંણું વાસણ.) છિદ્રવાળું, જેમાં વેહ હોય એવું, શારેલું, ભોકવાળું, બાકાવાળું, (કાંણું વહાણ.) જેમાંથી કણ ગરી પડે એવું. ૨ જેમાં વસ્તુનો કે વાતનો ટકાવ ન થાય એવું (પાત્ર—માણસ.) ૩ જેની એક આંખ ફૂટી ગઇ હોય એવું, એકાક્ષ. ૪ ખોડવાળું, અપલક્ષણું. કાંણું ઘોડું ને વળી કરડકણું. ' ભલ ભલા કુંવારા ને કાંણો કહેશે મારે બે બાઈડીઓ. કહે૦ કાંણાને કાંણું ન કહેવું—ખોડીલાને ખોડનું નામ દઇ ઉશ્કેરવું ? ચિઢાવવું નહિ પરંતુ કળથી પૂછવું, કોઇને અપ્રિય ભાષણ કરવું નહિ એવા અર્થમાં વપરાય છે. કાંણું ઘોડું ને કરડકણું=બેકુલક્ષણવાળું. એ દોષ પરાણે નિભાવી લેવાતો હોય તેમાં વળી બીજો ખરાબ દોષ જણાય ત્યારે કેમ નીભે ન મામા કરતાં કાંણો મામો સારો=મામોજ ' હોય તેના કરતાં કાંણો પણ મામો હોય તે સારું. અર્થાત્ સમૂળગુંજ ન હોય તેના કરતાં ભાગ્યું તૂટયું હોય તોપણ સારું.

**કાંત**, પું૦ [સં.] શ્રીકૃષ્ણ. ૨ ચંદ્ર. પતિ, સ્વામી. ન૦ કંકુ, ખરું લોઢું. વિ૦ સુંદર રૂપાળું, ખેંચાણ કરે એવું.

**કાંતણી**, સ્ત્રી૦ [કાંતવું.] કાંતવાની ઢબ કાંતવાની રીત. ૨ કાંતવાની આવડત.

**કાંતણું**, ન૦ કાંતણી, કાંતવાપણું. ૨ કંઇ કાંતવાનું હોય તે. ૩ કાંતવારૂપી જે કામ તે. ૪ ભાંજગડ, કટકટ, ટાયલું, લંબાણ કરવું તે. ૫ તરાક.

**કાંત-પાષાણ**, પું૦ [સં.] ચકમકનો પત્થર ૨ લોહચુંબક, ૩ એક જાતનું લોઢું. (એમ કહેવા છે કે લીમડાનો રસ કાંતપાષાણના વાડકામાં રાખ્યો હોય તો તેની કડવાશ જતી રહે છે.

**કાંત-લોહ**, ન૦ [સં.] અયસ્કાંત,લોહચુંબક

**કાંતવું**, ક્રિ૦ સ૦ વળ દઇને રૂ ઊન આદિ વા તંતુ કે રેસાવાળી વસ્તુમાંથી તાર વણી કાઢવો દોરો બનાવવો, ૨ ઝિણાશથી—કરકસરથી કામ કરવું-લેવું. ૩ સુંથવું, લંબાવવું. ક્રિ૦ પ્ર૦ ઝીણું કાંતવું=બારીકાઇથી—કરકસરથી કામ લે કાંતેલાને કાંતવું=દળેલાને દળવું, નકામું ટાયલું કરવું. કાંત્યું પિંજ્યું કર્યું કપાસ=કરેલાં કામ બગાડવું, કર્યું ન કર્યું કરવું.

કાંતા, સ્ત્રી૦ [ સં.] સુંદર-રૂપાળી સ્ત્રી.

કાંતાર, ન૦ [સં.] વન, કાનન, મોટુંવન.

કાંતિ, સ્ત્રી૦ [સં.] દીપ્તિ, શોભા, પ્રભા, તેજ, ચળકાટ, નૂર, છવી.

કાંતિદાયક, વિ૦ [સં.] શોભા આપે એવું, પ્રભા દેનારું, તેજદાયક.

કાંતિવાન, વિ. તેજદાર, શોભાવાળું, તેજસ્વી, પ્ભીદાર.

કાંતિ-લોઢું, ન૦ [ સં. कान्तलोह ] કલાઈ ચઢાવેલાં લોઢાનાં પતરાં. ૨ લોહચુંબક.

કાં-તો, અ૦ અગર, વા, અથવા. એક અથવા તો બીજું, એક નિશ્ચયથી જણાવવાના અર્થમાં વપરાય છે. ઉ૦ કાતો નાર કુભારજા, કાંતો કંથ ગમાર.

કાંદડું, ન૦ રેંટીઆની તરાકના બે છેડા જેમાં રહે છે તે, ચમરખું.

કાંદો, પું૦ [સં कन्द.] પડ ઉપર પડવાળી વનસ્પતિના મૂળની એક ગાંઠ, ડુંગળી, પ્યાજ. હરકોઇ વનસ્પતિના મૂળની ગાંઠ. ૨ મૂળ, જડ ને ઉપરની થોડી લીલી પાંદડી, ધરો, લીલું જડ વાળું ઘાસ. (કાંદા, એમ બ. વ. વપરાય છે.) ૩ ફાયદો, લાભ, નફો:-વેપારમાં શો કાંદો કાઢવાનો છે? ક્રિ૦ પ્ર૦ કાંદો કાઢવો=લાભ કાઢવો, ફળ પ્રાપ્ત કરવું.

કાંધ, સ્ત્રી૦ [સં. स्कंध.] ખાંધ, ખભો, સ્કંધ. ૨ ગળું, ઓડ, ડોક. બળદને ગળે જ્યાં ધુસરું મુકવામાં આવે છે તે ભાગ. ૩ ધુસરાનું આંટણ.

કાંધા-ખત, ન૦ અમુક મુદતે મુદત કકડે કકડે અમુક રકમ ભરવાનું લખત સાટું તે.

કાંધીઓ, પુ૦ [સં. स्कंधक.] કાંધ ઉપર ભાર વહેનાર, ખભા ઉપર ભાર ઉપાડનાર, મજુર. મડદું ઉંચકનાર, મડદાં ઉંચકવાનું કામ કરનાર (પારસીમાં.) ૩ બળદ, બેલ. ૪ સાગરીદ, સાથી, ચઢાવનાર, ઉત્તેજક. ક્રિ૦ પ્ર૦ કાંધ આપવી=મડદું ઉપાડવું, ઉપાડવામાં મદદ કરવી. કોઈ કામકાજમાં મદદ કરવી. સહાય થવું. કાંધીઆ કરવા=જે માણસો શ્મશાન ગયા હોય તેમને જમાડવા, બારમુ કરવું.

કાંધું, ન૦ આખી રકમના અમુક ભાગોમાંનો જે અકેકો ભાગ તે, હફતો, ક્રિ૦ પ્ર૦ કાંધું કાઢવું=હફતે હફતે આપવાના કરારથી નાણાં ઉછીનાં લેવાં. કાંધું ભરવું=હફતે હફતે ઠરાવેલી રકમથી નાણાં ભરવાં.

કાંધેલી, સ્ત્રી૦ ધુંસરી, ખાંધ, કાંધ. ૩૦ પ્ર૦ કાંધાપાંજરાં=હફતે નાણાં લેવાદેવાનો ધંધો.

કાંધે-વળીઓ, પું૦ દાણચોકી ઉપર દેખરેખ રાખનાર, નાકાવાળો માણસ.

કાંધે-વાળીઓ, પું૦ કાંધે વાળાલે એવો મોટો છોકરો, કાંધ સમાન આવી ગયેલો-મોટો છોકરો. વિ૦ ધુરંધર, કાંધ આપે એવો, ઘરનો બોજો ઉપાડી લે એવો છોકરો-સાથી.

કાંધો, પું૦ [સં. कर्दम.] કીચડ, કાદવ. ૨ રસો. અથાણાનો સેરો.

કાંન, પું૦ શ્રીકૃષ્ણ. ૨ કાન.

કાંનવ, ન૦ મહી અને નર્મદા નદી વચ્ચેનો પ્રદેશ, કાનવ. જુવાર અને રૂના પાક માટે કાનવ પ્રસિદ્ધ છે.

કાંપ, પું૦ [સં. कप.] કંપારો, ધ્રુજ. ૨ ચીકણો કાદવ, કાંપો, ચીકણો અને મુલાયમ કાદવ. તરી, ચરું. ૩. [ અં. Camp ] છાવણી, લશ્કરીપડાવ.

કાંપવું, ક્રિ૦ અ૦ [ સં. कंप्. ] થરથર થવું, ડગમગવું, હાલવું, ધ્રુજવું, કંપવું. ૨ ડરી જવું, બીવું, એ તો મહેતાનું નામ સાંભળતાંજ કાંપે છે. શોક ભય આશ્ચર્ય ઈત્યાદિથી શરીરનું કંપાયમાન થવું, રોમાંચ થવો, ધ્રુજ થઇ આવવી.

કાંપો, પુ૦ ઉછળ, ઉછળમાં જેટલું માય તેટલો જથો, ભારો, બોજો. એક માણસ ઉપાડી શકે તેટલા ભારનો જે સમુદાય તે, બોજ.

કાંબ, સ્ત્રી૦ [સં. कंबा.] કામડાનો ગજ, વાંસના ચિપાટીઆનું માપવું, આંકણી.

કાંબડી, સ્ત્રી૦ ( કામડી. ) નાનું કામડું,

વાંસનું ચિપાટીઉં, વાંસની ચીપ. ૨ અરણી અથવા બીજા' કોઇ જાતનાં ઝાડવાંની સીધી સોટી, સેઠણ, વાંસની પાતળી સોટી. ઉ૦ કરમાં લઇ કાંબડીરે, કુંવર પુંઠે ધાય, રીસે લોચન રાતડાં રે, જશોદાને મોઢે શ્યામ ન માય. ભાલણ.

**કાંબળી,** સ્ત્રી૦ (કામળી.) નાનો કાંબળો, ધાબળી, ઉનનું આછા વણાટનું જાડું કપડું. બકરાં ઘેટાંના કાળા ઉનની પિછોડી. ઉ૦ મારે ઓઢણ કાળી કાંબળી, બાઈ તારે ઓઢણ ઝીણું ચીર. આ. કા.

**કાંબળો,** પું૦ [સં. कंबल.] ઉનનો જાડા વણાટનો પિછોડો, ધાબળો.

**કાંબી,** સ્ત્રી૦ પગનાં કાંડા ઉપર પ્રસરીને રહે એવું રૂપાનું એક લંબગોળ ઘરેણું, કલ્લાંની નીચે પહેરવાનું કાંડાકડું, ઉ૦ કલ્લાં કાંબી અણવટ વિછુવા. ૨ કોસના મોંનો લોઢાનો કાંઠલો, ૩ ડોલ. ૪ સારણગાંઠ દાબી રહે એવો ચાંપનો કંદોરો.

**કાંય,** કંઈપણ, કશુંએ, ૨ કેમ, શા માટે, શા સારું:-એમ કાંય કરે છે?

**કાં-રે,** અ૦ કેમરે, અરે શું છે? કાં, શું, કેમ.

**કાંશકી,** સ્ત્રી૦ (કાંસકી.) વાળ હોળવાનું દાંતાવાળું વતરણું, કાંગસી, કંમની, કેશમાર્જની [ સં. केशमार्जिणी. ]

**કાંશકો,** પું૦ મોટી કાંશકી, દાંતીઓ.

**કાંશી-જોડાં,** ન૦ (બ. વ.) [સં. कास्ययुगल] બે હાથમાં રાખીને ખડખડાવાય એવાં કાંસાનાં બે ગોળ પાત્ર, કીર્તનીઆં, છમછમીઆં, ઝાંઝ.

**કાંસ,** પું૦ [સં. कृप्] પાણીને ખેંચી દૂર લઇ જવાને બનાવેલી કૃત્રિમ મોટી નીક, નહેર સાબરમતીમાંથી બે કાંસ કાઢી જિલ્લાની કેટલીક જમીનને પાણી પુરું પાડવામાં આવે છે.

**કાંસલું,** ન૦ (કાંસીઉ) કાંસાનું કદાચ જેવું વાસણ, તાંસળું, કાંસાનું વાસણ.

**કાંસવું,** ક્રિ૦ અ૦ [ સં. कास् ] ઠાંસવું, ખુંખું કરવું, ખાંખારવું, ઉદરસ ખાવી...

**કાંસાકુટ,** સ્ત્રી૦ વાસણોનો ભાગેલો જથો, ભંગાર, કાંસાનાં ભાગ્યાંતૂટ્યાં વાસણ. ૨ કાંસાના વાસણોનો ખડખડાટ, રૂ૦ પ્ર૦ કાંસાકુટ કાંસાને જેમ છેડીએ-અફાળીએ કે ઘડવા જઇએ તેમ વધારે ખડખડે, તેમ બોલકણા માણસને કહેવા જઇએ તેમ વધારે વધારે બોલે, માટે થોડુંજ છેડવું; એવા અર્થમાં 'કાંસાકુટ' વપરાય છે:-એ મૂર્ખની સાથે શી કાંસાકુટ કરવી!

**કાંસાં,** જુઓ કાંશીજોડાં.

**કાંસીઓ,** પું૦ કાંસાનો ઘાટ, કાંસાનો વાડકો.

**કાંસું,** ન૦ [સં. कास्य.] તાંબા અને કલાઈની મેળવણીની એક ઉપધાતુ. આમાં જસતનો પણ કંઇક ભાગ હોય છે. આ ઉપધાતુનો રંગ ધોળો થાય છે અને તાંબાની માફક તેને કાટ આવતો નથી. જેમાં કલાઇનો ભાગ વધારે હોય તે કાંસું સારું ગણાય છે. કાંસું બરડ હોવાથી ઝટ ભાગી જાય છે.

**કિચકિચ,** સ્ત્રી૦ ( અનુ. ) ચેંચેં, 'કિચકિચ' એવો અવાજ, કચકચ, કચપચ. પંખીઓ-ચકલીઓનું સામસામે બોલવું, પંખીઓની ગુંજ, ગુંજાર, કલબલ.

**કિચકિચવું,** અ૦ ક્રિ૦ કિચકિચ કરવું, દાંત કકડાવવા. તણાવું, ખેંચાવું, તડતડ થવું, ભરાવાથી કે ભારથી તૂટી જાય એમ થવું, કચકચવું.

**કિચકિચાવવું,** સ૦ ક્રિ૦ કિચકિચ થાય એમ કરવું, દાંત પીસવા-ખખડાવવા. ૨ ખેંચીને બાંધવું, જોરથી તાણવું, ભચરડાય તેમ કરવું.

**કિચડ,** ( કીચડ. ) પું૦ કાદવ, ગારો, પંક. કચરો, ગંદકી.

**ક્રિચોડો,** ( કીચુકો, કચુકો. ) આમલીનો ઠળિયો, બિયો, ચીચુકો. ૨ કીચુડ કીચુડ થાય એવું ચકડોળ. (છોકરાઓ હોળી ઉપર પોળોમાં એક અણીદાર થંભ અને એક વચમાં ખામણા વાળી આડીનો સામસામે બેશીને ગોળ ફેરવાય એવો રૉલ બનાવે છે તે.)

**કિટ-ખાધું**, વિ૦ ઉધેઈ લાગેલું, સડી ગએલું.

**કીટલી**, સ્ત્રી૦ [ અં. Kettle ] ચાદાની, કાવાદાની, ચા, કાફી અથવા ઉકાળો બનાવવાનું નાળચાવાળું વાસણ.

**કિટાવું**, અ૦ ક્રિ૦ કટાવું, કાટવાળું થવું, કાટ આવવો. ૨ બગડવું, ખરાબ થઇ જવું. ૩ બેસ્વાદ થવું.

**કિટોડો**, પું૦ કાટરડો, કચરો, ખાધો, કાલ્વ; પ્રવાહીનો નિતાર, કીટું, જાડો રગડો. ૨ ધાતુ માટી વગેરે ગાળતાં તેમાંના કાટકચરાનો ગટ્ઠો, કીટો.

**કિટ્ટ**, પું૦ [ સં. ] કચરો, મળ, કાટ, બગાડ.

**કિતવ**, પું૦ [ સં. ] ઠગારો, ઠગણો, ધૂર્ત, લુચ્ચો, કપટી, ઠગ, ધુતારો ઉ૦ કિતવ કાનની કીર્તિ કરતાં, લાજતી નથી લગાર. રેવાશંકર. ૨ ખેલાડી, જુગારી, વંચક, ખળ.

**કિતાબ**, પું૦ [ ફા. ] ગ્રંથ, ચોપડી, પુસ્તક. [ અ. ખિતાબ્ ] ઇલકાબ, માન અકેરામ, પદવી. જુઓ ખિતાબ.

**કિતાબ-ખાનું**, ન૦ [ આ. ] પુસ્તકાલય, લાઇબ્રેરી. પુસ્તકોની દુકાન, ગ્રંથ સંગ્રહાલય, ચોપડીઓની વખાર.

**કિતિએક**, અ૦ કેટલાક, કેક, કેટલાએક.

**કિત્તો**, પું૦ [ આ. ] પહોળા જાડા કાપની કલમ, ખરડો, અક્ષરોનો મરોડ શિખવાડવાને છોકરાં પાસે ઘુટાવવાનું પત્તું, દોપિસ્તું. વિભાગ, ખંડ, કકડો. અંક, નંબર, ચિહ્ન. એનુંએજ, નકલે નકલ.

**કિ-દહાડે**, અ૦ ક્યારે, કયે દહાડે, કયીવખતે.

**કિનખાબ**, ( કિનખાપ. ) પું૦ [ ફા. કિમ્ખાબ. ] જરી બુટ્ટાના વણાટનું રેશમી વસ્ત્ર, રેશમ અને કસબને સાથે વણતાં જેમાં બુટ્ટાદાર તરેહ પાડેલી હોય તેવું વસ્ત્ર. કારચોબી. ૨ ખાપો મૂકી મૂકીને કરેલું ભરતકામ. (અત્યારે પણ ગામડામાં ઝીણી ઝીણી ખાપો-કાચના કકડાઓ મૂકીને બુટ્ટાદાર ભરતકામવાળાં કાપડાં ભરાય છે.) જર.

**કિનરી**, ( કિન્નરી. ) સ્ત્રી૦ નાનું તંતુવાદ્ય, નાની સારંગી. ઉ૦ કિનરી કાન સુધારે. બાળમિત્ર.

**કિનાર**, સ્ત્રી૦ [ ફા. ] કોર, છેડો, ધાર, કોઇ પણ વસ્તુની અંતિમ સાંકડી અને લાંબી સરહદ, છેડા તરફની સપાટી, બાજુ, કોરણ.

**કિનારી**, સ્ત્રી૦ [ ફા. ] કિનાર, કોર, કોઇ પણ વસ્તુની ધાર, પ્રાંત ભાગ, મર્યાદા, ધારપટી. ફીત, સોના રૂપાના તાર અને રેશમ સાથે વણેલી સાંકડી અને લાંબી પટી.

**કિનારો**, પું૦ તટ, તીર, કાંઠો, ઘાટ, ઓવારો, પાર, બાજુ.

**કિન્નર**, પું૦ [ સં. ] ઘોડાના જેવા મુખવાળી અને ગાવાબજાવવાનો ધંધો કરનારી દેવતાઓથી ઉતરતી એક જાતિ અને તેના લોક. સ્વર્ગના ગાયક, કિંપુરુષ, અશ્વમુખ.

**કિન્નરી**, સ્ત્રી૦ [ સ. ] કિન્નરની સ્ત્રી. મધુર કંઠવાળી ગાનારી. ૨ સારંગી જેવું નાનું તંતુવાદ્ય.

**કિન્નરેશ**, પું૦ [ સં. ] કિન્નરોનો ઇશ=રાજા=કુબેર.

**કિન્નાખોર**, વિ૦ [ ફા. ] કિન્નાવાળું, ઝેરીલું, વેરી, અંટસ રાખે એવું, ખારીલું, દ્વેષી, દંસીલું.

**કિન્નો**, પું૦ [ ફા. ] દ્વેષ, ખાર, ઝેર, અંટસ. ૨ દંસ, દાઝ, વેર.

**કિફા**, અ૦ ('કયીપાસે'નું અપભ્રંશ રૂપ.) કેણીપાસ, કેણીગમ, કયી તરફ. (સુરતના ખેડુતો વાપરે છે.)

**કિફાયત**, સ્ત્રી૦ [ ફા. ] લાભ, નફો, વિ૦ સસ્તું, સોંઘું, ફાયદા પડતું. થોડી કિમ્મતે સારું ને ઘણું મળે એવું.

**કિફાયતી**, વિ૦ [ ફા. ] લાભવાળું, નફાદાર, જેમાંથી લાભ મળે એવું, સોંઘું, સસ્તું, ફાયદાકારક, ફાયદા પડતું.

**કિયત**, વિ૦ [ સં. ] કેટલું, કેવડું, કેલુ.

**કિયું**, સ૦ [ સં. किम. ] કયું, કવણ, કોણ. વિ૦ બેથી-વધારેમાંથી જુદું પાડી ઓળખાવા માટે પ્રશ્નાર્થે આ શબ્દ વપરાય છે. (કયું શબ્દ બહુ પ્રચારમાં છે.)

**કિરટોલ**, વિ૦ [ મ. ] છૂટક છૂટક, જુદું જુદું, પ્રકીર્ણ, પરચૂરણ.

**કિરણ**, ન૦ [ સં. ] તેજસ્વી પદાર્થમાંથી પ્રસરતી પ્રકાશ રેખાઓ તે, રશ્મિ, કર, તેજ. તેજસ્વી પદાર્થમાંથી સીધી લીટીએ પ્રકાશનો જે પ્રસાર થાય છે તે. મરીચિ, ગભસ્તિ, દ્યુતિ, આભા, જ્યોતિ, પ્રકાશ.

**કિરણમાલી**, પુ૦ [સં.] સૂર્ય, રવિ.

**કિરણાલેખ્ય-કળા**, સ્ત્રી૦ કિરણ-તેજની છાયા લઈ છબી ઉતારવાની કળા. Photography. ફોટોગ્રાફી.

**કિરત**, સ્ત્રી૦ કીર્તિ, યશ.

**કિરપા**, સ્ત્રી૦ [ સં. कृपा ] કૃપા, દયા, મહેરબાની.

**કિરમાણી-અજમો**, પું૦ એક જાતનાં દવાનાં બી, અજમાના જેવાં ઓષધિનાં બીજ.

**કિરાત**, પું૦ [સં.] જંગલી લોકોની એક જાત, ભિલ્લ, કોળી, ઠાકરડા, નિષાદ.

**કિરાતી**, સ્ત્રી૦ [સં.] ભીલડી, કોળણ. ૨ અનાર્યસ્ત્રી. ૩ દુર્ગા.

**કિરાયાદાર**, વિ૦ ભાડુત, ભાડે રહેનાર.

**કિરાયું**, ન૦ [ ફા. ] ઘર, જમીન અથવા બીજી કોઈપણ વસ્તુના વાપર માટે લેવામાં આવતું લવાજમ, ભાડું, વેતન.

**કિરિઆણું**, જુઓ કરીઆણું.

**કિરિયા**, જુઓ ક્રિયા.

**કિરીટ**, પું૦ [ સં. ] મુકુટ, મુગટ, તાજ, રાજાનું રત્નાદિ જડિત્ર શિરોવેષ્ટન

**કિરીટી**, વિ૦ [ સં. ] મુગટવાળું, તાજવાળું. ૨ જેને માથે મુકુટ ધરાતો હોય તે. ૩ રાજા, ચક્રવર્તી રાજા. ૦ ૪ અર્જુન.

**કિરે**, અ૦ ( અનુ૦ ) એક પંખીનો એવો ઉચ્ચાર.

**કિર્રે**, વિ૦ [ મ. ] ગીચ, ભરચક ઝાડીવાળું, નિબિડ (વન.) ૨ વાંસની ઝાડીવાળું (વન.) ૩ પંખીનો ગુંજારવ.

**કિલ**, અ૦ [ સં. ] નિશ્ચે, નિશ્ચય, નક્કી.

**કિલકાર**, પું૦ [ સં. ] પંખીઓનો આનંદનો કલબલાટ, ચકલાં અને બીજાં પંખીઓનું ખુશીનું બોલવું, કિલકિલ કરવું તે. આનંદના ઉભરાભેર અવાજ કરવો તે. ૧ મશ્કરી, મજાક, ઠેકડી. :-કિલકિલાકાર=આનંદધ્વનિ. ઉ૦ કોપ બોલાવે તો, કરે કિલકિલાકાર. દયારામ.

**કિલકારી**, સ્ત્રી૦ આનંદના ઉભરાથી અવાજ કરવો, ખુશીનું હસવું અને બોલવું તે. મજાક, મશ્કરી.

**કિલકિલાટ**, પું૦ [ સ. ] કિલકિલ અવાજ, ખુશાલીનો ઉભરો, પંખીઓનું એક સામસામે બોલવું. ખુશીખુશાલીથી ગાન કરવું તે.

**કિલકિલાવવું**, સ૦ ક્રિ૦ 'કિલકિલ' કરે એમ કરવું, ખુશ કરવું, હસાવવું, ખુશાલીના અવાજ કરે એમ કરવું, કલ્લોલ કરાવવી, ખિલાવવું, તાને ચઢાવવું.

**કિલકિંચિત**, ન૦ [સં.] હાવ, શૃંગાર ભાવની એક તરેહ.

**કિલવો**, પું૦ કિલ્લીદાર,

**કિલાવો**, પું૦ મહાવતને ચઢવા માટે હાથીને ગળે લબડતુ રાખેલું દોરડું.

**કિલ્લી**, [સં. कील] કુંચી, ચાવી, તાળું, કળ વગેરે ઉઘાડવાનો ખીલો-ઓજાર.

**કિલ્લું**, [ સં. कीट. ] અનાજમાં થતું એક જાતનું નાનું જીવડું, ધનેરું, બોટલું.

**કિલ્લેદાર**, પું૦ [ ફા. ] કિલ્લાનો ઉપરી અમલદાર, જેના કબજામાં કિલ્લો હોય તે. વિ૦ કિલ્લાવાળું, શત્રુ સામે રક્ષણ મળે એના કોટ વગેરેના બાંધકામવાળું.

**કિલ્લેબંદી**, સ્ત્રી૦ કિલ્લાના જેવું બાંધકામ તે, શત્રુની સામે રક્ષણ મેળવાય એવું જે બાંધકામ તે.

**કિલ્લો**, પું૦ [ ફા. ] શત્રુથી ઝટ ભાગી કે તૂટી શકે નહિ એવું ચુનાગચ્ચીની દિવાલવાળું મજબુત બાંધકામ, કોટ, તટબંધી, ગઢ, શત્રુની સામે ટકી રહેવાને બાંધેલું ચારે તરફ ફરતા મજબુત કોટવાળું રાજમહેલ અને રાજ કચેરીઓનાં મકાનોવાળું મોટું વિશાળ બાંધકામ, દુર્ગ.

**કિલ્વિષ**, (કિલ્મિષ.) ન૦ [ સં. ] પાપ, પાતક. ઉ૦ દીનદયાળ કૃપા કરી મારાં, કિલ્વિષ સર્વ નિવારો. પ્રા. મા. મળ, મેલ, દોષ, અપરાધ, પાપ.

**કિશોર**, વિ૦ [ સં. ] નાનું, અણસમજુ, બાળક, તરણુ, સગીર, જુવાન-અવસ્થા=બચપણુ, નાની-પુખ્ત નહિ એવી અવસ્થાવાળું, જુવાનીની શરૂઆતના કાળનું.

**કિશોરી**, સ્ત્રી૦ [ સં. ] કુમારી, કન્યા, જુવાન છોકરી, તરણુ ઉંમરની સ્ત્રી, બાલવનિતા.

**કિશત**, સ્ત્રી૦ [ફા. ] ખેડ, કૃષિ, ખેતી. ૨ જમીન ઉપરનું સરકારી ભાડું, મહેસુલ, સાંથ, ચોથ, ખંડણી. ૪ હાર, પરાજય, શેહ.

**કિષ્કિંધા**, સ્ત્રી૦ [સં.] રામાયણમાં વર્ણવેલા વાનરરાજ્યની રાજધાની, વાલિની રાજધાની, દક્ષિણમાં આવેલા કિષ્કિંધ પર્વતની એક ગુફા.

**કિસ**, વિ૦ [સં. कीदृश.] શું, કંઈ લેખામાં નહિ એવું, તુચ્છ, નિકૃષ્ટ લઘુતાના અર્થમાં વપરાય છે.:—એ તે કિસ ગણતરીમાં. ૨ કેવું, કેટલું. ૩ કોણ, કયું. જુની ગુજરાતીમાં કિસું =કેવું ના અર્થમાં વપરાયેલું જણાય છે.

**કિસમ**, સ્ત્રી૦ [ફા.] જાત, રીત, પ્રકાર, ઢબ, લક્ષણ, તરેહ, વિધ. :—એ કેવી કિસમનું કામ કરે છે.

**કિસમિસ**, ( ખીસમીસ. ) બિયા વગરની નાની ગોરાડુ દ્રાક્ષ.

**કિસલય**, ન૦ [સ.] નવાં અને કુમળાં પાનવાળી ડાળખી, કુંપળ, પલ્લવ, કુમળાં લાલ પાંદડાંની ડાળી, શાખા. કુમળું નવું તાજું પાંદડું.

**કિસ્ત**, સ્ત્રી૦ [ફા.] મહેસુલ, સાંથ, જમીનનું ભાડું, રાજકર. વેરો. ૨ શેહ, છાયા પાડવી, દાબ આપવો, ખો ભુલાવવી તે, બંધી, હાર ખવરાવવી તે, દમ. ૩ ખંડણી, ચોથ, મહેસુલ, વજે, સાંથ.

**કિસ્બણ**, સ્ત્રી૦ કસબણ, વેશ્યા, કુલટા, સ્વૈરિણી. ૨ કસબી સ્ત્રી, કળાવતી.

**કિસ્મત**, સ્ત્રી૦ [ અ૦ કિસ્મત. ] ભાગ્ય, નસીબ, તકદીર, સરજત, કર્મ.

**કિસ્સો**, પું૦ [ફા.] કહાણી, વાર્તા, કથા, અદ્ભુત કથા, ચમત્કારી વાત. ૨ બનાવ, કલ્પિતકથા, ગાથા. ૩ યુક્તિ, હીકમત, બુટ્ટો. ઉ૦ તમે ઠીક કિસ્સો કાઢીને કામ સાધી લીધું. ક્રિ૦ પ્ર૦ કિસ્સો કરવો=કામ કાઢી લેવાય એવી બનાવટ કરવી, યુક્તિ કરવી, બુટ્ટો ઉઠાવવો. ૨ પ્રપંચ-તરકટ કરવું.

**કિમ્**, [ સં. ] શું, કેમ, જિજ્ઞાસાર્થ ઉદ્ગાર.

**કિંકર**, પુ૦ [ સ. ] દાસ, ચાકર, નોકર, કામ કરનારો, સેવક, ગુલામ.

**કિંકરી**, સ્ત્રી૦ [ સ. ] દાસી, ચાકરડી, સેવિકા, કામકરનારી, લુંડી, ગુલામડી.

**કિંકિણી**, સ્ત્રી૦ [ સં.] કંકણી, કાંગરાવાળું સ્ત્રીઓને હાથે પહેરવાનું ઘરેણું, કાંગરીવાળું વલય. ૨ ઘુઘરીઓવાળો કંદોરો, ક્ષુદ્ર ઘટિકા, કાંચી, ઘુઘરમાળ, નાની ઘંટડી.

**કિંકિરાત**, પુ૦ [ સં. ] પરાગ, પુષ્પરજ, ફૂલમાંની પીળી રજ, ૨ અશોક. ૩ કામદેવ.

**કિંગલાણ**, ન૦ અતિ આનંદ. અત્યંત હરખાઇ જવું તે, અતિ ખુશાલી, મલકાટ. ક્રિ૦ પ્ર૦ કિંગલાણે ચઢવું=હરખાઇ જવું, મલકાટ કરવો, લહેરે ચઢી જવું, આનંદ મગ્ન થઈ જવું.

**કિંગલાવું**, અ૦ ક્રિ૦ મલકાઈ જવું,

અતિ આનંદ ધરવો, હરખાવુ, ખીલવુ, લહેરે ચઢવુ, ખુશી થવુ.

**કિંચન**, અ○ [ સ. ] કંઈપણ, જરાપણ, લગારેક, થોડુક.

**કિંચિત્**, અ○ [ સં. ] જરા, લગાર, સહેજ સાજ. કંઇક, લેશ, લેશમાત્ર.

**કિંજલ્ક**, ન○ [ સ. ] મકરંદ, પરાગ, ફૂલની અંદરના તંતુ, કેસર. (ફૂલના કેસરાં).

**કિંતુ**, અ○ [સ] પણ, તોપણ, તથાપિ, પરંતુ.

**કિંપુરૂષ**, પુ○ [સ] કિન્નર, અશ્વમુખ, સ્વર્ગના ગવૈયા. ૨ તુચ્છ માણસ.

**કિંબહુના**, અ○ [સ] વિશેષ શું? એટલું જ, બસ, વધારેશું.

**કિંવદંતી**, સ્રી○ [ સ. ] જનશ્રુતિ, લોકવાયકા, અફવા, જનાપવાદ, કહેતી, ગપાટો, ગપગોળો.

**કિંવા**, અ○ [ સ. ] વા, અથવા, તો, યા, યાને, યદિ, યદ્વા.

**કિંશુક**, પુ○ [ સ ] એક જાતનું ઝાડ, ખાખરો પલાશ.

કી, અ○ કયી —કીદહાડે —કીપાસ ગયો, (કેધ)

**કીકરો**, પુ○ ટાંકણુ, પત્થર ઈત્યાદિ ટાંકવા, કોડવા અથવા કોરવાનું ઓજાર. વિઝણુ. સિંધણું, ફરશી. (સુતારનુ ઓજાર.) ૨ મહેમાન, પરોણો. [ સ किकर ] અભ્યાગત, આગંતુક. ( સુરત જિલ્લાના અનાર્યોમા વપરાય છે ) [ ककर ] કાકરો, મરડ, જેનો ચુનો થાય છે તે કાકરો, મરડિયો

**કીકિઆણ**, ન○ કીકિઆરીઓનો ઘોઘાટ કકલાણ, ચીસો પાડવી તે ૨ કલ્પાત, કલાહોર. ઘણા માણસોનું એક સાથે મોટેથી રડવુ કે બોલવુ તે

**કીકિઆરી**, સ્રી○ તીણી બૂમ, ચીસ, રાડ ભય, શોક, ત્રાસ અને ન સહન થાય એવી પીડાનો તીણો અને મોટો અવાજ મહા દુ:ખની ચીસ ચીસાચીસ કરવી તે.

**કીકી**, સ્રી○ [ સ. कनीनिका. ] આંખની અંદરની ગોળ ટીપકી-કુકાળી, જેમાં પ્રતિબિંબ પડે છે તે. ૨ નાની છોકરી, કુમારિકા, કન્યા. (છોકરીનું સામાન્ય બોલીમાં નામ, સુરત તરફ વપરાય છે) અત્યંત વહાલ બતાવવાને વહાલા માણસને આંખની કીકીની ઉપમા આપવામા આવે છે ઉ○ × × કયી બેન કેવા વહાલા રે, જાણે મારી આંખોની કીકા રે. સ્રીગીત.

**કીકો**, પુ○ નાનો છોકરો. ( સુરત તરફ જે નાના છોકરાનું નામ ન પાડયુ હોય તેને કીકો અને છોકરીને કીકી કહેવામાં આવે છે ભરૂચ જિલ્લામા કીકો ને કીકી કાઠિઆવાડમા અગો ને ગગી અને પારસીઓમાં બુચો ને બુચી. ) ૨ લાડકો છોકરો. ૩ બાળક, અણસમજુ.

**કીચ**, પુ○ (કીચડનુ ટુંકુ રૂપ) કીચડ, કાદવ, ગારો.

**કીચક**, પુ○ [સ.] પોલો વાંસ ૨ વિરાટ રાજાનો સાળો અને સેનાધિપતિ. અજ્ઞાતવાસમા રહેતાં સૈરંધ્રી-દ્રૌપદી ઉપર એ મોહી પડ્યો હતો. દ્રૌપદીને વિતાડતાં આખરે તે ભીમને હાથે માર્યો ગયો હતો.

**કીચડ**, પુ○ કાદવ, કચરો, ગારો, પંક.

**કીચુકો**, પુ○ આમલીનો ઠળીઓ, ચીચુડો કચુકો, ચચુકો.

**કીચુડો**, પુ○ કીચુડ કીચુડ અવાજ સાથે ગોળ ફરતું-ધાટ જેવુ એક લાકડુ, નાનું ચકડોળ ચીચવો

**કીજે**, ક્રિ○ [ સં. क्रियताम् ] ( 'કરવુ' ઉપરથી બને છે ને કવિતામા વપરાય છે. ) કરવુ. કીજીએ=કરીએ. ઉ○ શુ કીજે, દહાડતા કયમ લીજે. ૨ કહેવું. —અમે કીજીએ=અમે કહીએ. ( કાઠિ )

**કીટ**, પુ○ [સ किट्ट ] મેલ, કચરો, કસ્તર. ૨ કાટ, કાટનો મેલ, ધાતુનો વિકાર ૩ કીડો,

જીવજંતુ, ઉધેઈ. કીટપતંગ=કીડી ફુદું. ૪ ગાંઠો, ચૂંજ. :– કીટનાં લાકડાં, ગાંઠાને લીધે ફાટે નહિ એવાં લાકડાં.

**કીટ,** અ૦ તૈયાર, પાકે, મોઢે. વિ૦ પૂર્ણ જાણ, અક્ષરે અક્ષર, અને કડીએ કડી મુખપાઠ હોય એવું, બરોબર માહીત, જાણીતું, ભોમિયું, નિષ્ણાત.

**કીટી,** સ્ત્રી૦ પાંદડી, પાંદડાંના કકડાઓની રજ, કસ્તર. :– રૂમાં કીટી હોય છે. કપાસનો કચરો, કીટીવાળું ૨. બરચી-કપાસ-રૂમાં બહુ કીટી હોય છે.

**કીટીઉં,** વિ૦ કપાસનાં પાંદડાંની રજવાળું (૧) ૨ છાશવાળું (ઘી.)

**કીટું,** ન૦ ઘીમાંની છાશ, ઘીને ઉનું કરતાં તળીએ જે કચરો છાશ વગેરે રહે છે તે. વિ૦ કાટવાળું, કષાય. (ચીટું.)

**કીટો,** પું૦ માટીનાં ઈંટ, નળીઆં વગેરે પકવતાં અત્યંત ગરમીને લીધે માટી બળી જઈ તેના રસના જે ગઠ્ઠા બાઝી જાય છે તે. ૨ તાપથી ગળેલી ધાતુનો વિકાર. ૩ ગાંઠાગાંઠાવાળાં લાકડાં, વેઢા. ૪ બગાડ, વિકાર, કચરો.

**કીડ,** સ્ત્રી૦ [સં. क्रिट=કીડો ઉ૦] કીડા, જીવજંતુ; ઉધેઈ, સડો. ૨ કીડા, ઉધેઈ, જૂ, સવા વગેરેનો જે ઉપદ્રવ તે, રુધિર વિકારનો ચામડી ઉપર થતો રોગ, દાદર, ઉદરી વગેરે. ૩ ચળ, ખંજવાળ, ખુજલી, કંડુ, ખરજ.

**કીડખદું,** વિ૦ (કીડે ખાધેલું.) કીડાઓથી ખવાએલું, કીડાઓએ કોતરીને બગાડેલું.

**કીડી,** સ્ત્રી૦ [સ. कीटिका] એક જાતનું ઘણુંજ નાનું જીવડું. નાની, મોટી, લાલ, કાળી, પંખાળી વગેરે ઘણી જાતની કીડીઓ થાય છે. કીડી ઉદ્યોગી અને સંગ્રહ કરનારો જીવ છે.

**કીડિઆરું,** ન૦ ( કીડી-આલય. ) કીડીઓનુ દર, જેની અંદર કીડીઓ રહેતી હોય તે, કીડીઓનું ઘર. ૨ કીડીઓનું ઉભરણ.

**કીડિઆસેર,** સ્ત્રી૦ કીડીઓની આવલી, કંઠી, કાચના કાળા મણકાને દોરામાં પરોવીને બનાવેલી સેર. સૌભાગ્યવતી હિંદુ સ્ત્રીનું કંઠાભરણ.

**કીડીઉં,** ન૦ કાચનો દોરામા પરોવાય એવો નાનો ગોળ દાણો, લાલ, લીલાં, પીળાં વગેરે રંગનાં કીડીઆં થાય છે. હિંદુસ્ત્રીઓ તેને દોરામાં પરોવી ઘરેણા તરીકે પહેરે છે, તેની ઝૂલ, ભરતકામ, તોરણ, પડદા વગેરે પણ થાય છે.

**કીડીકંથવો,** પું૦ કીડી અને કીડીથી પણ નાનું એક જીવડું તે, ઝીણાં જંતુઓને ઉદ્દેશીને આ શબ્દ વપરાય છે:-કીડીમંકોડી, કીડીકંથવો.

**કીડીમંકોડી,** સ્ત્રી૦ કીડી અથવા મંકોડાની બાદા, ( એક કે બીજું ) કીડીની જાતનાં જંતુઓને માટે આમ બોલાય છે. કીડી કંથવો.

**કીડામારી,** સ્ત્રી૦ જેનાથી નાના જંતુઓ મરી જાય એવી એક વનસ્પતિ, કીડને મારી નાંખે એવી એક દવા.

**કીડો,** પું૦ [સં. कीट.] પેટે ચાલનારો એક લાંબો તંતુ જેવો જીવ, કીડા ઘણી જાતના થાય છે.

**કીધું,** કરવું ક્રિયાપદનું ભૂતકાળનું રૂપ, કર્યું. ૨ કહેવુંનું ભૂતકાળનું રૂપ: કહ્યું.

**કીનખાબ,** પું૦ રેશમ અને જરીના તારના ભેગા વણાટનું વેલ બુટી પાડેલું એકાદ કપડું, કીનખાબ તરેહ તરેહનો થાય છે. ગુજરાતમાં અમદાવાદનો કીનખાબ સૌથી વધારે વખણાય છે.

**કીમતી,** વિ૦ કિમ્મતવાળું,મૂલ્યવાન; મોંઘું. ૨ અગત્યનું, દુર્લભ, ઝટ ન મળી શકે એવું.

**કીમીઆગર,** પુ૦ [फा] કીમીઓ જાણનાર; કીમીઓ કરનાર, કળાબાજ, યુક્તિબાજ, હલકી વસ્તુને રસક્રિયાથી મૂલ્યવાન બનાવવાની કળા જાણનારો. ૨ ધુતારો.

**કીમીઓ,** પું૦ [ फा. ] હલકી ધાતુને કીમતી ધાતુ બનાવવાની રસક્રિયા, ચમત્કળા; યુક્તિ:-તમે ખરો કીમીઓ કાઢયો. ૨ જેમાંથી સહેજ સમૃદ્ધિવાન થવાય એવી કોઈ ચમ-

ત્કારિક ક્રિયા. ૩ જેમાંથી પુષ્કળ લાભ થતો હોય એવો ધંધો.

**કીર,** પુ૦ [સં.] પોપટ; શુક.

**કીરતન,** ન૦ [ સં. ] કીર્તિનું ગાન, યશ અથવા ગુણવર્ણન, ભજન; ઇશ્વરના અથવા દાતાના ગુણનું ગાન તે.

**કીરતનીઆં,** ન૦ ( બ. વ. ) કીરતનમાં વગાડવાનાં કાંસાનાં છબલીકાં, ઝાંઝ, કાંસીજોડાં. ૨ કીર્તનનું બહુવચન; કીર્તનમાં ગાઇ શકાય એવી પરમેશ્વરના ગુણવર્ણનની કવિતાઓ.

**કીરતાર,** પુ૦ પરમેશ્વર, ઇશ્વર, કર્ત્તા, ઉત્પન્ન કરનાર.

**કીરમજ.** સ્ત્રી૦ [ સં. ક્રમિજ. ] કૃમિમાંથી ઉત્પન્ન થતી એક વસ્તુ. (આ. કિરમિઝ) કૃમિ અથવા એક જાતના કીડાઓ થાય છે, તેમને એક વાસણમાં એકઠા કરી તળે ગરમી કરવાથી સઘળા મરી જાય છે અને તેમનાં જે શરીર -ખોખાં રહે છે, તેમાંથી રંગ બને છે. આ કીડાની માદાના ખોખામાંથી બહુ સારો રંગ નીકળે છે. એ કીડાનાં ખોખાં તે કીરમજ કહેવાય છે; તે રંગ અને દવા તરીકે વપરાય છે.

**કીરમજી.** વિ૦ કીરમજનું, કીરમજમાંથી બનેલું, લાલઘેરું; ઘેરા લાલ રંગને કીરમજીઓ રંગ કહે છે; કીરમજના રંગનું.

**કીર્તન,** ન૦ [ સં. ] યશોગાન, ગુણ, યશ કથન; ઇશ્વર અથવા મોટા માણસના યશનું ગાન. કીર્તનભક્તિ=ગુણ ગાઇને ભજન કરવું તે. ભક્તિના નવ પ્રકાર છે, એમાંનો ગુણ કથનનો એક પ્રકાર.

**કીર્ત્તિ,** સ્ત્રી૦ [સં.] સારા ગુણ, કર્મ અને વર્તનની વાહવાહ બોલાવી તે; ખ્યાતિ, પ્રસિદ્ધિ, વખાણ, યશ, આબરૂ, નામના.

**કીર્ત્તિમાન,** વિ૦ [સં.] કીર્ત્તિવાળું; આબરૂદાર; યશસ્વી; પ્રખ્યાત; નામાંકિત.

**કીર્ત્તિવંત,** વિ૦ [સં] કીર્ત્તિમાન, કીર્ત્તિવાળું.

**કીર્ત્તિસ્તંભ,** પુ૦ [ સં. ] મોટા જય વિજયની યાદગીરી રહેવાને બંધાવેલો મિનારો, અથવા સ્તંભ જેવું બાંધકામ. કીર્તિકોટ=નામના વાહવાહ, સાબાશી. નામના કરી રહેવું તે. કીર્તિ કોટડાં=યાદગીરીનાં બાંધકામ. ઉ૦ નામ રહંતાં ઠાકરાં, નાણાં નહિ રહંત, કીર્તિ કેરાં કોટડાં, પાડ્યાં નહિ પડંત.

**કીલ,** પું૦ મળ, કચરો, ચીકણો કીચડ. ૨ મળી, ઉગ.

**કીલકારી,** સ્ત્રી૦ મલકાટ, ખુશીનું હસવું બોલવુ તે. ક્રિ૦ પ્ર૦ કીલકારીઓ કરવી=મજાક રૂપે હસવું બોલવું તે, સામો માણસ ચિડાય તેમ તેની ઠઠ્ઠામશ્કરીઓ કરવી ને ખુશાલી બતાવવી તે, ખુશ થવું.

**કીહારે,** અ૦ કયારે; કયે વખતે.

**કીહાં,** અ૦ કયાં; કયે ઠેકાણે.

**કીંમત,** સ્ત્રી૦ [ ફા. કિમત ] કોઈ પણ વસ્તુની દેશકાળને લઈ તેની ઉપયોગિતાની જે યોગ્યતા તે; તુલના; કદર, બૂજ, મૂલ, મૂલ્ય.

**કીંમતવાર,** અ૦ યોગ્યતા પ્રમાણે દરેક વસ્તુ તેની કીંમત પ્રમાણે ગોઠવાએલી કે લખાએલી હોય એમ, દરેક તેની તેની કીંમત સાથે, મૂલપ્રમાણે.

**કુંઅર,** જુઓ કુંવર.

**કુંઆર,** જુઓ કુંવાર.

**કુંઆરું,** જુઓ કુંવારું.

**કુંકડી,** જુઓ કોકડી.

**કુંકણી,** વિ૦ [ મ. कोंकणा. ] કોંકણનું; કોંકણમાં થતું-લગતું. :- કુંકણીગોળ.

**કુંકણીકેળાં,** ન૦ (બ. વ.) એક જાતનાં કોંકણમાં થતાં કેળાં. સૂકવેલાં કેળાં; સૂકવણીનાં કેળાં.

**કુંકરી,** કુંકરી દાવ, જુઓ કાંકરીમાં.

**કુંકરો,** જુઓ કાંકરો.

**કુંકાપગું,** વિ૦ [ સં. कुंकुम+पद. ] કંકુનાં પગલાંવાળું; શુભ, મંગળકારક પગલાંવાળું; સારાં પગલાંનું; સકુનિયાળ,

**કુંકાવટી**, જુઓ કંકાવટી.

**કુંકાવટો**, પું૦ કંકુ, અક્ષત, ચંદન વગેરે પૂજાની સામગ્રી રાખવાનું ધાતુ અથવા લાકડાનું ખાનાંવાળું પાત્ર, કંકોડું.

**કુંકાવરણું**, વિ૦ [ સં. कुङ्कुमवर्ण ] કંકુના જેવા રંગનું, કંકુવર્ણું; રાતું; લાલ. (કંકુવરણું)

**કુંકુમ**, ન૦ [સં.] હળદર અને ખારાની મેળવણીથી બનાવેલું રાતા રંગનું ચૂર્ણ; કંકુ.

**કુંકુ**, જુઓ કંકુ.

**કુંકો**, પુ૦ પાતળી ઠીકરીને ઘશીને બનાવેલો પૈસા જેવો ગોળ આકારનો કકડો, કુકો, છોકરીઓની રમતનું સાધન. ૨ કોડી, નાની છીપ.

**કુંગરો**, જુઓ કાંગરો.

**કુંચડી**, જુઓ કૂચડી, પિંછી.

**કુંચલી**, સ્ત્રી૦ [ સં. कंचुलिका. ] કાંબળી વગેરેની પને કલાઈવાળી એક તરફથી શીવી કે બાંધી લઇને માથે નાંખવાને બનાવવામા આવતી ઓઢણી; ખોયલી; ઓયલો; ઓઢો; ઘૂમટી.

**કુંચવાવું**, અ૦ ક્રિ૦ સંકોચાવું; ઓસરવું; કચવાવું; આનાકાની કરવી; કોઇ પણ કાર્ય કરતાં અપ્રસન્ન રહેવું, કમને કરવું.

**કુંચી**, સ્ત્રી૦ કોઇ પણ કળ ઉઘાડવાનું ઓજાર, ચાવી, કિલ્લી. ૨ કોઇ પણ કાર્ય સહેલાઇથી કરાય એવી હીકમત. ઉપાય; રસ્તો; માર્ગ. ૩ [ સં. कूर्चक. ] જુડી, પિંછી, વાળાકુચી. ૪ ભેદ; રહસ્ય; મર્મ; સમજ.

**કુંચો**, પુ૦ મોટી કુંચી. ( તિરસ્કારમાં ) ૨ જુઓ કુચો, કૂચડો.

**કુંજ**, સ્ત્રી૦ [ સં. कुञ्ज. ] ઝાડ અને ઝાડવાંની ઘટાથી બનેલી ગુફા; ખપાટિયાનો કમાનદાર મંડપ કરી તેની ઉપર વેલીઓ ચઢાવવાથી બનેલી ઘટા; લતામંડપ; લતાગૃહ; મોટાં નાનાં ઝાડો, ઝાંડવાં અને વેલીઓથી ઘટાદાર થયેલું સ્થાન.

**કુંજગલી**, સ્ત્રી૦ લીલા ઝાડ, ઝાડવાં અને વેલીઓ એક બીજા સાથે ગુંથાઇ જવાથી બનેલા જે વિવિધ ઘટાઓવાળા માર્ગો તે. ૨ વૃંદાવનનું યમુના ઉપરનું એક ગાઢું વનઃ–ઉ૦ સુંની કુંજગલી યમુનાનારે, તટ સુના ને હુંય સુંની. ૩ સાંકડો, છાયાવાળો અને ભુલાપડાય એવો ગીચ વન માર્ગ.

**કુંજડો**, પુ૦ શાકભાજી અથવા ફૂલપાન વેચનાર; કાછીઓ; માળી (નર્મ.)

**કુંજર**, પુ૦ [સં.] હાથી; ગજ; મોટો હાથી. કુંજરપિંપર=ગજપિંપર; મોટી પિંપર. ૨. એક જાતની ઓષધિ.

**કુંજરાએલું**, વિ૦ કુંજરાઇ ગએલું; ટાઢથી, છાયાથી કે બીજી કોઇ જાતની અડચણથી કુદરતી રીતે નહિ વધવા ખીલવા પામેલું એવું. જેને સંપૂર્ણ વિકાશાવકાશ ન મળેલો હોય એવું ( વનસ્પતિ ) ૨ બળિયેલ; ક્રોધ, શોક કે અદેખાઇથી ધુમરાએલું હોય એવું. ( માણસ. ) વિશીર્ણ, વિવર્ણ.

**કુંજરાવું**, અ૦ ક્રિ૦ નહિ વધવું, નહિ વિકાશ પામવું, સંપૂર્ણ નહિ ખીલવું. ૨ અંતરમાં બળવું, સિઝાઇ જવું, ધુમરાવું, ખિન્ન–અપ્રસન્ન રહેવું, ઉન્મન રહેવું, ઉઠી ખીજથી ચડેલે ચહેરે રહેવું,

**કુંજાર**, વિ૦ કુંજ બનાવે એવું, ઘટાદાર, સંપૂર્ણ ખીલેલું; પ્રફુલ્લ, વિકસિત; કલ કલ થઇ રહેલું. :–લીલુકુંજાર.

**કુંજો**, પું૦ પાણી ભરવાનું સાંકડા નળાકાર મોંઢાનું ધાતુ અથવા માટીનું વાસણ; લોટવો; ( માટીનો ) ચંબુ, શિરોઇ; (ધાતુની) લોટવો (માટીનો એ અર્થમાં કુંજો વપરાય છે.)

**કુંઝડો**, પુ૦ ગુસ્સે થએલો હોય તે; કુંજરાએલો–ચડેના મોંઢાનો માણસ.

**કુંઠિત**, વિ૦ [સં.] બુઠ્ઠું, ખાડું. ૨ ખજેલું; અટકી ગએલું; બહેર મારી ગએલું; અડધે ટી અટકેલું; જડાઈ બંધ થએલું; રુંધાએલું., બચકી ગએલું.

**કુંડ**, પુ૦ [ સં. ] ખાડ; ખાડો. ૨ જમીન

ખણી ગોળ ચોરસ અથવા બીજી કોઈ આકૃતિએ બાંધેલો ખાડો, વેદી. :-હોમકુંડ; જળ કુંડ; ચતુષ્કોણ અથવા બહુકોણ આકૃતિએ બાંધેલું જળાશય; હોજ. ૩ કુંડને આકારે બનાવેલું પાત્ર. ૪ કારીગરો પોતાના ધંધાના ઉપયોગ માટે જોઈતા પાણીને માટે જમીનમાં ચણતરથી જે ખાડ કરે છે તે; અથવા ધાતુ, પત્થર વગેરેનું કુંડાકાર પાણીપાત્ર, ખાણ, ગર્ત :-નરકકુંડ.

**કુંડળ,** [સં.] ચોકડું; કાને પહેરવાનો મોતી અથવા ઝવેરના મણકાનો વાળો, સ્ફૂટિકનું ચક્રાકાર કાનનું ઘરેણું.

**કુંડળી,** સ્ત્રી૦ [ સં કુણ્ડલી. ] કુંડાળી; નાનું કુંડાળું. ૨ ખાનાંવાળુ ચોકડું (જ્યોતિષમાં) :-જન્મકુંડળી. ઉ૦ જન્મકુંડળી લઇ જોશીને હું પ્રશ્ન પૂછવા જાઉં. ક દ. ડા. જન્મકુંડળીમાં બાર ખાનાં ઘર કે ભુવન હોય છે. (એક કેન્દ્રથી એક ગોળ કુંડાળુ કરી, એ કુંડાળાના પરીઘને કેન્દ્ર બનાવી મૂળ કેન્દ્ર ઉપર થઇને જેની પરીઘો જાય એવાં કેટલાંક કુંડળો કરતાં મૂળ કુંડળના બાર ભાગ થાય છે. આ પ્રમાણે વર્તુળોથી કુંડળી કરવાનો શ્રમ નહિ લેતાં ચોખંડી આકૃતિમાં બાજુએ ખુણા આવે એવી બીજી આકૃતિ કરી બાર ખાનાં પાડવામાં આવે છે, કુંડળીનો મુખ્યાર્થ વર્તુલાકાર કુંડળીજ.) અજગુ. ટુંટીઉ.

**કુંડળીઓ,** પું૦ એક માત્રામેળ છંદ, એને ૭ ચરણ હોય છે અને પહેલા દોહરાનું ચરણ છઠ્ઠા ચરણને છેડે ફરીને આવે છે, વળી પહેલા દોહરાનું ચોથું ચરણ છઠ્ઠા ચરણને છેડે ફરીને આવે છે, અને પહેલા દોહરાનું ચોથું ચરણ ત્રીજા ચરણના પહેલા ભાગ તરીકે બેવડાય છે. :-ઉ૦ કુંડળીઓ કરતાં કરો, આદિ દોહરો એક, વળતી ચોથા ચરણને, ઉલટાવો ધરી ટેક; ઉલટાવો ધરી ટેક, ચોપાઇનાં ચાર ચરણ સમ. ક. દ. ડા.

**કુંડાળી,** સ્ત્રી૦ [ સ. કુણ્ડલી. ] કુંડળી, નાનું કુંડાળું, વર્તુલ.

**કુંડાળું,** ન૦ ગોળ આકૃતિ, વર્તુળ, ચકરડું. ૨ એક ઉપર બીજું અને બીજા ઉપર ત્રીજું એમ વર્તુલાકારે બનેલો વીટલો. :-જલેબીનુ કુંડાળું. ૩ વર્તુલાકાર ટોળે મળીને બેસવું તે, ગુંછળું. ક્રિ૦ પ્ર૦ કુંડાળાં કરવાં=લોચા વાળવા, ગોટાળો કરવો:-ઉ૦ હિસાબમાં કુંડાળાં વાળ્યાં. સરસ્વતીચંદ્ર.

**કુંડી,** સ્ત્રી૦ [ સં. ] નાની ગોળ બેસણી ઉપર ઉત્તરોત્તર ઉંચે વધારે પહોળા થતા ગોળ મોંવાળું ધાતુ કે માટીનું વાસણ; તાંબાકુંડી. ૨ ઉપરથી પહોળો અને તળીએથી નાનો-સાંકડો ખાડો; હવાડી, ટાંકી, કુડ. ૩ વીસની સંખ્યાનો સંકેત; કોડી. –:તેની ઉમર ત્રણ કુંડી છે. ફરણઘેલો, ગોળખલ, બદી, ગબ્બી. કુંડી દા=ભમરડાની રમત.

**કુંડું,** ન૦ કાચલા જેવું અર્ધવર્તુલ-ગોળાના ઘાટનું ધાતુ અથવા માટીનું વાસણ, નીચેથી સાંકડું ગોળ અને ઉપરથી પહોળા ગોળ મોંનું વાસણ, ભાંડ. ૨ કુંડાળું, વર્તુલ, ચકરડું, કુંડીના ઘાટનું માટીનું ભાંડ. ક્રિ૦ પ્ર૦ કુંડે નાંખવું= ઘોડો કેળવવો. ઘોડાની રાશ હાથમાં રાખી તેને ગોળ કુંડાળે પોતાની આસપાસ ફેરવવો. કુંડે પાડવું=ઠેકાણે લાવવું, કેળવીને ધંધે લગાડવું.

**કુંણું,** વિ૦ કુંળું, તાજું, નવું; નહિ પાકી ગએલું, ઘરડાથી ઉલટું, (વનસ્પતિ):-કુંણીકાકડી. જુઓ કુંળું.

**કુંતલ,** પું૦ [સં.] વાળ, કેશ. વાળના જથાની બહારની રુંવાટી, ઝીણા ટુંકા વાળ; લટના વાળ, લટ.

**કુંદ,** પુ૦ [સં.] એક જાતનું ફૂલઝાડ, મોગરો. ૨ એક જાતનું ધોળું સુગંધીદાર ફૂલ, મોગરાનું ફૂલ.

**કુંદન,** ન૦ [સં.] શુદ્ધ ચોકખું સોનું, કાંચન. આ સોનું બહુ નરમ હોય છે.

**કુંદવું,** સ૦ ક્રિ૦ કુંદનથી ચુની બેસાડવી, કુંદનથી ઝારવું, જડવું. ૨ લપોટવું, ઓપ

આપવો, ઝળઝી આણવાને ગુંદર અથવા ખેળ-પાઇ કચરવું. કુંદી કરવી. ( કુંદવું બહુ પ્રચલિત ક્રિયાપદ નથી. )

**કુંદલું,** નં૦ ઘાસની ગંજી. (નર્મ.)

**કુંદી,** સ્ત્રી૦ ધોએલા અને આર પાએલા કપડાને સફાઇ આપવાનું અને ગડી બેસાડવાનું ધોબીનું ઓજાર; ટીપણી, લાકડાની મોગરી. ૨ મરોડવું તે, કપડાને ટીપી ઘશીને સફાઇદાર કરવું તે ક્રિયા. ક્રિ૦ પ્ર૦ કુંદી કરવી=ખારવાળાં કપડાંને મરોડવાં, સંકેલી ગડી બેસાડવી. (લા.) ૨ ગુંદવું, કચરવું, ટીપવું, મારવું. ઉ૦ થોડી કંદી કર્યા વગર આડાઇ છોડશે નહિ. ૨૦ પ્ર૦ કુંદીપાક=ટીપણી, માર, ઝપાટી કાઢવું તે. ઉ૦ તેમણે એકઠા થઇ મને કુંદીપાક આપવા માંડયો, વનરાજચાવડો.

**કુંદો,** પું૦ લાકડીનો અથવા બંદુકના હાથાનો જાડો છેડો, મોગરો, ધોકો, દંડુકો, મુંડો, મુંડો.

**કુંપળ,** સ્ત્રી૦ ( स. कुड्मल–पल्लव. ) ફુટતી ડાળખી; પલ્લવ; કુમળાં–નવાં ફૂટતાં પાનની ડાળી. ૨. નવાંકુર. [કુંપળો. નર્મ.]

**કુંપળીઉં,** નં૦ કુમળું નવાં તાજાં પાંદડાંનું ડાળું, નવપલ્લવાળું ડાળખું; કિસલય, ઝાડ, વનસ્પતિની નવીને ફૂટતી સુકુમાર શાખા.

**કુંપી,** સ્ત્રી૦ સાંકડા મોંની નાની શીશી; કુલ્લી; ચામડાની નાની કોથળી. ૨ સારીખોટી એકજ વસ્તુથી ભરપુર હોય એવું ગોળ કે નળાકાર પાત્ર;–રસકુંપી, વખકુંપી.

**કુંપો,** પું૦ [सं. कूप.] સાંકડા મોનો મોટો સીસો; બાટલો. ઉ૦ કાયા તારી કાચનો કુંપો દયારામ. ૨ કુલ્લુ, ચામડાનો ગોળ કે નળાકાર નાના મોનો કોથળો. ૩ જેમાં એકજ વસ્તુ ભરપુર હોય એવી વસ્તુ. ઝેરનો કુંપો.

**કુંભ,** પું૦ [सं.] સાંકડા મોંનું ધાતુ અથવા માટીનું લોટાથી મોટું પાણીપાત્ર; ઘટ, ઘડો. ક્રિ૦ પ્ર૦ કુંભ મૂકવો=નવા ઘરમાં રહેવા જતા પહેલાં કંકુ, નાળિએર જળ ભરેલો ઘડો શુભ-શકુન જોઇ મૂકવો. ૨૦ પ્ર૦ કુંભસ્થાપન=દેવની પધરામણી તરીકે ઘડાનું સ્થાપન કરવું તે. ૨ ખુંધ, હાથી, સાંઢ વગેરેની ગરદન ઉપરનો મોટો માંસપિંડ. ૩ બાર રાશિઓમાંની એક રાશિનું નામ. કુંભજ=કુંભમાંથી ઉત્પન્ન થએલ. કુંભનું બી=કુંભ જેવાં જેને ફળ થાય છે એવી તુમડી એક વેલ.

**કુંભસ્થળ,** નં૦ [सं.] ખુંધ, સ્કંધ, મોટા મોટા માંસપિંડોથી ઉન્નત એવી હાથી, ગોધાની ખાંધ, ગંડસ્થળ. ઉ૦ કુંભસ્થળો કરીતણાં કર-મંજ્યીરે, તે સિંહ કેમ ડરશે મૃગથી લગીરે. મણિ. નભુ.

**કુંભાર,** પુ૦ [ सं. कुम्भकार. दे. कुंभारो. ] માટીનાં વાસણુ અને માટીના ઘાટ બનાવનાર તેમજ વેચનાર માણસ, ઓઝો, પ્રજાપતિ. (માટીનાં વાસણ વેચનાર અમદાવાદમાં કરાળીઓ કહેવાય છે તે, તે બનાવતા નથી.) માટીનાં હાંલ્લાં નળિયાં ઇંટો વગેરે બનાવવાનો ધંધો કરનારી એક જાતિ, નાત. ૨ મૂર્ખ, અણઘડ, અણસમજુ, રાબો. કહે૦ કુંભારને ચાકે પેઠો, ઘડો ઉતરે કે ગાગર=કાર્ય કરવું પણ તેનું ફળ તો ઇશ્વરાધીન, શું થશે કે શું નહિ, તેની કોઇને ખબર નથી. કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં. કુંભાર હાંલ્લે રાંધે નહિ. કુંભારનું હાંલ્લું છે તે અદલાય. કુંભારનો નીમા નીવડે વખાણ્યુ.

**કુંભારણ,** સ્ત્રી૦ કુંભારની સ્ત્રી. ૨ કુંભાર જાતની સ્ત્રી, સ્ત્રી જે જાતે કુંભાર હોય તે.

**કુંભારવાડો,** પું૦ [स. कुंभकार+वाट=वाडो] કુંભારોને રહેવાનો લત્તો–મહોલ્લો.

**કુંભારીઉં,** વિ૦ કુંભારના જેવું, જેવું કુંભારનું હોય તેવું, કુંભારનું. (લા) ૨ ખરાબ; બેડોળ, નહિ શોભીતું. ૩ કામચલાઉ, માટીથી બાંધેલું, પિંઢરિયું, સાદું (ઘર.)

**કુંભી,** સ્ત્રી૦ કુંભના જેવી બેસણી; થાં-

ભલાની પત્થરની અથવા લાકડાની બેઠક. ૨. સ્તંભ; થાંભલો. કુંભીપાક=એ નામનું એક નરક.

કુંભું, ન૦ જમીનના ભરતરનું એક માપ, દોઢ વીઘે અથવા બે વીઘામાં એકાદ વસો ઓછું એવું જે માપ-ભરત તે. (ભરૂચ):–ઉ૦ તેણે બે કુંભાં જમીનમાં કપાસ કર્યો છે.

કુંવર, [સં. કુમાર.] કુમાર, રાજપુત્ર, શાહજાદો, સાહેબજાદો, મોટા માણસનો છોકરો, દીકરો, પુત્ર, બેટો. ૨ કુંવારો અથવા કુમાર= નાની વયનો છોકરો. ૩ સુખાળા, વૈભવી ધનવાન કુટુંબનો ભાગ્યશાળી છોકરો. રાજાનો છોકરો. ૪ રાજાના છોકરા જેવો લાડકો, માનીતો છોકરો.

કુંવરી, સ્ત્રી૦ [ સં. કુમારી. ] રાજાની છોકરી, રાજપુત્રી; શાહજાદી, કુમારી. ૨ કન્યા; કુંવારી છોકરી, નાની વયની ( વગર પરણેલી ) કુમારી દીકરી, બેટી. :–ઉ૦ કુંવરી તેં તો કિયા જન્મનાં વેર વાળ્યાં. દયારામ. સ્ત્રીઓના નામની આગળ આ શબ્દ જોડાય છે. :–પ્રેમકુંવરી–પ્રેમકુંવર, લાડકુંવર, તેનું ગુજરાતીમાં 'કોર' થઇ જાય છે :–જયાકુંવરી=જયાકુંવર=જયાકોર–અને આખરે જેકોર થાય છે.

કુંવળ, ન૦ ઘઉંનું ઘાસ; પરાળ.

કુંવાડીઓ, પુ૦ ચોમાસામાં થતી એક વનસ્પતિ; દ્વિદલ ધાન્યના વર્ગનું શીંગોવાળું એક ઝાડવું. ચોમાસામાં તે એની મેળે ઉગી નીકળે છે અને ચોમાસું વીતતાં સુકાઇ જાય છે.'

કુંવાર, સ્ત્રી૦ (કુંવેર) એક વનસ્પતિ, નાના ટુંકા થડમાંથી તેને ચારે તરફ રસથી ભરેલી જાડી પાનો પાઠાં (પાન) અને તેની ધાર ઉપર કુમળા કાંટા થાય છે. કુંવારની આ પાનઠ (પાન)ને પાઠું કે લાંબું કહે છે. એમાંનો રસ મૂકવાથી એળીઓ થાય છે–કુંવારનું પાઠું બાંધવાથી આંધળું ગડ ફાટે છે.

કુંવારકા, સ્ત્રી૦ [ સ. કુમારિકા. ] કુંવારી છોકરી, કન્યા. ૨ જે નદી સમુદ્રને નહિ મળતાં રેતાળ જમીનમાં કે જોયમાં સમાઈ જતી હોય તેને પણ કુંવારકા કહે છે, જેમકે સરસ્વતી.

કુંવારડું, ન૦ (કુંવાયડું) કુંવારા નાના બાળકના મરણ પછી ચોથે દિવસે નાનાં છોકરાંને જે ભોજન (બ્રહ્મભોજન) અપાય છે તે, છોકરાંની ઔર્ધ્વદૈહિક ક્રિયા.

કુંવારું, વિ૦ નહિ પરણેલું; જેનું લગ્ન થયું ન હોય એવું, અવિવાહિત. ઉ૦ જેવા ચૈતરવૈશાખના તડકા, તેવા કુંવારા બ્રાહ્મણના ભડકા. પ્રેમાનંદ. કહે૦ કુંવારીને છોકરાં જણાવવાં= મોટાં ને ખોટાં તરકટ ઉભાં કરવાં. કુંવારી રાંડે મરે=અનુભવ વગરની ભાવના. કુંવારી તે રાંડે ?= અસંભવિત વાત, શશશૃંગ, વંધ્યા પુત્રની માફક.

કુંળું વિ૦ [સં. કુડ્મલ.] નહિ પરિપક્વ થએલું, જેનામાં દ્રઢતા કઠણાશ આવેલી ન હોય એવું, નવું, તાજું, તરતનું, કોમળ, સુકુમાર, કુંળું.

કુ, અ૦ ( ઉપસર્ગ. ) [ સં. ]શબ્દની આગળ જોડાતાં 'કુ' નઠારું, હલકું, કનિષ્ઠ, ખરાબ, એવો અર્થ દર્શાવે છે. :–કુકર્મ, કુપાત્ર, કુગ્રામ. ગુજરાતીમાં 'કુ'નો 'ક' થઈ જાય છે. :–કલક્ષણ; કજાત; કપાતર.

૨.–સ્ત્રી૦ પૃથ્વી. ઉ૦ તે કુપતિ હતો તો પણ તેની સ્ત્રીઓને પ્રિય હતો. કાદં. કુપતિ= પૃથ્વીપતિ; રાજા.

કુઈ, સ્ત્રી૦ નાનો કુવો, વરીહો. ટાંકી.

કુઓ, જુઓ કુવો.

કુક, ન૦ ( અનુ. ) કુકડાનું બોલવું, અજાણતાં બાળકને બીવડાવવા કે રમાડવા 'કુક' એવો અવાજ કરવો તે.

કુકડવેલ, સ્ત્રી૦ તુરીયાની જાતની કડવાં તુરીઆથી નાનાં પણ તેના જેવાં ફળવાળી વેલ. એનાં ફળને કુકરપાડા કહે છે. દવા તરીકે તેનો કવચિત ઉપયોગ થાય છે. શરદઋતુમાં ખેતરોની વાડો તેનાં પીળાં ફુલથી શોભી રહે છે.

**કુકડાં**, ન૦ (બ.વ.) [ સં. कुक्कुट. ] તેતરની જાતનાં મનુષ્ય સહવાસી લગભગ ભૂખર હોય તેવાં પંખીઓ. કુકડાની જાત; કુકડો કુકડી અને તેનાં બચ્ચાંકચ્ચાં, મરઘાં.

**કુકડી**, સ્ત્રી૦ કુકડાની માદા; મરઘી. કહે૦ કુકડીનું મોં ટેપલે લાગે=ગરીબ માણસ થોડાથી રાજી થાય, ટુંકી ઇચ્છાવાળું-મહત્વાકાંક્ષી ન હોય.

**કુકડો**, પું૦ [ સં. कुक्कुट. ] તેતરના જેવું પાંખોવાળું પણ બહુ ઉડનાર નહિ એવું મનુષ્ય સહવાસી પંખી, મરઘો. આ પંખી વહાણું વહાયા પહેલાં બોલે છે અને દિવસે પણ પહોર પહોરને અંતરે બોલે છે. એની વાણી 'કુક' અથવા 'કુકડેકુક' કહેવાય છે. કહે૦ કુકડો હશે ત્યાંજ વહાણું વહાશે=અર્થાત્ અમુક-વડેજ અમુક થાય છે એમ કંઈ નથી.

**કુકર**, જુઓ કુતરો.

**કુકરી**, સ્ત્રી૦ (કુંકરી.) ઘસીને ગોળ બનાવેલી ઠીકરાની કકડી, છોકરીઓની રમતનું મહોરં:-કુકરીદાવ. ૨ હળના સાજનો એક અવયવ, કાચર.

**કુકરો**, પું૦ [ સં. कृक. ] દાઢીની નીચે ગળામાંનું શંકુ આકારનું બહાર દેખાતું અને ગળામાં કાંઈ ઉતરતાં નીચું ઉંચું થતું એક હાડકું, હરડિયો, કંઠારિય પુખ્ત ઉમરે આવતાં કુકરો ખુલ્લો દેખાવા માંડે છે, ને તે હરડિયો ફુટ્યો એમ કહેવાય છે.

**કુકર્મ**, ન૦ [ સં. ] નઠારું નીચ કર્મ, પાપ, ખરાબ કામ, દુરાચરણ, બદકામ.

**કુકર્મી**, વિ૦ કુકર્મ કરનાર, પાપી, દુષ્ટ, નઠારું. હીણું કામ કરનાર, દુરાચારી, અધર્મી.

**કુકલ્પના**, સ્ત્રી૦ [ સં ] નઠારી કલ્પના, ખરાબ વિચાર કરવો તે, અયુક્ત ધારણા, ખોટો તર્ક.

**કુકવા**, પું૦ આનાકાની કરવી તે, ટટ-ળાવવું તે. (નર્મ.)

**કુકવો**, પુ૦ મરનારને નામે પુરુષનું રડવું તે, 'ઓ-ઓ-હો' એવો અવાજ કરી પુરુ-ષોએ મરનાર માટે શોક કરવો તે પુરુષનું રોવું. ૨ અવસરે ખરચ ન કરવું તે. (નર્મ.)

**કુકો**, પું૦ ઠીકરીનો ગોળ કકડો, ખાંગડો, છોકરીઓને રમવાની ગોળ ઠીકરીઓ. ૨ (ઘા.) રૂપિયો, સિક્કો.

**કુક્ષિ**, સ્ત્રી૦ [ સં. ] કૂખ, પેટની એક એક બાજુ, પેટ, ઉદર. ૨ ગર્ભસ્થાન.

**કુગતિ**, સ્ત્રી૦ [ સં. ] અસદ્ગતિ, અવ-દશા, નઠારે સ્થાને જવું તે.

**કુગ્રામ**, ન૦ [ સં. ] નઠારું ગામ, કગામ.

**કુચ**, પું૦ [ સં. ] સ્તન, થાન.

**કુચડી**, સ્ત્રી૦ જાડાવાળની પિંછી, વાળા-કુંચી. ૨ ચિતારા અથવા કડીઆનો ચીતરવા કે ધોળવાનો નાનો કુચડો.

**કુચડો**, પુ૦ ઘાસ કચરી તેના જાડાવાળ જેવા રેસાને જુડીની માફક બાંધીને બનાવે-લી ધોળવાની પિંછી, સાવરણી. ૨ જેનો એક છેડો કચરીને રેસાદાર બનાવેલો હોય એવો સાંકડા મોંનાં વાસણ માંજવાનો વાંસ કે લાક-ડાનો દંડીકો. ૩ ઝોટરો, ચણુ.

**કુચાલ**, સ્ત્રી૦ ગેરવર્તણુંક, નઠારી ચાલે ચાલવું તે. ૨ ખોટી રીત, નઠારી અયુક્ત રૂઢિ, રસમ, ગેરરીવાજ.

**કુચેષ્ટા**, સ્ત્રી૦ અઘટિત મશ્કરી કરવી તે, અયોગ્ય રીતે હસવું મજાક કરવી અથવા ચાળા કરવા તે,

**કુચો**, પુ૦ [ સં. कूर्च. ] કચરી અથવા ચાવીને રેસાદાર બનાવેલો દંડો, ઘાસનો કકડો, કુચડો. (દાતણનો કુચો કુચડો વગેરે.) ૨ જેમાંથી રસ-સત્ત્વ ચુસી લેવામાં આવ્યું હોય એવું જે કંઇ તે (શેલડીનો કુચો.) ચુસીને સત્ત્વહીન કરેલું તે, સમજ-અભ્યાસ કરી લીધું હોય તે. ૪ નિંદ કર્યા કરવી તે, દંડું એ થવું. ચર્ચા કર્યા કરવી તે. કહે૦ ટોસના ચાબામાં કુચો પડે, પણ મજાસ!! ચાબામાં ન પડે.

માણસોની નિંદાને લીધે સમૂળો નાશ થાય છે. ૫ કોઇ પણ રેસાવાળી વનસ્પતિનું અધકચરાપણું, છુંદો. ૬ ખોખું.

**કુછ**, [ હિં૦ ] જરા, કંઈ, લગીરેક.

**કુછંદ**, પું૦ નઠારી ખરાબ લત, ખરાબ ચાલે ચાલવાનો હેવા, વ્યસન ટેવ, ચસકો, હેડો, નઠારો નાદ.

**કુછંદાઈ**, સ્રી૦ ખોટી લત, કુછંદે ચાલવાપણું, ગેરવર્તણુક, દુરાચારપણું, આડે અને કુમાર્ગે ચાલવાની જે ટેવ પડી ગઇ હોય તેપણું.

**કુછંદી**, વિ૦ ખરાબ લતનું, કુછંદવાળું, દુરાચારી, અયોગ્ય વર્તણુકે વર્તનાર, ખરાબ ટેવવાળું, વ્યસની, લંપટ.

**કુજો**, પુ૦ કૂચ, ચંચુ, ભોટવો.

**કુજોગ**, પુ૦ [ સં. કુયોગ. ] સારો યોગ નહિ તે, યોગ્ય સમય સુયોગ નહિ તે.

**કુટ**, સ્રી૦ ભાંજગડ, માથાઝીક, પંચાતી ૨ કુટણી. ૩ ભંગાર.

**કુટણાં**, ન૦ કુટતાં, કુટતાં બોલવાના બોલ, રાજીઆ, ૨ કડાકૂટ, માથાઝીક.

**કુટણી**, સ્રી૦ જે સ્રી પૈસા લઈ સ્રી પુરુષને પોતાના ઘરમાં મેળાપ કરાવી આપતી હોય તે, દૂતી, ભડવાઇ કરનારી સ્રી.

**કુટણું**, ન૦ કુટવું તે. ૨ ભડવાઈ. ૩ વિ૦ કુટણી કરનારુ.

**કુટણો**, પુ૦ ભડવો.

**કુટંબ**, જુઓ કુટુંબ.

**કુટાકુટ**, સ્રી૦ ઉપરા ઉપરી કુટ કુટ કરવું તે, જોરથી ઉપરા ઉપરી કૂટવું તે. ૨ ધમાચકડી, ગડબડ, ધિંગાણું ૩ ઠોકઠાક કરવી તે, ઉપરા ઉપરી ધબધબ મારવું કે અફળાવું તે.

**કુટારો**, પુ૦ માથાઝીક, ખટપટ, ખટખટારો, કંટાળો ઉપજાવે એવું જે કંઈ તે, કંટાળી– મહેનત કરીને થાકી જવાય એવું કામ તે.

**કુટિલ**, વિ૦ [સં.] વાંકું, વળેલું આડું. ૨ કપટી, છળવાળું, ખળ. ૩ નહિ માને તેવું, ચાડું. જક્કી, હઠીલુ.

**કુટાવું**, અ૦ ક્રિ૦ અથડાવું, ટિચાવું, ખડાવું. ૨ આમતેમ પછડાવું, અફળાવું, ગોદા ખાવા, અનુભવ લેવો.

**કુટિલતા**, સ્રી૦ [ સં ] કુટિલપણું

**કુટી**, સ્રી૦ ઝુંપડી, ઉટજ, પર્ણશાળા. ૨ એક જાતનું કંદ.

**કુટુંબ**, ન૦ [ સં. ] એકાદ પુરુષનો સ્રી– છોકરાં વગેરેવાળો સર્વ પરિવાર તે, વંશ, કુળ, પરિવાર. એક બાપનો પરિવાર, ગોત્ર, એક વડા પુરુષના હાથ નીચેનાં સ્રી છોકરાંથી માંડી સર્વ સંબંધી લગીનો જનસમૂહ.

**કુટુંબપરિવાર**, પું૦ એક પુરુષથી વિંટાયેલાં સ્રી છોકરાં, છોકરાંનાં છોકરાં સંબંધી વગેરે માણસોનો સમુદાય.

**કુટુંબી**, વિ૦ કુટુંબનું, જેને કુટુંબ છે એવું. કુટુંબને લગતું, પિતરાઈ. ગૃહસ્થ, પનોતો, બચરવાડ, કબીલદાર.

**કુટેલ**, વિ૦ કુટાએલું, અનુભવી; અથડાઈ–ખત્તા ખાઈ ઘડાએલું, હોશિયાર.

**કુટેવ**, સ્રી૦ ખરાબ આદત, નઠારો હેવા અપલક્ષણ, ગેરવર્તણુક.

**કુટો**, પુ૦ કોઇ પણ વસ્તુ ભાગી તેના જે નાના નાના કકડા કે કણ થયા હોય તે, ભુકો, જેર, છુંદો, કચુંબર, ભંગાર, કકડેકકડા, કણીદાર ચૂર્ણ.

**કુઠામ**, ન૦ [ કુ+સ્થાન. ] નઠારું ઠેકાણું, કુસ્થળ, નહિ જવા જેવું કે વગર વહેવારનું. જે યોગ્યતાને છાજતું ન હોય તેવું ઠેકાણું તે, કઠામ.

**કુઠાર**, પુ૦ [ સં. ] લાકડાં કાપવા અને ચીરવાનું લાકડાના હાથાનું હથિઆર, કુહાડો, પરશુ, ફરશી. 'ઘસી સત્સંગ પાષાણે સાર, તીક્ષ્ણ કરો વિજ્ઞાનકુઠાર.' કેશવકૃતિ.

**કુડ**, ન૦ [સં. કુટ્] છેતરવાની, કે ઉંધુ દેવાની છુપી ઈચ્છા–ભાવના, છળ, કપટ, દગો. અપ્રમાણિકતા, બતાવવું અથવા કહેવું કંઇ અને કરવું બીજું કોઈ જે ઘનિ તે.

કુડતું, ન૦ કમ્મર લગીનું બેસતું બદન, પેટી, કબજો, ટૂંકી બાંયનું ટુંકુ ગરમ કે જાડા કપડાનું પહેરણ.

કુડંતર, પું૦ ભિંતનો આંતરો.

કુડલું, જુઓ કદલું.

કુડાપાડું, વિ૦ વાકા પાડું, વાધાવચકાવાળું.

કુડાપો, જુઓ કદાપો.

કુડુ, વિ૦ ભુંડું, નઠારું, ખરાબ. ૨ વાંકું, કુટિલ, કુડવાળું, કપટી.

કુદલું, જુઓ કુલ્લું.

કુણ, જુઓ કોણ.

કુતરાનીટોપી, ટોપ, સ્ત્રી૦ (પુ૦) ઉકરડામાં કે ભેજવાળી જમીનમાં પડેલાં લાકડાં ઉપર ચોમાસામાં જે છત્રાકાર ફૂગ ફૂટી નીકળે છે તે. આ એક જાતની વનસ્પતિ છે, એને બિલાડીનો ટોપ અથવા કુતરાનો કાન પણ કહે છે. શિલીન્ધ્ર

કુતરી, સ્ત્રી૦ કુતરાની માદા. લા. બકબક કરનારી ખરાબ સ્ત્રી.

કુતરું, ન૦ શિઆળની જાતનું મનુષ્ય સહવાસી એક ચોપગું પ્રાણી, શ્વાન, કુકુર.

કુતરો, પુ૦ [સં. કુક્કુર.] શિઆળની જાતના મનુષ્ય સહવાસી ચોપગા પ્રાણીનો નર, શ્વા, શ્વાન, ગ્રામસિંહ. ૨ ઘાસની વાંકા કાંટાવાળી માંજર. કહે૦ કુતરાની પુછડી સો વર્ષ ભોંયમાં રાખો તોય વાંકીને વાંકી=સ્વભાવ કદી પણ બદલાતો નથી, જે કુટેવ પડી હોય તે કદી જતીજ નથી. કુતરાની ઉંઘ=સહેજમાં જાગી જવાય એવી નિદ્રા. [લા.] રખવાયો, કાયર, અદઢ મનનો માણસ, દુષ્ટ, એક ગાળ.

કુતૂહલ, ન૦ [સં.] અમુક વસ્તુ જાણવા જોવાની ઇચ્છાનો જે અતિશય તે. આતુરતા, ઔત્સુકય, ઉત્કંઠા, કૌતૂહલ, કૌતુક, વિસ્મય, હોંશ. ૨ નવાઇ, અજબપણું, અચંબો. ૩ ઇચ્છા, જિજ્ઞાસા, મન થવું તે, પ્રીતિ.

કુત્તી, સ્ત્રી૦ [હિં.] કુતરી. એક સિંદુ ફેરે કારણે કુત્તા કુત્તી ભઈ. ભાષા. ૨ દાંતી, ખાંચો.

કુત્તો, પુ૦ [હિં.] કુતરો, શ્વાન.

કુત્ર, અ૦ [સં.] કયાં, કહીં, કઈ આગળ.

કુત્સિત, વિ૦ [સં] તુચ્છ, ધિક્કારવા જોગ, તિરસ્કાર કરવા જેવું, નઠારું, ખરાબ, હલકું, નિન્દિત, નિકૃષ્ટ, અધમ, નીચ, મેલું, ગંદું.

કુથલી, સ્ત્રી૦ [સં. ક્થન-નં.] નિંદા, ખોટી ચકચાર, અર્થ વગરની ખોટી નિંદા, ટાયલું, ચર્ચા. સાર વગરની લાંબી વાત, વગર કારણે કોઈની નિંદા કરવી તે, ટીકા.

કુથ, સ્ત્રી૦ હાથી ઉપર નાખવાની ઝુલ.

કુથલો, પું૦ કુથો.

કુથો, પું૦ ગુંચવણ ભરી ઘણી માથાકુટ કરવી પડે એવું જે કંઈ કામકાજ તે, નાની મોટી ઘણી બાબતો વસ્તુઓનો સમુદાય, ગુંચ, ગડબડ ગોટાળો, ઉ૦ મનુષ્ય કાયા પામી પડયા કર્મ કુથે. રત્નેશ્વર. કુટ, કડાકુટનું કામ. ૨ કુચો, કસુમર.

કુદકારો, પુ૦ [સં. કૂર્દ=કુદવુ.] કુદકો, થેકડો, ફાળ, ફલંગ, છલંગ.

કુદકું, ન૦ લાકડાનો દસ્તો, ધોયકણું, પાયો, ટુંકી જાડી ને મજબુત લાકડી (લાકડું.), ડફણું, ઠંગોરો, ઠુંઠું.

કુદકો, પુ૦ છલંગ, થેકડો, કુદકારો. ૨ ભુસકો.

કુદરત, સ્ત્રી૦ [ફા.] જગતમાંની પરમેશ્વરની સરજત, માયા, લીલા, પ્રકૃતિ. ૨ જાતિસ્વભાવ, ખાસિયત. ૩ રીત, કિસમ. ૪ ઇશ્વિરી શક્તિ, સત્તા, તાકાત, બળ, જોર.

કુદરતી, વિ૦ કુદરતનું, સ્વાભાવિક, પ્રાકૃતિક, અકૃત્રિમ, સ્વતસિદ્ધ, સહજ.

કુદાકુદ, સ્ત્રી૦ ઉપરાઉપરી, આમતેમ-વારંવાર કુદકા મારવા તે, બહુજ આતુરતા, તોર, પતરાજી બતાવ્યા કરવી તે, ધમાલ, ધાંધલ, તલપાપડ, વગર જરૂરની દોડાદોડ, વલવલાટ.

કુદાવવું, સ૦ ક્રિ૦ થેકાવવુ કુદકારો મરાવવો, કુદે એમ કરવું. ૨ ખીજવવું, ઠપકો દેવો,

સરવું, દમ દેવો, ધમકાવવું. ૩ ચઢાવવું, ઉત્તેજન આપવું, ખીલવવું.

**કુદાળી,** (કોદાળી) સ્ત્રી૰ [ સં. कुद्दाल. ] જુઓ કોદાળી.

**કુદાળીઆં,** ભવાઈઆઓને અપાતું બગોરનું ભોજન. ( દાળભાત. નર્મ. )

**કુદૃષ્ટિ,** [ સં. ] ખોટી–હરામ નજર, દુષ્ટ દાનત, કામ ભાવનાએ જોવું તે.

**કુધારો,** પું૰ સારો ધારો નહિ તે, ખરાબ રીત રિવાજ, સારો ન ગણાય એવો વહીવટ, રૂઢિ. સુધારાથી ઉલટો ચાલ–કુચાલ.

**કુધાન્ય,** ન૰ [સં.] હલકું અનાજ, કનિષ્ઠ પ્રકારનો દાણો, હલકી જાતનું તેમજ ખરાબ થઇ ગએલું ધાન્ય.

**કુનેહ,** સ્ત્રી૰ યુક્તિ, હીકમત, ખબરદારી, ચતુરાઈ, કામ કાઢી લેવાની કળા, હોશિયારી, બાહોશી.

**કુપથ,** પું૰ [સં.] નઠારો માર્ગ, બદરસ્તો, અનીતિનો માર્ગ, આડોરસ્તો.

**કુપથ્ય,** ન૰ [ સં. ] કચરી નહિ પાળવી તે, ન ખાવાનું કે મના કરેલું અથવા શરીરને નહિ રુચતું ખાવાનું ખાવું તે. વિ૰ પથ્ય–યુક્ત નહિ એવું, અયોગ્ય, નહિ રુચતું, નહિ બંધબેસતું, માફક ન આવે એવું.

**કુપાત્ર,** ન૰ [ સં. ] પાત્રદાનને યોગ્ય નહિ એવું, અયુક્ત, અયોગ્ય. ૨ ખરાબ, નઠારું, દુષ્ટ, હલકી જાતનું, નાલાયક, બેઅદબ.

**કુનારી,** સ્ત્રી૰ [સં.] નઠારી સ્ત્રી, કુભારજા.

**કુપુત્ર,** પું૰ [સં.] નઠારો ખરાબ છોકરો, કપૂત.

**કુપ્પી,** સ્ત્રી૰ નાની શીશી, કુલ્લી, ચામડાની કુલ્લી.

**કુપ્પો,** પું૰ મોટો સીસો, બાટલો, કુલ્લુ, ચામડાનું મોટું કુલ્લુ.

**કુફર,** જુઓ કાફર, નાસ્તિક. ઉ૰ ક્ષમા ખડ્ગ ખેંચકર, રોજ કુફરકી તોડ.

**કુફરાન,** ન૰ [આ.] તોફાન, પતિંગ, ધાંધલ. ૨ આળ, અપવાદ, જુઠું તહોમત મૂકવું તે, તરકટ, ધિંગાણું.

**કુબજા,** જુઓ કુબ્જા.

**કુબડું,** વિ૰ [ સં. कुब्ज. ] કદરૂપું, બદસુરત, વરવું, ખોડ ખાંપણવાળું, હીનાંગ. ૨ ખુંધું, વાંકાચુંકા બેડોળ અંગવાળું. ઉ૰ દાસી રૂપ થયું દમયંતી, કુબડું થયું નળગાત્ર. નળા.

**કુબી,** સ્ત્રી૰ [ અં. Cabbage ] એક જાતની ધોળાં કુમળાં પાંદડાંના ગોટાવાળી વનસ્પતિ, કુબીજ. ( શાકમાં પુષ્કળ વપરાય છે.)

**કુબુદ્ધિ,** સ્ત્રી૰ [ સં. ] નઠારી બુદ્ધિ, કુમતિ, વ્યભિચાર, અતિ બદદાનત, ખંધાઈ, લુચ્ચાઈ.

**કુબો,** ( કોબો. ) [ ફા. કૂફ્તન્=ટીપવું, દાબવું. ]. ઘુમ્મટવાળું ઘાસનું ઝુંપડું, ઢોર બાંધવાનું ઘાસનું ઝુંપડું. ૨ ચૂના, ચુનો અને ઈંટો વગેરેનો થર, છોતલ. ૩ ચુના ઈંટોના થરને કુટી બેસાડવાનું ઉભી મોગરી જેવું લાકડાનું ઓજાર.

**કુબોધ,** પું૰ [સં.] દુરુપદેશ, ખોટી સલાહ આપવી તે.

**કુબ્જ,** વિ૰ [ સં. ] ખુંધવાળું, બરડાની ખોડવાળું, ખુંધું, પંગ.

**કુબ્જા,** સ્ત્રી૰ ખુંધી, જેને ખુંધ નીકળેલી હોય એવી સ્ત્રી. ૨ કુબડી રૂપ વગરની અને ખોડવાળી સ્ત્રી. ૩ કંસની એક દાસી. શ્રીકૃષ્ણે અનુગ્રહ કરી એને રૂપાળી બનાવી હતી.

**કુભા,** સ્ત્રી૰ [ સં. ] પૃથ્વીની છાયા (નર્મ).

**કુભાંડ,** ન૰ [ સં. कु=નઠારું+भण्=બોલવું. અથવા भणु=મશ્કરી કરવી. ] નઠારી મશ્કરી કરવી તે, તરકટ, જત, જુઠાણું, કોઇ જાતની ખોટી બનાવટ ઉભી કરવી તે, જુઠું તહોમત.

**કુભાંડી,** વિ૰ તરકટી, જુઠાણું ઉભું કરનાર, પ્રપંચી.

કુભારજા, (કભારજા.) સ્ત્રી૦ [સં. कुमार्या.] ખરાબ સ્ત્રી, કર્કશા, કંકાસણી સ્ત્રી. ભર્તાની યોગ્ય ભાર્યા નહિ તે, ગૃહિણીપદને ના લાયક સ્ત્રી.

કુભાવ, પું૦ [સં.] નઠારો-ખરાબ ભાવ, કભાવ, અપ્રીતિ, બદદાનત.

કુભોજન, ન૦ [સં.] ખરાબ ભોજન, નઠારું જમણ.

કુમકુમ, ન૦ [સં. कुंकुमं.] હળદર અને ખારાની મેળવણી કરીને બનાવેલું રાતું ચૂર્ણ, કંકુ.

કુમતિ, સ્ત્રી૦ [સં.] કુબુદ્ધિ, નહિ સારી મતિ તે. ૨ વિ૦ મૂર્ખ, દુષ્ટ, નઠારું, ખરાબ સ્વભાવનું.

કુમળાવું, અ૦ ક્રિ૦ કરમાવું. ચીમળાવું, કરમાઇ જવું, તાજગી જતી રહેવી, સુકાવું, સંકોચાવું.

કુમળાશ, સ્ત્રી૦ કુમળાપણું, કોમળતા, નમ્રતા, નરમાશ.

કુમળું વિ૦ [સં. कोमळ.] કોમળ, સુકુમાર, નરમ, કઠણ નહિ એવું, સહેજ કરમાઈ જાય, ડબાય એવું, કુંળું, તાજું, અપરિપક્વ, પોચું, ઢીલું, નાજુક, કરુણ, દયાળુ.

કુમાર, પું૦ પાંચ વર્ષલગીનો બાળક છોકરો, રાજપુત્ર, છોકરો, દીકરો. ૨ જુવાનીઓ, તરણ. ૩ યુવરાજ કાર્તિકસ્વામી.

કુમારિકા, [સં.] કન્યા, કુવારી. ૨ કુંવરી.

કુમારી, પું૦ [સં.] કુપથ, આડો રસ્તો. ૨ પાખંડ ધર્મ.

કુમાવિસદાર, [સં.] તાલુકાનો અધિકારી, મામલતદાર, મહાલકરી.

કુમાશ, સ્ત્રી૦ [આ.] સારા ઘટ વણાટને લોધે કપડામાં જે નુંવાળાપણું અને સફાઇ વગેરે હોય તે, પોત. ૨ યથાર્થતા, જોઇતું સારાપણું, સુરેખતા, સફાઇ, તેજ, ઝલેહ. વણાટની સફાઈ.

કુમાશદાર, વિ૦ કુમાશવાળું.

કુમાસદાર, પું૦ અધિકારી, સત્તાવાળો અમલદાર, કુમાવિસદાર.

કુમિત્ર, પું૦ [સં.] નઠારો મિત્ર, કુછંદી દોસ્તદાર.

કુમુદ, ન૦ [સં.] તળાવોમાં થતી કમળની જાતની એક વેલનું રાત્રિ વિકાસી ફૂલ, પોયણું. આ ફૂલની પાંખડીઓ બહુધા ધોળી હોઈ તે રાતે ખીલે છે. એની વેલ કુમુદિની અથવા પોયણી કહેવાય છે.

કુમુદનાથ, પુ૦ [સં.] ચંદ્ર, શશી, ચંદ્રમા, (કુમુદપતિ, બંધુ વગેરે એમ પણ કહેવાય છે.)

કુમુદિની, સ્ત્રી૦ [સં.] પોયણી, કૈરવિણી, ઉત્પલિની, પોયણાંની વેલ.

કુમુદ્રા, સ્ત્રી૦ [સં.] હલકી જાતનો એક ચલણી દામ, (લા.)બદામ-કોડી.

કુમ્મક, સ્ત્રી૦ વહાર, સહાયતા, મદદ.

કુયોગ, [સં.] કજોગ, યુક્ત યોગ નહિ તે. ૨ કવખત. નહિ શુભ પળ.

કુલગુરુ, પુ૦ [સં.] એક કુટુંબ અથવા એક આશ્રમમાં રહેતાં સર્વ જણનો વડીલ, કુટુંબનો વડો. ૨ અમુક એક કુટુંબનું પુરોહિતપણું જેને હોય તે, કુલ પરંપરાનો ગુરુ.

કુલટા, સ્ત્રી૦ અનીતિવાળી સ્ત્રી, ખરાબ દુષ્ટ આચરણની સ્ત્રી.

કુલડી, સ્ત્રી૦ [દે. दे. कुल्लडवं=कुल्लक અથવા कुड=વાસણ.] સોનું રૂપું ગાળવાનું માટીને અમુક રીતે કેળવીને બનાવેલું નાનું પાત્ર, નાની કુલ્લીના આકારનું મૃતિકાપાત્ર અને તેના જેવું જે કંઇ હોય તે.

કુલમ, જુઓ કોલમ. કોલમના ચોખા.

કુલવધૂ, સ્ત્રી૦ કુટુંબને શોભાવે એવી વહુ, ગુણ શીલવાળી સ્ત્રી, ઘર સાચવનારી ગૃહિણી.

કુલિશ, ન૦ [સં.] વજ્ર, ઇન્દ્રનું એક અતિ કઠિન હથિયાર.

કુલા, ન૦ (બ. વ.) ઢગરાં.

કુલાબો, પુ૦ (ફા.) જમીનનો દરીઆમાં લંબાઇ ગએલો ભાગ, ભૂશિરની જમીન, ભૂશિરભાગ.

**કુલાલ**, પું૦ [સં.] કુંભાર. ૨ કલાલ.

**કુલીન**, વિ૦ [સં.] કુળવાન, આબરૂદાર ઘરનું, ખાનદાન, સદ્‌વંશનું, સૌજન્યશીલ.

**કુલીનતા**, સ્ત્રી૦ [સં.] કુળવાનપણું, કુલીનપણું.

**કુલીનપણું**, ન૦ કુલીનતા.

**કુલુપ**, ન૦ [મ.] તાળું, કળ.

**કુલું**, ન૦ ઢગરું. અપદ્વારના બે બાજુના ભારે ને માંસલ અવયવો તે, કહે૦ કુલેપાનીઓ લગાડવી–બહુ તાનાઈ જવું, ગજા ઉપરાંત હરખાવું. ક્રિ૦ પ્ર૦ કુલો ગોઠવવો=એક સ્થાને સ્થિરતાથી બેસવું.

**કુલે**, અ૦ [આ.] તમામ, સઘળું, એકંદર, જુમલે.

**કુલેર**, સ્ત્રી૦ ગોળ, ખાંડ, મધ અને તેલ કે ઘીમાં ચોળેલો બાજરી અથવા ચોખાનો કાચો લોટ. ઉ૦ હું જાણું ખાય કુલેર ઉલેર થવાને.

**કુલ્લી**, સ્ત્રી૦ ગોળ ફુલેલાં પેટાવાળું અને નાના સાંકડા મોંનું ગાળેલા ચામડાનું બનાવેલું પાત્ર, કુપ્પી.

**કુલ્લું**, ન૦ કુપ્પો, મોટી કુલ્લી. ક્રિ૦ પ્ર૦ કુલ્લામાં હાથ મુકાવવો=ખાલી બહુ મોટી આશા આપવી–દેખાડવી.

**કુલો**, પુ૦ [સં. कूल.] ગાંડની બાજુનો માંસલ અવયવ, ઢગરું, બેસણી અવયવ, ગાંડ.

**કુવચ**, (કુવેચ.) જુઓ કૌવચ, કૌચ.

**કુવચન**, ન૦ [સં.] નઠારું વેણ, અપશબ્દ, કુવાક્ય.

**કુવચની**, વિ૦ ખોટા વચનનું. નઠારું બોલનાર. ૨ અસત્યવાદી. નઠારા બોલું, જેના મુખમાંથી અમંગળ અને અશિષ્ટ વાણી નીકળતી હોય એવું.

**કુવલય**, ન૦ (સ.] કમળ, કાળુ કમળ, ઇંદીવર.

**કુવાક્ય**, ન૦ નઠારું–વચન, ખરાબ–વેણ. ઉ૦ કુવાક્યનો ઘાવ કદી ન રૂઝે.

**કુવાથ**, જુઓ કવાથ, કાઢો.

**કુવાથંભ**, પુ૦ વહાણના મોટા શઢનો થાંભલો.

**કુવાડો**, પુ૦ [સં. कुठार.] લાકડાં કાપવાનું લોઢાનું ઓજાર, મોટી કુહાડી.

**કુવાસ**, સ્ત્રી૦ ખરાબ વાસ, દુર્ગંધ, બદબો.

**કુવાસના**, સ્ત્રી૦ [સં.] નઠારી, ખોટ ઇચ્છા, દુષ્ટ ભાવના, પાપી વાસના–વાંછા અપવ ભાવના તે.

**કુવેણ**, ન૦ કુવચન, કુવાક્ય, કડવું વચન (ન કહેવાય એવું અત્યંત ખરાબ અને લાગણી દુખાવે એવું વચન.) ૨. મહેણું. ઉ૦ કુવેણનો કાપ કદી ન રૂએ.

**કુવૃત્તિ**, સ્ત્રી૦ અસદ્‌ભાવના દુષ્ટ, નઠારી ઇચ્છા. તે, ખોટી વૃત્તિ.

**કુવેતર**, ન૦ કુવાના પાણીથી પોષાતી હોય તેવી જમીન, જે જમીનમાં કુવો હોય તે જમીન અથવા કુવાનું પાણી જેને મળી શકે એવાં ખેતરો.

**કુવો**, પુ૦ [સં. कूप.] જમીનના પેટાનાં ઝરણાંથી જેમાં પાણી એકઠું થાય એટલો ઉંડો ખોદીને ગોળ બાંધેલો ઉંડો ખાડો, કૂપ. કહે૦ આગ લાગે ત્યારે કુવો ખોદાવવો=ઓપટીની ચીજ કંઇ કાળ પડે ત્યારે થતી કે લવાતી નથી. કુવાની છાયા કુવામાં સમાય=આપણું કાર્ય અથવા સુખ–દુઃખ આપણેજ જાણવું ને મૌન રહેવું. ૨ વહાણના વચલા શઢનો થાંભલો. ક્રિ૦ પ્ર૦ કુવો ખોદવો=દેવું કાઢવું, ઉધાર લેવું, લઇ લઇને ખાવું. કુવો પુરવો, આપઘાત કરવો, એવી રીસ ચઢવી કે જેથી કુવે પડે. ક્રોધીલાપણું, બહુ ટેકીલાપણું અતિ સ્વમાનની લાગણીથી મરવું. ગમે તેમ કરીને આત્મઘાત કરવો. કુવામાં ઉતરવું=પુરેપુરા જોખમમાં જવું. કુવામાં ઉતારવું=જોખમમાં, મુશ્કેલીમાં નાંખવું. ‘વહાલે ઉંડા કુવામાં ઉતાર્યા વહાલે મારે અમનેરે કુવામાં હોય તો હવાડામાં

આવે=મૂળસ્થાનમાં હોય તો ગૌણસ્થાનમાં આવે નહિ તો કયાંથી આવે? કુવાને મોઢે કંઇ ઢાંકણું છે=જાહેર તે તો જાહેર-ખુલ્લુંજ હોય. કુવાને મોઢે કંઈ ગળણું છે?=તેમાથી તો ગમે તેવું પાણી આવે આપણને રૂચે એવું કયાંથી આવે? બાપના કુવામાં કંઇ બુડી મરાય? =કુવો બાપનો હોય તેથી શું-અર્થાત્ પોતાના હકની વસ્તુ હોય તે પણ તેની યોગ્યતા પ્રમાણે રખાય કુવામાં ઉતારીને વરત કાપવો=જોખમમાં નાંખી સાધન ખેંચી લેવું.

**કુશ,** પુ૦ [ સં. ] એક જાતનું ધારવાળી ખરછટ પાતળી પાનોડિવાળું ઘાસ, ડાભ દર્ભ. આ પવિત્ર ગણાય છે ને સંસ્કારોની ક્રિયાઓમાં અને જાગ જગતમાં વપરાય છે.

**કુશકા,** પું૦ ( બ. વ. ) [ હિં. દે. कुक्कुसो. तुष. ] ફોતરાં, ફાલ, છોડાં, છોતરાં, શુલું. ભુસું.

**કુશકી,** સ્ત્રી૦ ડાંગરને ( કરડ ) બીજ્વારની ખાંડતાં કંઇક રહી ગએલાં ફોતરાં અને કંઇક કણનો જે બારીક ભુકો પડે છે તે, બારીક ભુકો, રજ; ઝીણુ, શુલી.

**કુશલી,** વિ૦ [ સં. ] આબાદ, સુખી, સુભાગી, અહોભાગ્યવાળું.

**કુશળ,** વિ૦ [ સં. कुशल. ] પુણ્ય, સુસ્વસ્થ, આરોગ્ય, સુખરૂપ, ક્ષેમ, સુખી. ૨ આરોગ્ય. ૩ હોંશિઆર, પાવરધું. ક્રૂ૦ પ્ર૦ કુશળ રહો= ( રીસમાં ) અપ્રીતિને પાત્ર થઈ દૂર રહો.

**કુશળતા,** સ્ત્રી૦ [ સં. ] કુશળપણું, સુખરૂપતા, સારી હાલત, આરોગ્ય, ૨ હોંશિઆરી, આવડ.

**કુશળક્ષેમ,** વિ૦ [ સં. ] સુખી અને આરોગ્ય, ખુશખુશાલ.

**કુશલાત,** સ્ત્રી૦ કુશળતા.

**કુશાગ્રબુદ્ધિ,** સ્ત્રી૦ [સં. कुश+अग्र+बुद्धि.] કુશની અણીના જેવી ઝીણી બુદ્ધિ તે, તીક્ષ્ણ મતિ, ઝીણી બુદ્ધિ.

**કુશાદા,** ( ફે. ) વિ૦ સારું, ભભકાદાર, વિશાળ અને સારી રીતે શણગારેલું. શોભીતું સારું, કીમતી ને સગવડવાળું.

**કુશીલ,** ન૦ [ સં. ] ગેરવર્તણુંક, ખરાબ રીતભાત. દુર્વૃત્ત. કુપાત્ર કુશીલ કુકર્મ અકર્મ ભર્યો મા. વલ્લભ.

**કુશીલવ,** પુ૦ [ સં. ] નટ, નાટકનો એકાદ ખેલાડી.

**કુશીલતા,** સ્ત્રી૦ [ સં. ] ગેરવર્તણુંકપણું, બદફેલ. દોંગાઇ.

**કુશેશય,** ન૦ [ સં. ] પદ્મ, કમળ.

**કુષ્ઠ,** [ સં. ] એક જાતનો ત્વચાનો રોગ, કોડ.

**કુષ્ઠી,** વિ૦ કોડવાળું, કોઢીઉં.

**કુસંગ,** પુ૦ [ સં. कु+संग. ] નઠારી સોબત તે, કુસંગત, સારી સોબત નહિ તે.

**કુસંગત,** જુઓ કુસંગતિ.

**કુસંગતિ,** સ્ત્રી૦ [ સં. ] સારી સંગતિ નહિ તે, નઠારા માણસોની સાથે ફરવું જવું, રહેવું તે; કુસંગ.

**કુસંગી,** વિ૦ ખરાબ સોબતવાળું, જેને સારી સંગતિ ન હોય તેવું, નઠારાનો સંગ કરનાર, કુસંગ રાખનાર.

**કુસંપ,** પુ૦ [ સં. ] સંપ મેળ નહિ તે, અણબનાવ, તુટ, ફૂટ. ૨ નઠારી બાબતમાં એક થવું તે. ( નર્મ )

**કુસંપી,** વિ૦ સંપવાળું નહિ એવું, સંપ નહિ રાખનાર, નહિ મેળાપ રાખનાર, અતડું અળગું રહેતું હોય એવું. વઢવાઢીઓ, તકરાર કરી જુદું પડી જાય એવું.

**કુસીદમ,** ન૦ [ સં. ] વ્યાજવટું, શરાફી, નાણાવટીપણું.

**કુર,** જુઓ કૂર.

**કુર,** સ્ત્રી૦ ટટ્ટી, જાવણું.

**કુરકુર,** [સં. कुक्कुर=कुकुर+कुतरुं.] કુતરાનાં બોટીલાં, તેમજ તેમને બોલાવવાનો સાંકેતિક અવાજ. કુરકુર કરવું=બડબડવું, પાછળ પીઠ ઉપર ગોપ્યા કરવું. દાંતાડે ચોડે ચોડે કર

**કુરકુરીઉં**, ન૦ [ દે. દે. कुरकुरिअं. ] કુતરાનું બચ્ચું, ભોટીલું, બોકીલું ( સુરત )

**કુરંગ**, પું૦ [સં.] હરણ, મૃગ, એક જાતનું છિંકારું. કુરંગનયના=કુરંગના જેવી ( ચંચળ ) આંખોવાળી સ્ત્રી. કુરંગણી–કુરંગી=કુરંગની માદા.

**કુરગોડી**, સ્ત્રી૦ છોકરાઓની એક રમત.

**કુરડી**, જુઓ. કુલડી.

**કુરતની** સ્ત્રી૦ પલંગની ઉપર નાંખવામાં આવતું જાળીદાર પડદાનું કપડું, મચ્છરદાની.

**કુરનીસ**, ( કુરનસ. ) અદબસર સલામ કરવી તે. ( કુર્નિસ. ) અદબભેર માન આપવું તે.

**કુરબાન**, વિ૦ [ આ. ] વેચાણ, અમુક ઉપર ગાંડુંઘેલું, એકતાર, એકલીન, ફિદા, ખુશ, મુગ્ધ, પ્રેમઘેલું. તન મન અને ધન વારી નાંખવાં તે, વારીજવું. ૨ ન૦ ભોગ, બલિ.

**કુરેર**, સ્ત્રી૦ એક જાતનું પંખી, ટિંટોડી.

**કુરાન**, ન૦ [ આ. ] ઇસ્લામીઓનો પવિત્ર ધર્મ ગ્રંથ, કુરાને શરીફ.

**કુરીઓ**, પું૦ જુવારનો ભાત, ઓરમુ. ૨ જારનો પોંખ. ઉ૦ સુદામાને દિન દુઃખના દીધા, કર વધારીને કુરીઆ લીધા. જારના રોઠા.

**કુરૂપ**, વિ૦ [ સં. ] કદરૂપું, નહિ રૂપાળું, અસુંદર, વરવું, બદસુરત, કરૂપું.

**કુરૂપતા**, ( કરૂપતા. ) નહિ રૂપાળાપણું, અસુન્દરતા, કુરૂપપણું=બદસુરતી.

**કુરૂબક**, ન૦ [ સં. ] એક જાતનું ઝાડ ને તેનું ફૂલ. ઉ૦ કિંશુક કુરુબક પૂછીઆ, વડલા આપરે શ્રી હરિતણો ભાળ. ભાલણ.

**કુરેરી**, સ્ત્રી૦ [ સં. ] એક જાતનું પંખી–માદા. આનો સ્વર બહુ તીણો હોય છે. ઉ૦ કુરરી સમ પીઉ વિરહે, રોવા લાગી છુટે મુખે બાળા.

**કુલકુલાં**, વિ૦ [ આ. ] જરીએ જરી, બધેબધું, તમામ, સર્વ સત્તા સમેત, ૨ આભ્યંતર, જેમાં કશોપણ ભિન્નભાવ ન હોય તેવું, અંગત. ૩ ગલગલીઆં, આનંદાતિશય. સર્વાધિકારનાજો સંધિવિગ્રહિક.

**કુલક્ષણ**, ન૦ [ સં. ] અપલક્ષણ, કુટેવ, બદચાલ. ૨ ખોડ, દુશ્ચિહ્ન.

**કુલક્ષણું**, વિ૦ અપલક્ષણું, અટકચાળું, ખોડવાળું, અવિનીત.

**કુસુમ**, ન૦ (સં.) ફૂલ, પુષ્પ, સુમન.

**કુસુમબાણ**, પું૦ (સં.) ફૂલ જેનું બાણ છે એવો દેવ, કામદેવ, મદન.

**કુસુમાકર**, પુ. ( સં. कुसुम+आकर. ) ફૂલનો સમૂહ જ્યાં હોય તે જગા, બાગ, બગીચો, ઉપવન.

**કુસુમાયુધ** પું૦ [સં.] ફૂલ જેનું આયુધ–હથિઆર છે એવો દેવ, કામદેવ, સ્મર, કંદર્પ, મદન.

**કુસુમિત**, વિ૦ ફૂલેલું, પુષ્પિત, ફૂલવાળું. ઉ૦ અદ્ભુત શોભા દીઠી ત્યાંય, ષડ ઋતુ કુસુમિત ફૂલ જ્યાંય. દયારામ.

**કુસુંબી**, સ્ત્રી૦ [ સં. कुसुंभ. ઉ. ] એક જાતની લાલ રંગ આપનારી વનસ્પતિ. આના છોડ થાય છે અને તેના ફૂલના રેસામાંથી રાતો રંગ નીકળે છે. પાઘડીઓ–સાળુઓ વગેરે રંગવાના કામમાં આવે છે; કસુંબી, કસુંબો. ૨ વિ૦ કસુંબી કસુંબેલ.

**કુસ્તી**, સ્ત્રી૦ [ફા.] કસરતની એક તરેહ: બે જણે બથંબથ્થા લડતાં એક બીજા ઉપર જીત લેવાની મરદાની રમત. ૨ લડાઈ. ૩ (લા) કોઈ એક કામની પાછળ ખૂબ મહેનત કરવી તે.

**કુસ્તીબાજ**, વિ૦ કુસ્તી જાણનાર, કુસ્તી કરવાથી દૃઢ અંગવાળું.

**કુસ્તીબાજી**, સ્ત્રી૦ કુસ્તીની જે રમત તે. કુસ્તી ખેલવી તે.

**કુસ્વપ્ન**, [ સં. ] નઠારું સ્વપ્ન, ઓથાર.

**કુસ્વભાવ**, પું૦ [ સં ] નઠારો સ્વભાવ, ખરાબ–ઝાંઝી પ્રકૃતિ.

**કુહર**, ન૦ [ સં. ] ગહ્વર, ગુફા, દર, બખોલ, ગર્ત, મોટો ઊંડો ખાડો. ( પર્વતમાં. )

વાધો-નર્મ. ) કૂડકપટ=છળકપટ, સામાનું બુરું કરવાની દાનતે જે પ્રપંચ કરવો તે.

**કૂદવું**, અ૦ ક્રિ૦ [ સં. कुर्द् ] પગવડે જમીનથી ઉંચા થઇને પાછું જમીન ઉપર પડવું, ઉછળવું, ચેકવું. ૨ ઉંચેથી નીચે પડવું. ભુસકો મારવો. ૩ એક પારથી ઉછળીને બીજે પાર જઈ પડવું, ઉલ્લંઘવું, ઓળંગવું. ૪ જોર કરવું, તોર, બેડશાહી કે પતરાજી કરવી:-જેટલ કૂદે તે ખીલાવરાણીએ. ૫ ધામધુમ કરવી, પોતાના ગજા કરતાં વધારે કરવું. ક્રિ૦ પ્ર૦ કૂદી પડવું=સાહસ કરવું, ઝંપલાવવું; વગર વિચારે કોઇ વાત કે વર્તન કરવાનું માથે લઇ લેવું. ભુસકો મારવો.

**કૂપ**, પુ૦ [ સં. ] કુવો, જમીનની અંદર પાડેલો ઉંડો ખાડો.

**કૂપી**, સ્ત્રી૦ [ સં. ] કુલ્લી, કુલડી. શીશી.

**કૂર**, પું૦ [ સં. ] રાંધેલા ચોખા, ભાત, ઓદન.

**કૂર્મ**, પું૦ [ સં. ] કાચબો, કચ્છપ, કૂર્માવતાર=પરમેશ્વરે ધરેલા પૌરાણીક દસ અવતારોમાંનો એક અવતાર.

**કૂલ**, પું૦ [ સં. ] કિનારો, તટ, તીર. જળાશયની નજીકનું સ્થાન.

**કૂલ**, વિ૦ [ ફા. ] તમામ, સઘળું. બધું. કૂલસત્તા=તમામ અધિકાર.

**કૂષ્માંડ**, ન૦ [ સં. ] કોળું.

**કૃકલાસ**, પું૦ [સં.] કાચંડો, કાકીડો, સરટ.

**કૃચ્છ્ર**, ન૦ [ સં. ] કષ્ટ, દુઃખ, વિપત્તિ. ૨ મુશ્કેલી, મુસીબત.

**કૃચ્છ્રચાંદ્રાયણ**, ન૦ [સં.] એક પ્રાયશ્ચિત વ્રત, મહા મુશ્કેલીએ થઇ શકે એવું એક વ્રત.

**કૃત**, વિ૦ [ સં. ] કરેલું, બનાવેલું, રચેલું, 'કૃત' શબ્દની આગળ તેમ પાછળ બેઉ ઠેકાણે યોજાય છે:-કૃતનિશ્ચય=કરેલો છે નિશ્ચય જેણે તે, કાલિદાસકૃત=કાલિદાસે કરેલું-બનાવેલું કે રચેલું.

**કૃતકૃત્ય**, વિ૦ [ સં. ] કરેલા કાર્યવાળું, જેણે પોતાનું કાર્ય કરેલું છે એવું, કામ કરી પરવારેલું, તરી પાર ઉતરેલું.

**કૃતઘ્ન**, વિ૦ [ સં. ] કરેલાનો નાશ કરનાર, કરેલા ઉપકારને નહિ જાણનાર, નિમકહરામ, નગુણું, અનુપકારી.

**કૃતઘ્નતા**, સ્ત્રી૦ [ સં. ] કૃતઘ્નપણું, નિમકહરામી, નગુણાપણું.

**કૃતઘ્ની**, વિ૦ [ સં. ] કરેલા ઉપકારને ભૂલી જઇ અપકાર કરનાર; હરામી.

**કૃતજ્ઞ**, વિ૦ [ સં. कृत+ज्ञ ] કરેલું જાણનાર; ગુણ માને એવું; ઉપકારી; આભારી; નિમકહલાલ; વફાદાર.

**કૃતજ્ઞતા**, સ્ત્રી૦ [ સં. ] કરેલા ઉપકારને જાણવાપણું; ઉપકાર, આભાર માનવાપણું; ભક્તિ; વફાદારી; નિમકહલાલપણું.

**કૃતજ્ઞી**, વિ૦ કૃતજ્ઞ.

**કૃતયુગ**, પું૦ [ સં. ] સત્યયુગ; પહેલો સુનીતિ સુધર્મ અને સુધારાનો જમાનો, શરૂઆતનો નિષ્કપટપણાનો સત્યવાદીકાળ.

**કૃતાંજલિ**, વિ૦ [સં. कृत+अंजलि.] જેણે બે હાથ જોડીને અંજલિ કરેલી છે એવું, બદ્ધાંજલિ.

**કૃતાંત**, પું૦ [ સં. कृत+अंत. ] કાળ, નાશ, યમ, દૈવ.

**કૃતાપરાધ**, વિ૦ [સં. कृत+अपराध.] કરેલો છે અપરાધ જેણે તે; ગુન્હેગાર; તકસીરવાર; અપરાધી; દોષી.

**કૃતાર્થ**, વિ૦ [ સં. कृत+अर्थ. ] જેણે અર્થ કરેલો હોય એવું; પરવારેલું; પારપાડેલું; તરી પાર ઉતરેલું; કૃતકૃત્ય, કૃતકાર્ય.

**કૃતાર્થતા**, સ્ત્રી૦ [સં.] કૃતાર્થપણું; પાર પડી જવાપણું; કામ થઈ જવું તે; સિદ્ધિ; સાફલ્ય.

**કૃતાર્થી**, વિ૦ કૃતાર્થ.

**કૃતિ**, સ્ત્રી૦ [ સં. ] કરવું તે; કાર્ય; કામ, ક્રિયા. ૨ સાહિત્યનું કામ, રચના. દુષ્કૃતિ=નઠારું કામ, પાપ. સુકૃતિ=સારુંકામ, ગુણ.

**કૃતિકા,** સ્ત્રી૦ [ સં. ] એક નક્ષત્ર, બહુલા.

**કૃત્ય,** ન૦ [સં.] કરેલું તે, કાર્ય, કામ. ૨ કરેલો ગણેલો કે બનાવેલો સિદ્ધાંત.

**કૃત્યા,** સ્ત્રી૦ [ સં. ] એક દેવતા. નઠારી સ્ત્રી, કંકાસણી. જેનાથી નાશ પ્રવર્તાય એવી તાંત્રિકદેવી. ૨ જાદુ મંતરમંતરની સિદ્ધિને માટે જે ઉપાસ્ય દેવી હોય તે, મેલડી, ડાકણ, વંતરી, જોગણી.

**કૃત્રિમ,** વિ૦ [ સં. ] કરેલું-બનાવેલું, બનાવટી, અસલ, સત્ય નહિ એવું.

**કૃત્રિમતા,** સ્ત્રી૦ [ સં. ] બનાવટ કૃત્રિમપણું, રચના.

**કૃત્રિમી,** વિ૦ બનાવટનું, ઉપજાવેલું. ૨ ભેદભર્યું, વેષધારી.

**કૃદંત,** ન૦ [ સં. ] ક્રિયાપદ ધાતુને પ્રત્યય લાગીને જે વિશેષણ કે અવ્યય રૂપે નવો શબ્દ બને છે તે, ક્રિયાપદનું અસંપૂર્ણ રૂપ તે.

**કૃપણ,** પું૦ [ સં. ] સૂમ, કંજુસ, બખીલ, કસરીઓ.

**કૃપણતા,** સ્ત્રી૦ [ સં. ] કંજુસાઈ, કૃપણપણું, બખીલાઇ.

**કૃપા,** સ્ત્રી૦ [ સં. ] કોઈ પ્રાણી ઉપરની જે માયાવૃત્તિ તે, કરણા, દયા, મહેરબાની, મહેર, માયાળુપણું. ૨ પ્રસાદ.

**કૃપાણ,** પું૦ [ સં. ] ખડ્ગ, તરવાર.

**કૃપાદૃષ્ટિ,** સ્ત્રી૦ દયાની મહેરબાનીની નજર, નીધા.

**કૃપાનાથ,** પું૦ [ સં. ] પરમેશ્વર, મોટી કૃપા કરનાર.

**કૃપાનિધાન,** વિ૦ પું૦ [ સં. ] કૃપાનો ભંડાર, પરમેશ્વર, મહેરબાનીવાળો.

**કૃપાનિધિ,** પુ૦ [ સં. ] કૃપાનો ભંડાર, પરમેશ્વર.

**કૃપાપાત્ર,** વિ૦ [ સં. ] કૃપા-દયા કરવાને યોગ્ય હોય એવું, કરણા કરવા જોગ. ૨ જે કોઈ કૃપાને પાત્ર થયું હોય તે.

**કૃપાવંત,** વિ૦ [ સં. ] દયાળુ, મહેરબાન, કરુણાવંત.

**કૃપાસિંધુ,** પું૦ [ સં. ] કૃપાનો સાગર, પરમેશ્વર.

**કૃપાળ,** વિ૦ [ સં. ] દયાળ, કરુણાળ.

**કૃપાળુ,** વિ૦ [ સં. ] કૃપાથી ભરેલું, દયાળુ, કરણાવાળું, મહેરબાન.

**કૃમિ,** પું૦ [ સં. ] પેટમાં-આંતરડામાં જે લાંબા જીવ થાય છે તે, એક જાતનો કીડો.

**કૃમિઘ્ન,** વિ૦ [ સં. ] કૃમિનો નાશ કરે એવું, જંતુનાશક, ( ઓસડ. )

**કૃશ,** વિ૦ [ સં. ] દુર્બળ, સુકું, સુકાએલું ૨ પાતળું, તણાએલું, નાજુક. અલ્પ, સૂક્ષ્મ.

**કૃશતા,** સ્ત્રી૦ [ સં. ] કૃશપણું, દુર્બળતા, પાતળાપણું, નાજુકાઇ.

**કૃશાંગી,** સ્ત્રી૦ [ સં. કૃશ નાજુક શરીરવાળી સ્ત્રી, નાજુકડી.

**કૃશાનુ,** પું૦ [ સં. ] અગ્નિદેવત'

**કૃષિ,** સ્ત્રી૦ [ સં. ] ખેતી, ખેતીવાડી.

**કૃષિકર્મ,** ન૦ [સં.] ખેતીનું કામ, ખેતીકામ.

**કૃષિકાર,** વિ૦ [ સં. ] ખેતી કરનાર. પું૦ ખેડુત.

**કૃષીવલ,** પું૦ [સં.] ખેડુત.

**કૃષ્ણ,** પું૦ ઈશ્વરના દસ અવતારોમાંનો એક લીલાવતાર; યાદવવંશનો દ્વારકાનો રાજા અને મહાભારતનો એક સર્વોપરી મુસદ્દી.

**કૃષ્ણ,** વિ૦ [સં.] કાળું; ઘેરા આસમાની રંગનું. ૨ અજવાળા રહિત-કૃષ્ણપક્ષ.

**કૃષ્ણપક્ષ,** પું૦ [ સં. ] જેમાં પ્રતિદિવસ રાત્રિની કૃષ્ણતા વધતી જાય છે તે પખવાડીઉં; વદ પખવાડીઉં.

**કૃષ્ણલવણ,** ન૦ [ સં. ] સંચળ; અમુક મેળવણીઓથી તૈયાર કરેલો એક જાતનો ક્ષાર.

**કૃષ્ણસાર,** પુ૦ [ સં. ] કાલિઆર જેની પીઠનો ભાગ કાળો હોય ે ટોળાનો વડો નર, હરણ.

કૃષ્ણા, સ્ત્રી૦ [સં] ગળી. દ્રૌપદી.

કૃષ્ણાગુરુ, ન૦ [સં.] અગુરુ; સુગંધીદાર એક જાતનું કાળું લાકડું, કાલાગુરુ.

કૃસર, (કૃસરાશ.) પું૦ [સં.] ખીચડો, ખીચડી, કૃશરા.

કે, અ૦ આગળ (વાક્યની આગળ આવતા ભાગમાં) અમુક લખાએલું અથવા કહેવાએલું છે એવું બતાવનારો ઉભયાન્વયી અવ્યય. (તે બોલ્યો કે, હું જાઉં છું.) એમ, કારણ, કેમ, વગેરેની પછી આવે છે. એમ કે, કારણ કે, કેમકે. ૨ અથવા, વા, યા. (તે કે તમે જજો=તે અથવા-યા-તમે જજો.) ૩ એટલે, તરત. (મને દીઠો કે ચૂપ.) પછી (હું ગયો કે થઇ રહ્યું.) ૪ ખાતરી કરવા અને પ્રશ્ન પૂછવામાં તે વાક્યને છેડે આવે છે. તેજ આ કે? તમે જવાના છોકે?

કેઆમત, જુઓ કયામત.

કેઈ, જુઓ કયી.

કેકર, વિ૦ [સં.] ત્રાંસું, આડું, વાંકું, તીરછું. કેકરાક્ષી=આડી, ત્રાંસું, તીરછું જોનારી સ્ત્રી.

કેકા, સ્ત્રી૦ [સં.] મોરનો અવાજ, મયૂરવાણી, હુહુકાર. કહિં કેકી કેકાએ શબ્દાયમાનરે, એમ નહતો જોતો તે મહાનરે. પ્રેમાનંદ.

કેકાણ, પુ૦ [સં.] ઘોડો, તોખાર, તુરંગ, અશ્વ, હય. ૨. કલાબકોર, ઘોઘાટ, ધુમાટ.

કેકિ, પું૦ [સં.] મોર, મયૂર.

કેચિત, સ૦ [સં.] કોઇએક. ૨ કવચિત, કોઇવાર.

કેટલાએક, વિ૦ થોડાએક, અમુક, ચોકસ, મુકરર. એક અને વળી બીજા થોડાક, ઘણાક, એકથી વધારે બીજા થોડા, અનેક.

કેટલું, વિ. [સ. કિયત] સંખ્યા, જથો, માપ વગેરેનું ઓછુંવત્તું પરિમાણ જાણવાને પ્રશ્નાર્થે વપરાતું વિશેષણ. :—કેટલા રૂપિયા? આ ઘોડો કેટલું ઘાસ ખાશે? કેટલો તાપ જોઇશે? રૂ૦ પ્ર૦ કેટલી વીસે સો થાય? ઘણું વીતે ત્યારે અનુભવ આવે, અનુભવ વગર માણસને જ્ઞાન થતું નથી.

કેટ, સ્ત્રી૦ [સં. કટિ. દ. કડિ.] શરીરનો વચલો પેટ નીચે થાપા પરનો ભાગ. કમ્મર, કટિ, કડ. રૂ૦ પ્ર૦ કેડનું ભાગવું=કામકાજ કરવામાં આળસુ, મંદ, શિથિલ, સુસ્ત. કેડના કકડા થઈ જવા=સખત મહેનત પડવી, એક સ્થિતિમાં રહીને કરવાનું, ચાલુ સખત મહેનતને માટે વપરાય છે. કેડના મંકોડા=કેડના મોટા હાડકાંના અને કરોડના સાંધાના જે અવયવો તે. કેડના મંકોડા રહી જવા=સખત મહેનત પડવી. કેડો ભાગી જવી=નાસીપાસ-નાઉમેદ થઇ જવું. ૨ અત્યંત નબળા થઈ જવું. જીવનસત્ત્વ જતું રહેવું. (મરવાને.) નિરખ જતો રહે તે, કેડમાં લાકડું ઘાલવું=જરા પણ કામકાજ ન કરવું તે, ખડણ થવું. ૨ અભિમાનથી ટટાર રહેવું, નમીને કાર્ય ન કરવું. કેડે લેવું=તેડવું, કમ્મરે બેસાડવું. કેડ નમાવવી=ખંત ઉત્સાહ મહેનત લઇને કામ કરવું. કેડ મરડવી=મહેનત લઇ કામ કરવાનું બંધ કરવું, અળસાવું, થાકથી કે કમરજીથી ઉત્સાહ ઉતારી મંદ પડવું. કેડપૂર=કમ્મર લગી=નદીમાં કેડપૂર પાણી છે. કેડીઉકરવું=કમ્મર સુધી નહાવું-અરધું નહાવું.

કેડ, સ્ત્રી૦ કેડો, પીછો, પુઠ, પાછળ લાગવું તે. ૨ દોષ વર્તનની તપાસ રાખ્યા કરવી તે. ઉ૦ લે કામિનીની કેડ, જીવ જર જરા ગુમાવે. ક્રિ૦ પ્ર૦ કેડ લેવી=ખતે પડવું, પુંઠે પકડવી. ૨ ચાનકથી મંડયા રહેવું.

કેડવા, પુ૦ કમ્મરનો વાયુ, કમ્મરની અંદરના સાંધાઓ જકડાઇ જવા તે. કમ્મરના વાયુનું એક દરદ.

કેડી, અ૦ પાછળ, પછી, પછવાડે. જુઓ કેડે.

કેડીઉં, ન૦ કમ્મર લગીનું બંદન, બંડી.

કેડે, અ૦ પાછળ, પછવાડે, પુઠે, વાંસે, ક્રિ. પ્ર. કેડે થવુ=પાછળ લાગવું, ટાકટોક કરવું, ખંત રાખવી, પાછળ પડવું, કેડે પડવું=પુઠે લા-

ગવું, આગ્રહથી અર્થ સિદ્ધ ન થાય ત્યાં સુધી લાગ્યા રહેવું. ૨ અકળાવવું, ચીડવવું, ખીજવવું, પજવવું. ઉ૦ માડી ! નંદનો કુંવર મારી કેડે પડ્યો રે, મશેમશે આવી મારે અંગે અડ્યો રે, માડી !. દયારામ.

**કેડો**, પું૦ પીછો, પુંઠે લાગવું પાછળ પડવું તે, પુંઠ. ૨ અંત, છેડો, પાર. ૩ ચીડવવા, રગડવા કે હેરાન કરવા કોઈની પાછળ પડવું તે. ૪ કાચંડો.

**કેણી**, સ૦ કયી, કોણ. ( સ્ત્રીને માટે વપરાય છે. )

**કેણીગમ**, (મગ) અ૦ કયી બાજુ, કયી તરફ, કયી દિશાએ, ક્યાં, કયે ઠેકાણે, ઉ૦ કહો મિત્ર મારા કેમ કરવું, હવે કેણીમગા ડગ ભરવું. લલિતાદુઃખદર્શક.

**કેતક**, ( કેવડો ) પું૦ [ સ. केतकी. ] સ્ત્રીઓનું ચોટલામાં ઘાલવાનું એક ઘરેણું, વેણીનું ફુલ, ચાક, કેતીકેવડો.

**કેતકી**, સ્ત્રી૦ [ સં. ] લાંબાં અને પ્હોળાં પાંદડાંના ગોટા જેવી એક વનસ્પતિ, આનો છોડ પાંદડાંના જથા જેવો ભોંયની લગોલગ સાત્ર બે અઢી ફીટ જેટલો ઉંચો થાય છે, પાંદડાંના જથાની વચમાંથી એક લાંબી દાંડી ફુટી નીકળી તેની ઉપર સુગંધીદાર ફુલ આવે છે.

**કેતન**, ન૦ [સ.] ચિહ્ન, ધ્વજા, મકરકેતન. ૨ સ્થાન, મકાન, નિકેતન.

**કેતુ**, પું૦ [ સ. ] નવ ગ્રહોમાંનો એક ગ્રહ, શિખી, ધૂમકેતુ. ( રાહુ અને કેતુ ) જ્યોતિષમાં આ બેઉ પાપ ગ્રહો ગણાય છે. ૨ ધ્વજા, વાવટો, નિશાન.

**કેથાં**, (થે) અ૦ કોઈ ઠેકાણે, ક્યાંહી, કોઈક સ્થળે. ૨. ક્યાં; કહીં આગળ, ક્યાંક.

**કેદ**, સ્ત્રી૦ [ અ૦ ] મરજી પ્રમાણે હીલચાલ કરવાની બંધી અને કોઈના જાપતામાં એક ઠેકાણે પરાધીનતામાં રહેવાની જે સ્થિતિ તે, બધન, બંધી, પરાધીનતા, નહિ છુટાપણું તે, અટકાવ, કબજો. ૨ ગોંધી રાખવું-બંધ રાખવું તે. ૩ બધીઆર· ગોંધી રાખવાની જગા, બધીખાનું, કેદખાનું. ક્રિ૦ પ્ર૦ કેદ કરવું=પકડીને કબજે રાખવું. પકડવું, સ્વતંત્રતા લેઇલઇ ગોંધવું. કેદ થવું=પરાધીનતામાં પડવું, કબજે થવું. કેદ પડવું=કબજે પડવું, કેદ પકડાવું=કોઇના કબજામાં રહેવું.

**કેદ**, વિ૦ કબજે પડેલું; કેદ ભોગવતું. ૨ કેદી.

**કેદખાનું**, ન૦ [ ફા. ] જ્યાં માણસોને કેદ કરીને રાખવામાં આવતાં હોય તે ઠેકાણું; બંધીખાનું; તુરંગ; કારાગૃહ.

**કેદાર**, પું૦ [ સ ] ક્યારડો, ક્યારો, જંગલી ઝાડ ઝરડાં કાઢી નાખીને ખેતી માટે તૈયાર કરેલી જમીન, ખાલું. ૨ ગર્ત, ખાડો.

**કેદારો**, પું૦ એક મુખ્ય રાગ.

**કેદી**, વિ૦ કેદ કરાએલું; જેને કેદ કરવામાં આવેલું હોય એવું, પકડાએલું, કબજે રાખેલુ, સ્વતંત્રતા છીનવી લઈ એક ઠેકાણે પુરી મૂકેલું (માણસ.)

**કેનું**, સ૦ [ સ. क. ] કોનું, ( કોણનું ). કયા માણસનું ( કોણ સર્વનામનું છઠ્ઠી વિભક્તિનું એ. વ. કોનું કવિતામાં અને ઘરગતું ભાષામાં. વપરાતું રૂપ. )

**કેફ**, સ્ત્રી૦ [ આ. ] મનુષ્ય અને પ્રાણીના મગજ ઉપર જુસ્સાની, આત્માનંદની અને ઘેનની અસર કરનારો કુદરતી અથવા બનાવટી વસ્તુઓમાં રહેલો એક ગુણ. ( દારુમાં બહુ અને ભાંગમાં થોડી કેફ છે ), માદકપણું. ૨ મનુષ્ય પ્રાણીના મગજને થતી જુસ્સાની, આનંદની અને ઉંઘની જે અસર-લાગણીવિક્રિયા તે, નીશો, ઘેન. ૩ મદ, અભિમાન, અહંકાર, તોર, ખુમારી, મસ્તાની.

**કેફિયત**, સ્ત્રી૦ [ ફા. ] હકીકત, બીના, વિગત, વૃત્તાંત, હેવાલ.

**કેફી**, વિ૦ [ ફા. ] કેફ કરનાર, વ્યસની છાકટું, નીશો કરનારું. જેને કેફ કરવાની ટેવ પડી ગએલી હોય એવું. ૨ દારુડીઉં. ( દારુડીઆમાં કેફીનો અર્થ વધારે રૂઢ થએલો છે.

કેફી, અફીણી, વ્યસની હોય, કન્યા તેને નવ દે કોય.) ૩ જેમાં કેફનો ગુણ હોય એવું, માદક કેફવાળું. (સારાં માણસો કેફી પીણાં વાપરતા નથી.) કુછંદી.

**કેબીન,** સ્ત્રી૦ [અં.] વહાણ (સ્ટીમર)ના ઉતારુઓને રહેવાની ખોલી, નાની ઓરડી. ૨. ઝુંપડી.

**કેમ,** અ૦ [સ. किम्.] શા માટે, શા સારું, શે કાજે, શા વાસ્તે. ૨ કયી રીતે, કેવી તરેહથી, શી રીતે. ૩ શું, શું છે, (હુંકારામાં તેમજ પ્રશ્નાર્થે.) ૪ કેવું, કેવી રીતનું (આરોગ્ય પ્રવૃત્તિ–પ્રકૃતિ ઇત્યાદિથી કેવી સ્થિતિમાં છો એવી ખબર પૂછવામાં) કયમ. કેમકરતાં=ગમે તે રીતે, હરકોઇ પ્રકારે, કોઈ પણ રીતે. કેમે-કરતાં=કેમ કરતાં–કેમે કરતાં માને તો સારું કેમ મે–કરીને=કેમ કેમે કરીને મનાવો તો સારૂં. બાધે ભારે-સંબોધનાર્થે પણ કેમ વપરાય છે (કેમ! ક્યાં ગયા હતા ?)

**કેમકે,** અ૦ કારણ કે, સબબ કે, (કારણ હેતુ બતાવવાને) મેં એને ધમકાવ્યો, કેમકે તે મરતી કરતો હતો.

**કેમજે,** જુઓ કેમકે.

**કેમરે,** અ૦ અરે શા માટે; શા વાસ્તે. (એક બે વાર ચેતવણી આપ્યા છતાં નહિ માનનારને 'નહિ માનવાનું' કારણ પૂછતા હોઇએ તેમ 'રે' સંબોધન સાથે ધમકીના અર્થમાં વપરાય છે. :–કેમરે! નથી માનતો કે?

**કેયૂર,** પું૦ [સં.] બાજુબંધ, બેરખો.

**કેર,** ન૦ [સં. करीर.] કેરડાનાં નાનાં ગોળ બિયાંથી ઝીણા ઝીણા દાણાથી ભરપુર ફળ. આ ફળ 'કેરાં' કહેવાય છે ને અથાણા તરીકે વપરાય છે.

**કેરખી,** સ્ત્રી૦ કાંગરી. ૨ સોનાની ગોળ ટપકીઓની હાર. (નર્મ.)

**કેરડો,** પું૦ [સં. करीर.] પાંદડાં વગરની ઝીણી કાંટાવાળી ડાળીડાળીવાળું બાંદલું,વનસ્પતિ.

**કેરબો,** પું૦ એક જાતનો નાચ. (નાચનારી સ્ત્રી તેના વાળ છુટા મૂકી માથે ટોપી કે ફેંટો બાંધી બહુ બહુ અભિનય પૂર્વક નાચે છે.) ૨ કેરબાના નાચમાં ગવાતાં ગાયનો, (એ ઘણું કરીને ભુંડાં હોય છે.) ૩ એ ગાયનો જે રાગમાં ગવાય છે તે રાગ. (એમાં કાલિંગડાની છાયા હોય છે.)

**કેરાં,** જુઓ કેર.

**કેરી,** સ્ત્રી૦ આંબાનું ફળ, આંબા, આમ્ર ફળ. (વસંતમાં આંબાને મહોર આવે છે અને ઉનાળાની આખરે તેનાં ફળ–કેરીઓ પાકે છે. પાકી કેરી કાપીને તેમજ ઘોળીને ખવાય છે. પાકતા પહેલાં કેરીને કાપી અથવા ચીરીને અથાણાના કામમાં લેવાય છે. મુરબ્બા વગેરે તેની ઘણી બનાવટો થાય છે.)

**કેરીગાળો,** પું૦ પાકી કેરીની મોસમ, આંબાગાળો.

**કેરું,** પ્ર૦ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય (કવિતામાં. કેરું–રો–રી નું–નો–ની.) :—ગાયકેરું વાછરડું ને બકરીકેરાં બચ્ચાં.

**કેલ,** પું૦ ચુનાનો ખૂબ મજબુત ચોંટી જાય એવો કેટલીક મેળવણીઓથી બનાવેલા ગારો, કોલ. ૨. ઠરી અથવા જામી જાય એવી કોઇ પણ બનાવટ. (લાકડસીનો કેલ.)

વિ૦ એકની સંખ્યાનો સંકેત. (વેપારીઓમાં) નર્મ. ક્રિ૦ પ્ર૦ કેલીપાયાનાંખવા=દૃઢ-મજબુત કામ કરવું–સજ્જડ–ઉખડે પડી જાય નહિ એવું પાકું કામ કરવું.

**કેલપડી,** સ્ત્રી૦ અગિઆર, એ સંખ્યાનો વેપારી સંકેત.

**કેલી,** સ્ત્રી૦ [સં.] રમત, ખેલ, લીલા, ક્રીડા. ઉ૦ 'કો' એ કોણ હું કેવી કેલિ સુજતે તેની ન શુદ્ધિ સહી. અમરુ. ૧૫.

**કેલિકલહ,** પું૦ [સં.] ક્રીડા કલહ, રતિ કલહ, ક્રીડા કરતાં થએલો છબ્બાછટ–લડાઈ તે, રુસણું.

**કેવડીઉં**, વિ૰ કેવડું ઉપરથી કવિતામાં વપરાતો શબ્દ. ( કયડો નાનો કેવડિયો. × × કેવકેવડી સાહેલીઓ. ) ૨ કેવડાનું, કેવડાની સુગંધવાળું.

**કેવડીઓ-કાથો**, પુ૰ બહુ શુદ્ધ કરેલો કાથો. કેવડાની સુગંધવાળો કાથો.

**કેવડ઼**, વિ૰ [ સ. कियत् ] ભરતરને પ્રમાણે કેટલું, શા પ્રમાણનું અથવા માપનું (વિસ્તાર લંબાઇ, પહોળાઈ, ઉંચાઇ અને ઉંડાઇ કેટલી એ જાણવાના પ્રશ્નમાં આ શબ્દ વપરાય છે. શા માપનું, કેટલું લાંબુ પહોળું. ) ૨ કાળક્રમમાં કેટલું. કેટલું સંખ્યા અને પરિમાણ બેઉને માટે વપરાય છે અને કેવડું માત્ર પરિમાણ ને માપને માટે જ વપરાય છે.

**કેવડો**, પુ૰ એક જાતની વનસ્પતિ. ( કેતકીના જેવા એના છોડાં થાય છે અને તેમાંથી ચોમાસામાં દાડી ફૂટી તેમા પોટા ગાભના જેવી સુગંધીદાર માંજરો ફૂટે છે. સુગંધી દ્રવ્ય આપનારી વનસ્પતિમાં કેવડો બહુ જાણીતો છે.)

**કેવલી**, વિ૰ કેવળ જ્ઞાનવાળું, જ્ઞાની. ૨ એકમાર્ગી.

**કેવળ**, વિ૰ [ સ. केवल ] જેમા બીજું ભળેલું ન હોય તેવું, એકજ, શુદ્ધ, નિર્મળ, સ્વચ્છ, સાવએક સ્વરૂપનું. ૨ એકલું, એક અમુકજ, ચોકૂખું, નરદમ, માત્ર, ફક્ત, બીલકુલ, છેક.

**કેવળધામ**, ન૰ [ સ. ] જ્યા દ્વૈત—બીજુ નથી પણ માત્ર એકજ બ્રહ્મ છે એવું સ્થાન, પરમધામ, મુક્તિપદ, બ્રહ્માનંદ.

**કેવળપ્રયોગી અવ્યય**, પુ૰ પોતાની મેળેજ જેનો ઉદ્ગાર થાય તે ઉચ્ચાર. હાય હાય ! ઓ ! અરે, ધિક ! છટ ! ઇત્યાદિ.

**કેવારે**, અ૰ કયી વખતે, કયારે.

**કેવું**, વિ૰ કયી જાતનું, કયા પ્રકારનું, શા સ્વરૂપનું. (આકાર, રંગ, રૂપ, ગુણ વગેરેનો પ્રકાર જાણવાને આ વિશેષણથી પ્રશ્ન પુછાય છે. ઉ૰ કેવો છે એનો આકાર) ક. દ. ડા. —કેવો રંગ કરું ? કેવું મજેનું રૂપ છે, કેવો ડાહ્યો માણસ.

**કેશ**, પુ૰ [ સ. ] પ્રાણીઓની ત્વચા ઉપર ( ફૂટી નીકળના ) થતા પાતળા તંતુઓ વાળ, નિમાળા, ૨ ચોટલો, સ્ત્રીના માથા ઉપરના લાંબાવાળ, ( જુવાન વિધવાઓ તો ગુજરાતમા કેશ-વેશ રાખે છે. )

**કેશકલાપ**, પુ૰ [ સ. ] વાળનો સાથે બાંધેલો જુડો, અંબોડો, વેણી.

**કેશપાશ**, પુ૰ [ સ. ] સ્ત્રીના માથાના લાંબાવાળનો ગુચ્છ, કેશકલાપ, વેણી, ચોટલો.

**કેશવાળી**, સ્ત્રી૰ સિંહ ઘોડા વગેરે પ્રાણીની ગરદન ઉપરના વાળનો ભરાવ, યાળ.

**કેશાકર્ષણ**, ન૰ [ સ केश+आकर्षण ] વાળ જેવી ઝીણી નળીઓમાથી પ્રવાહી પદાર્થનું ખેંચાવું.

**કેસ**, પુ૰ [ અં case ] મુકરદમો; કાયદા પ્રમાણે નિયમસર તપાસવાની જે કોઇ એક બાબત તે, કામ, બનાવ ૨ નવું થવું તે, હાલ મરકીના નવા કેસ ઘટી ગયા છે ૩ વિગતપત્ર, પાનું, પત્ર, પત્રક, ફારમ. ૪ ( કેસ ) કસ, અંગરખા કાચળી વગેરેના બંધની ટુકી દોરી.

**કેસર**, ન૰ [ સ ] એક જાતની વનસ્પતિના ફૂલના રેસા, કાસ્મીરજ. ( આ રેસા લાલ વાળ જેવા અને સુગંધીદાર હોય છે. તેને પાણીમાં ઘુટતાં પીળચટો લાલ રંગ નીકળે છે. રસોઇમા, મિઠાઇમા અને ચંદનમા સુગંધ તેમજ રંગને માટે એનો ઉપયોગ થાય છે. ) ૨ કમળ અથવા બીજા કોઇપણ ફૂલની અંદરના રેસા, કેસરાં.

**કેસરપપ્પુ**, વિ૰ ભટકણ; રિસાળ, સહેજમા વંકાઇ જાય એવું. બહાવરું ગાંડીઉં, ભોળીઉં, વેતાવગરનું, ધર્મઘેલા જેવું, અણગમતી વસ્તુ જોતાં બીને નાસી જાય એવું. ( દ્રાવિડી બ્રાહ્મણો ગુજરાતમા ભીખ માગવા ફરતા પોતે

જાણે અડદથી (માષથી.) બીતા હોય તેમ તેને જોઈ નાસી જાય છે અને લોકો તેથી તેમને ભોળા ધારી વધારે આદરથી આપે છે. એ બ્રાહ્મણો જે ભય અને બ્હાવરાપણાનો ઢોંગ કરે છે તે ઉપરથી.)

**કેસરી,** વિ૰ કેસરના રંગનું, ફીકું, પીળું. નહિ પરન્તુ કંઇક લાલાશ પડતું પીળું, ૨૦ પ્ર૰ કેસરી પાક=જેમાં કેસર નાંખેલુ હોય એવો એક સ્વાદિષ્ટ ખોરાક. (લા.) માર, મુક્કીનો ટાઢો માર.

**કેસરી,** પુ૰ [સ.] ફાડીખાનારાં જંગલી પ્રાણીઓમાંનું એક જબરૂં હિંસક પ્રાણી, સિંહ, વનરાજ, મૃગરાજ, કેસરીને ગરદન ઉપર મોટી ગુચ્છાદાર–કેશવાળી હોય છે.

**કેસરીઉં,** વિ૰ કેસરના રંગનું, જેમાં કેસર ભળેલું હોય એવું, કેસરી, પીળું:–કેસરીઆ વાઘા. ૨ રંગીલું, આનંદી, ઉત્સાહથી ભરેલું. :–ઉ૰ ગોરમાનો વર કેસરીઓ, નદીએ નહાવા જાયરે, ગોરમા. કુમારિકાગીત.

**કેસરીઆં,** ન૰ (બ. વ.) આનંદભેર મરણના નિશ્ચયે કાર્ય કરવાને તત્પર થવું તે. આગળના વખતમાં મરવું કે મારવું એવા નિશ્ચયવાળા રજપુતો રણે ચઢતાં પોતાનો નિશ્ચય અને ઉત્સાહ દેખાડવાને આનંદભેર કેસર છાંટેલાં કપડાં પહેરીને–(કેસરીઆં કપડાં પહેરીને) લઢવાને બહાર પડતા હતા. છેલ્લો પાકો નિશ્ચય જણાવવાને શૂરવીરોએ ઘણીકવાર એમ કર્યું તેથી રજપુતોમાં તે છેવટના નિશ્ચય જેવું ગણાઇ ગયું અને ભાષામાં કપડાંના રગ ઉપરથી 'કેસરીઆં કરવાં' એવો રૂઢિ ઉપરથી પ્રયોગ ચાલ્યો. ક્રિ૰ પ્ર૰ કેસરીઆં કરવાં=મરવાના નિશ્ચયે ઉત્સાહ ભેર કપડાંને કેસર છંટાવી રણે ચઢવું. એક વચને આનો પ્રયોગ થતો નથી, શિરસટ્ટે કાર્ય કરવાના નિશ્ચયે બહાર પડવું, મરણીઆ થઇ પડવું, આંખળીઆં કરવાં.

**કેસવાઈ,** જુઓ કેશવાળી.

**કેસુ,** ન૰ કેસુડાં. ઉ૰ ફાગણે કેસુ ફૂલ્યાં, હું કરમાણીરે, દયા.

**કેસુડાં,** ન૰ (બ. વ.) [સં. किंशुक.] કિંશુકનાં પુષ્પ; ખાખરાનાં ફૂલ. આ ફૂલ લાલ હોય છે અને તેને પાણીમાં ઉકાળતાં પાણી કેસરી લાલ થાય છે. હોળીના તહેવારોમાં દિએર ભોજાઇને એ પાણી પીચકારીથી ગમત દાખલ છાંટે છે.

**કેસુડી,** સ્ત્રી૰ કેસુડાં ઉકાળીને બનાવેલું પાણી. ૨ જેને કેસુડાં થાય છે તે ઝાડ, ખાખરો, કિંશુક.

**કહેર,** પું૰ [આ, કહર્.] બહુજ ત્રાસજનક બનાવ, ગજબ, જુલમ. ૨ ક્રોધ, ગુસ્સો. ૩ અતિસખતાઈ, જુલમ, જબરાઈ.

**કેળ,** સ્ત્રી૰ [સં. कदली.] ડાળ પાંખડાં વગરનું મોટાં ને લાંબાં પાંદડાંનું એક વૃક્ષ. કેળનું થડ ધોળાં ને લીસાં પાણી ભરેલાં પોતનું બનેલું હોવાથી સુંદર દેખાય છે. નાજુકતા બતાવવામાં કેળની ઉપમા લેવાય છે. કેળ વર્ષાયુ વનસ્પતિ છે અને તે એકજ વાર ફળે છે. તેના ફૂલને ડોડો કહે છે. તેની દાંડી ઉપર જે ફળો થાય છે તે કેળાં કહેવાય છે.

૨૦ પ્ર૰ કેળનો ગર્ભ=કેળના થડનું અંદરનું પડ એ બહુજ નાજુક હોવાથી સુકુમારતા બતાવવા તેની ઉપમા અપાય છે. :–એ તો કેળના ગર્ભ જેવી સુકુમાર છે. જંઘાને કેળના સ્તંભની ઉપમા અપાય છે.

સારા, ઉંચા, સુખી, સુકુમાર અને નિરુપદ્રવી નાગરિક લોકને પણ કેળની ઉપમા અપાય છે. :–એ તો કેળ અને તમે ખરસાડી.

**કેળવણી,** સ્ત્રી૰ કેળવવું તે, કેળવવાની જે રીત તે, શિક્ષા, શિક્ષણ, સંસ્કાર, તાલીમ. ૨ જ્ઞાન, ભણતર. [સં. क्लिद्?]

**કેળવણી ખાતું,** ન૰ જાહેર શિક્ષણ–પ્રજા શિક્ષણ ચલાવનારી સંસ્થા.

**કેળવવું,** સ૰ ક્રિ૰ કેળવાય એમ કરવું તે, શિક્ષણ આપવું, સરસ બનાવવું. (કણક–ગાળો

કેળવવાં.) પાવરધુ કરવુ; માહીત કરવુ; પળોટવુ (ઘોડોકેળવવો) ખીલવવુ; વધારવુ; ખહલાવવુ (મન અને વિચાર કેળવવાં.) જ્ઞાન આપવુ; ભણાવવું, શીખવવુ, તાલીમ આપવી; પાળીપોષી સારી ટેવો પાડીને ઉછેરવુ.

**કેળવાવુ** અ૦ ક્રિ૦ કેળવણી લીધી હોય એવા થવુ; પળોટાવુ, ટેવાવુ; પાવરધા થવુ; શિક્ષણ પામવુ, માહીતગાર થવુ.

**કેળું**, ન૦ કેળનુ ફળ, ૨ 'કંઈનહિ' એવા તુચ્છકારમા પણ બોલાય છે. ૩ અશ્લિલ અર્થમા અસભ્ય લોક વાપરે છે.'—એમા શુ કેળુ મળવાનુ છે? આ ફળની ઘણી જાતો થાય છે. કાચાં કેળા શાકમા અને પાકા ખાવાના કામમા આવે છે. એની અદરનો માવો મીઠો અને પૌષ્ટિક હોય છે. છાલ ઉખાડી લઇ તેની સુકવણી કરાય છે. તેને સુકવીને લોટ પણ કરવામાં આવે છે. રૂ૦ પ્ર૦ ઘીકેળા=સારો લાભ, ચઢબઢિયાં, પ્રચૂરતા. સારા લાભનો પ્રસગ.

**કેંદ્ર**, ન૦ [સ.] મધ્યબિંદુ, વચલો ભાગ; મધ્યસ્થળ.

કેસ—જુઓ કસ.

**કૈકેયી**, સ્ત્રી૦ અયોધ્યાના સૂર્યવશી રાજા દશરથની સ્ત્રી, રામની ઓરમાન મા. મથરા નામે દાસીએ ઉશ્કેરવાથી એણે રામને વનવાસ કઢાવ્યા હતા

**કૈતવ**, ન૦ [સ.] કિતવપણું; કપટ; છળ; ધૂર્તતા; ઢોંગીપણુ ૨ ઢોંગ; છળ.

**કૈરવ**, ન૦ [સ.] ધોળુ અને રાત્રિએ ચંદ્રને જોઇ ખીલનારુ કમળ; કુમુદ, પોયણુ.

**કૈરવિણી**, સ્ત્રી૦ [સ.] કુમુદિની, પોયણી ૨. તલાવડી; જેમા પોયણાં થતા હોય એવી તલાવડી.

**કૈલાસ**, પુ૦ [સ. કેલસ=સ્ફટિક] શકર અને કુબેર જે સ્થળે રહે છે તે હિમાલયનું એક શિખર, મહાદેવનું ધામ.

**કૈલાસપતિ**, પુ૦ [સ.] મહાદેવ; શંકર. ૨ કુબેર.

**કૈલાસવાસ**, પુ૦ (મરણ પછી) કૈલાસમા વાસ થવો તે; શિવસ્થાનને પ્રાપ્ત થવુ તે, અર્થાત્ મરણ.

**કૈલાસવાસી**, વિ૦ [સ.] કૈલાસમાં જઈ વસેલુ અર્થાત્ મરણ પછી કૈલાસને પ્રાપ્ત થએલુ, મુએલુ, મરણ પામેલુ.

**કૈવર્ત**, પુ૦ માછી, ધીવર;

**કૈવલ્ય**, ન૦ [સ.] મુક્તિ, મોક્ષ, બ્રહ્મપ્રાપ્તિ.

**કૈશકી**, સ્ત્રી૦ [સ.] નાટક પ્રસિદ્ધ ચાર વૃત્તિઓમાની એક વૃત્તિ, શૃગાર, હાસ્ય અને કરણા, એ ત્રણ રસયુક્ત વાણી.

**કૈશોર**, ન૦ [સ.] જુવાની, તારુણ્ય, યુવાવસ્થા, કૌમાર, (પંદર વર્ષની અદરની અવસ્થા તે.)

**કૈસરેહિંદ**, પુ૦ [अ. कैसर=શહેનશાહ.] હિંદુસ્થાનનો રાજા—નામદાર મહારાણી વિક્ટોરિઆએ હિંદના અધિરાજ્ઞી તરીકે આ ઈલકાબ ધારણ કર્યો હતો. ૨ લોકહિતાર્થે જાહેર સેવા બજાવનારાઓને આપવામા આવતો એક માનનો ચાંદ.

**કૈ**, અ૦ ક્યાં, કહીં —ક ગયા? ૨ કોઇક ઠેકાણે, કોઈ કોઈવાર, કેટકેટલેક ઠામે.'—કૈં કૈ ડાગર પાકી ગઇ છે ને કૈં કૈં કાચી છે. ૩ કોઈ પ્રકારે, કઇ પણ—ક કરીને એને સમજાવો.

**કૈંક**, વિ૦ કોઇએક; કેટલાક; ઘણાક ઉ૦ કૈકના વિવાહના ઉત્સવના દિવસ ગયા. ક. દ. ડા. ૨. કંઇએક; જરાક, થોડુ. (કક વિચાર કરો.) અ ૩ કયાક; કહીં એકાદ ઠેકાણે. (જુઓને કૈંક પડ્યું હશે.)

**કો**, સ૦ [સ. क] કોણ. ૨ કોઈ. ઉ૦ કો કાળે ફળદાયકો. આ. કા ૩ હોલાનો ઉચ્ચાર. 'હોલો બોલે—કો કોને કો=કોઈ કોઇને કોઈ'. દૈવાધારદર્શક કહેવત.

**કો**, પુ૦ (કો. કોહો.) ગડગુમડનો એક ત્વચા રોગ; સડો. ગદા છોકરાંને અને મેલા લોકને આ રોગ થાય છે. એમા નાના

ગુમડાં થઈ ચાંદાં પડે છે. એક ગુમડાનો ચેપ બીજે અને બીજાનો ત્રીજે લાગી ચામડી ગડગુમડ અને ચાંદાંચાંદાવાળી કોઢખદી થઈ જાયછે.

**કોઈ,** સ૦ [ સં. कोपि ] અમુક-ફલાણું નહિ પણ ગમે તે; વગર નામ ઠામે મભમ જણાવેલું જે તે, 'કોઈ કોઇનું કોઇ અહીં બેઠું છે' મા. મા. એકવચન અને બહુવચન બેઉમાં વપરાય છે. ૨ વિ૦ અમુક નહિ પણ ગમે તે એક; એકાદું; કશ્ચિત્; જેનું નામ ઠામ જાણવામાં ન હોય એવું એકાદ; અમુક નહિ એવું એકાદ.

**કોઇએક,** વિ૦ અમુક નહિ પણ ગમે તે એક; ૨ કેટલુંક, અમુક, થોડુંક.

**કોઈકાળે,** અ૦ [ સં. ] ઘણે વખતે; કવચિત્; કોઈ દહાડો; કદી. ૨ ઘણે કાળે એકાદ વાર. :-સાકર તો કદી કોઈ કાળે વપરાય તો વપરાય નહિ તો નએ વપરાય.

**કોઇકોઇ,** કોઈક; એકાદ; એકાદું; ઘણામાંથી એકાદ; કોક.

**કોઇતો,** પું૦ ( કોયતો. ) લાકડાં કાપવાનું અથવા ચીરવાનું લાકડાના હાથાવાળું કાતું. ( મહારાષ્ટ્રમાં વપરાય છે. )

**કોક,** વિ૦ જુઓ કોઈએક.

**કોક,** ન૦ [ સં. ] ચક્રવાક. ૨ રતિશાસ્ત્ર બનાવનાર એક વિદ્વાન. એ કોઈ રાજાનો પ્રધાન હતો અને રાજાને અર્થે તેણે તે બનાવ્યું હતું. એ બહુ રૂપાળો અથવા કામદેવનો અવતાર હતો એમ કહેવાય છે; તે ઉપરથી રૂપાળા પુરૂષને તેની ઉપમા આપવામાં આવે છે. ઉ૦ વ્યાસ એક વરણાગીઓ, કથા સુણાવે કાન × × કાયા કોક સમાન. શામળ.

**કોક,** ન૦ રતિશાસ્ત્ર; કેલિવિદ્યા. ઉ૦ કોક ભણી તું કામિની, અનંગરંગ આચાર, વાત્સાયન મત વાંચીઓ, તેથી વંદી નાર. શામળ.

**કોકડી,** સ્ત્રી૦ સંકુ અથવા ગાજરના આકારની કાચા સુતરની ગુંછળી, દડી. તરાક ઉપર લિંટાએલા સુતરનો દડો; દડી ( દોરાની. ) ૨ કરચલી; વળિયું; ગેડ. ( કોકડીવાળી બોળ કેરી ગુંદાં. , ૩ રાયણનાં સુકાં ફળ; સુકાં રાયણાં.

**કોકડું,** ન૦ સુતરનું ગિલ્લી (મોઇ) જેવું દડું; જરા મોટી કોકડી. ૨ સંકોચાઇ જવું તે; માંહે પેસી ગએલા જેવી, કરમાએલી સ્થિતિ, કરચલી પડ્યા જેવી તે. એ તો સુકાઇને કોકડું થઇ ગયો. ૩ સહેજસાજ ભૂલ થતાં ગુંચવાઇ જવાય એવું જે કંઇ કામકાજ રચના, ખેત, તંત્ર વગેરે હોય તે. ઉ૦ અરે ગુરુજી ! અફસોસ ! સઘળુ કોકડું ગુંચવાયું છે, × × મુદ્રારાક્ષસ નાટક. ૪ પેટમાં કોકડાના આકારના દૂધના ફોદા-ગઠ્ઠા. :-દસ દહાડામાં છોકરાંને દૂધ ન આપવું, પેટમાં કોકડાં બંધાય-વળે. નર્મ.

**કોકનદ,** ન૦ [સં.] સોનું; સુવર્ણ; હેમ. ૨ કમળ; પોયણું.

**કોકમ,** ન૦ (બ. વ.) એક જાતના ફળની ખાટી અને સહેજ લાલ રંગની છાલ, ખોલ. કોકમ દાળ શાકમાં આમલીની માફક ખટાશને માટે નંખાય છે.

**કોકરવરણું,** વિ૦ [ દે. कुरमाणम् ઉ. ] થોડું ઘણું ઉનું; હુંફાળું; કોકીલું (નાહવા-પીવા-ઝારવાનું પાણી. ) કોકરવર્ણું, કોકરવાયું અને કોકરવરણું એમ પણ લખાય છે.

**કોકરવું,** ન૦ કાનના છેક ઉપલા વહેમાં પહેરવાની ત્રણ મોતીની કડી; છેલકડી.

**કોકરવું,** સ૦ ક્રિ૦ ખોતરવું; ધીરે ધીરે ખણવું-ખોતરી ખાવું; પટાવી-ફોસલાવી ફોસી ખાવું. ૨ છેતરવું, મીઠું મીઠું બોલી સ્વાર્થ કાઢી લેવો.

**કોકરું,** ન૦ બકરીનું બચ્ચું; લવારું.

**કોકલાલી,** સ્ત્રી૦ બકવાઈ.

**કોકા,** પું૦ સારાં ને કીમતી કપડાં, જામા. કોકા એમ મશ્કરીમાં બોલાય છે :-આજ તો ભાઇએ કોકા પહેર્યા દેખું ! ! નર્મ.

**કોકા,** સ્ત્રી૦ ચુંબન; ચુંબી; બચી; બોકી.

**કોકિલ,** પું૦ [ સં. ] કોયલ. વસંત અને

ઉનાળામાં પંચમરાગે ગાનારું એક પંખી. નર કોયલપું=સ્કોકિલ.

**કોકિલા,** સ્ત્રી૦ [ સં. ] કોયલ; કાગડા કરતાં નાનું પણ તેનાજ જેવું કાળું વસંતની શરૂઆતથી તે ચોમાસા સુધી આંબા અને અશોકની ઘટાઓમાં મધુર (પંચમ) રાગે ગાનારું પંખી. કોકિલા કાગડીના માળામાં જઇ ઈંડાં મૂકે છે. કાગડી તેને સેવી બચ્ચાં ઉછેરે છે, જ્યારે તેઓ બોલવા માંડે છે ત્યારે તે પોતાનાં નહિ, એવું સમજ્યાથી તેમને મારી કાઢે છે. આ ઉપરથી કોયલ-પરભૃતા, અન્યભૃતા, પરપુષ્ટ કહેવાય છે.

**કોકી,** સ્ત્રી૦ ચકલી; ચલ્લી. ( માટી અથવા લાકડાની છોકરાને રમવાને બનાવેલી ચકલી. ) ઉ૦ ભાઇ ! તારાં મોર પોપટને કોકીલે, કોણ રમશેરે શામળીઆજી, નાગદમણ. ૨ દખણી પાઘડી ઉપર ચકલીના જેવી જે ચાંચ કાઢવામાં આવે છે તે.

**કોકિઆન,** પું૦ કહેવરામણી.

**કોકીલું,** વિ૦ કોકરવાયું, કોકરવરણું; હુંફાળું (પાણી.)

**કોકીશાં,** ન૦ કામઠાની પણછના બેઉ બાજુ તરફના ગાળા, ગાળીઆં. ૨ કિલ્લાના કોટમાં તોપ, બંદુક અને છેલ્લે કોટ ઉપર ચડવા આવતા શત્રુને ભાલા મારવાને જે સીધાં અને નાળચારોકાં બખોરાં મૂકેલાં હોય છે તે; બાકાં; ગુંબારીઆં.

**કોકો,** પુ૦ [ અં. Cocoa. અ. કાહ્વા. ] નાળિયેર, નાળિયેરી, અને નાળિયેરીની જાતનું ઉષ્ણકટિબંધમાં થતું એક ઝાડ અને તેનાં બિયાં. ૨. કોકાના બીના ભુકાનો ઉકાળો, એક જાતનું ચા, ભુનના જેવું પેય.

**કોગળિયું,** ન૦ [ અં. Cholera. ] હગ ઓકનો એક ઉવલેણુમરજ, કોલેરા, વિષૂચિકા. (મા. નિદાન.) મરકી, પટકી, ટપકિયું.

**કોગળો,** પુ૦ [ સં. ज्वल ] મોટું ભરાય એટલું પ્રવાહી તે; એકાદ ઔંસપુર પ્રવાહીનો જથો. 'કોગળો પાણીએ પાય એવો તે નથી. ૨. મોંઢામાં પાણી ભરી તેને પાછું કાઢી નાખવું તે. ક્રિ૦ પ્ર૦ કોગળા કરવા=મોઢામાં પાણી ભરી તેને હલાવીને પાછું કાઢી નાંખવું અને એમ બેત્રણ વાર કરીને મુખ સાફ કરવું. કોગળો કરવો=મરણ પાછળ શોક કરવો, રોતા માણસને પાણી આપી શાંત કરવો.

**કોચ,** પુ૦ [ અં, Couch, ] આદેલીને અડધા સુતા હોઇએ તેમ બેસાય એવું આસન, મેચો, મંચ, ખાટ, પલંગ. (કાઉચ.)

**કોચમેન,** (કૉચમૅન.) પુ૦ [અં. Couchman] ગાડી હાંકનાર; ગાડીના કોચ (બેઠક) ઉપર બેસનાર, ગાડીવાન.

**કોચરૂં,** વિ૦ કોચાઈ ગએલું, ખવાઈ ગએલું, ગઠાઈ ગયેલું, કાણાંવાળું, છિદ્રવાળું.

"કાણો, કુબડો, કોચરો, માંકડ, બટુક, બિલાડ,
એ સૌ તમ રક્ષા કરો, ભાંડ, દાંડ, ભરવાડ.

આમાં કાણો=શુક્ર, કુબડો=કુબેર, કોચરો=ઇન્દ્ર, માંકડ=હનુમાન, બટુક=વામન, બિલાડ=નૃસિંહ, ભાંડ=શિવ, દાંડ=નારદ અને ભરવાડ=શ્રીકૃષ્ણ. ઇન્દ્ર અહલ્યા સાથે જાર કર્મ કરવાને રાતે ગૌતમના ઝુંપડામાં પેઠો હતો તેથી ગૌતમે તેને શાપ દીધો હતો કે તારા આખા શરીર ઉપર ભગ-કાણાં પડી જજો. એમ થવાથી ઇન્દ્રને આખે શરીરે કાણાં પડ્યાં હતાં તેથી તેને અહીં કોચરો કહ્યો છે.

**કોચલું,** ન૦ ફળની ઉપરનું કઠણ છોડું, સુકાઇને કરચલી પડી કઠણ થઈ ગએલું ફળ, બીજ અથવા ગર્ભનું ઢાંકણ, સુકાઈ સંકોચાઈ ગએલું છોડું કે કોતરં. ૨ ચડી સંકોચાઈ, શોભાઇ ટુંટીઉ વળી ગએલું હોય એવું જે કંઈ તે.

**કોચવું,** સ૦ ક્રિ૦ આરપાર બાકું-કાપું પાડવું, ખણી ખોતરીને જોક પાડવું. ( ઘર કોચવું, ભીંત કોચવી. ) ૨ ભીંતમાં બાકું પાડી ઘરની અંદર પેસીને ચોરી કરવી, ખાતર પાડવું. વિંધવું, જોકવું, શાન્દું, ( કાનકોચવા. )

૪. કાણું-ભોક પડે એમ ખોતરી ખાવું; (ઉંદરે બધી કેરીઓ કોચી નાખી.) ખણવું, ખોતરવું. ૫. વારંવાર ટોકવું, સતાવવું, દુઃખ દેવું.

**કોચું,** ( કૉચું. ) વિ૦ પાકતા પહેલાં સુકાઇને કરચલી પડી ગઈ હોય એવું; ૨ રસકસ નહિ ભરાતાં એમનું એમ રહી ગએલું, અપરિપક્વ દશામાંજ સુકાઈ સંકોચાઇ ગયેલું.

**કોજાગરી,** વિ૦ [ સં. कः=કોણ+जागृ= જાગવું. ઉપરથી कोजागर. ] માણેકઠારી; આસો મહીનાની-પૂર્ણિમા. ) પૈરાણિક કથા એવી છે કે, આસોમહીનાની પૂર્ણિમાની રાતે લક્ષ્મીદેવી 'કોણ જાગે છે' એમ પૂછતાં પૂછતાં બધે ઘેર ફરે છે અને જે લોક જાગતા હોય તેના ઘરમાં વાસો કરે છે. આ ઉપરથી આસોમહીનાની પૂર્ણિમાની રાતે લક્ષ્મીના વ્રત નિમિત્તે લોકો જાગરણ કરે છે.

**કોટ,** પું૦ [ સં. कोष्ट. ] વસ્તી આવાસની આસપાસ બાંધેલી ઉંચી ને મજબુત ભીંત, શત્રુઓને એકદમ ઉપર આવી પડતા અટકાવવાને કરેલું બાંધકામ; વ્યૂહરચના, કિલ્લેબંધી. ૨ વંડો; કોટડું, માટી અથવા ચણતરનો ભીંતનો વાડો. ૩ કોટની અંદરનો જે ભાગ તે.:-જેમકે કોટ અને બહારકોટ. (મુંબાઇ.)

**કોટ,** પું૦ [ અં. Coat. ] ડગલો, જાડા ગરમ કપડાનું અંગરખું.

**કોટ,** સ્ત્રી. (કોટય,) [ સં. क्रोद. ] ડોક; ગળું, ગરદન; કંઠ. ૨ કોટે વળગવું તે; કોટી; આલિંગન. ક્રિ૦ પ્ર૦ કોટકરવી=એક બીજાની કોટે વળગીને રડવું.

**કોટડી,** સ્ત્રી૦ કોટ. કોટડાંથી બાંધી લીધેલી નાની જગા; ઓરડી, ખોલી; નાનો ઓરડો, નાનું એક ખંડનું ઘર. ૨ કારાગ્રહ; બંધીખાનું; નાની અને સાંકડી અંધિઆર જગા.

**કોટડું,** ન૦ કોટડી, ઓરડી; નાનું પીઢરિયા ઘર; માટીની ભીંતોનાં અને માળ વગરનાં ગામડાંમાં જે નાનાં ઘર હોય છે તે. ૨ માટીની અથવા ઇંટની નાની ભીંત; વાડા-કંપાઉંડની ભીંત, નાનો નીચો કોટ. ૩ છાપરું પડી ગયા પછી ઉભી રહેલી ભીંતો. કોટડાં=ઘર. ૨ ભીંતો. ( લા. ) પરાં, જેમકે શહેર કોટડાંમાં મીલોના કામદાર લોકો રહે છે.

**કોટલું,** ( કોટલું. ) ન૦ જેની અંદરથી બીજ અથવા ગર્ભ કાઢી લીધેલો હોય એવું સુકું કાચલું; છોડું.

**કોટવાળ,** પું૦ કોટની અંદરની વસ્તીનો બંદોબસ્ત રાખનાર અમલદાર; શહેરફોજદાર; શહેરનો મોટો અધિકારી.

**કોટવાળી,** સ્ત્રી૦ કોટવાળનું જે કામ તે; કોટવાળપણું.

**કોટાકોટ,** વિ૦ કોટિપર કોટિ હોય એવું કરોડોની સંખ્યાનું. કેટલાક 'કોટાનકોટ' એમ પણ કહે છે. હજારો-લાખો ના અર્થમાં. ૨ કોટની લગોલગ; ઓળાઓળ, પાટેપાટ; કોટેકોટ.

**કોટિ,** સ્ત્રી૦ [ સં. कोटि. ] સો લાખ જેટલી સંખ્યા, કરોડ. કોટિધા=કરોડ પ્રકારે; અનેક રીતે. ૨ પણછનો છેડો; ધનુષ્ય અને પણછ આગળના સાંધા. ઉ૦ ધણુ ધણુ ઘણુ ગાજે, કોટિ એના ધનુની. ઉ. રા. ૩ તકરારનો મુદ્દો; દલીલ.

**કોટિધ્વજ,** વિ૦ કોટિની સમૃદ્ધિ દર્શાવનારો ધ્વજ જેના ઘર ઉપર હોય એવો ( ગૃહસ્થ. ); કોટ્યાધિપતિ. પ્રાચીન કાવ્યોમાં મોટા શહેરના ધનાઢ્યો દર્શાવતાં વારંવાર તેમને કોટિધ્વજ શાહુકાર કહેવામાં આવેલા છે. ઉ૦ કોટિધ્વજ શાહુકાર ગરજતા ગોખમાં.

**કોટિ,** સ્ત્રી૦ કોટે વળગવું તે; આલિંગન; ભેટવું તે. ક્રિ૦ પ્ર૦ કોટીકરવી=ગળે બાઝીને રોવું. ૨ સ્નેહથી-વાત્સલ્યથી ગળે વળગી પડવું. સ્નેહાલિંગન.

**કોટિયું,** ન૦ નાની હોડી; મછવો; પતાઈ; હોડકું, બોટ.

**કોઢું**, ( કૉઢું. ) જુઓ કોઢું.

**કોટેકોટ**, જુઓ કોટાકોટ.

**કોટ્યાવધિ**, [ सं. कोटि+अवधि. ] કરો- ડેક લગીનું; કરોડો જેની ગણતરી થતી હોય એવું; કોટિધ્વજ. કરોડથીજ જેનો અવધિ- બાંધી શકાય એવું.

**કોઠ**, ( કૉઠ. ) ન૦ કોઠી નામના ઝાડનું મજબુત કોટલાવાળું ખટમધુરું એક ફળ. એના ગરની ચટણી થાય છે. ૨ જેના શરીર ઉપર કોઠની પેઠે આંકા અને રંગીન ધાબાં હોય એવો એક જાતનો સાપ.

**કોઠમડી**, સ્ત્રી૦ જેને નાનાં ગોળ ફળ થાય છે એવો ભોંય ઉપર થતો એક વેલો.

**કોઠલી**, સ્ત્રી૦ નાની કોઠી; ટાંકલી. ૨ નાનો કોઠલો. ૩ નાનો કોઠાર.

**કોઠલો**, પું૦ માટીનો પટારા જેવો બનાવેલો એક ઘાટ તે. ગામડાના લોક આમાં દહીં દૂધ વગેરે રાખે છે. ૨ કોઠાર; ભંડાર.

**કોઠાર**, પું૦ [सं. कोष्ठागार] અનાજ ભરી રાખવાને જમીનમાં બનાવેલો ખાડો અથવા માટીની આડોથી જમીન ઉપર બનાવેલો મોટો કોઠલો; વખાર; અનાજ દાણાની મોટી વખાર. ૨ ભંડાર; ખજાનો.

**કોઠારી**, પું૦ કોઠારનો ઉપરી, ભંડારી. ૨ ઘરગતુ સરસામાન અને અનાજ પાણીની વ્ય- વસ્થા કરનારો કામદાર.

**કોઠારીઉં**, ન૦ નાનો કોઠાર; ભંડારીઉં. કોઇ વસ્તુ–અનાજ વગેરે જ્યાં ભરાતું હોય એવું ગુપ્ત હટારિયું; પડભીતિયું; ખાનું.

**કોઠી**, સ્ત્રી૦ અનાજ ભરવાને બનાવવામાં આવતો માટીનો કાચો કે પાકો ગોળ ઉંચો નળા- કાર એક ઘાટ; ઠીલ. ૨ નાનો મોટો ગમે તેવો માટીનો નળાકાર કોઠલો. ( દારની કોઠી. ) ૩ વખાર; વેપારની પેઢી; દુકાન. ૪ થાંભું; તગ દઇ પડવું તે; ચોકી. ૫ ખાળકુંડી અથવા મેલા પાણીની કોઠી':–કોઠી ધોઇને કાદવ કાઢવો=દલ- ફાને ઉંડી હલકી બાબત સાંભળવી. કહેર પાકી કોઠીએ કાના ન ચઢે=વખત વહી ગયા પછી વસ્તુ થતી નથી, યોગ્ય સમયેજ બધું બને છે પછી નહિ.

**કોઠી**, ( કૉઠી. ) એક જાતનું મોટું ઝાડ. એને સહેજ કાંટા હોય છે ને લાડુ જેવડાં ગોળ ધોળાં મજબુત કાચલાનાં ફળ થાય છે. એ ફળ કોઠાં કહેવાય છે.

**કોઠીમડું**, એક જાતનું નાનું ફળ–કોઠમ- ડીનું ફળ. આ ફળ સોપારી જેવડાં થાય છે.

**કોઠો**, પું૦ મોટો કુવો.:–વાવનો કોઠો. અં- દરનો–ઉંડાણ ભાગ–કેટલાંક કુંડાળાંની અંદરનું વચલું કુંડાળું.:–અભિમન્યુનો કોઠો. ૨ ઘર; ખાનું; આસન.:–પત્રકમાં કેટલા કોઠા છે. ૩ દેહ; શરીર; કલેવર. ૪ અંગરખાનો ગળાની આસ- પાસનો ભાગ. ૫ પેટ, ઓઝરી, આંતરડાં વગેરે પાચન કરનારા અવયવોનો સમૂહ; એને કોઠે ઘી જરશે નહિ; એનો કોઠો કઠણ છે. ૬ ઢરાયાં ઢોર પુરવાનો વાડો; ડબો. ૭ કોષ્ટક. ૮ શહેર સુધરાઇ ખાતું અને તેની ઓફિસ–કાર્યાલય. ૯ મન; અંતઃકરણ.

**કોડ**, પું૦ ( બ. વ. ) [ सं. कौतुक ] આનંદ અને ઉત્સાહભેર કોઇ કાર્ય કરવા જોવા માણવાની ઉત્કટ મનોભાવના તે. હોંશ; ભાવ; ઉત્સાહ; મન; ઇચ્છા; ઉમેદ. ઉ૦ મને જુદ્ધ જોયાના કોડરે, બાળારાજરે. રાસ રમ્યાના કોડ વહાલા. દયારામ. અને પ્રભાવતી પીયુને મળી પુરા કીધા કોડ. રણછોડજાદ. ક્રિ૦ પ્ર૦ કોડ પૂરવા=ઇચ્છાઓ સફળ કરવી; લડાવવું.

**કોડ**, (કૉડ્ગ) સ્ત્રી૦ કારીગર લોકને તેમનું કામકાજ કરવા બેસવાની જગા–મકાન, લુહાર- ની કોડ. ૨ [ सं. कांड ] આયો–ઢોરો બાંધ- વાનું ઢેકાણું; ગોશાળા; તબેલો; ગભાણ.

**કોડો**, ( કૉડો ) પું૦ મોટી કોડી; મુઠીના આકારનો શંખ, મોટી પેચદાર છીપ.

**કોડામણું**, વિ૦ દેખાવડું; રૂપાળું; મનોહર. ૨ વરણાગીઉં; ટાપટીપવાળું

હોંશીલું; મોજીલું; લહેરી. રંગે રૂડો રૂપે પુરો, દિસતો કોઢીલો કોડામણો. નૃસિંહમહેતો.

કોઢીઉં, ન૦ નાનું કઢાઇ-તાંસળાના જેવું માટી કે ધાતુનું પાત્ર ( દીવો કરવાનું. ) નાનું શકોરું, ચપણીઉં. ૨ વિ. કોઢીલું; હોંશી. ૩ કોઢીઉં જુઓ. ૪ કોઢી જેવું :-કોડીઓ લોબાન. કોઢીની સપાટી ઉપર જેવો ચટાપટાવાળો રંગ હોય છે એવા રંગનું; ચટાપટાવાળું :-કોડીઓ સાપ. ૨૦ પ્ર૦કોડીઆ જેટલું કપાળ=કોડીઆની લઘુતા અને તુચ્છતા ઉપરથી નિર્ભાગી માણસના લલાટ અથવા ચહેરા માટે આમ કહેવાય છે:

કોડી, સ્ત્રી૦ દરિઆઇ જીવડાનું કોટલું; નાનું કોટલું; નાના શંખ અથવા છિપોલીના જેવું કોટલું; એક જાતની નાની શંખલી. આ કોટલું લીસું, ધોળું અને કંઇક. રંગીન છાંટવાળું હોય છે. કોડીની ઝુલો; માળાઓ અને ઘરેણાં જંગલી લોક પહેરે છે. આગળ કેટલેક ઠેકાણે હલકામાં હલકા ચલણ તરીકે કોડી વપરાતી છતાં તે તુચ્છ ચલણ હતું તેથી કહેતી થઇ કે 'કોડીની કીંમત છે' કોડીજાર=કોડીના જેવા ભરાઉ દાણાની જારની એક જાત.

કોડી, સ્ત્રી૦ વીસની સંજ્ઞા, સંકેત. વિ૦ વીસ. ૨ હોંશી.

કોઢીલું, વિ૦ હોંશીલું; ઉમંગી. ટાપટીપીઉ, મોજીલું, રંગીલું. ૨. દેખવડું, રૂપાળું. ૩. કોઢ રોગવાળું.

કોડીજાર, સ્ત્રી૦ એક જાતની જુવાર.

કોડું, વિ૦ ( કૉડું-ઑડું ) રૂપે, રંગે, આકારે, અને સમજણે, માલ વગરનું હોય એવું; ઓડું, તરેહવાર. અણુસમજુ; મૂર્ખ; રીતભાત વગરનું, અવિવેકી, જંગલી. ઉ૦ બાઈ આ તે કન્યા કે કોડું, કાડી કૃષ્ણસુ રિછડું જોડયું. આ. કા.

કોડો, પું૦ મોટી કોડી; એક જાતનો શંખલો. ૨ કુહાડો.

કોઢ, પુ૦ [ સં. કુષ્ટ ] એક જાતનો ચામડીનો રોગ; કુષ્ટ. આ રોગથી ચામડી ઉપર ધોળાં કાળાં ધાબાં પડી જાય છે.

કોઢીઉં, વિ૦ કુષ્ટરોગી;કોઢના રોગવાળું.

કોઢારું, ન૦ કોઢીઉ, ઢોર બાંધવાની જગા.

કોણ, સ૦ [ સં. કઃ ] માણસને ઓળખવા અથવા જાણવાને માટે પ્રશ્નાર્થે વપરાતું સર્વનામ-કવણ, કિયું. 'કોણ' ત્રણે જાતિમાં વપરાય છે.

કોણ, પુ૦ [ સં. ] બે જુદી જુદી દિશાઓ વચ્ચેનો સંધિ, ખુણો, ખાંચો, વાંક. આ શબ્દ સામાસિક શબ્દના પાછલા પદ તરીકે વપરાય છે, જેમકે:-અગ્નિકોણ, ત્રિકોણ, ચતુષ્કોણ.

કોણી, ( કૉણી. ) સ્ત્રી૦ હાથ જે સંધિએથી વળીને કોણ બનાવે છે તે ભાગ; વાળેલા હાથના કોણનો બહાર પડતો અગ્ર ભાગ; કિ૦ પ્ર૦ કોણીઓ વિંઝવી=આગળ પડીને કામ કરવું; પોતેજ કર્તાકારવતા હોઇએ તેમ મહાલવું. કોણી મારીને માર્ગ કરવો=સ્વપરાક્રમે આગળ વધવું.

કોતક, જુઓ કૌતુક.

કોતર, ન૦ [ સં. कोटर. ] જમીન ઉપર પાણીથી કોતરાઇને ઉંડી ને લાંબી જે બખોલો અને ખાડાઓ પડી ગયા હોય તે, મોટી મોટી ખાઇઓ. ઉંડાં સુકાં વહેળીઆં, ખાડા, ઢાળચઢાણવાળા પર્વતમાંના ઉંડાણ ભાગ, ઉ૦ ઉંડાં કોતર ઉતરે. પ્રેમાનંદ (મહીનાં કોતર).

કોતરકામ, ન૦ નકશી, ખોદકામ, વસ્તુને કોતરીને તેમાં જે કંઇ વેલ, બુટા, ઝાડપાન વગેરે પાડવાં તે.

કોતરડું, ન૦ નાનું કોતર.

કોતરણી, સ્ત્રી૦ કોતરવું તે, કોતરવાનું કામ, કોતરવાની ઢબછબ, નકશી, કોતરીને બનાવેલી કારીગરી. ૨ કોતરણી કરવાનું ઓજાર. ૩ કોતરણી કરવાની મજુરી.

કોતરવું, સ૦ ક્રિ૦ [ સં. कृत=ખોતરવું. ] અંદરથી ખણી કાઢવું, ખોતરવું. ૨. હાડકાં, લાકડાં અથવા પથર ઉપર આકાર પાડવો, નકશીનું કામ કરવું,

**કોતરાવું,** અ૦ ક્રિ૦ પોતાની મેળે અંદરથી ખવાઇ જવું, ખવાવું, કોરાવું

**કોતરીખાવું,** સ૦ ક્રિ૦ સામાને સમ જણું પડે નહિ તેમ ધીરે ધીરે સભાળથી ખ ચી ખાવું, સત્ત્વ લઇ લેવું, નિર્માલ્ય કરી નાખવું.

**કોતલ,** સ્ત્રી૦ શણગારેલા ઘોડાઓની હાર. —ઉ૦ સુખપાલ સાથે ચાર કોતલ, સબળ શોભા જાણું. હરિદાસ.

**કોતાઈ,** સ્ત્રી૦ [ફા.] ખુટ, ટાંચ, કમીના, કમપણું, કસર.

**કોતાક,** પુ૦ માવત, હાથી હાંકનાર (ક હિ)

**કોતુક,** (કૌતુક) જુઓ કૌતુક.

**કોથમી,** સ્ત્રી૦ ધાણાની ભાજી, ધાણાપણી

**કોથમીર,** સ્ત્રી૦ ધાણાપણી, ધાણાની લીલી ભાજી.

**કોથળી,** સ્ત્રી૦ ચામડું, કપડું, કાગળ કે બીજી કોઇ પટદાર વસ્તુના બે પડને બે બા- જુએથી અને તળેથી સીવી લઈ એક બાજુ ખુલ્લી રાખી હોય એવી ખનેચી, થેલી, નાનો કોથળો—થેલો. ૨ હજારની સજ્ઞા ૩ દપણુ.

**કોથળીસાંથ,** સ્ત્રી૦ દાન જેમ સેકડે અમુક ટકા વટાવ આપવામા આવે છે તેમ આગળ જમીનદારો પાસેથી મહેસુલ વસુલ કરી સરકારમા ભરતા દરેક કોથળીએ—હજારે—ભર- નારાઓને અમુક રકમ વટાવ તરીકે પાછી આપવામા આવતી જમીનદાર ગરાસીઆઓ ના ભરણાં ઉપર જે વટાવ આપવામા આવતો તે કોથળીસાંથ કહેવાતો.

**કોથળો,** [ સ. [illegible] ] ચામડું અથવા કપડું બે પડ ત્રણ બાજુથી સાંધી લઇને બનાવેલી ખે [illegible] થેલો; મોટી કોથળી, ખડીઓ. (લાક્ષણિક.) ક્રિ૦ પ્ર૦ કોથળોકરવો=કોથળામાં મસાલો વગેરે ભરી વ- સ્તીમા ફરતાં ફરતાં વેચવાનો ધંધો કરવો કોથળે ઘાલવું=સતાડી દેવું; છુપાવવું ૨ [illegible] કરી દેવું. કોથળા જેવું=સ્થૂલ, પોચું અને ટટાર ની ઊંચે નહિ એવું

**કોદંડ,** ન૦ [ સ. ] ધનુષ્ય; ચાપ, કામઠું. ઉ૦ ડાબુ ને જમણુ બેઉ, ફરકયાં લોચન રામથી ધરાતાં હર કોદંડ, જાનકી જામદગ્નિનાં.

**કોદરા,** પુ૦ [ સ. कोद्रव. ] એક જાતનું ખડ ધાન્ય. કોદરાના દાણા રાઇથી મોટા લાલ અને કોતરીવાળા હોય છે. એ કદી બગડતા કે સળતા નથી. દુકાળ માટે અસલના વારામા કોદરાની મોટી મોટી વખારો ભરી રાખવામાં આવતી. કહે૦ દુકાળમાં કોદરા મોઘા.

**કોદરી,** સ્ત્રી૦ કોદરાને ભરડતાં તેમાંથી રાઈ જેવા ઝીણા અને પીળા જે કણ નીકળે છે તે; કોદરાના ચોખા. ચરોતર અને કાનમમાં એનો ભાત થાય છે.

**કોદાળી,** સ્ત્રી૦ [ સ. कुद्दाल-દે. कोद्दाला ] જમીન ખોદવાનું લાકડાના હાથા અને લોખ- ડના ફળવાળું ઓજાર.

**કોદાળો,** પુ૦ મોટી કોદાળી, પાવડાના કરતાં પને સાંકડું પણ લાંબા ચપટા ફળનું ઓજાર.

**કોની,** અ૦ કોઇ દિવસ, કોઇવાર. (કા- ઠિઆવાડ) ૨ ના૦ ધરતી લૈશ. કદાપિ.

**કોદું,** ન૦ ધરતી લૈશ, ડોળુ થોડું દૂધ આપનારી ભેંસ

**કોન,** જુઓ કોણ

**કોનગ્રેસ,** સ્ત્રી૦ [અ] જુદા જુદા ભાગના ઘણા લોકોના સમાગમનો સનદ પ્રતિનિધિસભા, મહાપરિષદ, સભા, મોટી લોકમંડળી, રાજ્યપ્રબંધ કાર નિયામક મંડળ

**કોનસલ,** પુ૦ [ અ. ] સવાલ, મસલત, મંત્ર, [illegible], વકીલ, એલચી. ૩ કાયદા સબંધી અભિપ્રાય આપનાર, બારિસ્ટર. કોન્વેવર=મંત્રી, અમલદ

**કોનસ્ટેબલ,** પુ૦ [અ.] પોલિસ ખાતાનો અમલદાર; જમાદાર, સિપાઇ.

**કોનટ્રાક્ટ,** ન૦ [illegible] ઇજારો. સટ્ટો.

**કોનું,** ન૦ (કૉનું.) [illegible] અથવા [illegible]

**કોપ,** પું૦ [ સં. ] કોપવું-ક્રોધે ભરાવું તે, રોષ, રાગ, ગુસ્સો, ઇતરાજી, ખફા. ૨ ભયંકર. નાશકારક આફત, મોટું દુઃખ, ગજબ ( મોટા માણસ અથવા દેવતાની ઇતરાજીથી મોટી આફત આવી પડવી તે. ) ક્રિ૦ પ્ર૦ કોપ થવો=નાશકારક આફત ગુજરવી. ઉ૦ મહાકોપ થયો તે કળિકાળમાં જો, સુરત શહેર બળ્યું તે અગ્નિઝાળમાં જો.

**કોપટી,** સ્ત્રી૦ પાતળી ખપોટી ( કાઠિઆવાડ ).

**કોપરબરાસ,** ન૦ [ અં. ] Copper-Brass ] તાંબાપિત્તળના મિશ્રણથી બનાવેલી એક તકલેદી પણ ચકચકાટવાળી મિશ્ર ધાતુ. ( વ્યં૦ ) વિ૦ માલ વગરનું, તકલેદી, બાદલું, ખોટું, ફીટી જાય એવું. :-કોપરબરાસનો શો વિશ્વાસ ? મુંબાઇ તરફ આમ બોલાય છે.

**કોપરાપાક,** પું૦ લીલા તાજા કોપરાના ખમણને (છીર) માવા સાથે ચાસણીમાં નાંખી બનાવેલી એક મિઠાઇ. ૨. માર; ઠોકાવું તે. :- એને કોપરાપાક જમાડો.

**કોપરી,** સ્ત્રી૦ ખોપરી.

**કોપરીઉં,** ન૦ [સં. कूर्पर ] કોણી; ખુણીઉં.

**કોપરું,** ન૦ નાળિએરની અંદરનો લીલો અથવા સુકો ગર; ટોપરૂં.

**કોપરેલ,** ન૦ કોપરાંમાંથી કાઢેલું તેલ; ટોપરાંનું તેલ.

**કોપવું,** અ૦ ક્રિ૦ ક્રોધાયમાન થવું; ગુસ્સે થવું; ઇતરાજ થવું.

**કોપાયમાન,** વિ૦ [ સં. ] ગુસ્સે થએલું; ક્રોધે ભરાએલું, ઇતરાજ.

**કોપીન,** ન૦ [ સં. कौपीन ] સંન્યાસી-બ્રહ્મચારીને લંગોટી મારવાનું ટુંકું ભગવું વસ્ત્ર. ક્રિ૦ પ્ર૦ કોપીનનાંખવું ( સુકવવું. ) કોઇને ઘેર વગર આમંત્રણે ભોજનને માટે ધામા નાખવા.

**કોફી,** સ્ત્રી૦ [ અં. Coffy ] બુનદાણા, એક જાતના ઝાડનાં બીજ, બુનદાણાને શેકીને દળવામાં આવે છે અને પછી તે ચાની માફક પેય બનાવવામાં વપરાય છે. આબીસિનીઆની દક્ષિણે કાફા નામનો પ્રાંત છે ત્યાં આ ઝાડ ઘણાં થાય છે તેથી તેનું નામ કાફી પડેલું છે. અઢીસેં વર્ષ ઉપર તે હિંદુસ્તાનમાં લાવવામાં આવી હતી.

**કોબર,** ન૦ બે પર્વતોની વચલો ભાગ, બે શિખરો વચ્ચેનો ગાળો. ૨. પહાડીમાર્ગ, ખીણ; કોતર.

**કોબ,** જુઓ કોબો.

**કોબાવાળી,** વિ૦ કુબો કરનારી સ્ત્રી.

**કોબીજ,** સ્ત્રી૦ [અં.] એક જાતની કુમળાં પાંદડાંના ગોટાવાળી વનસ્પતિ. આ વનસ્પતિ શાક કરવાના કામમાં આવે છે.

**કોબો,** પું૦ જમીન અથવા માળ ઉપર છો, ઈંટ, ચુનો અને બીજી મેળવણી એકઠી કરી તેને ઠોકીને બેસાડી દેવી તે; થાપ દેવી તે. ૨ જમીન ઉપર થાપ બેસાડવાનું જે કામ તે. ૩ એને ઠોકવાનું મોગરી જેવું લાકડું.

**કોમ,** સ્ત્રી૦ [આ.] અમુક એકજ નામથી ઓળખાતું એકાદું લોકમંડળ, જાત, નાત, અમુક ધર્મ, રાજ અને દેશને લઇ ઓળખાતો લોકસમૂહ, :-હિંદુ કોમ, પારસી કોમ વગેરે.

**કોમળ,** વિ૦ [ સં. ] કુમળું, સુકુમાર, નાજુક, કુણું, કરમાઈ જાય એવું. ૨ સુંવાળું. ૩ પોચું, નરમ, ઢીલું. ૪ દયાળુ, સદ્ભાવવાળું, અનુકંપાવાળું.

**કોમળતા,** સ્ત્રી૦ [ સં. ] કુમળાપણું, સુકુમારતા. ૨ નરમાસ.

**કોમળતાઈ,** સ્ત્રી૦ સુકુમારતા. ૨ નાજુકાઈ.

**કોઇ,** સ. કોઈ.

**કોયડો,** પુ૦ [ સં. कूट, प्रा. कोड्ड. ] ઘણી માથાકુટ પછી બેસે એવું જે કંઈ તે, ગુંચ, પ્રહેલિકા, ઝટ ન ઉકલે એવો દાખલો, પ્રયોગ, કામ વગેરે તે. આંટીઘુંટી. ૨ અટાપટાવાળી ગંગાજમુની વીંટી, આંબળાની મુદ્રિકા.

**કોયલ**, સ્ત્રી૦ [ સં. कोकिला. ] કોકિલ, કોકિલા, પરભૃતા. ૨ એક જાતનું દાંતનું રમકડું.

**કોયલડી**, સ્ત્રી૦ કોકિલા ( કવિતામાં. )

**કોયલી**, સ્ત્રી૦ ( કૉયલી. ) ગળાનો એક પાકરોગ.

**કોયલું**, વિ૦ કહોઇ ગયેલું, સડેલું, બગડેલું.

**કોયલો**—પું૦ [ દે. कोइला.] અર્ધાં બળીને ઠરી ગએલી વસ્તુનો–લાકડાનો જે કાળો કકડો તે, ઠારેલો અંગારો લ્હાળો. કોયલા જેવું=બળી ગયેલી વસ્તુના જેવું કાળું; કોલસા જેવું. કોયલાની દલાલીમાં હાથ કાળા=ખરાબ વસ્તુની સાથે કામ પાડતાં ખરાબજ થવાય. કોયલાને સેમણુ સાબુએ ધુએ તોય કાળાને કાળા=જાત કદી બદલાતી નથી.

**કોયાબોલું**, વિ૦ ચાંપીચાંપીને દોઢ ડહાપણ કરનારું, વાતોડું, બોલકણું, જેના બોલવાથી કંટાળો ઉપજે એવું. કોર્યું–વિ૦ ચીકણું, દોઢડહાપું, એકની એક વાતને વારંવાર કહ્યા કરે એવું, વાતને લંબાવ્યા કરનારું, વાચાળ, બહુબોલું.

**કોર**, સ્ત્રી૦ પ્રાંત, ભાગ, અગ્ર, અંતિમ છેડો, ધાર, કિનાર, પટી. ( એકાદ આખી ) વસ્તુનો પહોળાઈમાં કમ અને લંબાઇમાં વધારે હોય એવો અંત ભાગ. [ સં. कोटि વા कोरक ઉપરથી. ] બાજુ, પાર્શ્વ. :–કોર પકડવી. કોરે ખસવું=બાજુએ જવું. બીજા શબ્દો સાથે જોડાઇને વપરાય છે. :–કાળજડાની કોર હું તમને વિંઝણુલે વા ઢોળું.

**કોરગું**, વિ૦ અસર, લાગણી વગરનું, નાગું, નિર્લજ્જ, બેશરમ.

**કોરટ**, ( કોર્ટ. ) સ્ત્રી૦ [ અં. Court ] ન્યાયમંદિર; ઈનસાફની અદાલત, કચેરી. ઉ૦ કોરટ રૂપી રાણીને પુત્ર ફેસલા થાય. ક. દ. ડા. ક્રિ૦ પ્ર૦ કોરટે ચઢવું=કચેરીએ ચઢવું; સરકારમાં જવું; ઈનસાફ મેળવવાને અદાલતે જવું.

**કોરડાદાવ**, પું૦ છોકરાઓની દોરા ગોટીલાની રમત. ( સોનમઢ તરફ રમાય છે. )

**કોરડું**, વિ૦ ભીનું નહિ તે, કોરૂં, સુકું, જેમાં ભિનાશ ન હોય એવું. ગાંગડ. 'ઉનાં આંધણ ઉકળે મહીં કોરડું ના ભીંજે રે. ૨ વરસાદ વગરનું; આ પખવાડીઉં કોરડુ ગયું. કોરડું વરસ=જેમાં ઝાઝો વરસાદ થયો ન હોય એવું વરસ.

**કોરડો**, પું૦ [ સં. कशा–कश्य. ] સુતર અથવા ચામડાની સાટોનો ચઢઉતર ગુંથેલો દોર, રાશ, ચાબુક, સાટકો. ૨ અમલ, દોર, સત્તા. ક્રિ૦ પ્ર૦ કોરડો ચલાવવો=સેહથી કામ લેવું, ત્રાસથી કામ લેવું.

**કોરણ**, સ્ત્રી૦ કોર, બાજુ, કિનારી, ધાર. ૨ છેલ્લી મર્યાદા તે; છેડો.

**કોરણ**, ન૦ ધુળનું વાવાઝોડું; આંધી. જેઠ મહીનામાં કોરા, સુકા અને ધુળીઆ પ્રાંતિમાં વટોલીઆ વાની સાથે ધુળ ઉડી વારંવાર આંધી કે કોરણ ચડે છે. ( લશ્કરના ચાલવાથી ઉડેલી ધુળે વાતાવરણમાં જે મલિનતા આવે છે તેને પણ કોરણ કહે છે. ) અંત, છેડો, સીમા, કાનો.

**કોરણીઓ**, સ્ત્રી૦ કોરીને કરેલી ખોભણો, ખાંચાઓ તે. પું૦ કોરવાનું કામ કરનારો.

**કોરણી**, સ્ત્રી૦ કોરવું તે, કોરવાનું જે કામ, કારીગરી તે. ૨ કોરવાની મજુરી. ૩ કોરવાની હથોડી. ૪ કોરવાનું ઓજાર.

**કોરસું**, ન૦ કઠોળ–દાળનો ભુકો, ભાગી ગએલી દાળ; વધારે ભરડાવાથી કકડા કકડા થઈ ગએલું કઠોળ.

**કોરવંકુ**, વિ૦ એક બાજુએથી વાંકું; એક તરફથી વાંકુ–ઢળતું હોય એવું, સહેજ વાંકું.

**કોરવાણ**, વિ૦ સુકું કોરૂં પડયું હોય એવું, સુકવણ, જેમાં ભિનાશ ન હોય એવું.

**કોરવું**, ક્રિ૦ અ૦ અંદરથી ખણી–ખોતરીને કાઢવું; કાણું પાડવું, શારવું, વીંધવું. કાળજું કોરવું=હૃદયને વીંધી નાંખવું, મહાવ્યથા કરવી, તીવ્ર લાગવું. ઉ૦ કાળજ કોરાણાં કંદર્પના શર વાગીઆરે.

**કોરસણી,** સ્ત્રી૦ કોરવાનું ઓજાર.

**કોરાડું—**વિ૦ કોરૂં, શોષક, થોડા પાણીથી જેમાં આર્દ્રતા આવે કે રહે નહિ એવું. ઉ૦ ટીંબાનાં ખેતરો હમેશાં કોરાડું હોય છે.

**કોરાણ,** ન૦ કોરાપણું, સૂકવણું, સુક, સુકાપણું. ૨ કોરણ.

**કોરાડી,** પુ૦ બહુ ઝેરી સાપની એક જાત.

**કોરી,** સ્ત્રી૦ [ સં. कुल्=ગણવું, પારખવું. कुलित–कुरित=કોરી.]કચ્છ કાઠિયાવાડમાં ચાલતો ૪–૫ આનાની કીંમતનો નાનો રૂપાનો સિક્કો.

**કોરૂં,** વિ૦ ભીનું નહિ એવું; જેમાં ભેજ કે પાણીનો અંશ ન હોય એવું, સુકું. ૨ લુખું, એકવડું, એકલું. ઉ૦ શામ સેવીએ રે ગોવિંદ ગામ્રએરે, કોરી કથનીથી શું થાય. દયા. ૩ અણઓટ, નહિ વપરાએલું, નવું. :–કોરૂં લુગડું ના અભડાય. અલગ, જુદું, નિર્લેપ. :–તને બંધામાં સંડોવે છે અને પોતે તો કોરો ને કોરો રહે છે. કોરે લુગડે=વગર ખરડાયે, કંઈ પણ આળ વગર. રૂ૦ પ્ર૦ કોરુંમોરું=બીલકુલ કોરૂં.

**કોરે,** અ૦ બાજુએ; કિનારે; ધારે. ૨ તરફ. ક્રિ૦ પ્ર૦ કોરે બેસવું=અભડાવું.

**કોલ,** પું૦ [આ.] વચન; કબુલાત; પણ; ખાતરી. અમુક રીતે વર્તવાની–કરવાની જે ખાતરી ભરી કબુલાતનું વચન આપવું તે. ૨ બંદરમાં આવતા જતા વહાણની નોંધ. ક્રિ૦ પ્ર૦ કોલ આપવો=વચન આપવું. કોલ લેવો=વચન –કબુલાત લેવી. કોલ પાળવો=વચન અથવા બોલ્યું પાળવું. ઉ૦ એના સાક્ષી રામજી, સાત પરીઆંનો કોલ. શામળ.

**કોલ,** પું૦ કેલ; ચુનાની મેળવણીનો ગારો. ૨ શિયાળ; કોહલું. ૩ શેલડી પીલવાનું યંત્ર.

**કોલકરાર,** પું૦ [ફા.] એક બીજાને કબુલાત આપી ઠરાવ કરવો તે. સંધિ, તહ, તહનામું, કબુલાતી લખત, કબાલો, સરત.

**કોલતાર,** પુ૦ [ અં. Coaltar. ] લાકડાં, કોલસો અને બીજાં કેટલાંક દ્રવ્યો બાળતાં તેમાંથી ધુણી અને ગ્યાસને રૂપે નીકળતો એક જાતનો જાડો અને બદરંગો કાળો પ્રવાહી પદાર્થ, ચુવો. ડામરીનો ચુવો. ચુલામાં સળગતાં લાકડાંની અંદરથી જે કાળો–લાલ પ્રવાહી નીકળે છે તે. કોલસામાંથી કાઢેલો ચુવો, પ્રવાહી ડામર.

**કોલન,** ન૦ [ અં. Colon. ] વાંચનમાં અમુક શબ્દો પછી અમુક વખત અટકવાને માટે મૂકવામાં આવતું આવું (;) ચિહ્ન.

**કોલમ,** સ્ત્રી૦ ડાંગરની એક જાત; કુલમ. ભરુચ અને સુરત જિલ્લામાં થતી કમોદ.

**કોલમ,** ન૦ [ અં. Column. ] આંકના ઘડીઆના જેવી લખાણની છાપમાંની એક રચના તે; ઓળ, હાર, ધારા. ૨ વિભાગ; લખાણનો ઘડીઆ જેવો ભાગ તે, ખાનું, આસન, કોઠો.

**કોલસો,** પુ૦ લાકડાનો અથવા બીજી કોઈ વસ્તુનો અડધો બળેલો ભાગ. ઇટાળો–ઓલાયલો અંગારો. જમીનમાં દટાઈ ગએલી વનસ્પતિ જમીનના પેટાની ગરમીને લીધે બળી જઈ જે કાળો ખનીજ પદાર્થ બની જાય છે તે, પત્થરી કોયલા.

**કોલાહલ,** પું૦ [ સં. ] ઘોંઘાટ; કલાબોકાર; ચીચિઆણ.

**કોલી,** સ્ત્રી૦ [સ. कपिल, ઉ૦] ગોરી ગાય.

**કોલું,** ન૦ [ સં. कोल. ] શિઆળવું.

**કોલું,** ન૦ [ દે. कोल्हुओ. ] શેલડીનો રસ કાઢવાનો લાકડાનો ત્રણ લાટોનો યંત્ર.

**કોલેરા,** ન૦ કોગળીઉં; હગઓકનો એક જીવલેણ રોગ; એક જાતની મરકી.

**કોલો,** પું૦ લુરીઓ; જેની ત્વચા ધોળી થઈ ગઈ હોય એવો પુરુષ.

**કોલો,** પુ૦ ખુણો; બે દિવાલોની અસમતાને લીધે પડેલો ખુણો; ખાંચો.

**કોવાડ,** પુ૦ જેને આધારે કોસનું પૈડું રહે છે તે લાકડું. ૨ વિ૦ જાડી બુદ્ધિનો અને મારફાડની વાત કરે એવો, કુહાડાના જેવી વૃત્તિ–પ્રકૃતિનો માણસ.

**કોવાડી,** જુઓ કુહાડી.

**કોવાડો**, જુઓ કુહાડો.

**કોવાણ**, ( કૉવાણ. ) ન૦ સેંદ્રિય દ્રવ્યોનું સડવું તે; પાણી અને હવા વગેરેને લીધે કે કોઈ વિકારને કારણે સડવું, ફુગાવું, બગડવું તે. સડો, કહો. (ખમીર આવવું, આથો આવવો તે.)

**કોવિદ**, પું૦ [ સં. ] પંડિત, વિદ્વાન, જ્ઞાની.

**કોવું**, અ૦ ક્રિ૦ [ દે. कुहिअं. ] વિકૃતિ થવી, સડવું, બગડવું.

**કોશ**, સ્ત્રી૦ [સં. कुशी.] હળપુંણી; નરાજ.

**કોશ**, (કોષ. ] પું૦ [સં.] ભંડાર; ખજાનો. ૨ કોઠો, શરીરની અંદર કલ્પાયેલા જુદા જુદા વિભાગોમાંનો એકેકો વિભાગ; કોઠો. (અન્નમય કોશ; પ્રાણમય કોશ.) ૩ અમુક ભાષાના શબ્દોનો સંગ્રહ જેમાં કરેલો હોય એવો ગ્રંથ.

**કોશકાર**, વિ૦ કોશ બનાવનાર.

**કોશરીઉં**, વિ૦ બખીલ, કંજુસ, કસર કર્યા કરે એવું; કરકસરીઉં.

**કોશાગાર**, પુ૦ [સં. कोश+आगार.] ભંડાર, તિજોરી, ધનાગાર.

**કોશાધિકારી**, પુ૦ [સં. कोश+अधिकार+इ.] કોશના અધિકારવાળો અમલદાર તે; ભંડારી.

**કોશાધ્યક્ષ**, પુ૦ [ સં. कोश+अध्यक्ष. ] કોશનો વડો તે, ખજાનચી.

**કોશીઆળો**, પું૦ કોશ અને હળની વચમાંની ફાચર.

**કોશીઓ**, પું૦ કુવેતી: પાણીના ભરેલા કોસ ઝીલનાર. ૨ એક જાતનું પંખી.

**કોશીશ**, સ્ત્રી૦ [ફા.] યત્ન, ઉપાય, એપ, ઉધામો, ઉદ્યોગ, મહેનત.

**કોશેટો**, પું૦ [ દે. कोसो. ] કેટલીક જાતના કીડા પોતાને રહેવા માટે જાળાના જેવું –અંડાકાર ઘર બનાવે છે તે. રેશમના કીડા તેમના મોંમાંથી તાંતણો કાઢી જે કોકડું પોતાના શરીર ઉપર બનાવે છે તે.

**કોષ**, પું૦ [સં.] ભંડાર; ખજાનો. ૨ સંગ્રહ.

**કોષ્ટ**, સ્ત્રી૦ [સં] એક જાતની વનસ્પતિ.

**કોષ્ટક**, ન૦ કોઠો; ગણતરી કરીને ગોઠવેલા અમુક આંકડાઓની રચના.

**કોષ્ઠ**, પું૦ [ સં. ] પેટ; કોઠો.

**કોસ**, પું૦ [ સં. क्रोश. ] અમુક અંતરના માપનું નામ; ગાઉ; દોઢ માઈલનું માપ. चलणी भली न कोसकी, ભાષા. ૨ ચામડાની કોથળા જેવી પાણી ખેંચવાની કોઈ, બાલદી, ચામડાનો પાણીનો કોથળો. કોસકુવો=જેને કોસ જોડી શકાય એવો મોટો અને પાણીવાળો કુવો.

**કોસ**, સ્ત્રી૦ [સં. कुशी.] હળપુંણી; નરાજ; એક તરફ અણી કાઢેલો લોઢાનો જાડો સળીઓ.

**કોસણ**, સ્ત્રી૦ [ સં. कुक्षि. ] પાંસળીઓ, પેટની નીચેની બાજુ; કૂખ.

**કોસંબી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ.

**કોસર**, જુઓ કસર.

**કોસીસું**, ન૦ કિલ્લાના કોટની અંદર બંદુક અથવા તોપ મારવા માટે રાખવામાં આવતું બાકું. ઉ૦ કોટકેરાં કોસીસાંમાંય, કાંગરા બહુ વિધ જડયા. પ્રેમાનંદ.

**કો**, પુ૦ ( કહો, કૉ.) ચામડી ઉપર થતો એક ચેપી રોગ. ( નાનાં છોકરાંને આ રોગ બહુ થાય છે. ) સડો, લોહીવિકાર, ગડગુમડનો રોગ. (કહોપણ) ( કોઢ અથવા કોહો. )

**કોપણ**, ન૦ ચીકણાપણું, કટકટીઆપણું, દોઢ ડહાપણ. ખોડખાંપણ કાઢીને કોઈ વાતમાં ડહાપણ કરવું તે; (કહોપણ.) ચીકાશ.

**કોહીનુર**, પું૦ [ફા. કોહ્+નુર] તેજોરાશિ, તેજનો અંબાર, તેજનો પર્વત. હિંદના એક કીમતી હીરાનું નામ. આ હીરો હાલ બ્રિટિશ તાજમાં જડાયેલો છે.

**કોળ**, પું૦ [સં. क्रिर દે. कोलो=भुंड.]મોટો ને જાડો ઉંદર. વકર્યો ઉંદર કોળ થાય=ઉંદરને બળ, રોફ અને મસ્તાની આવે ત્યારે તે કોળ જેવો થઈ જાય છે.

**કોળણ**, સ્ત્રી૦ કોળી જાતની સ્ત્રી;કોળીની સ્ત્રી.

**કોળવાઈ**, સ્ત્રી૦ કોળ પકડવાનું પાંજરું.

કોળીડ, મોટું ઉદરીઉ.

**કોળી,** પું૦ ભિલની એક જાત; ભીલ, ઠાકરડો. કાળા અને મજબુત બાંધાના અસલી અનાર્ય લોકોની એક જાત. જંગલમાં રહેનારા અને લુંટફાટ કરનારા લોકોની એક જાત. કોળી-નાળી=કોળી અને તેમના જેવીજ બીજી જંગલી જાતના લોકો તે; લુંટારુલોકો; ધાડપાડુઓ. ઉ. કોળીનાળીના ભય ટાળી, સંભાળી રાખે સંસ્થાન.

**કોળું,** ન૦ [सं. कूष्माण्ड दे. कोहली.] શાક તરીકે વપરાતું ભોંયવેલનું એક મોટું ફળ, ભૂાં-પણું, કહોળું. આ ફળ મોટા ઘડાથી પણ સહેજ મોટું ને લંબગોળ કાતળીદાર થાય છે. આંકાવાળું શાક ફળ. વજનમાં તે અધમણ પચ્ચીશેર થાય છે. તેમાં ચપટાં પીળાં બીઆં હોય છે. તેનું લાલ પિળાશ પડતું દળ લગભગ બેથી ત્રણ ઈંચ જેટલું જાડું હોય છે. એમાં ગળપણ છે.

**કોળેકોળો,** જુઓ કળેકળ.

**કોવો,** પું૦ [दे. कवोओ.] પોપટની જા-તનું એક પંખી, કાકાકૌવા. ૨ કાગડો.

**કોતક,** જુઓ કૌતુક.

**કૌતુક,** ન૦ [सं.] આશ્ચર્ય, નવાઇ. અજબ જેવું તે, અદ્ભુત. જેથી જોવા સાંભળવાનું તાન ઉશ્કેરાય તે, અજાયબી, તાજુબી, ટિંખળ, મજા, ગમ્મત. કહે૦ કૌતુક વગર કંઇ હસવું આવે? ટિંખળ જેવું-હસવા જેવો બનાવ-પ્રસંગ હોય તોજ હસાય નહિ તો કંઈ હસાય?

**કૌતૂહલ,** ન૦ [सं] આતુરતા, ઇંતેજારી; કોઇ વસ્તુ જાણવા જેવાની ઉત્કટ ઇચ્છા તે; કુતૂહલ; કૌતુક. ૨ અજાયબી, નવાઇ, આશ્ચર્ય.

**કૌપીન,** ન૦ [सं.] સંન્યાસીની લંગોટીના ભગવા રંગના લુગડાના કકડો.

**કૌભાંડ,** ન૦ [सं.] તરકટ, કાવતરૂં, પ્રપંચ, તૂત; મોટી છળજાળ.

**કૌમાર,** ન૦ [सं.] બચપણ, નાનપણ,બાલ્ય, શૈશવ, કુમારતા.

**કૌમાર્ય,** ન૦ [सं.] કુમારપણું, કુમારભાવ.

**કૌમુદી,** સ્ત્રી૦ [सं.] ચંદની, ચાંદની, ચંદ્ર-માનું અજવાળું. ૨ સંસ્કૃત વ્યાકરણનો એક ગ્રંથ. (આ ગ્રંથ હિંદમાં લગભગ બધે ઠેકાણે ભણાવવામાં આવે છે.)

**કૌવચ,** સ્ત્રી૦ એક જાતનું શક્તિ આપ-નારૂં વસાણું.

**કૌવત,** [આ] શક્તિ; બળ; તાકાત; જોર. ૨ મજબુતી; ટકાવશક્તિ.

**કૌશલ્ય,** ન૦ [सं.] કુશળતા, આવડ; માહીતગારી. (કૌશલ.)

**કૌંસ,** પું૦ લખાણમાં વપરાતું આડ બતા-વવાનું એક ચિહ્ન. [ ] ( ).

**કૌસ્તુભ,** પું૦ [सं.] પૌરાણિક ખ્યાતિનો એક મણિ. વિષ્ણુના હારમાંનો મૂલ્યવાન મણિ, વિષ્ણુની છાતીપરનું ભૂષણરત્ન.

**ક્યમ** અ૦ [सं. किम्.] કેમ, શામાટે, શાસારું, શે કાજ. ૨ વિ૦ કેવું.

**ક્યાડો,** પું૦ ઘોડાની એક જાત.

**ક્યામત,** (કિયામત.) સ્ત્રી૦ [આ.] છેલ્લા ન્યાયનો દિવસ, અંત દિવસ, પ્રલયનો છેલ્લો દિવસ, કે જે દિવસે મુસલમાની ધર્મ પ્રમાણે દરેક પ્રાણીને પરમેશ્વર તરફથી છેલ્લો ઇનસાફ આપવામાં આવે છે.

**ક્યારડો,** પું૦ [सं. केदार.] જેમાં પાણી રહી શકે એવું ખેતર, ક્યારીની જમીનનું ખેતર. ક્યારડી=પાણી રહે એવું નાનું ખેતર. ડાંગર હમેશાં ક્યારડાની જમીનમાં થાય છે. જેમાં લગભગ ઢીચણ સામું પાણી રહી શકે એવો ખોદી તથા કિનારો બાંધીને બનાવેલો જમી-નનો ટુકડો.

**ક્યારી,** સ્ત્રી૦ ખોદી તથા પાળ બાંધીને પાણી ભરાઇ રહે એવી બનાવેલી જમીન, જેમાં ઘણા ક્યારડા હોય અને જેમાંના વાવેતરને પાણી મળી શકે તેમ હોય એવી નીચાણ જ-મીન, વાંટો, ડાંગરની જમીન. ૨ નાનો ક્યારો.

ક્યારે, અ૰ [ સં. कदा. ] કયે વખતે, કે વારે, કદા. ૨ કોઈ કોઈ વખત, કોઈ વાર. ઉ૰ ક્યારે મોહન વેણુ વગાડે.

ક્યારો, પું૰ [ સં. केदार. ] ઝાડ અથવા વનસ્પતિના થડની આસપાસ પાણી રહે એવો જે છાછરો કુંડ કરવામાં આવે છે તે, હોજ, વનસ્પતિને પાણી મળે તે માટે તેની આસપાસ જમીન ખોદી કે પાળ બાંધીને બનાવેલો ખાડો.

ક્યાસ, પું૰ [આ.] કસોટી, અટકળ કરવી તે, અનુમાન, અટકળ. ૨. તોલ, તુલના; અમુક જાતના વિચારો ઉપરથી અમુક તરેહનું અનુમાન કરવું તે, ધારણા, અનુપપત્તિ, 'રાજા ફરતો મનમાં ક્યાસ.' પ્રે. ૩ વિચાર, પરખ.

ક્યાં, અ૰ [ સં. कस्याम्. ] કયે ઠેકાણે, કયી જગાએ. [ સં. कुत्र. क. ] કહીં. ( બે વસ્તુઓ વચ્ચેનું મોટું અંતર બતાવવાને વપરાય છે. ઉ૰ ક્યાં ગંગલી ધાંચણ અને ક્યાં રાજા ભોજ. ક્યાં ઘોડું ને ક્યાં ગધેડું ?

ક્યાંઇ, ( ઢી. ) કોઈપણ ઠેકાણે, કોઇએક સ્થળે. ક્યાંય, કહીંએપણ.

ક્યાંય, અ૰ કોઈપણ ઠેકાણે; કહીંએ પણ.

ક્રતુ, પું૰ [ સં. ] યજ્ઞ, યાગ. ઉ૰ સાહિત્ય સર્વે સંભારીને, કરીએ ક્રતુરાજરે. ગિરધર. સો યજ્ઞ કરનાર ઇન્દ્ર થાય છે તેથી ઇન્દ્ર 'શતક્રતુ' કહેવાય છે.

ક્રમ, પું૰ [સં. क्रम=જવું.] એક પછી એક આવે એવી જે વસ્તુરચના તે, હાર, માળા, ગોઠવણ, વ્યવસ્થા, ધારા, પરંપરા, રીત, અનુક્રમ. ૨ ધારો, રિવાજ, ચાલ, રવૈયો. રૂ૰ પ્ર૰ ક્રમેક્રમે=એક પછી એક, ધીરે ધીરે જેમ વારો આવતો જાય તેમ.

ક્રમણ, ન૰ [ સં. क्रम=જવું. ] જવું તે, ગમન, ગતિ, ફરવું તે. ૨ આગળ ચાલવું તે, અભિવૃદ્ધિ, વધારો.

ક્રમભંગ, પું૰ [સં. क्रम+भञ्ज्=ભાંગવું.નડવું.] વ્યવસ્થાનું તૂટી જવું તે, અનુક્રમ-ધારાની જે ગોઠવણ ચાલતી હોય તે તોડી નાંખવી તે.

ક્રમવાર, અ૰ [સં.] વ્યવસ્થાનુસાર, એક પછી એક એમ, નિયમ પ્રમાણે.

ક્રય, પું૰ [સં. क्री=વેચાતું લેવું.] ખરીદી, વેચાતી લેવું તે, ખરીદી કરવી તે.

ક્રયવિક્રય, પું૰ [ સં. ] લેવું અને વેચવું તે. વેપાર, ખરીદી કરવી, વેચાણ કરવું વગેરે ભરદોળથી કાર્ય ચલાવવું તે, વેપાર ધંધો.

ક્રાંતિ, (ક્રાન્તિ) સ્ત્રી૰ [ સં. क्रम=જવું. ] એકમાંથી બીજામાં જવું તે, ઉથલપાથલ, ફેરફાર, પરિવર્તન.

ક્રાંતિવૃત, (ક્રાન્તિવૃત) ન૰ [સં.] આકાશમાં સૂર્ય ફરતો દેખાય છે તે માર્ગ.

ક્રિકેટ, સ્ત્રી૰ (અં) ગેડીદડાની એક રમત.

ક્રિયમાણ, ન૰ [ સં. ] ક્રિયાકર્મ, ધર્મક્રિયાઓનો વિધિ, સંસ્કાર વિધિ. વિ૰ કરાતું, કરવામાં આવતું હોય એવું, થતું, બનતું.

ક્રિયા, સ્ત્રી૰ [ સં. कृ=કરવું. ] જે કંઈ કરાતું હોય તે, કર્મ, કાર્ય, કામ. ૨ સંસ્કાર વિધિ, ક્રિયમાણ. ૩ કરવું તે, બનાવટ, અમુક કામ કરવાની રીત, કૃતિ. અંગ્રેજીમાં લખવામાં આવતી ને બોલાતી બાબતોને શાસ્ત્ર અને ખરેખર કરાતી બાબતોને કૃતિ–ક્રિયા કહેવામાં આવે છે. આને માટે ગુજરાતીમાં શાસ્ત્ર અને ક્રિયા (કૃતિ) શબ્દો વપરાવા માંડ્યા છે.

ક્રિયાપદ, ન૰ [ સં. ] ક્રિયા બતાવનારું પદ કે શબ્દ. :–શીખવું, બેસવું, ખેલવું. (શીખ, બેસ, ખેલ; એ ધાતુઓ કહેવાય છે અને ધાતુને પ્રત્યયો લાગીને બનેલું રૂપ ક્રિયાપદ કહેવાય છે, જેમકે શીખવું, શીખવ્યું, શીખાડ્યું.)

ક્રિયાભ્રષ્ટ, વિ૰ [ સં. ] કરવાનું ચૂકેલું. જે કંઈ કામ કરવું જોઇએ તે નહિ કરવાથી પડેલું, ભ્રષ્ટ થયેલું, પતિત, ઉતરેલું, કામમાંથી નીકળી ગયેલું.

ક્રિયાવિશેષણ, ન૰ [ સં. ] ક્રિયાપદના વિશેષણ તરીકે વપરાતો જે શબ્દ તે, ક્રિયાનો ગુણ બતાવનાર અવ્યય. :–ક્યારે, ક્યાં, આમ.

**ક્રિયાશક્તિ,** સ્ત્રી० [સં.] કાર્ય કરવાનું બળ.

**ક્રિશ્ચિયન,** વિ० ખ્રિસ્તી; ક્રાઇસ્ટના ધર્મને માનનાર.

**ક્રીડા,** સ્ત્રી० [સં.] રમત, રમવું તે, મોજ કરવી–ગમ્મત મેળવવી તે. ક્રીડા કરવી, રમવું; મોજ કરવી.

**ક્રુસેડ,** સ્ત્રી० [અં.] ધર્મને માટે લડાઇ, ધર્મયુદ્ધ. ૨ ખંત અને જોખમથી જે એક વાત પાછળ લાગ્યા રહેવું તે. આ શબ્દ ઇંગ્રેજીના બહુ પ્રચાર પછી પ્રચલિત થયેલો છે. મુસલમાનોના હાથમાંથી જેરૂસાલમ છોડાવવાને માટે યુરોપના ખ્રિસ્તીઓએ મોટે જોખમે અને ખંતે કરેલી ચઢાઇઓ ક્રૂસેડ કહેવાય છે.

**ક્રૂર,** વિ० [સં.] નિર્દય; અકરુણ, દયા વગરનું, જુલમી.

**ક્રૂરતા**—(પણું) સ્ત્રી० [સં.] નિર્દયતા; ક્રૂરપણું; દયા રહિતપણું.

**ક્રોડ,** વિ० [સં. कोटि.] કરોડ, સો લાખ; કોટિ.

**ક્રોધ,** પું० [સં. क्रुध्=ગુસ્સે થવું.] ગુસ્સો, રોષ, કોપ.

**ક્રોધાગ્નિ,** પુ० [સં.] ગુસ્સાનો જે આતસ તે; રોષાનલ, ક્રોધનો જે જુસ્સો તે.

**ક્રોધાયમાન,** વિ० [સં.] ગુસ્સે થએલું, ખફા, કુપિત, રોષે ભરાએલું.

**ક્રોધાવેશ,** પું० [સં. क्रोध+आवेश.] ગુસ્સોનો વેગ, ક્રોધનો ઉછાળો, રોષનો જુસ્સો.

**ક્રોધી,** વિ० [સં.] ક્રોધવાળું; જેને ક્રોધ હોય એવું; ગુસ્સાખોર.

**ક્રોસ,** પુ० [અં.] કાટખુણ ત્રિશલ; એક આડી લીટી ઉપર બીજી ઉભી લીટી કાટખુણે પડેલી હોય એવી આકૃતિ, ખ્રિસ્તીઓનું એક પવિત્ર ધાર્મિક ચિહ્ન.

**ક્રૌંચ,** ન० [સં.] એક જાતનું પંખી; બગલું. ૨ એક જાતના ધોળા હંસ.

**ક્લિષ્ટ,** વિ० [સં. क्लिश्=દુઃખ કરવું.] ખેન પડે એવું, જેને સમજતાં જાણતાં ક્લેશ પડે એવું, કઠણ, કોયડા જેવું, સહેજમાં ન સમજાય એવું, દુઃસાધ્ય, અઘરું, અસ્પષ્ટ.

**ક્લીબ,** વિ० [સં.] નપુંસક, નિ:સત્વ, કમતાકાત, નિર્માલ્ય.

**ક્લેશ,** પું० [સં. क्लिश्=દુઃખ થવું.] દુઃખ, કંકાસ, પીડા. ૨ કજીઓ, કલહ.

**ક્લેશી,** વિ० [સં.] ક્લેશ કરનારું, કલહ કરે એવું, કંકાસીઉં.

**ક્વચિત,** અ० [સં.] કદાચ, કદાપિ, કદી, કોઇવાર.

**ક્વાથ,** પું० [સં. क्वथ=ઉકાળવું.] ઉકાળો કાઢો. (દવાનો.)

**ક્વિનિન,** (કુઇનાઇન.) ન० એક વનસ્પતિનું અત્યંત કડવું સત્વ.

**ક્વીન,** સ્ત્રી० [અં.] રાણી; રાજાની સ્ત્રી.

**ક્ષણ,** સ્ત્રી. [સં.] થોડામાં થોડા વખતના માપનું નામ; પળથી પણ ટુંકો વખત તે. સેકંડનો ⅘ ભાગ. રૂ० પ્ર० ક્ષણબુદ્ધિ=ચાપલ; તરંગી. ક્ષણમન્યુ=જેનો ક્રોધ જોતજોતામાં ઉતરી જતો હોય એવું.

**ક્ષણભંગુર,** વિ. [સં. ક્ષણ+भञ्ज=ભાગવું.] એક ક્ષણવારમાં ભાગી જાય એવું; ફાની; જોતજોતામાં નાશ પામે એવું. (આ સંસાર ખરેખર ક્ષણભંગુર છે.)

**ક્ષણિક,** વિ. [સં.] એક ક્ષણમાત્ર પણ ટકે નહિ એવું; એક પળનું; ઉત્પન્ન વિનાશી.

**ક્ષણું,** સ્ત્રી० ક્ષણ.

**ક્ષત,** પું० [સં.] નાનો છેદ, ઘા, જખમ, ઉઝરડો, નખોરીઉં, ઘસરકો, છેદચિહ્ન, વ્રણ. ઉ० કો ક્ષત ઢાંકે ગાલના, કો હૃદયચંદ્ર છુપાવતી. પ્રેમાનંદ. ૨ વિ० ઘવાએલું, જખમી.

**ક્ષતિ,** સ્ત્રી० [સં.] ક્ષય, હાનિ, નુકસાન. ૨ લાંછન, કલંક.

**ક્ષત્ર**, ન૦ [સં.] ક્ષત્રિય; ક્ષત્રિયકોમ, જાત.

**ક્ષત્રાણી**, સ્ત્રી૦ ક્ષત્રિયાણી, ક્ષત્રિયની સ્ત્રી, રજપુતાણી, વીરસ્ત્રી.

**ક્ષત્રિય**, પુ૦ [સ.] પ્રજાનું રક્ષણ કરનારી એક શૂરવીર-રાજવંશી જાત; શૂરવીર લોકોની એક કોમ; રજપુત. આર્યોએ પ્રજાને ચાર મુખ્ય વર્ણમાં વહેંચી નાખી હતી; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. ચાર વર્ણમાંની બીજી વર્ણ.

**ક્ષત્રિયાણી**, સ્ત્રી૦ ક્ષત્રાણી; ક્ષત્રિયની સ્ત્રી. બહાદુર સ્ત્રી.

**ક્ષત્રી**, પુ૦ ક્ષત્રિય.

**ક્ષપણ**, પુ૦ [સ] ત્યાગી; ઉપવાસ કરનારો; પાણિપાત્રસાધુ. જેણે રાગદ્વેષનો ત્યાગ કરેલો હોય એવો બુદ્ધ ધર્મનો શ્રમણ. ૨ વિ નિર્લજ્જ; બેશરમ. ક્ષપણક=બુદ્ધ; બૌદ્ધસાધુ.

**ક્ષપા**, સ્ત્રી. [સ.] રાત્રિ, રાત. ક્ષપાકર=ચંદ્રમા. ક્ષપાચર=રાત્રિએ ફરનારો ચંદ્ર, તેમજ રાક્ષસ; નિશાચર.

**ક્ષમ**, વિ૦ [સ.] યથાર્થ, યુક્ત, યોગ્ય, વાજબી. ૨ સમર્થ, શક્ત, શક્તિમાન. (આ શબ્દ બીજા શબ્દની પછી જોડાય છે જેમકે તપ-ક્ષમ=તપ કરવાને શક્તિમાન. તપ કરવાને શક્ત.)

**ક્ષમતા**, સ્ત્રી૦ [સ.] યોગ્યતા; સામર્થ્ય.

**ક્ષમા**, સ્ત્રી૦ [સ.] સામુ માણસ ગમેતેવો અપરાધ કરે તોપણ નહિ કોપવાનો નહિ માર વાનો જે મનનો ધર્મ તે, ક્ષાંતિ, માફ કરવાનો ગુણ, માફી. (કોપ-અપરાધને સહન કરવાનો ગુણ.)

**ક્ષમાવાન**, વિ૦ [સં.] ક્ષાંતિવાળુ, માફ કરનારું; માફ કરવાવાળા સ્વભાવનું.

**ક્ષમાશીલ**, વિ૦ [સ] ક્ષમાવાળુ; ક્ષમા રાખનાર.

**ક્ષય**, પુ૦ [સ] ઘસાઈ જવુ-ઓછુ થઈ જવુ તે; ઘટાડો ૨ નાશ, લય; નાશ થઈ જવુ તે. ૩ જેનાથી શરીર ઘસાઇ ઘસાઇને આખરે મરણ થાય એવો રોગ, શોષ, રાજક્ષ્મા રાજરોગ.

**ક્ષયરોગ**, પુ૦ [સ.] રાજરોગ, રાજક્ષ્મા, શોષ, ઘાસણીનો રોગ.

**ક્ષયવૃદ્ધિ**, સ્ત્રી૦ [સ.] ઘસાવુ-ઓછુ થવુ અને વધવુ તે; ઘસાવુ ને તાજા થવુ તે, જેમકે :-ચંદ્રનો પંદર દિવસ વૃદ્ધિ અને પંદર દિવસ ક્ષતિ થાય છે તે તેની ક્ષયવૃદ્ધિ કહેવાય છે. ઘટવુ અને વધવુ તે; વધઘટ.

**ક્ષયી**, વિ૦ ક્ષયવાળુ, નાશવંત, નશ્વર.

**ક્ષર**, વિ૦ [સ.] વિનાશ પામે એવુ, નાશવંત, નશ્વર

**ક્ષાત્ર**, ન૦ [સ.] ક્ષત્રિયતા, ક્ષત્રિયપણુ, ક્ષત્રિયવટ.

**ક્ષાત્રકર્મ**, ન૦ [સ.] ક્ષત્રિયનું કર્મ, નિર્બળનું રક્ષણ કરવુ અને ગમે તે જોખમે રણમા ઉતરવાનુ કર્મ તે.

**ક્ષાર**, પુ૦ [સ.] ખારાશવાળુ તત્ત્વ, લવણ, મીઠુ, નીમક. જેમાં ખારો ગુણસ્વાદ હોય એવો પદાર્થ.

**ક્ષારભૂમિ**, સ્ત્રી૦ [સ.] ખારાટવાળી જમીન, લુણાળી જમીન.

**ક્ષાલન**, ન૦ [સ. ક્ષલ્=ધોવું.] ધોવુ તે, ધોવાનું જે કામ તે, પ્રક્ષાલન. ક્ષાલિત=ધોએલુ. સ્વચ્છ કરેલુ.

**ક્ષાંત**, (ક્ષાન્ત) વિ૦ [સ. ક્ષમ.] ક્ષમાવાળુ, સહનશીલ; સોઢ.

**ક્ષાંતિ**, (ક્ષાન્તિ.) સ્ત્રી૦ [સ.] ક્ષમા, સહિષ્ણુતા, તિતિક્ષા

**ક્ષિતિ**, સ્ત્રી૦ [સ.] પૃથ્વી, ધરા, ભૂમિ. ક્ષિતિધર=પર્વત

**ક્ષિતિજ**, સ્ત્રી૦ [સ.] સપાટ મેદાનમા ઉભા રહી ચારે તરફ નજર કરતા જ્યાં આકાશ અને પૃથ્વી મળી જતાં દેખાય તે હદ, સીમા, દૃષ્ટિમર્યાદા ઉપરની લીટી.

**ક્ષિતિપાળ**, પુ૦ [સ ક્ષિતિ+પાર્=પાલન કરવુ] પૃથ્વીનો પાળનાર-રાજા

**ક્ષિપ્ત**, વિ૦ [સં.] નાંખેલું, ઉમેરેલું, ઉમેરેલ, વધારેલ.

**ક્ષિપ્ર**, અ૦ [સં.] જલદી, તરત, શીઘ્ર

**ક્ષિપ્રા**, સ્ત્રી૦ ખીચડી. (ક્ષિપ્રપાકી=ઝટ થનાર. શુદ્ધિના ડોળનો શબ્દ.)

**ક્ષીણ**, વિ૦ [સં.] ઘસાઇ ગએલ; સુકાએલ; કૃશ; ઉતરી ગએલ, ખવાઇ ગએલ; નબળું; દુર્બળ; ઓછુ કમી થએલું.

**ક્ષીણતા**, સ્ત્રી૦ [સં] ક્ષીણ થઈ જવુ તે, ઓછપ, ઘટાડો, કૃશતા; ખાધ. દુર્બળતા; કમજોરી; અશક્તિ.

**ક્ષીર**, સ્ત્રી૦ [સં.] દૂધ. ૨ દૂધભાતની એક ખાવાની વસ્તુ. ૩ પાણી. ૪ ઝાડમાંથી નીકળતો ધોળો રસ. ક્ષીરોદક=ધોળુ રેશમી વસ્ત્ર.

**ક્ષુદ્ર**, વિ૦ [સં] તુચ્છ; હલકું; કંઇ વિસાદમા નહિ એવું, માલ વગરનું. ક્ષુદ્રઘંટાળી–ઘુઘરીઓવાળો કંદોરો.

**ક્ષુદ્રતા**, સ્ત્રી૦ [સં.] તુચ્છતા; હલકાઇ; નીચતા; નીચાપણું; અધમતા.

**ક્ષુધા**, સ્ત્રી૦ [સં.] ભૂખ, ખાવાની ઇચ્છા, લાગણી તે. ૨ લાલસા; ઇચ્છા.

**ક્ષુધાતુર**, વિ૦ [સં.] ભૂખથી બેબાકળું થઇ ગએલ; ખાવાને તરપી રહેલ.

**ક્ષુધાર્ત્ત**, વિ૦ ભૂખથી પીડાતું,

**ક્ષુભિત**, વિ૦ [સં.] ક્ષોભ પામેલ, ડહોળું.

**ક્ષુર**, પુ૦ [સં.] અસ્ત્રો, છરો. ૨ ખરી.

**ક્ષુલ્લક**, વિ૦ [સં.] થોડું; જરા. ૨ હલકું, તુચ્છ, નજીવું; નમાલું.

**ક્ષેત્ર**, ન૦ [સં] જમીનનો જે ભાગ વાવણી માટે વપરાતો હોય તે, ખેતર. ૨ પવિત્ર સ્થળ, તીર્થ. ૩ શરીર, દેહ. ૪ સ્થાન, જગા, પાત્ર. ૫ જેમાં વસ્તુ ઉત્પન્ન કરાતી હોય તે.

**ક્ષેત્રજ્ઞ**, વિ૦ [સં] ક્ષેત્રને જાણનાર, વિવેકી, જ્ઞાની.

**ક્ષેત્રપાળ**, પુ૦ [સં.] ક્ષેત્રનું રક્ષણ કરનારો, ખેડૂત, રખેવાળ. ૨ સ્વામી, પતિ, રાજા.

**ક્ષેત્રફળ**, ન૦ [સં.] અમુક વિસ્તારની લંબાઇ પહોળાઇનું માપ તે. જગાના વિસ્તારનું માપ. ચોખ્ખુ–માપ, વિસ્તાર.

**ક્ષેપ**, પુ૦ [સં. ક્ષિપ્=નાંખવુ.] ગાળવુ તે; ગુમાવવુ તે. –કાળક્ષેપ. કાળક્ષેપ કરવો=કાળને ગાળી કાઢવો તે.

**ક્ષેપક**, પુ૦ [સં.] ઉમેરો; વધારો; વચમાં નાખ્યુ હોય તે; ઉમેરણ. –ક્ષેપકશ્લોક=ઉમેરેલો–ઘુસાડી દીધેલો શ્લોક.

**ક્ષેમ**, [સં.] સુસ્થિતિ; આરોગ્ય કુટુંબ વગેરે તરફના સુખની સ્થિતિ તે. કલ્યાણ, શ્રેય.

**ક્ષેમંકર**, વિ૦ કલ્યાણકારક; સુખી કરે એવુ, સારૂ કરે એવુ.

**ક્ષોણી**, સ્ત્રી૦ [સં.] પૃથ્વી; ભૂમિ.

**ક્ષોભ**, પુ૦ [સં.] ક્ષુભિત મનનું પાછુ પડવુ તે; દબાઈ જવુ, ડરી જવુ તે. (ખરાબ લાગવાથી સહે) છાયા પડી જવી તે. ૨ ઉદ્વેગ, મનનો ગભરાટ. ૩ વ્યગ્રતા; ડહોળાઇ જવુ તે ટચુપચુંપણુ. ઓછું આવવુ–શરમ લાગવી તે.

**ક્ષૌર**, ન૦ [સં.] માથુ મુડાવવુ તે: મુંડન

**ક્ષ્મા**, સ્ત્રી૦ [સં.] પૃથ્વી; ભૂમિ, દેશ

**ખ**, પુ૰ [ સ. ख ] ગુજરાતી ભાષાની લિપિના મૂળાક્ષરોમાનો તેરમો અને વ્યંજનોમાનો કંઠસ્થાની બીજો વર્ણ કે અક્ષર. (૨) સૂર્ય. (૩) ન૰ આકાશ; પોલાણ; ખાલી જગા. (૪) મીંડુ, શૂન્ય કવિતામા સખ્યા આણવા મીંડાના સંકેત તરીકે પણ ખ વપરાય છે. ક્ષના અપભ્રંશ તરીકે ગુજરાતીમા ખ વપરાય છે. -ક્ષમા=ખમા, ક્ષેમ=ખેમ, ક્ષાર=ખાર, ક્ષેત્ર=ખેતર. યજુર્વેદી બ્રાહ્મણો ષ નો ખ બોલતા હોવાથી ગુજરાતીમા ષ ને ઠેકાણે ખ અને ખ ને ઠેકાણે ષ બોલાય છે અને જુના લખાણોમા એ પ્રમાણે લખાતુ પણ હતું. -અભિલાષ=અભિલાખ, વિષે=વિખે લષીને લખીને, વગેરે.

**ખઈ**, પુ૰ [ સ. ક્ષય ] એવો એક રોગ, કે જેથી ધાતુઓ ઘસી જઈ શરીર ઘસાઈ જાય, છાતીનાથી કફ અને લોહી પડે તથા આખરે મરણ નીપજે; ક્ષય, રાજક્ષ્મા. આ રોગ ચેપી હોઈ બીજે ઉતરે છે અનત ભોગવિલાસમાથી પણ તેની ઉત્પત્તિ થાય છે. (૨) સ્ત્રી૰ ખાણ. જુ૰ ખાઈ.

**ખકાર**, પુ૰ [ સ ] ખ એવો ઉચ્ચાર તેમજ અક્ષર તે, ખકૂખો.

**ખકૂખો**, પુ૰ ખકાર.

~~ખખ [illegible]~~

~~[illegible] ખખ, [illegible] (૨) [illegible]~~ કાગ થઈ જવાથી ખરાઈ તથા ઘનાઈને અંદરથી પોલુ થઈ ગયેલુ હોય એવુ જે કાંઈ તે, ખોખુ

**ખખડવું**, જુ૰ ખડખડવુ

**ખખનાટ**, જુ૰ ખડખનાટ.

**ખખડવખર**, વિ૰ ખળભળીને વિખરાઈ ગયેલ, ખાખાવીખી થઈ ગયેલ, દોદણ; ગુચાઇ, વેરાઇ કે ખરખરી ગયેલુ; આમતેમ વેરાયેલુ; અવ્યવસ્થિત થઇ ગયેલુ

**ખખરવુ**, ક્રિ૰ અ૰ લાગવુ; મનમાં ખુચવુ; બળાપો થવો, સાલવુ, શોક થવો. (૨) આખમા કાંકરી પડી હોય એવી પીડા થવી; ખીલ ખુચવા. (૩) ખરખર એમ બોલવુ; ઘેરઘર થવુ

**ખખરી**, જુ૰ ખરખરી.

**ખખરો**, જુ૰ ખરખરો.

**ખખળવું**, જુ૰ ખળખળવુ.

**ખખારો**, જુ૰ ખુખારો

**ખગ**, પુ૰ [સ.] પક્ષી; પખી. (૨) ગ્રહ; તારા; નક્ષત્ર, વગેરે. (૩) નવની સખ્યાનો સંકેતસૂચક શબ્દ,

**ખગપતિ**, પુ૰ [ સ. ] પક્ષીઓનો સ્વામી; ગરુડ ખગપત=હસ.

**ખગવાહન**, પુ૰ [ સ. ] ખગ જેનુ વાહન છે એવા વિષ્ણુ

**ખગાકાર**, વિ૰ ( ખગ અને આકાર ) અજાયબીથી ટગર ટગર જોયા કરે એવુ; આશ્ચર્યચકિત; હૈયાસુનું. (૨) ગોળમટોળ; સુદર. ખ+આકાર એવા અર્થનો શબ્દ હોઈ ગ ખાલીજ વચમા પેસી ગયેલો છે.

**ખગેશ**, પુ૰ [ સ ] ખગોનો ઈશ્વર તે; ગરુડ.

**ખગેંદ્ર**, પુ૰ [ સ. ] ખગોનો ઇંદ્ર તે. ગરુડ.

**ખગોળ**, ન૰ [ સ खगोल ] આકાશનો ઘુમ્મટ; ગગનમડળ જેમા સૂર્ય ચદ્ર અને ગ્રહ વગેરે તારાઓ દેખાય છે તે, આપણા માથા ઉપરની અનત ખાલી જગા.

**ખગોળવિદ્યા**, સ્ત્રી૰ [ સ. ] ખગોળ સંબધી માહિતી આપનારુ શાસ્ત્ર; આકાશમાં ફરનારા ગ્રહ વગેરેનું જ્ઞાન જેમાં અપાયેલુ હોય એવુ શાસ્ત્ર; ખગોળશાસ્ત્ર, જ્યોતિષ; જ્યોતિઃશાસ્ત્ર.

ખગોળવેત્તા, પુ૦ [ સં. ] ખગોળવિદ્યા જાણનાર; જ્યોતિષી; જોશી.

ખગોળશાસ્ત્ર, ન૦ [ સં. ] આકાશ અને તેને લગતી તમામ માહિતી જેમાં હોય એવો ગ્રંથ; જ્યોતિષ; ખગોળવિદ્યા.

ખગોળશાસ્ત્રી, પું૦ [ સં. ] ખગોળશાસ્ત્રનો અભ્યાસી; જ્યોતિષી; જોશી; ખગોળવેત્તા.

ખગ્ગા, પું૦ [ હિં. ] ખગ; પંખી. જુની ભાટ ચારણિયા કવિતામાં વપરાયેલો છે.

ખગ્રાસ, પું૦ [ સં. ] આકાશનો ઘેરાવો; બે વર્તુલોથી કપાયેલો અથવા એક ગોળાકારથી બીજું ગોળાકાર ઢંકાતાં દેખાતો ઘેરાયેલો ભાગ. આકાશમાં બે ગોળાઓ કે ગ્રહો સીધી લીટીમાં આવતાં તેમની છાયાથી બીજા ગ્રહ કે ગોળાની જે સપાટી વર્તુલાંશે ઢંકાય છે તે; ગ્રહણ. સૂર્ય ચંદ્રનાં નાનાં મોટાં ગ્રહણને ઉદ્દેશી આ શબ્દ વપરાય છે, અને ખગ્રાસનો અર્થ આખા ગોળાકારનું ઢંકાઇ જવું એવો થાય છે. પૃથ્વી ચંદ્ર કરતાં મોટી હોવાથી પૃથ્વીની છાયા પડી જ્યારે ચંદ્રનું પૂર્ણ ગ્રહણ થાય છે ત્યારે આખુંએ ચંદ્રબિંબ ઘેરાઇ જાય છે અને તે ચંદ્રનું ખગ્રાસ ગ્રહણ કહેવાય છે. ચંદ્ર સૂર્યથી બહુજ નાનો હોવાથી સૂર્યનું આખું બિંબ કદી ઘેરાતું નથી અને તેથી સૂર્યનું ખગ્રાસ ગ્રહણ થતું પણ નથી જ્યારે બરોબર સીધી લીટીમાં તેઓ આવી જાય છે ત્યારે ચંદ્રની સંપૂર્ણ છાયા સૂર્યની સપાટીમાં સમાઈ જાય છે અને બધી તરફથી તેની કિનારી ખુલી રહે છે. આવા ગ્રહણને 'કંકણાકૃતિ' ગ્રહણ કહે છે.

ખચ, અ૦ (ખચ્ચ) તંગ સપાટી અથવા ચામડી ભોંકાતાં થતો એવો અવાજ. :- ખચ દઇને કટાર ભોંકી દીધી.

ખચકાવું, ક્રિ૦ અ૦ અચકાવું; ખમચાવું; એકદમ અટકી જવું; આચંકાવું. (૨) ક્રિ૦ સ૦ ખચ એવો અવાજ થાય તેમ ઘોચવું; ભોંકવું; પેસાડી દેવું.

ખચકો, પું૦ (ખચ ઉપરથી) ઘોચ; ગુંજ; સપાટી ઉપર પડેલો નાનો ખાડો. :-ખાડો ખચકો, ખાંચોખચકો. આ શબ્દ ખાડા કે ખાંચાની સાથે વપરાય છે, એકલો વપરાતો નથી. ( વચકોની માફક. :-વાંધોવચકો. )

ખચખચવું, ક્રિ૦ અ૦ ખચખચ થવું; ખીચોખીચ ભરાવું; ભિડાવું; ભરપુર ભરાવું. :-નગર ભર્યું છે ખચખચી, રાયે મંડપ રચના રચી.

ખચખચાવવું, ક્રિ૦ સ૦ ખચખચ થાય એમ કરવું; હલાવવું; ખટખટાવવું.

ખચરી, સ્ત્રી૦ ખચ્ચરની માદા.

ખચરું, વિ૦ ખચ્ચર જેવું; ખરાબ; માઠું. ( જુવાનમરણું ) ઉ૦ લુગડાં કાઢીને બહાર આવો, નાતમાં ખચરું થયું છે. નર્મ. (૨) ઘરડું અથવા શરીરે ખળખળી ગયેલું; નિર્માલ્ય ઘોડું; ટટ્ટુ.

ખચાખચ, અ૦ ખચ ખચ એમ; ભચાભચ; કચકચ. (૨) ખીચોખીચ; ભિડાતું હોય એમ; સજડાસજડ.

ખચાખચી, સ્ત્રી૦ ધમ્મધમ્મા; ભીડાભીડ; ગીરદી. (૨) અ૦ નક્કી; જરૂર; ખામુખાં; ખરેખર.

ખચિત, વિ૦ [ સં. ] કોઇ વસ્તુમાં બેસારેલું; જડેલું; મઢેલું; ઠોકીને સજડ કરેલું. ઉ૦ હેમ હીરો ખચિત નિધાન; રત્નજડિત કટિમેખળા.

ખચીત, અ૦ નક્કી; જરૂર; અચૂક; અવશ્ય; ખરેખર; ખાતરીપૂર્વક.

ખચીતાઈ, સ્ત્રી૦ નક્કીપણું.

ખચુકખચુક, અ૦ આમતેમ નીચું ઉંચું થતું અને ડગમગતું હોય તેમ; ખદુકખદુક; ઢચુકઢચુક; થોડું થોડું ઉછળતું અને હેલા ખાઇખાઇને ચાલતું હોય એમ. ઘોડા

ગધેડાની ધીરી, ઉતાવળી અને ડગમગતી ચાલને માટે આમ બોલાય છે.

**ખચોખચ,** અ૦ ખચ ખચ એવો ઉપરા ઉપરી અવાજ નીકળે તેમ; ભૂચોભચ. (૨) ખીચોખીચ; સજડાસજડ.

**ખચ્ચર,** ન૦ [ફા.] ઘોડી ને ગધેડાથી અથવા ગધેડી અને ઘોડાથી ઉત્પન્ન થયેલું એકને ઘાટમાં થોડું થોડું મળતું મિશ્ર જાતિનું પ્રાણી; જુદી જુદી જાતનાં નરમાદાથી પેદા થયેલું પશુ; હલકી જાતનું ઢોર. આ પ્રાણી ગધેડાની માફક ભાર ઉપાડવાના કામમાં આવે છે. લશ્કરમાં એની મોટી મોટી પોઠો રાખવામાં આવે છે. યુરોપ અમેરિકામાં માંસનો વેપાર કરનારાઓ બકરાં, ઘેટાં અને ભુંડ વગેરે પ્રાણીઓમાંથી ઘણી ખચ્ચર જાતો ઉત્પન્ન કરે છે, કારણ કે, તે મિશ્ર પ્રાણીઓ બહુ માંસવાળાં થાય છે. એમ કહેવાય છે કે, ખચ્ચરમાં નરમાદા હોય છે, પરંતુ તેઓ પોતાની ઓલાદ વધારી શકતાં નથી. ક્રિ૦ પ્ર૦ ખચ્ચર થવું=બુરું થવું; ખોટું થવું; ખરાબ થવું. :-નારં ખચ્ચર થાય, તેં આ શું કર્યું? ખચરું=નિર્માલ્ય પ્રાણી; તવાઇ ગયેલું નિર્બળ ઘોડું કિંવા ગધેડું. (૨) માઠું; નઠારું; ખોટું. (જુવાનમરણ)

**ખજવાળ,** સ્ત્રી૦ ખંજવાળ.

**ખજાનચી,** પુ૦ [ફા. खज़ानेह्] નાણું લેવા-દેવાની અને સંભાળવાની ફરજ જેને માથે હોય તે: ખજાનાનો ઉપરી; કોઠીદાર; તિજોરર; ભંડારી; મુનીમ; મહેતો; જામદાર: કોશાધ્યક્ષ; કોષાધિપતિ.

**ખજાનો,** પુ૦ [અ.] પૈસો; ધન; દોલત; ગર્થ. (૨) ધન મૂકવાની જગા; ભંડાર; નિધિ; જામદારખાનું. (૩) ચડગોળી, ધાતુસંગ્રહાલય. રુ૦ પ્ર૦ અક્કલનો ખજાનો=મૂર્ખ: બેવકૂફ ખજાને ખોટ આવવી=ખૂટવાનું નથી, અઢળક છે, એવા અર્થમાં વપરાય છે. એક દુનિયાનો ખજાનો=અનેક દુનિયા એટલે કે, જન્મ છે માટે એકાદ જન્મમાં સારી સ્થિતિ પ્રાપ્ત થઈ હોય તો તેનું અભિમાન કરવું નહિ, અર્થાત્ ધનનો ગર્વ કરવો નહિ. કહે૦ શેક આવ્યા તો કહે નાંખો ખજાને=કોઇની કિમ્મત જ નહિ. ખજાને પાઈ અને વહુનો ભાઈ, એનો શો હિસાબ=ખજાનામાં પાઇ આવી તોય શું અને ગઈ તોય શું? તેમ વહુનો ભાઈ આવ્યો તોય શું અને ન આવ્યો હોય તોય શું, એની કંઈ ગણતરી જ નહિ, એવા અર્થમાં વપરાય છે. ક્રિ૦ પ્ર૦ ખજાને પડવું=બંધાઈ જવું; ઠેકાણે પડવું. ૨ આવ્યા ત્યારે આવ્યા, ને પછી કોઈ ભાવ પણ ન પૂછે એવું થવું; ખુણે પડવું; હીનચાલમાંથી અલગ થઈ જવું.

**ખજીના,** પુ૦ [ફા.] હથિયાર ભરવવાની ખોલ કે ખાકાવાળો પરો; જેમાં હથિયાર ભેરવાય છે તે બાકું; નાકું; ઘર.

**ખજીનો,** પુ૦ મીઠું પકવવાને દરિયાનું પાણી એકઠું કરવાનો મોટો ખાડો; કમારડો. રાજકાજરાબ્દાર્ણવ.

**ખજુર,** ન૦ [સં. खर्जूर] ખૂબ પાકેલી ખારેક; પાકી ગયેલી ખારેકો સુકવીને બનાવેલો લીલો મેવો. ખજુરીનાં તૈયાર થયેલાં પણ પાકી નહિ ગયેલાં ફળને સુકવવાથી ખારેકો અને ખૂબ પાકી ગયેલાં ફળને સુકવવાથી ખજુર થાય છે. સારું ખજુર અરબસ્તાનથી આવે છે.

**ખજુરી,** સ્ત્રી૦ તાડ અને નાળિયેરીના જેવું એક ઝાડ, કે જેને ખજુર અને ખારેકો થાય છે. આનાં પાંદડાંનાં છડિયાંની સાવરણીઓ અને સાદડીઓ બને છે. (૨) જુવાર અને બાજરી વગેરેનાં કણસલાં-માંથી ઉડતી ઝેપ: એની અસરથી આવતી ચેળ: ખુજલી. ખજુરી ભાત=ખજુરીના થડ ઉપર તેનાં પાંદડાં ખરી

જાઇને પડેલી જેવી ભાત હોય છે તેની ભાત, અથવા તરેહ તે:–ખજુરી કોરનું પીતાંબર. ખજુરીના ઝાડને છેદતાં તેમાંથી પાણી ઝરે છે. એ તાજા પાણીને નીરો અને તેની ઉપર ખમીર ચઢેલા ફીણવાળા પાણીને તાડી કહેવામાં આવે છે. હલકી વર્ણના લોકો કેફીપીણા તરીકે તાડી પીએ છે. તાડીને કેટલાક દિવસ તડકે રાખી મૂકવાથી તેનો સરકો બને છે. બંગાળ તરફ ખજુરીના રસનો ગોળ અને સાકર પણ બને છે

**ખજુરું**, ન૦ (ખજુરો) ખજુરીની જાતનું નાનું ઝાડવું; દરિયા કિનારા તરફ ભીની જમીનમાં ખજુરાં એની મેળે ઉગી નીકળે છે. એને છેદી તેમાંથી તાડી કાઢવામાં આવે છે. સુરત અને થાણા જિલ્લામાં ખજુરાં ઘણાં થાય છે. આ શબ્દ ઘણું ખરું બહુ વચને વપરાય છે. :–ખજુરાંનાં ઝાડ.

**ખટ**, વિ૦ [सं. षट्] છ; ૬.–ખટરસ. (૨) પું૦. સવારમાં ગવાતા એક રાગનું નામ

**ખટક**, સ્ત્રી૦ [सं. क्षत] ખટકવું તે; ખુંચવું તે; નાખુશી; ચણચણાટ; નહિ ગમતું થવાથી થતી લાગણી. ઉ૦ जीसका मनमें खटक थी वो हि अटक रहे. ભાષા. (૨) રહી રહીને કાંકરીની માફક ખુંચવું તે; સણકો; પીડ; ખટકો; દુઃખ. :–આંખની ખટક. (૩) ચાનક; ખંત; કરવાનું છે એવી ફીકર.

**ખટકખટક**, અ૦ ખટખટ એમ થવું તે; અફળાવાથી થતો એવો અવાજ. :–આ ખટક ખટક શું થાય છે? બારણું. ક્રિ૰પ્ર૦ખટક ખટક થવું=ખટખટ એવો અવાજ થાય તેમ અફળાયા કરવું. વારંવાર રહીરહીને મનમાં ખુંચવું, લાગણી થયા કરવી તે.

**ખટકરમ**, ન૦ [सं. षट्कर्म] યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ, એ છ કર્મ તે; ધર્મશાસ્ત્રે બ્રાહ્મણને અવશ્ય કરવાને બતાવેલાં કર્મ તે. હાલ સંધ્યા પાઠ પૂજા વગેરે બ્રાહ્મણનું જે નિત્યકર્મ કહેવાય છે તે. (ખટકર્મ.)

**ખટકવું**, ક્રિ૦ અ૦ કાંકરીની માફક રહી રહીને ખુંચવું; અંદરથી લાગવું; પીડા થવી; સાલ્યા કરવું; ખટખટ થવું. (૨) શોક થવો; ચિંતા થયા કરવી; પશ્ચાત્તાપ થવો; લાગણી થયા કરવી.

**ખટકો**, પું૦ [सं. क्षत] એકદમ આઘાત થયો હોય એવી પીડા થવી તે; ઝાટકો લાગવો તે; સણકો લાગવો તે; ખુંચવું તે. (૨) અડચણ; હરકત; નડતર; બાધ; પ્રતિબંધ. (૩) ચાનક; ખંત; કાળજી. (૪) વહેમ; શક; ખતરો; દગદગો; વસવસો; શંકા. ઉ૦ વાત કરીને વિપ્રજ ગયો, ખાતરીને મન ખટકો થયો. શામળ. ક્રિ૰પ્ર૦ ખટકો થવો=આંખમાં ઓચિંતું ખુંચવું. ૨ ચિંતા થવી. ૩ વહેમ પડવો. ખટકો રાખવો=કાળજી અર્થાત્ કાર્ય કરવાની ચિંતા રાખવી; દગદગો રાખવો; મનમાં ખુંચ્યા કરે એમ રાખવું.

**ખટખટ**, સ્ત્રી૦ સામ સામે બે વસ્તુઓ અફળાવાથી થતો અવાજ. (૨) હરકત; નડતર; અડચણ. (૩) કજિયો; પંચાતી; સામ સામે બોલવું પડે એવું જે તે; ચોળેચોળા; માથાકુટ; ખટરાગ; તકરાર.

**ખટખટારો**, પું૦ ખટખટ થવું તે; બડબડાટ; બકવાદ. પંચાતી;માથાઝીક,તકરાર;માથાકુટ.

**ખટચક્ર**, ન૦ [सं. षट्चक्र] યોગશાસ્ત્ર પ્રમાણે શરીરમાંનાં છ ચક્ર. ૧ સુદર્શચક્ર, ૨ કંઠચક્ર, ૩ અનાહતચક્ર, ૪ મણિપૂરચક્ર, ૫ લિંગચક્ર અને ૬ આધારચક્ર.

**ખટદર્શન**, ન૦ [सं. षड्दर्शन] હિંદુઓના તત્ત્વજ્ઞાન સંબંધી જુદા જુદા જે છ મત તે. સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત. બૌદ્ધ, જૈન, અને નાસ્તિકોના મતનાં પણ બીજાં દર્શનો છે.

**ખટપટ**, સ્ત્રી૦ રાજદરબારી કામકાજમાં આમ તેમ ચાળવણીથી કામ કરવું તે; યુક્તિ પ્રયુક્તિથી કાર્ય સાધી લેવાની હીલચાલ કરવી તે. (૨) જંન્જાળ; પંચાતી; હલામણ; કકારૂટ, મહેનત; પ્રાપંચિક ગોઠવણ. (૩) દાવપેચની જાળ; ગુંચવણ; મુશ્કેલી. (૪) તકરાર; કજિયો; લડાઇ.

**ખટપટવું**, ક્રિ૦ અ૦ ખડવુંપડવું; ખડખડવું; અથડાવું; ખટપટ થવી; યુક્તિ પ્રયુક્તિ ચાલવી; જોસમાં વધવું; ગુંચવાવું. ઉ૦ ખટપટને અટપટવા દે, તું અજાગે રહીને પ્રીછી લે, જંગી ઢોલ ઘણાં ગગડે ત્યાં, ઝીણી વાત કાને ન પડે. નર્મ. આ ક્રિયાપદ ઝાઝા ઉપયોગમાં નથી.

**ખટપટિયું**, વિ૦ જેને ખટપટ કરવી ગમતી હોય એવું; ખટપટી; કારસ્તાની; તરકટી; પ્રપંચી; જંજાળી; વ્યવસાયી; ધાલમેલિયું. (૨) જેમાં ખટપટ કરવી પડે એવું; કડાકુટિયું. ખટપટવાળું. (કામ)

**ખટપટી**, વિ૦ ખટપટ કરે એવું; ખટપટિયું.

**ખટપદ**, પું૦ [ સં. ] છપગું; જેને ૭ પગ હોય એવું પ્રાણી; ભમરો, કરોળિયો, વગેરે.

**ખટબાકી**, સ્ત્રી૦ જે બાકી ( મહેસુલમાંનું બાકી લહેણું ) વસુલ આવે એવી ન હોય તે બાકી. રાજકાજ શબ્દાર્ણવ.

**ખટમધુરું**, વિ૦ સ્વાદે કંઇક ખાટું અને કંઇક મીઠું હોય એવું; ખાટુમીઠું; ખાટામીઠા મિશ્ર સ્વાદનું; ખટમધુર.

**ખટમલ**, પું૦ [ સં. खट्वा+मल ] ખાટલાનો જીવ; માંકણ. ર૦ પ્ર૦ રાણીનો ખટમલ= રાણીની હિમાયત કરનારો માણસ. નરલશા હીરજી, રાણીનો સાળો, રાણીનો ખટમલ, એવા પ્રયોગ હલકા લોકો વાંકામાં વાપરે છે. નર્મ.

**ખટમાસી**, વિ૦ [ સં. षण्मासी ] છ=૭ માસ રહે એવું; છમાસિક; ૭ મહીનાની ઉમરનું. ૭ મહીને ફળે અથવા નાશ પામે એવી વનસ્પતિ માટે વપરાય છે.:–ખટમાસી ફાલ. વળી વર્ષાયુ ફૂલઝાડને માટે બારમાસી, એમ કહેવાય છે, તેમ છ=૭ મહીને જેની પુનરાવૃત્તિ થતી હોય એવું.

**ખટમીઠું**, વિ૦ ખાટા અને મીઠા મિશ્ર સ્વાદનું; ખટમધુરું. :–ખટમીઠું દહિં.

**ખટરસ**, પું૦ [સં.] ૭ સ્વાદ તે. :–ખારો, ખારો, કડવો, તુરો, તીખો અને મીઠો. જિહ્વા ઇંદ્રિયથી ગ્રહણ કરાય એવા ૭ પ્રકારના સ્વાદુરસ તે. ખટરસ ભોજન=જેમાં છએ જાતના સ્વાદ હોય એવું જમણ. (૨) અણબનાવ; વાંકું પડવું તે; અણબનાવ.

**ખટરાગ**, પું૦ [ સં. षड्राग ] ગાવાના મુખ્ય ૭ રાગ તે. ભૈરવ, માલકોશ, હિંદોળ, શ્રીરાગ, કેદાર અને મલ્હાર. ગીતરત્નાકરમાં ૭ રાગ આ પ્રમાણે છે. :–શ્રીરાગ, વસંત, ભૈરવ, પંચમ, મેઘ, અને બૃહન્નાટ. (૨) કજિયો; ટંટો; અણબનાવ. (૩) ખટપટ; જંન્જાળ; સંસારઉપાધિ.

**ખટરાગી**, વિ૦ જેને જંન્જાળ હોય તે; જંન્જાળી; સંસારની માયામાં લપટાયેલું; સાંસારિક વ્યવસાયવાળું. (૨) કજિયાખોર; પંચાતિયું; ખટરાગ ટંટો ખટપટ કરે એવું; ધાંધલિયું; માયાકુટિયું.

**ખટલો**, પું૦ માણસના જીવનના વ્યવહારની જરૂરિયાતોને માટે જોઈતું તમામ તે; સ્ત્રી, નોકર, ઢોર, અને સરસામાન વગેરે સર્વ; મુસાફરી કરતા અમલદાર કે મોટા માણસની સાથે રહેતો સર્વ ઘરવાખરો. (સામગ્રી વિશેષ.) (૨) કુટુંબ કબીલો. (૩) (મરાઠી પ્રમાણે) મુકરદમો; કજિયો; ફરિયાદ.

**ખટવવું**, ક્રિ૦ સ૦ ખાટું કરવું; ખટાશ ચડાવવી. હાથીદાંત અને બીજી કેટલીક વસ્તુઓને સારો રંગ ચડાવવા માટે ખટવવી પડે છે. (૨) રળાવવું; કમાવરાવવું. મુંબાઈ તરફ મેમણો અને કચ્છીઓ વગેરે બોલે છે.

**ખટવું**, ક્રિ૦ સ૦ કમાવું; ખાટવું.

**ખટશાસ્ત્ર**, ન૦ [સં.] આર્યોના તત્ત્વજ્ઞાનના ૭ માર્ગ; ૭ દર્શન ગ્રંથો. કપિલનું સાંખ્યશાસ્ત્ર, (આનો મત પુરુષ અને પ્રકૃતિથી તત્ત્વોની ઉત્પત્તિ અને તત્ત્વોથીજ જગત. ઈશ્વર જેવું કંઈ નહિ.) પતંજલિનું યોગશાસ્ત્ર (સાંખ્યના અનીશ્વર વાદનું ખંડન કરી ઈશ્વર છે એમ બતાવવું, અને તેની સાથે કેમ જોડાવું તે.) ગૌતમનું ન્યાયશાસ્ત્ર. (કાર્યરૂપ જગતથી કારણરૂપ ઈશ્વરની તપાસ ચલાવવાની રીત તે.) કણાદનું વૈશેષિક ન્યાયશાસ્ત્ર. (અત્યંત સૂક્ષ્મ પરમાણુઓમય બધું છે અને પરમાણુઓના જોડાવાથી અને છુટા પડવાથી બધું થાય છે.) જૈમિનિનું પૂર્વ મીમાંસાશાસ્ત્ર. (વૈદિક કર્મોજ વિધિ પ્રમાણે કરવામાં આવે તો તે બસ છે.) વ્યાસનું ઉત્તર મીમાંસાશાસ્ત્ર. (બ્રહ્મ એજ સત્ય છે અને જગત મિથ્યા છે.) આ ૭ દર્શનો કહેવાય છે અને વિદ્યાઓ ચૌદ વા અઢાર ગણાય છે. નિયમસર અમુક વિષયનું જેમાં નિબંધન કરેલું હોય તે શાસ્ત્ર કહેવાય છે.:–ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર; શિલ્પશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, ને ઇ૦ શાસ્ત્ર, વગેરે.

**ખટાઈ**, સ્ત્રી૦ ખટાશ; ખાટાપણું; ખારો રસ તે.

**ખટાઉપેદાશ**, સ્ત્રી૦ હરાયાં ઢોરોની હરાજીમાંથી જે પેદાશ થાય તે. રાજકાજશબ્દાર્ણવ.

**ખટાખટ**, સ્ત્રી૦ ખટખટ થવું તે; ખટપટ. (૨) વારંવાર ખટખટ થયા કરવું તે.

**ખટાટોપ**, પું૦ [સં.] થોડાનો ઘણો મોટો દેખાવ કરવો તે; ભારે ભભક બતાવવી તે; દંભ; દમામ ભર્યો ખાલી દેખાવ. (સાપની ફેણ માફક મોટો દેખાવ કરી બતાવવો તે. [ फटाटोपः–स्फटाटोपो भयंकरः ]

**ખટાપટી**, સ્ત્રી૦ ખટખટ થવું તે; ખટપટ; તકરાર; કજિયો.

**ખટારો**, પું૦ ભાર ભરવાનું ગાડું; ખીજગાલ્લુ. (મુંબાઈ તરફ.) (૨) ઘરવાખરાનો જુનો ભાગ્યોતૂટ્યો સરસામાન તે. (૩) જંજાળ; ખટપટ; ટટકટ; માથાઝીક. (૪) ખડખાટ; પાછળથી પંચાત કરવી તે. (ખટારો એમ નહિ પરંતુ ખટખટારો એમ બોલાય છે.)

**ખટાવવું**, ક્રિ૦ સ૦ ખાટું થાય તેમ કરવું; ખટાઇ ચઢાવવી; ખટવવું. :–વાસણ આમલીથી અને હાથીદાંત લિંબુથી ખટાવાય છે. (૨) ફાયદો કરાવી આપવો; રળાવવું; કમાવરાવવું.

**ખટાવું**, ક્રિ૦ અ૦ ખાટું થવું; ખટાઇ ચઢવી. (૨) કમાવું.

**ખટાશ**, સ્ત્રી૦ ખાટોસ્વાદ તે; ખાટાપણું; ખટાઇ.

**ખટુમડું**, વિ૦ થોડુંક ખાટું; ખટાશ ઉપર હોય એવું; સહેજસાજ ખાટું હોય એવું.

**ખટ્ટું**, વિ૦ [હિં.] ખાટું. ક્રિ૦ પ્ર૦ ખટ્ટું થઈ જવું=ઉતરી જવું; બગડી જવું; સ્નેહભાવ હોય તેમાં બગાડ થવો.

**ખડ**, ન૦ [दे. खड्ड ] વગર વાવ્યે ઉગી નીકળતી સળીદાર વનસ્પતિ; ચારો; લીલીચાર; ખેતરમાં ઉગેલું નિરુપયોગી ઘાસ; નીંદણ; કડબ (સુકું) જુ૦ ખરડ. (૨) વિ૦ મોટું; જુનું; પાકટ; પારસ. :–ખડચંપો, ખડગંજ. વડીલનું વડીલ; વૃદ્ધથી વૃદ્ધ. :–ખડમાંકડ.

**ખડક**, પું૦ [सं. खण्डक] જમીન અથવા પાણીમાં અમુક સપાટીની બહાર નીકળેલો પથરનો ટેકરો; પત્થર અથવા માટીની ધારદાર ભેખડ. પાણીમાંનું તળિયાથી ઉંચે અને જળની સપાટીથી થોડેક નીચે રહેલું અણીદાર ડુંગરી શિખર; ખરાબો.

**ખડકલો**, પું૦ એક એકની ઉપર મૂકેલી વસ્તુઓનો ઢગલો; ઉતરડ; ખડકેલી વસ્તુઓનો જથો; ગંજી. (ખડ=ઘાસ ને કલો=પંજામાં રહે એટલા ઘાસનો જથો; નાનો પુળો.)

**ખડકવું**, ક્રિ૦ સ૦ એક એકની ઉપર ગોઠવવું;

ઉપરાઉપરી ગોઠવવું; ચઢાવવું; સિંચવું; ઢગલો કરવો; ઉપરાઉપરી ભરવું.

**ખડકી**, સ્ત્રી૦ [ सं. खडक्कि, दे. खडक्की ] ઘરના મુખ્ય બારણા આગળનો જે પહેલો ખુલ્લો ખંડ તે; ડહેલી. (૨) પાંચ દસ ઘરોની આગળ બાંધેલી મોટા બારણાવાળી ડહેલી; દેવડી; શેરી; નાની પોળ. (પોળમાં ખડકી હોય પણ ખડકીમાં પોળ હોય નહિ.) :–ખડાયતાની ખડકી. (ખડાયતાઓનાં ઘરોનો એક નાનો અંધિયાર સમૂહ.) ફળિયું; નાની ગલી. (૩) ઘર; પોળ; એકાદ વાસ કે મકાનનું આગલું મોટું બારણું. :–ખડકી વાસવી.

**ખડકું**, ન૦ પથ્થરનો નાનો કકડો.

**ખડખડ**, સ્ત્રી૦ ખડખડ એવો અવાજ; ખડખડવું તે; પતરા જેવી બરડ વસ્તુનો ખડખડાટ તે. ઉ૦ એવે ગરુડજી પાસે આવ્યા, ખડખડ પાંખો ખખડી. પ્રેમાનંદ. (૨) મોટેથી હસતાં નીકળતો કે થતો અવાજ; હસવાથી થતો અવાજ; અટ્ટહાસ્ય; બહુજ આનન્દ થયો હોય તેમ; મોટેથી. :–ખડખડ હસી પડ્યો. રૂ૦ પ્ર૦ ખડખડ જોગ=ખડખડ થાય એવો પ્રસંગ; લડાઇ ટંટાનો વખત; વારંવાર બોલાબોલી થયા કરે એવો સંજોગ. (ખડખડવું તે; ખડખડાટ; ખખડ.) (૩) તકરાર; જંજાળ; ઉપાધિ; પીડા; વાંધો; ટકટક; પંચાતી; માથાઝીક. :–પહેલાં એની ખડખડ કાઢો.

**ખડખડભડભડ**, સ્ત્રી૦ ખડખડવું અને ભડભડવું તે; ખટપટ; ખટરાગ; ગડબડ; વિડંબના; પંચાતી. વારંવાર ખડખડે અને ભટકાય તેથી જે ગડબડ થાય તે ખડખડભડભડ કહેવાય છે.

**ખડખડવું**, ક્રિ૦ અ૦ ધાતુ વગેરે વસ્તુઓના અફળાવાથી અવાજ નીકળવો; ખણખણવું; અવાજ થવો; ખડખડાટ થવો; વાગવું; બોલવું; શબ્દ નીકળવો. (ખડખડ, એમ થવું.) :–જુઓ આ રૂપિયો કેવો ખડખડે છે.

**ખડખડાટ**, પું૦ ખડખડ થવું તે; ખડખડ એવો અવાજ. (૨) અ૦ ખડખડ થાય એમ. :–ખડખડાટ હસ્યો.

**ખડખડિયું**, વિ૦ ખડખડ થાય એવું; વાગતું; ખડખડે એવું. :–ખડખડિયું નાળિયેર. ખડખડિયા પૂરી. (સુકવીને તળેલી.) (૨) ના૦ ખડખડે એવું જે તે; ઝાંઝ. :–ગાલ્લીનાં ખડખડિયાં=ઝાંઝો. (૩) નોકરી ધંધા ઉપરથી રૂખસદ મળવી તે; રજા આપવી તે, કાઢી મૂકવું તે. :–શેઠને ત્યાંથી તો એને ખડખડિયું મળ્યું.

**ખડગ**, જુઓ ખડ્ગ. (૨) ગેંડાના શિંગડાનું હાડકું. ખડગની વિંટી.

**ખડગું**, ન૦ એક જાતનું હિંસક પ્રાણી; રાની બિલાડાની જાતનું એક હિંસક પ્રાણી.

**ખડચંપો**, પુ૦ પારસ ચંપો; ચંપાનું જુદું મોટું ઝાડ; મોટાં ફૂલનો ચંપો.

**ખડણ**, વિ૦ આખાં હાડકાંનું; જાણીજોઇને કામ ન કરે એવું.

**ખડતલ**, વિ૦ [ सं. कष्टतर ] કષ્ટ સહન કરી શકે એવું; સહનશીલ; ઘડાયેલું; રીઢું; મહેનતુ; ખરવાણુ. (૨) તરણાને તોલે હોય તેવું; તુચ્છ.

**ખડતાલ**, સ્ત્રી૦ [ सं. षट्+ताल. ] છતાળ; જેમાં છતાળ હોય એવો રાગ. (૨) લાત; પાટુ. (૩) કરતાલ; કાંસીજોડાં; કીર્તનિયાં.

**ખડતાળવું**, ક્રિ૦ સ૦ [ सं. खुरस्ताड् ] ગધેડા પાસે ખોદાવી નાખવું; ગધેડાની લાતોથી ઉખડી જાય એમ કરવું; જડમૂળથી ઉખાડી નાખવું. એમ કહેવાય છે કે, જે જમીન કે ખેતર ગધેડા પાસે ભેળાવી ખોદાવી નંખાવવામાં આવ્યું હોય તે ફરીને આબાદ થતું નથી.

**ખડદાં**, ન૦ ગચિયાં; થીજેલા લોચા (૨) છિદ્ર; દોષ; ખોડ. :–એનાં ખડદાં કાઢ્યા કરે છે.

**ખડધાન**, ન૦ ઘાસની માફક એની મેળે ઉગી નીકળીને થયેલું અનાજ; હલકી જાતનું અન્ન.

**ખડધામણી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ; મોટી ધામણી.

**ખડધાયેલું**, વિ૦ ખવાયેલું; કીડ લાગેલું; ખોતરાયેલું; ખાંડું; ગોબાયેલું (૨) ખરડાયેલું; ઓઘરાળા પડ્યા હોય એવું; મેલું; ગંદું.

**ખડધાલ**, જુ૦ ખડધાયેલું.

**ખડપવું**, ક્રિ૦ સ૦ જોય ઉપરના ઘાસને મૂળમાંથી ઉખાડી લેવું; ખોતરી ખણી લેવું; ઉખાડવું.

**ખડપું**, ન૦ ભોંયપરનાં ઘાસનાં ચાટલાં ઉખાડી લેવાનું ઓજાર; ખરપડી; નાનો ખરપો; ખડપો.

**ખડપો**, પું૦ મોટી ખરપડી. (૨) તબેથો; ઝારો.

**ખડબચડું**, વિ૦ ખરબચડું; નહિ લીસું; કરકરું; ખાડાખૈયાવાળું સફાઇબંધ નહિ એવું.

**ખડખડાટ**, પું૦ અવાજ; ઘોંઘાટ; ગડબડ; ધિંગાણું.

**ખડબાદાર**, વિ૦ ખડબાંખડબાંવાળું; બંધાયેલું; સારી પેઠે જામી ગયેલું હોય એવું; દાદાર. :-ખડબાદાર દહિં.

**ખડબુચ**, ન૦ [સં. खर्बुजं] તડબુચ; કલિંગડ.

**ખડબુચી**, સ્ત્રી૦ ખડબુચની વેલ.

**ખડબુચું**, ન૦ ખડબુચ; તડબુચ.

**ખડબું**, ન૦ જામી ગયેલા પ્રવાહીનો લોચો; બંધાયેલા દહિંનો લોદો; ઢેફું; ચોસલું;-દહિંનું ખડબું. (બ. વ. વપરાય છે. :-ખડબાંદાર દહિં=સારી રીતે જામેલું દહિં.)

**ખડભડ**, સ્ત્રી૦ ખડખડભડભડ કરવી તે; ગડબડ; ખડખડાટ; ધાંધલ; સંક્ષોભ; ધમચકડ. ઉ૦ લખચોરાસીમાં જોઇ વજ્યો ભય, ખાલી ખડભડ ખોટી ભાલણ. (૨) કજિયો; બોલાબોલી; કંકાસ. રૂ૦ પ્ર૦ ખડભડ જોગ=ટંટોફિસાદ થાય એવો પ્રસંગ; તકરાર ઉભી થવાનો સંભવ હોય એવો વખત.

**ખડભડવું**, ક્રિ૦ અ૦ ખડભડ થવી; ખડખડવું; પડવું અને અફળાવું. (૨) તકરાર થવી; બોલાબોલી અથવા લડાઇ ટંટો થવો.

**ખડભડાટ**, પું૦ ખડભડ થવું તે; ખડભડ; ગડબડાટ; ધાંધલ. (૨) ખડવાનો ને ભિડાવાનો અવાજ; પડવા અને અફળાવાનો અવાજ; ખડખડાટ.

**ખડભ્રહ્મી**, જુ૦ બ્રહ્મી.

**ખડમાકડી**, સ્ત્રી૦ [સં. खड+मर्कटी] લીલા ઘાસમાં થતું લીલા રંગનું અને ઘાસ જેવા અવયવોવાળું છવડું.

**ખડમોસાળ**, ન૦ મામાનું મોસાળ તે; બાપનું અથવા માનું મોસાળ તે.

**ખડવું**, ક્રિ૦ અ૦ કંઇ આડે આવવાથી અથવા ઠોકર વાગવાથી પડવું; ઉતરી જવું; સરી જવું; અખડાવું. (૨) ક્રિ૦ સ૦ લગાડવું; ચોપડવું; સંડોવવું. જુ૦ ખરડવું.

**ખડસલ**, પું૦ મકાનનો પાયો; દિવાલની તટબંધી.

**ખડસલિયો**, પું૦ એક જાતની વનસ્પતિ; પીતપાપડો.

**ખડંગ**, અ૦ (ખડિંગ) ખડવાથી કે પડવા અફળાવાથી ધાતુમાંથી નીકળતો એવો અવાજ; ખડિંગ; ખણખણ થાય તેમ.

**ખડા**, પું૦ જોડાનો પાની આગળનો ઉભો ભાગ; ખરો. ક્રિ૦ પ્ર૦ ખડા ચઢાવવા=પગમાંથી નીકળી ન જાય તેમ જોડા પહેરવા.(૨) તૈયારી કરવી; મરદાનગીનું કામ કરવાને તત્પર થવું; ખરા વાળવા. (૩) ચાખડિયો; પાવડી; લાકડાનું પગરખું. :-સ્નાન પછી બ્રાહ્મણો ખડા પહેરે છે.

**ખડાઇ**, સ્ત્રી૦ વાછડી; રેંસી. (૨) કોઈ બહાનું કાઢીને અલગ રહેવું તે; શઠતા; જાણીજોઈને કામ નહિ કરવું તે.

**ખડાઉ**, ન૦ પાવડી; ચાખડી. (૨) સૂકું ઘાસ.

**ખડાઉતાર**, વિ૦ ખડા ઉતારતાં વાર જોતાં નાણાં આપવાં જ જોઇએ એવી તરતની મુદતની (હુંડી.):-ખડાઉતાર હુંડી આપું તો કેમ ?

**ખડાઉપાડ**, વિ૦ ખડાદાર; ઉભા ખડાનો (જોડો)

**ખડાખડ**, અ૦ રહી રહીને ખડખડ ખડખડ થાય તેમ; ઉપરાઉપરી ખડખડતું હોય તેમ; ખડખડ.

**ખડાસ્ટકું**, ન૦ [ સં. षट्+अष्टक ] ૭ અષ્ટકવાળો યોગ; જ્યોતિષ પ્રમાણે જે બે માણસો વચ્ચે આ ૭ અષ્ટકનો યોગ આવતો હોય તેમને બને નહિ, તે ઉપરથી આનો રૂઢ અર્થ અણબનાવ; વિરોધ; સામીપ્રીત, એવો થાય છે.

**ખડિયાખડખડ**, સ્ત્રી૦ ખડી અને ખળખળી ગયેલું હોય એવું જે તે; બિરમાર હાલતમાં આવી ગયેલું હોય તે; ખંડેર. (૨) પંચાતી; જંજાળ; કટકટ; માથાઝીક. (૩) વિ૦ સખળડખળ; બિસ્માર.

**ખડિયું**, જુ૦ ખરડિયું. (૨)જોટડું; જુવાન ભેંશ.

**ખડિયો**, પું૦ શાહી રાખવાનું નાનું પાત્ર; દોત. (ન૦) ખડિયો અને કલમ બેઉ તે; દોત લેખણ, લખવાનું સાહિત્ય; ખડિયોલેખણ. (૨) બે ત્રણ પડની ખાનાંવાળી ખલેચી; ઝોળી.કોથળો; ખલતો; વાટવો. (બ્રાહ્મણનો ખડિયો)

**ખડિયોખાર**, પું૦ ખડીના જેવો ધોળો ખાર; ટંકણખાર.

**ખડિયોવાઘ**, પું૦ જેના શરીર ઉપર ખડીના જેવા ધોળા ચટાપટા હોય એવો નાનો વાઘ; દીપડો.

**ખડી**, સ્ત્રી૦ [ સં. खटिका ] ઉજળી ધોળી માટી; ચાક જેવી સફેદ માટી. ( ૨ ) પથરનો ભંગાર; નાના નાના કાકરા. (રસ્તા બનાવવાના કામમાં આવે છે તે ) (૩) વગર વિયાયેલી ભેંશ; જોટડી.

**ખડું**, વિ૦ ઉભું; ટટાર; સ્થિર રહેલું તે. (૨) હાજરનું હાજર; તત્પર; તૈયાર. ક્રિ૦ પ્ર૦ ખડું કરવું=ઉભું, રજુ કરવુ; આણીઆપવું; નવી બનાવટ બનાવવી. ૩૦ પ્ર૦ ખડી સ્વારી=ઉભેઉભે કામ લેવુ તે; જાતે.

**ખડેધાટ**, વિ૦ ટટાર; અક્કડ; કડક; અનમ્ર; મગરૂર. (૨) અ૦ તત્પર; સજ્જ.

**ખડેચોક**, અ૦ (છડેચોક) ખુલ્લી રીતે; જાહેર રીતે; ચોકીદારો ખડા હોય તેમની વચ્ચેથી; ચોરી છુપીથી નહિ તેમ.

**ખડેજોડે**, અ૦ ઉભેઉભે; જોડા ઉતારવાની પણ જરૂર ન પડે તેમ; તાબડતોબ; ચટપોડે.

**ખડેલું**, વિ૦ ખરીને પડી ગયેલું; ખરી પડેલું; ભાગીને પડી ગયેલું.

**ખડો**, પું૦ પાની આગળનો જોડાનો ઉભી ઉંચી કિનારનો ભાગ; ખરો. (૨) કુકડાં કબુતર વગેરે પંખીઓને રાખવાનું પાંજરું; વાડોલિયું; કુકડખાનું. :-કુકડાંનો ખડો.

**ખડ્ગ**, ન૦ [સં.] તરવાર; સમશેર (૨) ગેંડાનું શિંગડું.

**ખણ**, સ્ત્રી૦ [ સં. खन् ] ખણવું તે; ખણજ; ચેળ; વલુર. (૨) [ સં. क्षण ] ચાર સેકંડ જેટલો કાળ; પળ; ક્ષણ. (૩) કબાટ કે ટેબલનું ખાનું. તર્સ.

**ખણકો**, પું૦ ધાતુનો અવાજ; રણકો; રણકારો. (૨) સોય ભોંકાયા જેવી જે પીડ તે; ગુમડાનો પાક થતાં તેની અંદર થતી તીવ્ર પીડા; શૂળના ભોંક જેવી ઓચિંતી વેદના; ખટકો, (આંખનો)

**ખણખણ**, અ૦ ધાતુમાંથી નીકળતો એવો અવાજ; ખણખણાટ તે; ખણખણવું તે. :- રૂપિયા ખણખણ થાય છે. ક્રિ૦ પ્ર૦ ખણખણ થવું=ખણખણવું; ખડખડવું; ધાતુના પાત્રનો અવાજ થવો તે.

**ખણખણવું**, ક્રિ૦ અ૦ ખણખણ, એવો અવાજ થવો; વાગવું; ખડખડવું; ધાતુમાંથી ખણખણ એવો અવાજ નીકળવો.

**ખણખણાટ**,પું૦ખણખણવું તે; ધાતુનો અવાજ; ખણખણ એવો અવાજ. (ચાંદી ને કાંસા વગેરેનો )

**ખણખણિયાં**, ન૦ ( ખણખણિયું ) ખણખણ ખડખડે એવી પાતળી ધાતુની તકતીઓ; કાંસાનાં વાગે એવાં પતરાંની જોડ; કાંસી જોડ. (ગાડીનાં રથનાં વગેરે) (૨) ખડખડે

એવી આકરી તળી કાઢેલી પૂરીઓ; પાપડ; કાચલી, વગેરે.

**ખણખાણું**, વિ૦ ખણખણે, અથવા ખડખડે એવું; ખરૂં; ખૂબ શેકાયેલું; ગરમીથી ખડખડે એવું થઈ ગયેલું.

**ખણખોજ**, સ્ત્રી૦ (ખણખોત) બારીક તપાસ; ખણખોતર; ઉપર ઉપરની નહિ, પણ ઉંડા ઉતરીને બારીકાઈથી તપાસ કરવી તે.

**ખણખોતર**, સ્ત્રી૦ [ સં. खन्=ખણવું ] ખણવું અને ખોતરવું તે; તપાસીને બારીકાઈથી જોવું તે; ખણખોજ; ઉલટસુલટ તપાસ; અથેતિ પડપુછ.

**ખણજ**, સ્ત્રી૦ ખણવું તે; ખંજવાળ; ખણ; ચેળ; વલુર.

**ખણવું**, ક્રિ૦ સ૦ [ સં. खन् ] ઉપર ઉપરથી ઉખાડવું; ઉઝરડવું; ખોતરવું; ઉપરથી ઉખડે એમ કરવું. :—જમીન ખણવી. (૨) ખણજ મટે એમ કરવું; વલુરવું. :—માથું ખણવું. (૩) ઉંડું ખોદકામ કરવું; ખોદવું. :—કુવો ખણવો. (૪) ચુંટવું; ચીમટી ભરવી; તોડવું. :—ચુંટી ખણવી.

**ખણસ**, સ્ત્રી૦ [ દે. खणुसा ] ખુનસ; ખાર; ચંટસ; ચડસ. ક્રિ૦ પ્ર૦ ખણસે ભરાવું=ખાર રાખવો; ચડસે પડવું. (૨) ખંત; ભાવ; હોંસ; ઉમળકો. ઉ૦ ગુણ ને સ્વાદ તો ત્યારે પામે, જ્યારે ખણસે ખાય. દયારામ. (૩) વહેમ; શંકા; સંશય. (૪) ટેવ; આદત; બખ. (૫) હાજત

**ખણસાવું**, ક્રિ૦ અ૦ વહેમાવું; શંકાશીલ થવું; ખાલી શંકા કરવી. (૨) હાજત થવી.

**ખણિક**, જુઓ ક્ષણિક.

**ખણ**, ન૦ [ સં. क्षण ] પળનો સાઠમો ભાગ; નિમેષ; ક્ષણ. ખણ માત્ર=લગારવાર. ખણ ખણ=ક્ષણેક્ષણ; વારંવાર; હરઘડી. ઉ૦ ખણખણ આવે યાદ

**ખત**, ન૦ [ અ. ] લેખ; પત્ર; કાગળ; દસ્તાવેજ; લખાણ; ચિઠ્ઠી. :—વેચાણખત; ગીરોખત. ક્રિ૦ પ્ર૦ ખત કરવું=લખત કરવું; દસ્તાવેજ કરવો. (૨) કરાર કરવો; સાટું લખી આપવું. ખત ફાટવું=સાટું રદ જવું; જોખમ જતું રહેવું; બંધનમાંથી મુક્ત થવું; મોટા ખરચમાંથી બચી જવું.

**ખતપત્તર**, ન૦ કરાર અને તેને લગતાં અથવા એવાંજ કિંમતી કાગળિયાં; દસ્તાવેજો વગેરે તે; લેખી પુરાવા.

**ખતમ**, અ૦ ખલાસ; સમાપ્ત. (૨) વિ૦ પુરું. (૩) સ્ત્રી૦ [ અ. ] આખર; છેડો; હદ; અંત. ક્રિ૦ પ્ર૦ ખતમ કરવું=પુરું કરવું; ખુટવાડવું. ખતમ થવું=ખલાસ થવું; અંત આવી જવો; (મરણ પામવું)

**ખતરવટ**, સ્ત્રી૦ [ સં. क्षत्रियव्रत ] ક્ષત્રિયોના જેવી કોઈ પણ ભોગે કાર્ય પુરું કરવાની આગ્રહવૃત્તિ તે; ક્ષત્રિય ધર્મ; ક્ષત્રિયની સાખ તે. ઉ૦ દેવું મરવું મારવું, ઝાલવી ખગ્ગરી મુઠ, કહો કહે રે ઠકરો, વસમી ખતરિયાંવટ. (૨) અ૦ ક્ષત્રિયના જેવી વટથી; એક સરખા ઉત્સાહથી કોઇ પણ કામ પાછળ મચ્યા રહેવું તે. ઉ૦ પેલી કુમુદડી રાંડ મારી પાછળ ખતરવટ થઈને લાગી છે. સરસ્વતીચંદ્ર.

**ખતરી**, પું૦ [ સં. क्षत्रिय ] ક્ષત્રિય; ખત્રી; ગરાસિયો; રજપુત. (૨) સ્ત્રી૦ એક જાતિ; ક્ષત્રિય નામની અસલી હિંદુઓની ચાર જાતિમાંની એક જાતિ. હાલ કાપડ વણવાનો ધંધો કરનારી એક જાતિ અથવા નાત.

**ખતરો**, પુ૦ [અ.] વહેમ; સંદેહ; શક; ડખો; વાંધો. :—એણે ખતરો પાડયો. ક્રિ૦ પ્ર૦ ખતરો મટાડવો=ઝાડે ફરવા જવું. નર્મ.

**ખતવણી**, સ્ત્રી૦ રોજમેળમાંથી જુદે જુદે ખાતે રકમો લઈ જવી તે; ખતવવું તે.

**ખતવવું**, ક્રિ૦ સ૦ રોજમેળમા જુદે જુદે નામે ને ખાતે લખાયેલી રકમોને તે તે નામનાં જુદાં ખાતા પાડી તેમાં લઈ જવી, ખાતાં પાડીને લખવુ; ખાતે લઈ જવું.

**ખત્તા**, પુ૦ (ખત્તો) ઠોકર; થાપ; ગોદા, ધોકા. –ખત્તા ખાશે ત્યારે ડહાપણ આવશે.

**ખત્તો**, પુ૦ કામળો; ધાબળો.(ખત્તાનુ એક વચન)

**ખદખદ**, અ૦ જાડા પ્રવાહીના ઉભરણમાથી નીકળતો એવો અવાજ. :-ખીચડી ખદખદ થાય છે. (૨) ઉભરણને લીધે તળે ઉપર થવુ અને પરપોટા થઈ થઈને ફૂટી જતાં એક તરેહનો અવાજ થયા કરવો એવી જે હાલત તે; ખદખદવુ તે.

**ખદખદતું**, વિ૦ ખદખદ થતું હોય એવુ; તાતુ ખદખદ એવો અવાજ કરતુ.

**ખદખદવું**, ક્રિ૦ અ૦ ઉભરણ ચઢી પરપોટા થઈ ફૂટતાં બોલે એમ ઉકળવુ; તળે ઉપર થવુ. :–ખીચડી ખદખદે છે.

**ખદડવું**, ક્રિ૦ સ૦ દોડાવવુ, તગેડવુ; તગડાવવુ, દોડતુ જાય એમ કરવુ, ફેરા આંટા ખવડાવવા. (૨) મહેનત આપવી. (ખદેડવુ)

**ખદડામણ**, સ્ત્રી૦ આમતેમ વારવાર દોડદોડી થવી તે, તગડામણ; અથડામણ.

**ખદડુકખદડુક**, અ૦ ખદુકખદુક; ઢચુકઢચુક; ઝોલાં ખાતા ખાતા દોડવુ તે; ખદુકખદુક થાય તેમ. (૨) ઘોડા ગધેડાની ધીરી ઉતાવળી દોડનું અનુકરણ રૂપ. :–ખદુકખદુક કરતા બીજે અને ત્રીજે દિવસે આ આવીને ઉભા રહ્યા !

**ખદબદ**, અ૦ તળેઉપર થતું અને સડતું હોય તેમ; કીડાઓનું ઉભરવુ. (૨) વિ૦ ખદખદતું અને બદબદતું હોય એવુ; કીડાઓથી ભરચક અને તેમના તળે ઉપર થવાથી ડગુડગુક થતું એવુ; ખૂબ સડી ગયેલુ; જેમાં કીડા ઉભરાતા હોય એવુ

**ખદબદવું**, ક્રિ૦ અ૦ પાકના ઉભરણથી તળે ઉપર થવુ, સડવુ; કહોવું; ખદબદીને બદબદી જવુ; કીડાઓનું ઉભરાવું; કહોઈ જવુ; કીડથી ભરાઈ જવુ. :–છોકરાંનાં માથાં કહોથી ખદબદી જાય છે. સડા અથવા કહોવાણને લીધે ઢીલું અને પોચુ પડી જવુ. :- બફારાથી કેરીઓ ખદબદી જાય છે.

**ખદવું**, ક્રિ૦ અ૦ પાછળ દોડવું; સાથે સાથે ચાલવુ; ખેપ કરવી. ઉ૦ અનુભવી આગળ વાદજ વદે, ઉંટ આગળ જ્યમ પાળો ખદે; ઉંટતણા આધા મેલાણ, પાળો તો છાંડે નિજ પ્રાણ. અખો.

**ખદિર**, પુ૦ [સં.] ખેર; એક જાતનું મજબુત લાકડાનું ઝાડ.

**ખદિરસાર**, પુ૦ [સં.] ખેરસાર; કાથો, ખેરનાં છોડિયા ઉકાળી તથા ઠારીને કાઢવામા આવતું સત્ત્વ.

**ખદુકખદુક**, જુઓ ખદુકખદુક.

**ખદેડવુ**, ક્રિ૦ સ૦ વારંવાર દોડાવવુ; ફેરા આંટા ખવડાવવા. (૨) મહેનત કરાવવી. (૩) કાઢી મૂકવુ. –વહુને ખદેડી કાઢી, હાંકી મૂકી.

**ખદ્દડ**, વિ૦ ઘટ પોતનું; ધિંગુ; ખદ્દડું; જાડું; ઘટ. (ખદ્દડ જોરથી બોલતાં ખદ્દડ બોલાય છે)

**ખદ્યોત**, પુ૦ [સં.] અંધારામાં જેના શરીરમાથી પ્રકાશ ઝગકતો લાગે એવો ચોમાસાનો એક ઉડતો જીવડો; આગિયો; પતગિયો. (૨) તારો; સૂરજ, વગેરે.

**ખધ્યા**, સ્ત્રી૦ [સં. ક્ષુધા] ખાવાની તીવ્ર લાગણી; ભૂખનું જોર તે. (૨) ખાધાગરો.

**ખનખન**, સ્ત્રી૦ ચળ; હાજત. :–ઝાડાની ખનખન. (૨) ખંત; લાગણી.

**ખનિત્ર**, પુ૦ [સં.] માટી ખાપી નાખવાનું ઓજાર; પાવડો.

**ખની**, સ્ત્રી૦ [સં.] જમીનની અંદર ખોદવાથી પડેલો ખાડ; માટી, ધાતુ, પથર વગેરે પદાર્થ કાઢવાને જમીનમાં કરેલો ખાડો; ખાણ.

**ખનીજ,** વિ૦ [ સં. ] જમીન ખોદીને તેમાંથી કાઢવામાં આવતું હોય એવું; ખાણમાંથી ઉત્પન્ન થયેલું. :–ધાતુઓ, કોલસા, હીરા, પથ્થર, ક્ષાર, અને તેલ, વગેરે જે કંઈ જમીનમાંથી મળી આવતું હોય તે બધું ખનીજ કહેવાય છે. :–ભરતખંડમાં ખનીજ દ્રવ્યનો મોટો ભંડાર છે.

**ખપ,** પુ૦ [ સં. ક્ષિ–ક્ષપ્ ] કોઇ પણ વસ્તુની બીજાને જે જરૂર તે; વસ્તુની માગણી; વાપરવાની અગત્ય; જરૂર; વાવર, ખપત; અગત્ય; આવશ્યકતા; વપરાશ; ઉપયોગ. (૨) તંગી; ખોટ; જેના વગર ચાલે નહિ એવી વસ્તુની ઓછપ. (૩) ઉપાડ; ઉઠાવ; ખપત. (૪) કામ; ઉપયોગ. ક્રિ૦ પ્ર૦ ખપ આવવું=માર્યા જવું; રણમાં પડવું; ઉપયોગી પડવું. ખપ લાગવું=કામ આવવું. ખપ જાગવો=માગણી થવી.

**ખપજોગું,** વિ૦ ખપ જેટલું; કામ સરે તેટલું; જોઇએ તેટલું.

**ખપત,** સ્ત્રી૦ ખપવું તે; વેચાણ; ઉપાડ; ઉઠાવ; વાવર; વપરાશ; ખપ; ઉપયોગ; જરૂર; અગત્ય; માગણી.

**ખપતું,** વિ૦ જેનું વેચાણ થયા કરતું હોય એવું; ચાલુ ખપતનું; વેચાતું. (૨) જરૂર જેટલું; જોઇતું; કામ જેટલું; સ્ખતું; ઘટતું. (૩) ઉપયોગમાં લઇ શકાય એવું; કામનું; ઉપયોગમાં આવે તેવું. :–બ્રાહ્મણને ખપતું રંધાવજો. (૪) વ્યવહારમાં આવતું; વહેવારું; ખપમાં લેવાય એવું. :–ખપતી કન્યાઓ.

**ખપરડો,** પું૦ વાંસની ચીપોની સાદડી; ઘાસનો પડદો; ટટ્ટી; ખપેડો.

**ખપરેલ,** વિ૦ નળિયેલ; ખપરડો નાખી નળિયાં ચઢાવેલું. ( છાપરું )

**ખપવું,** ક્રિ૦ અ૦ [ સં. ક્ષપ્ ] ખપ થવો; વેચાવું; વકરો થવો; વેચાણ થવું. (૨) પરચાઇ જવું; વપરાવું; કામ આવવું. (૩) ગણાવું; લેખાવું; ગણતરી થવી; અંકાવું. :–વહેવારના જ્ઞાન વગર ઘણા વિદ્વાનો મૂર્ખમાં ખપે છે. (૪) કામ આવવું; ઘટતું થવું અથવા હોવું. :–બીજાનું રાંધ્યું બ્રાહ્મણને ખપે નહિ. (૫) ઇચ્છા હોવી; જોઇતું હોવું. :–તારે ખપે તે મારે ન ખપે.

**ખપાટ,** સ્ત્રી૦ વાંસની ચીપ; કામઠું. લાકડાનો પાતળો લાંબો પણ સાંકડો કકડો; ફાડ; ચીર; ચીપ. (૨) એક જાતનું ઝાડ.

**ખપાટિયું,** ન૦ ખપાટ; કામઠું; ચીપ; સરોડાની ચીપ.

**ખપાડવું,** ક્રિ૦ સ૦ ખપે એમ કરવું; ખપાવવું; વેચાય તેમ કરવું; વેચવું; વકરો કરવો. (૨) વાપરવું; વાવરવું; વાપરી દેવું.

**ખપીજવું,** ક્રિ૦ અ૦ ખપવું; વેચાઇ જવું; વકરો થઇ જવો. (૨) વપરાઇ જવું; ખૂટી જવું; કમી થવું; પુરું થવું. (૩) માર્યા જવું; અંત આવી જવો. ઉ૦ એક ફરશીએ ફરશુરામે, ક્ષત્રિયને ચકચુર કર્યા, રહ્યો ન જોયો એકે જીવતો, ખપ્પરમાં સૌ ખપી ગયા. પાર્ણાપત.

**ખપૂકલી,** સ્ત્રી૦ ઝુંપડી. વિ૦ નાની સુકાયેલી; નાજુક.

**ખપુષ્પ,** ન૦ [ સં. ] આકાશકુસુમ; એક ખાલી કલ્પના. (વંઝ્યાપુત્ર અને ગંધર્વનગર જેવું)

**ખપુસવું,** ક્રિ૦ સ૦ ખાંડવું; ઝાપટવું.

**ખપેડી,** સ્ત્રી૦ ( ખપરડી ) ઉગતા કુંણા છોડ ખાઇ જનારું એક જીવડું. (૨) પોપડો; ગુગુ; છોડ.

**ખપેડો,** જુ૦ ખપરડો.

**ખપોટી,** સ્ત્રી૦ જમીનનું, લાકડાનું, રોટલાનું અથવા બીજી કોઇ પણ વસ્તુનું ઉપરથી આવેલું પાતળું પડ; કપોટી; ભિંગડું; પોપડી. (૨) એક જાતની રેતી.

**ખપોડું,** ન૦ [प्रा. खप्पुरा] બિંગડું; પડ; કપોટું; પાતળું છોડું. (ખપોહું)'

**ખપ્પર,** ન૦ [सं. खर्पर] ઊંરી નાળિયેરનું હોડીના આકારનું ભીખ માગવાનુ પાત્ર; ભિક્ષાપાત્ર. (૨) જેમાં આવેલુ બધુંએ ખપી જાય એવું નાશકારક પાત્ર; (ચાચર) માતાનું ખપ્પર. ક્રિ૦ પ્ર૦ ખપ્પરમાં લેવું=મારી નાંખવા કે ખાઇ જવાને માટે પોતાના કબજામાં લેવું. (૩) નાશકારક જે કંઇ તે; સંહારકારક જે કંઈ તે.

**ખફગી,** સ્ત્રી૦ [फा.] અવકૃપા; ઇતરાજી; નાખુશી.

**ખફા,** વિ૦ [फा.] ઇતરાજ; નાખુશ; ચિઢાયેલું; ગુસ્સે થયેલું હોય એવું; ક્રોધાયમાન.

**ખબકાવવું,** ક્રિ૦ સ૦ ચોરી છુપીથી લઇ લેવું; ઓળવવું; ઉચાપત કરવું; ઉઠાવી જવું.

**ખબડદાર,** વિ૦ [फा.] ઘણી બાબતોની માહિતી ધરાવનાર; માહિતગાર; હોશિયાર; કાબે-; બાહોશ; કુશળ. (૨) ગાંજ્યુ જાય નહિ એવુ; સાવધ; ચોકસ; નહિગાફેલ; સાવચેત. (૩) અ૦ સાવધાન; અવહિત; જાગરૂક; ધ્યાન કે સંભાળપૂર્વક. ઉ૦ ખબડદાર મનસુબાજી, ખાંડાની ધારે ચઢવું છે. હુકમ સંભાળીને રહેવાની તાકીદ આપવાનો ઉદ્ગાર. ઉ૦ ખબડદાર ! જો આજથી ચૂકે, ઘર બહાર કદી પગ મૂકે. ભા ના.

**ખબડદારી,** સ્ત્રી૦ ખબડદારપણું; સાવધાની; સાવચેતી. (૨) કાબેલિયત; હોશિયારી; બાહોશી. (૩) સંભાળ; ઉપરીપણું.

**ખબર,** સ્ત્રી૦ [अ.] અજાણી નવી બાબત; નહિ જાણેલું જણાવું તે; જાણ; હકીકત; માલમ; વૃત્ત; વૃત્તાંત; બીના; સમાચાર. (૨) સંદેશો; પેગામ; કહેણ. (૩) ઉડતી વાત; અફવા; ગપ (૪) છુપી હકીકત; બાતમી. (૫) ધ્યાન; લક્ષ; નજર; નીઘા; સંભાળ. :—છોકરાંની ખબર રાખજે. (૬) ચેતવણી; જાહેર કરવું તે; જાહેર ખબર. (૭) જ્ઞાન; જાણ; માહિતી. વિ૦ માલમ; જાણમાં હોય એવું. ક્રિ૦ પ્ર૦ ખબર આપવી=જણાવવું; ખબર કરવી. ખબર કાઢવી=જોતા-જાણતા રહેવું. ખબર રાખવી =સંભાળ લેતા રહેવું; તપાસ રાખવી. ખબર લેવી=સંભાળ રાખવી; સરત કાઢતા રહેવું; અંટસ રાખી વેર લેવું.

**ખબરઅંતર,** સ્ત્રી૦ શારીરિક આરોગ્ય સંબંધી પડપુછ કરવી તે; ખરદાસ; સંભાળ. (૨) નવાજુની સમાચાર; હકીકત.

**ખબરદાર,** જુ૦ ખબડદાર.

**ખબરદારી,** જુ૦ ખબડદારી.

**ખબાખબ,** સ્ત્રી૦ ધાંધલ; ગોંધલ. (ભખાભખ એમ પણ બોલાય છે.)

**ખબુતર,** જુ૦ કબુતર.

**ખબુતરી,** સ્ત્રી૦ કબુતરી. (૨) નટડી. સુપડાંની પાંખો કરીને ઉડવાનો તમાસો કરનારી નટડી

**ખબુસલું,** જુ૦ ખપુસલું.

**ખબોચિયું,** જુ૦ ખાબોચિયું.

**ખભળવું,** ક્રિ૦ અ૦ ખળભળવું; આમ તેમ હાલવું; ક્ષુબ્ધથવું.

**ખભળાટ,** પુ૦ ખળભળવું તે; ખળભળાટ; ઉથલપાથલ; તળે ઉપર થવું તે.

**ખભો,** પુ૦ [स. स्कन्ध. प्रा. खन्धो] હાથ અને શરીરના જોડાણની ઉપરનો ભાગ; બગલની ઉપરનો અને ગળાની બાજુનો શરીરનો ભાગ; કાંધ, ખાંધ. ક્રિ૦ પ્ર૦ ખભો ચઢાવવો=આનાકાની કરવી; શરમાવું; લજ્જા બતાવવી. ખભો ઠોકવો=ઉત્તેજન આપવું; પુઠ પૂરવી. શાબાશી આપવી. ખભો દેવો= ઉંચકવામાં સહાય આપવી; મદદ કરવી; ખભે હાથ મૂકવો=ગળાના સોગન ખાવા; વિશ્વાસ આપવો.

**ખમ,** સ્ત્રી૦ હાથની શરૂઆતનો આગલી બાજુનો માંસલ અવયવ; બાહુ; હાથનો થાપો. :–ખમ ઠોકવી. (કુસ્તીમાં)

**ખમખમ,** અ૦ ધાતુના પાત્રમાંથી ટુકેટુકે થતો અવાજ. (તેનું અનુકરણાત્મક ઉચ્ચારણ)

**ખમખમવું,** ક્રિ૦ અ૦ વાગવું; ખડખડવું; ખમખમ થવું.

**ખમખમાટ,** પુ૦ ખમખમ એવા અવાજનું થવું તે; ખમખમ એવી તરેહનો અવાજ.

**ખમચાવું,** ક્રિ૦ અ૦ કોઇ વિચાર અથવા મર્યાદાને લીધે અટકી જવું; અચકાવું; ખંચાવું.

**ખમણ,** ન૦ લીલા ફળના દળની કચુમર; છીર; છુંદો. :–કોપરાનું ખમણ. (લીલા કે સુકા ફળના દળની છિંણીને બનાવેલી રેસારેસા જેવી કચુમર) ખમણકાકડી=ખમણ કરાય એવી કાકડી. ખમણ ઢોકળાં=ખમણ નાંખીને બનાવેલાં ઢોકળાં; દાળ વાટીને બનાવેલો ખાવાનો એક પદાર્થ.

**ખમણવું,** ક્રિ૦ સ૦ ઝીણા દાંતાવાળા ઓજા-રથી સોરવું; છિંણવું; કચુમર કરવી.

**ખમણી,** સ્ત્રી૦ ખમણવાનું ઓજાર; ખમણ કરવાની છિંણી.

**ખમવું,** ક્રિ૦ સ૦ [ સં. ક્ષમ ] સહન કરવું; સાંખવું; સહેવું; વેઠવું; ધારવું; ઉપાડવું; ઝીલવું. ( ૨ ) ભોગવવું; અનુભવવું; સોસવું.

**ખમા,** અ૦ [ સં. ક્ષેમ ] કંઇ દુ:ખ કે અપ્રિય ન થાઓ; ખુશખુશાલ રહો, એવા અર્થમાં વપરાતો હુલામણાનો લાડકો ઉદ્ગાર; આશિષ વહાલભર્યો ઉદ્ગાર. :–ખમા, ખમા બાપને ખમા. ( ૨ ) સ્ત્રી૦ [ સં. ક્ષમા ] દરગુજર; ક્ષમા. :–હવે પ્રભુ ખમા કરો. (૩) સબુરી; ધીરજ.:–ખમા રાખો (ભાર મૂકીને બોલતાં ખંમા ખંમા, એમ બોલાય છે)

**ખમાચ,** પું૦ એક રાગ. ( આ રાગ રાતે ગવાય છે, ને ખમાચી પણ કહેવાય છે )

**ખમાવવું,** ક્રિ૦ સ૦ સાંખવું; ક્ષમા કરવું; માફ કરવું. પર્યુસણ ઉતર્યા પછી જૈન સ્ત્રીઓ એકબીજાને ત્યાં જઇ બાર મહી-નાનું બોલ્યુંચાલ્યું માફ કરવાની વિનંતિ કરે છે તે 'ખમાવવું' કહેવાય છે.

**ખમીખાવું,** ક્રિ૦ અ૦ અપરાધ સાંખી રહી અપરાધ કરનારને માફી આપવી; સહન કરવું; સાંખવું; ક્ષમા રાખ્યા કરવી.

**ખમીર,** ન૦ [ અ. ] પ્રવાહીમાં નાંખેલી વસ્તુની વિકૃતિ થવી તે; પ્રવાહીમાંની વસ્તુમાં વિક્રિયા થઇ તેની ઉપર ખટાશવાળું ઉભરણ આવવું તે; ઉભરણ; જોસ; ઉભરો; આથો. (૨) ફૂગ; ફીણચઢવું તે. (૩) સહનશક્તિ; બળ; તાકાત; વીર્ય; કસ.

**ખમીરી,** વિ૦ ખમીરવાળું; જોસદાર.

**ખમીસ,** ન૦ [ અં. chemise ] ખુલતું અને કફ કોલરવાળું પહેરણ; શર્ટ; (shirt)પુરુષને પહેરવાનું ખુલ્યું બદન.

**ખય,** જુ૦ ક્ષય.

**ખર,** પુ૦ [ સં. ] ગધેડો; રાસભ. (૨) વિ૦ મૂર્ખ; બેવકુફ; ઠોઠ. (૩) ગરમ; ઉનું; તીખું; તાતું. (૪) બોખરું.

**ખરકલો,** પુ૦ એક ઉપર બીજી, બીજી ઉપર ત્રીજી, એમ એક એકની ઉપર ગોઠવેલાં વસ્તુઓનો ઢગલો; રાશિ; મોટલું; ઢગ.:–મારવાડણો હાથ ઉપર ચુડીઓનો ખરકલો કરે છે.

**ખરખડિયું,** (ખડખડિયું) વિ૦ ખડખડ ખડખડ થાય એવું; ખાલી ખડખડે એવું; પાણી સુકાઇ જઈ અંદરનો ગોળો ખડખડતો હોય એવું. (નાળિયેર) (૨) ના૦ સુકું નાળિયેર.

**ખરખબર,** સ્ત્રી૦ [ અ. ] સરસમાચાર; કંઈ પણ હકીકત, (અક્ષર ઉપરથી લખેલી તે ખર સંદેશો, અર્થાત્ લિખિત કાગળદ્વારા કે મનુષ્ય સાથે મોઢે કહાવેલી કંઇપણ હકીકત હોય તે–ખરખબર કહેવાય છે)

**ખરખર,** સ્ત્રી૦ ખરેલું તે; ખરીને પડેલી રજ; કસ્ગર. (૨) કહેવાય નહિ અને મનમાં ખટક્યા કરે એવી જે બાબત તે. (૩) ગળામાં ખરખર અવાજ થાય એવો કફ; ખરખરી; ખરખરો. (૪) અ૦ એક પછી એક ખરતું હોય તેમ. :–ખરખર આંસુ પડ્યાં.

**ખરખરવું,** ક્રિ૦ અ૦ એક પછી એક ચાલુ પડ્યા કરવું; ગરવું; ખરખર પડવું. (૨) ગળામાંથી ખોખરો અવાજ નીકળવો; કફ બોલવો; ખરખરી બાઝવી. (૩) ખળખળવું; ઈર્ષ્યું થઈ જવું; ડડળવું.

**ખરખરાજાત,** સ્ત્રી૦ કોઈ વસ્તુ પાછળ થયેલું પરચુરણ ખરચ; હેલ મજુરી જકાત વગેરે ખરચ તે; વળી કીડીમકોડી ઉધેઇ કે બીજી રીતે થયેલા નુકસાનની લાગત; ઘટ; ખાધ; નુકસાન, વગેરે. :–માલની ખરખરાજાત દલાલને માથે નહિ પણ માલધણીને માથે રહે છે.

**ખરખરી,** સ્ત્રી૦ ગળામાં બોલતો કફ; સસણી. (૨) ચટપટી; કાળજી; ખુંચખુંચ.

**ખરખરો,** પુ૦ સમદુઃખતા બતાવવી તે; શોક દેખાડવો તે; ખટકો; ખેદ. (૨) શક; અંદેશો.

**ખરખલો,** પું૦ એકએકની ઉપર ગોઠવેલી વસ્તુઓનો ઢગલો; ખડકલો; ઢગ; રાશિ; ગડગચ્ચો; ભરાવ; જમાવ. (૨) ઉતરડ.

**ખરચ,** ન૦ [ફા.] ખરચવું તે; વાપરવું, ખુટાડવું તે; વ્યય. (૨) લાગત; કિમ્મત; મૂલ. (૩) જેમાં ખરચ થાય એવું કામ અથવા ઉજવણી; લગ્ન, જનોઈ, ઉત્તરક્રિયા વગેરેની ઉજવણીના પ્રસંગ અવસરો તે; નાત; વરો; જમણવાર. ક્રિ૦ પ્ર૦ ખરચ [illegible] અમુક પ્રસંગને લઈ જે ખરચ થાય તે મજરે આપવું. ખરચ ખાવું=કોઇને ખરચે બેઠા બેઠા વખત ગુમાવવો; વગર કારણે ભાત્થાં ખાવાં.

**ખરચખુટણ,** ન૦ ચાલતું ખરચ; પરચુરણ ખરચ. (૨) અવસરનું ખરચ; વરો; જમણવાર. (લગ્ન, જનોઈ, બારમું વગેરે પ્રસંગોએ જે ખરચ થાય છે તે)

**ખરચવું,** ક્રિ૦ સ૦ ખરચ થાય એમ કરવું; વાપરવું; વાવરવું; વ્યય કરવો; ખુટવાડવું. (૨) ગાળવું; ગુજારવું; ગુમાવવું. :–મારો વખત હું એમ ખરચું નહિ. (૩) કિંમત આપવી. :–ખરચીને તેણે શું ખરીદ્યું ?

**ખરચાઉ,** વિ૦ ખરચ કરે એવું; હાથનું છુટું. (૨) ખરચ લાગે એવું; કિમ્મત આપવી પડે એવું. (મફત મળે એવું નહિ) (૩) ખરચાઇ જાય એવું; ખપતું; ખૂટતું, ઓછું થાય એવું.

**ખરચાળ,** વિ૦ જેને હાથે વધારે ખરચ થતું હોય એવું. (માણસ) (૨) જેની પાછળ વધારે ખરચ કરવું પડે એવું. (કામ) (૩) કિમતી; મોંઘું.

**ખરચાળુ,** વિ૦ ખરચાળ.

**ખરચી,** સ્ત્રી૦ ખરચવાનું જે તે; ખરચવાને માટે જોઈતી વસ્તુ. (અન્ન નાણું વગેરે) (૨) આજીવિકાનું સાધન; ખાવાનું. :–ખરચી ખૂટી તેથી પરદેશ ગયા. ક્રિ૦ પ્ર૦ ખરચી ખાવું=ખરચ કરીને ખુટવાડવું. વાપરી નાંખવું. ખરચી નાંખવું=ખુટવાડવું; ખરચ કરીને વાપરી દેવું. ખરચીચુનો=મોટાં બાંધકામ માટે નહિ પણ મરામત વગેરે માટે જોઇતો પરચુરણ ચુનો તે. ખરચી–પાણી=ખરચખુટણ; આજીવિકાનાં સાધન; કહે૦ ખરચી ખૂટી ને માયા ટૂટી.

**ખરચું,** ન૦ ઝાડો; મલ ત્યાગ કરવો તે. :–ખરચુનો રોગ. ક્રિ૦ પ્ર૦ ખરચુ જવું=ઝાડે જવું. :–ખરચુ ગયો ત્યાંજ ઢગલો થઈ ગયો.

**ખરચો,** પું૦ કાપતાં મોલને ચોટી રહેલ છોડનું ઠુંઠું; હજામતમાં અડધો કપાઈ સપાટી ઉપર લાગે તેમ રહી ગયેલો વાળ; ખારો; ખુંપરો; ખરચો; ખુંટો; સપાટી ઉપરનો અંકુર; કરિ; રૂંઝો.

**ખરજ**, સ્ત્રી૰ ખંજવાળ થાય એવો ચામડીનો એક રોગ. ( દાદર ખરજવું વગેરે ) (૨) ખંજવાળ; વલુર; ખણુજ; ધવડ; ચેળ. (૩) પું૰ ગાયનમાં પહેલો અને છેક નીચો સ્વર તે; એક સૂર.

**ખરજવું**, ન૰ ચામડીનો એક રોગ. આ રોગમાં ખંજવાળ આવે છે ને ચામડીમાંથી પાણી ઝરપે છે.

**ખરડ**, પું૰ જાડા રગડાનો લેપ; ખરડવું તે; જાડું જાડું ચોપડવું તે.

**ખરડવું**, ક્રિ૰ સ૰ જાડું પ્રવાહી લગાડવું; ચોપડવું; ખરડાય તેમ કરવું. (૨) ખરાબ કરવું; બગાડવું. (૩) સામેલ કરવું; સંડોવવું.

**ખરડાવું**, ક્રિ૰ અ૰ લપરડાવું; બગડવું; લાગવું. (૨) સંડોવાવું; ઘસડાવું; ફસાવું.

**ખરડિયું**, ન૰ સુકવણાનું વર્ષ; જેમાં ઓછો વરસાદ થયો હોય એવું વર્ષ; દુકાળ જેવું વર્ષ.

**ખરડો**, પું૰ છોકરાંને અક્ષરોનું વલણ અને મરોડ શિખવાડવાને બનાવેલી પાટી; રાપિસ્તું. (૨) લખાણનો મુસદ્દો; ડોળિયું. (૩) ઉઘરાણીની યાદી; ટીપ.

**ખરપડી**, સ્ત્રી૰ જમીન ઉપરથી ઘરો ઉખેડવાનું એક પહોળા ફળનું ઓજાર; ખરપી.

**ખરપડો**, પું૰ મોટી ખરપડી; ખરપો.

**ખરપવું**, ક્રિ૰ સ૰ જમીનમાંથી ખણીને કાઢી લેવું; ઉખાડવું; ખરપાથી ખણી લેવું.

**ખરપી**, સ્ત્રી૰ ખરપવાનું નાનું ઓજાર; ખરપડી.

**ખરપો**, પું૰ સપાટી ઉપરથી ઉઝરડીને ઉખાડવાનું ઓજાર; ખરપડો; ખડપો. (મોચીનું ચામડાં ઉઝરડવાનું ઓજાર) (૨) ખેડુત; કમઅક્કલ ગામડિયો.

**ખરબચડું**, વિ૰ નહિ લીસું; સપાટ કે સુંવાળું નહિ એવું; સપાટી ઉપર હાથ ફેરવતાં લાગે એવું. (ખડબચડું)

**ખરમચી**, સ્ત્રી૰ આદત; ટેવ.

**ખરલ**, પું૰ લીસા કઠણ પત્થરનો દવા વાટવા ઘુંટવાનો ખાંડણિયો; ખલ. ક્રિ૰ પ્ર૰ ખરલ કરવું=ઘુંટવું; બારીક થાય એમ ઘસીઘસીને વાટવું.

**ખરવ**, જુ૰ ખર્વ.

**ખરવાડ**, સ્ત્રી૰ [ સં. खलः ખળું વાટ=વાડો ] એવી જગા, કે જ્યાં કાપણી પછી અનાજ ખેરવી લેવામાં આવે છે; ખળાં કરવાની જગા; અનાજ ઝાડી લેવાની જમીન; પરવાડ; પાદર; ખળાવાડ. (૨) આમલીના થડ ઉપરનાં સુકાં તરડાઇ ગયેલાં છોડાં; ખરવડ.

**ખરવા**, પું૰ ઢોરને પગે થતો એક જાતનો કીડરોગ.

**ખરવાણ**, વિ૰ [ સં. क्षम-वान ] સહનશીલ; દુઃખ અને શ્રમને સહન કરવાને સમર્થ હોય એવું; ચીવટ; દુઃખ ખમીખમીને રીઢું થયેલું.

**ખરવું**, ક્રિ૰ અ૰ વળગણથી છુટું પડવું; તૂટી ભાગી કે જીર્ણ થઇ જઇ પોતાની જગાએથી નીચે પડવું; ગરવું; જુદું પડી જવું; દૂર થવું; ઉતરી જવું; ઉથલી પડવું.

**ખરસટ**, વિ૰ ખડબચડું; ચામડીને લાગે એવું; બરસટ; બરડ. (૨) તકલેદી; કાવલું.

**ખરસલું**, ન૰ ( ખડ-શલાકા ) ઘાસ; સુકું ઘાસ; ખડ. જાડા સાંઠાનું નહિ પણ પાતળી સળીનું ઘાસ. કહે૰ ખરસલાનો તાપ ને મા વિનાનો બાપ=ખરસલાનો તાપ જેમ થોડીજ વાર રહે છે, તેમ મા ન હોય તો બાપનો છોકરાં ઉપરનો પ્રેમ પણ થોડોજ વખત રહે છે. ખરસલાના તાપમાં જેમ માલ નહિ તેમ મા વિનાના બાપમાં પણ કંઈ માલ નહિ એવા અર્થમાં આ કહેવત વપરાય છે.

**ખરસાંડી**, સ્ત્રી૰ ( ખડસાણી ) પાન વગરની પાતળી લીલી લીલી ડાંખળીઓવાળું એક જંગલી ઝાડવું. ખરસાંડીની વાડો થાય છે.

તેની ડાખળી તોડતાં દૂધ નીકળે છે. ઉનાળામાં એને ઝીણાં ઝીણાં લીલાં પાન આવી પાકીને ખરી પડે છે. ખરસાંડી એની મેળે ઉછરે છે. સુકુમારતા અને ખડતલપણું દેખાડવાને એમ કહેવાય છે કે, કયાં કેળ અને કયાં ખરસાડી ?

**ખરાખર,** અ૦ આખર; હદ ઉપરાંત; અણી ઉપર. :–ખરાખર સંઙવાડ.(૨) વિ૦ ખરેખરું.

**ખરાખરી,** સ્ત્રી૦ ખરેખરું કરાવવું તે; અમુક માણસે કહેલી વાત ખરી છે કે ખોટી ? તે તે બે માણસોને એકઠાં કરીને મોઢામોઢ કરાવવી તે; પુરવારી; સાબીતી. (૨) અણીની વેળા; આપત્કાળ. (૩) સત્યતા; ખરાપણું; સાચવટ; ખરું સાબીત કરવું કે કરાવવું તે.

**ખરાજાત,** સ્ત્રી૦ માલ ઉપર જે લાગત લાગે તે; મજુરી, હાંસલ, બગાડ, વગેરેનું જે ખરચ માલ પાછળ થાય તે. માલ ઉપર ખરાજાત=મુખ્ય વસ્તુ છે તો ખરચ થાય, ન હોય તો શું થાય ? અર્થાત્ અમુક છે તો અમુક કરવું પડે, એમાં શું ?

**ખરાડ,** સ્ત્રી૦ ખોટ; ઘસારો; ઘટ. (૨) ઝાડ ઝાડવાંની તળે તેનાં સુકાં ડાંખળાં અને પાંદડાં વગેરેનો જે જમાવ થાય છે તે; જેર; ભુકો; ગર. ( ખરસાંડીની ખરાડ=ખરસાંડી તળે તેની સુકાઇને ખરી પડેલી જે ડાંખળીઓ વગેરે તે. )

**ખરાદ,** સ્ત્રી૦ લાકડું, હાથીદાંત અને ધાતુ વગેરેના ગોળ ઘાટ ઉતારવાનુ યંત્ર; સંઘેડો; સઘરડો.

**ખરાદી,** પું૦ ખરાદવાળો; જેની પાસે સંઘરડો હોય તે. લાકડાના, હાથીદાંતના અને ધાતુ વગેરેના ગોળ ઘાટ ઉતારનારો માણસ. (૨) એ જાતનો ધંધો કરનારી કોમ.

**ખરાપણું,** ન૦ સત્ય; સચ્ચાઈ; વાજબીપણું.

**ખરાબ,** વિ૦ [ અ. ] સારાથી ઉલટું તે; નઠારું; નરસું; ભુંડુ. (૨) ઉલટું; વિપરીત. (૩) અરુચિકર; નાપસંદ. ક્રિ૦ પ્ર૦ ખરાબ કરવું =બગાડવું; અનીતિમાન કરવું. નુકસાન કરવું. પાયમાલ કરવું. ખરાબ માણસ=નઠારો –સ્વભાવ, નીતિરીતિ વગેરેથી નઠારો. ખરાબ કામ=સારુ નહિ એવું જે કામ તે; અયુક્ત કામ.

**ખરાબખસ્ત,** વિ૦ બહુજ નઠારુ થવું તે; ન સુધરી શકે એવી રીતે બગડી જવું તે. (૨) પાયમાલ; જેનો અંતજ ન આવે એવી જે ખરાબી થવી તે. :– સટ્ટાએ તેને ખરાબ ખસ્ત કરી નાંખ્યો. ખરાબખાસ્તા.

**ખરાબપોર,** પું૦ ખરેખરા બપોર તે; આકાશના બરોબર મધ્ય ભાગમાં સૂર્ય આવે તે સમય; મધ્યાહ્ન; બરોબર માથે સુરજ આવેલો હોય તે કાળ. (૨) ખરેખરી ચડતી; જુવાની, આબાદી અમલ અને દોરતોરનો ખરેખરો કાળ તે. :– ખરેબપોરે બણુંનું ને પોપાંબાઈનું રાજ્ય.

**ખરાબી,** સ્ત્રી૦ ખરાબ થવું તે; ખોટું થવું તે; બગાડ; નુકસાન; જોખમ. (૨) પાયમાલી; અવનતિ; દુઃખ, આપત્તિ; પડતી; નાશ.

**ખરાબેહાલ,** વિ૦ બહુજ ખરાબ હાલતવાળું; અવનતિમાં કે અવદશામાં આવી ગયેલુ હોય એવું.

**ખરાબો,** પુ૦ પાણીથી ઢંકાયેલો ખડક. (૨) ખેડવાને યોગ્ય નહિ એવી જમીન; પથ્થરવાળી જમીન; ખારાટ જમીન.

**ખરાબોલું,** વિ૦ સત્યવાદી; સાચું બોલનારુ; ખરેખરું હોય તે વગર ડરે કહી દે એવું; સત્યપ્રિય. કહે૦ ખરાબોલો માએ માર્યો.

**ખરાવાડ,** સ્ત્રી૦ [ સ. खल=ખળુ+वाट ] ગામનુ પાદર કે જ્યાં આગળ ખળાં કરવામાં આવે છે તે; ખરવાડ; ખળાવાડ-ગામડાના ખેડુતલોકો દૂરનાં ખેતરોની કાપણી

કરી કણસલાંવાળો પાક ગામને પાદરે આવેલા વાડાઓમાં ભરે છે અને ત્યાં પછી ખળાં કરી કણસલાંમાંનું અનાજ ખંખેરી લેવામાં આવે છે. ગામની નજીકના આ જે વાડાઓ તે ખળાવાડ કહેવાય છે.

**ખરાવાદી,** વિ૦ [ + सं. वद ] સાચું હોય તેજ બોલનાર; ખરાબોલું; સત્ય બોલનાર. (૨) પ્રમાણિક; પોતાને જે સત્ય લાગે તેજ પ્રમાણે વર્તનાર; સીધું; સત્યઉપર વિશ્વાસવાળું અને સત્યનેજ પકડી રહેનાર.

**ખરી,** સ્ત્રી૦ [ सं० खुर ] પ્રાણીઓના પગનું સખત નખવાળું જે મોહું અને આગલુ આંગળું તે; ખુર; સુમ. ઉ૦ ફરીને પગ જો ખરીમાં ફાટ, ઘણો રૂપાળો બાજ્યો ઘાટ. વાગોલનારાં પ્રાણીના પગની ફાડ.

**ખરીખો,** પું૦ છોકરાઓની એક રમત. (નવ સારી તરફ રમાય છે.)

**ખરીતો,** પું૦ [ फा. खरीतह् ] રાજદ્વારી સરકારી કામકાજનાં કાગળિયાંનો ખીડો; લખોટો તે; ખલિતો.

**ખરીદ,** સ્ત્રી૦ [ फा. ] ખરીદીનું કામ તે; ખરીદી; માલ લેવો તે. (૨) વિ૦ કિંમત આપીને લીધેલું; વેચાણ લીધેલું; ખરીદેલું. ખરીદ ભાવ=વેચાણ લેતી વખતે જે દર આપ્યો હોય તે દર; મૂળ-અસલ કિંમત. ક્રિ૦ પ્ર૦ ખરીદ કરવું=મૂલ આપીને લેવું; વેચાતું લેવું; ખરીદવું.

**ખરીદદાર,** વિ૦ ખરીદ કરનાર; વેચાણ લેનાર; કિંમત આપીને લેનાર; ખરીદી કરનાર.

**ખરીદવુ,** ક્રિ૦ સ૦ કિંમત આપીને વેચાતુ લેવું; વેચાણ લેવું; ખરીદ કરવું; સોદો કરવો.

**ખરીદી,** સ્ત્રી૦ વેચાતી લેવું તે; કિંમત આપીને વસ્તુઓ ખરીદવાનું જે કામ તે; ખરીદ કરવું તે.

**ખરીપટીવેરો,** પું૦ ગામને કરજમાંથી મુક્ત કરવાને લેવાતો દર.

**ખરીફ,** સ્ત્રી૦ [અ.] ચોમાસામાં વાવેતર થઈ ચોમાસાની આખરે જે પાક તૈયાર થાય છે તે; ચોમાસું પાક; ચોમાસું ઉત્પન્ન. વિ૦ વરસાદના પાણીએ પાકેલું તે; ચોમાસે થતું હોય એવું; ચોમાસું. ચોમાસાનું. (પાક) ગુજરાતમાં લગભગ ત્રણ પાક થાય છે. જે પાક ચોમાસામાં વવાઈ ચોમાસાને અંતે ઉતરે છે તે ચોમસું અથવા ખરીફ પાક; કુવાનાં પાણીથી શિયાળામાં વવાઈ શિયાળાને અંતે તૈયાર થાય તે રવી-(રબી) અથવા શિયાળું પાક; અને કુવાને પાણીએ ઉનાળામાં વવાઈ ઉનાળાને અંતે ઉતરે છે તે ઉનાળું પાક કહેવાય છે.

**ખરું,** વિ૦ [ सं० अ+क्षर् ] ન ખરી ઉડી કે ફીટી જાય એવું; કદી ફેર પડે નહિ એવું; સત્ય; સાચું; સિદ્ધ; શુદ્ધ; અમર. (૨) ખૂબ શેકાએલું. :-ખરો ભાખરો (૩) આકરું; કડક; તીખું. ખરું લોઢુ. પોલાદ. ક્રિ૦ પ્ર૦ ખરું કરવું-પાકું કરવું; મોઢે કરવું; પાકે કરવું. ખરું કરવું-કરાવવું=પુરવાર કરવું- કરાવવું; ખરા ખોટાનો મોઢામોઢ નિર્ણય કરવો કરાવવો. ખરા કરવા=બચી જવું; જીવતા રહેવું. ઉ૦ સડો ક્યાં ક્યાં ઉડી ગયા, દૂર ૫ડ ફ્ડ થઈ ચિંથરાં, છૂટયો ભારી લુંડો વંટોળ, કરે જન ક્યમ ખરા. નર્મ.

**ખરું,** અ૦ હા; ઠીક; વારું; અલબત; ખરોબર છે એમ.

**ખરે,** અ૦ સાચે; નક્કી; ખચીત; ખરેખર; ખરેખાત.

**ખરેખર,** અ૦ સાચેસાચું; ખચીત.

**ખરેખરું,** વિ૦ સાચેસાચું; અકૃત્રિમ; ખરું જ ખોટું નહિ તે. (૨) કસોટી થાય એવું; મુશ્કેલ; અઘરું; સખત; શિરસટ્ટેવું. ઉ૦ ખરેખરો ખેલ આ તો, ખેલવું ખાંડાની ધારે, ખાણી મૂળ ખાય, કાળ ખાતો ખાતાં ખૂટશે.

**ખરેખાત,** અ૦ ખચીત; નક્કી; નિર્વિવાદ;

નિશ્ચય (૨) વિ૦ ખરેખરુ, સાચુ, આબેહુબ —એક દહાડો ખરેખાત વાઘ આવ્યો અને તેણે બૂમો પાડી પણ કોઇએ માન્યુ નહિ

**ખરેટી**, સ્ત્રી૦ સુકાઇને ફાટી ગયેલી તરીવાળી જમીન

**ખરેડી**, સ્ત્રી૦ ગડગડી, ગરેડી, ફપ્પી

**ખરેરી**, સ્ત્રી૦ ગળામા અથવા શ્વાસ નળીમા સોજો આવવાથી શ્વાસ લેતા જે અવાજ થાય છે તે (૨) ગળામા થયેલો કે બાઝેલો જે ચીકણો મળ અથવા કફ તે, ગળામા ખરખર થવુ તે (૩) નાનો ખરેરો

**ખરેરો**, પુ૦ ઘોડાના વાળમા ભરાઇ ગયેલો કચરો ઉઝરડી કાઢવાનો ધાતુનો બુઠ્ઠા દાતાનો કાસકો તે, હાથિયો, કાથાની ગુથણીનુ ઉઝરડિયુ, ખરેડો ખરેરો કરવો=ઘોડાના શરીર ઉપરનો કચરો ઉઝરડી-હોળી કાઢી નાખવો, હાથિયો ફેરવવો, શરીરને ઘસી મસળીને સાફ કરવુ

**ખરેંટો**, પુ૦ ધાતુના પાત્રને દાઝી ગયેલા અન્નના અથવા તેના રસના જે ડાઘા પડેલા હોય તે, રેનાના ડાઘ, ઓઘરાળા (૨) ઘણી ગરમીથી વાસણને ચોટી ગયેલા અન્નના પોપડા દાઝી ગયેલા અને વાસણમાથી ઉખાડેલા અનના પોપડા

**ખરેંટી**, સ્ત્રી૦ નાનો ખરેંટો તે, ખરેટી

**ખરેંડુ**, ન૦ ગાય અથવા ભેંસ વિયાયા પછી જે પહેલ વહેલુ દૂધ કાઢવામા આવે છે તે (૨) આડુ પડવુ તે વાડુ પડવુ તે, વાધો —એમા કઇ ન ઓનાય માતાનુ કામ છ, કદક ખરેંડું પડે

**ખરોખર**, જુ૦ ખરેખર, ખરેખરુ.

**ખર્જુ**, ન૦ [સં खर्जु] ચળ, ખરજ, ખજુર (૨) ખરજવુ

**ખર્જૂર**, ન૦ [સ] ખજુરીના પાકા ફળ, પાકી ખારેકોનો જે સુકો મેવો તે (૨) ખજુરીનુ ઝાડ ખર્જૂરી

**ખર્વ**, ન૦ [સ.] હજાર કરોડ જેટલી સખ્યા તે, ૧૦૦૦,૦૦,૦૦,૦૦,૦ (૨) વિ૦ નીચુ, ઠિંગણુ, ગઠાઇ ગયેલા શરીરનુ

**ખર્વટ**, ન૦ [સ] પર્વતની તળેટીનુ ગામ ઉ૦ ખેટ ખર્વટ વાટિકા, વન અને વળી ઉપવન જાણ રત્નેશ્વર. (૨) પ્રાત શહેર.

**ખલ**, પુ૦ [સ૦ खल्ल] ગોળ અથવા હોડીના ઘાટની પામ પત્થરની ખાંડણી તે ખરલ ક્રિ૦ પ્ર૦ ખલ કરવુ=ખૂબ ઝીણું થાય તેમ ઘુટવુ

**ખલ**, વિ૦ [સ.] શઠ, પાકુ, પહોચેલુ, ધૂર્ત, કૃપણ ખળ

**ખલક**, સ્ત્રી૦ [અ.] દુનિયા, જગત, વિશ્વ આલમ (૨) માણસ જાત સસાર

**ખલતો**, પુ૦ ખાના ખાનાવાળી અતરપડવાળી કપડાની ગેથળી, મોટો વાટવો

**ખલબત**, સ્ત્રી૦ છુપી મસલત, મત.

**ખલબત્તો**, પુ૦ [સં૦ खल्ल+वर्ती] ખલની જે વાટ તે ઉપરવટણો, દસ્તો, પરાર, સુસળી.

**ખલલ**, સ્ત્રી૦ [અ] હરકત, અડચણ ખલેલ

**ખલવાડ**, સ્ત્રી૦ [સ खल+वाट] ખળા કરવાની જગા, ખરાવાડ

**ખલવાં**, ન૦ બખિયા

**ખલવુ**, ક્રિ૦ સ૦ ઘૂટવુ, બારીક વાટવુ, બહુજ ઝીણુ કરવુ (૨) શોભવુ, સારુ દેખાવુ

**ખલાસ**, વિ૦ પુરુ, સમાપ્ત, થઇ રહેલુ તે

**ખલાસણ**, સ્ત્રી૦ ખલાસીની અથવા ખલાસી જાતની સ્ત્રી

**ખલાસી**, પુ૦ [फा खलासी] વહાણ ઉપર કામ કરનાર, વહાણવટી, દરિયામા રહેનાર ખારવો, માછી (૨) ડાપરા મચાવવાનો ધંધો કરનાર તેમ જ તે ધંધો કરનારી એક કોમ.

**ખલિત**, વિ૦ [સ૦ स्खल] ખરેલ. ગરેલું. પડેલુ પડી-ખરી ગયેલુ.

**ખલિતો**, પુ૦ [ર पत्रि-ख़रीता-स्लीटि]

મોટા અમલદારો અને રાજા રાણાઓ વચ્ચે ચાલતા કાગળપત્તરો ઉંચા રેશમ કે કીનખાબની જે કોથળીમાં ઘાલવામાં આવે છે તે કોથળી; પરબીડિયું; દસ્તાવેજનો બીડો.

**ખલી,** [ સં. ] કણસલાંમાંથી અનાજ ખંખેરી લેવાને બનાવેલી જગા; ખળું.

**ખલીફ,** પું૰ [ અ. ] મહમદીય ધર્મનો વડો ગુરુ; મહમદ પેગંબરના કુટુંબનો અથવા ઇસ્લામ ધર્મનું રક્ષણ કરનાર.

**ખલીફાત,** સ્ત્રી૰ [ અ. ] ખલીફના ઓદ્ધાનું કામ તે; ખલીફ તરીકેની જે સત્તા તે.

**ખલુ,** અ૰ [સ.] નક્કી; જરૂર; નિશ્ચે.

**ખલુલો,** પું૰ છોકરાઓની એક રમત. પેટલાદ તરફ રમાય છે.

**ખલેચી,** સ્ત્રી૰ ઉપયોગની વસ્તુઓ રાખવાની ખાનાં અને પડવાળી કોથળી; ઝોળી. :– વૈદની ખલેચી; હજામની ખલેચી.

**ખલેડી–રી,** જુ૰ ખીસકોલી.

**ખલેલ,** સ્ત્રી૰ [અ.] અડચણ; હરકત; અટકાવ.

**ખલો,** પું૰ જોડા કે જોડાનું ચામડું.

**ખવડાવવું,** ક્રિ૰ સ૰ એક માણસે બીજા માણસના મુખમાં ખોરાક ઘાલવો; તે ખાય તેમ કરવું; જમાડવું; ભક્ષણ કરાવવું. (૨) એક માણસે બીજાને ખોરાક આપવો; આગ્રહથી જમાડવો; ભોજન આપવું. (૩) ગુજરાન કરવું; પોષણ કરવું; પાળવું. (૪) ભૂલથી અજાણતાં બીજે માણસ ખાઇ જાય તેમ કોઇ વસ્તુ (ઝેર વગેરે) આપવું. (૫) પોતાને મળતું હોય તેમાંથી બીજાને આપવું; લાંચ આપવી; ચટાડવું.

**ખવળવું,** ક્રિ૰ અ૰ [ સં૰ ક્ષુભ્ ] ભોંય અથવા બિછાના ઉપર આમતેમ ગડબડવું; આળોટવું. (૨) ખણવું; વલુરવું. ધવડવું; ઘસવું. (૩) હાલવું; ડહોળાવું; ખળભળી ઉઠવું.

**ખવાઇજવું,** ક્રિ૰ અ૰ ભૂલથી કે અજાણતાં ખવાવું. (૨) કાટથી, સડાથી અથવા ઉધઇથી નાશ પામવું; ઘસી જવું; ઓછું થઇ જવું; ક્ષીણ થવું; ખવાવું. (૩) ખરીને ગરી જવું; જરજર થઇ જવું; સડીને બગડી જવું.

**ખવાડવું,** ક્રિ૰ સ૰ ખવડાવવું જુઓ.

**ખવાબ.** પું૰ [ અ. ખ્વાબ ] સ્વપ્ન; સ્વપનું; સાણું; ખ્વાબ.

**ખવાવું,** ક્રિ૰ અ૰ ખાઇ શકાવું; જમાવું. :– હવે એનાથી ખવાતું નથી. (૨) કોઇ જાતના વિકારથી વસ્તુઓનું ક્ષીણ કે જરજર થઇ જવું. :– ક્ષયરોગીનાં ફેફસાં ખવાઇ જાઇ તે મરણ પામે છે. (૩) દુરુપયોગ થવો; ખરચાઈ કે લુંટાઇને ખતમ થઇ જવું. :– લાખોનો ખજાનો ખવાયો ત્યાં સુધી ખબર પડી નહિ.

**ખવાસ,** પું૰ [ અ. ] પદાર્થનો જે ધર્મ કિંવા ગુણ તે; સ્વભાવ; પ્રકૃતિ; ખાસિયત, (૨) મોટા માણસનો અનુચર; હજુરિયો; દાસ; સેવક. (૩) રજવાડી સેવકોની એક જાત.

**ખવાસણ,** સ્ત્રી૰ મોટા ઘરની સ્ત્રીઓ અને રાણીઓની અનુચારિકા; દાસી; પરિચારિકા. (૨) ખવાસની સ્ત્રી તે. (૩) ખવાસ જાત અથવા કોમની હરકોઇ એક સ્ત્રી તે.

**ખવાસી,** સ્ત્રી૰ પરિચારિકા; દાસી. ઉ૰ લલિતા વિશાખા બે ખવાસીરે. પ્રેમાનંદ.

**ખવીસ,** (ખવ્વીસ) પું૰ [ અ. ] અવગતિયો થયેલો અનાર્ય ભૂત; મરણ પછી પિશાચ થયો હોય તે; જબરો ને માથા વગરનો પિશાચ. (૨) ભય ઉત્પન્ન થાય એવી આકૃતિનો બિયામણો અને જબરજસ્ત માણસ; રાક્ષસ.

**ખશિયાણું,** વિ૰ કોઈ એક કાર્ય કરવા જતાં ભુઠું પડી ગયેલું; છોભું પડી ગયેલું; માનભંગ થયેલું; ફીકું; ખષ્ટ.

**ખષ્ટ,** વિ૰ [ સં૰ કષ્ટ ] દુઃખી થયેલું; કષ્ટ પામેલું. (૨) છોભું; શરમિંદું; ઝીલું; ભુઠું પડયું હોય એવું; ઝંખવાણું.

**ખટ્ટપડવું**, ક્રિ૦ અ૦ માનભંગ થવું; ઝંખવાણા પડી જવું.

**ખસ**, સ્ત્રી૦ [सं. खस] હાથનાં આંગળાં અને બેવનોમાં થતો ધોળા પરુના ફોલ્લાવાળો એક ચેપી ત્વચારોગ; ખણુજનો રોગ; ખુજલી.

**ખસ**, સ્ત્રી૦ વીરણ નામના વનસ્પતિનાં સુગંધીદાર મૂળિયાં; વીરણના વાળા; વાળો. વીરણ ખસની ટટ્ટીઓ અને પંખા વગેરે બને છે અને તે પાણી છાંટવાથી સુગંધી સાથે ટાઢક આપે છે.

**ખસકો**, પું૦ ખાંચો; ખચકો; ખસરકો.

**ખસખસ**, સ્ત્રી૦ [स० खस्खस] જેની ખેતી થાય છે એવો એક વનસ્પતિ રોપો. ઇરાન અને હિંદમા ખસખસનુ વાવેતર થાય છે. (૨) ખસખસના રોપાનાં રાજગરા જેવાં જે ઝીણાં અને ધોળાં બી તે. ખસખસના રોપાનાં કપાસના જેવાં જિંડવાં રોપા ઉપર હોય ત્યારે સાંજના તેની ઉપર કાપા મૂકવામાં આવે છે. એ કાપામાંથી રસ નીકળીને ઠરી જાય છે. એને જિંડવા ઉપરથી ઉઝરડી લઈ સુકવતાં તે કાળો રતુમડો થાય છે. આને અફીણ કહે છે. અફીણ કેફી અને ઝેરી છે. સિદ્ધપુર તરફ હજી એની ખેતી થાય છે. જિંડવાંમાંથી જે ધોળાં બી નીકળે છે તે ખસખસ કહેવાય છે. એને પીલતાં તેમાંથી તેલ પણ નીકળે છે. સુકાં જિંડવાં પોસના ડોડા કહેવાય છે.

**ખસખસિયું**, વિ૦ ખસખસના જેવા રંગનું. (૨) ખસખસના દાણા જેવું ઝીણું; ખસખસ જેવું; નાજુક અથવા બારીક ભાત તેમજ વસ્તુ ઘાટ વગેરે.

**ખસડફસડ**, વિ૦ ઢીલું ને ખેંચાતું; ઘસડાતું હોય એવું; લડથડતું; તણાતું; ભોંય ઉપર ઘસડાતું હોય તેવું. (૨) અ૦ જેમતેમ; ઢીલા જોડાને લીધે પગ ખેંચાને ચલાતું હોય તેમ; રગડદગડ; જેમતેમ.

**ખસતું**, વિ૦ આઘું; દૂર; વેગળું. ક્રિ પ્ર૦ ખસતું કરવું=દૂર કરવું; ડાબું કરવું; મનથી ઉતારી નાખવું; અળખામણું કરવું; વેગળું કરવું; ખસેડવું. ખસતું મૂકવું=આઘું પાછું કરવું; રસ્તામાં અથડાય તેમ નહિ રાખવું; ઠેકાણે મૂકવું.

**ખસબો**, પુ૦ ખુશબો; સુગંધી; વાસ; પરિમળ.

**ખસબોઈ**, સ્ત્રી૦ [फा.] સુગંધી; ગંધ; વાસના.

**ખસમ**, પુ૦ [अ.] ખાવિંદ; ધણી; વર; પતિ. (૨) રીતભાત; રૂઢિ; રહેણીકરણી. ઉ૦ ખસમ ભૂલી ગયા સર્વે ખલકની, કર્મ ને ધર્મ કર્યા પોસે પાને. ભોજોભગત.

**ખસર**, પુ૦ નિશાનીનો લીટો; આંકો; કાપો; ચિહ્ન.

**ખસરકો**, પુ૦ નિશાનીનો લીટો; આંકો; ખસરો. (૨) ઉઝરડો; ઘસરડો; ખસરડો.

**ખસરવું**, ક્રિ૦ સ૦ એકજ ખેતરમાં જુદી જુદી જાતનું વાવેતર કરવાને તેનાં ખાલાં એટલે ક્યારા પાડવા; ભાગવું; વહેંચવું. (૨) નિશાનીની રેખા કાઢવી, દોરવી તે; હદ કરવી.

**ખસરિયો**, પુ૦ સુતારનુ લાકડા ઉપર આંકો, લીટી પાડવાનું ઝીણી આરવાળુ એક હથિયાર.

**ખસરો**, પુ૦ આંકો; લીટો; કાપો; નીક જેવી લીટી; લાકડા ઉપર પાડેલો સ્વસ્તિક. (૨) નિશાની; લીટા જેવું ચિહ્ન.

**ખસલત**, સ્ત્રી૦ [अ.] ખાસિયત, સ્વભાવ. (૨) આદત; ટેવ.

**ખસલી**, સ્ત્રી૦ જુ૦ ખરસલી. (૨) વિ૦ જુ૦ ખસિયું.

**ખસલું**, ન૦ ઘાસની પાનકાંતો ઝુડો તે; સાધારણ (કામનું નકામનુ સારું નઠારું) ઘાસ તે; ખરસલુ. (૨) કસ્તર; ઘાસનું કસ્તર કે કચરો તે.

**ખસવું,** ક્રિ૦ અ૦ [ સં. कष् ] શરીર ઘસડીને આઘા જવું; દૂર જવું; સરકવું; સ્થાન ભ્રષ્ટ થવું; એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું. (૨) ધાંસા ગેચમાંથી નીકળી જવું. ખસીજવું=દૂર થઇ જવું અળગા થઈ જવું. છૂટી-સરકી-જવું. (૩) ઠેકાણે નહિ રહેવું :- મિજાજ ખસી ગયો. (૪) ઉડી જવું. :- મન ખસી ગયું. (૫) લપસી જવું.

**ખસિયું,** વિ૦ ખસવાળું. (૨) ખસખસના રંગનું.

**ખસી,** ( ખાસી ) વિ૦ જેના વૃષણ કાપી નાંખેલા હોય એવું; જેના વીર્યોત્પાદક અવયવો કાપી નાંખેલા હોય એવું. (ઘોડા-બળદ વગેરે )

**ખસુસ,** અ૦ [ અ. खसूस् ] જરૂર; અવસ્ય; નક્કી: નિશ્ચે; ખામોખામ; ખચીત.

**ખસુસન,** અ૦ જરૂર: નક્કી; ખાસુખા; ખસુસ.

**ખસેડવું,** ક્રિ૦ સ૦ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ મકવું: દૂર કરવું; ફેરવવું.

**ખસોટી,** સ્રી૦ .કમ્મરે પહેરેલા કપડાની ગેડમાં કંઇ રાખવાની ખોલ તે; આટી.

**ખસોટે,** અ૦ કમ્મરે; ( કમ્મરની આટીએ ) કેડે; આટીએ. :- દાબડી ખસોટે ખોસ. નર્મ.

**ખસોરવું,** જુ૦ ખસેડવું.

**ખસ્ત,** (સ્તા) વિ૦ [ અ. खस्ता ] ભાગેલું; વેરણખેતણ થઇ ગયેલું હોય એવું. (૨) અ૦ છેક જ; તદ્દન. (ખરાબ ખસ્ત-સ્તા)

**ખળ,** વિ૦ [ સં૦ खल ] ધૂર્ત: શઠ: ઢોંગું; લુચ્ચું; કપટી.

**ખળકવું,** ક્રિ૦ અ૦ ખણખણવું; ખડખડવું; ખરકલાબંધ વસ્તુઓનો એક બીજાને અથડાવાથી અવાજ થવો. ઉ૦ ખળકે કંકણને કરચુડી. ગોવિંદ. (૨) સારું દેખાવું; શોભવું; સુશોભિત લાગવું. ઉ૦ ભાદરવે ભવન પાંચમે ખળકે હિંડોળાખાટ. રત્નો.

**ખળકો,** પું૦ જોરભેર વહી જતો પાણીનો જથો. ખળળ એવો અવાજ કરી મોટા જથામાંથી જુદો પડી વહેતો પાણીના અમુક જથાનો પ્રવાહ. રેલને પહેલે ખળકેજ શહેરમાં પાણી પેસી ગયું. (૨) પાણીનો મોટો મોજો; તરંગ; પ્રવાહ. (૩) જથો; સમૂહ; ઝપાટો. :- લક્ષ્મીનો એક એવો ખળકો આવ્યો કે તે તો એકદમ રંકનો રાય બની ગયો.

**ખળખળ,** સ્રી૦ પાણીના વહનથી થતો અવાજ તે; પાણીના વહેવાથી અથવા ઉકળવાથી થતો અવાજ તે; ખળભળાટ. (૨) અ૦ અટકયા વગર વહેતું હોય તેમ. ( પાણી )

**ખળખળતું,** વિ૦ ઘણું ગરમ થવાથી ખળખળ એવો અવાજ કરતું; ઉકળતું; ઉછળતું. ( પાણી-પ્રવાહી )

**ખળખળવું,** ક્રિ૦ અ૦ ઘણું ગરમ થવાથી અને ઉતાવળે વહેવાથી પાણીનું બોલવું; ઘણું ઉકળવું; ખખળવું. (૨) બાંધાનું હાલી ઉઠવું; સંધિબંધનું ઢીલા થઇ જવું; જીર્ણ થઈ જવું.

**ખળખળાટ,** પું૦ ખળખળ એવો જે અવાજ તે; ખળખળ. પહાડી ઢાળવાળા પ્રદેશમાંથી કાંકરાઓમાં થઇને વહેતાં નદી નાળાંના પ્રવાહનો જે અવાજ તે. સડસડાટ.

**ખળતા,** સ્રી૦ [ સં. ] ખળપણું; ધૂર્તતા; ઢોંગાઇ; લુચ્ચાઇ; શઠતા.

**ખળપણું,** ન૦ ધૂર્તપણું; ઢોંગાઇ; લુચ્ચાઇ; ખળતા.

**ખળભળ,** સ્રી૦ ખળભળવું તે; હાલવું; ગરબડ થવી તે, ઉથલપાથલ; દોડધામ, ધમ્માચકડી; ધમાલ; ઘોંઘાટ; તોફાન.

**ખળભળવું,** ક્રિ૦ અ૦ નીચું ઉંચું, ડગમગું થઇ જવું; હાલી ઉઠવું; ઉથલપાથલ થઇ રહેવું; તોફાન થવું. ખળભળી જવું=ફાલી

ઉઠવું (એવો કાટકો થયો કે મોટી હવેલીઓ ખળભળી ગઇ. (૨) જીવ ઉંચો થવો; ડરી કંપી જવું. ચાણક્યની નીતિએ આખું મગધ ખળભળી ઉઠયું. (૩) ગભરાઇ જવું.

**ખળભળાટ,** પું૦ ભય કે ઉશ્કેરણીથી થયેલી અસર તે; વ્યાકુલતા; ઉદ્વેગ; મનનો ગભરાટ; ઉથલપાથલ; સંક્ષોભ; ઉશ્કેરણી; ઘોંઘાટ.

**ખળવું,** ક્રિ૦ અ૦ અચકાવું; થોભવું; બંધ પડવું; અટકવું. (૨) ખેળ ચઢાવવી; લખોટવું; ઘુંટવું.

**ખળાવવું,** ક્રિ૦ પ્રે૦ ખળે એમ કરાવવું; અચકાવરાવવું; થોભાવવું; અટકાવવું. (૨) ખેળ ચઢાવરાવવી; ઘુંટાવવું.

**ખળાવાડ,** સ્ત્રી૦ ખળાં કરવાની જગા તે; ખરાવાડ.

**ખળી,** સ્ત્રી૦ [ સં. खलिनी ] જ્યાં અનાજને ખંખેરી સાફ કરી લેવામાં આવતું હોય તે જગા. (૨) કઠોળની દાળ કરવાની જગા. :—દાળની ખળી.

**ખળું,** ન૦ [ સં૦ खल्ल ] ખેતરમાં (સીમમાં) અથવા ગામના પાદરના વાડામાં કણસલાંમાંથી અનાજ ખંખેરી લેવાને સાફ કરેલી જગા તે; ખળી. (૨) ખળામાંથી દાનમાં જે અનાજ અપાય છે તે. ક્રિ૦ પ્ર૦ ખળાં માગવાં=જ્યાં જ્યાં ખળાં હોય ત્યાં ત્યાં જઇ અનાજની ભીખ માગવી.

**ખંખ,** (ખઙ્ખ) વિ૦ ખાલી; પોકળ; જેની અંદર કંઈ સત્ત્વ હોય નહિ એવું; ખોખા જેવું. ત્યાં એક ઘરડો ખંખ સિંહ રહેતો હતો. (૨) પું૦ બદલો વાળવો તે; વેરની લાગણી તૃપ્ત કરવી તે; દાઝ કાઢવી તે. નાદીરશાહે રણમાં મુએલા મુસલમાનોની સંખ્યાનો શહેરમાં પેસી ગરીબ રૈયતથી ખંખ વાળ્યો. ખંગ.

**ખંખરોટવું,** (ખાંખરોટવું) ક્રિ૦ સ૦ જરા જરા ચોપડવું; જરા જરા લગાડવું. રોટલી રોટલા ઉપર થોડું ઘી તેલ ચોપડવું.

**ખંખળાવવું,** ક્રિ૦ સ૦ પાણીમાં ઝાટકીને ધોઈ નાખવું; ઘણા પાણીથી ધોવું; ખંખાળવું.

**ખંખાર,** પું૦ ખંખારો; ખુંખારો. (૨) હણુહણાટ: હેષારવ.

**ખંખારવું,** ક્રિ૦ અ૦ [ સં. क्ष्वल् ] ગળું સાફ કરવા અથવા કોઇને કોઈ બાબતની ચેતવણી આપવા ગળામાંથી ઘસાતો અવાજ કરવો. (૨) ઘોડાનું બોલવું; હણહણવું.

**ખંખારો,** પું૦ ખંખાર; ખુંખારો; ખુંખારવું તે.

**ખંખાળવું,** ક્રિ૦ સ૦ [ સં૦ क्षाल्=ધોવું] પાણીમાં ઝાટકી ઝીકીને ધોવું; પાણી રેડતા જવું અને ઝાટકવું એમ કરીને ધોવું; ઝબકોળીને ધોવું.

**ખંખેરવું,** ક્રિ૦ સ૦ [ સ૦ क्षर् ] ઝાટકવું; ખેરવી પાડવું; ઉડાડી મૂકવું; ઝાપટવું. (૨) ઠપકો દેવો; ધમકાવવું; ઉધડું લેવું.

**ખંખોદ,** સ્ત્રી૦ કોઈની પાછળ પડી ખંતથી તેના દોષ શોધવા તે; ખણખોદ.

**ખંખોરવું,** ક્રિ૦ સ૦ [ સં૦ कृ+वि=વેરવું ] જોરથી ખોરવું; બળતા લાકડાને ખંખેરવું; સંકોરવું; દેવતાને જાગ્રત કરવો. (૨) વેરી નાંખવું; ગમે ત્યાંનું ગમે ત્યાં કરી મેલવું. (૩) નખથી ખોતરવું—ઘસવું.

**ખંખોળવું,** ક્રિ૦ સ૦ એક વસ્તુ શોધતાં બીજી વસ્તુઓને આમ તેમ કરી નાંખવી; ખુણે ખોચરે શોધવું; જોવું; ઢુંઢવું; ખાંખાખોળા કરવા. (૨) ઘણા પાણીમાં ઝાપટીને ધોવું.

**ખંખોળા—ળાં,** ખાંખાખોળા કરવા તે; શોધવું તે; ફાંફાં મારવાં તે.

**ખંખોળિયાં,** ન૦ અભિષેકની માફક માથા ઉપર ખૂબ પાણી રેડવું તે; ખૂબ પાણીથી નહાવું તે. ત્રણચાર વર્ષના છોકરાને નવ-

રાવતાં તેની મા આ શબ્દ બોલે છે. :-ખંખોળિયાં મામાનાં મોળિયાં. નર્મ.

**ખંગ,** (ખડ્ગ) પું૦ ઢગલો; રાશિ. (૨) બદલો. વેર લેવું તે; ખંત. (૩) વિ૦ લુલું; લંગડું.

**ખંગાળવું,** ક્રિ૦ સ૦ પાણીમાં હલાવી ધોવું; કોગળા કરવા; મોઢામાં પાણી લઈ હલાવીને કાઢી નાંખવું.

**ખંચાવું,** ( ખઞ્ચાવું ) ક્રિ૦ અ૦ અચકાવું; આચકો ખાવો; ખમચાવું. (૨) શરમને લીધે પાછા ફરવું; લજવાવું; આશંકાવું.

**ખંજ,** વિ૦ [ સં. ] લંગડું; લુલું; ખોડું; પગે ખોડંગાતું હોય એવું.

**ખંજન,** ન૦ [સં.] એક જાતનું પંખી. આ પંખીની પુંછડી લાંબી અને ઉભી હોય છે અને તે આમ તેમ હાલ્યા કરે છે; દીવાળીનો ઘોલ્લો. ખંજનની ચંચળતા ઉપરથી સ્ત્રીઓની આંખને એની ઉપમા આપવામાં આવે છે. :- ખંજનલોચના. (૨) હસતાં હસતાં ગાલમાં જે ખાડો પડે છે તે. :- એને ગાલે ખંજન પડતાં.

**ખંજર,** ન૦ [અ.] બે તરફ ધારવાળું વાંકું અને ભારે એક હથિયાર; જમૈયો. જમૈયા અથવા કટારના કરતાં ખંજર મોટું હોય છે.

**ખંજરી,** સ્ત્રી૦ ઘુઘરીઓવાળી નગારી; ઢોલકડી; નાની ડફ.

**ખંજવાળ,** સ્ત્રી૦ ખણુજ આવવી તે; ખણુજ; ચેળ; વલુર. (૨) જેમાં ખણુજ આવ્યા કરે એવો એક જાતનો રોગ; લુખસ; ચુંટ.

**ખંજવાળવું,** ક્રિ૦ અ૦ [સં૦ ખન્ ] ચામડી ઉપર નખથી ખણવું; વલુરવું; હાથ ફેરવવો.

**ખંજાછંદ,** પુ૦ એક જાતના માત્રામેળ છંદ; રાગો.

**ખંજરી,** સ્ત્રી૦ જુ૦ ખંજરી.

**ખંજોળવું,** ક્રિ૦ અ૦ ખણવું; વલુરવું; પંપાળવું; હાથ ફેરવવો.

**ખંડ,** (ખણ્ડ) પું૦ [ સં૦ खण्ड. ] ભાગ; કકડો; અંશ. ઉ૦ નંદકુંવર પણ નામ જપે તો જિહ્વા કરું શતખંડ. દયારામ. (૨) પ્રકરણ; બાબ. (૩) ચોળી થાય એટલો કપડાનો કકડો તે; રેજો. (૪) ખાનું; ભાગ. (૫) ઘરનો જે એક એક ભાગ તે; ઓરડો, (૬) પૃથ્વીના મોટા મોટા ભૂમિ ભાગમાંનો દરેક. યુરોપ, એશિયા; આફ્રિકા, અમેરિકા, વગેરે. (૭) વિ૦ વિભાગી; એક ભાગ હોય તેવું; આડ. ખંડકાવ્ય; ખંડકથા. ક્રિ૦ પ્ર૦ ખંડ પાડવા= ખાનાં કરવાં; આંતરા ભરીને વિભાગ કરવા.

**ખંડણી,** સ્ત્રી૦ મોટું રાજ્ય પોતાના તાબાના નાના રાજ્ય પાસેથી ઉપરીપણાનો જે હિસ્સો લે છે તે; ચોથાઈ; ચોથ; ગાસદાણો; ખિરાજ; કર.

**ખંડન,** ( ખણ્ડન ) ન૦ [ સં. ] ભાગવું, ઉથલાવી કે ઉલટાવી નાંખવું તે; તોડી પાડવું, ઝાટકવું કિંવા હરાવવું તે. ઉત્થાપન; રદિયો. ક્રિ૦ પ્ર૦ ખંડન કરવું=તોડી-ઉથલાવી નાંખવું: રદિયો આપવો. માન ખંડન=માન ભંગ.

**ખંડનીય,** વિ૦ [ સ. ] ખંડન કરવા જેવું; તોડી ઉલટાવી નાંખવા જેવું.

**ખંડપરશુ,** પુ૦ [ સં. ] શિવ: શંકર; મહાદેવ; શલી. જેમના હથિયારમાં ખંડ ભાગ છે એવા; ત્રણ ખંડ કે ફળાંવાળા પરશુ હથિયારવાળા તે.

**ખંડવું,** ક્રિ૦ સ૦ કિંમત ઠરાવવી; આંકવું; આંક પાડવો. (૨) ઉચક ઉધડું સામટું ઠરાવવું. (૩) માગતા લહેણામાં અમુક કિંમતે આપવું અથવા લઈ લેવું.

**ખંડાખંડી,** સ્ત્રી૦ એક બીજાથી ખંડાવું તે; બીડાબીડ; ગીરદી; ધમ્મધમ્મા; કચરાકચરી.

**ખંડાવવું,** ક્રિ૦ સ૦ કોઇ ખાંડે તેમ કરવું; કચડાવવું; ભગાવવું; છોડાં ઉખડાવવાં.

**ખડાવુ,** ક્રિ૦ અ૦ કચરાવુ, ભુકો થવો ભાગી જવુ (૨) પીડાવુ, ભીડાભીડ - ગીર્દીથી હેરાન થવુ (૩) નુકસાન આવવુ

**ખડિત,** વિ૦ [ स ] ભાગેલુ, ટૂટેલુ ખા_

**ખડિતા,** સ્ત્રી૦ [ स ] જેની લાગણી દુખા યલી હોય એવી, પોતાના સુખમા બીજાએ ભાગ પડાવ્યાથી રિસાયેલી નાયિકા (કાવ્ય શાસ્ત્ર પ્રમાણે ) સપત્નીને ત્યા રહી આવેલા પતિને જોઇ ખિન્ન થયેલી-માનીણી માનતી નાયિકા ઉ૦ રાતનડી સેની સગેગે જાગ્યા, આનાકાનીએ ભા આગમ૦ જેના બોલ બોલનાર નાયિકા

**ખડિયુ,** વિ૦ ખડપી આપતુ હોય એવુ, નામે દાગ, મોટા રાજ્યના રક્ષણ નીચેનુ -ખડિયુ રાજ્ય (૨) ભાગેલુ, ટૂટેલુ હોય એવુ ખડિત

**ખડિયેર,** ન૦ [ स खण्डित ] ખડિત થઇ ગયેલી ઇમારતોના જે અવશેષ ટટડા વગેરે તે, જુના પડી ગયેલા મકાન ઘર વગેરે તે, ખડેર ઘરનુ ગોખુ

**ખડી,** વિ૦ રહેવાસી, રહેનાર -વનખડી=વનમા રહેનાર

**ખડીઆપવુ,** ક્રિ૦ સ૦ જથાબધ માલ ઓછી કિમ્મતે આપવો (૨) દેવા પેટે અમુક કિમ્મત ઠરાવીને વસ્તુ આપવી પતાવવુ

**ખડીરાખવુ,** ક્રિ૦ સ૦ જથાબધ માલ સામગ્રી ઉચક કિંમત ઠરાવીને લઇ લેવો તે (૨) લાગતા પેટે ઉચક કિંમતે અમુક વસ્તુ ખરીદી લેવી

**ખડીવાળવુ,** ક્રિ૦ સ૦ ખડી આપવુ માંડી વાળવુ (૨) અમુક નુ લહેણ અમુક માલ કે વસ્તુની ઉચક કિંમતે પતાવી દેવુ તે

**ખડીલેવુ,** જુ૦ ખડી રાખવુ

**ખડુ,** વિ૦ ભાગેલુ ટૂટેલુ ખાડ

**ખડેર,** ન૦ ઇમારત આમના પડી ગયા પછી (બળી ગયા પછી ) ખાડી-ભાગી કે ટૂટી ઇમારતની જે નિશાનીઓ રહેલી હોય તે જગા, મકાનના પાયા ટટડા કે અવશેષ હોય ઉ૦ જે વેરે નોબત વાગતી ×× ખડેર થઇ તે ખાલી પડયા કાળા ભડે છે કાગડા પ્રા કા

**ખત,** સ્ત્રી૦ પાછળ લાગ્યા રહેવુ તે ધ્યાન અને ઉત્સાહથી મચ્યા રહેવુ તે (૨) કાળજી, ચાનક (૩) કટાળો, ચીટ, ચીઢ

**ખતી,** વિ૦ (ખત+ઇ=વાળુ) ખતીલુ, ચાનક દાર કાળજી રાખનાર

**ખતીલુ,** વિ૦ પછવાડે લાગુ રહેનાર ચાનકદાર, ખતવાળુ

**ખતેપડવુ,** ક્રિ૦ અ૦ પછવાડે લાગવુ, પુઠે પડવુ, કેડો લેવો. (૨) ચાનક રાખવી (૩) ભૂત ખોળ્યા કરવા ખણખોજ કરવી.

**ખદાઇ, ખદુ,** જુ૦ ખધાઈ-ખધુ

**ખધાઇ,** સ્ત્રી૦ લુચ્ચાઇ દગાઇ ઠગબાજી (૨) લાડ પ્યાર (મશ્કરીમા પણ આ શબ્દ વપરાય છે નમ )

**ખધુ,** વિ૦ [ ह खधा ] ખધાઇ કરનાર, ઠગારુ, પહોંચેલુ પ કુ.

**ખધોલો,** પુ૦ [ स स्कन्ध=ખભો ] ખભો ખાધ, ગરદન અને ખભા વચ્ચેનો ભાગ.

**ખપાલી-ળી,** સ્ત્રી૦ ખેતીનુ એક ઓજાર પજેઠી

**ખભ,** (ખમ્ભ) પુ૦ [ स. स्तम्भ ] થાભલો, ખા I

**ખભાતી,** વિ૦ ખભાતનુ ખભાતના બનેલુ, ખભાતને લગતુ (૨) ખભાતનુ રહેવાસી

**ખભો,** પુ૦ ખભા, સ્કધ ખાધ

**ખા,** અ૦ લેતો જા કાદમા (વારલુ કામ કરતા જતા જ્યારે માણસ પાછો પડે છે ત્યારે વારનાર તેને ટાણો મારતા આ શબ્દ વાપરે છે )

**ખાઈ,** સ્ત્રી૦ [ स खनि ] ખોદીને બનાવેલી ઉડી નીક અથવા ખાગ ખાપુ (૨)

રાવતાં તેની આ આ શબ્દ બોલે છે. :–ખંખોળિયાં મામાનાં મોળિયાં. નર્મ.

**ખંગ,** (ખઙ્ગ) પું૦ ઠગલો; રાશિ. (૨) બદલો. વેર લેવું તે; ખંત. (૩) વિ૦ લુલું; લંગડું.

**ખંગાળવું,** ક્રિ૦ સ૦ પાણીમાં હલાવી ધોવું; કોગળા કરવા; મોઢામાં પાણી લઈ હલાવીને કાઢી નાંખવું.

**ખંચાવું,** ( ખઞ્ચાવું ) ક્રિ૦ અ૦ અચકાવું; આચકો ખાવો; ખમચાવું. (૨) શરમને લીધે પાછા ફરવું; લજ્વાવું; આશંકાવું.

**ખંજ,** વિ૦ [ સં. ] લંગડ; લુલું; ખોડું; પગે ખોડંગાતું હોય એવું.

**ખંજન,** ન૦ [સં.] એક જાતનું પંખી. આ પંખીની પુંછડી લાંબી અને ઉભી હોય છે અને તે આમ તેમ હાલ્યા કરે છે; દીવાળીનો ઘોલ્લો. ખંજનની ચંચળતા ઉપરથી સ્ત્રીઓની આંખને એની ઉપમા આપવામાં આવે છે. :– ખંજનલોચના. (૨) હસતાં હસતાં ગાલમાં જે ખાડો પડે છે તે. :– એને ગાલે ખંજન પડતાં.

**ખંજર,** ન૦ [અ.] બે તરફ ધારવાળું વાંકું અને ભારે એક હથિયાર; જમૈયો. જમૈયા અથવા કટારના કરતાં ખંજર મોટું હોય છે.

**ખંજરી,** સ્ત્રી૦ ઘુઘરીઓવાળી નગારી; ઢોલકડી; નાની ડફ.

**ખજવાળ,** સ્ત્રી૦ ખણુજ આવવી તે; ખણુજ; ચેળ; વલુર. (૨) જેમાં ખણુજ આવ્યા કરે એવો એક જાતનો રોગ; લુખસ; ચુંટ.

**ખજવાળવું,** ક્રિ૦ અ૦ [સં૦ खन्] ચામડી ઉપર નખથી ખણવું; વલુરવું; હાથ ફેરવવો.

**ખજાછંદ,** પું૦ એક જાતના માત્રામેળ છંદો; રાગો.

**ખજીરી,** સ્ત્રી૦ જુ૦ ખંજરી.

**ખજોળવું,** ક્રિ૦ અ૦ ખણવું; વલુરવું; પંપાળવું; હાથ ફેરવવો.

**ખંડ,** (ખણ્ડ) પું૦ [ સં૦ खण्ड. ] ભાગ; કકડો; અંશ. ઉ૦ નંદકુંવર પણ નામ જપે તો જિહ્વા કરું શતખંડ. દયારામ. (૨) પ્રકરણ; બાબ. (૩) ચોળી થાય એટલો કપડાનો કકડો તે; રેન્જો. (૪) આનું; ભાગ. (૫) ઘરનો જે એક એક ભાગ તે; ઓરડો, (૬) પૃથ્વીના મોટા મોટા ભૂમિ ભાગમાંનો દરેક. યુરોપ, એશિયા; આફ્રિકા, અમેરિકા, વગેરે. (૭) વિ૦ વિભાગી; એક ભાગ હોય તેવું; આડ. ખંડકાવ્ય; ખંડકથા. ક્રિ૦ પ્ર૦ ખંડ પાડવા= ખાનાં કરવાં; આંતરા ભરીને વિભાગ કરવા.

**ખંડણી,** સ્ત્રી૦ મોટું રાજ્ય પોતાના તાબાના નાના રાજ્ય પાસેથી ઉપરીપણાનો જે હિસ્સો લે છે તે: ચોથાઈ; ચોથ; પાસદાણો; ખિરાજ; કર.

**ખંડન,** ( ખણ્ડન ) ન૦ [ સં. ] ભાગવું, ઉથલાવી કે ઉલટાવી નાંખવું તે; તોડી પાડવું, ઝાટકવું કિંવા હરાવવું તે. ઉત્થાપન; રદિયો. ક્રિ૦ પ્ર૦ ખંડન કરવું=તોડી-ઉથલાવી નાંખવું; રદિયો આપવો. માન ખંડન=માન ભંગ.

**ખંડનીય,** વિ૦ [ સં. ] ખંડન કરવા જેવું; તોડી ઉલટાવી નાંખવા જેવું.

**ખંડપરશુ,** પું૦ [ સં. ] શિવ; શંકર; મહાદેવ; શલી. જેમના હથિયારમાં ખંડ ભાગ છે એવા; ત્રણ ખંડ કે ફૂળાંવાળા પરશુ હથિયારવાળા તે.

**ખંડવું,** ક્રિ૦ સ૦ કિંમત ઠરાવવી; આંકવું; આંક પાડવો. (૨) ઉચક ઉધડું સામટું ઠરાવવું. (૩) માગતા લહેણામાં અમુક કિંમતે આપવું અથવા લઈ લેવું.

**ખંડાખંડી,** સ્ત્રી૦ એક બીજાથી ખંડાવું તે; ભીડાભીડ; ગીરદી; ધમ્મંધમ્મા; ઠચરાઠચરી.

**ખંડાવવું,** ક્રિ૦ સ૦ કોઇ ખાંડે તેમ કરવું; કચડાવવું; ભગાવવું; છોડાં ઉખડાવવાં.

**ખંડાવું**, ક્રિ૦ અ૦ કચરાવું; ભુકો થવો; ભાગી જવું. (૨) પીડાવું; બીડાબીડ કે ગીરદીથી હેરાન થવું. (૩) નુકસાન આવવું.

**ખંડિત**, વિ૦ [ સં. ] ભાગેલું; તૂટેલું; ખાંડું.

**ખંડિતા**, સ્ત્રી૦ [ સં. ] જેની લાગણી દુખાયેલી હોય એવી, પોતાના સુખમાં બીજીએ ભાગ પડાવ્યાથી રિસાયેલી નાયિકા. (કાવ્ય શાસ્ત્ર પ્રમાણે ) સપત્નીને ત્યાં રહી આવેલા પતિને જોઇ ખિન્ન થયેલી-મહેણાં મારતી નાયિકા. ઉ૦ રાતલડી કોની સંગેરે જાગ્યા; આંગણીએ ઉભા આળસ૦ જેવા બોલ બોલનાર નાયિકા.

**ખંડિયું**, વિ૦ ખંડણી આપતું હોય એવું; તાબેદાર; મોટા રાજ્યના રક્ષણ નીચેનું:-ખંડિયું રાજ્ય (૨) ભાગેલું; તૂટેલું હોય એવું; ખંડિત.

**ખંડિયેર**, ન૦ [ સં. खण्डित ] ખંડિત થઇ ગયેલી ઇમારતોનાં જે અવશેષ કોટડાં વગેરે તે; જુનાં પડી ગયેલાં મકાન ઘર વગેરે તે; ખંડેર; ઘરનું ખોખું.

**ખંડી**, વિ૦ રહેવાસી; રહેનાર. :-વનખંડી=વનમાં રહેનાર.

**ખંડીઆપવું**, ક્રિ૦ સ૦ જથાબંધ માલ ઓછી કિમ્મતે આપવો. (૨) દેવાં પેટે અમુક કિમ્મત ઠરાવીને વસ્તુ આપવી; પતાવવું.

**ખંડીરાખવું**, ક્રિ૦ સ૦ જથાબંધ માલ સામટી ઉચક કિંમત ઠરાવીને લઇ લેવો તે. (૨) માગતા પેટે ઉચક કિંમતે અમુક વસ્તુ ખરીદી લેવી.

**ખંડીવાળવું**, ક્રિ૦ સ૦ ખંડી આપવું; માંડી વાળવું. (૨) અમુક દેવું લહેણું અમુક માલ કે વસ્તુની ઉચક કિંમતે પતાવી દેવું તે.

**ખંડીલેવું**, જુ૦ ખંડી રાખવું.

**ખંડું**, વિ૦ ભાગેલું; તૂટેલું; ખાંડું.

**ખંડેર**, ન૦ ખંડિયેર; અમલો પડી ગયા પછી ( બળી ગયા પછી ) ખાંડી-ભાગી કે તૂટી ઇમારતની જે નિશાનીઓ રહેલી હોય તે જગા; મકાનના પાયા કોટડાં કે અવશેષ ભોંય. ઉ૦ જે ઘેર નોબત વાગતી × × ખંડેર થઇ તે ખાલી પડયાં, કાળા કુડે છે કાગજી. પ્રા. કા.

**ખંત**, સ્ત્રી૦ પાછળ લાગ્યા રહેવું તે; ધ્યાન અને ઉત્સાહથી મચ્યા રહેવું તે. (૨) કાળજી; ચાનક. (૩) કંટાળો; છીટ; ચીઢ.

**ખંતી**, વિ૦ (ખંત+ઇ=વાળું) ખંતીલું; ચાનકદાર; કાળજી રાખનાર.

**ખંતીલું**, વિ૦ પછવાડે લાગુ રહેનાર; ચાનકદાર; ખંતવાળું.

**ખંતેપડવું**, ક્રિ૦ અ૦ પછવાડે લાગવું; પુંઠે પડવું; કેડો લેવો. (૨) ચાનક રાખવી. (૩) ભૂલ ખોળ્યા કરવી; ખણખોજ કરવી.

**ખંધાઇ**, **ખંદું**, જુ૦ ખંધાઈ-ખંધું.

**ખંધાઇ**, સ્ત્રી૦ લુચ્ચાઇ; ઢોંગાઇ; ઠગબાજી. (૨) લાડ; પ્યાર. (મશ્કરીમાં પણ આ શબ્દ વપરાય છે. નર્મ )

**ખંધું**, વિ૦ [ હિં. खंधो ] ખંધાઇ કરનાર; ઠગારું; પહોચેલું; પક્કું.

**ખંધોલો**, પું૦ [ સં. स्कन्ध=ખભો ] ખભો; ખાંધ; ગરદન અને ખભા વચ્ચેનો ભાગ.

**ખંપાલી-ળી**, સ્ત્રી૦ ખેડુતનું એક ઓજાર; પંજેટી.

**ખંભ**, (ખમ્ભ) પું૦ [ સં. स्तम्भ ] થાંભલો; ખાંભ.

**ખંભાતી**, વિ૦ ખંભાતનું; ખંભાતમાં બનેલું; ખંભાતને લગતું. (૨) ખંભાતનું રહેવાસી.

**ખંભો**, પું૦ ખભો; સ્કંધ; ખાંધ.

**ખા**, અ૦ લેતો જા; ઠાકઠાંદા. ( ધારેલું કામ કરવા જતાં જ્યારે માણસ પાછો પડે છે ત્યારે વારતાર તેને ટાણો મારતાં આ શબ્દ વાપરે છે. )

**ખાઈ**, સ્ત્રી૦ [ સં. खानि ] ખોદીને બનાવેલી ઉંડી નીક અથવા ખાડો; ખાન. (૨)

કોટની બહાર ખોદેલી ખાડી; પરિખા; ચર. (૩) ગામ કે શહેરનું પાણી વહેવડાવી દેવાને કરેલી ઉંડી વાટ. (૪) [સં. खाद्= ખાવું પરથી ખાધ-ખાઇ) ખાવાનું તે; ખાવાની વસ્તુ. (૨) જેમાંથી અથવા જ્યાંથી ખાવાનું કે ખોરાકી મળતી હોય તે વસ્તુ; સ્થાન ઇત્યાદિ, જે કંઇ ખાવાનું મળે એવું તે; ગુજરાનું સાધન; ખાવાપણું; આજીવિકા; ખાધ. આઈ વહાલી કે ખાઇ.

**ખાઇજવું**, ક્રિ૦ સ૦ [ સં. खाद् ] ખાવું; જમવું. જમી જવું. (૨) કોઇનું કંઈ લઇ તેને પાછું નહિ આપવું; હજમ કરી જવું. (૩) મારવું; સપડાવવું. (૪) નહિ ગણગારવું; દરકાર નહિ કરવી. (૫) ગળી જવું; નિરુત્તર રહેવું; ખામોશ ખાવી. (૬) વગર હકે ગળી જવું; ઉચાપત કરવું. (૭) વચમાં ભૂલી જવું; પડતું મૂકી દેવું; છોડવું. (૮) કમાઇ જવું.

**ખાઇજોવું**, ક્રિ૦ સ૦ ચાખવું; સ્વાદ લેવો; નાંણી જોવું; કેવું છે, તે ખાઇને તપાસી જોવું; પરીક્ષા કરવી.

**ખાઇપીલેવું**, ક્રિ૦ સ૦ ભોગવવું; ઉપભોગ કરવો; મોજ કરી લેવી. (૨) તૈયાર થવું; પરવારવું; સમેટવું; અનુભવ કરી લેવો. :-હવે ખાઇપી લીધું છે મરણ આજ આવો કે કાળાંતરે, તેની મને ચિંતા નથી.

**ખાઉ**, વિ૦ ખાનાર; સહન કરનાર:-લાંચખાઉ; હરામખાઉ; મારખાઉ. શબ્દની પાછળ જોડાય છે. :-ખાસડાંખાઉ. (૨) ખાવાની લલુતાવાળું; બુભુક્ષિત. (૩) ન૦ ખાવાનું.

**ખાઉકડ**, ખાઉકણુ, વિ૦ ખાખા કરે એવું; જેનું મન હમેશ ખાવા ઉપર જ રહેતું હોય એવું; ખાઉધર. ગમે તે વખતે ગમે તે વસ્તુ ખાઇ જવાની જ જેને ભાવના રહ્યા કરતી હોય એવું; બુભુક્ષિત; અકરાંતિયું.

**ખાઉકી**, સ્ત્રી૦ ખાવાનું; ખોરાકી. (૨) ખાઇ જવું તે; લાંચ રુશવત લેવી તે; ત્યાંથી કાઢી ખાવું તે. ક્રિ૦ પ્ર૦ ખાઉકી કરવી= થોડું ઘણું ખાવાનું કાઢવું; લાંચરુશવત કે જુદી દલાલી તરીકે કંઇ કંઇ કાઢી ખાવું.

**ખાઉખાઉ**, અ૦ જાણે ક્યારેને ખાઇજાઉં એમ કરવું; અત્યંત ભૂખનો, અત્યંત ખાઉ ધરાપણાનો વલોપાત. ક્રિ૦ પ્ર૦ ખાઉ-ખાઉ કરવું=જાણે શું ખાઉં અને ક્યારે ખાઉં, એમ ખાવાની આતુરતા દેખાડવી; અત્યંત ભુખાળવાપણું બતાવવું.

**ખાઉધર**, વિ૦ ખાતાં ધરાય નહિ એવું; અક-રાંતિયું. (૨) લાંચિયું.

**ખાઉપાત્ર**, વિ૦ ખાવાને યોગ્ય; ખાઉકી કરે એવું; ખાઇ જાય એવું. ખાવાની દાનતવાળું.

**ખાએશ**, સ્ત્રી૦ [ फा ] મરજી; ઇચ્છા; મન; ભાવના; હેતુ; આશય; વૃત્તિ; વલણ.

**ખાક**, સ્ત્રી૦ [ फा ] રાખ; ધળ; ધાતુની રાખોડી; રસાયન; અર્થાત્ મારેલી ધાતુ. (૨) નાશ; પાયમાલી.

**ખાકડી**, (ખાખડી) સ્ત્રી૦ ખાટા મરવા; નાની કેરીઓ; મરવા.

**ખાકસાર**, વિ૦ [ फा. खाक्+सार=સરખું ] ખાખ જેવું; નરમ; તુચ્છ; ગરીબ; તાબેદાર; અધીન; આજ્ઞાંકિત; વિનયી; વિવેકી. (૨) પામર; હલકું; અધમ; નીચું.

**ખાકાન**, પું૦ [ अ. ] મોટો ઉપરી અધિકારી; રાજા; સુલતાન.

**ખાકાની**, વિ૦ [ फा. ] રાજ્યને લગતું; પાદ-શાહી; સુલતાની.

**ખાકી**, વિ૦ [ फा. ] ખાકના રંગનું; જેનો રંગ ખાખ રાખના જેવો હોય એવું; મેલું.

**ખાખ**, સ્ત્રી૦ [ फा. ] કોઇ પણ વસ્તુ બળી ગયા પછી તેનો જે ભુકો અવશેષ રહે તે; ભસ્મ; રાખોડી; સેલી. (૨) મારેલી ધાતુ. ક્રિ૦ પ્ર૦ ખાખ થવું=બળીને ભસ્મ થઇ જવું; અત્યંત અદેખાઇથી દુઃખી થવું.

**ખાખર**, પું૦ [ सं. खदिर ] એક જાતનું ઝાડ,

ખાખરો; પલાશ. આ ઝાડને મોટાં અને ચીવટ પાંદડાં થાય છે અને તેનાં ગુજરાતમાં પડિયા પતરાળાં બને છે; એનાં ફૂલ કેસુડાં કહેવાય છે. તે અંગારા જેવા લાલરંગનાં હોય છે. રૂ૦ પ્ર૦ ખાખરની ખીસકોલી=કુસ્થાનમાં રહેનાર; જેમાં રસકસ કે સ્વાદ નહોય તેવા સ્થાનમાં રહેનાર અને તેવા સ્થાનમાં માત્ર એક વસ્તુજ જેણે જોયેલી હોય એવું અનનુભવી; અજ્ઞાન. ઉ૦ ખાખરની ખીસકોલી અંબરદ સ્વાદ શું જાણે સાકરનો.

**ખાખરી,** સ્ત્રી૦ ભાખરી; શેકેલી રોટલી; નાનો ખાખરો. અંગારા ઉપર શેકીને બનાવેલી ઘઉંની રોટલી. (૨) ગુરો: તમાકુનાં સુકાઇ ગયેલાં કુમળાં પાંદડાં.

**ખાખરો,** પું૦ [ સં. खदिर ] પલાશ; ખાખર. (૨) અંગાર ઉપર શેકીને બનાવેલો ઘઉંનો રોટલો.

**ખાખસુસ,** અ૦ ખસુસ; જરૂર; અચૂક; નક્કી; ખચીત; ખાસુખા.

**ખાખાવીખી,** વિ૦ ધળધાણી; ફેંદી નાંખેલું; ચુંથાયેલું; છિન્નભિન્ન; છૂટું છૂટું આમ તેમ વીખી નાંખેલું એવું. (૨) દુઃખી; હેરાન; પીડિત.

**ખાખી,** વિ૦ ખાખવાળું; ખાખ, રાખોડી જેવા રંગનું. (૨) કોરડું; જેની પાસે કંઈ પણ ન હોય એવું; ખાલી. :—ખાખીબંગાળી. (૩) પું૦ શરીરે ખાખ ચોળનાર બાવો; જોગી; ભસ્મ ધારણ કરનારો; વેરાગી. ઉ૦ ખાખીવેરાગી કયમ થયા, વણજારારે. ખાખીપલટણ=ખાખી રંગનો દરવેષ પહેરનારા સિપાઇઓની ટુકડી.

**ખાખીબંગાળી,** પું૦ ખાલી ખીસાનો ફક્કડ માણસ; દેખાવમાં સારો પણ જેની પાસે કશું ધન ન હોય એવો તે; ખાલી ભભકો દેખાડનારો; ડાંડ; કોરડો.

**ખાચર,** પું૦ કાઠીલોકોની એક જાત, અટક, અને શેમ.

**ખાજ,** ન૦ [ સં. खाद्य ] ખાવાની ચીજ; ખાવાનું; ભક્ષ. ઉ૦ ખાઇ ન શકતો ખાજ.

**ખાજલી,** સ્ત્રી૦ જેની અંદર ખાલી જગા હોય એવી નાની કુંડાળી; જાળીદાર પૂરી જેવી વસ્તુ; તંતુઓ અને તેનાં ગુંછળાં, જે પૃથ્વી અથવા હરકોઇ સપાટી ઉપર પથરાઇ રહ્યાં હોય તે.

**ખાજલું,** ન૦ અંદરથી ખાલી જાળીદાર ચકરડું; કુંડાળું; ગોળાકાર પોચું તે જાળીદાર જે તે; • છાણું. ઘરેનાં ખાજલાં અને જલેબીનાં ખાજલાં=ખોખાં.

**ખાજવણી,** સ્ત્રી૦ ખાજ; ખંજવાળ; ખુજલી.

**ખાજું,** ન૦ [ સં. खाद ] ખાવા જેવું એક પકવાન; પુષ્કળ મોયણવાળી પોચી પૂરી.

**ખાટ,** સ્ત્રી૦ [ સં. खट्वा] અદ્ધર લટકાવી શકાય એવો પાયાવાળો અથવા પાયા વગરનો પાટીનો ખાટલો તે; હિંચકાનો ખાટલો; છપરખાટ. (૨) ખાટવાનું; ફાયદો. :—આ વેપારમાં કંઈ ખાટ નથી.

**ખાટકી,** પું૦ [ સં. आखेट અથવા खाटिक=મારનાર ] પશુઓને મારી તેના માંસનો વેપાર કરનાર; કસાઈ; ગળકટ્ટા; સૈનિક. (૨) વિ૦ નિર્દય; ક્રૂર; હિંસક; ઘાતકી.

**ખાટકીવાડો,** પું૦ જ્યાં ખાટકીઓ રહેતા હોય તે મહોલ્લો. (૨) જ્યાં પ્રાણીઓ મરાતાં હોય અને માંસ વેચાતું હોય તે લત્તો. (૩) ગંદવાડો; ભંગવાડો. (૪) ક્લેશ કંકાસ અને મારઝુડ થઈ રહેવી તે; ક્રૂરતા ચાલવી તે.

**ખાટલી,** સ્ત્રી૦ [ સં. खट्वा ] નાનો ખાટલો; ઢોલડી; માંચી; પલંગડી. (૨) હાડકી; કરકટી; નનામી.

**ખાટલો,** પું૦ [ સં. खट्वा ] જમીનથી ઉંચું રહે એવું પાયાવાળું પાટિયાં, પાટી કે દોરી ભરેલું અથવા નહિ ભરેલું લાકડાનું લંબચોરસ ચોકઠું. ઢોલિયો; ચારપાઈ; માંચો; પલંગ. (૨) મંદવાડ. :—ખાટનો ખાટલો.

સુવાવડનો ખાટલો. ક્રિ૦ પ્ર૦ ખાટલે પડવું =માંદા થવું. :–ખાટલે પડીએ ત્યારે કોણ શીરો ખવડાવે ? વનરાજ ચા. ખાટલો આવવો=સુવાવડ આવવી. રૂ૦ પ્ર૦ ખાટલા વશ=ઉઠીને હરી ફરી શકે નહિ એવું; બહુજ માંદું. અશક્ત; નિર્બળ. કહે૦ ખાટલે મોટી ખોડ કે ચોથો પાયો જ નહિ=એક એવો મોટો દુર્ગુણ કે જેથી બીજા બધા ગુણ નિરર્થક ગણાય.

**ખાટવું,** ક્રિ૦ સ૦ ફાયદો મેળવવો; કમાવું; રળવું. ખાટી જવું=લાભ મેળવી લેવો; નફો થવો; કમાઈ જવું. (૨) ફાવવું; પાર પડવું.

**ખાટિયું,** વિ૦ ખટાશવાળું; જેમાં ખટાશ આવેલી હોય એવું. (૨) ન૦ કેરીને બાફીને અથવા બીજી કોઈ ખાટી વસ્તુને ચોળીને બનાવેલું ખટાશદાર પેય; ચોળો: કઢી. :–કેરીનું ખાટિયું.

**ખાટું,** વિ૦ સ્વાદે ખટાશવાળું; આંબટ; આમલી, કાચી કેરી અને બીજી વનસ્પતિઓના દાંતને અંબાવી નાંખે એવા સ્વાદવાળું; દહિં, લિંબુ, આમલી વગેરેના સ્વાદનું. (૨) કચવાયેલું; દીલગીર થયેલું; આશા ભગ; મનનો ઉત્સાહ પડી ભાગે એવું. ક્રિ૦ પ્ર૦ ખાટું થઈ જવું=મનથી ઉતરી જવું; અપ્રિય થવું; દીલ દુભાય એવું. ખાટુંમોળું થવું=બગડી જવું. :– એમાં શું ખાટુંમોળું થવાનું છે. ખાટુંબડસ=બહુજ ખાટું.

**ખાટુંવડું,** ન૦ લગ્નમુહૂર્તના આગલા દિવસનું જમણ; શરૂઆતનું જમણ; છોકરો પરણ્યાની નાત.

**ખાટોડી,** સ્ત્રી૦ એક જાતની ખાટી ભાજી.

**ખાડ,** પું૦ [ સં. खात ] ખાડો; ખાઈ; કોતર; ખાણ.

**ખાડી,** સ્ત્રી૦ [ સં. खात ] જમીન ખોદાઈ કે પાણીથી ખણાઇને લાંબો અને સાંકડો જે નહેરો પડેલો હોય તે; દરિયાઈ ભરતી-ઓટનાં પાણી જે નદીનાળાંમાં આવ જા કરતાં હોય તે ખાડી અથવા ખાડીઓ કહેવાય છે. નાનો અને સાંકડો અખાત.

**ખાડું,** ન૦ [ સં. खण्ड ] ભેંશોનું ટોળું; ઢાંક.

**ખાડો,** પુ૦ [ સં. खात ] સપાટી ખોદાઈ, ભાગી કે ટુટીને થયેલું ઉંડાણુ તે; ખાણુ; કોતર; ગર્ત. (૨) નુકસાની; ખોટ; ગેપ.

**ખાણ,** સ્ત્રી૦ [ સં. खनी ] જમીનમાં ખોદેલો ખાડો. :–માટીખાણ, કોલસાની ખાણ. (૨) સપાટીમાં પડેલો ખાડ:–છરીમાં પડેલી ખાણ. (૩) જમીન ખોદીને બનાવેલો પાકો ખાડો; ભોંયરું; ગર્ત; કોઠલો. :–દાણાની ખાણ. (૪) જેમાંથી અમુક પુષ્કળ જથાબંધ મળતું રહે એવું ઠેકાણું; જેમાં અમુકની પુષ્કળતા હોય તે. :–રત્નની ખાણ; સદ્ગુણની ખાણ. ભંડાર; રાશિ; નિધિ. (૫) મૂળ; ઉત્પત્તિ સ્થાન; યોનિ. (૬) ઢોરને ખાવાનું; અનાજ કપાસ વગેરે બાફીને બનાવેલું ઢોરને ખાવાનું જે તે.

**ખાણાં,** ન૦ (ખાણ્ણાં) સામસામે વાતચીત થતી હોય એવી ગાયનની કડીઓ બોલવી તે; ચબોલા. ઉ૦ વઢુ:–ચાકરીએ મારા જેઠજીને મેલો, અલબેલા નાણાઓ ચાકરીરે લોલ. વર:–જેઠ ઘેર જેઠાણી વઢકારી, મહોલોમાં ઝઘડા જાનશેરે લોલ.

**ખાણિયું,** ન૦ ખાંડણિયું. (૨) ડોબું.

**ખાણી,** સ્ત્રી૦ [ સં. खनि ] ખાણ; ખાડો. (૨) ભંડાર; રાશિ.

**ખાણું,** ન૦ [ સં. खादन ] ખાવાનું જે તે; જમણ; ભોજન. (૨) ખાવાનાં દ્રવ્યો તે; ખોરાક. (૩) મરણ પાછળ ખાવાપીવાનો જે શોક પાળવામાં આવે છે તે. ક્રિ૦ પ્ર૦ ખાણું આપવું=નોતરીને જમાડવું; માનમાં ભોજન કરાવવું. ખાણું પકવવું=ખાવાનું રાંધવું. ખાણું પાળવું=કોઈના મરણ પાછળ

ખાવાપીવાનો શોક રાખવો. (૪) ભાત; ભથ્થું. :–ખાણું મોકલવું.

**ખાત,** વિ૦ [ સં. ] ખોદેલું; ખણેલું.

**ખાતમુરત,** ન૦ [ સં. खातमुहूर्त ] ઘર, હવેલી અથવા બીજા કોઈ બાંધકામનો પાયો નાંખવાની ક્રિયા કરવી તે; પહેલ વહેલું ખોદકામ કરવાનો જે ખાસ શુભ અવસર તે.

**ખાતર,** ન૦ ઘાસ, છાણ વગેરે ઢોરે કરેલા કચરાનો એકઠો કરેલો જથો; જમીનમાં કસ ઉત્પન્ન કરે અને વાવેતર સારું થાય એવાં દ્રવ્યો તે; છાણ; વનસ્પતિનો ભુકો; ખોળ; માછલાં; મીઠું; હાડકાં અને બીજો કચરો પુંજો, જે કહોવાણને લીધે જમીનમાં કસ લાવે છે તે. (૨) ચોરી; લુંટ. :–આજે ગામમાં બે ખાતર પડયાં. ક્રિ૦ પ્ર૦ ખાતર પાડવું=ચોરી કરવાને ભિંતમાં જે બાખું પાડવું તે. ભિંતને કોચીને ચોરી કરવી તે; ઘર ફાડવું. કહે૦ ખાતર ઉપર દિવેલ=દાઝયા ઉપર ડામ જેવું; ચોરી થઈ હોય તેની પાછળ વળી દિવેલ બાળીને ખરચ કરવું, અર્થાત્ ગુમાવ્યા ઉપર ગુમાવવું તે.

**ખાતર,** સ્ત્રી૦ [ અ. ] આગતાસ્વાગતા; સરભરા; બરદાસ. ઉ૦ ગામની ગરીબ સ્ત્રીઓ પ્રધાનપત્નીની ખાતર કરવાને ઉપર નીચે થઈ રહી. સરસ્વતીચંદ્ર. (૨) પક્ષ; તરફદારી. :–તું તેની ખાતર કરે છે એ ઠીક નહિ. (૩) અ૦ વાસ્તે; કાજે; માટે. :–મારે ખાતર આટલું કામ કરો.

**ખાતરજમા,** સ્ત્રી૦ સાબીત કરી બતાવવું તે; ખાતરી કરવી તે; ખાતરી; પતીજ આણવી તે. (૨) મનનું સમાધાન કરવું, શંકા હોય તે નિર્મૂળ કરવી તે. ક્રિ૦ પ્ર૦ ખાતરજમા કરવી=ખાતરી કરી આપવી; વહેમ હોય તે દૂર કરી વિશ્વાસ આણવો.

**ખાતરણી,** સ્ત્રી૦ છાણાં વગેરે ભરતાં તે પડી ન જાય તે માટે ગાડાની કિનારે કરેલી આડ; પાંજરી.

**ખાતરદારી,** સ્ત્રી૦ તરફદારી; પક્ષ. (૨) શરમ; દરકાર.

**ખાતરનિશા,** સ્ત્રી૦ [ + फा. निशा=નક્કી ] સંપૂર્ણ ખાતરી કરવી તે; ખાતરજમા; ખાતરી; ખરેખરી ખાતરી કરાવવી તે; માનવામાં આવવું તે. ઉ૦ ખાતરનિશા થઈ માહરી; ઓળખાણુ નીકળી બેન; અરસપરસ બેઉ મળ્યાં, તે માસીજાઈ બેન. શામળ.

**ખાતરપરો,** (પાડુ) પું૦ ખાતર પાડનારો; ચોર; ઘર કોચીને ચોરી કરનાર.

**ખાતરપુંજો,** પું૦ વાસીદાનો એકઠો કરેલો કચરો; ઢોરના ઓગાળ અને ગોબરનો કચરો.

**ખાતરવું,** ક્રિ૦ સ૦ ખાતરવાળું કરવું; જમીનમાં ખાતર નાંખવું તથા તેને જમીન ઉપર પાથરી દેવું. (૨) ગાળ દેવી; ભાંડવું. :–તે સૌની માબેન ખાતરતો આવે છે.

**ખાતરિયું,** ન૦ ખાતર પાડવાનું ઓજાર; ભિંત કોચવાનું ચોરનું ઓજાર; ગણેસિયું.

**ખાતરિયો,** પું૦ ભુવાનો સાથી; ભૂતપ્રેત કાઢવાની તાંત્રિક વિદ્યા જાણનારો માણસ; ભૂતપ્રેતની ખાતરી કરાવનારો. ઉ૦ વાત સાંભળી વીરો આવ્યા, સુભદ્રાને જાણી અસાધ્ય; ભુવા ખાતરિયા તેડાવ્યા તેં આવ્યા એકે સાદ. પ્રેમાનંદ.

**ખાતરી,** સ્ત્રી૦ [फा. खातर] પતીજ; ભરોંસો; વિશ્વાસ. (૨) નિશ્ચય; નક્કી; જરૂર; ખાતરજમા. (૩) વણકરોની એક જાત.

**ખાતરીદાર,** વિ૦ જેને માટે ખાતરી હોય એવું; વિશ્વાસનું; ખાતરીલાયકનું.

**ખાતાબંધી,** સ્ત્રી૦ અમુક ખેડુતે અમુક જમીનની આટલી મહેસુલ આપવી જોઇએ, એવી જે વસુલાતી ખાતાની ગોઠવણ તે; એકેક ખેડુતને અમુક માપની જમીન તેને નામે ચડાવી આપી તેનું અમુક ભાડું ભરવા ખાતું પાડેલી ચોપડી આપવાની મહેસુલી રચના; ખાતાં પાડી આપવાં તે.

**ખાતાબાકી,** સ્ત્રી० ખાતામાં જમે ઉધાર થઈ ગયા પછી જે બાકી રહેલું હોય તે; જમે ઉધાર બાદબાકી કરતાં જે રકમ રહી હોય તે.

**ખાતાવહી,** સ્ત્રી० રોજમેળમાં જે જુદે જુદે નામે જમે ઉધાર થયું હોય તે, તે તે નામનાં જુદાં જુદાં ખાતાં પાડીને લખવા માટે રાખેલો ચોપડો; જેમાં જુદાં જુદાં ખાતાની વિગત હોય તે.

**ખાતાવાર,** અ० એકેએક ખાતું પાડયું હોય તેમ; ખાતાદીઠ.

**ખાતાંપીતાં,** અ० ગુજરાન કરતાં; આજીવિકા ચલાવતાં. :–એને ખાતાંપીતાં વરસ દહાડે સો રૂપિયા પડયા રહે છે.

**ખાતું,** ન० અમુક એકજ જણના નામનો જે જમે ઉધાર હિસાબ તે; લેણદેણનો હિસાબ. (૨) પ્રકરણ; કામ; વિષય. (૩) મોટો વહીવટ ચલાવવાને માટે જુદાં જુદાં કામકાજની જે જુદી જુદી ગોઠવણ તે; કામકાજની જુદી જુદી વહેંચણીમાંનું દરેક અંગ. :–મહેસુલખાતું; ઇનસાફખાતું; લશ્કરીખાતું; વેપારખાતું, વગેરે.

**ખાતુંપત્રું,** ન० લેણદેણના હિસાબની લખાવટ; હિસાબ; (૨) લેણદેણને લગતું જે લખાણ તે.

**ખાતુંપીતું,** વિ० જેને ખાવાપીવાની ચિંતા ન હોય એવું; સાધનસંપન્ન; સુખી; આજીવિકાના સાધનવાળું; પૈસાદાર. ( ભૂખે મરતું–થી ઉલટું ) ગરીબ–કંગાલ નહિ તે.

**ખાદન,** ન० [ સં. खाद् ] ખોરાક; ખાવાનું; ખાણું.

**ખાદિત,** વિ० [ સં. ] ખાધેલું; ઓતરેલું.

**ખાદી,** સ્ત્રી० જાડા સુતરનું ધિંગું કપડું; ઉતરતી જાતની દોટી.

**ખાદ્ય,** [ સં. खाद् ] ખાવાને યોગ્ય; ખાવા જેવું. (૨) ન० ખાવાનું.

**ખાધ,** સ્ત્રી० [ સં. खाद् ] આહાર. :–એની ખાધ બહુ છે. (૨) ખોરાક; ખાવાનું. (૩) ખોટ; નુકસાન; ટોટો. (૪) ખોડ; ખાંપણ; ખામી; ન્યૂનત્વ. (હીરા મોતીમાં)

**ખાધરો,** પું० ખાઉધરો.

**ખાધાગળો,** પું० વારંવાર સારું સારું ખાવાનો જે ભાવ તે; ખાધાદાટ. (૨) ખાઉધરાવેડા.

**ખાધેલપીધેલ,** વિ० ખાવાપીવાના પ્રાચુર્યને લીધે તંદુરસ્ત શરીરનું; દોંગું; જાડું; માતેલું; આરોગ્ય; તંદુરસ્ત.

**ખાન,** પું० [ फा. ] રાજા, મોટો માણસ, અથવા મોટો અમલદાર; ખાં; મોટા માણસને મળેલો ઇલકાબ; ઓદ્દાનું મોટું ઉપનામ; એક મોટી ઉપાધિ. (૨) કાબેલ; કુશળ; જાણનાર; અધીશ્વર.:–વાતનો ખાં છે.

**ખાનગી,** વિ० [ फा. ] જાહેર નહિ એવું; છુપું; મનમાં રાખવાનું; પોતાનું ખાસ અથવા અમુક એકાદ જણ જાણે એવું. ઝાઝા માણસને નહિ કહેવા જણાવવા જોગ. (૨) એકાંત; જ્યાં અમુક સિવાય બીજાનો અવરજવર ન હોય એવું. ( સ્થળ )

**ખાનદાન,** વિ० [ फा. ] ખાનપાન અને પુણ્યદાન વગેરેમાં જેનો વહેવાર સારો હોય એવું; ખવડાવી પિવડાવી જે પૈસા આપી જાણનાર; ઉદાર; કુળવાન; ખુનિયાત; મોટાઘરનું; સારા ઉંચા અને સાંસારિક વ્યવહારમાં ઉત્તમ શીલનું. (૨) ન० પ્રતિષ્ઠિત કુટુંબ; સુકુળ; વંશાન્વય. :–ધનજી શેઠનું ખાનદાન.

**ખાનદાની,** સ્ત્રી० [ फा. ] કુલીનતા; ખાનદાનપણું.

**ખાનપાન,** ન० ખાવાપીવાની વસ્તુઓ, સામગ્રી; ખાવાનું અને પીવાનું વગેરે તે; ભોજન સામગ્રી; ખાવાપીવાની રીત.

**ખાનાઈ,** સ્ત્રી० ખાનપણું; ખાન તરીકે અમલ બજાવણી કરવી તે.

**ખાનું,** [ फा. ] મોટી જગામાં પાડેલા વિભાગોમાંનો અક્કેક ખંડ તે; વિભાગ; સ્થાન; જગા.:-દિવાનખાનું; બંદીખાનું; છાપખાનું. (૨) ભંડાર; સંગ્રહ; સંચયસ્થાન. :- દારૂખાનું; જામદારખાનું; ભૂતખાનું. (૩) ઘર; જગા; પડ. (૪) ઘર; કોઠો; આસન.:- પત્રકનાં ખાનાં. પખાણું.:-ખાને આબાદ= ખાવાપીવાની ગોઠવણ ઠીકસર રાખનાર; ખાવામાં ને પીવામાં સુખી.

**ખાપ,** સ્ત્રી૦ [ सं. खर्पर ] બહુજ સફાઈદાર કડક અને ચકચકતી પતરી; અત્યંત સ્વચ્છ નિર્મળ વસ્તુ; અબરખનું ચાટલું; પડ. :-આ ધોબી કપડાં તો નર્યાં ખાપ જેવાં બનાવે છે. (૨) મોઢું જોવાનો કાચ; ચાટલું; આરસી; દર્પણ. ખાપનું ભરત= કચ્છ કાઠિયાવાડમાં, અબરખ અથવા કાચની નાની ગોળ કકડીઓ મઢીને ભરાતું ભરત.

**ખાપડું,** ન૦ [ सं खर्पर ] માટીના વાસણનો ભાગેલો કકડો; ઠીકરું; ઠીબ.

**ખાપણ,** ( ખાંપણ ) ન૦ શબ ઉપર વિંટાળવાનું કપડું; ખાંપણ. (૨) ન્યૂનતા; અપૂર્ણતા; ખામી.:-ખોડખાપણ, દોષ.

**ખાપરિયું,** ન૦ એક જાતનું ઓષધ; આંખમાં ભરવામાં આવતું જસતનું ભરણ તે. (૨) પેટમાં આપવાનું એક બીજું ઔષધ. આ છોકરાંને માટે વપરાય છે.

**ખાપરી,** સ્ત્રી૦ લિંટની પોપડી; છુંછું; છોડ.

**ખાપરેકોડિયો,** પું૦ એક એકથી ગાંજ્યા જાય નહિ એવા બે ધૂર્તોમાંનો પ્રત્યેક; એક બીજાથી ઠગાય નહિ એવા ધૂર્ત, ઠગ. પૂર્વે બે મોટા ધૂર્તો થઇ ગયા, તે એક બીજાની સાથે દાવપેચ રમવામાં અને લોકોને ધૂતી ખાવામાં બહુ નામાંકિત થયા હતા, તે ઉપરથી આમ કહેવાય છે.

**ખાપરોઝવેરી,** પું૦ બહુજ પહોંચેલો ને પક્કો ધૂર્ત; મહા ઠગ. ચાંપાનેરમાં એક બહુજ કાબેલ ઝવેરી હતો તેની કાબેલિયત અને ઠગબાજી ધૂર્તતા ઉપરથી આ શબ્દ નીકળેલો છે.

**ખાપવું,** ક્રિ૦ સ૦ ( सं. क्षि. खुप्=ખાંપવું ) થોડું થોડું ખોદવું; પાવડાથી ઉથલપાથલ કરવું; ખાંપવું; એકઠું કરવું; ભેળવવું; એકત્ર કરવું.

**ખાબડું,** ન૦ નાનું ખાબોચિયું.

**ખાબોચિયું,** ન૦ નાનો ખાડો; ખાબડું; તળાવડું.

**ખામ,** પું૦ સ્તંભ; થાંભલો; ટેકો. (૨) ખભો.

**ખામચી,** સ્ત્રી૦ ખામોસી; ધીરજ; ધૈર્ય; સહનશીલતા.

**ખામણિયું,** ન૦ પાણી કાઢવાના કોસનો ચામડાનો દોર; વરત.

**ખામણું,** ન૦ પાણિયારાપર અથવા ચોકડીની કોર ઉપર પાણી વાસણ મૂકવા સારું ગોળ કોરણવાળો જે આછો ખાડો રાખેલો હોય છે તે. ( ૨ ) ઝાડની આગળ પાછળ જે છાછરો ક્યારો કરવામાં આવે છે તે; આલવાલ.

**ખામણો,** પું૦ ખાનું; ખંડ. (૨) નાનો ઠિંગણો માણસ. (૩) ભડવો.

**ખામી,** સ્ત્રી૦ ( फा. ) કોઇપણ બાબતમાં જે કંઇ ઓછાપણું હોય તે; અપૂર્ણતા; ન્યૂનતા; ઓછાપણું; કસર; ખોડ. (૨) ભૂલ; દોષ. (૩) ખોટ; ઘટ; ઓછ.

**ખામુખા,** અ૦ [ फा. खाहमखाह ] ખચિત; ખાસ; મુદ્દામ; જાણી જોઇને; બુદ્ધિપુરઃસર. (૨) નક્કી; ખરેખર; ખચીત. ઉ૦ ભામની દીઠી ભીલડે, આ તે શો ઉત્પાત; ખામુખા ખાશે મને, વિપરીત થાશે વાત. શામળ.

**ખામોશ,** સ્ત્રી૦ [ फा. ] ખમી જવું તે; ક્રોધ આવેશને દાબી દેવો તે; સાંખી રહેવું- સહન કરી જવું તે; સહનશીલતા; ધીરજ; સબુરી.

**ખામોશી,** સ્ત્રી૰ સાંખી રહેવાનો જે ગુણ તે; ક્રોધ અથવા બીજા કોઈ આવેશને દબાવી રાખવાની શક્તિ; સહનશીલતા; સબુરી.

**ખાયકી,** સ્ત્રી૰ અન્યાયે ગેરવાજબી રીતે ખાવું તે; લાંચ રૂશવત રૂપે જે કંઇ મેળવવું તે; હક્કનું મળતર નહિ તે; ખાઉકી; ચોરી છુપીથી ઉડાવી ખાવું તે; ખરચી; પેદાશ; મળતર.

**ખાયો,** પું૰ અંડ; વૃષણ.

**ખાર,** પું૰ ( સં. ક્ષાર ) ખારાટનો પદાર્થ; જેમાં ખારાશ હોય તે; જેમાં મીઠું અથવા લૂણ ( લવણ ) જેવો ગુણ, સ્વાદ અને ખાસિયત હોય તે પદાર્થ. ખાર ખરડ ને પાસાદાર હોય છે. ચોમાસામાં તે ઓગળે છે. (૨) દ્વેષ; વેર; અદાવત; કિન્નો. (૩) ઈર્ષ્યા; અદેખાઈ.

**ખારટ,** વિ૰ ખારું, જેમાં મીઠા જેવો સ્વાદ હોય તે; ખારાટ.

**ખારપાટ,** પું૰ જેના પટ—વિસ્તારમાં ખારાટ હોય તે જમીન; અગરની જમીન; જ્યાં મીઠું પાકતું હોય તે.

**ખારપાટિયું,** વિ૰ ખારને લીધે બળનારું; ઈર્ષ્યાથી જેનું શરીર લેવાઇ જતું હોય એવું; બળકણું (માણસ)

**ખારભંજણું,** ન૰ [ સં. ] મુખ સમારવાનું તે; ઢુંગો; મોં સવાદ કરવાને ખાવાનું જે તે.

**ખારવણ,** સ્ત્રી૰ ખારવાની સ્ત્રી; ખારવા જાતની સ્ત્રી.

**ખારવું,** ન૰ પાકો રંગ ચઢાવેલું ગોદડાનું કપડું; ઓળિયું; ગોદડાનું રંગિત કપડું.

**ખારવો,** પું૰ વહાણ ખેડનારો; ખલાસી; વહાણવટી.(૨) છાપરાં ચાળનારો; ખલાસી. (૩) ખારાટવાળો એક જાતનો ગોળ. :—ખારવો ગોળ.

**ખારાજ,** જુ૰ ખારાટ.

**ખારાટ,** પું૰ ખારાપણું; ખારાશ; સહેજસાજ ખરાપણું હોય તે.

**ખારાશ,** સ્ત્રી૰ ખારાપણું.

**ખારિયાં,** ન૰ ચીભડાં અથવા કલિંગડાના મીઠું ચઢાવી અથાણાની માફક રાખી મૂકેલા કકડા. (૨) ભૂખે મરવું તે; લાંઘણો કરવી તે. :—આજ તો ખારિયાં થયાં.

**ખારિયું,** વિ૰ ખારીલું; ખાર રાખ્યા કરે એવું ઝેરીલું; બળકણું; (૨) જુ૰ ખારિયાં.

**ખારી,** સ્ત્રી૰ સ્વાદે ખારી અને વળી ખારી જમીનમાં થતી એવી એક જાતની ભાજી; વનસ્પતિ. (૨) એક અમુક વજનનું તોલ. (૩) વિ૰ ખારીલું.

**ખારીલું,** વિ૰ ખારવાળું; દ્વેષીલું; ઝેરીલું; દ્વેષી; જેના મનમાં વેર ઝેર રહ્યા કરતું હોય તેવું.

**ખારીવલા,** સ્ત્રી૰ એક જાતનું પંખી. એમ કહેવાય છે કે એ પંખી જેના માથા ઉપર થઇને જાય તેની પાઘડી બળે.

**ખારું,** વિ૰ જેમાં ખારાટ હોય તેવું; જેનો સ્વાદ ખારવાળો મીઠા જેવો હોય તે. (૨) અકારું; અપ્રિય; અળખામણું. (૩) ખારવાળું; ઇર્ષ્યાળુ; ઝેરીલું. ખારુખારું ઉસ અથવા ખારુખારું દવ—ખરુંજ ખારું.

**ખારુઇ,** સ્ત્રી૰ વિધવાને પહેરવાનું એક વસ્ત્ર.

**ખારેક,** સ્ત્રી૰ [ સં. ખર્જૂર ] ખજુરીનું સૂકું ફળ; ખારક.

**ખારેકપાક,** પું૰ ખારેકોને ખાંડી તેમાં બીજાં વસાણાં નાંખીને બનાવેલો ખાવાનો પદાર્થ.

**ખારેકીબોર,** ન૰ ખારેકના જેવાં મોટાં અને લંબગોળ બોર; મોટાં લાંબાં બદરીફળ; અમદાવાદી અથવા બનારસી બોર.

**ખારો,** પું૰ [ સં. ક્ષાર ] પાપડિયો ખાર; સંચોરો.

**ખારોડ,** વિ૰ ક્ષારવાળી જમીન; ખારી જમીન; ભેજવાળી, જેમાં ક્ષારનો અંશ હોય એવી, (જમીન, ભૂમિ.)

**ખારોપાટ,** પું૰ છોકરાઓની એક રમત. (૨) ખારાટવાળી જમીન.

**ખાલ,** સ્ત્રી૦ [ सं. खल्ल ] ચામડી; ત્વચા; હાડપિંજરનું આચ્છાદન અથવા ઢાંકણ; છાલ; ખોલ; પડ.

**ખાલડી,** સ્ત્રી૦ ત્વચા; ખાલ; ચામડી.

**ખાલપો,** પું૦ [ सं. खल्ल+पू=સાફકરવું ] જનાવરોની ચામડીને કમાવી સાફ કરનારો; ચામડિયો; ચમાર.

**ખાલવવું,** ક્રિ૦ સ૦ ખાલી કરવું; ઠાલવવું.

**ખાલસા,** વિ૦ [ अ. खालसाह् ] પોતાનું જ; પોતાની કુલ માલીકી, તાબા કે સત્તાનું; અમુક એક વ્યક્તિના પોતાના તાબાનું; સરકારી; સરકારના પોતાના વહીવટ તળેનું. ( સન ૧૮૨૧ માં ઑન. સર માઉંટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનની ગુજરાતમાં બ્રિટિશ સત્તા થયાની જે નોંધ છે તેમાં ખાલસાનો એવો અર્થ કર્યો છે કે, બ્રિટિશ સરકારનો પોતાનો અને પોતાના વહીવટ તળેનો જે મુલક તે 'ખાલસા'; અને ચોથ વસુલ કે ખંડણી આપનારાઓના વહીવટનાં જે ગામો તે 'ગરાસિયા' કે 'ઇનામી' જાણવાં. સીખની પ્રજાસત્તાથી ઉભા થયેલા રાજ્યને અને લશ્કરને 'ખાલસા' કહેતા. સર લેપલ ગ્રિફિન 'રણજીતસિંહ'માં જણાવે છે કે, ડૉ. ટમ્પના મત પ્રમાણે 'ખાલસા' અરબી શબ્દ છે અને તેનો શબ્દાર્થ પોતાની મીલકત એવો થાયછે. ગુરુની પોતાની ખાસ મીલકત એવો એનો લક્ષ્યાર્થ છે. ) આમનું; (સરકાર જ જેનો ધણીરધણી હોય એવું જે કંઈ તે; આવો હાલ ખાલસાનો અર્થ થાયછે.) સરકારનું પોતાનું; સરકારી.

**ખાલી,** સ્ત્રી૦ શરીરનો અમુક ભાગ એકજ સ્થિતિમાં રહેતાં રુધિરાભિસરણના અટકાવથી તેમાં જે ઝણઝણાટ પેદા થાય છે તે; ઝણઝણી; ઝમ્ણી. ક્રિ૦પ્ર૦ :—ખાલી ચઢવી અને ખાલી આવવી=ઝણઝણી ચડવી.

**ખાલી,** વિ૦ [ अ ] જ્યાં કંઈ ન હોય તેવું; ભરેલું ન હોય એવું; જેમાં કંઈ મૂકેલું, પડેલું ન હોય એવું; ઠાલું; વસ્તુરહિત. (૨) નકામું; વ્યર્થ; અમસ્તું. (૩) માત્ર; ફક્ત. (૪) પૈસા વગરનું.

**ખાલીખમ,** અ૦ તદન ખાલી; ઠાલુંઠમ.

**ખાલીપડવું,** ક્રિ૦ અ૦ કોઈ ન વાપરે તેવું થવું; ન વપરાવું. (૨) પુરાયા ભરાયા વગર રહેવું. (૩) નબાઈ જવું; નબળા પડી જવું: શરીરે નબળું થઈ જવું.

**ખાલીપીલી,** અ૦ અમસ્તું; નકામું; વ્યર્થ; વગર કારણે.

**ખાલું,** ન૦ [ सं खल्ल ] જોડાના તળિયા ઉપરની ચામડાની ખોલ તે; જોડાનું ઉપલું ચામડું. (૨) સાળના તંતુઓ વચ્ચે રાખવામાં આવતો ભરૂ. ( ૩ ) ખળાના અનાજ ઉપર ટંકવાનું ધામ. ( ૪ ) કમ આવવાને એક ચોમાસું પરતર રહેવા જેવો ક્યારો, અથવા બેનર.

**ખાલેશ,** વિ૦ [ अ. ] સાફ; ખુલ્લું; કુડ કપટ રહિત. :— ખાલેશ દિલ.

**ખાવંદ,** પું૦ જુઓ ખાવિંદ.

**ખાવરું,** વિ૦ [ सं. खद्=ખાવું ] ખાઉધરું; જે તે ખાખા કરતું હોય એવું; ખાવાની અત્યંત લાલુપતાવાળું.

**ખાવાનું,** ન૦ [ सं. खाद्य ] ખાવાની જે કંઈ ચીજ કે ચીજો તે; ખાજ; ખાવાના કામની જે કંઈ વસ્તુ તે. (૨) ખોરાક; ખાનપાન.

**ખાવિંદ,** પું૦ [ फ़ा. ] ઠાકોર; સરદાર; શેઠ; માલીક. (૨) ધણી; પતિ; વર; સ્વામી.

**ખાવું,** ન૦ [ सं. खाद् ] ખાવાનું; ખાવાનું જમણ; ચીજ; જે કંઈ ખાવાનું હોય તે. (રોગાદિ, મેદ નિવારી)

**ખાવું,** ક્રિ૦ સ૦ [ सं खाद्=ખાવું ] મોંએ ચાવી નગળીને પેટે ઉતારવું; ભક્ષણ કરવું; જમવું

ગળવું. (રોટલો ખાધો; ગોળી ખાધી) (૨) સહેવું; વેઠવું; ખમવું. (માર ખાવો, હાર ખાધી. ગમ દમ ગાળ કે ખોટ ખાવી) (૩) વાપરવું; ભોગવવું; અનુભવવું; ઉપયોગમાં લેવું. (હવા-દવા-રસ્તું ખાવું) (૪) લાગવું; ખરચ પડવું. (આ મકાને બહુ રૂપિયા ખાધા) (૫) ક્રિયા કરવી. (છિંક આંકડી ગુલાંટ અને ફેરા ખાવા) (૬) ચોરી છૂપીથી લેવું; ગેરઉપયોગ કરવો; વગર હકે લેવું. (લાંચ ખાવી. મીલકત ખાધી) ક્રિ૦ પ્ર૦ પૈસા ખાવા=લાંચ લેવી; અન્યાય કરવો. તડકો ખાવો=સુકાવું. થાક ખાવો=આરામ લેવો. વધામણી ખાવી=સૌથી પહેલાં આનંદની વાત કોઈને જઈ કહેવી. ખાઇ બગાડવું=બરોબર બદલો નહિ આપવો. ખાઇને ખોદવું=નીમકહરામ થવું. ખાવા ધાવું=ભયંકર લાગવું; ભય ઉપજાવવો. ખાવા લેવું-આપવું=કન્યાનાં સગાંએ બદલામાં નાણાં લેવાં. ખાઇ જવું=ઓહિયાં કરવું; ઉચાપત કરવું. ખાઇપી લેવું=પરવારવું; તૈયાર થવું. ખાતેપીતે=સુખી; સારી સ્થિતિવાળો. ખાઇપીને મંડવું=ખંતથી કામ કરવું. સાથે ખાવું=આડો વ્યવહાર રાખવો.

**ખાવો**, પું૦ પણાં ઉંડાં મૂળવાળું એક ઘાસ. (આવા ઘાસની જડો ખેતરોમાં બહુ ઉંડી જતી રહે છે. અને જ્યાં સુધી તેને ખોદી કાઢવામાં આવે નહિ, ત્યાં સુધી જમીન કસ આપતી નથી)

**ખાસ**, વિ૦ [અ.] પોતાનુંજ; પોતીકું. બહુજ અગત્યનું; જરૂરનું; મુદ્દાનું.

**ખાસગત**, વિ૦ [અ.] પોતાનુંજ; પોતાને લગતુંજ. (૨) ખાનગી.

**ખાસગી**, જુઓ ઉપલો શબ્દ.

**ખાસડકુટો**, પું૦ ખાસડાં ખાધા કરે એવો માણસ. (૨) ખાસડકુટનું, કંટાળાભરેલું કામ; -નું કામ.

**ખાસડાંબાજી**, સ્ત્રી૦ એકબીજાઉપર ખાસડાં નાંખીને ગમ્મત કરવી તે; ગદ્ધામસ્તી; અસભ્ય-મૂર્ખ માણસોની ખોટી લડાઈ; અસભ્ય ખોટી લવાદ લડવી તે.

**ખાસડાંખોર**, વિ૦ ખાસડકુટો.

**ખાસડિયાંકેળાં**, ન૦ લાંબાં અને વણ ધારો એક જાતનાં કેળાં; એની અંદર વચમાં કાળો રેસો હોય છે.

**ખાસડું**, ન૦ પગરખું; જુનું અને ઘસાયેલું પગરખું; જુનો જોડો.

**ખાસદાર**, પું૦ સાથે રહેનારો માણસ; પરિચારક; સેવક; અનુચર.

**ખાસદોસ્ત**, પું૦ ખરેખરો બહુજ પ્રીતિવાળો મિત્ર; ખાનગી મિત્ર. છાની વાત જાણનારો -અંગત મિત્ર.

**ખાસબરદાર**, પું૦ લશ્કરી અમલદારનાં હથિયાર ઉંચકનાર; સરદારનાં હથિયાર લઇ સાથે ફરનાર.

**ખાસાનુગીડું**, ન૦ વૈષ્ણવોના મંદિરોમાં મહારાજને અને ઠાકોરજીને માટે જે ખાસ બીડાં બનાવવામાં આવે છે તે.

**ખાસિયત**, સ્ત્રી૦ [અ.] સ્વભાવ; પ્રકૃતિ. (માણસની) ગુણ; ધર્મ; અસર; (પદાર્થની) (૨) ટેવ; આદત.

**ખાસી**, વિ૦ જેના વીર્યોત્પાદક અવયવ કાપી નાંખેલા હોય એવું; વૃષણ રહિત. (બળદ અને ઘોડો જેના વૃષણ કાપી નાંખેલા હોય તે ખાસી કહેવાય છે).

**ખાસું**, વિ૦ [અ.] સારું; રૂડું; મજેનું.

**ખાસે**, અ૦ વાહવાહ; સારું; બેસ. (૨) શાબાશ; ભલે.

**ખાળ**, પું૦ [સં ક્ષાલ્=ધોવું] પાણીની નીક; નળ; (મેલું-ધોવાણનું પાણી વહી જવાને બાંધેલો માર્ગ-જોગ નળી કે નાળથી બાંધેલી નીક) નાની જેને એક છેડે પાણી જવાની નળી મૂકેલી હોય એવી ઓરડી.

ક્રિ૦ પ્ર૦ ખાળે જવું=પિશાબ કરવા જવું; ખાળે બેસવું=પિશાબ કરવો.

**ખાળકુંડી,** સ્ત્રી૦ મેલું પાણી જે ખાળમાં થઇને વહી જતું હોય તે ખાળને છેડે પાણીમાંનો કચરો ઠરી રહેવા બનાવેલી કુંડી તે.

**ખાળકુવો,** પું૦ ખાળનું (મેલું) પાણી જવાને કરેલો ઉંડો ખાડો, કુવો તે. (૨) સંડાસનો કુવો; શૌચકૂપ.

**ખાળવું,** ક્રિ૦ સ૦ વચમાંથી બંધ પાડવું; થોભાવવું; અટકાવવું; રોકવું; આગળ ન વધે એમ કરવું.

**ખાણું,** ન૦ જમાની; જામીનગીરી; બાંયધરી; સાન.

**ખાળો,** પું૦ ખળાઇ રહેવું તે; ખોટી રહેવું પડે તે; રોકાણ; અટકાવ. (૨) વાર; વિલંબ. (૩) બંદર; મુકામ; વિસામો. (ઘોડાનો ખાળો) વિ૦ ખાળનાર; રોકનાર.

**ખાં,** પું૦ [ ફા. ] મુસલમાન ગૃહસ્થો અને અમીરોને બોલાવવાનો ખિતાબ; સરદાર; શાહજાદો. ખાં=સાહેબ. (૨) ખૂબી પિછાનનાર; સમજુક; કદર બુજનાર; ઉસ્તાદ :–એ ભાઈસાહેબ તો કવિતા અને ગાયનના ખાં છે.

**ખાંખડિયું,** ન૦ (ખુંખું કરવા ઉપરથી) હાંસો; ઉધરસ.

**ખાંખણ,** ન૦ ચોળવાનું એક ઓસડ; દવા.

**ખાંખત,** સ્ત્રી૦ ચાનક; ધ્યાન; કાળજી; ખંત. (૨) છીટ; અસુખત.

**ખાંખતી,** વિ૦ ખાંખતવાળું; ખંતીલું; નાનું મોટું, કામનું નકામું જે કંઈ હોય તે સાચવી રાખવાની ખંતવાળું.

**ખાંખરોટવું,** ક્રિ૦ સ૦ ખંખેરીને ચોપડવું; જરા જરા લગાડવું; થોડું લઈ ઘસીને બધે ચોપડવું તે. ( રોટલી ખાંખરોટવી )

**ખાંખાખોળા,** પું૦ ખુણે ખોચરે આમતેમ બધે ખોળંખોળા કરવી તે; બધે ઠેકાણે ઉંચું નીચું કરીને ખોળવું તે. ( આ શબ્દ બહુવચનેજ વપરાય છે ) ક્રિ૦ પ્ર૦ ખાંખાખોળા કરવા=આમ તેમ ખુણે ખોચરે શોધવું. ખંતથી શોધવું.

**ખાંખારવું,** ક્રિ૦ અ૦ ખુંખારવું; હાંસવું; ખુંખારો કરવો. (૨) ઘોડાનું બોલવું; અવાજ કરવો.:–ઘોડો ખાંખારે છે.

**ખાંખારો,** પું૦ જુ૦ ખુંખારો.

**ખાંખાં,** ફાંફાં. ( કાઠિયાવાડ )

**ખાંગડ,** પું૦ બાગેલો ટૂટેલો બેડોળ એકાદો કાકરો; કુકો. (૨) બહુ ગરમી લાગવાથી પીગળી ગયેલી ઇંટનો કકડો તે; લોઢ.

**ખાંગડી,** સ૦ નાનો ખાંગડો.

**ખાંગડો,** પું૦ [ સં. ક્ષર્=ખરવું ] ખરી ગયેલો કોઈ આખી વસ્તુનો એકાદો ભાગ તે; કાંકરો; કુકો. (૨) ઠાંખલા; સીપ વગેરેના કકડા કે કાંકરા તે.

**ખાંગુ,** પું૦ જાણભેદુ; ચાડખુ; મળતિયો; ખરી વાતનો જાણનાર. ( ચોરનો ખાંગું. નર્મ.)

**ખાંચ,** સ્ત્રી૦ ખાંચો; ખુંચ; ખોલ; ખોભણ; નાનો ખાડો; ખાણ. (૨) સાંકડ; મુંચવણ. (૩) ખોટ; ટોટો; નુકસાન. (૪) જમે ઉધારનો ટાળો નહિ મળવો તે; વધઘટ; ખોટ.

**ખાંચકો,** પું૦ ( ખમચાવું ) ખમચાઈ રહેવું તે; આંચકો; અટકવું કે પાછા પડવું પો તે; ખંચાઈ જવું પડે તે; અટકાયત; ખંચાવું તે.

**ખાંચખુંચ,** નાની મોટી ખોડ ખાંપણ; ભૂલચૂક; બારીક શારીરિક દોષ; વાંધોસાંધો. (૨) બારીક જે કંઈ જાણવા જેવું હોય તે; ઝીણવટ.

**ખાંચખુંચવાળું,** વિ૦ ખોડ ખાંપણ જાણનારું; ઝીણી નજરવાં; ઝીણવટવાળું. (૨) ...

વણવાળું. (૨) વાંકું; ઉચુંનીચું.

**ખાંચડ,** સ્ત્રી૰ કઢણની એક તરફની ઉંડી જગા તે; ઢોળાવની બાજુની ખીણ.

**ખાંચવું,** ક્રિ૰ સ૰ ખેંચી રાખવું; પાછું હઠાવવું.

**ખાંચાખુંચી,** સ્ત્રી૰ નાના મોટા ખાંચાવાળી સ્થિતિ તે; ખુણાખોચરા; ખાડાટેકરા; ઉંચુંનીચું; ગલીકુંચી.

**ખાંચો,** પું૰ એક સરખી ધાર સપાટી અથવા લીટીમાં પડતો ખાડો અથવા વાંક તે. (૨) સાંકડો રસ્તો; ગલી; રસ્તાનો ફાંટો; નાનો મહોલ્લો કે પોળ. ( ઘોઆનો ખાંચો ) (૩) ખુણો. (૪) વાંધો; હરકત. (૫) અટકાવ; બંધી.

**ખાંચાળું,** વિ૰ ખાંચાવાળું; વાંધાવાળું.

**ખાંજણ,** સ્ત્રી૰ જ્યાં દરિયાનું પાણી આવીને ભરાઈ રહેતું હોય એવી જગા.

**ખાંજરું,** ન૰ ખુણાનું ઠેકાણું; ખુલ્લું નજરમાં ન ગણાય એવું સ્થાન; ખુણો. :— આ કાન ખાંજરે નાંખશો નહિ. (૨) કુકડીનું સ્થાન.

**ખાંડ,** સ્ત્રી૰ [ સં. ખણ્ડ ] ગળપણવાળા રસને ઉકાળી તથા સ્વચ્છ કરી બનાવેલી રેતી જેવી કે પકડેલાર વસ્તુ; ખંડ કયુ કણદાર ગળપણ. શર્કરા. ક્રિ૰ પ્ર૰ ખાંડ વાપરવી=મીઠું બોલવું; ખાંડ પીરસવી=સારું લગાડવું. ખાંડ ખાવી =ખખમારવી; ખાલી બોલવું. ( લોક બોલે છે તે ખાંડ ખાય છે )

**ખાંડકુટ,** સ્ત્રી૰ મનમાં જે ગડભાંગ થાય તે; ગુંચવણ; અમુંઝણ; અકળામણ; ગભરાટ, ઉત્તાપ; ચિંતા; ફીકર; અજંપો.

**ખાંડણિયું,** ન૰ ખાંડવાનું હથિયાર તે; સાંબેલું; મુસળ. (૨) પકડેલો ખાંડણિયો.; કોઈપણ વસ્તુ ખાંડવાનું ઠામણું.

**ખાંડણિયો,** પું૰ [ સં. તાડ ] પત્થર અથવા લાકડાનું ખાંડવાનું બનેલું તે; ખાંયણિયો; પત્થર અથવા લાકડાના ગચિયામાં ગોળ ખાડો કરી બનાવેલું ખાંડવાનું તે.

**ખાંડણી,** સ્ત્રી૰ અહિંતહિં ફેરવી શકાય એવું લાકડા કે ધાતુનું ખાંડવાનું પાત્ર; નાનો ખાંડણિયો; ખાંયણી.

**ખાંડણું,** ન૰ ખાંડવાની વસ્તુ તે; ખાંડવાનું જે તે. ( જેમ દાળવું )

**ખાંડવ,** ન૰ [ સં. ] કુરૂક્ષેત્ર આગળનું એક વન, કે જે કૃષ્ણની સહાયથી અર્જુને બાળ્યું હતું તે.

**ખાંડવું,** ક્રિ૰ સ૰ વસ્તુના જુદા જુદા ભાગ થઈ જાય તેમ તેને કચરવું; કુટવું; ભાગવું; વાટવું; કકડા કકડા કરવા; ફોતરાં છોડાં કાઢવાં. (૨) આઘાત કરવો; ઘા ધક્કા મારવા; ખંડાય એમ કરવું. (૩) અકળાવવું; રગડવું; ખુંદામારવું.

**ખાંડિયું,** ન૰ નાની ભેંસ; જોટડું.

**ખાંડી,** સ્ત્રી૰ વીસમણનું માપ; અમુક વજન જેટલો જથો.

**ખાંડીબંધ,** વિ૰ પુષ્કળ; ખાંડીએ મપાય, જોખાય એટલું; ઘણું. (૨) અ૰ જથ્થે; સામટું; સાગે; બાંધેજથ્થે.

**ખાંડું,** વિ૰ [ સં ખણ્ડિત ] ખંડિત; આખું નહિ તે; ખંડિત થયેલું; ભાગેલું; ટુટેલું; ખાપ પડી હોય એવું.

**ખાંડું,** ન૰ [ સં ખડ્ગ ] બેઉ તરફ ધારવાળી તરવાર; સીધી અથવા વાંકી પણ પાનાની વચમાં ખોભણવાળી તલવાર; તરવાર. (૨) વર વગરની જાન. ( ગરાસિયા અને કોળીઓમાં એવો રિવાજ છે કે, વર તરફના કેટલાક માણસો ( જાનૈયા ) એક તરવાર લઈ કન્યાના બાપને ત્યાં જઈ કન્યાને લઈ વરને ત્યાં પાછા ફરી આવે છે. કન્યા વરને ઘેર આવ્યા પછી લગ્નવિધિ થાય છે. (તેઓ જે ખાંડું-તરવાર લઈને કન્યાને લેવા જાય છે તે )

જે અસર તે; શોક; દીલગીરી; મનોભંગપણું; ખિન્ન થવું તે.

**ખિમણું,** ન૦ દાગીનાઓમાં નંગ બેસાડવાનું જે ખાનું તે. ( નથની, વાળીના ચાંપામાંનું નંગ. ) વાળીના ચાંપામાં જડેલો હીરો.

**ખિમા,** જુ૦ ક્ષમા.

**ખિયાલા,** ( ખિયાલું=ખ્યાલ=તરંગવાળું ) ખીલેલું; મત્ત; તરંગી. ઉ૦ પિયા પિયાલા ને હુવારે ખિયાલા. જોજો.

**ખિસકોડી,** સ્ત્રી૦ જુ૦ ખીસકોલી. ગામડિયા કે અનાર્ય લોકો આમ બોલે છે.

**ખિલત,** જુ૦ ખિલ્લત.

**ખિલવત,** ન૦ ( अ. ) ખાનગી સલાહ; ગુપ્ત મસલત.

**ખિલાવટ,** સ્ત્રી૦ ખીલી રહે એમ કરવું તે; પ્રફુલ્લ કરવું; કેળવીને સરસ બનાવવું તે; ખીલે એવી રીતે કરવું તે; ખૂબ ખીલવવું તે.

**ખિલાડી,** જુ૦ ખેલાડી.

**ખિલાવવું,** ક્રિ૦ સ૦ ખીલે એમ કરવું; ફુલાવવું; બહલાવવું; ચડાવવું; ઉડાડવું; લંડેરમાં ચડાવવું; મસ્કરી કરી ગમ્મત કરવી; રમાડવું; ઉશ્કેરવું; ઉત્તેજન આપવું.

**ખિલોડી,** જુ૦ ખીસકોલી.

**ખિલોણું,** ન૦ રમવાનું જે સાધન તે; રમકડું; નાનાં છોકરાંને રમવાનું વતરણું તે.

**ખિલ્લત,** સ્ત્રી૦ પ્રીતિ જાહેરખાની અથવા પ્રસન્નતા બતાવવાને જે પોષાક આપવો તે; સરપાવ; પહેરામણી; પોષાકની ભેટ. રાજા પાદશાહે કોઈ માણસને ઓદ્ધા ઉપર નિમોજતાં તેને જે પોષાક આપવો તે. ( આમાં કપડાં ઘરેણાં અને હથિયારનો સમાવેશ થાય છે )

**ખિલ્લે,** જુ૦ ખીલો.

**ખિસમિસ,** સ્ત્રી૦ ( फा. किश्मिश् ) ઠળિયા વગરની સુકી નાની દ્રાક્ષ કે કાળી દ્રાક્ષ.

**ખિસર,** સ્ત્રી૦ સંક્રાંત; ઉત્તરાયન.

**ખિસવું,** જુ૦ ખસવું. ( સુરત તરફ ટંક ચાંપીને બોલનાર (અજ્ઞાન) ખસવું ને ખિસવું એમ બોલે છે )

**ખિસ્કોલી,** સ્ત્રી૦ ખીસકોલી. ઉ૦ ખાખરની ખિસ્કોલી.

**ખિંટલિયાળું,** વિ૦ વાંકડિયું; આંકડીવાળું (વાળ) ઝીણા ધારદાર ખીલાના જેવું; ખટકે ખુંચે એવું. ઉ૦ ખિટલિયાળી આંખડી. ( ખીટી ઉપરથી-ખીટીઓ-ઉભી અણિઓ-વાળું, રોમાંચયુક્ત )

**ખિંડ,** જુ૦ ખીણ.

**ખીખી,** અ૦ અવાજ થાય અને દાંત દેખાય તેમ હસવું તે; હસવાનો અવાજ; ખડખડ. (૨) મજાક કરીને હસવું તે; દાંત કાઢવા તે.

**ખીચ,** વિ૦ ગીચ; ભરચક; ભરપુર. (૨) ના૦ ખીચડી (નું ટુંકું નામ)

**ખીચડિયું,** વિ૦ [ कृशर खिचर ] ભેળસેળિયું; પંચરંગું; જેમાં એકથી વધારે જાતિનું મિશ્રણ હોય એવું :-ખીચડિયું જણતર.

**ખીચડી,** સ્ત્રી૦ એકઠું કરેલું જુદી જુદી જાતનું અન્ન વગેરે તે; મિશ્રણ; ભેળસેળ. (૨) એકઠાં કરેલાં ચોખાદાળનો રાંધેલો અગર નહિ રાંધેલો જથ્થો તે. (૩) સીધું. (૪) હલકો અને સંકેલો એક જાતનો ખાવાનો પદાર્થ. ક્રિ૦ પ્ર૦ ખીચડી ખાતી નકામાં બધાં ખાવાં ને બેસી રહેવું. કહે૦ વખાણી ખીચડી દાંતે વળગે. ખીચડી ખવડાવવી =ભરણપોષણ કરવું.

**ખીચડું,** ન૦ ખીચડીનું તુચ્છ રૂપ; હલકો ખોરાક; સામાન્ય ખોરાકનો જે હલકો પદાર્થ તે. (૨) ખોરાક; સીધું; ખાણું. કહે૦ ગાંનું ખીચડું ખાવું ને ગાંડાની સાથે જવું.

**ખીચડો,** પું૦ પ્રમાણમાં બહુપણું અને જાત તથા બનાવટમાં સાદાઇ દેખાડનારૂં ખીચડીનું આમ્ર રૂપ; આખા ચોખામગનો અથવા આખાં ઘઉંદાળનો ખાવાનો એક

**ખીલડો,** પું૦ [સં. कील] ઘંટીના નીચલા પડની વચ્ચે ધ.લવાનો ઉપલું પડ જેની ઉપર ફરે છે એવા ખેરના લાકડાનો ખીલો; ખૂંટો અણીદાર લાકડાનો કકડો; ગરજો.

**ખીલકૂકો,** પું૦ છોકરાંની એક રમત; ઘંટી-ખીલડો.

**ખીલમાંકડી,** સ્ત્રી૦ ઘંટીના ઉપલા પડની વચ્ચે ખીલડાવાળું જે લાકડુ તે;

**ખીલવટ,** સ્ત્રી૦ ખીલવણી; ખીલવવું તે; ખેડાણ. (૨) પું૦ કપડામાં જે અડધેથી કિંવા અધુરેથી દોઢ સાંધો કરવો તે.

**ખીલવટો,** પું૦ ખીલવનાર.

**ખીલવણી,** સ્ત્રી૦ ખિલાવવું તે; શોભાવવું તે; બહલાવવું તે; પ્રતિદિવસ મહેનત લઇ લઇને ઉત્તરોત્તર સારું બનાવવુ તે. (૨) ચઢવણી; ઉશ્કેરણી.

**ખીલવવું,** ક્રિ૦ સ૦ ખીલે તેમ કરવું. (૨) કેળવીને વધારે સારું બનાવવું. (૮) ચઢાવવું; ઉશ્કેરવું; ફુલાવવું; ગમ્મત ઉપર લઈ જવું. (૩) ઘાંટવુ; સાથે સીવવું.

**ખીલવું,** ક્રિ૦ અ૦ ફૂલવું; ઉઘડવું; પ્રફુલ્લ થવું; વિકસવું. (૨) શોભવું; દીપવું; પૂર્ણતાએ પહોચવું; રૂપે સુંદર દેખાવું; બહારમાં આવવું; (૩) ગમ્મતે ચઢવું; ખુશીમાં આવવું; (૪) ચઢવું; ઉશ્કેરાવું; વિફરવું; ફાટવું.

**ખીલાપાટી,** સ્ત્રી૦ પેચ પાડવાનું (પેચના આંટા પાડવાનું) ઓજાર તે.

**ખીલારખું,** વિ૦ ખીલે બાંધ્યું રહેનારું; બહાર ચરવા નહિ જતાં માત્ર ખીલે બંધાઈ રહેવાની જેને ટેવ પડી ગઇ હોય એવું (ઢોર). (૨) ખીલા સરખું; ખીલા જેવું; ખીલાના ઘાટનું. માટી અથવા પત્થર ઉપર છાપમેદ્રા કે ખણેલા જે આકાર તે. :—ખીલારખા અક્ષરની તકતીઓ મધ્ય એશિયામાંથી જડે છે.

**ખીલી,** સ્ત્રી૦ નાનો ખીલો; ચુંક; મેખ; ઠેસ. (૨) ટાંકણી. ખીલી ઠોકવી; (દઢકરવું, સજ્જડ બેસાડવું) હરકત નાંખવી.

**ખીલીખટકો,** પું૦ ખીલી ખુંચવા જેટલી જે પીડા તે; હરકત; અડચણ; હાનિ; ઈજા; નડતર :—તગારા છોકરાને ખીલીખટકો આવવા દઇશું નહિ.

**ખીલીપસિયારાં,** ન૦ જેની અંદર ખીલી રાખવાથી ઉઘાડવાસ થાય એવાં બારણાં તે; ખીલીવાળાં કડાં સાંકળાંનાં મોઢિયાંના નકુચા તે.

**ખીલો,** પું૦ [સં. कील] એક તરફ અણી અને બીજી તરફ માથું હોય એવો લાકડા લોઢાનો નાનો મોટો કકડો તે; ચુંક. (૨) લાકડાની મેખ. (ઢોર બાંધવાની) ખાંસ; કાયર. ખીલાને જોરે કૂદે. ક્રિ૦ પ્ર૦ ખીલે બાંધવું—નકી, પાકું કરવું; ખાતરી કરવી. ખીલો ઠોકવો—નકી થઇ પડવું.

**ખીસર,** પું૦ ઠંડીનો દિવસ.

**ખીસકોલી,** સ્ત્રી૦ [प्रा. खाडक्खिडो] ઉંદરના જેવું કંઇક નાનું ચપટું અને ગુચ્છાદાર પુંછડીવાળું પ્રાણી; ખિસકોલી.

**ખીસાકાતરુ,** વિ૦ ખીસું કાતરનાર; ભીડમાં છુપી રીતે કોઇનું ખીસું કાતરીને અથવા તેમાં હાથ ઘાલીને ચોરી કરનાર. (૨) ના૦ સારા દેખાવનો ચોર; શાહુચોર.

**ખીસાખરચ,** ન૦ સાધારણ રીતે અકસ્માત ખરચ કરવાને ખીસામાં રાખવાનું જે નાણું તે; પોતાને પસંદ પડતી બાબતમાં ખરચવાનું ખાનગી ખાસ ખરચનું નાણું તે.

**ખીસાખાલી,** વિ૦ ભિખારી; જેની પાસે કંઈ હોય નહિ એવું; કંગાલ.

**ખીસિયાણું,** જુ૦ ખસિયાણું.

**ખીસું,** ન૦ (फा. खीसह) શરીર ઉપર પહેરવાના કપડામાં કંઈ વસ્તુ નાણું વગેરે મૂકવાને સીવણના અતરપટથી કોથળી જેવું કર્યું હોય તે; ગજવું; ગુંજું. (૨) પર.

૨૦ પ્ર૦ ખીસાખાલી=ગરીબ. ખીસાભર=લાંચિયો; લોભી. ક્રિ૦ પ્ર૦ ખીસામાં ઘાલવું-મૂકવું=લઇલેવું. ખીસાનું તર=પૈસાદાર. ખીસું ભરવું=પોતે પોતાનું કરવું; લાંચલેવી.

**ખુઆર,** જુ૦ ખુવાર.

**ખુજલી,** સ્ત્રી૦ કંડુ; ખણુજ; ચેળ; વલુર; ધવડાટ; ખંજવાળ. (૨) ખજવાળવું પડે એવો એક જાતનો ત્વચારોગ; ખરજ; ખસ; દદ્રુ, લુખસ, ખરજવું, વગેરે ફીડના રોગો તે. (૩) જેથી ખણવું પડે વા જેનાથી ખંજવાળ થઇ આવે એવી રજોટી તે; ખજુળી; એક જાતની રજ(ખુવારફળી કાચ વગેરેની).

**ખુટકો,** પું૦ ખોટ; ઘટ; ઓછ; ખટ; કસર.

**ખુટરો,** પું૦ બળતા લાકડાનો બળીને ધગધગ થઇ ગયેલો ખોટારો; લાળો. (૨) ખોયણું.

**ખુટાડવું,** ક્રિ૦ સ૦ ઓછું થાય એમ કરવું; ઘટે એમ કરવું; ઘટાડવું; ખૂટે એમ કરવું. (૨) ફોડવું; ફિટાડવું.

**ખુટેલ,** વિ૦ જેની પાસેથી ધન ખૂટી ગયુ હોય એવું; દીન; કંગાલ. (૨) દેવાળિયું; ફરેલ.

**ખુડ,** ન૦ ધાબું; અગાસી.

**ખુડી,** (ખુડે) અ૦ બાળકને ઉધરસ ચઢે ત્યારે તેને વાંસે હાથ ફેરવતાં બૈરાં આવો જે શબ્દ બોલે છે તે. (ખુડી-ખુડે)

**ખુણ,** સ્ત્રી૦ [સ. ક્ષુદ ક્ષુણ્ણ] નિશાની; ચિહ્ન. (૨) ખુણો; કોણ; દિશા.

**ખુણિયાળું,** વિ૦ ખુણાવાળું; જેને ખુણા હોય એવું; ખુણાઓવાળું.

**ખુણો,** પું૦ કોણ; ખૂણો.

**ખુત,** સ્ત્રી૦ અડચણ; હરકત. (કાઠિયાવાડ)

**ખુદ,** સ૦ (ફા.) પોતે; જાતે; જે વ્યક્તિને ઉદ્દેશીને બોલાતું હોય તે વ્યક્તિ પોતે જ તે. ખુદનું=પોતાનું; નિજ. (૨) વિ૦ અસલ; યથાયોગ્ય; મૂળ જેવું હોય તેવું; શુદ્ધ; ખરું.

**ખુદા,** પું૦ [ફા.] પરમેશ્વર; ઇશ્વર; પ્રભુ. કહે૦ ખુદા પાંજો ગદ્ધાને મો કરે. ખુદા પાધરો તો વેરી આંધળો. ખુદા મહેરબાન તો ગદ્ધા પહેલવાન. ખુદા કરેને=પ્રભુ કરેને; પરમેશ્વરની ઇચ્છા હોયને.

**ખુદાઈ,** વિ૦ [ફા.] ખુદાનું; ખુદા સંબંધી. (૨) કુદરતી; પરમેશ્વરકૃત; દૈવી. (૩) પવિત્ર; પાક. (૪) છળકપટ રહિત; સાદુ; ભોળું.

**ખુદાતાલા,** પું૦ [ફા.] પરમેશ્વર; પરવરદિગાર; પ્રભુ.

**ખુદાપરસ્ત,** વિ૦ [ફા.] પ્રભુપરાયણ; હરિશરણ; ખુદાને માનનાર-પૂજનાર; આસ્તિક.

**ખુદાવંત,** વિ૦ [ફા.] ખુદા સમાન; ખુદાના જેવું; ઇશ્વરતુલ્ય. મોટાપણું દેખાડનાર વિશેષણ, મોટી ઉપમાવાળું; રાજારાણી કે માલીકને બોલાવતાં કે અરજ કરતાં વપરાતું સંબોધન.

**ખુન,** જુ૦ ખૂન.

**ખુનકી,** સ્ત્રી૦ [ફા.] લહેર (ઉંઘ અથવા કેફની) ઘેન ભરેલી આળસ.

**ખુનખાર,** વિ૦ [ફા.] રુધિરપાતક; રક્તસ્રાવી; લોહી રેડાય એવું; લોહીની છોળો ઉડે એવું. (ખૂન=લોહી-પાડવા જેવા ખાર=દ્વેષવાળું) પ્રાણહારક; અતિઘાતકી.

**ખુનરેજી,** સ્ત્રી૦ [ફા.] કતલ; કાપાકાપી; જેમાં ખૂનની-લોહીની નીકો વહે એવી મારામારી અને કાપાકાપી તે. (ખૂન+રિખતન=રેડવું) ઘાત; પ્રાણહાનિ.

**ખુનામરકી,** સ્ત્રી૦ ખુનરેજી; કાપાકાપી.

**ખુની,** વિ૦ [ફા.] ખૂન કરનાર; હત્યારું; ખૂન કરે એવું; ઘાતકી; જેની આંખોમાં ખૂનનો જુસ્સો હોય તેવું; મારી નાંખે કે જીવ લે એવું.

**ખુન્નસ,** સ્ત્રી૦ ખૂન કરાવે એવી જે ઝેરી લાગણી તે; દ્વેષાતિશયની તીવ્રતા તે; ગુસ્સો; ઝેર; કિન્નો લેવાની જે અતિ કરડી લાગણી તે; કિન્નો; ખાર.

**ખુન્નસી,** વિ૦ ખુન્નસવાળું; પ્રાણ લે એવા ઝેરવેરવાળું; કિન્નાવાળું; ખારીલું; ઝેરી; કમીનું.

**ખુબ**, વિ૦ ઘણું; પુષ્કળ.

**ખુબસુરત**, વિ૦ [ ફા. ] સારા ચહેરાવાળું; દેખાવડું, શક્કાદાર; રૂપાળું; રૂટડું; સુંદર; રળિયામણું. ( ખૂબ=સુંદર+સુરત=દેખાવ, સિકનો; આકૃતિ–ચહેરો )

**ખુબસુરતી**, સ્ત્રી૦ [ ફા. ] ખુબસુરતપણું તે; સ્વરૂપ; રૂપ; સુંદરતા. (૨) શોભા.

**ખુબાફોડ**, ન૦ સીપો ફોડી ખાનારું પંખી.

**ખુબી**, સ્ત્રી૦ [ ફા. ] વસ્તુની અંદર રહેલો જે સારામાં સારો ગુણ તે; રહસ્ય; અદ્ભુતતા. (૨) મઝા; લહેજત. (૩) યુક્તિ; ચતુરાઇ; સ્વભાવની જે રંજક છટા તે. (૪) ભલાઈ; સારાપણું; નેકી; ચમત્કાર.

**ખુબીદાર**, વિ૦ ખુબીવાળું; ચમત્કારિક; વિચિત્ર.

**ખુમચો**, પું૦ ઢળતા કાનાની છાછર થાળી; ટાટ; તાસક. (૨) ખુમચામાં ભરીને જે ભેટ આપવામાં આવે છે તે; ભેટની વસ્તુ–મિઠાઈ વગેરે તે.

**ખુમારી**, સ્ત્રી૦ [ ફા. ] સ્વાભિમાનતા; અહંતા; પોતાનાં ધન વૈભવ અને ઓદ્દા વગેરેનો જે ગર્વ તે. (૨) કેફથી આંખમાં જે ઉંઘનો જુસ્સો તરતો દેખાય છે તે.

**ખુમારો**, સ્ત્રી૦ [ ફા. ] ગંજીફાનાં પાનાં જે રંગનાં હોય તેમાંના એકાદ રંગની જે ઝળક તે; રંગની ભભક. ( [illegible] )

**ખુર**, ન૦ [ સં. ક્ષુર ] ખરી; ઢોરના પગનો નખ; ડાબલો; નખનો એકાદ ભાગ તે.

**ખુરચન**, ન૦ ( ખરી=નખથી ઉખાડીને ચિ. ઉ૦ ચયન=એકઠું કરેલું તે ) ભુકો; દાઝ; ખપોટી; ઉખાડીને એકઠું કરેલું ખાવા જેવું જે કંઇ તે. (૨) ચવેણું; કચુમર; કાચુકોરું ખાવાનું તે.

**ખુરદો**, પું૦ (ખુરદો) [ ફા. ] કિમતી સિક્કાને વટાવી જે ઘણું અને ઉતરતી ઉતરતી કિંમતનું હલકી ધાતુનું નાણું લેવું તે; પરચુરણ; રૂપિયાનો ખુરદો=રૂપિયાથી આનાનું જે ઓછી કિંમતનું ઘણું નાણું તે. (૨) ભંગાર; કકડેકકડા કરી નાંખવા તે. (૩) તોડી ઉડાડી પુરું કરવું તે.

**ખુરદોકરવું**, વેચીને નાણાં કરવાં; વેચી નાંખવું. (૨) કાઢી નાંખવું.

**ખુરમું**, ન૦ એક જાતનો ભોજ્ય પદાર્થ–મિઠાઇ. " ખાજાં ને ખુરમાં." લોચાપુરી.

**ખુરસી**, સ્ત્રી૦ [ ફા. ] ઢીંચણ જેટલી ઉંચી લાકડાની નેતરે ભરેલી આઢેલીને બેસાય એવી બેઠક; માંચી.

**ખુરસું**, ન૦ માટીનું બેસાણું; અંગીઠીની ઓટલી.

**ખુરસેદ**, પું૦ [ ફા. ] સૂર્યનારાયણ; સુરજ; આફતાબ ( સરૂ=ઉ. ખુર )

**ખુરાસાની**, વિ૦ ખુરાસાનનું, ખુરાસાની અજમો ઇરાન તરફથી આવતાં એક જાતનાં બીજ.

**ખુલતું**, વિ૦ ઢીલું; બહાર પડતું; ખુલ્લું રહેતું હોય એવું; શરીરને ભિડાઇને રહે નહિ એવું; પહોળું રહેતું હોય એવું. (૨) શોભતું સારું લાગતું; ખલતું.

**ખુલવું**, ક્રિ૦ અ૦ ઉઘડવું; મોકળું થવું; ખસી જવું; ખુલ્લું થઈ જવું; ખીલવું; નહિ બંધ રહેવું. (૨) શોભવું; સારું દેખાવું; દીપવું.

**ખુલાસો**, પું૦ [ફા.] ખુલ્લું–સ્પષ્ટ થઇ જવાપણું તે; ભેદ જણાવો તે; કશું અંધારામાં –અજ્ઞાનમાં નહિ રહેતાં બધું સ્પષ્ટ ઉઘાડું પડી જવું અને સમજાઇ જવું તે; સ્પષ્ટતા; સમજણ; ગડગચ્ચો; શંકા કે વહેમ કાઢી નાંખવો તે. (૩) નિકાલ; નિર્ણય; રસ્તો. (૪) ફરાગતપણું; છૂટ; મોકળાશ.

**ખુલ્લું**, વિ૦ ઉઘાડું; બંધ–ઢાંકેલું નહિ એવું; મોકળું; સ્પષ્ટ; ખુલી આંખે દેખાતું; છુપું નહિ એવું; જાહેર; ચાહન. (૨) નિર્મળ; ચોક્ખું. (૩) સાફ સમજાય અને સંભળાય એવું. (૪) નહિ ઘેરાયેલું. (૫) નહિ ઘેરું; ઉઘડતું; આછું. (૬) લુંડું; નાગું; અસભ્ય. (૭) નિષ્કપટી; ભોળું; ઉદાર; ગડગચ્ચા વગરનું; સારું.

ભોંકાવું; ઘોંચાવું; ખટકવું. (૨) દુખવું; કરકર લાગવું. (૩) અસર થયા કરવી; દુઃખ થયા કરવું; નહિ નિરાંત વળવી; મનમાં લાગ્યા કરવું. :—એ વાત મને ખુંચ્યા કરે છે. કળી રહેવું; વળગી રહેવું. :—ખાંટાયેલાં શુંરે ખુંચી રહ્યો.'-પ્રીતમ. ચરચરવું; ખટકવું. નહિ મન માનવું; અસંતોષ રહેવો. :—એના પેટમાં ખુંચે છે.

**ખુંચાવવું,** ક્રિ૦ સ૦ ખેંચીને લઇ લેવું; ઝુંટાવી લેવું; હરી લેવું. ખુંચી લેવું; ખુચવી લેવું; ખુંચાવી લેવું; તાણી લેવું; બળથી લઈ લેવું.

**ખુંટ,** પું૦ હદનું નિશાન. (૨) અ૦ બરોબર; માપસર.

**ખુંટડી,** સ્ત્રી૦ પગનું ઠેસણું.

**ખુંટડું,** ન૦ ખુંટવાનું ઓજાર; ચીપિયો. (૨) ખુંટવાનું જે કામ તે; ખુટણ.

**ખુંટણ,** ન૦ ખુટવું તે; ખુંટવાનુ જે કાર્ય તે; ખુંટવાની ક્રિયા. (૨) ચીમટો; ચીપિયો.

**ખુંટવું,** ક્રિ૦ સ૦ [ સ. क्षप् ] મૂળ સાથે ખેંચી નાંખવું; જડમૂળથી ઉખાડી નાંખવું; વીણી-વીણીને નિર્મૂળ કરવું. દ્વેષ કે અભાવપૂર્વક કોઈ વસ્તુ માણસ વગેરેનું નિકંદન કાઢવું; રૂંપવું; (વાળ) ચુંટવું; વિંધવું; વિધવું.

**ખુંટાઉ,** ન૦ ખોયણું; બળતા લાકડાનો કકડો.

**ખુંટિયો,** પું૦ બાજીગર; ખેલાડી; જાદુગર; માયાવી. (૨) સાંઢ.

**ખુંટી,** સ્ત્રી૦ ખીટી; મેખ; કપડાં ભરવવાને ભિંતે કિંવા દ્વારાળે જડેલો જે વાંકો કે સીધો ખીલો તે. (૨) ખુણો (કપાળની બે બાજુએથી વાળ ટુંપાવી જે ખુણા કઢાવ્યા હોય તે) (૩) અંગરખાની કળી.

**ખુંટું,** ન૦ ઠુંઠું; કરચો; ખરચો. કાપી નાંખેલા ઝાડનું જે થોડું થડ જમીનમાં રહેલું હોય તે.

**ખુંટો,** પું૦ ખીલો; મેખ; મોટી ચુંક; માથાવાળો લોખંડ કે લાકડાનો અણીદાર કકડો. (૨) ગરજો; ઠુંઠું; ભોંય અથવા લાકડામાં ઉભું રહેલું ગરજા જેવું ઠુંઠકું તે. (૩) બંદરમાં લંગરાતાં વહાણો ઉપર લેવાતો કર.

**ખુંદણું,** ન૦ ધિંગાણું; કૂદતાં કૂદતાં ફરવું તે; ધમ્માચકડી; ખુંદાખુંદ કરી મૂકવી તે.

**ખુંદવું,** ક્રિ૦ સ૦ ઉભે ઉભે પગ ઉચાનીચા કરીને ગદડવું—ચાંપવું; ગુંદવું; કચરવું. (૨) પગ ઉચાનીચા આડાઅવળા મૂકતાં ને તાળી પાડતાં તથા કૂદતાં કૂદતાં ગાવું. (બૈરાં પાટ ખુંદે છે) (૩) હેરાન કરવું; જેમ નરમ થાય તેમ તેમ વધારે વિતાડવું; પજવવું. ઉ૦ જેમ ખુંદી ખમું હુંરે, નચાવી નાચ્યું છું. દયારામ. પગથી ખુંદીને ઢીલું—નરમ કરવું.

**ખુંદાખુંદ,** સ્ત્રી૦ ગુંદાગુંદ; કચરાકચરી. (૨) કૂદાકૂદ; ધમ્માચકડી કરવી તે.

**ખુંદાવવું,** ક્રિ૦ સ૦ ગુંદાવવું. (૨) ઢમચી લેવરાવવી; કૂદતાં ને ઘૂમતાં ગવરાવવું.

**ખુંદાળવું,** ક્રિ૦ અ૦ ખાઇપીને મોજ મારવી.

**ખુંધ,** સ્ત્રી૦ [ સં. स्कन्ध ] ખભા આગળ પીઠપર જે ઢેકો નીકળેલો હોય તે; વાંસો વળી જવાથી થયેલો ટેકરો.

**ખુંધું,** વિ૦ ખુંધવાળું; જેના વાંસા ઉપર ઢેકો નીકળેલો હોય તેવું; બરડેથી વળી ગયેલ.

**ખુંતવું,** ક્રિ૦ અ૦ કળવું; કાદવમાં ઉતરી પડવું; પેસી જવું.

**ખુંપ,** પું૦ પરણવા જતા વરનું માથું અને ચહેરો ઢકાય તેમ જરીકસબના તારનો કે ફૂલના હારડાનો જથો, ચારે તરફ ઝૂલી રહે તેમ તેના માથાપર નાંખવામાં આવે છે તે. :—ગુલાબના ફૂલનો ખુંપ.

**ખુંપડી,** સ્ત્રી૦ નાની છત્રી; પેણી કે તાલના જેવા આકારની પાંદડાં અને વાંસની સળીઓની બનાવેલી છત્રી.

**ખુંપડો**, પુ૦ મોટી છત્રી, છત્ર; ટોપ

**ખુંપરો**, પુ૦ ખરચો; ઝાડ કે છોડ કાપી લીધા પછી કે ભાગી પડયા પછી જમીનમા ઉભો રહેલો તેનો જે થોડોક ભાગ તે, દાતો. (૨) ખરચો કે દાતો ભરાયાથી કપડામાં જે ફાટ કે ચીરો પડયો હોય તે.

**ખુપવું**, ક્રિ૦ અ૦ અદર ઉંડુ પેસવુ, ઉડુ ઉતરવુ; પેસવુ; ભોકાવુ; વિંધાવુ; દાખલ થવુ. (૨) અદર ઉતરી ચોટી જવુ,-માં ભરાઈ રહેવુ; ફસાઈજવુ. -સોય પણ ખુપે નહિ એવું આ કપડુ છે. ભેશ કાદવમાં ખુપી ગઈ.

**ખુંપાવવું**, ક્રિ૦ સ૦ ખુપે એમ કરવુ, પેસાડવું, દાખલ કરવું. (૨)-માં-અદર ઘાલી દેવુ, ઘોચવું.

**ખૂટ**, સ્ત્રી૦ ખોટ; જે ખૂટતું હોય તે, કસર, ઓછ, ઘટ.

**ખૂટવું**, ક્રિ૦ અ૦ [ સ. કુટ્=અટકવુ ઉ૦ પ્રા. ખુટ્ટ ] ઓછુ થવુ; ઘટવુ, કમી થવું. (૨) પુરુ થઈ જવુ, આવી રહેવુ. ઉ૦ ખૂટયુ ખાવા શુ પિયેર તારે, ફરવાં કપડાં પડે પણ મારે.

**ખૂન**, ન૦ [ ફા. ] જીવથી મારી નાખવું તે, ઘાત, હત્યા, પ્રાણ લેવો તે, ખૂન કાઢી નાખવુ તે. (૨) લોહી, રુધિર; રક્ત. (૩) કોઇનો જીવ લેવા જેવો જે ગુનો તે. (૪) ઝેર, વેર લેવાની તરસ, જુસ્સો.

**ખૂપવું**, ક્રિ૦ અ૦ પેસવુ, દાખલ થવુ; અદર જવુ. (૨) જમાવવુ-દેશ દેશ નવી દુકાન ખૂપવે. જીવરામ ભટ.

**ખૂબ**, વિ૦ [ ફા. ] ઘણુ, પુષ્કળ, જોઇએ તેથી વધારે. (૨) સરસ, સારુ, સુદર, મજેનુ.

**ખુચ**, જુઓ ખુચ.

**ખૂંચવું**, જુઓ ખુચવુ.

**ખૂંટ**, પુ૦ જમીનની અનુક હદ અથવા માપ દેખાડવાને દાટેલો પથ્થર તે, જમીનનુ માપ દેખાડનારી નિશાની તે. (૨) વિ૦ પુરેપુરું; બરોબર અને તડોતડ, જરા પણ કમી નહિ એવુ -આ ધોતીજોડો ખૂંટ દસ હાથનો છે.

**ખૂંપ**, જુઓ ખુપ.

**ખૂણો**, પુ૦ [ સ. कोण ] બે બાજુઓ કે બે દિશાની લીટીઓ જ્યાં મળતી હોય તે જગા; ખાચો; પ્રાત, અણી. (૨) ખાડો; ખાણ.

**ખે**, પુ૦ [ સ. क्षय ] ક્ષીણ થઈ જવુ તે, ક્ષય, નાશ; પાયમાલી.

**ખેચર**, ન૦ [ સ. ख+चर् ] આકાશમા ગતિ કરનારું; હવામાં ઉડનાર. (૨) ન૦ આકાશમા ફરનારુ પ્રાણી. (૨) ચદ્ર તારા વગેરે ગ્રહ. (૪) દેવ (૫) ભૂતપ્રેતાદિ તે. (૬) વિ૦ આકાશમા ઉડનાર-દેવ, ગ્રહ, પખી.

**ખેચરી**, સ્ત્રી૦ જેનામાં આકાશ-હવામાં ફરવાની શક્તિ હોય એવી સ્ત્રી, દેવી, ભૂતડી, જોગણી. ઉ૦ ખાઉં ખાઉં કુ ખેચરી, કાળ રૂપ થઈ કાળકા. શામળ. (૨) હવામા ગતિ કરવાની વિદ્યા કે શક્તિ તે. (યોગમાં) આકાશમાં ફરનારી સમળી, એક જાતની યોગમુદ્રા; યોગીઓનુ એક જાતનુ આસન.

**ખેટ**, ન૦ નાનુ ગામડુ (૨) શિકારી (આખેટ)

**ખેટક**, ન૦ વ્યસન; ગાડુ; ચોહ, વળગાટ, ચડસ, વહેમ (૨) પુ૦ શિકારી, (આખેટક) (૩) ન૦ ગામ; નાનું ગામડુ.

**ખેટકી**, વિ૦ શિકાર કરનાર, જેને શિકારનો ચોહ હોય એવો. (૨) ના૦ શિકારી. (૩) ખેતીકાર, ખેડુત.

**ખેટલી**, સ્ત્રી૦ ગુથેલા ચોટલા વચ્ચે જે ખાલી લીટી તે, સેંથી.

**ખેટુ**, ન૦ છેટુ, અતર

**ખેટે**, અ૦ વેગળે, છેટે, આઘે, દૂર.

**ખેડ**, સ્ત્રી૦ ખેતરને ખોદી, હળી, ચાસી, કાપી સાફ કરવાની ક્રિયા તે, જમીનને વાવેતર કરવાને યોગ્ય બનાવવાની જે ક્રિ

ખેડવું તે; ખેતી કરવી તે. (૨) ગામ; વાસસ્થાન. ઉ૦ ઉજડ ખેડે વાગે ઢોલ. (૩) એક જાતની કંટાળી વનસ્પતિ; કાંટાવાળો એક રોપો.

**ખેડણુ,** (ખેડાણુ) ન૦ ખેડવું તે; ખેડવાની જે ક્રિયા તે.

**ખેડણુહાર,** વિ૦ ખેડનાર; ખેડુત. (૨) મહેનત લેનાર; કાર્ય કરનાર; ચલાવનાર. (૨) ન૦ નાયક; સુકાની; ખારવો; નાવિક.

**ખેડતર,** વિ૦ ખેતી થાય ખેડાય એવી જમીન; (પડતર નહિ) ખેડાતું હોય એવું; જે જમીન કે ખેતર ખેડાતું રહેતું હોય તે.

**ખેડવું,** ક્રિ૦ સ૦ [ સં. कृष् ] અનાજ વાવવા માટે જમીનને સાફ કરી ઉખાડી પોચી ને સરખી કરવી; સુધારવું; સરખું અને સારું કરવું. (૨) કેળવવું; ખીલવવું; સધ્ધરો કરવી; ખંતથી ધંધો કરવો. (૩) વહેવું; ચલાવવું; વેપાર કરવો; મહેનત લેવી; વિદ્દારવું.

**ખેડહક,** પું૦ ખેડવાનો જે હક તે; જમીનની માલીકીનો નહિ પરંતુ ખેડુત તરીકે કામ કરવાનો હક તે.

**ખેડાણ,** વિ૦ ખેડેલું; ખેડાતું હોય એવું. (૨) ન૦ ખેડાતી હોય એવી જે જમીન કે ખેતર તે. (૩) ખેતી; વાવેતર કરવા અને ખેડવાનો જે ઉદ્યોગ તે. ખેડાવું તે. (૪) ખેડાતી એવી જે જમીન તે.

**ખેડુ,** ન૦ [ મ. ] ગામડુ. (૨) ખેડુત.

**ખેડુત,** પું૦ ખેડવાનો ધંધો કરનાર; કૃષીકાર; કર્ષક; ખેડનારો; ખેતીકાર-કણબી.

**ખેડો,** પું૦ ખેળો.

**ખેત,** ન૦ [ સં. क्षेत्र शेत ] ખેતર. :-ઘઉ ખેતમેં૦

**ખેતર,** ન૦ [ સં. क्षेत्र ] અનાજ વાવવાને ખેડીને સાફ કરેલો જમીનનો જે કકડો તે; ખેડાતો જે જમીનનો અમુક માપનો કકડો તે. (૨) જે ઉદ્યોગથી રળાતું હોય તે; ધંધો. (૩) અવકાશ; મોકળાશ; માગ; પુષ્કળ જગા. (૪) શરીર; જે ધંધાઉદ્યોગથી રળવું કમાવું તે; કાર્યવિસ્તાર.

**ખેતરપંડી,** જુઓ૦ છેતરપંડી.

**ખેતરપાળ,** પુ૦ ખેતરનું સંરક્ષણ કરનારો જે દેવ તે; ગ્રામદેવતા; ગામને પાદરે રહેતો દેવ.

**ખેતરવા,** વિ૦ એક ખેતરના માપ જેટલું અંતર હોય તેટલું; એક ખેતર જેટલા છેટા ઉપરનું. વત-વા=જેટલું; જેટલે; અંતરનું; પ્રમાણનું. :-એરુદાવા.

**ખેતરવું,** ક્રિ૦ સ૦ છેતરવું; ઠગવું; વહાવું; ફોસલાવવું; ફસાવવું.

**ખેતરાઇ,** સ્ત્રી૦ ઘણાં ખેતર એક બીજાની સાથે લગતાં હોય તે બધી જમીન. પાટ; પાટી; ક્ષેત્રપાટી; એક સેઢે ઘણાં ખેતરો હોય તે.

**ખેતરાઉ,** વિ૦ ખેતર સંબંધી; ખેતરને લગતું. (૨) (ખેતર આડુ) ખેતરની વચ્ચેથી નીકળતું; અંદર થઇને જવું; નેળનો નહિ પણ ખેતરમાં થઇને જવાનો માર્ગ.

**ખેતરામણ,** જુઓ૦ છેતરામણ.

**ખેતરાં,** ન૦ નાનાં નાનાં ખેતરો તે.

**ખેતી,** સ્ત્રી૦ [ સં. कृषि ] ખેડવાનું કામ. (૨) વેપાર. ઉ૦ ખેતી કરો હર નામની. ખેડવા વાવવાનો ધંધો તે; ખેડવાનું કામ તે; ખેડુતનું કામ અને ધંધો તે. (૨) વેપારવણજ. (૩) ખંતથી મહેનત લેવી તે.

**ખેતીકાર,** પું૦ [ સં. कृषिकार ] ખેડુ; ખેડુત.

**ખેતીવાડી,** સ્ત્રી૦ [ સં. क्षेत्र+वाटिका ] અનાજનાં ખેતર ને ફળોની વાડી. (૨) જમીન ખેડવાનો ધંધો. (૩) કણસલાનો અને ફળ ઝાડનો પાક કરવાનો જે ઉદ્યોગ તે; અનાજ અને ફળાદિનો પાક કરવો તે; વનસ્પતિ ઉગાડવાનો ધંધો તે; ખેડુતનો ધંધો.

**ખેદ,** પું૦ [ સં. ] વહાલી વસ્તુના વિયોગથી અથવા અણગમતી વસ્તુ મળી આવેથી મનમાં જે

દુ:ખ થાય તે, શોક, દીલગીરી, પસ્તાવો. ક્રિ૦ પ્ર૦ ખેદ કરવો, ખેદ પામવો. [ खिद् ] નિરાશા કે દુ:ખની જે લાગણી તે શોક, દીલગીરી, ખોટુ લાગવુ તે, સતાપ પશ્ચાત્તાપ, પસ્તાવો ખેદયુક્ત=ખેદવાળુ, દીલગીર

**ખેદયુક્ત,** વિ૦ ખેદવાળુ, દુ:ખથી ભરેલુ

**ખેદન,** જુઓ છેદન (૨) ખેદ કરવો તે

**ખેદના,** સ્ત્રી૦ ખેદ, દુ:ખ, પીડા

**ખેદાનમેદાન,** વિ૦ ખશુઈને મેદાન જેવુ થઈ ગયેલુ, ઉખડી ગયેલુ પાયમાલ થયેલુ એવુ, નાશ થઈ જવુ તે, ખરાબખસ્ત, તારાજ.

**ખેદીવ,** પુ૦ મીસરના મુસલમાન ગવર્નરનું ઉપનામ

**ખેદો,** પુ૦ (કેડો) પુઠ પકડવી તે, પાછળ પડવુ તે ક્રિ૦ એકદા ગયો તે વન માય, દીધો બસ્તીનો ખેદો ત્યાય દયારામ આ અર્થ યુક્ત-સ્પષ્ટ નથી

**ખેન,** ન૦ ( स खिद् ) નડતર આડ કટાળો આપે મારુ ગડાવે એવુ જે તે પીડા મુસ્કેલી, વિપત, દુ:ખ બહુ મહેનત પડવી તે (૨) કટાળો, મુસીબત મોટુ ખેન ખેનખાટલો=મોટુ ખેન

**ખેપ,** પુ૦ સ્ત્રી૦ કોઇ દૂરની જગોએ જઇને પાછુ આવવુ તે, દરેક આવજાવ તે (૨) લાબી મુસાફરી, સફર (૩) મોસમે મોસમે વેપારી વસ્તુનુ એક દેશથી બીજે ફેરા આવવુ જવુ તે (૪) એક એકવારી, વખત (૫) પગનાડે લાગવુ તે, મહેનત અભ્યાસ, ચાનક, ખત, ખેપ કરવી [ क्षिप् ] જવુ અને પાછા આવવુ તે, જઈ આવવુ તે, દરેક આવજાવ તે આટો ફેરો, પર્યટન (૨) હપતો, વારો, વખત પ્રસગ (૩) સફર, મુસાફરી (૪) પાછળ લાગવુ પડવુ તે ચાપ કે ખતથી કાર્ય કરાવવાને સારા માણસને ટોકયા કરવો તે (૫) મોસમે મોસમે માલની જે આવજા થતી તે (૬) કામદરુ વગેરે

**ખેપટ,** સ્ત્રી૦ છિયાડી, રજ, કચરો

**ખેપન,** ન૦ [ स क्षेपन ] કાઢવુ-નાખવુ તે.

**ખેપિયો,** પુ૦ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઝડપથી સદેશો લઇ જનારો, હલકારો, ખેપ કરનારો, કાસદ, ઉતાવળો ચાલી સદેશો કે કાગળપત્તર લઇ જનાર પગદોડનો ધધો કરનાર દૂત

**ખેપી,** વિ૦ [स आक्षेपी] આક્ષેપી, ચાનકદારવાળુ, આક્ષેપ કરનારુ ચાનકવાળુ

**ખેમ,** વિ૦ [स क्षेम] કુશળ, આરોગ્યવાળુ, શુભ

**ખેમકુશળ,** ક્ષેમકુશળ

**ખેમખુશાલી,** સ્ત્રી૦ સુખી હાલત આરોગ્ય તદુરસ્તી

**ખેર,** અ૦ [अ] કઇ ચિંતા નહિ, હશે, હાય (૨) સ્ત્રી૦ પીડા, બલા -ખેર ગઈ

**ખેર,** પુ૦ એક જાતનુ મોટુ ઝાડ હિંદમા ખેર બધે ઠેકાણે થાય છે એનુ લાકડુ મજબૂત કઠણ અને કાળુ હોય છે ખેરના જાડા થડમા તેના કઠણ ગરના રસાઓની ઉભી સળીઓ થાય છે તે બહુજ નક્કર ને કઠણ હોય છે તે દવાના કામમા આવે છે ને ખેરસાલ કહેવાય છે ખેરની છાલ અને લાકડાને પાણીમા ઉકાળીને જે ઘન સત્ત્વ કાઢવામા આવે છે તે કાથો કહેવાય છે ખેરને બાવળની માફક ગુદર થાય છે તે પણ દવાના કામમા બહુ ઉપયોગી ગણાય છે ખેરીગુદર તેની છાલ અને લાકડામાથી રગ પણ બને છે

**ખેરખટ,** અ૦ ( ખેરખેરા ) એકાએક, જોતજોતામા, ખરેખર -સાથે એ તો ત્યાથી દોડયો ને ખેરખટ જતો રહ્યો

**ખેરખાહ,** વિ૦ [अ] શુભેચ્છક, ભલુ ચહાનાર નભાવ લેનાર પોતાનુ ન જોતા રૂડુ ઇચ્છનાર હિત કરવાની વૃત્તિ રાખનાર, હિતચિંતક, ખેરખા.

**ખેરખાહી,** સ્ત્રી૦ [अ] ભલુ કરવાની ઇચ્છા તે ખેરખાહપણુ, નહિચ્છા, સુજનતા

**ખેરણ,** વિ૰ ખરી છુટું પડેલું; ખરી પડેલું; વેરાયેલું; વેરણખેરણ. આ શબ્દ એકલો વપરાતો નથી પણ વેરણખેરણ આમતેમ અવ્યવસ્થિત રીતે પડેલું હોય એવું દેખાડનારા સંયુક્ત શબ્દના ઉત્તરપદ તરીકે વપરાય છે.

**ખેરવવું,** ક્રિ૰ સ૰ ખરી પડે એમ કરવું; ટૂટીને નીચે પડે એમ કરવું; પડી જાય તેમ કરવું. (૨) ખસેડવું; દૂર કરવું; કાઢી મૂકવું. (૩) માથું ફોડાવવું; કંટાળો આપવો; પજવવું. (૪) કાઢી લેવું; મેલવું; પ્રાપ્ત થાય એમ કરવું; તજવીજથી દૂર કરવું; કાઢી મૂકવું.

**ખેરસલ્લા,** સ્ત્રી૰ [ અ. ] સમાધાન; સુખરૂપતા; કંઈ કજિયો રીતુર નથી, પણ બધું સુલેહ-ભરેલું હોય એવી હાલત. (૨) અ૰ હશે; હોય; જતું કરી દેવું તે; થઈ ગયું તે; થઇ ગયું, એમ કરીને મન વાળવાનો જે ઉદ્ગાર તે; બળ્યું; ટળ્યું.

**ખેરસાર,** (ખેરસાલ) પું૰ ખેરનાં લાકડાંમાંથી નીકળતો એક જાતનો સળીદાર ગર. (૨) ખેરનાં લાકડાંને પલાળી ઉકાળી પાણી બાળીને કાઢેલું જે ઘન સુકું સત્ત્વ તે; કાથો.

**ખેરસાલ,** પું૰ ખેરના લાકડામાંથી નીકળતો એક ભુકો, ઓસડ દાખલ કામમાં આવે છે.

**ખેરંચો,** પું૰ [ ફા. ] રજ; ઘાસ; જેર. ( ધાતુનો )

**ખેરંટો,** જુઓ ખેરંચો.

**ખેરાત,** સ્ત્રી૰ [ અ. ] ગરીબને આપી જે ધર્મ કરવો તે; ભીખ; ગરીબોને આપવું તે; દાન કરવું તે; દાન; ધર્માદો.

**ખેરાતી,** વિ૰ ખેરાત કરવાને કાઢેલું. (૨) ખેરાત કરનાર.

**ખેરિયત,** સ્ત્રી૰ [ અ. ] સુખરૂપતા તે; ક્ષેમ; સમાધાન; સ્વસ્થતા; સુલેહ. સુલેહ; શાંતિ અને સુખરૂપતા હોય એવી જે સ્થિતિ તે; ક્ષેમકુશળતા; સ્વાસ્થ્ય; ચેન; આનંદ; નિરુપદ્રવતા; નચિંતતા; સમાધાની.

**ખેરી,** અ૰ મેરા; ઘેરા. (૨) લુગડાં કાગળ વગેરે વસ્તુઓમાં પડતી એક જાતની જિવાત. ગરમ લુગડાંમાં અને કાગળમાં જે છત પડે છે તે; ઉધેઇ.

**ખેરીજ,** વિ૰ [ અ. ] વધારાનું; અંદર આવી ગયેલું ન હોય તે. (૨) અ૰ વગર; વિના; સિવાય. અંદર આવી જતું ન હોય એવું; વધારાનું.

**ખેરું,** વિ૰ ખરી જાય; તરત સુકાઈ જાય એવું; માલ વગરનું; ઝાંખરિયું. ઉ૰ જેવું ચાંદરણું ( અજવાળું–ભડકાનું ) ખેરિયું અને જેવી વેળુની ભિત. જીવરામ ભટ્ટ.

**ખેરો,** પું૰ દોરીઓને ગુંથીને બનાવેલો જાળીદાર કોથળો; ઝોળી. ( આંબેથી કેરીઓ ઉતારવાની દોરીની ઝાળીદાર અંકોડી. (૨) અડાયાંનો ભુકો; ગાર; ગોખ પાડવાનો ટાંડિયો.

**ખેલ,** પું૰ [ સં. खेल ] રમત; ગમ્મત; ક્રીડા. (૨) તમાસો; જવાઇ; નાટક; જોવાનું. (૩) લીલા; બનાવટ; રચના. (૪) વ્યાપાર; ધતિંગ, ઉદ્યમ.

**ખેલખોના,** સ્ત્રી૰ ખરાબી; પાયમાલી. ઉ૰ સાગર ન ચલે ને વાસુકી ન હલે, જોરે હલે તો કરે ખેલખોના. ભોજોભગત.

**ખેલણી,** સ્ત્રી૰ છોકરાંને રમવાની પુતળી. ( ખેલણું=રમકડું )

**ખેલણું,** ન૰ રમકડું.

**ખેલન,** ન૰ [ સં. खेल्=રમવું ] રમત; ક્રીડા. (૨) તમાસો; ખેલ થવો તે; ભજવાવું તે; નાટક; દશ્યદર્શન.

**ખેલવણું,** ન૰ ખેલવાનું જે કંઇ હોય તે; રમકડું; રમવાનું સાધન કે નિમિત્ત.

**ખેલવું,** ક્રિ૰ અ૰ [ સં. खेल् ] ક્રીડા કરવી; રમવું; ગમ્મત કરવી; તમાસો કરવો. (૨) ચાલવું; તજવીજ કરવી. વ્યવહરવું; કંઇક હેતુ પુરઃસર યુક્તિથી કામ કરવું; યુક્તિમાં–પ્રપંચમાં ફરવું.

**ખેલાડી,** પું૦ [સં. ખેલ] ખેલ કરનાર, ભવાયો; નટ; અથવા હર કોઈ જાતનો ખેલ કરતો હોય તે. (૨) વિ૦ ખેલાવે એવું; ખિલાવીને કામ કાઢી લે એવું; ચતુર, પોતાનુ કામ હરકોઈ રીતે કાઢી લે એવુ મુસદ્દી.

**ખેવ,** સ્ત્રી૦ [સં. ક્ષણ] ક્ષણ; પળ; વેળા. (આ શબ્દ એકલો વપરાતો નથી પણ શબ્દના બીજા ભાગ તરીકે તત્ક્ષણના અર્થમાં વપરાય છે. :– હે દેવના પણ દેવ તું તતખેવ દીલમાં ધર દયા.

**ખેવટ,** પું૦ માર્ગદર્શક; તેરનાર. (૨) ખારવો; નાયક; સુકાની. ઉ૦ વિના ખેવટ કોઇ પાર ન પાવે, વિના નાવ ડૂબે તરતાં. નિર્ગતભગત.

**ખેવડો,** પું૦ એક જાતનુ ઘાસ.

**ખેવના,** સ્ત્રી૦ કાળજી; ચાનક; ખંત; સંભાળ.

**ખેસ,** પું૦ ખભે નાંખવાની પિછોડી; દુપટ્ટો; અંગવસ્ત્ર; પુરુષને ખભે નાંખવાનું વસ્ત્ર.

**ખેસવવું,** જુ૦ ખસેડવું.

**ખેસી,** વિ૦ નજીકનું; પાસેનું; અનતસાથી; સોબતી; અંતરનું.

**ખેહ,** પું૦ ક્ષય; ખે. (૨) સ્ત્રી૦ રજ, ધૂળ.

**ખેળ,** સ્ત્રી૦ જવઘઉં વગેરે અનાજની રાબ; લોટમાંથી કાઢેલું ચીકણું સત્ત્વ; આર; કાંજી. ઘઉંના લોટની લહાઇ .( સુતરને–તાણાતાણાને પાવામાં આવે છે તે. )

**ખેળો,** પું૦ નાટક કે ભવાઇમાં સ્ત્રીનો વેષ લેનારો પુરુષ તે; ભવાયો; ભવાયા જેવા દેખાવની સ્ત્રી તે. નાટક કે ભવાઇમાં વેષ લેનારો પુરુષ તે; ભાંડ.

**ખેંકડો,** પું૦ કાચબો.

**ખેંખલી,** વિ૦ જર્જ઼; અંદરથી ખવાઇ ગયેલું; ખળખળી ગયેલું; ક્ષય જેવા રોગથી ખુંખું કરી કરીને સુકાઇ ગયેલું, હાડપિંજર થઇ રહેલું એવું; નિર્માલ્ય; અશક્ત; અત્યંત કૃશ; શુષ્ક.

**ખેંખેં,** અ૦ ઉધરસને લીધે ખુંખુ એવો વારંવાર થતો અવાજ; ઉધરસ ખાતાં થતો અવાજ; ખુખું થવું તે.

**ખેંચ,** સ્ત્રી૦ ખેંચવું તે; ખેંચાણ; તાણ. (૨) આગ્રહ.

**ખેંચતાણ,** સ્ત્રી૦ ખેંચવું ને તાણવું તે; ખેંચાખેંચ; સામસામાં બે બળથી આમતેમ તણાવું તે; આગ્રહ.

**ખેંચમખેંચા,** સ્ત્રી૦ તાણાતાણ; આમથી તેમ તેમથી આમ એમ સામસામેથી ખેંચવું તે. (૨) અતિઆગ્રહ કરવો તે.

**ખેંચવું,** ક્રિ૦ સ૦ [ સં. કૃષ્ ] જોર કરીને પોતાની તરફ આણવું; પોતાની ભણી લેવું; આકર્ષવું; તાણવું. (૨) કસવું; તંગ કરવુ. (૩) આગ્રહ કરવો; આગ્રહથી વળગી રહેવું. (૪) આંકવું; દોરવું. :–લીટી ખેંચવી. (૫) કાઢવું. :–પાણી ખેંચવું. (૬) અંદર લેવું; ચૂસવું, શોષીલેવું. પવન પાણી વગેરે. (૭) ગફલતીમાં જવું; ખોવાઇ જવું; ઉડી જવું. પૈસો કાગળ વગેરે. (૮)વહેવું; વહોરવું. ઝઘડો હોય. (૯) સહન કરવું નિભાવવું. મસારનાં તરીલાં ખેંચી થાકી ગયા. (૧૦) લંબાવવું; મોટેથી બોલવું. રાગ ઘાંટો ખેંચવો. (૧૧)સજ કરવું. ધનુષ–તલવાર. (૧૨)તોડવું; ઉખાડી નાંખવું; નિર્મૂલ કરવું. જીભ–દાંત. (૧૩) તત્ત્વ કાઢવું.

**ખેંચાખેંચ,** સ્ત્રી૦ સામસામે ખેંચવું તાણવું તે; તાણાતાણી; ઉપરાઉપરી ખેંચાવું તે. (૨) અતિ આગ્રહ કરવો તે. ઘણા જણે ઘણી બાજુથી ખેંચવું તે; તાણ; ભીડ; તંગી.

**ખેંચાણ,** ન૦ તાણ; આગ્રહ; આકર્ષણ; ખેંચવું તે; ખેંચે એવું જે તે.

**ખેંચાણકારક,** વિ૦ ખેંચે એવું; આકર્ષક; લક્ષ કે ધ્યાન ખેંચે એવું.

**ખેંચાવું,** ક્રિ૦ અ૦ તણાવું; ખેંચાઈ જવું.

**ખેંતાળવું,** નાસી જવું.

**ખેંન,** ન૦ તોબા; મુસ્કેલી; વિપત; પીડા;

દુઃખ: આપદા; અડચણ; પરિશ્રમ પડવો તે.

**ખૈ**, પું॰ [ સં. ક્ષય ] ખઇ: ક્ષય: ઘાસણીનો રોગ: રાજયક્ષ્મા. (૨) સ્ત્રી॰ ખાડો; ગર્ત: ખો: કુંડ.

**ખૈડ**, પું॰ ખરડ; લેપ; થથરો. ગારા પ્રવાહીનો લેપ તે; લગાડવું તે. (૨) સુકવણું; સુકાવું તે; પાણીનું શોષણ થઈ જવું તે; પાણી વગર જે સુકાપણું થવું તે તે; ખરડિયું=પાક સુકાઇ જાય એમ વરસાદનું જતું રહેવું અને તેથી અર્ધ દુષ્કાળ જેવી સ્થિતિ થવી તે.

**ખો**, સ્ત્રી॰ [ ફા. ] ટેવ; આદત; ચસકો; વ્યસન; પેંધું; હવસ. ( અમુક કરવાનો સ્વભાવ થઈ જવો તે. ) વેર; અદાવત.

**ખો**, સ્ત્રી॰ ખાડો; કોતર; બખોલ. પાણીના મારાને લીધે જમીનની સપાટી ઉપર ઉંડાં વહેળિયાં પડે છે તે.

**ખોઇ**, સ્ત્રી॰ ઝોળી; ખોઇયું; નાનાં છોકરાંને સુવાડવા માટે ઘોડિયાએ જે કપડાનો કકડો બાંધવામાં આવે છે તે.

**ખોઇયું**, ન॰ નાના છોકરાને સુવાડવા ઘોડિયે બાંધવાનું ભરેલું વા રંગેલું કપડું તે; ઝોળી; ખોયું.

**ખોખ**, ન॰ ( ખોખું-ખખ ) કદે મોટું પણ સંગીન નહિ એવું જે તે; ખખ; ખળખળી ગયેલું પણ કદે મોટું ખોખું તે.

**ખોખરાટ**, પું॰ ખોખરાપણું; બેસૂરના.

**ખોખરું**, વિ॰ બેસૂરું; શુદ્ધ અખોવન અવાજ ન કરતું હોય એવું; ભાગેલું; તૂટેલું; ફૂટેલું. જેની એકતારતામાં ( અવાજની ) ભંગ થયેલો હોય એવું; અવ્યક્ત. ક્રિ૰પ્ર૰ ખોખરું કરવું=થોડો માર મારવો; ઝાપટવું; હલકું કરવું; નરમ થાય એમ કરવું.

**ખોખલી**, સ્ત્રી॰ ઘરડી શિયાળ. (૨) વિ॰ ખળખળી ગયેલી દાંત વગરની વૃદ્ધા.

**ખોખલો**, વિ॰ પું॰ વૃદ્ધ; ખળભળી ગયેલો; ખુંખું કર્યા કરતો હોય એવો; જરાકર્ણ. ખોખલો પંડ્યો=વૃદ્ધ પંડિત-ઘરડો મહેતાજી; ઘરનો બ્રાહ્મણ.

**ખોખાવું**, ક્રિ॰ અ॰ વેર-અદાવત રાખવી.

**ખોખું**, ન॰ અંદરથી પોલું ને સત્ત્વરહિત જે કંઇ હોય તે; કારીગરી વગરની સાધારણ બનાવટની પેટી. દિવાસળીનું ખોખું, દેવદારનું ખોખું. (૨) આખી નહિ પણ કકડાઓની બનાવેલી હલકી પાઘડી. :—આ પુનાનું ખોખું છે. (૩) ભરપાઈ થઇ ગયેલી હુંડીનો કાગળ; નમુનો; ઢાળિયું; બીબું; મુસદ્દો; રેખાકૃતિ. (૪) સત્ત્વ ખેંચી લીધેલી કોઇ પણ વસ્તુ; કૂચો. (૫) જીર્ણ થઇ ગયેલું હોય એવું જે તે; વૃદ્ધ-ખળભળી ગયેલું જે શરીર તે, કલેવર.

**ખોગીર**, સ્ત્રી॰ [ ફા. ] ઘોડાની પીઠ ઉપર નાંખવાનું ઉનનું પોચું નાનું ગાદલું; ડળી.

**ખોચરેલ**, વિ॰ ખવાઇ કે ખોતરાઇ ગયેલું ખાંચા અને ખાડાવાળું.

**ખોચંદ**, અ॰ કોકાણે; ખુણે.

**ખોજ**, સ્ત્રી॰ ખંતીલી તપાસ; શોધ; ખોળ.

**ખોજવું**, ક્રિ॰ સ॰ ખંતથી તપાસવું; શોધવું; ખોળવું.

**ખોજો**, પું॰ પુરુષત્વહીન જે નર તે; હીજડો; વ્યંઢળ; જનાનખાનામાં સ્ત્રીઓની તહેનાતમાં રહેનારો ચાકર; નપુંસક; પંઢ. (૨) હિંદુ મટી મુસલમાન થયેલી એક જાત.

**ખોટ**, સ્ત્રી॰ ભૂલ; ચૂક: ગણતાં કે કામ કરતાં જે કંઇક રહી જાય તે. (લખતાં ખોટ કરવી) (૨) નુકસાન; ટોટો; ગેરલાભ. ( વેપારમાં ખોટ ગઇ ) (૩) ઓછ; ઓછાપણું; કમી રહેવું તે; ઘટ; અપૂર્ણતા. ( અનની ક્યાં ખોટ છે ) (૪) અછત. ( ખોટનું છૈયું ) ક્રિ૰ પ્ર૰ ખોટ જવી=નુકસાન થવું.

**ખોટકો**, જુ॰ ખુટકો; ઘટ.

**ખોટંખોટા**, અ૰ ખોટેખોટું, ખોટાની—અસત્યની જે પગપગ તે, જૂઠેજૂઠ ચલાવવું તે

**ખોટાઈ**, સ્ત્રી૰ જૂઠ, અસત્યતા. (૨) હરામી પણું કામ નહિ કરવાની ટેવ આળસાઈ

**ખોટારવો**, પુ૰ ધગધગતો—બળતો મેયતો, ઝરતો લાળો જ્વાળા અને લુણી નગરનો નાકડા ઝાણુનો ધગધગતો કકડો

**ખોટારું**, ન૰ જુઠાણું, અસત્ય ખોટું કરેલું હોય એવું તે તરકટ બનાવટ

**ખોટારો**, પુ૰ ધગધગતો મયનો નાજો અગાર. (૨) ઝટાજો

**ખોટી**, સ્ત્રી૰ વાટ જોતા રહેવું તે ઢીન વાર વિના ચોભવું તે ક્રિ૰ પ્ર૰ ખોટી કરવું= નાહ જોતા રાખવું, વાર લગાડવી આગળ ખોટી થવું=રાહ જોતી ખોટી રહેવું

**ખોટીલુ**, વિ૰ ખોટા હાડકાનું આળસુ

**ખોટું**, વિ૰ ખરું નહિ તે અસત્ય જૂઠ —ખોટું કહેવું (૨) ભૂલચૂકવાળુ, જેમા ભૂલ હોય એવું હિસાબ ખોટા છ (૩) જેવું હોવું જોઇએ તેવું નહિ તે, બગાડ વાળુ, તુચ્છ, નઠારુ, હીણું — ખોટા પૈસો (૪) ફરી જાય એવું દેખાવાનું બેવફા. (૫) જેને મહેનત લેવી ન ગમે એવું આખા હાડકાનું, આળસુ (૬) ન૰ માઠુ અપ્રસન્ન થવું—નાખુશ થવા જેવું નાનુ તે ક્રિ૰ પ્ર૰ ખોટું લાગવું=માઠું લાગવું નાખુશ થવું, દુભાવું, ખિન્ન થવું ખોટી નજર=કુદૃષ્ટિ ખોટીચાલ=વ્યભિચારી—જેરવર્તણૂક

**ખોડ**, સ્ત્રી૰ ન્યૂનત્વ ઓછાપણું, કસર ખામી એબ (૨) ટેવ, આદત ખો નામપાડ (૩) કલંક, લાંછન

ખોડ, પુ૰ લાકડાનો મોટો અને બહુજ ભાર થડનો ભાગ તે ઝાડના થડની જે મોટી ગાંઠ તે.

**ખોડખાંપણ**, સ્ત્રી૰ ભૂલચૂક જે ખોટું કે અયોગ્ય હોય તે, ન્યૂનાધિકપણું, ખામી, દોષ.

**ખોડવું**, ક્રિ૰ સ૰ દાટવું ઘાલવું ખાડો ખોદી ઊભું કરવું (કચ્છ કાઠિયાવાડ)

**ખોડંગાવુ**, ક્રિ૰ અ૰ લંગડાવું ખોડાતું ચાલવું એકાદ પગ ગીતમગ મૂકીને તથા ઉપાડીને નહિ ચલાવું.

**ખોડાવુ**, ક્રિ૰ અ૰ એકાદ પગ નવાય એમ ચલાવું ખોડું ચાલવું, લંગડાવું

**ખોડિયુ**, વિ૰ દીનાગ ખોડવાળુ જેનામા કંઇક ખોડ હોય એવું અપંગ

**ખોડીખમચી**, સ્ત્રી૰ ખો ગતા ખોડાતા અને ધીમે ધીમે ચાલવું તે (૨) એક પગે કૂદતા કૂદતા ચાલવાની છોકરાની એક રમત.

**ખોડીબાર**, ન૰ ઢોરથી પેસાય નહિ એવું તેમજ ઓળગીને જવું પડે એવું ખેતર અથવા વાડાઓમા પેસવાનું જે છિદ્ર તે એ ઢાંકવાનું લાકડું જમીનમા ઘાલીને જવાઆવવાનું જે બાર કરેલું હોય તે

**ખોડું**, વિ૰ જેને પગે ખોડ હોય એવું લંગડું, ખો ગાઇને ચાલનાર, અપંગ

**ખોરો**, પુ૰ [સ ક્ષય] નાશ ઘાણ મહાર ક્રિ૰ પ્ર૰ ખોડો કાઢી નાખવો=ક્ષય થાય એમ કરવું તે

**ખોરો**, પુ૰ દાદર ક ઉંદરીથી ઉતરતો માથાના થતો એક જાતનો ત્વચારોગ (વાળના મૂળમા કચરો ભરાયાથી આ રોગ થાય છે અને તેથી ચામડી સુકાઇ તેની પોપડી કોરીઓ બાઝે છે)

**ખોલિયુ**, ન૰ ગુણા પાડવાનું સુતારનું એક ઓજાર ગરખુણિયો

**ખોતરણી**, સ્ત્રી૰ દાંત ખોતરવાની સળી. (૨) ધાન ધગે રોરે ખોતરવાનું ઓજાર, ખરપડી ખણુના—ખોદવાનું ઓજાર ગાંઠા

**ખોતરણું**, ન૰ ખોતરવાનું ઓજાર રાંકાડું ખરપડી, ખોતરવાના કામમા આવે એવું જે કંઈ હોય તે (૨) ઝિ વાર ચેપ.

ખાનું. (નખુદ તો ભોંયનાં ખોતરણાંજ કાઢ્યા કરે છે. અહિં ખોતરણું હમેશ બહુ વચને વપરાય છે.)

**ખોતરવું**, ક્રિ૦ સ૦ છિદ્ર મારજતે કોઈ સળી નાંખી અંદરથી ઉખાડવું; ખણવું; ખોદવું; ઉખાડવું, નખથી ઉખાડવું; ટાંકવું. (૨) પાયમાલ કરવું; ઉખાડીને નાખી દેવું.

**ખોતરામણ**, ન૦ ખણવા અથવા ખોતરવાનુ લવાજમ તે.

**ખોદકામ**, ન૦ જમીન ખોદવાનુ જે કામ તે; જમીનને સરખી કરવાનું અથવા જમીનમાં કૂવા અને તળાવ વગેરે કરવાને ખોદવાનું જે કામ તે; કોતરકામ.

**ખોદણી**, સ્ત્રી૦ ઇર્ષ્યાથી કોઇ માણસની પાછળ તેનું કોઇ ને કોઇ રીતે ભૂંડું બોલ્યા કરવું તે; ખોદ ખોદ કરવું તે; નિંદા; અદખોઈ; ગીબત; દોષ કાઢ્યા કરવા તે.

**ખોદવું**, ક્રિ૦ સ૦ સપાટીની અંદર ખાડો પાડવો; જમીન ઉખાડવી; ખણવું; ખોતરવું; કોતરવું; નકશી પાડવી; નિંદા કરવી; ભૂંડું બોલવું; કોઇનું બુરું થાય એમ કરવું; ઉખાડવું.

**ખોદા**, પું૦ (ખુદા) ઇશ; પ્રભુ; ઇશ્વર; પરમેશ્વર.

**ખોદાઈ**, વિ૦ ખુદાને લગતું; દેવતાઇ; ચમત્કારિક; અદ્ભુત; દૈવી.

**ખોદાણ**, ન૦ ખોદાયેલું જે તે; ખોદેલું જે કંઇ તે; ખોદકામ. :—આ ખોદાણ બરોબર નથી. પાણીના મારાથી ખોદાઇ ગયેલી જે જમીન તે. (તેનાથી ઉલટું પુરાણ-પુરણી-ભરાડું.)

**ખોદામણ**, ન૦ ખોદવાની જે મજુરી તે; ખોદવાનું લવાજમ.

**ખોદામણી**, સ્ત્રી૦ જુઓ ખોદામણ.

**ખોદાવંત**, વિ૦ ખુદાના જેવું; ઇશ્વરી; પરમેશ્વર જેવું. (રાજા પાદશાહના નામને લગાડવામાં આવતી ઇશ્વરત્વદર્શક ઉપમા.)

**ખોદાવવું**, ક્રિ૦ સ૦ કોઇ ખોદે એમ કરાવવું.

**ખોદાવું**, ક્રિ૦ અ૦ પાણીના મારાથી અથવા બીજી રીતે ખોદાઈજવું; ઉંડું ને ઉંડું થતા રહેવું. (૨) પેટમાં ગુડગુડ એવો અવાજ થવો.

**ખોદું**, જુઓ ખોધું.

**ખોધું**, ન૦ જાડો અને બહુ ભારે લાકડાનો કકડો તે; લાકડાનો મોટો ઠુંઠો અને જાડો થડનો ભાગ.

**ખોપ**, જુઓ ખોફ.

**ખોપટું**, ન૦ ઝૂંપડું.

**ખોપરી**, સ્ત્રી૦ માથાના ઉપલા ભાગનું કઢાઈના તળિયા જેવું હાડકું તે; તાળવું. (માથાની ઉપરનું-મુખમાંનું નહિ)

**ખોપરું**, જુઓ કોપરું; ટોપરું.

**ખોફ**, પું૦ ગુસ્સો; ઇતરાજી; દ્વેષ; ક્રોધ; કોપ.

**ખોબલો**, પું૦ ખોબો; બે હાથના પંજા છતા રાખી એકઠા કરવાથી જે પડિયા જેવો આકાર બને છે તે.

**ખોબો**, (ભો) પું૦ બે હાથના પંજા છતા એકઠા કરવાથી બનતો કોઈ વસ્તુ ધારણ કરાય એવો આકાર તે; બે પોશ જોડવાથી બનતો હાથેલીઓનો ખાડો.

**ખોભ**, જુઓ ક્ષોભ.

**ખોભણ**, સ્ત્રી૦ ખાંચો; ખાડો; ડેસ; ચાંપ કે ઉલાળો અટકે એવો જે ખુણો કે ખાડો ખાંચો તે. (૨) ખો; ગુફા; પોલ; ભેખડ; કોતરની બે બાજુઓનો ઢોળાવ તે.

**ખોભરવું**, ક્રિ૦ અ૦ ઉભા રહેવું; ખોટી થવું; રાહ જોતા રહેવું; થોભવું; અટકવું.

**ખોય**, સ્ત્રી૦ જુઓ ખો.

**ખોયણ**, જુઓ ખોયણું.

**ખોયણી**, સ્ત્રી૦ બળતી વસ્તુને પ્રવાહીમાં ચાંપવી તે; વઘાર; વઘારણી.

**ખોયણું**, ન૦ એક છેડેથી સળગેલું-બળતું લાકડું અથવા સજેખડું તે. (૨) ભમગરી; બળતું

થાય એમ કરવાનું જે એક તરફથી લાગતું લાકડું તે. (૩) સળી; ચાંદલું; લટાઈ થાય એવી ઉશ્કેરણી કરવી તે.

**ખોયું,** જુ૦ ખોઇયું.

**ખોરણ,** ન૦ ખોરાઈ ગયેલું હોય તે; હોલવાઈ ગયેલું એવું જે તે. (૨) ખોરવાનું જે કંઈ સળી–લાકડું વગેરે હોય તે.

**ખોરડું,** (ખોલડું) ન૦ ઝૂંપડું; માટીની ભિતનું નાનું ઘર.

**ખોરવું,** ક્રિ૦ સ૦ ખંખેરવું; (બળતાં લાકડાંને) સંકેલવું; બળીને કરગળવા જેવાં થયેલાં એ લાકડાંને એક બીજાની સાથે અફાળી તેની કાજળી ઉડાડી મૂકવી. (૨) તળે ઉપર કરવું; ખણી ખોતરી જોવું; રાખ ઉડાડી મૂકવી. ખંખેરીને બાળવું. ક્રિ૦ પ્ર૦ ખોરી બાળવું= બહુ સારી રીતે બાળી મૂકવું. (૨) રોળી વાળવું; સમાધાન કરી નાંખવું.

**ખોરસું,** ન૦ ત્રિપાઈ; જેને ત્રણ પાયા હોય એવી ઘોડી; નાનું ટેબલ.

**ખોરચે,** (બે) ખુણેખોચરે; અભરાઇએ; નિકાલ ન થાય એવી રીતે કે એવે ઠેકાણે.

**ખોરાક,** પું૦ [ફા.] જેની ઉપર પ્રાણીનાં જીવન ટકે એવી તેમને ખાવાની વસ્તુ; ગુજરાન કરવાની વસ્તુ; ખાવાનો પદાર્થ; ખાજ. (અન્ન, ભાજીપાલો, ઘાસ અને માંસ વગેરે) જેનાથી કોઇ વાતનો નિર્વાહ થાય તે. (વાંચન એ લેખનનો ખોરાક છે, દુનિયાંમાં બનતા બનાવો તે વર્તમાનપત્રોનો ખોરાક છે).

**ખોરાકી,** સ્ત્રી૦ ખોરાકની વસ્તુઓ તે; ખાવાનું.

**ખોરાકીપોપાકી,** સ્ત્રી૦ ગુજરાનનું અને પોષાકનું જે સાધન તે; ખાવા પહેરવાની જે ગોઠવણ તે; આજીવિકા; જિવાઇ; નિર્વાહની સોઇ તે.

**ખોરાશ,** સ્ત્રી૦ ખોરાપણું; ખાવાની—અન્ન જેવી વસ્તુમાં ઘણા દિવસ રહેવાથી થયેલો જે સ્વાદવિકાર તે.

**ખોરું,** વિ૦ જુનું થવાથી બેસ્વાદ થયેલું; જુનાપણાના વિકાર–સ્વાદ કે ગંધવાળું.

**ખોલ,** સ્ત્રી૦ ટોટી; ખોલી; લાકડી છત્રીને છેડે ધાતુની જે ઢાંકણુ–ચુડી બેસાડવામાં આવે છે તે.

**ખોલ,** સ્ત્રી૦ કપડાના સીવણમાં જે નહિ બેસતાપણું રહે છે તે; ખામી; કરચલી; ખોડ. (૨) ઉપરની ચામડી; છલું–ઉતરી ગયેલી ત્વચા, કાંચળી. (સાપની ખોલ)

**ખોલકી,** સ્ત્રી૦ નાની ગધેડી.

**ખોલકો,** પું૦ ખોલો; ગધેડો. (૨) મૂર્ખ; અણુસમજુ તે શરીરે તથા વયે મોટો તે.

**ખોલણહાર,** વિ૦ ઉઘાડનાર.

**ખોલવું,** ક્રિ૦ સ૦ ઉઘાડવું; બંધ હોય તેને ખુલ્લું કરવું. (૨) કાઢવું; સ્થાપન કરવું; પ્રવર્તાવવું. —દુકાન ખોલી છે. (૩) પડદો ખસેડવો; દેખાય એમ કરવું. ક્રિ૦ ઘુંઘટડા ખોલને રાધે.

**ખોલી,** સ્ત્રી૦ ધાતુનું પોલું અને ચુડી જેવું લાકડી છત્રીના છેડાનું ઢાંકણુ તે. (૨) ઓરડી. (૩) ગધેડી.

**ખોલું,** વિ૦ખુલ્લું રહેતું હોય એવું; ઉઘાડું; ઢીલું.

**ખોલો,** પું૦ ગધેડો. (૨) ગમાર જેવો મૂર્ખ માણસ તે; ઉમ્મરે શરીરે મોટો પણ સમજમાં અણુસમજુ રહેલો હોય એવો માણસ.

**ખોવરાવવું,** ક્રિ૦ પ્રે૦ ગુમાવરાવવું.

**ખોવું,** ક્રિ૦ સ૦ ખબર ન રહે એવી રીતે વસ્તુનું પોતાની પાસેથી જતું રહેવું; ગુમ થવું; ગુમાવવું. (૨) ગેરલાભ થવો. (૩) એળે જવું.

**ખોસવું,** ક્રિ૦ સ૦ જોરથી દાખલ કરવું; ઘોચવું; ઘાલવું; ભોકવું.

**ખોસાવું,** ક્રિ૦ અ૦ એની મેળે દાખલ થવું; ઘલાવું; ભેરાવું; ઘૂસવું; અંદર ભરાવું; પક્ષમાં જવું; લાગતા રહેવું; પેસવું.

**ખોહ,** સ્ત્રી૦ ગુફા.

**ખોરો,** પુ૦ ખોનનારો (૨) મોગ મૂર્ખ.

**ખોળ,** સ્ત્રી૦ ખોળવું તે, શોધ, તપાસ, તજવીજ.

**ખોળ,** પુ૦ તેલીબીજમાંથી તેલ કાઢી લીધા પછી રહેના કૂચા તે (૨) સ્ત્રી૦ ગલેફ, ગાદ ા, પડ, કપોટી

**ખોળવું,** ક્રિ૦ સ૦ શોધવું અમુક વસ્તુ વિશેષ મેળવવાને આમતેમ જોવું તપાસ કરી તે તપાસવું

**ખોળખોળા,** અ૦ ખોળાખોળ શોધાશોધી, અહિંતહિં એક બે જ્યાં જે મળતા. મડી જવું તે.

**ખોળંભો,** (મો) પુ૦ વિલંબ વાર લાગવી તે, વખત ગુમાવવો તે

**ખોળાંખખોળાં,** ન૦ ખુણેખાંચરે ઝીણી રીતે જોવું તે, દાંડા મારવા તે

**ખોળાખોળી,** સ્ત્રી૦ શોધાશોધ, આમ તેમ ખોળવું તે.

**ખોળાખોળી,** સ્ત્રી૦ શોધાશોધ, તપાસ, તજવીજ.

**ખોળાદાન,** ન૦ વામમાર્ગીઓની એક નિર્લજ્જ ક્રિયા

**ખોળાધર,** પુ૦ ઓળખાણનો જે માણસ તે જમીન દુકાના નાણા લેનારે આપનારની ખાતરી થાય એવું જે ઓળખીતું માણસ બતાવવું તે

**ખોળાભરણું,** ન૦ સીમંત, અઘરણી

**ખોળી,** જુ૦ ખોલી.

**ખોળિયું,** ન૦ તકીઆ ગાદલા વગેરે ભરવાનું જે સેવદું કપડું તે, ખોલ (૨) દેહ, શરીર, કલેવર

**ખોળો,** પુ૦ પલાંઠીએ બેસતા અથવા ઉભે પગે બેસતા પેટથી ઢીંચણ લગીનો જે ભાગ બને છે તે, અવલખાની, પિછોડીની, પાલવની બે હાથ અથવા પગની વચ્ચે કંઈ લેવાને બનાવેલા આકૃતિની ઝોળી, અંક, ઉછંગ. ક્રિ૦ પ્ર૦ ખોળા બેસાડવું=કન્યાને સાસુ કે નણંદના ખોળામાં બેસાડવાની એક વૈવાહિક રીત. (૨) નિર્ભય કરવું, બતાવ કરી લેવું, ખોળે લેવું, દત્તક કરવો, પુત્રી તરીકે કરવું. ખોળો ભરવો=સીમંત કરવું, આણું કરવું, પહેલીવારનો ગર્ભાધાન સંસ્કાર કરવો તે ખોળો પાથરવો=આજીજી કરી વિનવણી કરવી

**ખોંખારવું,** ક્રિ૦ અ૦ ખુંખારા થાય એમ ઠાંસવું ઠાંસવું, ઉધરસ ખાવી (૨) પોતે છીએ, એમ અસ્તિત્વ બતાવવાને ગળામાંથી અવાજ કરવો. (૩) ખોંખારીને કહેવું-બોલવું=ખુલાસાવાર સ્પષ્ટ રીતે જે તે કહી દેવું, ચોખ્ખું જણાવી દેવું, ખુલાસો કરવો

**ખોંખારો,** પુ૦ ખુંખારો, ખોંખારવું તે

**ખોંચ,** સ્ત્રી૦ ખોંચો, ખોબણ, ખાડો પડેલ હોય એવું જે તે, ખાંપું વગેરે. (૨) કસર, ટોટો, કમીના. (૩) વાંધો, હરકત અડચણ (૪) મુશ્કેલી, ગુંચવાડો

**ખૌખૌ,** અ૦ ભુખનો અતિ આતુરતા દર્શક ઉદ્ગાર ક્રિ૦ પ્ર૦ ખૌખૌ કરવું=ભુખનું મેં બાકાવીપણું બતાવવું

**ખ્યાત,** વિ૦ પ્રસિદ્ધ, જાણીતું, વખણાયેલું, નામીચું

**ખ્યાતિ,** સ્ત્રી૦ પ્રસિદ્ધિ, ઓળખ, કીર્તિ, જાણીતાપણું, નામાંકિતપણું

**ખ્યાલ,** પુ૦ [ફા] વિચાર, કલ્પના, ધ્યાન લક્ષ, દરકાર (૨) તર્ક (૩) રીત, ચાલ, ઠુક (૪) ગાયનની એક ગત, પહેલું ધ્રુવ પદ, બીજો ખ્યાલ અને ત્રીજો ટપ્પો કવિતાની એક રચના

**ખ્યાલી,** વિ૦ તાર્કિક, તરંગી (૨) ખ્યાલ ગાનારાર

**ખ્યાલીખુશાલી,** સ્ત્રી૦ મોજમઝા ગાનતાન તમાં ખુશી રહેવું તે

**ખ્રિસ્તી,** વિ૦ ક્રાઇસ્ટ-ખ્રિસ્ત-નામથી પ્રભુના ધર્મનું.

**ખ્વાબ,** પુ૦ સ્વપ્ન, સપનું

**ખ્વાર,** જુ૦ ખુવાર.

**ગરમાઉ,** વિ૰ ગરમ; ગરમી ઉત્પન્ન કરવાના ગુણવાળું.

**ગરમાગરમ,** વિ૰ ઉનુંઉનું; તરત ઉનું કરેલું.

**ગરમાવો,** પું૰ ગરમી.

**ગરમાળો,** પું૰ એક જાતની શિંગ; એક ઓષધિ.

**ગરમી,** સ્ત્રી૰ [ ફા. ] ઉષ્ણતા; ઉનાશ; તાપ. (૨) તિખાશ. (૩) દાહ; ધામ; બફારો. (૪) તોર; જોર. (૫) ટાંકીપરમિયાનો રોગ.

**ગરસું,** ન૰ છાછરું તપેલી જેવું વાસણ.

**ગરમેલ,** સ્ત્રી૰ રુંવાંટીવાળો એક જાતનો નાનો છોડ. એના મૂળનું તથા એની ઉપરના ભાગનું અથાણું થાય છે. ગરમર.

**ગરલ,** ન૰ [ સં. ] ઝેર; વિષ.

**ગરવ,** જુઓ ગર્વ.

**ગરવું,** ક્રિ૰ અ૰ [ સં. ગૄ–ગ્રૄ ] પડવું; ખરી પડવું; ખરવું. (૨) અંદર પેસવું. (૩) વિ૰ ગંભીર; ગૌરવવાળું. ઉ૰ ગોખે ગરવાને ચડી.

**ગરાડ,** વિ૰ મોટું. (૨) સ્ત્રી૰ ખાડો; ઢાળ; ચીલો.

**ગરાડી,** વિ૰ ઘણોજ વ્યસની; પી, પી કરનાર. (ભાંગ અફીણ ગાંજો વગેરે)

**ગરાડો,** પુ૰ ઇમારતની દિવાલનો પાયો નાંખવા જે લાંબો ઊંડો ખાડો ખોદવામાં આવે છે તે.

**ગરાસ,** પુ૰ [ સં. ગ્રાસ ] ગુજરાનને માટે મળેલો જમીનનો જે ઇનામી કકડો તે. મુસલમાન લેખકો કહે છે કે પહેલાં ગામમાં થતી લુંટફાટ અટકાવવા માટે ભિલ, રજપુત કે એવાજ બીજા મારફાડિયા માણસોને શાંત રાખવા ગામમાંથી જમીનનો અમુક ભાગ કાઢી આપવામાં આવતો. એ જમીન તે રખેવાળીના બદલામાં ભોગવતો ને તે ગરાસ કહેવાતી. ભાટલોકોની વહી(ચોપડા) પ્રમાણે રાજ્યકર્તાના કુટુંબીઓને ગુજરાન માટે જે જમીન આપવામાં આવતી તે; ભાયાતો વગેરે સગાને ગુજરાન માટે મળેલી જે જમીન તે. વડોદરાના રેસિડંટ મિ. મેલવ્હીલ કહે છે કે ગરાસ શબ્દ કોળિયાના અર્થમાં વપરાય છે અને તે શબ્દ એવું બતાવે છે કે 'ગુજરાન.' તે રાજ કુટુંબના મૂળ પુરુષના વંશજોને ગુજરાનને વાસ્તે જે જમીન મળેલી હોય તેવી જમીનને માટે વપરાય છે.

**ગરાસણ–ણી,** સ્ત્રી૰ ગરાસિયાની સ્ત્રી; ગરાસિયા જાતની સ્ત્રી. ઉ૰ કયી વહુ તે ગામની ગરાસણીરે. સ્ત્રીગીત.

**ગરાસિયો,** પું૰ ગરાસખાનારો રજપુત; જમીનદાર; રાજવંશી ભાયાત. રજપુતોને હિસ્સે આવેલી જમીનની ઉપજ ખાનાર; બીજા લોક પાસેથી કર લેનાર તથા થોડો ઘણો અમલ ચલાવનાર રજપુત તે.

**ગરીબ,** વિ૰ [અ.] નિર્ધન; પૈસા રહિત; દીન. (૨) કંગાલ; દરિદ્રી; બાપડું; દુઃખી. (૩) ભલું; સાલસ; સહનશીલ; ઠંડા સ્વભાવનું. ગરીબગુરબાં–ગુરખાં=કંગાલમાણસો. ભિખારીઓ; દુર્બળ અને દુઃખી.

**ગરીબડું,** વિ૰ ગરીબ.

**ગરીબપરવર,** વિ૰ [ ફા. ] ગરીબની પર્વરસી કરનાર–સંભાળ લેનાર. મોટા અમલદાર કે ગૃહસ્થને માનાર્થે આ શબ્દ લગાડાય છે.

**ગરીબાઈ,** સ્ત્રી૰ ગરીબી.

**ગરીબી,** સ્ત્રી૰ નિર્ધનપણું; કંગાલિયત; દળદર; ભલાઈ; સાલસાઈ.

**ગરિષ્ઠ,** વિ૰ [ સં. ] ભારે; ઝટ ન પચી શકે એવું; સંગીન.

**ગરુ,** જુઓ ગુરુ.

**ગરુડ,** પું૰ [ સં. ] એક અતિ મોટું ને જબરું માંસાહારી પખી. પખીઓમાં એ સૌથી મોટો અને જોરાવર હોવાથી પક્ષીઓનો રાજા કહેવાય છે.

**ગરુડપુરાણ,** ન૰ [ સં. ] અઢાર પુરાણોમાંનું એક પુરાણ. આ પુરાણ મુએલા માણસની પાછળ વંચાવવામાં આવે છે.

**ગરુડગામી,** વિ૦ [ સં. गामी=જનાર ] ગરુડ ઉપર બેસીને જનાર; વિષ્ણુ.
**ગરુડધ્વજ,** વિ૦ જેની ધ્વજામાં ગરુડનું ચિહ્ન હોય તે.
**ગરુડો,** (ગરોડો) પું૦ ઢેડનો ગુરુ; અંત્યજ ગોર.
**ગરુર,** વિ૦ મગરૂર; અહંકારી; મિજાજી.
**ગરુરી,** સ્ત્રી૦ [ અ. ] ગર્વ; અહંકાર; મગરૂરી; પતરાજ; ગુમાન.
**ગરેલું,** જુ૦ ગરલું.
**ગરો,** પુ૦ ગરોડો; ઢેડનો ગોર.
**ગરોડો,** પું૦ જુ૦ ગરો.
**ગરોદર,** વિ૦ [ મ. ] બારેવાઈ; ગર્ભવતી; દહાડાવાળી; હમેલદાર.
**ગરોળી,** સ્ત્રી૦ [ સં. गृहालिका. દે. घरोली ] મગધરની જાતનુ બિલ્લસ જેવડુ કે તેથી સહેજ નાનું ઘરની દિવાલો ઉપર ફરતું પ્રાણી; ઘરોળી.
**ગર્ક,** જુ૦ ગરક.
**ગર્ગ,** પું૦ વૃષ્ણિકુળના ગુરુ. શ્રીકૃષ્ણને ચૂડાદિ સંસ્કાર કરાવનાર બ્રાહ્મણ. એમણે એક ગર્ગસંહિતા નામે પુસ્તક રચેલું છે.
**ગર્જન,** ન૦ [ સ. गर्ज् ] ગરજવું તે.
**ગર્જના,** સ્ત્રી૦ [ સ. गर्ज् ] વરસાદનું ગાજવું તે. (૨) સિંહનું તડૂકવું તે. ૨૦ પ્ર૦ સિંહ ગર્જના=મોટેથી તાડુકો કરવો તે; તાડુકો; મોટેથી હા ના કહેવી કે ઠપકો દેવો તે.
**ગર્જિત,** વિ૦ [ સં. ] ગાજી રહેલું; ગર્જના કરતું. ઉ૦ દસે દિશા ગર્જિત થઈ રહી હતી. (૨) બોલેલું; તાડુકેલું; કહેલું.
**ગર્ત,** સ્ત્રી૦ ખાડો; ખાણ.
**ગર્થ,** પું૦ નાણું; પુંજી; માયો; પૈસો. ઉ૦ ગર્થ હતો જે ગાંઠ, મૂરખ ખોઈ બેઠો માયા. ક. દ. ડા. કહે૦ ગર્થ ગાંઠે ને વિદ્યા પાઠે.
**ગર્દ,** સ્ત્રી૦ ઝીણી ધૂળ; રજ; રેણુ; છિયાડી. ઉ૦ આ જુઓ ગર્દ ઉડે ઘણી, મહેલ થઈ ગયા મેલા.
**ગર્દભ,** પું૦ [ સ. ] ગધેડો.
**ગર્દભી,** સ્ત્રી૦ ગધેડી.
**ગર્દવ,** જુ૦ ગર્દભ.
**ગર્ભ,** પું૦ [સં.] સ્ત્રી પુરુષ–નરમાદાના સંયોગયોગથી સ્ત્રી–માદાના ઉદરમાં જે જીવ રૂપે જન્મનાર પિંડ બંધાય છે તે; ગાભ; હમેલ. (૨) ગર; અંદરનો પોચો માવો; વૃક્ષ ને ફળ માંહેલો સુકુમાર ભાગ. (૩) ક્ષેત્ર.
**ગર્ભધારણ,** ન૦ [ સ. ] ગર્ભ ધારણ કરવો તે; ગર્ભ રહેવો તે.
**ગર્ભપાત,** પું૦ [ સં. ] ગર્ભનું પડવું તે; ગર્ભ પાડવો તે.
**ગર્ભયાતના,** સ્ત્રી૦ [ સ. ] ગર્ભને જે દુઃખ સહન કરવું પડે છે તે; ગર્ભવાસનુ દુઃખ.
**ગર્ભવંતી,** સ્ત્રી૦ [ સ. ] બારેવાઇ; હમેલદાર; દહાડાવાળી.
**ગર્ભવાસ,** પું૦ [સં.] ગર્ભનું ઉદરમાં રહેવું તે.
**ગર્ભશ્રીમંત,** વિ૦ [ સ. ] જન્મથી શ્રીમંત–પૈસાદાર હોય એવું; શ્રીમંતને ઘેર જન્મેલું.
**ગર્ભસુતરું,** વિ૦ જેની અંદર સુતરના તાર હોય એવું; અર્દ્ધ હીરાગળ.
**ગર્ભસ્થાન,** ન૦ [ સ. ] ગર્ભને રહેવાનુ જે સ્થાન તે; ગર્ભાશય; કૂખની અંદરનો ભાગ.
**ગર્ભસ્રાવ,** પુ૦ [ સ. ] ગર્ભનું ગળવું તે.
**ગર્ભાધાન,** [ સ. आधान ] ગર્ભનું મુકાવું તે; ગર્ભસ્થાનમાં બીજનું રોપાવું તે. (૨) એ નામનો એક સંસ્કાર.
**ગર્ભાશય,** ન૦ [ સં. + आशय. ] ગર્ભસ્થાન.
**ગર્ભિણી,** વિ૦ [ સ. ] ગર્ભવંતી.
**ગર્ભિત,** વિ૦ [ સ. ] જેમાં બીજી વસ્તુ ઉંડાણે રહેલી હોય એવું; જેમાં અર્થ ભાવ વગેરે રહેલું હોય એવું.
**ગર્વ,** પુ૦ [સં.] અભિમાન; અહંકાર; મગરૂરી; ગુમાન, પતરાજી; માન.
**ગર્વિત,** વિ૦ [ સં. ] ગર્વવાળું.

**ગર્વિષ્ઠ,** વિ૰ [ સં. ] અહંકારી; મગરૂર; અભિમાની.
**ગર્વી,** વિ૰ અહંકારી; અભિમાની.
**ગર્હિત,** વિ૰ નિંદ્ય; હલકું.
**ગર્હ્ય,** વિ૰ [ સં. ] નિંદવા જેવું; હલકું.
**ગલ,** પું૰ માછલાં પકડવાની આંકડી.(૨)ચલમમાં બળીને કોયલો થઇ ગયેલી ગડાકુની ગડી. (૩) બિલાડી; કુવામાંથી વસ્તુ કાઢવાની અંકોડીઓનો જથ્થો (૪) સાપ; ગરોળી વગેરેની ઝેરી હગાર અથવા લાળ. (૫) લાંચ; લાલચ. (૬) ગુલબાસ.
**ગલકી,** સ્ત્રી૰ એક જાતનો શાકનો વેલો. એનાં ફળ ગલકાં કહેવાય છે.
**ગલકું,** ન૰ ગલકીનું ફળ. તુરિયાની જાતનું એક શાકફળ.
**ગલગલિયાં,** ન૰ [ સં. गल् ] ગલી; ગીલી; હાસ્ય.
**ગલગોટો,** પું૰ એક જાતનું ફૂલઝાડ.
**ગલત,** વિ૰ [અ.] પાયાવગરનું; અસત્ય; ખોટું; જુઠું; ઠામ ઠેકાણા વગરનું.
**ગલધાણી,** સ્ત્રી૰ ગોળ અને ધાણીની સુખડી; ધાણીની ગલપાપડી.
**ગલતિકા,** સ્ત્રી૰ ગળતી.
**ગલપાપડી,** સ્ત્રી૰ સુખડી; ગોળપાપડી.
**ગલબલ,** અ૰ ગળામા બોલાતું હોય એમ.
**ગલબા,** પું૰ [ અ. घल्बा ] ફટાકા.
**ગલબું,** ન૰ ગપ; અફવા.
**ગલબો,** પુ૰ અફવા.
**ગલમેંદી,** સ્ત્રી૰ એક જાતની વનસ્પતિ; મોટી મેંદીનો છોડવો.
**ગલહુતી,** સ્ત્રી૰ ગોળ અને ઘી પાણી સાથે મેળવી તરત જન્મેલા બચ્ચાના મુખમાં મેલવાને બનાવેલું મિશ્રણ.
**ગલાલ,** ન૰ (ગુલાલ) એક જાતનું રાતું ચૂર્ણ; કેટલાંક કંદના લોટને પતંગના લાકડાંના ઉકાળામાં રંગી સફટી ચાળેથી ગલાલ બનેછે.
**ગલાસ,** પું૰ [ અં. Glass ] બિલોરી કાચનો પ્યાલો.
**ગલી,** સ્ત્રી૰ ધોરી રસ્તેથી જુદી પડી આડી અવળી થઇને જતી સાંકડી વાટ, શેરી તે; સાંકડી પોળ; ગલીકુંચી=આમ તેમ આડી-તેડી શેરીઓની વાટ તે. (૨) અજાણ્યા સ્પર્શથી ચામડીને થતી અસર; ચમક.
**ગલીકુંચી,** સ્ત્રી૰ આડાઅવળા અને સાંકડા ગલીઓમાંના-શેરીઓના માર્ગ તે.
**ગલીચ,** વિ૰ [ અ. ] ગંદુ; મેલું; કચરાવાળું; ગંધાતું.
**ગલીચી,** સ્ત્રી૰ ગંદવાડ; ગંદકી.
**ગલીચો,** પું૰ [ફા.] ગાલીચો; બુટ્ટાદાર ગુંથણીનું પથરણું.
**ગલીપચી,** સ્ત્રી૰ ગીલીગીલી.
**ગલેફ,** પું૰ [ ફા. ] ગાદી તકિયા વગેરેની જે ખોલ તે; આચ્છાદન તે.
**ગલેફી,** સ્ત્રી૰ એક જાતનાં ભજિયાં.
**ગલેફું,** ન૰ ગાલની અંદરનો ભાગ તે; ગાલનો પોચો ગાભલા જેવો ભાગ.
**ગલેલી,** સ્ત્રી૰ તાડફળની અંદરનો કુમળો ગલ. એ લોકો ખાય છે.
**ગલોલ,** સ્ત્રી૰ જોતર જેવું દોરી અથવા ચામડાનું કાંકરા અથવા ગોળા ફેંકવાનું સાટ જેવું ગુંથણ તે.
**ગલોલો,** પું૰ ગોળો; ગોળમરોળ; તાજો અને ભરેલો એવો ગોળો.
**ગલ્લ,** પું૰ [ સ. ] ગાલ.
**ગલ્લકી,** સ્ત્રી૰ ઓધ તરફની એક નદી. એમાં શાલગ્રામ થાય છે. ગડકી.
**ગલ્લાંતલ્લાં,** અ૰ ગાંગાંતલ્લા.
**ગલ્લો,** પું૰ [ ફા. ] વેપારીનું પરચુરણ વકરાનું નાણું રાખવાનું પાત્ર; ખજાનો. વકરાના પૈસા રાખવાની પેટી અથવા માટી કે ધાતુ આદિનું વાસણ.

જિહ્વા સ્વાદ; જીભની લલુતા; લજીઝ; ખાવાનો ઉત્સાહ; ગળ્યું ખાવાનું વ્યસન.

**ગળગળવું,** ક્રિ૦ અ૦ [ સં. गद्गद ] ગળગળું થવું; ગળગળી જવું; ગદ્ગદ થઈ જવું; ઢીલા થવું.

**ગળગળું,** વિ૦ નરમ; પોચું; ઢીલું; પાણી પાણી જેવું. (૨) ગરીબ; દીન; ગદ્ગદ.

**ગળગોટિયો,** વિ૦ ગોળ; ગોળમટોળ.

**ગળચકું,** જુ૦ ગચકું.

**ગળચટું,** વિ૦ સહેજ ગળપણવાળું હોય એવું; મીઠું; જરાં ગળ્યું.

**ગળચવાં,** જુ૦ ગળચાં; ગમચાં.

**ગળચવું,** ક્રિ૦ અ૦ ખાવું; જમવું. ( તુચ્છ કારમાં ) ખૂબ ખાવું; અકરાંતિયા થઈને ખાવું; ગળા લગી પેટ ભરવું.

**ગળચવો,** પું૦ પુરુષને ગળે પહેરવાનું સોનાના તારનું ગુંથેલું એસેરુ એસતું ઘરેણું; ગળાને આંવી રહે એવો ગુંથણીનો દાગીનો.

**ગળચિયું,** ન૦ ડૂબતા માણસના ગળાનું બહાર નીકળવું ને અંદર જવું તે; ડૂબકાં ખાવા તે. (૨) ગળચી; ગળાનો ભાગ. (૩) વિ૦ ગળા બરોબર પાણી આવે એવું. :—નદીમાં ગળચિયાં પાણી છે.

**ગળચી,** સ્ત્રી૦ ગળાનો પાછલો ભાગ, ગરદન; ડોકી; ગળું.

**ગળણી,** સ્ત્રી૦ [ સં. गल ] પાણી દૂધ વગેરે પ્રવાહી ગળવાનું ઝીણાં કાણાંવાળું પાત્ર; ગળવાનું જે સાધન તે, ગળણું.

**ગળણું,** ( ગયણું ) ન૦ પાણી વગેરે પ્રવાહી ગળવાનું કપડું; ગાળવાનું સાધન.

**ગળત,** વિ૦ [ સં. गल ] નાપાયાદાર, પાયા વગરનું, ખોટું, અસત્ય. (૨) ગળતું; ગળ્યા કરે એવું; ગલત. :—ગળત કોઢ.

**ગળતકોઢ,** પું૦ [ સં. गलित+कुष्ठ ] હાથ પગનાં આંગળા ને ખુટ વગેરે સડીસડીને ગરી પડતાં જાય એવો એક ભયંકર ચેપીરોગ; પત; શરીર અને અવયવોને સડાવી ગાળી નાખનારો કુષ્ઠરોગ.

**ગળતી,** સ્ત્રી૦ [ સં. गलंतिका ] જેમાથી ધીરે ધીરે ઝીણી ધારે પાણી ટપક્યા કરે એવા છિદ્રવાળી ઝારી; મહાદેવ ઉપર પાણી ગળતું રાખવાનું પાત્ર.

**ગળથુથી,** સ્ત્રી૦ તરત જન્મેલા બાળકને ટોવા માટે ગોળ, ઘી અને પાણી વગેરે એકઠાં કરીને બનાવેલું પેય; ગળયુલી.

**ગળપણ,** ન૦ ગોળ ખાંડમાનો જે મીઠો સ્વાદ હુણ તે; મિઠાશ; ગળ્યો સ્વાદ. (૨) જેમાં મિઠાશ હોય એવી ચીજ. :—ગોળ, ખાંડ. :—જેવું ગળપણ ઘાલીએ તેવું ગળ્યું થાય.

**ગળફો,** પું૦ ખોંખારવાથી છાતી અને ગળામાંથી જે શ્લેષ્મ છુટું પડી મુખવાટે નાના લોંદા રૂપે બહાર પડે છે તે, બલગમ; બળખો.

**ગળમાણું,** ન૦ ( ગળવાણું ) ઘઉંના લોટને શેકી તેમાં ગળ્યું પાણી નાખી ઉકાળીને બનાવેલું પેય; ગળવાણું. ઉ૦ ગળમાણું ને ગોળ, રૂડી આરોગો રસરોટલીરે, ઠાકોર મારા ઠીક. થાળ.

**ગળધરી,** સ્ત્રી૦ અજીર્ણ વિકારથી અન્નનળમાં જે ચરચરાટ—બળતરા થાય છે તે; અન્ન નળીની બળતરા; પિત્ત વિકારની તિખાશની ગળામાં થતી અસર.

**ગળધાઇ,** સ્ત્રી૦ ગળધરી.

**ગળપટ્ટો,** પું૦ ગળે વિંટવાનો ઉનનો ગુથેલો પટ્ટો; ગળે વિંટાળવાનું ગુંથેલું ગરમ કપડું.

**ગળવું,** ક્રિ૦ અ૦ [ સં. गल ] પ્રવાહીનું કોઈ પાત્ર કે વસ્તુમાંથી છિદ્રદ્વારા બહાર નીકળવું; ચૂવું; નીતરવું; ટપકવું. —તપેલામાથી પાણી ગળે છે, છાપરુ ગળે છે. (૨) ઢીલું થવું; પાકવું. —આંબા ગળવા માંડયા છે. (૩) હવા, પાણી અથવા તાપથી એકરસ થઈ જવું; ઓગળવું; પ્રવાહી થવું. :—ચોમાસામા મીઠું ગળે છે, પાણીમાં સાકર ગળે છે, અને

**ગાજરિયો,** પું૦ કપાળમાં ગાજર—ગુજરાંના જેવું જે ટીલું કરવામાં આવે છે તે. :—વહેવાઇને ગાજરિયો કાઢો. નર્મ.

**ગાજવીજ,** સ્ત્રી૦ [ સ. गर्ज+विद्युत ] ગર્જના અને વીજળીઓ થવી તે; વરસાદનું ગાજવું અને વીજળીઓ થવી તે.: આજે તો ગાજવીજ સાથે ખૂબ વરસાદ પડયો. (૨) ખૂબ ધામધૂમ કરવી તે.

**ગાજવું,** ક્રિ૦ અ૦ આકાશમાં ગડગડાટ થવો; ગર્જવું. (૨) ગર્જના થવી; તડુકવુ ( સિંહાદિકનું) (૩) મોટું નામ કરવું. (૪) અવાજ થવો; વાગવું. :-મંદિરમાં નોબત ગાજે છે. (૫) મોટેથી બોલવુ; ઠપકો આપવો. :—તે તો બહુ ગાજ્યો. (૬) ધામધુમ કરવી; ફુલાવું; વૈભવ દેખાડવો. ઉ૦ વીરો ક્યારે ગાજ્યો ને ક્યારે ગડગડયો, ક્યા વરસ્યો અશાડો મેઘ. સ્ત્રીગીત. વહાલાજી હુ તો તમારા બળવી ઘણી ગાજુ. (૭) તુમાખીમાં રહેવું. રૂ૦ પ્ર૦ ગાજતું વાજતું=છાનુમાનુ નહિ એવું; સદ્મબ્દ; ગર્જના કરતું અને વાજિંત્રો ,વગાડતું; ચાહન; જાહેર. કહે૦ ગાજતુંવાજતું મો માડવે આવશે=એની મેળે જાહેર થશે. ગાજતા મેહ વરસે નહિ અને ભસતા કુત્તા કારે નહિ=બોલનારો કરતો નથી, પરતુ નહિ બોલનારો કરી બતાવે છે. ગાજે તેનુ વાજે=બોલતાના બોર વેચાય.

**ગાઠવું,** ક્રિ૦ અ૦ ઠગાવુ. ઉ૦ ‘દમયંતી કહે ઉડી કા ન નાઠો, અસ્યા ગરવો થઇશું ગાઠયો. (૨) ઘસાવું, ઘસાઇ જવું.

**ગાઠું,** વિ૦ ઘસાયેલુ; નબળુ પડી ગયેલુ. ઉ૦ પ્રુક નાગેન્દ્રની ત્યાં ગાઠીરે. પ્રેમાનંદ. (૨) ઓછું; આછું.

**ગાઠેલુ,** વિ૦ ઘસાયેલું —ગાઠેલા પૈસા.

**ગાડદી,** પું૦ [અ. Guard] સિપાઇ; સૈનિક; કિલ્લાની રક્ષા કરનારો સૈનિક સિપાઇ; પહેરેગીર.

**ગાડર,** ન૦ [ સં. गड्डर दे. गड्डरी. ] ઘેટું; મેઢું.

**ગાડરિયું,** વિ૦ ગાડરના જેવુ; ગાડર જેવા સ્વભાવનું. રૂ૦ પ્ર૦ ગાડરની માફક એક એકને પગલે વગર વિચારે ચાલ્યા જવું તે; એકકે કર્યું તેમજ બીજાએ વિચાર કર્યા વગર કરવાની રીત; એકએકની પાછળ જવું તે; અંધશ્રદ્ધાનુકરણ.

**ગાડરું,** ન૦ ગાડર; ઘેટું.

**ગાડલુ,** ન૦ ગાડુ. ( કાઠિયાવાડ )

**ગાડવું,** ક્રિ૦ સ૦ દાટવું; ખોદીઘાલવું; જમીનની અંદર ખાડો કરી તેમાં મૂકવું.

**ગાડવો,** પું૦ [ સ. घट ] માટીનું નાના સાંકડા મોંનુ ઘડા જેવું ગોળ વાસણ ( ઘી ભરવાનુ. ) રૂ૦ પ્ર૦ ઘીનો ગાડવો=અતૃજ પ્રિય. '—ફીકો મળ્યો એટલે એને તો જાણે ઘીનો ગાડવો જડ્યો. બહુ મોંઘુ. ગાડવાનુ ઘી=ચોકખું ગામડાનુ ઘી.

**ગાડી,** સ્ત્રી૦ [ સ. गम् गत्री दे. गड्डी ] બે અથવા ચાર પૈડાનુ પૈડાંના ગડગડવાથી જમીન ઉપર ચાલતું યાન; પૈડાંના ફરવાથી ચાલતુ કોઇ પણ જાતનુ નાનુ અથવા મોટું યાન, ડમણી; રેકડો; નાનુ ગાડું; ચારઠ; બગી; સગરામ; વગેરે જાતજાતની ગાડીઓ થાય છે. (૨) રેલવે આગગાડી; બળદગાડી; ઘોડાગાડી, ઉંટગાડી. કહે૦ ચાલે તેને કહે ગાડી એવી ગુજરાત ગાંડી. ગાડી દેખી પગ થાકે=સાધન હોય તો સુખાભિલાષ થાય. ગાડી વાડી ને લાડી ત્રણે છે અર્થાત્ સર્વ વૈભવ છે.

**ગાડીઘોડો,** પું૦ ગાડી અને ઘોડો; વાહનનુ સાધન. —એ હજી ગાડીઘોડો રાખતા નથી. એમને ત્યાં હજી વાહનનુ સાધન નથી.

**ગાડીત,** પુ૦ ગાડી હાંકનારો; ગાડીવાન.

**ગાડીવાન,** પુ૦ ગાડીત; ગાડી હાંકનાર. કહે૦ ગધેડાંને ગાડીવાન સરખા.=ગાડીવાન પણ

ગધેડા જેવો મૂર્ખ અને હઠીલો હોય છે, એવા અર્થમાં વપરાય છે.

**ગાડું,** ન૦ [ સં. ગર્ત્રી દે૦ 'ગડ્ડી' ] માણસોને બેસવાં માટે, ખેતીના કામ માટે અને સરસામાન ભરવા માટે ઉપયોગમાં આવતી જાડી બાંધણીની ગાડી; ખટારો. રૂ૦ પ્ર૦ ગાડુગરીડુ=ગાડું અને તેવુંજ બીજું કોઇ જાતનું યાન. ક્રિ૦ પ્ર૦ ગાડું ચલાવવું-હાંકવું=જેમ તેમ કરીને કામ ચલાવવું; ધીરજથી વહેવાર ચાલુ રાખવો. ગાડેગાડાં= પુષ્કળ; બહુજ. ગાડાવાટ=રાજમાર્ગ. ગાડે બેસીને આવવું=જાહેર ખુલ્લીરીતે આવવું.

**ગાઢ,** વિ૦ [ સં. ] જાડું; ઘણું; વધારે; ઘટ; અત્યંત. :– ગાઢપ્રીતિ; ગાઢઅંધારું. (૨) પુષ્કળ; સજ્જડ; ભર; ઘોર. :–ગાઢનિદ્રા.

**ગાઢું,** વિ૦ ગાઢ; અતિ પ્રસંગવાળું; બહુજ.

**ગાણું,** ન૦ [ સં. ગાન ] ગીત; ગાયન; ગાન. ઉ૦ ગાણુંને ગાતાંરે વાહણું વહી ગયુ.

**ગાંડીવ,** ન૦ [ સં. गाण्डीव ] અર્જુનનું ધનુષ.

**ગાત,** ન૦ [ સં. गात्र ] ગાત્ર; અંગ; શરીર. ઉ૦ શ્રવણ મન કરે ગુહ્ય વાત, દરસે પરસે નારી ગાત. નિષ્કુલાનંદ.

**ગાતડી,** સ્ત્રી૦ છાતી અને ખરડો ઢંકાય એમ આડસોડીએ શરીર ઉપર કપડું બાંધવું તે; ઘાટડી.

**ગાતર,** ન૦ [ સં. गात्र ] ગાત્ર; અંગ; શરીર. (૨) શરીરના જુદા જુદા માંસલ વિભાગો તે. ક્રિ૦ પ્ર૦ ગાતર ગળે=ગાત્ર શોષાઈ જાય. ગાતર નમાવીને કામ કરવું-ગાતર ભાગવાં= શ્રમ લઇને કામ કરવું; મહેનત કરવી.

**ગાત્ર,** ન૦ [સં.] અંગ; શરીરના ભાગ; અવયવ; શરીરના માંસલ ભાગ.

**ગાથા,** સ્ત્રી૦ [ સં. ] એક જાતની જુની કાવ્ય રચના; ગીતિ; સાદી ઇબારતની કાવ્યમાં લખેલી જુની વાર્તા; દરિકની કહાણી. ગાથાશાસ્ત્ર= પૌરાણિક કથાવિજ્ઞાન; પૌરાણિક કથા; દેવતાઈ કથાઓ. ઉ૦ એક ચિત્તે સાંભળ ભાઇ, ગાથા અત્રિની સુખદાઇ. પ્રેમાનંદ. કવિતામાં લખાયેલી પ્રાચીન કથા.

**ગાદલું,** ન૦ [ સં. गद्दल ] ખુબ રૂથી ભરેલું, જાડું અને પોચુ ગોદડુ.

**ગાદી,** સ્ત્રી૦ ગાદલુ નાંખી બનાવેલી બેઠક; બેસવા આઢેલવાની સોઇવાળી બેઠક; આસન; તખ્ત; સિંહાસન; રાજપાટ.

**ગાદીતકિયો,** પું૦ બેસવાને ગાદી અને આઢલવાને તકિયાવાળું આસન. (૨) ધન ધાન્યથી પૂર્ણ સુખસ્થિતિ;શેઠાઈ; ધનાઢયત રૂ૦ પ્ર૦ ગાદીતકિયો અથવા દોરીલોટો= વેપારરોજગારમાં યાહોમ કરવાં માટે વપરાય છે. એવું સાહસ કે જેમાંથી કાં તો શેઠાઇ મળે કે કાં તો દેશપરદેશ ફરવું પડે.

**ગાદીપતિ,** પું૦ ગાદીનો ધણી; રાજા; મહંત; ઉપરી; શેઠ. (૨) વારસઃ–કાલુભાઈ ગાદીપતિ છે.

**ગાન્ધર્વ,** પું૦ [ સં. ] ગાયન કરનારો; ગવૈયો; ગવૈયાની એક જાત. (૨) વિ૦ ગન્ધર્વનું કે તેને લગતું. (૩) વિવાહનો એક પ્રકાર. જેમા વરકન્યા પોતે પોતાની મેળે એકઠાં થાય તે વિવાહ. ગાંધર્વવેદ=ગાયનકળાની વિદ્યા.

**ગાન્ધાર,** પું૦ [સં.] એક દેશનું નામ. (૨) એક રાગનું–સ્વરનું નામ.

**ગાન્ધારી,** સ્ત્રી૦ [સં.] ગાન્ધાર દેશના રાજાની કુવરી; કૌરવોની માતા. આ રાણીએ પોતાનો પતિ (ધૃતરાષ્ટ્ર) જન્મથી આંધળો હોવાને લીધે પોતે પણ આંખે પાટા બાંધી આખો જન્મારો અંધાપો વેઠયો હતો.

**ગાફેલ,** વિ૦ [ અ. ] બેખબર; અસાવધ; અનવધાની; અલક્ષ. ક્રિ૦ પ્ર૦ ગાફેલ રહેવું=અનવધાની રહેવું; લક્ષ નહિ રાખવું; સોમળા રહેવું.

**ગાબડી,** સ્ત્રી૦ નાનું ગાબડું; નાનું કાણું; પતરી અથવા ફોતરી ઉખડવાથી સપાટી ઉપર પડેલો છાછરો ખાડો. (૨) એકાએક કોઇ બહાનું કાઢી નાસી જવું તે; એકાએક સામો માણસ જાણે નહિ તેમ ગુમ થવું તે; ગેરહાજર રહી જવું તે. :—ગાબડી મારી ગયા.

**ગાબડું,** ન૦ ભિંત અથવા પાટિયાની સપાટી ઉપર પડેલું બાકોર; મોટું કાણું; ખાડો; છિદ્ર. વહાણુમાં ગાબડું પડયું તેથી ફુવારાની માફક અંદર પાણી ભરાવા માંડયું. (૨) સટકી જવું તે; ગેરહાજર રહી જવું તે. — ક્રિ૦પ્ર૦ ગાબડું પૂરવું=નુકસાન વાળીઆપવું.

**ગાભ,** પું૦ [ સં. गर्भ ] ગર્ભ. ઉ૦ આભ ગાભ ને રોતાં બાળ. આ શબ્દ પશુની માદાના ગર્ભ માટે બહુધા વપરાય છે.

**ગાભણી,** વિ૦ [ સં. गर्भिणी ] ગર્ભવાળી; જેને ગર્ભ રહેલો હોય એવી; સગર્ભાવસ્થાવાળી પશુની માદા.

**ગાભરવું,** ક્રિ૦ અ૦ ગભરાવું; બીવું; ભયભીત થવું; કંઇ સૂઝે નહિ એવી સ્થિતિમાં પડી જવું; બહેબાકળા થઈ જવું.

**ગાભરું,** વિ૦ ગભરાટવાળું; કંઇ સૂઝ પડે નહિ એવી સ્થિતિમાં પડેલું; બહેબાકળું; અકળાયેલું; ગુંચવાયેલું; શાંત ચિત્ત ન હોય એવું.

**ગાભલું,** ન૦ [ સં. गर्भ ] ગર્ભના સુકોમળ ખંડ જેવું નાજુક; પોચું અને ભરેલું એવું જે તે; ખંડ; ભાગ; કકડો; ગાભો. (૨) વાદળાનો જથ્થો.

**ગાભાચુંથા,** પું૦ કકડે કકડા થઇ ગએલા અને ચુંથાયેલાં કપડાંના કાપલા તે; કપડાંના મેલા ડૂચા; કાગળ કે કપડાંનો નકામો ફાટગો તૂટગો જથ્થો.

**ગાભો,** પું૦ ફાટેલો તૂટેલો અને મેલો કપડાનો કકડો; ચુથરું; પાઘડીમાં ઘાલવાનું ઓતાનું; કપડાનો કકડો. (૨) મઢેલાં ઘરેણાંમાં જે તાંબા અથવા ચાંદીનો તેજ ધાટનો સળિયો નાંખવામાં આવે છે તે. (૩) ગર; ડૂચો; ક્રિ૦ પ્ર૦ ગાભેગાભા કાઢી નાંખવા=કકડે કકડા થઇને ઉડી જાય એમ કરવું. અભિમાન ઉતરી જાય તેમ સંપૂર્ણ હરાવવું; મહાત કરવું.

**ગામ,** ન૦ [ સં. ग्राम ] જ્યાં કેટલાંક ઘર અને થોડીક વસ્તી હોય એવું ઠેકાણું; માણસોનું નાનું વસ્તીસ્થાન; ગામડું; ખેડ. કહે૦ ગામમાં પેદાના સાંસા ને પટેલને ઘેર ઉનાં પાણી. જે ગામ જવું નહિ તેનું નામ શું? ગામ વચ્ચે રહીને ઘર કેમ બળાય? ગામ ગયું સૂતું જાગે. ગામ ગાંડું કરવું. ગામ માથે કરવું. ગામનો ઉતાર. ગામ ગામનાં પાણી પીવાં. ગામ જેવી દિવાળી.

**ગામગરાસ,** પું૦ [ સં. ग्रामग्रास ] ગામ અને ગરાસ તે; ગામ જમીન અને તેના ભોગવટાનો હક તથા સ્વામિત્વ તે; રાજાએ સેવાના બદલામાં, સૈનિક નોકરી માટે આપેલી જમીન. ગામની આવક રૂપી આજીવિકા તે.

**ગામગોર,** પું૦ [ સં. ग्रामगुरु ] ગામોટ; ગામનો પુરોહિત;ગામનું ધાર્મિક કામકાજ કરાવનારો બ્રાહ્મણ.

**ગામઠી,** વિ૦ [ સં. ग्रामस्थ ] ગામડાનું તે; જાડું; અસંસ્કૃત; દેશી; ગામને લગતું. :—ગામઠી નિશાળ.

**ગામડિયું,** વિ૦ ગામડાની રીતભાતનું; ગામડાનું હોય એવું; અસંસ્કૃત; નહિ સુધરેલું; સાદું.

**ગામડિયો,** પું૦ ગામડાનો રહેવાસી; રાંચો; રાભો; અનાગરિકજન.

**ગામડી,** સ્ત્રી૦ નાનું ગામડું. (તિરસ્કારમાં)

**ગામડું,** ન૦ નાનું ગામ.

**ગામદેવી,** સ્ત્રી૦ [ सं. ग्रामदेवता ] ગામનું રક્ષણ કરનારી જે દેવતા કે શક્તિ હોય તે; ગ્રામદેવતા.

**ગામપંચ,** ન૦ ગામના આગેવાનોનું મંડળ તે.

**ગામવખો,** પું૦ [ सं. ग्रामविपत्ति ] ગામથી જુદા પડવું તે; ગામત્યાગનું દુઃખ; ગામનો વિયોગ.

**ગામસારણી,** સ્ત્રી૦ [ सं. ग्रामतारणी. ] આખા ગામને ભોજન આપીને સરભરા કરવી તે; ગામનું-તેરતાંસળીનું જમણ તે; ગંજીભેળો.

**ગામી,** વિ૦ ગામવાળો; જેને ઘેર ગામગરાસ હોય એવો; ગામધણી. ઉ૦ ગામી નામી ને મહીપતિ, નારને વશ વર્તી રહે. શામળ. (૨) વિ૦ જનાર=ક્ષેત્રગામી ગુરુતલ્પગામી.

**ગામેતી,** પું૦ ગામનું રક્ષણ કરનાર; ગામનો કોટવાળ. (૨) ગામધણી.

**ગામોટ,** પું૦ ગામગોર; ગામના શૂદ્રાદિક લોકને શુભાશુભ કર્મ કરાવનાર; ગામનું ધાર્મિક કામકાજ કરનાર.

**ગામોટું,** ન૦ ગામના ગોર તરીકે તમામ લોકોનું ધર્મ સંબંધી તેમજ બીજું કામકાજ કરવું તે; ગામોટપણું. ઉ૦ અલ્યા ગોર, તમે ગામોટાને જાણો સજો, તો તો ગોરપદ જાણો, તમે ધૃતમાં તળો. વીરજી.

**ગામોતર,** પું૦ [ स. ग्राम+उत्तृ. ] ગામનો બહારવટિયો; ગામમાંથી નારાજ થઈને નીકળી પડેલો.

**ગામોતરું,** ન૦ ( स. ग्रामान्तर ) ગામ તજી જવું તે; પરદેશ ફર્યા કરવું તે; ગામનો ત્યાગ કરીને જતા રહેવું તે; વિવાસન; દેશત્યાગ. ક્રિ૦ પ્ર૦ ગામોતરાં કરવાં=પરદેશ ફરીને રળવું.ઉ૦ગામોતરાં કરી કરીને ધન મેળવ્યું તે; એક વગમાં ધૂળ. પ્રા૦ કા.

**ગાંભીર્ય,** ન૦ [सं.] ગમ્ભીરતા; ગમ્ભીરપણું.

**ગાય,** સ્ત્રી૦ [ स. गौ ] જેને ગળે ગોદડી જેવી ચામડી લબડતી હોય એવી જાતના પશુની માદા; ધેનુ. ગાયનો નર તે ગોધો, આખલો, સાંઢ; અને ખાસી કરેલો હોય તે બળદ. આ પ્રાણી અને તેનાં છાણું મુતર પવિત્ર ગણાય છે. ગાય ગરીબ પ્રાણી હોવાથી ગાય જેવું ગરીબ-સાલસ એમ કહેવાય છે. કહે૦ 'ગાયે ગણ્યુ' રતન ગાય જીવાડવી ને રતન કાઢી લેવું. ગાય દોહી ગધેડીને પાવું, ગાયવાળો તે ગોવાળ. ઘેર ગાય બાંધવી. ગાયના ભાઈ જેવું.' ગાયનું ભેંસ તળે અને ભેંસનું ગાય તળે=સમજ્યા વગર ઉથલ પાથલ ને ફેરફાર કરવો તે. કન્યાને ગાય જ્યાં દોરે ત્યાં જાય=જેમનો કંઈ અવાજ નથી એવાં ગરીબ. ગાય પછવાડે વાછરડું =દાન ઉપર દક્ષિણા. ગાય લેવી દુઝતી ને વહુ લેવી ઝુલતી. ગાય વગરનું વાછડું=મા વગરનું છોકરું.

**ગાયક,** પું૦ [ सं. ] ગવૈયો; ગાવાનો ધંધો કરનાર; ગાનારો.

**ગાયકવાડ,** પું૦ એક રાજવંશી અટક. ( મરાઠી ) વડોદરાના રાજાઓ 'ગાયકવાડ' કહેવાય છે.

**ગાયકવાડી,** વિ૦ ગાયકવાડને લગતું; ગાયકવાડના રાજ્ય અમલ જેવું, અર્થાત્ પોલંપોલ; અંધાધુંધ.

**ગાયકા,** સ્ત્રી૦ [ स. ] ગાનારી.

**ગાયત્રી,** સ્ત્રી૦ [ स. ] એક વૈદિક મંત્ર ( ॐ तत्सवितुर्वरेण्य भर्गोदेवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ) આ મંત્રને 'ગાયત્રી' દેવીરૂપે માનવામાં આવ્યો છે અને ઉપવીત સંસ્કાર થયા પછી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને માથે નિત્ય તેનો જપ કરવાની ફરજ નખાયેલી છે. (૨) ચોવીસ અક્ષરનો એક વૈદિક છંદ. આમાં છ-છ અક્ષરનાં ચાર કિંવા આઠઆઠ અક્ષરનાં ત્રણત્રણ પદ આવે છે. ગાયત્રીપુરશ્ચરણ=સવાલાખ ગાયત્રી

મંત્રનો જુમલો કરવા તેટલા જપનો પ્રયોગ કરવો તે.

**ગાયન,** ન૦ ગાવું તે; ગાન; ગીત. ગાવાની વિદ્યા, કળા. ગાયન કળા=ગાવાની ચતુરાઇની વિદ્યા; ગાયન સંબંધી જે આવડ ખુબી વગેરેને લગતું વિજ્ઞાન તે.

**ગાર,** સ્ત્રી૦ છાણ અને માટીને સાથે મસળીને બનાવેલો ગારો; માટીનો કેલ; પલાળીને લોંદો થાય એવી કરેલી માટી. (૨) વિ૦ બિનજવેલું. ગાર જેવું=ઘણુંજ કડું; ટાઢું. દુંગાર એમ કહેવાય છે. કહે૦ ગારે લિપ્યાં ઘર મોનાં.

**ગાર,** પુ૦ [ ફા. ] કરનાર અર્થ બતાવનારો પ્રત્યયઃ—મદદગાર, જુલમગાર.

**ગારદી,** પુ૦ [ અ. Guard ] પહેરેગીર; ગાર્ડ.

**ગારવો,** પું૦ ગર્વ. ઉ૦ માનવતી મા કર ગારવો. પ્રેમાનંદ.

**ગારિયું,** ન૦ ટુઓ. રાંધેલા ધાન ઉપર ઢાંકવાનુ ટોપલા જેવું માટીનું ઠામ. વિ૦ ગારનું; માટીનું.

**ગારિયો,** પુ૦ ગાર વહેનારો મજુર.

**ગારુડી,** પું૦ [ સ. ગારુડિક ] બાજીગર; જાદુગર; ચમત્કારી નજરબંધીના ખેલ કરનાર; ખેલાડી; વાદી. સાપ વગેરે ઝેરી પ્રાણીઓને પકડી તેમની રમતો લોકને દેખાડી આજીવિકા કરનાર; મેલીવિદ્યા જાણનાર; ચિકિત્સક; ભિષક. ઉ૦ વિષય વિષ વાધ્યું ઘણું ને ગોઠમાં નહિ ગારુડી. બાલકૃ.

**ગારુડીવિદ્યા,** સ્ત્રી૦ જાદુવિદ્યા; વાદીવિદ્યા; ઇન્દ્રજાળની વિદ્યા.

**ગારો,** પું૦ ગાર; પંક, કાદવ; કચરો. (૨) કેલ; ચુનાને કેળવીને બનાવેલી ગાર.

**ગાર્ગી,** સ્ત્રી૦ [ સ. ] વૈદિકકાળની એક મહા વિદુષી અને વેદાંતી સ્ત્રી.

**ગાર્ડ,** [ અં. Guard ] રખેવાળ; સંભાળ રાખનાર. રેલવે ગાડીના પાછલા ડબામાં આખી ગાડીની સંભાળ રાખનાર જે અમલદાર રહે છે તે. (૨) સૈનિક; લશ્કરી સિપાઈ. ગાર્ડ ઓફ ઓનર=મોટા અમલદારને લશ્કરી માન આપનારી ટુકડી.

**ગાર્હપત્ય,** પું૦ [ સ. ] ગૃહસ્થના ઘરનો અગ્નિ; અગ્નિહોત્ર લેનાર જે અગ્નિને હમેશ પોતાના ઘરમાં બળતો રાખે છે તે અગ્નિ.

**ગાર્હસ્થ્ય,** ન૦ [ સં. ] ગૃહસ્થપણું; પરણેલી જિંદગીની સ્થિતિ તે.

**ગાલ,** પુ૦ [ સં. ગલ્લ ] મોંની ફાડની બન્ને બાજુનો નાની ગાદી જેવો માંસલ ભાગ. (૨) સ્ત્રી૦ પંક્તિ; ઘાલ.

**ગાલફાડિયું,** ન૦ એક જાતની દળદાર પૂરી; ધારીપૂરી.

**ગાલમશુરિયું,** ન૦ મશરુનું ગાલ તળે ઘાલવાનું નાનું અને ગોળ ઓસીકું.

**ગાલાવેલું,** વિ૦ દાધારંગું; અરધું ગાંડા જેવું; ભોળું અને કંઇક ઓછી સમજવાળું.

**ગાલી,** સ્ત્રી૦ [ સં. ] ગાળ; અપશબ્દ. (૨) ખીણ; બે ડુંગર વચ્ચેની જગા.

**ગાલીચો,** પુ૦ [ફા.] જેમાં વેલ બુટા ફૂલ વગેરે વણેલું—પાડેલું હોય એવું સુંદર બિછાનું કે પાથરણું; ઉંચી જાતની સેતરંજી.

**ગાલ્લી,** સ્ત્રી૦ નાનું ગાડું; ગાડી; ડમણી. (૨) ત્રીસ મણનું માપ. તેણે સાત ગાલ્લી ઘઉં ભર્યાં.

**ગાલ્લું,** ન૦ ગાડું; મોટી ગાલ્લી; ખાચગાલ્લું.

**ગાલ્લો,** પું૦ મોટા પાટલા જેવી નીચે પૈડાંવાળી છોકરાંને રમવાની ગાડી.

**ગાવડી,** સ્ત્રી૦ ગાય; ધેનુ.

**ગાવદી,** વિ૦ ગંદ; ગોબરું. (૨) જંગલી; મૂર્ખ; અણુસમજુ.

**ગાવું**, ક્રિ૰ સ૰ [ સં. गै ] કાનને પ્રિય લાગે એવી રીતે રાગ કાઢવો; રાગોટવું; લહેકાવીને કવિતા બોલવી. (૨) વખાણ કરવાં; સ્તુતિ કરવી; ઉપકાર વગેરે સારું કામ કહી દેખાડવું. :– તે કંઈ કરશે તો વારે વારે ગાયા કરશે. નર્મ.

**ગાસ**, પું૰ [ અં. Gas ] ગ્યાસ; વનસ્પતિ અને બીજાં કેટલાંક દ્રવ્યોને ગરમી આપતાં તેમાંથી નીકળતી ધુણી જેવી એક હવા. ખનિજ કોલસાના ગાસના દીવા થાય છે.

**ગાસલેટ**, ન૰ [ અં. ] પાણી જેવું એક ખનિજ તેલ. આ તેલ બળતણ તરીકે તેમજ દીવા માટે વપરાય છે. બરમામાં તેના કુવા છે.

**ગાળ**, સ્ત્રી૰ [ સં. गालि ] અપશબ્દ કહેવો તે; કોઇને રીસ ચઢે તેવું તેને કહે તે; અશુભ ભાષણ. (૨) પું૰ કુવા વગેરે નવાણ ગાળતાં જે કંઈ કચરો વગેરે નીકળે છે તે.

**ગાળવું**, ક્રિ૰ સ૰ કચરો કાઢીને તળાવ કુવાને ઉંડા કરવા; પુરણી કાઢવી. (૨) ધાતુઓને આંચ દઈ રસ જેવી કરવી; ઓગાળવી. (૩) પાણી વગેરેમાંથી કચરો કાઢી નાંખવાની ક્રિયા કરવી. (૪) શોષવી નાંખવું; ઘટાડવું; ઓછું કરવું; પાતળું કરી નાંખવું. (૫) વખત કાઢવો; ગુજારવું, વ્યતીત કરવું.

**ગાળાગાળી**, સ્ત્રી૰ સામસામે ગાળો દઇ લડવું તે.–ગાળાગાળીની લડાઈ; બોલંબોલા.

**ગાળિયું**, ન૰ ગાળાવાળું દોરડું તે; ઢોરની ડોકમાં નાંખવાનું ગાળાવાળું દોરડું; બંધના દોર. (૨) ગળણી. (૩) ગળતાં રહેલું તે; છાશના કુચા. ક્રિ૰ પ્ર૰ ગાળિયું કાઢવું=બંધન કે દાવપેચમાંથી નીકળી જવું; વચમાંથી ખસી જવું; નીકળી જવું. (૨) માથે નહિ રાખવું.

**ગાળી**, જુ૰ ગાળ.

**ગાળું**, ન૰ વચમાંનો વખત.

**ગાળો**, પું૰ સરકાવી અથવા સજ્જડ કરી શકાય એવી દોરડાની ગાંઠવાળી આંટી; ફાંસો; સરકકાવાળી ગાંઠ. (૨) જૈરાંને પહેરવાનું રેશમી કપડું; છાયલ. (૩) અંતર; બેની વચમાંનું જે કંઇ તે; ફેર; ગાળો; વટાવ. (૪) ઘરના લખાણ ભાગોમાંનો એકેક તે; ખંડ; વિભાગ. (૫) પનો; ઓસાર; પહોળાઈ. (૬) મોસમ; રત. :–કેરીગાળો. (૭) ઘંટીમાં દળવું ઓરવાનું મોં. (૮) સાંધા; શરીરબંધ. ક્રિ૰ પ્ર૰ ગાળો કાઢવો=થોડું દળવું; ઘંટીનું મોં સાફ કરવું.

**ગાંગડી**, સ્ત્રી૰ [ સં. क्रिकर ] નાનો ગાંગડો; કણ; નાની ગાંઠ. (૨) બટાકા; પરેટા.

**ગાંગડુ**, પું૰ ન પલળે અને ન ચઢે એવો દાણો; ઠોળ. (૨) વિ૰ કઠણ; નરમ ન થાય એવું; ન ચઢે એવું; પલળે કે બફાય નહિ એવું. જેવું અને તેવુંજ રહી ગયેલું ( માણસ.) ક્રિ૰ પ્ર૰ ગાંગડુ રહેવું=ડોળમોળ રહેવું; નહિ સુધરવું.

**ગાંગડો**, પું૰ [સં. क्रिकर] સુકાગેલી વસ્તુનો કે નક્કર ચીજનો કકડો; મોટો કણ; પાસલો.

**ગાંગરવું**, ક્રિ૰ અ૰ બરાડવું; ગાય અથવા બળદનું બોલવું.

**ગાંગલું**, વિ૰ નબળું; દીન; ગરીબ; કાંગલું; માલ વગરનું. સ્વભાવનું બહુજ નરમ હોય એવું; મોઢેથી માખ પણ ન ઉડે એવું.

**ગાંગાંતલાં**, ન૰ આનાકાની; કરવું કે ન કરવું એમ કર્યા કરવું તે; હા ના કર્યા કરવી તે; બહાનાં બતાવ્યા કરવાં તે.

**ગાંગું**, વિ૰ રાંક; ગરીબ; નબળું. પું૰ ગાંગો. સ્ત્રી૰ ગાંગી.

**ગાંગો**, પુ૰ તન, મન અને ધનથી ગરીબ તે. કહે૰ ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી.

**ગાંઘરડવું**, ક્રિ૰ અ૰ સાદ બેસી જાય તેમ

તાણીને ગળામાંથી રોવું; રો રો કર્યા કરવું; ધોરો તાણીતાણીને રોવું.

**ગાંજવું,** ક્રિ૦ સ૦ [ સં. गज् ] છેતરવું; ઠગવું; હરાવવું; ભોળવવું; ફોસલાવવું. ઉ૦ જ્યાં સુધી ગ્રહ પાધરા, જ્યાં સુધી આયુષ્ય હોય, ત્યાં સુધી હાથ આવે નહિ, ગાંજી શકે નહિ કોય. શામળભટ.

**ગાંજાખોર,** વિ૦ ગાંજો પીનાર; ગંજેરી; ગાંજાનો વ્યસની.

**ગાંજાખોરિયું,** વિ૦ ગાંજો ફુંકવાની જેને ટેવ પડેલી હોય એવું; ગાંજાનું વ્યસની.

**ગાંજો,** પું૦ એક જાતની માદક વનસ્પતિ. આનાં પાન ભાંગ તરીકે અને કળીઓ ગાંજા તરીકે વપરાય છે. બન્નેમાં કેફ હોય છે. ભાંગ ઘુંટીને ખાંડ મસાલો નાંખીને પિવાય છે, અને કળીઓ (ગાંજો) ચલમમાં પિવાય છે.

**ગાંઠ,** સ્ત્રી૦ [ સં. ग्रन्थि ] આંટીવાળો બંધ; આંટી મારીને બાંધવું તે. (૨) ઝાડના થડમાંનો ભમરાવાળો અને જ્યાંથી ડાળાં ફૂટયાં હોય તે ભાગ; વેઢો; ભમરાવાળો ગંઠાઇ ગયેલો ભાગ. (૩) મનમાં જે આડું આવી જવું તે; અંટસ; આંટી. (૪) દુશ્મનાઈ બંધાઇ જવી તે; વેર; કીનો. ક્રિ૦ પ્ર૦ ગાંઠ બાંધવી=નિશ્ચય કરી નાંખવો; અંટસ રાખવો. ગાંઠ વાળવી=બોધ લેવો; કાન પકડવો; છાનુંમાનું સંઘરવું; ફરીને અમુક કાર્ય કરવું નહિ એવી શીખ લેવી; યાદ રાખવું. ગઠબ ગ્રંથિ=આંટી. ગાંઠે=પાસે; કબજે; સ્વાધીનમાં:–ગર્થ ગાંઠે ને વિદ્યા પાઠે. ગાંઠનું=પોતાનું પોતાની તરફનું; જાતનું. ગાંઠનું જોડવું–ઉમેરવું. ગાંઠનું ખાવું અને ગાંડા સાથે જવું. (૫) સંપ; એકતા. એ એની એક ગાંઠ છે. ગાંઠ પાલવી=લોહી બંધાઇ જવું; સોજો ચઢવો અથવા વેળ થઇ આવવી. ગાંઠ કરવી=કોઇ જાણે નહિ તેમ પોતાની પાસે પૈસા જમા કરવા. મડાગાંઠ=સજ્જડ બંધાઇ જવું. ગાંઠનું ગોપીચંદન=પોતાનું ખરચી પરનું કામ કરવું.ગાંઠગળફા=વાંધાસાંધા. ગાંઠે બાંધવું=લક્ષ લેવું. ગાંઠ=ધન. :–ગાંઠે પુરો અને બોલાવે શરો. ગાંઠની ખીચડી ને શેઠની ચાકરી. ગાંઠનું દિવેલ લઇ નાચવા જવું. ગાંઠે નહિ કોડી ને ઉભે બજાર દોડી.

**ગાંઠડી,** સ્ત્રી૦ ગાંસડી. (૨) ધન; સંપત્તિ.

**ગાંઠડો,** પું૦ પોટલો.

**ગાંઠણ,** ન૦ બે તાર સાથે જોડાયેલાં હોય તે; ગુંચ. (૨) ગંઠાવું તે. (૩) ગાંઠવામાં વાપરેલી દોરીઓ જે દોરા કે તારથી મણકા ગાંઠયા હોય તે. (૪) ગાંઠવાની જે ઢબછબ તે.

**ગાંઠવું,** ક્રિ૦ સ૦ મણકા કે એવીજ વેહવાળી વસ્તુને દોરામાં પરોવી ગાંઠ વાળી વાળીને એક બીજાની સાથે ગુંથવી તે; એક બીજા સાથે ગુંઠાઈ રહે તેમ કરવું. (૨) તાબે રહી હુકમ માનવો; બદવું; પતકરવું; લેખવવું. (૩) મેળવવું; પ્રાપ્ત કરવું. :–કઇ ગાંઠવાનું નથી. રૂ૦ પ્ર૦ ગાંઠે બાંધવું=લાભનું. તે કંઇ ગાંઠી જાય તેમ નથી.

**ગાંઠિયો,** પું૦ સુકવેલી હળદરનો લાંબો કકડો–ગાંઠો તે. (૨) ચણાના લોટની તળેલી જાડી સેવ. (૩) ગાંઠના આકારનું આંટીદાર જે કંઇ હોય તે. (૪) ધૂર્ત; ગાંજ્યો જાય નહિ એવો; લટ્ટુ માણસ. ગાંઠિયો તાવ=મરકી; એવી જાતનો મરજ કે જેમાં સખત તાવ આવે અને બગલ કે જાંગના સાંધામાં કે કોઈ ઠેકાણે ગાંઠ થઇ આવે. ત્રણ ચાર દિવસમાં મરણ થાય. આ મરજ મુંબાઇમાં પહેલ વહેલો સને ૧૮૯૬ માં શરૂ થયો હતો. તે હિંદુસ્તાન ઉપર સર્વત્ર ફેલાઇ ગયો છે. આ મરજ ઉંદરો ને ચાંચડો ફેલાવે છે.

**ગાંઠાળું,** વિ૦ ગાંઠાવાળું.

**ગાંઠો,** પુ૦ મજબુત બધારણવાળું જે કંઇ તે, ગાંઠ; મોટી ગાંઠ. (૨) કોઇ વસ્તુનો કઠણ ભાગ; વેઢો. (૩) સાંધો અથવા પેરાઇ આગળનો ભાગ. :–વાંસનો શેલડીનો ગાંઠો.

**ગાંડ,** સ્ત્રી૦ [सं. गुदा] શરીરમાંનો મળ બહાર કાઢવાનું દ્વાર; અપદ્વાર; ગુદા. (૨) ચપટું તળિયું; બેસણી. :–આ દદિયાને ગાંડ નથી. ક્રિ૦ પ્ર૦ ગાંડપર હાથ મૂકવો=સાવ નચિંત –બેફીકર રહેવું. ગાંડપર હાથ ને જગનાથ=જેને બેપરવાઇ હોય તેને પરમાનંદ. ગાંડમાં પેસવું–ભરાવું=ખુશામત કરી વહાલા થવું; ભરાતા જવું. ગાંડઆંગળી કરવી= છેડછેડ કરવું; ચાંદવાં કરવાં. ચીડવવું. કહે૦ ગાંડ વગરનો ગોળવો જેમ ગબડાવે તેમ ગબડે. ગાંડ પછવાડે વાત કરવી. ગાંડ તળે રેલો તો પારકી વાત મેલો=પોતાનામાં દોષ હોય તો પરનો દોષ કાઢવો નહિ. ગાંડ બતાવીએ પણ દાંત ન બતાવીએ=કોઇનું હસીને ઉપહાસ્ય કરવું નહિ. ગાંડમારવી= રગડવું; સતાવવું; પાછળ પડવું; કંટાળો આપવો. ગાંડના વેહ સુધી ડહાપણ=ઝીણો; દાઢડહાપણો. ગાંડતળે બળે ને પારકાનું હોલવવા જાય. ગાંડ ઢાંકવા ગળણું નહિ ને કાકરીએ ઉરા દેવડાવવા. ગાંડે લંગોટી ને ફતેહખાન.

**ગાંડગમ્મચાં,** ન૦ ચામોદિયાં;મરડાટ,આનાકાની.

**ગાંડછા,** સ્ત્રી૦ ગાંડાઇ.

**ગાંડપણ,** ન૦ ઘેલાપણું.

**ગાંડાઇ,** સ્ત્રી૦ ઘેલાઇ; ગાંડપણ; ઘેલછા.

**ગાંડિયું,** વિ૦ ગાંડું; ઘેલું.

**ગાંડું,** વિ૦ [दे. गड्डियो] જેનું મન ઠેકાણે ન હોય એવું; ભેજાનું ખસેલું; ડાગળી ચસકેલ, ચળેલું; ઘેલું, દિવાનું. ગાંડા આગળ ગાંડ ધરી તો કુહાડાનો ઘા=ગેરફાયદો થાય એવું; (કામ). ગાંડાં કાઢવાં=ગાંડાના જેવાં કૃત્રિમ આચરણ કરવાં; લાડવું. ગાંડાનાં કંઇ જુદાં ગામ ન હોય? ગાંડો ને વળી ભાંગ પીધી. ગાંડા જોડે ગમ્મત ને બહેરાં જોડે વાત. ગાંડી સાસરે ન જાય ને ડહાઇને શિખામણ દે. ગાંડા લોક ગામડે વસે ને ખાસડું મારે તો ખડખડ હસે.

**ગાંડુંઘેલું,** વિ૦ ગાંડું; ગાંડુ જેવું આવડે તેવું; સાદું; પદ્ધત વગરનું. (૨) અતિ હરખવાળું.

**ગાંડાતુર,** વિ૦ બહુજ ગાંડું; મોહાતુર; પ્રેમઘેલું.

**ગાંદરું,** ન૦ [सं. गोरुप्] ગામની પરવાડનો ભાગ કે જ્યાં ઢોર રહેતાં હોય; તે ભાગોળ.

**ગાંધી,** પું૦ કરિયાણું, વસાણું, મસાલો અને દવા વગેરે પરચુરણ સરસામાન વેચનારો વેપારી. કહે૦ ગાંધીના ગાંધી ને પોઠીના પોઠી. ગાંધીના ગણપતિ ને ગોળનું નૈવેદ. ગાંધી સાથે વેર તેથી કંઇ સાકરને કડવી કહેવાય?

**ગાંધિયાટું,** ન૦ ગાંધીવટું. (૨) ભેળસેળ. (૩) ધિગાણું; ગુંચવાડો; ઘાલમેલ.

**ગાંધિયાણું,** ન૦ મેળમેળ; ગુંચવાડો.

**ગાંધીવટું,** ન૦ ગાંધીનો ધંધો તે; થોડું થોડું બધી બાબતનું જ્ઞાન હોવું તે.

**ગાંયજણ,** સ્ત્રી૦ ગાંયજી.

**ગાંયજી,** ગાંયજાની સ્ત્રી; ગાંયજા જાતિની સ્ત્રી.

**ગાંયજો,** પુ૦ [सं. गंडसो] વાળંદ; નાપિત; હજામ.

**ગાંસડી,** સ્ત્રી૦ કોઇ વસ્તુનો એકસાથે બાંધેલો જથ્થો તે; પોટલી; બચકો. :–રૂની ગાંસડી. (૨) જૂથ.:(૩) દલ્લો; પુંજી. :–તેને તો તેનો બાપ ગાંસડી મૂકી ગયો છે.

**ગાંસડો,** પું૦ મોટી ગાંસડી; પોટલો; ભાર; બોજો; જથ્થો; સમુદાય. ક્રિ૦ પ્ર૦ ગાંસડાં પોટલાં બાંધવાં=ઉચાળો ભરવો.

**ગિચ્ચ,** વિ૦ ભીડાભીડ આવી રહેલું; સંકડાઈ રહેલું; ભરપૂર; નાપાક. (૨) અ૦ સજ્જડ, ઘટ

**ગિદ્દડ**, વિ૦ સુસ્ત; પડી રહેનાર; આળસુ. (૨) ન૦ શિયાળ.

**ગિધ**, પું૦ ઘા; ચોટ; આઘાત; પ્રહાર. (ફરતા ભમરડા ઉપર બીજાએ પોતાનો ભમરડો મારવો તે) (૨) ધક્કો; હડસેલો.

**ગિબ્બો**, પું૦ ગબ્બો; ગડદો; ધોલ્લો; જોરથી મુક્કી મારવી તે; ઠાંસો.

**ગિરજા**, જુ૦ ગિરિજા.

**ગિરા**, સ્ત્રી૦ [ સં. उद्गिर् ] વાણી; બોલી; સરસ્વતી.

**ગિરાસ**, જુ૦ ગરાસ.

**ગિરિ**, પું૦ [ સં. ] પર્વત; પહાડ; ડુંગર.

**ગિરિજા**, સ્ત્રી૦ [ સ. गिरि+जा ] ગિરિથી જન્મેલી તે; હિમાલયની પુત્રી; પાર્વતી.

**ગિરિધર**, વિ૦ [સં.] ગિરિને ધરનાર; શ્રીકૃષ્ણ.

**ગિરિધારી**, પું૦ શ્રીકૃષ્ણ.

**ગિરિરાજ**, પું૦ [ સં. ] પર્વતોનો રાજા; હિમાલય. (૨) મોટો પર્વત. :–ઉ૦ દીઠો આજ આપુ ગિરરાજ એવો. ક. દ. ડા.

**ગિરિવર**, પું૦ [ સં. ] પર્વતોમાં શ્રેષ્ઠ તે; મોટો પર્વત.

**ગિરિવ્રજ**, ન૦ [ સ. ] મગધદેશનું રાજનગર.

**ગિરિશૃંગ**, ન૦ [ સં. ] પર્વતનું શિખર.

**ગિરીશ**, પું૦ [ સં. गिरि+ईश] પર્વતોનો ઈશ્વર; હિમાલય પર્વત.

**ગિરેબાજ**, ન૦ [ હિ. गिरना ] કબુતરની એક જાત; ગુલાંટ ખાનારું કબુતર.

**ગિરેબાન**, પું૦ [ફા.] ડોક અને ગરદન ઢંકાય એવો પોષાક; ગળુબંધ; ગળપટ્ટો.

**ગિલાખોર**, વિ૦ ચાડીચુગલી કરનાર; બદબોઇ-ખોર; નિંદક. (૨) પું૦ ચાડિયો.

**ગિલ્લી**, સ્ત્રી૦ વેળ; શરીરના અમુક ભાગના દરદને લીધે બીજા ભાગ ઉપર મોજું થઇ આવે તે. (૨) ગોઇ.

**ગિલ્લીદંડો**, પું૦ મોઇદંડાની રમત.

**ગિલ્લો**, પું૦ [ફા.] કોઇની આબરૂ જાય એવી વાત ઉડાડવી–કરવી તે; નિંદા; ગીબત.

**ગિસ્ત**, વિ૦ [ ફા. ] નકામું; ફોગટ. ઉ૦ તે ગિસ્ત બોલ માર્યો ગયો. શામળ.

**ગિંદુ**, પું૦ ગેંદ; ફૂલનો દડો. ઉ૦ જમનાંમાં ગિંદુ પડ્યો શોધવેરે. હરિભટ્.

**ગીગલાવું**, ક્રિ૦ અ૦ ગભરાવું; અકળાવું. (૨) કીલકારીઓ કરવી; કિંગલાવું; ખુશી થવું.

**ગીગી**, સ્ત્રી૦ નાની બાળકી; છોકરી; ગગી.

**ગીગો**, પું૦ નાનો છોકરો; કીકો.

**ગીચ**, વિ૦ પાસે પાસે આવી રહેલું; બિડાયેલું; સંકોચમાં આવેલું; સંકડાઇ રહેલું. (૨) ભરચક; ભરપુર.

**ગીચોગીચ**, અ૦ ખીચોખીચ; ભરચક; સજડાસજડ; ટાંકોટાંક; ખૂબ ભરાયેલું; અથવા બિડાઇને ભરપુર થઈ રહેલું હોય તેમ.

**ગીડગીડતાન**, ન૦ નગારાંની ધ્રુંસ પડી રહી હોય એવી સ્થિતિ; આનંદમંગળ.

**ગીત**, ન૦ [ સં. गै=ગાવું ] ગવાય એવું જે તે; ગાયન; કવિતા. (૨) ધોળ; ગરબી; લગ્ન અવસરે સ્ત્રીઓ જે રાગ ગાય છે તે; ગાણું.

**ગીતગોવિંદ**, ન૦ [સં.] જયદેવ કવિનું બનાવેલું રાધાકૃષ્ણના વિહાર વગેરેના વર્ણનનું એક સંસ્કૃત સંગીત કાવ્ય.

**ગીતા**, સ્ત્રી૦ [સં.] જ્ઞાનબોધવાળી કવિતાઓનો એક સંગ્રહ. મહાભારતના ભીષ્મપર્વમાં અર્જુને યુદ્ધ કરવાની ના પાડી ત્યારે તેના સારથિ શ્રીકૃષ્ણે એને જે જ્ઞાનનો ઉપદેશ કરી કર્તવ્ય કરવાને પ્રેર્યો તે તત્ત્વજ્ઞાનને લગતા ઉપદેશનો અઢાર અધ્યાયનો ગ્રંથ. શિવગીતા; અખેગીતા વગેરે. 'ગીતા'નામનાં ઉપદેશક કાવ્યો.

**ગીતિ**, સ્ત્રી૦ [ સં. ] આર્યા છંદનો એક ભેદ.

ગીતિના પહેલા અને ત્રીજા ચરણમાં બાર બાર અને બીજા તથા ચોથા ચરણમાં અઢાડ અઢાડ માત્રાઓ આવે છે.

**ગીદ,** જુઓ ગીધ.

**ગીધ,** ન૦ [ સં. गृध्र ] મુએલાં પ્રાણીઓનું માંસ ખાનારું સમળાથી મોટું એક પંખી; ગડધન.

**ગીની,** સ્ત્રી૦ [ अं. गोर्च्चे ] સોનાનો ઇંગ્લંડનો બ્રિટિશ ચલણી સિક્કો. હાલ હિંદમાં ચાલતો પંદર રૂપિયાનો સોનાનો સિક્કો.

**ગીબત,** સ્ત્રી૦ [अ. ग़यबत=ગેરહાજરી ] નિંદા; અકીર્તિકર ભાષણ; બદબોઇ. (૨) આળ; તહોમત. (૩) ચાડી.

**ગીબતખોર,** વિ૦ નિંદક; ગીબત કરનાર; જેને નિંદા કરવાની ટેવ હોય તે.

**ગીબવું,** ક્રિ૦ અ૦ ગડદામારવા; ધીબવું; પીટવું; ટીપવું.

**ગીબોગીબ.** અ૦ ઉપરાઉપરી; ગીબગીબ થાય તેમ; ધબોધબ.

**ગીરદ,** સ્ત્રી૦ [ फा. गिरद ] ઝીણી ધૂળ; રજ; રજોટી; ઝીણ; રજકણ.

**ગીરદી,** સ્ત્રી૦ માણસ વગેરેનો ખૂબ જમાવ થયો હોય એવી હાલત; ભીડ; દદી; ઠઠ; ભરાવો.

**ગીર,** અ૦ સાધુઓનો અમુક વર્ગ દેખાડનાર પ્રત્યય.:–ભજુતગર. ગિરિનું ગિર ને ગર. (૨) [ फा. ] જોનાર, લેનાર, વાળો, વગેરે અર્થ બતાવનારો પ્રત્યય. :–તમાસગીર; દસ્તગીર.

**ગીરદેશી,** સ્ત્રી૦ [ फा. ] બલિહારી; ખુબી.

**ગીર,** ન૦ જુનાગઢ પાસેનું ગીરનારને લગતું જંગલ; ગીરનારને લગતો ઝાડીવાળો ભૂ ભાગ. ગીરનું જંગલ. કાઠિયાવાડમાં ગીરના આંબા બહુ વખણાય છે.

**ગીરદો,** પું૦ પ્રવાહીનો કચરો; ગાળ; બગડો.

**ગીરનાર,** પું૦ કાઠિયાવાડમાં જુનાગઢ પાસે આવેલો પહાડ; રૈવતાચળ.

**ગીરનારા,** પુ૦ ગીરનારની આસપાસ રહેનારા બ્રાહ્મણો.

**ગીરફતાર,** વિ૦ [फा.] તલ્લીન; મગ્ન; મશગુલ; એકતાર; એક ધ્યાન થઇ ગયેલું.

**ગીરફતારી,** સ્ત્રી૦ [ फा. ] તલ્લીનતા; એકતાનપણું; મોહવશતા; પરાયણતા.

**ગીરવી,** વિ૦ [ फा. ] ઘરેણે આપેલું લીધેલું હોય એવું. ક્રિ૦ પ્ર૦ ગીરવી મૂકવું=ઘરેણે મૂકવું.

**ગીરો,** અ૦ પાસે રાખેલું હોય તેમ; ઘરેણે; હવાલે. ગીરોનું=ગાંઠનું; પોતાની તરફનું; પોતાની પાસેનું; પોતીકું. (૨) ઘરેણિયાત. ક્રિ૦ પ્ર૦ ગીરો મૂકવું=ઘરેણે મૂકવું.

**ગીરોખત,** ન૦ [ फा. ] ઘરેણિયાત લખત; સાનખત.

**ગીર્વાણ,** વિ૦ [ स. ] દેવ સંબંધી; દેવતાઇ. (૨) સંસ્કૃત.

**ગીલતાન,** પું૦ [ फा. ] ઘોડિયાટ; ચીતરેલો ચીકલવટ.

**ગીસલું,** ન૦ ઘુંસરું.

**ગીલી,** સ્ત્રી૦ શરીરના નાજુક અને કોમળ ભાગને બીજાનો સ્નેહાળ હાથ કે અવયવ અડતાં જે આનંદની લાગણી અથવા ચળવળ ઉત્પન્ન થાય છે તે; નકલાટ; તાની ચળવળ. (૨) મોઈ.

**ગીલીદંડો,** પુ૦ મોઇદંડાની એક રમત.

**ગીલીપચી,** જુઓ ગીલી.

**ગુગળ,** પું૦ [ सं. गुग्गुल ] બાળતાં સુગંધી આપનારો એક જાતનો ગુંદર. ગુગળની કેટલીક દવાઓ પણ થાય છે. તે વાતરોગ ઉપર વપરાય છે. :–યોગરાજગુગળ. આનું ઝાડ ડુંગરી જમીનમાં થાય છે. તેનાં પાન લીંબડા જેવાં ને પાંચ પાંખવાળાં હોય છે.

**ગુગળી,** પું૦ ઓખામંડળના બ્રાહ્મણોની એક જાત. (૨) વિ૦ મેલું; ગંદુ. (૩) કંજુસ; બખીલ. રુ૦ પ્ર૦ ગુગળી જેવો=ગંદો. (૪) સ્ત્રી૦ ગુગળનું નાનું ઝાડ.

**ગુચપુચ,** વિ૦ [ सं. गुप् ] છાનુમાનુ; ગુપ્ત;

**ગુણવંતી,** સ્ત્રી૦ ગુણી; ગુણવાળી સ્ત્રી. (૨) વિ૦ ગુણવાન.

**ગુણવાચક,** વિ૦ [સં.] ગુણ દેખાડનાર; ગુણ વદનાર. કોઇકિ વસ્તુ કે નામનો સારો ખોટો ધર્મ બતાવનાર વિશેષણનો એક ભેદ.

**ગુણવાન,** વિ૦ [સં.] ગુણવત; ગુણવાળું.

**ગુણવિશેષણ,** ન૦ ખાસ ગુણ બતાવનારો જે શબ્દ તે; જે શબ્દાર્થના ગુણદોષ બતાવે તે. :-રાતો ઘોડો.

**ગુણવું,** ક્રિ૦ સ૦ એક સંખ્યાને બીજી સંખ્યાના પ્રમાણે વધારવી; એક એકથી વધારવું.

**ગુણસાગર,** પું૦ [સં.] ગુણનો સમુદ્ર; ગુણનિધિ.

**ગુણહીન,** વિ૦ [સં.] ગુણરહિત; ગુણ વગરનું; નાલાયક.

**ગુણાકાર,** પું૦ [ સં. गुण + आ + कृ ] એક સંખ્યાને બીજી સંખ્યાએ ગણવાથી જે રકમ આવે તે; એક સંખ્યાને બીજીએ ગુણવાની-ટુંકી રીતે સરવાળો કરવાની જે રીત તે.

**ગુણાતીત,** વિ૦ [ સં. गुण+अतीत ] ગુણ રહિત; ગુણની મેલી તરફનું; ત્રણ ગુણોની કલ્પના રહિત-નિરાકાર ઇશ્વિર તે.

**ગુણાન્વિત,** વિ૦ [સં. गुण+अन्वित] ગુણવાળું.

**ગુણી,** વિ૦ [ સ. ] ગુણવાળું; જેનામાં ગુણ હોય તે; સદ્ગુણી; સદાચારી; સારા લક્ષણ વાળુ. ઉ૦ નિવાસ કરી ત્યાંહી રહ્યા, ગુણી માગધ ગુણ ગાય. ભાલણ.

**ગુણી,** સ્ત્રી૦ ગુંણ; કોથળો; ઘેલો. (૨) ભુવો; ભૂતપ્રેત કાઢનારો.

**ગુણિયેલ,** વિ૦ ગુણવાળું, ગુણવત.

**ગુણિયો,** પું૦ ઘડાથી મોટું પાણી ભરવાનું વાસણ. (૨) ઘેલો; ગુંણ. (૩) અમુક વજનનું એક માપ.

**ગુણીજન,** ન૦ ગુણવાળું માણસ; સુજન; સજ્જન. (૨) વિદ્વાન; ગુણ જાણે એવો માણસ; જેનામાં સારા ગુણો હોય એવું માણસ.

**ગુણોત્તર,** પું૦ [ સં. ] સરેરાશ; ભાગે આવતું હોય તે. એક જાતની બે સંખ્યાને પરસ્પર ભાગ્યાથી ભાગાકારની જે સંખ્યા આવે તે.

**ગુણ્યું,** ન૦ ગુલ્યું; પાપડનો લુવો.

**ગુણ્ય,** વિ૦ ગુણવાને યોગ્ય; ગુણાય એવું.

**ગુણ્યાંક,** પું૦ [ સ. गुण्य + अंक ] ગુણવા માટેનો જે આંકડો તે; જે આંકડાને બીજી કોઇ રકમ સાથે ગુણીને વધારવો હોય તે.

**ગુત્તો,** પુ૦ [ સ. गुप्त ] એક હલ્કુ વેપાર; ઇજારો; મક્તો; સાથે લીધેલું તે.

**ગુદરત,** વિ૦ [ फा. ] ગત; પાછલું; ગયું; અતીત.

**ગુદા,** સ્ત્રી૦ [ સ. गुद ] ગાંડ; મળદ્વાર.

**ગુનેગાર,** વિ૦ [ फा. ] જેણે ગુનો કરેલો હોય તે, ગુનામાં આવેલું; દોષી; તકસીર-વાર; અપરાધી; તકસીર કરનાર. (૨) પાપી.

**ગુનેગારી,** સ્ત્રી૦ ગુના જેવી ભૂલ; ગુનો કરેલો હોય એવી હાલત; તકસીર; ગુનો. (૨) સજા; દંડ.

**ગુનો,** પું૦ [ फा. ] દોષ; વાંક; તકસીર.

**ગુપચૂપ,** અ૦ ચૂપચાપ; વગર બોલવે ચાલવે; કોઇ જાણે નહિ તેમ.

**ગુપત,** જુ૦ ગુપ્ત.

**ગુપતી,** જુ૦ ગુપ્તી.

**ગુપ્ત,** વિ૦ [ સ. गुप्त ] છાનું; છુપું; કોઇ જાણે નહિ તેવું; સંતાડેલું.

**ગુપ્તી,** સ્ત્રી૦ લાકડીની અંદર છુપી રહે એવી નાની તરવાર; લાકડીની અંદર રહે એવી જે બેધારી લોખંડની સીધી ચીપ તે.

**ગુફતેગો,** સ્ત્રી૦ [ फा. ] મસલત; ખાનગી વાતચીત; ગુંજ; છાની વાત. ગુફતેગુ.

**ગુફા,** સ્ત્રી૦ [ સ. ] પર્વત કે ખડકમાંનો ઉંડો અંધારો ખાડો; ખાડ; પહાડમાંનું પોલાણ; મનુષ્ય અને પશુ વગેરે પડી રહે એવી બખોલ.

**ગુમ**, અ૦ [ ફા. ] મૂક; સ્તબ્ધ; ચૂપ; સજડ. (૨) ચકચુર; મગ્ન; એકતાર. (૩) ગુમાવેલું હોય તેમ; ગયેલું હોય એમ. ક્રિ૦ પ્ર૦ ગુમ કરવું=ખોવું; ગુમાવવું. સંતાડી દેવું; ઓળવવું.

**ગુમજ**, પું૦ [ માર. घुमट ] કળશના આકારની કમાનદાર બાંધણી તે; ઘુમ્મટ; કોઇ બાંધકામની ઉપરનો ગોળ અંડાકૃતિ–દેરા જેવો ભાગ તે.

**ગુમડું**, ન૦ [ સં. गुल्म ] ગડ; શરીર ઉપર કોઈ પણ ઠેકાણે લોહીના ગઠ્ઠા જેવું થઇ આવી પાકે છે તે. કહે૦ ગુમડે ઘસી ચોપડવાનું. ગુમડું ફાટયું ને વૈદ વેરી.

**ગુમથવું**, ક્રિ૦ અ૦ ખોવાઇ જવું; ખોવાવું; એકદમ દૃષ્ટિની બહાર જવું; પત્તો ન લાગે એમ ઉડી જવું.

**ગુમાન**, ન૦ [ ફા. ] અભિમાન; અહંકાર; ગર્વ. ઉ૦ આ પ્રતાપી હરિણાક્ષીના જોબનનો ઉકળાટ તેનું ગુમાન ઉતારી દેતો. સરસ્વતીચંદ્ર ૨. (૨) તોર; પતરાજ; ફાંકો. ક્રિ૦ પ્ર૦ ગુમાન કરવું-રાખવું=અહંતા રાખવી.

**ગુમાની**, સ્ત્રી૦ [ ફા. ] અહંતા. (૨) વિ૦ અભિમાની; ગર્વી; અહંકારી; ગર્વિષ્ટ. (૨) તોરી; ફાંકો રાખનાર.

**ગુમાર**, વિ૦ ( ગમાર ) [ ફા. ] મૂર્ખ; જંગલી; ઉધ્ધત; અણસમજુ; સભ્યતા રહિત. (૨) સુસ્ત; અણુકસબી; અણઘડ; જેનામાં આવડ ન હોય એવું.

**ગુમાવવું**, ક્રિ૦ સ૦ ખોવું; પાસેથી જતું રહે તેમ કરવું. (પૈસા જોર વગેરે) (૨) નકામું કાઢવું; વ્યર્થ જવા દેવું (વખત વગેરે) (૩) ઉડાડી દેવું; ખરચી નાંખવું; ક્ષય કરવો; ધૂળધાણી કરવું.

**ગુમાસ્તાગીરી**, સ્ત્રી૦ ગુમાસ્તાનુ કામ તે. (૨) ગુમાસ્તી; મહેતાગીરી.

**ગુમાસ્તી**, સ્ત્રી૦ ગુમાસ્તાનુ કામ કરવું તે. (૨) ગુમાસ્તા તરીકેનું જે મહેનતાણું તે.

**ગુમાસ્તો**, પું૦ [ ફા. ] સાહુકારને ત્યાં જે લખનાર તરીકે હોય છે તે; મહેતો; કારકુન; કામ કરનારો; કામદાર; આડતિયો; મુનીમ; મોદો લઇ આવનાર અને હિસાબ રાખનાર; દુકાનનું કામકાજ કરનાર. કહે૦ ગુમાસ્તાને ખિંટીએ પોતિયું.

**ગુમ્ફિત**, વિ૦ [ સં. ] ગુંથેલું; સાંકળેલું.

**ગુમ્મો**, પું૦ ગઠ્ઠો; મુક્કી.

**ગુર**, જુ૦ ગર; માપો.

**ગુરખો**, પુ૦ નેપાળ અને ભૂતાન તરફના લોકોમાંનો એકાદ પુરુષ; એ જાતનો સૈનિક.

**ગુરગુરવું**, ક્રિ૦ અ૦ ગુરગુર એવો અવાજ કરવો; ઘુરકવું.

**ગુરજ**, સ્ત્રી૦ [ ફા. ] ગદા; સાંગ; મુદ્દગર; ડંકો. ઉ૦ ગદા ગુરજ પડે બહુ શસ્ત્ર.

**ગુરજી**, વિ૦ બહુજ ઠિંગણા કુતરાની એક નાની ને પુષ્કળ વાળવાળી જાત :– ગુરજી (ગરજી) કુતરું.

**ગુરથમાની**, વિ૦ મૃત; સ્વર્ગવાસી.

**ગુરદો**, પું૦ [ સં. गुर्द ] મૂત્રપિંડ; મૂત્ર ઉત્પન્ન કરનારો અવયવ. (૨) લોઢાનો મગદળ.

**ગુરવું**, ક્રિ૦ અ૦ ઘુરકવું; ઘુઘુરવું.

**ગુરા**, પું૦ પગ; ચરણ.

**ગુરાબ**, ન૦ એક જાતનું વહાણ.

**ગુરુ**, પુ૦ [ સં. ] ધર્મનો મંત્રનો વિદ્યાનો ઉપદેશ આપનાર; શિક્ષક; મહેતાજી; ઉસ્તાદ; આચાર્ય; પુરોહિત. (૨) એક ગ્રહ. (૩) વિ૦ મોટું; ભારે; દીર્ઘ.

**ગુરુગમ**, વિ૦ ગુરુદ્વારા પ્રાપ્ત થાય એવું; ગુરુ વગર પ્રાપ્ત ન થાય એવું; ગુરુ પાસેથી મળેલું જ્ઞાન.

**ગુરુગમ્ય**, વિ૦ ગુરુ પાસેથી સમજણ લીધા વગર આવડે નહિ એવું.

**ગુરુતલ્પગામી**, વિ૦ [ સં. तल्प=गम् ] ગુરુનું ઘર મારનાર. ઉ૦ ચોર ગુરુતલ્પગ મધુપાની. દયારામ.

**ગુરુતા**, સ્ત્રી૦ [ સં. ] ભારેપણું. (૨) મોટાપણું; મહત્તા; મહત્ત્વ; ગૌરવ.

**ગુરુતાઇ**, સ્ત્રી૦ ગુરુતા. (૨) શિક્ષકપણું.

**ગુરુત્વ**, ન૦ [ સં. ] ગુરુપણું. (૨) મોટાઇ; ગૌરવ. (૩) ભારેપણું; વજન; ભારઓજ.

**ગુરુત્વમધ્યબિંદુ**, ન૦ [ સં. ] હરકોઇ ભારનું વચલું બિંદુ કે જ્યાં સઘળો ભાર ઝિલાઈ રહેતો હોય તે. જે બિંદુથી વજનનું સમતોલપણું થતું હોય તે; વચલી રેખા કે લઘુતર ભાગ તે.

**ગુરુત્વાકર્ષણ**, ન૦ [ સં. ] સઘળા ભાર અને પદાર્થનું તેના મધ્યબિંદુ તરફ ખેંચાવું તે; નાના વજનનું મોટા તરફ ખેંચાવું તે.

**ગુરુત્વરેખા**, સ્ત્રી૦ [ સં. ] ગુરુત્વમધ્યબિંદુ; આકર્ષણ કરનારી લીટી.

**ગુરુદક્ષિણા**, સ્ત્રી૦ [ સં. ] શિષ્ય તરફથી અભ્યાસ પુરો થતાં ગુરુને જે બક્ષીસ અપાય છે તે; આચાર્યદક્ષિણા.

**ગુરુદ્રોહ**, પું૦ [ સં. ] ગુરુભક્તિનો ભંગ થાય એવું કરવું તે; ગુરુની અવજ્ઞા–અનાદર કરવો તે.

**ગુરુદ્રોહી**, વિ૦ [ સં. ] ગુરુનો દ્રોહ કરનાર.

**ગુરુપદ**, ન૦ [ સં. ] મોટી પદવી; વડીલપણું. વડા શિક્ષકની પદવી. (૨) શિક્ષક તરીકે કામ કરવું તે.

**ગુરુપત્ની**, સ્ત્રી૦ [ સં. ] ગુરુની સ્ત્રી.

**ગુરુબંધુ**, પું૦ [ સં. ] શાળાનો ગોઠિયો; સહાધ્યાયી; એકજ ગુરુના શિષ્યોમાંનો જે અકેક તે.

**ગુરુભક્તિ**, સ્ત્રી૦ [ સં. ] ગુરુ ઉપર પ્રેમભાવ રાખવો તે.

**ગુરુભાઇ**, પું૦ ગુરુબંધુ.

**ગુરુમંત્ર**, પું૦ [ સં. ] છુપી સલાહ આપવી તે; છાનુંમાનું સમજાવી દેવું તે.

**ગુરુમાન**, ન૦ [ સં. ] વિ૦ મોટું. (૨) પ્રિયનું પ્રિયા ઉપર અને પ્રિયાનું પ્રિય ઉપર રિસાવું અને તે રૂસણું ઘણીવાર રહે તથા તેમાંથી વાંકાં વચન નીકળે તેને કાવ્ય શાસ્ત્રમાં ગુરુમાન કહે છે.

**ગુરુવાર**, પું૦ [ સં. ] સાત વારમાંનો એક વાર; બૃહસ્પતિવાર.

**ગુર્જર**, પું૦ [ સં. ] ગુજરાત દેશ. (૨) ગુજરાતનો વતની. (૩) એ નામના લોકો. (૪) એ નામની નાતજાતો.

**ગુર્જરી**, સ્ત્રી૦ [ સં. ] ગુજરાતણ; ગુજરાત દેશની સ્ત્રી. (૨) ગોવાલણી. (૩) એક જુનો ગુજરાતી રાસ. (૪) રાગની એક ઢબ.

**ગુર્વિણી**, સ્ત્રી૦ [સં.] ભારેવાઇ; ગર્ભિણી.

**ગુલ**, ન૦ [ ફા. ] ફૂલ, પુષ્પ; (૨) મોગરો; શિખાંત. બત્તી ઉપરનો બળેલો ભાગ. ક્રિ૦ પ્રિ૦ ગુલ કરવું=વકુ કરવું; હોલવી નાંખવું. ગુલ થઇ જવું=ઓચિંતા ગેરહાજર રહી જવું. ગુલથવું=અસ્ત થવું; જતા રહેવું.

**ગુલકંદ**, પું૦ [ ફા. ] ગુલાબના ફૂલને સાકરમાં ઘણા દહાડા રાખી મૂકી તૈયાર કરેલો પદાર્થ; સાકર પાયેલી ગુલાબની પાતરી.

**ગુલખાર**, પું૦ આસમાની લાલરંગ; એક જાતનો રંગ.

**ગુલખેરી**, વિ૦ [ ફા. ] રતાશ પડતા આસમાની રંગનું.

**ગુલગુલાંટિયો**, પું૦ છોકરાંની એક રમત; ઉપરા ઉપરી ગુલાંટ મારવાની એક કસરતી રમત.

**ગુલછડી**, સ્ત્રી૦ [ ફા. ] એક જાતનું ફૂલઝાડ અને તેનાં ફૂલ; ગુલાબનો ગોટો–તોરો.

**ગુલછબુ**, ન૦ એક જાતનું ફૂલ ઝાડ.

**ગુલજાર**, પું૦ [ફા.] બાગ; ઉપવન; વાડી. (૨) વિ૦ સુંદર; મજેનું; મનોહર; શોભીતું. રઢિયાળું. ગુલસ્તાન.

**ગુલતરાશ**, સ્ત્રી૦ [ ફા. गुल–तराश ] દીવાનો મોગરો કાતરવાની કાતર.

**ગુલતાન**, વિ૦ [ ફા. ] લીન; મસ્ત; રસમસ, મશગુલ; એકતાન; મગ્ન; તલ્લીન આનંદમગ્ન.

**ગુલતોરો**, પું૦ [ फा. ] ગુલાબનો ગોટો; ગુલાબનો નાનો હાર–ગજરો. (૨) એક જાતનું ફૂલઝાડ. ઉ૦ ડમરો મરવો ગુલાબ ને ગુલ તોરોરે વહાલાજી. રઘુનાથ.

**ગુલથવું**, ક્રિ૦ અ૦ હોલાઇ જવું; અસ્ત થવું. (૨) જતા રહેવું; એકદમ ગેરહાજર રહેવું.

**ગુલદસ્ત**, પું૦ [ फा. ] ફૂલનો ગોટો; તોરો.

**ગુલદાન**, ન૦ [ फा. ] ઘરમાં ફૂલ મૂકી રાખવાનું સુંદર પાત્ર; દિવાનખાનામાં તાજાં ફૂલ મૂકવાનું કાચનું અથવા ધાતુનું વાસણ.

**ગુલદાબરી**, (દાવડી) સ્ત્રી૦ એક જાતનું ફૂલઝાડ; રોપો; છોડ, અને તેનાં ફૂલ.

**ગુલબાન**, ન૦ [ फा. गलचा ] ધીંગાટ; ઉ૦ ગુલબાન ઘણું ગલીકુંચીએ. શામળ. આનંદની વાતચીત; ગામગપાટા; તડાકા. (૨) ચેકડીની વાતો; કોઇના ઉપહાસની કે મશ્કરીની તેની પાછળ વાત કરવી તે.

**ગુલબાસ**, ન૦ [ फा. ] એક જાતનો ફૂલનો છોડ–રોપો ને તેનું ફૂલ.

**ગુલબુ**, ન૦ ગપાટો; ગપગોળો; ગુલબાન. ઉ૦ આનું ગુલબુ ગરજ્યું જ્યાંએ, સામત આવ્યા રાજા જ્યાંએ. ગુલબાં થયાં દેશ લુંટાઇ ગયો, નાસતા ત્રાસતા ગાડી જોડી. પ્રેમાનંદ.

**ગુલમોહોર**, સ્ત્રી૦ [ फा. ] એક જાતનું ફૂલ.

**ગુલર**, પું૦ એક જાતના ફળનું ઝાડ. ઉ૦ પીપળા પીપળી વડને ગુલર; પ્રેમાનંદ. (૨) ઉમરડો.

**ગુલરું**, ન૦ ઉમરડું; ઉમરડાનું ફળ. (૨) લાકડાનું ખડખડે એવું છોકરાંનું રમકડું. ઘોડિયે ગુલરાં. ગુચ્છાગુચ્છાદાર હોય એવું જે તે.

**ગુલસ્તાન**, સ્ત્રી૦ [ फा. ] ફૂલવાડી; બાગ; ચમન.

**ગુલાબ**, ન૦ [ फा. ] એક જાતનું ફૂલઝાડ (રોપો) અને તેનાં ફૂલ.

**ગુલાબજળ**, ન૦ ગુલાબની ખુશબોવાળું પાણી.

**ગુલાબદાની**, ન૦ ગુલાબજળ ભરીને સાજનનાં કપડાં પર છાંટવાની શિશાઇ જેવી ઝીણાં કાણાંવાળી સોના રૂપાની નકશીદાર ઝારી. (૨) ગુલાબ રાખવાનું પાત્ર–છાબ.

**ગુલાબદાની** સ્ત્રી૦ ગુલાબજળ રાખવાનું પાત્ર; શીશી. (૨) ઝારી; ગુલાબદાન.

**ગુલાબી**, વિ૦ ગુલાબના જેવા રંગનું. ગુલાબી રંગ બે જાતનો થાય છે. એક ઘેરો લાલાશના અધિકાંશવાળો અને બીજો આછો ખુલતો ગુલાબી. લાલાશના ઓછા અંશવાળો; ધોળાશ ઉપર હોય એવો.

**ગુલામ**, પું૦ [ अ. ] ખરીદ કરેલો ચાકર; હુંડો; હલકો વેચાતો લીધેલો નોકર; દાસ. જ્યારે માણસોને વેચવાનો ધંધો ચાલતો ત્યારે મોટા અને પૈસાદાર લોકો બજારમાંથી ઢોરની માફક માણસને ખરીદ કરતા અને તે જન્મ લગી તેનું વૈતરું કરતા તથા જુલમ સહેતા. (૨) નીચ માણસ. (૩) વેશ્યાપુત્ર.

**ગુલામગીરી**, સ્ત્રી૦ ગુલામી; દાસપણું; ગુલામની જે હાલત તે. (૨) છેકજ હલકી તાબેદારી. (૩) ખુશામત.

**ગુલામડી**, સ્ત્રી૦ હુંડી; દાસી; ખરીદ કરેલી ચાકર સ્ત્રી.

**ગુલામડો**, પું૦ ગુલામ. (૨) નીચ-હલકો માણસ.

**ગુલામી**, સ્ત્રી૦ ગુલામગીરી.

**ગુલાલ**, ન૦ રાતા રંગનું અને સહેજ સુગંધવાળું ચૂર્ણ.

**ગુલાલા**, ન૦ એક જાતનું ફૂલ. (આ ફૂલ માઘ ફાગણમાં થાય છે.)

**ગુલાંટ**, સ્ત્રી૦ જમીન ઉપર માથું ટેકવી પગ ઉંચા કરી બરડા તરફ ઉલટાઇ જવું તે; ગોઠીમડું. (૨) ઉલટું ફરી પડવું તે. ક્રિ૦ પ્ર૦ ગુલાંટ ખાવી–મારવી=ફરીજવું.

**ગુલી**, સ્ત્રી૦ કપડાંનું ઘોળું અથવા કાબરું ધર; કોટલું. (૨) ગળી; એક જાતની વનસ્પતિ; જેમાંથી કાળો રંગ નીકળે છે તે.

**ગુલ્ફ**, ન૦ [सं.] ઘુંટી; ટિચણ.

**ગુલ્મ**, ન૦ [सं.] એક જાતનો ગાંઠનો રોગ; આંટી; ગાંઠ.

**ગુલ્લર,** જુ૦ ઘુલેર.

**ગુલ્લું,** ન૦ પાપડને માટે બાંધેલી અડદ કે મગ કઠોળની કણકના વાટાનો નાનો ગોળ કકડો; પાપડ વણવાને બનાવેલો બાંધેલા લોટનો લુવો.

**ગુલ્લાલા,** ન૦ એક જાતનું ફૂલ.

**ગુવાર,** પું૦ એક જાતનું દ્વિદલ કઠોળ અને તેનો છોડ. (૨) તેની શિંગો. એ શાકમાં વપરાય છે. ગવાર.

**ગુવારફળી,** સ્ત્રી૦ ગુવારની શિંગ; એક શાક.

**ગુવારશિંગ,** સ્ત્રી૦ ગુવારફળી.

**ગુસ્સો,** પું૦ કોઇએ કંઇ કહેવાથી તેની સામે થવાનો અથવા વેર લેવાનો મનમાં જે જુસ્સો-ઉભરો ચઢી આવે છે તે; ક્રોધ; રીસ.

**ગુહા,** સ્ત્રી૦ [સં.] ગુફા; ઝાડ અથવા પહાડ-માંની બખોલ; વિવર; મોટું દર.

**ગુહ્ય,** ન૦ [ સં. ગુહ્=છુપાવવું ] રહસ્ય; છાની રાખવા યોગ્ય વાત. (૨) મતલબ; મર્મ; ભેદ. (૩) ગુપ્ત; છુપું; છાનું.

**ગુહ્યક,** પું૦ [સં.] અર્ધદેવની એક જાત; ગંધર્વ.

**ગુંગણું,** વિ૦ 'ગુંગું' એવા ગણગણતા-નાક-માંથી નીકળતા અવાજવાળું; જેનું બોલવું સાફ સ્પષ્ટ નહિ પણ નાકમાંથી ગણગણતું હોય તેવું. નાકમાંથી બોલાતું. 'ગુંગું' એવો જેને બોલતાં અવાજ થઇ જતો હોય એવું.

**ગુંગળાટ,** પું૦ શ્વાસાવરોધ; ગુંગળાવાથી થતી અસર; શ્વાસના રોકાણની ગભરામણ.

**ગુંગળાવું,** ક્રિ૦ અ૦ હવા-શ્વાસ ન લેવાવાથી અકળાવું; ગભરાવું; શ્વાસના અવરોધથી અનુઝાવું.

**ગુંગું,** ન૦ કઠણ થઇ ગયેલો નાકનો મળ; લિંટનો લોચો; ખપોટી; છોડ; ગંગો.

**ગુંગું,** વિ૦ ગુંગણું. (૨) મુંગું.

**ગુંગો,** પું૦ નાકના મળનો બંધાઈ ગયેલો લોચો, પોપડો. (૨) એક જાતનો છવડો; એને શરીર, મોં, નાક ને આંખો હોય છે. (૩) બોબડો.

**ગુંચ,** સ્ત્રી૦ ઝટ ઉકલે નહિ એવી તંતુની આંટી. (૨) ઝટ સમજાય નહિ એવી વાત કે બાબત તે. (૩) બારીકી; પેચ; કોયડો; આંટીઘુંટી.

**ગુંચવણ,** સ્ત્રી૦ એક વિચાર અથવા વસ્તુનું બીજા અથવા બહુ વિચાર-વસ્તુ સાથે મેળમેળ થઇ જવું તે; આંટી; પેચ; ગડ-બડ; (૨) ઉકેલ ખુલાસો ન થાય એવું જે કંઇ તે.

**ગુંચવણી,** સ્ત્રી૦ જેમાંથી કંઇ ઉકેલ સૂઝે નહિ એવી સ્થિતિ તે; ગુંચવણ; ગુંચવાડો.

**ગુંચવણિયું,** વિ૦ ગુંચવણ ભરેલું.

**ગુંચવવું,** ક્રિ૦ સ૦ ગુંચાય તેમ કરવું; અક-ળાવવું; કંઇ સૂઝે નહિ એવી સ્થિતિમાં મૂકી દેવું.

**ગુંચવારો,** ( શે.) પું૦ ગુંચવણ. ગુંચવારો.

**ગુંચવાવું,** ક્રિ૦ અ૦ ગુંચવણમાં પડવું; સેળ-ભેળ થઇ જવું. (૨) સપડાઇ જવું; ગુંથાઈ જવું. (૩) ગભરાવું. ચિત્તનું વિકળ થવું.

**ગુંછળી,** સ્ત્રી૦ દોરા-દોરીની ગડી; આંટી. (૨) માંજો; કાચ પાયેલા પતંગના દોરાની દડી.

**ગુંછળું,** ન૦ ગોળ આકારમાં વિંટેલું હોય એવું જે તે; ગોળ આંટાઆંટાવાળું તે; કુંડાળા વર્તુલના આકારનું જે કંઇ તે:-સાપનું ગુછળું. જલેબીનું ગુંછળું.

**ગુંજ,** સ્ત્રી૦ છાનીવાત; કાનમાં પેસીને રસથી છાની માની અને ધીરી ધીરી વાતો કરવી તે. (૨) ભમરાની પાંખનો અને ભમર-ડાના ભ્રમણનો ઝીણો અવાજ તે.

**ગુંજવું,** ક્રિ૦ અ૦ ગુંગું એવો અવાજ કરવો; ગણગણવું. (૨) ગોટાવું; અંદરને અંદર આવર્તન થવાં (પાઠ જપ ને ધુમાડા વગેરેનાં)

**ગુંજા**, સ્ત્રી૦ [ સં. ] ચણોઠી. (૨) ચણોઠી જેટલું એક નાનું વજન તે.

**ગુંજાર**, પું૦ ભમરા કે મધમાખ વગેરેની પાંખોનો ગુણગુંણુ એવો અવાજ.

**ગુંજારવ**, પું૦ ગુંજનો અવાજ; ગુંજાર.

**ગુંજાશ**, સ્ત્રી૦ ગજું; શક્તિ; સામર્થ્ય; બળ.

**ગુંજિયું**, ન૦ ધુમાયા કરે એવું ઉમાડિયું; ઉલ્કા; ધુમાતો દેવતા. (૨) ગુંજું; ખીસું.

**ગુંજું**, ન૦ ખીસું.

**ગુંઠન**, ન૦ સંકળાવું તે; ગુંથણ; ગુંથાવું તે; ગાંઠણ; એકબીજા સાથે ગંઠાયેલું એવું જે તે.

**ગુંઠો**, પું૦ જમીનનું એક માપ તે. :— બે વીઘા ને ત્રણ ગુંઠા.

**ગુણસું**, વિ૦ ગુણ જેવું જાડું; માંસલ; ગદાલું; બહુજ પુષ્ટ.

**ગુંતાવું**, ક્રિ૦ અ૦ કામકાજમાં રોકાવું; કામમાં હોવું.

**ગુંતો**, પું૦ ગુંચ; આંટી. (૨) ડપકો; શક; ભમરો. (૩) ગાંઠ; વાંધો; અંટસ. ક્રિ૦ પ્ર૦ ગુંતો પડવો=શક પડવો; ગુંચ આંટી પડવી.

**ગુંથણ**, ન૦ [ સં. ग्रन्थन ] ગુંથવાનું જે કામ તે. (૨) ગુંથવાની જે કળા તે. (૩) ગુંથાવું તે.

**ગુંથણી**, સ્ત્રી૦ ગુંથણનું જે કામ—કામગીરી તે. (૨) ગુંથણની મજુરી. (૩) ગુંથવાની આવડત.

**ગુંથવું**, ક્રિ૦ સ૦ [ સં. ग्रन्थ् ] દોરા અથવા તારને આંટી મારી મારીને એક બીજાની સાથે સાંકળી લેવા; દોરા કે તાંતણાઓની આંટી અથવા વળથી જાળી કરવી.

**ગુંથામણ**, ન૦ ગુંથવાની મજુરી; ગુંથવાનું લવાજમ; ગુંથામણી.

**ગુંથામણી**, સ્ત્રી૦ ગુંથવાનું લવાજમ તે; ગુંથામણ; ગુંથવાની મજુરી.

**ગુંથાવું**, ક્રિ૦ અ૦ ગુંથેલા જેવું થવું; સંકળાવું; એક બીજાની સાથે જોડાવું; ગંઠાવું. (૨) ગુંચવાવું; ગુંચવણમાં પડવું. (૩) રોકાવું; કામે લાગવું; સંધાવું.

**ગુંદ**, પું૦ ગુંદર.

**ગુંદરો**, પું૦ એક જાતનું ઘાસ.

**ગુંદર**, પું૦ કેટલાંક ઝાડની છાલમાંથી ઝરતો ચીકણો રસ; નિર્યાસ; ગાળ; સુકાયેલા ને ચીકણા રસના ગાંગડા તે; ગુંદ.

**ગુંદરપાક**, પું૦ ગુંદર સાથે તેજાનો મસાલો મેળવીને બનાવેલું પકવાન; એક જાતની મિઠાઈ. (૨) ટાઢો માર.

**ગુંદરિયું**, ન૦ ગુંદર પલાળી રાખવાનું પાત્ર; ગુંદિયું; ગુંદરનું પાત્ર.

**ગુંદવડું**, ન૦ એક જાતની ખાવાની મીઠી વસ્તુ; ગુલાબજાંબુ.

**ગુંદવું**, ક્રિ૦ સ૦ પગની એડીએ અથવા હાથથી મુકીએ ડાબી ડાબીને નરમ કરવું; કેળવવું; ગુંદાય તેમ કરવું. (૨) મારવું; ઠોકવું. (૩) કચરવું; ખુંદવું; ચાંપીચાંપીને ડાબવું; મસળવું.

**ગુંદાવવું**, ક્રિ૦ સ૦ ગદડાવવું; ખુંદાવવું; મસળાવવું; ગુંદાય એમ કરવું.

**ગુંદાવું**, ક્રિ૦ અ૦ કચરાવું; ખુંદાવું; ગદડાવું. ચગદાઇ જવું. (૨) રગડાવું; હેરાન થવું; પીડા સહન કરવી

**ગુંદિયું**, વિ૦ ગુંદરવાળું; ચીકણું.

**ગુંદી**, સ્ત્રી૦ એક જાતનું ઝાડ; જેને ગુંદાં થાય છે તે ઝાડ.

**ગુંદીપાક**, પું૦ એક જાતની ખાવાની ચીજ. (૨) માર.

**ગુંદું**, ન૦ ગુંદીના ઝાડનું ફળ. ( ગુંદાં એમ બહુવચને બોલાય છે ) એ બે જાતનાં થાય છે. એક નાનાં અને બીજાં મોટાં અથવા પારસ. પારસ ગુંદાંનું અથાણું થાય છે.

**ગુંફિત**, વિ૦ [સં.] ગુંથેલું; ગંઠાયેલું.

**ગૂ**, ન૦ [ સં. गुह्=गूथति ] વિષ્ઠા; નરક.

**ગૂઇ**, સ્ત્રી૦ લખોટાની રમતમાં લખોટી પડે એવો જે નાનો ખાડો કરવામાં આવે છે તે; ગબી.

**ગૂખાણ,** સ્ત્રી૰ ગૂખાડ; ગૂખાડી.

**ગૂઢ,** વિ૰ [સં.] છુપું; છાનું. (૨) અઘરું; કઠણ; ન સમજાય એવું; ઉંડું.

**ગૂણ,** સ્ત્રી૰ અનાજ વગેરે ભરવાનો કોથળો; ઉંટ, ઘોડાં, પોઠી ને ગધેડાં ઉપર નાંખવાનો બે બાજુ પડી રહે એવો કોથળો; છાલકું.

**ગૂસેણું,** ન૰ ગૂ ઉસરડવાનું ઠીકરું.

**ગૃહ,** ન૰ [ સં. ] માણસને રહેવાને બાંધેલું છાપરાવાળું રહેઠાણ; મકાન; ઘર; ઇમારત. (૨) જેમાં વસ્તુ કે પ્રાણી રહી શકે એવું સ્થાન-ઠેકાણું તે; દર, ગુફા, માળો, મ્યાન, વગેરે.

**ગૃહપ્રવેશ,** પું૰ [ સં. ] ઘરમાં દાખલ થવું તે.

**ગૃહમેધી,** વિ૰ ગૃહસ્થાશ્રમી; ઘર લઇને બેઠેલું.

**ગૃહવ્યવસ્થા,** સ્ત્રી૰ [સં.] ઘર સંબંધી ગોઠવણ તે.

**ગૃહસ્થ,** પું૰ [ સં. ] ઘર સંસાર માંડીને રહેલો પુરુષ; સારા કુળનો પ્રતિષ્ઠિત પુરુષ. (૨) સુજન; નાગરિક; સજ્જન. (૩) વિ૰ પૈસાદાર; ધનવાન.

**ગૃહસ્થાઈ,** સ્ત્રી૰ ગૃહસ્થપણું; કુટુંબની સુસ્થિતિ. (૨) પૈસાદારપણું; સધનતા.

**ગૃહસ્થાવટ,** પું૰ ગૃહસ્થાઇ. ઉ૰ દેહ કારમી દીપે ઘણું, ખાવા પીવા ખેલ; ગૃહસ્થને ગૃહસ્થાવટ ઘણો, રૂડી રંગની રેલ. શામળ.

**ગૃહસ્થાશ્રમ,** પું૰ [ સં. ] મનુષ્ય જીવનના ધર્મશાસ્ત્રોએ પાડેલા ચાર ભાગ-આશ્રમ-માંનો બીજો તે; કુટુંબી થઈ રહેવું તે; સંસાર માંડવો તે. (૨) સ્ત્રીપુરુષે પતિ પત્ની ધર્મે રહેવું.

**ગૃહસ્થાશ્રમી,** વિ૰ [ સં. ] ગૃહસ્થાશ્રમવાળું. ગૃહસ્થ આશ્રમમાં રહેલું; સંસારી.

**ગૃહસ્થી,** વિ૰ સંસારી; બૈરાંછોકરાંવાળું.

**ગૃહિણી,** સ્ત્રી૰ [ સં. ] ગૃહસ્થની સ્ત્રી; ઘર ચલાવનારી સ્ત્રી; ઘરધણિયાણી.

**ગૃહી,** વિ૰ [સં.] ગૃહસ્થાશ્રમ માંડીને રહેલું.

**ગેડ,** સ્ત્રી૰ ગડી; કપડાને એક પડ ઉપર બીજું બીજા પર ત્રીજું એમ વાળવું તે. (૨) સળ; આંકો.

**ગેડી,** સ્ત્રી૰ એક છેડેથી વાંકી રમવાની લાકડી; દડીને પાછી મારવાની એક છેડેથી ગાંઠવાળી વાંકી અથવા ચપટી લાકડી.

**ગેડીદડો,** પું૰ એક તરેહની ગેડીદડાની રમત. ઉ૰ ગેડી દડે રમે વનમાળીરે. પ્રા. કા.

**ગેણી,** જુઓ ગીની.

**ગેન,** ન૰ સ્ત્રીઓને પગની આંગળીએ પહેર-વાનું વિંટલા જેવું રૂપાનું ઘરેણું.

**ગેની,** સ્ત્રી૰ બ્રિટિશ સરકારનો પંદર રૂપિયાનો સોનાનો સિક્કો; સોવરીન.

**ગેદળ,** [ સ. गजदल ] હાથીઓનું સૈન્ય. ઉ૰ પામ્યો પામ્યો રાજ સિંહાસન આંદી; હેદળ ગેદળ પેદળ પાલખી. મીરાં.

**ગેબ,** [ અ. ] ગુપ્ત; અલોપ; એકદમ અદૃશ્ય થઈ જવું તે. (૨) વિ૰ અણછતું; એકાએક ગુમ થયેલું; ન દેખાય એવું. ક્રિ૰ પ્ર૰ ગેબ થઇ જવું=અલોપ થઈ જવું; એકાએક જતું રહેવું; ચોરાઇ જવું;, અછત ઉડી જવું; અચંબો ઉત્પન્ન થાય તેવી રીતે અદૃશ્ય થવું.

**ગેબી,** વિ૰ [ અ. ] ન સમજાય તેવું; ઇંદ્રિયા-તીત; છુપું; જેનું કંઇ જાણવામાં ન હોય એવું; અતિગુપ્ત. રૂ૰ પ્ર૰ ગેબી અવાજ, ગેબીમાર=છુપોમાર; ગેબીગોળો.

**ગેબર,** ન૰ [ સં. घृतवर ] પરસુદીના લોટને રગડી તળીને ચાસણી પાઇ તૈયાર કરેલું પકવાન; મિઠાઇ.

**ગેય,** વિ૰ [ સ. ] ગાઇ શકાય એવું; ગાવા યોગ્ય; ગવાય એવું; ગાવાને યોગ્ય.

**ગેર,** [ फा. ] નહિ, નિષેધ, અને અભાવ બતા-વનારો ઉપસર્ગ. :- ગેરવાજબી; ગેરહાજર, વગેરે.

**ગેરઆબરૂ,** સ્ત્રી૰ નહિ જે આબરૂ તે; અ-પમાન; આબરૂનો નાશ થવો તે; બદનામી; ફજેતી; નામોસી.

**ગેરઇનસાફ,** પું૦ નહિ જે ઇનસાફ તે; અન્યાય; વાજબી ઇનસાફ નહિ તે.
**ગેરઉપયોગ,** પું૦ દુરુપયોગ.
**ગેરકાયદે,** અ૦ કાયદેસર ન હોય તેમ; કાયદા વિરુદ્ધ; અન્યાયે.
**ગેરખુશી,** સ્ત્રી૦ નહિ ખુશી તે; નાખુશી; અરાજીપો.
**ગેરત,** સ્ત્રી૦ આબરૂ રાખવાની સમજ; લાજ; શરમ.
**ગેરફાયદો,** પું૦ [ फा. ] નહિ ફાયદો તે; તોટો; ખોટ; નુકસાન; બગાડ.
**ગેરબંદોબસ્ત,** પું૦ [ फा. ] નહિ બંદોબસ્ત તે; અંધેર; અવ્યવસ્થા; ગોટાળો; ગડબડસડબડ.
**ગેરમરજી,** સ્ત્રી૦ [ फा. ] કમરજી; નાખુશી; અપ્રસન્નતા. (૨) ઇતરાજી; ગેરમહેરબાની.
**ગેરમહેરબાની,** [ फा. ] અકૃપા; ઇતરાજી.
**ગેરમાહીત,** વિ૦ અજાણ; બીનવાકેફગાર.
**ગેરમાહીતી,** સ્ત્રી૦ અજાણપણું; બેખબર.
**ગેરરસ્તે,** અ૦ [ फा. ] આડે માર્ગે; ખોટી રીતે; બેકાયદે, રીતથી ઉલટું.
**ગેરરીતે,** અ૦ નિયમ વિરુદ્ધ; નહિ રીતસર; અયોગ્ય રીતે.
**ગેરલાભ,** પું૦ ગેરફાયદો; નુકસાન; ખોટ.
**ગેરવર્તણુંક,** સ્ત્રી૦ નહિ સારી વર્તણુંક તે; ખોટી-ખરાબ રીતભાત; અસદ્વર્તન.
**ગેરવલ્લે,** અ૦ મુકરર સ્થળે નહિ પણ ગમે ત્યાં પડયું હોય તેમ; ખોવાયેલું હોય તેમ.
**ગેરવવું,** ક્રિ૦ પ્રે૦ ગરે એમ કરવું; પાડવું; ખખેરવું; નીચે ગરાવવું;
**ગેરવહીવટ,** પું૦ અવ્યવસ્થા; અંધેર કારભાર; યોગ્ય વહીવટ નહિ એવું જે તે; રીતથી ઉલટું તે; અરાજકતા.
**ગેરવાજબી,** વિ૦ વાજબી નહિ એવું; અયોગ્ય; અઘટિત; અણઘટતું.
**ગેરસમજુત,** સ્ત્રી૦ ભૂલ; ભ્રમ; સમજફેર.
**ગેરસાવધ,** વિ૦ ગાફેલ; અસાવધ; અસાવધાન.
**ગેરવાટે,** અ૦ ખોટે રસ્તે; અનીતિને માર્ગે.
**ગેરસોઈ,** સ્ત્રી૦ અસગવડ; સોઈ નહિ તે.
**ગેરવો,** પું૦ છોડ-કરસણ ઉપર ગેરુ છાંટયો હોય એવો જે વનસ્પતિ રોગ થાય છે તે; ઘઉં આદિ શિયાળુ કરસણને થતો એક રોગ.
**ગેરશિરસ્તો,** પું૦ ધારાસર નહિ તે; યોગ્ય માર્ગ-રૂઢિ નહિ તે; ખોટી રીત. (૨) અ૦ શિરસ્તાસર નહિ તેમ; બેકાયદે; શિરસ્તાસર નહિ એવી રીતે.
**ગેરહાજર,** વિ૦ હાજર નહિ તે; નહિ હાજરીમાં આવેલું; અપ્રત્યક્ષ. (૨) અસાવધ; ગાફેલ.
**ગેરહાજરી.** સ્ત્રી૦ હાજર ન હોવું તે; નહિ હાજરી તે; અપ્રત્યક્ષતા.
**ગેંગડું,** જુ૦ ગાંગડું.
**ગેંધટ,** વિ૦ ચકચૂર; તલ્લીન; મસ્ત.
**ગેંડી,** સ્ત્રી૦ ગેંડાની માદા; ૨૦ પ્ર૦ ગેંડી જેવું=શરીરે હ્રષ્ટપુષ્ટ; જાડું; સ્થૂલ.
**ગેંડો,** પું૦ ખરીવાળું છતાં નહિ વાગોળનારું જાડી ચામડીનું હાથી જેવું એક જંગલી ચોપગું જનાવર; એના નાક ઉપર એક શિંગડું હોય છે. એના ચામડાની ઢાલો બને છે.
**ગેંણાં,** જુ૦ ગેણિયાં.
**ગેંણિયાં,** ન૦ નાના ઠિંગણા બળદ.
**ગેંણું,** ન૦ નાનું ને ઠિંગણું બળદિયું.
**ગેંદ,** સ્ત્રી૦ [ प्रा० गेंदुम ] ફૂલ અથવા રેશમની દડી.
**ગૈર,** જંગલમાં રહેનાર; પહાડી; ગીરનું.
**ગૈરિક,** વિ૦ ગેરુનું; ગેરુવાળું; ભગવું. (૨) રાતી માટી; ગોરમટી. (૩) એક જાતની રાતી ધાતુ.
**ગો,** સ્ત્રી૦ [ सं. ] ગૌ; ગાય. શબ્દની આગળ જોડાય છે. ઃ-ગોકર્ણ, ગોકુળ, ગોમુખ, ગોપુચ્છ. (૨) ઇંદ્રિય. ગોચર=ઇંદ્રિયોથી જણાય એવું; અગોચર, ઇત્યાદિ

**ગોકર્ણ**, ન૦ [ સં. ] એકતીર્થ; એક જાતનો મૃગ; ગાયના કાન જેવાં જે કાળાં અને ધોળાં ફૂલ થાય છે તે. (૨) ભાગવત માહાત્મ્યમાં ગોકર્ણ નામે બ્રાહ્મણ પુત્રની કથા છે તે. (૩) સાગ.

**ગોકર્ણી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ; દુર્વા.

**ગોકળઆઠમ**, સ્ત્રી૦ શ્રાવણ વદિ આઠમ; કૃષ્ણજન્માષ્ટમી.

**ગોકળગાય**, સ્ત્રી૦ [ સં. इंद्रगोप ] ચોમાસામાં લીલા નાના ઘાસવાળા અને રેતાળ જમીનના ભાગમાં ઝીણા ગોળ મખમલના કકડા જેવા જે જીવ થાય છે તે. (૨) ગાયના જેવાં શિંગડાંવાળો જીવડો; પરમેશ્વરની ગાય.

**ગોકળિયું**, ન૦ ગોકુળ.

**ગોકીરો**, પું૦ સોરબકોર; ધીંધાટ; હોકારો. ઉ૦ ખોટાને ગોકીરો મરની સાંભળે; હાંરે તોયે શૂરવીરનાં શીર જાય. ભોજોભગત.

**ગોકુળ**, ન૦ [ સં. ] ગાયોનું ટોળું; ગૌસમૂહ. (૨) મથુરા પાસેના એક પ્રદેશનું નામ.

**ગોક્ષુર**, પું૦ [ સં. ] ગોખરુ.

**ગોખ**, પું૦ મકાનના આગલા ભાગની બહાર કઠેરાવાળો જે રવેશ તે; છજું; ઝરુખો. (૨) ગોખલો. ઉ૦ ઉંચી મેડી ને અજબ ઝરુખાં; ગોખતણો નહિ પાર. ભોજોભક્ત.

**ગોખણપટ્ટી**, સ્ત્રી૦ ગોખી ગોખીને મોઢે કરવું તે; ગોખ ગોખ કરવું તે.

**ગોખણિયું**, વિ૦ ગોખનારું.

**ગોખર**, પું૦ ગાયોમાં ઉછરેલો ગધેડો.

**ગોખરુ**, પું૦ [ સં. ] ગાયની ખરી જેવો એક જાતનો કાંટાવાળો છોડ; ત્રણ કાંટાવાળું એક વનસ્પતિનું બી. (૨) એક તરેહની કીત.

**ગોખલી**, સ્ત્રી૦ નાનો ગોખલો.

**ગોખલો**, પું૦ કોઈ ચીજ મૂકવાને, બેસવાને, અથવા દેવ વગેરેને બેસાડવાને ભિંતમાં જે પોલાણ રાખેલું હોય તે; બારણા વગરનું નાનું તાકું.

**ગોખવું**, ક્રિ૦ સ૦ [ સં. गुप् ] સ્મરણ રહે એટલા માટે મોઢેથી વારંવાર બોલ્યા કરવું; પાઠ કરવું; એક શબ્દ વાક્ય કે પદને વારંવાર યાદ કરવું; મોઢે કરવું.

**ગોખાવવું**, ક્રિ૦ પ્રે૦ ગોખે એમ કરવું.

**ગોખો**, પું૦ પક્ષીનું ઘર-માળો; ગોકો.

**ગોગ્રાસ**, પું૦ [સં.] ગાયને માટે કાઢેલું રાંધેલું અન્ન તે.

**ગોઘર**, પું૦ મોટો ને વકરેલો બિલાડો. ગોઘર જેવું=જાડું; માતેલું. (ઘોઘર)

**ગોચર**, વિ૦ [ સં. ] ઇંદ્રિયગમ્ય; ઇંદ્રિયોથી જણાય કે સમજાય એવું. (૨) ગાયો અથવા ઢોરને ચરવા માટે અલગ રાખેલો જે જમીનનો ભાગ તે; ગૌચર.

**ગોચરી**, સ્ત્રી૦ માધુકરી; ભિક્ષા.

**ગોચલું**, ન૦ ટોળું; ધંધોલિયું; વમળ. ક્રિ૦ પ્ર૦ ગોચલા ગણવા=વામાટામા કરવા.

**ગોચવું**, ક્રિ૦ સ૦ ભોકવું; વિંધવું.

**ગોજું**, વિ૦ ચુંથાયેલું; ગંદું; ગોબરું.

**ગોઝાર**, સ્ત્રી૦ ઓરડાની બાજુની ઓરડી.

**ગોઝારું**, વિ૦ [ સં. गो+हत्या ] જ્યાં હત્યા થયેલી હોય એવું; અપવિત્ર; અશુભ; અમંગળ; ( જગા વગેરે. ગોઝારો કુવો ) (૨) પાપી; ( મનુષ્ય ) ઘાતકી; ખુની.

**ગોઝારો**, પું૦ ગાયને હણનારો; હત્યારો. ઉ૦ આ દેહ હવે હું પરહરું; ગોઝારો જીવી શું કરું.

**ગોટ**, પું૦ એકી વખતે એકજદમે જેટલું મોઢામાં માય તેટલું તે; ઘુંટડો. (૨) ગોળાકાર જવો. (ધુમાડાનો)

**ગોટપોટ**, અ૦ મોઢે માથે ઓઢી ટુંટિયાં વાળીને સુતેલું હોય તેમ.

**ગોટલી**, સ્ત્રી૦ કોઈપણ ફળની અંદરના બીજની મીજ; આંબાની ગોટલી.

**ગોટલો**, પું૦ ફળની અંદરનું કાટલાવાળું બી.:- કરીનો ગોટલો. (૨) માંસના લોચામાંની રગની ગાંઠ; તેની ગટી પડવી તે. ક્રિ૦ પ્ર૦

ગોટલા ચઢવા=પગની ફેંસમાંની રગોનું ગુંથાઇને વળે ચઢવું.

**ગોટાવું,** ક્રિ૦ અ૦ ગુંચાવું; ગોટા વળવા; ધુણીના ગોટાનું આમતેમ જવાનો માર્ગ નહિ મળવાથી ધુમાવું.

**ગોટાળો,** પુ૦ તળેઉપર, ઉધીચતી કે અસરલ એવી જે હાલત તે; ગડબડ; ગુંચવણ; ભૂલ ભરેલી પણ જાણી બુજીને ન સમજાય ન માલમ પડે તેમ ગોટાવેલી વસ્તુસ્થિતિ તે; ઉથલપાથલ; સેળભેળ કરેલું હોય એવું તે; અગડંબગડં. ક્રિ૦ પ્ર૦ ગોટાળો કરવો, વાળવો=ન સમજાય ન જડે તેમ ઉલટસુલટ કરી નાંખવું.

**ગોટી,** સ્ત્રી૦ ગોટાજેવી કિનારી. (૨) કસબ બાળ્યા પછી રહેલી ધાતુ ગોળી; નાની સરખી ગાંઠ.

**ગોટિયું,** ન૦ પાઘડીની અંદર ઘાલવાનો કકડો; બોતાનું. (૨) જેમાથી ધુમાડો નીકળતો હોય એવું ઉમાડિયું; બોરણું; જેમાંથી ધુમાડી નીકળતી હોય એવું તે.

**ગોટીલો,** પું૦ રૂ પિંજવાનું લાકડાનું બે છેડે ગોળ ગટ્ટાવાળું ઓજાર; તાંત ઉપર ઠોકવાની મોગરી. (૨) નક્કર ગોળો; દડો. (૩) કપડાને આમળી તથા ગુંથીને બનાવેલો કુચડો; સાટકો; કપડાને એક છેડે ગાંઠવાળીને બનાવેલું ઝાપટણું.

**ગોટેગોટ,** અ૦ ઉપરાઉપરી ધુમાડાના ગોટા થવા નીકળવા તે, અથવા ગોટાનું હોય તેમ.

**ગોટો,** પું૦ સળી સાથે બાંધેલાં ફૂલનો ગુચ્છ; કલગી; તોરો. (૨) ગલગોટો. (૩) ધુમાડાનો ગોળ સમૂહ. (૪) નાળિયેરમાં સુકાઇને દડા જેવું થઈ ગયેલું કોપરું. (૫) ઉધુંચતું કરી નાંખવું તે.

**ગોટાપોટા,** પુ૦ ગોળાપિંડાળો; લોચો; મોટે માથે ઓઢીને બેસવું કે સુવું તે.

**ગોઠ,** સ્ત્રી૦ [ સં. गोष्ठी ] છાનીવાત; ટાઢા મીઠી અંતરની વાતચીત. (૨) ઓચ્છવ; ખુશાલીમાં સાથે બેસી જમવું વાતચીત કરવી વગેરે તે. (૩) ભેટ. (૪) ખાનગી–મિત્રાચારી ભરી મુલાકાત.

**ગોઠડી,** સ્ત્રી૦ ટાઢામીઠી અંતરની વાતો કરવી તે; ગુજ; એકાંત વાતચીત; મસલત.

**ગોઠણી,** સ્ત્રી૦ હાંલ્લાંની ઉતરડ ઉભી કરવાની બેસણી; ઉઢણું; સુંથિયું. (૨) ગોઠવણ; ભાંજગડ.

**ગોઠતું,** વિ૦ ગમતું; પસંદ પડતું. (૨) માફક–અનુકૂલ આવતું.

**ગોઠવણ,** સ્ત્રી૦ ગોઠવવાની રીત તે; રચના; વ્યવસ્થા. (૨) તજવીજ; જુગતિ; તાલમેલ; બંદોબસ્ત; સોઇ; સગવડ.

**ગોઠવણી,** જુ૦ ગોઠવણ.

**ગોઠવવું,** ક્રિ૦ સ૦ પડીજાય નહિ તેમ મૂકવું; એક ઉપર એક અથવા જેમ ઠીક લાગે તેમ વ્યવસ્થાપૂર્વક મૂકવું. કોઇ વસ્તુને તે બરોબર રહે તેમ મૂકવી. (૨) યુક્તિ શોધી કાઢવી; તજવીજ કરવી. (૩) બંધબેસતું કરવું; ટાળો મળે તેમ કરી મેલવું. (૪) કોઇપણ બાબતની વ્યવસ્થા–રચના કરવી.

**ગોઠવાવું,** ક્રિ૦ અ૦ બેસીજવું; ઘુસીજવું.

**ગોઠવું,** ક્રિ૦ અ૦ ગમવું; મનપસંદ પડવું; માફક આવવું; અનુકૂળ પડવું; ચેન પડવું; કરાર વળવો. (૨) પાલવવું; ઠીકપડવું. બેસતું આવી રહેવું; ઠરપડવું.

**ગોઠિયણ,** સ્ત્રી૦ સૈયર; સાહેલી; સખી.

**ગોઠિયો,** પું૦ જેની સાથે ગોઠતી હોય એવો માણસ; દોસ્ત; સાથી; મિત્ર; સોબતી. (ગોઠ=અંતરની છાની વાતચીત. તે કહેનાર સાંભળનાર)

**ગોઠી,** પું૦ જૈનના દહેરાસરનો પૂજારી; નોકર.

**ગોઠીમડી,** સ્ત્રી૦ એક જાતની વેલી; જેને ગોઠીમડાં થાય છે તે.

**ગોઠીમડું,** ન૦ માથું નીચું રાખી પગ ઉચા કરી ફરી જવું તે; ગુલાંટ; માથું જમીનપર

ટેકવી પગ ઉંચા કરી ઉથલાઇ જવું તે. (૨) એક જાતનું નાના લિંબુ જેવડું ફળ; ગોઠીમડીનું ફળ.

**ગોઠો,** પું૦ [ સ. ગોષ્ઠ ] ગાય ઢોર વગેરે બાંધવાનું સ્થાન; જગો; વાડો. (૨) જંપ નિરાંત. (૩) પક્ષીનો માળો. :— સુગરીનો ગોઠો.

**ગોડ,** ન૦ શરીર ઉપર ચામડીમાં રસવિકારથી થતી ગાંઠ; સોજો. કઠણ હોય ત્યાં સુધી ગોડ–ગડ અને પાકવા માંડે ત્યારે ગુમડું.

**ગોડગુમડ,** જુ૦ ગડગુમડ.

**ગોડવું,** ક્રિ૦ સ૦ ખોદવું; ખણવું. તમાકુ ને વેંગણ વગેરેના ક્યારાની જમીન ખોદીને પોચી કરવી.

**ગોડસારંગ,** પું૦ સારંગ રાગનો એક ભેદ.

**ગોડાઉન,** ન૦ [ અં. Godown ] માલ ભરી રાખવાની જગા; વખાર.

**ગોડાવું,** ક્રિ૦ અ૦ ખોદાવું.

**ગોડિયો,** પું૦ જાદુગર; મદારી. ઉ૦ ગોડિયો કરે માંકડો, રામાથી રાજી રાંકડો. શામળ.

**ગોડી,** સ્ત્રી૦ પાછલે પહોરે સાડાચાર પાંચને અમલે ગાવાનો રાગ. (૨) મિઠાશ; મધુરતા.

**ગોડીપડવો,** પું૦ [ મ. ] ચૈત્ર માસનો પહેલો દિવસ; ગુડીપડવો. (૨) તે દિવસનો તહેવાર.

**ગોડે,** અ૦ પેઠે; માફક; જેમ; મિસાલે.

**ગોત,** સ્ત્રી૦ શોધ; ખોળ; તપાસ. (૨) ગોત્ર; કુળ.

**ગોતડી,** સ્ત્રી૦ કંઠ; ઘાંટી; ગળું.

**ગોતર,** ન૦ [ સ. ગોત્ર ] ગોત્ર. (૨) કકોળની શિંગો અને પાન વગેરેનો ભુકો.

**ગોતરજ,** સ્ત્રી૦ [ સં. ગોત્રદેવતા ] કુળમાં–ગોત્રમાં જન્મેલું તે (૨) કુળદેવી; રન્નાદેવ.

**ગોતરડું,** ન૦ ગોત્રજની પૂજા માટે બનાવવામાં આવતો માટીનો એક આકાર. (૨) ગોત્ર દેવતાનો પૂજા પ્રકાર.

**ગોતરી,** વિ૦ ગોત્રનું; ગોત્રી; કુટુંબી.

**ગોતવણ,** સ્ત્રી૦ શોધ; ખોળ; તપાસ. (ગોતવું=શોધવું) ઉ૦ કમાલ કુમ્મરકેહછ સિકંદરશાહ જે શિષ્ય, ગોતવણ જ્ઞાનીતણી કરી, જાણી લીધું ભવિષ્ય. મુકુંદ.

**ગોતવું,** ક્રિ૦ ન૦ શોધવું; ખોળવું; ઢુંઢવું.

**ગોતીત,** વિ૦ સમજબહાર; ગૂઢ. ઉ૦ મનવાણી ગોતીત અગોચર. ગિરધર.

**ગોતું,** વિ૦ ટાઢું; શીતળ. (૨) ગંદું; છાંટેલું. (૩) સ્વાદરહિત; બેસ્વાદ.

**ગોતું,** ન૦ [ સં. गो अद् ] (ગૉતું) ગાય ઢોરને ખાવાનું તે; ખાણુ. ઢોરને ખવડાવવા માટે અનાજ કપાસ શિંગ કે કચુસલાંના ભુકાને બાફીને બનાવેલો ખોરાક.

**ગોત્ર,** ન૦ [ સં. ] કુટુંબ; વંશાન્વય; કુલ પરંપરા; ઓધવાડો. (૨) અમુક કુટુંબની જે ઓળખ તે; કૌટુંબિક નામ.

**ગોત્રગમન,** ન૦ [ સ. ] એકજ ગોત્રનાં સ્ત્રી પુરૂષનો સંબંધ થવો તે; પોતાના ગોત્રની સ્ત્રી–કન્યાનો સંગ કરવો તે.

**ગોત્રજ,** પું૦ [ સ. ] ગોત્રમાં જન્મેલું જે તે. (૨) ગોત્રદેવતા.

**ગોત્રબંધુ,** પું૦ [ સ. ] એક ગોત્રમાં ઉત્પન્ન થયેલો એકેકે તે; પિતરાઇભાઈ.

**ગોત્રસ્ખલન,** ન૦ [ સ. ] ભૂલથી સ્ત્રીએ સ્વામીનું નામ બોલાઇ જવું તે.

**ગોત્રહા,** પું૦ [ સ. ] ઇન્દ્ર.

**ગોત્રી,** વિ૦ ગોત્રનું. (૨) ગોત્રજ.

**ગોથ,** સ્ત્રી૦ [ અ. गोता ] કનકવાનું ઉંધે માથે નીચા પડી જવું તે; ગુલાંટ; ફરી જવું તે. (૨) ભૂલથાપ; ચૂક. ક્રિ૦ પ્ર૦ ગોથ મારવી; પતંગને ગુલાંટ ખવડાવવી. ફરી જવું. (૩) ચારની સંજ્ઞા.

**ગોથપરી,** વિ૦ ચૌદની સંખ્યાનો સંકેત. (વેપારીઆમાં)

**ગોથું,** ન૦ અથડાવું તે; ફાંફાં મારવાં તે. ક્રિ૦ પ્ર૦ ગોથાં મારવાં–ખાવાં. (૨) છેતરાવું;

ભૂલ કરવી તે. ગોથુંખાવું. (૩) ઉંધે માથે પડી રહેવું તે. (૪) ઢોર માથું મારે છે તે; ઢોર માથું નીચું કરીને જે ધક્કો મારે છે તે.

**ગોદ,** સ્ત્રી૦ ખોળો; અંક. ઉ૦ ભાલણ પ્રભુ રઘુનાથ ભરાણા, કૌશલ્યાની ગોદજી. ક્રિ૦ પ્ર૦ ગોદમાં લેવું=સંભાળમાં લેવું. ગોદમાં ઘાલવું=સંભાળમાં લઇ ઉછેરવું; શરણઆપવું.

**ગોદડ,** વિ૦ ગોદડિયું; ગોદડાવાળું; જેની પાસે કંથા હોય એવું.:- ગોદડનાથ.

**ગોદડી,** સ્ત્રી૦ નાનું અને પાતળું રૂ અથવા ચિંથરાં ભરીને બનાવેલું ગોદડું.

**ગોદડિયું,** ન૦ શીતળા જેવો એક રોગ. (૨) વિ૦ ગોદડીવાળું.

**ગોદડું,** ન૦ કપડાના ખોળિયામાં રૂ વગેરે ભરીને બનાવેલું પાથરવા અને ઓઢવાનું સાધન; પાથરણું.

**ગોદાટવું,** ક્રિ૦ સ૦ વારવાર, ઉપરાઉપરી ગોદા મારવા; વારવાર કલા કરવું; ટોકવું. (નામધાતુ)

**ગોદાન,** ન૦ [ સં. ] ગોદાન. (૨) નિષ્પાપ થવાનો એક વિધિ.

**ગોદાવરી,** સ્ત્રી૦ [ સં. ] દક્ષિણ દેશની એક જાણીતી નદી; નાસિક અને પંચવટીમાં થઇને વહેનારી એક નદી.

**ગોદાવવું,** ક્રિ૦ અ૦ ખોદાવવું; ખણાવવું; ખાડો પડાવવો. ( ૨ ) પોચું થાય એમ કરાવવું. (૩) ભુંડું બોલાવવું; નાશ થાય એમ કરાવવું. (૪) સંગ કરાવવો.

**ગોદાવું,** ક્રિ૦ અ૦ ખોદાવું; અંદરને અંદર ઉંડું જવું; ખોદાઈ જવું. (૨) ગોદા વાગ્યા કરે ખોદાયા કરે એવી સ્થિતિમાં હોવું.

**ગોદી,** સ્ત્રી૦ કામ પડે ત્યારે ખાડીનું પાણી અંદર આવે જાય એવી ગોઠવણવાળું વહાણો બાંધવાનું અને ઉભાં રાખવાનું અંદર.

**ગોદીનાંખવું,** ક્રિ૦ સ૦ ખોદી નાંખવું.

**ગોદો,** પું૦ બુંઠો ધક્કો; આંચકો; ઠેલ; ઠાંસો. (૩) ખોટ; ટોટો; હાનિ; નુકસાન. ક્રિ૦ પ્ર૦ ગોદો ઘાલવો. ગોદો લાગવો. ગોદો મારવો. ગોદાટવું=પ્રેરવું; ગોદા મારીમારીને ઉશ્કેરવું.

**ગોધણ,** જુ૦ ગોધન.

**ગોધન,** ન૦ [ સં. ] ગાયો રૂપી જે ધન તે. (૨) ગાયોનું ટોળું.

**ગોધરિયું,** વિ૦ ગોધરા તરફનું. (લાકડું)

**ગોધુલગન,** ન૦ ગાયો ચરીને ઘેર આવે તે વખતનું-સમીસાંજનું લગન તે.

**ગોધૂમ,** પું૦ [ સં. ] એક જાતનું અનાજ; ઘઉં. એ શિયાળામાં થાય છે.

**ગોધૂળિયું,** જુ૦ ગોરજલગન.

**ગોધેઆવવું,** ક્રિ૦ અ૦ ગાયનું આધાને આવવું.

**ગોધો,** પું૦ ગાયનો નર; આખલો; સાંઢ; નહિ ખાસી કરેલો બળદ.

**ગોપ,** પું૦ [ સં. ] ગોવાળિયો; (૨) પુરુષના ગળાનું એક ઘરેણું; દોરો.

**ગોપકન્યા,** સ્ત્રી૦ [ સં. ] ગોવાળિયાની છોકરી; ગોપી; ગોપિકા; ગોપપુત્રી.

**ગોપદ,** ન૦ [ સં. ] ગાયનું પગલું; ગાયની ખરીથી પડેલો ખાડો.

**ગોપન,** ન૦ [સં.] સંરક્ષણ. (૨) ગુપ્ત રાખવું તે.

**ગોપનીય,** વિ૦ [ સં. ] ગુપ્ત રાખવા જેવું; છુપાવવા જેવું. (૨) રક્ષણીય; નહિ જાહેર કરવા જેવું.

**ગોપાવવું,** ક્રિ૦ સ૦ છુપાવવું.

**ગોપાહાર,** પું૦ સ્ત્રીઓના ગળાનું એક ઘરેણું.

**ગોપાલિકા,** સ્ત્રી૦ [ સં. ] ગોવાળણી; ગાયનું પાલન કરનારી સ્ત્રી.

**ગોપાષ્ટમી,** સ્ત્રી૦ [ સં. ] ગોકુળના ગોવાળિયાઓના ઉત્સવની યાદગીરીની આઠમ.

**ગોપાળ,** પું૦ ગાય ઢોર ચારનારો; ગોવાળિયો. (૨) શ્રીકૃષ્ણ. (૩) રાજા. (ગો=પૃથ્વી+પાલ =પાળનાર. )

**ગોપિકા,** સ્ત્રી૦ [ સં. ] ગોપી; ગોવાળણી.

**ગોપી,** સ્ત્રી૦ [ સં. ] ગોપસ્ત્રી; ગોવાળણી; ગોપિકા.

**ગોપીચંદન,** ન૦ [ સં. ] દ્વારકાની-ગોમતીની પિળાશ પડતી ટીલું કરવાની ભુંખરી માટી. (૨) પૈસો-સત્ત્વ; વિત્ત. ( લાક્ષણિક ) કહે૦ ગાંઠનું ગોપીચંદન.

**ગોપુચ્છ,** ન૦ [ સં. ] ગાયનું પુંછડું.

**ગોપુર,** ન૦ [ સં. ] છજું; જાળિયું.

**ગોપ્ય,** વિ૦ [ સં. ] ગુપ્ત રાખવા જોગ. ( મંત્ર વિચાર, વગેરે )

**ગોફણ,** સ્ત્રી૦ માટીના ગુકા ગોળા ફેંકવાની વચમાં ગોળો રહે એવી પહોળી ચામડાની અથવા દોરીની સાટ. રુ૦ પ્ર૦ ગોફણિયા લાડુ=નાના અને ઓછા. ઘીના ગડબડી જાય એવા લાડુ તે.

**ગોફણી,** સ્ત્રી૦ સ્ત્રીઓને અંબોડે-ચોટલે લટકતું રહે એવું ઘુઘરીઓવાળું ઘરેણું; ગોફણો.

**ગોફણિયું,** વિ૦ ગોફણના કામનું; કઠણ ગોળા જેવું; સખત.

**ગોફણો,** પું૦ ચોટલાને છેડે ગુંથવાનું એક ઘુઘરિયાળું ઘરેણું.

**ગોફતેગો,** પું૦ [ ફા. ] છુપી-ખાનગી વાતચીત; એકાંતની વાતચીત; મસલત.

**ગોબર,** ન૦ [ દે. गोवरं गोहूरं ] ગાયનું છાણ. ઉ૦ ગોબર કાઢે ગાયનું નાંખે ઉકરડા માંય. મુકુંદ. ગંદવાડ; કચરોપુંજો.

**ગોબરું,** વિ૦ ગંદું; અસ્વચ્છ. ગંદુંગોબરું એમ કહેવાય છે.

**ગોબાવું,** ક્રિ૦ અ૦ ધાતુના વાસણમાં ખાડો પડવો; સપાટી ઉપર ગોબા પડવા; ગોબો પડ્યો હોય એવું થવું; શીળીના ડાઘ પડવા.

**ગોબો,** પું૦ સપાટીમાં ખાડો પડવો તે; સપાટી ઉપર ગોદો વાગવાથી થયેલું ચિહ્ન. (૨) વ્રણચિહ્નઃ-બળિયાના ગોબા.

**ગોમ,** સ્ત્રી૦ ઠપકો; ખોડ. (૨) આનાકાની.

**ગોમટો,** પું૦ સાળના તારેતાર જુદા જુદા રહે તે માટે દોરાને ગુંથીને બનાવેલી જાળી: દોરાની ગુંથણી.

**ગોમંડળ,** ન૦ [સં.] પૃથ્વીચક્ર; આખી પૃથ્વીનો ગોળાકાર તે.

**ગોમળ,** ન૦ [ સં. ] છાણ.

**ગોમાયુ,** ન૦ [ સં. ] શિયાળ.

**ગોમાંસ,** ન૦ [ સં. ] ગાયનું માંસ તે.

**ગોમુખ,** ન૦ [ સં. ] ગાયનું મોઢું; ગાયના મોઢા જેવો પથ્થર આદિકનો જે આકાર તે. (૨) એક જાતનું નગારું. ઉ૦ મૃદંગ ભેર દદામાં દમકે, ધમકે ગોમુખ ઘોરજી. ગિરધર. એ જાતનું ફુંક્વાથી વાજે એવું વાજું.

**ગોમુખી,** સ્ત્રી૦ ગાયના મુખ જેવી કાટખુણુ કોથળી. એમાં માળા રાખીને જપ કરવામાં આવે છે.

**ગોમૂત્ર,** ન૦ [ સં. ] ગાયનું મુતર.

**ગોમૂત્રિકા,** સ્ત્રી૦ [ સં. ] ગાયના મુતરની ધાર માફક સાંકડી ને પહોળી લહેરિયા આકૃતિ. (૨) લહેરની પેઠે વંચાય એવી એક કાવ્યરચના.

**ગોમેદ,** પું૦ પીળા રંગનો હીરો; પોખરાજ.

**ગોમેધ,** પું૦ [ સં. ] જેમાં ગાયનો ભોગ આપવામાં આવતો હોય એવો યજ્ઞ; યજ્ઞનો એક પ્રકાર.

**ગોયણી,** સ્ત્રી૦ ગુરુની સ્ત્રી; બ્રાહ્મણી; જે સોવાશણ સ્ત્રીને સુએલી સ્ત્રીને નામે જમવા તેડી હોય તે; વ્રત નિમિત્ત જમનારી કોઇ પણ સોવાશણ સ્ત્રી. નાતરાની નહિ પણ પરણેલી. સૌભાગ્યવતી.

**ગોર,** પું૦ [ સં. ] ગુરુ; પુરોહિત; બ્રાહ્મણેતર વર્ણને ક્રિયાકર્મ કરાવનારો કુળગોર. (૨) તીર્થસ્થાનનો બ્રાહ્મણ; ગોરપદું કરનાર બ્રાહ્મણ.

**ગોર,** સ્ત્રી૦ [ સં. गौरी ] ગોરી; પાર્વતી દેવીનું એક વ્રત. ગોરચ. તેં વશ કીધો રાધે દયાનો પ્રણજી, હું નવ જાણું તેં તે ક્યા ગોર પૂજ્યજી.

**ગોર,** પુ૦ [ફા.] મનન; વિચાર; મીમાંસા. (૨) છાણાનો કે ખીજી કોઈ વસ્તુનો ભુકો. ઉ૦ ભરું ગોર છાણાતણો, અગ્નિ આંચ દિન આઠ. શામળ. (૩) ઢોરોનો સમૂહ-ઘોર.

**ગોરક્ષક,** વિ૦ [સં.] ગાયોનુ રક્ષણ કરનાર. (૨) પું૦ ગાયોનું રક્ષણ કરનારો.

**ગોરક્ષ,** વિ૦ ગાયોથી રક્ષાયેલું. (૨) ગાયનું રખવાળું. (૩) ઇંદ્રિયોને કબજે રાખવી તે. ઉ૦ ગોરક્ષ સાધુ જે થયા, ગોરક્ષ પડિયું નામ; તેહતણાં ચરિત્ર ગાવા, મનમાં થઇ છે હામ. મુકુંદ.

**ગોરક્ષણ,** ન૦ [સં.] ગાયોનુ રક્ષણ કરવું તે; ગૌરક્ષા.

**ગોરક્ષા,** સ્ત્રી૦ [સં.] ગોરક્ષણ; ગાયનુ રખવાળું કરવું તે; ગાયોનું પાલનપોષણ કરવું તે.

**ગોરખ,** વિ૦ ઇંદ્રિયોને સ્વાધીન રાખનાર; સંયમી. (૨) શિવમાર્ગી સાધુઓની એક જાત.

**ગોરખઆમલી,** સ્ત્રી૦ એક જાતનું ઝાડ.

**ગોરખપંથ,** પું૦ [સં.] શિવમાર્ગી બાવાઓનો એક સંપ્રદાય.

**ગોરજ,** વિ૦ [સં.] સમીસાંજના મુહૂર્તનું; ચરીને પાછા આવતા ગોધનને લીધે ઉડેલી ધૂળથી ધુમર; ગાયોને પગે ઉડેલી રજયુક્ત (૨) સ્ત્રી૦ ગાયોના ચાલવાથી ઉડેલી રજ. ગોર જઇયું વદન વહાલમનું આવે ગાયો ચારીજી.

**ગોરજી,** પુ૦ [સં.] જૈનસાધુ; ગુરુ; ધર્મોપદેશક.

**ગોરટ,** વિ૦ ગોરી અને રેતાળ; (ગોરાટ જમીન) ગુંખરી; કિંચિત્ ગોરું.

**ગોરટિયું,** વિ૦ ગોરું.

**ગોરટી,** વિ૦ ગોરી; ઘઉંવરણી. ગોરટડી=ગોરી. ઉ૦ અમો ગોરટડીરે ગુણી વણજારી; તમે કાળાકુબડા ને ગૌચારી.

**ગોરડું,** વિ૦ ગોરું.

**ગોરડી,** વિ૦ ગોરી; ગૌરવર્ણની. ઉ૦ ફટકટરે ઘેલી ગોરડી, વિપ્ર ગરીબને કેમ વરે. શામળભટ.

**ગોરણી,** સ્ત્રી૦ ગોરાણી; ગોયણી; ગુરુની સ્ત્રી તે.

**ગોરતો,** પુ૦ જેમાં સૌભાગ્યવતી સ્ત્રીઓને જમાડવામાં આવે છે એવું એક વ્રત.

**ગોરપદું,** ન૦ [સં. गुरुपद] યજમાનને ક્રિયા કર્મ કરાવવાનો ધંધો તે; પુરોહિતપણું.

**ગોરમટી,** સ્ત્રી૦ [સં. गैरिकं-गिरिमाटी] લાલ-પીળી માટી; મરોડી.

**ગોરમા,** સ્ત્રી૦ છોકરીઓ જવારા વાવી તેમાં જે ગૌરીપૂજન કરે છે તે; તેનુ એક વ્રત.

**ગોરવ,** પું૦ વરવાળા કન્યાવાળાઓને અને કન્યાવાળા વરવાળાઓને જે જમણ આપે છે તે. વર તરફનું ખાસ જમણ તે.

**ગોરસ,** ન૦ [સં.] દૂધ દહિં છાશ અને માંખણ વગેરે તે. (૨) દહિં દૂધ રાખવાનુ પાત્ર તે.

**ગોરસિયું,** વિ૦ ગોરસવાળું; દહિં દૂધનું સવાદિયું. (૨) ન૦ ગોરસું.

**ગોરસી,** સ્ત્રી૦ દૂધ દહિં રાખવાની માટલી; દહોણી.

**ગોરસું,** ન૦ દૂધ દહિં રાખવાનું મરોડીનું પાત્ર; દહોણી.

*ગોરાડું, વિ૦ પોચી રેતાળ અને સહેજ લાલાશ* યુક્ત; (જમીન.) ગોરી હોય એવી.

**ગોરાણી,** સ્ત્રી૦ [સં. गुरुपत्नी] ગોરની સ્ત્રી; પુરોહિત પત્ની; ગોરણી.

**ગોરાદે,** સ્ત્રી૦ [સં. गौरऽदेहा] ગોર દેહવાળી સ્ત્રી; ગોરી. ઉ૦ ગોરદે તારા ગુણ કેમ વિસરે.

**ગોરાશ,** સ્ત્રી૦ ગોરાપણું; ગૌરતા.

**ગોરી,** વિ૦ ગૌરવર્ણવાળી. (૨) ગૌરવર્ણવાળી સ્ત્રી; સુંદર રૂપાળી સ્ત્રી. ઉ૦ ગોરી ગુલામી હું હરિ, ખટરસ રઘુ કુલ ભાણ, ચ'ચપક જોઈ વળ્યા પરિમળ ગ્રહી ન જાણ. દારકો.

**ગોરીલો**, પું૦ એક જાતનો વાંદરો; વાંદરાની એક જાત.

**ગોરું**, વિ૦ [ સં. गौर ] ગુલાબી શ્વેત; ઘઉંવર્ણું. ગોરું ગફ્ફ=બહુજ ગોર.

**ગોરુંચંદન**, ન૦ [ સં. गो-रोचना ] ગાયના પેટમાંથી મળી આવતો પિળાશ પડતો એક પદાર્થ; એક જાતનું ઔષધ.

**ગોરોચન**, ન૦ ગોરોચના.

**ગોલ**, પું૦ [ સં. ] ગોળ.:-ભૂગોલ; ખગોલ. (૨) વિ૦ વર્તુલ જેવા આકારનું; વર્તુલાકારનું; દડા જેવું; બધી બાજુએથી સરખું.

**ગોલક**, પું૦ [ સં. ] લોઢા-લાકડાનો જે ગોળો તે. (૨) કન્યા કે વિધવાને જારકર્મથી ઉત્પન્ન થયેલો છોકરો; તેમજ તેની જાત; ગોલા. (૩) ગલ્લો.

**ગોલણ**, સ્ત્રી૦ ગોલાની સ્ત્રી; ગોલી.

**ગોલવાડ**, સ્ત્રી૦ ગોલાઓનો મહોલ્લો; જ્યાં ગોલાઓ રહેતા હોય તે ફળિયું; ગોળ-પાડો.

**ગોલવું**, જુઓ ગોળવું.

**ગોલંદાજ**, વિ૦ [ फा. ] તોપ ભરીને ફોડનાર; તોપચી.

**ગોલાર્દ્ધ**, પું૦ [સં.] ગોળનો જે અર્દ્ધ ભાગ તે; અડધો ગોળ.

**ગોલાધ્યાય**, પું૦ [ સં. गोल+अध्याय ] ખગોળ સંબંધી એક પ્રાચીન સંસ્કૃત પુસ્તક.

**ગોલાં**, ન૦ જનાનખાનામાં નોકરી કરનારાં માણસ. (૨) ઘોલાં; ધ્રિસોડાં.

**ગોલી**, સ્ત્રી૦ ગોલાની જાતની સ્ત્રી. ( ૨ ) જનાનખાનાની દાસી; ચાકરડી.

**ગોલૈયો**, પું૦ વગર નોંતરે જમતો ફરતો હોય તે. ગોલૈયું=હરાયું; પડતું મૂકીને ખાનાર.

**ગોલો**, પું૦ જનાનાનો નોકર; કંચુકી. ( ૨ ) ડાંગેરને ખાંડી ચોખા કરવાનો અને અનાજ સમારવાનો ધંધો કરનારી એક જાત. કહે૦ ગોલો ગોલી લડે ને ગધેડાના કાન ચિમોળે.

**ગોલોક**, પું૦ [ સં. ] જ્યાં ગાયોનું પાલનપોષણ થાય છે એવો સ્વર્ગનો એક વિભાગ; ગાયોના વાસથી પવિત્ર વિષ્ણુલોક.

**ગોલ્લો**, પું૦ ગાયનો લાડકો; વાછડો; રેલ્લો; બાળસાંઢ.

**ગોવધ**, પું૦ [ સં. ] ગાયને (બલિ માટે) મારવી તે; ગાયનો ઘાત કરવો તે.

**ગોવરું**, ન૦ શીતળાની જાતનો એક રોગ. (૨) વિ૦ ગોબરું.

**ગોવર્દ્ધન**, ન૦ [સં.] મથુરાં પાસેનો એક ડુંગર.

**ગોવાગણ**, સ્ત્રી૦ ગોવા તરફની સ્ત્રી; આયા તરીકે રહેનારી ગોવા તરફની સ્ત્રી. (૨) ગોવા તરફની નાયકણ. વિ૦ ગોવાગરી=ગોવા તરફની; ગોવાની.

**ગોવારું**, ન૦ ઢોરનું ટોળું; ધણ.

**ગોવાવું**, ક્રિ૦ અ૦ નિંદાવું; જ્યાં ને ત્યાં વાત થવી; વગોવાવું. (૨) સોંઘું ને સફરું વેચાવું. કેરીઓ ગધેડે ગોવાય છે=કેરીઓ જોઇએ તેથી વધારે મળે છે.

**ગોવાળ**, પું૦ [ સં. गोपाल ] ઢોર ચરાવનારો; ગાય ચરાવનારો.

**ગોવાળણ**, સ્ત્રી૦ ગોવાળણી.

**ગોવાળણી**, સ્ત્રી૦ ગોવાળની સ્ત્રી; ઢોર ચરાવનારી સ્ત્રી; ગોપાલન-દૂધ વેચનારી ભરવાડણ; રબારણ.

**ગોવાળબકરી**, સ્ત્રી૦ નાનાં છોકરાંની એક રમત; બકરાંની ઝાંઝર નામની રમત.

**ગોવાળિયો**, પું૦ ગોવાળ; ગાય ઢોર વગેરે ચરાવનારો. (૨) મૂર્ખ-અભણ માણસ.

**ગોવાળુ**, ન૦ ગાયોનું ટોળું; ગોવારું.

**ગોવાંદરું**, ન૦ [ સં. गो+वृन्द ] ગોંદરું; પાદર; ભાગોળ.

**ગોવિંદ**, પું૦ [ સં. ] વિષ્ણુનું એક નામ; શ્રીકૃષ્ણ; પરમેશ્વરનું નામ.

**ગોવૃંદ**, ન૦ [ સં. ] ગાયોનું ટોળું; ગોવારું.

**ગોષ્ઠ**, પું૦ [સં.] ગાયોનો વાડો; વ્રજ; ગૌશાળા; ગાયોને રહેવા બેસવા અને ચરવાની જગા. (૨) વાત; મસલત; છુપી વાતચીત.

**ગોષ્ઠી,** સ્ત્રી૦ [ સં. ] બે જણ વચ્ચેની જે ખાનગી છાનીછપની વાતચીત તે; છાની ખાનગી વાત તે. (૨) મસલત; નાટકનો એક પ્રકાર. (૩) મૈત્રી; દોસ્તદારી.

**ગોષ્પાદ,** ન૦ [ સં. ] ગાયનું પગલું; ગાયના પગલાથી પડેલો ખાડો.

**ગોસ,** વિ૦ જમણી બાજુનું. ( વહાણવટીઓ જે તારાની જમણી બાજુઉપર લક્ષ રાખી વહાણ ચલાવે છે તે ) (૨) ન૦ માંસ.

**ગોસાંઈ,** પું૦ [ સં. ] જેણે ઇંદ્રિયોને વશ કરેલી હોય એવા સાધુઓની જાત; વેરાગી; બાવા; ત્યાગી.

**ગોસ્વામી,** પું૦ [ સં. ] વૈષ્ણવોનો જે આચાર્ય તે; શ્રીમદ્વલ્લભાચાર્યના સંપ્રદાયના આચાર્યોની ઓળખ; અટક.

**ગોહ.** પું૦ [ સં. गुहा ] ખાડો; ગર્ત; બખોલ; ગુફા.

**ગોહત્યા,** સ્ત્રી૦ [ સં. ] ગાય મારવી તે; ગાયનો વધ કરવો તે. ધર્મશાસ્ત્રોમાં જણાવેલાં પાંચ મહાપાપોમાંનું એક મહાપાપ.

**ગોહત્યારું** વિ૦ [સં.] જેને ગોહત્યા લાગેલી હોય એવું; ગોહત્યા કરનાર. પું૦ ગોહત્યારો. સ્ત્રી૦ ગોહત્યારી.

**ગોહાવું,** ક્રિ૦ અ૦ ગુંચાવું; અધારે અથડાવું; ખાડામાં પડવું.

**ગોહોર,** પું૦ [ अ. गैवर ] ગોર; નીધા પહોંચાડની તે; વિચાર કરવો તે; મનન; મીમાંસા.

**ગોળ,** પું૦ [સ. गुड ] શેલડીના રસને ઉકાળીને બનાવેલો કાચો કે લોચા જેવો ગળ્યો પદાર્થ; કાચીખાંડ. (ગોળ)

**ગોળ,** વિ૦ વર્તુલાકારનું; ફરતા ચક્કર જેવું; જેની દરેક બાજુ સરખી હોય એવું.

**ગોળકેરી,** સ્ત્રી૦ ગળકેરી; કેરીનો ગોળમાં કરેલો મુરબ્બો.

**ગોળગોળ,** વિ૦ નરમ; પોચું; ઢીલું. (૨) અનુકૂલ; સારાં ધ્યાનમાં ઉતરે એવાં વચનથી પોતાને અનુકૂલ કરી નાંખવું તે.

**ગોળચું,** ન૦ ગોળના અધિકાંશવાળા અથાણામાંનું અક્કેક; આ શબ્દ બહુવચને વપરાય છે.:—ગોળચાં; ગોળ નાંખેલું અથાણું.

**ગોળધાણા,** પું૦ ભેગાં કરેલાં ગોળ અને ધાણા એક્ તે. આનંદ અવસરે ખાસ પુત્રવિવાહના આનંદમાં ગોળધાણા વહેંચવાનો રિવાજ છે.

**ગોળપાપડી,** સ્ત્રી૦ ગોળ, ઘી અને લોટને સાથે શેકીને બનાવેલો ખાવાનો એક પદાર્થ.

**ગોળભમરડો,** પું૦ મૂર્ખ; અણસમજુ; જેમ ફેરવીએ તેમ ફેરવાય એવો માણસ.

**ગોળમટોળ,** વિ૦ સંપૂર્ણ ગોળ; બરોબર ગોળ હોય એવું. (૨) ભરેલું; પુષ્ટ; જાડું. જેના ગોળપણામાં કંઈપણ ખામી ન હોય એવું.

**ગોળવો,** પું૦ ગોળો; માટી અને લાકડા વગેરેની ગોળાકૃતિ; માટીના ગોળવા. (૨) લાડુ, માંખણ વગેરેનો ગોળ આકૃતિનો લોંદો. (૩) ગોળ મોભિયાનો ટુંકો કકડો; પીઢ—પીઢોને ઠેકાણે ગોળવા નાંખવા એ સારું છે.

**ગોળાઈ,** સ્ત્રી૦ ગોળપણું.

**ગોળાકાર,** પું૦ [ સં. ] વર્તુલના જેવી આકૃતિ તે; ગોળ આકાર તે. વિ૦ ગોળ; વર્તુલના જેવું; જેનો આકાર ગોળ હોય એવું.

**ગોળી,** સ્ત્રી૦ [સ. गुटिका. દે. गुलिआ.] નાનો ગોળો; ગુટિકા; ગરગોલી; નાની ગોળાકાર વસ્તુ; દડી. (૨) પાણી ભરવાનું નાનું માટી કે ધાતુનું ગોળ પાત્ર. દહિં વલોવવાનું ગોળ મોઢાનું ગોળ વાસણ:—ગોળી નંદારી મારાં મંદિરાં ઢોળારી. (૩) વૃષણ. (૪) નાનો લાડુ; લાડુડી. :— પંડયા પાંચ ગોળી ખાય ત્યાં સુધી કંઇ જમ્યા છે એમ જાણવું નહિ. ક્રિ૦ પ્ર૦ ગોળી મારવી=બંદુકથી સીસાની ગરગોલી છોડવી. ગોળી વાગવી=ગોળીનો ઘા થવો. (૨) ખૂબ જમવાથી જડ થઇ જવું. ગોળીનું પાણી સુકાવું=કુટુંબનાં સાધનો ઓછાં થઇ જવાં.

**ગોળો,** પું૦ [ સ. गोल ] બધી બાજુએથી ગોળ હોય એવી ચીજ; લાડુ જેવી ગોળ આકૃતિ

તે. પાણી ભરવાનું અથવા અનાજ ભરવાનું કે દહિં વલોવવાનું મોટું અને ગોળ પાત્ર; મોટી ગોળી. તોપમાં મૂકી ગડબીને ઉડાડવાનો સીસા-ધાતુનો જે ગોળાકાર (લંબગોળ હોય છે) તે. (૩) પેટના વાયુનો એક રોગ.

**ગોળોપિંડાળો,** પું૦ ઉધુંચતું કરી નાંખવું તે; સેળભેળ કરી નાંખવું તે; સથરવથર.

**ગોંધવું,** ક્રિ૦ સ૦ રોકવું; ખાળવું; કેદ કરવું; બંધિયાર જગામાં રોકી રાખવું.

**ગૌ,** સ્ત્રી૦ [ સં. ] ગાય. (૨) વિ૦ ગાય જેવું; ગરીબ; દીન; રક્ષણીય; રક્ષણ કરવા યોગ્ય.

**ગૌગોરો,** પું૦ ગાયના મોઢામાંથી નીકળતો એક પદાર્થ; ગોરોચના.

**ગૌચર,** ન૦ [સં.] ગામને સીમાડે ગાયો અને ઢોરને ચરવા માટે અલગ રાખેલી જે જમીન તે; ઢોરોને ચરવા માટે રાખેલી જમીન.

**ગૌડ,** પું૦ બંગાળનો એક પ્રાંત. (૨) વિ૦ ગૌડ બંગાળને લગતું; ગૌડનું; ગૌડબ્રાહ્મણ-સારસ્વત, કાન્યકુબ્જ; ગૌડ, ઉત્કલ અને મૈથિલ-એમ પાંચ જાતના છે.

**ગૌડસારંગ,** પું૦ [સં.] સારંગ રાગનો એકપ્રકાર.

**ગૌડી,** સ્ત્રી૦ ગૌડ દેશની સ્ત્રી. (૨) વાણીનો એક પ્રકાર.

**ગૌણ,** વિ૦ [સં] મુખ્ય નહિ એવું; પ્રધાનથી હલકું; બીજા નંબરનું; ઉતરતું.

**ગૌતમ,** પું૦ [ સં. ] એક મોટા ઋષિ.

**ગૌતમી,** સ્ત્રી૦ [સં.] એક પવિત્ર પરમાર્થી સ્ત્રી.

**ગૌતરાટ,** પું૦ [ સં. गो+त्रि+रात्र ] ત્રણ રાત પાળવાનું ગાયનું એક વ્રત. આ વ્રત ભાદ્રપદ શુક્લ પક્ષમાં સ્ત્રીઓ કરે છે.

**ગૌત્રાટ,** જુ૰ ગૌતરાટ.

**ગૌદાન,** ન૦ [ સં. दा=આપવું ] ગાયનું દાન.

**ગૌધન,** ન૦ [ સં. ] ગાયોરૂપી જે મીલકત તે. (૨) વિ૦ ઇંદ્રિયોથી સુખી હોય એવું.

**ગૌબ્રાહ્મણપ્રતિપાળ,** [ સં. ] વિ૦ રાજા હાકેમનો આગળના વખતનો એક ઇલકાબ-ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરનાર.

**ગૌમુખ,** ન૦ [ સં. ] ગાયનું મોઢું.

**ગૌમુખિયું,** વિ૦ ગાયના જેવા મોઢાવાળું; શરમાળ. ૩૦ પ્ર૦ ગૌમુખોવાઘ=ઉપરથી ગરીબ દેખાતું પણ અંદરથી વાઘ જેવું ક્રૂર હોય એવું જે તે.

**ગૌમુખી,** સ્ત્રી૦ [ સં. ] ગાયના મોઢાના આકારની માળા ફેરવવાની કોથળી.

**ગૌમૂત્ર,** ન૦ [સં.] ગાયનું મુતર તે.

**ગૌર,** વિ૦ [ સં. ] ગોરું.

**ગૌરવ,** ન૦ [ સં. ] ભારબોજ; મોટાઇ; મહત્તા; પ્રતિષ્ઠા. (૨) વજન; ભાર. (૩) શોભા; આબરૂ; માન.

**ગૌરવર્ણ,** પું૦ [સં.] સફેતવર્ણ; ઉજળો રંગ તે.

**ગૌરાંગ,** પું૦ બંગાળમાં થઇ ગયેલા એક મોટા ધર્માચાર્ય. (૨) વિ૦ યુરોપિયનોને લગાડવામાં આવતું એક વિશેષણ; ગોરો.

**ગૌરી,** સ્ત્રી૦ [ સં. ] દેવી પાર્વતીનું નામ. (૨) આઠ વર્ષની બાળા. (૩) માનાર્થે સ્ત્રીઓના નામની આગળ લગાડાતો શબ્દ:-મોતીગૌરી.

**ગૌરીજ,** વિ૦ [સં.] ગૌરીથી જન્મેલું; ગણપતિ.

**ગૌરીપુત્ર,** પું૦ [સં.]ગણપતિ; ગણેશ; વિનાયક.

**ગૌરીશિખર,** ન૦ [ સં. ] હિમાલયનું એક ઉંચામાં ઉંચું શિખર.

**ગૌવિલાપ,** પું૦ [ સં. ] ગાયોનું કકલાણ.

**ગૌશાળા,** સ્ત્રી૦ [સં.] ગાયો રાખવાનું મકાન અથવા વાડો તે.

**ગૌશીતળા,** પું૦ સૈયદ; બળિયાકાકા.

**ગૌહત્યા,** સ્ત્રી૦ [સં.] ગાયની હત્યા કરવી તે.

**ગ્યાલન,** ન૦ પ્રવાહી માપવાનું એક માપ.

**ગ્યાલરી,** સ્ત્રી૦ [ અં. ] રાવઠી; છજું; રવેશ.

**ગ્યાસ,** પું૦ [અં.] સ્થિતિસ્થાપક ગુણનો એક વાયુ રૂપી પદાર્થ.

**ગ્રથલ,** વિ૦ દિઙ્મૂઢ ઉ૦ ચતુર પુરૂષ જેમ ગ્રથલજ થાય, સ્વ સ્વરૂપ તેને વિસરાઇ જાય. અખો.

**ગ્રથિત,** વિ૦ [ સં. ] ગુંથેલું; બનાવેલું; રચેલું; પ્રણીત.

**ગ્રંથ,** પું૦ [ સં. ग्रन्थ् ] એક બીજાની સાથે સંબંધવાળા વાક્યોનો સમૂહ તે; વિચારોની એક બીજા સાથે કરેલી ગુંથણીથી બનેલો મોટો સમુદાય તે; પુસ્તક. (૨) પ્રકરણ; ખંડ; પુસ્તકનો એક ભાગ. (૩) છંદ; શ્લોક.

**ગ્રંથકર્તા,** પું૦ [ સં. ग्रन्थ् × कृ ] પુસ્તક બનાવનારો.

**ગ્રંથકાર,** પું૦ [ સં. ] ગ્રંથ કરનાર; પુસ્તક બનાવનાર.

**ગ્રંથાંતર,** ન૦ [ સં. ग्रन्थ+अन्तर ] એક પુસ્તકને બીજી ભાષામાં ઉતારવું તે; ગ્રંથની ફેરફારી કરવી તે; એક સિવાય બીજો ગ્રંથ.

**ગ્રંથાવલી,** સ્ત્રી૦ [ સં. ग्रन्थ+आवली ] પુસ્તકોની હારમાળા; પુસ્તકપરંપરા તે.

**ગ્રંથી,** સ્ત્રી૦ [ સં. ग्रन्थ् ] ગાંઠ; સાંધો.

**ગ્રસવું,** ક્રિ૦ અ૦ [ સં. ग्रस्=ગળવું ] ગળવું; મોંમાં લેવું. (૨) પકડવું; કબજે લેવું. (૩) ઢાંકવું; આવરવું.

**ગ્રસ્ત,** વિ૦ [સં.] ગળેલું; પકડેલું; સપડાયેલું:–વ્યાધિગ્રસ્ત.

**ગ્રસ્તાસ્ત,** પું૦ ग्रस्त=अस्त ] ગ્રહાયેલા (સૂર્યચંદ્ર) નો જે એમને એમ અસ્ત થવો તે; ગ્રહણવાળા ગ્રહનો વગર મુક્ત થવે એમને એમ અસ્ત થઈ જવો તે.

**ગ્રસ્તોદય,** પું૦ [ સં. ग्रस्त×उदय ] ગ્રહાયેલા સૂર્યચંદ્રનો જે ઉદય થવો તે. ઉદય પહેલાં જેમને ગ્રહણ લાગી ગયું હોય એવા સૂર્યચંદ્રનું ઉગવું તે.

**ગ્રહ,** પું૦ [ સં. ] આકાશમાં ફરતા દેખાતા તેજસ્વી ગોળાઓમાંનો એકેક તારો તે. સૂર્યમંડળમાંનો ગોળો; ખગોળનો ગોળો; તારક. રવિ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ, એ મુખ્ય ગ્રહો છે. ગ્રહોની પાછળ ફરનારા જે ગોળાઓ છે તે ઉપગ્રહ કહેવાય છે, જેમકે ચંદ્ર. ( ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે. ) જ્યોતિષ પ્રમાણે નવ ગ્રહ છે અને તે મનુષ્યની ઉપર વહેતા જતા કાળની સાથે સારી ખોટી અસર કરતા મનાય છે. જન્મ વખતની ગ્રહ સ્થિતિ ઉપરથી જન્મનારના જીવનમાં ગ્રહોની જે ફેરફારી અને ગતિ રહેવાની તેની ગણતરી થાય છે અને તે ગ્રહો જેવા તેની જન્મકુંડળીમાં હોય તેવી અસરો ઉપજાવતા ચાલ્યા જાય છે. અભણ લોકો 'ગરે, ગ્રે' એમ બોલે છે અને કહે છે કે 'એના ગ્રે–ગરે ઘેર નથી? ગરે ઘેર હોવા=સુભાગ્ય હોવું; ગ્રહોની અનુકૂલતા હોવી. અવળા ગ્રે (ગ્રહ)=ગ્રહોની પ્રતિકૂલતાં હોવી; દુર્ભાગ્યની દશા હોવી.

**ગ્રહણ,** ન૦ [ સં. ] લેવું તે; સ્વીકાર; અંગીકાર. (૨) પકડવું–ધરવું તે. :–પાણિગ્રહણ=લગ્ન. પકડાવું છાયા પડેલી હોય એવા થવું તે. સૂર્યચંદ્રનું. (૩) સમજાવું તે, ધરી લેવું તે. કહે૦ ગ્રહણ વેળાએ સાપ કાઢવો=જે વખતે જે કામ થઇ શકે નહિ તે વખતે તે કામને ઉભું કરવું તે.

**ગ્રહણી,** સ્ત્રી૦ [ સં. ] ઝાડાનો રોગ; અતિસાર; મરડો; આમ. સંગ્રહણી=ઝાડાનો રોગ; અધાખણ.

**ગ્રહદશા,** સ્ત્રી૦ [ સં. ] ગ્રહની અસરથી જે સ્થિતિ થવી તે. ગ્રહની અસરથી થતી હાલત.

**ગ્રહદાન,** ન૦ [ સં. ] ગ્રહની નઠારી અસર મટાડવા માટે બ્રાહ્મણાદિને જે કંઈ આપવામાં આવે છે તે; ગ્રહની માઠી અસર ન થવાને અર્થે જે કંઈ પુણ્ય કરવું તે.

**ગ્રહનિરીક્ષણશાળા,** સ્ત્રી૦ [ સં. ग्रह+निःईक्ष्=જોવું शाला ] વેધશાળા; ગ્રહમંડળ જોવાને માટે ખાસ ગોઠવણવાળું જે મકાન કે મિનારો વગેરે હોય તે.

**ગ્રહનિરીક્ષા**, સ્ત્રી૦ [ સં. ] ગ્રહની બારીક તપાસ કરવી તે; ગ્રહાવલોકન.

**ગ્રહપીડા**, સ્ત્રી૦ [ સં. ] ગ્રહની અસરથી થતું દુઃખ તે; જેમાં સ્વકૃત્યની અસર ન હોય એવું જે દુઃખ તે. ઉ૦ ગ્રહપીડા કે દશા પનોતી, જો ના લઇએ દાન.

**ગ્રહપૂજા**, સ્ત્રી૦ [ સં. ] ગ્રહોની શાંતિને અર્થે તેમનું પૂજન કરવું તે.

**ગ્રહબળ**, ન૦ [ સં. ] ગ્રહની પ્રબળ અસર થવી તે; ગ્રહનું જોર.

**ગ્રહભાવ**, પું૦ [ સં. ગ્રહ+ભૂ=થવું ઉ૦ ભાવ ] ગ્રહથી થતી અસર; ગ્રહનું ફળ.

**ગ્રહમખ**, પું૦ [ સં. ] ગ્રહની શાંતિને અર્થે કરવાનો જે યજ્ઞ તે. ( મખ=યજ્ઞ. )

**ગ્રહમંડળ**, ન૦ [ સં. ] ગ્રહનો જે સમુદાય તે; ગ્રહમાળા.

**ગ્રહરાજ**, પું૦ [ સં. ] ગ્રહોનો રાજા તે; સૂર્ય.

**ગ્રહવું**, ક્રિ૦ અ૦ [ સં. ] લેવું; પકડવું; ધરવું; ઝાલવું.

**ગ્રહશાંતિ**, સ્ત્રી૦ [ સં. ] ગ્રહોની અસરના પ્રશમન અર્થે જે કંઇ ક્રિયા કરવી—દાન આપવું વગેરે તે. કોઈ પણ મંગળ કાર્ય કરતા પહેલાં ગ્રહોની શાંતિને અર્થે હોમ દાન વગેરે કરવાનો રિવાજ છે તે.

**ગ્રહસંયમ**, પું૦ [ સં. ] ગ્રહોનું નિયમન તે.

**ગ્રહેશ**, પું૦ [ સં. ગ્રહ+ઈશ ] ગ્રહોનો ઇશ તે; રવિ; સૂર્ય. ઉ૦ ગ્રહેશ ને શર્વરીપતિ તે ગોખ્ય ઉભા ફરે. નળાખ્યાન.

**ગ્રાનિટ**, પું૦ [ અં. ] એક જાતનો કાળો કઠણ અને બરડ પત્થર.

**ગ્રામ**, ન૦ [ સં. ] ગામ; ગામડું. (૨) સ્વર તાણવાનું એક માપ; સપ્ત સ્વરમાં જે ત્રણ મુખ્ય અવધિ હોય છે તેમાંનો અક્કેક. (૩) સંગ્રહ; સમુદાય. :—ગુણગ્રામ; ઇંદ્રિયગ્રામ.

**ગ્રામકંટક**, પું૦ [ સં. ] આખા ગામને દુઃખ કરનાર માણસ; ગામનું પાપ; ગામનો ઉતાર.

**ગ્રામણી**, વિ૦ [સં.] ગામનું; ગામનું ગોરપદું કરનાર; ગામોટ.

**ગ્રામદેવતા**, સ્ત્રી૦ [ સં. ] ગામની અધિદેવતા; ગામદેવો—માતા.

**ગ્રામસિંહ**, પું૦ [સં.] ગામમાં—વસ્તીમાં સિંહ જેવો જે તે; કુતરો.

**ગ્રામાચાર**, પું૦ [ સં. ગ્રામ+આચાર ] ગામનો આચાર તે; ગામનો વ્યવહાર—રૂઢિ.

**ગ્રામાધ્યક્ષ**, પું૦ [ સં. ગ્રામ+અધ્યક્ષ ] મુખી; ગામનો વડો; ઉપરી.

**ગ્રામાન્તર**, ન૦ એક ગામથી બીજે ગામ જવું તે; ગામોતરું; દેશત્યાગ.

**ગ્રામ્ય**, વિ૦ [ સં. ] ગામસંબંધી; ગામનું. (૨) અનાગરિક; અસભ્ય; ગામડિયું; અણઘડ.

**ગ્રાસ**, પું૦ [ સં. ] જેટલો ખોરાક એકીવારે મોઢામાં ઘાલી શકાય તેટલો તે; કવલ; કોળિયો. (૨) ગ્રહણને લીધે સૂર્ય ચંદ્રના જેટલા ભાગ ઉપર છાયો પડેલો હોય તેટલો ભાગ તે.

**ગ્રાસવું**, ક્રિ૦ ઘેરી લેવું. ઉ૦ કંસ કાળે શકે શું ધરા ગ્રાસીજી. દશમસ્કંધ.

**ગ્રાહ**, પું૦ [ સં. ] મગર; એક જળચર; (૨) પકડ.

**ગ્રાહક**, ન૦ [સં.] વસ્તુ લેનાર માણસ; ગ્રહણ કરનાર; ઘરાક; ખરીદ કરનાર. (૨) કદર કરનાર; જાણનાર; સમજનાર. :—ગુણગ્રાહક.

**ગ્રાહી**, વિ૦ [ સં. ગ્રહ્ ] ઝાડાને સરતો અટકાવે એવું; પકડે એવું; ધરી રાખે એવું (ઔષધ.)

**ગ્રાહ્ય**, વિ૦ [ સં. ] ગ્રહણ કરવાને યોગ્ય.

**ગ્રીક**, વિ૦ [ અં. ] ગ્રીસ દેશનું. (૨) ગ્રીસનો વતની.

**ગ્રીનલૅંડ**, ન૦ [ અં. ] શીત કટિબંધમાં આવેલો એક મોટો બેટ.

**ગ્રીનિચ**, ન૦ [ અં. ] યુરોપમાંનું વેધશાળા ને ગ્રહાવલોકન વગેરે માટે પ્રસિદ્ધ શહેર. આખી દુનિયાં ઉપર ત્યાંનો વખત લેવાય છે.

**ગ્રીવ**, ન૰ [સં.] ગરદન; ગળાનો પાછલો ભાગ.

**ગ્રીવા**, સ્ત્રી૰ [ સં. ] ગરદન; ગળું; ગળાનો પાછલો ભાગ.

**ગ્રીષ્મ**, પું૰ [ સં. ] વૃષભ અને મિથુન રાશિઓમાં સૂર્ય હોય ત્યાં લગીનો સમય તે; નિદાઘ; ઉનાળો.

**ગ્રેનાઈટ**, પું૰ [અં.] એક જાતનો કાળો અને લીસો પથ્થર.

**ગ્રેટબ્રિટન**, ન૰ [ અં. ] યુરોપની પશ્ચિમે અને ફ્રાંસની ઉત્તરે આવેલો બ્રિટન-ઇંગ્રેજ લોકોનો દેશ તે.

**ગ્લાનિ**, સ્ત્રી૰ [ સં. ] દુઃખ; રોગ; મહેનત; શોક વગેરે કારણોથી મોઢાની કાંતિમાં ફેરફાર થવો તે; ફિકાશ; નિસ્તેજપણું; ચહેરો ઉતરી જવો તે.

**ગ્લાસ**, પું૰ [ અં. ] કાચનો પ્યાલો.

**ગ્વાલ**, પું૰ [હિં.] ગોવાળિયો.

**ગ્વાલન**, સ્ત્રી૰ [ હિં. ] ગોવાળણી.

**ગ્વાલિયર**, ન૰ મધ્ય હિંદુસ્તાનમાં આવેલું એક મોટી કિલ્લેબંધીવાળું શહેર. સિંધિયાની રાજધાની.

**ગ્વાલેરી**, વિ૰ ગ્વાલિયરનું:–ગ્વાલેરી ભાષા. ઉ૰ સંસ્કૃત ભાષા સરસ, માગધી મોટે મૂલ્યે; ગ્વાલેરી ગુણનિધ, અપભ્રંશી તે તુલ્યે; દેશીભાષા રાખ, પિશાચી પઢજે પ્રીતિ. શામળભટ.

---

**ઘ,** [ સં. घ ] ગુજરાતી ભાષાની લિપિના મૂળાક્ષરોમાંનો પંદરમો અને વ્યંજનોમાંનો કંઠસ્થાની ચોથો મહાપ્રાણ વર્ણ; અક્ષર. (૨) વિ૦ ઠોઠ.

**ઘઈ,** જુઓ ઘાઈ.

**ઘઉં,** [ સં. गोधूम ] ઉંચી જાતનું એક અનાજ; ગહું. ઘઉં દુનિયાં ઉપર લગભગ બધે ઠેકાણે થાય છે. એનો પાક શિયાળામાં થાય છે. પંજાબમાં, મધ્ય હિંદુસ્તાનમાં અને ગુજરાતમાં તેની ખેતી થાય છે. મનુષ્યના ખોરાક તરીકે તેમાં ઉપયોગી તત્ત્વ રહેલાં છે. તે ધોળા, કાબરા, પીળા, પોચા, લાલ, છોડાવાળા ( પોપટિયા ) વગેરે ઘણી જાતના થાય છે. ક્રિ૦ પ્ર૦ ઘઉં ભરવા જવું=માળવે જવું; અર્થાત્ મરી જવું:— ભાઇ ! ડોસા તો ઘઉં ભરવા ગયા. કહે૦ કાચા પાકા પણ ઘઉંના રોટલા=ગમે તેવું હોય પણ ઉંચું તે ઉંચું. ઘઉંના ભાખરે થાય ને ઘેબરે થાય=જેવો શિક્ષક કે કેળવનાર હોય તેવી વસ્તુ થાય. ઘઉં ખેતમેં ને બેટા પેટમેં=જે વસ્તુ હાથમાં આવી નથી તેના મનોરથ શા ? ઘઉંપુર= ઘઉંના એક દાણાના વજન જેટનું ઘઉં ગણે ને મુંડા ભુલે=ખાળે દુચા અને બારણાં ઉઘાડાં તેના જેવું. ઘઉં ભેગો ચીસે નબ્યો જાય =સારાની સાથે બુરો માણસ પણ પોષાય. ઘઉંમાં કાંકરો ને દાળમાં ડોળ, હોય હોયને હોયજ=કોઇમાં કંઇ અને કોઇમાં કંઈ થોડો ઘણો દોષ તો હોયજ. ગુજરાતમાં ઘઉં આસો કાર્તિકમાં વવાય છે અને ફાગણમાં તૈયાર થાય છે. તેની મુખ્ય જાતો આ પ્રમાણે છે:—કાઠા, વાજિયા, પોટા, હાંસિયા, વણજારું, માળવી, દાઉદખાની, કાબરા, પોપટિયા, વગેરે. માળવામાં અને પંજાબમાં ઘઉંની સૌથી વધારે ખેતી થાય છે.

**ઘઉંલો,** પું૦ એક જાતનું સુગંધી દ્રવ્ય; ચંદનમાં એનો ઉપયોગ થાય છે. (૨) ઘાસમાં થતો એક જાતનો છોડ. (૩) વિ૦ ઘઉંલોરંગ=ચ્યઉ જેવો રંગ તે. ઘઉંલો સાપ= ઘઉંના ખેતરોમાં થતો તેના રંગમાં મળી જાય એવો સાપ.

**ઘઉંવર્ણું,** ( ઘઉંવરણું ) વિ૦ [ સં+वर्ण ] ઘઉં જેવા રંગનું; ઉજળા સહેજ પીળા ને ધોળા વર્ણનું; ગોરું. :—ગુજરાતની પ્રજા ઘઉંવર્ણી છે. ઘઉંવર્ણી. ઘઉંનો રંગ ધોળો નહિ તેમ શામળો પણ નહિ એવો હોય છે.

**ઘકાર,** પું૦ [ સં. घ-कार ] ઘ એવો વર્ણોચ્ચાર તે; ઘ અક્ષર; ઘગ્ગો.

**ઘખવું,** ક્રિ૦ સ૦ [ સ. घुट्—घोषू=મોટેથી અવાજ કરવો ] ભડકું; અંદરના ક્રોધથી બડબડવું; ઠપકો દેવો; કકવું; કટાપો કરવો. :—ડોસો તો ઘણુંએ ઘખે છે પણ છોકરા ક્યારે દાદ આપે છે.

**ઘગ્ગો,** પું૦ [ સં. ] ઘકાર, ઘ એવો જે વર્ણોચ્ચાર તે; ઘ અક્ષર. (૨) ઠોઠ; બેવકુફ; મૂર્ખ; જેને શિખવાડવા છતાં પણ કંઈ આવડે નહિ એવો વિદ્યાર્થી. (૩) મોટો ડગલો; જામો; ઝબ્બો.

**ઘઘરણું,** [ સ. गृह+गम ] વિધવાએ ફરીને ઘર માંડવું તે; નાતરું; પુનર્લગ્ન; સ્ત્રી વિધવાએ બીજાના ઘરમાં જઈ પેસવું તે; બીજું ઘર કરવું તે.

**ઘઘરવું,** ક્રિ૦ અ૦ એક ઘર છોડી બીજું ઘર કરવું; વિધવાએ નાતરે જવું; બીજું ઘર કરવું તે. (૨) ઘરઘર થવું; ગળામાંથી ખોખરો અવાજ નીકળવો; ઘરડ ઘરડ થવું.

**ઘચ,** અ૦ તંગપટમાં કે ત્વચામાં એકદમ હથિયાર પેસતાં થતો એવો અવાજ તે; ઘચ એવો અવાજ થાય તેમ; ( એ અવાજનું

અનુકરણાત્મક ઉચ્ચારણ ) ધચદઇને=ધચ એવો અવાજ થાય તેવી રીતે. :-ચોરે તો ધચદઇને તેના પેટમાં છરી ઘોચી ઘાલી.

**ધચધચ,** અ૦ ઉપરાઉપરી; ધચ એવો ભોકાવાનો અવાજ થાય તેમ; ધચોધચ; એક પછી એક; ઉપરાઉપરી; વારાફરતી. :-તેણે તો બે ત્રણવાર ધચધચ પોતાના પેટમાં કટાર ઘોચી ઘાલી.

**ધચડવું,** જુઓ ધચરડવું.

**ધચડાધચડ,** અ૦ ભીસાભીસ; કચડાકચડ; ભીડાભીડ; ધચડાતું હોય તેમ.

**ધચડાધચડી,** સ્ત્રી૦ [ સં. ઘર્ષ્ ] ભીડ; ભીસ; ધચડાધચડ; ભીડાભીડ; ગીરદી.

**ધચડાવું,** ક્રિ૦ અ૦ ભિડાવું; ભિસાવું; રગડાવું; પિલાવું; ધચરડાવું. (૨) જોરથી હિંદોળાવું. :-આ છોકરાને આખો દહાડો ઘોડિયામાં પડી રહેવું ને ધચડાવું કેમ ગમતું હશે ?

**ધચરકું,** ન૦ અપચાનો ખાટો અને તીખો ઓડકાર તે. ધચરકાવિકાર=અપચાના ખાટા અને તીખા ઓડકારને લીધે ગળામાં અને ચહેરા ઉપર જે એક જાતનો રોગ ફૂટી નીકળે છે તે. ધચરકો.

**ધચરકો,** પું૦ જુઓ ધચરકું.

**ધચરડવું,** ક્રિ૦ સ૦ ધચડ ધચડ થાય એમ હિંદોળવું; બાળકને ઝોળીમાં નાંખીને રોતું ને રોતું હિંદોળ્યા કરવું.

**ધચરડાધચરડી,** સ્ત્રી૦ આમ તેમથી ધચરડ ધચરડ કરવું તે; વારંવાર ઝોળીમાં નાંખી કંટાળાભેર હિંદોળવું તે. (૨) ભીડાભીડ; ગીરદી.

**ધચડાવું,** હિંદોળાવું.

**ધચુમલ,** સ્ત્રી૦ ભરાવો; ધચુમલો. ઉપરાઉપરી એકઠું થયેલું હોય એવું જે કંઈ તે. ઉ૦ અણુવટ વિંછવા તો ચારુ ચમકે, નેપુરકેરી ધચુમલ ને ઘુઘરી ઘમકે. દયારામ.

**ધચુમલો,** પું૦ ઉપરાઉપરી ઘણી વસ્તુઓ એક સાથે એકઠી થવાથી ઉત્પન્ન થયેલી સ્થિતિ તે; ભરાવો; ઢગ; જમાવ. ઉ૦ ગળે ઘરેણાં થયાં ઘણાં ધચુમલેરે લોલ. વલ્લભભટ્ટ. (૨) ટોળે વળીને ઉભા રહેવું તે; એક સાથે ટોળેવળવું તે; અવ્યવસ્થિત રીતે એકઠા થઈ સજડાસજડ ઉભા રહેવું કે બેસવું તે. :-બૈરાંને બેસતાં આવડતું નથી અને ખાલી ધચુમલો કરે છે. (ધચુંબલો)

**ધચેડવું,** જુઓ ધચરડવું.

**ઘટ,** પું૦ [ સં. ] માટી અથવા ધાતુનું સાંકડા નાના મોંનું પાણીપાત્ર; કુંભ; કળશ; ઘડો. રૂ૦ પ્ર૦ ઘટ સ્થાપન=કોઇ ઠેકાણે વાસ પૂરતાં અથવા શુભ કામનો આરંભ કરતાં પહેલવહેલો ઘડો મૂકવો તે. ઘટસ્ફોટ=ઘડો ફોડવો તે; ઘડો ઢોળવો; સગાઇ સંબંધનો ત્યાગ કરવો તે. ઘટમાળ=ઘડાઓની રેંટમાળા તે. (૨) હૃદયાવકાશ; કોશ; શરીરની અંદરનો જે મન–વિચાર કરવાનો અવયવ તે. ઘટઘટ=રોમેરોમ; કોશેકોશ. ઉ૦ તેં ઘટઘટમાં ઘર કીધાં, વહાલમ વરણાગિયારે. દયારામ. (૩) જ્યાં જ્યાં આકાશ છે ત્યાં ત્યાંની બધી ખાલી જગા. જગદાકાશ=સ્થળેસ્થળે. :-ભગવાન તો ઘટઘટ વ્યાપી રહેલા છે.

**ઘટ,** સ્ત્રી૦ [ સ. ઘટ્=ઘટવું ] ઘટવું તે; ખૂટ; કસર; ઓછ; ઓછપ; કમી થવું તે; તૂટ; ઘટાડો. (૨) ખોટ; ટોટો; નુકસાન. :-એના વેપારમાં ઘટની વાતજ ન કરવી. રૂ૦ પ્ર૦ ઘટજવી=ઓછુંથવું; ખોટ આવવી. ઘટ ખમવી=ઓછું પડે તે મજરે આપવું; ખોટ સહેવી. ( ઘટવ )

**ઘટ,** વિ૦ રગડા જેવું; જાડું; મેલું હોય એવું; નહિ પાતળું; ગાઢ; ઘન; ઘટ્ટ. (૨) સજડાસજડ હોય એવું; ભરચક ભરેલું હોય એવું; ઠાંસીને વણેલું; નહિ આછું. :-ઘટ પોતનું કપડું સારું ટકે છે.

**ઘટક,** વિ० [ સં. ] ઘડી આપનાર; ઘડનારું; રચનારું; સંયોજક; રચનાર; એને મેળવનાર; બનાવનાર; કોઈ આખી વસ્તુ બનાવનારાં ઘણાંક અંગોમાંનું એકેક. :–ઘટકાવયવ= આખી ઘટના કે રચનામાંનો જે એક ભાગ કે અવયવ તે.

**ઘટક,** પું० [ સં. ] યોજક; એક આખી વસ્તુના ઘણાક ભાગોમાંનો જે એક ભાગ તે; અવયવ; કકડો; વિભાગ; અંશ.

**ઘટકા,** પું० ઘડી; ઘટિકા; ઘંટા. બે ઘટકા થોભો. (૨) ઘડી માપવાનો વાડકો.

**ઘટકાવયવ,** પું० [ સં. ઘટક+અવયવ ] આખું બનાવવાના કામમાં આવે એવો જે એકાદ ભાગ તે; અંશ; સાધન; ઉપકરણ; ઉપાંગ.

**ઘટકી,** સ્ત્રી० નાનો ઘુંટડો; કોગળો; ઘુંટડી. ઉ० ફરી ચરણામૃત પી ગઇ મીરાં, અમૃતકી જેસી ઘટકી.

**ઘટકો,** પું० આંખ કે કાનમાં જે ઓચિંતું દુઃખ થવું તે; કાનમાં દુઃખનો ઝાટકો લાગવો તે; સણકો; દુખાવો; ચટકો. (૨) સૂજેલા ભાગમાં પરું થતાં કાંટા ભોંકાતા હોય એવું જે રહી રહીને દરદ થાય છે તે. ઉ० કાનમાં ઘટકા ભરે છે. નર્મ.

**ઘટતું,** વિ० [ સ. ઘટિત ] યોગ્ય; જોઇએ તેટલું ને તેવું; લાયક; શોભતું; ઘટારથ; માફક; અનુકૂલ આવતું; વાજબી. (૨) ખૂટતું; ઓછું, કમી, ન્યૂન. ક્રિ० પ્ર० ઘટતું કરવું=જેટલું અને જેમ યોગ્ય હોય તેમ કરવું તે.

**ઘટના,** સ્ત્રી० [ સ. ] ઘટતી જે રચના તે; બનાવટ; યોજના; એકઠું મેળવવું તે; બેસતે બેસતું આવે એમ જોડવું તે; મેળ; કારીગરી. (૨) ગોઠવણ; વ્યવસ્થા; રચના.

**ઘટપાટ,** સ્ત્રી० [ સં. ] સ્થિર; દૃઢાસન. ઉ० સંતો પરમ ગુરુજીએ મટપાટજ માંડયો, એ તો અલખ ધણીને આરાધે. સાં. બ.

**ઘટમાન,** વિ० [ સં. ] જેની બનાવટ બની રહી હોય એવું; ઘડાતું; બનતું; થતું. (૨) બને એવું; સંભવિત. (૩) ઘટતું; યોગ્ય. (૪) ખૂટતું; કમી; ઓછું.

**ઘટમાળ,** સ્ત્રી० [ સ. ઘટ + માલા ] ચક્રમાં ગોઠવેલી ને ફેરવતાં એકએકની પાછળ ફરતી જાય એવી ઘડાઓની જે રચના તે; રેંટ. (૨) ક્રમ; પરંપરા; પ્રણાલિ. ઉ० કો સમે તું મારો પુત્ર થયો, કો સમે હું તારો બાળ; એમ અનાદિક આગળથી આ ચાલી આવે ઘટમાળ. દયારામ.

**ઘટવધ,** જુઓ વધઘટ. ઘટવધ બહુ પ્રચારમાં નથી. ઓછુંવત્તું હોય તે.

**ઘટવવું,** ક્રિ० સ० ઘટી રહે અને બંધબેસતું આવે એમ ઝીણવટથી ગોઠવવું; બેસતું કરવું; તાણીતુસીને બંધ બેસાડવું; યોગ્ય લાગે ને શોભે તેમ કરવું. (૨) ઓછું થાય એમ કરવું.

**ઘટવું,** ક્રિ० અ० યુક્ત હોવું; યોગ્ય લાગવું; લાયક થવું. :–ઇનસાફદારને લાંચ લેવી ઘટે નહિ. (૨) કમીથવું; ઓછુંપડવું; ખૂટવું. :–હિસાબમાં સાત રૂપિયા ઘટે છે. નર્મ. (૩) ચઢી જવું; શોભવું. :–ધોવાથી ઉનનું લુગડું ઘટે છે.

**ઘટસ્ફોટ,** પું० [ સં. ઘટ + स्फुट ] મડદાને બાળી ચિતા છાંટયા પછી છેલ્લીવારે તે ઠેકાણે મોઢું ફેરવી ઘડો ફોડવો તે; ગંબંધને છેવટનો તોડી નાંખવો તે. (૨) કોઇ છુપી વાતનો ભેદ ભાગી નાંખવો તે; ફોડી દેવું તે; છેવટનો નિકાલ થઈ જાય એમ કરવું તે; તોડ આણી દેવો તે. એનો ઘટસ્ફોટ કરી નાંખ કે વારંવાર પંચાતી થાય નહિ.

**ઘટા,** સ્ત્રી० [સં.] વાદળાંનું પાસે પાસે સિંચાઇ રહેવું તે; વરસાદ ચઢી આવ્યાથી જે કાળો રમણીય દેખાવ થઇ રહે છે તે; ઘટાટોપ; મેઘાડંબર. (૨) ઝાડનાં ડાળાં પાંખડાંની

સંઘટના તે; ઘણી ઝાડીનું જે શીળું આચ્છાદન તે; વનસ્પતિ ઝાડ વગેરેનો ભરાવો કે સમૂહ; વૃક્ષોની ઘટ્ટી હોય એવું તે.

**ઘટાકાશ,** ન૦ [ સં. ઘટ + આકાશ ] ઘડામાંનો જે અવકાશ-પોલાણ તે; મહા આકાશથી જુદું પડેલું ઘડામાંનું આકાશ તે. :-ઘટાકાશ, મહાકાશ વગેરે ન્યાયના પારિભાષિક શબ્દો છે.

**ઘટાટોપ,** પું૦ [ સં. ઘટ + આટોપ ] ઘોરંભો; ઘનઘટા; વરસાદનો માંડવો; આડંબર. (૨) ડાળાં પાંદડાંનો ભરાવો તે; પાંદડાં વગેરેથી ભરપુર થઈ રહેલું હોય એવું જે તે; પુષ્કળ ઝાડપાન ને વનસ્પતિનો ભરાવો, જમાવ હોય તે.

**ઘટાડવું,** ક્રિ૦ સ૦ ઘટે એમ કરવું; ઓછું કરવું; કમી કરવું. (૨) ઉતારી પાડવું; તોડી પાડવું. (માન)

**ઘટાડો,** પું૦ ઘટવું તે; ઓછું હોવું તે; કસર; ઘટ; ખૂટ; ખુટકો; ન્યૂનતા; ઓછપ; ઓછાપણું; ઘટવાથી પડેલી જે ખોટ તે.

**ઘટારત,** જુઓ૦ ઘટારથ.

**ઘટારથ,** વિ૦ [ સં. ઘટિત + અર્થ ] ઘટતું; યોગ્ય; વાજબી; લાયક; જેમ જોઇએ તેમ હોવું તે; શોભે એવું; યુક્ત.

**ઘટારો,** જુઓ૦ ઘટાડો.

**ઘટાવવું,** ક્રિ૦ સ૦ બેસતું કરવું; ઘટે એમ કરવું; અર્થ બેસાડવો; બંધ બેસતું આવે એમ કરવું. :-ધર્મશાસ્ત્રના શ્લોકોના અર્થ શાસ્ત્રીજી બહુ સારા ઘટાવે છે.

**ઘટિકા,** સ્ત્રી૦ [ સં. ઘટિકા ] સાઠ પળ જેટલો વખત તે; ઘડી; કલાકનો અઢીમો ભાગ; ૨૪ મિનિટ જેટલો કાળ. (૨) ઘડિયાળ. (૩) એક ઘડીએ ભરાઇને બૂડી જાય એવો ઘડી માપવાને માટે બનાવેલો ઝીણા છિદ્રવાળો પાણીમાં મૂકવાનો જોશીનો વાડકો.

**ઘટિકાયંત્ર,** ન૦ [ સં. ] ઘડીઓ માપવાનું યંત્ર તે; ઘડી; ઘડિયાળ.

**ઘટિત,** વિ૦ [ સં. ] જેવું જોઇએ તેવું; જેમ ઘટતું હોય તેમ થયેલું હોય તે; યોગ્ય; વાજબી; ઘટારથ; ઉચિત.

**ઘટી,** સ્ત્રી૦ [ સં. ] ઘડી. ઉ૦ ઘટીમાં ઘટી જાય આયુષ્ય અલ્પ. ભૂખણ. (૨) ઘડી જેટલો કાળ માપવાનો જોશીનો વાડકો.

**ઘટીયંત્ર,** ન૦ [ સં. ] રેંટ; ઘટમાળ. (૨) કાળનું માપ-પરિમાણ દેખાડનારું યંત્ર; ઘડિયાળ.

**ઘટોત્કચ,** પું૦ [ સં. ] ભીમસેન અને હિડિમ્બાનો પુત્ર. એ મહાબળવાન હતો. ભારતીય યુદ્ધમાં એકવાર રાતે મહાદારુણ યુદ્ધ કરી તે રણમાં પડ્યો હતો.

**ઘટોદ્ભવ,** વિ૦ [ સં. ઘટ+ઉદ્+ભૂ ] ઘડામાંથી ઉત્પન્ન થયેલું. (૨) પું૦ અગસ્ત્યમુનિ.

**ઘટ્ટ,** વિ૦ [ દે. ઘિટ્ટો ] જાડું; ઘટ; (પોતમાં) ઘન; ઘિંગું. (૨) ખીચોખીચ; સજ્જડાસજ્જડ.

**ઘટ્ટપણું,** ન૦ જાડાપણું; જાડાઇ. (૨) બહુ નિકટનો સંબંધ હોય એવી જે અભિન્નતા તે. (૩) કૃપણતા.

**ઘડ,** જુઓ૦ ગઢ.

**ઘડઘડવું,** ક્રિ૦ અ૦ ઘડઘડ એવો અવાજ થવો; ગડગડવાથી કંઇક વધારે ભારે અવાજ બતાવવાને આ ક્રિયાપદ વપરાય છે. બીજી રીતે આનો અર્થ ગડગડવુંને મળતોજ છે.

**ઘડઘડાટ,** પું૦ ઘડઘડ થવું તે; ગડગડાટથી વધારે ભારે અવાજ તે.

**ઘડણ,** ન૦ ઘડવું તે; ઘડતર. (૨) વિ૦ ઘડનાર. ઉ૦ ભાજણ ઘડણ ખગાં. શામળ.

**ઘડતર,** ન૦ જે કંઇ ઘડેલું તે; બનાવટ; રચના; સરજત. (૨) ઘડવાની જે રીત તે. (૩) ઘડામણ; ઘડામણી.

**ઘડનાળું,** ન૦ સડક પાળ કે કોટ નીચેથી પાણી જવાને માટે રાખેલો ઉચ્છ્વાસ થઇ શકે એવો માર્ગ; ગરનાળું; નહમાંથી પાણીને નીકળી જવાનું નાળું તે.

**ઘડપણ,** ન૦ જુ૦ ઘરડપણ.

**ઘડભાંગ,** જુ૦ ગડભાંગ.

**ઘડવી,** સ્ત્રી૦ ઘડવા જેવું નાનું ટાંકું તે; વીસ પચીસ બેડાં પાણી માય એવી ટાંકલી. (૨) કોઠલી; નાની કોઠી.

**ઘડવું,** ક્રિ૦ સ૦ [ સં. ઘટ્ ] ટીપીને ઠોકીને છોલીને અથવા બીજી જે કંઇ ક્રિયા કરવી પડે તે કરીને અમુક વસ્તુને અમુક આકાર કે રૂપ આપવું તે; ઘાટ કાઢવો; રૂપ આપવું; અમુક આકૃતિમાં આણવું; આકાર લાવવો; બનાવવું; રચવું. (૨) ઉત્પન્ન કરવું; સરજવું. :–ઇશ્વિરે નાના પ્રકારના ઘાટ ઘડ્યા છે. (૩) કલ્પના કે તર્ક કરવો; મનોરથ સૃષ્ટિ ઉત્પન્ન કરવી. :–એ તો એના મનમાં અનેક ઘાટ ઘડે છે. (૪) ગોઠવવું; સંકલના કરવી. :–તેણે અરજીનો ખરડો ઘડ્યો.(૫) ટીપવું; મારવું. :–ચોરને ખૂબ ઘડ્યો. (૬) યોજવું. ક્રિ૦ પ્ર૦ ઘાટ ઘડવો=રૂપ આપવું. (૨) મારી ઝૂડીને જે કરવાનું હોય તે કરી નાંખવું. :–મેં તે ઘાટ ઘડી લીધો. (૩) મારી નાંખવું; ઠેકાણે પાડી દેવું. :–તમારે જે ઘાટ ઘડવો હોય તે ઘડી નાંખો.

**ઘડમાંચી,** સ્ત્રી૦ પાણીનો ઘડો મૂકવાની તિપાઇ; ત્રણ પાયાની લાકડાની ઘોડી.

**ઘડવી,** જુ૦ ગઢવી; ચારણ.

**ઘડવો,** પું૦ [ સં. ઘટ ] ઘડાના ઘાટનો લોટો; જોડો; સાંકડા મોંનો પડઘીદાર કળશિયો.

**ઘડાઈ,** સ્ત્રી૦ ઘડવાની મહેનત; ઘડામણ. (૨) ઘડવાની રીત; બનાવટ.

**ઘડાબૂડ,** વિ૦ ઘડો બૂડે એટલું (પાણી). કુવામાં વધારે પાણી નથી માત્ર ઘડાબૂડ પાણી છે.

**ઘડામણ,** ન૦ ઘડવાનું મહેનતાણું; ઘડાઈ.

**ઘડામણી,** સ્ત્રી૦ ઘડાઇ; ઘડામણ.

**ઘડાયેલું,** વિ૦ ઘડાઇને સીધું થયેલું; અનુભવી; કસાયેલ. (૨) પળોટાયેલું; માહિતગાર.

**ઘડાવવું,** ક્રિ૦ સ૦ ઘડાય એમ કરવું; કોઇની પાસે બનાવરાવવું; ઘડીને તૈયાર કરાવવું. :–તેણે વાંક ઘડાવ્યો.

**ઘડાવું,** ક્રિ૦ અ૦ કોઇએ ઘડ્યું હોય એવું થવું; બનવું. :–આ વાંક સારો ઘડાયો છે. નર્મ. (૨) ઠોકર ખાઇ ખાઇને ઠેકાણે આવવું; અનુભવ આવવો; પુખ્ત થવું. :–ભાઈ ઘડાઇ ઘડાઇને ઠેકાણે આવ્યા છે. નર્મ.

**ઘડી,** સ્ત્રી૦ [સં. ઘટી] ચોવીસ મિનિટ જેટલો જે કાળ તે; ઘટિકા. (૨) કાંસાની ગોળ જાડી તખતી; ઘડિયાળ; ધાતુનો ગોળ ચંદો. (૩) તળીએ ઝીણા કાણાવાળો કાળ માપવાનો વાડકો. આ વાડકાને પાણીમાં મૂકવામાં આવે છે. તળેના કાણામાંથી પાણી ભરાઇ તેને બૂડી જતાં એક ઘડી લાગે છે. ઘડીનું માપ બતાવનાર કોઇપણ એક જાતનું યંત્ર. (૪) નાનું ઘડું; કોઠલી. રૂ૦પ્ર૦ ઘડીએ ઘુંટ ભરાય=વિલંબ દુઃસહ થવો તે. ઘડીકી નફટાઈ લેકીન સારા દિનકી પાદશાહી=થોડું અપમાન થાય તો થાય પણ ઘણા વખતનો લાભ. ઘડી ગઇ તે સોનાની =જે વખત જાય છે તે સારો, કારણ કે આગળ શું થશે તે ખબર નથી. ઘડી ઘડીના રંગ=વારંવાર ફેરફાર થાય તે. તરેહવાર બંગ ઉઠયા કરવા તે. ઘડી જાય છે તે દીયલી=બહુ સંકટનો વખત બતાવે છે. ઘડીની નવરાશ નહિ ને પૈની પેદાશ નહિ= લાભ વગર દોડધામ કરવી તે. (૫) લગડા જેવી રેતી ગેરવવાની ઘડીના માપની કાચની શીશી; ઘડિયાળ. ઉ૦ બદલોની અબોટિયું વાર થઇ, સુખવાસ કરો ઘડી વાગી ગઈ. નર્મ. (૬) વખત, સમય, કાળ, પળ, તક. :–તેણે એવી ઘડીએ વાત કાઢી કે, જ્યારે મારાથી કંઈ થઈ શકે તેમ ન હતું. ઘડીઓ ગણાવી= મરણની ઘડીએ ઘડી રાહ જોવાવી, હમણાં મરણ થશે, એવી સ્થિતિમાં હોવું; મરણોત્તર દશા. ઉ૦ એક ગયો મશાણમાં,

બીજાનું એસડ થાય છે, ત્રીજાની ઘડીઓ ગણાય છે, ચોથાની ઠાઠડી બંધાયરે. બાપુ. ઘડીના છઠ્ઠા ભાગમાં=હમણાંજ; તાબડતોબ; પલકારામાં.

**ઘડિયાળ,** સ્ત્રી૦ વખત બતાવનારું એક યંત્ર; કેટલો વખત થયો, કેટલો ગયો અને કેટલો રહ્યો, વગેરે જેનાથી જણાય એવું વખત માપી બતાવનારું યંત્ર; ઘડીઓ ગણી દેખાડનારું યંત્ર. આપણું દિવસમાન ઘડીઓની ગણતરીએ થતું અને જોશી લોકો એક ઘડીના માન જેટલું પાણી ભરાય એવું કે રેતી ગરે એવું યંત્ર રાખતા તે ઉપરથી ઘડિયાળ નામ પડયું છે. હાલ આપણે જેને ઘડિયાળ કહીએ છીએ તે પશ્ચિમ તરફની શોધનું એક કાળ માપક યંત્ર છે. તેમાં અઢી ઘડીનો એક કલાક એવું માપ હોય છે. એવા બાર બાર કલાકનાં દિનરાત. આવા માપ ઉપર ગોઠવણ કરેલી હોય છે. મધરાતથી બપોર લગીના બાર ને બપોરથી મધરાત લગીના બાર મળીને ચોવીસ કલાકનું દિનમાન ગણાય છે. તેમાં કમાનથી ચક્રો ફરે છે. ચક્રોની ઉપર એક તખતી રાખી તે ઉપર ચક્ર સાથે સંબંધવાળા કાંટા જોડેલો હોય છે તે ફરે છે અને તખતી ઉપરના કલાકો મિનિટો વગેરે બતાવે છે.

**ઘડિયાળી,** પું૦ ઘડિયાળ દુરસ્ત કરનારો; ઘડિયાળના સાંચા કામનો જાણનાર; તેનો ગોઠવનાર અને બનાવનાર તે. (૨) સ્ત્રી૦ પાણી ભરી રાખવાની નાની કોઠલી; પાણી ભરવાની નાની છોબંધ ઘડી.

**ઘડિયાળું,** ન૦ ઘડી ઘડીને અંતરે અમુક ઘડીઓ થઇ, એમ બતાવવાને વગાડવાનું વાજું; (ધાતુની તખતી વગેરે) મોગરીથી વગાડાય એવી ધાતુની ઘડિયાળ; ગજરાં; કાંસાની તખતી. અમુક આટલો વખત થયો, એવું બતાવવાને માટે આગળ રાજમહેલ અને દેવળો વગેરે સ્થળે ઘટિકાયંત્ર રાખવામાં આવતાં. એ યંત્રમાં રેતીથી કે પાણીથી ઘડીઓનું માપ લેવાતું અને તેની ઉપર રાખેલા માણસો, અમુક ઘડીઓ થઇ, એવું લોકને જણાવવાને માટે ધાતુની તખતી ઉપર મોગરી ઠોકી કે રણકારદાર વાજિંત્ર વગાડી જાહેર કરતા. આ જે ઘડીઓ થયાની જાહેરાત કરવામાં આવતી તે 'ઘડિયાળાં વાગ્યાં' એમ કહેવાતું. જાહેર પ્રજાજનને વખત જણાવનારી એ એક જુની સંસ્થા હતી. ચારચાર ઘડીએ વાગનારાં તે ચોઘડિયાં કહેવાતાં. ચોઘડિયાં મંગળ પ્રસંગે પણ વગડાનાય છે. ઉ૦ ઘડીએ બે ઘડીએ ઘડિયાળડાં વાગેરે. ઓખાહરણ.

**ઘડિયાંલગ્ન,** ન૦ એકદમ લગ્ન લઈ લેવાં તે; બીલકુલ વખત નહિ ગુમાવતાં જે સારામાં સારી પહેલી તક હાથ આવે તે તક લગ્ન તરીકે સાધી લેવી તે. જેને માટે તૈયારી કરવાની કે શુભાશુભ વખતની રાહ જોવાની ન હોય એવાં લગ્ન તે. શામળભટ્ટની વાર્તાઓમાં આ શબ્દ વારંવાર આવે છે. બહુવચને વપરાય છે છતાં ઘડિયુંલગ્ન એમ પણ કહેવાય છે.

**ઘડિયું,** ન૦ નાનું ઘડ; નાની કોઠી. (૨) કોઠીના ઘાટનું ઢોચકું; નાળિયેરી અને ખજુરીની તાડી કાઢી લેવાને થડમાં પાડેલા છેદ આગળ જે લાંબી ડોકનું ઢોચકું બાંધવામાં આવે છે તે.

**ઘડીએક,** અ૦ ઘડી જેટલો વખત થાય તેમ; થોડો વખત બતાવતો હોય તેમ.

**ઘડિયો,** પું૦ આંકનો એક પાઠ; પાડો.

**ઘડીક,** અ૦ એકાદ ઘડી; બહુ થોડો વખત લાગે તેમ; સહેજવાર. :-ઘડીકવાર એહા એટલામાં મોડું થયું.

**ઘડીઘડી,** અ૦ વારંવાર; હરઘડી; આખોદહાડો; ક્ષણેક્ષણ; નિરંતર. :-એ તો ઘડી ઘડી યાદ આવ્યા કરે છે. ઘડીએઘડીએ.

**ઘડીતાળ,** અ૦ મરવાની અણી ઉપર.

**ઘડીભર,** અ૦ એક ઘડી સુધી; ઘડીવાર; થોડીવાર; એક ઘડી થાય એટલી વાર લાગે તેમ.

**ઘડું,** [ સં. ઘટ ] કુંટાવાળી બેસણી વગરની માટીની પાકી કોઠી. પાણી અને દાણા ભરવાના કામમાં આવે છે. (૨) મોટું લોટું; ઢોચકું; બહુ સારો ઘડેલો નહિ એવો અને દળમાં જાડો ઘડો તે.

**ઘડુડાટ,** પું૦ ઘડઘડાટનો અનુકરણાત્મક અવાજ. 'ઘડુડુડુ' એવો ગર્જના જેવો જે ભારે અવાજ તે; તોપનો અવાજ. ઉ૦ ઘડુડાટ ગોળા ઘડઘડે. પ્રા. કા. (૨) ઘડઘડ થવું તે.

**ઘડુડધુસ,** અ૦ ઘડુડુડુ એવો અવાજ થઇને એકદમ શમી જતું હોય તેમ; કડુડધુસ; મોટા ઘડઘડાટ સાથે એકદમ પડી ગયું, એવું બતાવનારો અનુકરણાત્મક ઉચ્ચાર.

**ઘડુલી,** સ્ત્રી૦ બહુજ નાનો ઘડો; છોકરીઓનો રમકડા રૂપ ઘડો તે.

**ઘડુલો,** પું૦ ઘડો; નાનો ઘડો. ઉ૦ ઘડુલો ન બૂડે મારી રાશડી ન પહોંચેર.

**ઘડુડઘડુડ,** અ૦ ગડબડતી અથવા ખેંચાતી ભારે વસ્તુને લીધે થતો અવાજ તે. (૨) જોરથી વાવાથી થતો અવાજ.

**ઘડો,** [ સં. ઘટ ] ધાતુ અથવા માટીનું સાંકડા મોંનું પહોળા ગોળ પેટાનું પાણીવાસણ; કુંભ; ઘટ. ક્રિ૦ પ્ર૦ ઘડો ઢોળવો=સ્નાન કરવું; સગાઇ સંબંધ તોડી નાંખવો. ઘડો લાડવો=છેવટનું પતાવી દેવું તે. મરનારની પાછળ ઘડાના મોં ઉપર લાડવો મૂકીને તે આપી દેવાની ક્રિયા કરવામાં આવે છે તે. ઘડો લાડવો કરવો=ગતે ઘાલવું. વળકળ ન જોતાં જેમ ફાવે તેમ કરીને નિકાલ કરવો; મારી નાંખવું; કાચ કાઢવી. ઘડો ફૂટવો=ખોટું જાહેર પડી જવું; ઘણું પાપ એકઠું થઇ તેનું જાહેર થઈ જવું. ઉ૦ પાપ ભર્યો ઘટ ફૂટી ગયો છે, ગણપતભાઇ તું સાચો ઠર્યો છે. ભા. ના. ચાક ઉપર પેડો ઘડો ઉતરશે' કે ગાગર=અનતા કામનું શું પરિણામ આવશે તે કહેવાય નહિ. અધુરો ઘડો છલકાય=થોડું સારૂં નહિ પણ પૂર્ણું હોય તે સારૂં, એવા અને અપાત્રને પાત્રતા કરતાં વિશેષ મળવાથી છલકાઇ જાય એવા અર્થમાં આમ કહેવાય છે. ઘડા જેવડું મોતી નહિ કાને ને નહિ કોટે=હદથી જાદે મોટી વસ્તુ કંઇ કામની નહિ. કહે૦ ઘડે ઘડો ભરાય નહિ, ખોદાણે ખાડો પુરાય નહિ. ઘડો તેવી ઠીકરી અને મા તેવી દીકરી. ઘડા જેવડું માંથું જજો પણ ચણા જેટલું નાક ન જુશો.

**ઘડ્યોઘાટ,** પું૦ તૈયાર માલ; જેની ઉપર ખીજી ક્રિયા કરવાનું બાકી રહેલું ન હોય એવું તે.

**ઘઢાણ,** જુ૦ ગઢાણ; ઉલું ઘાસ.

**ઘણ,** પું૦ [ સં. ઘન ] મોટો હથોડો; ઠોકવા અને ટીપવાનું ભારે ઓજાર. (૨) લકડખોદ. (૩) કાજુકળિયા જેવો લાકડામાં સડો કરનારો જીવડો. (૪) ગ્રહણ. (ગામડિયા ઘેણ એમ બોલે છે.)

**ઘણઘણ,** અ૦ ધાતુ ઘંટડી વગેરેના અવાજનો સણુસણાટ–ઘણુઘણાટનો હવામાં થતો રણકાર–પ્રતિધ્વનિનો ગુંજારવ તે.

**ઘણઘણાટ,** પું૦ ઘણઘણ એવો ધાતુમાંથી નીકળતો અવાજ તે; ખણખણાટ; ઘણઘણ થવું તે. :–આ શાનો ઘણઘણાટ થાય છે?

**ઘણુણ,** અ૦ ઘણઘણાટ થતો હોય તેમ; એવો રણકાર; હવામાં ધાતુનો અવાજ થઇ રહ્યો હોય તેમ.

**ઘણાક,** વિ૦ ઘણાએક; બહુ; કેટલાક.

**ઘણાઘણ,** સ્ત્રી૦ ઘણી મિત્રતા ને ઘણો સંબ્યવહાર હોય તે; ઘણાઘણી; બીજા કરતાં જેની સાથે ઘણો સંબંધ હોય તે; ગાઢ મૈત્રી અથવા સંબંધ તે.

**ઘણાઘણી**, સ્ત્રી૰ બહુ વ્યવહાર-પરિચય-ધાલમેલ હોવાપણું તે; ઘણાઘણુ.

**ઘણાંક**, વિ૰ ઘણાંએક.

**ઘણાંવાનાં**, ન૰ બહુવાનાં; ઘણી ઘણી ચીજો. (૨) ઘણી ઘણી રીતે સમજાવવું તે; ઘણું કહેવું તે. :-એણે મને ઘણાંવાનાં કર્યાં=બહુ ઠપકો દીધો. (૨) બહુ આગ્રહ કર્યો, અર્થાત્ મને (જેવો પ્રસંગ હોય તેમ) ઘણું ઘણું કહ્યું.

**ઘણું**, વિ૰ [ સં. ઘન ] વજનમાં, માપમાં કે બીજી રીતે વધારે હોય એવું; બહુ; થોડાથી ઉલટું; મસ. એક વચનમાં જથ્થો અને બહુવચનમાં સંખ્યા બતાવે છે. :-ઘણું પાણી, ઘણાં માણસ. કહે૰ ઘણા કંકાસે તો ગોળીનું પાણી નાસે. ઘણા ગુલામે ઘર ઉજડ. ઘણા ઘરનો પરોણો ભૂખે મરે. ઘણા ડહાયા બહુ ખરડાય. ઘણી ઉતાવળે ઘણી વાર. ઘણું કરે તે થોડા માટે. ઘણું થાય તે થોડા કાજે. ઘણું હસે તે અવશ્ય રડે. ઘણે પૈસે દેવાળું. ઘણો ભોળો તે ભુંડાઇનો ભાઇ.

**ઘણું**, અ૰ મોટા જથ્થામાં; બહુ હોય એમ. ક્રિ૰ પ્ર૰ ઘણું હોવું=મરી જાય એવું હોવું; અંતનો મંદવાડ હોવો :-ડોસાને ગઇ કાલનું ઘણું છે ?

**ઘણુંક**, વિ૰ ઘણાથી ઓછો અર્થ બતાવે છે.

**ઘણુંકરીને**, અ૰ બનતા લગી; વિશેષે કરીને; ખસુસ; જરૂર. સંપૂર્ણ નહિ પરંતુ લગભગ ખાતરી બતાવવું હોય તેમ; સોવસા.

**ઘણુંખરું**, અ૰ બહુધા; મોટે ભાગે; કોઇ વાર; અવરનવર; એકાદ જથ્થામાંનો વિશેષ ભાગ બતાવે છે.

**ઘણુંજ**, અ૰ બહુજ; અતિશે; વધારે; જોઇએ તેથી વધારે.

**ઘણેરું**, વિ૰ ઘણું. (કવિતામાં વપરાય છે)

**ઘન**, પું૰ [ સં. ઘન ] મેઘ; વરસાદ. ઉ૰ ઘન ગરજે ઘનઘોર. શામળ. (૨) અમુક સંખ્યાને તેનાથી ત્રણવાર ગુણતાં જે સંખ્યા આવે તે. :-બેનો ઘન આઠ :-૨×૨×૨=૮ (૩) છ સરખી ચોરસ બાજુઓ અને ૭ ખુણાવાળી આકૃતિ તે.

**ઘન**, વિ૰ [ સં. ] નક્કર; ભરેલું; પોલું નહિ એવું; સાંદ્ર; નિબિડ. (૨) લંબાઈ પહોળાઈ અને ઉંચાઇ ત્રણેનો જેમાં સમાવેશ થતો હોય એવું. :-ઘનફૂટ. (૩) વેદપાઠનો એક પ્રકાર.

**ઘનઘટા**, સ્ત્રી૰ મેઘાડંબર; વરસાદનું છવાઈ રહેલું તે; ઘોરંભો. ઉ૰ ઘનઘટા પણ નવં થાયે વૃષ્ટિ. અખો.

**ઘનઘોર**, વિ૰ [ સં. ] ઘન-મેઘથી છવાઇ રહેલું હોય એવું; અંધારાયેલું; વરસાદ ચઢી આવવાથી અંધકાર થઈ રહ્યો હોય એવું; ઘનથી ઘેરાયેલું.

**ઘનચક્કર**, વિ૰ ઉધાનપાયાનું; વલવલતું; ચસકેલું.

**ઘનફળ**, ન૰ [ સં. ] નક્કર વસ્તુના લંબાણ, પહોલાણ અને ઉંચાણ વગેરેનું જે કૂલ પરિમાણ તે.

**ઘનમાપ**, ન૰ લંબાઇ પહોળાઇ અને ઉંડાઇનું પરિમાણ તે.

**ઘનમાળ**, સ્ત્રી૰ [ સં. ] ઘનઘટા; વરસાદનો ઘેરંભો; વાદળાં. ઉ૰ વરસે શત વર્ષે ઘનમાળ. ગિરધર.

**ઘનમૂળ**, ન૰ [ સં. ] કોઇ પણ એક સંખ્યાને એકની એક સંખ્યાએ એક પછી એક બે વાર ભાગતાં જે સંખ્યા આવે તે, જેમકે ૮÷૨=૪ અને ૪÷૨=૨.

**ઘનરવ**, પું૰ [સં.] મેઘનો અવાજ તે; ગર્જન; ગર્જના. (૨) મયૂર; મોર.

**ઘનરસ**, પું૰ [ સં. ] જળ; પાણી. (૨) સત્ત્વ; જાડું સત્ત્વ; કાટો. (૩) કપુર.

**ઘનવલ્લિકા**, સ્ત્રી૰ [ સં. ] વીજળી; વિદ્યુત.

**ઘનવાત**, ન૰ [ સં. ] એક નરક.

**ધનશ્યામ,** વિ૦ [સં.] મેઘના જેવા સ્યામ-કાળારંગનું; પાણી ભરેલા વાદળાના રંગનું. (૨) પું૦ વિષ્ણુ; રામ; કૃષ્ણ.

**ધનસાર,** પું૦ [ સં. ] કપુર. ઉ૦ ઉંટને રંભા ફળનું ભોજન; શકરને ધનસાર. ગિરધર. (૨) જળ; પાણી. (૩) પારો.

**ધનીકરણ,** ન૦ [સં.] ધન સંગીન નક્કર થાય એમ કરવાની ક્રિયા તે; ઘટ થવું તે; બંધાવાની ક્રિયા તે.

**ધબધબ,** અ૦ પોલાણમાં કંઇક ખોસતાં અને પોલાણ ઉપર કંઇક ઠોકતાં થતો એવો અવાજ. ધબધબ એમ થવું તે.

**ધભાણ,** જુ૦ ગમાણ.

**ધમકવું,** ક્રિ૦ અ૦ ધમધમ થવું; ઘુઘરાનું વાગવું; ધમધમ એવો અવાજ થવો. ઉ૦ માને પાયે ઘુઘરા ધમકે છે. વલ્લભભટ્ટ.

**ધમકાર,** પું૦ ધમકવાનો અવાજ તે; ધમકો; ધમકવાપણું.

**ધમકારો,** પું૦ ધમકાર; ધમકો.

**ધમકારિયું,** ન૦ ધમધમ થાય એવું જે કંઈ તે; જેમાંથી ધમધમ એવો અવાજ નીકળે તેવું હાંલ્લું; ખોખું તે; ખોખરું નગારું.

**ધમકાવવું,** ક્રિ૦ સ૦ ધમધમ થાય એમ કરવું; વગાડવું. (૨) દબડાવવું. (૩) મારવું; ઠોકવું.

**ધમકો,** પું૦ ઘુઘરાના અવાજનો એક એક ઠોકો તે. ઉ૦ મોળો મોળો ઘુઘરીને ધમકે, મોળો મોળો લીલાગત લટકે. ઓખાહરણ.

**ધમધમ,** અ૦ ધમકાની જે રણઝણ તે; ધમકારાનો પ્રતિઘોષ.

**ધમધમવું,** ક્રિ૦ અ૦ ધમધમ થવું; ધમધમ અવાજ થાય એમ વાગવું. ઉ૦ પાયે નેપુર ધમધમે. રણછોડજીદિવાન.

**ધમધમાવવું,** ક્રિ૦ પ્રે૦ ધમધમ થાય એમ કરવું. (૨) ધમધમ અવાજ થાય એમ જોરથી મારવું-નાંખવું-ફેંકવું. :-તેણે એવા બે મુક્કા ધમધમાવ્યા કે તેનો વાંસો વળી ગયો. (૩) ધમણી આપવી.

**ધમધમાટ,** પું૦ ધમધમ એવો અવાજ થવો તે; ધમકારાવાળો અવાજ. (૨) ધમધમ થઇ રહેવું તે.

**ધમવું,** ક્રિ૦ અ૦ મારવું; ધીબવું; મુક્કાનો માર મારવો.

**ધમશાણ,** ન૦ ઉંધુંચતું-ભેળસેળ કરી કામને બગાડી નાંખવું તે; ધૂળધાણી કરી મૂકવું તે; ધમશાણ વાળવું. (૨) કાપાકાપી; કતલ; રમણભમણ કરી નાંખવું તે.

**ધમંડ,** ન૦ ખોટું ડોળ-દેખાવ કરવો તે; દંભ; દેખાડો; આડંબર; પતરાજી; શેખી.

**ધમંડી,** વિ૦ દંભી; આડંબરી; ડોળી; ખોટો દેખાવ કરનાર. (૨) અભિમાની; ગર્વી.

**ધમરડીચકરડી,** સ્ત્રી૦ છોકરાંની એક રમત. (૨) ઘુમાવીને ચક્કર ખવડાવવું તે.

**ધમાધમ,** અ૦ ઉપરાઉપરી ધમધમ થતું હોય તેમ. (૨) ધમાલ; ધાંધલ; ભીડાભીડ ને હેંસાતુંસ; ધમ્માચકડી; ધાલમેલ.

**ધમ્મરઘંટી,** સ્ત્રી૦ ધમધમ અવાજ કરતી ફરે એવી ઘંટી તે; મોટી ભારે ઘંટી; ફરફર ફરે એવી ચક્કી. ઉ૦ કહો તો ધમ્મર ઘંટી તાણુંરે. સ્ત્રીગીત.

**ધમ્મસધમ્મા,** સ્ત્રી૦ ધાંધલ; ઉપરાઉપરી ધાલમેલ કરવી-ધાંધલ કરવી તે; ઉપરાઉપરી પેસનીકળ કે બોલંબોલા થતી હોય એવી ગડબડ તે. હેંસાતુંસ.

**ઘર,** ન૦ [ સં. ગૃહ ] હવા, પાણી, ટાઢ, તડકો અને દુસ્મનથી બચાવ થાય એવું રહેવાનું ઠેકાણું; વાસસ્થાન; ગૃહ; ખોલકું (મહેલ, હવેલી વગેરે) (૨) બોડ; દર; માળો. પશુ અને પંખીઓને રહેવાનાં સ્થાન. (૩) કુટુંબ; ગોત્ર; કુળ; વંશાન્વય; ખાનદાન. (૪) સ્ત્રીપુરુષમાંનું એકેક તે. :-તેણે બીજું ઘર કર્યું પણ તે સારૂં નીકળ્યું નહિ. (૫) સંસાર; સ્ત્રીપુરુષે સાથે જોડાઇને જે જીવન

વ્યવહાર ચલાવવો તે. (૭) મૂળ; કારણ; ઉત્પત્તિસ્થાન. ખાંડ કીડીઓનું ને માંખોનું ઘર છે. પંત્યાળું લડાઇનું ઘર છે. (૮) ખાનું; અમુક મર્યાદાવાળો જે એકાદ વિભાગ તે. મંગળનું ઘર. સોગટાં અથવા પેદાંનું ઘર. (૯) મનની હાલત. તે ઉદાસીના ઘરમાં છે. (૧૦) તાબો; કબજો; માલીકી. મુંબાઇમાં મારે ઘરનું ઘર છે. (૧૧) રાગ અથવા સૂરની જાત. તે બધા રાગનાં ઘર જાણે છે. (૧૨) સ્થિતિ; હાલત; શક્તિ; બલાબલ. ઘર જોઇને કામ અને વેપાર કરવાં જોઇએ. (૧૩) બચાવ; નીકળી જવાનું બારૂં. તે પોતાનું ઘર રાખીને વાત કરે છે. (૧૪) વાજાના સૂરનાં ખાનાંમાંનું અક્કેક. (૧૫) કોઇ વસ્તુને સગવડથી રાખવાનું ખોખા-દાબડી જેવું જે કંઇ હોય તે; મ્યાન. ચશ્માંનું ઘર; તરવારનું ઘર. (૧૬) દેશ; સ્વદેશ; જન્મભૂમિ. વિલાયત કંઇ આપણું ઘર નથી. ક્રિ૦ પ્ર૦ ઘર અજવાળવું=કુટુંબને શોભાવવું; જેથી આખા કુટુંબની કીર્તિ થાય એવા નીકળવું. ઘરઆંગણું=નજીકનું; અતિ પરિચયવાળું; પાસેનું સ્થાન હોય એવું તે. ઘરઆંગણું= કરવું=આતુરતાથી રાહ જોવી; હમણાં આવશે, આ આવ્યું, એમ ઇંતેજારી રાખવી અને વારંવાર ઘરમાંથી બહાર નીકળી નીકળીને માર્ગ પ્રતીક્ષા કરવી. ઉ૦ હું તો તુજ પાખે ઘરઆંગણલું કરતી હતી રે, મારી રાધા મારાં લોચનનો શણગાર. દયારામ. ઘર ઉખડી જવું=મોટું નુકસાન થવું; નખોદ જવું; કુટુંબનો નાશ થવો. ઘર ઉખાડી નાંખવું=કુટુંબનો નાશ થાય એમ કરવું, મોટું નુકસાન પહોંચે એમ કરવું. ઘર ઉઘડવું=કુટુંબનો વેલો ચાલે એમ થવું; મોકળું થવું; દ્વાર મળવું. ઘર ઉઘાડું રહેવું= વંશ કુટુંબનું ચાલુ રહેવું. સ્ત્રી મળવી; પુત્ર થવો. ઘર ઉઘાડું રાખવું=પરણેલા થઇ સસ્ત્રીક રહેવું; કુટુંબ ચાલુ રહે તેમ કરવું.

ઘર ઉજળું કરવું=ઘરને શોભાવવું; કુટુંબની કીર્તિ થાય એમ કરવું. ઘર ઉજાડવું=ઘરનું ધંધોલિયું કરવું; ઘરનો નાશ કરવો. ઘર ઉપાડી લેવું=આખા ઘરનું કામકાજ તેમજ વ્યવહારનું જોખમ માથે લેવું. ઘર ઉભું રહેવું=ઘરનો-કુટુંબનો વહેવાર ચાલુ રહેવો; ખોટ-નુકસાનમાંથી બચી જવું; સ્ત્રી મળવી. ઘર ઉભું રાખવું=ઘર-કુટુંબ ચાલુ રહે એમ કરવું; વ્યવહારને તૂટી પડતાં બચાવી લેવો. ઘર ઉંબરે=બહુજ નજીક; છેક પાસે હોય એમ; ઘર આગળજ. ઘરકરવું=કાયમના ધામા નાંખવા. રોગે તો શરીરમાં ઘર કર્યું. (૨) પરણવું; નાતરૂં કરવું; સંસાર સંબંધમાં જોડાવું. તેણે બીજું ઘર કર્યું. ગોઠવાઇ જવું-અનુકૂળ થઇ રહેવું. પગ જોડામાં ઘર કરશે એટલે દુખશે નહિ. ઘર કાણું=ઘરનું છિદ્ર; ઘરમાં એકમન નહિ હોવું તે; ફૂટ; જે ઘરમાંથી ખાનગી વાતચીત બહાર જતી હોય તે ઘર કાણું કહેવાય છે. ઘર કાણું કરવું=ઘરમાં ફૂટ પાડવી; ઘરના માણસને ફોડવું. ઘરમાં ને ઘરમાં વ્યભિચાર કરવો. ઘર કુકડો=ઘરમાં ને ઘરમાં ભરાઇ રહેવાની આદતવાળો માણસ; બાયલો. ઘર કોચવું=ઘરની ભિંત ખણીને ખાતર પાડવું. (૨) ગોત્રગમન કરવું. ઘરખુણે=ખાનગીમાં; એકાંતમાં; ખાનગી રીતે; અંદર અંદર; માંહોમાંહે. ઘરઘરનો ઉંદર=ઘરઘરની ખાનગી વાતો જાણનારો; ભોમિયો માણસ. ઘર ઘાલવું=નુકસાન કરવું; વિશ્વાસઘાત કરવો ગોત્રગમન કરવું. ઘર ચલાવવું=કરકસરથી અને વ્યાવહારિક નીતિરીતિથી સંસારનું ગાડું ગબડાવવું; નિભાવ કરવો; આજીવિકા ચલાવવી. ઘરજમાઇ=સસરાના ઘરમાં જઇ રહેલો માણસ; માથે પડેલું હોય એવું જે કંઇ તે. ઘરજમાઇ થઇ પડવું=માથે પડવું; નકામા બોજારૂપ થઇ પડવું. આ ઘડિયાળ લીધું તો ખરૂં પણ ઘરજમાઇ પડ્યું.

ઘર જવું=આજીવિકાનું સાધન જવું; સર્વસ્વ જવું; મોટી ખોટ આવવી. ઘર જોવું=સારા ખોટા કુટુંબ સંબંધી તપાસ કરવી; જડતી લેવી. ઘર તપાસવું=ઘર જોવું; બલાબલનો વિચાર કરવો; શક્તિ જોવી; પોતાની ભૂલનો વિચાર કરવો. ઘર ધોવું=ઘરનો પૈસો ઉડાવી દેવો; ઘરને પાયમાલ કરવું. ઘરનું=પોતાનું; આપ્ત; અંગત. આ તો ઘરનું માણસ છે. સંસાર-પૈસા સંબંધી=એ તો ઘરનો સુખી છે. ઘરનું ધંધોલિયું કરવું=ઘર ઉજાડવું; ઘરની પાયમાલી કરવી. ઘરનુંનાક=ઘર કે કુટુંબની શોભા ભૂષણરૂપ માણસ; કુટુંબની આબરૂ સાખ નોંધ. ઘરનો થંભ=ઘરકુટુંબનો જેની ઉપર આધાર હોય એવો માણસ. ઘરપ્રવેશ=પહેલવહેલાં ઘરમાં દાખલ થવું તે; લગ્ન થયા પછી વધૂ પહેલવહેલી સસરાના ઘરમાં આવે તે વખતે કરવાની એક રીત, ક્રિયા તે. ફોજદારી કાયદા પ્રમાણે પારકા ઘરમાં દાખલ થવાનો એક ગુનો. ઘરફાડવું=કોઇ રીતે ઘરમાં દાખલ થવું; ખાતર પાડવું; ચોરી કરવાને ઘરમાં પેસવું. ઘરફૂટવું=ઘરના કુટુંબના માણસે સામાવાળાના પક્ષમાં જતા રહેવું અને તેને ઘરની માહિતી આપવી; ઘર ફૂટયે ઘર જાય. ઘરફોડવું=ચોરી કરવાને ઘરમાં પેસવું; સામાવાળાના કુટુંબના એકાદ માણસને લાલચ આપી પોતાની તરફ લઇ તેનું જોર તોડવું. ઘર બેસવું=ખોટ આવવી; નુકસાન જવું; પાયમાલી થવી. નોકરીચાકરી જતી રહેવી; નિરુદ્યમી થઈ પડવું. ઘર ભરવું=સામાને નુકસાન કરીને પૈસોટકો માલમતા વગેરે લાવી પોતાના ઘરને સધન કરવું. છોકરાંછૈયાંથી કુટુંબનો વસ્તાર વધારવો. :-નવીએ તો ઘર ભરી નાંખ્યું. ઘર ભાગવું=કુટુંબમાં કલેશ કરાવવો; સ્ત્રી પુરુષ વચ્ચે અણબનાવ થાય એમ કરવું. પતિપત્નીમાંથી એકાદનું મરી જવું. (સ્ત્રીનું.) ઘરમાથે કરવું=પૂર્ણ શોધવું; આખું ઘર શોધી-તપાસી જોવું. ઘર મારવું=વિશ્વાસઘાત કરવો; ઘરમાં દાખલ થઇ તેજ ઘરમાંનું ધન હરી લેવું અથવા તે ઘરના માણસ સાથે અનીતિ કરવી. ઘર માંડવું=સ્ત્રી પુરુષે મળીને સંસાર ચલાવવો; સ્ત્રી પુરુષનો વ્યવહાર ચાલુ કરવો. ઘર રાખવું=પોતાનું સંભાળવું, પોતાને ગેરલાભ થાય નહિ તેમ બોલવું કે કામ કરવું. ઘર વસાવવું=ઘર લેવું; સંપાદન કરવું; ઘરને સધન કરવું. ઘરવાળી=ઘરના વડાની સ્ત્રી; ઘરધણિયાણી. ઘરવાળો=ઘરનો વડો; ધણી; પતિ. ઘર સંભાળવું=પોતાનું સાચવવું; પોતાને ગેરલાભ થાય નહિ એવી રીતે કામ કરવું. પોતાને કંઇ નુકસાન લાગે નહિ એવી ખબરદારી રાખવી. કહેવતોઃ-ઘર કહે તોડી જો અને વિવાહ કહે માંડી જો=ઘર બાંધવું તે અને વિવાહ-વરો વગેરે કરવાં તે કાર્યો એવાં છે કે જેમાં અંદાજ રહેજ નહિ. ઘરથી નીકળી વનમાં ગયા તો વનમાં લાગી લાય=કર્મ બે ડગલાં આગળનું આગળ. ઘર ગયું ને ઓસરી રહી=હાથી ગયો ને અંકુશ રહ્યું એવું. ઘર જાણે પડોસી અને કુળ જાણે વહેવાઇ=અનુભવ થયો હોય તેજ ખરી બાબત જાણે. ઘર તેવી ગોત્રજ=દેવ તેવી પૂજા. ઘર ત્યાં વર નહિ અને વર ત્યાં ઘર નહિ=અર્થાત્ દૈવની એ ખુબીજ છે કે, એક હોય ત્યાં બીજું ન હોય. :-ચંદનને પુષ્પ નહિ. ઘરધણી કહે મારે ખપે નહિ અને પડોસી કહે મારે શિર સટે=જેની સાથે કામ તેને જોઇએ નહિ તો પછી શા કામનું. ઘરધણી ફીટીને પડોસી થવું=પોતાનો ખરો હક ગુમાવી દેવો શા માટે. ઘરનાં છૈયાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો=ઘરનાં માણસોને સૌથી પહેલાં લાભ આપવો અને પછી ઉદાર થવું. ઘરના પીરને તેલનો મલીદો=અર્થાત્ ઘરના માણસનું

કંઇ માન નહિ. અતિ પરિચયે અનાદર. ઘરની કસર અને વહાણુની સફર=લાખની પૈ જેવું, અર્થાત્ ઘરની કરકસર વધે છે. ઘરની ગત પરને કહેવી નહિ=ખાનગીમાં જે કંઈ કરતા હોઇએ તે બહાર જણાવવું નહિ, અર્થાત્ એથી ભાર ભાગી જાય છે. ઘરની ફૂટે શત્રુ ફાવે=ઘરમાં કુસંપ થાય ત્યારે દુશ્મનને ઠીક પડે, માટે ઘરમાં એકતા રાખવી અને ઘરની વાત બહાર જણાવવી નહિ, તેમ અહિત કરવું નહિ. ઘરનું ખોડું તે બહારનું ઘોડું=પોતાનું સારૂં ન લાગે—અતિપરિચયવાળું કિમતી ન જણાય. ઘરનું ઢાંકણુનાર =ઘરમાં શું છે શું થાય છે અને કેમ નીભે છે તે જો સ્ત્રી હોય તોજ કોઇના જાણવામાં આવતું નથી. (૨) સ્ત્રીથી ઘરનું સંરક્ષણ અને સંગોપન થાય છે. ઘરનો ધણી હું અને બહાર નીકળ તું=અથાવી પડવું તે; બાઝી પડવું તે. ઘરનો રોટલો બહાર ખાવો =બહાર જઇને રહેવું અને ઘરમાં ખાડો પાડવો, એવી મૂર્ખાઇને માટે આ કહેવત કહેવાય છે. ઘર પ્રમાણે બારસાખ=દેવ તેવી પૂજા, કચરાના દેવને કપાસિયાની આંખો. ઘર ફૂટયે ઘર જાય=જ્યારે ઘરનું માણસ ઘરની વાત કે માહિતી બીજાને આપે ત્યારેજ ઘર નાશ પામે છે, માટે કદી પણ કુટુંબદ્રોહ કરવો નહિ. ઘર ફૂટયું તેનું કર્મ ફૂટયું=જેના ઘરમાં કુસંપ દાખલ થયો તેમનું ભાગ્ય ફરી વળ્યું એમજ જાણવું. ઘરમાં એઠાં અને બારણે એઠાં=કામ મૂકીને તડાકા મારવા તે સારૂં લક્ષણ ન કહેવાય. ઘરમાં અંધારૂં અને આંગણે દીવો=બારણાં ઉઘાડાં અને ખાળે ડુચા જેવું, એટલે કે જ્યાં દીવો કરવો જોઇએ ત્યાં દીવો નહિ અને જ્યાં ન જોઇએ ત્યાં દીવો કરવો એવો અવિવેક તે. ઘરમાં આસડ અને આંખ જવાની =આળસાઇ-બેપરવાઇની પરિસીમા બતાવવામાં આ કહેવત કહેવાય છે. ઘરમાં ઘોડો ફેરવવો=અવિવેકની પારસીમા. આછુકલાઇ એવી કે ઘરમાં પણ ઘોડે બેસીને ફરવું. ઘરમાં હનમાન હડીઓ કાઢે અને ભૂત ભુસકા મારે=ઘરમાં કંઇ સરસામાન કે આજીવિકાનું સાધન નાહ તે. ખાલીખમ એવો અર્થ આ કહેવતથી બતાવાય છે. ઘરમાં બોલે ડોકરાં અને બહાર બોલે છોકરાં=મોટાં માણસ જેવું કરે છે અને બોલે છે તેવુંજ છોકરાં શીખે છે અને બહાર જઇ તેવુંજ બોલે છે માટે મોટાં માણસોએ છોકરાં જેમ સારૂં શીખે અને બોલે એમ વર્તવું જોઇએ. ઘરમાં આડો વાંસ ફરે તો હાંલ્લુંએ નડે નહિ=એવી કંગાલિયત કે ઘરમાં અન્ન ભરવાનું કચરાનું વાસણ પણ નહિ મળે. ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે અને બહાર લાલજી મનિયાર=પાસે કંઈ હોય નહિ અને બહાર મોટો દેખાવ રાખવો તે. ( મનિયાર=ઝવેરી-ઘરેણાં ગાંઠાનો વેચનાર. હાલ મનિયારનો અર્થ= ચુડગર એવો થાય છે. આગળ રત્નવલય બનાવનારાઓ મનિયાર કહેવાતા હતા તે ઉપરથી આ કહેવત ચાલેલી છે.) ઘર વડે ત્યારે ભગતડું પેસે=જ્યારે ભક્તિનો અત્યંત છંદ લાગે ત્યારે જાણવું કે સંસારનો વહેવાર ભાગી પડશે, કારણ કે ભક્તિ વૈરાગ્ય અને સંસાર પ્રપંચ એ એક બીજાની વિરૂદ્ધનાં છે. હસવું ને લોટ ફાકવો એના જેવું. ઘર વેચીને તીરથ કરવું=એવું પુણ્ય કે ધર્મ દાન કે વ્યાપાર ન કરવો કે જેથી ઘર જતું રહે, અર્થાત્ ઘરની ખરાબી કરીને કોઇ કાર્ય કરવું જોઇએ નહિ. ઘર સુધરે તો ગામ સુધરે=વ્યક્તિનો સુધારો તે સમષ્ટિનો સુધારો—અર્થાત્ આપ ભલા તો જગ ભલા, એની માફકનો એક ઘર સુધરે તો પછી તેના શિક્ષણથી અને અનુકરણથી બીજાઓ પણ સુધરે માટે પ્રથમ

મુખ્ય પુરુષ. (૨) પતિ; વર; સ્વામી. (૩) માલીક; સ્વામી; શેઠ. કહે૦ ઘરધણી શીટીને પડોસી કોણ થાય.

**ઘરધણિયાણી,** સ્ત્રી૦ ઘરની મુખ્ય સ્ત્રી. (૨) પત્ની; વહુ; સ્ત્રી. (૩) માલીક સ્ત્રી; શેઠાણી.

**ઘરધંધો,** પું૦ ઘરને લગતું પરચુરણ કામકાજ તે.

**ઘરધાવડું,** વિ૦ ઘરને ધાવીને રહેનારું; અર્થાત્ વડીલોએ મૂકેલી મીલકત ઉપર જીવનારું; ઘરમાં જે હોય તે ઉપર આજીવિકા ચલાવનાર. (૨) નિરુદ્યમી; બેકાર; ઘર સાચવીને બેસી રહેનાર.

**ઘરનાળું,** ન૦ પાણી ગળાઇને જવા માટે બાંધેલું નાળું; પાણી જવાનું દ્વાર; નાકું; ગરનાળું.

**ઘરપ્રવેશ,** પું૦ [ स० गृहप्रवेश ] ઘરમાં પેસવું તે. (૨) નવા ઘરમાં જઇને રહેતાં કરવાનો વિધિ તે; વાસ્તુ. (૩) ઘરમાં પહેલ વહેલાં રહેવા જવું તે. પરણીને આવેલી વહુનું ઘરમાં દાખલ થવું તે. (૪) વગર રજાએ પારકા ઘરમાં દાખલ કરવાનો જે ગુનો તે.

**ઘરફાડ,** વિ૦ ઘરફોડીને ચોરીઓ કરનાર; ઘરફાડી-ફોડી નાંખનાર. (ચોર) ખાતર પાડનાર.

**ઘરબાર,** ન૦ ગૃહસ્થાશ્રમી જીવનનાં તમામ સાધન તે. ઘર, સ્ત્રી, છોકરાં, માલમીલકત, અને રાચરચીલું વગેરે સૌ વાનાં; ઘર અને ઘરને લગતું જે બધું તે; ગૃહસ્થાશ્રમનો સંભાર. (૨) સ્ત્રી, કુટુંબ. (૩) સ્થિર ગૃહસ્થજીવન તે; ભટકતી એકલવાઇ સ્થિતિ નહિ તે; કુટુંબકબીલાવાળી સ્થિતિ તે.

**ઘરબારી,** વિ૦ સંસારી; ગૃહસ્થાશ્રમી; કુટુંબી; પરણેલો કુંવારો કે રઝળતો નહિ તે.

**ઘરબોળુ,** વિ૦ ઘર-કુટુંબને બોળી નાંખનાર; ઘરબારને પાયમાલ કરે [illegible] ટુંબની રાહરસમે નહિ ચાલતાં તેને હીણું લગાડે એવું; અકર્મી.

**ઘરભેદુ,** વિ૦ ઘરનો ભેદ જાણનાર.

**ઘરમેળ,** પું૦ ઘરમાં સૌનો સારો સ્નેહવાળો મેળાપ, એકતા, કુસંપ કે મતભેદ નહિ તે; કુટુંબની જે સુસ્વરતા તે; ગૃહૈક્ય. (૨) ઘરનું ખરચ ખુટણ લખવાનો જે ચોપડો તે.

**ઘરમેળે,** અ૦ ઘરની અંદર મેળ મેળવી સમજાવી સમાધાન કરાતું હોય તેમ; અંદર અંદર સમજાય તેમ; જાહેરમાં કોઇ જાણે નાહ તેમ. :–તમે બે ભાઈ ઘરમેળે સમજો તો સારું. ઘરની રીતે; માંહેમાંહે. (૨) દોસ્તીની રાહે; ઘરનો-પોતાનો જાણીને. આ તો હું તને ઘરમેળે કહું છું.

**ઘરમોલું,** વિ૦ ઘરમાં બેસી રહેનારું; ઘરમાં રહેવા ઉપરજ જેને પ્રીતિ હોય એવું; ઘર ઘેલું. ઉ૦ ઘરમોલ્લા કરે રણ વિષે, વદને ઉચરો વાણ. શામળ.

**ઘરરખુ,** વિ૦ પોતાનું ઘર સંભાળે એવું; ઘરનું રક્ષણ કરનારું; ઘર સંભાળવાની ખાસ વૃત્તિ સ્વભાવવાળું. :–વહુ ઘરરખી છે.

**ઘરવખુ,** વિ૦ ઘરની–કુટુંબની તરફદારી કરનારું; ઘરતરફ જેની વૃત્તિ વધારે રહેતી હોય એવા સ્વભાવનું; ઘરની તરફેણ કરનારું.

**ઘરવટ,** સ્ત્રી૦ એક ઘરને બીજા ઘર સાથે એક કુટુંબનાં હોય એવો જે પરિચય-સંબંધ તે; ગાઢા સ્નેહ ઓળખાણવાળો જે સંબંધ અને વહેવાર તે; ઘરપણું. (૨) ખાનગી કૌટુંબિક સંબંધ; બે ગૃહસ્થ કુટુંબીઓ વચ્ચે જે ચાલુ ગાઢો આપલેનો વહીવટ તે.

**ઘરવા[illegible]** પું૦ ઘ[illegible] જે સર સામાન [illegible] ઘરનો [illegible] મ વસ્તુઓ. [illegible] કરીને

**ઘરવાળું,** વિ૦ જેને ઘર હોય એવું; ગૃહસ્થાશ્રમી. ઘરવાળી=ઘરધણિયાણી; પત્ની; વહુ; સ્ત્રી. ઘરવાળો=ઘરધણી; પતિ; વર; પુરૂષ.

**ઘરવેરો,** પું૦ ઘર ઉપર લેવાતો કર તે; ઘર ઉપર નંખાયેલો અંકાયેલો જે વેરો તે.

**ઘરસંસાર,** પું૦ [ સ. ગૃહસંસાર ] ઘર અને કુટુંબ કબીલો તે; સ્ત્રી, છોકરાં, ઘર ને તે ચલાવવાને જોઇતાં સૌ સાધન વગેરે તે. (૨) ગૃહસ્થાશ્રમ.

**ઘરસંસારી,** વિ૦ [ સં. ] ગૃહસ્થાશ્રમી; જેણે પરણીને ઘરસંસાર માંડેલો હોય એવું; ત્યાગી-વૈરાગી નહિ તે. (૨) કુટુંબી; બચરવાડ.

**ઘરસાડી,** સ્ત્રી૦ સ્ત્રીઓને ઘરમાં પહેરવાનું એક લુગડું. (૨) અબોટિયું.

**ઘરસૂત્ર,** ન૦ [ સ. ગૃહ+સૂત્ર ] ગૃહસ્થાશ્રમ ચલાવવાનાં સાધન; સ્ત્રી; પત્ની; વહુ. ઉ૦ કુંવર હવે મોટો થયો ને કરાવવું ઘરસૂત્ર. (૨) ઘરરૂપી જે જાળ તે; કુટુંબકબીલો વગેરે તે. ઉ૦ મરણ પામ્યાંરે પત્નીને પુત્ર, મહેતાનું ભાગ્યું ઘરસૂત્ર. પ્રેમાનંદ.

**ઘરાઉ,** વિ૦ ઘરગતુ; ઘરઘરનું; ઘરમાંનુ. (૩) ખાનગી; અંદરઅંદરનું; માંહોમાંહેનું; ઘરઘરાઉ એમ કહેવાય છે.

**ઘરાક,** ન૦ [ સ. ગ્રાહક ] ગ્રહણ કરનાર; ખરીદનાર. (૨) ખુબી પિછાનનાર; ગુણ સમજનાર. (૨) માણનાર; ભોગવનાર.

**ઘરાકી,** સ્ત્રી૦ ઘણાં ગ્રાહક હોવાં તે; વકરો; ઉઠાવ; માગ-માગણી; ખપત; ખરીદ. (૨) ખરીદી કરવાનો જે બાંધેલો વહેવાર તે; કામકાજ કરવાનો અથવા અમુક વસ્તુ ખરીદવાનો જે એકહથ્થું હક તે. :-ઘોબીની ઘરાકી.

**ઘરાગ,** જુ૦ ઘરાક.

**ઘરાગી,** જુ૦ ઘરાકી.

**ઘરાણિયાટ,** જુ૦ ઘરેણિયાટ.

**ઘરાણિયું,** જુ૦ ઘરેણિયું.

**ઘરાણું,** જુ૦ ઘરેણું.

**ઘરાર,** અ૦ અલબત; સાતવાર.

**ઘરૂં,** ન૦ [સં. ગૃહ ] કોઇ વસ્તુ રાખવાનું લાકડા કે પતરા વગેરેનું જે ઘર તે. :-તખતાનું ઘરૂં-ઘર; મ્યાન. :-છરાનું ઘરૂં.

**ઘરુણી,** સ્ત્રી૦ [ સ. ગૃહિણી ] ગૃહિણી; સ્ત્રી; ઘરધણિયાણી; વહુ. ઘરઘરણીના ઘાટ ઘડાવ્યા, પહેરણ આછા જામાજી. મુનિ. લાવણ્ય.

**ઘરે,** પુ૦ ગ્રહ એના ઘરે ઘેર નથી. (૨) ઘેર. :-પિજામ ઘરે ગયો. હું તેને ઘરે ગયો. હું તેને મંદિરે ગયો.

**ઘરેડ,** સ્ત્રી૦ રથ ગાડી વગેરેનાં પૈડાં ફરવાથી જમીનની અંદર લાંબી નીક જેવો જે ખણાયેલો માર્ગ પડે છે તે; ચીલો. (૨) વારવાર દોરડાં ઘસાયાથી કુવાના મોં ઉપરના પથ્થરમાં પડેલો ખાડો; દોરડાનો કાપો; આંકો; વાટ. (૩) ઓળ; હાર; આવલી; એક એકની પુંઠે ચાલ્યા જવું તે; ઓળાઓળનું પશુનાં ટોળાંનું જવું તે. :-ઘેટાંની ઘરેડ. (૪) ખણાયેલો, પરંપરાથી પડેલો માર્ગ; પ્રણાલિકા; રાહ.

**ઘરેડી,** સ્ત્રી૦ પાણી કાઢવાનું કુવા ઉપરનું ફરતું યંત્ર; ગડગડી; કાપો. (૨) મરણ વખતના જોરથી ચાલતા શ્વાસને લીધે થતો ગળામાંનો જે અવાજ તે.

**ઘરેડો,** પું૦ ઘરડઘરડ બોલતો શ્વાસ. (૨) ચીલો.

**ઘરેણાઉ,** વિ૦ ઘરેણે આપવા લેવા જેવું.

**ઘરેણિયાટ,** વિ૦ ઘરેણે લીધેલું કે આપેલું.

**ઘરેણિયું,** વિ૦ ઘરેણે મૂકેલું કે રાખેલું; જેની ઉપર નાણાં લીધેલાં અથવા કઢાવેલાં હોય એવું; નાણાં લઇને આપેલું અથવા નાણાં દઇને લીધેલું; અવેજના સાટામાં આંટમાં મૂકેલું લીધેલું તે.

**ઘરેણું,** ન૦ જેનાથી કોઇ સ્થળ વસ્તુ કે વિચાર વગેરે શોભે-સુંદર દેખાય તે; અલંકાર; ભૂષણ; દાગીનો. (૨) શોભા; શણગાર; આભૂષણ. રૂ૦ પ્ર૦ ઘરેણા જેવું=શોભારૂપ; કિમતી. ક્રિ૦ પ્ર૦ ઘરેણાં-પહેરાવવાં=શણગારવું; શોભાવવું.

**ઘરેણે,** અ૦ આંટમાં સાનમાં આપેલું હોય તેમ; બદલે; જમાનીમાં; આડમાં; જામીનગીરી તરીકે. ક્રિ૦ પ્ર૦ ઘરેણે મૂકવું=અવેજની જામીનગીરી તરીકે આપવું. ઘરેણે લેવું=અવેજ ધીરી તેની આંટમાં અવેજ લેનારની કોઇ વસ્તુ પોતાના કબજામાં રાખવી.

**ઘરેબારે,** અ૦ ઘર, કુટુંબ, પૈસોટકો અને આપ અખત્યાર વગેરે સૌ પ્રાપ્ત થયેલું હોય તેમ. (૨) ઘરનાં કર્તાકારવતાપણાવાળું; કુટુંબી; જામેલા આપ અખત્યાર ધરવાળું. :-સતીક ઘરેબારે થઇ તે જોઇ આંખ હારીને ડોસો ગયો. હાથેમાથે.

**ઘરોઘર,** અ૦ બધે ઘેર; એક પછી એક દરેક ઘેરઘેર. ઉ૦ ફરે ઘરોઘર ફોક; ન માયા કોઇએ મેલી. શામળ.

**ઘરોડ,** સ્ત્રી૦ ઘરેડ. ઉ૦ ઘરોડ છોડી જીતવા; પડ્યું જઇને નાળમાં. પ્રેમાનંદ.

**ઘરોબો,** પું૦ પોતાના ઘર જેવોજ જે સંબંધ-વ્યવહાર તે; ઘરવટ; આપવું, લેવું, ખાવું પીવું અને બોલવું ચાલવું સૌ એક કુટુંબનાં હોય તેમ ચાલે એવો જે બે કુટુંબી-ઓ વચ્ચેનો સંબંધ તે.

**ઘરોળી,** ( ઘિરોડી ) સ્ત્રી૦ ઘરની દિવાલો ઉપર ફરનારું ભુંખરા રંગનું ખિસકોલી અથવા તેથી પણ નાનું એક પ્રાણી, ઢેડ ઘિરોડી. એના મોંની લાળ 'ગલ' બહુ ઝેરી કહેવાય છે.

**ઘર્મ,** પું૦ [ સં. ] ઉકળાટ; બફારો; બેઠો તાપ લાગવો તે; ગરમી; ઘામ.

**ઘર્ષણ,** ન૦ [ સં. ] ઘસાવું તે; ઘસારો; બે વસ્તુઓનું એક બીજાની સાથે ઘસડાવું તે; ઘસરકો; છેક; ઉઝરડાવું તે; ઉઝરડો; આંકો; લીટો. (૨) એક બીજાની વચ્ચે સહેજ સાજ બોલાબોલી થવી તે; સરલ ચાલ્યું જાય એવું નહિ પરંતુ એક બીજાનું છોલાતું જાય એવું જે તે.

**ઘલાઇજવું,** ક્રિ૦ અ૦ ધીરેલાં નાણાં પાછાં ન મળે એમ થવું; લેણું ખોટું થવું; નાણાં જતાં રહેવાં. (૨) ફસાવું; દબાવું; પાછું નીકળી ન આવે એમ જવું ( નાણાંનું ).

**ઘલાવું,** ઘાલેલું ન નીકળે એમ થવું; દબાવું; ઘાલેલું અંદરને અંદર રહેવું. (૨) પહેરાવું. (૩) પરોવાવું. (૪) પેસાડી શકાવું. જુ૦ ઘાલવું.

**ઘલોડી,** ( ઘિલોડી. ) સ્ત્રી૦ ઘરોળી એક જાતનું નાનું પ્રાણી. (૨) જેને ઘોલાં ઘિલોડાં-ટિંડોરાં થાય છે તે વેલી:-કડવી ઘલોડીનું મૂળ.

**ઘલોડું,** ( ઘિલોડું. ) ન૦ ઘોલું; ઘિલોડું; ટિંડોરું આ ફળ આંગળી જેવડાં પણ ભરેલાં અને લીલા રંગનાં થાય છે. કડવાં ઘલોડાં અને મીઠાં ઘલોડાં, એમ તેની બે જાત છે. મીઠાં ઘલોડાં-ઘિલોડાં શાક તરીકે વપરાય છે. સંસ્કૃતમાં આને બિંબફળ કહે છે. આ ફળ પાકતાં બહુજ લાલ થાય છે. ઓઠની રતાશને એની ઉપમા આપે છે.

**ઘવડવું,** ક્રિ૦ સ૦ ખણવું; ખંજવાળવું; ઘસવું; નખવતે ચેળ ભાગે તેમ કરવું-ઉખાડવું. (૨) ખેંચવું; તાણવું.

**ઘવાવું,** ક્રિ૦ અ૦ ઘાયલ થવું; જખમી થવું; ઘા પડવો:-તે લડાઇમાં ઘણા જણ ઘવાયા. મોટાં અને લાડકાં માણસો પ્રતિ સહેજ-સાજ છરી ચાકુ લાગતાં પણ મશ્કરીમાં 'ઘવાવું' વપરાય છે.

**ઘસઘસ,** અ૦ ગાઢ ઉંઘમાં ચાલતા એક સરખા શ્વાસોચ્છ્વાસથી થતો એવો અવાજ;

ઘસ ઘસ એમ થવું તે; નિરાંતે અને વગર કાળજીએ ઉંઘવું તે. ઉ૦ રાતના ચાર પહોર ઘસઘસ ઉંઘ્યાં રે. સ્ત્રીગીત.

**ઘસઘસાટ,** અ૦ ઘસઘસ શ્વાસ ચાલતો હોય તેમ; લસલસાટ. :—આ રખેવાળ તો બિચારો ઘસઘસાટ ઉંઘે છે. (૨) નિર્ભર; નચિંત રીતે; નિરાંતે; ગાઢ ઉંઘે. :—હું તો સુતો કે તરત ઘસઘસાટ ઉંઘી ગયો.

**ઘસડવું,** ક્રિ૦ સ૦ ઘસાતું જાય એવી રીતે ખેંચવું; તાણવું; ઘસરડવું. (૨) પ્રાણીને તેની મરજી વિરુદ્ધ ને પદાર્થને એમને એમ ખેંચીને જોરથી તાણવો; ઢસરડવું. (૩) જેમતેમ કરી ઉતાવળા ઉતાવળા લખી કાઢવું. :—અરજી ઘસડી નાંખી.

**ઘસડાવું,** ક્રિ૦ અ૦ ખેંચાવું; પાછળ તણાવું. (૨) જોરથી જમીન સાથે ઘસાતું ખેંચાવું.

**ઘસનાર,** વિ૦ ઘસવાનું કામ કરનાર; ઘસાય એમ કરનાર. (૨) સાફ કરનાર; માંજનાર; ઉતારનાર; પહેલ પાડનાર. :—હીરા ઘસનાર. ( ખરાદી, કંસારો વગેરે ).

**ઘસરકો,** પું૦ કોઇપણ વસ્તુની સપાટી ઉપર જોરથી બીજી વસ્તુ ઘસાયાને લીધે પડેલો લીટો કે છેકો તે; ઘસારો; આંકો; ક્ષત.

**ઘસરડવું,** [ સં. घर्ष् ] જમીનને ઘસાતું રહે એમ ખેંચવું; તાણવું. (૨) ઉતાવળે લખવું; જેમતેમ કરી જલદી લખી નાંખવું. :—એનાં વખાણની પણ ચાર લીટી ઘસરડી નાંખજો. (૩) જોરથી લઇ જવું. ક્રિ૦ પ્ર૦ કોર્ટમાં ઘસરડવું=દાવો કરવો; પ્રતિવાદીને કોર્ટે ચઢાવવો. ઘસરડી નાંખવું=જેમ કરવું જોઇએ તેમ કરવું નહિ પરંતુ બેદરકારીથી જેમતેમ કરી નાંખવું. કર્તવ્ય ન કરવું. :—ઐંશી વર્ષના બાપને ઘસરડી નાંખો—તેની જેરી ઉત્તરક્રિયા કરવી જોઇએ તેવી કરી નહિ.

**ઘસરડાવું,** ક્રિ૦ અ૦ તણાવું; ખેંચાવું. (૨) જમીન સાથે અડક્યા રહીને ખેંચાતા જવું; સપાટી ઉપર લોટાતાં લોટાતાં તણાવું. (૩) જોર હોય તે તરફ ખેંચાવું.

**ઘસરરો,** પું૦ ઉઝરડો; ઘસરકો. (૨) વેદ.

**ઘસરપસર,** અ૦ ઘસડાય અને પછડાય તેમ; સારી રીતે ચાલે અને મહિંમહિંવી વળી ઘસરડાય તેમ; ધીરું ઉતાવળું ચાલ્યા કરે તેમ. :—ઘસરપસર ઘંટી ખેંચી. જેમતેમ. :—ઘસરપસર ચાલીને જોડો ઘર લગી ચલાવ્યો. રાકુટાએ; પરાંણે; નચાલે.

**ઘસવું,** ક્રિ૦ સ૦ [ સ. घृष् ] એક વસ્તુને બીજી વસ્તુ ઉપર જોરથી દાબીને ફેરવવી; ઘસાય એમ કરવું. (૨) રગડવું; ચોળવું; મસળવું. (૩) માંજવું; ઉકકવું. (૪) સાફ કરવું; ઉજાળવું. (૫) છોલવું; ઉખાડવું. (૬) ધાર ચઢાવવી; ઉતારવું; સજ્જ કરવું. (૭) જેમતેમ કરી લખી નાંખવું. (૮) ભુસી નાંખવું. રૂ૦ પ્ર૦ ઘસી પીવું=અંદર અંદર સમજી જવું; માંહોમાંહે સમાધાન કરી નાંખવું. (૨) નહિ લેખવવું; નહિ ગણવું; પીજવું. ઘસીને કાપવું=મૂળથી સપાટીની પાસેથી લઇને નામ નિશાન રહે નહિ તેમ કાપવું; કાઢી નાંખવું; લગારે નહિ રહેવા દેવું. ઘસીને ના પાડવી=સાફ—છાતીમાં વાગે એવી રીતે નાં પાડવી તે. કહે૦ ઘસીને ગુમડે ચોપડે=અર્થાત્ અણીને વખતે કામ આવે નહિ ત્યારે પછી શા કામનું ?

**ઘસાઘસ,** સ્ત્રી૦ ઘસઘસ કરવું તે; ઘસાઇ જાય એમ કરવું તે. (૨) સામસામે એક બીજાનું ભુંડું બોલ્યા કરવું તે; એક બીજા સામેની વિરુદ્ધતા તે.

**ઘસારણ,** ન૦ ઘસાવું તે; ઘસારો. (૨) ઘાસ; ઘસતાં પડેલી રજ; અમુક વસ્તુને ઘસવાથી જે ક્ષતી હોય અથવા ભુકો વગેરે પડે તે. (૩) ઘસાયાની ખોટ; તોટો; નુકસાન; ઘસાયાનો બદલો; ઘસામણ; ઘસવાની મજુરી. (૪) ઘસીને પીવાનું ઓસડ. મજીઠ હરડે અને ગોળી વગેરે.

**ઘસારવું,** ન૦ ઘસીને પીવાપિવડાવવાનું ઓસડ. હરડે, કરિયાતું, અને મરડાશિંગ વગેરે નાનાં બચ્ચાંને ઘસીને પાવાની વનસ્પતિ; ઘસારવાં એમ બહુવચને વપરાય છે.

**ઘસારો,** પું૦ ઘાસ; ખોટ; નુકસાન. (૨) ઘસાયાથી પડેલી જે નિશાની તે, આંકો; લીટો. (૩) ઘસાવાથી પડેલી જે ઘસાર તે; ઘાસ; ઘસાયાનો ભુકો; રજ; કચરો. (૪) ઘસાવાથી જતી જે ખોટ; નુકસાન તે; તોટો; ઘસાઇ જવું તે. યંત્ર ઓજાર વગેરેનું. ક્રિ૦ પ્ર૦ ઘસારો પડવો—લાગવો=બાધ કે ખોટ આવવી; અમુક વસ્તુને લીધે અમુક બાબતમાં કંઇક ઘસાયાથી નુકસાન લાગવું. ઘસારો આપવો=અમુક ઘાસને લીધે જે કંઇ નુકસાન પડયું હોય તે મજરે આપવું. ઘસારો વેઠવો=થોડું ઘણું નુકસાન વેઠવું; ખરચ ખમવું.

**ઘસાવવું,** ક્રિ૦ પ્ર૦ કોઇ ઘસે એમ કરાવવું. (૨) મંજાવવું; ઉડકાવવું; ઉજળું કરાવવું. (૩) છોલાવવું; ઉખડાવવું. (૪) ધાર કઢાવવી. (૫) વધારાનું બહાર હોય તે ઓછું કરાવવું. (૬) ચોળાવવું; માલેસ કરાવવું. (૭) ભુકો પડાવવો. (૮) લેપ કરાવવો. :-ચંદન ઘસાવવું. (૯) ખણુજ ભગાવવી.

**ઘસાવું,** ક્રિ૦ અ૦ [સં. ઘર્ષ્] જોરથી લાગવું; ઘસારો પડે એમ થવું; એક વસ્તુ બીજી વસ્તુની ઉપર જોરથી ઘસડાવી. (૨) ઓછું થવું; ઘટવું; ઘસાઇને કમતી થવું. —સુખડ ઘસાય છે કંઇ ઓરસિયો ઘસાતો નથી. (૩) કામ આવવું; શરીરથી કે પૈસાથી બીજાને સહાય થવું. :-સગું કે પડોસી હોય તે કોઇ વાર ઘસાય એમાં શું થઇ ગયું. (૪) શરીરે જીર્ણ થઇ જવું; અશક્ત થઇ જવું. :-ડોસા હવે તો બહુ ઘસાઇ ગયા. (૫) પૈસાની ભીડમાં આવવું; ખરચમાં આવવું; :-શેઠિયા પણ આવાં નઠારાં વર્ષ આવવાથી ઘસાઈ ગયા. રૂ૦ પ્ર૦ ઘસાતું બોલવું=ભુંડું બોલવું; હીણું દેખાય એવું બોલવું; બદગોઇ કરવી; વિરૂદ્ધ—હીણું બોલવું. ઉ૦ મારા વૈરનું બોલો ઘસાતું, હવે સુજથી નથી તે ખમાતું. ઉધરાણી ઘસાતી જવી=થોડે થોડે ફેડી થઇ જવી.

**ઘસિયું,** વિ૦ પાસાદાર ગાંગડાવાળું નહિ એવું; ઘસીને ઉખાડેલું; ઉઝરડી લીધેલું; ભુકો ભુકો થઈ ગયેલું હોય એવું (મીઠું). દરિયાનું પાણી ભરેલા ક્યારડા સુકાઇ જતાં તેમાં જે મીઠું બાઝયું હોય તે ઉઝરડી લઈ એકઠું કરવામાં આવે છે. આ મીઠું ભુકા જેવું હોવાથી ઘસિયું મીઠું કહેવાય છે.

**ઘસિયો,** પું૦ દૂધથી કરમોવી થોડા ઘીમાં શેકેલો નાની નાની ગડીઓવાળો ઘઉં કે બાજરીના લોટનો ફાકવાનો ખોરાક; થોડા ઘીની છુટી સુખડી. (૨) ઘસવાનું કામ કરનાર. :-આરસઘસિયો. ખંભાતમાં અકીક ઘસિયાની ઘણી વસ્તી છે.

**ઘસોટિયો,** પું૦ ઘઉંના લોટને ઘસી કે શેકીને બનાવેલો ખાવાનો એક પદાર્થ; ઘસિયો. :-ઘસોટિયો લાડુ.

**ઘળકો,** જુ૦ ગળકો.

**ઘંઘોલિયું,** ન૦ નાનું અને અંધારાવાળું કપડાનું ઘુમ્મટદાર ઘર; ઘોઘો; ઢુંઘરો. નાનાં છોકરાં, માંદાં માણસ અને ઘરડાં નાતવાન વગેરે એકાદ ખુણામાં પોતાનું શરીર મોં વગેરે ઢંકાય તેમ લુગડાનું આચ્છાદન કરીને બેસી કે પડી રહે છે તે. (૨) નાનું માલ વગરનું જેવું તેવું ઘર તે, ઘંઘોલિયું. :-વહુને બધો કારભાર સોંપીએ તો ઘરનું ઘંઘોલિયું બનાવી દે. કશી પણ સગવડ વગરનું, અવ્યવસ્થિત; ગંદું અને અંધારાવાળું એવું જે કંઇ રહેવા કે ભરાઇ રહેવાનું નાની ઝુંપડી જેવું સ્થાન તે; ગોટપોટ થઇ રહેવાય એવું જે કંઇ તે. [ ગાગુ+આલય ] નાનું અને નિર્માલ્ય ઘર;

ઘરઘોલિયું. (૨) મોઢે માથે ઓઢીને છોકરાં જે ઘોઘો કરે છે તે; કપડાના ઢાંકણવાળું અંદર ભરાઇ બેસાય એવું જે કંઇ તે. (૩) સારી વસ્તુની ખરાબમાં ખરાબ સ્થિતિ થઇ જવી તે; ધૂળધાણી થઈ જવું તે. (૪) મોઢે માથે ઓઢવું તે.

**ઘંટ,** ( ઘણ્ટ ) પુ૦ [ સં. घण्ट ] મોગરી કે બીજું કંઇ પણ ઠોકતાં ઘણુ ઘણાટ અવાજ કરે એવો ધાતુનો ( કાંસાનો ) જાડી લોઢી જેવો કે ઉંધા પ્યાલા જેવો જે એક આકાર તે; મંદિરોમાં અને દેવળોમાં કાંસાનો ઉંધા પ્યાલા જેવો ઘાટ પડધી આગળની કડીથી ઉંચે ટાંગી રાખવામાં આવે છે. એ ઘાટની અંદર અંડાકૃતિનો એક ટોકરો–જીભ લબડતી રહે છે, જે પેલા ઘાટની સાથે અફળાવતાં અવાજ થાય છે. ક્રિ૦ પ્ર૦ ઘંટ વગાડવો= સૌ કોઇ જાણે એમ મોઢેથી જાહેર કરવું. અમુક જાહેર કે ધાર્મિક કામકાજ કરવાનો વખત થયાની આસપાસના લોકોને ચેતવણી આપવાને ઘંટ વગાડવામાં આવે છે. રૂ૦ પ્ર૦ ઘંટજેવું=બહુજ પાકું, શઠ, ધૂર્ત, ખંધું. ઘરમાં ઘંટ વાગે છે=ઘરમાં કંઇ પણ નથી, ખાલીખમ છે. પાકો ઘંટ=બહુજ પહોંચેલો માણસ. ( ઘંટ જેમ ખૂબ પાકો અને નહિ નંકાયેલો હોય તેમ સારો ઘડાયેલો છે તેવો) ઘંટ જેવો=બોલકણો.

**ઘંટડી,** સ્ત્રી૦ નાનો ઘંટ; ટોકરી. ક્રિ૦ પ્ર૦ ઘંટડી વાગવી=ખાત્રી થઇ જવું; સમાપ્ત થવું. (૨) નૈવેદ્યની–ભોજનની વેળા થવી. :–ઉઠો ઠાકોરજી ઘંટડીરે વાગી. ઘંટડી વગાડવી=હવે કંઇ વળે નહિ એમ જણાવવું. નવરા નકામા ફર્યા કરો એવો અર્થ બતાવે છે.

**ઘંટડો,** પુ૦ મોટો ઘંટ; ટોકરો; ઘંટો.

**ઘંટમાળ,** સ્ત્રી૦ ઘંટડીઓની જે માળા કે હાર તે; ઘુઘરમાળ.

**ઘંટરવાળ,** ( ઘણ્ટરવાળ ) સ્ત્રી૦ ન૦ એક જાતનું શિકારી વાજું.

**ઘંટા,** સ્ત્રી૦ [ સં. घण्टा ] ઘંટ; ઘંટડી; ટોકરી. (૨) કંઇ નહિ તે; ઘંટા. (મશ્કરીમાં) ઠેંગો. એને આપે છે–ઘંટા ! એમ બોલાય છે. 'काष्ठघण्टा विडम्बना' સંસ્કૃતની કહેવત જેવી ને તેવીજ ગુજરાતીમાં પણ વપરાય છે અને એનો એવો અર્થ થાય છે કે, જેમ લાકડાનો ઘંટ બાંધ્યો છતાં વાગે નહિ પણ સામો વિડંબના રૂપ થઇ પડે તેમ જેથી શોભાય ન થાય અને અવાજે ન થાય એવી કાષ્ઠઘંટા રૂપ થઇ પડવું. 'અજાગળસ્તન' જેવું.

**ઘંટાકર્ણ,** પું૦ [ સં. ] શિવનો એક ગણ. આ ગણ મહા બળવાન અને પોતાના ભક્તની કામના પુરનાર ગણાય છે. કેટલાક લોક એની ઉપાસના કરે છે.

**ઘંટાપથ,** (ઘણ્ટાપથ) પું૦ [ સં. ] રાજમાર્ગ; જાહેર માર્ગ; ગામનો અથવા શહેરમાંનો જે જાહેર મોટો રસ્તો તે.

**ઘંટારવ,** પું૦ ઘંટડીના જેવો જે અવાજ તે; ખણખણિયાં, ઝણઝણિયાં.

**ઘંટી,** (ઘણ્ટી) સ્ત્રી૦ અનાજ દળવાની પથ્થરનાં બે પડવાળી એક બનાવટ; કોઇપણ ફરતો હોય એવો યંત્ર; ચક્કી. કહે૦ ઘરનાં છૈયાં ઘંટી ચાટે ઉપાધ્યાયને આટો=ઘરનાં છોકરાં ભૂખે મરે અને પારકાને પકવાન્ન આપવું તે. ઘંટીના સો ને ઘંટાનો એક=નાનાના ઘણા તે મોટાના એક બરાબર. ઘંટી પ્રમાણે ઓરાણું ને ચુલા પ્રમાણે ઓરણું=જેવી જેની શક્તિ તેવું તેને શોભે. ઘંટી તળે હાથ=પત્થર તળે હાથ=મુશ્કેલીમા ચુગલમાં હોવું તે. ઘંટીના ગાળામાં ગયું બચે પણ લોકના ચાવ્યામાં આવ્યુ ના બચે=લોકની બતરીસીએ ચઢનારનો નાશ થાય છે એના લૌકિક વહેમ ઉપરથી આમ કહેવાય છે. ઘંટી તેનાં ગીત=

કમ્મરે બાંધવા તે. ( પુરૂષો જેમ મરદાનગીનું કામ કરતા પહેલાં ઝૂલતા ધોતરનો કચ્છ બીડે છે તેમ સ્ત્રીઓ પણ પોતાની સાડીની ધાટડી બીડે છે. ખેડુતો શરદીના દહાડામાં પિછોડીની ધાટડીવાળી બીડીને છાતી અને પીઠ ઢાંકે છે. ધાટડી એવી રીતે વળાય છે કે જેથી છાતી અને પીઠ સારી રીતે ઢંકાવા ઉપરાંત હાથ ખુલ્લા રહે છે.

**ધાટણ,** સ્ત્રી૦ ધાટના પર્વતમાં રહેનારા લોકમાંની સ્ત્રી; ધાટીની સ્ત્રી. સહ્યાદ્રિના ધાટમાં રહેનારા લોક ધાટી કહેવાય છે. (૨) ઘર કામ કરનારી સ્ત્રી; ચાકરડી.

**ધાટદાર,** વિ૦ ધાટવાળું; રૂપાળું; ધાટીલું.

**ધાટપોત,** ન૦ [ સ. પ્રોત=વણેલું ] હલકી જાતનું રેશમી કપડું.

**ધાટી,** પું૦ દખ્ખણના પહાડી પ્રદેશનો રહેવાસી; ચાકરનું કામ કરનારી દખણી શૂદ્ર જાતિનો માણસ. (૨) ઘર કામ કરનારો ચાકર. વિ૦ જાડું; કઠણ હોય એવું; મજબુત મનનું. ઉ૦ મુજને સૌએ રાંક કહે છે, હું સરખી નહિ ધાટીરે; મુખ આગળથી મહાવજી ગયા પણ તેણે દુઃખે નહિ ફાટીરે. ભાલણ.

**ધાટીલું,** વિ૦ ધાટવાળું; ધાટદાર. (૨) રૂપાળું.

**ધાડું,** વિ૦ ગાઢું; સખત. (૨) કઠણ; સંગીન.

**ધાડ,** જુઓ ગાઢ.

**ધાડવું,** ન૦ ગોળ વગેરે ભરવાનું માટીનું ઘડા જેવું વાસણ; ઘડું.

**ધાડવો,** જુઓ ગાડવો.

**ધાડું,** વિ૦ ( ગાઢું ) છેક નરમ પાણી જેવું ન હોય એવું; રગડા જેવું. (૨) જાડું. (૩) દુઃખ સહી સહીને કઠણ છાતીનું થઇ ગયેલું; રીઢું. (૪) ઘટ; ભરાઉ; ખીચોખીચ.

**ઘાણ,** પું૦ [ દે. घण्णो ] આખાનો અમુક જથ્થા જેટલો ભાગ; વિભાગ; મોટા જથ્થાના સગવડને ખાતર પાડેલા ભાગલાઓમાંનો અકેક તે. લાડુ ભજિયાંનો ઘાણ. (૨) ધૂળધાણી; સથરવથર કરી નાંખવું તે; ભાગીને=કચરી ભેળસેળ કરી નાંખવું તે :—તેણે ઘાણનાળી મૂક્યો છે. (૩) ઘાણીમાં પિલાયાથી જે હાલત થાય તે હાલતમાં આણી મૂકવું તે; કચરી છુંદી નાંખવું તે; સંહાર; દાટ. :—ઈંદ્રજિતે સેનાનો ઘાણ કાઢી નાંખ્યો. (૪) [સં. ઘ્રાણ] બદબો; દુર્ગંધ. :—બહુ ઘાણ આવે છે. (૫) મોટો હથોડો. ઉ૦ જમના દૂત ઘાણે મારશે. પ્રા. કા. ક્રિ૦ પ્ર૦ ઘાણ વાળવો=નુકસાન કરવું; ભેળસેળ કરી બગાડી નાંખવું. ઘાણ કાઢવો—વાળવો=સંહાર કરવો; સર્વેનો નાશ કરવો. ઘાણ બગાડવો=જોડવેલો દાવ બગાડી નાંખવો; બાજી બગાડવી. ઘાણ નીકળી જવો=મોટો સંહાર થઇ જવો. ઘાણપેસવો=વિકાર બગાડ અથવા છવલેણ રોગ આવવો. ઘાણ=લાકડાને કોરી ખાનાર એક કીડો થાય છે તે. એ કીડો લાકડામાં પેસે એટલે જેમ તે ખવાઇ જાય છે તેમ માણસના શરીરમાં પણ અમુક વિકાર ( ઘાણ ) પેસે છે એટલે તે નિર્બળ થતું જાય છે.

**ઘાણી,** સ્ત્રી૦ [ સં. चूर्णि ] તેલી બિયાં પીલવાનું યંત્ર; તેલ કાઢવાનું લાકડાનું યંત્ર. (૨) મહેનત અને પીડાકારક રોજનું થઇ પડેલું એવું અણગમતું કામ. (૩) સંસાર. ક્રિ૦ પ્ર૦ ઘાણી કરવી=તેલ પીલી કાઢવાનો ધંધો કરવો; ઘાણી રાખી તલ વગેરે પીલવાનું કામ કરવું. :—ઘાંચી ઘાણી કરે એમાં શી નવાઇ. ઘાણીએ જોડવું=એના એ માર્ગે લગાડવું; કંટાળા ભરેલા કામમાં જોડવું; ઘટમાળમાં નાંખવું. ઘાણીમાં ઘાલીને પીલવું=જેમાંથી છુટાય નહિ એવા કામમાં નાંખીને દુઃખ દેવું; મુગો બેઠો માર મારવો. અવળી ઘાણીએ ઘાલીને પીલવું=સખતમાં સખત

ક્રૂર શિક્ષા કરવી. ૩૦ પ્ર૦ ઘાંચીની ઘાણી=એનું એ કંટાળા ભરેલું કામ કે વૈતરું કર્યા કરવું તે. ઘાણીનો બળદ=ઘટમાળમાં ફરતો જીવ; ચાલુ ને ચાલુ કામકાજમાં પડ્યો રહી વૈતરું કરનાર; દુઃખ સહેનાર. એકમાર્ગી; આંધળો; બીજી કંઇ ગમ વગરનો માણસ તે.

**ઘાત,** સ્ત્રી૦ [ સં. हन् ] મારી નાંખવું કે ઠાર કરવું તે; હત્યા; ખૂન; ઘાથી મરવું તે. ઘાતચંદ્ર. ઘાત કર્યો પણ કહેવાય છે. (૨) અકાળ મૃત્યુ. :–જળઘાત; શસ્ત્રઘાત. મરતાં મરતાં બચી જવું તે. :–તેને ચાર ઘાત ગઇ. (૩) પું૦ ઝટકો; ઘા; ક્ષત. (૪) પ્રહાર; ફટકો; ઝપાટો; ઠોકવું તે. :–આઘાત; પ્રત્યાઘાત. (૫) અમુક સંખ્યાને તેનાથી ગુણીને વધારવી તે. :–૪નો દ્વિઘાત=૧૬ ત્રિઘાત=૬૪ અને ચતુર્ઘાત ૪×૪×૪×૪=૨૫૬. ક્રિ૦ પ્ર૦ ઘાત કરવી=મારવું; હત્યાકરવી. ઘાતજવી=મરતાં મરતાં બચી જવું.

**ઘાતક,** વિ૦ ઘાત કરનાર; હત્યારું. (૨) હાનિ, નુકસાન કે જીવને જોખમ લગાડે એવું તે. (૩) નિર્દય; ક્રૂર. (૪) પાપી; ખૂની. (૫) પું૦ મારો; જલાદ.

**ઘાતકી,** વિ૦ ઘાત કરનાર; ખૂની; પાયમાલી કરનાર. (૨) નિર્દય; દુષ્ટ; ક્રૂર; કમકમાટી છૂટે એવું.

**ઘાતચંદ્ર,** પું૦ [ સં. ] જ્યોતિષ પ્રમાણે અમુક રાશિના સ્થાનમાં રહેલો ચંદ્ર હાનિ કરતા ગણાય છે તે; કુંડળીમાં નુકસાન કરે એવા સ્થાનનો ચંદ્રમા તે; નબળો ચંદ્ર.

**ઘાતતિથિ,** સ્ત્રી૦ [ સં. ] જ્યોતિષ પ્રમાણે અમુક દિવસ જે હાનિકરતા હોય તે. (૨) નુકસાનકારક તિથિ; અશુભ દિવસ.

**ઘાતનક્ષત્ર,** ન૦ [ સં. ] હાનિકારક નક્ષત્ર તે.

**ઘાતવાર,** પું૦ [ સં. ] હાનિકારક દિવસ તે.

**ઘાતસ્થાન,** ન૦ [ સં. ] હાનિ–નુકસાન કરનારું; ગ્રહાદિકનું જે સ્થાન તે. (૨) વધભૂમિ.

**ઘાતી,** વિ૦ ઘાત કરનાર; ઘાતકી. પું૦ કસાઇ.

**ઘાતુક,** ઘાતકી.

**ઘાતેલ,** ન૦ ઘા ઉપર સારી અસર કરનારું એક જાતનુ તેલ.

**ઘાપેહાણ,** પું૦ એક જાતનો પત્થર કે જે ઘા ઉપર લગાડતાંજ ચોંટી જાય છે અને જ્યારે ઘા રૂઝાય ત્યારે ઉખડે છે.

**ઘાબરું,** જુઓ ગાભરું.

**ઘાબાજરિયું,** ન૦ ઘા ઉપર અસર કરવાનો ગુણ ધરાવનારી એક બાજરિયા જેવી પાણીમાં થતી વનસ્પતિનું ડુંડું.

**ઘામ,** પું૦ [ સં. घर्म ] ગરમી; બફારો; બાફ. (૨) પરસેવો; પસીનો. (૩) તાપ. ક્રિ૦ પ્ર૦ ઘામ થવો=બફારો વળવો; ઉકળાટ થવો. ઘામ પડવો=તાપ પડવો.

**ઘામછ,** ન૦ વહાણના તળિયામાં ઝામીઝામીને જે પાણી ભરાય છે તે. (૨) પરસેવો; પસીનો. ઘામચ ને ઘામટ પણ બોલાય છે.

**ઘાય,** પુ૦ ઘા; ઘાવ. ઉ૦ ભલી બિચારી બ્રાહ્મણી કે જેણે વર્ત્યો ઘાય.

**ઘાયડમલ,** વિ૦ બહાદુર; શૂર; પહેલવાન.

**ઘાયપાત,** પું૦ એક જાતનો રેસાદાર છોડ.

**ઘાયલ,** જુઓ ઘાયેલ.

**ઘાયાંબુડયાં,** વિ૦ કમોતે મુએલાં; ઘા લાગવાથી અથવા પાણીમાં બૂડવાથી મરણ પામેલાં. ભાદરવા વદિ ૧૪ ને દિવસે અકાળ મરણે મરેલાંનું શ્રાદ્ધ થાય છે.

**ઘાયેલ,** વિ. ઘવાયેલું; જખમી; ઝટકાયેલું; જેને જખમ થયો હોય એવું. ( પું૦ ઘાયેલો, સ્ત્રી૦ ઘાયેલી ન૦ ઘાયેલું. ) (૨) જેને કામની અસર થયેલી કે મોહ લાગેલો હોય એવું; કામ પીડિત. ઉ૦ ઘાયેલ છોજી નેત્ર બાણ કોનાં વાગ્યાં, રાતલડી૦ દયારામ

**ઘાયો,** પું૦ ચોવીસ કાગળનો ઘા. (૨) ઘાયેલ થયેલો

,ધાયો સુવર અને ભૂખ્યો બ્રાહ્મણ. ઘા લાગવાથી મરી ગયેલો. (૩) હૈયું ભેદાય અને દીલપર અસર થાય એવું જે લખાણ તે; સંકેતનું લખાણ; કોયડો.

**ધારણ**, ન૦ ખૂબ ઉંઘ આવવી તે; ઉંઘનું જોર; ઉંઘ ઉંઘ કરવાની ઇચ્છા તે. (૨) ખૂબ ઉંઘ આણે લાવે એવું જે તે. ઔષધાદિક. ક્રિ૦ પ્ર૦ ધારણ આવવું=ખૂબ ઉંઘવાની અથવા ઉંઘ ઉંઘ કરવાની જબરી અસર થવી; ગાઢ નિદ્રા આવવી. ધારણ મૂકવું= સામો માણસ ઉંઘે એમ કરવું; ગાઢ ઉંઘમાં પાડવું. ધારણ પામવું=ખૂબ ઉંઘમાં પડવું; ગાઢ નિદ્રા આવવી. ઉ૦ ગુગળી સઘળા ધારણ પામ્યા. બોડાણો.

**ધારાપુરી**, સ્ત્રી૦ મુંબાઈ પાસે દરિયામાં એક નાનો ટાપુ છે તે. આ નાના ટાપુના એક ભાગમાં બૌદ્ધકાળની કેટલીક ગુફાઓ અને ટાંકાં વગેરે છે. શિવરાત્રીને દિવસે મુંબાઇના લોકો ત્યાં મેળે જાય છે. એ 'એલિફંટાહિલ' કહેવાય છે.

**ધારી**, સ્ત્રી૦ કોપરાનું ઝીણું ખમણ ભાવે મેવો અને મસાલો વગેરે, મેળવીને બનાવેલું પૂરણ પડમાં રાખીને તળી કાઢેલી પૂરી. (૨) દાળગોળનું પૂરણ મૂકીને બનાવેલી રોટલી. (૩) અડદ કે મગની દાળનું તળેલું ઢેબરું; વડું. (૪) ચોટલીની ચારે બાજુએ રખાવેલા થોડા થોડા ટુંકાવાળની વાડ; ઘેર. (૫) પાણીમાં છરવી ઠીકરી મારવાથી પડતાં ચકરડાંમાંનું અકેક.

**ધારીપૂરી**, સ્ત્રી૦ લોટના પડમાં પૂરણ મૂકીને કરેલી જે પૂરી તે.

**ધારૂં**, ન૦ જેમાંથી રૂધિર પરૂ અને રસી વગેરે નીકળ્યા કરતાં હોય એવું ચામડી માંસ કે હાડકામાં પડેલું કાણું; નારૂ. શરીરમાં કહોવાણ થયા પછી કીડાઓએ તેમાં પાડેલાં કાણાંમાંનું અકેક તે. ગળત કોઢની અંદર ચામડીમાં જે કાણાં કાણાં પડી રહે છે તે. (૨) લવારૂં; બકરી અથવા ઘેટીનું બચ્ચું; ગાડર.

**ધાલ**, સ્ત્રી૦ જમવા બેઠેલાં માણસની જે હાર કે પંગત (પંક્તિ) તે; પંગત; પંક્તિ; ઓળ; આવલી. (૨) ખાધ; નુકસાની; ખોટ. ક્રિ૦ પ્ર૦ ધાલ પાડવી=માણસોને ઓળબંધ જમવા બેસાડવાં.

**ધાલખાધ**, સ્ત્રી૦ કાઢઘાલ કરવાથી જે નુક- સાની પડે તે; ઘટ; તોટો.

**ધાલઘુસેડ**, સ્ત્રી૦ ધાલમેલ; કાઢઘાલ કરવી તે; અવ્યવસ્થા. ક્રિ૦ પ્ર૦ ધાલઘુસેડ કરવી= ઘાલવું ને મૂકવું વળી કાઢવું અને ઘાલવું, એમ કરી કરીને વસ્તુને સુંથી નાંખવી તે. ઉથલપાથલ; આઘુંપાછું ને ઉલટાસુલટી કરી નાંખવું તે.

**ધાલણદાસ**, પું૦ લોકનાં નાણાં ઘાલી જનારો; દેવાળિયો; લઇને પાછું નહિ આપનાર; નાદાર.

**ધાલમેલ**, સ્ત્રી૦ કોઇપણ વસ્તુ કિંવા વાતમાં ઘાલવા મેલવાથી જે કંઇ ગડબડસડબડ થાય તે; ગોટાળો; ગડબડ. (૨) ભેળસેળ; ભેગ. :—આ ઘીમાં કશી ધાલમેલ થયેલી નથી, અર્થાત્ ભેળસેળ રહિત છે. (૩) પેસ- નીકળ; આવજા. :—એ બે પડોસીઓ વચ્ચે સારી ધાલમેલ છે. (૪) ખટપટ; પ્રપંચ. :—આ વાતમાં કશી ધાલમેલ કરવા જશો તો બનશે. (૫) આપણેનો સંબંધ; વાતચીત લેવડદેવડ કે અવરજવરનો સંબંધ તે. ક્રિ૦ પ્ર૦ ધાલમેલ કરવી=પેસનીકળ કરવી; ઉંધું ચતું કરવું; કંઇક કાઢી લેવું ને કંઇક મકવું; ભેળંભેળા કરવું; ધાંધલ કરવી; દાવપેચની બાજી રમવી.

**ધાલમેલિયું**, વિ૦ ધાલમેલ કરનારૂં; ગડબડિયું. ખટપટી; પંચાતિયું. (૨) ઉતાવળિયું. (૩) ઘુસણદાસ; આવજાનો સારો સંબંધ રાખ- વાની વૃત્તિવાળું; પેસનીકળ કર્યા કરનારૂં. (૪) પેચી.

**ઘાલવું,** ક્રિ૦ સ૦ અંદર મૂકવું; ખોસવું. (૨) પહેરવું; ધારણ કરવું. :–સ્ત્રીઓ નાકે વાળી ઘાલે છે. (૩) ખંતથી મચ્યા રહેવું, લાગુ ને લાગુ રહ્યા કરવું. :-તેણે એ કામમાં જબરૂં માથું ઘાલ્યું છે. (૪) કોઇનાં નાણાં ખાઈ જવાં; લઇને ફરી પાછું નહિ આપવું :–દલાલોનાં નાણાં ઘાલીને તે નાસી ગયો. (૫) મૂકવું; પીરસવું. :–ખાણું ઘાલો. (૭) મેળવવું; ભેળવવું. :–ઝેર ઘાલેલી મિઠાઇ. ક્રિ૦ પ્ર૦ ઘર ઘાલવું=કુટુંબમાં ને કુટુંબમાં ખોટું કરવું; લાંછન આણવું; ખરાબ કરવું. નીચું ઘાલવું=શરમાવું; નમી પડવું; લજવાઇ જવું. કોઠી ઘાલવી=પેઢી સ્થાપવી; પડાવ નાંખવો. પગ ઘાલવો=–માં દાખલ થવું–માં પેસીને રહેવું; દાખલ થવું. ખોળે ઘાલવું=રક્ષણમાં લેવું; આશ્રયે મૂકવું; લઈ લેવું. માથું ઘાલવું=માં પડવું; દાખલ થવું. અમસ્તા મળી આવવું; ફેરો આંટો ખાવો; મળતા જવું. માથે પાણી ઘાલવું=મંદવાડમાંથી સાજા થઇ ઉઠવું; ઘણે દહાડે નહાવું; ઉઠણ સ્નાન કરવું. માથે ધૂળ ઘાલવી=ફજેત થવું; મૂર્ખ બનવું. ગાંઠ–વેળ–ઘાલવી=સોજો આવી લોહીનું બંધાઇ જવું. વાને ઘાલવું=જનોઇ દેતા પહેલાં આગલે દિવસે બટુકને અમુક ક્રિયા કરવી. ગાડે ઘાલવું=ગાડામાં બેસાડવું. ( ચાલવાને અશક્ત હોવાથી–ઘાયેલ થવાથી. ) નજર ઘાલવી=ધ્યાન આપવું; લક્ષ દેવું; જોવું. :–પાયે વિંછવા રણઝણે ને ચોહો દેશ મીટડી ઘાલેજી. ભાલણ. નાણાં ઘાલવાં=માગતું ન આપવું; નાણાં પચાવી પાડવાં.

**ઘાવ,** પું૦ ધારવાળું–અણીદાર હથિયાર વાગવાથી જે ઉંડો કાપ ખાડો પડે છે તે; જખમ. ઉ૦ સરસ ઘાવ સમશેર, જોરથી લાગે ફટકો. શામળ. (૨) સમસ્યા; કોયડો; સવાલ જવાબ વાળું પદ; પ્રશ્નોત્તરી કવિતાઓ. ન૦ ઝાકળ.

**ઘાવું,** ક્રિ૦ અ૦ ઝટકો લાગવો; ઘા પડવો; ઘવાવું; ઘાયેલ થવું.

**ઘાવેડી,** વિ૦ ઝીણી બુદ્ધિનું; ચંચળ; ચમરાક; ચતુર.

**ઘાસ,** ન૦ [ સં. ઘાસ ] વગર વાવ્યે એની મેળેજ ઉગી નીકળતાં જે તૃણ છોડવા વગેરે તે; ખડ; ચાર; પશુઓનો ખોરાક. તૃણ જ્યારે લીલાં અને કુમળાં હોય છે ત્યારે ચાર અને જ્યારે સુકાં થાય છે ત્યારે ઘાસ કહેવાય છે, છતાં બેઉ એક બીજાના અર્થમાં પણ વપરાય છે. ક્રિ૦ પ્ર૦ ઘાસ ખાવું=પશુની માફક વર્તવું; અણસમજુની માફક કામ કરવું; માણસને ઘટે નહિ તેમ બોલવું અથવા વર્તવું. ઘાસ કાપવું=નહિ સાંભળવું; ઉપેક્ષા કરવી; નહિ ગણકારવું. :–શું હું ખાવી બડબડું છું, એવા અર્થમાં વપરાય છે. :–અલ્યા પટાવાળા' કેમ કંઇ સાંભળતો નથી, ત્યારનો હું શું ઘાસ કાપું છું ? (૨) સ્ત્રી૦ ઘસારો; ધાતુ વગેરેને ઘસવાથી પડેલી ભુકી. (૩) ખોટ; વપરાશને લીધે જે નુકસાન આવ્યું હોય તે; વસ્તુને વાપરવાથી તેમાં જે કંઇ ઘટ પડે તે. ઘાસ ખાવી=ઘટ ખમવી; નુકસાન વેઠવું. ઘાસ કાપવી=ઘટના બદલામાં કે ઘસારા તરીકે વાળી લેવું–મજરે લેવું. ઘાસ લાગવી=ઘસારો પડવો; ઘટ આવવી. :–સાંચાઓને તે ચલાવતાં ઘાસ લાગે તેનો બદલો તો મજરે લેવોજ જોઇએ. કહે૦ ઘાસની ગંજી ઉપરનો કુતરો =પોતાને નિરપયોગી વસ્તુ પણ બીજાને ઉપયોગમાં નહિ લેવા દે એવો અદેખો. (૨) પોતાને કંઇજ ઉપયોગી ન હોય એવી વસ્તુનું પણ સ્વામિત્વ પોતાના હાથમાં આવવાથી મગરૂર થઇ ગયેલો હોય એવો માણસ.

**ઘાસચારો,** પું૦ ઢોરોના નિર્વાહનું જે કંઇ ઘાસ ખાણ વગેરે તે.

**ઘાસતેલ,** ન૦ જમીનમાંથી નીકળતું એક જાતનું પાણી જેવું, વાસવાળું અને જલાગામાદી તેલ; કેરોસીન.

**ઘાસદાણો,** પું૦ ઢોરોના નિર્વાહનું જે ઘાસ

અને અન્નાદિક તે. (૨) ઘાસ અને દાણારૂપે અપાતી ખંડણી. કાઠી રાજાઓ ગાયકવાડને ઘાસદાણો આપે છે.

**ઘાસપુંજો,** પું૰ કચરાપુંજો; ઓગાટ; વાસીદું; વધ્યુંસધ્યું; છાંડણ.

**ઘાસલેટ,** જુઓ ઘાસતેલ.

**ઘાસવું,** ક્રિ૰ અ૰ [ સં. ઘર્ષ્ ] ઘસાવું. ઉ૰ લેખણ ગઇ ઘાસી-નણદી કેમ નાથ ન આવ્યા. ક. દ. ડા. (૨) નુકસાન ન વેઠવું; કંઇક ઉપકાર કરવો; લાભ કરવો; ઘસાવું. ક્રિ૰ પ્ર૰ ઘાસીછૂટવું=નુકસાન-મહેનત લઇ છૂટવું; કોઇનું પણ કામ કરી છૂટવું.

**ઘાસિયું,** વિ૰ ઘાસમાંથી ઉત્પન્ન થયેલું; ઘાસનું; ચિકાશરહિત. :-ઘાસિયું ઘી. જે ઢોર એકલા ઘાસ ઉપરજ રહેતાં હોય જેને ખાણ ઘાલવામાં આવતું ન હોય તેનું ઘી. (૨) ભેળવાળું; સત્ત્વરહિત; ઘાસ જેવીજ આછી પિળાશ રહી હોય એવું; હલકું; ઉતરતું. :-ઘાસિયું સોનું.

**ઘાસિયો,** પું૰ [ અ. ગોશય ] સાથરો; ઘાસનો પથારો. (૨) ઘાસની ઝળી; ઘોડાની પીઠ ઉપર નાંખવાની કામળ. ક્રિ૰ પ્ર૰ ઘાસિયો ગુંડાળવો=ચેચાળો ભરવો; સાથરો ઉઠાવી લેવો; ઘાસનું જે બેઠકિયું પાથરીને બાવા સાધુ વગેરે બેસે છે તે ઉઠાવી વિંટાળીને ચાલ્યા જવું.

**ઘાસોટિયું,** ન૰ બલૈયું; ઘરમાં પહેરવાની ચુડી. કામ કરતાં બગડે ઘાસ:પડે તોપણ ચિંતા નહિ, એવી મતલબથી રાખેલી સાધારણ ઉપયોગની ચુડી.

**ઘાંઘરડવું,** ક્રિ૰ અ૰ ઘર ઘર એવો અવાજ થાય તેમ ગળામાંના ભારે ઘાંટાએ રડવું; ગળામાંથી લાંબો ને તીણો સાદ કાઢ્યા કરવો; :-પાડું ઘાંઘરડે છે. (૨) ખૂબ રોવું. :-છોકરાનો ઘાંઘરડીને ઘોઘળો બેસી ગયો. (૩) ઘોઘળો તાણીને બોલબોલ કરવું; રાગ કાઢીને મોટેથી ગાયા-કરા કરવું. :-વ્યાસ બિચારો ઘાંઘરડીને થાક્યો પણ કંઇ મળતર મળ્યું નહિ. બૂમો પાડયા કરવી; આરડવું.

**ઘાંઘરી,** સ્ત્રી૰ એક જાતનું વાજું.

**ઘાંઘલું,** ન૰ ભૂત ભરાવું તે; ગાંડા જેવું જે આચરણ તે; ગાંડું. ક્રિ૰ પ્ર૰ ઘાંઘલાં કાઢવાં=ભૂત ભરાયું હોય એમ કરવું; ગાંડાં કાઢવાં. (૨) ઓવારણું. ક્રિ૰ પ્ર૰ ઘાંઘલાં લેવાં=પ્રેમમુગ્ધ થઇ ઓવારણાં લેવાં. બહુવચને વપરાય છે.

**ઘાંઘું,** વિ૰ નિર્માલ્ય; ગરીબ; રાંતડું. (૨) ગભરાયેલું; સાલાતુલું; ગાંગું.

**ઘાંચ,** સ્ત્રી૰ ચીલામાંનો ખાડો; પૈડું ટપકાઇને નીચે પડે અને ઝટ નીકળે નહિ એવો ગરીડામાંનો ખાડ. (૨) ઘાંટી; મુસ્કેલી; ગુંચવણ. (૩) અડચણ; વાંધો; ફાંસ. (૪) હેલો; આંચકો; ટપકારો.

**ઘાંચણ,** સ્ત્રી૰ ઘાંચીની સ્ત્રી; ઘાંચી જાતની સ્ત્રી. ગંગલીઘાંચણ=જાદુ જાણનારી એક દંતકથામાંની સ્ત્રી. શામળભટ્ટની વાર્તાઓમાં એક મોટી ઉસ્તાદ જાદુગર ઘાંચણના જાદુ સંબંધી કાવાદાવા આવે છે તે.

**ઘાંચી,** પું૰ [ સં. ઘર્ષ ] તેલીબયાંને ઘાણીમાં પીલી તેલ કાઢનાર અને તેલ વેચવાનો ધંધો કરનાર; તેલી. (૨) ઘાણી રાખી તેલ પીલી કાઢવાનું અને તે વેચવાનું કામ કરનારા લોકોની નાત. રૂ૰ પ્ર૰ ઘાંચીનો બેલ ( બળદ )=એકને એક રસ્તે હમેશ મહેનત કર્યા કરનાર. ઘાંચી જેવું=મેલું; કછેડું; ગંદું. ઘાંચીનો બળદ ઠામનો ઠામ=ચાલી ચાલીને ઠેરના ઠેર. ઘાંચી સેતાનની માંચી=ઘાંચીની જાત બહુ પહોંચેલી-કાબેલ હોય છે એવા અર્થે. ઘાંચીની છોકરી અને ખોળ ના ઓળખે =ન મનાય એવું અજાણપણું. ઘાંચીને લુગડે ડાઘ શો ખોળવો = જ્યાં નર્યા ડાઘ ને કાજળ હોય ત્યાં શી

વાત? ધાંચીનો બળદ બાર ગાઉ ચાલે તોયે ઘેરનાં ઘેર=ચાલીને ઠેરના ઠેર. ધાંચીમોચી= ઉતરતી જાતના લોક; હલકાલોક. ધાંચો ખૂટવો=(હસવામાં) દીવામાંનું તેલ દિવેલ ખૂટવું. ધાંચીની ઘાણી જેવું=બહુ ગંદું.

**ધાંચો,** પું૦ વાંસફોડો; વાંસના ટોપલા ટોપલી ને સાદડીઓ વગેરે બનાવનારો. (૨) ધાંચા લોકમાંનો એકેક. (૩) ધાંચી. રીસ-તુચ્છકારમાં ધાંચો એમ કહેવાય છે.

**ધાંટાધાંટ,** સ્ત્રી૦ સોરબકોર; બૂમાબૂમ; ઉપરા ઉપરી ધાંટા પાડ પાડ કરવા તે ઉ૦ જરા વાર થઇ કે તરત આ તો ધાંટાધાંટ કરી મૂકે છે. સામસામે ધાંટા કાઢવા તે.

**ધાંટી,** સ્ત્રી૦ ગળાને વચલે ભાગે રહેલું શંકુ આકૃતિનું જે હાડકું તે; હરડિયો; હરડિયાનું અસ્થિ. આ અવયવ ઉંચોનીચો થયા વગર ખોરાક ગળી શકાતો નથી. માણસને જુવાની આવતાં આ અવયવ જરાક સપાટી બહાર નીકળે છે. તે ઉપરથી ધાંટી ફૂટવી=જુવાની આવવી, એમ કહેવાય છે. (૨) ગળાની અંદરથી અવાજ ઉત્પન્ન કરનારો અવયવ; સૂર-અવયવ. :-એની ધાંટી સારી છે. (૩) ઘાત; મોટી મુસ્કેલી; અડચણ; વિડંબના. ક્રિ૦ પ્ર૦ ધાંટી આવવી-નડવી-પડવી=હરકત-મુસ્કેલી આવવી. ધાંટી વટાવવી=મુસ્કેલીમાંથી પાર ઉતરી જવું. મરણની ધાંટી= મારવાના વખતની જે પીડા મોટી મુસ્કેલી તે. સુવાવડની ધાંટી=જનન કાળની મુસ્કેલીનો વખત તે. ઉ૦ ધાંટી મોટી ઓરે નીસરી, થઈ લાંબી બગ જેવી. રત્નેશ્વર.

**ધાંટો,** પું૦ ગળામાંથી જે અવાજ નીકળે છે તે; અવાજ; સાદ; સૂર. બહુ જોરથી બોલવું તે; બૂમ; પોકાર; બરકો. :-ધાંટો કાઢીને બોલો. ભાઇને ધાંટો પાડ. બરાડો; મોટો સાદ. ઉ૦ ઉંચે ધાંટે ન કરીએ ઉચ્ચાર, અદબ શીખો એટલી. ક. દ. ડા. ક્રિ૦ પ્ર૦ ધાંટા કાઢવા=ગુસ્સો કરી જોરથી બોલવું; ઠપકો દેવો. ધાંટો ઉઘડવો=સારો સાદ નીકળવો. ધાંટો પાડવો=બોલાવવું. (૨) ખીજવું; બીવડાવવું. :-ધાંટો પાડીને કહેશો તો માનશે. ધાંટોખુલવો=ખોખરા થઇ ગયેલા સાદનું ઠાળે આવવું.

**ધાંયજી,** જુ૦ ગાંયજી.

**ધાંયજો,** પું૦ હજામ; વાળંદ. કહે૦ ધાંયજો ઉઠયો ને કરચો ફૂટયો=એક ગયું કે બીજું તૈયાર.

**ધિમેલ,** સ્ત્રી૦ મંકોડાથી સહેજ નાનાં અને કીડીઓથી જરા મોટાં એક જાતનાં રાતા રંગનાં જીવડાં; (કીડીઓની જાતનાં) રાતી કીડીઓ. ઝિમેલો એમ પણ કહેવાય છે.

**ધિલોડી,** સ્ત્રી૦ [ સં. गृहालिका ] સરડા-કાચંડા જેવું ચપટું અને રાખોડિયા રંગનું એક નાનું પ્રાણી. (૨) ધિલોડાંનો વેલો; ધિલોડી.

**ધિલોડું,** ન૦ [ દે. गोल्हा+फलम ] ધિલોડીના વેલાનું ફળ. આનું શાક થાય છે. ટિંડોરાં; ઘલોડાં. (૨) સાલ; ફાંસ; ફાચર. ક્રિ૦ પ્ર૦ ધિલોડું પેસવું=વગર કારણની પંચાતી આવી પડવી.

**ધિસલું,** ન૦ આશરે ત્રણ ચાર હાથ લાંબું એક છેડે બે પાંખાંવાળું બળદ પજોટવાનું લાકડાનું માન. (૨) છોકરાંને રમવાનું વતરણું.

**ધિસવું,** ક્રિ૦ સ૦ મુક્કીનો માર મારવો; ટપેરવું; ધીમવું.

**ધિસ્સો,** પું૦ માંજાની દોરી ઉપર જે ઘસારો પડે છે તે; દાંતિયો. ક્રિ૦ પ્ર૦ ધિસ્સો દેવો= ક્ષત પાડવો. (દોરમાં) (૨) થાપ દેવી.

**ધી,** ન૦ [સં. घृत] પ્રાણીજ સત્ત્વ ચિકાશ; દૂધનું દહિં-દહિંનું માંખણ અને માંખણને તાવીને બનાવેલું ચીકણું સ્વાદ વગરનું ઉનું કરતાં પ્રવાહી થાય અને ટાઢું પાડતાં થીજી જાય એવું ચીકટ તે; ઘૃત; તૂપ; ચીકટ. કહે૦

ઘી ઢળ્યું તો ખીચડીમાં=ખોટું પણુ ઉપયોગી અર્થમાં થવું તે. ઘિયાળ=ઘીવાળું; ઘી કરનારું. આ ભેંસ બહુ ઘિયાળ છે. ૨૦ પ્ર૦ ઘીકેળાં=સારો લાભ; ખૂબ ખાવા પીવાનું અને આનંદ કરવાનું મળે તે; કમાણીનો સપાટો; ખૂબ રળવાનું મળવું તે; ગદબદિયાં.

**ઘીકાંટો,** પું૦ જ્યાં ઘી જેખાતું અને વેચાતું હોય તે જગા; ઘીનું બજાર.

**ઘીગળણી,** સ્રી૦ ઘી વગેરે પ્રવાહી ગાળવાનું ઝીણી જાળીનું વાસણ.

**ઘીચ,** જુ૦ ગીચ.

**ઘીચોપડ,** ન૦ ઘી અને તેના જેવું બીજું ચીકણું દ્રવ્ય; ચીકટ પદાર્થ; ઘી તેલ વગેરે ચરબી જેવી વસ્તુઓ તે; ઘી અને ચોપડાય એવું જે તે.

**ઘીટ,** જુ૦ ધીટ.

**ઘીતાવણી,** સ્રી૦ માખણને કડકડાવીને ઘી કરવાનું વાસણ; માખણને તાવીને ઘી બનાવવાનું માટીનું રીઢું વાસણ.

**ઘીતેલું,** ન૦ પોયણીનું ફળ. કમલિની અને પોયણીના મૂળમાં તેનાં ફળ કહેવાતી ગોટા જેવી જે નાની ગાંઠો થાય છે તે. એમાંની કેટલીકનો સ્વાદ ઘી જેવો હોવાથી 'ઘિયું' કહેવાય છે. કેટલીકનો સ્વાદ તેલ જેવો હોવાથી 'તેલું' કહેવાય છે. આ ઉભય સ્વાદના મિશ્રણને લીધે તે ફળ ઘીતેલાં—ઘીતેલાં કહેવાય છે.

**ઘીય,** પું૦ શક; વહેમ; શંકા. ( ગોહિલવાડ )

**ઘીસ,** સ્રી૦ તપાસ કે રમતગમતને માટે સાથે મળીને નીકળેલા ઘણા માણસોનું ટોળું; મંડળ; સંઘ; સમૂહ. (૨) રોન ફરનારાઓનું મંડળ; ચોકીખાનોનું ટોળું. (૩) હોળાનો વરઘોડો. (૪) ઘિસ્સો; જોરથી કરેલો આઘાત.

**ઘીસરું,** ન૦ ધુંસરું.

**ઘીસવું,** ક્રિ૦ અ૦ ઘીબવું; મારવું; ટીપવું.

**ઘીસાઘીસ,** સ્રી૦ ઉપરાઉપરી ઘીસઘીસ થતું હોય એવી જે હાલત તે; ભીડાભીડ. (૨) ઉપરાઉપરી—ધડોધડ ઝીંકા મારવી તે. (૩) ધમ્માચકડી. (૪) કજિયો.

**ઘુઘરમાળ,** સ્રી૦ [ સં. ઘુર્ઘરી + માલા ] ઘુઘરાની માળા; ઘંટડીઓ ટોકરીઓનો હાર. ( બળદની કોટે બાંધવાનો ) ઉ૦ ઘુઘરમાળ ઘમકે ઘણીરે. ક. દ. ડા.

**ઘુઘરવટ,** સ્રી૦ ઘાઘરાના ઘેરની નીચેની ઘુઘરીઓવાળી જે કોર ઝૂલ તે; ઘેરની કિનારી ઉપરની ઘુઘરીઓની હાર તે. (૨) જેને છેડે ઘુઘરીઓ મૂકેલી હોય એવો ઘાઘરો તે.

**ઘુઘરાવું,** ક્રિ૦ અ૦ ગુસ્સાથી ડોળા તાણવા. ઉ૦ ઓઠ ડંસે ને ઘુઘરાતોરે, ઘૂંટણીએ ગોળીભણી જતો. દશમસ્કંધ.

**ઘુઘરિયાળું,** વિ૦ જેને ઘુઘરીઓ લગાડેલી હોય એવું; ઘુઘરીઓવાળું; વાગતું; ખડખડતું. :–છોકરી રાંડયા પછી એની મા ઘુઘરિયાળું ઘરેણું પહેરતી નથી.

**ઘુઘરી,** સ્રી૦ [ સં. ઘુર્ઘુરી ] ધાતુના પતરાનો બનાવેલો ખડખડ એવો જે નાનો અને પોલો દાણો તે. સોનારૂપાની ઘુઘરીઓવાળુ બાજુબંધ જેવું સ્રીઓને કોણી ઉપર પહેરવાનું ઘરેણું. (૨) બાફેલું આખું અનાજ. ઘઉં બાજરી જુવાર વગેરે. ( ગાયોને ખવરાવવાનું. ) રૂઢિ. ક્રિ૦ પ્ર૦ ઘુઘરીઓ લટકાવવી=મસ્કરીમાં ફાટેલાં—જેને કાપલીઓ લટકતી હોય એવાં વસ્ત્ર પહેરવાં.

**ઘુઘરો,** પું૦ [ સં. ઘુર્ઘરા ] મોટી ઘુઘરી. (૨) પતરાનો—લાકડાનો ઘાસનો કે પાનનો કાંકરા ભરીને બનાવેલો હલાવતાં ખડખડે એવો એક ઘાટ; છોકરાંને રમવાનું ખડખડે એવું રમકડું; ખડખડિયું. (૩) ઘુઘરીઓનો ઝુમખો. (૪) માવા અને મસાલાવાળી એક જાતની પૂરી; ખાવાનો એક પદાર્થ. (૫)

ફોતરાં ઉખડી જાય તે માટે દાળ કરવા માટે પલાળેલું કઠોળ. (૬) ચુનો બનાવવાને પકવેલા મરડિયા. ક્રિ૦ પ્ર૦ ઘુઘરા બાંધવા=નાચ કરવો; નાચવાનું કામ કરવું; નિર્લજ્જ થવું; શરમ મૂકીને કામ કરવું. ઘુઘરા મૂકવા=શોભાયમાન કરવું; સુંદર બનાવવું; કોઇનું ધ્યાન ખેંચાય એવું કરવું. ઘુઘરો-બનવું=રમકડા રૂપ થવું; રમુજી બનવું; તાને ચઢવું; લહેરમાં આવી જવું. :-શેઠ તો આજે ઘુઘરો બન્યા છેને? નવલરામ. ભ. બો. ઘુઘરાજેવું=સુંદર; મજેનું; ગમતી. બોલકણું. :-છોકરો તો કેવો ઘુઘરા જેવો છે. ચાલાક; વેગવાળી; હોંસીલી. :-અને વહુએ મજેની ઘુઘરા જેવી મળી છે. કહે૦ પૈસો હોય તેનો છોકરો ઘુઘરે રમે=જેની પાસે હોય–જેની શક્તિ હોય તે કાર્ય કરે.

ઘુઘવવું, ક્રિ૦ અ૦ [ ઘુર્ઘરાયતે ] 'ઘુઘુ' એવો અવાજ થવો; ગર્જવું; ગર્જના જેવો અવાજ નીકળવો. :-દરિયો ઘુઘવે છે. ( સિંહ–હોલો વગેરે પ્રાણીઓના અવાજને માટે પણ આ ક્રિયાપદ વપરાય છે. ) જોરથી મોટે અવાજે બોલવું; ગળામાંથી અવાજ કાઢવો. ઉ૦ રાફ્માં સાપજ ફુફવે, નાંહિ ઘુઘવે ઘોય. નળાખ્યાન.

ઘુઘવાટ, પું૦ 'ઘુઘુ' એવો જે જોરદાર ભારે અવાજ થવો તે. :-રાતે દરિયાનો અને સિંહનો ઘુઘવાટ બહુ લાંબેથી સંભળાય છે. (૨) ઘાંટો; બરાડ; ગર્જના.

ઘુઘવાટો, પું૦ જોરદાર ભારે મોટો અવાજ તે; ગર્જના; બરાડ; હોકારો. (૨) સામે ઘુરકવું તે; ક્રોધ આણી રીસથી મોટે ઘાંટે બોલવું તે; ઠપકો દેવો તે. :-ડોસો તો કંઇ કહેવા જતાં એકદમ ઘુઘવાટો કરે છે. ક્રિ૦ પ્ર૦ ઘુઘવાટો કરવો=ગર્જના કરવી; મોટો ઘાંટો કાઢવો.

ઘુઘુ, અ૦ ઘુઘુકાર જેવો જે ભારે અવાજ તે. :-દરિયો ઘુઘુ કરે છે. (૨) હોલાનો–(બીજા પ્રાણી–પંખીનો) ગળામાંથી નીકળતો જે ભારે અને ઘરઘર થતો હોય એવો ઉંડો ગળામાંનો અવાજ. :-હોલો આખો દહાડો 'ઘુઘુ' કર્યા કરે છે.

ઘુમચો, પું૦ સમૂહ; જથો; ટોળું.

ઘુમજ, પું૦ ઘુમ્મટ; દેવળ કે મકાનનો ઉંચી અંડાકૃતિ જેવો ઘાબાનો આકાર તે. (૨) શિખર; છત્રીના ઉપલા ભાગ જેવી જે ગોળ ચુનાગચ્ચીની છાપરા જેવી બનાવટ તે. (૩) ગર્ભાગાર; મંદિરની અંદરનો ઓરડો; ઘુમટ તળેનો ભાગ.

ઘુમટ, પું૦ [ फा. गुम्बद ] દેરા અથવા મકાનની ઉપર જે અંડાકૃતિએ ધાબું વળાય છે તે; છત્રાકાર ચુનાગચ્ચીની છાટ તે. (૨) દેરાની અંદરનો ભાગ.

ઘુમટી, સ્ત્રી૦ ઘુમ્મટ જેવી જે નાની આકૃતિ તે. :-તાબુતની ઘુમટી. (૨) માથું અને પીઠ ન પલળે એવી ઘાસ કે વાંસની ચીપોની અથવા જાળીની ઓચલા જેવી છત્રી.

ઘુમટો, પું૦ ઘુમ્મટ જેવી જે વસ્ત્રની આડ તે; માથા ઉપર ઓઢેલું લુગડું તાણીને મોં ઢાંકવું તે. ક્રિ૦ પ્ર૦ ઘુમટોતાણવો=લાજ કાઢવી.

ઘુમડવું, ક્રિ૦ સ૦ એકતાર થાય તેમ જોરથી પ્રવાહીને હલાવવું; તળે ઉપર થાય તેમ ફેરવવું. (૨) હિંચકા ઘાલવા; હિંદોળવું.

ઘુમડી, સ્ત્રી૦ આમ તેમ ઘુમાવું તે. (ગોળાનું) :-બાઇને ઘુમડી ઘાલ. (૨) ચકરી; ચકર ચકર ફરે એમ કરવું તે. :-ભમરડાએ ઘુમડી લીધી. ઘુમરડી.

ઘુમણી, સ્ત્રી૦ ઘુમડી.

ઘુમરડવું, ક્રિ૦ સ૦ ગાઢા પ્રવાહીની અંદર હાથ ઘાલી તળેઉપર કરવું; એકતાર થાય એમ કરવું; ગોળ ફેરવવું; ઘુમેડવું. (૨) જોરથી હિંડાળવું. (૩) ચકરચકર ફરે એમ કરવું.

ઘુમરડી, સ્ત્રી૦ ફેર; ચક્કર; વમળ; ભ્રમણ :-પાણીમાં ઘુમરડીઓ ફરે છે. (૨)

બાળકને પોડિયામાં સુવાડીને ખૂબ હિંચકા નાંખવા તે. ધુમરડી ઘાલવી એમ પણ કહેવાય છે.

**ધુમરાવું,** ક્રિ૦ અ૦ રીસથી મોં ચડાવવું; ગુસ્સામાં દેખાવું. (૨) ડહોળાવું; વિકારી થવું; કેફની અસર જણાવી. :-રીસે ભરાયેલાની અને છાકટાની આંખો હંમેશ ધુમરાયેલી રહે છે. (૩) વરસાદનું ચઢી આવવું; અંધરાવું; ઝઝુમી રહેવું. :-આકાશ આખો દિવસ ધુમરાયેલું રહે છે પણ વરસાદ પડતો નથી.

**ધુમરી,** સ્ત્રી૦ ઘુમણી; ઘુમરડી. :-ફરતું ફરતું ધુમરી ખાઇને પડયું. (૨) વમળ; ભમરો; પાણીની અંદર જોરથી વહેતાં કુંડાળાં વળે છે તે. (૩) ચક્કર; માથું ફરવું તે; અંધારાં આવવાં તે. :-મને તે જોઇને ધુમરી આવે છે.

**ધુમલડી,** સ્ત્રી૦ ધુમરડી; ધુમડી. (કવિતામાં).

**ધુમાધુમ,** સ્ત્રી૦ આમતેમ જોરથી અને હોંસથી ફરવું તે; મહાલામહાલ ઉ૦ આ વાદળીઓએ ધુમાધુમ માંડીરે. નવલરામ. અહિં તહિં જોરમાં અને આનંદમાં ફરવું તે.

**ધુમાધુમી,** સ્ત્રી૦ ધુમાધુમ; દોડધામ.

**ધુમાવવું,** ક્રિ૦ સ૦ ફેરવવું; ઘૂમે એમ કરવું; ચારે તરફ ફરે એમ કરવું. :-તરવાર ધુમાવવી. (૨) ચારે તરફનો વિચાર કરીને-આસપાસની બધી ભૂમિકાઓનું દિગ્દર્શન થઇ જાય તેમ લખવું. :-આ બાબતોમાં તે બહુ સારી કલમ ધુમાવે છે. કમલ ધુમાવવી=બહુ સારી ઇબારતથી લખવું.

**ધુરકવું,** ક્રિ૦ સ૦ ગુસ્સાભેર ગળામાંથી મોટો અવાજ નીકળે એવી રીતે બોલવું; ધુધવાટ કરવો; મોટેથી બોલીને સામા થવું; ઠપકો દેવો. (૨) ભસવું. (૩) પોપચાં ન મિચાય તેવી રીતે ફાટી આંખે ગુસ્સામાં કોઇની સામે જોયા કરવું; તાકીને ડોળા કાઢવા. (આ ત્રીજો અર્થ મુંબાઇ અને સુરત તરફ વપરાય છે. અમદાવાદ તરફ ધુરકવું=ડોળા કાઢવા એમ કોઇ સમજતું નથી; તેમ સુરત મુંબાઇ તરફ ધુરકવું=ગુસ્સાથી બોલવું ધુધવાટ કરવો કે ખીજવું એમ કોઇ સમજતું નથી.)

**ધુરકાધુરકી,** સ્ત્રી૦ સામસામે ધુરકવું તે.

**ધુરકાવવું,** ક્રિ૦ સ૦ જોરથી બોલીને બીવરાવવું; ધમકી આપવી; ઠપકો દેવો.

**ધુરકિયું,** ન૦ ધુરકીને બોલવું તે; ઘરકિયું; ધુરકવું તે. ક્રિ૦ પ્ર૦ ધુરકિયાં કરવાં=ડૂંખરાવવું=ધુરકીધુરકીને ઠપકો દેવો.

**ધુરધુર,** અ૦ એવો થતો અવાજ દેખાડે છે.

**ધુલર,** ન૦ એક જાતનું (અંજીરના જેવું) વૃક્ષ અને તેનું ફળ; ઉમરું, ઉમરડું. :-જેમ ધુલરના વૃક્ષમાં ફળ બહુ, તે ફળના જંતુઓનો પાર ન લહું. દ. ૨૬. (૨) કાનનું એક ઘરેણું.

**ધુલરૂં,** ન૦ બાળકની કોટનું એક ઘરેણું. જેમાં વાઘનો નખ, વજરબટ્ટાં વગેરે હોય છે તે. (૨) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું. (૩) ઝુમખું; ઝૂલતી ઘુઘરીઓનો જથો તે.

**ધુવડ,** (ઘૂડ) પું૦ [ સં. उलूक ] રાતે દેખે (દિવસે નહિ) એવું એક પંખી; હિવાબીત; ઉલૂક. કહે૦ ધુવડનું મોત કાગડો= ઘૂવડ અને કાગડાઓને ઉંદર બિલાડીની માફક વેર હોય છે. તેઓ એક બીજાને જોતાંજ મારવા દોડે છે.

**ધુસણિયું,** વિ૦ જ્યાં ને ત્યાં પેસનીકળ કરનારું; માનાપમાન ન જોતાં માથાં મારનારું; ઘૂસી જાય એવું; માથાંમારિયું.

**ધુસાડવું,** ક્રિ૦ સ૦ ઘૂસે દાખલ થાય કે પેસે એમ કરવું; ઘાલવું; કોઇ રીતે અને કોઇ પણ તદબીરે દાખલ કરવું. :-એ તો જ્યાં હોય ત્યાં પોતાનું લાકડું (વ્યક્તિત્વ) ધુસાડયા વગર રહેતો નથી.

**ઘુંઘટ**, પું૦ મુખ દેખાય નહિ તેમ તાણેલો માથા ઉપરના લુગડાનો પડદો; (સ્ત્રીઓ) લાજ-અદબ દેખાડવા સારૂ માથાપરનો છેડો મોં આડે ધરવો તે. ક્રિ૦ પ્ર૦ ઘુંઘટ તાણવો=લાજ કાઢવી. (૨) બુરખો; મોં ઢંકાય એવો પડદો.

**ઘુંઘટડો**, પું૦ જુ૦ ઘુંઘટ.

**ઘુંઘટી**, નાનો ઘુંઘટ. (૨) માથે નાંખવાનો નાનો ચલાખો.

**ઘુંઘટો**, પું૦ મોં ઢંકાય એમ માથા ઉપરનો છેડો તાણી બનાવેલો જે ઘુમ્મટ તે; ઘુંઘટ. ઘુંઘટડો કવિતામાં વપરાય છે. ઉ૦ ઘુંઘટડા ખોલને રાધે. પ્રા. કા. ઘુમટો. ક્રિ૦ પ્ર૦ ઘુંઘટો તાણવો=મોઢું ઢાંકવું; લાજ કાઢવી.

**ઘુંચ**, સ્ત્રી૦ ગુંચવણ; આંટી; ઝટ લઇને ઉકલી શકે નહિ એવી આંટી; જેનો ઝટ લઈને તોડ નિકાલ થઈ શકે નહિ અને રોકાવું પડે એવી હાલત; ગડબડ; મુસ્કેલી.

**ઘુંચવવું**, ક્રિ૦ સ૦ ગુંચાય એમ કરવું; માર્ગ સૂઝે નહિ એવી સ્થિતિમાં મૂકવું. ગુંચવવું.

**ઘુંચણું**, જુ૦ ગુંછળું.

**ઘુંચાવું**, ક્રિ૦ અ૦ ઘુંચ પડવી; ગુંચાવું; માર્ગ નહિ સૂઝવો; નિકાલ નહિ જડવાથી ગભરાવું; ઘુંચ પડે એવી હાલતમાં હોવું.

**ઘુંજવું**, ક્રિ૦ અ૦ [ સં. ગુંજ ] 'ઘુંઉંઉં' એવો અવાજ કરવો. ( ભમરડાનો ) ભમરડો, તીર, ગોળી વગેરે વસ્તુઓ બહુજ ગતિથી હવામાં જતાં જે અવાજ થાય છે તે.

**ઘુંજું**, ન૦ ખીસું; ગજવું. (૨) સુકો મસાલો ભરીને બનાવેલી અર્દ્ધગોળ પૂરી; ઘુઘરો. બહુવચને ઘુંજાં એમ બોલાય છે. રૂ૦ પ્ર૦ ઘુંજાનો વર=જેને ઘુંજે ધન ઘાલવું પડે મોટી પહેરામણી આપવી પડે એવો કુળવાન વર તે.

**ઘુંટ**, પું૦ ઘુંટડો; ગોટ; કોગળો. (૨) વિ૦ ઘોડાની એક જાત. રૂ૦ પ્ર૦ લોહીનો ઘુંટ=ક્રોધનો ઉછાળો; ગુસ્સો; કોઇ પણ બાબતસર ક્રોધ ચઢવાથી લોહી તપી જઈને કંઈનું કંઈ કરી નાંખવાનો ઉછાળો આવવો તે. દૂતનાં વચન સાંભળીને રાજાને રૂંવેરૂંવે ક્રોધ વ્યાપી ગયો અને જાણે હમણાંજ તેના કકડા કરી નાંખું એમ થયું, પરંતુ વખત જોઇને લોહીનો ઘુંટ ગળી ગયો. મોં ભરાય એટલું તે; મોં ભરાવું તે. :-રસ રસના ઘુંટ ભરાય છે.

**ઘુંટડો**, પું૦ મોંની બખોલમાં એકજ વખતે જેટલું પ્રવાહી માય તેટલું તે; ગોટ; કોગળો. ક્રિ૦ પ્ર૦ ઘુંટડા ગળવા=ક્રોધ મારવો; ક્રોધના જુસ્સાને સહન કરવો;ગુસ્સાને દાબી રાખવો.

**ઘુંટણ**, પું૦ [ સં. ઘુંટિકા ] પગની વચમાંનો સાંધો તે; ઢિંચણ. ક્રિ૦ પ્ર૦ ઘુંટણીએ બેસવું=મોગલાઈ અદબે ઢિંચણભાળીને બેસવું. ભાગી જવું; પાયમાલ થઇ જવું. ઘુંટણીએ પડવું=ઘુંટણ ઉપર બેસીને નમવું; પગે લાગવું. ઘુંટણ ઉપર જોર આવે તેમ કરવું. બળદ તો ઘુંટણીએ પડીને પણ ખાંચમાંથી ગાડું બહાર કાઢે.

**ઘુંટણિયાં**, ન૦ નાનાં છોકરાં જે ઘુંટણ ઉપર ભાર દઇને આમતેમ ખસે છે તે; ક્રિ૦ પ્ર૦ ઘુંટણિયાં ભરવાં=ઘુંટણ ઉપર ખસવું-ચાલવું.

**ઘુંટવું**, ક્રિ૦ સ૦ [ મ. ઘૃષ્ ] ભુકાને વધારે બારીક-ઝીણો બનાવવા માટે કુંડા કે ખલમાં નાંખી કુતકા-બત્તાથી જોર દઇ ઘસીને પીસવો; લસોટવું; પરતવું. (૨) કોઇ વસ્તુને લીસી ને ખૂબ ઉજળી અથવા ચળકતી થાય તેમ જોરથી ઘસવી. ( ૩ ) વારંવાર ફેરવફેરવ કરવું; ખરડામાં લખ્યા કરવું; અંદર ને અંદર ફેરવવું-લખવું. અક્ષર ઠરાવવા; દસક્ત વાળવા. ખૂબ બારીક થાય એમ વાટવું; ચકચકિત કરવું; મરદવું. ક્રિ૦ પ્ર૦ દોપિસ્તાં ઘુંટવાં=પત્તાં અથવા પાટી ઉપર ખચેલા અક્ષરમાં ફરી ફરીને કલમ ફેરવ્યા કરવી. ( ૨ ) નનેસરથી-એકડે એકથી

માંડવું. વિદ્વાને કહ્યું કે અમે હવે દોપિરતાં ઘુંટવા બેસીશુ? સ્વર ઘુંટવો=રાગની મિલાવટ કરવાને અથવા સૂર લેતાં યતિ આગળ તૂટ પડે નહિ તે માટે અથવા રાગ બેસાડવા સારૂ ધાંટાને તૂટી ન જાય તેમ લંબાવવો. દમ ઘુંટવો=શ્વાસને લંબાવી લેવો; શ્વાસને થોડીવાર રોકી રાખવો. :–મરજીવા નાનપણથીજ દમ ઘુંટતાં શીખે છે.

**ઘુંટી,** સ્ત્રી૦ પગની પાટલી અને નળાને જોડનારા સાંધા આગળથી બહાર નીકળેલી નાની હાડકી. ઘુંટું–ઘુંટાં (ગ્રામ્ય) (૨) બચ્ચાંને અપાતી એક ઔષધિ. (૩) (પ્રાયે) ગાંઠ; આંટી.(૨) મુશ્કેલી; ગુંચવણી.:–આંટીઘુંટીના હિસાબ એટલે કોયડા. (૩) છાનીખુચ. આંટીની સાથે જોડાઇને વપરાય છે. :–આંટી ઘુંટી. ઉ૦ આંટી ને ઘુંટી તો, અમો નવ જાણીએ. પ્રા. કા. છળવિદ્યા; પ્રપંચજાળ.

**ઘુંટો,** પું૦ ખૂબ ઘુંટીને બનાવેલો મુલાયમ રગડો, લોંદો; અવલેહ. (૨) અંજનદ્રવ્ય; ખરડ. (૩) બત્તો; ઘુંટવાનું ઓજાર. કોડો કે કાચ લીસો હોવાથી ઘુટવાના કામમાં આવે છે. (૪) ઘુંટવાથી આવેલો જે ઓપ તે. :–આ કાગળ ઉપર હજી સારો ઘુંટો કરવો જોઇએ.

**ઘૂડ,** પું૦ ઘુવડ; ઉલૂક. (૨) વિ૦ મુગો; ગુમાની. અતિ વૃદ્ધ. :–ઘરડો ઘૂડ. (૩) અધ.

**ઘૂમ,** અ૦ ગરક; ચકિત; આબો. (૨) બેભાન; આંધળાબિંત.

**ઘૂમવું,** ક્રિ૦ અ૦ આમતેમ મહાલીને આગળ પડતું કામ કરતા હોઇએ તેમ કરવું; મોટો કારભાર કરવો; મહાલવું. (૨) વ્યાપ્ત થઈ રહેવું; આમતેમ ગોળાવું; ગોટાવુ. મશગુલ–તલ્લીન રહેવું; મસ્ત બની રહેવું; મચવુ. :–એના મનમાં તો એના એજ વિચારો ઘૂમી રહ્યા છે. (૩) ચારે પાસ ફેલાઇ ઝીણો ઘોર કરવો; શબ્દાયમાન થઇ રહેવું. :–આ વીણાનો સૂર બધા વાતાવરણમાં ઘૂમી રહ્યા છે.

**ઘૂરવું,** જુ૦ ઘોરવું. (૨) ઘુરઘુર થવું. (૩) ગળામાંથી 'ઘુઘુ' એવો અવાજ નીકળવો. નરકબુતર ઘૂરે છે.

**ઘૂર્ણાયમ.ન,** વિ૦ [ સ. ] હાલતું; ભમતું; ધુજતું હોય એવું.

**ઘૂસ,** પું૦ મોટા વકરેલો ઉંદર. (૨) કોળ. મુંબાઇમાં ગટરના મોટા ઉંદરોને ઘૂસ કહે છે.

**ઘૂસવું,** ક્રિ૦ અ૦ જોરથી અંદર પેસવું; દાખલ થવું; માથાં મારવાં; સામેલ થઇ જવું. કોઈ પણ બહાને ને કોઇ પણ તદબીરે અમુક સમાજમાં, ઘરમાં, કામમાં કે વાતમાં સામેલ થઇ જવું.

**ઘૂસિયું,** ન૦ કોળવાઇ; કોળ પકડવાનું છટક.

**ઘૃણા,** સ્ત્રી૦ [સં.] દયા;–અનુકંપા. (૨) તિરસ્કાર. નિર્ઘૃણ=નિર્દય.

**ઘૃત,** ન૦ [ સં. ] ઘી; તૂપ.

**ઘેટી,** સ્ત્રી૦ ઘેટાની માદા; ગાડરમાદા; મેંઢી. (૨) વિ૦ જાડી; માંસલ; તાજી; ભરેલા શરીરની ઠિંગણી સ્ત્રી.

**ઘેટું,** ન૦ આખે શરીરે સુંવાળા વાળવાળું એક ચોપગું ગરીબ જનાવર; મેંઢું; ગાડરું. આ પ્રાણીના વાળ ઉન કહેવાય છે કામળા ને ધામળીઓ વગેરે ગરમ કપડાં તેમાંથી બનાવવામાં આવે છે. આ પ્રાણી બહુજ ગરીબ હોય છે. ભરવાડ લોકો બકરાં સાથે તેને પાળે છે.

**ઘેટો,** પું૦ ઘેટાંની જાતનો નર; મેંઢો; મેષ. (૨) જાડો ભરાઉ શરીરનો છોકરો.

**ઘેડ,** ન૦ લોટું; ઢોચકું. ઉ૦ શું ઘડો કે ઘેડ ઉતરશે, ચાક ઉપર છે હજુ પિંડો. શામળ.

**ઘેન,** ન૦ ઉંઘ આવવાની અસર તે; તંદ્રા; આળસ; આંખો મિચાઈ જઇ ઉંઘમાં પડવાની જે લાગણી થાય છે તે. (૨) અભિમાન; છાક; મદ. (૩) ઇંદ્રિયોને શિથિલ કરી

સ્મૃતિભ્રંશ કરાવનારી ઝેર કે માદક પદાર્થો વગેરેની અસર તે. :—અફીણનું ઘેન ચઢે છે. ક્રિ૰પ્ર૰ ઘેન ચઢવું=ઉંઘ લેવાની અસર થવી; અભિમાન આવવું.

**ઘેબર,** ન૰ [ સં. ઘૃતવર ] એક જાતનું પકવાન્ન; પુષ્કળ ઘી નાંખીને બનાવેલી ઘીમાં તળી કાઢેલી અને ખાંડ પાયેલી પૂરી; ઘેભર.

**ઘેબરિયું,** વિ૰ ઘેબરના જેવું; રસકસદાર. ઉ૰ આવરે વરસાદ ઘેબરિયો પસ્સાદ. બાળગીત.

**ઘેર,** પું૰ ગોળ ફરતી હદ; વર્તુલનો વિસ્તાર; પરિઘ. ઘાઘરા કે અંગરખા વગેરેનો નીચેનો ચોમેર ફરતો વિસ્તાર તે. ( ૨ ) સ્ત્રી૰ ચોટલીની આસપાસ રાખેલા ટુંકા વાળ; ઘેરી; ધારી. (૩) ટોળે—જથ્થે થઇ ફરવું તે; ટોળું; ઘેરૈયાનું ટોળું; ધીંસ; હોળીની ટોળી. ક્રિ૰ પ્ર૰ ઘેર=ઘરમાં અથવા ઘર તરફ એવા અર્થમાં વપરાય છે. :—મારે ઘેર આવજો માવા. કહે૰ ઘેરઘેર માટીના ચુલા=દરેક ઠેકાણે સારૂં ખોટું ભલું ભુંડું તો જેવું ને તેવુંજ હોય. ક્રિ૰ પ્ર૰ ઘેરકરવું=હોલવવું; દીવો કાઢી નાંખવો. ઘેર કાંટા પડવા=ઘર ઉજડ થવું. ઘેર ગોળી બેસવી=ઘરમાં—પોતાને ત્યાં ખોટ આવવી; ધોકો લાગવો. ઘેર જવું=હોલવાવું; અદશ્ય થઇ જવું. ઘેરમૂકવું=ઘરમાં રહેવા દેવું; ઘરેણે મૂકવું. પરમેશ્વરને ઘેર કઇ ખોટ છે. જે વસ્તુ વિષે બોલાતું હોય તે સંબંધી—તેમાં. આ વર્ષ ડાંગેરને ઘેર ઉઠી ગયું છે, અર્થાત્ ડાંગેર નથી.

**ઘેરણ,** ન૰ ઘેરી લેવું તે; ઘેરો. ઉ૰ જેમ કાયા ગઢ ઘેરણ કરશે. લાલદાસ. (૨) ધારણ. :—ઘેરણ ગોળી=ઉંઘ લાવે એવી દવા તે.

**ઘેરદાર,** વિ૰ જેને ઘેર હોય એવું; ઘેરવાળું; નીચેથી ફરતા ખુલના ભાગનું.

**ઘેરવું,** ક્રિ૰ સ૰ [ સં. ગ્રહ્ ] ચારે તરફથી ધરાય પકડાય તેમ કરવું; આસપાસ ફરી વળી અંદર લેવું; વિંટાઈ વળવું; ચારે તરફ ફરી વળવું. :—શત્રુના સૈન્યે શહેર ઘેર્યું. (૨) રોકવું; આંતરવું; માર્ગ બંધ કરવો; બહાર નીકળવા કે જવા પામે નહિ તેમ કરવું. (૩) ખાળવું; અટકાવવું; નહિ જવા દેવું; આડે ફરી વળવું. (૪) વિસ્તારને ભરી દેવો; ઢાંકવું; છાવું; સપાટી પુરી નાંખવી:—પૃથ્વી સૂર્યથી નાની હોવાને લીધે તેની છાયા સૂર્યના આખા બિંબને ઘેરતી નથી; પૃથ્વીનો બહુ મોટો વિસ્તાર સમુદ્રથી ઘેરાયેલો છે. (૫) કોઇની સ્વતંત્રતા લઇ લેવી; અશરણ બનાવી દેવું; મુઝાવી—ગભરાવી દેવું; નાસી છુટી શકે નહિ તેમ કરવું; સપડાવવું; ફસાવવું. :—રોગે—ઉંઘે ઘેરી લીધો. ઘેરી લેવું=આસપાસ ફરી વળીને નાસી જાય નહિ એમ કરવું. :—શત્રુએ ઘેરી લીધો. ઘેરી બેસવું=અમુક કાર્ય કરાવવા માટે કોઇની પણ સામે રોકાણ કરી બેસવું.

**ઘેરાવ,** પું૰ ઘેર; પરિઘ; રોકેલો વિસ્તાર; ફેલાવો; ચારેગમ ફરતી સીમા; પ્રસાર; વિસ્તાર; ભરાવ. (૨) રોકાણ; પ્રતિબંધ.

**ઘેરાવું,** ક્રિ૰ અ૰ ચારે તરફથી અંતરાઇ જવું; નાસવાનો છુટવાનો માર્ગ ન રહેવો; સંકટમાં આવવું. (૨) ઘેરાઇ જવું=વ્યાપ્ત થઇ જવું. × ની અસરમાં ગુમ થઇ જવું; હવાલામાં—કબજામાં હોવું. ઉ૰ ઉંઘે ઘેરાણારે ડોલો, મોહન બોલાવ્યા નવ બોલો. દયારામ.

**ઘેરાવો,** પું૰ ઘેરાવ.

**ઘેરી,** સ્ત્રી૰ ધારી. (૨) વિ૰ ઘેરા રંગની.

**ઘેરું,** વિ૰ [ સં. ગંભીર ] ગાઢ; ભરપુર ભરેલું; (રંગથી) પાકું. ઘેરા રંગ=ગાઢ રંગ; પાકો રંગ; નહિ આછું એવું; નહિ ખુલતું. ભરચક રંગવાળું. મદ—અભિમાન—મદભર.ઘેરી આંખ.

**ઘેરેઘેર,** અ૰ દરેક ઘેર; ઘરોઘર; ઠામોઠામ. કહે૰ ઘેરેઘેરમાટીના ચુલા=અર્થાત્ સૌનેલાં સરખું. બધાને ઘેર; દરેક ઠેકાણે.

**ઘેરૈયો,** પું૰ ઘેર, ધીસમાંનો અકેક; ફાગ ખેલ-

નાર છોકરો; હોળીની ગમ્મત મેળવવાને બહાર પડેલો જુવાન માણસ. ઘેરમાં ચાલનારો; હોળૈયો. ઘેરનારો–રોકીને કાર્ય કરનારો તે–ઘેરૈયો. રૂ૦ પ્ર૦ ઘેરૈયા ચૌદશ=ફાગણ સુદિ ચૌદશ.

**ઘેરો,** પું૦ ઘેરવું–ઘેરી લેવું તે; વિંટ; ચારે બાજુથી આંતરી લેવું તે. (૨) રોકાણ; અટકાવ; પ્રતિબંધ. કાઈ સ્થળને ચારે તરફથી ઘેરી લેવું તે. ક્રિ૦ પ્ર૦ ઘેરો ઘાલવો=ઘેરી લેવું; વિંટ નાંખવો; ચારે તરફથી બંધ કરવું. (૩)સમૂહ; સમુદાય; જથો. :–છોડનો અથવા ઝાડોનો ઘેરો (ઝેરો) ઘચુમલો.

**ઘેલચંદું,** વિ૦ જેની ઘેલછા ચંદ્રની ક્ષયવૃદ્ધિની પેઠે પાક્ષિક હોય એવું; વખતે ગાંડું અને ડહાપું થઇ જતું હોય એવું.

**ઘેલછા,** સ્ત્રી૦ ગાંડાઇ; ગાંડપણ; ઘેલાપણું. (૨) મનનું એકમાર્ગી વલણ; તરંગ.

**ઘેલડી,** સ્ત્રી૦ (ઘેલડું) ગાંડી; પ્રેમઘેલી; હલેતી. (કવિતામાં)

**ઘેલસપ્કું,** વિ૦ ઢંગ વગરનું; ઘેલછાના અંશવાળું. ગ્રામ્ય.

**ઘેલાંઇ,** સ્ત્રી૦ ગાંડાઇ; ગાંડપણ; ઘેલછા.

**ઘેલું,** વિ૦ જેને સારાસાર વિવેક હોય નહિ ને જે વિવેક બુદ્ધિથી કાર્યાકાર્ય, કર્તવ્યાકર્તવ્ય વિચારી શકતું ન હોય એવું; ચસકેલું; મત્ત; પાગળ; દિવાનું; ઢંગ વગરનું. ક્રિ૦ પ્ર૦ ઘેલાં કાઢવાં=ગાંડાં કાઢવાં; ખોટાં–લાડમાં ઘેલાં બનવું તે. કહે૦ ઘેલું જે આવે તે ખાય ને મગન થાય=ગાંડાને સારાસાર વિવેક હોતો નથી. ઘેલાનાં ઘર કંઇ ગામ હોતાં નથી=ગાંડાં તો કવચિત કોઇકજ હોય. ઘેલા ના ખાતો, તો કહે બહોંસે ખાઇશ=ના કહ્યાથી બમણું કરે. ઘેલાની જાને જવું અને ભૂખે મરવું=ડહાપણ વગરનું કામ કરવામાં લાભ હોયજ નહિ. ઘેલા સાથે ઘેલા થવું=જેવું માણસ હોય તેવા થઇએ તો ચાલે નહિ તો નહિ. ઘેલી થઇને ફરે ને ગામ બધું લુટે=ગુહાં ગાંડાં કાઢવામાં કેટલાક ફાવી જાય છે. ઘેલીનાં ઘેરઘેર સાસરાં=ઠેકઠેકાણે ગવાળો નાંખવો ને રહેવું તે. ઘેલીને વળી ભૂત વળગ્યું=વાંદરે ને વળી નીસરણી મળી. ઘેલીનો ગવાળો=વગર સંભાળે ઘણો સરસામાન ગખવો તે. ઘેલી સાસરે ન જાય અને ડહાઇને વિખામણ દે=પરોપદેશે પાંડિત્યના જેવું. ઘેલો થઇને ઘર ગ્રાખે=ગાંડા થઇને પણ સ્વાર્થ સાધી લેવો તે.

**ઘેંઘટ,** વિ૦ ચકચુર; તલ્લીન; મસ્ત; મગ્ન; ઘેનની–કેફની કે ઉંઘની અસરથી ઘેરાઇ ગયેલું; એકવૃત્તિવાળું; એકતાર. ઉંઘમાં કે કેફમાં ઘેરાઇ ગયેલું.

**ઘેંન,** ન૦ ઉંઘની અથવા કેફની આંખોમાં જણાતી અસર તે; કેફ; ઇંદ્રિયોની પોતપોતાના વિષયો ગ્રહણ કરવામાં જે આળસ તે. (૨) મદ; અભિમાન; ગર્વ. :–એને પૈસાનું ઘેંન બહુ છે. (૩) છક; મગરૂરી; ઔદ્ધત્ય.

**ઘેંશ,** સ્ત્રી૦ છાશમાં અથવા પાણીમાં મીઠું નાંખીને બનાવેલું બાજરી–બાવટા વગેરેના લોટનું લેલ; રાબ; પેય. કહે૦ આવડે નહિ ઘેંશ ને રાંધવા પેસ=સાદામાં સાદું કામ પણ જેને આવડતું ન હોય તેને મોટાં મોટાં કામમાં ચોજવું તે શા કામનું ? એવા અર્થમાં. ઘેંશ ખાય તે ઘોઘર થાય=પથ્ય ભોજનથી હમેશ ફાયદો થાય છે. ઘેંશ છાશનું ખાણું અને બદામોનું નાંણું=એમાં કંઇ માલ નહિ. ઘેંશમાં ઘી=ખીચડીમાં સાકર જેવું. જેમાં જે ન ઘટે તે તેમાં મૂકવું તે.

**ઘેંયું,** ન૦ [ સં. गह्वर ] માર્ગે ચીલામાંનો અથવા વહેણમાંનો ખાડો.:–ચીલામાં ઠેર ઠેર ઘેયાં પડેલાં છે. પૂર આવી ગયા પછી નદીમાં આરા આગળ મોટું ઘેંયું પડયું છે. ભોક; ઉંડો ખાડો; ખાણ.

**ઘો,** સ્ત્રી૦ [સં. गोधा] ગરોળી અથવા કાચંડાની જાતનું એક જંગલી પ્રાણી. આ પ્રાણીની બે ત્રણ જાતો થાય છે. જાડી પાસલા જેવી જાત ' પાટલા ઘો ' કહેવાય છે અને પાતળી-ઉડતી કે ઉછળતી જાત ' ચંદન ઘો ' કહેવાય છે. ( ચંદનઘો ઝેરી હોવાનું કહેવાય છે પરંતુ લુણાવાડાના દિવાન રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાએ મુંબાઇના રસાયનશાસ્ત્રી પાસે તપાસ કરાવી જાહેર કર્યું છે કે તે ઝેરી પ્રાણી નથી. ) વાઘરી લોકો આ પ્રાણીને દેખે કે તરત મારી નાંખતા હોવાથી એવી કહેવત કહેવાય છે કે ' મરનારી ઘો થાય ત્યારે વાઘરીવાડે જાય. ' આ પ્રાણીના પંજાના નખની પકડ બહુજ મજબુત હોય છે. જુની વાર્તાઓમાં એમ કહેલું છે કે, ચોર લોકો ઘોની કમ્મરે રેશમની ગાંઠોવાળી દોરી બાંધતા અને મોટી હવેલીઓની બારીઓએ ચઢી ઉતરવાને તેને બારીએ વળગાડી ઉપર ચઢી જતા. અર્થાત્ માણસનો ભાર આવવા છતાં પણ તે જ્યાં વળગાડી હોય ત્યાંથી વછુટી જવાય નહિ એમ ચીવટ સજડ પળગી રહે છે. કહે૦ ઘોના પાપમાં પિંપળો બળ્યો=નઠારાની સોબતમાં સારૂં માર્યું જાય. આ પ્રાણીનો અવાજ ભારે ઘઘેરાટવાળો હોઇ બિયામણો લાગે છે. ઉ૦ × × માંહી ધુત્રવે ઘોય-વેદર્ભી વનમાં વલવલે. પ્રે.

**ઘોકવું,** ક્રિ૦ અ૦ મારવું; ઠોકવું; ઢુંસા મારવા. (૨) મોટો ઘોટો કાઢીને લડવું; ડપકો દેવો; બખાળવું.

**ઘોઘર,** પું૦ [ સં. गो घातक ] ગાયો મારી નાંખે એવો જંગલી બિયામણા મોંનો વકરેલો બિલાડો; મોટા ભારે માથાનો ક્રૂર બિલાડો. (૨) બીક લાગે એવું એક ભયંકર કાલ્પનિક સ્વરૂપ; નાનાં બાળકોને સોડ્ લગાડવાને ગુજરાતમાં સ્ત્રીઓ ' ઘોઘર આવ્યો ' એમ કહી બીવરાવે છે. ૩૦ પ્ર૦ ઘોઘર જેવું=ભારે અને ભય ઉત્પન્ન કરે એવા મોં અથવા જાડા તરેહવાર શરીરવાળું; જાડું; ભરાઉ અને બિયામણું એવું. ઘોઘરરાણો=મોટો બિયામણો બિલાડાનો રાજા.

**ઘોઘરરાણો,** પું૦ ઘોઘરમાં જે મોટો તે. નવરાત્રીમાં એક મોટી ને સ્થૂલ પુરુષાકૃતિ બનાવી તેની આગળ છોકરા રમે છે અને તેને માતાનો ધાંચી કહે છે તે.

**ઘોંઘળો,** પું૦ [ સં. गो-गद् ] ગળાનો તે ભાગ, કે જેમાંથી અવાજ નીકળે છે; ગળું; કંઠ; ઘાંટી. (૨) ઘાંટો; સાદ; મોટો ભારે અવાજ; વાણી. ક્રિ૦ પ્ર૦ ઘોઘળો ઝાલવો-પકડવો=ગળે ઝાલવું; ટોટો પકડવો. ઘોઘળો કાઢવો=બહુ મોટેથી બોલવું. ઘોઘળો તાણવો=રાગ-લાંબો સૂર તાણીને ગાવું. કહે૦ ઘોઘળે સિંદુર દે=ઘાંટો ન નીકળે-બોલાય નહિ એમ કર. ઘોઘળે બાઝવું=ગળાના તે ભાગને બાઝવું કે જેથી મરણ થાય, વાણી પક્ષે ઘોઘળો કઠોરતા દેખાડે છે અને અવયવ પક્ષે પ્રાણહારક મર્મત્વ દર્શાવે છે.

**ઘોઘા,** ન૦ ખંભાતના અખાતને પશ્ચિમ કિનારે ભાવનગર નજીક આવેલું એક બંદર તે. અમદાવાદ જિલ્લાનો એ નામનો એક તાલુકો. ઘોઘાપાંચમ=નાગપાંચમ. ઘોઘાબાપજી=નામબાપજી. કહે૦ ભેંશ ઘોઘે ને ઘેર ઘિંગાણું=ગામમાં પોડાના સાંસા ને પરેલને ઘેર ઉનાં પાણી, એના જેવું ખોટું ઘિંગાણું. લંકાંની લાડી ને ઘોઘાનો વર=ક્યાંનું ક્યાં હોય એવું; ઘણે દૂર ઝટ જવાયઅવાય નહિ અથવા ઝટ બને નહિ એવું તે.

**ઘોઘારી,** વિ૦ ઘોઘા તરફનું; ઘોઘાનું. (૨) આ નામથી ઓળખાતી કપોળ વાણિયાની નાત.

**ઘોઘો,** પું૦ મોં ને માથું બેઉ ઢંકાય એવો કપડું ઓઢીને કરેલો ઘુમ્મટ; મોંને માથું ઢંકાય તેમ કપડું ઓઢવું તે; ઘુંઘટો તાણવો-કા-

ઢવો તે; કપડું ઓઢી ગોટપોટ થઇ જવું તે. ક્રિ૦ પ્ર૦ ઘોઘો કરવો=મોઢેમાથે ઓઢવું; કપડામાં મોં છુપાવવું. (૨) અભણ મૂર્ખ માણસ.

**ઘોચ,** સ્ત્રી૦ શળ, સોય કે કાંટો વાગી નીકળી ગયાથી ચામડીમાં પડેલો ખાડો; ચામડીમાં કાંટો ભોંકાયાથી પડેલું છિદ્ર; ભોક. :–કાંટાની ઘોચ.

**ઘોચવું,** ક્રિ૦ સ૦ ઘાલવું; પેસાડવું; દાખલ કરવું; ભોંકવું; જોરથી અંદર નાંખવું.

**ઘોટ,** પું૦ ઘુંટ; ઘુંટડો.

**ઘોટક,** પું૦ [ સં. ] ઘોડો; નાનો ઘોડો; ટટ્ટુ.

**ઘોડદોડ,** સ્ત્રી૦ ઘોડાનું દોડવું તે; ઘોડાની ઉતાવળી ચાલ. (૨) સરતથી ઘોડાઓ દોડાવવાની હરિફાઇની એક રમત. (૩) હરિફાઇથી ઘોડાઓ દોડાવવાની ખુલ્લી સપાટ જગા; સરતનું મેદાન.:–ઘોડદોડ સામેજ તેનો બંગલો છે. (૪) ઉતાવળ; ધમાલ; હાંસાતુંસી.

**ઘોડમહાત,** સ્ત્રી૦ સેતરંજની રમતમાં પોતાના ઘોડાની શેહ પહોંચાડી સામાવાળાના પાદશાહને બાંધી લેવો તે; સેતરંજમાં ઘોડાની શેહથી પાદશાહનો નિગ્રહ કરી સામાવાળાને હરાવવો તે.

**ઘોડમુખું,** વિ૦ ઘોડાના જેવા મોંનું; જેનું ઘોડાના જેવું મુખ હોય એવું. ( લાંબા મોઢાનું ) યક્ષો ઘોડમુખા કહેવાય છે.

**ઘોડલી,** સ્ત્રી૦ ઘોડી. ( લાડમાં ને કવિતામાં) :–રઘુનાથજીની ઘોડલી.

**ઘોડલો,** પું૦ ઘોડો ( ઘોડલો અને ઘોડલિયો એમ કવિતામાં વપરાય છે ) ઉ૦ હિંડે ઉછળતા ઘોડલા, સાજન થઇ સારા. નવલ.

**ઘોડવેલ,** સ્ત્રી૦ સુંદર ઘોડાગાડી.

**ઘોડાગાડી,** સ્ત્રી૦ જેને ઘોડા જોડાતા હોય એવી ગાડી; ઘોડવેલ; ઘોડાની ગાડી.

**ઘોડાગાંઠ,** સ્ત્રી૦ બેવડી સરકતી ગાંઠ. આ ગાંઠ ઝટ લઇને છૂટી જતી નથી (૨) સેતરંજની રમતમાં અઢી અઢી ઘરને છેટે બે ઘોડાઓ મૂકી તેમને અન્યોન્યનું બળ આપવામાં આવે છે તે. સેતરંજના બે ઘોડાઓને એકએકના જોરમાં રાખવા તે.

**ઘોડાગીની,** સ્ત્રી૦ જેમાં ઘોડાની છાપ હોય છે એવો બ્રિટિશ ઇંગ્રેજ સરકારનો સોનાનો ચલણી સિક્કો.

**ઘોડાઘાટડી,** સ્ત્રી૦ જાનીવાસે જવાને ઘોડે બેઠેલી પરણેલી કન્યાને વર તરફથી જે ઘાટડી ઓઢાડવામાં આવે છે તે. મંગળ ફેરા ફરતી વખતે ઓઢાડાતી ઘાટડી–મંગળ ઘાટડી–અને ઘોડે ચઢતી વખતે ઓઢાડાતી ઘાટડી તે ઘોડાઘાટડી કહેવાય છે.

**ઘોડાચઢ,** પું૦ સ્વાર, ઘોડે બેસનારો. ( ૨ ) છોકરો; વર. :–ઘરમાં બે ઘોડાચઢ છે પણ નાતમાં કન્યાની અછત એટલે કુંવારા રહેલાછે.

**ઘોડાપૂર,** ન૦ [ સં. घोटक-पूर ] એકદમ ઓચિંતું ખૂબ પાણી આવવું તે; સપાટાબંધ ખળકે અને ખળકે પાણીનો ચઢાવ થતો હોય એવી રેલ. ( ૨ ) ઝપાટામાં આવી ઝપાટામાં ઉતરી જાય એવી રેલ.

**ઘોડામૂઇ,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ; એક ઓષધિ.

**ઘોડાર,** સ્ત્રી૦ [ સં. घोटक-आगार ] ઘોડા બાંધવાની અથવા રાખવાની જગા તે; તબેલો; અશ્વશાળા. કહે૦ ઘોડો ઘોડારમાંજ શોભે=મનુષ્ય તેને ગોગ્ય સ્થાન ઉપર હોય તોજ શોભે, એવા અર્થમાં વપરાય છે.

**ઘોડારિયો,** પું૦ દાણિયો. ઉ૦ ઘોડારિયાની ઘાત ગુરુજી. નળાખ્યાન.

**ઘોડાલિયું,** ન૦ વાંસની એક ચીપને વચમાંથી જીભ કાઢી બનાવેલું દાંતમાં ઘાલી વચલી જીભને થડકાવી વગાડવાનું ભીલ લોકનું વાજું. એના વાગવાને ધમકવું કહે છે. ઉ૦ ઘોડાલિયું ધમકે છે રે. ભલડીઓનું ગીત.

**ઘોડાવજ,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ: ઓષધિ.

**ઘોડાવાળો,** પું૦ ઘોડાની ચાકરી કરનારો; ઘોડા હાંકનારો; રાવત; ચરવાદાર. ઘોડાવાળી=ઘોડાવાળાની સ્ત્રી. (૨) દળનારી; દુબળી. (મુંબાઈમાં)

**ઘોડાવેગ,** પું૦ ઘોડાના જેવો જે વેગ તે. :–રોગ તો ઘોડાને વેગે આવે અને કીડીને વેગે જાય, માટે હિંમત રાખવી.

**ઘોડિયાટ,** પું૦ મોભ ટેકવવા માટે એક પાટડા ઉપર બે પહોળે ખુણે લાકડાં લગાડી જે ત્રિકોણિયું બનાવવામાં આવે છે તે; મોભ ટેકવવાનુ ત્રિકોણિયું; ગીલતાન; આડી પાટડી.

**ઘોડિયું,** ન૦ સામસામે બબ્બે પાયાના ચોકઠાની વચમાં એક મોભ નાંખી બનાવવામાં આવેલી લાકડાની એક આકૃતિ; પારણું. ઘોડિયાના બે છેડે બે ટોલણાં નાખી ઝોળી બાંધી તેમાં બાળકને સુવાડવામાં આવે છે. (૨) તાડછાંનો દાંડો. ક્રિ૦ પ્ર૦ ઘોડિયું બંધાવું=છોકરાં થવાં; સંતાનની વૃદ્ધિ થવી. :–આ માતાની બાધા લેવાથી ઘણાંક વાંઝિયાંને ત્યાં ઘોડિયાં બંધાયાં છે. કવિતામાં ઘોડલિયું વપરાય છે. :–ઉ૦ વડસાસુ વારાનુ શકુનિયું; પૂછી ઘરડાંને માંડયું ઘોડલિયું. કહે૦ ઘોડિયે ઘર=જ્યાં કોઇ મોટો પાલક પુરૂષ ન હોય પણ સગીર છોકરાંજ હોય અથવા બાપ કે મોટા વડીલ વગરનાં જે ઘરમાં નાનાં છોકરાંજ હોય એવું ઘર. :–મોટી ઉંમરે મુઓ તોય બિચારો ઘોડિયે ઘર મૂકી ચણચણતે ચિત્તે ગયો.

**ઘોડી,** સ્ત્રી૦ ઘોડાની માદા. (૨) ત્રિપાઇ, જેની ઉપર કોઇ વસ્તુ મુકાય અથવા ગોઠવાય એવી લાકડા વગેરેની જે બેસણી તે. (૩) જેનો ટેકો લઇને ચલાય એવી લાકડી. લગડાની ઘોડી (૪) કોઈ પણ વસ્તુ ટંગાય અથવા અદ્ધર રખાય એવી લાકડાની ચીપોની બનાવટ. નિશાળમાં ગણિતનાં પાટિયાં અને નકશાની ઘોડીઓ પણ નવી. (૫) ટેકણ; તંબુરાના તાર ઉંચા રાખવાની ઘોડી. (૬) ઉંચે પહોંચાય તે માટે બનાવેલું એક પગથિયાનુ સ્ટૂલ; નાની નીસરણી. (૭) કપડાં પાઘડી ટોપી વગેરે મૂકવાની જે લાકડાની ખીંટીઓવાળી બનાવટ તે. (૮) અભ્યાસ નહિ કરવા માટે નિશાળિયાના હાથ બાંધી તે પાછળ રખાતી પીઠ અને માથાની વચ્ચે પાટીઓ મૂકવામાં આવે છે તે; એક શિક્ષા. (૯) ખુમારી; લહેર; તરંગ. તે ઘોડીપર ચઢયો છે=પૂર નિશામાં છે. લીલીઘોડી=ભાંગની ખુમારી; કેફ. લીલીઘોડીના સ્વાર=ભંગીજંગી. (૧૦) કોઇ વસ્તુ મુકાય એવું અથવા જેની ઉપર બેસાય કે કંઇ ભરનાય એવું લાકડાનુ ચોકઠું. ઘોડીચલામણી=છોકરાઓની એક રમત. રૂ૦ પ્ર૦ ઘોડી ઘર આપણાં=આ તો આપણું છે અને સંભાળી કરકસરથી કામ લેવાનુ છે, પારકુ નથી કે જેમ ખવાય વપરાય તેમ વાપરવું. એમ કહેવાય છે કે, બારોટ ગરાસિયાઓમાં વહી વાંચવા જઇ આવ્યા પછી બે ત્રણ દહાડે છોકરાએ કહ્યું કે–બાપા ! ઘોડી કોતરાં ખાતી નથી. તે ઉપરથી બારોટે ઘોડીને થાબડીને કહ્યું કે "ઘોડી ઘર આપણાં મને ઢેબરાં ને તને કોતરાં." તે ઉપરથી આ કહેવત થઇ. ઘોડી પખે ઘોડો ને ધરતી પખે દાણો=એક એકના પછી પ્રાપ્ત થાય એવી વસ્તુઓ છે. ઘોડી પ્રસવી ને વાત પ્રસરી=કોઇ મોટી ગપ ચાલે ત્યારે આમ કહેવાય છે. લોકોમાં એવી માન્યતા છે કે, જ્યારે ઘોડી દિવસે વિયાય ત્યારે તેનો ધણી એક ગપ ન ચલાવે તો અશુભ થાય, આવી એમ કહેવાય છે. –આ તો મનાય એવું નથી કોઇને ઘેર ઘોડી પ્રસવી હશે તેથી ચલાવેલી ગપ છે.

**ઘોડું,** ન૦ ઘોડો અથવા ઘોડી બેમાંનુ ગમે તે એક તે; ઘોડાની જાતનું નાનું પ્રાણી; દુર્બળ ઘોડો અથવા ઘોડી; ટટુ. (૨) ઘોડેસ્વાર; દમદળમાંનો સિપાઇ; દમદળ. (બહુવચને

પણ વપરાય છે.) ગાયકવાડ મુંબાઇ આવ્યા ત્યારે તેમની સાથે ઘણું ઘોડું હતું. ઘોડું ટાર્ં=ઘોડું વગેરે, અર્થાત્–અમલદાર સાથે ઘોડા બળદ વગેરે જે પશુ તે. કહે૦ કાણું ઘોડું ને વળી કરડકણું=મૂળે કાણું અને વળી કરડકણું–એ ખોડવાળું. ઘોડું અને ગધેડું કંઈ સરખું હોય=કુચ્ચ તે ઉચ્ચજ. ઘોડું ને લોઢું વાપર્યું કામનું=ઘોડું અને લોઢું બેઉ જેમ વપરાય તેમ સારાં રહે, ઘોડું બેસી રહ્યાથી અટકી પડે અને લોઢું કટાઇ જાય. રૂ૦ પ્ર૦ ઘોડું પાડવું=બહુ ખરચ કરી નાંખવું; બહુ થઇ જવું. ન ઉપડી શકે એવું થવું. –પાંચ લગડી આપણાથી લેવાય નહિ કદી ખોટ આવે તો ઘોડું પાડે.

**ઘોડેસ્વાર,** પું૦ ઘોડા ઉપર બેસનારો; ઘોડે-સ્વારી કરનાર; ઘોડે બેઠેલો હોય તે. (૨) પોલિસનો અથવા લશ્કરનો ઘોડેસ્વારી કર-નારો સિપાઇ. ઘણા સિપાઇઓનું લશ્કર તે. ઘોડેસ્વાર લશ્કર–હયદળ–કહેવાય છે.

**ઘોડેસ્વારી,** સ્ત્રી૦ ઘોડા ઉપર બેસવું તે; ઘોડે સ્વારી કરવી તે; ઘોડાની સ્વારી તે.

**ઘોડો,** પું૦ [ સં. ઘોટક ] નહિ વાગોળનારાં પશુઓમાંનું એક સુંદર ચોપગું પશુ; તુરંગ; અશ્વ; હય. ઘોડાને પગે ફાટ નથી હોતી. ખરી નહિ પણ ડાબલા જેવો આખો નખ હોય છે. એની ગરદન ઉપર વાળ હોય છે. પુંછડું લાંબા બરસટવાળનું ચમરી જેવું ભરાઉ હોય છે. આ પ્રાણી સ્વારી કરવામાં અને ગાડીએ તથા હળે જોડવાના કામમાં આવે છે. બધાં પ્રાણીઓમાં ઘોડો ખરેખરો નર ગણાય છે, કારણ કે, તેને એકલાનેજ સ્ત્રી ચિહ્નન–સ્તન લાંછન નથી. ( ૨ ) નદી દરિયામાં આવતો મોજો; તરંગ; લોઢ. (૩) ચાંપ; કળ; વાંદરો. :–બંદૂકનો ઘોડો. (૪) અડિયેલ હઠીલો છોકરો. ગુસ્સામાં બોલાતો અશિષ્ટ શબ્દ. આ ઘોડો (છોકરો) ક્યારે જંપવા દે છે. (૫) કપડાં વગેરે મૂકવાને ભિંતમાં ઘાલેલું ઘોડાની મુખાકૃતિ વાળું લાકડું; જાડી નકશીદાર ખીટી. ( ૬ ) બે તરફ ચઢ ઉતર કરવાનાં પગથિયાંવાળો ઉચો બાંકડો. ( ૭ ) જેની ઉપર ચઢીને ઉંચી વસ્તુ લેવાય અથવા ઉચેનું કામકાજ થાય એવી નીસરણી. ( ૮ ) કોઇ વસ્તુ મૂકવાને બનાવેલું લાકડાનું ઉભેકું ચોકઠું. (૯) ચાર પાંખડીનુ કપાસનું કાલું. (૧૦) પહેલી આંગળીએ પહેરવાની કાંબી જેવી લબંગોળ વીંટી. ક્રિ૦ પ્ર૦ ઘોડેચઢવું= આગળ પડવું; અગ્રેસર થવું; વર બનવું. (૨) ઉત્તેજાવું; તૈયાર થઇ જવું. (૩) મૂર્ખ બનવું; ફજેત થવું. :–ઘોડે ચઢીને ઘેર ઉતર્યા. ઘોડા જેવું=હોંશિયાર,કડકધડ; તેજ,તંદુરસ્ત એતો ઘોડા જેવો છે. સાજુંતાજું; ટટાર. ઘોડો પલાણવો=કોઇ વસ્તુને બે પગની વચ્ચે ઘાલી તેની ઉપર બેસવું; કોઇ ઉપર સ્વાર થવું. ઘોડે બેસવું=જુઓ ઘોડે ચઢવું. ઘોડો ચઢાવવો=વાંદરો ખેંચવો; બંદૂકની કળ ઉંચી કરવી. ઘોડો પાડવો= બંદૂક ફૂટે તે માટે તેની કળને ચઢાવેલા ચાંપથી છટકાવવી. ઘોડે પલાણ નાંખવું= સત્વર જવાને તૈયાર થવું. (૨) લડવા જવું. ઘોડે ચઢીને આવવું=તાબડતોબ કામ કરવા આવવું. ઉતાવળે આવવું; ખાનગી નહિ પણ જાહેર છચોક. ચઢે ઘોડે આવવું= ઉભે ઉભે કામ કરાવવા આવવું. છેલી ઘડીએ ધાઇ કરવી. ઘોડાપર ઘોડા ચઢવા=વ્યાજપર વ્યાજ ચઢવું. ઘોડા નહિ પહોંચવા=ગજું નહિ ચાલવું; શક્તિ નાહ હોવી. ઘોડાના ગાઉ =લાંબા લાંબા ગાઉ. ઘોડાગાલ-વેગ=ઉતા-વળી ચાલ. ઘોડો ગડવો=મસલત કરવી. ઘોડો ચઢાવવો=ત્રાજવાની દાંડીમાં એમ કરવું કે જેથી ઓછુંવત્તું જોખાય. ઘોડા થાકી જવા=ડાગી જવું; આગળ વધવાની હિંમત જતી રહેવી. ( કામમાં ) ઘોડો

બાંધ=ડમો રહે; સાંસતો પડ; ધીરજ રાખ: શાંત પડ. ઘોડો મારીમૂકવો=ઉતાવળે નાસી જવું. ઘોડા એટલા અસ્વાર=બધાએ જાણકાર. ઘોડાનું બૂડનું અને ગાયનું તરવું= ઘોડો રાખનારને નુકસાન અને ગાયવાળાને લાભ. ઘોડાને તંગ અને પુરુષને અંગ= માણસને અંગ ભસ્મથી જેટલું જોર આવે છે તેટલું ઘોડાને તંગ (છાતીએ કસીને પટો) બાંધવાથી આવે છે. ઘોડાને ચાબખા અને ગધેડાને ડફણાં=જેની જેવી યોગ્યતા. ઘોડે ગયા અને ગધેડે આવ્યા= હારીને નિષ્ફળ થઇને પાછા ફરવું. ઘોડે ચઢે તે પડે=જે કાર્ય કરે છે તેને સારો માઠો અનુભવ થાય છે. ઘોડે બેસી ગાંસડી માથે મૂકવી=મૂર્ખ બનવા જેવું કરવું. ઘોડો ઘોડાને રૂપે દોડે=જેવી જેની યોગ્યતા તેવું તે કામ કરે. ઘોડો છૂટ્યો ઘોડી છૂટી= શું થયું શું નહિ, જય થયો કે પરાજય માટે ફુલાવું નહિ. ઘોડો છે પણ સ્વાર નથી=મીલકત છે પણ વારસ નથી. ઘોડો દોડી દોડી મરે ને સ્વારને હિસાબમાં નહિ= નિર્ગુણિયા આગળ મહેનત કરવી ફોગટ છે. ઘોડો પાન ને રોટલી ફેરવ્યાં સુધરે ને બેઠાં બગડે=જેમ ને તેમ પડી રહેવા દેવાં તે સારૂં નહિ, ફેરવવાં જોઇએ. ઉ૦ પાન સડે ઘોડો અડે, વિદ્યા અવિસળ જાય, તવે રોટી લગ ગઇ, કહે ચેલા ક્યમ થાય ? ઉત્તર ફેરવ્યા વગર. ભાપા.

**ઘોણ**, પું૦ [ સં. ઘન ] મોટો હથોડો; મુદ્દગર; મોટી મોગરી; ઘણ.

**ઘોણિયું**, ન૦ ધણુંધણુ થાય એવું ટોલ. (૨) ઘણ મારવાનું કામ કરનાર.

**ઘોણિયો**, પું૦ તાંબાની મોટી વટલોઇ. ઉ૦ ઘોઘાના ઘોણિયા વાવજો. સ્રીગીત.

**ઘોતું**, જુ૦ ગોતું.

**ઘોબો**, ( ઘોભો ) જુ૦ ગોબો.

**ઘોયું**, ન૦ ભમરડા ઉપર પડેલો ખાડો.

**ઘોર**, સ્ત્રી૦ [ फा. ] મડદાં દાટવાનો ખાડો. (૨) મડદું દાટી તેની ઉપર કરેલું જે બાંધકામ તે; કબર. (૩) પું૦ તંબુરામાં પિત્તળના તારથી જે જાડો ખરજનો સ્વર નીકળે છે તે. (૪) દારયાફત; ક્યાસ. પારસી લખાણોમાં આ શબ્દ આવે છે. આ વાતનો કોણ ઘોર કરે છે. [सं. गण] ટોળું; સમૂહ; સમુદાય; ગણ. [दे. ] સ્ત્રી૦ ઉંઘમાં નાક વાટે જતા આવતા શ્વાસને લીધે જે અવાજ નીકળે છે તે; નસકોરાં બોલવાં તે. [ स. ] વિ૦ બિયામણું; ભયકર. (૨) કમકમાટ ભરેલું; ક્રૂર. ( ૩ ) અત્યત ગાઢ; મીણમીણુ:–ઘોર અંધારૂં. ઘોર અંધારી રાત=અત્યંત અંધારાવાળી–કાળી–બિયામણી રાત. ઉ૦ દિવસથી દરબારમાં છે અંધારૂં ઘોર. (ગાઢ) ક. દ. ડા. :–ચાર દહાડાનું ચાંદરણું અને રાત અંધારી ઘોર. ઘોર અવાજ=ભયંકર=અતિ મોટો અવાજ. ઘોર ખોદવી=મડદું દાટવાનો ખાડો. ખોદવો. (લા.) અંતે વિનાશ થાય એવું કામ કરવું. ઘોરખોદિયો=અકર્મી; મૂર્ખ; હીણું કામ કરનાર. મડદાં ખણી કાઢીને ખાનારૂં એક જાતનું પ્રાણી; જરખ. ગધેડા કરતાં નાનું અને ઘોરો ખણી તેમાંથી મડદાં ખેંચી જનારૂં એક જંગલી પ્રાણી. ઘોર ચણવી=મડદું દાટયા પછી તેની ઉપર નાનું કે મોટું ગજા પ્રમાણેનું બાંધકામ કરવું.

**ઘોરણ**, ન૦ ઘોરવું તે; ખૂબ ઉંઘવું તે. (૨) ઉંઘમાં નાકમાંથી અવાજ નીકળ્યા કરવો તે; ઘોર.

**ઘોરવું**, ક્રિ૦ અ૦ ગાઢ ઉંઘવું; ખૂબ ઝટ સંજ્ઞા પ્રાપ્ત ન થાય એમ ઉંઘવું. (૨) શ્વાસોચ્છ્વાસથી અવાજ થાય ઘોર બોલે એમ ઉંઘવું. (૩) ઉંઘમાં નાક બોલવાં; નાકમાંથી અવાજ થવો. :–તે ઉંઘમાં ખૂબ ઘોરે છે.

**ઘોરંભાવું,** ક્રિ૦ અ૦ ગાઢ આચ્છાદન થવું; મેઘનું ચઢી આવવું; અંધારવું; ઘેરાવું; છાવું.

**ઘોર્યું,** અ૦ ઉઘ્યું; બળ્યું; મુઉં; હશે; છોને– ઓછું; રહ્યું. :–આટલું કામ ન થયું તો ઘોર્યું. ના આવ્યો તો ઉઘ્યો–ઘોર્યો; મુઓ, એમ બોલાય છે.

**ઘોલું,** ન૦ ઘોલીનું ફળ; ઘિસોડું. (૨) સાલ, ડખલ; ફાંસ; આડખીલી; લફરૂં. :–એણે વળી વચમાં ઘોલું ઘાલ્યું. પીડાકારી થઇ પડે એવું જે તે.

**ઘોલૈયું,** વિ૦ વગર તેડે–નોતરે જમવા જનારૂં; વગર આમંત્રણે જમવા જનાર; ચરીખાનારૂ. કહે૦ ઘોલૈયા મહાજનને બે પતગળી= મહતનું જમવું ને મકરકુંદી કરવી.

**ઘોલ્યું,** ન૦ ખાસી કરેલો નાનો ઉંમરમાં નહિ આવેલો બળદ. ઘોલ્યો=ઉંદરતો–અણપળોટ બળદ.

**ઘોલ્લો,** પું૦ વગર નોતરે જમવા બેસે તે. (૨) દિવાળીનો એકપક્ષી.

**ઘોષ,** પું૦ [ सं. ] ગોઠે કરવું–ગોખવું તે. (૨) આહીરનું ઝુંપડું. ગંગામાં ઘોષ છે. (૩) અવાજ; સ્વર; શબ્દ. ક્રિ૦ પ્ર૦ ઘોષજવું= કતરાતે પવને જવું (વહાણોનું) અં. મા. દે.

**ઘોળ,** પું૦ ઘોળાય તે; શું કરવું ને શું નહિ ? એ કંઇ સૂઝે નહિ તે; ગુંચવણ; ગભરાટ; વવરો. ક્રિ૦ પ્ર૦ ઘોળઘાલવો=પંચાત–ડખલ આણવી.

**ઘોળવું,** ક્રિ૦ સ૦ [ सं. घूर्ण दे. घोलई ] ચોળીચોળીને નરમઢીલું કરવું. કેરી વગેરે ઘોળવી. (૨) એકનો એક વિચાર કર્યા કરવો. (૩) આમથી તેમ અને તેમથી આમ જાય એમ કરવું; હલાવવું; ફેરવવું. : કમ્મર ઘોળીને કથી કરો. (૪) ગુંથવું; ચર્ચવું. હવે બહુ ઘોળશો નહિ. ગડચાર ચલાવવી. (૫) ઘુંટવું; મેળવવું; વાટીને ભેળવવું; મર્દન કરવું. ઉ૦ ગળથુથીમાં ઘોળી ન દીધાં ઝેર જો. પ્રા. કા. ક્રિ૦ પ્ર૦ ઘોળીને પીજવું=કશી ગણતરીમાં નહિ ગણવું.

**ઘોળાઘોળ,** સ્ત્રી૦ આમતેમ વિચાર કર્યા કરવો તે; સંકલ્પવિકલ્પ; ચકચાર; પંચાત; ઘાલમેલ; ગુંથારો; ચોળાચોળ.

**ઘોળાઘોળી,** સ્ત્રી૦ ઘોળાઘોળ કરવી તે; ચકચાર; ગુંથણી. શું કરવું કે શું નહિ તેને લગતી જે ચર્ચા કર્યા કરવી તે.

**ઘોળાવવું** ક્રિ૦ પ્રે૦ ઘોળાય એમ કરાવવું; ચોળાવવું; ચર્ચાવવું; ગુંથાવવું.

**ઘોળાવું,** ક્રિ૦ અ૦ અમુક હદમાં આમતેમ આઘુંપાછું થવું; અંદર અને અંદર ગોળ આમથી તેમ અને તેમથી આમ થયા કરવું. (૨) ચોળાઇને નરમ થવું; વલોવાવું; ચર્ચાવું; ગુંથાવું.

**ઘોંકવું,** ક્રિ૦ અ૦ કોણી મારવી; ગોદો મારવો; મારવું. ૨) જોખવું.

**ઘોંકો,** પું૦ કોણીનો ગોદો. (૨) મુક્કો.

**ઘોંઘાટ,** પું૦ સોરબકોર; કલગલ; ભેગો થયેલો મોટો અવાજ; કળકળાણ; કલબલાટ.

**ઘોંચ,** સ્ત્રી૦ ઘોંચાયાથી પડેલો ખાડો; ગોળ ઘા.

**ઘોંચવું,** ક્રિ૦ સ૦ જોરથી ઘાલવું–દાખલ કરવું; ગોબારવું; ભોકવું. :–બળદને આર ઘોંચવી.

**ઘોંટવું,** ક્રિ૦ અ૦ ઉંઘવું; નિદ્રામાં પડવું. તિરસ્કાર –કંટાળામાં. આ છોકરો તો કેમે કર્યો ઘોંટતો નથી.

**ઘોંટાળો,** જુ૦ ગોટાળો.

**ઘોણ,** પું૦ [ सं. घन ] ઘાણ; મોટો હથોડો; ઘ્ન, [ सं. हन् ] હણનાર. :–કૃતઘ્ન; વાતઘ્ન; શ્લેષ્મઘ્ન.

**ઘ્રાણ,** ન૦ [ सं. ] નાક. :–ઘ્રાણેંદ્રિય. (૨) ગંધ; વાસ.

**ઘ્રાણેંદ્રિય,** સ્ત્રી૦ [सं.] વાસ લેનારી ઇંદ્રિય; નાક.

## ઙ.

**ઙ**, પુ૦ [ સં. ङ. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો સોળમો અને વ્યંજનોમાંનો પાંચમો કંઠસ્થાની અનુનાસિક અક્ષર. ગુજરાતીમાં આ અક્ષરથી શરૂ થતો કોઇ શબ્દ નથી.

## ચ.

**ચ**, પુ૦ [ સ. च ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો સત્તરમો અને વ્યજનોમાંનો છઠ્ઠો તાલુસ્થાનનો અલ્પપ્રાણ વર્ણ. (૨) અ૦ અને. ઉ૦ અપરં ચ એજ લખ્યા કારણ છે. દયારામ. (૩) પુનઃ. સંસ્કૃત 'ત્ય'નો ગુજરાતીમાં ચ થાય છેઃ–સત્ય=સાચ. નૃત્ય=નાચ.

**ચઇતર**, જુ૦ ચૈતર.

**ચઉડું**, જુ૦ ચોડું.

**ચઉદ**, જુ૦ ચોદ.

**ચઉદશ**, જુ૦ ચોદશ.

**ચઉહાણુ**, જુ૦ ચોહાણું

**ચક**, પું૦ [ फा. चिक् ] વાંસની સળીઓનો પડદો; (જનાનાનો.) બારીબારણાંમાં નાંખવાનો જાળીદાર અંતરપટ. ક્રિ૦ પ્ર૦ ચક નાંખવો=અંતરપટ રાખવો; પડદો નાંખવો. (૨) વિ૦ છક; આભો; ચકિતઃ–ચક થઈ ગયો.

**ચકચક**, અ૦ ચળકાટ મારતું હોય તેમ. વિ૦ ચકચકતું હોય એવું. (૨) ચકલીનો એવો અવાજ. (૩) ન૦ ચકલું; ચલ્લું; ચકલી. બાળભાષામાંઃ-ભાઈ ચકચક જુએ છે. ક્રિ૦ પ્ર૦ ચકચક કરવું=ચકલીનું બોલવુંઃ–ચકલીઓ ચકચક કરે છે. (૨) ઉતાવળે કલબલ કલબલ બોલવું.

**ચકચકતું**, વિ૦ ચકચક થતું હોય તેવું; ચળકતું; ઝગઝગતું.

**ચકચકવું**, ક્રિ૦ અ૦ ચકચક થવું; પ્રકાશવું; ચળકાટ મારવો; ઝગઝગવું; ચળકવું; ઝગકવું.

**ચકચકાટ**, પુ૦ [ दे. चचिक्क ] ચકચક થવાપણું તે; ચકચક થવું તે; ઝગઝગાટ; પ્રકાશ; તેજ.

**ચકચકિત**, વિ૦ ચકચકાટ થઈ રહેલુ હોય એવુ, ચકચકતું; ઉજ્જ્વળ; ચકચક થતું. (૨) સ્વચ્છ; સાફ; ડાઘાડુઘી રહિત; ઓપદાર.

**ચકચાર**, સ્ત્રી૦ (ચકચાળ.) કોઈ બાબતની ઉંડી ખણુ ખોજ કરવી તે; પડપૂછ; ચર્ચા. (૨) ખત; તપાસ; તજવીજ.

**ચકચુંથ**, સ્ત્રી૦ કોઈ બાબતની વારંવાર ઉંડા ઉતરી ઉતરીને ચર્ચા ચલાવવી તે; ચહેરાચહેરૂં; ચોળાચોળ; ખાંચખુંચ.

**ચકચુર**, વિ૦ અમુક બાબતમાં એકતાર; તલ્લીન; મસ્ત; નિમગ્ન,–માં મશગુલ; એકતાન; ગરક થયેલું. ક્રિ૦ પ્ર૦ ચકચુર થવું=કેફ કરીને મત્ત બનવું; તલ્લીન–એકતાર થઇ જવું.

**ચકડોળ**, ન૦ [ સં. चक्रदोला ] પારણા જેવો તળે ઉપર અને ચકરચકર ફરતો હિંચકો; ફરતો ઝુલો; જોરથી તળે ઉપર જતો આવતો ને ગોળ ફરતો ફાળકો. (૨) ફેર; ભ્રમ.

**ચકતી**, સ્ત્રી૦ [ સં. चक्र+वत् ] ગોળ અથવા ગોળ જેવી ચપટી પાતળી નાની ચીજ; નાની ચોરસ કે ગોળ કપડા–ચામડા કે પેતરાની કકડી; પતરી; નાનું ચકતું; કપડા ચામડા કે ધાતુનો પાતળો ટુકડો; પટી; થીગડી.

**ચકતીદાર**, વિ૦ પતરીદાર; પાતળી નાની પતરીઓવાળુ; પાસાદાર; કકડીઓવાળું.

**ચકતું**, ન૦ [ સં. चक्र+वत् ] ગોળ અથવા ખુણાદાર ચોરસ અને પાતળું ઢેફું; પાસાદાર ગચિયું; જાડું દળદાર પડ; ચકામુ, ડાઘ; ચમોઠું:–બરફીનું ચકતું. (૨) વિ૦ લાગ જોઇ રહેલું. (૩) ચગતું.

**ચકદવું**, જુ૦ ચગદવું.

**ચકબંધ**, વિ૦ બધુ; સઘળુ. (૨) અ૦ તમામ; દિગડોક; ગામનાં તમામ માણસો.

**ચકભિલ્લુ**, ન૦ છોકરાઓની કુંડાળાની એક

રમત; ભમચીકુંડું; ખોખીલું. એક ચક-કુંડાળામાં એક તરફના બધા ભીરુઓ એકઠા થાય છે તે બીજા બહાર રહી વારાફરતી તેમને અડવા જાય છે. અડનાર અડીને કુંડાળા બહાર જાય તો પેલો છોકરો રમતમાંથી નીકળી જાય છે.

**ચકમક,** પુ૦ [સં. चमक–प्रस्तर ઙતુર્કી. फा० चकमाक़] બુરડ પણ ચકચકિત કણનો એક કઠણ પત્થર; આગિયો પત્થર. ખરા લોઢા સાથે અફાળતાં દેવતાના તણખા ઉડે એવો એક જાતનો પત્થર. ચિનાઈ વાસણ અને કાચ બનાવવામાં વપરાતો પત્થર. ક્રિ૦ પ્ર૦ ચકમક ઝરવો=લડાલડ થવી; (ચમકવું–સ્ફુલિંગ ઉપરથી).

**ચકમંડળ,** ન૦ [સં. चक्रमंडल] ચક્રાકારે ફરતું જે કંઈ ગોળ તે; ચક્રો–કુંડાળાં–પૈડાંનો સમૂહ; ચક્રાકારે ફરતા ગ્રહો વગેરેનો સમૂહ; એકએકની સહાયે રહેલો ને ફરતો–ચંદ્રાકાર. (૨) એકબીજાને ચકમંડળની માફક અનુસરતા રહે એવા માણસો સાથે કરેલી અમુક કાર્ય કરવાની ગોઠવણ તે; બાજી. :–તમે તો બધું ચકમંડળ ફેરવી નાંખ્યું.

**ચકમો,** પુ૦ બનાત; ઉનનું જાડું કપડું; કાંબળાનું કપડું.

**ચકરચકર,** અ૦ ચક્રની માફક ગોળગોળ ફરતું હોય તેમ; ફરતા ચક્રની જેમ; ચક્રની માફક ફરતું. ક્રિ૦ પ્ર૦ ચકર ચકર ફરવું=ગોળાકારે ઉપરાઉપરી ફરવું; ચક્રની માફક ગોળ ફરવું; ચક્રની માફક ફેરા ખાવા; ફુંદડી લેવી. પોતાની ધરી ઉપર ઉપરાઉપરી ગોળ ચક્કરમાં ફરવું.

**ચકરભમર,** અ૦ ફરતા ચક્ર માફક; ચક્રની માફક ભમી જતું હોય તેમ.

**ચકરડી,** સ્ત્રી૦ છોકરાંને રમવાની ગોળ ફરે એવી ફીરકી; ફરે એવું ગોળ રમકડું. દાત લાકડા વગેરેનું ચક્ર. (૨) ચકરચકર ગોળ ફરવું તે; ફેર; અંધારાં આવવાં, માથું ફરવું તે; ચકરી. ચકરડી ભમરડી=ગોળ ફરવાથી ફેર આવવા તે; ફુંદડી; ચક્કર આવવાં તે; બધું ફરતું હોય એમ લાગવું તે. ૨૦ પ્ર૦ ચકરડી ભમરડી ખવરાવવી–રમાડવી=પોતાની ને પોતાની પાછળજ ભમે એમ કરવું; ભુલવવું, છેતરવું; ભમાવવું.

**ચકરડું,** ન૦ વચમાં કંઈ ન હોય એવું વર્તુલ; ગોળ કુંડાળું; બપરડું; મીંડું; ગોલાકાર લહેરાતો આકાર. (૨) પૈડા જેવું ગોળ; તિરસ્કારમાં. ગોળઘાટ; આંટાઆંટાવાળી પાઘડી. દક્ષિણી પાઘડી. ચકરડા જેવું=મોટું.

**ચકરદા,** વિ૦ જાડો પુરુષ; ઢાંઢો.

**ચકરવકર,** અ૦ કામ ક્રોધાદિક વિકારને લીધે આંખના ડોળાનું આમતેમ ફરવું તે; આમતેમ ફરવું અને તરડાવું તે. :–તેની આંખો ચકરવકર થવા લાગી.

**ચકરાકાર,** જુઓ ચક્રાકાર.

**ચકરાવો,** પુ૦ ચક્રાકારે ફરી આવવું તે; ચક્કર મારી જવું તે; લાંબે રસ્તે થઈને જવું તે; ફેરાવો; લબાણ માર્ગ. (૨) પરિઘ; ઘેર; ગોળ સરહદની કિનાર તે. (૩) ચક્રાકાર વ્યૂહ રચના તે; કોઠાયુદ્ધ:–અભિમન્યુનો ચકરાવો.

**ચકરી,** સ્ત્રી૦ [સં. चक्री] ગોળાકારે ચકર ચકર ફરવું તે; ફરવા જેવો ભ્રમ થવો તે; તમ્મર; અંધારાં આવવાં તે. (૨) ચક્કર; ગોળ વાટા, આંટા ચઢાવેલી ચક્રાકાર પાઘડી; દખણી પાઘડીનો જે આકાર તે; ચકરીદાર=ગોળ આંટાઆંટાના વિંટલા જેવું. ક્રિ૦ પ્ર૦ ચકરી આવવી=ભમી જવાવું; ફેર આવવા.

**ચકરું,** ન૦ (તિરસ્કારમાં) આંટાદાર પાઘડું. (૨) જાડો ચક્રાકાર રોટલો; તેનો જાડો એકાદો કકડો.

**ચકલી,** સ્ત્રી૦ ચકલાની માદા; કોક. કહે૦ ચકલી ચકલી કેટલો ભાર? એક ઉતાર. ચક્લી, ચકલીભટ=ગરીબ બ્રાહ્મણ. (૨)

પાણીનો નળ, નળમાંથી પાણી નીકળે છે તે ચાંપ.

**ચકલું,** ન૦ ચકલો અથવા ચકલી; એક નાનું પખી; ચલ્લું. (૨) જીવ.:–ચકલાં ચુંથવાં. (૩) કેટલાક મહોલ્લાઓની આગળ પડેલી ખુલી જગા; મહોલ્લાઓના મોં આગળની છુટવાળી જગા; નાનું મહોલ્લાઆગળનું બજાર.

**ચકલેદાર,** પુ૦ [ દે.] ચકલાનો રખેવાળ; મહોલ્લાઓના મોખરાની જગાએ રહેનારો સિપાઇ; રક્ષક. (૨) મહાલનો વસુલાતી અમલદાર.

**ચકલો,** પું૦ [ સં. चटक ] ચકલાંને નામે ઓળખાતાં નાનાં પંખીઓનો નર. ચલ્લો. (૨) મહોલ્લાઓના નાકા આગળની છુટી જગા; ભાગોળ; નાનું બજાર; ખુલ્લો નાકા પરનો મહોલ્લો. ક્રિ૰પ્ર૦ ચકલે મૂકવું=જાહેર કરવું. ઉતાર મૂકવો.

**ચકવી,** સ્ત્રી૦ [ સં. चक्रवाकी ] ચકવા નામના પંખીની માદા; ચક્રવાકી. ચક્રવાક–, આ પંખી દખ્ખણમાં જણાતું નથી. શિયાળાથી વૈશાખ લગી તે જળાશયો પર દેખાય છે અને હંસની જાતિનું છે. તે ટોળામાં રહે છે.

**ચકવું,** ક્રિ૦ અ૦ તકાવી રહેવું; લાગ જોવો; તલપ મારવાને રાહ જોતા રહેવું; છુપાઇને છાપો મારવા તત્પર રહેવું. (૨) તાકવું, તકાસવું.

**ચકવે,** ચકમે, અ૦ [ સં. चक्रे ] ચક્રવર્તીપણે; સર્વોપરિપણે; એકીહાકે; સ્વાધીનપણે:–તેણે એક ચકવે રાજ્ય કર્યું=તેણે સર્વોપરિપણે રાજ્ય કર્યું. પોતાના ખાસ એકમતી અમલે. આ સમુદ્રાંત પૃથ્વીપતિપણું કરવું તે.

**ચકવો,** પું૦ [ સં. चक्रवाक ] ઘણું કરી જળાશય ઉપર વસતાં એક જાતનાં હોલા જેવાં પંખીનો નર. આ પંખી દિવસે નરમાદા સાથેનાં સાથે રહે છે પણ રાતે તેઓ એક બીજાથી જુદાં પડી સામસામેના કિનારાપર બેસે છે અને વિયોગના કલ્પાંતમાં રાત્રિ ગાળે છે.

**ચકંદલ,** પું૦ ફોલ્લો.

**ચકંદું,** વિ૦ ચકુંદી નાંખેલું; કસણીને છાંડેલું; ગંદું કરેલું. (૨) પહોંચેલું; ખંધું; હોશિયાર; સાવચેત; ન ગાંજ્યું જાય એવું.

**ચકંદો,** પું૦ (ચગદવું ઉપરથી) લોઢીને ચોખા કરેલા રૂની ગાંસડીઓ બાંધવાનો મંચો; જીન.

**ચકા,** સ્ત્રી૦ સાંઠાની ચીપો; સરખટની સળીઓ.

**ચકાચક,** અ૦ લચપચ; તરબોળ; ભાસકિયાં. ભૈયા–ચોખા લોક પુરતું મિષ્ટાન મળતાં આ શબ્દ વાપરે છે. ખૂબ, ભરપુર, પેટપુર.

**ચકામું,** ન૦ ગોળ ચાંદું; ચામડી ઉપર ચઢેલો ગોળ સોજો; સોળ; લોહી બંધાઇ જઇને પડેલું ચાઠું.

**ચકાયું,** જુ૦ ચકામું; ચામડી પરનું ચાંદું.

**ચકાર,** પું૦ [ સં. ] વર્ણમાળાનો છઠ્ઠો વર્ણ; ચ એવો ઉચ્ચાર અને અક્ષર તે. (૨) ચુંચાં, એવો કંઇ પણ ઉચ્ચાર કરવો તે; દુઃખ કે સહાનુભૂતિદર્શક શબ્દ.

**ચકાસવું,** ક્રિ૦ સ૦ પ્રકાશવું; તેજ આપવું. (૨) અવાણ જોવાં; તપાસવું; ઘોડા બળદ વગેરેને ફેરવી જોવા; ચાલ ખોડખાંપણ હોય તે તપાસવી:–ઘોડું ચકાસીને લેજે, અર્થાત્ ફેરવી જોઇને.

**ચકિત,** વિ૦ [ સં. ] વિ૦ વિસ્મય પામેલું; વિસ્મિત; આશ્ચર્ય પામેલું; ઓચિંતા બનાવે કે દેખાવે આશ્ચર્યમાં પડી ગયેલું; છક થઇ ગયેલું; ભ્રાંત; નવાઇથી દિઙ્મૂઢ જેવું લાગતું; દંગ; ચોંકેલું. અજબ.

**ચકી,** જુ૦ ચકી.

**ચકોતરું,** ન૦ [ फा. चकोतर ] મોટું ખાટું તે મીઠું લિંબુ. શિયાળામાં ચકોતરાં મળે છે. મહાનીંબુ; મધુકર્કટી; સુનધા; માતુલંગ.

**ચકોર,** ન૦ [ સં. ] કબુતરના જેવું ચંદ્ર ઉપર બહુજ પ્રીતિ રાખનારૂં એક પંખી તે. આ

પંખી ચંદ્રને જોઈ બહુજ ખુશી થાય છે અને એમ કહેવાય છે કે, તે ચંદ્રનાં કિરણોનું પાન કરે છે. પંજાબ, અફગાનિસ્તાન, નેપાળ વગેરે પ્રદેશોના પહાડોનું તેતર જાતિનું એક પંખી. ચકોરની ચાંચ અને આંખો બહુ લાલ હોય છે. ટોળાંમાં રહે છે ને વૈસાખ જેઠમાં ઇંડાં મૂકે છે. તે જીવતા ત્યાળા ખાઇ જાય છે. (૨) વિ૦ ચંચળ; ચતુર; ચાલાક; ચપળ; હોંશિયાર.

**ચકોરી,** સ્ત્રી૦ ચકોર પંખીની માદા.

**ચક્કર,** ન૦ [સ. ચક્ર] ચપટી ગોળ ગડબડે એવી આકૃતિ; પટલ; ગોળ ચકતું; વર્તુલ; પૈડું; ચાક. (૨) ગોળધારવાળું હથિયાર; (૩) પરિધ; ફેર; ઘેર. (૪) લાંબું ગોળ ફરવું તે; આંટો. (૫) માથું ફરવું તે; તમ્મર; ચકરી; જીવ ડહોળાવો તે. :–ચકડોળમાં તો મને ચક્કર આવે છે. (૬) શું કરવું તે સૂઝે નહિ એવી સ્થિતિ; દુઃખ; પીડા; પંચાતી. ક્રિ૦ પ્ર૦ ચક્કર ફરવું=સ્થિત્યંતર થવું, વસ્તુસ્થિતિનું બદલાઇ જવું; વિચાર ફરવો. નહિ ચાલવું, કામ નહિ સરવું. :–તેના વગર એનું ચક્કર નહિ ફરે. ચક્કર મારવું–લેવું=આમતેમ આંટા મારવા, ફેરાવો લેવો. ભાંજગડ, બખેડો, ટંટો. (૮) ફાંસો.

**ચક્કી,** સ્ત્રી૦ [સં. ચક્રી] ઘંટી; ચાકી, વગેરે. :–પવનચક્કી. (૨) ઘાણી. (૩) ગોળની ગોળાકારે બાંધેલી ગાંસડી.:–ગોળની ચક્કી;ચાકી. નીચે ઉપર એમ બે પત્થરનાં ગોળ પડનું દાણા દળવાનું અને કઠોળ ભરડવાનું એક યંત્ર. ક્રિ૦ પ્ર૦ ચક્કી ચલાવવી=ખાં ખા કરવું.

**ચક્કુ,** ન૦ ચાકુ; ચપ્પુ; નાની છરી.

**ચક્ર,** ન૦ [સ.] ચપટી ગોળાકાર વસ્તુ; ચપટું વર્તુલાકાર પૈડું; ચાક; ચાકડો; કુંભારનું ચક્કર. (૨) ગોળ પૈડાની વાટ જેવું ધારદાર હથિયાર.:–સુદર્શન ચક્ર. (૩) દરિયાઇ જંતુનું ઘર. વર્તુલાકૃતિની છિપ–શંખ એક ગોળાકાર ચિહ્ન; મંડળ; કુંડાળું, રેખાઓનું. (૪) આવલી; હાર. ચક્ર–રાશિચક્ર. કાળપરિપાક. :–કાળચક્ર. સમૂહ; સમુદાય; મંડળ:–રાજ્યચક્ર, પ્રધાનચક્ર. ગામ શહેરનો સમુદાય; પ્રદેશ, રાજ્ય. શરીરમાં રહેલાં મંડળ–પદ્મ. મણિપુરચક્ર.

**ચક્રદંડ,** પું૦ [સં.] શરીર ગોળ વળે એ પ્રમાણે કસરત કરવાની એક રીત; શરીર ગોળ વળે એમ દંડ પીલવા તે; દંડ નામે ઓળખાતી કસરતનો એક પ્રકાર.

**ચક્રધર,** વિ૦ [સં.] ચક્ર ધારણ કરનાર; વિષ્ણુ.

**ચક્રધારા,** સ્ત્રી૦ [સં.] ગોળાકાર ધાર; ગોળ મર્યાદા તે; પરિધ; ઘેરાવો.

**ચક્રપાણિ,** પું૦ [સં.] જેના હાથમાં ચક્ર છે એવા દેવ; વિષ્ણુ.

**ચક્રપાદ,** પું૦ [સં.] ગોળ પગવાળું જે તે; હાથી. (૨) ચક્ર છે જેના પગ રૂપે તે રથ.

**ચક્રબંધ,** પું૦ [સં.] ચક્રના આકારમાં વંચાય એવી એક કાવ્ય રચના.

**ચક્રમુદ્રા,** સ્ત્રી૦ [સં.] ગોળ આકારનો સિક્કો; ગોળાકાર ચિહ્ન. વિષ્ણુના આયુધની છાપ તે.

**ચક્રવર્તી,** પું૦ [સં.] સામંત રાજાઓના મંડળનો ઉપરી રાજા; મહારાજા; મોટો રાજા; શહેનશાહ; ઘણાં રાજ્યો ઉપર રાજ કરનાર; પૃથ્વીપતિ; સાર્વભૌમ; આસમુદ્રાંત પૃથ્વીનો રાજા તે. ચક્રવર્તિની=મહારાણી.

**ચક્રવર્તિતા,** સ્ત્રી૦ [સં.] ચક્રવર્તીપણું; સર્વ રાજાઓનું ઉપરીપણું.

**ચક્રવાક,** ન૦ [સં.] ચક્રવાયક નામે ઓળખાતું જલાશય ઉપર રહેનારું પંખી.

**ચક્રવાકી,** સ્ત્રી૦ [સં.] ચકવી; ચક્રવાકની માદા.

**ચક્રવાત,** પું૦ [સં.] વંટોળિયો; કુંડાળીએ ફરતો પવન; વાવાઝોડાનો ચકરચકર ફરતો વાયુ; વાયુચક્ર.

**ચક્રવૃદ્ધિ,** વિ૦ [સં.] મુદ્દલમાં વ્યાજ મેળવતા જવું અને વ્યાજ કાઢતા જવું તે; મુડી અને વ્યાજનું વ્યાજ તે. વ્યાજના બે પ્રકાર, એક મુદ્દલ ઉપર વ્યાજ કાઢવું

તે-સૂદ. સાદું વ્યાજ અને બીજું વ્યાજ મુડીમાં ઉમેરી ઉમેરી તેનું વ્યાજ કાઢવું તે. ચક્રવૃદ્ધિ વ્યાજનું વ્યાજ.

**ચક્રવ્યૂહ,** પું૰ [ સં. ] ચક્રાકૃતિએ કરેલી સેનાની રચના તે; કોઠાયુદ્ધ; ચકરાવો. લડાઇ વખતે જુદી જુદી રીતે સેનાઓ ગોઠવવાના પ્રકારો છે, તેમાંનો ચક્રાકારે સેનાને ગોઠવવાનો એક પ્રકાર તે. મહાભારતમાં ચક્રવ્યૂહને પ્રકારે થયેલા યુદ્ધમાં પાંડવો તરફથી અભિમન્યુ લડ્યો હતો. ગુજરાતી જુના કવિઓએ અભિમન્યુના પરાક્રમવાળા આ પ્રસંગનાં આખ્યાનો બનાવેલાં છે તે.

**ચક્રાકાર,** પું૰ [ સં. ] ચક્રના જેવો જેનો આકાર-રચના હોય તે. વિ૰ ચક્રના જેવા આકારનું.

**ચક્રાંકિત,** વિ૰ [ સં. ] ચક્રના ચિહ્નવાળું; ચક્રથી અંકાયેલું; જેણે ચક્રની છાપ લીધેલી હોય તે. વૈષ્ણવ સંપ્રદાયનો એક ભેદ કે જેમાં ચક્રનાં છાપાંતિલક કરવામાં-લેવામાં આવે છે.

**ચક્રાંગ,** પું૰ [ સં. ] લાલ પગ અને લાલ ચાંચવાળો હંસ; હંસની એક જાત; ચકવો. (૨) રથ; ગાડી. સ્ત્રી૰ ચક્રાંગી=હંસિની.

**ચક્રી,** પું૰ [સં.] ચક્રવાળા-વિષ્ણુ. (૨) ચક્રવર્તી રાજા. (૩) કુંભાર. (૪) ચક્ર જેવું હથિયાર રાખનાર.

**ચક્ષુ,** ન૰ [ સં. ] આંખ; નેત્ર; નયન; દર્શનેંદ્રિય.

**ચક્ષુઃશ્રવા,** પું૰ [ સં. ] આંખોવડેજ જે સાંભળે છે તે; સાપ.

**ચખ,** ન૰ [ સં. ચક્ષુ ] આંખ; નયન. ઉ૰ સૌ બોલે શંભુજીની પક્ષેરે, જળ આવ્યાં મેનાને ચક્ષેરે. દેવીદાસ.

**ચખણી,** સ્ત્રી૰ ચાખવું તે; ચાખવા જેટલું જે તે. :-તને ચખણી જેટલું પણ નહિ આપું. ચખડી એમ પણ બોલાય છે.

**ચખાડવું,** ક્રિ૰ સ૰ સવાદ કઢાવવો; ચાખે એમ કરવું; ખાવાને આપવું; ચખાડી જોવું.

**ચગદવું,** ક્રિ૰ સ૰ જોરથી પેસાડવું; દાબીને ઘાલવું. (૨) ચાંપવું; ચગદાય એમ કરવું; કચરવું; છુંદવું.

**ચગદાવું,** ક્રિ૰ અ૰ દગાવું; ચપાવું; કચરાવું; ભીડમાં કે ભાર તળે આવવું; ભચરડાવું; પિલાવું.

**ચગવું,** ક્રિ૰ અ૰ આકાશમાં ઉડતું દેખાવું; ચગચગવું; ઉંચે ઉડતું જણાવું.

**ચંગળવું,** ક્રિ૰ સ૰ દાંતવી નહિ પણ પેઢાંથી દાબી દાબીને ચૂસવું; મોઢાના રસથી પલાળી તથા દાબીને ખાવાનો યત્ન કરવો; મમળાવવું; મોઢામાં ફેરવ્યા કરવું ને ચૂસવું.

**ચગાવવું,** ક્રિ૰ સ૰ ચગે એમ કરવું; આકાશમાં, હવામાં ઉંચે ઉડાવવું:-પતંગ ચગાવવો.

**ચગીજવું,** ક્રિ૰ અ૰ પામી જવું; સંજ્ઞાથી સમજવું, પારખી જવું; સમજી જવું. (૨) ફાટીજવું; હદબહાર જતા રહેવું; કેન્દ્રમાંથી ખસીજવું; ગર્વી, અભિમાની થવું; બહેકી જવું; વંઠીજવું.

**ચચુ,** વિ૰ ચંચળ; ચતુર; આલાક. (૨) ન૰ રેલનાં પાણી ઉતરી ગયા પછી જમીન ઉપર ઠરેલી તરી; કાંપ; રેલના પાણીનો નિતાર-કચરો.

**ચચણવું,** જુઓ ચણચણવું.

**ચચણાટ,** જુઓ ચણચણાટ.

**ચચરવું,** જુઓ ચરચરવું.

**ચચરાટ,** જુઓ ચરચરાટ.

**ચચુકો,** પુ૰ આંમલીનું બી; કચુકો.

**ચચુડો,** પું૰ કચુકો, ચીચુડો. (૨) કચુડ કચુડ બોલે એવું ચકડોળ; ચીચુડો; ચિંચવો.

**ચચ્ચાર,** વિ૰ ચારચારનું જોડકું; ચારચારનો સમૂહ; ચચ્ચાર તે.

**ચચ્ચો,** પું૰ ચ, એવો ઉચ્ચાર અને ચ, અક્ષર તે; ચકાર.

**ચટ**, પું૦ શ્રાદ્ધાદિક કર્મમાં ખરા દેવને ઠેકાણે ડાભનો જે દેવ બનાવી પૂજે છે તે. (૨) સ્ત્રી૦ આદત; ટેવ. (૩) ખાલીખમ:-દાણાની કોઠી ચટ થઇ ગઇ. (૪) ખંત; કાળજી; છંદ; હઠ; ખોસ. (૫) અ૦ ઝટ ઉતાવળું ચટ લઇને; તાબીદે.

**ચટક**, પું૦ [ સં. ] ચકલાની જાતનું એક પંખી; ચકલું; નાનું પંખી. (૨) વિ૦ લાલ ચોળ; શોભા આપે એવા રંગનું; સુંદર; ચકચક થઇ રહે એવું:-રાતુંચટક, (૩) સ્ત્રી૦ લહેઝત.

**ચટકદાર**, વિ૦ ચટકવાળું; ચગચગ થઇ રહે એવું સુંદર; મોહક; સુરેખ; મન ખુશ કરે એવું. (૨) લહેઝતદાર; સ્વાદ લાગે એવું; જિહ્વારસ વધારે એવું; તીખું-મશાલાદાર.

**ચટકમટક**, વિ૦ નખરાંબાજ; અભિનયવાળું; ફાંકડું. (૨) મોહ ઉપજાવે એવી ચાલવાની રીત તે; મોહ ઉપજાવે એવો અંગમરોડ તે; હાવભાવ; નાચનખરા.

**ચટકવું**, ક્રિ૦ અ૦ ચટ થાય એમ કરડવું; ડંખ મારવો; ડખવું; આંકડો લાગવો. (૨) ખીલવું; ખુલવું; ઝળાંઝળાં થવું; દીપવું:-ચંદની ચટકી. (૩) ફાટવું; તૂટવું. :-ખાપ ચટકી ગઇ.

**ચટકતું**, વિ૦ દીપતું; શોભતું; મોહ ઉપજાવતું; અંગભંગ ને મોહક મરોડવાળું. ઉ૦ ચાખડીઓ પહેરીરે, કે આવો ચટકતા.

**ચટકાવવું**, ક્રિ૦ સ૦ ડંખ દેવો; કરડવું; ડંખ લાગે એમ કરવું; ડંખ મારવો.

**ચટકી**, સ્ત્રી૦ ડંખ લાગે ને થાય છે એવી જે તીવ્ર અસર તે; ઉંડી આકરી લાગણી થઇ આવવી તે. ઉ૦ એના ગીતમાં ચટકી લાગીરે. (૨) અસર; રીસ; રીસ ચઢવી, ખોટું લાગવું તે:-એને કેવી ચટકી લાગી. (૩) મોહિની. ઉ૦ રસિયા તારા રંગની લાગી ચટકી ચીતમાંય.

**ચટકીદાર**, વિ૦ સુરેખ; રસદાર; રંગીલું; મજેનું; મોહિની લગાડે એવું. (૨) રીસ ચઢાવે-તેજી આણે એવું; રુચિકર; મોહક; સ્વાદવાળું, મજેદાર, તીખા સ્વાદનું.

**ચટકું**, ન૦ બિંદુ; ટિપું; બુંદ, છાંટો; અર્ણુ:-રંગનું ચટકું.

**ચટકો**, પું૦ અણીનો આઘાત; ડંખ. ક્રિ૦પ્ર૦ ચટકો ભરવો=ચમકે એમ કરવું; ડંખ દેવો. ચટકો મારવો=અણી ઘોચાય તેમ કરવું; ડંખ મારવો. (૨) સખત લાગણી થવી તે; દુઃખ લાગવું તે; રીસ ચઢવી તે; ઝાટકો. ક્રિ૦ પ્ર૦ ચટકો લાગવો=લાગણી થવી; રીસ ચઢવી; ચિડાવું; ખીજવાવું; દુઃખ લાગવું.

**ચટચટ**, અ૦ ઝટઝટ; ઉતાવળે; એક પછી એક એમ; સટ લઇને.

**ચટણી**, સ્ત્રી૦ [ સં. ચટ્ ] લીલી વનસ્પતિને ખલીને બનાવેલું લેહ; ચાટણું; ચાટણ; અવલેહ. ( આદુ મરચાં વગેરેને બારીક વાટીને બનાવેલો સ્વાદ ઉશ્કેરનારો ખાવાનો પદાર્થ. ) ક્રિ૦ પ્ર૦ ચટણી કરવું=વાટી-કચરી નાંખવું. ચટણી થઇ જવું=ઘસીટાઇ જવું. મુખ્ય નહિ એવું અથવા તુચ્છ એવા અર્થમાં:-એ તો ચટણીમાં ખપી જશે. કંઇ પણ લેખામાં નહિ એવું જે તે.-પાંચ જણ તો એને મન ચટણી છે. (૨) ખાઇ જવું; મારી નાંખવું; ખુરચાડવું; ઉડીજવું; પુરૂં થઇજવું.

**ચટણો**, પું૦ ચટણી ખાનારો.

**ચટપટ**, અ૦ તરત; તત્કાળ; તાબડતોબ; ઝટપટ. (૨) સ્ત્રી૦ કૌતૂહલ; અતિ આતુરતા; ચોળાચોળ; ચિંતા; ખંત; અકળામણ. જુ૦ ચટપટી.

**ચટપટી**, સ્ત્રી૦ અતિ ઉત્સુકતા તે, ચિંતાની લાગણી; કાળજી; ખંત; સંતાપ; અકળામણ; ઉતાવળ; ચિંતા. (૨) તાલાવેલી; આતુરતા; વ્યગ્રતા; આકુળતા; ઉત્સુકતા; બેચેની.

**ચટાઈ,** સ્ત્રી૰ [ फा. ] સાદડી; ઘાસની સળીઓનું પથરણું; સાથરી; તૃણાસન.

**ચટાકો,** પું૰ ચટકો; તીવ્ર લાગણી. (૨) રુચિ ઉપજાવે અને સ્વાદ ઉશ્કેરે એવું તીખું ને ખાટું રાઇતું. સ્વાદ લાગવો તે.

**ચટાચટ,** અ૰ જલદી; ચટપટ.

**ચટાડવું,** ક્રિ૰ સ૰ ચાટવાનું કામ કરાવવું; ચાટે તેમ કરવું; આંગળીએ લઇને જીભે ખવડાવવું; ખાય તેમ કરવું. (૨) લાભ લેવા દેવો; લાંચ આપવી. કહે૰ મોં ચટાડવું=જરા છૂટ આપવી; લડાવવું; કલાવવું; માથે ચઢાવવું.

**ચટાપટા,** પું૰ આડાઅવળા અંતરે અંતરે જે રંગબેરંગી પટા તે.

**ચટાપટી,** સ્ત્રી૰ ચટપટી. (૨) ટાપટીપ; ચાપચીપ; પેંથી પાડવી-પટિયાં પાડવાં ને ચહેરાની ખુબી દેખાય એમ કરવું તે.

**ચટિયું,** વિ૰ જિદ્દી; હઠીલું; અમુક બાબતની વારંવાર ખોજ કે ખણસ કર્યા કરનારું.

**ચટુડું,** વિ૰ (ચાટુડું) લાલચું; બુભુક્ષિત.

**ચટુલ,** વિ૰ [ सं. ] ચંચળ; ચપળ; ચાલાક. (૨) સુંદર; મનોહર; પ્રિયદર્શન.

**ચડચડ,** અ૰ લાકડામાંથી તે ભાગતાં નીકળતો એવો અવાજ; લીલી વનસ્પતિ કે તેલ પાણી બળતાં થતો અવાજ. ક્રિ૰ ચડચડવું=લાકડામાંથી તે ભાગતાં અવાજ નીકળવો. :-ફાટે વાંસ લાકડું ચડચડે.

**ચડચડાટ,** પું૰ ચડચડ એવો જે અવાજ તે; ચડચડ એમ થવું તે.

**ચડપ,** અ૰ ઝટ; એકદમ; તાબડતોબ; તરતજ; એક્કેસપાટે; જલદીથી.

**ચડપચડપ,** અ૰ એક પછી એક ઉતાવળે; ત્વરાથી; ઝપઝપ.

**ચડપવું,** ક્રિ૰ સ૰ ચટ દઇને ઉંચકી લેવું; ઉડાવવું; ઝડપવું.

**ચડબડ,** સ્ત્રી૰ બકબક; ટેંટેં; બકવાદ; મિથ્યા પ્રલાપ

**ચડભડવું,** ક્રિ૰ અ૰ અણગમતું થવાથી ગુસ્સે થઇ બોલવું; વઢવું; ઠપકો દેવો; બોલાબોલ થવી; ગુસ્સે થઇ અણગમો બતાવવો; ખીજવું; ખીજવાટ દેખાડવો.

**ચડભડાટ,** પું૰ ચડભડવું પડે એવું જે તે; ખટાપટ; ગુસ્સાની બોલચાલ; સામસામે ખીજવાટ બતાવવો તે; લડાઇ; ટંટો કજિયો; ચઢા ઉતરી બોલવું કહેવું પડે એવું જે તે; તકરાર.

**ચડવું,** જુઓ૰ ચઢવું.

**ચડવો,** પું૰ (ચેડવો) માટીનો નાનો લોટો; લોટા જેવું કચરાનું વાસણ; ગોળામાંથી પાણી ઉલેચવાનું માટીનું નાનું ઠામ; ઉલેચણો; ડોયો; ચરુડો.

**ચડસ,** સ્ત્રી૰ (ચરસ) ભાંગ; ગાંજાની જાતિની એક વનસ્પતિ સાથે બીજાં દ્રવ્યો મેળવીને બનાવેલી બહુજ કેફ આપનારી એક વસ્તુ; ગાંજાનું સત્ત્વ. અફીણ અને ગાંજા કરતાં પણ ચડસ વધારે આકરી હોય છે. (૨) કોઇ પણ કામ કરવાનો જે આગ્રહપૂર્વક ભાવ તે; મમતથી કાર્ય કરવાની ઉત્કંઠા; રૂચિ; આગ્રહભરી ટેવ; આવેશયુક્ત આદત; મમતે ભરાઇને કામ કરવું તે; અહોંશ; ખંત; લલુતા; બહાર પડતો જુસ્સો.

**ચડસાચડસી,** સ્ત્રી૰ એકબીજાથી સરસ થવાનો મમત તે; સરસાઇ; હરિફાઇ; સ્પર્ધા; મમતે ભરાઇ સામાથી દરેક બાબતમાં શ્રેષ્ઠ થવાની જે આગ્રહી ઇચ્છા તે.

**ચડસીલું,** વિ૰ મમતી; આગ્રહી; ચડસવાળું; અમુક કાર્ય સ્પર્ધાથી કરવાના મમતવાળું.

**ચડસું,** ન૰ (ચોપાલી, ચડીલું) પાણી તાણવાનું યંત્ર; ઢેંકુડી; સુપડા જેવી મોટી લાકડાની પડનાળ કે જે વડે ડાંગરના ક્યારડાઓમાં પાસેના ખાડામાંથી પાણી લેવાય છે.

**ચડીચોટ,** અ૰ તરત ને તરતજ; એકદમ; સપાટાબંધ, નહિ ચોબનાં; લમારેવગાર; ઝપાટામાં.

**ચડેચાટ,** પું૦ 'ચડાડ' એવો અવાજ; લાકડું ભાગતાં થતો એવો અવાજ. ઉ૦ એવું કહેતામાં કલિયુગ નાઠો, પછે ચડેચાટ રોગો ફાટચો. પ્રેમાનંદ.

**ચડેડાટ,** પું૦ ચડચડ, એવો લાકડા ઉપર હદથી જ્યાદે બોજો આવતાં થતો અવાજ; લાકડું ફાટતાં-ભાગતાં થતો એવો અવાજ.

**ચડ્ડી,** જુ૦ ચડ્ડી.

**ચઢઉત્તર,** સ્ત્રી૦ ચઢવું અને ઉતરવું તે; વારંવાર ઉપર નીચે જવું આવવું તે.-મેડાની ચઢઉતર બચરવાડ કુટુંબને ન પાલવે. (૨) ભાવની વધઘટ; ભાવનું ચઢવું અને ઉતરવું તે. (૩) વિવાદમાં ઉતાવળે બોલવું ચાલવું તે; બોલાબોલી; સામસામે ઓછુંવત્તું બોલવું તે; વિવાદ; વિતંડા. (૪) વિ૦ એકએકથી ચઢતું અથવા ઉતરતું હોય એવું; સટનું; એક એકમાં સમાય એવું; ઢાળપડતું; ઉત્તરોત્તર ચઢતું ઉતરતું હોય એવું:-ચઢ ઉતર સુડીઓ. (૫) ભાવ વગેરેની તેજીમંદી.

**ચઢણ,** ન૦ ચઢવું પડે એવું-ઉત્તરોત્તર ઉંચું ને ઉંચું ગયેલું હોય એવું જે તે; ઉત્તરોત્તર ચઢાવવાળું હોય તે; ચઢવું પડે એવો માર્ગ; ઉત્તરોત્તર ઉંચો થતો જતો ભૂભાગ:-ગબ્બરનું ચઢણ બહુ ઉભેડું છે.

**ચઢતી,** સ્ત્રી૦ ઉત્તરોત્તર સારું થતું રહેવું તે; પ્રતિદિન ચઢતું-વધતું ભાગ્ય; સારી સ્થિતિ; સુભાગી વખત; ઉત્કર્ષ; વૃદ્ધિ; આબાદી. વિ૦ (ચઢતું, ઉપરથી) વધતી. ઉ૦ દિન દિન ચઢતી કળાને દોલત થજો.

**ચઢતું,** વિ૦ ઉપર જતું; વધતું; ખીલતું; સારું થતું:-ચઢતું નસીબ; ચઢતો દહાડો; ચઢતી કળા. (૨) વધારે સારું; ઉત્તમ; શ્રેષ્ઠ; ઉંચું:-તમારાંથીએ ચઢતી પાઘરીએ છે. ચઢતું વ્યાજ-ચક્રવૃદ્ધિ બ્યાજ. ચઢતીભાંજણી; ચઢતી ગ્રેડી વગેરે. (ગણિતમાં)

**ચઢવું,** ક્રિ૦ અ૦ નીચેથી ઉપર જવું; ઉપર ઉંચે જવું; (ઉતરવાથી ઉલટું) ઉંચાઇ પર જવું; ઉચ્ચ સ્થાન ઉપર જવું:-મેડે કે ઝાડે ચઢવું. (૨) ક્ષિતિજની ઉપર આવવું; ઉગવું:-ચંદ્ર ચઢ્યો આકાશે. (૩) ખેંચાઇને વાંકું વળવું; તણાવું; નમવું (ધનુષ્યનું.) (૪) ઘેરાવું; ફેલાવું; વિસ્તરી રહેવું:-વરસાદ ચઢરો. (૫) પીઠ ઉપર બેસવું; સ્વારી કરવી;-માં કે ઉપર આસન લેવું:-તે હાથીએ ચઢ્યો અને પેલો વહાણમાં ચઢ્યો. (૬) વધારો થવો; કિમ્મત અથવા ભાવનું વધવું. અનાજ ઉપર ચઢ્યું (ભાવ, કિંમત.) (૭) સારા થવું; ઉન્નત સ્થિતિએ પહોંચવું; વધવું:-તે સારે ઓદ્ધે ચઢ્યો કે, તે હમણાં ચઢનોજ જાય છે. (૮) અસર થવી; ઘેન આવવું. તેને અફીણ ચઢ્યું. (૯) વળગવું; ચોટવું; થથ આવવું:-પગે મેલ ચઢ્યો છે. તાંબાને કાટ ચઢે છે. (૧૦) બેસતું આવવું:-જુઓ આ મોજા ને આ જોડા તમારે પગે ચઢે છે. (૧૧) બફાવું, સિઝાવું; ગળવું; પોચું થવું:-દાળ સારી ચઢતી નથી. (૧૨) ગુસ્સે થવું; ક્રોધ કરવો; ગુસ્સામાં આવી જવું:-એ તો સહેજ સહેજમાં ચઢી જાય છે. (૧૩) ફુલાવું; ઉન્માદવું; હરિફાઇથી, મમતાથી ગર્વ કરવાને તત્પર થવું; ખીલવું; બડાશ મારવી:-ખરચ કરતાં ચઢાવ્યો ચઢીશ નહિ. (૧૪) ધરાવું; અર્પાવું:-વિષ્ણુને તુલસી ચઢે ને શિવને બીલી. (૧૫) પાસ બેસવો; રંગ આવવો:-પામડીને રંગ ચઢ્યો. (૧૬) સંકોચાવું; ટુંકાવું; ઘટવું:-ગરમ કપડાં ધોવાથી ચઢે છે. (૧૭) ફરફરવું; ઉંચે ઉડવું:-વાવટા ચઢે છે. (૧૮) સામે થવું; ધસવું; કૂચ કરવી:-જર્મનો ફ્રાંસ સામે ચઢ્યા. આવરણરૂપે લગાડવું:-કલાઈ ચઢાવવી; પુંઠું ચઢાવવું. ૨૦ પ્ર૦ કીડીઓ ચડવી = નહિ ગમવું; કામ કરતાં કંટાળવું; કરવા તરફ અભા

બતાવવો; નહિ કરવું:—એને કામ કરતાં તો કીડીઓ ચઢે છે. ૨ ગધેડે ચઢવું=બનવું; મૂર્ખ કહેવાવું; ફજેત થવું. ૩ ઘોડે ચઢવું=આગ્રહથી કામ કરવાને તત્પર થવું; અભિમાન આણવું; તુંદમિજાજી ને જોહુકમી થવું. ૨ પરણવું; વિવાહ કરવો. આગેવાન થવું. કેફ કરવી. (ભાઈ લીલી ઘોડીએ ચઢ્યા છે.) ૪ છાપરે ચઢવું=માન માગવું; મોંઘા થવું. દહાડો ચઢવો=સારુ થવું; વાર લાગવી, મોડું થવું. ગર્ભ રહેવો. પાણી ચઢવું=મમતે ભરાવું; હરિફાઇ કરવાની ઇચ્છા થવી; શૂર છૂટવું; ઉશ્કેરાવું, ઉદ્યુક્ત થવું. માથું ચઢવું=મસ્તક દુખવું. પરિશ્રમ પડવો. માથે ચઢવું=નહિ ગણવું,—લેખવવું; માન નહિ જાળવતાં સામા થવું; વધારે છૂટનો લાભ લેવો. મોં ચઢવું=રોગે ભરાવું; નારાજી દેખાડવી; દુઃખી, અસંતુષ્ટ થવું; દુઃખ લાગવું. લોહી ચઢવું=તાજા-તંદુરસ્ત થવું; શરીર સારું થવું; શરીરમાં લોહી—પુષ્ટિ તુષ્ટિ આવવી. ચઢી વાગવું=સામાના લાડનો દુરુપયોગ કરી સામા થવું; સત્તા ઉપરાંત કામ કરવું.

કહે૦ ચઢે ઘોડે=તરત; તાબડતોબ. ઘોડે ચઢે તે પડે=ચઢે છે તે પડે છે કંઇ નહિ ચઢનાર પડે છે? કાર્ય કરીએ તો સારું ખોટું થાય જ. (નહિ કરનારને શું?) ચઢજા બેટા શૂળીએ (ઇશ્વર ભલા કરેંગા) પારકે ભાણે મોટા લાડવો; પોતાને લાગતું વળગતું હાનિ કે નુકસાન ન હોય ત્યાં શું? સામાનું શું થશે તેની લાગણી વગરના માણસને માટે આમ કહેવાય છે:—એને શું સનાન સુતક.

ચઢાઇ, સ્ત્રી૦ ચઢવા રૂપી ક્રિયા તે; લશ્કરનું શત્રુની સામે જવું તે; હુમલો; સ્વારી. ઉંચો ઉંચો વધતો પ્રદેશ તે. બેગાઉની ચઢાઇ. ક્રિ૦ પ્ર૦ ચઢાઇ કરવી=હુમલો કરવો; સામે ચઢી જવું; સૈન્ય સાથે શત્રુ સામે પ્રસ્થાન કરવું.

ચઢાઉ, વિ૦ કોઇના ચઢાવ્યાંથી ચઢી જાય એવું; સાહસિક; વગર વિચાર કરવે સ્વમનથી કે કોઇની પ્રેરણાથી કાર્ય કરવાને આગેવાન થઇ જાય એવું. ૨ ઉદ્ધત; ફુલણજી; વિચારોની સાથે તણાઇ જનાર. ૩ ચઢાય એવું:—ચઢાઉ પછેરી. ૪ તેજ, ઉગ્ર; ગુણકારી:—આ કુવાનું પાણી ચઢાઉ છે.

ચઢાઉતરી, સ્ત્રી૦ હોંસાતુસી; બોલાચાલી; ચઢાચઢ-ઢી=વારંવાર ચઢ ઉતર કરવું તે, ચઢવા ઉતરવાની જે ક્રિયા—પરિશ્રમ તે. (૩) હોડ. ક્રિ૦ પ્ર૦ ચઢાઉતરી=એક બીજા વચ્ચે આગળ વધવાની સ્પર્ધા કરવી. બોલાબોલ કરવી.

ચઢાચઢ, સ્ત્રી૦ હોંસાતુસી; સરસાઈ. ચઢાચઢી.

ચઢાચઢી, સ્ત્રી૦ સરસાઇ; સ્પર્ધા; હરિફાઇ. એક બીજાથી વધી જવાનો યત્ન કરવો તે; ખેંચતાણ.

ચઢાવ, પું૦ ચઢનો ભાવ તે; ચઢવું પડે એવું ઉંચાણ તે; ઉત્તરોત્તર ચઢતો ચઢતો હોય એવો માગ અથવા જમીન કે પર્વતનો ઉચ્ચ પ્રદેશ. ૨ ચઢતો એવો ઉંચાણ ઉડાવ.

ચઢાવવું, ક્રિ૦ સ૦ નીચેથી ઉપર લઇ જવું; ઉંચાઇએ પહોંચાડવું—ચઢે તેમ કરવું; એક એકની ઉપર મૂકવું; વધારવું; લાધવું, સિંચવું; ભરવું. (૨) ખૂબખાવું પીવું:—તેણે બે લોટા ભાંગ ચઢાવીને પછી સાત લાડુ ચઢાવ્યા. (૩) ઉશ્કેરવું; ફુલાવવું; સ્પર્ધા કરવાને પ્રેરવું; ખીલવવું; ભમાવવું. (૪) ખેંચવું; તાણવું; તંગ કરવું:—ધનુષ્ય ચઢાવવું. (૫) વધારે છૂટ આપવી; લડાવવું:—છોકરાને તમે ચઢાવો છો. આ ક્રમણ કરવાને પ્રેરવું. મોંઘું કરવું. સ્વર તીવ્ર કરવો. તંગ કરવું. અર્પવું. સવાર કરવું, બેસાડવું. પકવવું, શિઝવવું. લગાડવું; મઢાવવું, આવરણ કરાવવું. ક્રિ૦ પ્ર૦ માથે ચઢાવવું=કબુલ કરવું; સ્વીકારવું:—તમારા બોલ માથે ચઢાવ્યા. ૨ વધારે છૂટ આપવી; ફટાડવું; ખૂબ વધારવું:—છોકરીને તમે માથે ચઢાવી છે. મોઢે ચઢાવવું=જેમ બોલે ચાલે તેમ કરવાની છૂટ

આપ્યા કરવી,લલચાવવું. વહાણે ચઢાવવું=નિકાશ કરવું; માલ ઇત્યાદિને દરિયાપાર મોકલવો.
**ચઢાવો**, પું૦ ચઢાવવું તે; ઉશ્કેરણી; સીતકારવું તે; (ભાવમાં) વધારો, વૃદ્ધિ, વાદ. ૨ સ્વારી કાઢવી તે; ચઢવું તે; ચઢાઇ; (વર સંબંધી) ઉઘલાવો; વરઘોડાની ધામધુમ તે.
**ચઢિયાતું**, વિ૦ બીજાથી ચઢે એવું; વધારે સરસ; ઉત્કૃષ્ટ; બીજાથી ચઢતું, સારું હોય એવું ચઢેલ-વિ૦ ચઢેલું; ચઢાઉ. ઉશ્કેરાયેલું ખીલેલું; તાનાયેલું. ૨ મત્ત; ચકચૂર; ફુંગરાયેલું.
**ચણ**, સ્ત્રી૦ પંખી ચકલાંને ખાવાનું જે તે (દાણા કીડા વગેરે) પંખીને માટે નાંખવામાં આવતું અનાજઃ—પરવડીમાં ચણ નંખાવો. ૨ (ચીણ) કપડાની કરચલી કરવી તે.
એક ચણિયાને ચણ (ચીણ) ભરતાં કેટલીવાર ?
**ચણક**, પું૦ [સં] ચણા (૨) એક ઋષિ; ચાણક્યના પિતા.
**ચણકચીભડી**, સ્ત્રી૦ છોકરીઓની એક રમત; બેડી કુંકરીની રમત.
**ચણકબાબ**, જુઓ ચીનિકબાલા.
**ચણખાર**, પું૦ ચણાના લીલા છોડ ઉપરના ઓસમાંથી બનાવેલો ખાર; ચણાખાર.
**ચણગારી**, જુઓ ચીણગારી.
**ચણગી**, ચીણગારી.
**ચણગો**, પું૦ તણખો; સ્ફુલિંગ; દેવતાનો કણ.
**ચણચણ**, અ૦ તેલ પાણીવાળો પદાર્થ બળતાં થતો એવો અનાજ. ક્રિ૦ પ્ર૦ ચણચણ થવું=ચણ=ચણવું. ૨ સ્ત્રી૦ દુઃખ, શોક અને પશ્ચાત્તાપની લાગણી; રહી રહીને અંતઃકરણમાં ખુંચવું, દુઃખ, શોક કે પશ્ચાત્તાપ થવોતે.
**ચણચણવું**, ક્રિ૦ અ૦ ચણચણ થવું; ચણચણ થઈ બળવું; દાઝવું. ૨ બળેલા અથવા ઘવાયેલા, વાગેલા, સુજેલા અવયવમાં રહી રહીને બળતરા—પીડા થવી; મનમાં દુઃખ, શોક અથવા પશ્ચાત્તાપની લાગણી થવી; બળવું; આગ લાગી હોય એવી અસર થવી.
**ચણચણાટ**, પું૦ ચણચણવું તે; દુઃખ, શોક કે પશ્ચાત્તાપની અસર તે; પીડાની અસર તે; બળતરા; દાહ.
**ચણણ**, જુ૦ ચણચણ.
**ચણતર**, ન૦ ચણવાની રીત; ચણવાનું કામ; ચણેલું જે તે; ચણવું તે. (૨) બનાવટ; રચના; કૃતિ; ઇમારત.
**ચણવું**, ક્રિ૦ સ૦ માટી અથવા ચુનાના ગારા સાથે ઈંટ કે પત્થરનાં ચોસલાંને એક બીજાની ઉપર બેસતાં ગોઠવવાં; કડિયા કામ કરવું; બનાવવું; રચવું; બાંધવું; ચણતર બને એમ કરવું; ઉભું કરવું; નવું ઉઠાવવું; ગોઠવવું. (૨) વિણી વિણીને ખાવું; દાણા-કણ ચુંગવા; પંખીઓનું ચરવું, ચુંગવું, વિંણીખાવું; ચાંચ ભરવી.:—નાંઝિયાના દાણાનો તો પંખીએ કણ ચણતાં નથી.
**ચણા**, પું૦ [સં૦ चणक.] એક જાતનું કઠોળ; કઠોળની એક જાત; દ્વિદલ અનાજ; (ચણોનું બ. વ.) ચણા મમરા=શેકેલા ચણા અને શેકી ફુલાવેલા ચોખાનું ખાવાનું; ચાવણું; થોડું ખાવાનું. ક્રિ૦ પ્ર૦ ચણા ચવરાવવા=સંતાપવું; દુઃખ દેવું; હેરાન કરવું. ત્રાહ ત્રાહ પોકરાવવી; જુલમ ગુજારવો.:—હાકેમ ચાહેતો લોઢાના ચણા ચવરાવે. કહે૦ ચણાના ઝાડ ઉપરથી કુદી પડવું=(મશ્કરીમાં) બહુ મોટું પરાક્રમ કરવું; સાધારણ બાબતને બહુ મોટા રૂપે વર્ણવવી; ખાલી હલાવું. વેચીને ચણા કરવા=ઉડાવી દેવું; વેડરી નાંખવું. પાણીમાં ચણો ઓગળે તેમ ઓગળી જવું=(મશ્કરીમાં) તાજો, જાડા થવું. પાણીમાં ચણો ઓગળે નહિ પણ ફુલે, તેમ ફુલ્યો એમ કહેવા સાટે વક્રોક્તિથી આમ કહેવાય છે. દાળિયા=શેકતાં ફુલીને જેનાં છોડાં નીકળી ગયેલાં હોય એવા ચણા તે.
**ચણાખાર**, પું૦ ચણાનાં પાન બાળીને બનાવેલો ખાર તે.
**ચણાદાળ**, સ્ત્રી૦ ચણાનાં બે જુદાં જુદાં

પડ; ચણાને ભરડી તેનાં બે પડને છુટાં પાડેલાં હોય એવા દાણા, ચણાનાં ફડસિયાંનો જથો તે; ચણાની દાળ.

**ચણાપણી,** સ્ત્રી૦ ચણાના પોપટાવાળી લીલી ડાખળીઓની જુડી. ચણાના છોડની ભાજી.

**ચણાપાપડી,** સ્ત્રી૦ ચણાદાળમાં ચાસણી મેળવીને બનાવેલી મિઠાઇ.

**ચણિયારૂં,** ન૦ ઉંબરામાંનું જે ખાડા ખામણું, કે જેમાં બારણાંની બાજુની ચાણી નરખીલો રહે છે તે; એથી બારણું ઉઘડવાસ થાય છે; જેને આશ્રયે રહી બારણું ફરે છે તે; મિજાગરું; ઉંબરામાંનો ટુવો; ફેર અથવા પેચની પકડ. (૨) કેન્દ્ર; મધ્યબિંદુ. ક્રિ૦ પ્ર૦ ચણિયારું ખસી જવું=સમતોલ પણામાં, કેન્દ્રમાં નહિ રહેવું; ગાંડા થવું; ડાગળી ખસી જવી. ૨ ગુસ્સે થવું; વિફરવું; મગજ ઉપરનો કાબુ જતો રહેવો. ચણિયારાં નચવવાં=ભાવ ભરી આંખોએ જોવું; કટાક્ષ કરવા; આંખ મારવી; આંખે વાતો કરવી. ચણિયારાં ઠેકાણે રાખવાં=હદમાં, મર્યાદામાં, કેન્દ્રમાંથી ખસી ન જવાય તેમ રહેવું; મન કાબુમાં, હદમાં રાખવું તે; આત્મભાવમાં રહેવું, પોતાને ભૂલી જવું નહિ તે.

**ચણિયો,** પુ૦ (ચરણિયો) ચરણ–પગ ઢંકાય તેમ કમ્મરેથી પહેરવાનું છોકરીઓ–સ્ત્રીઓનું સિવેલું વસ્ત્ર; ચરણિયો; ઘાઘરો; ચોરણો. ( પગર આંતરાનો ) ચણુ ભરેલુ સ્ત્રીઓનું કટિવસ્ત્ર.

**ચણી,** સ્ત્રી૦ ચણાની એક ઉતરતી નાની જાત તે; નાના ચણા; લીલા કાળા ઉતરતી જાતના પીળા ચણા કરતાં નાના ચણા તે.

**ચણીકબાલા,** જુ૦ ચીનિકબાલા.

**ચણીબોર,** ન૦ નાની બાંટવાં બાંટવાં જેવી બોરડીઓનાં નાનાં ગોળ રાતાં ફળ, નાની બોરડીનાં ઝીણાં ફળ; ઝીણાં નાનાં બોર. ( ચણા જેવડાં હોવાથી ચણીબોર. )

**ચણો,** પું૦ (સં૦ चणक. ) ચણાનો એકાદ દાણો તે; ચણાનો દાણો. ( ચણાનું એક વચન ) ૨ આછા પીળા અને અત્યંત લીસા છોડાવાળું બંટી જેવું એક હલકું અનાજ. આ અનાજ ઉનાળામાં થાય છે. તે એવું લીસું ને સરકણું હોય છે કે, તેનાથી ભરેલી કોઠીમાં એક પૈસો નાંખ્યો હોય તોપણ તે નીચે ઉતરી પડે છે. કહે૦ ચણા ખાઇને હાથ શા ચાટવા=ખાલી વળખાં શાં મારવાં.

**ચણોઠી,** સ્ત્રી૦ [ સં૦ गुंजा દે૦ कर्णठया] કાળા મોંનું અને રાતા અંગનું તુવેરજેવું એક વેલનું બી; ગુંજા. [ચનોડી.]ચણોઠી દવા તરીકે વપરાય છે. વજનમાં તે અઢી ગ્રેન, અડધા વાલભારની ગણાય છે, અને સોના રૂપાના જોખમાં વપરાય છે. ચણોઠીભાર=ચણોઠી જેટલા વજનનું એક માસાના આઠમા ભાગ જેટલું. એની રતાશ બહુજ સુરેખ હોવાથી લાલરંગની શ્રેષ્ઠતા બતાવતાં એમ કહેવાયછે કે. લાલ ચણોઠી જેવું..–ચણોઠીનાં ચીર=ચણોઠીના જેવાં લાલ સુરેખ રંગનાં વસ્ત્ર. બીજા રંગની પણ ચણોઠીઓ થાય છે.

**ચતરંગ,** પું૦ એક જાતનું વાજું ૨ એક જાતનો રાગ, ગાયન, ગીત. ૩ ચાર અંગવાળું, જુઓ ચતુરંગ.

**ચતાપાટ,** અ૦ બરડો જમીનને અડી રહેલો હોય તેમ; પાટડાની માફક આકાશ સામે મુખ અને છાતી હોય તેમ (પડેલું પડી ગયેલું જે તે. ):–છોકરો ઓટલેથી ચતાપાટ નીચે પડયો. ( ચતું, છતું. ઉપરથી. છતાપાટ એમ પણ બોલાય છે. ]

**ચતુર** વિ૦ [સં] ચાર. ૨ કોપણ બાબત ઝટ સમજી જાય એવું; હોશિયાર; પ્રવીણ; નિપુણ્ય કાબેલ; કાર્ય કુશળ; આવડવાળું; પક્કું; છેતરાય નહિ એવું; તરત પારખી લે એવું. ૩ રસિક, ખુબી સમજે એવું. કહે૦ ચતુરમાં ચિતારો અને મૂરખમા મોચી. ૪ ધૂર્ત; ચાલાક. ૫ કાવ્યશાસ્ત્ર પ્રમાણે એક દક્ષનાયક. ૧ ક્રિયા ચતુર, ૨ વચન ચતુર, એવા નાયકના બે ભેદ છે.

**ચતુરતા,** વિ० [સં.] ચતુરાઇ; ચતુરી; ચતુરપણું; પ્રવીણતા હોશિયારી.

**ચતુરશિરામણિ,** પું० ચતુરોમાં પણ સૌની ઉપર ચઢે એવો માણસ; ચતુરોમાં ચતુર તે.

**ચતુરસીમા,** સ્રી० [ સં० ચતુઃ સીમા ] કોઈ પણ ચીજની ચારે બાજુઓની મર્યાદા તે, ચારે બાજુની હદ–ખતમાં મકાનની ચતુરસીમા બતાવેલી છે. [ચારે બાજુઓ.]

**ચતુરસુજાણ,** વિ० ચતુર તેમજ બધી બાબત સારી રીતે જાણનાર; વિચક્ષણ; ડહાયું, સમજુક.

**ચતુરંગ,** વિ० [ સં ચતુર્+અંગ ] જેને ચાર અંગ હોય એવું (સૈન્ય) જેમાં ગાનના ચાર પ્રકાર હોય એવું ગાયન. ૨ પું० શેતરંજ ચોસઠ ખાનાં અને રાજા વઝીર, હાથી ઘોડા ને પેદળ નામની સોકટીઓથી રમવાની એક બુદ્ધિબળ વધારનારી રમત.

**ચતુરંગિણી,** વિ० ચાર અંગીવાળી [ સેના ] ચતુરંગિની, હાથી, ઘોડા, રથ ને પેદળ એ ચાર અંગવાળી સેના તે.

**ચતુરંગી,** વિ० ( સં०ચતુરંગિન્ ) ચાર અંગ –વિભાગ વાળી [ સેના ] જેમાં હાથીઓ એક વિભાગે, ઘોડાઓ બીજે વિભાગે, રથો ત્રીજા વિભાગે અને પદાતિઓ ચોથા વિભાગે હોય એવી. હાથી, ઘોડા, રથ, ને સૈનિકો એ ચાર સૈન્યનાં અંગ ગણાય છે.

**ચતુરા,** સ્રી० [ સં. ] ચતુરસ્રી.

**ચતુરાઈ,** સ્રી० ચતુરતા, ચતુરપણું; નિપુણતા દક્ષતા, ડહાપણ; આવડત; હોંશિયારી; કાબેલિયત. (૨) પક્કાઇ; ખંધાઈ. [ ૩ ] યુક્તિ શોધવાની અને રસ સમજવાની જે શક્તિ તે.

**ચતુરાનન,** પું० (સં. ચતુર્+આનન. ) ચાર મુખવાળા બ્રહ્મા તે; ચાર મુખવાળું તે.

**ચતુરી,** સ્રી० ચતુરતા; ચતુરાઇ. ઈ નામકરણ પ્રત્યય લાગીને:–લાલ+ઈ=લાલી; એની માફક.

**ચતુર્** વિ० [ સ. ) ચાર.

**ચતુર્ગુણ,** વિ० ચારગણું; ચોગણું.

**ચતુર્થ,** વિ० [ સં. ] ચોથું; ચારની સંખ્યા પરતું. (૨) એક પ્રકારનો તાલ.

**ચતુર્થાશ્રમ,** પું० [ સં. ] પુરુષના જીવતનો જે ચોથો આશ્રમ–વિભાગ તે; સંન્યાસાશ્રમ.

**ચતુર્થાંશ,** પુ० [ સં. ] ચોથો અંશ–વિભાગ તે; ચોથો ભાગ; ચોથો હિસ્સો; પા ભાગ.

**ચતુર્થી,** સ્રી० [ સં. ] પખવાડિયાની ચોથી તિથિ તે; ચોથ. ૨ વિ० ચોથી (વિભક્તિ.) ચતુર્થીકર્મ=લગ્ન થયા પછી ચોથે દિવસે કરવાની જે ક્રિયા તે.

**ચતુર્દશ,** વિ० [ સં. ] દસને ચાર તે, ૧૪; ચૌદ.

**ચતુર્દશી,** સ્રી. [સં०] ચૌદશ; પખવાડિયાનો ચૌદમો દિવસ તે.

**ચતુર્દળ,** વિ० [સં०] ચાર પાનનું; ચાર પાંદડી, ચાર પાંખડીવાળું. ૨ ચાર ગણું (વધારે.) ૩ ચારે જાતનાં દળ જેમાં હોય એવું (સૈન્ય)

**ચતુર્ધા,** અ० [સં.] ચારે રીતે, ચાર પ્રકારે; ચાર રીતથી.

**ચતુર્ધાત,** વિ० અમુક સંખ્યાને તેણે ને તેણે ત્રણવાર ગુણતાં જે ચોથી સંખ્યા આવે તે. જેમકે:–૨×૨×૨×૨=૧૬ તે.

**ચતુર્ભુજ,** વિ० [સં.] ચાર હાથવાળું; જેને ચાર હાથ હોય એવું (જે તે. વિષ્ણુ, દેવ, દેવી વગેરે. ચતુર્ભુજ સ્વરૂપ=જેને ચાર હાથ હોય એવું જે સ્વરૂપ–કલેવર તે. ૨ જેના હાથ પીઠ પાછળ બાંધવામાં આવ્યા હોય એવું; બંદી. ચતુર્ભુજ કરવું=માણસને પકડીને તેના હાથ પીઠ પાછળ બાંધવા. ચતુર્ભુજ બનવું=કેદી થવું; બંધાવું.

**ચતુર્માસ,** પું० [સં.] વરસાદના ચાર મહીના: ચોમાસું. **ચતુર્મુખ,** વિ० ચારમુખ ને ચાર બાજુ વાળું (૨) વિષ્ણુ.

**ચતુર્વર્ગ,** પું० [સં.] ધર્મ, અર્થ, કામ ને મોક્ષ તે.

**ચતુર્વર્ણ,** સ્રી० [સં.] બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર એ ચાર જાતિ ભેદના લોક તે.

**ચતુર્વેદ,** પુ० [સં.] ઋગ્, યજુ, સામ ને અથર્વ એ ચાર વેદ તે.

**ચતુર્વેદી,** વિ० ચારે વેદને જાણનાર. (૨) બ્રાહ્મણની એક જાતિ.

**ચતુર્વિધ**, વિ૦ [સં.] ચાર વિધનું; ચાર પ્રકારનું; બહુ પ્રકારનું.

**ચતુષ્કોણ**, વિ૦ [સં.] ચાર ખુણાવાળું; જેને ચાર ખુણા હોય એવું; ચોરસ; ચોખંડુ; ચોખુણુ. ૨ ના૦ ચોરસ; ચાર ખુણાદાર હોય એવું જે તે; ચાર ખુણાવાળી આકૃતિ.

**ચતુષ્ટય**, ન૦ [સં.] ચારનું ઝૂમખું, ચારનો સમુદાય, જેમાં ચારવાનાં હોય એવું જે તે.:—અંતઃકરણચતુષ્ટય; સાધનચતુષ્ટય; વગેરે.

**ચતુષ્પથ**, ન૦ [સં.] ચાર રસ્તાઓવાળી ભાગોળ, ચકલું; જ્યાં ચાર રસ્તા મળતા હોય એવી જગા, માંડવી ૨ નાનું બજાર.

**ચતુષ્પદ**, ન૦ [સં.] ચાર પગવાળું પ્રાણી; પશું; ચોપગું; ચતુષ્પાદ. ૨ પંચાંગમાંના કરણ નામના એક અંગમાંના અગિયાર કારણોમાંના એકનું નામ. ૩ ચાર પદનું વૃત્ત.

**ચતુષ્પદી**, સ્ત્રી૦ ચાર ચાર પદવાળો ગાયનનો રાગ તે; ચોપાઇ; ચાર પાદનું ગીતિકાવ્ય.

**ચતું**, વિ૦ પીઠ જમીનને અડેલી હોય અને મોં તથા છાતી આકાશ સામે હોય એમ પડેલું; વાંસા ઉપર પડેલું, છતું. ૨ પાધરું; સવળું; ફાયદો થાય તેવું. ચતુપાટ=પાટવાની માફક ચતું.

**ચત્તું**, જુ૦ ચતું.

**ચત્રુભુજ**, જુ૦ ચતુર્ભુજ.

**ચનમનિયાં**, ન૦ ચેનનો વખત, લહેર; આનંદ આનંદ ને મોજમઝા હોવી તે, ગદમદિયાં. આ શબ્દ બહુવચને વપરાય છે.

**ચનિક**, ક્ષણિક.

**ચનિકબાલા**, જુ૦ ચીનિકબાલા.

**ચનોઠી**, જુ૦ ચણોઠી.

**ચન્ની**, જુ૦ ચંદની.

**ચપ**, અ૦ [ સં. चुप् ] ( ચૂપ ) છાનો રહે, મૌન રાખ, ના બોલ, એમ કહેવું તે. સાગા માણસને નહિ બોલવાનું જણાવવાની નાક ઉપર આંગળી દઇને બતાવવાની સંજ્ઞા ને ઉદ્ગાર. ચૂપ, એમ બોલાય છે. ચપ ગ્રામ્ય ગણાય છે.

**ચપકલું**, ન૦ સહેજ સાજ અડપલું કરવું તે; ચાદલું; છમકલું. ૨ નાનું ચપણિયું. ૩ વિ૦ પેચવાળું; દગાવાળું.

**ચપકાવવું**, ક્રિ૦ સ૦ મીણ, ગોળ અથવા બીજી કોઈ ચોંટી જાય એવી ચીજ ખદખદતી ચામડી ઉપર દાબવી, ચાંપવું, લગાડવું, ચપકો દેવો. ૨ દાળ શાકમાં ઉની કડછી દાબવી, વધાર કરવો, ઉંનું ઉંનું અડકાડવું.

**ચપકો**, પુ૦ મીણ અથવા ગોળને ખદખદતી ઉનો ઉનો લગાડતા જે ઝાટકો લાગે છે તે; ઝાટકો; ડામ. ૨ એકદમ મનમા લાગવું તે; ડંખ; ચાટકો; રીસનો જુસ્સો; ક્રિ૦ પ્ર૦ ચપકા દેવા=ડામ દેવા; બાળવું. ૨ મહેણાં મારવાં; લાગણી થાય તેવા બોલ સંભળાવવા.

**ચપચપ**, અ૦ ઝડપથી; એકદમ; ટપટપ; પટાકપડાક; ઝટઝટ. ૨ બે લગામ; વહુ તો ચપચપ સામુ બોલે છે.

**ચપચપવું**, ક્રિ૦ અ૦ ચપચપ બોલવું. ૨ તાર નીકળવા:—ચાસણી ચપચપવી.

**ચપચપું**, વિ૦ ચીકણું અને ભીનું; ગદગદું; ચોચું. આ ભાંય ચપચપી છે.

**ચપટ**, અ૦ જમીનની સાથે બરોબર અડેલું–લાગેલુ હોય તેમ; સજ્જડ; ચોટીને રહેલું; બેઠેલું; દમાયેલું હોય તેમ. ક્રિ૦ પ્ર૦ ચપટ થઇ જવું=ખલાસ થઈ જવું નાશ થવો, સાફ થવું, પડી ભાગવું; જમીનદોસ્ત થઇ જવું. ચપટ બેસવું=સાવ પાયમાલ થવું. ચપટ પડવું=નાશ થવો, જમીનદોસ્ત થવું, નિર્મૂળ જવું. કહે૦ કપટ ત્યાં ચપટ=કપટ–દગો કરનારનો નાશ થાય છે, કપટ કરે તેનું ચપટ થાય છે, એના અર્થમા વપરાય છે.

**ચપટવું**, ક્રિ૦ સ૦ સજ્જડ કરવું; દાબવું ચપરીને બેસાડવું; બેભી–સીકડાઇ જાય તેમ કરવું.

ચપટાવું, ક્રિ૦ અ૦ દબાવું; નુકસાનમાં આવવું.

ચપટી, સ્ત્રી૦ [સં. ચર્પટિકા.] અંગુઠો અને તેની જોડેની આંગળી એ બેનાં ટેરવાં મેળવવાં તે; તે બેની વચ્ચમાં રહે એટલું જે તે.:–ચપટી તપખીર. બહુ થોડું તે.:–ચપટી લોટ. ૨ અંગુઠો અને વચલી આંગળી એ બેનાં ટેરવાં છટકાવવાથી થતો અવાજ.:–ચપટી વગાડવી. ૩ એ અવાજ થઈ જાય એટલો વખત તે; પા પળ; પલક. ક્રિ૦ પ્ર૦ ચપટીમાં ઉડાડવું=નહિ લેખવવું; હસી કાઢવું; મશ્કરીમાં ઉડાડવું. ૨ ખોટી ખરી આડી અવળી વાત કહીને સમજાવી દેવું. ચપટીમાં લેવું=સપાટામાં પકડી પાડવું; કબજે લેવું; સકંજામાં લેવું; વશ કરવું. ચપટી વગાડવી=ઝટપટ કરવા કહેવું; સિતાબી બતાવવી. ૨૦ પ્ર૦ ચપટીમાં=ચુગલ, કબજામાં દાવપેચમાં. ૨ સહેજમાં; જગકમાં. ચપટી આંગળુ=થોડું ઘણું જે કંઈ થોડું ઘણું હોય તે; જરા. ચપટી લેવી=ચુંટી ખણવી. તાલી; થાપટ.

ચપટું, વિ૦ [સં. ચિપટ.] લાંબું પણ પહોળું, ઉપસેલું કે ફૂલેલું નહિ એવું; બેસેલું દબાયેલું; ચીપ જેવું અણી વગરનું; ચંપાયેલું:–ચીનાઓનાં નાક ચપટાં હોય છે.

ચપડવું, ક્રિ૦ સ૦ ચપટું કરવું; ગોળ કે ચોખુણુ હોય તેને દાબીને ઘડવું. તે સોનાના તાર ચપડાવે છે. ૨ ચપટ થાય તેમ કરવું. લાખ ચપડાવો અર્થાત્ લાખને ઉંની કરી દાબો આના ઉપરથી ચપડાલાખ=પતાસાં પાડેલી લાખ.

ચપડાવવું, ક્રિ૦ સ૦ સપાટાબંધ ખાઈ જવું. ૨ ચોરી જવું. ૩ ચપડે તેમ કરવું

ચપડિયો, પું૦ સોના રૂપાના તાર ખેંચનારો માણસ; બાલ્લું ચપડનારો.

ચપડી, વિ૦ ચાર પડવાળી:–ચપડીરોટલી. (ચોપડી) ૨ સ્ત્રી૦ લાખ.

ચપડું, વિ૦ ચાર પટવાળું; ચોપડું.

ચપણ, ન૦ ચપણિયું; ખટેરું. (ચપ્પણ, પણ બોલાય છે.)

ચપણિયું, ન૦ ખટેરું, ચપ્પણ; શકોરું; ગોરું કોડિયું; રામપાતર; ઠીકરું; ઠીમ. ૨ તુચ્છ વસ્તુ. એમાં શું ચપણિયું મળવાનું છે. ૩ ભિક્ષાપાત્ર; માગી ખાવાનું પાત્ર.

ચપલું, ન૦ ચપણિયું; શકોરું.

ચપરાસ, સ્ત્રી૦ [फा० चप+रास्त.] બેડસાઈ; પતરાજ; ફૂલ; બડાઈ. (૨) સિપાઈના પટાની ધાતુની તખતી; ધાતુનું નામવાળું પતરું. (૩) મિજાગરું; બરડલું. ક્રિ૦ પ્ર૦ ચપરાસો ફૂટવી=કાખલીઓ ફૂટવી; સામાનો દોષ કાઢી પોતાની બડાઈ મારવી.

ચપરાસી, સ્ત્રી૦ બડાઈ; પતરાજ; ફૂલ; મોટાઈ. (૨) ચપરાસવાળો નોકર; પટાવાળો; સિપાઈ; દૂત; હજુરિયો.

ચપસવું, ક્રિ૦ સ૦ [फा० चस्पीदन्] દાબવું; ચપટું થાય એમ દાબવું; ચાંપવું; સખત બાંધવું; જોરથી દાબીને ચગદવું.

ચપળ, વિ૦ [સં. चपल.) ચાલાક; ચંચળ; તેજ; ઉદ્યોગી; સુસ્ત નહિ એવું; હાલતું; ઘણીવાર એક સ્થિતિમાં રહે નહિ એવું; ઉતાવળું.

ચપળતા, સ્ત્રી૦ ચંચળાઈ; ચપળપણું; ચાલાકી. તેજી; ચંચળતા. ૨ અસ્થિરતા.

ચપળા, સ્ત્રી૦ [स. चाला.] ચપળ એવી જે તે; વીજળી; વિદ્યુત; દામિની. (૨) ચપળ સ્ત્રી. (૩) લક્ષ્મી.

ચપળાઈ, સ્ત્રી૦ ચપળપણું; ચંચળતા.

ચપળાં, ન૦ આંખ મિચામણાં; આંખનાં ફુરકલાં; કટાક્ષ. (બહુવચને વપરાય છે.)

ચપાચપ, અ૦ ચપચપ એમ; ઝટઝટ; ટપટપ. બોલાચાલ્યા વગર એકદમ કામ કરી નાંખવું તે; અવાજ ન થાય તેમ.

ચપાટવું, ક્રિ૦ સ૦ દાબીને સપાટાબંધ ખાવું; ખૂબ ખાવું; ઝપાટવું:–મહારાજે તો અચ્છી રીતે ચપાટ્યું.

ચપાટી, સ્ત્રી૦ ચાર પડની રોટલી, (મરાઠીમાં) ચપાટી જવું=અવશેષ રહે નહિ એમ સઘળું ખાઈ જવું. ચપાતી.

**ચપેટી,** સ્ત્રી૦ સં૦; આઘાત; ઝપાટો; ધક્કો. (૨) કબજો; કામની ધમાલ; સપાટો; દોડ. (૩) નુકસાન; આફત; દબાણ. રૂ૦ પ્ર૦ ચપેટીમાં આવવું=સપાટામાં, કામકાજની દોડમાં કબજામાં આવવું. ચપેટીમાં લેવું=કબજામાં, ફાંસામાં લેવું. (૪) ઝાપટ; થાપડ; તમાચો. ક્રિ૦ ચપેટવું=દબાવીને લેવું; ધક્કાથી દાબીને આગળ વધારવું; ચાંપવું.

**ચપોચપ,** અ૦ એક પછી એક એમ; ઉપરાઉપરી; વારાફરતી, સપાટાબંધ:–ચપોચપ બેત્રણ લપડાકો લગાવી દીધી.

**ચપ્પ,** જુ૦ ચપ, ચૂપ.

**ચપ્પટ,** અ૦ પલાંઠીવાળીને; ગાંડ માંડીને:–ચપ્પટ બેસવું. ચોંટી જવાય તેમ. ૨ ખૂબ દબાઇ ગયેલું હોય તેમ:–ચપ્પટ થઇ ગયો.

**ચપ્પણ,** ન૦ છાલરું કોડિયું; ચપણિયું. ક્રિ૦ પ્ર૦ ચપ્પણ લેવું=અપજશ મળે, ખરાબી થાય એવું કામ કરવા તૈયાર થવું; નઠારા કામમાં આગેવાની લેવી. ૨ ભીખ માગવી.

**ચપ્પુ,** ન૦ કલમ ઘડવાની નાની પણ સારી ધારવાળી છરી; કલમતરાસ.

**ચબકવું,** ક્રિ૦ અ૦ ચમકવું; ઝબકવું.

**ચબકારો,** પુ૦ ચમકારો; ઝબકારો; ચપકારો.

**ચબકાવવું,** જુ૦ ચપકાવવું.

**ચબકો,** જુ૦ ચપકો.

**ચબરખી,** સ્ત્રી૦ (ચબરકી) કાગળ, ચર્મપત્રની કકડી; કાગળનો લાંબો સાંકડો કકડો ચીરો. ૨ ટુંકમાં થોડું લખેલું હોય એવો કાગળનો કકડો; ચિઠ્ઠી.

**ચબરાક,** વિ૦ ચપળ; ચંચળ; બોલવાચાલવામાં તેજ, છેતરાય નહિ એવું; હોશિયાર બોલકણું; વાચાળ; ચટચટ જવાબ દે એવું.

**ચબરાકી,** સ્ત્રી૦ ચંચળાઈ; હોશિયારી; ચાલાકી. કોઈ વસ્તુ કે વાત બીજાના જાણવામાં આવે નહિ તેમ કાર્ય કરી લેવાની ને જવાબ આપવાની ચતુરાઇ–કાબેલિયત તે બોલવા, જવાબ આપવાની ચાલાકી ને હોશિયારી તે.

**ચબડચબડ,** અ૦ (ચભડચભડ) ચપચપ, ચટચટ ૨ જેમ તેમ; મનમાં આવે તેમ. ૩ ચભડ ચબડ ચમડ, એવો અવાજ થાય તેમ:–ચમડ ચબડ–ચભડ ચભડ આખું ચીભડું ચાવી ગયો. કેરેલું અનાજ અથવા કાચું ફળ ચાવતાં થતો એવો અવાજ.

**ચબાવવું,** જુ૦ ચિબાવવું.

**ચબા,** અ૦ ચું કે ચાં–ઉચ્ચાર નીકળતો હોય તેમ:–ઢોરનો માર માર્યો પણ ચબાં કર્યું નહિ. ક્રિ૦ પ્ર૦ ચબાં કરવું=બોલવું, રોવું; સારોમ્બોટો ઉચ્ચાર કરવો. ૨ ના૦જીસ; ચબાં ઉપડીજ નહિ. છલચાલથી બોલાવું તે:–તે તો ચબાં (ચું કે ચાં) કરે એવો માણસ નથી.

**ચબુતરો,** પું૦ (फा.)પોલિસના સિપાઇઓને રહેવાનું સ્થાન; ચોકી, ગેટ; ચાવડી; થાણું. (૨) ઉંચા ચોરસ ઓટલા જેવી બેઠક; મોટો પ્રસ્તાર; ચોતરો. ક્રિ૦ પ્ર૦ ચબુતરે લઇ જવું=પોલિસમાં લઇ જવું. ૩ ચકલામાં પખીઓને માટે દાણા નાખવાનો ઉંચો ઓટલો; પરબની બેઠક; પરબડી.

**ચબુતરયો,** પું૦ હિંચકો (ખાટનો) સુવાની હિંચકાખાટ.

**ચબોળવું,** ક્રિ૦ અ૦ ભાંડવું; અપશબ્દ બોલવો:–તેણે ગાળ ચબોળી. ૨ ચોળીને ખાવું (ધીમર્યું)–એણે શું ચબોળ્યું? ઝબોળવું.

**ચબોલા,** પુ૦ સામસામાં ટાણાનાં વચન કહેવાં તે: ટાણાં મારવાં તે; કટાક્ષ વચન; ઘાવ; સમસ્યા પૂરતીઓ.:–રાધાકૃષ્ણના ચબોલા. ચાબખા. આ શબ્દ બહુવચને વપરાય છે. એક વચન–ચબોલો.

**ચભડચભડ,** અ૦ કણીદાર વસ્તુ ચાવતાં થતો એવો અવાજ; ચરબીદાર વસ્તુખાતાં થતો અવાજ.–ચભડચભડ કાચું માંસ ચાવી ગયો.

**ચભડવું**, ક્રિ૦ અ૦ સામ સામી બોલાબોલ થવી; ખીજવું; ચબડવું

**ચભડાટ**, પું૦ બોલાબોલ; લડાઇ; ટંટો, કંકાસ; ચડભડાટ.

**ચમક**, સ્ત્રી૦ [ સં૦ચમત્કૃત ] ચમકવું તે; ઓચિંતા હરખ શોકથી અથવા ભર કે વિસ્મયથી ભાન ફરી જવું તે, અને માનસિક અસરને પરિણામે દાંત બંધાઈ જવા તથા અંગ ખેંચાવાં વગેરે શારીરિક વ્યથાની રહી રહીને અસર થવી તે, માનસિક અને શારીરિક ચોંક; લચક-ધ્રુજારી; ભ્રમની તીવ્ર અસર; ચોંકી ઉડવાનો એક આજાર. ( ધનુર્વાજેવો ) ( ૨ ) ચળકાટ; પ્રકાશ; ચળકારો; ઝળકી; તેજસ્વિતા; ચળક; ચમકારાપણું. ( ૩ ) બહેક; ફાટ; તરવરાટ; તનમનાટ. ( ૪ ) પત્થરની લોઢાને ખેંચવાની શક્તિ; આકર્ષણનો ગુણ. ( લોહ ચુંબકનો ) ચમકચાંદની=અનીઠણી રહેનારી દુશ્ચરિત સ્ત્રી.

**ચમકપત્થર**, પું૦ લોઢાને ખેંચવાની શક્તિવાળો પત્થર; લોહચુંબક.

**ચમકપહાણ**, પું૦ લોહચુંબક.

**ચચકવા**, પું૦ હરખ શોક ભય અને વિસ્મયની ઓચિંતી અસરથી કરોડ ઉપર અસર થઇ અંગ ખેંચાવાનો આજાર; ધનુર્વા.

**ચમકવું**, ક્રિ૦ અ૦ હરખ શોક ભય કે વિસ્મયની ઓચિંતી અસર થઇ ચોંકવું; ભડકવું; ઝમકવું; આંચકો ખાવો. (૨) વંઠવું; ફાટી, અથવા ફટવી જવું. (૩) ઝડપથી તેજ મારવું, ચળકવું; ઝગઝગવું; શોભવું; ચળકાટવાળું દેખાવું; ચકચકવું; ઝગઝગવું. (૪) પ્રસિદ્ધિ થવી; વધવું.

**ચમકળી**, સ્ત્રી૦ ( ચંપકકળી ) સ્ત્રીઓના કંઠનું સોનાનું ઘરેણું.

**ચમકાર**, પું૦ ચમકવાપણું; ચમકારો; ચળકાટ. ૨ ગાંડપણ, બેભાનપણું. ૩ ફાટ; તોર; તનમનાટ, અભિમાન ભર્યો આવેશ; વંઠવું તે.

**ચમકારો**, પું૦ એકદમ દેખાઇને, જતો રહે એવો પ્રકાશ ઝબકારો. ચમક. ૨ ચમચમ એવો અવાજ.

**ચમકાવવું**, ક્રિ૦ સ૦ ચમકે એમ કરવું; ભડકાવવું; ચોંકાવવું. (૨) ફટાડવું; ચમકી, ચસકી જાય એમ કરવું. (૩) મારવું; લગાવવું; ફટકારવું.

**ચમકી**, સ્ત્રી૦ નેતર; ચમચમે એવી સોટી.

**ચમચક**, પું૦ પતંગના ચોખુણમાં જ્યાં પુછડી બાંધવામાં આવે છે ત્યાં મોટા પતંગના કાગળથી જુદા રંગના કાગળનો જે ચોખંડ કકડો હોય છે તે.

**ચમચમ**, સ્ત્રી૦ [ક્રિ૦] ચમચમવું તે; બળતરા; ચામડી ઉપર વાગવાથી થતી પીડા; દરદ થવું તે; ઝમઝમ. (૨) જોડાનો અવાજ. કહે૦ સોટી વાગે ચમચમને વિદ્યા આવે ઝમઝમ:

**ચળચળવું**, ક્રિ૦ અ૦ ચમચમ થવું; રહીરહીને બળતરા બળવી; વાગ્યાની દાઝ્યાની અને તીખા આકરા પદાર્થની ચામડી ઉપર રહી રહીને પીડા થવી. (૨) ચમચમ એવો અવાજ થવો. આ જોડા કેમ ચમચમે છે.

**ચમચમાટ**, પું૦ ચમચમવાપણું; ચમચમ થવું તે. ૨ તનમનાટ; ચોંકલાપણાનો દેખાવ ૩ જોડામાંથી નીકળતો ચમચમ એવો અવાજ તે. ૪ બળતરા; દાહ.

**ચમચી**, સ્ત્રી૦ [ પ્ર૦ ચંચી ] સોપારી, તમાકુ કાથો વગેરે મુખવાસનો સંભાર રાખવાની ખાનાંવાળી કોથળી; ખલેચી; વાટલો. (૨) નાનો ચમચો. આચમની. (૩) નાના ચાડાવાળી સળી. ચુનો ને અત્તર ચોપડવાની.

**ચમચો**, પું૦ [ સં. ચમસ ] ધાતુ અથવા કાચની ઉંનું ઉંનું પેય પીવાની નાની કડછી લાંબા છાજરા આડાનો ટુંકી ડાંડીવાળો એક ઘાટ; સીના ડાંડાની ડોકલી; પળી. (૨) કોપલા આંપવાનો સીધા હાથાનો પાવડો; કુંચો.

**ચમટી,** સ્ત્રી૦ બે તરફના દબાણમાં થોડા ભાગનું ચંપાઈ જવું તે; ચીમટી; ચુંટી, ચોંટી. ક્રિ૦ પ્ર૦ ચમટી તોડવી=ચુંટીખણવી; ચમટીભરાવી=ચીમટી ભરાવી, એમ બોલાય છે.

**ચમટો,** પું૦ અંગુઠો અને તેની જોડેની આંગળીનાં ટેરવાંથી ચામડી પકડીને આંબળવી તે; ચોંટી દેવી તે; ચુંટલો. ૨ બાવાઓનો મોટો ચીપિયો; વાળ ચુંટી નાંખવાનો હજામનો ચીપિયો.

**ચમડપોસ,** ન૦ ચામડાનું ઢાંકણુ; રથ, માફા, છત્ર વગેરેમાં પાણી પડે નહિ તે માટે તેની ઉપર રાખવામાં આવતું ચામડાનું પડ; ઢાંકણુ; ચામડીની ખોલઃ–માફાની ચમડપોસ ફાટી ગઇ છે.

**ચમડી,** સ્ત્રી૦ [ સં૦ चर्म. ] પ્રાણીઓના હાડપિંજર ઉપરનું જે આવરણ–પડ તે; ચામડી; ત્વચા; ખાલ. કહે૦ ચમડી તૂટે પણ દમડી ન છૂટે=ચામડી ફાટી જાય એવો માર ખાય તોપણ એક દમડીએ કાઢી આપે નહિ એવો કંજુસ, બખીલ; કૃપણ. આ શબ્દ હિંદી છે.

**ચમત્કાર,** પું૦ [ સં. ] જોતે જોતાં કે સાંભળતા ચકિત થઈ જવાય એવું જે તે; આશ્ચર્ય; વિસ્મય; અચરત; નવાઇ; કૌતુક; આશ્ચર્ય ઉત્પન્ન કરે એવો પ્રસંગ, દેખાવ, કે વિચાર તે. (૨) દૈવત; ગુણ; અસર કરવાની નહિ સમજાય એવી શક્તિ; કરામત. ક્રિ૦ પ્ર૦ ચમત્કાર કરવો=નવાઈ લાગે એવું કરવું; અદ્ભુત કામ કરી બતાવવું. ચમત્કાર દેખાડવો=દૈવત, શક્તિ બતાવવી; ન સમજાય અને અદ્ભુત લાગે એવું કામ કરી બતાવવું; માયા અથવા લીલા બતાવવી. (૩) આશ્ચર્યનો વિષય; અદ્ભુત વ્યાપાર; વિચિત્ર ઘટના; વિલક્ષણતા; વિચિત્રતા.

**ચમત્કારિક,** વિ૦ આશ્ચર્ય લગાડે એવું; નવાઈ જેવું; જેમાં ચમત્કાર હોય એવું; ચમત્કારી.

**ચમત્કારી,** વિ૦ જેમાં ચમત્કાર હોય એવું; અદ્ભુત; ચમત્કારવાળું; વિસ્મયોત્પાદક; ન સમજાય એવું; ન સમજાય એવી અને અદૃશ્ય કોઇક અદ્ભુત શક્તિવાળું; ચમત્કાર બતાવે એવું; કરામતી.

**ચમત્કૃતિ,** સ્ત્રી૦ [ સં૦ ] ચમત્કારનું કામ તે; ચમત્કારિક રીત; ચમત્કાર ઉપજાવે એવી કૃતિ. (૨) આશ્ચર્ય; વિસ્મય.

**ચમન,** સ્ત્રી૦ [ फा० ] બાગ; બગીચો; ફૂલવાડી. (૨) આનંદ; મોજમઝા; ખુશાલી. ક્રિ૦ પ્ર૦ ચમન કરવું=ખાવુંપીવું અને ખુશી ખુશાલીમાં રહેવુ; આનંદ, સુખ ભોગ ભોગવ્યા કરવા. ચમનદારી=ચેનબાજી; મોજમઝા.

**ચમર,** પું૦ [ સં. चामर. ] હિમાલયમાં થતી ચમરી નામની ગાયના પુંછડાના વાળની હમામનાં રાતાં ધોળાં સુંવાળાં પિંછાંની અથવા મોરનાં પિંછાંની કે છેવટ બીજા કોઇ પ્રાણીના પુંછડાના લાંબા વાળની ચમરી; ચામર. દેવ રાજા અથવા મોટા માણસની આગળ ફેરવવામાં આવે છે. વૈભવનું મોટું ચિહ્ન ગણાય છેઃ–એની આગળ તો ચમર ઢળે છે. (૨) હિમાલયમાં થતી એક ગાય; સુરાગાય. ચમરશિખા=કલગી.

**ચમરકઠો,** પું૦ એક જાતના ઘઉં.

**ચમરખું,** ન૦ રેંટિયાનું જાડા ચામડાનું માત્ર બેડવું; જેમાં તરાકનાં નાકાં રહે છે તે; ચરખામાં ઘાલવાની ચામડાની ચકતી. રુ૦ પ્ર૦ સુકાયેલું અને ચઢી ગયેલું એવું; શોષાઇ તણાઇ ગયેલું એવુંઃ–એનું શરીર ચમરખા જેવું થઇ ગયું છે.

**ચમરબંધ,** પું૦ ચામડાનો પટો. ૨ વિ૦ કમ્મરે ચામડાનો પટો બાંધનાર; નરવીર.

**ચમરબંધી,** વિ૦ ચામડાનો પટો બાંધનાર; વજ્રકછોટો વાળનાર; મજબુત મન અને શરીરવાળો; હિમ્મતબાજ, ધૈર્યવાન; નરવીર. ચમરબંધીના ચમર વછોડી નાંખે એવો ટંકારવ થયો.

**ચમરી,** સ્ત્રી૦ [ સં૦ ] છોડવાઓની રેસા રેસાવાળી ફૂલની માંજર; મંજરી. મકાઇ શેલડી, કાસ વગેરેને જે માંજરો આવે છે તે ચમરી કહેવાય છે, કારણકે એમાં લાંબાં

લાંબાં કેસરોના ગુચ્છ હોય છે. કુમતી; નાડા છડીનો ગુચ્છ:–અંબોડાની ચમરીના રેશમના વાળ ધોળા લાંબા ને ગુચ્છાવાળા હોય છે.

**ચમસ**, પુંo [ सं. ] સોમરસ પીવાનો પ્યાલો; એક યજ્ઞપાત્ર. આ પાત્ર પલાશના લાકડાનું બનતું.

**ચમાર**, પુંo [ सं. चर्मकार. ] જનાવરોની ચામડીને સાફ સુફ કરનાર અતિશૂદ્ર; ખાલપો. ૨ અતિશૂદ્રની એક જાતિ, નાત.

**ચમારણ**, સ્ત્રીo ચમારની સ્ત્રી.

**ચમારવાડો**, પુંo ચમારોનો મહોલ્લો. (૨) ગંદીગોબરી જગા.

**ચમૂ**, સ્ત્રીo [સંo] સેના; ફોજ. જેમાં ૭૨૯ હાથી ૭૨૯ રથ ૨૧૮૭ સ્વાર અને ૩૬૪૫ પૈદલ હોય એવી સેના.

**ચમેલી**, સ્ત્રીo ધોળાં ને મીઠી સુગંધીવાળાં ફૂલની એક વેલ. (૨) ચંપેલીનાં ફૂલ. આ ફૂલોમાથી બનાવેલુ તેલ, ચમેલીનું તેલ કહેવાયછે.

**ચમ્મડ**, વિo ચામડા જેવું, ઝટ તૂટે ફાટે નહિ એવું; ચીકણું; મજબુત. ચમ્મડતોડ= ચામડી તૂટી જાય તોપણ પૈસો ખરચે નહિ એવો કંજુસ.

**ચમ્મર**, સ્ત્રીo [ सं. चामर ] ચામર; ચમરી.

**ચય**, પુંo [સં.] ઢગલો; ઢગ; સમૂહ; રાશિ;

**ચર**, સ્ત્રીo કિલ્લાની આસપાસ ખોદેલી ખાઇ; ખાડી; નહેર; પરિખા; નદીમાં તણાઇ આવેલા કાંપની તરીવાળી જમીન; ભાઠું. (૨) જમીનમાં ખોદીને કરેલી ચૂલ; ભ્યારી; તમાણ. (૩) નo પૃથ્વીની મધ્યરેખાથી યામ્યોત્તર અંતર; પંદર ઘડીથી ઓછાવત્તા વખતે દિનાર્દ્ધ થવાનું કારણ. મેષ, કર્ક, તુલા ને મકર રાશિઓમાંની એક રાશિ અથવા સ્વાતી, શ્રવણ, ધનિષ્ઠા ને શતતારા એ ચાર નક્ષત્રોમાંનું એક નક્ષત્ર. હરણ. (૪) પુંo હોમને માટે તૈયાર કરેલો ભાત; હોમવાને રાંધેલું અન્ન. (૫) વિo [ सं. चर ] કરનાર; ગમન કરનાર, ચાલતુ; જતું; ફરતું જંગમ. શબ્દની આગળ જોડાય છે:–જળચર=પાણીમાં ફરનાર; ખેચર; ભૂચર; રાત્રિચર. (૬) જુo ચાર; દૂત.

**ચરક**, પુંo [સંo] દૂત; કાસદ; ચાર. વૈદક લખનાર એક ઋષિ. (૨) ટોલડી પીલવાનો કોલ. (૩) નo છોકરાંની એક રમત; ખોબીલું. (૪) સ્ત્રીo પંખીની હગાર.

**ચરક્ણુ**, વિo ડરકણુ; ચરકી જાય એવું; બીકણ.

**ચરકણું**, વિo વારંવાર ચરકયા કરતું હોય એવું (બાળક, ઢોર વગેરે.) સરડણું; ઉગાળવું. ૨ નo વારંવાર ચરકી જવાનો રોગ; હગામણનો રોગ (બાળકનો.)

**ચરકલું**, નo ચકલું; ચલ્લું:–ચરકલો, ચરકલી.

**ચરકવું**, ક્રિo અo વારંવાર જરાજરા નહિ પચેલો મળ નીકળવો; (નાનાં છોકરાં અને ઢોરનું) રહી રહીને હગવું (અપચાનું.)

**ચરકસંહિતા**, સ્ત્રીo [સં.] ચરક મુનિએ બનાવેલું વૈદક સંબંધી એક મોટું માન્ય પુસ્તક.

**ચરખીડો**, પુંo ચરખો; કપાસ લોઢવાનો સંચો; બે લાટનું યંત્ર. ઉo સુણ સાહેલી ચરખીડો તારો રણઝુંણ બોલે. પ્રીતમદાસ. ૨ સંઘરડો.

**ચરકું**, વિo તમતમે, બળે એવા સ્વાદનું; કરકું; આકરું, તીખું લાગે એવું. (વેંગણ, ફળ વગેરે)

**ચરકો**, જુo ચરખો.

**ચરકો**, પુંo [ फा ] ફરતી ચકરવાળી લાટ; રેંટિયો. (૨) સંઘરડો; ખરાદ:–ચરખ પૂજા= ચૈત્ર સંક્રાંતિપદ. શિવભકતો તરફથી કરાતી ધિંગાણાવાળી ભક્તિ–આમાં ભકતો પોતાનાં અંગ લોહી લુહાણ કરતા. હાલ કાયદાથી તે બંધ થઈ છે.

**ચરખિયું**, વિo ચરખાનું; ચરખાને લગતુ. ચરખામાં કામ કરવા જનારું (માણસ.)

**ચરખી**, સ્ત્રીo નાનો ચરખો. (૨) પવનચક્કી. (૩) ફીરકી; ફરતી.

**ચરખો**, પુo [ फा. चरख ] કપાસમાંથી કપાસિયા અને રૂ જુદાં પાડવાનો રેંટ, સાંચો; લોઢ. (૨) રૂનું સુતર અને સુતરનું કપડું

બનાવવાનો સાંચો. (૩) ખરાદીનું ચાક; ખરાદ. ક્રિ૦ પ્ર૦ ચરખો ચલાવવો=ખાખા કરવું; જેમ ઓછું થાય તેમ બીજી બાબત પર લક્ષ નહિ આપતાં કામ કર્યે જવું.

**ચરચર,** સ્ત્રી૦ એવો અવાજ; તેલ પાણી મિશ્ર વસ્તુ બળતાં નીકળતો એવો અવાજ. ૨ મનમાં દ્વેષ સ્નેહ અને દયાની લાગણી થયા કરવી તે; મનમાં બળવું તે; ચિંતા; કાળજી; હાય, ફિકર. ૩ બળતરા; ચામડી ઉપર થતી બળતી પીડા.

**ચરચરવું,** ક્રિ૦ અ૦ બળતરા થવી; બળવું; મનમાં લાગણી થવી. (૨) ચરચર એવો અવાજ થવો; ચરચર એમ થઇને બળવું અથવા ભાગવું; લીલાં લાકડાં બળતાં ચરચર થવું.

**ચરચરાટ,** પું૦ ચરચર થવું તે; બળતરાની લાગણી; બળતરા. ૨ ફિકર; ધ્રાસકો.

**ચરચવું,** ક્રિ૦ સ૦ [ સં. ચર્ચન ] ચર્ચા કરવી; ચહેરવું; ચુંથવું; વાત ને વિવેચન ચલાવવાં. (૨) શરીર ઉપર ચંદન લગાડવું; ચોપડવું; લગાડવું; લેપ કરવો.:–ચંદન ચરચ્યાં ભાલપે. (૩) પૂજા કરવી.

**ચરચા,** જુ૦ ચર્ચા.

**ચરચાવવું,** ક્રિ૦ પ્રે૦ ચર્ચાય તેમ કરવું; ચર્ચા ચલાવરાવવી; ચર્ચા થાય તેમ કરવું.

**ચરચાવું,** ક્રિ૦ અ૦ ચર્ચા થવી; ચર્ચા ચાલે એવી હાલતમાં આવવું; વગોવાવું; ગવાવું; નિંદાવું.

**ચરડ,** સ્ત્રી૦ (ચૈડ.) તરડ; ચીરો; ફાટ.

**ચરડકો,** પું૦ (ચૈડકો.) મનમાં ચરચર થાય એવી લાગણી તે; ફિકર; ચિંતા; કાળજી; ધ્રાસકો.

**ચરડવું,** ક્રિ૦ સ૦ કપડું કાગળ વગેરે ચડડડ થાય એમ ફાડવું; ચીરવું; પરેફાડવું.

**ચરડવો,** પું૦ (ચૈડવો.) માટીનો નાનો લોટો; મોટી કુલડી; ઉલેચણો.

**ચરડાવું,** ક્રિ૦ અ૦ ઉભું પરેફાટવું; ચિરાઇ જવું; ચીરા પડવા; ફાટી જવું.

**ચરણ,** પું૦ [સં૦] પ્રાણીઓને ચાલવાનો અવયવ; પગ. ચરણતીરજ=પગે વળગેલી રજોટીના જેવું તુચ્છ હલકું જે તે; કંઇ લેખામાં નહિ એવું તે. માણસને ઉદ્દેશીને કહેવામાં આવતું હોય તેની કંઇ જ ગણતરીમાં નહિ એવું જે તે; [દાસ] અધીન, તાબેદાર. ચરણ સેવવાં=સેવા કરવી; ભક્તિ કરવી. (૨) દાસ અથવા નોકરની માફક તહેનાતમાં રહીને અનુભવ લેવો. ચરણે લાગવું પાદવંદવા. (૨) શ્લોક અથવા કવિતાની ટૂક; કડી. (૩) કાઇ ચીજનો ચોથો ભાગ; ચતુર્થાંશ:–યુગ ચરણ. (૪) અનુષ્ઠાન. (૫) મૂળ; ગોત્ર. ક્રિ૦ પ્ર૦ ચરણે લાગવું=પગે લાગવું.:–આવી ગોપિકાઓ ચરણે લાગી. ચરણે પડવું=શરણે જવું.

**ચરણવું,** ક્રિ૦ સ૦ (ચૈણવું.) ઉંઘમાં અથવા દુઃખમાં ઉંહ ઉંહ કરવું; ચણચણવું; દુઃખને લીધે ટહકારો કર્યા કરવો. (૩) ક્રિ૦ અ૦ ઉનવાવું. (૨) ડાગવું.

**ચરણસેવા,** સ્ત્રી૦ [સં.] પગચંપી; પાદસેવન. (૨) ભક્તિ કરવાનો એક પ્રકાર.

**ચરણસ્પર્શ,** પું૦ [સં.] પગને અડીને વંદન કરવું તે; ચરણને સ્પર્શ કરવો તે; પાદવંદન.

**ચરણાકુળ,** પું૦ સોળ માત્રાનાં ચરણવાળો એક માત્રામેળ છંદ. ઉ૦ ચરણ ચરણમાં માત્રા સોળે, તાળ ધરો ચોપાઈ તોલે; છે ગુરુ બે જો છેવટ ઠામે, છંદ નક્રી ચરણાકુળ નામે. પિંગળ.

**ચરણદાસ,** પું૦ અઢારમા સૈકામાં દિલ્લીમાં થઇ ગયેલો એક મહાત્મા–સાધુ. તેણે 'સ્વરોદય' નામે ગ્રંથ બનાવ્યો હતો. એણે સ્થાપેલો પંથ ચાલે છે.

**ચરણામૃત,** ન૦ [સં.] ચરણનું જે અમૃત તે; દેવ, ગુરુ ને મોટા માણસના પગ ધોયેલું પાણી; ચરણોદક; પાદોદક. ક્રિ૦ પ્ર૦ ચરણામૃત લેવું=ગુરુ કે મહાત્માના પગનો અંગુઠો ધોઈ તે પાણી પીવું તે. (૨) દૂધ,

**ચર્ચરી**, સ્ત્રી૦ ચરચર; ચરેરો; ચિંતાની લાગણી. (૨) અઢાર અક્ષરનો એક છંદ. ઉ૦ રીસ જો જિભ રાખશે, જન ભાખશે ન મુખે ભલું, ચર્ચરી ચિતમાં થશે, વળિકવઢારણ એટલું; પિંગળ. (૩) આનંદ ઉત્સવ; ગાવું બજાવવું તે.

**ચર્ચવું**, ક્રિ૦ સ૦ ચર્ચા કરવી; વાદવિવાદ ચલાવવો; કોઇ વાત કે કથા ઉપર વિવેચન તે વાદવિવાદ કરવો. (૨) ચહેરવું; ઉખેળવું; પિંજવું; લોકમાં ફેલાવવું. (૩) નિંદવું; કોઈની સારી ખોટી વાત કરવી. (૪) ચોપડવું; લગાડવું; લેપ કરવો.:—ચંદન ચર્ચ્યું ભાલમાં.

**ચર્ચરિકા**, સ્ત્રી૦ [ સં ] નાટકમાં પ્રેક્ષકોનાં મન રંજન કરવાને પ્રવેશ પ્રવેશની વચ્ચે મૂકવામાં આવતાં ગીત ગાયન તે. વિક્રમોર્વશી નાટકમાં ઘણી ચર્ચરિકાઓ કાલિદાસે મૂકેલી છે.

**ચર્ચા**, સ્ત્રી૦ [ સં ] વિવેચનાત્મક વાર્તાલાપ; વાદવિવાદ, ઊહાપોહ. (૨) નિંદા; ગીબત. ક્રિ૦ પ્ર૦ ચર્ચા કરવી: ચર્ચા ચલાવવી: ટીકા કરવી; કોઈ બાબતની લંબાવીને વાતો કરવી. નિંદા કરવી. જીકર; વર્ણન; ધ્યાન; વાતચીત; અફવા. (૩) લેપ; લેપન; અર્ચા.

**ચર્ચાપત્ર**, ન૦ [ સં ] વિવેચન, ટીકારૂપ વિગતવાર ઊહાપોહવાળું લખાણ; ટીકારૂપ લેખ; જેમાં અમુક બાબત ઉપર રદિયો આપ્યો હોય અથવા સમર્થન વિવેચન ચલાવ્યું હોય એવો લેખ.

**ચર્ચાપત્રી**, વિ૦ ( ના૦ ) ચર્ચાપત્ર લખનાર; વિવેચક; ચર્ચાને લગતું લખાણ લખનાર; ટીકાકાર.

**ચર્ચિત**, વિ૦ [ સં ] ચર્ચેલું; લગાડેલું; ચોપડેલું, લિંપેલું. (૨) જેની ચર્ચા થઇ ગઇ હોય એવું; ચવાઇ ગયેલું; ચહેરાયેલું. (૩) નિંદિત; લોકમાં ગવાયેલું.

**ચર્પટ**, પુ૦ ચપ્પડ; ધોલ. (૨) વિ૦ ઘણું; અધિક.

**ચર્મ**, ન [ સં ] મનુષ્ય અને પ્રાણીઓના શરીરનું આચ્છાદન, ખાલ તે; ત્વચા; ચામડું; અજીન. ખાલ.

**ચર્મકાર**, પુ૦ ( વિ૦ ) [ સં ] ઢોરોના ચામડાને કેળવીને વાપરવા યોગ્ય બનાવનાર; ચમાર; ચામડિયો; ખાલપો. (૨) મોચી.

**ચર્મચક્ષુ**, ન૦ [ સં ] જીવતા જીવની જે ખરેખરી કુદરતી આંખો તે; સાધારણ આંખ: જ્ઞાનચક્ષુથી ઉલટું. જોવાની ઈંદ્રિય; નેત્ર.

**ચર્મપત્ર**, ન૦ [ સં ] ચામડાના જેવો ચીકણો અને ફાટે નહિ એવી બનાવટનો કાગળ; જે કાગળને ચામડા જેવો ટકાઉ બનાવેલો હોય તે; એક જાતના ટકાઉ કાગળો. (૨) છાલનો કાગળ; ભૂર્જપત્ર; ભોજપત્ર.

**ચર્મપાદુકા**, સ્ત્રી૦ જોડા; ખાસડાં.

**ચર્ય**, વિ૦ [ સં. ] ચરવાને-કરવાને ગોગ્ય તે; આચરવા જેવું. (૨) કર્તવ્ય.

**ચર્યા**, સ્ત્રી૦ [ સં. ] ચરવાનું એટલે કે વખતો વખત જે કંઇ કામકાજ ખાવું, પીવું, સુવું બેસવું વગેરે કરવાનું તે; તે કે જે કરવાનું તે; રહેણીકરણી; રીતભાત; કાલક્ષેપ પ્રકાર; કાર્યક્રમ; વ્યાપાર; વ્યવહાર; વ્યવસાયપરંપરા; આચરણ; ચરિત્ર; રીતભાત.:—દિનચર્યા, રાત્રિચર્યા. (૨) જેની ઉપરથી અંદરનો ભાવ સમજાય એવું ચિહ્ન; દેખાવ; શિકલ.:—મુખચર્યા. આચાર; ચાલ; કામકાજ; વૃત્તિ; જીવિકા; ભક્ષણ; ગમન.

**ચર્વણ**, ન૦ [ સં. ] ચાવવાનું જે તે; ચાવણું; ખાવાનું; ખાદ્ય. (૨) શેકેલા ચણા વગેરે જે કોરૂં ચાવી ને ખાવાનું તે; ચવેણું.

**ચર્વિત**, વિ૦ [ સં. ] ચાવેલું; દાંતથી ઝીણું કરેલું.

**ચર્વિતચર્વણ**, ન૦ [ સં ] જે ચવાઇ ગયેલું હોય તેને ફરીને ચાવવું તે; કોઇ કરેલું કામ કે થઇ ગયેલી વાતને ફરીને કહેવી તે; પિષ્ટ પેષણ.

**ચલ,** અ૦ ચાલ; હિંડ; હાલ. (૨) ખસ; દૂર થા; વેગળો રહે. (૨) વિ૦ [ સં. ] ચંચલ; અસ્થિર; ચલાયમાન.

**ચલચલ,** અ૦ જાગ્ય; દૂર થા; ખસ. (૨) ઝટકર; વહેલો થા.

**ચલણ,** ન૦ [ સંચલન ] ચાલવું તે; કર્યું થવું તે; સત્તા; અમલ; દોર.:–ઘરમાં બૈરાંનું ચલણ છે. (૨) નિત્ય ચાલતું, વ્યવહારમાં ફરતું; પ્રચાર; વ્યવહાર; ઉપયોગ.:–સોનાનું ચલણ. (૩) ચાલવું તે; હિંડવું તે; ખેપ.:–ચલણો ભલો ન કોશકો દુહિતા ભલી ન એક. ભાષા. રિવાજ; રસમ; વ્યવહાર; રીતિ; ગતિ; પગ; વગેરે.

**ચલણી.** વિ૦ વ્યવહારમાં રોજ વપરાતું હોય એવું.:–ચલણી સિક્કો–નોટ.

**ચલન,** ન૦ [ સં. ] ચાલવું, હાલવું તે; ગતિ; ચાલ; હિલચાલ; ફેરફારી. (૨) વાટ; પંથ; ચલણો; પ્રચાર; વ્યવહાર; ઉપયોગ. જ્યોતિષમાં પૃથ્વીની ગતિ ઉપરથી દિનરાતનું દિનમાન કાઢવાની રીત તે.

**ચલનવલન,** ન૦ હિલચાલ; હાલચાલ; ગતિ; હરફર.

**ચલમ,** સ્ત્રી૦ હુક્કાનું માટીનું ચાડું, જેમાં તમાકુ બળે છે તે; ધંતુરી; ચલમ.

**ચલવિચલ,** વિ૦ [સં.] એક સ્થાન પર ન રહે એવું; હાલતું; ડગમગતું; અસ્થિર; અવ્યવસ્થિત. (૨) ઉલટ સુલટ; ઉંધુચતું.

**ચલાઉ,** વિ૦ ચાલે એવું; નીભે એવું; ચાલતું; ચાલી શકે એવું; કામ જોગું; કામ બંધ ન પડે પણ ચાલુ રહે તે માટે યોજાયેલું એવું જે તે. ચિરસ્થાયી; મજબુત; ટકાઉ.

**ચલાખો,** પું૦ મોટો રૂમાલ; સમચોરસ કપડાનો કકડો.

**ચલાણી,** સ્ત્રી૦ નાની પડઘીદાર પયાલી; પ્યાલી; પડઘીવાળી વાડકી.

**ચલાણું,** ન૦ કાચનો પડઘીવાળો નાનો પ્યાલો. (તેલ ધૂપેલનો.)

**ચલાયમાન,** વિ૦ [ સં. ] ચાલતું એવું; ચળ; હાલતું; આઘુંપાછું કરેલું; વિચલિત. ફરે, ડગમગુ થઇ–કરી શકાય એવું:–તે પોતાના વચનથી ચલાયમાન થાય એવો નથી.

**ચલાવવું,** ક્રિ૦ સ૦ ચાલે એમ કરવું; જારી રાખવું; નિભાવવું. (૧) અમલમાં આણવું. (૩) ગતિમાં મૂકવું; ફેરવવું ચાલવાને પ્રેરવું ગતિ આપવી. (૪) ફોડવું ફેંકવું:–તોપ ચલાવવી. રૂ૦ પ્ર૦ મોં ચલાવવું=ગાળો દેવી; સામું બોલવું. ખાવું. હાથ ચલાવવો=મારવું. (૫) નિભાવવું; ગુજારો કરવો. (૬) આરંભ કરવો:–વાદ ચલાવવો. (૭) જારી રાખવું:–વંશ ચલાવવો. (૮) ટકાવવું.:–બે મહીના ચલાવ્યું. પ્રચારવું; વ્યવહારમાં મૂકવું. ધર્મ ચલાવવો. (૯) પ્રયુક્ત કરવું.:–તરવાર ચલાવવી.

**ચલિત,** વિ૦ [ સં. ] અસ્થિર; ચલાયમાન; હાલેલું; ચળેલું; સ્થાન ભ્રષ્ટ, સ્થાનમાંથી ખસેલું; ફેરવેલું; ચાળવેલું, ચલિત કુંડળી=કુંડળીમાં મુકાયેલા ગ્રહોમાંનો કોઈ ગ્રહ તેના સ્થાનથાંથી ખસેલો છે કે નહિ તે જણાય એવી કુંડળી. ચલિત ગ્રહ=જે ગ્રહનો કંઇક ભાગ ભોગવાઇ ગયો હોય અને કંઇક ભોગવવાનો બાકી રહેલો હોય એવા ગ્રહ તે. (જ્યોતિષ.)

**ચલિયું,** ન૦ ચકલાંની જાતનું નાનું પંખી; પંખેરૂં; ચલ્લું.

**ચલુડું,** ન૦ નાની છાછરી વાડકી; કચોલું; ચલુડી; પ્યાલી. (૨) માટીનો નાનો લોટો, લોટું.

**ચલેધો,** પું૦ કડછો; તવેથો.

**ચલો,** અ૦ ચાલો; ઝટ કરો.

**ચલોડો,** પું૦ ચાર હાથનો ટુંકો પણ પને મોટો ખેસ; ઉપરણો; ફટકો:–રેશમી ચલોડા અમદાવાદમાં સારા વણાય છે.

**ચલ્લુ,** વિ૦ ચાલુ; ચાલતુ; જારી.

**ચલ્લુક,** વિ૦ હલકું, માલ વગરનું.

**ચલ્લું,** ન૦ ચકલાંની જાતનું નાનું પંખી; પખેરૂં; ચકલું. (૨) અંજલી.

**ચવ,** પું૦ હોશ; રામ; સકાર. (૨) આવડત;

ગમ. (૩) ઢંગ; ઠેકાણું; ચોકસપણું. (૪) મોતીના વજનની એક રીત અથવા તોલ તે. ખરાં મોતીનું વજન રતી અને ચોવીસ રતીનો ટાંક, એ પ્રમાણથી થાય છે. આ રીતે મોતીના અમુક જથાનું કે એકનું વજન કરી રતીના પોણાચૌદ ટકાને હિસાબે કુલ વજનના ટકા કરી જેટલા દાણા હોય તેટલાએ તેને ભાગી નાંખે છે અને તેમ કરતાં દાણા દીઠ જેટલા ટકા આવે તે તે મોતીના ચવ કહેવાય છે. આ ચવના હિસાબે હમેશ મોતીનો ભાવ થાય છે. (૫) સ્વાદ.

**ચવચવ**, સ્ત્રી૦ જુદે જુદે ઠેકાણેથી ચુંટી કાઢેલું તે. ચુંટણી; ચુંટી કાઢેલી બાબતો; પરચુરણ ફૂટકળ.

**ચવક**, પું૦ એક ચવડો વેલો.

**ચવડ**, વિ૦ તૂટે ફાટે કે ચવાઇ જાય નહિ એવું; ચવડું; ચીકણું.

**ચવડાવવું**, ક્રિ૦ સ૦ ચાવે એમ કરવું; ખવડાવવું; જમાડવું; ચાવવાની ફરજ પાડવી. (૨) લાંચ રૂશવત આપ્યા કરવી; ખાવા દેવું. (૩) જોરજુલમથી,-બળાત્કારથી કામ લેવું:-લોઢાના ચણા ચવરાવવા.

**ચવડું**, વિ૦ કરપાઇ, ચવાઇ, ખંડાઇ કે ઝટ ભાગી તૂટી જાય નહિ એવું; ચવડ; ચીકણું; ચીવટ. (૨) ના૦ હળમાં કોશની સાથે રાખવાની અણીદાર ત્રણ ખુણિયા ફાચર; હળનો અણીદાર દાંતો; કે જે ઓરંપને ચીરીને ચાસ પાડે છે.

**ચવદાર**, વિ૦ ચાવતાં રસ પડે એવું; સ્વાદિષ્ટ.

**ચવલી**, સ્ત્રી૦ બે અને ચાર આનાનો ચાંદીનો સિક્કો; બેઆની; પાવલી. મુંબાઇ તરફ બોલાય છે.

**ચવલું**, વિ૦ પાંપણે ધોળા વાળવાળું,-ચવલિયું; ચવલિયો બળદ.

**ચવલો**, પુ૦ સુતરની ગુચ્છા જેવી ચમરી; સુતરના તાંતણાઓની મુલાયમ સાવરણી; રજોહરણી. જૈન યતિઓ જે લાકડીએ બાંધી રાખે છે તે. (૨) શેલડીનો એક રોગ.

**ચવવું**, ક્રિ૦ સ૦ બોલવું. ઉ૦ ચવ્યું ચવે તે શાનો કવિ?

**ચવવેરો**, પું૦ ઘર અને જમીન ઉપરનો કર તે.

**ચવળવું**; ક્રિ૦ અ૦ ચળવળવું; ચેળઆવવી, સ્ફુરવું:-મારવાને હાથ ચવળે છે.

**ચવળાટ**; પુ૦ ચળવળવું તે; ખંજવાળ; ચેળ, ખણુજ. (૨) તન્મનાટ.

**ચવાણું**, જુ૦ ચવેણું.

**ચવાણું**, ક્રિ૦ અ૦ દાંતથી ખંડાવું, ભગાવુ; દાંતે કચરાવું. (૨) લોકો ચવે, બોલે, નિંદે એમ થવું; નિંદાવું; ગવાવું; લોકોથી ટીકા રૂપે વાત થવી; વગોવાવું.

**ચવેણું**; જુ૦ ચવેણું.

**ચવેણું**; ન૦ [ स. चर्वण, ચવરાણું.] કાચું, કોરું અથવા શેકેલું ચાવીને ખાવાનું તે; ધાણી ચણા, મમરાસેવો વગેરે; ચર્વણ; ચાવવાનું; ખાવાનું.

**ચવૈયા**. પુ૦ ચાળા પાડવા તે; ચાળા; છંદૈયાં.

**ચવો**, પુ૦ પગના તળા ઉપરનો ફોલ્લો.

**ચવ્વડ**; જુ૦ ચવડ.

**ચશ્મ**; સ્ત્રી૦ [फा. चश्म] આંખ; નેત્ર; નયન; લોચન. રૂ૦ પ્ર૦ ચશ્મપોશી=આંખ આડા કાન કરવા; સામે ન થવું.

**ચશ્માં**; ન૦ (ચશ્મ) વધારે સારું દેખાય તે માટે આંખ આડે રાખવાનો કાચ; ઉપનેત્ર. રૂ૦ પ્ર૦ ચશ્માં આવવાં=થોડું દેખાવું; આંખને ચશ્માંની જરૂર પડે એમ થવું. ર મમાભિમાન ચઢવું; મદ ચડવો; કોઇને નહિ દેખવું, લેખવવું. ચશ્મે ધખ=ચશ્મા વગર ચાલેજ નહિ એવું જે તે; આંધળું લિંત. ચશ્મે સુલાખ=એકાક્ષ; કાણું. કમાનમાં જડેલી કાચ કે પારદર્શક પથ્થરની બે તખતીઓની જોડી. દૂર જોવા માટે નતોદર ને પાસેનું જોવા માટે ઉન્નતોદર કાચ જોઇએ છીએ.

**ચરમીકોર;** સ્ત્રી૦ કોપરાપાકનાં ચકતાંના જેવી આંખને મળતી આકૃતિવાળી તરેહની કિનાર તે; લાંબી ચોકડીની ભાતવાળી કોર તે.

**ચષક;** પું૦ [સં.] મદિરા પાન કરવાનો સોનાનો નકસીદાર સુંદર પ્યાલો તે; કટોરી. [ ૨ ] મધુ; મદ્ય.

**ચસક,** સ્ત્રી૦ ખેંચ; ચસવું તે; ખસવું; સ્થાન ભ્રષ્ટ થવું તે:સાંધામાંના સ્નાયુનું ઓચિંતું ખસી જવું તે; ઝાટકો લાગી સખત પીડા થઈ આવી સાંધાનું એકદમ અટકી જવું તે; સાંધા અકડાઈ જઈ તેમાં રહી રહીને પીડા થવી તે; મળક; નમતું ખેંચાણ. વાયુની પીડ. ક્રિ૦ પ્ર૦ ચસક આવવી=ઓચિંતી સખત પીડા સાથે નસનું ખેંચાવું. સાંધામાં ઝાટકા જેવી વાયુની પીડા થવી; પગે વાયુનું દરદ થવું.:–પગે ચસક આવી છે એટલે હિંડાશે નહિ.

**ચસકવું,** ક્રિ૦ અ૦ પકડમાંથી અથવા એકાદાસ્થાનમાંથી ખસવું; છટકવું; છૂટી જવું; હઠવું; ચસવું. (૨) ફરવું; ફરીજવું; ચળવું; સળકવું:–ડાગળી ચસકવી; પાંસળી ચસકવી, વગેરે. (૩) ચસક આવવી; રગ ખેંચાવી.

**ચસકાવું,** ક્રિ૦ અ૦ મચરડાવું; મોચાવું; મચકોડાવું, છટકાવું; મરોડાવું; લચકાવું; ચસકીજવું; ચસક આવી સાંધાનું ખસીજવું; મરડાવું; લંગડાવું.

**ચસકો,** પું૦ [ સં. ચલણ ] હાડકા કે સાંધામાં વાયુના દરદવાળો સ્નાયુ ખેંચાઇને સખત ઝાટકો લાગવો તે; વાયુના દરદથી સાંધા આગળના સ્નાયુનું ખેંચાવું તે; સળક; ઠણકો, ગટકો; ચસક. [ચલ] (૨) તીવ્રઇચ્છા, ભાવના, હોંશ; અભિલાષ; ભાવ. (૩) ટેવ; આદત; લત, ખો; લળકો, હવસ:–હરામચસકો. (૪) ચાળો; નખરાંબાજી, અંગમરોડ; અભિનય:–ચાળા ચસકા=ઢોંગધતૂરા, ફેલફિતુર. ૨ વર્દેવેડા. (૫) ચરસ, વાઢિયો; તલપ. (વ્યસનની.) (૬) ખરો; મગરબી.

**ચસચસાટ,** અ૦ ચમચસીને ચૂસીને: જરાય ઢળે કે બાકી ન રહે તેમ,' લગારે લગાર ખેંચીને, ચસ ચસ થાય તેમ ચૂસીને તમામ:–છોકરો એવો ભૂખ્યો હતો કે દૂધ આપ્યું તે બધુએ ચસચસાટ ચટ કરી ગયો. (૨) ચસચસ, તૂટું તૂટું થાય તેમ; જક્કડ; ચગે નહિ તેમ: ખૂબ મક્કમ; તંગ.

**ચસમ,** પું૦ રેશમના દોરા–તારની ગુંચ અથવા ગુંછળી: રેશમના તાણાની છોલ, ઘાસના તાર તે.

**ચસમું,** ન૦ *[ફા.] ચશ્મું; ચશ્માંનું એક વચન; આંખનો એક કાચ.*

**ચસવું,** ક્રિ૦ અ૦ ચળવું; ખસવું; છટકવું. (૨) ફરવું; બદલાવું. (૩) દબાઇને બેસી જવું; (૪) ટોટામાં આવી પડવું. (૫) ચૂસીને પીજવું.

**ચસાચસી,** સ્ત્રી૦ કસાકસી; હરિફાઈ: સ્પર્ધા. (૨) ખેંચતાણ; તાણાતાણ; ખડોંઘ.

**ચસીજવું,** જુ૦ ચસવું.

**ચહ,** સ્ત્રી૦ જુ૦ ચા. (ચ્હા ચા ચાહ.)

**ચહાયના,** સ્ત્રી૦ ઇચ્છા; ભાવ; ભાવના. (૨) પ્રીતિ; પ્યાર; હેત. (૩) પસંદગી.

**ચહાવું,** ક્રિ૦ અ૦ ( ચાવું, ચ્હાવું. ચાહવું.) ઇચ્છવું; ભાવહેરો; અભિલાષ રાખવો. (૨) પ્રીતિ કરવી; પ્રેમ રાખવો; મનને ગમવું; પસંદ પડવું.

**ચહુ,** વિ૦ ચાર. ચહુ બાજુ.

**ચહુદ,** અ૦ ચારે દિશાએ.

**ચહુવાણ;** વિ૦ [ ના૦ ] રજપૂતની એક કૌટુંબિક અટક; અવટંક; જાતિ; નાત. [૨] એ નામના રજપૂતો તે. ચૌહાણ, ચોહાણ.

**ચહેબચો,** પું૦ [ ફા૦ ચાહ ] લીલ અને વનસ્પતિથી ભરપુર હોજની પાણીવાળી જગા; હોજની અંદરની પાણી, અને લીલવાળી જગા. ચહેબચો=પાણી ને કીચડવાળી જગા; ગંદું પાણી જેમાં ભરાઈ રહેલું હોય

એવો ખાડો; ચહબચ્ચા, ચેહબચો.

**ચહેરવું**, ક્રિ૦ સ૦ છેકી નાંખવું; છેકવું; રદ કરવું; ભૂસવું; આડી લીટી દોરવી. લખાણ, ચિત્ર આકૃતિ વગેરે માટે વપરાય છે. (૨) ચુંથી નાંખવું; છેડવું; પી જવું; ચર્ચવું; છણવું:–એ વાતને ચહેરશો નહિ.

**ચહેરો**, પું૦ [ फा ] ચેહરો; મોં, આંખ, નાક, કપાલ વગેરે યુક્ત ગળા ઉપરનો માથાનો આગલો ભાગ તે; મોંનો ઘાટ; સિકલ; સુરત; મુખવટો; મોંનો ઘાટ; છબિ; આકૃતિ. ક્રિ૦પ્ર૦ચહેરો ઉતરવો=મોં ઉતરી જવું; લેવાઇ જવું, મુખાલોકમંદ જણાવો–નિરતેજ લાગવો. ચહેરો કાઢવો. કપાળ આગળના વાળ અમુક રીતે લઇ ચહેરો શોભે–તેમ કરવું. (૨) છબિ ઉતારવી; આકૃતિ પાડવી.

**ચળ**, સ્ત્રી૦ ચેળ; ખણુજ; વલુર; ખંજવાળ. (૨) વિ૦ (સં. चल ] હાલે એવું; હાલતું; ડગડગતું, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જઇ શકાય તેવું; ચંચળ; જંગમ; નહિ સ્થિર એવું.

**ચળક**, સ્ત્રી૦ ચળકવાપણું તે; ચળકાટ; તેજ; પ્રકાશ.

**ચળકચળક**, અ૦ ઝળકઝળક. ક્રિ૦ પ્ર૦ ચળકચળક થવું=તેજ મારવું; ચળકવું; ઉપરાઉપરી તેજનાં –ચળકાટનાં કિરણ આપ્યા કરવાં; ઝગઝગ થયા કરવું; પ્રકાશવું.

**ચળકતું**, વિ૦ ઝળકતું; તેજ મારતું; ઉજળું:– ચળકતું ભાગ્ય.

**ચળકવું**, ક્રિ૦ અ૦ ઝળકવું; તેજ મારવું; પ્રકાશવું; ઝગઝગવું; શોભવું; દીપવું; ઓપવું.

**ચળકાટ**, પું૦ ચળકવું તે; ઝળકાટ; ઝગઝગાટ; પ્રકાશ; તેજ; રોશની.

**ચળકારો**, પું૦ તેજનો વિવર્ત; પ્રકાશનો ચમકારો; ભભુકો; ઝણુકો.

**ચળકી**, સ્ત્રી૦ ચળકવાપણું; ચળક; પ્રકાશ; તેજ, તેજ સ્ફુરણ. (૨) શોભા; ઓપ. ચળકીદાર=ચકચકાટવાળું તેજસ્વી;ઝગઝગાટ.

**ચળણ**, જુ૦ ચલણ.

**ચળણી**, જુ૦ ચલણી.

**ચળવણી**, સ્ત્રી૦ આમ તેમ ફેરવવાની કળા; આવડત; ફેરફારી; ચાળવણી. (૨) ચાળવાની ઢબછબ; ચાળવું તે; ચાળવાની ચતુરાઇ.

**ચળવળ**, સ્ત્રી૦ આમ તેમ હાલવું વળવું તે; નિરાંત નહિ એવી હાલત; ચટચટી; વલવલ; વલોપાત; ગભરાટની સ્થિતિ. (૨) ખુંચખુંચ થવું તે; ચિંતા; ફિકર; કાળજી; ખંત.

**ચળવળવું**, ક્રિ૦ અ૦ કંઈ કરવા માટે આમ તેમ ફરવું; હાલ્યા કરવું; વલવળવું; સળવળવું; તલપાપડ થવું; તલસવું. (૨) ચેળ આવતી હોય એમ થવું; મનમાં ખુંચ્યા કરવું; સાલવું.

**ચળવળાટ**, પું૦ ચળવળ ચળવળ થવું તે; વલવલાટ; સળવળાટ; તલપ; આતુરતા. (૨) ખણુજ આવવી તે; ખંજવાળ; કંડુ. (૩) ભાવનાની ઉશ્કેરણીનો રહીરહીને આવતો જુસ્સો.

**ચળવું**, ક્રિ૦ અ૦ [ સં. चल् ] એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસવું; હાલવું; ચાલવું; ડગવું. (૨) ફાટી જવું; બહેકી જવું; આડે રસ્તે ઉતરી પડવું; વંઠી જવું. ચળીજવું.

**ચળાચળ**, વિ૦ ચળ અને અચળ; સ્થાવર જંગમ; ચરાચર; ચળાચળ જગત.

**ચળાઇ**, સ્ત્રી૦ ચળામણી; છાપરું ચાળવાનું લવાજમ–મહેનતાણું તે.

**ચળામણ**, ન૦ ચલામણી. (૨) લોટ ચાળતાં ચાળણીમાં રહેલું ભુસું; ઘોથાં. કહે૦ ચાવ્યાનું ચળામણ છે.

**ચળામણી**, સ્ત્રી૦ છાપરું ચાળવાનું મહેનતાણું, મજુરી; સંચરામણી. (૨) આટો, ચુનો, મોતી, હીરા વગેરે ચાળવાનું, નાના મોટા કણ જુદા પાડવાનું લવાજમ.

**ચળાવવું**, ક્રિ૦ પ્ર૦ ચાળે એમ કરવું. લોટ ચળાવવો, છાપરું ચળાવવું; સંચરા-

વવું. (૨) (ચળવુંનું પ્રે૦) ચળે એમ કરવું; નંડાડવું; આડે રસ્તે ઉતારવું; ફટાડવું. (૩) ફરી જાય, ખસી જાય, એમ કરવું; વિચાર ફેરવવો; હલાવવું; ખસેડવું.
**ચળાંઠ,** વિ૦ ચળી ગયેલું; ફાટેલું; વક્કર; બહેકેલું; જેનું મન ઠેકાણે ન હોય તેવું; મૂર્ખ.
**ચળિત,** વિ૦ ચળેલું, હાલેલું, એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગયેલું; સ્થાનભ્રષ્ટ થયેલું.
**ચળિયાંપુતળિયાં,** ન૦ ઉબીઓ, આવવી તે. (ધઉંને જવને.)
**ચળીજવું.** ક્રિ૦ વંઠીજવું; વહી જવું; ઉચ્છૃંખળ થઇ જવું, આડે માર્ગે ચઢી જવું; હદ ઓળંગી જવી. (૨) ગર્વી કે અભિમાની થઇ જવું; છકી જવું.
**ચળુંકરવું,** ક્રિ૦ સ૦ જમી ઉઠીને હાથ મોં ધોવા. ઉ૦ જીવણ જમીને રે, ચળું કરીએ નાથ, ચંદનગોરે સુરે, કે ધોવરાવું હાથ. થાળ. ચળુંપાણી=એઠું મોં ધોવાનું પાણી.
**ચળેલ,** વિ૦ ચળી ગયેલું; વંઠેલું; ફાટેલું. (૨) ડાગળી ખસેલ; ગાંડું. (૩) ચલિત; ખસેલું.
**ચળેલું.** વિ૦ ચળેલ; વંઠેલું; ફરી ગયેલી બુદ્ધિનું; ગાંડું.
**ચંગ,** વિ૦ [ સં. ] સ્વચ્છ, શુદ્ધ; પવિત્ર; નિર્મળ. દક્ષ, કુશળ, સ્વસ્થ; તંદુરસ્ત; સુંદર. (૨) આનંદી; રંગીલું (૩) કંજુસ; બખીલ; કંઈ ખરચે નહિ એવું. (૪) પું૦ મોટામાં પકડીને વગાડવાનું એક વાસનું વાજું; મોરચંગ; ઘોડાલિયું. (૫) તાળ. (પિત્તળની વાડકી જેવી વગાડવાની ચક્તી. ડફના આકારનું વાજું) (૬) પતંગનું પુછડું. (૭) ગંજીફામાંની એક તરેહ. (૮) અ૦ ડૈયું; ઘંટ.
**ચંગા,** વિ૦ [ હિં. ] સ્વચ્છ, પવિત્ર નિર્મળ; શુદ્ધ. કહે૦ મન ચંગા તો કથરોટમાં ગંગા. (૨) [ સં. ] સ્વસ્થ; તંદુરસ્ત; નીરોગ.
**ચંગારી,** સ્ત્રી૦ ચીણગારી; તણખો.
**ચંગી,** વિ૦ રંગીલું; રાગી; વ્યસની ભંગી ચંગી. (ચંગી નહિ પણ જંગી=ભંગીજંગી.)
**ચંગુ,** વિ૦ તંદુરસ્ત; નીરોગી.
**ચંગુસ,** વિ૦ (ચિંગુસ) કંજુસ; બખીલ.
**ચંગોટી,** સ્ત્રી૦ સુતાં મોઢે માથે લુગડું ઓઢવું તે; સોડ; સોડો:—ચગોટીવાળીને સુતોછે.
**ચંચ.** સ્ત્રી૦ [ સં. चञ्चु ] ચાંચ.
**ચંચરી,** સ્ત્રી૦ [ સં. ] ભમરી. (૨) વર્ણવૃત્ત. 'રસજજ ભરે ગણુ આવે વિબુધ પ્રિયાં છે.
**ચંચરીક,** પુ૦ ભમર; ભમરો. (૨) એક રાગ. ચંચરિકાવલી.
**ચંચવાળવું,** ક્રિ૦ સ૦ વાગેલા ઉપર ધીમેથી હાથ ફેરવવો; પપાળવું ખંજવાળવું. (૨) હાથમાં રમાડવું; લડાડવું. (૩) સાચવવું; ખરચવું નહિ પણ જોવું ખુશી થવું ને સંભાળી રાખવું.
**ચંચળ,** વિ૦ [ સં. चंचल ] આમ તેમ ફરતું અને હાલતુ એવું; જપે નહિ એવું; અસ્થિર; ચલાયમાન ડગુમગું; ખસી કે ઢળી જાય એવું. (૨) ચપળ ચાલાક; હોશિયાર; ઝટ સમજી કે ચેતી જાય એવું. (૩) અધીર. (૪ અવ્યવસ્થિત. એકાગ્ર ન રહે એવું. (૫)ઉદ્વિગ્ન;ગભરાયેલું; હાંફળુંફાંફળું.
**ચંચળતા,** સ્ત્રી૦ ચંચળપણું; ચંચળાઇ, ચપળતા; અસ્થિરતા.
**ચંચળા,** સ્ત્રી૦ [ चंचला ] વિજળી; વિદ્યુત. (૨) લક્ષ્મી; ધન; દોલત. (૩) સોળ અક્ષરનો એક રાગ, છંદઃ—રે જરા જરા લખાય તેટલું જ તું લખીશ, ચંચળા થશે જ ચિત્ત વૃત્તિ સર્વ તું શીખીશ. પિંગળ.
**ચંચળાઈ,** સ્ત્રી૦ ચંચળતા; ચાલાકી, હોશિયારી; ઝટ સમજવાની અને ઝટપટ કાર્ય કરવાની ટેવ તે.
**ચંચુ,** ન૦ [ સં. ] પંખીનું લાંબું ને અણીદાર મો; ચાંચ. (૨) ચપટી ભરાય એવું અણિયું. રૂ૦ પ્ર૦ ચંચુ પ્રવેશ=ચાંચ પેસવી તે. ચંચુ પ્રહાર=ચાંચનો માર. ચંચુમાન=પંખી.
**ચંડ,** વિ૦ [ સં ] ઉગ્ર; ગરમ, તેજ પ્રખર; આકરું; તીક્ષ્ણ; તીવ્ર. (૨) ગુસ્સામાં આવી ગયેલું ક્રોધાયમાન; ક્રોધી; તુંદમિજાજી;

(૩) પું૦ તાપ. દુર્ગાદેવીનો શત્રુ–એક મોટો દૈત્ય; ભૈરવ; મુંડનો ભાઇ. પ્રબલ; ઘોર; કઠોર; વિકટ. પૃથુરાજનો એક સામંત. ચંડતા=ઉગ્રતા, ઘોરતા, બળ, પ્રતાપ.

**ચંડાળ**, પું૦ [ સં. चंडाल ] અસ્પર્શ જાતિનો માણસ; નીચ જાતિનો માણસ. (૨) એ નામની નીચ લોકની જાતિ; ભંગી; ઢેડ; ચમાર; ચામડિયા, વગેરે. (૩) ગળકટ્ટો; મારો; જલાદ. (૪) વિ૦ દુષ્ટ; પાપી; નિર્દય; નીચ; ઘાતકી. રૂ૦ પ્ર૦ ચંડાળ=દુષ્ટ, ઘાતકી કામ કરનારાઓની ટોળી; નઠારા, પાપી માણસોનુ ટોળું. કર્મચંડાળ=પાપી.

**ચંડાળતા**, સ્ત્રી૦ ચંડાળપણું; ચંડાળ હોવાપણું. (૨) નીચતા; અધમતા.

**ચંડાળણ**, સ્ત્રી૦ ચંડાળની સ્ત્રી. (૨) દુષ્ટ, અને ઘાતકી કામ કરનારી.

**ચંડાળણી**, સ્ત્રી૦ ચંડાળની સ્ત્રી. (૨) દુષ્ટ કામ કરનારી સ્ત્રી; પાપિણી.

**ચંડિકા**, સ્ત્રી૦ [ સં. ] ઉગ્ર શક્તિ; ભયંકર, ઘાતકી કામ કરનારી એક દેવતા. (૨) દુર્ગા. (૩) લડાવેલી, મોઢે ચઢાવેલી સ્ત્રી; કર્કશા.

**ચંડી**, સ્ત્રી૦ [ સં ] દેવી; દુર્ગા દેવી. ચંડીપતિ=શિવ. (૨) તુંદમિજાજીસ્ત્રી; ક્રોધીલી સ્ત્રી; કર્કશા; ગરમ સ્વભાવની સ્ત્રી.

**ચંડીપાઠ**, પું૦ દુર્ગાદેવીનું સ્તોત્ર; જેમાં ચંડિકાનાં પરાક્રમો અને માહાત્મ્ય વર્ણવેલું છે એવો માર્કંડેય પુરાણમાંનો એક કથાભાગ; સપ્તસતી; દુર્ગાપાઠ. ચંડીપાઠ કરવો કરાવવો=એમ કહેવાય છે કે જ્યાં ચંડીપાઠ થાય ત્યાં ભૂત પ્રેત રહે નહિ; આળપંપાળ દૂર થાય; આ માન્યતાને લીધે લોકો વહેમ પડતું લાગે ત્યાં ચંડીપાઠ કરે કરાવે છે.

**ચંડુ**, પું૦ જુઓ ચંડુલ.

**ચંડુલ**, ન૦ ( ચંદુલ ) અફીણનો કસ કાઢીને તૈયાર કરેલું એક અત્યંત ઝેરી તત્ત્વ. આને તંબાકુની માફક પીવામાં આવે છે. પીનારના મોઢામાંથી પીતાં પીતાં લાળ પડે છે અને તરતજ તે અત્યંત કેફને લીધે ભયંકર ઉંઘમાં પડે છે. અફગાનિસ્તાનમાં ચંડુલ બનાવવામાં આવે છે. ચીની લોક બહુ ચંડુલ પીએ છે.

**ચંડોળ**, પું૦ ચકલા જેવડું અને મધુર રાગે ગાનારું એક પંખી. ( ૨ ) ચકડોળ.

**ચંત**, પું૦ ચિત્ત; ધ્યાન; મન; લક્ષ; કાળજી. (૨) સ્વામી; વલ્લભ.

**ચંતની**, સ્ત્રી૦ જેવું ચિન્તવન થયા કરતું હોય તેવી સ્ત્રી; વલ્લભા; પ્રિયા.

**ચંતા**, ચિંતા.

**ચંદ**, પું૦ [ સં. चंद्र ] ચંદ્ર; શશિ. (૨) અબરખ, પિત્તળ કે મીનાનો ચાંલ્લો. (૩) વિ૦ થોડું; જૂજ; થોડીવારનું.

**ચંદબારોટ**, પું૦ પૃથુરાજ રાસા નામનું પ્રસિદ્ધ હિંદી કાવ્ય લખનાર અગિયારમા સૈકાનો એક ભાટ કવિ. એ પૃથુરાજનો માનિતો રાજકવિ અને સરદાર હતો. તે મૂળ લાહોરનો વતની. હતો. તેને દેવીનો હાથો હતો.

**ચંદન**, ન૦ [ સં ] સુખડનું ઝાડ. ( ૨ ) સુખડનું લાકડું. ( ૩ ) સુખડને ઘસીને બનાવેલો સુગંધિ લેપ. ( ૪ ) તિલક; ટીલું. ઉ૦ ચંદન તિલક ઉમાના, લલાટમાં છે કરેલું મેનાએ. મલબાર મૈસૂર અને નીલગિરિ તરફ ચંદનનાં પુષ્કળ ઝાડ ઉગે છે. ૨૦ થી ૩૦ ફુટ ઉંચાં થાય છે. ચંદન–સુખડ કહેવાય છે કારણ કે ઘણા ખડની વચ્ચે તે ઉગે છે અને વનસ્પતિ શાસ્ત્ર પ્રમાણે તે પોતાની આસપાસ ઉગેલા ખડ અને છોડવાના રસથી પોતાનું પોષણ કરે છે. દોઢ આંગળનાં તેને વેલના જેવાં પાંદડાં થાય છે. તેના પાંદડાંની ડાંખળી ઉપર ત્રણને ચારચારના ગુચ્છામાં ફૂલ થાય છે. તેનાં બીજ પડીને ઉગેલા ઝાડના લાકડામાં વધારે સુગંધિ આવે છે. તે ધોળું કે પીળું ને લાલ એમ ત્રણ જાતનું થાય છે.

**ચંદનગિરિ**, પું૦ [ सं ] દક્ષિણ તરફ આવેલો એક પર્વત; કે જ્યાં સુખડનાં ઝાડ થાય છે તે; મલયાદ્રિ; મલયાચલ. ચંદનવતી=કેરલ દેશની ભૂમિ કે જ્યાં ચંદન વૃક્ષ ઉગે છે.

**ચંદનઘો**, સ્ત્રી૦ ઘરોળીથી મોટું તેને મળતી જાતનું જંગલી પ્રાણી; ઘોઘરો. ઘો બે જાતની થાય છે. એક પાટલા ઘો અને બીજી ચંદન ઘો કે ઉડણ ઘો. આ પ્રાણી સરડા જેવું હોય છે.

**ચંદનચુડી**, સ્ત્રી૦ સ્ત્રીઓને હાથે પહેરાતી ચુડીઓમાંની સૌથી આગળ પહેરવાની ઘેકેલી નકસીદાર ચુડી.

**ચંદનહાર**, પુ૦ [ दे चंद्रहार ] નાનાં નકસીદાર સોનાનાં ચકતાંની માળા; સ્ત્રીઓને કોટે પહેરવાનું એક સુંદર સોનાનું ઘરેણુ, સોનાના ચક્ર=ચકતાંની માળા તે.

**ચંદની**, સ્ત્રી૦ ચંદ્રનું અજવાળું તે; ચાંદરણું; ચાંદની; જ્યોત્સ્ના; કૌમુદી. ( ૨ ) ધોળા કપડાનો ચંદરવો; વિતાન; છત; સિલિંગ. ( ૩) ચંદન ઉતારવાની તબકડી; કટોરી; છાછરું છાલિયું. (૪) જેને બારે માસ ફૂલ ઉતર્યા કરે છે એવું એક નાનું ફૂલઝાડ; બારમાસી. રૂ૦ પ્ર૦ ચંદની જેવુ=સ્વચ્છ; નિર્મળ; વિશદ; પવિત્ર; ડાઘાડુઘી વગરનું અને સફાઈદાર ચકચકાટ; ઝળાંઝળાં થઈ રહેલું હોય એવું.

**ચંદરકળા**, જુ૦ ચંદ્રકળા.

**ચંદરવું**, ક્રિ૦ સ૦ જુઠું બનાવવું; જાણીમૂજીને કોઈ વાત પૂછવી. ( ૨ ) છેતરવું, ઠગવું; ભુલવાડવું; ફરેબદેવી. પ્રપંચ–તાલમેલમાં સામાના કરતાં વધારે કાબેલિયત દેખાડવી તે. ગંગુ એને ચંદરી જશે નહિ.

**ચંદરવો**, પું૦ છતનું રંગ બેરંગી કપડું; વિતાન; ચંદની; છત. ક્રિ૦ પ્ર૦ ચંદરવો બાંધવો=એકાટ ખુલ્લું કરવું; છાનું રાખવા જેવું હોય તેને ચર્ચીને જાહેર કરવું; ઉઘાડું પાડવું; ફજેતી ઉડાવવી; ભવાડો કરવો. કહે૦ ચંદરવો બાંધવા સૌ આવે પણ છોડવા કોઈ ના આવે=સારૂ કરવામાં સૌ મદદ કરે પાછળથી કોઈ કામ ન આવે.

**ચંદરસ**, જુ૦ ચંદ્રસ.

**ચંદરૂસ**, જુ૦ ચંદ્રુસ.

**ચંદા**, સ્ત્રી૦ [ सं चन्द्रिका ] ચંદની; ચાંદરણું; જ્યોત્સ્ના. (૨) ચંદ્ર જેવા દેખાવનું જે તે; ચકચકતુ ગોળ મજેનું ચકરડું; ચકતું; સુંદર ગોળ આકાર; ચંદો. ( ૩) ગોળ ટપકું; ચાંલ્લો; ચકચકિત ચાંદું. રૂ૦ પ્ર૦ ચંદાવા સરસ=ચાંલ્લા જેટલું, ચકતા જેટલુ એક ટપકાપુર. વધારે સરસ. વા:–અંગુઠાવા, હાથવા, ખેતરવા, તેમ ચંદાવા.

**ચંદાવત**, પુ૦ ક્ષત્રિયોની એક પેટા જાતિ અથવા શાખા. (૮) રાજ્યના મોટા–ચંદ્રક ઉપાધિવાળા સામંત.

**ચંદાવુ**, ક્રિ૦ અ૦ ચાંદાં પડવાં; કહોવાણુ લાગવું; સડાનાં ચાદા ઉઠવાં; ચાંઠાં પડવા. કેરીઓ ચંદાવી.

**ચંદી**, સ્ત્રી૦ ઘોડા, બળદ અને બીજાં ભારબરદારી પ્રાણીને ખવડાવવાનો દાણો-ઘોડાને ખાવાના દાણા, દાણો; ચંદી આપવી=ઘોડા કે બળદને માટે દાણો આપવો. ૨ ખંડણી આપવી. (લશ્કરી ઘોડાઓ માટે.) ચંદી ચઢાવવી=ઘોડા કે બળદને લોહી આવે એવો દાણો ખવડાવવો. ૨ ખાવું; ઉત્સાહથી ઠીકઠાક કરીને જમવું. ૩ પુષ્ટ થાય તેમ ખવડાવવું. ૪ લાંચ રૂશવત આપવી. ૫ પાલન પોષણ કરવું. ચંદી ચઢવી=ખાવાનુ મળવું. ૨ પુષ્ટ થવું; ખાનપાનથી પોષાવુ. ૩ લાંચ મળવી.

**ચંદેરી**, સ્ત્રી૦ ઉત્તર હિંદમાંનો ગ્વાલિયર રાજ્યમાંનો એક કસ્બો. વણાટકામને માટે ચંદેરી વખણાય છે. (૨) વિ૦ ચંદેરીનું:–ચંદેરી પાઘડી; ચંદેરી શેલાં. ચેદિ, કલચુરિને હૈહયવંશના રાજાઓ પૂર્વે ચંદેરીમાં રાજ્ય કરતા હતા. શિશુપાલ ચંદેરી–ચેદિનો રાજા હતો.

ચંદેલ, પું૦ ક્ષત્રિયોની એક શાખા.

ચરો, પું૦ (સં. चन्द्र) ચંદ્ર; ચંદ્રમા. (૨) ચંદ્રમા જેવો સપાટ ગોળ આકાર તેઃ—ટોપીનો ચરો. (૩) ગોળ સુંદર ચકતું. ચાંદલો; ચંદક, મહોર; છાપ. (૪) મુખવટો; ચહેરો.

ચંદ્ર, પુંં૦ [સં] સૂર્ય મંડળમાંનો પૃથ્વીનો ઉપગ્રહ; ચંદ્રમા; શશી; ઈંદુ; શશાંક. (૨) ચાંલ્લો; ગોળ સુંદર ટપકું; બિંદુ; છુંદ્દું. (૩) એકની સંજ્ઞા, સમાસમાં આ શબ્દ બહુ વપરાય છે.:—ચંદ્રમુખી, મુખચંદ્ર, પુરૂષચંદ્ર.

ચંદ્રક, પું૦ [સં] ચાંલ્લો; ટપકું; બિંદુ; છુંદકું; ટાંપ. (૨) ગોળ સુંદર ચકતી; મહોરછાપવાળો સિક્કો. (૩) કલગી; તુરો; મોરના પિંછામાંની આંખ; ટીલડી; ફાંકી.

ચંદ્રકળા, સ્ત્રી૦ ચંદ્રમંડળનો સોળમો અંશ; ચંદ્રના અંશો તે; ચંદ્રબિંબના સરખા સોળ ભાગમાંનો દરેક વિભાગતે (૨) સ્ત્રીઓને પહેરવાનું એક કાળા રંગનું કપડું; કાળું અંગિયું. (૩) ચંદ્રમાનું કિરણ કે જ્યોતિ. (૪) માથાનું એક ઘરેણું; ચાક.

ચંદ્રકાંત, પું૦ [સં चन्द्रकान्त [ એક જાતનો પત્થર. એમ કહેવાય છે કે ચંદ્રનાં કિરણોનું ઘનીકરણ થઇ તે બનેલો હોય છે, અને ચંદનીમાં ઓગળવા માંડે છે—દ્રવે છે; ચંદ્રમણિ. ચંદ્રમાનાં કિરણ સામે ધરતાં ચંદ્રકાંત દ્રવી તેમાંથી હિમ—જળનાં ટપકાં પડવા માંડે છે.

ચંદ્રકેતુ, પું૦ લક્ષ્મણનો પુત્ર

ચંદ્રગુપ્ત, પું૦ મગધનો પહેલો મૌર્યવંશી રાજા. ઇ. સ. પૂર્વે ત્રણસેંમાં થયો હતો. પાટલિપુત્ર તેની રાજધાની હતું. તે યુનાની રાજા શેલ્યુકસની પુત્રી સાથે પરણ્યો હતો. ચાણક્યની સહાયતાથી તે રાજા થયો હતો. એ ઇ. સ. પૂ. ૩૨૧ માં મગધની ગાદીએ બેઠો અને ૨૫ વર્ષ રાજ્ય ભોગવ્યું.

ચંદ્રકાંતા, સ્ત્રી૦ ચંદની સ્ત્રી૦ (૨) રાત્રિ. (૩) પંદર અક્ષરનું એક વૃત્ત—રાગ.

ચંદ્રગ્રહણ, ન૦ [સં] ચંદ્ર ઉપર પૃથ્વીની છાયા પડવાનો જે બનાવ બનવો તે; ચંદ્રબિંબનું પૃથ્વીની છાયાથી ઢંકાવું તે. ચંદ્રગ્રહણ પૂર્ણિમાને દિવસે થાય છે, કારણ કે તે દિવસેજ સૂર્ય ચંદ્ર અને પૃથ્વી એક સીધી લીટીમાં આવે છે. ચંદ્રનું ચકચકિત (સૂર્યના પ્રકાશવાળું) અર્ધ ગોળ પૃથ્વી સામે દેખાતું હોય છે. (૨) મુખ ઉતરી જવું તે; મુખ ઉપર છાયા (શોક, ગમગીની) દેખાવી તે. ઉ૦ ચંદ્રગ્રહણ શાથી થયું ? ભા.ના.

ચંદ્રચૂડ, પુ૦ [સં] મહાદેવ; શિવ; શંભુ. જેમના કપાળ ઉપર વાળના ગુચ્છામાં ચંદ્ર છે એવા દેવ.

ચંદ્રજ્યોતિ, સ્ત્રી [સં] ચંદ્રપ્રભા; ચંદ્રદ્યુતિ; ચંદની. (૨) બપોરિયું; ચંદના જેવું અજવાળું આપનાર આતસબાજી;

ચંદ્રનગર, ન૦ કલકત્તા નજીક ફ્રેન્ચ સરકારનું એક સંસ્થાન અને તેનું મુખ્ય શહેર.

ચંદ્રપુત્ર, પુ૦ [સં] બુધ.

ચંદ્રપ્રભા, સ્રી૦ [સં] ચંદ્રદ્યુતિ; ચંદની; ચંદ્રિકા. (૨) એક દેશી ઔષધ. ચંદ્રપ્રભાની ગોળી.

ચંદ્રબિંદુ, ન૦ [સં] બીજને દિવસે વર્તુલાકાર ચંદ્રની ચકચકિત કોર અને ઉપર છાયાથી ઢંકાયેલુ બિંબ દેખાય છે તેવું ચિહ્ન તે; પોચા અનુસ્વારને માટે અક્ષર ઉપર મુકાતું ઉપર જણાવ્યા જેવા આકારનું નિશાન; ગોળ ટપકું.

ચદ્રબિંબ, ન૦ [સં] ચદ્રનું જે સપાટ તળ તે; ચંદ્રની સપાટીનો જે થાળી જેવો દેખાવ આકાર તે. ચદ્રમંડળ, ચંદ્રનો પરિઘ.

ચંદ્રભાગા, સ્રી૦ (સં) પંજાબની ચિનાબ ચનાબ નદી.

ચંદ્રમણિ, પુ૦ (સં) ચંદ્રકાંત; ચંદનીમાં દ્રવતો પત્થર. (૨) સ્ફટિકનો મણકો.

ચંદ્રમંડળ, ન૦ (સં) ચંદ્રનું સપાટતળ; ચંદ્રની

સપાટીનો ગોળઆકાર. (૨) ચંદ્ર અને તેને લગતા તારાઓનો સમૂહ તે.

**ચંદ્રમા**, પું૦ [સં. चन्द्रमस] ચંદ્ર, શશી; ચાંદો; ચાંદ. (ચંદરમાં ઉ૦ જેવો ચંદર મ.નો ઉલાળો, મેઘાડંબર ગાજે..) આકાશમાં ચમકતો એક ઉપગ્રહ. એક મહીનામાં તે પૃથ્વીની આસપાસ ફરી વળે છે. તે સૂર્યના પ્રકાશથી ચળકે છે અને પ્રતિચ્છાયાથી—ચાંદની,પૃથ્વીપર નાંખે છે.

ચંદ્રમા પૃથ્વીની બહુ પાસે એટલે ૨,૩૮ ૮૦૦ માઇલપર છે. એનો વ્યાસ ૨૧૬૨ માઇલનો હોઈ પૃથ્વીના ચુરુતથી એનું એંશીગણું ઓછું છે. ચંદ્રમા ૨૭ દિવસ, ૭ કલાક ૪ મિનિટ ને ૧૧॥ સેંકંડમાં પૃથ્વીની પ્રદક્ષિણા કરી રહે છે; પણ વ્યવહારમાં ચાંદ્રમાસ રહ્યા દિનનો ગણાય છે. એનામાં ગરમી, વાદળ ને વાતાવરણ નથી. ભુંજાઈ ગયેલા મરડિયા જેવું જ્વાળામુખીઓથી બળીને શાંત થઇ ગયેલું તેનું તળ છે. પુરાણોમાં એનાપરનાં ધાબાંને કલંક કહેલાં છે.

**ચંદ્રમુખી**, સ્ત્રી૦ ચંદ્રજેવા મુખવાળી સ્ત્રી; ચંદ્રવદની. (૨) ચંદ્રને જોઇ ખીલનારાં ફૂલની એક વેલ.

**ચંદ્રમૌલિ**, પું૦ [ સં ] મહાદેવ; શિવ; શંભુ; શંકર; ચંદ્રચૂડ.

**ચંદ્રલેખા**, સ્ત્રી૦ ચંદ્રની કળા; ચંદ્રની કોર. (૨) એ નામનું એક વૃત્ત, રાગ.

**ચંદ્રવદના**, સ્ત્રી૦ [સં] ચંદ્રના જેવા સુંદર મોંવાળી સ્ત્રી; ચંદ્રમુખી.

**ચંદ્રવદની**, સ્ત્રી૦ ચંદ્રવદના; ચંદ્રમુખી.

**ચંદ્રવર્મ**, પુ૦ એક અક્ષર મેળ છંદનું નામ.

**ચંદ્રવંશ**, પુ૦ [ સ. ] ચંદ્રમાંથી ઉત્પન્ન થયેલો વંશ; ચંદ્ર જેનો મૂળ પુરુષ હતો એવો ક્ષત્રિય રાજાઓનો વંશ—વેલો.

**ચંદ્રવંશી**, વિ૦ ચંદ્રવંશનું; ચંદ્રના વંશમાં ઉત્પન્ન થયેલું.

**ચંદ્રવાર**, પુ૦ [ સ ] સોમવાર.

**ચંદ્રશાળા** સ્ત્રી૦ મકાનની સૌથી ઉપરની મેડી રાવટીવાળી ઉંચી મેડી. (૨) અગાસી; ધાબું; અટારી.

**ચંદ્રશિલા**, સ્ત્રી૦ [ સં ] ચંદ્રના જેવી સુંદર, સ્વચ્છ, ધોળી ને શીતળ પત્થરની પાટ તે; પત્થરની સુંદર બેઠક.

**ચંદ્રશેખર**, પું૦ [ સં] મહાદેવ; શિવ; શંકર.

**ચંદ્રસ**, ન૦ ( કેલિત્રિસ ક્વૉડ્રિવેટ કોનિફરિ ) અલ્જીરિયામાં થતો એક ઝાડનો સુગંધીદાર ગુંદર; રાળ.

**ચંદ્રહાસ**, પું૦ એક પુરાણ પ્રસિદ્ધ રાજા. ( ૨ ) રાવણની તરવારનું નામ. ( ૩ ) તરવાર; ખડગ.

**ચંદ્રાવળા**, પું૦એકરાગ; કવિતાની એક રચના.

**ચંદ્રાવળી**, સ્ત્રી૦ એક છંદ; કવિતાની રચના. (૨) રાધાની એક સખી.

**ચંદ્રિકા**, સ્ત્રી૦ [ સં ] ચાંદરણું; ચાંદની; ચંદ્રનું અજવાળું તે. ( ૨ ) ટીલડી; મોર પિંછની આંખ.

**ચંદુસ**, ન૦.( વેટિરિયાઇંડિકા ) એક જાતનો ગુંદર; એક ઝાડની લાખ; રાળ. આ પાણીમાં ઓગળતું નથી પણ તેલમાં ઓગળે છે. તેલમાં રાંધી તેને લાકડાંપર લગાડવામાં આવે છે, આને . કેટલાક સફેત ડામર કહે છે.

**ચંદ્રોદય**, પું૦ ( સં ) ચંદ્રનું ઉગવું તે; ચંદ્રનું ક્ષિતિજની ઉપર દેખાવું તે. (૨ ) એક રાસાયનિક ઓસડ.

**ચંપક**, પું૦ ( સં ) એક જાતનું ખુશબોદાર પીળાં ફૂલનું ઝાડ; ચંપો; કોવિદાર.

**ચંપતથવું**, નાસી જવું; છટકી જવું.

**ચંપકમાળા**, સ્ત્રી૦ એક રાગ.

**ચંપલ**, સ્ત્રી૦ જાડા ચામડાના તળાનો ઉપરની ખોલ વગરનો જોડો. એને ઉપરની બાજુએ અંગુઠા ને આંગળાં રહે એવાં નાકાં તે સારો હોય છે. ચોમાસામાં પાણી ભરાઇ રહે નહિ તે માટે ઘણું કરીને દક્ષણી લોકો તે વાપરે છે.

**ચંપાવરણું**, વિ૦ ચંપાના ફૂલ જેવા પીળા વર્ણનું; પિળાશ ઉપર ગોરું; ચંપાના ફૂ-

લના રંગનું.:—ચંપાવરણી કાયા, એમ કહેવાય છે.

**ચંપાવવું**, ક્રિ૦ સ૦ શરીરને દબાવરાવવું; ચંપીકરાવવી; મસળાવવું; ચંપાય તેમ કરાવવું. ( ૨ ) ભારતળે દબાવવું; કચરાવવું; પિલાવવું; ચપટું થાય એમ કરાવવું.

**ચંપાવું**, ક્રિ૦ અ૦ ભારતળે આવવું; કચરાવું; પિલાવું; ભિડાવું; સંકડાવું; સંકોચાવું :—દબાયો ચંપાયો બેસી રહ્યો.

**ચંપી**, સ્ત્રી૦ શરીર દબાવરાવવું તે; હાથપગના માંસના લોચાઓ મસળાવવા તે; ચંપાવવું તે; ચાકરી; સંવાહન. પગચંપી=પગચંપાવવા તે. ક્રિ૦ પ્ર૦ પગચંપી કરવી =ખુશામત કરવી; કનિષ્ક સેવા કરવી; મન મનાવવાને કે કોઇ કાર્ય સાધી લેવાને સામા માણસની ખૂબ સેવા ઉઠાવવી; પળસી કરવી.

**ચંપૂ**, ન૦ [ ° ] ગદ્યપદ્યમય ભેળી કાવ્ય રચના તે; પ્રૌઢ ગદ્યના ફકરાઓ અને વચ્ચે વચ્ચે ચટકદાર પદ્યોવાળું કાવ્ય તે.—ભારત ચંપૂ, રામાયણ ચંપૂ; કાવ્ય રચનાની એક તરેહ.

**ચંપેલી**, સ્ત્રી૦ ભાતના દાણા જેવી ધોળી છુટી પાંદડીનાં સુગધીદાર ફૂલની એકવેલ અને તેનાં ફૂલ. ચંબેલી, ચમેલીઃ એમ પણ બોલાય છે. ધોળો અને છુટો એમ દેખાડવાને ભાતને આની ઉપમા અપાય છે. :—ચપેલીના ફૂલ જેવો ભાત.

**ચંપો**, પુ૦ [ सं चम्पक ]સુગધીદાર પીળાં ફૂલનું એક ઝાડ. ચંપાનાં ફૂલ પીળાં લાલ ને ઉભી કળીનાં થાય છે. ચપો બહુ સુગંધીદાર હોવા છતાં પણ ભમરા તેની ઉપર જતા નથી. સીધું શુદ્ધ ને સારું એમ બતાવવાને 'ચંપાના છોડ જેવું' એમ કહેવાય છે. ચપાનાં ઝાડ મોટાં થાય છે તેનું લાકડું પીળું તથા મજબુત હોઇ ઇમારતી ગણાય છે.

**ચંબુ**, પુ૦ સાંકડા નળી જેવા મોંનું પાણી પાત્ર; ચંબુડી; કુંજો; ટુંકાગળાની શિરોઇ; ટુંકા ગળાની શિરોઇ; ટુંકા લાંબા મોંનો ગગરો, કળશ.

**ચંબુડી**, સ્ત્રી૦ નાનો ચંબુ.

**ચંબેલી**. સ્ત્રી૦ ચંપેલી.

**ચા**, સ્ત્રી૦ ( चिनाइ चआ ) તુળસીની જાતના છોડનાં સુકાં પાન તે. ચાનો છોડ બેથી ચાર હાથ ઉંચો થાય છે. એનાં પાંદડાં લાંબાં અને પહોળાં તુળશીના પાન જેવાં થાય છે. તેને ધોળાં ફૂલ ને બે ત્રણ બીવાળું ફળ થાય છે. વનસ્પતિ શાસ્ત્ર પ્રમાણે કેમેલિયા જાતિનો ચીનમાં થતો એક જાતનો નાનો છોડવો. સિલોન, આસામ કાંગ્રાવેલી વગેરે ઠેકાણે થાય છે. હાલ હિંદુસ્તાનમાં પણ આ છોડનું મોટું વાવેતર થાય છે. (૨) એ છોડનાં સુકવીને તૈયાર કરેલાં પાંદડાં. ચા લીલી અને કાળી એમ બે જાતની થાય છે. ( ૩ ) એ પાંદડાંનો કવાથ, એમાં ખાંડ અને દૂધ નાંખવામાં આવે છે. (૪) કોઇ પણ વનસ્પતિનો ઉકાળો, કાઢો તે.:—કરિયાતાની ચા. (૫) લીલીચા;=( એંડ્રોપિગન સાઇટ્રેટ્સ, લાંબી પાનડોનું ડાભ જેવું ઘાસ. આ સુગંધીદાર હોય છે અને તેનાંથી તેલ પણ નીકળે છે. આપણા દેશમાં વાડીઓમાં લીલીચાનાં ભોથાં થાય છે.

ચીનમાં એવી દંતકથા ચાલે છે કે, ધર્મ નામે એક બ્રાહ્મણ ત્યાં ઉપદેશ કરવાને ફરતો હતો. તેણે એકવાર થાકથી કંટાળી પોતાના વાળ તોડીને જમીન ઉપર નાંખ્યા તેમાંથી ચાના છોડ થયા. આસામ અને હિમાલયમાં ચાના બગીચા છે. કાળી ને લીલી એવી બે જાતની ચા પ્રસિદ્ધ છે. એનાં બીજાં ઘણાં નામ છે. ચાદાની=ચા બનાવવાનું નાળચાવાળું પાત્ર; કીટલી. ચા ગલણી=ચા ગાળવાની ચાળણી ક્રિ૦ પ્ર૦ ચાપીવી=કંઇ નહિ બની શકવું; મિથ્યા બોલવું,૨ જખ મારવી; નહિ ચાલવું.:—ઘડિયાળ ચા પીએ છે. ચાહ, ચહા, ચા. એમ લખાય છે તથા

નરજાતિને નારી જાતિએ પણ બોલાય છે. – ચા પીધો ને ચા પીધી

**ચાઉર**, સ્ત્રી૦ ચાઓળ, ખેતરમાં અનાજ પ્રેરવાનું ચાર ફળાની બનાવટવાળું અનાજ ઓરવાનું ઓજાર.

**ચાઉસ**, પું૦ ( અ ) ડંકો નિશાન સુમનારી ટુકડીનો ઉપરી જમાદાર

**ચાક**, ન૦ [ સં चक्र ] પૈડું. –ગાડીનો ચાક. ( ૨ ) ચકરડું, ચાકળો, ચક્કર –કુંભારનું ચાક. ( ૩ ) ચક્કર ચક્કર ગોળ ફરવું તે, ભ્રમણ, ઘુમરી, વમળ; ફુદડી. ક્રિ૦ પ્ર૦ ચાક ચઢવું=ચારે તરફ ગવાવું, ઘોળાવું, ચર્ચા થવી, જાહેરમાં વાત, ચર્ચા થઇ રહેવી, ફજેત થવું. ચાક થવું= તેજીમાં, જાગર્તિમા આવવું, સાવધાન થઈ જવું, તંદુરસ્તીમાં આવી જવું, હમેશની તબિયત સારી થઇ જવી, હોશિયાર થવું – એની તબિયત તો હમણા ચાક છે ( તેજીમાં–હમેશની તંદુરસ્તીમા છે ) કહે૦ ચાક ઉપર પેંડો, ઘડો ઉતરે કે ગાગર= શું થશે તેનો કઇ નિશ્ચય ન હોય એવી હાલત માટે આમ કહેવાય છે. ( ૪ ) અ૦ ફક્કડ, સારુ, તેજ, ચકચકિત, હોશિયારીમાં હોય તેમ. –એની તબિયત હમણા ચાક છે. ક્રિ૦ પ્ર૦ ચાક કરવું=ઉશ્કેરવું, તેજ કરવું, ચઢાવવું, અડાવવું. –દીવો ચાક કરો. એટલે દેખાશે. ( ૫ ) પું૦ સ્ત્રીઓનુ એક વેણી ભૂષણ, કેતકિવડો, અંબોડામાં ઘાલવાનું સોનાનું ગોળ કાગરીદાર ઘરેણું. ( ૬ ) ગરાડી, કુવાની. ( ૭ ) સરાણનું પૈડું. વિ૦ દઢ, આરોગ્ય, દુરસ્ત, આનંદી.

**ચાક**, પું૦ [ અ. chalk ] ધોળો ને પોચો ખડિયો પત્થર, ખડીથી વધારે સફેત અને ઘણું પોચુ એક પાર્થિવ દ્રવ્ય. પાટિયા ઉપર લખવાને વપરાય છે એના ધોળા ગાંગડા આવે છે સફેતો.

**ચાકટ**, જુઓ૦ ચાકળ.

**ચાકચાક**, વિ૦ હોશિયાર નહિ ગાન્ઠ્યું જાય એવું,

**ચાકર**, પુ૦ [ ફા. ] હનકુ, વરગનું કામ કાજ કરનારો પગારદાર નોકર, સેવક, દાસ, ગુલામ, ચાકરી કરનારો માણસ ચાકર નફ્ફર=ઘરનું કામકાજ કરનાર નોકરિયાટ માણસો તે કહે૦ ચાકર તેના શેઠ=જેના માણસો હોય તેવોજ તેમનો શેઠ હોય, કારણ કે, નિત્ય પ્રતિ હુકમ ઉઠાવવાને અને કામકાજ કરવાને લીધે શેઠના ગુણનું તેનામાં આવિષ્કરણ થયેલું હોય છે.

**ચાકરડી**, સ્ત્રી૦ દાસી, ગુલામડી, ચાકરનુ કામ કરનારી સ્ત્રી

**ચાકરિયાટ**, વિ૦ ( ચાકરિયાત ) ચાકરીવાળું, ચાકરી કરનારુ. ( ૨ ) ચાકરનુ કરેલું ચાકરનુ.

**ચાકરિયું**, વિ૦ ચાકરીના બદનામાં મળેલું હોય એવું; ઇનામી –ચાકરિયા ભોંય.

**ચાકરી**, સ્ત્રી૦ [ ફા. ] ચાકરનું કામ તે સેવા, ખિદમત, દાસત્વ, નોકરી; ગુલામી. ( ૨ ) ફરજ, ધર્મ, કર્તવ્ય. ( ૩ ) માંદાની માવજત સારવાર, માંદાની સંભાળ રાખવી તે–તેની સેવા કરવી તે. ડોસાની ચાકરી કરજે ( ૪ ) વૃત્તિ, આજીવિકા ક્રિ૦ પ્ર૦ ચાકરી કરવી=ચાકર નોકર તરીકે કામ કરવું. ૨ ઘોડાની ચંપી કરવી, અંગ મસળવા. ચાકરીએ જવું= નોકરી કરવા જવું. ચાકરીએ રહેવું= નોકરી કરવાને રહેવું કહે૦ ચાકરી કરે તો ભાખરી મળે=કોઈની સેવા કરે તો આજીવિકા ચલાવાય. ચાકર ઉપરથી ચાકરી શબ્દ થયો છે પણ ચાકરમા જે હલકો અર્થ છે તે ચાકરીમા નથી. ચાકરી= નોકરી; મહેતા મુસદીનું કામ કરવાને રહેવુ તે ચાકરી. ( ૫ ) પગાર મહેનતાણુ. –ચાર રૂપિયા ચાકરી મળે છે.

**ચાકલો**, પુ૦ કાચળી ઉપર પાડ રેશમ કે કસબની એક તરેહ

**ચાકળ**, સ્ત્રી૦ બે મોઢાનો આંધળો સાપ; આંધળી ચાકળણ.
**ચાકળી**, સ્ત્રી૦ નાનો ઘડો; ગાગરડી; ઘડુલી.
**ચાકળો**, પું૦ આખળિયો; આડણી; ઓરસિયા જેવી ગોળ બેસણી. ( ૨ ) રેંટ; મોટી ગરગડી. ( ૩ ) ચામડાની ગોળ ગાદી; સાંગામાંથી ઉપર નાંખવાની ગાદી.
**ચાકી**, સ્ત્રી૦ [ સ चक्री ] ચપસીને બેસી રહે એવી ગોળ પેંજવાળી ચકતી; ચીરકી. ( ૨ ) ડગળી; થીગડી; પટી. ( ૩ ) ગોળ ચક્રાકાર ગાંસડી.:—ગોળની ચાકી. ( ૪ ) ઢગ; ઢગલી; મોઢવું; વસ્તુઓને ઉપરાઉપરી ગોઠવીને બનાવેલો ઢગ તે. ક્રિ૦ પ્ર૦ ચાકા મારવી=મોઢવું બનાવવું.:—સો રું-ણોની ચાકી માર.
**ચાકુ**, ન૦ કલમ ઘડવાની નાની ધારદાર છરી; ચપ્પુ.
**ચાકું**, ન૦ ચમોઠું; ચોખંડા કે ગોળ ઉપસેલો ડાઘ, ચકામું; ઢીમણું. ( ૨ ) વાઢિયું. ( ખજુરવું ).
**ચાક્ષુપ**, વિ૦ [ સં. ] ચક્ષુ સંબંધી, ( ૨ ) પ્રત્યક્ષ. ( ૩ ) મનુ.
**ચાખડી**, સ્ત્રી૦ લાકડાના જોડા; ખડા; પાવડી.:—ચાખડીઓ પહેરીરે, કે આવો ચટકંતા. ચાળ.
**ચાખણું**, ન૦ અથાણું; ચાખવાનું મન થાય એવું જે તે; આચાર.
**ચાખવું**, ક્રિ૦ સ૦ [ સં. चष् ] જીભથી સ્વાદ જોવો; ખારા ખાટા ઇત્યાદિ રસની તપાસ—અનુભવ કરવો; રસેંદ્રિયથી જાણવું; રસ સમજવો. ( ૨ ) લહેજત, શા ગુણ-દોષ છે તે જાતે જોના—અનુભવવા. ( ૩ ) થોડું ખાવું; સ્વાદ લેવા માત્ર ખાવું; જીભે લગાડવું.
**ચાખળિયો**, પું૦ આખળિયો; આડણી. ( ૨ ) ચાકળો
**ચાચાચુંગું**, વિ૦ દાધારેંગું; કમઅક્કલ; દોઢ ડહાપું અને ચિંગું એવું.
**ચાચર**, સ્ત્રી૦ [ સં. चत्वर ] માતાના મંદિર આગળનો ખુલ્લો ભાગ; મંડપની બહારનો ચોક; જ્યાં આગળ હોમ હવન થાય છે તે; માતાના મંદિર આગળનું ચોકું; આંગણું. ( ૨ ) ચકલું; જાહેર ખુલ્લી જગા:—અંબામાની ચાચર.
**ચાચરિયાં**, ન૦ ગ્રામદેવતાના ગણ; ચકલાના ગણ, દેવવિશેષ. લગ્નાદિ અવસરે આ ગણોને ઉદ્દેશી વહેવાઈના માણસો ઉપર મજાકનાં ગીત ગવાય છે. ( ચાચરિયું=ચકલાનું એનું બહુવચન )
**ચાચરું**, ન૦ કપાળ; ભાલ. ( ચર્ચા—અર્ચાનું ઠામ. )
**ચાચો**, પું૦ [ હિં. બાપનો ભાઈ; કાકો.
**ચાટ**, વિ૦ છોભું; ભોઠું; શરમિંદું. ક્રિ૦ પ્ર૦ ચાટ પડવું=છોભું પડવું; જેમ વિશ્વાસ સાથે ધારતા હોઇએ તેમ નહિ બનતાં ઉલટું જ બને એ વખતની જે શરમિંદી હાલત તે. ( ૨ ) [ ચાત્ય ] સ્ત્રી૦ પથ્થરને કોતરીને કુતરાને ખાવાનું નાખવાને બનાવેલી કુંડી; કુતરાં અને બીજાં પ્રાણીઓને માટે અજીઠવાડ નાંખવાનું ચોળમાંનુ કુંડું તે ૨૦ પ્ર૦ કુતરાની ચાટ= ગંધાતી નઠારી વારસ્ત્રી; જેનું કોઇને નામ પણ દેવું ગમે નહિ એવી સ્ત્રી. ૨ કુલટા; અપવિત્ર, અનીતિવાળી સ્ત્રી. ( ૩ ) લપડાક; તમાચો; ચટ દઇને ચોટી જાય કે ચરચરે એમ મારવું તે. ( ૪ ) મહેણું; ટાણો..—તેણે કેવી ચાટમારી. ( ૫ ) ખાવાનો ગળકો; ચાટવાનો શોખ; જીભની લોલુપતા; ચસકો; લાલસા.:—એની ચાટ હમણાં બહુ વધી છે.
**ચાટકો**, પું૦ [ સં चट् ] રીસનો ડંખ; માનભંગની સખત લાગણીની અભિમાની અસર; ટાચકો; ચટકો; ગુસ્સો; ખોટું લાગવું તે.:—ચાટકો લાગ્યો. ( ૨ ) ટાણો; મહેણું.:—તમે ઠીક ચાટકો માર્યો. ( ચાબુક, ચમોલો, ચામકો. )
**ચાટખિયું**, વિ૦ ચાટવા, ખાવાની લલુતાવાળું; ખાઉધરું; બુભુક્ષિત. ( ૨ ) લાયખાઉ;

લોભિયું. ( ૩ ) ખુશામતિયું; પ્રિય બોલનારું.

**ચાટણું**, ન૦ ચાટીને ખાવાનું તે; નાનાં બચ્ચાંને ચટાડવાનો ખોરાક; ચાટો. ( ૨ ) ચાટીને ખાવાનું ઓસડ; લેહ્ય ઔષધ.

**ચાટલું**, ન૦ મોઢું જોવાની ખાપ; દર્પણ; આરસી. ( ૨ ) ચોરસ કે ગોળ સપાટ સપાટીનો સ્વચ્છ ચકચકિત ખંડ, કકડો. ( ૩ ) જમીન સરસી પથરાઈને ઉગતી વનસ્પતિ; ઘણી જડવાળી વેલ, ધરો વગેરે; શાદ્વલ:–ધરોનાં ચાટલાં.

**ચાટલો**, પું૦ રૂપિયો; ચકચકિત ચોખ્ખો સિક્કો. ( તિરસ્કારમાં ).

**ચાટવું**, ક્રિ૦ સ૦ પાતળી કે ગાઢી ચીજને જીભથી મોંમાં લેવી; જીભથી ખાવું; રસ લેવો, ચૂસવું કે ઉસરડી–વાળી લેવું:–મધ ચાટવું; હાથ ચાટવો. ( ૨ ) સ્વાદ લેવો; ચાખવું; રસ લેવો. ( ૩ ) સારું લગાડવું; ખુશામત કરવી. લહીલોહીને ખાવું:–બધું ચાટી ગયો. લેવું, ખાવું (લાંચ રૂશવત વગેરે ) ખાવાને વળખાં મારવાં. કહે૦ હાથ ચાટે કંઈ પેટ ભરાય? કોઈ વસ્તુ ઉપર જીભ ફેરવવી; જીભથી સાફ કરવું:–ગાય વાછડાને ચાટે છે.

**ચાટવો**, પું૦ લાકડાનો કડછો; ઉકળતી વસ્તુઓ હલાવવાનું ચાડાવાળું વતરણું. ( ૨ ) હલ્લેસું હોડી ચલાવવાનો ચાટવો.

**ચાટુ**, ન૦ [ સં. ] મીઠું મીઠું બોલવું તે; સારું લગાડનારું ભાષણ [illegible] ભાષણ સવાસલું; મલાવડાં; ખુશામત; [illegible] વહાલનાં વેણ.

**ચાટુકાર**, વિ૦ [ સં ] મીઠાબોલું; મલાવડિયું; ખુશામતિયું; ખાલી–ખોટી પ્રશંસા કરનારું.

**ચાટુડું**, વિ૦ [ સં ચાટુ ] મલાવડું; દોઢડાહ્યું; લાપરીખોર; ચિબાવલું.(૨) બુભુક્ષિત; ચાટવાની ખાવા–જમવાની લાલચવાળું. (૩) લાંચિયું; ખાધરૂં.

**ચાટૂક્તિ**, સ્ત્રી૦ [ સં ] ખુશામત; મીઠું મીઠું–સામાને પ્રિય લાગે એવું બોલવાની આવડ.

**ચાટો**, પું૦ નાનાં બાળકો માટે દવાની દવા ને ખાવાનું ને ખાવાનું એવું ચાટણું તે; ચાટવાનું તે.

**ચાઠું**, ન૦ ચાંદું; ડાઘ; ગુંજ; ચકામું; કોઈ પણ રીતે શરીર કે બીજી વસ્તુ ઉપર પડેલું ગોળ કે ચોરસ નિશાન.

**ચાડ**, સ્ત્રી૦ ચાનક; ચીવટ; ખંત; કાળજી.

**ચાડસરી**, સ્ત્રી૦ તંબુની દોરીઓ બાંધવાની મેખ; ખીલી.

**ચાડખુ**, ન૦ [ સં चारक ]જાસુસ; આમતેમ ભટકતો રહીને ખબર રાખનાર; બાતમીદાર; છુપી ખબર મેળવી પોતાના મળતિયાને સંજ્ઞામાં ખબર આપનાર. ચોર લોક મહોલ્લામાં એક ચાડખુ રાખીને પછી ઘરમાં પેસે છે.

**ચાડિયું**, વિ૦ જેને એક વાત બીજાને પ્રિય થવાને કહેવાની ટેવ હોય તે; ચુગલીખોર; એક માણુસ પાસેથી બીજા માણુસનું ખોટું સાંભળી લઈ તે બીજા માણુસને વહાલા થવાને કહેવાની જેને આદત હોય એવું. પું૦ ચાડિયો૦ સ્ત્રી૦ ચાડિયણ.

**ચાડિયો**, પું૦ ચાડી ચુગલી કરનારો માણુસ; જેને ચાડી કરવાની ટેવ હોય તે. ( ૨ ) સુકલો, હાડ પિંજર જેવો અને બિયામણો લાગે એવો માણુસ. ( ૩ ) પંખીઓ અને જંગલી જનાવરોને બીવરાવવાને લાકડી ઉભી કરી તેની ઉપર ઉંધો ઘડો કે ઠોચકું ભરવી આડી લાકડીએ હાથ જેવું કરી બનાવેલી જે માણુસના જેવી આકૃતિ તે. (૪) ગામ કે ફળિયાનો પાપી–નઠારો માણુસ તે. (૫) કોઈ પણ જાતની ચિંથરા વગેરેની અતિ દુષ્ટ વ્યક્તિ વ્યંજક આકૃતિ. ( વાદી બજાણિયા વગેરેનો ચાડિયો )

**ચાડી**, સ્ત્રી૦ अ ની પાસેથી व ની નિંદા, ખોટી વાત સાંભળી લઈ [illegible] ને પ્રિય થવા

જ તમારે માટે આમ બોલતો હતો, એમ કહેવું તે; ચુગલી; નિંદા; બદગોઈ. ક્રિ૦ પ્રં૦ ચાડી કરવી, ખાવી=એક જણે બીજાને માટે કહેલી બાબત તેને જણાવવી; આમણસામણ બે માણસો દ્વેષથી એક બીજાનું ભુંડું બોલતા હોય તે સાંભળી તેમને કહેવું. ચાડીચુગલી=એકની વાત બીજાને પ્રિયથવાને કહેવીતે; તાલાસીકરવીતે.

**ચાડીખોર**, વિ૦ ચાડિયું; જેને ચાડી ખાવાની ટેવ હોય તે.

**ચાડું**, ન૦ હાથની પસલી જેવું ખામણાવાળું જે કંઇ હોય તે; વચમાં ખાડાવાળું લાકડાનું ચકરડું:–દીવીનું ચાડું. (૨) જેમાં કંઇક માય એવી પસલી જેવી આકૃતિ (પાત્રની) :–કડછીનું ચાડું; ખામણું. (૩) ચહેરાનો દેખાવ; મોં; ડાચું.

**ચાણક્ય**, પું૦ નવનંદ અને ચંદ્રગુપ્તના કાળમાં થએલો એક મોટો રાજ્ય કાર્ય કુશળ અને ખટપટી મુસદ્દી મહાપુરુષ. એ રાજનીતિ શાસ્ત્રમાં બહુ બાહોશ માણસ હતો. એણે રાજનીતિ અને નીતિ ઉપર ઘણું લખેલું છે. એણે ચારે પુરુષાર્થને ઉપયોગી ગ્રંથો લખ્યા છે. વિષ્ણુ પુરાણ, કથાસરિત્સાગર ને પુરાણોમાં એનાં બહુ વખાણ કરેલાં છે. વાત્સાયનને નામે એણે કામશાસ્ત્ર, ચાણક્યને નામે અર્થશાસ્ત્ર, કૌટિલ્યને નામે નીતિ શાસ્ત્ર, અને વિષ્ણુગુપ્તને નામે ધર્મ કે મોક્ષ શાસ્ત્ર લખ્યાં છે. નીતિ કે રાજ્યનીતિની બાબત તેના નામની સાથે એટલી બધી જોડાઇ ગઈ છે કે, નીતિના પરચૂરણ સંગ્રહો પણ તેના નામથી લોકપ્રિય થઇ ગયા છે. (૨) ચાણક્ય નીતિ એ નામનું એક નાનું નીતિ ને વહેવારના શ્લોકનું પુસ્તક. મહાવંશ ને વિનયપિટક નામના બૌદ્ધ ગ્રંથોમાં પણ ચાણક્યની પ્રશંસા ને હકીકત આપેલી છે. તે તક્ષશિલાનો વતની હતો. તે સર્વ વિદ્યાઓમાં નિપુણ હતો. વાત્સ્યાયન, મલ્લનાગ, કૌટિલ્ય, દ્રામિલ, પક્ષિલસ્વામી ને વિષ્ણુગુપ્ત વગેરે નામોથી પ્રસિદ્ધ છે. ચંદ્રગુપ્ત સાથે તેને મૈત્રી હતી. એણે વિદ્યાની દરેક શાખામાં અકેકો ગ્રંથ બનાવેલો છે.

**ચાતક**, ન૦ [સં] એક પંખી; બપૈયો. એમ કહેવાય છે કે, આ પંખી તરસ્યું રહે છે પણ વરસાદનાં ફોરાંનુંજ પાણી પીએ છે બીજું પાણી પીતું નથી. તેના ગળામ કાણું હોવાથી બીજું પાણી તેના પેટમાં જતું નથી, એમ પણ કોઇ કહે છે. આકાશમાંથી પડતું ફોરું અદ્ધરથી ઉઘાડ મોંમાં ઝીલતાં તેના પેટમાં જાય છે. ચોમાસાની શરૂઆતમાં આ પંખી "પીઉ પીઉ, " બોલે છે. ઉ૦ બપૈયારે પીઉ પીઉ ઉચરે, ને વિજોગણનું ચીત ચરચરે.

**ચાતરમ**,ન૦પંચાયત; લવાદી; લવાદીનો ચુકાદો

**ચાતરવું**, ક્રિ સ૦ ચળાવવું; ખસેડવું; ચીતરવું; ફેલાવવું.

**ચાતરી**, સ્રી૦ તરાક. (રેંટિયાની)

**ચાતુરી**, સ્રી૦ [સં] ચતુરાઇ; ડહાપણ. (૨) ચાલાકી; ધુર્તતા.

**ચાતુર્માસ**, પું૦ [સં] ચોમાસાના ચાર મહીનાનો સમય તે. દેવપોઢીથી દેવઊઠી અગિયારસ લગીનો. (૨) વિ૦ ચારમાસનું. ચાતુર્માસ્ય=ચારમાસ લગી કરવાનો એક વૈદિકવ્રત. પૌરાણિક વ્રત.

**ચાતુર્ય**, ન૦ [સં] ચતુરાઇ; ચતુરી; ચાતુરી ડહાપણ.

**ચાતુર્વર્ણ્ય**, પું૦ [સં] ચાર જાતિઓ તે:— બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શુદ્ર. (૨) ચારે વર્ણોએ પાળવાનો જે ધર્મ તે.

**ચાતુર્વેદી**, વિ૦ [સં] ચારે વેદનો અભ્યાસી. ચારવેદનું.

**ચાદર**, સ્રી૦ ધોળા કપડાનો પાંચ સાત હાથ લાંબો કકડો; પિછોડી ચોફાળ ગાદી કે બિછાનાનો ઓછાડ, પ્રચ્છદપટ. (૨) મડદાને ઓઢાડવાનું ધોળું કપડું; કફન. (૩) પાથરેલું કે ઓઢેલું હોય કે તેવું દેખાતું હોય એવું જે કંઇ હોય તે; પાણીની સપાટી;

પથરાયેલા પાણીનો તેવો દેખાવ. ઓઢણ; ઢાંકણ; છત-પડ. ફૂલની ચાદર=ફૂલની માળાઓનું પટ; ઓઢણ; ઢાંકણ વગેરે.—કમર ઉપર ફૂલની ચાદર નાંખી. ચાદરપાટ ચાદરના કપડાનો તાકો. ક્રિ૦ પ્ર૦ ચાદર ઓઢવી=આપ હાથે રોવાનું પશ્ચાત્તાપનું કારણ ઊભું કરવું; રોવું; નાસીપાસ થવું; બધું ગુમાવી દેવું; રોવાનો વખત આણવો.—એણે જાતે ચાદર ઓઢી છે.

**ચાદરું**, ન૦ ચાદરથી મોટું અને રંગેલું પથરણું, પાથરણું; ઓછાડ; મોદ; જાડું ઢાંકણ; ઓછાડ.

**ચા-દાની**, સ્ત્રી૦ ચા બનાવવાની નાળચાવાળી ધાતુ કે માટીની લોટી.

**ચાનક**, સ્ત્રી૦ ખંત; કાળજી; ચેડકો, ફેમ; કરવું કે બજાવવું છે એવી લાગણી. (૨) શિક્ષા; બોધ; ચિંતા.

**ચાનકી**, સ્ત્રી૦ નાની ભાખરી; નાની રોટલી; (અંગારા ઉપર શેકતાં ચંદાયેલી એવી)

**ચાનકું**, ન૦ જાડી ને ઢંગઢાળ વગરની ભાખરી; જાડો કાચોદવાયો નાનો રોટલો.

**ચાપ**, ન૦ [સં] કામઠું; ધનુષ.

**ચાપકો**, પુ૦ (ચાબકો) ચાબુક, કોયડો; સાટકો. (૨) ટાણો; મહેણું; વક્રોક્તિ, વાગ્બાણ. (૩) ચપકો.

**ચાપટ**, સ્ત્રી૦ ચાર પટ, સળ પડી રહે એવી લપડાક; તમાચો; ઝાપટ. (૨) ચારપટવાળું હોય એવું તે; ચારપટવાળી રોટલી; ચોપડું.

**ચાપટિયું**, ન૦ પીળારંગનું ચપટું નંગ; જવાહીરની એક જાત.

**ચાપડો**, પુ૦ સાંધા કે સાલને બેઉ તરફથી ચપસી સજ્જડ રાખે એવી કારખુણિયા ચપરાસ; પટો; પાટી, બંધ. (૨) પાકી તકેદારી; જેમાંથી ખસાય, ચસકાય નહિ એવો પ્રતિબંધ. (૨) એક બીજા ઉપર ચાંપીને દાબેલી બે લુગડાંનો મોટો લુવો.

**ચાપલુસી**, સ્ત્રી૦ [ સં. ચાંચલ્ય- ] બાવડું ચતુરાઈ અને હોશિયારી વગેરે બતાવવાને ચીપી ચીપીને બોલવું તે; દોઢ ડહાપણ; ચિબાવલાપણું. (૨) પતરાજી; શેખી. (૩) તાબેદારી; ખુશામત; ચાટુકારી.

**ચાપલ્ય**, ન૦ [સં] ચપળપણું, અસ્થિરતા; ચંચળતા. (૨) ચિબાવલાપણું; ચપચપ વગરવિચાર્યું વચમાં બોલબોલ કરવું અને નકામું ડહાપણ કર્યા કરવું તે; લુસલુસિયાપણું અને બહુ બોલાપણું તે.

**ચાપચીપ**, સ્ત્રી૦ ચીપવું ને ચાંપવું તે, ઠીકઠાક કર્યા કરવું તે; ટાપટીપ. (૨) સારું ખોટું કર્યા કરવું તે; ચિકાશ, દીર્ઘસૂત્રીપણું; દોઢડહાપણ.

**ચાપચીયું**, વિ૦ ચાપચીપ કર્યા કરે એવું; દીર્ઘસૂત્રી, ડહાપલું; ચાપલું; દોઢચતુર; ચાવળું. (૨) કસરિયું, કંજુસ, બખીલ.

**ચાપુ**, ન૦ ચાકુ, ચપ્પુ; કલમ ઘડવાની નાની છરી. (૨) ચાપલું, ચાંગળું; અંજલી. (૩) હાથપગનાં આંગળાં પાસેનો ચપટો નાજુક અવયવ, પાટલી. (પગની) ચપટો અવયવ.

**ચાબક**, જુઓ ચાબુક.

**ચાબખો**, પુ૦ (ચાપડો, ચાબકો) લાકડીને છેડે ગુંથેલી દોરી કે સોટાવાળો સાટકો; કોરડો ચાબુક. (૨) ઠોક, લાગણી થાય એવા શિખામણના વચન.—ભોજા ભગતના ચાબખા.

**ચાબુક**, સ્ત્રી૦ ચાબખો. (૨) ચાનકદાર શિખામણ; ઠોક; મહેણું (૩) ઉત્તેજન આપે એવી વસ્તુ વગેરે તે.—બાંભ ઉપર કુંજાની ચાબુક. ચાબુક સ્વાર=ઘોડા કેળવનાર. દંડનીતિ; શિક્ષા શાસન; નિયામક.

**ચામ**, ન૦ [સં ચર્મ] ચામડું; ત્વચા; ખાલ. મુઆ ઢોરકા ચામને, લોહા ભસ્મ હો જાય.

**ચામખેડું**, ન૦ મદારીની ઝોળી, વાદીની ખલેચી, કોથળા; જાદુગરની પેટી.

**ચામચીમડિયું**, વિ૦ ચામડાથી ઢંકાઈ રહેલું, જેની ચામડી ચડી ગઇ હોય એવું; સુકું

ખળખળી ગયેલું. (૨) ચીડિયું; ચીકણું. (૩) કંજુસ, ચામડી તૂટે તોપણ દમડી ખરચે નહિ એવું.

ચામચોરી, સ્ત્રી૦ ચોરીથી જે ચામ સંબંધ કરવો તે; વ્યભિચાર, પરસ્ત્રીગમન.

ચામજૂ, સ્ત્રી૦ વાળની નહિ પરંતુ ચામડી; ઉપરની જૂ તે, ચામડીને ચપટ વળગીને રહેનારો ઝીણો સ્વેદજ જંતુ. [ ૨ ] જ્યાં ચોટ્યું ત્યાંથી ઉખડે જ નહિ એવું જે તે, (ચીકણું. ચીવટ]:—ગોવિંદ તો ચામજૂની માફક વળગ્યો છે.

ચામઠું, ન૦ શરીર ઉપરનો સળ; સોળચમાઠું; ચાંદું; સોજો.:—અંગે ઉઠયા ચામઠાં, [૨] વિ૦ ચીકણું, કરમાયલું. ચામઠી છે.

ચામઠ, વિ૦ ચામડા જેવું; ચીકણું; તૂટેફાટે નહિ એવું; ચીવટ.:—ચામડતોડ.

ચામડિયેણ, સ્ત્રી૦ ચામડિયાની સ્ત્રી.

ચામડિયો, પુંં૦ ચામડાં સાફ કરનાર; ચમાર. કહે૦ ચામડિયા ગંધ ગઈ=ધંધા ઉદ્યોગને લીધે જે ન ગમતું હોય તે પણ ગમતું થાય છે; એવા વ્યંગ માટે આ કહેવત કહેવાય છે. પરિચયથી પણ વિરૂદ્ધતા ઓછી થાય છે, એવો અર્થ દર્શાવે છે.

ચામડી, સ્ત્રી૦ [સં चर्म] પ્રાણીનાં હડમાંસ ઉપર જે ઢાંકણરૂપ પડ હોય છે તે; ત્વચા ખાલ, ચામડું, છાલ. (૨) સ્પર્શેન્દ્રિય; જેનાથી કોઇ વસ્તુ અડક્યાનું જ્ઞાન થાય છે તે. પાતળું ચામડું તે ચામડી કહેવાય છે. મનુષ્ય, પંખી વગેરે પ્રાણીઓનું જે સુકુમાર નાજુક ત્વકપડ તે ચામડી અને ઢોર વગેરેનું જે જાડું મજબુત ને બરસટ ત્વકપડતે ચામડું. રૂ૦ પ્ર૦ ચામડી જવી=ખૂબ માર પડવો; ઘણો શ્રમ પહોંચવો. ચામડી આવવી=રૂઝાવું; ગડગુમડ મટવાં ને ત્વચાનું ધીરેધીરે સરખું થઇ જવું. કહે૦ ચામડાની જીભ=જેમ વાળીએ તેમ વળે એવું.

ચામડું, ન૦ જાડી મજબુત ને ચીવટ ચામડી; ખાલ; ત્વચા. (૨) ઝાડની છાલ; કોઇ વસ્તુ ઉપરનું ચીકણું મજબુત ત્વકપડ, ઢાંકણ. ક્રિ૦ પ્ર૦ ચામડું બગાડવું=ચામડાની સપાટી બગડે તેમ મારવું; તેમાં ડાઘ, ધાળાં પડે તેમ તેને હરકત કરવી. ચામડાં ચુંથવાં=સત્ત્વ વગરની વસ્તુમાંથી રસ લેવાને મથવું; વલખાં મારવાં. કહે૦ ચામડાનું તાળું=જીવતા જીવની રખેવાળી તે; તાળાંનું કામ કરે એવો જીવતો જીવ, રખેવાળીએ હોવો તે; ઘરનું ઘરડું માણસ. ચામડાનાં નાણાં ચલાવવાં=જબરજસ્તીએ કામ કરવું; અન્યાય કરવો.

ચામર, ન૦ [ સં ] લાંબાવાળની ભાખ મચ્છર વગેરેની ઝાપટણી; ચમરી; ચમ્મર મોરપિંછ. ( ૨ ) વાળાં નંદક છત્ર ચામર અને ભદ્રાસને આપ્યું છે. એક રાજચિહ્નઃ—છત્રચામર. (૩) એક કવિતાનો ઢાળ; છંદ; વૃત્ત.

ચામરસ, પુ૦ રતિરસ; સ્પર્શેંદ્રિયદ્વારા મળતો અનુભવાતો જે આનંદ રસ તે.

ચામાચીડિયું, ન૦ નાના વાગલાંની જાતનું ઘરગતુ રાત્રિચર પંખી; ચામડીદાર મોટી પાંખોવાળું રાત્રિચર.

ચામાચેણ, સ્ત્રી૦ છછુંદર; ચેણ.

ચામીકર, ન૦ (સં) સુવર્ણ; સોનું.(૨)ધંતુરો

ચામુંડરાજ, પુ૦ ગુજરાતનો એક પ્રસિદ્ધ રાજા (૨) પૃથુરાજનો એક મોટો સામંત.

ચામુંડા, સ્ત્રી૦[ સં ] શબવાહનવાળી એક ઉગ્ર સ્વરૂપ દેવતા; દેવી ચંડિકા. શુંભનિશુંભ ને ચંડમુંડ નામે બે દૈત્ય સેનાધિપતિઓને હણનારી દેવી.

ચામોદિયું, ( સં चर्मोद्दीपनम् ) સ્પર્શેંદ્રિય ઉદ્દીપન થાય એવો જે સ્પર્શ તે, ઉશ્કેરે એવું અડપલું; ચાંદવું. ગમ્મત, છેડતી વગેરે શોધવાને જે ઉકાંટો, મનનો ઉભરો આવે તે; બીજા માણસને વચનથી કે સ્પર્શથી અડીને ગમ્મત મેળવવાનો આંતરિક ભાવોદ્ભવ તે. આ શબ્દ બહુ વચને વપરાય છે. ચેષ્ટા; ચાળા.

**ચામોદી**, સ્ત્રી૦ ચામોદિયાપણું; ચેષ્ટાની અથવા ચાળા કરવાની ભાવના તે; ચાંદવાં કરવાની ટેવ તે. (૨) વાતને લંબાવવાની આદત તે. (૩) ફુલ; મોટાઈ; બડાશ; ચિબાવલાપણું. (૪) નખરાં.

**ચાયણી**, સ્ત્રી૦ [ ચહાયના ] ચાહ; ભાવ ઇચ્છા; ખુશી. (૨) વહાલ; પ્રીતિ; પ્રેમ.

**ચાર**, વિ૦ [ સં. चतुर ] બે ને બે; ત્રણને એક; ૪ (૨) ઘણું; બહુ.:–ચાર માણસ કહે તે માનવું:–ચાર દીતું ચાંદરણું ને રાત અંધારી ઘોર. (૩) અલ્પ; થોડું; જૂજ.:–ચાર અક્ષર ભણે તો સારું. રૂ૦ પ્ર૦ ચારદાણા=કંઇ માલ નથી એવો અર્થ બતાવે છે. ભાઇમાં ચારદાણાએ નથી. ચારખાણ=ચાર જાતનાં પ્રાણી વગેરેનાં ઉત્પત્તિ સ્થાન તે :–ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ, અને જરાયુજ યોનિઓ તે. ચારખુંટ=તમામ; સઘળું; ચારે ખુણાની સાથે બધુંય.:–ચારખુંટ પૃથ્વી તેને તાબે હતી. ચારે છેડાવાળું. ક્રિ૦ પ્ર૦ ચાર આંખો થવી=ક્રોધે ભરાવું; ગુસ્સે થવું, આંખમાં રોષ આવવો. ચાર આશ્રમઃ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસ. ચાર પદાર્થ=ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

**ચાર**, પું૦ [ સં. ] છુપી બાતમી, ખબર મેળવી આપનાર દૂત; જાસુસ; ભેદુ; બાતમીદાર. (૨) કાસદ; ખેપિયો. (૩) ચારનો આકડો:–(૪) સ્ત્રી૦ લીલું ઘાસ; ચારો. (૫) આચાર; રીતિ. (૬) ગતિ. ચારક=ચલાવનાર.:–સંચારક. (૨) ગાયો વગેરેને ચરાવનારો; ગોપ, ગોવાળિયો.

**ચારકણું**, વિ૦ જેના ચાર કકડાજ થયેલા હોય એવું; ભરડેલું, અનાજ દાણો વગેરે. ઝીણું દળેલું નહિ પણ મોટા મોટા કકડા રહે એમ ભરડેલું જાડું ખાણ.

**ચારકોલ**, પુ૦ [ અં. ] કોયલો; કોલસો.

**ચારખાની**, સ્ત્રી૦ એક જાતનું સુતરાઉ કપડું; કાપડની એક જાત, કે જેમાં ચોકડીની ભાત પાડેલી આવે છે.

**ચારખુણિયું**, વિ૦ ચાર ખુણાવાળું; ચોખંડું

**ચારગણું**, વિ૦ ચારવાર વધારે હોય એવું; ઘણું વધારે.:–વહુ તો સાસુથી ચારગણું બોલે છે.

**ચારચક્ષુ**, પુ૦ [ સં. ] દૂતની આંખે દેખનારો તે, રાજા.

**ચારજામો**, પુ૦ ચારે છેડે જેને ફુમતાં હોય એવી ઘોડાની પીઠ ઉપર નાંખવાની ડળી; પલાણ; જીન.

**ચારઠ**, સ્ત્રી૦ ચાર પૈડાંનો રથ; ચાર પૈડાંવાળી મોટી ને સુંદર ઘોડાગાડી.

**ચારણ**, પું૦ રાજાને આશ્રયે તેનાં વખાણ અને કીર્તન કરીને આજીવિકા કરનારી ભાટની એક જાતિ બંદીજન, ગાનતાન કરનારા અને રાજા ઠાકોરાંનાં વખાણ કરનારા લોક. પુરાણોમાં લખ્યું છે કે જેમ વૈતાલિકો ઉત્પન્ન થયેલા છે તેમજ ,ચારણો ઉત્પન્ન થયેલા છે પરંતુ તેમનું પતન હલકાપણું વૃષલતા કમ છે.

**ચારણી**, વિ૦ ચારણ સંબંધીઃ ચારણને લગતું. ચારણી ભાષા; ચારણી દુહા. [ ૨ ] ચાલણી; આરો લોટ વગેરે ઝીણી દળેલી કે ખાંડેલી વસ્તુને ચાળવાનું કાણાં કાણાંવાળું પાત્ર. રૂ૦ પ્ર૦ ચારણી સ્વભાવ. ચારણી, ગુણ=અર્થાત્ સારી બાબત છોડી નઠારી બાબત ગ્રહણ કરવાપણું તે. ઉ૦ ચાળણી ગુણ છોડ અને સુપડાનો ગુણ સંઘર.

**ચારણો**, પું૦ મોટી ચાળણી.

**ચારપાઈ**, સ્ત્રી૦ ચાર પાયાની ખાટલી, ખાટલો; માંચો.

**ચારવાલી**, સ્ત્રી૦ ચાર વાલ ભારનું કાટલું: એક જોખ. (સોના માટે.)

**ચારવું**, ક્રિ૦ સ૦ [ સં. चर् ] ચરે એમ કરવું; ઢોરોને–પ્રાણીને ખવડાવવું; ચરાવવું; ખવડાવવું. (૨) સિંચવું; ઉપર રેડવું.

પ્રસરી વ્યાપી જાય એમ કરવું, છાંટવું.:-ઘી (વ્યંગાર્થે) લાંચ રૂશ્વત આપવી. (૩) યુક્તિથી ફેરવવું, ગલાવવું.:-સોગટી ચારવી.

**ચારસેં**, વિ૦ ગણતરીએ ચાર વાર સો સો થાય એવું; ૪૦૦) ચાર વાર સો હોય એવું; ચારસો.

**ચારસો**, વિ૦ ચારસેં. (૨) પું૦ જેની ચારે બાજુ સરખી હોય એવું કપડું; ચોફાળ; ચાદર.

**ચારાગીરી**, સ્ત્રી૦ ચરામણી. (૨) જાસુસી.

**ચારિત્ર**, ન૦ [સં.] ચાલચલગતનું જે સ્વરૂપ તે; આચરણ; વર્તણુક; એકંદરે વર્તણુંકનો જે ઝોક તે; કુલક્રમાગત આચાર. (૨) રીતભાત; ચાલચલગત. રૂ૦ પ્ર૦ ચારિત્રવિનય-શિષ્ટાચાર; નમ્રતા.

**ચારિત્રિક**, [સં.] ચારિત્ર સંબંધી.

**ચારિત્ર્ય**, ૦ ન૦ [સં.] ચરિત; રીતભાત; આચાર.

**ચારિયું** ન૦ ખેતરોમાં ફરી લીલું ઘાસ કાપી લાવનાર [માણસ]; લીલી ચાર લાવનારું. (૨) લીલી ચાર કાપી કાપીને તે નાંખવાની ઝોળી (કપડું). (૩) વિ૦ જેમાં ચારજ થતી હોય એવું (ખેતર). ચાર સંબંધી; ચારનું.:-ચારિયું ઘી; અર્થાત્ ખાણ નહિ પરંતુ એકલીજ ચાર ખાઇને રહેનારાં ઢોરનું જે ઘી તે.

**ચારી**, વિ૦ [સં. ચારિન્] ચાલનાર.:-આકાશચારી. શબ્દની પાછળ જોડાય છે. (૨) વ્યવહાર કરનાર:-સ્વેચ્છાચારી (૩) નૃત્યનું એક અંગ.

**ચારી**, સ્ત્રી૦ (ચ્યારી) રસોઇ કરવાને માટે જમીન ખોદીને બનાવેલો લાંબા ખાડ જેવો ચુલો; ચર; મોટી રસોઇ માટે ખોદેલો ચુલો; તમાણ. (૨) અગ્નિ સળગાવવાનો કુંડ; અગ્નિ સળગાવવાને જમીન ખોદીને કરવામાં આવતો મોટો ખાડો. ઉ૦ ચાર ગજની લૈ ચારી ખોદાવો.

**ચારુ**, વિ૦ [સં.] સુંદર; રૂપાળું; મનોહર; શોભિતું; રળિયામણું.:-ચારુહાસિની. ચારુશીલ=જેનું શીલ સારું હોય તે. ચારુતર=બહુજ સુંદર; સારામાં સારું. ચારુગાત્રી=જેનાં ગાત્ર મનોહર હોય એવી સ્ત્રી; સુંદરી. (૨) ન૦ કુંકુમ; કંકુ.

**ચારુતા**, સ્ત્રી૦ [સં.] સુંદરતા; મનોહરતા. રળિયામણાપણું. (૨) તાજગી.

**ચારું**, ન૦ ખોદીને પડતર રાખેલું ખેતર. (૨) વારંવાર આર ઘોચવાથી પડેલી ગુંજ; ખાડું; આંટણ; આરૂ.

**ચારેક**, વિ૦ આસરે ચાર; ચારની લગભગનું.

**ચારેગમ**, અ૦ ચારે તરફ; ચારે બાજુ; આસપાસ.

**ચારેતરફ**, અ૦ ચારેગમ; ચારેબાજુ.

**ચારો**, પું૦ પશુપંખીનું જે ખાવાનું તે; પશુપંખીનો ખોરાક; શિકાર.:-કેટલાંક પશુ પંખીઓ રાત્રે ચારો કરવા નીકળે છે. ચારામાં-માંસ, અનાજ, પાંદડાં, કીડા, વગેરેનો સમાવેશ થાય છે. (૨) ઇલાજ; ઉપાય; છુટકો.:-મારો હવે કંઇ ચારો નથી. (૩) સંબંધ; અને સહવાસમાં રહેવા કરવાની જે રીત, પરિચય, સંબંધ વગેરે તે.:-અમારે તેની સાથે ભાઇચારો છે.

**ચારોળી**, સ્ત્રી૦ ગુવાર જેવાં પણ પોચાં અને તૈલી એક જાતનાં બી. એ લાલ હોઇ મિઠાઇમાં નાંખવાના કામમાં આવે છે. ચારોળી પૌષ્ટિક, તૈલી અને સ્વાદુ હોઇ સુકા મેવામાં ગણાય છે.

**ચારોણું**, ન૦ ધૂળ; જેહુ; રજ; ધુળારું.

**ચાલ**, પું૦ [સં.-ચલ] ચાલવાનો જે નિયમ, ધારો તે; પ્રથા; કાનુન; શિરસ્તો; રિવાજ; રસમ; વ્યવહાર; રૂઢિ; આચાર.:-નાતો જમાડવાનો ચાલ સારો નથી.

**ચાલ**, સ્ત્રી૦ [સં. ચલ] (ચાલ્ય) ચાલવાની જે પદ્ધતિ, ઢબ; છટા તે; ગતિ; ગમન ચાલવું તે; હિંડછા; ગમનક્રમ. ઉ૦ મારાં સાસુજીની ચાલ બતાવો, મારી સૈયરો વગેરે. (૨) વર્તણુંક; રીતભાત (નૈતિક)-

તેની ચાલ સારી નથી. (૩) ટેવ; આદત. (૪) પાઘડી પને બાંધેલું અને ઘણી ઓરડીઓવાળું મકાન.:—કલ્યાણ મોતીની ચાલ. ચાલી; ચાળી. (૫) આચરણ; ચલન; ગમનનો પ્રકાર; ચાલવાની ઢબ.:—આ ઘોડો એવી ચાલ ચાલે છે કે પેટમાંનું પાણીએ હાલે નહિ. ખેલ; પ્રકાર; ક્રિયા.

ચાલક, વિ૦ [સં.] ચલાવનાર; નિયંતા; શાસ્તા; પ્રવર્તક; કરતાકારવતા; મુખ્ય કાર્યકર્તા.

ચાલચલગત, સ્ત્રી૦ રીતભાત; વ્યાવહારિક વર્તણૂંક; એક બીજાની સાથે વહેવારથી બરોબર રહેવાને માટે ચાલતાં સત્ય, નીતિ, અને આચાર વગેરેના પ્રવર્તનની મર્યાદા તે.

ચાલચલણ, સ્ત્રી૦ આચરણ, વ્યવહાર; વર્તણૂંક; રીતભાત. (૨) નિયંતાપણું; ઉપજ; કરતાકારવતાપણું. ચરિત્ર; શીલ.

ચાર્વાક, પુ૦ [સં] એક અનીશ્વર વાદી અને નાસ્તિક મતનો તાર્કિક; નાસ્તિક; લૌકાયતિક; બાર્હસ્પત્ય. નાસ્તિક મત પ્રવર્તક બૃહસ્પતિનો આ એક શિષ્ય હતો. આ મત ક્યારે ઉત્પન્ન થયો તે નક્કી થયેલુ નથી, તોપણ પુરાણો વગેરે ઉપરથી જણાય છે કે, તે ઘણો પ્રાચીન મત છે. જ્યારે રાક્ષસો બહુજ ફાટી ગયા ત્યારે દેવલોકની પ્રાર્થનાથી વિષ્ણુએ માયામોહ નામે એક પુરૂષ ઉત્પન્ન કર્યો હતો. તેણે રાક્ષસોને એવો બોધ કરીને ધર્મમાંથી ભ્રષ્ટ કર્યા કે, જો યજ્ઞમાં મારેલું પશુ સ્વર્ગે જતુ હોય તો યજમાન તેના બાપને શામાટે મારતો નથી? ચાર્વાક ઈશ્વરને અને પરલોકને માનતો નથી. તેના મત પ્રમાણે સુખ એજ આ જીવતરનું મુખ્ય લક્ષ્ય હોવું જોઈએ. સંસારમાં દુઃખ છે એમ માનીને સુખ ભોગવવાની ના કહેનારાઓ મૂર્ખ છે. કારણ કે કેરી કે નાળિયેર ખાવામાં દુઃખ પડે માટે શું તે ન ખાવાં? પશુઓ ખેતર ખાઈ જાય એવા ભયે શું તે વાવવાં નહિ! જેમ ગોળ ને ચોખા વગેરેના સંયોગથી મદ્યમાં માદકતા ઉત્પન્ન થાય છે તેમ પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર ભૂતોના સંજોગથી ચેતનતા ઉત્પન્ન થાય છે. એ ચાર પદાર્થોના વિશ્લેષ—જુદા પડવાથી 'હું' અર્થાત્ ચેતનતા પણ નાશ પામે છે. આ પ્રમાણે ચેતન શરીરના નાશ પછી તેનું ને તેનું ફરીને ઉત્પન્ન થવું બનતુંજ નથી. ઇશ્વર અને પરલોક વગેરે વાતો અનુમાન ઉપર આધાર રાખે છે. નાસ્તિક ચાર્વાક પ્રત્યક્ષ સિવાય બીજા કોઇ પ્રમાણને માનતો ન હતો. જે જ્ઞાન પ્રત્યક્ષ ઈંદ્રિયોથી થાય છે તેને ભૂત ને ભવિષ્ય લગી ખેંચી જવું તે વ્યાપ્તિ જ્ઞાન કહેવાય. આ જ્ઞાન મનને થાય છે પણ મન છે તે પોતાના અનુભવોને માટે ઇંદ્રિયોને આધીન છે માટે મનથી વિચારાતું નહિ પણ ઇંદ્રિયોથી પ્રત્યક્ષ જણાતું હોય તે જ્ઞાન ખરૂં છે અને તેમાં ઇશ્વર કે પરલોક (કંઇ) જણાતું નથી માટે બીજાં પ્રમાણ ખોટાં છે. ખાવું પીવું સુખ ભોગવવાં અને મોજમઝા કરવી એજ ખરૂ છે. પ્રાણી મરી ગયું એટલે ચત્ર રહ્યું. ચારુ=સારૂ—મીઠું;વાક બોલવું=તરત લોકને ગળે ઉતરી જાય એવું બોલનારો તે. ચાણક્ય અને ભાસ કહે છે કે બૃહસ્પતિએ અર્થશાસ્ત્ર બનાવેલું હતું અને ચાર્વાક તેમનો મુખ્ય શિષ્ય હતો.

ચાલચલણિયું, વિ૦ થોડો વખત કામ લાગે એવું; હંગામી; કામચલાઉ.

ચાલણગાડી, સ્ત્રી૦ નાનાં બાળકોને ચાલતાં શીખવવાની ગાડી; ડેલણગાડી; પાંગલા લુલાની ગાડી. એને ત્રણ પૈડાં હોઈ છોકરું પકડીને ઉભું રહે એવો દાંડો હોય છે.

ચાલણચુલો, પું૦ ફરતો ચુલો; કામચલાઉ ચુલો.

ચાલતું, વિ૦ ચાલ્યા કરતું હોય તેવું; જારી. (૨) વર્તમાન; હમણાંનું. (૩) ઉપયોગી; કામ કરવાને લાયક; કામ કરે એવું:—

ચાલતી છરી. ક્રિ૦ પ્ર૦ ચાલતુંકરવું=જારી કરવું. ચાલતુંથવું=જારીથવું. ૨ જતું રહેવું; ખરીજવું; મરીજવું.:–એનો બાપ ચાલતો થયો.

**ચાલનહાર**, પુ૦ ચલાવનાર; લઇ જનાર. (૨) ચાલનાર.

**ચાલવું**, ક્રિ૦ અ૦ [ સં. चल् ] એક જગાએથી બીજી જગાપર જવું; ગતિમાન થવું; એક સ્થાન અને એક સ્થિતિમાંથી બીજા સ્થાન પ્રતિ કે બીજી સ્થિતિમાં જવું; હિંડવું; હાલવું; ખસવું; ગડબડવું; પ્રસ્થાન કરવું; ફરવું; પગને ગતિમાં મૂકવા. પગવાળાં પ્રાણીઓ ચાલે છે. (૨) પ્રવૃત્તમાન હોવું.:–કચેરી ચાલે છે. (૩) નિર્વાહ થવો; નીભવું:— એક માણસે કામ ચાલે છે. (૪) ટકવું; પહોંચવું.:–આ પાઘડી દસ વર્ષ ચાલશે. (૫) વહેવું; વહાવું.:–રેલો ચાલ્યો. નૈઋત્યનો પવન ચાલ્યો એટલે હવે વરસાદ આવશે. (૬) વીતવું; ઓછુંથવું.:–જોબન ચાલ્યું જાય છે જો. (૭) ઉપડવું.:— ગાડી ચાલી. (૮) વહેવારમાં હોવું.:–બધે ઠેકાણે તેટો ચાલે છે. (૯) અમલમાં આવવું.:–આજથી નવો કાયદો ચાલ્યો. (૧૦) કહે તેમ થવું; અમલ થવો; હુકમથી બનવું.:–એના ઘરમાં બધું બાઇડીનું ચાલે છે; (૧૧) અનુસરવું; વર્તવું.:–તે બાપને પગલે ચાલે છે. (૧૨) બસથવું, પુરૂં હોવું.:—મને તો લોટો પાણી હશે તો ચાલશે.

આ ધાતુ જુદા જુદા શબ્દો સાથે સહાયમાં જોડાતાં જુદાજુદા ઘણા અર્થ બતાવે છે.:—(૧) અક્કલ ચાલવી=મતિ પહોંચવી; સૂઝવું; સમજાવું. (૨) કલમ ચલાવી=લખાણ કરવામાં હોંશિયારી હોવી; સચોટ ઉતાવળે લખતાં આવડવું. (૩) કામ ચાલવું=નીભવું; જરૂર પુરતું હોવું. મુકરદમાની તપાસ થવી. કોઇપણ કાર્ય પ્રવર્તમાન હોવું. (૪) ગાંડ ચાલવી=મળ વહ્યા કરવો; અતિસાર હોવો. (૫) ઘર ચાલવું= ગુજરાન થવું, સ્ત્રી પુરુષ વચ્ચે સંપ હોવો; સંસાર વ્યવહારની પ્રવૃત્તિ હોવી. (૬) છરી, કાતર તરવાર ચાલવી=નાશ, છેદાછેદી કે કાપકુપ થવી. (૭) છાતી ચાલવી=હિમ્મત હોવી; ધીરજ, બળ ને હોંશિયારીથી કામ થવું. (૮) જીભ ચાલવી=ગાળા ગાળી કરવી; બોલ્યા કરવું. (૯) જીવ ચાલવો; આનાકાની કરવી; આશંકા થવી; નહિ મન પ્રવૃત્ત થવું: મન ખેંચાવું; પાછા પડવું. (૧૦) નહિ ચાલવું=સત્તાથી હુકમથી કાર્ય થવું; નહિ ઉપજવું; નહિ માન્ય રહેવું. (૧૧) પગ ચાલવા=શક્તિ–બળ હોવું; હિમ્મત હોવી, નિપજવું. (૧૨) મોંચાલવું=છૂટ ચાલવી= ખાધા કરવું. (૧૩) રાજ ચાલવું=સત્તાથી કાર્ય થવું; અમલભેર કામ થવું; કર્યું થવું. (૧૪) રોગ ચાલવો=મરકી ઇત્યાદિનું પ્રસરવું. (૧૫) હાથ ચાલવો=મારવું, ઉદાર થવું. જીવ ચાલવો. આ પ્રમાણે વિવિધ અર્થે ચાલે છે. વહેવું:–નદી ચાલી પરંપરા રહેવી; જારી રહેવું. વંશ ચાલ્યો. પ્રવૃત્ત થવું, કામમાં લેવાવું; વાપરવું. તલવાર ચાલી; તીરગોળીનું છૂટવું; ઝગડો થવો. તેમને ખૂબ ચાલી રહી છે. દાવવું, સફળ થવું, ઉપાય લાગવો.:–મારી પર મંત્ર નહિ ચાલે.

**ચાલાક**, વિ૦ [ સં. चल् ] તરત સમજી જાય એવું; ચતુર; બુદ્ધિમાન, ચંચળ; ચપળ; હોંશિયાર; ચેતી જાય એવું; જાગરૂક; સપાટાબંધ વસ્તુ સ્થિતિ સમજી જઇ ઝટ જે કંઇ તદબીર લગાવવી હોય તે લગાડી સપાટાબંધ કામ કાઢી લે એવું, તેમજ કોઇથી છેતર્યું કે ફસાયું જાય નહિ એવું જે તે. વ્યવહાર કુશળ; દક્ષ; ધૂર્ત,

**ચાલાકી**, સ્ત્રી૦ ચતુરાઇ; હોંશિયારી; દક્ષતા; પટુતા; ચંચળાઇ; ચપળતા, બીજાને ખબર પડે નહિ તેમ સપાટાબંધ કામ કરી લેવાની જે સફાઇ તે; વ્યવહાર કુશળતા. (૨) ધૂર્તતા. ક્રિ૦ પ્ર૦ ચાલાકી કરવી= સફાઇથી છેતરવું; યુક્તિ. કૌશલ બતાવવું.

ચાલી, સ્ત્રી૦ ઓળખધ ઘણીક ઓરડીઓ. વાળું લાંબું મકાન; માળો; ચાલ. (૨) ચાળી.

ચાલુ. વિ૦ પ્રવર્તમાન; હમણાંનું; ચાલતું રહેલું હોય એવું; વર્તમાન; જારી.

ચાલુક્ય, પુ૦ ગુજરાત ને દક્ષિણમાં પ્રખ્યાત થયેલો એક રાજવંશ. ચાલુક્ય વંશના પ્રતાપી રાજાઓમાં પુલકેશિ મુખ્ય ગણાય છે.

ચાલ્યું, અ૦ ( ચાલશે. ) હશે; ખેરઃ કંઈ જરૂર નથી, નીભશે, મરછ. અટક્યું નહિ રહે, વગેરે અર્થમાં વપરાય છે.:–તમે નહિ આવો તો ચાલ્યું, હું એકલો જઈશ.

ચાવડી, સ્ત્રી૦ રાજમહેલની આગળ પહેરેગીરોને બેસવાનું જે ઠેકાણું–નાની કોટડી તે, દેવડી; ડહેલી, ચોકી, ચબુતરો; થાણું. (૨) ચાવડા જાતિના રજપુતની સ્ત્રી (કન્યાશ્રી વગેરે).–ચાવડી રાણી. (૩) વિ૦ ચાવડાઓનું:–ચાવડી રાજ્યનો અંત આવ્યો. (૩) મુસાફરોને વિસામો–ઉતારો લેવાનું સ્થાન, પાલિયાની દેવડી.

ચાવડું, વિ૦ ચાવળું; દોઢડહાપ્યુ; વાતોડું; વાતચતુર. (૨) ના૦ ચાકું.

ચાવડો, પુ૦ [સં. चोपोत्कट–चौरा] ચાવડા–ચાવણ નામના રજપૂતમાંનો એક તે. ચાવડા વંશનો પુરૂષ. ચાવડાવંશના રજપૂતો પ્રથમ દીવમાં રાજ્ય કરતા હતા. કેટલાક તેમને પરદેશી કહે છે ને ઘણા જણ તેમને પરમારોની એક શાખા માને છે. વત્સરાજ ચાવડો દીવમાં રાજ્ય કરતો હતો પણ દીવનો કેટલોક ભાગ સમુદ્રમાં ગરક થઇ જતાં તેના વંશજોએ કચ્છના રણ આગળ આવી પંચાસરમાં ગાદી સ્થાપી હતી. પંચાસરનો છેલ્લો રાજા જયશિખરી થયો. દીવના આગિયા બળવાન થઇ ગયા થઇ પડ્યા હતા એમ પણ કહેવાય છે.

ચાવણિયાં, ન૦ ચાવવાને કામ આવે, મદદગાર થાય એવું જે કંઇ તે; ચાવવાના ઉપયોગનું તે; જડબાં; દાઢાં; દાઢો; દાંત.

ચાવણું, ન૦ [ સં. चर्वण ] કાચું કોરું ચાવીને ખાવાનું જે તે; ચણામમરા વગેરે. (૨) ખાવાનું; ગુજરાન, આજીવિકા.:–ચાવણું મળશે ત્યાં સુધી રહેશે. (૩) લાચ રૂશવત '–ચાવણું આપો તો કામ થાય.

ચાવરો, પુ૦ [ મા. ] કરડનારો જીવ; માંકણ.

ચાવલ, પુ૦ [ हि. चावला ] ચોખા; ભાત; ચાવળ.

ચવલાં, ન૦ લટકાં; હાવભાવ, નખરાં. ( ૨ ) ચાવી ચાવીને ખુસામતના બોલ બોલવા તેઃ મલાવડાં.

ચાવવું, ક્રિ૦ સ૦ [ સં. चर्व् ] દાઢને દાંતથી કચરવું; દાઢોથી ભાગી ભુકો કરીને ખાવું. (૨) ચર્ચવું; ચાંપી ચાંપીને, ઉથલાવી ઉથલાવીનેવારંવારએકની એક વાત કર્યા કરવી; નિંદવું; કોઇ બાબત સંબંધી ટીકા કર્યા કરવી.:–લોકોએ તેને ચાવવા માંડયો છે. (૩) કરડવું; બચકું ભરવું; ડંખ મારવો. આ અર્થ મરાઠી છે ગુજરાતમાં ચાલતો નથી. દક્ષણના ગુજરાતીઓ કદી વાપરે છે. ચાવી ખાવું=ભાગી કચરીને ખાઈ જવું; નામાવશેષ કરવું; ફાડી કરડી ખાવું; ચૂસી જવું. ૨ વગોવવું; નિંદવું; ખૂબ ટીકા કરવી. ચાવી નાખવું=નિંદવું; ઘણા જણથી રોકાવું. ચાવીને કુચો કરવો=નિઃસત્ત્વ બનાવી દેવું; ચૂસી લેવું. ચાવીને બોલવું= ચાંપીચાંપીને બોલવું.

ચાવળ, સ્ત્રી૦ ખેડીને પોચી કરેલી જમીનમાં ચાસ પડતા જાય અને દાણા પેરાતા જાય એવું ચાર નાની દાંતણીઓવાળું ખેતીનું ઓજાર; ચાર ફળાવાળી નાની પેરણી. ફળામાં કાણું હોય છે તેમાં વાંસના ચાર ટુકડા, જેના ઉપલા છેડા એક ચોડામાં ઘાલેલા હોય છે તેમાંથી દાણા સરીને ચાસમાં પડે છે. ચાવળથી પેરણી કર્યા પછી ચાસમાં ખુલ્લા રહેલા દાણા પંખીઓ ખાઇ ન જાય તે માટે નાની ગાડી જેવું લાકડું જેને સમાર (સમ્માર્જ કે સમ્માજી) કહે છે તે ફેરવવામાં આવે છે. (૨) પુ૦ ચોખા.

**ચાવળું**, વિ૦ બે માણસ વાતચીત કરતાં હોય તેમની વચ્ચે ચીપીચાંપીને બોલનારું અને દોઢડહાપણિયું; દોઢડહાયું; ચાંપલું; કોઇની વચમાં પોતાનું ડહાપણ બતાવવાને ચાતુર્ય દેખાડવાને ચીપીને બોલનારું; ચિબાવલું.

**ચાવી**, સ્ત્રી૦ કુંચી; કિલ્લી; કળ, ચાંપ. ક્રિ૦ પ્ર૦ ચાવીઆપવી=કુંચી દેવી; ચઢાવવું; ઉશ્કેરવું; ખીલે કે કોઇની સામે થાય તેમ કરવું; કમાનને વળ ચઢાવવો કે જે વળ ઉતરવાને જોરે બીજા ચક્કરને ગતિ મળાને યંત્ર ચાલેઃ–ઘડિયાળ.

**ચાવું**, ક્રિ૦ સ૦ પ્રીતિ રાખવી. (૨) ઇચ્છવું, પસંદ કરવું. ચાહવું, ચહાવું, ચ્હાવું, ચા'વું, ચાહાવું.

**ચાંપ**, પું૦ [સં.] એક જાતનું લીલી પાંખોનું કાબર જેવું પખી. પંથીઓ તેના શકુન લે છે. દસરા, વિજ્યાદશમી કે જે પ્રસ્થાનનું મુખ્ય અને પહેલું મુહૂર્ત ગણાય છે તે દિવસે ગુજરાતમાં લોકો સીમાનું ઉલ્લંઘન કરવા સીમાડે જઈ ચાપનાં દર્શન કરે છે.

**ચાસ**, પું૦ ખેતરમાં હળ અથવા ચાવળથી પાડેલા ઓળખંધ ઉંડા લીટાઓમાંનો એક એક લીટો તે; હળપુણીને લીધે ખેતરમાં જે ઉંડા; આંકા પડે છે તે. (૨) એ આંકામાં પેરેલા અને ઉગેલા અનાજના છોડની હાર; ઓળ. (૩) નુકસાન; ટોટો; ઘટ.:–મને ચાસ આપતા નહિ.

**ચાસણી**, સ્ત્રી૦ ગોળખાંડના પાણીને ખૂબ ઉકાળી તાર નીકળે એવું ગાઢું ચીકણું-મધ જેવું બનાવવામા આવે છે તે; ખાંડના પાણીનું ખૂબ ઉકળીને બનાવેલું મધ. (૨) ચાસવું તે; ખેતરમાં ચાસ પાડવાની જે ક્રિયા તે. (૩) કસોટી; કસ; તપાસ. (૪) માછલો; નમુના માટે જુદું રાખેલું અનરોષ.:–તમે આ સોનાની ચાસણી રાખજો, એ પ્રમાણે પછી દાગીનાની કસોટી કરાવાશે: ક્રિ૦ પ્ર૦ ચાસણી કરવી=ખૂબ ઉકાળવું,ગાઢું બનાવવું.

**ચાસવું**, ક્રિ૦ સ૦ ચાસ પડે એમ ખેડવું; ખેડાણ કરવું.

**ચાસિયાઘઉં**, પું૦ પાણી પાયા વગર માત્ર જમીનના ભેજને લીધે પાકેલા જે ઘઉં તે, વગર પાણીના ઘઉં. ક્યારીના કે કુવેતરના નહિ પરંતુ ભેજવાળી જમીનને માત્ર સારી ખેડીને વાવેલા ને વગર પાણી પાયે થયેલા તે.

**ચાહ**, પું૦ [ स उत्साह प्रा. उच्छाह ] પ્રેમ; પ્યાર (૨) ઉમળકો; ભાવ; ઇચ્છા; અભિલાષ. (૩) આદર; ચા; ચ્હા. (૨) સ્ત્રી૦ ચા નામની જે વનસ્પતિ અને તેનો કોહો તે.

**ચાહક**, વિ૦ ચાહનાર; પ્રેમી; હેતાળ.

**ચાહન**, વિ૦ જાહેર; ખુલ્લું; ઉઘાડું; છચોક.

**ચાહના**, સ્ત્રી૦ ચા'યના; ચાહના; ચહાયના, ભાવ; પ્રેમ; પ્યાર.

**ચાહવું**, ક્રિ૦ સ૦ પ્રીતિ કરવી; ઇચ્છવું; અભિલાષ કરવો; પસંદ કરવું. ચહાવું; ચા'વું; (૨) સ્નેહ કરવો; પ્યાર કરવો.

**ચાળ**, સ્ત્રી૦ પુરુષને શરીરે પહેરવાના સિવેલા કપડા–અંગરખાનો છાતીની નીચેનો ઘેર તે; અંગરખાની કમાન નીચેનું ખુલ્લું પડ તે.

**ચાળણ**, ન૦ ચાળતાં જે કચરો ચાળણીમાં રહી જાય છે તે; થુલું; કસ્તર; ચળામણ.

**ચાળણી**, સ્ત્રી૦ ચાળવાનું કાણાં કાણાં વાળું પાત્ર; ચાયણી; ચારણી.

**ચાળવણી**, સ્ત્રી૦ ચાળવવું તે; યુક્તિસર ફેરવવું; પોતાને લાભ થાય તેવી રીતે નાણાંને આમ તેમ રોકવાં અને ઉપાડી લેવાં તે, ફેરબદલી.:–એને નાણાંની ચાળવણી કરતાં ઠીક આવડે છે (૨) ઉથલપાથલ; ફેરફારી.

**ચાળવવું**, ક્રિ૦ સ૦ ચતુરાઈથી ફેરવવું; જેમ સારું લાગે અને ફાયદો થાય તેમ ગોઠવવું ફેરબદલ કરવું; અવારનવાર ફેરવ્યા કરવું. ઉથલાવવું; તળે ઉપર કરવું આમ તેમ ફેરવવું.

**ચાળવું**, ક્રિ૦ સ૦ અનાજ, લોટ, અને ચુનો વગેરે આખી વસ્તુ કે ખાંડેલી અથવા દળેલી વસ્તુને નાનાં મોટાં કાણાંવાળા વાસણમાં લઇ

ગરાવવી; સરખા કકડાની કે સરખા કદની વસ્તુથી તેમાં ભળેલી મોટી વસ્તુ જુદી પાડવી; છણવું; છાણવું; ગાળવું; ગરાવવું; છિદ્રમાંથી બહાર પાડવું. (૨) આમ તેમ ફેરવવું; ફેરબદલ કરવું; ઉથલાવીને ફરી ગોઠવવું.:—છાપરું ચાળવું. આમ તેમ હલાવવું.

**ચાળા,** પું૰ [સં. चलन ચાળોનું બ. વ.] કોઈના ચલનવલનનું અનુકરણ તે; બીજાની નકલ કરવી તે.:—નાનાં છોકરાં ઘરડાંના ચાળા પાડે છે. કોઇ હસે તેમ હસવું, બોલે તેમ બોલવું, હિંડે તેમ હિંડવું અને કરે તેમ નકલ રૂપે કરવું તે. ક્રિ૰ પ્ર૰ ચાળા પાડવા=બીજું માણસ કરે તેમ કરીને તેને ચીઢવવું; મશ્કરી, ચેષ્ટા કરવી. (૨) આંખ મુખ અથવા અંગનો મોહક મરોડ તે; અભિનય; નખરાં; ગેલ; વિલસન; લટકાં. (૩) ભાવભેર આનાકાની કરવી તે; માન મરડાટ લાડ; રિસાવું તે; લાડણ. ચાળાખોર=ટિંખળી, નખરાંબાજ. ચાળા કરવા=ભાવ હોવા છતાં આનાકાની કરવી; અડપલાં—ચાંદવાં કરવાં. લાડમાં હા ના કર્યા કરવી. ચાળાચટૈયાં; ચાળાચસકા.

**ચાળાચસકા,** પું૰ (ચાળોચસકોનું. બ૰ વ૰) નખરાં; હાવભાવ; લટકા; વિલસન. (૨) મરડાટ; આનાકાની; હાના.

**ચાળી,** સ્રી૰ બકરી. (૨) વિ૰ ચાળીસ ૪૦ :— ચાળી રૂપિયા.

**ચાળીસ,** વિ૰ જેમાં ચારવાર દસ હોય એવી (સંખ્યા) ૪૦. ચાળીસમું=ચાળીસમા દિવસનું; ચાળીસમા નંબરનું.:—ચાળીસમું નહાઇ ધોઇ ઉઠી.

**ચાળું,** ન૰ ઘેટું: ગાદડું.

**ચાળો,** પું૰ [સં. चलन] આંખ, મુખ, અને બીજા અવયવનું જે ચલન તે; અવયવના ફરવાનો જે વ્યાપાર સંચાર તે; આંખના ડોળાની જે ચલનછટા તે. હાવભાવ; અભિનય; અંગચેષ્ટા; અંગમરોડ, બોલવા ચાલવા ને અંગ હલાવવાની જે મોહક રીત તે; છટા; લટકો. (૨) ચેષ્ટા, ઢોંગ; ચિહ્ન; તરેહ; ડોળ; ઢંગ; દેખાવ.:—તેના મોનો ચાળો ફર્યો માટે ભોંય લો. નર્મ. (૩) ચાળનારો (છાપરૂં)

**ચાંઈ,** સ્રી૰ [સં. चन्द्रक] કપાળ વચ્ચે કરવામાં આવતું ચંદન કંકુ વગેરેનું તિલક તે, ચાંદલો; ટીલું, બે ભ્રમરો વચ્ચેની ઝીણી બિંદી. ચાલ્લાને માટે નાનાં છોકરાંથી અને નાનાં છોકરાં સાથે તત્સંબંધી વાત કરનાર મોટાંથી વપરાતો શબ્દ. ગુજરાતી બાળભાષાનો "તાતા" જેવો શબ્દ. (૨) વિ૰ શરમિંદુ; ખસિયાણું, છોભું.

**ચાંકવું,** ક્રિ૰ અ૰ ચમકવું; ભડકવું; ચોંકવું. (૨) તાજુબ થવું; વિસ્મય થવું.

**ચાંખડ,** વિ૰ ગરીબ; દીન; શીળું.

**ચાંખડાઈ,** સ્રી૰ ગરીબી; દૈન્ય. (૨) ગરીબીનો ખાલી ઢોંગ કરવો તે, ફેલ.

**ચાંગળું,** ન૰ ચાર આંગળાંનું ચાપવું તે; ચાર આંગળાંની અંજલી. (૨) ચાર આંગળાંની વચ્ચે રહે અથવા માય એટલું તે.—ચાંગળું પાણી. (૩) વિ૰ ચાર આંગળીના ખાડામાં રહે તે પુરતું, થોડું; અલ્પ; જરા; લગારેક. રૂ૰ પ્ર૰ ચપટીચાંગળું=થોડુંઘણું; કડકોકાર. બહુ અલ્પત્વ બતાવવાને વપરાય છે.:—ચાંગળું પાણીએ પાય એવી નથી.

**ચાંગી,** વિ૰ [फा. चगा] ઘોડાની એક જાત.

**ચાંચ,** સ્રી૰ [સં. चंचु] પંખીઓનું અણીદાર બે જડબાનું પાતળું-સાંકડું મોં, ચંચુ; તુંડ. (૨) મૂળમાં જાડી અને છેડે પાતળી એવી શંકુ આકૃતિ તે; ચકલી; અણી, પાતળું અગ્ર:—દખણી પાઘડીની ચાંચ; જોડાની ચાંચ. (૩) ચંચુ જેવી હરકોઇ આકૃતિ અથવા પકડ તે; સાંણસી. ક્રિ૰ પ્ર૰ ચાંચ ઉઘડવી=બોલવા માંડવું, ચપચપ બોલવું. ચાંચ ખુપવી=પ્રવેશ થવો; દાખલ થવું; સમજ પડવી. ચાંચે ચઢવું=ગવાવું, નિંદાવું. ચાંચ મારવી=માથું મારવું; નાણી જોવું; વચ્ચે પડવું. ચાંચ બોળવી=ખાવું પીવું; સ્વાદ લેવો; મો ભરવું; બોટવું. ચાંચમાં લેવું=કબજામાં લેવું; શેહમાં લેવું.

**ચાંચડ**, પું૦ (ચાંચણુ) વાળ ઉન અને જુનાં મેલાં કપડાં વગેરેમાં થતો એક નાનો પાખો વાળો સ્વેદજ જંતુ; ચાંચણ. આ જંતુ વાળવાળાં ઢોર અને ઉંદર વગેરેના શરીર ઉપર ઠંડી ઋતુમાં થાય છે. તે રંગે ઝાંખો લાલ, ચપટો, બે પાંખો વાળો, ડંખની સુંઢ અને છ પગવાળો હોય છે. કેટલાક ચેપી રોગ તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ચેપ ઉડાડી ફેલાવે છે. તે ઝટ મરતો નથી.

**ચાંચલ્ય**, ન૦ [સં] ચંચળતા; ચંચળપણું; ચાલાકી, ચપળતા.

**ચાંચવો**, પું૦ જમીન ખેદવાનું લાંબા ચપટા ફળનું કોદાળી જેવું ઓજાર; એંહવો; ત્રિકમ. ચાંચના જેવું ફળ હોવાથી તે ચાંચવો કહેવાય છે. મુંદરની બન્ને બાજુએ ચાંચ જેવાં ફળ હોય છે. એક ફળ ચપટુ જમીન ઉખાડવાનું અને બીજું પત્થર વગેરે ફોડવાના કામમાં આવે એવું બુંઠી મજબુત અણીવાળું હોય છે.

**ચાંચિયો**, પું૦ વહાણો ઉપર લુંટ ચલાવવાનો ધંધો લઇ બેઠેલાં દરિયાઇ લુંટારુઓની જાતનો માણસ; દરિયાઈ ચોર; વહાણનો ધાડપાડુ; લુંટારો; વેપારી વહાણો ઉપર દરોડો પાડનાર. (૨) ચાંચવાળો જે તે; છાપરિયો. ચાંચિયાં જહાજ=દરિયા પર ફરતાં વેપારી વહાણોને લુંટનારાઓનાં વહાણ તે.

**ચાંચું**, અ૦ કંઇ પણ બોલવું, અથવા ઉચ્ચાર કરવો તે; આનાકાની કે વિરુદ્ધતામાં કંઇ પણ કરવું તે.:–ચાંચું કર્યું તો તારી વાત તું જાણશે. ખબરદાર ચાંચું કરતો નહિ.

**ચાંટી**, સ્ત્રી૦ ચોંટી; ચુંટી. (૨) ખાલી બડાશ.

**ચાંડાળ**, પું૦ [સં. चाण्डाल] અત્યંત નીચ જાતિનો માણસ; ક્રૂર, ભયંકર કર્મ કરનાર માણસ; પાપી માણસ; ચામડિયો; ખાલપો; શ્વપચ. મનુ કહે છે કે શદ્રથી બ્રાહ્મણીને પેટ ઉત્પન્ન થયેલો માણસ ચાંડાલ છે. તેને વસ્તીમાં રાખવો જોઇએ નહિ. આગળ દેહાંતદંડની ચિઠ્ઠા એને હાથે કરાવવામાં આવતી. ધર્માનુષ્ઠાન સમયે એ નજરે પણ પડવો જોઇએ નહિ. સારા માણસે એને ભીખ આપવી હોય તો તે પણ શૂદ્રાદિને હાથે અપાવવી.

**ચાંડાળણી**, સ્ત્રી૦ ચાંડાળની સ્ત્રી. પાપી ક્રૂર કર્મ કરનારી ખરાબ સ્ત્રી.

**ચાંદ**, પું૦ [સં. चन्द्र] ચંદ્ર; ચંદ્રમા; શશી; ચંદ્રિ. (૨) [चन्द्रक] પદક; માન અથવા શાબાશીનું આપનારની મહોર છાપ કે ચિહ્નવાળું સિક્કા જેવું સોના રૂપાનું ચકતું; માનચિહ્ન. (૩) ધોળું ટીલા–ટપકા જેવું પશુના માથાપરના વાળમાંનું ચિહ્ન.

**ચાંદની**, સ્ત્રી૦ ચંદની; ચંદ્રિકા; ચંદ્રપ્રકાશ; જ્યોત્સ્ના. (૨) વિ૦ ચંદ્ર પ્રકાશ વાળી.:–ચાંદની રાત. (૨) છત; ચંદરવો.

**ચાંદબીજ**, સ્ત્રી૦ જે સુદિ બીજને દિવસે નવો ચંદ્ર દેખાય છે તે બીજ; ચાંદરાત.

**ચાંદરડું**, જુ૦ ચાંદરણું.

**ચાંદરણી**, સ્ત્રી૦ તારકા; તારો; નાનો ચકચકિત તારો. (૨) ચંદની, ચાંદની. (૩) વિ૦ ચાંદરણાવાળી.:–ચાંદરણી રાત.

**ચાંદરણું**, ન૦ ચંદ્રનું અજવાળું; ચાંદની (૨) તારાઓનું અજવાળું. (૩) અજવાળાવાળું ચાંદું; ઝાકઝાળિયું. ચાંદરડું.

**ચાંદરાત**, સ્ત્રી૦ સુદિ પક્ષની જે પહેલી સાંજે ચંદ્ર દેખાય છે તે; અમાસ પછી પહેલ વહેલાં જે રાતે ચંદ્રમા દેખાય તે રાત; ચાંદબીજ; અજવાળી બીજ. અમાસ પછી પહેલ વહેલો જે દિવસે ચંદ્ર દેખાય તે દિવસને મુસલમાનો ચાંદરાત=મુસલમાની મહીનાનો છેલ્લો દિવસ ગણે છે અને બીજા દિવસથી પહેલી તારીખ ગણવા માંડે છે.

**ચાંદરો**. વિ૦ [સં. चन्द्रक] જેના (જે ઢોરના) કપાળમાં કે શરીર ઉપર ધોળાં ધોળાં ચાંદાં હોય તે; ચાંદાંવાળું. (૨) નિરંકુશ; મસ્તાની;–ચાંદરો પાડો. ચિહ્નવાળું; આંકેલું; છુટું મૂકી દીધેલું.

**ચાંદલિયો**, પું૦ ચાંદો; ચંદ્ર. કવિતામાં વપરાય છે.:—મા મને ચાંદલિયો આપો. ક્રિ૦ પ્ર૦ ચાંદલિયો ચુંટવો=સારામાં સારું હોય તે પસંદ કરી લેવું.

**ચાંદલો**, પુ૦ કંકુ અથવા કેસર કે ચંદન વગેરેનો કપાળમાં જે ટીલો કરવામાં આવે છે તે; ચાંલ્લો.

**ચાંદવું**. વિ૦ અટકચાળું; અડપલું; અડે, અફાળે, બગાડે કે ગડબડ કર્યા કરે એવું. :—આ છોકરું બહુ ચાંદવું છે. (૨) ન૦ અટકચાળું; અડપલું; છેડતી.:—કોઇને ચાંદવું કરતો નહિ.

**ચાંદિચોવા**, પુ૦ જેથી ચામડી ઉપર આદાં ચાંદાં પડી જાય એવો એક ચેપી રોગ.

**ચાંદી**, સ્રી૦ રૂપું; રૌપ્ય; રજત, શુદ્ધ રૂપુ. (૨) ચામડી જતી રહી માંસ દેખાય એવું ગોળ ચાઠું કે ચાંદું તે. અતિ સોબતથી ઉત્પન્ન થતો આ એક બહુજ ચેપી અને ભયંકર રોગ છે. એમાંથી વિસ્ફોટક, સધિવા અને બીજા ઘણા રોગો ઉત્પન્ન થાય છે અને કેમે કર્યા મટતા નથી.

ચાંદી ચોખી અને બીજી ધાતુઓ સાથે મળેલી ખાણોમાંથી નીકળે છે. એનુ ગુરુત્વ સોનાથી અડધુ છે. ચાંદીના ઘણી જાતના ક્ષાર બને છે અને તે ફોટોગ્રાફી વગેરેમાં કામ આવે છે. ચીન અને અમેરિકામાંથી ચાંદી પુષ્કળ મળી આવે છે.

**ચાંદીકામ**, ન૦ રૂપાના નકશીદાર ઘાટ બનાવવાનું કામ તે; રૂપાનો નકશીદાર દાગીનો-ઘાટતે.:—કચ્છનુંચાંદીકામ ઘણું વખણાય છે.

**ચાંદું**, ન૦ ચામડી જતી રહી માંસ દેખાય એવું ચાઠું. (૨) ડાઘ; લાંછન; ચિહ્ન; ટપકું; ધાબુ. (૩) છિદ્ર; દોષ. કહે૦ કાગડો ચાંદું શોધે.

**ચાંદો**, પું૦ [सं चंद्र] ચંદ્ર; શશી; ચંદ્રમા. (૨) મોટો ચંદ્ર જેવો ગોળાકાર તે.

**ચાંદ્રમાસ**, પુ૦ (सं) ચંદ્રની ગતિ ઉપરથી ગણાતો મહીનો; એક પૂર્ણિમાથી બીજી પૂર્ણિમા લગીનો જે વખત તે. ચાંદ્રમાસની પેઠે ચાંદ્રવર્ષ પણ ગણાય છે અને તે ૩૫૪ દિવસનું થાય છે. ચંદ્રને પૃથ્વી પ્રદક્ષિણા કરતાં લાગતો જેટલો કાળ તેજ ચાંદ્રમાસ. પૂર્ણિમાંત અને અમાંત એમ બે પ્રકારના ચાંદ્ર માસ ગણાય છે.

**ચાંદ્રાયણ**, ન૦ [सं] એકવ્રત. આ વ્રત ચંદ્રની વધઘટ પ્રમાણે વધતા અને ઘટતા કોળિયા ખાઇને કરવામાં આવે છે એટલે કે, સુદિ પડવેએ ચાંદ્રાયણ કરનાર એક કોળિયો જમે છે, બીજે બે કોળિયા અને પુનમે પંદર કોળિયા. વદિ પડવેથી પાછો એજ રીતે ઉતરવા માંડે છે અને અમાસે ઉપવાસ કરે છે. સ્રીઓ આ વ્રત સૌભાગ્યની વૃદ્ધિ અર્થે કે પ્રિય પ્રસાદન માટે કરે છે. બધી સ્મૃતિઓમાં આ વ્રતનો ઉલ્લેખ છે. તે બે ત્રણ જુદી જુદી રીતે કરવામા આવે છે.

**ચાંપ**, સ્રી૦ દાબવાથી પડે કે ઉંચકાય એવી કરામત; પેચ; કળ; ઉલાળી; કમાન, ઘોડો. (બંદુકનો) (૨) ઠેસી; અટકણ. (૩) ધાક દાબ, સત્તા; શિરજોરી. (૪) ધ્યાન; ખંત. (૫) સાન; ચેતવણી. (૬) અટકાવ; લગામ. ક્રિ૦ પ્ર૦ ચાંપ રાખવી=દાબ, ધાક ખંત રાખવી. ચાંપ મરડવી=કળફેરવવી.

**ચાંપણ**, સ્રી૦ સાળનું એક વતરણું, જે ચાપવાથી તાર ઉંચા નીચા થાય છે તે; દાબવાની કળ. (૨) ચાંપવા-દબાવવાની લાટ. (રૂનાં પ્રેસમાંતી) દાબવાનો સંચો. (૩) ન૦ રૂની ગાસડીઓનું બંધામણ, કારણકે તે બહુ ચાંપીને બાધવી પડે છે. (૪) બંધ; પટી. (૫) દાબવું તે; દાબ.

**ચાંપણિયું**, ન૦ દાબવા જેવા કામનું જે કંઇ તે; (લાકડું, પાટિયું, યંત્ર વગેરે.)

**ચાપણી**, સ્રી૦ ચાંપણ. (૨) ચાંપવા, દાબવાનું જે કામ તે. (૩) તગાદો, દાબ ચલાવવો તે.

**ચાંપણું**, ન૦ ચાંપણ

**ચાંપતું**, વિ૦ આકરું; સખત; ખંતીનું; જીદ્દી નું.:—ચાપતી ઉઘરાણી.

**ચાંપલું**, વિ૦ ચાપી ચાંપીને ડહાઇ ડહાઇ વાતો કરનારું; ડહાપનું; દોઢડહાપું, ચાંપી

ચીપીને કહાગણ કરનારું; વાતોડું; વાતડાહ્યું; ચિબાવલું.

**ચાંપવું**, ક્રિ૦ સ૦ [ ફા. ચસ્પીદન ] ચપટું થાય એમ દાબવું; ચપટ કરી નાંખવું; કચરવું; ચગદવું.:–રૂની ગાંસડીઓ ચાંપવાનો સંચો. શત્રુને તેણે ચાંપ્યો. (૨) પંપાળતાં પંપાળતાં ધીરેથી દાબવું; મુઠીઓ ભરવી; ઓળાંસવું; તળાંસવું:–પગ, માથું વગેરે ચાંપવાં. [૩] ડામદેવો; દઝાડવું, ઉતુંઉનું જોરથી અડકાડવું.:–ખોયાનું ચાંપવું. ( ૪ ) સાનમાં કહેવું; ચેતવવું. [ ૫ ] ઉશ્કેરવું; ફુંગરાવી દેવું; ચઢાવવું. ( ૬ ) દાબીને ખુણામાં ઘાલવું. (૭) શરમમાં નાંખવું, લાંચ રૂશવત આપવી. ક્રિ૦ પ્ર૦ ચાંપી જોવું=મન જોવું; તપાસી જોવું; અખતરા તરીકે કરી જોવું; સામાની ઇચ્છા કે મર્મ જોવાને અજમાવવું:–દાણો ચાંપી જોવો. (૮) દાબીને ખાવું.–વેદિયો સાત લાડુ ચાંપી ગયો.

**ચાંપાનેર**, ન૦ ગુજરાતના એક જુના મોટા શહેરનું નામ. વનરાજના ચાંપા નામના આશ્રિતે નવમા સૈકામાં પાવાગઢ ઉપર પોતાના નામ ઉપરથી આ શહેર વસાવ્યું હતું, વડોદરાથી પંદર વીસ માઇલ ઉપર પાવાગઢ નામના ડુંગર ઉપર તે અદ્યાપિ ખંડેર રૂપે ઉભેલું છે. દંતકથા પ્રમાણે એનાં અધિદેવતા કાલિકા માતા છે અને પતાઇ નામના રાજાના અવિનયને લીધે દેવીના કોપથી ચાંપાનેર નાશ પામ્યું હતું એમ ગરબામાં અને રાસમાં ગવાય છે. તેની ઉપર કાલિકાનું મંદિર છે જ્યાં ગુજરાતના લોકો યાત્રાએ જાય છે. ચાંપાનેરનાં ખંડેરો જોવા જેવાં છે તેમ ત્યાંનો કિલ્લો પણ પહાડી હોઈ ઘણો મજબુત હતો એમ ખંડેરો ઉપરથી જણાય છે.

**ચાંપું**, ન૦ ફણસની અંદરની પેશી તે; પાકેલા ફણસની ગર સાથેની ગોટલી. (૨) ચંપો. [૩] નાકની વાળી.

**ચાંલ્લૈયો**, પું૦ ચાંલ્લા કરનારો. ચાંલ્લો કરી કરીને ભીખ માગવાનો ધંધો કરનારો બ્રાહ્મણ. [૨] સ્ત્રીઓને કપાળે ચોડવાના મિનાકારીના ચાંલ્લા બનાવનાર.

**ચાંલ્લો**, પું૦ કંકુ, કેસર, અથવા ચંદનનું કપાળમાં જે ગોળ ટપકું કરવામાં આવે છે તે; ટીલું; તિલક; ટીકો; કંકુનું ગોળ ટપકું તે. (તિરસ્કારમાં) ડામ. (૨) કપાળે ચોડવાની વરખની મિનાકારી ગોળ ટપકી (૩) ગોળ ચાંદું; ચંદ્રક, ટીકડી; ટિલી; મોરપિંછનો ચાંલ્લો. (૪) અપરિપક્વ દાણો; નહિ ઓગળેલા દાણાનો ગોળાકાર.:–દાળમાં ચાંલ્લા રહે છે. ક્રિ૦ પ્ર૦ ચાંલ્લો કરવો=કપાળમાં કંકુનું ગોળ ટપકું કરવું. ૨ વિવાહ કરવો; વાગ્દાન કરવું.. ૩ આપી દેવું, દાન કરવું. (કરડાગીમાં) રામ દેવો. ૪ લગન જનોઇ વગેરે શુભ અવસરોમાં ભેટ દાખલ જે કંઈ આપવું, ભેટ કરવું તે. ચાંલ્લો ચોઢવો=ટીલડી ચોઢવી. ૨ અપવાદ મૂકવો; આળ ચઢાવવું; નુકસાન આપવું. રૂ૦ પ્ર૦ ચુડી ચાંલ્લો=સ્ત્રીના સૌભાગ્યનાં ચિહ્ન.:–બાઇનો ચુડી ચાંલ્લો અમર તપો. ચાંલ્લા વહેવાર=સારા ટાણાં અથવા અવસરો ઉપર એકબીજા વચ્ચે રોકડ પોષાક વગેરે ભેટ આપવાનો જે આમણુ સામણુ વહેવાર તે.

**ચિકાખાઈ**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ. એનો દવા તરીકે બહુ ઉપયોગ થાય છે. એનું વનસ્પતિ શાસ્ત્રનું નામ ઍકેશિયા કૉન્સિના છે.

**ચિકાર**, અ૦ ભરપુર; છલાછલ; નાવશેષ: સંપૂર્ણ; ટકોટક.

**ચિકાશ**, સ્ત્રી૦ ચોટે અને ચીકટાય એવો જે વસ્તુનો ગુણ તે; ચીકણાપણું; ચીકણાપણ. (૨) આનાકાની, આગ્રહ અને આમ તેમ કર્યાં કરવાનો સ્વભાવ તે; દોઢડહાપણ.

**ચિકિત્સક**, પું૦ [સં] ચિકિત્સા કરનાર; વૈદ્ય, હકીમ. (૨) પરીક્ષક. (૩) વિ૦ ચાલાક. (૪) ઝીણી નજરે સામાના ગુણ દોષ ત-

પાસી જોઇને લેનાર. ચિકિત્સક=રોગ દૂર કરવાનો ઉપાય કરનાર-રોગની પરીક્ષા કરનાર નહિ.

**કિત્સનીય,** વિ૦ [સં] ચિકિત્સા કરવા યોગ્ય; જેની પરીક્ષા થઇ શકે એવું; તપાસવા જોગ. (૨) દવા કરવા જોગ, ઔષધ આપવા લાયક.

**કિત્સા,** સ્ત્રી૦ [સં] દવા કરવી; ઔષધ આપવું અથવા કરવું તે; વૈદનું કામ તે; (દવાઓ આપવી વગેરે) ઔષધોપચાર. (૨) રોગની પરીક્ષા, રોગ પારખવા અને દવા આપવાનું જ્ઞાન તે. (૩) ખોડ જોવાની અને ટીકા કરવાની ટેવ તે. પરખવાની ઝીણી ને ચંચળ બુદ્ધિવાળી સમજ તે. ચિકિત્સા અને નિદાન, એ બે શબ્દોના અર્થ વૈદક પ્રમાણે જુદા જુદા છે. નિદાન=રોગનું મૂળ કારણ વગેરે તપાસવું-જાણવું તે, અને ચિકિત્સા=રોગ ઉપર અમુક દવા આપવા કરવાનું કામ તે. પરંતુ ગુજરાતીમાં અર્થ વિપર્યય થઇ ચિકિત્સામાં નિદાનનો અર્થ પેસી ગયો છે. ચિકિત્સામાં 'પરખ' એવો અર્થ રહેલો છે ખરો પણ આયુર્વેદિક પારિભાષિક શબ્દ તરીકે તો તેનો અર્થ દવા કરવા-આપવાના અર્થમાં જ છે. પરિહાસ, કટાક્ષ, મશ્કરી, ટીકા, દોષાન્વેષીપણું વગેરેમાં ચિકિત્સા વપરાય છે. દૈવી, આસુરી ને માનુષી એમ ચિકિત્સાના ત્રણ પ્રકાર છે. જેમાં પારાની પ્રધાનતા હોય તે દૈવી, વાઢકાપ કરવાની હોય તે આસુરી ને રસ દ્વારા દવા કરવાની હોય તે માનુષી.

**ચિકુર,** પું૦ [સં] વાળ, કેશ; માથાના વાળ.

**ચિકોટી,** સ્ત્રી૦ હાથની નીચેનો અને પંજાની ઉપરનો ભાગ; કાંડુ.

**ચિકોર,** વિ૦ ઉદ્ધત; બટકબોલો.

**ચિકોરવું,** ક્રિ૦ અ૦ ટોકવું; યાદ આપવું; ફરી ફરીને કહેવું.

**ચિક્ખલ,** પું૦ કાદવ; ગારો; કીચડ; પંક; ચિખ્ખલ; ચિકિલ.

**ચિગોટી,** સ્ત્રી૦ મોઢે માથે ઓઢીને સૂવું તે; સોડ.

**ચિચાડી,** સ્ત્રી૦ ચીચિયારી; દુઃખ કે ભયની તીણી બૂમ; કીકિયારી.

**ચિઠ્ઠી,** સ્ત્રી૦ થોડી મતલબનો નાનો લેખ; ટુકો, મતલબ પુરતુજ જેમાં લખાણ લખેલું હોય એવો કાગળ; ચબરખી. (૨) જેમાં નામ, નિશાન વગેરે લખેલું હોય એવી કાગળની ચીપ; કાપલી, પટી. પતાકડું; ટિકિટ, હુકમ. (૩) મરણના સમાચાર જેમાં લખેલા હોય એવો કાગળ; કાળોતરી. ક્રિ૦ પ્ર૦ ચિઠ્ઠી આવવી=માઠી ખબર આવવી; અમંગળ વર્તમાન મળવા. ચિઠ્ઠી આપવી= ભલામણ કરવી; ભાળવવું; ભલામણપત્રિકા આપવી. ચિઠ્ઠી લખી આપવી=તરત નાણાં આપવાની સરતે દસ્તાવેજ કરી આપવો. શાહજોગ ચિઠ્ઠી=હુંડી; સાખની ચિઠ્ઠી. કહે૦ ચિઠ્ઠીનો ચાકર=ચિઠ્ઠી પહોંચાડવા જેટલો જ જોખમદાર-લખાણનો નહિ એમ. ચિઠ્ઠી ફાટી જવી=કુંવારી કન્યા મરી જવી, તેનું ખરચ કરવાનું ઉડી જવુ.

**ચિઠ્ઠીચપાટી,** સ્ત્રી૦ કાગળપત્તર; સાંઇસ્ દેશા; પત્રવ્યવહાર.

**ચિઠ્ઠીદોરો,** પું૦ કામણટુમણ અને ભૂતપ્રેત વગેરેથી રક્ષણ થવા અને દુઃખ દરદનું શમન થવા માટે મંત્રાદિથી લખાણ કરી માદળિયામાં રખાય છે તે અને મંત્રીને વાળેલી ગાંઠિવાળો દોરો બાંધવામાં આવે છે તે; મંતરજંતર; કામણટુમણ, અને વશીકરણ વગેરે તાંત્રિક વહેમી પ્રતીકારો કરવા તે.

**ચિઠ્ઠીનાંખવી,**=એક ક્રિયા કે જેની મારફતે અમુક વસ્તુ કોણ લે તેનો નિશ્ચય થાય છે.

**ચિઠ્ઠીપતરી,** સ્ત્રી૦ નાનો પત્ર; કાગળ; ચબરખી; ચિઠ્ઠીચપાટી.

**ચિડ્ડી,** સ્ત્રી૦ સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું લુગડું.

**ચિઢાણું**, વિ૦ નહિ સાફ થઇ શકે એવું મેલું ચીકટવાળું અને ચીકણું થઇ ગએલું તે.

**ચિઢાવું**, ક્રિ૦ અ૦ ચીઢે ભરાવું; ખીજવાવું; રીસે ભરાવું; બળવું; ઉશ્કેરાવું.

**ચિતા**, સ્ત્રી૦ [સં.] મડદું બાળવાને કરવામાં આવતી લાકડાંની ચાપી; ચેહ; મડદું બળી રહે તે પ્રમાણે ગોઠવેલાં લાકડાં છાણાં વગેરેનો જે ઢગલો તે. ક્રિ૦ પ્ર૦ ચિતા ખડકવી=લાકડાં ગોઠવવાં; મરવાની પેરવી કરવી.

**ચિતાર**, પું૦ ચિત્રરૂપતા; દેખાવ; આલેક; વાણીથી, લખાણથી અથવા ચિત્રથી કોઇ પણ વસ્તુનો નજર આગળ આબેહુબ દેખાવ રજુ થાય એમ કરવું તે.:-તમે લડાઈનો ખરેખરો ચિતાર આપ્યો છે. (૨) ચિત્ર; તસવીર.

**ચિતારો**, પુ૦ [સં. चित्रकार] ચિત્ર કાઢનારો; રંગપુરીને કોઇ વસ્તુની પ્રતિકૃતિ કરનાર; આલેખક; ચીતરામણ કાઢનાર; પાડનાર; રંગોવાળાં વેલ બુટ્ટા ઝાડપાન, પશુ, પંખી અને માણસ વગેરેની છબિ આલેખનાર, દોરનાર.

**ચિતાળ**, સ્ત્રી૦ કમઠાળ; ચીરેલાં લાકડાંનો એક કકડો: ઇંધરાનો ફાડેલો કકડો.

**ચિતોડ**, ન૦ મેવાડનું ઉદેપુરના રાણાઓનું આગલું રાજનગર. પ્રતાપરાણાના વખતમાં તે સૌથી સારી આબાદીમાં હતું. ત્યાંનો કિલ્લો બાપારાવળે બંધાવ્યો હતો.

**ચિત્**, ન૦ [સં.] જ્ઞાન; ચેતના; ચૈતન્ય; સમજ; ઈશ્વરનું પરમ સૂક્ષ્મ ચૈતન્ય સ્વરૂપ. (૨) હરકંઇ, એવો હદ રહિત અર્થ બતાવનારો પ્રત્યય.:-કદાચિત્.

**ચિત્ત**, ન૦ [સં] અંતઃકરણની એક વૃત્તિ; અંતઃકરણ, વિચાર કરવાની જે શક્તિ તે; જીવ: આત્મા; પ્રાણીઓની ચિચ્છક્તિ તે; હૃદય. (૨) સંકલ્પલક્ષ; ધ્યાન. ક્રિ૦ પ્ર૦ ચિત્ત આપવું=ધ્યાન રાખવું; મન આપવું. લાગણી-કાળજી રાખવી. ચિત્ત ઘાલવું= મન પરોવવું; લક્ષ રાખીને કરવું; મન ઉપર લેવું. (જીવ ઘાલવો) ચિત્ત લગાડવું= કાળજી રાખવી; મન લગાડવું. ૨૦ પ્ર૦ ચિત્ત ઠેકાણે રાખવું=દૃઢ રહેવું; સુખ દુઃખ અને હર્ષ શોકમાં સમાન રહેવું; ડહાપણથી રહેવું. જે કામ કરતા હોઇએ તેમાં લક્ષ રાખવું; આમ તેમ ડગુમગુ કે ભમેર થઈ નહિ રહેવું. એકચિત્ત થવું=એકજ બાબત ઉપર મનને લાવી રાખવું. ઘણા જણ સાથે મળતા થવું. મન અને બુદ્ધિની સંકલના કરનાર જે વૃત્તિ તે ચિત્ત.

**ચિત્તવૃત્તિ**, સ્ત્રી૦ [સં.] ચિત્તની જે ગતિ અથવા અવસ્થા તે.

**ચિત્તચોર**, વિ૦ ચિત્તને ચોરી લેનાર; સ્ત્રી પુરુષમાંનું ગમે તે એક અરસપરસ મોહી પડનાર. (૨) મનોહર; ચિત્તાકર્ષક.:-ચિતચોર ચકોર.

**ચિત્તપ્રસાદન**, ન૦ [સં.] યોગ પ્રમાણે ચિત્તને થતો એક સંસ્કાર કે જેથી ચિત્ત સંતુષ્ટ ને પ્રસન્ન રહે છે.

**ચિત્તભ્રમ**, પું૦ (સં.) ચિત્ત ફરવું તે, ચિત્તનું ફરી જવું; જ્ઞાનનું પરિભ્રમણ તે; ગાંડપણ, ઘેલછા; મનનું ઠેકાણું ન હોય એવી સ્થિતિ-હાલત તે.

**ચિત્તવિક્ષેપ**, પું૦ [સં.] ચિત્તની અસ્થિરતા તે, ચંચળતા. યોગ પ્રમાણે નવ પ્રકારના ચિત્ત વિક્ષેપ છે. વ્યાધિ, અકર્મણ્યતા, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાંતિદર્શન, સમાધિની અપ્રાપ્તિ, અને અનવસ્થિતત્વ.

**ચિત્તવેધ**, વિ૦ ચિત્ત વિંધનાર; દિલ ખેંચનાર.

**ચિત્તહર**, વિ૦ [સં] ચિત્તને હરી લે એવું; મનોહર; સુંદર.

**ચિત્તહારી**, વિ૦ મનોહારી; સુંદર; દેખવડું.

**ચિત્રગુપ્ત**, પું૦ [ સં. ] ચૌદ યમમાંનો એક યમ કે જે પ્રાણીઓનાં પાપપુણ્યનો હિસાબ રાખે છે. પદ્મપુરાણ, ગરુડપુરાણ, સ્કંદપુરાણ, અને ભવિષ્યપુરાણ વગેરેમાં ચિત્રગુપ્તની કથાઓ આપી છે. ચિત્ર નામનો એક રાજા હતો તે હિસાબ કિતાબના કામમાં બહુ નિપુણ હતો. પ્રાણીઓને તેમના પુણ્ય

પાપ પ્રમાણે શિક્ષા વગેરે કરવાને માટે યમ રાજાએ તેને લઈ લેવાનો વિચાર કરી એક વાર તે નદીમાં નહાવા પડયો હતો ત્યાંથી ઉપાડી મંગાવ્યો હતો. ભવિષ્યપુરાણમાં વળી એવી કથા છે કે, સૃષ્ટિ બનાવીને બ્રહ્મા ધ્યાનમાં બેઠા હતા તેવામાં તેમના શરીરમાંથી વિચિત્ર વર્ણનો એક પુરૂષ ઉત્પન્ન થયો અને જ્યારે બ્રહ્મા સમાધિમાંથી જાગ્યા ત્યારે તેણે તેમની પાસે કામ માગ્યું. બ્રહ્માએ તેને પ્રાણીઓનાં પુણ્ય પાપનો હિસાબ રાખવાનું કામ સોંપ્યું. બંગાળ અને ઉત્તર હિંદુસ્તાનના કાયસ્થો પોતાને ચિત્રગુપ્તના વંશજો માને છે અને યમદ્વિતીયાને દિવસે કલમ ખડિયાની પૂજા કરે છે. ચિત્રગુપ્તનો ચોપડો=જેમાં પાપ પુણ્યનું લેખું લખાય છે તે વહી—ચિત્રગુપ્તના ચોપડા પ્રમાણે જીવને યમલોકમાં જતાં શિક્ષા થાય છે.

**ચિત્રપટ**, ન૦ [ સ. ] ફલક; પાટી; ચિત્ર કાઢવાનું કપડું. ( ૨ ) છિંટ.

**ચિત્રભાનું**, પું૦ [ સ. ] સૂર્ય. ( ૨ ) અગ્નિ.

**ચિત્તાકર્ષક**, વિ૦ ચિત્તને આકર્ષણ કરે એવું; મનને હરી લે એવું; ચિત્ત ખેચીલે એવું.

**ચિત્તો**, પું૦ જેના શરીર ઉપર ચિત્રવિચિત્ર ચટાપટા હોય છે એવું એક ક્રૂર—વાઘની જાતનું હિંસક પ્રાણી; વાઘની એક જાત. ચિત્તો પાતળો ઉંચો અને વાઘ કરતાં બહુ ચંચળ હોય છે. મોટાં પ્રાણી અને મનુષ્ય ઉપર તે કવચિતજ હુમલો કરે છે. એની માદા એક વેતરે ત્રણ ચાર બચ્ચાંને જન્મ આપે છે.

**ચિત્ર**, ન૦ [ સં. ] કલમ અથવા પિંછીથી કોઇ પણ સપાટી ઉપર પાડેલો કોઈ પણ વસ્તુનો આકાર, ઘાટ, કે આકૃતિ વગેરે તે; ચીતરામણ, છબિ; પ્રતિકૃતિ; તસબીર; ચિતાર, દેખાવ. ( ૨ ) કોઇ પણ વસ્તુના જેવો માટી, પત્થર, ધાતુ કે લાકડાનો ઘાટ, પ્રતિમા; પુતળું; ઢિંગલું, બાવલું (૩) જે જેવું હોય તેને તેવાજ રૂપ રંગ અને દેખાવમાં બરાબર બતાવવું તે. ( ૪ ) રંગ પુરેલી આકૃતિ. ( ૫ ) આશ્ચર્ય ઉપજાવે એવી વસ્તુ તે. ( ૬ ) નવાઇ; આશ્ચર્ય; વિસ્મય. ( ૭ ) વિ૦ અદ્‌ભુત; અજાયબ જેવું. ક્રિ૦ પ્ર૦ ચિત્ર કાઢવું=ચીતરામણ પાડવું; આકૃતિ દોરવી, આલેખવી. ચિત્રકાઢવું, પાડવુ, દોરવુ ને આલેખવું કહેવાય છે. રૂ૦ પ્ર૦ ચિત્રકાવ્ય=ચિત્રની અંદર આડુંઅવળું વંચાય એવું કવિતાનું પદ તે, પ્રબંધ. ચિત્રલિપિ=અક્ષરો નહિ પણ જે વસ્તુ સામાને સમજાવવી હોય તેની આકૃતિ પાડી દેખાડવુ તે. મિસરમા પ્રથમ ચિત્રલિપિ ચાલતી હતી. ચિત્રપટ=ચીતરામણવાળો પડદો; પાટી; રંગીન કપડું; છિંટ. રંગબેરંગી; તરેહ તરેહનું; ચિત્રવિચિત્ર, ઘણા રંગોવાળું; તરેહવાર.

**ચિત્રક**, પું૦ [ સં. ] ચિત્રો; ચીતરો. એક વૃક્ષ વિશેષ.

**ચિત્રકળા**, સ્ત્રી૦ ચિત્ર કાઢવા, અને દોરવાની જે આવડ તે; આલેખન વિદ્યા; ચીતરામણ કાઢવાની જે કળા, ખુબી, યુક્તિ, હથોટી તે. ચિત્ર બનાવવાની વિદ્યા; રંગપુરીને તસવીર તૈયાર કરવાનો હુન્નર. આપણા દેશમાં બહુ પ્રાચીન કાળથી ચિત્રવિદ્યા જાણીતી છે. વૈદિક કાળમાં વેદિઓ ઉપર રંગબેરંગી મંડળો પુરાતાં હતાં, રામાયણમાં ચિત્ર ને ચિત્રશાળાઓનાં વર્ણન છે. પત્થરનાં સુંદર આબેહુબ પુતળા ઇ. સ. પૂર્વે પાંચમા છઠ્ઠા સૈકામાં થતાં એમ ભાસકૃત પ્રતિમાનાટક ઉપરથી જણાય છે. કુટ્ટનીમત નામના ગ્રંથમા 'ચિત્રસૂત્ર' નામના ગ્રંથનું નામ છે. સ્ત્રીઓ ચિત્રવિદ્યાનુ કામ બહુ સારી રીતે જાણતી. ચિત્રલેખાએ ઓખાને ત્રણે લોકનાં ચિત્ર દોરી દેખાડ્યા હતાં વગેરે. હિંદથી મિસરમાં, મિસરથી ગ્રીસમાં અને ત્યાથી યુરોપમાં તે પ્રસરી હતી.

**ચિત્રકાર**, પું૦ [સં] ચિત્ર કાઢનારો, ચિતારો.

**ચિત્રકાવ્ય**, ન૦ [ સં. ] ચિત્રની અંદર વં-

થાય એવી કવિતાની રચના તે; જેમાં વિસ્મય ઉપજે એવી રચના હોય તે કાવ્ય. નાગબંધાદિ. આવાં કાવ્યોની ગણના અધમમાં છે.

**ચિત્રકૂટ**, પું૦ [ સં. ] એક રમણીય પહાડ કે જ્યાં વનવાસ ગયેલા રામ ઘણો વખત લગી રહ્યા હતા. પ્રયાગથી ૨૭ માઇલ દક્ષિણે એ સ્થાન આવેલું છે.

**ચિત્રરથ**, પું૦ [ સં ] કુબેરનો એક ગંધર્વ મિત્ર; ગંધર્વરાજ. ( ૨ ) સૂર્ય.

**ચિત્રલેખા**, સ્ત્રી૦ [સં.] એક દેવતા; વિધાતા. ઉ૦ ચિત્રલેખાએ લખિયા લેખ, ટાળ્યા કયમ ટળેરે. ( ૨ ) ઉષા–ઓખાની એક સખી. ઉ૦ ચિત્રલેખા તું દીનદયાળ, એવું કહીને પગે લાગી બાળ. ઓ૦હ૦ (ચિત્રલેહા)

**ચિત્રવત**, વિ૦ જાણે ચીતરેલું ન હોય એવું; ચિત્ર જેવું; સ્તબ્ધ.

**ચિત્રવિચિત્ર**, વિ૦ રંગબેરંગી; તરેહ તરેહવાર રંગનું; વિવિધ રંગનું; કાબરચીતરૂં. ( ૨ ) તરેહવાર; અજબ; ચિત્ર જેવું અને ચિત્ર જેવું નહિ એવું પણ. (૩) સુંદર; મનોહર. ( ૪ ) વેલ બુટ્ટાવાળું; નકશીદાર.

**ચિત્રવિદ્યા**, સ્ત્રી૦ [ સ. ] ચીતરામણ કેમ કાઢવું તે સંબંધી શિક્ષણીય માહિતી તે; ચિત્ર દોરવા, રંગવા વગેરે સંબંધી જે શીખવા જેવું તે; ચિત્રકળા; આલેખન સંબંધીનું જ્ઞાન.

**ચિત્રશાળા**, સ્ત્રી૦ [ સં. ચિત્રશાલા ] ચિત્રો કાઢવાનું અને ચિત્રો કાઢતાં શીખવવાનું જે સ્થાન તે. ( ૨ ) જેમાં જુદી જુદી તરેહનાં ચિત્રો રાખેલાં કે દોરેલાં હોય તે સ્થાન; ચિત્ર સંગ્રહાલય.

**ચિત્રા**, સ્ત્રી૦ [સં.] સત્તાવીસ નક્ષત્રોમાંનું ચૌદમું નક્ષત્ર. એમાં બહુ આકરો તાપ પડે છે. ઉ૦ જેવા હસ્તચિત્રાના તડકા તેવા કુંવારી કન્યાના ભડકા.

**ચિત્રામણ**, જુ૦ ચિત્ર.

**ચિત્રાર્પિત**, વિ૦ [ સ. ] ચિત્રવત્; જાણે ચીતરેલુંજ હોય એવું; દિઙ્મૂઢ; ચકિત; સ્તબ્ધ થઇ ગયેલું; વિસ્મયથી શૂન્ય હૃદયનું; જડ જેવું થઇ ગયેલું.

**ચિત્રાંગદ**, પું૦ [સં.] નળના વંશનો એક નામાંકિત રાજા. (૨) એક યક્ષ. (૩) શાંતનુ રાજાનો સત્યવતીથી જન્મેલો પુત્ર, વિચિત્રવીર્યનો નાનો ભાઇ.

**ચિત્રિણી**, સ્ત્રી૦ [ સ. ] સુંદર અને ગુણવંતી ચતુર સ્ત્રી; અલંકાર શાસ્ત્ર અને કામશાસ્ત્રમાં અમુક લક્ષણો ઉપરથી સ્ત્રીઓની ચાર જાતિ પાડેલી છે તેમાંની બીજી જાતિની સ્ત્રી. રતિમંજરી અને કામશાસ્ત્ર અને લગતા બીજા લેખોમાં તેનું લક્ષણ આપેલું છે. ચતુર, સુંદર, ગુણવાન, અને ચિત્ર જેવા મનોહર મુખવાળી તે ચિત્રિણી. એ ચાર જાતિ આ પ્રમાણેઃ–પદ્મિણી; ચિત્રિણી; હસ્તિની; અને શંખિની.

**ચિત્રિત**, વિ૦ [ સં. ] ચીતરેલું; જેમાં ચિત્રો કાઢેલાં કે પાડેલાં હોય એવું; તરેહદાર.

**ચિત્રો**, પું૦ [ સં. ] ચીતરો; અતિ ગરમ ગુણવાળી એક કાષ્ઠ ઔષધિ. વૈદકમાં એને 'અગ્નિ' કહેવામાં આવે છે. ( પ્લંબેગો ઝેયલેનિકા. )

**ચિત્સરૂપ**, ન૦ [ સં. ] જ્ઞાનસ્વરૂપ; બ્રહ્મરૂપ. પરબ્રહ્મ; એકજ–અદ્વૈતાત્મા તે; ઘટઘટ વ્યાપી.

**ચિદાકાશ**, ન૦ [ સં. ] પરમ, શુદ્ધ, એક આકાશ તે; જેમાં કંઇ ભેદ નથી એવું એકરસ સર્વત્ર વ્યાપીને રહેલું જે બ્રહ્મમય તત્ત્વ તે. ઘટાકાશ, મઠાકાશ જેવા ભેદ વગરનું તે.

**ચિદાનંદ**, પું૦ [ સં. ] પરમજ્ઞાનથી ઉત્પન્ન થયેલો જે આનંદ તે; બ્રહ્માનંદ; પરમાનંદ; પ્રિયાપ્રિય વસ્તુ જનક નહિ પરંતુ જ્ઞાન ઘન સ્વરૂપ જે પરમ, છેવટનો આનંદ તે. ( ૨ ) જ્ઞાનની અંદરની એકતાર–એકતાનતા તે. ચૈતન્ય ને આનંદમય પરબ્રહ્મ

**ચિદાભાસ**, પુ૦ [સં.] હૃદયમાં અમુક સ્વરૂપનો જે આભાસ થવો તે; બ્રહ્માભાસ; સોઽહં ભાસ. (૨) જીવને બુદ્ધિથી આત્માનો ભાસ થવો તે; પોત પોતામાંજ બ્રહ્મ સાક્ષાત્કાર કરવો તે.

**ચિદ્દ્ઘન**, વિ૦ [સં.] જ્ઞાનઘન; સર્વત્ર ચિતનો ભરાવ તે. (૨) વિ. જ્ઞાનથી ભરપુર; સર્વત્ર બ્રહ્મ ભરેલુ હોય એવું; જ્ઞાન સ્વરૂપ.

**ચિદ્રૂપ**, વિ૦ [સં.], જ્ઞાન, બ્રહ્મ રૂપ હોય એવું; બ્રહ્મસ્વરૂપ; મહાજ્ઞાની.

**ચિદ્વિલાસ**, પુ૦ [સં.] પરબ્રહ્મમાં જે રમણ તે; બ્રહ્મ સંબંધી જે વિલાસ તે.

**ચિનાઈ**, વિ૦ ચીનનું; ચીનનું રહેવાસી, ચીનની બનાવટનું; ચીનને લગતું. (૨) સ્ત્રી૦ ચીનની બનાવટની રેશમી સાડી; સાડી:–આ ચિનાઇનો રંગ અને પોત સારાં છે.

**ચિનાબ**, સ્ત્રી૦ પંજાબમાંની એક નદી; ચંદ્રભાગા.

**ચિનીકબાલા**, પું૦ મરી જેવાં એક જાતની ઓષધિનાં બિયાં. આ ઠંડાં સ્વાદે જરા તીખાં અને મોમાં સ્વરવાટ ઉત્પન્ન કરે એવાં હોય છે. એમાં થોડી સુવાસ પણ હોય છે. મોં અને જીભ ઉપર ચાંદીઓ પડી હોય ત્યારે મોંમાં રાખવાના કામમાં આવે છે.

**ચિન્મય**, વિ૦ [સં.] બ્રહ્મમય; આત્મમય; કેવળજ્ઞાન; જ્ઞાનથી ભરપુર; જ્ઞાનમય.

**ચિન્માત્ર**, વિ૦ [સં.] બ્રહ્મજ એકલું; સર્વ બ્રહ્મમય એવું; બ્રહ્મમય.

**ચિપાસિયું**, વિ૦ વિચાર કરી કરીને, ચાપી, ચીપીચીપીને આપે કે કાઢે એવું, કંજુસ, કસર કર્યા કરે એવું; ચિંગું. (૨) કોઇ વાત કે વિચારને ચીપી ચીપીને લંબાવ્યાં કરવાની ટેવવાળું; જોઇતું હોય તેટલું નહિ પણ કમ-કમતર આપે કે બોલે એવા બખીલ સ્વભાવનું.

**ચિબાવલું**, વિ૦ કોઇ વાત કે કામમા બહુ ચાપચીપ અને ડહાપણ કર્યા કરે એવું; દોઢડહાયું; ચાંપલું; પોતાનું ડહાપણ ડહોળ્યા કરનાર. (૨) હલકું; તુચ્છ. (૩) છોકરવાદ; બાળકબુદ્ધિનું. (૪) ખરાબ.

**ચિબુક**, ન૦ હડપચી વચ્ચેનો છાછર ખાડો; દાઢીની વચલી જગા કે જે આસપાસની સપાટીથી જરા નીચી હોય છે તે. હિંદી સ્ત્રીઓ દાઢી ઉપર જે ઠેકાણે છુંદણું છુંદાવે છે તે ભાગ.

**ચિમોટી**, સ્ત્રી૦ ડોક; ગળચી; ગરદન; બોચી.

**ચિમોડ**, સ્ત્રી૦ (ચિમોડી, ચીમડ) એક જાતનાં કાળા છોડાનાં અને અંદર પીળી દાળવાળાં બિયાં. આંખના ઔષધ તરીકે વપરાય છે. વસાણામાં ખાવા માટે પણ વપરાય છે.

**ચિમ્મડ**, વિ૦ તાણ્યું તૂટે કે ચવાય નહિ એવું; ચીકણું; જેના પરમાણું ઝટ છુટા પડે નહિ એવું ચીકણુ ને સુકાઈ ગયેલું. (૨) કંજુસ; કરકસરિયું; બખીલ.

**ચિર**, અ૦ [સં.] કાયમ રહે તેમ; નિત્ય રહે એવું; શાશ્વત. (૨) વિ૦ ઘણો કાળ કાયમ રહે ચાલે ટકે એવું જે તે; લાંબેનું; ઘણા કાળનું. ચિરસ્થાયી=ઘણો વખત રહે એવું, કાયમનું.

**ચિરકારિતા**, સ્ત્રી૦ [સં.] લંબાણ, મોડું કર્યા કરવાપણું તે; દીર્ઘસૂત્રીપણું; ટાઢાપણ.

**ચિરકારી**, વિ૦ [સં.] દીર્ઘસૂત્રી; ડાહ્યો; ધીમો.

**ચિરકાળ**, પુ૦ [સં.] લાંબો વખત; ઘણો કાળ. (૨) હમેશ રહેવું તે.

**ચિરંજીવ**, નિ૦ [સં.] લાંબા આવરદાવાળું; દીર્ઘજીવી મોટા આયુષ્યનું. (૨) પુ૦ પુત્ર; છોકરો. આશીર્વાદ દેવામાં વપરાય છે.

**ચિરંજીવી**, વિ૦ ચિરાયુ; લાંબા આયુષ્યનું, દીર્ઘજીવી. (૨) પુ૦ પુત્ર; છોકરો; બેટો.

**ચિરાઈ**, સ્ત્રી૦ ચીરવાની મજુરી.

**ચિરાગ**, સ્ત્રી૦ [ફા.] બત્તી; દીવો; ચરાગ. (૨) દીવાની જોત; શગ.

**ચિરાડો**, પુ૦ ચીરો; ફાટ; ઊંડકો. (૨) લાંબો ચીરીને કરેલો કપડાનો કકડો.

**ચિરામણ**, ન૦ ચિરાઇ; ચિરામણી, ફડામણ લાકડા ચીરવાની મજુરી તે.

**ચિરામણી,** સ્ત્રી૦ ચિરામણ.

**ચિરાયતું,** ન૦ [ સં. चिरतिक्त ] કરિયાતું; અરિયાતું. હિમાલયની તલેટીમાં કાશ્મીરથી ભૂતાન લગી ચિરાયતું ઉગે છે. એના છોડ બે હાથ ઉંચા થાય છે તેનાં પાન તુલસી જેવાં હોય છે. શિયાળામાં ફૂલ આવે છે. નેપાળમાંથી ચિરાતું ખૂબ આવે છે. ભૂનિંબ કિરાતતિક્ત, ચિરાતુ. તેનાં સર્વે અંગ કડવાં હોઇ દવા દાખલ વપરાય છે.

**ચિરાયુ,** વિ૦ [સં.] લાંબું આયુષ્ય; લાંબા આવરદાવાળું; જેનું આયુષ્ય લાંબું હોય એવું; ઘણો કાળ જીવનારું; દીર્ઘાયુ.

**ચિરાવું,** ક્રિ૦ અ૦ ચીરા પડવા; ફાટવું; તરડાઈ જવું; ઝરડાવું.

**ચિરોડી,** પું૦ એક જાતનો પોચો પત્થર.

**ચિવ્વડ,** વિ૦ ચિમ્મડ; ચીકણું; ઝટ ફાટે તૂટે નહિ એવું.

**ચિષ્ટાં,** ન૦ નાળિયેરની ઉપરનાં તાંતણાવાળાં છોડાં; રેસા; છીલટાં.

**ચિષ્ટું,** વિ૦ સુકાઇને કે ઠરીને ન ફાટે તૂટે એવું થઈ ગયેલું, ચીકણું. ઘણા દિવસ રહેવાથી ચિમ્મડ થઇ ગયેલું એવું; તેલ વગેરેના કચરાને લીધે ન મંજાય કે ન ચીકટ નીકળે એવું થઇ ગયેલું.

**ચિહ્ન,** ન૦ [સં.] એવું લક્ષણ આકાર અને આંક કે જેથી કંઇ સમજાય; વસ્તુ ઓળખાય એવું નિશાન; લાંછન; આંકો; રેખા, ખસરકો; ઘસરકો; છાપ. (૨) ગુણ, વ્યક્તિ ઇત્યાદિ-વ્યંજક લક્ષણ; નિદર્શન. (૩) માન, ઓદ્ધાની ઉપાધિ; પદવી; ઇત્યાદિ. (૪) પતાકા, ધ્વજા:–રાજચિહ્ન=છત્ર; ચામર, રાજદંડ વગેરે. (૪) ડાઘ, લાખું; ગુંજ; ક્ષતઃ–દંતચિહ્ન પડિયાં ગાલે.

**ચિહ્નિત,** વિ૦ [સં.] ચિહ્ન થયેલું; અંકાયેલું; અંકિત; લાંછિત; નિશાનીવાળું; જેનીપર નિશાની કરેલી હોય એવું.

**ચિંગટ,** વિ૦ કંજુસ; અખીલ; ચિંગું; ચીકણું. (૨) મીઢું.

**ચિંગારી,** સ્ત્રી૦ દેવતાનો કણ, તણખો; સ્ફુલિંગ; ચણગારી; જીવતા કોયલાની કરચ.

**ચિંગાસૂવું,** ક્રિ૦ અ૦ જાગ્રત હોવા છતાં ઉંઘમાં હોઇએ એમ મુંગા મુંગા સૂઈ રહેવું; વ્યાજનિદ્રા કરવી; ખોટું ઉંઘવું.

**ચિંગું,** વિ૦ બહુ કરકસરિયું; બહુ આનાકાની, જીવ બાળીને કાઢે કે આપે એવું; ઝટ જોઇએ તેટલું આપે નહિ એવા કંજુસ સ્વભાવનું. (૨) મીઢું; ઝટ બોલી દે કે વાત કાઢી આપે નહિ એવું.

**ચિંચ,** સ્ત્રી૦ [ म. ] આમલીનું ઝાડ. (૨) આમલીનાં ફળ, કાતરા તે.

**ચિંચવાવવું,** ક્રિ૦ સ૦ ચિંચકરાવવું; ટળટળાવવું; રગરગાવવું; કણકણાવવું.

**ચિંચિં,** અ૦ ચિંચિં એવો અવાજ; ચકલી વગેરેનું બોલવું તે. ક્રિ૦ પ્ર૦ ચિંચિં કરવું=ઝીણો ને તીણો દુઃખનો અવાજ કરવો, ચુંચાં કરવું; કંઇ પણ બોલવું.

**ચિંત,** સ્ત્રી૦ [ સં. ] ચિંતના; ચિંતા; ધ્યાન.

**ચિંતક,** પું૦ [ સં. ] ચિંતનાર; વિચારનાર; મનન કરનાર; કલ્પક, ભાવ, ઇચ્છા કરનારો. ધ્યાન કરનાર; ધ્યાન લગાવનારો; બીજા શબ્દને લાગે છે:–હિતચિંતક.

**ચિંતન** ન૦ [સં.] ચિંતવું તે; ધ્યાન ધરવું, મનન કરવું તે; ધ્યાન, ધારણા, યાદ. સ્મરણ. (૨) વિચાર, વિવેચન, વિવેચના.

**ચિંતનીય,** વિ૦ [ સં ] ચિંતવા યોગ્ય, વિચારવા કે મનન કરવા જેવું; યાદ કરવા જેવું; ભાવનીય.

**ચિંતવું.** ક્રિ૦ સ૦ [ સં ] વિચારવું; ધારવું; મનન કરવું; મનમાં ઇચ્છવું; કલ્પવું; ભાવ કરવો. (૨) યાદ કર્યા કરવું; સ્મરવું; સંભારવું.

**ચિંતાકુલ,** વિ૦ ફિકરમંદ; વ્યગ્ર.

**ચિંતા,** સ્ત્રી૦ (સં.) વિચાર; ધારણા; ચિંતવું તે. (૨) મનનો ગભરાટ; કાળજી; ફિકર; ચિત્તની અસ્વસ્થતા; બેચેની; ધાસ્તીધ્યાન; ભાવના, ફિકર, શોચ. ક્રિ૦ પ્ર૦ ચિંતા કરવી=ફિકર કરવી. ચિંતા થવી=ફિકર

થવી. દુઃખની આશંકાને લીધે ખટકવું.
**ચિંતાગ્નિ**, પું૦ (સં.) ચિંતારૂપી અગ્નિ તે.
**ચિંતાતુર**, વિ૦ [સં.] ચિંતાથી ગભરાયેલું; ચિંતાગ્રસ્ત; ફિકરમંદ.
**ચિંતામણિ**, પું૦ [સં.] જે માગીએ, ઇચ્છીએ તે પ્રાપ્ત થાય એવી એક અદ્ભુત ચીજ; દૈવત; સ્વર્ગમણિ. એમ કહેવાય છે કે, કલ્પવૃક્ષ, ચિંતામણિ, અને કામધેનુ ગાય, એવી ચીજો છે કે જેમની પાસેથી જે જે ઇચ્છીએ તે તે સૌ મળેજ. (૨) ઇષ્ટદેવ; મહાદેવ. ક્રિ. પ્ર. ચિંતામણિ કરવા=શિવની નિત્ય નિયમથી એક રીતે પૂજા કરવી; માટીના શિવ બનાવી તેમની સેવા, અને આરાધન કરવું. (૩) દાતા; પૂરક.:–રાજાજી તો અમારા ચિંતામણિ છે.
**ચિંતાર્ણવ**, પું૦ [સં.] ચિંતારૂપી દરિયો તે, અત્યંત, પારવગરની ફિકર; માનસિક દુઃખ તે.
**ચિંતિત**, વિ૦ [સં.] ચિંતેલું; ધારેલું; મનન કરેલું; ચિંતાયુક્ત.
**ચિંત્ય**, વિ૦ [સં.] ચિંતવા જેવું; મનન કરવા યોગ્ય; વિચારવા જેવું; ભાવનીય, વિચારણીય.
**ચિંધરિયું**, વિ૦ ચિંધરા જેવું; માલ વગરનું; તુચ્છ; કચરાપટી. (૨) ન૦ માલવગરની વસ્તુ; ચોપાનિયું; ટુંકું–ક્ષુલ્લક લખાણ તે.
**ચિંથરી**, સ્ત્રી૦ નાનું ચિંદરડું; કાપલી; ચિંદરડી.
**ચિંથરું**, ન૦ ફાટયું તૂટયું મેલું લુગડું; જુનાં લુગડાંનો નકામો કકડો; માલવગરની, તુચ્છવસ્તુ તે; ધાગો; કપડા અથવા કાગળનો જુનો નકામો નડારો કકડો. કહે૦ ચિંથરાના દેવને કપાસિયાની આંખો=અર્થાત્ જેવી જેવી વસ્તુ તેવો તેવો તેનો સાજ. રૂ. પ્ર૦ ચિંથરે હાલ=આખું કપડું પણ શરીર ઉપર ન હોય એવી જે હાલત તે; અર્થાત કંગાલ, નાદાર જેવી સ્થિતિ તે; અતિ દીનાવસ્થા.
**ચિંદરડી**, સ્ત્રી૦ [સં. ચીર] કપડાની સાંકડી, ઓછી પહોળી પણ લાંબી પટી, કાપલી; લાંબી સાંકડી લુગડાની ચીર. (૨) લંગોટી:–ભગવી ચિંદરડી=બાવા વેરાગી.
**ચિંદરડું**, ન૦ સાંકડો પણ લાંબો લુગડાનો કાપલો; લુગડાની પટી, પાટો; લાંબી કાપડાની કાપલી ચિંથરું.
**ચિંદરી**, સ્ત્રી૦ ચિંદરડી.
**ચિંધવું**, ક્રિ૦ સ૦ દેખાડવું; સોંપવું; ફરમાવવું; બતાવવું. (૨) કહેવું. (૩) જાણવું, ઓળખવું.:–આપણું આત્મ ચિંધ્યો નહિ.
**ચિંપાઞ્જી**, ન૦ એક જાતનું માણસને વધારે મળતું આવતું વાંદરું. આફ્રિકા, બોર્નિયો અને મસાલાના ટાપુઓમાં આ જાતનાં વાંદરાં વસે છે. આ વાંદરાં જબરાં હોઇ ઝુંડમાં રહે છે.
**ચિંબોળવું**, ક્રિ૦ સ૦ મચરડવું; આંબળવું; ચીમળવું. કહે૦ ઓઝો ઓઝી લડે ને ગપેડીના કાન ચિંબોળે.=લડે કોઇ અને સહે કોઇ એવા અર્થમાં વપરાય છે.
**ચીક**, પું૦ [સં. ક્ષીર. ચીલ] ઝાડનાં પાન, ડાંખળી અને ફળ વગેરેમાંથી નીકળતું ચીકણું પાણી; ચીલ.:–કેરીનો ચીલ. દુધ.:–ખરસાંડીનો ચીક.
**ચીકટ**, વિ૦ ચીકણું; ચોટી, વળગી રહેવાના ગુણવાળું; તૈલી. (૨) ન૦ ચીકણું એવું જે તે; જેમાં ચિકાશ હોય એવું તે; ઘી, તેલ, ચરબી, વગેરે. (૩) ચીકણો એવો વસ્તુનો ગુણ તે.
**ચીકટપણું**, ન૦ તૈલી ચિકાશ તે; ચોટવાપણું.
**ચીકટવું**, ક્રિ૦ સ૦ ચિકાશથી લગાડવું; ચોટાડવું; ચોટવું; ચીકટાય એમ કરવું; તેલ ઘી વગેરે લગાડવું, તેલ ઘીવાળું થાય તેમ કરવું.
**ચીકટાવું**. ક્રિ૦ અ૦ ચીકટવાળું થવું; ઘી તેલથી પલળવું, ખરડાવું; ચીકટ અડવું.:–ડોલ્લી ચીકટાઇ. (૨) ચોટવું, ચોટવું.
**ચીકટું**, વિ૦ ચીકટવાળું; તૈલી, સ્નેહાંશયુક્ત; જેમાં ચિકાશ હોય એવું.
**ચીકટો**, પું૦ ચીકટવાળું હોય એવું લાગતું ગજુનું કપડું; ગજુનો મુકટો. (૨) રેશમ

અને જરીના તાર ચઢાવેલું અમુક લંબાઇનું કસબી તારનું ગુંચળું.

**ચીકણાઇ**, સ્ત્રી૦ ચીકણાપણું; ચીકણાશ, ચાપલુસી; કોઇ કાર્ય કરતાં તેમાં ડહાપણ અને ઝીણવટ કર્યાં કરવી તે; પૈસો લેતાં આપતાં જે ગુણદોષ જોયા કરવા તે. કંજુસપણું, બખીલાઇ. (૨) સ્નિગ્ધતા, સરસતા.

**ચીકણાશ**, સ્ત્રી૦ ચીકણાઇ; ચીકણાપણું.

**ચીકણું**, વિ૦ [ સં ચિક્કણ ] ચોટવાના, લાગી રહેવાના ગુણવાળું; ઉખડે નહિ ને વળગી રહે એવું ચિબ્બટ; તેલ અને ગુંદરના ચોટવાના ગુણનું. ચીકણી માટી. (૨) ચાપચીપિયુ દોઢડહાયુ; કોઈ કામ કરતા બહુ ડહાપણ કરનારું, દીર્ઘસૂત્રી; (૩) જેના હાથમાંથી ઝટ નાણું છૂટે નહિ એવું; કંજુસ. (૪) ભાગે, ફાટે, તૂટે નહિ એવું, ચમ્મડ, ટકાઉ. (૫) ચીકટાયેલું. રૂ૦ પ્ર૦ ચીકણું લાટ=બહુજ ચીકણું; કેમે છૂટે, અળગું થાય નહિ એવું. કહે૦ ચીકણું જોઇને લપસી પડવુ=રૂપ કે ધન જોઇને રીઝવું, તેની તરફ વળીજવું.

**ચીકન**, ન૦ [ફા.] રેશમી કપડા ઉપરનું રેશમી દોરાનું જે વેલબુટ્ટીનુ ભરત તે ચિનાઇ ચીકન, અને સુરતી ચીકન, એમ કહેવાય છે. (૨) પાતળી લીલી છાલની કુમળી કાકડીની એક જાત. એક ભરતનો પ્રકાર —ચીકનનું ભરત.

**ચીચરવટી**, સ્ત્રી૦ સાંકડો પણ લાંબો જમીનનો કકડો, વિભાગ તે, પડી જેવી જમીન. (૨) અન્ન નળમા તીખી અને ઠંડી વસ્તુ લેતા પડતો શેરડો તે, અન્નનળમાં થતી એવી અસર. (૩) ધ્રાસ્કો; ધાસ્તી, ચિંતા.

**ચીચરવરો**, પું૦ પ્રીતિ, ભય, શોક વગેરેની હૃદયમા થતી તીવ્ર અસર તે, ધાસ્તી, ધ્રાસ્કો, ફાળ. (૨) કાળજી, ચિંતા, ફિકર. હૃદયમાં ચીરો પડી જતો હોય એવી જે લાગણી તે, ચિરાડો. (૩) લાંબો પટદાર ફકડો.

**ચીચરકો**, પુ૦ પાણીની શેડ ઉડાડવાનું યંત્ર, પીચકારી.

**ચીચવાડો** પુ૦ બુમાટો; હોકારો; ચીસ.

**ચીચવવું**, ક્રિ૦ અ૦ ચિચિં કરવું.

**ચીચવો**, પુ૦ અણીદાર ઉભા લાકડાપર એક આડી મૂકી હિંચતા ગોળ ફરવાનું યંત્ર, ચકડોળ. આમાંથી ચિચિ એવો અવાજ થાય છે તે ઉપરથી ચીચવો—હોળીનો ચીચવો.

**ચીચિયારી**, સ્ત્રી૦ ઉંડી અને દુઃખની તીખી બૂમ; ચીસ; રાડ.

**ચીચુડો**, પુ૦ ચીચવો. (૨) [સં. चिंचा ] આમલીનો ઠળિયો, કચુકો.

**ચીજ**, સ્ત્રી૦ કોઇપણ સરસામાનમાંની વસ્તુ, વાત, વિચાર, કામ, વગેરે તે; વસ્તુ, પદાર્થ, અથવા તત્ત્વસાર. (૨) તરેહ, વાની. (એ કે જે વાસ્તવિક, કાલ્પનિક કે સંભવિત પણ બીજાથી પૃથક સત્તાવાળી હોય તે ચીજ) સામાન; અસબાબ.

**ચીટનીસ**, પુ૦ મોટા અમલદારનો મુખ્ય કારકુન; અવલકારકુન, મંજુરી કે નિર્ણય માટે દફતરી દાખલાઓ અને દલીલો રજુ કરનારો કારકુન.

**ચીટનીસી**, સ્ત્રી૦ ચીટનીસ તરીકેનું જે કામ તે અથવા કામકાજ કરવું તે, ચીટનીસપણું, ચીટનીસના હોદ્દાનું કામ અને તે બજાવવાની આવડત તે.

**ચીઢિયું**, ન૦ શેવાઇ સુકાઇને પાતળું થઇ ગયેલું બાળવાનું લાકડું; પાતળું, ચીપ કે સળી જેવું લાકડું; પાતળો વગર ચીરેલો સુકા ડાળી તરફનો લાકડાનો કકડો, સુકાઇને ચઢી ગયેલુ હોય એવું જે તે. (૨) ઇધન, બળતણ; બાળવાનાં જાડી સળીઓ જેવાં સુકાં લાકડાં.—ચીઢિયાં.

**ચીટું**, વિ૦ ચીકણું; ચીકટ, જેમાં પાણી-છાશ અને ચીકટ હોય એવું.

**ચીડાં**, ન૦ પાટીદાર અને ગરાશિયા વગેરેએ વેચી નાખેલી જમીનના કકડા. (૨) છિદ્ર, છિદ્ર. ( ૩ ) ચીઢિયાં.

**ચીડ**, સ્ત્રી૦ ચિડાવું તે; ગુસ્સો લાગવો તે; રીસ; ખીજ; સ્વભાવનું બગડી જવું તે; ઉશ્કેરાવું તે; અણગમો અને ચાંદવાં વગેરેથી તિરસ્કાર ઉપજવો તે; કંટાળો; ક્રોધ બળતરા.

**ચીડવું**, ક્રિ૦ સ૦ રીસ ચઢાવવી; ગુસ્સે થવું; કંટાળવું; અભાવ કે અણગમાની લાગણીથી ઉશ્કેરાઇ જવું.

**ચીડિયાં**, ન૦ (ચીડિયું)ચીડ ચઢ્યાનાં લક્ષણ બતાવવાં તે; ચિડાયા હોઇએ એમ કરવું તે; અભાવ, અણગમો ગુસ્સો વગેરે બતાવવાં તે; દાંતિયાં.

**ચીડિયું**, વિ૦ સહેજ સહેજમાં ચિડાઇ જાય એવું તે; ચિડાનારું; ખિજાનારું; રીસે ભરાય એવું; અભાવ કે અણગમાની લાગણીથી ઉશ્કેરાય એવું. (૨) ન૦ ચીડનો ઉભરો તે; અભાવ કે અણગમાનો વાણી કે અંગ ચેષ્ટા મારફતે થતો જે આવિર્ભાવ તે; છણકો; દાંતિયું.

**ચીણ**, સ્ત્રી૦ (ચણ) સ્ત્રીઓને ગળે પહેરાતું એક ઘરેણું. (૨) ચણિયાની કરચલી. (૩) ખોરાક (પંખીઓનો)

**ચીણવું**, ક્રિ૦ સ૦ ચીણ ભરવી; ચપટી લઇ ને સિવવું. (૨) મોંમાં કે ચાંચમાં લેવું; કણે કણે ખાવું; ચુંગવું.

**ચીણો**, પું૦ (ચણો) બંટી અને સામાની જાતનું એક હલકું અનાજ. આ લંબગોળ ચપટું અને લીસું હોય છે.

**ચીત**, સ્ત્રી૦ કુસ્તીમાં લેવાતો એક ચતો દાવ. સામે લડનારને પાડી ચતો કરીને સામે મોઢે તે હાર્યો એમ કબુલ કરાવવું તે.

**ચીતડું**, ન૦ ચિત્ત; મન; અંતઃકરણ.

**ચીતલિયો**, પું૦ સોના રૂપાના ઘાટ ઉપર ચિત્ર પાડનારો; ધાતુ ઉપર ચિત્ર કાઢનારો.

**ચીતરવું**, ક્રિ૦ સ૦ ચિત્ર કાઢવું; આલેખવું; દોરવું. જ્યાં જેવા જોઇએ તેવા રંગ પુરીને કોઇ વસ્તુનો કાગળ, પાટી કે ભિંત ઉપર આબેહુબ આકાર—પાડવો—કાઢવો. (૨) કેક ઠેકાણે, ઘણે ઠેકાણે કરી વળવું; નોંતરવું: છૂટથી થોડું થોડું બધે ફરી વળવું:—તમે તો ગામ ચીતરો પણ વહેવારથી પહોંચાવું જોઇએને ? (૩) બગાડ૦; ખરાબ કરવું.

**ચીતરો**, પું૦ ચિત્રક; એક વનસ્પતિ વિશેષ. (૨) વાઘની એક જાત; ચિત્તો.

**ચીતવું**, ક્રિ૦ સ૦ ચિત્તમાં લેવું; મનમાં યાદ કર્યા કરવું. (૨) ધારવું; કલ્પવું; ઇચ્છવું.

**ચીતળ**, સ્ત્રી૦ સાપની એક જાત. (૨) ચીપ જેવું સ્ત્રીઓએ ગળે પહેરવાનું એક ઘરેણું. (૩) ચપટી પહોળી બંગડી; પાટલી

**ચીતળી**, સ્ત્રી૦ (ચીતરી) મનમાંથી જે અભાવ કે અણગમાની કમકમ ટ ભરી લાગણી થઇ આવવી તે; કચુકની; અભાવ અને અણગમાની ધ્રુજારી.

**ચીત્કાર**, પું૦ [सं] તીણો અને કારમો અવાજ; ચીસ; સીત્કાર.

**ચીન**, ન૦ હિંદુસ્તાનની પૂર્વ દિશાએ આવેલો એક મોટો દેશ. ચીન બહુ મોટો દેશ હોઈ તેનું રાજ્ય મધ્ય એશિયા લગી લંબાયેલું છે. તેમાં બૌદ્ધ ધર્મ ચાલે છે. ચીનમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું છે. આગળ ત્યાં રેશમી કાપડ ખૂબ વણાતું અને હિંદમાં તે બહુ પ્રાચીન કાળથી વપરાતું. તે કાપડ ચીનાંશુકને નામે ઓળખાતું. દુનિયાંની સાત નવાઇઓમાંની એક નવાઇ તેની ઉત્તરે આવેલી મોટી દિવાલ છે. ઉત્તર તરફના લોકોને પોતાના દેશ ઉપર ચઢી આવતા અટકાવવા માટે તે ઇ સ. પૂર્વે બસેં વર્ષ ઉપર બાંધવામાં આવેલી છે. એની લંબાઇ ૧૫૦૦ માઇલ છે. તે ખૂબ ઉંચી અને જાડી તથા પહોળી છે કે જેથી શત્રુ ઝટ તોડી શકે નહિ. ચિનાઇ માટીનાં વાસણ, એ પણ ત્યાંની કારીગરી છે. ચીન ઉદ્યોગી ને કામગ્રાજ દેશ છે. બંદુકનો દારૂ, છાપવાની કળા વગેરે ઘણા હુન્નરો ચીન પાસેથી આપણને અને યુરોપને મળેલા છે.

**ચીનગારી**, સ્ત્રી૦ દેવતાની કરચ, તણખી; તણખો; સ્ફુલિંગ.

**ચીનવું**, ક્રિ૦ અ૦ ઓળખવું; જાણવું. ઉ૦ આત્મતત્ત્વ ચીન્યા વિના. નૃસિંહ.

**ચીનીકામ**, ન૦ માટી અને ચકમકના મિશ્રણના અથવા કાચના પ્યાલા, રકેબી, બરણી વગેરે ઘાટ તે. (૨) ચીનમાં બનતું બિલોરી કાચનું કામ તે.

**ચીનાંશુક**, ન૦ [સં] ચીનથી આવતું રેશમી કપડું; ચિનાઇ સાડીઓ. ચિનાઈ કાપડ.

**ચીનાખાનું**, ન૦ ચીનની બનાવટો, જેમાં વેચવા કે શોભાને માટે રાખેલી હોય તે જગા.

**ચીનીબોર**, ન૦ (ચણીબોર) નાનાં ને રાતાં વટાણા જેવ જેવડાં બોર તે.

**ચીપ**, સ્ત્રી૦ લાકડાનો કે વાંસનો પાતળો કકડો; ચીર; ખપાટ. (૨) પાતળી થોડી પહોળી પણ લાંબી ધાતુની પટી:—સોનાની–રુડાની ચીપ.

**ચીપટી**, જુ૦ ચપટી.

**ચીપટો**, જુ૦ ચીમટો.

**ચીપડો**, પું૦ આંખનો મેલ; પિયો.

**ચીપવું**, ક્રિ૦ સ૦ કપડાંની સફાઇથી કરચલી કરવી; પાટલી કરવી. (૨) વાતને ચોળીને લાંબી કરવી. (૩) ધાર્યા પ્રમાણે થાય, પાસા પડે તે માટે પહેલેથી ગોઠવવું.

**ચીપાસોનું** ન૦ શુદ્ધ સોનું; ઉંચી ટચનું સોનું; કુંદન.

**ચીપિયો**, પું૦ લોઢાની ચીપવાળીને બનાવેલી પકડ; પટીની વગર જડતી પકડ.

**ચીબડી**, સ્ત્રી૦ ઘુવડની જાતનું પણ તેનાથી નાનું 'ચીચી' કર્યાં કરનારું એક રાત્રિચર પંખી. આ પંખી અને તેનું બોલવું અપશકુન જેવાં ગણાય છે. તે લિંતો ઝાડની બખોલો વગેરેમાં રહે છે. એ જ્યાં રહે અને બોલે ત્યાં સારૂં ન થાય એમ કહેવાય છે ઉ૦ કોઇના ઘર ઉપર બેસીને ઘૂડ કે ચીબડી બોલે, શાંતિ અમો નહિ કરાવીએ તો ઉજડ થશે વન તોલે.

**ચીબડું**, વિ૦ ચપટા બેઠેલા નાકનું, ચીબું.

**ચીબું**, વિ૦ નાના ટુંકા નાકનું; ચપટા અથવા બેઠેલા નાકનું; જેનું નાક નાનું કે બેઠેલું ચપટું હોય એવું:—ચીનના લોકો ચીબા હોય છે.

**ચીભડી**, સ્ત્રી૦ [सं चिर्भटी] ચીભડા નામના એક શાકફળની વેલ; કાકડી, આરિયાની વેલ તે.

**ચીભડું**, ન૦ ચોમાસામાં અને શિયાળામાં થતી એક વેલનું શાકના ઉપયોગનું ફળ, આરિયું; મોટી કાકડી.

**ચીમટી**, સ્ત્રી૦ બન્ને બાજુની પકડમાં આવી કચરાવું તે; સાંણસી, ચીમટામાં પકડાવું તે: સુંટી; ચમટી; ચપટી. બે આંગળાંની વચ્ચે આવવું. પકડાવું કે ભરાવું તે.

**ચીમટો**, પું૦ સાંણસીના જેવું ચપટ પકડે એવું ઓજાર; ચમટો; ચીપિયો. (૨) ચુંટલો.

**ચીમની**, સ્ત્રી૦ [अ० Chimney] ધુંમ્રી બહાર જવાને માટે બનાવેલો જે માર્ગ તે; ધુમાડિયું; ધુમાડો જવાને માટે રાખેલું પોલાણ. (૨) દીવો બુઝાઈ જાય નહિ અને તેમાંથી નીકળતી ધુંણી (કારબન) અંદર ને અંદર બળી જાય એવી દીવા ઉપર મૂકવાની કાચ વગેરેની પાદર્શક નળી; કાચની કે અબરખની બત્તી ઉપર મૂકવાની ભુંગળી. મિલો વગેરે મોટાં કારખાનાંની ધુમાડી જવાને માટે બાંધેલો પોકળ મિનારો અથવા મોટું પોકળ ભુંગળું.

**ચીમળાવું**, ક્રિ૦ સ૦ કરમાવું; (વનસ્પતિ વગેરેનું) અંબળાવું; મચરડાવું; (ચામડી વગેરેનું):—તુળસી ચીમળાઇ ગયાં. ચામડી ચીમળાઈ=ચપટીમાં કે પકડમાં આવીને અંબળાવું.

**ચીની**, સ્ત્રી. ચીનદેશની સ્ત્રી. (૨) ખાંડ; સાકર.

**ચીનો**, પું૦ ચીન દેશનો પુરુષ; ચીનનો વતની.

**ચીમડ**, સ્ત્રી૦ એક જાતનાં કાળા છોડાનાં અને પીળી મીજનાં ચપટાં બિયાં. આંખના ઓસડ તરીકે વપરાય છે. વસાણામાં પણ નંખાય છે. ચીમડ દસ્તાવર છે. ચાકસુ; બનારને નામે પણ ઓળખાય છે. (૨) વિ૦ ચીકણું; તૂટે ફાટે નહિ એવું; ચામડા જેવું; ગીવટ.

**ચીર**, ન૦ [સં.] સ્ત્રીઓને પહેરવાનું ઝીણી

કુમાશનું રેશમી વસ્ત્ર; રેશમી લુગડું.:—મોટા લોકના ઘરમાં ચીર મળે પણ ચિંથરું ન મળે. (૨) સ્ત્રી૦ લાંબી સાંકડી ચપટી ચીરી, ફાડ; કકડી. (૩) ફાટ; તરડ.:—દેરાળના ઘુમ્મટમાં વીજળી પડવાથી મોટી ચીર પડી છે. (૪) ઝાડની છાલ; છાલ અથવા રેસાનું બનાવેલું કપડું; વલ્કલ; વનકુળ. બૌદ્ધભિક્ષુઓને પહેરવાનું છાલનું કપડું.

**ચીરડાં**, ન૦ ગરાસિયા કે પટેલે બીજાને વેચેલી જમીનના કકડા.

**ચીરવું**, ક્રિ૦ સ૦ [સં.] ઉભું ફાડવું; કાપવું; ઉતરડવું; ફાડ કરવી; ચીરો પાડવો. રુ૦ પ્ર૦ ચીરીને મીઠું ભરવું=બહુ સખત—ક્રૂર શિક્ષા કરવી. વિદીર્ણ કરવું. (૨) સારે લગાડીને છેતરવું; ખૂબ પૈસા પડાવી લેવા; અનુચિત રીતે સામાની પાસેથી ખૂબ કમાઈ કરી લેવી.

**ચીરિયું**, ન૦ ફળની ઉભી ફાડ; કકડો; ચીરી: પાતળા ઉભા કકડા.:—કેરીનાં ચીરિયાં.

**ચીરી**, સ્ત્રી૦ નાની પાતળી ફાડ; કકડી; ચીર.

**ચીરો**, પું૦ લાંબો પાતળો કકડો; ફાડ; ચીર. (૨) ફાટ; તરડ. (૩) પટકો. (૪) ઘાટ.

**ચીલ**, પું૦ ડાખળી કે ફળમાંથી નીકળતો રસ; દૂધ. (૨) એક જાતનો ભાજીનો છોડ. (૩) કિનારો; છેડો; પાર. (૪) સ્ત્રી૦ સમડી.

**ચીલખત**, ન૦ તીર કે ગોળી વગેરે વાગે નહિ તે માટે પહેરવાનું અંગત્રાણ, કવચ; બખતર.

**ચીલો**, પું૦ ગાડાનાં પૈડાંથી પડેલી ધરેડ; ગાડાનો માર્ગ. (૨) ખેડાયેલો, વપરાતો જાહેર માર્ગ તે; શિરસ્તો; સંપ્રદાય; રૂઢમાર્ગ. ક્રિ૦ પ્ર૦ ચીલે પડવું=ધરેડે ચાલવું; જેમ રસ્તો પડેલો હોય તેમ ડિંડવું; સીધી રીતે વર્તવું. ચીલો કાપવો=ચાલતા માર્ગમાંથી બહાર નીકળવું; સામા ગાડાવાળાને માર્ગ આપવો. ચીલે ચાલ્યા કરવું=યંત્રની માફક કાર્ય કર્યા કરવું.

**ચીવટ**, સ્ત્રી૦ કોઈ પણ વસ્તુ કે વાત પોતાને હાથે વખતસર અને સારી થાય તે માટે મનમાં રહેતી ફિકર તે; કાળજી; ચિંતા; ચાનક; પરવા; ફિકર. બગડે નહિ અને સારું જ થાય એવું કરવા કરાવવાની જે અંતરની લાગણી તે.

**ચીવર**, ન૦ [સં] વસ્ત્ર; કપડું; લુગડું. (૨) રેશમનું સારી કુમાશનું ઉપવસ્ત્ર (૩) વલ્કલ; વનકુલ; છાલ. યોગી સંન્યાસીઓને પહેરવાનું કપડું તે.:—ચીવરી=બૌદ્ધભિક્ષુ.

**ચીસ**, સ્ત્રી૦ ભય કે ત્રાસની અતિશય દુઃખની લાગણીથી તાણીને પાડેલી તીણી બૂમ; રાડ; ચીચિયારી; કિકિયારી. તીવ્ર લાગણી ભર્યું રુદન. ક્રિ૦ પ્ર૦ ચીસ ખાવી=ત્રાસી જવું; ભય—બીક લાગવી; ફરીને કાર્ય કરવાની હિમ્મત ન ચાલે એવું થઇ જવું. ચીસ પાડવી=ભયની બૂમ—રાડ પાડવી.

**ચીસરાણ**, ન૦ બુમરાણ; કલાબકોર; ઘોંઘાટ. (૨) કલ્પાંત; ભય અને દયા ઉત્પન્ન કરે એવું લાગણી ભર્યું રુદન; બુમબરાડ.

**ચીસું**, વિ૦ ચોળી ચોળીને ચીકણું કરે એવું; દોઢડહાપું; ચીકણું. (૨) કંજુસ; બખીલ; કૃપણ.

**ચુકાદો**, પું૦ ચૂકવી દેવું તે; નિકાલ; નિવેડો; છેવટ. (૨) હુકમનામું; ફેંસલો; નિર્ણય.

**ચુકાવવું**, જુ૦ ચૂકવવું.

**ચુકો**, પું૦ એક જાતની ભાજી; એક વનસ્પતિ.

**ચુગદી**, સ્ત્રી૦ છીટિયાં; નેતરવાં.

**ચુગણી**, ખાવાનું.

**ચુગલખોર**, વિ૦ ચુગલી ખાનાર; ચાડિયો.

**ચુગલી**, સ્ત્રી૦ ચાડી; રાવ; પીઠ પાછળ નિંદા કરવી તે.

**ચુગવું**, ક્રિ૦ ચાંચથી વીણીને કણેકણે ખાવું. જુ. ચૂગવું.

**ચુચુક**, પું૦ [સં] થાનનો ઉપલો ભાગ; ડુચામ; ડિંટી.

**ચુડગર**, પું૦ ચુડીઓ વહેરનાર; હાથી દાંતની ચુડીઓ વહેરનાર અને વેચનાર.

**ચુડલો**, પું૦ જુ૦ ચુડો.

**ચુડાઉતાર**, વિ૦ ચુડીઓની માફક એકએકથી ઉતરતા ગોળનું.

**ચુડાકરમ**, ન૦ જેનો પતિ મરણ પામ્યો હોય તે સ્ત્રીનો ચુડો ભાગી નાખવાની જે ક્રિયા તે; ચુડો ભાગવો તે. જુઓ ચૂડાકર્મ.

**ચુડી**, સ્ત્રી૦ જેની વચ્ચે કંઇ હોય નહિ માત્ર પરિધની ધાર હોય એવો મોટા મીંડા જેવો આકાર તે; સ્ત્રીઓને હાથે પહેરવાનું હાથીદાંત કચકડું કે લાકડાનું ઉતારેલું ચપટા કડા જેવું બલૈયું; બલૈયું. (૨) વચમાંથી પોલો ચપટો ગોળ કડા જેવો ઘાટ.:-ફોનોગ્રાફની ચુડીઓ. રૂ૦પ્ર૦ ચુડીકરમ=વર મરતાં તેની વહુના હાથની ચુડીઓ ફોડી નાંખવી તે. ચુડીગર=ચુડગર, ક્રિ૦ પ્ર૦ ચુડીઓ પહેરવી=બાયલા બનવું; સ્ત્રી જેવા થઇ જવું; નામર્દ થવું; જનાની બનવું. હાથે ચુડી હોવી એ ભારતીય સ્ત્રીઓના સૌભાગ્યનું ચિહ્ન-નિશાન ગણાય છે અને તે ન હોવી એ વૈધવ્ય બતાવે છે. પતિનું મરણ થતાંજ સ્ત્રીઓ હાથની ચુડીઓ ભાગી નાખે છે.

**ચુડેલ**, સ્ત્રી૦ પોલા વાંસાની અવળપગી ભૂતડી; સ્ત્રીભૂત; એક પિશાચ જાતિ, પિશાચિની; ડાકણ. (૨) ક્રૂર સ્ત્રી; દુષ્ટા. કદરૂપી ને ખરાબ સ્વભાવની સ્ત્રી.

**ચુડો**, પું૦ લાકડાનો, કચકડાનો કે હાથીદાંતનો સ્ત્રીઓને હાથે પહેરવાનો બલૈયાનો સટ તે; ચુડીઓ; સૌભાગ્યવતી સ્ત્રીઓના હાથનું ઘરેણું; સૌભાગ્યવતીનું ચિહ્ન. ક્રિ૦ પ્ર૦ ચુડો પહેરવો=સ્ત્રી જેવા બનવું; બાયલા-નિર્માલ્ય બનવું; નામર્દ થવું. (૨) અમુકના થઇને રહેવું; અમુકને આધીન-વશવર્તી થઇ રહેવું. (૩) સ્ત્રીએ ઘર કરવું; પરણવું; નાતરૂં કરવું. ચુડો ઉતારવો=વિધવા થવું; ચુડો ફોડી નાંખવો. રૂ૦ પ્ર૦ ચુડો ચોટલો ને ચાંલ્લો=સ્ત્રીના સૌભાગ્યનાં ચિહ્ન. કહે૦ ચુડામાં સુડો સમાય=સૌભાગ્યવતીની બદચાલ ઢંકાય વિધવાની ન ઢંકાય. ચુડો ભાગવો=એવી ગાળ છે. ચુડો ચાંલ્લો, આશીર્વાદમાં કહેવાય છે

**ચુણ્ણી**, સ્ત્રી૦ બાંધની કરચલીઓ; ચીણુ.

**ચુનખડી**, સ્ત્રી૦ ચુનો બનાવવાની કાંકરી; ખડી; મરડિયા.

**ચુનચુની**, સ્ત્રી૦ [ हिं चीनी ] ચુના જેવી સફેદ ખાંડ; બુરું; ચુંચુની; ચીની.

**ચુનાગચ્ચી**, સ્ત્રી૦ ચુનાના કેલની ગચિયા જેવી મજબુત જમાવટ તે; પાકી સખત છો; ચુનાનું મજબુત ચણતર.

**ચુનારૂં**, ન૦ ચુનાનો કેલ ભરવાનું લાંબડું પાત્ર; તગારૂં. (૨) વિ. ચુનાવાળું. (૩) લડકારું; બેશરમ, અમસ્તું અમસ્તું ખરાબ લડાઇ લડે એવું; હલકટ; બુનિયાદી રહિત:- ચુનારી, ચુનારો. જુઓ ચુનાળું.

**ચુનારો**, પું૦ ચુનો પકવનારો. (૨) છો વગેરે કામ કરનારો કડિયો.

**ચુનાળવો**, પું૦ પાન તમાકુ ખાનારાઓ ચુનો રાખવાને જે લાંબી ડબી રાખે છે તે ખાવાનો ચુનો રાખવાની દાબડી.

**ચુનાળું**, વિ૦ ચુનાનું; ચુનેથી ચણેલું, છોયેલું હોય એવું; ચુંનાથી ધોળેલું.

**ચુની**, સ્ત્રી૦ હીરા માણેક વગેરે જવાહીરની નાની કકડી; હીરાકણી; રત્નકણ, રાતી ? લીલી કિમતી પત્થરની કકડી. (૨) હીરાકણી જડેલું સ્ત્રીઓને નાકે પહેરવાનું એક નાજુક ઘરેણું; ચુંક; ઝીણો નાજુક કાંટો

**ચુનું**, ન૦ કોઠળને ભરડતાં પડેલો ઝીણો ભુકો તે; કોરમાથી વધારે ઝીણો ભંગાર કઠોળનાં છોડાં ને ઘણી ઝીણી કકડીઓ વગેરે તે; અન્નકણ. ચુનું; ભુસું.

**ચુનો**, પું૦ [सं. चूर्ण] તીક્ષ્ણ ને ખારવાળો એક ભસ્મ મરડિયા, પત્થર અને છીપ વગેરેને પકવ્યાથી બનતો ખાખ પદાર્થ; પત્થરની ભસ્મ તે; છો. દાહક ગુણવાળો ક્ષાર યુક્ત પદાર્થ, એ કારબોનેટવાળા પત્થરના કાકરાને બાળવાથી બને છે. આરસપહાણને પકવીને બનાવેલો ચુનો કળી ચુનો કહેવાય છે. આ ચુનો પાન તથા તમાકુમાં ખાવામાં આવે છે. ધોળવામાં પણ ઘણો ધોળો હોવાથી કળી ચુનો વપરાય છે. (૨) ખાટું તીખું તત્ત્વ તે; અત્યંત

ખાટું તીખું, ચરચરે બળે એવું જે તે.:–દહિં તો ચુનો છે. (ચુના જેવું છે.) અર્થાત્ બહુજ ખાટું છે. (૩) બગડી જવું તે; સ્વરૂપાંતર થઇ જવું તે. ક્રિ૦ પ્ર૦ ચુનો મારવો=માળવું; ચુનાનું પ્લાસ્ટર મારવું. ચુનો ચોપડવો=ફરીને અંકુર ન આવે એમ કરવું; જડ કાઢી નાંખવી. ચુનો છાંટવો=ઘોળવું. મોતી, છીપ, રાખ વગેરેની ભસમતે. ચુનો ખાવાના ને ઓસડના કામમાં આવે છે.

**ચુપાચુપ**, અ૦ કોઇ કંઇ બોલતું કે અવાજ કરતું ન હોય તેમ; ચુપકીદીની સ્થિતિ તે; ચુપચાપ; નીરવ; શાંત હોય તેમ; બોલાચાલ્યા વગર.

**ચુમા**, ચુમી.

**ચુમાવું**, ક્રિ૦ અ૦ ભય કે શરમને લીધે બોલાય નહિ પણ લાગણી થયા કરવી તે; મરજી વિરુદ્ધ સહેવું; મન બળવું; મનમાં નિરુપાયની લાગણી થવી; ચણચણાટ થવો; ન ચાલે ચૂપ બેસી રહેવું; મનમાં ચિંતતા રહેવું.:–દાન દેવાશે નહિ પણ હાકેમ લુંટી લેશે તો ચુમાઇને રહેશો. શાંઈને રહેવું; મનમારીને શાંત રહેવું; ચણચણતે મને ચૂપ રહેવું. (૨) ચુંબન કરાવવું; બીજાથી ચુંબન થવું.

**ચુમી**, સ્ત્રી૦ બચી; ચુંબન; બોકી. ક્રિ૦ પ્ર૦ ચુમી લેવી=ચુંબન કરવું. વાત્સલ્યથી બચ્ચાને બોકી દેવી તે.

**ચુમ્બોતેર**, જુ૦ ચુંવોતેર.

**ચુરાડો**, પું૦ ચીરો; ફાટ; તરડ. (૨) ચીરો; ચીરેચીરા થઇ જવું તે. (૩) ભુકો; ભંગાર.

**ચુરી**, સ્ત્રી૦ ઝીણી ઝીણી કાતળીઓ; ભુકી; ચુરો.:–સોપારીની ચુરી.

**ચુરેચુરા**, અ૦ ચુરો થઇ ગયો હોય તેમ. કકડેકકડા, ભાંગીને ભુકો થયેલો હોય તેમ.

**ચુરો**, પું૦ [સં. चूर्ण] ભાંગી, ખંડાઇ કે કચરાઇને થયેલો બરડ ચીજનો ભુકો· ભુદો; ચીરીઓ–લાંબી પાતળી કકડીઓ તે; કચરો; ભેર; ભંગાર. ક્રિ૦ પ્ર૦ ચુરો કરવો=ટુકડા કકડા કરવા. (૨) પાયમાલ કરવું; નિઃશેષ કચરી નાંખવું.

**ચુલડી**, સ્ત્રી૦ છોકરીઓને રમવા માટે બનાવેલો નાનો ધાતુ કે માટીનો ચુલો; ચુલી.

**ચુલાશગડી**, સ્ત્રી૦ ચુલા તરીકે વપરાય એવી શગડી, ફરતો ચુલો; ચુલા તરીકે અને શગડી તરીકે બેઉ રીતે વપરાય એવો ધાતુ અથવા માટીનો ઘાટ. (૨) મનસ્તાપ; હમેશ જેને લીધે સંતાપ થાય તે.

**ચુલિયું**, ન૦ લાકડામાં જડેલું શાક વગેરે સમારવાનું ચાકુ; નાનો સુડો.

**ચુલી**, સ્ત્રી૦ નાનો એકવડો ચુલો તે; માટીનો નાનો ફરતો ચુલો.

**ચુલેતરું**, ન૦ એક જાતનું પંખી.

**ચુલેતરો**, પું૦ કાચી કેરીઓ અથવા કઠણ બીજવાળાં ફળ કાપવાનું ઓજાર; સુડો.

**ચુલો**, [સં. चुल्ली] નીચે અગ્નિ ને ઉપર પાત્ર રહે એવો ખાડો અથવા ધાતુ કે માટીનો ઘાટ; ત્રણ બાજુ દિવાલ અને એક બાજુ, લાકડાં રહે એમ ખુલ્લી રાખેલી હોય તેવો ઘાટ; ચુલી; જેમાં અગ્નિ સળગાવી ઉપર રાંધવાનું પાત્ર મુકાય છે તે. ક્રિ૦ પ્ર૦ ચુલો ફુંકવો=રાંધવું..–રોજ ઉઠીને ચુલો ફુંકવો પુરૂષને કેમ ગમે ? ચુલો પાડી નાંખવો=રાંધવાનું બંધ કરવું; પારકે ઘેર જમવાનું રાખવું. ચુલે ચઢી બેસવું=મુકરર વખત લાગેજ એમ ચુલામાં નાંખવું=બનાદર બતાવવાને માટે વપરાય છે દૂર કરવું: ગમે તેમ થવા દેવું, પોતે મનથી ઉતારી નાંખવું, તરછોડવું=કંઇ લાગણી નહિ રાખવી. પોતાની ઉતાવળથી કામ નહિ થવું, અર્થાત્ દોડી જવું હોય તો ઘોડે ચઢી બેસાય પણ રાંધવા મૂક્યું હોય તે કંઇ જલદી થાય, એવા અર્થમાં વપરાય છે. ચુલો સળગાવવો=રાંધવાની તૈયારી કરવી. ચુલામાં પડવું=બળી મરવું. ૨ ગમે તેમ થવું. ચુલામાં પેમવું=રાંધવાનું કામ કરવું: રસોઈ કરવી :–હવે ચુલામાં પેમ=રાંધવા માંડ. ચુલા અભોટ કરવાં=જમ્યા પછી

ચુલો વગેરે સાફસુફ કરવું. કહે૦ ચુલાનું લાકડું ચુલામાં બાળવું=જ્યાંનું ત્યાં પતવવું. ચુલામાંથી નીકળી હોલામાં પડવું=એકથી બીજી વધુ મુસ્કેલીમાં પડવું.

**ચુવા**, પું૦ ચુઆ; **ચોઆ**; એક પ્રકારનું સુગંધિત દ્રવ્ય કે જે જુદી જુદી જાતનાં ગંધ દ્રવ્યોને એકઠાં કરી ગરમી આપી ટપકાવીને કાઢવામાં આવે છે. આનો ચંદન સાથે ને લેપમાં તેમજ મર્દનમાં ઉપયોગ થાય છે. ચુવાચંદન.

**ચુવાચંદન**, ન૦ સુખડને પાણીમાં ઘસીને બનાવેલો ઘાસ; ઢીલું ચંદન; ચોપડાય કે શરીરે લગાડાય એવો સુખડનો રગડો.

**ચુવો**, પું૦ [સં. च्यु] છાપરામાંથી પાણીનું ગળવું તે; છાપરામાંથી પાણી ગળે એવું બાકોરૂં; નળિયામાંનું કાણું તે. (૨) નાળિયેરની-કાચલીના ધુવાનો ઓગાળ; લાકડું બળતાં તેમાંથી નીકળતી રસી. (૩) ચીકણા તૈલી પ્રવાહીની નીચે ઠરેલો કચરો; કુચો; રગડો; ડહોળો. (૪) ઉંદર. કહે૦ સો ચુવા મારી મીનીબાઇ પાટ બેઠાં=ઘણાં આડાં અવળાં અને પ્રપંચ કર્યાં પછી સાધુતા કે પવિત્રાઇ બતાવવી તે.

**ચુસાવું**, ક્રિ૦ અ૦ અંદરથી ખેંચીને લેવાવું: ખેંચાવું; તણાવું. (૨) ઘટવું; ઓછું થવું. (૩) નિ:સત્ત્વ થઇ જવું; લોહી ઉડી જવું; શોષાવું.

**ચુસ્ત**, વિ૦ [फा.] એકજ મત અથવા તો વિચારને શ્રદ્ધાથી વળગી રહેલું; નડગમગે એવું; એકનિષ્ઠ; દ્રઢ; આગ્રહી; હડહડતું; તત્પર. ચુસ્તી, ના૦ દ્રઢતા.

**ચુંક**, સ્ત્રી૦ પેટમાં જે પીડા થાય છે તે; પેટનો દુખારો; પેટનું શળ; આંકડી. ક્રિ૦ પ્ર૦ ચુંક આવવી=પેટમાં દુખવું; પેટમાં ખુંચવું. કોઈ લાભના કારણ સર અમુક કામ કરવામાં આનાકાની કર્યાં કરવી; અરુચિ બતાવવી. વાંકું પડવું; નહિ ગમવું. ચુંક મટાડવી=જે માણસ અમુક કામ કરવાની જે કારણને લીધે આનાકાની કરતો હોય તે કારણ દૂર કરવું; મન મનાવવું; ખુશી કરવું. [૨] નાનો તીણો માથ વાળો ખીલો ખુંટો. ક્રિ૦ પ્ર૦ ચુંક મારવી=ફરીને ન બને ન ઉઘડે એમ સજ્જડ કરવું, હમેશ માટે દેઇ દેવું. ફાંસ મારવી; વિઘ્ન નાંખવું. [૩] સ્ત્રીઓને નાકે પહેરવાનું એક નાજુક જડિત્ર ઘરેણું; જડ; ચુની; નાનો કાંટો.

**ચુંખળું**, વિ૦ ઝીણી અસ્વચ્છ આંખવાળું; જેની આંખો ઝીણી તેજથી અંજાઇ જતી અને રોગી હોય એવું; આંધાગીચુ; ચુંચળું.

**ચુંગલ**, સ્ત્રી૦ પંખીઓના પગનાં લાંબાં આંગળાં તે; એ આંગળાંની જે મજબુત-સજ્જડ પકડ તે; વજ્રમુષ્ટી; આંગળાંમાં જબ્બર સીકડી દેવું તે; સખત પકડ. ચકચો; સાંણસો; ભીડો; પેચ. [૨] સંકડામણ; કમજો.:—આજ ઘણે દહાડે એ તમારી ચુંગલમાં આવ્યો છે. (૩) છટકું ક્રિ૦ પ્ર૦ ચુંગલમાં આવવું; સપડાવું; ભીડા-કે બંધમાં આવવું.

**ચુંગા**, (ચુંગલ ઉપરથી) પેચ. [૨] સંકડામણ; કમજો.

**ચુંગી**, સ્ત્રી૦ ચલમ; લુખિયું. ચુસીને પીવી પડે એવી નાની ચલમ.

**ચુંચળું**, વિ૦ નાની રોગી ને તેજથી મિચાઇ જતી હોય એવી આંખનું; ચુંખળું; આંધામીચુ.

**ચુંચાં**, અ૦ ચું કે ચાં એવો કંઇ પણ અવાજ-જવાબ ન દે કિંવા આનાકાની ન કરે તેમ. ક્રિ૦ પ્ર૦ ચુંચાં કરવું=સામું થવું; વિરૂદ્ધમાં બોલવું; જવાબ દેવો; આનાકાની કરવી; ના મરજી દેખાડવી.:-તું તારે ચુંચાં કરીશજ મા.

**ચુંચિયાં**, જુ૦ ચુંચી.

**ચુંચી**, સ્ત્રી૦ [ स. चूचुक ] સ્તનની ડિંટડી: સ્તનનું ટેરવું. (૨) સ્તન.

**ચુંચું** અ૦ એવો અવાજ; ઉંદરનો અવાજ. પંખીનાં બચ્ચાનો અવાજ. હાલના-ચૂલના કે ખેંચવાથી થતો એવો અવાજ.

**ચુંટ**, સ્ત્રી૦ ચુંટવાની ઇચ્છા થાય એવું જે તે

ખણુજ; વલુર; ચેળ. ચુંટી ખણાતી હોય અથવા કંઇ ભોકાતુ હોય એવી ચામડી ઉપર જે અસર થાય છે તે; ચામડીનું તડતડવું તે.:—નવા પાણીએ નહાવાથી શરીરે ચુંટ થાય છે. (ચુંટચ) ખજુળીની ચુંટ.

ચુંટણી, સ્ત્રી૦ ચુંટવાની જે ક્રિયા તે; ઘણાઓમાંથી એક અથવા થોડાકને પસંદ કરવાની રીત તે; વીણી કાઢવું તે; પસંદગી; ચુંટવાનું કામ; વરણી ચુંટી કાઢવાનું જે કામ તે.

ચુંટલી, સ્ત્રી૦ બે આંગળી વચ્ચે ચામડી પકડીને જોરથી આમળવી તે; ચુંટી.

ચુંટલો, પું૦ મોટી ચુંટી.

ચુંટવું. ક્રિ૦ સ૦ બે આંગળીનાં ટેરવાંથી પકડીને કોઇ ચીજને તેના જોડાણ અથવા સાંધામાંથી જુદી પાડવી તે; તોડવું. પકડી ખેંચીને જુદું પાડવું; ટુંપવું. (વાળ ચુંટવા—ટુંપવા ) ખેંચીને ઉખાડી નાંખવું; વીણવું. (૨) પસંદ કરવું; વરણ કરવું. (૩) સમારવું; સુધારવું.:—સુવારફળી ચુંટી નાખો. ક્રિ૦ પ્ર૦ ચુંટીખાવું=કરડવું; ડંખવું:—વાડીમાં તો મચ્છર ચુંટી ખાય છે. ઘણા જણે સાથે કે વારંવાર જ્યાં ને ત્યાં ડપકો દેવો; ટુંપીનાંખવું.

ચુંટી, સ્ત્રી૦ બે આંગળીનાં ટેરવાં અને નખથી ચામડીને પકડી જોરથી આમળવી તે; ચીમટી; ચુંટલી. ક્રિ૦ પ્ર૦ કૂખમાં ચુંટી દેવી—ખણવી=ઘરમેળે, ખાનગીમાં શિક્ષા કરવી; અંતરની દાઝથી પોતાના માણસને (છોકરાને) નઠારૂં કામ કરવા માટે શિક્ષા કરવી; શિખામણ દેવી.

ચુંથ, સ્ત્રી૦ ચુથાતું હોય, પિખાતુ હોય એમ થવું તે; ચુથારો; ચોળ:—રાતે પગની પિંડીઓમાં ચુથ થાય છે.

ચુંથવું, ક્રિ૦ સ૦ ચુંથે ચુથા થઈ જાય એમ કરવું; હાથ ઘાલીને ડહોળી કે પિંદી નાંખવું; ચુંથાઇ જાય એમ કરવું; ચોળવું; વલોવવું; ઉથલપાથલ કરી નાંખવું. (૨) જુદું જુદું કરી નાંખવું; છણવું; ચર્ચવું:—એ વાતને હવે ચુંથશો નહિ.

ચુંથાચુંથ, સ્ત્રી૦ ચુંથચુંથ કરવું તે; આમ તેમ ફિંદાફિંદ; ડહોળાડહોળ; પંજેળો. (૨) ચર્ચા; વગોણું.

ચુંથારો, જુઓ ચુંથારો.

ચુંથાણ, ન૦ ચુંથવું તે; ચુંથારો.

ચુંથારો, પું૦ ચુંથવું તે; ચુંથાચુંથ; ચુંથાણ; ડહોળાડહોળ. (૨) હાથ પગના માંસના લોચાઓમાં ચુંથાવા જેવી પીડા થવી તે; ચુંથ; ગોટલા ચઢવા ને ઉતરી જવા તે (૩) ખીચડો; ગોટાળો. (૪) ટીકટીક; પચાતી; વલોપાત; ગભરાટ.

ચુંથાવું, ક્રિ૦ અ૦ છિન્નભિન્ન થઇ જવું; ચુંથા થઇ જવા; ફિંદાવું· કકડે કકડા અથવા ગાભે ગાભા નીકળી જવા; બગડવું. (૨) ચોળાવું; સફાઇનો ભંગ થવો; વેરણછેરણ થઈજવું. (૩) પેટમાં દુખવું; ગભરાવું; અટળાવું; ઉછાળા આવવા. (૪) માંસની પિંડીઓમાં કળતર થવું; ગોટલા ચઢવા.:—પગ ચુંથાય છે. (૫) ચર્ચાવું; ઉલટસુલટ આમતેમ બોલાવું.

ચુંથીનાંખવું, ક્રિ૦ સ૦ ચુંથાય એમ કરવું; બગાડી નાંખવું. (૨) કસણવું; વલોવી નાંખવું.

ચુંથો, પું૦ આમતેમથી ફાટેલો અને કશા ખપમાં નહિ રહેલો હોય એવો નિરુપયોગી લુગડાનો કકડો; જેની બાજુઓ સરખી નહોય અને જેનું વણતર—જમાવટ પણ ઢીલી થઇ ફાટી ગયેલી હોય એવું ટુંકુંટચ લુગડું; ગાભો; ચિંથરું. (ચુંથો ચિંથરું ખરો પણ તેનાથી વધારે સેલો ને ચુંથાયેલો હોય) સેથો; ધાગો.

ચુંદડી, સ્ત્રી૦ સ્ત્રીઓને પહેરવાનું અંદર પીળાં ટપકાં ને લાડવા પાડેલું રેશમ કે સુતરનું લાલ કપડું; બાંધણીની ભાતનો સુંદર ઝીણો ગાલ્લો; ઘાટડી; કસગર; ઘરચોળું; પટોળું. ઉ૦ તમે ઓઢો સાહેબજાદી ચુંદડી. ટપકાં ટપકાંવાળી જે ભાત તે; ચુનચુન અથવા છુનછુન એટલે કે ચાંચ મારી મારીને

ટપકાં કર્યાં ન હોય અથવા છુંદણાં છુંદ્યાં નહોય એવી ભાત તે; ટીપકીવાળી તરેહ:—મચ્છર તો એટલા કરડે છે કે સવારમાં શરીર ઉપર નરી ચુંદડી પડી રહે છે. જાપાની ચુંદડી=જાપાની ઝીણા .પોતની રેશમી મજલીન તે. (૩) રૂમાલ અથવા દુવાલ જેવડો ચુંદડીની ભાતનો રેશમનો કકડો તે; નાની ઘાટડી:—માતાની ચુંદડી ક્રિ૦ પ્ર૦ ચુદડી પાડવી=ઝીણા ઝીણાં કાણાં કે ટપકા પડે એમ કરવું; ટોચવું; છુદવું. (વહુવારૂને પહેરવાનુ છુંદડાંની ભાતનુ રેશમી કે સુતરેલ કસુંબી વસ્ત્ર.) ચુંદડીગરા=બાંધણી બાધવાનો ધંધો કરનારી મુસલમાનોની એક જાત.

**ચુંધળું**, વિ૦ રોગથી પચપચી ઝીણી કીડ ખાઈ આંખવાળું; ચુંખળું.

**ચુંધી**, સ્રી૦ ખણખોદ; આપચીપ.

**ચુંબક**, વિ૦ [સં] ચુબન કરનાર. (૨) સ્નેહથી જેમ ચુંબન ત્વચાને ખેંચે છે તેમ પોતાની તરફ ખેંચનાર, તાણીલેનાર તે. લોહચુંબક=લોઢાને ખેંચનાર. (૩) પું૦ ચકમક; અયસ્કાંત, ચકમકનો પત્થર. (૪) કંજુસ, બખીલ; કૃપણ. એક પ્રકારનો પત્થર કે ધાતુ જેમાં લોઢાને પોતાની તરફ ખેંચવાની શક્તિ હોય છે. ચુબક બે જાતનું છે. એક પ્રાકૃતિક-અસલ અને બીજું કૃત્રિમ. અસલ ચુંબક લોહની ભેળવાળો એક જાતનો પત્થર હોય છે. આ અસલ ચુબક પદ્દાણુ બહુ ઓછા મળે છે માટે બનાવટી ચુંબક કરવામાં આવે છે. તીખા લોઢાને વધારે સખત બનાવવાથી તેના છેડાઓમાં ચુંબક ગુણ આવે છે. ચુંબક ગુણવાળા લોઢાના કકડાને વચમાં કાણું પાડી ફરે એવો કર્યો હોય તો તે છેડા ઉત્તર દક્ષિણ રહે છે.

**ચુંબન**, ન૦ (સં.) સ્નેહના ઉમળકાથી બે ઓઠવતે ચૂસવું તે; ચુમી; બોકી; બચી. (પ્રેમના આવેશથી સામાને ઓઠ અડકાડવા તે) ક્રિ૦ પ્ર૦ ચુંબનકરવું=સ્નેહથી ધીરેથી વહાલ ભર્યો સ્પર્શ કરવો; અડવું. દેવમંદિરોના કળશ ગગનને ચુંબન કરતા હતા.

**ચુંબિત**, વિ૦ [સં.] ચુમેલું;સ્પર્શ કરતું; અડકેલું હોય એવું; અડકેલું.

**ચુંવાળ**, પુ૦ અમદાવાદ પાટણ અને કડી વચ્ચેનાં ભિલ્લલોકથી વસેલાં ચુંવાળીસ ગામનો જથો તે. બહુચરાજી ચુંવાળમાં આવેલાં છે.:—ચુંવાળના ચોકવાળો એમ તેને માટે કહેવાય છે. ભિલ્લ અને ચોરોનો દેશ-પ્રાંત તે ચુંવાળ.

**ચુંવાળાં**, ન૦ બહેતાળાં, સુરત તરફ ચુવાળાં કહેવાય છે. આધેડ ઉમ્મર થતાં નજલાની અસરથી ચાર વર્ષ માટે આંખે જે ઝાંખ આવે છે તે. બહેતાળાં અથવા ચુંવાળાં પાછાં ઉતરી જાય છે.

**ચુંવાળી**, વિ૦ ચાળીસ ને ચાર; ૪૪.

**ચુવાળીસ**, વિ૦ ચાળીસ ને ચાર; ચુમ્માળી; ૪૪.

**ચુંવાળું**, વિ૦ જેમાં ચુંવાળી શેર હોય એવું (તોલ):—ચુવાળો, અડતાળો તોલ.

**ચુંવાળો**, પું૦ મોટા અને જાડો કામળો; ધાબળો. (૨) વિ૦ ચુંવાળીસ શેરનો.

**ચુવોતેર**, વિ૦ સિત્તેર ને ચાર; ૭૪.

**ચૂઇ**, સ્રી૦ માછલાની શ્વાસ લેવાની ઈંદ્રિય; કલ્લા; કુકડો. (૨) કેટલાંક પંખીની ચાંચ નીચે જે લાલ ચામડી લટકતી હોય છે તે.

**ચૂક**, સ્રી૦ ગણવામાં, વિચારમાં કે કામકાજમાં જે ખામી આવે કે ગફલત થાય તે; ભૂલ; ખોટ; દોષ. (૨) વાંક; ગુનો; અપરાધ. (૩) તફાવત; કસુર; અશુદ્ધિ; ગફલત; ગળતી; સ્ખલન. (૪) વિસ્મરણ; ભુલાઇ જવું તે.

**ચૂકણ**. પું૦ દરજી; સઇ; મેરાઇ.

**ચૂકર**, પું૦ હલકામાં હલકો ચાકરનો પણ ચાકર તે. કહે૦ ચાકરનો ચૂકર અને તેને ઘેર પેજખાના.

**ચૂકવવું**, ક્રિ૦ સ૦ ચુકાવવું; ભુલવવું. (૨) નાણાં અદા કરવાં; લેણુ દેણુ પતાવી દેવું.

(૩) ટાળવું; ચોરવવું; ઉડાડવું. (૪) ફેંસલો કરવો; તોડ કાઢવો; નિકાલ આણવો;—કજિયો ચુકવવો; નજર ચુકવવી.

**ૂકવું**, ક્રિ૦ અ૦ [ स. च्यु. दे. चुक्कई ] ગણતરી, વિચાર કે કામકાજમાં ગફલત થવી; ભૂલવું; વિસરવું; રહીજવું; પડવું. (૨) તોડઆવવો; નિકાલ થવો.:—સમાપ્ત થવું. કજિયો ચૂકયો. (૩) ધારેલા નિશાનથી આઘુંપાછું થવું; ધારેલે ઠેકાણે નહિ વાગવું. (૪) ધંધામાં કસૂર કરવી. (૫) તકખોવી. (૭) આડુંઅવળું ખસીજવું. કહે૦ અણી ચૂક્યો સો વરસ જીવે=વખત જતો રહ્યો તે જતો જ રહ્યો પછી ભય ન આવે.

**ગડો**, પું૦ ઝવેરીની મોતીની પોટલી.

**ગઠી**, સ્ત્રી૦ ચપટી. (૨) પગનું ફૂલ; છવિંટિયાં; જોડવાં.

**ગણી**, સ્ત્રી૦ પંખીને ખાવાનો દાણો; ચણ, ઉ૦ ચૂગણી રૈંચ્યાં પછી ચંચુ રચી, જડ, જીવ નથી વિશ્વાસ.-દયારામ

**ગલ**, સ્ત્રી૦ ચાડી; નિંદા.:—લોભી ચૂગલ શિયાળને.:—ચૂગલખોર=પુંઠ પાછળ નિંદા કરનાર.

**ગવું**, ક્રિ૦ સ૦ ચાંચ મારીને ખાવું: ચણવું.

**ટકી**, સ્ત્રી૦ અંગુઠો ને પહેલી આંગળી એકએક પર મૂકતાં થતી જે પકડ તે; ચપટી; ટીચકારી. ઉ૦ તાલ બજાવત ચૂટકી. મીરાં. (૨) ચપટીમાં રહે એટલું તે; ચપટી:—ચૂટકી લોટ. ચુંટકી વગાડવી=વચલી આંગળી ઉપર અંગુઠો દાબી તેને જોરથી છટકાવી અવાજ કરવો તે. ચપટી વગાડવી.

**ટકો**, પું૦ [हिं] થોડામાં ઘણો મર્મ હોય એવું વચન; ચાબખો. (૨) છાંટો; લવ.:- રસ રસના ચૂટકા. (૩) લહેજો; થોડા વખત.

**ડ**, સ્ત્રી૦ સોના રૂપાનો જે ચુડો વિધવાઓ પહેરે છે તે. (૨) દર્શનિયું; છોકરીને હાથે પહેરવાનું મોતીનું આમળિયું. (૩) આંટી મારીને વળગી રહેવું તે.:—સાપે ચૂડ ભરવી.

**ચૂડગર**, જુઓ ચુડગર.

**ચૂડલો**, જુ૦ ચુડો.

**ચૂડા**, સ્ત્રી૦ [सं.]શિખા; ચોટલી. (૨) શિરોભાગ; શિખર; ટોચ; મસ્તક. ઉ૦ ચૂડાને શર પુંખ રહે અડકતાં.

**ચૂડાકર્મ**, ન૦ [सं.] સોળ સંસ્કારમાંનો મુંડનનો એક સંસ્કાર તે. નાના બાળકના વાળ લેવરાવવાની જે ક્રિયા તે.

**ચૂડાકરણ**, ન૦ [सं] સોળ સંસ્કારોમાંનો બાળકના વાળ લેવરાવવાનો એક સંસ્કાર; મુંડન.

**ચૂડામણિ**, પું૦ [सं] મુગટનો મણિ તે. (૨) બહુજ માનિતું, વહાલું ને વળી ઉત્તમ મોઘું તે. સર્વોત્તમ વ્યક્તિ. (૩) સ્ત્રીઓની વેણીનું એક ઘરેણું; ચાક.

**ચૂણવું**, ક્રિ૦ સ૦ કરચલી કરવી; કરચલી પાડવી. (૨) ચુંટાવું; વીણવું.

**ચૂત** પુ૦ [सं] આંબો. (૨) ગુહ્યેન્દ્રિય; યોનિ.

**ચૂતિયું**, વિ૦ હલકું; ચાહિયું; માલ વગરનું. (૨) મૂર્ખ; બેવકૂફ.

**ચૂનચુની** જુ૦ ચુનચુની.

**ચૂનવું**, જુ૦ ચૂણવું. [सं] ચુંટવું. ઉ૦ કહત કબીરા સુનભાઇ સાધુ, ચેતન ચૂનવા વાલા.

**ચૂપ**, વિ૦ [ फा. चस्पीदन ] અવાજ ન સાંભળાતો હોય એવું; કોઇ કંઇ ન બોલતું હોય એવું; શાંત. (૨) અ૦ બોલ નહિ; છાનું રહે; અવાક; મૌન; ખામોશ પકડ એમ. ક્રિ. પ્ર૦ ચૂપ કરી દેવું; બંધ પાડવું; અવાજ ન કરે-ફૂટે નહિ એમ કરવું.:— એક ઘડીમાં અમે શત્રુની તોપોને ચૂપ કરી દીધી.

**ચૂપકી**, સ્ત્રી૦ કંઇજ અવાજ કાઢવો નહિ એવી જે હાલત તે; ચુપચાપપણું.

**ચૂપકીદી**, સ્ત્રી૦ ચૂપકી.

**ચૂપચાપ**, અ૦ છાનામાના; કંઇજ અવાજ ન કાઢતાં.

**ચૂપવું**. ક્રિ૦ અ૦ ખોસવું; ઘાલવું. (રોપવું.)

**ચૂમવું**, ક્રિ૦ સ૦ બોકીલેવી; ચુંબન કરવું; બચી કરવી. (૨) ચુમાઇને રહેવું; વગર બોલે સહી રહેવું.

**ચૂરમું**, ન૦ ભાખરા મુંઠિયાં કે પૂરી મસળી

–ખાંડીને બનાવેલો ખાંડ લઇને ખાવાનો પદાર્થ, ભુકો લાડુ;

**ચૂરણ**, ન૦ [સ. ચૂર્ણ] કોઈ પણ ચીજનો ભુકો લોટ; આટો.

**ચૂરવું**, ક્રિ૦ સ૦ ભચરડી નાંખવું; ભુકો કરવો.

**ચૂર્ણ**, ન૦ [સં] સુકી વાટી કે દળીને ખૂબ બારીક બનાવેલી વસ્તુ; રેતી કે ધૂળ જેવી ઝીણી બનાવેલી વસ્તુ; ભુકો, લોટ; આટો. ક્રિ૦ પ્ર૦ ચૂર્ણ કરવું=કચરી–ભાગી તોડીને નષ્ટ કરવું. (૨) કળી ચુનો.

**ચૂર્ણિકા**, સ્ત્રી૦ [સં] કવિતાનો અર્થ ગદ્યમાં બતાવ્યો હોય તે; સંક્ષેપ; સાર; મતલબ ટુંકીટીકા; સહેલી ભાષામાં ટીકા અથવા સમજુતી રૂપે લખાયેલું ગદ્ય; નાનું ભાષ્ય. (૨) રજ; ભુકો.

**ચૂલ**, સ્ત્રી૦ નાનો ચુલો; તમાણું; ક્યારી; અગ્નિ સળગાવવાને ખોદેલો ખાડો.

**ચૂલડી**, સ્ત્રી૦ નાનો ચુલો.

**ચૂલિકા**. સ્ત્રી૦ [સં] યુદ્ધ ને મૃત્યુ વગેરે બનાવો રંગભૂમિ ઉપર નહિ દેખાડતાં નેપથ્યમાંથી તેનું સૂચન કરવું તે; નાટય પ્રકાર ભેદ.

**ચૂલિયું**, ન૦ કાણુ શાક સમારવાનો સુડો, (૨) વિ૦ ચુના જેવું.

**ચૂવું**, ક્રિ૦ અ૦ છાપરામાંથી પાણી ટપકવું; ગળવું; ગરવું; નળિયાંમાંથી પાણી પડવું. (૨) ઝરપવું; સવવું; નીતરવું:—હમણાં શું ચૂઇ જાય છે? જતું રહે છે.

**ચૂસણિયું**, ન૦ ચૂસવાનું જે સાધન તે; બાળકને ચૂસવા આપવાનું રમકડું, ધાવણી.

**ચૂસવું**, ક્રિ૦ સ૦ [સં. ચૂષણ] કોઈપણ વસ્તુને દાંત તળે કચરીને તેનો રસ એંચી લેવો તે; ખેંચવું; તાણવું; ચગળવું; હોઠથી રસને તાણી લેવો. :–કેરી ચૂસવી. (૨) ધાવવું; (૩) સાર સત્ત્વ એંચી લેવું; તાણી નાંખવું. ક્રિ૦ પ્ર૦ ચૂસીને ખોખું કરવું= નિઃસત્ત્વ બનાવવું. લોહી ચૂસવું=વારંવાર ઉતાપો કરાવવો; પજવવું; વિતાડવું; માગણીથી હેરાન કરવું.

**ચેક**, પું૦ [અં.] નાણાં અપાવવાની ચીઠી; રૂકકો; હુંડી. તે રૂકકો અથવા આજ્ઞાપત્ર કે જે બેંક અથવા પેઢી ઉપર લખાય અને તેમાં લખેલી રકમ તે દેખાડનારને મળે.

**ચેટક**, પું૦ [સં.] દાસ; સેવક.

**ચેટક**, ન૦ ભૂત; વળગણું. (૨) મંત્રાદિક ઉપરની અતિશ્રદ્ધા તે; તાન; રસચસક મોહમાયા; ઘેલું:–એને આ શું ચેટક લાગ્યું છે. (૩) કાળજી; ધ્યાન; ચાનક અરે. ક્રિ૦ પ્ર૦ ચેટક લાગવું= મોહ ચઢવો; તાન લાગવું; ઘેલું લાગવું.

**ચેકિતાન**, પું૦ [સં] કેકય દેશના રાજા ધૃષ્ટકેતુનો પુત્ર કે જેણે મહાભારતના યુદ્ધમાં પાંડવો તરફથી ભાગ લીધો હતો.

**ચેટડી**, પું૦ જાદુગર; વાદી; તાંત્રિક.

**ચેટી**, સ્ત્રી૦ [સં]; ચાકરડી; લોંડી; દાસી; ચેટિકા; અંતઃપુરની ચાકરડી.

**ચેડવવું**, ક્રિ૦ સ૦ ચઢવવું; બાફવું; પકવવું.

**ચેડા**, જુઓ૦ ચેતા.

**ચેડાં**, ન૦ ગાંડાં; કાલાં; ઘેલાંઇ. (૨) અડપલાં ચાંદવાં. (૩) છિદ્ર; દોષ. ક્રિ૦ પ્ર૦ ચેડાં કાઢવાં=કાલાં કાઢવાં. છિદ્ર કાઢવાં. પારસીઓમાં વપરાય છે.

**ચેણ**, સ્ત્રી૦ છછુંદરી.

**ચેત**, સ્ત્રી૦ (સં. ચેતસ્) ચેતના; સંજ્ઞા; જ્ઞાન. (૨) હોશ. (૩) સુધ; સ્મરણ.

**ચેતન**, ન૦ (સં.) જીવન શક્તિ; સજીવપણું, હયાતી; પ્રાણ; જીવ; સમજશક્તિ; જેમાં જ્ઞાન અસ્તિત્વ વગેરે હોય તે. (૨) તેજ હોશિયારી; વીર્ય. (૩) સમજ; ખાતમી. ક્રિ૦ પ્ર૦ ચેતન આવવું=સમજ આવવી; જીવ આવવો; જડતા અને બેભાનપણું જતું રહેવું, ચૈતન્ય; ઓજ, (૪) વિ૦ ચેતનાવાળું; જીવતું. આત્મા; જીવ; મનુષ્ય પ્રાણી.

**ચેતનતા**, સ્ત્રી० (स) સજ્ઞાનતા; ચૈતન્ય; ચેતનત્વ.

**ચેતના**, સ્ત્રી० ચેતનપણું; પ્રાણ; જીવ. (૨) સમજણ; બુદ્ધિ સ્મૃતિ; (૩) અક્કલ.

**ચેતરડ**, વિ० દાધારંગું; છરાયેલું ઢંગરહિત; ઘેલું.

**ચેતવણી**, સ્ત્રી० જાણવા સમજવાને માટે જે કંઈ જણાવવું તે; ઇશારો; ખબર. (૨) ઉશ્કેરણી; (૩) તાકીદ. ક્રિ० પ્ર० ચેતવણી આપવી=આગળથી ખબર કરવી. ફરીને કરશો તો આમ આમ થશે, એવી ખબર પહોંચાડવી; ધમકી આપવી; ખબર કરવી; આગળથી કહેવું.

**ચેતવવું**, ક્રિ० સ० ચેતે તેમ કરવું; સળગાવવું; પેટવવું. (૨) આગળથી ખબર આપવી; જણાવવું, ઈશારો કરવો; સૂચવવું. (૩) ઉશ્કેરવું; તેજ કરવું.

**ચેતવું**, ક્રિ० અ० [ सं चित ] જાણી જવું; સમજી જવું; પામી જવું; ઇશારાથી સમજવું. ( ૨ ) હોશિયારીમાં રહેવું; જાગ્રત રહેવું; સભય રહેવું; સજ્ઞાન રહેવું.:–એનાથી ચેતજો. સાવધાન રહેવું. ( ૩ ) સળગવું; પેટવું; લાગવું:–સ્મશાનના અગ્નિને ચેતતાં કેટલીવાર ?

**ચેતો**, પું० ચેતીજવું તે; ચિત્તને ખાતરી થઇ જવી તે; પુરેપુરું સમજાઈ જવું તે; ચેતવણી; સૂચના; ખબર. ( ચેડા. ) ક્રિ० પ્ર० ચેતો પહોંચવા=ખાતરી થવી. મનમાનવું. :–મારા ચેતા પહોંચતા નથી. 'આમ થશે' એવી મનમાં ખાતરી થઇ જવી.

**ચેતાવવું**, ( ચેતવવું ) ક્રિ० સ० ચેતે એમ કરવું; ખબર કરવી; સૂચના આપવી; આગળથી સાવધાન રહેવાનું જણાવવું. ( ૨ ) તાકીદ આપવી; ધમકી દેવી. (૩) સળગાવવું; પ્રકટાવવું.

**ચેતીજવું**, જાણીજવું;સમજી જવું. બળીજવું.

**ચેદિ**, પું० [ सं ] હિંદુસ્તાનમાંના એક પ્રાચીન મુલકનું નામ; બુંદેલખંડ ને ચંદેરી આગળનો દેશ. શિશપાળ મહાભારતના કાળમાં ત્યાંનો રાજા હતો.

**ચેન**, ન० શારીરિક કે માનસિક ઉપાધિ ન હોય એવી જે મનની હાલત તે; આરામ; કરાર; આસાએશ; કળ. ( ૨ ) સુખ; આનંદ; ગમ્મત; ખુશાલી. (૩) સહેલ; મોજ. (૪) લક્ષણ; ચિહ્ન. ક્રિ० પ્ર० ચેન પડવું=આરામ મળવો; ગમ્મત મળવી; આસાએશ, ખુશાલીમાં રહેવું ગમવું; નિરાંત; વળવી; શાંતિ મળવી; મનસ્થિર–સ્વસ્થ થવું; ગોઠવું; મનને ફાવવું. સુખ આરોગ્ય, આનંદ વગેરે.

**ચેનકાં**, ન० ચાળા; બહાનાં. (૨) ચિહ્ન.

**ચેનબાજી**, સ્ત્રી० આરોગ્ય, સુખ અને આનંદમાં ગમ્મત કરતા રહેવું તે; મોજમઝા; રંગરાગ; લહેર; આનંદ ને ગમ્મતે ગમ્મત હોવી, તે; સંપૂર્ણ સુખસ્થિતિ તે.

**ચેનલ**, સ્ત્રી० [ अं ] દરિયાનો સાંકડો ફાંટો; ખાડી.:–ઇંગ્લિશ ચેનલ.

**ચેનો**, પું० અભિલાષ; લાલસા; સ્પૃહા.

**ચેપ**, પું० પ્રાણીઓના શરીરમાંથી તે વનસ્પતિ–ફળ વગેરેમાંથી નીકળતો રસ; પાણી વગેરે તે. ( ૨ ) સંગદોષ; સ્પર્શની અસર; સોબતનું વળગણ. (૩) પીડા; હરકત, અડચણ. (૪) ખરાબ છંદ; માઠી અસર તે. ક્રિ० પ્ર० ચેપ લાગવો=સંગદોષ આવવો. સોબતની અસર થવી.:–હજી એને સુધારાનો ચેપ લાગ્યો નથી. ( ૨ ) રોગ ચઢવો=એની ખસનો બધાં છોકરાંને ચેપ લાગ્યો. ચેપ કાઢવો=હરકત દૂર કરવી; બલા ટાળવી. ચેપ લેવો=ધીળી–ગળિયા જેવા કેટલાક રોગની રસી બીજાને લગાડવાથી તેને તે રોગ થાય છે અને તે મટી ગયા પછી ફરીને થતો નથી માટે એક જણની રસી બીજાને અને બીજાની ત્રીજાને મૂકવાના કામમાં આવે છે તેથી સંપૂર્ણ ખીલેલા દરદની રસી નાચવા ચેપ લઇ ભુંગળીમાં બીજાને મૂકવા સારુ રાખવામાં આવે છે તે.

**ચેપવું**, ક્રિ० સ० દાબવું; ઘોચવું; ખોસવું; રોપવું

**ચેપી,** વિ૦ ચેપ લાગવાથી ચઢે એવું; સાંસર્ગી લાગે એવું:-ખસ ચેપી રોગ છે. (૨) ચીકણું; દોઢ ડહાપું; ચોંટે એવું. (૩) કંજુસ; કૃપણ.

**ચેપુ,** વિ૦ કંજુસ; કૃપણ.

**ચેર,** ન૦ લાકડાં. (૨) ( अं ) ખુરસી. ચેરમેન=સભાપતિ. મંડળનો અધિષ્ઠાતા; પ્રધાનપુરુષ.

**ચેરસુંથ,** જુ૦ ચહેરસુંથ.

**ચેરાગ,** સ્રી૦ ( फा ) બત્તી; દીવો, જ્યોત.

**ચેરીમેરી,** સ્રી૦ ખુશીથી કામ કર્યા બદલ કંઈક થોડું ઘણું આપવું તે; લાંચ; બક્ષીસ; રૂશવત.

**ચેરૂ,** સ્રી૦ ક્ષત્રિયોને મળતી હિંદમાંની એક પ્રજા. પાંચસેં છસેં વર્ષ પહેલાં આ જાતિના લોકનાં નાનાં નાનાં રાજ્ય હતાં. હાલ મિરજાપુર ને દક્ષ્ખણમાં થોડા લોક છે.

**ચેન્ટો,** પું૦ ઘસરકો; લીટો; છેકો.

**ચેલકી,** સ્રી૦ પહોંચેલી નાની છોકરી.(૨)દાસી.

**ચેલકો,** પું૦ નાનો છોકરો. (૨)દાસ; રાખનો છોકરો. ચેલો.

**ચેલિયું,** ન૦ તાજવાનું પલ્લું.

**ચેલી,** સ્રી૦ શિષ્યા; ઉપદેશ લેનારી; સાધુડી; સાર્ગિદ.

**ચેલો,** પું૦ ( સંન્યાસ દીક્ષા આપતાં ભગવાં વસ્ત્ર પહેરાવવામાં આવે છે, અર્થાત્ चेल વસ્ત્ર બદલાવેલો તે ) શિષ્ય; સાર્ગિદ; નિશાળિયો; વિદ્યાર્થી. ક્રિ૦ પ્ર૦ ચેલો મુંડવો =શિષ્ય કરવો; પોતાનો બનાવવો.

**ચેવલી,** વિ૦ સોપારી અને પાનની એક જાત, કોંકણમાં ચેવલી નામનું ગામ છે ત્યાંનું.

**ચેવવું,** ક્રિ૦ સ૦ ઉના બળ બળતા રૂએ શેકવું; ઉના ઉના મીણના ચપકા દેવા. (૨) ધીરે ધીરે સારૂ લાગે તેમ ચાંપવું, દબાવવું તે. (૩) સિંચવું; ભંભેરવું.

**ચેષ્ટક,** વિ૦ ( सं ) ચેષ્ટા કરનાર; મશ્કરો.

**ચેષ્ટા,** સ્રી૦ ( सं ) મનનો ભાવ કે અવસ્થા બતાવનારો શરીરનો કે વર્તનનો જે મરોડ કે મોડ તે; કોઇ ખીજવાય તેમ તેની વાણીથી કે ચાળાથી મજાક કરવી તે. ઠઠ્ઠા; મશ્કરી; મજાક (૨) બદબોધ; નિંદા. સતાવણી. (૩) હસવું; ઉપહાસ્ય. ક્રિ૦ પ્ર૦ ચેષ્ટા કરવી. ચાળો; મરોડ. વ્યાપાર.

**ચેષ્ટાખોર,** વિ૦ ચેષ્ટા કરનાર; મશ્કરો. ટોળી; મજાકી.

**ચેષ્ટાળી,** સ્રી. ઠેકડી; મજાક; મશ્કરી.

**ચેસ,** પું૦ [ अ ] ગોઠવેલાં છાપવાનાં બીબાંને સજડ રાખનારૂં લોઢાનું ચોકઠું. (૨) શેતરંજ.

**ચેહ,** સ્રી. ( स चिता ) બાળવાને મડું મૂકવા માટે ગોઠવેલાં લાકડાં છાણાં વગેરેનો ઢગલો તે; ચિતા. (૨) મડદું બળતું હોય તે આગ.:-સુખડની ચેહ ભડકીને બળી મૂઈ. (૩) ( फा. चाह ) ખાડો; ગર્ત.

**ચેળ,** સ્રી૦ ચામડીને ખંજવાળવાની જે લાગણી તે; ખંજવાળ; વલુર; ખણુજ. (૨) (૨) ઉત્કંઠા; હોંશ. (૩) નિરાંત-નહિ વળવી તે; અજંપો. ક્રિ૦ પ્ર૦ ચેળ આવવી=ખણવાની લાગણી થવી; ચામડી ઉપર અને મનમાં સળવળાટ થવો. ચેળ કાઢવી= ખૂબ ઘવડવું; વલુરવું; ઘસવું. (૨) દાઝ કાઢવી. ચેળ થવી=મનથવું, વલુરવું. (૨) ભાવ થઈ આવવો. ચેળ ભાગવી=લાગણી પુરી થાય ત્યાં લગી ખૂબ ઘસવું; મનતૃપ્ત કરવું; ધરાવું. (૨) દાઝ કાઢવી; વેરવાળવું. કંડુ.

**ચેં,** અ૦ ચકલી વગેરેનો અવાજ બતાવે છે. જુ૦ ચેંચેં.

**ચેંગટ,** વિ૦ ધીમું; ટાઢું; ઢીલું; મંદુ; સુસ્ત (૨) ચીકણું.

**ચેંચવો,** પું૦ ( स चंचु ) પખીની ચાંચ જેવી હાથાની બન્ને બાજુએ ઉપર નીચે અણીદાર ફળની ચાંચવાળી કોદાળી; ત્રિકમ. (૨) ચીપીયો.

**ચેંચિં,** સ્રી૦ ચેંચું કરવું તે; પતરાજ; સામી વિરુદ્ધતા; આનાકાની.

**ચેંચું,** અ૦ એવો અવાજ; સામું કે વિરુદ્ધ બોલવું તે.

**ચેંચેં**, ન૦ પંખીનાં બચ્ચાંનું બોલવું તે; લવારી; બકબક. (૨) પતરાજ. ઈ૦ પ્ર૦ ચેંચેંચેં=માંહોમાંહે, કર્ણોપકર્ણ.
**ચેંડુ**, પું૦ દડો. (૨) હાથીદાંતનો મંજો.
**ચેંણ**, સ્ત્રી૦ છછુંદર. (૨) ચણિયા કે અંગરખાની ઘેરની કરચલી. ઉ૦ સાલ્લો એનો સથરપથરને કાપડું કાળું મેશ; ચેંણુમાં જૂઓ પડી, જાણે ભાદરવાની ભેંશ.
**ચેંપ**, સ્ત્રી૦ એવો ધીમો-ચિં-ચે જેવો અવાજ અથવા હિલચાલ કે જે કોઇ મોટા માણસની સામે કોઈ પ્રકારનો વિરોધ કે પ્રતીકાર કરવાને માટે થાય-કરાય તે; ચેંચું; ચકારોચ્ચારણ; બકબક; ગણગણાટ; સામો સાદો ઉધામો-સહેજ હિલચાલ; બડફડાટ. (૨) જોર-શેખી બતાવવાનો ઉદ્યોગ; સામે થવાની વાણી કે કોઈ રૂપ હિલચાલ:—જો ચેંપે કરીશ તો મારી નાંખીશ.
**ચેડકો**, પું૦ ત્રાસ, દુઃખ અને કામની તીવ્ર લાગણી તે; ફિકર; કાળજી; ચાનક; ખંત. (૨) ચીરો; કકડો. (૩) ફાટ.
**ચૈડવો**, પું૦ માટીનો લોટો; ઉલેચણો; ચરડવો.
**ચૈતન્ય**, ન૦ [सं] જેવડે જ્ઞાન થાય છે અને કામ કરાય છે તે શક્તિ;-પ્રાણ; જીવ; ચેતનત્વ. (૨) જ્ઞાન. (૩) સર્વ પ્રાણનું મૂળ; બ્રહ્મ; અખંડ જ્યોતિરૂપ જે તે. ચૈતન્ય ઘન=અપૂર્વ શક્તિનો સમુદાય તે; બ્રહ્મ. (૪) શક્તિ; બળ; પ્રતાપ; વિક્રમ; હોશ.
**ચૈતર**, જુઓ ચૈત્ર.
**ચૈત્ર**, પું૦ [सं.] કાર્તિકી સાલનો પાંચમો ને શાલિવાહન સંવત્સરનો પહેલો મહીનો તે.
**ચૈત્રરથ**, પું૦ એક દૈવી બગીચો; કુબેરનો બાગ.
**ચૈત્રી**, વિ૦ ચૈત્રનું:-ચૈત્રીપુનમ; ચૈત્રીપંચાંગ.
**ચૈત્ય**, પું૦ બુદ્ધ દેવનાં અવશેષ ઉપર બાંધેલો મિનારો; મોટો પાળિયો. દેવાલય; મઠ; વિહાર. ચૈત્યવંદન=ચૈત્યને નમન કરવું તે.
**ચૈયું**, ન૦ ખાટલાનું વાણ.
**ચૈલ**, ન૦ [सं] વસ્ત્ર; કપડું;
**ચો**, પું૦ [प्रा० चोज=કૌતુક] શોખ; અભખરો; ટેવ; આદત; હોંશ; ભાવ; ઉમળકો. (૨) ચવ. ચોહ એમ પણ લખાય છે. ચાહ.
**ચોક**, પું૦ [सं. चतुष्क प्रा० चउक्क] વસ્તી વચ્ચેની લગભગ ચોરસ હોય એવી મોટી ખુલ્લી જગા-મેદાન.:-માણેકચોક, ચંદની ચોક. (૨) ખુલ્લા મેદાનમાં ભરાતું બજાર; ગુજરી. (૩) થોડાંક ઘરોની આગળનું ચોગાન; પોળ શેરીમાંની ખુલ્લી જગા મોટું ચોકઠું. (૪) ઘરમાંની છાબંધ ચોરસ ખુલી જગા; ટાંકા કે કુવા આગળની ઉપરથી સારી ફરસબંધી કરેલી જગા. (૫) લિંપીને રંગ પુરીને કે બીજી રીતે બનાવેલી ચોરસ આકૃતિ; વેદિ; ચોરસ આકૃતિઓ પાડેલી હોય એવી જગા, ચીતરામણ સાથિયા, સ્વસ્તિકાવલી, રંગોળી પાડેલ જગા. :-મોતીએ ચોક પુરવા=મોતી ગોઠવી ચોરસ સાથિયા પાડવા તે. (૬) ચારની સંખ્યા તે; ચારનો ગુણક; ચોકો; ચારનો દાવ. (૭) ચાર ટુકાનો સમવાય તે. (૮) ચાચર; દેવળનો ચોક; ગભાણ. (૯) ચાર ગણાય એટલો વખત; પળ; ક્ષણ. ઉ૦ તુજ સરખા એક ચોકમાં મારું કાઢી, આ કુકારથી હાર. કાળીદાસ. (૧૦) ઠેકાણે; ઠામે; સ્થિર; દઢ; વશ. ઉ૦ પુત્રી પીતાંબર તણી, બેઠી'તી ગુણ ગોખ; દષ્ટિ ગઇ ત્યાં માહરી, ચીત નથી રહેતું ચોક, શામળ. ક્રિ૦ પ્ર૦ મોતીએ ચોક પુરવા=હવાઇ કિલ્લા બાંધવા; કલ્પનામાં મોટી મોટી આશાઓ બાંધવી ને સારૂં સારૂં ઇચ્છવું. (૨) આવકાર દેવાની મોટી ધામધુમ કરવી; ભલે પધાર્યા, સ્વસ્તિ, એવું મંગળ કરવું; આનંદથી ઘર આંગણું વગેરે શણગારવું; શોભાવવું. ઉ૦ મેં તો મોતીએ ચોક પુરાવ્યા, નંદલાલ ભલે ઘેર આવ્યા.
**ચોકઠું**, ન૦ [सं. चतुष्क] ચાર લાકડાંનો કાટખુણ લંબચોરસ આકાર; ઘાટ; બારસાખ; બારણા-દરવાજા માટેનો સાખો ઉંબરો ને શોભાવાળો ઘાટ. (૨) ચોરસ કે લંબચોરસ નકશી જેવાં [illegible]

આવે છે તે; કાચ, છબિ વગેરેનું ખોખુંઘર; ચોકઠું. (૩) ચાર ખુણાવાળી લાકડાની ઉભેકું બનાવટ; માંચી; ઘોડી; બેસણી. :—આ ચોકડા ઉપર તિજોરી ગોઠવો. (૪) ચારે બાજુ રસ્તા હોય એવી મોટી ખુલ્લી જગા; ચોગાન; ચતુષ્પથ; ચકલું; જ્યાં બજાર ભરાતું હોય એવું ખુલ્લું સ્થળ. (૫) મોટું આંગણું; ઘર વચ્ચેનો ખુલ્લો ચોક; પોળમાંની ખુલ્લી જગા. (૬) ટુક; કડી; કવિતાની ચાર લીટીઓનો સમુદાય. (૭) આલોક; દેખાવ:—ઘર મજેનું બાંધ્યું છે પણ ચોકઠું સારૂં નથી; ચોકઠાના પૈસા—કિમ્મત છે. ક્રિ૰ પ્ર૰ ચોકઠું બેસાડવું=સાંધે સાંધો બરોબર મળી જાય એમ બેસતું કરવું; ઘટે તેમ કોઇ પણ વખાણે તેમ કોઇ વાત કે કામની રચના—ગોઠવણી કરવી તે; બંધ બેસતુ કરવું; યુક્ત—શોભે તેમ ગોઠવી દેવું; બંધ બેસાડવું. (૨) વિવાહ ગોઠવવો; કવિતાની પુરતી કરવી; મેળમેળવવો; યથાસ્થિત કરવું. ચોકઠે ચઢવું=સંબંધ બાંધવો; ઘેરજવું; ઘેર જઈ સંબંધ કરવો. :—ગોપાળ એને ચોકઠે ચઢીને સુખી ન થયો.

**ચોકડાં**, ન૰ (ચોકડું તેનું બ. વ.) કાને પહેરવાનાં બે મોતી પરોવેલા સોનાના વેઢલા; સોનાના તારથી મોતીની છાજલી જેવા આકારે બાંધેલી વાળીઓ. (૨) ચાર ચારનો સમુદાય તે. :—એકે એક ગણે ચોકડે ને છકડે નથી ગણવું.

**ચોકડિયું**, ન૰ ચોકડી ચોકડીવાળું જે વસ્ત્ર તે; ચોકડી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી અથવા સુતરેલ વસ્ત્ર. (૨) વિ૰ ચોકડી ચોકડીવાળું; ચોકિયું; ચારનો જેમાં સમાહાર હોય એવું.

**ચોકડી**, સ્ત્રી૰ એક આડી લીટી ઉપર ચાર કાટખુણા થાય તેમ બીજી ઉભી લીટી ખેંચવાથી થયેલો જે ઘાટ તે; કાટખુણા ન પડે એમ લીટી ખેંચી ન હોય પણ બે લીટીઓ એક બીજાને વચમાંથી કાપતી હોય એવો આકાર નિશાની; સ્વસ્તિક; સાથિયો; ફુદડી + ×. ક્રિ૰ પ્ર૰ ચોકડી મૂકવી=મૂલ કાઢવી. ખોટું ઠરાવવું; રદ કરવું; છેકી નાંખવું; બાતલ કરવું. (૨) ચાર ખુણા પાડેલા હોય એવી આકૃતિ; ચોકઠું; ખોખું. ચોકી. (૩) ચારનો સમુદાય; ટોળી; મંડળી. :—ચંડાળ ચોકડી. (૪) ચારયુગનો સમય; મન્વન્તર. ઉ૰ ચાદ ચોકડી રાજ્ય મળે પણ તૃષ્ણાનો નહિ પાર. (૫) નિશાન; ચિહ્ન; ખુંણ; આંકો. (૬) ભાત; સળ; ગોળાની તરેહ, ક્ષત. (૭) ખાળવાળી પરથારથી સહેજ ઉચી છોબંધ ચારખુણિયા જગા (નહાવા ધોવાની) રૂ. પ્ર૰ ચંડાળ ચોકડી=ખરાબ લુચ્ચા લફંગા ચોર લોકોની—ધુતારાઓની ટોળી તે.

**ચોકડું**, ન૰ ચારનો સમુદાય; ચાર સેરવાળું જે તે; ચોસરિયું; લગામ; લગામનો લોઢાનો જે ભાગ ઘોડાના મોઢામાં ઘાલવામાં આવે છે તે; અંકુશ; અટકણ; દાબ; પ્રતિબંધ.:—એને મોઢે ચોકડું નથી. (૨) સોનાની બસરી સેરનો બે કાને ઘાલવાના વચમાં બે મોતી અને છાજલીવાળા વાળા. પુરુષો પહેરે છે ને આખા કાનની આસપાસ આવી રહે છે. મોતીની ગુલ અને છાજલીવાળી સ્ત્રીઓને કાને પહેરવાની વાળી; (૩) ગાડા કે ગાડીમાં માલ ભરવા માટે પાંજરીને બદલે પાટિયાંથી બનાવેલું ચોકઠું; લાકડાનું પાંજરૂં. (૪) રેશમના ભરતની એક તરેહ. (૫) વિ૰ ચાર લાકડીઓ—વિભાગોવાળું; ચોગઠું.

**ચોકવટી**, સ્ત્રી૰ જ્યાં ચાર વાટો મળતી હોય તે જગા; ચકલું.

**ચોકવું**, ક્રિ૰ સ૰ માપવું; ભરવું; લાંબું પહોળું માપ કરવું. (૨) રોપવું; ઉભું કરવું. :—માંડવ ચોકવો. (૨) ચોંકવું; ચમકવું; ભડકવું.

**ચોકસ**, વિ૰ [ सं चोक्ष ] અમુક; ફલાણું; અમુક એક; ચોકાદ. (૨) સાવધાન; હોશિયારીથી વર્તનાર. (૩) ખાતરીનું; નક્કી.

(૪) યથાર્થ; બરાબર; નિશ્ચયાત્મક. ક્રિ૦ પ્ર૦ ચોકસ કરવું=નક્કી કરવું; ખાતરી કરી લેવી; બરાબર જાણવું; ઠરાવવું. ચોકસ કરવું=નક્કી થવું. ચોકસ રહેવું=ભૂલચૂક કે ગફલત ન થાય તેમ રહેવું; ખાતરીભર્યા રહેવું. જેમાં ભૂલચૂક કે ગફલત ન થાય તેમ રહેવું; જેને જેમ માનતા હોઇએ તેવુંજ હોય તે ચોકસ, દુરસ્ત, ઠીક.

**ચોકસાઈ,** સ્ત્રી૦ ચોકસ કરવાપણું તે; તપાસ; તજવીજ; ખાતરી; નિશ્ચય; ચોકસપણું; ખબરદારી; સંભાળ; તલાસ; ચારે તરફથી કસ કાઢી લઈ નક્કી કરવું તે.

**ચોકસી,** સ્ત્રી૦ ચોકસ કરવું તે; ચોકસાઈ; ખાતરી. (૨) પું૦ સોના રૂપાનો કસ કાઢી કિમ્મત કરનાર—આંકનાર; સોના રૂપાના દાગીના વેચનાર તથા લેનાર; સારી ખોટી ધાતુનો કસ કાઢી તેની ચોકસ કિમ્મત કાઢી આપનાર. સાવધાની; હોશિયારી; ખબરદારી; તપાસ; તજવીજ.

**ચોકિયાટ,** પું૦ ચોકી કરનારો; રખેવાળ; ગામ, વાસ વગેરેની ચોકી કરનાર, ચોકિયાટી=. દાણ; મકતો વગેરે.

**ચોકિયું,** વિ૦ બેજોડવાળું ચાર બળદ કે ઘોડા વગેરે જોડેલું:—ચોકિયું ગાડું. બીજી જોડની ધુંસરી જે નિસરણી જેવી હોય છે તે, એમ કેટલાક કહે છે પણ તે નહિ. એનું નામ ' તરીલું ' છે.

**ચોકી,** સ્ત્રી૦ ચોરસ તખતી; ઇશ્વરનું નામ કે મંત્રવાળી મિનાકારીની સોનાની તખતી કે જે ઘરેણા તરીકે છોકરાં અને સ્ત્રીઓ વગેરે પહેરે છે. (૨) ચારે તરફ ચોકસી રાખી શકાય એવું ઠેકાણું; ચાવડી; દેવડી; ચબુતરો. (૩) રખેવાળોને રહેવાનું સ્થાન; થાણું; હાલ પોલીસના સિપાઇઓને રહેવાની જગ; પોલીસ સ્ટેશન. (૪) રખેવાળી; સંભાળ; રક્ષણ કરવું તે; સાચવવું તે; ચોકસી રાખવી તે; પહેરો રાખવો તે. (૫) ટોલ—જકાત વગેરે લેનારાઓનું સ્થાન. ક્રિ૦ પ્ર૦ ચોકી કરવી=રખેવાળી કરવી; સંભાળ રાખવી; કોઈ ચોરી કરે અથવા બગાડે નહિ તેની તકેદારી રાખવી તે. ચોકી ભરવી=તપાસ રાખતા હોઇએ તેમ ખાલી આમ તેમ ટેલ્યા કરવું. (૨) હાજરી માંડવી. નાની ચાર પાયાની બેસણી; ખુરસી, સ્ટૂલ, બાજઠ.

**ચોકીદાર,** પું૦ ચોકી કરનારો; રખેવાળ; પહેરાવાળો; સિપાઇ.

**ચોકીદારી,** સ્ત્રી૦ ચોકીદારપણું. (૨) ચોકીદારને મળતું લવાજમ તે; રખેવાળી; ખબરદારી.

**ચોકીપહેરો,** પું૦ ચોકી અને પહેરો તે; રખેવાળી કરવાને રહેલા રખેવાળોએ વારા ફરતી પહોર પહોરને અંતરે આમ તેમ ટેલતા રહી ચોકી કરવી તે; જાપતો; સખત તપાસ; પાકો બંદોબસ્ત રાખવો તે. ક્રિ૦ પ્ર૦ ચોકી પહેરો રાખવો, ખરેખરી તકેદારી રાખવી તે. ચોકી પહેરામાં મૂકવું=ખસાય નહિ અથવા જ્યાંથી કશું આઘું પાછું થાય નહિ એવી સંભાળમાં મૂકવું તે.

**ચોકીવાળો,** પું૦ ચોકીદાર; જેને ચોકી—ચપરાસ મળેલી હોય તે; રખેવાળ; પટાવાળો.

**ચોકો,** પું૦ વાળી કે લિંપીને સાફ કરેલી ચોરસ જગા; રસોઇ કરવાને માટે વાળી પાણી છાંટી અથવા લિંપી કે આડ બાંધીને તૈયાર કરેલી જગા; રસોડું સ્થળ. તેઓ બ્રાહ્મણને ચોકે જમવાના છે. (૨) મરતા માણસને સુવાડવાને છાણ માટીથી લિંપીને તૈયાર કરેલી જમીન તે; મરણ પથારી:—તે ચોકે પડયો છે. ક્રિ૦ પ્ર૦ ચોકો કરવો=રસોઈ કરવાની જગા તૈયાર કરવી. (૨) મરનારને સુવાડવાની જગા તૈયાર કરવી. ચોકે નંખાવું=અત્યંત આકળા થઇ જવું; મરવાને તૈયાર થવું; મળે આવવું:—પૈસો કાઢતાં તો એ ચોકે નંખાય છે. ચોકે નાંખવું=મરણ પથારીએ સુવાડવું. ચોકેથી ઉઠવું=કાળના મોંમાંથી બચવું. ચોકો વાળવો=ગોટાળો વાળવો, ચોકો પાટલા

કરવા=જ્યાં રસોઇ કરી ભોજન કર્યું હોય તે જગા અને વાસણ વગેરે સાફ કરવાં; રસોડાના અબોટ વગેરેના કામકાજથી પરવારવું.

**ચોક્ખાઈ**, જુઓ ચોખાઈ.

**ચોક્ખું**, [प्रा. चक्खुक्खणं] જેમાં કચરા, કસ્તર, મેલ, બગાડ વગેરે ન હોય એવું સ્વચ્છ. (૨) શુદ્ધ; પવિત્ર:–ચોક્ખું પાણી. (૩) ભેળવગરનું; અસલ; સ્વાભાવિક:–ચોખ્ખું ઘી. (૩) ખુલ્લું; સ્પષ્ટ ચાહત:–ચોક્ખો હિસાબ. (૪) નિર્દોષ; પ્રમાણિક; સાચું; ખરું:–કોણ ચોક્ખું છે? (૫) અ૦ માવ; નરદમ:–આ ઘી તો ચોક્ખું તેવજ. રૂ૦ પ્ર૦ ચોક્ખો હાથ=પવિત્રતા; વહુનો હાથ ચોક્ખો ન હતો ત્યારે મેં રસોઇ કરવાનું કહ્યું. (૨) પ્રમાણિકતા. તે ચોક્ખા હાથનો અમલદાર નથી. ચોક્ખો હિસાબ=ખુલ્લો હિસાબ, જેમાં ગોટાળો ન હોય એવો. ચોક્ખું કરવું: ગોટાળો કાઢી નાંખવો;સ્પષ્ટ કરવું.(૨)પાયમાલ કરવું (૩) સાધન રહિત કરવું. ચોક્ખું કહેવું=ખરેખરું ને ખુલ્લું હોય તે કહેવું. ચોક્ખું રહેવું=પોતે અલગ રહેવું; પ્રમાણિક–સાચા રહેવું; નહિ ખરડાવું, પવિત્ર રહેવું. ચોક્ખું ચણુક=કોરું ધાકોર; જ્યાં કંઈ પણ હોય નહિ એવું; ચણવા વિંણવા જેવું જેમાં કંઈ રહ્યું ન હોય એવું તે–ચોક્ખું ચણક.

**ચોખ**, સ્ત્રી૦ ચોખવટ. સ્વચ્છતા; સ્પષ્ટતા–(કવિતામાં વપરાય છે.)

**ચોખવટ**, સ્ત્રી૦ ચોખાઈ; ચોખ, જે કંઈ કહેવા જેવું હોય તે આગળથી કહી દેઇ ખુલાસો કરવો તે; ચોકખું કહી દેવું તે; સ્પષ્ટતા (૨) સાચવટ; સત્ય કહી દેવાપણું, (૨) પવિત્રતા; શુદ્ધિ.

**ચોખણું**, ન૦(ચો=ચારે તરફનાં ખેડાં=ગામડાં). ફરતાં–આસપાસનાં ગામડાંનો સમુદાય તે

**ચોખંડ**, વિ૦ ચોરસ; જેના ચારે તરફના ભાગ સરખા હોય એવું; સમચોરસ. (૨) ચારે ખંડવાળું:–ચોખંડ પૃથ્વી (જુની દુનિયાં). ઉ૦ ચોખંડ પૃથ્વી ફરીને પાછો આવીશ આપની પાસ.

**ચોખંડું**, વિ૦ ચાર સરખી બાજુઓ અને ચારે સરખા કાટખુણ ખુણાઓવાળું; ચોરસ. (૨) જુદા જુદા ચાર ખંડનું બનેલું; ચાર ખંડવાળું.

**ચોખા**, પું૦ (ચોક્ખું કરેલું તે ઉપરથી) ડાંગરને ખાંડીને તેમાંથી કાઢેલા છોતરા વગરના જે ચોક્ખા કણ તે; ભાત, તંદુલ. એક વચન ચોખો. ક્રિ૦ પ્ર૦ ચોખા ચઢાવવા=પ્રસન્ન કરવાનો યત્ન કરવો; સેવા કરવી; ખુશામત કરવી. ચોખા ચોઢવા=દીક્ષા તિલક કરવું; મંગળ તિલક કરવું. કુંકુનો ચાલ્લો કરી તે ઉપર અક્ષત=ચોખા વળગાડવા તે. ચોખા મૂકવા=નોતરું માગી લેવું; પરાણે આમંત્રણ કરે એમ કરવું; પોતાની મેળે માગી લેવું. ઉ૦ તમને કોણ ચોખા મૂકી બોલાવવા આવ્યું હતું. સંયભામાના ચોખા ખાવા=બારમુ ખાવું અર્થાત્ સામું માણસ મરી જાય અને પોતે તેની પાછળ ખાય. કોળી વાઘરીની આ એક ગાળ છે:–તારા ચોખા ખાઉં! ચોખા નાંખવા=ખોળો ભરવો; સીમંતનો સંસ્કાર કરવો:–દેરાણીએ પોતાને સારો દહાડો છે એમ જણાવ્યું હોત તો અધમણ ચોખા નાંખવાં હું પાછી પડત નહિ. (૨) નાતરૂં કરવું. રૂ૦ પ્ર૦ ચોખાપુર=એક ચોખાના વજન જેટલું; ચોખાભર=ચોખા જેટલું. (૨) અ. લગારે, મને એક ચોખાભરે એની શરમ નહિ પડે! ચોખા બાફવા=બારમું કરવું:–તારા ચોખા બાફે. ચોખા ચચરાવવા=તાંત્રિક કસોટીથી પરીક્ષા લેવી. મંતરેલા ચોખા ચાવવાથી અમુક હીણું થયાનો ભય હોય તે ખવડાવવા.

**ચોખાઈ**, સ્ત્રી૦ ચોખવટ; ચોખાપણું; સ્વચ્છતા. (૨) સ્પષ્ટતા; પ્રમાણિકતા, સાચવટ (૩) શુદ્ધિ; પવિત્રતા, (૪) નિખાલસપણું.

**ચોખાવવું**, ક્રિ૦ સ૦ ચોક્ખું કરવું; માંજવું, વીછળવું; ખંખાળવું. (૨) સ્પષ્ટ કરવું;

ખુલ્લે ખુલ્લી આગત જણાવી દેવી:—તમે ચોખાળીને વાત કરજો. (૩) મોં સાફ કરવું; કોગળા કરવા; મુખવાસ કરવો. મોઢું ચોખાળવાને માટે હું પાન સોપારી નહિ પણ જરા વરિયાળી ખાઉં છું.

**ચોખાની**, સ્ત્રી૰ એક જાતનું કપડું.

**ચોખુણ**, વિ૰ ચાર ખુણાવાળું; ચોરસ. (૨) તમામ; સર્વ; બધું:—ચોખુણ પૃથ્વી ફરી વળ્યો.

**ચોખુંટ**, વિ૰ જેની ચારે દિશા નક્કી કરેલી હોય એવું; ચારે ખુણાની મર્યાદાના નિશાનવાળું; જેના ચારે ખુણા નક્કી થયેલા હોય એવું; તમામ; સર્વ:—ચોખુંટ=પૃથ્વી ફરી વળ્યો પણ જડમાં ન જાનકી માત. (૨) ચાર બાજુ; ચાર દિશા; ચતુષ્કોણ.

**ચોગઠ**, સ્ત્રી૰ ચચ્ચાર ગાંઠે બાંધેલું જે તે; ચાર ગાંઠીવાળું તે; ચોરીનું ચાર, ગાગર-બેડિયાંનું બંધારણ તે. (૨) ચારે છેડે ગંડાયું તે; લગનની ગાંઠ.

**ચોગઠો**, પું૰ ચારનો આંટડો; ૪.

**ચોગણું**, વિ૰ [ સં. चतुर्गुण ] ચાર ગણું; ચારે ગુણીને વધારેલું.

**ચોગમ**, અ૰ ચારે તરફ; ચારે બાજુએ; ચાગર્દમ.

**ચોગર્દમ**, અ૰ ચારે તરફ; ચોગમ; ચારે બાજુએ ફેલાઈ વ્યાપી ગયેલું હોય તેમ.

**ચોગાન**, ન૰ ખુલ્લી લાંબી પહોળી જગા; મોટો ચોક, ચોકડું; ખુલ્લું મેદાન.

**ચોઘડિયું**, ન૰ પંચાંગ પ્રમાણે અમુક કાળ પર્યંત ચાલતો વખત; ચાર ઘડી જેટલું કાળમાન. અમૃત, શુભ, લાભ, ચલ, એ ચાર સારાં અને ઉદ્વેગ, રોગ, અને કાળ એ ત્રણ નઠારાં મળીને સાત ચોઘડિયાં કહેવાય છે. (૨) ચાર ચાર ઘડીએ વગાડવામાં આવતાં ચાર વાદિત્રનો સમૂહ તે; ટકોરખાનું. મંગળ પ્રસંગમાં ગૃહસ્થોના ઘર આગળ અને રાજદરબારમાં તથા મંદિરોમાં દેવડી ઉપર તે વગાડવાની હમેશાંની ગોઠવણ હોય છે. ઘડિયાળાં અને ચોઘડિયાં એમ કહેવાય છે.

**ચોઘલો**, પું૰ ગામડાનો અમલદાર; પટેલ; નાયક.

**ચોચ**, પું૰ [ સં. ] વલ્કલ; છાલ.

**ચોજાવો**, પું૰ જાવેથી આવતો, ઈલાયચી, તજ, લવિંગ અને જાયફળ વગેરે જે ગરમ મસાલો તે.

**ચોટ**, સ્ત્રી૰ આઘાત; પ્રહાર; ઝપટ; પટક; ટક્કર. ઘા; જખમ. (૨) પેચ; ફાંસો. (૩) મુંઠ; એક જાતનું જાદુ, મારણ ઉચ્ચાટન. (૪) નિશાન. (તીર ગોળીની) (૫) માપવા કે કાપવાની સફાઈની તજવીજ. (૬) નુકસાન; ટોટો. મર્યાદા; હદ. range તે જેવો તીરની ચોટમાં આવ્યો કે તરત રાજાએ બાણ મૂક્યું. (૭) લાગ; દાવ. (૮) મુક્કો; ઠોંસો; (૯) ચૉટચ=પેટમાં ચીકણા મળનું ભરાઈ રહેવું તે. ભારે ને ચીકણો પદાર્થ ખાવામાં આવ્યાથી બાળકના પેટમાં ચૉટચ રહે છે. ચૉટય રહેવી=બાળકને મળવિકાર થવો; અપચો થવો. ક્રિ૰ પ્ર૰ ચોટ મારવી= ઝપટ લગાવવી; ઝાપોટ મારીને લઈ લેવું, ચોરવું. ચોટ લાગવી=દાવ ફાવવો, લાગ મળી જવો. આક્રમણ, દુઃખ, શોક, સંતાપ.

**ચોટડું**, વિ૰ ચોટી રહેલું; ચોટી રહે એવું; ન ખસે, ન જાય એવું. આ સોગઠું તો હવે અહિં ચોટડુંજ રહેવાનું. (૨) ન૰ ચોટીને વળગી રહે એવું જે તે.

**ચોટણું**, વિ૰ ચોટી જાય એવું; પગે વળગી રહે એવું; ચીકણું, કાનમની જમીન ચોટણું હોવાથી ચોમાસે ત્યાં ગાડાં ચાલતાં નથી. (૨) ન૰ચીકણો ને લપસી પડાય એવો કાદવ; ચીકણા કાદવવાળું જે તે. જરા વરસાદ આવ્યો એટલામાં ચોટણું થયું. (૩) ચોટવાનું જે તે; બેસણું; પાટલો; આસન.

**ચોટલી**, સ્ત્રી૰ [ સં. चूडा प्रा० चौटी ] પુરૂષને માથે લાંબા વાળનો જે ગુચ્છ રાખવામાં આવે છે તે; શિખા. (૨) કોઈ પણ વસ્તુની ઉપરનો તંતુ મય ગુચ્છ તે; કેસરાંવાળો માંજર:—નાળિયેરની ચોટલી.

(૩) શિખાંત; મુંડો. જેને છોડાવી જવાય નહિ એવો અગત્યનો મુંવાળાનો જથો: જેથી માણસના ચલન વલનને અને કર્તવ્યને કબજે રખાય એવું જે તેનું રહસ્ય–બીજ તે ચોટલી. એમ કહેવાય છે કે, ભૂત પિશાચની ચોટલી હાથમાં આવે તો તેઓ પાસે આપણે ધારીએ તેમ કરાવી શકાય છે. ક્રિ૦ પ્ર૦ ચોટલી મંતરવી=છેતરવું; ઠગવું; દાવ પેચમાં સામા કરતાં વધી જવું. ચોટલી લઈ લેવી=સામાવાળાને પાછો પાડવો ને પોતે ફાવવું. ચોટલી પકડવી=કબજામાં લેવું; ખસાય નહિ તેમ પકડવું. સામાનો દાવ કે યુક્તિ જે પ્રપંચરૂપે હોય તે સમજીને હાથ લેવું. કાન પકડવો; કબુલ કરાવવું. ચોટલી હાથ આવવી=સામાનો દાવ જણી લેવો. સામો ખસી ન શકે એમ પકડાવો, કબજે આવવો. કહે૦ દાઢીના દોઢસો ને ચોટલીના ચારસેં. ભૂતની ચોટલી ભૂતને હાથ.

**ચોટલો**, પું૦ સ્ત્રીને આખે માથે રાખેલા લાંબા વાળનો જથો તે, વેણ, વેણી; કેશકલાપ. ક્રિ૦પ્ર૦ચોટલો વાળવો=તેલ નાખી હોળીને વાળ ગુંથવા અથવા બાંધવા. ચોટલા ગુંથવા=વાળ સમારવા, (૨) કાંઈ વાતને ચોળીચુંથીને વધારવી; વાતને ઉલટમુલટ ઉથલાવી ઉથલાવીને વધારવી. (૩) બે જણ વચ્ચે સાચાં જુઠાં કરી વેર કરાવવું: એક બીજાની સાથે જોડી દેવું. (૪) બનાવી બદલાવી વાત કરવી. :–એને લોકોના ચોટલા ગુંથતાં આવડે છે. (૨) પુરુષની પહોળી લાંબી ચોટલી; પુષ્કળ લાંબા વાળનો જથો તે :-દયારામ કવિ માથે મોટો ચોટલો રાખતા હતા. (ધેરીવાળો) કહે૦ ચાર મળે ચોટલા તો ભાગે લોકના ઓટલા=સ્ત્રીઓ એકઠી થાય તો કોઇનું ઘર ભગાવે કે લડાઇ કરાવે. ચોટલો સ્ત્રીઓના સૌભાગ્યનું એક ચિહ્ન અને ભૂષણ છે. રૂ૦ પ્ર૦ ચોટલો કપાય, ચોટલો મુંડાય. આ એક ગાળ છે અને તેનો રૂઢાર્થ એવો છે કે–વિધવા થાય. હિંદુ સ્ત્રી પતિ પાછળ ચોટલો મુંડાવી નાંખે છે તેથી.

**ચોટવું**, ક્રિ૦અ૦ સજડ બેસવું: ચીકટાઇ દાબીને બેસવું.:–આ પાટલે ચોટો. (૨) ચીકટાવું; ચિકાશને લીધે વળગી રહેવું; ઉખડે કે ન ઉપડે એમ સજડ થઇ જવું.:–કાગળ સજડ ચોટ્યો છે હવે ઉપડશે નહિ. (૩) તાકીને નિશાન મારવું. (૪) લાગવું; નિષ્ઠા બેસવી પ્રેમથી વળગવું.:–એનું મન કામમાં ચોટતું નથી. મળવું જોડાવું. ઉ૦ ચિત ચોટ્યું રઘુરાયમાં તેને નહિ જંજાળ.

**ચોટાવું**, ક્રિ૦ અ૦ નુકસાનમાં આવી પડવું.

**ચોટી**, સ્ત્રી૦ નાની ચોટલી. શિખા.:—અલ્લાચોટી. (૨) નિશાન મારનારો; ચોટ ન ચૂકે એવો માણસ.

**ચોટ્ટાઈ**, જુ૦ ચોનટાઈ; ચોણ્ટાઇ.

**ચોટ્ટું**, જુ૦ ચોનટું ચોપટું.

**ચોડ**, જુ૦ ચોડો.

**ચોડવવું**, ક્રિ૦સ૦ પેકવવું; શેકવું.

**ચોડવું**, જુ૦ ચોઢવું.

**ચોડાણ**, ન૦ ચોડાપણું; પહોળાપણું; વિસ્તૃતતા; પનો. (૨) પોલાણ.

**ચોડું**, વિ૦ પહોળું; વિસ્તૃત. (૨) ચાર પડવાળું; ચોરસું. લંબાઈની બે કિનારીઓ વચ્ચેનું. ચોડાઇ=લંબાઇની બીજી બાજુની પહોળાઈ.

**ચોડો**, પું૦ એક એકની ઉપર ચઢાવેલી વસ્તુઓનો જથો તે; ખડકલો.:–રોટલીનો ચોડો.

**ચોઢણું**, ન૦ ચોઢવાનું જે તે; ચોઢવાનો ચાંલ્લો; ટીલી; ટીલડી; (૨) છાપ.

**ચોઢવું**, ક્રિ૦સ૦ વળગી રહે તેમ કરવું; ચોંટાડવું; ચીકટાવવું; વળગાડવું; તાકી રહે તેમ કરવું.:-ચાંલ્લો ચોટવો. ભિંતે કાગળ ચોટવો. (૨) લગાડવું; મારવું; ઠોકવું; આપટવું.–મહેતાજીએ ચાર સોટીઓ ચોઢી. (૪) જડવું; બેસાડવું.:–ટાકારતી

મૂર્તિમાં આંખને ઠેકાણે રત્ન ચોદેવું છે. (૪) બાળવૃક્ષ કે અનાજના નાના છોડ બીજી જગાએ ધાલવા.

**ચોતરફ**, અ૦ ચારે બાજુએ.

**ચોતરીસ**, વિ૦ ત્રીસ ને ચાર; ૩૪.

**ચોતરો**, પું૦ ચોરસ અને મોટો બેસાય એટલો ઉંચો પરથાર; મોટો વિશાળ ઓટલો; વેદી. (૨) ઝાડ અથવા થાંભલાની આસપાસ કરેલી ઉંચી ચણતરની વિશાળ બેસવા જેવી જગા; મોટા આલવાલ સાથેનો ઓટલો. (૩) ઉંચી કરેલી સભામાંની, મંદિરમાંની જગા; રંગભૂમિ. (૪) ચણતરો ચોકીદારો અને સિપાઇઓ વગેરેને માટે બનાવેલી ઉંચી બેઠકની જગા.

**ચોતારી**, વિ૦ જેમાં ચાર તાર હોય એવું; ચાર તારવાળું:–ચોતારી ચાસણી (૨)સ્ત્રી૦ એક જાતનું ચોકડીવાળા વણતરનું કપડું.

**ચોતારું**, વિ૦ જેમાં ચાર તાર હોય એવું:–ચોતારું વણતર.

**ચોતાળ**, વિ૦ ચાર તાળવાળું (ગાયન) જેમાં ચાર તાળ પડતા હોય એવું:–ત્રિન.ળ. ધ્રુવ પદનું ગાયન હમેશ ચોતાળ હોય છે.

**ચોથ**, સ્ત્રી૦ [સં. चतुर्थी] મહીનાની શુક્લ અથવા વદ પક્ષનો ચોથો દિવસ; ચતુર્થી.(૨) વહિ ચોથે કરવાનું એક વ્રત. (૩) ઉપજનો ચોથો ભાગ તે; ચોથાઇ; ચોથો હિસ્સો:–કાઠી રાજાઓ ગાયકવાડને ચોથ આપે છે. (૪) કોઇ પણ વસ્તુનો ચોથો ભાગ તે; કલ્લાંનાં પખિયારાનો જે નાનો ભાગ તે. ક્રિ૦ પ્ર૦ ચોથ આપવી–ભરવી=ખંડણી આપવી–ભરવી. ચોથનો ચંદ્ર=સુદ ચોથનો ચંદ્ર જો કોઇ જુએ તો તેને માથે જુઠું કલંક ચડે.

**ચોથાઈ**, સ્ત્રી૦ ચોથ; ખંડણી; ઉપજનો ચોથો હિસ્સો તે. (૨) ચોથો ભાગ; ચતુર્થાંશ.

**ચોથિયું**, ન૦ નાના બાળકના મરણ પછી ચોથે દિવસે તેની જે ક્રિયા કરવામાં આવે છે તે. (૨) ચોથો ભાગ:–ચોથિયું રોટલો.

**ચોથિયો**, પું૦ એક જાતનો તાવ કે જે દર ચોથે ચોથે દહાડે આવે છે; ચાર ચાર દિવસની વારીએ આવતો તાવ.

**ચોથું**, વિ૦ [સં. चतुर्थ] ચાર ઉપરનું, સંખ્યાવાચક; ક્રમમાં ચારના સ્થાન ઉપર હોય તે.

**ચોદવું**, ક્રિ૦ સ૦ [સં. चुद] પ્રેરવું; ધોચવું; ઘાલવું; ચલાવવું; કરવું, પુરુષે સ્ત્રી સાથે સંગ કરવો.

**ચોદિશ**, વિ૦ ચાર દિશાઓવાળું. (૨) અ૦ ચારે તરફ; ચારે બાજુએ.

**ચોધરી**, પું૦ સીમના રક્ષણના બદલામાં પમાયતુ ખાનાર; જંગલમા રહી ગામ ગામની સીમાનું અને સરહદનું રક્ષણ કરનારી એક જ્ઞાતિ. આ લોકો નાના ગરાસિયા જેવા છે. (૨) ગાડીવાનોમાંનો વડે; મુખ્ય ગાડીત.

**ચોધાર**, અ૦ ચારે–બહુ ધારાએ પડતું હોય તેમ; ચારે બાજુએ ધારાઓ ચાલી રહી હોય તેમ, પુષ્કળ; ખૂબ:–ચોધાર આંસુએ રોઈ. ચોધાર વરસાદ પડે છે.

**ચોધારું**, વિ૦ ચાર ધારોવાળું; જેની ચારે બાજુએ ધાર–તીણી કિનાર હોય એવું. ચોધારે રોવું=ચારે ખુણેથી આંસુ પડે એમ રોવું. ચોધારે=મારી પેઠે, પોક્પોક મૂકીને.

**ચોપ**, સ્ત્રી૦ ચાંપ; ચાહ; ઇચ્છા. (૨) શોખ. (૩) ઉત્સાહ; ઉમંગ.

**ચોપગું**, વિ૦ [સં. चतुष्पाद] જેને ચાર પગ હોય એવું. ન૦ ચાર પગવાળું જનાવર; ઢોર, ઉ૦ ઉડેલાં ખગ ને પ્રભાવિત બધાં આ ચોપગાનો વળી, મંક્ષોભે નથી છેક શાંત પડિયો આરણ્યમાંથી હજી

**ચોપચીની**, સ્ત્રી૦ એક જાતની ઓષધિ; એક ઓસડિયું.

**ચોપટ**, પું૦ ચાર પટ–પટકા કપડાના કકડા ચોઢેની એક બાજી માંડવાની બનાવટ; સ્વસ્તિક જેવા આકારે ચાર કપડાના કકડા માંડી તે ઉપર ખાનાં પાડીને બનાવેલી બાજી; સોગટાં મૂકવાનાં ખાનાં પાડેલું ચોરસ પાટિયું. ક્રિ૦ પ્ર૦ ચોપટ ખેલવો=

સોગટાંબાજી રમવી. ચોપટ માંડવો–ઢાળવો= બાજી નાખવી. ઉ૦ ચોપટ ઉછાળી ઉઠિયા, રીસે લોચન રાતાં. (૨) ચાર બાજુએ પટ દોરેલા હોય એવી મર્દાનગીની રમત; બારોપાટ. (૩) વિ૦ ચારગણું.

**ચોપડ**, ન૦ ચોપડાય એવું જે તે; ઘી; તેલ ઇત્યાદિ જેવો ચીકણો પદાર્થ. (૨) ઘી:– ચોપડ ખાશો તો શરીર ચાલશે, લોપડ ચોપડ=લાગી રહે ને ચોપડાઇ જાય એવું જે તે; સ્નેહ. (૨) વિ૦ ચાર પડવાળું.

**ચોપડવું**, ક્રિ૦ સ૦ [ प्रा. चाप्पड़ ] બધે પ્રસરી લાગે એમ કરવું; લગાડવું; ચોળવું; ચીકણું થાય એમ કરવું; લપરડવું; ચીકણો કે તૈલી પદાર્થ બીજા પદાર્થ ઉપર વળગાડવો; ખરડવો; લિંપવું. (૨) ભાંડવું; દેવું; ઉચ્ચરવું:–તેણે બે ગાળ ચોપડી.

**ચોપડાં**, ન૦ જેને એકથી વધારે અથવા ચાર પડ હોય એવી રોટલી; ચાર પડવાળું જેતે=ચોપડું. તેનું બહુવચન ચોપડાં.

**ચોપડી**, સ્ત્રી૦ ચાર અથવા વધારે પડ કે પાનાંવાળી જે વસ્તુ તે. (કાગળની ચોપડી) કાગળને ઉપરા ઉપરી વાળી ઘણાં પડ અથવા પાનાં પડે તેમ બાંધીને બનાવેલી બનાવટ; વહી, પુસ્તક. (૨) ચાર પડવાળી રોટલી. ઉ૦ પોળી કીધી ચોપડી, સાકર ધરીને સાર, પત્રાળી પુરી સરસ પડીઆ હારોહાર.

**ચોપડું**, વિ૦ ચાર પડવાળું; ચાર કે વધારે દળવાળું. (૨) ચીકણું; તૈલી; ચીકટું. (૩) ન૦ જેને ચાર પડ હોય એવી રોટલી; ચોપડાંમાંનું જે એકાદ તે. ક્રિ૦ પ્ર૦ ચોપડું કરવું=ઘી ચીકટ ખવડાવવું. કહે૦ ચોપડાં વણુંધું એવું ખાય.

**ચોપડો**, પું૦ હિસાબ લખવાની લાંબાં પાનાંની ચોપડી; આવી ગઇ રકમો અને બની બાબતો વગેરે લખવાની ચોપડી; નોંધપોથી. (૨) જમીન ખેદતાં નીકળતો કાળી ચીકણી માટીનો થર. ક્રિ૦ પ્ર૦ ચોપડો રાખવો=વિગતવાર હિસાબ રાખવો. ચોપડા તપાસવા=હિસાબ તપાસવો.

**ચોપદાર**, પું૦ રાજા, આચાર્ય અને અમલદારની આગળ ચોબ (રાજદંડ) લઇ ચાલનારો; છડીદાર ચોબદાર; છડીધર; રાજદંડ લઇને ફરનારો રાજાનો મુખ્ય હજુરિયો.

**ચોપન**, વિ૦ પચાસ ને ચાર; ૫૪.

**ચોપવું**, ક્રિ૦ સ૦ અંકુરાવને કાદવમાં દાબવું; રોપવું; વાવવું; બેસવું, ક્યારડા ભરાઇ ગયા ન હોય પણ કાદવ કાદવ થઇ ગયા હોય તથા કહિં કહિં બળદની ખરીઓના ખાડા પાણીથી ભરાયેલા હોય તે વખતે તેમાં ડાંગેરના ધરૂને રોપવું તે ચોપવું. (૨) જુદી બેસાડવું; ટીપવું.

**ચોપાઈ**, સ્ત્રી૦ [ सं. चतुष्पदी ] પંદર પંદર માત્રા અને ચચ્ચાર તાળનાં ચાર પદનો એક રાગ. હિંદી અને ગુજરાતીમાં ઘણી કવિતાઓ ચોપાઇમાં લખાયેલી છે. ઉ૦ સોંપી તે બાળ જળ ભરવા ગઇ, ઘડી બે ચાર ને પાંચેક થઇ; ચઢ્યો પાલણે મોટો નાગ, બાળકને ડસવાનો લાગ. (૨) ચાર પાઇ; ચાર પાયાનો નાનો ખાટલો.

**ચોપાટ**, પું૦ જેને ચાર પાટ હોય તે; સોગટાં રમવાની બાજી; ચોપટ. (૨) સીધી સરખી સુધારેલી અનાજ વાવવાની જમીન. (૩) અ૦ ચતાપાટ; ઉભેપાસે.

**ચોપાનિયું**, ન૦ ચાર અથવા ચારથી વધારે પાનાંનું અમુક કાળે કાળે નીકળતું જે સામયિક સાહિત્યનું લખાણ તે; માસિક; સામયિક પત્ર.

**ચોપાયા**, પું૦ એક જાતનો માત્રામેળ છંદ. આના દરેક ચરણમાં અઠ્ઠાવીસ માત્રા આવે છે. ચચ્ચાર પદનાં જોડકાંવાળી જે પદ્યરચના તે–ચોપાયા.

**ચોપાસ**, અ૦ [ सं. चतु-पार्श्व ] ચારે પાસ.

**ચોપાળી**, સ્ત્રી૦ નાળા અથવા ખાડામાંથી પાણી ઉલેચી ક્યારડામાં લેવાની ઘટમાળ જેવાં એક કળા અને તેમાંની પડનાળ; (૨) ઝીલું; નાની ટેંકુડી. ક્રિ૦ પ્ર૦ ચોપાળી

તાણવી=નાની ઢેંકુડીની પડનાળ નીચી ઉંચી કરવી.

**ચોપાળો**. પું૦ કઠેડાવાળો સુવા બેસવાનો હિંચકો; ઝુલો; ખાટ.

**ચોફાળ**, પું૦ જેમાં ચાર ફાળ–પડ–પટ હોય એવી મોટી પિછોડી; મોટી ઓઢવાની ચાદર. ક્રિ૦ પ્ર૦ ચોફાળ ઓઢવો=પોક મૂકીને રોવું; પાયમાલ થઇ જવું; દેવાળું કાઢવું.

**ચોફેર**, અ૦ ચોતરફ; ચોગર્દમ; ફરતી ચારે બાજુએ; આસપાસ.

**ચોબ**, સ્ત્રી૦ ( फा ) નાનો દંડુકો; નાની લાકડી; દાંડિયો; દંડ. (૨) તંબુનો વચલો વાંસ. (૩)સોના રૂપાએ મઢેલો દંડ; છડી.

**ચોબચીની**, સ્ત્રી૦ એક કાષ્ઠૌષધિ ચીન જપાનમાં થતી એક વેલનાં મૂળિયાં.

**ચોબડવું**,ક્રિ૦સ૦ ચોપડવું; વાવવું; રોપવું. (૨) ચાંપવું.

**ચોબિયો**, પું૦ કસુંબીનો રંગ ગળતો સુંવાળો માવો. ઉ૦ ઘણું શોભે છે નંદલાલોરે, જાણે રંગનો ચોબિયોરે.

**ચોબો**, પું૦ [सं. चतुर्वेदी] ચોબાજી; મથુરા તરફના હૃષ્ટપુષ્ટ બ્રહ્મગોર; બ્રજવાસી. (૨) ડંડુકો; ડાંડિયો; ડંકો. (૩) ડંકાના આઘાતનો સળ. (૪) ચપકો; ઉનો ઉનો ડામ. ઉ૦ શીલ સંતોષના ચોબા દીધા વિના, જન્મ મરણ કેમ જાયું, ભોજે ભગત. (૫) રોવાવાથી પડેલા ક્ષત; ચારૂ. (ચ્યાર)

**ચોભીલું**, જુ૦ છોભીલું.

**ચોમગ**, અ૦ ચારે તરફ; ચોગમ.

**ચોમટિયું**, વિ૦ ચારે છેડે પહેરેલું.

**ચોમાસું**, ન૦ [सं चातुर्मास] વરસાદના ચાર મહીના; વરસાદ આવવાનો વખત તે; વરસાદના દહાડા; ચાતુર્માસ; વર્ષાકાળ. આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આસો, એ ચાર મહીના ચોમાસાના ગણાય છે. ઉ૦ ચોમાસાના ચારમાં, થાય બાજરી જાર, શિયાળામાં ઘઉં ચણા તે, સવે તૈયાર. કહે૦ ચોમાસાનો આંધળો લીલું દેખે=જેણે જેવું જોયું હોય તેતુંજ તેને યાદ આવે; કંદોઇની છોકરી ખાજાનો ભુકો ખાવાનું કહે, એવા અર્થમાં આ કહેવત ચાલે છે.

**ચોમુખું**, વિ૦ ચાર મોંવાળું; ચાર બારણાંવાળું. (૨) ચોરસ.

**ચોમેર**, અ૦ ચારે તરફ; સઘળી બાજુએ.

**ચોયણો**, પું૦ ચોરણો; લેંઘો.

**ચોર**, પું૦ [ सं. चुर ] વગર હકે બીજાની વસ્તુ છુપી રીતે લઇ લેનાર તે. તસ્કર; ઠુંગો. (૨) બીજાની વિદ્યા કળા વગેરે છુપી રીતે શીખી લે અને બીજાને શીખવે નહિ તે (૩) બીજાનું ધન હરી લેનારો તે; ચિતચોર. (૪) વિ૦ છાનું; છુપું; ગુપ્ત; કોઇને ખબર–માલમ પડે નહિ એવું:– ચોરબારણું; ચોરગલી, કહે૦ ચોરનારની ચાર અને જોનારની બે=ચોર ગમે તેમ કરીને ધાપ મારી જાય એમ. ચોરનોભાઇ ગઠીચોર=મોટી ચોરીઓ કરનાર નહિ તો ખીસા કાતરૂ પણ ચોર તે ચોરજ. ચોરની મા કોઠીમાં મો ઘાલીને રૂએ= ચોરથી પોતાનું દુઃખ જાહેરમાં રડાય નહિ. ચોરને માથે કંઇ શિંગડાં હોય છે=ચોરની કંઇ શારીરિક નિશાની હોતી નથી. ઘરનો ચોર પકડાય નહિ=ઘરમાંને ઘરમાં જે માણસ ચોરી કરતો હોય તે કેમ પકડાય ? ચોરની મા ચાંદરણું ન માગે=ચોરને અંધારામાં ફાવે માટે. ચોરનાં પગલાં ચોર જાણે=ચોર હોય તે ચોરની હિલચાલ સમજી જાય. જાણીતો ચોર ઘર ઘાલે=ભોમિયો ચોર હોય તે સર્વસ્વ લઇ જાય. ચોરને પોટલે ધૂળ= ચોર ગમે તેટલું ચોરી લાવે પણ આખરે ધૂળ. ચોરની નજર બચકે તે લોટા લઇને સટકે=ચોર હોય તે લાગ જોતોજ રહેલો હોય. પરમેશ્વરના ચોર=કોઇ ન દેખે પણ પરમેશ્વર દેખતો હોય છે માટે કોઇ ન જાણે એમ પણ જે અનીતિ

ગોદાન: કન્યાદાન: વિદ્યાદાન: પાત્રદાન, ચંદનદાન: પુષ્પદાન, વસ્ત્રદાન, ગાડીદાન; લોહદાન: ને તિલદાન.

**ચૌદભુવન**, ન૦ [ सं ] દેવ, માણસ, નાના પ્રાણી વગેરેને રહેવાનાં જે ચૌદ સ્થાન તે:–સત્યલોક, તપોલોક, જનલોક, સ્વર્લોક, ભુવર્લોક, ભૂર્લોક, એ સાત ઉચે અને અતલ, વિતળ, સુતલ, તળાતલ, મહાતળ, રસાતળ અને પાતાળ, એ સાત નીચે મળીને ચૌદ ભુવન કહેવાય છે. ચૌદ ભુવનનો નાથ=પરમેશ્વર. ઉ૦ ચૌદ ભુવનનો નાથ, કરશે તે થાશે, તારાં ધાર્યાં એળે જાશે, મનવા! ચૌદ ભુવનનો નાથ કરશે તે થાશે.

**ચૌદમુંરતન**, ન. [ सं ] અમૃત; સુધા. (૨) શિક્ષા; માર: દંડનીતિ:–ચૌદમું રતન દેખાડશો તો સીધો ચાલશે. (૩) પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં એવી કથા છે કે દેવ અને દાનવોએ મળીને સમુદ્ર વલોવ્યો હતો અને એ વલોણાના ફળરૂપે સમુદ્રમાથી તેમને ચૌદ રત્ન પ્રાપ્ત થયાં હતાં. તે આ પ્રમાણે:–લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વન્તરી, ચંદ્રમા, કામદુઘા, ઐરાવત હાથી, રંભા, સાતમુખનો ઘોડો, ઝેર, વિષ્ણુનું ધનુષ્ય, શંખ અને અમૃત.

**ચૌદવિદ્યા**, સ્ત્રી૦ [ सं ] પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ચૌદ વિદ્યાઓ ગણેલી છે તે. ચારવેદ, ૭ વેદાંગ (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ) ધર્મશાસ્ત્ર, પુરાણો, ન્યાય, અને મીમાંસા.

**ચૌદશ**, સ્ત્રી૦ [ सं चतुर्दशी ] પખવાડિયાની ચૌદમી તિથિ.

**ચૌર્ય**, ન૦ [ સં૦ ] ચોરી; ચોરીનું કામ. (૨) વિ૦ ચોરીનું; છૂપું; છાનું.

**ચૌલ**, ન૦ [ સં૦ ] નાનાં છોકરાંને પહેલવહેલા વાળ લેવરાવવાની જે ક્રિયા તે. ચૌલકર્મ મુંડન.

**ચૌહાણ**, પુ૦ રજપૂતોનુ એક ગ. ૦ એક જાતિના રજપૂત: રજપૂતોની એક નાતિનું નામ: રજપૂત વંશની અવટંક. એક રજપૂત કુળ:–ચૌહાણ વંશના રજપૂત—પૃથુરાજ ચૌહાણ. પૃથુરાજ ચૌહાણ આ જાતિનો રજપૂત હતો. ઈ. સ. બારમા શતકમાં ઉત્તર હિંદુસ્તાન બધુ ચૌહાણોના હાથમાં હતું, એમનો મૂળ પુરુષ 'માણકરા' નામે ચૌહાણ હતો.

**ચ્યુત**, વિ૦ [ સં૦ ] પડેલ; ગરેલું; સ્થાન ભ્રષ્ટ થએલું; પતિત :–પદચ્યુત; પરાઙ્મુખ.

**ચ્યુતિ**, સ્ત્રી૦ [ સં૦ ] પાત; પડવુ તે; ભ્રષ્ટ થવું તે; પતન. (૨) ગળતી (૩) ખામી; દોષ, સ્ખલન; કર્તવ્ય વિમુખતા (૪) અભાવ, કસર.

**છ**, પું૦ [ સં. छ ] ગુજરાતી વર્ણમાળાનો અઢારમો અને વ્યંજનોમાંનો તાળુસ્થાની સાતમો અક્ષર. (૨) ક્રિ૦ સંસ્કૃત अस् અને હો ધાતુનું વર્તમાનકાળમાં વપરાતું મૂળ. છ, છું, છે, છીએ. (૩) અ૦ છિઃ ; છટ. અલગણના, અલ્પગણના અને તુચ્છકાર દર્શાવવામાં વપરાતો ઉદ્ગાર. :–છ, છિઃ એ શું કરનાર છે ?

**છ**, વિ૦ [ સં. षट् ] ત્રણથી બમણી સંખ્યા બતાવનાર; (આંક) પાંચ ને એક; ચાર ને બે તે; ૬. છવાળુ છએ યુક્ત એમ દર્શાવવાને માટે 'છ' કેટલાક શબ્દની આગળ આવે છે. :–છપગુ–છ પગવાળુ (પ્રાણી–કરોળિયો વગેરે.) :–છરસ, છરાગ, છશાસ્ત્ર આદિ. કહે૦ છ કાને૦ વાત વંઠે=ત્રીજા માણસના સાંભળવામાં આવે તે વાત પછી છાની રહે નહિ.

**છઈયું**, ન૦ [ સં. शिशुः ] નાનું છોકરું; છૈયું. આ શબ્દનું નારીજાતિ રૂપ નથી. પું૦ છઈયો; છૈયો.

**છક**, પું૦ [ સં. उत्सेक ] ધન, અધિકાર, યૌવન, રૂપ અને બળ વગેરેના અભિમાનનો અતિશય તે; છાક; તોર; ગરૂરી; મદાંધતા. કોઈને કંઈ ગણતરીમાંજ નહિ ગણવા જેવો જે અહંભાવ તે. :–હમણાં એને બહુ છક ચઢ્યો છે. (૨) અ૦ નહિ મનાય એવું બનવાથી કે જોવા સાંભળવાથી સ્તબ્ધ થઈ ગયું હોય તેમ; દિઙ્મૂઢ; ચક; વિસ્મયાહત. વિ૦ ચકિત; તાજુબ; અચરત. ક્રિ૦ પ્ર૦ છક કરી દેવું=આશ્ચર્ય પામે એમ કરવું. છક કરી નાંખવું=દિઙ્મૂઢ બનાવી દેવું; આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખવું. છક એમ પણ બોલાય છે. (૩) છના આંકનો પાડો.

**છકછકાટ**, પું૦ છકનો દેખાવ; અભિમાનનો જુસ્સો; તન્મનાટ; તોરો; છાક. (૨) ઠાઠ; ભભકો.

**છકડેલું**, વિ૦ ચક્કર દેલું; એકઠું કરીને ગુંથી નાંખેલું; કસણેલું. (૨) મદઘેલું; છકેલું; તોરી.

**છકડી**, સ્ત્રી૦ [ સં. षट्की ] છ કાગળની થોકડી; એક જાતની છ વસ્તુનો સમુદાય તે; છકડુંનું સ્ત્રી લિંગ. :–છકડુ, છકડી, છકડો.

**છકડું**, ન૦ [ સં. षट्क ] છનો સમુદાય: છનો જથો. :–ત્રણ છકડાં કેરીઓ.

**છકડો**, પું૦ [ સં૦ शकट ] મુસાફરી કરવાનું ગાડુ; જેમાં છ માણસો બેસી શકે એવું ગાડુ; માણસોને બેસવાની સોઈવાળી મુસાફરીની ગાડી. :–અંબાજીના મેળામાં અમારી સાથે સો છકડા હતા. (૨) છનો સમુદાય.

**છકવું**, ક્રિ૦ અ૦ [ સં. चक्रन ] યૌવન, ધન, ઓહદો, સુખ વગેરેના અતિશયથી ફૂલી જવું; ફાટીજવું; નહિ લેખવવું; બહેકી જવું; વંઠીજવું; ગર્વથી ઉદ્ધત થઈ જવું. (૨) ભરાઈ જવું; ધરાવું; તૃપ્ત થવું. છકાવવું=છકવીનાંખવું; ફટાડીદેવું.

**છકાઇ**, સ્ત્રી૦ લાગલાગટ છ ઉપવાસ કરવાનુ એક જૈન વ્રત. (૨) છકાયો=જુદી જુદી છ જાતિનાં પ્રાણીઓ તે; છ યોનિ.

**છકાર**, પું૦ [ સં. ] છ એવો અક્ષર અને છ એવો ઉચ્ચાર તે.

**છકિયું**, વિ૦ [ સં. षट्क ] જેને ત્રણ તરીલાં અને છ બળદ જોડેલા હોય એવું (ગાડું).

**છકીજવું**, ક્રિ૦ અ૦ તૃપ્તિ પામી ઉન્મત્ત થઈ જવું; અહંભાવથી કોઈને પણ નહિ લેખવતા થવું; બહેકી જવું; ઉન્મત્ત થઈ જવું; વહીજવું; વંઠીજવું; ફાટીજવું; ગર્વથી મર્યાદા બહાર જતા રહેવું.

**છકેલ**, વિ૦ છકેલું; વંઠેલું; વહીગયેલું.

**છક્કડ**, સ્ત્રી૦ [ સં. चपेट ] તમાચો; લપડાક; થાપટ; ધોલ. (૨) ઠેસ; ઠોકર; જૂતથાપ.

(૩) છક થઇ જાય એમ કરવું તે. (૪) સરસાઇ કરી બતાવવી તે; સામાના કરતાં સારૂં કરવું-થવું તે; સ્પર્ધામાં બીજા બધા કરતાં ચઢી જાય એવું કરી બતાવવું તે. ક્રિ૦ પ્ર૦ છક્કડ દેવી=થાપટ મારવી; સરસ થવું; સ્પર્ધામાં ઉત્તમ નીવડવું. છક્કડ મારવી=સામો માણસ તાજુબ થઇ જાય તેમ કરવું; ભૂલ ખવડાવવી; થાપ મારવી. છક્કડ ખાવી=ભૂલ-ઠોકર ખાવી; સામાથી પરાજિત થવું; છેતરાવું; ઠગાવું.

છક્કલ, સ્ત્રી૦ સોકટાંબાજીની રમતમાંનો એક દાવ.

છક્કો, પું૦ [ સં. षट्क प्रा. छक्को ] છનો સમુદાય તે; છનો જથો. એક જાતનાં છ ચિહ્નવાળુ પાનું તે છક્કો. જેની ઉપર છનો આંક કે છ દાણા પાડેલા હોય એવો પાસો. રૂ૦ પ્ર૦ છક્કાપંચો=ભૂલથાપ ખવડાવવાનો દાવ રમવો તે; ફરેબ; દાવપેચ; સરત ચૂક કરાવી દેવી તે; છ દેખાડવા ને પાંચ આપવા જેવું જે તરકટ કરવું તે. ક્રિ૦ પ્ર૦ છક્કાપંચા રમવા=દાવ રમવો; પ્રપચની બાજી રમવી. કહે૦ છક્કા છુટી જવા=હિમ્મત ભાગી જવી; નારીપાસ થઇ જવું.

છખુણ, વિ૦ જેને છ ખુણા હોય એવું; છખુણિયું.

છખુણિયું, વિ૦ જેને છ ખુણા હોય તેવું; છખુણ; છ બાજુઓ ને છ ખુણાવાળુ તે.

છગડો, પું૦ છનું જે ચિહ્ન તે; છનો આંક-અક્ષર તે. (૨) બકરો; બોકડો.

છગણું, વિ૦ [ સં. षड्गुण ] છએ ગુણાય તેટલું; છપટ.

છગલ, ન૦ ( છગ, છાગ. ) બકરું; બોકડું. (૨) ભુરું વસ્ત્ર.

છગાર, સ્ત્રી૦ શિખર; શિખાંત; ટોચ; મથાળું; ઝાડની ઉંચામાં ઉંચી ડાળીઓનો પણ જે ઉપલો ભાગ તે.

છચોક, અ૦ છતેચોક-ખુણે ખોચરે નહિ પણ જાહેર ખુલી જગામાં; ઉઘાડી રીતે; સર્વ જાણે તેમ; જાહેરમાં. :-એ તો છચોક ચોરી કરે છે. તે છચોક જેવું હોય તેવું કહી દે છે. (૨) અમર્યાદ; છુપાવ્યા વગર; જાહેર.

છચોર, પું૦ જાહેરમાં પંકાતો ચોર; ચોર એવી જેને માટે છાપજ પડી ગયેલી હોય એવો જે ચોર તે. (૨) લુચ્ચો; ઠગ.

છછઇ, સ્ત્રી૦ દરિયા ઉપરની ખેતીવાડી થાય *એવી જમીન; છાછરા કિનારાની જમીન.*

છછણવું, ક્રિ૦ અ૦ છન્ છન્ થવું; ઘુઘરીનો ઠમકે ઠમકે અવાજ થવો. (૨) રહી રહીને બડબડવું; અણગણવું; ક્રોધ કે રીસ કરીને અણગમો બતાવવો; છણછણવું.

છછણાટ, પું૦ છન્ છન્ થવું તે; છણછણાટ; ઠેકે ઠેકે ઘણીક ઘુઘરીઓનો જે અવાજ થવો તે; ખણખણાટ; ધમધમાટ; ઝમઝમાટ. (૨) રીસથી તોરમાં બોલવું, બડબડવું તે; જરાજરામાં માનભરી રીસ ધરી ગણગણવું તે; નાચીકુદી રહેવું તે; તન્મનાટ કરવો તે. ક્રિ૦ પ્ર૦ છછણાટ કરવો=બડબડવું.

છછરું, વિ૦ છાછર; બહુ ઉંડું નહિ એવું; ઉતળું; છબછબિયું; ઉત્તાન; પહોળુ ને ઉંડાણરહિત; આછું; નહિગંભીર; ઉપરછલ્લું.

છછુંદર, ન૦ [ सं. छुछुन्दर ] ભુર ટુંકી પુંછડીનું આંધળુ અને જ્યાં ત્યાં ફાંફાં માર માર કરનારૂં ઉંદરના જેવું એક કસોળું પ્રાણી; ચેણુ. આ પ્રાણી ગંધાય એવી તેના શરીરમાંથી વાસ નીકળે છે. સાપ જો તેને પકડે છે તો તે બેઉ રીતે પસ્તાય છે. મૂકે તો આંધળો થાય ને ગળે તો મરી જાય છે. (૨) આતસબાજીનો કાતરો; આમતેમ અવાજ સાથે ઘુમાતી ઘુમાતી ફૂટે એવી આતસબાજીની એક

તરેહ. રૂ૦ પ્ર૦ છછુંદર જેવું=જ્યાં ને ત્યાં નિર્લજ્જની માફક માથાં માર માર કરે એવું; ચાંદવું; અટકચાળું; ઘાલમેલિયું; ધુમધુમ કરનારું. (૨) જંપીને ડહાપું થઇને બેસી રહે નહિ એવું; સળવળિયું; આંધા-ળીયું ને ઓછી અકલનું. કહે૦ છછુંદરનાં છએ સરખાં=બધાંએ એકજ તરેહનાં રૂપમાં રંગમાં સ્વભાવમાં, સમજમાં કંઇ ફેરફારજ ન હોય એવાં. છછુંદર પકડવું=થાયે નહિ ને છોડાયે નહિ એવું, બેઉ રીતે નુકસાન-કારક હોય તેવું તે. છછુંદર છોડવું=ધતિંગ -ગપાટો મારવો.

**છછુંદરી,** સ્ત્રી૦ [ સં. ચુચુન્દરી ] છછુંદરની માદા. (૨) વિ૦ છછુંદર જેવી; છછુંદરના જેવાં લક્ષણવાળી; અટકચાળી; ધુમધુમ કરનારી સ્ત્રી.

**છછુંદરું,** ન૦ છછુંદર; છછુંદરની માફક જ્યાં ને ત્યાં ધુસી જાય એવું જે તે. (૨) ચર્ચા કરાવે અથવા ઉશ્કેરણી ફેલાવે એવું ગપ્પું, ટુચકું, ફડદ્ તે; શાંત એકતારતા હોય તેવામાં ઓચિંતી ચિંતા કે ખળભળાટ કરાવે એવું જે કંઇ હોય તે. :—સૌ જંપીને બેઠા છે તેમાં તું કંઇ નવું છછુંદરું છોડતો નહિ. (૩) કોઇ પણ દિશાએ અને કદિ પણ ઓચિંતું ધુસી અથવા પેસી જાય એવું આતસબાજીનું બાણ; દારૂનો એક જાતનો આમતેમ ઘુમતો અને જ્યાં ત્યાં પેસી જાય એવો કાતરો; બોમ્બ; ટેટરપિંડો.

**છછેકાઈ,** સ્ત્રી૦ સ્વચ્છતા; ચોકૂખાઈ; સુઘડતા.

**છછોરી,** વિ૦ છોકરવાદ; નછોરવી; નહિ છોકરાં થવાને લીધે નાતી. (૨)છછુકલી; આછુકલી; હલકામનની; નહિગંભીર; ઉછાંછળી.

**છછોરું,** વિ૦ નાદાન; છોકરવાદ; બાળકબુ-દ્ધિનું. (૨) આછુકડું છછુકડું.

**છજાવટી,** સ્ત્રી૦ ગોખ—છજાનો કોઠો; ઝરૂખાનો આગલો આરેલીને ઉભા રહેવાનો ભાગ.

(૨) છજા ઉપરનું નાનું વાછટિયું છાપર.

**છજાવવું,** ક્રિ૦ સ૦ [ સ. મગ્રોઙ ] છજુ કાઢીને શણગારવું; આગલી રવેશથી ગોભાવવું. (૨) છાજનું છાપરું કરાવવું; નળિયાને છાજ નંખાવવું.

**છજ્જું,** ન૦ [ પ્રા. સન્નિઓ ] ઝુલતો હોય તેમ બારીની અથવા આખી મેડીની બાજુ એ બહાર કાઢી સુશોભિત બનાવેલો રવેશ; ઝરૂખો; ગોખ; ડાખલી. ઘર—મકાનની છજારે દિવાલની બહાર ઝુલતો રહે એવો ખુલ્લો બારી બારણાં વગરનો જે નાનો માળ, મેડો કે રવેશ તે. બહાર નીકળેલી કિનાર.

**છટ,** અ૦ તુચ્છકાર—તિરસ્કાર સુચક તર્જન તે; ધુત્કારી કાઢવું તે; છિઃ; છઃ (૨) અભિમાનની અતિશયતાનો અભાવ કે નિરસ્કાર ભર્યો ઉદ્ગાર. :—છટ, એ શું કરવાનો છે ? એનાથી કદી પણ મારી મામે માથું નહિ ઉંચકાય.

**છટકવું,** ક્રિ૦ અ૦ હાથ અથવા બંધનમાંથી કોઇ વસ્તુનું એકદમ છુટીજવું; હાથમાંથી, ચોટ—નિશાનમાંથી નીકળી જવું; ખસીજવું; વછુટવું. (૨) નિશાન ચુકવું; ખાલી જવું. તીર અથવા ગોળા વગેરેનું. (૩) ઝપટમાં નહિ આવવું; સરી જવું; લપસી જવું. (૪) બહેકી જવું; વકીજવું. (૫) ઉડી જવું; ઉડીને દૂર થઇજવું; દાવમાં નહિ આવવું.

**છટકાવવું,** ક્રિ૦ સ૦ છટકે અથવા ખસી જાય એમ કરવું; ખસેડી નાખવું; ચટદઇને ઉડાડવું. :—ફાંસીનું લાકડું છટકાવી દીધું. (૨) ચુકવવું; ભુલવવું. ( નિશાન વગેરે ) (૩) ફટાડવું; ઉચ્છૃંખલ થાય તેમ કરવું; નનાડવું. (૪) મેરવવું; ફટ—ચટ દઇને પડે એમ કરવું. :—ઢટકાનું પાટિયું છટકાવ્યું કે તરત ઉંદરભાઈ પુંજરામાં આવી ગયા.

છટકિયું, ન૦ છાંટ ઉડી જાય તેમ ખંખેરવાનું નાનું લુગડું; ટુવાલ; ખભે રાખવાનું લુગડું; અંગુચો; હજુરિયો; ફટકો. (૨) પેચ કે ઇસ્ટાકડી પાડી દેવાથી બારણું બંધ થઇ જાય અથવા ગાળો બેસી જાય એવી જે કરામત તે; પેચ; ફાંસો. છટકા વગેરેમાંની ચટ દઇને ઓચિંતી પડી જાય એવી જે કળ કે કરામત તે.

છટકીજવું, ક્રિ૦ અ૦ પેચ, પકડ, અથવા ચોટમાંથી વગર હરકતે ખસી જવું; નીકળી જવું; ચટ દઇને ખસીજવું; પકડમાંથી છટકવું; છુટીજવું; જતારહેવું; સરીજવું. :—ભીમની સલાળીને પકડી હતી તોપણ કોણ જાણે કેમ હાથમાંથી છટકી જઇ ભોંય પડી ને ભાગી ગઈ. ઉછળીને ઓચિંતું નીકળી પડવું. (૨) વટીજવું; વહીજવું; વ્યવહારની મર્યાદા બહાર જતા રહેવું. :—એ તો રાંડ છટકી ગઇ.

છટકું, ન૦ ચાંપ અથવા કળ દાબવાથી એકદમ બંધ થઇ જાય, બિડાઈ, સીકડાઇ જાય એવું જે કંઇ તે; ફાંસો; પેચ; પકડ; ભકચો; સુંગલ. એકાદ ચાંપ અથવા કળના છટકવા સાથેજ જેમાં માણસ, પ્રાણી, જનાવર વગેરે પકડાઇ અથવા બંધાઈ જાય એવી રચના કે ગોઠવણ તે; જાળ; દાવપેચ; પ્રપંચ. ક્રિ૦ પ્ર૦ છટકું માંડવું=કોઇને પકડવા—સપડાવવાની તેનાથી ન સમજાય એવી બાજી માંડવી; કાવતરું, પ્રપંચ રચવો; જાળ નાંખવી.

છટા, સ્ત્રી૦ [ સં. छटा ] સામો માણસ છક થઈ જાય એવી બોલવા, ચાલવા, લખવા અને કામકાજ વગેરે કરવાની રીત તે; તરેહ; ઢબ; ચાતુર્ય; ખૂબી. (૨) કાન્તિ; તેજ; શોભા; દીપ્તિ; પ્રકાશ; પ્રભા. (૩) (૩) અર્ચાની તરેહ; ચંદન; અળતો વગેરે લગાડવાની જે ચતુરાઇ તે. (૪) ખુબી; ઢમઢબ; રીતભાત; મરોડ.

છટાછટ, અ૦ છટ, છટ, એવો અવાજ થાય એમ; સટાસટ; છટ છટ બોલે એમ.

છટાદાર, વિ૦ મોહ પમાડે અને છક કરી નાંખે એવું સુંદર; મઝેનું; વિલક્ષણ; સાલંકારિક. (૨) ખુબીદાર; છટાવાળું; મરોડદાર.

છટાંક, વિ૦ [ સ. षट्टङ्क ] ૭ પૈસાભાર; પાશેરના ત્રીજા ભાગ જેટલું. (૨) છટાંક ભારનું ભરવાનું માપ અથવા વજન તે.

છટેલ, વિ૦ છકેલ; વંઠેલું. (૨) ચાલાક. અનીતિ વિષયમાં.

છઠ્ઠી, સ્ત્રી૦ [ સ. षष्ठी. પ્રા. छट्ठी ] બાળકના જન્મ પછીનો છઠ્ઠો દિવસ અને તે દહાડે કરવાની ક્રિયા વગેરે તે. લોકો એમ માને છે કે બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે વિધાતા આવી તેના જીવન દરમિયાન જે સારું ખોટું થવાનું હોય તેનો આંક માંડે છે. સુવાવડના ઓરડામાં વિધાતાની પૂજા કરી ત્યાં ખડિયો, કલમ વગેરે મૂકવામાં આવે છે. આથી ભવિષ્યમાં જે કંઇ બનાવ બને છે તે છઠ્ઠીના લેખ લખેલા તે પ્રમાણે બન્યો એમ કહેવાય છે. :—છઠ્ઠીના લેખ. ક્રિ૦ પ્ર૦ છઠ્ઠીનું ધાવણ કાઢી નાંખવું=ખુબ વમન થવું. (૨) એવો મારવો કે ફરીને જન્મ લીધો હોય એમ માને. (૩) શરીરને નીચોઈ નાંખે એવું ઔષધ આપવું. કહે૦ છઠ્ઠીનું ઉખડેલું=નાનપણથી વંઠેલું.

છઠ્ઠું, વિ૦ અનુક્રમે ૭ ઉપરનું.

છઠ, સ્ત્રી૦ [ સં. षष्ठी ] પખવાડિયાની છઠ્ઠી તિથિ તે; પંદર દિવસોની પક્ષમાંનો છઠ્ઠો દિવસ. કહે૦ છઠની સાતમ ને સાતમની છઠ કોઇથી થતી નથી, અર્થાત્ જે કાળે જે બનવાનું હોય તે તેજ કાળે બને છે એમાં કોઇથી કંઇ ફેરફાર થઈ શકતો નથી.

છાઠરું, ન૦ છોકરાના જન્મ પછીનો છઠ્ઠો દિવસ તે. (૨) એ દિવસે જે ક્રિયા કર-

વામાં આવે છે તે. (૩) છઠ્ઠે દિવસે કરવાની રીતભાત, વ્યવહાર વગેરે તે. (૪) એ ક્રિયામાં મૂકવાનું કપડું.

**છડ,** નo છોડું; છોડ; પડ; ફોતરું; છાલ. (૨) બરૂ, બરૂનો છોડ; વાંસ. (૩) લાકડી; ભાલાનો હાથો.

**છડકવું,** ક્રિo અo પાણી છાંટવું.

**છડવું,** ક્રિo સo [સં. શદ્] ફોતરાં અથવા છોડાં કાઢી નાંખવાને ડાંગર જેવા અનાજને ખાંડણિયામાં નાંખી મુસળથી ખાંડવું; ફૂટવું; છોડાં કાઢી નાંખવાં; સાફ કરવું; ઠંડુંખવું. :-કરડ છડવી. (૨) મારવું; ઠોકવું; કચરવું. કહેo છડનારી છડે ને ઉપણનારી દળી પડે=ખરી મહેનત કરનારને કંઇ નહિ અને નહિ મહેનત કરનારને દુઃખ થાય એમ.

**છડા,** પુo પંજાને કંકુવાળા કરી તેની છાપ પાડવી તે; હાથના થાપા મારવા તે. હાથ બે હોવાથી તેની છાપ એકવચને વપરાતી નથી. છડા:-કંકુના છડા દેવા. વરકન્યા પાસે ગૌનીઓને ગેર કંકુના છડા દેવડાઓ. (૨) છોકરાના પગનાં દરેક પગે બબ્બે પહેરાય તેમ પહેરવાનાં ચાર કડાં, કલાં તે. :-લાણાને પગે રૂપાના છડા નંખાવ્યા.

**છડાણ,** નo ખંડામણ; છડવાથી છૂટાં પડેલાં છોડાંનો ભૂકો તે; કુશકી.

**છડામણ,** નo છડવાની મજુરી તે; છડામણી. કહેo છડ્યાનું છડામણ=પાકી મહેનતનો બદલો. મફત કે પુણ્ય દાન તરીકે નહિ એવા અર્થમાં વપરાય છે, યથાર્થ બદલો છે એમ.

૧o છડામણ; છડ્યાનું લવાજમ.

**છડાવવું,** ક્રિo સo ખંડાવવું; કુટાવવું. (૨) ખૂબ મરાવવું.

**છડિયાત,** વિo સાથ વગરનું; એકલું; કુંવારું; પડોપડ.

**છડી,** સ્ત્રીo [પ્રા. છડ્ડિ] પકડવાની સળી-દાંડીવાળો પુષ્પગુચ્છ; કલગી. (૨) એક જાતનું ફૂલ; ગુલછડી. (૩) સુશોભિત પાતળી મુંડવાળી લાકડી; રાજદંડ. (૪) ફરવા જવાની નાજુક સોટી; નેતર. (૫) કડીઓની ગુંથણીની સાંકળ. ક્રિo પ્રo છડી પોકારવી=નેકી પોકારવી; રાજા, આચાર્ય કે અમલદારની આગળ રાજચિહ્નવાળો દંડ લઇ ચાલનારે તેના ઓદ્ધા સાથે તેનું આગમન જાહેર કરવું. (૬) વિo એકલી; એકાકિની; બચ્ચાં છોકરાં વગરની. એ તો છડીછાંટ છે શા માટે જ્યાં જતી હોય ત્યાં ન જાય ?

**છડીછાંટ,** સ્ત્રીo પડોપડ, એકલી; જેને છોકરું છૈયું ન હોય એવી; નછોરવી; સાથે કે પાસે કશું ઉંચવા-લેવાનું હોય નહિ એવી સ્ત્રી.

**છડીદાર,** પુo છડીવાળો; ગજદંડ ધારણ કરનારો; ચોપદાર; કચુકી.

**છડીધર,** પુo ચોપદાર.

**છડીનાંખવું,** ક્રિo સo ખૂબ મારવું; ટાઢો માર મારવો; કચરીનાંખવું; ખાંડીનાખવું.

**છડીસ્વારી,** સ્ત્રીo સથવારા કે રસાલા વગર એકલા હોવું તે; એકાકી જવુંઆવવું તે; પડોપડ. :-રાજા છડીસ્વારીએ તરત બહાર નીકળી પડ્યો.

**છડું,** વિo પોતાની જાત સિવાય બીજું કંઇ લફરું જેની સાથે કે પાસે ન હોય એવું; એકલું, એકાકી; જાતે પોતેજ હોય એવું. (૨) જેને છૈયાં છોકરાં ન હોય એવું; વાંઝિયું; પડોપડ. :-ઉo છડો હું હતો છોકરો છેક છોટો.

**છડો,** પુo મોતીનો ઝડો; એકાવળ હાર. (૨) છોકરાંના હાથનું મોતીનું ઘરેણું; દર્શનિયાં. (૩) છંટકાવ. (૪) વાંઢો; કુંવારો.

**છણકછણક**, અ૦ વારંવાર છણુછણુ કરવું તે; રીસથી વારવાર છણકા કર્યા કરવા તે; છણકા કરતું હોય તેમ. ક્રિ૦ પ્ર૦ છણક-છણક કરવું=વારંવાર રીસ અને ક્રોધ કરી કરીને છણછણવું.

**છણકપાટુ**, સ્ત્રી૦ છણકો કરવો ને પાટુ મારવી તે; ઓચિંતું-સહેજસહેજમાં રિસાઇ રીસ કરીકરીને બડબડી લાત નાંખી ખસીજવું તે; આનાકાની; છણકા; તરફેડા. :—આમ છણકપાટુ શું કરે છે? ધીરી રહીને વાત તો સાંભળ. પહેલેજ વેતરે વિયાયેલી ભેંસ દોહનારી ખાણુ મૂકીને પસવારી પસવારીને આંચળ પકડે અને તે ગીલી લાગવાથી ઓચિંતી છણકો કરી પાટુ નાંખીને વારંવાર ખસીજાય તે. આ ઉપરથી છણકપાટુ કહેવાય છે.

**છણકવું**, ક્રિ૦ અ૦ છણકો કરી દૂર ખસી જવું; વાંકું પાડવું; છટકીજવું; તરછોડવું; છણછણાટ કરવો. (૨)સુપડાથી લોટ સોવો.

**છણકો**, પું૦ [ दे. छणयं ] તાતા તવા ઉપર અથવા તાતા તેલમાં પાણીનો છાંટો પડતાં જેવો છમકારાનો અવાજ થઇ પાણી ઉડે છે તેમ ગુસ્સો કરીને સામા માણુસને તરછોડી દૂર ખસી જવું; તુચ્છકાર; તર્જન; તરછોડ; ખોટા માની ગુસ્સાનો અણગમો; ધુત્કાર. ક્રિ૦ પ્ર૦ છણકો કરવો=તુચ્છકાર કરવો; તરછોડી નાંખવું. છણકો વેઠવો=તુચ્છકાર સહેવો. છણકા ખાવા=વારંવાર તરફેડા સહન કરવા; ગુસ્સાથી-રીસથી ધુતકારી કાઢે તે સહન કરવું.

**છણછણ**, અ૦ એવો અવાજ; તાતા તવા કે તેલમાં પાણી પડતાં થતો એવો અવાજ. (૨) લાડની રીસમાં નાચી કુદી બડબડવું તે.

**છણછણવું**, ક્રિ૦ અ૦ અણગમો, રીસ અને લાડથી અંગ મરડી ગચરડી બડબડવું; છણકા કરવા; છણછણાટ કરવો. (૨) છણછણ એવો અવાજ કરવો. છછણવું.

**છણછણાટ**, પું૦ છણછણવું તે; છણછણ એવા અવાજનું થવું તે. (૨) રીસ અને લાડમાં અણગમો બતાવવો તે; આનાકાનીનો લાડીલો મરડાટ તે. બડબડાટ. કોઇ બાબત નહિ પસંદ પડતી હોવા છતાં કરવી પડવાથી જે અણગમો દેખાડવો, બડબડવું, અંગ તરછોડવાં અને તે બાબત કે કામને પછાડવું નાંખીદેવું અને તેમ કરતાં કરતાં અભાવ કે અરુચિ દર્શાવ્યા કરવી તે છણછણાટ.

**છણણણ**, અ૦ ગરમ ધાતુ ઉપર અથવા ગરમ તેલમાં પાણી પડતાં થતો એવો અવાજ.

**છણવું**, ક્રિ૦ સ૦ ચૂર્ણ અથવા પ્રવાહીને ઘસીને બારીક ચાળવું-કપડા વગેરેમાંથી પાર કાઢવું. :—ચાર પાંચ વસાણાં ખૂબ ખાંડી કપડાથી છણવાં. રસ, દહિં વગેરે છણવાં. (૨) ચર્ચવું; ચુંથવું; ચહેરવું; ચોળવું; છેડવું. :—એ વાતને ઝાઝી છણશો નહિ. (૩) વારંવાર અડકવું; ઉથલાવવું; ઉખેડવું; ખણવું; વલુરવું; ખોતરવું. :—છોકરાને હાથે કોથળીઓ બાંધજો એટલે બળિયા છણશે નહિ. (૪) ઝીણવટથી તપાસી જોઇ વિચારીને સત્ય શોધી કાઢવું. :—ન્યાય છણવો તે સહેલું કામ નથી. ૨૦ પ્ર૦ કપ્પડછાણ=કપડાથી બારીક ચાળેલું; કપડે ચાળેલું. ક્રિ૦ પ્ર૦ કપ્પડછાણ કરવું=કપડાથી ચાળી નાંખવું.

**છણાવું**, ક્રિ૦ અ૦ ચળાવું; ગળાવું. (૨) ચર્ચાવું. (૩) છોલાવું; ફોતરું-છોડું ઉખડવું; ઘસારો પડવો; ખણાવું; ખોતરાવું. (૪) તપાસાવું; સત્ય શોધાવું.

**છત**, સ્ત્રી૦ [ स. अस्ति छत्र प्रा. छत्त ] હોવાપણું; હયાતી; અસ્તિત્વ. (૨) પેદાશ; ઉત્પન્ન. (૩) પ્રાચુર્ય; પુષ્કળતા; ભરતી; વધારો. (૪) વિતાન; ચંદરવો; ચાંદની; સિલિંગ. (૫) ધનાઢયતા; ગૃહસ્થાઇ. કહે૦

છત છાંડીએ નહિ ને ઉફાંદ માંડીએ નહિ=વ્યવહારને યોગ્ય હોય તેટલુંજ કરીએ. (ઓછુંએ નહિ ને વધારેએ નહિ) છત છાની ન રહે=પૈસો ટકો હોય તો તે છાનો રહેતો નથી, અર્થાત્ તેની છુટે હાથે થતી વાપરથી તે તરત જણાઇ આવે છે. છતે ભોળી ને અછતે ઘેલી=ધનવાન–ગૃહસ્થ હોય ને સાદી નિખાલસ રહેતી હોય તો ભોળી કહેવાય અને ગરીબ ઘરની હોય ને તેવી હોય તો ગાંડી કહેવાય. (૬) અગાશી; ધાબું.

**છતર,** જુઓ છત્તર.

**છતરાવું,** વિ૦ ખુલ્લું; ઉઘાડું; ચાહન.

**છતરી,** સ્ત્રી૦ [ સ. छत्र ] તડકો અને વરસાદ ડીલ ઉપર પડે નહિ તે માટે ઓઢવાનું એક બનાવટી વિતાન; નાનું છત્ર; નેતર અથવા લોખંડની સળીઓ ઉપર કપડું સિવી લઇ માથે ઓઢાય અને સાથે રખાય એવી મહેલી ઘુમ્મટના ઘાટની એક બનાવટ. (૨) ઉપર છવાઇ રહેલું ઢાંકણુ–આચ્છાદન. :–ડમણીની છતરી. (૩) વિ૦ ત્રીસને છ, ૩૬. જુઓ છતરીસ; છત્રીસ. (૪) પાળિયા ને બાવલાં વગેરે ઉપરનું છાપરૂં; મડપ; ઢાંકણુ. :–મહારાણીના બાવલા ઉપરની છતરી પણ તદન આરસ પહાણની હોઇ બહુ મજેની છે.

**છતરીસ,** વિ૦ ત્રીસને છ; ૩૬.

**છતવાડ,** સ્ત્રી૦ છત હોવી તે; પુષ્કળતા.

**છતાપાટ,** અ૦ પાટલાની માફક સવળું પડેલું હોય તેમ; ચટાપાટ; ફેલાઇને પીઠ ઉપર પડેલું.

**છતારું,** વિ૦ છતારવાળું; જેમાં અથવા જેની ઉપર છતાર લગાડેલા હોય એવું. :–છતાર=એક જાતનું તતુ વાદ્ય. (૨) જેમાંથી છતાર નીકળતા હોય એવું. (ચીકણું, ઘટ્ટ.) :–છતારી ચાસણી.

**છતાં,** અ૦ [ સ. सते ] એમ છે તોય; તોપણ; છે તોપણ. :–મેં ના કહી છતાં ગયો. છતે.

**છતું,** વિ૦ ચતું; પીઠપર પડેલુ. (૨) સવળું; પાંશરૂં; સારૂં. (૩) ઉઘાડું; ખુલ્લું; ચાહન. (૪) છત્વતું; ચાલુ–પ્રવર્તમાન; વિદ્યમાન; વહેતું; નીભતું. :–એ શું છતુ રાખવાનો છે ? ક્રિ૦ પ્ર૦ છતું રાખવું=વિદ્યમાન રાખવું; પરપરા–વંશાન્વય ચાલુ રાખવો તે; ચાલુ રહેવું; વશતંતુ અખંડિત–જીવત રાખવો; અસ્તિત્વ રાખવું.

**છતે,** અ૦ [ સ. सते ] છતાં પણ; તથાપિ; તોપણ; હોતાં પણ. :–છતે છોકરે બાપ વાંઝિયો. કહે૦ છતે છોકરે બ્રાહ્મણના સમ ખાવા=પોતાનું હોવા છતાં પણ પારકાને લઇ પડવું એવી ઢોંગાઇ. ધૂર્તતાના અર્થમાં આ કહેવત વપરાય છે.

**છત્તર,** ન૦ [ સ छत्र ] મોટી ભાગે છતરી; ટોપ, ઓઢો; આચ્છાદન; ઢાંકણુ. (૨) વડીલ; પાલક; રક્ષણ કરનારો. (૩)આશ્રય; ઓથ. કાગછત્તર=બિલાડીનો ટોપ; શિલીન્ધ્ર.

**છત્ર,** ન૦ [ स ] ખુપડી; છતરી; ટોપ. (૨) વડીલ; રક્ષણ કર્તા; વાલી. :–શિરછત્ર. (૩) આશ્રય. (૪) ચક્ર; મડળ. રૂ૦ પ્ર૦ છત્રભગ=ચક્રાકાર શિખરનો નાશ થવો તે, રાજ્યની એકત્રતા તૂટી જવી તે; પુષ્પનાશ. છત્રબધ=એકત્રતાનુ બધન; સમૂહબળ. છત્રસિંહાસન=મોટા સુશોભિત આચ્છાદન–ચદરવાવાળુ રાજાને બેસવાનું જે આસન તે. છત્રપતિ=જેને છત્રીઓ ઓઢવાનો અધિકાર હોય એવો મોટો માણુસ, અમલદાર કે રાજા. છત્રચામર=રાજાનાં ચિહ્ન.

**છત્રી,** સ્ત્રી૦ છત્તર; ટોપ; છત્ર. (૨) છ ને ત્રીસ; ૩૬.

**છત્રીસ,** વિ૦ છ ને ત્રીસ; ૩૬. કેટલીક વસ્તુનાં છત્રીસ અગ હોવાથી તેની આગળ

આ શબ્દ લગાડાય છે. :—છત્રીસવાજાં; છત્રીસજોગણી; છત્રીસરાગણી.

**છદ્મ,** ન૦ [ સં. ] બનાવટી રૂપ ધારણ કરવું તે; બનાવટ; ઢોંગ. :—છદ્મવેશી. (૨) કપટ; દગો; પ્રપંચ; છળ. (૩) બહાનું; જુઠી રચના; ભૂલથાપ ખવડાવવાની બાજી તે; ફેલ.

**છનછન,** અ૦ [ સં. छनच्छन ] ઝીણી ઘુઘરીઓના ઝુમખામાંથી ઠેકે ઠેકે નીકળતો એવો અવાજ; છમછમ; એક પછી એક ધીરે ધીરે થતો ઝમકાર; ઝંકાર તે; ખણખણ.

**છન્નાછન્ની,** અ૦ ઉપરાઉપરી છનછન થતું હોય તેમ; રૂપા અથવા રૂપિયાનો ચાલુ ખણખણાટ તે; છનછન એમ ખડખડયા કરતું હોય તેમ. રૂ૦ પ્ર૦ છન્નાછન્ની થઇ રહેવી=રૂપિયાની રેલછેલ હોવી; હરહમેશ રૂપિયાનો ખડખડાટ થયા કરવો તે.

**છન્નું,** वि० [ सं पण्णावति ] નેઉ ને છ; ૯૬.

**છપગું,** वि० છપગવાળું; જેને છપગ હોય એવું—પ્રાણી. ભમરો, માંકડી, કરોળિયો, વગેરે.

**છપડું,** वि० [ स. षट्पद ] છપડવાળું. છપડી =લુચ્ચાઇ; ઠગાઇ.

**છપતરું,** ન૦ નામ માત્રજ છાપ રહેલી હોય એવું પતરું; અત્યત ઘસાઇ ગયેલો સિક્કો અથવા પાત્ર તે; ઘસાઈ ગયેલું છીણું. જુઓ છપોતરું. (૨) વિ૦ પાતળું. (૩) નહિ ઉંડું; છાછરું.

**છપય,** પુ૦ ( છ+પદ ) જેમાં છચરણ અથવા પદ હોય એવો છંદ; છપ્પો. ઉ૦ ઉલટાવો ધરી ટેક છપયનાં ચાર ચરણસમ. છપાય.

**છપર,** જુઓ છપ્પર.

**છપરપગું,** વિ૦ જેનાં આગળ પાછળથી ઉંડાં અને વચમાંથી ઉતળાં પગલાં પડતાં હોય એવું; અર્થાત્ જેની પાની અને પાટલી વચ્ચેનો ભાગ ઉંચો રહેતો હોય એવા પગવાળું (માણસ). આ ટીલું ગણાય છે. આજ પ્રમાણે સોરપગું; ચતરપગું, એમ કહેવાય છે.

**છપરપલંગ,** પું૦ જેની ઉપર છાપરાની માફક આચ્છાદન—મચ્છરદાની કે ચંદની નાંખેલી હોય એવો સારી બનાવટનો ઢોલિયો—ખાટલો તે. છતરપલંગ=છતરીવાળો ખાટલો.

**છપવું,** ક્રિ૦ અ૦ સંતાવું; છુપાવું. (૨) ભય, લજ્જા આદિથી સંકોચાવું; શરમાવું; દબાવું; બીવું; પાછાપડવું.

**છપાઈ,** સ્ત્રી૦ છાપવાની હબછબ; છાપ ઉઠાડવાની જે ખુબી તે; છાપ; છાપણી. (૨) છપામણી.

**છપામણ,** ન૦ છાપવાનું લવાજમ; છપામણી.

**છપામણી,** સ્ત્રી૦ કોઇ વસ્તુ છાપવાની જે મજુરી તે; છપામણ.

**છપાયું,** વિ૦ છપગવાળું. (૨) છુપાયેલું; સંતાયેલું. :—શા માટે તે છપાયો રહે છે?

**છપાવવું,** ક્રિ૦ સ૦ કોઇ છાપે તેમ કરવું; પ્રસિદ્ધ કરવું અથવા કરાવવું; પ્રકટ કરવું; કાઢવું. :—આ ચોપડી મેં છપાવી છે. (૨) છાપ પડાવવી; અમુક આકૃતિ, ફૂલવેલ વગેરેની મુદ્રા પડાવવી. :—કોર છપાવવી. (૩) જાહેર કરવું; ફજેત કરવું; જગજાહેર કરવું :—મિલનું શું વ્યાજ છપાયું?

**છપાંચગણવા,** ક્રિ૦ અ૦ નાસીજવું; અગિયારા ગણીજવા.

**છપ્પન,** વિ૦ [ दे. छपण्णो ] પચાસ ને છ: ૫૬. (૨) અ૦ વારંવાર; ઘણીવાર; ઘણામાં ગમે ત્યાં ક્યહિં હોય તેમ. :—એને છપ્પનવાર કહ્યું. છપ્પનમે ખુણે. રૂ૦ પ્ર૦ છપ્પનમે ખુણે=ગમે ત્યાં—ક્યહિંક; કોઇક ઠેકાણે; ઓચટે. ક્રિ૦ પ્ર૦ છપ્પનના વિતાડવા=ખીદીખીદી કરી નાંખવું; હેરાન કરવું. કહે૦ છપ્પનપર ભુગળ વાગવી= પુષ્કળ—અઢળક ધન હોવું. એક એવી

જનવાર્તા છે કે, જ્યાં છપ્પન કોટિ રૂપિયા ભરેલા હોય ત્યાંથી એક જાતનો ગેબી અવાજ નીકળ્યા કરે છે. ઉ૦ વાગે છપ્પન ઉપર ભેર, પાસે ગોમતીજીની લેર. દ્વારકાં વર્ણન. નહિ ત્રણમાં, નહિ તેરમાં અને નહિ છપ્પનના મેળમાં=કશામાં. ગણનાજ નહિ, એવા અર્થમાં આ કહેવત વપરાય છે. વિશેષ—કેટલીક ચીજના છપ્પન છપ્પનના મેળ કે સમૂહ કહેવાય છે. :—છપ્પન દેશ; છપ્પન બોલી; છપ્પન કોશ. છપ્પન વેપારી અને ભારો કુંચીઓ=કરવુ કંઈ નહિ ને દમામ ઘણો. છપ્પનિયો=છપ્પનમા વર્ષ ઉપરનું જે તે દુકાળ વગેરે, છપ્પનની સાલમાં પડેલો દુકાળ. વ્યં૦ દુકાળિયો; ઠગ; લુચ્ચો; દેવાળિયો.

**છપ્પનભોગ,** પું૦ છપ્પન તરેહની રસોઇ કરી ઠાકોરજીને ધરાવવાનો એક ઉત્સવ તે; બહુ ઉત્તમ પ્રકારની ભોજનની સામગ્રી અને તેનુ નૈવેદ્ય તે; અન્નકૂટનો ઓચ્છવ.

**છપ્પય,** પું૦ છપ્પો.

**છપ્પર,** ન૦ [ સં छद्=ઢાંકવું ] છાપરુ. (૨) મથાળુ; શિખર. (૩) છત્રી; મચ્છરદાની. કહે૦ છપ્પરપર ભુંગળ વાગવી=ગમે તેટલી ધાંધલ થાય પણ કંઇ સાંભળવુજ નહિ. એવી નિશ્ચિંત—ઘોર ઉંઘમાં ઉંઘવુ કે માથા ઉપર ભુંગળ વાગે તોપણ જગાય નહિ. રાવણનો ભાઇ કુંભકર્ણ શાપને લીધે હમેશ ઉંઘ્યાજ કરતો. એને જ્યારે ઉઠાડવો હોય ત્યારે તેની ઉપર ભુંગળો વગડાવવામાં આવતી. આ ઉપરથી અતિ ઉંઘણસી અને બેદરકારી માણસ વિષે બોલતાં આ કહેવત કહેવાય છે. છપ્પરપર ભુંગળ ને છપ્પરપર ભુગળ, એ બેના અર્થ જુદા છે.

**છપ્પરબંધ,** પું૦ છાપરુ સમારનારો. (૨) વિ૦ જેની ઉપર છાપરું ઉતારેલું હોય એવું. (મકાન) ધાબાબંધ નહિ.

**છપ્પો,** ૭ પદનો એક છંદ તે; છપ્પય.

**છપ્પોસાત,** પું૦ ૭ તે એક એમ સાત પડના તે. બાજીમાં બે પાસા હોય છે તે નાંખવાથી ૭ ને પો—એક, એમ સાતની સખ્યા પડે છે. આ સાત બે રીતના ગણાય છે. એક પાસામાં ૭ દાણા ને બીજામાં પો=એક દાણો મળીને ૭ પડે, તે છપ્પોસાત કહેવાય છે અને ચાર ને ત્રણ, પાંચને બે સાદા સાત કહેવાય છે. સાદા સાત કરતાં છપ્પોસાત વધારે ઉપયોગી ગણાય છે.

**છબ,** ન૦ [ હિં. ] ચિત્ર; પ્રતિમા; છબિ.

**છબકછબક,** અ૦ છબછબ થાય એમ; છાછરા પાણીમાં ચાલતાં પગલે પગલે પાણીનું ઉછળવું અને છબછબ એમ થવું તે. :—વરસાદ આવ્યો છે ને રસ્તામાં પાણી ભરાયાં હશે તેમાં છબકછબક કરતા અત્યારે ક્યાં જઇશું, અહિંજ રાતવાસો રહો.

**છબછબ,** અ૦ છાછરા પાણીમાં એક પછી એક હાથ પગ બોળતાં અથવા અફાળતાં પાણી ઉડે ને અવાજ થાય તેમ; છબ, એવા અવાજ સાથે પાણી ઉછળે ને બોલે એમ. ક્રિ૦ પ્ર૦ છબછબ કરવું=છાછરું પાણી હાથપગ અફાળીને ઉડાડવું.

**છબછબાવવું,** ક્રિ૦ સ૦ લુગડાને પાણીમાં બોળી છબછબ થાય એમ ધોવું ધોવું—વિછળવું; મચમચાવવું; પાણીમાં ને પાણીમાં છબછબ થાય એમ ધોવું. :—નહાઇને તરત પોતે પોતાનું પંચિયું છબછબાવી લેવું એવો ગુરુકુળમાં ધારો છે.

**છબતરું,** ન૦ ઘસાઈગયેલું પતરું. (૨) વિ૦ ગદું; ગોબરું; ચુથાયેલું.

**છબરકી,** સ્ત્રી૦ ચમરખી; કાગળનો ઝીણો ને નાનો કકડો.

**છબવું,** ક્રિ૦ અ૦ ઠરવું; લાગવું. (૨) અટકવું, ઉ૦ માયાના ગુણ જ્યાં નવ છબે, અખા પછી તેને કુણ આલબે.

**છબિ**, સ્ત્રી૦ [ સં. छवि ] હાથે ચીતરેલી અ-થવા છાયાવડે પાડેલી માણસની આકૃતિ; તસવીર; પ્રતિકૃતિ; ચિત્ર. (૨) મનમાં રૂપ ગુણનું જે ચિત્ર પડે છે તે; ચિત્ર. ક્રિ૦ પ્ર૦ છબિલેવી,–પાડવી=છાયા ઉપરથી આકૃતિનુ આલેખન પ્રતિબિંબ પડે એમ કરવું. (૩) આલોક; દેખાવ.

**છબિદાર**, વિ૦ સુંદર; મોહક; રૂપાળું; ઘાટીલું; શકાદાર.

**છબીલું**, વિ૦ સુંદર–મોહક છબિવાળું; રૂપાળું; ફુટડું; દેખાવડું. ( પુ૦ છબીલો. સ્ત્રી૦ છબીલી. )

**છબોતરું**, ન૦ ઘસાયેલું પાતળું પતરું; પા-તળું છોડું. (૨) નાનો નમાલો કાગળનો કકડો.

**છમ**, અ૦ તપેલી ધાતુ ઉપર અથવા તાતા તેલમાં પાણી પડતાં થતો એવો અવાજ. (૨) ડપકાવાથી ઘુઘરીમાંથી નીકળતો એવો અવાજ. રૂ૦ પ્ર૦ છમવડું=છમ થાય એમ તળીને બનાવેલું વડું તે. કહે૦ મા મને છમવડું=બુભુક્ષિતપણું બતાવવાના અર્થમાં, ખાવાની અત્યત આતુરતા અને ઉતાવળ દેખાડવાના અર્થમાં વપરાય છે. ભોજનની ઓછી સામગ્રીના અર્થમાં પણ વપરાય છે.

**છમકછમક**, અ૦ છમછમ થાય એમ; લટક-દાર ચાલે પગલાં મૂકવાને ઠેકઠેકે ઝાંઝરની ઘુઘરીઓમાંથી તાલબધ છમછમ થતું હોય તેમ; રૂમઝુમ ઠમકઠમક. (૨) છમછમ ઝાંઝર વાગે એમ ચાલવું તે.

**છમકલું**, ન૦ છમ થઇને એકદમ બંધ /પડી જાય એવું જે તે; વિજળીની માફક ચ-મકારો–છમકારો કરીને રહી જતું હોય એવું કામ બનાવ વગેરે તે; અટકચાળું; ચાંદલું; અડપલું. (૨) જરાક લાગીને ઝ-ળુકીને રહી જતું એવું જે તે. :–આગનું છમકલું.

**છમકવું**, ક્રિ૦ અ૦ છમકછમક થવું; છમછમ એવો અવાજ થવો.

**છમકાર**, પું૦ છમ એવો ઝીણો ટુંકો અવાજ થવો તે; છમકારો; ઝમકાર.

**છમકારવું**, ક્રિ૦ સ૦ છમછમ થાય એમ કરવું: ઠીકરી કે ધાતુ ખૂબ ગરમ કરી છમ થાય તેમ પાણીમાં નાંખવી; છમ થાય તેવી રીતે ગરમ વસ્તુને પાણીમાં ઝબકોળવી. (૨) અગ્નિ ઉપર મૂકીને નહિ પણ ગરમ કરેલી વસ્તુ નાંખીને પાણીની ઠડક ઓછી કરવી. (૩) વઘારવું; તળવું; તાતા તેલમાં નાંખવુ. :–શાક છમકારવું; ઓરણી કરવી: તેલ મરચાં વગેરેને ધાતુના ચાડામાં ખૂબ ગરમ કરીને દાળ કઢી વગેરે પેય પ્રવાહી-માં છમ થાય તેમ બોળવું.

**છમછમ**, અ૦ રહી રહીને છમ એવો અવાજ થતો હોય તેમ: છમ એવો અવાજ; છ-મકછમક.

**છમછમતું**, વિ૦ છમછમ એવો અવાજ કરતું; વાગતું. (૨) તવા ઉપર તળવાથી તેલની પરપોટીઓ ફૂટતાં અવાજ કરતું; તાતું: ઉનુંઉનું. :–છમછમતો પુડો.

**છમછમાટ**, પું૦ છમછમ થઇ રહેવુ તે; છમ છમ કરવુ તે; છમછમ એવો અવાજ થાય એમ કરવુ તે. (૨) લાડથી અથવા તોરથી નાચી કુદીને ઝાંઝરનો ઝમકાર કરવો તે. થનથનાટ. (૨) તોર; મદ; વ-ગેરેનું ચાપલ્ય દેખાડવું તે. પગે વાગતી ઘુઘરીઓવાળાં ઘરેણાં પહેરી આનદના તોરમાં–જુસ્સામાં આમતેમ મહાલવુ તે. (૩) લાડભરી રીસનો કકળાટ.

**છમછમિયાં**, ન૦ છમછમ થાય એવાં ઘુઘરી-ઓવાળાં ઘરેણાં; ઝાંઝર; ઝાંઝરિયાં. (૨) કાંસાની વાગે તેમ જડેલી–ગોઠવેલી તખતી-ઓ તે. :–વહેલનાં છમછમિયાં. (૩)વાગતી

નાની નાની ધાતુની તખતીઓનું બનાવેલું એક વાજું; કરતાલ; ઝાંઝ.

**છમછરી,** સ્ત્રી૦ છમચરી ( સુરત ) [ સં. સમ્વત્સરી ] વાર્ષિક મરણ તિથિ; સંવત્સરી.

**છમાસી,** સ્ત્રી૦ મરણ પછી છ મહીને જે શ્રાદ્ધ ને બ્રહ્મભોજન વગેરે કરવામાં આવે છે તે ક્રિયા.

**છર,** પું૦ રૂપ, યૌવન, ધન અને માન વગેરેના અભિમાનનો જુસ્સો તે; તાન; મસ્તી; લાડની-માનની ખેતમા તે. (૨) મનનો અમુક જાતનો બલિષ્ઠ આવેશ; ઘેલછા; વેળ. છરખારવવો=મન ઉપર આવી જવું; વેળ આવવી; તરંગાવું; ઓચિંતી જોસદાર લાગણી થઇ આવવી. :–છર આવે તો કરે નહિ તો બેસી રહે. (૩) તોર; મદ; અભિમાન. ક્રિ૦ પ્ર૦ છર ઉતારવો=ગર્વ તોડવો; નરમ બનાવી દેવું. છર કરવો= બહેકીને ઘણું બોલવું; સહેજસહેજમાં જાસ્તી ઉપર ચઢી જવું. (૪) વાઢિયો; ચસકો, ઉમભાવ. (૫) [ સં. ક્ષુર ] છોર; અસ્ત્રો; સજૈયો. ક્રિ૦ પ્ર૦ છર ફેરવવો=નાશ કરવો; પાણી મૂકવી; બરબાદ કરવું; કર્યું કારવ્યું ધોઇ નાંખવું. (૬) સ્ત્રી૦ બરૂની અંદરનો રેસો.

**છરતું,** વિ૦ ઉપર ઉપર થઇને વાંકું જતું; કતરાતું; ચીરતાં કાપતાં છરર એવો અવાજ કરીને આડું ઉતરી જતું; છોલાતું. છરતો ઘા; ઉઝરડો.

**છરરર** અ૦ એવો થતો અવાજ. ( ફરકડી, કાતરડીનો. )

**છરવંધું,** વિ૦ છર વિંધાયેલું; છરવાળું; વેળ આવે તો સારાસાર નહિ જોતાં કામ કરી નાંખે, ગમે તેમ ક્રોધમાં બોલી દે એવું; ક્રોધીલું; ઉચ્છૃંખલ; આવેશઘેલું.

**છરા,** પું૦ [ સં. ક્ષુરા=મરડિયા ] બંદુકમાં ભરીને ઉડાડવાના મરડિયા; કાંકરા, કકડા, વગેરે તે. એક આખી ગોળીને બદલે બંદુક તોપ કે બૉંબમાં ફાટીને ઉડે એવા લોખંડ વગેરેના નાના કકડા ભરવામાં આવે છે તે; ગોખરુ; ગોળીના કકડા. (૨) જેમાંથી છરા ઉડે એવો મારો તે.

**છરાયેલું,** વિ૦ જેને વખતો વખત છર આવી જતો હોય એવું; ઉચ્છૃંખળ; મનમાં આવેલા જોસને વશ થઇ જાય એવું; વેરતું કે બોલવાનું કામ કરી નાંખે એવું; આવેશઘેલું.

**છરી,** સ્ત્રી૦ [ સં. છુરિ ] સાધારણ ઘર કામકાજની કાપકુપ કરવામાં અને શાક વગેરે સમારવામાં કામ આવે એવું નાનું કાપવાનું ઓજાર; પાળી; ચપ્પુ, ચાકુ. (૨) નાનું ભોંકવાનું; કાપવાનું કે ચીરવાનું હથિયાર. રૂ૦ પ્ર૦ છરી જેવી જીભ= લાગણી કાપી નાંખે એવી ખરાબ-આકરી વાણી. બગલમાં છરી=મનથી ઘા કરવાની દાનત; દગલબાજી; કપટ. કહે૦ છરીનું કામ છરી કરે અને નરેણીનું કામ નરેણી કરે=એક બીજાનું કામ એક બીજાથી થાય નહિ, જે જેનું કામ હોય તેજ તે કરે બીજાથી બને નહિ. (૩) વેર; અદાવત; કીનો. :–પેટમાં છરી રાખો ને મોઢે મીઠું બોલો.

**છરેલ,** વિ૦ છરાયેલું; આવેશઘેલું; ક્રોધીલું.

**છરો,** પું૦ મોટી છરી; એક તરફ ધાર અને ભોંકાય તેવી અણીવાળુ કટારના જેવું હથિયાર. કટાર જમૈયાને બન્ને તરફ ધાર હોય છે અને તે જેટલાં ભોંકવાના કામમાં આવે છે તેટલાં ચીરવાના કામમાં આવતાં નથી. છરો ભોંકાય છે પણ ખરો ને ચીરવા ઘા કરવાના કામમાં પણ આવે છે.

**છર્દી,** સ્ત્રી૦ [ સં. ] અધઓક; વમન; ઉલટી; બકારી.

**છલ,** જુઓ૦ છળ.

**છલકછોઇયાં,** અ૦ હાલવાથી કાંઠા કે કોર ઉપર

થઈને બહાર પડતું હોય તેમ; છલક છલક થતું હોય તેમ. (૨) છલકાવું. :-ગાડીમાં પાણીની શિરાઈ છલકછોઇયાં છલકછોઇયાં થયા કરે છે.

**છલકાવું,** ક્રિ૦ અ૦ [ સં. ક્ષર-સર્ ] હાલવાથી અને પૂર્ણ ભરાવાથી પ્રવાહીનું પોતાની હદમાંથી બહાર પડવું. કિનારી કે પાળની બહાર નીકળી પડે એમ ભરપુર ભરાઈ જવું. :-એવો વરસાદ પડ્યો કે તળાવ ને નદીનાળાં છલકાઇ ગયાં. (૨) ઉભરાઈ જવું; નહિ જીરવાવું; ખાલી બડાઇ મારવી; ફુલાઇ જવું; મિથ્યા અભિમાન કરવું. :-ગરીબ માણસ હોય તે બે પૈસા મળે એટલે છલકાઇ જાય.

**છલન,** ન૦ [ સં. ] છળવું, છેતરવું તે.

**છલર,** સ્ત્રી૦ દુર્વા; ધ્રો; દરો.

**છલગ,** સ્ત્રી૦ [ સં. उच्छलन ] એક ઠેકાણેથી ઉછળીને બીજે ઠેકાણે પડવું તે; ઉછાળો; ચેકડો; ફલંગ; કુદકો; ફાળ. ક્રિ૦ પ્ર૦ છલગ મારવી=ઉછળીને અદ્ધર થઇને પડવું; ચેકડો મારવો; ફાળ ભરવી; ફલંગ મારવી. (૨) મોટા સાહસનું અથવા જોખમનું કામ કરવું; સાહસ કરવું; જોખમનું કામ કરવું. (૩) એકદમ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ પડવું. કહે૦ છલગ મારશો તો પગ ભાગશે=મોટું સાહસ કરવા જશો તો નુકસાન લાગશે.

**છલાછલ,** વિ૦ ભરપુર; ટાંકોટાંક; કિનારી કે ટોચ લગી ભરેલું; છલકાઇ જાય એમ ભરેલું. (૨) અ૦ મથાળા ઉપર થઇને બહાર પડે એમ. પ્રવાહી તેમજ સુકી વસ્તુને માટે વપરાય છે. :-લોટો પાણીથી છલાછલ ભર્યો. ટોપલીમાં છલાછલ ચોખા ભરી આપ્યા.

**છલાવું,** ક્રિ૦ અ૦ છલકાવું. :-છિલર છલાઇ જાય, જળ જ્યારે આવી મળે. વલ્લભ.

**છલિત,** વિ૦ [ સં. ] છેતરાયેલું; ઠગાયેલું. (૨) છળી-બી ગયેલું; ચમકેલું.

**છલુડી,** સ્ત્રી૦ નાની છાછરી વાડકી. (૨) પહોળા મોંની એકડચાળી પવાલી; કચોલું. :-છલુડીમાં મૂપેલ કાઢો.

**છલ્લૈયુ,** ન૦ ઘસાઇને ફોતરા જેવું થઇ ગયેલું છલુડું. (૨) છાલ-લાકડાની ચુડી વગેરે તે.

**છલ્લો,** પું૦ સ્ત્રીઓને હાથે પહેરવાની આરસી ને ઘુઘરીઓવાળી વિંટી. (૨) લોઢાની કડી; વાળો. બહુવચને 'છલ્લા' વપરાય છે.

**છવાવું,** ક્રિ૦ અ૦ [ સં. छद् ] ઉપરથી ઢંકાવું; ઉપર ઉપરથી છાવું; ઘેરાવું; ભરાવું.

**છવિંટિયાં,** ન૦ સ્ત્રીઓને પગની આંગળીએ પહેરવાની ઘુઘરીઓવાળી વિંટીઓ; જોટવાં.

**છવ્વીસ,** વિ૦ વીસ ને છ; ૨૬. છવ્વીસમું, છવ્વીસો.

**છળ,** ન૦ [ સં. छल ] અમુક કહેવું અથવા બતાવવું અને તેથી ઉલટું કરવું તે; છેતરવું તે; કપટ; ઠગાઇ. (૨) ખોટો વેષ; સામું માણસ છેતરાય એવી જે જુઠી બનાવટ તે. (૩) બહાનું; મિષ.

**છળકો,** પું૦ ઉછળતા પાણીનો જથ્થો; મોટી છાલક; છોળ; તરંગ; મોજો; લહેર; લોઢ. (૨) ખળકો; એકદમ પાણીના મોટા જથ્થાનું જોરભેર આવવું તે.

**છળના,** સ્ત્રી૦ દગલબાજી; કપટ; છેતરપિંડી.

**છળપ્રપંચ,** પું૦ [સં.] દગોફટકો; કપટપ્રબંધ.

**છળભેદ,** પું૦ [ સં. ] ભેદ રાખીને જે ખોટું સમજાવવુ અથવા કરવું તે. ઉ૦ છળભેદે છાની રીતે છેતરીને છેડે બાંધું છે તે પાપ છોડ્યું કેમ છૂટશે.

**છળવિદ્યા,** સ્ત્રી૦ [સં.] છળવાની જે આવડત તે; કપટકળા; ઠગબાજી.

**છળવુ,** ક્રિ૦ સ૦ સામું માણસ છેતરાય એમ

કરવું; ઠગવું; છેતરવું; ભોળવીને લઇ લેવું. (૨) ઓચિંતુ કંઇ વિચિત્ર ભય લાગે એવું જોવામાં આવ્યાથી ચમકી જવું; ભય કે ત્રાસથી થરથરી જવું; ડબકી જવું. ઉ૦ મારી પગુરે પારવતી છળી મરે. પ્રા. કા. (૩) ઓચિંતા બહેબાકળા બની જવું; ગભરાઈ જવું; ચમકવું. :–પગ તળે દોરડી આવી એટલામાં કેવો છળી ગયો. ધ્રુજી જવું; ભડકવું.

છળો, પુ૦ પ્રવાહીનો રગડો; ચળો. સુરત તરફ ભાગેલા દહિં માટે વપરાય છે. અમદાવાદ તરફ છળો (ચળો) ગદા પ્રવાહી માટે વપરાય છે. :–મૂતરચળો.

છછણવું, જુ૦ છણછણવું.

છછન, જુ૦ છનછન.

છછેડવું, ક્રિ૦ સ૦ [ દે. छिण्णच्छोडणं ] સામાની શાંતિમાં ને ચાલુ શાંત સ્થિતિમાં ભંગ કરવો; અડકી, ગોદો મારી કે બોલીને જગાડવું; સતાપવું; ખીજવવું; ચીઢે ભરાય તેમ કરવું, ગુસ્સે કરવું. (૨) તરછોડી નાખવું; તુચ્છકારવું. (૩) ઉશ્કેરવું.

છછેડાવું, ક્રિ૦ અ૦ શાંતિમાં ભંગ થવાથી ઉશ્કેરાવું; ચિઢાવું; રીસે ભરાવું; ખીજવાવું.

છટકાવ, પુ૦ છાંટા છાંટા રૂપે જમીન ઉપર પાણી નાંખવું તે; છાંટવું તે; છાંટા છાંટા રૂપે પડેલું પાણી તે. ક્રિ૦ પ્ર૦ છંટકાવ કરવો=થોડું થોડું પાણી છાંટવું તે. (૨) થોડી શાંતિ થાય તેમ કરવું; કકડો નાંખીને ટાઢું પાડવું. (૩) જમીનને થોડું પાણી છાંટીને પવિત્ર કરવી. છાંટણું; સીંપવું તે.

છટકોરવું, છાંટવું.

છટાવું, ક્રિ૦ અ૦ છટાગેલી હાલતમાં આવવું; છાંટાવાળા થવું. (૨) થોડું મળવું; ટાઢા પડવું; શાંત થવું. (૩) ભુઆવું; હોલવાવું. (૪) ગાય ભેંસનું ગર્ભિણી થવું; વેતરે આવવું. :–પાંચ બકરીઓ હમણાં છંટાઇ. (૫) કપાવું; તૂટવું; છેદાવું. ઉ૦ છટાતી જયમ હોય વજ્ર અણિયે છોરા કડા પાડથી.

છડવું, ક્રિ૦ સ૦ છોડી દેવું; ત્યાગ કરવો, તજવું; છાંડવું.

છડાવું, ક્રિ૦ અ૦ છોડી દેવાવું; ત્યાગ થવો; તજાવું. (૨) જમતાં જમતાં બાકી રહી જવું; ખવાતા વધવું. (૩) છણાવું; ઇનસાફ થવો.

છદ, પુ૦ [ स. छन्दस् ] અક્ષરની ગણતરી પ્રમાણે ગોઠવાયેલી વેદની ઋચાઓ. એમાં હ્રસ્વ દીર્ઘ અક્ષરોની અમુક સંખ્યાનું માપ છે. વેદ ઋચાઓમાં—ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ, અને જગતી, એ મુખ્ય સાત ભાગ છે. તેના પછી ઘણા અવાંતર ભેદ પડેલો યજુર્વેદ વગેરેમાં જણાય છે. (૨) વેદ. (૩) લઘુગુરુ અક્ષરો અને તેની માત્રાઓને અનુસરી પદબંધ કરેલું જે વાક્ય તે, કાવ્ય; કવિતા; વૃત્ત, રાગ. :–હરિગીત છદ, મનહર છદ. અક્ષરમેળ ને માત્રામેળ એમ બે પ્રકારના છંદ છે. જુ૦ પિંગળ. (૪) જેમાં કવિતાના માપ સબંધી નિયમો આપેલા હોય તે; પિંગળ; છદશાસ્ત્ર. (૫) અભિલાષ; ઇચ્છા. (૬) સ્વેચ્છાચાર; મનગમતી રીતે ચાલવું તે. (૭) નાદ, લત; લળકો; શોખ. (૮) વ્યસન; નઠારી ટેવ; આદત. (૯) સ્ત્રીઓને હાથે પહેરવાની મઢેલી ચુડીઓનો સમૂહ. (૧૦) ઢગ; ચેષ્ટા. (૧૧) યુક્તિ; હીકમત; પ્રપંચ; છળભેદ. ક્રિ૦ પ્ર૦ છદ લાગવો=વ્યસન પડવું, ટેવ–આદત–ગળકો લાગવો. અનુરાગ ચઢવો. :–શેઠના છોકરાને જુગારનો છંદ લાગ્યો છે. છદે પડવું=ખાસ ધ્યાન રાખીને ચીઢવવું; પાછળ પડવું; ખોતરણાં કાઢયાં કરવાં. સ્પર્ધાથી સામાને ચીડવવાની ચાલ

સંતાપવું; નહિ ગણકારવું; મર્યાદા નહિ રાખવી. :—નવી તો શોકને માથે છાણાં થાપે છે. છાણાં સંકોરવાં=ઉશ્કેરવું; ભડકો લઇ ઉઠે એમ કરવું; ચઢાવવું; ઉત્તેજન આપવું. કહે૦ છાણે વિંછી ચઢાવવો=જાણી જોઇને દુઃખ થાય તેવું કામ કરવું; દુઃખ—પંચાતી ઉભી કરવી=હરકત થાય એવા કામને છંછેડવું.

**છાતરક,** સ્ત્રી૦ છલંગ; ફાળ; કુદકો.

**છાતરાં,** ન૦ છોતરાં; છોડાં; ભિંગડાં. :—છાલ છાતરાં. બહુવચને વપરાય છે. એનું એક વચન છાતરું.

**છાતી,** સ્ત્રી૦ [ सं. छद्–छात ] ગળાની નીચેનો, પેટની ઉપરનો અને બે હાથની વચ્ચેનો પાંસળીઓવાળો શરીરનો જે આગલો સપાટ ભાગ તે. ક્રિ૦ પ્ર૦ છાતી કાઢીને ચાલવું=છાતી આગળ ધસતી રહે એમ અક્કડ રહીને ચાલવું; ભભકાથી દમામ ભેર ચાલવું. :—જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી. ક. દ. ડા. 'મરદ છું' એમ બતાવવું. છાતી કૂટવી=શોક, દુઃખ અથવા ક્રોધના આવેશથી છાતીએ હાથ મારવા. પશ્ચાત્તાપ કરવો. :—હવે છાતી કૂટે શું વળવાનું છે ? છાતી તોડવી=સખત મહેનત કરવી; બહુ વૈતરું કરવું. છાતીપર બેસવું=કુસ્તીમાં હરાવવું. સામા બેસીને ગોંપથી કામ લેવું; કોઇ માણસ કામ કરતું હોય તેની ઉપર દેખરેખ રાખવા તેની આગળ તેની પાસે ઉભા રહેવું; દાબીને ખંતથી ઉતાવળે ઉભે. ઉભે કામ કરાવવું; સખત જાપતામાં કામ કરાવવું. ચાંપું કરવું. છાતીમાં ઘાલવું=શરણે લેવું. છાતીપર રાખવું=પોતાની પાસે રાખવું. જરા પણ દુઃખ ન થવા દેતાં લાડથી બહુ સંભાળથી રાખવું. :—ઐયાં છાતીપર રાખું તોયે, ભાગી ક્હેશે લુંડી. વે. ચ. છાતીએ ચાંપવું=છાતી સરસું લગાડવું. (૨) સ્તન; કુચ; પયોધર; ઉરજ; થાન; ધાઇ. ક્રિ૦ પ્ર૦ છાતી ફૂટવી=જોબન આવવું. છાતીએ વળગાડવું=ધવરાવવું. વહાલથી લડાવીને ઉછેરવું. છાતી સરસું રાખવું. છાતીએ હાથ મુકાવવો=આશા આપવી; વિશ્વાસ આપવો. છાતીપર હાથ નાંખવો=સ્ત્રીની આબરૂ લેવા જવું; સ્તન ઝાલવા જવું. છાતી પાકવી=સ્તન ઉપર ગુમડું થવું, સ્તનનો પાક થવો. છોકરાં નહારાં નીકળવાં. (૩) માણસને જ્યાં ગુસ્સાની અને લાગણીઓની અસર થાય છે તે; અંતઃકરણ; હૃદય; કાળજું; હૈયું. ક્રિ૦ પ્ર૦ છાતી ફાટવી=હૃદય ચિરાઇ જવું; શોક દુઃખ અને ત્રાસથી હૈયાના ભાગ થઇ જતા હોય એવી અસર થવી. દંગ થઇ જવું. છાતી ભરાઇ આવવી=ગુસ્સો દબાવવાથી ગભરાઇ જવું; શોકની ભારે અસર થઇ આવવી. અકળાઇ ગભરાઇ જવું. છાતીપર પત્થર મૂકવો=ગુસ્સાને પરાણે દબાવવો; અસરોને દબાવી રાખી સહન કરવી; મન મારી રાખવું. છાતી પિંગળવી=ગુસ્સાઓની અસરથી ઢીલા થઇ જવું; દિલમાં લાગી આવવું; દયા પ્રેમ વગેરેની અસરથી ગદ્‌ગદ થઇ જવું. છાતી બળવી=અંતઃકરણમાં શોકની અસર થવી; હૃદયમાં દુઃખ થવું; મન ચણચણવું. દયા ઉત્પન્ન થવી; ઈર્ષ્યા બળવો-અદેખાઇની અસર થવી. છાતી ઠરવી=સંતોષ મળવો. છાતીમાં ડાઘ લાગવો=અંતઃકરણ દુખાવું. છાતીનો ઘા=અંતઃકરણને અસર કરે એવો બનાવ, પ્રહાર. છાતી ઉભરાવી=હૈયું ઉછળવું; અંતઃકરણમાં આનંદનો ઉભરો આવવો. કઠણ છાતી=અસર થાય નહિ એવું જે અંતઃકરણ તે. પોચી છાતી=ઝટ અસર થાય એવું હૃદય.

તે; વિ૦ ડરકણું; બીકણું; જેને તરત અસર થતી હોય એવું તે. છાતીની મુક્કી=અંતરનો ઘા. છાતી ટાઢી થવી=આંતરડી ઠરવી. (૪) હિમ્મત; ધૈર્ય; હૃદયબળ. ક્રિ૦ પ્ર૦ છાતી બેસવી=હિમ્મત જતી રહેવી. છાતી થાબડવી=ધીરજ આપવી; હૃદયબળ આપવું; હિમ્મત આપવી. છાતી ચલાવવી=હિમ્મત ધરવી. છાતીનું=હિમ્મતવાળું; નિડર; ધીટ. છાતીવાળું=હિમ્મતવાળું. છાતી હાથ ન રહેવી=ધૈર્ય જતું રહેવું. છાતી બેસીજવી=હિમ્મત ભાગી જવી. છાતી ઠોકવી=હિમ્મત આપવી.

**છાતીચલું**, વિ૦ હિમ્મતથી કામ કરે એવું; હૃદયબળવાળું; સાહસિક.

**છાતીપૂર**, વિ૦ છાતી લગી આવે તેટલું અથવા છાતી સમાણું.

**છાતીફાટ**, અ૦ છાતી ફાટી જાય તેમ. તે છાતીફાટ રૂવે છે.

**છાત્ર**, પુ૦ [ સ. ] શિષ્ય; વિદ્યાર્થી; અંતેવાસી; ચેલો.

**છાનાછાની**, સ્ત્રી૦ છુપાછુપ કરવી તે; એક બીજાથી એક બીજાની વાતચીત વગેરે ખાનગી રાખવાની ધાલમેલ તે; ખુલ્લાપણું નહિ હોવું તે; વાત કે કામકાજની ચોરી. :–એનાથી મારે કંઈ છાનાછાની નથી. વધારે ખાનગીપણું તે. (૨) વિ૦ છાનું હોય તેમા પણ વળી છાનું એવું.

**છાનું**, વિ૦ [ સ. છન્ન ] કોઇ જાણે કે સાંભળે નહિ એવી રીતનું; છુપું; ગુપ્ત; ખાનગી. (૨) ચૂપ; મૌન; નહિ બોલતું–નહિ રડતું એવું. :–છોકરાને છાનો રાખો. તમે છાના રહો, બહુ બોલશો માં. (૩) નહિ ખુલ્લું; ઢાંકેલું. :–પાપ છાનું નહિ રહે. (૪) ખાનગી વર્તન; એકાંત ચરિત. :–ભાઇજી છાના ન જોશો અમારાં, રાખો ટેક તો બોજ તમારાં. કહે૦ 'છાના આવજો' તો કહે ઉંટે ચઢીને આવીશ=કહીએ તેથી ઉલટું જ કરનાર. ક્રિ૦ પ્ર૦ છાનું રાખવું=કોઇને નહિ જાણવા દેવું; ખાનગી રાખવું. (૨) રડતું બંધ રાખવું; નહિ રડવા દેવું; નહિ બોલવા દેવું; મૌન રાખવું. છાનું રહેવું=મૌન રહેવું. ( ૨ ) અજ્ઞાતવાસમાં રહેવું. :–પાંડવો છાના રહ્યા.

**છાનુંછપનું**, વિ૦ છાનું ને છુપું એવું; કોઇ સાંભળે કે જાણે નહિ એવું. (૨) ન૦ ગોઠ, ગુજ; મંત્ર. (૩) ખાનગી કામકાજ. ઉ૦ છાનીછપની વાતો તેં કીધી, ખોટી સલાહ પૂછીને લીધી. મ. દુ. ના.

**છાનુંમાનું**, વિ૦ કોઇ જાણે કે સાંભળે નહિ એવી રીતનું; કોઇ જાણે નહિ એવું. (૨) નહિ બોલતું; ચૂપચાપ, મુંગુમુંગું. ઉ૦ તમે છાનામાના જાઓ રાજ, કાના ! કહેવું પડશે. (૩) સંતાતું; જાણમાં ન આવે તેવું; વગર બોલવે–છુપાછુપ. :–તમે છાના માના આવજો.

**છાપ**, સ્ત્રી૦ એકાદ વસ્તુ ઉપરની આકૃતિનું બીજી વસ્તુ ઉપર પડવું–ઉઠવું, આલેખત થવું તે; આકૃતિ, ચિહ્ન, આંક, સળ વગેરેનું બીજાપર પડવું તે, સગ; સિક્કો, મહોર, ભાત; તરેહ; વળિયું; આંકો, ચિત્ર, અક્ષર વગેરે ઉઠવાં તે છાપ; છપાવું તે. (૨) જેના વડે છપાતું હોય તે બીબું. (૩) અમુક માણસ કે બાબતને માટે મનમાં તેના સ્વરૂપનો જે અભિપ્રાય બંધાવો તે. :–કોઇને પણ સારી છાપ પડે એવી રીતે વર્તવું. (૪) ખ્યાતિ; પ્રસિદ્ધિ; નામના; લોકાભિપ્રાય; આબરૂ; સાખ. :–એને માટે લોકમાં સારી છાપ નથી. (૫) કવિતાને છેડે કવિએ પોતાનું નામ મૂકવું તે; અભોગ. (૬) સિક્કો; દાબ; પ્રતિજ્ઞા; અંકુશ. (૭) છાપવાની

જે સફાઇ—સુંદરતા તે. :—નિર્ણયસાગર પ્રેસની છાપ બહુ સારી છે. (૮)ડામ. ક્રિ૦પ્ર૦ છાપ પાડવી=લોકમાં સારા ખોટા અમુક અભિપ્રાય બંધાવવો તે; શેહ પાડવી; નામના કરવી; અમુક આવો છે, એમ બોલાય તેમ કરવું; પ્રતિષ્ઠા પાડવી. શક વર્તાવવો. છાપ મારવી=અંકિત કરવું; દાબી દેવું; શેહ પહોંચાડવી. ૨૦ પ્ર૦ મહોર છાપ=સિક્કો; સરકાર તરફનું કાગળપત્તર ઉપર મારવાનું ચિહ્ન; મુદ્રા. દારકાંની છાપ=ખાતરી થાય એવો પુરાવો; પાકી પ્રતીતિ.

**છાપખાનું**, ન૦ [ फा. चापखाना ] કાગળ ને પુસ્તકો વગેરે છાપવાનું કારખાનું; બીબાં યંત્ર, પત્થર, અને બીજાં છાપવાના કામનાં સાધનોવાળું સ્થાન તે; મુદ્રાલય.

**છાપગર**, પું૦ છાપ પાડવાનું કામ કરનારો; છીપો; ભાવસાર; કપડાં છાપવાનો ધંધો કરનારો. (૨) કપડાં છાપવાનો ધંધો કરનારી એક નાત.

**છાપટ**, સ્ત્રી૦ પાણીની છોળ; જોરથી પાણીનો જથો ઉછાળવો તે; પાણીની છાલક. (૨) લપડાક; થાપટ.

**છાપણી**, સ્ત્રી૦ છાપની સફાઇ; છાપવાની ઢબછબ; રીત; છાપકામની બજવણી.

**છાપત**, સ્ત્રી૦ છાપ. (૨) સાખ; આબરૂ.

**છાપનાર**, પું૦ છાપવાનું કામ કરનારો; છાપખાનાનો ઉપરી; છાપીને બહાર પાડનારો.

**છાપરિયા**, પું૦ છાપરા જેવી પાઘડી બાંધનાર વાણિયાની એક નાત. ( ભાવનગર તરફની ) (૨) વિ૦ છાપરાના બરનું. :—છાપરિયા વાંસ. (૩) નાનાં નાનાં છાપરાં બાંધીને રહેનારા ભરવાડ જેવા ભટકતા લોકોનો સમુદાય.

**છાપરી**, સ્ત્રી૦ નાનું છાપરૂં; ઝુંપડી; મઢુલી.

**છાપરું**, ન૦ [ सं, छिप्पिरं ] તડકો, વરસાદનું પાણી અને ટાઢનો ઠાર વગેરે લાગે નહિ તે સારૂ રહેવાના સ્થાન ઉપર કરવામાં આવતું આચ્છાદન કે ઢાંકણું તે. (૨) જેની ઉપર આચ્છાદન—ઢાંકણું હોય એવું નાનું રહેવાને બાંધેલું સ્થાન; ઝુંપડું; મઢુલી; પર્ણશાળા. ક્રિ૦ પ્ર૦ છાપરે ચઢવું=કોઇ ભાવ પૂછે ત્યારે વધારે મોંઘા થવું; ઉંચા જવું; ખીલવું; મહત્ત્વ દેખાડવું; મોટાઇ લેવી. છાપરે ચઢાવવું=વખાણીને ફુલવવું; ચઢાવવું; મોઢે કહેવું; લડાવવું; માન આપવું. છાપરે બેસવું=મોંઘા થઇ જવું; મોટાઇવાળા થઇ બેસવું; ખાલી મોટાઇની ડફાસમાં રહેવું; કોઇનું વજન નહિ રાખવું; આપણેજ એક મોટા છીએ, એવું ગુમાન ધરવું. છાપરાં ચેકવાં=બહુ ઉદ્ધતવેડા કરવા; હદપાર આનંદ દેખાડવો; બહુજ ફાટી જવું; નિરંકુશ બની જવું.

**છાપવું**, ક્રિ૦ સ૦ જેમાં કંઇ આકૃતિ પાડવી હોય એવી ચીજ કે બીબું એમનું એમ અથવા રંગમાં બોળી બીજી વસ્તુ કાગળ કે કપડા ઉપર દાબી કે ઠોકીને તેમાંની આકૃતિ તે કાગળ કે કપડા ઉપર પાડવી તે; એક ચીજ ઉપરનો આકાર બીજી ચીજ ઉપર દાબીને પાડવાની ક્રિયા કરવી તે; આકાર, ચિહ્ન, અક્ષર, ને ભાત તરેહ વગેરે પાડવાં; છાપ—સિક્કા ઉઠાડવો; ભાત કે તરેહ પાડવી; શિલાછાપના પત્થરવડે કે બીબાંવડે બીજી વસ્તુ ઉપર છાપ તરેહ પાડવી તે છાપવું. (૨) 'અમુક આવું તેવું છે' એમ જાહેર કરવું; અમુક નામ, સાખ વગેરે પાડવું; ઓળખાવવું. :—એ તો છાપેલું કાટલું છે. એ તો હવે લોકમાં નઠારા તરીકે છપાઇ ગયો. (૩) મર્મ ઉઘાડો કરી ફજેતી કરવી; જાહેર કરવું.

**છાપું**, ન૦ જેમાં દેશદેશની હકીકત છાપેલી હોય તે વર્તમાન પત્ર; પત્રિકા. (૨) છાપીને પાડેલું ચિહ્ન, તરેહ, કે આકાર. :– છાપાં તિલક. (૩) બીબું; છાપવાનું જે આધારભૂત ઓજાર તે. (૪) ચામાચેણુ.

**છાપેલું**, વિ૦ ચિહ્નિત; આંકેલું; જાહેર. (૨) પ્રસિદ્ધ થયેલું; નામાંકિત; જેની ઉપર સારા ખોટા સંબંધી અમુક છાપ પડી ગયેલી હોય એવું.

**છાપો**, પું૦ ઓચિંતો હુમલો તે; એકદમ તૂટી પડવું તે. :–રજપુતોએ પાદશાહની છાવણી ઉપર છાપો માર્યો. દબાઇ જાય એમ સામા ઉપર આક્રમણ કરવું તે. (૨) છાપ; છાપવું તે; સિક્કો. (૩) તિલક; અમુક ચિહ્ન. (૪) લાગો; વેરો; કર; દાપું; હક કરી લેવાનું તે. ક્રિ૦ પ્ર૦ છાપો મારવો=સામો શત્રુ દબાઇ જાય તેમ એકદમ તેની ઉપર તૂટી પડવું–ઓચિંતો હલ્લો કરવો. છાપો ભરવો=વેરો ભરવો.

**છાબ**, સ્ત્રી૦ [ સ. छाद ] વાંસની પાતળી ચીપોની છીછરી ટોપલી; છાબડી. :–ફલની છાબ. ઉ૦ છાબ ભરૂરે શગ મોતીડે. (૨) ધાતુની છીછરી થાળી; ટાટ; ત્રુંસ કાનાની વચમાંથી ઉંચી મોટી તાસક.

**છાબડી**, સ્ત્રી૦ નાની છાબ; છીછરી ટોપલી. ક્રિ૦ પ્ર૦ છાબડી કરવી=મરણ પાછળ કરવામાં આવતી એક ક્રિયા. ( ભાદરવા મહીનામાં કરાય છે. ) છાબડી વાળવી; સ્ત્રીના મરણ પછી તેનાં પિયેરિયાંએ છેલ્લી ક્રિયાનાં કપડાં વગેરે એક છાબડીમાં મૂકીને આપવાં તે.

**છાબડું**, ન૦ છાબ. કહે૦ છાબડે સુરજ ઢાંકયો ના રહે.

**છાયા**, સ્ત્રી૦ [ સ. ] પ્રકાશને પોતાની ઉપર લઇ પોતાની પાછળ પ્રકાશની સામી બાજુએ નાંખેલું અંધારુ તે; પડછાયો; ઓળો; છાંયડો. (૨) પ્રકાશની વચમાં રહેલી વસ્તુનું તેની સામે પડેલું પ્રતિબિંબ; ઓળાની આકૃતિ. :–છાયાચિત્ર=ફોટોગ્રાફ. (૩) તેજનાં કિરણો; નૂર; કાન્તિ. :– રત્નચ્છાયા. (૪) શેહ; દાબ; દમ; પ્રતાપમાં દબાઇ જવું તે; ઝાંખા થઇ જવું તે. (૫) છત્ર; ઢાંકણુ; ઓથ; આશ્રય. :–મા બાપની છાયામાં ઉછરવું. (૬) અલ્પાંશ; આભાસ; સ્વરૂપ; ભાવ; મળતાપણું. તમારા લખાણમાં જુનાં કાવ્યોની છાયા છે. (૭) ચિત્રમાં ઓળાનો જે ઝાંખો આકાર પડે છે તે; ચિત્રમાંનો લીટીઓવાળો કાળો ભાગ. (૮) ભૂત; પિશાચ. ક્રિ૦ પ્ર૦ છાયા કરવી=છાંયડો કરવો; ઓથ આપવી. છાયા પડવી=ઓળો પડવો. શેહ પડવી; અંજાઇ જવું; સામાના પ્રતાપને લીધે દબાઇજવું; ઝાંખાપડવું. છાયા લેવી= અમુકને મળતું આવે એવું કરવું; કોઈની બનાવટ વગેરેના અલ્પાંશ–આભાસવાળુ કરવુ. ૨૦ પ્ર૦ છાયા જેવું=જેમ અમુક વસ્તુની છાયા તેના જેવી ને તેનાથી જુદી હોતી નથી તેમ સદા જોડાયેલું રહેતું હોય એવું. :–ઊમિલા છાયાની પેરે હું આપની, પગલે તમતણે પગલાં ભરીશ રે, નુહાગનુ.

**છાયાનટ**, પું૦ એક જાતનો રાગ.

**છાયાપુરુષ**, પું૦ મેદાન વચ્ચે ઉભા રહી ઘણીવાર એકટશે પોતાની છાયા સામું જોઈ રહી એકદમ આકાશભણી ઉંચું જોતાં પોતાના જેવીજ જે પુરુષાકૃતિ દેખાય છે તે. ચંદનીમાં છાયા જોઇ ઉંચુ જોતાં પુરુષ પોતાની છાયા આકાશમાં દેખે છે તે. પુરુષનીજ નહિ પરંતુ પ્રકાશનાં કિરણોનાં સ્વાભાવિક વક્રીભવન થતાં ઘણીવાર સ્વચ્છ આકાશમાં ચકરો ગામ ને બગીચા વગેરેની જેવી ને તેવીજ છાયાઓ દેખાય છે. આને ગાંધર્વનગર કહેવામાં આવે છે.

**છાયાયંત્ર,** [સં.] છાયા માપવાનું એક યંત્ર તે. (૨) છાયાના પ્રમાણ ઉપરથી વખત કાઢવાનું ઓજાર. (૩) છાયા ઉપરથી છબિ પાડવાનું યંત્ર.

**છાયેલ,** ન૦ [દે. છાઇલ્લો ] સ્ત્રીઓને પહેરવાનું છાપેલું લાંબુ લુગડું; સાડી; છાયલ, છાલ; સ્ત્રીઓને ઘરમાં પહેરવાનું એક સુતરેલ કપડું. ઉ૦ ભલું છાયેલ.દંપતી સ્નેહ ઉછાળે જે આંખમાં.

**છાયો,** પું૦ છાયા; ઓળો; પડછાયો; છાંયડો.

**છાર,** પું૦ [ સં. ક્ષાર ] ઈટવાડાનો બળેલા ને ખરેલા ઘસારાનો ભુકો; ખાખ, કાટરડો; પાકતાં-તપતાં ઓગળીને ખરેલો રાખ જેવો ઇંટોનો ભુકો. (૨) સ્ત્રી૦ રાખ; ધૂળ; કચરો. (નીમાનો) (૩) ફૂગ; છારી.

**છારવું,** ક્રિ૦ સ૦ બાળીને ખાખ થઇ જાય એમ કરવું; ખાખ કરવી. (૩) છારૂં દમાવવું; છારાથી છાંદવું. (૩) ઉનું કરીને પાણીમાં બોળવું; છમકારવું. (૪) માંડીવાળવું; ભુસી નાખવું. (૫) ઢાંકપિછોડો કરવો; ઢાંકવું.

**છારિયું,** ન૦ સાંકડા મોંનાં વાસણને અંદરથી માંજવાનો એક છેડે કુચો પાડેલો લાકડાનો કકડો; લોટામાંજણ કુચડો. સાંકડા મોંના વાસણમાંની છારી કાઢવાનો કુચડો.

**છારી,** સ્ત્રી૦ ઝીણાં ચીકણાં પરમાણુઓનું પડ; છિયાડીનો પાતળો થર; ડોળા ઉપર જે પાતળુ લિંગડું બંધાય છે તે. :-એની આંખે છારી આવે છે; અર્થાત્ પાતળાં રજકણોનું પડ થતું જાય છે (૨) છિયાડી; ઝીણી ધૂળ-રજ. (૩) સેંદ્રિય વસ્તુઓમાં વિકાર થતાં તેની ઉપર જેમ ઝીણામાં ઝીણું ઘાસ ઉગ્યું હોય એવું ભુંવાળા જેવું દેખાય છે તે. :-રોટલા ને પૂરીને છારી વળવી. (૪) કહોળાં પાતરાં અને બીજાં તાજાં શાકનાં ફળ ઉપર જે રૂવાંટી દેખાય છે તે. કાંટાની વાળ જેવી ઝીણુ. ક્રિ૦ પ્ર૦ છારી આવવી=ડોળા ઉપર પડ થવું; ઓછું અથવા ઝાંખુ દેખાવું. છારી વળવી= ફૂગ આવવી; બગડીને વિકારી રજથી ભરાઇ જવું. ઝીણીનું ઝીણુ પડથી ઢંકાવું; નહિ દેખાવું, થોડુ દેખાવું; મોતિયો આવવો.

**છારું,** ન૦ નળિયાં ને ઇંટ વગેરેના નીમાનો બળેલો કચરો; રાખ; ને ભુકો વગેરે તે; ધૂળ મરડિયા વગેરે બળતાં થયેલી રાખ. (૨) બકરું. ક્રિ૦ પ્ર૦ છારું નાંખવું=રાખ ઈંટના કકડા વગેરેનો બળેલો ભુકો રસ્તા સપાટ કરવાને જમીનપર દાબીદેવો તે. (૩) આકરું; તીખું; કડક. નકારું; ખરાબ.

**છારોડિયું,** વિ૦ વાસી; પિત્તને લીધે તીખું ને વિકારી એવું. :-છારોડિયા ઓડકાર.

**છાલ,** સ્ત્રી૦ [ સં. ] વનસ્પતિની ઉપલી સપાટીનું ચીકણું રેસાદાર ઢાંકણ; વનસ્પતિની ત્વચા; ચામડી. ફળની છાલ, ઘડની છાલ. ફળ કે વનસ્પતિની અંદરના ભાગ ઉપરનું પડ. ક્રિ૦ પ્ર૦ છાલ પાડવી=ઉપર ઉપરથી સોરવું; છોલવું. કપકા અથવા મહેણા રૂપે વાતમાં ને વાતમાં માણસને ઝાટકવું; ભુંડું અને ખોટું બોલવું; નિંદા કરવી. અતર છાલ=વચલી છાલ. કેટલાંક ઝાડની ઉપલી છાલ સુકાઇને ભિંગડાં જેવી થઇ જાય છે, જ્યારે તેની તળેની છાલ લીલી, ચીકણી ને સુકુમાર રહે છે. ઓસડમાં અનરછાલ કામ આવે છે. કેટલીક છાલ પાતળી ને સફાઇદાર હોય છે. :-ભૂર્જપત્ર. કેટલીકના લાંબા રેસા નીકળી તેનાં લુગડાં વણાય છે. જ્યારે કપડાંની શોધ થયેલી ન હતી ત્યારે પ્રથમ લાંબી પહોળી છાલનાં પાતળાં પડ પહેરાતાં અથવા છાલને ચીરી ગુંથીને તેનું જાડું કપડું કરવામાં આવતે.

**છાલ**, પું૦ (છપાલ) કેડો; પીછો; પુંઠ; પાછળ અને પાછળ વળગ્યા ને વળગ્યા રહેવું જરા પણ દૂર ખસવું કે સામાને છુટું મૂકવું નહિ તે; લાગુ-ચોંટ્યાજ રહ્યા-કરવું તે. (૨) સંગ; સોબત; આસંગ. :-તાવ મારો છાલ છોડતો નથી. (૩) અમુક મોહ પ્રેમ વેર વગેરેની લાગણીની ચાલુ અસર રહ્યા કરવી તે. કામ-વેર મારો છાલ છોડતાં નથી. (૪) એનો એજ વિચાર થયા કરવો તે; ખ્યાલ. ક્રિ૦ પ્ર૦ છાલ છોડવો =અમુક બાબતના વિચાર અને ખ્યાલ કર્યા કરવાનું મૂકી દેવું. :-એ વાતનો હવે તો છાલ છોડો. કામ થતા લગી લાગુ ને, લાગુ પાછળ ફર્યા કરવું તે.

**છાલક**, સ્ત્રી૦ [ સં. क्षालन ] પ્રવાહીના જથાનું કાના કે કાંઠા ઉપર થઇને ઉછળી બહાર પડવું તે; પ્રવાહીનો ઉછળીને દૂર પડે એવો તરંગ; છોળ. ક્રિ૦ પ્ર૦ છાલક ઉડાડવી=પાણીના જથાને કોઇની સામે ઉછાળવો. છાલક મારવી=કોઈની સામે પાણી નાંખવું. કોઈ બાબતમાં અતિ ઉત્સાહ દેખાડવો. કહે૦ ઝાંપે છાલકો મારવી=ખૂબ ઉદાર થઇ ઉડાડવું; રીતભાત જમણ વગેરે બહુ સારી રીતે કરવાં તે. :-અમે તો ભાઇ જાણે કબુસ પણ તમે ક્યારે ઝાંપે છાલકો મારી તે બતાવોને ? છલકાઇને બહાર ઉછળી અથવા નીકળી પડવું તે. કહે૦ નદીનાં વહેણ ને સમુદરની છાલક=ઘડીના સો ને ઘંટાનો એક, એના જેવું.

**છાલકબાજી**, સ્ત્રી૦ છોકરાઓની પાણીની એક રમત. આમાં છોકરાઓ બે પક્ષમાં વહેંચાઇ જઇ સામસામે છાલકો ઉડાડી એક બીજાના પક્ષને હરાવવાની રમત રમે છે. (૨) સામ સામે પાણી છાંટી કદ્દા મશ્કરી -ચાંમોલિયાં કે ગમતની રમત કરવી તે. :-હોળીના દહાડા છે, દિયેર ભોજાઇ છાલકબાજી તો કરેસ્તો.

**છાલકું**, વિ૦ છલકાઇ જાય એવું; નહિ ઉંડું; ન જીરવી શકે એવું; ઉતણું. (૨) હલકું; નહિ ગંભીર; મોટા પેટનું નહિ એવું; આછકલું; હલકા પેટનું. (૩) બેઅદબ; પાજી. (૪) ન૦ પીઠની બેઉ બાજુએ પડીને રહે એવી અને વચમાં આંતરાવાળી અનાજ માટી વગેરે ભરીને ગધેડા ઉપર ચઢાવવાની ગુણ; બેવડિયો થેલો; લગડું. (૫) ગધેડા ઉપર નાંખવાની બે ગુણોમાં રહે એટલા વજનનું તે; ચાર મણનો સતોલો; ચાર મણ.:-પાંચ છાલકાં બાજરી પાકી=૨૦ મણ. (૬) ભરાયાથી ફૂલે એવું તે; ઝુલતું મોટા કોથળા જેવું પેટ; ફાંદ; અકરાંતિયાનું પેટ. :-પોતે છાલકું ભરીને બેઠા એટલે જાણે ગામ જમ્યું. કહે૦ છાલકામાં પાણી ભરવું=ખોટું ડોળ કરવું; ન ઘટે તેમ કરવું.

**છાલાં**, ન૦ સુકી છાલનાં પડ; જે ફળ અથવા વનસ્પતિ ઉપર તંતુવાળી જાડી ત્વચા હોય તેના ઉખાડી કે ચીરીને કરેલા લીલાસુકા કકડા. :-નાળિયેરનાં છાલાં; છોડાં. (૨) પાતળી છાલનાં પડ તે છોતરાં; ફોતરાં. :-ડાંગરનાં છાલાં. (૩) પ્રાણીની બરસટ ચામડી ઉપરનાં ભિંગડાં. :-મચ્છીનાં છાલાં. આનું એક વચન છાલું. ક્રિ૦ પ્ર૦ છાલાં કૂટવાં=રેસાવાળાં છોડાંને કદકા-ધોયકણાથી કૂટીને તેના રેસા જુદા પાડવા. નાળિયેરનાં છાલાં કૂટી તેના રેસા કાઢીને ખલાસી લોક કાથો ને કાથાનાં દોરડાં વગેરે બનાવે છે તે. (૨) જેમાંથી કઇ સાર કે ફળ નીકળે તેમ ન હોય એવી ખોટી મહેનત અથવા માથાફોડ કરવી; પાણી વલોવવું; કુશકા કૂટવા. છાલાં ચિણવાં=ખાલી વળખાં મારવાં; આખર જેનો કઇ ઉપયોગ નહિ એવી વસ્તુ પાછળ ફાંફાં મારવાં. કહે૦ છાલાં તે

આખર દાલાં=ખાલી ઉપર ઉપરનો દેખાવ કરવો જે પરિણામે નકામો નીવડે તે.

**છાલિયું**, ન૦ પાતળા પતરાની છાછરી હલકી વાડકી; છાલી; છાલું.

**છાલી**, સ્ત્રી૦ નાની છછરી વાડકી; છાલિયું. (૨) ચુડી; બલૈયું. કહે૦ આ લે તારી છાલી અને હું તો મારે ચાલી. નાતરાનો જેમાં વિધિ કે જરાએ આકરો પ્રતિબંધ ન હોય એવા હલકા વર્ણની સ્ત્રીની અસહનશીલતા અને સ્વચ્છંદ બતાવે છે, અર્થાત્ દાંપત્યની દ્રઢતા એટલીજ કે ચુડી કાઢી નાંખે કે પાર.

**છાલું**, ન૦ છોડું; ફોતરું; કપોટું; છાલ; કુશકા. :-ડાંગરનું છાલું. (૨) લોટવાળવાનું નાળિયેરનું એક બાજુએ કુચો પાડેલું છોડું. (૩) નાની તાંસળી; છાછર વાડકી.

**છાવણ**, ન૦ છાવાનું જે તે; આચ્છાદન; ઢાંકણ; છાજ.

**છાવણી**, સ્ત્રી૦ સેનાનો પડાવ; સૈન્યનું મથક; જ્યાં લશ્કર રહેતું હોય તે સ્થળ શિબિર. :-નિમચની છાવણી. (૨) થોડો વખત રહેવાને માટે સૈનિકો માટે તંબુઓ ને તાડછાં વગેરેથી બાંધેલો મુકામ; લશ્કરનો પડાવ. (૨) કોઇપણ સમુદાયનું એકાદ ઠેકાણે તળ નાંખીને પડવું તે; સાધુઓનો પડાવ. ક્રિ૦ પ્ર૦ છાવણી નાંખવી=મુકામ કરવો; તળ નાંખીને પડવું; અડે દુવારકાં કરીને બેસવું-પડવું; મુકામ કરવો.

**છાવર**, પુ૦ આચ્છાદન; ઢાંકણ; ઉપરથી છવાઇને રહે એવું જે તે; ઓઢો. (૨) ઢાંકપિછોડો.

**છાવરવું**, ક્રિ૦ સ૦ [ સ. છદ્ ] ઉપર ઉપરથી ઢાંકવું; વાંક, ગુનો કે દોષ હોય તેને ઉઘાડો નહિ પડવા દેવો; ઢાંકવા, છુપાવવાનો યત્ન કરવો; ઉપરથી ઉડાવી દેવું; ઢાંકપિછોડો કરવો. (૨) તરફદારી કરવી; ઉપરાણું લેવું.

**છાવું**, ક્રિ૦ સ૦ [ સં. છદ્ ] ઉપરથી ઢાંકવું; ઢંકાય એમ ઉપર પાથરવું; આચ્છાદન કરવું. :-છાપરું છાવું. છાજથી-નળીથી છાપરું ઢાંકવું.

**છાશ**, સ્ત્રી૦ દહિંમાં પાણી નાંખી વલોવીને બનાવેલું ખાટું પ્રવાહી; તક્ર. ક્રિ૦ પ્ર૦ છાશ પીવી=શિરામણી કરવી. છાશ પીવાટાણું=સવાર. છાશબાકળા=વિલાઇ ગયેલું; એક રસ નહિ એવું ગભરાયેલું હોય એવું.

**છાસઠિયો**, પું૦ પાણી પાઇને ઉગાડેલો જેઠ મહીનાનો જુવાર.

**છાસી**, વિ૦ એંશીને છ; ૮૬. છયાસી.

**છાસેઠ**, વિ૦ સાઠને છ; ૬૬.

**છાળ**, સ્ત્રી૦ છોળ. (૨) ઓડો.

**છાં**, ક્રિ૦ હો ધાતુનું બીજા પુરુષનું એક વચન. :- તું કયાં છાં ? નાગરો વગેરેમાં 'છે' ને બદલે આ રૂપ વપરાય છે.

**છાંઇ**, સ્ત્રી૦ છાયા.

**છાંકું**, ન૦ ખોટી ને મોટી મોટી વાતો કરનારો; ગપ્પી.

**છાંગળ**, પું૦ ફીણ; ઈટના રસનો ગઠ્ઠો.

**છાંછરું**, વિ૦ ઉછાંછળું; ચિબાવલું; છોકરવાદ; ઉદ્ધત; જેમ ગમે તેમ બોલે એવું.

**છાંછળમાંછળ**, અ૦ ઉપર ઉપરનું; ઉપલકિયું; એલફેલ.

**છાંછળું**, વિ૦ ઉદ્ધત; છોકરવાદ; અણસમજુ; વિવેક મર્યાદા રાખ્યા વગર જેમ ગમે તેમ બોલી અથવા બકી દે એવું. (૨) આછકલું; હલકું.

**છાંછું**, અ૦ મંતર ભણીને ફુંક મારવી તે. (૨) વિ૦ ગંદું; મેલું; મેલાયેલા જેવું

અને જ્યાં ત્યાં સમજ્યું ન સમજ્યું બોલે અને માથું મારે એવું. (૩) મુંજી; આંધામીચુ.

**છાંટ**, સ્રી૦ પાણીની ઝીણી ઝીણી કણીઓ તે; ફરફર; પાણીના છુટક છાંટા તે. (૨) પિંછીને થરકાવી અથવા તરછોડીને રંગની જે ઝીણી ઝીણી ટપકી કપડા કે કાગળ ઉપર નાંખી હોય તે; રંગના અત્યંત ઝીણા ઝીણા છાંટાની તરેહ; ભાત. :– ચોપડી બાંધી તેની કાપેલી બાજુની સપાટી પર રંગની છાંટ નાંખજો. (૩) ઝડપ; ઉતાવળ; સપાટાબંધ પણ સારું કામ કરવાની ચંચળાઇ તે. :– એને કામની છાંટ સારી છે. (૪) ગપ; અફવા; બડાશની વાત; વિસ્મયકારક ગતકડું કરવાની કળા. (૫) ગુંણપાટની ભરેલી થેલી. ક્રિ૦ પ્ર૦ છાંટ નાંખવી=પાણીના છાંટા નાંખીને પવિત્ર કરવું.

**છાંટણું**, ન૦ છાંટા નાંખવા તે; છાંટાની તરેહ–ભાત; છાટા છાંટા પડેલા હોય એવું જે તે. ચદન કંકુ વગેરેના જે છાંટા નાંખેલા હોય તે; રસ્તા ઉપર પ્રવાહી છાંટવું તે. :–રસ્તાઓ પર ગુલાબજળનાં છાંટણાં છંટાતાં. ઉ૦ કુમકુમ કેસર છાંટણાં. (૨) છાંટિયું=મરણાશૌચ, મરી ગયેલાને નહાવું તે.

**છાંટવું**, ક્રિ૦ સ૦ દેવતા ઉપર પાણી નાંખવું; હોલવવું. :–દેવતા છાંટયો. (૨) છાંટા છાંટા થઇને પડે એમ નાંખવું; સિંચવું; છીપવું; ટપકાં ટપકાં થઇ પડે એવી રીતે રેડવું. :– પાણીથી રસ્તા છાંટવા. (૩) છાંટાની માફક ભરભરાવવું; છુટું છુટું સહેજસાજ પડે ન પડે એમ નાંખવું તે. :– ખેતરમાં જુવાર છાંટી; પ્રેરવું; વાવવું. (૪) ઉડાડવું; ઉપરથી ઉછાળીને નાંખવું. :– ગુલાબજળ છાંટવું. (૫) રંગનું પાણી ઉછાળી તેના છાંટા નાંખવા; ધોળવું; લિંપવું આછુંઆછું ચોપડવું. :– ચુનો છાંટવો. કોઇની સામે પાણી ઉડાડવું. ઉ૦ મને કેસુડીએ છાંટી. (૬) [સ. चटन] ઉપર ઉપરથી થોડુ થોડુ કહિંક કહિંક કાપી–કાતરી નાંખવું. કાપીને જુદું પાડી નાંખવું; દૂર કરવું; છેદવુ, છટાય એમ કરવું. :– આ મેંદીની વાડ માળીએ હમણાંજ છાંટી છે. (૭) લાંચ આપવી. :– સિપાઇને કઇક છાંટ એટલે કામ થશે. (૮) ગપ મારવી; અદ્ધર અદ્ધર વાત કરવી. :– એણે વાત છાંટી હશે. તે છાંટણદાસ છે. (ગપ્પી.) (૯) ગર્ભ રહે એમ કરવું. જુ૦ છંટાવું. (૧૦) ખીજવું; મેં તોડી લેવું; મારવું; ઠપકો દેવો. :– જેઠાણીનો વાંક અને સાસુએ મને છાંટી નાંખી. છાંટી નાંખવું=કાપી નાંખવું; ગરદન મારવું; ઝટકાથી મારવુ; ઉપરથી છટકાવી દેવું. :–એનુ માથું છાંટી નાંખ્યું.

**છાંટિયું**, ન૦ જેના મણકાની ગુથણીમાં ૭ આંટીઓ ને ૭ સેરો હોય એવું સ્ત્રીઓની કોટનું ઘરેણું; મંગળસુતર. (૨) નહાવું ન પડે ને માત્ર પાણીની છાંટથીજ શુદ્ધ થવાય એવું દૂરનું મરણાશૌચ; સ્નાન કરવાનું તે; નહાવાનું. (૩) છાંટ નાંખવાનો જે કુચો તે; પિંછી; ઇંટો ઉપર ચુનો છાંટવાનું તે. (૪) ઝારી. વાડીમાં ફૂલઝાડના ક્યારાઓમાં પાણી છીપવાની ઝીણાં કાણાંવાળી ઝારી.

**છાંટી**, સ્રી૦ પાણીની ઝીણું; ઝીણા ઝીણા છાંટા તે; ફરફર. (૨) ટીપું; બિંદુ.

**છાંટુ**, વિ૦ છાંટનાર; ગપ્પી; ખોટું ખરુ જેમ ફાવ્યું તેમ બોલી દેનાર.

**છાંટો**, પું૦ [સ. छटा] પ્રવાહીનું ટીપું; બુદ; ટપકું; પાણીનો કણ. (૨) ડાઘ; બદનામી;

દોષ; અમુક વાત અથવા વસ્તુ વગેરેની અસર ઉડી વળગવી તે. :— તેને પાપના છાંટા લાગ્યા. રૂ૦ પ્ર૦ છાંટો પાણી=ચાર પાંચજણે એકઠા થઈ ખુશાલી દાખલ દારૂ પીવો તે; રંગપાણી; કેફ કરવો તે. :— દેવીભક્ત હોય તે છાંટોપાણી તો લેજ. ક્રિ૦ પ્ર૦ છાંટા ઉડવા—લાગવા=અમુકની સોબત—સાથે રહ્યા ફર્યાની અસર થવી તે; દોષ લાગવો; અસર ઉડી વળગવી. બગડવું; કુફળ મળવું. સાલસ છોકરાને એ દારૂડિયાના છાંટા ઉડયા. (૩) ઘી; ચોપડ. :—ખીચડી લુખી ન ખાવી, જરા છાંટો તો લેવો. :— છાંટો લેશો તો આંખે તેજ રહેશે. (૪) અંજલિ આપવી તે; અર્ઘ. રૂ૦ પ્ર૦ બે છાંટા નાંખી લો=ઝટપટ સંધ્યા પૂજા કરી લો. શ્રાદ્ધાદિક મરણોત્તર ક્રિયા કરવી તે. :— વરસીનો છાંટો નાંખીને પછી જે કંઈ શુભ કામ કરવું હોય તે કરો. ક્રિ૦ પ્ર૦ છાંટો લેવો આપવો=અન્નપાણી લેવા દેવાનો વ્યવહાર. :— બ્રાહ્મણ વાણિયાનો છાંટો લેતા નથી. જેને નાત બહાર મૂકવામાં આવે તેનો છાંટો લેવાય અપાય નહિ. બ્રાહ્મણો બીજી વર્ણોનો છાંટો લેતા નથી. છાંટો નાંખવો=થોડું આપવું; લગાર પીરસવું; સહેજસાજ દાન આપવું. :— અહિં છાંટો નાંખજો. રૂ૦ પ્ર૦ છાંટાબંધ=આપલેનો વ્યવહાર મોકુફ કરી દેવો તે.

**છાંડણ**, ન૦ [ સં. उच्छन्न ] છાંડવું તે. (૨) છાંડેલું તે; ખાતાં વધેલું તે.

**છાંડવું**, ક્રિ૦ સ૦ તજવું; તજી દેવું; છોડવું; મૂકી દેવું. (૨) છેડો ફાડી આપવો; તલાક આપવી. (૩) જમતાં ભાણામાં બાકી રહે તેમ કરવું; લઈ ગ્રહણ કરીને અધુરેથી તજી દેવું એવો અર્થ રાખે છે. (૪) છાણવું; છીણવું. રૂ૦ પ્ર૦ મૂકી છાંડવું; લઈને રાખી મૂકવું; ઠેકાણાસર રાખવું; નહિ ઉપયોગમાં લેવું; ઘાલી મેલવું. બૈરુ છાંડવું=પરણેલી બાઇડીને તલાક આપવી; છેડો ફાડી આપવો; કન્યા છાંડવી=એકવાર સ્વીકાર કરી પછી પરણવાની ના પાડવી; વિવાહિત કન્યા સાથે લગ્ન કરવાની ના પાડવી.

**છાંડેલું**, વિ૦ તજેલું; તલાક આપેલું; તજી દીધેલું. (૨) જમતાં બાકી રાખેલું.

**છાંડયું**, વિ૦ છાંડેલું. (૨) ન૦ છાંડેલું જે તે; સક્રાંત; સાલુકારી; છડામણ.

**છાંદવું**, ક્રિ૦ સ૦ જોરથી લોચો મારીને પુરવું; સરખુ કરવું; થેપવું; છંદાય એમ કરવું; લિંપણમાં થીગડાં મારવાં; જાડું જાડું લિંપવું; છાણમાટીની ગાર દગાવવી. (૨) ઢાંકપિછોડો કરવો; છાવરવું; દોષ પરિહાર કરવો.

**છાંદો**, પું૦ જાડું લિંપણ; ગારો. ક્રિ૦ પ્ર૦ છાંદો દેવો=છાંદવું. (૨) છાંડણ; છંડામણ.

**છાંદોગ્ય**, ન૦ એક મોટું ઉપનિષદ.

**છાંય**, જુ૦ છાય; છાયા.

**છાંયડી**, સ્ત્રી૦ છાયા; નાનો અને આછો ઓળો. :—ખજુરીની છાંયડી.

**છાંયડો**, પું૦ છાયા; છાયો; ઓળો. —તચકછાંયડો=એક રમત.

**છિ:**, અ૦ છટ. (૨) છિંકનો અવાજ. રૂ૦ પ્ર૦ અછિ:=કૃત્રિમ છિંકનો અવાજ. (૩) વિ૦ ગદું; મેલું; અશુદ્ધ; અસ્પર્શ. (૪) સ્રી૦ નરક; ગૂ, જુ૦ છી.

**છિટ્છિટ્**, અ૦ છટ.

**છિદ્ર**, ન૦ [ સં. ] કાણું; બાકું; નાકું; વેહ; સુરાખ. (૨) દોષ; ખોડ; ખામી. ક્રિ૦ પ્ર૦ છિદ્ર કાઢવાં=દોષ, ખામી કાઢવી. છિદ્ર શોધવાં=ગમે તેમ કરીને દોષ ગોતી

કાઢવા; સારા ગુણ તરફ ન જોવું અને અવગુણ જોવા તરફ ખંત રાખવી તે.

**છિદ્રાળુ**, વિ૦ કાણાવાળું. (૨) ખોડ ખામીવાળું.

**છિનાળ**, સ્ત્રી૦ [ प्रा. छिण्णाली ] વ્યભિચારિણી; જારિણી; કુલટા સ્ત્રી. રૂ૦ પ્ર૦ છિનાળ ચસકા=કુલટા લક્ષણ; નિર્લજ્જ ચાળા કરવા તે; અપલક્ષણ.

**છિનાળવુ**, વિ૦ છિનાળુ કરનાર; વ્યભિચારી; જારકર્મ કરનારુ; લુચ્ચું.

**છિનાળી**, સ્ત્રી૦ છિનાળુ.

**છિનાળું**, ન૦ પુરુષે પરસ્ત્રી સાથે અને સ્ત્રીએ પરપુરુષ સાથે સંબંધ કરવો તે; વ્યભિચાર; જારકર્મ. (૨) આ દુષ્ટ કર્મનું જે પાપ તે.

**છિન્ન**, વિ૦ [ स. ] કાપેલું; છેદેલું; જુદું પાડેલું.

**છિન્નભિન્ન**, વિ૦ કપાઇને જુદુ પડી ગયેલું; આખું ભાગી કપાઇને વેરાઇ ગયેલું; કપાઇ મૂળથી જુદુ પડી આમતેમ રવડી ગયેલું; હાલહવાલ.

**છિયાડી**, સ્ત્રી૦ વાયી ઉડીને પડેલી રેજ તે; વાતાવરણમાંની નીચે પડેલી ઝીણી રજોટી. (૨) ધુમાડીની રજ.

**છિયારો**, પું૦ વાયીએ ઉડી પડેલો કચરો.

**છિંક**, સ્ત્રી૦ [ स. छिक्का ] નાકમાં સળવળાટ થઇ તેમાંથી પાણી અને વાયુનું જોરથી નીકળવું તે; છિંકવું તે; છિં એમ થઇ નાકના વિવરમાં ભરાયેલી વસ્તુનો ઉત્સર્ગ થવો તે. ક્રિ૦ પ્ર૦ છિંક આવવી=છિંકાવું. છિંક ખાવી=છિંકવું; છિંક લાવવી. (૨) છિંકીને અપશકુન કરવા. કહે૦ છિંક આવે તોય દંડે એવું=સાધારણ વાંકું પડે તોય રૂઠે એવું; કંઇક કરવા જતાં પણ ગુસ્સે થાય એવું. કોઇપણ હિલચાલના આરંભમાં છિંક એક અપશકુન ગણાય છે.

**છિંકણી**, સ્ત્રી૦ છિંક આવે એવું સુંઘવાનું ચૂર્ણ; નાકમાં સળવળાટ થઇ છિંક આવે એવું વનસ્પતિ ચૂર્ણ. તડાક છિંકણી. (૨) નાકથી સુંઘવાનું તમાકુનું ચૂર્ણ; તપખીર; ખાંડી દળીને ચાળેલી તમાકુ.

**છિંકવું**, ક્રિ૦ અ૦ નાકમાં સળવળ થઇ પાણી ને વાયુનો જોરથી ઉત્સર્ગ થવો; છિંક ખાવી; નાકમાંથી અવાજ સાથે વાયુ કાઢવો. કહે૦ છિંકતાં દંડે એવું=મહેજમાં ગુસ્સે થાય એવું. છિંકતાં છિંડાં પાડવાં=છિંક આવે તો તેમાં પણ વાધો લેવો તે; સહેજ સહેજમાં દોષ કાઢવો; વાંકાં પાડવાં તે.

**છિંકારડું**, ન૦ કાચડા જેવું એક નાનું પ્રાણી, કે જેની છિંકનો વાયુ લાગવાથી પણ ઝેર ચડે છે; જેની ફુંકનું ઝેર ચડે છે એવું એક નાનું પ્રાણી; પિયેણુ.

**છિંકારવું**, ન૦ વારંવાર છિંક છિંક કરનારું હરણ; ગરીબ ને સુકુમાર હરણ; કુરંગ; મૃગ. કેટલાક સાબર એમ કહે છે. છિંકરવાંના નરને સીધાં આંટાદાર કાળાં અને શૂળી જેવાં શિંગડાં હોય છે, માદાને હોતાં નથી.

**છિંકારુ**, ન૦ હરણ.

**છિંટ**, સ્ત્રી૦ રંગિત ભાત પાડેલું કપડું; વેલ બુટ્ટીવાળુ કપડું; ફૂલ વગેરે તરેહ છાપેલું સુતરાઉ કપડું.

**છિંટલો**, પું૦ છેટલો; કાંટાનો ભારો ઉપાડવાની બે ફાંટાવાળી લાકડી; ત્રિશૂળમાંનું વચલું ફળ ન હોય એવુ ઝાડની ડાળીનું શૂળ.

**છિંડી**, સ્ત્રી૦ ઘરની પાછળ જેમાં નેવ પડતાં હોય તે ગલી; પછીત બહાર જે માંકડી ખુલ્લી જગા તે. (૨) પછીત તરફનો ખુલ્લો ચોક. [ प्रा. छिंडी ]

**છિંડુ**, ન૦ વાડમાં થઈને જવા આવવાનું જે નાનું દ્વાર તે; ખોડીબારું, ફાટક; ઝાંપો. (૨) છિદ્ર; દોષ; બહાનું. ક્રિ૦ પ્ર૦ છિંડું

પાડવું=વાડમાંથી જવાય એવું બાકું પાડવું; વાંકું પાડવું; દોષ કાઢવો; જ્યાં માર્ગ ન હોય ત્યાં માર્ગ કરવો; રસ્તો કાઢવો; પહેલો માર્ગ કરવો. કહેo છિંડે ચઢ્યો તે ચોર=બહાર નીકળતાં જે પહેલો પકડાય તે ગુનેગાર. છુપા—નવા બનાવેલા કે જાહેર નહિ એવા માર્ગમાંથી જતાં જે પકડાય તે ચોર, અર્થાત્ મુદ્દામાલ વગેરે કશાની તજવીજ નહિ કરતાં અમુક બાબત કરતો કે અમુક સ્થળેથી જતો જણાય તે ચોર.

**છિંપો**, પુંo [सं छिम्पक] કપડાં ઉપર રંગની તરેહ છાપનારો; જુદી જુદી જાતના દેશી રંગો બનાવી તરેહવાર તરેહો છાપી છિંટ, સાલ્લા; ખોળિયાં વગેરે તૈયાર કરવાનો ધંધો કરનારી એક નાત અને તેમાંનો માણસ તે. ભાવસાર લોકના જેવી રંગાટીનું અને કપડાં છાપવા રંગવાનું કામ કરનારી એક નાત. ભરૂચ ને સુરત જિલ્લામાં છિપાઓની વધારે વસ્તી છે. આ લોકો વૈષ્ણવ ધર્મ પાળે છે અને ભાવસાર જેવા છે.

**છિંપોલી**, સ્ત્રીo છીપ; શુક્તિ; કાલુ માછલીના કોટલાનો એક ભાગ.

**છી**, સ્ત્રીo મલિન, ગંદી અથવા અપવિત્ર વસ્તુ; નરક; ગૂ; લિંટ; લાળ વગેરે. નાનાં બાળક માટે વપરાય છે. ક્રિo પ્રo છી કરવી=હગવું; મળ ત્યાગ કરવો. રૂo પ્રo મોંએ છી ગંધાવી=નાકે લિંટ કે મોઢે લાળ દદડવી; બણબણ થવું. વ્યંગમાં—નાનું; અણસમજુ કે બાળક, એવા અર્થમાં વપરાય છે. :—તારા ભાઇને મોંએ શું છી ગંધાય છે કે, મારે રસ્તો બતાવવો પડે? (૨) વિo મલિન; ગંદું; અપવિત્ર. :—ભાઇ માટી ના ખાઇએ એ તો છી છે. (૩) અo તુચ્છકાર; કંઇ માલ નથી, ગણતરીમાં ગણવા જેવું નથી, એવા અર્થમાં વપરાય છે. :—છી:છી.

**છીછકલું**, વિo છાછરું; હલકા પેટનું; છીછરલું.

**છીછરલું**, વિo હલકું; બહુ ઉંડું નહિ એવું; આછકલું; છીછકલું.

**છીછી**, સ્ત્રીo (ગુજરાતી બાળ ભાષામાં) ખીચડી. (૨) અo છટછટ.

**છીટ**, સ્ત્રીo છટકાર; અણગમો; તિરસ્કાર; અભાવ; તુચ્છભાવ; ચીઢ. (૨) અo ધુતકારી નાંખવું, તુચ્છ ગણી કાઢવું તે; છટ. જુo છિંટ. ક્રિo પ્રo છીટ હોવી=અભાવ, અણગમો હોવો ચીઢ હોવી.:—મને એની છીટ છે. છીટ રાખવી=અભાવ, અપ્રીતિ, ચીઢ રાખવી. (૩) કંટાળો. (૪) હરકત; વાંધો; આચાર ભિન્નતાને લીધે જે અણગમતાપણું લાગવું તે. :—જગન્નાથજીમાં વર્ણાવર્ણની છીટ રાખવી નહિ.

**છીટકોરવું**, ક્રિo સo ઝારીથી પાણી છાંટવું.

**છીટી**, સ્ત્રીo આખી છાપેલી નાની પોતડી.

**છીડું**, નo બહાનું; બારું; મિષ. (૨) છિદ્ર; મર્મ. (૩) રેસાવાળું છોડું; લટિયું.

**છીડી**, જુo છિંડી.

**છીણવું**, ક્રિo સo ઘસીને બારીક થઇ જાય એમ કરવું; છણવું. :—ભાંગ શિખંડ વગેરે. (૨) કાપવું; મોળવું; સમારવું; સુધારવું. :—શાક છીણવું; (૩) બારીક રેસારેસા જેવી ચીરીઓ થાય એમ કરવું; છાલ કે કાતળી જેવી છીર પાડવી; ખુંદો કરવો; ખમણવું. :—દુધીને છીણી છીરને બાફી તેમાં માવો મસાલો વગેરે નાંખીને હલવાઇઓ હલવો બનાવે છે.

**છીણી**, સ્ત્રીo છીણવાનું ઓજાર; છીર પાડવાનું ઓજાર. :— શાક વગેરેની છીણી. (૨) ધાતુ વગેરે કઠણ વસ્તુ કાપવાનું લોઢાનું વિંઝણું; લોખંડની ઘણ ઉપર ઠોકાય એવા માથાવાળી કરશી. (૨)

લાકડાં વગેરે ફાડવાની ફાચર, મેખ;ખીલી. ક્રિ૦ પ્ર૦ છીણી મારવી = ફાંસ મારવી; થતા કાર્યને મૂળમાંથી છેદી નાંખવું; ફાચર મારવી; કાપી નાંખવું. છીણી મૂકવી = કાપી નાંખવું; બરબાદ રદ કરવું; બગાડી નાંખવું; તોડી પાડવું; પાયમાલ કરી નાંખવું.

**છીત,** સ્ત્રી૦ છીટ; નહિ ગમવું તે, અભાવ; અણગમો; ચીઢ.

**છીતરી,** સ્ત્રી૦ બે ઘરોના કરાઓ વચ્ચેની સાંકડી ગલી; નેળ; નવેળી; કરાઓ વચ્ચે રહેલી સાંકડી લાંબી છુટી જમીન.

**છીતલું** ક્રિ૦ અ૦ છછરા પાણીમાં વહાણનું ચોટવું; લાધવું; છીપીજવું.

**છીદડી,** સ્ત્રી૦ જુ૦ છીદરી.

**છીદરી,** સ્ત્રી૦ છિદ્રવાળી-પોલા દાણાની-ભાતવાળું સ્ત્રીઓને પહેરવાનું એક કપડું; ઝીણા અને પોલા દાણાની ભાતનું છાયલ; સાલ્લો; છીદડી. (૨) દાણાનું વેરાવું તે; દાણાના કણનો જમીન ઉપર દરેડો થવો તે; ધારાવાડી; દાણા (અન્ન અથવા મોતીના) ચારેગમ વેરાઇ પડવા તે; ક્રિ૦ પ્ર૦ છીદરી કરવી=દરેડો કરવો. આમતેમ વેરાઇ પડી હોય તેમ વસ્તુઓ નાંખી રાખવી. :- માગ્યો એટલો માલ લાવી લાવીને મારા મોં આગળ શા માટે છીદરી કરી?

**છીદરું** વિ૦ [ સ છત્ર ] આછું; વિરલ. (૨) ભભરુ; છુટુંછુટું; વેરાતું.

**છીદવું,** જુ૦ છેદવું.

**છીનથવું,** ક્રિ૦ સ૦ [ સં. छिद् ] છીનવી લેવું; જોર કરીને કોઇની પાસેથી તાણી લેવું; ઝુંટવી લેવું; બળ વાપરીને લઇ લેવું. (૨) છળ વાપરીને લઇ લેવું- (૨) છળ કપટથી લઈ લેવું; હરીલેવું.

**છીનવું,** ક્રિ૦ સ૦ [ સં. छिद् ] છીણવું; કાપવું; મોળવું; સમારવું; :-શાક છીનવું. (૨) છીર કરવી; જુદો કરવો; ખમણવું. (૩) ઘસીને ચાળવું અથવા ગાળવું. :- દહિં છીનવું.

**છીપ,** સ્ત્રી૦ [ સ. शुक्ति ] એક જાતની માછલીનું ઘર; સીપ; છિપોલી; કાળુ નામની મોતી બનાવનારી માછલીનું કોટલું. હાથની બે પસલીઓ એકઠી કરી હોય એવા આકારની આંતર ગોળ અંડાકૃતિ બે ફાડિયાંની બનેલી સપુટ પસલી તે. અંદરનો ભાગ ઓપેલા રૂપા જેવો ચકકિત હોય છે. એનાં રમકડાં, બટન વગેરે ઘણી ચીજો બને છે. છીપો ચપટી, ગોળ, વળેલી અને પહોળી, એવા વિવિધ ઘાટની હોય છે. :-છીપનાં મોતી.

**છીપકળી,** સ્ત્રી૦ એક જાતનો સાપ.

**છીપણું,** ન૦ [ સ. सिंच् ] પાણીમાં ઉભા રહી ખોબાને બદલે છછરા શકોરા જેવા પાત્રથી કિનારા પર પાણી છિપવુ તે; સિંચન. છીપવાનુ પાત્ર; રામપાતર; છીપ; છછરું લોઢી જેવું કોડિયું. કિનારા ઉપર સુકવેલાં કપડાં ઉપર થોડે થોડે વખતે પાણી છાંટવાને માટે છીપાઓ જે લોઢી જેવું પાણીની છાલકો ઉડાડવાનું પાત્ર રાખે છે તે. છીપણી=જેમાંથી પાણીની ધારાઓ નાંખી-છીપી શકાય એવી માળીની ફુલઝાડના ક્યારાઓમાં પાણી સિંચવાની ઝારી.

**છીપર,** સ્ત્રી૦ પત્થરની છાટ; શિલા. ધોબી અને છિંપાલોક જેની ઉપર લુગડાંની ઝીકો મારે છે તે પત્થર. ( ૨ ) પાતળો લીસો નિસાતરો; નિસા.

**છીપરું,** વિ૦ ગંદું; ચુથાયેલું; મેલું.

**છીપવું,** ક્રિ૦ સ૦ [ સં. सिंच् ] થોડું થોડું

અને આછું આછું ઉપરથી પાણી નાંખવું; ટેડવું; સિંચવું; છાંટવું; છીપવતે પાણીનો છંટકાવ કરવો; થોડું થોડું-રુચતુંરુચતું પાણી પાવું. (૨) છાંટા છાંટા પડ્યા હોય એવી ભાત પાડવી; છાપવું; દાણાની ભાત પાડવી. :-છીદરીઓ છીપવી-છાપવી. (૨) ક્રિ૦ અ૦ સંતાવું; ઓડે ભરાવું; લપાવું. (૩) શરમાવું; લજવાવું; મોં સંતાડવું.

**છીપા**, જુ૦ છિંપો.

**છીબું**, ન૦ તપેલી ઉપર ઢાંકવાનું છીછરું ઢાંકણું; તાસક; તાસ.

**છીલડું**, ન૦ છોડું; છોતરું; ભિંગડું.

**છીલર**, ન૦ આછા પાણીનું ખાબોચિયું; છીછરું તલાવડું. ઉ૦ સાગર આગળ છીલર જશે'.

**છીલવું**, ક્રિ૦ સ૦ છોડાં કાઢવાં.

**છુ**, અ૦ ફૂત્કાર; ફૂંકનો અવાજ. (૨) મંત્રની ફૂંક; તાંત્રિક ક્રિયા કરીને તેની સિદ્ધિને માટે ફૂંક મારવી તે; ઉડાડવું; ખસેડવું; દૂર કરવું; વગેરે ક્રિયાઓ બતાવવાને તાંત્રિકો મોઢથી અવાજ કરે છે તે. :-છુમંતર=તંત્રમંત્રની ક્રિયા તે.

**છુટક**, અ૦ છુટું છુટું અપાય લેવાય તેમ; સામટું એક જથ્થે નહિ પણ કકડે કકડે જેમ પાલવે તેમ; પરચુરણ; ગમેતેમ છુટક અપાય તેમ; જુદું જુદું પડચું હોય તેમ. (૨) વિ૦ છુટુંછુટું; અકેક વેરાતું; વિખરાતું; આમતેમ છુટું અપાય લેવાય કે પડ્યું હોય તેવું. (૩) ના૦ છુટકો; છેડો; નિકાલ. (૪) અમુક રીતે કર્યા વગર ચાલેજ નહિ એવું જે તે; ચાલે નહિ એવું તે.

**છુટકબારી**, સ્ત્રી૦ છુટવાની બારી; છેવટનો માર્ગ; જોડતોડથી નિકાલ લાવવો તે; છુટકો; મોક્ષદ્વાર.

**છુટકારો**, પું૦ છુટી જવું તે; મોકળાશ મળવી તે; મોક્ષ; મુક્તિ; ફારગતપણું. (૨) છેડો; અંત; પરિણામ. (૩) નિકાલ; તોડ; પતી રહેવાથી છુટા થઇ જવું તે.

**છુટકો**, પું૦ છુટી જવું તે; મોકળા થવું તે; મોક્ષ; મુક્તિ. (૨) છેડો; અંત; પરિણામ. (૩) નિકાલ; તોડ. ક્રિ૦પ્ર૦ છુટકો કરવો=પારલાવી દેવો; નિકાલ કરવો.

**છુટાછેડા**, પું૦ બંધનમાંથી છુટા થવું તે (બે જણનું પતિપત્ની કે ભાગાળકનું) તલાક; ફારગતી; છેડો ફાડી આપવો તે; લગ્નના બંધનમાંથી છુટાં થવું તે. (૨) પ્રસવ; જણવું તે; ગર્ભથી મોકળાં થવું તે. (૩) સમાધાની કરવી તે; ભાગીદારીમાંથી વહેંચણી કરીને છુટા થવું તે.

**છુટાપણું**, ન૦ છુટ હોય એવી હાલત; સ્વતંત્રતા; બંધન રહિતપણું; બોલવા ચાલવાને કામ કરવા, ફરવા હરવા વગેરેની જે છુટી તે; છુટ.

**છુટી**, સ્ત્રી૦ છુટ હોવી તે; કામ કે બંધનમાંથી છુટા થવું તે; રોકાણ નહિ હોવું તે; છુટ. (૨) રજા; આરામ; પાકી; કામ ઉપર નહિ હાજર રહેવાને મળેલી છુટ તે. (૩) નવરાશ; ફુરસદ; અવકાશ; પરવાર. ક્રિ૦ પ્ર૦ છુટી થવી=બંધન પ્રતિબંધનું નીકળી જવું; અવરોધ નીકળી જવો. :-આપણે ભણવાની થઇ હવે છુટી, થાકયા દુરિજન માથાંરે કુટી. `ક. દ. ડા. છુટીકરવી=રજા આપવી; પ્રતિબંધ કાઢી નાંખવો.

**છુટું**, વિ૦ નહિ જોડાયેલું; જુદું; જેનો સંબંધ તૂટી ગયેલો હોય એવું. :-ત્યાંથી બે ફાંટા છુટા પડે છે. એક હાથ કપાઇને છુટો પડી ગયો અને બીજો વળગેલો છે. (૨) નહિ બાંધેલું; બંધનમુક્ત. :-તે કેદમાંથી છુટો થયો. ઘોડો બંધ તોડી છુટો થઇ ગયો. (૩) ફેલાઇને પડેલું; વેરાયેલું; પ્રસરી પડેલું; પહોળું થઇ રહેલું. :-વાળ

મંત્રથી જે ચમત્કાર કરવો તે; મંત્રની ફૂંકથી કામ કરવું તે. (૨) છાની તાંત્રિક વિદ્યા. :–તે છુમંતર જાણે છે; જાદુઈ ક્રિયા. (૩) મંત્ર પ્રયોગ. :–તને કંઇ છુમંતર આવડે છે.

**છુરી,** સ્ત્રી૦ છરી; પાળી. શાક મોળવાનું નાનું લોખંડનું હાથાવાળું ઓજાર. (૩) (૩) અસ્ત્રો. [ સં. क्षुर ]

**છુવાવું,** ક્રિ૦ અ૦ અભડાવું; અટકાવું; અપવિત્ર થવું; અપવિત્ર વસ્તુનો સ્પર્શ થવો.

**છું,** ક્રિ૦ હો ધાતુનું પ્રથમ પુરૂષ એક વચનનું રૂપ. :– હું છું.

**છુંછાં,** ન૦ તતુના નકામા છેડા; વણાટ, ગુંથણી વગેરેમાંથી ઉપડી આવેલા, બહાર રહેલા અથવા ફાટી નીકળેલા તાર; સુતર વગેરેના ટુંકા પાતળા ને સુંવાળા છેડા; દશી; જુલફાં. આ શબ્દ બહુવચને વપરાય છે.

**છુંછું,** ન૦ મોં; મુખ. ( ગ્રામ્ય ) ઢોરના મોં માટે વપરાય છે. તિરસ્કારમાં માણસના મોંને પણ છુંછું કહે છે. ( ૨ ) મોં ને ચહેરો; ચહેરો; ગાં, નાક, આંખ, કાન વગેરે યુક્ત જે મુખાકૃતિ તે. :– એનું છુંછું સારુ નથી.

**છુંદણી,** સ્ત્રી૦ છુંદવુ તે; છુંદણાં પાડવાની રીત. (૨) છુંદવું તે; છુંદવાની ક્રિયા. (૨) છુંદીને પાડેલી ભાત તે.

**છુંદણું,** ન૦ ( છુંદકું, છુંદડાં, છુંદણાં ) શરીર ઉપર કોઇ અમુક રંગનું ટપકું કરી તેને છુંદી છુંદીને જાય નહિ, કાયમ રહે તેમ કરવું તે; ત્રાજવું; શરીર ઉપરની ચામડીને છુંદીને પાડેલી અમુક ભાત તે; લાંછન; ચિહ્ન; ટોચણું. ઘણા લોકોમાં છુદણાં છુંદાવવાનો સ્ત્રીઓમાં અને જંગલી અભણ પુરુષોમાં ચાલ છે. પાસિફિક મહાસાગરમાં આવેલા બેટો ઉપર વસતા જંગલીઓ તો આખે શરીરે છુંદણાં છુંદાવે છે. સોદાગરો રબારીઓ, કાઠીઓ વગેરે અભણ લોક હાથ ઉપર ચિત્ર નામ વગેરેના છુંદણાંના આકાર પડાવે છે. સ્ત્રીઓ ગાલે, બે ભમર વચ્ચે અને હડપચીએ છુંદડાં પડાવે છે. ક્રિ૦ પ્ર૦ છુંદણાં છુંદવાં=ચામડી પર મનપસંદ રંગનાં ચિહ્ન ટોચાવવાં. (૨) વારંવાર વાંકાં પાડી પાડીને કનડવું. ટોચ ટોચ કરવું; એકને એક દોષને આગળ ધરી ધરીને મહેણાં માર્યા કરવાં; ટાણા માર્યા કરવો, છુંદણાં પાડવાં=કાણાં પાડવાં; દોષ કાઢ્યા કરવો; લાગણી દુખવ્યા કરવી. વાંકું પાડ્યા કરવું; દોષ કાઢ્યા કરવા.

**છુંદવું,** ક્રિ૦ સ૦ [ સં. छिद्] અણીવાળા હથિયારથી ટોચ ટોચ કરવું; છુંદાઇ જાય કાણાં કાણાં પડી જાય અથવા કચ્ચો થઇ જાય તેમ કરવું. (૨) પગ તળે દાબવું; કચરવું; ગદડવું. (૩) ખૂબ મારવું; ધાર કે અણીવાળા હથિયારના ઝટકા ઉપર ઝટકા મારીને કકડે કકડા કરી નાંખવા. (૪) કૂટવું; વાટવું; પરતવું; ઝીણું કરવું; ખાંડીને લોંચા જેવું કરવું.

**છુંદાવવું,** ક્રિ૦ પ્ર૦ છુંદાય તેમ કરાવવું.

**છુંદો,** પું૦ કચુંબર; ખીમો; છુંદી છુંદીને કરેલી ઝીણી નાની અને પાતળી ચીરીઓ તે. :–કેરીનો છુંદો, ક્રિ૦ પ્ર૦ છુંદો કરવો =કચુંબર કરવી; છુંદીને ઝીણા ઝીણા કકડા કરવા; વાટી નાંખવું; કચરી નાંખવું.

**છૂટ,** સ્ત્રી૦ બંધી, દાબ, અટકાવ કે કબજો નહિ હોવો તે; અપ્રતિબંધ, સ્વાતંત્ર્ય. (૨) હક; સત્તા. (૩) રજા; પરવાનગી. (૪) છોડી દેવું, અમુકમાંથી અમુક મજરે દેવુ તે; ઘટાડો આપવો તે; નહિ લેવું તે. :– સો રૂપિયા થયા પણ મહેતાએ ભલામણ કરી તેથી શેઠે પાંચ રૂપિયા છૂટ

મૂકી. પચાણું લીધા. (૫) મોકળાશ; મગતાશ. :– પોળમાં છૂટ સારી છે. ક્રિ૦ પ્ર૦ છૂટ આપવી=સ્વતંત્રતા આપવી; તાબાના માણસને ગમે તેમ કરવા દેવું. છૂટ મૂકવી= નાણાં લેતાં અમુક રકમ છોડી દેવી; ઓછું લેવું. (૨) સ્વાતંત્ર્ય આપવું; રજા આપવી. (૨) મોકળાશ રાખવી; છુટું રહેવા દેવું; વચમાં આંતરો રાખવો. છૂટરાખવી= અમુક હદ લગી અમુક કામકાજ કરવાની રજા–પરવાનગી રહેવા દેવી; ખુલ્લું રાખવું; મગતાશ મૂકવી; છૂટલેવી=હદથી વધારે બોલવા કરવાનું સ્વાતંત્ર્ય લેવું; સ્વતંત્રતા માગી લેવી; છૂટછાટ=કંઇક છોડી દેવું તે; થોડી ઘણી ઘટ લેવી તે; બંધનની કડકીમાં કંઇક ઢીલું રાખવું તે; છૂટથી બોલવું: શરમાયા કે શેહ ખાધા વગર ખુલ્લે અવાજે બોલવું; અમુક પ્રતિબંધ હોય તે ઓળંગી નિર્ભયતાથી બોલવું. આનો અંત્ય 'ટ' ટપ જેવો બોલાય છે.

છૂટવું, ક્રિ૦ અ૦ બંધન દાબ અથવા કબજામાંથી બહાર નીકળવું; છુટા થવું; મોકળા થવું; બંધન મુક્ત થવું. (૨) જુદા પડવું; અળગા થવું; જોડાણમાંથી છુટા પડી જવું. (૩) નીકળવું; ફૂટવું; જોરથી ઉડવું:– ગોળી છૂટી. (૪) ભડાકો થવો; સ્ફોટ થવો:–તોપ છૂટી.

છૂટકારો, પું૦ છુટકો; નિકાલ; તોડ, મુક્તિ; મોક્ષ.

છૂપવું, ક્રિ૦ અ૦ સતાઇ રહેવું; બેમાલમ રહેવું; છાના રહેવું; છુપાઇ જવું.

છૂવું, ક્રિ૦ અ૦ અડકવું; અભડાવું; સ્પર્શ કરવો; અપવિત્ર કરવું.

છે, ક્રિ૦ [સં. अस्ति] અસ્–હો ધાતુનું ત્રીજા ને બીજા પુરુષના એક વચનનું રૂપ. (૨) અ૦ છી, છીટકારને અર્થે વપરાય છે; છે અથવા છેછે એમ કહેવાય છે. રુ૦ પ્ર૦ છે ને છે. અને નથી ને નથી=બ્રહ્મ તે છે છે ને છે અને જગત નથી નથી ને નથી, એવા અર્થમાં બોલાય છે.

છેક, અ૦ તદ્દન; બીલકુલ; નરદમ; નરાતાળ; સાવ; અશેષ. (૨) પુષ્કળ; હદ ઉપરાંત; છેડા લગી જઇ પહોચ્યું હોય તેમ; અંત લગી.

છેકણી, સ્ત્રી૦ છેકો; ખસરો; લીટો; રેખા; અને આંકો કરવાનું ઓજાર; કલમ વગેરે તે. (૨) છેકછાક કરવી તે; ચહેરી નાંખવું તે. (૩) છેકછાક કરવાની રીત.

છેકવું, ક્રિ૦ સ૦ છેકો મારવો; લીટો તાણવો; ખસરો દેવો; ચહેરવું; ભુસવું, આંકો તાણીને રદ કરવું; કાઢી નાંખવું; રદ બાતલ કરવું. :–મારું લખાણ એણે છેકી નાંખ્યું.

છેકાછેક, સ્ત્રી૦ આડાઅવળા ગમે તેમ છેકા કરવા તે; ચહેરાચહેર; લખાણપર ઠેકઠેકાણે લીટા તાણવા તે. :– આ કાગળમાં ઘણી છેકાછેક થઇ માટે ફરીને સારી નકલ કરો. (૨) અ૦ તદ્દન લાશ; સાવ અંતે આવી ગયેલું હોય તેમ.

છેકો, પું૦ [प्रा. छेक्क] છેકવું તે; છેદ; લીટો; આંકો; ખસરો; રેખા; રદ કરવાને જે લીટા મારવો અથવા ચિહ્ન કરવું તે. (૨) ડાઘ; લાંછન; ચિહ્ન. ક્રિ૦ પ્ર૦ છેકો મારવો=લીટા તાણીને રદ કરવું.

છેટી, સ્ત્રી૦ [સં. शाटिका] નાની શણની પોતડી; મુગટી.

છેટું, ન૦ બે વસ્તુઓ વચ્ચેનું અંતર; અંતરાલ; અંતિરો; વેગળાપણું; ગાળો; [illegible] ક્રિ૦ પ્ર૦ છેટું [illegible]=અંતર વચ્ચે [illegible] બીજા વચ્ચેના અંતરમાં વધારે [illegible] અપ્રીતિ થવી; મન જુદાં [illegible] ભાગવું=અંતર ઓછું કરવું [illegible] વાંધો દ્વેષ ને કડી [illegible]

**છેટે,** અ૦ દૂર; આઘે: વેગળે; લાંબે આંતરે; વચમાં અંતર રહે તેટલે. (૨) મેળાપ સંવ્યવહાર બહાર. ક્રિ૦ પ્ર૦ છેટે બેસવું=રજ આવવાથી સંવ્યવહારથી દૂર રહેવું; અભડાવું; રજસ્વલા થવું. :—વહુ છેટે બેઠી એટલે કોણ રાંધે?

**છેડણી,** સ્ત્રી૦ છેડવું તે; છેડાય તેમ કરવું તે; અટકચાળું; ચાંદલું; અડપલું; ખીજવાય તેમ કરવું તે. ક્રિ૦ પ્ર૦ છેડણી કરવી=છેડાય તેમ કરવું; ખીજવવું; અટકચાળું કરવું; ઉશ્કેરાવું.

**છેડતી,** સ્ત્રી૦ છેડાવા વંકાવા રિસાવા કે ઉશ્કેરવાનું કારણ તે; અટકચાળું; અડપલું; છેડવું તે; કોઇ માણસને ખીજવાવાનું કારણ આપવું તે. (૨) દોષ; વાંક; ખોડ; છિદ્ર. ક્રિ૦ પ્ર૦ છેડતી શોધવી=કોઇ રીતે સામા માણસ સાથે વાંધો પડે એવો લાગ શોધ્યા કરવો; સામાને ખીજવાટ થાય એવું કરવાને કજી ને કંઈ દોષની તજવીજ રાખવી; અટકચાળું કરવું. છેડતી કરવી=અટકચાળું કરવુ; સામો માણસ ખીજવાય એમ કરવું.

**છેડલો,** પું૦ છેડો; કપડાનો અંતિમ ભાગ; પાલવ; છેડા ઉપરથી કવિતાને માટે બનાવેલો લલિત શબ્દ, છેડલિયો.

**છેડવું,** ક્રિ સ૦ શાંતિથી બેઠું કે કામ કરતું હોય તેને વગર કારણે બોલાવી કે અડકીને ઉશ્કેરવું; અટકચાળું-અડપલું કરવું; વનાવવું. (૨) છેડાય, ચિઢાય એમ કરવું, ચીઢવવું; ખીજવવું. (૩) અડકવું; હલાવવું. ક્રિ૦ પ્ર૦ છેડીજોવું=વતાવી જોવું. છેડ્યા કરવું=રગડ્યા; ખીજવ્યા સંતાપ્યા કરવું.

**છેડાગાંઠવું,** ન૦ વહુ વરના છેડાછેડી બાંધવાનું વસ્ત્ર.

**છેડાછેડ,** સ્ત્રી૦ સતવણી; ખીજવાટ; વારંવાર સતાવવું કે સંતાપ્યા કરવું તે. (૨) દોષ કે છિદ્ર કાઢી કાઢીને વારંવાર સતાવવું તે; અડપલાં કર્યા કરવાં તે.

**છેડાછેડી,** સ્ત્રી૦ વહુ વરના છેડા ગાંઠવા તે. (૨) છેડાછેડ; સતવણી.

**છેડો,** પું૦ કોઇપણ વસ્તુ અથવા વિચાર વગેરેનો છેલ્લો ભાગ તે; હદ; સીમા; અવધી; અંત. (૨) પાર; નિકાલ; ખુલાસો; પરિણામ; ચુકાદો. (૩) ટોચ; મથાળું; શિખર. (૪) અગ્ર; અણી; નાકું. (૫) મોત; મૃત્યુ; અંત. (૬) કપડાની લંબાઇનો બંને તરફનો જે છેલ્લો ભાગ તે; પાલવ. (૭) માથા કે મોં ઉપર લુગડું ઢાંકવું તે; મોં ઢંકાય એમ ઓઢવું તે; પડદો; અંતરપટ.

ક્રિ૦ પ્ર૦ છેડો કાઢવો=લાજ કાઢવી; ઘુંઘટ તાણવો. પાર—અંત લાવવો. છેડો છોડવો=પાર લાવવો; નિકાલ કરવો; છોડી દેવું; ફારગતી આપવી. છેડો ઝાલવો=શરણ લેવું; આશ્રય લેવો; સાથે બંધાવું; જોડાવું. મુદ્દામાલ સાથે પકડવું; પ્રત્યક્ષ પકડવું ન ફરી બેસાય એવી રીતે પકડવું. છેડો પકડવો=છેડો ઝાલવો એમ. છેડો ફાડવો=જુદા પડવું; અલગ થઇ જવું; લગ્નનો હક છોડી આપવો; સ્ત્રી પુરુષે લગ્ન બંધનમાંથી મુક્ત થવું; છેડો ફાડી આપવો એમ પણ કહેવાય છે. છેડો પાથરવો=નમ્ર થઇ માગવું; આજીજી કરવી. છેડો મૂકવો=આશ્રય તજી દેવો. તજવું; છોડી દેવું. મોં ઢાંકીને રોતું હોય તેણે ચૂપ થવું; રોવાનું બંધ કરવું. છેડા-મુકાવવો=રોનારને તે રોતું રહે એમ કરવું. છેડો વાળવો=મોઢે માથે ઓઢીને લાંબે ઘાંટે રોવું, રડવું; ઘુંઘટામાં રડવું; એક ગ્રામ્ય ગાળ. 'તું મરી જા' એવા અર્થમાં વપરાયછે. છેડો તાણવો=સ્ત્રીજાતિને

અટકચાળું કરવું. આયું ઓઢવું=લાજ કાઢવી. છેડો વાળવો=અંત આણવો; રોવું. છેડો શોધવો=અંત શોધી કાઢવો. છેડા ગાંઠવા=વધૂવરનાં વસ્ત્રોના છેડા એક બીજાની સાથે બાંધવા; સાથે જોડવું; પરણવું. છેડા બાંધવા=વધુવરને એકબીજાનાં વસ્ત્રના છેડા બાંધી લઇ એકત્ર કરવાં-જોડવાં. છેડે ગાંઠ વાળવી=કાન પકડવો; યાદ રાખવું; નહિ ભૂલી જવાય તેમ કરવું. છેડે બાંધવું=સાથે રાખવું; આશ્રયમાં લેવું; માથે લેવું; વહોરી લેવું. ઉ૦ છેડે બાંધ્યું છે તે પાપ છોડયું કેમ છૂટશે. છેડે બાંધીને લઇ જવું=સાથે લઇને સ્વર્ગમાં જવું; અપકીર્તિ લઇ જવી. ક્રિ૦ પ્ર૦ છુટે છેડે=છોકરાછૈયાં કે બીજું કોઇ છેડે વળગે એવું માથે ન હોય એમ, એકાકી; એકલાં; સરસામાન કે બીજી ઉંચકવા મેલવાની વસ્તુ સાથે ન હોય એમ, છૂટેહાથે; છડી સવારીએ; હાથ હલાવતે; બેફિકર. માથે છેડો નાંખવો=નિર્લજ્જ-બેઅદબ થવું; હદ બહાર નિર્લજ્જ થઇ જવું; કોઇને કશામાં ગણકારવું નહિ તે; છચોક કામ કરવું તે; નિડરપણે નઠારું કામ કરવું તે.

છેતરપિંડી, સ્ત્રી૦ છેતરવું તે. (૨) છેતરવાની કળા; છળ; કપટ.

છેતરવું, ક્રિ૦ સ૦ સામા માણસને ભૂલ ખવડાવવી; તેને આડુંઅવળું સમજાવી પોતાનું કામ કાઢી લેવું; પોતાનો સ્વાર્થ સાધી લેવો તે; ગફલત ખવડાવવી; થાપ દેવી; ઠગવું; છળવું; ખોટું સમજાવીને કોઇની પાસેથી ધન, કામ કે સ્વાર્થ કાઢી લેવો.

છેતરામણ, ન૦ છેતરાવાપણું; છેતરાઇએ અથવા છેતરાયા હોઇએ એવાપણું તે. ઠગાયાજેવું જે તે; પ્રતારણા; વચના. -આ ગાય પચીસ રૂપિયે લીધી, જુઓને કંઇ છેતરામણ જેવું લાગે છે?

છેતરામણી, સ્ત્રી૦ છેતરામણ; વચના; પ્રતારણા.

છેતરાવું, ક્રિ૦અ૦ ઠગાવું; થાપખાવી; વંચાવું; ગફલત ખાવી.

છેદ, પું૦ [ સં. छिद् ] ધારવાળા હથિયારથી પડેલો ઘા; કાપો; વાઢ; ચીરો. (૨) કાણું; નાકું; છિદ્ર; વેહ. (૩) ગણિતમાં જેનાથી વિભાગ કરવાના હોય તે ગણ્યાનો આંક; ભાજક. ક્રિ૦ પ્ર૦ છેદ કાઢવો=ભાગીને ઓછું કરવું. છેદ ઉડાડવો=મોટી રકમને નાની રકમવી નાની-ઓછી બનાવવી; ભાગલા પાડી પાડીને હજારને સોના ભાજકથી દશ ઉપર કે બસેંના ભાજકથી પાંચ ઉપર આણવો તે. (૪) નાશ; લય.

છેદક, વિ૦ છેદનાર; વિભાગ પાડનાર; કાપે એવું. (૨) ભાજક; કાપતાં કાપતાં છેવટ બાકી રહેલું. (૩) ઘાતક; દ્રોહી.

છેદન, ન૦ [સં.] છેદવું તે; કાપવું-વાઢવું તે. (૨) સામાનો છેદ થાય એમ કરવું-બોલવું વગેરે તે; ખંડન; વિરુદ્ધતા ચલાવવી તે. ક્રિ૦ પ્ર૦ છેદન કરવું=કોઇ મનુષ્ય, મત, કે વિચારની વિરુદ્ધ બોલવું તે; ખંડન કરવું તે.

છેદવું, ક્રિ૦ સ૦ [ સં. छिद् ] કાપવું; વાઢવું; ચીરવું; વચમાંથી ફાડવું. (૨) કાણું પાડવું; વિંધવું. (૩) ઘટાડવું. (૪) નાશ કરવો.

છેદાવું, ક્રિ૦ અ૦ કપાવું; વઢાવું.

છેર, પું૦ ઢોરના છેરવાથી પડેલું ઢીલું છાણ. (૨) કચરો; ભુકો; જેર.

છેરવું, ક્રિ૦ અ૦ ઢોરે ઢીલો મળ કરવો તે; ઢોરનું અપચાનું હગવું.

છેરો, પું૦ ઢોરને થતો અપચાનો જે રોગ તે; છેરામણ, હગામણ. (૨) કચરોપુંજો.

છેરોટો, પું૦ હગામણ.

છેરામણ, સ્ત્રી૦ છેરો; ઢોર કે માણસને અપચાનો જે પાણી જેવો મળ આવે છે તે.

**છેલ**, પું૦ [ પ્રાં. છલિઓ ] વરણાગિયો; ટાપટીપિયો; ફક્કડ. વિ૦ રૂપાળા થઇને ફરવાની હોંસવાળું; ફાંકડું; રૂપીગર્વી.

**છેલકડી**, સ્ત્રી૦ જુવાન પુરુષને કાને પહેરવાની વાળી; કડી; મોતીને લોલકવાળી કડી. એક લંબગોળ લોલક અને બીજાં બે ગોળ મોતીની બનાવેલી આ કડી કાનના ઉપલા ભાગના વેહમાં પહેરવામાં આવે છે.

**છેલછબિલું**, વિ૦ સ્વભાવે છેલ-ટાપટીપિયું અને વળી સુંદર સીનાવાળું; ભભકાદાર; છેલ ને દેખવડું; રૂપાળું; મજેનું; મોહક.

**છેલડો**, પું૦ છેલ જુવાનિયો; ફક્કડ; રંગીલો; છેલ. ગ્રામ્ય ભવાયાની વાણી-કવિતામાં વપરાય છે. :-મને મૂકી ગયો છે મારો છેલડોરે લોલ.

**છેલપડી**, સ્ત્રી૦ સોળનો આંક; સોળ. દલાલોની પારસીમાં વપરાય છે.

**છેલબટાઉ**, પું૦ [ સં. છેક+બદ્ધ ] ઠીકઠાક-ટાપટીપ કરીને મોજમઝામાં રહેનારો જુવાન- અલડ છોકરો; રૂપ અને જુવાનીના અભિમાનવાળો ફક્કડ નાફકરો માણસ. :-છેલ બટાઉ ને મોહના રાણી. કહે૦ છેલબટાઉ ને હાથમાં છાણું, ઘેર આવ્યા ત્યારે કલેહું કાણું=જેને ઘરબારની ફિકર ચિંતા ન હોય અને માત્ર છેલબટાઉ થઇને ફરવાનુંજ ભાન હોય એવો અલડ માણસ.

**છેલવહેલું**, વિ૦ છેલામાં છેલ્લું; સૌની પાછળનું; છેક છેલ્લું.

**છેલાઈ**, સ્ત્રી૦ છેલપણું; વરણાગી; ફક્કડ થઇને ફરવું તે. (૨) છેલપણું કરવું તે.

**છેલાણી**, વિ૦ છેલાઇની ધુનમાં રહેનાર; સહેલાણી; લહેરી; મોજી. સહેલાણી ઉપરથી છેલાણી. સહેલસપાટા મારવા ને ફર્યા કરવું, એટલીજ સમજવાળું. છેલાણી-સહેલાણી જીવડો=મોજીલો માણસ.

**છેલો**, પું૦ છૈયો; છોકરો. (૨) છેલ છોકરો; છેલ જુવાનિયો. છેરો=છેલો.

**છેલ્લું**, વિ૦ છેડાનું; અંતનું; છેવટનું; અંતિમ. રૂ૦ પ્ર૦ છેલ્લો ઉપાય=છેવટનો પ્રતીકાર. છેલા દહાડા=જનન કાળની નજીકનો વખત. (૨) આયુષ્યનો પાછલો ભાગ. છેલી ઘડી= અંતકાળ, આખર, આખરે. છેલી સલામ= છેવટના રામરામ. છેલું ઘર=બાજીમાં છેવટનું ખાનું તે. (૩) નાતરિયા નાતમાં ફરીને બીજું પુનર્લગ્ન ન થાય એટલી મોટી ઉંમરે કરેલો સંસાર. છેલવહેલું=સૌથી છેવટનું. છેલ્લે પગથિયે=અંતને વખતે. છેલ્લે પાટલે =વાતમાં ને વાતમાં ઉતરી પડવું તે; એકદમ છેલી વાતે ઉતરી પડવું તે; હાડ જવું તે. છેલ્લો અક્ષર=છેવટની શિખામણ; ફરીને એ બાબત નહિ ઉપાડવામાં આવે એમ જણાવી જે છેલી વાત કહી દેવી તે. છેલી સનંદ=છેલ્લો જન્મ, મનુષ્યાવતાર. છેલ્લે ક્યારે પાણી=છેલા ઘરડપણના દહાડા. છેલ્લું ઓસડ છાશ=છેવટનું ઓસડ છાશ છે અર્થાત્ બીજું કંઇ ઓસડ કરવું નહિ તે. સંસ્કૃતમાં જેમ ગંગાજળી કહ્યું છે તેમ ગુજરાતી કહેવતમાં છાશ છે.

**છેવટ**, ન૦ અંત; છેડો; પાર; પરિણામ; આખર; સમાપ્તિ. ક્રિ૦ પ્ર૦ છેવટ આવવું=અંત આવવો; પાર આવવો; પુરું થવું. છેવટ લાવવું=પાર લાવવો.

**છેવાડું**, વિ૦ છેલ્લું; અંતનું; આખરનું. (૨) છેક છેડા ઉપરનું; કોઇ ઓળ કે હારની છેક અંતે હોય એવું; પરવાડનું; આગળ પાછળનો આધાર ન હોય એવું. :-છેવાડું ઘર. છેવાડું છાપરૂં.

**છેહ**, [ પ્રા. છેહો ] વિશ્વાસઘાત; દ્રોહ; દગો; વિશ્વાસમાં રાખીને મારી નાંખવું તે. (૨) વિશ્વાસમાં રાખી છોડી દેવું તે; તજી દેવું તે. (૩) ઘા; પુંઠનો ઘા; ઝપ; છેદ. (૪

અંત; છેડો; છેવટ. ક્રિ૰ પ્ર૰ છેહ દેવો=દગો દેવો. વિશ્વાસમાં રાખીને ધક્કો મારવો.

**છેંટલો,** પુ૰ બે ફાંટાનું ઝાંખરાં વગેરે ખસેડવા–ઉપાડવાનું ખેડુતનું લાકડાનું એક ઓજાર; છિંટલો.

**છેંટાવવું,** ક્રિ૰ સ૰ છેડવું; ઉશ્કેરવું; કામ કરતું હોય તેને છેડીને રીસે ભરાવવું.

**છેંતાળીસ,** વિ૰ ચાળીસ ને છ; ૪૬.

**છૈયું,** ન૰ [ સ. शिशु ] છોકરું; નાનું બચ્ચું; બાળક. પું૰ છૈયો=છોકરો.

**છો,** ક્રિ૰ હો ધાતુના વર્તમાન કાળનું બીજા પુ૰ બ૰ વચનનું રૂપ. રૂ૰ પ્ર૰ છો રહ્યું, છો કરતો=મર પડ્યું, ભલે કરતો, એવી ઉપેક્ષા બતાવવાના અર્થમાં વપરાય છે. છો મારે=મારવા દો એમાં શું ? કહે૰ છો ભલા તો છીએ ભલા=બહુ મળેતાપણુંએ–એકપણુંએ નહિ અને બહુ અતડાપણુંએ નહિ એના સમધાત સંબંધે રહેવું તે. (૨) વિ૰ છ; ૬; ત્રણની બેવડી સખ્યા. છોને=ભલેને; એની મરજીમાં આવે તેમ; ખુશીથી કરેને. પોતાને દરકાર કે હરકત હાનિ નથી એવા અર્થમાં વપરાય છે. :–છોને જાય, ક્યાં જવાનો છે ?

**છો,** સ્ત્રી૰ મરડિયા પાથરના કકડા વગેરે પકવીને બનાવેલી ચુનાની ગાર અને એ ગાર–કેલથી કરેલું, લિંપેલું બાંધકામ તે; છોનો કુવો=ચુનાના કેલથી બાંધેલો કે ચણેલો કે છોએલો કુવો તે. ચુના ગચ્ચીનું કામ તે; છોહ; ચુનો; ચુનાકામ; કેલ. ક્રિ૰ પ્ર૰ છોકરવી=ચુનાનું પડ ચઢાવવું; (ભિંત ઉપર) પ્લાસ્ટર કરવું. છો દેવી=ચુનો ચઢાવવો. સજડબંધ કરી નાંખવું. બાળી નકવું; રદ કરી નાંખવું. છો ફેરવવી=ધૂળધાણી કરી નાંખવું; બદનામ કરવું; પાણી ફેરવવું; કરેલું બગાડી નાંખવું.

**છોઈ,** સ્ત્રી૰ સાંઠા અથવા શેલડીના સાંઠા ઉપરની પાતળી નાજુક ચીપ; છાલ. ઉ૰ શેલડીકેરી છોઈ ઉતારતાં, છરી બેઠી છે હાથે. (૨) પતરાળાં કરવાની સાંઠાની સળીઓ, (૩) છો.

**છોકરમત,** સ્ત્રી૰ બાળકબુદ્ધિ; છોકરા જેવી ટુંકી નહિ સમજ્યા જેવી હઠ કરવી તે; છોકરવાદ; હઠ; આગ્રહ. ક્રિ૰ પ્ર૰ છોકરમત કરવી=બાળકબુદ્ધિએ વર્તવું; છોકરા જેવી અણસમજે કાર્ય કર્યા કરવું; હઠ–આગ્રહ ધરી રાખવો; પોતાના અભિપ્રાયનેજ વળગી રહેવું.

**છોકરવાદ,** સ્ત્રી૰ બાળકબુદ્ધિ; છોકરમત.

**છોકરવાદી,** સ્ત્રી૰ બાળકની માફક વર્તવું તે; બાળાચાર ગણવો તે; નાદાની.

**છોકરી,** સ્ત્રી૰ સ્ત્રીજાતિનું બાળક; કન્યા; દીકરી; દુહિતા; બાળકી. બાર વર્ષ લગી છોકરી કહેવાય છે. વ્યગમાં–નામર્દ; બીકણ; નિડરતા, શૌર્ય, હિમ્મત અને ધીરજ ન હોય એવો માણસ તે.

**છોકરું,** ન૰ [સં૰ स्तोक] બચ્ચું; નાની છોકરી કે છોકરો તે; છૈયું; બાળ; સતાન; ફરજંદ. કહે૰ છોકરાંથી છાશ પિવાય નહિ=યોગ્યતા પ્રમાણેજ કામ થાય–અયોગ્યથી થાય નહિ; જે જેને લાયક ન હોય તેની પાસે તે કામ કરાવવા જઇએ તો ઉલટું બગડે, એવા અર્થમાં આ કહેવત કહેવાય છે. છોકરું કેડમાં અને સારા શહેરમાં ઢંઢેરા=ઉચકાનાપણાને માટે આ કહેવત કહેવાય છે. નાનાં છોકરાંના ખેલ=બાળકનું કામ નહિ, અર્થાત્ મોટું ને બહુ અગત્યનું મુશ્કેલ કામ છે એવા અર્થ. છોકરું ને ગરાસિયું=બેઉ સરખાં આડાં હોય છે. ટેવ પાડે એટલે સમજે નહિ તેજ પ્રમાણે કરવાની હઠ લે,

**છોકરો**, પું૦ [ सं. शावक ] પુરુષ જાતિનું બાળક; છૈયો; દીકરો; પુત્ર. સોળ વર્ષ સુધી પુરુષ છોકરો કહેવાય છે. કહે૦ છોકરો હોય તો વહુ આવે અને પૈસો હોય તો વ્યાજ આવે.

**છોગલું**, ન૦ છોગું.

**છોગલો**, પું૦ રૂમાલથી સહેજ મોટો કપડાનો કકડો; અંગુચો. (૨) માથે છોગા તરીકે ઘાલવાનો લુગડાનો કકડો.

**છોગાળો**, પું૦ છોગાં રાખનારો છેલ જુવાનિયો; ફક્કડ તરુણ. ઉ૦ સામું જો નંદના છોગળા, મારુ ચીત ચોરન વાલા, સામું૦

**છોગું**, ન૦ પુરુષને માથે બાંધવાની પાઘડી, ફાળિયા કે મોળનો કસબી છેડો કે જે ચાલતાં લળતો ને ઝૂલતો રહે તે. મંજરીની માફક માથા ઉપર ફરફરતો રહેતો છેડો; કલગી; શિરો વેષ્ટનનો પવને ફરફરતો કસબી છેડો; ધ્વજની માફક માથે ફરફરતો રહેતો મોળ કે ફેંટાનો છેડો; પાઘડીમાં ખોસેલો ફૂલનો તોરો. રૂ૦ પ્ર૦ ઉઘાડે છોગે=જાહેર રીતે; સૌ કોઇ જાણે જુએ એમ; ચાહન.

**છોછ**, સ્ત્રી૦ [ सं. शौच ] પવિત્રતા, ચોકખાઈ, અથવા આચારની ચટ. અડકારો, અભડાવારો, અપવિત્ર થરો, એની જે અતિશય કાળજી—લાગણી તે; શકા; વહેમ; સંકોચ. ક્રિ૦ પ્ર૦ છોછ રાખવી=અડકાયા અભડાયાની લાગણી વહેમ રાખવો તે. :—વર્ણાવર્ણની કે અભડાયા ન અભડાયાની એને લગારે છોછ નથી. શૌચાશૌચ વિચાર.

**છોછત**, સ્ત્રી૦ ખાંખત; ખંત; કાળજી; ખણખોદ. કાળજીપૂર્વક કોઇ વસ્તુની સંભાળ—તપાસ રાખવાની ટેવ તે.

**છોછું**, વિ૦ બહાર પડતું ન હોય તેવું; ઉતળું; છાછરું; નહિઉંડું. (૨) ઉઘાડું; અસહાય; આછું. (૩) ગંદું; મેલું; અશુદ્ધ.

**છોજ**, સ્ત્રી૦ છોછ.

**છોટું**, વિ૦ [ प्रा. छुट्ट ] નાનું; ઠુંકું, લઘુ; નહિ મોટું; કનિષ્ઠ. ઉ૦ તમે છોટી ઉમર વરસ સોળની, નથી નીકળ્યાં કદી ઘર બહાર. (૨) ના૦ છોટિયું; છોટું. (૩) રેસાદાર ફેલું. :—લિંડીનું છોટું; લટિયું.

**છોડ**, પું૦ [ सं. किशलय वा क्षोड ] વનસ્પતિનો તાજો ઉછરતો નાનો રોપો; પીલો; પ્રરોહ; સહેજ મોટો થયેલો ફણગો; છોડવો; કરસણ. (૨) સુકાઈ ગયેલું છોડું તે; લિંટ—ગર્ભસુકાઇ જઇ નાક કે પેટની અંદર બાઝેલું પડ; લિંટ ગર્ભનો સુકો ગટ્ટો.

**છોડણહાર**, પું૦ છોડાવનારો; મુકાવનારો. વિ૦ છોડવનારું.

**છોડબાંધ**, સ્ત્રી૦ છોડવું અને બાંધવું તે. બાંધ છોડ, એમ વપરાય છે.

**છોડવવું**, ક્રિ૦ સ૦ છોડે—છુટું કરે એમ કરાવવું; છોડાવવું; મુકાવવું; રજા અપાવવી.

**છોડવું**, ક્રિ૦ સ૦ [ प्रा. छड्डइ, ] બાંધેલાને છુટું કરવું. :—ગાંઠ છોડવી; ગાયને ચરવા છોડી. (૨) વળગેલું, ચોટેલું, કે લાગેલું હોય તેને છુટું કરવું; કાઢી નાંખવું. :—પાપ કર્મ કરવાં છોડ. તમે દારૂનું વ્યસન છોડો. (૩) મૂકી દેવું; જવું. :—હક છોડવો. (૪) આવવા દેવું; વહેતું મૂકવું. :—નળ છોડવો. (૫) મૂકીદેવું; તજવું; ત્યાગકરવો. :—લાજ છોડી. (૬) ફોડવું; બહાર કરવો. :—દારૂખાનું છોડ્યું પણ બંદુક છોડવા દીધી નહિ. (૭) હવામાં ઉડાડવું; જોરશોર નિશાન તરફ જાય એમ કરવું; મારવું; મૂકવું. :—ચોરે ત્રણ તીર છોડ્યા તે તેણે ઢાલપર ઝીલી લીધા. સણસણીને રોરપિડો છોડી કે તરત ઉતારુઓ ગભરાઈ ગયા. (૮) પડ્યુંમૂકવું; રહેવાદેવું; જવાદેવું. :—હવે એ વાત છોડી દો, તેતશો ? (૯) બંધકરવું;

મેલવું. :—અભ્યાસ છોડી ધંધે વળગ્યા. (૧૦) બહારનીકળવું. :—ઘર છોડયું, ક્રિ૦ પ્ર૦ છોડી દેવું. છોડી મૂકવું. છોડી મેલવું. ગાંઠ છોડવી. નળ છોડવો. આંતસમાંથી છોડવી. તોપ છોડવી, સ્નેહ છોડવો. લાજ છોડવી. નાત છોડવી. ઘર છોડવું. હક છોડવો. (૧૧) પ્રસારવું; પહોળું કરવું; ખુલ્લું મૂકવું. :—કોથળી છોડવી. સઢ છોડવો.

છોડવો, પું૦ છોડ; રોપો; પીલો.

છોડાવવું, ક્રિ૦ સ૦ મુકાવવું; છોડવવું.

છોડિયું, ન૦ વનસ્પતિ ઉપરનું આચ્છાદન; છાલ; છોડું; ત્વચા. (૨) છાલનો કકડો; નાનું છોડું; ફોતરું. વનસ્પતિ—લાકડા ઉપરની છાલ તેમજ ફળ વગેરે ઉપરનું પડ તે છોડિયું. ક્રિ૦ પ્ર૦ છોડિયાં પાડવાં=ઝાડના થડ ઉપરની છાલના કકડા ઉખાડવા. (૨) દોષ બતાવવા; મોઢે કે પરોક્ષ રીતે સામા માણસના દોષ કાઢી તેની ઉપર ટોક દેવી; ઝાડિયો કાઢી નાંખવો. પાછળ ભુંડું બોલવું; દોષ કાઢવા; સખત ટીકા કરવી.

છોડી, સ્ત્રી૦ છોકરી; દીકરી; પુત્રી; દુહિતા. (૨) દાસી; લુંડી; ગોલીની છોકરી.

છોડું, ન૦ [ प्रा. छवडी ] વનસ્પતિ લાકડાં અને ફળ વગેરે ઉપરનું ઢાંકણું; છાલ; છોતરું; પડ; ત્વચા. (૨) છાલનો કકડો; ચામડી ઉપરનું પડ; થોડી ઉખડેલી ત્વચા. ક્રિ૦ પ્ર૦ છોડાં ઉતારવાં=ઉપરની ત્વચા—આચ્છાદન ઉખેડવું; છોતરાં કાઢવાં=ઢાંકણું દૂર કરવું. (૨) ચામડી ચિરાઈ જાય એમ મારવું; ઝૂડવું. છોડાંકાઢવાં=મારવું; ચામડી નીકળી જાય—ઉખડે એવો માર મારવો; ટકુંબવું.

છોત, સ્ત્રી૦ છોછ.

છોતરું, ન૦ છોડું; છાલ; ફોતરું.

છોતેર, વિ૦ સિત્તેરને છ; ૭૬.

છોતો, પું૦ કુચડો. (૨) ઝઝો.

છોબંધ, વિ૦ છોથી બાંધેલું; છોનું; છોવાળું; છોલાળું. :—ગામમાં બેચાર છોબંધ ઘર છે.

છોભાવું, ક્રિ૦ અ૦ સામા માણસની મોટાઈ, રૂવાબ, અને હોદ્દો વગેરે જોઈને તેની આગળ જતાં ખંચાવું; શરમાવું; લાજ આવવી; શેહ પડવી; ઓસરવું. (૨) સામા માણસ આગળ કોઈ ખોડ કે અપરાધને માટે ગેરઆબરૂ થયેલી હોય તેથી આશંકાવું; શરમિંદા પડવું; શેહલાગવી; તેની છાપ—ધાક લાગવી.

છોભીલું, વિ૦ છોભું પડેલું; છોભાયેલું; ખસિયાણું; શરમિંદું ઝંખવાણું.

છોભું, વિ૦ ભુંડું; શરમિંદું; ખોડ કે અપરાધ તાજેતર પકડાયાથી ઝાંખું પડી ગયેલું; મોઢામોઢ ભુંડુંપડેલું. (૨) શરમાળ; લજ્જાળુ; ઝંખાઇ ગયેલું એવું.

છોર, પું૦ [ સં. क्षुर ] અસ્ત્રો; મજીયો; છર. :—દાઢીએ છોર ઉડયો=અસ્ત્રાની મારફતે બીજા માણસને થયેલાં ગૂંડગુમડનો ચેપ લાગવો—ઉડવો તે.

છોરું, ન૦ [ સં. शिशु ] છોકરું; નાનું બાળક; છૈયું. પું૦ છોરો. સ્ત્રી૦ છોરી. કહે૦ છોરું કછોરું થાય પણ માતા કમાતા ન થાય=છોકરાં કદાપિ માતૃસ્નેહ ભૂલી જાય પરંતુ માતા પોતાના બાળક પરનો સ્નેહ કદી ભૂલે નહિ. (૨) સંતતિ; સંતાન.

છોલ, સ્ત્રી૦ વનસ્પતિના પ્રરોહ ઉપરની અથવા ફળ ઉપરની ત્વચા; ફોતરું; છાલ. (૨) સૌથી ઉપરની છોલી નાજુક પાતળી ને કાણ જાય તે. :—શેલડીની છોલ. (૩) છોલીને ઉતારી નાંખેલી છાલ. :—શેલડીની છોલ ઘરમાંથી કાઢી નાંખ. છીલ.

**છોલવું,** ક્રિ૰ સ૰ ધારવાળા ઓજારથી કોઇ પણ વસ્તુની ઉપલી સપાટી ઉપાડવી; ઉપલું પડ ઉખડે એમ કરવું; છાલ—આચ્છાદન પડ કાટ વળગાટ કે મેલ ઉઝરડવો. :—વાસણું છોલવાં. લાકડાં છોલવાં. (૨) છરી જેવા ઓજારથી ફળ શાક વગેરે વનસ્પતિની ઉપલી છાલ કાઢી નાખવી. :—કેરી અને દુધી છોલવી. (૩) ટાંકણુાથી ઉપર ઉપરનો ભાગ કાપીને ઝળકી આણવી, તાછવુ. :—સોના રૂપાનો ઘાટ ઘોવડાવ્યા કરતાં છોલાવેલો તો બહુ સારો લાગે છે. છોલેલાં સાંકળાં. (૪) પુંઠે વિરુદ્ધ બોલવું; નિંદા કરવી; બખાળવું; ભુંડું બોલવું. :—એ તો જ્યાં ને ત્યાં તમારું છોલતો ફરે છે.

**છોલાવું,** ક્રિ૰ અ૰ છોલેલા થવું; ઉપરની સપાટી ઉખડવી; ઘસાવું; છોડિયાં પડવાં.

**છોલાણ,** વિ૰ છોલાયેલું. (૨) છોગ્યપ; છોનું કામ; છોગેલું.

**છોવડાવવું,** ક્રિ૰ પ્રે૰ ચુનો દેવડાવવો; છોબંધ કરાવવું.

**છોવડાવું,** ક્રિ૰ અ૰ અડકાવું; અભડાવું; અસ્પર્શનો સ્પર્શ થવાથી અપવિત્ર થવું.

**છોવું,** ક્રિ૰ સ૰ [ પ્રા. छुहिलं ] અભડાવવું; અપવિત્ર કરવું; અડવું; સ્પર્શકરવો. (૨) છો લગાડવી.

**છોહ,** પું૰ સમજાવી પટાવીને અથવા વિશ્વાસ આપીને દૂર ખસીજવું તે; છેહ; દ્રોહ; વિશ્વાસઘાત. (૨) વિયોગ; ત્યાગ.

**છોળ,** સ્ત્રી૰ પાણીનો મોટો મોજો ઉછાળો તે; તરંગ; લોઢ; હોડો; મોટી છાલક.

**છોળવું,** ક્રિ૰ ઉવલાવું; છલકાવું; નાના છોકરાંના પેટમાંથી વધારાનું ધાવણુ છોળની માફક છલકાઇને બહાર નીકળી જવું. :—છૈયો બહુ છોળે છે. ધાવણુની ઉલટી થવી.

**છૌં,** ક્રિ૰ છુનું પ્રાતિક રૂપ. નાગરો વગેરે કેટલાક લોકમાં છું ને ઠેકાણે બોલાય છે. :—હું છૌં ત્યાં લગી ઠીક છે. છઉં.

**જ**, પું૦ [ सं. ज. ] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ઓગણીસમો અને વ્યંજનોમાંનો આઠમો તાળુસ્થાની અક્ષર. સંસ્કૃત य ને ઠેકાણે ગુજરાતીમાં ઘણે ઠેકાણે આ અક્ષર વપરાય છે. જેમકે યજમાનને ઠેકાણે જજમાન અને યશને ઠેકાણે જશ. સંસ્કૃતમાં જેમ ચ, હિ, તુ, વગેરે અક્ષરો માત્ર પુરતી માટે વપરાય છે તેમ ગુજરાતીમાં જ વપરાય છે.

**જ**, વિ૦ જન્મેલું. પ્રત્યય તરીકે વપરાય છે, અને જન્મેલું; ઉત્પન્ન થયેલું; એવો અર્થ બતાવે છે. :–વંશજ; અંડજ; સ્વેદજ; અનુજ. અ૦ નિશ્ચય, આગ્રહ અને વિશ્વાસ બતાવે છે. :–ચોર તે ચોરજ; હુંજ જઇશ. (૨) હદ; પરિણામ; ને મર્યાદા વગેરે બતાવે છે .:–અમદાવાદ લગીજ; એટલુંજ; વિચારનો નિશ્ચય બતાવવા તથા અમુક અર્થ ઉપર વજન મૂકવાને પણ વપરાય છે. :–ખાવાથીજ શક્તિ આવશે.

**જઇ**, પું૦ (રૂપઇ) હલકી કિમ્મતનો તાંબાનો સિક્કો; પૈસો; જનાવાદી. અમદાવાદ તરફ વપરાય છે.

**જઇફ**, વિ૦ [ फा ] ઘરડું; વૃદ્ધ. (૨) નાતવાન; અશક્ત.

**જઇફી**, સ્ત્રી૦ ઘડપણ; વૃદ્ધાવસ્થા. (૨) નાતવાની; અશક્તિ. ઉ૦ જુવાની જતા લગી રોજે કરીશું તો જઇફીમાં વાવો ધણકની કરીશું, જુવાની૦ નર્મ.

**જઉ**, પું૦ [ सं. यव ] જવ; સાતુ. વિશેષ માટે જુઓ જવ.

**જક**, સ્ત્રી૦ એકની એક બાબત બહુ આગ્રહથી પકડી રાખવાની ખોડ તે જક; જીદ; આગ્રહ; આડાઇ; હઠ. બાળક વૃદ્ધ અને માંદું માણસ એકની એક બાબત વારંવાર માગ્યા કરે છે અને સમજાવ્યા છતાં પણ પોતાની માગણી મૂકતું નથી તે હઠ. (૨) ભાંજગડ; પંચાત; માથાફોડ. :–લેવું હોય તો લો નહિ તો ચાલ્યા જાઓ; અમસ્તી જક ન કરો.

**જકડવું**, ક્રિ૦ સ૦ જતરડામાં ઘાલીને ખૂબ દાબવું; ખેંચવું અથવા વાળી નાંખવું. (૨) યંત્રથી ખસી ન શકે તેમ પકડવું; ધરવું. (૩) ચપટ કરીનાંખવું; નિચોવવું; કચરી નાંખવું; હાલેચાલે કે ખસે નહિ તેમ સકસ કરીનાંખવું; જોરથી ખેંચીને તાણીબાંધવું.

**જકર**, સ્ત્રી૦ જુ૦ જીકર.

**જકાત**, સ્ત્રી૦ [ अ. जकात् ] મુસલમાની ધર્મ પ્રમાણે કમાઇનો ચાલીસમો ભાગ ધર્માદા–ખેરાત તરીકે આપવો તે; કમાણી ઉપરનો ધર્મ વેરો. (૨) દેશમાં આવતા જતા માલ ઉપર રાજ્ય તરફથી જે હકસાઇ લેવામાં આવે છે તે; નાકાવેરો; દાણ; ટોલ; કર; છાપો.

**જકાતદાર**, પું૦ જકાત લેનારો અમલદાર; જકાત વસુલ કરનારો–નાકાદાર.

**જકાતી**, વિ૦ જેની ઉપર જકાત લેવાતી હોય એવું; જકાત લેવા આપવા જેવું તે. :–અમારી પાસે કંઇ જકાતી માલ ન હતો. (૨) પું૦ જકાત ઉઘરાવનારો.

**જકાર**, પું૦ [ सं. ] જ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**જકી**, વિ૦ જક ધરનાર; હઠીલું; જિદ્દી; આગ્રહી; આડું. (૨) તકરારી; માથાફોડિયું.

**જખ્ખડ**, વિ૦ જર્જરિત થયા છતાં પણ ઘણી

તૂટી જાય નહિ એવું; ચીકણું; ચીવટ; ધિંગું; ઘસારો ખમે એવું; ખડતલ. (૨) વછૂટે નહિ એવું; જડસું; ખાધડ.

**જક્ષ**, પું૦ [ સં. यक्ष ] દેવ અને મનુષ્ય વચ્ચેની એક જાતિ; અર્દ્ધદેવ કહેવાતી જાતિ; યક્ષ. કુબેરનું ધન અને વાડી સાચવનારા અમુક લોકો; એક ગણ વર્ગ. (૨) બિયામણો; ખાઇ જાય એવો માણસ. (૩) એક ભૂતજાતિ. વિશેષ માટે જુઓ૦ યક્ષ.

**જક્ષિણી**, સ્ત્રી૦ જક્ષ જાતિની સ્ત્રી. (૨) ભયંકર ને ખાઇ જાય એવી વિકરાળ સ્ત્રી; એકજાતની યોગિની; ભૂતડી.

**જખ**, સ્ત્રી૦ [ સં. झष ] માછલી. ઉ૦ એકારચંદ્ર ફણીમણિ, જખજળ ઉપમા શું દઉં. દયારામ. ક્રિ૦ પ્ર૦ જખ મારવી=હારી થાકી પસ્તાઇને પોતાની મરજી વિરુદ્ધ કામ કરવાની ફરજ પડવી તે. જખ; એવો સ્વતંત્ર શબ્દ નથી. જખ=માછલી અને તે મારવી એ કામ મોટા શિકાર ન થઇ શકે તેવો નિર્બળનું નીચું મોં કરીને મૌન બેસી રહીને કરવાનું છે તે ઉપરથી આ ક્રિયા પ્રયોગ કદાપિ ચાલ્યો હોય. જખનો અર્થ પોતાનું ધાર્યું નહિ થવાથી બીજાએ કહેલું પણ પ્રથમ નહિ માનેલું કાર્ય પોતાને ન છૂટકે કરવું પડવું એવો થાય છે. કહે૦ જમીને જખ મારવી=જમી રહ્યા પછી અજીઠવાડ ધોવો પડવો; જમીને પસ્તાવું તે.

**જખમ**, પું૦ [ फा. जख्म ] ચામડી ભેદાઇને પડેલો ઉંડો ખાડો; ઘા; કાપ; ઝટકો; વાઢ; પ્રહાર. (૨) ખોટ; હાનિ; નુકસાન. (૩) મનમાં બહુ ખરાબ લાગવું તે; બદનામી; બટ્ટો. (૪) સળેખમ. ક્રિ૦ પ્ર૦ જખમ થવો=ઘા થવો; ચામડીમાં ઉંડો કાપ પડવો. જખમ કરવો=ઘા મારવો; લાગણી દુખવવી. જખમ રૂઝવો=ઘામાં અંકુર આવવાં ને મટવું; લાગણી ભુલાઇ જવી; શરીર ઉપરની ચામડી તૂટી અંદરના માંસમાં ખાડ પડે તે જખમ. શરીર કપાવાથી અણી ભોંકાવાથી કચરાવાથી અથવા માંસ નીકળી પડવાથી જખમ પડ્યો કહેવાય છે. જખમને લીધે માણસને તાણ ચમક રતવા અને બીજા રોગો થાય છે. જખમને લીધે થયેલી ચમક અને તાણ જીવલેણ નીવડે છે. તીર ભાલો અને ગોળી વગેરે ઝેર પાયેલાં હોય તો તે જખમ વિષવાળો કહેવાય છે. આવો જખમ ઝટ રૂઝાતો નથી. જખમનો મુખ્યાર્થ તરવાર વગેરે ધારવાળા હથિયારના ઝટકાથી પડેલો ઉંડો કાપ એવો થાય છે.

**જખમી**, વિ૦ જખમ થયેલો જેને હોય એવું; ઘાયેલ. (૨) તૂટેલું; સખત લાગણી થયેલી હોય એવું.

**જખવું**, ક્રિ૦ અ૦ [ સં. जक्ष् ] ખાઇજવું; ભરખવું.

**જગ**, ન૦ [ સં. जगत् ] જગત; વિશ્વ; દુનિયા. જુઓ૦ જગત.

**જગકર્તા**, પું૦ જગતનો કરનારો; પ્રભુ; પરમેશ્વર. (૨) બ્રહ્મા.

**જગજીવન**, પું૦ જગતને જીવાડનારો; જગતના જીવનરૂપ જે તે; પરમેશ્વર; વિષ્ણુ.

**જગણ**, પું૦ [ સં. ] અક્ષર મેળ છંદોની રચના માટે હ્રસ્વ દીર્ઘ ત્રણ ત્રણ અક્ષરોનાં જે આઠ જોડકાં બનાવેલાં છે તેમાંનું જથી શરૂ થતું આગળ પાછળ હ્રસ્વાક્ષર અને વચમાં દીર્ઘાક્ષરવાળું જોડકું તે. :–જકાત. ઉ૦ જકાત તે જગણ ગણ જાણો. પિંગળ.

**જગત**, ન૦ [ સં. जगत् ] પરમેશ્વરે ઉત્પન્ન કરેલું એવું આ જે બધું તે; આકાશ, પૃથ્વી, પવન, પાણી, પ્રાણી, પદાર્થ વગેરે તે; વિશ્વ; ભુવન; લોક; દુનિયા; ખલક.

**જગન્નાથ,** પું૦ [ સં. ] જગતનો નાથ તે; જગતપતિ; પરમેશ્વર. વિષ્ણુ ભગવાન લીલા માટે નહિ પરંતુ મૌન રહી બધું જોયા કરવાને થયેલો વિષ્ણુનો અવતાર; બુદ્ધાવતાર. જગન્નાથજી=ઓરીસામાં મહા નદીના મુખ આગળ જગન્નાથપુરીમાં જે જગન્નાથજીને નામે વિષ્ણુ ભગવાનની મૂર્તિ છે તે; વિષ્ણુ.

**જગન્નાથપુરી,** ના૦ ઓરીસા પ્રાંતમાં બંગાળના ઉપસાગર ઉપર મહા નદીના મુખ આગળ આવેલું એક મોટું શહેર અને શ્રી જગન્નાથજી મહારાજની યાત્રાનું ધામ. જગન્નાથપુરી બહુ જુનું શહેર છે. બુદ્ધ ધર્મની જહોજલાલીના વખતમાં બૌદ્ધ લોકોનું તે એક પવિત્ર તીર્થસ્થાન ગણાતું અને હિંદુસ્તાનના હજારો-લાખો માણસો ત્યાં યાત્રા કરવાને જતા હતા. તે પછી જગન્નાથજીનું માહાત્મ્ય વૈષ્ણવ હિંદુઓમાં ચાલ્યું અને તે આજ લગી ચાલુ રહેલું છે. હિંદુસ્તાનમાં યાત્રાના ધામ તરીકે લોકોમાં તે પ્રસિદ્ધ છે. તેમાં જગન્નાથજીનું પ્રાચીન મંદિર છે. બારે માસ યાત્રાળુઓ ત્યાં જતા રહે છે પણ વરસમાં વીસ વખત ત્યાં મોટા મેળા ભરાય છે. રથયાત્રા નામના તહેવાર ઉપર સૌથી મોટો મેળો ભરાય છે, કારણ કે તે દિવસે ચાળીસ ફુટ ઉંચા અને મોટાં પૈડાંના રથમાં મૂર્તિ પધરાવી રથને ફેરવવામાં આવે છે. જગન્નાથજીના આ રથ તળે કચરાઇને મરી જવું, એ મોક્ષ આપનારું મનાતું હોવાથી આગળ ઘણાક લોકો તેની તળે પડી કચરાઇ મરતા. હાલ એ રિવાજ બંધ કરવામાં આવેલો છે.

**જગન્નાથ પંડિત,** ના૦ સંસ્કૃત ભાષાનો એક મોટો અને નામાંકિત કવિ. જગન્નાથ જાતે તૈલંગી બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ પેરમભટ્ટ હતું. એમ કહેવાય છે કે, બાર વર્ષ પછીજ તેમને ભણવાની સારી ચાનક લાગી હતી. કાશીમાં વિદ્યાભ્યાસ કર્યા પછી જયપુરના મહારાજાના આશ્રયથી ત્યાં જઈ તેમણે એક પાઠશાળા ઉઘાડી ગૃહસ્થ જીવન શરૂ કર્યું હતું. અકબર પાદશાહના વખતથી દિલ્હીમાં જુદી જુદી ભાષાઓ અને જુદા જુદા ધર્મના વિદ્વાનોનો સત્કાર થવા માંડયો હતો અને જહાંગીર તથા શાહજહાનના વખતમાં પણ દેશ દેશાવરના વિદ્વાનોની દિલ્હીમાં સભાઓ ભરાતી હતી. જહાંગીરના પાછલા વખતમાં ભરાયેલી વિદ્વાનોની એક સભામાં જગન્નાથ ગયા હતા. સભામાં તેમણે જે વિદ્વત્તા અને કવિત્વ બતાવ્યાં તેથી ઘણા ઉમરાવો અને શાહજહાનના વડા શાહજાદા દારાસિકોહ ઉપર ઘણી અસર થઇ અને તેઓ દિલ્હીમાં રહ્યા. શાહજહાનના અમલ દરમિયાન તેમને દારા સાથે ઓળખાણ અને સહવાસ થયો. શાહજહાન પોતે અને તેનો શાહજાદો દારા પંડિત ઉપર બહુજ પ્રીતિ રાખતા. જગન્નાથ જેવા વિદ્વાન હતા તેવા જ રૂપાળા પણ હતા. કહે છે કે, જેની ઉર્ફે લવંગી નામની પાદશાહી જનાનાની એક યવનકન્યા તેમની ઉપર મોહી પડી હતી. પાદશાહને પ્રસન્ન કરી તથા ઇસ્લામી ધર્મ અંગીકાર કરી પંડિતે તેની સાથે લગ્ન કર્યાં હતાં. 'આસફવિલાસ' નામનું કાવ્ય લખ્યા પછી જહાંજહાન પાદશાહે પોતે એક મોટો દરબાર ભરી જગન્નાથને 'પંડિતરાજ'નો ખિતાબ આપ્યો હતો. પંડિતરાજ દારાની પાસે હતા તેવામાંજ દારાને થોડા વખત માટે રાજ્યાભિષેક થયો હતો. કાશીમાં પંડિતનું બહુ માન હતું અને તે પણ ઘરડા

થયા હતા એટલે અખા દીક્ષિતના કહેવાથી તે અને યવની–જૈની હિંદુ ધર્મમાં દાખલ થવાને તત્પર થયાં. બ્રાહ્મણોએ કહ્યું કે, તમે બેઉ જણ ભગીરથીના કિનારા ઉપર ઉભાં રહો અને જો ગંગાજી ત્યાં આવી તમને પાવન કરે તો અમે તમને નાતમાં લઇએ. એમ કહેવાય છે કે પંડિત જૈનીને લઈ ઉપલે પગથિયે ઉભા રહ્યા અને 'ગંગાલહરી' નો એક એક શ્લોક તેઓ જેમ જેમ બોલતા ગયા તેમ તેમ ગંગાજી એક એક પગથિયું ચઢતાં ગયાં. છેવટે બાવનમે શ્લોકે તેમને પગે પાણી અડક્યાં ને તેઓ પાવન થયાં. બ્રાહ્મણોએ પછી તેમને નાતમાં લીધાં. જગન્નાથ પંડિત સંત ૧૬૨૦ થી ૧૬૬૦ લગી એક ફક્કડ કવિ તરીકેની જાહોજલાલીમાં રહ્યા હતા. તેમણે નીચે પ્રમાણે ગ્રંથો બનાવેલા છે.–(૧) રસગંગાધર, (૨) ભામિની વિલાસ, (૩) મનોરમાકુચમર્દિની, (૪) અશ્વાધાટી કાવ્ય, (૫) જગદાભરણ કાવ્ય, (૬) પ્રાણાભરણ કાવ્ય, (૭) રતિમન્મથ નાટક, (૮) વસુમતી પરિણય, (૯) યમુના વર્ણન ચંપૂ (૧૦) આસફવિલાસ, (૧૧) પીયૂષલહરી, (૧૨) અમૃત લહરી (૧૩) સુધાલહરી, (૧૪) કરૂણાલહરી, (૧૫) લક્ષ્મીલહરી, અને (૧૬) ગંગાલહરી.

**જગન્નાથી**, સ્ત્રી૦ મલમલથી ઉતરતું અને સાધારણ સુતરાઉ કાપડથી સારું પોતનું છિટનું કપડું; મછલીપટ્ટનની છિંટ જેની બનતી હતી તે જગન્નાથજી તરફના વણાટનું સુતરાઉ કપડું; વગર ધોયેલી મલમલ; વગર ધોયેલો સેનો; જગન્નાથીનાં પેરણ અને પચિયાં વગેરે થાય છે.

**જગન્નિંદ્ય**, વિ૦ સૌ કોઇથી નિંદાતું એવું; સર્વેએ નિંદા કરવા જેવું.

**જગન્નિવાસ**, પું૦ [સં.] જગતમાં રહેલા એવા પરમેશ્વર; વિષ્ણુ.

**જગન્મિત્ર**, પું૦ [સં.] જગદ્બંધુ.

**જગપતિ**, પું૦ જગતનો પતિ તે; પરમેશ્વર.

**જગબી**, સ્ત્રી૦ જંગલની જમીન; જેમાં કુદરતી–વગર વાવ્યું ઘાસ ઉગતું હોય તે જમીન; ચરો; બીડ; ઢોરોને ચરવા માટે રાખેલી અણખેડ જમીન.

**જગમાન્ય**, વિ૦ જગત જેને માનતું હોય એવું; સર્વમાન્ય; સૌ કોઇને માનીતું; સર્વે જેને કબુલ રાખે એવું.

**જગમોહના**, વિ૦ જગતને મોહ પમાડે એવી રૂપાળી સ્ત્રી. (૨) માયા.

**જગરાય**, પું૦ જગતનો રાજા; જગતપતિ; પરમેશ્વર.

**જગા**, સ્ત્રી૦ સ્થાન; ઠામ; ઠેકાણું; સ્થળ. (૨) કામ; કામનું સ્થાન; નોકરીચાકરી; મેવાનો અવકાશ. (૩) પ્રયોજન; કારણ. (૪) બારું; છિંડું; માર્ગ. ૨૦ પ્ર૦ ઉભું રહેવાની જગા=આશરો; આધાર. (૫) બેસણું. આસન; ગાદી વગેરે. પદ; ઓદ્ધો; પદવી.

**જગાડવું**, ક્રિ૦ સ૦ [સં. जागृ] ઉંઘમાંથી ઉઠાડવું; જાગ્રત કરવું. (૨) ચેતવવું; જણાવવું; સાવધાન કરવું. (૩) મચાવવું; ઉજ્જકરવું; ઉશ્કેરવું.

**જગાત**, જુ૦ જકાત.

**જગાવવું**, ક્રિ૦ સ૦ મચાવવું; ઉજ્જ કરવું.(૨) ગજાવવું; જાગ્રતથાય એમ કરવું.

**જગો**, સ્ત્રી૦ સ્થાન; સ્થળ; જગા. ઓકારાંત નારીજાતિ.

**જગ્ગુ**, ન૦ ખાખા કરે, ખાવાનું માગ્યા કરે એવું નાનું છોકરું; બાળક.

**જગ્યા**, સ્ત્રી૦ જગા.

**જઘન,** સ્ત્રી૰ [સં.] ઢિંચણ ઉપરનો પગનો આગલો ભાગ; જાંગ.

**જઘન્ય,** વિ૰ ગર્હિત. (૨) શૂદ્ર.

**જઘાત,** જુ૰ જઘાતિયાં.

**જઘાતિયાં,** ન૰ બાળક અને અવિવાહિત માણસના શ્રાદ્ધને માટે શ્રાદ્ધ પક્ષની તેરસનો નક્કી કરેલો દિવસ તે; કુંવારાંનાં શ્રાદ્ધ કરવાની તિથિ. ના૰ જઘાતિયો= કુંવારો છોકરો અથવા વાંઢો.

**જજમાન,** વિ૰ [સં. यजमान] યજ્ઞ કરનાર; યજન કરનાર; હોમહવન કરનાર. (૨) પું૰ ક્રિયા કર્મનો બદલો આપીને બ્રાહ્મણ પાસે યજ્ઞ કરાવરાવી ફળ લેનારો; પોતાને પુણ્ય ફળ મળવા માટે બ્રાહ્મણને દાન આપીને પોતાને ત્યાં યજ્ઞ કરાવનાર; ધનાઢ્ય, રાજા, ક્ષત્રિય વૈશ્ય વગેરે તે. (૩) ધર્મ સંબંધી ક્રિયા કર્મ કરાવનારો; ક્રિયા કર્મ કરવા બદલ બ્રાહ્મણને બદલો આપી કર્મનું ફળ લેનાર; બ્રાહ્મણને આશ્રય આપનાર; કર્મના બદલામાં દાન દેનાર; બ્રાહ્મણવર્ગને પોષનાર ક્ષત્રિય વૈશ્યાદિક વર્ગ તે. કહે૰ જજમાનની જાત શી જોવી. જજમાનને મન ગોરાણી કઇ ગોરને મન ગોરાણી હોય?

**જજમાનવૃત્તિ,** સ્ત્રી૰ [સં.] જજમાની કરીને ગુજારો કરવો તે; જજમાનો ઉપર આજીવિકા ચાલવી તે; ગોરપદું; પુરોહિતપણું; જજમાનોને ક્રિયાકર્મ કરાવવાનો ધંધો તે.

**જજમાનિયું,** વિ૰ જજમાનવૃત્તિવાળું; જેનો આધાર જજમાનો ઉપર હોય તેવું. (૨) જજમાનોને કરાવવામાં આવતું હોય એવું; બાહુતી (ક્રિયા-કામ.)

**જજમાની,** સ્ત્રી૰ જજમાનવૃત્તિ; જજમાનપણું કરવું તે; જજમાનોને ક્રિયા અને કર્મ વગેરે કરાવવાં તે.

**જજિયાવેરો,** પું૰ [અ. જ્ઞાજયી.] મુસલમાન રાજકર્તાઓ પરધર્મીઓ પાસેથી માથા દીઠ જે કર લેતા હતા તે. અરબસ્તાનના ખલીફાઓએ એવે કારણે કાફરો અથવા પરધર્મીઓ પાસે આ કર લેવાનું કરાવ્યું હતું કે, ઇસ્લામીઓ સ્વધર્મી રાજ્ય માટે લડવા આવી રાજ્યની સેવા બજાવે છે અને પરધર્મીઓ તે સેવા બજાવતા નથી, માટે રાજ્યના રક્ષણ તળે રહેનારે તેમણે જજિયાવેરો આપવો જોઇએ. અરબસ્તાનમાં કાફરો પાસે, ઇરાનમાં પારસીઓ પાસે, યુરોપમાં ખ્રિસ્તીઓ પાસે ને હિંદુસ્તાનમાં હિંદુઓ પાસે આ સમયે મુસલમાન પાદશાહો પ્રત્યેક માથા દીઠ વેરો લેતા હતા. ગૃહસ્થને ૪૮, મધ્યમ વર્ગને ૨૪ અને ગરીબને ૧૨ દીરહમ જજિયાવેરો આપવો પડતો. હિંદુસ્તાનમાં અલાઉદ્દીને હિંદુઓ ઉપર જજિયાવેરો નાંખ્યો હતો. બ્રાહ્મણો અને ગૃહસ્થો પાસે એક મહોર, વચલા વર્ગના લોક પાસે સાત આઠ રૂપિયા અને ગરીબ પાસે સાડાત્રણ રૂપિયા લેવાતા હતા. ઇરાન અને હિંદુસ્તાનમાં આ હરડિયા વેરો વસુલ કરનારાઓ બહુ જુલમ ગુજારતા હતા. અકબર પાદશાહે જજિયાવેરો બંધ કર્યો હતો. ઔરંગઝેબે તે ફરીને ચાલુ કર્યો ત્યારે લોકોએ મોટો પોકાર ઉઠાવ્યો હતો. વેરાને માટે અરજી આપવાને દિલ્હીના ચંદનીચોકમાં એકઠા થયેલા લોકો ઉપર હાથી ચલાવરાવી તે દિડી ગયો હતો. છેલ્લે બાર સૈયદોના વખતમાં જજિયાવેરો હમેશને માટે કાઢી નાંખવામાં આવ્યો હતો. ઇરાનના મુસલમાન શાહો છેક ૧૮૮૧–૮૨ લગી ત્યાંના જરથોસ્તીઓ પાસે જજિયાવેરો લેતા હતા. ઉમ્મરમાં આવેલાં દરેક સ્ત્રી પુરુષ પાસેથી આ વેરો લેવામાં આવતો હતો.

**જજિયો**, જુઓ ઉપલો શબ્દ.

**જટલ**, વિ૦ જંગલી; અનાડી.

**જટા**, સ્ત્રી૦ [ સં. ] માથે વધારેલા અને તેલ વગર રાખવાથી બરસટ થઇ એક બીજાની સાથે બાઝી ગયેલા વાળનો સમૂહ તે; બરસટ અને લટ લટિયાં થઈ ગયેલો મોટો ચોટલો; સટા; મુનિ કે સાધુ-બાવાનો માથા ઉપરના વાળનો જથો; મોટી શિખા. (૨) કેટલીક વનસ્પતિની છાલ ઉપર થતા લાંબા એક બીજાની સાથે ગુંચવાઈ ગયેલા રેસા-તંતુઓનો જે સમૂહ તે. જુથરાં. (૩) ડાળામાંથી નીકળીને લટકતાં વડ અથવા પિંપર વગેરેનાં લટકતાં મૂળિયાંનો સમૂહ; વડવાઇઓ. (૪) વેદ ગાવાનો એક પ્રકાર. વેદ પઠનના ચાર પ્રકાર છે, પદ, ક્રમ, જટા ને ઘન, તેમાંનો 'જટા' પ્રકાર તે. ક્રિ૦ પ્ર૦ જટા રાખવી=માથે લાંબા વાળ વધારવા. જટા બાધવી-વાળવી=વડ વગેરે દુધિયા વનસ્પતિનું ચીકણું ક્ષીર નાખી વાળની ગાંઠ વાળી દેવી તે. જટા કરવી= વાળને હોળવા ચોળવાનું ને તેલ સંચારવાનું બંધ કરી ગાંઠ વાળીને એમને એમ રહેવા દેવા, સાધુ, તપસ્વી જેવા થવું. ઉ૦ જટા કરું કેશ, સાથે રાખો સ્નેહથી. ક. દ. ડા. જટા પકડવી=ગુસ્સે થવું; તપાદિક વ્રતનો ત્યાગ કરવો; ઉશ્કેરાઇ જવું. :-શંકરે જટા પકડી કે તરત ગણ છૂટયા. કહે૦ આજ કાલનો જોગી ને ઢિંચણ સામી જટા.

**જટાજુટ**, ન૦ [ સં. ] જટાનો સમૂહ; જટાને આંટા દઇને વાળેલી ગાંઠ.

**જટાધર**, વિ૦ જટા ધારણ કરનાર. ના૦ શિવ.

**જટાધારી**, વિ૦ જેને માથે જટા હોય તેવું. ના૦ શિવ; તપસ્વી. (૨) પું૦ વડ. જટાધારી બાવા=માથે વાળ રાખનારા બાવાઓનો વર્ગ.

**જટામાંસી**, સ્ત્રી૦ [સં.] એક ઔષધિ; જટાશંકરણ; વલદ; વજ. આ જમીન ઉપર પથરાતા વેલાની જાતની વનસ્પતિનું બિલાડીની પુંછડી જેવું ઉપર રેસા રેસાનાં જુંથરાં વાળું મૂળ છે. આનો સ્વાદ કડવો અને તીખો હોય છે. તેમાં સુગંધિ હોવાથી ચંદનમાં જટામાંસી વપરાય છે. વળી તેમાંથી સુગંધિ તેલ પણ નીકળે છે. દેશી ઔષધિ તરીકે તેનો ક્વાથ કરવામાં ઉપયોગ થાય છે. એમાંથી પાકો કાળો રંગ પણ નીકળે છે. પાકીને ધોળા થઇ ગયેલા વાળ રંગવામાં તેનો ઉપયોગ ઉત્તર હિંદુસ્તાનમાં પુષ્કળ થાય છે. જટામાસીના વેલા નદી કિનારે ઉગી જમીન ઉપર પથરાય છે.

**જટાયુ**, ના૦ એક મોટું પક્ષી (પૌરાણિક) અરુણ વિનતાનો પુત્ર ને સંપાતિનો ભાઇ. જટાયુ રામભક્ત હતો. સીતાને લઇ જતાં તેણે રાવણને રોક્યો હતો પણ તે તેની પાંખ કાપી ઘાયેલ કરીને નાસી ગયો હતો. સીતાની શોધ કરતા રામલક્ષ્મણને ભાળ આપી તથા તેમના દર્શન કરી જટાયુ મરણ પામ્યો હતો, વગેરે કથા પુરાણો અને રામાયણમાં છે.

**જટાસુર**, ના૦ એક રાક્ષસ. પાંડવો વનવાસમાં ફરતા હતા ત્યારે એક વાર ભીમની ગેરહાજરીમાં જટાસુર દ્રૌપદીને લઇ નાસી ગયો હતો. ભીમે તેને પકડી દ્રૌપદીને છોડાવ્યાં હતાં.

**જટિયું**, ન૦ જટાનું એકાદ છોડું તે; લટ. ઉ૦ ઝાંખરે જટિયાં ભરાય, ભૂલી. પ્રેમાનંદ. (૨) વિ૦ જટાવાળું.

**જટિલ**, પું૦ [ સં. ] બ્રહ્મચારી; જુવાન નહિ એવો-પરણેલો વિદ્યાર્થી. (૨) તપસ્વી; જટાધારી સાધુ.

**જઠર**, ન૦ [ સં. ] પેટ; ઉદર; ઓજરી. હાંને

ચાવીને ગળે ઉતારેલો ખોરાક પહેલ વહેલો જે કોથળી જેવા અવયવમાં જાય છે તે.

**જઠરાગ્નિ,** પું૦ [સ. જઠર+અગ્નિ] પેટની ખોરાક પચાવવાની જે શક્તિ તે; ઓઝરીમાં ઉત્પન્ન થતો અન્ન–ખોરાક પચાવે એવો રસ તે.

**જડ,** સ્રી૦ [ સં. ] મૂળનો જે છેલ્લો નાજુક મર્મ ભાગ તે; મૂળાંત; મૂળ; મૂળિયું. (૨) ખીલી; મેખ; ફાચર. (૩) ચુની; સ્રીઓને નાકે પહેરવાની નાની જડ. ક્રિ૦ પ્ર૦ જડ ઘાલવી; જડ નાંખવી; જડ બાઝવી. જડ ઉખડીજવી=ફરીને જેનો વિસ્તાર–વૃદ્ધિ ન થાય એમ થઇ જવું; સમૂળ જતું રહેવું તે.

**જડ,** વિ૦ [ સં. ] અચેતન; સંજ્ઞારહિત; નિર્જીવ. (૨) ઘન; નક્કર; સંગીન; ભારે વજનવાળું. (૩) પચે નહિ એવું; ઝટ જરી ન જાય એવું; ભારે અપચો કરે એવું. (૪) સુસ્ત; આળસુ; ધીમું; ઠંડું. (૫) અજ્ઞાન; જાડી બુદ્ધિનું; ઝટ સમજી શકે નહિ એવું; કમ અક્કલ. (૬) અચંચળ; શૂન્ય લાગણીવાળું; ગમગીન; અચળ. (૭) સ્તબ્ધ; ચકિત; મુગ્ધ; દિઙ્મૂઢ થઇ ગયેલું. (૮) મૂક; મુગું. (૯) બહેરું. (૧૦) જેની ઇંદ્રિયો તેજ ન હોય એવું.

**જડજ,** પું૦ [ અં. Judge ) ન્યાયાધીશ.

**જડતર,** ન૦ જડવું તે; મળતર; આસિ. (૨) જડવાની રીત તે; જડાવ કામ; જડવું જે તે; સજ્જડ બેસે એવું જે કામ તે; જડિયાનું કામ તે. :–આ મેડાનું જડતર સારૂં નથી. ચુનીઓનું જડતર બાદલી છે.

**જડતા,** સ્રી૦ જડપણું; અજ્ઞાનતા; અસંજ્ઞા; જાડ્ય; અપાટવ. જડ પ્રમાણે બીજા અર્થો થાય છે.

**જડત્વ,** ન૦ [ સં. ] પદાર્થનો જેથીને તેવીજ સ્થિતિમાં રહેવાનો ધર્મ તે. ન્યાય પ્રમાણે પદાર્થના આકાર, પરિમેયતા; નિર્લેપતા, વિભાજ્યતા ને જડત્વ એ પાંચ ધર્મ છે તેમાંનો એક. (૨) જડતા.

**જડત્વાકર્ષણ,** ન૦ [સં.] જડ પદાર્થમાં રહેલો ખેંચાવાનો ધર્મ; જડનું ખેંચાણ તે; ગુરુત્વાકર્ષણ.

**જડબું,** ન૦ મોંની ફાડની ઉપર નીચેનો જેમાં દાંત હોય છે તે અવયવ; ડાચું. જડબાના હાડકામાં દાંતનાં મૂળ સજડ રહે છે. ઉપલું જડબું હાલતું નથી. ક્રિ૦ પ્ર૦ જડબુ ફાટવું =મોં પહોળું થવું. (૨) બોલાવું. જડબું ભાગી નાંખવું=મારવું. (૩) બોલતાં દાબી દેવું.

**જડબેસલાખ,** અ૦ તાબડતોબ; તરતને તરત; વગરવિલંબે. (૨) એવી જડ મારેલી હોય કે જેમાં ઝીણુંએ કાણું જણાય નહિ તેમ; સજડ; ચપટ.

**જડભરત,** ના૦ જેને કંઇ જ્ઞાન ન હોય એવો માણસ; રાભો; અણસમજુ; અપ્રેત. (૨) પ્રિયવ્રત રાજાના ઋષભદેવ અને તેનો પુત્ર ભરત તે. ભરત રાજ્ય છોડી દઈ તપ કરવા વનમાં ચાલ્યો ગયો હતો. ત્યાં હરણના એક બાળક ઉપર વહાલ થવાથી તે હરણ થયો અને હરણનો અવતાર પુરો કર્યા પછી અંગિરસ ગોત્રમાં એક બ્રાહ્મણને ઘેર જન્મ્યો. અહિં તેને પૂર્વ જન્મ યાદ આવવાથી નિર્મમ થઇ રહેવાને બધી ઇંદ્રિયોને અક્રિય બનાવી જગતમાં ફરવા લાગ્યો. આ ઉપરથી 'જડભરત' કહેવાયો. તે એવો તો જડ થઇને ફરતો કે ભૂખ તરસ પણ તેને બાધારૂપ થતાં નહિ. કોઈ ખવડાવે તો ખાવું નહિ તો જડની માફક પડ્યા રહેવું કે ફરવું. એક વાર રહૂગણ રાજા પાલખીમાં બેસી જતા હતા એટલામાં તેમનો એક ભોઇ માંદો પડી ગયો. પાલખી ઉંચકનારને શોધવા

ગયેલા સેવકોને જડભરત હાથમાં આવી ગયા. તેમને લાવી પાલખી ઉપડાવી. તે જડવત ચાલતા હોવાથી પાલખી વારંવાર હેલા ખાવા લાગી. રહૂગણ રાજાએ જડભરતને ઠપકો દીધો, તેના જવાબમાં તેમણે એવા જ્ઞાનવાળા ઉત્તર આપ્યા કે રાજા ચકિત થઇ ગયો. તે પાલખીમાંથી ઉતરી જડભરતને પગે લાગ્યો અને તેમણે તેને આત્મબોધ કર્યો વગેરે કથા ભાગવતમાં છે.

**જડમૂળ**, ન૦ [ સં. जटा+मूलम् ] મૂળીનો મર્મ ભાગ તે, પ્રાણભૂત તંતુ; અંકુરાવશેષ; મૂળીનો પાતળો અંત કે જે જમીન સાથે સજડ અને એકતાર થઇ ગયેલો રહે છે. વનસ્પતિનો ભોંય સાથે લાગેલો એવો બીજભૂત તંતુ કે જેમાંથી અંકુર નીકળે છે. ક્રિ૦ પ્ર૦ જડમૂળ કાઢવું=પ્રાણભૂત તંતુનો સુદ્ધાં નાશ કરવો તે; ફરીને ઉગે કે વૃદ્ધિ પામે નહિ એમ નિર્મૂળ કરીનાંખવું. જડમૂળ ઉખાડીનાંખવું=નિર્મૂળ કરીનાંખવું; જડ પણ રહે નહિ એમ કરવું. ઉ૦ ઉખાડી નાંખું છું, જડ મુળથકી જાત કપિતી, જુઓ જ્યાં ચાલી કે, મમ ધનુષથી શ્રેણિ શરની.

**જડવું**, ક્રિ૦ સ૦ [ સં. युज् ] એક વસ્તુને બીજી સાથે ઠોકીને સજડ બેસાડવી; સાંધા મેળવવા; ખાના કે તાણામાં સજડ બેસી રહે તેમ કરવું; મઢવું; જોડવું; લગાડવું; ચોંટાડી દેવું; સજડકરવું; બેસાડવું. (૨) ખોવાયેલું હોય તે હાથ લાગવું; મળીઆવવું; પ્રાપ્તથવું; મળવું.

**જડસો**, પું૦ [ સં જડ ] જાડી બુદ્ધિનો માણસ; શરીરે જાડો અને સમજણે કમ અક્કલ એવો માણસ; શાભો; વિવેક વિચાર સભ્યતા અને આચાર વિચાર રહિત માણસ. શરીરે અને બુદ્ધિએ જાડો એવો જે તે; આનાડપા; [illegible]

**જડાઇ**, સ્ત્રી૦ જડવાની રીત: જડાવ કામની આવડ. (૨) જડામણી; જડવાની મજુરી કે મહેનતાણું.

**જડાઉ**, વિ૦ જડાવેલું; જડાવ કામ કરેલું હોય એવું; જડિત્ર. (૨) જડવા જેવું; જેમાં જડવાનું કામ કરવું જોઇએ એવું. (૩) જડવાના કામમાં આવે એવું. :—જડાઉ પાટિયાં.

**જડામણ**, ન૦ જડવાનું મહેનતાણું; જડવાના કામ બદલ જે લવાજમ, મજુરી તે. (૨) જડતર; જડવાની રીત અથવા કળા તે.

**જડામણી**, સ્ત્રી૦ જડામણ; જડાઇ.

**જડામૂળ**, ન૦ જડ અને મૂળ બેઉ તે; જડ સહિત મૂળ; બીજાંકુર (૨) નસંતાન; નખોદ; કુળક્ષય. વનસ્પતિ અને પ્રાણીના ઉદ્ભવનું જે મૂળ બીજ હોય તેનો ઉચ્છેદ તે. :—એનું જડામૂળ જાય. અર્થાત્ એનો બીજાંકુર પણ ન રહે એવું થાય. કહે૦ કોઈની ગાય કોઇનું ઘાસ ખાય એને હાંકે તેનું જડામૂળથી જાય.

**જડાવ**, પું૦ જડવું અને જડેલું જે તે; હીરા માણેક જેમાં જડેલાં હોય એવી બનાવટ કે દાગીનો તે; જડવાનું કામ તે. (૨) વિ૦ જડિત; જડિત્ર. :—જડાવ દાગીના.

**જડાવવું**, ક્રિ૦ સ૦ બેસડાવવું; સજડ કરાવવું; ગોઠવાવવું; જોડાવવું. (૨) ઝાપટવું; મારવું; લગાડવું; ચોડવું. :—તેણે બે તમાચા જડાવ્યા ત્યારે ગયો.

**જડિત**, વિ૦ જડેલું; મઢેલું; કુંદન કરાવાયેલું; ખચિત. :—રત્ન જડિત=જેમાં રત્ન બેસાડેલાં હોય એવું; રત્નથી જડેલું.

**જડિત્ર**, વિ૦ જડેલું; મઢેલું.

**જડિમા**, સ્ત્રી૦ [ સં. ] જડતા;

**જડિયું**, ન૦ જડ; મૂળીનો છેવટનો છેડો, કે

જે જમીનમાં ઉંડો ગયેલો હોય છે તે; મોટા મૂળમાંથી નીકળેલું તંતુ જેવું નાજુક મૂળ. બહુવચને જડિયાં કહેવાય છે. વનસ્પતિનાં નાનાં ઉન જેવાં નાજુક મૂળિયાં તે.

**જડિયો**, પું૦ સોનાના ઘાટમાં હીરામાણેક વગેરે બેસાડવાનું કામ કરનારો; જડનારો તે; પચ્ચીગર. સોનીજડિયો સાધારણ જડાવનું કામ કરે છે અને પચ્ચીગર નાજુક જડાવનું કામ કરે છે.

**જડી**, સ્ત્રી૦ [સં. जटी] વનૌષધિ: ઔષધિનું ગુણકારક મૂળિયું; મૂળની જડ.

**જડીબુટ્ટી**, સ્ત્રી૦ [સં. जटा-द्राक्षवर्ती] વનૌષધિની ગોળી તે; ઔષધિનાં મૂળિયાં ખાંડીને અથવા વૈદક પ્રમાણે જે ક્રિયા તે ઉપર કરવી જોઇએ તે કરીને બનાવેલું અસરકારક ઓસડ; ઔષધિની ગોળી તે. ક્રિ૦ પ્ર૦ જડીબુટ્ટી સુંઘાડવી=કોઈ જાણે નહિ તેમ અમુક સમજ આપી સામો માણસ ધારેલી બાબતજ પસંદ કરે એમ કરવું તે; તેજ બનાવી દેવું; અમુક મતવાળું બનાવી દેવું. (૨) રામબાણ ઔષધિ. (૩) છેતરાય અથવા ગાંજ્યુંજાય નહિ તેવું.

**જણ**, ન૦ [સં. जन्] વ્યક્તિવિશેષ; આસામી; સખસ; માણસ. માણસને માટે અને માણસની સંખ્યા બતાવવાને માટે સંખ્યાવાચક વિશેષણ સાથે વપરાય છે. :-એક જણ; બે જણ; દસ જણ. આમાં સ્ત્રી પુરૂષ બેઉનો સમાવેશ થાય છે. કહે૦ જણ આવે તે જણનું ભાગ્ય લાવે=જે માણસ-બાળક આવે છે તે બીજાને ભારે પડતું નથી અને તેનું ભાગ્ય લેતું આવે છે.

**જણતર**, ન૦ [સં. जन्] જણવું તે; પ્રસવ. (૨) ઓલાદ; બાળબચ્ચાં; પરિવાર.

**જણતી**, સ્ત્રી૦ જન્મ આપનારી; માતા.

**જણનારી**, સ્ત્રી૦ જન્મ આપનારી; જણતી; માતા.

**જણવવું**, ક્રિ૦ સ૦ જણાવવું; જાણે એમ કરવું; ખબર; માહિતી આપવી. (૨) જણે એમ કરવું; જણનારીને જણવામાં મદદ મળે એમ કરવું.

**જણવું**, ક્રિ૦ સ૦ [સં. जन्] સ્ત્રીએ બાળકને જન્મ આપવો; પ્રસવવું; પેદા કરવું: બહાર કાઢવું. કહે૦ જણે તેના પૂત ને કાંતે તેનું સૂત=જે જેની માલીકીનું હોય તેજ તેનું છે; બીજો મારું કહે તે ખોટું. જણ્યા ને છવાડવાં અને પરણ્યાંને પાલવવાં એમાં શાનો પાડ ? જણનારીમાં જોર નહિ તો દાઇયાણી શું કરે ? અર્થાત્ જેનું કામ હોય તેણે પોતે હિમ્મત ને જોર રાખવું જોઇએ, મદદગાર તો ઉપરથી મદદ કરે.

**જણશ**, સ્ત્રી૦ [અ. जिनस] વસ્તુ; ચીજ. (૨) નંગ; દાગીનો. (૩) રકમ; ઝવેજ; સીલક. (૪) અશીલ. (૫) અગત્યની મૂલ્યવાન અને ઉપયોગી ચીજ તે.

**જણશભાવ**, સ્ત્રી૦ (પું૦) સરસામાન; વસ્તુ વિશેષ; દરદાગીના; ઘરેણાંગાંઠાં. મૂલ્યવાન કિમતી ચીજો ને સરસામાન વગેરે તે.

**જણશાઉ**, વિ૦ જણશ ઉપર આપેલું-લીધેલું. એવું; જણસ-દાગીના ઉપર નાણાં લેવાં આપવાં તે; ઘરેણાઉ; જણસ ઉપર લેવા આપવાનું; અવેજ લઇને નાણાં ધીરવાં તે.

**જણાવવું**, ક્રિ૦ પ્રે૦ જાણ થાય એમ કરવું; કહેવું; ખબર આપવી: જાણ કરવી તે. (૨) ચેતવવું; સૂચવવું; કાને નાંખવું; ઇસારત કરવી. (૩) જણવાના કામમાં મદદ કરવી; સ્ત્રી જણે એમ કરવું; પ્રસવ કરાવવો. કહે૦ કુંવારીને છોકરાં જણાવવાં.

**જણાવું,** ક્રિ૰ અ૰ જાણ–ખબર પડવી; માલમ પડવું; ખબર થવી; જાહેર થવું. (૨) ઝાંખું દેખાવું; ભાસવું; કંઇક કંઇક સમજાવું; લાગવું. (૩) જન્મ અપાવો; વિયાવું; પ્રસવ થવો; જણીશકાવું.

**જણી,** સ્ત્રી૰ જણનું નારીજાતિરૂપ; એકાદ સ્ત્રીવ્યક્તિ તે. :– એકજણી.

**જત,** અ૰ [સં. યત] જેને કાગળ લખાતો હોય અને તેમાં જે લખવાનું હોય તે બેની વચ્ચે આવતો સંબંધદર્શક શબ્દ તે, જે; કારણકે; એમ કે; આથી જાણવું કે; અપરંચ. સંસ્કૃતમાં અપરંચ આવે છે. એટલે કે; લખવાનું કારણ એ છે કે. (૩) હવે; હવેતાારે. :–જત લખવાનું કે તમારે અમારો કાગળ મળ્યા પછી હુંડી સ્વીકારવી.

**જતડું,** જુ૰ જતરડો.

**જતન,** ન૰ [સં. યત્ન] બગડે કે ખરાબ થાય નહિ તે માટે ખૂબ સાચવવું તે; સાચવણી; સંભાળ રાખવી તે; પોતાના દેહથી માંડીને કોઇપણ વસ્તુ માટે ખૂબ કાળજી પૂર્વક તજવીજ રાખવી તે; સાચવવું ને સંભાળ રાખવી તે. ઉ૰ જતન કરજે જીતનારે.

**જતરડો,** પું૰ [સં. યંત્ર] સોના રૂપાના તારને તાણી તાણીને લંબાવવાનું સોની કે લુહારનું એક યંત્ર અથવા ઓજાર. જતરડાની પકડ એવી સારી હોય છે કે તેમાં પકડાયેલી વસ્તુ ઝટ છટકી શકતી નથી અને તેને જોરથી એક પછી એક ઝીણાં કાણાંમાંથી ખેંચતાં જાડો અને ટુંકો તાર, પાતળો અને લાંબો થાય છે. જતરડામાં ઘાલીને તાણવું=ખસી–ચમકી શકે નહિ એવી ચુંગલ કે પકડમાં પકડીને પછી ખેંચવું તે; બરોબર કાબુમાં લઇ પછી તેની પાસે કામ કરાવવું એવા અર્થમાં વપરાય છે.

**જતી,** પું૰ [સં. યતિ] જૈન સાધુ; શ્રાવક ત્યાગી; ગોરજી; જૈનધર્મનો ત્યાગી ઉપદેશક. (૨) કવિતાના ચરણમાં વિરામ લેવાનું સ્થાન; વિશ્રામ. જેમકે મલક્રાંતા છંદના ચરણમાં ચોથે ને દસમે અક્ષરે જતી છે. ઉ૰ ઘેલી કેરું, ગરીબ ઘર છે, જાણી એવું ન લુંટયું. કહે૰ વાટયું ઓસડ ને મુંડ્યો જતી, એ બેની ઓળખાણ નથી. (૨) ઇંદ્રિયોને વશ કરી જ્ઞાન–આત્મજ્ઞાન લેવાને ત્યાગી થઇ રહેલો મુમુક્ષુ; જોગી–વેરાગી. કહે૰ પાકરાં છોકરાંને જતી કરવાં=બીજાને બનાવવો; ખોટી સલાહ કે ઉશ્કેરણી આપવી.

**જતુ,** સ્ત્રી૰ [સં.] લાખ. (જુ૰ લાખમાં.) જતુગૃહ=પાંડવોને બાળી મૂકવા માટે દુર્યોધને જ્વાળાગ્રાહી લાખનું ઘર બંધાવ્યું હતું તે; લાક્ષાભવન. ઉ૰ આ જતુગૃહકેરો ને, બીજો હિડિંમહાવનો. જતુરસ=લાખમાંથી બનાવેલો એક જાતનો લાલ રંગ; અલક્તક; અળતો. આગલા વખતમાં સ્ત્રીઓ આનાથી પગની પાનીઓ અને પાટલીઓ રંગતી હતી.

**જત્રુ,** સ્ત્રી૰ [સં.] ગળાની નીચેનું પહેલું પાંસળું; હાંસડી; કાંઠલો; છાતીની પાંસળીઓમાંની છેક ઉપલી પાંસળીનું ગોળાકાર હાડકું તે. રૂ૰ પ્ર૰ ગૂઢજત્રુ=તંદુરસ્ત; જેની છાતીનું ઉપલું પાંસળું દેખાતું ન હોય એવું; ઢંકાયેલી હાંસડીનું; માંસલ; માંસથી ભરેલા શરીરનું.

**જથરપથર,** અ૰ આમતેમ વેરાયેલું હોય તેમ; ઠીકઠાક નહિ તેમ; કંઇનું કંઇ થઇ ગયેલું હોય એમ; અવ્યવસ્થિત; કપડાં વગેરે આમતેમ ખસી ગયેલાં હોય તેમ.

**જથા,** અ૰ [સં. યથા] જેમ; જે પ્રમાણે; જેરીતે. કહે૰ જથા રાજા તથા પ્રજા. જેવું.

**જથાબંધ,** અ૦ સાથે; છુટક નહિ તેમ; બાંધ્યું આપવું તે; એકેકું નહિ તેમ. (૨) ટોળાબંધ; સમૂહ સાથે; સામટી રીતે; જથ્થામાં; ચોકવાર.

**જથારથ,** વિ૦ ઘટતું; જેવું જોઇએ તેવું. (૨) અ૦ જેમ ઘટતું હોય તેમ; તેરીતે. બરોબર; વાજબી; યોગ્ય; યથારથ.

**જથો,** પું૦ [ સં. यूथ ] સમૂહ; સમુદાય; સમવાય. (૨) ટોળું; મંડળ. (૩) પક્ષ; વર્ગ; વગ; ઢાળ. (૪) થોક; ગંજ; સટ.

**જદા,** [ સં. यदा ] જે વખતે; જ્યારે.

**જદુકુળ,** ન૦ [ સં. यदुकुल ] યદુનું કુળ તે; યાદવવંશ.

**જદુનાથ,** પું૦ [ સં. यदुनाथ ] યદુવંશીઓના નાયક તે; શ્રીકૃષ્ણ.

**જદ્વાતદ્વા,** અ૦ [ સં. यद्वातद्वा ] એલફેલ; જેમ આવડે તેમ; ઠરેઠેકાણા વગર; જેમ મનમાં આવે તેમ; ફાવે તેમ.

**જન,** ન૦ [ સં. जन ] જન્મેલું એવું જે માણસ તે; માણસ; મનુષ્ય; માનવી. (૨) લોક; પ્રજા; રૈયત; માણસોનો સમૂહ કે વર્ગ તે. (૩) દુનિયા; જગત; લોક. કહેo સાંભળીએ સૌ જનનું પણ કરીએ તો ધાર્યું મનનું.

**જનક,** પું૦ [ સં. ] પિતા; બાપ; તાત; જન્મ; આપનાર. (૨) પાળનાર. (૩) પરમેશ્વર. રામાયણના મુખ્ય નાયક રામચંદ્રનો સસરો; સીતાનો પિતા ને વિદેહ અથવા મિથિલાનો તે વખતનો પ્રખ્યાત તત્ત્વજ્ઞાની રાજા. યાજ્ઞવલ્ક્ય એમના પુરોહિત અને ગુરુ હતા. તેમને સીતા સિવાય બીજું છોકરું ન હતું. અયોધ્યાના રાજા રામચંદ્ર સાથે સીતાને તેમણે સ્વયંવર કરીને પરણાવ્યાં હતાં. રામ રાવણને મારીને સીતાને લઇ વનવાસ પુરો કરીને અયોધ્યા આવ્યા ત્યાર પછી જનપ્રવાદને લીધે રામે ગર્ભવતાં સીતાનો ત્યાગ કર્યો. આથી જનકરાજાને રાજ્ય અને સંસાર અત્યંત અપ્રિય થઇ પડ્યાં. તત્ત્વાન્વેષણમાં પછી તેમણે તપોવનોમાં જઇને વાસ પુર્યો.

**જનકજા,** સ્ત્રી૦ [ સં. ] જનક રાજાનાં પુત્રી; સીતા; જાનકી.

**જનકતનયા,** સ્ત્રી૦ [ સં. ] સીતા; જનકાત્મજા; જનકસુતા.

**જનકથા,** સ્ત્રી૦ [ સં. ] લોકમાં ચાલતી વાત; લોકની વાત. ( ૨ ) લોકોથી થતી ચર્ચા તે. (૩) મુખ પરંપરાએ લોકોમાં ચાલતી જે કથા કે વાર્તા તે; દંતકથા.

**જનતા,** સ્ત્રી૦ [ સં. ] લોકપણું; જન, માણસ જાતપણું તે. (૨) લોક સાથે જે એકભાવપણું તે. (૩) રૈયત; એક જાતિના લોકનો જે સમૂહ તે.

**જનન,** ન૦ [ સં. ] જણવું તે; જન્મવું તે; પ્રસૂત; વેતર. ( ૨ ) ઉત્પત્તિનું કારણ; જન્મ. ( ૨ ) દેખાવ; પ્રાદુર્ભાવ; જીવન. ૩૦ પ્ર૦ જનનમરણ=જન્મવું ને મરવું તે. :—જનનમરણના જુજવા માર્ગ.

**જનની,** [ સં. ] જન્મ આપનારી તે; માતા. ઉ૦, જનની જણજે જન ભલા, કાં દાતા કાં શૂર; નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

**જનપદ,** પું૦ [ સં. ] દેશ; મુલક. ઉ૦ વિદેહ જનપદ જનક કુળનો, વિપશ્ચિત નૃપ છું પ્રખ્યાત. પ્રેમા.

**જનપદધર્મ,** પું૦ [ સં. ] દેશાચાર; રૂઢિ; દેશનો જે આચાર-ધર્મ તે.

**જનપ્રવાદ,** પું૦ [ સં. ] લોકાપવાદ; વચનીયતા.

**જનમ,** પું૦ જુ૦ જન્મ.

**જનમવું,** ક્રિ૦ અ૦ [ સં. जन् ] અવતરવું; પેદાથવું; ઉદ્ભવવું; ઉત્પન્ન થવું; જન્મવું.

**જનમારો,** જુઓ જન્મારો.

**જનમેજય,** પું० [ સં. ] અભિમન્યુ ને ઉત્તરાના પુત્ર પરીક્ષિતનો પુત્ર. પાંડવવંશી રાજાઓમાંનો એક મોટો પ્રતાપી ધાર્મિક, સાહસિક, અને સાહિત્યપ્રિય રાજા. પરીક્ષિત રાજા સર્પ કરડવાથી મરણ પામ્યા તેથી ગુસ્સે થઇ જનમેજય રાજાએ દુનિયાના સર્વ સર્પોનો નાશ કરવા માટે સર્પ યજ્ઞ કર્યો હતો. આસ્તીક ઋષિને લીધે તક્ષક નાગનું કુળ એ યજ્ઞમાંથી બચી જવા પામ્યું હતું. જનમેજય રાજાએ વૈશંપાયન નામના સાહિત્યજ્ઞ પાસેથી પોતાના પૂર્વજોનાં ચરિતથી ભરપુર મહાભારત સાંભળ્યું હતું. ભાગવત અને બીજાં પુરાણોમાં જનમેજય રાજાની વિશેષ હકીકત આપેલી છે.

**જનમોતરી,** સ્ત્રી० જુઓ જન્મોત્રી.

**જનયિત્રી,** સ્ત્રી० [સં.] જન્મ આપનારી માતા.

**જનરલ,** પું० [ અં. General ] સેના નાયક; અનીકપતિ. (૨) એક સૈનિક પદવી.

**જનરંજન,** વિ० [ સં. ] માણસને ખુશી કરે એવું; જેનાથી માણસો ખુશી થાય એવું.

**જનલોક,** પું० [ સં. ] પૌરાણિક સાહિત્ય પ્રમાણે કલ્પાયેલા સાત લોકમાંનો પાંચમો લોક તે, સનત્કુમારાદિક યોગીશ્વરો જે લોકમાં રહે છે તે લોક.

**જનવાદ,** પું० [ સં. ] લોકોમાં ઉડતી વાત; અફવા; ગપ. (૨) લોકોમાં થતી અકીર્તિ તે.

**જનવાર્તા,** સ્ત્રી० [ સં. ] લોકમાં ચાલતી વાત; જનકથા; દંતકથા.

**જનસમુદાય,** પું० [ સં. ] લોકસમૂહ.

**જનસ્થાન,** ન० [ સં. ] દંડકારણ્યનો ગોદાવરીના કિનારા ઉપર આવેલો એક પ્રદેશ; દંડકારણ્યનો એક ભાગ; ગોદાવરીના દક્ષિણ કિનારા ઉપરનો પ્રદેશ. રામાયણના વખતમાં રાવણનો ભાઈ ખર અને દૂષણ તથા તેની બેન સૂર્પણખા આ પ્રદેશમાં રહેતાં હતાં. જનસ્થાનની ઉત્તરે પંચવટી હતું અને ત્યાંથી રાવણ સીતાને હરી ગયો હતો. ઉ० જનસ્થાને જ્યારે, વિજન વગડે આર્ય રખડ્યા. ઉ० રા० ચરિત.

**જનહિત,** ન० [સં.] માણસનું જેમાં કલ્યાણ થાય એવું હોય તે; માણસ જાતિનું જેવી સારૂં થાય એવું જે તે; લોકકલ્યાણ; પ્રજાહિત.

**જનહિતકારી,** વિ० લોકને હિત કરનાર.

**જનહિતેચ્છુ,** વિ० લોકનું હિત ઇચ્છનાર; લોકનું કલ્યાણ કરનારું.

**જનાકારી,** સ્ત્રી० [ ફા. જના ] વ્યભિચાર; જારકર્મ; છિનાળું.

**જનાખ,** સ્ત્રી० હીર; સત્વ; બળ; મહેનત દુઃખ વગેરે વેઠવાથી જે થાક લાગે તે. (જનાક) એ કામ કરતાં અને આ છોકરો ઉછેરતાં મારી જનાખ નીકળી ગઈ.

**જનાચાર,** પું० [ સં. ] લોકાચાર.

**જનાજો,** પું० [ અ. જનાજ઼ા ] મુસલમાનમાં મડદાને દાટવા લઇ જવાની જે ખાટલી તે; ઠાઠડી; કફની. (૨) ઇસ્લામીઓના મડદા પાછળ જનારૂં જે સરઘસ-ડાઘુ તે.

**જનાદો,** પું० [ફા. દીનાર] હલકી કિમ્મતનો એક સિક્કો; પૈસો; દાદિયું.

**જનાનખાનું,** ન० [ફા. જનાનખાનહ] મર્યાદાસર બેસવા ઉઠવા અને રહેવાનો સ્ત્રીઓનો ખંડ; સ્ત્રીઓનો ઓરડો તે; પુરૂષ વર્ગથી જુદો અને એકાંતે સ્ત્રીઓને રહેવાનો ઘરમાંનો જે ભાગ તે; ઓઝલ; અંતઃપુર. (૨) મર્યાદાસર રહેનાર સ્ત્રીઓ વગેરેનો સમુદાય તે; કુટુંબકબીલો. :—નવાબ જનાના સાથે આવનાર છે.

**જનાની,** વિ० બૈરક સ્વભાવનું; બાયલું; રાંડવું;

કન્યારાશિ. (૨) સ્ત્રીઓના જેવું શરમાળ અને બીકણ; કાયર. (૩) જનાના-ઓઝલને લાયકનું. (૪) અંતઃપુરમાં રહેનારું; જનાનાવાસી.

**જનાનો,** પું૦ [फा.] મલાજામાં રહેનાર સ્ત્રી સમુદાય. (૨) કુટુંબકબીલો. :–નવાબસાહેબ સાથે જનાનો છે. (૩) ઓઝલ; પડદો. પડદે રહેનારો સ્ત્રી સમુદાય તે.

**જનાબ,** વિ૦ [फा.]માનવંત; મહેરબાન; કૃપાળ. મોટા દરજ્જાના અમલદાર, રાજા કે વડીલ માણસને સંબોધીને વપરાતું માનનું વિશેષણ. જનાબથી વધારે માનથી બોલવું હોય તો વળી જનાબે-આલી, એમ કહેવાય છે.

**જનાબાઈ,** ના૦ મિરાંબાઈ જેવી દખ્ખણની એક ભક્ત અને કવિ સ્ત્રી. એ એના પિતાની સાથે વિઠ્ઠલનાથજીએ યાત્રાએ ગઇ ત્યારથી એને ભક્તિનો રસ લાગ્યો હતો. નામદેવ નામના દખ્ખણના પ્રસિદ્ધ ભક્તને ત્યાં રહી અને આખો જન્મારો કુંવારાં ગાળ્યો. એણે મરાઠીમાં ભક્તિ ભાવવાળી (અભંગ) કવિતાઓ કરેલી છે. 'ભક્તિ વિજય' નામના ગ્રંથમાં એનું ચરિત આપેલું છે. મિરાં અને નૃસિંહ મહેતાની માફક ઈશ્વર સાક્ષાત્કાર અને ચમત્કારના બનાવો સંબંધી તેને માટે દખ્ખણમાં ઘણું બોલાય છે. જનાબાઈ સંતમંડળીઓમાં ફરતી અને દેશમાં ભક્તિનો મહિમા ફેલાવતી હતી.

**જનાવર,** ન૦ [फा.] માણસ સિવાય બીજું જે પ્રાણી તે; પ્રાણી; જીવ; જાનવર; પશુ. માણસ વગર બીજાં બધાં પ્રાણીઓ-પશુ, પંખી, અને જીવજંત વગેરેનો જનાવરમાં સમાવેશ થાય છે; બુદ્ધિ-સમજ વગરનું પ્રાણી, પ્રેરણાવાળું પ્રાણી. જનાવરખાનું= જુદી જુદી જાતનાં પ્રાણીઓ જ્યાં રાખવામાં આવતાં હોય તે સ્થાન; પ્રાણી સંગ્રહાલય.

**જનાવાદી,** પું૦ હલકી કિમ્મતનો તાંબાનો એક સિક્કો; પૈસો; ઢાવડિયો; જેઈ.

**જનિત,** વિ. [सं.] જન્મેલું; ઉત્પન્ન થયેલું; ઉદ્ભૂત; ઉપજેલું; પેદાથયેલું; નીકળેલું; અમુકથી બનેલું; લીધે થયેલું.:–શોકજનિત.

**જનુન,** ન૦ [फा.] ક્રોધનો આવેશ તે; ગાંડો જુસ્સો; રીસનો ઉકાંટો; ક્રોધનો ઉભરો; લાગણીનો જોસ. ઝનુન.

**જનુની,** વિ૦ ક્રોધી; આકળું; લાગણીના જોસથી ઉશ્કેરાઇ જાય એવું-ઝનુની.

**જનેતા,** સ્ત્રી૦ જન્મ આપનારી મા; માતા.

**જનોઈ,** સ્ત્રી૦ [सं. यज्ञोपवीत] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણના પુરુષો ડાબા ખભા ઉપર થઇને જમણા પાસા લગી આડું પડી રહે એવું જે સત્તાવીસ તાંતણાવાળું રૂના તારનું સૂત્ર પહેરે છે તે; યજ્ઞોપવીત પહેરાવવું. જનોઇ દેવી=બ્રાહ્મણના છોકરાને ૮(૧૬) ક્ષત્રિયના છોકરાને ૧૧(૨૨) અને વૈશ્યના છોકરાને ૧૨(૨૪) વર્ષ દરમિયાન ઉપનયન સંસ્કાર કરી ઉપવીત ધારણ કરાવવું તે. (ગ્રામ્-વ્યંગ) મોટા ઝાડને વઢાવી નાંખવું તે. નાગર વગેરે કેટલાક લોકો 'જનોઇ' નાન્યતર જાતિએ બોલે છે. :–જનોઈ દીધી અને દીધું.

**જન્મ,** પું૦ [सं.] જનમવું, જન્મ થવો તે; ઉત્પત્તિ; ઉદ્ભવ; સંભવ; પ્રભવ; ઉદય ઉત્પન્ન થવું તે; પેદા થવું તે; ઉદર-પેટમાંથી નીકળી આવવું તે. (૨) અવતાર; ભવ. (૩) જીવતનો જે કાળ તે; હયાતીનો સમય; જન્મથી મરણ લગીનો સમય તે. :–આખો જન્મ કુંવારો ગયો. આ જન્મનો સંબંધ છે. ક્રિ૦ પ્ર૦ જન્મ આપવો=જણવું; ઉત્પન્ન કરવું; ઉપજાવવું. જન્મે એમ

કરવું; નવું બનાવવું. જન્મથવો=ઉત્પન્ન થવું; પેદાથવું ઉપજવું, ફૂટવું–નીકળવું; હયાતીમાં અસ્તિત્વમાં આવવું; સંભવવું. જન્મલેવો=અવતાર ધારણ કરવો; માના પેટથી ઉત્પન્ન થઇને જગતમાં હયાતી દાખવવી. ફરીને અવતરવું. ઉ૦ ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ્ય અપાવીશ નેટ, જેજે વૈકુંઠરાય. ૨૦ મ૦ નવે જન્મઆવવું=મરણ ઘાતમાંથી બચવું; મરતાં મરતાં બચી જવું; મરીને ફરી જન્મ લીધો ના હોય એવું થવું. પેલે જન્મ=બીજે અવતારે; આ જીવનપર્યંત નહિ એમ. પુનર્જન્મ=ફરીને જન્મવું તે; બીજો અવતાર; ફરીને જન્મ થવો તે.

**જન્મકુંડળી**, સ્ત્રી૦ [ સં. ] જન્મ વખતના ગ્રહસંયોગનો:બરોબર કાળ લઇને બનાવેલું જન્મનારનું શુભાશુભ જોવાનું બાર રાશિવાળું ચક્ર; જન્માક્ષર; જન્મ વખતના ગ્રહો દેખાડનારું રાશિઓનાં બાર ઘરવાળું પતરૂં; જન્મપત્રિકા. ઉ૦ જન્મકુંડળી લઇ જોશીને હું પ્રશ્ન પૂછવા જાઉં. વે. ચ.

**જન્મગાંઠ**, સ્ત્રી૦ જન્મ થયાનો વાર્ષિક દિવસ તે; જન્મદિવસ.

**જન્મચરિત**, ન૦ [ સં. ] જન્મ ચરિત્ર; જિંદગીનો હેવાલ; જીવનવૃત્ત.

**જન્મતિથિ**, સ્ત્રી૦ [ સં. ] જન્મદિવસ.

**જન્મદિવસ**, પું૦ [સં.] જન્મ થયાનો વાર્ષિક દિવસ તે.

**જન્મનક્ષત્ર**, ન૦ [ સં. ] જન્મ વખતનું જે નક્ષત્ર તે.

**જન્મનામ**, ન૦ [ સં. ] જન્મપત્રિકાને અનુસાર જે નામ આવતું હોય તે.

**જન્મપત્રિકા**, સ્ત્રી૦ [ સં. ] જન્મ વખતનાં ગ્રહ, રાશિ, નક્ષત્ર, ઘડી, પળ વગેરેનું જે ટાંચણ તે; જન્મપત્રી; જન્મકુંડળી.

**જન્મપ્રભૃતિ**, અ૦ [ સં. ] જન્મથી માંડીને; જન્મથી લઇને આજ લગી એમ.

**જન્મભૂમિ**, સ્ત્રી૦ [ સ. ] જે ભૂમિમાં જન્મ થયેલો હોય તે; વતન; સ્વદેશ.

**જન્મવું**, ક્રિ૦ અ૦ [ સં જન્ ] જન્મ લેવો–ધરવો; ઉત્પન્ન થવું; પેદા થવું; ઉપજવું; અવતરવું; પ્રકટથવું; હયાતીમાં આવવું; માને પેટ આવવું.

**જન્મસ્વભાવ**, પું૦ [ સં, ] મૂળ પ્રકૃતિ; કુદરતી મિજાજ; નૈસર્ગિક મનનું વલણ તે; જન્મથી જે સ્વભાવ પડેલો હોય તે.

**જન્માક્ષર**, પું૦ [ સં. जन्म+अक्षर ] જન્મ કોળનાં ઘડી પળ અને ગ્રહરાશિ વગેરે સંબંધી જે આંક તે; જન્મપત્રિકા જન્મકુંડળી.

**જન્માષ્ટમી**, સ્ત્રી૦ [ સં. जन्म+अष्टमी ] જન્મ વખતની જે આઠમ તે; રૂઢાર્થ–કૃષ્ણજયંતી; શ્રાવણ વદિ આઠમને દિવસે કૃષ્ણનો જન્મ થયો હતો તે સાંવત્સરિક દિવસ. શ્રાવણ વદિ આઠમને દિવસે મધ્ય રાત્રિને સમયે કૃષ્ણનો જન્મ થયો હતો તેથી વૈષ્ણવ સપ્રદાયના લોકો દરેક વર્ષે તે આઠમને દિવસે મોટા તહેવાર પાળી વ્રત ઉત્સવ વગેરે કરે છે માટે એ આઠમ લોકમાં જન્માષ્ટમી, ગોકુળઆઠમ, અને કૃષ્ણજયતી વગેરે નામે પ્રસિદ્ધ છે. એના વ્રતને લગતો વિધિ પુરાણોમાં અને ધર્મસિંધુ, નિર્ણયસિંધુ વગેરે ગ્રંથોમાં આપેલો છે.

**જન્માંતર**, પું૦ [ સં. ] એક જન્મ છોડીને બીજો જન્મ ધરવો તે; પુનર્જન્મ; ભવાંતર; બીજો અવતાર :—જે ગયુ તે તને હવે જન્માંતરેય મળનારું છે ? (૨) પરલોક; હવે પછી પ્રાપ્ત થનારો જે લોક તે; બીજો અવતાર. (૩) અ૦ જન્મનાં છેટાં; આ જન્મમાં તો નહિ એમ.

**જન્માંધ,** વિ૦ [ સં. जन्म+अन्ध ] જન્મથી આંધળું; જન્મ થયો હોય ત્યારથી આંધળું હોય એવું. ન૦ જન્મથી જે આંધળું તે.

**જન્મોત્તરી,** સ્ત્રી૦ [ સં. जन्म+औत्तरी ] જન્મ પછી ઉત્તરોત્તર જેમાં જન્મને લગતા ભવિષ્યમાં બનનારા બનાવ વર્ણવેલા હોય એવી જે ગણિત કરીને જોશીએ બનાવેલી પત્રિકા તે; જન્મોત્રી, જનમોતરી. જન્મથી માંડીને મરણ લગીના સારા માઠા બનાવો જેમાં ગ્રહ વગેરે ઉપરથી જોઇને અનુમાની કાઢેલા હોય એવી જન્મવૃત્તને લગતી વિગતની યાદી તે.

**જન્ય,** વિ૦ [ સં. ] જન્મેલું; ઉપજેલું; પેદા થયેલું; અમુકથી ઉત્પન્ન થયેલું એવો અર્થ બતાવે છે. :—શોકજન્ય રૂદન; કર્મજન્ય પરિપાક.

**જપ,** પું૦ [ સં. ] જપવું તે; નામ, મંત્ર વગેરેનું રટન તે; આવર્તન; એકની એક વાત વારવાર મોઢે લાવ્યા કરવી તે; જાપ. ઉ૦ જપ ખોયા, તપ ખોયા, ખોઇ કાયા કચની. ક્રિ૦ પ્ર૦ જપકરવા=વારંવાર યાદ કરીને અમુક વસ્તુની યાદ—રાહ જોયા કરવી; રટન કર્યા કરવું તે. ( ૨ ) નિરુદ્યમી ખાલી ધ્યેય વસ્તુની આશા રાખ્યા કરવી તે. જપ કરાવવા=મંત્રાદિકનું અનુષ્ઠાન કરાવવું. (૨) ખાલી આશામાંને આશામાં બેસાડી મૂકવું; ટોટલે ચઢાવવું; ધવરાવ્યા કરવું.

**જપત,** વિ૦ [ फा. जप्त् ] ગુનાસર લઇને કબજે કરેલું; સરકારે અમુક ગુના બદલ માલીકનો હક છીનવી લઈ પોતાને તાબે—હવાલે લીધેલું; હક રદબાદલ કરી કબજે લીધેલું. રાજાએ—સરકારે તેનું ઘર જપત કર્યું. ક્રિ૦ પ્ર૦ જપતકરવું=માલીકી રદબાતલ કરી કબજે લઈ લેવું; ગુનાસર પારકી માલમીલકત કે વસ્તુને તે ગુનાની શિક્ષારૂપે માલીકનો હક રદ કરી હવાલે લેવી તે.

**જપતી,** સ્ત્રી૦ જપત કરવું તે; કબજે કરવું તે; ટાંચ; કલમબંધી. ગુનાસર શિક્ષા બદલ અથવા કોઈ ગેરવ્યવસ્થા વગેરેના કારણ બદલ બીજા માણસની માલમીલકત કે હક ઇલાકો ગુનાનો નિકાલ થાય ત્યાં લગી તેના કબજામાંથી લઈ લેઇ તેની ઉપર જાપતો રાખવો તે. હમેશને માટે નહિ પરંતુ નિકાલ થતા લગી કોઇ વસ્તુનો હવાલો લઇ લેવો તે. ક્રિ૦ પ્ર૦ જપતી બેસાડવી=કબજે લઇ કબજામાંનું કયાંહિ આઘુંપાછું થાય નહિ એવો બંદોબસ્ત રખાવવો.

**જપમાળા,** સ્ત્રી૦ [ સં. जपमाला ] જપ કરવાનો બેરખો—માળા તે; અમુકમંત્ર કે નામનું કેટલી વાર ઉચ્ચારણ થયું તે જણાય તે માટે અમુક મણકાની સંખ્યાવાળી જે આવલી તે; એક એક નામ કે મંત્ર બોલી બોલીને મણકા મુકાય એવી તસબી તે. ક્રિ૦ પ્ર૦ જપમાળા લેવી=પ્રવૃત્તિથી દૂર થઇ બેસવું; એકાંતિક જીવન ગાળવા માંડવું; મૌન બેસી રહેવું; અક્રિય બનવું. (૨) રટન કર્યા કરવું. વૃદ્ધ બકોનો હમેશ જપ કરવાનો બેરખો. :—તિલક કરતાં ત્રેપન થયાં, ને જપમાળાનાં નાકાં ગયાં.

**જપવું,** ક્રિ૦ સ૦ કોઇ મંત્ર કે ઇશ્વર—ઇષ્ટના નામનું રટન કર્યા કરવું; જપકરવો; રટન થાય તેમ માળાના મણકાથી ગણતરી કરવી. (૨) સ્મરવું; યાદ કર્યા કરવું; એકની એક વાત મંત્ર કે વસ્તુ મોએ લાવ્યા કરવી. ઉ૦ વિઠ્ઠલવર વૈદને રહી છું જપી. (૩) ધંખ્યા કરવું; ધ્યાન ઉપરનું ધ્યાન ઉપર રાખવું; નહિ વિસરવું; એકની એક વસ્તુનું લક્ષ રાખ્યા કરવું. રૂ૦ પ્ર૦ રામ નામ જપો=છાનામાના બેસી રહો અથવા

બેઠા બેઠા ચૂપચાપ જોયા કરો. કહે૰ ખાવો બેઠો જપે ને જે આવે તે ખપે= સાધુતાનો ખાલી ઢોંગ તે.

**જપા,** સ્ત્રી૰ [ સં. ] એક જાતની ફૂલવેલી; લાલ ફૂલનું એક ઝાડ ને તેનાં ફૂલ; જવા. જવાપુષ્પ કે જપાપુષ્પ, એમ કાવ્યોમાં ઘણે ઠેકાણે આવે છે.

**જપિયો,** પું૰ કથા અથવા પારાયણ વખતે વ્યાસની સામે જપમાળ લઈને બેસનારો બ્રાહ્મણ; દાન લઇ યજમાનને માટે જપ કરનારો બ્રાહ્મણ; જપ કરનારો; જાપી, જાપિયો.

**જફા,** સ્ત્રી૰ [ફા.] જુલમ; સખતી; જબરજસ્તી.

**જબકવું,** જલકવું, જુ૰ ઝબકવું.

**જબકોળવું,** જલકોળવું, જુ૰ ઝબકોળવું.

**જબર,** જુ૰ જબ્બર.

**જબરજસ્ત,** વિ૰ જબરદસ્ત; જોરાવર; મજબુત; અજરાલ; કદમાં મોટું અને ખૂબ ભારે હોય એવું. (૨) જુલમગાર; જુલમી; ક્રૂર.

**જબરજસ્તી,** સ્ત્રી૰ જબરાઈ; જબરી; જોરબળ વાપરવું તે; ગેરવાજબી જોર કરવું તે; જુલમ; સખતી; સામાની મરજી વિરુદ્ધ જોરજુલમથી કામ લેવું તે. જબરજસ્ત ને જબરદસ્ત એમ પણ બોલાય છે.

**જબરાઈ,** સ્ત્રી૰ જબરજસ્તી; સખતી.

**જબરી,** સ્ત્રી૰ જબરજસ્તી.

**જબરું,** વિ૰ [ અ. जब्र ] કદમાં, ભારમાં, દેખાવમાં, બળમાં, ને કરપ વગેરેમાં ઘણું એવું; મોટું; ભારે; ઉંચું; ન બની કે પહોંચી વળાય એવું; સખત; કઠણ, મજબુત, જોરાવર, અઘરું, મુશ્કેલ ને સાધારણ કરતાં વધારે ગહન એવું તે.

**જબલપુર,** ન૰ મધ્ય હિંદુસ્તાનમાં આ શહેર નાગપુરને ઈશાન ખુણે ૧૬૦ માઇલ ઉપર આવેલું હોઈ હાલ મુંબાઇથી કાશી ને કલકત્તા જતી રેલવે લાઇન ઉપર એક મોટું વેપારી મથક છે. એમાં લગભગ નેઊ હજાર માણસની વસ્તી છે. જબલપુર શહેરમાં વેપાર ઉદ્યોગ સારો છે તેમ તેની આસપાસનો પ્રદેશ પણ કોયલા, લોખંડ અને બીજા ઘણાક ખનીજ પદાર્થોથી ભરપુર છે. જબલપુર જિલ્લામાં કોલસા, લોખંડ, પત્થર અને સગેમરમરની ઘણી ખાણો છે. ઘઉં, કઠોળ, ડાંગેર અને તેલીબિયાં વગેરેનો પાક પણ તે જિલ્લામાં સરાસરી પચાસ ઈંચ ઉપરાંત વરસાદ પડતો હોવાથી સારો થાય છે. જબલપુરનો વાર્ષિક વેપાર લગભગ ત્રણ કરોડ રૂપિયા જેટલો છે.

**જબાન,** સ્ત્રી૰ [ फा. ज़बान ] જીભ. (૨) બોલી; ભાષા.

**જબાની,** સ્ત્રી૰ જબાનથી જે વાત કહેલી હોય તે; બોલીને આપેલી સાહેદી; જુબાની.

**જબાપ,** જુ૰ જવાબ.

**જબાં,** સ્ત્રી૰ જબાન; જીભ; (૨) બોલી; ભાષા.

**જબીરૂ,** ન૰ એક જાતનું પખી. આ પંખીની ચાર જાતો છે. એ બીજાં પખી કરતાં ઘણું ઉંચું અને ખૂબ ઘોળુ હોય છે.

**જબેહકરવું,** ક્રિ૰ સ૰ ઝટકો મારીને કાપી નાંખવું; કાપીને જાનથી મારી નાંખવું. –જબ્બે જબ્બેકરવું એમ પણ બોલાય છે. કતલ કરવું; ખૂન પાડવું; કકડે કકડા કરી નાંખવા.

**જબ્બર,** વિ૰ જબરૂં; મજબુત; કઠણ; સખત. (૨) જોરવાળું; બળવાન. (૩) ભારે–સગીન.

**જબ્બો,** પું૰ [ फा जुब्बा ] ખુલતો રહે એવો ઢીલો લાંબો અને સુંદર ડગલો; ઉપરણાની માફક ખભેથી તે પગ લગી પડીને રહે એવું સિવેલું અને છુટું કફની જેવું પહેરવું. વિદ્વત્તા અને સરકારી પદવી વગેરેના ચિહ્ન તરીકે જાહેર સંસ્થા કે સરકાર તર-

કથી સરપાવમાં અપાતો :પોષાકની ઉપર પહેરવાનો કિમતી ડગલો. ક્રિ૰ પ્ર૰ જબ્બો મેળવવો=અમુક માન અથવા પદવીનો પોષાક મેળવવો.

**જભકવું**, જુ૰ ઝબકવું; એકદમ ચમકીને જાગી ઉઠવું.

**જભકોળવું**, ક્રિ૰ સ૰ એકદમ પાણીમાં બુડાડી બહાર કાઢવું; પાણીની અંદર બોળી કાઢવું.

**જમ**, પું૰ [ સં. યમ. ] મોતનો દેવ; મરણ પછી જીવને તેનાં કર્મ પ્રમાણે શિક્ષા કરનારો દેવ; યમ; મરણને લગતી બાબતોની વ્યવસ્થા કરનારો દેવ. (૨) મોત; મરણ; કાળ; અંત. (૩) ક્રૂર અને ભયંકર દેખાવનો માણસ; બિયામણો માણસ. (૪) દુઃખ દેનારો; ત્રાસ આપનારો; જેને જોતાંજ થરથરાટ થાય એવો જે તે. આ મૃત્યુનો દેવ સૂર્યનો પુત્ર કહેવાય છે. જમ જેવું=જબરૂં; ક્રૂર, દુઃખ અને ત્રાસ આપે એવું; મજબુત; બળવાન; ભયંકર. શરીરથી જાડું લઠ્ઠ અને સાથે નિર્દય ને બિયામણું એવું તે. કહે૰ જમ ને જમાઇ=જેવો જમ તેવોજ જમાઇ પણ દુઃખ અને ત્રાસ આપનારો ગણાય છે તે ઉપરથી. જમનું તેડું સારૂં પણ સરકારનું તેડુ સારૂં નહિ= મરવું સારૂં પણ સરકારમાં અથડાવું પડે તે ખોટું, તે ઉપરથી. જમને કંઈ તેડું જોઇતું નથી; જમ તો વગર તેડેજ આવે છે.

**જમકિંકર**, પું૰ [ સં. ] જમનો દૂત. એમ કહેવાય છે કે, યમ રાજાના ક્રૂર અને બિયામણા દૂતો હાથમાં પાશ લઇને જેને મરણ આવ્યું હોય તેને લઇ જવાને દુનિયા ઉપર ફર્યા કરે છે. મરણ પામનારના જીવને તેઓ તેનાં કર્મ પ્રમાણે બાંધીને મારતા મારતા લઈ જઇ જમરાજા પાસે ઉભો કરે છે અને ત્યાં તેની હકીકત સાંભળી તેને જે શિક્ષા જમરાય ફરમાવે તે તેઓ વગર દયાએ તેની સામે અમલમાં મૂકે છે. તેઓ મોગરીઓ અને દડુકાઓથી જીવને ખૂબ ઠોકે છે.

**જમખિંડી**, ના૰ મહારાષ્ટ્રનું એક નાનું દેશીરાજ્ય. એનું ક્ષેત્રફળ ૫૫૫ માઇલ અને વસ્તી ૧૧૨૧૬૨ માણસની છે. રાજનગર સાથે એકાશી ગામ છે. જમખિંડી બેલગામની ઉત્તરપૂર્વ દિશાએ સાત માઇલપર ને કોહેલાપુરની પૂર્વે ૬૮ માઇલ ઉપર આવેલું છે. આ રાજ્ય ૨૦૮૪' પાઉંડ બ્રિટિશ સરકારને ખંડણી તરીકે આપે છે. રૂ, ઘઉ, અને કઠોળનો પાક તેમાં મુખ્ય છે. પત્થરની ખાણો વગેરેનો ઉદ્યોગ ચાલે છે. જમખિંડીના સરદારને દત્તક લેવાની સનદ મળેલી છે.

**જમડો**, પું૰ જમ; જમદૂત. (૨) જમ જેવો= ક્રૂર બિયામણો ને દુઃખ દે એવો માણસ.

**જમણ**, [ સં. જમ્ ] જમવું અને જમાડવું તે; જમવાનું કરવું તે; નાત; વરો. (૨) જમવાનું જે તે; જમવાના પદાર્થો તે; જમવાની વાનીઓ તે. :-શું જમણ કરવાના છો ? (૩) એકવારનું જમવાનું તે: ખાવું તે. તે તો બે જમણ જમ્યો. દસ જમણનો હક છે.

**જમણવાર**, પું૰ જમવાનું હોવું તે; ભોજન સમારંભ તે; ઘણા લોકને સાથે બેસાડી ભોજન આપવું તે; નાત; વરો. (૨) સારૂં સારૂં ભોજન કરવા કરાવવાનો જે મેળાવડો તે; ઘણા જણે સાથે બેસી સારૂં ભોજન કરવું-જમવું તે; શાંતિથી અને ધીરધીરે ગમત ને સ્વાદથી જમવું તે. :-જમણવાર છે કે જમણ ધાડ છે?

**જમણું**, વિ૰ પૂર્વાભિમુખે ઉભા રહેતાં દક્ષિણ

તરફનું (અંગ તે); દક્ષિણ; વામેતર; અપ સવ્ય. ૨૦ પ્ર૦ જમણો હાથ=બહુ ઉપયોગમાં આવતો દક્ષિણાંગ તરફનો જે હાથ તે. માણસ આ હાથથી લગભગ બધુંજ કામકાજ કરતો હોવાથી તે બહુ અગત્યનો ગણાય છે, તે ઉપરથી દરેક કામમાં જેના વગર ચાલે નહિ એવો સહાયક માણસ તે. કહે૦ જમણો હાથ હમેશ મોં ભણી વળે=મૂળથી જેવો ગાઢસબંધ હોય તેજ પ્રમાણે સ્વાભાવિક રીતે એની મેળેજ થયા કરે, એના અર્થમાં આ કહેવત કહેવાય છે. જેનું જેણી તરફ વલણ હોય તે તેણી તરફ વળે. જમણું અંગ=વહાલામાં વહાલું માણસ. જમણું ઉત્તમ અને ડાબું તેથી ઉતરતું મનાય છે, તેથી સ્ત્રી તે પુરુષનું ડાબુ અંગ અને પુરુષ તે સ્ત્રીનું જમણું અંગ કહેવાય છે.

**જમદગ્નિ,** ના૦ ભૃગુવંશના ઋચીક નિમુને સત્યવતીનો પુત્ર અને પ્રસિદ્ધ પરશુરામનો પિતા. જમદગ્નિ તેમના નામ પ્રમાણે બહુ જલદ સ્વભાવના ઋષિ હતા. તે રેણુકા નામે પરમ પવિત્ર સ્ત્રી સાથે પરણેલા હતા. તેમને પાંચ પુત્ર થયા હતા, તેમાં સૌથી નાના પરશુરામ હતા. એકવાર રેણુકા સ્નાન કરવા નદીએ ગયાં ત્યારે ચિત્રરથ ગાંધર્વ અને તેની રાણી જળક્રીડા કરતાં હતાં. તેમની ક્રીડા જોઇ રેણુકાને કામની અસર થઇ. સ્નાન કર્યા વગર તેમને આવેલાં જોઇ ઋષિ ગુસ્સે થયા. એક પછી એક તેમણે પોતાના પુત્રોને તેમની માતાનો શિરચ્છેદ કરવાનું કહ્યું. કોઇએ આજ્ઞા પાળી નહિ. છેવટ પરશુરામે પિતાની આજ્ઞા પાળી રેણુકાનું માથું પોતાના કુહાડાથી ઉડાડી મૂક્યું. જમદગ્નિએ પ્રસન્ન થઇ પરશુરામને વર માગવાનું કહ્યું. આ વખતે તેમણે પોતાની માતાને સજીવન કરવાનો વર માગ્યો. જમદગ્નિએ રેણુકાને સજીવન કરી તે પછી ક્રોધનો ત્યાગ કર્યો.

**જમદૂત,** પું૦ [ स. ] જમકિંકર; યમરાજાના પાર્ષદો.

**જમના,** સ્ત્રી૦ [ सं. यमुना ] કાલિંદી; જમના નદી; યમુના. હિમાલયમાં ગરવાલના રાજ્યમાં જમનોત્રી નામના ઉના પાણીના ઝરાની ઉત્તર પશ્ચિમ દિશાએ પાંચ માઇલ ઉપર એક ખડકમાંથી જમના નદીનું ઝરણુ નીકળે છે. તે જમનોત્રી આગળ થઈ શિવાલકીની ટેકરીઓમાં ઉતરે છે અને ત્યાંથી દક્ષિણ તરફ વહેતી હમીરપુર અને આગ્રા મથુરા આગળ થઈ પૂર્વ તરફ વલણ લઇ ૮૬૦ માઇલના લાંબા વહન પછી પ્રયાગ આગળ ગંગા નદીને મળે છે. જમનાનું પાણી દેખાવે આસમાની હોવાથી તે કાલિંદી કહેવાય છે. આગ્રા, દિલ્લી, ઇટાવા, ફિરોજપુર વગેરે મોટાં શહેરો તેની ઉપર આવેલાં છે. પંજાબમાં તેમાંથી નહેરો કાઢી ખેતીની આબાદી કરવામાં આવી છે. તેની પૂર્વ અને પશ્ચિમ બાજુની બે નહેરો ઘણીજ મોટી છે. આગલા મુસલમાન પાદશાહોના વખતમાં પણ તેમાંથી નહેરો કાઢવામાં આવી હતી.

**જમનોત્રી,** સ્ત્રી૦ જમના નદીના મૂલ આગળ ગરવાલના રાજ્યમાં આવેલો ઉના પાણીનો ઝરો. આને કેટલાક જમનાનું મૂળ કહે છે. આ ઝરાનું પાણી ઘણું ગરમ છે. ત્યાં હનુમાનનું મંદિર અને યાત્રાનું ધામ છે. જમનોત્રીના પાણીની બાફને લીધે ત્યાં ઝાઝી શરદી જણાતી નથી. ચોખાની પોટલી બાંધી જમનોત્રીમાં બોળી કાઢતાં ચોખા ચઢી જાય છે. જે ખડકમાંથી આ ઉના પાણીનો ઝરો નીકળે છે તેની આગળ મોટાં એંજિનો ઉભેલાં હોય એવો ધીકતા પાણીનો જોરદાર સણસણાટ સંભળાય છે.

**જમરૂખ**, ન૦ એક જાતનું ખાવાનું ફળ; જામફળ; પેર.

**જમરૂખડી**, સ્ત્રી૦ જામફળી, જમરૂખી.

**જમરૂખી**, સ્ત્રી૦ જામફળી; જમરૂખનું ઝાડ.

**જમરૂદ**, ન૦ પેશાવર જિલ્લાનું ખાઇબર પાસ ઉપર આવેલું એક ગામ, અને ત્યાંનો કિલ્લો. ચઢઉતર ત્રણ મજલે કિલ્લો બાંધેલો છે. તેનો છેક ઉપલો ભાગ એટલો ઉંચો છે કે જેથી આસપાસનો પ્રદેશ સહેલાઇથી જોઇ શકાય. જમરૂદમાં ત્રણસેંથી ચારસેં માણસનું લશ્કર હમેશ પડયુ રહે છે. તેને સનિક ધોરણે તોપો વગેરે સરંજામથી બચાવને યોગ્ય બનાવવામાં આવેલું છે.

**જમલો**, પું૦ જુમલો; એકઠો થયેલો જથો; ભરાવો.

**જમવાનું**, ન૦ જમવાના કામનું જે તે; ખાવાનું; ખાવું; ભોજન; ખોરાક; ખાવાની ચીજ. (૨) ખાવાને જવાનું તે; જમવાનું નોતરું; આમંત્રણ. :–આઇને તો આજ સાસરેથી જમવાનું આવ્યું છે.

**જમવું**, ક્રિ૦ સ૦ [ સં. जम् ] રાંધેલો સારો ખોરાક ખાવો; ખાવું; ભોજન કરવું; ખોરાક લેવો. (૨) સારીરીતે હાથ મારવો; ખાવું; ઉચાપત કરવું; ઉડાવી જવું; ગળવું; ઉપભોગમાં લેવું. (૩) ક્રિ૦ અ૦ ઠરવું; બંધાવું. નીતરવું; નીચે બેસવું. :–ડંકા પહોરના તડાકા ચાલે છે અને ચુરમું જમે છે. એકત્રિત થવું; ઘનીકરણ થવું; જામવું.

**જમશેદી–નવરોજ**, પું૦ [ फा. ] ઇરાનમાં થઇ ગયેલા જમશેદ નામના પાદશાહે સૂર્યની ચાલ ઉપરથી વર્ષ ગણવાનો ઠરાવ કરી જે દિવસે મેષરાશિમાં સૂર્ય દાખલ થાય છે તે દિવસને વર્ષનો પહેલો દિવસ નવરોજ ઠરાવી તે દિવસે ધર્મની અમુક ક્રિયા કરવાનું–'જશન' રાખ્યું હતું. ગુજરાતમાં પણ પારસીઓ આ તહેવાર પાળે છે. એ દિવસે રાત અને દહાડો સરખાં થાય છે.

**જમા**, સ્ત્રી૦ [અ.] આવક; ઉપજ; નીપજ; વસુલ. (૨) એકઠું થવું તે; જમવું તે; એકત્ર–એકઠું ભરાવું તે. (૩) અનામત; એકઠી થયેલી રકમોનું એકત્ર પડી રહેલું તે. વગર વાપરે જેમને તેમ તૈયાર રહેલું હોય તે. (૪) ભંડાર; ખજાનો; તિજોરી. (૫) ચોપડામાં આવક લખવાની બાજુ તે; ઉધારની સામેની બાજુ. (૬) એકઠું; ભેગું. :–જમાથવું=એકઠું થવું. ક્રિ૦ પ્ર૦ જમાકરવું=એકઠું કરવું. ઉપજ ખાતે–આવક ખાતે માંડવું; અનામત રાખવું; વ્યાજે રાખવું. જમા માંડવું=વ્યાજે લેવું–રાખવું. જમા થવું=વસુલ આવવું; પતી જવું; આવક આવવું. (૨) ભેગું થવું. (૭) જુલમો; સરવાળો; કુલ રકમ તે. જમા ખરચ=આયવ્યય; આવકજાવકનો હિસાબ તે. ક્રિ૦ પ્ર૦ જમા ખરચ પાડવું=આવી ગઇ રકમોની વ્યવસ્થા કરી નાંખવી; શું આવક થઇ ને શું ખરચ થયું તેનું તારણ કાઢવું.

**જમાઉધાર**, પું૦ આયવ્યયની વ્યવસ્થા કરવી તે; આવ્યા ગયા પૈસાનો જે રીતસર રખાતો હિસાબ તે. (૨) એકઠું કરવું અને ઓછું કરવું તે; મેળવવું ને ગુમાવવું તે. :–પુણ્ય પાપનો જમાઉધાર.

**જમાખરચ**, ન૦ જમા અને ખરચ તે; આય વ્યય. ક્રિ૦ પ્ર૦ જમા ખરચ પાડવું= હિસાબમાં નહિ ગણેલી–અદ્ધર રાખેલી રકમની તે કેમ ક્યાંથી આવી અને કેવી રીતે ક્યાં ગઇ તેની વ્યવસ્થા કરવી તે; આયવ્યય બતાવી દેવી તે.

**જમાઇ**, પું૦ [ સં. जामातृ ] દીકરીનો વર તે; જામાત. રૂ૦ પ્ર૦ જમ ને જમાઇ=જમના

જેવો દુષ્ટ ક્રૂર એવો પુત્રીનો વર તે. સાસુ સસરાને જમના જેવો ક્રૂર-નિર્દય થઇ પડતો જમાઇ હોવાથી આમ કહેવાય છે. કહે૦ દીકરો થઇને ખવાય કંઇ જમાઇ થઇને ખવાય ?= દીકરાને કોઇ કંઇ ખવડાવે જમાઇને ખવડાવે નહિ માટે. દીકરાને મીલકતનો લાભ મળે જમાઇને મળે નહિ.

**જમાડવું,** ક્રિ૦ પ્ર૦ જમે એમ કરવું; ખવડાવવું; ભોજન કરાવવું. (૨) લાંચ આપવી; પ્રાપ્તિ કરાવવી; લાભ કરાવવો.

**જમાત,** સ્ત્રી૦ [अं.] સમુદાય; સમૂહ; જથો; ટોળું. (૨) અમુક વ્યવહાર કરવાને એકઠું થયેલું મંડળ; નાત. (૩) સાજનું નાત મંડળનું પંચ; મુસલમાનોના એકાદ વિભાગનો સંઘ તે.

**જમાદાર,** પું૦ [ फा. जमात ] સિપાઇઓની નાની ટુકડીનો ઉપરી અમલદાર; થોડાક માણસોનો વડો તે; એક ટોળા-સમુદાયનો ઉપરી નાયક.

**જમાદારી,** સ્ત્રી૦ જમાદારના ઓદ્ધાનું જે કામ તે; જમાદારનું કામ તે; જમાદારપણું. (૨) હુકમ બજવણી; ઉપરીપણું; મારી ઠોકી કે દમ દેઇને કામ લેવાની હોશિયારી તે; અમલ બજવણી કરતાં આવડવું તે.

**જમાન,** પું૦ જામીન.

**જમાની,** સ્ત્રી૦ જામીનગીરી.

**જમાનો,** પું૦ [ फा जमान ] મનુષ્યના ઉદ્યોગી જીવનકાળ જેટલો એટલે કે લગભગ ત્રીસેક વરસ જેટલો કાળ તે જમાનો; એક પેઢી જેટલો સમય; લાંબો કાળ; જન્મ પરંપરાઓ વચ્ચેનો એકજણના સક્રિય જીવનના કાળ જેટલો વખત તે. (૨) વખત; સમય; કાળ; અમુક પ્રકારની રહેણી કરણી, રીતભાત, અને આચારવિચાર વગેરે યુક્ત અમુક કાળની જે એકસરખી પ્રવૃત્તિનો સમય તે; અમુક તરેહનો સમય.:—હવે જમાનો બદલાઇ ગયો માટે તમે બોલશો તે નકામું જશે.

**જમાબંદી,** સ્ત્રી૦ [फा.] જમીનની માપણી કરી તથા કસ કાઢી તેની ઉપર વરસે 'આટલો કર લેવો,' એમ ઠરાવવું તે; દરેક જમીનના કકડા દીઠ ખેડુતે અમુક રકમ વર્ષોવર્ષ સરકારને ભરવા સંબંધી ગોઠવણ તે. (૨) જમીન ઉપરનો સરકારી કર; મહેસુલ; વસુલ. (૩) સરકાર તરફથી લેવાના કરોની ઠરવણી; કરનો ઉચકો ઠરાવવો તે. (૪) લશ્કરને માટે રૈયતમાંથી માણસોની ભરતી કરવાની જે વ્યવસ્થા-ગોઠવણ તે; જમાબંધી.

**જમાબંધી,** સ્ત્રી૦ જમાબંદી; મહેસુલનો દર ઠરાવવો તે.

**જમાલગોટો,** પું૦ [हिं.] નેપાળો. નેપાળાનાં ઝાડ કોંકણમાં થાય છે. તે પારસ એરંડા જેવાં લાગે છે. એનાં બી સારક ઓસડ તરીકે વપરાય છે. તેનાથી બહુ સખત જુલાપ થાય છે એટલુંજ નહિ પરંતુ તે ઝેરી પણ છે. એને શુદ્ધ કર્યા પછીજ વૈદ્ય ઉપયોગમાં લે છે. એના બિંડવામાંથી જે તેલ નીકળે છે તે વળી બહુ જલદ હોય છે અને બહુજ નાની માત્રાથી અનુભવી વૈદ્ય તેનો ઉપયોગ કરી શકે છે. જમાલગોટો દવા ઉપરાંત રંગ વગેરે કરવાના કામમાં પણ વપરાય છે.

**જમાવ,** પું૦ એક જથે એકઠું થઇ જવું તે; ઘણાનો એક સાથે થયેલો મેળાપ; ભરાવો. (૨) ટોળું; ઠઠ; સમૂહ; સમુદાય; ઢગ. (૩) મેળાપ; મેળાવડો; મેળો. (૪) જમાવટ; ઘણી વસ્તુનું પરમાણુ વગેરેનું એકજ ઠેકાણે એક બીજાને શોભાવેખીલવે એવી રીતે એકઠાં થવું તે. (૫) તાલમેલ આવીજવો તે.

**જમાવટ,** સ્ત્રી૦ એકબીજાની સાથે મળતે મળતું આવીને યોગ્ય રીતે બેસીજવું તે; મળતું-બંધબેસતું આવી રહેવું તે. :–ચોકઠાંની જમાવટ ઠીક છે. સાંધાઓ, બંધ, પુણા વગેરેનું જેમ જોઇએ તેમ બેસી રહેવું તે. (૨) મળીજવું, સમમાપ-માફકસર આવી જવું, જામી જવું, ઘટ થઇ જવું તે. (૩) શોભતે શોભતું આવી રહેવું; સુરેખ રચના થઈ રહેવી ને એક બીજાને શોભાવે તેમ એક બીજાની સાથે ઘટી રહેવું તે. :–રાગ, કવિતા, અને વાજિંત્ર વગેરેની જમાવટ. (૪) મેળવણી; બનાવટ. :–કેસના મિશ્રણની જમાવટ બહુ સારી થઈ છે.

**જમાવવું,** ક્રિ૦ સ૦ જામે એમ કરવું; મેળવવું; આખરવું; દૂધ ઉપર દહિં થાય એવી ક્રિયા કરવી. (૨) ઘનીકરણ થાય એમ કરવું; ઠારવુ, બઝાડવુ. (૩) દૃઢીકરણ કરવું; મજબુત બેસાડવું; પડે ફડગે નહિ અને ચોંટયું રહે એમ કરવું. (૩) રસ ઉત્પન્ન કરે, મજા આપે અને સારૂં લાગે તથા ટકે એમ જુદી જુદી વસ્તુઓને એક સાથે મેળવવી. (૪) સ્થાપવું; સ્થાપીને રહેવું; સર્વે સાધનો સમયોગે મળે એવી વ્યવસ્થા કરવી તે. :–તમે તો અહિં ઉદ્યોગ અને ઘર બેઉ જમાવ્યાં. (૫) એકઠું કરવું; ભેગું કરવું. (૬) ખીલવવું; વધારી દેવું; બહલાવવું. :–એણે પોતાનો વેપાર જમાવી દીધો છે.

**જમાવો,** પુ૦ જમાવ.

**જમીજવું,** ક્રિ૦ સ૦ ખાઇજવું.

**જમીન,** સ્ત્રી૦ [ फा. जमीन ] જાડો ઘટ અને જેની ઉપર ટકાવ થાય અથવા જે બીજાને આધારરૂપ બને એવો પદાર્થ તે; પૃથ્વી; પૃથ્વીતલ; ભોંય; ભૂમિ; ધરા; ધરતી. (૨) કોરો સપાટ ભૂભાગ તે; ધરાતલ; નહિ ઢંકાયેલી નહિ ભીની એવી પૃથ્વી. (૩) દેશ; મુલક; જનપદ. (૪) પાકને માટે સાફ કરેલી ભૂમિ; ખેતર. (૫) માંસ; અંકુર. :–જેમ જમીન આવશે તેમ ઘા ધીરેધીરે પુરાતો જશે. (૬) જગત; વિશ્વ; ભુવન; દુનિયા. :–જમીન પર જન્મ્યો તે જવાનો. (૭) કિનારીની વચલો સપાટ ભાગ; તલ; પરથાર; સપાટી; વચલો એકસરખો ભાગ તે; જેથી મોટો ભાગ રોકાતો હોય તે વિસ્તાર. :–જમીન લાલ, કોરો લીલી અને અદરની ફૂલ પીળાં કરજો. (૮) આધારભૂત પદાર્થ; ટકાવનું સ્થાન; જગા. ક્રિ૦ પ્ર૦ જમીન ભરવી=લપસીપડવું; જમીનપર લાંબા પડી જવું. જમીન કરવી=કિનારે ઉતરવું; બદર કરવું; સફરપરથી પાછા ફરવું. જમીન આવવી=માંસાંકુર આવવા; રૂઝ આવવી; ઘા-ખાડ પુરાવો. જમીન મરવી=ઘાની કિનારીઓ સડી જઈ કહોવાણ ને ઉંડાણ થવું; ઘા ન રૂઝાય એવી તેની આસપાસના માંસની સ્થિતિ થવી. (૨) ખેતર, ગામ તલ વગેરેની હદ નદી નાળાંના વહોથી કપાઇને ઓછી થયા કરવી. (૩) ભોંયમાંથી વાક જતો રહેવો. જમીન સુંઘવી=સુંઘીને જમીનનો કસ જોવો; રસકસ તપાસવો. જમીનને લાગેલી-અડેલી બીજી વસ્તુની વાસ જમીનને લાગી રહે છે તે ઉપરથી કુતરાં અમુક માણસ અમુક જમીન ઉપર થઇને ગયું છે એવું જમીન સુંઘીને પારખી શકે છે. આથી કુતરાં જમીન સુંઘીને ચાલે છે. જમીનવાળવી=જમીન ઉપર ઘમરડાય એમ કપડું વગેરે રાખવું. જમીનખણવી=લજવાવું; શરમાવું; અપમાનની, પશ્ચાત્તાપની અસર થવી. જમીનમાપવી=નાસી જવું; પલાયન કરીજવું; દૂર જતા રહેવું; ખસી જવું. (૨) લપસી પડવું; ચતાપાટ પડી જવું. જમીનમાં પેસવું=ઉંચા નહિ

વધવું; ફિંગણુ રહેવું. :–વહુ મોરા ઓળા-યો થઇ ને ભાઇ તો જમીનમાં પેસતા જાય છે. (૨) શરમિંદા પડી જવું; છોભા, ભુલ્લા પડીજવું; દેહ ને જીવ્યું નિરર્થક લાગવું:–એમણે ઠપકો દીધો ત્યારે મને તો એવું થયું કે જાણે જમીનમાં પેસી જાઉં. દટાઇજવું; મરીજવું.

**જમીનદાર**, વિ૦ ખેતીની જમીન ધરાવનાર; જેની પાસે જમીન હોય તે. (૨) ખેડુત; પાટીદાર. (૩) પું૦ ધણી જમીનનો માલીક; જાગીરદાર; ગામ ગરાસનો ધણી; તાલુકદાર; ઘણી જમીન ખેડાવવાને તેની ઉપર ખેડુતો વસાવી ધણીપણું કરનાર.

**જમીનદારી**, સ્ત્રી૦ જમીનદારપણું. (૨) જમીનદારની જે હાલત તે. (૩) વિ૦ જમીનદારના તાબાનું; તેને લગતું. :–જમીનદારી' ઘર.

**જમીનદોસ્ત**, વિ૦ જમીન બરાબર કરી નાંખેલું; જમીનજ હોય નહિ એમ સરખુ બનાવી દીધેલું; જમીન ઉપર બાંધેલા બાંધકામને ખોદી પાડીને જમીન સરસું કરી દેવું તે જમીનદોસ્ત કરવું કહેવાય છે. (૨) પાયમાલ; ખરાબ; હતા ન હતા જેવું. ક્રિ૦ પ્ર૦ જમીનદોસ્ત કરવું=પાડી ભાગી તોડીને પાયમાલ કરીનાંખવું જમીન દોસ્ત થઇ જવું=મિટ્ટી થઇ જવું.

**જમુ**, ના૦ કાસ્મીરની દક્ષિણ સરહદ ઉપરનો એ નામનો પ્રાંત અને તેનું મુખ્ય શહેર. કાસ્મીરનો આ દક્ષિણ પ્રાંત પહેલાં શીખ લોકોના તાબામાં હતો પણ હાલ કાસ્મીરના મહારાજાને તાબે છે. જમુ કાસ્મીરમાં બીજા નંબરનું શહેર છે.

**જમેઉધાર**, પું૦ જમા અને ઉધાર કરવું તે; આયવ્યયનો હિસાબ તે. (૨) નફોતોટો; સારૂંખોટું; પુણ્યપાપ; વગેરેની જે ન્યૂનાધિકતા તે. ઉ૦ જમેઉધારો અહિં કર્યો, પાપપુણ્યનો જેહ. ક્રિ૦ પ્ર૦ જમે ઉધાર કરી નાંખવું=ચોખ્ખુ કરી નાંખવું; સ્પષ્ટ વ્યવસ્થા કરી નાંખવી તે; પતાવી દેવું, તોડ કાઢી નાંખવો તે.

**જમૈયો**, પું૦ [ અ. ] છરાની જાતનું વાંકડા પાનાનું સુંદર મુઠવાળુ હથિયાર. અરબસ્તાન તરફની કટાર.

**જમોર**, પું૦ [ હિં. ] બળતામાં કૂદી પડીને આપઘાત કરવો તે; કમકમાટ વછુટે એવા મરણે મરવું તે. [ फा. जहमर ] ક્રોધથી શોકથી કે બીજી કોઇ અતિ ઉગ્ર લાગણીથી ઉશ્કેરાઇ, જઇ કમકમી આવે એવી રીતે મરવું તે; દેહનો ભોગ આપવો તે. ઉ૦ પારવતીએ કીધો જમોર. જુવાન કાળજગરું મરણ થતાં કુટનારાં જેરાં 'જમોર' થયો એમ કહે છે. ઉ૦ કુટનારી કહેતી જમ્મર થયો, તમે કહો હવે શોધરે. બાપુ.

**જમ્મર**, પું૦ કાળો કહેર;-જમોર; ઝમોર.

**જય**, પું૦ [ સં. ] બીજાની ઉપર જીત મેળવવી તે; જીત; ફતેહ. લડાઇમાં, વાદવિવાદમાં અને કામકાજમાં સામાના કરતાં સરસ થવું તે; સરસાઇ તે; સારૂ થવું તે; કલ્યાણ; શ્રેય; બઢતી; સૌભાગ્ય. રૂ૦ પ્ર૦ જયજયકાર=જીતની ખુશાલીનો ધન્યવાદાત્મક ઉચ્ચાર; ફતેહ. ફતેહનો આનંદ નાદ. 'સારૂં થયું સારૂં થયું' એવો જે હર્ષન તે. ગુજરાતીમાં જે અને જેજેકાર ક વાય છે. જય અંબા. જે અંબા. રૂ૦ પ્ર૦ જેઅંબે જેઅંબે। અંબામાતાના ઉત્સવનો એક આનંદોદ્ગાર. 'જેઅંબે' નું જંબે જમે બોલાય છે.

**જયચંદ**, ના૦ રાઠોડ જાતિનો કનોજનો રાજા. એ બારમા સૈકામાં કનોજનો મોટો રજપુત રાજા હતો. તે દિલ્હીના તુંવર રાજાનો દોહિત્ર અને પૃથુરાજ ચૌહાણનો મસિયાઇ ભાઇ થતો હતો. તેની

પાસે ઘણું લશ્કર હતું. શાહબુદીન અને પૃથુરાજ સાથે એ મોટીમોટી લડાઇઓ લડ્યો હતો. એની કુંવરી સંયોગિતા એની મરજી નહિ છતાં પૃથુરાજને પરણી હતી. મુસલમાનો સાથે લડતાં હારવાથી તેણે ગંગામાં પડી આત્મઘાત કર્યો હતો.

**જયદેવ**, ના૦ બંગાળના વીરભૂમિ પ્રાંતનો કાન્યકુબ્જ જાતિનો બ્રાહ્મણકવિ. બારમા સૈકામાં વિદ્યમાન હતો. બંગાળના લક્ષ્મણસેન વૈદ્ય રાજાનો તે આશ્રિત હતો. સંસ્કૃત સાહિત્યમાં ગીતિકાવ્ય બનાવવા માટે તે બહુજ પ્રસિદ્ધ છે. એણે ગીતગોવિંદ અને પ્રસન્ન રાઘવ વગેરે ગ્રંથો બનાવેલા છે. કેટલાક કહે છે કે, તે ઓરિસાના કિંદુબિલ્વ ગામનો રહેવાસી અને સાત્વિક રાજાનો આશ્રિત હતો. એની સ્ત્રીનું નામ પદ્માવતી હતું. તેને અને રાણીઓને સતીત્વ માટે વારંવાર ચર્ચા થતી. એકવાર પદ્માવતીનું સતીત્વ જોવાને, જયદેવ જ્યારે રાજા સાથે બહારગામ ગયો હતો. ત્યારે તેમણે એવું કહેવડાવ્યું કે, 'તે મરી ગયો છે.' પદ્માવતી પતિનું મરણ સાંભળતાંજ ખરેખર મરી ગઇ ને રાણીઓ ઝાંખી પડી. પછી તરત જયદેવ આવ્યો. તેણે અષ્ટપદીઓ ગાઇ પદ્માવતીને સજીવન કરી. આ કવિ શ્રીકૃષ્ણનો પરમભક્ત અને વૈષ્ણવ હતો.

**જયદ્રથ**, ના૦ મહાભારતમાં પ્રસિદ્ધ સિંધુદેશનો એક રાજા, અને દુર્યોધનનો બનેવી. પાંડવો વનવાસમાં હતા તેવામાં એકવાર તે મૃગયા કરતો કરતો તેમના આશ્રમે જઇ પહોંચ્યો. અક્ષયપાત્રને લીધે દ્રૌપદીએ તેને અને તેના રસાલાને જમાડ્યો. તેણે પાંડવો મૃગયાએ ગયેલા હોવાથી દ્રૌપદીને પોતાની સાથે આવવાનું કહ્યું. તેણે ના પાડી ત્યારે તે બળાત્કારે તેને ઉપાડી ચાલી નીકળ્યો. પાંડવોને ખબર પડતાં તેની પુંઠ પકડી દ્રૌપદીને છોડાવ્યાં. તે પછી મોટી લડાઇમાં અભિમન્યુને મારવામાં તેણે ભાગ લીધો હતો. અર્જુને તેને મારી નાંખ્યો હતો. તે મહા પરાક્રમી અને દુર્યોધનના જમણા હાથ જેવો હતો.

**જયપુર**, જુઓ જેપુર.

**જયમંગળ**, પું૦ રાજાને બેસવાનો મોટો હાથી; હાથીઓમાં ઉત્તમ-જે હાથી તે.

**જયશિખરી**, ના૦ વનરાજ ચાવડાનો પિતા. કચ્છના રણ નજીક પંચાસરમાં આઠમા સૈકામાં તે રાજ્ય કરતો હતો. એની રાણીનું નામ રૂપસુંદરી હતું. કલ્યાણના ભુવડ રાજાએ તેની સામે ચડી આવી પચાસર ઉપર હલ્લો કર્યો હતો. ગર્ભવતી રાણીને વનમાં મોકલાવી દઇ તે લડાઇમાં વીર મરણે મુઓ હતો.

**જયંત**, પું૦ ઇન્દ્રનો પુત્ર.

**જયંતી**, સ્ત્રી૦ ઇન્દ્રની પુત્રી. (૨) ગૌરી. (૩) પતાકા. (૪) કોઈ મહાન્ વ્યક્તિના સંસ્મરણ નિમિત્તે ઉત્સવાદિ કરવાં તે. :-કૃષ્ણજયંતી. (૫) અશ્વમેધના ઘોડાના કપાળ ઉપર બંધાતી દિગ્વિજયપત્રિકા.

**જયાનંદ**, પું૦ [ સં. ] જીતવાથી થયેલો જે આનંદ તે; વિજયાનંદ.

**જયી**, વિ૦ [ સં. ] જીતેલું; જેણે જીત મેળવી હોય તે; વિજયી; ફતેહમંદ.

**જય્ય**, વિ૦ [સં.] જીતવા જેવું; જીતાય એવું. (૨) પું૦ જય.

**જર**, વિ૦ ઘસાઇ ગયેલું; ગાડેલું; જીર્ણ થઈ ગયેલું.

**જર**, પું૦ સોના રૂપાના તારનું રેશમ વગેરે સાથે કરેલુ વણતર તે; કસબ; સોના રૂપાના તારનો વણાટ. પાલવ, તોરો કોર વગેરે. (૨) સોનું; ધન; દોલત; પૈસો; રોકડ નાણું. (૩) ઓર; મેલી. કહે૦ જર

ચહાય સો કર=પૈસો હોય તો સૌ થાય; બધું જરને આધીન છે એવા અર્થમાં વપરાય છે. જર દેખી મુનિવર ચળે=પૈસાથી સૌ કોઇ લોભાય. વિતરાગી હોય તે પણ પૈસો જોઇને ડગમગે. જર જમીન ને જોરૂ, એ ત્રણે કજિયાનાં છોરૂ=લડાઇ ટંટાના કારણ રૂપ આ ત્રણ વાનાં છે. એક પૈસો, બીજું જમીન અને ત્રીજું સ્ત્રી.

**જરકસી**, વિ૰ જરીનું; કસબી; જેમાં સોનાના તારની ગુંથણી, ભરત કે વણતર હોય તેવું. ઉ૰ જરકસી સાડી રેશમી, લખો કોડી બાર વણજી. પ્રેમાનંદ.

**જરકોસ**, પું૰ હલકી ધાતુના તારનો બનાવટી વણાટ તે; ખોટો કસબ.

**જરખ**, પું૰ ગધેડા જેવડું પણ અત્યંત આળસુ અને ગંદુ એક હિંસક પ્રાણી; ઘોરખોદિયો. આ પ્રાણી રાત્રે બહાર નીકળી કબરસ્થાનો વગેરેમાં ભટકે છે. ઘોરોમાંથી માણસ વગેરેનાં મડદાં ખેંચી કાઢી ખાઇ જાય છે અથવા મુએલાં પશુ અને ઉંઘતાં કુતરાં વગેરેને કદી કદી ઘસરડી જાય છે. બનતી નવો શિકાર કરતું નથી. ટોળામાં હોય તો સામું થાય છે. મહારાષ્ટ્રમાં તરસ, હિંદમાં લકડબાઘ અને ઝીરાક કહેવાય છે.

**જરજર**, વિ૰ જીર્ણ; ઘસાઈ ગયેલું; જુનું; તારે તારે સરી ગયેલું; ખળખળી ગયેલું; વૃદ્ધ. ક્રિ૰ પ્ર૰ જરજર થઇ જવું=તારે તારથી ઘસાઇ જવું; બહુજ જીર્ણ થઇ જવું. જરજરીજવું=જીર્ણ થઈ જવું; ગાડી જવું; આછું થઇ જવું.

**જરજરિયાન**, ન૰ પૈસો અને ઘરેણાં ગાંઠાં વગેરે તે; નાણું, ઘરેણું અને જરકસી કિમતી કપડાં વગેરે તે; જરજરિયાન; કિમતી; મોંઘું; જોખમનું હોય એવું જે તે.

**જરજરિયું**, વિ૰ જીર્ણ થઇ ગયેલું હોય એવું; આછું પદ્દ—પોતનું નહિ એવું; ગરગરિયું.

**જરજોખમ**, ન૰ [ फा. ] પૈસો અને બીજું જે કંઇ કિમતી અને જોખમનું હોય એવું તે; સભાળવા—સાચવવા કે રક્ષણ કરવા યોગ્ય જે કંઇ વસ્તુ વિશેષ તે. :—ઘરમાં કંઇ જરજોખમ રાખશો નહિ ચોરનો ભય છે.

**જરઠ**, વિ૰ [ સં. ] વૃદ્ધ; ઘરડું. (૨) પાકું; રીઢું. (૩) મજબુત; કઠણ. ઉ૰ તે દિને પ્રકૃતિ શાંત જરઠ ને, ભીમમૂર્તિ મુનિ ભાર્ગવ નિરખે.

**જરત્કારૂ**, ના૰ એક મુનિ. મહાભારતના આદિ પર્વમાં એમની કથા છે. તેમાં જણાવ્યુ છે કે, ઘણાં વર્ષ લગી તે પરણ્યા ન હતા. એક વાર ફરતાં ફરતાં એક ગુફામાં પોતાના પિતૃઓ અદ્ધર લટકતા તેમના જોવામાં આવ્યા. તેમણે કહ્યુ કે 'તું પરણીને અમારો ઉદ્ધાર કર.' મુનિએ કહ્યું કે, જો મારાજ નામની કન્યા મળી આવશે તો હું પરણીશ. કન્યાની શોધ કરતા તે ફરતા હતા એવામાં વાસુકિએ તેજ નામની પોતાની બેન તેમને આપી. એકવાર મુનિ તેના ખોળામાં માથું મૂકીને ઉંઘી ગયા હતા એટલામાં સૂર્યાસ્તનો સમય થયો. જરત્કારૂએ સંધ્યાકાળ વીતી જાય તો સાયસંધ્યા થાય નહિ માટે તેમને જગાડયા. પણ ઋષિ તો તેની ઉપર ગુસ્સે થઇ તેને તજીને ચાલી ગયા, છતાં જતાં જતાં કહેતા ગયા કે તને પુત્ર થશે તે તારૂ પાલન કરશે ને જનમેજયના સર્પયજ્ઞમાથી તારા પિતાના કુટુંબને બચાવશે. એ જે પુત્ર થયો તે આસ્તીક મુનિ કહેવાયો ને તેણે જનમેજયના સર્પમત્રમાથી વાસુકિના કુળને બચાવી લીધું.

**જરતોસ્તી**, વિ૰ [ फा. जरतास्त ] જરતોસ્ત પેગંબરના ધર્મને માનનાર; પારસી. ઈપૂ. આજથી ૭ હજાર વર્ષ ઉપર જરતોસ્ત થયા હતા. એમના પિતાનું નામ પૌરુષસ્પ ને માતાનું નામ દુગ્ધ્વા હતું. તેમની

કુળ પરંપરા સ્પિતમ અને મિનોચેહેરના વંશની હોઇ તેમાં તે પંદરમા પુરુષ હતા. જરતોસ્તે પર્વત ઉપર રહી તપ કરી કરીને સિદ્ધિઓ મેળવ્યા પછી ગુસ્તાસ્પનાં દરબારમાં જઇ પોતાનો ધર્મ તેને અંગીકાર કરાવરાવ્યો હતો. એ રાજા અને સુતકુક્ષિ નામે તેની રાણીની સહાયથી જરતોસ્તનો ધર્મ ઇરાનમાં અને આસપાસના પ્રાંતોમાં પ્રસર્યો હતો. દેવના પૂજકો સાથે તેમને વાદવિવાદ અને લડાઇઓ થઇ હતી. ૭૦ વર્ષની ઉમ્મરે પેગંબરસાહેબ મરણ પામ્યા હતા. એમનો પ્રવર્તાવેલો ધર્મ એમના નામ ઉપરથી 'જરતોસ્તી' કહેવાય છે.

**જરદ**, વિ૦ [फा. जर्द] પીળું; આખા પીળા રંગનું. ઉ૦ લાલ લાલ તણુ, વાઢી જરદ કિનારી.

**જરદાળુ**, ન૦ એક જાતનું મેવા-ફળ. જરદાળુ ઠંડા દેશમાં થાય છે. અફગાનીસ્તાન અને ઇરાનમાં તે ઘણાં થાય છે. હિંદુસ્તાનમાં થાય છે પણ તે ઇરાન જેવાં મોટાં ને મીઠાં થતાં નથી. ઇસ્ફાની જરદાળુ વખણાય છે.

**જરદો**, પું૦ તમાકુનાં કુમળાં પાતળાં પાનનો પીળો ભુકો; તમાકુની પતરી. જરદો ખાવા -ચાવવાના અને બીડીમાં પીવાના કામમાં આવે છે. ભિલ્લ લોકો તેને ભાંગ કહે છે.

**જરદોજ**, પું૦ [फा. जरदज] સોના રૂપાના રેશમ સાથે વણેલા તારનું ભરતકામ કરનાર; કસબ ભરનાર; કસબ વેચવા ભરવાનું કામ કરનાર; જરીવાળો.

**જરબ**, પું૦ [फा. जर्ब] ત્રાસ; દહેસત; હાક. (૨) દાબ; ધાક; શેહ.

**જરવું**, ક્રિ૦ અ૦ [सं. जृ] જીર્ણ થવું; ઓગળીને ભળી જવું; ઘસડાઇ-પિસાઇ જવું. (૨) પચવું; હજમ થવું; લીધેલા ખોરાકનું પેટમાં ઓગળી જવું. (૩) ચડવું; મુલાયમ થઇજવું; દાણેદાણો તારેતાર જુદું પડીજવું; તણાઇને છુટું થઇજવું.

**જરા**, સ્રી૦ [सं.] વૃદ્ધાવસ્થા; ઘરડપણ; બુઢાપો. (૨) જીર્ણતા; જુનાપણું. (૩) જીર્ણત્વચા; સાપની કાંચળી.

**જરા**, અ૦ લગાર, થોડું; અલ્પ. (૨) કઇક; સહેજ; કિંચિત્, :-તમને જરા ખોટું લાગ્યું હશે? રૂ૦પ્ર૦ જરાતરા=સહેજસાજ; તરત; એકદમ; અમસ્તુ; માણુમાણુ.

**જરાક**, અ૦ (જરાએક) લગારેક, થોડુંક. જરાથી પણ જરા, ન્યૂનતા બતાવાય છે. બહુજ થોડું એમ.

**જરાયત**, વિ૦ [फा. जरायत] જેને ઉપરનુ-વરસાદનુંજ પાણી મળતું હોય એવું; (જમીન-ખેતર વગેરે. ગોરાડુ) આકાશિયા; કુવા, નદી કે નહેર વગેરેનું નહિ પણ માત્ર વરસાદનુંજ પાણી જેને મળતું હોય એવું; વરસાદ ઉપર જેના પાકનો આધાર હોય એવું.

**જરાયુ**, ન૦ [सं.] ગર્ભમાં ગર્ભની આસપાસ જે ચામડી વિંટાયલી હોય છે તે; ગર્ભને વિંટાયેલું પાતળી ચામડીનુ પડ. જેમાંથી સચેત બચ્ચાંનો જન્મ થાય છે તે ચામડીની કોથળી.

**જરાયુજ**, વિ૦ [सं.] જરાયુમાંથી જેનો જન્મ થાય છે તે; જન્મતાંજ જેનામાં ચેતન હોય છે એવું; સચેતન દશામાં જન્મનારૂં પ્રાણી. મનુષ્ય ગાય વગેરે. અંડજ નહિ તે. ચાર પ્રકારે જીવની ઉત્પતિ માનેલી છે તેમાંનો આ પણ એક પ્રકાર છે. ૧ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ.

**જરાસંધ**, ના૦ [सं.] ચંદ્રવંશી મગધના રાજા બ્રહદ્રથનો પુત્ર અને કંસનો સસરો. તે બે ફાડિયાં (કકડા)માં જન્મ્યો હતો. જરા

નામની રાક્ષસીએ એ બે ફાડિયાં સાંધી તેને જીવતો કર્યો તેથી તે જરાસંધ કહેવાયો. તે મોટો પરાક્રમી રાજા હતો ને ઘણા રાજાઓને પકડી તેણે કેદ કર્યા હતા. કૃષ્ણે કંસને માર્યા પછી તેણે અઢાક વાર મથુરાં ઉપર હુમલા કર્યા હતા. દરેક વખત કૃષ્ણે તેને પાછો હાંકી કાઢ્યો હતો. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ વખતે કૃષ્ણ, અર્જુન, અને ભીમે બ્રાહ્મણને વેષે તેના દરબારમાં જઇ દ્વંદ્વયુદ્ધની ભિક્ષા માગતાં તે ભીમ સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતર્યો હતો. કૃષ્ણની યુક્તિથી ભીમે તેને હરાવી મારી નાંખ્યો હતો. ગિરિવ્રજ તેની રાજધાની હતું.

**જરિયન**, જરિયાન.

**જરિયાન**, ન૦[ફા.] સોનાનાં રત્નજડિત ઘરેણાં-દાગીના વગેરે. સોના રૂપાના જડાવના દાગીના; સોનેરી વસ્ત્રો અને બીજું જે કંઇ મૂલ્યવાન હોય તે-જરિયાન. ઉ૦ કોઇ ઘરે જરિયાન હીરાંગળ, કોઇક કંથાધારી. જરઝવેરાત.

**જરી**, સ્ત્રી૦ સોનારૂપાના તાર સાથે વણેલો તંતુ; કસબ. (૨) અ૦ લગાર.

**જરીક**, સ્ત્રી૦ લગારેક; જરીજરી.

**જરીપટકો**, પું૦ પેશ્વાના સૈન્યનો કસબી વાવટો તે; કસબી સોનેરી પતાકા.

**જરીપુરાણું**, વિ૦ ઉતરીગયેલું, ફાટીતૂટી ગયેલું હોય એવું; કસબી તોરો ભરત વગેરે જે જુનું કાઢી નાંખવા જેવું હોય તે; જર્જરિત ને જુનું થઇ ગયેલું.

**જરીફ**, સ્ત્રી૦ [અ. जरीब] જમીન વગેરેનું માપ-ભરત વગેરે કરવું તે; માપણીનું કામ તે. (૨) માપણીનું કામ કરનારો તે.

**જરીફખરડો**, પું૦ માપણીની તપસીલવાળી નોંધ પોથી તે; માપેલી જમીનનું પત્રક.

**જરૂખો**, પું૦ દિવાલની બહાર નીકળેલો મેડાનો નીચેના ટેકા વગરનો ઝુલતો ભાગ તે; છજું; ડાખલી. મેડાની બારી કે બારણાની બહાર પડતી જે ઝુલતી બેઠક-રવેશ તે. (૨) કાણું; બાકું.

**જરૂર**, સ્ત્રી૦ [અ. जरूर] જેનું ઘણું કામ હોય તે; અગત્ય; ગરજ; મતલબ; પોતાને જેના વગર ચાલે નહિ એવું હોય તે. :- મારે પૈસાની જરૂર છે.

**જરૂર**, અ૦ ગમે તેમ કરીને; નક્કી; અચૂક; ખચીત; અવશ્ય; ખાંસુખાં.: તું જરૂર જજે.

**જરૂરિયાત**, સ્ત્રી૦ જરૂર; અગત્ય; આવશ્યકતા.

**જરૂરી**, વિ૦ જરૂરનું. :- મારે જરૂરી કામ છે.

**જર્જર**, વિ૦ [ સં. ] ખળખળી ગયેલું; જીર્ણ; જેનું નણતર કે બંધારણ શિથિલ થઇગયેલું હોય એવું.

**જર્જરિત**, વિ૦ જીર્ણ થઇ ગયેલું; તણાઇ ખેંચાઇ સખપડપળ-છિન્નભિન્ન થઈ ગયેલું, બહુ જીર્ણ ને જુનું થઇ ગયેલું.

**જર્મની**, ન૦ મધ્ય યુરોપમાં આવેલું એક મોટું રાજ્ય; અને તે નામનો દેશ. મધ્ય યુરોપનાં નાનાં નાનાં પચીસ ત્રીસ રાજ્ય સ્થાનો એકઠાં થઇને આ રાજ્ય બનેલું છે. જર્મની છેલ્લા સૈકામાં વિદ્યાકળામાં બહુજ આગળ વધ્યું છે. તેમાં કેળવણીનો પ્રસાર બહુ છે. દેશમાં મોટી નદીઓ, ખેડીનાડી, અને ખણો પુષ્કળ છે. યુરોપની બીજી પ્રજાઓ કરતાં જર્મનો આર્યપ્રજા તરીકે બહુ અભિમાન રાખે છે. જર્મન શહેનશાહત સને ૧૮૭૧ માં બંધાયેલું છે. એની વસ્તી ૭ સાડા ૭ કરોડ જેટલી છે. તેમા વસતા લોકોને જુદા જુદા ધર્મ પાળવાની છૂટ છે. પ્રુશિયાનો રાજા જર્મનીનો શહેનશાહ ગણાય છે અને તે કેસર-ધર્મરક્ષક એવે નામે ઓળખાય છે.

**જલ**, ન૦ [ સં ] પાણી; અંબુ; વારિ; નીર.

**જલજ**, ન૦ [ સ ] જળમાં જન્મેલું–થયેલું તે; કમળ. (૨) શંખ વગેરે.

**જલજા**, સ્ત્રી૦ [સ.] લક્ષ્મી.

**જલદ**, પું૦ [સં.] જળદેનારો તે; મેઘ; વરસાદ. (૨) [फा.] બહુજ આકરૂ; ગરમ; તીખું; તેજ; ઉતાવળું.

**જલદાગમ**, પુ૦ [ સ. ] વર્ષાકાળ; ચોમાસું.

**જલદાહ**, પું૦ શબને પાણીમાં ઠેકાણે પાડવું તે; દાટવું બાળવું નહિ પણ બુડાડી કે વહેવરાવી દેવું તે; જળસમાધ.

**જલદી**, સ્ત્રી૦ [ फा. ] ઝટપટ. (૨) અ૦ ઉતાવળે; ત્વરાએ; તાકીદે; તાબડતોબ; સત્વર.

**જલધર**, પું૦ [ સં ] મેઘ; વરસાદ.

**જલધિ**, પું૦ [ સં ] સમુદ્ર; દરિયો; સાગર.

**જલંદર**, ન૦ જલોદર.

**જલાદ**, પું૦ [ फा. ] મારો; ફાંસિયો; ગળકટ્ટો; લવાજમ લઇને માણસોનો શિરચ્છેદ કરનારો ક્રૂર માણસ. (૨) કસાઇ; પ્રાણી કાપતારો. :– તેને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરી મારી નાખવા માટે જલાદને સ્વાધીન કર્યો.

**જલાદી**, સ્ત્રી૦ જલાદનું જે કામ તે; માણસો ઢોર વગેરે પ્રાણીઓને કાપી નાંખવાનું જે ક્રૂર કર્મ તે.

**જલાલ**, વિ૦ ઝગઝગતું; ઉજ્જવળ. :–જાહોજલાલ.

**જલાલી**, સ્ત્રી૦ ઉજ્જવળતા; ભભકો; આંજી નાંખે એવી ટાપટીપ ને રોફ તે.

**જલાશય**, ન૦ [ સં. ] જળ ભરાઈ રહેવાનું સ્થાન તે; જળનો જે આશય તે; નવાણ; તળાવ, કુવો અને વાવ વગેરે.

**જલેબી**, સ્ત્રી૦ એક પકવાન; ખાવાની એક મિષ્ટ વસ્તુ. ઘઉંના મેદાને પલાળી આથો આવવા દઇ તેના રગડાની ધારે ઘીની પેણીમાં ગુંછળાં પાડી તળી કાઢેલી ખાજલી;– એ તળેલાં ગુંછળાંને ચાસણી પાતાં ખાવા યોગ્ય થાય છે. જલેબી પૌષ્ટિક તેમજ એક ઘણો સ્વાદિષ્ટ પદાર્થ હોઇ પકવાન્નમાં ગણાય છે.

**જલોદર**, ન૦ [ સં ] પેટમાં જળ ભરાવાથી થતો એક ઉદર રોગ; પાણી ભરાઇને પેટ મોટું થાય એવો રોગ; એક ઉદરરોગ.

**જલ્પ**, પું૦ [ સં ] જલ્પવું તે; બડબડાટ; ગણગણવું તે; સાર કે અર્થ રહિત જેમ તેમ બોલ્યા કરવું તે; (૨) ચાલુ ધીમો અવાજ. (૩) બોલમોલ કરવું તે; ભાષણ; લવારો; કણકણાટ.

**જલ્પવું**, ક્રિ૦ અ૦ [ સં. ] ધીમેથી પણ ચાલુ બહુ અર્થ કે સાર વગરનું બોલવું; બડબડવું; ધીરે ધીરે બોલ્યા કરવું; ગણગણવું; કણકણવું; લવારો કરવો.

**જવ**, પું૦ [સં. यव] શિયાળાના રવીમાં પાકતું એક જાતનું અન્ન; યવ; સાતુ જવ લગભગ સઘળા દેશોમાં થાય છે. ઘઉંની માફક તે રવીનો પાક છે. એનો છોડ ઉભી અને દાણો ઘઉંને મળતાં આવે છે. દાણો ઘઉંના જેવડો અને તેવાજ આકારનો થાય છે પણ તેની ઉપરનું છોડું પિળાશ પડતું ધોળું અને ઘાસિયા રંગનું હોય છે. તેની અંદરનો આવો ઘઉં કરતાં પણ ધોળો હોય છે. જવ દળીને રોટલા કરવાના કામમાં આવે છે. ખાંડીને તેની ખીચડી બફાય છે તથા શેકીને ધાણી પડાય છે. યુરોપમાં જવમાંથી 'બીર' નામનો દારૂ બનાવવામાં આવે છે. જવ, ખોરાક તરીકે બહુ સત્ત્વવાળો નથી. આપણા ધાર્મિક ક્રિયા કામમાં તે પવિત્ર–

દેવધાન્ય ગણાય છે. સારા માઠાની દરેક ક્રિયામાં જવ તલતો ખપ પડે છે. ક્રિ૦ પ્ર૦ જવતલ લાવવા=માઠી મરણ ક્રિયાની તૈયારી કરવી, ચોકાની તૈયારી કરવી. જવતલ મૂકવા=શ્રાદ્ધ સરાવવું. (૨) વેગ; ગતિ. ઉ૦ જણાય ના દૃષ્ટિ જવે જતો આ. (૩) આંગળાંના સાંધાનાં વલણમાંની રેખા; કરચલીઓ પડતાં બનતો જવ જેવો જે રેખાકાર તે. (૪) જવ જેટલી લંબાઈનું અને વજનનું માપ તે. :— આઠ જવનો આંગળ. (૫) જવના આકારનો સોનાનો મણકો. :—જવાળી; જવમાળા. જુ૦ જવાળી. (૬) અ૦ જ્યારે; જેવખતે.

**જવઈ,** જુ૦ જીવાઈ.

**જવખાર,** પું૦ [ सं. यव × क्षार ] જવતું ઘાસ બાળી તથા રાખને પાણીમાં ઓગાળી પાણી નિતારી લઈ ઉકાળીને કાઢેલો જે ખાર તે. આ ખાર ઓસડ તરીકે વપરાય છે.

**જવન,** પું૦ [ सं. यवन ] અનાર્ય; યવન; વેદ ધર્મને નહિ માનનાર. (૨) ખાટકી.

**જવનિકા,** સ્ત્રી૦ [ सं. ] પડદો, ચક; કનાત; અંતરપટ. (૨) નેપથ્ય.

**જવરઅવર,** સ્ત્રી૦ વારંવાર જવું આવવું તે; જાઆવ; આવજા. (૨) પરિચય; સ્નેહસંબંધ; ખેડકઉડક; વખત બે વખત જવું આવવું; તડાકામારવા; જવા આવવા-મળવાનો સંબંધ-સહવાસ તે.

**જવલો,** પું૦ [ सं. यवलव ] જવના જેવાં બીજની એક વનસ્પતિ. (૨) જવના દાણા જેવો જે દાણો તે; મણકો; સોનાનો જવ જેવો મણકો તે; નાના પોટલિયા.

**જવલ્લે,** અ૦ [ फा. ] કવચિત્; કદીકજ; કદાચ; કોઇકજવાર; ભાગ્યે; કદાપિજ; રડયુંખડયું.

**જવવું,** ક્રિ૦ અ૦ [ सं. जीव् ] જીવતું થવું; જીવવું. (૨) ઉત્પન્ન થવું; જન્મવું; પેદા થવું.:—ઔંબે ફેરી જવી. બાઝવું; ઉછરવું; જીવંતરહેવું.

**જવાદેવું,** ક્રિ૦ સ૦ [ सं. या અને दा ] જાય એમ થવા દેવું; નહિ અટકાવવું; નહિ રોકવું; જતું હોય તેને નહિ ખાળવું તે. (૨) જતુંકરવું; છોડીદેવું; પોતાનો લાગ તજીદેવો. (૩) માફકરવું; ક્ષમા આપવી. (૪) ઉપેક્ષાકરવી; આંખ આડા કાન કરવા. ઉ૦ જવા દઉં છું હવે જીભ ગ્રમું. ભા. ના. (૫) નહિ સતાવવું; નહિ પીડવું; નહિ ચર્ચવું; મૂકીદેવું. (૬) રજા આપવી.

**જવાન,** વિ૦ જુવાન. જવાનપઠ્ઠો=જુવાન તેમજ પુષ્ટ—મજબુત બાંધાનો; એવું જે તે; બળવાન, કામકાજ ને મહેનતનું સઘળું કામ સહન કરવા શક્ત.

**જવાની,** સ્ત્રી૦ જુવાની. ર૦ પ્ર૦ જવાની આવવી=નવો—ફરીને ઉત્સાહ ઉત્પન્ન થવો. જુવાનના જેવા ચેનચાળા કરવા ને જુવાનની માફક વર્તવું.:—કાકાને નવી જવાની આવી. જવાનીનું જોસ=ચઢતી વયનો જે મમાભિમાનનો જોસ તે; જુવાનીનો ગર્વ; અહંકારની મસ્તાની; તોર; ઉદ્ધતાઈ; મદ. કહે૦ જવાનીનું રડ્યું અને પરોઢિયાનું દળ્યુંજ દીસી આવે. જવાની ને દિવાની બે સરખાં.

**જવાબ,** પું૦ [ फा ] કોઇ કંઇ પૂછે તેની સામે જે કંઇ ખુલાસારૂપ કહેવું તે; ઉત્તર. (૨) પ્રતિશબ્દ; પડઘો; પ્રતિધ્વનિ. ક્રિ૦ પ્ર૦ જવાબ દેવો, આપવો, આયવ્યયનો હિસાબ આપવો. (૨) ચાલવું; ટકવું.:—આ જોડો એક વરસ દહાડો જવાબ દેશે. (૩) ટક્કર લેવી; બરોબર ઉતરવું. :—એક બીજાને જવાબ દે એવા એક્કા થયા છે. (૪) જોખમ ભરી આપવું; નુકસાન આપવું. :—જો કંઇ જાય તો ભંડારીને જવાબ દેવો

પડે. (૫) ઉપયોગી થઇ પડવું; કામઆવવું. :–એવો દાગીનો હોય તે સારો કે જે અડીઓપડીએ જવાબ દે. જવાબ લેવો=સાહેદી લેવી; તપાસ કરવી; નુકસાન ભરી-લેવું. રૂ૦ પ્ર૦ સવાલ જેટલો જવાબ=કામ જેટલુંજ બોલવું તે; થોડબોલાપણું=બહુ ઘાલમેલ કે લવારી કરવી નહિ તે.

**જવાબદાર,** વિ૦ જેને માથે જવાબ દેવાનું હોય તે; જવાબ દેવાની જેની ફરજ હોય તે; જુમ્મેદાર; જોખમદાર.

**જવાબદારી,** સ્ત્રી૦ જવાબ દેવાનું જે જોખમ તે; જુમ્મેદારી; જોખમદારી; જુમ્મો; જોખમ; ફરજ; ઉત્તર આપવાપણું.

**જવાબી,** સ્ત્રી૦ જવાબદારી. (૨) વિ૦ જવાબ લખ્યો હોય એવી (હુંડી). હાજરજવાબી=એકદમ જવાબ આપવાની આવડ-તરતબુદ્ધિ તે; તાબડ જવાબ દેવાની ચંચળાઇ. (૩) જવાબ આપવાની આવડ તે; જવાબ દેવાની ચતુરાઇ તે; જવાબ દેવાની શક્તિ તે; પ્રત્યુત્પન્નમતિ તે.

**જવારઅવાર,** સ્ત્રી૦ જવરઅવર; પરિચય; એકઠઉકનો સહવાસ.

**જવારા,** પું૦ [સં. यवस] જવ ઇત્યાદિના તાજા નાના અંકુર; બીજમાંથી ફૂટેલા પાંદડે નહિ આવેલા નાના અને કુમળા ફણગા. દેવીના કે બીજા કોઇ ધર્મક્રિયાના અવસરે ઘટ સ્થાપન કરી તેની આગળપાછળ જે અનાજ-ધાન્યના ફણગા ઉગાડવામાં આવે છે તે. ક્રિ૦ પ્ર૦ જવારા વાવવા=માતા વાવવાં; દેવીના પૂજન-અનુષ્ઠાનની સ્થાપના કરવી.

**જવાસો,** પું૦ રેતાળ ને સુકી જમીનમાં વગર પાણીએ ઉછરતી એક કાંટાવાળી વનસ્પતિ. આનાં બાંટવાં થાય છે અને નદીનાં ભાઠાંમાં ને પાણીથી દૂર રેતી અને કોરી જમીનમાં ઉનાળામાં પાલોવે છે. વરસાદ પડતાં તે સુકાઇ જાય છે. આથી જવાસાને અદેખાની ઉપમા આપેલી છે. વરસાદને લીધે જ્યારે તમામ વનસ્પતિ ખીલે છે ત્યારે તે સુકાઇ જાય છે. ઉ૦ જવાસા! તું શીદને મરે છે સુકાઈ, ભુંડું શું કીધું વરસાદે ભાઇ? જવાસા૦ ક. દ. ડા.

**જવાહિર,** ન૦ [अ. जवाहिर] કિમતી ચીજ; અમોલ વસ્તુ; હીરામાણેકનું નંગ; ઉમદા ચીજ. (૨) હીરામાણેકથી જડેલો દાગીનો; જડાવ ઘરેણું; જેવર; ઝવેર. (૩) ઉમદા હથિયાર.

**જવાહિરખાનું,** ન૦ જવાહિર રાખવાનું ઠેકાણું; દાગીના મૂકવાનો ઓરડો; તિજોરી.

**જવાળી,** સ્ત્રી૦ અંગુઠા ઉપરની એક રેખા. (૨) જવના આકારના સોનાના મણકાની માળા. 'વાંકજવાળી' એમ કહેવાય છે.

**જવાંમરદ,** પું૦ [फा.] જુવાન મરદ; બહાદુર માણસ.

**જવાંમરદી,** સ્ત્રી૦ જુવાન મરદપણું; બહાદુરી; પરાક્રમ. (૨) હિમ્મત.

**જવું,** ક્રિ૦ અ૦ [સં. या.] એક સ્થળેથી કોઇ પણ રીતે ગતિ કરીને બીજે સ્થળે પહોંચવું; ગતિ કરીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસવું; સ્થલાંતર કરવું; દૂર પહોંચવું; ખસવું. (૨) પાસેથી જતું રહેવું; ગુમાવવું; ખોવાવું. (૩) નાશ પામવું; હમેશનું દૂર થવું. (૪) ખરાબ થવું; પાયમાલ થવું. (૫) ગુજરવું; વીતવું; વહેવું. (૬) માવું; સમાવવું. (૭) ઓછુંથવું; ઘટવું. (૮) સોબતકરવી; સંગકરવો. (૯) મુસાફરી કરવી. જુદાં જુદાં ક્રિયાપદો જુદા જુદા અર્થ બતાવે છે.–ખાઇજવું અને શમીજવું=હોલવાવું. ચઢીજવું=ફાટી જવું; નહિ ગણકારવું; અભિમાન આણવું; ઉદ્ધત થવું. જહાન્નમમાં જવું=મરવું; મુઉં;

છોજવું અથવા ગયું; ધોયું. ફુટી જવું=લાલચને વશ થઇ કોઇ વાત બીજાને કહી દેવી; પોતાના માણસની વાત જાણી લઇ તે તેના દુસ્મનને કહી દેવી. પામી જવું=સમજી જવું; સામાનો ભેદ સમજવો. ચેતી જવું. ઝાડે જવું=હગવું; મળ ત્યાગ કરવા જવું. હાડ જવું=છેલ્લે પાટલે બેસવું; અંતિમ ઉપાય લેવા; લાસ થઈ જવું. હટી જવું=હિમ્મત ભાગી જવી; હારીજવું; અશક્તિ આવવી; નબળા પડી જવું. હાથથી જવું=ઉચ્છૃંખલ થઇ જવું; દાબની બહાર જતા રહેવું; હદ ઓલંગવી. સ્વર્ગે જવું=મોક્ષે જવું; ઉદ્ધાર થવો; જેમ બીજા શબ્દો અને ધાતુઓને છેડે 'જવું' લાગીને જુદા જુદા અર્થ થાય છે તેમ 'જવું'નાં કૃદંતો બીજાં ક્રિયાપદોની પહેલાં જોડાઇને પણ જુદા જુદા અર્થ બતાવે છે. :–જતું રહેવું=સ્ત્રીનું બીજા મરદની સાથે નીકળી જવું, અથવા પુરુષનું ધર્મ અને સંસાર ત્યાગ કરીને સાધુ સંન્યાસી થઈ જવું. જઇ મળવું=સામાને સહાયકારક થવું; તેના પક્ષમાં ભળવું. જતુંકરવું=ઉપેક્ષા કરવી. છોડીદેવું. જતું આવતું થવું=પરિચયમાં રહેવું; એકજ ઠેકાણે બાંધેપગે નહિ રહેવું. કહે૦ જતાના જાનૈયા અને વળતાના માંડવિયા. આવ્યું ખમાય પણ ગયું ન વેઠાય. રૂ૦ પ્ર૦ જવાનું=મરવાનું. :– જવાનું તો છેરતો જીવ્યા તે ખરું.

**જવેર**, ન૦ જવાહિર; હીરામાણેક.

**જવેરાત**, ન૦ જવેર.

**જવેરી**, વિ૦ જવાહિર વેચવાનો ધંધો કરનાર; ઝવેરી.

**જવે**, પું૦ જવાઇ- કલમ કરવાનો કાણુ માટી; એક જાતનો બરૂ.

**જશ**–પું૦[સં. યશ] સારૂં લોકહિતનું મોટું અને મુશ્કેલ કામ કરવાથી લોકમાં જે વખાણની સારી લાગણી ઉત્પન્ન થાય છે તે; શાબાશી; વખાણ; માન; આબરૂ; કીર્તિ; સારાપણું તે; લોકમાં શાબાશી મળવી–સારૂં બોલવું તે. (૨) જય; ફતેહ; વિજય; વાહવાહ કહેવાય એમ થવું તે. ક્રિ૦ પ્ર૦ જશ ગાવા=સારૂં બોલવું. ખુશામત કરવી. જશના થવા=ફતેહ મળવી; વિજય થવો. સારૂં કહેવાવું; વખાણ થવાં; શાબાશી સાથે પાર પડવું તે; ડંકો વાગવો. જશ મળવો=વખાણ થવાં; સારૂં કહેવાવું. કહે૦ જશ તો જાનગરો=જશ મેળવવો એ બહુ મુશ્કેલ, જીવ સાટાનું કામ છે. જશને બદલે જુતિયાં=માન શાબાશી તો આપવી રહી પણ સામો ઠપકો મળવો તે. ઉપકાર માનવો નહિ અને સામું બડબડવું.

**જશવંત**, વિ૦ વિજયવંત; જીતવાથી જેને શાબાશી મળેલી છે તે; વિજેતા; વખાણુતો.

**જસત**, ન૦ આસમાની સહેજ ધોળા રંગની એક ધાતુ. આ ધાતુ બીજી ધાતુઓ અને પત્થર સાથે ને ક્ષાર તથા માટી સાથે ભળેલી મળે છે. એને શુદ્ધ કરવી એ બહુ મહેનત ને આવડતું કામ છે. કાચી ધાતુને બંધ કુલડામાં ખૂબ તપાવતાં અસલ ધાતુની વરાળ થાય છે. જો એ વરાળ વાતાવરણ સાથે મળે તો ભડકો થાય તેથી તેને એક નળી મારફતે બારોબાર પાણીની ટાંકીમાં ઉતારે છે. ઘણી ગરમી આપતાં તે ગળે છે. આ ધાતુ ઉદ્યોગની ઘણી વસ્તુઓમાં કામ આવે છે. એની ભસ્મ ઓસડ તરીકે પણ વપરાય છે. આપણા લોકો તેનો ભૂકો કે જે કમાંજીરુ કહેવાય છે તે આંખે આંજવાના કામમાં લે છે. ઘણા પ્રાચીન કાળથી જસત હિંદુસ્તાનમાં જણાયેલું છે. બે ભાગ તાંબુ અને એક ભાગ જસત એકઠું કરતાં પીતળ બને છે. કલાઇ, તાંબુ અને જસત મળવાથી 'જર્મનસીલ્વર'

નામની ધોળી ધાતુ બને છે. વળી કલાઈની માફક તે લોખંડનાં પતરાં ઉપર પણ ચઢાવાય છે. તેના ઉપલા પડને કાટ લાગે છે પણ પછી અંદરના ભાગને કાટની અસર થવા પામતી નથી.

**જસતા**, પું૦ ડાઘા.

**જસમા**, સ્ત્રી૦ સિદ્ધરાજ જયસિંહે સહસ્રલિંગ સરોસર ખોદાવવા માટે માળવામાંથી ખોદકામનાં સાધનવાળા ઓડ લોકના નાયકોને બોલાવ્યા હતા. એમાંના એક ઓડ નાયકની સ્ત્રી 'જસમા' બહુજ રૂપાળી હતી. ઓડ કામ કરતા, તે જોવાને રાજા રોજ ત્યાં જઇ બેસતો. બીજી ઓડણોની માફક જસમા પણ પોતાના સ્વામીએ ખોદેલી માટીની ટોપલીઓ માથે લઇને ખોદકામ બહાર નાંખી આવતી હતી. એક બાળક ધાવણું હતું તેને તે એક ઝાડને ડાળે ઝોળી બાંધી ઝુલાવતી જતી અને માટી વહેતી. રાજા તેની ઉપર એટલો બધો મોહિત થયો કે તેણે તેને સમજાવવામાં બાકી રાખી નહિ, પણ જસમા જે પતિવ્રતા હતી તે રાજવૈભવથી લલચાઇ નહિ. તેણે રાજાની માગણી ધિક્કારી કાઢી એટલુંજ નહિ પણ પોતાના પતિને તે વાત કહી પાટણથી છાનાંમાનાં માળવે જતાં રહેવાની ગોઠવણ કરાવી. રાત લઈ તેઓ પોતાનાં માણસો સાથે માળવા તરફ જવા નીકળી પડ્યાં. સિદ્ધરાજ પોતે તેમની પાછળ ગયો અને ઓડો તથા રાજાના માણસો વચ્ચે મારામારી થઈ. પોતાને અને પોતાના રૂપને માટે સ્વજનની કતલ થતી જોઈ જસમા પેટે કટાર મારી આત્મઘાત કરીને મરણ પામી. રાજા નાસીપાસ થયો તોપણ તેની ચિતામાં તેણે તે પેલે ભવ પોતાને મળે એવા વહેમી વિચારથી પોતાનું સેલું નાંખ્યું. કહે છે કે, જસમા અને ચિતા બળીને ભસ્મ થઈ ગયાં પણ રાજાના સેલાને આંચે લાગી નહિ. તે જેવુંને તેવુંજ રહ્યું. લોકો તેથી સતીનો જશ ગાવા લાગ્યા.

**જસું**, વિ૦ [ सं. यादृश ] જેવું; સરખું; સમાન.

**જહાઝ**, ન૦ [ फा. जहाज़ ] વહાણ; દરિયા ઉપર સફર કરનારૂં માલ ને ઉતારૂનું મોટું વહાણ; ઝાજ.

**જહાન**, સ્ત્રી૦ [ फा. जहान ] દુનિયાં; જગત; વિશ્વ; લોક.

**જહાન્નમ**, ન૦ [ फा. ] દોજક; નરક; અધમ લોક. ક્રિ૰ પ્ર૦ જહાંન્નમમાં જવું=ખોયું; ધોયું; બળ્યું. તિરસ્કાર-ધિક્કારથી એમ કહેવાય છે. ખેર! તો શું; મુઇ, કંટાળાથી.

**જહાલ**, વિ૦ ઉદ્દામ; ઉચ્છૃંખળ; ઉદ્ધત; ઉગ્ર; તીવ્ર; આકરું. તરવરિયા-એકદમ ઉછળી પડવાના સ્વભાવનું.:—જહાલપક્ષ.

**જહાં**, અ૦ જ્યાં; જે ઠેકાણે; જહિં.

**જહાંગીર**, વિ૦ [ फा. जहान्+गीर ] દુનિયાને જેર કરનાર; જગજ્જેતા. (૨) ના૦ અકબર પાદશાહનો કચ્છવી (હિંદવાણી) બેગમને પેટ જન્મેલો શાહજાદો સલીમ કે જે અકબરના મરણ પછી સન ૧૬૦૫માં આ નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો હતો તે. જહાંગીર કામી અને દારૂબાજ હતો. નૂરજહાન નામની એક ખુબસુરત સ્ત્રીને તે તેના ધણીને મારી નાંખી પરણ્યો હતો. નૂરજહાન બેગમે પાદશાહને રમકડા જેવો બનાવી દઇ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી હતી. રાજા માનસિંહની બહેન જેને તે પરણ્યો હતો અને જેને પેટ શહેરિયાર નામનો શાહજાદો થયો હતો તેને ઝેર દઇ મારી નાખવામાં આવ્યા પછી નૂરજહાને પોતાના આગલા ખાવિંદ શેરઅફગાનથી થયેલી કુંવરીને

તેની સાથે પરણાવી, તેને ગાદી અપાવવાની ખટપટ કરી હતી. પરંતુ જહાંગીરનો વડો શાહજાદો શહાજહાન તેની સાથે લડતો રહ્યાથી પાદશાહે આખરે તેનેજ ગાદી વારસ ઠરાવ્યો હતો. જહાંગીરના અમલ દરમિયાન ઇંગ્લંડના પહેલા જેઇમ્સ રાજા તરફથી ટૉમસ રોએ દિલ્હીમાં એલચી તરીકે હાજર થઈ હિંદુસ્તાનમાં વેપાર કરવાની પરવાનગી મેળવી હતી. ૧૬૨૭ ના અકટોબરમાં જહાંગીર લાહોર આગળ મરણ પામ્યો હતો.

**જહાંગીરી,** વિ૦ જહાંગીરના વખતનું. (૨) સ્ત્રી૦ જહાંગીરના જેવી અમલ બજાવણી તે; કડક અમલ બજાવણી; સખતાઇ; જોહુકમી; નિરંકુશ રાજ સત્તા ચલાવવી તે; જુલમ. ક્રિ૦ પ્ર૦ જહાંગીરી ચલાવવી=જોહુકમી ચલાવવી; કડક અમલ ચલાવવો. કહે૦ જહાંગીરી ફકીરી=ખૂબ જહોજલાલીથી રહેવું કે ફકીરની માફક રહેવું; બડી સાહેબી અને અમલદારી ભોગવવી કે ફકીર જેવા થઇ રહેવું. દોરી લોટો કે ગાદીતકિયો.

**જહાંનદારશાહ,** પું૦ ઔરંગઝેબનો પૌત્ર અને બહાદુરશાહનો પુત્ર. એ સન ૧૭૧૨ ના એપ્રિલમાં દિલ્હીની ગાદીએ બેઠો હતો. તે નબળા મનનો અને રાજ્યકાર્યમાં પાવરધો પાદશાહ ન હતો. નવ મહીના ગાદી ઉપર રહ્યા પછી ૧૭૧૩ ના જાન્યુઆરીમાં થએલી લડાઇમાં તે માર્યો ગયો હતો.

**જહાંપનાહ,** વિ૦ [ फा. ] દુનિયાંનું સરક્ષણ કરનાર; મોટા પાદશાહને સંબોધીને બોલવાની એક મોટી પદવી.

**જહાં,** અ૦ [ स. यदा ] જે ઠેકાણે; જ્યાં.

**જહુ,** સ્ત્રી૦ ધૂળ; રેત. (૨) રાખ; ભસ્મ. જુઓ જેહુ.

**જહેજ,** ન૦ કન્યાદાન દેવું તે.

**જહ્નુ,** પું૦ [ स. ] એક મોટા રાજા. સુહોત્ર રાજાનો પુત્ર. ભગીરથ રાજા તપશ્ચર્યા કરી સ્વર્ગમાંથી ગંગાને લઇ આવી ભૂમિ ઉપર લઇ જતા હતા ત્યારે જહ્નુની યજ્ઞભૂમિમાંથી તે વહેવા લાગ્યાં. જહ્નુ તેમને પી ગયા પછી ભગીરથની વિનતિથી તેમણે ગંગાને પુત્રી કરી યજ્ઞભૂમિમાં થઇને વહેવા દીધી.

**જહ્નુકન્યા,** સ્ત્રી૦ [ सं. ] ગંગા; મંદાકિની; ભાગીરથી.

**જળ,** ન૦ [ सं. जल ] પાણી; નીર; ઉદક; વારિ. (૨) આંસુ. (૩) નિયમ; પણ. (૪) બગ; હીર. ક્રિ૦ પ્ર૦ જળ ચઢવું=ઝાંખ આવવી; મમત ચઢવો; સ્પર્ધા કરવાને ઉત્તેજવું. રેલના અથવા ભરતીના પાણીનું વધવું. જળજંપવું=પ્રાણીજ નહિ પરંતુ પાણી સુદ્ધાંનું શાંતિમાં પડી જવું; રાત્રિની નીરવતામાં લીન થઇ જવું; ઉંઘી જવું; શાંત થવું. જળ ક્રીલવું=પાણીમાં નહાતાં નહાતાં રમવું અને ગમત કરવી; પાણીમાં રમવું. જળ ભરવું=પાણી ભરવું તે. રોવું; આંખમાં આંસુ લાવવા. જળ મૂકવું=અમુક કામ નહિ કરવાનો સંકલ્પ કરવો; નિયમ લેવો; છોડી દેવું; તજવું; હાથ ઉઠાવવો. :—મેં એની ઉપર જળ મૂક્યું. ફરીને પાછું નહિ લેવું એમ નક્કી કરી નાંખ્યું. દાનમાં–ધર્માદામાં આપી દેવું; સંકલ્પ કરીને છોડી દેવું. જળ રેલવું=પાણી ફરી વળવાં; મોટી રેલ આવવી. ઉ૦ સમુદ્રનાં જળ રેલશે, (પ્રવચે) જળ શમવું=રેલ ઉતરી જવી; પાણી ઓસરી જવાં. જળપોતિયાં કરવાં=નાગા નહાવું; જળનેજ પોતિયું બનાવવું. કહે૦ જળને ઠેકાણે થળ અને થળને ઠેકાણે જળ=મોટા ફેરફાર થવો તે. જળમાં રહેવું અને મગરસાથે વેર=જ્યાં વસવું ત્યાં સુસ્નેહપણું

રાખવું; ઉજાગરામાં રહેવું નહિ; જ્યાં સ્ત્રીએ ત્યાં મિત્રતા અને સ્નેહ રાખવાં; રહેવાને ઠેકાણે ઉચાં મન કે કુસંપ હોય તે ન ફાવે. જળજળ બંબાકાર=પાણી પાણીમય થઇ રહ્યું હોય એવું; રેલછેલ થઇ રહેવું; જ્યાં પાણી સિવાય બીજું કંઇ–જમીન–દેખાતી ન હોય એવું. (જળજળ અમ્બુ–અમ્કાર.)

**જળકમળ**, ન૦ [સં.] જળમાં થતું સુંદર પુષ્પ તે. લાલ અને ધોળી ઘણીક પાંખડીઓવાળું એક ફૂલ. સ્થળકમળ=ગુલાબ. રૂ૦ પ્ર૦ જળકમળવત્=જગમાં ઉગવા ઉછરવા અને રહેવા છતાં જેમ કમળ જળથી જુદું ને જુદું રહે છે, જળથી અસ્પર્શ રહે છે તેમ રહેવું તે. કમળ ઉપર જળ પડયું રહે તો-પણ તે તેને ભિંજવતું કે અડતું નથી અને જો કમળ હાલે તો તેને અડકયુંજ ન હોય તેમ ખરી પડે છે, તેમ જ્ઞાનીએ સંસારમાં રહેવું પણ સંસારની પોતાને જરાએ અસર થવા દેવી નહિ, જળથી જેમ કમળ ભિંજાતું નથી તેમ સંસારથી જ્ઞાનીએ સ્પૃહાળુ થવુ નહિ, એવા અર્થમાં 'જળકમળવત્ રહેવું' એમ કહેવાય છે.

**જળકુકડી**, સ્ત્રી૦ [ સં. जलकुक्कुटी ] જળમાં ડુબકી મારી માછલાં પકડી તે ઉપર રહેતી જળાશયોને કિનારે વસતી કાળા રંગનાં પંખીની એક જાતિ.

**જળકુંડ**, ન૦ [સ. जल+कुंडली ] આછાં પાણી ભરેલાં વાદળથી ઢંકાયેલા ચંદ્રની આસ-પાસ જે બગડી જેવું વર્તુલ દેખાય છે તે; સૂર્ય અને ચંદ્ર આછાં વાદળાંથી છ-વાતાં તેમનાં કિરણોને લીધે તેમના બિં-બની આસપાસ પ્રકાશતું જે એક વર્તુલ થઇ રહે છે તે, જેઠમાં, આષાઢમાં અને આસો મહીનામાં જળકુંડાં જોવામાં આવે છે. ચંદ્રની આસપાસ થતા જળકુંડા ઉ-પરથી વરસાદ ક્યારે અને કેવો થશે તેનાં લોકો અનુમાનો કરે છે. (૨) પાણી છાં-ટીને પાડેલું વર્તુલ, કંકણાકાર તે. (૩) સ્થિર સ્વચ્છ પાણીમાં પત્થર નાંખતાં જે ગોળ લહરીઓ ઉત્પન્ન થાય છે તે.

**જળકેલિ**, સ્ત્રી૦ [ સં.] સ્ત્રી પુરુષોએ જળમાં ઉતરી નહાતાં નહાતાં રમતગમત કરવી તે.

**જળક્રીડા**, સ્ત્રી૦ [ સ.] નહાતાં નહાતાં જળમાં રમતગમત કરવી તે; પાણીમાં ખેલવું તે. (૨) તરતાં તરતાં કે હોડકામાં બેસીને જળમાં ફરવું અને રમવુ તે.

**જળચક્રી**, સ્ત્રી૦ [ સં. जल+चक्री ] પાણીના ધક્કાના જોરથી જેના ચક્રને ગતિ મળતી હોય એવું યંત્ર; પાણીના જોરથી ચક્ર ફરતાં ચાલતી ઘંટી; મોટી યાંત્રિક ઘંટી.

**જળચર**, ન૦ [ સં. जलचर ] જળમાં રહેનારું–ફરનારું જે પ્રાણી તે; માછલાં, મગર, જળો, વગેરે. વિ૦ પાણીમાં વસનારું.

**જળજળવું**, ક્રિ૦ અ૦ [ સ. ज्वल् ] ભડકે બળવું; પીડા થાય એમ બળવું. (૨) ચરચરવું. (૩) પ્રકાશિત લાગવું; પ્રકાશ મારવો; ઝળઝળાટ દેખાવું.

**જળજળું**, વિ૦ જળ જળવાળું; જળે ભરાયેલું હોય એવું; આંસુભર્યું. ઉ૦ જળજળાં લોચન જુએ અરૂપરૂ. પ્રેમાનંદ.

**જળજંતુ**, ન૦ [ સં. जलजंतु ] પાણીના જીવ; પોરા, માછલાં વગેરે.

**જળજાંબવો**, પું૦ [ સં. जलजम्बुक ] જળમાં થતી એક વનસ્પતિ.

**જળણ**, ન૦ [ સં. ज्वलन ] બળવું તે. (૨) લાકડાં; ઇંધન.

**જળતરંગ**, પું૦ [ સં. जलतरंग ] મોજો; લેહ; લહરી. (૨) પાણી ભરેલાં પાત્રને થર-કાવી સ્વર નીકળે એમ કરવું તે; પાત્રમાં

પાણી ભરી તેમાંથી સૂર નીકળે એમ વગાડવાની એક કરામત તે. (૨) એક જાતનો લહેકાતો-લહરીની માફક નીકળતો સૂર અથવા રાગ તે; એક છંદ=રાગ તે.

**જળદાહ**, પું૦ [ સં. જલ+દહ્ ] શબને પાણીમાં ઠેકાણે પડવું તે; મડદાને ઠેકાણે પાડવાને પાણીમાં ડુબાડી દેવાની એક રીત તે. :— ભૂમિદાહ, અગ્નિદાહ, તેમજ જળદાહ તે; જળસમાધ.

**જળદેવતા**, સ્ત્રી૦ [ સં. ] જળની જે એક દેવતા મનાય છે તે; જળદૈવત; જળદેવતી; વરુણ.

**જળદેવતી**, સ્ત્રી૦ [ સં. ] જળદેવતા; જળની અધિષ્ઠાત્રી; જળની રાણી તે.

**જળધર**, પું૦ [ સં. ] જળને ધારણ કરનારો જે તે; મેઘ; વરસાદ.

**જળધિ**, પું૦ [ સં. ] સમુદ્ર; દરિયો.

**જળધિતનયા**, સ્ત્રી૦ [ સં. ] લક્ષ્મી.

**જળનિધિ**, પું૦ [ સં. ] જળનો ભંડાર તે; સમુદ્ર; દરિયો.

**જળપટલ**, ન૦ [ સં. ] જળનો જે પડદો તે; વાદળાં; વાદળાંનો ઘેરાવો તે.

**જળપતિ**, પું૦ [ સં. ] જળદેવતા; વરુણ. (૨) સમુદ્ર.

**જળપર્યટન**, ન૦ [ સં. ] જળમાં ફરી આવવું તે; સફર; સમુદ્રયાત્રા.

**જળપાત્ર**, ન૦ [ સં. ] પાણી ભરવાનું વાસણ તે; લોટા, કળશિયા, પવાલાં વગેરે. ઉ૦ નારાકતણાં જળપાત્ર નિર્મળ, પાન પુને સોંપડે. ક. દ. ડા.

**જળપાન**, ન૦ [ સં. ] પાણી પીવું તે. ઉ૦ જળપાન કરી ઘર પૂછવું=પાણી પીને જાતિ પૂછવી.

**જળપ્રલય**, પું૦ [ સં. ] કલ્પને અંતે જળની મોટી રેલ આવવી તે; જળની રેલથી કલ્પાંતે દુનિયાંનો નાશ થવો તે. પાણીના પૂરથી અથવા હિમના પાડથી પૃથ્વી છવાઇ જઇ પ્રાણી અને વનસ્પતિ વગેરેનો સામટો નાશ થવો તે. આપણાં પુરાણીઓનાં અને હિબ્રુ વગેરેનાં જુનાં પૌરાણિક લખાણોમાં જળપ્રલયની કથાઓ છે અને ભૂસ્તરશાસ્ત્રીઓ પણ કબુલ કરે છે કે આગળ ઉત્તર ગોળાર્ધમાં જે વસ્તી હતી તે જળપ્રલય-હિમપ્રલયથી નાશ પામી હતી અને તેથી ઉત્તર ધ્રુવ તરફના લોકો નીચે મધ્ય એશિયા તરફ ઉતરી આવ્યા હતા.

**જળપ્રવાસ**, પું૦ [ સં. ] જળ ઉપર થઇને મુસાફરી કરવી તે; સફર.

**જળપ્રવાહ**, પું૦ [ સં. ] પાણીના જથાનું વહેવું તે; પાણીની ધારા ચાલવી-વહેવું તે.

**જળબિલાડી**, સ્ત્રી૦ પાણીમાં રહેતું બિલાડી જેવું એક જળચર પ્રાણી તે.

**જળમય**, વિ૦ પાણીમય; પાણી પાણી થઇ રહેલું હોય એવું; પાણી ભરેલું.

**જળમાણસ**, ન૦ [ સં. જલમનુષ્ય ] માણસના આકારને કંઇક મળતાં આવતાં પણ ઘણાંજ નાના કદનાં જળચર પ્રાણી. લોકોમાં એક એવી ખોટી વહેમી માન્યતા છે કે, જમીનની અંદરના ભાગમાં વહેતિયાં માણસો પાણીમાં રહે છે. જંગલમાં થઇને વહેતી નદીઓમાં બહુ એકાન્ત પ્રદેશમાં પ્રચંડની અંદરના ઉગ્ર ધરાઓમાં જળમાણસ નામનાં આકારે કંઇક માણસના જેવી આકૃતિનાં ને નીચેથી માછલા જેવી આકૃતિનાં પ્રાણી થતાં કહેવાય છે. વાંદરાના જેવા લાંબા પગ અને લાંબા હાથનાં કાળાં એક દોઢ ફૂટ ઉંચાં બીજાં પણ જળ સ્થળચર પ્રાણી થાય છે. આને પણ કેટલાક લોક જળમાણસ કહે છે.

**જળમાર્ગ**, પું૦ [ સં. ] જળ ઉપર થઈને–વહાણ ઉપર બેસીને જવાનો રસ્તો તે જળમાર્ગ; એથી ઉલટું ખુશકી માર્ગ=જમીનમાર્ગ.

**જળયંત્ર**, ન૦ (પું) [ સં. ] જળ ઉંચું ચઢે એવી જે બનાવટ–યુક્તિ તે; ફુવારો; પાણી ઉંચેથી પડીને ધારાઓની માફક ઉછળે એવું યંત્ર તે. (૨) જળના જોરથી ચાલે એવું સાંચા કામ તે.

**જળયાત્રા**, સ્ત્રી૦ [ સં. ] જળ ઉપર થઈને પ્રવાસ કરવો તે; સફર. (૨) ઠાકોરજીને મોટી ધામધુમ સાથે તીર્થ ઉપર સ્નાન કરાવવાને લઈ જવા તે; ભક્તમંડળી સાથે ઠાકોરજીનું જળઝીલન–જળવિહાર માટે જવું તે, અને તે ધામધુમના ઉત્સવનો જે મહિમા તે.

**જળયાન**, ન૦ [ સં. ] જળ ઉપર ચાલે એવો તરાપો, હોડી અથવા વહાણ વગેરે તે; જળવાહન.

**જળવાસ**, પું૦ [ સં. ] જળમાં વસવું તે; પાણીમાં વાસ કરવો તે; જળ રહેઠાણ. (૨) પાણીમાં બુડીને મરી જવું તે; હમેશને માટે પાણીમાં વાસ કરવો તે.

**જળવું**, ક્રિ૦ અ૦ [ સં. ज्वल् ] બળવું; સળગવું; લાગવું. ( ૩ ) લાગણીવાળી અસર થવી. ( ૨ ) દાહ ઉઠવો; બળવા જેવી પીડા થવી; દાઝવું; અડવું પીડા થાય એમ બળવું.:–બળ્યોજળ્યો ભાયડો ઘેર આવે ત્યારે બાયડી બાળે. દગ્ધ થવું; દવેડાઇ જવું. ઉ૦ બળ્યાજળ્યા ભાખર બનાવી ખાંત વગરનું ખાવું. ઝલાઈજવું; બાળ લાગવી.

**જળશાયી**, વિ૦ [ સં. ] જળમાં શયન કરનાર; જળમાં–સમુદ્રમાં સુનાર. વિષ્ણુ ભગવાન.

**જળસ**, પું૦ નહિ પચેલો પરૂ જેવો ચીકણો મળ તે; મળની પાછળ પડતો ચીકણો પુરૂ જેવો વિકાર. મરડામાં જે અપરિપકવ પીળો, ધોળો, ચીકણો અને બહુજ પીડા આંકડી આવ્યા બાદ પડતો મળાંશ તે. જળસ પડવાથી આંતરડાં દહોવાઈ–બળાઇ જાય છે.

**જળસમાધ**, સ્ત્રી૦ જળસમાધિ. ક્રિ૦ પ્ર૦ જળસમાધ કરવી=પાણીમાં બુડીમરવું.

**જળસમાધિ**, સ્ત્રી૦ જળમાં સદાને માટે વાસ કરવો તે; પાણીમાં બુડીને મરી જવું તે.

**જળસોઈ**, સ્ત્રી૦ [ સં. जलशायिन् ] જળમાં છેવટના સુઇ જવું, જળવાસ કરવો તે; જળશાયી થવું–પાણીમાં બુડો મરવું તે. ક્રિ૦ પ્ર૦ જળસોઇ કરાવવી=અંત ઉપર આવેલા સાધુ સંન્યાસીને ગળે પથરો અને ચોખા બાંધી પાણીમાં પધરાવી દેવો તે; પાણીમાં બુડાડીને મારી નાંખવું; પાણીમાં નાંખીને અંત આણવો.

**જળાહળ**, અ૦ જ્વાળાઓ નીકળતી હોય એમ; જ્વાળાની માફક ચકચક થતું.

**જળાહળવું**, ક્રિ૦ અ૦ ઝગાંઝગાં થવું; જ્વાળાઓ નીકળતી હોય એમ ખુબ તેજભેર બળવું.:–રંગ મહેલમાં દીવાઓ જળાહળી રહ્યા હતા. ઝગાંઝગાં થઇ રહેવું.

**જળાહળાટ**, પું૦ ઝગાંઝગાં; ચળકાર. ઉ૦ કનકકોશીસાં જળહળાટ. દશમ.

**જળાઉ**, વિ૦ બાળવાના કામનું; બળતણ તરીકે વપરાય એવું.:–એ જંગલમાં ઝાઝી ઇમારતી કાઠી થતી નથી પણ જળાઉ કાઠી પુષ્કળ ઉગે છે.

**જળાતિસાર**, પું૦ [ સં. ] વારંવાર પિશાબ કરવો પડે એવો રોગ; મૂત્રાતિસાર; વારંવાર મુતરવું પડે એવો રોગ.

**જળાધારી,** સ્ત્રી૦ શિવલિંગની આસપાસ પાણી રહે એમાં ધાતુ કે પત્થરનો ઘાટ=આલવાલ તે; જેમાં લિંગ બેસાડેલું હોય તે બેઠક; આકાર; શિવલિંગ ઉપર તેને નવરાવવાને નંખાતા જળને પડવાનો જે ક્યારા જેવો આકાર તે.

**જળાપો,** પું૦ બળાપો; સંતાપ; પીડા; કદાપો.

**જળાભાસ,** પું૦ [ સં. ] 'જળ હોય એમ દેખાવું તે; મૃગજળ. સપાટ રેતાળ મેદાનમાં સૂર્ય તપતો હોય તે વખતે તેનાં કિરણને લીધે દૂર ક્ષિતિજપર પાણી વરેસતું હોય એવું જણાય છે તે; જળના જેવો જે ખોટો આભાસ થવો તે.

**જળાશય,** ન૦ [સં. जल+आशय] જળ રહેવાનું ઠેકાણું. કુવો; તળાવ; વાવ, કુંડ વગેરે.

**જળો,** સ્ત્રી૦ [સં. जलूका] પાણી અને કાદવમાં થતો પાતળો ચપટો લાંબો કૃમિ જેવો જીવ. સાપના કણાની માફક વાવ તળાવ વગેરેના સ્વચ્છ પાણીમાં ને કાદવમાં થતી લાંબી, ચપટી ને કાળી જોક જલૂકા છે તે. પાણીનો મેલ પોરા વગેરે ઉપર તે ગુજારો કરે છે. ઢોર માણસ વગેરે પ્રાણીઓને તે પાણીમાંથી વળગી પડે છે અને પવન ભરાયેલી રબ્બરની નળીની માફક જ્યારે લોહી પીને ફુલી જાય છે ત્યારે એની મેળેજ છુટી પડે–ખરી પડે છે. તે એવી ચીવટ બાઝે છે કે ખેંચ્યાથી પણ ઉખડતી–વછુટતી નથી. આ ઉપરથી 'જળોની પેઠે વળગવું' એમ કહેવાય છે. આંધળાં ગડ અને ભારે સોજાઉપર દાક્તરો નઠારૂં લોહી કાઢી નાંખવાનેજળો મૂકે છે. તે એવી રીતે લોહી ચૂસે છે કે જેથી ઝાઝી પીડા થતી નથી અને જો એની મેળેજ તેને છુટી પડી જવા દીધી હોય તો તેણે જે ઠેકાણે બચકું ભર્યું હોય તે ઠેકાણેથી લોહી પણ નીકળતું નથી. જળો બહુ વચને વપરાય છે. મોટાં શહેરોમાં હલકા લોક તેને કાદવમાં રાખી મૂકે છે અને જ્યારે કોઇને વિકારી લોહી કાઢી નંખાવવું હોય ત્યારે અમુક દામ લઇ જળો મૂકવા જાય છે. નઠારૂં હોય તે સારાને છોડીને પણ નઠારૂંજ ગ્રહણ કરે એવા નૈતિકદષ્ટાંતમાં ભાષાના કવિઓએ કહ્યું છે કે–પીએ રૂધિર પય ના પીએ, લગી પયોધર જોક. (જળો.) ક્રિ૦ પ્ર૦ જળો મૂકવી–મુકાવવી=નઠારૂં લોહી જળો વળગાડી ચુસાવી લેવરાવવું.

**જળોઇયું,** ન૦ જળોની પેઠ પીઢા ઉપર જડેલાં બે પાટિયાંની સાંધ ન દેખાય તેમ વળગાડવાનું–જડવાનું પાતળું ચિપોટિયું; પાતળી સાંકડી સાંધો ન દેખાય તેમ જડવાની ચીપ; જળોયું.

**જળોદર,** [ સં. जलोदर ] જળ ભરાયેલું ઉદર તે; પાણી વિકારથી પેટ મોટું થાય એવો જે રોગ તે; જળોદરના રોગમાં પેટ પાણીથી ભરાઇ જઇ ફુગે છે.

**જળોયું,** ન૦ જળોઇયું.

**જંખના,** સ્ત્રી૦ ઝંખવું તે; રટન; ઝંખના.

**જંખવાઇજવું,** ક્રિ૦ અ૦ ઝાંખા પડી જવું; તેજમાં લેવાઈ જવું; ઝંખવાઈ જવું.

**જંખવાયું,** વિ૦ ઝાંખું પડી ગયેલું; છોભું.

**જંખવાવું,** ક્રિ૦ અ૦ ઝાંખાં પડવું; લેવાઇ જવું; શરમાવું; ઝંખવાવું.

**જંખવું,** ક્રિ૦ અ૦ વારંવાર સંભાર્યા કરવું; ઝંખવું.

**જંખાઇજવું,** ક્રિ૦ અ૦ ઝાંખા પડીજવું; ઝંખાઇજવું.

**જંખાણાપડવું,** ક્રિ૦ અ૦ છોભા પડવું; ઝાંખા પડવું; ભુડા પડવું; ઝંખવાવું.

**જંખાવું,** વિ૦ છોભું; મોળું; શરમિંદું; ઝંખાવું.

**જંગ,** પું૦ [ फा. ] મોટી લડાઇ; યુદ્ધ; સંગ્રામ. (૨) મોટું ધિંગાણું. ક્રિ૦ પ્ર૦ જંગ મચા-

વવો = લડાઈ ઉભી કરવી; ધિંગાણું મચાવવું. જંગબહાદુર = લડાઇમાં બહાદુર એવો જે તે. (૨) શૂરવીરતા દર્શક એક ઈલકાબ. નેપાળના રાજાઓ જંગ બહાદુર કહેવાય છે.

**જંગડિયા,** પું૦ રોકડ નાણું સાચવીને એક ગામથી બીજે ગામ પહોંચાડી આપનારા સિપાઇઓ.

**જંગમ,** વિ૦ [ સં. ] એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસી શકે એવું; ચલ; લઇ જવાય, ખસેડી શકાય એવું; સ્થાવરથી ઉલટું. :– જંગમ મિલકતને સ્થાવર મિલકત. (૨) શિવલિંગ પૂજનારા અને બ્રાહ્મણોને નહિ માનનારા બાવાઓનો એક વર્ગ; સંઘ.

**જંગલ,** ન૦ [ સં. ] માણસની વસ્તી વગરનો જે પ્રદેશ તે; વસ્તી રહિત દેશ; વન; અરણ્ય. જેમાં માણસની વસ્તી ન હોય અને જ્યાં ખેતીવાડી કે બાગ બગીચા ન હોય એવો સપાટ દેશ જંગલ કહેવાય છે. તેમાં ઝાડ પાન, નદી નાળાં અને પર્વતો વગેરે તેમ હિંસક પ્રાણી વગેરે હોય છે, માત્ર એટલુંજ કે ત્યાં માનવીઓ અને માનવ સુધારો હોતો નથી. ક્રિ૦ પ્ર૦ જંગલ જવું; ઝાડે ફરવા જવું; દિશાએ જવું; હગવા જવું. જંગલ વસાવવું = વનવાસ કરવો; સંસાર–ઘર છોડી વૈરાગ્ય લઇ વનમાં જઇ રહેવું; વાનપ્રસ્થ થવું. ઉ૦ જંગલ વસાવ્યું રે જોગીએ. જંગલ થઇજવું = માનવીની કેળવણી જતી રહી કુદરતી રીતે ઝાડ પાન ઉગી નીકળવાં. :– જ્યાં સારી વસ્તી ને ખેતીવાડી હતાં ત્યાં જંગલ થઇ ગયાં. મનુષ્ય જાતિની કેળવણી કે સુધારાની અસર રહિત જે કુદરતી સ્થિતિવાળો પ્રદેશ તે જંગલ.

**જંગલી,** વિ૦ માનવ સંસ્કાર, રીતભાત, આચારવિચાર અને વિવેકરહિત; એવું જંગલનું; વગર સુધરેલું; અણઘડ; મૂર્ખ; બેસમજ વિવેકરહિત; અનાગરિક. (૨) વગર ખેડે એમને એમ ઉગી નીકળેલું ( ઘાસ, વનસ્પતિ વગેરે. )

**જંગલીજટ,** વિ૦ જંગલની જડ વનસ્પતિ જેવું; તદન અણસમજુ; કંઇ વિવેક રીતભાત વગેરે હોય નહિ એવું; સાવ જંગલી. (૨) ગામડિયું; અણઘડ; જડ જેવું; જડસું.

**જંગલો** પું૦ ગાવાનો એક રાગ; સૂરનો ઢાળ.

**જંગાલ,** પું૦ [ સં. ] તાંબાનો લીલો ભુરો ક્ષારરૂપ કાટ; તાંબાને ખટાશ લાગવાથી ઉત્પન્ન થતો તેનો ક્ષાર તે. આનો રંગ બહુ મજેનો મોરની ગરદન જેવો લીલો ભુરાશ પડનો હોય છે. શુદ્ધ કરેલો જંગાલ ઓસડ તરીકે વપરાય છે. રંગમાં તેનો ખૂબ ઉપયોગ થાય છે. શરીર ઉપર છુંદડાં પડાવવામાં અને બિંદી, ટીપકી વગેરે કરવામાં સ્ત્રીઓ તેનો ઉપયોગ કરે છે. ઉ૦ લાવ લાવ જંગાલનું ટપકું કરૂં તારે ગાલેરે. ક્ર. પી.

**જંગાલી,** વિ૦ જંગાલનું; જંગાલ સંબંધી. :– જંગાલી રંગ.

**જંગી,** વિ. [ फा. ] લડાઇનું; લડાઈ સંબંધી. (૨) મોટું; જબરૂં; ભારે; ઘણું મોટું. જંગી વહાણ=લડાઇનું વહાણ; ઝાઝ જંગી ઢોલ= લડાઇનું ઢોલ; મોટું ઢોલ; તરઘાયો.

**જંગોટો;** પું૦ ખાખી બાવાઓ ગોપણ જેવી જે લંગોટી પહેરે છે તે. ઉ૦ જંગોટા કછોટા, બાંધે ગોદડી. હારમાળા.

**જંગોડી,** સ્ત્રી૦ નાનો જંગોડો; ઇતરડી; ઢોર કુતરાં વગેરેના વાળમાં થતી ચપટી જીવાતમાંનું નાનું જીવડું; એ ચામડીની સાથે ચપટ વળગી રહે છે. (૨) બચ્ચાંની પ્રૂપલી.

**જંગોડો**, પું૦ કુતરાને કાને બાઝે છે તે એરંડીના જેવો એક જીવડો; મોટી જંગોડી; જિંગોડો.

**જંઘા**, સ્ત્રી૦ [ સં. ] જાંઘ; કમ્મરની નીચેનો અને ઢિંચણની ઉપરનો પગના મૂળનો માંસલ ભાગ તે; એ ભાગનો બહારનો નહિ પણ અંદર પડતો ભાગ તે; સાથળ. કવિતામાં જંઘ એમ પણ વપરાય છે.

**જંજાર**, સ્ત્રી૦ તોપથી નાનું અને બંદુકથી મોટું પણ તે જાતનું દારૂ ઠાંસી ગોળો ફેંકવાનું અસ્ત્ર; ઉંટ ઉપરની મોટી બંદુક; - લાંબી નળીની બંદુક કરતાં મોટી ગોળી ખાય એવી બંદુક.

**જંજાળ**, સ્ત્રી૦ [ સં. जन+जाल ] માણસો, ઘર, સસાર, કામકાજ, ધંધો ઉદ્યોગ વગેરેને લગતી જે મુશ્કેલીઓ, વિડંબનાઓ વગેરે તે; ઉપાધિ; ખટપટ; પંચાતી; જાળાજથા; વિડંબના; શરીરને અને મનને ચુંથી થકવી નાંખે એવી માથાકુટની બાબતો તે; પ્રપંચ; અમુક કાર્યને અંગે વળગેલી ચિંતાઓ, મુશ્કેલીઓ અને મહેનત વગેરે તે. ક્રિ૦ પ્ર૦ જંજાળ વહોરવી=ખટપટમાં પડવું; સંસારકરવો; નવા નવા કામધંધામાં માથું મારવું.

**જંજાળી**, વિ૦ જેને જંજાળ વળગેલી હોય તે; જંજાળવાળું; પ્રપંચી; સંસારની ઉપાધિવાળું. (૨) બહુ કામકાજના રોકાણવાળું; ખટપટી; અનેક બાબતોમાં ગુંચવાયેલું રહેતું હોય એવું. ઉ૦ જંજાળી થવું=સંસારમાં પડવું; ઉપાધિમાં ઉતરવું. ધંધી; કામગરું; ઉદ્યોગી. :—એ તો બહુ જંજાળી છે.

**જંજીર**, સ્ત્રી૦ [ फा. ] સાંકળ; સાંકળી. (૨) બેડી-સાંકળ જેવી. ઉ૦ જોર કરીને તોડવી જનાનાની જંજીર. (૩) ઘડિયાળની કમાન. (૪) લંગર; આંકડીયાં. ક્રિ૦ પ્ર૦ જંજીર દહોવી=દિવ્યનો એક પ્રકાર. જાદુઈ ખેલ. સાંકળને તપાવી લાલચોળ કરી ઉપરથી તેલની ધાર થાય અને માણસ જેમ દહોતો હોય તેમ બે હાથની મુઠીમાં લઈ તેને ઓળાંસે. આમ કરવા છતાં તેના હાથ બળે-દાઝે નહિ ત્યારે દિવ્યને પ્રકારે સત્યવાદી અને જાદુને પ્રકારે આગ જીતનારો કહેવાય. ૨૦ પ્ર૦ જંજીરનો માર=સાટને બદલે પાતળી સાંકળીના કોયડાનો જે માર વગેરે તે. ( ૫ ) નાની તોપ; મોટી બંદુક. :—જંજીરનો ગોળો. કડીઓથી જોડી દીધેલા બે ગોળા તે જંજીર ગોળા. વહાણના શઢ અને દોરડાં તોડવાને પૂર્વે આવા ગોળા વપરાતા હતા.

**જંજીરા**, મુંબાઈની દક્ષિણે પશ્ચિમ ઘાટ ઉપર આ એક નાનું હબસી સંસ્થાન છે. એનું મુખ્ય શહેર અને કિલ્લો જંજીરા કહેવાય છે. તે મુંબાઇથી ૪૫ માઇલ ઉપર દરિયા કિનારે છે. જમીન પહાડી છે અને તળેટીમાં નાળિયેરી, સોપારી અને તાડની પુષ્કળ ઝાડી થાય છે. આ સંસ્થાનમાં દર ચોરસ માઇલે ૨૩૫ માણસ જેટલી વસ્તી છે. તેનો અમલ એક હબસી સરદારના હાથમાં છે.

**જંજીરો**, પું૦ [ फा. ] પાણીમાં બાંધેલો કિલ્લો. (૨) પૈડાંવાળી નાની તોપ. (૩) હનુમાનની સાધનાનો મંત્ર. (૪) ટાપુ; બેટ. (૫) સાંકળીની દોર; ઓઢણીની વેલ કે ઝાલર; કસબની જાળીદાર ગુંથણીની દોર:—એને પોલકે જંજીરો મુકાવે તો ઠીક લાગે.

**જંત**, ન૦ [ સં. जंतु ] જંતુ; નાનું ક્ષુદ્ર જીવડું-જીવજંત, એમ બોલાય છે.

**જંતર**, પું૦ [ સં. यन्त्र ] યુક્તિ; યોજના; ખુબીદાર ગોઠવણ; સંચો; યંત્ર. ( ૨ ) ધાતુ કે ભોજપત્ર ઉપર ખાનાં પાડીને

**જંબુદ્વીપ**, પું૦ [ સં. ] પૌરાણિક મતે પૃથ્વીના સાત દ્વીપોમાંનો એક દ્વીપ. તેમાં જાંબુડાનાં ઝાડ ઘણાં થતાં હોવાથી આ નામ પડેલું છે. એનો આકાર કમળના પત્ર જેવો સમવર્તુલ છે. તેની આસપાસ લવણ સમુદ્ર વિંટાયેલો છે. તેની વચ્ચે મેરુ પર્વત આવેલો છે. એના પ્રાંતો આ પ્રમાણે —અજનાભવર્ષ, કિંપુરુષવર્ષ, હરિવર્ષ, ભદ્રાશ્વવર્ષ, રમ્યકવર્ષ, હિરણ્યવર્ષ, કુરુવર્ષ, કેતુમાળવર્ષ, અને ઇલાવૃતવર્ષ. ભાગવતના પાચમા સ્કંધમાં અને બીજાં પુરાણોમાં આની વિશેષ વિગત છે. જ્યોતિઃ શાસ્ત્રના મત પ્રમાણે ખારા સમુદ્રની ઉત્તર દિશાએ જંબુદ્વીપ આવેલો છે. તે ભૂમિના અર્ધ ભાગ જેટલો છે. બીજા ૭ દ્વીપ રહ્યા તેની વચ્ચે સાત સમુદ્રો આવેલા છે. હાલ જે અનુમાન મત ઉભો થયેલો છે તે પ્રમાણે જંબુદ્વીપ તે એશિયા અને યુરોપનો મધ્ય ભાગ અને તેમાંના દેશો.

**જંબુર**, ન૦ સુતારનું ચોંટેલા ખીલા ખેંચી કાઢવાનું ઓજાર.

**જંબુરો**, પું૦ [ ફા. ] મોટી તોપ. (૨) બાજીગરનો મદદનીસ છોકરો. ( ભવાઇયાના રંગલા જેવો. )

**જંબે**, અ૦ જે અબે; જય જય અંબે. ક્રિ૦ પ્ર૦ જંબે જંબે કરવું=નાચી કૂદીને આનંદ ઉડાવવો; ઝંમે.

**જંભા**, ન૦ [ સં. ] બગાસું; આળસ. આળસ આવવાથી મોં ફાડીને જે જોરથી શ્વાસ મૂકવો તે. ઉ૦ જંભાખાંઇ સુખે કર ધરે. ભાલણ. કાદંબરી ૧૪૪.

**જાઆવ**, સ્ત્રી૦ [ જવું ને આવવું ઉપરથી ] જવું આવવુ તે; આવજા. (૨) ધક્કા ખાવા તે; ફેરાઆંટા. (૩) ઘાલમેલ; પરિચય; સહવાસ; પેસતીકગ. :—એની સાથે જાઆવ રાખવી નહિ જોઇએ.

**જાઇ**, સ્ત્રી૦ [ સં. जाति ] એક જાતિની ફુલવેલ; જાવેલ. જૂઇ જાઇ એમ બોલાય છે, પણ જૂઇ જુદી છે અને જાઇ પણ જુદી છે. (૨) [ સં. जन् ] માતા; દેવી. (૩) વિ૦ જણી. :—માજાઇ બહેન. ઉ૦ માડીની જાઇ ક્યારે આવશેરે. ક. દ. ડા. જાયી, જાયો, જાયું. એક માજાયાં ભાંડુ. માજાયી બહેન=સોદર બહેન. સાસુજાયો= વર.

**જાકડસીકડું**, વિ૦ નમગા શરીરનું; નિર્બળ; માંદા જેવું; જાવળું; રોગી.

**જાકારો**, પું૦ (જવું ઉપરથી) 'અહિંથી જા' એમ કહેવુ તે; અભાવ કે ગુસ્સાથી કોઇને દૂર થવાનું કહેવું તે. નકાર. આવકાર જેવો શબ્દ.

**જાગ**, પું૦ [સં. याग] જગન; યજ્ઞ; હોમહવન કરવાં તે; વૈદિક રીતે અમુક દેવપ્રીત્યર્થે જે યજ્ઞ કરવો તે. જાગજગન, એમ સાથે વપરાય છે. ઉ૦ જાગજગન નિત્ય કરવા નવા, ને રાજા ધુરિંધર સુખ પામવા.(૨) માતૃદેવતા; રન્નાદેવ; દેવી—માતાના પુજન અર્થે ઘટસ્થાપન કરી જવારા વાવવા તે. આઠ દિવસનું દેવીનું અનુષ્ઠાન. ક્રિ૦ પ્ર૦ જાગ વાવવા=રન્ના દેવનું આઠ દિવસનું અનુષ્ઠાન કરવું; માતા વાવવાં. ( જયાગ એમ બોલાય છે. )

**જાગતું**, [ સં. जागृ ] નહિ ઉંઘતું; ઉંઘમાં ન હોય એવું; જાગ્રત; ઉંઘી ઊઠેલું. ( ૨ ) સાવધાન; ખબરદાર; હોંશિયાર; સાવધ. (૨) તેજદાર; ઉત્સાહી; ચાલાક; બધી બાબત જોતો જાણતો ને ધ્યાન રાખતો. (૩) તરત જવાબ આપે એવું; તાતકાલિક ફળ આપનાર; હાજરાહજુર; તરત પારખું બતાવે એવું. :—આ માતા તો જાગતી જોત છે. રૂ૦ પ્ર૦ જાગતા સુતરવું=જાણી બુજીને બગાડવું; જાણીને કરવું. કહે૦

મંત્ર વગેરે લખેલું ચમત્કારી–સાધન માટેનું પત્ર; તખતી, મંત્ર, આંક કે મૂર્તિની ચમત્કારિક રચનાવાળો લેખ; ચમત્કાર સાધક મંત્ર. ઉ૦ જંતર મતર રૂપ હતું જે જે, તે તે થયું યંત્રવાળું. જાદુ; જાદુઇ તખતી; તાવીજ.

**જંતુ,** ન૦ [ સં. ] નાનો જીવ; ક્ષુદ્ર જીવડું. અત્યંત ઝીણા–પરમાણુઓ જેવા જીવ તે.

**જંતુવિદ્યા,** સ્ત્રી૦ [ સં. ] જંતુઓ સંબંધી જ્ઞાનની સૂક્ષ્મદર્શક યંત્રની સહાયથી વૈદક બાબતોમાં એવી શોધ થઈ છે કે, કેટલાક ઉડતા રોગ અત્યંત બારીક ખુલ્લી હવામાં ઉડતા જંતુઓ મારફતે ઉત્પન્ન થાય છે, તેમ લોહીમાં પણ એવા જંતુઓ દાખલ થઇ વધી તેને વિકારી બનાવે છે. આ સબંધીની જે વિદ્યા તે.

**જંત્ર,** ન૦ [ સં યંત્ર ] યુક્તિ; યોજના; રચના; ગોઠવણ. (૨) ઓજાર; હથિયાર; સાંચો. (૩) જાદુઇ મંતરેલી બાજીવાળી ચોકી. (૪) કાષ્ટકની તખતી; કોઠો. (૫) સિતાર જેવું એક તંતુવાદ્ય. (૬) તીવ્ર; પ્રખર; ખરેખર ખૂબ આકરું એવું તે.–જંત્ર મધ્યાહ્ન=ખરા બપોર. ઉ૦ તે સમે થયા જંત્ર મધ્યાહ્ન. દશમ. વળી ખરા જંતર, ખરા બપોર એમ પણ બોલાય છે.

**જંત્રી,** સ્ત્રી૦ ચમત્કારિક મંત્ર વગેરે લખેલી ચોકી; તાવીજ. (૨) અમુક બાબતના આંકડાઓ ગણી રાખીને તૈયાર કરેલો કોઠો; તૈયાર ગણતરીની તખતી:–પગાર જંત્રી; વ્યાજજંત્રી. (૩) જંત્ર વગાડનાર; ઉ૦ જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. દયારા. (૪) જાદુગર; ખેલાડી; ઐન્દ્રજાલિક.

**જંદ,** ન૦ [ સં. છાન્દસ્ ] સંસ્કૃતને મળતી અસલી ઈરાનીઓની એક ભાષા. પારસીઓના ધર્મશાસ્ત્રોમાં વપરાયેલી તેમના પૂર્વજોથી બોલાતી અસલ ભાષા; અવસ્તાની ભાષા તે; ઝંદ.

**જંદઅવસ્તા,** ન૦ પારસી ધર્મશાસ્ત્રનું અસલ જંદ ભાષામાં લખાયેલું પુસ્તક; જેંદાવસ્તા.

**જંદો,** પું૦ ફક્કડ પુરુષ; જાડો લદ્દ ને બોલવે હસવે મોજમઝા કરવે છેલમટાઉ એવો નર તે. એ નામનો એક છેલ ફક્કડ રાજા હતો. ભવાઇયા એનો વેષ કાઢે છે. જંદ ઝુલણાનો વેષ.

**જંપ,** પું૦ [ સં. યમ્ ] બધી બાબત–જંજાળ કામકાજ વગેરેમાંથી મનને વાળી લઇ શાંતિ લેવી તે; નિરાંત; આરામ; શાંતિ; શાતા; અનુતાપ; સ્વાસ્થ્ય. ક્રિ૦ પ્ર૦ જંપ વળવો=શાંતિ મળવી; સ્વાસ્થ્ય પ્રાપ્ત થવું. કહે૦ સંપ ત્યાં જંપ=જ્યાં એકતા હોય ત્યાં શાંતિ, સ્વાસ્થ્ય હોય છે.

**જંપલાવવું,** ક્રિ૦ અ૦ ઝંપાપાત કરવો; આંખો મીચીને પડતું મૂકવું. (અગ્નિમાં પાણીમાં સાહસમાં ) ઝંપલાવવું.

**જંપવું,** ક્રિ૦ અ૦ [ સં. યમ્ ઉપરથી ] નિરાંતે રહેવું; વિરમવું; શાંત પડવું; આરામ વિરામ લેવો; સ્વાસ્થ્યથી બેસવું. (૨) ઉંઘવું. :–જરા જંપ્યા ન જંપ્યા એટલામાં ધસ પડી.

**જંપાપાત,** પું૦ ઝંપાપાત; પડતું મૂકવું તે.

**જંબીર,** ન૦ એક જાતનું ઝાડ અને તેનું ફળ; દર્પટીનું ઝાડ અને તેનાં ફળ–કર્પટાં. ઉ૦ નારિકેલ ફણુસ જંબીર ને ફોફળીરે. રામાયણ.

**જંબુ,** ન૦ જાંબુનું ઝાડ અને તેનું ફળ. ઉ૦ જંબુના દળિયા ખાતો. (૨) જંબુસર તરફના બ્રાહ્મણ ને વાણિયાની નાતો.

**જંબુક,** ન૦ [ સં. ] શિયાળ. ઉ૦ જ્યમ જંબુકને ન દે પણ, મૃગરાજ ઘનને જવાબ દે.

**જંબુદ્વીપ,** પું૦ [ સં. ] પૌરાણિક મતે પૃથ્વીના સાત દ્વીપોમાંનો એક દ્વીપ. તેમાં જાંબુડાનાં ઝાડ ઘણાં થતાં હોવાથી આ નામ પડેલું છે. એનો આકાર કમલના પત્ર જેવો સમવર્તુલ છે. તેની આસપાસ લવણ સમુદ્ર વિંટાયેલો છે. તેની વચ્ચે મેરુ પર્વત આવેલો છે. એના પ્રાંતો આ પ્રમાણે –અજનાભવર્ષ, કિંપુરુષવર્ષ, હરિવર્ષ, ભદ્રાશ્વવર્ષ, રમ્યકવર્ષ, હિરણ્યવર્ષ, કુરુવર્ષ, કેતુમાળવર્ષ, અને ઇલાવૃતવર્ષ. ભાગવતના પાંચમા સ્કંધમાં અને બીજાં પુરાણોમાં આની વિશેષ વિગત છે. જ્યોતિઃ શાસ્ત્રના મત પ્રમાણે ખારા સમુદ્રની ઉત્તર દિશાએ જંબુદ્વીપ આવેલો છે. તે ભૂમિના અર્ધ ભાગ જેટલો છે. બીજા ૭ દ્વીપ રહ્યા તેની વચ્ચે સાત સમુદ્રો આવેલા છે. હાલ જે અનુમાન મત ઉભો થયેલો છે તે પ્રમાણે જંબુદ્વીપ તે એશિયા અને યુરોપનો મધ્ય ભાગ અને તેમાંના દેશો.

**જંબુર,** ન૦ સુતારનું ચોંટેલા ખીલા ખેંચી કાઢવાનું ઓજાર.

**જંબુરો,** પું૦ [ ફા. ] મોટી તોપ. (૨) બાજીગરનો મદદનીસ છોકરો. ( ભવાઇયાના રંગલા જેવો. )

**જંબે,** અ૦ જે અંબે; જય જય અંબે. ક્રિ૦ પ્ર૦ જંબે જંબે કરવું=નાચી કૂદીને આનંદ ઉડાવવો; ઝંબે.

**જંભા,** ન૦ [ સં. ] બગાસું; આળસ. આળસ આવવાથી મોં ફાડીને જે જોરથી શ્વાસ મૂકવો તે. ઉ૦ જંભાખાંઇ મુખે કર ધરે. ભાલણ. કાદંબરી ૧૪૪.

**જાઆવ,** સ્ત્રી૦ [ જવું ને આવવું ઉપરથી ] જવું આવવું તે; આવજા. (૨) ધક્કા ખાવા તે; ફેરાઆંટા. (૩) ધાલમેલ; પરિચય; સહવાસ; પેસનીકળ. :–એની સાથે જાઆવ રાખવી નહિ જોઇએ.

**જાઇ,** સ્ત્રી૦ [ સં. जाति ] એક જાતિની ફુલવેલ; જાવેલ. જૂઇ જાઇ એમ બોલાય છે, પણ જૂઇ જુદી છે અને જાઇ પણ જુદી છે. (૨) [ સં. जन् ] માતા; દેવી. (૩) વિ૦ જણી. :–માજાઇ બહેન. ઉ૦ માડીની જાઇ ક્યારે આવશેરે. ક. દ. ડા. જાયી, જાયો, જાયું. એક માજાયાં ભાંડું. માજાયી બહેન=સોદર બહેન. સાસુજાયો=વર.

**જાકડસીકડું,** વિ૦ નબળા શરીરનું; નિર્બળ; માંદા જેવું; જાવળું; રોગી.

**જાકારો,** પું૦ (જવું ઉપરથી) 'અહિંથી જા' એમ કહેવું તે; અભાવ કે ગુસ્સાથી કોઇને દૂર થવાનું કહેવું તે. નકાર. આવકાર જેવો શબ્દ.

**જાગ,** પું૦ [સં. याग] જગન; યજ્ઞ; હોમહવન કરવાં તે; વૈદિક રીતે અમુક દેવપ્રીત્યર્થે જે યજ્ઞ કરવો તે. જાગજગન, એમ સાથે વપરાય છે. ઉ૦ જાગજગન નિત્ય કરવા નવા, ને રાજા ધુરંધર સુખ પામવા.(૨) માતૃદેવતા; રન્નાદેવ; દેવી–માતાના પૂજન અર્થે ઘટસ્થાપન કરી જવારા વાવવા તે. આઠ દિવસનું દેવીનું અનુષ્ઠાન. ક્રિ૦ પ્ર૦ જાગ વાવવા=રન્ના દેવનું આઠ દિવસનું અનુષ્ઠાન કરવું; માતા વાવવાં. ( જ્યાગ એમ બોલાય છે. )

**જાગતું,** [ સં. जागृ ] નહિ ઉંઘતું; ઉંઘમાં ન હોય એવું; જાગ્રત; ઉંઘી ઉઠેલું. ( ૨ ) સાવધાન; ખબરદાર; હોંશિયાર; સાવધ. (૨) તેજદાર; ઉત્સાહી; ચાલાક; બધી બાબત જોતા જાણતો ને ધ્યાન રાખતો. (૩) તરત જવાબ આપે એવું; તાત્કાલિક ફળ આપનાર; હાજરાહજુર; તરત પારખું બતાવે એવું. :–આ માતા તો જાગતી જોત છે. રૂ૦ પ્ર૦ જાગતા મુતરવું=જાણી બુજીને બગાડવું; જાણીને કરવું. કહે૦

ઉંઘતો બોલે જાગતો બોલે નહિ. જાગતાની પાડી અને ઉંઘતાનો પાડો. જાગતો દહાડો=આબાદીનો વખત.(૨) લડવાડિયો દહાડો; ખરાબ દિવસ.

**જાગતીજોત,** સ્ત્રી૰ જેની જ્યોતિ—આંખ અને દીવો ઉંઘમાંબંધ થતાં ન હોય એવી દેવી; માતા; દેવતા.

**જાગતીજોધ,** સ્ત્રી૰ સાવધ અને વળી જોરાવર એવી દેવતા; તરત પારખું બતાવે એવી માતા; તરત ફળ આપનાર.

**જાગરણ.** ન૰ [ સ. ] જાગવુ તે; નહિ ઉંઘવુ તે; ઉજાગરો કરવો તે; ઉંઘ નહિ આવવી તે. (૨) કોઇ દેવતાના વ્રતાદિ નિમિત્ત આખી રાત જાગીને ભજન કીર્તન કરવાં તે; ભજન કીર્તન કરવાને માટે જાગવું તે:—ગોર્યોનાં જાગરણ. ક્રિ૰ પ્ર૰ જાગરણ કરવાં=જાગીને ભજન કરવું; ગરબા ગાવા વગેરે તે.

**જાગરણિયો,** પું૰ જાગરણ કરનારો; જાગરિયો જાગનાર.

**જાગરિત,** વિ૰ [ સં. ] જાગતું. (૨) સાવધ.

**જાગરિયો,** પું૰ [ સં. जागृिया ] ભુવાની સાથે જાગરણ કરનારો સાગરીદ; જાગડિયો; ડાખલું વગાડનાર અને હોકારા કરી ધુણનારને ઉતેજન આપનાર; પાવડિયા. કહે૰ ઘરના ભુવા ને ઘરના જાગરિયા=મહિંના મહિં એક બીજાને વખાણનારાઓ; એક બીજાના સ્વાર્થને ખાતર એક બીજાને સહાય કરનાર.:—ભુવાનું માન જોગરિયા વધારે.

**જાગરૂક,** વિ૰ [ સં. जागरूक ] જાગતું. (૨) સાવધ.

**જાગરૂત,** વિ૰ જાગતું; ઉંઘતુ ન હોય તેવું. (૨) સાવધ; હોશિયાર; ચાલાક.

**જાગરૂતી,** સ્ત્રી૰ [ સં. जागर्ति ] જાગતાપણું. (૨) સાવધાનતા. (૩) ખંત; ધ્યાન; તપાસ.

**જાગર્તિ,** સ્ત્રી૰ [ સ. ] જાગતાપણું; ઉંઘવાળી નહિ એવી હાલત તે. (૨) સાવધાની.

**જાગવું,** ક્રિ૰ અ૰ [ સં. जागृ ] નહિ ઉંઘવું; નહિ સુવું; ઉંઘમાં નહિ રહેવું; ઉઠી ઉઠવું. (૨) સાવધ થવું; પોતાના કામમાં તત્પર થવું; ઉત્સાહ, ખંત અને કાળજીથી કામ કરવા માંડવું. (૩) ચેતી જવું; પામી જવું. જ્ઞાનમાં—સદ્ધામાં આવી જવું. (૪) અજ્ઞાન ટળી જ્ઞાન પ્રાપ્ત થવું. (૫) ભુલાઇ—દબાઇ ગયેલી વાત કે બાબતનું તાજા થવું; ઉત્થાન પામવું. (૬) ભાનમાં આવવું; જ્ઞાન થવું; સમજ પડવી.

**જાગા,** સ્ત્રી૰ જગા; સ્થાન.

**જાગામીઠું,** થોડું જાગતું અને થોડુંક ઉંઘતુ હોય એવું; ઉંઘતી જાગતી એવી દશામાં હોય એવું.

**જાગીર,** સ્ત્રી૰ [ फा. ] લશ્કર રાખવાના અથવા પૂજા પાત્રી વગેરે કરવાના ખરચ માટે સરકાર તરફથી ગામ જમીન વગેરે આપવામાં આવે છે તે; વાર્ષિક ઉત્પન્ન આવ્યા કરે એવી જમીન, ગામ, ગિરાસ તે. કોઇ પણ થતા કામના બદલામાં આપેલી દેણગી તે જાગીર. જાગીરની ઉપજમાંથી જેના નિભાવ માટે તે બક્ષીસ થઇ હોય તેમાં ખરચ કરવાની જાગીર આપનાર જાગીરદારને ફરજ પાડી શકે છે. થઇ ગયેલા કામના બદલામાં અપાયેલી જમીન ઇનામ. ઇનામી જમીનની ઉપજમાંથી ઇનામદારને ખરચ કરવાની ફરજ પાડી શકાતી નથી.

**જાગીરદાર,** પું૰ જાગીર જેને મળેલી હોય તેનો ભોગવટો કરતો હોય તે; જાગીરનો માલીક, ધણી, ભોગવનાર.

**જાગીરી,** વિ૦ જાગીરને લગતું.:—જાગીરી હક. (૨) સ્ત્રી૦ જાગીર ભોગવવાપણું; જાગીરદારી.

**જાગૃત,** જુઓ જાગ્રત.

**જાગો,** પું૦ જાગનારો. (૨) જાગીરદાર; ગામધણી; ગૃહસ્થ; જમીનવાળો. કહે૦ નાગો કુદે કે જાગો કુદે. નાગાને આપવું લેવું નહિ એટલે તે બેફિકરો અને જાગો–જાગીરદાર જેની પાસે આપવા લેવાનું ને ગુમાવવાનું જોઈએ તેટલું તેથી તે બેફિકરો જેમ ફાવે તેમ કરે તેમાં શી નવાઈ.

**જાગ્રત,** વિ૦ [ સં. ] જાગતું; નહિ ઉંઘતું. (૨) સાવધ; હોંશિયાર; જાગરિત.

**જાગ્રદવસ્થા,** સ્ત્રી૦ જાગતી હાલત; સર્વ વસ્તુનું ભાન હોય અને ઉંઘ આવી ન હોય એવી આળસ રહિત અવસ્થા તે; જાગર્તિમાં હોવું તે.

**જાચક,** પું૦ (વિ.) [ સં. याचक ] માગનાર; ભિખારી; ભિક્ષુક; ભીખ માગનાર. (૨) અભ્યાગત; માગણ; અતિથિ; જાચનાર. ઉ૦ જાચક ભલો ન બાપડા જો પ્રભુ રાખે ટેક. ભાપા.

**જાચના,** સ્ત્રી૦ [ સં. याचना ] જાચવું તે; માગવું તે; દૈન્ય દેખાડી વગર બદલે કંઈ આપવાની માગણી કરવી તે; માંગ. (૨) ભીખ માગવી તે; ભિક્ષુકી.

**જાચવું,** ક્રિ૦ સ૦ [ સં. याच् ] ગરીબી દેખાડી આજીજી કરીને મફત કંઈક માગવું; માગણી કરવી; વિનંતિ કરવી; બદીસ લેવાને આજીજી કરવી; કામકાજ માટે વિનવવું; વિનય અને દૈન્ય દેખાડી વગર હકે લાભ લેવાની અરજ કરવી. (૨) ભીખમાગવી; ભીખવું.

**જાચાવેડા,** પું૦ માગણની આદત કરવું તે; માગણવેડા; આજીજી; ખુશામત કરવી ને દૈન્ય બતાવવું વગેરે આચરણ કરવાં તે. બહુવચને વપરાય છે.

**જાચીક,** જુઓ જાચક.

**જાચું,** વિ૦ યાચના કરનારું; આજીજી કરીને–દૈન્ય દેખાડીને માગનાર; ભિક્ષુક; ભિખારી; માગી ખાનારૂં; માગતું ફરે એવું. (૨) ગરીબ; દીન.

**જાજમ,** સ્ત્રી૦ [ સં. जाजम् ] ભોંયપર બેસવા માટે પાથરવાનું મોટું રંગિત જાડું કપડું; સેતરંજી; પાથરણું; પથરણું.

**જાજરમાન,** વિ૦ [ સં. जाज्वल्यमान ] ઝળઝળાટ થઇ રહેલું હોય એવું; પ્રકાશતું; આંખ નાંખે એવા તેજવાળું; દેદીપ્યમાન. (૨) તરત પારખું દેખાડે એવું; પરતાવાળું. :—જાગતું જોધ. દેવદેવી વગેરે. (૩) આકરા મિજાજનું; આકરૂં; કરડું; તીખું; ગફલતમાં ન રહેતાં ગફલતમાં રહેનારને ધમકાવી નાંખે એવું. (૩) દબદબાથી ભરેલું; રૂવાબદાર; જેને જોતાંજ શેહ પડે, અંજાઈ જવાય એવું; પ્રતાપી; પરાક્રમી; બાહોશ; ધમધમાટ કરી મૂકે એવું. (૫) ઘણું વધી ગયેલું હોય એવું તે.

**જાજરૂ,** પું૦ [ फा. जाय×जरूर ] સંડાસ; ઝાડે ફરવાની જગા; પાયખાનું; તાજખાનું.

**જાજરૂં,** વિ૦ [ સં. जर्जर ] નિર્મળ; જરજરિત થઇ ગયેલું હોય એવું; પામર;સહેજમાં નાશ પામે–ફીટી જાય એવું; જાજરૂં. ઉ૦ જાજરો જીવ જુગત શું કરે, પ્રકૃતિ પાપિણી પુંઠે ફરે. અખો.

**જાજ્વરમાન,** વિ૦ જાજરમાન.

**જાટ,** પું૦ પંજાબી રજપુતોની એક નાત અને તેમાંનો એકાદ પુરુષ તે. સ્ત્રી૦ જાટણી. (૨) વેટા અથવા બકરાના વાળ; જાડું ઉન. પંજાબમાં જાટ લોકોની વસ્તી વધારે છે. તેઓ મોટે ભાગે ખેડુત છે.

જાડ, ન૦ જાડાપણું; જાડું એવું જે તે.

જાડાઇ, સ્ત્રી૦ જાડાપણું. (૨) અવિવેકપણું; અનાગરિકતા. (૩) બુદ્ધિમાંદ્ય; મૂઢતા.

જાડાશ, સ્ત્રી૦ જાડાપણું. (૨) જાડ્ય, અજ્ઞાન. (૩) અશિષ્ટતા.

જાડિયું, વિ૦ જાડું, પું૦ જાડિયો.

જાડું, વિ૦ [ સં. जड ] દળદાર; પહોળાઇદાર; પહોળાઇને પ્રમાણે મોટા વિસ્તારવાળું ને અંદરથી સંગીન હોય એવું; પહોળાઇમાં પરિધે વિસ્તારવાળું. જાડું લાકડું; જાડું થડ. (૨) શરીરે ભારે; માંસલ; લોહિયાળ; લોહી માંસ અને ચરબીથી ભરેલું; માતું; પુષ્ટ; ફુલેલું મજબુત કે પોચું; સ્થૂલ. :–કપડું માણસ વગેરે. (૩) સજડ સજડ ભરેલું; ઘટ કુમાશનું; નહિમુલાયમ; નહિ ઝીણું; ભરાઉપોતનું. :–જાડું કપડું. (૪) રેલો ચાલે નહિ એવું; લાંદા જેવું; ગાઢું; પ્રવાહી–પાણીવાળું પણ ચીકણું અને રગડા જેવું. :–દૂધ, શિખંડ વગેરે જાડાં–હોય તો સારાં. (૫) નહિ તીણું; ખોખરું; ભરેલું; ભારે. :–એનો અવાજ જાડો છે. (૬) અનાગરિક; ગ્રામ્ય; અશિષ્ટ; ગામડિયું. :તમારો જાડો પહેરવેશ અને ચાલચલગત અહિં નહિ ચાલે. (૭) ઝટ સમજે અથવા શીખે નહિ એવું; કમઅક્કલ; સ્થૂલ બુદ્ધિનું. :–એની બુદ્ધિ જરા જાડી છે. સ્થૂલ; હૃષ્ટપુષ્ટ; પાતળાથી ઉલટું; અસભ્યઃ જંગલી; રાનટી; અણુકસબી; ગમાર; ૨૦ પ્ર૦ જાડુંખદડ=જાડા સુતરનું અને વળી કાંતીને વણેલું હોય એવું; ખાદી જેવું.:–આ કપડું તો જાડું ખદડ છે. જાડું બંબ=બિણાકારે જાડું–સ્થૂલ તે; બહુજ જાડું. જાડુંભમ; જાડુંભોલ. જાડીરેડ=ઘણુ ગાઢું. :–જાડીરેડ દાળ કેમ ભાવે. જાડુંપાતળું=યથાસંપત; ગજાપ્રમાણે; જે કંઇ થોડું ઘણું. :–જાડો પાતળો જેવો મળશે તેવો રોટલો ખાઇને સંપજંપથી રહીશું.

જાડેજા, પું૦ રજપુતની એક જાતિ. આ લોકો બહુ બુદ્ધિમાન, શૂરવીર અને લડવે હઠીલા છે. તેઓ પોતાની રીતભાતને બહુ ચીવટાઇથી વળગી રહે છે. એમની વસ્તી રજપુતસ્થાન, ગુજરાત અને સિંધમાં છે.

જાડ્ય, ન૦ [ સં. ] જાડાપણું; સ્થૂલતા. જડતા; મૌર્ખ્ય; બુદ્ધિમાન્દ્ય; અજ્ઞાન.

જાણ, સ્ત્રી૦ [ સં. ज्ञान ] જાણવું તે; જાણવામાં આવવું તે; ખબર પડવી તે; માહીતી મળવી તે; જ્ઞાન; ખબર; માહીતી. :–મને જાણ થઇ કે તરત હું ત્યાં ગયો. (૪) ઓળખાણ; પરિચય; સહવાસ. :–જાણપિછાન. (૩) વિ૦ જાણનાર; કદર કરનાર; સમજનાર. :–એ તો ગુણ જાણ માણસ છે. તુલનાવાળું; કિમ્મત કરે એવું. (૨) પરીક્ષક; સારું ખોટું શું તે પારખનાર; પારખું. (૫) જાણીતું; જોમિયું; માહીતગાર. :–હું મુંબાઇનો જાણ નથી.

જાણણહાર, વિ૦ જાણનાર.

જાણનાર, વિ૦ જાણતો હોય તે; કદરદાન; માહીતગાર.

જાણપણ, ન૦ જાણવાપણું.

જાણપણું, ન૦ જાણપણ; માહીતી; સજ્ઞાનતા. (૨) આવડ.

જાણપિછાન, સ્ત્રી૦ જાણવા અને પિછાનવાપણું; ઓળખાણ; માહીતી; ખબર; પરિચય.

જાણપુરૂષ, પું૦ અનુભવી, જાણીતો, સમજુ, ડહાપો, કિમ્મત કરી જાણે એવો માણસ તે.

જાણુભેદુ, પું૦ (વિ૦) ઘર વગેરેનો ભેદ જાણનાર; અંદરની વાત–ગોઠવણ વગેરેની જેને ખબર હોય તે. :–જાણુભેદુ વગર આવી ચોરી થાય નહિ.

**જાણુવાજોગ,** વિ૦ જાણુવા જેવું; જ્ઞાતવ્ય; જેની માહીતીની જરૂર હોય એવું. (૨) રસિક; સાંભળવા જેવું; રસ-જિજ્ઞાસા ઉશ્કેરે એવું; મનમાં લેવાજોગ; સમજવા જેવું.

**જાણુવામાં,** અ૦ (જાણુવા મેળે જાણ્યામાં) સાંભળવા પ્રમાણે; જેટલી જાણુ છે તે ઉપરથી; સમજવા મેળે; ખાતરીપૂર્વક નહિ તેમ. :–જાણુવામાં છે ત્યાં લગી તો તે ગયો પછી કોણુ જાણે? જાણ્યામાં–જાણ્યા મેળે તે વિલાયત ગયો. ગયો હોય કિંવા નહિ તેની પોતાને અંગત માહીતી નથી એવો અર્થ દેખાડવાને વપરાય છે.

**જાણુવું,** ક્રિ૦ સ૦ [સં. ज्ञा] પાંચ ઇંદ્રિયો–આંખ, નાક, કાન, જીભ, ત્વચા–અને મન મારફતે શું છે તે સમજવું; જ્ઞાન પામવું તે. (૨) ઓળખવું; પિછાનવું. (૩) સંભારવું; યાદકરવું; માનવું; વિસરી ન જવું. :–ઉપકાર જાણુવો. (૪) અનુભવ હોવો. :–હું તેને સારી પેઠે જાણું છું. હું એ દુઃખ જાણું છું. (૫) ખબર–માહીતી હોવી. (૬) ભણેલા, સમજતા હોવું. :–હું ઇંગ્રેજી જાણુ છું. (૭) પારખ હોવી. :–તું કેરીનો જાણુ નથી. ક્રિ૦ પ્ર૦ જાણીને કુવે પડવું=આત્મઘાતક બનવું; પોતે જાણીને પોતાનું બગાડવું. (૮) ધારવું; કલ્પનાકરવી. :–મેં તો આવડું નહોતું રે જાણ્યું, પ્યારી સખીએ આ રત્ન પ્રમાણ્યું.

**જાણીજોઈ,** અ૦ જાણુવા અને જોયા છતાં પણુ; પરિણામ જાણુવામાં છતાં.

**જાણીબુઝી,** અ૦ જાણુવા ને સમજવા છતાં.

**જાણીતું,** વિ૦ જાણુમાં હોય એવું; જાણુવાણું; ઓળખીતું. (૨) જેની માહીતી હોય એવું વિદ્યાહુનર શીખેલું; હોંશિયાર; કાબેલ. માહીતગાર; ભોમિયું. કહે૦ જાણીતો ચોર ઘર મારે=ચોર ભોમિયો હોય તો ઘરમાંજ ચોરી કરે. જાણ્યો હાયડો કોડીનો =જ્યાં લગી જે આપન જણાઇ નથી ત્યાં લગી તેને માટે આતુરતા રહે છે, પણુ ભાવ રહેતો નથી. જાણુવાથી વસ્તુની કિમ્મત ઘટી જાય છે.

**જાણેઅજાણે,** અ૦ જાણીને અથવા નહિ જાણીને; ભૂલચૂકથી; ગફલત થવાથી, બેખબરપણામાં; સહસાજ.

**જાણેકે,** અ૦ અમુક રીતે હોય તેમ; આવી તેવી રીતે; આમ હોય તેમ. :–જાણે કે દરિયોજ હોય તેમ પાણી ભરાઇ ગયું. આ શબ્દ ઉત્પ્રેક્ષા બનાવે છે. (૨) એમ થાય છે કે; એવો વિચાર આવે છે કે. ઉ૦ જાણે જાઉં તે વનમાં, એ શક નાયક જહાં રહે છે. આમ હોય નહિ શું? એવો અર્થ બતાવે છે. ઉ૦ આજે વહાણે સુપન મહિં જાણે, તેડવાં વહુવર જિલાણુાને આણે. કા. પી.

**જાણો,** પુ૦ જાણુનારો; જાણુ. ઉ૦ જાણુ જોશી તેડાવિયા, મેઘાડંબર ગાજે. (૨) વિ૦ શાણું; ડહાપું.

**જાણોવાણો,** અ૦ આડધુંપડધું જાણુવામાં આવે તેમ. (૨) પું૦ થોડું ઘણું જેની જાણુમાં હોય તે.

**જાણ્યુંવીણ્યું,** વિ૦ આમ તેમથી સહેજસાજ જાણેલું સાંભળેલું હોય એવું; જાણીતું.

**જાત,** વિ૦ [સં. जात] જન્મેલું; ઉત્પન્ન થયેલું; ઉદ્ભૂત; પેદા થયેલું. :–જળજાત=જળમાંથી ઉત્પન્ન થયેલું. જાતપક્ષ=પાંખો આવેલી હોય એવું.

**જાત,** સ્રી૦ [સં. जाति] અમુક લક્ષણુને લક્ષીને પાડેલો જે વર્ગ, વિભાગ ભેદ અથવા વર્ગ તે; જાતિ. જેમકે દેશને લક્ષીને પડેલી માણુસોની જાતો:–હિંદુસ્તાની, યુરોપિયન, જાપાની, અમેરિકન, ચીનની અને ગુજરાતી વગેરે. ધર્મને લક્ષીને પડેલી જાતો. :–હિંદુ,

મુસલમાન જૈન અને ખ્રિસ્તી વગેરે. કર્મને લક્ષીને પડેલી જાતો. :—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર વગેરે. ધંધાને લક્ષીને પડેલી જાતો. :—મોચી, લુહાર, સુતાર વગેરે. વર્ણ ઉપરથી. :—ગોરી, કાળી, પીળી વગેરે. જન્મને લક્ષીને ભેદ. :—માણસ, પશુ, પંખી, કીટ ઈત્યાદિ. રૂપ, રંગ, આકાર, સ્વભાવ વગેરે ઉપરથી જે વર્ગ નામ પડેલું હોય તે. આ પ્રમાણે જે વર્ગ પાડવામાં આવેલા હોય છે તે વર્ગમાંનો દરેક એકાદ તે. (૨) બીજગુણ, વંશગુણ, સ્વભાવ, અને અસલખાસિયત તે; સારાખોટાપણું; ઉચ્ચનીચપણું; સ્વાદ વગેરે અસલ જન્મના ભાવોથી પડેલા ભેદોમાંનો દરેક તે. :—વાઘ હળ્યો હોય તોપણ કોઈવાર એની જાત ઉપર જાય. જેવી જાતનું કપડું હોય તેવી ભાત પડે. જાત વિના ભાત ન પડે. જાતનો ક્રૂર હોય તે દયાળુ કયાથી નીવડે? (૩) જન્મ લઈને ઉત્પન્ન થયેલું જે સ્થૂલ તે; શરીર; દેહ. :—મારી જાતના સમ. જાતે=પોતેજ. :—હું જાતે ત્યાં જઈશ. રૂ૦ પ્ર૦ જાતનું અડધું=જાકડસીકડું; માંદું; નહિ બળવાન. જાતનું=પોતામાંનું; પોતાનું. જાતકજાત=જન્મથી અસલથીજ ખાસિયતથી જે સારાખોટાપણું તે. ક્રિ૦ પ્ર૦ જાત ચોરવી=મહુ શારીરિક શ્રમ ન લેવો; કામકાજ કે મહેનત કરવાથી ડરવું. જાત તોડવી=ખુબ મહેનત કરવી; બહુ ખંત અને મહેનત લઈને કામ કરવું. જાત ઓળવી=વટલાવું; દેહને ભ્રષ્ટ કરવો. જાત વેચીને પુરું કરવું=પોતાનો દેહ—સ્વાતંત્ર્ય વેચીને પણ ઋણ વગેરે અદા કરવું અથવા કુટુંબનું પાલન કરવું; ગમે તે રીતે ભરીપુરી આપવું. જાતેજાત જુદી કરવી=રૂપ રંગ અને આકાર વગેરેને અનુસરીને વસ્તુના જાતવાર વિભાગ પાડવા. કહે૦ જાત જણાય પણ મન ન જણાય. જાત વિના ભાત ન પડે. જાત જોઈને વસીએ અને સોનું જોઈને કસીએ. જાતજાતને ખાય.

**જાતકર્મ**, ન૦ [ સં. ] જન્મેલા છોકરાને કરવાના દસ સંસ્કારમાંનો એક સંસ્કાર તે; જન્મેલા છોકરાનો નાળ વધેર્યા પહેલાં પિતાએ સોનાને ચમચે તેની જીભ ઉપર ઘી લગાડવું તે.

**જાતજમાત**, સ્ત્રી૦ અમુક વર્ણ—લોકનું જે ટોળું અથવા પંચ તે.

**જાતભાઈ**, પું૦ સ્વજાતિનો માણસ તે; નાતીલો; જાતીલો.

**જાતર**, સ્ત્રી૦ [ સં. यात्रा ] જાતરા. જુની કવિતામાં. :—જીતાજાતર આવશે. રા. દુહા.

**જાતરા**, સ્ત્રી૦ [ સં. यात्रा ] સ્નાન, પૂજા, દર્શન, શ્રાદ્ધ વગેરે કરવાને માટે પવિત્ર તીર્થસ્થાનોમાં જવું—ફરવું તે; પોતપોતાના ઇષ્ટ દેવનાં દર્શન કરવાને જવું તે. (૨) દેવના જન્માદિક નિમિત્ત ને નિયત દિવસે તેના ધામ આગળ જે ઉત્સવાદિક કરવાને તેના ભક્તોનું ભેગા થવું તે; મેળો; ઉત્સવ સમારંભ તે. રૂ૦ પ્ર૦ જળજાતરા=પાણીમાં વિહરવું તે. જેલજાતરા=કેદખાને જઈ આવવું તે. (૩) ભમણ; ફરવું તે.

**જાતવંત**, વિ૦ જાતવાળું; કુલીન; ખાનદાન.

**જાતવાન**, વિ૦ જાતવાળું; કુલીન; ખાનદાન; સારા કુલમાં જન્મેલું; સારી જાતનું; ખુનિયાત.

**જાતવેદ**, પું૦ [ સં. ] અગ્નિ; દેવતા.

**જાતા**, વિ૦ જણેલી; જાયી; છોકરી; પુત્રી.

**જાતિ**, સ્ત્રી૦ [ સં. ] જેમાં જન્મ થયો હોય તે—વર્ગ—વર્ણ; મનુષ્ય, પશુ, પંખી, હંસ વગેરે પ્રકાર—વર્ગ અને ભેદ તે; કુળ; વંશ; નાતજાત; વર્ણ; જ્ઞાતિ. (૨) ગણિત પ્રમાણમાં અમુક આંકડો. (૩) એક ફૂલવેલ.

**જાતિભેદ,** પું૦ [ સં. ] વર્ણભેદ; અમુક, અમુક જાતિનો અને બીજો બીજી જાતિનો, એવો જે આંતરો, એક બીજા વચ્ચેનું અંતર તે; જ્ઞાતિભેદ; નાતજાતપણું; ટોળાંઅંતર; એ વિભાગો વચ્ચેની જુદાઇ.

**જાતિભ્રંશ,** પું૦ [સં.] જાતિમાંથી પડીજવું તે; જાતિ ગુમાવવી તે.

**જાતિભ્રષ્ટ,** વિ૦ [સં.] જાતિમાંથી બહાર નીકળી ગયેલું; જાતના જે આચારવિચાર હોય તેનું ઉલ્લંઘન કરી ગયેલું; પતિત; જાતિ બહિષ્કૃત હોય તે.

**જાતિવહેવાર,** પું૦ પોતાના સમુદાય સાથે આપલે કરવાનો સંબંધ તે.

**જાતિસ્વભાવ,** પું૦ [ સ. ] જન્મખાસિયત; અમુક વર્ગનો જે સ્વભાવ હોય તે સ્વભાવનું –જાતિએ ઉતરેલું વલણ તે; જાતિનો એકાદો ખાસ ગુણ તે.

**જાતિવાચક,** વિ૦ [ સં. ] જાતિદર્શક; જાત બતાવનાર. વ્યાકરણમાં.

**જાતિવેર;** ન૦ કુદરતી વેર; સ્વાભાવિક દ્વેષભાવ તે. :–ઉંદર બિલાડીનું; ઘુવડકાગડાનું. વર્ગ વર્ગ વચ્ચેનું.

**જાતિસ્મરણ,** ન૦ પોતાની જાતનું જે સ્મરણ તે; પેલા જન્મ સંબંધી યાદ તે.

**જાતી,** સ્ત્રી૦ જાત; જાતિ.

**જાતીય,** વિ૦ [ સં. ] જાતનું; જાતિસંબંધી; સ્વજાતીય=પોતાની જાતનું.

**જાતીલું,** વિ૦ જાતિનું; સમૂહમાંનું. પું૦ જાતીલો, સ્ત્રી૦ જાતીલી. સ્વજાતીય. પોતાની નાતજાતનું માણસ તે. નાનીલા જાતીલાથી મેળ કરી ચાલે સંસાર. ક. દ. ડા.

**જાતુધાન,** પું૦ [સં. यातुधान] રાક્ષસ; નિશાચર.

**જાતે,** અ૦ પોતે; પોતાને શરીરે; સ્વયં; પોતાની મેળે.

**જાત્યંધ,** વિ૦ જન્મથીજ આંધળું હોય એવું; પ્રજ્ઞાચક્ષુ.

**જાત્યભિમાન,** ન૦ જાતિનું જે અભિમાન તે.

**જાત્રા,** સ્ત્રી૦ [ સં. यात्रा ] જવું, ફરવું, તીર્થોમાં મુસાફરી કરવી તે; માણસોએ સમૂહમાં રહી પ્રવાસ કરવો તે. તીર્થયાત્રા=પવિત્ર ધામોમાં સ્નાન, શ્રાદ્ધ, દાન વગેરે પારલૌકિક ધર્મ સાધવાને માટે ફરવું તે. (૨) દેવ નિમિત્તે જે ઉત્સવ કરવો તે; એ ઉત્સવનો સમારંભ અને મેળાવડો વગેરે તે. (૩) શરીરનો નિર્વાહ કરવો તે; દેહ ધારણ થાય એવો જે વ્યવસાય, આજીવિકા તે; ભરણપોષણનો માર્ગ. :–દેહ–શરીરયાત્રા. લોકયાત્રા=લોક વ્યવહાર; વહીવટ; રીતરિવાજ વગેરે.

**જાત્રાળુ,** વિ૦ જાત્રામાં ફરવા નીકળેલું; યાત્રા કરનાર; તીર્થ ફરનાર; પ્રવાસી. (૨) ભીખ માગીને તીર્થોમાં ફરનાર.

**જાથુ,** વિ૦ ચાલુ; હમેશનું; હમેશ ચાલ્યા કરે એવું. (૨) અ૦ સદા; હમેશ.

**જાથુકં,** વિ૦ હમેશનું; સદા ચાલે એવું. (૨) ચાલુ; હમેશ ચાલ્યા કરે.

**જાદ,** સ્ત્રી૦ યાદ; ખબર.

**જાદરણી,** સ્ત્રી૦ જાનરડી.

**જાદરે,** ન૦ ધોળા આછા વણાટનું એક જાતનું રેશમી કપડું.:–જાદરનું કપડું=પરણતી વખતે કન્યાને જે આછા વણાટનું ધોળું રેશમી કાપડ પહેરાવે છે તે જાતનું કપડું. એ વલ્કલ જેવું હોય છે.

**જાદરિયું,** ન૦ ઘઉંના પોંખનો લાડુ; પોંખની સાથે ગળપણ ઘી વગેરે નાંખીને બનાવેલો ખાવાનો પદાર્થ.

**જાદવ,** પું૦ [ સં. यादव ] યદુવંશીય પુરુષ; યદુરાજાના કુળનો, વંશનો–ચંદ્રવંશી રજપુત જાતિનો જે માણસ તે. શ્રીકૃષ્ણ વગેરે જાદવ હતા.

**જાદવાસ્થળી,** સ્ત્રી૦ જાદવો વચ્ચે માંહોમાંહે થયેલી લડાઈના જેવી જે માંહોમાંહે ભયંકર લડાઇ થતી તે. (મ. यादवीं) દ્વારકાના યાદવો શ્રીકૃષ્ણ વગેરે સૌ પ્રભાસપાટણમાં યાત્રાએ ગયા હતા. ત્યાં યાત્રાના ઉત્સવમાં ખૂબ દારૂ પીધા પછી તેઓમાં માંહોમાંહે મોટી લડાઇ થઇ હતી. કેફને લીધે પોતે કોને મારે છે અને કોની સાથે લડે છે તેનું કોઇને ભાન રહ્યું નહિ ને સૌ નાશ પામ્યા. આ માંહોમાંહેની લડાઇ એવી ભયંકર થઇ પડી કે જેથી લગભગ આખું જાદવકુળ નાશ પામ્યું. આ ઉપરથી ઘર કે કુટુંબનાં સ્નેહીઓ વચ્ચે ચાલેલા કલેશને જાદવાસ્થળી કહેવામાં આવે છે.

**જાદા,** અ૦ [फा.] ખૂબ; વધારે.

**જાદી,** સ્ત્રી૦ [फा.] છોકરી; બેટી.

**જાદુ,** ન૦ [फा.] સાધારણ બુદ્ધિનાં માણસોથી સમજી શકાય નહિ એવું જે તે; મંત્ર, તંત્ર, યુક્તિ, હાથચાલાકી કે બીજી કોઇ રીતે બીજાથી સમજાય નહિ અને સૌને આશ્ચર્ય લાગે એવું જે કામ-બનાવ ચમત્કાર વગેરે તે. (૨) ચમત્કારિક કામો કરવા-સાધવાની જે વિદ્યા તે; તંત્રવિદ્યા; મંત્રમોહિની; કામણ; ઇલમ; નજરબંધી, ગારૂડી વિદ્યા; માયા; અભિચાર; ઇન્દ્રજાળ; મંત્રયોગ. ક્રિ૦ પ્ર૦ જાદુકરવું=મોળવવું; વશ કરવું; બીજાને વિસ્મય થાય એમ કરવું; માયા કરવી. જાદુમંતર=જાદુ થાય એવા જે છુપા ઉચ્ચાર તે; ચમત્કારી કામણમંત્ર.

**જાદુઇ,** વિ૦ ચમત્કારિક; જાદુએ ઉત્પન્ન થયેલું; જાદુસંબંધી.

**જાદુખોર,** પું૦ જાદુ પાછળ મચ્યો રહેતો હોય એવો માણસ; જાદુનોવ્યસની; જાદુ જાણનારો.

**જાદુગર,** પું૦ જાદુના ખેલ અને ચમત્કાર વગેરે કરનારો; બાજીગર; ખેલાડી; ગારૂડી.

**જાદુગારૂં,** વિ૦ જાદુઇ અસર ઉત્પન્ન કરે એવું; મોહિની લગાડે એવું; વશ કરી લે એવું; મોહક; માયાવી. ઉ૦ જાદુગારો ધુતારો કહ્યું કર ગયોરે.

**જાદુગીરી,** સ્ત્રી૦ જાદુની વિદ્યા તે; માયા; ઇલમ. (૨) જાદુ કરવાની આવડ તે.

**જાદુડાણો,** પું૦ જાદુનો નાનો જેવો ચમત્કાર તે.

**જાદુમંતર,** પું૦ જાદુ કરવાનો મંત્ર તે; જાદુ સંબંધી મંત્ર.

**જાદે,** અ૦ વધારે; ખૂબ; જોઇએ તે કરતાં વધારે હોય તેમ.

**જાદો,** પું૦ [फा.] છોકરો; શાહજાદો; બેટો.

**જાન,** સ્ત્રી૦ પરણવા જતા વરની સાથે જનારો જે જનસમૂહ તે; વરને પરણાવવા જનારાઓનો જે સમવાય તે. ક્રિ૦ પ્ર૦ જાન સુંઢાડવી=જાનને એકઠી કરી લઇ જવાની ધામધુમ-ગોઠવણ કરવી; જાન મેળવવી=જાન કાઢીને જવું તે. જાન શોભવવી=જાન શોભે તેમ કરવું. જાનેજવું=વર પરણાવવા જવું; માનભર્યા પરોણા થવું. રૂ૦ પ્ર૦ જાને આવવું=મોજશોખ કરવા ખાવાપીવા કે આતિથ્ય કરાવવા જવું:- ગરદન ઉપર કાકરી મૂકીને કામ કરો, અહિં તો કામ કરવાનું છે તમે કંઇ અહિં જાને આવ્યા નથી. આતિથ્ય માન વગેરેને યોગ્ય નહિ પણ કામકાજ કરવાને રહેલા માણસને ટાણો મારતાં કહેવાય છે કે, 'એ કંઇ અહિં જાને આવ્યો નથી.' કહે૦ જાનમાં કોઇ જાણે નહિ અને હું વરનો બાપ.

**જાન,** પું૦ [फा.] પ્રાણ; આત્મા; જીવ. (૨) સ્નેહ; પ્રેમ. રૂ૦ પ્ર૦ જીવજાન=બહુપ્રિય; પ્રાણપ્રિય. ક્રિ૦ પ્ર૦ જાન આપવો=જીવ

આપવો; પ્રાણ કાઢી નાંખવો. જાનથી મારવું=પ્રાણ જતો રહે એવું મારવું; જીવ લઇ લેવો. જાન લેવો=જીવ લેવો. જાન પર આવવું=પોતાના પ્રાણ ઉપર સંકટ આવે તે વખતે પ્રાણના રક્ષણ માટે જે સામા થવું તે; જીવ સાટે જીવ લેવા જેવા દ્વેષથી સામા થવું. બેજાન કરવું=નિર્જીવ કરવું, પ્રાણ જતો રહે એમ કરવું. જાન સંભાળીને કામ કરવું=જીવ સાચવીને કામ કરવું. (૩) ન૦ [ फा. जियान ] નુકસાન; હાનિ; ખોટ; ગેરલાભ; વ્યય. જાનકરવું=નુકસાન કરવું. ખરચ—વ્યય. :—પૈસાનું જાન થાય તેની હરકત નહિ પણ સારૂં કામ કરવું. જાન થયું=નુકસાન—હાનિ થઇ.

**જાનકી,** સ્ત્રી૦ [सं] જનકજાનાં પુત્રી તે; સીતાજી.

**જાનપિછાન,** ન૦ જાણવામાં અને ઓળખવામાં હોય એવું જે—તે, એવી જે હાલત તે; જાણતા અને ઓળખતા હોઇએ એવો જે સારો પરિચય—સ્નેહસંબંધ તે.

**જાનમાલ,** પું૦ જીવ—પ્રાણ અને મિલકત તે; જીવિત તેમજ તેનાં સાધનો તે; જાન અને માલમતા બેઉ તે; પ્રજા અને તેની માલમિલકત.:—જાનમાલનું રક્ષણ કરવું એ રાજાનો ધર્મ છે.

**જાનરડી,** સ્ત્રી૦ જાનમાંની સ્ત્રી; વરને પરણાવવા જનારી—ગયેલી સ્ત્રીઓમાંની એક તે; જાદરણી.

**જાનવર,** ન૦ [फा. जान=જીવ—વર] જેનામાં ચૈતન્ય હોય એવું પ્રાણી; ઢોર; પશુ.

**જાનવરી,** વિ૦ વનના જાનવર સંબંધી—જેવું; જંગલી; પાશવ. :—જાનવરી ખવાસ.

**જાનડિયો,** પું૦ જાનૈયો; જાનમાંનો જે એકાદ જણ તે; વરનો સાથી.

**જાનાં,** સ્ત્રી૦ માશુક; પ્રિયા; પ્યારી.

**જાનિ,** પું૦ [ सं. ] પતિ. જાયા અને જાનિ.

**જાની,** વિ૦ [फा.] જાન જેવું; પ્રાણ જેવું વહાલું; પ્રાણપ્રિય. :—જાનીદોસ્ત. (सं.) યાજ્ઞિક.

**જાનીવાસો,** પું૦ વર અને જાનને જે ઠેકાણે ઉતારો આપ્યો હોય તે સ્થાન.

**જાનુ,** સ્ત્રી૦ [ सं. ] જાંઘ.

**જાનેવારી,** પું૦ ખ્રિસ્તી વરસનો પહેલો મહીનો; જાન્યુઆરી. ઉ૦ જાનેવારી જાણજે.

**જાનૈડી,** સ્ત્રી૦ જાનરડી; જાદરણી.

**જાનૈયો,** પું૦ જાનમાંનો માણસ; વરને પરણાવવા તેની સાથે ગયેલા પુરૂષોમાંનો એક જણ તે.

**જાનોતર,** સ્ત્રી૦ જાન અને નોતર; જાન અને તેમાં નોતરેલા પરોણાઓ વગેરે તે. ઉ૦ જાનોતર ગઇ દ્વારકા એક રહ્યો સુભદ્રા તન.

**જાન્યુઆરી,** પું૦ [ अं. ] ખ્રિસ્તી વરસનો પહેલો મહીનો.

**જાપ,** પું૦ જપ. ઉ૦ જાપ જપતીરે આય.

**જાપક,** પું૦ જપ કરનારો; જપિયો.

**જાપતો,** પું૦ [ फा. जाबिता ] કિંમતી વસ્તુ ઉપર તે ચોરાઇ જાય નહિ તે માટે અને માણસ વગેરે ઉપર તે નાસી જાય નહિ તે માટે જે ખંતીલી સંભાળ રાખવી તે; ચોકસી; તકેદારી; સાવચેતી; સંભાળ; પાકો બંદોબસ્ત. ક્રિ૦પ્ર૦ જાપતો રાખવો=સંભાળ રાખવી; બંદોબસ્ત રાખવો; સખતાઇથી નજર રાખવી.

**જાપાન,** ના૦ પૂર્વ ગોળાર્ધની પૂર્વે ચીનની પાસે પાસિફિક મહા સાગરમાંના હોનસ્યુ, શિકોકુ ક્યુસ્યુ જેસ્સો તથા બીજા ઘણાક નાના મોટા ટાપુઓ મળીને બનેલો એક દેશ; નિપોન; ઉગતા સૂર્યની ભૂમિ. જાપાનનું ક્ષેત્રફળ ૧૬૨૦૦૦ ચોરસ માઇલ છે. એની વસ્તી પોણા પાંચ કરોડ માણસની છે. જાપાનના લોકો બુદ્ધધર્મ પાળે છે. ચિનાઇ ભાષાને મળતી જાપાની ભાષા

તેઓ ભોલે છે અને રંગે પીળા છે. જાપાનમાં ઘણા પર્વતો છે અને તેમાંના ઘણા જ્વાળામુખી છે. જાપાનીઓ ઉદ્યોગી અને ખંતીલા હોઈ છેલ્લાં પચાસ સાઠ વરસમાં પશ્ચિમનો સુધારો દાખલ કરી હાલ એક બળવાન પ્રજાની સ્થિતિએ પહોંચ્યા છે.

**જાપાની,** વિ૦ જાપાનનું; જાપાનસંબંધી; જાપાનનું વતની.

**જાપ્ય,** વિ૦ [સં.] જપવા જોગ; જપવાને યોગ્ય હોય એવું.

**જાફત,** સ્ત્રી૦ [अ. जियाफत] મીજબાની; ઉજાણી; ઉત્સવ. ક્રિ૦ પ્ર૦ જાફત આપવી=ખુશીનું ભાજન આપી મેળાવડો કરવો.

**જાફરમાની,** વિ૦ [फा] કેસર જેવા રંગનું; કેસરિયું.

**જાફરાન,** ન૦ [फा.] કેસર. કહે૦ ગધેડું જાફરાનકી કયા ખબર.

**જાફરાબાદ,** ન૦ કાઠિયાવાડમાં વેરાવળ અને પ્રભાત પાટણ તરફના ખુલ્લા દરિયા કિનારા ઉપર આવેલું એક સુંદર બંદર અને સંસ્થાન.

**જાફરાબાદી,** વિ૦ જાફરાબાદનું—સબંધી; વતની.

**જાફેરાટ,** ન૦ બેદરકારીપણું.

**જાબજા,** અ૦ જ્યામક; બહુ થઈ જાય તેમ; જાબજા વખાણ કર્યાં.

**જાબાલિ,** ના૦ [સં.] રામાયણ સમયના એક ઋષિ. દશરથ રાજાના પુરોહિતોમાં જાબાલિ એક હતા. વનવાસે નહિ જતાં ભરત જે ગાદી આપતો હતો તે સ્વીકારવાને તેમણે રામને ખૂબ સમજાવ્યા હતા. પૌરાણિક કથાનકોમાં જાબાલિ બહુ પ્રસિદ્ધ ઋષિ છે.

**જાભણું,** વિ૦ (ગાભણું) પશુની ગર્ભવતી માદા.

**જામ,** પું૦ [फा.] પડઘીવાળું પવાલું; કટોરો. (૨) દારૂ પીવાની રત્ન જડિત પ્યાલી. (૩) જામફળીનું ફળ; જમરૂખ. (૪) કાઠિયાવાડમાં આવેલા નવાનગરના—જામનગરના રાજાઓની ઓળખ; અટક. :—જામસાહેબ.

**જામ,** પું૦ [સં. याम] રાત દહાડાનો આઠમો ભાગ; ત્રણ કલાક જેટલો વખત તે; યામ; પહોર. દિવસના ચાર અને રાત્રિના ચાર મળીને આઠ જામ થાય છે.

**જામગરી,** (જામગિરી) સ્ત્રી૦ તોપ અને બંદૂકના ઘડ. આગળનું ખામણું કે ત્યાંથી અંદરના દારૂને સળગાવાય છે તે; કાન; તોપ કે બંદૂક ફૂટવા માટે સળગાવવાનું નાકું. (૨) કાથાની શણ કે સુતરની એક છેડેથી સળગતી રાખેલી, તોપ બંદૂક વગેરેના દારૂને ચેતવનારી કે દેવતા પાડવાની દોરી; પલીતો. ક્રિ૦ પ્ર૦ જામગરી સળગાવવી= ઉશ્કેરણી આપવી; લડાઇ ઝઘડો થાય એમ કરવું; ઉશ્કેરવું; પલીતો કરવો—મૂકવો તે. જામગરી ચાંપવી=સળગી, ભભુકી ઉઠે તેમ કરવું; ચપટી દારૂ મૂકેલો હોય તેમાં એક છેડેથી સળગતી દોરી ચાંપવી—સળગાવવી એટલે ભડકો લઇ ઉડે તેમ કરવું; મોટો ખળભળાટ કે ઝઘડો જાગે એમ કરવું તે.

**જામણ,** ન૦ (જમાવનાર) કોઇ વસ્તુ જામી જાય એમ કરે એવું જે તે; અંકકરણ; મેળવણ.

**જામદગ્ન્ય,** ના૦ [સં.] જમદગ્નિનું સંતાન તે; પરશુરામ.

**જામદાની,** સ્ત્રી૦ જેની અંદર—પોતમાં ને પોતમાં વણાટની ભાત—વેલ પાડેલી હોય એવું ઉંચા વણાટનું સુતરાઉ કપડું. આ કપડાનાં અસલ પહેરણ અને અંગરખાં વગેરે કરવામાં આવતાં હતાં.

**જામદાર,** પું૦ [फा.] જામદારખાનાનો ઉપરી. તિજોરર; ખજાનચી; કોઠીદાર.

**જામદારખાનું**, ન૦ [ફા.] જવાહિર, દાગીના અને રોકડ વગેરે રાખવાનું સ્થાન તે; તિજોરી; ભંડાર; નિધિ.

**જામનગર**, ન૦ કાઠિયાવાડમાં આવેલું એક રજપુત રાજ્ય; જુઓ નવાનગર.

**જામની**, સ્રી૦ [સં. जामिनी] સ્રી. (૨) રાત્રિ.

**જામફળ**, ન૦ જમરૂખ; જમરૂખડીનું ફળ.

**જામફળી**, સ્રી૦ જમરૂખડી; જેને જામફળ થાય છે તે ઝાડ.

**જામવું**, ક્રિ૦ અ૦ છુટાં છુટાં તત્ત્વોનું એકત્ર થવું; સંઘટ્ટન થવું; ઘન થવું; બંધાવું; સાથે સાથે મળી જવું; ઠરવું; બાઝવું. (૨) બરોબર ચાલી રહેવું; ખૂબ મચવું; ગાઢ થવું. :–યુદ્ધ જામ્યું. મૈત્રી જામી. યથાર્થ સ્થિતિએ, જોઇએ તેવી હાલતે પહોંચી જવું; ખીલવું. :–ખૂબ રંગ જામ્યો. (૩) બંધાવું; ઠરવું; પરમાણુઓનું ઘટ થવું. :–દૂધ જામ્યું. (૪) વધી–ખીલીને બહાર આવવો=સારો સંબંધ જામ્યો છે. ક્રિ૦ પ્ર૦ ધંધો જામવો=વેપાર ખીલવો અને સારી સ્થિતિએ પહોંચવો. જામી જવું=એકદમ સામસામે અથડાવું; ટપાટપી થવી; લડાઇ થવી; ચોંટવું; સ્થિર દૃઢ થવું; જુદું કે છુટું પડે નહિ એમ થવું. :–છોડ જામ્યા પછી ટેકા કાઢી લેજો.

**જામાતૃ**, પું૦ [સ.] જમાઇ.

**જામાત્ર**, પું૦ જમાઈ.

**જામિની**, સ્રી૦ [સં. यामिनी] રાત્રિ, રજની. ઉ૦ જામિનીના જાગરણે અરૂણાં, લોચનિયાં લોચાતાં, જાઓ જીવણ, જાણ્યું જુઠ જવા દો. ધ્રુવ.

**જામીન**, પું૦ [ફા.] અમુક કામ અમુક ન કરે તો કરી આપવા કે તેનો જવાબ દેવાને હું જોખમદાર થાઉં છું, એવી કબુલત આપનારો; બાંયધર; પ્રતિભૂ; જવાબદાર. ક્રિ૦ પ્ર૦ જામીન આપવા=સામાને પોતા ઉપર વિશ્વાસ ન આવતો હોય તો બીજાનો વિશ્વાસ અપાવવો તે; બાંયધર દેવા. જામીન લેવા=બાંયધર માગવા. જામીનપર છુટવું=બાંયધર આપીને પોતે નક્કી કરેલી મુદતે હાજર થાય નહિ તો તેને માટે અમુક માણસ જોખમદાર ગણાય એવો વિશ્વાસ અપાવી છુટવું. જામીન થવું=બાંયધર બનવું; બીજા માણસના કાર્યની જોખમદારી પોતાને માથે લેવી.

**જામીનગીરી**, સ્રી૦ જામીન તરીકે કબુલત કરવી–આપવી તે; જોખમદારી માથે લેવી તે; જવાબદારી. (૨) વિશ્વાસ; ખાતરી; કબુલત.

**જામો**, પું૦ [ફા.] પુરુષને ડીલે પહેરવાનો ઢિંચણની બહુ નીચે લગી લબડતો રહે એવો ઘેરદાર ડગલો કે અંગરખો. સંપૂર્ણ પોષાકમાં, સારા માઠાના અને મેળાપડાના પોષાકમાં પારસીઓ તેમજ હિંદુઓ અને રાજદરબારમાં મુસલમાનો જામા પહેરતા હતા અને મુંબાઇ સુરત તરફ અત્યારે પણ પહેરે છે. વરરાજાને જરીનો જે મોટો ડગલો–અંગરખો પહેરાવવામાં આવે છે તે. ઉત્તર ગુજરાતમાં જામો કહેવાય છે. વાઘો. જામાની સાથે હમેશ પિછોડી રાખવી પડે છે તેથી 'જામો પિછોડી' અથવા 'જામાપિછોડી' નો પોષાક એમ કહેવાય છે.

**જામ્બવાન**, ન૦ રામાયણ પ્રમાણે રામને મદદ કરનાર રિંછનો રાજા. તે સુગ્રીવનો બળવાન ને બુદ્ધિશાળી સામંત હતો. કૃષ્ણાવતારમાં સ્યમંતક મણિને માટે કૃષ્ણને તેની સાથે યુદ્ધ થયું હતું. તેણે પછી જામ્બવતી નામે પોતાની છોકરી અને મણિ કૃષ્ણને સોંપ્યાં હતાં.

**જામ્બુનદ**, ન૦ [ સં. ] સોનું; સુવર્ણ; હેમ.

**જાયનશીન**, પું૦ વાલીવારસ; વંશજ; કુટુંબના હકદાર પુરુષો. :—અમારા જાયનશીનો સાથે તમારે માનથી તથા ખરેખરા પ્રજા ધર્મ પ્રમાણે વર્તવું. પાં. ચો.

**જાયપત્રી**, સ્ત્રી૦ [ સં. जातीपत्री. ] જાયફળ ઉપરનું તેલી સુગંધિદાર છોડું; જાવંતરી; જાવંત્રી; એક જાતનો તેજાનો. ઔષધિ અને ગરમ મસાલા તરીકે વપરાય છે.

**જાયફળ**, ન૦ [ સં. जातीफल ] સોપારી જેવડું પણ પોચું તૈલિસુગંધિદાર એક ફળ; એક તેજાનો. સુમાત્રા, જાવા, લંકા, નીલગિરિ વગેરે પહાડી અને ગરમ દેશોમાં જાયફળીનાં ઝાડ થાય છે. તે આશરે વીસ ફૂટ ઉંચાં થાય છે. તેને ગુચ્છાદાર ફૂલ આવી તેમાં ફળ બાઝે છે. ફળ ઉપર ત્રણ પડ હોય છે. એક પોચું ને લાલ પડ હોય છે તે જાવંતરી તરીકે વપરાય છે ને બીજું પડ કઠણ કોટલા જેવું હોય છે તેમાંથી ફળ નીકળે છે. આફ્રિકામાં જાયફળનાં ઝાડ થાયછે પરંતુ ખેતી કરવાથી જેવાં સારાં થાય છે તેવાં જંગલમાં થતાં નથી. લંબગોળ નહિ પણ ગોળ જાયફળ સારૂં અને ગુણકારી ગણાય છે. એમાંથી તેલ નીકળે છે તે વાયુના રોગ ઉપર વપરાય છે. જાયફળ માદક છે. ગરમ સુગંધિ મસાલા તરીકે તે આપણે અહિં પુષ્કળ વપરાય છે.

**જાયા**, સ્ત્રી૦ [ સં. जाया ] સ્ત્રી; વહુ; પત્ની.

**જાયી**, વિ૦ [ સં. जन् ] જન્મેલી; જણી. બેટી; પુત્રી; છોકરી. ઉ૦ માડીની જાયી ક્યારે આવશે.

**જાયુ**, વિ૦ જન્મેલું; જણ્યું. છોકરું; બચ્ચું. :—જાયું તે સર્વે જવાનું.

**જાયો**, પું૦ જન્મેલો; જણ્યો; છોકરો; પુત્ર. :—સાસુજાયો ઘેર લડશેજી. માડીજાયો=ભાઈ. સાસુજાયો=વર, પતિ.

**જાર**, સ્ત્રી૦ જુવાર. (૨) પું૦ [ સં. ] જે પર પુરુષ સાથે સ્ત્રીને પ્રીતિ હોય તે; આશક; ઉપપતિ. :—અહલ્યા જાર=તેની સાથે જારી કરનાર—ઇન્દ્ર.

**જારકર્મ**, ન૦ [ સં. ] સ્ત્રીએ પર પુરુષ સાથે અને પુરુષે પર સ્ત્રી સાથે આડો—ખોટો વહેવાર રાખવો તે;—પરાયાં સ્ત્રીપુરુષનો અયોગ્ય સંબંધ તે; પતિવ્રત કે પત્નીવ્રતનો ભંગ તે; વ્યભિચાર.

**જારકર્મી**, વિ૦ જારીનું કામ કરનાર; વ્યભિચારી

**જારજ**, વિ૦ [ સં. ] જારીથી ઉત્પન્ન થયેલું; વ્યભિચારથી જન્મેલું છોકરું.

**જારણ**, ન૦ [ સં. जॄ ] જર્જર થઇ જવું તે; જાજરૂં થવું તે. (૨) જર્જરિત કરવાની જે ક્રિયા તે; માણસ જીર્ણ થઈ જાય એવો જે તાંત્રિક મંત્ર વગેરેનો પ્રયોગ તે; મુંડચોર. ' જારણ મારણ મંત્ર ' એમ બોલાય છે.

**જારણું**, ન૦ જારણ કરવું તે.

**જારત**, સ્ત્રી૦ મુસલમાનોમાં મરણને ત્રીજે દિવસે જે ક્રિયા કરવામાં આવે છે તે; ઉઠમણાની ક્રિયા.

**જારિણી**, સ્ત્રી૦ જારકર્મ કરનારી; વ્યભિચારિણી; નઠારીસ્ત્રી.

**જારી**, સ્ત્રી૦ જારકર્મ કરવું તે;. વ્યભિચાર; ચોરી છુપીથી સ્ત્રીપુરુષે ખોટો સંવ્યવહાર ચલાવવો તે.

**જારી**, અ૦ ચાલુ; શરૂ; જારુ; ચાલુ રહેલું હોય એમ તે. ક્રિ૦ પ્ર૦ જારીકરવું=ચાલુ કરવું. જારી રાખવું=ચાલુરાખવું.

**જારીવિજારી**, સ્ત્રી૦ વ્યભિચાર કરવો અને વળી બડી તદબીરથી તેને છુપાવવો, છાનો રાખવો તે; જારકૌશલ્ય; છિનાળું કરીને તે ઢાંકી જાણવું તે. માણસ જારીવિજારી રમી જાણે છે. શુકબહોતેરીમાં શુક બધી વિજારીની વાતો કહી કહીનેજ શેઠાણીને જારી કરતાં અટકાવી હતી.

**જારૂ**, ન૦ વ્યભિચાર; છિનાળું. (૨) અ૦ જારી; ચાલુ. :–હમણાં ભણવાનું જારૂ નાખ. નીભ્યા કરવું તે; બંધ ન પડે તેમ. :–કામ જારૂ છે.

**જાલ**, સ્રી૦ [ સં. जालं ] જાળ. (૨) છટકું.

**જાલમ**, વિ૦ [ સં. जाल्म ] ક્રૂર; તીક્ષ્ણ; નિર્દય. (૨) અસહ્ય; ન ખમાય એવી સખતીવાળું; જુલમી.

**જાલમી**, સ્રી૦ જાલમપણું; ક્રૂરતા; જુલમ.

**જાલિંદર**, પું૦ સાધુઓની એક જાત; અમુક સંપ્રદાયના જે સાધુઓ તેમની ઓળખ. 'નાથ' જેવી.

**જાલી**, વિ૦ ક્રૂર; જુલમી.

**જાલોર**, ના૦ મારવાડમાં જોધપુર નજીક આવેલું એક નાનું રાજ્ય. દિલ્હી અને ગુજરાતના રસ્તા વચ્ચે જાલોર આવેલું છે. પરમાર રાજાઓનું તે એક બળવાન રાજ્ય હતું.

**જાવક**, વિ૦ જાય એમ કરવાનું; બહાર મોકલવાનું; રવાના કરવાનું; જતું હોય કે જવાનું હોય એવું. માલ વગેરે:–જાવક માલ. (૨) ના૦ મોકલેલું કે મોકલવાનું જે તે; મોકલેલી કે મોકલવાની વસ્તુઓ તે. :–કાગળપત્તરો વગેરેની નોંધ તે. :–આવક જાવકની નોંધ પોથીઓ. (૩) ઉધરે–બહાર જાય કે અપાય તે; ખરચાય તે. નાણાની જાવક. (૪) પું૦ લાલરંગ.

**જાવકબારનીશી**, સ્રી૦ અમુક ખાતામાંથી બીજા ખાતા તરફ અથવા ખાતાની વડી કચેરીમાંથી જે કાગળપત્તરો બહાર જતા હોય તેની નોંધપોથી.

**જાવડભાવડ**, અ૦ જેવુંતેવું; તકલેદી; આછું પાતળું; લાંબો વખત ટકે નહિ એવું; ખાસ ફુસિયું; કામ ચલાઉ હોય તેમ. એમ કહેવાય છે કે 'જાવડ' નામે પાટણના રાજાનો એક દિવાન હતો. આગળ થયેલા દિવાનોની માફક તેને પણ પોતાનું નામ રાખવાનો અભખરો લાગ્યો હતો, પરંતુ સ્વભાવ કંજુસ હોવાથી તે જે તળાવ, કુવા, વાવ, કે મકાન બંધાવતો તે એટલાં બધાં સારાં ને ટકાઉ થતાં ન હતાં તેથી હરેક તકલેદી કામને તેને નામે 'જાવડભાવડ' કહેવાનું લોકમાં ચાલુ થયું હતું :–આ સાલ વરસાદ જાવડભાવડ થયો છે.

**જાવત**, અ૦ [ સં. यावत् ] જ્યાં લગી.

**જાવંતરી**, સ્રી૦ [ સં. जातीपत्रीः ] જાયફળ ઉપરની પોચી અને તીખી, લાલ રંગની છાલ; એક ગરમ મસાલો.

**જાવંત્રી**, સ્રી૦ જાવંતરી.

**જાવરી**, સ્રી૦ થોડા વખતમાં પચી જાય એવું ખાણું; દાળભાત:–જાવરીની હાજરી.

**જાવરૂં**, વિ૦ દોહળું; જર્જરી જાય એવું; ક્ષણ ભંગુર. ઉ૦ કુંભ કાચો કાયા જાવરી, જોઈને કરજે જતંનજી.

**જાવલી**, સ્રી૦ જાવલું; ખજુરીનાં પાંદડાંનું ટાટું; ખજુરીનાં પાંદડાંની છોલની સાદડી.

**જાવળું**, વિ૦ જીર્ણ; દોહળું; તકલેદી. (૨) ના૦ પાતળી રાખ; કાજળી; છારૂં.

**જાવા**, ના૦ મસાલાના ટાપુ સમુદ્રમાંનો એક મોટો ટાપુ. તે સુમાત્રા અને બોર્નિયોની વચ્ચે આવેલો છે. એની લંબાઇ ૬૦૦ માઇલ અને પહોળાઇ ૪૦ થી સવાસો માઇલ જેટલી હોઇ એકંદર ક્ષેત્રફળ ૪૯૦૦૦ ચોરસ માઇલનું છે. એના એક છેડાથી બીજા છેડા સુધી મોટા ને ઉંચા પર્વતોની હાર આવેલી છે. આ પર્વતમાળામાં પણ જ્વલંત જ્વાળામુખી છે. ચોમાસામાં જ્યારે વરસાદની ઝડીઓ પડે છે ત્યારે જ્વાળામુખોમાંથી ઉની ઉની વરાળના ગોટેગોટ નીકળી વરસતાં વાદળને વધારે કાળાં બનાવે છે. જાવામાં બે ચોમાસાં

આવે છે. એક મેથી સપ્ટેમ્બર લગીનું અને બીજું ડિસેમ્બરથી માર્ચની શરૂઆત લગીનું. જાવામાં અઢી કરોડ માણસની વસ્તી છે. હાલ જાવાનો ટાપુ હોલાંડના વલંદાઓને તાબે છે, પરંતુ આગળ તે હિંદુ રાજાઓને તાબે હતો. બૌદ્ધકાળમાં ત્યાં એ ધર્મ અને સત્તા જામ્યાં હતાં, તે બાદ શાંકરમતનો વિજય થતાં શિવમાર્ગી રાજાઓ જાવાના ધણીરણી થયા હતા અને ઇસ્વીસનના છેક સોળમા સૈકા લગી તેઓની તેની ઉપર રાજ્યસત્તા ચાલતી હતી. જાવામાં ઠેકઠેકાણે શિવાલયો અને હિંદુ દેવનાઓનાં મંદિરો તથા મૂર્તિઓ જોવામાં આવે છે. ચાર પાંચ હજાર હિંદુઓની તેમાં વસ્તી છે. જાવા બહુ ફળદ્રૂપ ટાપુ છે અને હિંદુસ્તાન સાથે છેક આજ લગી તેનો પુષ્કળ વેપાર ચાલતો હતો તેથી ગુજરાતમાં એ કહેવત ચાલે છે કે, ' જે જાય જાવે તે ફરી ન આવે અને આવે–તો પરિયાના પરિયા ચાલે એટલું લાવે. '

**જાવું**, જવું તે. (૨) જવું.

**જાવેદાન**, વિ૦ હમેશનું; નિરંતર નીભ્યા કરે એવું; કાયમનું. (૨) નવી દુનિયાં.

**જાવેદાની**, સ્ત્રી૦ અનાદ્યંતતા; નિત્યતા; અનંતતા; નીભ્યાજ કરે એવી સ્થિતિ તે.

**જાસક**, અ૦ પુષ્કળ; જોઇએ તેટલું; જોઇતું હોય તે કરતાં વધારે; જાશક.

**જાસકિયાં**, ન૦ ભર્યો ભર્યો થઇ રહે એવું તે; પુષ્કળ થઈ પડવું તે; જોઇએ તે કરતાં વધારે થઈ વધે એમ પૂર્ણ થઇ પડેલું અને તેથી તૃપ્તિ સૂચક જે અતિશયતાનો ઉદ્‌ગાર થવો તે. બહુવચને વપરાય છે.

**જાસવેણ**, સ્ત્રી૦ જાસુદ; જાસંદ; એક ફૂલવેલ.

**જાસુ**, સ્ત્રી૦ જાસુદ; એક જાતની ફૂલવેલ. ' કુસેકડી ' અને તેનાં ફૂલ. એમ કહેવાય છે કે કલેશડીનાં ફૂલ જેના ઘર ઉપર નાંખ્યાં હોય તેના ઘરમાં કલેશ થાય.

**જાસુદ**, સ્ત્રી૦ એક જાતની ફૂલવેલ. આ બાગાયત ફૂલ છે અને તે રાતાં, ગુલાબી; સફેદ પીળાં લાલ ગુલાબી ધોળાશ પડતાં અર્થાત્ ગોરાં લાલ એમ બે ત્રણ જાતનાં થાય છે. છેલી જાતનાં ગૌર ફૂલ તેના આંખને આનંદ પમાડે એવા રંગ ને સુરેખતા માટે વખણાય છે. ઉ૦ જુઓ જરા જાસુદ પુષ્પગોરાં. કા. પી.

**જાસુદી**, સ્ત્રી૦ જાસુદનો છોડ અથવા વેલ તે.

**જાસુસ**, પું૦ [ અ૦ जासूस ] છુપા વેષે શત્રુના નગરમાં કે લશ્કરમાં ફરી ત્યાંની બાતમી લાવનારો દૂત; બાતમીદાર; છુપી ખબરો લાવનારો; ચાર; ગુપ્તદૂત. (૨) કાસદ; ખબર કે કાગળ–પત્તર લઇ જનાર લાવનાર; ખેપિયો; ટપાલી.

**જાસુસી**, સ્ત્રી૦ છુપી બાતમીઓ લાવવાનું કામ તે; બાતમીદારપણું; ચારકર્મ; દૂતનું કામ તે.

**જાસુંદ**, જુઓ૦ જાસુદ.

**જાસો**, પું૦ જાસ્તી ગુજારનારો; મરણિયો થઈ વિચાર્યું ન વિચાર્યું જે તે કામ કરી નાંખનારો; આતતાયી; ગામ ઉપર કે સરકાર ઉપર ચિઢાઇ લોકોના જાનમાલ ઉપર જાસ્તી કરનાર; બહારવટિયો; છાપરાં અને ઓઘલા વગેરે બાળી મૂકનારો. ક્રિ૦ પ્ર૦ જાસો કરવો=ગમે તે રીતે મરણિયા થઇ જેની તેની ઉપર જાસ્તી ગુજારવી. બહુ અકળાઇ જઇ પોતાના દેહ અને જીવ ઉપર જવું તે; આપઘાત કરવો. :–જીવ ઉપર જાસો.

**જાસ્તી**, [અ.] જુલમ; સખતાઇ; સામાની મરજી ન હોવા છતાં જોરથી તેને તે કામ કરાવવું તે; મારીકુટીને કામ લેવું કે કરાવવું તે; બળજોરી કરવી તે. ક્રિ૦ પ્ર૦

જાસ્તી ગુજારવી=જોરજુલમ કરવો;પરાણે, કમરજીએ કામ કરાવવું-કે કરવું તે; સખતાઇ કરવી; બળાત્કાર કરવો; દાબ-ડડકાથી કામ લેવું,

**જાસ્તી,** અ૦ જ્યાદે; અતિશય; જોઇએ તે કરતાં વધારે. :-એને તમે જાસ્તી આપ્યું.

**જાસ્વંદ,** સ્રી૦ જાસુદનો રોપો અને તેનાં ફૂલ તે.

**જાહેર,** વિ૦ [ फा. जाहिर ] કોઇથી છાનું કે છુપું નહિ એવું; સૌ કોઇ જાણે જુએ એવું; ખુલ્લું; ઉઘાડું; પ્રકટ; છતું; જે જાણવાની, જોવાની ને વાપરવાની સૌને છૂટ હોય તે. :-જાહેર વાત; જાહેર વસ્તુ ને જાહેર જગા. ક્રિ૰પ્ર૰ જાહેર થવું=સૌની જાણમાં આવવું; ખબર પડવું. ઉઘાડું થઈ જવું. જાહેર પડવું= ખુલ્લા પડવું; અંતરપટે નહિ રહેવું; છતા થવું. જાહેરમાં આવવું=સૌને ખબર પડે એમ કરવું; લોકમાં ખુલ્લા પડવું; અંતરપટે નહિ રહેવું; છતા થવું. જાહેરમાં આવવું= સૌને ખબર પડે એમ કરવું; લોકમાં ખુલ્લા જાણીતા-પ્રખ્યાત થવું. :-કેટલાંક ભાષણો આપવાથી તે જાહેરમાં આવ્યો. સાર્વજનિક. :-જાહેર માલમતા; જાહેર લાઇબ્રેરી=જેમાં જવાની સૌને છૂટ હોય એવું પુસ્તકાલય. જાહેરભાષણ; જાહેરસભા.

**જાહેરખબર,** સ્રી૦ [ अ. ] સૌ કોઇ લોકની જાણમાં આવે એમ કરવું તે; એવી ખબર કે જે સૌ લોકના જાણવા વાંચવામાં આવે તે; જાહેરાત; સૌ લોકના જાણવામાં આવે એવી રીતે કોઈપણ એકાદી બાબત બહાર પાડવી તે; સૌને રોશન થાય એમ કરવું તે. ક્રિ૰ પ્ર૰ જાહેરખબર આપવી=લોકને રોશન થાય એમ કરવું તે; સર્વે લોક જાણે એમ એકાદી બાબત બહાર પાડવી તે.

**જાહેરનામું,** ન૦ [फा.] સરકાર અથવા કોઈ સંસ્થા કે વ્યક્તિએ અમુક બાબત કરવી ન કરવી કે અમુક રીતે વર્તવું તે સંબંધી સૌ લોક જાણે એમ-છાપી અથવા લખીને સર્વેને રોશન થાય એમ કરવું તે; છાપેલી કે લખેલી સત્તાવાળાની આદેશક જાહેરખબર; દાંડી પિટાવીને જણાવવું તે; ઢંઢેરો; પડો વગડાવવો તે; સાદ પડાવવો તે; ચેતવણી આપવી તે. (૨) ચેતવણીનો લેખ.

**જાહેરાત,** સ્રી૦ જાહેરખબર; જાહેર કરવું તે. (૨) અ૦ જાહેરમાં; ખુલ્લીરીતે; ચાહન.

**જાહેલ,** વિ૦ [ फा. ] ઝટ તપી જાય એવું; જહાલ; ઉગ્ર; ચંડ; આકરું; ક્રોધી; તુંડ-મિજાજી.

**જાહો,** જુ૦ જાસો. જાહો કરવો=છૂપ ઉપર જોરાવરી કરવી.

**જાહોજલાલી,** સ્રી૦ [ फा. जलाल् ] મોટાઇ, અધિકાર, ધન અને ગુણ વગેરેનો જે દમદબો તે; મોટો વૈભવી ઠાઠમાઠ; વૈભવ ગૌરવ. ( ૨ ) દીપ્તિ; આબાદી; પ્રભાવ પ્રભુતા; વિભૂતિ; ઐશ્વર્ય; ભરતીનો વૈભવ દેખાવ તે.

**જાળ,** સ્રી૦ [ सं. जाल ] માછલાં, પંખ અને મૃગાદિ પ્રાણીઓને પકડવાની છુટા છુટા આડાઅવળા દોરાની જે ગુંથણી તે; બાકાં બાકાંવાળું છુટા છુટા તાર કે દોરાનું વણતર તે; છુટા છુટા તાંતણાવાળું આછું વસ્ત્ર. :-માછલાંની જાળ. વાઘરીએ જાળ નાંખીને પંખી પકડ્યાં. (૨) ઝટ સમજી ન શકાય અને સહેજ ભૂલ થાય એવી ફસાવવાની કે પકડવાની યુક્તિ રચના કે ગોજના તે; ફાંસો; સકંજો; છટકું; પેચ. ( ૩ ) ઝટ સમજાય નહિ તેમ ઝટ ઉકલે નહિ એવી શબ્દ વિચાર કે બીજી કોઇ તરેહની રચના તે; કૂટબાજી. (૪) આમ-તેમ આડી અવળી ગોઠવેલી ઘણી બાબતો-કે વસ્તુઓનો સમૂહ; જથો; હાર; પંક્તિ;

સમુદાય. ઉ૦ બ્રહ્માંડ આવરે એવી, આર્યની શરજાળથી. ક્રિ૦ પ્ર૦ જાળ નાંખવી=જેમાં પ્રાણી પકડાય-ફસાય એવું કંઇક ફેલાવવું તે, ફાંસો કે પકડ નાંખવી; પકડાય-કાબુમાં આવે એવી યુક્તિ કરવી. (૫) ભમરડાની દોર.

**જાળક,** પું૦ જાળ કરનારો. (૨) જાળવનારો.

**જાળવણી,** સ્ત્રી૦ જાળવવું તે; સંભાળ; સાચવણી. ક્રિ૦ પ્ર૦ જાળવણી કરવી=સાચવી રાખવું; સંભાળવું; નાશ ન થાય એમ રાખવું, જેમ હોય તેમ ને તેમ રહે એવી ખત તે.

**જાળવવું,** ક્રિ૦ સ૦ નાશ પામે નહિ તેમ સંભાળીને રાખવું; સંભાળવું; સાચવવું. (૨) વિચાર અને ધ્યાનપૂર્વક જે કંઇ કરતા હોઇએ તેને હાનિ પહોંચે નહિ તેમ કાર્ય કરવું તે; લક્ષ રાખીને કરવું; પોતાને કે તે વાતવસ્તુને હરકત થાય નહિ તેમ કરવું. :– જાળવીને કામ કરજો.

**જાળવાળિયું,** ન૦ જેમાંથી અંગ દેખાય એવું આછું કપડું; ઘણુંજ ઝીણું કપડું.

**જાળાવાળા,** વિ૦ જાળની માફક આછા છેટા છેટા તંતુઓવાળું થઇ ગયેલું; કતાઇ ગયેલું; જેનું પોત છિન્નભિન્ન થઇ ગયું હોય એવું; જરી ગયેલું; જાળવાળિયું. (૨) આછું અંગ દેખાય એવા વણાટનું.

**જાળાંઝાંખરાં,** ન૦ જાળાં અને ઝાંખરાં તે; એકબીજાની સાથે ગુંથાઇ ગયેલાં ડાળાંવાળા છોડવા અને ખાંટવાં વગેરે તે. એકબીજા સાથે ગુંથાઇ ગયેલાં સુકાં ડાખળાંવાળાં ઝરડાં અને કરોળિયાની જાળો વગેરેનો જે ગુંચવાડો તે.

**જાળિયું,** ન૦ [સં. जालक] જેમાં આડા ઉભા ધાતુના કે લાકડાના સળિયા નાંખેલા હોય વી ઘરમાં અજવાળું અને પવન આવવા માટે ભિંતમાં મૂકેલી નાની બારી કે બાકું તે; જાળીવાળી બારી. (૨) ભિંત અથવા છાપરામાંનું નાનું બાકું; ધુમાડિયું. (૩) એક જાતનો છોડવો. એમ કહેવામાં આવે છે કે, એનાં પાંદડાંનો રસ નાનાં છોકરાંને પાયો હોય તો તેમની છાતીમાં કફની જે જાળ બાઝી હોય તે નીકળી જાય છે. (૪) વિ૦ જાળીવાળું; આછાં બાકાંબાકાંવાળા વણાટનું; જાળીદાર.

**જાળિયો,** પું૦ હાટમાં પહેરવાનું એક જાળીદાર ઘરેણું.

**જાળી,** સ્ત્રી૦ [સં. जाल] અંદર અંદર બાકાં કે ખાલી ભાગ હોય એવું જે તે; બાકાં, પડ, તાર કે સળિયાની વચમાં અવકાશ રહેલો હોય એવી ગુંથણી, રચના કે બનાવટ; છુટી અવકાશવાળી ભાત કે તરેહ :– જાળી પાડીને ગુંથ. જાળી પાડીને વણ. ખાણાંમાં, મહેસુબમાં કેવી મજેની જાળી પડે છે. જાળી પાડ=તરેહ-ગુંથણની ભાત પાડ. (૨) ઉભા, આડા અથવા તીરકસ સળિયાઓ ભરેલી બારી અથવા ભિંતમાં રાખેલો તેવો અવકાશ. (૩) અમુક પ્રમાણથી મોટું પ્રમાણ હોય તો પસાર થાય નહિ, એવી તખની; ગુંથણીની બનાવટ; હવા અજવાળું આવે પણ અણગમતી નહિ ઇચ્છવા ગોગ્ય વસ્તુ આવે જાય નહિ એવી રચના, ખાળની જાળી. (૪) તાર કે સળિયાઓની વાડ; આડ; આંતરો. ઉ૦ જાળી કુદી ગયો કિંતુ, હવે ક્યાં એ જશે કુદી. (૫) ભમરડાની દોર. ક્રિ૦ પ્ર૦ જાળી ભરવી=નહિ ઇચ્છવા ગોગ્ય હોય તેને આવતું અટકાવવાને બાકાંદાર રચના કરવી. જાળી મૂકવી=હવા અજવાળું આવે એવી નાની બાકાંવાળી બારી મૂકવી કે અવકાશ રાખવો. (૫) ગળણી.

**જાળીદાર,** વિ૦ જાળીવાળું; જેમાં જાળી-ખાજલી-અવકાશની ભાત પડેલી હોય એવું.

**જાળું,** ન૦ કંટાળી ઝાડવાંનાં ડાળાં એક બીજા સાથે ગુંથાઇ જઇને બનેલું જે ઝુંગલું તે; નાના છોડવા ને ડાળાં વગેરેનો ઘચુંબલો તે; જનાવર ભરાઇ રહે એવી ડાળાંની ગુંચવણીવાળી મઢુલી; વનસ્પતિના ઘચુંબલાની ગુફા. :-કંથેરનું જાળું. ડાળાંનો સમૂહ. (૨) આમ તેમ આડા અવળા તંતુઓ કે રેસાઓ ગુંથાઈ રહેલા હોય એવું જે તે; જાળ જેવી ગુંથણ રચના:-ખજુરી વગેરેનાં પાંદડાંના રેસાઓનું જાળું. જાળીદાર પડ. (૩) કરોળિયો અને તેની જાતના જીવડાએ લાળના તંતુઓની કરેલી ગુંથણી; બાવું. (૪) આંખની સપાટી ઉપર આવતું પાતળું પડ; છારી. (૫) કજિયા કંકાસથી કોઇને કામ સુઝવા દે નહિ એવું તે. :-રીસનું જાળું. (૬) ફાંસો; પેચ; છટકું. (૭) જથો; અતિશયતા તે; સમુદાય; આશય. (૮) ગુંચ; ગુંચવણ; જેમાંથી માર્ગ જડે નહિ, અને ગુંચાઇ જવાય એવું જે તે. ક્રિ૦ પ્ર૦ જાળાં બાઝવાં=સાફસુફ નહિ રહેવાથી કરોળિયાની જાળો બંધાઇ જવી; બાવાં બાઝવાં; અવ્વડ થઇ જવું.

**જાંખવું,** ક્રિ૦ સ૦ [ સં. દૃશ્ ] ઝીણું જોવું; આંખને ઝીણી કરી બારીકીથી જોવું; નિરખવું; ધ્યાનથી જોવું. (૨) ઝાંખું જોવું; ઉપર ઉપરથી સહેજ સાજ નજર કરી જોવું; જોયું ન જોયું કર્યું હોય એમ ઉપરચોટયું જોવું. :-ભાઇ સાહેબ તો જાંખીએ જોતા નથી. (૩) દર્શન કરવાં; સામું જોવું; નજર કરવી.

**જાંખાપણું,** ન૦ ઝાંખાપણું; આછું દેખાવું તે; સહેજ સાજ દેખાવું તે; ઝંખાશ.

**જાંખારો,** સ્ત્રી૦ ઝાંખાશ; જાંખાપણું; કમી તેજ; પ્રકાશાભાવ; મંદતા; મેલાપણું; તે નહિ હોવું તે; તેજક્ષય. ક્રિ૦ પ્ર૦ જાંખારો મારવી=જાંખુ દેખાવું; સ્પષ્ટ-ખુલ્લું નહિ દેખાવું; જાંખુ લાગવું; નહિ તેજસ્વી લાગવું.

**જાંખી,** સ્ત્રી૦ દર્શન; દષ્ટિપાત; સહેજસાજ સામું જોઇ લેવું તે; લક્ષથી દર્શન કરવાં તે. ક્રિ૦ પ્ર૦ જાંખી જોવું=આંખ ઉંચી કરીને જોવું; સંભાળ લેવી; કૃપાની દષ્ટિએ જોવું. જાંખી લેવું=જોઇ લેવું.

**જાંખું,** વિ૦ સ્પષ્ટ દેખાય નહિ એવું; સાફ ખુલ્લું દેખાતું ન હોય તેવું. (૨) ફીકું; તેજહીન; છોભું; શરમિંદું; ઉતરી ગયેલા મોંનું; ઝાંખું.

**જાંગ,** જાંઘ.

**જાંગડ,** વિ૦ કિમ્મત કરાવી ન હોય તેમ સોદો પણ કર્યો ન હોય પણ માત્ર જોવા દેખાડવાને માટે રાખેલું હોય એવું; અદબદ લીધેલું કે રાખેલું તે; ઉદ્ધડ. (૨) ભ૦ વાજાનો એવો અવાજ; વાજાના અવાજનું સાદું અનુકરણ. ઉ૦ જાંગડ જાંગડ દુંદુભિ વાગે. પ્રેમાનંદ.

**જાંગલો,** પું૦ ગોરા વર્ણનો ઠંડા દેશનો રહેનારો તે; ટોપીવાળો; યુરોપિયન. (૨) જંગલનો રહેવાસી.

**જાંગી,** પું૦ મોટું ઢોલ. જંગી=મોટું તે ઉપરથી.

**જાંઘ,** સ્ત્રી૦ [ સં. ] કમ્મર નીચેનો પગનો ઉપલો માંસલ જાડો ભાગ કે અવયવ તે; જાંઘ; સાથળ.

**જાંઘિયો,** પું૦ જાંઘો ઢંકાય એવી કુસ્તી કરનારાઓને પહેરવાની ચડ્ડી; કમ્મર અને જાંઘને બેસતી આવી રહે એવી ટુંકી નુંપણી; તંગિયો; લંગોટ.

**જાંદરણી,** સ્ત્રી૦ વર પરણાવવા તેની સાથે ગએલી સ્ત્રીઓમાંની એકેક તે; જાનરડી.

**જાંબવાન,** પું૦ [ સં. जाम्बवत् ] બ્રહ્મ ઉત્પન્ન થએલો રિંછોનો રાજા, ...

વાલિનો એક મોટો પરાક્રમી સરદાર. રામને લંકા ઉપરની સ્વારીમાં વાનરો સાથે રહી એણે મોટી સહાય આપી હતી. આ રામાવતારનો જાંબવાન કૃષ્ણાવતાર સુધી જીવતો રહેલો હો અથવા એજ નામનો બીજો જામ્બવાન હો પરંતુ યાદવ સત્રાજિતના ભાઇ પ્રસેન પાસેથી જાણીતો સ્યમંતકમણિ તેના હાથમાં આવ્યો હતો અને તે મણિ મેળવવાને શ્રીકૃષ્ણને જામ્બવાન સાથે યુદ્ધ કરવું પડ્યું હતું એમ ભાગવતાદિ પુરાણોમાં છે. શ્રીકૃષ્ણ સાથે લડતાં તેને ખાતરી થઇ ને તે 'રામ' છે એમ જાણી તેણે પછી રૂક્મિણી નામે પોતાની કન્યા ને મણિ એઉ તેમને અર્પણ કર્યાં.

**જાંબુ**, ન૦ [ સં. जम्बु ] જાંબુડાનું ફળ; આ ફળ ખારેક જેવડું ચોમાસાની શરૂઆતમાં થાય છે. તે ઉપરથી તમામ કાળું હોય છે. કોઇ ફળ સહેજ રતુંબડું પણ હોય છે. અંદરથી તેનો લીલો પાણીદાર માવો લાલ સુરખીદાર મીઠો ખાટો હોય છે. આ ફળ પાકું ખવાય છે. પહેલા ચોમાસામાં મળતો લીલો મેવો. (૨) કાળો રતુંબડો રંગ.

**જાંબુક**, ન૦ જંબુક; શિયાળ.

**જાંબુડી**, સ્ત્રી૦ જાંબુનું નાનું ઝાડ. (૨) બાળક છોકરાના હાથમાં આપવાનું એક રમકડું; ધાવણી. (૩) વિ૦ જાંબુના રંગનું; જાંબુના જેવા રંગનું. ઉ૦ જાંબુડિયા એમતી બંગડીઓ. નર્મદ.

**જાબુડું**, ન૦ જાંબુ; જાંબુડીનું લીલું ફળ.

**જાંબુડો**, પું૦ જળાશયની પાસે થતું પિંપરના જેવું એક મોટું ઝાડ; જંબુવૃક્ષ. આને ચોમાસાની શરૂઆતમાં ખારેક જેવડાં અને ઉપરથી લાલ કાળાં ફળ થાય છે. જાંબુડો ઘણું ખરૂં બહુ ભેજવાળી જમીનમાં ઉગે છે. નદી કિનારે, કે તળાવ-સરોવર ઉપર ઘણું ખરૂં તે હોય છે. ઉ૦ જાંબુડે જાઇશ માં, બીજલ ! જાંબુડે જાઇશ માં, જાઉં તો જાંબુડાં ખાઇશ માં ભરવાડિયા. (૩) જાંબુના જેવો કાળો રતુંબડો રંગ તે.

**જિકર**, સ્ત્રી૦ [ અ. ] જીકર; એકાદી બાબત ઉપર આગ્રહ કર્યા કરવો તે; આગ્રહ; હઠ; ખેંસ; માથાઝીક. (૨) ઘણું કરગરવું તે; આજીજી; કાલાવાલા. (૩) તકરાર; ભાંજગડ; રકઝક. (૪) પું૦ વિવાદ અને આગ્રહની બાબત; મજકુર; આશય. (૫) દમ; જીવ; સત્ત્વ; અગત્ય. ક્રિ૦ પ્ર૦ જિકર કરવી=આગ્રહ-ખેંસ કરવી; બોલીબોલીને* તકરાર કરી કરીને કંટાળો આપવો; માથાઝીક કરવી.

**જિગર**, ન૦ [ फा. ] કાળજું; હૈયું; દિલ; મન; જીવ.

**જિગીષા**, સ્ત્રી૦ [ સં. ] જીતવાની ઇચ્છા તે; જયેચ્છા.

**જિગીષુ**, વિ૦ [ સં. ] જીતવાની ઇચ્છાવાળું; જયેચ્છુ.

**જિઘાંસુ**, વિ૦ [સં.] મારવા-હણવાની ઇચ્છાવાળું; પટકી નાંખવા ઇચ્છતું.

**જિજ્ઞાસા**, સ્ત્રી૦ [ સં. ] આત્મજ્ઞાન-અથવા સામાન્ય કંઇ પણ બોધ લેવાની જે ઇચ્છા તે; જાણવાની આતુરતા; જાણવાનો જે ભાવ તે; જ્ઞાતુમિચ્છા; પૃચ્છા; જાણવાનું મન થવું તે.

**જિજ્ઞાસિત**, વિ૦ [સં.] જાણવા માગેલું; ભાવથી જે જાણવાની ઇચ્છા કરેલી હોય. તે; પૂછેલું, વિચારેલું.

**જિજ્ઞાસુ**, વિ૦ [ સં. ] જાણવાની ઇચ્છાવાળું; જાણવાની આતુરતાવાળું; પૃચ્છક, પડ પૂછિયું; આત્મજ્ઞાનની કે સામાન્ય બોધ લેવાની જેને ઇચ્છા રહ્યા કરતી હોય તે.

ઉ૦ જિજ્ઞાસુ થઇ જાણીએ તો સમજાય તરત.

**જિત**, વિ૦ [સં.] જિતેલું; જિતાયું હોય તેવું; પરાભૂત. શબ્દની આગળ પાછળ જોડાતાં જુદાજુદા ને ઉલટાસુલટા અર્થ બનાવે છે. :-જિતકામ=જિતેલો છે કામ જેણે તે, અર્થાત્ કામને જેણે પોતાને તાબે કરેલો છે તે; અને કામજિત=કામથી જિતાયેલો અર્થાત્ કામને તાબે-વશ હોય એવો જે તે (૨) સ્ત્રી૦ જય; ફતેહ; સરસ ઉતરવું-ફાવીજવું તે. :-એ લડાઇમાં-વાદમાં-કામમાં મારી જિત થઈ છે.

**જિતવું**, ક્રિ૦ સ૦ [ સં. જિ-जय ] બીજાની ઉપર અથવા સામાવાળા કરતાં સરસ નીવડવું; જય મેળવવો; સામાનો પરાભવ કરવો; લાભીજવું; પોતે વશ ન થતાં સામાને પોતાને વશ કરવો. (૨) ક્રિ૦ અ૦ ફાવવું; પારપડવું.

**જિતાડવું**, ક્રિ૦ સ૦ જિતે એમ કરવું; ફાવે તેમ કરવું; જિત મેળવી આપવી.

**જિતેન્દ્રિય**, વિ૦ [ સં. ] જિતેલી છે ઇન્દ્રિયો જેણે તે; શાન્ત; શ્રાંત; સંયમી.

**જિદ**, સ્ત્રી૦ [અ.] હઠ; ખેંચ; આગ્રહ; એકની એક બાબતને વળગી રહેવાનો જે ખોટો આગ્રહ તે. ક્રિ૦પ્ર૦ જિદ કરવી=હઠ કરવી; આગ્રહ કર્યા કરવો.

**જિદ્દા**, ના૦ લાલ સમુદ્ર ઉપર મક્કાની પશ્ચિમ દિશાએ સાઠ પાંસઠ માઈલ ઉપર આવેલું એક મોટું બંદર. ઇજિપ્ત-મિસર તરફના મુસલમાન હાજીઓને મક્કા જવાના મુખ્ય મથક તરીકે જાણીતું છે. લગભગ એક લાખ હાજીઓ ત્યાંથી આવજા કરે છે. પૂર્વ પશ્ચિમ વચ્ચેના વેપારનું આગળ પણ તે એક મુખ્ય મથક હતું. આ બંદરમાં મીઠા-પીવાના પાણીની તંગી રહે છે. અડધો લાખ માણસની તેમાં વસ્તી છે. જેડા, જેદ્દા, પણ કહેવાય છે.

**જિદ્દી**, વિ૦ જિદ કરનાર; આગ્રહી; હઠીલું; તકરારી; પકડયું હોય તે કદમે કર્યું મૂકે નહિ એવા સ્વભાવનું; ચીકણું. :-એ તો બહુ જિદ્દી માણસ છે.

**જિન**, પું૦ [સં.] અર્હત્; બુદ્ધ. (૨ અં. Gin) ન૦ કપાસિયા અને રૂ છુટાં પાડવાનો સંચો; કપાસ લોઢવાનો સાંચો; એક યંત્ર કે જેના વડે રૂ ને કપાસિયા જુદા પડાય છે; કપાસ લોઢવાના સંચાનું કારખાનું. :-પાલેજમાં એ ચાર જિન છે.

**જિનેશ્વર**, પું૦ બુદ્ધ ભગવાન; વિષ્ણુ ભગવાન.

**જિનોવા**, ન૦ સ્વિત્ઝરલાંડમાં આવેલું એક પ્રાચીન શહેર. આ શહેર ત્યાંનાં ઘડિયાળોને માટે આપણા લોકમાં જાણીતું છે. એમાં ફ્રેંચોની વસ્તી મોટી છે. (૨) ઇટલિ દેશનું ભૂમધ્ય સમુદ્ર ઉપરનું એક બંદર. અમેરિકા ખંડ શોધી કાઢનાર પ્રખ્યાત વહાણવટી કોલમ્બસનો જન્મ આ શહેરમાં થયો હતો. (૩) સ્વિત્ઝરલાંડમાં આવેલું એક સવા બસેં ચોરસ માઈલના વિસ્તારનું સરોવર. દરિયાની માફક નહિ સમજ પડે તેવી રીતે આ સરોવરમાં ભરતી ઓટ થાય છે.

**જિન્નસ**, જુઓ જણસ.

**જિબ્રાલ્ટર**, ન૦ ભૂમધ્ય અને આટ્લાંટિક સમુદ્રોને જોડની એક નાની સાંકડી સામુદ્રધુની ઉપર સ્પેનના આફ્રિકા સામેના કિનારાની ધાર ઉપર આવેલો આ એક મજબુત પહાડી કિલ્લો છે. સ્પેનના કિનારાની લાંબી ભૂશિરાકાર સમુદ્રમાં ગયેલી છે. મધપુડાની માફક તે કાણાં કાણાંવાળી છે. આની ઉપર બ્રિટિશ સરકારે પોણો અબજ રૂપિયા ખરચીને બહુ મજબુત કિલ્લો બાં

વેલો છે. એ ખડકનાં બાકાંમા તમામ ઠેકાણે તોપો ગોઠવી દીધેલી છે. આ કિલ્લામાં બ્રિટિશ સરકાર હમેશ ૭ હજાર માણસનું લશ્કર અને એ વર્ષ ચાલે એટલું ખાવા-પીવાનું રાખે છે. જિબ્રાલ્ટર ભૂમધ્ય સમુદ્ર-ની ચાવી રૂપ છે.

જિમ, અ॰ જેમ. ગુજરાતી કવિતામાં વપ-રાય છે.

જિયાફત, સ્ત્રી॰ [ अ. ] મિત્રો તથા ઓળ-ખીતાઓને આનંદ ખાતર એકઠા કરી ભોજન આપવું તથા ગમત કરાવવી તે; ઉજાણી; મિજમાની; જાફત.

જિયાવર, [ सं. जाया ने वर वा ज्यी–सुभागी वर ] અમુક નામને બદલે બાધે બાર કન્યાનો વર એવા અર્થમાં વપરાય છે. સુભાગી વર.

જિયો, અ॰ (જીવો)–ઘણું જીવો અને સુખી રહો, એવો ધન્યવાદ શાબાશી–વાહવાહ કહેવાનો ઉદ્ગાર.

જિરાકેરી, સ્ત્રી॰ જીરૂં ભરેલી કેરી; જીરાકેરી.

જિરાફ, ન॰ આફ્રિકાનાં જંગલોમાં થતું રોઝ કે ઘોડાની જાતનું પણ દેખાવે હરણ જેવું એક સુંદર ચોપગું જનાવર. ચોપગા જનાવરોમાં હાથી કરતાં પણ જિરાફ ઉંચું છે. પગથી કાનની ટોચ લગીની એની ઉંચાઈ પંદરથી વીસ ફૂટ જેટલી હોય છે. એનો પાછલો ભાગ આગલા ભાગ કરતાં બે તૃતીયાંશ નીચો હોય છે. એનું માથું નાનું બાબો સુંદર ચળકતી, વાળ રેશમ જેવા મુલાયમ અને ડોક પાતળી ને લાંબી હોય ઉંચામાં ઉંચા ઝાડના પાંદડાં તે ખાઇ શકે છે. જંગલમા જિરાફ ટોળાંમાં ફરે છે. દોડ-વામાં તે બહુ ઝડપી છે. પાતળા ઉંચા પગ ઉપર એનું કલેવર એક ઢોલ જેવું દેખાય છે. તેનો રંગ ભુખરો પીળો અંદર કાળી બુટ્ટીઓવાળો આંખને ગમે એવો મજેનો હોય છે. આ પ્રાણી જોતા આનંદ અને કુતૂહલ ઉત્પન્ન થાય છે.

જિરાયત, વિ॰ આકાશના પાણીને લીધે–વર-સાદથીજ જેમાં પાક થાય છે એવી જમીન તે; જરાયત.

જિરાસાળ, સ્ત્રી॰ [ सं. जिरक–शालि ] જીરા-સાળ; ઝીણા દાણાની ડાંગર તે;

જિલ્લો, પું॰ [ अ. जिल्ला ] દેશની વ્યવસ્થા કરવા તથા બંદોબસ્ત જાળવવા માટે પાડેલા ભાગોમાંનો એકાદ ભાગ તે; પ્રાંત; મુલક; તાલુકો; તહેસીલ; મહાલ. (૨) શહેર અથવા ગામના વિભાગોમાંનો એકાદ તે; લત્તો; ચકલો; મહોલ્લો; પોળ; પરૂં; વાસ. :–એક જિલ્લાનું કુતરૂ બીજા જિલ્લામાં જાય કે તરત મારામારી થાય (૩) અમલ ચલાવવા જેટલો પ્રદેશ; વકીલનું કામ કરવાનો વિભાગ; સિવિલ વિભાગ (૪) બે ત્રણ રાગના મિશ્રણથી બનતો જે રાગ તે; મિશ્રરાગ.

જિવાઈ, સ્ત્રી॰ ખાવાનું મળ્યા કરે એવી જે ગોઠવણ તે; જિવારો; રોટલા ખરચ; જીવવા માટે જોઈએ તેટલી પોષણની સવલત આપનારી ઉપજની ને; જમીન, મિલકત વગેરે. (૨) ચાલુ જીવન જેટલાં જેટલાં અન્નપાણી મળ્યા કરે એટલી જમીન વગેરે જે હમેશ–કાયમને માટે મળેલી બક્ષીસ તે. :–એનાં છોકરાને રાજાએ જિ-વાઈની જમીન આપેલી છે. (૩) પેનશન; રોકડ ખાવાખરચ; સાલીયાણું :–સરકાર એને જિવાઈ આપે છે. (૪) જીવનનો કાળ તે; જીવનાંતર; વગ. ક્રિ॰ પ॰ જિવાઈ બાંધવી =આજીવિકા ચાલે એટલું ખરચ આપ્યા કરવું તે; ભરણપોષણ આપવું. જીવનમાળો.

**જિવાઈદાર**, વિ૦ રાજસેવાના બદલામાં અથવા ભવિષ્યમાં રાજ્યને આપવાની લશ્કરી વગેરે સેવાના બદલામાં જેમને જીવનના સાધન રૂપ જમીન વગેરે મળેલાં હોય એવા લોક તે. સિપાઈગીરી, નોકરી, સેવા, વગેરેના બદલા દાખલ જેમને નામે જિવાઈ ચાલતી હોય તેઓ—ગરાસિયા વગેરે.

**જિવાત**, સ્ત્રી૦ નાના નાના જીવ અને જંતુઓનો સમૂહ તે; જીવ; જીવડાં. અન્ન દાણા વગેરેમાં જે સડો થવા પછી જીવડાં પડે છે તે. (૨) નાના મોટા કીડા; કૃમિ; જીવ. ઘા અને કહોવાણ વગેરેમાં સુતર જેવા લાંબા ધોળા જીવ પડે છે તે. :—છોકરાના પેટમાં કંઈ જિવાત હોય તો તે કાઢી નાંખો. ક્રિ૦ પ્ર૦ જિવાત પડવી=નારાં ઘા અથવા સડે ને કહોય એવી વનસ્પતિ વગેરેમાં જીવ પડવા તે.

**જિવાડવું**, ક્રિ૦ સ૦ જીવે એમ કરવું; જીવતું રાખવું. (૨) બચાવવું; ઉગારવું. (૩) પાળીપોષીને મોટું કરવું; ઉછેરવું. (૪) સજીવન કરવું; જીવ આપવો; જીવન પામે એમ કરવું. ઉ૦ જીવાડ પુત્ર તું મારો, ફેરી કર અનિ બીજો શરીર એને ઉ રા. ચ. પ્રાણીને તથા વનસ્પતિ વગેરેને સજીવ રહી જગ્યા કરે એમ કરવું તે.

**જિનારી**, સ્ત્રી૦ જેના મોં ઉપર લાખિયા ચાંદી અથવા કથુક લગાડેલી હોય એવું તાલ કે ઢોલ દેવાનું નરણું; તબલો.

**જિવારો**, પું૦ જીવનઆખો; જીવન; જિંદગી; જન્મારો; આરંભથી અંત લગીનું જીવન તે.

**જિવાળ**, વિ૦ જીવાળ; જીવવાળું; સજીવન; જીવતું. (૨) કૌવતવાળું; તેજ—દમવાળું. (૩) જેની પાસે જીવ—ધન હોય એવું; સુખી; લીલું; જીવવાળું.

**જિષ્ણુ**, પું૦ વિષ્ણુ; ભગવાન; પરમેશ્વર.

**જિહાન**, સ્ત્રી૦ [ફા] જહાન; દુનિયા; જગત.

**જિહ્વા**, સ્ત્રી૦ [સં.] જીભ; જીભડી.

**જિહ્વાગ્રે**, અ૦ [સં.] જીભની અણી ઉપર હોય તેમ; મોઢે; પાઠે; તરત બોલી દેખાય તેમ.

**જિંગોડું**, ન૦ એક જાતનો સ્વેદજ જીવ; ઢોર કુતરાં વગેરેના વાળમાં પડતો એક જીવ. જિંગોડી; જિંગોડો.

**જિંગોડી**, સ્ત્રી૦ ચામડીની સાથે ચંપાઈ વળગી રહેનારી એક જાતની જૂ. (૨) વગુથી.

**જિંડવું**, ન૦ વનસ્પતિનાં ફળ જેમાં થાય છે એવું ગોટા જેવું કોટલું; ડિંડવ; કાલું; જેમાં જ્યાસુધી બી—ફળ રહે છે એવો જાડી ગાલનો પોપટો; બી ભરેલો ડોડો. કપાસનાં ખસખસનાં જિંડવાં. (૨) બી—ફળની જોડ તે; જોડું; જોડકું; ગુંભા જે બે છોકરાં હોય તે. :—જિડવે આવેલા ભાઈઓ. જિડવાનાં છોકરાં.

**જિંદગાની**, સ્ત્રી૦ [ફા.] જિંદગીના પ્રમાણનો જે કાળ તે; આયુષ્ય; આખી વખતનો સમય; જન્મારો; જીવનકાળ. (૨) જીવતી જિંદગી. (૩) આયુષ્યક્રમ; જીવનચર્યા; જીવન ભોગવવાની રૂઢિ—આચાર—રીતભાત તે.

**જિંદગી**, સ્ત્રી૦ [ફા] જીવન; જીવનનો કાળ તે; જીવનચર્યા. (૨) જીવવું તે; સજીવપણું; દેહમાં પ્રાણ—જીવ હોય તેની અવસ્થા; ચૈતન્યાવસ્થા. (૩) જીવન ગુજરવાને પ્રાપ્ત થતી જે સારી માઠી હાલત તે; જીવવું તે રહેવું, ગુજરો કરવો તે. :—જનાનાની જિંદગી ગઈ, હેઠીની જિંદગી એવી તો સારી.

**જી**, સ્ત્રી૦ માતા; મા; માતાજી. શ્રાવક તથા બીજા વણિક વગેરે લોકોમાં વપરાય છે.

**જી**, અ૦ હુંકારાનો માનભર્યો ઉચ્ચાર; હાં; હા; આ રહ્યો; વારુ, વગેરે બતાવનારો

ઉદ્ગાર. (૨) વડીલનું બહુ માન અને બોલનારનો વિવેક બતાવવા સારૂ શબ્દની આગળ જોડાતો-પ્રત્યય. :-પિતાજી; બાપાજી; માતાજી. શેઠજી; સાહેબજી. શબ્દની આગળ માન ને વહાલ દેખાડવાને જોડાતો આગમ. :-જીકાકા; જીમામા વગેરે. (૩) સાસરિયાંની સગાઇ દેખાડનારો પ્રત્યય. :-કાકા (પોતાના) કાકાજી (સસરાના ભાઇ) મામાજી. વગેરે ૰૰ પ્રo જીહજી-હાજરાહજુર; વિનયથી નમતા ને અધીન રહેવું તે; વશ; અત્યંત અધીનતા બતાવે છે. :-ભાઇ તો વહુને જીતજીએ થઇ ગયા.

**જીક**, સ્ત્રીo જક; હઠ; જીદ. (૨) ઝીક; ધોમારેલી તે; કપડાને ઝાટકવું તે. (૩) કસબ; જર.

**જીકવું**, ક્રિo સo ઉંચુ કરીને પછાડવું; કપડાને ધોવા માટે ઝાટકવું (૨) ઉપાડીને અંદર નાખી દેવું; હોમાવવું; સામેલ કરી દેવું; ઝઘડામાં નાંખી દેવું (૩) હરાવવું; પરાજિત કરવું; પછાડી નાંખવું; ઉંચકીને ઉછેટી દેવું; ઝીકવું; (મરાઠી) જિકનું–ઝિકવું.

**જીકર**, સ્ત્રીo હઠ; તકરાર; માથાઝીક.

**જીકાર**, પુંo જી અક્ષર તે. (૨) જી, જી, એમ વિવેકભેર બોલવું ચાલવું તે. :-ખલાસીલોક હુંકારે તો જીકાર વાપરે છે પણ હુંકારે પાછા જીકારને માથે પાણી ફેરવી દે છે.

**જીગર**, નo જિગર.

**જીજી**, સ્ત્રીo જી; બા; માતાજી. (૨) મોટાં મા; દાદી; નાની.

**જીજીબા**, સ્ત્રીo મોટી નણદ; વરની મોટી બહેન. ગરાસિયા લોકમાં અને કાઠિયાવાડમાં વપરાય છે.

**જીજીમા**, સ્ત્રીo ઘરડીમા; દાદી; નાની; વડિયાઇ. બાપની કે માતાની મા તે.

**જીજો**, પુંo દાદો; બાપનો કે માનો બાપ; આજા.

**જીણ**, સ્ત્રીo ગોટલીના કોટલાનું જે પહેલું શરૂઆતનું બંધારણ તે; કોટલાનું બહુ કકણુ નાઠ થઇ ગયેલું એવું પૂર્વરૂપ તે; ગોટલીના ઉપલા પડમાં કઠણાશનું આવવું તે; ઝીણુ. :-હજી કેરીઓમાં જીણુ બંધાઇ નથી.

**જીતવું**, ક્રિo સo [સં. જિ.] શત્રુની સામે ફાવવું; સામાને હરાવવો; જિતવું.

**જીદ**, સ્ત્રીo [ફા.] જિદ; હઠ; જક; તકરાર.

**જીન**, પુંo મરીને ભૂત થયેલો મુસલમાન યવનભૂત; ખવીસ. (૨) [અં.] ઘોડાની પીઠપર બેસવા સારૂ બનાવેલી ચામડાની ગાદી; ચામડાનું સાજ. (૩) કપાસ લોઢવાનું યંત્ર; મોટા ચરખાઓનું કારખાનું.

**જીનો**, પુંo દાદરબારી; જે બારીમાં થઇને દાદર ઉપર જવાનું હોય તે; દાદરો. કઠેરાવાળી નિસરણી. ભોંયતળિયાના ખડને વિંધ્યા વગર બારોબાર મહારાજ દાદર ઉપર ચઢાય એવી મેડે જવાને કાઢેલી નિસરણી આગળની બારી તે.

**જીભ**, સ્ત્રીo [સં. જિહ્વા] પ્રાણીઓના મોંમાંનો પાતળો ને ચપટો પડી જેવો મોંની બખોલમાં બધે ફરી શકે એવો પોચો ને સુંવાળો એક માસલ અવયવ; જિહ્વા. આ અવયવથી પ્રાણીઓ મોંમાં ચવાતા ખોરાકને સંકોરે છે, ચાટી શકે છે અને અવાજ કાઢી બોલી શકે છે. (૨) કોઇ પોકળ કે અવકાશની વચ્ચે આમ તેમ હાલી શકે એવો લટકતો દંડીકો કે પડી તે. :-ઘંટની જીભ. (૩) ફળ; ફણું; ફાળ; તરાક; બહાર નીકળેલી ચપટી અણી. (૪) પ્રાણીના શરીર ઉપર ખાંધે કે ગળે છુટી

લબડતી માંસલ ચામડી; ખોરા; આંચળ; લાળી. બકરાં અને રોઝ, વગેરેને ગળે જીભ જેવી ચામડી લબડે છે તે. (પ) બોલવું તે; ભાષણ; વાચા. : એની જીભ કડવી છે.

ક્રિ૦ પ્ર૦ જીભ ઉપડવી=બોલાવું; છૂટથી બોલવું; વગર શરમે બોલવું; કહેવા હિમ્મત હોવી. ઉ૦ ઉપડે નહિ જીભ બોલતાં, બોલતાં સંકોચાવું તે. જીભ કઢાવવી=મહુ હેરાન કરવું; એવું રગડવું કે શ્રમથી હાંફને લીધે જીભ બહાર નીકળી પડે; તોબા તોબા પોકરાવવું. જીભ હલાવવી=મે સારા-ભલામણના શબ્દ કહેવા; સારૂં બોલવું; ભલામણ કરવી; વાણીથી ટેકો આપવો. :-તમે જરા જીભ હલાવશો તો એનું બિચારાનું કામ થશે. જીભ ઘસાઇ જવી =કહીને થાકી જવું, બહુવાર કહેવું. મોંમાં જીભ ઘાલવી=શાંત-મૌન રહેવું; વસોપાત ન કર્યા કરવો; જંપવું. :-હમણાં મોંમાં જીભ ઘાલી=જંપ્યો. જીભ ટુંકી થઇ જવી= અમુક રોગથી અથવા અવસાન નજીક હોવાથી જીભની બોલવા ચાલવાની શક્તિ જતી રહેવી; નહિ બોલાવું; તોતળું બોલાવું; અવસાનની નિશાની. જીભ ચલાવવી=બહુ બોલ બોલ કરવું; સામું બોલવું, ગાળો દેવી. જીભ બંધ કરવી=નિરુત્તર બનાવી દેવું. જીભ કરડીને મરી જવું=આપઘાત કરવો. 'શરમા' એવા અર્થમાં વપરાય છે. જીભે લોચા વળવા=તોતળું બોલવું; નહિ લવો વળવો. જીભનો કુચો કરવો= કહી કહીને જીભનું થાકી જવું; બહુવાર કહેવું. જીભે ચઢવું=બોલતાં ફાવવું; મોઢે ચઢવું; પાઠેથવું. અતિ પરિચયને લીધે પરિચયની વસ્તુ કે વાતનુંજ ભૂલથી બોલાઇ જવું. :-સખીઓની સાથે વાત કરતાંએ એમનું નામ જીભે ચઢી જાય છે. જીભના કડકા કરવા=ઉચ્ચાર કરવાને મુશ્કેલી પડવી. જીભ વાળવી=શુદ્ધ ઉચ્ચાર કરતાં શીખવું.

૨૦ પ્ર૦ જીભ ન હોવી=મુગું હોવું; બોલતાં નહિ આવડવું. જીભ લાંબી હોવી= બોલકણા હોવું; વાચાળ હોવું; નકામું કડવું બોલવું. જીભની છૂટ=વાચળતા; વગર શરમાવે ગમે તેમ બોલવાની ધૃષ્ટતા તે. જીભનું કરડું=આકરૂં. હાડકા વગરની જીભ=જીભનું વગર અંકુશે હાલવું તે; નિર્મર્યાદ બોલવું તે. ચામડાની જીભ=સમજ વગરનો અવયવ છે તેને ગમે તેમ હાલવા દેવો નહિ, તે વિચાર સમજને અધીન છે માટે સમજ આપે તેને હાલવા દેવો. જીભ તો રૂાારૂ ને ખોટું બેઉ બોલે પણ તેમ થવા દેવું જોઇએ નહિ એવા અર્થમાં વપરાય છે. જીભને ટેરવે=મોઢે; પાઠે. જીભે સરસ્વતી=વાણીની-બોલવાની બાહોશી અને ચતુરાઇ. જીભે કાંટા વાગવા=માઠું અને ભૂંડું બોલવું. કહે૦ જીભમાં ગોળ ને જીભમાં ઝેર=જીભને લીધે સારૂં અને જીભને લીધે માઠું બને છે.

**જીભડી,** સ્ત્રી૦ [ સં. जिह्वा ] જીભ.

**જીભલડી,** સ્ત્રી૦ જીભ. જીભ માટે કવિતામાં વપરાતું લલિતરૂપ. ઉ૦ જીભલડીરે ! તને હરિ ગુણ ગાતાં, આવડી આળસ ક્યાંથીરે.

**જીભાજોડી,** સ્ત્રી૦ તકરાર; અડીઅવળી વાત; વાદ; બોલાબોલી; વિવાદ.

**જીભાળુ,** વિ૦ ( જીભ=વાણીને આળ આપે એવું ) ભૂંડું; નઠારૂં; ખરાબ; ગલીચ; અપશબ્દયુક્ત. :-જીભાળું ના બોલ.

**જીભી,** સ્ત્રી૦ જીભના આકારનો વહાણના મોઢાનો આકાર તે; વહાણની અણી. (૨) દેશી વહાણોમાંના ત્રણ શઢમાંનો વચલો શઢ તે. (૩) પાતળી ચપટી અણી જેવું જે તે. (૪) ઉલ ઉતારવાની ધાતુની પટ્ટી.

**જીમૂત,** પું૦ [ સં. ] મેઘ; વરસાદ. (૨) પર્વત-

**જીમૂતવાહન**, પુંં નાગાનંદ નાટકનો નાયક, જીમૂતકેતુનો કુંવર. દયા અને પરોપકાર માટે તે બહુ જાણીતો છે. એના રાજ્ય ઉપર દુશ્મનો ચઢી આવ્યા ત્યારે એણે પોતાના પિતાને કહ્યું કે, લોહી રેડ્યા એવી લડાઇ લડ્યા વગર આપણું રાજ્ય તેમને આપી દો અને તમે મારી સાથે મલયગિરિ તરફ ચલો. જીમૂતકેતુએ તેમ કર્યું. તે મલય પ્રદેશમાં રહેતો હતો તેવામાં એકવાર ઠરાવ પ્રમાણે ગરૂડને ભક્ષ તરીકે અપાયેલા એક નાગ અને તેની માતાનુ કલ્પાંત સાંભળી તે ત્યાં ગયો અને નાગને બદલે પોતેજ ગરૂડનુ ભક્ષ બની વધસ્થલ ઉપર પોતાનો દેહ નાખી પડ્યો. ગરૂડ તેને મારી શક્યો નહિ અને પ્રસન્ન થઇ ફરીને નાગનું ભક્ષ નહિ કરવાનું વચન આપીને ગયો, ઇત્યાદિ કથા કથાસરિત્સાગર વગેરેમાં છે.

**જીરણ**, વિ૰ [ સં. जीर्ण ] જુનું થઇને ઘસાઇ ખવાઇ ગયેલુ; જુનુ.

**જીરવવું**, ક્રિ૰ સ૰ [ સં. जीर्ण—कृ ] જીર્ણ કરવુ; પચવવું; જરી બરોબર ઠેકાણે થાય એમ કરવું. (૨) ગ્રહણ કરેલી વસ્તુ વાત વગેરેનું યોગ્ય રીતે ધારણકરવુ; સાંખવું; સહેવાવું.

**જીરવાવું**, ક્રિ૰ અ૰ ધારણ થવું; સંખાવું, સહનકરાવું. (૨) પચાવું; ગળાવું.

**જીરિયું**, વિ૰ જીરા જેવી વાસવાળું. ( ૨ ) જીરૂં ભરેલું.

**જીરૂં**, ન૰ [ સં. जीरक ] વરિયાળીની જાતનાં સુગંધિવાળાં મસાલાનાં બિયાં; એક જાતનો મસાલો.

**જીર્ણ**, વિ૰ [ સં. जीर्ण ] ખળભળી ગયેલું; જુનું; ઘસાઇ ગયેલુ.

**જીર્ણતા**, સ્ત્રી૰ [ સં. ] જીર્ણપણું; જુનાપણું; ખળખળી જવું તે.

**જીર્ણોદ્ધાર**, પુંં [ સં. ] જુના—ખળભળી ગયેલા બાંધ કામનો ઉદ્ધાર—મરામત વગેરે કરવી તે; જીર્ણ થઇ ગયેલાનો ફરીને ઉદ્ધાર કરવો તે; સમારવું તે; મરામત; સારોદ્ધાર; ફરીને ઠીકઠાક કરવું તે.

**જીલબ્બે**, અ૰ અતિશય અધીન—વશ હોય એમ; હાજરાહજુર; જેમ કહે તેમ કરે એવી તાબેદાર હાલતમાં રહેવું હોવું તે; કહ્યાવરા; વાણીવશ; અધીન; તાબે. (૨) પાંચરૂદાર; સંકુસહાક; જીહુકમ.

**જીવ**, પુંં [ સં. जीव ] તમામ દેહધારીઓમાં જણાતું જે ચૈતન્ય તે; નહિ દેખાતું અને નહિ સ્વરૂપી એવું પરંતુ સર્વ કોઇને સમજાતુ પ્રાણ એમાં રહેલું કર્મ અને જ્ઞાનની ઇંદ્રિયોનું પ્રેરકતત્ત્વ; પોતાને અને અન્યને જાણનારૂં તત્ત્વ; પ્રાણ; અસુ, આત્મા; ઇશ્વરાંશ. (૨) ચૈતન્ય જેની સાથે મળીને પ્રતીત થાય છે, આહાર ધરે છે, વધે છે ઘટે છે અને સર્વ ક્રિયાઓ કરે છે તે; નાના મોટા કોઈ પણ જાતના દેહને નામે ઓળખાતો પદાર્થ; ચૈતન્યવાળો પદાર્થ તે; દેહી; પ્રાણી; જંતુ, માણસ, અને કીડા તથા પતંગ વગેરે સૌ. :—હાથીએ જીવ છે ને કીડીએ જીવ છે. (૩) જેની ઉપર પ્રાણીનો જીવન આધાર હોય તે; જેને લીધે દેહ અને ચૈતન્યના સંબંધનો નિર્વાહ થાય છે તે. અન્ન, પાણી, વાયુ ઇત્યાદિક ગુજરાનનાં સાધન તે. :—અન્ન પાણી તે જીવ. (૪) નાનું ક્ષુદ્ર પ્રાણી તે; જંતુ. (૫) વસ્તુમાં રહેલો તેનુ તેનાપણું જેથી ગણાતું હોય એવો મુખ્ય ગુણ; શક્તિ; તેજ; ધર્મ તે. રસ; દમ; બળ. (૬) ઇચ્છાપૂર્વક મંડ્યા રહેવું તે; લક્ષ; ધ્યાન. ( ૭ ) મન; મગજની સારાસાર વિચારક શક્તિ; આંતરડી; અંતઃકરણ. (૮) પુંજી; દોલત, પૈસો. (૯) ઇચ્છા, ભાવ; મરજી; મન; ચહના. (૧૦) નજર.

રૂ. પ્ર૦ એકજીવ થવું=મળતા થવું; સૌનો એક સરખો અભિપ્રાય થવો. શાંત થવું; ધ્યાનપર હોવું. સ્નેહ સંબંધ સારો થઇ મન મળી જવાં; એક દિલ થવું. ૨ જીવ અડધો અડધો થઇ જવો=સ્નેહ કે શોકની લાગણીથી ગદ્‌ગદ થઇ જવું. આતુર કે બાવરું બની જવું; બહુ હરખાઇ જવું. ૩ જીવ આપવો=મન લગાડીને કામ કરવું આપઘાત કરવા તત્પર થવું. ૪ જીવ આવવો=સજીવન થવું; તેજ–ચૈતન્ય આવવું. શાંત થવું, નિરાંત વળવી. ૫ જીવ ઉડી જવો=એકાએક ગભરાઇ શૂન્ય પડીજવું; બાવરાં બનવું; ફાળપડવી. ૬ જીવ ઉપર કરવું=મરવાનો ભય ન રાખતાં કામ કરવું. આપઘાત કરવા તૈયાર થવું; જીવના જોખમની પણ દરકાર નહિ કરવી. ૭ જીવ ઉચો થવો=ચિંતાતુર બનવું; ધ્યાન જતું રહેવું; ઉદાસ થવું. ૮ જીવ ખાઇજવો=પાછળ લાગવું; સતાવવું; ખૂબ કંટાળો આપવો. ૯ જીવ ખાટો થવો=દિલગીર થવું; ઉત્સાહ જતો રહેવો; હોંસમાં ખતરો પડવો. ૧૦ જીવગતે જવો=મુઆ પછી મોક્ષે જવું; સંસારમાં જીવતું નહિ રહેવું; સંતોષે મરવું; સદ્‌ગતિ થવી. ૧૧ જીવ ઘાલવો=ધ્યાન આપવું; મન દઇને કામ કરવું. ૧૨ જીવ ચલાવવો=હિમ્મત કરવી. ૧૩ જીવ ચકડોળે ચઢવો=ભ્રમિત થવું; તરંગમાં ઉડયા કરવું; વાયરે ચઢવું; ઘેલા બનવું. ૧૪ જીવ જવો=મરણ જેવું દુઃખ લાગવું; અદેખાઇ વગેરેને લીધે નહિ રુચવું; લાગવું; શુંનું શું થઇ જવું. ૧૫ જીવ જોવો=કેટલું તત્ત્વ છે તે જોવું; પરીક્ષા કરવી. જીવ ઠાણો ન રહેવો=મન ઉપરનું અંકુશ જતું રહેવું. હર્ષ, શોક, કે ક્રોધાદિકને લીધે શું કરૂં ને શું નહિ ? એમ થઇ જવું. ૧૭ જીવ ટાઢો પડવો=સંતોષ વળવો, મન શાંત થવું. ૧૮ જીવ ટંગાઇ રહેવો=આતુર રહેવું. ૧૯ જીવ ટુંકો થવો=કંજુસ થવું. ૨૦ જીવ ઠરવો=જોઇને સંતોષાનંદ થવો; ઠંડક થવી; નિરાંત વળવી; જે કામને માટે હમેશ ચિંતા રહ્યા કરતી હોય તે કાર્ય સિદ્ધ થવાથી શાંત પડવું. ૨૧ જીવ ઠેકાણે ન રહેવો=ચિત્ત ભમી જવું; ગભરાવું; બાવરાં બનવું. ૨૨ જીવ ડહોળાવો=ઉલટી થાય એમ થવું; ગભરાવું; ઉછાળો આવવો. ૨૩ જીવ તલ પાપડ થવો=બહુ આતુર થવું, મળવાને–ખાવાને વગેર ઇચ્છાઓને પૂર્ણ કરવાને ગાભરા પડવું; ગભરાટ કરવો. ૨૪ જીવ તલસવો=અભિલાષ થયા કરવો; મન ઉછળીને સંતાપ પામતું રહેવું. ૨૫ જીવ તાળવે ટંગાવો=મોટી ચિંતામાં રહેવું; મન અદ્ધર હોય એવી સ્થિતિમાં રહેવું. ૨૬ જીવ તોડવો=સ્નેહાર્થે તલસવું આતુર રહેવું. બહુ મહેનત કરવી; મનનો બહુ ભાર સહન કરવો. ખરી ખાત્રી મન લગાડીને કામ કરવું. ૨૭ જીવ થવો=પુંજી થવી, પૈસા થવો. ૨૮ જીવથી મારવું=ફરીને જીવતું થાય નહિ એવું મારવું; ઠાર મારવું. ૨૯ જીવથી જવું=પોતાનો જીવ ખોવો; પોતે જાતેજ મરી જવાય એમ કરવું. ૩૦ જીવ દઇને=મન લગાડીને; ચિત્ત રાખીને; એકચિત્તે; બહુ ધ્યાન આપીને. ૩૧ જીવ દાઝવો=મન બળવું; સ્નેહની ઉંડી અસર થવી; લાગણી થયા કરવી. ૩૨ જીવ ધરપવો=સ્વસ્થ થવું; શાંત પડવું; જીવ ઠમાડવો=ઓડવું; ચેન પડવું. ૩૩ જીવ નીકળી જવો=ઘણું દુઃખ થવું; મરણ થશે કે શું ? એમ થઇ જવું; મરણ થવું. ૩૪ જીવના સમ=જાનના સોગન; પ્રાણના સમ ખાવા તે, જીવના જેટલું બીજું કંઇ પણ વહાલું નથી તે ઉપરથી. ૩૫ જીવનો તરસ્યો=દુઃખ દેનાર; સંતાપ્યા કરે એવો. ૩૬

જીવપર બેસવું=આશરો રાખવો; આધાર રાખવો. હઠથી માગવું; ગમે તેમ કરીને પણ લેવાની દાનત તે. ૩૭ જીવ પડીકે બંધાઇ જવો=મનુષ્ય સંતાપની હાલતમાં આવી પડવું; ખરાબ પરિણામ આવ્યાના ભયની બહુ ભારે અસર થવી તે. ૩૮ જીવ ફરવા=શરીરે અસુખ થવું; માથું ફરવું અને વમનની અસર થવી. ૩૯ જીવ બળવો=ચિંતા થવી; અદેખાઈ આવવી. ૪૦ જીવ બાળવો=ચિંતા કરવી; અદેખાઇ કરવી. ૪૧ જીવ બેસવો=મનની એકાગ્રતા થવી. ૪૨ જીવ બગાડવો=ખરાબ દાનત કરવી; થોડા માટે અકર્તવ્ય કરવું; પાછા પડવું; જરા માટે કંજુસાઇ કરવી. ૪૨ જીવ ભરાઇ રહેવો=ભાવના—અભિલાષ રહેવો. ૪૩ જીવ મળવો=મન એક થઇ જવાં; મૈત્રી બંધાવી; અભેદ થવો. ૪૩ જીવમાં જીવ આવવો=ભય જતો રહીને શાંતિ વળવી; મન ઠેકાણે બેસવું. ૪૪ જીવ માને નહિ=મન કબુલ કરે નહિ એવું તે; ઇચ્છા નહિ થવી; ખુશી ના થવી ૪૫ જીવ મોટો કરવો=ઉદાર થવું. ૪૬ જીવ રહી જવો=ભાવના રહી જવી. ૪૭ જીવ રાખવો=ધ્યાન આપવું; કાળજી રાખવી. ૪૮ જીવ લઇને નાસવું=મરણનો ભય જોઇને નાસવું. ૪૯ જીવ લાગવો=ધ્યાન લાગવું; પ્રીતિ લાગવી. ૫૦ જીવ લેવો=પ્રાણ લેવો; મારી નાંખવું; દુઃખ દીધા કરવું; રગડવું. ૫૧ જીવ લબુક લબુક થવો=હૃદયમાં ભયને લીધે મોટી ચિંતા ને આતુરતા રહ્યા કરવી. ૫૨ જીવ નહિ માનવો=મન પ્રસન્ન ન થવું; સ્વાભાવિક વિરુદ્ધતા હોવી. દાંતે જીવ આવવો=મરણાંત સંકટ આવી પડવું; હદ આવી રહેવી. :—આખરે તેઓનો દાંતે જીવ આવ્યો. આલફ્રેડ ચરિત્ર. પા. ૬૧.

**જીવજંત**, ન૦ જીવજંતુ.

**જીવજંતુ**, ન૦ [ સં. ] નાનાં મોટાં કીડા જેવાં પ્રાણીઓ તે; જીવસમૂહ. કીટપતંગાદિક તે. (૨) એરુઝાંઝર, વિછીકુંછી, નાના સાપ કે એવાંજ બીજાં નાનાં ઝેરી ક્ષુદ્ર પ્રાણી તે. (૩) કોઇપણ જાતનાં સાધારણ પ્રાણીઓ કે જીવ વિશેષ તે. કીડા, માછલાં, પોરા, પતંગિયાં, નાના સાપ, ઉંદર, દેડકાં વગેરે.

**જીવજાન**, વિ૦ [ફા.] જીવ અને પ્રાણ જેવું; જીવ ને પ્રાણના જેવું વહાલું; અત્યંત પ્રિય; પોતાના જીવ અને જાન જેવું; પ્રિય પ્રાણ. :—જીવજાન દોસ્તી.

**જીવડલો**, પું૦ જીવ; આત્મા; પ્રાણ. ઉ૦ કુંવરી તેં તો જીવડલો લીધો મારો ઝાલી, તેં વરમાળા કોની ઘાલીરે, તેં આ શું કીધું. કવિતામાં વપરાય છે.

**જીવડો**, પું૦ જીવ. (૨) કીડો.

**જીવતજાગત**, અ૦ જીવે ને જાગે ત્યાં સુધી.

**જીવડું**, ન૦ ક્ષુદ્ર જીવ; ઝેરી નહિ તેમ કરડે કે પીડા કરે નહિ એવો નાનો ગરીબ જીવ તે. માટીમાં, ધૂળમાં, અનાજમાં વગેરેમાં પડતા ને રહેતા જીવ તે; જિવાત.

**જીવણ**, ન૦ જીવન. (૨) જીવનરૂપ જે તે; જીવને ટકાવ—આધાર આપનાર એવો તે; જીવનાધાર; પતિ; ધણી; વહાલો. (૩) શ્રીકૃષ્ણને માટે ગોપિકાઓએ યોજેલો વહાલપનો પર્યાય. ઉ૦ જીવણ જમવા આવજો, મારે દસરાનો છે દહાડોરે. 'જીવણજી' એમ પણ વપરાય છે.

**જીવતચરા**, સ્ત્રી૦ [ સં. જીવિત+ચર્યા ] જીવતાંજ મરણોત્તર ક્રિયાઓ કરવી તે; મુઆ પછી બ્રહ્મભોજન અને શય્યાદિકનાં દાન વગેરે જે ક્રિયાઓ થાય છે તે; જીવતા જીવત જાતેજ ક્રિયા કરી નાંખવી તે.

**જીવતદાન**, ન૦ [ સં. જીવિતદાન ] કોઇને જીવતું રાખવું કે રખાવવું તે; મરણમાંથી બચાવી

લેવું તે; જીવિતઆપી દાન આપવું તે; જીવતું રહેવાદેવું; જીવનનું દાન તે.

**જીવતર,** ન૦ જિંદગીનો જીવનકાળ તે; આયુષ્ય કાળ; જિંદગી; જીવન; જન્મારો; ભવ. (૨) અવતાર; મનખો. (૩) જીવવું તે.

**જીવતું,** વિ૦ જીવવાળું; જીવ અને જીવન જેનામાં હોય તે; જીવધર; ઇંદ્રિયોના વ્યાપાર કરતું; હાલતુંચાલતું; કરવા જેવી ક્રિયાઓમાં યથાયોગ્ય વર્તતું (૨) પ્રાણ, તેજ કે જીવપણાના જેમાં સંચાર, ગુણ, શક્તિ વગેરે હોય એવું. જીવતું ઝાડ, જીવતું પાણી, જીવતો કોયલો. લીલું, બળતું, વહેતું, અખૂટ એવું; જાગતું; તેજદાર; અશિથિલ; કાર્ય કે કર્મમાં ચાલતું હોય એવું. (૩) યોગ્ય; લાયક. (૪) ઉમદા. (૫) મજબુત. ક્રિ૦ પ્ર૦ જીવતુંકરવું=જીવવાળું કરવું; મરતાં બચાવવું; ફરીને ફાલે ફૂલે એમ કરવું; જગાડવું; તાજું કરવું; જાગ્રત કરવું; અળગાવવું; તેજ કરવું. :—ચકોરપક્ષી જીવતા કોયલા ખાય છે. જીવતો મુઓ=જીવતાં છતાં મુઆ જેવો.

**જીવદયા,** સ્ત્રી૦ [ સં. ] જીવ—પ્રાણી ઉપર દયા રાખવી તે; અહિંસા ધર્મ; જીવાનુકંપા. ઉ૦ જીવદયા પ્રતિપાળ ! તમને વિનતિ છે.

**જીવન,** ન૦ [ સં. जीवन ] જીવવું તે; પ્રાણ કે જીવ રાખી રહેવું તે; પ્રાણવાળું હોવું તે. (૨) જેની ઉપર અથવા જેથી જીવતું રહેવાય તે; જીવવાનું સાધન; જીવવાનો આધાર. વૃત્તિ; આજીવિકા; ગુજારો; નિર્વાહ. (૩) પાણી; ઉદક. (૪) એક ઔષધ અવલેહ (૫) જિંદગી; જીવતર; જીવતા રહેવા જેટલો કાળ; આયુષ્ય; આયુષ્યક્રમ. ક્રિ૦ પ્ર૦ જીવનબગાડવું=જીવિતનો કાળ ખરાબ કરવો. જીવન સુધારવું=જિંદગી સારી રીતે કઢાય એમ કરવું. (૬) જીવ જેવું જાણે બીજું પોતાનું જીવન હોય એવું જે તે; પ્રિયજન; પુત્ર; સ્વામી; સ્ત્રી; વગેરે.

**જીવનગાળો,** પું૦ જેણે કરીને જિંદગી ગાળવામાં અડચણ ન આવે એવું જે તે; જેની ઉપર જીવન ગાળવાનો આધાર હોય તે; ચાલુ આજીવિકા આપનારું સાધન.

**જીવનચરિત,** ન૦ [ સં. ] જિંદગીનો હેવાલ જેમાં હોય તે; જીવનની ઇતિવૃત્ત કથા; જીવનચરિત્ર, જેમાં આખા જીવતરનું ક્રમસર બયાન કરેલું હોય એવું કોઇ પણ એકાદ વ્યક્તિના વૃત્તાંતનું લખાણ તે; વ્યક્તિના જીવન ગાળવાના અથેતિ વૃત્તનો હેવાલ. (૨) જિંદગી ભોગવવાની—ગાળવાની રીતભાત; ચાલચલગત; જીવન ગાળવાની રૂઢિ; વ્યવહાર તે.

**જીવનદોરી,** સ્ત્રી૦ જીવવાનો જેની ઉપર આધાર હોય તે; જેથી જિંદગીના આયુષ્યક્રમની પરંપરા સંકળાઇ રહેલી હોય તે; જીવનને આશ્રયભૂત વસ્તુ મનુષ્ય વગેરે તે; જીવસૂત્ર. ઉ૦ મરશે એની મેળે જીવન દોરી જતાં જરૂર રામ.

**જીવનિયું,** ન૦ જીવન; જિંદગી. (૨) આજીવિકા; રોજી; જીવનનું સાધન.

**જીવની,** સ્ત્રી૦ [ સં ] એક જંગલી પણ સારા સ્વાદવાળી વેલી; ડોડી.

**જીવન્મુક્ત,** વિ૦ [ સં ] જીવદશામાં પણ માયાના બંધથી રહિત; બ્રહ્મનિષ્ઠ; મુઆ પહેલાંજ આ જગત ખોટું છે એવું જેને જ્ઞાન થયેલું હોય તે;, સંસાર દેહ વગેરેની માયાથી છૂટું તે.

**જીવન્મુક્તિ,** સ્ત્રી૦ [ સં. ] દેહમાં હોવા છતાં દેહ ને જગત સૌ ખોટું છે એવી જે જ્ઞાનપરતા તે.

**જીવલગ,** વિ૦ જીવની સાથે લાગેલું તે; જેમ જીવ ને શરીર એકઠાં રહે છે તેમ રહે એવું;

પોતાના જીવની સમાનજ હોય એવું; અતિ પ્રિય; ઘણુંજ વહાલું; પ્રાણપ્રિય.

**જીવવું**, ક્રિ૦ અ૦ પ્રાણ ધરી રહેવું; સજીવ રહેવું; નહિ મરવું. (૨) નાશ ન પામતાં ટકવું; બચવું; ઉગરવું. (૩) ઉછરવું; મોટા થવું; વધવું વગેરે. (૪) સક્રિય હોવું; જાગતા જાણતા ને સમજતા હોઇએ એવા રહેવું. (૫) શ્વાસ લેવો. રૂ. પ્ર૦ જીવે તેને જોખમ =જેને જીવવું છે તેને જોખમ છે મુએલાને કંઈ નથી, જીવિત નથી ત્યાં જોખમ શાનું અને કોને હોય? જીવે તે જુએ=ભવિષ્યમાં જે કંઇ થવાનું હોય તે જીવનાર જુએ છે. જીવતી માખ=ખુલ્લી ભૂલ; ખુલ્લે ખુલ્લું ન જીરવાય એવું. જીવતો બ્લાબો=બખબખનો હોવલો; અંગાર. જીવતી ડાકણ=પ્રેતરૂપ નહિ પરંતુ જીવિતવાળી-જીવતી-દેહેન્દ્રિયવાળી ડાકણ=દુષ્ટ-દુર્વૃત્તિવાળી- મદેખી સ્ત્રી. નૌરી નજરની સ્ત્રી. કહેવ જીવવું થોડું ને ભમણા ઘણી=જીવવા કરતાં પણ જીવનની આશાતૃષ્ણાઓ ઘણી એમ.

**જીવસટોસટ**, અ૦ જીવનું જોખમ હોય તેમ. વિ૦ જીવ જેટલાજ જોખમનું; બહુ મુશ્કેલ; વખતે જીવને પણ જોખમ લગાડે તેવું. (કામ વગેરે.)

**જીવહત્યા**, સ્ત્રી૦ જીવ-પ્રાણીને મારી નાખવાં તે; જીવતા જીવોને મારી નાંખવા રૂપી કીધું કર્મ તે; પ્રાણીની હિંસા કરવી તે.

**જીવંત**, વિ૦ જીવવાળું; જીવતું. (૨) તેજ; સક્રિય. (૩) ચાલુ; ચાલતું; જાગતું; બળતું. (૪) ઝળઝળાટ; જાજરમાન; ભભુ- -.

**જીવાડણહાર**, વિ૦ જીવાડનાર; રક્ષક.

**જીવાતખાનું**, ન૦ નાનાં અવાદિકમાંનાં જીવજંતુના રક્ષણ માટે પાંજરા પોળમાં રાખવામાં આવતું તેમના રક્ષણનું સ્થાન.

**જીવારો**, પું૦ જીવાઈ.

**જીવાત્મા**, પું૦ [ સં. ] માયાના બંધનવાળો દેહમાં રહેલો આત્મા તે; દેહી; કર્મ કરનાર અને ભોગવનાર જીવ. (૨) દેહમાં રહેલો જે જીવ 'હું' એમ માને છે તે; હુંપણાનો માનનાર; દેહાભિમાની આત્મા; પ્રત્યગાત્મા; જીવ; ચેતન; અસુમાન્.

**જીવિકા**, સ્ત્રી૦ [ સં ] જીવન; જીવવું તે; જીવતર. (૨) ગુજરાનની વૃત્તિ; આજીવિકા; ઉદ્યોગ ધંધો વગેરે તે.

**જીવિત**, વિ૦ [ સં. ] જીવતું; જેમાં જીવ છે એવું. (૨) ન૦ જીવન.

**જીવિતકાલ**, પું૦ [ સં. ] જીવતરનો સમય; આયુષ્ય.

**જીવિતેશ**, પું૦ [ સં. ] જીવનનો ઈશ્વર-સ્વામી તે; પતિ; પ્રાણનાથ.

**જીવી**, વિ૦ જીવવાળું. (૨) જીવવા માટે બીજાનો આધાર રાખનારું; જેના જીવનનો બીજા ઉપર આધાર હોય એવું. :- અનુજીવી. (૩) પ્રાણી; જીવ.

**જીવેજાન**, વિ૦ પોતાના જીવ જેવું વહાલું તે; જીવ સાથે લાગેલું એવું; પ્રાણપ્રિય.

**જીસાહેબ**, અ૦ અદબી હુંકારાનો ઉદ્‌ગાર; હા સાહેબ; જી.

**જુઆખાનું**, ન૦ જુગારખાનું.

**જુઆખોર**, પું૦ જુગારી.

**જુઆર**, પું૦ એક હલકું ધાન્ય; જાર; જુવાર.

**જુઆરું**, ન૦ જુગાર રમવો તે; દ્યૂત. (૨) વિ૦ જુવારું; જુદું; ના૦ મોટા ઘરથી જુદો પાડેલો જે વાસ વ્યવહાર તે; નવું માંડેલું ઘર; નવો જુદો ગૃહસ્થાશ્રમ. :-ભાભીના જુવારામાં નણંદ ભાણેજાં સમાશે!

**જુઓ**, પું૦ જુવો; એક જીવડો. (૨) જુગાર; દ્યૂત.

**જુક્તી,** સ્ત્રી૦ [સં૰ युक्ति] જુગતી; કળા; કરામત, તદબીર; હિકમત. (૨) ઉપાય; યોજના. ઉ૦ જાગ્યા જાગ્યા જાદવરાય જુક્તી (જુગતી) ન દેખે રે, પેખેરે પેખેરે અસુરનાં આળિયારે.

**જુક્તિ,** સ્ત્રી૦ [સં૰] જુક્તી જુગતી.

**જુખામ,** ન૦ સળેખમ.

**જુગ,** ન૦ [સં૰ युग्म.] જોડું; જોડકું; બેનો સાથ તે; મેલ; મેળ. (૨) સોકટાંની રમતમાં સાથે જોડાઇને સાથેજ ચાલનારી બે સોકટીની જે જોડ–બેલું તે.

**જુગ,** ન૦ [સં. युग] કેટલાંક વરસોનો જે લાંબો કાળ વિભાગ તે; લાંબો સમય; ઘૂમલાંનો જમાનો તે. જુગ ચાર છે અને તે ચાર જુગનો એક મહાજુગ ગણાય છે. તેને અંતે દટંતર ને રેલ આવી જગત નાશ પામે છે. તે પછી બીજા મહાજુગ શરૂ થાય છે. મહા જુગમાંનો પહેલો સારો ને સત્યવાદી જુગ. સત્ય કે કૃત જુગને નામે ઓળખાય છે, બીજો ત્રેતા, ત્રીજો દ્વાપર અને ચોથો ખરાબ પાપી જુગ તે કલિયુગ કહેવાય છે બાર હજાર અથવા ૪૩,૨૦૦૦૦ દિવસનો મહાજુગ મહાભારત માં કહ્યો છે. કેટલાક દિવસને વર્ષ કહે છે અને વરસના ૩૬૦ દિવસ પ્રમાણે તે મળી રહે છે. કૃત ૪૮૦૦ વરસનો, ત્રેતા ૩૬૦૦ વર્ષનો, દ્વાપર ૨૪૦૦ વર્ષનો અને કલિ ૧૨૦૦ વર્ષનો–૪,૩૨૦૦૦ ચાર લાખ બત્રીસ હજાર દિવસનો ગણાય છે. (૨) જુગ ચાર હોવાથી ચારની સંજ્ઞા તરીકે વપરાય છે. —:જુગ લાડુ ચઢાવી ગયો.

**જુગજુગ,** અ૦ જુગેજુગ; એક પછી એક આવતા જુદે જુદે સમે. (૨) જન્મ; અવતાર; ઘણા લાંબા વખત લગી; ઘણા જુગો સુધી; જુગજુગમાં.

**જુગટિયું,** ન૦ જુગટું; ઘૂત. ઉ૦ જુગટિએ નવ રમીએજી. (૨) વિ૦ જુગારી, જુગટે રમનાર; જુગટાની ટેવવાળુ; સટોરિયું.

**જુગટું,** ન૦ જુગાર; ઘૂત; સટ્ટો; નસીબ ઉપર આધાર રાખી અમુક વસ્તુ કે પૈસો, પણ તરીકે મૂકી હારજીતની રમત રમવી તે.

**જુગત,** સ્ત્રી૦ [સં૰ युक्ति] જુક્તિ; કળા; યુક્તિ. (૨) મેલ; પ્રપંચ; ... (૩) વિ૦ જોડેલું હોય એવું; સાથે સાથે જોડેલું (૪) માફક; અનુકૂળ.

**જુગતી,** સ્ત્રી૦ [સં૰ युक्ति] યુક્તિ; કળા; તદબીર.

**જુગતુ,** વિ૦ [સં૰ युक्तम्] બંધ બેસતું; ઘટિત; યોગ્ય; શોભે એવું; અનુરૂપ; માફક ઉભલ જુગતે જુગતું મળતું તમે એક પિતા ત્રણ બંધુ.

**જુગદંબા,** સ્ત્રી૦ જગદંબા.

**જુગદીસ,** પું૦ જગદીશ.

**જુગબળ,** ન૦ [સં૰ युगबल] કાળબળ; સમયને લઇને જે અસરાર્વાતઓમા ફેરફાર વગેરે થાય તે.

**જુગમ,** ન૦ [સં. युग्म] જોડ, જોડું; બે સાથે હોય તે.

**જુગલ,** ન૦ [સં. युगल] જોડ, જોડું; બેનો સગાથ કહેવાવું ગણાવું તે. જુગલસ્વરૂપ=સ્ત્રીપુરૂષ, બેભાઇ કે મિત્રની ભેગી પ્રતિમા-છબિ વગેરે તે. :–રાધાકૃષ્ણ=જુગલસ્વરૂપ કૃષ્ણબળદેવ, નરનારાયણ.

**જુગલકિશોર,** ન૦ બે બાળકની જોડ; બે તરૂણ જુવાનની જોડ; જુવાનદંપતી. વહુવર. (૨) કૃષ્ણ બળદેવ બે ભાઇઓની જોડ તે.

**જુગાર,** પું૦ [સં. द्यूतकार] ધન, માલ વગેરે 'પણ' તરીકે મૂકી હારતાં આપવાની અને જીવતાં લેવાની સરત રાખી.પાસા,

પત્તાં વગેરે કોઇ પણ જાતની રમત રમવી તે; અમુક સરતે હારજીતની બાજી ખેલવી તે, દ્યૂત; જુગટું; જુવું; આપેલનું સાટું કરી ઉપલક ખરો નહિ એવો સોદો–રોજગાર કરવો તે; સટ્ટો. ક્રિ૦ પ્ર૦ જુગાર ખેલવો=દ્યૂત રમવું. જુગાર રમવો=હાર જીતની બાજી–રમત રમવી. ( વિ. કરકરિયા કહે છે કે આ પોર્ટુગિઝ શબ્દ છે.)

**જુગારી,** વિ૦ જુગાર રમવાની જેને આદત પડેલી હોય તે; જુગાર રમનારઃ જુગટિયો. (૨) જુગારનો ધંધો તે; બીજાઓને જુગાર રમાડી દલાલી લેવાનો ધંધો.(૩) જુગારીપણું. ઉ૦ જુગારી સંગ જાય તે ખતા ઘણાક ખાય તે.

**જુગુપ્સા,** સ્ત્રી૦ [સં] નિન્દા. (૨) કંટાળો–ચીતરી ચઢે એવું તે; જોવું–સાંભળવું ગમે નહિ એવું તે.

**જુગુપ્સિત,** વિ૦ [સં.] નિંદિત. (૨) નઠારૂં; કંટાળો આપે એવું.

**જુગેજુગ,** અ૦ જુગજુગની પરંપરામાં, એક પછી એક આવતા જુગોમાં; હરહમેશ.

**જુગોજુગ,** અ૦ જુગજુગની પછી; હરહમેશ; નિરંતર; સદૈવ; જાવેદાન.

**જુગ્મ,** ન૦ [સં, યુગ્મ] જોડ; જોડું. ઉ૦ જળ-મનુજનાં જુગ્મ જોજો રમતાં.

**જુજવું,** વિ૦ જુદુંજુદુ; નહિ સાથે એવું; નોખું નોખું; અલગ ન્યારૂં.

**જુજી,** વિ૦ નજીવું; માલવગરનું.

**જુઠ,** સ્ત્રી૦ અસત્યતા; જુઠાપણું; અસત્ય બોલવું તે; જુઠું તે. કહે૦ જુઠ ત્યાં જેવારો નહિ=જુઠાનો જય થવાનો નથી.

**જુઠડું,** વિ૦ જુઠું; જુઠું બોલનાર; અસત્યવાદી.

**જુઠણ,** ન૦ એઠું; છંડામણ; છોડેલું તે; ખાતાં વધેલું ભાણામાંનું, અન્ન; બોટેલું તે. (૨) પું૦ ભવાઇમાં જુઠું, અને હસાવે એવું એલફેલ પણ સમયોચિત બોલનારો માણસ તે; રંગલો, તરકડિયો; મસ્કરો.

**જુઠાણું,** ન૦ જુઠું એવું તે; જુઠું–અસત્યતા; જુઠેજુઠું તે. (૨) તરકટ; ઠગાઇ; ખોટારું; મિથ્યાપણું; ખોટું દેખાડવું તે.

**જુઠાબોલું,** વિ૦ જુઠું બોલવાની જેને આદત હોય તે; જે વારંવાર જુઠું બોલતો હોય તેઃઅસત્ય બોલનાર;ખોટું–તરકટનું બોલનાર. ઉ૦ જાઓ જાઓરે જુઠાબોલા નાથ નહિ દેઉં સહાવારે.

**જુઠેજુઠ,** અ૦ જુઠું તે જુઠું એમ; અસત્ય ચાલતું હોય એમ ખોટેખોટું. જુઠા સામે જુઠું એમ; નરદમ–સાવ જુઠું તે.

**જુઠું,** વિ૦ [પ્રા. जुट्ठ] અસત્ય; નહિ સાચું; ખોટું; મિથ્યા; અનૃત. (૨) કલ્પિત; બનાવટી; કૃત્રિમ. :–તેણે કાંઇનું જુઠું નામ આપ્યું જુઠી વાત. (૪) એઠું; અજીઠું; ભ્રષ્ટ; બોટેલું; અશુચિ; અપવિત્ર. (૫) ના. અસત્ય તે; જુઠાણું; લબાડી. (૭ ઢોંગ. રૂ૦ પ્ર૦ જુઠેજુઠું ચલાવવું=નરદમ પોલંપોલ–ખોટું ચલાવવું. જુઠાની સામે જુઠથી કામ લેવું. જુઠું ખાવું=છાંડેલું ખાવું. જુઠું ચાલવું=નિયત નીતિમાર્ગથી ઉલટા ચાલવું. જુઠું બોલવું=જેવો હોવો જોઇએ તેવો રણકો નહિ થવો તે. (૬) બાદલી; નહિ અસલ; ( કૃત્રિમ ) જુઠાં ઘરેણાં. જુઠું ઉંઘવું=ઉંઘનો ઢોંગ કરવો. જુઠી વાત= અફવા; ગપ. જુઠી રસોઇ=માણ માણુ–ખાલી–નહિ રસોઇ પણ રસોઇના જેવો ઢોંગ તે.

**જુઠો,** પું. જુઠું બોલનારો. જુઠી=જુઠું બોલનારી સ્ત્રી.

**જુડી,** સ્ત્રી૦ [સં. युज्] સાથે–એકઠા કરીને બાંધેલા રેસા, ડાળિયો, કકડા, દંડીકા વગેરે તે. :–મેથીની ભાજીની જુડી. દાતણની જુડી.

**જુડો**, પું૦ [ सं जूट ] ઘણી વસ્તુઓ—ચી-જોને એક સાથે બાંધીને બનાવેલો જે જથો તે; ઝુમખું; જથો; સમૂહ :—ચાવીનો જુડો. (૨) વાળને એકઠા કરીને બાંધવા તે; જૂટ; જટાજૂટ; અંબોડો. વાળનો જુડો બાંધ=ચોટલો વાળ; વાળને ભેગા કરીને માંન. ચોડો; પુળો; લીલી સુકી વનસ્પતિનો સાથે બાંધેલો બોજ તે.

**જુત**, વિ૦ [सं. युत] વાળું. (૨) જોડેલું; સાથે હોય એવું.

**જુતિયા**, ન૦ (જુતિયું) જુતાં ટપટપિયાં ખાસડાં; પગરખાં (૨) સખત બોલમાં ઠપકો દેવા તે; વ્યંગમાં સખત શબ્દો કહેવા તે; ટપલો; મહેણું; ટાણો. ક્રિ૦ પ્ર૦ જુતિયાં મારવાં=ખાસડાનો માર મારવો. સખત શબ્દોથી ઠપકો દેવો. રૂ૦ પ્ર૦ જાતને માથે જુતિયું=જાતજ હલકી છે. નીચ, તુચ્છ જાતવો છે, એની ઓલાદજ ધિક્કારવા જેવી છે તો પછી શું કહેવું ? એવો અર્થ બતાવે છે.

**જુતી**, સ્ત્રી૦ પગરખી; પેંજાર. જનાનખાનામાં રહેતી સ્ત્રીઓને પહેરવાની હલકી મોજડીઓ તે. કહે૦ એને કોણ જુતી ભાઇ ગણે છે=અર્થાત્ એ કંઇ લેખામાં નથી; ખાસડાને તોલે તુચ્છ ગણાય છે

**જુતીખોર**, વિ૦ ખાસડાંખાઉ; નઠોર; નિર્લજ્જ. (૨) પચ્છમબુદ્ધિયું; જ્યારે ખાસડાં પડે ત્યારેજ સમજે એવું.

**જુતું**, ન૦ ખાસડું; પગરખું. બ. વ. જુતાં. જુના ટપુસિયા જોડા. (૨) અપમાન સાથે તુચ્છકાર કે ખુલ્લા ઠપકા સાથે નકાર કરવો તે. ક્રિ૦ પ્ર૦ જુતું ખાવું= ખાસડાનો માર ખાવો. તુચ્છકાર સાથે પાછા પડવું. જુતું પડવું=ઠોક પડવો;સારૂં જાણીને કરવા જતાં સામો ઠપકો મળવો. જુતું મારવું=ખાસડું મારવું. તુચ્છકારીને કાઢી મૂકવું રૂ. પ્ર૦ જુતા બરોબર= ખાસડાને તોલે. જુતે મારી=એમાં શું થઇ ગયું ? કંઇ બિસાતમાં નથી, એવો અર્થ બતાવે છે.

**જુથ**, ન૦ [सं. यूथ] જૂથ; ટોળું.

**જુથડું**, ન૦ ઘણી વસ્તુઓનો એક એકની સાથે બંધાઇ ગુંથાઇ ગયેલો જે સમાહાર તે. જૂથ; ટોળું.

**જુથેજુથ**, ન૦ ઘણાક સમુદાયો એકત્ર થયેલા હોય એવું ભરાય તે, ટોળેટોળાં; મોટા સમુદાયનો જમાવ.

**જુદાઇ**, સ્ત્રી૦ જુદાપણું; જુદાગીરી. :—હવે જુદાઇ રાખશો નહિ.

**જુદાગીરી**, સ્ત્રી૦ જુદાપણું; જુદાઇ.

**જુદાપણું**, ન૦ જુદાઇ; જુદાગીરી.

**જુદું**, વિ૦ [फा. जूद] વળગેલું, ભેગું કે સાથે જોડાયેલું નહિ એવું; વેગળું; પૃથક ભિન્ન; નહિ સમધવાળું; અલગ; નોખું નિરાળું ક્રિ૦ પ્ર૦ જુદું કરવું=જુદું પાડવું કોઇ સાથે જોડાયેલા ભેગા હોઇએ તેમાંથી અલગ થવું; નોખું કરવું જુદું પડવું; છુટા થવું; અળગા થઇ જવું; નોખા પડવું. સ્વરૂપ આકાર, સ્વભાવ વગેરેથી ભિન્ન જણાવું. :—એ તમારાથી જુદા પડે છે. જુદું પાડવું=વળગેલું કે ભેગું હોય તેને મૂળ—અસલની એકતામાંથી વેગળું કરવું, છુટું પાડવું; પૃથક્ કરી દેવું; સાથ તોડી નાખવો. જુદું રહેવું=વેગળા રહેવું; નોખા રહેવું રૂ૦ પ્ર૦ જુદું=અન્ય;બીજું; જે જોઇએ છીએ, જેનું કામ છે તે, તે નહિ પણ બીજું, એવો અર્થ બતાવે છે. :—બાપજી જીવતા હોય એવી વાત તો જુદીસ્તો—ઓરસ્તો. કહે૦ જુદે જુદે મોંએ જુદી જુદી વાત=કપાળે કપાળે જુદી મતિ. જૂદું એમ પણ લખાય છે.

જુદું રાખવું=નહિ ભેળવી દેવું; જુદું કે ખાનગી રાખવું.

**જુધ**, ન૦ [સં. युद्ध] જુદ્ધ; સંગ્રામ; લડાઈ. (૨) સાધારણ મારામારી; વઢવાડ, ક્રિ૦ પ્ર૦ જુધ મચાવવુ=ધિંગાણું કરવું; રાડ મચાવવી.

**જુનાઈ**, સ્ત્રી૦ જુનાપણું.

**જુનાગઢ**, ન૦ [ जीर्णगढ ] રૈવતાચળ અથવા ગીરનાર નામે મહિયુંવાડમાં ઉંચ માઉંચા પર્વતની તળેટીમાં જુનાગઢ શહેર બાંધેલું છે અને તે જુનાગઢ સ્ટેટનું રાજનગર છે. એમાં હાલ નવાબી રાજ્ય છે કાઠિયાવાડમાં જુનાગઢ સંસ્થાન પહેલા નંબરનું મોટું રાજ્ય હોઇ તેના વાર્ષિક ઉપજ ત્રીસ લાખ રૂપિયાની છે. ગીરના જંગલમાં ઇમારતી લાકડાં ને ફળફળાદિ થાય છે તથા બીજી જમીન પણ સારી ને ફળદ્રૂપ છે. એમાં સાત શહેર અને ૮૫૦ ગામડાં છે. એનું ક્ષેત્રફળ ૩૨૮૦ ચોરસ માઈલ અને વસ્તી પાંચ લાખ માણસની છે. તે બ્રિટિશ તથા ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. સમુદ્ર કિનારા ઉપરનો પ્રદેશ સારી હવાવાળો છે. તળ જુનાગઢ શહેર એક જુનું કાઠિયાવાડી શહેર છે અને કાળની ઘણું કરી પડતીયો તેણે જોયેલા છે જુનાગઢમા ૩૫ હજાર માણસના વસ્તી છે ગીરનાર ઉપર જનોનાં મોટાં મોટાં દેરાસરો હોવાથી હરહમેશ યાત્રાળુ જતા આવતા રહે છે. જુનાગઢ ઇનવાબ વાડાસિનોર અને રાધનપુરના ભાયાતું બાબી કુટુંબના મુસલમાન છે. તેમને દત્તક લેવાની સનદ મળેલી છે.

**જુનું**, [સં जीर्ण] વપરાયાથી ઘસારાને લીધે વખતે જર્જરિત થઈ ગયેલું એવું જે તે; નહિ નવું; વપરાયેલું; જીર્ણ; ઘણાકાળ પિસાઇને ઉતરી ગયેલું (૨) નહિ તાજું; વર્તમાનનું નહિ એવું; અસલનું; આગલા જમાનાનું; પૂર્વેનું ઘણાના જોવામાં જાણવામાં આવી ગયેલું હોય એવું; આગલું ક્રિ૦ પ્ર૦ જુનું-રદ=વાપરીને મેલું ને જીર્ણ કરી નાંખવું. રુ૦ પ્ર૦ જુના જમાનાનું=આગલા વખતનું; પહેલાંની પેઢીનું, અસલી. જુનો પાપી=ઘણા લાંબા વખતથી પાપ કર્મ કરતો રહેલો હોય એવો :—જુનો ચોર=આગળ ઘણી વખત ઉપર 'ચોર' તરીકે લોકના જાણવામાં આવેલો હોય એવો; જુનો મિત્ર=અસલી મિત્ર; બાળમિત્ર. જુનાવિચાર=અસલના જેવા ઘરડાંના જેવા જે વિચારો તે; આગલા વખતના વિચાર. જુનું વેર=આગલું વેર;અસલ વેર હોય તે. કહે૦ જુની આંખે નવા તમાસા=ઘરડાએ જુવાનિયાંની રીતભાતના ઢંગ રંગ—જે પોતાના સમયમાં નહિ જોવામાં આવેલા તે જોવા તે; પોતાની આંખે નહિ જોયેલા માટે નાહ ગમતા રંગ પણ મુંગે મોંએ જોયા કરવા જેવી શાંતવૃત્તિ રાખવી તે. જુનું તે સુનું=જે અમલ કે—જે આગલા વખતનું છે તે સુનું—માના જેવું સારૂં છે. જુનો વૈદ્ય અને નવો જોશી=વૈદ્ય અનુભવી ઘરડો હોય ને માગે અને જોશી નવો અર્થાત્ ઉંમરમાં છેલ્લી-ગ્રહાદિકની સ્થિતિ જાણનારો હોય તે સારો.

**જુનુંખમ**, વિ૦ બહુજ જુનું; છેક જીર્ણ થઈ ગયેલું હોય એવું; અતિવૃદ્ધ. :—ત્યાં એક જુના ખમ સાપ રહેતો હતો.

**જુનુંપુરાણું**, વિ૦ જુનું અને ઘણા વખતનું; ઘણા લાંબા વખતનું જુનું ને વપરાયેલું; ફાટયુંતુટયું હોય એવું; કામમાં નહિ આવે એવું જીર્ણ, કપડું, કસબ, સામાન વગેરે.

**જુબાન**, સ્ત્રી૦ [फा.] જીભ. (૨) બોલી.

**જુબાની** સ્ત્રી૦ [फा.] જીભથી બોલીને જણાવેલી હકીકત; જબાની; સાક્ષી.

**જુમ્માં**, સ્ત્રી૦ જુવાન.

**જુબીલી**, સ્ત્રી૦ ( અ. Jubilee ] આનંદ પ્રદર્શન; હરખનો ઉત્સવ તે; રાજ્યપ્રાપ્તિ અને લગ્નાદિકનો પચાસમા વર્ષનો ઉત્સવ તે; રાજ્ય મળ્યાને પચાસ વર્ષ પુરાં થતાં પચાસ વર્ષ લગી રાજ્ય ભોગવાયું તે નિમિત્તે જે ઉત્સવ કરવામાં આવે છે તે. પચીસ વર્ષ પુરાં થતાં કરવામાં આવતા ઉત્સવને 'સિલ્વર જુબીલી' અને સાઠ વર્ષના ઉત્સવને 'ડાયમણ્ડ જુબીલી' એમ ઇંગ્રેજીમાં કહેવામાં આવે છે. ના મહારાણી વિક્ટોરિયાની સન ૧૮૮૭ માં પચાસ વર્ષ રાજ્ય ચલાવ્યાની અને સને ૧૮૯૭ મા સાઠ વર્ષની ગોલ્ડન જુબીલી અને ડાયમણ્ડ જુબીલીઓ ઉજવવામાં આવી ત્યારથી આ ઇંગ્રેજી શબ્દ ગુજરાતીમાં આવ્યો છે જૂબિલી—જ્યૂબિલી એમ લખાય છે.

**જુમખું**, ન૦ ઝુમખું.

**જુમલો**, પું૦ [ અં. જુમ્લ ] જુદી જુદી ઘણી રકમો મળીને થયેલી એક સંખ્યા તે; ઘણી રકમોનો સામટો સરવાળો તે; મેળવણી; જુમલો; સમાહાર; સમગ્ર તે; કોડાગ નહિ પણ કુલ એકંદરે; બધી રકમો એકઠી કરેલી હોય તેમ. :—જુમલે પાંચ રૂપિયા.

**જુમ્હલો**, પું૦ જુમલો; કુલ રકમ.

**જુમામસજિદ**, સ્ત્રી [અં.] જુમા—શુક્રવારની બંદગી કરવાની મોટી મસ્જિદ તે; મુસલમાનોનું નમાજ પઢવાનું સ્થાન; જુમેરાત પછી નમાજ પઢવાને માટે એકઠા થવાનું મોટું સ્થળ-મકાન.

**જુમેરાત**, સ્ત્રી૦ ગુરુવાર—ની રાત=શુક્ર જે દિવસે બધા મુસલમાનો સાથે મળીને નમાજ પઢે છે; મોટી બંદગીનો દિવસ.

**જુમ્મો**, પું૦ [ અં. જુમ્મ ] અમુક વાત વસ્તુ કે કામકાજની જે તમામ જોખમદારી—જવાબદારી તે; સોંપણું બગડે, ખોવાય, કે બીજી કોઈ રીતે જેમ સાચવવી જોઇએ તેમ ન સચવાય તે બાબતનો જવાબ દેવાનું જોખમ તે; આપેલા મૂકેલા વિશ્વાસના યથાર્થ પરિપાલનનો ભાર તે. :—આનો જુમ્મો કોન માથે છે ?

**જુરત**, સ્ત્રી૦ [અ.] હિમ્મત; ધૈર્ય. (૨) ખતી ચલાવવી તે.

**જુરિયત**, સ્ત્રી૦ [અ.] જુરત; હિમ્મત.

**જુલમ**, પું૦ [અ.] સામા માણસનું સ્વાતંત્ર્ય છીનવી લઇ તેનાથી ખમાય નહિ એમ તેને સતાવવો—દુઃખ દેવું આપવુ વગેરે તે; ન સહેવાય એવું દુઃખ દેવુ તે; જબરજસ્તી; સખતાઇ; બળાત્કાર; જોરાવરી; બળજોરી. (૨) સત્તાનો દોર ચલાવવો તે; ઇનસાફ નહિ આપનો મરજી પ્રમાણે કરવું તે; અન્યાય; અધર્મ. ક્રિ૦ પ્ર૦ જુલમ કરવો=સખતાઇ કરવી; દાબીને સત્તાથી કામ લેવું; મારફાડ કરવી; અન્યાય કરવો. જુલમ ગુજારવો.

**જુલમગાર**, વિ૦ જુલમ કરનાર; જુલમ વાપરનાર; જુલમી.

**જુલમાટ**, પું૦ જુલમ; જુલમ ગુજારવો તે.

**જુલમી**, વિ૦ જુલમગાર; જુલમ કરનાર. (૨) ક્રૂર; નિર્દય; કઠોર. (૩) જેમાં જુલમ આવતો હોય એવું. ઉ૦ જુલમી રાજની જડ ઉખાડી, નાદીર સરખા નાખ્યા નાસ.

**જુલાઇ**, પું૦ [અં.] ખ્રિસ્તી વરસનો સાતમો મહીનો.

**જુલાપ**, પું૦ જુલાબ; વિરેચન.

**જુલાબ**, પું૦ [ અ. ] ઝાડા થાય એવી દવા તે; રેચ. ( ૨ ) દસ્ત; ઝાડા થવા તે. ક્રિ૦ પ્ર૦ જુલાબ આપવો=ઝાડો થાય એમ કરવું. દસ્ત દેવો; ધારણા ન રહે એમ કરવું;

ઢીલું બનાવી દેવું; ખોટી ધમકી આપવી. જુલાબ થઇ જવો=ગભરાઈ જવું.

**જુલફાં**, ન૦ કપાળ ને લમણા ઉપરના વાંકડિયા વાળની લટો તે; વાળનાં ગુચ્છાં; કાકપક્ષ; લટિયાં. :–બાયડીઓએ જુલફાં શાં રાખવાં? એકવચન જુલફું. જુલફાં રાખવાં=લમણા અને કપાળ ઉપર વાળના ગુચ્છા રાખવા તે.

**જુવતી**, સ્ત્રી૦ [ સં યુવતિ ] જુવાન સ્ત્રી; સ્ત્રી; બાઈડી; બાઇ; નારી.

**જુવંતી**, સ્ત્રી૦ [સ.] જુવાન સ્ત્રી. ઉ૦ જુવારના ખેતરથી જુવંતી. જુવંતી ગઇ જળ કારણે.

**જુવા**, પું૦ [સં. યૂકા ] છ પગવાળા જૂની જાતના ચામડી ઉપર અને ગંદા ગોમડામાં થતા જીવ જુ. એકવચન. ઢોરના શરીર ઉપર થતો સ્વેદજ જીવ. ઉ૦ ઝાઝા મચ્છર ઝાઝા જુવા, ત્યાં મહેતાના ઉતારા હુવા. મામેરૂં. (૨) દ્યૂત; જુગાર રમવો તે. ક્રિ૦ પ્ર૦ જુવા રમે છે=જુગાર રમે છે.

**જુવાખાનું**, ન૦ જુવા હોય એવું સ્થળ; ઢોરના તબેલો કહોડિયું. (૨) જુગારખાનું.

**જુવાખોર**, વિ૦ જેને જુવુ રમવાની આદત હોય તે; જુગારી; દ્યૂત રમનાર.

**જુવાન**, વિ૦ [ સ. યુવન્ ] સોળથી છત્રીસ વર્ષ લગીનું ( માણસ ); બાળક નહિ અને વૃદ્ધ નહિ એવા પ્રમાણાનુસાર મધ્યમ વયનું; ( ઢોર પંખી વગેરે ) શરીર, મન અને બળની સંપૂર્ણ ખીલવણીની હાલતે પહોચેલું; તરુણ; જવાન; ખીલેલુ; મજબુત બાંધાનું અને ઉત્સાહવાળા મનનું; સ્વાભિમાનથી હુંપદથી કાર્ય કરવાની શક્તિ અને હોંસમાં આવેલુ; ઉમ્મરે આવેલુ. ( ૨ ) મજબુત બાંધાનો ને ઉત્સાહભર્યો માણસ; ઉમ્મર લાયક છોકરો કે પુરૂષ; પુખ્ત વયવાળું જે તે. માણસ બળદ વગેરે. કહે૦ જુવાન શી અને ઘરડો વૈદ. (૩) ઉગતા ઉત્સાહભર્યાં નવા જોસવાળું; સ્થિર વિચારનું નહિ એવું; ઉદ્ધત; નહિ પાકી સમજનું. :–જુવાનની ભૂલ થાય

**જુવાનજોધ**, વિ૦ ભરજુવાન; જુવાનીને લીધે તન મનથી મજબુત ને ઉત્સાહવાળું; તારુણ્યને લીધે ખીલેલા અંગથી અને મનથી લડવૈયા જેવો જે તે.

**જુવાની**, સ્ત્રી૦ બાલ્યાવસ્થા ઉતરીને શરીર અને મન બેઉ ખીલી રહે એવા જે પ્રાણીઓને પ્રાપ્ત થતી બીજી અવસ્થા તે; તરુણાવસ્થા; જોબન; તારુણ્ય; જુવાનપણું તે; યૌવન. (૨) યુવાવસ્થાના– આયુષ્યનો વચલો વખત તે. ઉ૦ જુવાનીનું જોર જણાવી છાતી કાઢી ચાલે છે. જુવાની ને દિવાની=તરુણાવસ્થા ગાંડપણ જેવી છે.

**જુવાર**, સ્ત્રી૦ [ સં યવાન્ ઘાસ ઉપરથી ] ચોમાસાના પાછલા ભાગમાં થતું એક ઘાસિયા ધાન્ય; જાર. જારનો દાણો ગોળ પણ સહેજ ચપટો અને અકુર માટે નાની અણીદાર આંખવાળો ધોળો અને લાલ બેઉ રંગનો હોય છે. જારના દાણા ગુચ્છાદાર ડુંડામાં–જારિયામાં રહે છે. ગુજરાતમાં બે ચાર જાતની જાર થાય છે. એના સાંઠા –ઘાસ ઢોરના ખોરાક તરીકે વપરાય છે. જારના દાણાઓમાં એક એવી જાતનો વિકાર થાય છે કે જેથી દાણો અંદરથી બળીને ધુમાડી જેવો થઇ જાય છે. એવા દાણાને અગારો કહેવામાં આવે છે અને આ વિકાર બીજા દાણામાં પ્રસરી જતાં વાર લાગતી નથી, તેથી એમ કહેવાય છે કે 'સો મણ જારમાં અગારો ' સો મણ દાણાને બગાડે છે ને તેની કિમ્મત ઘટાડી નાંખે છે. જાર ઓછા ભેજવાળી સુકી જમીનમાં થાય છે. અનાજ કરતાં ઘાસ

તરીકે-ઢોરોના ખોરાક તરીકે એવું વાવેતર વધારે થાય છે. અમેરિકામાં ખાંડ બનાવવા માટે આગળ એનો ઉપયોગ થતો હતો, પણ બળતણ ઓછું હોવાથી હાલ ઘાસ તરીકે એની વાવણી કરાય છે. સરકારી ખેતીવાડી ખાતા તરફના સૂચક ચોપાનિયામાં ખેડુતોને જાણવા તેના ગુણ દીપતું વર્ણન કરી ઢોરોના ખોરાક માટે તેની બહુ મોટી ઉપયોગિતા બતાવી છે. જુવારના કાચા કરસણમાં 'ભીણો' એક ઝેરી તત્ત્વ રહેલું છે. એ તત્ત્વ કરસણને ફૂલ આવતાં નાશ પામે છે માટે ફૂલ આવ્યા પછી તેની કાપણી થવી જોઇએ. એ કરસણ માલખું કહેવાય છે. જાર મકાઈ જાતિનો છોડ છે.

**જુવારા,** પું૦ [सं. यवस्] જાર અને બીજા ધાન્યના નાના નાના જે નવા ફણગા તે; જવારા. રન્નાદે કે માતાના વ્રતમાં જુવારા-જવારા વાવવામાં આવે છે.

**જુવારી,** પું૦ જુગાર ખેલનારો; જુગારી.

**જુવારું,** ન૦ મુખ્ય ઘરથી જુદા પડીને માંડેલું જે ઘર તે; જુદું ગૃહરાજ્ય; જુવાન વહુવરે નવું માંડેલું ઘર તે; જુદું ઘર, :-સંતોક! તું શું ભોજાઈનું જુવારું જોવાને આ છિ?

**જુવાળ,** પું૦ દરિયાના પાણીનો ચડાવો તે; ભરતી; જુવાર; સમુદ્રના પાણીનો ચડાવ. સમુદ્રનું પાણી ચંદ્રના આકર્ષણથી પ્રતિદિન બેવાર ચડઉતર થાય છે. જેમ પૃથ્વી ઉપરનાં પરમાણુઓ ચંદ્રથી આકર્ષિત થાય છે તેમ સૂર્યથી પણ થાય છે, પરંતુ સૂર્ય બહુ દૂર હોવાથી એ આકર્ષણ ઓછું જણાતું નથી. ભરતીઓ નાની મોટી થવાનું કારણ એ છે કે, સૂર્યચંદ્રનાં આકર્ષણો એક બીજાને પ્રતિકૂલ દિશાઓમાં તેનું ખેંચાણ કરે છે. પુનમ અને અમાવાસ્યાના જુવાળ મોટા થાય છે તેનું કારણ એ છે કે, તે દિવસે બન્નેની આકર્ષણ શક્તિઓ એક દિશાએ રહી પાણીને ખેંચે છે.

**જુવું,** ન૦ [सं. द्यूत] જુગટું; જુગાર.

**જુવો,** પું૦ [सं यूका] ઢોરના શરીર ઉપર થતી જૂ; જ્યાં ઢોર બંધાતાં હોય ત્યાં મૂતરચળામાં થતો એક છપગો જીવડો.

**જુસરી,** સ્રી૦ [ सं युज् ] બળદની ખાંધ ઉપર રહેતો ગાડી ગાડાં અને હળ વગેરેનો આગલો ભાગ, ધુંસરી; જેવડે ગાડી અને બળદનું જોડાણ થાય છે તે.

**જુસ્સો,** પું૦ [फा० जुस्स] લાગણીનો ઉછાળો તે; ઉશ્કેરણી; લાગણીને લીધે લોહીમાં આવેલો જોસ-ઉભરો તે; લાગણી; મનોવિકાર.

**જુહાર,** પું૦ શ્રાવક અને વણિકોમાં એક બીજાને મળતાં વિવેકથી 'વંદન' ને ઠેકાણે વપરાતો વિનયોદ્ગાર; સલામ; નમસ્કાર; પગેલાગણું; નમન. કાગળમાં પણ 'જુહાર-જુવાર' એમ લખાય છે. જુહાર પટોળાં=સારાં વસ્ત્ર પહેરીને આશીર્વાદ લેવાને જે નમન કરવું તે. ઉ૦ કાદંબરીનો જે પરિવાર, તે સહુને કહેજો જુહાર. ભાલણ કાદંબરી ૧૫૯.

**જુંગાઇ,** સ્રી૦ જુંગાની માફક કરવું-વર્તવું તે; બળજોરી; બળાત્કાર; જોરાવરી; દાંગાઈ ઉદ્ધતતા; બળની ઉછાંછળાઇ; જુંગાપણું.

**જુંગો,** પું૦ જબરો લકુંજેવો માણસ તે; જાડો દાંગો, મજબુત અને ઉદ્ધત લડાયક જુસ્સાનો ઠિંગણો માણસ તે; ગુરખાઓને માટે આ શબ્દ વપરાયેલો છે. ટુંકા ઠિંગણા કદનો પણ લકુંજેવો લડવૈયો તે.

**જુંફૂંવું,** ક્રિ૦ અ૦ બેઠા બેઠા ઉંઘવું ને ઝોકાં ખાવાં; ઉંઘથી ઘેરાઇ જઇ ઝોકાં ખાવાં.

**જુસરસ,** ન૦ સુંમમ,

**જૂ,** સ્રી૦ [ सं. यूका ] પરસેવાની ગંદકીને લીધે વાળમાં અને લુગડાંમાં થતો એક

ક્ષુદ્ર જીવ; યૂકા. જૂઓ બે જાતની થાય છે. એક કાળી ને બીજી ધોળી. ચામડી સાથે ચોંટી રહેનારી ગોળ જૂ-આમ જૂ કહેવાય છે. માણસના માથા ઉપરના વાળમાં જે સ્વેદજ જીવ થાય છે તે જૂ અને પાંપણ વગેરેના વાળમાં જે અતિ ઝીણા જીવ થાય છે તે 'સવા' કહેવાય છે. રૂ૦ પ્ર૦ જૂ જેવું=ચોટયું હોય ત્યાંથી ઉખડેજ નહિ એવું. જૂનાં ઇંડાં લીખો કહેવાય છે.

**જૂઈ**, સ્ત્રી૦ એક જાતની ફૂલવેલ.

**જૂજ**, વિ૦ બહુ થોડું; જરા; અલ્પ; સહેજ. (૨) હલકું; વિસાતવગરનું તુચ્છ.

**જૂજવું**, વિ૦ જુદુ; નોખું; અલગ; ભિન્ન.

**જૂઝવું**, ક્રિ૦ અ૦ લડવું; યુદ્ધ કરવું; મત્ત થઈ રણમાં પડીને મરવું.

**જૂટ**, ન૦ [સં] લટનો જથો; સમૂહ; કલશો; જુડો:-જટાજૂટ.

**જૂડ**, ન૦ ઝૂડ; મચ્છર. (૨) બળાત્કારે પણ છૂટે નહિ એવું પ્રાણી.

**જૂત**, ન૦ બળદનું જોડું; બળદની જોડ; બેલ; ફલાણા કણબીને ઘેર ચાર જૂત છે.

**જૂતવું**, ક્રિ૦ સ૦ જોડવું.:-ગાડું જૂત્યું.

**જૂથ**, ન૦ [સં] ટોળું; સમુદાય; ભરાવો; જથો; સાથ, ઘણાંનું એક સાથે સાથે હોવું તે. ઉ૦ જૂથ મળે જાડું થતાં કાપી ન શકે કોય.

**જૂન**, પુ૦ [ઇં] ખ્રિસ્તી વરસનો છઠ્ઠો મહીનો. એના દહાડા-તારીખો-૩૦ ગણાય છે. જૂનમાં આપણા દેશમાં વરસાદની મોસમ શરૂ થાય છે. ઉ૦ જૂન ગરજે ધમધોર.

**જૂમ**, સ્ત્રી૦ ટેક અથવા હોંશને લીધે કામ કરવાનો જે આંધળો ઉત્સાહ ચઢે છે તે; જુસ્સાવાળી હાલત તે; ઝૂમ; જોમ.

**જે**, પુ૦ [સં. जय] જય; જીત. (૨) જય થાય એવો આશીર્વાદાત્મક ઉદ્ગારઃ-જે જે-જય હો. (૩) વંદનાત્મક ઉદ્ગારઃ-જેજે મહારાજ! ક્રિ૦ પ્ર૦ જે ગાવી=જશ બોલવો; સારું કહેવું; વખાણ કરવાં. જે બોલવી=સારૂં બોલવું; સારૂ ઇચ્છવું તે; સારૂં થાય એવી પ્રાર્થના કરવી તે. જે કરવી=દેવાદિકનાં વંદનપૂર્વક દર્શન કરવાં. (૨) દીવો કરવો. બાલભાષામાં આમ બોલાય છે. બા! જે કરો, અંધારૂં થયું.

**જે**, સ્ત્રી૦ [સં. जय्य] જિતની આશા આપનારો અગ્ર-ઉભા રહેવા-પગ મૂકવા જેટલો જે આધાર આશ્રય તે; અગ્ર; દ્વાર; કિનારી; પ્રાંત; ઓટલાની જે ઉપર બેસી. વિક્રમની વી. સદી. પા. ૮૨૪. રમતારામે એક ફલંગભેર ધર્મશાળાની જે ઉપર પગ મૂક્યો.

**જે**, સ૦ [સં. यद्] દર્શકસર્વનામ, વસ્તુનો નિર્દેશ કરી તેનો બીજા સાથે સંબંધ બતાવે છે. (૨) અ૦ વાક્ય અથવા બે જુદા અર્થોને જોડવામાં જે આવે છે. તમને લખવાનું જે. કહે૦ જે ખાય તે સ્વાદ જાણે. જે ઘેર બૈરીનું જોર તે ઘેર મોટો શેળ. જે જાય દરબાર તેનાં જાય ઘરબાર. જે ઘેર જવું નહિ તેનું નામ શું? જે ચૌદ જાણે તેને ચાર શું શીખવે? જે ડાળીએ બેસીએ તે કાપવી નહિ. જે થાય તે જોવા કરવું. જે મોંએ પાન ચાવ્યાં તે મોંએ કોયલા ના ચાવવા. જે રસ્તે આવે તે રસ્તે જાય. જેને કોઈ ના પરણે તેને ખેતરપાળ પરણે. જેને રામ રાખે તેને કોણ ચાખે. જેને વાગે તેને પીડ અને પડે તેને ભીડ. જેણે મૂકી લાજ તેને નાનુંશું રાજ. જેણે માંખ મારી તે માણસ પણ મારે. જેણે મન જીત્યુ તેણે જગત જીત્યું. જેણે પાસ્યા તેજ રંગે. જેનું કામ જે કરે. જેના દહાડા પાધરા તેના વેરી આંધળા. જેની ધંટી-

એ બેસીએ તેનાં ગીત ગાઇએ. જેનો અહિં ખપ તેનો તહિં ખપ. જેના પેટમાં દુઃખે તે અજમો માગે, જેના હાથમાં પૈસા તેનાં છોકરાં સુધરે રમે. જેનું કોઇ નહિ તેનો પરમેશ્વર, વગેરે કહેવતો ચાલે છે.

**જેગોપાળ**, પું૦ [ સં. जयगोपाल ] જે શ્રીકૃષ્ણ, વગેરે વૈષ્ણવોનો વિવેકાચાર; વંદનાત્મક ઉદ્‍ગારઃ-રામદાસના જેગોપાળ વાંચજો.

**જેજે**, અ૦ [ સં जय जय ] જયાત્મક ઉદ્‍ગાર; જય જય એમ કહેવું તે. ક્રિ૦ પ્ર૦ જેજે કરવી; જયકાર બોલવો; સારૂં બોલવું; વખાણ કરવાં. ( ૨ ) દેવદર્શન કરવાં, બાળભાષામાંઃ-જેજે બોલાવી.

**જેજેકાર**, પું૦ [ સં जय जयकार ] જય જયનો જે ઉદ્‍ઘોષ તે; વખાણ; કીર્તિ -યશના ઉદ્‍ગાર થઇ રહેવા તે; સરાસરી બહુમારી રીતે પાર પડવું તેઃ-એક મણના આટામાં તો જેજેકાર થઇ રહેશે. બહુ બહુ સંપૂર્ણ થઈ રહેલું તે. વિજય ઘોષણા. ક્રિ૦ પ્ર૦ જેજેકાર કરવો=જય જયનો ઘોષ કરવો; ખુશી ખુશાલી અને આનંદના ઉદ્‍ગાર કરવા તે. વિજય ઘોષણા ઉડાવવી તે. લીલાલહેર; આનંદ મંગળ; આનંદ આનંદ ને ખુશાલી તે.

**જેજેવંતી**, સ્ત્રી૦ એક રાગિણી.

**જેટલું**, વિ૦ [સં. यावत्] લગ, સર, એવા સંબંધી અર્થમાં માપ, વજન, અને સંખ્યાની હદ દર્શાવે છે; અમુક માપનું; અમુક સંખ્યાનું; અમુક માપસરનું. કહે૦ જેટલો ગોળ ઘાલશો તેટલું ગળ્યું થશે. તે જેટલો બહાર છે તેટલો અંદર છે.

**જેટલે**, અ૦ જે વખતે; જ્યારે; તેજ વખતે. ઉ૦ પ્યાલો મુખ માંડે જેટલે, પોકે પાડ્યો તેટલે. (૨) અમુક હદ લાગી હોય તેમ. જેટલેની સાથે તુલનામાં તેટલે આવે છેઃ-જેટલે રૂપિયે મણ તેટલા આનાનું અઢી શેર.

**જેઠ**, પું૦ [ સં. ज्येष्ठ ] વરનો-પતિનો મોટો ભાઈ તે ( વહુને ). પરણેલી સ્ત્રીને વરનો મોટોભાઈ હોય તે જેઠ-મોટો કહેવાય છે. (૨) વિક્રમ સંવતનો આઠમો મહીનો (૩) વિ૦ મોટું; પૂર્વે જન્મેલું; અગ્રજ.

**જેઠાણી**, સ્ત્રી૦ જેઠની પત્ની તે. દેરાણીને જેઠાણી. (૨) વિ૦ મોટું. ઉ૦ દેરાણી જેઠાણીનાંજોડવાં, હળીમળી પાણીડાંજાય. ગુજરી.

**જેઠી**, સ્ત્રી૦ જેઠ મહીનાની પુનમ. (૨) વિ૦ જેઠની, પુનમ અધ્યાહાર રહે છેઃ-આષાડી; શ્રાવણી.

**જેઠીપુત્ર**, પું૦ વડોપુત્ર; મોટામાં મોટો અથવા પહેલા ખોળાનો છોકરો તે.

**જેઠીમધ**, ન૦ [ સં. यष्टि ] Liquorice. ( ગ્લિસેરિહ્સ ) એક જાતની મીઠા સ્વાદવાળાં લાકડાં ને છોડાંની ઓષધિ; આના મોટા છોડ થાય છે અને તેના લાકડાંનો ભુકો ઔષધ તરીકે કફ ઉપર વપરાય છે. એના મૂળના સત્ત્વમાંથી બનાવેલું ઔષધ જેઠીમધનો શીરો કહેવાય છે અને તે જુલાબ, કફ અને બીજા રોગોમાં આપવામાં આવે છે.

**જેઠીમલ**, પું૦ મુખ્યમલ; મોટોમલ. (૨) મોઢ બ્રાહ્મણની એક જાત.

**જેઠો**, પું૦ ગુંદીકાઢ્યા પછીનો કસુંબાનોરંગ. (૨) જેઠા નક્ષત્રમાં જન્મેલો છોકરો તે.

**જેહાણું**, ન૦ જેઠ મહીનાનું જમણ; ખાપરા વરકન્યાનો વિવાહ થઈ ગયા પછી કન્યાને ત્યાં વરવાળાઓને જે પહેલું જમણ આપવામાં આવે છે તે; જેઠનું ઢમેલું; જમાઈ અને તેનાં સગાંને લગ્ન થયા પછી પહેલ વહેલાં કરીગામમાં નોતરી રસરોટલીનું જમણ જમાડવું તેઃ નાનો ગોરવ.

**જેણી**, સ૦ (સ્ત્રી.) મુંબાઇ તરફ-પારસી વગેરે કોમોમાં વપરાતું 'જે'નું સ્ત્રીલિંગ. જેને જોઇતું હશે તે લઇ જશે એમ કહેવામાં જાતિ સામાન્ય છે અને આસપાસના સંબંધ ઉપરથી પું૦ સ્ત્રી૦ ન૦ લિંગ સમજી લેવામાં આવે છે, પણ પારસીઓ જ્યારે સ્ત્રીઓને માટે એ વાકયનો ઉપયોગ કરે છે ત્યારે તેને આમ ફેરવીને વાપરે છે.:-જેણીને ( જે સ્ત્રીને ) જોઇતું હશે તેણી ( તે સ્ત્રી ) લઇ જશે.

**જેણીગમ**, અ૦ જે તરફ; જે બાજુએ; જેણીપાસ; જેભણી.

**જેતે**, અ૦ ગમે તે કોઈ એક એમ:-જે તે ગમે તેમ બોલશે. હરકોઇ.

**જેપ્લિન**, ન૦ કાઉંટ જેપ્લિન નામના એક જર્મન શોધકે બનાવેલું સિગાર-નોઇના આકારનું આકાશયાન-વિમાન. આ વિમાન તેમાં ભરેલા હલકા વાયુને લીધે આકાશમાં અદ્ધર રહે છે અને હલકા એંજિનથી તેને ચલાવવામાં આવે છે આકાશયાનોમાં આ સૌથી ગોટું અને વધારે ઉંચું લઈ જવાય એવું છે. યુરોપમાં હાલ ચાલતા મોટા વિગ્રહ દરમિયાન જેપ્લિનો મારફતે ઘણું કામ કરવામાં આવે છે. સન ૧૯૧૭ ની સાલમાં કાઉંટ જેપ્લિન મરણ પામ્યો.

**જેપ્રમાણે**, અ૦ જે રીતે; જે પ્રકારે

**જેબ**, પુ૦ (સ્ત્રી૦) [ फा. जेब ] શોભા; નોખ; ઉત્તમતા; યોગ્યતાની શાબાશી; ધન્યતા. ક્રિ૦ પ્ર૦ જેબ આપવી=શોભા આપવી; પોતાને સોંપાયેલા કામને માટે પોતામાં વિશ્વાસ મૂકનારને ધન્યવાદ મળે તેમ કરવું તે. (૨) તેજ; પ્રકાશ. (૩) જુલમ. (૪) ખૂબ ઝરવુ; જથાબંધ બહાર નીકળવું તે; પરસેવાના જેબ વળવા. ઝરવું; ઝરણની માફક ઉભરાબંધ બહાર નીકળી આવવું તે.

**જેમ**, અ૦ જે રીતે; જે પ્રકારે; પેઠે; માફક:-ઘોડાની જેમ ચાલે છે. (૨) હોય તેવુંજ; એવીને એવી હાલતમાં:-જેમ છે તેમજ રહેવા દે. (૩) ઠીક પડતી-ગોઠતી રીતે; રૂચે તેમ; યથા.:-જેમ કરવું હોય તેમ કરો. જેમની વળતીમાં તેમ ઘણું ખરું આવવુંજ જોઇએ.:-જેમ ઠીક લાગે તેમ કરો. (૪) ઉપયોગ કરતાં કરતાં; વધતાં વધતાં; ધીરે ધીરે; ક્રમે ક્રમે:-જેમ જેમ ખાશો તેમ તેમ શક્તિ આવશે.

**જેમકે**, અ૦ આ રીતે; આમ; આ પ્રમાણે; દાખલો કે; ઇત્યં; આ રીતે.

**જેમતેમ**, અ૦ જે રીત હોય તે રીતે; યથાવત. (૨) ગમેતેમ; હરકોઇ રીતે; જ્યાં ત્યાં; જેવી રીતે ચાલતું હોય તેવીજ રીતે; મુશ્કેલીથી; પરાણે:-આટલા દિવસ જેમ તેમ ચલાવ્યું પણ હવે નહિ ચાલે.

**જેમનુંતેમ**, અ૦ જેમ અસલ હોય તેમજ; તેજ હાલતમાં; ફેરફાર વગર.

**જેયણું**, ન૦ છાણને ઘાસ સાથે મસળીને બનાવેલો થાપો; છાણું જેરણું=ઘાસનો ભુકો ને છાણ એકઠાં કરીને બનાવેલો બાળવાનો પદાર્થ; અડાયુ.

**જેર**, વિ૦ [ फा. जेर ] નરમ; શિથિલ; ઢીલું. (૨) પાયમાલ; પરાસ્ત; પરાજિત; જમીનદોસ્ત. (૩) કમજોર; નબળું. (૪) વશ; અધીન. ક્રિ૦ પ્ર૦ જેર કરવું=હરાવવું; ફરીને ઉભું ન થાય એમ નરમ કરી નાખવુ. વશ કરવું; તાબે કરવું. પાયમાલ કરવું:-શત્રુને જેર કર્યો.

**જેરકડી**, સ્ત્રી૦ તાબે રાખવાની જે કડી આંકડી તે; ઘોડાને કમજે રાખવા તેના ચોકડામાં જે કાંટા કાંટાવાળી કડી હોય છે અને જે તેના મોંની દાઢમાં ઘાલી રાખવામાં

આવે છે તે; ચોકડું ખેંચવાથી કાંટાવાળી જે કડી ઘોડાનાં ગલફોરાંમાં વાગી તેની મસ્તાઈ ઉતારી નાંખે છે તે; ચોકડું; લગામ; ઘોડાને વશ રાખવાની યુક્તિ.

**જોરદસ્ત**, વિ૦ [ फा ] વશ કરેલું; કબજામાં આણેલું; ઢીલું કરેલું; (૨) કમજોર; નબળું. વશ; અધીન; તાબે થઇ ગયેલું; મારી ઝૂડી ગાત્ર ભંગ કરીને નમાવેલું. આથી ઉલટું જબરજસ્ત.

**જોરબંદ**, પુ૦ [ फा ] ચામડાની સાટાનો કોરડો; 'ચાબુક; સાટકોઃ-જોરબંદનો માર પડ્યો ત્યારે ચોરે માન્યુ. (૨) ચામડાની લાંબી પટી; સાટ. (૩) ઘોડાની લગામ નીચેથી લઇ તંગની સાથે બાંધવામાં આવતી ચામડાની કે જાડી બનાતની પટી; મોંયડાની રાશ.

**જરબંધ**, પું૦ જોરબંદ

**જોરવવું**, ક્રિ૦ સ૦ [ सं. जृ–जिर् ] જીરવવું; પચાવવું; 'પેટના ધારણે કરી પચવવું; હજમ કરવું; ગાળીને એકતાર કરી નાંખવું. (૨) સહન કરવું; ખમવું; વેઠવું. (૩) ધારણ કરવું; ટકાવવું.

**જોરો**, પું૦ ઘણુ ભલો; ઘાસ છોડ વગેરેનો સાથે સાથે ઉગેલો જે સમુદાય–ઝરાવો તે; સમવાય; જથો; સમૂહ; ઘણાંનું એક સાથે વિંટળાઇને ભેગા થઇ બેસવું–ઉભા રહેવું તે; ટોળુ; ટોળે મળવું તે. (૨) તમાકુનાં કુમળાં પાન સુકાઇને થયેલો ભુકો; જરદો. (૩) આગ; લાય.

**જેલ**, સ્ત્રી૦ [ इं. Jail ] તુરંગ; કેદખાનું. રૂ૦ પ્ર૦ જેલજાતરા=કેદમાં જઇ આવવું; ગુનાસર શિક્ષા ભોગવી આવવીઃ-તેણે ઘણીએ જેલજાતરા કરી છે, અર્થાત્ ડામીન છે.

**જેવડું**, વિ૦ અમુક હદ, કે અમુક માપનું; એવા સંબંધી અર્થમાં વપરાય છેઃ-અમુકના જેવડુ, અર્થાત્ એટલું ઉંચું કે કદનું. ઉ૦ (ઉતરઉ) આ જેવડી કન્યા મળે તો વળતી થા સંતાપ. વેનચરિત્ર, વયનું; વર્ષનું, એમ કાળની હદ દર્શાવે છે–તારા જેવડાં છોકરા તો કોલેજમાં જાય છે.

**જેવર**, ન૦ [ फा ] જડિત્ર દાગીના; જવાહીર; હીરા મોતીનાં કિમતી જડાવવાળાં ઘરેણાં તે. (૨) અલંકાર; ભૂષણ; દાગીના; ઘરેણાં. (૩) વાગતાં ઘુઘરિયાળાં ઝાંઝર.

**જેવરી**, સ્ત્રી૦ [ सं. ज्या ] ધનુષની દોરી; દોરડીઃ-જેવરી સર્પ ન્યાય.

**જેવાણી**, ન૦ અજીઠું–રસોડાનું પાણી; એઠવાડ.

**જેવારે**, અ૦ જે વખતે; જ્યારે; જેટાણે; સંબંધી અર્થમાં સમો–કાળ માપ–હદ બતાવે છેઃ-જેવારે-તમે આવ્યા તેવારે હું લખતો હતો.

**જેવારો**, પું૦ [ सं. जय+वार ] લ્હાવો વખત; જયજયકાર કરવાનો, આનંદ પામવાનો કે રાજી થવાનો વખત; ફતેહ; વિજય; 'ચાલો ઠીક થયુ, ફતેહ થઇ' એવો આનંદ–સંતોષાનંદ લેવાનો અવસર; લાભ થવો તે, ફતેહ થવાથી ખુશાલી ધરવાનો વખતઃ–કપટથી એ ગમે તેટલો ફુલાય અને ગમે તેટલું ધન એકઠું કરે, પરંતુ આખરે એમાંથી જેવારો નથી. પુણ્ય કે નીતિના માર્ગનો જેવારો ને પાપનો તો ક્ષયજ.

**જેવું**, વિ૦ [ सं. यादृक्ष ] અમુક સમાન; સમ; સાદસ; માફક, તરેહનું; રીતનું; પ્રીસમનું, એવા સંબંધી અર્થમાં રૂપ, ગુણ, આભિજાત્ય વગેરે બતાવે છેઃ-તારા જેવું ડહાયુ. તારા જેવું કુળવાન. ચંદ્ર જેવું= ચંદ્રસમાન, જેવુંની સાથે વળતા અર્થમાં તેવું આવે છેઃ-જેવો ગોળ ઘાલશો તેવું ગળ્યું થશે. કહે૦ જેવો દેશ તેવો વેષ, જેવાં ભાદનાં મોસાળાં તેવાં બેનનાં ગીત. જેવા વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા,

જેવા દેવ તેવી પૂજા, જેવો સંગ તેવો રંગ, જેવા શેઠ તેવા વાણોતર અને જેવું વાહળું તેવા મેલ.

**જેવે**, અ૦ જે વખતે, જ્યારે. તરત બનતા ઉપરાઉપરિ બનના બનાવોમાં અને તાત્કાલિક સંબંધાર્થમાં વપરાય છે. જેટલેની માફક બે પ્રયોગોના સંધિ ઉપર આવે છે. જેવે તે નીકળ્યો તેવેજ અણધાર્યો મારો તીર તેને વાગ્યો.

**જેષ્ટિકા**, સ્ત્રી૦ [ સં. यष्टिक ] લાકડી; સોટી; દંડ; દંડુકો.

**જેષ્ઠ**, વિ૦ [ સં. ज्येष्ठ ] મોટું; પહેલું; વડું-જેષ્ઠ પુત્ર=વડો પુત્ર. ( ૨ ) પુ૦ વિક્રમ સંવત્સરનો આઠમો માસ. ખ્રિસ્તી જૂનની લગભગ આવે છે.

**જેષ્ઠા**, પું૦ [ સં. ] સત્તાવીસ નક્ષત્રોમાંનું એક નક્ષત્ર

**જેસુઈટ**, પું૦ ( અં. Jesuit ] ખ્રિસ્તીઓનો એક સંપ્રદાય. આ સને ૧૫૩૩ માં નીકળેલો છે. ( ૨ ) એ સંપ્રદાયના અનુયાયીઓ તે.

**જેહુ**, સ૦ જે. કવિતામાં વપરાય છે.

**જેહુ**, સ્ત્રી૦ ધૂળ; રજ; છિયાડી; મેલી રેત. (૨) રાખ, ભસ્મ. જેમાં કંઇ માલ ન હોય અને જેની કંઇ કિમ્મતજ નહિ એવું જે તે..-એમાંથી શું વળવાનું છે ? જેહુ.

**જેળ**, ન૦ [સં. ज्वल ] તેજ, પ્રકાશ, દૈવત; સત્વ; પ્રભાવ. (૨) બળીને ભસ્માવશેષ થઇ જવું તે; નામ અવશેષ ક્રિ૦ પ્ર૦ જેળ જવું=તેજ જવું; દૈવત-કાર્ય કરવાની જે શક્તિ અથવા પ્રભા-પ્રભાવ હોય તે નામાવશેષ થઇ જવો. કહે૦ જેળ ગયું જગ માલિયા તે ઘોડું વાગોળ્યું ? અર્થાત્ દાઢો વાળાં-વાગોળનારાં પ્રાણીઓ નામાવશેષ થઇ ગયાં કે જેથી નહિ વાગોળનારૂં એવું ઘોડું વાગોળ્યું.

**જેંસલી**, સ્ત્રી૦ પૈડાં વગરનું યાન; આ ઝટ ઘસરડાતું નથી અને જમીનને ઉઝરડતું ને ઘમરડાતું મુશ્કેલીથી જમીન કાપે છે. અણપલોટ ગોલ્લાઓને પલોટવા માટે પહેલા જેંસલે જોડી હળ તથા ગાડામાં જોડવાને યોગ રીતે કેળવવામાં આવે છે. નવા ઘોડાને દકમાં ફાવે નાંખવામાં આવે છે તેમ ગોલ્લાઓને જેંસલીએ જોડવામાં આવે છે. (૨) ચાસ પાડવાનું ખેડુતોનું ઓજાર.

**જેંહલો**, પું૦ જેંસલો; જેસલી;

**જૈત્ર**, પું૦ [સં] જેતા; જીતનારો; વિજેતા. વિજય; ફતેહ.

**જૈન**, પું૦ [સં] જિનનો ઉપાસક તે; જિન ધર્મનો અનુયાયી; બૌદ્ધ; શ્રાવક; જૈન ધર્મ માનનારો-પાળનારો માણસ. જિન ધર્મમાં શ્વેતાંબર અને દિગંબર એવા બે ભેદ છે. (૨) જિન સંબંધી; જિનનું; જૈન લોકોની વસ્તી કુલ બાર તેર લાખ આખા હિંદમાં છે; મોટો ભાગ ગુજરાતમાં વસેછે.

**જૈનમત**, પું૦ [સં] શ્રાવકોનો જે ધર્મ તે; વેદથી ઉલટો ધર્મ તે.

**જૈની**, પું૦ જૈન. (૨) વિ૦ જૈન ધર્મ માનનાર-પાળનાર; જૈન ધર્મનું:-જૈની ભંડારોમાં ઘણાં પ્રાકૃત પુસ્તકોનો સંગ્રહ છે.

**જૈની**, જિને ચલાવેલા જૈન ધર્મને માનનારો તે. જૈનીઓ અહિંસાને પરમ ધર્મ માને છે. પણ ઇશ્વર કે સૃષ્ટિ કર્ત્તા કોઇ હોય એમ માનતા નથી. આ ધર્મ ક્યારે નીકળ્યો તે જણાતું નથી. પરંતુ તેમના ચોવીસ તીર્થંકરોનાંના છેલ્લા તીર્થંકર મહાવીરસ્વામી જે વર્ધમાનને નામે પણ ઓળખાય છે તે મગધ અથવા તેની આસપાસના પ્રદેશમાં ઇ. સ. પૂર્વે ૫૨૭ની લગભગ થયા હતા.

બૌદ્ધ કરતાં જૈન ધર્મ બ્રાહ્મણ ધર્મને વધારે મળતો આવે છે; તેમ બ્રાહ્મણોએ પણ ઋષભદેવના અવતારને માન્યો છે. ભાગવતમાં એમની કથા છે. મહાવીરસ્વામીના મુખ્ય શિષ્યોમાં બે બ્રાહ્મણો-ઇંદ્રભૂતિ અને ગૌતમ હતા. જગતનો કોઇ કર્તા નથી તેમ જીવોને કોઇ સુખ દુઃખ દેનાર પણ નથી. સૌ પોતપોતાનાં કર્માનુસાર સુખ દુઃખ પામે છે. આત્મા શુદ્ધ ને નિર્વિકાર સ્વરૂપ છે પણ કર્મના આવરણથી તે રૂપ ઢંકાઈ જાય છે. જ્યારે તે દૂર થાય છે ત્યારે આત્મા પાછો શુદ્ધ પરમાત્મા બની રહે છે. જૈન મત 'સ્યાદ્વાદ' ને નામે પણ પ્રસિદ્ધ છે. જૈન તત્ત્વાનુસાર સર્વ પદાર્થો નિત્યાનિત્યત્ત્વ આદિ ઉભય ધર્મવાળા ગણાય છે.

**જૈમિનિ**, ના૦ [ સં. ] એક મોટા મુનિ. એ શાકટાયનનો પુત્ર અને કૃષ્ણદ્વૈપાયનનો શિષ્ય હતો. પૂર્વ મીમાંસા નામનો તત્ત્વ જ્ઞાનનો બહુ અટપટો શાસ્ત્રીય સૂત્રમય ગ્રંથ બનાવી કર્મ કરવાથીજ મોક્ષ છે એવો સિદ્ધાંત તેણે સ્થાપિત કર્યો હતો. ઉત્તર મીમાંસા અથવા વેદાંત એના ગુરુ કૃષ્ણદ્વૈપાયને બનાવેલ છે એણે મહાભારત બનાવ્યુ હતું પરંતુ તેમાંનો માત્ર અશ્વમેધજ ઉપલબ્ધ છે.

**જૈસા**, વિ૦ [ હિં. ] જેવું જૈસા તૈસા=જેવું તેવું. કહે૦ જૈસા લાલા તૈસા ફીકા=બાપ તેવા બેટા.

**જૈં**, પુ૦ જયઈ; પૈસો; દાવડિયો; દોઢિયું; સવાકો; રૂદિયુ. (૨) ધન; સંપત્તિ. જૈંનું વ્યાજ.

**જો**, અ૦ [ સં. यदि ] સંશયરૂપી સંબંધી અવ્યય, સરત બતાવે છે:-જો તમે જાઓ તો હું આવું. જોની સાથે તોનો સંબંધ રહે છે.-જો ખાશો તો જીવશો. યદિ; કદી; આમ. (૨) ધ્યાન દે; લક્ષ રાખી સાંભળ અથવા દૃષ્ટિ કરઃ-જો આ શિખામણ ભૂલતો નહિ. (૩) હે; ઓ; અરે; હલા; અયિ. એવા સંબોધવાના ને બોલાવી ધ્યાન ખેંચવાના અર્થમાં વપરાય છે:-જો પાછો બોલ્યો. જો સાંભળ. જો દીકરા ! સંભાળીને રહેજે. (૪) દેખ; નિરખ; દર્શન કર. એવા જો ધાતુના બીજા પુરૂષ એક વચનના રૂપે પણ વપરાય છે:-જો આ કેવું મજેનુ કાવ્ય છે.

**જોઇતું**, વિ૦કામ જેટલું; જરૂર જેટલું; ખપપુરતું. આટલુંજ પાણી છે માટે જોઇતુ વાપરજો (૨) ઘટતું; લાયક; યોગ્ય ગણાય તેટલું (૩) અ૦ નહિ વધારે; મર્યાદાસર; વિવેકથી, કરકસરથી; વધારે નહિ એમ.:-જોઇતો માલ મગાવજો. (૪) માફકસર પુષ્કળ; ઓછું નહિ એમ.:-જોઇતુ ખરચ કરશો તો જશ આવશે. જોઇતી=[illegible] ખુશીથી લેજો.

**જોઇલેવું**, ક્રિ૦ કોઇવાર પણ સામો બદલો વાળીશ એવા અર્થમાં વપરાય છે; મારવાની તજવીજમાં રહેવું; બદલો વાળવાનો વિચાર રાખવો; કાતો-અંટસ રાખવો; પોતાને શોષવું પડયુ હોય તેટલું કે તેથી વધારે સામા માણસ ઉપર પાડવા વિતાડવાનો દ્વેષ રાખવો; બદલો આપવાની રાહ જોતા રહેવું. (૨) જે વખતે જેમ થાય તેમ કરવાને અદ્ધદ્ધ રાખવું; પ્રસંગ પ્રમાણે કરવા ઉપર રાખવું; 'પડશે તેવા દેવાશે' એવા અર્થમાં:-તમારો માલ મૂકી જાઓ જોઇ લઇશું. (૩) વિચારપર રાખવું; વિચારી જોવું; અનુભવ ઉપર રાખવું:-અત્યારે આ કામ રહેવા દો પછી જોઇ લઇશુ-જોઇશુ.

**જોક**, સ્ત્રી૦ [ સં. जलूका ] જળો; ઉ૦ પીએ રૂધિર પય ના પીએ, લગી પયોધર જોક.

ભાષા. (૨) વાડો; સંઘલ; જૂથ.:-રબારીના જોકમાં વાછરડાં સારાં છે.

**જોખ**, પું૦ [सं जोष.] સુખ; આનંદ; મોજમઝા. વેદમાંનો અસલ શબ્દ છે. ઉ૦ જરથી પામે જોખ, સતી શુભ કુળની આવે. શામળ.

**જોખ**, પું૦ જોખવાની જે રીત-લક્ષણ તે; તોલ. (૨) જેથી જોખાય તે; કાટલાં; વજન. (૩) જોખવાનું જે યંત્ર તે; કાંટો. (૪) જોખવું તે; જોખવાની જે ક્રિયા તે:-જોખમાં કમી જાસ્તી ના હોય.

**જોખમ**, ન૦ [अ] નુકસાનની ધાસ્તી તે. (૨) નુકસાન; ધોકો; ખરાબી. (૩) જુમ્મો; જવાબદારી.:-એનું જોખમ કોણ માથે લે. (૪) નુકસાનની ધાસ્તીવાળી વસ્તુ; જેનાથી નુકસાન લાગે-થાય તેવી વસ્તુ; નાણું; ઘરેણું; કિમતી કાગળિયાં વગેરે.-મુસાફરી કરતાં જોખમ સાથે રાખશો નહિ. ઘરમાં કંઈ જોખમ નથી. (૫) ભય; હાનિ જીવ કે જાત ઉપર આવી પડવું તે. જીવનું જોખમ થાય. ક્રિ૦ પ્ર૦ જોખમ આપવું=નુકસાન ભરી આપવું જવાબદારી માટે બદલો દેવો. જોખમ ઉતારવું=વિમો ઉતરાવવો; જોખમનો જુમ્મો બીજા ઉપર નાંખવો. જોખમ કરવું=નુકસાન લગાડવું. જોખમ ખમવું=નુકસાન અને જવાબદારી રાખવી. સહન કરવું. જોખમ ખેડવું=સાહસ કરવું. જોખમ ભરેલું=જેમાંથી નુકસાન કે હાનિ થાય એવું. જોખમ માથે લેવું=નુકસાન ને જવાબદારી લેવી. જોખમમાં ઉતરવું=ખોટ સહેવી, ધાસ્તીમાં રહેવું. જોખમમાં નાખવું=ખોટમાં હાનિના ભયમાં નાંખવું. જોખમ લગાડવું=નુકસાન કરવું. જોખમ લાગવું=નુકસાન થવું. જોખમ વહોરવું=જવાબદારી માથે લેવી. જોખમ વેઠવું=જોખમ ને જવાબદારી સહેવી. જોખમ સહેવું=નુકસાન ખમવું.

કહે૦ જોખમ કુવામાં ડાલ દિયા-જોખમ કિમતી વસ્તુ-સોનું સિક્કા વગેરે જર-ધનની માયા મૂકી દેવી તે; ધનનો ત્યાગ કરી દેવો તે. આ કહેવત એમ નીકળી છે કે, મચ્છંદર નામનો યોગી સ્ત્રિયા રાજ્યમાં મોહમાયાથી વિષયમાં પડ્યો હતો. તેના શિષ્ય ગોરખે તેને ત્યાંથી છોડાવ્યો, તેમ છતાં તેણે ઝોળીમાં સોનાની એક ઈંટ લીધી. માર્ગમાં વારંવાર તે ઝોળીની સંભાળ રાખ્યા કરે તે ઉપરથી ગોરખે જાણ્યું કે તેમાં કંઈક માયા છે. પછી ગુરુ જ્યારે શૌચ ગયા ત્યારે તેણે તે ઈંટ કાઢી કુવામાં નાંખી દીધી. બીજી મજલે જ્યારે ગુરુ ઝોળી સંભાળવા-કાળજી કરવા લાગ્યા ત્યારે ગોરખે કહ્યું કે, 'જોખમ કુવામાં ડાલ દિયા' આથી તે માયા મુક્ત થયા ને આ કહેવત ચાલી.

**જોખમકારક**, વિ૦ જોખમ કરે એવું; જવાબદારીવાળું; નુકસાન કે હાનિ પહોંચાડે એવું. (૨) ભયંકર; ભય રાખવા જેવું; ધાસ્તી ભરેલું.

**જોખમકારી**, વિ૦ જોખમવાળું જોખમ કરે એવું.

**જોખમદાર**, વિ૦ જેને માથે જોખમ હોય તે; જુમ્મેદાર; જવાબદાર; નુકસાન ભરી આપનાર.

**જોખમદારી**, સ્ત્રી૦ જવાબદારી; જોખમદારપણું; નુકસાન ભરી આપવાનો જુમ્મા માથે રાખવો તે.

**જોખમાપ**, ન૦ કાટલાં અને પાલી વગેરે જોખવાના અને ભરવાનાં પ્રમાણો તે.

**જોખમાવું**, ક્રિ૦ અ૦ જોખમ લાગવું નુકસાન થવું; હાનિ પહોંચાડવી; મોટું જોખમ લાગે એવું થઇ જવું; ભિંત વગેરે

લચી જવાં અને વહાણ વગેરે સહેજસાજ ખરાબે લાધવા તે:-આ કરો વિજળી પડવાથી જરા જોખમાયો છે

**જોખવું**, ક્રિ० સ० તોલ કરવું; તોળવું; વજન કરવું; કેટલો ભાર છે તે ત્રાજવે ઘાલી નક્કી કરવું. (૨) ભાડવું; ગાળ ભાડવી-બોલવી (૩) માર મારવો. (૪) સુખ માણવું.

**જોખસે**, અ० [हिं] અલબત; અવશ્ય, નક્કી.

**જોખામણ**, ન० જોખવાનું મહેનતાણું તે; જોખવાનો બદલો તે.

**જોખામણી**, સ્ત્રી० જોખામણ; જોખવાની મજુરી.

**જોખિયો**, પું० જોખનારો; મપારો.

**જોખો**, પું० [सं. जोष] જોખ; સુખ. (૨) આનંદ; ખુશાલી. ઉ० પાય ધરીએ પધારજો; કરૂ ચાકરી પેર, રમીજમી જોખો કરી, જજો તમારે ઘેર. શામળ.

**જોગ**, પું० [सं. योग] જોડાવું-એકઠા થવું મળવું તે; મેળાપ; સંજોગ, સંબંધ; સંગતિ; જોટો. (૨) નિયોજન; વિધાન; લગાડવું તે; ન્યાસ; બંદોબસ્ત:-એને નોકરીનો જોગ કરી આપો. (૩) ઉપાય; સાધન; માર્ગ; દ્વાર; બંદોબસ્ત; સોઇ.-એને રોટલાનો જોગ તો જોઇએજ. (૪) અવસર, વખત; સમો. અનુકૂલ કે પ્રતિકૂલ સંજોગોના મધિથી ઉત્પન્ન થયેલો કાળ (૫) તાલ; લાગ; પ્રસંગ; તાકડો '-જોગ આવશે ત્યારે હું ચૂકીશ નહિ, જરૂર કરીશ. (૬) બંદોબસ્ત; તજવીજ; જોગવાઈ:-હમણા નાણાંનો જોગ થાય તેમ નથી (૭) પચાગની રીતે અમુક અમુક ગ્રહ નક્ષત્ર વગેરેના સંયોગથી પડતો-આવતો સારો માઠો ફળવાળો કહેવાતો સંધિકાળ -વ્યતીપાત જોગ ખડખડ જોગ (૮) ખંતથી મચ્યા રહેવું તે; આમકથી અમુક બાબત પકડી તે સિદ્ધ કરવાની ઉમેદથી તેમાં લાગ્યા ને લાગ્યા રહેવું તે; અનુષ્ઠાન:-જાણવું સહેલું નથી? એ તો જોગ લઇ બેઠા વગર જણાયજ નહિ. (૯) સંસારનો ત્યાગ કરી બાવા વેરાગી થવું તે; વૈરાગ્ય લેવો તે, ભેખ. (૧૦) એક તાત્ત્વિક દર્શન; યોગ-એ નામનો તત્ત્વજ્ઞાન સબંધી વિચારોનો એક પ્રકાર; પતંજલિ મુનિએ કાઢેલી જીવેશ્વરનું એક સાધવાની એક પદ્ધતિ. જુઓ યોગશાસ્ત્ર.

**જોગ**, વિ० [सं. योग्य] સભાવિત; પ્રતિષ્ઠિત; યોગ્ય; લાયક; ઘટતું. (૨) ઘટારથ; લાયક; દુરસ્ત; માફક-કામ. (૩) ઘટિત:-જોગ અજોગ-ઉ० જોતાં જોગ અજોગ જરી નહિ જાણતા. લાયક; જેવું; પુરતું; યુક્ત. નામ અને ક્રિયાની આગળ જોડાય છે.:-પરણ્યાજોગ; ખાધાજોગ; કામ જોગ. વગેરે.

**જોગ**, અ० પ્રતિ; તરફ:-'બુદ્ધિપ્રકાશ' ના તંત્રી જોગ. ઉપર; નામપર. નામજોગ=જેના નામ ઉપર હોય તેનેજ એમ. શાહજોગ=જે કોઈ સાહુકાર હેય તેના ઉપર છે એમ.:-શાહજોગ હુંડી=કોઇપણ શાહ સ્વીકારે એવી હુંડી તે.

**જોગટી**, સ્ત્રી० જોગણ; બાવી; વેરાગણ. તિરસ્કારમાં બોલાય છે. બિયામણા વેષવાળી સ્ત્રી.

**જોગટો**, પું० જોગી; બાવો; વેરાગી-તુચ્છકારમા વપરાય છે. ભયંકર દેખાવનો કામણ ટુમણિયો અને ભગીજંગી જેવો સંસાર અને વૈરાગ્ય બેઉથી ભ્રષ્ટ થયેલો માણસ; ભિખારી; ધૂર્તમાગણ.

**જોગણ**, સ્ત્રી० સંસારનો ત્યાગ કરી ભગવાં પહેરી બ્રહ્મ અને ઈશ્વર ભજન વગેરેમા જીવન ગાળનારી સ્ત્રી. (૨) વેરાગણ; સાધુડી; સાધ્વી. (૩) જોગીની સ્ત્રી તે. ઉ० તમો જોગીના વેષ જો ધારશો, તો

હું જોગણનો લઉં વેષ, જટા કરું કેશ, સાથે રાખો સ્નેહથી.

**જોગણી**, સ્ત્રી૦ [ સં. योगिनी ] ઇશ્વરશક્તિ વાળી કલ્પિત સ્ત્રી; દેવી; માતા. (૨) માણસનાં કરતાં વધારે અને દેવ કરતાં ઓછી પણ ચમત્કારી શક્તિવાળી દેવતાઇ સ્ત્રી; માયાવી, ચમત્કારી ને ઘણું કરુ રાક્ષસજેના ર્તિવાળી ખનખી કરનાર સ્ત્રી; દુર્ગાદેવીની સેવામાં રહેનારી સ્ત્રીઓની એક જાતિ. જોગણીઓ ચોસેટ કહેવાય છે. (૩) જોગ અને ભજન કીર્તનદ્વારા ઇશ્વરભક્તિ કરનારી સંસારથી દૂર રહેવી સ્ત્રી, જોગણ; વેરાગણ.

**જોગનિદ્રા**, સ્ત્રી૦ [ સં. योगनिद्रा ] સૃષ્ટિનો પ્રલય અને ફરીને પ્રભવ એ બેના વચનો કાળ તે એમ કહેવાય છે કે સૃષ્ટિનો પ્રલય કરી ભગવાન યોગનિદ્રામા પડે છે તે કાળ, જોગનિદ્રા. આમા કશું હોતું નથી, જગત શૂન્ય હોય છે ભગવાન જ્યારે પાછા જાગે છે ત્યારે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. બ્રહ્માની રાત તે. (૨) લામી અને ચિંતા રહિત ગાઢ ઉંઘ તે. (૩) પ્રલય; નાશ; કંઇ બોલવું ચાલવુ કે કશી પણ હિલચાલ નહિ કરતા શાંત અને એકાંતે બેસી રહેવું તે; વિરામ લેવો તે:—તેણે તો જાણે જોગનિદ્રા લીધી છે.

**જોગમાયા**, સ્ત્રી૦ [ સં. योगमाया ] જગતના કારણરૂપ, સૃષ્ટિને ઉત્પન્ન કરનારી જે ઇશ્વરની મોટી શક્તિ તે; ઇશ્વરી; દેવી, માતા. ૯૦ કુવા તે કાંઠે કેવરો જોગમાયા

**જોગવટો**, પુ૦ (સં. योग+वृत्ति) જોગ ધારણ કરવો તે; જોગી થઇને ફરવું તે. જોગીપણું, જોગીની સ્થિતિ.

**જોગવવું**, ક્રિ૦ સ૦ મેળવી દેવું, મેળાપ કરવો (૨) વિવેકથી જોડીને—સંભાળીને ખાવું ભોગવવુ કે માણવું. (૩) યોગ્ય હોય તેમ કરવું; ગોઠવવું; શોભે તેમ કરવું.

**જોગવાઇ**, સ્ત્રી૦ બધા જોઇના સગવડોવાળો વખત—અવસર. (૨) ગોઠવણ; તજવીજ; બંદોબસ્ત:—ખાવાની જોગવાઇ છે પણ સુવા બેસવાની જોગવાઇ કંઇ નથી. પૈસાની જોગવાઈ કરજો. (૩) અનુકૂળતા; બધી રીતે યોગ્ય એવો સંધિ તે (૪) ઠેકાણું; સ્થાન. ક્રિ૦ પ્ર૦ જોગવાઈ કરવી=તજવીજ કે ગોઠવણ કરવી. જોગવાઈ રાખવી=બીજાના સમાગમની સગવડ રાખવી.

**જોગાણ**, ન૦ ઘોડા અને બળદ વગેરેને ખાવાનું અનાજ; ચંદી.

**જોગાનજોગ**, અ૦ પ્રમ ગોપાત; અનુકૂળતાઓનું એકત્ર મળી આવવું તે.

**જોગાભ્યાસ**, પુ૦ ( સં. योगाभ्यास ) યોગનું જે અનુશીલન તે; યોગની પ્રક્રિયાઓ કર્યા કરવી તે; આસન, પ્રાણાયામ સમાધિ અને તત્ત્વ બધી મનન વગેરે કરવાં તે બ્રહ્મૈક્ય સાધનનો અભ્યાસ તે.

**જોગિયો**, પું૦ એકજાતનો રાગ.

**જોગી**, પું૦ ( સં. योगी ) તત્ત્વચિંતનની 'યોગ' પદ્ધતિએ બ્રહ્મૈક્ય સાધનારો તપસ્વી; સંસારનો ત્યાગ કરી યોગ પ્રક્રિયાથી આત્મશ્રેય સાધવાના યત્ન કરનારો. ( ૨ ) ત્યાગી; વૈરાગી; બાવો. ( ૩ ) ખાખી બાવાઓની—શૈવ પંથી એક જાતિ. (૪) એક નાત—હલકી—રાવળિયાની જાતિ. ( ૫ ) એક રાગિણી કહે૦ આજકાલનો જોગી ને ઢિચણ સામી જટા=હોય નાનું ને વાત કરે મોટી તે ઉપર, દંભીનો દંભ ને આડંબર દેખાડવામાં કહેવાય છે જોગીની ખેતીમાં તુમ્બડાં ની વેલી=જેની જેવી યોગ્યતા તેવું તે કરે.

**જોગીઆશાવરી**, સ્ત્રી૦ એક રાગિણી.

**જોગીડો**, પુ૦ જોગી; બાવો; ત્યાગી; જેણે ભેખ લીધો હોય તે.

**જોગું**, લિ૦ લાયકનું; બરનું (૨) અ૦ તરફ; પ્રતિ, ભણી.

**જોજન**, પુ૦ [સં. योजन] ચારગાઉ જેટલું અંતર તે, ચારગાઉનું એકમાપ

**જોજો**, અ૦ સંભાળજો; યાદ રાખજો.

**જોટડી**, સ્ત્રી૦ જુવાન ભેંશ; પહેલ વેતરી ભેંશ. ઉ૦ ભાભીએ કે આપ્યાં જોટડીઓના દાનજો

**જોટડું**, ન૦જુવાનભેંશ. જુવાન ઢોર. (૨) વિ૦ કાચી સમજનું; અણસમજુ; ઓથર, જેનામાં ઝાઝી પહોંચ ન હોય એવું.

**જોટણું**, ન૦ સ્ત્રીઓને પગની આંગળીએ પહેરવાનું વિંટી જેવું ઘરેણું; કરડા; વેઢ. 'જોટવા' એમ બહુ વચને બોલાયછે, કારણ કે તે જોડવે બબ્બે વિંટલે હોય છે.

**જોટું**, ન૦ જુવાન ઢોર-ભેંશ; પહેલ્વેતરુ; ડોબું.

**જોટો**, પુ૦ [સં. जूट] બે સરખે સરખી વસ્તુઓની જોડ તે; એકબીજાને મળતાં અને સરખેસરખા એકબીજા સાથે જોડાયેલા બે વાનાં તે:-ધોતીજોટો. (૨) દરેકને બધી રીતે મળતી આવતી જે બીજી વસ્તુ તે, એક જેવું આબાદ જે બીજું તે:-ભાઈ! આ જગતમાં તમારો જોટો નથી. બેતું જોડું તે, જુગલ; યુગ્મ, દ્વંદ્વ. જોટાને ઠેકાણે જોડા શબ્દ વપરાય પણ જોડાને ઠેકાણે જોટો શબ્દ વપરાતો નથી. ઉ૦ એનો જોટો ગળે નહિ જોતાં.

**જોડ**, સ્ત્રી૦ સરખે સરખી બે વસ્તુએ હોય તે; એક બીજાને મળતી ને શોભતી બે વસ્તુઓનું એકપણું-જોડાણ હોય તે; બે સમ વસ્તુઓનો સમવાય તે; એક બીજાને મળતું હોય તે જુગલ; જોડી; યુગ્મ, દંપતી-સ્ત્રી પુરુષની જોડ (૨) સમોવડિયું; બરોબરિયું, નરખેમનખું ઉતરનાર; એકના જેવુંજ બીજું તે; જોગ :-વાલાંની જોડ (૩) સાથે જન્મેલા બે છોકરાં તે; જિડવાનાં બાળક (૪) તબુરાના વચલા બે તાર તે. (૫) મેળાપ; જોડણી. (૬) બેનો સાથ; બેપણું; બેની સંખ્યા તે :-જોડરૂપિયા:-બળદની જોડ.

**જોડકણું**, ન૦ તરત નવુંજ જોડી કાઢેલું હોય એવું જે તે, નવી કલ્પનાથી બનાવેલી કવિતા ગીત કે વાત વગેરે તે; લગ્નમાં વહેવાણો એક બીજાને ઉદ્દેશીને જે નવા એક બીજાના પ્રતિ કટાક્ષથી ભરેલાં રચેલા રૂપ ગીત ગાય છે તે; જોડકવું જોડકડ-ણું. (૨) બનાવટ, જોડી કાઢેલું એવું જે તે; કલ્પનાથી યુક્તિસર જે બનાવટ કરી તે, ખરી લાગે એમ કોઈ વાત કે વસ્તુને ગોઠવવી તે. (૩) ઉપજાવી કાઢેલી-કપોળ કલ્પિત વાત, ગપ; અફવા, વિસવાદી વાત. (૪) સાચા જુઠા; આમ તેમથી મેળ મેળવવાને ખરા જેવું પણ ખોટું ... ઉભું કરવું તે; ઝંઝબેસતી બાબતોને ખરાજેવા રૂપમાં ગોઠવી-અડાવી દેવી તે.-એને આવા બહુ જોડકડાં જોડતા આવડે છે. (૫) પ્રપંચ, તરકટ; છળ ભળ.-એને ઘણાં જોડકડા જોડતાં આવડે છે.

**જોડકું**, ન૦ જોડું, દ્વંદ્વ; યુગ્મ; જોડ. જોડેલું હોય એવું જે તે; સાંધીને એકઠું કરેલું તે પડિયાનું જોડકું. (૨) એક બીજાની સાથે વળગેલી એવી જે બે વસ્તુઓ તે; કુદરતી રીતેજ એક બીજાની સાથે જોડાયેલા બે વાના તે

**જોડણી**, સ્ત્રી૦ જોડવું તે; જોડવાની જે રીત તે; મેળવણી, સાંધો બેસાડવો તે, કોઈ પણ બીજાને એક બીજાની સાથે બંધ બેસતી કરવી તે. (૨) અક્ષરો, શબ્દો અને વાક્યોને એક બીજાની સાથે જોડીને લખવાની જે પ્રત તે; વર્ણવિન્યાસ, શબ્દોમાં અક્ષરોને હ્રસ્વ દીર્ઘ વગેરે ક-

ચ્ચારાનુસાર યોજવા અને લખવાની જે ધરા તે જોડણી.

**જોડવું**, ક્રિ૦ સ૦ [સં. युज्] બે જુદી જુદી વસ્તુઓને એક બીજાની સાથે સંબંધ કરાવવો; 'એકની સાથે બીજાને લગાડવું'; અનુસંધાન કરવું; સાંધવું, યોજવું, બાંધવું; ભેળું કરવું; મેળવવું; ગુંથવું; એકઠું કરવું; ખઝાડવું; વળગાડવું.:-જનાવરને હળે અને વાહને જોડવાં. (૨) સંગ્રહ કરવો; એકઠું કરવું; જમાવવું; સંચવું.:-નાંણાં જોડવાં. (૩) સંબંધ કરવો; સ્નેહ બાંધવો; સંગાત સાથ કરવો:-પ્રીતિ જોડવી (૪) આળ ચઢાવવાનું બહાનું શોધવું. (૫) રચના કરવી; ગોઠવવું; અક્ષરોને શબ્દમાં અને શબ્દને વાકયમાં-પદમાં યોજવા.:-કવિતા જોડવી. (૬) ભરી આપવું; સામાને જે ખોટ હોય તે કે ખૂટતું પુરૂં કરી આપવું. (૭) કાલ્પનિક વિચારોની ગુંથણી કરવી; બનાવવું; રચવું. નવી બાબત જોડી કાઢવી. (૮) બે હાથના પંજા એકઠા કરવા; નમસ્કાર કરવો; નમન કરવું. રૂ૦ પ્ર૦ હાથ જોડવાઃ પગે લાગવું; આજીજી કરવી; માફ કરવાની વિનંતિ કરવી. જોડીકાઢવું= કલ્પનાથી બનાવવું; નવું કરવું; રચવું. બનાવટી ઉભું કરવું. (૯) કામને ચાલુ કરવું; ગતિમાં મૂકવું; શરૂ કરવું; કરવા માંડવું; ચલાવવું.:-દેવ ઉઠયા પછી ઘાંચીએ ઘાણી જોડશે. સાળવીએ કામ જોડયું છે પણ તાકો તૈયાર થઇ ઉતરતાં વાર લાગશે. કહે૦ હાથ જોડીને બેસી રહેવું=કંઇ પણ ઉદ્યમ કરવો નહિ પણ બેઠા બેઠા જોયા કરવું (૧૦) ના૦ જોડું; જુગલ; બેલ. ઉ૦ દેરાણી જેઠાણીનાં જોડવાં, હળી મળી પાણીડાં જાય. ગુજરી.

**જોડા**, પું૦ પગનું તળિયું અને પાટલી ઢંકાય એવી પગે પહેરવાની ચામડાની બનાવટ; ખાસડાં; પગરખાં; જોડા. બેઉ પગનાં બે ખાસડાં તે જોડા અને એવી ઘણી જોડ તે જોડા એમ પણ અર્થ થાય; પુરુષને બે પગે પહેરાય એવો ખડાવાળો ચામડાનો ઘાટ તે; જુતિયાં. ક્રિ૦ પ્ર૦ જોડા ઘસવા=જોડા ઘસાય તેમ કરવું, અર્થાત ફેર ખાવા; જેની જરૂર હોય જેની પાસેથી કંઇ અર્થ સિદ્ધ કરવો હોય તેને ત્યાં વારંવાર જવું, ખુશામત કરવી તે. જોડા કાઢવા=એજ અર્થમાં. વળી વારંવાર ઉઘરાણી કરવી. જોડા મારવા=સામા માણસને તેના ગુણને બદલે દોષ દેવો તે. હારેલાને ગેરલાભ થયો હોય તે બતાવી. પશ્ચાત્તાપ થાય તેમ મહેણાં-ટાણુંને રૂપે ઠપકો દેવો; ખાસડાં મારવાં; વ્યંગમાં સખત ઝાટકણી કાઢવી. જોડા ખાવા= કોઇ કામ કરવા જતાં નિષ્ફળતા સાથે ઠપકો ખાવો. કામ થાય નહિ અને સામો ઠપકો મળે તેનું નામ જોડા ખાવા-પડવા. જોડા પડવા=ટાંણાં-ઠોક પડવા.

**જોડાક્ષર**, પું૦ [સં. युक्ताक्षर] બે અથવા વધારે અક્ષરનું જોડાણ કરેલું હોય એવું એક ચિહ્‌ન; જોડેલા અક્ષરો તે. ઉ૦ જોડાક્ષરથી જો કદી થડકે તો ગુરુથાય. પિંગળ.

**જોડાજોડ**, અ૦ એક બીજાની પાસે પાસે; સાથે સાથે; જોડાયેલાં હોય તેમ.

**જોડામણ**, ન૦ જોડવારૂપી જે કામ તે. (૨) જોડવાની મજુરી; ભાડું.:-ગાડું જોડામણ શું લેશો? (૩) સાલ અને સાધા મેળવીને એકાદી વસ્તુ ઉભી કરવી.:-ખાટલો જોડામણ સુનારે બહુ લીધું.

**જોડામણી**, સ્ત્રી૦ જોડામણ; ભાડું.

**જોડાવું**, ક્રિ૦ અ૦ સંબંધ કરવો; જોગાયવું; મળવું; સંયુક્ત થવું; ભળવું; સંધાવું; યોજાવું; સામેલ થવું; સાથે ગુ થાવું; મળી જવું.

**જોડિયો**, પું૦ કાઈ પણ કામમાં પોતાની સાથે

રહીને પોતાના જેવુંજ કામ કરનારો તે; સાથી; સહચર; મિત્ર; દોસ્તદાર; સહાધ્યાયી:–નિશાળમાં તારા કોણ કોણ જોડિયા છે. (૨) એક સરખી જોડીનો માણસ; બરોબરિયો; ('હોંશિયારીમાં) બધી રીતે સરખો એવો જે તે; ભાગિયો; સોબતી; સાથે કામ કરનારો.

**જોડી,** સ્ત્રી॰ બેનો સમવાય તે; બેની જોડ તે; સાથે રહેનારા–કામ કરનારા–ફરનારા જે બે તે:–ઘોડા–બળદની જોડી. (૨) જેને બબ્બે ઘોડા જોડતા હોય એવી ઘોડાગાડી તે; બેની ટોળી:–રામલક્ષ્મણની જોડી (૩) નાનો જોડો; છોકરાંની ખાસડીઓ તે.

**જોડીકાઢવું,** ક્રિ॰ સં॰ નવી બનાવટ બનાવવી; રચવું; ગોઠવવું; બનાવવું; કવિતા વાત વગેરે કલ્પનાથી નવાં કરવાં. (૨) બનાવટી કરવું; ખોટું ઉભું કરવું; તરકટ બનાવવું; જેમ બેસતું આવે એમ ખોટાને ખરા જેવું રૂપ આપવું:–આ બધી બાબત એણે જોડી કાઢેલી છે.

**જોડીદાર,** પું॰ જોડે કામ કરનાર; ભાગિયો; સાથી. (૨) મિત્ર; દોસ્તદાર. (૩) અમુકના જેવુંજ કામ કરી જાણે એવો સમગુણ હોંશિયારી અને આવડ જેનામાં હોય એવો જે તે.

**જોડું,** ન॰ કામકાજ કરવાને તેમજ અન્યોન્ય સહાય થવાને બંધાયેલી જે બે જણની ટોળી તે; બે જણનું મંડળ; સમબ્યવસાયી–સહચારવાળા બે જીવનો જે સાથસંબંધ તે; વધારે નહિ પણ બે સ્ત્રીએ સ્ત્રી, પુરુષેપુરુષ કે સ્ત્રીને પુરુષજ હોય એવો બેનો સમવાય; દ્વંદ્વ; જુગલ; જોડ. બે ભાઇઓનું જોડું સારું છે. લગ્ન સંબંધથી જોડાયેલાં સ્ત્રીપુરુષ વરવહુનું–વરકન્યાનું જોડું. નરમાદાની જોડ, દંપતી. ઉ॰ પશુ પંખીનાં કે જોડાં સરજ્યાં જુગતે કરી. વરવહુ, સ્ત્રી પુરુષ, અથવા નરમાદાની જોડ તે જોડું. (૨) અન્યોન્યને સહાયકારક બે સરખા સ્વભાવ ગુણ રૂપ અને આકારના બે જીવ. (૩) જિડવે જન્મેલાં બે છોકરાં તે. ક્રિ॰ પ્ર॰ જોડું જમાડવું=વહુ વરને સાથે જમાડવાં તે; દંપતીની જોડી જમાડવી તે. રૂ॰ પ્ર॰ સજોડું=વરવહુ–સ્ત્રી પુરુષનું સાથે સાથે હોવું તે; જોડીદાર સાથે હોય એમ તે; સજોડ–સજોડે=વરવહુ સાથે એમ. ઉ॰ વરુણ વિદ્યાધરપતિ, ધનપતિ આવ્યા સજોડ સુત સાથે. કહે॰ અલ્યાને બનાયા જોડા એક અંધા ઓર દુસરા ખોડા.

**જોડે,** અ॰ સાથે; સંગે, (૨) પાસે; નજીક સમીપ. (૩) જોડીને; જોડ્યાથી.

**જોડો,** પું॰ પગે પહેરવાની ચામડાની બનાવટ તે; પગરખાં; જુતિયાંની જોડ તે. (૨) જોડામાંનું એક જે તે; સરખા રૂપ ગુણ સ્વભાવ ચરિત્રનું જે એકાદ જણ તે:–તે પણ એનોજ જોડો છે; અર્થાત્ તેના જેવોજ છે; જોટો; જોટા જેવો સરખો હોય તે. જોડા ફાડવા=જુઓ જોડામાં. કહે॰ એકના જોડા બીજાના પગમાં=એકનું બીજાને, બીજાનું ત્રીજાને એમ પરંપરા ચલાવીને નિભાવવું–ગોટાળો ચલાવવો તે. એકની પાઘડી બીજાને માથે બીજાની ત્રીજાને માથે, એના જેવું કરવું તે.

**જોણું,** ન॰ જોવાનું તે; દૃશ્ય. જોવા જેવું; ફજેતી; તમાસો:– જોણું રોણું અને વગોણું ત્રણે સાથે થાય. (૨) જોવું તે; જોવાની ક્રિયા તે:– મોંજોણું. 'વહુનું મોં જોઇને તેની સાસુએ તેને કંઇ ભેટ વગેરે આપવી તે; વહુનું મુખ જોવાની એક લાડકી સંસારી ગીત તે. વાગ્દાન કરતાં વરકન્યાને એક બીજાનાં સગાંએ, તેઓ કંઇ ખોડ ખાંપણવાળાં છે કે નહિ તે તપાસવાને

જોધપુરના રાજકર્તાઓ સૂર્યવંશી રાઠોડ રજપૂતો છે. તે બ્રિટિશ સરકારને ખંડણી આપે છેઃ રાજ્યની ભૂમિ સપાટ ને રેતાળ છે તથા વરસાદ પણ બહુ થોડો આવે છે. આખા રાજ્યમાં માત્ર એકજ લુણી નામે નદી છે. ગંભર નામે ખારા સરોવર આગળ મીઠું પાકે છે. જોધપુર નગર રાવજોધાએ સન ૧૪૫૯ માં વસાવેલું છે. શહેર પહાડની બાજુમાં આવેલું હોઈ તેની આસપાસ મજબુત કોટ કરેલો છે. શહેરમાં રાજમહેલ અને મંદિરો વગેરે જોવા લાયક છે. મંડોર નામે જુનું રાજનગર શહેરની ઉત્તરે કેટલેક માઇલ ઉપર છે.

**જોધબાઇ**, સ્ત્રી૦ જોધપુરના રાજા ઉદયસિંહની બહેન. જોધબાઇ સન ૧૫૬૯ માં અકબર પાદશાહ સાથે પરણી હતી. તે અકબરને બહુ પ્રિય થઈ પડી હતી એટલુંજ નહિ પરંતુ એનો કુંવર શાહજાદો મીરઝા સલીમ અકબરની પછી જહાંગીરને નામે દિલ્લીની ગાદીએ આવ્યો હતો. જોધબાઇ સન ૧૬૦૦ માં મરણ પામી હતી.

**જોનાર**, પું૦ દ્રષ્ટા; પ્રેક્ષક; તમાસગીર.

**જોની**, સ્ત્રી૦ [ સં. योनि ] ઉત્પત્તિ સ્થાન. (૨) જાત; અવતાર.

**જોબન**, ન૦ [સં. यौवन] જુવાનીનો સમય તે; પ્રાણીઓના આવરદાની મુખ્ય ત્રણ અવસ્થાઓમાંની વચલી અવસ્થા-પુરૂષને ૧૬ વર્ષે અને સ્ત્રીને ૧૩ વર્ષે જોબન આવવા માંડે છે. બાળક અવસ્થા ઉતરીને શરીર અને મનની પુષ્પ ખીલવાની ખીલવણી થાય છે ને અવસ્થાઃ પ્રજોત્પત્તિ કરવાની તાકાદ-યોગ્યતાવાળી જે અવસ્થા તે. મનુષ્યને માટે જોબન શબ્દ વપરાય છે. રૂ૦ જોબન પરનું જોર જવાને ઉર્યું જોઇને ચાલેઃ. ક્રિ૦ પ્ર૦ જોબન આવવું=જુવાની આવવી; પ્રજોત્પત્તિને યોગ્ય અવસ્થા આવવી. જોબન ખીલવું=જુવાની ખીલવી. જોબનનો બહાર=જોબનની ખીલવણીની શોભા-મઝા તે. ભરજોબન=જોબન અવસ્થાનો ખરેખરો સમય, વચલો અથવા જે વખતે શરીર અને મનથી માણસ સંસારી ભાવોથી પૂર્ણ હોય છે તે અવસ્થા; તારુણ્ય; યૌવન; જુવાની; પૂર્ણાવસ્થા.

**જોબનવંતી**, સ્ત્રી૦ યૌવનાવસ્થામાં હોય એવી સ્ત્રી; જુવાનસ્ત્રી; પ્રજોત્પત્તિને યોગ્ય જેના અવયવો ખીલેલા હોય એવી સ્ત્રી; તરુણી; યૌવના; યુવતિ; જોબના.

**જોબના**, સ્ત્રી૦ જુવાનસ્ત્રી, યૌવના; તરુણી; જોબનવતી.

**જોબનિયું**, ન૦ જોબન; તારુણ્ય; યૌવન. કવિતામાં વપરાય છેઃ-ભરજોબનિયે મૂકી મુજને એકલી.

**જોબાવુ**, ક્રિ૦ અ૦ જોબાની અસરમાં આવવું; જોબાઇ જવું; શરીરે પરસેવો થઇ આવી સંજ્ઞાનું જતું રહેવું તે; મન અને ઇંદ્રિયોના સંવેદનનું થોડા વખત માટે નષ્ટ થઈ જવું તેઃ-ડોસો જોબાયા કે તરત નીચે ઉતાર્યા પણ પછી પાછું ભાન આવ્યું. જીવ ઉડે ઉતરી જવો; બેભાન થવું; પરસેવાથી નવાઇ જઇ બેહોશ બની જવું. કેટલાક 'જોબાવું ને જોબો' એમ પણ બોલે છે.

**જોબો**, પું૦ (જોસો) બેભાન થઇ જવું તે; થોડીવાર સંજ્ઞા જતી રહેવી તે; નિઃસંજ્ઞતા; નિશ્ચેષ્ટતા; પરસેવો આવી શરીર અને ઇંદ્રિયોનું શૈથિલ્ય આવી જવું તે; જીવ ઉંડો જતો રહેવો તે. ક્રિ૦ પ્ર૦ જોબો આવવો =કાળજી સુધી સંજ્ઞા જતી રહેવી; અત્યંત નબળાઇથી ભાન જતું રહેવું; જીવ ઉંડો ઉતરી જવો. જોબે ચઢવું-વારંવાર જોબા આવ્યા કરવા; રહી રહીને નબ-

ળાઇને લીધે શિથિલતા ને સંજ્ઞાનો લોપ થવો તે

**જોમ,** ન૦ ઉશ્કેરણી, લાગણી કે આવેશને લીધે આવેલું મન અને શરીરનું બળ તે; જુસ્સો; જોર; ખરૂ નહિ પરંતુ ઉત્તેજનથી આવેલું બળ.

**જોમી,** વિ૦ જોમવાળું; ખાલી-બળના ચઢાવાની અસરવાળું.

**જોયાજેવું,** વિ૦ જોવાને યોગ્ય એવું; લોકો જોવાને ભરાય એવું. ( તોફાન-ધિંગાણું તે) જોવાજેવું. ક્રિ૦ પ્ર૦ જોવાજેવું કરવું =તોફાન ધિંગાણું કરીને લોક ભેગા કરવા જેવું કરવું; ફજેતી ઉડાવવી; મોટી મારફાડ કરવી; ખુન ઉપર ચઢવું; મારામારી ને લોહી વહે એવું તોફાન કરવું.

**જોર,** ન૦ [ फा ] મુખ્ય શારીરિક બળ તે; શરીર શક્તિ; કૌવત; સામર્થ્ય. માનસિક બળ; મનશક્તિ. પહોચ. (૨) કાર્ય-ગુણ-અસર ઉપજાવવાની કોઇ પદાર્થની શક્તિ તે:-અગ્નિનું-પાણીનું જોર. (૩) જોસ; પૂર્ણપ્રકાશ; બહાર; તેજી. (૪) દરિયાનું સારીપેઠે ઉછળવું તે. (૫) શરીરની મજબુતી માટે કસરત કરવી તે: જોર કરવું -કાઢવું તે. (૬) ભાર; વજન:-આ થાંભલા ઉપર બહુ જોર છે. ખાંધપર વધારે જોર આવે છે. (૭) ટકી રહેવાની કે સહન કરવાની-ધારણ કરવાની સામે થવાની શક્તિ તે. (૮) જોમનું વધવું તે; ધસારો; દાખ. :-હજી રોગનું જોર છે. (૯) જુલમ; ગેરઇનસાફ; જબરજસ્તી.(૧૦) વગવસીલો; સિફારસ; તરફદારી. (૧૧) આગ્રહ; દબાણ. (૧૨) ટેકો; સહાય; પુષ્ટિ. (૧૩) પરાક્રમ; દમ; સત્ત્વ; કસ. ક્રિ૦પ્ર૦ જોર અજમાવવું=પોતાનામાં અમુક કાર્ય કરવાની શક્તિ છે,કે નહિ તેનો અનુભવ કરી જોવો. જોરકરવું=બળ વાપરવું; મહેનત કરવી; શારીરિક કે માનસિક શક્તિનો કાર્ય કરવામાં ઉપયોગ કરવો. ફરજ પાડવી. આગ્રહ કરવો, દબાણ કરવું. કરાંજવું; જોર કાઢવું=શક્તિ વાપરી જોવી; બળ ઉતારી નાંખવું. ભાવ હોય તે કાર્ય કરીને પુરો કરવો. જોર જોવું=બળની અજમાશ લેવી; શક્તિનું પ્રમાણ સમજવું, પરીક્ષા કરવી. જોર મારવું=પરાક્રમ કરી બતાવવું; સત્ત્વ દેખાડવું. ઘણું કરવું; ખૂબ બજાવવું; કરી બતાવવું; દેખાડી આપવું. જોર ચલાવવું=શક્તિની અસર થાય એમ કરવું, અસર ઉપજાવવી; પોતાની ધારણા પ્રમાણે થાય એમ કરી જોવું. મંત્રાદિકનું જોર ચલાવશે.

**જોરકસ,** વિ૦ જોરનો કસ કાઢેલો હોય એવું; જોર આણવાને જેણે કસરત કરેલી હોય એવુ ; કસાયેલું; ધિંગું; કસરતી-જોરવાળું. (૨) જોર કસવું-જોર કરવું પડે એવું; જેમાં જોરની કસોટી થાય એવું ( કામ ) જોરનું. જોરકસ કામ છે.

**જોરજબરી,** સ્ત્રી૦ જબરજસ્તી; જુલમ; જોર-આગ્રહ અને જબરાઈ તે; દબાણ. બળ વાપરીને સામાની મરજી ઉપરાંત પરાણે કામ લેવું તે.:-કશી જોરજબરી વાપરશો નહિ.

**જોરજુલમ,** પું૦ પરાણે દબાવીને બળજોરીથી કામ લેવું-કરાવવું તે; કડકાઇ-સખતી વાપરવી તે; સામાની મરજી વિરૂદ્ધ તેને મારી ઝૂડી પરાણે કાર્ય કરાવવું તે; સખતાઇ ભર્યો-કડકીનો અમલ ચલાવવો તે; બળજો ।.:- તેણે એવા જોરજુલમથી રાજ્ય ચલાવ્યું કે તે પ્રજાને અળખામણો થઇ ગયો.

**જોરભેર,** અ૦ જોરથી; બળ પૂર્વક; જુસ્સામાં તે જુસ્સામાં; ઉત્સાહ, ઉમંગ-સ્વમાભિમાન સાથે.

**જોરવાન,** વિ૦ જોરવાળું; જોરાવર.

**જોરાવર,** વિ૦ જેનામાં ઘણું જોર હોય તે; જોરવાળું; બળવાન; શક્તિમાન; જબરૂં; મજબુત. ( ૨ ) પરાક્રમી; પ્રતાપી. ( ૩ ) ગુણકારી-સારી અથવા ખોટી જબરી અસર કરવાના ઘણા સત્ત્વવાળું. ( ૪ ) જુલમગાર. ( ૫ ) ખૂબ જોર-બળ સાથે-જોસવાળું:-જોરાવર હુમલા સામે ટકી રહે એવું.

**જોરાવરી,** સ્ત્રી૦ જબરજસ્તી; બળાત્કાર; પરાણે કોઇને કઇ કરવા કરાવવાની ફરજ પાડવી તે જુલમ; ઘણી સખતાઇ વાપરવી તે. (૨) ઓથ; આગ્રહ. રૂ૦ પ્ર૦ જોરાવરીનો પોરો=જુલમ-જબરજસ્તીનો સમય તે. ઉ૦ છે જોરાવરીનો પોરો, કહે કાન તું ઘર આમ ઓરો. પ્રેમાનંદ.

**જોરાળ,** વિ૦ જોરવાળું.

**જોરાળાપણું,** ન૦ જોરવાળાહોવાપણું.

**જોરાળું,** વિ૦ જોરવાળું; બળવાન.

**જોરી,** વિ૦ જેને બીજાનું જોર હોય એવું; બીજાના બળથી બળવાળું; જેને બીજાની કુમક હોય એવું:-સેતરંજતાં પ્યાદાં હમેશ જોરી રાખવાં જોઇએ.

**જોરુ,** સ્ત્રી૦ પરણેલ બાઇડી; વહુ; પત્ની; ભાર્યા; સ્ત્રી. કહે૦ જર, જોરૂ ને જમીન એ ત્રણની લડાઇ.

**જોરો,** પું૦ જોર તે; દાબ; દબાણ; આગ્રહ. ઉ૦ બકરે કરી જોરો. નવલરામ. ( ૨ ) સત્તા; હુકમ. (૩) જુલમ; સખતી પોતાની સત્તાના બળથી કોઇ કામ કરવાનું સામાની ઉપર દબાણ ચલાવવું તે. ઉ૦ જનાવર સંઘાતે જોરો. શામળ.

**જોવરાવવું,** ક્રિ૦ સ૦ કોઇ બીજો જુએ તેમ કરવું; જોવડાવવું; દેખાડવું; તપાસ કરાવવી; શોધાવવું.-ગ્રહ જોવરાવવા. ઘર જોવરાવવું.

**જોવાજેવું,** વિ૦ જોવાનું મન થાય એવું; જોવા સરખું; અજાયબ; નવાઇનું; લોકો જોવાને એકઠા થાય એવું; તમાસા-ધિંગાણા જેવું જે તે. ( મારામારી તોફાન-ખૂન પાડવા જેવા ખરાબ સાહમને માટે વપરાય છે) ઉ૦ અમે ફજેત ફજેત કરીને, કરશું જોવાજેવું. વેનચરિત્ર. (૨) જોવાને યોગ્ય; જોવા લાયક (સારા અર્થમાં) પ્રદર્શન જોવાજેવું છે. આગ્રામાં તાજમહેલ જોવા જેવો છે; કાંપમાં કંઇ જોવાજેવું નથી.

**જોવું,** ક્રિ૦ સ૦ [સં. दृश् द નો પ્રા૦માં ज થઇ જાય છે. ] બહારની વસ્તુનાં રૂપ, રંગ, આકાર વગેરે ચક્ષુ ઇંદ્રિયે કરીને કેવાં છે તે જાણવું; દેખવું; આંખ ઇંદ્રિયથી બહારની વસ્તુનુ દર્શન કરવું. (૨) કોઇ પણ ઇંદ્રિયથી કોઇપણ વિષયનું જ્ઞાન મેળવવું; જાણવું. (૩) વિચારવું; આલોચવું; સમીક્ષા કરવી; દરિયાફ્ત કરવું:-એ બાબત જરા જોજો. ( ૪ ) તપાસવું; શોધવું:-મુકરદમો જોવો. (૫) [illegible] પવું:-બરાબર જો. (૬) અંદરનું જાણી લેવું:-મન જોવું-ઓસડની ખાસિયત જોવી. (૭) અનુભવ લેવો; અજમાશ કાઢવી; પ્રયોગ કરીને જાણી લેવું. ક્રિ૦ પ્ર૦ જોઇને ચાલવું=વિચારીને પગલું ભરવું; પોતાનું ગજુ-શક્તિ જોઇને કામ કરવાની રીત રાખવી. જોઇએ તો=વિચાર ઉપર વાત રાખવી; વિચાર કર્યા બાદ જોઇશું=વિચાર ઉપર મુલતવી રાખવું; તપાસપર રાખવું. જોઇલેવું=વિચાર ઉપર રાખવું. ( ૨ ) મારવાની-ખરાબ કરવાની ધમકી આપવી:-હું તને જોઇ લઇશ બચ્ચા ! જોઇ વિચારીને કામ કરવું=નજરે જોઈ તપાસીને તથા વિચાર કરીને કામ કરવું. જોઇને ડગલાં ભરવાં=સાહસ નહિ કરવું; વિચાર કરી કરીને આગળ વધવું ઘર જોવું=પોતાનું ગજુ-કુટુંબની પ્રતિષ્ઠા વગેરેની તપાસ કરી વિચારીને કામ કરવું:-

ઘર જોઇને પગલું ભરજો. (૨) કુળ-ખાનદાની વગેરે જોવું (કન્યા આપતાં લેતાં) જોશ જોવો=ભવિષ્ય કહેવું-શું થશે? તેનો વિચાર આણવો. નજરે જોવું=આંખથી જોઇને તપાસ કરવી. નાડ જોવી=નિદાન કરવું; રોગનો નિર્ણય કરવો. (૨) ઉંડા ઉતરીને શું ને કેમ છે? તે જોવું. માથું જોવું=માથામાં જૂ લીખ વગેરે છે કે નહિ તેની તપાસ કરવી-કાઢવી. માથું હોળવું. સામર્થ્ય જોવું=બળની ખાતરી કરવી. હાથ જોવો=હાથની રેખાઓ વગેરે જોવું; રેખાઓ જોઇ ભવિષ્ય ભાખવું તે. હિસાબ જોવો=ખાતું તપાસવું.

**જોશ,** પું० [सं. जुष] પ્રવાહીને ગરમી આપતાં તેમાં જે ઉછાળો આવે છે તે; ઉભરો; ખળખળવું તે; ઉછળવું તે; ઉછાળો:-ત્રણ જોશ આપીને કાઢો કરવો. (૨) ક્રોધાદિકની લાગણીઓથી રૂધિર ગરમ થઇને મન ઉશ્કેરાવું તે; આવેશ; ઉશ્કેરાયેલી મનની હાલત તે; જુસ્સો; જોમ, જોર; કંઇક કરવાની ઉત્કટ લાગણી; ઉશ્કેરણી:-જોશમાં ને જોશમાં એણે તે કામ કરી નાંખ્યું. (૩) આગળ વધવાનો વેગ; વધવાનું બળ; જોર. (૪) નીશો; મદ; સ્વાભિમાનની અસર. જ્યોસ, જોસ. ક્રિ० પ્ર० જોશ આવવો=ઉછાળો આવવો. અમુક કાર્ય કરવાનું લાગણી ભર્યું બળ આવવું; ઉશ્કેરાવું. જોશ ચઢવો=ઉછળવું; ઉભરાવું. અમુક કામ કરી નાંખવાની તીવ્ર લાગણી થઇ આવવી; નીશો ચઢવો-બળ આવવું. જોશ નરમ પડવો=આગળ વધવા ચઢવાનું જોર નરમ પડવું; ઉતાર થવો; વૃદ્ધિ અટકવી:-રોગનો જોશ નરમ પડયો છે. જોષ-જ્યોષ.

**જોશન,** ન० હાથે પહેરવાનું એક ઘરેણું. (કાઠિ. ર. વા)

**જોશી,** પું० જોષ જોનારો; ગ્રહાદિકની ગતિ ને ભાવ વગેરે જોઇ ભવિષ્ય કહેનારો અને શુભાશુભ કાળનો ટાળો જોઇ આપનારો; જ્યોતિષ જાણનારો. ગ્રહો સંબંધી જ્ઞાન ધરાવનારો; ખગોળવેત્તા; જ્યોષી; જ્યોતિષી; જોષી. કહે० જુવાન જોશી ને ઘરડો વૈદ=જોશી-છેલ્લામાં છેલ્લા-ચાલુ વખત લગીના જ્યોતિષ જ્ઞાનવાળો-તાજા જ્ઞાનવાળો જોશી સારો અને વૈદ ઘરડો-અર્થાત્ અનુભવી હોય તે સારો. જોશીની રાંડે નહિ ને વૈદની મરે નહિ=અર્થાત્ ભવિષ્ય કથન અને ઓસડ માત્ર મન મનવણાં છે ખરેખરાં ખરાં નથી, જો ખરાંજ હોત તો જોશીની છોકરી રાંડત નહિ અને વૈદનાં છોકરાં મરત નહિ.

**જોષ,** પું० જ્યોષ; ગ્રહની ગતિ; ગ્રહનું સારૂં માઠું ફળ, મુહૂર્ત, કાળ નિર્ણય વગેરે તે; નસીબ જોવું તે; જોશ (૨) જોશ, જોસ; ઉભરો; ઉછાળો.

**જોસ,** પું० જુ० જોશ.

**જોસતાન,** ન० વિદ્યાર્થીને પોતાની ચોપડીઓ અને વતરણાં રાખવાની ખલેચી; દફતર રાખવાની કોથળી.

**જોસદાન,** ન० ચોપડીઓ વગેરે રાખવાની કોથળી.

**જોસ્તજુ,** ના. [फा.] તપાસ; તજવીજ; શોધ (૨) ઊહાપોહ; ચર્ચા; જોસ્તેજુ.

**જોસ્સો,** પું० (फा. जुस्स) જુસ્સો; અંદરની ગરમીથી ચઢતું ઉભરણ તે; જોસ; ઉછાળો (૨) ઉશ્કેરાયેલી લાગણીને લીધે આવતું બળ તે; મનોવિકાર; ઉશ્કેરાયેલી જે લાગણી તે; પ્રસંગને લીધે ઉશ્કેરાયેલી જે મનની હાલત તે; જોમ; જોર.

**જોહાર,** પું० જુહાર; વાણિયા-જૈનમાં નમન કરતાં વાપરવાનો-લખવાનો વિનય ને માનનો ઉદ્ગાર.

**જોહુકમ,** પું० દોર; દોરી અમલ; હુકમનો ક-

ડક અમલ કરવો કરાવવો તે. (૨) અ૦ જેવો હુકમ હોય તેમ; હુકમ પ્રમાણે.

**જોહુકમી**, સ્ત્રી૦ જેવો હુકમ થાય તેવું કંઈ પણ ખરું ખોટું જોયા તપાસ્યા વગર થવુંજ જોઇએ એમ કરાવવું તે; દોર તોરનું જોર તે; કડક અમલ ચલાવવો તે.:–એવી જોહુકમી મારાથી નહિ ખમાય.

**જોળ**, સ્ત્રી૦ જોડ; સાથે અવતરેલાં બે બાળક તે; બાળકોની જોડ; જિંડવાનાં બાળક.

**જોળિયાં**, વિ૦ જોડીનાં; જિંડવાનાં. (બાળક)

**જોળી**, સ્ત્રી૦ ઝોળો; ખલેચી; કોથળી.

**જોંસણ**, ન૦ બાળવું તે; જ્વલન.

**જોંસવું**, ક્રિ૦ સ૦ બાળવું. (૨) પીરસવું; મૂકવું; આપવું;જાંસવું. (તિરસ્કારમાં)નાખવું.

**જ્ઞ**, પું૦[સં. જ્ઞા–જ્ઞ] જ અને ઞ્ મળીને બનેલો એક સંયુક્તાક્ષર–જોડાક્ષર–વ્યંજન, ગુજરાતી વર્ણમાળામાં તેને ક્ષની માફક એક જુદાજ વર્ણ તરીકે ગણવામાં આવે છે. વ્યવહારમાં એનો ઉચ્ચાર દ, ન, ને યના જેવો તેમજ ગ–ન જેવો કરવામાં આવે છે.:–જ્ઞાનનો ગનાન. (૨) પું૦ ડહાપો; જાણુ માણસ તે; પંડિત; બુધ. (૩) વિ૦ સમાસમાં શબ્દની આગળ જોડાઇ–જાણનાર એવો અર્થ બતાવે છે.:–મર્મજ્ઞ; સર્વજ્ઞ;શાસ્ત્રજ્ઞ: મર્મ જાણનાર, સર્વ જાણનાર ને શાસ્ત્ર જાણનાર.

**જ્ઞપ્તિ**, સ્ત્રી૦ [સં.] બુદ્ધિ; સમજશક્તિ. (૨) બુદ્ધિવડે પદાર્થ જાણવામાં આવવો તે.(૩) તોષણ.

**જ્ઞા**, અ૦ શબ્દની અંતે જોડાય તો 'જાણવું' એવા અર્થને બતાવનારો પ્રત્યય, સંસ્કૃતમાં 'જાણવું' નો ધાતુ. :–અવજ્ઞા; પ્રતિજ્ઞા; સંજ્ઞા.

**જ્ઞાત**, વિ૦ [સં.] જાણવામાં આવેલું; જાણેલું; જ્ઞાન પામેલું; જાણતાનું જેના જાણવામાં આવેલું હોય એવું; જોબિયું. :–જ્ઞાતયૌવના=પોતાને યૌવન આવેલું છે એવી જેને સમજ છે એવું, જેના સમજવામાં આવેલું છે એવી જુવાન સ્ત્રી તે.

**જ્ઞાતવ્ય**, વિ૦ [સં.] જાણવા જોગ; જ્ઞાન પામી શકાય એવું; સમજવા જેવું; જ્ઞેય; વેદ્ય.

**જ્ઞાતા**, વિ૦ [સં.] જાણનાર; સમજદાર. (૨) પું૦ જેને સારી પેઠે જ્ઞાન હોય તે; બુદ્ધિમાન ને ડહાપું માણસ; જ્ઞાનશીલ; વિદુર.

**જ્ઞાતિ**, સ્ત્રી૦ [સં.] કુટુંબના–જાતિના–સ્વજન માણસોનો સમુદાય તે; એક બીજાની સ્થિતિ જાણનારા એક જાતિના લોકનો જે સમૂહ તે; નાત. જ્ઞાતિભ્રષ્ટ=જ્ઞાતિમાંથી નીકળી ગયેલ; જ્ઞાતિના બંધારણમાંથી ભ્રષ્ટ થયેલ, જ્ઞાતિ બહિષ્કૃત=નાતમાંથી બહાર કાઢેલો, નાત બહાર મૂકેલો જ્ઞાતિદ્રોહ=સ્વજનોને દગો દેવો તે–દ્રોહ કરવો તે.

**જ્ઞાન**, ન૦ [સં.] ઇંદ્રિયોદ્વારા કોઈ પણ વસ્તુ વા વિષયનું સમજવું તે; જાણવું તે; કોઇ પણ બાબતની જે કંઇ પણ માહિતી તે; સમજણ; બુદ્ધિ. (૨) જીવાત્મા અને પરમાત્મા સંબંધી સમજ તે; ઇશ્વર અને જગત સંબંધી જે સમજણ તે. (૩) સામાન્ય રીતે કોઇ પણ બાબત શું તે સમજી લેવું તે; સમજ શક્તિ; વિચારશક્તિ; જાણવાપણું; માહિતી; ઓળખ; મનમાં જે ચિત્ર પડવુ–સ્વરૂપનું ભાન થવું તે. ક્રિ૦ પ્ર૦ જ્ઞાન આપવું=સમજ આપવી; ભણાવવું; અમુક બાબતની યથાર્થતા દેખાડવી. જ્ઞાન થવું=સમજણ પડવી; અનુભવ આવવો; આંખ ઉઘડવી. જ્યારે કોઇ વસ્તુ અથવા વિષયનો ઇંદ્રિયો સાથે, ઇંદ્રિયોનો મન સાથે અને મનનો આત્મા સાથે સંબંધ થાય છે ત્યારે તે વસ્તુ વા વિષયનું જ્ઞાન થાય છે. એક

ઠેકાણે ઘડો પડેલો છે તેનો નેત્રેંદ્રિયને સાક્ષાત્કાર થયો એટલે તેણે મનને અને મને આત્માને તે સાક્ષાત્કાર જણાવ્યો કે તરત 'ઘડો' છે એવું જ્ઞાન ઉત્પન્ન થયું. ઇંદ્રિયો, મન અને આત્માને આવું જ્ઞાન થવાનો વ્યાપાર એટલી ત્વરાથી ચાલે છે કે જેનું અનુમાન પણ આપણાથી થઈ શકે નહિ. એકી વખતે બે વિષયોનું જ્ઞાન થઇ શકતું નથી. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ દ્વારા સર્વ પ્રકારનું જ્ઞાન થાય છે. જ્ઞાનના વળી યથાર્થજ્ઞાન અને અયથાર્થ જ્ઞાન એવા બે પ્રકાર છે. મીમાંસા સિવાય સર્વ દર્શનોએ જ્ઞાનથી મોક્ષ માન્યો છે. જ્ઞાનદ્વારા અજ્ઞાન–મિથ્યાજ્ઞાનનો નાશ થઈ દોષનો નાશ થાય છે અને દોષ દૂર થતાં પ્રવૃત્તિ ટળી નિવૃત્તિ આવે છે. નિવૃત્તિથી દુઃખનો નાશ થાય છે અને દુઃખના નાશથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

**જ્ઞાનકથા**, સ્ત્રી૦ [ સં. ] સમજણની વાત; બોધની બાબત. (૨) જેમાંથી મોક્ષ સંબંધી કંઇ જાણવાનું મળે એવી વાત તે. ( તત્ત્વજ્ઞાન સંબંધી ) ઉ૦ જ્ઞાનકથા રહેવા દો તે, અમને ફીકી લાગેછે. ભાલણ-દશમ કડવું ૨૭૧.

**જ્ઞાનકળા**, સ્ત્રી૦ [ સં. ] સમજ શક્તિનો વિકાશ તે; ઓછીવત્તી સમજનું જે પ્રમાણ તે. (૨) બુદ્ધિની જે અપૂર્વતા તે; સમજનો પ્રભાવ તે.

**જ્ઞાનકાંડ**, પું૦ [સં] તત્ત્વજ્ઞાન સંબંધી પ્રકરણ તે; જીવેશ્વર સંબંધી જેમાં ઝીણવટ કરેલી અને ચર્ચેલી હોય એવી બાબત તે. વેદના ત્રણ વિભાગ છે તેમાંનો એક ભાગ કર્મ કેમ કરવાં તેની સમજ ઉપર છે ને તે કર્મ કાંડ કહેવાય છે, બીજો ઉપાસના કાંડ કહેવાય છે અને ત્રીજો કે છેલ્લો જ્ઞાનકાંડ છે, જેમાં જીવાત્મા પરમાત્મા સંબંધી ઊહાપોહ કરી મોક્ષનો વિચાર કરેલો છે. વેદના જ્ઞાનકાંડમાં ઉપનિષદોનો સમાવેશ થાય છે.

**જ્ઞાનઘન**, વિ૦ [ સં. ) જ્ઞાનથી ભરચક ભરેલું; જ્ઞાનથી પૂર્ણ.

**જ્ઞાનચક્ષુ**, વિ૦ જ્ઞાનરૂપી જેને આંખ છે એવું; જ્ઞાનશક્તિરૂપી આંખવાળું. (૨) ના૦ જ્ઞાન શક્તિવાળી આંખ હોય તે; શારીરિક આંખ નહિ પરંતુ માનસિક–સમજ શક્તિરૂપી જેને આંખ છે એવું તે.

**જ્ઞાનચર્ચા**, સ્ત્રી૦ ( સં. ) જ્ઞાન સંબંધી જે વાદવિવાદ અને વિચાર તે; જીવેશ્વર સંબંધી ખોજ.

**જ્ઞાનતંતુ**, પું૦ ( સં. ) ઇંદ્રિયોની સાથે સંબંધ ધરાવતી જે પ્રબોધક નાની નાડીઓ તે; જ્ઞાનને વહન કરનારા શારીરિક તંતુઓ તે; જ્ઞાનેંદ્રિયોને લગતી જે નાની નાની રગો તે.

**જ્ઞાનદાન**, નં૦ ( સં. ) જ્ઞાનરૂપી દાન તે; જ્ઞાન આપવું. કેળવણીરૂપી દાન આપવું તે.

**જ્ઞાનદીપ**, પું૦ ( સં. ) જ્ઞાનરૂપી દીવો તે.

**જ્ઞાનદૃષ્ટિ**, સ્ત્રી૦ [ સં ] કોઇપણ બાબતમાંથી કંઇપણ સમજ લેવાની ઝીણવટવાળી જે નજર તે; સાર; બોધ, કે શિક્ષા, શોધી લેવાની જે વૃત્તિ કે બુદ્ધિનું વલણ તે જ્ઞાનદૃષ્ટિ; સમજ લઇ લેવાની આંખેજ જોવું તે.

**જ્ઞાનપરંપરા**, સ્ત્રી૦ [ સં ] ઉત્તરોત્તર જેમાંથી જ્ઞાન મળ્યા કરે એવી જે માળા–પરંપરા શ્રેણિ તે; એક પછી એક તર્ક ઉપર તર્ક કરતાં જ્ઞાનની કળાઓનો વિકાશ જણાયા કરે એવું જે કંઈ તે; જ્ઞાન અને જ્ઞાનજ જેમાંથી પગલે પગલે મળે એવું તે અથવા જ્ઞાનની જે સાંકળી તે જ્ઞાનપરંપરા.

**જ્ઞાનપ્રસારક**, વિ૦ [ સં. ] જ્ઞાનનો ફેલાવો કરનાર; કેળવણી–વિદ્યાનો વધારો કરનારૂં.

**જ્ઞાનમાર્ગ**, પું૦ [સં.] સંસારમાંથી છૂટવાના અને પરમ શાંતિ કે મોક્ષ મેળવવાના જે જુદા જુદા રસ્તાઓ છે તેમાનો એક જ્ઞાન અર્થાત્ તત્ત્વચિંતનનો માર્ગ તે; જ્ઞાનથીજ તત્ત્વને છશુને-તત્ત્વ શોધવાથીજ મોક્ષ પ્રાપ્તિ થાય છે એવો જે મત પંથ તે.

**જ્ઞાનમાળા**, સ્ત્રી૦ જ્ઞાનની માળા-આવલી તે; જુદા જુદા જ્ઞાનનો જે સંગ્રહ તે.

**જ્ઞાનલક્ષણ**, ન૦ જ્ઞાન મેળવવાની ઇચ્છાસૂચક ચિહ્ન; જિજ્ઞાસા; જાણવાની વૃત્તિ. જ્ઞાનનો એક પ્રકાર તે.

**જ્ઞાનવલ્લી**, સ્ત્રી૦ જ્ઞાન આપનારી એક વેલી; એક એવી ઔષધિ કે જે ખાધાથી જ્ઞાનશક્તિ વધે છે.

**જ્ઞાનવાન**, વિ૦ જ્ઞાનવાળું જેને જ્ઞાન હોય તે; જ્ઞાની. (૨) ડહાપુ; સમજુ; જેને સારાસાર વિચાર અને તત્ત્વાદિકનું જ્ઞાન હોય તે.

**જ્ઞાનવિજ્ઞાન**, ન૦ [સં.] જીવ, ઇશ્વર અને પદાર્થ વગેરે સંબંધી જે વિચારો અને સમજ વગેરે તે, સૃષ્ટિનો જુદા જુદા પદાર્થો અને પંચમહાભૂત તથા તત્ત્વો વગેરેના સામાન્ય તેમજ વિશેષ જ્ઞાન સંબંધી ઊહાપોહ-વાદવિવાદ અને વિચાર તે.

**જ્ઞાનવૈરાગ્ય**, પું૦ [સં.] જ્ઞાન થવાથી ઉત્પન્ન થયેલો જે વૈરાગ્ય તે; જ્ઞાન અને વૈરાગ્ય એક તે; જગત મિથ્યા છે અને બ્રહ્મ એજ સત્ય છે એવા તત્ત્વ બોધથી સંસાર બહાર ઉતારી દેવો તે.

**જ્ઞાનહીન**, વિ૦ જ્ઞાન રહિત; અજ્ઞાન; અણસમજુ; જેને કંઇ જ્ઞાન હોય નહિ એવું; બેવકૂફ.

**જ્ઞાની**, વિ૦ [સં.] જેને સારાસાર સમજવાની શક્તિ છે તે; જ્ઞાનવાન વિવેકી; સમજુ; ડહાપુ; જાણનાર; જાણકાર. (૨) જીવેશ્વર સંબંધી તત્ત્વનું જેને જ્ઞાન હોય તે; મુમુક્ષુ

**જ્ઞાનેન્દ્રિય**, સ્ત્રી૦ [સં.] શરીરના તે અવયવો કે જેવડે બહારના પદાર્થોનું પ્રાણીઓને જ્ઞાન થાય છે. જેમકે ચામડી-અવયવઆનાથી ટાઢું ઊનું સુંવાળું કઠણ વગેરે સમજાય છે માટે તે એક ઇંદ્રિય. જ્ઞાનેંદ્રિયો પાંચ છે. ૧ ત્વગિંદ્રિય, ૨ ચક્ષુરિંદ્રિય, ૩ શ્રોત્રેંદ્રિય, ૪ રસનેંદ્રિય અને ૫ ઘ્રાણેંદ્રિય. બીજી પાંચ ઇંદ્રિયો કર્મેંદ્રિય કહેવાય છે, હાથ; પગ, મોઢું, ગાંડ, અને ઉપસ્થ. આ દસ ઇંદ્રિયોની સાથે કેટલાક મનને ગણી અગિયાર ઇંદ્રિયો કહે છે:- મન, નેત્ર, શ્રોત્ર, ઘ્રાણ, જિહ્વા, ત્વક્, હસ્ત, પાદ, વાક્ પાયુ અને ઉપસ્થ.

**જ્ઞાનોપાસના**, સ્ત્રી૦ [સં.] ત્રણ પ્રકારની ઉપાસનાઓમાંની એક તે.

**જ્ઞાપક**, વિ૦ [સં.] જણાય-સમજી શકાય એવું; બોધક. શિક્ષક; જ્ઞાન આપનારો.

**જ્ઞાપન**, ન૦ [સં.] જાણ કરવુ તે; જ્ઞાન આપવું તે; શિક્ષા; બોધન.

**જ્ઞાપિત**, વિ૦ જણાવેલું:-જ્ઞાપિત હુકમનામું જાહેર કરાવેલું; શિખવેલું

**જ્ઞેય**, વિ૦ જ્ઞાન પ્રાપ્ત કરવા જેવું; જાણવાજોગ; જાણી શકાય તેવું; જે પદાર્થ જાણવાનો હોય તે જ્ઞેય. જાણનાર તે જ્ઞાતા; ને જાણવાનું તે જ્ઞાન. આ ત્રણની ત્રિપુટી કહેવાય છે. જ્ઞાનયોગ્ય.

**જ્યમ**, અ૦ જેમ અમુક રીતે હોય તેમ. જિમ

**જ્યમતયમ**, અ૦ જેમતેમ

**જ્યા**, સ્ત્રી૦ [સં.] ધનુષની દોરી; પણછ; મૌર્વી; (૨) વર્તુલના કોમને જોડનારી લીટી.

**જ્યાદે**, અ૦ જોઇએ તે કરતાં વધારે; ઘણુંજ ખૂબ.

**જ્યામિતિ**, સ્ત્રી૦ ( સં. ) ભૂપરિમાણ વિદ્યા; ક્ષેત્ર ગણિત; રેખાગણિત. વૈદિક કાળમાં યજ્ઞોની વેદિઓનું પરિમાણ અને આકૃતિ વગેરે નક્કી કરવા માટે ઋષિઓએ આ ભૂ-કોણ, ત્રિજ્યા વગેરે માપવા માટે આ વિદ્યા શોધી કાઢી હતી. શુલ્બસૂત્ર શ્રૌતસૂત્ર અને શતપથ બ્રાહ્મણ વગેરે ગ્રંથોમાં આવા સિદ્ધાંતો નક્કી કરેલા છે. આર્યો પાસેથી આરબો આ વિદ્યા શીખ્યા અને આરબોએ મિસરમાં સરવે-ભૂમાપ કરવામાં તેનો ઉપયોગ કર્યો. મિસરીઓએ તેમાં ઘણો વધારો કર્યો. ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં એલેકઝાંડ્રિયામાં યુકિલડ નામે જ્યામિતિનો મોટો વિદ્વાન ગણિતશાસ્ત્રી ઉત્પન્ન થયો કે જેને નામે અદ્યાપિ આ વિદ્યા ' યુકિલડ ' કહેવાય છે. મિસરમાં જમીન માપણીમાં આનો ઉપયોગ થતો જોઇ ફરીને આર્યોએ તેમાં કુશળતા મેળવી અને બ્રહ્મગુપ્ત તથા ભાસ્કરાચાર્ય જેવા સમર્થ ગણિત શાસ્ત્રીઓએ તેમાં બહુ ઝીણવટ ભર્યા નવા સિદ્ધાંતો શોધી કાઢયા. પરિધિને વ્યાસનો સૂક્ષ્મ અનુપાત ભાસ્કરાચાર્યે શોધેલો આરબો બ્રાહ્મણો પાસેથી શીખ્યા હતા અને છેક બારમા સૈકામાં આરબોથી યુરોપમાં તેનો પ્રચાર થયો હતો. બ્રાહ્મણો નવી વિદ્યાઓ શોધતા પણ તેને ગુપ્ત ગમ્ય રાખવાના સ્વાર્થી ઉદ્દેશથી જાહેરમાં ખીલવા દેતા નહિ.

**જ્યારે**, અ૦ જે વખતે; જે સમે; જે કાળે.

**જ્યારેત્યારે**, અ૦ વારંવાર; દરેક વખતે; આખોદહાડો.

**જ્યાં**, અ૦ જે ઠેકાણે; જે સ્થળે.

**જ્યાંત્યાં**, અ૦ જહિં તહિં; દરેક જગાએ. ( ૨ ) મુસ્કેલીથી. ( ૩ ) બરોબર નહિ તેમ: જ્યાંત્યાં ઘસડી કાઢયું.

**જ્યુબીલી**, સ્ત્રી૦ [ અં. Jubilee ] પચાસ વર્ષની અમુક ઉજવણીનો ઉત્સવ તે. જુબીલી.

**જ્યુરર**, પું૦ [અં. Juror] જ્યુરીમાં-ન્યાય કરવાને-પોતાની આગળ રજુ થયેલી બાબત ઉપર સોગન ઉપર સાચો નિર્ણય આપનાર.

**જ્યુરી**, સ્ત્રી૦ [ અં. Jury ] ન્યાયમંદિરમાં ન્યાયાધીશ આગળ રજુ થતી બાબતોનું તોલ કરીને નિર્ણય આપવાને બેઠેલું પંચ, ન્યાય કે નિર્ણય આપવાને બેઠેલી સભા.

**જ્યુંગું**, વિ૦ જ્યુંગા જેવું; જાડું ને ઠીંગણું; લઠ્ઠ જેવું; ભરાઉ શરીરનું; મજબુત; ઠીંગુ. 'જ્યુગા' અથવા 'પતા' નામના લોકો કટક આગળ રહે છે. એ લોક શિકાર ઉપર રહે છે અને તાજાં પાદડાંથી શરીર ઢાંકે છે. ગૌમાંસ ખાતા નથી અને ગુફાના દેવતાઓને માને છે.

**જ્યેષ્ઠ**, વિ૦ ( સં. ) મોટું; વડું. (૨) પહેલું. (૩) ના. પું૦ સંવત વર્ષનો આઠમો અને ઉનાળાનો છેલ્લો મહીનો. ઇ. સ. ના મે જુનની લગભગ આવે છે.

**જ્યેષ્ઠા**, સ્ત્રી૦ ( સં ) સત્તાવીસ નક્ષત્રોમાંનું અઢારમું નક્ષત્ર

**જ્યોતિ**, સ્ત્રી૦ ( સં. ) જ્યોત; તેજનો ભભુકો તે; દીપ્તિ; પ્રકાશ; અગ્નિની શિખા; જ્વાળા. (૨) ચકચકતા તારા નક્ષત્ર વગેરે તે; સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્રાદિ ગ્રહો તે. (૨) દષ્ટિ; આંખનું તેજ; આંખની જે દર્શન શક્તિ તે. (૩) ઝગઝગાટ; ચળકાટ; તેજસ્વિતા; તરલત્વ; તેજોમય તીવ્ર સ્વરૂપ. (૪) બુદ્ધિ ઈત્યાદિનું જે તેજ તે; બળ; વીર્ય; શક્તિ; લખલખાટ. ઉ૦ મોસાળામાં માણેક મોતી, એની જગઝગ થઈ રહી છે જ્યોતિ, છાબ લઈ આવે મામી પનોતી. ક. દ. ડા.

**જ્યોતિર્લિંગ**, ન૦ [સં.] શંકર તરીકે પૂ-

જાતું જે દેવતાઈ લિંગ-ચિહ્ન સ્વરૂપ તે; તેજોમય-દેવતાઈ-સ્વયંભૂ શંકરનું બાણ તે. હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે મળી શંકરનાં બાર જ્યોતિર્લિંગ પૂજાય છે અને શાંકરમતવાળાઓમાં તેનું બહુ મોટું માહાત્મ્ય છે. આ બાર જ્યોતિર્લિંગ નીચે પ્રમાણે કહેવાય છે. સૌરાષ્ટ્રમાં સોમનાથ-પ્રભાસપાટણ, ઉજ્જયિનીમાં મહાકાલેશ્વર; નાસીકત્ર્યંબકમાં ત્ર્યંબકેશ્વર; કાશીમાં વિશ્વેશ્વર, કાશ્મીરમાં ૐકારેશ્વર; હિમાલયમાં કેદારેશ્વર, છેક દક્ષિણમાં રામેશ્વર; નાગેશ; વૈજનાથેશ્વર-આ ગણતરીમાં બીજાઓ વળી કેટલીક હેરફેર પણ બતાવે છે. ૧ સોમનાથ, ૨ મલ્લિકાર્જુન, ૩ મહાકાલેશ્વર, ૪ ઓંકારેશ્વર, ૫ કેદારેશ્વર, ૬ ભીમાશંકર, ૭ વિશ્વેશ્વર, ૮ ત્ર્યંબકેશ્વર, ૯ વૈદ્યનાથ, ૧૦ નાગેશ્વર, ૧૧ રામેશ્વર, અને ૧૨ ઘૃષ્ણેશ્વર.

**જ્યોતિર્વિદ**, પું૰ [ સં. ] જ્યોતિષ જાણનારો જોશી.

**જ્યોતિશ્ચક્ર**, ન૰ [ સં. ] ખગોળ; ગ્રહમંડળ; રાશિચક્ર.

**જ્યોતિશ્શાસ્ત્ર**, ન૰ [સં.] આકાશમાંના ગ્રહ, નક્ષત્ર, તારા વગેરેનાં અંતર, ભ્રમણ અને બીજી હકીકતને લગતી જે વિદ્યા તે; જ્યોતિષ.

**જ્યોતિષ**, ન૰ [સં.] તારા, નક્ષત્ર અને ગ્રહ વગેરેનાં ગતિ, અંતર, મહત્વ, અને ફેરફાર સંબંધી વિદ્યા તે; ગ્રહાદિકની ચાલથી પૃથ્વી અને પ્રાણી ઉપર થતી અસરો સંબંધી વિદ્યા તે; ગ્રહાદિકની ગતિ ઉપરથી સારો માઠો કાળ જાણવાની વિદ્યા તે. (૨) આકાશના ગ્રહાદિક પદાર્થોના જ્ઞાન સંબંધી વિદ્યા તે; ખગોળ. જ્યોતિષના મુખ્ય ત્રણ ભાગ છે. ગણિત, ફળ અને મુહૂર્ત. યજ્ઞો કરવાનો કાળ નિશ્ચિત કરવા માટે વૈદિક કાળમાંજ આર્યોએ જ્યોતિષ વિદ્યાની શોધ અને ખીલવણી કરી હતી. વૈદિક વર્ષનો આરંભ વાસંતવિષુવદિનથી થતો હતો અને તે કૃતિકા નક્ષત્રમાં આવતો હતો. અયન ચલનનો ક્રમ ઋષિઓ જાણતા હતા અને અયનગણના આધથી થતી હતી. તે પછી શારદવિષુવદિનથી વર્ષારંભ મનાવા માંડ્યો, તે બ્રાહ્મણો ને આરણ્યકો ઉપરથી જણાય છે. વાસંતવિષુવદિન મૃગશિરા નક્ષત્રમાં પણ પડતો હતો અને એ કાળસ્થિતિ ઇ. સ. પૂર્વે ચાર હજાર વર્ષ ઉપર હતી, એટલે એમ કહેવું ખોટું નથી કે ઇ. સ. પૂર્વે છ થી આઠ હજાર વર્ષ પહેલાં આર્યોએ જ્યોતિષ શાસ્ત્રમાં પુષ્કળ વધારો કર્યો હતો. શારદ વર્ષના પહેલા મહીનાનું નામ અગ્રહાયણ હતું અને તેની પૂર્ણિમા મૃગશિરા નક્ષત્ર ઉપર આવતી હતી. મહાભારત રચાતા સુધી પહેલો મહીનો મૃગશીર્ષ ગણાતો હતો માટે ગીતામાં કૃષ્ણે કહ્યું છે કે, માસોમાં હું મૃગશીર્ષ છું. આ શાસ્ત્રને અંગે ગણિત, બીજ ગણિત, જ્યામિતિ-ભૂમિતિ વગેરે વિદ્યાઓ પણ વધી અને ખીલી હતી. આરબો, મીસરીઓ, ગ્રીકો અને યુરોપિયનો હિંદુઓ પાસેથી આ વિદ્યા શીખ્યા હતા જો કે પાછળથી હિંદુઓ કંઇ નવું કરી શક્યા નહિ અને પરદેશીઓએ તેમાં ઘણા વધારા કર્યા.

**જ્યોતિષી**, પું૰ [ સં. ] જોશી; જ્યોતિર્વિદ; જ્યોતિષ વિદ્યા જાણનારો. (૨) ગ્રહાદિક જોનારો તે

**જ્યોતિષ્મત**, વિ૰ [સં.] પ્રકાશ મારતું; ઝગઝગતું; જ્યોતિવાળું. જ્યોતિષ્માન.

**જ્યોતિષ્મતી**, વિ૰ સ્ત્રી૰ જ્યોતિવાળી; ચાંદનીવાળી રાત; જેમાં તારાઓ કે ચંદ્ર

ખીની રહ્યા હોય એવી રાત્રી તે. ( ૨ ) એક ઓષધિ.

**જ્યોત્સ્ના,** સ્ત્રી૦ [ સં. ] ચંદ્રિકા; ચાંદની; ચાંદરણું; ચંદ્ર પ્રકાશ. જ્યોત્સ્ના=અજ-વાળી રાત.

**જહુયાં,** અ૦ જુઓ જ્યાં, જહિં.

**જ્યહારે,** અ૦ જ્યારે.

**જ્યહું,**=જ્યાં.

**જ્વર,** પું૦ ( સં. ) ધાતુ વૈષમ્યથી શરીરની સાધારણ ગરમીમાં જે વધારો થાય છે તે; માણસના શરીરની ગરમીમાં થયેલો જે વધારો તે; તાવ; તાપ; આતંક; મહામદ; એક રોગ.

**જ્વરઘ્ન,** વિ૦ ( સં. ) જ્વરનો નાશ કરનારું; તાવને મારી હઠાવનારું; તાવને હરનારું ( ઓસડ તે. )

**જ્વરાંકુશ,** ન૦ તાવને અટકાવનારું ઓસડ; તાવ ઉપર આપવાનું ઓસડ

**જ્વરાંશ,** પુ૦ ( સં. ) તાવનો જે અંશ તે; તાવની થોડી અસર તે.

**જ્વલન,** ન૦ ( સં. ) બળવું તે; દાઝવું તે; જળ જળ થવું તે. (૨) અગ્નિ; ચિત્રો. (૩) કોડીખાર.

**જ્વલિત,** વિ૦ ( સં. ) બળતું; સળગેલું; સળગતું. (૨) પ્રકાશિત; તેજોમય; જળહળતું.

**જ્વાળા,** સ્ત્રી૦ ( સં. ) બળતી ઝાળ; ભડકો; બળતું; અગ્નિ શિખા. ( ૨ ) ધગધગતો અગ્નિ તથા તેનો તાપ. (૩) મનને આકરું લાગવું તે; અતિ તીવ્ર લાગણી થવી તે; અતિ ક્રોધ.

**જ્વાળાગ્રાહી,** વિ૦ ( સં. ) તરત ભડકો લઇ ઉઠે એવું; ભડકો થઇ બળે એવું; સળગી ઉઠે એવું જે તે.

**જ્વાળામુખી,** વિ૦ જેના મુખમાંથી જ્વાળાઓ નીકળતી હોય એવું; જ્વાળામુખવાળું. જ્વાળામુખી પર્વત=બળતો પહાડ (૨) ના જેમાથી બળતા ભડકા, ધુમાડા બળતા પથરા ને ધગધગતો રસ=લાવા વગેરે નીકળતું હોય એવો પોલ ઝિખરોવાળો બળતો પહાડ. પૃથ્વીના પેટામાં રહેલી ગરમીને લીધે બળતા અને પિંગળતા અંદરના પાર્થિવ દ્રવ્યોને રમ થઇ અગ્નિના જોરથી પહાડો વગે ફાડીને બહાર નીકળે છે. ગરમ પાણી રાખ, બળતા પથરા અને ખડકો વગેરેનો રસ જે 'લાવા' કહેવાય છે તે પર્વતોમાં થયેલાં આવાં જ્વાળામુખોમાંથી વખતો વખત જોસબંધ બહાર પડે છે. જ્વાળામુખી પર્વતો બહુધા સમુદ્ર કિનારાની પાસે હોય છે. પાસાફિક મહાસાગરના નાના મોટા બેટ ઉપર ને જાપાનમાં આવા ઘણા જ્વાળામુખીઓ છે. યુરોપમાં ઇટાલી દેશમાં પણ એક મોટો જ્વાળામુખી પર્વત છે. જ્યારે આવા બળતા પહાડો ઉભરાય છે ત્યારે આસપાસના પ્રદેશોની ખરાબી કરે છે. ઇટાલીમાં ત્યાંનો બળતો પહાડ ઉભરાયાથી આગળ બે મોટાં શહેરો દટાઇ ગયાં હતાં જે હાલ ખોદી કાઢવામાં આવે છે. એ પહાડનું મુખ જોવા જવાને રેલવેની સગવડ કરેલી છે

# ઝ.

ઝ, પુ૦ (સં. સં.) ગુજરાતી ભાષાની લિપિના મૂળાક્ષરોમાંનો વીસમો અને વ્યંજનોમાંનો તાળુસ્થાની નવમો મહાપ્રાણ–વર્ણ–અક્ષર.

ઝઈડ, સ્ત્રી૦ ઝેડ; ઝરડાનો ઝીણો ભુકો; નાનાં નાનાં ખરી પડેલાં સુકાં ઝરડાંની ભુકલી. કંટાળી ઝાડવાંની સુકી ડાળખીઓનો જથો. (૨) ફાટતાં–વાગતાં–ઝપાટાબંધ, એમ વેગ દેખાડતાં વપરાતો એવો ઉચ્ચાર.–ઝધડ દઈને ફાડી નાંખ. ઝધડ દઈને ઝપાટા દે; સસડાટ કરતું હોય તેમ.

ઝધડકો, પું૦ ઝરડકો; ચીરો; ફાટ; ઝેડકો.

ઝધડવું, ક્રિ૦ સ૦ ઝરડવું; ફાડવું; ચીરવું; ઝેડવું. (૨) ના. નાનું કંટાળી ઝાડ.–મારા ખેતરમાં કંઈ ઝાડઝધડવાં છે? (૨) ઝાંખરું.

ઝકઝક, જુ૦ ઝગઝગ.

ઝકઝોળ, વિ૦ ઝાકમઝોળ; તરબોળ; લદબદ; ભરપુર; મશગુલ.

ઝકાર, પુ૦ (સં.) 'ઝ' એવો ઉચ્ચાર–અક્ષર તે; ઝ એમ.

ઝકોર, સ્ત્રી૦ ફરફરવું તે; પવનમાં ફડફડ થવું તે; ઉડી રહેવું તે. (૨) ગાડું; ગાલ્લી.

ઝકોળ, સ્ત્રી૦ ઝકોર; ફરફરાટ. (૨) પવનનું વાવું તે. ઉ૦ ત્રિવિધ પવન ઝકોળ.–રામાયણ.

ઝખ, ન૦ (સં. ઝષ) મચ્છ; માછલું. ઉ૦ ઝખ ચંચળ ચખ ચતુરાનાં.

ઝગઝગ, અ૦ ઝગઝગાટ થઈ રહ્યું હોય તેમ; ઉપરા ઉપરી તેજ મારતું હોય તેમ; જળાજળાં; જળહળ થઈ રહેલું હોય તેમ. ચકચકમાં નરમાય ને ધવલતા અને ઝગઝગમાં તીવ્રતા ને પિંગાશ હોય છે.

ઝગઝગતું, વિ૦ [સં. झगझगायते] ઝગઝગ થતું; ચળકતું; પ્રકાશ મારતું; તેજસ્વી; ઉજ્વળ.

ઝગઝગવું, ક્રિ૦ અ૦ ઝગઝગ થવું; પ્રકાશી રહેવું; લખલખ થઈ રહેવું; ચકચકવું.

ઝગઝગાટ, પુ૦ ઝગઝગ થઈ રહેવું તે; ઝગઝગતો એવો તેજસ્વી પ્રકાશ; ચળકાટ; તેજની ખૂબ ભભક તે.

ઝગમગ, અ૦ ઝગઝગ.

ઝગમગવું, જુ૦ ઝગઝગવું.

ઝગર, વિ૦ ઉજડ; નિર્જન.

ઝગરણ, ન૦ [સં. जागृ] જાગવું–સળવળવું–ઝઘડવું તે; જોરમાં ટંટો ચાલવો તે; લડાલડી થવી તે; બોલાબોલા ને મારામાર થવી તે; ઝઘડો. (૨) પંચાતી; કલહ:–આમાંથી મોટું ઝગરણ થશે. ઝઘડા ઝગરણ.

ઝગવું, ક્રિ૦ અ૦ [સં.] તેજ મારવું; પ્રકાશવું; ચકચકિત દેખાવું. (૨) દીપવું; શોભવું; સારૂં દેખાવું.

ઝગ્ઘર, વિ૦ કચરાયેલું; વાગવાથી દબાવાથી લોહી નહિ નીકળતાં કચરાઈ પિલાઈ ગયેલું એવું. અ૦ જડ થઈ ગયેલું હોય તેમ; ચપટ.–એનાં અંગ ઝગ્ઘર થઈ ગયાં છે.

ઝઘડવું, ક્રિ૦ અ૦ ઝઘડો કરવો; લડવું; વઢવું; ટંટો કરવો; ખોલચાલ કરવી; લડાલડી–મારામારી કરવી. સામ સામે અથડાવું; ભટકાવું. ઉ૦ વઢો ઝઘડો કે સાંજ પડો પણ દાણ ગોરસનું લેશુરે. પ્રેમાનંદ.

ઝઘડાખોર, પુ૦ લડવાડિયો; ટંટાખોર; વઢકારો; સહેજમાં લડાઈ કરે એવો.

ઝઘડો, પુ૦ [સં. हन–जाप्र.] લડવું તે; મારામારી; વઢવાડ; લડાઈ; ટંટો; બોલાબોલ; ઝઘડવું તે.

ઝઘારેજવું, ક્રિ૦ અ૦ [સં. झगझगायते] ખૂબ અજવાળું પડે તેમ બળ્યા કરવું તે; પૂર્ણ–વગર હરકતે પ્રકાશ પડ્યા કરવો; ઝગઝગ થઈ રહેવું; સારી પેઠે પ્રકાશ પડવો

હોય તેમ થઇ રહેવું:-દીવા ઝધારે જતા હતા; ચંદ્રમા માથે આવ્યો હતો અને ચાંદની ઝધારે જતી હતી.

**ઝજ્ઝો**, પું૦ 'ઝ' અક્ષર; ઝ, એમ, ઝકાર.

**ઝઝણાટ**, પું૦ ઝણઝણ થવું તે; ઝણઝણાટ; 'ઝણઝણ' એવા ધ્વનિવાળો ઝીણો પણ તીણો અવાજ. (૨) ચામડી ઉપર અગ્નિ કે તિખાશ વગેરેથી તેમજ લોહીના અટકવાથી થઇઆવતી લાગણી ઉશ્કેરે એવી અસર; આકરી પણ ધડકારાની માફક આવે ને થમે એવી પીડ; ઝીણી બળતરા; વીણાના તારનો જે થરથરાટ-તરંગ તે; તરંગતા; ધ્રુજારો; રોમાંચ; રૂવાં ઉભાં થઈ જવાં તે.

**ઝઝણી**, સ્ત્રી૦ શરીરના અવયવો દબાણમાં રહ્યાથી કે નબળાઇથી તે ભાગમાં લોહીનું ફરવું બરોબર નહિ થવાથી ચામડી ઉપર ને મહિં જે ઝીણા થરકાર જેવી અસર થાય છે તે; શરીરના અમુક ભાગ ઉપર થઇ આવતી ઝીણી આછી ને થોડોજ વખત રહેતી કંપારી જેવી અસર તે; ખાલી; ઝણઝણ થઇ રહેવું તે. કમકમી; કંપારી. (૨) ઝાંઝ; જોખ; ગુસ્સો, ક્રોધની તીવ્ર લાગણીની ચામડી ઉપર થઇ આવતી અસર. ક્રિ૦ પ્ર૦ ઝઝણી ચઢવી=ક્રોધને લીધે મનમાં અને ચામડી ઉપર તીવ્ર કંપારી જેવી લાગણી થવી; ક્રોધ ચઢવો; દુ:ખ, દયા ઇત્યાદિકને લઇ ધ્રુજારી જેવી તીવ્ર અસર થવી તે.

**ઝઝૂમવું**, ક્રિ૦ અ૦ હદ, કિનાર, સીમાની ઉપર ઝૂલી-ફલંગી-લટકી રહેવું; કોઇ આધાર કે અટકણની ઉપર બહાર લટકયા કરવું; ટમટમી રહેવું; પડું પડું થઇ રહેવું. :-ડોકેશ ઉપર ઝઝુમે છે. (૨) તલપ્યા કરવું; મતલબને માટે એક ને એક ઠેકાણે ભમ્યા કરવું. (૩) ધાઇ ધાઇ-ધસી ધસીને સામા ઉપર પડવું; લડવું; ઝપડવું. (૪) અમુક આધારતા બળે જોર કર્યા કરવું; જોરમાં તાનમાં રહેવું:-તે પારકી પુંજી ઉપર ઝઝુમે છે. વરસાદ ઝઝુમી રહ્યો છે પણ પડતો નથી. માથે કરનો બોજો ઝઝુમે છે.

**ઝટ**, અ૦ [ सं झटिति ] તરત; એકદમ; હમણાં ને હમણાંજ; તાકીદે; ઉતાવળે; જલદીથી; તાબડતોબ.

**ઝટક**, સ્ત્રી૦ ઝાપટ; ઝાટક; આંચકો; ઝડપથી પાડી નાંખવું તે; ઝટ પડી ફરીજાય તેમ કરવું તે. (૨) કુસ્તીનો એક દાવ.

**ઝટકવું**, ક્રિ૦ સ૦ જોરથી તરછોડી નાંખવું; ઝાટકવું; ઝપટથી ઉડી જાય એમ કરવું; ઉડાવી દેવું; ખંખેરવું; જોરથી હવામાં ઉડાડવું. (૨) ઉચકીને દૂર ફેંકી દેવું.

**ઝટકામણ**, ન૦ સુપડાથી ઝાટકતાં ફોફા જેવું હલકું હોય બહાર ઉડી ગયેલું એવું જે તે; ઝાટકતાં નીકળેલું જે તે; ફોતરાં-કુસકા; પોચા કણ વગેરે તે; સત્ત્વહીનવસ્તુ.

**ઝટકામણી**, સ્ત્રી૦ ઝાટકવાની મજુરી તે.

**ઝટકાવવું**, ક્રિ૦ પ્ર૦ કોઇ ઝાટકે એમ કરવું; ઝટકાવવું; સુપડાથી કચરો, ફોફાં ને ફોતરાં વગરે દૂર થાય એમ કરાવવું; સુપડાથી ચોખ્ખું કરાવવું. (૨) ઘા કરાવવો; હથિયારથી જખમ કરવો; મારવું; ઘાયલ કરવું; ઝટકાવી નાંખવું.

**ઝટકો**, પું૦ હથિયારને હવામાં વિંઝીને કરેલો આઘાત તે; ઘા; જખમ; જોરથી હથિયાર મારીને પાડેલો કાપ; ચીરો; ખાડો તે. (૨) દિલને એકાએક લાગેલું દુ:ખ તે; લાગણીનું એકદમ ખૂબ દુખાવું તે. (૩) આંચકો; હડસેલો; ધક્કો. (૪) રીસ ચઢવી તે; ચાટકો; દુઃખણ. ક્રિ૦ પ્ર૦ ઝટકા પડવા=મોટી હાનિ થવી; મોટું દુઃખ થવું; ઘા પડવા. ઝટકા ખાવા=ઘા સહેવા;

હથિયાર સાથે લડવું. ઝટકા મારવા=સખત લાગી આવે એવાં આકરાં મહેણાંટાણાં મારવાં. રૂ૦ પ્ર૦ ઝટકા પડવા=શું થાય છે? કંઇ થવાતું નથી, એમાં કંઈ મોટું દુઃખ થવાતું નથી, શા માટે, ન કરે? એવા અર્થમાં વપરાય છે.:- એને શા ઝટકા પડે છે? મને તો કંઇ ઝટકાએ પડતા નથી, અર્થાત્ મને કંઇ થવાતું નથી. ઝટકાના બોલ=ટાણો; મહેણું; ખરેખરી લાગણી દુખાય એવો સખત બોલ તે.:- સાસુ તો ઝટકાના બોલ બોલે છે.

**ઝટઝટ**, અ૦ ઉતાવળે ઉતાવળે; બહુ જલદી જલદી; ઝટપટ; તાકીદેઃ-ઝટ ઝટ કામ આટોપી લે.

**ઝટપટ**, અ૦ તરતજ; ઝટ લઇને; એકદમ; તાબડતોબ.

**ઝટપટી**, સ્રી૦ જોશમાં ચાલેલી તકરાર; બોલચાલ.

**ઝટવું**, ક્રિ૦ સ૦ ઝુટી લેવું; ખુચી લેવું. (૨) ઝડપ મારીને અથવા છેતરી કે ભ્રમમાં નાખીને પડાવી લેવું; ખેંચી લેવું, છીનવી લેવું. ઉ૦ એકને આપે અને બીજાનું ઝટે. શામળ.

**ઝટાપટી**, સ્રી૦ સામસામે આથડીને બોલવું—મારામારી કરવી તે; કજિયો; બોલાબોલ.

**ઝડ**, સ્રી૦ શબ્દાલંકાર, એક પછી એક મળતા સ્વરોની—અક્ષરોની પદ્ય રચના તે; સરખા ઉચ્ચારના સમ સ્વરવાળા અક્ષરોની ઝડી—ધારા તે. ઝડઝમક. (૨) એક તાલ. (૩) લેહ; તાલ.:-ઝડ લાગની એમ કહેવાય છે.

**ઝડામણ**, ન૦ ઝાડકણ; ઝાડકતાં નીકળેલી ચોખ કચરો વગેરે તે. (૨) ઝાડકવાની મજુરી.

**ઝડકામણી**, સ્રી૦ ઝાડકવાની મજુરી તે; ઝાડકવાનું લવાજમ.

**ઝડકાવવું**, ક્રિ૦ સ૦ સુપડાથી અનાજ વગેરે સાફ ચોખ્ખું કરાવવું તે; ઝાડકીને ચોખ્ખું કરાવવું; ઝટકાવવું. (૨) ઠપકો દેવરાવવો.

**ઝડકો**, પુ૦ ચીરો; ફાટ; લાબો કાપ; ઝરડકો.

**ઝડઝમક**, સ્રી૦ તે શબ્દાલંકાર કે જેમાં એક એકની સમાન અક્ષરો આવે અને સ્વરમ તાન ઉપજાવે. વૃત્યનુપ્રાસ ને શ્રુત્યનુપ્રાસ બેઉને મળતી રચના તે:-ઝડઝમકથી કવિતા સારી લાગે છે.ઉ૦ મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન, મોટા મોટા મહીપતિ મહીપતરામને. ક. દ. ડા.

**ઝડતી**, સ્રી૦ જડતી; ચોરાયેલી કે છુપાવેલી વસ્તુની બારીક તપાસ ચલાવવી તે. (૨) જપતી; માલમિલકત ઉપર બેસાડેલી જે તકેદારી તે.

**ઝડપ**, સ્રી૦ ગતિનો વેગ; દોડ; ઉતાવળે ચાલવું તે; ઉતાવળી ચાલ; ત્વરા. (૨) ઉતાવળ; તાકીદ; જલદી. (૩) ચાલાકી; છોપ; છટા; ફ્રાટી, ઉતાવળે કામ કરવાની આવડત—સ્વાભાવિક ઉતાવળિયાપણું તે. (૪) ઉતાવળ અને જોરથી પકડી લેવું તે; ઝપટ; અડફટ; સપાટો.:-તેણે ઝડપ મારીને લઇ લીધું. ક્રિ. પ્ર. ઝડપ મારવી.

**ઝડપપંખો**, પુ૦ ઝડપે ચાલનારો મોટો કચેરીનો પંખો તે.

**ઝડપવું**, ન૦ ઝુંટ મારવી તે; ચોટ; ઉ૦ ઝુમી મારે ઝડપવું હીરા જેવી હોય.

**ઝડપવું**, ક્રિ૦ સ૦ એકદમ અદ્દરથી પકડી લેવું; ત્વરાથી એકદમ ધરીને ઝાલી લેવું; ઝડપી ઉઠાવી લેવું; ઝપટ મારીને એકદમ ઓચિંતું લઈ લેવું; પોતાના ઉપયોગ=કામની વસ્તુ બીજો મ ણુમ લઇ ન જાય તેથી એકદમ ઉઠાવી લેવી તે:-કુત્રવ ને ન વર થે ડિયાપ્રથી ઝડપાય છે. (૨) એકદમ બળતું લઇ ઉઠવું; સપાટો નખ લાગવું; ભડકો લઇ ઉઠવું (૩)

તામાં અદ્દરથી ઉઠાવી લઈ ગળી જવું; એકદમ પંજામાં લઇ લેવું. ઉ૦-રાવણ જેવા બળિયાઓને કાળે લીધા ઝડપી.

**ઝડપાઝડપી,** સ્ત્રી૦ ઘણા જણે એકી વખતે કોઇ વસ્તુ ઉપર ઝડપ મારવી તે; ઘણા જણની એક સાથે લેવાલી થવી તે; હું લઉં હું લઉં, એવી ઇંતેજારી ભરી ઘણા જણની લઇલેવાની ધમાલ તે; લેવાની ધાઇ. (૨) હથિયાર કે લાકડીઓની સામસામે જે સખત મારામારી થવી તે; એક દમ ઓચિંતી એકાદ જણે ઝડપ મારી તે ઉપરથી બીજાઓ પણ સામસામા ઝડપ મારવા મંડી જાય એવી જે હાલત તે. હોંસાતુંસીની લડાઇ.

**ઝડપીલેવું,** ક્રિ૦ સ૦ એકદમ ઓચિંતું અદ્દર ઉપાડી લેવું; ઝડપ દઇને લઇલેવું તે; ઝડપવું.

**ઝડવેઝડ,** અ૦ સહેજસાજ; ઝળઝળાં થયાં હોય એમ.:-ઝડવઝડ દહાડો જણાતાં ચાલ્યા તે ઝડવઝડ દહાડો રહ્યો ત્યારે પહોંચ્યા. ક. દ. ડા.

**ઝડાકો,** પું૦ ઝપાટો; એકદમ જોસમાં ચાલેલી તકરાર; સપાટો. (૨) એકદમ જોરજોર કંઇ કરવું તે.:-તપખીરનો ઝડાકો ખેંચ્યો કે આતાળપાતાળ થઇ ગયું. (૩) ખૂબદમ ભરાવવો તે; રપેટી.

**ઝડિયું,** ન૦ ઝુડિયું. (૨) સ્ત્રી૦ ઝડીઓ (કાઠિયાવાડી)

**ઝડી,** સ્ત્રી૦ વચમાં વચમાં રહી ન જતાં એક સપાટે વરસાદનું પડવું તે; ધારાસાર; રહી રહીને પડતાં વરસાદનાં ઘણાંક ઝાપટામાંનું એક એક ઝાપટું તે; એક સાથેજ જે વરસાદની ધારાઓનું પડવું તે; જળધપાત; વરસતા વરસાદનો જે એક એક તરંગ-મોજું કે ફેરો તે:-વરસાદની ઝડીઓ પડી. (૨) ગાયનનું એક એક પછી એક એમ થતું આવતું આવર્તન તે; ઉપરાઉપરી ગવાતાં ગીતોમાંનો અકેકો આંતરો, અટકાવ રહિત ભાગ તે; રમઝટ:-ગીતોની ઝડીઓ પડે છે. (૨) રહી રહીને ઉપરા ઉપરી કોઇ વાતનું ચાલુ રહેવું તે. ક્રિ૦ પ્ર૦ ઝડી પાડવી=ઉપરા ઉપરી-એક પછી એક અમુક કાર્યક્રમ ચાલુ રાખ્યા કરવો તે; ધારાસાર ચલાવવો.

**ઝણકાર,** [ સં. झण ] ' ઝણ ઝણ ' એવો અવાજ થવો તે; ઝણત્કાર; ઝણુણુ એવો અવાજ તે. વીણાના તારના છટકારામાંથી કે ઝીણી ઘુઘરીઓના હાલવાથી થતો એવો અવાજ રણકાર તે.:-ઝાંઝરનો-વીણાના તારનો ઝણકાર.

**ઝણુઝણ,** અ૦ ઝણુણુ થવું તે; ઝણુણુ એવો અવાજ તે; ઝણકાર થતો હોય તેમ. (૨) ઘસાયાથી ચામડી ઉપર અને તીખું ઉનું ખાવાથી મોમાં બળતરા જેવી જે અસર થાય છે તે; બળતરા; ચરચરે એવી અસર થતી હોય તેમ; ઝણુણુ થઇને બળતું-લાગતું હોય તેમ; ચણુચણુ; તમતમ ચામડી ઉપર કે મનમાં ઝીણી ને ધીરી પીડાની અસર થયા કરવી તે.:-મનમતિ ચામડીપર ઝણુઝણુ થયા કરે છે.

**ઝણુઝણવું,** ક્રિ૦ અ૦ ઝણુઝણુ એમ થવું; તમતમવું; ચણુચણવું; ઝણઝણી આવે તે વખતે જેવી અસર થાય છે તેવી અસર થવી. (૨) ઝણત્કાર થવો; ઝણુણુ એવો ઝીણો અવાજ થયા કરવો :-વીણા ને સતારના તંગ કરેલા તારો કેવા ઝણઝણે છે.

**ઝણુઝણાટ,** પું૦ ઝણુઝણુ થઈ રહેવું તે; મોટો ઝણત્કાર; ઝમઝમાટ. (૨) બળતરા; બળવાની જરા વધારે પીડ તે. (૩) ધમધમાટ; ખૂબ લાગણી થવી તે; રોમેરોમ લાગણીની અસર થઇ રહેવી તે; બહુ તીમ લાગણી થઇ આવવી તે.

**ઝણઝણી,** સ્ત્રી૦ ઝઝણી; રૂધિરાભિસરણ અ-ટકવાથી થઇ આવતી એક અસર; ચામડી ઉપર રૂંવાં ઉભાં થાય એવી જે અસર થાય છે તે; સ્નાયુઓ દબાવાથી લોહીનું ફરવું અટકી જઈ શરીરના દબાયેલા ભાગ ઉપર જે અસર થાય છે તે; ખાલી. (૨) રીસ; તમતમાટી. ક્રિ. પ્ર. ઝણઝણી ચઢ-વી=કંપારી આવવી; લાગણીની અસરથી રૂંવાં ઉભાં થવાં; ક્રોધ-રીસની તીવ્ર અ સર થવી.

**ઝણુણુણ,** અ૦ તારના થરકારમાંથી ને ઘુઘરી ઓમાંથી નીકળતો એવો અવાજ. ( ૨ ) કંપારી ઉત્પન્ન કરે એવી જે અસર તે; ઝણઝણ થવું તે; ઝણત્કારનો અનુકરણા-ત્મક ઉચ્ચાર તે ઝણુણુણ.

**ઝણત્કાર,** પું૦ [ સં. ] ઝણકાર; ઝણઝણ થવું-લાગવું તે; ઝણઝણ એવો જે અ-વાજ તે.

**ઝનુન,** સ્ત્રી૦ ( ન૦ ) [ આ. ] ગાંડો જુસ્સો; અવિચારી અત્યંત આકળો-આતુર ક્રોધ; ધર્મને માટે જે જ્વલંત લાગણી થઇ આવતી તે; સહેજમાં જે તીવ્ર લાગણી-વાળો સારાસાર વિચાર રહિત ક્રોધનો ઉગ્ર જુસ્સો ચઢીજવો તે.

**ઝનુની,** વિ૦ ઝનુનવાળું; ઉગ્ર ક્રોધ એકદમ ભડકી જઈ જે સારાસાર વિચારને તજી જુસ્સાને વશ થઇ ગાંડુ બનતું હોય તે.

**ઝપ,** અ૦ એકાએક; એકદમ; તરત; ઝટ લ-ઇને; તાબડતોબ; ઝડપબંધ.

**ઝપઝપ,** અ૦ તરતજ; ચપચપ; ટપોટપ; એક પછી એક બહુ ઝડપભેર; ઝટઝટ.

**ઝપટ,** સ્ત્રી૦ ઝડપ મારવી તે; ઝપાટો; એકા-એક જોરથી તલપ-અડફટ મારવી તે; હાથનો કે પાંખનો ઓચિંતો આઘાત પડવો તે; આસ્ફાટ; આક્ષેપ; આંચકો; ધક્કો; હડસેલો; અડફટ.:-એક ઝપટ મા-રીને તેણે લઇ લીધું. બાજની ઝપટમાંથી ચકલીઓ બિચારી ક્યાંથી છટકી જાય?' ભૂતપ્રેતની ઝપટ લાગે ત્યારે વ્યાકુળ થાય. (૨) દોડ; ધ્રોડ; વેગ. (૩) ચાલાકી. (૪) ત્વરા; ઉતાવળ; જલદી. ક્રિ૦ પ્ર૦ ઝપટ મારવી: ઝાપોટ મારવી; આંચકો લગાવ-વો; અદ્ધર ઉડાવી લેવું; તલપ મારવી; એક સપાટો મારીને નાશ કરવું, પાડી નાંખવું, વસ્તુ હોય તો લઇ લેવી વગેરે તે; ઝુંટ મારવી.

**ઝપટપંખો,** પું૦ મોટા હાથાવાળો અને ઝા-પાટાબંધ પવન નંખાય એવો વિંઝણો. ઉ૦ ઝપટ પંખો ઝેર ઘણું છે તારી ઝડ-પમાં હો, વાંસલડી. દયારામ.

**ઝપટાવું,** ક્રિ૦ અ૦ ઝપટમાં આવવું; અડ-ફેટે ચઢવું; અમુકની અસર તળે આવવું, આંટીમાં-વેગના સપાટામાં પકડાઈ-પટકાઇ જવું. (૨) ઝપટ વાળવી; ઉડી જાય તેમ થવું; ખંખેરાવું; ધૂળ નીકળવી. (૩) ઠપ-કામાં આવવું; ઠોક મહેણાં સાંભળવાં (૪) મરજી ઉપરાંત નાંણું આપવાં પડે એવી હાલતમાં આવવું; સપડાવું; સકંચામાં આ-વવું; ભિડાવું; તંગથવું; દબાણમાં આવવું.

**ઝપાઝપી,** સ્ત્રી૦ બે અથવા વધારે માણસો વચ્ચે એક બીજાની સામે સપાટાબંધ ઉતાવળિયા મારામારી થવી તે; સામ-સામે સટોસટ લગાવી દેવાની મારામાર તે; નાની લડાઈ; મોટી લડાઇને માટે એક બીજાની સામે આવીને પડેલાં લશ્ક-રોમાંનાં નાનાં નાનાં ટોળાં વચ્ચે જે એ-કાંતિક મારફાડ થાય તે; કાપાકાપી; કતલ; છમકલા જેવી નાની લડાઈ.

**ઝપાટવું,** ક્રિ૦ સ૦ ઝપાટો મારવો; લગાવી દેવું; ઠોકવું. (૨) બોલના ઠોક દેવા; મ-હેણાં ટાંણાં મારવાં; ઝાટકી નાંખવું; ખૂબ ઠપકો દેવો. (૩) ઉતાવળા ઉતાવળા ખાવું;

રણકાર; સજાતીય શબ્દોચ્ચારથી ઉત્પન્ન થતો જે લલિત ધ્વનિ તે, ઝડઝમક કહેવાય છે; કાવ્ય વિષયમાં આ એક શબ્દાલંકાર છે. સરખા ઉચ્ચારના શબ્દોની આવૃત્તિ; લાટાનુપ્રાસ.

**ઝમકવું**, ક્રિ૦ અ૦ ઝમઝમ એવો અવાજ થવો; ઝમકાર થવો; ખડખડવું; વાગવું. (ધાતુના વાદિત્રનું-ઘુઘરીનું) (૨) બળવાથી અથવા બળતરા ઉત્પન્ન કરે એવી ચીજ ચામડી ઉપર લાગવાથી ચરચરવું; થોડી થોડી વાર રહીને સ્વરવ થવું; ઝીણું ઝીણું બળવું.

**ઝમકાર**, પું૦ ઝમકારો; ધાતુના પાત્રનો કે વાદિત્રનો રણકો; ઠણકો.

**ઝમકારો**, પું૦ 'ઝમ' એવો ધાતુનો અવાજ તે; રણકો, તાતી-ગરમ કે બળતી વસ્તુને એકદમ પાણી વગેરેમાં બોળતાં થતો એવો અવાજ.

**ઝમઝમ**, અ૦ ધાતુ વગેરેમાંથી નીકળતો એવો અવાજ; પાણી વગેરે બળતાં થતો એવો અવાજ. (૨) તીખું તમતમું ખાવાથી મોઢામાં ગરમી જેવી અસર થાય તે. ગરમ વસ્તુ કે દેવતા લાગવાથી અથવા ફટકા પડવાથી ચામડી પર થતી એવી અસર; ચણચણ થવું તે; ઝીણી પીડા થયા કરવી તે. ક્રિ૦ પ્ર૦ ઝમઝમ થવું=બળવું. ઝીણી વેદના થવી.:-ગયકાલે વિંછી કરડયો હતો તોપણ હજી આજે તે ઠેકાણે ઝમઝમ થયા કરે છે. ઝીણો ધીમો અવાજ થવો તે.

**ઝમઝમવું**, ક્રિ૦ અ૦ 'ઝમઝમ' એમ થવું; ધાતુનો કે ઘુઘરીઓનો ઝીણો ને ધીમો અવાજ થયા કરવો. (૨) ઝીણી થોડી રહી રહીને બળતરા જેવી વેદના થયા કરવી; ચણચણવું; તમતમવું. (૩) ઝીણો ઝીણો વરસાદ પડવો; ઝીણા ધીમા અવાજ સાથે પાણીનું ટપકવું; ઝરવું; બહાર નીકળવું.

**ઝમઝમાટ**, પું૦ ઝમઝમ થવું તે; બળતરા; તીખી ઉની તીવ્ર વસ્તુની ચામડી ઉપર થતી અસર. (૨) ઝમઝમ એવા અવાજનું ગણગણી રહેવું તે.:-ઝાંઝરનો ઝમઝમાટ. ખણખણાટ; ઘુઘરીઓનો ઝીણો ધીમો ધમધમાટ; છનછનાટ.

**ઝમરૂખ**, ન૦ જમરૂખ; જામફળ; જમરૂખીનું ફળ. (૨) બિલોરી કાચનાં લોલકવાળો કાચની સુંદર હાંડીઓનો દીવો; રોશની કરવા માટે અદ્ધર લટકાવાય એવી સુંદર કાચની બનાવટ.

**ઝમવું**, ક્રિ૦ અ૦ ઝીણાં છિદ્રો અને તરડોમાંથી પરીનાની માફક અંદરના પાણીનું બિંદુ બિંદુએ બહાર નીકળવું; થોડે થોડે પાણી બહાર વહી નીકળવું; ટિપેટિપે પાણીનું બહાર ફૂટી નીકળવું.:-કોરી માટલીમાંથી પાણી ઝમે છે. ચંદ્રકાંત ઉપર ચંદ્રની પડતાં તે ઝમવા માંડે છે. આ પત્થરનાં છિદ્રમાંથી પાણી ઝમે છે.

**ઝમાઝમી**, સ્ત્રી૦ એક બીજાની સામે મહેણાં મારતાં ને હાથના ચાળા કરતાં લડવું તે.

**ઝમીજવું**, ક્રિ૦ અ૦ નાનાં છિદ્રો કે તરડોમાંથી થોડે થોડે અંદરના બધા પ્રવાહીનું નીકળી જવું; ટપકી જવું; વહી જવું; ધીરે ધીરે નીતરી જવું; નીચે ઉતરી પડવું. (૨) ઝામી જવું; બાઝવું; બંધાઈ જવું.

**ઝમોર**, પું૦ [ હિં. जमहर ] કહેર; કમકમી છૂટે એવું મરણ (મરણો) થવું તે. અગ્નિમાં પડીને જીવતાં બળી મરવું તે; ઘણાં માણસોએ એકઠાં થઇ બળતી ચિતાઓમાં પડીને મરી જવું તે. મુસલમાન લોકોના અમલ દરમિયાન જ્યારે પ્રજા ઉપર મોટી આફત આવતી ત્યારે કે જુલમ ગુજરતો ત્યારે ભાટ લોકો ત્રાગાં કરવા માટે પોતાનાં નવાં પરણેલાં જુવાન જોડાંને એકઠાં

કરી ગામની ભાગોળે મોટી ચિતા ખડકી જીવતાંજ બાળી મૂકતા. આ કમકમાટ ભરેલા બનાવને 'ઝમોર' કહેતા. કાળો કહેર; નહિ જોયું ને નહિ સહન કર્યું જાય એવું જે કારી મરણ-કતલ તે-ઝમોર. કુટણું કૂટતાં બાઈડીઓ 'ઝમોર' થયો એમ બોલે છે. ઉ૦ પારવતીએ કીધો ઝમોરઃ- 'વસ્તીના લોકો પણ ઝમોર કરવા તૈયાર થયા. કાન્હડદે પ્રબંધ. પાનું ૨૩. વળી हाहाकार हुउ तिणि वेला, गणी ज-महर पइसइ. પાનું ૫૪.

**ઝમ્મર,** જુ૦ ઝમોર.

**ઝરખ,** પું૦ જરખ; ઘોરખોદિયો. ઝરખેલ, ઝરખની ચરબી. આ ચરબીનું તેલ સંધિવા ઉપર લગાડાય છે.

**ઝરડ,** સ્ત્રી૦ લુગડું ફાટતી વખતે થતો એવો અવાજ. (૨) કાંટાવાળાં ઝરડાંનો જુડો; બાવળ, બોરડી, જવાસા વગેરેની સુકી ડાળખીઓનો જુડો તે.

**ઝરડકો,** પું૦ ઉતરડો; લુગડામાં ઉભો ને ઉભો જે ચીરો પડેલો હોય તે; ફાટ; ચીરો.

**ઝરડવું,** ક્રિ૦ સ૦ ઉભું ફાડવું; સંબાળે ચીરવું; ફાટે એમ કરવું. (૨) ઝરડાં પાડવાં; તાણી કાઢીને ખેંચીલેવું.

**ઝરડી-નાંખવું,** ક્રિ૦ સ૦ આમ તેમ ગમેતેમ ફાટે તેમ ચીરી નાંખવું; કકડે કકડા કરી નાંખવું; ચિંદરડાં ઉતારી દેવાં; આખું અવળું ગમે તેમ ફાડી નાંખવું. (૨) નખથી વલુરવું; જોરથી ખણી નાંખવું; ઘવડવું; ઉઝરડવું.

**ઝરડું,** ન૦ કાંટાવાળાં ઝાડ કે બાંટવાની લીલી બહુધા સુકી ડાળખી, ડાળી; ઝાંખરું તે. કાંટા વાળાં તેમજ કાંટા વગરનાં ઝાડ કે બાટવાની સુકી ડાળીઓ જેને ઘણા કાંટા-શાખાઓ હોય તે; સુકી બાળવાના ને વાડ કરવાના કામમાં આવે એવી ડાળી: નહિ ખાપેલી વાંકી ચુંકી ઝાંખરા જેવી ડાળી કે જેનાથી ઝરડાય. બ. વ. ઝરડાં.

**ઝરણ,** ન૦ [ सं. झर्झरम् ] ઝરવું તે; ટપકવું તે. (૨) ઝરેલું તે. (૩) જમીન અથવા પહાડની તરડોમાંથી થોડું થોડું પાણી ઝરીને ચાલતો જે નાનો રેલો તે; વહેળો; નાની નદી; ઝરેલા પાણીનો પ્રવાહ; ઝરો; નિર્ઝર. (૪) જીર્ણ થઈ જવું તે; ઘસાઈને-જીર્ણ થઇ જઈને નાશ પામવું તે.:- મરણઝરણ. [ सं. जनन ] મરવું જન્મવું તે. ઉ૦ મામી શોક શાને કરો છો ? મરણાં ઝરણાં સંસારરે.

**ઝરણું,** ન૦ પાણી ઝરી ઝરીને ચાલેલું વહેળિયું; ઝરણ. (૨) વિ૦ [ सं. जीर्ण ] જીર્ણ; જુનું. [ सं. जर्जर ] જાળાવાળા.

**ઝરદોશ,** પું૦ જરદોશ; જરીનું ભરત ભરનારો કારીગર તે.

**ઝરપવું,** ક્રિ૦ અ૦ [ सं. जृंभ् ] વિકાસવું; ફૂલવું; ફાટવું; ઉઘડવું; ખીલવું. (૨) ગળવું; ઓગળી જવું; પિંગળવું; ઝરીને બહાર નીકળવું; પચી જવું:-બારે ખોરાક એને નહિ ઝરપે. ઉ૦ કાચો કુંભ જળે ભર્યો તેને ઝરપતાં કેટલી વારરે. જીવરામ.

**ઝરમર,** ના૦ ઝીણે ઝીણે છાંટે વરસાદ વરસવો તે; નાની વનસ્પતિ અને પાંદડાંઉપર ફોરાં પડવાથી 'ઝમઝમ' એવો ઝીણો અવાજ થયા કરે તેમ આછા ધીરા વરસાદનું આવવું તે:-ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો, ઝીણી ઝીણી વિજળીઓ થતી હતી અને તમરાં બોલતાં હતાં. (૨) સ્ત્રી૦ ઓની કોટનું સોનાનું એક કાઠિયાવાડી ઘરેણું. (૩) ઝીણી ઝીણી ઘુઘરીઓવાળાં એક તરેહનાં ઝાંઝર. (૪) ઝીણા સુતરનું ને આછા નાજુક વણાટનું બાઈઓને પહેરવાનું એક લુગડું; સુમાયમ વ-

ણાટની સાડી-સાલ્લો; બાધણી; ચુંદડી.

**ઝરમરિયું**, વિ૦ [સં. जर्जरित] ઝરમર ઝરમર થતું; આછું, હલકું, ધીરું; થોડું થોડું:-ઝરમરિયો વરસાદ-ઝરમર ઝરમર આવતો હોય એવો. (૨) આછા વણાટનું; ઝીણું; સહેજ ફસકી-તણાઇ જાય એવા ઝીણી જાળીવાળું; નાજુક; સુલાયમ:-ઝરમરિયાં લુગડાં. આછાં શરીર દેખાય અને જરીજાય-તણાઈ ફસરકાઇ જાય એવાં લુગડાં તે; વાવલા. (૩) ના૦ આછા બારીક વણાટનું રેશમીવસ્ત્ર; ગાજ. (૪) આછું પાતળું હળવું વસ્ત્ર, પંચિયું

**ઝરવું**, ક્રિ૦ અ૦ [સં. जृ.] કોઇ ચીજમાંથી-પદાર્થમાંથી પ્રવાહીનું ધીમું ધીમું ને થોડે થોડે બહાર નીકળવું; ન દેખાય એવાં અતિ સૂક્ષ્મ છિદ્રોમાંથી પ્રવાહીનું બહાર આવવું; સ્રવવું; ગળવું. (૨) પિગળીને પ્રવાહી થઇ વહેવું; દ્રવવું; ગળવું. (૩) ઘસાઇ જવું; જીર્ણ થઇ જવું; જરી જવું; જર્જરિત થઇ જવું.-આ પહાડની ખડકમાંથી પાણી ઝરે છે. (૪) જરવું; પચવું; નરમ થઇ ઓગળવું. ટપકવું; ગળીપડવું; આછું થઇ જવું; નીતરવું; ઊભવું; સરવું; ઘસાવું.

**ઝરિના**, સ્ત્રી૦ રૂશિયાની રાણીનો ઇલકાબ; 'ઝાર' નું સ્ત્રીલિંગ નામ.

**ઝરીજવું**, ક્રિ૦ અ૦ ઝરવું; ધીરે ધીરે પ્રવાહીને રૂપે વહી જવું; નીતરવું; દ્રવીજવું; ટપકી જવું. (૨) સ્રવી જવું; નીચે ઉતરી ખલાસ થઇ જવું, ખાલી થઇ જવું; કોઇ રૂપે ધીમે ધીમે ઓછુ થઈ જવું.:-રતવા ઝરી ગયો. (૩) આમ તેમ જોરથી તણાયાથી કે ઘસાયાથી કપડાના વાણા તાણા આઘાપાછા થઇ જવા; ફસકી જવું; ઘસાઇને તાર વગેરેનું ખરી પડવું:-હિમરૂ કસબ ઝરી ગયાં. નર્મ.

**ઝરેળી**, સ્ત્રી૦ ઝળેળી; તાવની ધીકડી. (૨) ટાઢની ધ્રુજારી.

**ઝરૂંખો**, પુ૦ મોટા ઉંચા મકાનની મેડાની બારીની બહાર કાઢેલો રવેશ તે; બારીની બહાર કાઢેલું ઝુલતું છજું; ગોખ; અટારી. ઝરૂંખું એમ અમદાવાદ તરફ બોલાય છે અને સુરતતરફ 'ઉ' નો ઓ બોલાય છે.-અંગરખું; ઝરૂંખું=અંગરખો, ઝરૂખો. દાખલી. ઉ૦ ઉંચી મેડીને અજબ ઝરૂખાં, ગોખ તણો નહિ પારરે. ભોજોભગત.

**ઝરો**, પુ૦ [સં. झर्झर] જમીન અથવા પહાડમાંથી પાણી ઝરીને ચાલેલો જે પ્રવાહ તે; ઝરણ; નિર્ઝર, નાની નદી. (૨) જ્યાંથી પ્રવાહ ચાલતો હોય તે ઝરણનું મૂળ. (૩) જેમાંથી ધારા પ્રવાહ-વહેણ ચાલે એવો સંચય; કોઇ પણ વસ્તુનું જેમાંથી વહેણ ચાલ્યા કરે એવું સ્થળ, સંગ્રહ સ્થાન, વગેરે તે; કુંપો; અખૂટ ભંડાર.:-અમૃતનો ઝરો. જેમાંથી આવક થયાજ કરે એવું જે કંઇ હોય તે.:-ખેતીવાડી એ આવકનો મોટામાં મોટો ઝરો છે તેને તોડી નાંખતા નહિ. સંચય, રાશિ, જમાવનું મૂળ; પ્રસ્ફોટ; ફુવારો; ઘસીને થોડે થોડે બહાર આવવું તે. તળાવડું; પાણીના જથાનો સંચય:-ઉના પાણીના ઝરા:-માનાવાત્સલ્યનો ઝરો. (૪) એક જાતનો જીવડો. આ જીવડો કુમળાં પાંદડાંને કાતરી ખાય છે.

**ઝલ**, પુ૦ વંદો; વાંદો, ભેજવાળી ગંદી જગામાં થતો પાંખોવાળો લાખિયા રંગનો એક જીવડો.

**ઝલક**, સ્ત્રી૦ ઝળક; તેજસ્વિતા; સુંદરતા; શોભા; મન હરી લે એવી જે તેજદાર છટા તે. ઉ૦ અલકની ઝલકમાં. રણછોડ ભગત. (૨) ઓપ; ચળકાટ; તેજપ્રભા.

**ઝલકાવું**, ક્રિ૦ અ૦ ઉપર થઇને બહાર ઉછળી પડવું; છલકાવું; પાણી કે પ્રવાહીનું

તેના પાત્રમાંથી કિનારો-કાંઠા-મર્યાદાની બહાર ઉછળી નીકળવું; ઉત્સાહ, આનંદ અને ભરપુરતાને લીધે લાગણીઓનું હદની બહાર ઉછળવું, ભાવનાઓનું પ્રદર્શન થવું. ઉ૦ જોબનરસ 'ઝલકાય. (૨) ઝળાં ઝળાં થઇ રહેવું; તેજ મારવું; પ્રકાશવું; દીપવું.

**ઝલાવવું**, ક્રિ૦ પ્રે૦ પકડાવવું; ધરાવવું. (૨) જુઓ ઝળાવવું=રેણ કરાવવું.

**ઝલિયારા**, પું૦ બ્રાહ્મણોની એક નાત.

**ઝલાવું**, ક્રિ૦ અ૦ પકડાવું; ધરાવું. (૨) નિગ્રહમાં આવવું; પકડાઇ જવું; બંધાવું, અસાવું. (૩) ઝાળથી દાઝવું; જુઓ ઝલ્લાવું.

**ઝલું**, વિ૦ ઝલ્યું, તૈયાર ને તૈયાર રહેલું તે; હુકમ ઉઠાવવાને કે સેવા કરવાને માટે તત્પરતામાં રહેલુ તે; ખડે પગે, રખેને કંઇ ખામી આવે ? એવી ચિંતા રાખી હજુરમાં હાજર ને હાજર રહેવું તે; કહેતાં ને વાર કાર્ય બજાવવાની કાળજી રાખતા રહેવું તે:-હુ ને મારી બાઇડી બાઇની સેવા માટે ઝલાં ને ઝલાં રહીએ છીએ પણ તેની એમને ક્યાં કિમ્મત છે ? ઝલું, ઝલો, તે ઝની રહેવું=તત્પર ને તત્પર રહેવું. અધીન-તાબેદારીની લાગણીથી હુકમ ઉઠાવી લેવાની આતુર તત્પરતામાં ઉભાને ઉભાં રહેવું.

**ઝલે**, સ્ત્રી૦ [ हिं. झलेह ] સફાઇ-ચળકાટ અને આતરિક તેજની જે ભભક તે, ભભક; ઓપ; પ્રભા; છટા; પ્રકાશ; તેજ. (૨) [ सं. झला ] ઝગઝગાટ; શોભા; સુંદરતા; અંદરના તેજની ચમક તે.

**ઝલેદાર**, વિ૦ ઝલેવાળું; ભભકદાર, સુંદર; તેજસ્વી; ચમકદાર.

**ઝલો**, પુ૦ ભોગ; વિડંબના (?)

**ઝલ્લક**, ન૦ [ सं. ] કાંસીજોડાં; ખડનાળાં; ખણખણિયાં; કરનાલ.

**ઝલ્લરી**, સ્ત્રી૦ [ सं. ] ઝાંઝ; મંજીરાં.

**ઝલ્લાવું**, ક્રિ૦ અ૦ ઝાળથી દાઝવું, ફોલ્લા પડી જાય એવું દાઝવું; થોડુ બળવું.

**ઝવેર**, ન૦ [ फा. ] જવાહીર; હીરા; માણેક; મોતી અને જડાવ દાગીના વગેરે જે કિમતી વસ્તુઓ તે, રત્નાદિકની ઝવેરમાં ગણતરી થાય છે. (૨) હીર; સત્વ; માલ જાતહોશિયારી; બળ; તેજ; પ્રભાવ.:- છોકરામાં કંઇ ઝવેર નથી.

**ઝવેરખાનું**, ન૦ ઝવેર રાખવાનુ ઠામ તે; હીરા માણેક મોતી વગેરે રાખવાનો જે ઓરડો-ભંડાર તે. (૨) ઘણુંએક ઝવેરાત તે.

**ઝવેરાત**, ન૦ ઝવેર; હીરા મોતી માણેક અને તેના જડાવ દાગીના વગેરે તે. (૨) સત્વ; બળ; જોર; તેજ; હોંશિયારી.

**ઝવેરી**, પુ૦ [ फा. ] ઝવેરનો વેપારી; હીરા, માણેક અને મોતી વગેરે કિમતી ચીજોનો ધધો કરનારો તે. (૨) હીરા માણેક ને મોતી વગેરેનાં આપ-પાણીનો પરીક્ષક; હીરા પારખુ; રત્નાદિકની પરીક્ષા કરનારો. (૩) કોઇ પણ વાત-વસ્તુનો પરીક્ષક તે:- જગત ઝવેરી છે.

**ઝષ**, ન૦ [ सं. ] માછલું; મત્સ્ય.

**ઝષકેતન**, પુ૦ કામદેવ; કંદર્પ; માછલું જેની ધ્વજાએ છે એવો જે તે; મીનકેતન.

**ઝળક**, સ્ત્રી૦ ઝળઝળ થવું તે; ઝગકાટ; ચળકાટ; ઓપ; ઝળકવું તે; તેજ; પ્રકાશ. (૨) તેજસ્વિતા; શોભા; પ્રભા; કાંતિમય પણું; ઝગકવાપણું તે; ચળક. ક્રિ૦ પ્ર૦ ઝળક મારવી=તેજ મારવું; ચળકવું; ચળક ચળક થવું.

**ઝળકવું**, ક્રિ૦ અ૦ તેજ મારવું; જ્વાળાની માફક તેજના કિરણ પ્રસારવાં; ચળકવું; પ્રકાશ આપવો; ઝગઝળાં થવું. (૨) શોભવું; દીપવું. (૩) સૂર્યાદિના તેજે કરીને સામો ચળકાટ મારવો; ઝગઝગવું.

કર્યું; ભભુકે દેખાવું.:–ભાગોળેથી બાલા ઝળકયા એ વીરોજી આવ્યારે. ઝળકયા ઝળકયા ભાભી માથે મોડ. સ્ત્રીગીત.

**ઝળકાટ**, પું॰ ચળકાટ; તેજનો ભભુકો; ઝળઝળ થઇ રહેવું તે.

**ઝળકારો**, પું॰ સૂર્યાદિકના તેજે કરીને સામો તેજનો ભભુકો મારવો તે; તેજનો ચમકારો; ચળકાટ; આભા; ભભક; ઝળક.

**ઝળકી**, સ્ત્રી॰ સાધારણ, આછી પણ તેજદાર પ્રભા; કિરણ પ્રસાર; આભા; ભભક; તેજસ્વિતા; તેજદારપણું; ઝળક. (૨) તેજસ્વી શોભા; ઝળકે એવી સુંદરતા. (૩) બરાગળ; તાવની સહેજસાજ ગરમી તે.:–તાવની ઝળકી. નર્મ. (૪) કોઈ પણ જાતની અસરનો સહેજ સાજ આવિર્ભાવ તે. ટાઢની ઝળકી. ક્રિ॰ પ્ર॰ ઝળકી રહેવું=સૂર્યાદિકના તેજે કરીને ઝળાંઝળાં થઇ રહેવું તે; તેજની ભભકભેર પ્રકાશવું; શોભવું; દીપવું.

**ઝળકો**, પું॰ ઓપ; ચળક; ચકચકિતપણું; ચળકાટ. ક્રિ॰ પ્ર॰ ઝળકો આણવો=ઓપ ચઢાવવો; ઝળક ઝળક થાય એમ કરવું; ઝળકે એમ કરવું તે.

**ઝળઝળ**, અ॰ ઝાળપર ઝાળ નીકળતી હોય તેમ. વિ॰ જ્વાળાએ બળતું; ઝળઝળાટ; ઝળાં ઝળાં થઇ રહેલું; ભડકે બળતું. (૨) તેજ મારતું; ઉજ્વલ; ચકચકિત; તેજદાર.

**ઝળઝળાટ**, પું॰ જ્વાળાનો ભભુકો; મોટી જ્વાળાઓનો પુષ્કળ પ્રકાશ તે; ઝળાંઝળાં થઈ રહેવું તે.:–કેવો ઝળઝળાટ થઇ રહ્યો છે. (૨) વિ॰ ખૂબ પ્રકાશ આપતું; જ્વાળા–આગ–જ્યોતિને ભડકે બળતું.–દીવો ઝગઝળાટ બળતો હતો. ઉજાશ પડવો તે; ઝગઝગાટ; ચળકાટ; તેજદાર; ઝળહળાટ.

**ઝળઝળિયાં**, ન॰ આંખમાં પાણી ભરાઇ આવવું તે; આંખમાં પાણી ભરાય તે; આછાં આંસુ; હર્ષ, શોક, ક્રોધ કે બીજી કોઇ તરેહની લાગણીને લીધે આંખોના ડોળા ભિંજાય એટલું પાણી આંખમાંથીજ ઝમી રહે છે તે. ક્રિ॰ પ્ર॰ ઝળઝળિયાં આવી જવાં=શરમિંદા પડી જવું; રોવા જેવા થઇ જવું; ઝાંખા પડી જવું; મન નરમ થઇ જવું; વીલા થઈ જવું. ઝળઝળિયાં.

**ઝળઝળિયું**, ન॰ જરા જરા ઝળકતું એવું જે તે; સુરજ ઉગતા પહેલાં અને આથમ્યા પછી જે થોડો થોડો ઝળકાટ–અજવાળું પ્રકાશ હોય છે તે સમય; સંધિ પ્રકાશ; સંધ્યાકાળનું જે આછું આછું અજવાળું તે; ભરભાંખળું.

**ઝળઝળું**, ન॰ ઝળઝળિયું; સુરજ ઉગતા પહેલાં થતું અને આથમ્યા પછી રહેતું જે ઝાંખું અજવાળું તે; આંધળું ધાંધળું.

**ઝળવું**, ક્રિ॰ [ सं. ज्वल् ] જળવું; બળવું; જ્વાળાથી દઝાવું. આ ક્રિયાપદ 'જળવું' એવા રૂપે બહુ થોડું વપરાય છે, પણ 'બળવા' ની સાથે ઘણું વપરાય છે જેમકે–બળ્યું ઝળ્યું–ઉ॰ બળ્યા ઝળ્યા ભાખર બનાવી ખાંત વગરનું ખાવું. ઉપર ઉપરથી જ્વાળા નીકળે એમ સળગવું–દાઝી જવું તે; ફફોલા ઉઠે–ચરચર થાય એમ બળવુંતે.

**ઝળહળવું**, ક્રિ॰ અ॰ [ सं. ज्वल् ] જ્વાળાઓ સાથે ખૂબ તેજ પડે એમ બળવું તે; ખૂબ પ્રકાશ આપવો; અજવાળું થઇ રહે તેમ બળવું.:–રંગમહેલમાં દીવાઓ ઝગહળતા હતા.

**ઝળાબળ**, અ॰ ઝળહળાટ થાય એમ; એકદમ ઝળકારો થવો તે.

**ઝળામણ**, ન॰ ઝાળવાની મજુરી તે; ઝાળવાનું મહેનતાણું. (૨) જે વસ્તુથી ઝળાય છે તે; ઝાલણ; રાપ.

**ઝળામણી,** સ્ત્રી૦ ઝળામણ. (૨) ઝાળવવાની જે ક્રિયા તે.

**ઝળાવવું,** ક્રિ૦ પ્રે૦ ધાતુના પાત્રને સંધાવવું, ચોંટાવવું તે; ઝાળે એમ કરાવવું; રાબ સુકાવવી; ઝાળણ કરાવવું.

**ઝળાંઝળાં,** અ૦ ઝળહળ થઈ રહેવું તે; જ્વાળાઓને લીધે ખૂબ પ્રકાશ પડવો તે; તેજ તેજ, અજવાળું અજવાળું થઇ રહેવું તે; ઝળહળાટ. ક્રિ૦ પ્ર૦ ઝળાંઝળાં થઇ રહેવું–પુષ્કળ તેજને લીધે પ્રકાશનાં કિરણોનું જ્વાળાઓની માફક આમ તેમ ફેલાઇ–પ્રસરી રહેવું તે; ઝગઝગાટ થઇ રહેવું; દેદીપ્યમાન થઇ રહેવું; ઉજળું ઉજળું અને ભભુકા મારતું હોય એમ થઇ રહેવું તે.

**ઝળેલો,** પું૦ [ सं. ज्वलन ] જ્વાળ લાગવાથી ચામડી ઉપર ફોલ્લો થઇ આવવો તે; દાઝવાથી થયેલો જે ફફોલો તે. (૨) ઉગ્ર ઔષધોપચારથી પાણી ભરાઇને ચામડીનું ઉપસી આવવું તે.:–બ્લિસ્ટરનો ઝળેલો. ક્રિ૦ પ્ર૦ ઝળેલો ઉઠવો=ચામડીનું પરપોટાની માફક ફૂલી આવવું; ફફોલો પડવો.

**ઝંકાર,** પું૦ ] सं. ] ઝણઝણ થવું તે; ઘુઘરીનો રણકાર; ધાતુમાંથી નીકળતો ઝીણો મઝેનો રવ તે.:–ઝાંઝરનો ઝંકાર; ઝણકાર; છમછમ એમ ઘુઘરીઓનું વાગવું તે. (૨) હવામાં ઉડનારાં ભ્રમરાદિક નાનાં પંખેરુની પાંખથી હવામાં થતો જે ઝીણો અવાજ તે; ગણગણાટ; ગુંજારવ.

**ઝંકૃતિ,** સ્ત્રી૦ ઝંકાર થઈ રહેવો તે; ઝંકાર; ઝાંઝરનો ઝણઝણાટ.

**ઝંખના,** સ્ત્રી૦ (ઝાંખવું=દર્શન કરવાં) જોવા મળવા–દર્શન કરવાની જે અતિ આતુરતા તે; અમુક અતિ પ્રિય જનને મળવા અથવા જોવાની મનમાં જે ઉત્કટ અભિલાષા રહ્યા કરવી તે; દર્શનોત્કંઠા. (૨) કોઇ પણ વાત અથવા વસ્તુનું વારંવાર રહી રહીને સ્મરણ થયા કરવું તે; વારંવાર અમુક વસ્તુને સંભારી તેને મળવા જોવા કે તેના સારા માટે સચિંત રહેવું તે; શું થશે ? કેમ થશે, વગેરે બાબતોનો વારંવાર સ્નેહને લીધે વિચાર થયા કરવો તે; વલોપાત. (૩) ફિકર; ચિંતા; કાળજી; ધ્યાન રહ્યા કરવું તે. વ્યગ્રતા; ચિત્તોદ્વેગ વિમર્ષ; વિચાર; ધખારો. (૪) જોયેલા, સાંભળેલા ને મનમાં ઘુંટાયેલા કોઈ વિષય કે વાતનો સ્વપ્નાદિકમાં ભાસ થયા કરવો તે. પ્રિય જન કે પ્રિય વિષય માટે વારંવાર તે યાદ આવીને રહેતી જે ચિંતા તે; રટન; તાલાવેલી; ઔત્સુક્ય.

**ઝંખવાણું,** વિ૦ સામાના તેજ પ્રતાપથી ઝાંખા મંદ પડી જવું તે; ઝંખાઇ ગયેલું એવું; મોઢું પડી ગયેલું; શરમિંદું; ખુશિયાણું. પોતે ખોટું કર્યું છે અને તે સામા માણસે ખરેખર જોઇ લીધું છે તેથી બચાવ થાય એમ નથી, ઇત્યાદિ વિચારો અને પશ્ચાત્તાપથી માણસનું જે નિસ્તેજ થઇ જવું તે; નિરુત્તર; ઝાંખું; મંદ; ખિન્ન પડી જવું તે.

**ઝંખવાવું,** ક્રિ૦ અ૦ તેજની સામે આંખનું મિચાઈ જવું; મોટી ભભકવાળા તેજમાં બીજા હલકા તેજનું ક્ષીણ થવું; મંદ પડી જવું. (૨) શરમને લીધે મોઢું ઉતરી જવું; ઝંખવાણું પડવું.

**ઝંખવું,** ક્રિ૦ સ૦ જોવાને કે મળવાને આતુર રહેવું; વારંવાર સ્મરણ કર્યા કરવું; જોવાને અથવા મળવાને તલસવું; ઝંખના કરયા કરવી; જોવા મળવાની અત્યંત આતુરતા રાખવી; ઝાંખી કરવાને તલપવું. ઉ૦ હું તો ઝંખું તમારે કાજ. (૨) ધારેલી બાબત વારંવાર દેખ્યા કરવી. રટવું; યાદ કર્યા કરવું; સંભાર સંભાર કર્યા કરવું; ત-

લસવું; આતુર રહેવું; ચિંતા કર્યા કરવી; વ્યગ્ર રહ્યા કરવું.

**ઝંખાઇજવું,** ક્રિ ઝાંખા પડી જવું; ભભુકાવાળા તેજમાં આંખ બંધ થઈ જવી અથવા નહિ દેખાવું; તેજમાંથી અંધારામાં જતાં નહિ દેખાવું, તેમજ અંધારામાંથી અજવાળામાં જતાં આંખનું મિચાઇ જવું અને નહિ દેખાવું તે. (૨) શરમિંદા પડી જવું. (૩) બીજાના તેજ પ્રભાવથી અંજાઇ જવું; સામાના પ્રતાપમાં લેવાઇ જવું.

**ઝંખાણું,** વિ૦ ઝંખવાણું; ઝાંખું પડેલું; શરમિંદું; ખશિયાણું, ઝાંખું. ક્રિ૦ પ્ર૦ ઝંખાણું પડવું=અમુક વાત વિચાર રજુ કરવા જતાં સામાના તેજ સામે રજુ થયેલા મુદ્દાઓથી ખોટા પડી શરમાઇ જવા જેવા થવું તે.

**ઝંગ,** પું૦ જંગ; લડાઇ; યુદ્ધ.

**ઝંઘા,** સ્ત્રી૦ જંઘા.

**ઝંજણી,** સ્ત્રી૦ ઝણઝણી; ઝઝણી.

**ઝંજેદો,** પુ૦ એક જાતનો ઓસડમાં વપરાતો છોડ; અંધેડો. આ છોડ યજ્ઞમાં વપરાય છે એટલુંજ નહિ, પરંતુ તેમાંથી એક જાતનો ખાર નીકળે છે તે પણ જુદાં જુદાં કામમાં આવે છે.

**ઝંજેડવું,** ક્રિ૦ સ૦ તરછોડ લાગે તેમ હલાવવું; ફળ-પુષ્પ વગેરે તરછોડને લીધે ગરી પડે એમ હલાવવું; મુઠિયાં મારીને કે હાથે પકડીને ડાળીને એવી રીતે જોરથી ઝકવી-હલાવવી કે જેથી તેનાં પાન, ફૂલ અને ફળ જે હોય તે નીચે ગરી પડે:-બોરડી ઝંજેડવી, એમ કહેવાય છે. જોરથી ખંખેરવું; ગેરવવું; તોડી પાડવું. (૨) તરછોડી નાંખવું; ધમધમાવી નાંખવું; સખત ઝાટકણી કાઢવી; ખૂબ ઠપકો દેવો. રુ૦ પ્ર૦ બોરડી ઝંજેડવી=ગરીબ-અણુસમજુને ખાલી ખજવવો; ખરચમાં ઉતારી દેવો; ગરીબને ખંખેરવો: ખાલી ઝાપટી નાંખવો:-તમે પાડે પાડા લડો છો અને એ બિચારા ગરીબની શા માટે બોરડી ઝંજેરો છો ? બકરાનો બલિ કરો છો ?

**ઝંઝણાટ,** પું૦ તંગ તાર તરછોડાવાથી નીકળતો જે અવાજ તે; ઝણઝણાટ. (૨) અણુગમાનો બડબડાટ. ધાતુના પાત્ર કે તાર વગેરે ઉપર આઘાત થયા પછી જ્યાં સુધી તેનો થરથરાટ રહે ત્યાંસુધી તેમાંથી જે ઝીણો ઝીણો અવાજ નીકળ્યા કરે તે.

**ઝંઝા,** સ્ત્રી૦ ઝમઝમ-ઝણઝણ, સણુસણુ થવું તે; ખાલી-આકાશમાં પવનના સુસવાટથી જે અવાજ થાય તે;. ધ્વનિ વિશેષ. (૨) ફરફર.

**ઝંઝાવાત,** પું૦ સણુસણાટ કરી જોરથી વાતો જે પવન તે; વંટોળિયો; ચોમાસાના આગમનો તોફાની પવન; પ્રચંડવાયુ. ભારે વરસાદનાં ઝાપટાં સાથે જે પ્રચંડવાયુનું તોફાન. થવું તે; વંટોળિયા સાથે વરસાદનું પડવું તે, કે જેથી ઘરબાર અને ઝાડ વગેરે પડી જાય છે. (૨) સુકા દેશોમાં ધૂળના વરસાદ સાથે જે ભારે વંટોળિયા ચઢે છે તે-આફ્રિકામાં આવાં ઝંઝાવાતનાં ઘણાં તોફાનો થાય છે. ભાગવતમાં 'ગોવર્દ્ધન ધારણ' પ્રસંગે જે વા વરસાદનું તોફાન થયેલું વર્ણવ્યું છે તે ઝંઝાવાત.

**ઝંડાઝુલણુ,** જુ૦ ઝંદો. જંદાઝુલણુનો ખેલ. જંદો નામે એક છેલ રાજા હતો, એનો ખેલ ભવાઇયા લાવે છે.

**ઝંડિયો,** વિ૦ (ઝંડિયું) મોટું; ખૂબ ઉંડું પહોળું ને ભયંકર એવું. (૨) પુ૦ ગોરો ઉંડો ભયંકર કુવો:-તારી એ વાત હવે નાંખ ઝંડિયામાં.

**ઝંડો,** પુ૦ થાંભલો જેની ઉપર ધ્વજા ફરકાવેલી હોય તે લાંબો લાકડાનો દંડ; ઝુંડો ધ્વજાદંડ; ધ્વજા; મોટો વાવટો; વાવટા

કાઠી.:–ભગવો ઝંડો=પેશવાઓનો વાવટો. (૨) લકું.

**ઝંદ**, સ્ત્રી૦ વૈદિક સંસ્કૃતને મળતી ઇરાનીઓની પ્રાચીન ભાષા. તુર્કસ્તાન, ઇરાન, મધ્ય એશિયા, અફગાનીસ્તાન ને બલુચીસ્તાન લગી પથરાયેલા ઇરાની ધર્મરાજ્યની પુરાણી ભાષા કે જેમાં ઇરાનીઓના 'અવસ્તા' વગેરે ધર્મપુસ્તકો લખાયેલાં છે.

**ઝંદાવસ્તા**, સ્ત્રી૦ પારસીઓનું મુખ્ય ધર્મ પુસ્તક.

**ઝંદો**, પું૦ જદો; એક છેલ રાજા થઇ ગયો કે જેનો વેષ ભવાઇયા લાવે છે. (૨) મસ્ત; ખાધેલ પીધેલ શરીરે પોષાતું બે ફિકરું અને કાબેલ નિડર માણસ તે; ખાઇ પીને તાનબાજીમાં જેમ ફાવે તેમ લાતો નાખી પોતાના દોરમાં રહેનારને રાખનારો જબરમાન માણસ તે:–એની મા ઘડી ઝંદા જેવી છે.

**ઝંપ**, પુ૦ જંપ; નિરાંત, આરામ, શાંતથી પરવારી કે મનવાળીને નિરાતે બેસવું તે.

**ઝંપક**, પુ૦ ગાયનમાં એક તાલ.

**ઝંપલાવવું**, ક્રિ૦ અ૦ કૂદીને–યા હોમ કરીને પડવું; સાહસ કરવું; કોઇ પણ સાહસના કામમાં એકદમ ઉછળીને–ઝાઝો વિચાર કે આનાકાની વગર પડવું તે, સાહસિક કામકાજમાં પોતે પોતાને નાંખવું; ઉતરવું, કૂદી પડવું, ધસીપેસવું.

**ઝંપલાવું**, ક્રિ૦ અ૦ એકદમ યા હોમ કરીને કૂદી પડવું, ધસવું; ઝોકાવું. (૨) બળતામાં પેસવું; જ્વાળાની અંદર ધસી જવું ઝડપાવું; દાઝવું; બળીને નાશ પામવું.

**ઝંપવું**, ક્રિ૦ અ૦ [ सं. यम् ] જંપવું; શાંત થઈ બેસવું, ઠરવું; ટાઢા પડવું; નિવૃત્તિ લેવી.

**ઝંપાપાત**, પુ૦ [ सं. ] યા હોમ કરી કૂદી પડવું તે; જોયા વિચાર્યા વગર પડવું મૂકવું તે, બળતામાં ભુસકો મારવો તે; મોહવશ થઇ લાભ હાનિનો વિચાર નહિ કરતાં પડતું નાંખવું તે.:–શલભ–કુદાં–પતંગિયાં જે દીવાની કે અગ્નિની જ્વાળાઓમાં પડતાં નાખે છે તે. રૂ૦ પ્ર૦ ઝંપાપાત કરવો=બળતી ચિતાઓમાં ભુસકો મારવો; અગ્નિમાં પડીને બળી મરવું. આત્મઘાત માટે ઉંચેથી પડતું નાખવું. મોટા જોખમકારક સાહસમાં પડવું.

**ઝંબ્બે**, અ૦ [ सं. जय–अंत्र ] જખે, જય અંબે. ક્રિ૦ પ્ર૦ ઝમે ઝમે કરવું=તાનમાં આનંદમાં આવી જઇ લાભાંજી લાભાંજી કરવું તે; ઉડાવવું; છુટે હાથે વાપરવું; જેમ વપરાય તેમ વિવેક વગર ખુલ્લે હાથે વાપરવુ. ધિંગાણું કરી મોટો આનંદ ઉત્સવ ઉજવવો; ખુલ્લે હાથે ખરચવું અને વાહ વાહ! થઇ રહે તેમ કરવું:–સારૂં ખરચીને પ્રસ્તુત કરજે પણ ખાલી ઝબે ઝબે કરશો નહિ. (૨) કાખલીઓ કૂટવી; આનંદનું ઘેલાપણું દેખાડવું; જાવસોઈ (યા હુસેન) કૂટવી ને ધિંગાણું કરવું.

**ઝાઈ**, પુ૦ અમુક વાત–વિચાર રજુ કરનારો; હિમાયતી; હિમાયત કરનારો; વકીલ.

**ઝાઉસ**, પુ૦ મુકાદમ; અમુક માણસના ટોળાનો ઉપરી; નાયક; જમાદાર; ચાઉસ.

**ઝાકઝમાળ**, વિ૦ ઝગઝગાટ; દેદીપ્યમાન; ઉજ્જવળ; સાફસુફ ને ચકચકિત કરેલુ હોય એવું, ઝગીઝગી થઇ રહેલુ હોય એવું; સ્વચ્છ શોભીતું. (૨) અજવાળાને લીધે–સારી રોશનીથી ઝગમી રહેલું, પ્રકાશમાન; ઝગઝગાટ થઇ રહ્યુ હોય એવું.

**ઝાકદું**, ન૦ ખૂબ વરસાદ આવી જવા છતા આકાશ ઘેરાયેલું રહેતું હોય, કવચિત ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય અને હવામાં અત્યંત ભિનાશ ભરાઈ ગઈ હોય એવું જે તે; દુર્દિનતા; ઝાંખો દિવસ, વ-

રસાદ અને ખૂબ શરદીવાળો સમય તે. ઝાંખડું:-આ ઝાકટામાં છોકરાંને બહાર કાઢવાં નહિ, નહિ તો શરદી થઇ જશે.

**ઝાકમઝોળ,** સ્ત્રી૰ જોઇએ તેટલું મળવાથી મનમાં આવેલું જે આનંદનું ઉભરણું તે; ઉત્સાહ આનંદનો ઉભરો; પુષ્કળતાને લીધે થયેલી જે આનંદકારક મનસ્તૃપ્તિ તે; જેમ મહાલવું હોય એમ મહાલીને આનંદ ઉડાવવો તે. ઉ૰ છિંડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમઝોળ. વ્યસક હોવાથી છોળે વાપરીને આનંદ મેળવવો તે.

**ઝાકરિયો,** પુ૰ પહોળા મોંનો માટીનો કટોરો.

**ઝાકળ,** ન૰ દિવસે ગરમ થઈ થોડે ઉંચે ચઢેલી જે હવા રાતે નીચે પડતાં નીચેની હવાના સંયોગથી ભીની થઇ-આર્દ્ર થઇ ઠંડી સપાટી ઉપર-ખાસ કરીને વનસ્પતિ ઉપર ઝીણા જળકણ રૂપે ઠરી જાય છે તે; હિમ; તુષાર; નીહાર; ઠાર; ઓસ. ક્રિ૰ પ્ર૰ ઝાકળ પડવું=દિવસે ગરમ થઇ ઉંચે ચઢેલી હવાનું રાતે-મળસકે ઝીણા જળકણ રૂપે નીચે પડવું તે. સાધારણ ઝાકળથી વનસ્પતિ અને પાક પોષાય છે જ્યારે અત્યંત ઠંડી હવાને લીધે પડેલા ઝાકળ-ઠારથી તે ઠિંગરાઇ જઇ-બળી જાય છે. ઝાકળ-ઠાર-હિમ પડવાથી કપાસ, રિંગણી અને બીજી વનસ્પતિના નાજુક અંકુરો તેમની જીવન શક્તિ ગુમાવી દે છે:-ઝાકળ પડયુ તેથી કપાસ બળી ગયો. ઝાકળ ઉડવું=વનસ્પતિ ઉપર ઠરેલા જળકણ સૂર્યનાં કિરણ પ્રસાર થઇ ઉડી જવા; દિવસ ઉગવો ને ચઢવો. ઝાકળ ઉડાડવું=સુસ્તી કાઢી નાંખવી; આળસ-ઊંઘ તજી તેજ થાય એમ કરવું. ઝાકળ ભર્યું=તાજું. રાતના પાછલા ભાગમાં-પરોઢિયે ઘણું ખરું ઝાકળ પડે છે.

**ઝાકળિયું,** વિ૰ ઝાકળવાળું; ઝાકળ ભરેલ; જેમાં ઝાકળનો પ્રસર-ઉદ્ભવ હોય એવું. :-ઝાકળિયું મળસકું. (૨) ઝાકળના આછા જળસિંચને પોષાતું; ચાસિયું; ઝાકળથી પાકતું. ઝાકળિયુ અનાજ. ઘઉં ચણા વગેરે ઝાકળથી પાકે છે માટે.

**ઝાકળી,** વિ૰ જે વા વાયા પછી ઝાકળ પડવા માંડે છે તે.:-ઝાકળી વા; ઝાકળ વરસાવનારો.

**ઝાઝ,** ન૰ [ फा. जहाज़ ] ઝાજ; વહાણ; બતેલો; નાવ; મોટું તરતું જળયાન. (૨) મોટું; વિશાળ; જોઇએ તે કરતાં વધારે મોટું હોય એવું. મોટી ઝાઝ તપેલી શું કરવી છે? (૩) ઝાઝું. કવિતામાં વપરાય છે.

**ઝાઝી,** પુ૰ ઝાજવાળો; નાવિક; ખલાસી; વહાણવટી; ઝાઝનો માલીક; ઝાજ ફેરવવાનો ધંધો કરનારો. ઉ૰ ઝાઝ મળ્યુ પણ ઝાઝી-નથી તો કયી પેર પાર ઉતરવું. નિરાંતભક્ત.

**ઝાઝું,** વિ૰ બહુ; ઘણું; પુષ્કળ. કહે૰ ઝાઝી કીડીઓ સાપને તાણે=નાનાં પણ ઘણાં હોય તો મોટું કામ કરે. ઝાઝી સોયાણીએ વેતર વંઠે=ઘણી સુંથાસુંથથી કામ બગડે છે, એક સલાહજ સારી. ઝાઝાં મળ્યાં ને ખાવા ટળ્યાં=ઘણાને લીધે કામ કાજની વ્યવસ્થા રહેતી નથી. ઝાઝાં મોંએ ઝાઝી વાત=લોક ગમે તેમ બોલે પણ એક વાત પકડી તે પ્રમાણે કરવું. ઝાઝા હાથ રળિયામણા=સમુદાયના બળથી મોટાં કામ થાય છે ને વળી ઝટ થાય છે. ઝાઝું કરે તે થોડા માટે=બહુ દોડે તે થાકી જાય. ઝાઝી ધીર ઝાઝું દેવાળું=ઘણી ડહોળા ડહોળ-

થી હોએ બહુ દુઃખ. ઝાઝાવાળાને ઝાઝો લોભ=જેમ ઘણું મળે તેમ ઘણો લોભ થાય.

**ઝાઝેરું**, વિ૦ ઝાઝું; ઘણું; વધારે; પુષ્કળ. કવિતામાં વપરાય છે. ઉ૦ ઝાઝેરા હીરારે.

**ઝાટકણ**, ન૦ અનાજ વગેરેમાંથી ઝાડકતાં નીકળેલો કચરો; ફોફાં, ફોતરાં. કચરો વગેરે જે ઝડકામણ તે; ઝાડકતાં બહાર નીકળેલો કચરો, કસ્તર ચોય વગેરે તે.

**ઝાટકણી**, સ્ત્રી૦ ઝાડકવું તે.:–ગોળીની ઝાટકણી સારી. (૨) ઠપકો; મોઢે રહિયા આપી આપીને જે સખત ઠપકો દેવો તે. (૩) ઝડકામણ; ઝાટકણ.

**ઝાટકવું**, ક્રિ૦ સ૦ ઝાડકવું; અનાજ વગેરે તેમાંનાં ફોતરાં ઉડી જાય અને કચરો જુદો પડે તેમ સુપડામાં નાંખી ઉછાળીને હલાવવું તે; સોવું; ઉપણવું; સુપડાથી અનાજ વગેરે સાફ કરવાં. (૨) ઝપટ મારીને ઉડાડવું; ખંખેરવું; ઝાટકેવું; કોઇ વસ્તુ ઉપર પડેલી ધૂળ કે રજ કપડાના કકડાની ઝપટ મારીને ઉડાડવી તે. (૩) બિછાનાં વગેરે તેમાં ભરાયેલો કચરો ને રજ ઉડાડી દેવા હવામાં જોરથી તરછોડવાં તે. (૪) ઝાટકી નાંખવું; સપડાવવું; ઠપકો આપવો; સામા માણસને મોઢામોઢ તેના દોષ બતાવી તે માટે સખત ઠપકો દેવો તે.

**ઝાટકો**, પુ૦ અનાજ વગેરે ઝાડકતાં ઝડકાતી વસ્તુને ઉછાળી જોરથી જે ઝાપટ મારવામાં આવે છે તે; ઉછાળીને ઉડાડી મકવું તે; ઝટકાતી વસ્તુને જે જોરથી તરછોડઅફાળો આપવો તે.:–પૌંવાને એક ઝાટકો તો આપ. નર્મ. (૨) શરીરનો–માંસનો પાક થતાં–કાન વગેરે પાકતાં જે રહી રહીને ન સહન થાય એવી તીવ્ર વેદના થઇ આવે છે તે; પાકશૂલ. (૩) ઓચિંતો ઘા પડયો હોય એવી મગજ ઉપર જે તીવ્ર દુઃખાતિશયની અસર થવી તે:–સાપ કરડતાંને વાર મગજમાં ઝાટકો લાગે છે; જ્ઞાનતંતુઓને જે એકદમ આયકાજેર દુઃખ થઇ આવવું તે.:–આંખમાં–કાનમાં ઓસડનું પટકું પાડતાં ઝાટકો તો લાગશે પણ પછી દરદ ઓછું થઇ જશે. (૪) કઠણ વચનથી મનમાં જે તીવ્ર અસર થાય છે તે; મહેણાં ટાણાંની રીસવાળી લાગણી; આટકો; રોષ. (૫) આઘાત; ઝટકો; ઘા; કાપે એવા હથિયારનો સખત ફટકો.:–તરવારનો ઝાટકો. ફટકો; ઝપટ; વિંઝીને મારેલા હથિયાર કે ફટકાની જે ઝાપટ તે. ક્રિ૦ પ્ર૦ ઝાટકો ચઢવો=રીસ–ટેકીલો રોષ ચઢવો. ઝાટકો લાગવો=અત્યંત દુઃખ લાગવું; સખત લાગણી દુખાવી. ઝાટકો મારવો=યોગ્ય વખતે તીવ્ર અસર કરે એવી રીતે સખત મહેણું મારવું.

**ઝાડ**, ન૦ [सं. झाट=कांतार–वन–वनस्पति] જમીનમા ઉગી ઉંડાં મૂળ નાંખી ઉંચી વધતી વર્ષાયુથી વિશેષ આયુષ્યવાળી જે મોટી વનસ્પતિ તે; વૃક્ષ; તરુ; મહીરૂહ; પાદપ. દીર્ઘજીવી વનસ્પતિ ઝાડ કહેવાય છે. ઉંચાઇ, વિસ્તાર અને આયુષ્યના પ્રમાણાનુસાર તેના ઘણા વર્ગ અને ભેદ છે, તોપણ ઘણું કરીને પંદર વીસ હાથથી ઉંચાં ને લાંબો વખત જીવે–રહે એવાંની ઝાડમાં ગણના થાય છે. આંબા, આંબલી, લિંબડા, સાગ, મહુડા વગેરે ઝાડ કહેવાય છે. બહુ ઉંચાં નહિ અને ઘણાં વર્ષ જીવે પણ નહિ એવાં તે છોડ–ઝાડવાંમાં ગણાય છે જેમકે–ફૂલઝાડ; લિંબુડી, મધ્યમ કદની વનસ્પતિ વગેરે.–દાડમડી. (૨) ઝાડ જેવી લાગે એવી બનાવટ; ડાળાં પાંખડાંવાળી કોઇ પણ આકૃતિ; જમીનમાં દટ્ટી

દટાય અને કાગળ ઉપર લખાય એવી રચના; બનાવટ; કારીગરી કે આકાર તે. જેમકેઃ-દીવાનાં-રોશની કરવાનાં ઝાડ. આતસબાજીનાં ઝાડ. પેઢી-વંશ-ગોત્રનું ઝાડ. અગરબત્તીઓનું દેવ મંદિરમાં રાખવાનું ધાતુનું ઝાડ. તમારા કુટુંબનું ઝાડ હોય તો મને દેખાડજો; ઝાડ જોઇને કેટલી પેઢીઓ થઈ તે નક્કી કરીશું. ક્રિ૦ પ્ર૦ ઝાડ ઉગવાં=બહુ બહુ થવું-વીતવું તે. ઉ૦ મારે માથે ઉગ્યાં દુઃખનાં ઝાડ રે. ઝાડ થવું=પાછલા પગ ઉપર ઉભા થવું (મસ્તીએ ચઢવું):-ઘોડો ઝાડ થયો. (૨) કોઇ બાબત સાંભળતાંને વાર ગુસ્સાથી રાતા પીળા થઇ જવું; ક્રોધથી ઉભા થઇ જવું; ક્રોધને લીધે ખૂબ તપીજવું.:-સાહેબ તો એ વાત સાંભળીને ઝાડ થઇ ગયો. ઝાડપર ચ્ઢવું=પોતાના વિચારપર ગુસ્તાક રહેવું; ફુલાઇ જવું; મગરૂર થવું; પોતે મોટો ને ખરો છે એવા અભિમાનમાં મસ્ત રહેવું. કહે૦-નાનું ઝાડ જેમ વાળીએ તેમ વળે=કાચી કોઠીએ કાના ચઢે, કાચી બુદ્ધિ જેવી કેળવીએ તેવી થાય. ઝાડને નામે ફળ વેચાય=પ્રખ્યાતિને લીધે ઘણો ફાયદો થાય છે. ઝાડ જેવાં ફળ=જેવી અસલ જાત હોય તેવું થાય. ઝાડ પંચાણું=તોફાની, કુદાકુદિયું.

**ઝાડકઝુડક**, ન૦ અનાજ વગેરેને ઝાડકી વીણીને સાફ કરવાનું જે કામકાજ તે; ઝાડકવું ને ઝાપટવું વગેરે તે; સાફસુફ (દાણા વગેરેની):-સ્ત્રીઓનો ઘણો વખત તો દાણા દુણીની ઝાડક ઝુડકમાં જાય છે. (૨) ઘરબાર અને સર સામાનને વાળી ઝાપટીને સાફ કરવો તે.:-હમાલ આખો દહાડો ઝાડક ઝુડક કર્યા કરે છે.

**ઝાડકણ**, ન૦ અનાજ વગેરે ઝાડકવાથી જે ફાંફાં ને કચરો વગેરે નીકળ્યું હોય તે; ઝડકામણ; ઝાડકતાં જે ઉડી જઈ નીકળેલું નિઃસત્ત્વ હલકું અનાજ વગેરે તે.

**ઝાડકવું**, ક્રિ૦ સ૦ અનાજ દાણા દુણી સુપડાવતે સોઇ ઉડાળી વીઝીને સાફ કરવું; કણુદાર કે રેતી જેવા પદાર્થને પવન આપી સોઇને સાફ કરવાની જે ક્રિયા તે; ઝાટકવું. ઝાટકવામાં-પછાડવા જોરથી તરછોડવાનો અર્થ છે ને ઝાડકવામાં હલાવીને ઉડાળીને સાફ કરવાનો અર્થ છે. બે લગભગ સમાનાર્થે વપરાતા હોવા છતાં ઝાટકવામાં ઝપટ મારીને ઉડાડી દેવાનો અર્થ રહેલો છે. ફરનીચર ઝાટકીને સાફ કરવો, ને અનાજ ઝાડકીને સાફ કરવું કહેવાય

**ઝાડકો**, પું૦ ઝાટકવું તે; એકાદવાર સાધારણ રીતે ઝાડકવાની જે ક્રિયા તે.:-એક ઝાડકો વધારે મારશો તો તદન ચોખ્ખું થઇ જશે.

**ઝાડઝૂડ**, સ્ત્રી૦ ઝાડવું અને ઝૂડવું તે; સાવરણી-ઝાડુથી વાળીને તથા લુગડાના કકડાથી ઝુડી-ઝાપટીને સાફસુફ કરવું તે.:-ઘણે દિવસે ઘેર આવ્યાં તે આખો દહાડો ઝાડઝૂડ કરવામાં ગયો. સાફસુફ: વાળવું સાફ કરવું તે. ક્રિ૦ પ્ર૦ ઝાડઝૂડ કરવી=સાફસુફ કરવી.

**ઝાડપરોળાં**, ન૦ (જુહારપરોળાં) વિક્રમ સંવતના કાર્તિક માસનો-બેસતા વર્ષનો જે પહેલો દિવસ તે; નવા વર્ષનો દિવસ કે જ્યારે નાનાં માણસો અને નોકર વગેરે મોટા માણસોને જુહાર કરવા જાય છે અને મોટાં માણસ તેમને પરોળાં-પરકુળ વગેરે ભેટ આપે છે તે.

**ઝાડપાન**, ન૦ મોટાં ઝાડ, છોડવા અને પાંદડાંવાળાં ઝાડવાં તથા વેલો વગેરે જે વન-

સ્પતિ તે; ઉદ્‌ભિજ્જ; જમીનમાંથી ઉગી નીકળતી વનસ્પતિ તે; જુદી જુદી જાતની તમામ વનસ્પતિ તે.:-ઝાડપાનની વિદ્યા.

**ઝાડપાલો,** પું૰ મોટાં ઝાડ અને નાનાં પલ્લવવાળી બીજી બધી વનસ્પતિ તે; ઝાડપાન. આ શબ્દ ઓષધિના અર્થમાં વપરાય છે, અર્થાત્ ઓસડ તરીકે જે વનસ્પતિ વપરાય છે તે ઝાડપાલો.

**ઝાડપિંપળી,** સ્ત્રી૰ ઝાડ કે પિંપર ઉપર ઝટ ચઢવા ઉતરવા ને કૂદી પડવાની કસરત મળે એવી એક રમત.

**ઝાડબીડ,** ન૰ ઝાડ અને ઘાસ જ્યાં પુષ્કળ ઉગેલાં હોય તે; વનસ્પતિથી પૂર્ણ પ્રદેશ (૨) ઝાડ અને બીજી જંગલી વનસ્પતિ-ઘાસ વગેરે તે.:-ઝાડબીડ કાપી કુપીને જમીનને વાવેતર કરવા માટે ચોખ્ખી કરે તે તેનો માલીક:-તમારા ખેતરમાં કંઇ ઝાડબીડ છે. બીડ=ઘાસ ચારાની જમીન. :-કાઠિયાવાડમાં ગાઉઓ લગી ક્યાંહિં ઝાડ બીડ નજરે પડતાં નથી.

**ઝાડવું,** ન૰ નાનું ઝાડ; છોડથી મોટી અને ઝાડથી નાની જે મધ્યમ ઉંચાઇની વનસ્પતિ તે.

**ઝાડવું,** ક્રિ૰ સ૰ ઝાડુથી વાળવું; સાવરણી કે બુતારાથી કચરો કાઢવો; વાસીદું વાળવું. (૨) ઝાપટવું; ખંખેરવું; ઉડાડી મૂકવું. (૩) સખત ઠપકો આપવો; દોષ દેખાડી મુદ્દા ઉઘાડી ખૂબ સખત શબ્દોમાં ખરી વાત કહેવી; ઝાટકી નાંખવું; મનમાં જે રોષ-રીસ વગેરે હોય તે બતાવી ખૂબ ઠપકાવવું. (૪) પિંછા અથવા લુગડાના કકડાથી મંત્ર ભણી ભણીને ઉંજણી નાંખવી; વળગાડ, વહેમવગેરે હોય તે ઉતારી નાંખવાં. (૫) જેમ ફાવે તેમ વગર ડરવે-ખુલ્લા દિલે સામાને મોઢામોઢ સખત બોલીએ કહેવું; છુટે મોંએ જેમ કહેવું હોય તેમ કહેવું.:-હું વારું તોય તારે જેમ ઝાડવું હોય તેમ ઝાડજે. તું ત્યાં જઇને શું ઝાડી આવ્યો ?

**ઝાડિયું,** ન૰ જેમાં ઝાડ છાપેલાં હોય એવું સ્ત્રીઓને પહેરવાનું લુગડું; એક જાતનો સાલ્લો; ઝાડની તરેહ પાડેલું છાપેલ.

**ઝાડી,** સ્ત્રી૰ ઝાડ, ઝાડવાંને બીજી વનસ્પતિનો ઘચુંબલો તે; વનસ્પતિ-ઝાડ, વેલા ઘાસ વગેરેનો જે ભરાવો તે; ત્યાં બહુ ઝાડી છે. (૨) જંગલ; વન; જ્યાં ખીચોખીચ વનસ્પતિ ઉગીને એક બીજા સાથે ગુંચવાઇ ગઇ હોય એવું સ્થળ. ઝાડપાનની પુષ્કળતા તે.

**ઝાડુ,** ન૰ [ फा. ज्यारु ] ડાળખાં, પાનડાં કે રેષાઓનો જુડો; સાવરણી; બુતારો; ઝાડવા-વાળવાનું સાધન તે. (૨) વાળવા-ઝાડવાથી નીકળી જાય એવું જે તે; કચરો; પુંજો; ધૂળ; કસ્તુર વગેરે તે. ક્રિ૰ પ્ર૰ ઝાડુ કાઢવું=વાળવું; કચરો કાઢી નાંખવો; સાફ કરવું. ઝાડુ ખાવું=હોંસથી આગળ પડીને કરવા ગયેલા કામકાજમાં પડેલો ઠપકો-નાસીપાસી તે. ન ફાવવું; નાઉમેદ થઇ જવું; પાછાપડવું; સામો ઠપકો મળવો. ઝાડુ મારવું=સામો માણસ જે ઉમેદભેર કાર્ય કરવા આવ્યો હોય તેને પાછો પાડવો; કાર્યસિદ્ધ થવા ન દેવું ને સામો ઠપકો આપવો. ઝાડુ પડવું=ઠપકો મળવો; નાસીપાસી મળવી; ઝંખાણા પડી જવાય તેમ પાછા પડવું; કાર્ય ન થવું; સિદ્ધિ ન મળવી; તિરસ્કાર થવો.

**ઝાડો,** પું૰ પ્રાણીઓએ ખાધેલા ખોરાકનો જે અવશેષ કચરો ગાંડ વાટે બહાર નીકળે છે તે; ગૂ; મળ; દસ્ત, પુરીષ; વિષ્ઠા; નરક.

પેટે પોતાના ઉપયોગ જેટલું સત્ત્વ ખેંચી લઈ ઝાડી કાઢેલું જે અવશેષ તે. (૨) હગાર; છાણ. ક્રિ૦ પ્ર૦ ઝાડો આવવો=મળ બહાર નીકળવો; મળનો ઉત્સર્ગ થવો. હગવાની હાજત થવી. ઝાડે ફરવું=હગવું; મલોત્સર્ગ કરવો; ઝાડે જવું=હગવા જવું; હગવું. ઝાડો થઈ જવો=પેટ છૂટી જવું. (૨) બહુજ ડરી જવું. થરથરી જવું. ભયને લીધે હિમ્મત-ગળનું ધારણ નહિ રહેવાથી હગી જવાવું. ઝાડો આપવો=ઝાડો થાય એમ કરવું, જુલાબ આપવો. ઝાડાનું દરદ=મંધકોશ. ઝાડેઝપટે=સવારને પહેલે નિત્યકર્મે. અર્થાત્ ઝાડે ફરી આવવું, દાતણ કરવું વગેરે તેઃ-ઝાડે ઝપટે જઈ આવ્યા પછીજ તે બહાર નીકળે છે. ઝાડાવાટ=ઝાડો નીકળવાનો માર્ગ; ગાંડ; અપદ્વાર. ઝાડાવાટ પડી જવી=ઝાડાનો બંધ નહિ રહેવો; મલોત્સર્ગ થઇ જવો; આંતરડા-અવયવ ઉપરનું કાબુ જતું રહેવું; ગાંડનો બંધ જતો રહેવો (૨) ખોવાયેલી કે ચોરાયેલી વસ્તુને માટે શકવાળા માણસના શરીરની-કપડાં વગેરેની ખંતીલી તપાસ લેવી તે, જાત ગોધવી તે; માણસની જડતી લેવી તે, તપાસ, ખોળ; ચોકસી. ક્રિ૦ પ્ર૦ ઝાડો જોવો=માણસના શરીરની શોધ કરવી; ઝાડો લેવો=જાત શોધી જોવી.

ઝાતકાર, વિ૦ (ઝાતકાર) ઝણઝણાટ ઉત્પન્ન કરે એવું; આંચકો આણે એવું; તેજ ખમકદાર; જાગ્રત; હોશિયાર; જરાકમાં ખડું થઇ જાય એવું:-ઝાતકાર માણસ. (૨) શરીરમાં ગરમીની ઝણઝણી ઉત્પન્ન કરે એવું; તરત જાગર્તિ આણનારૂં:-ઝાતકાર ઓસડ. (૩) ઝળઝળાટવાળું; ચકચકિત (૪) પુ૦ ચમત્કાર, ચમત્કારિક ગુણ; શરીરમાં કે મનમાં તેજી ઉપજાવી તે; જાગર્તિ. ઉ૦ એક કરે દીરી ઝાતકાર. બાવણ કાદંબરી ૧૬૬ ઝણકાર.

ઝાપટ, સ્ત્રી૦ ઝપટાવું તે; વિંઝાઇને હવાવાથી એકદમ વાગવું-અથડાવું તે; ઝપટથી હાલી ફેંકાઇને અથડાવું કે લાગવું તે; ઝપાટો; ફટકો, લપડાક, થાપટ; ઝપટ લાગવી તે; લુગડાની કે કોરડાની ઝાપટ; ઝપટ; ચડકટ; હવામાં વિંઝાઇને થતો આઘાત-પાંખની-ઝાપટ. (૨) છોળ:-પાણીની ઝાપટ.

ઝાપટવું, ક્રિ૦ સ૦ ઝપાટાબંધ-ઝડપથી-ઝાપટ મારીને કઈ કરવું તે; લુગડાના કકડાની ઝાપટ મારવી તે; હવામાં વિંઝીને મારવું-અફળાવવું તે, ઝૂડવું, ખખેરવું; ઝાપટ મારીને ઉડાડી મૂકવું, સાફ કરવું. (૨) છુડિયા કે લાકડીથી ફટકાવવું; એક પછી એક ઉપરા ઉપરી ફટકા મારવા:-કોરડાથી ઝાપટયો. ઠોક મારવા, ઝાપટો મારવી:-જટાયુએ રાવણને પાંખથી ખૂબ ઝાપટયો. (૩) ધમકાવી નાંખવું; સપડાવવું. (૪) સબડકા મારીને સ્વાદ ને હરખ ભેર ખૂબ ખાવું. તેણે મિષ્ટાન્ન સારી પેઠે ઝાપટયા.

ઝાપટિયો, પુ૦ ઝાપટ-લુગડાના કોરડાની ઝપટો મારનારો, ફટકાવનારો; ઝપટ મારી મારીને ભીડ ઓછી કરનારો વૈષ્ણવ મંદિરોમાં દર્શન વખતે લોકોને દૂર કરવા સારૂ લુગડાના કોરડાની ઝપટો મારી માર્ગ કરાવનારો નોકર, કોરડામાજ, ફટકારિયો.

ઝાપટું, ન૦ ઝપાટાબંધ પડી-વરસીને રહી જવું તે; વરસાદનું ઝપાટાબંધ શેરો વખત પડવું તે, વરસાદનું એક એક આવર્તન; સરવડ, પવનના ઝપાટા-તરંગ સાથે રહી રહીને વરસાદનો જે ધારાસાર થવો તે:-બે ત્રણ ઝાપટાં પડયા પછી ગરમી ઓછી થઇ. આંતરો વઇ લઇને જે વરસાદ પડે

છે તે; દરેક આંતરાનો પ્રપાત એક એક ઝાપટું કહેવાય છે.

**ઝાબ,** જુઓ છાબ. (૨) સ્ત્રી. દૂધ ભરવાની મોટી દેગડી.

**ઝાબસોઇ,** સ્ત્રી૦ જાપસોઈ; કૂટવું ને રાગડા તાણીને કૂટવું તે; યા-હુસેન, યા હુસેન, કરી કરી ઉછળીને કૂટવું તે. (૨) નાચવું કૂદવું ને જેઅંબે જેઅંબેના પોકારો પાડી ધાંધાટ કરી મૂકવો તે; ધિંગાણું કરવું તે.

**ઝાબુઆ,** ના૦ ઝાલોર પરગણાની પૂર્વે આવેલું એક નાનું દેશી રાજ્ય અને તેની રાજધાનીનું એ નામનું શહેર.

**ઝાબો,** પુ૦ ઘાંચીની તેલ વગેરે પ્રવાહી કુલ્લામાં રેડવાની નાળચાવાળી પહોળા મોંની ચામડાની ઝારી; ઝાબો.

**ઝાબો,** પું૦ ચામડાની નાળચાવાળી કુલ્લી.

**ઝામ,** સ્ત્રી૦ ઝૂમ; લગભગપણું; સમય સામીપ્ય; અમુક વર્ષ-સમય નજીકની વેળા.:-એને પચાસની ઝામ-ઝૂમ થઈ, કંઈ નાનો બાળ નથી.

**ઝામણ,** ન૦ દૂધ વગેરે ઝમાવવાનું જે તે; આધ્રકણ; મેળવણ.

**ઝામર,** પુ૦ એક રસવિકારી રોગ; નજલો. ઝામરનો રોગ પ્રથમ માથાના રસોમાં ઉત્પન્ન થાય છે અને પછી તે વાળ ઉપર, કાન ઉપર કે આંખ ઉપર ઉતરે છે. ઘણું ખરું તે આંખે અને વાળે ઉતરે છે. વાળ ધોળા થઈ જાય છે આંખે ઉતરે છે તો દર્શન શક્તિને હાનિ પહોંચાડે છે. એક તરફનું કપાળ દુખવું; આંખો ચીડખદી રહેવી અને અકાળે પળિયાં આવવાં એ એનું સામાન્ય નિદાન છે.

**ઝામરઝોળ,** વિ૦ ડગમગતું; પડુ પડુ થઇ રહેલું; ડામાડોળ; ધ્રૂજતું; હાલતું. (૨) પુ. ઝોળ; આડંબર; ખોટો દેખાવ.

**ઝામરી,** સ્ત્રી૦ રુધિરવિકારને લીધે ચામડી ઉપર ધોળા પાણી ભરેલા ફોલ્લા ફૂટી નીકળવાનો ઝેરી રોગ; પહોળા-એ આનાના નાના સિક્કા જેવી ધોળી ફોલ્લીઓનો રોગ. આ દરદ થતાં ફોલ્લીઓની આસપાસની ચામડી રાતી ચટક થઇ જાય છે અને ઘણી તીવ્ર બળતરાની વેદના થાય છે. ફોલ્લીની અંદર જળ મિશ્રિત પરુ હોય છે. એ ફૂટી જતાં લાલ ચકામું કે ઘારું પડે છે ને તેને રૂઝાતાં બહુ વાર લાગે છે. એની વેદના બહુ થાય છે. ઇંગ્રેજીમાં આને-પેમફિગસ-Pemphigus કહે છે. નાના ફોલ્લીઓવાળા રોગને ઝામરી ને મોટા ફોલ્લાવાળા વધારે ઉગ્ર સ્વરૂપી રોગને ઝામરો કહેવામાં આવે છે. એનો બાહ્ય દેખાવ વિસ્ફોટક જેવો લાગે છે. પાટો ઉડીને પણ ઝામરીઓ થાય છે હથેળીમાંજ નહિ પરંતુ શરીરના કોઇ પણ ભાગ ઉપર તે થાય છે.

**ઝામરો,** પું૦ શરીર ઉપર મોટા ધોળા પાણી ભરેલા ફોલ્લા ફૂટી નીકળે છે તે; ઝામરીનો રોગ.

**ઝામવું,** ક્રિ૦ સ૦ [સં. ક્ષામક=બળેલી ઇંટ] તપાવેલી ઇંટ અથવા ઠીકરીથી પાણી અથવા ઘસેલાં ઓસડના રગડાને ગરમ કરવો-ટાઢક કરવી; છમકારવું; ઘમવું. (૨) ક્રિ૦ અ૦ એકઠું થવું; મળવું; ઠરવું; ભેગા થવું.:-મોટી મંડળી ઝામી હતી. દૂધ ઝામી ગયું છે. (૩) લાગવું; મચવું; ક્રિયા તેના ખરા સ્વરૂપે ખીલી રહેવી; સારી રીતે થતું હોવું; બાઝવું.-લડાઈ ઝામી છે. મિત્રતા-પ્રીતિ ઝામી છે. (૪) નરી આંખને નહિ દેખાતાં એવાં બારીક છિદ્રોમાંથી ધીમે ધીમે પાણીનું બહાર નીકળવું; ઝરવું; ઝરપવું; થોડે થોડે બહાર પડીને એકઠા થવું.-નની ગોળીમાંથી

પાણી ઝામે છે. એક રાતમાં તો ખાબડું ભરાય એટલું પાણી ઝામ્યું છે.

**ઝામોરો**, સ્ત્રી૦ [ સં. ઝલજ્ઝલા ] ઝાડની છેક છેલ્લી તાજુક ને હાથીના કાનની માફક પવનને લીધે ફર ફર થયા કરતી ડાળીઓ; છેલ્લામાં છેલ્લી નવી તાજાં પાનવાળી ને ઉંચાઇ અથવા ઘેરની મર્યાદા કરતી જે શાખાઓ તે; છગારો; ટોચ. આ શબ્દ ઘણુંખરું બહુ વચનેજ વપરાય છે. ફર ફરતી મંજરીઓવાળી શાખાઓ તે.

**ઝાયલ**, વિ૦ જાહેલ; જહાલ, નામગી; આકળું; આકરા મિજાજનું.

**ઝાર**, પું૦ દરિયાના પાણીનું કિનારા તરફ ચડવું તે; ચંદ્રના આકર્ષણથી દરિયાના પાણીનું ઉછળીને વેગવાન થવું તે; ભરતી.:-અમાસ પુનમના મોટા ઝાર હોય ત્યારે ખાડીમાં વહાણ ચાલે છે. ઝાર આવે ત્યારે તાપી ને નર્મદાનાં પાણી સુરત ને ભરૂચ લગી ખારાં થઇ જાય છે. (૨) [ ezar-Tzar ] રૂશિયાનો શહેનશાહ. રૂશિયાના રાજાઓ 'ઝાર' કહેવાય છે. ઝરીના=રૂશિયાની શહેનશાહ બાનુ; મહારાણી.

**ઝારપરોળાં**, ન૦ બેસતા વર્ષનો કાર્તિક સુદિ પડવેનો દિવસ, તેમજ ઉત્સવ.

**ઝારવું**, ક્રિ૦ સ૦ [ સં. ક્ષાલ્ ] સૂજેલા કે દુખતા અવયવને ઉનું પાણી રેડીને શેકવો; ધીરે ધીરે ઉનું પાણી સિંચવું; ઉના પાણીની ધારથી ધોવું; ધાર કરી ધીરે ધીરે કેટલીકવાર લગી કાઇ પદાર્થ-શરીર વગેરે ઉપર ઉનું પાણી રેડયા કરવું તે. (૨) ઝારી અથવા ઝાગનાં કાણાંમાથી પાડવું, ગેરવવું, ટપકાવવું.:-ચણાના વેસણની સેવ અને કળી ઝારવી. (૩) ધાતુ પાત્રને જોડવું, સાંધવું; તેમાં પડેલી ધાર પુરવી; રેણ દેવું; રાવ મૂકવી. (૪) ઝાડ ઉંચું વધે અને વધારે ફાલે તે માટે તેનાં કેટલાંક ઉધરભાવને અટકાવનારાં ડાળાં પાંખડાં કાપી નાંખવાં; ખાંપવું; છાંટવું; સોરવું.:-આવળિયા જેમ ઝારશો તેમ ઉંચા વધશે.

**ઝારિયા**, ના૦ બંગાળમાં માનભૂમ જિલ્લામાં આવેલું કોલસાની ખાણિનું ક્ષેત્ર.

**ઝારી**, સ્ત્રી૦ જેની મારફતે પાણી વગેરે પ્રવાહી ઝારી શકાય તેવું પાત્ર; નાળચાવાળો કળશિયો-લોટો; વાદી. (૨) કાણાં કાણાંવાળો તવેથો; નાતો ઝારો; પૂરીઓ ભજિયાં વગરે તળવાનું રસોઇયાનું એક વતરાણું.

**ઝારું**, ન૦ મોટું ઝાળું. (૨) ટોળું; ધાડુ.

**ઝારો**, પુ૦ તાવડામાંથી તળાયેલી વસ્તુ કાઢવાનું કાણાં કાણાંવાળું રસોઇયાનું ઓજાર; કાણાંવાળો મોટો તાવેથો; મોટી ઝારી. (૨) ઝાડને પાણી સિંચવાનું નાળચા ઉપર નાનાં કાણાં કાણાંવાળી પહોળા મોંની ડોઇ; મોટી ઝારી. (૩) ઘેરવાળો સૂર નીકળે ને માટે તંબુરાના તાર નીચે ઘોડી ઉપર જે રૂ અથવા સુતરનો ગાભો મૂકવામાં આવે છે તે; જેમાંથી 'ખરજ' સૂર નીકળે છે તે તાર; પીતળનો તાર.

**ઝારોળા**, પુ૦ બ્રાહ્મણ વાણિયાની નાતની એક ઓળખ; નાતનું નામ.:-ઝારોળા બ્રાહ્મણ ને ઝારોળા વાણિયા.

**ઝાલ**, સ્ત્રી૦ ઘરે લટકતું રહેવાથી હાલીને વારંવાર ઝાુકતું-ઝળકતું કાનનું જે જડાવ ઘરેણું તે; સ્ત્રીઓને કાને પહેરવાનું ફૂલ; કર્ણફૂલ; લોળિયું; કર્ણભૂષણ. ઉ૦ માને કાને ઝાુકે ઝાલ જે.

**ઝાલક**, સ્ત્રી૦ ચરચરાટથી હેલાને લીધે વાસણ વગેરેમાંના પ્રવાહીનું બહાર ઉછળી પડવું

તે; છોળ; છાલક; તરંગથી ઉછળેલા પાણીનો જથો. ૨૦ પ્ર૦ ઝાપે ઝાલકો મારવી=ખૂબ ઉદારતા દેખાડવી; વહેવારમાં ધન અને ધાન્યનો ઉદાર મને ખૂબ ઉપયોગ કરવો; છલકાઈ જાય એમ વાપરવું.

**ઝાલણ**, ન૦ જેથી ઝળાય તે વસ્તુ: રેણ; રાય. (૨) ઝળાવવું-ઝાળવું તે; સાંધવું, તરડ-સાંધો પૂરવો તે; ધાતુના પાત્રના સાંધા અને તરડોનું સાંધણ તે. (૩) જેનાથી વસ્તુ ઝળાય-ઝિલાયતે; મોભ; પાટડી.

**ઝાલર**, પું૦ લાંબું ને ચપટું એક દ્વિદલ ધાન્ય; એક જાતનું કઠોળ; વાલ. ઝાલરની દાળ. (૨) માછલાં વગેરે પાણીમાં રહેનારાં જળચરનો શ્વાસ લેવાનો અવયવ; માછલાંનું નાક; ચૂઇ.

**ઝાલર**, સ્ત્રી૦ ચાળવાળી કોરની કિનારી; ફરફર થાય એવી બાંધેલી કોર; ઝલ. (૨) મોગરી ઠોકીને વગાડાય એવું ધાતુનું-કાંસાનું ગોળ ચકતું; કાંસાની મોગરીથી વગાડવાની ઘડિયાળ.

**ઝાલરી**, સ્ત્રી૦ નાની ઝાલર; નાની વગાડવાની ઘડી.

**ઝાલવું**, ક્રિ૦ સ૦ પકડવું; સહાવું; ધરવું; વેગને અટકાવવો; પડતાને-નાસતાને રોકવું. (૨) વિચારમાં અને કાર્યની સારી ખોટી ક્રિયામાં તે ક્રિયા ચાલતી હોય-કાર્ય થતું હોય કે વિચારો અપાતા હોય તેજ વખતે-તેની સાથે પકડવું તે. જુઠાને કોણ ઝાલે ? ( હાથ કે સાણસાથી કોઇ વસ્તુ ખસી ન જાય તેમ ગ્રહી રાખવી ) રૂ. પ્ર૦ હાથ ઝાલવો=સહાય કરવી; મદદમાં રહેવું. સંભાળમાં લેવું; કલ્યાણ કરવાને માટે આશ્રયમાં લેવું. (૨) પરણવું: પાણિ ગ્રહણ કરવું.

**ઝાલા**, પું૦ રજપૂતની એક જાતિ; એક રજપૂત ગોત્રનું કૌટુંબિક નામ-ગોળપ. ઝાલી=ઝાલા રજપૂતની દીકરી. સાસરામાં તે ઝાલીવહુ-ઝાલીરાણી એમ કહેવાય છે.

**ઝાલાવાડ**, પું૦ ઝાલા રજપૂતોનો પ્રાંત; જ્યાં ઝાલાઓ રહેતા હોય હતા તે પ્રદેશ. (૨) કાઠિયાવાડમાંનો ભાવનગર તરફનો પ્રદેશ. ઝાલાવાડી=ઝાલાવાડનું. ઉ૦ ઝાલાવાડી ઝુમણાં. (૩) રજપૂતસ્તાનમાં આવેલું એક દેશીરાજ્ય. એની ઉતરે ને પશ્ચિમે કોટા અને દક્ષિણે તથા પૂર્વે ગ્વાલિયરનાં રાજ્ય આવેલાં છે. એનું ક્ષેત્રફળ ત્રણ હજાર ચોરસ માઇલ અને વસ્તી સાડાત્રણ લાખ માણસની છે. તેના રાજકર્તા ઝાલા રજપૂત છે, ને રાજ્યમાં માળવી ભાષા બોલાય છે. રાજ્યનું મુખ્ય શહેર ઝાલરા પાટણ ચંદ્રભાગા નદી ઉપર કિલ્લાવાળું શહેર છે.

**ઝાલાં**, ન૦ જહાલ હુકમો; આમ નહિ ને તેમ કરો ને તાબડતોબ કરો, એવાં આકરાં કામ કરવાં તે; ચીદિયાં:-ધરધણીનાં ઝાલાં ઝીલવાંએ કંઈ સહેલ નથી. જહાલ વચનો; મહેણાં, ટાણાં; ઠોક. આ શબ્દ બહુવચનેજ વપરાય છે.

**ઝાલોદ**, ના૦ પંચમહાલ જિલ્લામાંનો એક તાલુકો અને તાલુકાનું મુખ્ય ગામ. એની ઉત્તરે ચીચકારી, પૂર્વે ખુશાલગઢ, દક્ષિણે દાહોદ ને પશ્ચિમે બારીયા છે.

**ઝાવરોઈ**, જુઓ૦ ઝાબરોઇ.

**ઝાવળી**, સ્ત્રી૦ નાળિયેરી અને ખજુરાંની સુકી ડાળીઓ તે, તાડછાં વગેરે તે. (૨) ખજુરાં, તાડને નાળિયેરીનાં પાંદડાંની ગુંથેલી ટટીઓ સાદડીઓ વગેરે તે:-ઝાવળીનાં ઝુંપડાં ઉ૦ ભલી ઝાવળાકેરી ચટાઇ, ભલાં ઓય ગોદડાં. જાળાવાળા હોય એવું જે તે. જાવરું,જાવણું=જાળાવાળા ઉપરથી જાવળી.

**ઝાવાં**, ન૦ પાણીમાં બૂડતું માણસ કંઇક પકડી લેવાને જે ફાંફાં મારે છે તે; આધાર માટે વલખાં મારવાં તે; તડફડિયાં; વળખાં.

પાણીમાં હવામાં ઓચિંતું કંઇ આધારરૂપ હાથમાં આવી જાય એવી આશાએ જે બાથોડિયાં મારવાં તે:–'ઝાવાં નાંખવાં' એમ કહેવાય છે.

**ઝાહો**, વિ૦ હિતેચ્છુ; શુભ ચહાનાર. (૨) હેતાળ.

**ઝાળ**, સ્રી૦ [ સં. ज्वाला ] બળતા પદાર્થમાંથી નીકળેલા વાયુનું હવામાં બળવું તે; ભડકો; હવામાં ભળુકો થઇ રહેવો તે; અગ્નિની ગરમીએ કરીને કોઇ પદાર્થમાંથી નીકળેલા વાયુનું–ગ્યાસનું ભડકાભેર હવામાં બળવું તે; જ્વાળા; શિખા. (૨) બળતા દેવતાની દૂરથી લાગતી ગરમી; દેવતાની ગરમીને લીધે બળતી હવાની જે આંચ-અર્ચિ તે. (૩) મન ઉપર એકદમ આકરી–જ્વલન જેવી જે અસર થવી તે; દાઝવાથી જેવી ઉગ્ર લાગણી થાય છે તેવી કામ ક્રોધાદિકના સ્પર્શથી કે મહેણા ટાણાના કડુ વચનથી મનમાં થઇ આવતી દુઃખદ, ક્રોધ આવેશ આણનારી અસર:–રાવણનાં વચન સાંભળીને સીતાને ઝાળ લાગી, પણ શું કરે? ક્રિ૦ પ્ર૦ ઝાળ લાગવી=ગરમી લાગવી; ભડકો લાગવો. (૨) બહુજ ઉગ્ર–તીવ્ર લાગણી થઇ આવવી; શું કરૂં ને શું નહિ? એવી ક્રોધ કામાદિકની ઉગ્ર અસર થવી. ઝાળ ઉઠવી=ભડકો લાગવો; એકદમ ઉશ્કેરાઇ જવું; સખત લાગણી દુખાઇ એકદમ ક્રોધ ચટી આવવો; અંતરમાં દુઃખતી ઉગ્ર અસર થવી; ભડકો થઇ આવવો. (૪) જાળ.

**ઝાળણ**, ન૦ ઝાળવું તે; ઝાળવાની જે ક્રિયા અને કામ ભેદ તે. (૨) જેણે કરીને ઝળાય તે; રેણ; રાળ. (૩) ઢાંકપિછોડો; થાગડથીગડ. સાંધસુધ; ફૂટફાટ ન દેખાય એમ કરવું તે:–ઝાલણ ઝાઝું રહેશે નહિ.

**ઝાળવું**, ક્રિ૦ સ૦ ધાતુપાત્રની તરડ–ચીરો કે સાંધ ઉપર મૂકેલા પદાર્થને ઝાળની ગરમીએ નરમ કરીને જોડી નાંખવી તે; તરડ–તસિયો પૂરવો; વાસણ, પતરાં વગેરેને રેણથી જોડી દેવાં; ધાતુની બે સપાટીઓ વચ્ચે રેણ મૂકીને ગરમ કરેલા ઓજારે જોડવી; જ્વાળા લગાડી ધાતુનાં પતરાં અને ધાતુના પાત્રમાં પડેલા ચીરા તરડો વગેરે સાંધી નાંખવાં તે. (૨) જાળવું; બાળવું; બળે એમ કરવું. સાંધવું; પ્રવાહી ગળે નહિ એમ સાંધ પૂરવી.

**ઝાંખ**, સ્રી૦ ઝાંખું જે તે ઝાંખ; તેજસ્વિતા નહિ તે; માલિન્ય; અસ્પષ્ટતા.:–એની આંખે ઝાંખ છે. (૨) જેથી ઝાંખું દેખાય તે; દષ્ટિની સ્પષ્ટતાને મલિન કરનારું જે તે; વ્યવધાન; પટલ; છારી.:–એની આંખે ઝાંખ આવે છે. પડળ આવે છે. (૩) છાયા; આભાસ.:–કાળા ઉપર રાતાની ઝાંખ મારે છે. ક્રિ૦ પ્ર૦ ઝાંખ આવવી=દષ્ટિની નિરમળતા જવું; ઝાંખું દેખાવા માંડવું–ઝાંખ મારવી=સહેજ ઝાંખું દેખાવું:–આંખે ઝાંખ મારે છે. ઝાંખ વળવી=ઝાંખું દેખાવા માંડવું; દષ્ટિનું મલિન થવા માંડવું; છારી આવવી; દષ્ટિની સ્પષ્ટતા જતી રહેવી. (૪) મંદતા; નિસ્તેજતા; તેજી ઉંડી જઇને માંદ આવવું તે. (૫) લાંછન; બટ્ટો; ડાઘ; કાળાટીલી:–એણે મારી આબરૂને ઝાંખ લગાડી.

**ઝાંખટું**, ન૦ ઝાંખા જેવું જે તે–ઝાંખડું; વાદળના ધુમરાટથી હવાની મલિનતાને લીધે જે ઝાંખો નિસ્તેજ દેખાવ લાગે છે તે; ઝાંખું ઝાંખું રહેતું હોય એવું તે; દુર્દિનતા; ઝાકડું.

**ઝાંખરું**, ન૦ કાંટાવાળી લીલી સુકી ડાળી–ઘણું કરીને સુકી કાંટાવાળી ડાળી કે જે વાડ બનાવવાના કામમાં આવે છે તે; આ-

વળ બોરડી વગેરેની ખૂબ કાંટાવાળી ડા-ળીઓમાંની એક તે; કાંટાવાળુ સુકું ઝ-રડુ. જ્યાં લગાડયું હોય ત્યાં કાંટાને લીધે વળગી-ચોંટી જાય એવું કાંટા ને અટપટી નાની મોટી ઘણીક ડાળીઓવાળું ડાળું; ઝાંખરાંની વાડ. (૨) કાંટાવાળાં નાનાં નાનાં ઝાડવાં તે; કંટાળી ઝાડવાં, જવાસા નાની બોરડીઓ, કંથેર, અને બાવળી વગેરે ઝાડવાંનાં ડાળાંમાંનું અકેક તે. (૩) તુચ્છ, નમાલી વસ્તુ. (૪) વળગ્યું છૂટે નહિ એવું જે તે; લફરું; પાપ, પીડા-કંટાળો આપે એવું જે તે. કહે૦ ઉંટના મોંને ઝાંખરાં=ઉંટ કાંટાવાળાં ડાળ તોડી ખાય છે તે ઉપરથી. જે જેવું હોય તેવું તેને ગમે-ભાવે-ઘટે. ક્રિ૦ પ્ર૦ ઝાંખરું ઝીટવું નામ ટાળવું; જેમ તેમ કરીને દૂર કરવું બંધ પાડવું; નિર્મૂળ જવું. ઝાંખરું વ-ળગાડવું=લફરુ લગાડવું; પાપ ભઝાડવું; છોડી છૂટે નહિ એવી લપ વળગાડવી તે. (૫) કંટાળો આપે, પીડા કરે અને કેમે કર્યું છૂટે નહિ એવું જે પાપ તે. રૂ૦ પ્ર૦ 'કંઇ નથી' એવા અર્થમાં:-જાનમાં ખાય શું ઝાંખરા. એને શું આપે ઝાંખરાં. ઝાંખરાં ઝૂડે ને કાંટા વેરે=ખોટી નમા-લી લડાઇઓ લડે ને બીજાને-આવતા જતાને તેની પીડા પડે-કાંટા વાગે એવું કરે.

**ઝાંખવું**, ક્રિ૦ સ૦ ઝીણી આંખ કરી ધારી-તાકીને જોવું; ભાવ પૂર્વક જોવું (કામ અને ભક્તિ વગેરેના) ઉ૦ ઝીણું ઝીણું ઝાંખમારે. (૨) ઝાંખવું.

**ઝાંખાશ**, સ્ત્રી૦ ઝાંખાપણું; નહિ તેજદાર-પણું તે. મલિનતા; મંદતા.

**ઝાંખી**, સ્ત્રી૦ ઝીણી ભાવ તારી આંખે જોવું તે; દર્શન કરવું તે:-ઝાંખી કરવી=મા-વથી જોવું; દર્શન કરવાં. ક્રિ૦ પ્ર૦ ઝાં-ખીને જોવું=ઝીણી ઝીણીને જોવું; ઝીણી આંખ કરી દૂરથી ધારીને જોવું. ઝાંખી જોવું=સહેજ ઝાંખું દેખાય એમ જોવું; સામું જોવું:-હું તો એની તરફ ઝાંખી જોતોજ નથી; સહેજ નજર પણ કરતો નથી, એવા અર્થમાં વપરાય છે.

**ઝાંખું**, વિ૦ ચકચકિત નહિ એવું; નિસ્તેજ; મલિન; મેલું; ચકચકતું ન હોય એવું. (૨) બરાબર ચોખ્ખું સ્પષ્ટ નહિ એવું; આછું; ધુંધળું; અસ્પષ્ટ:-આંખે ઝાંખું દેખાય છે. (૩) શરમિંદું, અંજાઇ ગયેલું એવું; ઉતરી ગયેલા મોંનું; વીલું; મોં ઉ-પર જે સત્ય અને હોંસની પ્રભા હોય છે તે જતી રહી હોય એવું; દોષ-ગુના કે નાસીપાસીથી નિસ્તેજ પડી ગયેલું એવું. ક્રિ૦ પ્ર૦ ઝાંખું પાડવું=શરમાવી નાંખવું; ભોંઠું પાડવું; નિરુત્સાહ અને નિ-સ્તેજ બનાવી દેવું. ઝાંખું પડવું=ઝળકી-સફાઇ કે તેજસ્વિતા જતી રહેવી.

**ઝાંગ**, સ્ત્રી૦ જાંઘ; સાથળ. ઝાંઘ.

**ઝાંજ**, સ્ત્રી૦ થરથરાટીવાળો, તીણો અવાજ નીકળે એવું એક વાદ્ય; કાંસીજોડાં; ખણુ ખણિયાં; છબલીકાં. કાંસાની કે ધાતુની ટીકડીઓ જડેલી લાકડીની જોડીનુ મુઠી વાળતાં અને ઉઘાડતાં એક બીજાની સાથે અફળાઇને ખણખણાટ વાગતું એવું ભ-જન ગાનારા અને ટેલ નાંખનારાઓનું એક વાદ્ય, ખડતાળાં-કાંસીજોડાં નહિ. (૨) ઝાંઝ; ગુસ્સો; તામસ.

**ઝાંઝ**, સ્ત્રી૦ [ सं. झंझा ] ક્રોધનું ધુંધવાઈ જવું તે; ક્રોધી ઉશ્કેરણીને લીધે મગજમાં લાગણીઓની જે ઉશ્કેરણી થંય રહેલી તે; ગુસ્સાનો આવેશ ચડવો તે; ખીજ-વાટ; ખીજવાઇ જવું તે. ક્રિ૦ પ્ર૦ ઝાંઝ ચડવી=મગજમાં ક્રોધનો આવેશ ઉઠવો; દાઝ ચડવી: એકદમ ઉશ્કેરાઇ જવું: ગ-

ખેતરમાં, બાગમાં, વંડામાં જવાનો ઢાંકણ વાળો સાંકડો માર્ગ, રસ્તો, બારું કે દ્વાર તે. છિંડું બંધ કરવાનું ઝરડાંનું ઢાંકણ તે ઝાંપલી; કટલું:-ઝાંપલી ઉઘાડ ઝાંપલી વાસ. ઝાંપલી છિંડાના અર્થમાં નહિ પણ છિંડાના ઢાંકણના-દ્વારના અર્થમાં વપરાય છે.

**ઝાંપી,** સ્ત્રી૦ તમાકુ અને બીડી વગેરે રાખવાનો ઘાસ કે ખજુરીની પાતરીનો વાટવો; ઓરીકા જેવો નાનો ઘાસનો ગુથેલો કરંડિયો.

**ઝાંપો,** પું૦ ગામ, શેરી કે વાડામાંથી બહાર નીકળવાનો જે રસ્તો તે; મોટું છિંડું; ખેતર અને વાડાઓ વગેરેની વાડમાંનો ઝાંપલીવાળો ગાડું નીકળી શકે એવો પહોળો માર્ગ. (૨) વાડમાંના મોટા છિંડાનું ઢાંકણ-બારણું; આગલી વંડીના મોટા ખુલ્લા દરવાજાનું સાદું જાળીવાળું બારણું:-બહાર જતાં હમેશ ઝાંપો વાસવા જવું. (૨) ગામની ભાગોળ; પાદર; બે ત્રણ શેરીઓ-ફળિયાંની બહાર આવેલી છુટી જગા; ચકલું; મોટા દરવાજા કે પોળોની બહાર છોકરાંને રમવા ને મોટાંને બેસવાની ખુલ્લી જગા તે. પાંચ દસ ઘર આગળ આવેલું ખુલ્લું મેદાન; આંગણું; પોળ કે ઘણાં ઘર સામેનું ચોગાન. ઉ૦ પ્ર૦ ઝાંપે નોતરાં=સર્વને સર્વ જણનાં નોતરાં, જાહેર આમંત્રણ. ખાસ આમંત્રણ નહિ તે. (૨) માથા ઉતાર નોતરાં:-ઝાંપે બેસીને વાત કરવી. ક્રિ૦ પ્ર૦ ઝાંપો ઝૂડવો=ટાયલું કર્યા કરવું; એકની એક વાત લંબાવીને મોટી કરવી; બડાઇ મારવી; પિંજણ કરવું. કહે૦ ઝાંપે ઝાલકો મારવી.

**ઝાંમર,** જુઓ૦ ઝાંમર.

**ઝાંય,** સ્ત્રી૦ પ્રતિબિંબ; પડછાયો. (૨) ઝમક; તેજ.

**ઝાંસવું,** ક્રિ૦ સ૦ (ઝોસવું, ઝોંઢવું) રીસ ચડાવી ઢોકવું, અભાવથી આપવું, પીરસવું; નારાજ થઇ કંટાળાથી તરછોડીને-ધિક્કારથી આપવું, નાંખવું; ખાવા આપવું. (૨) ખાવું; આરોગી જવું; અકરાંતિયાપણે ખાવું:-એ તો ઘણુંએ ઝાંસી ગયો. (૩) દેવું; આપવું; નાંખવું:-એને કોણ ઝાંસે છે?

**ઝાંસાચીઠી,** સ્ત્રી૦ નાગાની ચેતવણી; ધમકી; બહારવટિયા લોકો 'પોતાને અમુક છૂટ આપવામાં આવશે નહિ તો તે આમ તેમ કરશે' એવી મતલબનો જે લેખ ચાહિત માણસ મારફતે સત્તાવાળાઓ ઉપર મોકલી આપે તે.

**ઝાંસો,** પું૦ કંટાળીને ન ચાલે રીસથી જે આપવું કે કાર્ય કરવું તે; ઢોક; તિરસ્કારથી દેવું તે; ગુસ્સાખોર કંટાળીને જે સાહસ કરવું તે; ત્રાગું. (૨) આડો; હઠ; ખોસ; રાડો.

**ઝાંહિ,** અ૦ ખરાબ રીતે; ત્રાગું કરીને ઝાંસે.

**ઝિકાળવો,** પું૦ ઈંટાનો ભૂકો; છાર.

**ઝિંઝોટી,** સ્ત્રી૦ એક રાગિણી; ઝિંઝોટી.

**ઝિણાશ,** સ્ત્રી૦ બારીકી; ઝીણાપણું. (૨) દોઢ ડહાપણ.

**ઝિમ્મેલ,** સ્ત્રી૦ ઝિમેલ; ધિમેલ; ગના રંગની કીડા જેવી પણ બહુ ચંચળ કીડી. ભીમ ખેતર વગેરેમાં થાય છે અને ઉનાળાને અંતે દરની બહાર ઉભરાઇ આવે છે. કાળાકાળા મંકોડા ને રાતી રાતી ઝિમેલો.

**ઝિયાણું,** ન૦--ઝિનાયણું; પ્રસવ પછીનું આણું તે.

**ઝિરાયણું,** ન૦ પહેલા પ્રસવ પછીનું આણું તે. (૨) પહેલા ખોળાનું બાળક લઇને સાસરે જનારી પિયેરથી જે સોગાત લઈ

સ્માની ખૂમ ઉશ્કેરણીથી આંધળા-વિવેક શૂન્ય બની જવું તે. ઝાંઝ.

**ઝાંઝર** ન૦ [ सं. झर्झरम् ] પગલાને ઠેકે ઠેક રૂમઝૂમ રૂમઝૂમ થતું સ્ત્રીઓને પગે પહેરવાનું ઝીણી ઝીણી ઘુઘરીઓવાળું એક રૂપાનું ઘરેણું; ઝમઝમ વાગે એવું સ્ત્રીઓના પગનું ઘરેણું; નૂપુર. (૨) સીસાની ગોળીઓ ભરેલી પીતળની પોલી કલ્લી. એ ગાયને પગે પહેરાવવામાં આવે છે. ઝાંજર. ઉ૦ પાયે ઝાંઝરનો ઝમકારજો. ક્રિ૦ પ્ર૦ ઝાંઝર પહેરવાં=સ્ત્રીનો-નાયનારીનો વેશ લેવો. (૨) વ્યંગમાં જંજીર-બેડી પહેરવી; કેદી થવું; હાથપગે સાંકળ દડવી. કહે૦ ઝાંઝર પેરીને રોકાણી કહેવરાવવું-થવું=ખોટી બડાઇ કરવી; શક્તિ હોય નહિ ને અલંકાર ઉધારી બીજાની આગળ મોટા થવા-કહેવરાવવા યત્ન કરવો તે.

**ઝાંઝરિયાં**, ન૦ નાજુક ઝાંઝરની જોડી તે; બેનૂપુર. (૨) જંજીર, સાંકળ; બેડીની સાંકળ. (૩) હાલવાથી એક બીજાની સાથે અથડાઇને ઝમઝમ અવાજ કરે એવી પતરાંના કકડા જડેલી માફામાંની રચના; ખણખણિયાં; ખડખડે એવા પતરાંના કકડાઓના એક બીજા સાથે જડેલા થોક.

**ઝાંઝરિયું**, ન૦ જાળાવાળા ગુંથણીનો સોનાનો કેડે પહેરવાનો એક દાગીનો. (૨) ઝાંઝરિયાંની જોડમાંનું એકાદ ઝાંઝર તે. (૩) પોંખનો લાડુ; ઘઉંના લોટના પોંખને ખાંડીને બનાવેલું ચુરમું. (૪) વિ૦ જાળાવાળા.

**ઝાંઝરી**, સ્ત્રી૦ સીસાની ગોળીઓ કે કાંકરીઓ ભરેલી કલ્લાઇ; ખણખણ થાય એવું એક ઘરેણું; નાના બાળક-છોકરીનું ઝાંઝર. (૨) લાકડીએ બાંધેલી ઘુઘરીઓવાળી કડીઓ; ચાલતાં-ને હાલવાથી ખડખડે એવી લાકડી. (૩) નાનું ઝરણું; ઝરણની નાની નદી; નાનો ઝરો:-કેદારેશ્વર આગળ ઝાંઝરી ગંગાને મળે છે.

**ઝાંઝવાં**, ન૦ [ सं. झंझा ] ખારવાળી-સુકી રેતાળ સપાટ ભોંયવાળા મેદાનમાં તડકી વખતે દૂરથી જે પાણી વરસતું હોય એવું દેખાય છે તે; મૃગજળ; પાણી જેવી વરાળ; પાણી હોય એવો દેખાવ-ભાસ તે:-ઝાંઝવાંનાં જળ. (૨) તેજના અતિશયથી, હરખથી અથવા શોકથી આંખમાં આછું પાણી ભરાઇ જવું તે; આંખમાં આવેલાં આછાં આંસુ. (૩) આ આછાં આંસુના જળથી દૃષ્ટિનું જે રૂંધાવું તે; અંધારાં; ગનાં પીળાં દેખાવાં તે; તેજના અતિશયથી દૃષ્ટિ આગળ કુંડાળાં વળતાં હોય એવું દેખાવું તે:-આંખે ઝાંઝવાં વળે છે.

**ઝાંઝી**, વિ૦ એકદમ જેને ઝાંઝ ચઢી જતી હોય એવું; ક્રોધી; તીખું, આકરું.

**ઝાંટ**, ન૦ કંકકાણાનો વાળ; તુચ્છવાળ. (૨) તુચ્છ વસ્તુ. (૩) 'કંઇ નહિ' એવો પણ અર્થ બનાવે છે.

**ઝાંટાં**, ઝાંટનું બહુવચનરૂપ.

**ઝાંટું**, ન૦ જુ. ઝાંટ.

**ઝાંનમ**, જુ૦ જહાનમ.

**ઝાંપ**, સ્ત્રી૦ ઝાંખ. (૨) કાંડલાવાળી જાળ; પાશ. (૩) નાની છાબડી.

**ઝાંપડી**, સ્ત્રી૦ ભૂત થયેલી ભંગડી; મલિનભૂત. (૨) એક મારણ પ્રયોગ કરવાની ક્રિયા-મેલડી, એવે નામે પણ કહેવાય છે. ક્રિ૦ પ્ર૦ ઝાપડી મૂકવી=મેલડી મૂકવી.

**ઝાંપડો**, પુ૦ ભંગિયો. (૨) ભૂત થયેલો ભંગિયો; પિશાચ ભૂત.

**ઝાંપલી**, સ્ત્રી૦ વંડી કે વાડમાંના રસ્તા-છિંડાનું ઝાંખરાં ઝરડાંનું ઢાંકણ; બારણું; કમાડ. ઝાંપાનું ઢાંકણ તે ઝાપલી. ઉ૦ ઉઘાડ ઉઘાડ માલણ ચાંપલી, શા માટે દીધી છે ઝાંપલી. (૨) ઝાંપલીવાળું છિંડું;

ખેતરમાં, બાગમાં, વંડામાં જવાનો ઢાંકણુવાળો સાંકડો માર્ગ, રસ્તો, બાકારું કે દ્વાર તે. છીંડું બંધ કરવાનું ઝરડાંનું ઢાંકણુ તે ઝાંપલી; કટલું:–ઝાંપલી ઉઘાડ ઝાંપલી વાસ. ઝાંપલી છીંડાના અર્થમાં નહિ પણ છીંડાના ઢાંકણુના–દ્વારના અર્થમાં વપરાય છે.

**ઝાંપી**, સ્ત્રી૦ તમાકુ અને બીડી વગેરે રાખવાનો ઘાસ કે ખજુરીની પાતરીનો વાટવો; ઓસીકા જેવો નાનો ઘાસનો ગુંથેલો કરંડિયો.

**ઝાંપો**, પું૦ ગામ, શેરી કે વાડામાંથી બહાર નીકળવાનો જે રસ્તો તે; મોટું છીંડું; ખેતર અને વાડાઓ વગેરેની વાડમાંનો ઝાંપલીવાળો ગાડું જાયઆવે એવો પહોળો માર્ગ. (૨) વાડમાંના મોટા છીંડાનું ઢાંકણુ–બારણું; આગલી વંડીના મોટા ખુલ્લા દરવાજાનું સાદું જાળીવાળું બારણું:–બહાર જતાં હમેશ ઝાંપો વાસતા જવું. (૨) ગામની ભાગોળ; પાદર; બે ત્રણ શેરીઓ–ફળિયાંની બહાર આવેલી છુટી જગા; ચકલું; મોટા દરવાજા કે પોળોની બહાર છોકરાંને રમવા ને મોટાંને બેસવાની ખુલ્લી જગા તે. પાંચ દસ ઘર આગળ આવેલું ખુલ્લું મેદાન; આંગણું; પોળ કે ઘણાં ઘર સામેનું ચોગાન. ઉ૦ પ્ર૦ ઝાંપે નોંતરાં=સર્વને સર્વ જણનાં નોંતરાં, જાહેર આમંત્રણ. ખાસ આમંત્રણ નહિ તે. (૨) માથા ઉતાર નોંતરાં:–ઝાંપે બેસીને વાત કરવી. ક્રિ૦ પ્ર૦ ઝાંપો ઝૂડવો=ટાયલું કર્યા કરવું; એકની એક વાત લંબાવીને મોટી કરવી; બડાઇ મારવી; પિંજણ કરવું. કહે૦ ઝાંપે ઝાલરો મારવી.

**ઝાંમર**, જુ૦ ઝાંગર.

**ઝાંય**, સ્ત્રી૦ પ્રતિબિંબ; પડછાયો. (૨) ઝગક; તેજ.

**ઝાંસવું**, ક્રિ૦ સ૦ (ઝોસવું, ઝોંકવું) રીસ ચડાવી ઠોકવું, અભાવથી આપવું, પીરસવું; નારાજ થઇ કંટાળાથી તરછોડીને–ધિક્કારથી આપવું, નાંખવું; ખાવા આપવું. (૨) ખાવું; આરોગી જવું; અકરાંતિયાપણે ખાવું:–એ તો ઘણુંએ ઝાંસી ગયો. (૩) દેવું; આપવું; નાંખવું:–એને કોણ ઝાંસેછે ?;

**ઝાંસાચીઠી**, સ્ત્રી૦ ત્રાગાની ચેતવણી; ધમકી; બહારવટિયા લોકો ‘પોતાને અમુક છૂટ આપવામાં આવશે નહિ તો તે આમ તેમ કરશે’ એવી મતલબનો જે લેખ નાહિન માણસ મારફતે સત્તાવાળાઓ ઉપર મોકલી આપે તે.

**ઝાંસો**, પું૦ કંટાળીને ન ચાલે રીસથી જે આપવું કે કાર્ય કરવું તે; ઠોક; તિરસ્કારથી દેવું તે; ગુસ્સાજોર કંટાળીને જે સાહસ કરવું તે; ત્રાગું. (૨) આડો; હઠ; ખોંસ; રાડો.

**ઝાંહિ**, અ૦ ખરાબ રીતે; ત્રાગું કરીને ઝાંસે.

**ઝિકાળવો**, પું૦ ઈંટાનો ભૂકો; છાર.

**ઝિઝોટી**, સ્ત્રી૦ એક રાગિણી; ઝિંઝોટી.

**ઝિણાશ**, સ્ત્રી૦ બારીકી; ઝીણાપણું. (૨) દોઢડહાપણ.

**ઝિમ્રાલ**, સ્ત્રી૦ ઝિમેલ; ધિમેલ; રાતા રંગની કીડા જેવી પણ બહુ ચંચળ કીડી. નીમ ખેતર વગેરેમાં થાય છે અને ઉનાળાને અંતે દરની બહાર ઉભરાઇ આવે છે. કાળાકાળા મંકોડા ને રાતી રાતી ઝિમેલો.

**ઝિયાણું**, ન૦—ઝિયાયણું; પ્રસવ પછીનું આણું તે.

**ઝિરાયણું**, ન૦ પહેલા પ્રસવ પછીનું આણું તે. (૨) પહેલા ખોળાનું બાળક લઇને સાસરે જનારી પિયેરથી જે સોગાત લઇ

જાય છે તે. ઉ૦ ઝિરાયણે આવેલાં, જોવા આવીથ પનોતી બાળીને.

**ઝિલાણું**, ન૦ સુપડાથી પાણી ઝીલવાની જે ગોઠવણ તે; ઢંકુડી; ઝીણું; ઉલેચીને ઉસરડવું તે; ઉલેચીને ઉપર લેવાની રચના-ક્રિયા તેઃ-ઝિલાણું જોડવું. (૨) ઝિરાયણું; પ્રસવ પછીનું આણું; લાડકુંઆણું. ઉ૦ વહુવર તેડ્યાં ઝિલાણાને આણે.

**ઝિલ્લી**, સ્ત્રી૦ તીણો અવાજ કાઢનારાં જીવડાંની એક જાતિ; તમરાં.

**ઝિંક**, સ્ત્રી૦ ઝીક; પછાડ; ધોવા માટે કપડાને પાણીમાં બોળી પથ્થર ઉપર પછાડવું તે. ધોતરને બે ઝિંક મારજે. (૨) હાર; પરાભવ; પટકી નાંખવું; ઝિંકી નાંખવું તે. (૩) કંટાળાથી કોઈ વસ્તુને ફેંકી દેવી તે. (૪) માથાફોડ, કડાકુટ.

**ઝિંકવું**, ક્રિ૦ સ૦ ધોવા સારૂ કપડાને પાણીમા બોળી હવામાં વિંઝીને પથરા ઉપર પછાડવું; પછાડીને ધોવું. (૨) ઉંચકીને નાંખી દેવું; ઝીકવું, કંટાળીને નીચે નાંખવું. (૩) હરાવવું; મારીને પાછુ પાડવું; ઉચકીનાંખવું.

**ઝિકો**, પુ૦ ઝિકાળવો.

**ઝિંજોટી**, સ્ત્રી૦ એક રાગિણી.

**ઝિંઝરેટો**, પુ૦ એક ઓષધિ; વનસ્પતિ છોડવો.

**ઝિંઝવો**, પુ૦ એક જાતિનું ઝાડ (૨) ઘાસની એક જાતિ.

**ઝિંઝિં**, અ૦ એવો થતો અવાજ.

**ઝિંઝી**, સ્ત્રી૦ જેને ગોળ જોડિયાં પાન થાય છે એવું એક ઝાડ; આસોતરી. આ ઝાડનાં પાન તમાકુની બીડીઓ વાળવાના કામમાં આવે છે.

**ઝિંટ**, સ્ત્રી૦ પીડા; લફરું; વળગણ; પુછડું.

**ઝિંટવું**, ક્રિ૦ સ૦ કાંટાવાળાં થુવેર ઇત્યાદિ સાથે બોરડી બાવળીનાં ઝરડાંને વળગાડવાં તે; કાંટાને લીધે વળગી-ભાઝી રહે એમ કરવું; બઝાડવું; ચોટાડવું; સાથે જોડવું. (૨) ખડકવું; ટગલો કરવો.

**ઝિંટું**, ન૦ ઝિંટ.

**ઝી**, ન૦ ઘી; ઘૃત. ( ગ્રામ્ય.)

**ઝીક**, સ્ત્રી૦ ઝીકવું-પછાડવું તેઃ-ધોતિયાને બે ઝીક મારજે. (૨) સોના રૂપાના ઝીણા ઓપદાર તારની ગુંછળીનો કસબઃ-એક તોલો ઝીક લાવજે. (૩) ઝીકના કસબનું ગુંથણ-ભરત તે, ગુચ્છાવાળા તારનું ભરત કામ'-ઝીકને તારા ટપકી. (૪) હાર, પરાજય; ફટકો.

**ઝીકણું**, ન૦ ઝીકવું તે, પડી-હારી જવું તે; પરાજય. (૨) રફુ કરવું તે; ઝીણા તારથી સાંધ મેળવવી તે; ટેભ કરવી તે.

**ઝીકવું**, ક્રિ૦ સ૦ ઉંચકીને જોરથી નીચે નાંખવું-પછાડવું; હવામાં વિંઝીને નીચે અફાળવું -ધોતિયાં ઝીકવાં. (૨) હોમવું. ઝોકાવવું, નાંખવું; રેડવું; ઢોળવું; ગડાવવું; સામેલ કરવું; માં-અંદર નાખવું:-મણ ઘી ઝીકી દીધું. (૩) માર મારીને નીચે પાડી દેવું; હરાવવું; હેઠેનાંખી દેવું; પાડી નાંખવું.

**ઝીણ**, સ્ત્રી૦ કેરીની ગોટલી ઉપરના પાતળા પડ ઉપર રૂંવા સારે કાણાશ આવવી તે; જાળીદાર પડ બંધાવું તે; નાજુક પાતળા પડનું પાકટ થવા માંડવું તે. (૨) ઝીણા ઝીણા તંતુઓની પાકટ જાળ બંધાવા માંડવી તે; આમાના બીજનું-ગોટલીનુ પડ બંધાવા માંડવું તે.

**ઝીણુપણ**, ન૦ વિચાર અને કામકાજ વિગેરેમાં બારીકીથી-સૂક્ષ્મતાથી કામ કરવાપણું તે; બહુ વિચાર ખંત અને ધીરજથી ઉંડા ઉતરીને સંભાળપૂર્વક કામ કરવું તે. (૨) ડહાપણ; ચતુરાઈ; કૌશલ્ય; છળીને કામ લેવાની રીત તે.

**ઝીણવટ**, સ્ત્રી૦ ઝિણાશ; બારીકી. (૨) ચતુરાઇ; ડહાપણ. સંભાળથી ખૂબ બારીક તપાસ ચલાવીને કાર્ય કરવાની રીત; ચીકણાપણું; દોઢડહાપણ.

**ઝીણું**, વિ૦ [ सं. क्षीण ] બારીક; બહુજ નાના કણ કણ થઇ જાય-હોય એવું:-સારૂં ઝીણું વાટજો.:-ઝીણી રેતી; ઝીણો લોટ. (૨) પાતળું; આછું; નાજુક બારીક તાર-સુતરનું.:-ઝીણું લુગડું; કાંબળ. ઝીણું પોત; મુલાયમ. (૩) તીણી ધારવાળું; અણીદાર; તીણું.:-ઝીણી ધાર અને ઝીણી અણી કાઢજો. (૪) નાનું; લઘુ; ઉંચું જાડું કે કદાવર નહિ એવું; નાજુક; ઠિંગણું:-આ છોકરી બહુ ઝીણાં છે; ઝીણાજીવ. (૫) ધીરું; નહિ ઉતાવળું; હળવું.:-સ્ત્રીઓ બહુ ઝીણું બોલે છે. (૬) નાજુક; આંખ અને મન રાખી ઉંડા ઉતરી બહુ સંભાળથી કરવા જેવું; કારીગરીનું; બારીકીથી કરવા જેવું; સાચવીને કરવા જેવું:-આ તો બહુ ઝીણું કામ છે. (૭) ડહાયું; ચતુર; ઠરેલ; સંભાળી-વિચારીને કામ કરે એવું.:-એ તો બહુ ઝીણો માણસ છે. વ્યંગમાં દોઢચતુર; ડહાયલું; (૮) નકશી-કોતરણીનું; કારીગરી ભરેલું; ગુંથેલું; સારી આવડનું, કુશળતાનું. ક્રિ૦ પ્ર૦ ઝીણું કાંતવું=નાજુક પાતળા તાર નીકળે એમ કરવું. (૨) સંભાળીને કરકસરથી કામ લેવું; કરકસર કરવી. કહે૦ ઝીણો પણ રાઇનો દાણો=નાનું પણ તેજદાર; નાનું પણ ચટકો દે એવું. ઝીણું જાડું=સારૂં ખોટું.:-ઝીણું જાડું કર્યા કરશો નહિ. (૮) આડું; વાંકું; કટાક્ષ ને પ્રેમ ભાવ ભરેલું; મોહ ભર્યું. ઉ૦ ઝીણું ઝીણું નીરખે શું મદનું બન્યું રે.

**ઝીપટો**, પું૦ જોડીમધ.

**ઝીપવું**, ક્રિ૦ સ૦ ઉપરથી પડતી કે સામેથી આવતી વસ્તુને અદ્ધરથી ઝડપી લેવી; નીચે પડતા પહેલાં કે વાગતા પહેલાં અદ્ધર પકડી લેવું; ઝીલવું.

**ઝીભ**, સ્ત્રી૦ જીભ.

**ઝીમી**, સ્ત્રી૦ સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું કાળું કપડું; કાળો ભાતવાળો સાડલો. એનું પોત મુલાયમ અને ભાત મજાની હોય છે.

**ઝીલ**, સ્ત્રી૦ એક રોપો. આની રાખ વાગેલા ઉપર દાબવાને કામ આવે છે. એનાં દાતણ થાય છે. (૨) સામો લણવાનું વાંસનું ઓજાર. (૩) તંબુરાનો એક તાર. (૪) લાબેલી મોટી પાર, બરણી. અનાજ ભરવાના કામમાં આવે છે તે. (૫) ઉંડા પાણીની જગો; કગરી; ડોહ. કહે૦ દાતણ કરીએ ઝીલનું તો પાપ જાય દિલનું. (૬) છોળ; છાલક.:-રસની ઝીલ ઝીલનાર.

**ઝીલવું**, ક્રિ૦ સ૦ ઉંચેથી પડતી કે સામેથી આવતી વસ્તુને અદ્ધર અદ્ધર-હવામાંથી પકડી લેવી; નીચે પડતા પહેલાં કોઈ વસ્તુને ઉપાડી-ઉચકી લેવી. (૨) એક જણનું બોલવું બીજાએ ઉપાડી લેવું; ઓ ગાયેલું બીજાએ ઉપાડી ફરીને તેની સાથે ગાવું. (૩) ખમવું; પોતાની ઉપર ધરી લેવું; સહન કરવું; માથે લઇ લેવું. (૪) માણવું; ભોગવવું; આનંદથી અનુભવવું.:-રસ ઝીલવો. (૫) પાણીમાં રમવું; જળક્રીડા કરવી; નહાવું. ઉ૦ જમુનાજળ ઝીલવું સાહેલીરે. (૬) કબુલ રાખવું; સ્વીકારવું.:-તેણે મારો પડતો બોલ ઝીલી લીધો.

**ઝીલું**, ન૦ નીચે ઠેકાણેથી ઉંચી જગાએ પાણી ઉચકી લેવાની એક રચના તે; ખેતરોમાં જોઇતું પાણી પાસેની નહેરમાંથી કે વહેળામાંથી ઉંચાં ખેતરોમાં આવે તે માટે હિંચકાની માફક સુપડાં બાંધી તેને ઝુના-

વીને પાણી લેવાની જે એક જાતની ગોઠવણ તે.:-વરસાદ હવે આવે એમ લાગતું નથી માટે ઝીલું જોડો. ક્રિ૦ પ્ર૦ ઝીલું જોડવું-ઝીલાં જોડવાં=પ્રવાહી-ઢીલો ખોરાક સબડ સબડ આંગળાં ભરી ભરીને ઝપાટાબંધ ખાવો; આસરડવું; સબડકા ભરવા.

**ઝીલો**, પું૦ ગોટી લાપેલી કોડી-બરણી; કચરાનું ગોટું વાસણ.

**ઝુકંદો**, પું૦ ઝોકંદો; સારી પેઠે ઝોકાવવું તે; ભોજનને ભોગ પાછળ ઝોકાવ્યા કરવું-મચ્યા રહેવું તે.

**ઝુકારવું**, ક્રિ૦ સ૦ ઝૂકે-નમે એમ કરવું; નમાવવું; ઉંટને નમી-ઝૂકી કે બેસે એમ કરવું; ઉંટને બેસાડવું.

**ઝુકાવડો**, પું૦ ઝોકાવતા રહેવાની વૃત્તિ તે; મચ્યા-મંડ્યા રહેવાપણું.

**ઝુકાવવું**, ક્રિ૦ સ૦ ઝૂકે એમ કરવું; નમાવવું; ભારને લીધે કે તાણીને નીચું નમાવવું લચી જાય એમ કરવું. (૨) ઝુલાખાતું કરવું; લબડાવવું; લટકી પડે એમ કરવું. (૩) ક્રિ૦ અ૦ યા હોમ કરીને પડવું; કૂદી પડવું; સાહસમાં ઉતરવું.

**ઝુઝાવવું**, ક્રિ૦ સ૦ લડાવવું; યુદ્ધ કરાવવું; હંફાવવું; થકવવું; ઝૂઝે એમ કરવું.

**ઝુડિયું**, ન૦ નહિ સોરેલી ડાળી; નાની નાની શાખાઓના ખાંપા છોલી નાખ્યા ન હોય એવી ઝૂડવા-મારવા-ઝાપટવાના કામમાં આવે એવી ઝાડની લીલી કે સુકી વાગે એવી-ઝપટાય એવી ડાળી; નહિ છોલેલી-ખાપેલી જેવી ને તેવી ઝાડની ડાળી-ડાળાની લાકડી; ઝુડાય એવી ચીજ; લાકડી; દંડૂકો; ઝગડારૂપ જે લાકડી તે ઝુડિયું:-એક ઝુડિયું માર્યું એટલે તે નાસી ગયો. રૂ૦ પ્ર૦ ઝુડિયાં પડવાં=સારો માર-ઠોક-ખાસડાં પડવાં; ઠપકો મળવો; માર ખાઇને પાછા પડવું.

**ઝુડિયો**, પું૦ ખળીમાંનાં ડુંડાં ને ડુંખી ભરી પાક ઝૂડવાનું ગુંણુ; જાડી લાકડી; ડાંડિયો.

**ઝુડો**, પું૦ અંબોડામાં ઘાલવાનો વાળનો જથ્થો; રેશમ અથવા સુતરના તાંતણાનો જથ્થો; ફરશો; જુડો; ઝુમખો.

**ઝુણઝુણ**, અ૦ એવો થતો અવાજ.

**ઝુપકી**, સ્ત્રી૦ ડોલું; ઝોકું.

**ઝુમખડાં**, ન૦ તુરિયા ને ફુકરપાડાની જાતનાં વેલા ઉપર થતાં શાકફળ. તુરિયા કરતાં નાનાં અને એક જગે તથા એક પાંખડીએ ઝુમખાબંધ થતાં હોવાથી આ ફળને ઝુમખડાં કહેવામાં આવે છે. વાળિયે, ગુચ્છાબંધ થતા ફળ.

**ઝુમખડું**, ન૦ ઝુમખું; સમૂહ; જથ્થો; ટોળું.

**ઝુમખું**, ન૦ કડીએ કે એક ડાંખળીએ એકજ જાતની ઘણી વસ્તુઓનો જે સમૂહ તે; એકથી વધારે ચીજોનું એક બીજાની સાથે જોડાઇ રહેવું તે; જૂથ; જથ્થો; ટોળું; સમુદાય; લહેરખું. દ્રાક્ષ વગેરે ફળોનું ઝુમખું. મોતી ને ઘુઘરીઓ વગેરેનું ઝુમખું. ઝુમખો.

**ઝુમખો**, પું૦ જુડો; સમૂહ; ઝુમખું.

**ઝુમણું**, ન૦ મોતી કે ઘુઘરીઓના જથ્થાને ભારે ઝુમી પડતું, લટકતું, અથવા લચીજતું રહે એવું એક ઘરેણું; ઝુલતો રહે એવો અલંકાર; કાને પહેરવાનું ઝુલતું રહે એવું લોલકિયું. ઉ૦ ઝાલાવાડી ગડાં ઝુમણાં.

**ઝુમ્મર**, ન૦ સાથે સાથે ઘણા દીવા કરાય અને એક સાથે તે બધા ઝગતા લબડતા રખાય એવી કાચ કે ધાતુની રચના તે; ડાળી પાંખડીવાળો છોડ ઉંધો લટકાવ્યો હોય એવી એક સુંદર લટકાવી શકાય એવી દીવી; દીવાઓ કરવાનું ઝુલતું રખાય એવું ઝાડ. (૨) એક ઝુલતું રહે એવું ઘરેણું; ચીરત્ન.

**ઝુરણુ,** ન૦ ઝૂરવું તે; તલસવું તે; મળવા ભેટવાની આતુરતામાં શોક ચિંતા કર્યા કરવી તે; ઝૂરી મરવું તે; શોચ દુઃખ કર્યા કરવું તે, રડવા-ઝૂરવા કરવું તે; વલોપાત; આતુર વિલપન; ઝુરાપો.

**ઝુરાપો,** પુ૦ ઝૂર્યા કરવાપણું તે; રાત્રિ દિવસ શોક કર્યા કરવો-તલસ્યા કરવું તે; બળાપો; શોક; દુઃખ; વિલપન; શોચના; શોચ; અફસોસી. (૨) નાઉમેદી; નિસાસો; 'હાય કે યાકની ઝુરતી :-મરનાર મરી ગયું હવે ઝુરાપો કરવો તે શા કામનો ? એમાં કંઇ દેખવાનું છે ?

**ઝુલડી,** સ્ત્રી૦ બાળકનું ઝૂલતું રહે એવું ઝભલું.

**ઝુલણહાર,** વિ૦ ઝલનાર; હિંચકા ખાનાર; ઝુલામાં બેસી હિંચકા ખાનાર. ઝુલાવણહાર=ઝુલાવનાર. (૨) મોજ કરાવનાર; લડાવનાર.

**ઝુલણાછંદ,** પુ૦ એક માત્રાવૃત્ત; પરભાતિયાના રાગનો છંદ.

**ઝુલણું,** ન૦ હિંચકા; હિંચ, ઝૂલવું તે. (૨) હિંદોળો; પાલણું. (૩) દોલણું (ડોયણું) જે ઘોડિયાને બાંધવાની ઝૂલતી ઝોળીના બે છેડાને પહોળા રાખે છે. (૪) ઝુલાવવું તે; લડાવવું; ઉછાળવું ને રમાડવું તે; લાડ. જેમ મોજમાં આવે તેમ કરવા દેવું એટલુંજ નહિ પણ મોજનાં સાધન આપી મોજ મરાવવી તે. (૫) ઝૂલતાં રહે એવાં બાળક ને સ્ત્રીઓનાં ઘરેણાં.

**ઝુલણિયું,** વિ૦ ઝૂલતું હોય એવું; લટકતું રહેતું. (૨) મોજનું; છેલા આનંદનું; લાડ દેખતું :-ઝુલણિયો વિવાહ. ન૦ લટકણિયું; ઝૂલતું રહે એવું ઘરેણું. (૩) ઝૂલ્યા કરનારું; હિંચકા ખાધા કરે એવું. (૪) મનમોજી; મોઝીલું.

**ઝુલાવવું,** ક્રિ૦ સ૦ ઝૂલે એમ કરવું; હિંચોળવું; ઝુલા ખવગવવા: હલાવવું; હિંચકા નાંખવા. (૨) લડાવવું; મોજ કરાવવી; જેમ આનંદમાં મહાલે તેમ મહાલવા દેવું; હુલાવવું.

**ઝુલો,** પું૦ ઝુલાવી શકાય એવી બેસવાની એક રચના; હિંચકો. (૨) ડોળી. (૩) નુકસાન; ખાધ. ક્રિ૦ પ્ર૦ ઝુલા ખાવા= હિંચકા ખાવા; હિંચવું. (૨) આમ તેમ ખાલી અથડાયા કરવું; ફળ પ્રાપ્તિ ન થતાં ગોથાં ખાતાજ રહી જવું.

**ઝુલ્ફ,** જુ૦ જુલ્ફાં.

**ઝુલ્ફાં,** જુ૦ જુલ્ફાં.

**ઝુસર,** ન૦ ધુંસર, ધુસર.

**ઝુસ્તી,** સ્ત્રી૦ લડાઈ; ટંટો; સામી તકરાર.

**ઝુંટ,** સ્ત્રી૦ એકદમ ધસીને ખુંચી લેવું તે; ઝડપ મારીને ખેંચી લેવું તે; ઓચિંતી ઝાપટ મારી આંચકી લઇ લેવું તે; ઝુંટીને, ખેંચીને તાણીને લઇ લેવું તે. ક્રિ૦ પ્ર૦ ઝુંટ મારવી=ઝપટ મારવી; કોઇના હાથમાંથી કે કબજામાંથી ઝપટ મારીને લઇ લેવું.

**ઝુંઝાર,** પુ૦ મોટી લડાઇનો હિંગામ; મોટી લડાઇ-ઝગડો. (૨) લડવૈયો; યોદ્ધો. [સં. युयुत्सु ] લડવાની ઇચ્છાવાળો; લડવા માગતો હોય તે.

**ઝુંટવું,** ક્રિ૦ સ૦ ઝપટ મારીને લઇ લેવું; જોરૂ કરીને કોઇ પાસેથી ખેંચી લેવું; ખુંચાવવું; આંચકી લેવું.

**ઝુંટાઝુંટ,** સ્ત્રી૦ એક બીજાની પાસેથી-પરસ્પર ઝુંટી લેવું, ખેંચી લેવું તે; સામે સામે ઝુંટ ચલાવવી તે; એક બીજાના હાથમાંથી એક બીજાએ તાણી લેવું તે; લુંટાલુંટ; ખેંચાખેંચ; તડી પાડવી તે; જે હાથ આવે તે લઇ લેવાની ઘણા જણની જે હોંસાતુંસી ને ધમાલ તે.

**ઝુંટાવવું.** ક્રિ૦ સ૦ ઝુંટ મારીને લઈ લેવું;

પકાવી લેવું; આંચકી લેવું; કોઇ કંઇ લઇ જતું હોય તેની ઉપર ધસી જઇ ઝાપ મારીને પકડી લેવું.

**ઝુંડ**, ન૦ [ સં. યૂથ ] યૂથ; ટોળું; સમુદાય; ઘુમચક; જથ્થો; સમૂહ; ઘણુંબધો.:–ઝાડનાં ઝુંડ. ગોંસાઇનાં ઝુંડ; લુટારાઓનાં ઝુંડો ઝુંડ ફરે છે. હાથીનાં ઝુંડ.

**ઝુંડો**, પુ૦ [ સં. યૂપ ] વાવટા કાઠી; ધજાવાળો ઉંચો વાંસડો તે;. નિશાન; ધ્વજા; કેતુ. ધર્મરાજ્ય કે બળ–વીર્યનું ઓળખાણ આપે એવા ચિહ્નવાળી વાંસ ઉપર બાંધેલી જે ધ્વજા તે; વાવટો. ક્રિ૦ પ્ર૦ ઝુંડો ઉપાડવો=કોઇ કાર્યની આગેવાની લેવી. કોઇ કાર્યને ફતેહમંદીથી પાર ઉતારવાનું માથે લેવું. ઝુંડો ઉડાડવો=ફતેહ કરવી; ચાળાશી મેળવવી; વિજય વર્તાવવો. ઝુંડો રોપવો=વિજય મેળવવાને રણુ સ્તંભ રોપવો; બળાબળની કસોટી થાય એમ કરવાનો આરંભ કરવો; મોટા વિગ્રહનું મંડાણ કરવું. ઝુંડો લેવો=આગેવાન થવું; કાર્ય કરવાનું જોખમ ખેડવું; આંખે ચઢાય તેમ આગળ પડવું. ઝુંડા તળે–નીચે=આશ્રયે; અમુક કાર્ય કરવાને માટે જેણે આગેવાની કરી હોય તેની મદદમાં–તેના છત્ર નીચે તેની સહાયમાં રહેવું તે; તરફેણમાં.:-શિવાજીના ભગવા ઝુંડા નીચે લાખો પહાડી લોક આવીને એકઠા થયા. (૨) એક મોટું કામ; દિગ્‌વિજયનું મંડાણ હોય એવા કાર્યનું ઉત્થાન તે.

**ઝુંપડી**, સ્રી૦ ઝાડઝરડાંની ભિંતો અને છાજના આચ્છાદનવાળું નાનું આરામનું આશ્રયસ્થાન; ઘાસ તણુથી ઉભું કરેલું નાનું ઘર; મઢુલી; ઉટજ; મકડી; છાપરી; છાજ કામડાનું વાસગૃહ. કહે૦ રાજાનો મહેલ જોઇને આપણી ઝુંપડી કંઇ પાડી નંખાય?

**ઝુંપડું**, ન૦ સાધારણ છાજ કામડાં વગેરેથી બાંધેલું વાસગૃહ; છાપરું; નાનું છાજેલ ઘર.:–ચાર ઝુંપડાંનું ગામ.

**ઝુંફ**, સ્રી૦ ઝુંફણ.

**ઝુંફણ**, ન૦ ઝુંફવું તે; ઉંઘ–સુસ્તી–ઘેનનાં ડોલાં ખાવાં તે.

**ઝુંફવું**, ક્રિ૦ અ૦ ઉંઘ, ઘેન કે સુસ્તીને લીધે બેઠાં બેઠાં માથું ઝુકી જાય તેમ ઉંઘવું; મિચાયેલી આંખે ડોલાં ખાધા કરવાં; ઝોકાં ખાવાં. સુસ્તીના જોરને લીધે ઝુકી જવાવું તે.

**ઝુંસરી**, સ્રી૦ ધુસરી; હળ, ગાડા વગેરેની જે આડી બળદની ખાંધે મૂકવામાં આવે છે તે; ધર, ધુર.

**ઝુંસરું**, ન૦ ધુર; ધર, ધુસર.

**ઝૂકવું**, ક્રિ૦ અ૦ નમી પડવું; લચી જવું; નમવું; ઝમવું; કોઇ આધાર ઉપરથી નીચેની બાજુ તરફ ઝલવું; લટકવું; ટોચથી વાંકાવળી નીચેની તરફ લચતા રહેવું.

**ઝૂઝવું**, ક્રિ૦ અ૦ [ સં. યુધ ] જુદ્ધ કરવું; લડવું; બાઝવું. (૨) જોસથી અમુક બાબત કરવામાં મચ્યા રહેવું; ઝઝુમવું; એક બીજાની સામે ધસી નમીને મારા મારી કે કતલ કરતા હોય તેમ લડવું તે; જોસથી લડાઇ ચલાવવી; ઝૂજવું.

**ઝૂડ**, ન૦ વળગ્યું છૂટે નહિ એવું જળચર; મોટા મગર; ગ્રાહ; નક્ર. (૨) ચૂડ; છૂટે નહિ એવી જે જબ્બર પકડ તે; પકડ. (૩) વળગણ; પીડા; ન છૂટે એવી બલા. રૂ૦ પ્ર૦ ઝૂડ જેવું=ન છૂટે ને વળગ્યુંજ રહે એવું.

**ઝૂડવું**, ક્રિ૦ સ૦ ઝુડિયાથી મારવું; ઝપાટો ઉપરા ઉપરી માર મારવો; ખુબ્બાથી ખૂબ મારવું; મરે નહિ પણ ગડદાપેચ શિથિલ થઇ જાય તેમ ઝાપટી નાંખવું તે. (૨)

ધોયકણાએ ઝાપટીને ધોવું; લાકડાના દંડુકાના પ્રહાર કરી તથા કચરીને ધોવું.:–મેલાં લુગડાં જરા ઝૂડીને ધોજે. (૩) ઝાટકી ઉડાડી દેવું; ઝપટ મારીને રજ ઉડાડી દેવી; ફટકો (ઝાડુનો લુગડાના કકડાનો) ઝપાટીને સાફ કરવું.:–ફરનિચર ઝૂડીનાંખ. (૪) પાકના કલ્લા અથવા જુડીઓ ઉંચી કરી જમીન ઉપર કે ડગળા ઉપર અફાળીને ખંખેરવી; ખંખેરવું; પછાડી પછાડીને ગેરવવું; અફાળવું; ઝાપટવું. (૫) ઝુડિયું ઝાપટીને નીચે પાડવું, ગેરવવું.:–બોરડી ઝૂડવી. (૬) સતાવી, પજવીને લેવું; જોર વાપરીને લેવાય તેટલું લેવું. (૭) લાંચ રૂશવતરૂપે અથવા જોરજુલમે ખીસું ભરવું; પૈસા કાઢી લેવા:–એણે ,ખેડુતને ઝૂડી ખાવામાં બાકી રાખી નથી. (૮) દાબીને ખાવું; ઝાપટવું.:–કંસારને ઘી ઝૂડ્યાં. કહે૦ નીચી બોરડી સૌ કોઇ ઝૂડે=ગરીબને સૌ પજવે; લાચાર ને ગરીબડુ હોય તેને સૌ કોઇ દગ ભરાવી પોતાનું કામ કાઢી લે; લડે–ટપકો દે; પજવે; સતાવે. ગરીબ બિચારાં વસવાયાં જ્યાં જાય ત્યાં ટપકાય, એ તો જાણોછોને ભાઇ; નીચી બોરડી સૌ કોઇ ઝૂડે.

**ઝૂમ**, સ્રી૦ કેફ, ઉંઘ, અને ઉશ્કેરણી વગેરેની જે ઉગ્ર અસર તે; ધુંધવાતો જુસ્સો; જોમ. (૨) ઝુમખું.

**ઝૂમવું**, ક્રિ૦ અ૦ ઝૂકવું; બળી રહેવું; કિનારી–હદ ઉપરથી બહાર ધસી રહેવું; ટિંગાવું; ઝઝુમવું. (૨) ટાંપી રહેવું; કોઇ મતલબ પાર પાડવા સારૂ લાંનુ ત્યાં લટકી બેઠી રહેવું; આતુરતાથી આસપાસ વિંટલાઇ રહેવું. (૩) પડુપડુ થઇ રહેવું; અદ્ધર છવાઇ રહેવું; વરસાદનું–વાદળાં ઝૂમી રહ્યાં છે. ઝૂમી રહેવું.

**ઝૂરવું**, ક્રિ૦ અ૦ મળવા ભેટવાને દુઃખ કલ્પાંત કર્યા કરવું; તલસવું; સંતાપ કર્યા કરવો; બળાપો કરવો; તલસ્યા કરવું; હિજરાવું; વિલપવું; વલોપાત કરવો.

**ઝૂલ**, સ્રી૦ કોઇ ચીજની કિનારીએ રાખેલી કપડા–કાગળ વગેરેની જે ઝૂલતી–ફરફરતી ચીણ તે; શોભા માટે રાખેલો કિનારીપરનો જે ઝૂલતો ભાગ તે. પડદા અને વિંઝણા વગેરેની ઝૂલ. (૨) ગાયનની અંદર આવતી હલકદાર જે નાની નાની કવિતાની કડીઓ તે.:–લાવણીની ઝૂલ.

**ઝૂલતું**, વિ૦ કિનારી બહાર ગુચ્છારૂપે લટકતું–ફરફરતું રહે એવું. (૨) લબડતું; હિંચકા ખાતું; હિંદોળાતું. (૩) રખડતું. ઝુલતું. (૪) છુટું; નિર્બંધ; ખુલ્લું; મોકળું. આ બહેન બહુ ઝુલતુ રહે છે.

**ઝૂલવું**, ક્રિ૦ અ૦ હિંદોળે કે પાલણામાં બેસીને હિંચકા ખાવા; હિંચવું; હવામાં આમ તેમ, આઘું પાછું હાલ્યા કરવું. (૨) લટકવું; લબડવું;, નીચેની તરફ લટકી હાલ્યા–ફરફર્યા કરવું; ડોલ્યા કરવું. (૩) કોઈ પણ કામમાં પછાત પડવું; પાછળ રહી જવું; ધારણામાં નિષ્ફળ જવું; કાર્ય નહિ સિદ્ધ થવું.:–તું ઝુલતો રહ્યો ને એ ખાટી ગયો. (૪) નીચા નમી જવું; વાંકા વળી જવું. લળી જવું.:–ફળ આવતાંને વાર માંજરો ઝૂલી ગઈ. ઉપર ઉપર હાલતું રહેવું, તરવું. ડગમગતું રહેવું; ઝોલાખાતું રહેવું. હવામાં ફરફરવું.

**ઝૅડકિલ**, પુ૦ ઇંગ્લંડ–યુરોપમાં થઈ ગયેલો રિચર્ડ જેમ્સ મોરિસન નામનો પંચાંગ અને વરતારા કરનારો એક જાણીતો જોશી. એ નૌકાખાતામાં નોકર હતો ને જ્યોતિષ તથા હિંદુ બાપાનો મોટો અભ્યાસી

હતો. ૧૮૩૦ થી એણે પંચાંગ કાઢવા માંડયું હતું. રાજાઓનાં રાજ્યોના અને ભવિષ્યમાં બનનારા બનાવોના વરતારા કરવામાં તે બહુ જાણીતો છે.

**ઝેબેઝેબ,** અ૦ ઉપરા ઉપરી ખૂબ પરસેવો થઇ આવ્યા કરવો તે; પરસેવાનાં ઉભરણ; વારંવાર શરીર ઉપર પરસેવાના મોતિયા વળી જવા તે; રહી રહીને કપડાં પલળી જાય એટલોબધો પરસેવો વળવો તે. પરસેવાના તો ઝેબેઝેબ વળે છે.

**ઝેમી,** સ્ત્રી૦ સ્ત્રીઓને શોકમાં પહેરવાનું કાળું ભાતીગલ એક મુલાયમ વસ્ત્ર; કાળો સાલ્લો.

**ઝેમોરિન,** ના૦ કાલીકટના રાજાઓની એક ઓળખ; રાજ્યકર્તાનું ઉપનામ; અટક; નેકનામ. પંદરમા સૈકામાં પહેલવહેલા યુરોપિયનો કાલીકટના બંદરે આવી ઉતર્યા હતા અને તે વખતના રાજ્યકર્તા ઝેમોરિને તેઓને અભય આપી કિનારે ઉતરવા દીધા હતા. ૧૫૩૦ માં ઝેમોરિને પોતાનો એક એલચી પોર્ટુગાલ મોકલ્યો હતો. તે ત્યાં ખ્રિસ્તી થઇ જવાથી નાઇટ બન્યો હતો પણ પાછા ફરતાં ઝેમોરિનના દરબારમાં ધર્મ પલટવા માટે તેને મારી નાંખવામાં આવ્યો હતો. કાલીકટમાં એક વાર વીસહજાર માણસોએ એકકે દિવસે ખ્રિસ્તીધર્મ અંગીકાર કર્યો હતો. પહેલવહેલા યુરોપિયનોના સહવાસમાં ગયાથી ઝેમોરિનો ઇતિહાસમાં જાણીતા થયેલાછે.

**ઝેર,** ન૦ [ફા૦] ખાવાથી, સુંઘવાથી, ભોંકાવાથી, લાગ્યાથી કે અડયાથી કોઇપણ રીતે શરીરમાં જવાથી જિંદગીનો અંત આણે અથવા તંદુરસ્તીને હાનિ પહોચાડે એવો જે પદાર્થ તે; પ્રાણીના જીવનને અને તબિયતને હાનિ પહોંચે એવા ગુણ-અસરવાળું દ્રવ્ય. (૨) ખાવાથી, ભોંકાવાથી કે શરીરને લાગ્યાથી હાનિકારક અસર ઉત્પન્ન થાય છે, જિંદગી જોખમમાં આવી પડે છે તે; વિષ; ગરલ. (૩) અદેખાઇ; ઇર્ષ્યા; દ્વેષ. ઉ૦ ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કહેર ગયા કરનાર. બીજાની ઉન્નતિ સુખ વગેરે જોઇ મનમાં જે ક્રોધ-દ્વેષ અને નહિ સહન થવા રૂપી પરિતાપ પૂર્ણ લાગણી રહ્યા કરે છે તે. (૩) વેર; સામાને હાનિ કરવાની, પોતાને થયેલી હાનિનો બદલો વાળવાની લાગણી તે.:-અમારા કુટુંબ પર તો એને બહુ ઝેર છે. (૪) વિભેદ; કુસંપ; સ્નેહભંગ; લડાઇ; એકબીજા વચ્ચેનો સુમંબંધ તૂટી જઇ એકબીજાથી જુદા પડી એકબીજાને હાનિ થાય એવી કડવી લાગણી ઉત્પન્ન થવી તે. :-એણે કુટુંબમાં ઝેર રેડયું. ક્રિ૦ પ્ર૦ ઝેર આપવું=મારી નાંખવાનો યત્ન કરવો; વિષ ખવરાવવું; મારી નાંખવાને માટે ઝેરી પદાર્થ આપવો. ( ખાવામાં ) ઝેર ઉતરવું= વિષની હાનિકારક અસરનું કમી થવું. અદેખાઇ મટવી; દાઝ વળવી; રાગદ્વેષ હોય તે ઓછો થવો; અનુભવથી-જોવાથી કે ખુલાસાથી વહેમ ઇર્ષ્યા ટળવી. ઝેર ખાવું=વિષ લેવું; આત્મઘાત કરવો; જીવ કાઢી નાંખવાનો યત્ન કરવો; ત્રાગું કરવું; સામા પ્રત્યે કંઇ વળે એમ ન હોય ત્યારે જીવ ઉપર જોરાવરી કરવી.:- એને મૂર્ખાને શિખામણ શી દઇએ, જરા કઇ કહીએ છીએ તો ઝેર ખાવા બેસેછે. (૨) અપ્રિય કે હાનિકારક વાત કે વસ્તુને સહન કરવી-ગળી જવી તે; મુંગા સહન કરી જવું.:-ડોસા ! પ્રસગે ઝેર ખાવું પડે, અને તેમ કરીએ તોજ સંપ રહે. ઝેર ચઢવું=ઝેરી અસર થવા માંડવી; ઝેરની અસર જણાવી. ( ૨ ) અદેખાઇ આવવી; સોબતની ખરાબ અસર થવા માંડવી; લાગણી ઉશ્કેરાવી. ઝેર દેવું=ઝેર

આપવું; વિષ પ્રયોગ કરવો; મારી નાંખવું.:-કજાત છોકરીને ઝેર દો. ઝેર થવું=વેર બંધાવું. ઝેર વાવવું=જેનું પરિણામ સારું ન આવે એવું કાર્ય કરવું; જેમાંથી વિખવાદ થાય એમ કરવું.

**ઝેર,** ન૦ (જેર) ઝાંઝર. કવિતામાં.

**ઝેરકચુરો,** પુ૦ ઝેરકચોળું; ઝેરકચોલું.

**ઝેરકચોળું,** ન૦ [ઝેરકોચલું] એક વનસ્પતિ–ઝાડ:-ઘાટમાં ઝેરકચોળાનાં ઝાડ ઉગે છે. (૨) એ ઝાડનું કડવું અને વિખની અસર કરનારું બિયું; કડવી વિષારી કોચલી, સુકાઈ ગયેલી પતરી. ઝેરકચોળાં ચપટાં ને ગોળ થાય છે. ઓસડમાં તેનો ઉપયોગ થાય છે. ઝેરકચોળાના સત્વને 'સ્ટ્રિકનિયા' કહે છે. તેના ઓછા કાતેલ સત્વને 'નક્ષવોમિકા' કહે છે, એ અફીણના જેવું કડવું અને કાતેલ વિષ છે. સ્ટ્રિકનિયાના અડધા ટિંપાથી મરણ નીપજે છે. દેશી દવામાં તેની ભૂકી વપરાય છે. જીવજંતુ મારી નાંખવાના કામમાં તે વપરાય છે. કેટલીક જાતના સોજા ઉપર તેને ઘસીને ચોપડતાં પણ ફાયદો થાય છે. ઝેરકચોળાના ઝાડનાં સર્વાંગ ઝેરી હોય છે.

**ઝેરકાજળી,** સ્ત્રી૦ શરીર કે લોહીમાંનું જે વિષ પરસેવા રૂપે બહાર ઉભરાઈ નીકળે છે તે; ઝેરી પરસેવો થઈ આવવો તે; મરણાંત પરસેવો તે. સારા ને ખોટા બેઉ અર્થમાં વપરાય છે એટલે કે, કોઈવાર તાવ અને ઝેરી અસરની ઝેરકાજળી વળવા પછી દરદીને આરામ થાય છે તેથી તેને વિષના ઉતારના ચિહ્ન તરીકે સારી ગણવામાં આવે છે. કોઈવાર તેને મરણના છેલ્લા વખતના ચિહ્ન તરીકે ગણવામાં આવે છે. ઝેરકાજળીનો પરસેવો કપાળે ઓસનાં ટિંપાં જેવો થઈ આવે છે. ક્રિ૦ પ્ર૦ ઝેરકાજળી છુટવી=છેવટનું ઝેર પરસેવા તરીકે સારા કે માઠા પરિણામના ચિહ્ન રૂપે બહાર નીકળવું.

**ઝેરણી,** સ્ત્રી૦ છાશ કરવાનુ વતરણું; હાથરવૈ.

**ઝેરી,** વિ૦ ખાધાપીધાથી, અડકવાથી, સુંઘવાથી, અને ડંખવાથી=કરડવાથી વિષ ચઢે એવું; ઝેરવાળું; જેમાં ઝેર હોય એવું; ઝેરવાળું. (૨) અદેખું; ઇર્ષાળું; અંટસ રાખે એવું:-ઝેરીઉંદર, ઝેરીનાળિયેર.

**ઝેરીનાળિયેર,** ન૦ દરિયાઈ વનસ્પતિનું એક અંડાકૃતિ કોટલું અને ફાડીને નાવડા જેવું પાત્ર બનાવવામાં આવે છે અને તે સાધુ સંન્યાસીઓ પાત્ર તરીકે વાપરે છે.

**ઝેરીલું,** વિ૦ ઝેરવેરવાળું (માણસ) અદેખું; ઇર્ષાળું; દ્વેષી; બીજાની ઉન્નતિ–સારું નહિ જોઈ શકે એવું; જેના મનમાં બીજામાટે દ્વેષ વેર હોય એવું.:-કુતરાં બહુ ઝેરીલાં હોય છે.

**ઝેરું,** ન૦ ઝાપટું; વરસાદનો એક ઝપાટો તે.

**ઝેલમ,** સ્ત્રી૦ જહેલમ; વિતસ્તા, હિમાલયમાંથી નીકળી કાસ્મીરમાં થઈ શ્રીનગર આગળ થઈ પંજાબમાં ઉતરે છે. તે ચિનાબ નદીને મળે છે. તે ૪૫૦ માઈલ લાંબી છે એના પાણીનો વેગ કલાકના ચાર માઈલ જેટલો છે.

**ઝેશી,** સ્ત્રી૦ ચીનની છેલ્લી રાજ્યકાર્ય કુશળ શહેનશાહબાનુ. ગરીબ માબાપને પેટ તેનો જન્મ સન ૧૮૩૦ ની સાલમાં થયો હતો. મંચુ જાતિના તેના બાપે પોતાની ગરીબાઈને લીધે કંતાનમાં તેને ગુલામડી તરીકે એક ગૃહસ્થ ચીનાને ત્યાં વેચી હતી. ચીનના શહેનશાહ હિતકુંગે આદી વારસની આશાએ ફરી પરણવાનો વિચાર કરી નવી રાણી પસંદ કરવાને ૧૮ વર્ષની મંચુ કન્યાઓને પેકિન તેડાવી હતી. જેથી

. એ કન્યાઓમાંની પસંદ કરાયેલી દસમાં સુંદરાઈ હતી એટલુંજ નહિ પણ આખરે શહેનશાહની પસંદગી પામી શહેનશાહબાનુ થવા પામી હતી. શહેનશાહની ઉમેદ ત્રીજે વર્ષે તેને પુત્ર જન્મ થવાથી પુરાઇ. સને ૧૮૬૧ માં શહેનશાહ મરણ પામતાં તે ચીનના શહેનશાહની પાલક માતા તરીકે ચીનની મોટી શહેનશાહતની રાજકર્ત્રી થઇ પડી હતી. રાજ્ય કાજમાં તે બહુ કુશળ હતી. તેનું મરણ સને ૧૯૦૬ માં થયું હતું.

ઝેંણ, સ્ત્રી૦ (ઝિંણુ) અત્યંત ઝીણી રજોટી; બારીક રજકણુ; ગર્દ; છિયાડી. (૨) કોઈ વસ્તુ-ફળ વગેરેના ખરાબ પરિપાકની ધુમાડી જેવી જે રજ ઉડે છે-નીકળે છે તે; બગડેલા ફળ વગેરેમાંનો તેના વિકારી પરમાણુઓને લીધે ધુમાડા જેવો લાગતો ક્યાસ-વાયુ, ધુમાડી.:-કોહનીઝેણ. (૩) ક્રોધની ધુજારી, કમકમી; ઝનુન. ઝેંણ ચઢવી. ક્રિ૦ પ્ર૦ ઝેંણ ઉડવી=અત્યંત બારીક અણુ-પરમાણુનું હવામાં ઉડવું. તમાકુ દળાય છે તેની ઝેંણને લીધે ખુંખું થાય છે ને છિંકો આવ્યા કરે છે. મરચાંની ઝેંણને લીધે આંખો બળે છે.

ઝેંબેસી, સ્ત્રી૦ ઝંબેસી, પૂર્વ આફ્રિકાની એક મોટી નદી. આની લંબાઇ ૧૬૦૦ માઇલ છે અને ૯૦૦ માઇલ સુધી એટલે વિક્ટોરિયાના મોટા ધોધ સુધી તેમાં વહાણો ચાલી શકે છે. નાનાં-મોટાં ઘણાં રાજ્યો ને શહેરો તેના કિનારા ઉપર આવેલાં છે. એનો ધોધ ૧૮૫૦ માં લિવિંગસ્ટન નામના મધ્ય આફ્રિકાના પ્રખ્યાત પ્રવાસીએ શોધી કાઢયો હતો.

ઝેડકો, પુ૦ ઝરડકો; કપડામાં જે લાંબી ફાટ પડતી તે; ચીરો; ઝરડ લઇને ચિરાવું તે; લાંબો ઝટકો; લાંબો કાપ, (૨) એકદમ લાંબા આંચકાબંધ ચિરાવું-વલોવાવું તે; સરડકો.:-માખણ આવવાને વલોણામાં ઝેડકા દેવા. લાંબે લસરકે નેતરાં ખેંચીને વલોવવું તે. ક્રિ૦ પ્ર૦ ઝેડકો કાઢવો= ચીરી નાંખવું; ચિંદરડું પડે એમ લંબાણ પડે ફાડવું; ફાડીને કકડો કરવો. ઝેડકો ભરવો=લાંબો ચીરો હોય તેને સાંધી લેવો; સિવવું.-બહેન મઝેનું ગુંથણ ગુંથે પણ ઝેડકો ભરતાં ના આવડે.

ઝોક, પું૦ આંખમાં અણજાણતાં એકાએક કંઇ વાગવું તે; આંખને લગતી આફત, ગોદો તે:-આંખને ઝોક લાગ્યો. સ્ત્રીલિંગે પણ વપરાય છે. (૨) વાંકુ વળવું તે; વાંક; વલણ; ફેર. -નદી ત્યાંથી પૂર્વ તરફ ઝોક લઇને આગળ વધે છે. (૩) ઢળતું-નમતું રહેવું તે; સીધી લીટીમાંથી એકાદ ગમ ઝૂકતું રહેવું તે; અમુક બાજુ તરફ સહેજ વળતું-જતું હોય એવું જે તે:-એ રાગનો ઝોક વસંત રાગ તરફ રહેતો લાગે છે. (૪) ભરવાડો જે વાડામાં બકરાં ને ઘેટાં વગેરે રાખે છે તે વાડો. (૫) બકરાં કે ઘેટાંનું ટોળુ તે. (૬) નુકસાન; ખાધ; ટોટો. કહે૦ દુખતી આંખે ઝોક લાગે; વાગેલામાં વાગે

ઝોકવું, ક્રિ૦ અ૦ ઝોકાં ખાવાં; ઉંઘ કે સુસ્તીને લીધે વારંવાર માથું ઝૂકી જવું; ડોલાં ખાવાં; બેઠા બેઠા ઉંઘવું:-કથા સાંભળવા જાય ખરા પણ ત્યાં બેઠા બેઠા ઝોકે. (૪) ક્રિ૦ સ૦ નાંખવું; ફેંકવું; ઉંચુ કરીને ઉસેટવું; એકદમ અહિં ફેંકવું. (૨) નીચા નમવું; વળવું, ઝૂકવું; લચવું (૩) લટકતું રહેવું; લબડ્યા કરવું; હિંચકા ખાતું રહેવું; અદ્ધર ઝૂલ્યા કરવું.

ઝોકંડા, પુ૦ જમવા ઉપર કે મોજમઝા ઉપર ખૂબ પડવું તે; કશો વિચાર કર્યા વગર તાનમાનમાં લાગ્યા રહેવું તે.

ઝોકાવડા, પું૦ ઝોકંડા; યા હોમ કરીને કોઈ કામકાજમાં કૂદી પડવા વગેરેની જે વૃત્તિ તે; પ્રપાત; ધસારો; સાહસિક વેડા તે.

ઝોકાવવું, ક્રિ૦ અ૦ ઝંપલાવી પડવું; યા હોમ કરીને કૂદી પડવું. (૨) ક્રિ૦ સ૦ સાહસ કરાવવું; કૂદી પડે એમ કરાવવું.

ઝોકું, ન૦ ઉંઘ, કેફ કે રોગની અશક્તિ ને સુસ્તીથી આંખમાં ઘેન આવી જઈને માથું નમી જવું તે; માથું ઝૂકી જવું તે; નીચું નમી જવું તે. (૨) ઉંઘ; નિદ્રા. તે ઝોકાં ખાય છે=અર્થાત્ ઉંઘે છે. ક્રિ૦ પ્ર૦ ઝોકાં ખાવાં=બેઠા બેઠા ઉંઘવું.

ઝોકો, પુ૦ ઝોક; ગોદો. (૨) ઝુકવવું તે, હલાવવું; ઝૂકી પડે એમ કરવું તે; ઝુલાવવું તે, ઝોલો; નમાવી દેવું તે:–ત્રાજવાને ઝોકો દઈને ન જોખતો. ક્રિ૦ પ્ર૦ ઝોકો ખવરાવવો=ઝુકાવવું; નમે એમ હિલોળવું. ઝોકો દેવો=નમે એમ આંચકો ખવરાવવો; નમાવવું.

ઝોટ, સ્ત્રી૦ જુવાન ભેંશ (૨) ઝપટ; ઝાપોટ.

ઝોટડી, સ્ત્રી૦ જુવાન–પહેલ વેતરી ભેંશ.

ઝોટિંગ, પુ૦ મરી ગયેલા મુસલમાનનો ભમતો જીવ; ભૂત. (૨) રખડતો ઢાંડ માણસ. (૩) મેલું માણસ. (૪) એકદમ પડાવી લેવું તે દેંગામસ્તી કરવી, લુંટફાટ કે જોર જુલમ ચલાવવાં તે.–ઝોટિંગ પાદશાહી=અંધાધુંધીનું રાજ્ય; મારફાડ ને લુંટધાડનો કાળ તે.

ઝોટી, સ્ત્રી૦ જુવાન ભેંશ. ઉ૦ તું તો ક્યાંથી દુવે ઘેર ઝોટી. નરસિંહ મહેતો.

ઝોટું, ન૦ ડોબું પહેલવેતરું ડોબું; ઝોટડી.

ઝોડ, ન૦ ભૂત; પિશાચ; રખડતું વળગણ તે. (૨) વળગ્યું છૂટે નહિ એવું જે ચીકણું માણસ તે; કંટાળો આપે અને ક્યમે કેડો મૂકે નહિ એવું જે તે. (૩) લક્ષ:–કતરઝોડ=ક્યમે છૂટે નહિ અને કંટાળો આપે એવું જે માણસ તે; સમજાવ્યું સમજે નહિ અને ખાલી હેરાન કર્યા કરે એવુ તે. ક્રિ૦ પ્ર૦ ઝોડ વળગવું=ઝટ લઈને છોડી જાય નહિ એવું ભૂત–પ્રેત ખાઝવું; એવા ભૂતના સપાટામાં સપડાવું કે જે કેમે કર્યું અળગું થાય નહિ. (૨) કંટાળો આપે એવા માણસે બાઝી પડવું; કેડો લેવો. ઝોડ છૂટયું=પીડા ટળી; વળગણ ગયું.

ઝોડઝપટ, સ્ત્રી૦ ન છૂટે અને વારંવાર કટાભો આપે એવા પિશાચના સપાટામાં આવી જવુ તે; ભૂતની ચોટ લાગવી તે; પિશાચની અસર લાગી જવી તે રખડતા ભૂતની અડફટમાં આવી જવું તે; મેલાની ઝપટ. (૨) વળગાટ; ભૂત પ્રેતનું વળગવું તે. આરણકારણ.

ઝોબાઇજવું, ક્રિ૦ અ૦ ઝોબો આવી જવો; અશક્તિને લીધે ઇંદ્રિયો તેમનું કાર્ય કરતી બંધ પડી જવી; ભાન જતું રહેવું; નિશ્ચેષ્ટ થઈ જવું; જીવ ઉંડો ઉતરી જવો; ઝોબાવું.

ઝોબાવું, ક્રિ૦ અ૦ ઝોબામાં પડી જવુ, ઝોબાઈ જવુ.

ઝોબો, પું૦ ( જોબો–જોબો. ) ઝોબાવું તે; પરસેવો વળવો અને ઇંદ્રિયોની ચેતનતા મદ પડી જવી તે; મંદવાડ અને અત્યંત અશક્તિને લીધે ઝેરકાજળી છૂટી ભાન જતું રહેવું તે; અચેત થઈ જવું તે; ઇંદ્રિયો તેમનું કાર્ય થોડો વખત કરતી બંધ પડી જવી અને માણસ પોતાની સંજ્ઞા રહિત થઈ જવું તે; મૂર્છા; મોહ. ક્રિ૦ પ્ર૦ ઝોબો આવવો. ઝોબો વળવો.

ઝોયણી, સ્ત્રી૦ ( ઝોલણી ) ઝોળી; ખડિયો; કપડાના ચાર છેડા ભેગા રાખીને બનાવેલી લબડતી રહે એવી ખલેચી.

